## श्रीभगवान.



यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

भगवद्गीता अ० ४ श्लोक ७-८

श्रीमद्

# भागवतभाषान्तर.

महात्मा वेदव्यासप्रणीत मूळ संस्कृत उपरथी
श्रीधरी टीकानुसार तैयार करावनार
**मुंबइ वेदधर्म सभानी कार्यभार मंडळी.**

આવૃત્તિ ચોથી—પ્રત ૫૦૦૦—સંવત ૧૯૬૯.

**प्रकाशक:—सस्तुं साहित्य वर्धक कार्यालय**

સ્થળ [illegible] મુંબઈ શાખા: [illegible] અમદાવાદ.

તરફથી મંત્રી. ભિક્ષુ—અખંડાનંદ.

સોલ એજન્ટ—બુકસેલર ઝવેરભાઈ ઉમેદભાઈ પટેલ.
સ્થળ: રીચી રોડ બાલાહનુમાન નજીક, અમદાવાદ.

મૂલ્ય રૂ. બે. પોસ્ટેજ જુદું
બહારગામના વેચનારાઓ પાસેથી રૂ. રા મા મળશે.

આ ગ્રંથનો આ પહેલો ફોર્મ તથા છેવટના બે ફોર્મ ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યા. તથા બાકીનું સર્વે પુસ્તક સમકૃષ્ણ પ્રીન્ટીંગ
પ્રેસમાં મગનલાલ હરીવલ્લવદાસે છાપ્યું.

## આ ગ્રંથ મળવાનાં મુખ્ય સ્થળ. (મૂલ્ય રૂ. ૨).

**મુંબઈ—** સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.

ઠે. કાલબાદેવી રોડ, ભાંગવાડીને નાકે હાથીબિલ્ડીંગમાં ત્રીજે દાદરે.

**અમદાવાદ—**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની શાખા.

ઠે. ખમાસા ચોકીથી જમાલપુરને રસ્તે, ઘર નંબર ૫૫૭૫

,, —સોલ એજંટ-બુકસેલર ઝવેરભાઇ ઉમેદભાઇ પટેલ.

ઠે. રીચીરોડ, ખાલા હનુમાન પાસે.

## અન્ય સ્થળ (મૂલ્ય રૂ. ૨ાા).

**ભાવનગર**—બુ. અબદુલહુસેન આદમજી.

,, —રા. કરૂણાશંકર ભવાનીશંકર ભટ્ટ ઠે. કણબીવાડ.

**નડીયાદ** —માસ્તર ચુનીલાલ બોઘાભાઇ ઠે. અમદાવાદી દરવાજે.

**ભરૂચ** —બુ. ઠાકોરલાલ ચુનીલાલ. ઠે. લલ્લુભાઇનો ચકલો.

**વડોદરા** —બુ. મોહનલાલ મનસુખરામ ઠે. લ્હેરીપુરા.

**સુરત** —રા. મનુ અને નાનુ. સ્વદેશી વસ્તુના વ્યાપારી ઠે. કણપીઠ.

**રાજકોટ**—બુ. બહેચર મેઘજી ઠે. પરાબજાર

**ડાકોર** —બુ. જેઠાલાલ મનસુખરામ ઠે. બજારમાં.

,, —બુ. ભોગીલાલ લલ્લુભાઇ. ,,

,, —બાવા રામદાસજી ગોકળદાસજી. ,,

# ધરવા યોગ્ય ધ્યાન.

## सत्यं परं धीमहि।

जन्माद्यस्य यतोन्वयादितरतश्चार्थेष्वभिज्ञः स्वराड् ।
तेने ब्रह्महृदा य आदिकवये मुह्यंति यत्सूरयः ॥
तेजोवारिमृदां यथाविनिमयो यत्र त्रिसर्गो मृषा ।
धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि ॥

જે પરમેશ્વરથી આ જગત્નાં ઉત્પત્તિ, સ્થિતિ ને લય થાય છે, જે પરમેશ્વર કાર્યરૂપ પ્રપંચને વિષે કારણરૂપે ઘડામાં માટીની પેઠે ને કુંડળ આદિ ઘરેણામાં સોનાની પેઠે વ્યાપી રહે છે, જે પરમેશ્વર મિથ્યા કાર્યપ્રપંચથી જુદા છે, જે પરમેશ્વર જ્ઞાનરૂપ અને સ્વયંપ્રકાશ છે, મોટા બુદ્ધિમાન લોકો પણ જે વેદનો અર્થ જાણવામાં મોહ પામે છે, એવા વેદને જે પરમેશ્વરે આદિ કવિ બ્રહ્માના મનમાં અંતર્યામીરૂપે પ્રકાશ કર્યો; જેમ સૂર્યનાં કિરણો વિષે મૃગજળ એટલે ઝાંઝવાંનું પાણી દેખાય છે તે સાચું નથી તો પણ સૂર્યનાં કિરણોની સત્તાથી સાચું ભાસે છે, જેમ સ્થિર પાણીમાં ભ્રાંતિથી 'આ કાચ છે' એવી બુદ્ધિ થાય છે તે સાચી નથી, તોપણ તે પાણીની સત્તાથી સાચી ભાસે છે, જેમ કાચને વિષે ભ્રાંતિથી 'આ પાણી છે' એવી બુદ્ધિ થાય છે તે સાચી નથી તોપણ તે કાચની સત્તાથી સાચી ભાસે છે, તેમ જે અધિષ્ઠાન પરમેશ્વરને વિષે તમોગુણનાં કાર્યરૂપ પંચભૂતની સૃષ્ટિ અને સત્વગુણના કાર્યરૂપ દેવતાઓની સૃષ્ટિ કલ્પિત ને અસત્ય રૂપજ છે તોપણ જે પરમાત્માની સત્તાથી સાચી હોય તેમ ભાસે છે; જે પરમેશ્વરે પોતાના જ્ઞાનરૂપ પ્રકાશથી માયારૂપ કપટ ટાળી નાખ્યું છે; અને જે પરમેશ્વરનો ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળ તથા જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે કાળમાં નાશ નથી એવા સત્યસ્વરૂપ તથા સર્વથી પર (શ્રેષ્ઠ) પરમાત્માનું અમે ધ્યાન કરીએ છીએ.

( શ્રીમદ્ ભાગવતનો સર્વથી પહેલો શ્લોક. )

# निवेदन.

"શ્રીમદ્ ભાગવત" એ આ દેશના અઢાર પુરાણોનું શિરછત્ર પુરાણ છે. આખા દેશમાં અન્ય સર્વ પુરાણો કરતાં આનો પ્રચાર વિશેષ છે. વૈષ્ણવોના ચારે સંપ્રદાયોના ઉપાસકો અને આચાર્યો તો પોતાના અદ્વિતીય ભક્તિશાસ્ત્ર તરીકે શ્રીમદ્ ભાગવતને માની તેના પ્રત્યે અતિશય પૂજ્ય ભાવ રાખે છે. આ ગ્રંથ ઘણોજ મ્હોટો હોવાથી તેનું મૂલ્ય પણ તેટલા પ્રમાણમાં વધુ ખર્ચવું પડવા છતાં વૈષ્ણવ જનોમાં તેનો એટલો બધો પ્રચાર અને ઉપયોગ છે કે ભિન્ન ભિન્ન પ્રકાશકોને હાથે મળીને માત્ર ગુજરાતની પ્રજામાંજ દર વર્ષે તેની પાંચ હજારથી વધુ પ્રતોની ખપત છે.

આવો ઉપયુક્ત ગ્રંથ અધિક સુલભ થઈ તેના પ્રેમીઓને અધિક સુગમતા મળેલી જોવાની ઉત્કંઠા વૈષ્ણવ સજ્જનોને હોય એ સ્વાભાવિકજ છે. એક પછી એક એવા બે લોકપ્રતિષ્ઠિત શ્રીમાન જનોએ આ ગ્રંથ છપાવવામાં યોગ્ય સમય સુધી પોતાનું દ્રવ્ય રોકી આ સંસ્થાદ્વારા તેને સ્વલ્પ મૂલ્યે પ્રસિદ્ધ કરાવવાની ઈચ્છા પાંચેક વર્ષપર દર્શાવવાથી, આ ભાષાંતર છપાવવાની સંમતિ મુંબઈની વેદધર્મ સભાના અધિકારીઓ પાસેથી મેળવવામાં આવી હતી, પણ એ બંને વ્યક્તિઓની તે શુભેચ્છા કાર્યમાં પરિણત થાય તે અગાઉજ પરમપદને પ્રાપ્ત થઈ ગઈ! આ પછી એકાદ બે વાણીના વીરત્વવાળા શ્રીમાન વૈષ્ણવો આ ગ્રંથ આમ કરીને ને તેમ કરીને સસ્તામાં પ્રસિદ્ધ કરાવવાના તરંગો દર્શાવવા લાગ્યા હતા. પરંતુ તેનું પણ એજ પરિણામ થયું.

ભારતવર્ષના પુરાણોમાં જગતના અતિ પ્રાચીન ઈતિહાસ સંબંધી જે માહિતીઓ ભરેલી છે, અને તેમાં તત્વજ્ઞાન, ભક્તિ, પરોપકાર ઇ૦ સદ્ગુણોને લગતાં જે ઉત્તમોત્તમ વર્ણન, દ્રષ્ટાંત, તથા સદ્બોધ સમાયલા છે, તે અંશોને લઈને તે તરફ આ લખનારનો ઘણો સદ્ભાવ છે પરંતુ કુટુંબ મંડળમાં વાંચતાં અમર્યાદિત ગણાય એવા શબ્દો અને પ્રસંગો ઈત્યાદિને સુધારીને કે બાદ કરીને તેને છપાવાય અથવા તો દરેક પુરાણનો ખાસ ઉપયુક્ત ભાગ તેના સાર તરીકે પ્રસિદ્ધ થાય તોજ તે આ સમયમાં સર્વોપકારક અને વિશેષ પ્રીતિ પાત્ર થાય, એવી માન્યતા આ લખનારની હોવાથી ભાગવતના આખા ગ્રંથ માટે તેનો યોગ્ય ઉત્સાહ કે પ્રયત્ન હતો નહિ. આ કારણથી તેમજ સ્વતઃ ઉત્સાહ દર્શાવનાર બે ચાર વ્યક્તિઓ જણાઈ તેમનું પરિણામ ઉપર પ્રમાણે આવ્યું એટલે એ વાત ત્યારે તો એટલેથીજ અટકી હતી.

આમ છતાં ભાગવત પ્રેમીઓનું ભાગ્ય સબળ તો ખરૂંજ. તેથી સ્વતઃ ઉત્સાહથી એક નવીનજ વ્યક્તિ નીકળી આવી. એ વ્યક્તિ તે અમદાવાદ નિવાસી બુકસેલર ઝવેરભાઈ ઉમેદભાઈ પટેલ છે. આ પુસ્તકની એજન્સી તેમને અપાતાં આ ખાતાની પસંદગી પ્રમાણેના કાગળો તથા આગલી આવૃત્તિના જેવા અક્ષરો અને ચિત્રો સાથે તેની સામટી પ્રતો સ્વદ્રવ્ય વડે છપાવી ખાતાના ધોરણ પ્રમાણેનાજ મૂલ્યથી તે પ્રસિદ્ધ કરવાની તેમણે ઉત્સાહપૂર્વક માગણી કરવાથી તે કાર્ય તેમને સોંપવામાં આવ્યું. જેના પરિણામે આ પુસ્તક આજે વાચકોની સેવામાં રજુ થાય છે.

"થોડે નફે ઘણો વ્યાપાર" એ વ્યાપારનું લાભદાયક સૂત્ર આ દેશના થોડાજ ગ્રંથપ્રકાશકો હજી સમજી શક્યા છે. નહિ તો સદ્ગ્રંથપ્રચારને લગતી "સસ્તાપણું" અને "બહોળી ખપત" એ ઉભય બાબતો કે જેની આ અજ્ઞ અને ગરીબ દેશ માટે અતિ આવશ્યકતા છે તે આપો આપજ પ્રચારમાં આવી જાય. કેમકે પુસ્તક છપાવી પ્રસિદ્ધ કરવાનું કાર્ય આ ખાતું કે હરકોઈ સંસ્થાને હાથે સંસ્થાની રીતે થતાં પગાર, ભાડાં ઇ૦ નો જે બહોળો વ્યવસ્થા ખર્ચ પુસ્તકની પડતર કિંમતમાં ચડે છે તેજ કાર્ય તેટલીજ કે સહજ વધુ કિંમત રાખીને એક વ્યાપારી ગૃહસ્થ કરવા ધારે તો તે જાત મહેનત અને દેખરેખને લીધે નફાપૂર્વક કરી શકે છે એ સ્પષ્ટજ છે. અમદાવાદના કેટલાએક બુકસેલરો આ ધોરણ અને

ઉક્ત સૂત્ર પ્રમાણેજ વર્તતા જણાય છે.* રા૦ ઝવેરભાઈ પણ તેમાંના એક છે. આ ગ્રંથ એ ઉત્સાહી ગૃહસ્થનીજ મહેનત, સાહસ અને દ્રવ્યવડે છપાયો છે. વિશેષમાં એ પણ કહેવું જોઈયે કે આવા કાગળ, આવાં પૂઠાં, અને આવાં ચિત્રોવાળું આટલા કદનુ પુસ્તક આવા સ્વલ્પ મૂલ્યે કહાડવાનું કાર્ય, માત્ર કમાણીનીજ વ્યાપારી વૃત્તિથી બનવું દુષ્કર છે રા. ઝવેરભાઇ એક પ્રમાણિક બુકસેલર હોવા ઉપરાંત તેમના હૃદયમાં ધાર્મિકતા અને પરોપકાર વૃત્તિ હોવાથીજ આ કાર્ય તેઓ ઉઠાવી શકીને ભાગવતપ્રેમી ગુર્જર વાંચક વર્ગના તેમજ આ સસ્થાના ધન્યવાદને પાત્ર થયા છે.

ભાગવતનું શ્રવણ આગલા સમયમાં વિશેષ કરીને સમાહોમાં કે પુરાણીઓની કથાઓમાંજ થઈ શકતું. તે શિવાય સસ્કૃત જ્ઞાનના અભાવે તેના શ્રવણ વાચનનો યથેચ્છ લાભ મળી શકતો નહિ. જેથી તેનો ગુર્જરાનુવાદ છપાઈ પ્રસિદ્ધ થવાની ઘણી આવશ્યકતા હતી, છતાં કેળવણીની ન્યૂનતાને લીધે આવાં પુસ્તકોના વાચનારાઓ બહુ નીકળે એ વાર્તા તે સમય માટે હોવાથી કોઈ પણ વ્યાપારી યા અન્ય વ્યક્તિ એ કાર્ય પોતા તરફથી ઉઠાવી લેવા હિમત ધરે એ કઠિન હતું.

મુબઈ નિવાસી સ્વર્ગસ્થ પરોપકારી વૈદ્યરાજ શ્રીયુત્ પ્રભુરામ જીવનરામે એવા સયોગોમાં ગુર્જર પ્રજાપર મહદ્ ઉપકાર કરી વેદધર્મ સભાની સ્થાપના કરી. અને તેના વ્યવસ્થાપક તરીકે પણ પોતેજ ચાલુ રહીને વિદ્વાન શાસ્ત્રીઓ હસ્તે ઉત્તમ સસ્કૃત ગ્રથોનાં ભાષાંતરો કરાવવાને તેઓ પ્રવૃત્ત થયા હતા. લોકહિતનુ દરેક નવીન કાર્ય ઉઠાવનારને કેટલી પ્રતિકૂળતાઓ વચ્ચે કામ લેવું પડે છે અને કેવો પરિશ્રમ વેઠવો પડે છે, તે તો તેવા કાર્ય કરનાર કે સૂક્ષ્મ બુદ્ધિમાનોજ યથાર્થ સમજી શકે છે. શ્રીમદ્ ભાગવત, દેવી ભાગવત, યોગવાસિષ્ઠ મહા રામાયણ, શકર દિગ્વિજય જેવા અતિ વિસ્તૃત મહદ્ ગ્રથો તેમજ મણિરત્નમાળા, મોહમુદ્ગર, ચર્પટપજરિકા, એકાદશ સ્કધ ઇ૦ અનેક ઉત્તમ ગ્રથોના અનુવાદ તથા પ્રસિદ્ધિ કરીને તથા આર્યધર્મપ્રકાશ નામક માસિક પત્રિકાની સ્થાપના કરીને એ પરોપકારી નરે ગુજરાતી વાંચક વર્ગ પર જે ઉપકાર કર્યા છે તે સામાન્ય નથી. તેમણે આ કાર્ય ઉઠાવીને માર્ગ સરળ કર્યાં પછી હિમ્મત ધરીને અન્ય જનો તેવાં કાર્યો સુગમતા પૂર્વક કરી શકે એ તો સ્વાભાવિકજ છે, પરતુ તેથી કરીને પહેલ કરનારની ઉચ્ચ પદવીમાં લેશ પણ ન્યૂનતા આવતી નથી.

"ભાગવત ભાષાંતર"ની પ્રથમાવૃત્તિ વેદધર્મ સભાએ ડીમી ચાર પેજીના લાંબા પહોળા કદની છપાવી હતી અને તે પછીની બે આવૃત્તિઓ સવત્ ૧૯૪૬ મા તથા ૧૯૫૧ મા રોયલ આઠપેજીના કદમાં પ્રસિદ્ધ થઈ હતી એ શિવાય શાસ્ત્રી મ્હોટા અક્ષરોમા મૂળ શ્લોક સહિત ગુજરાતી ભાષાંતરની પણ બે આવૃત્તિઓ નિર્ણયસાગરની ઘણી સુદર છાપમા અને ઉચા જાડા કાગળો પર એજ સસ્થાએ પ્રસિદ્ધ કરેલી છે. જે હજી પણ મળી શકે છે આ પ્રમાણે શ્રીમદ્ ભાગવતની વેદધર્મ સભા તરફથી કુલ પાંચ આવૃત્તિઓ નીકળી ચૂકી છે અને તેથી એક રીતે તેની આ છઠ્ઠીજ આવૃત્તિ છે.

આ નિવેદન પછી આપેલી આગલી આવૃત્તિઓની સૂચના વાંચતાં જણાય છે કે, આ ભાષાન્તરની પ્રથમાવૃત્તિ સમયે ભાષાતર કરાવવાના ખર્ચનો બોજો ચ્હડવાને લીધે તેનુ મૂલ્ય વધુ રખાયું હતું. પાછલી આવૃત્તિઓમાં એ મૂલ્ય ઘટાડતા જઇ ત્રીજી આવૃત્તિના રૂ. ૮) રાખ્યા હતા. એક પરોપકારી સંસ્થા તરફનુ આટલુ મૂલ્ય વધારા પડતું હોવાનુ કોઇના મનમાં આવશે; પરતુ તેવા વધારાનો ઉપયોગ વેદધર્મ સભાના "ધર્માર્થ અનામત ફડ ખાતે રાખવામાં, તેના વ્યાજમાંથી ધર્મનાં પુસ્તકો છપાવવામાં, પાઠશાળાના વિદ્યાર્થિઓને આશ્રય આપવામા, તેમજ આર્ય બાળકો ધર્મભ્રષ્ટ ન થતાં સ્વધર્મ પાળે તેવા ઉપાયોના કામમા" જ કરવાનો હેતુ તે ઉલ્લેખમાં સ્પષ્ટ છે.

વેદધર્મ સભાનું ભાગવત નીકળ્યા પછીથી મુબઇના ગુજરાતી પ્રેસના સાહસિક અને વિખ્યાત અધિપતિ સ્વર્ગસ્થ ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ એમણે પણ ભાગવતનુ બીજું ભાષાંતર કરાવી સસ્તામાં

---

* આ સ્થળે અમદાવાદનિવાસી બુકસેલર સજ્જનો પ્રત્યે એક ખાસ ભલામણ કર્યા વિના ચાલતું નથી કે તેઓ ખરી રીતે પુસ્તકનુ જે મૂલ્ય લે છે તેથી અનેકગણું મૂલ્ય પુસ્તક પર ન છાપે; અને ખરૂ મૂલ્ય હાલના કરતા કઇક વધુ રાખવુ પડે તો તેમ કરીને પણ પુસ્તકની છપાઈ, સંશુદ્ધિ, કાગળ તથા પ્રુફની તપાસ પ્રત્યે તેઓ વિશેષ લક્ષ આપે, તો સારા વાંચકવર્ગમાં અમદાવાદી ચોપડીઓ માટે જે હલકો વિચાર બેસી ગયેલો છે તે દૂર થાય અને હજી પણ તેનો ઘણો વધારે ઉઠાવ થઈ તેઓની કીર્તિ અને અર્થલાભમાં વધારો થાય.

પ્રસિદ્ધ કરતાં તેનો પણુ બહોળો ઉઠાવ થઇ અનેક આવૃત્તિઓ નીકળી ચૂકી છે. કાગળ તથા પૂઠાંમાં ન્યૂનતા ન છતાં હાલની તેની કિંમત રૂા. સાડાચાર જેટલી છે. આ પ્રમાણે આ ગ્રંથ તેમજ યોગવાસિષ્ઠ ઇ૦ ગ્રંથોની બાબતમાં પણુ "થોડે નફે ઘણો વ્યાપાર" એ ઉત્તમ વ્યાપારી સૂત્રને અનુસરવાથી સારો અર્થ લાભ મેળવવા સાથે ઓછા મૂલ્યને લીધે સદ્‌ગ્રંથોનો વિશેષ પ્રચાર કરવારૂપ લોકસેવા પણુ તેઓ સારી બજાવી શક્યા એ વાર્તા સર્વને વિદિતજ છે. એક રીતે જોતાં એક પરોપકારી સંસ્થા કરતાં એક સાહસિક વ્યાપારી નર લોકોને અધિક સસ્તા ગ્રંથો આપવાને શક્તિમાન થાય એ વાર્તા તેમને માટે થોડી માનપ્રદ નથી. સ્વર્ગસ્થ ઇચ્છારામભાઇએ પોતાના ગુજરાતી પત્રદ્વારા પણુ ઓછી લોકસેવા બજાવી નથી. થોડા સમય પર થયેલા તેમના અવસાનથી ગુજરાતે પોતાનો એક સારો સહાયક ખોયો છે. પ્રભુ તેમના આત્માને શાંતિ આપો !

ખરૂ છે કે "ગુજરાતી" દ્વારા આ ખાતાના કાર્યને ઉતારી પાડવા યત્ન થયો હતો. અને બીજા પણુ કોઇ કોઈ ગ્રંથપ્રકાશકો અને ગ્રંથ વિક્રેતાઓ તથા લેખકો આ ખાતાના કાર્યને પોતાના વ્યાપારમાં નુકશાન કરનારૂં માનવાની ટુંકી દૃષ્ટિ રાખીને નાહક પોતાના હૃદયને નિંદા તથા વિરૂદ્ધ ભાવથી કલુષિત કરે છે. આ વિષયમાં અત્ર એટલુંજ જણાવવાનુ કે વેદધર્મ સભાએ પ્રસિદ્ધ કરેલા ગ્રંથોમાં સસ્તાપણું વધારી તેનો જનસમાજમાં અધિક પ્રચાર થાય તેટલા માટે તેજ ગ્રંથો એ સભાના કરતાં સ્વલ્પ મૂલ્યે પ્રસિદ્ધ કરવાના સ્વ. ઇચ્છારામભાઈના લોક હિતાવહ ધોરણુને આગળ વધારવા જેવુંજ આ ખાતાનું કાર્ય છે. ગ્રંથો લહિયાઓ પાસે લખાવવાના અને શાસ્ત્રીઓ દ્વારા અર્થ શ્રવણુ કરવાના સેંકડો રૂપીયાના ખર્ચમાથી લોકોને વેદધર્મ સભાએ પ્રથમ બચાવીને ભાગવત જેવું પુસ્તક માત્ર આઠ દસની કિંમતે આપવા રૂપ મહદ્ ઉપકાર કર્યો. અને તે પછી સ્વ૦ ઇચ્છારામભાઇએ તે મૂલ્યમાં પણુ અર્ધોઅર્ધ ઘટાડો કરવા રૂપ ઉપકાર કર્યો છે, તો હવે તેથી પણુ આગળ વધીને કોઈ રીતે તેથી પણુ અર્ધ મૂલ્યે તે પૂરૂં પાડવામાં આવે તો તે પ્રત્યે અને ભવિષ્યમાં પુષ્કળ સાધનસંપન્ન કોઈ સંસ્થા કે કોઈ ઉદારાત્મા શ્રીમાન હજી એથી પણુ અર્ધ મૂલ્યે કે વિના મૂલ્યે ઉપયોગી ગ્રંથો ફેલાવે તે પ્રત્યે માત્ર પોતાની કમાણી ઘટવાના ભયથી દ્વેષ રાખીને સીધી યા આડકતરી રીતે તેને ઉતારી પાડવાનો યત્ન કરવાનુ કોઈ પણુ સદ્‌બુદ્ધિશાળી અથવા લોક હિતસ્વી સજ્જનને શોભે ? છતાં કદાચ તેવો યત્ન ચાલુ રહી દિન દિન વધતો જાય તો પણુ તે વડે ઇશ્વિરના રાજ્યમાથી તેવા લોક હિતાવહ કાર્યોને નષ્ટ કરી શકાશે ? લોક હિતકારી, ધર્મના યથાર્થ જ્ઞાતા, શ્રીમાન કીર્તિમાન નરોએ તો સામા આવાં કાર્યોથી ખુશી થઇને તેમાં ન્યૂનતાઓ જણાય તે પોતાના ટેકાથી દૂર કરવી ઘટે, અથવા તો સ્વપ્રયત્નથી તેવાં સ્થાયી અને વિશેષતા સંપન્ન કાર્યો કરી બતાવી આવા ખાતાના સ્વલ્પ અને ન્યૂનતાવાળા યત્નોની કનિષ્ઠતા દેખાડી આપવી ઘટે. અમે તો મૂળથી કહેતા આવ્યા છીએ તેજ હજી પણુ કહીયે છીયે કે "સુલભ સાહિત્ય" ના વિષયમાં અમારો આ પ્રયત્ન માત્ર પ્રાથમિક, દિશા સૂચક, ન્યૂન સાધનવાળો અને તેથી ન્યૂનતાવાળો તથા કામચલાઉજ છે. અને એટલા યત્નથી આ અગત્યના લોકહિતના વિષય તરફ પરોપકારી શ્રીમાન વિદ્વાન વર્ગનુ ધ્યાન ખેચાઇ તેઓ ઉત્તમ પ્રકારે અનેક ગુણુ લોકહિત સાધતા ક્યારે થાય ? કે જેથી અમે આ મન મારીને જેમ તેમ ચલવવા પડતા કાર્યથી મુક્ત થઈ અમારા વિશેષ આનંદદાયક વિષયમાં રહી શકીએ, અથવા અન્ય અનેક પ્રકારની આવશ્યક લોકસેવાઓમાં બનતુ ધ્યાન આપી શકીએ ! પરમાત્મા એવો સમય સત્વર આપે એજ યાચના છે.

આ પુસ્તકના કાગળો, ચિત્રો તથા પૂંઠાં ઇ૦ વસ્તુઓ બને તેટલી સારી આપવા યત્ન કર્યો છે. પરતુ છપાઈના વિષયમાં અમને તેટલો સંતોષ નથી. આનાં કેટલાક કારણો છે. એક તો આ ખાતુ પોતેજ કોઈ પુસ્તક સીધે સીધુ છપાવે તેના જેટલી દેખરેખ આ પુસ્તકમાં રાખી ન શકવાની સ્વાભાવિકતા, બીજું અમદાવાદના જે સારી છાપવાળા પ્રેસમા આ પુસ્તક છપાવવાનો મૂળથી વિચાર રાખેલો તે પ્રેસવાળાનું સુપરરાયલ મશીન દેશાવરથી આવવામાં ધારવા કરતાં ઘણી વધારે ઢીલ થવાથી કામ બીજે સોંપવાની ફરજ પડી અને ત્રીજું ઠરાવ પ્રમાણે અને શરૂઆતના કામ પ્રમાણે પુસ્તકનો તમામ ભાગ સરખી કાળજીથી છાપી આપવામાં આવ્યો નહિ.

આવું મોટું પુસ્તક મુબઇના નિર્ણયસાગર જેવા પ્રેસની સુંદર છપાઇથી છપાવ્યું હોય તોપણુ કિંમતમાં તેથી સવાયા કરતાં વધુ ફેર પડે નહિ એ નિર્વિવાદ છે; પરંતુ ત્યાં રહીને કાર્ય લેવામાં આ લખનાર માટે હવાપાણીની પ્રતિકૂળતા અને કાર્ય પૂરૂં થતાં લાગતો દીર્ઘ સમય ઇ૦ બાબતો આડી આવે છે.

મુંબઇ વેદધર્મ સભાના પ્રમુખ શ્રીમાન ભાઇશંકર ન્હાનાભાઈ તેમજ ઉપપ્રમુખ શ્રીયુત્ વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય બી. એ. બેરિસ્ટર-ઍટ-લૉ એ મહાશયોએ આ ભાષાંતર છપાવવાની રજા પૂર્ણ નિષ્કામતાથી આપીને આ કાર્યમાં જે મહદ્ ઉપકાર કર્યો છે, તે બદલ આ સ્થળે તેઓને વાંચકવર્ગ તરફથી તેમજ આ સંસ્થા તરફથી જેટલો પણ ધન્યવાદ આપવામાં આવે તેટલો થોડોજ છે. જોકે તેમણે આ રજા આપીને વેદધર્મ સભાના જનહિતના હેતુને દીપાવનારૂંજ કાર્ય કર્યું છે. તોપણ અમારે તો જણાવવું જોઇએ કે તેમણે જો આ ઉત્તમ ભાષાંતરની રજા ન આપી હોત તો ખાસ ખર્ચ કરીને નવું સારૂં ભાષાંતર કરાવ્યા શિવાય ભાગવતપ્રેમીઓને આ ગ્રંથ આવો સસ્તો, આટલો સત્વર અને આવા રૂપમાં નજ પૂરો પાડી શકાયો હોત અને આગળ જણાવ્યું છે તેમ કદાચ અધિક લક્ષના અભાવે આ કાર્ય પડી પણ રહ્યું હોત.

આ ગ્રંથનું મૂલ્ય અગાઉનાં ગ્રાહકો માટે રૂ. ૧ાાન્ક રાખવાનું પ્રથમ જણાવાયલું પરંતુ પાછળથી ખર્ચનો તેમજ અણધાર્યા નુકશાનનો કેટલોક ઉમેરો થવાથી રૂ. ૧ાાા રાખવા જરૂર પડી છે.

આ ગ્રંથની વેદધર્મ સભા તરફની આગલી આવૃત્તિમાં કોઇ કોઈ શ્લોકનો અર્થ આપવો રહી ગયેલો તે તથા કેટલીક સામાન્ય ભૂલો એજ સભા તરફથી પ્રસિદ્ધ થયેલા શ્લોક સહિત ભાષાંતરના ગ્રંથ સાથે મેળવીને આ આવૃત્તિમાં સુધારી લેવામાં આવી છે. દરેક શ્લોકના અનુવાદની છેવટે તે શ્લોકના અંક આગલી આવૃત્તિમાં નહોતા તે પણ આમાં ઉમેરવામાં આવ્યા છે.

આ સંસ્થા તરફથી નીકળેલાં તથા નીકળનારાં અનેક ન્હાના મ્હોટાં વિવિધ વિષયનાં પુસ્તકો તથા ગ્રંથમાળાઓ વિષેની કેટલીક માહિતી આ ગ્રંથની છેવટે આપવામાં આવી છે જે પ્રત્યે દરેક વાંચક બંધુનું ખાસ લક્ષ ખેંચવામાં આવે છે.

ભગવાન શ્રી કૃષ્ણ અને અન્ય અનેક મહાન પુરૂષો ઈ૦ નાં સુચરિત્રો અને સદુપદેશોના ભંડારરૂપ આ શ્રીમદ્ ભાગવતનો ગ્રંથ તેના દરેક શ્રોતા, વક્તા અને વાંચકને સત્યસ્વાતંત્ર્ય રૂપ મોક્ષની મહત્તા દર્શાવનાર થઇ તેના સત્ય પંથે દોરનારો અને તે મહત્ સ્થીતિને પ્રાપ્ત કરાવનારો થાય એ વાંચ્છના પૂર્વક ॐ **तत्सत्**

સંવત ૧૯૬૯-માઘ કૃષ્ણ એકાદશી. ભિક્ષુ-અખંડાનંદ.

તા૦ ૩ જી માર્ચ ઈ૦ સ૦ ૧૯૧૩.

# પહેલી આવૃત્તિ સમયની સહજ સૂચના.

અઢાર પુરાણોમાં શ્રીમદ્ ભાગવત પુરાણ વર્તમાન કાળમાં વધારે પરિચયવાળું ગણાય છે. શ્રી વેદ વ્યાસજીએ રચેલા આ પુરાણની યોગ્યતા વિષે કોઈ પણ અજાણ્યું નથી. ઈશ્વરની પેઠે ભાવિક લોકોમાં આ પુરાણ પૂજાય છે. આમાં જ્ઞાન ભાગ અને ઈશ્વર વર્ણન વિશેષ હોવાથી તેને જ્ઞાન સંહિતા નામથી બોલવવામાં આવે છે. સંસ્કૃત નહિ જાણનારાઓને લાભ આપવા તેનું ભાષાંતર કરવાનો વેદધર્મ સભાનો ઘણા દિવસથી વિચાર હતો તે ઈશ્વરેચ્છાથી સિદ્ધ થયો છે સંવત્ ૧૯૩૮ ના અશાઢ માસથી ચોપાનિયાના આકારમાં કાઢતા આજે ૧૯૪૧ ના આશ્વિન માસે તેની નિર્વિઘ્ન સમાપ્તિ થઈ છે આ પ્રસિદ્ધ અને જાણવા યોગ્ય અનેક વિષયોથી ભરેલું શ્રીમદ્ ભાગવત સારા અનુભવી વિદ્વાનની લેખણથી લખાય તે વધારે સારૂં એમ વિચારી પ્રથમ જુનાગઢના નિવાસી શાસ્ત્રીજી હરિદત્ત કરૂણાશંકરને વિનવતા પ્રથમ સ્કંધના ૧૫ મા અધ્યાયથી તૃતીય સ્કંધના ૨૦ મા અધ્યાય સુધી તેમણે લખ્યું પછી તેમનું શરીર અશક્ત હોવાથી શ્રમ પડવા માડતાં જામનગરના નિવાસી શાસ્ત્રીજી કાળીદાસ ગોવિંદજીને વિનવતા તેમણે તૃતીય સ્કંધના ૨૧ મા અધ્યાયથી તે પૂર્ણ થયું ત્યા સુધી લખ્યું છે. અનુભવી વિદ્વાનો દષ્ટિ દોષથી રહી ગયેલી ભૂલ કૃપા કરી બતાવશે તો તે યોગ્ય લાગેથી બીજી આવૃત્તિમા સુધારશુ આ પુસ્તકનું વેચાણ થતાં ખર્ચ કાઢતાં સિલક રહેશે તો તે વેદધર્મ સભાના ધર્માઉ અનામત ફંડ ખાતે રહી તેના વ્યાજમાંથી સારો ઉપયોગ થશે. ૧૯૪૧ આશ્વિન શુદ ૧૫

| **કેશવલાલ હરિરામ,** આર્યધર્મ પ્રકાશ તંત્રી. | **વૈદ્ય પ્રભુરામ જીવનરામ.** વેદધર્મ સભાની કાર્યભાર મંડળીની વ્યવસ્થા કરનાર. |
|---|---|

# ત્રીજી આવૃત્તિ સમયની સૂચના.

આર્ય લોકોના ઉદાર આશ્રયને લીધે આજ ત્રીજી આવૃત્તિ બહાર પાડવાનો અમને સમય આવ્યો છે તેથી પ્રથમના ગ્રાહકવર્ગને ધન્યવાદ આપીએ છીએ અને આશા રાખીએ છીએ કે આ આવૃત્તિમાં પણ તેવીજ રીતે ભાવિક લોકની ભક્તિ વધશે તો પ્રજાને વિશેષ લાભ આપવાનો ફરીને પણ અમને સમય મળશે.

બીજી આવૃત્તિમાં દ્રષ્ટિદોષથી રહેલી ચૂકો સુધારવામાં આવી છે. વિશેષ વિદ્વાન વર્ગ તરફથી કોઈ દોષ દેખાડવામાં આવશે તો નવી આવૃત્તિમાં સુધારશું.

ચોપાનિયાના વખતના ખરચ કરતાં આ આવૃત્તિમાં ખર્ચ ઓછું થવાથી તથા સામાન્ય લોકો પણ વધારે લાભ લઈ શકે માટે પુસ્તક સુશોભિત કર્યા છતાં કિંમતમા ઘટાડો કરવામાં આવ્યો છે. તે સાથે અનુક્રમણિકા અને ચિત્રો પણ આપવામાં આવ્યાં છે.

અમે અહીં પણ સ્મરણ આપીએ છીએ કે પુસ્તકનું ખર્ચ કાઢતાં સિલક વધશે તો તેનો વેદધર્મ સભાના ધર્માઉ ફંડ ખાતે તેના વ્યાજમાંથી, ધર્મનાં પુસ્તકો છપાવવાના તથા પાઠશાળાના વિદ્યાર્થીઓને આશ્રય આપવાના તથા આર્ય બાળકો ધર્મભ્રષ્ટ ન થતાં સ્વધર્મ પાળે તેવા ઉપાયોના કામમાં ઉપયોગ થશે.

ગ્રંથ પ્રગટ કર્તા.

व्यासावटंकधर जीवनराम पुत्रो मुद्रापयत्प्रणयतः प्रभु रामनामा ।
श्री वेदधर्म परिषत्परमानुमत्या सत्पुस्तकं यदिदमस्तु मुदेविदांतत् ॥

# શ્રીમદ્ ભાગવત ભાષાંતરની અનુક્રમણિકા.

## ભાગવત મહાત્મ્ય.


અધ્યાય. વિષય. પૃષ્ઠ.

૧ ભક્તિ અને નારદનો સમાગમ ... .... ૧
૨ સનકાદિક કુમાર અને નારદનો સંવાદ. ૪
૩ ભક્તિનું કષ્ટનિવારણ .... ... .... ૭
૪ આત્મદેવ બ્રાહ્મણનો મોક્ષ ... .... ૧૦
૫ ગોકર્ણ વર્ણન. . ... ... .. ૧૪
૬ શ્રીમદ્ ભાગવતના શ્રવણનો વિધિ .... ૧૭


## પ્રથમ સ્કંધ.


૧ મંગળાચરણ તથા શૌનકે પૂછેલા છ પ્રશ્નો. ૨૩
૨ શૌનકે પૂછેલા છ પ્રશ્નોના ઉત્તર. . ૨૫
૩ અવતારોની કથા અને તેનાં ચરિત્રો ... ૨૭
૪ ભાગવતના કારણરૂપ વ્યાસને થયેલો-અસંતોષ. .. .... ... .. .. ૩૦
૫ નારદે વ્યાસને કહેલી હરિકીર્ત્તનની મહત્તા.... .... .... .... .... ૩૧
૬ નારદના પૂર્વ જન્મની કથા તથા હરિ-કીર્ત્તનની મહત્તા... .. .... .... ૩૪
૭ પાંડવોના પુત્રોના વધથી અશ્વત્થામાને થયેલી શિક્ષા. . .. .... .... ૩૬
૮ અશ્વત્થામાના અસ્ત્રથી ભગવાને કરેલી પરીક્ષિત્‌ની રક્ષા, કુન્તીની સ્તુતિ અને યુધિષ્ઠિરનો શોક... ... . . ... ૩૯
૯ ભીષ્મે યુધિષ્ઠિર પાસે કરેલું ધર્મનિરૂપણ ૪૨
૧૦ શ્રીકૃષ્ણનું હસ્તિનાપુરથી દ્વારકા પધારવું. ૪૫
૧૧ શ્રીકૃષ્ણનું દ્વારકા પધારવું.... .... ૪૭
૧૨ પરીક્ષિત્‌નો જન્મ અને બ્રાહ્મણોએ ભાંખેલું ભવિષ્ય ... .... .... .. ૫૦
૧૩ વિદુરના ઉપદેશથી ધૃતરાષ્ટ્ર તથા ગાંધારીનું હિમાચળ તરફ ચાલી નીકળવું. ૫૨
૧૪ ઉત્પાતો જોવાથી યુધિષ્ઠિરને થયેલી શંકા તથા અર્જુનને ઉદાસ જોઇ તેને પૂછેલા પ્રશ્નો.... . . ... .. .... ૫૫
૧૫ અર્જુને આપેલો ઉત્તર તથા પાંડવોનું હિમાચળ તરફ જવું.... .... ... ૫૮
૧૬ કળિથી પીડાતી પૃથ્વી તથા ધર્મનો સંવાદ તથા ત્યાં પરીક્ષિત્‌નું પધારવું. ૬૧
૧૭ પરીક્ષિતે કળિયુગને કરેલી શિક્ષા.... [illegible]

અધ્યાય. વિષય. પૃષ્ઠ.

૧૮ ઋષિપુત્રે પરીક્ષિત્‌ને દીધેલો શાપ... ૬૬
૧૯ ઋષિના અપરાધથી પરીક્ષિત્‌ને થયેલો પશ્ચાત્તાપ તથા બ્રાહ્મણના શાપથી તેનું ગંગાતીરે અનશનવ્રત લઇ બેસવું.... ૬૮


## દ્વિતીય સ્કંધ.


૧ ભગવાનનું સ્થૂળસ્વરૂપ,તેની મનમાં ધારણા ૭૧
૨ સ્થળ સ્વરૂપની ધારણાથી પ્રાપ્ત થનારી સૂક્ષ્મ સ્વરૂપની ધારણા.... .... .. ૭૩
૩ પરીક્ષિતે પ્રાધાન્ય વિષ્ણુભક્તિમાં કરેલો આદર.... ... .... .... ૭૬
૪ શુકે કહેલાં સૃષ્ટિઆદિક ભગવાનનાં ચેષ્ટિત. ૭૮
૫ હરિની લીલારૂપ વિરાટ્ સ્વરૂપની સૃષ્ટિ. ૭૯
૬ વિરાટ્પુરૂષની વિભૂતિ તથા પુરૂષસૂક્તથી કથાનો નિર્ણય.... .... .... .... ૮૧
૭ ભગવાનના વરાહાદિક અવતારો, તેનાં કર્મો, પ્રયોજન તથા ગુણો.... .... ૮૪
૮ આત્માનો દેહની સાથે સંબંધ તથા પુરાણો સંબંધી પ્રશ્નો.... .... .... ૮૮
૯ પરીક્ષિત્‌ના પ્રશ્નોના શુકદેવજીએ આપેલા ઉત્તર તથા ભગવાને બ્રહ્માને કહેલું ચતુઃશ્લોકી ભાગવત.... .... .... ૯૦
૧૦ શુકદેવજીએ ભાગવતના વ્યાખ્યાનવડે પરીક્ષિત્‌ના પ્રશ્નોના આપેલા ઉત્તર... ૯૩


## તૃતીય સ્કંધ.


૧ યાત્રા કરવાને નીકળેલા વિદુરનો ઉદ્ધવ સાથે સંવાદ . ... .... ... ૯૭
૨ ઉદ્ધવજીએ કરેલું શ્રીકૃષ્ણની બાળલીલાનું વર્ણન.... ... ... ... .. ૧૦૦
૩ શ્રીકૃષ્ણે મથુરામાં તથા દ્વારકામાં કરેલાં ચરિત્રો. ... ... .. ... ...૧૦૨
૪ ઉદ્ધવનું બદરિકાશ્રમ જવું અને વિદુરનું મૈત્રેય પાસે જવું ... ... ...૧૦૪
૫ વિદુરે પૂછવાથી મૈત્રેયે કરેલું સૃષ્ટિનું વર્ણન૧૦૬
૬ વિરાટ્ શરીરની ઉત્પત્તિ તથા અધ્યાત્માદિક ભેદોનું વર્ણન.... .... ...૧૧૦
૭ જીવાત્માને અવિદ્યા સાથે સંબંધ શી રીતે ઘટે ?.... ... .... ....૧૧૨

અધ્યાય. વિષય. પૃષ્ઠ.
૮ ભગવાનના નાભિકમળમાંથી બ્રહ્માનું ઉત્પન્ન થવું.... ... .... ....૧૧૪
૯ બ્રહ્માએ કરેલી ભગવાનની સ્તુતિ....૧૧૭
૧૦ પ્રાકૃતાદિક દશ પ્રકારની સૃષ્ટિ.... ....૧૨૦
૧૧ પરમાણુથી કલ્પ સુધીના કાળની ગણના ૧૨૧
૧૨ બ્રહ્માની માનસી તથા મૈથુનિક સૃષ્ટિ.૧૨૪
૧૩ વરાહરૂપ ધરીને ભગવાને કરેલો હિરણ્યાક્ષનો વધ.... .... .... ....૧૨૭
૧૪ કશ્યપથકી દિતિને રહેલો ગર્ભ.... ....૧૩૦
૧૫ સનત્કુમારોનું વૈકુંઠમાં જવું અને તેમણે જયવિજયને દીધેલો શાપ.... ....૧૩૩
૧૬ સનકાદિકોએ જયવિજયની ઉપર કરેલો અનુગ્રહ ... .... ... .... ....૧૩૭
૧૭ હિરણ્યાક્ષ તથા હિરણ્યકશિપુનો જન્મ અને હિરણ્યાક્ષનાં પરાક્રમો.. ...૧૩૯
૧૮ હિરણ્યાક્ષ અને વરાહનુ યુદ્ધ ... ...૧૪૧
૧૯ વરાહભગવાને કરેલો હિરણ્યાક્ષનો વધ.૧૪૩
૨૦ સૃષ્ટિની ઉત્પત્તિ... .... .... ....૧૪૫
૨૧ સ્વાયંભુવ મનુની પુત્રી દેવહુતિ સાથે કર્દમઋષિના વિવાહનો યોગ ... ....૧૪૮
૨૨ મનુએ દેવહુતિને કર્દમઋષિ સાથેપરણાવી૧૫૧
૨૩ દેવહુતિની સેવાથી પ્રસન્ન થઇ કર્દમે અદ્‌ભુત વિમાન બનાવ્યું .. ...૧૫૩
૨૪ કપિલદેવનો જન્મ અને કર્દમનો સંન્યાસ.૧૫૬
૨૫ સંસારબંધનથી છુટવા વિષે દેવહુતિએ કપિલદેવને પૂછેલા પ્રશ્નો... ...૧૫૮
૨૬ મહત્તત્વોની ઉત્પત્તિ તથા તત્વોમાંથી વિગટ્‌ની ઉત્પતિ .. .. . . ....૧૬૦
૨૭ પ્રકૃતિ પુરૂષના વિવેકથી મોક્ષની રીતિ.૧૬૪
૨૮ અષ્ટાંગ યોગવડે સર્વ ઉપાધિરહિત સ્વરૂપનું વર્ણન . . . .. ...૧૬૫
૨૯ ભક્તિયોગ, કાળનું બળ અને ત્રાસદાયક જન્મમરણની કથા . .... .૧૬૮
૩૦ કામાસક્તિથી વ્યાકુળ ચિત્તવાળા કામીઓની તામસી અધોગતિ .. ..૧૭૧
૩૧ જીવનો ગર્ભમાં વાસ, ત્યાં તેણે કરેલી સ્તુતિ અને મનુષ્ય જન્મની પ્રાપ્તિ ...૧૭૨
૩૨ ધર્મો પાળવાથી જીવનું ઉપરના લોકમાં જવું અને તત્ત્વજ્ઞાનવિના તેનું પાછું આવવું.... .... .... .... ....૧૭૫
૩૩ કપિલદેવના ઉપદેશથી દેવહુતિની જીવન્મુક્તિ.... .... .... ....૧૭૭

અધ્યાય. વિષય. પૃષ્ઠ.

## ચતુર્થ સ્કંધ.

૧ સ્વાયંભુવ મનુની કન્યાઓના વંશ તથા તેમાં થયેલા ભગવાનના યજ્ઞાદિ અવતાર.૧૭૯
૨ મહાદેવ અને દક્ષ વચ્ચેના દ્વેષનું કારણ.૧૮૨
૩ સદાશિવે સતીને દક્ષના યજ્ઞમાં જતાં અટકાવ્યાં.... .... .... .... ....૧૮૪
૪ દક્ષે સદાશિવનું અપમાન કરવાથી યજ્ઞમાં સતીએ દેહત્યાગ કર્યો ... ....૧૮૫
૫ સદાશિવના કોપથી ઉત્પન્ન થયેલા બળભદ્રે દક્ષના યજ્ઞનો ભંગ કર્યો.... ....૧૮૮
૬ બ્રહ્માએ સદાશિવની પાસે જઇ દક્ષાદિકને સજીવન કરવાને સ્તુતિ કરી... ....૧૮૯
૭ સજીવન થયેલા દક્ષે તથા મહાદેવે ભગવાનની સ્તુતિ કરી અને યજ્ઞપૂરો કર્યો.૧૯૨
૮ સાવકી માતાનાં કઠોર વચનોથી ધ્રુવે વનમાં જઇ તપ કરીને ભગવાનને પ્રસન્ન કર્યા.... .... . ... ..૧૯૫
૯ ધ્રુવે ભગવાનની સ્તુતિ કરી. પિતાથી મળેલું રાજ્ય કર્યું . .. ... ...૧૯૯
૧૦ પોતાના ભાઇને મારનારા યક્ષોનો ધ્રુવે નાશ કર્યો... .. ... ...૨૦૨
૧૧ યક્ષોનો નાશ કરનારા ધ્રુવને સ્વાયંભુવ મનુએ તત્ત્વોપદેશ કર્યો... .. ...૨૦૪
૧૨ યજ્ઞોથી ભગવાનનું પૂજન કરી ધ્રુવજી વિષ્ણુપદ પામ્યા ... ... ... ...૨૦૬
૧૩ ધ્રુવના વંશના વેનરાજાની દુષ્ટતાથી તેનો પિતા અંગ વનમાં જતો રહ્યો . ...૨૦૮
૧૪ બ્રાહ્મણોએ વેનને રાજ્ય આપ્યું અને પછીથી દોષથી તેને મારી નાંખ્યો...૨૧૦
૧૫ બ્રાહ્મણોએ વેનના હાથનું મથન કરીને પૃથુરાજાને ઉત્પન્ન કર્યો અને તેને રાજ્યાભિષેક કર્યો.. ... ... ...૨૧૩
૧૬ સૂત, માગધ તથા બંદીજનોએ પૃથુરાજાની કરેલી સ્તુતિ... ... ... ...૨૧૪
૧૭ લોકનું દુઃખ મટાડવાને પૃથ્વીને મારવા માંડતાં તેણે પૃથુની કરેલી સ્તુતિ ૨૧૫
૧૮ પૃથુરાજાએ પૃથ્વીનું દોહન કર્યું . ...૨૧૭
૧૯ યજ્ઞનો ઘોડો હરીજનાર ઇંદ્રનો વધ કરતા પૃથુરાજાને બ્રહ્માએ વાર્યા...૨૧૯
૨૦ યજ્ઞમાં ભગવાને પૃથુને કરેલો ઉપદેશ તથા તેમની પરસ્પરની પ્રીતિ... ...૨૨૧

| અધ્યાય. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૨૧ | યજ્ઞમાં દેવતાઓ વગેરેની સભામાં પૃથુરાજાએ પ્રજાને કરેલો ઉપદેશ... | ...૨૨૪ |
| ૨૨ | સનત્કુમારોએ પૃથુને બ્રહ્મજ્ઞાન આપ્યું. | ૨૨૭ |
| ૨૩ | પૃથુરાજા સ્ત્રી સહિત વિમાનમાં બેશીને વૈકુંઠમાં ગયા. ... ... | ...૨૩૦ |
| ૨૪ | પ્રચેતાઓની ઉત્પત્તિ અને તેઓને શંકરે કરેલા રૂદ્રગીતનો ઉપદેશ... ... | ...૨૩૩ |
| ૨૫ | નારદે પ્રાચીન બર્હિષ્ને પુરંજનના મિષથી આત્માના જન્મમરણનું વૃત્તાંત કહ્યું... | ૨૩૭ |
| ૨૬ | પુરંજનની સંસારિક સ્થિતિનું ચિત્ર. | ૨૪૨ |
| ૨૭ | પુરંજનનું પોતાનું સ્વરૂપ વીસરી જવું. | ૨૪૫ |
| ૨૮ | સ્ત્રીનો ચિંતાથી પુરંજનનો થયેલો સ્ત્રીનો અવતાર તથા મોક્ષ. .. .. | ...૨૪૭ |
| ૨૯ | સ્ત્રીસંગથી જન્મમરણ અને પ્રભુના સંગથી મોક્ષ થાય છે. ... ... . | ૨૫૧ |
| ૩૦ | પ્રચેતાઓએ વૃક્ષની કન્યાને પરણીને રાજ્ય કર્યું.... ... ... ... | ...૨૫૯ |
| ૩૧ | નારદના ઉપદેશથી પ્રચેતાઓનો મોક્ષ અને દક્ષને રાજ્યપ્રાપ્તિ. .. .. | ...૨૬૨ |


## પંચમસ્કંધ.


| અધ્યાય. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧ | પ્રિયવ્રતરાજાએ કરેલું રાજ્ય.... | ...૨૬૫ |
| ૨ | સ્ત્રીલંપટ આગ્નિધ્ર રાજાનું ચરિત્ર. | ...૨૬૮ |
| ૩ | નાભિરાજાના યજ્ઞમાં શ્રીહરિનું ઋષભદેવરૂપે પ્રકટ થવું.... ... ... | ...૨૭૧ |
| ૪ | ઋષભદેવના સો પુત્રોની ઉત્પત્તિ અને પ્રજાનો આનંદ. .. .. .. | ...૨૭૨ |
| ૫ | ઋષભદેવજી પુત્રોને મોક્ષધર્મનો ઉપદેશ આપીને પરમહંસ થયા.... | ...૨૭૪ |
| ૬ | ઋષભદેવે દાવાનળમાં કરેલો દેહત્યાગ. | ૨૭૮ |
| ૭ | ભરતજીએ કરેલું ભગવાનનું ભજન... | ૨૭૯ |
| ૮ | મૃગલીના બચ્ચાની રક્ષા કરતાં ભરતજીનું મૃગજાતિમાં અવતરવું... | ...૨૮૧ |
| ૯ | ભરતજીનો બ્રાહ્મણને ત્યાં જડરૂપે જન્મ. | ૨૮૪ |
| ૧૦ | રહુગણુ અને જડભરતનો મેળાપ | ...૨૮૬ |
| ૧૧ | ભરતજીએ રહુગણુરાજાને કરેલો બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ. ... ... ... | ...૨૮૯ |
| ૧૨ | જડભરતે રહુગણુના સંદેહ દૂર કર્યા... | ૨૯૧ |
| ૧૩ | રહુગણુને દૃઢ વૈરાગ્ય માટે જડભરતે કરેલું ભવાટવીનું વર્ણન... ... | ...૨૯૩ |
| ૧૪ | ભવાટવીનું સ્પષ્ટીકરણ ... ... | ...૨૯૫ |
| ૧૫ | ભરતના વંશના રાજાઓનું વર્ણન. | ...૨૯૯ |
| ૧૬ | જંબુદ્વીપના નવખંડોનું વર્ણન તથા મેરૂ પર્વતની સ્થિતિ.... ... | ...૩૦૦ |
| ૧૭ | ગંગાનું દિશાઓમાં ગમન તથા સદાશિવે કરેલી સંકર્ષણની સેવા... | ...૩૦૨ |
| ૧૮ | છ ખંડના ઈષ્ટદેવો તથા તેના ભક્તો... | ૩૦૫ |
| ૧૯ | ભરતખંડના ઈષ્ટદેવ તથા તેના સેવકો. | ૩૦૮ |
| ૨૦ | પ્લક્ષાદિ છ દ્વીપો, સાત સમુદ્રો અને લોકાલોક પર્વતનું માપ... ... | ...૩૧૧ |
| ૨૧ | સૂર્યનારાયણનું રાશિઓમાં ફરવું અને જગત્‌ની મર્યાદા... ... ... | ...૩૧૫ |
| ૨૨ | ચંદ્ર શુક્રાદિક ગ્રહોની ગતિ પ્રમાણે મનુષ્યોનું શુભાશુભ .. ... ... | ...૩૧૬ |
| ૨૩ | ધ્રુવનું સ્થાન, બળદરૂપે ભગવાન્‌ની સ્થિતિ. | ૩૧૮ |
| ૨૪ | સૂર્યની નીચેના ગ્રહો તથા સાતપાતાળોનું વર્ણન .. ... ... ... | ...૩૧૯ |
| ૨૫ | શેષ નાગની સ્થિતિ, રૂદ્રોની ઉત્પત્તિ... | ૩૨૨ |
| ૨૬ | પૃથ્વીની નીચે આવેલા નરકોનું વર્ણન. | ૩૨૪ |


## ષષ્ઠસ્કંધ.


| અધ્યાય. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧ | અજામિલનું આખ્યાન તથા યમદૂતોએ કહેલું ધર્માદિકનું લક્ષણ... ... | ...૩૨૯ |
| ૨ | નારાયણના નામનો મહિમા. ... | ...૩૩૩ |
| ૩ | યમરાજાએ પોતાના દૂતોને વૈષ્ણવોની મહત્તા બતાવી શાંત કર્યા. ... | ...૩૩૬ |
| ૪ | સૃષ્ટિ રચવાને દક્ષે હંસગુહ્ય સ્તોત્રથી ભગવાન્‌ની આરાધના કરી. ... | ...૩૩૮ |
| ૫ | પુત્રોને અવળે માર્ગે ચઢાવ્યાથી દક્ષે નારદજીને શાપ દીધો... ... | ...૩૪૧ |
| ૬ | દક્ષની સાઠ કન્યાઓના વંશ અને અદિતિના પુત્રથી વિશ્વરૂપનો જન્મ. | ...૩૪૪ |
| ૭ | વિશ્વરૂપ દેવતાઓનો પુરોહિત થયો... | ૩૪૬ |
| ૮ | વિશ્વરૂપે ઇંદ્રને કહેલું નારાયણકવચ. | ૩૪૮ |
| ૯ | ઇંદ્રે વિશ્વરૂપને મારી નાંખવાથી ત્વષ્ટાએ વૃત્રાસુરને ઉત્પન્ન કર્યો... ... | ...૩૫૦ |
| ૧૦ | ઇંદ્રે વૃત્રાસુર સાથે કરેલું યુદ્ધ... | ...૩૫૪ |
| ૧૧ | યુદ્ધમાં વૃત્રાસુરનાં ભક્તિ જ્ઞાન ઉત્પન્ન કરે એવાં વિચિત્ર વચનો... ... | ...૩૫૬ |
| ૧૨ | ઇંદ્રે વૃત્રાસુરનો કરેલો વધ. | ...૩૫૮ |
| ૧૩ | બ્રહ્મહત્યાના ડરથી છુપાએલા ઇંદ્રની વિષ્ણુએ રક્ષા કરી... ... ... | ...૩૬૦ |
| ૧૪ | પુત્રના મરણથી ચિત્રકેતુએ કરેલો શોક. | ૩૬૧ |
| ૧૫ | અંગિરા અને નારદે ઉપદેશ કરીને ચિત્રકેતુનો શોક મટાડ્યો... ... | ...૩૬૪ |

અધ્યાય. વિષય. પૃષ્ઠ.
૧૬ ચિત્રકેતુને નારદે કરેલો ઉપદેશ. ...૩૬૬
૧૭ આકાશમાં ફરતા ચિત્રકેતુને પાર્વતીનો શાપ લાગતાં તે વૃત્રાસુર થયો... ...૩૭૦
૧૮ અદિતિના પુત્રોનો વંશ તથા ઇંદ્રે કરેલો દિતિના ગર્ભનો નાશ. ... ...૩૭૨
૧૯ કશ્યપે દિતિને કહેલા પુંસવન વ્રતની વિધિનું વિસ્તારથી વર્ણન. ... ...૩૭૫
સપ્તમ સ્કંધ.
૧ હિરણ્યકશિપુને પોતાના પુત્ર પ્રલ્હાદ ઉપર ક્રોધ થવાનું કારણ. ... ૩૭૭
૨ ભગવાને હિરણ્યાક્ષનો નાશ કરવાથી હિરણ્યકશિપુએ તેના પુત્રોને શાંત કર્યા. ૩૮૦
૩ હિરણ્યકશિપુના તપથી પ્રસન્ન થઇને બ્રહ્માએ તેને વર દીધા.... . . ...૩૮૩
૪ વરદાન મળ્યાથી હિરણ્યકશિપુએ દેવતાઓને દીધેલું દુ ખ ... . ...૩૮૫
૫ પ્રલ્હાદજીને મારવાને હિરણ્યકશિપુએ કરેલા પ્રયત્નો નિષ્ફળ ગયા .. . ..૩૮૮
૬ પ્રલ્હાદજીએ બાળકોને આપેલો જ્ઞાનોપદેશ૩૯૧
૭ પ્રલ્હાદે, નારદજીએ કરેલો ઉપદેશ બાળકોને કહી સંભળાવ્યો . ... ...૩૯૩
૮ નૃસિંહજીએ હિરણ્યકશિપુનો કરેલો વધ૩૯૬
૯ પ્રલ્હાદે નૃસિંહજીની કરેલી સ્તુતિ. ..૪૦૦
૧૦ પ્રલ્હાદ તથા રૂદ્ર ઉપર ભગવાને કરેલો અનુગ્રહ. ... ... . ... ...૪૦૫
૧૧ મનુષ્યોના ચારવર્ણના તથા સ્ત્રીઓના ધર્મ૪૦૮
૧૨ વર્ણાશ્રમના ધર્મો. .. . . . ૪૧૦
૧૩ સાધક સંન્યાસીના ધર્મ તથા અવધૂતોનો ઇતિહાસ, સિદ્ધ લોકોની અવસ્થા૪૧૨
૧૪ ગૃહસ્થોના મોક્ષદાયક તથા સુખદાયક ધર્મો. ... ... ... ... ...૪૧૫
૧૫ વર્ણાશ્રમની રીતિ અને મોક્ષનું લક્ષણ.૪૧૭
અષ્ટમસ્કંધ.
૧ સ્વાયંભુવ, સ્વારોચિષ્, ઉત્તમ અને તામસ એ ચાર મનુઓની કથા.. . ૪૨૩
૨ ગજેંદ્રનું ગ્રાહથી પકડાવું. . . .. ૪૨૫
૩ ભગવાને ગજ તથા ગ્રાહનો ઉદ્ધાર કર્યો.૪૨૬
૪ ગજેંદ્ર ભગવાનનો પાર્ષદ થયો અને હુડ પાછો ગંધર્વ થયો.... ... ...૪૨૮
૫ પાંચમા તથા છઠ્ઠા મનુની કથા અને લક્ષ્મીરહિત થયેલા દેવતાઓએ કરેલી ભગવાનની સ્તુતિ.... ... ... ...૪૩૦
અધ્યાય. વિષય. પૃષ્ઠ.
૬ વિષ્ણુની સલાહથી દેવતાઓએ અમૃતને માટે દૈત્યો સાથે કરેલી તૈયારી ...૪૩૩
૭ સમુદ્રમથનથી નીકળેલું ઝેર સદાશિવ પી ગયા. ... ... ... ... ...૪૩૫
૮ સમુદ્રમાંથી નીકળેલાં લક્ષ્મી ભગવાનને વર્યા, અને અમૃત નીકળ્યું તે દૈત્યોએ હરી લીધું તેથી ભગવાને મોહિની અવતાર ધર્યો. .... ... ... ...૪૩૮
૯ મોહિની સ્વરૂપ ભગવાને દૈત્યોને છેતરીને દેવતાઓને અમૃત પાયુ. ...૪૪૦
૧૦ યુદ્ધમાં દૈત્યોની માયાથી દેવતાઓ મુંઝાયા તેથી ભગવાન્ પ્રકટ થયા. ...૪૪૨
૧૧ દૈત્યોને મારતાં દેવતાઓને નારદજીએ વાર્યા, શુક્રાચાર્યે દૈત્યોને જીવતા કર્યા...૪૪૪
૧૨ મોહિની સ્વરૂપે મહાદેવને મોહ ઉપજાવ્યો. ... ... .. . . ...૪૪૭
૧૩ સાતમા મનુથી માંડીને છ છ ભેદવાળા સર્વ મન્વંતરોની કથા. ..૪૪૯
૧૪ મનુ વગેરેનાં જુદાં જુદાં કામો. ...૪૫૧
૧૫ બળિરાજાએ વિશ્વજીત્યજ્ઞ કરી સ્વર્ગ જીતી લીધું અને દેવતાઓ સંતાઇ ગયા.૪૫૧
૧૬ પુત્રોની ખરાબીથી શોક કરતી અદિતિને કશ્યપે પ્રયોવ્રતનો ઉપદેશ કર્યો. . ૪૫૩
૧૭ પ્રયોવ્રતથી પ્રસન્ન થયેલા ભગવાનનું અદિતિને ત્યાં પુત્રરૂપે અવતરવું. . .૪૫૬
૧૮ બળિરાજાના યજ્ઞમા વામન ભગવાનનું પધારવું. . .. . ..૪૫૮
૧૯ વામનજીએ ત્રણ પગલાં પૃથ્વી માગી તે આપતાં બળિને શુક્રાચાર્યે વાર્યો. ...૪૬૦
૨૦ વામનજીનું કપટ જાણ્યા છતાં બળિરાજાએ ત્રણ પગલાં પૃથ્વીનું દાન કર્યું ...૪૬૨
૨૧ ત્રણ પગલાં પૂરાં નહી થવાથી વામનજીએ બળિરાજાને બાંધ્યો. ... ...૪૬૪
૨૨ વામનજીએ પ્રસન્ન થઇને બળિને પાતાળમાં મોકલ્યો, ને પોતે તેના દ્વારપાળ થયા. .૪૬૬
૨૩ બળિરાજા પાતાળમાં જવાથી ઇન્દ્રને સ્વર્ગનું રાજ્ય પાછું મળ્યું. ... ...૪૬૮
૨૪ ભગવાનના મત્સ્યાવતારની લીલા અને સત્યવ્રતની રક્ષા. ... ... ... ...૪૭૦
નવમસ્કંધ.
૧ વૈવસ્વત મનુના વંશમાં ચંદ્રવંશ તથા સુદ્યુમ્ન સ્ત્રી થઇ ગયો તેની કથા. ...૪૭૫

અધ્યાય. વિષય. પૃષ્ઠ.

૨ વૈવસ્વત મનુના પુત્રોનો વંશ.... ...૪૭૭
૩ મનુના પુત્ર શર્યાતિના વંશમાં સુકન્યા તથા રેવતનું આખ્યાન. .. ...૪૭૮
૪ મનુના પુત્ર નભગ તથા અંબરીષની કથા.૪૮૦
૫ અંબરીષે દુર્વાસાની કરેલી રક્ષા. ...૪૮૪
૬ ઇક્ષ્વાકુવંશની તથા સૌભરિઋષિની કથા.૪૮૫
૭ પુરૂકુત્સ તથા હરિશ્ચંદ્રની કથા. ...૪૮૮
૮ સગરરાજાના પુત્રો કપિલમુનિના શાપથી બળી ગયાની કથા. ... ... ...૪૮૯
૯ ભગીરથરાજા પૃથ્વી ઉપર ગંગાજી લાવ્યા૪૯૧
૧૦ ખટ્વાંગનો વંશ તથા રામચરિત્ર. ...૪૯૪
૧૧ રામે કરેલા યજ્ઞ વગેરેનું વર્ણન. .. ૪૯૭
૧૨ રામચંદ્રજીના પુત્ર કુશનો વંશ તથા ઇક્ષ્વાકુના પુત્ર શશાદનો વંશ ...૪૯૯
૧૩ ઇક્ષ્વાકુના પુત્ર નિમિનો વંશ. ...૪૯૯
૧૪ બૃહસ્પતિની સ્ત્રી તારાનું તથા પુરૂરવા અને ઉર્વશીનું આખ્યાન. ... ...૫૦૧
૧૫ પુરૂરવાનો વંશ તથા પરશુરામે કરેલો સહસ્રાર્જુનનો નાશ. ... ... ...૫૦૩
૧૬ પરશુરામે પૃથ્વી નક્ષત્રીય કરી તે તથા વિશ્વામિત્રના વંશની કથા ... ...૫૦૫
૧૭ પુરૂરવાના પુત્ર આયુનો વંશ વિસ્તાર. ૫૦૭
૧૮ નહુષના પુત્ર યયાતિરાજાની કથા. ...૫૦૮
૧૯ યયાતિએ પોતાનું ચરિત્ર બકરાના જેવુ વર્ણવ્યું ને વૈરાગ્યથી મોક્ષ પામ્યો ..૫૧૧
૨૦ યયાતિના વંશના દુષ્યંતનું તથા ભરતનું આખ્યાન... .. ... ...૫૧૨
૨૧ ભરતના વંશના રંતિદેવ તથા અજમીઢ વગેરેની કથા... ... .. ...૫૧૪
૨૨ જરાસંધ, યુધિષ્ઠિર, દુર્યોધન વગેરેનીકથા.૫૧૬
૨૩ યયાતિના પુત્રોનો વંશ તથા યદુના વંશનો વિસ્તાર... .. . ..૫૧૯
૨૪ વિદર્ભના ત્રણ પુત્રોનો શ્રીકૃષ્ણ બળદેવ સુધીનો વંશ... ... ... ...૫૨૧

## દશમ સ્કંધ પૂર્વાર્ધ.

૧ કંસે દેવકીના છ પુત્રોનો કરેલો નાશ...૫૨૫
૨ દેવકીના ગર્ભમાં રહેલા શ્રીકૃષ્ણભગવાનની દેવતાઓએ કરેલી સ્તુતિ... ...૫૨૯
૩ શ્રીકૃષ્ણનો જન્મ અને તેમનું ગોકુળમાં પધારવું... ... ... ...૫૩૨
૪ કંસે બાળકોની કરાવવા માંડેલી હિંસા.૫૩૫
૫ શ્રીકૃષ્ણના જન્મથી નંદજીએ કરેલો મહોત્સવ... ... ... ... ...૫૩૭
૬ શ્રીકૃષ્ણે કરેલો પૂતનાનો વધ... ...૫૩૯
૭ શ્રીકૃષ્ણે ગાડું ઉંધું પાડયું તથા તૃણાવર્તનો નાશ કર્યો... ... ... ...૫૪૧
૮ શ્રીકૃષ્ણબળદેવનાં ગર્ગાચાર્યે નામ પાડયા તથા માટી ખાતાં માતાને વિશ્વરૂપ દેખાડયું... ... ... ...૫૪૩
૯ ગોળી ફોડવાથી યશોદાએ શ્રીકૃષ્ણને દામણાંથી બાંધ્યા. ... ... ... ...૫૪૬
૧૦ શ્રીકૃષ્ણે યમલાર્જુનનો કરેલો મોક્ષ...૫૪૮
૧૧ શ્રીકૃષ્ણે વત્સાસુર તથા બકાસુરને માર્યા૫૫૦
૧૨ શ્રીકૃષ્ણે અઘાસુરનો કરેલો વધ. ...૫૫૩
૧૩ બ્રહ્માએ વાછડાં તથા બાળકોનું હરણ કરવાથી ભગવાન્ તે સર્વરૂપ થયા.. ૫૫૬
૧૪ બ્રહ્માએ શ્રીકૃષ્ણની કરેલાં સ્તુતિ...૫૬૦
૧૫ ધેનુકાસુરનો વધ તથા તાડવનમા ભગવાને કરેલી લીલા... ... ... ...૫૬૫
૧૬ ભગવાને કાલીયનાગ નાથ્યો.... ...૫૬૮
૧૭ ભગવાને દાવાનળનું પાન કર્યું... ...૫૭૨
૧૮ બળભદ્રે પ્રલંબાસુરનો કરેલો વધ...૫૭૩
૧૯ ભગવાને દાવાનળનું પાન કરી ગોપ તથા ગાયોની રક્ષા કરી ... . . ...૫૭૫
૨૦ વર્ષા અને શરદ્ઋતુનું વર્ણન... ...૫૭૬
૨૧ વેણુગીતનું ગોપીઓએ કરેલું વર્ણન...૫૭૯
૨૨ ભગવાને કરેલી ચીરહરણ લીલા... ...૫૮૧
૨૩ યજ્ઞમાં ભગવાને અન્નની યાચના કરાવી વિપ્રપત્નિઓ ઉપર કરેલો અનુગ્રહ ...૫૮૩
૨૪ ભગવાને કરાવેલો ગોવર્ધન મહોત્સવ.૫૮૬
૨૫ શ્રીકૃષ્ણે ગોવર્ધન ઉપાડીને વૃષ્ટિથી ગોકુળની રક્ષા કરી... ... ... ...૫૮૯
૨૬ શ્રીકૃષ્ણે કરેલાં અદ્ભૂત કર્મોનું વર્ણન.૫૯૦
૨૭ કામધેનુએ તથા ઇંદ્રે શ્રીકૃષ્ણને કરેલો અભિષેક... ... ... ... ...૫૯૨
૨૮ શ્રીકૃષ્ણે વરૂણ લોકમાંથી નંદરાયને પાછા આણ્યા અને ગોપલોકોને વૈકુંઠ દેખાડયું... ... ... ... ...૫૯૩
૨૯ રાસલીલાના સમારંભમાં ભગવાનનું અંતર્ધાન થવું... ... ... ... ...૫૯૫
૩૦ ગોપીઓ વનમાં ભગવાનને શોધે છે...૫૯૯
૩૧ ગોપિકા ગીત... ... ... ... ...૬૦૨
૩૨ ભગવાને પ્રકટ થઇ ગોપીઓને શાંત કરી.૬૦૪

| અધ્યાય. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૩૩ | રાસલીલા તથા જળલીલા... ... . | ૬૦૬ |
| ૩૪ | અજગરનો મોક્ષ અને શંખચૂડનો વધ. | ૬૦૯ |
| ૩૫ | ગોપીઓએ ગાયેલું ગીત... . ... | ૬૧૧ |
| ૩૬ | અરિષ્ટાસુરનો વધ તથા શ્રીકૃષ્ણબળદેવને મથુરા તેડી લાવવાને કંસે અક્રૂરને આજ્ઞા કરી... ... ... ... ... | ૬૧૩ |
| ૩૭ | શ્રીકૃષ્ણે કેશી તથા વ્યોમાસુરને માર્યા. | ૬૧૫ |
| ૩૮ | અક્રૂરનું ગોકુળમાં જવું... ... ... | ૬૧૭ |
| ૩૯ | ગોપીઓનો વિરહવિલાપ .. ... ... | ૬૧૯ |
| ૪૦ | અક્રૂરે ભગવાનની કરેલી સ્તુતિ | ૬૨૩ |
| ૪૧ | શ્રીકૃષ્ણે મથુરામાં રંગારાને માર્યો તથા સુદામા માળી અને દરજી ઉપર પ્રસન્ન થયા. | ૬૨૪ |
| ૪૨ | શ્રીકૃષ્ણે કુબ્જાનો ઉદ્ધાર કર્યો.. ... | ૬૨૭ |
| ૪૩ | શ્રીકૃષ્ણે કુવલયાપીડ હાથીને માર્યો તથા મલ્લના અખાડામાં પ્રવેશ કર્યો.. | ૬૨૯ |
| ૪૪ | ભગવાને મલ્લોનો તથા કંસનો વધ કર્યો | ૬૩૧ |
| ૪૫ | શ્રીકૃષ્ણબળદેવે ઉગ્રસેનને રાજ્યાભિષેક કર્યો, અને ગુરૂને પુત્ર લાવી આપ્યો... | ૬૩૪ |
| ૪૬ | શ્રીકૃષ્ણે ઉદ્ધવજી સાથે સંદેશો મોકલીને નંદ યશોદાનો શોક ટાળ્યો... | ૬૩૮ |
| ૪૭ | ઉદ્ધવજી ગોપીઓને તત્ત્વનો ઉપદેશ કરીને પાછા મથુરામાં આવ્યા... ... | ૬૪૦ |
| ૪૮ | ભગવાને કુબ્જાની સાથે વિહાર કર્યો અને અક્રૂરને હસ્તિનાપુર મોકલ્યા... | ૬૪૫ |
| ૪૯ | અક્રૂર હસ્તિનાપુર જઇ ધૃતરાષ્ટ્રની વર્તણુક જોઇને મથુરાં આવ્યા ... ... | ૬૪૭ |


## દશમસ્કંધ ઉત્તરાર્ધ.


| અધ્યાય. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૫૦ | શ્રીકૃષ્ણે જરાસંધથી ડરીને પોતાના સબંધીઓને દ્વારકામા વસાવ્યા... ... | ૬૪૯ |
| ૫૧ | ભગવાને મુચુકુંદપાસે કાલયવનનો નાશ કરાવ્યો... ... ... ... ... | ૬૫૨ |
| ૫૨ | શ્રીકૃષ્ણ મથુરામાંથી દ્વારકાં જઇ વસ્યા અને રૂક્મિણીનો સદેશો સ્વીકાર્યો... | ૬૫૫ |
| ૫૩ | શ્રીકૃષ્ણે રૂક્મિણીનું કરેલું હરણ... | ૬૫૮ |
| ૫૪ | શ્રીકૃષ્ણે રૂક્મિણીનું પાણીગ્રહણ કર્યું. | ૬૬૧ |
| ૫૫ | પ્રદ્યુમ્નનો જન્મ અને તેણે શંબરાસુરનો કરેલો વધ... ... ... ... ... | ૬૬૪ |
| ૫૬ | મિથ્યા કલંક લાગવાથી ભગવાને મણિ આણી આપ્યો અને પછી જાંબવતી તથા સત્યભામાને પરણ્યા... ... ... | ૬૬૬ |
| ૫૭ | શતધન્વાને મારવાથી ફરી મણિ ચોરવાનો આરોપ આવ્યો તેથી ભગવાને અક્રૂર પાસેથી મણિ મંગાવીને દૂર કર્યો. | ૬૬૮ |
| ૫૮ | શ્રીકૃષ્ણનું પાંચ સ્ત્રીઓ સાથેપાણીગ્રહણ. | ૬૭૧ |
| ૫૯ | નરકાસુરનો વધ અને પારિજાતકનું હરણ. | ૬૭૪ |
| ૬૦ | શ્રીકૃષ્ણે રૂક્મિણીનું કરેલું હાસ્ય તથા સાન્ત્વન. ... ... ... ... ... | ૬૭૬ |
| ૬૧ | ભગવાનના પુત્ર પૌત્રાદિકની કથા તથા બળભદ્રે કરેલો રૂક્મીનો નાશ. ... .. | ૬૮૧ |
| ૬૨ | ઉષા સાથે રમણ કરવાથી અનિરૂદ્ધને બાણાસુરે કેદ કર્યો... ... ... ... | ૬૮૩ |
| ૬૩ | શ્રીકૃષ્ણે બાણાસુરના હાથ કાપી નાંખ્યા | ૬૮૫ |
| ૬૪ | શ્રીકૃષ્ણે નૃગરાજાને શાપમુક્ત કર્યો. | ૬૮૮ |
| ૬૫ | બળભદ્રે યમુનાજીને ખેંચ્યાં... ... | ૬૯૦ |
| ૬૬ | ભગવાને પૌંડ્રકનો અને તેના મિત્રનો કરેલો નાશ... ... ... ... ... | ૬૯૨ |
| ૬૭ | બળભદ્રે દ્વિવિદ વાનરને માર્યો... ... | ૬૯૪ |
| ૬૮ | સાંબને છોડાવીને બળભદ્રે હસ્તિનાપુરને ખેંચ્યું. ... .. ... ... ... | ૬૯૫ |
| ૬૯ | પ્રત્યેક રાણીના ઘરમાં ભગવાનને જોઇને નારદજી આશ્ચર્ય પામ્યા.... ... ... | ૬૯૮ |
| ૭૦ | શ્રીકૃષ્ણનું આન્હિક અને દૂતનો સંદેશો. | ૭૦૦ |
| ૭૧ | શ્રીકૃષ્ણનું ઇંદ્રપ્રસ્થમાં પધારવું.... ... | ૭૦૩ |
| ૭૨ | ભગવાને ભીમસેનના હાથથી જરાસંધનો કરાવેલો નાશ.... ... . .. | ૭૦૬ |
| ૭૩ | કેદમાંથી છોડાવેલા રાજાઓને તેઓનાં રાજ્ય પાછાં સોંપ્યાં. ... ... ... | ૭૦૯ |
| ૭૪ | યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં શ્રીકૃષ્ણે શિશુપાળનો કરેલો વધ. ... ... | ૭૧૦ |
| ૭૫ | દુર્યોધનનો થયેલો માનભંગ. . ... | ૭૧૩ |
| ૭૬ | યાદવોને શાલ્વ સાથે થયેલું યુદ્ધ . | ૭૧૫ |
| ૭૭ | માયાવી શાલ્વનો તથા તેના વિમાનનો શ્રીકૃષ્ણે નાશ કર્યો. ... .. ... | ૭૧૭ |
| ૭૮ | શ્રીકૃષ્ણે દંતવક્ત્ર તથા વિદૂરથને માર્યા અને બળભદ્રે રોમહર્ષણને માર્યો. | ૭૧૯ |
| ૭૯ | બળભદ્રે બલ્વલને મારી નાંખીને તીર્થયાત્રા કરી. ... ... .. ... | ૭૨૧ |
| ૮૦ | શ્રીકૃષ્ણને બાળમિત્ર સુદામાનો મેળાપ.... ... ... ... ... ... | ૭૨૩ |
| ૮૧ | ભગવાને સુદામાને ઇંદ્રના જેવી રાજ્યલક્ષ્મી આપી. ... ... ... ... | ૭૨૫ |

| અધ્યાય. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|


૮૨ સૂર્યગ્રહણ પ્રસંગે કુરૂક્ષેત્રમાં આવેલા રાજાઓએ કરેલી ભગવાનની વાતો....૭૨૭
૮૩ શ્રીકૃષ્ણની સ્ત્રીઓએ દ્રૌપદીની પાસે પોતપોતાના વિવાહની કહેલી વાતો ...૭૩૦
૮૪ કુરૂક્ષેત્રમાં વસુદેવજીએ કરેલો યજ્ઞ. ...૭૩૩
૮૫ શ્રીકૃષ્ણ બળદેવે દેવકીજીને મરેલા પુત્રો આણી આપ્યા. . .. ..૭૩૬
૮૬ અર્જુને કરેલું સુભદ્રાનું હરણ... ...૭૪૦
૮૭ વેદોએ કરેલી નિર્ગુણ બ્રહ્મની સ્તુતિ ૭૪૩
૮૮ વિષ્ણુના ભક્તને મોક્ષ મળે છે અને બીજા દેવનાભક્તને ઐશ્વર્ય મળે છે. ૭૫૮
૮૯ વિષ્ણુની મહત્તા તથા ભગવાને બ્રાહ્મણના પુત્રો આણી આપ્યા ... ...૭૬૧
૯૦ શ્રીકૃષ્ણે કરેલી લીલાઓનું સંક્ષિપ્ત વર્ણન.... ... ... ... ... ..૭૬૪

## એકાદશસ્કંધ.

૧ યાદવોને બ્રાહ્મણોથી થયેલો શાપ. ...૭૬૯
૨ નવયોગેશ્વરોના સંવાદથી નારદે વસુદેવને આપેલો ઉપદેશ. ... ... ... ...૭૭૧
૩ માયા, તેને તરવાના ઉપાય, બ્રહ્મ અને કર્મ વિષે ... ... ... ..૭૭૫
૪ ભગવાને ધારણ કરેલા અવતારોની લીલા૭૮૦
૫ ભક્તિરહિત લોકોની ગતિ તથા પૂજાનો વિધિ.... ... ... ... ...૭૮૨
૬ દેવતાઓએ સ્વધામમાં પધારવાને કરેલી ભગવાનની સ્તુતિ.... ... ... ...૭૮૮
૭ દત્તાત્રેયના આઠ ગુરૂનું વર્ણન... ૭૯૧
૮ દત્તાત્રેયના બીજા નવ ગુરૂનું વર્ણન.. ૭૯૬
૯ ટીંટોડા વગેરે બીજા ગુરૂઓનું વર્ણન. ૭૯૯
૧૦ સંસારનું મિથ્યાપણું. ... ... ...૮૦૨
૧૧ બદ્ધ, મુક્ત, સાધુ અને ભક્તિનાં લક્ષણ.૮૦૬
૧૨ સત્સંગમહિમા અને કર્મ કરવાની તથા તેનો ત્યાગ કરવાની વ્યવસ્થા ... ...૮૧૧
૧૩ ગુણથી વિદ્યાનો ઉદય તથા ચિત્ત અને ગુણનો ભેદ. ... ... ... ...૮૧૪
૧૪ ભક્તિની ઉત્તમતા, સાધનો સહિત ધ્યાનયોગ... ... ... ... ... ..૮૧૮
૧૫ વિષ્ણુપદ પામવામાં વિઘ્નરૂપ સિદ્ધિઓ. ૮૨૧
૧૬ ભગવાનની વિભૂતિઓનું વર્ણન ...૮૨૪
૧૭ બ્રહ્મચારીના અને વાનપ્રસ્થના ધર્મો...૮૨૭
૧૮ વાનપ્રસ્થ તથા સંન્યાસીના ધર્મો. ...૮૩૧
૧૯ [illegible] ત્યાગ કરવાની રીત ...૮૩૪
૨૦ ભક્તિ, જ્ઞાન તથા કર્મરૂપી ઉપાયો... ૮૩૮
૨૧ સકામીઓને માટે દ્રવ્ય દેશાદિકના ગુણ દોષ.. .. ... ... ... ...૮૪૧
૨૨ તત્વોની સંખ્યા, પ્રકૃતિપુરૂષનો વિવેક અને જન્મમરણનો પ્રકાર ... ...૮૪૭
૨૩ તિરસ્કાર સહન કરવાનો ઉપાય... ...૮૫૩
૨૪ સર્વ પદાર્થોની આત્માથી ઉત્પત્તિ અને પાછો આત્મામાંજ લય. ... ૮૫૭
૨૫ ચિત્તમાંથીથતીસત્વાદિક ગુણોનીવૃત્તિઓ.૮૬૦
૨૬ કુસંગથી યોગાનષ્ઠાનો નાશ અને સત્સંગથી થતી મનની શાન્તિ. ... ...૮૬૨
૨૭ ભગવાનની પૂજાનો વિધિ. ... . ૮૬૫
૨૮ જ્ઞાનયોગનું સંક્ષિપ્ત વર્ણન. ... ...૮૬૮
૨૯ શ્રીકૃષ્ણે ઉદ્ધવને કરેલો ભક્તિનો ઉપદેશ ૮૭૩
૩૦ યાદવકુળનો સંહાર . ... ...૮૭૬
૩૧ શ્રીકૃષ્ણ તથા વસુદેવાદિકનું સ્વધામ પધારવું. ... ... ... ... ...૮૭૯

## દ્વાદશસ્કંધ.

૧ જરાસંધના વર્ણસંકર વંશનું વર્ણન...૮૮૩
૨ કળિયુગમાં ભગવાન્ કલ્કિ અવતાર ધરીને અધર્મીઓનો નાશ કરશે ... .. ૯૨૯
૩ પૃથ્વીનાં વચનોથી રાજાના દોષાદિકનું વર્ણન તથા કળિયુગમાં ભગવાનને નમસ્કાર કરવાનું મહાત્મ્ય ... .. ૯૩૧
૪ પરીક્ષિત્‌ને તક્ષકનાગના દંશથી થનાર મૃત્યુના ભયનું નિવારણ. ... ...૯૩૭
૫ ચાર પ્રકારના પ્રલય અને હરિકીર્તનથી થતો સંસારનો ઉદ્ધાર. ... ...૯૩૪
૬ પરિક્ષિત્‌નો મોક્ષ, જન્મેજયે કરેલો સર્પયજ્ઞ અને ત્રણ વેદનો વિસ્તાર, ...૯૩૮
૭ અથર્વવેદનો વિસ્તાર અને પુરાણોના વિભાગ તથા લક્ષણ... ... ... ...૯૪૩
૮ માર્કંડેય ઋષિનું ચરિત્ર... . . .. ૯૪૪
૯ પ્રલયના સમુદ્રમાં ડુબકી ખાતા માર્કંડેયને બાળમુકુંદ ભગવાનનાં થયેલાં દર્શન.૯૪૭
૧૦ સદાશિવે માર્કંડેયને આપેલું વરદાન...૯૪૯
૧૧ પૂજાને માટે મહાપુરૂષનું વર્ણન અને પ્રત્યેક મહિને બદલાતા સૂર્યનું વર્ણન.૯૫૧
૧૨ આ ભાગવત પુરાણના બારે સ્કંધના વિષયોનાં ટુંકામાં અનુક્રમણિકા.... ...૯૫૫
૧૩ અઢાર પુરાણોની શ્લોકસંખ્યા તથા ભાગવતનું પ્રયોજન. ... ... ...૯૫૮

श्रीगणेशाय नमः। अथ श्रीमद्भागवत विनियोगो लिख्यते।

अस्य श्रीमद् भागवताख्य स्तोत्र मंत्रस्य नारद ऋषिः । बृहति छंदः। श्रीकृष्णः परमात्मा देवता। ब्रह्म बीजं। भक्ति ज्ञान वैराग्ये कीलकम् । मम श्रीमद् भगवत् प्रसाद सिद्धयर्थे पाठे विनियोगः। अथ ऋष्यादि न्यासः। नारद ऋषये नमः शिरसि। बृहती छंदसे नमो मुखे। श्रीकृष्ण परमात्मा देवतायै नमो हृदये। ब्रह्म बीजाय नमो गुह्ये। भक्ति शक्तये नमः पादयोः ज्ञानवैराग्यकीलकाय नमो नाभौ। विनियोगाय नमः सर्वांगे ॥

अथ द्वादशाक्षर विद्यया कर षडंगादिन्यासः। ॐ ॐ ॐ नमो दक्षिण तर्जन्यां। ॐनंॐ नमो दक्षिण मध्यमायां। ॐ मों ॐ नमो दक्षिण अनामिकायाम्। ॐ भं ॐ नमो दक्षिण कनिष्ठिकायाम्। ॐगंॐ नमो वाम कनिष्ठिकायाम्। ॐवंॐ नमो वाम अनामिकायाम्। ॐतेंॐ नमो वाम मध्यमायाम्। ॐवांॐ नमो वाम तर्जन्याम्। ॐ सुं ॐ नमः ॐ दें ॐ नमो दक्षिणांगुष्ठ पर्वणोः। ॐ वां ॐ नमः ॐ यं ॐ नमो वामांगुष्ठपर्वणोः। अथ हृदयादिः ॐ नमो नमो हृदयाय नमः ॐ भगवत नमः शिरसे स्वाहा ॐ वासुदेवाय नमः शिखायै वषट्। ॐ नमो नमः कवचायहुं ॐ भगवते नमः नेत्रत्रयाय वौषट्। ॐ वासुदेवाय नमः अस्त्राय फट ।

अथ ध्यानम्

किरीट केयूरमहार्हनिष्कैर्मण्युत्तमालंकृत सर्व गात्रम् ।
पीतांबरं कांचन चित्रनद्ध मालाधरं केशवमभ्युपैमि ॥

એ પ્રમાણે ધ્યાન કરીને દ્વાદશાક્ષર મંત્ર (ॐ नमोभगवते वासुदेवाय) નો જપ કરવાથી શ્રીકૃષ્ણ ભગવાનની કૃપાથી અખંડિત સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

શ્રીમદ્ભાગવતના દ્વાદશ સ્કંધ એ ભગવાનનાં દ્વાદશ અંગ છે.

પ્રથમ સ્કંધ એ ભગવાનનો જમણો ચરણ અને દ્વિતીય સ્કંધ એ ડાબો ચરણ છે, તૃતીય સ્કંધ એ જમણા બાહુનું મૂળ અને ચતુર્થ સ્કંધ એ ડાબા બાહુનું મૂળ છે; પંચમસ્કંધ એ જમણો નિતંબ અને ષષ્ઠ સ્કંધ એ ડાબો નિતંબ છે; સપ્તમ સ્કંધ જમણો હાથ અને દ્વાદશ સ્કંધ ડાબો હાથ છે; અષ્ટમ સ્કંધ જમણો સ્તન અને નવમ સ્કંધ ડાબો સ્તન છે, દશમ સ્કંધ શ્રીહરિનું હૃદય છે, અને એકાદશ સ્કંધ મસ્તક છે. કેટલાક વળી આ પ્રમાણે ગણાવે છે. પ્રથમ તથા દ્વિતીય સ્કંધ એ બે ચરણ, તૃતીય અને ચતુર્થ સ્કંધ બે નિતંબ, પંચમ સ્કંધ કટિ ભાગ, ષષ્ઠ સ્કંધ ગુહ્ય ભાગ, સપ્તમ સ્કંધ પેટ, અષ્ટમ સ્કંધ હૃદય, નવમ સ્કંધ બે હાથના અગ્ર ભાગ, દશમ સ્કંધ મુખ, એકાદશ સ્કંધ લલાટ અને દ્વાદશ સ્કંધ એ મસ્તક છે.

॥ इति शुभम् ॥



भागवत माहात्म्य - भक्ति अने तेना पुत्रो ज्ञान - वैराग्य

# श्रीमद्भागवतमाहात्म्य भाषांतर.

## અધ્યાય ૧ લો.

### ભક્તિ અને નારદનો સમાગમ.

यं प्रव्रजंतमनुपेतमपेतकृत्यं
द्वैपायनो विरहकातर आजुहाव ।
पुत्रेति तन्मयतया तरवोऽभिनेदु–
स्तं सर्वभूतहृदयं मुनिमानतोऽस्मि ॥ १ ॥

જેને કોઇ પણ કર્મ કરવાં રહ્યાં નહીં હતાં એવા જે શુકદેવજી એકલાજ ચાલી નીકળતાં વિરહથી વ્યાકુળ થયેલા વેદવ્યાસજીએ "હે પુત્ર!" એ રીતે ઉંચા સ્વરથી હાકલ કરી હતી અને તે સમયે શુકદેવજીમય થઇને વૃક્ષોએ ઉત્તર આપ્યો હતો. તે સર્વ પ્રાણીઓની અંદર રહેલા શુકમુનિને પ્રણામ કરૂં છું[૧] નૈમિષારણ્યમાં બેઠેલા મોટી બુદ્ધિવાળા સૂતને પ્રણામ કરી કથારૂપી અમૃતરસના સ્વાદમાં કુશળ શૌનક મુનિએ આ પ્રમાણે પૂછ્યુ.[૨]

શૌનક પૂછેછે–અજ્ઞાનરૂપી અંધારાનો નાશ કરવામાં કરોડ સૂર્ય સરખા તેજવાળા હે સૂત! મારા કાનને પરમાનંદ આપે એવી ઉત્તમ કથા કહો.[૩] ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યથી પ્રાપ્ત થયેલો વિવેક શી રીતે વધેછે? અને વૈષ્ણવો માયાના મોહનો ત્યાગ શી રીતે કરેછે?[૪] આ ભયંકર કળિયુગ આવતાં જીવ આસુરપણાને પામેલો છે તે કલેશોથી દુખી થયેલા તે જીવને શુદ્ધ કરવામાં કયો ઉત્તમ ઉપાય છે?[૫] સર્વ સાધનોમાં ઉત્તમ, પવિત્રમાં પવિત્ર અને નિરંતર શ્રીકૃષ્ણની પ્રાપ્તી કરે એવુ જે સાધન હોય તે આ સમયે કહો.[૬] ચિંતામણિ પ્રસન્ન થાય તો લોકનું સુખ આપેછે, ઇંદ્ર પ્રસન્ન થાય તો સ્વર્ગની સંપત્તિ આપે છે અને ગુરૂ પ્રસન્ન થાય તો યોગીઓને પણ દુર્લભ એવો વૈકુંઠલોક આપેછે.[૭]

સૂત કહેછે–હે શૌનક! તમારા ચિત્તમાં પ્રીતિછે તેથી સર્વ સિદ્ધાંતોમાંથી નીકળેલું, સંસારના ભયને નાશકરનાર, ભક્તિના સમુદાયને વધારનાર અને શ્રીકૃષ્ણને પ્રસન્ન કરવામાં જે સાધન છે તે વિચારીને કહુંછુ તે તમે સાવધાન થઇને સાંભળો.[૮-૯] કળિયુગમાં કાળરૂપી સર્પના મોઢાને ગ્રાસ થવાના ત્રાસથી છોડાવવાને માટે શુકદેવજીએ ભાગવત શાસ્ત્ર કહ્યું છે.[૧૦] મનની શુદ્ધિ કરવાસારૂ એ શાસ્ત્રથી ઉત્તમ બીજું કશું સાધન નથી. જન્માંતરનુ પુણ્ય હોય તો ભાગવત મળેછે.[૧૧] પરીક્ષિત રાજાને કથા કહેવાસારૂ શુકદેવજી સભામાં બેઠા ત્યારે અમૃતનો કુંભ લઇને દેવતાએ ત્યાં આવ્યા હતા.[૧૨] પોતાનુ કામ સાધવામાં કુશળ તે સઘળા દેવતાઓએ શુકદેવજીને પ્રણામ કરીને કહ્યું કે–"આ અમૃત લઇને તેના બદલામાં અમને કથારૂપી આ અમૃત આપો.[૧૩] આ પ્રમાણે બદલો કરી આ અમારૂં અમૃત રાજાએ પીવું અને અમો સઘળા શ્રીભાગવતરૂપી અમૃત પીશું."[૧૪] શુકદેવજીએ 'લોકમાં કથા ક્યાં અને અમૃત ક્યાં, મોટો મણિ ક્યાં અને કાચ ક્યાં' એવો વિચાર કરીને તે સમયે દેવતાઓની હાંસી કરી અને તેઓને અભક્ત જાણીને કથારૂપી અમૃત આપ્યું નહીં. શ્રીમદ્ભાગવતની કથા દેવતાઓને પણ દુર્લભ છે.[૧૫-૧૬] તે સમયે પરીક્ષિત રાજાને મોક્ષ થયેલો જોઇ વિસ્મય પામીને બ્રહ્માએ સત્યલોકમાં કાંટો બાંધીને સઘળાં સાધનો તોળ્યાં હતાં ત્યાં બીજાં સાધનો હલકાં થયાં

અને આ શ્રીભાગવત પ્રમાણમાં વધ્યું તે જોઇને સર્વ ઋષિઓ મોટો વિસ્મય પામ્યા.[૧૭-૧૮] પૃથ્વીમાં ભાગવત શાસ્ત્ર પાઠથી અને સાંભળવાથી તુરતજ વૈકુંઠરૂપી ફળ આપે છે અને ભગવદ્રૂપ છે એમ સઘળાઓએ માન્યુ.[૧૯] સાત દિવસ સાંભળવાથીજ સર્વથા મુક્તિ આપનારૂં આ શ્રીભાગવત પૂર્વે સનકાદિકોએ દયા કરીને નારદજીને કહ્યુ હતુ.[૨૦] જો કે નારદજીએ આ શ્રીભાગવત બ્રહ્માની પાસેથી સાંભળ્યુ હતુ તો પણ સનત્કુમારોએ તેમને સપ્તાહ સાંભળવાનો વિધિ કહ્યો હતો.[૨૧]

શૌનક પૂછેછે–લોકોને કજીઓ કરાવવામાં લાગનારા અને કોઇ સ્થળમાં સ્થિર નહી રહેનારા નારદજીને વિધિ સાંભળવામાં પ્રીતિ શાથી થઇ અને સનત્કુમારની સાથે કયા સ્થળમાં સમાગમ થયો હતો.[૨૨]

સૂત કહેછે–આ વિષયમાં ભક્તિથી પોષણ પામેલુ એક કથાનક હુ તમારી પાસે કહીશ કે જે કથાનક શુકદેવજીએ મને શિષ્ય વિચારીને એકાંતમાં કહેલુ છે.[૨૩] એક દિવસે બદરિકાશ્રમમાં નિર્મળ બુદ્ધિવાળા ચાર સનકાદિક સત્સગનેસારૂ આવ્યા હતા ત્યાં નારદજી તેઓના જોવામાં આવ્યા.[૨૪]

સનકાદિકોએ પૂછ્યુ કે–'હે નારદજી! તમારૂ મોઢું રાંક શાથી થયુ છે અને તમે શી ચિતામાં લાગ્યા છો? ઉતાવળા ઉતાવળા ક્યાં જાઓછો અને ક્યાંથી આવ્યા છો.'[૨૫] જેનુ નાણુ જતું રહ્યું હોય એવા માણસની પેઠે હમણાં તમારૂ ચિત્ત થયેલુ જણાય છે. તમે કે જે સગથી છૂટેલા છો તેમને આવી ચિતા થવી ઘટતી નથી માટે તેનુ કારણ કહો.[૨૬]

નારદજી કહેછે–હુ પૃથ્વીને સર્વોત્તમ જાણીને તે ઉપર ફરવા ગયો હતો, પુષ્કર, પ્રયાગ કાશી, ગોદાવરી, હરિદ્વાર, કુરૂક્ષેત્ર, શ્રીરગ અને સેતુબધ ઇત્યાદિક તીર્થોમાં ચારે કોર ફર્યો પણ કોઇ ઠેકાણે મનને સતોષ આપે એવું સુખ જોવામાં આવ્યુ નહી. હમણાં અધર્મના મિત્ર કળીયુગે આ પૃથ્વીને પીડા ઉપજાવેલીછે.[૨૭-૨૯] સત્ય, તપ, પવિત્રતા, દયા કે દાન રહ્યાં નથી. સઘળા જીવ પેટભરા, તુચ્છ, ખોટાબોલા, આળસુ, મંદબુદ્ધિવાળા, મદભાગ્યવાળા અને રોગાદિકથી ઉપદ્રવ પામેલા થઇ ગયાછે. સંતજનો પાખંડોમાં લાગી ગયાછે. વૈરાગીઓ ઘરબારી થયાછે.[૩૦] [૩૧] પ્રત્યેક ઘરમાં સ્ત્રીઓ ધણી થઇ પડેલ છે. લોકોને તેઓના સાળાઓ બુદ્ધિ આપે છે. લોભથી કન્યાઓ વેચાયછે. સ્ત્રીપુરૂષો પરસ્પર વઢેછે.[૩૨] આશ્રમ, તીર્થો અને નદીઓને યવનોએ રોકી દીધાં છે. પૃથ્વીમાં ઘણાંખરાં દેવાલયોનો દુષ્ટ લોકોએ નાશ કરી નાખ્યોછે.[૩૩] કોઇ પુરૂષ યોગી, સિદ્ધ, જ્ઞાની કે સારી ક્રિયા કરનાર રહ્યો નથી. હમણાં કળિરૂપ દાવાનળથી સાધનો ભસ્મ થઇ ગયેલછે.[૩૪] આ કળિયુગમાં દેશમાં રાંધેલાં અન્ન વેચાય છે, બ્રાહ્મણો વેદ વેચે છે અને સ્ત્રીઓ નાણાં લઇને વ્યભિચાર કરે છે.[૩૫] આ પ્રમાણે કળિયુગના દોષ જોતો જોતો હુ પૃથ્વીમાં ફરતાં યમુનાજીને કાંઠે ગયો કે જ્યાં શ્રીકૃષ્ણે લીલા કરી હતી.[૩૬] હે મુનીશ્વરો! ત્યાં એક આશ્ચર્ય મારા જોવામાં આવ્યુ તે સાંભળો. એ સ્થળમાં ખેદ પામેલી એક જુવાન સ્ત્રી બેઠી હતી અને નિશાસા લેતા તથા ભાન વગરના બે વૃદ્ધ પુરૂષ તે સ્ત્રીની પાસે પડેલા હતા. એ સ્ત્રી એ બે પુરૂષોને વારવાર જગાડતી હતી, તેઓની સેવા કરતી હતી. રોતી હતી અને પોતાની રક્ષા કરનાર મળી આવવા સારૂ દશે દિશાઓમાં જોયા કરતી હતી. એ સ્ત્રીને બીજી સેંકડો સ્ત્રીઓ પવન નાખતી હતી. અને વારવાર સમજાવ્યા કરતી હતી.[૩૭-૩૯] એઓને દૂરથી દેખી હુ કૌતુકને લીધે તેઓની પાસે ગયો ત્યાં મને દેખીને તે વિહ્વળ જુવાન સ્ત્રી ઉભી થઇને આ પ્રમાણે બોલી."[૪૦]

સ્ત્રી કહે છે–હે સાધુ! થોડીવાર ઉભા રહો. મારી ચિતાનો પણ નાશ કરો. તમારૂં દર્શન સર્વથા લોકોના દુઃખને હરનાર અને ઉત્તમ છે.[૪૧] ઘણુ કરીને તમારાં વચનથી મારા દુખની શાંતિ થશે. જ્યારે મોટુ ભાગ્ય હોય ત્યારેજ તમારૂં દર્શન મળેછે.[૪૨]

નારદજી કહે છે–તું કોણ છે? આ બે વૃદ્ધ

કોણ છે ? અને કમળસરખાં નેત્રોવાળી આ સ્ત્રીઓ કોણછે ? હે દેવી ! પોતાના દુઃખનું કારણ વિસ્તારથી કહે. [૪૩]

સ્ત્રી કહેછે–હું 'ભક્તિ' એવા નામથી પ્રખ્યાતછું અને આ જ્ઞાન તથા વૈરાગ્ય નામના બે મારા પુત્રો છે, તેઓ કાળના યોગથી જજરા થઇ ગયાછે. [૪૪] આ ગંગાદિક નદીઓ મારી સેવા કરવાનેસારૂ આવેલીછે. આ પ્રમાણે મને દેવતાઓ સેવેછે, તો પણ સુખ મળતુ નથી. [૪૫] હે તપોધન ! હવે તમે ધ્યાન રાખીને મારી વાત સાંભળો. તમારા મનમાં કાંઇપણ ચિંતા છે માટે મારી વાત પણ લાંબી છે તે સાંભળીને સુખ કરો. [૪૬] હું દ્રવિડ દેશમાં ઉત્પન્ન થયેલીછુ, કર્ણાટક દેશમાં અને કોઇ કોઇ સ્થળે મહારાષ્ટ્ર દેશમાં મોટી થઇ છું અને ગુજરાતમાં જીર્ણ થઇ ગઇછું. [૪૭] અને ગુજરાતમાં ભયંકર કળિયુગના યોગથી પાખંડોએ મારાં અંગ ભાંગી નાંખતાં પુત્રોની સાથે ઘણા દિવસ થયા હુ દુબળી અને અશક્ત થઇ ગઇછુ. [૪૮] પાછી હુ હમણાં વૃંદાવનમાં આવી ત્યાં નવીન જેવી, ઉત્તમ રૂપવાળી, જુવાન અને સારી રીતે પ્યારા રૂપવાળી થઇ ગઇછું. [૪૯] પણ આ બે મારા પુત્ર અહી સૂઇ ગયા છે અને પરિશ્રમને લીધે દુઃખ પામે છે. હવેઆસ્થાનછોડી દઇને હું વિદેશમાં જાઊંછું. [૫૦] મારા પુત્રો વૃદ્ધ થઇ ગયા તે દુઃખથી હું પીડાઉંછું. હું શા કારણથી જુવાન થઈ અને આ મારા પુત્ર શા કારણથી વૃદ્ધ થયા ? [૫૧] અમો ત્રણે સાથે ફરીએ છીએ તેમાં આ વિપરીતપણું શાથી થયું ? માતા વૃદ્ધ જોઇએ અને પુત્ર જુવાન જોઇએ. [૫૨] માટે વિસ્મય પામીને હું મારા દેહનો શોક કરૂંછું. હે યોગના ભંડારરૂપ નારદ ! આમાં કારણ શું હશે તે કહો. [૫૩]

નારદજી કહેછે–હે નિર્દોષ ભક્તિ ! મારા દિવ્ય જ્ઞાનથી તારી આ સઘળી વાતનો પત્તો મેળવુંછું તારે ખેદ કરવો નહીં, પ્રભુ તારૂં કલ્યાણ કરશે. [૫૪]

સૂત કહે છે–ક્ષણમાત્રમાં તે વાત જાણી લઇને નારદજી આ પ્રમાણે બોલ્યા.

નારદજી કહે છે–હે સુંદરિ! સાવધાન થઇને સાંભળ. આ કળિયુગ દારૂણ છે તેણે સદાચાર, યોગમાર્ગ અને તપનો લોપ કરી નાંખ્યોછે. લોકો અઘાસુર જેવા થઇ ગયાછે અને તેથી શઠતા તથા નીચ કર્મ કરેછે. [૫૫–૫૬] આ યુગમાં સત્પુરૂષો સીદાય છે અને દુષ્ટ પુરૂષો રાજી થાય છે. જે પુરૂષ ધીરજ ધરે છે. તેજ બુદ્ધિમાન ધીર અથવા પંડિત કહેવાયછે. [૫૭] આ પૃથ્વી પ્રતિવર્ષે અનુક્રમથી શેષનાગને ભાર કરનારી, સ્પર્શ કરવાને અયોગ્ય અને જોવાને પણ અયોગ્ય થતી જાયછે. કોઇ સ્થળેસારૂ જોવામાં આવતુ નથી. [૫૮] હમણાં તારા અને તારા દીકરા સામુ કોઇ જોતું પણ નથી. વિષયોથી અંધ થયેલા લોકોએ ઉપેક્ષા કરવાથી તુ જજરી થઇ ગઇ હતી તે પાછી વૃંદાવનના યોગથી જુવાન અને નવી થયેલી છે. વૃંદાવન ભાગ્યશાળી છે કે જેથી એમાં ભક્તિ નાચે છે. [૫૯–૬૦] અહીં તારા પુત્રોનો કોઇ ઘરાક નહી હોવાથી એઓ જરાવસ્થાને છોડતા નથી, પરંતુ અહીં આ બેને કાંઇક સુખ મળવાથી નિદ્રા આવીછે એમ ધારી શકાય છે. [૬૧]

ભક્તિ કહેછે–આવા અપવિત્ર કળિયુગને પરીક્ષિત રાજાએ કેમ રહેવા દીધો હશે અને કળિયુગની પ્રવૃત્તિ થતાં સઘળો મોટો સાર ક્યાં ગયો? [૬૨] દયાળુ ભગવાન પણ અધર્મને કેમ જોયા કરેછે ? આ મારો સંશય કાપો. મને તમારી વાણીથી સુખ મળ્યુ છે. [૬૩]

નારદજી કહેછે–હે સુંદરી ! તેં મને પૂછ્યું તો હવે પ્રેમથી સાંભળ, તારી પાસે સઘળું કહું છુ. તારૂં દુઃખ જતુ રહેશે. [૬૪] જે દિવસે શ્રી કૃષ્ણ ભગવાન પૃથ્વીને છોડી દઇ સ્વધામમાં પધાર્યાછે તે દિવસથી સર્વ સાધનોનો બાધ કરનારો કળિયુગ આવ્યોછે. [૬૫] એ યુગને પરીક્ષિત રાજાએ દિગ્વિજયના સમયમાં દીઠો હતો. એ યુગ રાંકની પેઠે શરણે આવતાં રાજાએ વિચાર્યું કે "હું ભ્રમરની પેઠે સાર લેનારો છુ, તેથી આ કલિયુગને મારે મારવો નહીં જોઇએ. [૬૬] તપથી, યોગથી કે સમાધિથી જે ફળ મળતું

નથી તે ફળ કળિયુગમાં ભગવાનના કીર્તનમાત્રથી મળેછે." [૬૭] આ પ્રમાણે નિસ્સારપણાની સાથે સારવાળી પણ કળિયુગની ઢબ જોઇને કળિયુગમાં થયેલાં મનુષ્યોના સુખનેસારૂ પરીક્ષિત રાજાએ તેને રાખ્યો છે. [૬૮] હમણાં કુકર્મ થવાને લીધે સર્વમાંથી સાર નીકળી ગયોછે. બીજવગરનાં ફોતરાં જેવા નિસ્સાર પદાર્થો પૃથ્વીમાં રહ્યા છે. [૬૯] બ્રાહ્મણોએ દાણાના લોભથી ઘેર ઘેર અને માણસ માણસની પાસે ભાગવતની કથા કરવા માંડીછે તેથી કથાનો સાર જતો રહ્યોછે. [૭૦] ઘણાંજ અતિભયકર કામ કરનારા, નાસ્તિક અને દારૂણ સ્વભાવના લોકો પણ તીર્થોમાં રહ્યા છે તેથી તીર્થોનો સાર જતો રહ્યો છે. [૭૧] કામ, ક્રોધ, અતિલોભ અને તૃષ્ણાથી અતિ વ્યાકુળ ચિત્તવાળા લોકો પણ તપ કરવા લાગ્યા છે, તેથી તપનો સાર ગયોછે. [૭૨] મનને નહીં જીતવાથી, લોભથી, ઢોંગથી, પાંખડમાં મળવાથી અને શાસ્ત્રોનો અભ્યાસ નહી કરવાથી ધ્યાન તથા યોગનુ ફળ ગયુ છે. [૭૩] પુત્ર ઉત્પન્ન કરવામાં ચતુર અને મુક્તિનાં સાધનોને નહી કરનારા પંડિત લોકો તો પાડાઓની પેઠે પોતાની સ્ત્રીઓની સાથે વિહાર કરે છે. [૭૪] સંપ્રદાયસિદ્ધ વૈષ્ણવપણુ કોઇ સ્થળે રહ્યુ નથી. આ પ્રમાણે સ્થળે સ્થળે વસ્તુઓમાંથી સાર જતો રહ્યોછે. [૭૫] આ યુગનો ધર્મ વર્ત્તે છે માટે તેમાં કોઇનો અપરાધ નથી. એટલા માટે ભગવાન પાસે રહ્યા છતાં પણ અધર્મનુ સહન કરે છે. [૭૬]

સૂત કહેછે–હે શૌનક ! આ પ્રમાણે નારદજીનુ વચન સાંભળી પરમ વિસ્મય પામેલી ભક્તિ આ પ્રમાણે ફરીવાર બોલી તે શ્રવણ કરો. [૭૭]

ભક્તિ કહેછે–હે નારદજી! તમે ધન્ય છો, મારા ભાગ્યથીજ તમારો સમાગમ થયો. જગતમાં સાધુઓનુ દર્શન ઉત્તમ અને સઘળી સિદ્ધિઓ આપનાર છે. [૭૮] તમારૂ માત્રએક વચન સાંભળીને પ્રલ્હાદજીએ જગતમાં માયાને જીતી લીધીછે અને ધ્રુવ પણ તમારીજ કૃપાથી ધ્રુવપદમાં ગયેલછે. આવા દયાળુ, બ્રહ્માનાપુત્ર અને સઘળાં કલ્યાણોના પાત્ર આપને પ્રણામ કરૂં છું. [૭૯]

जयति जगति मायां यस्य कायाधवस्ते
वचनरचनमेकं केवलं चाकलय्य ।
ध्रुवपदमपि यातो यत्कृपातो ध्रुवोऽयं
सकलकुशलपात्रं ब्रह्मपुत्रं नतास्मि ॥ ७९ ॥

ઇતિશ્રીમત્ પદ્મપુરાણના ઉત્તરખંડમાંના શ્રીભાગવતમહાત્મ્યનો 'ભક્તિનારદસમાગમ' નામનો પેહેલો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૨ જો.

### સનકાદિક કુમાર અને નારદનો સંવાદ.

### ॥ नारद उवाच.

वृथा खेदयसे बाले अहो चिंतातुरा कथम् ।
श्रीकृष्णचरणांभोजं स्मर दुःखं गमिष्यति ॥ १ ॥

નારદજી કહેછે–હે સુંદરિ ! અહો ! તું વૃથા ખેદ કરેછે. તુ ચિંતાથી આતુર કેમ થઇ રહીછે ? શ્રીકૃષ્ણના ચરણારવિંદનુ સ્મરણ કર એટલે તારૂ દુઃખ જતું રહેશે. [૧] જેણે કૌરવોના દુઃખથી દ્રૌપદીનું રક્ષણ કર્યું હતુ અને અનેક દુઃખોથી ગોપીઓનું પાલન કર્યું હતુ તે શ્રીકૃષ્ણ ક્યાંય ગયા નથી. [૨] હે ભક્તિ! તુ તો તેમને નિરંતર પ્રાણથી પણ અધિક પ્યારી છે. તારા બોલાવવાથી ભગવાન નીચના ઘરમાં પણ જાય છે. [૩] સત્ય આદિ ત્રણ યુગમાં જ્ઞાન અને વૈરાગ્ય મુક્તિને આપેછે અને કળિયુગમાં તો કેવળ ભક્તિજ પરમાત્માનુ સાયુજ્ય આપે છે. [૪] આ પ્રમાણે નિશ્ચય કરીને ચૈતન્યરૂપ અને પરમાનંદ ચૈતન્યમય મૂર્તિવાળા ભગવાને તને પોતાના જેવાજ રૂપવાળી, સુંદરી અને પ્યારી સરજી છે. [૫] તેં એક સમયે હાથ જોડીને શ્રીકૃષ્ણને પૂછયુ હતુ કે "હું શુ કરૂ ?" ત્યારે તને શ્રીકૃષ્ણે આજ્ઞા કરી હતી કે " તારે મારા ભક્તોનું પોષણ કરવુ." [૬] એ આજ્ઞા તેં સ્વીકારી લીધી, તેથી તે સમયે શ્રીકૃષ્ણ પ્રસન્ન થયા હતા અને તને મુક્તિરૂપ દાસી આપી અને જ્ઞાન તથા વૈરાગ્યરૂપી સહચર આપ્યા. [૭] તુ વૈકુંઠમાં પોતાના રૂપથીજ પોષણ કરે છે અને પૃથ્વીમાં તો ભજનવધારવાને સારૂ તેં છાયારૂપ ધરેલું છે. [૮] મુક્તિ, જ્ઞાન અને

વૈરાગ્યને સાથે લઇ તું પૃથ્વીમાં આવી તે સત્યયુગથી દ્વાપરયુગના અંતસુધી મોટા આનંદથી રહી હતી.[૯] કળિયુગમાં પાખંડરૂપ રોગોની પીડાથી મુક્તિને ક્ષયરોગ થયો તેથી તારી આજ્ઞા લઇને તે તુરત પાછી વૈકુંઠમાંજ ગઇ.[૧૦] પરંતુ તું જ્યારે સ્મરણ કરે છે ત્યારે તે મુક્તિ પાછી અહીં આવે છે અને જાયછે. તેં આ જ્ઞાન તથા વૈરાગ્યને પુત્રરૂપ કરીને પોતાના પડખામાં રાખેલાછે. [૧૧] કળિયુગમાં લોકોએ તારી ઉપેક્ષા કરવાથી તારા પુત્રો મંદ અને વૃદ્ધ થઇ ગયા છે તોપણ તુ ચિંતા છોડી દે, હું ઉપાયનો વિચાર કરૂંછું. [૧૨] હે સુંદરિ! કળિયુગ જેવો કોઇ પણ યુગ નથી, માટે આ યુગમાં ઘેરઘેર અને પ્રત્યેક માણસમાં હું તારૂં સ્થાપન કરીશ. [૧૩] બીજા ધર્મોનો તિરસ્કાર કરાવી તથા મોટા ઉત્સવોને મુખ્ય કરી જો હુ લોકમાં તારી પ્રવૃત્તિ ન કરૂ તો મને હરિનો દાસ સમજવો નહી. [૧૪] આ કળિયુગમાં જે જીવ ભક્તિવાળા થશે તેઓ પાપી હશે તો પણ નિર્ભય થઇને વૈકુંઠ લોકમાં જશે. [૧૫] જેઓના ચિત્તમાં સર્વદા પ્રેમરૂપિણી ભક્તિ વસેછે, તેઓ નિર્મળ થવાને લીધે સ્વપ્નમાં પણ યમને દેખતા નથી. [૧૬] જેઓના ચિત્તમાં ભક્તિ હોય તેઓનો સ્પર્શ કરવામાં પણ પ્રેત, પિશાચ, રાક્ષસ કે અસુર સમર્થ થતા નથી.[૧૭] ભગવાન તપથી, વેદથી, જ્ઞાનથી કે કર્મથી વશ થતા નથી, પણ ભક્તિથીજ વશ થાય છે, તેમાં ગોપીઓ પુરાવારૂપ છે. [૧૮] મનુષ્યોને હજાર જન્મોનાં સત્કર્મોથી ભગવાનમાં ભક્તિ ઉત્પન્ન થાયછે, માટે કળિયુગમાં ભક્તિ મુખ્ય છે. કળિયુગમાં ભક્તિ સર્વોત્તમ છે, ભક્તિથીજ શ્રીકૃષ્ણ પાસે રહેછે. [૧૯] જેઓ ભક્તિનો દ્રોહ કરેછે, તેઓ ત્રણે લોકમાં સીદાય છે. પૂર્વે દુર્વાસા ઋષિ પણ ભક્તોની નિંદા કરવાથી દુઃખ પામ્યા હતા. [૨૦] વ્રત, તીર્થ, યોગ, યજ્ઞ કે જ્ઞાનની કથાઓ કરવાનું કશું પ્રયોજન નથી, એકલી ભક્તિજ મુક્તિ આપનારી છે. [૨૧]

સૂત કહેછે—આ પ્રમાણે નારદજીએ નિર્ણય કરેલા પોતાના માહાત્મ્યને સાંભળી સર્વ અંગોમાં પુષ્ટ થયેલી તે ભક્તિએ નારદજીને આ પ્રમાણે કહ્યું.[૨૨]

ભક્તિ કહેછે.—અહો ! હે નારદ ! તમે ભાગ્યશાળી છો, તમને મારામાં નિશ્ચળ પ્રીતિ છે. હુ તમને કદી છોડીશ નહીં. હું સર્વદા તમારા ચિત્તમાં રહીશ.[૨૩] હે સાધુ ! તમે દયા કરીને ક્ષણ માત્રમાં મારી પીડા મટાડી. હવે મારા પુત્રોને સંજ્ઞા નથી, માટે તેઓને તુરત સચેત કરો. [૨૪]

સૂત કહેછે—ભક્તિનું વચન સાંભળી નારદજીને દયા આવી તેથી જ્ઞાન તથા વૈરાગ્યને હાથના અગ્રથી હલાવી હલાવીને જગાડવા લાગ્યા [૨૫] કાનમાં મોઢું ઘાલીને ઉંચા સાદથી બોલવા લાગ્યા કે “હે જ્ઞાન ! તુરત જાગ્ય ! હે વૈરાગ્ય! તુરત જાગ્ય.” [૨૬] વેદ અને વેદાંતના શબ્દોથી તથા વારવાર ગીતાના પાઠ કરી નારદજીએ જગાડતાં તેઓ માંડ માંડ કરી કેમે ઉઠયા. [૨૭] નેત્રથી નહીં જોતા, બગાસાં ખાતા અને સૂકાં લાકડા જેવા અંગ વાળા એ બે જણા પાછા આળસનેલીધે બગલાની પેઠે પડી ગયા. [૨૮] તેઓને ભૂખથી દુબળા અને પાછા ઉંઘી ગયેલા જોઇને નારદજીને ચિંતા થઇ કે “હવે મારે શુ કરવું ? અહો! નિદ્રા કેમ મટે અને ભારે પ્રબળ વૃદ્ધપણુ પણકેમ મટે ?” આ પ્રમાણે ચિંતા કરતાં તેમણે ભગવાનનુ સ્મરણ કર્યું. [૩૦] તે સમયેજ આકાશવાણી થઇ કે “ હે ઋષિ ! મુ ઞાઓમાં, તમારો ઉદ્યમ સફળ થશે એમાં કાંઈ સંશય નહી. [૩૧] હે નારદ ! એ કામનેસારૂ તમે સત્કર્મ કરો. શીલરૂપી અલંકારવાળા સાધુ પુરૂષો તમને એ સત્કર્મનો ઉપદેશ કરશે. [૩૨] એ સત્કર્મ કરશો એટલે આ બે જણની નિદ્રા અને વૃદ્ધતા જતી રહેશે અને ક્ષણ માત્રમાં ભક્તિ સર્વ સ્થળમાં પ્રસરશે.” [૩૩] આ પ્રમાણે આકાશવાણી સ્પષ્ટ રીતે સર્વ લોકોના સાંભળવામાં આવી. નારદજી વિસ્મય પામીને બોલ્યા કે ‘આમાં કાંઈ સમજાયું નહી.’[૩૪]

નારદજી કહેછે—આ આકાશવાણીએ પણ ગુપ્ત રાખીને કહ્યું તો હવે એ સાધન કયું કરવું કે જેથી આ લોકોનું કાર્ય થાય.[૩૫] એ સત્પુરૂષો

ક્યાં હશે અને શી રીતે સાધનનો ઉપદેશ કરશે? આકાશવાણીએ કહ્યું તે પ્રમાણે મારે આ વિષયમાં શું કરવું ?[૩૬]

સૂત કહે છે–પછી જ્ઞાન તથા વૈરાગ્યને ત્યાંજ રાખીને નારદમુનિ ત્યાંથી નીકળ્યા અને અનેક તીર્થોની યાત્રામાં નીકળી નીકળીને માર્ગમાં મુનીશ્વરોને પૂછવા લાગ્યા.[૩૭] સઘળા મુનીશ્વરો વાત સાંભળી રહેવા માંડયા, પણ કોઇએ નિશ્ચય કરીને કાંઈ કહ્યું નહી. કેટલાએકે 'એ વાત અસાધ્યછે' એમ કહ્યું, કેટલાએકે 'સમજાતું નથી' એમ કહ્યું.[૩૮] કેટલાએક ચૂપ રહ્યા અને કેટલાએક તો ભાગીજ ગયા. ત્રૈલોક્યમાં વિસ્મય આપે એવો મોટો હાહાકાર થઇરહ્યો.[૩૯] વેદ અને વેદાંતના શબ્દોથી અને ગીતાજીના પાઠોથી જગાડતાં પણ જ્યારે ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય ઉઠયાં નહી, ત્યારે લોકો કાનોકાન કહેવા લાગ્યા કે હવે કોઇ બીજો ઉપાય રહ્યો નથી ઋષિઓને પૂછતાં તેઓએ પણ ત્રાસદાયી વાત કરી કે "નારદ જેવા યોગી પણ જે વાતને પોતાથી જાણી શકતા નથી તે વિષે બીજા માણસોથી શું બોલી શકાય."[૪૦-૪૨] પછી ચિંતાથી આતુર થયેલા નારદજી બદરિકાશ્રમમાં આવ્યા અને અહીં તપ કરવું એવો નિશ્ચય કરેછે, ત્યાં કરોડ સૂર્યના સરખી કાંતિવાળા મુનીશ્વર સનકાદિક જોવામાં આવતાં તેઓને નારદજીએ આ પ્રમાણે કહ્યું.[૪૩–૪૪]

નારદજી કહેછે–હમણાં મોટા ભાગ્યને લીધે તમારો સમાગમ થયો, માટે હે સનકાદિક! મારાપર દયા કરીને તુરત કહો.[૪૫] તમો સઘળા યોગી, બુદ્ધિમાન્, બહુશ્રુત, પાંચ વર્ષના બાળક જેવડા લાગતાં છતાં પણ સહુથી વૃદ્ધ, નિરંતર વૈકુંઠમાં રહેનારા, ભગવાનના કીર્તનમાં તત્પર, લીલારૂપી અમૃતરસના પાનથી ઉન્મત્ત અને માત્ર કથારૂપી જીવનવાળા છો.[૪૬–૪૭] તમારા મોઢામાં 'હરિ શરણં છે' એવું વચન નિરંતર વર્ત્તે છે, તેથી તમોને કાળે મોકલેલી જરાવસ્થા બાધ કરતી નથી.[૪૮] પૂર્વે તમારી માત્ર ભ્રકુટી હાલવાથી ભગવાનના દ્વારપાળ તુરત પૃથ્વીમાં પડયા હતા અને તમારીજ કૃપાથી પાછા પોતાનું પદ પામ્યાછે.[૪૯] અહો! ભાગ્યના યોગથી અહીં તમારૂ દર્શન થયું. તમો દયાળુઓએ હું રાંક ઉપર અનુગ્રહ કરવો.[૫૦] આકાશવાણીએ જે કહ્યું તે સાધન કયું? અને તે કેવી રીતે કરવું તે વિસ્તારથી કહો.[૫૧] ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યને શી રીતે સુખ ઉપજે અને પ્રેમપૂર્વક પ્રયત્નથી સર્વ વર્ણોમાં તેઓનું સ્થાપન શીરીતે થાય?[૫૨]

સનત્કુમાર કહેછે–હે નારદજી! ચિંતા નહી કરો, ચિત્તમાં હર્ષ રાખો. આ વિષયમાં સહજ થાય એવો અપૂર્વ ઉપાય છે.[૫૩] હે નારદજી! તમે ધન્ય, વિરક્ત લોકોના શિરોમણિ, સર્વદા શ્રીકૃષ્ણના દાસોમાં અગ્રણી અને યોગમાર્ગના સૂર્યરૂપ છો.[૫૪] ભક્તિનેમાટે તમે પ્રયત્ન કરો તેમાં કાંઈ આશ્ચર્ય માનવા જેવું નથી. સર્વદા ભક્તિનું સ્થાપન કરવું એ શ્રીકૃષ્ણના દાસને ઘટેછે.[૫૫] લોકમાં ઋષિઓએ ઘણા માર્ગો પ્રકટ કરેલા છે, પણ તેઓ શ્રમસાધ્ય અને ઘણું કરીને સ્વર્ગરૂપ ફળ આપનારા છે.[૫૬] જે માર્ગ વૈકુંઠ આપે એવોછે તે તો ગુપ્ત છે અને તે માર્ગનો ઉપદેશ કરનાર પુરૂષ પણ ઘણું કરી ભાગ્યયોગે મળેછે.[૫૭] પૂર્વે આકાશવાણીએ તમને જે સત્કર્મ કહ્યું છે તે હવે ચિત્ત સ્થિર રાખી તથા બુદ્ધિ સ્વચ્છ રાખીને સાંભળો.[૫૮] કેટલાએક દ્રવ્યના, કેટલાએક તપના, કેટલાએક યોગના અને કેટલાએક અધ્યયનના યજ્ઞો છે, પણ તેઓ સઘળા કર્મને સૂચવનારા છે.[૫૯] પંડિતોએ સત્કર્મ સૂચવનાર તો એક જ્ઞાનરૂપી યજ્ઞજ કહેલોછે. અને તે શ્રીમદ્ભાગવતના આલાપરૂપ છે, કે જે શુક આદિ મુનિઓએ ગાયેલછે.[૬૦] ભાગવતની કથા એ ભક્તિ, જ્ઞાન તથા વૈરાગ્યને મોટું બળ આપનાર છે, એ કરવાથી જ્ઞાન તથા વૈરાગ્યનું કષ્ટ ટળીજશે અને ભક્તિને સુખ થશે.[૬૧] સિંહના શબ્દથી નાહારની પેઠે શ્રીમદ્ભાગવતના શબ્દથી આ સઘળા કળિયુગના દોષો નાશ પામશે.[૬૨] એ કરવાથી ઘેર ઘેર અને પ્રત્યેક માણસમાં પ્રેમરસ આપનારી જ્ઞાન તથા વૈરાગ્ય સહિત ભક્તિ ક્રીડા કરશે.[૬૩]

નારદજી કહેછે—વેદ તથા વેદાંતના શબ્દોથી તથા ગીતાજીના પાઠોથી જગાડતાં છતાં પણ જે ભક્તિ, જ્ઞાન તથા વૈરાગ્ય ઉઠયાં નહીં તેઓ શ્રીમદ્ભાગવતનો આલાપ કરવાથી શી રીતે જાગ્રત થશે ? કેમકે ભાગવતની કથા એ તો શ્લોકે શ્લોકે અને પદે પદે વેદનો અર્થ છે.[૬૪–૬૫] સફળ દર્શનવાળા આપ લોકો એ સંશયને કાપો. હે શરણાગત ઉપર પ્રેમ રાખનારાઓ ! એમાં વિલંબ નહીં કરો.[૬૬]

સનકાદિક કહેછે—શ્રીમદ્ભાગવતની કથા વેદ અને ઉપનિષદોના સારમાંથી થયેલીછે, માટે તેમાંથી ફળની ઉત્પત્તિ અત્યંત ઉત્તમ અને જુદા પ્રકારની થાયછે.[૬૭] વૃક્ષના મૂળથી તે અગ્ર પર્યંત રસ વ્યાપી રહ્યોછે પણ તેનો સ્વાદ આવતો નથી, પણ તે રસ ફળમાં એકઠો થઇ જુદો આવેછે ત્યારે જગતને પ્યારો લાગેછે.[૬૮] જેમ દૂધમાં ઘી રહ્યું છે પણ તે સ્વાદ આપતુ નથી અને તેજ ઘી જુદું થાય છે ત્યારે દિવ્ય અને દેવતાઓને પણ રસ આપે એવુ થાયછે,[૬૯] શેરડીમાં પણ મધ્યથી તે મૂળપર્યંત સાકર વ્યાપી રહીછે, પણ તે જુદી પડેછે ત્યારે મીઠી લાગે છે, તેમજ શ્રીમદ્ભાગવતની કથા વિષે પણ સમજવાનુ છે.[૭૦] આ વેદ સમાન શ્રીભાગવત પુરાણ ભક્તિ, જ્ઞાન તથા વૈરાગ્યના સ્થાપનનેવાસ્તેજ પ્રકાશ કરવામાં આવેલુ છે.[૭૧] વેદ તથા વેદાંતમાં પોહોચેલા અને ગીતાજીના કરનાર વેદવ્યાસ અજ્ઞાનરૂપી સમુદ્રમાં મુંઝાતા હતા ત્યારે તમેજ પૂર્વે ચાર શ્લોકનુ ભાગવત કહેલુ છે, જે કે સાંભળવાથી તુરતજ વેદવ્યાસનો મોહ મટી ગયો.[૭૨–૭૩] એ વિષયમાં તમને શાથી વિસ્મય થયોછે કે જેને લીધે પૂછો છો. શ્રીમદ્ભાગવતનું શ્રવણ શોક તથા દુઃખનો નાશ કરનાર છે.[૭૪]

નારદજી કહેછે—હે શેષનાગનાં સઘળાં મુખોએ ગાયેલી કથાને પીનારાઓ ! તમારૂં દર્શન તુરત પાપોને મટાડેછે અને સંસારનાં દુઃખરૂપી દાવાનળોથી પીડાએલાને કલ્યાણ આપેછે, માટે પ્રેમનો પ્રકાશ કરવાનેસારૂં હું તમોને શરણ આવેલોછું.[૭૫] જ્યારે ઘણા જન્મમાં સંપાદન કરેલાં પુણ્યોના ઉદયથી પુરૂષને સત્સંગ મળેછે, ત્યારે અજ્ઞાનથી થયેલા મોહ અને મદરૂપી અંધકારનો નાશ કરી વિવેક ઉદય પામેછે.[૭૬]

भाग्योदयेन बहुजन्मसमार्जितेन
सत्संगमं च लभते पुरुषो यदा वै ।
अज्ञानहेतुकृतमोहमदांधकार–
नाशं विधाय हि तदोदयते विवेकः ॥७६॥

ઇતિશ્રીમત્ પદ્મપુરાણના ઉત્તરખંડમાંના શ્રીમદ્ભાગવતમાહાત્મ્યનો 'કુમાર—નારદ સંવાદ' એવા નામનો બીજો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૩ જો.

### ભક્તિનું કષ્ટ નિવારણ.

॥ नारद उवाच ॥

ज्ञानयज्ञं करिष्यामि शुकशास्त्रकथोज्वलम् ।
भक्तिज्ञानविरागाणां स्थापनार्थं प्रयत्नतः ॥१॥

નારદજી કહેછે—ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યના સ્થાપનનેસારૂ હુ શ્રીભાગવતની કથાથી સુશોભિત જ્ઞાનયજ્ઞ પ્રયત્નથી કરીશ.[૧] એ મોટો યજ્ઞ જ્યાં કરવો જોઇએ તે સ્થળ કહો અને વેદનો પાર પામનારા આપ લોકોએ શ્રીમદ્ભાગવતનો મહિમા કહેવો.[૨] શ્રીમદ્ભાગવતની કથા કેટલા દિવસે સાંભળવી અને તેમાં કયો વિધિ કરવો એ આપ મને કહો.[૩]

સનકાદિક કહેછે—હે નારદજી ! તમે કે જે, નમ્રતાવાળા અને વિવેકી છો તેમની પાસે અમો કહીએછીએ તે સાંભળો. હરિદ્વારની પાસે આનંદ નામનુ એક તટછે.[૪] એ તટમાં અનેક ઋષિઓ રહેછે, તેને દેવ અને લતાઓ સિદ્ધ લોકો સેવે છે. અનેક પ્રકારનાં ઝાડ અને લતાઓ વ્યાપી રહેલછે. વેળુ નવી અને સુકોમળ છે.[૫] એ સ્થળ સોનેરી કમળથી સુશોભિત, રમણીય અને એકાંત દેશમાં છે. એ સ્થળની પાસે રહેલા જીવોના મનમાં વેર રહ્યું નથી.[૬] તમારે એ સ્થળમાં પરિશ્રમ વગર જ્ઞાનયજ્ઞ કરવો. એમ કરવાથી અપૂર્વ અને રસરૂપ કથા થશે.[૭] નિર્બળઅને જરાથી જીર્ણ થઈ ગયેલ જ્ઞાન અને વૈરાગ્ય કે જેઓ

પોતાની પાસેછે, તેઓને આગળ કરીને ભક્તિ ત્યાં આવશે.[૮] જ્યાં ભાગવતની કથા થતી હોય ત્યાં એ ત્રણ આવે એવો નિયમ છે, અને કથાનો શબ્દ સાંભળીને એ ત્રણ જુવાન થઈ જાયછે.[૯]

સૂત કહેછે—આ પ્રમાણે વાતચિત કરી કથાનું પાન કરાવવાનેસારૂ ઉતાવળા એ સનકાદિક નારદજીની સાથે ગંગાજીને કાંઠે આવ્યા.[૧૦] જ્યારે તેઓ એ સ્થળમાં આવ્યા ત્યારે પૃથ્વીમાં, દેવલોકમાં અને બ્રહ્મલોકમાં કોલાહલ થઈ રહ્યો.[૧૧] રસમાં આસક્તિવાળા જે વૈષ્ણવલોકો હતા તેઓ સઘળા શ્રીમદ્ભાગવતરૂપી અમૃત પીવાનેમાટે દોડતાદોડતા પ્રથમજ આવ્યા.[૧૨] ભૃગુ, વસિષ્ઠ, ચ્યવન, ગૌતમ, મેધાતિથિ, દેવલ, દેવરાત, પરશુરામ, વિશ્વામિત્ર, શાકલ, માર્કંડેય, દુર્વાસા, પિપ્પલાદ, યોગેશ્વરો, વ્યાસ, પરાશર, છાયાશુક, જાજલિ, અને જન્હુ આદિક સર્વે મુનિગણો પોતાના પુત્રો, શિષ્યો અને સ્ત્રીઓ સહિત ઘણા પ્રેમથી આવ્યા.[૧૩–૧૪] વેદાંત, વેદ, મંત્ર, તંત્ર, સત્તર પુરાણ અને છ શાસ્ત્ર દેહધારી થઇને આવ્યાં.[૧૫] ગંગા આદિ નદીઓ, પુષ્કર આદિ સરોવર, સર્વે ક્ષેત્રો, સર્વે દિશાઓ, દંડક આદિ વનો, વૃક્ષ તથા પર્વત આદિ, દેવ ગંધર્વ અને કિન્નર લોકો પણ આવ્યા, જે લોકો મોટાઇને લીધે ન આવ્યા તેઓને સમજાવીને ભૃગુ ઋષિ તેડી આવ્યા.[૧૬-૧૭] સર્વેએ શ્રવણની દીક્ષા લીધી અને નારદજીએ સર્વેને ઉત્તમ આસન આપ્યાં. શ્રીકૃષ્ણમાં તત્પર અને સઘળાઓએ વંદન કરેલા સનકાદિક બેઠા.[૧૮] વૈષ્ણવો, વિરક્ત લોકો, સન્યાસીઓ અને બ્રહ્મચારીઓ મુખ્ય ભાગમાં બેઠા અને તેઓની આગળ નારદજી બેઠા.[૧૯] એક ભાગમાં ઋષિઓ, બીજા ભાગમાં દેવતાઓ, ત્રીજા ભાગમાં વેદ તથા ઉપનિષદો, ચોથા ભાગમાં તીર્થો, અને પાંચમા ભાગમાં સ્ત્રીઓ બેઠી.[૨૦] જયશબ્દ, નમ શબ્દ અને શંખોના શબ્દ થઇ રહ્યા. ગુલાલ, શાળ અને ફુલની મોટી વૃષ્ટિ થઇ.[૨૧] કેટલાએક મોટા દેવતાઓ વિમાનોમાં બેસી તે સ્થળમાં સઘળા કલ્પવૃક્ષનાં ફુલથી વધાવવા લાગ્યા.[૨૨]

સૂત કહેછે—આ પ્રમાણે તેઓ સઘળા એકચિત્ત થયા પછી સનકાદિક મહાત્મા નારદજીને શ્રીમદ્ભાગવતનું માહાત્મ્ય કહેવા લાગ્યા.[૨૩]

સનકાદિક કહેછે—હવે તમને શ્રીમદ્ભાગવતનો મહિમા કહીશું, કે જેનું શ્રવણ કરવાથીજ મુક્તિ હસ્તગત થાય છે.[૨૪] શ્રીમદ્ભાગવતની કથા સર્વદા સેવાવી જોઇએ; નિરંતર સેવાવી જોઇએ; કેમકે તેના શ્રવણ માત્રથી ભગવાન્ ચિત્તમાં આવે છે.[૨૫] એ શ્રીભાગવતના શ્લોક અઢાર હજાર છે અને સ્કંધ બાર છે. પરીક્ષિત તથા શુકદેવજીના સંવાદરૂપ તે ભાગવતનું શ્રવણ કરો.[૨૬] જ્યાં સુધી ક્ષણ માત્ર પણ શ્રીભાગવતની કથા કાનપર આવે નહી ત્યાં સુધી પુરૂષ અજ્ઞાનને લીધે આ સંસારચક્રમાં ભમે છે.[૨૭] પુરાણ અને ભ્રાંતિ આપનારાં ઘણાં શાસ્ત્રો સાંભળવાનું શું પ્રયોજન છે? એક ભાગવત શાસ્ત્રજ મુક્તિ આપવાના વિષયમાં ગાજેછે.[૨૮] જેને ઘેર ભાગવતની કથા સર્વદા થતી હોય તેનું ઘર તીર્થરૂપ અને વસનારાઓનાં પાપોનો નાશ કરનાર થાયછે.[૨૯] હજારો અશ્વમેધ અને સૈંકડો વાજપેય શ્રી ભાગવતની કથાના સોળમા ભાગને પણ યોગ્ય નથી.[૩૦] હે બ્રાહ્મણો! જે મનુષ્યો જ્યાં સુધી સારી રીતે શ્રીમદ્ભાગવતની કથા સાંભળે નહી ત્યાં સુધી આ દેહમાં પાપ વસે છે. ગંગા, ગયા, કાશી, પુષ્કર કે પ્રયાગ શ્રીમદ્ભાગવતની કથાના ફળથી સમાનપણું ધરાવી શકતાં નથી.[૩૨] જો પરમગતિની ઇચ્છા હોય તો શ્રીમદ્ભાગવતના અરધા શ્લોકનો અથવા શ્લોકના ચોથા ભાગનો પણ પોતાના મુખથીજ પાઠ કરો.[૩૩] ઓંકાર, ગાયત્રી, પુરૂષ સૂક્ત, ત્રણ વેદ, ભાગવત, દ્વાદશાક્ષર મંત્ર, સૂર્ય, પ્રયાગ, વર્ષરૂપ કાળ, બ્રાહ્મણો, અગ્નિહોત્ર, ગાય, દ્વાદશી, તુલસી, વસંત અને પુરૂષોત્તમ, એઓની વાસ્તવિક ભિન્નતા વિદ્વાનલોકો માનતા નથી.[૩૪-૩૬] જે પુરૂષ નિરંતર અર્થ કરીને ભાગવતશાસ્ત્ર વાંચે છે, તેનાં કરોડ જન્મમાં કરેલાં પાપ નાશ પામેછે. તેમાં સંશય નથી.[૩૭] ભાગવતના શ્લોકના અરધા ભાગનો અથવા ચોથા ભાગનો પણ જે માણસ પાઠ કરે તેને રોજ

રાજસૂય અને અશ્વમેધનું ફળ મળે છે.[૩૮] રોજ ભાગવતની કથા, ભગવાનનું ધ્યાન, તુલસીનું પોષણ અને ગાયોનું સેવન એ સઘળાં સમાન છે. [૩૯] મરણના સમયમાં જે માણસ ભાગવતની વાણી સાંભળે તેને ભગવાન્ પ્રીતિથી વૈકુંઠલોક પણ આપે છે; જે માણસ સુવર્ણના સિંહ સહિત ભાગવતનું પુસ્તક વૈષ્ણવને આપે, તેને ભગવાનની સાયુજ્ય મુક્તિ અવશ્ય મળે છે. [૪૧] જે શઠ માણસે પોતાના જન્મભરમાં ધ્યાન રાખીને જરા પણ શ્રીભાગવતની કથા પીધી નહીં, તેણે ચંડાળની પેઠે અને ગધેડાની પેઠે પોતાનો જન્મ વૃથા કહાડયો, અને પોતાની માને પ્રસવનુ દુઃખ આપ્યુંજ સમજવું. [૪૨] જેણે કાંઇ પણ ભાગવતનું વચન સાંભળ્યું નથી, તે પાપી માણસ જીવતે મુવો કહેલો છે, અને તે પૃથ્વીના ભારરૂપ પશુ જેવા માણસને ધિક્કાર છે, એમ સ્વર્ગમાં દેવાંગનાઓ કહેછે. [૪૩] શ્રીમદ્ભાગવતની કથા જગતમાં દુર્લભ છે. કરોડો જન્મના પુણ્ય યોગથીજ તે કથા મળે છે. [૪૪] એટલા માટે હે યોગના ભંડારરૂપ બુદ્ધિમાન્ નારદજી! પ્રયત્નથી તે કથા સાંભળવી જોઇએ. તેમાં દિવસોનો નિયમ નથી. સર્વદા શ્રવણ કરવુ જોઇએ [૪૫] સત્ય અને બ્રહ્મચર્ય પાળીને સર્વદા શ્રવણ કરવું જોઇએ, પણ તે અશક્ય છે; એટલા માટે શુકદેવજીએ આજ્ઞા કર્યા પ્રમાણે તેમાં વિશેષ સમજવાનું છે. [૪૬] મનની વૃત્તિનો જય, નિયમોનું પાલન અને દીક્ષા લેવાનું બની શકે એટલામાટે સાત દિવસમાં સાંભળવાનું ઠર્યું છે. [૪૭] માઘમાસમાં નિત્ય શ્રદ્ધાપૂર્વક સાંભળવામાં જે ફળ છે, તે ફળ શુકદેવજીએ સાત દિવસ સાંભળવામાં કહેલું છે. [૪૮] મન નહીં જીતાવાને લીધે, રોગને લીધે, પુરૂષોના આયુષ્યના ક્ષયને લીધે, અને કળિયુગમાં ઘણા દોષ છે તેને લીધે સાત દિવસમાં સાંભળી લેવાનું ઠરાવ્યું છે. [૪૯] જે ફળ તપથી, યોગથી કે સમાધિથી પણ થતું નથી, તે સઘળું ફળ સાત દિવસ સાંભળવામાં અનાયાસથી મળે છે. [૫૦] યજ્ઞના કરતાં, વ્રતના કરતાં તપના કરતાં અને તીર્થના કરતાં પણ સર્વદા સપ્તાહ વધારે ગર્જના કરે છે. [૫૧] યોગના કરતાં, ધ્યાનના કરતાં અને જ્ઞાનના કરતાં પણ સપ્તાહ અધિક ગર્જના કરે છે. તેના ગાજવાની શું વાત કરીએ? એ તો ગાજ્યા કરે છે અને ગાજ્યાજ કરે છે. [૫૨]

શૌનક પૂછેછે—હે યોગને જાણનારા! આ કથા તમે આશ્ચર્યરૂપ કહી તો હમણાં જ્ઞાનાદિક ધર્મોનો અનાદર કરી પરબ્રહ્મને સૂચવનારૂં એક ભાગવત પુરાણજ મોક્ષદાયી થયું છે તેનું કારણશું? [૫૩]

સૂત કહેછે—જ્યારે પૃથ્વીને ત્યાગ કરી સ્વધામમાં પધારવાને શ્રીકૃષ્ણ તૈયાર થયા, ત્યારે એકાદશસ્કંધ સાંભળીને ઉદ્ધવજીએ શ્રી કૃષ્ણને આ પ્રમાણે કહ્યું. [૫૪]

ઉદ્ધવજી કહેછે—હે ગોવિંદ! ભક્તોનું કામ કરીને આપ તો પધારશો, પણ મારા મનમાં મોટી ચિંતા છે તે સાંભળીને સુખ આપો. [૫૫] આ ભયંકર કળિયુગ આવ્યોછે તો તેમાં માણસો વધારે ખળ થઈ જશે અને સત્પુરૂષો પણ તેઓના સંગથી જ્યારે ઉગ્ર થઈ જશે, ત્યારે ભારવાળી આ ગાયરૂપ પૃથ્વી કોનો આશ્રય લેશે? હે કમળ સરખાં નેત્રવાળા! તમારા વિના પૃથ્વીનો કોઈ રક્ષક નથી, એટલામાટે સત્પુરૂષો ઉપર કૃપા કરીને તમે પધારોમાં. હે ભક્તવત્સળ! તમે નિરાકાર અને ચૈતન્યમય છતાં પણ ભક્તોનેસારૂજ સગુણ થયાછો. [૫૬–૫૮] તમારો વિયોગ થતાં ભક્તો પૃથ્વીમાં શી રીતે રહી શકશે? નિર્ગુણ બ્રહ્મની ઉપાસનામાં કષ્ટ છે માટે કાંઇક વિચાર કરો. [૫૯]

સૂત કહેછે—આ પ્રમાણે ઉદ્ધવજીનું વચન સાંભળી પ્રભાસમાં ભગવાને વિચાર કર્યો કે "ભક્તોના આશ્રયનેસારૂ મારે શું કરવું?"[૬૦] પછી પોતાનું જે તેજ હતું તે શ્રીમદ્ભાગવતમાં નાંખ્યું અને પોતે અંતર્હિત થઇને શ્રીમદ્ભાગવતરૂપી સમુદ્રમાં પેઠા. [૬૧] એટલામાટે ભાગવત શાસ્ત્ર ભગવાનની વાણીમય મૂર્ત્તિ છે અને તે શ્રવણથી, પાઠથી, સેવનથી અને દર્શનથી પણ પાપોનો નાશ કરનાર છે. [૬૨] એ શ્રીકૃષ્ણેજ સાતદિવસનું શ્રવણ સર્વ સાધનોનો તિરસ્કાર કરીને સર્વથી અધિક ઠરાવ્યું છે. કળિયુગમાં એજ ધર્મ છે. [૬૩]

દુઃખ, દારિદ્રય, દુર્ભાગ્યપણું અને પાપો, એઓને ખોઇ નાંખવાનેસારૂ અને કામ તથા ક્રોધને જીતી લેવાનેમાટે કળિયુગમાં આજ ધર્મ કહેલછે.[૬૪] સાંભળ્યાવિના ભગવાનની માયા કે જે દેવતાઓથી પણ છોડી શકાતી નથી, તે પુરૂષોથી શી રીતે છોડી શકાય ? એટલામાટે સાત દિવસ સાંભળવાનું કહેલુંછે.[૬૫]

સૂત કહેછે—આ પ્રમાણે સપ્તાહ સાંભળવાનો ભારે ધર્મ સનકાદિકોએ સભામાં પ્રકાશ કરવા માંડયો, તે સમયમાં એક આશ્ચર્ય થયું તે કહુંછું. હે શૌનક ! સાંભળો.[૬૬] હે શ્રીકૃષ્ણ ! હે ગોવિંદ ! હે હરે ! હે મુરારે ! હે નાથ ! એવી રીતે વારંવાર ભગવન્નામ બોલતી પ્રેમરૂપ ભક્તિ પોતાના બે જુવાન પુત્રને લઈને તુરત પ્રકટ થઇ.[૬૭] ભાગવતના અર્થરૂપી શણગારવાળી અને અત્યંત સુંદર વેષવાળી તે ભક્તિ આવી તેને સભાસદોએ દીઠી, અને આ સભામાં શી રીતે પેઠી ? તથા મુનિઓના વચમાં શી રીતે આવી ? એમ સર્વે તર્ક કરવા લાગ્યા.[૬૮] તે સમયમાં સનકાદિકોએ કહ્યું કે "આ ભક્તિ હમણાં કથાના અર્થનેલીધે આવીછે." આ પ્રમાણે વચન સાંભળી પોતાના પુત્ર સહિતનમ્રથઇને તેણે સનત્કુમારને આપ્રમાણે કહ્યું.[૬૯]

ભક્તિ કહેછે—હું કળિયુગનેલીધે દુર્બળ થઇ હતી, તોપણ તમે કથાનો રસ પાઇને હમણાંજ પુષ્ટ કરીછે. હવે મારે ક્યાં રહેવું ? તે આજ્ઞા કરો.

સનકાદિક કહેછે—તું કે જે ભક્તોને ગોવિંદ સમાન કરનારી, પ્રેમને મુખ્ય કરનારી અને સંસારરૂપી રોગને હરનારી છે તે હવે સારી રીતે ધૈર્ય રાખીને નિરંતર વૈષ્ણવોનાચિત્તમાં રહેજે.[૭૦–૭૧] આમ કરવાથી લોકમાં કળિયુગના દોષ પ્રબળ છતાં પણ તેઓ તારી સામું જોઈ પણ શકશે નહીં.

સૂત કહેછે—આ પ્રમાણે તેઓએ આજ્ઞા કરી કે તેજ સમયે ભક્તિ ભગવાનના દાસોના ચિત્તમાં જઇને રહી.[૭૨] જેઓના ચિત્તમાં શ્રીકૃષ્ણની મુખ્ય ભક્તિ વસેછે, તેઓ નિર્ધન છતાં પણ સઘળા લોકમાં ધન્ય છે. ભક્તિરૂપ દોરીથી બંધાએલા ભગવાન પણ પોતાના લોકને છોડીને સર્વથા તેઓના ચિત્તમાંજ પ્રવેશ કરેછે.[૭૩] હવે પૃથ્વીમાં પરબ્રહ્મરૂપ ભાગવતનો આથી અધિક મહિમા અમો તમને શું કહીએ ? ભાગવતના આશ્રયથી વક્તા અને શ્રોતાને પણ ભગવત્સમાનપણું પ્રાપ્ત થાયછે એમ કહેલું છે, ત્યારે પછી બીજા ધર્મોનું કશું પ્રયોજન નથી.[૭૪]

> भूमौघ ते किमधिकं महिमानमेवं
> ब्रह्मात्मकस्य भुवि भागवताभिधस्य ।
> यत्संश्रयान्निगदिते लभते सुवक्ता
> श्रोतापि कृष्णसमतामलमन्यधर्मैः ॥ ७४ ॥

ઈતિ શ્રીમદ્ પદ્મપુરાણના ઉત્તરખંડમાંના શ્રીભાગવતમાહાત્મ્યનો 'ભક્તિ કષ્ટ નિવર્તન' એવા નામનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૪ થો.

### આત્મદેવ બ્રાહ્મણનો મોક્ષ.

॥ सूत उवाच ॥

> अथ वैष्णवचित्तेषु दृष्ट्वा भक्तिमलौकिकीं ।
> निजलोकं परित्यज्य भगवान् भक्तवत्सलः ॥१॥

સૂત કહેછે—પછી ભક્તવત્સલ, વનમાળા ધરનારા, ઘનશ્યામ, પીળાં વસ્ત્રવાળા, મનોહર, કટિમેખળાના ઘેરાવથી સુંદર, શોભીતાં મુકુટ અને કુંડલવાળા, ત્રિભંગથી દીપતા, સુંદર કૌસ્તુભ મણિથી શોભતા, કરોડ કામદેવ સરખા રૂપાળા, હરિચંદનથી ચરચાયેલા, પરમ આનંદ અને ચૈતન્યરૂપ મૂર્ત્તિવાળા, મધુર અને મુરલીને ધરનારા ભગવાને વૈષ્ણવોના ચિત્તમાં અલૌકિક ભક્તિ જોઇને તેઓનાં નિર્મળ હૃદયોમાં પ્રવેશ કર્યો.[૧–૪] વૈકુંઠવાસી ઉદ્ધવજી આદિ વૈષ્ણવો તે કથા સાંભળવાનેમાટે ગુપ્ત રૂપથી બેઠા.[૫] તે સમયમાં જયજય શબ્દ, રસની અલૌકિક પુષ્ટિ, ગુલાલ તથા ફૂલની વૃષ્ટિ અને શંખનાદ વારંવાર થયા.[૬] તે સભામાં બેઠેલાઓને દેહ, ઘર અને પોતાના સ્વભાવનું વિસ્મરણ થઈ ગયું. એવી એ લોકોની તન્મય અવસ્થા જોઇને નારદજી બોલ્યાકે "હે મુનીશ્વરો ! આજ સપ્તાહનો મહિમા મેં અલૌકિક જોયો. આ સભામાં સઘળા મૂઢ, શઠ અને પશુપક્ષીઓ પણ અત્યંત નિષ્પાપ થઇ ગયાં.[૭–૮]

કળિયુગમાં પવિત્ર અને ચિત્તને શુદ્ધ કરવાર સપ્તાહ વિના બીજું કાંઈ નથી. પાપના સમૂહને નાશ કરનાર કથા સમાન પૃથ્વીમાં બીજું કોઇ નથી.[૯] કથારૂપી સાત દિવસના યજ્ઞથી કોણ કોણ શુદ્ધ થાયછે તે મને કહો. આપ કૃપાળુઓએ જગતના હિતનો વિચાર કરી આ કોઈ નવા માર્ગનો પ્રકાશ કર્યોછે.[૧૦]

સનકાદિક કહેછે—જે માણસો સર્વદા પાપ કરનારા, સદાદુરાચારમાં લાગેલા, કુમાર્ગે જનારા, ક્રોધરૂપ અગ્નિથી બળેલા, કુટિલ અને કામી હોય તેઓ પણ કળિયુગમાં સપ્તાહરૂપી યજ્ઞથી પવિત્ર થાયછે.[૧૧] સત્ય વગરના, માતા પિતાને દૂષણ આપનારા, તૃષ્ણાથી વ્યાકુળ, આશ્રમના ધર્મથી રહિત, ઢોંગી, મત્સરવાળા અને હિંસા કરનારા હોય તેઓ પણ કળિયુગમાં સપ્તાહરૂપી યજ્ઞથી પવિત્ર થાયછે.[૧૨] પાંચ મહાપાપ કરનારા, છળકપટ કરનારા, ક્રૂર, પિશાચની પેઠે નિર્દય, બ્રાહ્મણના ધનથી પુષ્ટ થયેલા અને વ્યભિચાર કરનારા હોય તેઓ પણ કળિયુગમાં સપ્તાહરૂપી યજ્ઞથી પવિત્ર થાયછે.[૧૩] જે શઠ લોકો કાયાથી, વાણીથી અને મનથી પણ બળાત્કારે પાપ કરતા હોય, પરધનથી પુષ્ટ, મલિન અને દુષ્ટ અંતઃકરણવાળા હોય, તેઓ પણ કળિયુગમાં સપ્તાહરૂપી યજ્ઞથી પવિત્ર થાયછે.[૧૪] આ વિષયમાં એક જૂનો ઇતિહાસ તમારી પાસે કહીશું કે જેને સાંભળવા માત્રથી પાપનો નાશ થાયછે.[૧૫] પૂર્વે તુંગભદ્રા નદીને કાંઠે એક ઉત્તમ નગર હતું, તેમાં સઘળા વર્ણો સ્વધર્મથી સત્ય અને સત્કર્મમાં તત્પર હતા.[૧૬] એ નગરમાં સઘળા વેદોમાં કુશળ, શ્રૌત તથા સ્માર્ત્ત કર્મોમાં પોહોચેલ, બીજા સૂર્ય જેવો અને ભીખારીછતાં પણ જગતમાં ધનવાન કહેવાતો એક આત્મદેવનામે બ્રાહ્મણ હતો. તેની સ્ત્રીનું નામ ધુંધુલી હતું. એ ધુંધુલી નિરંતર પોતાની વાત રાખનારી, સુંદરી, ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલી, લોકોની વાતો કરવામાં પ્રીતિ રાખનારી, ક્રૂર, ઘણું કરી બહુ બોલનારી, ઘરના કામકાજમાં શૂરવીર, લોભી અને કજીયો કરવાથી રાજી થાય એવી હતી.[૧૭-૧૯] આ પ્રમાણે પ્રેમથી એ સ્ત્રીપુરૂષ રહેતાં હતાં અને રમતાં હતાં; પણ તેઓને ધન, વૈભવ કે ઘર આદિથી કાંઈ પણ સુખ થતું ન હતું.[૨૦] પછી તેઓએ સંતાનનેમાટે ધર્મ કરવાનો આરંભ કર્યો. રંક લોકોને સર્વદા ગાય, પૃથ્વી, સુવર્ણ અને વસ્ત્ર આપવા લાગ્યાં.[૨૧] તેઓએ પોતાનું અરધું ધન વાપરી નાંખ્યું, તો પણ દીકરો કે દીકરી કાંઈ પણ થયું નહીં. તેથી તે બ્રાહ્મણ બહુજ ચિંતાથી આતુર થયો.[૨૨] એક દિવસે એ બ્રાહ્મણ દુઃખનેલીધે ઘર છોડીને વનમાં ગયો, ત્યાં મધ્યાન્હકાળે તરસ્યો થવાથી તળાવ ઉપર આવ્યો.[૨૩] પ્રજાના દુઃખથી મુંઝાયેલો એ બ્રાહ્મણ પાણી પીને બેઠો ત્યાં થોડીવારમાં ત્યાંજ કોઈ સન્યાસી આવી નીકળ્યો.[૨૪] પાણી પી રહેલા એ સંન્યાસીને જોઈ બ્રાહ્મણ તેની પાસે ગયો. ને તેના પગમાં પડીને નિસાસા મૂકતો સામો ઉભો રહ્યો.[૨૫]

સંન્યાસી કહેછે—હે બ્રાહ્મણ! તું કેમ રૂવેછે? તને આવી મોટી શી ચિંતા છે? તને દુઃખનું કારણ જે હોય તે તું મને તુરત કહે.[૨૬]

બ્રાહ્મણ કહેછે—હે ઋષિ! મારાં પૂર્વ જન્મનાં પાપથી થયેલાં દુઃખની વાત શું કરૂં? મારા પૂર્વજો જરા ઉનું પાણી પીએછે.[૨૭] દેવતા અને બ્રાહ્મણો મારાં આપેલાં અન્નાદિકને પ્રીતિથી લેતા નથી. હું સંતાનની પીડાથી મુંઝાઇને અહીં પ્રાણ છોડી દેવા આવ્યોછું.[૨૮] પ્રજાવગરના જીવિતને ધિક્કાર છે, પ્રજાવગરના ઘરને ધિક્કાર છે, સંતાન વગર માણસના ધનને ધિક્કાર છે, સંતાન વગર કુળને પણ ધિક્કારછે.[૨૯] જે ગાયને હું પાળું તે ગાય સર્વથા વાંઝણીજ રહેછે, જે ઝાડને હું વાવુંછું, તે ઝાડ વાંઝીયુંજ રહેછે.[૩૦] જે ફળને હું મારે ઘેર લાવુંછું તે ફળ પણ તુરત સૂકાઈ જાયછે. એટલામાટે હું કે જે નિર્ભાગ્ય અને સંતાનરહિતછું. તેને જીવવાનું શું પ્રયોજનછે?[૩૧]

સનકાદિક કહેછે—આ પ્રમાણે બોલી દુઃખથી પીડાયેલો તે બ્રાહ્મણ એ સંન્યાસીના પડખામાં ઉંચે સાદે રોવા લાગ્યો. તે સમયમાં એ સંન્યાસીના ચિત્તમાં મોટી દયા આવી.[૩૨] એ યોગીએ તે બ્રાહ્મણના કપાળમાં જે અક્ષરોની પંક્તિ હતી

તે વાંચી. બધું જાણી લઈને પછી સંન્યાસીએ વિસ્તારથી આ પ્રમાણે કહ્યું.[૩૩]

સંન્યાસી કહેછે—પ્રજાની ઈચ્છારૂપી અજ્ઞાન છોડી દે, કર્મની ગતિ બળવાન છે, વિવેક રાખીને સંસારની વાસના મૂકી દે.[૩૪] હે બ્રાહ્મણ! સાંભળ. હમણાં મે તારૂં પ્રારબ્ધ જોઈ લીધું. સાત જન્મ સુધી તને પુત્ર નથી, નથી અને નથીજ.[૩૫] પૂર્વે સગર રાજાને તથા અંગરાજાને સંતાનથીજ દુઃખ થયું હતુ. હે બ્રાહ્મણ! કુટુંબની આશા છોડી દે. સર્વથા સંન્યાસમાંજ સુખછે.[૩૬]

બ્રાહ્મણ કહેછે—મારે વિવેક રાખીને શું કરવાનુંછે? બળાત્કારથી પણ પુત્ર આપો. નહીં આપો તો શોકથી વ્યાકુળ થયેલો હું તમારી આગળ પ્રાણનો ત્યાગ કરૂંછું[૩૭] પુત્રાદિકના સુખ વગરનો આ સંન્યાસ સૂકોજછે. દીકરા પોતરાવાળો ગૃહસ્થાશ્રમ જગતમાં સરસછે.[૩૮]

સનકાદિક કહેછે—આ પ્રમાણે બ્રાહ્મણનો આગ્રહ જોઈ તે સંન્યાસી બોલ્યો કે "દૈવે લખેલી રેખાટાળવાથી ચિત્રકેતુ રાજાનેકષ્ટથયુ હતું.[૩૯] જેના ઉદ્યમને દૈવે તોડી નાંખ્યો હોય તે માણસની પેઠે તું પુત્રથી સુખ પામીશ નહીં. તુ વૃથા હઠ કરેછે. તુ કે જે અર્થિ છે તેને હું શું કહુ?"[૪૦] પછી તે બ્રાહ્મણનો આગ્રહ જોઈ તે બ્રાહ્મણને એ સંન્યાસીએ એક ફળ આપ્યુ, અને કહ્યું કે "આ ફળ તારી સ્ત્રીને ખવરાવજે જેથી પુત્ર પ્રાપ્ત થશે.[૪૧] તારી સ્ત્રીએ એક વર્ષ સુધી સત્ય, પવિત્રતા, દયા અને દાન રાખ્યા કરવાં, તથા એક અન્ન જમવું. આમ કરવાથી અતિ નિર્મળ પુત્ર આવશે."[૪૨] આટલું કહીને તે સન્યાસી ગયો, અને આત્મદેવ બ્રાહ્મણ પોતાને ઘેર આવ્યો. સ્ત્રીના હાથમાં ફળ આપીને પોતે કયાંક ગયો.[૪૩] તેની જુવાન સ્ત્રી કુટિલ હતી, તે સખીનીપાસેરોવાલાગીકે "અહો! મને ચિંતા ઉત્પન્ન થઈ, હુ તો ફળનહીં ખાઉં.[૪૪] ફળ ખાવાથી ગર્ભ રહે, ગર્ભ રહેવાથી પેટ વધે, પેટ વધવાથી થોડું ખવાય અને થોડું ખાવાથી અશક્તિ થાય, તો પછી ઘરનાં કામ કેમ થઈ શકે?[૪૫] દૈવથી કદાચ ગામમાં ધાડ પડે તો ગર્ભવાળી સ્ત્રીથી શીરીતે ભાગી શકાય? પેટમાં પોપટની પેઠે ગર્ભ રહે, એટલે તેને પેટમાંથી શીરીતે કઢાય?"[૪૬] કદાચ ગર્ભ આડો આવી જાય તો મારૂં મોત થઈ જાય; જણતાં દારૂણ દુઃખ થાય, તે હું કોમળ અંગવાળી શી રીતે ખમીશકું?[૪૭] હું અશક્ત થાઉં એટલે નણંદ મારૂં બધું લઇ જાય. સત્ય અને પવિત્રતા આદિ નિયમ પાળવા પણ કઠણ જણાયછે.[૪૮] જણનારીને છોકરૂં રમાડવામાં તથા ઉછેરવામાં ઘણું દુઃખ થાય છે. વાંઝણી કે વિધવા સ્ત્રીજ સુખયણ છે એવો મારો નિશ્ચય છે."[૪૯] આ પ્રમાણે કુતર્ક કરીને ધુંધુલીએ તે ફળ નજ ખાધું. પતિએ ફળ ખાધાનું પૂછ્યું, ત્યારે તેણે કહ્યું કે 'મે ખાધું.'[૫૦] એક દિવસે ધુંધુલીની બેન પોતાની ઇચ્છાથી ધુંધુલીને ઘેર ગઇ. તેની પાસે ધુંધુલીએ સઘળી વાત કરી કે "આ મને મોટી ચિંતા થઇ છે.[૫૧] હે નાની બેહેન! એ દુઃખથી હું દુબળી થઇ ગઇ છું. હવે શું કરૂં?" બેહેને કહ્યુંકે "મને ગર્ભ છે તે હું જણીશ ત્યારે તને આપીશ.[૫૨] ત્યાંસુધી ગર્ભિણીપણાનો ઢોંગ કરી તું ઘરમાં સુખથી રહે. મારા ધણીને તું નાણું આપજે એટલે તે તને બાળક દેશે.[૫૩] છ મહીનાનો બાળક મરીગયો એમ લોકમાં બોલશું. હું રોજ તારે ઘેર આવી તે બાળકનું પોષણ કરીશ.[૫૪] તું હમણાં પરીક્ષાનેમાટે ગાયને ફળ ખવરાવ." ધુંધુલીએ સ્ત્રીના સ્વભાવ પ્રમાણે તે સઘળું કર્યું.[૫૫] પછી સમય આવતાં ધુંધુલીની બેહેનેજણ્યું. તેના બાપે તે બાળક લાવીને એકાંતમાં ધુંધુલીને આપ્યો.[૫૬] ધુંધુલીએ પોતાના ધણી પાસે કહ્યું કે "કષ્ટ્યા વગર બાળક જન્મ્યો." આત્મદેવને દીકરો આવ્યો જાણીને લોકો રાજી થયાં.[૫૭] આત્મદેવે જાતકર્મ સંસ્કાર કરીને બ્રાહ્મણોને દાન આપ્યાં. તેના દ્વારમાં ગીત અને વાજિંત્રના શબ્દ થઇ રહ્યા અને મોટું મંગળ વર્ત્યું.[૫૮] ધુંધુલીએ પોતાના ધણીને કહ્યું કે "મારા સ્તનમાં દૂધ નથી અને બીજી કોઇ સ્ત્રીના દૂધથી હું બાળકને શી રીતે ઉછેરૂં?[૫૯] મારી બેહેનેજણ્યું છે અને તેનો છોકરો મરી ગયો છે માટે તેને બોલાવીને ઘરમાં રાખો, એટલે તે આ બાળકનું પોષણ

કરશે." ૬૦ આત્મદેવે પુત્રના રક્ષણનેસારૂ તે પ્રમાણે સઘળું કર્યું અને પુત્રની માના નામ ઉપરથી પુત્રનું 'ધુંધુકારી' એવું નામ રાખ્યું. ૬૧ પછી ત્રણ મહિના જતાં તે ગાયે એક બાળકને જન્મ આપ્યો. એ બાળક સર્વ અંગોમાં રૂપાળો, દિવ્ય અને સોના જેવી કાંતિવાળો હતો. ૬૨ તેને જોઇ રાજી થયેલા આત્મદેવે તેના સંસ્કાર પોતે કર્યા. એ વાતને આશ્ચર્યરૂપ માની સર્વે લોકો જોવાને માટે આવ્યા. ૬૩ એઓ બોલવા લાગ્યા કે "જુઓ હમણાં આત્મદેવનો ભાગ્યોદય થયો. ગાયે દેવરૂપી બાળક જણ્યો એ આશ્ચર્ય છે. ૬૪ આ રહસ્ય વાત દૈવ યોગથી કોઇના પણ જાણવામાં આવી નહીં. એ ગાયના પુત્રના કાન ગાયના સરખા જોઇને તેનું 'ગોકર્ણ' નામ રાખ્યું. ૬૫ ગોકર્ણ પંડિત તથા જ્ઞાની થયો; અને ધુંધુકારી તો મહાખળ, અભક્ષ્ય ખાનાર, ક્રોધી, દુષ્ટદાન લેનાર, શબના લાડુ લેનાર, ચોર, સર્વ લોકોનો દ્વેષી, પરાયા ઘરને સળગાવનાર અને સ્નાન પવિત્રતા તથા ક્રિયાઓથી રહિત થયો. હિંસા કરનાર, શસ્ત્રધારી, દીન તથા આંધળાંઓને પીડનાર, નિરંતર ચાંડાળો સાથે પ્રેમ રાખનાર, તથા દુષ્ટ લોકોના સંગથી હાથમાં પાશ રાખનાર એ ધુંધુકારી રમાડવાના બાહાનાથી ગામનાં છોકરાંઓને પકડી તુરત કુવામાં નાંખવા લાગ્યો. ૬૬ ૬૭ તેણે વેશ્યાના કુસંગથી બાપના ધનનો નાશ કરી નાંખ્યો. એક દિવસે માબાપને માર મારીને ઘરનાં વાસણ પોતે લઇ ગયો. ૭૦ નાણાંવિનાનો તેનો બાપ બિચારો ઉંચા સાદથી રોવા લાગ્યો કે "વાંઝીયાપણું સારૂં હતું, કુપુત્ર તો દુઃખદાયી છે. ૭૧ હું ક્યાં રહું? ક્યાં જાઉં? મારૂં દુઃખ કોણ મટાડે? દુઃખનેલીધે પ્રાણ છોડી દઉં. હાય! મને કષ્ટ આવી પડ્યું." ૭૨ તે સમયમાં જ્ઞાનવાળા ગોકર્ણે આવીને વૈરાગ્ય દેખાડી પિતાને બોધ આપ્યો કે "આ સંસાર અસાર, દુઃખરૂપી અને મુંઝવનાર છે. દીકરો કોનો અને ધન કોનું? જેને સ્નેહ હોય તે નિરંતર બળ્યા કરેછે. ૭૩-૭૪ ઇંદ્રને કે ચક્રવર્તિ રાજાને પણ કાંઇ સુખ નથી. સુખતો વૈરાગ્યવાળા અને એકાંતમાં રહેનારા મુનિને છે. ૭૫ પ્રજારૂપ અજ્ઞાન છોડી દો. મોહથી નરકની ગતિ થાયછે. આ દેહ પડી જશે માટે સઘળું છોડી દઇને વનમાં જાઓ." ૭૬ ગોકર્ણનું વચન સાંભળી, જવાની ઈચ્છાવાળો આત્મદેવ બોલ્યો કે "હે બાપ! વનમાં શું કરવું તે તું વિસ્તારથી કહે. ૭૭ હું કે જે શઠ છું, તે કર્મયોગથી સ્નેહરૂપી પાશોવડે બંધાઈને ઉંડી ખાડમાં પડીગયો છું, અને વળી પાંગળો છું, માટે હે દયાના ભંડારરૂપ! મને આ ખાડમાંથી કહાડ." ૭૮

ગોકર્ણ કહેછે–હાડકાં, માંસ અને લોહીથી ભરેલા દેહમાં તમે અભિમાન છોડી દો. સર્વદા સ્ત્રી અને પુત્રાદિકમાંથી મમતા મુકીદ્યો. આ જગત્ ક્ષણભંગુર છે એવો નિરંતર વિચાર કરો. વૈરાગ્યમાં રસિક થઈ ભક્તિમાં નિષ્ઠા રાખો. ૭૯ નિરંતર ધર્મનું સેવન કરો. લોકોના ધર્મોનેછોડીદ્યો. સાધુ પુરૂષોનું સેવન કરો. વિષયોની તૃષ્ણાનો ત્યાગ કરો. બીજાના ગુણદોષના વિચારને તુરત છોડી દઇ ભગવત્સેવાની કથાના રસને અત્યંત પીઓ. ૮૦

સૂત કહેછે–જેને સાઠ વર્ષ થઇ ગયાં હતાં એવો એ આત્મદેવ એ પ્રમાણે દીકરાના કહેવાથી ઘર છોડી વનમાં ગયો, ચિત્ત સ્થિર રાખી પ્રત્યેક દિવસે ભગવત્સેવામાં તત્પર રહ્યો અને દશમસ્કંધના પાઠના નિત્યનિયમથી શ્રીકૃષ્ણને પામ્યો. ૮૧

**एवं सुतोक्तिवशतोऽपि गृहं विहाय**
**यातो वनं स्थिरमतिर्गतषष्टिवर्षः ।**
**युक्तो हरेरनुदिनं परिचर्ययासौ**
**श्रीकृष्णमाप नियतं दशमस्य पाठात् ॥८१॥**

ઇતિ શ્રીમદ્ પદ્મપુરાણના ઉત્તરખંડમાંના ભાગવત માહાત્મ્યનો 'વિપ્રમોક્ષ' એવા નામનો અધ્યાય ચોથો સંપૂર્ણ.

# અધ્યાય ૫ મો.

## ગોકર્ણ વર્ણન.

॥ सूतउवाच ॥

**पितर्युपरते तेन जननी ताडिता भृशम् ॥**
**क वित्तं तिष्ठते ब्रूहि हनिष्ये लत्तया न चेत् ॥१॥**

સનકાદિક કહે છે–પિતા મરી ગયા પછી ધુંધુકારીએ પોતાની માને બહુજ મારવા માંડી, અને કહ્યું કે 'નાણું ક્યાંછે? બોલ. નહીં બોલીશ તો લાત મારીશ.[1] આ પ્રમાણે તેના વચનના ત્રાસથી ધુંધુલી પુત્રના દુ:ખનેલીધે રાતે કુવામાં પડી અને તેથી તે મરી ગઈ.[2] ગોકર્ણ તો તીર્થયાત્રાનેસારૂ નીકળી ગયેલ અને યોગમાંજ રહ્યા. તેને સુખ, દુ:ખ, વૈરી કે બાંધવ કોઇ હતુંજ નહીં.[3] ધુંધુકારી પાંચ વેશ્યાઓને લઇને ઘરમાં રહ્યો. અતિ ઉગ્ર કર્મ કરવા લાગ્યો અને વેશ્યાઓના પોષણમાંજ મૂઢ બની રહ્યો.[4] એક દિવસે તે વેશ્યાઓને ઘરેણાંની ઇચ્છા થતાં કામથી અંધ અને મૃત્યુનું સ્મરણ નહીં કરતો ધુંધુકારી ઘરેણાં લેવાને ઘરથી બાહાર નીકળ્યો.[5] જ્યાંત્યાંથી નાણું લઇ પાછો ઘેર આવ્યો અને વેશ્યાઓને વસ્ત્ર તથા કેટલાંક ઘરેણાં આપ્યાં.[6] ઘણું ધન એકઠું થયું જોઇ રાતમાં વેશ્યાઓએ વિચાર કર્યો કે "આ રોજ ચોરી કરેછે તેથી રાજા એને પકડશે અને નાણું લઇ લેઇને આને મારી નાખશે એ નિશ્ચય છે. એટલા માટે નાણાના રક્ષણ સારૂ આપણેજ છાની રીતે શા માટે નહીં મારવો? [7-8] આને મારી ધન લઇને આપણે ગમે ત્યાં જઈશું." એવો નિશ્ચય કરી સૂતેલા ધુંધુકારીને રસીઓથી બાંધ્યો, અને તેના ગળામાં ફાંસી નાખીને મારી નાંખવા લાગી. ધુંધુકારી તુરત ન મુવો, ત્યારે વેશ્યાઓને ચિંતા થઇ.[9-10] પછી વેશ્યાઓએ ધગધગતા અંગારા તેના મોઢામાં નાંખ્યા. અગ્નિની જ્વાળાના અતિ દુ:ખથી વ્યાકુળ થઈને ધુંધુકારી મરી ગયો.[11] બહુજ સાહસ કરનારી વેશ્યાઓએ તેના શબને ખાડામાં દાટી દીધું. આ વાતની કોઇને પણ ખબર ન પડી.[12] લોકોએ પૂછતાં વેશ્યાઓએ ઉત્તર આપ્યો કે "અમારો પ્યારો ધનના લોભનેલીધે દૂરદેશમાં ગયો છે તે આ વર્ષમાં આવશે."[13] મરેલી સ્ત્રીઓનો પણ વિશ્વાસ સમજુ પુરૂષે નહીં કરવો જોઇએ. જે મૂઢ સ્ત્રીઓના વિશ્વાસમાં રહેછે, તે દુ:ખથી પીડાયછે.[14] સ્ત્રીઓ કે જેઓનું વચન અમૃતમય અને કામી લોકોને રસવધારનાર હોય છે, પણ હૃદય તો સજૈયાની ધાર જેવું હોયછે તેવી સ્ત્રીઓને કોણ પ્યારો હોય?[15] ઘણા પતિવાળી તે વેશ્યાઓ નાણું લઇને જતી રહી, અને ધુંધુકારી કુકર્મનેલીધે મોટો પ્રેત થયો.[16] વંટોળીઆનું રૂપ ધરનાર, નિરંતર દશેદિશામાં દોડતો, ટાઢ તથા તડકાથી પીડાતો, ભૂખ્યો, તરસ્યો અને 'હાય દૈવ, હાય દૈવ' એમ વારંવાર બોલતો એ પ્રેત ક્યાંય રક્ષણ પામતો નહતો. કેટલેક કાળે લોકોના કહેવાથી ગોકર્ણે તેને મુવેલો જાણ્યો.[17-18] તેને અનાથ જાણીને ગોકર્ણે ગયા શ્રાદ્ધ કર્યું, અને પોતે જે જે તીર્થમાં જાયછે ત્યાં શ્રાદ્ધ કરવા માંડયુ.[19] આ પ્રમાણે ફરતાં ગોકર્ણ પોતાના ગામમાં આવ્યા. બીજાઓને તેની ખબર ન પડી અને પોતે ઘરના આંગણામાં સૂતા.[20] તે પોતાના ભાઇને સૂતેલ જાણી ધુંધુકારીએ મધરાતે પોતાનું મહાભયંકર રૂપ દેખાડયું.[21] એકવાર ઘેટો, એકવાર હાથી, એકવાર પાડો, એકવાર ઇંદ્ર અને એકવાર અગ્નિ થઇ ગયો; વળી પાછો પુરૂષ થયો.[22] આ વિપરીત જોઈને ધીરજવાળા ગોકર્ણે આ કોઈ અવગતિયો છે' એમ નિશ્ચય કરીને તેને આ પ્રમાણે પૂછ્યું.[23]

ગોકર્ણ કહેછે–અરે! રાતનો મહાભયકર તું કોણ છે? આવી દશા શાથી થઈછે? કોઈ પ્રેત છે? પિશાચ છે કે રાક્ષસ છે? તે મને કહે.[24]

સનકાદિક કહેછે–આ પ્રમાણે ગોકર્ણે પૂછતાં તે વારંવાર ઊંચા સાદથી રોવા લાગ્યો. બોલી શકતો નહતો, તેથી માત્ર સંજ્ઞા કરી.[25] પછી ગોકર્ણે અંજલિમાં જળ લઇને તેનાપર છાંટયું. જળના સ્પર્શથી કાંઈક પાપ બળતાં તે આ પ્રમાણે બોલવા લાગ્યો.[26]

પ્રેત કહેછે–હું ધુંધુકારી નામે તમારો ભાઈ છું. મેં પોતાના દોષથી બ્રાહ્મણપણાનો નાશ ક-

યો છે.[૨૭] મારાં કુકર્મની સંખ્યા નથી. હું જે મોટા અજ્ઞાનમાં વર્તનાર અને લોકોની હિંસા કરનાર હતો, તેને સ્ત્રીઓએ મહાકષ્ટથી મારી નાંખ્યો છે.[૨૮] એટલામાટે પ્રેત થઈને દુર્દશા વેઠું છું. કાળના દૈવાધીનપણાને લીધે વાયુના આહારથી જીવું છું.[૨૯] હે બંધુ ! હે દયાના સમુદ્રરૂપ ! હે ભાઈ! મને આ યોનિમાંથી છોડાવો. એ પ્રમાણે સાંભળી ગોકર્ણ તેને કહેવા લાગ્યા.[૩૦]

ગોકર્ણ કહેછે—તારે સારૂ તો મેં વિધિથી ગયાજીમાં પિંડદાન કર્યુંછે, તો તેથી તને મુક્તિ કેમ ન થઈ ? અને આ મોટું આશ્ચર્ય લાગેછે.[૩૧] ગયાશ્રાદ્ધથી મુક્તિ ન થઈ તો પછી બીજો ઉપાય નથી. હે પ્રેત ! હવે મારે શું કરવું ? તે તું વિસ્તારથી કહે.[૩૨]

પ્રેત કહેછે—સો ગયાશ્રાદ્ધ કરશો તોપણ મારી મુક્તિ થવાની નથી, એટલા માટે બીજો કોઈ ઉપાય કરવાનો હમણાં વિચાર કરો.[૩૩]

સનકાદિક કહેછે—આ પ્રમાણે તેનું વચન સાંભળી ગોકર્ણને વિસ્મય થયો, અને કહ્યું કે સો શ્રાદ્ધથી પણ જો મુક્તિ ન થાય, તો પછી તારો છુટકારો અસાધ્ય છે.[૩૪] હે પ્રેત ! હમણાં તો નિર્ભય થઈને પોતાના ઠેકાણામાં જા. વિચાર કરીને કાંઈક તારી મુક્તિનું સાધન કરીશ.[૩૫]

પછી ગોકર્ણની આજ્ઞાથી ધુંધુકારી પોતાને ઠેકાણે ગયો. ગોકર્ણે આખી રાત વિચાર કર્યો પણ કોઈ ઉપાય સૂજ્યો નહીં.[૩૬] સવારે ગોકર્ણને આવેલા જાણી લોકો પ્રીતિથી તેમને મળવા આવ્યા. ગોકર્ણે રાતની જે વાત થઇ હતી તે સઘળી તેઓની પાસે કહી.[૩૭] વિદ્વાનો, યોગીઓ, જ્ઞાનીઓ અને બ્રહ્મવાદીઓને અનેક શાસ્ત્રો જોતાં પણ તેની મુક્તિનો ઉપાય જણાયો નહીં.[૩૮] પછી એ સઘળાઓએ સૂર્ય કહે તેમ કરવા ઉપર મુખ્ય આધાર રાખ્યો. ત્યારે ગોકર્ણે સૂર્યના વેગને અટકાવીને કહ્યું કે 'હે જગતના સાક્ષી ! તમને પ્રણામ કરૂં છું. પ્રેતની મુક્તિનો ઉપાય મને કહો.' તે સાંભળી દૂરથી સૂર્ય સ્ફુટ રીતે બોલ્યા કે "શ્રીમદ્ભાગવતથી પ્રેતની મુક્તિ થશે, માટે સપ્તાહ કથા વાંચો"[૩૯–૪૧] આ પ્રમાણે ધર્મરૂપ સૂર્યનું વચન સઘળાઓએ સાંભળીને કહ્યું કે આ કામ પ્રયત્નથી કરવું અને સેહેલું છે.[૪૨] ગોકર્ણ નિશ્ચય કરીને વાંચવા માટે તૈયાર થયા. ત્યાં સાંભળવાને સારૂ દેશોદેશથી અને ગામોગામથી લોકો આવ્યા.[૪૩] પાંગળા, અંધ અને માંદાઓ પણ પાપના ક્ષયને સારૂ આવ્યા. દેવતાઓને પણ વિસ્મય આપે એવો મોટો સમાજ થયો.[૪૪] જ્યારે ગોકર્ણ આસન પર બેશીને કથા કરવા લાગ્યા ત્યારે તે પ્રેત પણ આવ્યો અને આરે કોર પોતાનું ઠેકાણું જોવા લાગ્યો, ત્યાં સાત ગાંઠવાળો એક ઉંચો પોલો વાંસ જોવામાં આવ્યો. તેના મૂળના છિદ્રમાં પેસીને તે પ્રેત સાંભળવા બેઠો.[૪૫–૪૬] વાયુરૂપ હોવાથી સ્થિતિ કરી શક્યો નહીં તેથી વાંસમાં પેઠો. ગોકર્ણે એક વૈષ્ણવ બ્રાહ્મણને મુખ્ય શ્રોતા કરી પ્રથમસ્કંધથી સ્પષ્ટ રીતે વ્યાખ્યાન કરવા માંડયું. સાયંકાળે કથા બંધ રાખી ત્યાં આશ્ચર્ય થયું.[૪૭–૪૮] મહાત્મા પુરૂષો જોતાં મોટા શબ્દથી વાંસની એક ગાંઠ ત્રુટી ગઈ. બીજે દિવસે સાયંકાળે એ પ્રમાણેજ બીજી ગાંઠ ત્રુટી. એમજ ત્રીજે દિવસે ત્રીજી ગાંઠ તુટી. આ પ્રમાણે સાતમે દિવસે સાતમી ગાંઠ ત્રુટી ગઈ.[૪૯–૫૦] બારે સ્કંધના શ્રવણથી ધુંધુકારીનું પ્રેતપણું મટી ગયું અને દિવ્યરૂપ પ્રાપ્ત થયું. તુલસીની માળાઓથી શોભી રહેલો, પીળાં વસ્ત્રવાળો, મેઘની પેઠે શ્યામ, અને મુકુટ તથા કુંડળ ધરનારો એ ધુંધુકારી તુરત પોતાના ભાઈ ગોકર્ણને પગે લાગ્યો અને બોલ્યો કે "હે ભાઈ ! તમે દયા કરી પ્રેતપણાના કષ્ટમાંથી મને છોડાવ્યો. પ્રેતપીડાનો નાશ કરનારી ભાગવતની કથાને ધન્ય છે.[૫૧–૫૩] ભગવાનના લોકરૂપી ફળ આપનાર સપ્તાહ પણ તેમજ અતિ ઉત્તમ છે. સપ્તાહનું શ્રવણ થતું હોય ત્યારે સઘળાં પાપો કંપેછે કે 'આ કથા અમારો તુરત પ્રલય કરશે.' લીલું, સૂકું, નાનું કે મોટું, વાણી, મન કે કર્મથી કરેલું પાપ અગ્નિથી સમિધની પેઠે સપ્તાહના શ્રવણથી બળી જાય છે. આ ભરતખંડમાં વિદ્વાનોએ વેદની સભામાં કહ્યું છે કે કથાનું શ્રવણ નહીં કરનારાઓનો જન્મ નિષ્ફળ છે. ભાગવતની

કથાના શ્રવણવિના આ અનિત્ય શરીરને મોહથી રક્ષા કરી પુષ્ટ અને બળવાન કરવાથી શું ફળ છે? આ શરીર હાડકાંરૂપીથાંભલાવાળું, માંસ મૂત્ર રૂધિરથી લીંપાએલું, ચામડાથી મઢાએલું, દુર્ગંધ, મૂત્ર તથા વિષ્ટાના પાત્રરૂપ, જરા તથા શોકના ફળથી પીડિત, રોગના ઘરરૂપ, આતુર, પુરાય નહીં એવું, રક્ષણ કરવાને અશક્ય, દુષ્ટ, દોષવાળું, ક્ષણભંગુર, અને અંતે કીડા વિષ્ટા કે ભસ્મરૂપ થવાનું છે એમ વિદ્વાનોએ કહેલું છે. ૫૪-૬૦ આ અસ્થિર શરીરથી સ્થિર કર્મ શામાટે કરવું નહીં? જે અન્ન સવારે રાંધેલું હોય તે સાંજે નાશ પામેછે. તે અન્નના રસથી પુષ્ટ થયેલા શરીરમાં નિત્યતા શી હોય? લોકમાં સપ્તાહના શ્રવણથી તુરતજ ભગવાનની પ્રાપ્તિ થાયછે. એટલા માટે દોષ મટાડવાનું એજ સાધન છે. જેઓ કથા સાંભળતા નથી તેઓ પાણીમાં પરપોટાની પેઠે અને જીવમાં મસલાંઓની પેઠે મરવાસારૂજ જન્મેછે.૬૧-૬૩ સૂકાએલા નિર્જીવ વાંસની પણ જ્યાં ગાંઠયો ત્રુટી ગઈ ત્યાં કથાના શ્રવણથી ચિત્તની ગાંઠયો ત્રુટવામાં શુ આશ્ચર્ય છે? ૬૪ સપ્તાહ સાભળવાથી દેહનુ અભિમાન ટળી જાયછે સઘળા સશયો કપાઇ જાયછે અને કર્મો ક્ષય પામેછે.૬૫ સસારરૂપી ગારાના લેપને ધોઈ નાંખવામાં મહા સમર્થ કથારૂપી તીર્થ ચિત્તમાં રહે તો મુક્તિજ છે, એમ પંડિતો કહે છે."૬૬ આ પ્રમાણે પ્રેત બોલતો હતો ત્યાં વિમાન આવ્યું એ વિમાન દીપ્તિના મડળથી શોભતુ હતું અને સાથે પાર્ષદો હતા.૬૭ સર્વે લોકો જોતાં ધુંધુકારી વિમાનમાં બેઠો. વિમાનમાં વૈષ્ણવોને ગોકર્ણે આ પ્રમાણે કહ્યું૬૮

ગોકર્ણ કહેછે—આ સભામાંજ મારી કથા સાંભળનારા નિર્મળ શ્રોતા ઘણા છે તો તેઓનેસારૂ સામટાં વિમાન શામાટે લાવ્યા નથી? અહીં સઘળાઓને સરખે ભાગે શ્રવણ થયું છે તે છતાં ફળનો ભેદ શાથી થયો? હે વૈષ્ણવો કહો!૭૦

પાર્ષદો કહેછે—શ્રવણના ભેદને લીધે ફળનો ભેદ પણ થયો છે. શ્રવણ તો સઘળાઓએ કર્યું છે પણ તે પ્રમાણે મનન કર્યું નથી.૭૧ એટલા માટે હે ગોકર્ણ! ભજનના ફેરફારથી પણ ફળનો ભેદ થયોછે. પ્રેતે સાત રાત્ર સુધી ઉપવાસ કરીનેજ શ્રવણ કર્યું છે.૭૨ તેમ તેણે મનનાદિક પણ સ્થિર ચિત્તથી અત્યંત કર્યુંછે. જ્ઞાન જો દૃઢ ન હોય તો નકામું છે. શાસ્ત્રનુ શ્રવણ જો પ્રમાદથી કર્યું હોય તો નકામું છે.૭૩ મંત્રમાંજો સંદેહ હોય તો તે મંત્ર નકામો સમજવો. વ્યગ્રચિત્તથી જપ કર્યોહોયતો તે નકામો છે. વૈષ્ણવ વગરનો દેશ નકામો છે. પાત્ર વગરનું શ્રાદ્ધ નકામું છે.૭૪ અવિદ્વાનને આપેલું દાન નકામું છે. અનાચારવાળું કુળ નકામું છે. ગુરૂના વચનમાં વિશ્વાસ પોતામાં દીનપણાની ભાવના, મનના દોષોનો જય અને કથામાં નિશ્ચળ બુદ્ધિ ઇત્યાદિક કર્યું હોય તો શ્રવણનું ફળ થાયછે.૭૫-૭૬ ફરીવાર શ્રવણ કરાવશો તો તેને અંતે સર્વે વૈષ્ણવોને અવશ્ય વૈકુંઠવાસ થશે. હે ગોકર્ણ! તમને પોતે ભગવાન્ ગોલોક આપશે.૭૭

સનકાદિક કહે છે—આ પ્રમાણે કહી સર્વે પાર્ષદો વૈકુંઠમાં ગયા અને ગોકર્ણે ફરીવાર શ્રાવણ માસમાં સાત દિવસની કથા કરી. અને બીજા લોકોએ સાંભળી. હે નારદજી! કથા સમાપ્ત થતાં જે થયું તે સાંભળો ૭૮-૭૯ અનેક વિમાનો અને ભક્તોની સાથે ભગવાન્ પ્રકટ થયા. તે સમયમાં જય શબ્દ અને નમઃશબ્દ ઘણા ઘણા થવા લાગ્યા.૮૦ ત્યાં ભગવાને આનંદથી પોતે પાંચજન્ય શંખ વગાડયો. ગોકર્ણનું આલિંગન કરી તેમને પોતાસમાન કર્યા.૮૧ બીજા શ્રોતાઓને ભગવાને ક્ષણમાત્રમાં મેઘ જેવા શ્યામ, પીળાં રેશમી વસ્ત્રવાળા અને કિરીટ કુંડળવાળા કર્યા.૮૨ કૂતરા અને ચંડાળજાતિ પર્યંત જેજીવો તે ગામમાં હતા, તે સઘળાઓને તે સમયે ગોકર્ણની કૃપાથી વિમાનમાં બેસાડી ગોલોક કે જ્યાં યોગીઓ જાયછે ત્યાં મોકલ્યા. કથાના શ્રવણથી પ્રસન્ન થયેલા ભક્તવત્સળ ભગવાન ગોકર્ણને સાથે લઈ ગોવાળીઆઓને પ્રિય ગોલોકમાં પધાર્યા. જેમ પૂર્વે સઘળા અયોધ્યાવાસીઓને રામ તેડી ગયા હતા તેમ શ્રીકૃષ્ણ યોગીઓને પણ દુર્લભ ગોલોકમાં તેસઘળાઓને તેડી ગયા. જે લોકમાં સૂર્ય, ચંદ્ર કે સિદ્ધલોકોની પણ કદી

ગતિ નથી, તે લોકમાં તેઓ શ્રીમદ્ભાગવત સાંભળવાથી ગયા.[૮૪-૮૬] સપ્તાહ કથાથી થતાં ઉત્તમ ફળના સમૂહની આજ અમો તમારી પાસે શું વાત કરીએ? જેઓએ કાનથી ગોકર્ણની કથાના અક્ષરનું પાન કર્યું તેઓ પાછા ગર્ભવાસમાં આવ્યાજ નહીં.[૮૭] જે ગતિ સપ્તાહ કથા સાંભળવાથી પ્રાપ્ત થાયછે, તે ગતિ વાયુ, જળ અને પાંદડાં ખાઇને દેહનું શોષણ કરવાથી, ઘણા કાળ સુધી કરેલા ઉગ્ર તપથી અને યોગથી પણ પ્રાપ્તથતી નથી.[૮૮] ચિત્રકૂટમાં રહેલા અને બ્રહ્માનંદથી વ્યાપ્ત શાંડિલ્ય મુનીશ્વર પણ આ પવિત્ર ઇતિહાસનો પાઠ કરેછે.[૮૯] આ પરમ પવિત્ર ઇતિહાસ એકવાર સાંભળવાથી પાપના ઓઘને બાળી નાંખેછે. શ્રાદ્ધમાં આ આખ્યાનનો પાઠ કર્યો હોય તો પિતૃઓને તૃપ્તિથાયછે અને નિરંતર સારી રીતે પાઠ કર્યો હોયતો મોક્ષ થાયછે.[૯૦]

आख्यानमेतत्परमं पवित्रं
श्रुतं सकृद्वै विदहेदघौघम् ।
श्राद्धे प्रयुक्तं पितृतृप्तिमावहे-
न्नित्यं सुपाठादपुनर्भवं च ॥ ९० ॥

ઇતિ શ્રી પદ્મપુરાણના ઉત્તરખંડમાંના શ્રીભાગવત મહાત્મ્યનો ગોકર્ણ વર્ણન ' એવા નામનો અધ્યાય પાંચમો સંપૂર્ણ

---

## અધ્યાય ૬ ઠ્ઠો.

### શ્રીમદ્ ભાગવતના શ્રવણનો વિધિ.

### ॥ कुमारा ऊचुः ॥

**अथ ते संप्रवक्ष्यामः सप्ताहश्रवणे विधिम् ।**
**सहायैर्वसुभिश्चैव प्राय साध्यो विधिः स्मृतः ।१।**

સનકાદિક કહેછે—હવે તમારી પાસે સપ્તાહ સાંભળવાનો વિધિ કહીશું. એ વિધિ ઘણું કરીને સહાયોથી અને ધનથી થાયછે.[૧] જોશીને બોલાવી યત્નથી મુહૂર્ત્ત પૂછીને વિવાહમાં જેવું ચિત્ત રખાયછે તેવું રાખવું.[૨] શ્રાવણ, આશ્વિન, કાર્તિક, માગશર, આષાઢ, અને ભાદરવો એટલા માસ કથાના આરંભમાં શ્રોતાઓને મોક્ષ સૂચવનારા છે.[૩] મહિનાઓમાં જે ત્યાગ કરવાનાં કહ્યાંછે, તે સર્વથા છોડી દેવાં. આ ઉત્સવમાં બીજા કેટલાએક ઉદ્યમી સહાય રાખવા.[૪] દેશોદેશમાં પ્રયત્નથી કંકોતરીઓ મોકલવી કે "અહીં કથા થશે માટે કુટુંબીઓએ આવવું."[૫] જેઓને હરિની કથા દૂર હોય અને જેઓને હરિનું કીર્ત્તન પણ દૂર છે, તેઓને તથા સ્ત્રી–શૂદ્રાદિકને પણ કંકોતરીથી ખબર આપવી, કે જેથી તેઓને પણ બોધ થાય.[૬] દેશોદેશમાં જેઓ કીર્ત્તનમાં ઉત્સાહવાળા વિરક્ત વૈષ્ણવો હોય તેઓને પણ કંકોતરી મોકલવી, અને તેમાં લખવું કે "સાત રાત્રિ સુધી સત્પુરૂષોનો મહાદુર્લભ સમાજ થશે અને તેમાં અપૂર્વ રસરૂપી કથા થશે.[૭-૮] શ્રીભાગવતરૂપી અમૃત પીવાનેસારૂ પ્રેમમાં તત્પર અને રસમાં આસક્ત આપ લોકો વેહેલા પધારજો.[૯] કદાચ અવકાશ ન હોય તો એક દિવસ પણ અવશ્ય પધારવું. કેમકે આ ઉત્સવનો એક ક્ષણ પણ દુર્લભ છે."[૧૦] આ પ્રમાણે વિનયથી તેઓને બોલાવવા, અને જેઓ આવે તે સઘળાઓને ઉતારા આપવા.[૧૧] તીર્થમાં, વનમાં અથવા ઘરમાં શ્રવણ કરવુ. જ્યાં પૃથ્વી વિશાળ હોય ત્યાં કથાનું સ્થળ કરવું.[૧૨] પૃથ્વીને શુદ્ધ અને સ્વચ્છ કરી લીપવી અને ધાતુથી શણગારવી. ઘરના સરસામાન ઉપાડીને ખૂણામાં રાખવા.[૧૩] પાંચ દિવસ પેહેલાં યત્નથી બેસવાનાં બીછાનાં મેળવી રાખવાં. કેળના થંભોથી શોભાયમાન ઉચો મંડપ કરવો.[૧૪] ફળ, ફુલ, તથા પાંદડાંઓથી અને ફરતા ઉલેચથી તેને શણગારવો. ચાર દિશાઓમાં ધ્વજા ચડાવવી અને સઘળી સંપત્તિઓથીદીપતોકરવો.[૧૫] ઉપર વિસ્તારથી સાત લોકની કલ્પના કરવી. એ સ્થાનકોમાં સમજાવીને બ્રાહ્મણો અને વિરક્ત લોકોને બેસાડવા.[૧૬] પ્રથમ ઉત્તરોત્તર તેઓનાં આસન કલ્પવાં. તે સમયે વાંચનાર વ્યાસનું પણ દિવ્ય આસન સ્થાપવું.[૧૭] વાંચનારાએ ઉત્તરની કોર મુખ રાખીને અને શ્રોતાએ ઉગમણી કોર મુખ રાખીને બેસવું. વાંચનારનું મુખ ઉગમણી કોર હોય તો શ્રોતાએ ઉત્તરની કોર મુખ રાખવું.[૧૮] અથવા શ્રોતાઓનેસારૂ પૂજ્ય અને પૂજકની વચમાં પૂર્વદિશા સમજવી, એમ દેશકાળાદિકના જાણનારાઓએ શાસ્ત્રમાં કહ્યુંછે.[૧૯]

વૈરાગ્યવાળો, વૈષ્ણવ, વેદશાસ્ત્રની શુદ્ધિ કરનાર, દૃષ્ટાંતદેવામાં કુશળ, ધીર અને તૃષ્ણાથી અત્યંત રહિત જે બ્રાહ્મણ હોય તેની પાસે કથા વંચાવવી [20] પંડિત હોય પણ જેઓ અનેક ધર્મોમાં ભટકતા, સ્ત્રીલંપટ અને પાખંડવાદિ હોય, તેઓની પાસેથી ભાગવતની કથા સાંભળવી નહી.[21] વાંચનારના પડખામાં તેને સહાયતા દેવા સારૂ બીજો પણ તેવોજ પંડિત, સંશય કાપનાર અને લોકોને સમજાવવામાં તત્પર હોય તેને બેસાડવો. [22] વાંચનારાએ વ્રત લેવા સારૂ આરંભથી પેહેલે દિવસે ક્ષૌર કરાવી લેવું. તેણે અરૂણોદયના સમયમાં શૌચ પોહોચી લઇને નાહાવું.[23] નિત્ય પ્રયત્નથી સંક્ષેપમાં સંધ્યા આદિ કરી લેવું. કથામાં વિઘ્નનો નાશ કરવાનેસારૂ ગણપતિની પૂજા કરવી.[24] પિતૃઓનુ તર્પણ કરી શુદ્ધિને સારૂ પ્રાયશ્ચિત્ત કરવું. ત્યાં મંડળ કરીને ભાગવાતનું સ્થાપન કરવું.[25] શ્રીકૃષ્ણનો ઉદ્દેશ કરી અનુક્રમે મંત્રથી પૂજાનો વિધિ કરવો. પૂજા થઇ રહ્યા પછી પ્રદક્ષિણા તથા નમસ્કાર કરીને સ્તુતિ કરવી કે "હે કરૂણાના ભંડારરૂપ! હુ કે જે સંસારરૂપી સમુદ્રમાં ડૂબેલો, દીન અને કર્મરૂપી ગ્રૂડથી પકડાએલો છુ તેને સંસારરૂપી સમુદ્રમાંથી કહાડો." [26-27] પછી શ્રીમદ્ભાગવતની પણ ધૂપદીપ સહિત પ્રીતિથી પ્રયત્ન અને વિધિપૂર્વક પૂજા કરવી.[28] પછી શ્રીફળ લઇને નમસ્કાર કર્યા પછી ચિત્તને સ્વચ્છ રાખી કેવળ સ્તુતિ કરવી કે "તમે શ્રીમદ્ભાગવતરૂપી પ્રત્યક્ષ શ્રીકૃષ્ણજ છો તો હે નાથ! ભવસાગરમાં મુક્તિનેસારૂ આપનો સ્વીકાર કર્યો છે.[29-30] હે શ્રી કૃષ્ણ! મારો જે મનોરથ છે તે સર્વથા આપે નિર્વિઘ્ને સફળ કરવો. હું તમારો દાસ છુ."[31] આ પ્રમાણે દીનવચન બોલી પછી વાંચનારની પૂજા કરવી. તેને વસ્ત્રઅને અલંકારથી શણગારી પૂજા કર્યા પછી તેની સ્તુતિ કરવી કે "હે શુકદેવજી રૂપ! હે બ્રહ્મબોધને જાણનાર! હે સર્વ શાસ્ત્રમાં કુશળ! આ કથાના પ્રકાશથી મારા અજ્ઞાનનો નાશ કરો."[32-33] પછી કલ્યાણનેસારૂ આનંદથી તેની પાસે નિયમ લેવો અને તે નિયમ સાતદિવસ સુધી યથાશક્તિ રાખવો.[34] કથામાં ભંગ ન પડવા સારૂ પાંચ બ્રાહ્મણને વરૂણમાં વરાવવા અને તેઓએ દ્વાદશાક્ષર મંત્રથી ભગવાનનો જપ કરવો.[35] બ્રાહ્મણોને, બીજા વૈષ્ણવોને તથા કીર્ત્તન કરનારાઓને પ્રણામ કરી તેઓની પૂજા કરી આજ્ઞા લઇને પોતે આસન પર બેસવું[36] લોક, ધનાદિક, ઘર અને પુત્રોની ચિંતા છોડી દઇ જે પવિત્ર બુદ્ધિવાળો માણસ કથામાં ચિત્ત રાખે તેને ઉત્તમ ફળની પ્રાપ્તિ થાયછે.[37] સૂર્યોદયથી માંડી સાડાત્રણ પોહોર સુધી બુદ્ધિમાન વ્યાસે ધીરા કંઠથી સારી રીતે કથા વાંચવી.[38] મધ્યાન્હના સમયમાં બે ઘડી કથાથી વિસામો લેવો અને તે સમયમાં વૈષ્ણવોએ કથાને મળતું કીર્ત્તન કરવું.[39] કથાના અર્થીએ મળ–મૂત્રને જીતવાનેસારૂ સુખકારી થોડો આહાર કરવો અને તે હવિષ્યાન્નથી એકવાર કરવો.[40] જો શક્તિ હોયતો ઉપવાસ કરીને સાતદિવસ કથા સાંભળવી. અથવા ઘી પીને, દૂધપીને, ફળાહાર કરીને કે એકભુક્ત કરીને અનુકુળતા રાખી કથા સાંભળવી. એમાંથી જે સહજ બની શકે એવુ લાગે તે કથા શ્રવણને સારૂ કરવું.[41-42] જો ઉપવાસ કથામાં વિઘ્ન કરનાર થઇ પડે તો તે સારો નથી, પણ કથાના શ્રવણનેમાટે ભોજનજ સારૂં છે એમ માનુંછું. [43] હે નારદજી! સપ્તાહ સાંભળનારાઓના નિયમ કહું તે સાંભળો. જેઓને વિષ્ણુની દીક્ષા ન હોય તેઓને કથાનો અધિકાર નથી.[44] કથાના નિયમવાળાએ બ્રહ્મચર્ય પાળવું, નીચે સૂવું, અને કથા સમાપ્ત થયા પછી નિત્ય પત્રાવળીમાં જમવું.[45] ચોળા, મધ, તેલ, ભારે અન્ન, વાશી અને ભાવથી દુષ્ટ થયેલા પદાર્થોનો ત્યાગ કરવો.[46] કામ, ક્રોધ, મદ, માન, મત્સર, લોભ, દંભ, મોહ અને દ્વેષને દૂર કરવા.[47] વેદ, વૈષ્ણવ, બ્રાહ્મણ, ગુરૂ, ગાય, સ્ત્રી, રાજા અને મહાત્માઓની નિંદા કરવી નહી.[48] રજસ્વલા, ચંડાળ, મ્લેચ્છ, પતિત, સંસ્કાર રહિત, બ્રાહ્મણના દ્વેષી અને વેદબાહ્યની સાથે બોલવું નહીં.[49] સત્ય, પવિત્રતા, દયા, મૌન, સરળતા, વિનય અને

મનની ઉદારતા એટલાં વાનાં રાખવાં.[૫૦] દરિદ્ર, ક્ષયવાળો, રોગી, નિર્ભાગ્ય, પાપકર્મ કરનાર, સંતાનસહિત અને મોક્ષની ઇચ્છાવાળો, એઓએ પણ આ કથા સાંભળવી.[૫૧] જેને રજ ન આવતું હોય, જેને એકજ સંતાન થયેલ હોય, જેનાં છોકરાં મરીજતાં હોય અને જેનો ગર્ભ સ્ત્રવીજતો હોય એવી સ્ત્રીઓએ પ્રયત્નથી શ્રવણ કરવું.[૫૨] આ વિધિ પ્રમાણે સાંભળવાથી ફળ અત્યંત અક્ષય થાયછે. કથા અતિ ઉત્તમ, દિવ્ય અને કરોડ યજ્ઞનાં ફળ આપનારી છે.[૫૩] આ પ્રમાણે કથાના વ્રતનો વિધિ કરી પછી ઉદ્યાપન કરવું. ફળની ઇચ્છાવાળાઓએ જન્માષ્ટમીના વ્રતની પેઠે કરવું.[૫૪] જે ભક્તો નિષ્કામ હોય તેઓનેસારૂ ઉદ્યાપનનો આગ્રહ નથી. કારણ કે એ નિષ્કામ વૈષ્ણવો તો શ્રવણથીજ પવિત્ર થાય છે.[૫૫] આ પ્રમાણે સપ્તાહરૂપી યજ્ઞ પૂરો થયા પછી શ્રોતાઓએ ઘણી ભક્તિથી પુસ્તકની અને વાંચનારની પૂજા કરવી.[૫૬] શ્રોતાઓને પ્રસાદ અને તુલસીની માળાઓ આપવી. પછી મૃદંગ અને તાલથી સુંદર કીર્તન કરવું.[૫૭] જયશબ્દ,નમ અને શંખના શબ્દ કરાવવા. બ્રાહ્મણોને અને ભીખારીઓને ધન અને અન્ન દેવાં.[૫૮] શ્રોતા જો વિરક્ત હોય તો આઠમે દિવસે ગીતાજી વાંચવાં અને ગૃહસ્થ હોય તો કર્મની શાંતિને માટે હોમ કરવો.[૫૯] દશમસ્કંધના પ્રત્યેક શ્લોકે વિધિપ્રમાણે તિલ અને અન્નાદિક સહિત દૂધપાક, મધ અને ઘીનો હોમ કરવો.[૬૦] અથવા સાવધાનપણાથી ગાયત્રી મંત્રવડે હોમ કરવો. કારણકે પુરાણ અને પરમાત્મા ગાયત્રીમય છે.[૬૧] હોમ કરવાની શક્તિ નહોય તો હોમના ફળની સિદ્ધિને સારૂ હોમવાના પદાર્થોનું દાન દેવું. અનેક ભૂલ્યો મટાડવાસારૂ અને ન્યૂનાધિક્યના દોષ મટાડવા સારૂ વિષ્ણુસહસ્રનામનો પાઠ કરવો. આમ કરવાથી સઘળું સફળ થાયછે. કારણ કે એથી અધિક કાંઇ નથી.[૬૨-૬૩] પછી વ્રતની સંપૂર્ણતાનેસારૂ મધ અને દૂધપાકથી બાર બ્રાહ્મણ જમાડવા અને સુવર્ણ તથા ગાયનું દાન કરવું.[૬૪] શક્તિ હોય તો બાર તોલા સોનાનો સિંહ કરી તે ઉપર લખેલું અને સુંદર અક્ષરવાળું શ્રી ભાગવતનું પુસ્તક સ્થાપવું.[૬૫] આવાહનાદિક ઉપચારોથી પૂજા કર્યા પછી તે પુસ્તક વસ્ત્ર, અલંકાર અને ચંદનાદિકથી પૂજેલા જિતેંદ્રિય આચાર્યને દક્ષિણાસહિત આપવું એટલે તે આપનાર સુબુદ્ધિ પુરૂષ સંસારનાં બંધનોથી મુક્ત થાયછે. આપ્રમાણે વિધાન કરવાથી સર્વ પાપનું નિવારણ થતાં આ શુભ શ્રીમદ્ભાગવત પુરાણ ફળ આપનાર અને ધર્મ અર્થ કામ તથા મોક્ષને આપનાર થાયછે એમાં સંશય નથી.[૬૬-૬૮] હે નારદજી! આ પ્રમાણે તમારી પાસે સઘળું કહ્યું હવે શુ સાંભળવાને ઇચ્છોછો. શ્રીમદ્ભાગવતથીજ ભુક્તિ અને મુક્તિ હસ્તગત થાયછે.[૬૯]

સૂત કહેછે—આ પ્રમાણે કહીને તે મહાત્માઓએ સર્વ પાપને હરનારી, પવિત્ર અને મુક્તિ તથા ભુક્તિ આપનારી શ્રીમદ્ભાગવતની કથા કરી, તે સાત દિવસ સુધી સવ પ્રાણીઓએ સાવધાન અંતઃકરણથી યથાવિધિ સાંભળી. પછી તેઓએ ભગવાનની સ્તુતિ કરી.[૭૦-૭૧] એ થઇ રહેતાં જ્ઞાન, વૈરાગ્ય તથા ભક્તિને અત્યંત પુષ્ટતા અને સર્વ પ્રાણીઓને ગમે એવી ઉત્તમ જુવાની પ્રાપ્ત થઈ.[૭૨] પોતાનો મનોરથ સિદ્ધથવાથી નારદજી કૃતાર્થ, રોમાંચયુક્ત સર્વ અંગવાળા અને પરમાનંદથી ભરપૂર થયા.[૭૩] ભગવાનને પ્રિય નારદજીએ આ પ્રમાણે કથા સાંભળી હાથ જોડીને પ્રેમનેલીધે ગદગદ વાણીવડે સનકાદિકને આ પ્રમાણે કહ્યું.[૭૪]

નારદજી કહેછે—હુ ભાગ્યશાળી થયો. તમો દયાળુઓએ મારાપર અનુગ્રહ કર્યો. સર્વ પાપોને હરનાર ભગવાન વિષ્ણુ આજ મને મળ્યા.[૭૫] હે તપસ્વીઓ ! શ્રવણને સર્વ ધર્મોથી ઉત્તમ માનું-છું કે જે કર્યાથી વૈકુંઠમાં રહેલા શ્રીકૃષ્ણ મળેછે.[૭૬]

સૂત કહેછે—વૈષ્ણવોમાં ઉત્તમ નારદજી આ પ્રમાણે બોલતા હતા. ત્યાં યોગેશ્વર શુકદેવજી ફરતા ફરતા આવ્યા.[૭૭] સોળવર્ષના, વ્યાસના પુત્ર, જ્ઞાનરૂપી મહાસાગરના ચંદ્રમારૂપ, સ્વરૂપના લાભથી પરિપૂર્ણ, પ્રેમથી ધીરેધીરે ભાગવત ભણતા અને મહાતેજસ્વી એ શુકદેવજીને કથાના

અંતમાં ત્યાં આવેલા જોઇ સભાસદોએ ઉઠીને મોટું આસન આપ્યું અને નારદજીએ પ્રેમપૂર્વક તેમની પૂજા કરી. સારી રીતે બેશીને શુકદેવજી બોલ્યા કે નિર્મળ વાણી સાંભળો.[૭૮-૭૯]

શુકદેવજી કહેછે–હે રસિક ભાવવાળા લોકો! શુકના મુખમાંથી પૃથ્વીપર પડેલુ વેદરૂપી કલ્પવૃક્ષના ફળરૂપ ભાગવત કે જે અમૃતરસથી ભરેલું અને રસરૂપજ છે તેને વિદેહમુક્તિ થવા સુધી વાર વાર પીઓ.[૮૦] આ ભાગવત વેદવ્યાસે કરેલુંછે, તેમાં પ્રાણીઓ ઉપર દયા રાખનારા અને મત્સરરહિત સત્પુરૂષોનો ફળની ઈચ્છારહિત પરમેશ્વરના આરાધનરૂપ ઉત્તમ ધર્મ નિરૂપણ કર્યોછે. તથા આ ભાગવતમાં જીવ, ઈશ્વર અને જગત એ ત્રણેય ભેદરહિત જાણવા યોગ્ય ખરા તત્વરૂપ અને કેવળ પરમસુખ આપનાર પરમેશ્વરનુ સ્વરૂપ વર્ણવેલુ છે. તથા આ ભાગવત અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ એ ત્રણે પાપને ટાળનારૂ છે. કેવળ કર્મ અને ઉપાસનાને નિરૂપણ કરનારાં બીજા શાસ્ત્રોથી અથવા તેનાં સાધનોથી પરમેશ્વર તત્કાળ હૃદયમાં ઓળખાતા નથી. પણ આ ભાગવતને સાંભળવાની ઈચ્છા રાખનારા પુણ્યાત્મા પુરૂષોને તેજ ક્ષણે એટલે સાંભળતાંવેત પરમેશ્વર હૃદયમાં ઓળખાયછે.[૮૧] પુરાણોમાં તિલકરૂપ શ્રીમદ્‌ભાગવત કે જે વૈષ્ણવોના ધનરૂપછે, જેમાં પરમહંસપણાને આપનાર અને નિર્મળ એક પરમ જ્ઞાનનુ નિરૂપણ કરવામાં આવ્યુ છે અને જેમાં જ્ઞાન, વૈરાગ્ય તથા ભક્તિ સહિત નિષ્કર્મપણુ જ પ્રકટ કરેલુંછે તેનું ભક્તિથી શ્રવણ કરનાર, પાઠ કરનાર અને તેનાજ વિચારમાં તત્પર માણસ મુક્ત થાયછે.[૮૨] સ્વર્ગ, સત્ય લોક, કૈલાસ કે વૈકુંઠમાં પણ આ રસ નથી.એટલા માટે હે ભાગ્યશાળી લોકો! ભાગવતના રસનુ પાન કરો. કદી પણ છોડો નહીં, છોડો નહીં.[૮૩]

સૂત કહેછે–આ પ્રમાણે શુકદેવજી બોલતા હતા ત્યાં પ્રલ્હાદ, બલિ, ઉદ્ધવ અને અર્જુન આદિથી વીંટાયેલા શ્રીકૃષ્ણ ભગવાન સભાના મધ્યમાં પ્રકટ થયા ત્યારે નારદજીએ ભગવાનની તથા તેમના પાર્ષદોની પૂજા કરી.[૮૪] મોટા આસનપર બિરાજેલા ભગવાનને પ્રસન્ન થયેલા જોઇ તે લોકોએ તેમની આગળ કીર્ત્તન કર્યું. પાર્વતી સહિત સદાશિવ અને બ્રહ્મા કીર્ત્તનનો ઉત્સવ જોવાસારૂ ત્યાં આવ્યા. પ્રલ્હાદજી તાલદેવા લાગ્યા; ઉદ્ધવજી સુંદર રીતે કાંશીઆં વગાડવા લાગ્યા; નારદજીએ વીણા લીધી, સ્વરમાં કુશળપણાનેલીધે અર્જુન ગાવા લાગ્યા; ઈંદ્ર મૃદંગ વગાડવા લાગ્યા; સનકાદિક કીર્ત્તનમાં જય જય કરવા લાગ્યા અને રસની રચનાથી શુકદેવજી ભાવ કહેવા લાગ્યા.[૮૬] એ સભામાં તેજસ્વી ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય એ ત્રણે નટની પેઠે નાચવા લાગ્યાં. એ અલૌકિક કિર્તન જોઇને પ્રસન્ન થયેલા ભગવાન બોલ્યા કે "હે વૈષ્ણવો! મારી પાસેથી વર માગી લ્યો. કથા અને કીર્ત્તનથી હમણાં હું પ્રસન્ન થયોછું." એ વચન સાંભળી અતિ પ્રસન્ન થયેલા અને પ્રેમથી ભીંજાયેલા ચિત્તવાળા તે લોકોએ ભગવાનને કહ્યુ કે "સપ્તાહ કથાઓમાં આ ભકતોની સાથે આપે ઘણુ પ્રયત્ન કરીને પણ પધારવુ. આ અમારો મનોરથ પરિપૂર્ણ કરો." ભગવાન 'તથાસ્તુ' એમ કહીને અંતર્ધાન થઇ ગયા.[૮૭-૮૯] પછી નારદજીએ સનકાદિક તથા શુકદેવજી આદિ તપસ્વીઓના ચરણમાં પ્રણામ કર્યા પછી રાજી થયેલા અને કથારૂપી અમૃત પીવાથી જેઓનો મોહ મટી ગયો હતો એવા તે સર્વે લોકો ગયા.[૯૦] શુકદેવજીએ ભક્તિને તેના પુત્રોની સાથે પોતાના શાસ્ત્ર શ્રીભાગવતમાંજ રાખી, એટલામાટે ભાગવતના સેવનથી વૈષ્ણવોના ચિત્તમાં ભગવાન પધારેછે.[૯૧] દારિદ્ર અને દુઃખરૂપી જ્વરથી બળેલા તથા માયારૂપી પિશાચીએ મર્દી નાંખેલા અને સંસારરૂપી સમુદ્રમાં પડેલા લોકોનું કલ્યાણ કરવાને સારૂ શ્રીભાગવત ગર્જના કરેછે.[૯૨]

શૌનક પૂછેછે–શુકદેવજીએ પરીક્ષિત રાજાને ક્યારે કહ્યું, ગોકર્ણે પ્રેતને ક્યારે સંભળાવ્યું, અને સનકાદિકોએ ક્યારે સંભળાવ્યું ? એ મારો સંશય કાપો.[૯૩]

સૂત કહેછે–શ્રીકૃષ્ણ સ્વધામ પધારી ગયા પછી કળિયુગનાં ત્રીશ કરતાં કાંઈક વધારે વર્ષ

ગયાં હતાં, ત્યારે ભાદરવા માસની નોમથી શુકદેવજીએ કથાનો આરંભ કર્યો હતો.[૯૪] પરીક્ષિતે સાંભળ્યા પછી કળિયુગનાં બસો વર્ષ ગયાં હતાં, ત્યારે આષાઢ શુદ નોમને દિવસે ગોકર્ણે કથા કરી હતી.[૯૫] તે પછી કળિયુગનાં ત્રીશ વર્ષ જતાં કાર્તિક શુદ નોમને દિવસે સનકાદિકોએ કથા કરી હતી.[૯૬] હે શૌનક! તમે જે પૂછ્યું તે મેં કહ્યું. કળિયુગમાં ભાગવતની કથા સંસારરૂપી રોગને મટાડનારીછે.[૯૭] હે સત્પુરૂષો! ભગવાનને પ્રિય, સર્વ દોષોનો નાશ કરનાર, મુક્તિના મુખ્ય કારણરૂપ અને ભક્તિનો વિલાસ કરાવનાર આ કથાનું આદરથી પાન કરો. લોક સંબંધી વિષયોનાં ચિંતન અને તેઓના સેવનથી શું વળવાનુંછે.[૯૮] યમરાજા પણ હાથમાં પાશવાળા પોતાના દૂતને કાનમાં કહેછે કે ભગવાનની કથામાં પ્રમાદ કરનારને અહીં લાવજો, પણ વૈષ્ણવને લાવશો નહીં, કારણકે બીજા લોકોની ઉપર મારી સત્તા ચાલેછે. પણ વૈષ્ણવ ઉપર ચાલતી નથી.[૯૯] વ્યાકુળ બુદ્ધિવાળા લોકો! આ નિસ્સાર સંસારમાં મોક્ષનેસારૂ ઓછામાં ઓછા અરધા ક્ષણ સુધી પણ ભાગવતરૂપી અતુલ અમૃતનું પાન કરો. નીચ વાતોવાળા કુમાર્ગમાં વ્યર્થ શામાટે જાઓછો? ભાગવતના શ્રવણથી મુક્તિ થવાની વાતમાં તો પરીક્ષિત્ રાજા સાક્ષી છે.[૧૦૦] રસના પ્રવાહમાં રહેલા શુકદેવજીએ કહેલી કથાને જે માણસ પોતાના કંઠમાં બાંધે (મુખપાઠ કરે) તે ભગવદ્રૂપ થાયછે.[૧૦૧] શાસ્ત્રના સમૂહ જોઇને આ પ્રમાણે પરમ ગુહ્ય અને સિદ્ધાંતોથી સિદ્ધ જે તત્વ હતું તે તમને તુરત કહ્યું. જગતમાં શ્રીભાગવતની કથાથી અધિક બીજું કોઇ નિર્મળ નથી માટે પરમસુખ પામવાસારૂ બારે સ્કંધનુ ઉત્તમ પાન કરો.[૧૦૨] આ કથાને ભક્તિપૂર્વક જિતેંદ્રિય રહીને જે સાંભળે અને શુદ્ધ વૈષ્ણવની પાસે જે કહે તે બન્ને ઉત્તમ વિધિ કરવાનેલીધે યથાર્થ ફળ પામેછે, અને તેઓનેત્રૈલોક્યમાંકાંઇપણ અસાધ્યરહેતુંનથી.[૧૦૩]

एतां यो नियततया शृणोति भक्त्या
यश्चैनां कथयति शुद्धवैष्णवाग्रे ।
तौ सम्यग्विधिकरणात्फलं लभेते
याथार्थ्यान्नहि भुवने किमप्यसाध्यम् ॥१०३॥

ઇતિશ્રીમત્ પદ્મપુરાણના ઉત્તરખંડમાંના શ્રીમદ્ભાગવતમાહાત્મ્યનો 'શ્રવણવિધિ કથન' એવા નામનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.

श्रीमद भागवतमाहात्म्य समाप्त.

## श्रीमद्भागवतमाहात्म्य संपूर्ण.

श्रीमद्-

# भागवतभाषांतर.

## प्रथमस्कंध.

શુદ્ધ ગુજરાતી ભાષાંતર.



प्रथमस्कंध-शमिक ऋषीनो आश्रम.

# श्रीमद्

# [illegible]ागवतभाषांतर.

# प्रथम स्कंध.

## અધ્યાય ૧ લો.*

### મંગલાચરણ તથા શૌનકે પૂછેલા છ પ્રશ્નો.

॥ श्लोक ॥

जन्म[illegible]यतान्व[illegible]दितरतश्चार्थेष्वभिज्ञःस्वराट् ।
तेनेब्रह्महृदायआदिकवयेमुह्यंतियत्सूरयः ॥
तेजोवारि[illegible]दांययाविनिमयोयत्रत्रिसर्गोमृषा ।
धाम्नास्वेनसदानिरस्त[illegible]हकंसत्यंपरंधीमहि ॥१ ॥

જુદાં જુદાં પુરાણો તથા શાસ્ત્રોની રચનાથી પણ મન નિર્મળ નહિ થવાથી અને સંતોષ નહિ થવાથી, શ્રીભગવાનના ગુણોનું વર્ણન જેમાં મુખ્ય છે એવાં ભાગવતશાસ્ત્રનો, નારદમુનિના ઉપદેશથી આરંભ કરવાને ઇચ્છતા શ્રીવેદવ્યાસમુનિ, શ્રીભાગવતવડે નિરૂપણ કરવાના પરમ જ્ઞાનસ્વરૂપ પરમેશ્વરના સ્મરણરૂપ મંગળાચરણ પેહેલા શ્લોકથી કરેછે, જે પરમેશ્વરથી આ જગત્નાં ઉત્પત્તિ, સ્થિતિને લય થાયછે, જે પરમેશ્વર કાર્યરૂપ પ્રપંચને વિષે કારણરૂપે ઘડામાં માટીની પેઠે ને કુંડળ આદિ ઘરેણાંમાં સોનાનીપેઠે વ્યાપી રહેછે, જે પરમેશ્વર મિથ્યા કાર્યપ્રપંચથી જુદા છે, જે પરમેશ્વર જ્ઞાનરૂપ અને સ્વયં પ્રકાશ છે, મોટા બુદ્ધિમાન્ લોકો પણ જે વેદનો અર્થ જાણવામાં મોહ પામેછે, એવા વેદને જે પરમેશ્વરે આદિકવિ બ્રહ્માના મનમાં અંતર્યામીરૂપે પ્રકાશ કર્યો, જેમ સૂર્યનાં કિરણોવિષે મૃગજળ એટલે ઝાંઝવાંનું પાણી દેખાય છે તે સાચું નથી, તોપણ સૂર્યનાં કિરણોની સત્તાથી સાચું ભાસેછે. જેમ સ્થિર પાણીમાં ભ્રાંતિથી 'આ કાચછે' એવી બુદ્ધિ થાયછે તે સાચી નથી, તોપણ તે પાણીની સત્તાથી સાચી ભાસેછે; જેમ કાચને વિષે ભ્રાંતિથી 'આ પાણીછે' એવી બુદ્ધિ થાયછે તે સાચી નથી તોપણ તે કાચની સત્તાથી સાચી ભાસેછે; તેમ જે અધિષ્ઠાન પરમેશ્વરને વિષે તમોગુણનાં કાર્યરૂપ પંચભૂતની સૃષ્ટિ, રજોગુણનાં કાર્યરૂપ ઇંદ્રિયોની સૃષ્ટિ અને સત્વગુણનાં કાર્યરૂપ દેવતાઓની સૃષ્ટિ, કલ્પિત ને અસત્યરૂપજછે, તોપણ જે પરમાત્માની સત્તાથી સાચી હોય તેમ ભાસેછે, જે પરમેશ્વરે પોતાના જ્ઞાનરૂપ પ્રકાશથી માયારૂપ કપટ ટાળી નાંખ્યું છે, અને જે પરમેશ્વરનો ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળ તથા જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે કાળમાં નાશ નથી, એવા સર્વથી શ્રેષ્ઠ પરમાત્મા પરમેશ્વરનું અમે ધ્યાન કરીએ છીએ ૧

આવી રીતે મંગળાચરણ કરીને હવે આ શ્રીભાગવતમાં શ્રોતાજનની એટલે સાંભળનારની પ્રીતિ થવાસારૂ, કર્મકાંડઆદિને નિરૂપણકરનારાંસર્વ શાસ્ત્રોથીઆ ભાગવતનું શ્રેષ્ઠપણું નિરૂપણ કરેછે.

આ શ્રીભાગવત પેહેલવેહેલું સંક્ષેપથી મહામુનિ નારાયણે કર્યું, અને ત્યાર પછી તેનો શ્રીવેદવ્યાસે વિસ્તાર કર્યો છે. તેમાં સર્વ પ્રાણીઓ ઉપર દયા રાખનારા અને મત્સર રહિત સત્પુરૂષોનો, ફળની ઇચ્છારહિત પરમેશ્વરના આરાધનરૂપ ઉત્તમધર્મ નિરૂપણ કર્યોછે. તથા આ ભાગવતમાં જીવ, ઇશ્વર અને જગત્, એ ત્રણેય ભેદસહિત જાણવા યોગ્ય ખરા તત્વરૂપ અને કેવળ પરમસુખ આપનાર પરમેશ્વરનું સ્વરૂપ વર્ણવેલું છે. તથા આ ભાગવત અધ્યાત્મ * અધિભૂત × અને અધિદૈવ ‡ એ ત્રણેય તાપને ટાળનારૂં

---

* આ પહેલા અધ્યાયમાં મંગળા ચરણ અને વિષય પ્રયોજના પૂર્વક શૌનકના ૭ પ્રશ્નો આવશે.

* મનમાં થયેલા. × જીવોથી થયેલા. ‡ દૈવથી થયેલા.

છે. કેવળ કર્મ અને ઉપાસનાને નિરૂપણ કરનારાં બીજાં શાસ્ત્રોથી અથવા તેનાં સાધનોથી પરમેશ્વર તત્કાળ હૃદયમાં ઓળખતા નથી, પણ આ ભાગવતને સાંભળવાની ઇચ્છા રાખનારા પુણ્યાત્મા પુરૂષોને તો તેજક્ષણે એટલે સાંભળતાંવેંત પરમેશ્વર હૃદયમાં ઓળખાયછે. સારાંશ એ કે આ શ્રીભાગવત ઉપર લખેલાં કારણોથી સર્વથી ઉત્તમ છે, માટે તેનું શ્રવણ અવશ્ય કરવું જોઇએ. એવો શ્રીવેદવ્યાસનો અભિપ્રાય જણાયછે[2]

એ રીતે સર્વ શાસ્ત્રોથી આ ભાગવત શ્રેષ્ઠ છે, માટે તે સાંભળવા યોગ્ય છે, એમ નિરૂપણ કરીને હવે વેદરૂપ કલ્પવૃક્ષનુ * આ ફળછે, એ કારણથીપણસાંભળવાયોગ્યછે,એવુ નિરૂપણકરેછે.

આ સુદર રસ ભરેલુ ભાગવતરૂપ એક ફળ છે. તે વૈકુંઠલોકમાંથી નારદમુનિએ લઈ આવીને મને આપ્યુ, મે શુકદેવજીને આપ્યુ અને શુકદેવના મુખથી પૃથ્વીઉપર આવ્યુ છે. માટે જેમ શુક એટલે પોપટની ચાંચમાંથી પૃથ્વી ઉપર પડેલુ ફળ ઘણું મીઠુ હોયછે, તેમ શુક એટલે શુકદેવજીને મોઢેથી પૃથ્વીઉપર આવેલુ આ શ્રીભાગવતરૂપ ફળ, નાશરહિત અદ્વૈત પરમબ્રહ્માનદરૂપ રસે ભરેલુ છે. માટે હે રસને જાણનારા' તથા તેમાં ભાવવાળા હે અધિકારી પુરૂષો ! જ્યાંસુધી મોક્ષ થાય ત્યાંસુધી આ ભાગવતરૂપ રસમય ફળને વારવાર પાન કર્યા કરો. વાહ ! આ ભાગવતરૂપ અમૃતફળ પૃથ્વીમાં આવ્યુ છે એ કેવો અલભ્ય, એટલે ન મળે એવો લાભ છે.[3]

ઉપરપ્રમાણે ત્રણ શ્લોકથી આરભ કરવા ગ્રથનુ મગળાચરણરૂપ ઈશ્વરસ્મરણ. અને વિષય તથા પ્રયોજનઆદિકહીનેહવેગ્રથનોઆરભકરે છે.

શ્રીવિષ્ણુના નૈમિષારણ્યક્ષેત્રમાં શૌનકાદિ ઋષિયો પરમેશ્વરના પરમલોકને પામવાસારૂ હજાર વર્ષસુધી અનુષ્ઠાન ચાલે એવો યજ્ઞ કરતા હતા.[4] એક દિવસ સવારમાં નિત્ય× નૈમિત્તિક– હોમ જેણે હોમેલ છે, એવા તે મુનિઓએ, સન્માન પામેલા અને આસનઉપર બેઠેલા સૂતપુરાણિકને આદરથી આવી રીતે પૂછ્યું.[5]

શૌનકો કહેછે–હે નિષ્પાપ સૂત ! મહાભારત આદિ ઇતિહાસોસહિત પુરાણો અને ધર્મશાસ્ત્રો તમે ભણેલાછો, એટલુંજ નહિ પણ તેઓનું આખ્યાન પણ કરેલુંછે.[6] હે સાધુ સૂત! ઇતિહાસ પુરાણો અને ધર્મશાસ્ત્રોને વિદ્વાનોમાં શ્રેષ્ઠ ભગવાન બાદરાયણ (વ્યાસ) અને સગુણ તથા નિર્ગુણ બ્રહ્મને જાણનારા બીજા મુનિઓ જાણેછે.[7] તે સઘળાંને તત્વથી એટલે તેના સારસહિત તેઓની કૃપાવડે તમે જાણોછો; કારણ કે પ્રેમવાન શિષ્યોને ગુરૂઓ જે કાંઇ છાનુ હોયછે તે પણ કહી દેછે,[8] માટે તે તે ધર્મશાસ્ત્ર પુરાણ ને ઇતિહાસોમાં પુરૂષોનુ ખરેખરૂં શ્રમનું સાધન તમે નિશ્ચય કર્યું હોય તે અમને કહેવાને આપ યોગ્ય છો. હે સાધો ! આ કલિયુગમાં લોકો અલ્પ આયુષ્યવાળા, તે છતાં વળી આળસુ, તે છતાં વળી મદબુદ્ધિવાળા, તે છતાં વળી મંદભાગ્યવાળા ને તે છતાં પણ વળી રોગાદિકથી પીડાએલાછે.[10]અને બહુ અનુષ્ઠાનવાળાં કર્મો તથા નોખાંનોખાં સાંભળવાનાં પણ ઘણાંછે, માટે હે રૂડા પુરૂષ ! અહિંયાં જે કાંઇ સારરૂપ હોય તે, તેમાંથી બુદ્ધિવડે શોધી કાઢીને શ્રદ્ધાવાળા એવા અમોને કહો, કે જે સાંભળવાથી બુદ્ધિ શાંત થાયછે.[11] હે સૂત ! તમારૂં કલ્યાણ થાઓ. સાત્વતકુળનાપતિ ભગવાન વસુદેવથકી દેવકીજીનેવિષે જે કાર્ય કરવાસારૂ ઉત્પન્ન થયા તે તમે જાણો છો[12] માટે સેવા કરતા એવા અમોને કહેવાને યોગ્ય છો. જે ભગવાનનો અવતાર સર્વ ભૂતપ્રાણીઓને પાળવાને માટે અને સમૃદ્ધિને માટે છે,[13] ભયકર જન્મમરણને પામેલું માણસ પરવશથકું જે ભગવાનનુ નામ ગાતુથકું જન્મમરણનાં દુખથી તત્કાળ મૂકાઇ જાયછે અને જેનાં નામથી ભય પણ (અવિદ્યારૂપ અજ્ઞાનપણ) પોતાની મેળે બિહે છે. [14]ગગાનું જળ તો ઘણો વખત સેવવાથીજ પવિત્ર કરેછે, પણ જે ભગવાનના ચરણારવિદનો આશ્રય કરનારા અને શાંતિનોજ જેને આશ્રય છે, એવા મુનિઓપાસે જવાથી તત્કાળ પવિત્ર કરે

*જે ઝાડ ઇચ્છિએ તે આપે, એનુ નામ કલ્પવૃક્ષ કેહેવાય × જે હોમ નિરતર ન કરવાથી દોષ લાગે તે વૈશ્વદેવઆદિ. –જે હોમ કારણને લઇને કરવો પડે તે.

છે.[૧૫] તથા પુણ્યશ્લોકોએ* સ્તુતિ કરવા યોગ્ય જેનાં કર્મ છે, એવા તે ભગવાનના કલિયુગના મેલને નાશ કરનારા યશને, શુદ્ધિનીકામનાવાળોકોણ ન સાંભળે?[૧૬] લીલાએકરીને કળા (બ્રહ્મા રૂદ્ર આદિ મૂર્તિ) ને ધારણકરતા તે ભગવાનનાં ઉદાર કર્મો નારદ આદિએગાયેલાંછે, તે શ્રદ્ધાવાન્ એવા અમોને કહો.[૧૭] અને હે બુદ્ધિવાન્ સૂત! પોતાનીમાયાવડે પોતાની ઇચ્છા પ્રમાણે કળાને ધારણ કરતા ઇશ્વરના અવતારની શ્રેષ્ઠ કથા અમને કહો.[૧૮] અમે ઉત્તમશ્લોકના+ પરાક્રમનેવિષે તૃપ્તિને પામતા નથી, કે જે પરાક્રમને સાંભળતા એવા રસજ્ઞ પુરૂષોને તે ક્ષણેક્ષણે વધારે રસને આપેછે.[૧૯] કપટથી મનુષ્યનો અવતાર ધરનારા અને છાના રહેલા કેશવભગવાને, રામે (બળદેવે) સહિત જે જે પરાક્રમો માણસોથી ન થાય તેવાં કર્યા હોય તે કહો.[૨૦] હે સૂત ! અમે કલિયુગ આવ્યો એવુ જાણીને મોટા યજ્ઞવડે (યજ્ઞના મિશથી) હરિભગવાનની કથાનો સમય મેળવીને આ વિષ્ણુસંબંધી ક્ષેત્રમાં બેઠા છીએ[૨૧] સમુદ્ર તરવાની ઇચ્છા રાખનારને જેમ વહાણ ચલાવનારો (નાવિક) મળે, તેમ પુરૂષના સત્વને હરીલેનારો અને કેમેય ન તરીશકાય એવો કળિયુગ તરવાની ઇચ્છા કરનારાઅમોને વિધાતાએ તમને દેખાડયા,[૨૨] માટે ધર્મની રક્ષા કરનારા યોગેશ્વરના ઇશ્વર બ્રહ્મણ્ય ભગવાન હમણાં પોતાના સ્વરૂપને પ્રાપ્ત થવાથી (સ્વધામ પધાર્યાથી)ધર્મ કોનેશરણેગયોતે કહો.[૨૩]

**ब्रूहियोगेश्वरेकृष्णे ब्रह्मण्येधर्मवर्मणि।**
**स्वाकाष्ठामधुनोपेते धर्मःकंशरणंगत ॥ २३ ॥**

ઇતિશ્રી મહાપુરાણ ભાગવતના પ્રથમસ્કંધમાં નૈમિષારણ્યના આખ્યાન વિષે પેહેલો
અધ્યાય સંપૂર્ણ.

---

# અધ્યાય ૨ જો.*

## શૌનકે પૂછેલા છ પ્રશ્નોના ઉત્તર.

**व्यासउवाच.**

**इतिसंप्रश्नसंहृष्टो विप्राणां·रोमहर्षणि. ।**
**प्रतिपूज्यवचस्तेषां [illegible]क्रमे ॥ १ ॥**

વ્યાસજી કહેછે—એ રીતે સારાં પ્રશ્નો કરવાથી અતિ પ્રસન્ન થયેલા રોમહર્ષણના પુત્ર સૂતજીએ, તે શૌનક ઋષિઓનાં વચનને માન આપીને કહેવાનો આરંભ કર્યો.[૧]

સૂત કહેછે—ત્યાગ કરીને જતા એવા, કોઇ જેની સાથે નથી એવા, જેને કર્મ કરવાનાં રહ્યાં નથી એવા, જેને પુત્રના વિરહથી વ્યાકુળ થયેલા વ્યાસજીએ 'હે પુત્ર' એ રીતે ઉંચે સ્વરે સાદ કર્યો, ત્યારે તે મુનિરૂપ વૃક્ષોએ ઉત્તરઆપ્યો, તે સર્વ ભૂતના અંતરમાં રહેલા મુનિ શુકદેવને હું પ્રણામ કરૂંછું.[૨] સંસારના તિમિરને તરી જવાને ઇચ્છનારા સંસારી લોકોની ઉપર દયા કરીને સઘળાં પુરાણોમાંગુહ્ય (છાનુ), પોતાનો અસાધારણ જેમાં પ્રસાદ છે, સર્વે શ્રુતિયોનો જેમાં સાર છે, જેની બરોબરી કરનાર બીજું કોઇ પુરાણ નથી, જે આત્માને દીવાની પેઠે પ્રત્યક્ષદેખાડનારૂ છે, એવું પુરાણ જે શુકદેવજીએ કહ્યુ તે મુનિઓના ગુરૂ શુકદેવને હુ શરણેછુ.[૩] નરોમાં ઉત્તમ નરને, નારાયણને, ગુરૂને અને દેવી સરસ્વતિને પ્રણામ કરીને પછી ગ્રંથનો આરંભ કરવો.[૪] (એ રીતે બીજા પુરાણીઓને રીતિ બતાવીપ્રશ્નોના ઉત્તર ઉપર લક્ષ આપેછે.) હેમુનિઓ! લોકોના કલ્યાણને કરે એવુ તમે મને ઠીક પૂછ્યુ. કારણ કે શ્રીકૃષ્ણ સંબંધી પ્રશ્ન તમે મને પૂછ્યુંછે, કે જેવડે મન પ્રસન્ન થાયછે.[૫] અધોક્ષજ ભગવાનને વિષે જે ફળના અનુસંધાનરહિત+દૃઢ ભક્તિ થાય છે તેજ પુરૂષનો પરમધર્મછે, કે જેવડે આત્મા પ્રસન્ન થાયછે.[૬] વાસુદેવ ભગવાનનેવિષે થયેલો ભક્તિનો યોગ તત્કાળ વૈરાગ્યને અને નિર્મળ જ્ઞાનને ઉત્પન્ન કરેછે.[૭] જો આચરેલો ધર્મ પુરૂષોને

---

*જેની પુણ્યરૂપ કીર્તિ હોય તે. +ઉત્તમ જે[illegible]યશ છે એવા.

* આ બીજા અધ્યાયમાં શૌનકે પૂછેલા છ પ્રશ્નોના ઉત્તર આવશે. + ફળની ઇચ્છાવિના.

વિષ્વક્સેન ભગવાનની કથાનેવિષે પ્રીતિ ઊત્પન્ન નથી કરતો, તો તે ધર્મ કેવળ શ્રમરૂપજછે.[૮] મોક્ષસંબંધી ધર્મનું ફળ દ્રવ્યને માટે કલ્પાતું નથી, ધર્મૈકાંત* દ્રવ્યનાં ફળને માટે ભોગાદિક કહેલ નથી,[૯] ભોગાદિકનું ફળ ઇન્દ્રિયોને પ્રસન્ન રાખવી એ નથી, માત્ર જીવવું એજછે, અને જીવવાનું ફળકર્મવડેકરીનેજેઅર્થ આ લોકમાંપ્રસિદ્ધછેતેઅર્થ નથી,પરંતુતમને જે તત્વજાણવાની ઇચ્છાથઇ તેજ ફળછે.[૧૦] તત્વને જાણનારા પુરૂષો જે અદ્વયએવુ જ્ઞાન છે તેને તત્વ કહે છે, કે જે તત્વ બ્રહ્મ, પરમાત્મા અને ભગવાન, એ રીતે કહેવાયછે.[૧૧] તે પરમાત્મારૂપ તત્વને વેદાંતના શ્રવણથી પ્રાપ્ત થયેલી જ્ઞાન અને વૈરાગ્યયુક્ત ભક્તિથી સાવધાન મુનિઓ આત્મા (ક્ષેત્રજ્ઞ) માં દેખેછે.[૧૨]માટે હે ઉત્તમ બ્રાહ્મણો ! વર્ણાશ્રમના વિભાગવડે પાળેલા ધર્મનુ ફળ હરિભગવાનનુ આરાધન કરવું એજ છે.[૧૩] માટે ( ભક્તિવિનાનો ધર્મ શ્રમરૂપછે તે માટે) એકાગ્ર મનવડે સાત્વતકુળના પતિ ભગવાનનું નિરંતર શ્રવણ કરવું, કીર્તન કરવું, ધ્યાન કરવું અને પૂજન કરવુ.[૧૪] જે ભગવાનના ધ્યાનરૂપ ખડ્ગવડે યુક્ત એવા વિવેકી પુરૂષો કર્મની ગ્રંથિનું બંધન છેદી નાંખેછે, એ ભગવાનની કથાવિષે કોણ પ્રીતિ ન કરે?[૧૫] હે વિપ્રો ! પુણ્યરૂપ તીર્થના સેવનથી અને સાધુપુરૂષની સેવાથી ભક્તિવાળા અને શ્રદ્ધાવાળા પુરૂષનેજ વાસુદેવની કથાનેવિષે પ્રીતિ થાયછે.[૧૬] પુણ્યરૂપ છે શ્રવણ અને કીર્તન જેનાં અને સત્પુરૂષોના હિતકારી એવા ભગવાન કૃષ્ણ, પોતાની કથાને સાંભળનારાંઓનાં અકલ્યાણ ( કામાદિ વાસના )ને પોતે હૃદયમાં રહ્યાથકા ધોઈ નાંખેછે.[૧૭] નિરંતર ભાગવતની સેવાવડે સર્વ અકલ્યાણ નાશ થયેથી ઉત્તમશ્લોક ભગવાનનેવિષે જ્યારે ખરેખરી ભક્તિ થાયછે.[૧૮]ત્યારે રજોગુણ તમોગુણથી થનારા કામ, ક્રોધ, લોભઆદિ શત્રુઓથી નહિ પરાભવ થયેલું મન સત્વગુણમાં રહ્યુંથકું શમી જાયછે.[૧૯] એવી રીતે પ્રસન્ન મનથી, ને ભગવાનની ભક્તિના યોગથી, મુક્તસંગ+ પુરૂષને ભગવાનના તત્વનું જ્ઞાન થાયછે.[૨૦] તે જ્ઞાન થયાપછી પોતારૂપ પરમાત્મા પ્રત્યક્ષ થયે અહંકાર નાશ પામેછે, સર્વ સંશયો ટળી જાયછે, ને સર્વ કર્મનો ક્ષય થઇ જાયછે.[૨૧] એ કારણ માટે વિવેકી પુરૂષો ભગવાન વાસુદેવનેવિષે હર્ષવડે મનને નિર્મળ કરનારી ઉત્કૃષ્ટ ભક્તિ કરેછે.[૨૨] સત્વ, રજ અને તમ, એ ત્રણ માયાના ગુણોછે, એ ગુણોથી યુક્ત પરમપુરૂષ ભગવાન આ જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ અને લયને માટે, હરિ, બ્રહ્મા અને હર, એવાં નામોને ધારણ કરેછે, તેમાં સત્વગુણયુક્ત હરિ ભગવાનથી મનુષ્યોને સારાં ફળ પ્રાપ્ત થાયછે.[૨૩]લાકડામાંથી તીક્ષ્ણ એવો ધુમાડો નીકળેછે, અને ધુમાડાથી વેદત્રયીરૂપ× અગ્નિ ઉત્પન્ન થાયછે, તેમ તમોગુણથી રજોગુણ અને રજોગુણથી સત્વગુણ થાયછે, જે સત્વગુણથી સાક્ષાત્ બ્રહ્મને ઓળખાયછે. (આ સ્થળે સમજવાનું એ છે કે પોતાનીમેળે પ્રવૃત્તિ ને પ્રકાશરહિત લાકડામાંથી પ્રવૃત્તિના સ્વભાવવાળો વેદકર્મ જેમાં મુખ્ય છે એવો ધુમાડો ઉત્પન્ન થાયછે, અને તે ધુમાડાથી ત્રણ વેદરૂપ (વેદનાં કર્મ કરવાનાં સાધનરૂપ એવો) અગ્નિ ઉત્પન્ન થાયછે, અર્થાત્ એ સર્વમાં અગ્નિ છે તે સર્વ કરતાં શ્રેષ્ઠ છે, તેમજ લયરૂપ તમોગુણથી રજોગુણ શ્રેષ્ઠ છે, કારણ કે તે રજોગુણથી ઉપાધિસહિત જ્ઞાન થાયછે, તે કંઈક બ્રહ્મનો પ્રકાશ કરનારૂંછે. તે વિક્ષેપવાળા રજોગુણથી સત્વગુણ શ્રેષ્ઠ છે, કારણકે તેથી સાક્ષાત્ વિક્ષેપરહિત બ્રહ્મ ઓળખાયછે. અર્થાત્ સર્વ કરતાં સ્થિતિને* માટે પરમપુરૂષ પરમાત્માએ ધારણ કરેલી હરિની સંજ્ઞા એ સર્વથી શ્રેષ્ઠ છે, કારણકે તે બ્રહ્મરૂપજ છે.)[૨૪] એટલામાટેજ સત્વગુણરૂપ અધોક્ષજ ભગવાનને મુનિઓ આગળ ભજતા હતા. તે મુનિઓને જે અનુસરે તે કલ્યાણને માટે કલ્પાયછે એટલે તેનું કલ્યાણ થાયછે.[૨૫] જેને મોક્ષની ઇચ્છા હોયછે, એવા પુરૂષો ભયંકરરૂપ ભૂપતિ- (પિતૃ, રાજાઆદિ)ને મેલીને બીજા દેવોની નિંદા નહિ કરતાં નારાયણની શાંતકળાને એટલે અવતારને ભજેછે.[૨૬] રજોગુણી અને તમોગુણી પ્રકૃતિ-

*ધર્મ જેમાં નિરંતર રહેલછે એવા. +વૈરાગ્ય પામેલા.

× ત્રણે વેદરૂપ. * જગતને પાળવામાટે.

વાળા પિતૃભૂતાદિના સરખો જેનો સ્વભાવછે અને લક્ષ્મી, ઐશ્વર્ય ને પ્રજાને જે ઇચ્છેછે, એવા પુરૂષો પિતૃને ભૂતને અને રાજાઓને ભજેછે.[૨૭] (પણ વાસુદેવભગવાન મોક્ષને દેવાવાળા અને સર્વ શાસ્ત્રના સારથી જણાય તેવા છે માટે તેનેજ ભજવા જોઇએ કારણકે) વેદ છે એ વાસુદેવરૂપ છે, યજ્ઞોછે તે વાસુદેવરૂપછે, યોગછે તે વાસુદેવરૂપછે અને ક્રિયાછે તે વાસુદેવરૂપછે.[૨૮] જ્ઞાનછે તે વાસુદેવરૂપછે, તપ એટલે જ્ઞાનછે તે વાસુદેવરૂપછે, ધર્મશાસ્ત્ર છે તે વાસુદેવરૂપ છે અને સ્વર્ગાદિની ગતિ છે તે પણ વાસુદેવરૂપ છે.[૨૯] તે આ સમર્થ ભગવાને પોતે નિર્ગુણ છતાં ત્રણ ગુણમય કાર્યકારણરૂપ માયાથી આ જગતને પહેલાં સર્જ્યું.[૩૦] તે માયાવડે ઉત્પન્ન થયેલા ગુણોમાં પેશીને ગુણવાનની પેઠે (ગુણો છે તે મારે આધીન છે એટલે હું છું તો તે છે, કાંઈ વાસ્તવિક નથી એવું અભિમાન દેખાડવાનીપેઠે) ચૈતન્યશક્તિવડેકરીને વિસ્તાર પામેલા જણાયછે.[૩૧] જેમ પોતાની ઉત્પત્તિરૂપ કાષ્ટવિષે રહેલો અગ્નિ એક છતાં નાનાપ્રકારનો દેખાય છે, તેમ વિશ્વાત્મા પરમેશ્વર ભૂતપ્રાણિનેવિષે (તે ભૂતનાં અનેકપણાથી અથવા ક્ષેત્રજ્ઞપણાથી) નાનાપ્રકારના હોય તેમ જણાયછે.[૩૨] એ હરિભગવાન વિષયો, ઈંદ્રિયો અને મનવડે પોતાનાં નિર્માણ કરેલ ભૂતનેવિષે રહ્યાથકા તે તેને ભૂતોને ઘટે તેવા વિષયોને ભોગવેછે.[૩૩] લોકને પાળનારા એ હરિ, દેવતા, પશુ અને માણસોમાં લીલાવડેકરીને અવતાર લેતા થકા લોકનું પાલન કરેછે.[૩૪]

भावयत्येष सत्त्वेन लोकान्वैलोकभावनः ।
लीलावतारानुरतो देवतिर्यङ्नरादिषु ॥ ३४ ॥

ઇતિશ્રી મહાપુરાણ ભાગવતના પ્રથમસ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ.

# અધ્યાય ૩ જો.*

## અવતારોની કથા અને તેનાં ચરિત્રો.

सूतउवाच ॥ जगृहे पौरुषं रूपं भगवान्महदादिभिः ।
॥ संभूतं षोडशकलमादौ लोकसिसृक्षया ॥ १ ॥

સૂત કહેછે—પ્રથમ મહત્તત્વ, અહંકાર અને તેની પાંચ તન્માત્રાવડે× બંધાયેલું અને અગિયાર ઈંદ્રિયો÷ તથા પાંચ મહાભૂતરૂપ+ સોળ કળાવાળું પુરૂષનું રૂપ ધારણ કર્યું.[૧] કે જે પાણીમાં સૂતેલા યોગનિદ્રાનો વિસ્તાર કરનારા રૂપની નાભિરૂપ હૃદના કમળમાંથી જગત્‌ને સૃજનારાઓના મુખી બ્રહ્મા ઉત્પન્ન થયા.[૨] જેના અવયવોનાં ઠેકાણાંથી લોકના વિસ્તાર કલ્પેલા છે, તે ભગવાનનું રૂપ શુદ્ધ સત્વરૂપ અને નિરતિશય છે.[૩] યોગીલોકો એ રૂપને અત્યંત જ્ઞાનરૂપ ચક્ષુથી હજારો પગ, હજારો સાથળ, હજારો હાથ, અને હજારો મુખેકરીને અદ્ભૂત, હજારો માથાં, હજારો કાન અને હજારો નાસિકાવાળું અને હજારો મુગટ વસ્ત્ર અને કુંડળોથી શોભાયમાન દેખેછે.[૪] ભગવાનનું એ આદિ નારાયણરૂપ, નાનાપ્રકારના અવતારોનું જગત્‌ને અંતે સમાવાનું સ્થાનક, ઉત્પન્નથવાનું સ્થાનક અને નાશરહિત છે, કે જે નારાયણના અંશના અંશવડે દેવતા, પશુ અને માણસ આદિના અવતારો સરજાયછે.[૫] જે ઇશ્વરે પુરૂષનું રૂપ ગ્રહણ કર્યું તે ઈશ્વરે કુમારની† સૃષ્ટિમાં બ્રહ્માથકી પહેલે અવતારે બ્રાહ્મણ થઈ કોઈથી ન પાળી શકાય એવું અખંડિતબ્રહ્મચર્યવ્રત પાળ્યું.[૬] બીજે અવતારે આ જગત્‌ની ઉત્પત્તિ માટે રસાતલમાં જતી રહેલી પૃથ્વીનો ઉદ્ધાર કરવા (પાણીની ઉપર લેઇ આવવા) યજ્ઞના ઈશ્વર એવા પ્રભુએ વરાહનું શરીર ધારણ કર્યું.[૭] ત્રીજે અવતારે ઋષિનો અવતાર પામી, દેવર્ષિપણાને* પામીને વિષ્ણુસંબંધી તંત્રને× તેમણે કહ્યું, જે તંત્રથી કર્મોનું નિષ્કર્મપણું થાયછે.[૮] ધર્મની સ્ત્રીથકી

* આ ત્રીજા અધ્યાયમાં અવતારોની કથા અને તેનાં ચરિત્રો આવશે. ×શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ. ÷શ્રોત્ર, ત્વક, ચક્ષુ, જીવ્હા, ઘ્રાણ એ પાંચ જ્ઞાનેંદ્રિય તથા પાંચ કર્મેંદ્રિય અને એક મન. +પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ. †સનત, સનંદન, સનાતન અને સનતકુમાર એ ચાર બ્રહ્માના પુત્ર કુમાર કહેવાયછે. *દેવર્ષિ એટલે નારદ. ×શાસ્ત્રને.

થયેલા ચોથા અવતારે નરનારાયણ એવે નામે ઋષિ થઇને કેમેય ન કરી શકાય એવું મનને શાંત કરનારૂં તેમણે તપ કર્યું.[૯] પાંચમો અવતાર સિદ્ધના ઈશ્વર કપિલ એવે નામે થયો. તેણે આસુરી નામના બ્રાહ્મણને તત્વના સમૂહના નિશ્ચયવાળું સાંખ્યશાસ્ત્ર કહ્યું.[૧૦] છઠ્ઠા અવતારમાં અત્રિઋષિ અને તેની સ્ત્રી અનસૂયાના માગવાથી તેના પુત્રપણાને પામીને, તેણે મદાલસાના પુત્ર અલર્કને અને પ્રલ્હાદઆદિકને આત્મવિદ્યાનો ઉપદેશ કર્યો.[૧૧] ત્યારપછી સાતમે અવતારે રૂચિથકી આકુતિનેવિષે યજ્ઞપુરૂષ ભગવાન ઉત્પન્ન થયા અને તેમણે યામ નામના પોતાના પુત્રો જેમાં આદિછે એવા દેવતાસહિત સ્વાયંભુ મન્વંતરનું પાલન કર્યું.[૧૨] આઠમે અવતારે સર્વે આશ્રમોએ* નમાયેલો પરમહંસનો માર્ગ દેખાડતા એવા, નાભિથકી મેરૂદેવીનેવિષે ઉરૂક્રમ એટલે ઋષભદેવ થયા.[૧૩] ઋષિયોની પ્રાર્થનાથી નવમે અવતારે પૃથુનેરૂપે રાજાનું શરીર ધારણ કર્યું, અને આ પૃથ્વીને તથા ઔષધિયોને દોહી, તેથી હે વિપ્રો! આ તે પૃથુનો અવતાર વખાણવા લાયક છે.[૧૪] ચાક્ષુષ મન્વંતરમાં સમુદ્ર ભેળા થતા હતા તે સમયે એટલે પ્રલય થયો ત્યારે મત્સ્યનુંરૂપ ધારણ કર્યું અને પૃથ્વીરૂપી વહાણમાં વૈવસ્વત મનુને બેસાડીને તેની રક્ષા કરી.[૧૫] એ દશમો અવતાર. અગીઆરમે અવતારે સુર અને અસુરો સમુદ્રને વલોવતા હતા, તે સમયે કાચબાનું રૂપ લઈ પોતાની પીઠવડે મદરાચળ પર્વતને ધારણ કર્યો.[૧૬] બારમો અવતાર ધન્વતરીનો થયો. તેજ અવતારમાં સ્ત્રીનું રૂપ લઇ અસુરોને મોહ પમાડી દેવતાઓને અમૃત પાયુ, તે બારમા અવતારની અંદર તેરમો અવતાર થયો.[૧૭] ચૌદમો નૃસિંહનો અવતાર ધારણ કરીને, છકી ગયેલા દૈત્યના ઇંદ્ર હિરણ્યકશિપુને નખવડે જેમ કોઇ સાદડીને વણનાર ગાંઠ વગરનાં ખડને ચીરી નાંખે તેમ છાતીનેવિષે ચીરી નાંખ્યો.[૧૮] પદરમો અવતાર વામનજીનો ધારણ કરી, બળિરાજાના યજ્ઞમાં જઇને સ્વર્ગને ઝુંટી લેવાની ઇચ્છાથી તેમણે ત્રણ પગલાં પૃથ્વી માગી.[૧૯] સોળમે અવતારે બ્રાહ્મણનો દ્રોહ કરનારા રાજાઓને જોઇને કોપને પામી એકવીશ વાર ક્ષત્રીવિનાની પૃથ્વી કરી.[૨૦] સત્તરમા અવતારમાં પરાશરથકી સત્યવતીનેવિષે ઉત્પન્ન થઇને, થોડી બુદ્ધિવાળા પુરૂષો જોઈ તેના અનુગ્રહ માટે વેદરૂપી વૃક્ષની શાખાઓ કરી એટલે તેના નાના નાના વિભાગ કર્યા.[૨૧] અઢારમે અવતારે દેવતાઓનું કાર્ય કરવા નરદેવપણાને પામી એટલે રામચંદ્ર અવતાર લઇ સમુદ્રને શિક્ષા આપી એ આદિ પરાક્રમો કર્યા.[૨૨] ઓગણીશમા અને વીશમા અવતારમાં રામ અને કૃષ્ણ એવા નામથી વૃષ્ણિકુળવિષે જન્મ લઇને, ભગવાને પૃથ્વીનો ભાર ઉતાર્યો.[૨૩] ત્યારપછી એકવીશમે અવતારે કળિયુગ પ્રવૃત્ત થવાથી અસુરોને મોહ પમાડવા માટે કીકટદેશમાં એટલે ગયાપ્રદેશમાં અજનના પુત્ર બુદ્ધ એવે નામે ઉત્પન્ન થશે.[૨૪] ત્યારપછી બાવીશમે અવતારે કળિયુગની અંતે રાજાઓ ચોર જેવા થશે, તે સમયે જગત્પતિ ભગવાન વિષ્ણુયશસ્ બ્રાહ્મણથકી કલ્કી એવે નામે ઉત્પન્ન થશે.[૨૫] હે વિપ્રો! ક્ષયને નહિ પામે એવાં સરોવરમાંથી જેમ નાનાં ઝરણાં હજારો થાય, તેમ સત્વગુણના સ્થાનરૂપ ઈશ્વરથકી અસંખ્ય અવતારો થાયછે.[૨૬] ઋષિયો, મનુઓ, દેવતાઓ, મોટા બળવાળા મનુના પુત્રો, એ સર્વે પ્રજાપતિસહિત, હરિ ભગવાનની કળારૂપછે.[૨૭] ઉપર જે અવતારો કહ્યા તે સઘળા પરમેશ્વરના અંશ અને કળારૂપછે, પણ કૃષ્ણાવતાર તો ભગવાન સાક્ષાત્ નારાયણજ પ્રકટ થયાછે. આ સઘળા અવતારો અસુરોથી પીડાયેલા લોકને યુગેયુગે સુખ કરેછે.[૨૮] આ રહસ્યરૂપ (છાનો) ભગવાનનો જન્મ, પવિત્ર થઇને જે પુરૂષ સવારસાંજ ભક્તિથી ગાયછે તે દુઃખના સમૂહાયરૂપ સંસારથી મૂકાઈ જાયછે.[૨૯] રૂપવિનાના એકચૈતન્યરૂપ જીવનું આ સ્થૂળ શરીર ભગવાનની માયાના મહત્તત્વ આદિ ગુણોથી આત્માનેવિષે કલ્પેલુંછે, એટલે શરીર એજ આત્માછે એમ માનેલુંછે;[૩૦] તે, જેમ આકાશની અંદર અજ્ઞાનીઓ લીલા પીળા રંગનાં વાદળાંનો આરોપ કરેછે, એટલે

*બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ, અને સંન્યાસી એ ચારઆશ્રમ.

આકાશ લીલું પીળુંછે એમ કહેછે, અને વાયુને વિષે જેમ અજ્ઞાનીઓ પૃથ્વીનાં ધૂસરપણાંનો આરોપ કરેછે, તેમજ અજ્ઞાનીએ દેહાદિકનો દ્રષ્ટા જે આત્મા, તેનેવિષે દૃશ્ય ધર્મવાળા દેહાદિનો આરોપ કરેલછે. જેમ સ્થૂળ§ શરીર આત્મામાં આરોપિતછે,[૩૧] તેમજ તે સ્થૂળ શરીરથી બીજું જે સૂક્ષ્મ+ શરીર છે તેપણ આત્મામાં આરોપિત છે. અને તે સૂક્ષ્મ શરીરમાં સ્થૂળ શરીરની પેઠે હાથ પગ આદિ આકાર નથી, ને તે સૂક્ષ્મ શરીર સ્થૂળ શરીરનીપેઠે દેખાતું નથી, તેમ ઇન્દ્રઆદિ દેવતાની પેઠે સાંભળવાથી જણાતું નથી, અને તે સૂક્ષ્મ શરીરને આત્માની ઉપાધિ હોવાથી જીવ એમ કહેછે, કે જે સૂક્ષ્મ શરીરથી જન્મમરણ આદિ થાયછે.[૩૨] નિરૂપણ કરેલાં એવાં એ બે સ્થૂળ અને સૂક્ષ્મશરીર, અવિદ્યાએ કરીને આત્માનેવિષે આરોપણ કરેલાંછે, તેને જ્યારે પોતાના આત્માના યથાર્થ જ્ઞાનથી ટાળી નાંખેછે, એટલે સ્થૂળ સૂક્ષ્મ શરીર હું નથી એમ જાણેછે, ત્યારે જીવ જ્ઞાનમય બ્રહ્મરૂપ થાયછે.[૩૩] જ્યારે અવિદ્યારૂપે આવરણ† વિક્ષેપ* કરવાવાળી આ પરમેશ્વર સંબંધી માયા, બ્રહ્મવિદ્યાએ કરી નિવૃત્ત થાયછે, ત્યારે જીવ બ્રહ્મસ્વરૂપને પામેછે, અને પરમ આનંદરૂપ પોતાના મહિમામાં શોભેછે, એમ તત્વજ્ઞાનીઓ જાણેછે.[૩૪] એ રીતે અકર્તા અને અજન્મા અંતર્યામી ઇશ્વરનાં, વેદનેવિષે છાનાં એવાં જન્મ અને કર્મને વિવેકી પુરૂષો વર્ણવેછે.[૩૫] અમોઘ‡ લીલાવાળા ઈશ્વર આ જગત્‌ને સૃજેછે, પાળેછે અને સંહાર કરેછે, પણ તેમાં લેપાતા નથી. અને પોતે સ્વતંત્ર અને છ ઇંદ્રિયોને નિયમમાં રાખનારા તે ઈશ્વર, ભૂતપ્રાણીઓમાં પ્રવેશ કરી રહ્યાથકી ઇંદ્રિયોના છયે વિષયોને ગંધની પેઠે ગ્રહણ કરેછે.[૩૬] કોઈ મૂર્ખ માણસ જેમ ઇંદ્રિજાળને ન જાણે, તેમ મન અને વચનથી રૂપ અને નામને વિસ્તાર કરતા એવા એ ભગવાનની લીલાને કોઈ નઠારી બુદ્ધિવાળો જીવ ગમે તેવો તર્કમાં હુંશિયાર હોય તોપણ જાણતો નથી.[૩૭] સરળતાથી અનુકુળ રહી જે પુરૂષ તે પ્રભુના ચરણકમળની સુગંધ સેવેછે, તે પુરૂષ હાથમાં ચક્ર ધરનારા અત્યંત પરાક્રમવાળા પરબ્રહ્મરૂપ ઈશ્વરના પદને જાણેછે.[૩૮] સવ લોકના નાથ ભગવાન વાસુદેવને વિષે તમે આવો અત્યંત ભાવ ધરાવોછો માટે ધન્ય છો, કે જે ભાવ થયેથી ભયંકર એવો જન્મમરણનો ફેરો થતો નથી.[૩૯] ઉત્તમશ્લોક ભગવાનનું જેમાં ચરિત્ર છે અને જે સર્વ વેદની બરોબર છે, એવું આ ભાગવત એવે નામે પુરાણ ભગવાન વ્યાસજીએ કર્યું.[૪૦] અને તે આ કલ્યાણ કરનારૂં, મોટું, વખાણવા યોગ્ય અને સર્વ વેદ ને ઇતિહાસનો સારાસાર લઇ રચેલું પુરાણ, લોકોના કલ્યાણ માટે આત્મવેત્તાઓમાં શ્રેષ્ઠ એવા પોતાના પુત્ર શુકદેવને શીખવ્યું.[૪૧] અને તે શુકદેવે ગંગાને કિનારે 'મરણ થાય ત્યાં સુધી ખાવું નહિ' એવો નિયમ કરી બેઠેલા અને ઋષિઓએ વિંટાયેલા પરીક્ષિતરાજાને સંભળાવ્યું.[૪૨] શ્રીકૃષ્ણ ભગવાન ધર્મ અને જ્ઞાનસહિત સ્વધામ પધારવાથી કળિયુગમાં નાશ પામેલી દૃષ્ટિવાળા મનુષ્યોને આ પુરાણરૂપ સૂર્યનો હમણાં ઉદય થયોછે.[૪૩] હે વિપ્રો ! તે ગંગાને કિનારે તે પુરાણને કહેતા એવા મહાતેજવાળા વિપ્રોમાં શ્રેષ્ઠ શુકદેવજી પાસેથી, ત્યાં બેઠાં બેઠાં તેના અનુગ્રહથી મેં સાંભળ્યુ છે, ને તેજ હું જેવું જાણ્યુંછે તેવું બુદ્ધિપ્રમાણે તમોને સંભળાવીશ.[૪૪]

**अहंचाध्यगमंतत्र [illegible]नुग्रहात् ।**
**सोहंवःश्रावयिष्यामि यथाऽधीतंयथामति ॥४४॥**

ઇતિશ્રીમહાપુરાણ ભાગવતના પ્રથમસ્કંધનો
ત્રીજો અધ્યાય સંપૂર્ણ.

---

§ જેટલું દેખવામાં આવેછે તે. + જે દેખવામાં નથી આવતું તે. † આવરણ એટલે ઇશ્વરને ઢાંકી દેવા તે. * વિક્ષેપ એટલે જગતને પેદા કરવું તે. ‡ પાર ન પમાય તેવી, સાચી, અને સફળ.

## અધ્યાય ૪ થો.*

### ભાગવતનાકારણરૂપવ્યાસનેથયેલોઅસંતોષ.

॥ व्यासउवाच ॥

इतब्रुवाणं संस्तूय मुनीनांदीर्घसत्रिणाम् ।
वृद्धःकुलपतिःसूतं बह्वृचःशौनकोऽब्रवीत् ॥ १ ॥

વ્યાસ કહેછે—એ રીતે બોલેલા એવા સૂતનાં વખાણ કરીને, યજ્ઞ કરવાને મળેલા મુનિઓમાં વૃદ્ધ, સર્વના મુખી અને ઋગ્વેદી શૈનકઋષિ બોલ્યા.[૧]

શૈનક કહેછે—હે મોટાં ભાગ્યવાળા, હે પુરાણીઓમાં શ્રેષ્ઠ ! હે સૂત ! ભગવાન શુકદેવજીએ પુણ્યરૂપ ભાગવતની કથા કહી તે કથા અમને કહો.[૨] આ સંહિતા શા હેતુથી, કયા સ્થાનમાં અને કયા યુગનેવિષે પ્રવૃત્ત થઈ અને કોની પ્રેરણાથી મુનિ વ્યાસજીએ તે કરી ?[૩] તે વ્યાસના પુત્ર મહાયોગી, સમદૃષ્ટિવાળા,+ ગયેલ છે ભેદ જેને એવા, બ્રહ્મનેવિષે જેની બુદ્ધિ મળી ગઇછે એવા અને ગયેલ છે માયારૂપીનિદ્રા જેની એવા પ્રકટ નહિ થયાથકા મૂઢના સરખા જણાયછે.[૪] પોતાના પુત્રની પછવાડે જતા વસ્ત્રસહિત વ્યાસજીને જોઇને જળમાં ક્રીડા કરતી અપ્સરાઓએ લાજથી લુગડાં પેહેરી લીધાં, પણ નગ્ન અને આગળ જતા પોતાના પુત્ર શુકદેવને જોઈ તેમણે લાજથી લુગડાં પેહેર્યાં નહિ, એ આશ્ચર્ય જોઇને વ્યાસજીએ પૂછ્યુ, ત્યારે તે અપ્સરાઓએ જવાબ આપ્યો કે 'આ સ્ત્રી અને આ પુરૂષ' એવો ભેદ તમારામાં છે, માટે અમે વસ્ત્રો પેહેર્યાં, અને પવિત્ર દૃષ્ટિવાળા તમારા પુત્રમાં તે ભેદ નથી માટે અમે વસ્ત્રો ધારણ કર્યાં નહિ.[૫] આમ ઉન્મત્ત, જડ અને મૂંગાની પેઠે વિચરતા એવા શુકદેવને લોકોએ કેમ ઓળખ્યા ?[૬] કુરૂદેશ ને જાંગલદેશને ઉલ્લંઘન કરીને તે હસ્તિનાપુરમાં કેમ આવ્યા ? અને હે સૂત ! હે મહાભાગ ! જે શુકદેવ ગૃહસ્થાશ્રમીઓના ઘર નેવિષે ગાય દોવાય તેટલીવાર તેના ઘરને પવિત્ર કરવા માટે ભિક્ષાની વાટ જોતા ઉભા રહેછે, એવા મુનિની સાથે પાંડવોના પૌત્ર રાજર્ષિ પરીક્ષિતરાજાનો સંવાદ કેમ થયો ? કે જે સંવાદમાં આ ભાગવતરૂપ સંહિતા હતી.[૭-૮] હે સૂત ! અભિમન્યુના પુત્ર પરીક્ષિતને ઉત્તમ એવું ભાગવત કહ્યું, એ રાજાનાં આશ્ચર્યરૂપ જન્મ અને તેનાં પરાક્રમો અમને કહો.[૯] પાંડવોના માનને વધારનાર ચક્રવર્તી તે પરીક્ષિત રાજા રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરીને શા કારણ માટે ગંગાને કાંઠે દેહ પડે ત્યાં સુધી બેઠા ?[૧૦] હે અંગ ! શત્રુઓ પોતાના કલ્યાણને માટે જેનાં પાદપીઠને* પ્રસિદ્ધ રીતે દ્રવ્યને લાવીને નમેછે એવા, શૂરવીર યુવાનરાજાએ ત્યાગ ન થઇ શકે એવી રાજ્યલક્ષ્મીને પ્રાણની સાથે ત્યાગ કરવાને શા માટે ઇચ્છા કરી ?[૧૧] તથા જે ઉત્તમશ્લોક ભગવાનને પરાયણ પુરૂષો છે, તે લોકના કલ્યાણને માટે, સમૃદ્ધિને માટે અને ઐશ્વર્યને માટે જીવેછે, કંઈ પોતાના સ્વાર્થ માટે જીવતા નથી, ત્યારે આ રાજાએ બીજાને આશ્રય આપનારૂં પોતાનું શરીર જાણતાં છતાં કેમ મેલી દીધુ ?[૧૨] અહિંયાં જે કાંઇ અમે પૂછ્યું છે, તે સઘળું અમને કહો, કારણકે એક વેદવગર સર્વ વાણીના વિષયમાં તમે પાર પામેલાછો.[૧૩]

સૂત કહેછે—હે શૈનક ! જ્યારે ફરતો ફરતો ત્રીજો દ્વાપરયુગ પ્રાપ્ત થયો ત્યારે, હરિભગવાનની કળાવડે પરાશર ઋષિથકી વાસવીને વિષે યોગી એવા વ્યાસજી પ્રકટ થયા.[૧૪] તે એક દહાડો સરસ્વતીના પવિત્ર પાણીને સ્પર્શ કરીને એટલે સ્નાન સંધ્યાઆદિ કરીને સૂર્યોદય થવાને સમયે એકાંત સ્થળે બેઠા હતા.[૧૫] પરઅવર એટલે ભૂતભવિષ્યને જાણનારા અમોઘ× દૃષ્ટિવાળા તે ઋષિએ, નહિ દેખાવામાં આવતા કાળના વેગથી યુગે યુગે યુગના ધર્મનું સેળભેળ થઈ જવું તેને,[૧૬] શરીર આદિ મહાભૂતના પદાર્થોની શક્તિના તે કાળે કરેલા ઘટાડાને, અને શ્રદ્ધાવિનાનાં, ધૈર્યવગરનાં, મંદબુદ્ધિવાળાં, ઓછાં આયુષ્યવાળાં[૧૭] અને દુર્ભાગ્યવાળાં માણસોને જ્ઞાનરૂપી ચક્ષુથી જોઈને સર્વ વર્ણાશ્રમનું હિત કેમ થાય' એ રીતે તેનું હિત વિચાર્યું.[૧૮] પછી પવિત્ર

*આ ચોથા અધ્યાયમાં ભાગવત થવાના કારણરૂપ વ્યાસને થયેલો અસંતોષ કહેવાશે. +જેને સારૂં નરતું નથી.

* પગ નીચે રાખવાનો બાજઠ.

× જેની નજર પણ અફળ જતી નથી એવા.

કરનારૂં ચાતુર્હોત્ર † વૈદિક કર્મછે એમ વિચારી, યજ્ઞનો નાશ નહિ થવા માટે એક વેદને ચાર પ્રકારે કર્યો,[૧૯] એટલે ઋક્, યજુ, સામ અને અથર્વણ એવી રીતે ચાર વેદ કરી તેનો ઉદ્ધાર કર્યો, અને ઇતિહાસ તથા પુરાણ પણ પાંચમો વેદ કહેવાયછે.[૨૦] તેમાં ઋગ્વેદને ધરનારા પૈલ-ઋષિ થયા, સામવેદને જાણનારા જૈમિનિકવિ થયા, વૈશંપાયન એક યજુર્વેદમાં પાર ગયા.[૨૧] અંગીરાઓમાંથી સુમતુ નામના અતિ તીક્ષ્ણ મુનિ અથર્વવેદમાં પાર ગયા, અને ઇતિહાસને પુરાણોમાં મારા પિતા રોમહર્ષણ પાર પામી ગયા હતા.[૨૨] એ બધા ઋષિયોએ પોતપોતાનો વેદ અનેક પ્રકારે વેચી આપ્યો તેથી તે સધળા વેદો, શિષ્યો, પ્રશિષ્યો* અને તેના શિષ્યોથી શાખાવાળા થયા.[૨૩] જે વેદો જેમ પૂર્વે બુદ્ધિમાન્ પુરૂષોએ ધારણ કરાતા હતા, તેજ વેદો મંદબુદ્ધિ-વાળાઓએ ધારણ કરાયછે, એવી રીતે કૃપણ-વત્સલ× ભગવાન વ્યાસજીએ કર્યું.[૨૪] તથા સ્ત્રી અને શૂદ્ર આદિને વેદત્રયી÷ સાંભળવાનો અધિ-કાર નથી, તેથી કર્મરૂપ કલ્યાણના સાધનવિષે મૂઢ એવાં એ સ્ત્રીશૂદ્ર આદિનું કલ્યાણ આવી રીતિએ અહીં થશે, એ રીતે વિચારી કૃપાવડે તે મુનિએ ભારત નામનું પુરાણ કર્યું.[૨૫] હે વિપ્રો ! એવી રીતે નિરંતર સર્વપ્રાણીઓનાં કલ્યાણ માટે પ્રવૃત્ત થયેલા વ્યાસજીનું હૃદય, અનેક ઉપદેશવાળું ભારત કર્યું, તોપણ એ કામથી પણ જ્યારે સંતોષ પામ્યું નહિ,[૨૬] ત્યારે હૃદય અતિ પ્રસન્ન ન થવાથી તેનું કારણ વિચારતા સરસ્વતિના પવિત્ર કાંઠાઉપર એકાંતમાં બેઠેલા એવા ધર્મને જાણનાર વ્યાસજી મનમાં એવી રીતે બોલ્યા કેઃ–[૨૭] ' વ્રતને ધારણ કરનાર એવો હું તેણે વેદ, અગ્નિ, એ સધળાને પૂજ્યા છે, અને નિષ્કપટપણાથી તેની આજ્ઞા પણ ઉઠાવી છે.[૨૮] તથા ભારતના મિશથી વેદનો અર્થ પણ દેખાડયો, કે જેને વિષે સ્ત્રી શૂદ્રઆદિક પણ પોતાના ધર્મઆદિ જુએછે.[૨૯] તોપણ આશ્ચર્ય છે કે મારો દેહનેવિષે રહેલો જીવ વસ્તુતાથી પૂર્ણજ છે છતાં અને બ્રહ્મવર્ચસ્યમાં‡ શ્રેષ્ઠ છતાં પોતાના સ્વરૂપવડે અસંપન્ન એટલે પોતાના રૂપને નહિ પામેલો જણાયછે.[૩૦] પરમહંસને પ્રિય એવા ભાગવતધર્મને શું વિસ્તારથી નિરૂપણ નથી કર્યા ? કે જે ધર્મો અચ્યુત ભગવાનને પ્રિય છે.'[૩૧] એવી રીતે પોતાના આત્માને શૂન્ય માનતા વ્યાસજી ખેદ કરે છે, ત્યાં પ્રથમ કહેલા આશ્રમ પ્રત્યે નારદ પધાર્યા.[૩૨] વ્યાસજી નારદમુનિ આવ્યા એમ જાણી તત્કાળ ઉઠીને તેને માન આપી દેવતાઓએ જેને પૂજેલ છે એવા તે ઋ-ષિની વિધિપ્રમાણે તેમણે પૂજા કરી.[૩૩]

**तमभिज्ञायसहसा प्रत्युत्थायागतंमुनिः।**
**पुजयामासविधिवन्नारदंसुरपूजितं ॥ ३३ ॥**

ઇતિ શ્રીમદ્ ભાગવતના પ્રથમસ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૫ મો*

### નારદે વ્યાસને કહેલી હરિકીર્તનની મહત્તા.

**સૂત उवाच.**

**अथतंसुखमासिनमुपासीनंबृहच्छ्रवाः।**
**देवर्षिःप्राहविप्रर्षि वीणापाणिः स्मयन्निव ॥ १ ॥**

સૂત કહેછે–ત્યાર પછી મોટા યશવાળા, સુખે બેઠેલા અને વીણા જેના હાથમાં છે એવા દેવર્ષિ નારદે, પાસે બેઠેલા વિપ્રર્ષિ વ્યાસજીને હસતા હોય નહી જાણે તેમ કહ્યું.[૧]

નારદ કહેછે–હે પરાશરના પુત્ર ! તમારો શરીરનો અભિમાની આત્મા શરીરવડે કરીને પ્રસન્ન છે કે નહિ ? તથા મનનો અભિમાની આત્મા મનવડે કરીને પ્રસન્ન છે કે નહિ?[૨] તમારે જે ધર્માદિક જાણવાનું હતું તે તમે સારી રીતે જાણ્યુંછે અને કર્યુંછે, કેમકે સર્વ ધર્મઆદિ અર્થવડે પરિપૂર્ણ અને એટલાજ માટે અતિ અદ્ભુત એવું ભારતપુરાણ કર્યુંછે,[૩]

† ચાર ઋત્વિજ અને ચાર હોતાથી થઇ શકે તે. * શિષ્યના શિષ્ય, × જેને દીન અથવા દુખીયા લોકો વહાલા છે તેવા. ÷ ઋગ્વેદ, યજુર્વેદ, અને સામવેદ.

‡ બ્રહ્મતેજવાળા સાધુ પુરૂષો.
* આ પાંચમા અધ્યાયમાં વ્યાસનું મન પ્રસન્ન કરવા નારદ, સર્વ ધર્મથકી હરિકીર્તનની મોટાઇનો ઉપદેશ કરશે.

અને જે સનાતન બ્રહ્મ છે તેને તમે જાણ્યુ અને મેળવ્યું પણ છે. તોપણ હે પ્રભો! તમે પોતાને કરવાનુ કામ અધુરૂં રહી ગયાની પેઠે કેમ શોચોછો?[૪]

વ્યાસ કહેછે–હે નારદજી! તમે જે કહ્યું તે સઘળું મારે છે, તો પણ મારો આત્મા સંતોષ પામતો નથી. માટે નહિ જાણવામાં આવે એવાં કારણને, બ્રહ્માના દેહથી ઉત્પન્ન થયેલા અને એટલાજ માટે અતિગંભીર છે બોધ જેનો એવા આપને પૂછીએ છીએ.[૫] જે ઈશ્વર સંકલ્પમાત્ર વડે ગુણવડે કરીને જગતને સરજેછે, પાળેછે અને સંહાર કરેછે, તે અસંગ અને કાર્યકારણ એટલે વિશ્વ અને માયાના નિયતા પુરાણપુરૂષ ઇશ્વરને તમોએ ઉપાસેલ છે,[૬] માટે જે કાંઈ છાનુ હોય તેપણ તમે જાણોછો. તમે સૂર્યની પેઠે ત્રિલોકીમાં ફરતાથકા અને વાયુની પેઠે પ્રાણિમાત્રના અંતરમાં ફરતાથકા બુદ્ધિની વૃત્તિને જાણનારાછો, માટે ધર્મવડે એટલે યોગવડે કરીને પરબ્રહ્મના પારને પામ્યો એવો અને વ્રત એટલે સ્વાધ્યાયના નિયમ વડે વેદને વિષે પાર પામ્યો એવો હું, તેને જે કાંઈ ન્યૂન હોય તે કહો.[૭]

નારદ કહેછે–હે વ્યાસજી! તમે ભગવાન્‌ના કેવળ નિર્મળ યશવિના જે કાંઈ વર્ણવ્યુંછે તે નહિ વર્ણવ્યા બરોબર છે, કે જેથી ભગવાન પ્રસન્ન થતા નથી. માટે તેજ જ્ઞાન તમારામાં ઓછું છે એમ હું માનુંછું.[૮] હે મુનિમાં શ્રેષ્ઠ વ્યાસજી! જેવા ધર્માદિક અને અર્થાદિકને વર્ણવ્યા છે, તેવો વાસુદેવ ભગવાનનો મહિમા તમે વર્ણવ્યો નથી.[૯] જે મનોહર પદની રચનાવાળું વાક્ય હરિના વિશ્વને પવિત્ર કરનારા યશને નથી ગાતું, તે કાકતીર્થ એટલે કામીપુરૂષોને પ્રીતિનું સ્થાન મનાયછે, કે જેને વિષે માનસરોવરમાં વસનારા હંસો, જેમ મનોહર કમળના વનનો નિવાસ મેલીને કાગડાને રમવાના સ્થળમાં રમતા નથી, તેમ સત્વગુણપ્રધાન* મનવિષે વસનારા અને મનોહર બ્રહ્મને વિષે નિવાસવાળા યતિલોકો કદી પણ રમતા નથી.[૧૦] જે માણસોના પાપના તાપને નાશ કરે, તેજ વાણીનો વિસર્ગ એટલે વિલાસ અથવા વાક્યનું જોડવું કહેવાય, કે જે વિસર્ગ નઠારા શબ્દવાળો હોય તોપણ શ્લોકે-શ્લોકે તેને વિષે અનંત ભગવાનના યશવડે ચિન્હવાળાં નામો હોય છે, જે નામોને સાધુ પુરૂષો સાંભળે છે, સંભળાવે છે અને ગાયછે.[૧૧] ઉપાધિને ટાળનારૂં બ્રહ્મજ્ઞાન જો અચ્યુત ભગવાનની ભક્તિ રહિત હોય તો તે અત્યંત શોભતું નથી, ત્યારે નિરંતર અકલ્યાણરૂપ કામ્ય+ અને અકામ્ય† કર્મ, ઇશ્વરને નહિ અર્પણ કરેલું તે તો ક્યાંથીજ શોભે?[૧૨] માટે હે મહાભાગ! તમો અમોઘ દૃષ્ટિવાળા, એટલે યથાર્થ બુદ્ધિવાળા, પવિત્ર યશવાળા, સત્યમાં પ્રીતિવાળા અને વ્રત ધારણ કરેલાછો, માટે સર્વ જગત્‌ના બંધના મોક્ષને માટે ઉરૂક્રમ ભગવાનના ચેષ્ટિતને એટલે લીલાને સમાધિથી એટલે ચિત્તની એકાગ્રવૃત્તિથી સંભારીને વર્ણવો.[૧૩] તે ઉરૂક્રમ ભગવાનની લીલામાં જેની નજર નથી અને તેથી બીજા પ્રકારની કોઇ બાબતનું વર્ણન કરવાને ઈચ્છા રાખનારા પુરૂષની, તે વર્ણન કરવાની ઈચ્છાવડે કહેલાં નામરૂપથી અનવસ્થિત‡ થયેલી મતિ, વાયુથી ઘુમરીઓ ખાતું વહાણ જેમ સ્થાનકને ન પામે તેમ સ્થાનકને પામતી નથી (હાલકલોલક થયા કરેછે)[૧૪] નિંદિત કામ્યકર્મનેવિષે સ્વભાવથીજ આસક્ત થયેલા પુરૂષના ધર્મને માટે તેજ ધર્માદિને કહેતા એવા આપનો મોટો અન્યાય છે. કારણ કે જે આપના વાક્યથી ધર્મ એ રીતે માની રહેલો પ્રાકૃતજન, તમોએ અથવા તત્વજ્ઞ પુરૂષોએ કરેલું તે કામ્યકર્મ આદિનુ નિવારણ માનતો નથી. કોઈકજ ડાહ્યોપુરૂષ સર્વ કર્મની નિવૃત્તિથી એ સમર્થ ઈશ્વરનું સુખરૂપ સ્વરૂપ જાણવાને સમર્થ છે.[૧૫] માટે હે સમર્થ વ્યાસજી! દેહાભિમાની સત્વાદિક ગુણોથી પ્રવૃત્તિવાળો એવો પુરૂષ તેને, દેશકાળથી પારગયેલા સમર્થ ઇશ્વરની લીલા તમે વર્ણવી દેખાડો.[૧૬] સ્વધર્મનો ત્યાગ કરીને હરિભગવાનના ચરણારવિંદને ભજતો એવો માણસ ભક્તિ સંપૂર્ણ ન થયા છતાં ભ્રષ્ટ થાય કે મરી જાય તો શું ક્યાંઇ પણ તેનું અકલ્યાણ થાયછે?

* મુખ્ય સત્વગુણ જેમાં છે એવું.

+કામના માટે કરેલું. †કામના વિના કરેલું. ‡આકુળવ્યાકુળ.

નથીજ થતું. ત્યારે ઈશ્વરને નહિ ભજનારા પુરૂષોએ સ્વધર્મથકી શો અર્થ સંપાદન કર્યો? કશોન કર્યો.[૧૭] એ કારણ માટે ચતુર માણસે હરિભક્તને-માટે પ્રયત્ન કરવો, ઉંચેનીચે બ્રહ્મથી માંડીને સ્થાવર પર્યંત ભટકતાં એવાં પ્રાણીઓને જે મળતું નથી તે વિષયસુખ, દુઃખ જેમ એની મેળે મળે છે, તેમ પૂર્વનાં કર્મથી નરકઆદિનેવિષે પણ ગંભીરવેગવાળા કાળવડે મળેછે.[૧૮] હે વ્યાસજી! મુકુંદ ભગવાનને સેવવાવાળો પુરૂષ ક્યાંઇ કોઈ દિવસ પણ બીજાની પેઠે એટલે કેવળ કર્મમાં આસક્ત થયેલાની પેઠે સંસારને પામતો નથી. કારણકે મુકુંદ ભગવાનના ચરણારવિંદના સ્પર્શને વારંવાર સંભારતો જાણવાલાયક તત્વમાં આગ્રહવાળો પુરૂષ તેને ત્યાગ કરવાને ઈચ્છતો નથી.[૧૯] આ જગત્ ઈશ્વરમય છે અને ઈશ્વર તેનાથી જૂદા છે. જે ઇશ્વરથકી જગત્‌ની ઉત્પત્તિ સ્થિતિ અને લય થાયછે, તે ઇશ્વરને તમે પોતે જાણોછો,તોપણ મે તમને એકદેશી સ્વરૂપ દેખાડયુંછે.[૨૦] હે અમોઘ દૃષ્ટિવાળા! તમે તમારા આત્માને જગત્‌ના કલ્યાણને માટે ઉત્પન્ન થયેલા ઈશ્વર છે એમ જાણો, કારણ કે તે પરમાત્માના અંશરૂપ છે. અને તે માટે મોટા અનુભવવાળા હરિ ભગવાનનું પરાક્રમ નિરૂપણ કરો.[૨૧] ઉત્તમશ્લોકભગવાનના ગુણનું જે વર્ણન કરવું, તેજ પુરૂષનેતપનું અને બુદ્ધિએ આપેલા શાસ્ત્ર આદિના શ્રવણનું અને મનગમતાં વાક્યોનું નિરંતર ફળ કવિઓએ નિરૂપણ કર્યુંછે.[૨૨] હે મુનિ! હું પૂર્વજન્મમાં વેદવાદીઓની કોઈ એક દાસી થકી જન્મ પામ્યો હતો. અને મને ચોમાસામાં એક ઠેકાણે રહેવાને ઇચ્છતા એવા યોગીઓની સેવામાં રાખ્યોહતો.[૨૩] સર્વ જાતિનું ચપળપણું જેનું ગયુંછે એવો, બાળક, જિતેન્દ્રિય, ત્યાગ કરેલછે રમવાનાં સાધન જેણે એવો, અનુકૂળ વર્તવાવાળો, સેવાને કરતો અને થોડું બોલવાના સ્વભાવવાળો એવો હું તેને-વિષે તે મુનિઓ પણ જો કે સમદર્શી હતા, તોપણ દયા કરતા હતા.[૨૪] તે બ્રાહ્મણમુનિઓની આજ્ઞાથી પાત્રમાં વળગેલાં ઉચ્છિષ્ટને જમતો તેથી નાશ થયેલછે સર્વ પાપ જેનાં એવો, એવી રીતે સેવા કરતો અને શુદ્ધ ચિત્તવાળો એવો હું તેની તેઓના ધર્મમાં એટલે ઇશ્વરભજનમાં રૂચિ થઇ.[૨૫] હે મુનિ! ત્યાં કૃષ્ણની મનોહર કથાને ગાતા એવા તે મુનિઓના અનુગ્રહથી હું તે કથાઓને સાંભળતો હતો, અને મારી પોતાની શ્રદ્ધાવડે પદેપદે શ્રવણ કરતો એવો હું તેને ઇશ્વરનેવિષે રૂચિ થઇ.[૨૬] તે ભગવાનનેવિષે પ્રીતિ થયા પછી મને તેજ ભગવાનમાં તે સમયે દૃઢમતિ થઇ, કે જે મતિવડે પ્રપંચથકી જૂદો પરબ્રહ્મરૂપ એવો હું તેને વિષે, સત્ અને અસત્ એટલે સ્થૂળ અને સૂક્ષ્મ એવું આ શરીર પોતાની અવિદ્યાવડે કલ્પેલુંછે એમ જાણુંછું.[૨૭] એ રીતે શરદ્ અને વર્ષાઋતુમાં મહાત્મા મુનિઓએ ગવાતા હરિ ભગવાનના નિર્મળ યશને ત્રણે વખત શ્રવણ કરતો એવો હું તેને બુદ્ધિના રજોગુણ અને તમોગુણને મટાડનારી ભક્તિ પ્રાપ્ત થઇ.[૨૮] શ્રદ્ધાવાળો, બાળક, જિતેંદ્રિય, અને ચાકર એવો હું તેને, દીન જેને વહાલા છે અને જવાને ઇચ્છા કરતા એવા મુનિઓએ કૃપા કરીને સાક્ષાત્ ભગવાને કહેલું છાનામાં છાનું જ્ઞાન કહ્યું,[૨૯-૩૦] જે જ્ઞાનવડે ભગવાન વાસુદેવ એવા વિધાતાની માયાના અનુભાવને મેં જાણ્યો, કે જે જાણવાથી તે ઈશ્વરના પદને પુરૂષો પામેછે.[૩૧] હે વ્યાસજી! આ અધ્યાત્મ અધિભૂત અને અધિદૈવ એવા ત્રણે તાપને મટાડનારૂં, સર્વને નિયમમાં રાખનારા બ્રહ્મરૂપ ભગવાનને વિષે અર્પણ કરેલું જે કર્મ, તે તમને કહી દેખાડયું.[૩૨] હે સારાં વ્રતવાળા વ્યાસજી! જે દ્રવ્યથી પ્રાણીઓને જે રોગ ઉત્પન્ન થાયછે તે રોગને તેજ દ્રવ્ય મટાડી શકતું નથી, પણ બીજા દ્રવ્યથી મળેલું અથવા સંસ્કાર પામેલું હોય તો તે રોગને મટાડી શકેછે.[૩૩] એ રીતે માણસોના સર્વે ક્રિયાના યોગો સંસારના હેતુરૂપ છે, પરંતુ તે જો ઈશ્વરને વિષે અર્પણ કરેલા હોય તો કર્મની નિવૃત્તિને માટે કલ્પાયછે, એટલે કર્મને નાશ કરવામાં સમર્થ થાયછે.[૩૪] જે ભગવાનને પ્રસન્ન કરનારૂં કર્મ અહીં કરાયછે તે કર્મ ભક્તિયોગવાળું અને તે ભગવાનને આધીન એવું જ્ઞાન ઉત્પન્ન કરેછે.[૩૫]

જ્યારે ભગવાનની આજ્ઞાવડે નિરંતર કર્મને કરનારા પુરૂષો થાયછે, ત્યારે તે ભગવાનના ગુણને અને નામને ગાયછે અને સ્મરણ કરેછે.[36] 'ભગવાન એવા તમને નમન કરીએ છીએ, વાસુદેવ એવા તમને મનવડેનમન કરીએ છીએ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ અને શંકર્ષણએવા તમને નમીએ છીએ,[37] એ રીતે મૂર્તિઓના નામથી નિરાકાર અને મંત્રની મૂર્તિરૂપ યજ્ઞરૂપપુરૂષ ઇશ્વરને જે પૂજેછે તે પુરૂષ સારા જ્ઞાનવાળો થાયછે.[38] હું પણ એવી રીતેજ કરતો હતો, તો હે બ્રહ્મન્! 'આ મારો ઉપદેશ નારદે પાળ્યો એમ જાણી તે કેશવ ભગવાને મને જ્ઞાન, ઇશ્વરપણું અને પોતાને વિષે પ્રીતિ આપી.[39] હે બહુશ્રુત વ્યાસજી! માટે તમે પણ સમર્થ ઇશ્વરના પ્રસિદ્ધ યશને વર્ણવો, જેનાથી વિદ્વાનોને બીજું જાણવાની ઇચ્છા રહેતી નથી. દુઃખથી વાર વાર પીડાતા એવા પુરૂષોના ક્લેશોનો નાશ, તે ઇશ્વરના યશના વર્ણનવિના બીજા કશાથી થાય એમ માની શકાતું નથી.[40]

त्वमप्यदभ्रश्रुतविश्रुतंविभोः ।
समाप्यते येनविदांबुभुत्सितं ॥
आख्याहि दुःखैर्मुहुरर्दितात्मनां ।
संक्लेशनिर्वाण मुशंतिनान्यथा ॥ ४० ॥

ઇતિશ્રીમહાપુરાણભાગવતના પ્રથમસ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૬ ઠ્ઠો.*

### નારદના પૂર્વ જન્મની કથા તથા હરિકીર્તનની મહત્તા.

॥ सूतउवाच ॥
एवंनिशम्यभगवान् देवर्षेर्जन्मकर्मच
भूयःपप्रच्छतंब्रह्मन्व्यासःसत्यवतीसुतः ॥ १ ॥

સૂત કહેછે–હે બ્રહ્મન્, એવી રીતે ભગવાન નારદમુનિનો જન્મ અને કર્મ સાંભળીને સત્યવતીના પુત્ર વ્યાસજીએ ફરીને તેમને પૂછ્યું.[1]

વ્યાસ કહેછે–તમને જ્ઞાનઆપનારા તે ભિક્ષુક દૂરદેશ ગયા, ત્યારે પેહેલી અવસ્થામાં રહેલા આપે પછી શું કર્યું?[2] હે બ્રહ્માના પુત્ર! બાકીનું આયુષ્ય તમે કઇ રીતે કાઢ્યું? કાળ આવ્યો ત્યારે તે સમયનું તમારૂં શરીર તમે કઇરીતે છોડ્યું.[3] અને પૂર્વજન્મને કલ્પ થઇ ગયો તોપણ હે દેવતાઓમાં ઉત્તમ! આ તમારી તે સમયની સ્મૃતિ સર્વનો નાશ કરનાર કાળવડે કેમ નાશ ન થઇ?[4]

નારદ કહેછે–મને જ્ઞાન આપનારા ભિક્ષુકો દૂરદેશ ગયા ત્યારપછી પેહેલી અવસ્થામાં રહ્યો એવો હું તેણે એ પ્રમાણે કર્યું,[5] કે મારી મા હું એકવડેજ પુત્રવાળી, સ્રીજાતિ, અજ્ઞાની અને દાસી હતી તેથી તેણે મારાવિષે અત્યંત સ્નેહ બાંધ્યો.[6] પણ તે બિચારી મારૂં કુશળ કરવાને ઇચ્છતી હતી, પરંતુ પરતંત્ર હતી તેથી તેમ કરવામાં તે સમર્થ નહતી, કારણકે જેમ લાકડાની પૂતળી તેની દોરી ખેંચનારને વશ હોયછે, તેમ અનુચરલોક ધણીને વશ હોયછે.[7] હું દિશા, દેશ અને કાળથી અજાણ્યો અને પાંચ વરસનો હતો તેથી તે બ્રાહ્મણના કુળમાં 'એ માતાના સ્નેહના બંધનમાંથી ક્યારે છુટું' એમ વાટ જોતો વસ્યો.[8] એક દિવસે મારી માતા ગાય દોહોવા માટે ઘરમાંથી રાતની બહાર નીકળી. માર્ગમાં કાળયોગથી પગવડે સર્પ દબાયો અને તે બિચારીને કરડયો.[9] તે સમયે તે મારી માતાનું મરણ થયું, તે ભક્તનું કલ્યાણ ઇચ્છનારા પ્રભુનો અનુગ્રહ થયો એમ માનીને હું ઉત્તરદિશામાં ચાલી નીકળ્યો.[10] તે દિશામાં સમૃદ્ધિવાળા દેશો, રાજધાનીઓ, ગામો, નેહ, રત્ન થવાનાં સ્થાનકો, ખેડુનાં ગામો, પર્વતની તળાટીનાં ગામો, વાડીઓ,* વન,÷ ઉપવન×[11] સોનાં રૂપાં આદિ અનેક ધાતુઓથી શોભાયમાન પર્વતો, હાથીઓએ ભાંગી નાંખેલી ડાળ્યોવાળાં જેમાં ઝાડ છે એવાં સુંદર પાણીવાળાં જળાશયો.[12] અને નાનાપ્રકારનાં પક્ષીઓના શબ્દવડે ગણગણાટ કરતા ભ્રમરોથી શોભાયમાન દેવતાઓએ સેવેલાં તળાવોને ઉલ્લંઘન કરી જતાં

---

* આ છઠ્ઠા અધ્યાયમાં વ્યાસને વિશ્વાસ આવવા માટે પોતાનો પૂર્વજન્મ અને તેથી થયેલું તથા ભગવાનની દયાથી થયેલું પોતાનું ભાગ્ય નારદજી કહેશે.

* જેમાં સોપારી આદિ વૃક્ષ અને ફુલઝાડ હોય તે. ÷પોતાનીમેળે થયેલાં ઝાડના જથા. ×વાવેલાં વૃક્ષોના જથા.

એટલે તેને પાછળ મૂક્યા પછી નંકાર અને પોલા વાંસ, તથા ઘાસનાં થડિયાંથી અને દર્ભ તથા પોલા વાંસથી અતિ ઘાટું એટલે જેમાં પેસી ન શકાય એવું,[13] દુઃખથી પણ ન સેવાય એવું, ભયંકરરૂપ, સર્પ ઘૂડ અને શિયાળને રમવાનાં સ્થળરૂપ એવું એક મેં મોટું ઘાટું વન દીઠું.[14] મારી ઈંદ્રિયો અને શરીર થાકી ગયાં હતાં, તેથી હું ભૂખ્યો તરસ્યો નદીના ધુનામાં નાહી પાણી પી, પાણીના સ્પર્શથી થાક વગરનો થઇને[15] બુદ્ધિવડે હૃદયનેવિષે રહેલા પરમાત્માને સાંભળ્યા પ્રમાણે ધ્યાન કરતો, આ નિર્જનવનમાં+ પીંપળાને થડે જઈને બેઠો.[16] ભક્તિવડે વશ કરેલા મનથી ઇશ્વરનાં ચરણકમળનું ધ્યાન કરતો, અને પરવશપણાથી જળજળીયાંવાળી જેની આંખો છે એવો હું, તેના હૃદયમાં ધીરેધીરે હરિ ભગવાન પ્રકટ થયા.[17] અતિ પ્રેમના ભારથી રૂંવાડાં અને શરીર જેનાં ફુલેલાં છે એવો, અતિ નિવૃત્તિને પામેલો અને અતિ આનન્દમાં લીન થયેલો હું તેણે હે મુનિ ! આત્મા અને પરમાત્માનું એક રૂપ જોયું.[18] ભગવાનનું શોકને નાશ કરનારૂં મનનેગમે એવું જે રૂપ, તેરૂપ મેં દીઠું. કે વિકળપણાથી ચિત્ત ફરી ગયું હોય નહિ જાણે, તેવી રીતે તરત ઉભો થયો.[19] અને દર્શન કરવાની ઇચ્છાથી હું, હૃદયમાં મનને સ્થિર કરીને જોવા લાગ્યો, પણ ફરીને તે રૂપ દીઠું નહિ, તેથી તૃપ્ત નહિ થયેલો હું આતુર જેવો થઈ ગયો.[20] એ રીતે હું વિજનવનમાં યત્ન કરતો હતો તે પ્રત્યે વાણીથી ન વર્ણવી શકાય એવા ઇશ્વર શોકને શમાવતા હોય નહિ જાણે તેવી રીતે ગંભીર અને સ્નેહવાળી વાણીથી બોલ્યા કે,[21] 'તું અહીં આ જન્મમાં મુને જોવાલાયક નથી, કારણ કે જેના મળ એટલે કામક્રોધ આદિક પાકેલા એટલે બળી ગયા નથી, તેવા કાચા યોગીઓથી દુઃખે પણ દેખાતો નથી.[22] હે પવિત્ર ! તારી મારાવિષે પ્રીતિ થવા માટે એક ફેરે તે રૂપ, તને દેખાડયું, કેમકે મારા વિષે પ્રીતિવાળો સાધુપુરૂષ ધીરેધીરે હૃદયના સર્વે તાપને મેલી દેછે.[23] સત્પુરૂષોની થોડી સેવાથી પણ તારી મારાવિષે દૃઢ બુદ્ધિ થઇછે, માટે આ નિંદા કરવાલાયક દેહને મેલીને મારા પાર્ષદપણાને તું પામીશ.[24] મારાવિષે બાંધેલી તારી આવી બુદ્ધિ કોઇ દિવસ ફરશે નહિ અને મારા અનુગ્રહથી સૃષ્ટિમાં અને સંહારમાં તને સ્મરણ રહેશે.'[25] એટલું બોલીને, તે આકાશમાં જેની મૂર્તિ છે એવું અને ન જાણી કે ન ઓળખી શકાય એવું તે મોટું અદ્‌ભૂત ઇશ્વરસ્વરૂપ બોલતું બંધ થયું, અને મેં મોટામાં મોટા તે સ્વરૂપને રાજી થઇને માથાવડે પ્રણામ કર્યા.[26] ત્યારપછી લાજવિનાનો થઇ અનંત ઇશ્વરનાં નામ બોલતો, છાનાં કલ્યાણરૂપ તેનાં ચરિત્રોનું સ્મરણ કરતો, પૃથ્વીમાં ફરતો અને મૃત્યુકાળની વાટ જોતો એવો હું, મન જેનું સંતોષને પામ્યું છે, ઇચ્છા જેની નાશ થઇછે, એવો તથા મદ અને મત્સરવિનાનો થઇ ગયો.[27] હે બ્રહ્મન્ ! એવી રીતે ભગવાનમાં બુદ્ધિવાળો અસમર્થ અને નિર્મળ મનવાળો એવો હું તેનો, સમય થયો ત્યારે મૃત્યુકાળ વિજળી જેમ અકસ્માત્ આવે તેમ આવ્યો.[28] ભગવાનના પાર્ષદની શુદ્ધ સત્વગુણી તે *તનુમાં હું જોડાયો, એટલે આરંભેલું+ જે કર્મ તે જેનું સમાપ્ત થયુંછે એવો પંચભૂતનો દેહ પડી ગયો.[29] પછી કલ્પને અંતે આ ત્રિલોકીને લઇને સમુદ્રના પાણીમાં સૂતેલા નારાયણને વિષે શયન કરવાને ઈચ્છતા બ્રહ્માના પાછા પેસતા શ્વાસની સાથે તેનામાં હું પેસી ગયો.[30] હજાર યુગોને અંતે જાગૃત થઇને આ ત્રિલોકીને સરજવાને ઈચ્છા કરતા એવા તે બ્રહ્માના પ્રાણ અને ઇંદ્રિયોમાંથી મરીચિ અને હું આદિ ઋષિયો ઉત્પન્ન થયા.[31] મહાવિષ્ણુના પ્રસાદથી અખંડિત બ્રહ્મચર્યવાળો અને કોઇપણ ઠેકાણે નથી અટકેલી ગતિ જેની એવો હું લોકની બહાર અને માંહી ફર્યા કરૂં છું.[32] આ ઈશ્વરે આપેલી સાત સ્વરરૂપ બ્રહ્મથી શોભા-

+ જેમાં માણસનો સંચાર પણ ન હોય.

* તું મારા પાર્ષદપણાને પામીશ એમ વરદાનમાં શ્રી ભગવાને જે પાર્ષદની તનુ પામવાનું કહેલ હતું તે.

+ અથવા આરંભેલા કર્મનો નાશ એજ જેનો નાશછે.

બ્રમાન અર્થાત્ પોતાની મેળે જેમાં સાત સ્વર ઉઠે એવી વીણાને છેડીને હરિકથાનું ગાયન કરતો હું વિચરૂંછું.[૩૩] તીર્થરૂપ જેના ચરણ છે અને પ્રિય જેને શ્રવણ છે એવા ઇશ્વર, પોતાના (ઇશ્વરના) પરાક્રમ ગાતો એવો હું તેણે જાણે બોલાવ્યા હોય નહિ તેમ તરત ચિત્તમાં દર્શન આપેછે.[૩૪] વિષયોના ભોગની ઇચ્છા વડે વારંવાર જેનાં આતુર ચિત્ત હોયછે તેવા પુરૂષોને હરિભગવાનના ચરિત્રનું વર્ણન કરવુ તેજ સંસાર સાગરને વિષે વહાણરૂપ છે.[૩૫] વારંવાર નાનાપ્રકારની ઇચ્છાથી અને લોભથી હણાયેલા પુરૂષનુ મન, મુકુદ ભગવાનની સેવાથી જેવુ પ્રત્યક્ષ શાંતિને પામેછે, તેવું શમદમ+ આદિથી કે યોગમાર્ગોથી શાંત થતું નથી.[૩૬] હે નિર્દોષ વ્યાસજી! આપે મુને જે મારા જન્મકર્મનું રહસ્ય એટલે તેની છાની વાત અને તમારા મનને સતોષકારક જે સર્વ પૂછ્યુ, તે સર્વ મે તમને કહ્યું.[૩૭]

સૂત કહેછે-વાસવીના પુત્ર વ્યાસજીને એવી રીતે કહીને અને આજ્ઞા આપીને દૈવની ઇચ્છાથી ફરતા એવા મુનિ નારદ વીણાને વગાડતા જતા રહ્યા.[૩૮] અરે! દેવર્ષિ નારદને ધન્ય છે, કારણકે એ નારદજી શારંગધનુષ્યને ધરનારા ઇશ્વરનાં ચરિત્રોનું વીણાવડે ગાન કરતા અને રાજી થતા આ આતુર જગત્‌ને રમાડેછે.[૩૯]

अहोदेवर्षिधन्योयं यत्कीर्तिंशार्ङ्गधन्वन ।
गायन्माद्यन्निदंतंत्र्या रमयत्यातुरंजगत् ॥ ३९ ॥

ઇતિશ્રીમહાપુરાણભાગવતના પ્રથમસ્કંધનો વ્યાસ અને નારદના સવાદનો છઠ્ઠો અધ્યાય સપૂર્ણ.

---

+ મનને અને ઇંદ્રિયોને વશ રાખવાં તે.

# અધ્યાય ૭ મો.*

## પાંડવોના પુત્રોના વધથી અશ્વત્થામાને થયેલી શિક્ષા.

॥ शौनक उवाच ॥

निर्गतेनारदेसूत भगवान्बादरायणः ।
श्रुतवांस्तदभिप्रेतं ततःकिमकरोद्विभुः ॥ १ ॥

શૌનક કહેછે-હે સૂત! નારદજી ગયા પછી સમર્થ ભગવાન વ્યાસજીએ નારદજીનો અભિપ્રાય સાંભળીને પછી શું કર્યું?[૧]

સૂત કહેછે-બ્રાહ્મણોએ આશ્રય કરેલી સરસ્વતી નદીને પશ્ચિમકાંઠે ઋષિઓના યજ્ઞકર્મને વધારનાર 'શમ્યાપ્રાસ' એવા નામનો આશ્રમ છે.[૨] બોરડીના સમૂહથી શોભાયમાન તે પોતાના આશ્રમમાં બેઠેલા વ્યાસજીએ આચમન લઇને પોતે મનને સ્થિર કર્યું.-[૩] ભક્તિના યોગથી સારી રીતે નિશ્ચળ અને નિર્મળ મનમાં પ્રથમ તેણે ઇશ્વરને દીઠા, પછી તેનો આશ્રય કરી રહેલી જે માયાવડે મોહ× પામેલો જીવ પોતે પર† છતાં પોતાને ત્રિગુણાત્મક એટલે ત્રણ ગુણવાન માને છે અને ત્રિગુણપણાના અભિમાનથી થયેલા અનર્થને પામેછે‡ તે માયાને દીઠી, અને અનર્થને ટાળી નાંખે એવો અધોક્ષજ ભગવાનને વિષે સાક્ષાત્ ભક્તિયોગ દીઠો. (એ સઘળું પોતે જોઇને) એથી અજાણ્યા લોકને માટે સાત્વત એટલે શ્રીભાગવત નામની સંહિતા કરી,[૪-૬] કે જે સંહિતા માત્ર સભળાએથી પુરૂષને પરમપુરૂષ શ્રીકૃષ્ણ ભગવાનને વિષે શોક, મોહ ને જરાને મટાડનારી ભક્તિ ઉત્પન્ન થાયછે.[૭] તે સહિતા કરીને અને શોધીને તે મુનિએ નિવૃત્તિમાં નિરંતર ઠરેલા પોતાના પુત્ર શુકદેવજીને શીખવી.[૮]

શૌનક કહેછે-નિવૃત્તિમાં પ્રીતિવાળા, સર્વ-

---

* આ સાતમા અધ્યાયમાં ભાગવત સાંભળનાર પરીક્ષિત રાજાનો જન્મ કહેવા સારૂ પાંડવોના સૂતેલા પાંચ પુત્રો અશ્વત્થામાએ મારી નાખ્યા અને તેથી તેને દંડ થયો એ વાત કહેવાશે. ÷ અર્થાત્ નારદે કહેલું ધ્યાન કર્યું. × પોતાનું સ્વરૂપ ભૂલી ગયેલો. † ત્રણે ગુણોથી જૂદો. ‡ હું કર્તા ભોક્તા ઇત્યાદિ.

માંથી ઉપેક્ષા કરનારા, અને આત્મારામ + છતાં એવડી મોટી સંહિતા તે મુનિ શુકદેવ શા કારણથી શીખ્યા ?[૯]

સૂત કહેછે—આત્મારામ મુનિઓ ક્રોધ અહંકારરૂપ ગ્રંથીઓ જેની છૂટી ગઈછે એવા પણ ઇશ્વરનેવિષે વગરકારણે ભક્તિ કરેછે, કેમકે એવા ગુણવાળાજ ઇશ્વર છે.[૧૦] અને એવા ગુણવાળાજ ઇશ્વર છે તેથીજ હરિ ભગવાનના ગુણથી જેની મતિ ખેંચાયેલી છે એવા અને નિરંતર વૈષ્ણવજનો જેને વહાલા છે એવા શુકદેવજી, આ મોટું આખ્યાન શ્રીભાગવતસંહિતા શીખ્યા.[૧૧] હવે પરીક્ષિતરાજાનો જન્મ, તેનાં કર્મ અને તેનું મૃત્યુ તથા પાંડુરાજાના પુત્રોનો મોટો પ્રવાસ, જેવી રીતે શ્રીકૃષ્ણની કથાનો ઉદય થાય તેવી રીતે કહુંછું.[૧૨] કૌરવો અને પાંડવોના યોદ્ધાઓ યુદ્ધમાં મરણ પામ્યા પછી ભીમસેને નાંખેલી ગદાના મારથી દુર્યોધનના બેય સાથળ ભાંગી ગયેથી પોતાના ધણી દુર્યોધનનું આ રીતે પ્રિય થશે એમ વિચારીને જ્યારે અશ્વત્થામાએ સૂતેલા દ્રૌપદીના પુત્રોનાં માથાં કાપી લીધાં, (આ* તેનાં ભૂડું કરનારાં અને નિંદા કરવા યોગ્ય કર્મને લોકો ધિક્કારે છે.)[૧૩-૧૪] તે વખતે પોતાના બાળકપુત્રોનું મરણ સાંભળીને અતિ તપતાં અને આંસુથી જેની આંખ્યો ભરાઇ ગયેલી છે એવાં તેની માતા દ્રૌપદી, સહન ન થઈ શકે તેવું રોવા લાગ્યાં, તેને શાંત પાડતાં એટલે આસનાવાસના કરતાં અર્જુને કહ્યું કે,[૧૫] 'હે કલ્યાણિ દ્રૌપદિ! એ આતતાયી× અધમ બ્રાહ્મણનું માથું ગાંડિવધનુષ્યથી મૂકેલાં બાણવડે હરી લઇ આવું, તે માથાને ખેંચીને એટલે તેને માથે બેશીને, મરી ગયાછે પુત્ર જેના એવી તું જ્યારે સ્નાન કરીશ, ત્યારે હું તારા શોકનાં આંસુ લુઇશ.[૧૬] એ પ્રમાણે મનોહર અને વિચિત્ર પ્રકારનાં ભાષણોથી પોતાની પ્રિયાને શાંત પાડીને, અચ્યુત ભગવાન એજ જેના મિત્ર અને સારથી છે, કવચ જેણે બાંધ્યુંછે, ઉગ્ર જેનું ધનુષ્ય છે, અને હનુમાન જેની ધ્વજામાં છે એવા તે અર્જુન રથમાં બેશીને ગુરૂપુત્ર અશ્વત્થામાની પછવાડે દોડયા.[૧૭] રથવડે પાછળ દોડયા આવતા અર્જુનને છેટેથી જોઈને બાળહત્યા કરનાર, કંપતા હૃદયવાળો અને પ્રાણની રક્ષા કરવાને ઈચ્છતો, એવો તે અશ્વત્થામા, બ્રહ્મા જેમ રૂદ્રના ભયથી દોડયા હતા તેમ જેટલું દોડી શકાય તેટલું પૃથ્વીઉપર દોડવા લાગ્યો.[૧૮] જ્યારે પોતાનું રક્ષણ કરનાર કોઇ ન દીઠું, ત્યારે તે બ્રાહ્મણના પુત્રે બ્રહ્માસ્ત્રને પોતાનું રક્ષણ કરનારું છે એમ માન્યું.[૧૯] પછી જો કે તેને પાછું વાળવાનું જાણતો ન હતો તોપણ પ્રાણસંકટ આવી પડવાથી તેણે આચમન લઈ ધ્યાન ધરીને બ્રહ્માસ્ત્ર સાંધ્યું.[૨૦] એ અસ્ત્રમાંથી સર્વ દિશાઓમાં પ્રકટેલું તીક્ષ્ણ તેજ જોઇને અને તેથી પ્રાણસંકટને પણ આવી પડેલું જોઇને વિષ્ણુને અર્જુને કહ્યું.[૨૧]

અર્જુન કહેછે—હે કૃષ્ણ, હે કૃષ્ણ! હે ભાગ્યવાન્! ભક્તોનું કલ્યાણ કરનારા એક તમે જન્મમરણના હેતુથી બળનારાઓના તાપનો નાશ કરનારાછો.[૨૨] તમે સાક્ષાત્ આદિપુરૂષ માયાથી પર ઈશ્વર છો અને ચિત્શક્તિથી માયાનો પરાભવ કરીને કૈવલ્ય એટલે મોક્ષરૂપ આત્માનેવિષે રહ્યા છો.[૨૩] જે તમે માયાને પરાભવ કરી રહેલા છો, તેજ તમે માયાથી મોહ પામેલું જેનું ચિત્ત છે એવા જીવલોકને પોતાના પ્રભાવથી ધર્માદિક જેનું લક્ષણ છે એવુ શ્રેય એટલે કલ્યાણ કરોછો.[૨૪] આ તમારો અવતાર પૃથ્વીનો ભાર હરવાને માટે અને જેનો બીજાનેવિષે ભાવ નથી એવા પોતાના ભક્તોને નિરંતર ધ્યાન કરવાને માટેજછે.[૨૫] હે દેવના દેવ! આ ચારેકોરથી અતિદારૂણ તેજ ચાલ્યું આવેછે તે શું હશે અને ક્યાંથી આવતું હશે તે હું જાણતો નથી.[૨૬]

શ્રીભગવાન કહેછે—હે અર્જુન! આ દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામાનું બ્રહ્માસ્ત્ર છે, એમ જાણો, તેણે પ્રાણસંકટ આવવાથી દેખાડયુંછે, પણ તે તેને પાછું વાળી લેવાનું જાણતો નથી,

---

+ આત્મામાંજ આનંદ પામનારા. * ચાલતા સંબંધમાં અંતર પાડે છે માટે આ વાક્ય કૌંસમાં રાખ્યું છે.

× અગ્નિથી બાળનાર, ઝેર દેનાર, હાથમાં હથીઆર લઇ મારવા આવનાર, ધન હરનાર, ખેતર હરનાર, અને સ્ત્રી હરનાર એ છ આતતાયી કહેવાયછે.

અને બીજું કોઇ પણ અસ્ત્ર આ બ્રહ્માસ્ત્રને પાછું વાળે એવું નથી, માટે અતિ ઉગ્ર તે બ્રહ્માસ્ત્રના તેજને બ્રહ્માસ્ત્રના તેજથી હરી લ્યો. કારણ કે તમે અસ્ત્રવિધાને જાણોછો.[૨૭-૨૮]

સૂત કહેછે—શ્રીભગવાનનું કહેલું સાંભળીને શત્રુરૂપ યોદ્ધાઓને મારનાર અર્જુને આચમન કરી શ્રીકૃષ્ણને પ્રદક્ષિણા કરી તે બ્રહ્માસ્ત્ર સાંધ્યું[૨૯] પ્રલયકાળમાં સંકર્ષણના મુખનો અગ્નિ અને સૂર્ય, જેમ ભેળા થઇને વધે તેમ બાણવડે વીંટાએલું બેય અસ્ત્રનું તેજ પરસ્પર એકઠું થઇને પૃથ્વી, આકાશ અને અંતરિક્ષને* પૂરી વધવા માંડયું.[૩૦] અર્જુન અને અશ્વત્થામાના અસ્ત્રનું ત્રણે લોકને બાળતું એવું મોટું તેજ જોઇને, તે તેજથી બળતી સઘળી પ્રજાએ 'પ્રલયનો અગ્નિ છે' એમ માન્યું.[૩૧] તે સમયે પ્રજાનો નાશ અને લોકનો નાશ થતો જોઇને તથા ભગવાનનો અભિપ્રાય જાણીને તે બેય અસ્ત્રને અર્જુને ખેંચી લીધાં.[૩૨] પછી તરત પાસે આવીને તે ગૌતમીના તીક્ષ્ણપુત્ર અશ્વત્થામાને કોપથી રાતાં નેત્રવાળા અર્જુને દોરીવડે જેમ પશુને બાંધે તેમ બાંધ્યો.[૩૩] જોરાવરીએ શત્રુને દોરીથી બાંધીને પોતાની છાવણી એટલે વાસમાં લઈ જવાને ઇચ્છા કરનાર અર્જુન પ્રત્યે, કમળસરખાં નેત્રવાળા ભગવાન કોપેલા હોય તે રીતે બોલ્યાકે[૩૪] 'હે પૃથાના પુત્ર ! આ અશ્વત્થામાને રક્ષણ કરવાને તું યોગ્ય નથી, કેમકે જેણે અપરાધવિનાના સૂતેલા બાળકોને રાત્રિમાં હણ્યા, તે આ અધમ બ્રાહ્મણને મારવો જોઇએ.[૩૫] જે નિશાથી મરી ગયો હોય, જે અસાવધાન હોય, જે ભૂતાદિથી કે વાયુથી ગાંડો થઈ ગયો હોય, જે સૂતેલો હોય, જે બાળક હોય, જે સ્ત્રી હોય, જે જડ હોય, જે શરણે આવેલો હોય, જે રથવગરનો હોય, અને જે ભયને પામેલો હોય એવા શત્રુને ધર્મને જાણનાર મારતો નથી.[૩૬] જે નિર્દય ખળ માણસ બીજાના પ્રાણ લઇને પોતાના પ્રાણને પ્રસન્ન કરેછે, તેનો વધ× કરવો એજ તેનું કલ્યાણ છે. કારણ કે તેમ નહિ થવાથી દોષથી એટલે બીજાના પ્રાણ હરી લઇ પોતાના પ્રાણને પ્રસન્ન કરવાના પાપથી પુરૂષ નીચ ગતિને પામેછે.[૩૭] વળી તમે મારા સાંભળતાં દ્રૌપદીને સંભળાવ્યું છે એટલે વચન આપ્યું છે કે 'હે માનિનિ ! જે તમારા પુત્રોનો મારનાર છે તેનું માથું હું લઇ આવીશ.'[૩૮] અને હે વીર ! એ કુળમાં ધૂળ સરખાએ પોતાના ધણીનું અવળું કર્યુંછે, માટે આતતાયી અને પોતાના બંધુને હણનાર આ પાપીને મારો.'[૩૯] એવી રીતે ધર્મની પરીક્ષા કરતા શ્રીકૃષ્ણે કહ્યું, તોપણ અર્જુને તેને મારવાની ઈચ્છા ન કરી; કેમકે પુત્ર હણનારો છતાં તે માનવા યોગ્ય હતો.[૪૦] પછી ગોવિંદ જેને પ્રિય અને સારથી છે એવા અર્જુને પોતાના વાસમાં આવીને પોતાના મરાયેલા પુત્રોનો શોક કરતાં એવાં પોતાનાં પ્રિયા દ્રૌપદીની આગળ તેને લાવીને મૂક્યો.[૪૧] એવી રીતે પરાભવ કરીને લઈ આવેલા પશુની પેઠે પાશથી બાંધેલા, ભૂંડાં કર્મના દોષથી નીચું મોઢું કરી રહેલા અને અપકારને કરનારા ગુરૂના પુત્ર અશ્વત્થામાને દયાથી જોઇને સારા સ્વભાવવાળાં દ્રૌપદી પગે લાગ્યાં,[૪૨] અને એ ગુરૂપુત્રને બાંધીને લઈ આવવાનું સહન નહિ કરી શકતાં એવાં સતી બોલ્યાં કે, 'આને મેલી દ્યો, મેલી દ્યો; બ્રાહ્મણ તો નિરંતર ગુરૂ એટલે માન્યછે.[૪૩] જેના અનુગ્રહથી ગુપ્ત મંત્રસહિત ધનુર્વેદ અને અસ્ત્ર નાંખવાની વિધિસહિત ઘણાં અસ્ત્રો તમે શીખ્યાછો,[૪૪] તેજ આ પ્રજારૂપે ભગવાન દ્રોણ છે, તે ભગવાન દ્રોણનો અરધો દેહ તેની સ્ત્રી કૃપી છે, ને આ વીરપુત્રનો જન્મ આપનારાંછે, માટે ધણીની પાછળ ગયાં નથી.[૪૫] માટે હે ધર્મને જાણનારા ! હે મહાભાગ ! ગુરૂનું કુળ આનાથી દુઃખ પામવાને યોગ્ય નથી, પરંતુ ક્ષણે ક્ષણે પૂજા કરવાયોગ્ય અને નમવાયોગ્યછે.[૪૬] મરી ગયેલાછે પુત્ર જેના એવી હું જેમ આંસુવાળે મોઢે વારંવાર રોઊ છુ, તેમ પતિ એજ જેને દેવતા છે એવાં આની માતા ગૌતમી એટલે કૃપી, ન રૂવે એમ થવું જોઇએ.[૪૭] જે અવિચારી રાજાઓએ બ્રાહ્મણનું કૂળ કોપાવ્યું હોય, તે કૂળ તે રાજાઓના

* પૃથ્વી અને આકાશની વચમાંનો ભાગ. × દંડ.

પરિવાર સહિત શોકે વ્યાપ્ત એવાં કુળને તુરત બાળી નાંખેછે.[૪૮]

સૂત કહેછે—હે બ્રાહ્મણો ! એ રીતે દ્રૌપદીનું ધર્મનું, ન્યાયનું, સાચું, સરખું અને મોટું વચન સાંભળીને યુધિષ્ઠિરે વખાણ કર્યાં.[૪૯] તેમ નકુલ, સહદેવ, સાત્યકી, ધનંજય, દેવકીના પુત્ર ભગવાન એ સઘળાએ અને બીજા જે હતા તેઓએ તથા જેટલી સ્ત્રીઓ હતી તેમણે પણ વખાણ કર્યાં.[૫૦] તે સમયે ક્રોધયુક્ત ભીમસેન બોલ્યા કે—'જેણે પોતાના ધણીને માટે પણ નહિ અને પોતાને માટે પણ નહિ, પરંતુ ઠાલા ભૂલા, સૂતેલા બાળકોને મારી નાંખ્યા, તે અશ્વત્થામાનો વધ કરવો તે કલ્યાણકારકછે.'[૫૧] ચતુર્ભુજ ભગવાન, ભીમનું અને દ્રૌપદીનું બોલવું સાંભળીને તથા પોતાના મિત્રનું વચન વિચારીને હસતા હોય તેમ બોલ્યા.[૫૨]

શ્રીભગવાન કહેછે—બ્રાહ્મણને હણવો નહિ અને આતતાયી હણવાને યોગ્ય છે, એ મેંજ બે રીતે આજ્ઞા કરીછે, તે મારી આજ્ઞા પળે તેમ કરો.[૫૩] દ્રૌપદીને શાંત પાડતાં જે તમે મારવાનું વચન આપ્યુંછે તે સત્ય કરો, અને ભીમસેનને, મુને તથા દ્રૌપદીને મનગમતું થાય તેમ કરો.[૫૪]

સૂત કહેછે—અર્જુને ભગવાન્નો અભિપ્રાય તરત જાણી જઇને અશ્વત્થામાના માથાનો મણિ શિખાસહિત તરવારવડે હરી લીધો.[૫૫] અને કાંતિવગરના તથા માથાના મણિવગરના તે બાળહત્યાથી ઝાંખા થયેલાને, દોરીના બંધનથી છૂટો કરીને પોતાની છાવણીમાંથી કાઢી મૂકયો,[૫૬] કારણ કે, માથું મુંડવું, દ્રવ્ય હરી લેવું અને જાયગામાંથી કાઢી મેલવું એજ અધમ બ્રાહ્મણનો વધ છે, બીજો કાંઈ દેહ સંબંધી વધ નથી.[૫૭] પછી પુત્રના શોકથી આતુર થયેલા સર્વે પાંડવોએ દ્રૌપદીસહિત પોતાના મુવેલા પુત્રનું, દાહ કરવા માટે લઈ જવું, એ આદિ જે ઉત્તરકૃત્ય+ હતું તે કર્યું.[૫૮]

पुत्रशोकातुराः सर्वे पांडवाः सह ,ष्णया ।
स्वानांमृतानांयत्कृत्यं चक्रुर्निर्हरणादिकं ॥५८॥

ઇતિ શ્રીમહાપુરાણભાગવતના પ્રથમસ્કંધનો અશ્વત્થામાને દંડ દેવાવિષેનો સાતમો અધ્યાય સંપૂર્ણ.

---

+ મુવા પછી કરવાનું હોય તે.

# અધ્યાય ૮ મો.*

## અશ્વત્થામાના અસ્ત્રથી ભગવાને કરેલી પરીક્ષિતની રક્ષા, કુન્તીની સ્તુતિ અને યુધિષ્ઠિરનો શોક.

॥ सूतउवाच ॥

अथतेसंपरेतानं स्वानामुदकमिच्छतां ।
दातुंसकृष्णागंगायां पुरस्कृत्यययुःस्त्रियः ॥ १ ॥

સૂત કહેછે—હે શૌનક ! ત્યાર પછી પાણીને ઈચ્છતા પોતાના મરણ પામેલા પુત્રોને પાણી આપવા એટલે દાધાંજલિ ‡ દેવા માટે સ્ત્રીઓને આગળ કરીને શ્રીકૃષ્ણ ભગવાન્સહિત સર્વે ગંગાએ ગયાં.[૧] તે સઘળાં પાણી આપીને અત્યંત વિલાપ કરીને હરિના ચરણકમળથી પવિત્ર થયેલી ગંગાનદીના જળમાં નાહીને બેઠાં.[૨] પછી ત્યાં પોતાના ભાઇઓસહિત બેઠેલા યુધિષ્ઠિર તથા ધૃતરાષ્ટ્ર અને પુત્રના શોકથી પીડાએલાં ગાંધારી, કુંતી અને દ્રૌપદી, એ સઘળાં મરણ પામેલા સંબંધીઓએ શોકમાં નાંખેલાંને, મુનિઓસહિત ભગવાને પ્રાણીમાત્રનેવિષે ફેરવી અથવા મટાડી ન શકાય એવી કાળની ગતિ દેખાડીને, આસનાવાસના કરી.[૩-૪] પછી દ્રૌપદીના કેશ ખેંચવાથી નાશ થયેલછે અયુષ્ય જેનું એવા નઠારા રાજાઓને મારીને અને ધુતારા એવા દુર્યોધનાદિકે લઈ લીધેલું યુધિષ્ઠિરનું રાજ્ય યુધિષ્ઠિરને લઈ આપીને અને તે યુધિષ્ઠિરને ઉત્તમ સામગ્રીઓથી ત્રણ અશ્વમેધ યજ્ઞ કરાવીને દિશાઓમાં તેનો ઈંદ્રના સરખો યશ ફેલાવ્યો.[૫-૬] પછી પાંડવોની રજા લઇ સાત્યકી અને ઉદ્ધવસહિત, પૂજા પામેલા વ્યાસઆદિ વિપ્રોએ જેની પૂજા કરેલછે એવા ભગવાન્ દ્વારકા જવાનો વિચાર કરી રથમાં બેસેછે, ત્યાં તો તેમણે ભયથી વિહ્વળ થયેલી દોડી આવતી ઉત્તરાને§ દીઠી.[૭-૮]

ઉત્તરા આવીને બોલી કે—'હે દેવના દેવ! હે જગત્પતિ! રક્ષા કરો. જે લોકમાં પરસ્પર મરણ થાયછે તે લોકમાં તમારા વિના અભયદાનને આપે એવો હું બીજો

---

* આ આઠમા અધ્યાયમાં અશ્વત્થામાના અસ્ત્રથી પરીક્ષિત રાજાનું ભગવાને રક્ષણ કર્યું તે, તથા કુંતીની સ્તુતિ અને યુધિષ્ઠિર રાજાએ શોક કર્યો, તે કહેવાશે.
‡ શબ બળી રહ્યા પછી સ્નાન કરી પ્રેતને પસલીથી પાણી અપાય છે તેને દાધાંજલિ કહેછે. §પરીક્ષિત રાજાની માતા.

કોઈ દેખતી નથી." હે સમર્થ ઈશ્વર! તપેલુંછે લોઢાનું શલ્ય† જેનું એવું આ બાણ સામું ચાલ્યું આવેછે. હે નાથ! એ મને ભલે બાળી નાંખે પણ મારો ગર્ભ ન પાડે.' (એટલું હું માગુંછું.) ૧૦ ભક્ત જેને વહાલા છે એવા ભગવાને એ ઉત્તરાનું વચન સાંભળીને પાંડવવિનાની પૃથ્વી કરવાને નાંખેલું દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામાનું આ અસ્ત્ર છે એમ જાણ્યું.૧૧ અને હે શૌનક! તેજ સમયે પોતાની ઉપર આવતાં પાંચ બાણોને જોઇને પાંડવોએ પોતાનાં અસ્ત્રો ઉપાડયાં.૧૨ તેમ સમર્થ શ્રીકૃષ્ણે પણ, નથી બીજામાં મન જેનું એવા પોતાના એ પાંડવોનું આવી પડેલું સંકટ જોઇને પોતાના સુદર્શન ચક્રરૂપ અસ્ત્રથી તેની રક્ષા કરી.૧૩ અને સર્વ ભૂતપ્રાણીઓના આત્મારૂપ અને યોગેશ્વર એવા હરિભગવાને અંતરમાં રહીને કુરૂકુળનો વંશ વધારવાને માટે પોતાની માયાવડે ઉત્તરાના ગર્ભને વીંટી લીધો.૧૪ જો કે એ બ્રહ્માસ્ત્ર અતિપરાક્રમવાળું અને પરાભવ ન પમાડી શકાય એવુ હતું તોપણ હે શૌનક! વિષ્ણુના તેજને પામી તે શાંત થઇ ગયુ એટલે ઝાંખું પડી ગયુ અથવા નાશ પામ્યું.૧૫ આશ્ચર્યરૂપ એવા અચ્યુત ભગવાનમાં તમારે આ સર્વ આશ્ચર્ય ન માનવું, કે જે જન્મવગરના ઇશ્વર માયાદેવી વડે આ જગત્ ઉત્પન્ન કરેછે, પાળેછે, અને સંહાર કરેછે.૧૬ ત્યાર પછી ચાલવાને તૈયાર થયેલા શ્રીકૃષ્ણને, બ્રહ્માસ્ત્રથી મુકાએલા પોતાના પુત્રો તથા દ્રૌપદીસહિત સતી કુંતીજીએ આ પ્રમાણે કહ્યું. ૧૭

કુંતી કહેછે–આદિપુરૂષ, પ્રકૃતિ એટલે માયાથી પર, સર્વ ભૂત પ્રાણીમાં અને તેની બહાર રહેલા છતાં અલક્ષ્ય એટલે ન જણાઇ શકાય એવા માયારૂપી પડદાથી ઢંકાયેલા, ઇન્દ્રિયોનું જ્ઞાન જેનાથી નીચુ છે એવા અને નાશ રહિત એવા આપને ભક્તિયોગને નહિ જાણનારી હું માત્ર નમન કરૂંછું. જેમ વેષને ધરનારો નટ ઓળખાતો નથી, તેમ દેહાભિમાની પુરૂષથી આપ ઓળખાતા નથી.૧૮-૧૯ એટલુંજ નહિ પણ આત્મા તથા અનાત્માના વિવેકવાળા, મનનશીળ અને નિર્મળ મનવાળા પુરૂષો પણ આપને એ પ્રમાણે ઓળખતા નથી, ત્યારે ભક્તિયોગ કરવાને અમે સ્ત્રીઓ તો આપને કેમ ઓળખી શકીએ?૨૦ કૃષ્ણ, વસુદેવના પુત્ર, દેવકીના પુત્ર, નંદ નામના ગોપના કુંવર અને ગોવિંદ એવા આપને હું નમુંછું'૨૧ કમળ જેની નાભિમાં છે, કમળની જેને માળા છે, કમળના સરખાં ઉઘડેલાં જેનાં નેત્ર છે અને કમળનું ચિન્હ જેના ચરણમાં છે એવા આપને હું નમન કરૂંછું'૨૨ હે + હૃષિકેશ! ખળ એવા કંસે બંધીખાને રાખેલાં અને અતિશોકમાં પડેલાં એક દેવકીનેજ જેમ આપે છોડાવ્યાં, તેમ મને નથી છોડાવી; પણ મને તો વારંવાર વિપત્તિના સમૂહથી પુત્રો સહિત હે સમર્થ! રક્ષણ કરનાર આપેજ છોડાવીછે.૨૩ ઝેરથકી,† અગ્નિથકી,× પુરૂષાદનાં દર્શનથી,* જુગટું રમવાના સ્થળમાંથી, વનવાસ જતાં હતાં ત્યાંથી, પ્રત્યેક રણસંગ્રામમાં અનેક મહારથીઓનાં અસ્ત્રોથી, અને અશ્વત્થામાના અસ્ત્રથી હે હરિ,! અમારી આપે રક્ષા કરીછે.૨૪ માટે હે જગતના ગુરૂ! અમને નિરંતર વિપત્તિ આવી પડે, એમ માગીએ છીએ, કારણ કે તે પ્રત્યેક વિપત્તિમાં ફરીને આ સંસારનું દર્શન ન કરવું પડે એવું આપનું દર્શન થાય.૨૫ સતકુળમાં જન્મથી, સંપત્તિથી, વિદ્યાથી અને લક્ષ્મીથી જેનો મદ વધતો જતો હોય એવો પુરૂષ; કામનાવિનાના ભક્તોના જાણવામાં આવો એવા આપનું નામ લેવાને યોગ્ય નથી.૨૬ કામનાવિનાના ભક્તોના ધનરૂપ; ગુણની વૃત્તિઓ એટલે ધર્મ, અર્થ અને કામરૂપ વિષયો જેમાંથી નિવૃત્ત થયેલછે એવા, પોતાના આત્માના આનંદમાં રમનારા, શાંત એટલે રાગાદિકથી રહિત અને મોક્ષના ઇશ્વર એટલે મોક્ષ આપવાને સમર્થ

† બાણનું ફળ કહેવાયછે તે.

+ઇંદ્રિઓના ઇશ્વર. †દુર્યોધને ઝેરના લાડુ ભીમસેનને ખવરાવી ગંગામાં નાંખી દીધા હતા, ત્યાંથી ભીમસેન જીવતા નીકળ્યા હતા, એ સ્થળે ઝેરથી રક્ષા કરી. આ વાત ભારતમાં વિસ્તારથી લખીછે. ×લાખના ઘરમાં બળતાં હતાં ત્યાંથી. *હિડિંબાદિ રાક્ષસો મળ્યા હતા ત્યાંથી.

એવા આપને હું નમું છું.[૨૭] આપને હું કાળ રૂપ માનું છું, કારણ કે સર્વને નિયમમાં રાખનાર, આદિ અને અંતવગરના, સમર્થ, અને ચારેકોર સરખી રીતે વિચારનારા છો. અને ભૂત પ્રાણીમાં જે પરસ્પર ક્લેશ થાય છે તેમાં તો આપ નિમિત્તરૂપ છો.[૨૮] હે ભગવાન ! જેને કોઇ વહાલો નથી અને જેને કોઇ દવલો નથી, તથાપિ જેને વિષે માણસોની વિષમબુદ્ધિ એટલે ઈશ્વર દયા કરનારા અને દંડ દેનારાછે, એવી બુદ્ધિ થાયછે એવા, અને માણસોની પેઠે આચરણ કરનારા આપનું કર્તવ્ય કોઈ જાણતું નથી. [૨૯]હે વિશ્વના આત્મા ! પશુઆદિમાં+ માણસોમાં † ઋષિયોમાં× અને જળચરોમાં* અજન્મા એવા આપનો જન્મ અને અકર્તા એવા આપનું કર્મ, એ અતિ વિડંબન છે, એટલે આશ્ચર્યરૂપ છે.[૩૦] આપે અપરાધ કર્યા અર્થાત્ દહીનું પાત્ર ફોડયું, તેથી માતા યશોદાએ જ્યાં દોરી હાથમાં લીધી ત્યાં તો તરત આંસુથી ધોવાઈ ગયેલાં આંજણવાળી અને ભયથી આકુળ થયેલી આંખ્યોવાળું મોઢું નીચું કરીને ભયની ભાવનાથી એટલે મને મારશે એવો ભય દેખાડતા ઊભા થઇ રહેલા એવા આપની જે દશા થઈ. તે દશા મને મોહ પમાડેછે, કારણ કે આપનાથી તો બીક પણ પોતે બીયેછે.[૩૧] પુણ્યશ્લોક‡ અને પ્રિય એવા યુધિષ્ઠિરની કીર્તિને માટે યદુના વંશમાં, મલયાચળના વંશનેવિષે તેની કિર્તિને માટે જેમ ચંદન ઉત્પન્ન થાય તેમ અજન્મા આપે જન્મ લીધો છે, એમ કેટલાકએક કહેછે.[૩૨] કેટલાકએમ કહેછે કે વસુદેવની સ્ત્રી દેવકીનેવિષે પૂર્વજન્મમાં તેઓના માગવાથી અજન્મા એવા આપ આ જગતના કલ્યાણને માટે અને દેવતાઓના દ્વેષિયોનો વધ કરવા માટે પુત્રપણાને પામ્યાછો.[૩૩] બીજા કેટલાક એમ કહે છે કે ઘણા ભારથી પીડાતી પૃથ્વીનો ભાર ઉતારવા માટે બ્રહ્માએ પ્રાર્થના કરવાથી સમુદ્રમાં વહાણની પેઠે આપ ઉત્પન્ન થયાછો.[૩૪] અને કેટલાક કહેછે કે આ સંસારમાં પરમાનંદનાં અજ્ઞાનરૂપ અવિદ્યા એટલે દેહાભિમાનથી, દેહાભિમાનથી થયેલી કામનાથી, અને કામનાથી થયેલાં કર્મોથી ક્લેશને પામતા પુરૂષોનાં અવિદ્યાદિક નિવૃત્ત થવા માટે સાંભળવા યોગ્ય અને સંભારવા યોગ્ય કર્મ કરતા થકા ઉત્પન્ન થયા છો.[૩૫] હે પ્રભુ ! જે જનો તમારી લીલાને વારંવાર સાંભળેછે, ગાયછે, સ્મરણ કરેછે અને બીજા કોઈ ગાય કે વર્ણવે તેનું વખાણ કરેછે, તે જનોજ થોડી વારમાં સંસારના પ્રવાહને મટાડનારાં એટલે જન્મમરણના ફેરાને ટાળનારાં આપનાં ચરણકમળને દેખેછે.[૩૬] પોતાનાંઓનું ઈચ્છેલું જેણે પૂર્ણ કરેલ છે, એવા હે પ્રભુ ! જેઓને તમારાં ચરણકમળવિના બીજો આશ્રય નથી એવાં અને તેથીજ રાજાઓને વિષે અપરાધ કરનારાં એવાં અમે વહાલાં સગાં અને આપની પાછળ જીવનારાં છીએ તેમ છતાં શું આજ હવે અમને આપ મેલી દોછો ?[૩૭] જેમ ઇંન્દ્રિયોનો ઈશ્વર જીવ જતો રહે ત્યારે નામ અને રૂપાદિ તુચ્છ છે, તેમ જ્યારે તમારૂં દર્શન નથી થતું અર્થાત્ તમે અમને જોતા નથી ત્યારે નામ અને રૂપથી યાદવો સહિત પાંડવો કોણ માત્ર છે ? કાંઈ નથી અર્થાત્ તુચ્છ છે.[૩૮] હે ગદાને ધરનાર પ્રભુ ! આપનાં અસાધારણ વજ્ર અને અંકુશ આદિ લક્ષણોવડે ચિન્હવાળાં ચરણારવિંદથી અંકાયેલી આ અમારે પાળવાની પૃથ્વી હમણાં જેવી શોભેછે તેવી આપના પધારવા પછી નહિ શોભે.[૩૯] આ સમૃદ્ધિવાળા થયેલા દેશો, સારી પાકેલી ઔષધિઓ, લતાઓ, વન, પર્વતો, નદીઓ અને સમુદ્રો આપની દૃષ્ટિથી વૃદ્ધિ પામેછે.[૪૦] હે વિશ્વેશ, હે વિશ્વાત્મન્ ! હે વિશ્વમૂર્ત્તિ ! પોતાના એવા પાંડવો અને યાદવોનેવિષે મારી આ સ્નેહરૂપી મજબુત બેડી છે તેને છેદી નાંખો.[૪૧] અને હે મધુપતિ ! બીજા કશામાં નહીં જનારી મારી મતિ, ગંગા જેમ પાણીના પુરને નહિ ગણતાં સમુદ્રમાં પ્રીતિ કરે છે, તેમ કોઇ દિવસ ન મટે એવી આપને વિષે પ્રીતિ કરો.[૪૨] **હે કૃષ્ણ, હે અર્જુનના મિત્ર, હે વૃષ્ણિકુળમાં શ્રેષ્ઠ! હે પૃથ્વી**

+ વરાહઆદિ રૂપે. † રામઆદિ રૂપે. ×વામનઆદિ રૂપે. *મત્સ્યઆદિ રૂપે. ‡ પવિત્ર કીર્તિવાળા.

નો દ્રોહ કરનારા રાજાના વંશના અગ્નિ! હે અક્ષીણ પ્રભાવવાળા, હે ગોવિંદ! હે ગાયો, બ્રાહ્મણ અને દેવતાની પીડાને હરણ કરવા જેનો અવતાર છે એવા! હે યોગેશ્વર! હે જગત્‌ના ગુરૂ અને હે ભગવન્! હું આપને નમન કરૂં છું.[૪૩]

સૂત કહેછે—એવી રીતે કુંતીનાં મનોહર પદવાળાં વાક્યોથી સઘળો મહિમા જેનો ગવાયોછે એવા વૈકુંઠ ભગવાન માયાથી મોહ ઉત્પન્ન કરતા મંદ મંદ હસ્યા.[૪૪] અને કુંતીને 'ખરૂં કહોછો' એમ કહી તેનું કહેવું અંગીકાર કરી, રથ ઉભો હતો ત્યાંથી પાછા વળી હસ્તિનાપુરમાં આવી પછી તે કુંતીની અને સુભદ્રાઆદિ બીજી સ્ત્રીઓની આજ્ઞા લઈને પોતાના પુરપ્રત્યે જવાને તૈયાર થયા. ત્યાં યુધિષ્ઠિર રાજાએ પ્રેમથી 'થોડો કાળ અહીંજ વાસ કરો' એવી પ્રાર્થના કરીને તેમને જતાં અટકાવ્યા.[૪૫] ઈશ્વરની ચેષ્ટા નહિ જાણનારા વ્યાસાદિકે અને અદ્ભુત કર્મવાળા શ્રીકૃષ્ણે પણ ઈતિહાસોથી બોધ કર્યો, તો પણ શોકથી વ્યાપ્ત એવા ધર્મના પુત્ર યુધિષ્ઠિર રાજા સમજ્યા નહિ.[૪૬] હે બ્રાહ્મણો! અવિવેક ભરેલા ચિત્તથી સ્નેહ અને મોહને વશ થઇ ગયેલા તે યુધિષ્ઠિરે સુહૃદોના વધનું ચિંતવન કરતાં કહ્યું કે[૪૭] અરેરે! દુરાત્મા એવો હું તેના હૃદયને વિષે ઠશી ગયેલું અજ્ઞાન તો જુઓ! કુતરાં અને શિયાળઆદિને ખાવાના આ દેહને માટે મેં ઘણી અક્ષૌહિણી † સેનાઓ હણી નાંખી.[૪૮] બાળકો, બ્રાહ્મણો, સંબંધીઓ, મિત્રો, કાકાઓ, ભાઈઓ, અને ગુરૂઓનો દ્રોહ એટલે નાશ કરનાર હું છું, તેનો હજારો વર્ષે પણ નર્કમાંથી છુટકો નહિ થાય.[૪૯] 'રાજાએ ધર્મયુદ્ધનેવિષે શત્રુઓનો વધ કરવો તે પાપ નથી' એ જે શિક્ષાનું વચન છે તે મારા બોધને માટે કલ્પાતું નથી, પણ પ્રજાનું રક્ષણ કરનાર રાજાને માટે કલ્પાય છે. (અર્થાત્ પોતાની પ્રજાને બીજાથી પરાભવ થતો હોય ત્યારે તેનો વધ કરવો એવી આજ્ઞા છે પણ દુર્યોધન તો પ્રજાનું રક્ષણ કરતો હતો છતાં રાજ્યના લોભથી મેં વધ કર્યો, તે વધ પાપરૂપજ છે)[૫૦] મેં જેના બાંધવો મારી નાંખ્યાછે એવી સ્ત્રીઓનો જે આ દ્રોહ ઉત્પન્ન થયોછે, તેને ગૃહસ્થાશ્રમનાં કર્મથી હું મટાડવાને સમર્થ નથી.[૫૧] જેમ ઘણા ગારાથી ગારાવાળું પાણી મટાડાતું નથી, તથા જેમ થોડી મદીરાથી થયેલું અપવિત્રપણું ઘણી મદીરાથી નથી મટાડાતું, તેમ પ્રમાદથી થયેલી એકાદ પ્રાણીની હત્યાને જાણી જોઇને હિંસામય યજ્ઞોથી મટાડવાને યોગ્ય નથી.[૫૨]

यथापंकेनपंकांभः सुरया वा॒ऽऽरा॒कृतं ।
भूतहत्यांतथैवैकां नयज्ञैर्मार्ष्टुमर्हति ॥ ५२ ॥

ઇતિશ્રી મહાપુરાણ ભાગવતના પ્રથમ સ્કંધનો કુંતીની સ્તુતિ અને યુધિષ્ઠિરના અનુતાપ વિષેનો ૮ મો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૯ મો. *

### ભીષ્મે યુધિષ્ઠિર પાસે કરેલું ધર્મનિરૂપણ.

॥ सूतउवाच ॥

इतिभीतःप्रजाद्रोहात्सर्वधर्मविवित्सया ।
[illegible]प्रागाद्यत्रदेवव्रतोऽपतत् ॥ १ ॥

સૂત કહેછે—એ રીતે પ્રજાના દ્રોહથી ભયને પામેલા યુધિષ્ઠિર, પછી જ્યાં ભીષ્મ પિતામહ પડ્યા હતા તે કુરૂક્ષેત્રમાં ગયા.[૧] હે વિપ્રો! યુધિષ્ઠિર ગયા તે સમયે તેમના ભાઇઓ તથા વ્યાસ અને ધૌમ્યાદિક ઋષિયો સુવર્ણથી શણગારેલા અને સારા ઘોડા જોડેલા રથોવડે તેની પછવાડે ત્યાં ગયા,[૨] તથા ભગવાન્ પણ અર્જુનસહિત રથમાં બેસીને ત્યાં ગયા. એ સર્વથી જેમ ગુહ્યકે વીંટાયેલા કુબેર શોભે તેમ યુધિષ્ઠિર શોભતા હતા.[૩] સ્વર્ગમાંથી પડેલા દેવતા સરખા પૃથ્વી ઉપર પડેલા ભીષ્મને જોઇને સઘળા પાંડવો, પોતાની પાછળ આવેલાઓ તથા શ્રીકૃષ્ણસહિત પગે લાગ્યા.[૪] ત્યાં બીજા બ્રહ્મર્ષિઓ, દેવર્ષિઓ અને રાજર્ષિઓ પણ ભરતકુળમાં શ્રેષ્ઠ ભીષ્મનાં દર્શન કરવાને તત્ક્ષણ આવ્યા.[૫] પર્વત, નારદ,

---

† જેમાં ૨૧૮૭૦ હાથી, ૨૧૮૭૦ રથ, ૬૫૬૧૦ ઘોડા, અને ૧૦૯૩૫૦ પાયદળ હોય તેવી મોટી ફોજ.

* આ નવમા અધ્યાયમાં યુધિષ્ઠિરને ભીષ્મપિતામહે કરેલું સર્વ ધર્મનું નિરૂપણ, તથા ભીષ્મે કરેલી કૃષ્ણની સ્તુતિ અને ભીષ્મની મુક્તિ કહેવાશે.

ધૌમ્ય, ભગવાન્ બાદરાયણ (વ્યાસ), બ્રહદશ્વ, ભરદ્વાજ, શિષ્યોસહિત પરશુરામ,[૬] વસિષ્ઠ, ઇંદ્રપ્રમદ, ત્રિત, ગૃત્સમદ, અસિત, કક્ષીવાન્, ગૌતમ, અત્રિ, કૌશિક અને સુદર્શન નામના ઋષિઓ[૭] તથા બીજા પણ નિર્મળ મનવાળા શુકદેવજી આદિ અને કશ્યપ તથા બ્રહસ્પતિ આદિ મુનિઓ શિષ્યોસહિત ત્યાં ભીષ્મને જોવાને આવ્યા.[૮] ધર્મને, દેશકાળના વિભાગને અને ભગવાનૂના પ્રભાવને જાણનારા ભીષ્મે, તે આવેલા સર્વ મહાભાગોની અને પોતાના હૃદયમાં રહેલા છે તોપણ પોતાની પાસે બેઠેલા જગતૂના ઈશ્વર જેણે માયાવડે દેહ ધારણ કરેલોછે, એવા શ્રીકૃષ્ણની પૂજા કરી.[૯-૧૦] વિનય અને સ્નેહથી ભરેલા, ને પાસે બેઠેલા પાંડવોને સ્નેહનાં આંસુથી અંધ થયેલી આંખેથી જોઇને કહ્યું કે,[૧૧] 'હે પાંડવો! બ્રાહ્મણોવાળા, ધર્મવાળા અને અચ્યુત ભગવાનૂના આશ્રયવાળા તમે છો, તેથી દુઃખમાં દહાડા કાઢવાને યોગ્ય નથી, તો પણ દુઃખમાં દિવસો કાઢોછો એ ખેદની અને અન્યાયની વાત છે.[૧૨] અતિરથ એવા પાંડુરાજા મરણ પામવાથી નાનાં છોકરાંવાળી બિચારી પૃથા વહુ (કુંતી) છોકરાં સહિત (તમસહિત) તમારે માટે વારંવાર ઘણાં દુઃખ પામ્યાં છે.[૧૩] તથા જેમ વાદળાંઓ વાયુને વશ રહેછે તેમ લોકપાળસહિત લોક જેને વશ છે એવા તમને અપ્રિય થયું, એ સઘળું હું કાળનુ કરેલું માનુ છું.[૧૪] જો એમ ન હોય તો જ્યાં ધર્મના પુત્ર રાજા યુધિષ્ઠિર હોય, હાથમાં ગદા ધારણ કરનારા વૃકોદર એટલે ભીમ હોય, ધનુર્ધારી અર્જુન હોય, ગાંડિવ ધનુષ હોય અને શ્રીકૃષ્ણ સરખા સુહૃદ હોય ત્યાં વિપત્તિ કેમ ઘટે?![૧૫] હે રાજા! આ શ્રીકૃષ્ણનાં કર્તવ્યને કોઈ પુરૂષ જાણતો નથી, કે જે કર્તવ્યને જાણવાની ઈચ્છાવાળા કવિજનો પણ મોહને પામેછે.[૧૬] માટે એ સર્વ દૈવને આધીન છે એમ નિશ્ચય કરીને એ ઈશ્વરને અનુસરીને હે નાથ!* હે પ્રભુ+ હે રાજાયુધિષ્ઠિર! અનાથ પ્રજાની રક્ષા કરો.[૧૭] આ સાક્ષાત્ આદિપુરૂષ નારાયણ ભગવાન માયાથી મોહને ઉપજાવતા જાદવોનેવિષે છાની રીતે વિચરેછે.[૧૮] હે નૃપ! આ ભગવાનના છાનામાં છાના પ્રભાવને સદાશિવ, દેવર્ષિ નારદ, અને સાક્ષાત્ ભગવાન કપિલદેવ જાણેછે.[૧૯] જેને તમે મામાના પુત્ર, પ્રિયમિત્ર, અને ઉત્તમ સુહૃદ માનોછો, તથા જેને મંત્રી, દૂત અને સ્નેહથી સારથી કર્યા છે,[૨૦] તે સર્વાત્મા‡ સમદૃષ્ટિ + અદ્વય† અહંકારવગરના અને રાગદ્વેષાદિકથી રહિત ભગવાનને, ઉંચાંનીચાં કામથી થતું વિષમપણુ× કયાંઈ પણ નથી;[૨૧] તો પણ હે યુધિષ્ઠિર! ભાવવાળા ભક્તોનેવિષે તેની કેવી દયા છે તે તો જુઓ, કે જે પ્રાણત્યાગ કરતો એવો હુ તેને સાક્ષાત્ શ્રીકૃષ્ણે દર્શન દીધું.[૨૨] જે ભગવાનૂને વિષે ભક્તિથી મનને સ્થાપીને, અને જેના નામનું કીર્ત્તન કરતો યોગી, શરીરને ત્યાગ કરતોથકો કામ કર્મથી મૂકાઈ જાયછે,[૨૩] અને પ્રસન્ન હાસ્ય ને રાતાં નેત્રવડે જેનું મુખકમળ શોભેછે, તથા જે ધ્યાન કરવાના વિષયરૂપ છે, તે દેવના દેવ ચતુર્ભુજ ભગવાન્ જ્યાં સુધી હું આ શરીર છોડી દઉં ત્યાંસુધી રહે. (એમ ઈચ્છુ છું.)[૨૪]

સૂત કહેછે—રાજાયુધિષ્ઠિરે તે દયા સહિત વાક્ય સાંભળીને બાણશય્યામાં સૂતેલાભીષ્મને સર્વ ઋષિઓના સાંભળતાં વિવિધપ્રકારના ધર્મ પૂછ્યા.[૨૫] હે મુનિ! વર્ણના ધર્મ, આશ્રમના ધર્મ, વૈરાગ્ય અને રાગરૂપ ઉપાધિથી જણાયેલ છે નિવૃત્તિ પ્રવૃત્તિરૂપ લક્ષણ જેનુ એવા માણસના સાધારણ ધર્મ, દાનધર્મ, રાજધર્મ, જુદા જુદા પ્રકારથી મોક્ષધર્મ, સ્ત્રીધર્મ, ભગવદ્ધર્મ, અને ઉપાયસહિત ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ સર્વ જેવી રીતે નાનાપ્રકારનાં આખ્યાન અને ઈતિહાસોમાં છે, તેવી રીતે તત્વના જાણનારા ભીષ્મપિતામહે સંક્ષેપ અને વિસ્તારથી કહ્યા.[૨૬-૨૮] એમ ધર્મોને કહેતા હતા ત્યાં જે કાળ પોતાની ઈચ્છાથી મૃત્યુને પામતા યોગીઓને વહાલો છે, તે ઉત્તરાયણકાળ પ્રાપ્ત થયો.[૨૯] તે વખતે રણસંગ્રામમાં હજારો રથીઓને પાળનારા ભીષ્મે વાણીને ખેંચી લઈ સં-

---

* કુળ પરંપરાથી સર્વના સ્વામી. + સમર્થ.

‡ સૌના આત્મારૂપ. + જેને કોઇ પોતાનુ પારકું નથી. † જેના વિના કોઇ બીજું નથી. × આ સારૂં અને આ નરસું એવી બુદ્ધિ.

ગરહિત પોતાના મનને, પીળાંવસ્ત્ર જેણે પેહેરેલાં છે એવા અને પાસે ઉભેલા આદિપુરૂષ ચતુર્ભુજ ભગવાન્ શ્રીકૃષ્ણમાં આંખ્યો મીચ્યાવિનાજ ધારણ કર્યું.[૩૦] અને શુદ્ધ ધારણાથી જેનાં સર્વ પાપ નાશ થયાંછે, ભગવાનને જોવાથી જેનો હથિયારોનો શ્રમ તરત ટળી ગયોછે, અને સર્વ ઇંદ્રિયોની વૃત્તિનો ભ્રમ જેનો નિવૃત્ત થયોછે એવા ભીષ્મે દેહને મેલતાં જનાર્દન ભગવાન્ની (આ પ્રમાણે) સ્તુતિ કરી.[૩૧]

શ્રીભીષ્મ કહેછે—જે પોતાના પરમાનંદરૂપ સ્વરૂપને પ્રાપ્ત થયેલાજ છે, તો પણ કોઈ સમયે ક્રીડા કરવા માટે, જે યોગમાયાથી સંસારની પરંપરા ચાલેછે તે માયાનો આશ્રય કરેછે, તે યાદવમાં શ્રેષ્ઠ એવા સમર્થ ભગવાન્માં નાનાપ્રકારના ધર્માદિક ઉપાયોથી મે મારી નિષ્કામ મતિ અર્પણ કરીછે.[૩૨] આખા ત્રૈલોક્યમાં સુંદર, જેનો તમાલના સરખો નીલ વર્ણ છે એવા, અને સૂર્યનાં કિરણ સરખાં પીળાં વસ્ત્રવાળા તથા કેશના સમૂહથી ઘેરાઈ ગયેલા મુખવાળા શરીરને ધારણ કરતા એવા અર્જુનના સારથી શ્રીભગવાન્માં મારી નિષ્કામ પ્રીતિ રહેજો.[૩૩] યુદ્ધનેવિષે ઘોડાની ખરીઓની રજવડે ભૂરા થયેલા અને આમ તેમ ઉડતા કેશથી વિખરાઈ ગયેલા પરસેવાનાં બિંદુએકરીને જેનું મુખ શોભતું હતુ, મારાં તીક્ષ્ણ બાણોથી જેના શરીરની ચામડી વીંધાઈ જતી હતી, અને જેનું કવચ એટલે બખતર તૂટી જતું હતું, એવા શ્રીકૃષ્ણને વિષે મારૂં મન રહેજો.[૩૪] પોતાના મિત્ર અર્જુનનાં વચન — સાંભળીને તત્કાળ પોતાના અને શત્રુના સૈન્યના મધ્યમાં રથને ઉભો રાખી ઉભેલા, અને શત્રુની સેનાના લડવૈયાનાં આયુષ્યને કાળદૃષ્ટિથી હરી લેતા, એવા અર્જુનના સખા શ્રીકૃષ્ણમાં મારી રતિ † રહેજો.[૩૫] દૂર ઉભેલી સેનાને મોઢે મોવડી થઈ ઉભેલા (ભીષ્માદિક)ને જોઈને દોષબુદ્ધિવડે સ્વજનોનો વધ કરવાથી નિવૃત્ત થયેલા અર્જુનની કુમતિને આત્મવિદ્યાવડે જેણે કાપી નાખી, તે પરમાત્માના ચરણમાં મારી પ્રીતિ થજો.[૩૬] 'હું શસ્ત્ર ધારણ નહિ કરૂં' એવો પોતાનો બોલ પડતો મેલીને 'શ્રીકૃષ્ણના હાથમાં શસ્ત્ર લેવરાવીશ' એવી મારી પ્રતિજ્ઞાને સત્ય કરવા માટે રથમાં બેઠા હતા ત્યાંથી ઉતરીને હાથમાં રથનું ચક્ર ધારણ કરી (ઉદરમાં રહેલાં ત્રિભુવનના ભારથી) પૃથ્વીને ચળાવતા, ઉતરીયવસ્ત્ર નીચે નાંખી દઇ, સિંહ જેમ હાથીને મારવા દોડે તેમ દોડયા; અને (તે સમયે હાસ્ય કરતો એવો અને) હાથમાં ધનુષબાણ લઈ મારવા ઉભેલો એવો હું તેનાં તીક્ષ્ણબાણોથી હણાયેલા અને એજ કારણથી કવચ જેનુ તૂટી ગયુ છે એવા, લોહીથી ખરડાયેલાથકા, રોકી રાખતા અર્જુનને બળાત્કારથી ઉલ્લંઘન કરીને મને મારવા માટે આવ્યા, તે મુકુંદ ભગવાન્ મારી ગતિરૂપ હોજો.[૩૭-૩૮] અર્જુનના રથનુ રક્ષણ કરનારા, ચાબખો જેણે ગૃહણ કરેલો છે, ઘોડાની રાશ જેણે હાથમાં ઝાલી છે, અને સારથીપણાની શોભાથી શોભતા એવા ભગવાન્ને વિષે મારી મોતને ઈચ્છનારાની પ્રીતિ હોજો, કે જે ભગવાન્ને જોઇને આ લડાઇમાં મુવેલા સર્વે તેના સરખાં રૂપને પામેલાછે.[૩૯] સુંદર ગતિ, વિલાસ, મનોહર હસવું, અને પ્રેમથી જોવુ તે વડે ઘણાં માનને પામેલી, અને તેથીજ અત્યંત મદથી અંધ એટલે પરવશ થયેલી અને તેથીજ ગોવર્ધન પર્વત ધારણ કરવાઆદિ તેનાં કરેલાં કાર્યોનું અનુકરણ* કરતી ગોપની સ્ત્રીઓ પ્રસિદ્ધ રીતે જે ભગવાન્ના સ્વરૂપને પામી, તે ભગવાનને વિષે મારી પ્રીતિ રહેજો.[૪૦] યુધિષ્ઠિરના રાજસૂયયજ્ઞમાં મુનિગણો અને ઉત્તમ રાજાઓથી ભરાઈ ગયેલા સભાના મધ્યમાં એ મુનિગણોને 'શું રૂપ! શું મહિમા!' એમ આશ્ચર્યથી જોવા લાયક એવા જે ભગવાન્ પૂજનને પામ્યા, એ ભગવાન મારી નજરે આવી ઉભા છે (એ મારૂં મોટું ભાગ્ય.)[૪૧] જેમ સર્વ પ્રાણીઓની પ્રત્યેક દૃષ્ટિમાં સૂર્ય એક છતાં અનેક રૂપે રહેલો જણાયછે, તેમ પોતે

— 'હે અચ્યુત ! લડવાની ઇચ્છાવાળા અહીં ભેળા થઇને ઉભેલા છે તેને હું જોઉં તેટલીવાર આ બન્ને સેનાની મધ્યમાં મારો રથ ઉભો રાખો' ઇત્યાદિ. † પ્રીતિ.

* ચાળા.

નિર્માણ કરેલાં પ્રાણિયોનાં દરેક હૃદયમાં એક અધિષ્ઠાનરૂપે× રહેલા છતાં અનેક રૂપે જણાયછે, તે આ અજન્મા ઈશ્વરને, ભેદ અને મોહ જેનો ટળી ગયોછે એવો હું પ્રાપ્ત થયેલોછું.[૪૨]

સૂત કહેછે—એવી રીતે મન, વાણી અને દૃષ્ટિની વૃત્તિવડે પરમાત્મા શ્રીકૃષ્ણ ભગવાનને વિષે મન જોડીને અંતરમાં જેનો શ્વાસ લય થયોછે એવા ભીષ્મ મરણ પામ્યા.[૪૩] ઉપાધિવગરના બ્રહ્મમાં ભીષ્મ મળી ગયા એમ જાણીને તે સર્વે, દિવસ અસ્ત થાય ત્યારે પક્ષીઓ જેમ ચૂપ (બોલતાં બંધ) થઈ જાય છે, તેમ બોલતાં બંધ થઇ ગયાં.[૪૪] તે સમયે દેવતા અને મનુષ્યોએ વગાડેલાં નગારાં વાગ્યાં, સર્વ રાજામાં જે ગુણમાં દોષ આરોપણ ન કરે એવા રાજા હતા તે વખાણવા લાગ્યા, અને આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ થઈ.[૪૫] હે શૌનક! એ મરણ પામેલા તે ભીષ્મની દાહના સંસ્કારઆદિ ક્રિયા કરાવીને યુધિષ્ઠિર બે ઘડી શોક પામ્યા.[૪૬] પ્રસન્ન થયેલા મુનિઓએ શ્રીકૃષ્ણની, તેમનાં છાનાં નામોથી સ્તુતિ કરી, અને પછી તે કૃષ્ણનું ધ્યાન કરતા કરતાપોતાનાઆશ્રમમાંપાછાગયા.[૪૭]ત્યારપછી કૃષ્ણસહિતયુધિષ્ઠિરે હસ્તિનાપુરમાંજઇનેપોતાનાપિતારૂપકાકા ધૃતરાષ્ટ્રને અને શોકથીતપેલાંગાંધારીને શાંત કર્યાં.[૪૮] અને સમર્થ યુધિષ્ઠિરે ધૃતરાષ્ટ્રના તથા શ્રીકૃષ્ણના અભિપ્રાયથી બાપદાદાથી ચાલ્યું આવતું રાજ્ય ધર્મથી કર્યું.[૪૯]

पित्रा चानुमतोराजा वासुदेवानुमोदितः ।
चकार राज्यंधर्मेण पितृपैतामहं विभुः ॥ ४९ ॥

ઇતિશ્રી મહાપુરાણભાગવતના પ્રથમસ્કંધનો યુધિષ્ઠિરરાજ્યપ્રલંભ નામનો નવમોઅધ્યાયસંપૂર્ણ.

## અધ્યાય ૧૦ મો.*

## શ્રીકૃષ્ણનું હસ્તિનાપુરથી દ્વારકા પધારવું.

॥ शौनकउवाच ॥

हत्वास्वरिक्थस्पृधआततायिनो ।
युधिष्ठिरोधर्मभृतांवरिष्ठः ।
सहानुजैःप्रत्यवरुद्धभोजनः ॥
कथंप्रवृत्तःकिमकारषीत्ततः ॥ १ ॥

શૌનક કહેછે—પોતાના ધનને વિષે ઇચ્છા રાખતા અથવા પોતાના ધનને માટે સંગ્રામ કરનારા અને તેજ કારણથી હાથમાં હથિયાર લઇ મારવા તૈયાર ઉભેલા શત્રુઓને મારીને (બંધુના વધના દુઃખથી) વૈભવ જેને નથી ગમતો એવા અને ધર્મ પાળનારાઓમાં શ્રેષ્ઠ એવા યુધિષ્ઠિરે પોતાના ભાઇઓસહિત કેમ રાજ્ય કર્યું અને ત્યાર પછી તેણે શું કર્યું?[૧]

સૂત કહેછે—વંશરૂપ વનમાં ઉત્પન્ન થયેલા ક્રોધરૂપ અગ્નિથી બળેલા કુરૂના વંશને પરીક્ષિતના રક્ષણવડે પાછો અંકુરિત× કરીને અને પોતાના એટલે યુધિષ્ઠિરના રાજ્ય ઉપર યુધિષ્ઠિરને બેસાડીને† જગત્‌ને પાળવાવાળા સમર્થ હરિ ભગવાન્ પ્રસન્ન થયા.[૨] પછી ભીષ્મના કહેલા અને ભગવાન્‌ના કહેલા ધર્મને સાંભળીને પ્રવૃત્ત થયેલા 'પરમેશ્વરને આધીન જગત્ છે, સ્વતંત્ર નથી.' એવા વિશેષ જ્ઞાનથી 'હું કર્તા છું' એવો મોહ ટળી ગયેલા, ભગવાન્‌ના આશ્રયવાળા અને પોતાના ભાઇઓએ સેવાતાયુધિષ્ઠિરે ઇંદ્રની પેઠે સમુદ્ર સુધી પૃથ્વીને ભોગવી.[૩] તેના રાજ્યમાં ઇચ્છાપ્રમાણે વરસાદ વરસતો હતો, પૃથ્વી કામના પ્રમાણે ફળો આપતી હતી, મોટાં આઉ વાળી ગયો હર્ષવડે પોતાનાં રેહેવાનાં ઠેકાણાંને દૂધથી ભરી મૂકતી હતી,[૪] નદીઓ, વનસ્પતિ અને લતાઓસહિત પર્વતો, અને સર્વે ઔષધિઓ પ્રત્યેક ઋતુમાં ઈચ્છા પ્રમાણે તેને ફળ આપતી હતી.[૫] યુધિષ્ઠિરરાજા રાજ્ય કરતા હતા તે સમયે પ્રાણીઓને ક્યાંઈ પણ દૈવ, પ્રાણીઓ અને મનથકી થનારા અધિદૈવ આદિ તાપ એટલે ટાઢ તડકાથી થતા ક્લેશ, મનની પીડા અને રોગ એ કાંઇ થતાં નહતાં.[૬] હરિ ભગવાન્ સગાં સંબંધીઓનો શોક મટાડવા અને બેન સુભદ્રાને રાજી કરવા માટે કેટલાક માસ હસ્તિના-

× આધારરૂપે. *આ દશમા અધ્યાયમાં કરવાનું કામ સિદ્ધ કરી સ્ત્રીઓએ સ્તુતિ કરાતા એવા ભગવાન્ હસ્તિનાપુરથી દ્વારકામાંપધાર્યા, એ કથા કહેવામાં આવશે.

× ચાલતો અથવા પ્રજાવાળો અથવા પ્રફુલ્લિત અથવા તાજો. † અર્થાત્ ભગવાનના બેસાડવાથીજ રાજ્ય ઉપર બેઠા, પોતાની ઈચ્છાથી નહિ.

અને સર્વની મુલાકાત લઇને માન આપ્યું; અને ચાંડાળ આદિને પણ તેમને ગમતાં દાન દઈને અભય આપીને માન આપ્યું.[૨૧-૨૨] પોતે પણ ગુરૂએ આપેલી, સ્ત્રીઓસહિત બ્રાહ્મણોએ આપેલી, અને બીજા બંદીજનોએ આપેલી આશિષો લેતા લેતા દ્વારકામાં પેઠા.[૨૩] હે શૌનક ! શ્રીકૃષ્ણના જોવાથી જેને ઘણો આનંદ આવેછે એવી દ્વારકાની કુલીન સ્ત્રીઓ ભગવાન્ રાજમાર્ગમાં પધાર્યા ત્યારે અગાશીઉપર ચડી બેઠી,[૨૪] કેમકે શોભાના સ્થાનરૂપ જેનુ અંગ છે, લક્ષ્મીના નિવાસરૂપ જેની છાતી છે, સર્વ પ્રાણીઓની આંખને સુંદરપણારૂપ અમૃતનું પાન કરવાના પાત્રરૂપ જેનું મુખ છે, લોકપાળના નિવાસરૂપ જેના હાથ છે, અને ભક્તોને રહેવાના સ્થાનકરૂપ જેનું ચરણકમળ છે, એવા અચ્યુત ભગવાન્‌ને નિરંતર જોનારાં પણ દ્વારકાનાં રહેવાસીઓની નજર તૃપ્તિ પામતી નથી.[૨૫-૨૬] વરસાદ જેમ સૂર્ય, ચંદ્ર, ઇંદ્રિધનુષ, અને વીજળીના તેજથી શોભે, તેમ શ્રીકૃષ્ણ ભગવાન્ માથે ધારણ કરેલા ધોળા છત્ર અને ચામરથી, વરસતા ફૂલના વરસાદથી, ધારણ કરેલાં પીતાંબર વસ્ત્રથી અને ધારણ કરેલી વનની માળાથી શોભતા હતા.[૨૭] ત્યારપછી શ્રીકૃષ્ણ પોતાના પિતાના ઘરમાં પેઠા. ત્યાં તેમનાં દેવકીઆદિ માતાઓ મળ્યાં, તેને પગે લાગ્યા.[૨૮] હર્ષથી વિહ્વળ ચિત્તવાળી માતાઓએ પુત્રને પોતાના ખોળામાં બેસાડી આંખમાંથી પડતાં આંસુવડે તેમને માથે અભિષેક કર્યો.[૨૯] ત્યાર પછી સઘળા ભોગના પદાર્થો જેમાં ભર્યા છે એવાં પોતાનાં સૌથી સરસ ઘરમાં શ્રીકૃષ્ણ ગયા, કે જેમાં પોતાની સ્ત્રીઓના સોળહજાર એકસો ને આઠ મેહેલ હતા.[૩૦] દેશાટન કરીને ઘેર આવેલા પતિને દૂરથી જોઇને મનમાં જેને અતિ મોટો ઉત્સવ થયો છે અને જેનાં લોચન લાજ પામેલાં છે એવી સ્ત્રીઓ અંતઃકરણની સાથે વ્રતસહિત ઉભી થઇ.[૩૧] હે શૌનક ! ગંભીર અભિપ્રાયવાળી તે સ્ત્રીઓ તે આવતા પોતાના પતિને પેહેલાં બુદ્ધિથી મળી, ત્યાર પછી દૃષ્ટિથી મળી, અને ત્યારપછી સામાં મોકલેલાં બાળકોથી મળી; તે વખતે લાજને પામતી તે સ્ત્રીઓની આંખમાંથી જો કે રોકી રાખેલું હતું, તોપણ પરવશ થઈ જવાથી જરા પાણી પડ્યુ.[૩૨] જો કે ભગવાન્ તે સ્ત્રીઓની પાસે અને એકાંતમાં રહ્યાછે, તોપણ તે પ્રભુનાં ચરણકમળ ક્ષણેક્ષણે નવાંનવાં લાગેછે. લક્ષ્મી ચંચળછે, તોપણ તે ચરણકમળને કોઇ દિવસ પણ છોડતાં નથી, તો બીજી કોણ એવી હોય કે તે ચરણકમળથી વિરામ પામે ?[૩૩] એ રીતે વાયુ જેમ વાંસને પરસ્પર ઘસાવી અગ્નિ ઉત્પન્ન કરી એક બીજાને બાળીને શમી જાયછે, તેમ શ્રીભગવાન્ પૃથ્વીના ભારને માટે અવતરેલા અને ચારેકોરે મોટી સેનાઓથી જેનો પ્રભાવ પ્રસરેલો હતો એવા રાજાઓમાં વેર ઉપજાવીને પોતે એક બીજાનો આયુધવિના નાશ કરીને તેથી વિરામ પામ્યા.[૩૪] એ ભગવાન્ પોતાની માયાવડે આ મનુષ્યલોકમાં અવતરીને જેમ કોઈ માણસ રમે તેમ ઉત્તમ સ્ત્રીઓના સમૂહમાં રમતા હતા.[૩૫] જે સ્ત્રીઓના ગંભીર અભિપ્રાયને જણાવનારાં નિર્મળ હસવાંથી અને સુંદર લાજ સહિત જોવાથી હણાયેલા શ્રીમહાદેવે પણ મોહ પામીને શરમાઇ જઈ પિનાક ધનુષ્યને નાંખી દીધું, તે ઉત્તમ સ્ત્રીઓ હાવભાવથી જે ભગવાન્‌ના મનને ક્ષોભ પમાડવાને સમર્થ ન હતી,[૩૬] તે ભગવાન્ વ્યાપક* અને અસંગ ÷ છે, તોપણ તેને પોતાના સરખાપણાથી આ લોક સંગવાળા એટલે મનુષ્ય છે એમ જાણેછે, કેમકે તત્વને જાણતા નથી.[૩૭] દેહનો આશ્રય કરી રહેલી બુદ્ધિ× જેમ દેહમાં રહેલા ગુણોથી જોડાયછે, તેમ ઈશ્વર માયામાં રહેલાછે, તોપણ તેના સુખદુઃખઆદિ ગુણોથી કોઈ ક્ષણે પણ જોડાતા નથી, એજ ઈશ્વરનુ ઇશ્વરપણું છે.[૩૮] જેમ અહંવૃત્તિઓ+ ક્ષેત્રજ્ઞનેꜰ પોતાને આધીન એટલે પોતાના જેવા ધર્મવાળો જાણેછે, તેમ અથવા જેવી જેની કલ્પના હોય તેવી રીતે સ્વામીના મહિમાને નહિ જાણનારી મૂઢ સ્ત્રીઓ તે ઇશ્વરને પોતાને આધીન અને એકાંતમાં અનુસરીને રહેલાછે એમ માનતી હતી.[૩૯]

* ચોતરફ ભરેલા. ÷ સંગરહિત. × જીવ. + હું આમ કરૂં ને હું તેમ કરૂં એવી અહંકારની વૃત્તિઓ. ꜰ આત્માને.

**तंमेनिरेऽबलामूढाः स्त्रैणंचानुव्रतंरहः ।**
**अप्रमाणविदोभर्तुरीश्वरंमतयोयथा ॥३९॥**

ઇતિશ્રી મહાપુરાણ ભાગવતના પ્રથમસ્કંધમાં
શ્રીકૃષ્ણ દ્વારકાપ્રવેશ નામનો
૧૧ મો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૨ મો.*

### પરીક્ષિતનો જન્મ અને બ્રાહ્મણોએ ભાખેલું ભવિષ્ય.

**॥ शौनक उवाच ॥**

**अश्वत्थाम्नोपसृष्टेन ब्रह्मशीर्ष्णोरुतेजसा ।**
**उत्तरायाहतोगर्भ ईशेनाजीवितःपुनः ॥ १ ॥**

શૌનક પૂછેછે—હે સૂત! અશ્વત્થામાએ મૂકેલા તીક્ષ્ણ તેજવાળા બ્રહ્માસ્ત્રથી ઉત્તરાનો ગર્ભ નાશ પામ્યો અને જેને શ્રીભગવાને ફરીને જીવતો કર્યો,[1] તે મહાબુદ્ધિમાન્ ગર્ભરૂપ પરીક્ષિતનાં જન્મ અને કર્મ અમને કહો, તથા જેને શુકદેવજીએ જ્ઞાન આપ્યું તે પરીક્ષિત મરણ કેમ પામ્યા તથા મૃત્યુ પામીને તે કેવી રીતે ગયા તે અમે સાંભળવાને ઇચ્છીએ છીએ, માટે જો કહેવાને યોગ્ય ધારતા હો તો આપ શ્રદ્ધાવાળા અમો સર્વને કહો.[2-3]

સૂત કહેછે—શ્રીકૃષ્ણ ભગવાનનાં ચરણકમળની સેવાથી જુદા જુદા પ્રકારની કામનાઓની ઇચ્છા મેલી દઈને યુધિષ્ઠિર રાજા પોતાના પિતાની પેઠે પ્રજાને રાજી કરતા પાળતા હતા.[4] હે શૌનક! સંપત્તિ, યજ્ઞથી મેળવેલા લોક, સ્ત્રી, ભાઇઓ, જંબુદ્વિપનું અધિપતિપણું અને સ્વગ સુધી પોહોચી ગયેલો યશ,[5] એ સઘળાં દેવતાઓ પણ ઈચ્છા કરે તેવાં તેને હતાં, તોપણ તેનું મુકુંદ ભગવાન્‌માં મન હોવાથી તેને તે સઘળો વૈભવ કશી ગણતીમાં નહતો. જેમ ભૂખ્યા માણસને ફૂલની માળાઆદિ પદાર્થો પ્રીતિ ઉત્પન્ન કરતા નથી, તેમ તે વૈભવો રાજા યુધિષ્ઠિરને પ્રીતિ આપનાર ન હતા.[6] હે શૌનક! ગર્ભમાં રહેલા અને બ્રહ્માસ્ત્રના તાપથી બળતા વીરપુરૂષે, નિર્મળ સ્વરૂપવાળા, ચળકતા સોનાનોમુકુટ પેહેરેલા સુંદર રૂપવાળા, ચોખ્ખા સોનાના કુંડળવાળા, અતિ રાતાં નેત્રવાળા, પોતાની ચારેકોરે હાથમાં ગદા લઇને ફરતા અને સૂર્ય જેમ ઝાકળને ટાળી નાંખે તેમ પોતાની ગદાથી બ્રહ્માસ્ત્રના તેજને ટાળી નાંખતા એવા અંગુઠા જેવડા કોઇ પુરૂષને જોઈને આ કોણ હશે એવો તર્ક કર્યો.[7-10] પ્રમાણમાં ન આવી શકે એવું જેનું રૂપ છે એવા ધર્મનું રક્ષણ કરનારા સમર્થ ઇશ્વર તે બ્રહ્માસ્ત્રનો નાશ કરીને એ દશ માસના ગર્ભના દેખતાં તેજ ઠેકાણે અંતરધ્યાન થઈ ગયા.[11] ત્યાર પછી સારાં ફળ આપનારા બીજા ગ્રહો સહિત સારા ગ્રહોનો જેમાં ઉદય છે એવું અને એજ કારણથી સર્વે ગુણોનો ક્રમેકરીને વધારો સૂચવનારૂં લગ્ન આવ્યું, ત્યારે તેજવડે જાણે ફરીને પાંડુ રાજાજ જન્મતા ન હોય, તેમ પાંડુના વંશને વધારનાર પરીક્ષિત રાજા જન્મ્યા.[12] તે સમયે પ્રસન્ન મનવાળા રાજા યુધિષ્ઠિરે ધૌમ્ય અને કૃપાચાર્ય આદિ બ્રાહ્મણો પાસે તેનું સ્વસ્તિવાચન* કરાવી જાતકર્મ+ કરાવ્યું.[13] પુત્ર ઉત્પન્ન થવાના પવિત્ર સમયે દાન આપવાના કાળને જાણનારા ધર્મરાજાએ નાળ છેદ્યા પેહેલાં સોનું, ગાય, ધરતી, ગામ, સારા હાથી, ઘોડા અને સારાં સારાં અન્ન બ્રાહ્મણોને આપ્યાં.† [14] રાજી થયેલા બ્રાહ્મણોએ વિનયવાળા ધર્મરાજાને કહ્યું કે 'હે પુરૂ વંશમાં શ્રેષ્ઠ! આ શુદ્ધ પુરૂવંશની પ્રજાનો તંતુ ન ફેરવી શકાય એવા દૈવથી તૂટી જતાં આપને માથે અનુગ્રહ કરવા માટે આ પુત્ર,

---

* આ બારમા અધ્યાયમા, પ્રથમ જે પરીક્ષિતની કથાનો પ્રસગ લાવવા માટે અશ્વત્થામાને દંડ થયો એ આદિ વિસ્તારથી કહ્યુ છે, તેજ પરીક્ષિતના જન્મનુ વર્ણન આવશે.

* પુણ્યાહવાચન અર્થાત્ આશિર્વાદ. + પુત્ર કે પુત્રી જન્મે તે વખતે જે સસ્કાર કરવો જોઈએ તે.

† જ્યાં સુધી નાળ છેદી ન હોય ત્યાં સુધી સૂતક લાગતું નથી. નાળ છેદ્યા પછી સૂતક લાગે છે, માટે નાળનો છેદ થયા પેહેલાં દાન દેવાય. પુત્ર ઉત્પન્ન થાય તે સમય તીર્થ જેવો પવિત્ર લેખાય છે, માટે તે વખતે આપેલું દાન અક્ષય થાયછે. શ્રુતિપણ 'કહેછે કે પુત્ર જન્મે ત્યારે અને વ્યતિપાતમા આપેલુ દાન અક્ષય એટલે કોઈ દિવસ નાશ ન થાય તેવું છે.

ઉત્પત્તિ કરવાનોજ જેનો સ્વભાવ છે એવા વિષ્ણુએ આપને આપેલછે,[૧૫-૧૬] માટે લોકમાં 'વિષ્ણુરાત' એવું એનું નામ પડશે. અને મોટા યશવાળો, ભગવાન્‌નો મોટો ભક્ત અને ગુણોથી વિખ્યાત થશે. એમાં સંદેહ નથી.[૧૭]

યુધિષ્ઠિર કહેછે–હે બ્રાહ્મણો! વાહ વાહના પુકારથી અને સારી કીર્તિથી અમારા વંશના પુણ્યશ્લોક મહાત્મા રાજર્ષિઓ જેમ વર્ત્યા છે તેમ વરતે એવો આ પુત્ર થશે કે કેમ?[૧૮]

બ્રાહ્મણો કહેછે–હે મહારાજા! એ પુત્ર સાક્ષાત્ મનુના પુત્ર ઈક્ષ્વાકુના સરખો પ્રજાનું રક્ષણ કરનાર થશે, દશરથરાજાના પુત્ર રામચંદ્રના સરખો બ્રાહ્મણોનું હિત કરનાર અને સત્યપ્રતિજ્ઞાવાળો થશે.[૧૯] ઉશીનર દેશના અધિપતિ શિબિરાજાના જેવો એ દાતા અને શરણે આવેલાનું રક્ષણ કરે એવો થશે, યજ્ઞ કરનારાઓના યશને વધારનારા ભરતના સરખો પોતાની જ્ઞાતિના યશને વધારનારો થશે.[૨૦] અર્જુન અને સહસ્રાર્જુનના સરખો ધનુષ્યને ધરનારાઓમાં આગળ પડતો થશે, અગ્નિની પેઠે કોઈનાથી તાપ સહન ન થઇ શકે એવો થશે, સમુદ્રના સરખો ગંભીર થશે.[૨૧] સિંહના સરખો પરાક્રમી થશે, હિમાલય પર્વતસરખો સત્પુરૂષોને સેવવા લાયક થશે, પૃથ્વીના સરખો ક્ષમાવાળો થશે, પોતાનાં માતપિતાના જેવો સહનશીલ થશે,[૨૨] સમપણામાં બ્રહ્માસરખો થશે, પ્રસન્ન થવામાં મહાદેવ જેવો થશે, લક્ષ્મીના નિવાસરૂપ હરિની પેઠે સર્વે પ્રાણીઓના આશ્રયરૂપ થશે.[૨૩] સર્વે સદ્‌ગુણોમાં અને મહિમામાં શ્રીકૃષ્ણની બરોબરી કરનારો થશે, રંતિદેવ રાજાના જેવો ઉદાર થશે, યયાતિ રાજાના જેવો ધર્મવાળો થશે.[૨૪] ધૈર્ય રાખવામાં બળિરાજાના સરખો થશે, પ્રલ્હાદની પેઠે શ્રીકૃષ્ણને વિષે ખરા આગ્રહવાળો થશે, એ યજ્ઞનો કરનારો થશે, વૃદ્ધોની સેવા કરનાર થશે,[૨૫] રાજર્ષિઓને ઉત્પન્ન કરનાર થશે, અવળે માર્ગે ચાલનારાઓને શિક્ષા કરનાર થશે, એ પૃથ્વી અને ધર્મની રક્ષા કરવા માટે કળિયુગને દંડ દેનારો થશે,[૨૬] અને બ્રાહ્મણના પુત્રે મોકલેલા તક્ષક નામના નાગથકી પોતાનું મૃત્યુ થવાનું સાંભળીને સર્વ સંગને મેલી દઇને હરિનાં ચરણનું ભજન કરશે.[૨૭] હે રાજા યુધિષ્ઠિર! ત્યાર પછી વ્યાસના પુત્ર મુનિ શુકદેવજી પાસેથી આત્માનું યથાર્થપણું જાણી ગંગામાં આ દેહને છોડી દઈને સાક્ષાત્ નિર્ભય* પદને પામશે.[૨૮]

જાતકર્મને જાણનારા બ્રાહ્મણો એવી રીતે રાજા યુધિષ્ઠિરને કહીને અને પૂજા પામીને સઘળા પોતપોતાને ઘેર ગયા.[૨૯] પોતે× જે પુરૂષને ગર્ભસ્થાનમાં દીઠા હતા તેનું ધ્યાન કરતાં કરતાં અર્થાત્ 'અહીં નજરે દેખાતાં માણસોમાં મેં દીઠા હતા તે પુરૂષ કોઈ છે કે નહિ' એમ પરીક્ષા કરતા હતા તેથી તે સમર્થ રાજપુત્ર 'પરીક્ષિત' એવા નામથી લોકમાં પ્રસિદ્ધ થયા.[૩૦] દિવસે દિવસે કળાઓથી પૂરાતો જતો શુક્લપક્ષનો ચંદ્રમા જેમ વધતો જાય, તેમ યુધિષ્ઠિર આદિ આર્યોએ ચોસઠ કળાવડે પૂરાતો જતો તે વધવા માંડયો.[૩૧] પછી જ્ઞાતિનો દ્રોહ મટાડવાસારૂ અશ્વમેધ યજ્ઞ કરવાની યુધિષ્ઠિરને ઇચ્છા થઇ, પરંતુ કરથી† ઉત્પન્ન થયેલ અને દંડથી ઉત્પન્ન થયેલ ધનવિના બીજું પોતાની પાસે નહિ હોવાથી તે ચિંતા કરવા લાગ્યા;[૩૨] એ યુધિષ્ઠિર રાજાનો અભિપ્રાય જાણી જઇને શ્રીકૃષ્ણે તેના ભાઇઓને ઉત્તરદિશામાં મોકલ્યા, તે ત્યાંથી મરૂત્તના યજ્ઞમાં નાંખી દીધેલાં સોનાનાં પાત્રોઆદિ ઘણું દ્રવ્ય લઈ આવ્યા.[૩૩] એ દ્રવ્યથી સર્વ સામગ્રી તૈયાર કરીને યુધિષ્ઠિરે જ્ઞાતિના દ્રોહના ડરનેલીધે ત્રણ અશ્વમેધ યજ્ઞથી હરિભગવાન્‌નું યજન કર્યું.[૩૪]

**तेनसंभृतसंभारो धर्मपुत्रोयुधिष्ठिरः।**
**वाजिमेधैस्त्रिभिर्भीतो यज्ञैःसमयजद्धरिं ॥३४॥**

ઇતિશ્રીમહાપુરાણ ભાગવતના પ્રથમસ્કંધમાં 'પરીક્ષિતના જન્મનો ઉત્કર્ષ' એ નામનો, બારમો અધ્યાય સંપૂર્ણ.

---

*જે પદને પોહોચ્યાથી કશો ભય નથી રહેતો. × પરીક્ષિતે. † વજે વેરાથી કે લાગાથી.

## અધ્યાય ૧૩ મો.*

### વિદુરના ઉપદેશથી ધૃતરાષ્ટ્ર તથા ગાંધારીનું હિમાચળ તરફ ચાલી નીકળવું.

सूतउवाच.

विदुरस्तीर्थयात्रायां मैत्रेयादात्मनोगतिं ।
ज्ञात्वाऽगाद्धास्तिनपुरं तयावाप्तविवित्सितः॥१॥

સૂત કહેછે—હે શૌનક! વિદુરજી તીર્થયાત્રામાં મૈત્રેય પાસેથી પોતાની ગતિરૂપ શ્રીકૃષ્ણને જાણીને એ જાણવાથી સર્વ જાણવાનું જેણે જાણ્યું છે એવા તે હસ્તિનાપુરપ્રત્યે ગયા.[1] પહેલાં જેટલાં પશ્નો વિદુરે મૈત્રેયની આગળ પૂછ્યાં હતાં, તેટલાં પ્રશ્નોમાંથી માત્ર ત્રણ ચાર પ્રશ્નોના ઉત્તરના જ્ઞાનથીજ તેને ગોવિંદમાં દૃઢ ભક્તિ થવાથી તે પ્રશ્નો થકી નિવૃત્ત થયા, અર્થાત્ બીજા પ્રશ્નોનો ઉત્તર સાંભળવા રોકાયા નહિ.[2] હે શૌનક! તે પોતાના બંધુ વિદુરજીને આવેલા જોઇને ભાઇઓસહિત ધર્મરાજા, ધૃતરાષ્ટ્ર, ધૃતરાષ્ટ્રનો પુત્ર યુયુત્સુ, સંજય, કૃપાચાર્ય, કુંતી, ગાંધારી, દ્રૌપદી, સુભદ્રા, ઉત્તરા, દ્રોણાચાર્યની સ્ત્રી કૃપી, બીજી પાંડુરાજાની જ્ઞાતિ અને તેની સ્ત્રીઓ તથા બીજી કેટલીક દીકરાઓસહિત સ્ત્રીઓ એ સઘળાં પ્રાણ આવે ને જેમ હાથપગ આદિ શરીરના અવયવો ઉભા થાય તેમ હર્ષથી ઉભાં થયાં.[3-4] પછી જેને જેમ ઘટે તેમ મળવું, પગે લાગવું એ આદિથી સૌ મળીને વિરહથી થયેલી ઉત્કંઠાથી પરવશ થઈ તેઓ પ્રેમથી આંસુ પાડવા લાગ્યાં.[5] પછી યુધિષ્ઠિર રાજાએ આસન આપીને તે વિદુરની પૂજા કરી. ત્યાર પછી જ્યારે વિદુરજી જમીને સારા આસન ઉપર બેઠાબેઠા સુખ થાય તેમ આરામ લેતાહતા.ત્યારેસૌ સાંભળેતેમ ધર્મરાજાએ વિનયથીનમ્રથઇનેપૂછ્યું.[6]

યુધિષ્ઠિર કહેછે—હે વિદુરજી! આપના પક્ષપાતની છાયાથી વધેલા અમો સર્વને આપ સંભારોછો કે નહિ? કેમકે ઝેર અને અગ્નિ આદિની આવી પડેલી વિપત્તિઓના સમૂહમાંથી આપેજ અમારી માતાસહિત અમને મૂકાવ્યા છે.[7] આપે યાત્રા કરતાં દેહનું પોષણ કઈ રીતે કર્યું અને આ પૃથ્વીમાં કયાં કયાં મુખ્ય ક્ષેત્રો અને તીર્થો તમે કર્યાંછે?[8] હે વિદુરજી! તમારા સરખા ભગવાનના ભક્તો પોતે પવિત્ર છે તેથી પોતાના અંતરમાં રહેલા પરમાત્માથી તીર્થોને પણ પવિત્ર કરેછે.[9] હે વિદુરજી! અમારા સુહૃદ, બાંધવ, અને શ્રીકૃષ્ણ જેના દેવતા છે, એવા યાદવો પોતાના નગરમાં સુખમાં વસેછે કે કેમ? તેઓને તમે દીઠા કે સાંભળ્યા હોય તો કહો.[10]

ધર્મરાજા યુધિષ્ઠિરે એવી રીતે પૂછવાથી એક યદુકુળના ક્ષયવિના બાકી બધું જેમ થયું હતું તેમ ક્રમેકરીને કહી દેખાડયું.[11] દૈવયોગથી આવી પડેલું કાંઇ પણ અપ્રિય માણસથી દુઃખેપણ સહન થઇ શકતું નથી, એટલા માટે અને પોતે દયાળુ તેથી પાંડવોને દુખિયા ન જોઇ શકે એટલા માટે તે વિદુરે યદુકુળનો નાશ થવાની વાત કહી નહિ.[12] ત્યારપછી પોતાના મોટા ભાઇ ધૃતરાષ્ટ્રને કલ્યાણ કરનારાં તત્વનો બોધ કરતા અને સર્વેને પ્રીતિ ઉપજાવતા તે વિદુર કેટલોક સમય દેવતાનાં જેટલાં માનથી ત્યાં સુખમાં રહ્યા.[13] વિદુર શૂદ્ર હતા માટે તે ધૃતરાષ્ટ્રને ઉપદેશ કેમ કરી શકે એમ કદી શંકા થાય તો તેનું સમાધાન એ છે કે તે શૂદ્રના અવતારમાં યમરાજા હતા, કેમકે માંડવ્યમુનિના શાપથી* સો વર્ષ સુધી જ્યાં સુધી યમરાજાએ

---

* આ તેરમા અધ્યાયમા, પરીક્ષિતના રાજ્યાભિષેકથી યુધિષ્ઠિરનો મહોદય કહેવા માટે વિદુરનાં વાક્યથી ધૃતરાષ્ટ્ર ચાલી નીકળ્યા તે વાત કહેવાશે.

* ચોરને શોધવા નીકળેલા કેટલાક રાજાના ચાકરો માંડવ્યઋષિ તપ કરતા હતા તેની પડોશમાંથી ચોરલોકો હાથ લાગતા તેની સાથે ઋષિને પણ બાંધી રાજા પાસે લઈ આવ્યા અને રાજાના હુકમથી સર્વને શૂળીએ ચડાવી દીધા. પછી શૂળીએ ચડાવેલામાં એક ઋષિછે એમ જાણી રાજાએ તેને નીચે ઉતારી પ્રસન્ન કર્યા. પછી ઋષિએ યમરાજા પાસે જઇ ક્રોધ કરીને કહ્યું કે મને શૂળીએ શા માટે ચડાવરાવ્યો? યમરાજે જવાબ આપ્યો કે તમે બાળપણામાં તીડને દર્ભના આગલા ભાગથી રમતાં રમતાં વીંધી નાખ્યું હતું તેથી તમને તે કર્મનું ફળ મળ્યું. આ સાભળી ઋષિએ શાપ આપ્યો કે હું બાળપણામાં અજ્ઞાની હતો તેમ છતાં તમે આવો મોટો દંડ આજે મને કર્યો માટે શૂદ્ર થઇ જાઓ.

શૂદ્રપણું ધારણ કર્યું ત્યાં સુધી યમલોકમાં પાપીઓને અર્યમાx દંડ આપતા હતા.[૧૪] રાજ્ય જેને મળેલું છે એવા યુધિષ્ઠિરરાજા લોકપાળના સરખી કાંતિવાળા પોતાના ભાઈઓસહિત વંશને ધરનાર એટલે વંશને વધારનાર પૌત્ર પરીક્ષિતને જોઇને અતિ રાજી થતા હતા.[૧૫] એવી રીતે ઘરમાં વળગી રહેલા અને ઘરનાં કામકાજથી ગાફલ રહેલા પાંડવોનો દુઃખથી ન નીકળી શકે એવો કાળ ખબર ન પડે તેવી રીતે નીકળી ગયો.[૧૬] કાળ વીતી ગયો એમ જાણીને વિદુરે ધૃતરાષ્ટ્રને કહ્યું કે 'હે રાજા! આ ભય આવેલછે તેને જુઓ, ને હવે ઘરમાંથી નીકળો.[૧૭] હે પ્રભુ! અહીં ક્યાંઇથી લેશ પણ જે કાળને પાછો વાળવાનો ઉપાય નથી, તેજ બળવાન્ કાળ આપણ સવને પ્રાપ્ત થયોછે.[૧૮] જે કાળવડે ગળાયેલો આ લોક પોતાના અતિપ્રિય એવા પ્રાણોથી પણ તત્કાળ વિખૂટો પડેછે ત્યારે બીજાં ધનઆદિથી વિખૂટો પડે એમાં શું ?[૧૯] તમારા પિતા, ભાઈઓ, સંબંધીઓ, અને પુત્રો એ સઘળાં હણાઈ ગયાંછે, તમારૂં આયુષ્ય પણ વીતી ગયુંછે અને તમારો દેહ વૃદ્ધપણે ઘેરી લીધેલોછે, તોપણ હજી તમે પારકે ઘેર રહેલાછો.[૨૦] અહો! પ્રાણીઓને જીવવાની આશા બહુ મોટી છે કે જે આશાવડે ભીમસેને આપેલાં અન્નને કૂતરાની પેઠે ગ્રહણ કરોછો.[૨૧] જેનીઉપર અગ્નિ નાંખ્યો, જેને ઝેર આપ્યું, જેની સ્ત્રીઓનું અપમાન કર્યું અને જેનું રહેવાનું ઠેકાણું અને ધન હરી લીધાં, તેજ પાંડવોએ આપેલાં અન્નથી ટકી રહેલા પ્રાણનું શું પ્રયોજન છે ? કાંઇ નથી.[૨૨] આમ દીનપણું ભોગવોછો, તોપણ જીવવાની આશાવાળા અને લોભી એવા આપનો જરાથી જૂનો થઈ ગયેલો એટલે ઘરડપણથી ખળભળી ગયેલો આ દેહ દિવસે દિવસે લૂગડાંની પેઠે ઘસાતો જાયછે, માટે હવે તમે ધીર થાઓ.[૨૩] વૈરાગ્ય પામેલો, સંસારનાં બંધનથી છૂટી ગયેલો અને જેના અંતઃકરણની ગતિ જાણવામાં નથી આવતી એવો જે પુરૂષ, જેમાં કાંઈ પણ સ્વાર્થ ન રહ્યો હોય એવા દેહનો ત્યાગ કરે તેજ ધીર કહેવાયછે.[૨૪] અહીં પોતાનીમેળે અથવા બીજાના ઉપદેશથી જેને વૈરાગ્ય થયો હોય એવો આત્મજ્ઞાની હરિભગવાન્‌ને અંતઃકરણમાં ધારણ કરતો ઘરમાંથી ચાલી નીકળે તેજ સર્વ પુરૂષોમાં ઉત્તમ પુરૂષ કહેવાયછે.[૨૫] માટે તમે હવે તમારી મેળેજ કોઇને ખબર ન પડે તે રીતે ઉત્તરદિશામાં જાઓ, કેમકે હવે પછી ઘણુંકરીને પુરૂષોના ધૈર્ય અને દયાઆદિ ગુણોને નાશ કરનારો કાળ આવવાનો છે.[૨૬] એ પ્રમાણે પોતાના નાના ભાઈ વિદુરે ધર્મ અને મોક્ષનો માર્ગ જેને દેખાડી આપ્યોછે એવા તે ધૃતરાષ્ટ્ર પોતાના કુટુંબમાં દૃઢપણાથી બંધાઈ ગયેલા સ્નેહરૂપ પાશને તોડીને ચાલી નીકળ્યા.[૨૭] સુબલ રાજાનાં પુત્રી સારાં શીલવાળાં પતિવ્રતા ગાંધારી પણ, જેમ યુદ્ધમાં પડેલો માર જો કે દુઃખ આપનાર છે, તોપણ શૂરવીરોને આનંદ આપનાર છે, તેમ ઘણા દુઃખવાળાં છતાં ત્યાગીઓને આનંદ આપનારા હિમાલય પ્રત્યે જતા પોતાના પતિ ધૃતરાષ્ટ્રની પાછળ ચાલી નીકળ્યાં.[૨૮] રાજા યુધિષ્ઠિર સંધ્યાવંદનઆદિ કર્મ કરી અગ્નિમાં હોમ દઈ અને બ્રાહ્મણોને તલ, ગાય, પૃથ્વી અને સુવર્ણથી સત્કાર કરીને ગુરૂને વંદન કરવા સારૂ ઘરમાં ગયા, પણ ધૃતરાષ્ટ્ર, વિદુર કે ગાંધારીને દીઠાં નહિ,[૨૯] તેથી ઉદ્વેગ પામીને ત્યાં બેઠેલા સંજયને પૂછ્યું કે 'હે સંજય ! આંખે આંધળા અને વૃદ્ધ એવા મારા પિતારૂપ ધૃતરાષ્ટ્ર ક્યાં છે ?[૩૦] અને નાશ પામેલા પુત્રોના દુઃખથી પીડાયેલાં મારાં માતા ગાંધારી ક્યાં છે ? અને શુદ્ધ અંતઃકરણવાળા કાકા વિદુરજી ક્યાં ગયા ? બંધુઓ જેના હણાઇ ગયા છે એવા મારા દુખિયા કાકા ધૃતરાષ્ટ્ર, કરેલા ઉપકારને નહિ જાણનાર એવો હું તેનેવિષે અપરાધની શંકા લાવીને મારાં માતા ગાંધારીસહિત ગંગામાં પડયા કે શું ?[૩૧] હે સંજય ! અમારા પિતા પાંડુરાજા મરણ પામવાથી બાળક અને સગાં એવાં અમે સર્વને જેણે આજ દિવસસુધી ઘણે દુઃખે ઉછેરીને મોટાં કર્યાં, તે મારાં માતપિતા અહીંથી ક્યાં જતાં રહ્યાં ?[૩૨]

x પિતૃ.

સૂત કહેછે-હે શૌનક ! કૃપાથી અને સ્નેહના વિકળપણાથી વિરહવડે દુબળો થયેલો સંજય પોતાના ધણી ધૃતરાષ્ટ્રને નહિ દેખવાથી અતિ પીડા પામ્યો, તેથી ઉતાવળથી જવાબ આપી શક્યો નહિ.[૩૩] ધીરેથી બુદ્ધિવડે મનને ધારણા આપીને બે હાથવડે આંખમાંથી પડતાં પાણીને લુહીને ધૃતરાષ્ટ્રનાં ચરણનું સ્મરણ કરતો તે બોલ્યો.[૩૪]

સંજય કહેછે-હે કુળને આનંદ આપનારા ! તમારા કાકા ધૃતરાષ્ટ્ર તથા વિદુરના અને ગાંધારીના ઠરાવને હું જાણતો નથી. હે મહાબાહુ ! તે મહાત્માઓએ મને પણ છેતર્યોછે.[૩૫]

આવી રીતે કેટલોક કાળ શોક કર્યો, તે પછી તુંબરૂઋષિસહિત ભગવાન્ નારદમુનિ ત્યાં આવ્યા, તેમને ઉભા થઈ માન આપી અને પગે લાગીને જાણે પ્રાર્થના કરતા હોય તેવી રીતે પોતાના ભાઈઓસહિત આ પ્રમાણે બોલ્યા.[૩૬]

યુધિષ્ઠિર કહેછે-હે ભગવાન્ નારદમુનિ ! મારા કાકા ધૃતરાષ્ટ્ર ! અને વિદુર, તથા હણાઈ ગયેલા પુત્રોના શોકથી પીડા પામતાં દુખિયાં માતા ગાંધારી અહીંથી ક્યાં જતાં રહ્યાં, તેના ઠેકાણાની મને ખબર નથી, માટે નાવિક (ખલાસી) જેમ સમુદ્રનો પાર દેખાડેછે તેમ શોકરૂપ સમુદ્રનો પાર દેખાડનારા આપજ મને કહો.[૩૭]

ત્યાર પછી મુનિમાં શ્રેષ્ઠ ભગવાન્ નારદમુનિ બોલ્યા કે, હે યુધિષ્ઠિર ! આ આખુ જગત્ ઈશ્વરને આધીન છે, માટે કોઈનો શોક ન કરવો જોઇએ.[૩૮] જે ઈશ્વરને લોકપાળસહિત સઘળા લોક બલિદાન આપેછે તેજ ઈશ્વર પ્રાણીઓને ભેળાં કરેછે અને જૂદાં પાડેછે.[૩૯] જેવી રીતે નાકનેવિષે નાથ નાંખીને નાથેલા અને પોતે રાશવડે બાંધેલા બળદો ધણીને વશ રહેછે, તેવી રીતે ઈશ્વરની આજ્ઞારૂપ નાથમાં નાથેલા અને ઈશ્વરની આજ્ઞારૂપ રાશથી બાંધેલા મનુષ્યો ઇશ્વરને બલિદાન આપેછે.[૪૦] જેમ જગત્માં રમવાના પદાર્થોનું ભેળુ થવુ અને જુદુ પડવું એ રમત રમનારની ઇચ્છાઉપર આધાર રાખેછે, તેમ મનુષ્યોને પણ ભેળુ થવુ અને જુદું પડવું એ ઈશ્વરઉપર આધાર રાખેછે.[૪૧] તમે માણસને જીવરૂપે નિત્ય* માનતા હો, અથવા દેહરૂપે અનિત્ય- માનતા હો અથવા શુદ્ધ બ્રહ્મરૂપે નિત્ય ને અનિત્ય+ બેય માનતા હો, તોપણ મોહ થકી થયેલા સ્નેહવિના બીજી કોઈપણ રીતે એ ચારે પક્ષમાં તમારે શોક કરવો ઘટતો નથી, અર્થાત્ શોક થાયછે તેનું કારણ સ્નેહજ છે, અને સ્નેહ થવાનું કારણ અજ્ઞાન છે.[૪૨] માટે હે યુધિષ્ઠિર ! 'અનાથ,† ગરીબ, અને વનમાં વસેલાં તે ધૃતરાષ્ટ્ર વગેરે મારાવિના કયી રીતે વર્ત્તશે' એવા અજ્ઞાનથી થયેલા મનના વિકળપણાનો ત્યાગ કરો.[૪૩] સર્પનો કરડેલો જેમ બીજાની રક્ષા કરી શકતો નથી, તેમ કાળને, કર્મને અને ગુણને આધીન એવો આ પાંચભૂતથી× થયેલો દેહ બીજાની રક્ષા કરી શકતો નથી.[૪૪] હાથવગરનાં પ્રાણીઓ હાથવાળાં પ્રાણીઓને જીવાડનાર છે,‡ પગવગરનાં પ્રાણીઓ ચોપગાં પ્રાણીઓને જીવાડનાર છે, નાનાં પ્રાણીઓ મોટાં પ્રાણીઓને જીવાડનાર છે, એમ સર્વ પ્રાણીઓને જીવાડનાર સર્વ પ્રાણીઓ છે.[૪૫] હે રાજા ! હાથવગરનાં અને હાથ વાળાં પ્રાણીઓરૂપ આ જગત્ પોતાની મેળે સર્વના દૃષ્ટા ( સાક્ષી ) એવા શ્રીભગવાન્રૂપજ છે. તે ભગવાન્ સર્વ ભોગ ભોગવનારાઓના આત્મારૂપ એકજ છે, તો પણ ભોગ ભોગવનારા રૂપે અને ભોગરૂપે જુદા જુદા પ્રકારના જણાયછે તેને તમે ઓળખો.[૪૬] હે મહારાજ ! તેજ આ પ્રાણીઓને પેદા કરનારા ભગવાન દૈત્યોનો નાશ કરવા માટે પૃથ્વીને વિષે કાળરૂપે અવતરેલછે.[૪૭] ઘણું ખરૂં દેવતાનું કાર્ય તો તેમણે સિદ્ધ કર્યુંછે, બાકી જે યદુકુળના ક્ષયરૂપ કાર્ય કરવાનુ છે. તેની વાટ જુવેછે, અર્થાત્ તે કર્યા પછી સ્વધામમાં પધારશે.§ માટે જ્યાં

* અચળ, કોઈ દિવસ નાશ ન થાય તેવો - ચળ, નાશ થાય તેવો. + ચળ ને અચળ, નાશવાળો ને નાશવગરનો † જેનુ કોઇપણ વાલી, વારસ કે પોષણ કરનાર નહોય તે અનાથ કહેવાય. × પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ, ‡ જીવવાના સાધનરૂપ અથવા ખોરાક.

§ ભગવાન્ યદુકુળનો ક્ષય કરીને સ્વધામ પધાર્યા એ વાત થઇ ગયેલી છતાં જેમ વિદુરે કહી નહિ તેમ નારદે પણ યુધિષ્ઠિરને અહીં કહી નહિ.

સુધી ભગવાન આ લોકમાં બિરાજેછે, ત્યાં સુધી તમે પણ શું થાયછે તે જોયા કરો.[૪૮] તમારા કાકા ધૃતરાષ્ટ્ર પોતાના ભાઇ વિદુરસહિત તથા પોતાનાં સ્ત્રી ગાંધારીસહિત હિમાલય પહાડના દક્ષિણ ભાગમાં ઋષિઓનો આશ્રમ છે ત્યાં ગયા છે.[૪૯] જે આશ્રમમાં સપ્તઋષિને રાજી કરવા માટે જુદા જુદા સાત પ્રવાહથી ગંગાજી સાત ભાગે વહેછે એને સપ્તસ્રોત એમ કહેછે,[૫૦] તે આશ્રમમાંઅસુવનનામના તીર્થમાંનાહીને અને વિધિપ્રમાણે અગ્નિને હોમીને શાંત જેનું મનછે એવા અને પુત્ર પામવા વિગેરેની જેની ઇચ્છા જતી રહીછે એવા,પાણીનો આહાર કરતા ત્યાં રહ્યાછે.[૫૧] આસન જેણે જીત્યુ છે, શ્વાસ જેણે જીત્યોછે, ઇંદ્રિયો અને મન જેણે વશ કરેલ છે, હરિ ભગવાન મળશે એવી ધારણાથી જેનો સત્વ, રજસ્ અને તમોગુણરૂપ મેલ ધોવાઇ ગયોછે.[૫૨] એવા બ્રહ્માંડના આકાશમાં ઘડાના આકાશ પેઠે દેહના અભિમાની આત્માને સ્થૂળ દેહાદિથી જુદો કરી વિશેષ જ્ઞાનમય એવા જીવાત્મામાં લય કરીને એટલે હું દેહનો અભિમાની અહંકાર નહિ પણ જીવ છું એમ જાણીને, અને જીવાત્માને જીવાત્માપણાના અંશથી જુદો કરી ક્ષેત્રજ્ઞ (દૃષ્ટા) સાક્ષીને વિષે એક કરીને એટલે હું જીવ નહિ પણ દૃષ્ટા છું એમ જાણીને, અને દૃષ્ટા આત્માને દૃષ્ટાપણાના અંશથી જુદો પાડીને આધારરૂપ પરબ્રહ્મનેવિષે એક કરીને એટલે હું આત્મા નહિ પણ પરબ્રહ્મ છુ એમ જાણીને,[૫૩] માયાના ગુણની વાસના જેની નાશ થઇછે, ઇંદ્રિયો અને અંતઃકરણ જેણે વશ કરેલછે, અને તેથીજ જેનો આહાર અથવા ઇંદ્રિયોના વિષયનું ગ્રહણ કરવાપણું નાશ થઇ ગયું છે, એવા પર્વતની પેઠે સ્થિર થઈને બેઠાછે. હે રાજા! સર્વ કર્મનો જેણે ત્યાગ કર્યોછે એવા તમારા કાકા ધૃતરાષ્ટ્રને વિઘ્ન ન થવું જોઈએ.[૫૪] કેમકે તે આજથી પાંચમે દિવસે પોતાનું શરીર છોડી દેશે અને તે શરીર બળીને રાખ થઇ જશે.[૫૫] બહાર બેઠેલાં પતિવ્રતા ગાંધારી પણ પર્ણકુટિની સાથે યોગાગ્નિથી પોતાના પતિનો દેહ બળવા માંડયાથી પતિની પાછળ અગ્નિમાં પ્રવેશ કરશે.[૫૬] હે કુરૂકુળને આનંદ આપનાર! વિદુરજી પણ એ આશ્ચર્ય જોઇને હર્ષ અને શોક પામીને તે ઠેકાણેથી તીર્થ કરવાને માટે જશે.[૫૭]

આ પ્રમાણે બોધ કરીને પછી નારદમુનિ તુંબરૂસહિત સ્વર્ગપ્રત્યે ગયા અને યુધિષ્ઠિરે તેમનાં વચનોને અંતરમાં ઉતારીને શોકનો ત્યાગ કર્યો.[૫૮]

**इत्युक्त्वाथारुहत्स्वर्गं नारदः सहतुंबरुः ।**
**युधिष्ठिरोवचस्तस्यहृदिकृत्वाऽजहाच्छुचः ॥५८॥**

ઇતિશ્રી મહાપુરાણ ભાગવતના પ્રથમસ્કંધનો ૧૩ મો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૪ મો.*

### ઉત્પાતો જોવાથી યુધિષ્ઠિરને થયેલી શંકા તથા અર્જુનને ઉદાસ જોઈ તેને પૂછેલા પ્રશ્નો.

**॥ सूतउवाच ॥**

**संप्रस्थितेद्वारकायां जिष्णौबंधुदिदृक्षया ।**
**ज्ञातुंचपुण्यश्लोकस्य कृष्णस्यचविचेष्टितं ॥१॥**

સૂત કહેછે—પુણ્યરૂપ જેની કીર્તિ છે એવા કૃષ્ણ ભગવાનના ચેષ્ટિતને જાણવાની ઈચ્છાથી અને સંબંધીઓનાં દર્શન કરવાની ઈચ્છાથી અર્જુન દ્વારકા ગયા હતા.[૧] તેને ઘણા માસ વીતી ગયા તોપણ ત્યાંથી તે પાછા આવ્યા નહિ. કુરૂકુળમાં ઉત્તમ યુધિષ્ઠિર ભયંકર ઉત્પાતો દેખવા લાગ્યા.[૨] ઋતુના ધર્મ જેમાં ફરી ગયેલા છે એવા કાળની ભયંકર ગતિ જોવામાં આવી. ક્રોધી, લોભી અને જુઠું બોલનારાં માણસોની પાપે ભરેલી જીવિકા જોવામાં આવી,[૩] કપટે ભરેલો વ્યવહાર જોવામાં આવ્યો; સ્નેહીપણું શઠપણા સાથે મળી ગયેલું દેખવામાં આવ્યું; તથા માતા, પિતા, સંબંધીઓ, ભાઇઓ અને ધણીધણીયાણીમાં કજીયો થતો જોવામાં આવ્યો.[૪] આ પ્રમાણે તે વખતે અતિ માઠા ઉત્પાતરૂપ અપશુકનને થતાં જોઈને અને મનુષ્યોની લો-

---

* આ ચૌદમા અધ્યાયમાં, ઉત્પાત જોઇને શંકા પામેલા યુધિષ્ઠિરરાજાએ અર્જુનપાસેથી શ્રીકૃષ્ણનું સ્વધામ જવું સાંભળ્યું એ વાત આવશે.

ભયઆદિથી અધર્મવાળી થઇ ગયેલી પ્રકૃતિ જોઇને યુધિષ્ઠિરે પોતાના ભાઇ ભીમસેનને આ પ્રમાણે કહ્યું.[૫]

યુધિષ્ઠિર કહેછે—હે ભીમસેન! પુણ્યરૂપ જેની કીર્ત્તિ છે એવા શ્રીકૃષ્ણ ભગવાનનાં ચેષ્ટિત જાણવાસારૂ અને સગાંસંબંધીનાં દર્શન કરવાની ઇચ્છાસારૂ અર્જુનને દ્વારકા મોકલ્યાછે.[૬] તેને લગભગ સાત માસ વીતી ગયા, તોપણ હજી તે તમારા નાના ભાઈ અર્જુન શા કારણથી આવતા નથી તે હું સેહેલાઈથી જાણી શકતો નથી.[૭] જે ભગવાનના પ્રતાપથી આપણને સંપત્તિ મળી, જેના પ્રતાપથી રાજ્ય મળ્યું, જેના પ્રતાપથી સ્ત્રીઓ મળી, જેના પ્રતાપથી જીવતા રહ્યા, જેના પ્રતાપથી કુળવાન્ કહેવાયા, જેના પ્રતાપથી પ્રજાવાળા થયા, જેના પ્રતાપથી શત્રુઓને હરાવ્યા, અને જેના પ્રતાપથી લોક મળ્યા, તે શ્રીકૃષ્ણ ભગવાન્ ક્રીડા કરવાના સાધનરૂપ મનુષ્યનું શરીર જે સમયે છોડી દેવાના છે, તે આ નારદે કહેલો સમય આવ્યો કે શું?[૮-૯] હે પુરૂષોમાં બળિયા ભીમ! બુદ્ધિને મોહ પમાડે એવા પાસે આવેલા ભયને આપણી આગળ સૂચવનારા પૃથ્વીના, આકાશના અને દેહના ભયંકર ઉત્પાતો થાયછે તે જુઓ.[૧૦] હે ભાઈ! મારા સાથળ, આંખ, અને હાથ, વાર વાર ફરક્યા કરેછે અને મારા હૃદયમાં કંપ થયા કરેછે,* તેથી જણાયછે કે હમણાંજ કંઈતે મારૂ ભૂડું કરશે.[૧૧] હે ભાઇ! જેના મોઢામાંથી દેવતા ઝરે છે એવી આ ફયાઉડી ઉગતા સૂર્ય સામું જોઈને રૂવે છે, આ કૂતરો કોઈથી ડરતો ન હોય તેમ રૂવેછે,[૧૨] વખણાયેલાં ગાયઆદિ પશુઓ મારે ડાબે પડખે ઉતરેછે, બીજા ગધેડાંઆદિ પશુઓ મારે જમણે પડખે ઉતરેછે, હે ભાઈ! મારા ઘોડાઓ પણ રોતા હોય એમ જાણુ છું.[૧૩] આ મરણને સૂચવનારો આ હોલો, પોતાના નઠારા શબ્દોથી જગત્‌ને શૂન્ય કરવા ઈચ્છતો હોય એમ જણાયછે, ઊંઘવગરનો તથા મનને કંપાવનારો ઘૂડ અને કાગડો એ બેય ઊંઘને મેલીને પોતાના નઠારા શબ્દોથી જગત્‌ને શૂન્ય કરવાને ઇચ્છતા જણાયછે.†[૧૪] દિશાઓ ઝાંખી થઇ ગઈછે, સૂર્યને ફરતાં તેજનાં કુંડાળાં થાયછે, પર્વતો સહિત પૃથ્વી કંપેછે, વરસાદવિના કડાકાસહિત વીજળી પડેછે.[૧૫] ઝીણી ધૂળથી અંધારૂં કરતો આ કઠોર વાયુ વાયછે, વરસાદ ચોતરફથી સૂગ થાય એવાં લોહીને વરસાવેછે.[૧૬] સૂર્ય તેજ વગરનો થઈ ગયોછે, આકાશમાં એક બીજા ગ્રહોનું યુદ્ધ થાય છે, અને ભૂત ભરાયેલાં પ્રાણીઓસહિત ભૂતગણોએ આકાશ અને પૃથ્વી બળતાં હોય તેમ જણાયછે.*[૧૭] નદીઓ, ધુનાઓ, તળાવો, અને મનુષ્યોનાં મન એ સઘળાં ક્ષોભ પામેછે, ઘીવડે પણ અગ્નિ પ્રકાશ પામતો નથી, માટે આ આવેલો સમય શું કરશે તે જણાતું નથી.[૧૮] વાછડાંઓ ધાવતાં નથી અને તેની માતાઓ દૂધ દેતી નથી, વ્રજને વિષેઽ ગાયો આંખમાં આંસુ લાવીને રૂવેછે, બળદો હર્ષ પામતા નથી.[૧૯] દેવતાની મૂર્ત્તિઓ જાણે રોતી હોય નહિ, જાણે પરસેવાવાળી હોય નહિ અને જાણે હાલતી કે ચાલતી હોય નહિ, તેમ લાગેછે, આ દેશો, આ નગરો આ ગામડાંઓ, આ બગીચાઓ, આ ખાણો અને આ આશ્રમો શોભાવિનાનાં અને આનંદ વગરનાં થઇ ગયાંછે,+ માટે તે આપણને શું દુઃખને સૂચવેછે તે ખબર પડતી નથી.[૨૦] આ મોટા ઉત્પાતથી હુ માનુંછું કે જેનુ સુંદરપણું હણાઇ ગયુંછે એવી આ પૃથ્વી બીજા માણસમાં ન હોય એવી શોભાવાળા શ્રીભગવાનનાં ચરણકમળ વગરનીથઇછે.[૨૧] હે બ્રાહ્મણો! એરીતે જોયેલા અપશુકનથી યુધિષ્ઠિર ચિત્તમાં ચિંતા કરતા હતા, ત્યાં દ્વારકાથી અર્જુન પાછા આવી પહોંચ્યા.[૨૨] કોઇજુદાજ પ્રકારની પીડાવાળા, યુધિષ્ઠિરના પગમાં પડેલા, નીચું મોઢું કરીને નેત્રકમળમાંથી આંસુડાં પાડતા,[૨૩] અને તેજવગરના પોતાના નાના ભાઇ અર્જુનને જોઇને ખેદ પામેલુંછે હૃદય જેનું

* એ ચાર શરીરસંબંધી ઉત્પાત.

† આ સાત પૃથ્વીસંબંધી ઉત્પાત કહ્યા. * આ નવ દૈવી ઉત્પાતો કહ્યા. ઽ ગાયોના સમૂહને રહેવાનાં ઠેકાણાંને વ્રજ કહેછે. +આ પૃથ્વીસંબંધી નવ ઉત્પાતો ફરીને કહ્યા.

એવા યુધિષ્ઠિરરાજાએ નારદનું કહેલું સંભારીને સર્વના મધ્યમાં આ પ્રમાણે પૂછ્યું.[૨૪]

યુધિષ્ઠિર કહેછે—હે ભાઇ ! દ્વારકામાં આપણાં સર્વ સંબંધીઓ સુખમાં છે કે કેમ ? મધુકુળ, ભોજકુળ, દશાર્હકુળ, અર્હકુળ, સાત્વત્કુળ, અંધકકુળ, અને વૃષ્ણિકુળ કુશળ છે કે કેમ ?[૨૫] માનવા યોગ્ય આપણા નાના* શૂરસેન કુશળછે કે કેમ? મામા વસુદેવ તેમના નાના ભાઇઓસહિત કુશળછે કે કેમ ?[૨૬] દેવકી જેમાં મુખ્ય છે એવી મામા વસુદેવની સ્રીઓ પોતાના પુત્રો અને પુત્રની સ્રીઓસહિત કુશળછે કે કેમ ? વસુદેવની સાત બેહેનો કુશળછે કે કેમ ?[૨૭] નઠારા પુત્રવાળા ઉગ્રસેન રાજા જીવેછે કે કેમ? તેના નાના ભાઈ દેવક કુશળ છે કે કેમ? પોતાના પુત્ર કૃતવર્માસહિતહૃદીક,અક્રૂર, જયંત,ગદઅનેસારણકુશળ છે કે કેમ ?[૨૮] શત્રુજિત આદિ જેઓ છે તે કુશળ છેકે કેમ? સાત્વતકુળના પતિ ભગવાન્ બળરામ સુખમાં છે કે કેમ ?[૨૯] સર્વ વૃષ્ણિકુળના પુરૂષોમાં મહારથી પ્રદ્યુમ્ન સુખમાં છે કે કેમ ? યુદ્ધમાં મહાવેગવાળા ભગવાન્ અનિરૂદ્ધ આનંદમાં છે કે કેમ ?[૩૦] સુષેણ, ચારૂદેષ્ણ, જાંબુવતીના પુત્ર સાંબ, અને બીજા ઋષભ જેમાં મુખ્ય છે એવા ભગવાનના પુત્રો પોતાના પુત્રો સહિત કુશળ છે કે કેમ ?[૩૧] તેમજ શ્રુતદેવ અને ઉદ્ધવઆદિ ભગવાનના અનુચરો તથા સુનંદ અને નન્દ જેમાં મુખ્ય છે એવા શ્રેષ્ઠ યાદવો કુશળ છે કે કેમ ?[૩૨] રામ અને કૃષ્ણના હાથનો જેને આશ્રય છે અને જેઓએ આપણી સાથે સ્નેહ બાંધેલ છે તેઓ કુશળ છે? અને આપણું કુશળ ઈચ્છે છે કે કેમ ?[૩૩] સ્નેહીઓએ વીંટાયેલા બ્રહ્મણ્ય† અને ભક્તવત્સળ‡ ગોવિંદ ભગવાન્ પણ દ્વારકામાં સુધર્માસભાને વિષે સુખે બિરાજે છે કે કેમ ?[૩૪] જે ભગવાનના બાહુરૂપ દંડથી રક્ષણ કરાએલી પોતાની દ્વારકાપુરીમાં માન પામેલા યાદવો વૈકુંઠનાથના સેવકોની પેઠે અતિ આનંદથી વરતેછે, જે ભગવાનના ચરણકમળની સેવારૂપ મુખ્ય કર્મથી સત્યભામાઆદિ સોળહજાર સ્રીઓ, યુદ્ધને વિષે દેવતાઓને જીતીને ઇંદ્રાણીને ઘટે તેવા દેવતાઓને ભોગવવા લાયક પારિજાતક આદિને જીતી લાવેલા ઉત્તમ દૈવી વૈભવોને ભોગવે છે; જે ભગવાનના બાહુરૂપ દંડના પ્રભાવથી જીવનારા અને ચોતરફથી ભયવગરના બળવાન્ યાદવો બળાત્કારે ભેટ કરાયેલી અને દેવતાઓને યોગ્ય એવી સુધર્માસભામાં પગવડે ફર્યા કરેછે, ને બળદેવજી જેને સહાયછે એવા આદિપુરૂષ ભગવાન્ લોકનું કલ્યાણ કરવા માટે, લોકનું રક્ષણ કરવા માટે, અને લોકને ઉત્પન્ન કરવા માટે યદુકુળરૂપ સમુદ્રને વિષે સુખમાં વસેછે કે કેમ?[૩૫-૩૮] હે ભાઇ ! તમે સારી પેઠે છો ? મને તમે તેજ વગરના લાગોછો, તેથી શું તમને ત્યાં અપમાન થયુંછે ? અથવા શું ઘણો વખત રહ્યા તેથી કોઇએ તિરસ્કાર કર્યોછે. ?[૩૯] અથવા શું ભાવવગરના અમંગળ શબ્દોથી અનાદર તો નથી થયો ? અથવા શું માગણ લોકને કંઇ તેને આશા રહે તેમ આપવાનુ કહીને આપી નથી શકયા ?[૪૦] અથવા શું તમે પ્રથમ શરણે આવેલાને આશ્રય આપનાર છતાં શરણે આવેલો બ્રાહ્મણ, બાળક, ગાય, વૃદ્ધ, રોગી, સ્રી કે બીજા કોઈ પ્રાણીનો ત્યાગ તો નથી કર્યો?[૪૧] અથવા શું ન જવા યોગ્ય નીચ સ્રીપાસે તો નથી ગયા ? અથવા જવા યોગ્ય નીચ સ્રી પાસે તો નથી ગયા ? અથવા શું તમે માર્ગમાં તમારા બરોબરિયા પુરૂષોથી કે હલકા પુરૂષોથી પરાજય તો નથી પામ્યા ?[૪૨] અથવા શું પ્રથમ જમાડવા યોગ્ય વૃદ્ધ અને બાળકોને જમાડયાવિના તમે જમ્યા તો નથી ? અથવા શું કાંઈ નિંદા કરવા યોગ્ય કે ન ઘટે તેવું કામ તો નથી કર્યું ?[૪૩] અથવા શું 'અત્યંત પ્રિય અને હૃદયરૂપ મારા વહાલા ભાઇ શ્રીકૃષ્ણવિના હું એકલો થઈ રહ્યો, મારામાં કંઈ નથી,' એમ તમે માનો છો ? જો તેમ ન હોય તો તમને બીજા કોઈ પ્રકારે પીડા થવી ઘટતી નથી.[૪૪]

કચ્ચિત્પ્રેષ્ઠતમેનાથ હૃદયેનાત્મબન્ધુના ।
શૂન્યોઽસ્મિ રહિતો નિત્યં મન્યસે તેઽન્યથા ન રુક્ ॥૪૪॥

ઇતિશ્રી મહાપુરાણભાગવતના પ્રથમ સ્કંધનો
૧૪ મો અધ્યાય સંપૂર્ણ.

* મામાનો બાપ. † વેદને જાણનાર. ‡ ભક્ત જેને વહાલા છે તે.

# અધ્યાય ૧૫ મો.*

## અર્જુને આપેલો ઉત્તર તથા પાંડવોનું હિમાચળ તરફ જવું.

॥ सूतउवाच ॥

एवं [illegible]णसखःकृष्णो भ्रात्रा[illegible]विकल्पितः ।
[illegible]पं कृष्ण विश्लेषकर्षितः ॥ १ ॥

સૂત કહેછે—હે શૌનક ! એ રીતે અનેક પ્રકારની શંકા ઉપજાવે એવું અર્જુનનું રૂપ જોઈને, તેના ભાઈ યુધિષ્ઠિર રાજાએ કૃષ્ણના વિયોગથી દૂબળા થયેલા અર્જુનને જ્યારે જુદે જુદે પ્રકારે પૂછ્યું,[1] ત્યારે શોકથી જેનું હૃદયકમળ અને મુખકમળ સૂકાઈ ગયુ છે, કાંતિ જેની ઝાંખી થઈ ગઇછે અને તે શ્રીકૃષ્ણભગવાનનું ધ્યાન કરતા એવા અર્જુન કાંઇ પણ ઉત્તર આપી શક્યા નહીં.[2] પણ પછી દુઃખથી શોકને અટકાવીને આંખનાં આંસુને હાથવડે લુહી નાંખીને, શ્રીકૃષ્ણ દૃષ્ટિથી દૂર થવાથી વધેલા પ્રેમના ઉભરાથી વ્યાકુળ થયેલા અર્જુન, પોતાના સારથીપણાં આદિ જે કાર્ય તે ભગવાને કર્યું હતું તેમાં તેમનાં હિતૈષિપણાને, ઉપકારીપણાને તથા સંબંધીપણાને સંભારતાં ગળગળે સાદે પોતાના મોટા ભાઇ યુધિષ્ઠિર રાજા પ્રત્યે બોલ્યા.[3-4]

અર્જુન કહેછે—હે મહારાજા યુધિષ્ઠિર ! બંધુરૂપ કૃષ્ણભગવાને મને છેતર્યોછે, અને તેથી જ દેવતાઓને પણ મોટું આશ્ચર્ય પમાડનારૂં મારૂં તેજ હરાઈ ગયુંછે.[5] જે ભગવાનના ક્ષણમાત્ર પણ વિયોગથી આ આખો લોક પ્રાણવગરના દેહની પેઠે અપ્રિય લાગેછે.[6] જે ભગવાનના આશ્રયથી દ્રુપદરાજાને ઘેર સ્વયંવરમાં આવેલા કામદેવથી મદી ગયેલા રાજાનું તેજ મેં હરી લીધું, અને ચડાવેલાં ધનુષ્યથી મત્સ્યવેધ+ કરીને મે દ્રૌપદીને મેળવ્યાં,[7] જે ભગવાનની સહાયતાથી મેં અગ્નિને ખાંડવ વન આપ્યું, અને દેવતાઓસહિત ઇંદ્રને જીતીને મયદાનવે રચેલી અદ્ભુત કારીગિરીવાળી સુધર્મા સભાને મેળવી અને તમારા રાજસૂય યજ્ઞમાં સર્વ દિશાઓમાંથી રાજાઓ ભેટ લઈ આવ્યા,[8] જે ભગવાનના તેજથી હજાર હાથીના બળવાળા આપના નાનેરા તથા મારા મોટેરાભાઇ ભીમસેને, જેના પગમાં રાજાઓ મસ્તક નમાવેછે એવા જરાસંધને જીતીને, તે જરાસંધે મહાભૈરવનો યજ્ઞ કરવા માટે પૂરી રાખેલા સઘળા રાજાઓને છોડાવ્યા, કે જેઓ ઉપકારના બદલામાં તમારા રાજસૂય યજ્ઞમાં સામગ્રીઓ લેઇને આવ્યા.[9] જે ભગવાને, રાજસૂયયજ્ઞના હેતુથી કરેલા મોટા અભિષેકવડે અતિ વખાણવા યોગ્ય તથા સુંદર એવા દ્રૌપદીના કેશપાશને સભામાં દુષ્ટ દુઃશાસન આદિએ ઉખેડી નાંખીને ખેચ્યો, તે સમયે સ્મરણમાત્રથી પોતે પધાર્યા અને આંસુથી ભીંજાએલાં મુખસહિત દ્રૌપદી ચરણમાં નમ્યાં એટલે કેશ ખેંચનારા દુઃશાસનઆદિની સ્ત્રીઓને કેશવિનાની વિધવાઓ કરી.[10] જે ભગવાને દુર્યોધને દશ હજાર શિષ્યો સહિત મોકલેલા તથા તે શિષ્યોની પંક્તિમાં પેહેલા બેસી જમનારા એવા દુર્વાસા ઋષિથી થયેલાં અપાર*દુઃખથી વનમાં પધારી બાકી રહેલાં શાકને ખાઇને આપણી રક્ષા કરી, જે

* આ પંદરમા અધ્યાયમા કળિયુગ આવેલો જોઇને પોતાના પૌત્ર પરીક્ષિત ઉપર રાજ્યની ધુંસરી નાંખીને યુધિષ્ઠિર સ્વર્ગમાં ગયા, એ વાત આવશે. + નિશાનમાં રાખેલા માછલાના આકારને બાણથી વીંધી નાખવો તે.

* એક દિવસે દુર્યોધને દુર્વાસામુનિની પરોણાગત કરી, તેથી તેની ઉપર પ્રસન્ન થઇ ઋષિએ વરદાન માગવાને કહ્યુ. તેથી દુર્વાસાના શાપથી પાંડવો નાશ પામે તો ઠીક એવા નિશ્ચયથી દુર્યોધને કહ્યુ કે યુધિષ્ઠિર અમારા કુળમાં મુખ્ય છે, માટે તેને ત્યા પણ તમારે અહીની પેઠે દશ હજાર શિષ્યોસહિત પરોણા થવું, પરંતુ દ્રૌપદી જમ્યા પછી જવુ. દુર્વાસા દુર્યોધનના કહેવા પ્રમાણે દશહજાર શિષ્યોસહિત યુધિષ્ઠિરને ત્યા આવ્યા, ત્યારે યુધિષ્ઠિરે ઘણું માન આપી મધ્યાન્હ કર્મ કરી ભોજન કરવાનું કહ્યુ દુર્વાસા શિષ્યોસહિત મધ્યાન્હનું કર્મ કરવા નદીએ ગયા, પણ અહી દ્રૌપદીને ચિંતા થવા લાગી તેથી શ્રીકૃષ્ણનું સ્મરણ કર્યું કે તેજ વખત ભક્તવત્સલ ભગવાન્ પધાર્યા અને દ્રૌપદીએ બધી વાત કહી. આ વાત સાંભળી કૃષ્ણે કહ્યું કે, હે દ્રૌપદી ' હું ભૂખ્યો છું માટે મને સૌની પેહેલા જમાડો. ત્યારે દ્રૌપદીએ શરમાઇને કહ્યું કે હે મહારાજ ! હું ન જમી હોઉં ત્યાં સુધી પાત્રમાંથી અન્ન ખૂટતું નથી, પણ હું તો સર્વને જમાડીને જમી તેથી અન્ન નથી. શ્રીકૃષ્ણે અન્નનું ઠામ આગ્રહથી મંગાવ્યું, તેમાં જરા શાક ચોટયું હતુ તે ખાઈ શ્રીકૃષ્ણે "સર્વાંતર્યામી ભગવાન્ પ્રસન્ન થજો"

આવાથી, પાણીમાં સ્નાન કરતા દુર્વાસાઆદિ મુનિઓએ ત્રણે લોકને તૃપ્ત થયેલા માન્યા.[૧૧] જે ભગવાન્‌ના તેજથી યુદ્ધને વિષે આશ્ચર્ય પમાડેલા પાર્વતીસહિત સદાશિવે પોતાનું પાશુપત નામનું અસ્ત્ર મને આપ્યું, ને બીજા લોકપાળોએ પણ પોતાનાં અસ્ત્ર આપ્યાં; અને હું આજ શરીર વડે સ્વર્ગવિષે અરધું ઈન્દ્રાસન પામ્યો, તથા તે સ્વર્ગમાં ફરતો એવો જે હું તેનાં ગાંડીવ ધનુષ્યનાં ચિન્હવાળા અને જે ભગવાને બળવાળા કરેલા હાથરૂપ દંડનો ઈન્દ્રસહિત દેવતાઓએ દૈત્યોનો નાશ કરવા માટે આશ્રય કર્યો, તે સમર્થ પુરૂષ શ્રીકૃષ્ણથી હે ભાઈ, હું છેતરાયોછું.+ [૧૨-૧૩] જે ભગવાન્‌ની સહાયતાથી હું ભીષ્મપિતામહ આદિ મોટા મગરમચ્છો હોવાથી ન તરી શકાય અને પાર ન પામી શકાય એવા કુરૂની સેનારૂપ સમુદ્રને રથવડે એકલોજ ઉતરી જઇને ગાયોનું ધણ શત્રુઓ લઇ જતા હતા તે પાછું વાળી આવ્યો, અને તેઓનાં માથાંઉપરથી મેં, પ્રભાવને દેખાડનાર પાઘડીઓ અને માથાના મુકુટના મણિયોરૂપ ઘણું ધન લઈ લીધું.[૧૪] ઉત્તમ રાજાઓના રથમંડળે કરી શોભિત ભીષ્મ, કર્ણ, દ્રોણાચાર્ય ને શલ્યની સેનામાં જે ભગવાને મારા સારથીરૂપે આગળ ચાલનારા થઇને, હે યુધિષ્ઠિરરાજા! પોતાની દૃષ્ટિએ કરીને શત્રુઓનાં આયુષ્ય, મન, બળ, અને શસ્ત્રાદિનું કુશળપણું હરી લીધું.[૧૫] જે ભગવાને મને પોતાની ભુજાઓમાં રાખ્યો તેથી મને દ્રોણ, ભીષ્મ, કર્ણ, અશ્વત્થામા, સુશર્મા, શલ્ય, જયદ્રથ ને બાલ્હિક આદિએ નાંખેલાં અને ખાલી ન જાય એવાં અસ્ત્રો જેમ પ્રલ્હાદને અસુરનાં (દૈત્યનાં) અસ્ત્રો હરકત કરી ન શક્યાં તેમ બાધ કરી ન શક્યાં, તે ભગવાનથી હું છેતરાયોછું.[૧૬] જે ભગવાનના ચરણકમળને મોક્ષને માટે શ્રેષ્ઠ પુરૂષો સેવેછે તે મોક્ષ આપનાર ભગવાનની પાસે મેં દુષ્ટ બુદ્ધિથી સારથીપણું (કરો એમ) માગી લીધું, અને જે સમયે મારા ઘોડા થાકી ગયા અને હું રથથી જ્યારે હેઠો ઉતર્યો ત્યારે શત્રુઓ રથમાં બેઠેલા છતાં પણ જે ભગવાન્‌ના પ્રભાવથી મૂઢ બુદ્ધિવાળા થઈ જવાથી મને પ્રહાર* કરી શક્યા નહીં.[૧૭] હે યુધિષ્ઠિરરાજા! ગંભીર, સુંદર તથા હાસ્યપૂર્વક એવાં ભગવાન્‌નાં મશ્કરીનાં વાક્યો તથા પ્રસંગે પ્રસંગે 'હે પાર્થ, હે અર્જુન, હે સખા, હે કુરૂનંદન,' ઇત્યાદિ મધુર ને મનોહર વચનો હું જ્યારે સ્મરણકરૂંછું, ત્યારે તે મારા મનને વ્યગ્ર કરેછે.[૧૮] સૂવું, બેસવું, ફરવું, વાત કરવી, અને ભોજન આદિ કામોમાં બન્નેની સાથે પ્રવૃત્તિ હોવાથી કદી કોઇ સમયે તેમ ન બને તો 'હે વયસ્ય! (સમાન ઉમ્મરવાળા) તમારામાં સમતા ઘણી છે' એમ કહી હું મશ્કરી કરતો, ત્યારે જેમ મિત્ર મિત્રનું, તથા જેમ પિતા પુત્રનું સહન કરે, તેમ તે દુષ્ટબુદ્ધિથી થયેલા મારા સર્વ અપરાધને જે પોતાની મોટાઇથી સહન કરતા.[૧૯] હે યુધિષ્ઠિર! તે પ્રિયસખા કૃષ્ણથી હું રહિત થઇ ગયોછું, તેથી મારૂં હૃદય પણ શૂન્ય થઇ ગયુંછે. હે રાજા! હું શ્રીકૃષ્ણની સોળહજાર સ્ત્રીઓની રક્ષા કરતો આવતો હતો, તેટલામાં દુષ્ટ ગોવાળીઆઓએ માર્ગમાં બળવગરની સ્ત્રીની માફક મારો પરાજય કર્યોછે.[૨૦] અને હાલ મારૂં ધનુષ્ય પણ તેજ છે, બાણ, રથ તથા ઘોડા પણ તેજ છે, તથા હું રથી (રથમાં બેસનાર) પણ તેજ છું; કે જેને રાજાઓ નમેછે; પરંતુ જેમ રાખમાં હોમેલું દ્રવ્ય, માયાવી પાસેથી મળેલી વસ્તુ અને ખારીભૂમિમાં વાવેલું બીજ ફળદાયક થતું નથી, તેમ ઉપર કહેલું સર્વ શ્રીકૃષ્ણના વિયોગથી પોતાનું કામ કરવા સમર્થ નથી.[૨૧] હે રાજા યુધિષ્ઠિર!

એમ કહ્યું. પછી દ્રૌપદીએ સર્વ મુનિઓને જમવા બોલાવવા કહ્યું તેથી તેઓને બોલાવ્યા, પણ શ્રીકૃષ્ણે અહીં શાકનું પાંદડું ખાધું હતુ તેથી સર્વ મુનિઓ, પાણીમાં નહાતા નહાતા સર્વ ત્રિલોકોની સાથે તૃપ્ત થયા હતા, તેથી યુધિષ્ઠિરે દશ હજાર માણસનું રાંધેલું અન્ન પડી રહેશે એવા ભયથી તેઓ પરબારા જતા રહ્યા. આ વાત ભારતમાં છે.

+ સારાંશ એ કે શ્રીકૃષ્ણ સ્વધામમાં પધાર્યા.

* જયદ્રથ રાજાના વધમાં તરસ્યા થયેલા ઘોડા થાકી ગયા ત્યારે રથમાથી હેઠા ઉતરી બાણેકરી પૃથ્વીને ભેદી તેમાંથી અર્જુને જળ કાઢયું હતું, તે વખતે અર્જુન પૃથ્વી ઉપર હતા ને શત્રુઓ રથમાં હતા, તોપણ શ્રીકૃષ્ણના પ્રતાપથી તેને શત્રુઓ મારી શક્યા નહિ.

તમે આપણા સંબંધીઓના શેહેરમાં એટલે દ્વારિકામાં જે જે સગાંઓનું કુશળ પૂછોછો તે સર્વ બ્રાહ્મણના શાપથી મૂઢ થઈ જવાનેલીધે એક બીજા મૂઠીઓથી લડી મૂઆ છે.[૨૨] ને કેટલાક વારૂણી મદીરાનું પાન કરીને મહોન્મત્ત થઇ જવાથી એક બીજા જાણે ન ઓળખતા હોય તેમ લડીને નાશ પામ્યાછે; હવે માત્ર તેઓમાંથી ચાર કે પાંચજ બાકી રહ્યાછે.[૨૩] ઘણુંકરી તે નાશરૂપ કર્મ શ્રીકૃષ્ણનું કરેલુંછે, કેમકે તેજ ઈશ્વર પ્રાણીમાત્રનું પરસ્પર પાલન ને નાશ કરાવેછે.[૨૪] જેમ પાણીમાં રહેનારાં પ્રાણીઓમાં મોટા મગરમચ્છો, માછલાંઆદિ નાનાંપ્રાણીઓને ભક્ષણ કરેછે, જેમ બળવાન્ દુર્બળને મારી ખાયછે, અને મોટા અને બળવાન જેમ એક બીજા પોતપોતાનું ભક્ષણ કરેછે.[૨૫] તેમ શ્રીકૃષ્ણે બળવાન્ અને મોટા યાદવોને તેમની તુલ્ય યાદવોથી વઢાડી એક બીજાથી નાશ કરાવી પૃથ્વીનો ભાર ઉતાર્યો;[૨૬] અને દેશકાળને અનુકુળ અર્થવાળાં અને અંતઃકરણના તાપને શાંત કરનારાં શ્રીકૃષ્ણનાં વચનો જ્યારે હું સંભારૂંછું, ત્યારે મારા મનમાં ખેદ થાયછે.[૨૭]

એ પ્રમાણે દૃઢ પ્રેમથી ભગવાનના શરીરનું ચિંતન કરતા અર્જુનની બુદ્ધિ શોકરહિત તથા વૈરાગ્યવાળી થઇ.[૨૮] એ પ્રમાણે ભગવાનનાં ચરણકમળના ધ્યાનથી જેનો વેગ વધેલોછે એવી ભક્તિથી અર્જુનની બુદ્ધિના સઘળા કામાદિ દોષ નાશ પામ્યા.[૨૯] અને ભારતનાયુદ્ધને સમયે ગીતાજી સંબંધી જ્ઞાન કાળ, કર્મ, તથા ભોગમાં આસક્તિને લીધે વિસ્મરણ થઇ ગયું હતું તે પાછું પ્રાપ્તથયું.[૩૦] બ્રહ્મજ્ઞાન થવાથી તેનો શોક તથા ભેદભ્રમ નાશ પામ્યો. દ્વૈતની પ્રતીતિ એજ જન્મમરણનું કારણ છે. માટે મહાવાક્યથી થયેલાં અપરોક્ષ જ્ઞાનથી દ્વૈતબુદ્ધિ નાશ થઈ એટલે અવિદ્યાનાં કાર્ય શરીરઆદિને મિથ્યા જાણીને પુરૂષ જન્મમરણ રહિત થાયછે, તેમ અર્જુનને તે પણ થયું, અર્થાત્ અજ્ઞાન મટ્યું તેથી તે નિર્ગુણ થયા, અને નિર્ગુણ થયાથી સ્થુળ દેહમાંથી અભિમાનનો ત્યાગ કરી મુક્ત થયા.[૩૧] તેમજ ભગવાન્ સ્વધામ પધાર્યા તથા યાદવકુળનો ક્ષય થયો એ વાત જાણીને સ્થિર ચિત્તવાળા યુધિષ્ઠિરરાજાએ સ્વર્ગનો માર્ગ લેવા નિશ્ચય કર્યો.[૩૨] કુંતીજી પણ અર્જુનના મુખથી યાદવોનો નાશ ને ભગવાન્‌ની ગતિ (સ્વધામમાં પધારવું) સાંભળી દૃઢ ભક્તિથી અધોક્ષજ ભગવાન્‌માં ચિત્ત જોડી જન્મ મરણ રહિત થયાં.[૩૩] જેમ માણસ કાંટા કાઢવાટાણે તે નીકળ્યો એટલે તેને કાઢવા માટે લીધેલો કાંટો પણ ફેંકી દેછે, તેમજ ભગવાને જે શરીરવડે પૃથ્વીના ભારરૂપ શરીરોનો નાશ કર્યો તે શરીરને પણ તજી દીધું; કારણકે ઇશ્વરને પોતાના વ્યાપકપણાને લીધે ભારરૂપ શરીર તથા યદુવંશમાં થયેલું શરીર એ બંને સમાન એટલે નાશ કરવાયોગ્ય હતાં.[૩૪] જેમ નટ નોખ નોખાં રૂપને ધારણ કરેછે ને ત્યાગ કરેછે, તેમ ભગવાન્ પણ મત્સ્યાદિ જુદાં જુદાં રૂપ ગ્રહણ કરેછે ને ત્યાગ કરેછે, ને તેવીજ રીતે જે શરીરથી શ્રીકૃષ્ણ ભગવાને પૃથ્વીનો ભાર ઉતાર્યો તે શરીરનો ત્યાગ કર્યો.[૩૫] સાંભળવાયોગ્ય જેની કથા છે એવા શ્રીકૃષ્ણ ભગવાને જે દિવસે આ લોકનો ત્યાગ કર્યો, તે દિવસથી અવિવેકી માણસોને અધર્મમાં પ્રવૃત્તિ કરાવનાર કળિયુગે પ્રવેશ કર્યો.[૩૬] વિવેકી યુધિષ્ઠિરે, નગરમાં, દેશમાં અને ઘરોમાં લોભ, અસત્ય, કપટ ને હિંસાઆદિ અધર્મની સેનાસહિત કળિયુગનો પ્રસાર જોઇ, સ્વર્ગ માર્ગે જવાનો વેષ ધારણ કર્યો.[૩૭] પોતાનાજ ગુણથી પ્રસિદ્ધ યુધિષ્ઠિરે વિનયવાન્ અને ગુણે કરી પોતાની તુલ્ય એવા પૌત્રને (દીકરાના દીકરાને) સમુદ્રપર્યંત પૃથ્વીનો પતિ કરવાને હસ્તિનાપુરમાં અભિષેક કર્યો.[૩૮] તેમજ મથુરામાં પણ અનિરૂદ્ધના પુત્ર વજ્રને શૂરસેન દેશનો પતિ કર્યો. પછી પોતે પ્રાજાપત્ય દૃષ્ટિ કરી સમર્થપણાથી અગ્નિનું પાન કર્યું.[૩૯] તે સ્થાનમાં પોતાનાં હીરાગળ વસ્ત્ર અને કડાંઆદિ ઘરેણાંઓનો ત્યાગ કરી અહંતા મમતાને દૂર કરી અને સર્વ ઉપાધિથી મુક્ત થઈ,[૪૦] તેમણે ઇંદ્રિયોનો મનને વિષે, મનનો પ્રાણનેવિષે અને પ્રાણનો અપાનમાં લય કર્યો, ક્રિયાસહિત અપાનનો મૃત્યુમાં લય કર્યો, તે

મૃત્યુનો પંચમહાભૂતમાં લય કર્યો.[41] પંચમહાભૂતનો પણ ગુણમાં લય કર્યો, ત્રણ ગુણોનો એક અવિદ્યામાં લય કર્યો, તથા સર્વ આરોપનું મૂળ એવી અવિદ્યાનો જીવમાં લય કર્યો અને જીવનો બ્રહ્મચૈતન્યમાં લય કર્યો.[42] પછી યુધિષ્ઠિર રાજા ફાટેલાં વસ્ત્ર પેહેરી, ભોજન તજી, વાણીને નિયમમાં રાખી, છૂટાવાળ થઈ જવાથી લોકને પોતાનું રૂપ જડ, ઉન્મત્ત તથા પિશાચ જેવું દેખાડતા[43] કોઇની પણ વાટ જોયાવિના, બેહેરાની પેઠે કોઇનું પણ ન સાંભળતા, મનમાં ઇશ્વરનું ચિંતન કરતા કરતા મહાત્મા પુરૂષોએ પૂર્વે સેવેલી એવી ઉત્તર દિશામાં ચાલ્યા ગયા, જે દિશામાં ગયેલો ફરીથી આ જગત્માં આવતો નથી.[44] તેમની પછવાડે નિશ્ચિતબુદ્ધિવાળા તેમના ભાઇઓ પણ પૃથ્વી ઉપર પ્રજામાં અધર્મના મિત્ર કળિયુગે પ્રવેશ કર્યો એવું જોઈ ચાલ્યા ગયા.[45] જેણે ધર્મઆદિ પુરૂષાર્થો રૂડી રીતે સાધેલછે એવા તે પાંડવોએ ભગવાનનાં ચરણકમળને સનાતન શરણરૂપ માની તેનું ધ્યાન કર્યું.[46] એ ધ્યાનવડે વધેલી ભક્તિથી શુદ્ધ બુદ્ધિવાળા અને રજોગુણ રહિત અંતઃકરણવાળા તે બધા પાંડવો શ્રીકૃષ્ણમાં એકાગ્રબુદ્ધિ કરી, જે ગતિને વિષયી પુરૂષ પામી શકતા નથી તેવી નિષ્પાપ પુરૂષોએ પામવા યોગ્ય ગતિને પામી ગયા.[47–48] આત્મજ્ઞાની વિદુરજી+ પણ પ્રભાસમાં પોતાના દેહનો ત્યાગ કરી શ્રીકૃષ્ણમાં ચિત્ત જોડવાથી તેરૂપ થઇ એ સમયે તેડવા આવેલા પિતૃ સાથે પોતાના અધિકાર ઉપર ગયા.[49] દ્રૌપદી પણ દેહની ગરજ નહિ રાખતા એવા પતિઓને જોઈ વાસુદેવમાં મતિ જોડી તેને પામી ગયાં.[50] જે માણસ શ્રદ્ધાથી કલ્યાણ કરનાર તથા પવિત્ર ભગવાનના પ્રિય પાંડવોનું સ્વર્ગમાં જવું સાંભળે તે ઇશ્વરની ભક્તિ સંપાદન કરી સિદ્ધિ પામે.[51]

यःश्रद्धयैतद्भगवत्प्रियाणां।
पांडोः·· तानामितिसंप्रयाणं ॥
··णोत्यलंस्वस्त्ययनंपवित्रं ।
लब्ध्वाहरौभ[illegible]पैतिसिद्धि ॥ ५१ ॥

ઇતિ શ્રીમહાપુરાણભાગવતના પ્રથમસ્કંધનો પંદરમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૬ મો.*

### કળિથી પીડાતી પૃથ્વી તથા ધર્મનો સંવાદ તથા ત્યાં પરીક્ષિતનું પધારવું.

॥ सूतउवाच ॥

ततःपरीक्षिद्द्विजवर्यशिक्षया ।
महीं महाभागवतःशशासह ॥
यथाहि सूत्यामभिजातकोवि दाः ।
समादिशन्विप्रमहद्गुणस्तथा ॥१॥

સૂત કહેછે–હે શૌનક ! જેવી રીતે (જન્મ સમયે) જાતકર્મમાં (જન્મકાળે થતા સંસ્કાર આદિ કર્મમાં) કુશળ પુરૂષોએ કહ્યું હતું, તેવી રીતે મહાન્ પુરૂષોના ગુણવાળા શ્રેષ્ઠ અને ભગવાનના ભક્ત પરીક્ષિત રાજા ત્યારપછી ઉત્તમ બ્રાહ્મણોની સલાહ પ્રમાણે પૃથ્વીને પાળવા લાગ્યા.[1] તે પરીક્ષિત રાજા ઉત્તર નામના રાજાની પુત્રી ઇરાવતીને પરણ્યા, અને તેને જન્મેજય આદિ ચાર પુત્ર થયા.[2] તથા તેણે ગંગાને કિનારે કૃપાચાર્યને ગુરૂ કરી ઘણી દક્ષિણાવાળા ત્રણ અશ્વમેધ યજ્ઞ કર્યા કે જે યજ્ઞમાં દેવતાઓ પણ પ્રત્યક્ષ દર્શન આપતા હતા.[3] કોઇ સમયે દિગ્વિજય કરવાને માટે નીકળેલા શૂરવીર પરીક્ષિત રાજાએ પોતાના બળે કરી, ગાયના જોડાને (ગાય તથા બળદ) પગવડે પ્રહાર કરતા અને રાજાનાં ચિન્હને ધારણ કરનારા શૂદ્રરૂપ કળિયુગને પકડયો.[4]

શૌનક કહેછે–શામાટે પરીક્ષિત રાજાએ દિગ્વિજયમાં કળિયુગને પ્રકડી લીધો, અર્થાત્ તેને કેમ મારી નાંખ્યો નહિ ? કારણ કે જેણે ગાયને પાટુ મારી તે રાજચિન્હ ધારણ કરનાર નીચ શૂદ્ર હતો.[5] હે મહાભાગ સૂત ! જો તેમાં શ્રીકૃષ્ણની કથાનો ભાગ આવતો હોય તો તે કથા

---

+ ધર્મરાજા શાપને લીધે વિદુરરૂપે અવતર્યા હતા, તે આ વખતે શાપ મુક્ત થઇ ધર્મનું રૂપ ધારણ કરી પોતાના અધિકાર ઉપર ગયા.

* આ સોળમાં અધ્યાયમાં, કળિયુગે દુઃખ દીધેલી પૃથ્વી અને ધર્મનો સંવાદ થતો હતો, ત્યાં પૃથ્વીપતિ પરીક્ષિત રાજા પધાર્યા તે વાત આવશે.

આપ મને કહો. જેથી આયુષ્યનો ખોટો ઉપયોગ થાય તેવી નકામી વાતોથી ભગવાનના ચરણકમળના રસને ઇચ્છનાર સત્પુરૂષોને શું ફળ મળવાનું છે ?[6] હે સૂત ! અલ્પાયુષ્ય તથા અવશ્ય મરનારા છતાં જે મોક્ષને ઇચ્છેછે તે પુરૂષોના સમર્થ મૃત્યુને અહીં (યજ્ઞમાં) પશુ મારવાનાં કર્મ માટે બોલાવેલછે.[7] જ્યાંસુધી અહીં મૃત્યુ રહેલછે, ત્યાંસુધી કોઈ મરતું નથી, અને તેટલાજ માટે પરમ ઋષિ લોકોએ ભગવાન મૃત્યુને અહીં બોલાવેલછે. જો માણસ જીવે તો જ તેઓ મૃત્યુલોકમાં ભગવાનની લીલારૂપજેમાં અમૃત ભરેલુંછે, એવી વાણીનું પાન કરી શકે (સાંભળી શકે).[8] અલ્પ આયુષ્યવાળા તથા મંદ બુદ્ધિવાળા આળસુ પુરૂષનું આયુષ્યરાત્રિએ નિદ્રામાં તથા દિવસે નકામાં કામોમાં વહી જાયછે.[9]

સૂત કહેછે—જ્યારે પોતાની સેનાથી રક્ષણ પામેલા એવા કુરૂજાંગલ દેશમાં કળિયુગે પ્રવેશ કર્યો, એવી યુદ્ધમાં કુશળ પરીક્ષિતરાજાએ (યુદ્ધના કારણને લીધે)કાંઈક પ્રિયવાત સાંભળી, ત્યારે તેણે ધનુષ ધારણ કર્યું.[10] અને રથ, ઘોડા, હાથી, તથા પાયદળવાળી પોતાની સેનાસહિત કાળા વર્ણના ઘોડા જોડેલ સુશોભિત રથમાં બેશી દિગ્વિજયને માટેનગર બહારનીકળ્યા.[11] પછી ભદ્રાશ્વ,કેતુમાળ, ભારત, ઉત્તરકુરૂ અને કિંપુરૂષઆદિ દેશને જીતીને તેમના રાજાઓ પાસેથી કર લીધો.[12] ઠેકાણેઠેકાણે ગવાતો પોતાના પૂર્વજ મહાત્માનો શ્રીકૃષ્ણના મહાત્મ્યને સૂચવનારો યશ,[13] તથા અશ્વત્થામાના અસ્ત્રના તેજવડે ( બળવામાંથી ) રક્ષા પામેલા પોતાના આત્માને વિષે અને પાંડવોની કૃષ્ણને વિષે થયેલી ભક્તિવિષે જ્યારે રાજાએ બ્રાહ્મણો વિગેરે પાસેથી સાંભળ્યું,[14] ત્યારે તે બધાંથી પરમ સંતોષ પામેલા અને પ્રીતિથી પ્રફુલ્લિત નેત્રવાળા રાજા પરીક્ષિતે ઉદાર મનથી ઘણાં મૂલ્યવાન્ વસ્ત્રો અને હાર તેઓને આપ્યાં.[15] પોતાની ઉપર ભક્તિ રાખનારા પાંડવોનું, ભગવાને સારથીપણું, સભામાં અધ્યક્ષપણું, મન રાખવું, મિત્રતા, દૂતપણું, રાત્રે હાથમાં ખડ્ગ લઈ ચોકી કરવી, સ્તુતિ તથા પ્રણામ કરવા વિગેરે કામ કર્યાં; અને જગત્ સઘળું ભગવાનને નમતું એ વાત જ્યારે પરીક્ષિતરાજાએ સાંભળી, ત્યારે તેનો ભક્તિભાવ ભગવાન્ ઉપર અધિક થયો.[16] એવી રીતે નિરંતર પૂર્વજોની વાર્ત્તાને અનુસરીને ચાલનાર પરીક્ષિતરાજાની સમીપ જે આશ્ચર્ય થયું તે તમે મારી પાસેથી સાંભળો.[17] એક ચરણથી ચાલતા એવા ધર્મરૂપ બળદે નિસ્તેજ અને ગાયનું રૂપ ધારણ કરનારી પૃથ્વીને, જેનું બાળક મરી ગયું હોય તેવી માતાની પેઠે આંસુવાળા મુખવાળી જોઇને પૂછ્યું કે, 'હે કલ્યાણિ ! તું કુશળ છે ? તારી કાંતિ હરાઈ ગઇછે, તથા મોં જરા કરમાઇ ગયું છે તેથી હું ધારૂં છું કે તારા મનમાં કંઈક દુઃખ છે અથવા તો કોઇ પણ દૂર રહેલા સંબંધીનો શોક કરેછે.[18] હે પૃથ્વી ! ત્રણ પગવગરનો તથા જેનો માત્ર એકજ પગ રહ્યોછે એવો જે હું તેનો તું શોક કરેછે ? અથવા હવે તને શુદ્ર ભોગવશે તેનો શોક કરેછે ? કે પૃથ્વીઉપર યજ્ઞો બંધ પડવાથી દેવતાઓને યજ્ઞનો ભાગ મળતો નથી તેને માટે શોક કરેછે ? અથવા વરસાદ ન વરસવાથી પીડાને પામતી પ્રજાનો શોક કરે છે ?[20] કે સ્ત્રીઓનું રક્ષણ તેમના પતિ કરતા નથી, માબાપ પોતાનાં છોકરાંનું પાલણ કરતાં નથી, તથા તેમને રાક્ષસોની પેઠે પીડે છે તેમનો શોક કરેછે ? કિંવા દુરાચારી બ્રાહ્મણના વંશમાં રહેલી વિદ્યાનો વા બ્રાહ્મણ ઉપર ભક્તિહીન રાજકુળમાં નોકર રહેલા બ્રાહ્મણોનો શોક કરેછે ?[21] વા કળિયુગે વ્યાપ્ત નીચ ક્ષત્રીઓને જોઇ તેમનો શોક કરેછે ? અથવા તેવા ક્ષત્રીઓએ માઠી સ્થિતિમાં આણેલા દેશોનો તું શોક કરેછે ? અથવા ગમે ત્યાં ખાવું, પીવું, વસ્ત્ર પેહેરવાં, નહાવું તથા વ્યવાય (મૈથુન) કરવામાં તત્પર રહેનારા જીવોનો શોક કરેછે ?[22] અથવા તો હે માતા પૃથ્વી ! તારો અત્યંત ભાર ઉતારવાને સારૂ અવતાર ધારણ કરનાર શ્રીકૃષ્ણ સ્વધામમાં પધાર્યા તેથી તેમણે તજેલી તું મોક્ષસુખને પણ હશીકાઢે એવાં શ્રીકૃષ્ણનાં કર્મને સંભારેછે ?[23] અથવા હે પૃથ્વી ! અત્યંતબળવાનૂકાળે દેવતાઓએપણ પૂજવાયોગ્ય

તારૂં સુંદરપણું શું હરીલીધું? જેણે કરીને તું દુર્બળ થઇ ગઇછે તે તારી પીડાનું મૂળ મને કહે.[२४]

પૃથ્વી કહેછે—હે ધર્મ! જે તમે મને પૂછો છો, તે સર્વ લોકને સુખ કરનારા અને ચાર પગે વર્તનારા તમે જાણોછો.[२५] જે ભગવાન્‌માં સત્ય, શૌચ (પવિત્રપણું), દયા, ક્ષમા, ત્યાગ, સંતોષ, સરળતા, શાંતિ, દમ (ઈંદ્રિયોનો નિગ્રહ), તપ, સમદૃષ્ટિ, તિતિક્ષા (પારકા અપરાધને સાંખવો), ઉપરામ (હાનિ લાભથી શોક હર્ષ ન થવો તે),[२६] શાસ્ત્રવિચાર, આત્મજ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, શૌર્ય, તેજ, બળ, સ્મૃતિ, સ્વતંત્રતા, કુશળતા, કાંતિ, ધૈર્ય, નમ્રતા,[२७] પ્રતિભાશક્તિ, વિનય, સુશીલપણું, મનોબળ, જ્ઞાનેંદ્રિય તથા કર્મેન્દ્રિયનું બળ, ભોગને માટે યોગ્યતા, ગંભીરપણું, સ્થિરતા આસ્તિકપણું, કીર્તિ, માન(પૂજ્યપણું), નિરભિમાનપણું,[२८] તથા એ શિવાય બીજા પણ મોટા નિત્ય ગુણો જેને માટે મોટાઇને ઈચ્છનારા પુરૂષો આશા રાખેછે, તે કદી પણ નાશ પામતા નહીં.[२९] હે ધર્મ! તે ગુણના પાત્ર તથા લક્ષ્મીના નિવાસરૂપ ભગવાન્‌થી રહિત થઈછું, તથા પાપી કળિયુગે જેની ઉપર નજર કરેલીછે, તેવા લોકને જોઈ હું શોક પામુંછું.[३०] મારો પોતાનો, દેવતામાં ઉત્તમ એવા જે આપ તેનો, તથા દેવ, પિતૃ, ઋષિ અને સત્પુરૂષનો પણ શોક કરૂંછું. તેમજ વર્ણાશ્રમનો પણ (તેમની વ્યવસ્થા હવે નહિ રહે એમ ધારી) શોક કરૂંછું.[३१] જે લક્ષ્મીના કટાક્ષ પોતાની ઉપર પડવાની ઇચ્છાથી બ્રહ્માઆદિ દેવોએ ઘણા દિવસ તપ કર્યું તે મોટા પુરૂષો દેવોએ જેનો આશ્રય કરેલોછે એવાં લક્ષ્મીપણ પોતાનાં નિવાસસ્થાન કમળનાંવનને છોડી દઇ જે ભગવાનનાં ચરણકમળને પ્રીતિપૂર્વક સેવે છે,[३२] તે ભગવાનનાં કમળ, વજ્ર, અંકુશ એ ચિન્હો વડે સુશોભિત પગલાંથી સુશોભિત થયેલી હું, ભગવાનથીજ સમૃદ્ધિ પામીને ત્રણે લોકથી પણ અધિક દીપતી હતી, તે પછી ભગવાને જ્યારે મારામાં ગર્વનો આવેશ જોયો, ત્યારે તેમણે મારો ત્યાગ કર્યો.[३३] જે સ્વાધીન પ્રભુએ દૈત્યવંશી રાજાઓની સો અક્ષૌહિણી સેનાઓ જે મારી ઉપર અતિશય ભારરૂપ હતી તેનો નાશ કર્યો, જેણે ત્રણ પગ ભાગી જવાને લીધે દુઃખથી પીડાતા આપને ચારે પગે સંપૂર્ણ કરવાને યાદવોમાં સુંદર શરીર ધારણ કર્યું.[३४] જે પ્રેમસહિત દૃષ્ટિથી, સુંદર હાસ્યથી તથા મધુર વચનથી મધુકુળની સ્ત્રીઓનાં માન તથા ધીરજ હરી લેતા, તથા જેનાં ચરણકમળની છાપથી શોભાયમાન મારા અંગમાં રૂંવાડાં ઉભાં થતાં, તે પુરૂષોત્તમ ભગવાનનો વિરહ કોણ સ્ત્રી સહન કરી શકે?[३५]

એવી રીતે પૃથ્વી અને ધર્મ પરસ્પર વાત કરતાં હતાં, તેટલામાં પરીક્ષિત રાજર્ષિ પ્રાચીસરસ્વતીને+ કાંઠે આવ્યા.[३६]

तयोरेवंकथयतोः पृथिवीधर्मयोस्तदा ।
परीक्षितन्नामराजर्षिः प्राप्तःप्राचीसरस्वतीं॥३६॥

ઇતિશ્રી મહાપુરાણ ભાગવતના પ્રથમસ્કંધનો ૧૬ મો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૧૭ મો.*

### પરીક્ષિતે કળિયુગને કરેલી શિક્ષા.

॥ सूतउवाच ॥

तत्रगोमिथुनंराजा हन्यमानमनाथवत् ॥
दंडहस्तंच वृषलं ददृशेनृपलांछनं ॥ १ ॥

સૂત કહેછે—હે શૌનક! તે ઠેકાણે પરીક્ષિત રાજાએ, રાજચિન્હ ધારણ કરનાર તથા હાથમાં જેને દંડ છે એવા શૂદ્રને બિચારાં અનાથ જેવાં ગાય ને બળદનાં જોડાંને મારતાં જોયો.[१] શૂદ્ર જેને મારેછે, કમળના દંડસરખો જેનો ધોળો વર્ણછે અને ભયથી જેને મૂત્ર ચાલ્યું જાયછે એવા બળદ (ધર્મ)ને એક પગે ધ્રુજતો ઉભેલો જોયો.[२] તથા હોમમાં ઉપયોગી દૂધને આપનારી, જેને શૂદ્ર (કળિ) પાટુ મારેછે, જેને ભૂખને લીધે ખડની ઇચ્છા છે, તથા શરીર જેનું ઘસાઇ ગયુંછે એવી ગાયને દીઠી.[३] એટલે સોનેરી સાજવાળા રથમાં બેઠેલા તથા જેણે ધનુષ ચઢાવેલું છે એવા પરીક્ષિતરાજાએ, મેઘના સરખી ગંભીરવાણીવડે ( રાજાનો વેષ ધરનાર તે શૂદ્રરૂપ

---

+ પૂર્વ દિશામાં વેહેતી. * આ સત્તરમા અધ્યાયમાં આવા પરાક્રમી રાજાને પણ વૈરાગ્ય થયો તે કહેવા માટે કળિયુગને શિક્ષા કરી એ વાત કહેવામાં આવશે.

કળિને) પૂછ્યું.[૪] આખી પૃથ્વી મારા રક્ષણ નીચે છે, તે છતાં બિચારી અબળા ગાયને બળાત્કારથી મારનારો તું કોણ છે? તેં નટની પેઠે વેષ તો રાજાનો ધર્યોછે, પણ કામ તો શૂદ્રનું કરેછે.[૫] અર્જુનસહિત શ્રીકૃષ્ણે આ ભૂલોકને તજી દીધો છે, જેથી બિચારાં નિરપરાધી પ્રાણીને આ એકાંત સ્થળમાં મારેછે, માટે તું અપરાધી છે અને એજ કારણ માટે તને મારી નાખવો ઘટેછે, પરંતુ તે પહેલાં કહે કે તું કોણ છે.[૬] (પછી ધર્મ તરફ જોઇને કહેછે ) કમળના દંડસરખા ધોળા તથા ત્રણ પગ ન હોવાથી એક પગેજ ચાલતા એવા આપ શું કોઈ બળદનું રૂપ ધારણ કરનારા દેવ છો? આપને આ સ્થિતિમાં જોઇ અમારા મનને ખેદ થાયછે.[૭] પુરૂવંશી રાજાઓના ભુજદંડથી સુરક્ષિત આ ભૂતળ ઉપર તમારા વગર કોઇ પણ પ્રાણીના નેત્રમાંથી શોકનાં આંસુ ખરતાં નથી.[૮] હે ગાય! તમે શોક કરો નહિ, શૂદ્ર (કળિ) થી તમારો ભય દૂર થાઓ. હે માતા! ખળ પુરૂષોને શિક્ષા કરનારો જ્યાં સુધી હું છું ત્યાં સુધી તમારૂં કુશળજ છે, માટે તમે રૂદન કરો નહિં.[૯] હે સાધ્વી! જે રાજાના મુલકમાં દુષ્ટલોકો પ્રજાને પીડેછે, તે ઉન્મત્ત રાજાની કીર્ત્તિ, આયુષ્ય, ભાગ્ય તથા પરલોક નાશ પામે છે.[૧૦] દુઃખીનાં દુઃખો ટાળવાં એ રાજાઓનો ઉત્તમ ધર્મ છે, માટે આ પ્રાણીના દ્રોહી દુષ્ટ શૂદ્ર (કળિ) ને હું હમણાં મારીશ.[૧૧] હે સુરભિના પુત્ર! હે બળદ! તમારા ત્રણ પગ કોણે કાપી નાંખ્યા? ભગવદ્‌ભક્ત રાજાઓના રાજ્યમાં તમારા જેવાં દુઃખી કોઇ ના થજો.[૧૨] હે બળદ! આપનું કલ્યાણ થાઓ. અને આપ મને કહો કે પાંડવોની કીર્તિને કલંક લગાડનાર કયા પુરૂષે તમારૂં રૂપ બેડોળ કરી નાંખ્યું? નિરપરાધીનો અપરાધ કરનાર માણસ ગમે ત્યાં જાય તો પણ તેને મારો ભય છે.[૧૩] જે આ લોકમાં અમર્યાદી પુરૂષ નિરપરાધી પ્રાણીનો અપરાધ કરેછે, તે ગમે તેવો હોય તો પણ હું તેની બાજુબંધ સહિત ભુજા કાપું છું.[૧૪] કાંઇ પણ આપત્તિ વિના સ્વધર્મને તજનારા લોકોને શાસ્ત્ર પ્રમાણે દંડ આપનારા રાજાનો, સ્વધર્મનિષ્ઠ લોકોનું પાલણ કરવું એ પરમ ધર્મ છે.[૧૫]

ધર્મ કહેછે—જે પાંડવોના ગુણ જોઇ શ્રીકૃષ્ણેપણ દૂતનું કામ કર્યું તે પાંડવનાવંશમાં થયેલા આપે દુઃખીને અભય વચન આપવું ઘટેછે.[૧૬] હે પુરૂષમાં શ્રેષ્ઠ પરીક્ષિત! આપ અમને 'તમને દુઃખ આપનાર કોણ છે,' એમ પૂછોછો; પરંતુ દુઃખના કારણવિષે જુદા જુદા મતને અનુકૂળ વાક્યો હોવાથી અમારી મતિમાં ભ્રમ ઉત્પન્ન થાયછે.[૧૭] કારણ કે કુતર્કથી આચ્છાદિત (નાસ્તિકો) કહેછે, કે પ્રાણીઓ પોતેજ પોતાનાં સુખદુઃખનું કારણછે; કેટલાએક (જોતિષ જાણનાર) કહેછે કે ગ્રહ સુખદુઃખનું કારણછે; કેટલાએક (મીમાંસકો) કર્મનેજ સુખદુઃખનું કારણ ગણેછે. કેટલાએક (ચાર્વાકના અનુયાયી ) સુખદુઃખને પોતાની મેળે થનાર માનેછે.[૧૮] તથા કેટલાએકનું મત એવું છે કે જેને મનવાણી પહોંચી શકતાં નથી એવા પરમેશ્વરસર્વનું કારણછે; માટે હે રાજા તમેજ એ જુદા જુદા મતો ઉપરથી અમારા દુઃખનું કારણ જે યોગ્ય હોય તે બુદ્ધિથી વિચારી જુઓ.[૧૯]

હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ શૌનક! એવી રીતે ધર્મે કહ્યું ત્યારે ચક્રવર્તી પરીક્ષિતરાજાએ એકાગ્રચિત્તે વિચાર કરી જોયો ત્યારે તેમનાં દુઃખનું ખરૂં કારણ જણાઇ આવ્યું, જેથી ખેદરહિત થઇ આ પ્રમાણે બોલ્યા.[૨૦] 'હે ધર્મજ્ઞ! (તમારા પગ કાપનાર કોણ છે તે જાણતાં છતાં આપ જે મોઘમ ઉત્તર આપોછો, એ) આપ ધર્મ કહોછો માટેજ આપ બળદનું રૂપ ધરનારા ધર્મ છો. કારણ કે અધર્મી જે સ્થાન ( નરકઆદિ ) પામેછે તે સ્થાનને તેનો સૂચક પણ પામેછે.[૨૧] અથવા ઇશ્વરી માયાના સ્વરૂપને મનુષ્યનાં મનવાણી પહોંચી શકતાં નથી એ વાત નિશ્ચિતછે.[૨૨] હે ધર્મ! તમારા તપ, પવિત્રતા, દયા તથા સત્ય એ ચાર પગ છે, તેમાંથી પેહેલા ત્રણ પગ તો ગર્વ, આસક્તિ તથા મદ એ અધર્મના ત્રણ અંશે ભાગી નાંખ્યાછે.[૨૩] માત્ર એક સત્યરૂપ પગ બાકી રહ્યોછે, જેથી તમે હાલી ચાલી શકો છો, અથવા જેથી માણસ આપને મેળવી શકેછે,

તે પગને પણ અધર્મથી વૃદ્ધિ પામેલો કળિ કાપી લેવાને ઈચ્છેછે.[૨૪] ભગવાને ભાર ઉતારી પોતાનાં ચરણકમળની છાપથી જેનું મંગળ કરેલછે, એવી આ પૃથ્વી પણ ભગવાને કરેલા પોતાના ત્યાગને લીધે એક અભાગણી સ્ત્રીની પેઠે 'જુલમીરાજાના વેષધારી શુદ્રો મને ભોગવશે' એવા વિચારથી નેત્રમાંજળ લાવી શોક કરેછે.[૨૫-૨૬]

આવી રીતે ધર્મને તથા પૃથ્વીને આશ્વાસના આપીને મહારથી પરીક્ષિત રાજાએ અધર્મના મૂળરૂપ કળિયુગ ઉપર તીખી ધારવાળી તરવાર ઉગામી.[૨૭] રાજા મને મારવા ધારે છે એમ જાણી ભયભીત થયેલો કળિ પોતાનાં રાજચિન્હ તજી દેઈ રાજાના ચરણમાં પડયો.[૨૮] તેને પગમાં પડેલો જોઈ દીનવત્સલ, શરણે જવા યોગ્ય તથા શુભ યશને યોગ્ય એવા પરીક્ષિતે તેને નહિ મારતાં આ રીતે કહ્યું.[૨૯]

પરીક્ષિત કહેછે—અર્જુનના વંશને જાળવી રાખનારા અમે છીએ, તેની આગળ તેં હાથ જોડયાછે, માટે તને લેશ પણ ભય નથી. તું અધર્મનો મિત્ર છે માટે કોઇ પણ રીતે મારા મુલકમાં તારે એક પણ અંશે વસવું નહીં.[૩૦] તારો રાજાઓના અંગમાં પ્રવેશ થવાથી, તારી પાછળ તુરત લોભ, અસત્ય, ચોરી, ખળતા, સ્વધર્મનો ત્યાગ, અલક્ષ્મી, કપટ, કલેશ તથા દંભ, એ અધર્મની સેનાનો પ્રવેશ થઇ ચૂકયો.[૩૧] માટે હે અધર્મના મિત્ર કળિ ! જે બ્રહ્માવર્ત્તમાં યજ્ઞના વિસ્તારને જાણનાર ઋષિઓ, યજ્ઞો વડે તેનું ફળ આપનારા ભગવાનનું યજન કરેછે તથા જે ધર્મ અને સત્યને વસવા યોગ્ય છે, તે બ્રહ્માવર્ત્તમાં તારે રહેવું નહીં.[૩૨] વળી આ બ્રહ્માવર્ત્તમાં, જેમ પવન પ્રાણરૂપે સર્વ પ્રાણીઓમાં છે તથા બહાર પણ છે, તેમ સ્થાવર અને જંગમરૂપ જગત્માં વ્યાપકતાને લીધે જે બહાર તથા અંતરમાં છે, તે ભગવાન્ પોતાને આરાધનારાનું કલ્યાણ કરેછે તથા તેમના મનોરથ સંપૂર્ણ કરેછે.[૩૩]

સૂત કહેછે—પરીક્ષિતે એવી રીતે આજ્ઞા કરી ત્યારે કળિ કંપવા માંડયો, તથા યમની પેઠે જેણે તરવાર ઉગામી છે એવા પરીક્ષિત રાજાને તેણે આ પ્રમાણે કહ્યું.[૩૪] હે ચક્રવર્ત્તિ રાજા ! આપની આજ્ઞાથી હુ જે સ્થળે રહીશ ત્યાં ત્યાં હાથમાં ધનુષબાણ લઈ આપને આવેલા જોઇશ.[૩૫] માટે હે ધર્મરક્ષકમાં શ્રેષ્ઠ રાજા ! આપ મને રહેવાનુ ચોકસ સ્થળ આપો, કે જ્યાં હું આપના હુકમપ્રમાણે નિયમ કરીને રહું.[૩૬] એ પ્રમાણે કળિની માગણી ઉપરથી રાજાએ; જુગટું, મદિરાપાન, સ્ત્રીસંગ તથા પ્રાણીની હિંસા, એ ચાર પ્રકારનો અધર્મ જે ઠેકાણે હોય તે ઠેકાણાં તેને આપ્યાં.[૩૭] બીજીવાર તેની માગણીથી રાજાએ સોનું રહેવા માટે આપ્યું, જે આપવાથી અસત્ય, મદ, કામ, રજોગુણથી થનારી હિંસા, તથા પાંચમું વેર પણ તે આપી ચૂકયા.[૩૮] ઉત્તરાના પુત્ર પરીક્ષિતે આપેલાં એવાં આ પાંચ ઠેકાણાંમાં અધર્મના મૂળરૂપ કળિયુગ તેની આજ્ઞા પાળીને રહ્યો.[૩૯] માટે પોતાનો નાશ નહિ થવાની ઇચ્છાવાળા પુરૂષે એ પાંચ વસ્તુ સેવવી નહીં. તેમાં ઘણું કરીને ધર્મશીળ પુરૂષે, પ્રજાને પાળનાર રાજાએ તથા ગુરૂ એટલે ધર્મોપદેશકે તો સેવવીજ નહીં.[૪૦] પછી બળદ એટલે ધર્મના નાશ પામેલા તપ, પવિત્રતા તથા દયા એ ત્રણ પાદ (પગ) રાજાએ સાંધ્યા, અર્થાત્ જગત્માં તેમને પ્રવર્ત્તાવ્યા, તથા પૃથ્વીની આશ્વાસના કરી તેનો શોક ટાળ્યો.[૪૧] વનમાં જવાને ઈચ્છતા પોતાના દાદા યુધિષ્ઠિરે આપેલી રાજગાદી ઉપર મહાભાગ્યવાળા કૌરવોની લક્ષ્મીથી શોભતા અને મોટા યશવાળા તે ચક્રવર્ત્તિ રાજા પરીક્ષિત હસ્તિનાપુરમાં હમણાં સુધી વિરાજતા હતા.[૪૨-૪૩] પૃથ્વીના પાળક જે પરીક્ષિતના કાળમાં તમે યજ્ઞનો સમારંભ કર્યોછે તે અભિમન્યુના પુત્ર રાજાનો આવો પ્રભાવ છે.[૪૪]

इत्थंभूतानुभावोऽयमभिमन्युसुतोनृपः ।
यस्यपालयतःक्षोणीं यूयंसत्रायदीक्षिताः ॥४५॥

ઇતિ શ્રી મહાપુરાણ ભાગવતના પ્રથમસ્કંધનો ૧૭ મો અધ્યાય સંપૂર્ણ.

# અધ્યાય ૧૮ મો.*

## ઋષિ પુત્રે પરીક્ષિતને દીધેલો શાપ.

॥ सूतउवाच ॥

योवैद्रौण्यस्त्रविप्लुष्टो नमातुरुदरेमृतः ।
अनुग्रहाद्भगवतः कृष्णस्याद्भुतकर्मणः ॥ १ ॥

સૂત કહેછે—માતાના ઉદરમાં અદ્‌ભુત પરાક્રમ વાળા ભગવાન શ્રીકૃષ્ણના અનુગ્રહથી અશ્વત્થામાના અસ્ત્રવડે બળ્યા છતાં પણ જે મૃત્યુ પામ્યા નહીં,[૧] તથા બ્રાહ્મણના ક્રોધથી થયેલા તક્ષકરૂપ મૃત્યુના મહાભયથી, ભગવાન્‌માં ચિત્તજોડીને જે મોહ પામ્યા નહીં,[૨] તે અજિત ભગવાન્‌નું સ્વરૂપ જાણનારા શુકદેવજીના શિષ્ય પરીક્ષિતે સર્વમાંથી આસક્તિ મૂકી દઈ ગંગામાં પોતાના શરીરનો ત્યાગ કર્યો.[૩] જે મરણ સમયે પણ ભગવાન્‌ની કથારૂપ અમૃતનું સેવન કરેછે, તેના ચરણારવિંદનુ સેવન કરેછે, તથા જેને વિષે સદા હરિકથા રહેલીછે, એવા પુરૂષોને મરણ સમયે પણ ભ્રાંતિ ઉત્પન્ન થતી નથી.[૪] ઘણા સમર્થ, અભિમન્યુના પુત્ર, ચક્રવર્તી પરીક્ષિત રાજા પૃથ્વી ઉપર હતા ત્યાંસુધી તો અધર્મના મૂળરૂપ કળિ, આ જગત્‌માં સર્વ ઠેકાણે પ્રસર્યો છતાં પણ પોતાનું સામર્થ્ય બતાવી શક્યોજ નથી.[૫] જે દિવસે જે ટાણે ભગવાને પૃથ્વીનો ત્યાગ કર્યો છે, ત્યારથીજ આ લોકમાં અધર્મના કારણ કળિનો પ્રવેશ થઈ ચૂકયો છે.[૬] પરંતુ ભ્રમરની પેઠે સારગ્રાહી ચક્રવર્તી પરીક્ષિતને તેનો દ્વેષ ન હતો; કારણકે કળિયુગમાં પુણ્ય, સંકલ્પમાત્રથી ફળદાયક થાયછે, તથા પાપ તો કર્યા પછી ફળ આપેછે.[૭] જે અસાવધાન માણસો તરફ નાહારની પેઠે સાવચેતીથી વર્ત્તે છે તે ધીરજવગરના પુરૂષો તરફ શૂરવીર, તથા ધીર પુરૂષથી ભય પામનારો કળિયુગ શું કરી શકવાનો છે?[૮] હે ઋષિઓ! જે તમે વાસુદેવની કથાયુક્ત પરીક્ષિતનું પવિત્ર આખ્યાન પૂછ્યું તે મેં તમને કહ્યું.[૯] કીર્તન કરવા યોગ્ય અનેક કર્મવાળા ભગવાન્‌ના ગુણ અને પરાક્રમવિષેની જે જે કથાઓ છે તે બધી, પોતાનો નાશ નહિ ઇચ્છનારા પુરૂષોએ સેવવા યોગ્ય છે.[૧૦]

ઋષિઓ કહે છે—હે સૌમ્યસૂત! તમારૂં આયુષ્ય લાંબુ થાઓ. કેમકે શ્રીકૃષ્ણના નિર્મળ યશને સંભળાવોછો કે જે અમારાં જેવાં માણસોને જન્મમરણ ટાળનાર છે.[૧૧] જેમાં ફળને માટે સંશય છે એવા આ યજ્ઞકર્મમાં ધુમાડાઓથી ઝાંખા થઈ ગયેલા અમોને ગોવિંદના ચરણકમળનો મધુર રસ તમે પાઓછો.[૧૨] અમે ભગવદ્ભક્તના સંગના લેશની બરાબર સ્વર્ગ અથવા મુક્તિને પણ ગણતા નથી, ત્યારે માણસોનાં તુચ્છ રાજ્ય આદિ સુખો તો કોણ માત્ર છે?[૧૩] માયાના ગુણ રહિત તથા અનેક કલ્યાણગુણયુક્ત, મહાત્માઓના અસાધારણ આશ્રયરૂપ તથા શિવ બ્રહ્માદિ યોગેશ્વરો પણ જેનો પાર પામ્યા નથી એવા ભગવાન્‌ની કથાથી તેના રસનો અનુભવી કયો પુરૂષ તૃપ્તિ પામે?[૧૪] માટે હે વિદ્વન્ સૂત! તમે ભગવાનના ભક્તોમાં મોટા છો, માટે ઘણાજ મહત્પુરૂષોના આશ્રયરૂપ શ્રીહરિનાં શુદ્ધ તથા ઉદાર ચરિત્રને આપની પાસેથી અમે સાંભળવા ઇચ્છીએ છીએ, માટે કૃપા કરી વિસ્તારથી કહો.[૧૫] શુકદેવજીએ ઉપદેશ કરેલાં જે ભાગવતરૂપ જ્ઞાનથી ભગવાન્‌ના મહાન્ ભક્ત તથા ઘણાજ બુદ્ધિશાળી પરીક્ષિત રાજા, મોક્ષસ્વરૂપ ગરૂડવાહન ભગવાનના ચરણકમળને પ્રાપ્ત થયા,[૧૬] તે અદ્‌ભુત ભક્તિયોગવાળું, ભગવાન્‌ના ભક્તોને પ્રિય, ભગવાન્‌નાં ચરિત્રથી સુશોભિત, અને પરમ પવિત્ર પરીક્ષિતરાજા સંબંધી આખ્યાન (ભાગવત) અમને સ્પષ્ટ રીતે કહો.[૧૭]

સૂત કહેછે—અહો અમે પ્રતિલોમજ* છતાં પણ વૃદ્ધના આદરથી સફળ જન્મવાળા થયા છીએ. કારણ કે મહાત્માઓની સાથે સંભાષણનો પ્રસંગ તુરત નીચ કુળમાં ઉત્પન્ન થવા વિષેની આધિ (મનોવ્યથા)મટાડેછે,[૧૮] ત્યારે જે ભગવાન્ અનંતશક્તિ, અવિનાશી છે, તથા મોટા ગુણો

---

* આ અઢારમા અધ્યાયમા પરીક્ષિતને બ્રાહ્મણના પુત્રે તક્ષકનાગ કરડવાનો શાપ દીધો તે વાત આવશે. ઋષિપુત્રે આપેલો શાપ રાજાને અનુગ્રહરૂપ થયોછે. કેમકે તેથી તેને વૈરાગ્ય ઉત્પન્ન થયો.

* ઉત્તમવર્ણની મા તથા નીચ વર્ણનાપિતાથી થયેલો છોકરો.

હોવાથી જેને અનંત કહેછે, તે મહાન્ પુરૂષોના અસાધારણ આશ્રયરૂપ ભગવાન્નાં નામ લેનારા પુરૂષોની મનોવ્યથા મટાડે એમાં શું કહેવું?[१९] લક્ષ્મી, પોતાની ઇચ્છા રાખનારા બીજા દેવોને તજીને પોતાને નહિ ઇચ્છતા એવા જે ભગવાન્ના ચરણકમળની રજને સેવેછે, તે ભગવાન્ની તુલ્ય અથવા અધિક ગુણમાં કોઇ પણ નથી. એ વિષયમાં ઉપર કહેલી સૂચના પૂર્ણ છે,[२०] તોપણ વધારે કહું છું કે ભગવાન્નાં ચરણકમળના નખમાંથી નીકળ્યા છતાં બ્રહ્માએ આપેલા અર્ઘરૂપ ગંગાજળ શંકરસહિત જગત્‌ને પવિત્ર કરેછે. માટે મુકુંદ ભગવાન્ વિના બીજો જગત્‌માં કોણ ભગવત્પદના અર્થવાળો(સર્વઐશ્વર્ય સંપન્ન)છે?[२१] ભગવાન્‌નેવિષે પ્રીતિવાળા ધીરપુરૂષો તત્કાળ દેહાદિકમાં બાંધેલા મમત્વના સંગને તજીને છેલ્લી પરમહંસ દશાને પામેછે, જે દશામાં અહિંસા તથા શાંતિ સ્વભાવિક છે.[२२] જેમ પક્ષીઓ વિશાળ આકાશમાં પોતાની શક્તિપ્રમાણે ઉડેછે, તેમ વિદ્વાનો પણ પોતાની શક્તિપ્રમાણે વિષ્ણુને વર્ણવેછે, માટે હે વેદમૂર્તિ! તમે મને પૂછ્યું માટે જેટલું મારામાં જ્ઞાન છે તે પ્રમાણે હું આપને કહું છું.[२३] એક સમયે ધનુષ લઇ પરીક્ષિતરાજા વનમાં મૃગયા કરવા ગયા, ત્યાં ઘણાં મૃગોની પછવાડે લાગવાથી થાકને લીધે ઘણા ભૂખ્યા તથા તરસ્યા થયા.[२४] પાણીનું સ્થળ ગોતતાં ક્યાંઈ પણ તે નહિ મળવાથી અતે તેમણે એક ઋષિનો આશ્રમ દીઠો. તેમાં, શાંત તથા ઇન્દ્રિય, પ્રાણ, મન અને બુદ્ધિને સ્વરૂપમાં જોડી વિરામ પામેલા, જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાથી ભિન્ન ચોથી સમાધિ અવસ્થાને પામેલા, બ્રહ્મભૂત (બ્રહ્મરૂપ), નિર્વિકાર તથા છુટી જટાથી અને 'રૂરૂ' નામના મૃગના ચર્મથી ઢંકાયેલા શમીકઋષિને, પરીક્ષિતે ઉપર જણાવેલી સ્થિતિમાં રહેલા દીઠા. અને તરશથી તાળવું સૂકાવાથી રાજાએ તેમની પાસે પાણી માગ્યું.[२५-२७] પોતાને બેસવામાટે ખડ વગેરેનું આસન અથવા કોઇ બેસવાયોગ્ય સ્થાનક તથા અતિથિને યોગ્ય અર્ઘ તથા પ્રિય વચન નહિ મળવાથી પોતાનું અપમાન થયું માની રાજાને ક્રોધ ચઢયો.[२८] હે શૈનક! ભૂખ અને તરશથી પરીક્ષિત રાજાનો પ્રથમ કોઈપણ સમયે નહિ થયેલો એવો તુરત બ્રાહ્મણઉપર મત્સર તથા ક્રોધ થયો.[२९] જેના આવેશમાં તેણે પોતાના ધનુષની અણીવડે તે બ્રહ્મર્ષિની કંઠમાં મરેલો સર્પ નાંખ્યો અને પોતે આશ્રમની બહાર નીકળી પોતાના નગર તરફ ચાલતા થયા.[३०] આ ઋષિ ખરેખર ઇન્દ્રિયોનેવશ રાખી, નેત્ર બંધ કરી, સમાધિમાં બેઠાછે, કે 'ક્ષત્રીઓથી શું થઈ શકવાનું છે' એમ ધારી ખોટી સમાધિમાંબેઠાછે એ જાણવામાટે રાજાએ તેની ડોકમાંસર્પ નાંખ્યો.[३१]

પછી ઋષિના બાળકોસાથે ફરતા અતિ તેજસ્વી શમીક ઋષિના દીકરાએ સાંભળ્યું કે, તેના પિતાને પરીક્ષિત રાજાએ (ડોકમાં સર્પ નાંખી) દુ:ખી કર્યા, ત્યારે તે આ પ્રમાણે બોલ્યો.[३२] 'અહો! કાગડાજેવા પુષ્ટરાજાઓનો અધર્મ તો જુઓ! દાસે પોતાના ધણીનું ભૂંડું કરવું એ દ્વારપાળ કુતરાએ પોતાના સ્વામીનું ભૂંડું કરવા બરાબર છે.[३३] બ્રાહ્મણોએ નીચ ક્ષત્રિયને દ્વારપાળ કરેલછે, તે દ્વારપાળ ક્ષત્રિય બ્રાહ્મણના ઘરમાંથી તેના ઠામમાંથી અન્ન શી રીતે ખાવાનેયોગ્ય થઈશકે?[३४] અવળે માર્ગે ચાલનારા પુરૂષોને શિક્ષા કરનાર શ્રીકૃષ્ણભગવાન્ સ્વધામ પધાર્યાછે, માટે અમર્યાદી રાજાઆદિને હવે હું શિક્ષા કરવાનોછું. માટે (હે છોકરાઓ!) મારૂં તમે બળ જુઓ.'[३५] એ રીતે વયસ્ય (સરખીવયના) ઋષિના છોકરાઓને કહીને લાલચોળ આંખોવાળા ઋષિપુત્ર શૃંગીએ કૌશિકી નદીનું પાણી હાથમાં લેઈ શાપ આપ્યો કે[३६] મારા પિતાના દ્રોહી અને પોતાના કુળમાં અંગારરૂપ પરીક્ષિત રાજાને મારો મોકલેલો તક્ષકનાગ આજથી સાતમે દિવસે કરડશે.'[३७] એ પ્રમાણે શાપ આપી તે ઋષિનો પુત્ર આશ્રમમાં આવી પોતાના પિતાના ગળામાં સર્પ જોઈ મનમાં ખેદ લાવી મોટે સાદે રોવા લાગ્યો.[३८] હે શૈનક! તે અંગિરાના પુત્ર શમીકે પોતાના પુત્રનો વિલાપ સાંભળી ધીરેધીરે આંખ ઉઘાડી જોયું તો પોતાના ડોકમાં મરેલો સાપ દીઠો.[३९] તેને ફેંકી દેઈ પુત્રને પૂછ્યું કે 'હે પુત્ર! તું શા માટે રૂવેછે?

કોણે તારો અપરાધ કર્યોછે ?' એ રીતે પોતાના પિતાએ પૂછ્યું ત્યારે તેની આગળ તે છોકરાએ બધી બનેલી વાત નિવેદન કરી.[૪૦] શાપ નહિ આપવાયોગ્ય રાજાને શાપ આપ્યો તેથી ઋષિએ પોતાના પુત્રને વખાણ્યો નહિ, અને તેને કહ્યું કે 'અરે પુત્ર ! તે મોટું કષ્ટકારી પાપ કર્યું, કારણ કે ઘણાજ થોડા વાંક માટે રાજાનો ઘણો દંડ કર્યો.[૪૧] હે કાચી બુદ્ધિવાળા પુત્ર ! દેવરૂપ રાજાને સાધારણ માણસ તરીકે ગણવો યોગ્ય નથી. જે રાજાના ઉગ્ર તેજવડે ચારેકોરથી ભયરહિત રક્ષા પામેલી પ્રજા કલ્યાણ મેળવેછે,[૪૨] તે વિષ્ણુરૂપ રાજા જ્યારે અદૃશ્ય થાયછે ત્યારે અનેક ચોરોથી ભરપૂર તથા રક્ષા કરનારરહિત સઘળું જગત્ ગાડરાંના ટોળાની પેઠે ક્ષણવારમાં નાશ પામેછે.[૪૩] ધણીવિનાના ધનને લુટનારા ચોરો જે પાપ કરશે તે આપણે નહિ કર્યાં છતાં પણ આપણને લાગશે. જેમાં ચોરનો ભાગ ઘણો છે એવા લોક એક બીજાને મારી નાંખેછે, ગાળો ભાંડેછે તથા સ્ત્રી, ઢોર તથા ધન લેઈલેછે.[૪૪] આમ થાયછે ત્યારે મનુષ્યોનો વર્ણ, આશ્રમ તથા તેમનો આચારસહિત વૈદિક આર્યધર્મ નાશ પામેછે, જેથી ધનવગેરેમાં અને વિષયકામનામાંજ મન લગાડનારા પુરૂષોનો કુતરાં વાંદરાંની પેઠે વર્ણસંકર થઈ જાયછે.[૪૫] ધર્મપાળક, ચક્રવર્તી, યશસ્વી, સાક્ષાત્ મહાભક્ત, અશ્વમેધ યજ્ઞ કરનાર, ક્ષુધા, તૃષા અને શ્રમથી પીડાયેલા તે દીન પરીક્ષિતરાજા આપણા શાપને યોગ્ય નથી.[૪૬] પોતાના નિષ્પાપ દાસવિષે આ કાચી બુદ્ધિવાળા છોકરાએ પાપ કર્યુંછે તે સર્વના આત્મારૂપ ભગવાન્ ક્ષમા કરવાને યોગ્યછે.[૪૭] ભગવાન્‌ના ભક્તો સમર્થ છતાં પણ કદી કોઇ તેની નિંદા કરે, અપમાન કરે અથવા માર મારે, તોપણ તેમનુ અનિષ્ટ(ભૂંડું) કરતા નથી.'[૪૮] એવી રીતે પુત્રે કરેલા અપરાધથી તાપ પામેલા મુનિએ, રાજાએ પોતાનો અપરાધ કર્યાં છતાં પણ તેનો અપરાધ ગણ્યો નહીં.[૪૯] ઘણુંકરીને જગત્‌માં સાધુપુરૂષો, બીજાએ તેમને સુખદુઃખમાં નાંખ્યા છતાં પણ હર્ષ શોક પામતા નથી. કેમકે આત્મા સુખદુઃખઆદિ દ્વંદ્વ ધર્મ રહિતછે.[૫૦]

मायशः साधवोलोके परैर्द्वंद्वेषुयोजिताः ।
नव्यथंतिन ह्यंते यतआत्माऽगुणाश्रयः ॥५०॥

ઇતિ શ્રીભાગવતના પ્રથમસ્કંધનો અ૦ ૧૮ સં.

## અધ્યાય ૧૯ મો.*

### ઋષિના અપરાધથી પરીક્ષિતને થયેલો પશ્ચાત્તાપ તથા બ્રાહ્મણનાશાપથી તેનું ગંગા તીરે અનશન વ્રત લઈ બેસવું.

सूतउ०—महीपतिस्त्वथतत्कर्मगर्ह्यं ।
वि[illegible]नात्मकृतंसुदुर्मनाः ॥
अहोमयानीचमनार्यवत्कृतं ।
निरागसिब्रह्मणिगूढ[illegible]से ॥१॥

સૂત કહેછે—હે શૌનક ! પછી પોતે કરેલા નિંદિત કામવિષે વિચાર કરતાં પરીક્ષિતને આવી રીતે ઘણો પશ્ચાત્તાપ થયો.—'અરે મેં અનાર્ય પુરૂષની પેઠે નિરપરાધી અપ્રગટ તેજવાળા બ્રાહ્મણનો મોટો અપરાધ કર્યો.[૧] મેં ઈશ્વરની અવજ્ઞા કરી તે માટે મારી પોતાની ઉપર થોડીવારમાં આપત્તિ અવશ્ય આવવી જોઇએ, તે આપત્તિ મારાં પાપની શુદ્ધિને માટે ભલે મારી ઉપર આવે, જેથી ફરી હું એવું કામ કદી કરૂં નહી[૨] કોપેલા બ્રાહ્મણના કુળરૂપ અગ્નિ, મારા રાજ્ય, બળ, તથા ધનથી પૂર્ણ એવા ભંડારને આજેજ બાળી નાંખો, કે જેથી પાપવાળો હું બ્રાહ્મણ, દેવતા તથા ગાયો ઉપર ફરી પાપબુદ્ધિ કરૂં નહી"[૩] એવી રીતે રાજા વિચાર કરેછે તેટલામાં શમીક ઋષિના શિષ્યને મુખેથી તક્ષક નાગથી સાતમે દિવસે પોતાનું મૃત્યુ થવાના સમાચાર સાંભળ્યા, જેથી વિષયમાં આસક્ત એવો જે પોતે તેને તક્ષકના ઝેરરૂપ અગ્નિ એક વૈરાગ્યનું શ્રેષ્ઠસાધનછે એમ તેણે માન્યું.[૪] પછી આલોક તથા પરલોક જેને પ્રથમથીજ પોતે તજવાયોગ્ય માન્યા હતા, તેમાંથી આસક્તિ છોડી દઇ ભગ-

* આ ઓગણીશમા અધ્યાયમાં, પરીક્ષિત રાજા પોતે મૂવેલો સર્પ શમીક ઋષિની ડોકમાં નાંખ્યો તેનો પશ્ચાત્તાપ કરતા હતા ત્યાં તક્ષક નાગ કરડવાનો પોતાને ઋષિ તરફથી થયેલો શાપ સાંભળી તેથી અનુગ્રહ માની ગંગાકિનારે જઇ અનશન વ્રત ધારણ કરી બેઠા હતા, અને તેની પાસે બીજા મુનિઓ પણ બેઠા હતા, ત્યાં મહામુનિ શુકદેવજી પધાર્યા, એ વાત આવશે.

વાનૂની સેવાને શ્રેષ્ઠ માનતા એવા પરીક્ષિત રાજા ગંગાતીરે અનશનવ્રતનો (અન્ન જળ ન લેવાનો) સંકલ્પ કરીને બેઠા.[૫] જે ગંગા શોભાયમાન તુળસીની સાથે મળેલી શ્રીકૃષ્ણની ચરણરજના સંબંધથી સર્વોત્તમ પાણીને વહેછે, તે અંતર તથા બહાર તેમના પાલકસહિત સર્વ લોકને પાવન કરનારી ગંગાને મરવાને તૈયાર થયેલો કોણ પુરૂષ ન સેવે ?[૬] સર્વ વસ્તુમાંથી આસક્તિ છુટી જવાથી જેનું ચિત્ત શાંત છે, એવા પાંડવના કુળમાં થયેલા પરીક્ષિત રાજાએ ગંગાતીરે અનશનવ્રત લેઇ બેસવાનો વિચાર કરી, બીજા કોઈ પણ વિષયમાં મનને ન જવા દેતાં એકાગ્ર ચિત્તથી શ્રીભગવાનના ચરણનું ધ્યાન કર્યું.[૭] તે પછી જગતને પવિત્ર કરનારા મહાનુભાવ ઋષિયો પોતાના શિષ્યોસહિત પરીક્ષિત રાજા પાસે ગયા. સત્પુરૂષો તીર્થયાત્રાને મિશે પોતેજ તીર્થને પાવન કરેછે.[૮] અત્રિ, વસિષ્ઠ, ચ્યવન, શરદ્વાન, અરિષ્ટનેમિ, ભૃગુ, અંગિરા, પરાશર, વિશ્વામિત્ર, પરશુરામ, ઉતથ્ય, ઇંદ્રપ્રમદ, ઈધ્મવાહ, મેધાતિથિ, દેવલ, આર્ષ્ટિષેણ, ભારદ્વાજ, ગૌતમ, પિપ્પલાદ, મૈત્રેય, ઔર્વ, કવષ, અગસ્ત્ય, વેદવ્યાસ તથા નારદ; આ શિવાય પણ કેટલાક બ્રહ્મર્ષિ, દેવર્ષિ તથા રાજર્ષિ એકઠા થયા હતા. એ જુદાં જુદાં ઋષિઓનાં કુળમાંથી જે મોટા મોટા ઋષિઓ એકઠા થયા હતા, તેમની પૂજા કરી પૃથ્વીએ મસ્તક અડાડી પરીક્ષિતે તેમને પ્રણામ કર્યો.[૯-૧૧] પછી તે ઋષિઓ સુખથી બેઠા એટલે શુદ્ધ મનવાળા તથા તેમની આગળ હાથ જોડી ઉભેલા પરીક્ષિત રાજાએ પ્રણામપૂર્વક પોતાનો વિચાર આપ્રમાણે જણાવ્યો.[૧૨]

પરીક્ષિત કહેછે—હે બ્રાહ્મણો ! આપ અમારાં આચરણ જોઈ અમારી ઉપર અનુગ્રહ કરોછો, માટે અમે ભાગ્યશાળી છીએ, કારણકે નિંદિત કર્મવાળું રાજકુળ બ્રાહ્મણોના ચરણ ધોયેલ પાણી નાંખવાના સ્થળોથી પણ દૂર રહેવાયોગ્ય છે.[૧૩] માટે નિંદિત કામ કરનારો તથા સંસારમાં સદા આસક્ત એવો જે હું તેની ઉપર કારણ* તથા કાર્યના + નિયામક× એવા ભગવાનજ વૈરાગ્યનું કારણ એવા શાપરૂપ થયા છે, જે શાપથી ગૃહસ્થાશ્રમમાં નિરંતર આસક્ત પુરૂષ તુરત વૈરાગ્યને પામેછે.[૧૪] ઇશ્વરમાં જેનું ચિત્ત છે એવો હું, હે બ્રાહ્મણો ! તમારે તથા ગંગાને શરણે આવ્યોછું એમ સમજજો. માટે બ્રાહ્મણનો મોકલેલ તક્ષક નાગ ભલે મને કરડે. આપ મારી આગળ ભગવાનની કથા કરો.[૧૫] હવે પછી પણ મારા જે જે અવતાર આવે તેમાં અનંત ભગવાનમાં મારી પ્રીતિ થજો તથા ભગવાનનોજ આશ્રય કરનારા એવા મહાત્માઓનો સમાગમ થજો. બ્રાહ્મણોને હું નમુંછું.'[૧૬] આવી રીતનો જેનો નિશ્ચયછે એવા તથા ધૈર્યવાન્ રાજા રાજ્યનો ભાર પોતાના પુત્રઉપર નાંખી સમુદ્રની સ્ત્રી ગંગાનદીને દક્ષિણ તીરે ઉગમણા અગ્ર ભાગવાળા દર્ભ ઉપર ઉત્તરાદે મોઢે બેઠા.[૧૭] પરીક્ષિત રાજા અનશનવ્રત લેઇ ગંગાને તીરે બેઠા પછી આકાશમાં રહેલા દેવોએ રાજી થઈને તેનાં વખાણકરી તેની ઉપર ફુલની વૃષ્ટિકરીતથા દૈવી વાજાંવાગ્યાં.[૧૮] આસમયે પ્રજાનાકલ્યાણતરફ જેમનું વલણ તથા બળછે એવા એકઠા થયેલા ઋષિઓએ, 'હે રાજન્ ! તમે ઠીક કર્યું' એ રીતે તેને વખાણી, ભગવાન્ના ગુણવડે સુંદર વાણી આ રીતે બોલ્યા.[૧૯] 'હે રાજર્ષિવર્ય પરીક્ષિત ! આપ જેવા ભગવદ્ભક્તના મુખમાંથી આ પ્રમાણે વિવેકયુક્ત વચનો નિકળે એમાં નવાઇ નથી, કારણકે જેણે મહારાજાઓએ સેવેલી ઉત્તમ રાજગાદી પણ કેવળ ભગવાન્ની સન્નિધિની કામનાથી તરત તજી દીધી.[૨૦] ભગવાન્ના ભક્તમાં મુખ્ય આપ, આ શરીરને તજીને રજોગુણ તથા શોકરહિત ઉત્તમ લોકમાં જશો, ત્યાં સુધી અમે અહીં બેઠા રહીશું.'[૨૧] પરીક્ષિતરાજા, તે પક્ષપાતરહિત, ગંભીર અર્થવાળું તથા જેમાંથી અમૃત ઝરેછે એવું ઋષિઓનું યથાર્થ વચન સાંભળીને પોતાને ભગવાન્નાં ચરિત્રઆદરપૂર્વક સાંભળવાની ઈચ્છા હોવાથી તેમને નમીને આ પ્રમાણે બોલ્યા.[૨૨] જેમ સત્ય લોકમાં મૂર્તિધારી વેદોછે, તેમ આપ પણ સાક્ષાત્ મૂર્તિમાન્ વેદ એકઠા થયાછો. આ લોકમાં અથવા પરલોકમાં સ્વભાવથી બીજાઉપર

* માયા. + જગત્. × નિયમમાં રાખનાર.

અનુગ્રહ કરવો એ વિના બીજું કંઇ પણ આપને કર્તવ્ય નથી.[२३] હે બ્રાહ્મણો ! આપની ઉપર શ્રદ્ધા રાખી મારે પૂછવાનું એટલું જછે કે માણસે સર્વ અવસ્થામાં તેમાં પણ મુખ્યત્વે મરણ સમયે જેમાં પાપ ન હોય એવું શું કરવાનું છે, તે આપ સર્વ એકમત થઈ વિચાર કરો.[२४](પછી બ્રાહ્મણો પરસ્પર જુદા જુદા મત આપેછે તેટલામાં) નિસ્પૃહપણે પૃથ્વીઉપર વિચરતા વિચરતા વ્યાસજીના પુત્ર શુકદેવજી ત્યાં આવ્યા. તેમનો વેષ અવધૂતનો હતો, સ્ત્રીઓ તથા છોકરાંઓ ચોતરફથી તેમને વિંટાઇ વળ્યાં હતાં, તેમનો આશ્રમ કયો હશે એ તેમના આકાર ઉપરથી કળી શકાતું, નહોતું, સ્વરૂપના આનંદમાંજ તે મગ્ન હતા.[२५] તેમની અવસ્થા સોળ વર્ષની હતી, તેમના હાથ, પગ, જાંગ, ભુજા, ખભા તથા કપોળ કોમળ હતાં, તેમની પોહોળી આંખ, ઉપડતું નાક, બંને સરખા કાન તથા સુંદર ભમરવાળું મુખ હતું, શંખની પેઠે ત્રણ રેખાવાળું સુંદર ગળું હતું, માંસથી છાતી ઉપરનાં હાડકાં પુરાઈ ગયાં હતાં, ગોળ નાભી હતી, ત્રિવળીથી મનોહર પેટ હતું, અંગ ઉપર કોઇ વસ્ત્ર નહોતું, માથાના વાળ છૂટા તથા વાંકા હતા, આજાનુબાહુ,*દેવસમાન તેજસ્વી શ્યામ મૂર્તિ હતી તથા સુંદરઅવસ્થાને× લીધે શરીરમાં જે તેજ હતું તેથી તથા મનોહર હાસ્યને લીધે તે સ્ત્રીઓનાં મનને હરી લેતા હતા. એવી રીતે શુકદેવજીનું તેજ કળાતું ન હતું, તે છતાં તેમનાં લક્ષણને જાણનારા ઋષિઓ તેમને જોઈ આસનઉપરથી ઉભા થયા.[२६-२८] પછી પરીક્ષિતે પધારેલા અતિથિ શુકદેવજીની મસ્તક નમાવી પૂજા કરી, એટલે તે મોટા આસનઉપર બેઠા. તે જોઈ અજ્ઞાની સ્ત્રીઓ તથા છોકરાં તેમને ગાંડા જાણી પાછળ આવ્યાં હતાં તે પાછાં ચાલ્યાં ગયાં.[२९] બ્રહ્મર્ષિ, રાજર્ષિ તથા દેવર્ષિના સમૂદાયથી વીંટાએલા એવા તે મહાત્મા શુકદેવજી, ગ્રહ, નક્ષત્ર, તથા તારાઓથી વીંટાએલા ચંદ્રની પેઠે શોભતા હતા.[३०] શાંત તથા સર્વ વિષયમાં અકુંઠિત મતિવાળા શુકદેવજી પાસે બેઠેલા ભગવદ્ભક્ત પરીક્ષિતરાજાએ હાથ જોડી મધુર તથા સત્યવાણીથી સાવધપણે પૂછ્યું.[३१]

પરીક્ષિત કહેછે—અહો! અમે ક્ષત્રિઓમાં નીચ છતાં પણ આજ સત્પુરૂષોએ સેવવા યોગ્ય થયા; કારણ કે હેબ્રહ્મન્! આજ આપે અતિથિરૂપે પધારી અમને પવિત્ર કર્યા.[३२] જેનાસ્મરણથી માણસનાં ઘર તુરત પવિત્ર થાયછે, ત્યારે તેનાં દર્શન, સ્પર્શ, ચરણ ધોવાં, આસન આપવું, વગેરેથી પવિત્ર થાય તેમાં શું આશ્ચર્ય?[३३] હે મહાયોગિરાજ! વિષ્ણુની સન્નિધિથી જેમ દૈત્યનાશ પામેછે તેમ આપની સન્નિધિથી મોટાં પાપ નાશ પામેછે.[३४] પાંડવો જેને પ્રિયછે એવા ભગવાને શું મારીઉપર કૃપા કરી? અને પોતાના ફઇઆઇ ભાઇનું પ્રિય કરવા સારૂ તેમના વશમાં થયેલો એવો જે હું તેનું બધું કાર્ય કર્યું?[३५]જો ભગવાનની મારી ઉપર કૃપા ન હોય તો, જેની ગતિ કળી શકાતી નથી એવા, સિદ્ધ તથા 'જે માગવું હોય તે માગો,' એવી રીતે અમારા જેવાને કહેનારાએવા આપનું દર્શન છેકમરવાનીઅણીઉપર આવેલા અમોને ક્યાંથીથાય?[३६] માટે યોગીના પણ પરમગુરૂ એવા આપને પૂછું છું કે મરણ સમયે મનુષ્યનું સર્વ પ્રકારે કર્તવ્ય શું છે?[३७] હે પ્રભુ! માણસોએ મરણ સમયે જે સાંભળવાનું હોય, જે કરવાનું હોય, જે સ્મરણ કરવાનું હોય તથા જે જે બાબત તેને વારેલી હોય તે સર્વ અમને કહો.[३८] હે મહારાજ! ગૃહસ્થોના ઘરમાં આપની સ્થિતિ ગાય દોહોવાય તેટલી વાર પણ જોવામાં આવતી નથી.[३९]

સૂત કહેછે—એ રીતે જ્યારે પરીક્ષિતે મધુર વાણીથી સંભાષણપૂર્વક પ્રશ્ન પૂછ્યું, ત્યારે ધર્મને જાણનારા ભગવાન વેદવ્યાસના પુત્ર શુકદેવે આ પ્રમાણે ઉત્તર આપ્યો.[४०]

**एवमाभाषितः पृष्टः स राज्ञा श्लक्ष्णया गिरा ।**
**प्रत्यभाषत धर्मज्ञो भगवान्बादरायणिः ॥४०॥**

ઇતિશ્રી ભાગવતના પ્રથમ સ્કંધનો અ० ૧૯ સં०

**प्रथम स्कंध समाप्त.**

* ગોઠણસુધી લાંબા હાથ વાળા. × જુવાની.

श्रीमद्-

# भागवतभाषांतर.

## द्वितीय स्कंध.

શુદ્ધ ગુજરાતી ભાષાંતર.



द्वितीय स्कध- शुकदेव अने परीक्षित

श्रीमद्

# भागवत भाषांतर.

# द्वितीयस्कंध.

## અધ્યાય ૧ લો.*

### ભગવાનનું સ્થુળ સ્વરૂપ, તેની મનમાં ધારણા.

॥ श्रीशुकउवाच ॥

वरीयानेषतेप्रश्नः कृतोलोकहितं नृप ॥
आत्मवित्संमतःपुंसां श्रोतव्यादिषुयःपरः ॥ १ ॥

શુકદેવજી કહેછે—હે રાજન્! જે વિષય આત્મજ્ઞાનીએ સ્વીકારેલો છે, જેમાં જગતનું કલ્યાણ રહ્યુંછે તથા જે શ્રવણ-ધ્યાન આદિ કરવા યોગ્ય વિષયોમાં શ્રેષ્ઠ છે, તે વિષેનો આ તારો પ્રશ્ન છે, માટે તે ઉત્તમ છે.[1] હે રાજાધિરાજ! માણસોએ શ્રવણ કરવા યોગ્ય હજારો વિષયો છે, (પરંતુ) આત્માના સ્વરૂપથી અજાણ્યા એવા ગૃહસ્થાશ્રમમાં આસક્ત ગૃહસ્થોનું આયુષ્ય, રાત્રિએ તો નિદ્રામાં અથવા સ્ત્રીસંગમાં ચાલ્યું જાયછે તથા દિવસે ધન મેળવવાના ઉદ્યમમાં કે કુટુંબનાં ભરણ-પોષણમાં વહી જાયછે.[2-3] શરીર, સંતાન અને સ્ત્રીઆદિ પોતાની સેના (પરિવાર) નાશવાન્ છે; તેઓનો નાશ થાયછે તે પોતે નજરે જુએછે તે છતાં સંસારમાં પ્રીતિવાળો પુરૂષ તેને ન દેખતો હોય તેવી રીતે વર્તેછે.[4] માટે હે ભરતવંશી રાજા! મોક્ષની કામનાવાળા પુરૂષે સર્વના આત્મા નિયામક તથા જન્મમરણરૂપ બંધન કાપનારા ભગવાનવિષે શ્રવણ કરવું, તેના ગુણોનું કીર્ત્તન કરવું તથા સ્મરણ કરવું.[5] સ્વધર્મમાં નિષ્ઠા, આત્મા-અનાત્માનો વિવેક, તથા અષ્ટાંગયોગના અભ્યાસથી અંતે પરમાત્માની સ્મૃતિ રાખવી એ મનુષ્યજન્મનું મુખ્ય ફળ છે.[6] હે રાજન્! વિધિ† અને નિષેધથી નિવૃત્તિ પામેલ તથા નિર્ગુણ બ્રહ્મમાં રહેલા મુનિઓ પણ હરિના ગુણનું કીર્ત્તન કરવામાં આનંદ પામેછે.[7] ભગવાને કહેલું વેદતુલ્ય આ પુરાણ દ્વાપરયુગના આરંભે મારા પિતા વ્યાસજી પાસેથી હું ભણ્યો છું.[8] હે રાજા હું નિર્ગુણબ્રહ્મમાં સ્થિતિવાળો છતાં ભગવાનની લીલામાં મારૂં મન ખેંચાયાથી જે આખ્યાન હું ભણ્યો છું તે, તું ભગવાનનો ભક્ત છે માટે તને કહીશ. એ ભાગવતમાં શ્રદ્ધા રાખનારા પુરૂષોની મુકુંદ ભગવાનમાં નિષ્કામભક્તિ તુરત ઉત્પન્ન થાયછે.[9-10] હરિના ગુણનું કીર્ત્તન એજ સકામ પુરૂષોને ઇચ્છિતફળ આપનારૂં તથા જ્ઞાની અને યોગીને પણ જ્ઞાન તથા યોગાભ્યાસનું ફળ આપનારૂં છે, એ વાત નિશ્ચિત છે.[11] પ્રમત્ત માણસને અજાણતાં જતાં ઘણાં વર્ષો વડે શું ફળ થાયછે? કંઈજ નહી, બે ઘડી પણ જાણતાં જાય છે તે ઉત્તમ છે, જેથી કલ્યાણ માટે પ્રયત્ન કરાય.[12] ખટ્વાંગ* નામે રાજા પોતાનું બે ઘડીનું આયુષ્ય જાણી તેટલા કાળમાં સર્વમાંથી મમત્વ મૂકી દઇ મોક્ષ સ્વરૂપ હરિને પામ્યો.[13] માટે હે રાજા! હજી તારે સાત દિવસ જીવવાનું છે, માટે તેટલા કાળમાં સઘળું પરલોકનું સાધન સંપાદન કરી લે.[14] જ્યારે

---

* આ પેહેલા અધ્યાયમાં કીર્ત્તન શ્રવણ આદિથી અત્યંત સ્થૂળ ભગવદ્રૂપમાં મનની ધારણા કહેવાશે.

† શ્રુતિ સ્મૃતિ જે વચનવડે મનુષ્યને તેમનું કર્ત્તવ્ય જણાવેછે તે વિધિવાક્ય તથા જે વચનથી અમુક કાર્ય કરતાં અટકાવેછે તે નિષેધ વાક્ય.

* ખટ્વાંગ નામના રાજાએ દેવતાઓનો પક્ષ કરી દૈત્યોને જીત્યા, જેથી દેવોએ પ્રસન્ન થઇ તેને વર માગવાનું કહ્યું; ત્યારે તેણે કહ્યું કે પ્રથમ મારૂં આયુષ્ય કહો. દેવોએ કહ્યું કે તારૂં આયુષ્ય માત્ર હવે બે ઘડી છે. એ સાંભળી તે રાજા તુરત વિમાનમાં બેશી પૃથ્વી ઉપર આવ્યો અને ભગવાન્‌ને શરણ થયો. આ વાત નવમસ્કંધમાં આવશે.

માણસને મરણસમય આવે ત્યારે તેણે મરણનો ભય તજી વૈરાગ્યરૂપ શસ્ત્રવડે સુખની ઇચ્છાને તથા શરીરમાં તેમજ તેના સંબંધી સ્ત્રીપુત્રઆદિમાં રહેલી ઇચ્છાને પણ કાપી નાંખવી.[૧૫] ધીર પુરૂષ ઘરને તજી દઈ કોઇ પવિત્ર તીર્થમાં નાહી પવિત્ર એકાંત સ્થળમાં વિધિપ્રમાણે+ કરેલાં આસન ઉપર બેશી, અ, ઉ અને મ્, એ ત્રણ માત્રાવાળા બ્રહ્મવાચક ઉત્તમ પ્રણવ (ૐકાર)નો મન વડે જપ કરવો, તથા પ્રાણાયામથી મનનો નિરોધ કરવો. આ વેળાએ પ્રણવ વિસારવો નહીં.[૧૬-૧૭] બુદ્ધિરૂપ જેને સારથી છે એવા પુરૂષે મનવડે વિષયોમાંથી ઇન્દ્રિયોને પાછી વાળીને પછી કર્મવાસનાથી ખેંચાએલા મનને ઉત્તમ વિષય જે ભગવાન્‌નું સ્વરૂપ તેમાં જોડવું.[૧૮] પછી તે ભગવાન્‌ના એક એક અવયવમાં સજાતીય વૃત્તિનો અખંડ પ્રવાહ કરવો.× એવી રીતે તે એક એક અવયવનું ધ્યાન કરતાં અંતે નિર્વિષય થયેલા મનને પરમ આનંદ બ્રહ્માકાર કરીને કંઈ પણ સંભારવું નહીં. (આ સમાધિ દશામાં કેવળ ધ્યાનાકારવૃદ્ધિ થયાથી ત્રિપુટી રહેતી નથી.) જે સ્વરૂપમાં મન પ્રસન્ન થાયછે, તે વિષ્ણુનુ પરમાર્થ સ્વરૂપ છે.[૧૯] ધીર પુરૂષે રજોગુણ તથા તમોગુણથી ચંચળ અને મૂઢ થએલા પોતાના ચિત્તને ધારણાવડે રોકવું. જે ધારણા રજોગુણ તથા તમોગુણે કરેલા મળને નાશ કરેછે.[૨૦] એ ધારણાના અભ્યાસથી વૃત્તિવડે સુખસ્વરૂપ વિષયને જોનારા યોગીનો ભક્તિયોગ તુરત સિદ્ધ થાયછે.[૨૧]

પરીક્ષિત કહેછે—હે મહારાજ! ચિત્તની ધારણા કોને વિષે કરવી, કેવી રીતે કરવી તથા કેવી ધારણા પુરૂષના મનનો મેલ ટાળેછે તે આપ કહો.[૨૨]

શુક કહેછે—પદ્મ, સ્વસ્તિકઆદિ આસનો જે યોગશાસ્ત્રમાં કહ્યાંછે, તેમાંથી જે આસન સાધકને સુખરૂપ જણાય તેને અભ્યાસવડે દૃઢ કરી, શ્વાસ તથા ઇન્દ્રિઓને નિયમમાં રાખી તથા સર્વ અનાત્મ વસ્તુમાંથી આસક્તિ તજી બુદ્ધિવડે તેણે ભગવાન્‌ના સ્થૂળસ્વરૂપમાં ચિત્ત જોડવું.[૨૩] વિરાટ્ એ ભગવાન્‌નું સ્થૂળમાં સ્થૂળરૂપ છે, જેમાં ભૂત (થયેલુ) ભવિષ્ય (થવાનું) તથા વર્તમાન (થતુ) કાર્યરૂપ સઘળું જગત્ દેખાયછે.[૨૪] (પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, અહંકાર તથા મહતત્વ, એ) સાત આવરણવાળા આ બ્રહ્માંડરૂપ શરીરના અભિમાની પુરૂષરૂપ ભગવાન્ છે, તે મનની ધારણાનો વિષય છે.[૨૫]

એ વિરાટ પુરૂષના ચરણનું મૂળ પાતાળ કહેવાય છે; તેની પાની તથા ફણા રસાતળ છે; મહાતળને તેની ઘુંટી કહેછે; તેની બે જાંઘની જગોએ તળ તથા અતળની કલ્પના કરીછે.[૨૬] સુતળ એ વિશ્વરૂપ ભગવાન્‌ના ગોઠણને ઠેકાણે છે તથા વિતળ અને અતળને તેની બે સાથળ કહેછે, પૃથ્વીને તેનું જઘન (નાભી નીચેનો ભાગ) કહેછે; હે પરીક્ષિત! તેની નાભીરૂપ તળાવને ઠેકાણે આકાશ ગણાય છે,[૨૭] તેની છાતીની જગોએ સ્વર્ગલોક કહેછે, મહર્લોકને તેની ડોક, જનલોકને તેનું મુખ, તપલોકને તેનું કપાળ તથા હજાર મસ્તકવાળા આદિપુરૂષ હરિના મસ્તકને ઠેકાણે સત્યલોક કહેછે.[૨૮] ઈન્દ્રાદિદેવો એ ભગવાનની ભુજાછે, દિશાઓ કર્ણગોલકછે તથા શબ્દ એ કર્ણ ઈન્દ્રિયછે, ઉત્તમ ભગવાનની નાસિકા અશ્વિનીકુમાર તથા ઘ્રાણ ઇન્દ્રિય ગંધ છે, પ્રજ્વલિત અગ્નિ તેનું મુખછે.[૨૯] આંખ અંતરીક્ષ તથા ચક્ષુ ઇન્દ્રિય સૂર્યનારાયણછે, વિષ્ણુની પાંપણ રાત્રિદિવસછે; તેના ભ્રૂભંગ (ભમર વાંકીચુંકી કરવા)ને ઠેકાણે બ્રહ્માનું સ્થાન કલ્પાએલુંછે; તેનું તાળવું જળછે તથા તેની જીભને ઠેકાણે રસછે.[૩૦] વેદ એ વિરાટસ્વરૂપનું બ્રહ્મરંધ્રછે; યમને વિરાટપુરૂષની દાઢ ગણેછે; પુત્રઆદિમાં સ્નેહને તેના દાંતરૂપ કહેછે; મનુષ્યને મોહ ઉત્પન્ન કરનારી માયા એ ભગવાનનું હસવુ છે; અપાર સૃષ્ટિ એ તેનો કટાક્ષછે.[૩૧] વિરાટનો ઉપરનો હોઠ લાજ, તથા નીચેનો હોઠ લોભછે; ધર્મ સ્તન તથા અધર્મનો માર્ગ એ તેના વાંસાનો ભાગછે; પ્રજાપતિને તેની મેઢ્ર ઇન્દ્રિય (શરીરનો ગુહ્યભાગ) કહેછે; મિત્રાવરૂણને વિરાટના વૃષણગણેછે, તેનું

---

+ સૌની નીચે દર્ભાસન, તેની ઉપર મૃગચર્મ તથા તેની ઉપર વસ્ત્ર પાથરવું એવો આસન બનાવવાનો નિયમ છે.

× અર્થાત્ એકાગ્ર ચિત્તથી ધ્યાન કરવું.

પેટ સમુદ્રો છે તથા અસ્થિઓને સ્થાને સર્વ ડુંગરોછે. [૩૨] હે રાજા! નદીઓ વિરાટપુરૂષની નાડીઓની જગોએછે, અને વૃક્ષો તેનાં રૂંવાડાં કહેવાયછે; વાયુ વિરાટના શ્વાસરૂપ, કાળ તેની ગતિરૂપ, તથા પ્રાણીઓનાં જન્મમરણરૂપ સંસાર એ તેની ક્રીડારૂપછે. [૩૩] હે કુરૂકુળમાં શ્રેષ્ઠ પરીક્ષિત ! વિરાટ પુરૂષના વાળને ઠેકાણે મેઘ, તથા લૂગડાંને ઠેકાણે સંધ્યાકાળછે; પ્રધાન તેનું હૃદયછે, તથા પ્રસિદ્ધ ચંદ્રમા એ સર્વ વિકારનું મૂળ એવું મન છે. [૩૪] મહત્તત્વ વિરાટનું ચિત્ત તથા અહંકાર તેનું હૃદય છે; ઘોડા, ખચ્ચર, ઉંટ, નખ વગરનાં પ્રાણી, સર્વ મૃગો તથા પશુઓ તેની કેડના પાછળના ભાગની જગોએ ગણાયછે. [૩૫] પંખીઓ વિરાટપુરૂષની કારીગરીની વિચિત્ર કુશળતાછે; મનુને તેની બુદ્ધિ કહેછે તથા માણસો તેના નિવાસ રૂપછે; ગંધર્વ, વિદ્યાધર, ચારણ તથા અપ્સરાઓ એ વિરાટસ્વરૂપનો સ્વર કહેવાયછે. [૩૬] બ્રાહ્મણ તેનું મુખ, ક્ષત્રિય તેની ભુજા, વૈશ્ય તેના સાથળ તથા જેનો વર્ણ કાળોછે એવી શૂદ્ર જાતિ વિરાટપુરૂષના ચરણ મનાયછે; તથા જૂદા જૂદા નામવાળા દેવગણસહિત દ્રવ્યાત્મક યજ્ઞક્રિયા એ વિરાટપુરૂષનું આવશ્યક કર્મ છે. [૩૭] હે પરીક્ષિત ! આ સર્વ ઇશ્વરના શરીરના અવયવોનું વર્ણન કર્યું એટલુંજછે. એ ભગવાનના સ્થૂળ શરીરમાં પોતાની બુદ્ધિથી મનની ધારણા કરાયછે. જે વિરાટ સ્વરૂપની બાહેર કંઇપણ નથી. [૩૮] અને જેમ એકજ આત્મા સ્વપ્નપ્રપંચનો દ્રષ્ટાછે તેમ જે વિરાટ પુરૂષ સર્વની બુદ્ધિઓની વૃત્તિદ્વારા સર્વનો અનુભવ કરનાર છે, તે સત્ય તથા આનંદઘન ઇશ્વરનું ભજન કરવું. જેથી જન્મમરણ પ્રાપ્ત થાય તેવી કોઇ પણ વસ્તુમાં આસક્ત થવું નહી. [૩૯]

**સસર્વધીવૃત્त्यनुभूतसर्वआत्मायथास्वप्नजनेक्षितैकः॥**
**तंसत्यम नंदनिधिंभजेतनान्यत्रसज्जेद्यतआत्मपातः ३९**

ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના દ્વિતીયસ્કંધનો પહેલો અધ્યાય સંપૂર્ણ.

# અધ્યાય ૨ જો. *

## સ્થૂળ સ્વરૂપની ધારણાથી પ્રાપ્ત થનારી સૂક્ષ્મ સ્વરૂપની ધારણા.

॥ शुकउवाच ॥

**एवंपुराधारणयात्मयोनि ।**
**र्नष्टांस्मृतिंप्रत्यवरुद्ध्य[illegible]ष्टात् ॥**
**तथाससर्जेद[illegible] ।**
**र्यथाप्ययात्प्राग्व्यवसायबुद्धि ॥१॥**

શુકદેવજી કહેછે–હે રાજા પરીક્ષિત ! ઉપર કહેલી ધારણાવડે પ્રસન્ન થયેલા ભગવાનની કૃપાથી બ્રહ્માએ પોતાની નાશ પામેલી સૃષ્ટિને રચવાવિષેની સ્મૃતિ મેળવ્યા પછી, તે નિશ્ચિંત તથા સફળ જ્ઞાનવાને ( બ્રહ્માએ ), પ્રલય થયા પહેલાં જેવી સૃષ્ટિ હતી તેવી રચી. [૧] વેદની કર્મનાં ફળ બતાવવાની રીત એવી છે કે, જેથી માણસ સ્વર્ગઆદિ અર્થરહિત નામો સાંભળી તેને પામવા ઇચ્છેછે તથા માયિક કર્મમાર્ગે ચાલવાથી મને ખરૂં સુખ મળશે એવી વાસનાથી સ્વપ્નો જોતો હોય તેમ કર્મો કરી અનેક લોકમાં ભટકેછે. × પરતુ ત્યાં તેને અવિનાશી આત્મસુખ મળતુ નથી. [૨] માટે જ્ઞાનવાન પુરૂષે નામમાત્ર સંસારના પદાર્થોમાં જે જે વસ્તુઓ માત્ર શરીરના નિર્વાહમાટે આવશ્યક હોય તેને સારૂ યત્ન કરવો તથા તેઓમાં સુખ નથી એવા દૃઢ નિશ્ચયથી તેઓમાં આસક્ત થવું નહી. કદી શરીરના નિર્વાહને માટે પણ જોઈતી વસ્તુઓ પ્રયત્ન વિના મળી શકે એમ હોય તો તેમને માટે મહેનત કરવી નહી. [૩] જો પૃથ્વી છે તો શય્યાને સારૂ શામાટે શ્રમ કરવો જોઇએ ?

---

* આ બીજા અધ્યાયમા પરમેશ્વરના સ્થુળ સ્વરૂપનું ધ્યાન કરવાથી જીતેલુ મન, સર્વના સાક્ષી અને સર્વને નિયમમા રાખનાર ઇશ્વરને વિષે જોડવું, એ વાત આવશે. પેહલા અધ્યાયમા દેખવામા આવે એવી અને તેથીજ આધારરૂપ ભગવાનના સ્થુળ સ્વરૂપની ધારણા કહી, અને હવે બીજા અધ્યાયમાં તે સ્થુળ સ્વરૂપની ધારણાથી પ્રાપ્ત થઇ શકે એવી સર્વના અંતર્યામી એવા ઇશ્વરના સૂક્ષ્મ સ્વરૂપની ધારણા કહેવાશે.

× જેમ સૂતેલા ભિક્ષુકનું સ્વપ્નમાં મળેલી સમૃદ્ધિથી દારિદ્રય મટતુ નથી, તેમ આવિદ્યક (માયિક) કર્મવડે મેળવેલા આવિદ્યક સ્વર્ગાદિ લોકમાં ખરૂં સુખ મળતું નથી.

સ્વાધીન ભુજા છતાં ઓશીકાનું શું કામ છે? અંજલિ છતાં જુદાં જુદાં જમવાનાં ઠામનું શું પ્રયોજન છે? દિશારૂપ અથવા વલ્કલ (છાલનાં) લૂગડાં છે માટે રેશમી લૂગડાંની શામાટે ગરજ રાખવી જોઇએ?[૪] શરીરનું ટાઢતડકાથી રક્ષણ કરવા માટે લૂગડાં જોઈએ તો રસ્તામાં શું ચીથરાં નથી પડયાં? ખાવા માટે જે ખોરાક જોઇએ તો પારકાનું પોષણ કરનારાં વૃક્ષો શુ ફળફૂલરૂપ ભિક્ષા નથી આપતાં? પીવા માટે જો પાણી જોઇએતો નદીઓ શું સૂકાઇ ગયેલીછે? રહેવા માટે સ્થાન જોઇએ તો પર્વતની ગુફાઓ શું કોઈએ બંધ કરી દીધી છે? કદી આમાંનુ કાંઈ ન મળી શકે તોપણ અજીત ભગવાન શું પોતાને શરણે આવેલાનું રક્ષણ નથી કરતા? સારાંશ કે યાચના કર્યાવિના પણ શરીરનો નિભાવ થાયછે, ત્યારે જ્ઞાનવાન્ પુરૂષો ધનના દુષ્ટ મદથી અંધ બની ગયેલા પુરૂષોને શામાટે સેવતા હશે?[૫] એવી રીતે વૈરાગ્ય પામી પોતાનાજ હૃદયમાં સ્વયપ્રકાશ,પ્રિય, સત્યસ્વરૂપ તથા ભજવાયોગ્ય ગુણવાળા ભગવાનને, જેણે સ્વરૂપનો નિશ્ચય કર્યોછે એવા પુરૂષે ભજવા; જેથી જન્મમરણના કારણરૂપ એવી અવિદ્યા નાશ પામે.[૬] વિષયના ચિંતનથી જન્મમરણરૂપ વૈતરણીમાં પડયાં એવાં તથા પોતાના કર્મને લીધેજ ત્રિવિધ તાપને સેહેતાં માણસોને જોતો એવા કર્મજડ પુરૂષવિના કયો પુરૂષ આ ચિતાને (હરિની ધારણાને) તજી દઇને નાશવાન્ વિષયોનું ચિંતન કરે?[૭] કેટલાએક પોતાના હૃદયમાં પ્રાદેશ (અંગુઠા તથા તર્જની વચ્ચેનુ અતર) જેટલા અવકાશમાં, તેટલાજ માપની આકૃતિથી રહેતા, ચતુર્ભુજ તથા કમળ, ચક્ર, શંખ અને ગદા ધરનારા ભગવાનને ધારણાવડે ભજેછે.[૮] જેનું પ્રસન્ન મુખ તથા કમળસરખાં પહોળાં નેત્ર છે, કદંબના તંતુ જેવાં જેનાં પીતાંબર વસ્ત્ર છે, જેને મોટાં રત્નોએ જડેલા બાજુબંધ શોભેછે, તથા મોટાં રત્નોથી જડેલો મુગટ તથા કાનમાં કુંડળ જેને દીપેછે.[૯] પ્રફુલ્લિત હૃદયકમળરૂપ ધરમાં યોગીએ જેનાં ચરણકમળને ધારેલ છે, લક્ષ્મીરૂપ ચિન્હસહિત કંઠમાં કૌસ્તુભમણિ ધરનાર, પ્રફુલ્લિત સુંદર વનમાળાથી સુશોભિત, કંદોરો વીંટીઓ, ઝાંઝર કડાંઆદિ ઘરેણાંથી શણગારેલા, શ્યામ વાંકા અને તેલવાળા કેશવડે મનોહર, હસતા મુખારવિંદવડે સુંદર તથા ઉદાર હાસ્ય પૂર્વક નજર કરવાથી તથા ભ્રકુટીના વિકારવડે જેણે ભક્ત ઉપર અનુગ્રહ સૂચવેલો છે, એવા વિચારથી પ્રકટ થતી ભગવાનની મૂર્તિની ચિત્ત સ્થિર થતાં સુધી ધારણા કરવી.[૧૦-૧૨] પછી ભગવાનનાં ચરણથી તે હાસ્ય સુધી પ્રત્યેક અંગનું દૃઢ ધ્યાન કરવું, તે એટલે સુધી કે તેયત્નવિના બુદ્ધિમાંસ્ફુરે. એવી રીતે જે જે અંગનું પાકું ધ્યાન થતું જાય તે તે અગ છોડી બીજું અંગ ધ્યાનમાં લેવું.[૧૩] બ્રહ્માઆદિ જેથી નીચી કોટિમાંછે એવા જગત્નાનિયંતા તથા દ્રષ્ટા ચૈતન્યઘન પરમાત્મામાં પ્રેમનાં લક્ષણવાળી ભક્તિ ન થાય ત્યાં સુધી યોગીએ પોતાનું નિત્યકર્મ પરવારી નિયમવડે ભગવાનના સ્થુળ સ્વરૂપનું ધ્યાન કરવું.[૧૪] હે રાજા! આવી રીતે જેણે મનનો નિગ્રહ કર્યોછે એવો પુરૂષ જ્યારે આ લોક તજવાની ઈચ્છા કરે, ત્યારે તેણે પવિત્ર દેશકાળમાં મન ધાલ્યા શિવાય સ્થિર સુખકારી આસન ઉપર બેસી પ્રાણની ગતિ રોકવી.[૧૫] પ્રાણ વશ થયો એટલે પોતાની નિર્મળ બુદ્ધિવડે મન વશ કરીને, બુદ્ધિને તેના દૃષ્ટામાં લય* કરવી. દૃષ્ટાને શુદ્ધ પ્રત્યક સ્વરૂપમાં લય કરવો; પ્રત્યક આત્માને હું બ્રહ્મછું એવા મહાવાક્યના વિચારથી થયેલા સાક્ષાત્કારવડે શુદ્ધ બ્રહ્મ ચૈતન્યમાં લય કરવો. એટલુ થયા પછી એ યોગીને કંઈ કર્ત્તવ્ય બાકી રહેતું નથી.[૧૬] એ આત્માના સ્વરૂપમાં દેવતાઓનો પણ અંત આણનાર કાળ કંઈ પણ ફેરફાર કરી શકતો નથી, ત્યારે જગત્ને નિયમમાં રાખનારા દેવતાઓથી તો શુજ થઇ શકવાનું છે? સત્વ, રજ, તમ, અહંકાર તથા પ્રધાન એ જગતનાં કારણો પણ આત્માની ઉત્પત્તિ કરી શકતાં નથી.[૧૭] સર્વ અનાત્મ વસ્તુને "નેતિ નેતિ" એ શ્રુતિમાં કહેલા પ્રકાર પ્રમાણે વિચારવડે તજવાની ઈચ્છા રાખ-

* લીન કરી દેવું, મેળવીદેવું.

નારા પુરૂષો, શરીરઆદિમાંથી આત્મબુદ્ધિ મૂકી દઇ, પૂજ્ય વિષ્ણુના શુદ્ધ સ્વરૂપનું હૃદયમાં ક્ષણે ક્ષણે ચિંતન કરી, તેમાંજ અનન્ય પ્રીતિવાળા હોવાથી તે વિષ્ણુના નિર્ગુણ રૂપનેજ પરમ પામવા યોગ્ય સ્થાન માનેછે.[૧૮] એટલામાટે શાસ્ત્રોક્ત જ્ઞાનવડે જેની વિષયવાસના નાશ પામીછે એવા બ્રહ્મનિષ્ઠ મુનિએ ઉપરામ પામવું. યોગીએ ÷ પોતાનું મૂળદ્વાર પગની પાનીવડે બંધ કરી શ્વાસને છ ચક્રને માર્ગે ઉભો ચઢાવવો.[૧૯] નાભીએ જે મણિપુર ચક્રછે તેમાં રહેલા પવનને હૃદયમાં (અનાહત ચક્રમાં) લઈઆવીને ત્યાંથી અપાનવાયુને રસ્તે ગળાનીચેના ભાગમાં (વિશુદ્ધિચક્રમાં) લઇ આવવો. ત્યાંસુધી એ યોગીએ સાવચેતીથી ધીમેધીમે પોતાના તાળવાના મૂળમાં લઈ આવવો.[૨૦] ત્યાંથી તેને બે ભ્રકુટીવચ્ચે આજ્ઞાચક્રમાં લઇ આવવો. આ સમયે બે કાનનાં છિદ્ર, બે નાકનાં છિદ્ર, બે નેત્ર તથા એક મોઢું એ સાત દ્વાર બંધ કરવાં. એ આજ્ઞા ચક્રમાં લોકસંબંધી ઇષણારહિત× બ્રહ્મરૂપ થયેલા યોગીએ ઘડીભર રહી બ્રહ્મરંધ્ર ભેદીને દેહઇંદ્રિયઆદિને તજી દેવાં.[૨૧] હે રાજન્! ગુણના સમૂદાયરૂપ આ બ્રહ્માંડમાં, જો યોગી બ્રહ્મલોકમાં જવાની અથવા અષ્ટ મહાસિદ્ધિવાળા સિદ્ધલોકોના ક્રીડાસ્થાનમાં જવાની ઈચ્છા રાખતો હોય તો તેણે મન તથા ઇંદ્રિય સહિત તે લોકમાં સુખ ભોગવવા માટે જવું.[૨૨] પવનમાં જેનું લિંગશરીર છે એવા યોગેશ્વરની ત્રિલોકીની બહાર તથા અંદર પણ ગતિ છે. વિદ્યા, તપ, યોગ, અને સમાધિ, એટલે ઉપાસના, ભગવદ્ધર્મ, અષ્ટાંગયોગ, અને જ્ઞાનને સેવન કરનારા પુરૂષોની ગતિને કર્મે કરી મનુષ્યો પામી શકતા નથી.[૨૩] આકાશમાં બ્રહ્મલોકના માર્ગથી તેજોમય સુષુમ્ણાનાડીએ કરીને, મૃત્યુ પામેલો યોગી, અગ્નિ અભિમાની દેવતાને પામેછે, અને તે પછી હે રાજા! નિર્મળ થઇ, હરિનારાયણની ઉપર રહેલા શિશુમાર ચક્રમાં જાયછે.[૨૪] સૂર્યાદિ ગ્રહો, તથા નક્ષત્રઆદિ સર્વના આશ્રયરૂપ શિશુમાર ચક્રને ઓળંગી રજોગુણરહિત, અતિશય સૂક્ષ્મ લિંગશરીરવડે એકલો પોતે બ્રહ્મને જાણનારા પુરૂષોએ નમસ્કાર કરેલા સ્થાનમાં (મહર્લોકમાં) જાયછે, કે જે લોકમાં કલ્પપર્યંત આયુષ્યવાળા દેવતાઓ આનંદ કરે છે.[૨૫] ત્યાં કલ્પપર્યંત રહીને, અનંતશેષ ભગવાનના મુખના અગ્નિથી બળતું ત્રૈલોક્ય જોઇને સિદ્ધેશ્વરોએ સેવેલાં જેમાં વિમાનછે એવા અને બે પરાર્દ્ધ કાળપર્યંત રહેનારા પરમેષ્ઠિના પદ (બ્રહ્મલોક)માં જાયછે.[૨૬] કે જેમાં શોક, જરા તથા મૃત્યુ પણ નથી; તેમજ પરમાત્માના સ્વરૂપને ન જાણનારા પુરૂષોને જન્મમરણ આદિ દુરંત દુઃખની ઉત્પત્તિ જોવામાં આવવાથી થતી દયાએ કરીને જે મનનું દુઃખ થાયછે, તે વિના બીજું દુઃખ પણ ત્યાં નથી.[૨૭] પછી બ્રહ્મલોકમાંથી તે યોગી પૃથ્વીઆદિ આવરણ ભેદવા સારૂ, 'હું તે પૃથ્વીઆદિ આવરણ કેમ ભેદી શકીશ,' એવી શંકાથી રહિત થઈ પ્રથમ પૃથ્વીરૂપ થાય, ને પછી તે પૃથ્વીરૂપે કરીને જળરૂપને પ્રાપ્ત થાય; જળરૂપે યથેષ્ટ ભોગ ભોગવી ધીમે ધીમે અગ્નિરૂપ થાય, ત્યાર પછી તેજરૂપે વાયુરૂપને પ્રાપ્ત થઇ તે, વાયુના ભોગ થઇ રહ્યા પછી, વાયુરૂપે વ્યાપકતાએ કરીને પરમાત્માના સ્વરૂપને જણાવનારા આકાશના રૂપને પ્રાપ્ત થાય.[૨૮] તે યોગી પછી ઘ્રાણેંદ્રિય દ્વારાએ ગંધને પામે, જીવ્હા દ્વારાએ રસને પ્રાપ્ત થાય, દ્રષ્ટિએ કરીને રૂપને પ્રાપ્ત થાય, ત્વચા ઇંદ્રિયવડે સ્પર્શને પામે, શ્રોત્ર ઇંદ્રિયથી શબ્દને પ્રાપ્ત થાય અને તે તે કર્મેન્દ્રિયે કરીને તે કર્મેન્દ્રિયોની ક્રિયાને પ્રાપ્ત થાય.[૨૯] પછીતેયોગીસૂક્ષ્મભૂતનાલયનું સ્થાનક એવાતામસ અહંકારને પ્રાપ્ત થાય, તથા દશ ઇંદ્રિઓના લયનું સ્થાનક એવા રાજસ અહંકારને તથા મન અને ઇંદ્રિઆદિના દેવતાના લયનું સ્થાનક એવા સાત્વિક અહંકારને પ્રાપ્ત થાય, તે પછી ત્રણ પ્રકારના અહંકાર સંયુક્ત યોગી મહત્તત્વને પ્રાપ્ત થાય; તે પછી સર્વે કાર્યોના જેમાં લયછે એવા પ્રધાનને પ્રાપ્ત થાય.[૩૦] તે થયા પછી તે પ્રધાનરૂપે થયેલો યોગી આનંદરૂપ થઇ ઉપાધિનો

÷આવા મુનિએ દેહત્યાગ કેમ કરવો તે પ્રકાર કહેછે.
× હું અમુક લોક પામું એવી ઇચ્છા વગરનો.

નાશ થયાથી શાંતરૂપ એવા આનંદમય પરમાત્માને પામેછે. હે રાજા! આ ભગવાનની ગતિને જે પુરૂષ પામ્યો તે પાછો આ સંસારમાં જન્મમરણ પામતોજ નથી.[31] હે રાજા! તમે પૂછેલા સનાતન અને વેદે કહેલા એવા આ બે માર્ગ તમને કહ્યા. બ્રહ્માએ ભગવાનની આરાધના કરીને આ બે માર્ગ પૂછ્યા ત્યારે તેમણે તેમને કહી બતાવ્યા હતા.[32] સંસારીના મોક્ષને માટે આ બે માર્ગ શિવાય કોઈ પણ કલ્યાણકારી માર્ગ નથી, કારણ કે આ બે માર્ગે ચાલવાથી ભગવાનમાં ભક્તિ થાયછે.[33] ભગવાન બ્રહ્માએ એકાગ્ર ચિત્તથી ત્રણવાર સંપૂર્ણ વેદનો વિચાર કરી, જેથી ભગવાનની ભક્તિ થાય એજ ઉત્તમ માર્ગછે એવો નિશ્ચય કર્યો.[34] આ ઠેકાણે કોઇને એવી શંકા થાય કે માણસને અનુભવેલા વિષયમાં ઈચ્છા થાયછે, જેનો અનુભવ નથી તેમાં ઇચ્છા થતી નથી, માટે જેનો અનુભવ થયેલો નથી એવા ભગવાનમાં પ્રીતિ શી રીતે થાય? તો તેનુ સમાધાન એછેકે) બુદ્ધિઆદિ દૃશ્ય પદાર્થોનો પ્રકાશ તેના સ્વયંપ્રકાશ દ્રષ્ટાવિના સંભવે નહીં, માટે બુદ્ધિઆદિના પ્રકાશઉપરથી તેનો પ્રકાશક આત્મા કલ્પી શકાયછે, એ અર્થાપત્તિ પ્રમાણ ઉપરથી તથા જેમ કુહાડાઆદિ લાકડાં કાપવાનાં સાધનો, કાપનાર ચેતનના કબજામાં રહી કામ કરી શકેછે, તેમ બુદ્ધિ, ઇંદ્રિય આદિક પણ ચેતનને આશ્રયે રહી પોતપોતાનો વ્યાપાર કરી શકેછે, એ અનુમાન કરાવનારા નિયમ (વ્યાપ્તિ)થી ઈશ્વર માણસોએ અનુભવેલોછે.[35] માટે હે રાજા! નિરંતર સર્વ સ્થળમાં સર્વ પ્રકારે હરિભગવાન, હમેશાં મનુષ્યોએ શ્રવણ કરવા યોગ્યછે, કીર્તન કરવા યોગ્ય છે તથા સ્મરણ કરવા લાયક છે.[36] સત્પુરૂષોના આત્માને આ હરિકથા અમૃતરૂપછે, માટે તેને કાનરૂપ પડીયાવડે નિશ્ચળતાથી જે લોકો પીએછે તેઓ વિષયોએ કરીને બગડેલાં અંતઃકરણને પવિત્ર કરેછે અને તે ભગવાનનાં ચરણકમળની પાસે વાસ કરેછે.[37]

पिबंतिये भागवत आत्मन सतां ।
कथामृतं श्रवणपुटेषु संभृतं ॥
पुनंतिते विषयविदुषिताशयं ।
व्रजंति तच्चरणसरोरुहांतिकं ॥ ३७ ॥

ઇતિશ્રીમદ્ મહાપુરાણભાગવતના દ્વિતીયસ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૩ જો.*

### પરીક્ષિતે પ્રાધાન્ય વિષ્ણુ ભક્તિમાં કરેલો આદર.

॥ श्रीशुकउवाच ॥

एवमेतन्निगदितं पृष्टवान्यद्भवान्मम ॥
नृणां यन्म्रियमाणानां मनुष्येषु मनीषिणां ॥ १ ॥

શુકદેવ કહેછે—મનુષ્યમાં મરવાની તૈયારીવાળા બુદ્ધિમાન્ પુરૂષોને માટે જે તમે પૂછ્યું તે મેં આવી રીતે તમને કહી બતાવ્યું.[1] જેને બ્રહ્મતેજની ઈચ્છા હોય તેણે બ્રહ્માનું યજન કરવું, ઇંદ્રિયોની શક્તિની ઈચ્છાવાળાએ ઈન્દ્રનું યજન કરવું, જેને પ્રજાની ઈચ્છા હોય તેણે દક્ષઆદિ પ્રજાપતિનુ યજન કરવું.[2] લક્ષ્મી પામવાની ઇચ્છાવાળાએ દુર્ગાદેવીનુ યજન કરવું, તેજની ઇચ્છાવાળાએ અગ્નિનું યજન કરવું, જેને ધનની ઈચ્છા હોય તેણે આઠ વસુઓનું યજન કરવું, પરાક્રમની ઈચ્છાવાળાએ આગ્રહપૂર્વક અગીઆર રૂદ્રોનું યજન કરવુ.[3] અન્નઆદિને ઇચ્છનારાએ અદિતિનુ યજન કરવું, સ્વર્ગની ઇચ્છાવાળાએ બાર સૂર્યોનુ યજન કરવું, રાજ્યની મમતાવાળાએ વિશ્વેદેવાનું યજન કરવું, જેને દેશસ્થ (દેશમાં રહેનારી) પ્રજાને સ્વાધીન કરવાની ઈચ્છા હોય તેણે સાધ્ય દેવતાઓનું યજન કરવું.[4] આયુષ્યની ઇચ્છા હોય તેણે બે અશ્વિનીકુમારોનું યજન કરવું, જેને પુષ્ટિની ઈચ્છા હોય તેણે પૃથ્વીનુ યજન કરવું, પ્રતિષ્ઠાની ઇચ્છા હોય તેણે લોકોની માતારૂપ એવાં દ્યાવાપૃથ્વી (આકાશ અનેપૃથ્વી) નું યજન કરવુ.[5] રૂપની ઈચ્છા હોય તેણે ગંધર્વનું યજન કરવું, સ્ત્રીની ઇચ્છા હોય

---

* આ ત્રીજા અધ્યાયમાં, શુકદેવજી પાસેથી વિષ્ણુ ભક્તિનુ વિશેષપણું સાભળવાથી પોતાને વિશેષ ભક્તિ થવાથી પરીક્ષિતે ભગવાનનાં કર્મો સાંભળવામાં આદર કર્યો એ વાત આવશે.

તેણે ઉર્વશી અપ્સરાનું યજન કરવું, સર્વના અધિપતિપણાની ઇચ્છા હોય તેણે બ્રહ્માનું યજન કરવું.[૬]યશની ઇચ્છા હોય તેણે યજ્ઞપુરૂષ એવા ભગવાનનું યજન કરવું, ભંડારની ઇચ્છા હોય તેણે વરૂણનું યજન કરવું, વિદ્યાની ઇચ્છા હોય તેણે શિવનું યજન કરવું, સ્ત્રીપુરૂષોમાં પરસ્પર પ્રીતિની ઇચ્છા હોય તેણે સતી પાર્વતીનું યજન કરવું.[૭] ધર્મની ઇચ્છા હોય તેણે ઉત્તમશ્લોકનું (ઉત્તમ કીર્તિવાળા ભગવાનનું) યજન કરવું, વંશવૃદ્ધિની ઇચ્છા હોય તેણે પિતૃનું યજન કરવું, રક્ષાની ઇચ્છા હોય તેણે યક્ષોનું યજન કરવું, બળની ઇચ્છા હોય તેણે દેવતાઓનું યજન કરવું.[૮] રાજ્યની ઇચ્છા હોય તેણે મન્વંતરના પતિ મનુઓનું યજન કરવું, જેને શત્રુઓને મારવાની ઇચ્છા હોય તેણે રાક્ષસોનું યજન કરવું, ભોગની ઇચ્છા હોય તેણે ચંદ્રનું યજન કરવું, વૈરાગ્યની ઇચ્છા હોય તેણે પ્રકૃતિરહિત પુરૂષનું (માયારહિત વિષ્ણુનું) યજન કરવું.[૯] તથા નિષ્કામ હોય અથવા સર્વની ઇચ્છા હોય અથવા જેને મોક્ષની ઇચ્છા હોય તેણે ઉદાર બુદ્ધિ રાખી તીવ્ર ભક્તિથી પૂર્ણપુરૂષ ભગવાનનું યજન કરવું.[૧૦] તે તે દેવનું યજન કરનારા પુરૂષને લાભ એટલોજછે કે ભગવાનના ભક્તોના સંગથી ભગવાનમાં અચળ (સ્થિર) ભાવ થાય.[૧૧] જેમાંથી રાગ-દ્વેષઆદિ દોષનો સમૂહાય નાશ પામેલછે એવું જેમાં જ્ઞાન રહ્યુંછે, જેમાં ચિત્ત પ્રસન્ન કરનારો એવો વિષયોમાં વૈરાગ્યછે તથા મુક્તિનો સર્વ લોકોએ સ્વીકારેલો ભક્તિમાર્ગ જેમાંછે, તે ભગવાનની કથાઓમાં, હરિકથા સાંભળી નિવૃત્તિસુખ પામેલો કોણ પુરૂષ પ્રીતિ ન બાંધે?[૧૨]

શૌનક કહેછે—એ પ્રમાણે શુકદેવજીનું કહેવું સાંભળી ભરતવંશમાં ઉત્તમ પરીક્ષિતે, શબ્દબ્રહ્મમાં કુશળ અને પરબ્રહ્મના જ્ઞાનવાળા વ્યાસના પુત્ર શુકદેવજીને ફરીને શું પૂછ્યું તે કહો.[૧૩] હે વિદ્વાન્ સુત! સાંભળવાને ઇચ્છતા એવા અમને તમે તે કથા કહેવાને યોગ્ય છો, કે પરિણામે જેમાં ભગવાનની કથા છે. કથાઓ ઘણું કરીને સત્પુરૂષની સભામાં થાયછે.[૧૪] પાંડવનો પૌત્ર મહારથી ને ભગવાનનો ભક્ત જે પરીક્ષિત બાળકવયમાં પણ રમકડાંથી રમત કરતાં કૃષ્ણની પુજારૂપ ક્રીડા કરતો હતો.[૧૫]અને વ્યાસજીના પુત્ર ભગવાન શુકદેવજી પણ નારાયણપરાયણ હતા માટે તેમનો સંવાદ કહો, કારણકે મહાત્માઓના સમાગમમાં ભગવાનના ગુણોથી ઉદાર (મોટી) કથાઓ થાયછેજ.[૧૬] સૂર્ય પોતાના ઉદયથી આરંભી અસ્તસુધીમાં, માણસોનો જે ક્ષણ ઉત્તમશ્લોક ભગવાનની કથામાં જાયછે તે ક્ષણવગર બાકીના તેમના સંપૂર્ણ આયુષ્યને હરેછે.[૧૭] શું વૃક્ષો નથી જીવતાં? ધમણ શું શ્વાસ નથી લેતી? તથા બીજા ગામનાં પશુઓ આહારવિહાર નથી કરતાં?[૧૮] માટે શ્રીકૃષ્ણ ભગવાન કોઇ દિવસ પણ જેના કર્ણને માર્ગે પ્રાપ્ત નથી થયા તે પુરૂષ કુતરાં, ભૂંડ, ઉંટ, અને ગધેડાંસરખો પશુછે.[૧૯]જે પુરૂષના કાનરૂપ પડિયા ભગવાનના પરાક્રમને નથી સાંભળતા તે નકામા દર જેવાછે; તથા હે સૂત! જે પુરૂષની દુષ્ટ જીવ્હા ભગવાનની કથાને કહેતી નથી તે દેડકાની જીભસરખી સમજવી.[૨૦] જે માણસનું મસ્તક પાઘડી અથવા મુકુટથી શોભિત હોવા છતાં પણ ભગવાનને ન નમે તો તે ફક્ત ભારરૂપછે; જેથી ભગવાનની સેવા નથી થતી તે માણસના હાથ સોનાનાં કડાંથી શોભિતા હોય તો પણ તે મડાંના હાથસરખા સમજવા.[૨૧] જે નેત્રથી વિષ્ણુનાં દર્શન ન થાય તે પુરૂષનાં નેત્ર મોરપીંછના ચાંદલા જેવાં જાણવાં; જે પગથી ભગવાનનાં મંદિરમાં ન જવાય તે પગ ઝાડના થડ જેવા જાણવા.[૨૨]જે માણસ કોઈ દિવસ ભગવાનની ચરણરજને પ્રાપ્ત ન થાય તે માણસ જીવતો હોય તોપણ શબસરખો સમજવો; જે માણસ વિષ્ણુનાં ચરણમાં રહેલી તુલસીના ગંધને નથી જાણતો તે માણસ શ્વાસ લેતો હોય તોપણ શબ સરખો સમજવો.[૨૩]ગ્રહણ કરેલાં હરિભગવાનનાં નામથી જેનાં નેત્રમાં આંસુ ન આવે તથા અંગમાં રૂંવાડાં ઉભાં ન થાય તેનું હૃદય પાષાણ સરખું સમજવું.[૨૪]માટે હે સૂત! ભગવાનના ભક્તોમાં મુખ્ય એવા તમે અમારાં મનને જે અનુકુળછે તેમ કહેજો, માટે ભગવદ્ભક્તમાં શ્રેષ્ઠ પરીક્ષિતે સારી

રીતે પૂછવાથી આત્મવિદ્યામાં કુશળ એવા વ્યાસના પુત્ર શુકદેવજીએ તેને જે કહ્યું હોય તે અમને કહી સંભળાવો.[૨૫]

**अथाभिधेह्यंगमनो[illegible]ल प्रभाषसेभागवतप्रधानः।**
**यदाहवैयासकिरात्मविद्याविशारदोनृपतिसाधुपृष्टः**

ઈતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના દ્વિતીય-સ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૪ થો.*

### શુકે કહેલાં સૃષ્ટિઆદિ ભગવાનનાં ચેષ્ટિત.

**॥ सूतउवाच ॥**

**वैयासकेरितिवचस्तत्त्वनिश्चयमात्मनः ॥**
**उप[illegible]तिंकृष्णे औत्तरेयःसतींव्यधात् ॥ १ ॥**

સૂત કહેછે—પરીક્ષિત રાજાએ એવી રીતે આત્મસ્વરૂપના નિશ્ચયવાળું શુકદેવજીનું વચન સાંભળીને ભગવાનવિષે પોતાની દૃઢ બુદ્ધિ કરી.[૧] તથા પોતાની સ્ત્રી, પુત્ર, ઘર, પશુ, દ્રવ્ય, બંધુઓ અને સર્વ રીતે સંપૂર્ણ એવાં રાજ્યમાં થયેલી દૃઢ મમતાનો ત્યાગ કર્યો.[૨] હે સજ્જન શૌનકો! જે તમે મને પૂછોછો તે વિષેજ, કૃષ્ણનો મહિમા સાંભળવામાં શ્રદ્ધાવાળા મોટામનવાળા, અને મૃત્યુ આવ્યું એમ જાણીને ધર્મ, અર્થ, તથા કામ સંબંધી કર્મોનો ત્યાગ કરી ભગવાન્ શ્રીકૃષ્ણમાં દૃઢ આત્મજ્ઞાન પામેલા પરીક્ષિતરાજાએ શુકદેવજીને પૂછ્યું.[૩-૪]

પરીક્ષિત કહેછે—હે નિષ્પાપ શુકદેવજી! સર્વજ્ઞ એવા આપનુ વચન ઘણું ઉત્તમ છે, કારણ કે આપ જે કથા મારી આગળ કહોછો, તેથી મારૂં અજ્ઞાન નાશ પામેછે.[૫] વિશેષ જાણવાને ઇચ્છુંછું કે અનંતશક્તિ પુરૂષોત્તમ પોતાને માટે તથા પોતાથી અભિન્ન બ્રહ્માદિને રમાડવાને માટે મોટા દેવતાઓથી પણ જાણી ન શકાય એવા આ જગતને કયે પ્રકારે રચેછે તથા રચાવેછે, તેનું પાલણ કરેછે તથા ફરી સહાર કરેછે? હે મહારાજ! અદ્ભુત પરાક્રમવાળા હરિનું ચરિત્ર મોટા જ્ઞાનવાન્ પુરૂષોની પણ કલ્પનામાં આવી ન શકે તેવું છે.[૬-૮] એકજ પુરૂષરૂપ ભગવાન્ એકજ સમયે માયાના ગુણ ગ્રહણ કરેછે કે બ્રહ્માદિ અવતારવડે કર્મો કરવાસારૂ ક્રમથી તેના (માયાના) ગુણ ગ્રહણ કરેછે?[૯] આ વિષે મને સંદેહ છે માટે જેમ હોય તેમ મને આપ કહો; કારણ કે આપ શબ્દબ્રહ્મ એટલે વેદમાં તથા પરબ્રહ્મમાં કુશળ છો.[૧૦]

સૂત કહેછે—હે શૌનક! પરીક્ષિતે ભગવાન્‌ના ગુણનું વર્ણન કરવા માટે વિનતી કરી, તે ઉપરથી શ્રીશુકદેવજીએ હ્રષીકેશ ભગવાન્‌નું ધ્યાન ધરી કથાનો આરંભ કર્યો.[૧૧]

શુકદેવજી કહેછે—જગત્‌ની ઉત્પત્તિ, સ્થતિ, તથા લયનેવિષે કારણરૂપ એવી લીલાવડે જેણે સાત્વિક, રાજસ, તથા તામસ, એવી માયાની ત્રણ શક્તિ સ્વીકારી છે, જે સર્વ પ્રાણીના અંતર્યામી છે તથા જે દ્રષ્ટા હોવાથી ઇન્દ્રિય, મન અને બુદ્ધિ આદિનો વિષય નથી, એવા અનંત મતિવાળા પુરૂષોત્તમ ભગવાન્‌ને હું નમુંછું.[૧૨] સ્વધર્મનિષ્ઠ પુરૂષોનાં દુ ખ કાપનાર, અધર્મીના નાશનુ કારણ, સંપૂર્ણ સત્વમૂર્તિ, તથા પોતાનાજ સ્વરૂપમાં નિષ્ઠાવાળા પુરૂષોએ જડ અંશનો ત્યાગ કરી શોધન કરવા યોગ્ય શુદ્ધ આત્મસ્વરૂપને આપનારા ભગવાન્‌ને ફરી નમસ્કાર કરૂં છું.[૧૩] હે ભક્તના પાળક! ભક્તિહીન યોગીથી ઘણા દૂર તથા જેની બરાબર તેમજ જેનાથી અધિક કોઈનુ પણ ઐશ્વર્ય ન હોવાથી કેવળ પોતાનાજ સ્વરૂપમાં રમતા એવા ભગવાન્‌ને વારંવાર નમુંછું.[૧૪] જેનું કીર્તન, સ્મરણ, દર્શન, નમન, શ્રવણ, તથા પૂજન લોકનાં પાપને તુરત નાશ કરેછે, એવા કલ્યાણકારી યશવાળા ભગવાન્‌ને હું નમુંછું.[૧૫] વિવેકી પુરૂષો જેનાં ચરણનું શરણ લઇ આલોક પરલોકનાં સુખમાંથી મનની આસક્તિ દૂર કરી શ્રમવિના બ્રહ્મસ્વરૂપને પામેછે, તે કલ્યાણકારી યશવાળા ભગવાન્‌ને વારંવાર નમું છું.[૧૬] તપસ્વી, દાતા, યશસ્વી, યોગીઓ, પ્રણવઆદિ મંત્ર જપનારા, તથા સદાચારી પુરૂષો

---

* આ ચોથા અધ્યાયમા, પરીક્ષિતે પૂછેલાં સૃષ્ટિ આદિ બગવાનનાં ચેષ્ટિતને બ્રહ્મા અને નારદના સંવાદરૂપે શુકદેવજી કહી સંભળાવશે એ વાત આવશે.

પોતાનાં તપ વગેરે કર્મો જેને અર્પણ કર્યા સિવાય સુખ પામતા નથી, તે કલ્યાણકારી યશવાળા ભગવાન્‌ને વારંવાર નમું છું.[17] કિરાત (ભિલ્લ), હૂણ, આંધ્ર (અંધ્રદેશી), પુલિંદ (મ્લેચ્છ જાતિવિશેષ), પુલ્કસ (ચંડાળ), આભીર (આયર), કંક, યવન તથા ખસ, એ નીચ જાતિના લોકો તથા બીજા પણ કેટલાએક નીચ લોકો જે ભગવાનના ભક્તોનો આશ્રય કરી શુદ્ધ થાય છે, તે સમર્થ ભગવાન્‌ને હું નમું છું.[18] ધીર પુરૂષના આત્મા, ઋક્ યજુસ અને સામ એ ત્રણ વેદસ્વરૂપ, ધર્મરૂપ, તથા તપરૂપ તથા જેનાં સ્વરૂપને બ્રહ્મા તથા શંકરઆદિ નિષ્કપટ ભક્તો જાણી શકેછે, તે લક્ષ્મીના પતિ, યજ્ઞપતિ, પ્રજાપતિ, બુદ્ધિની વૃત્તિઓના પ્રેરક, લોકપાળક, પૃથ્વીપાળક, સત્પુરૂષના પાળક, તથા અંધક, વૃષ્ણિ, અને સાત્વત, એ યાદવના કુળોના પાળનાર તથા તેમનું આપત્તિમાંથી રક્ષણ કરનાર ભગવાન્ મને પ્રસન્ન થાઓ.[19-20] જેનાં ચરણારવિંદના ધ્યાનરૂપ સમાધિથી નિર્મળ થયેલી બુદ્ધિવડે જ્ઞાનવાન્ પુરૂષો નિજસ્વરૂપને જાણેછે, તથા યથામતિ જેના સ્વરૂપને કહેછે, તે મુકુંદ ભગવાન્ મને પ્રસન્ન થાઓ.[21] કલ્પના આરંભમાં પૂર્વે બ્રહ્માના હૃદયમાં સૃષ્ટિ વિષયક સારી સ્મૃતિને આપનારા જે ભગવાને પ્રેરણા કરવાથી સરસ્વતી બ્રહ્માના મુખમાંથી ઉત્પન્ન થયાં હતાં, તે જ્ઞાન આપનારમાં શ્રેષ્ઠ એવા ભગવાન મને પ્રસન્ન થાઓ.[22] જે પુરૂષરૂપ ભગવાન પાંચ મહાભૂતવડે આ અનેક શરીરો રચી તેમાં જીવરૂપે પ્રવેશ કરેછે, તથા અંતઃકરણસહિત અગીયાર ઇંદ્રિય તથા પાંચભૂત એ સોળ માયાનાં કાર્યોને અંતર્યામી પણે પ્રકાશેછે, તે ભગવાન મારી વાણીને શોભાવો.[23] જેના મુખકમળમાંથી નીકળેલા વાણીરૂપ રસને ભક્તોએ પીધોછે, તે ભગવાન્ વાસુદેવરૂપ વ્યાસને હું નમું છું.[24] હે રાજા! જે વાત તેં પૂછી તેજ નારદજીએ બ્રહ્માને પૂછી હતી, જેથી ઉત્પત્તિસમયે જેમાં વેદ રહ્યાછે એવા બ્રહ્માએ, પોતાને જે સાક્ષાત્ ભગવાને કહ્યું હતું તે તેમને કહી બતાવ્યું.[25]

एतदेवात्मभू राजन् नारदाय विपृच्छते ।
वेदगर्भोऽभ्यधात्साक्षाद्यदाह हरिरात्मनः ॥२५॥

ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના દ્વિતીયસ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ.

— —

## અધ્યાય ૫ મો.*

## હરિની લીલારૂપ વિરાટ સ્વરૂપની સૃષ્ટિ.

॥ नारदउवाच. ॥

देवदेवनमस्तेऽस्तु भूतभावन पूर्वज ।
तद्विजानीहि यज्ज्ञानं आत्मतत्वनिदर्शनं ॥१॥

નારદ કહેછે—હે દેવાધિદેવ! હે જગત્‌ને ઉત્પન્ન કરનારા! હે અનાદિ બ્રહ્મા! આપને પ્રણામ કરૂં છું. આપ મને આત્માનું સ્વરૂપ બતાવનારા જ્ઞાનનો ઉપદેશ કરો.[1] આ જગત્‌નો પ્રકાશક કોણ છે, કોને આશ્રયે રહ્યુંછે, કોણે સર્જ્યું છે, શેમાં લય પામેછે, તે કોને આધીન છે તથા તેનું સ્વરૂપ કેવું છે? તે મને યથાર્થ રીતે કહો.[2] આ બધી વાત આપથી અજાણી નથી, કારણ કે જે થયેલું છે, થશે તથા થાયછે તે સર્વના આપ સ્વામી છો, તથા હાથમાં રાખેલા આંબળાની પેઠે સંપૂર્ણ વિશ્વવિષે આપે જ્ઞાનવડે નિશ્ચય કરી રાખ્યો છે.[3] આપને જ્ઞાન આપનારો કોણ છે, આપને આશ્રય કોનો છે, આપ કોને વશ છો તથા આપ કોણરૂપ છો? આપ એકજ પોતાની શક્તિથી પંચમહાભૂતવડે, જેમ કરોળીઓ પોતાનું જાળું બનાવેછે, તેમ પોતાને વિષેજ સર્વ પ્રાણીઓને સર્જોછો તથા તેમનો પરાભવ નહિ થવા દેતાં તેમને પાળોછો, તે છતાં આપને કંઇ પણ શ્રમ થતો નથી.[4-5] આ જગતમાં ઉત્તમ, મધ્યમ, કનિષ્ટ, સ્થુળ તથા સૂક્ષ્મ સઘળી વસ્તુઓ જે નામરૂપ તથા ગુણ વડે જાણી શકાય તેવી છે, તેમાંથી કોઈ પણ આપ શિવાય બીજાથી થઈ હોય એમ હું માનતો નથી;[6] પરંતુ આપે પણ એકાગ્ર મને ઉગ્ર તપ કર્યું તેથી મને મોહ ઉત્પન્ન થા-

* આ પાચમા અધ્યાયમાં, ભગવાને સૃષ્ટિ કેમ કરી ઇત્યાદિ નારદે પૂછવાથી, તેને કાળ અને કર્મઆદિ પોતાની શક્તિથી થયેલી હરિની લીલારૂપ વિરાટસ્વરૂપની સૃષ્ટિ બ્રહ્માએ કહી એ વાત આવશે.

થછે તથા બીજા દેવની શંકા પેદા થાયછે.[૭] માટે હે સર્વને જાણનાર ! હે સર્વના ઈશ્વર ! મારા પ્રશ્નોનું આપ એવી રીતે સમાધાન કરો કે જેથી હું સઘળી વાત સમજી જાઉં.[૮]

બ્રહ્મા કહેછે–હે વત્સ ! તારી દયાવાન્‌ની આશંકા ઘણી સારી છે, કારણકે તેં મને ભગવાન્‌ના ગુણોને પ્રકાશ કરવામાં પ્રેર્યો.[૯] મને તું ઈશ્વર કહેછે, એ કહેવું તારૂં ખોટું નથી. કારણ કે જે ઈશ્વરથી મારો આટલો પ્રભાવ છે તેને જાણ્યા વિના તું કહેછે.[૧૦] જેમ સૂર્ય, અગ્નિ, ચંદ્રમા, નક્ષત્ર, ગ્રહ તથા તારા, ચૈતન્યસ્વરૂપ આત્માએ પ્રકાશ કરેલી વસ્તુને પ્રકાશેછે, તેમ હું પણ તે સ્વયંપ્રકાશ ભગવાને પ્રકાશેલા જગત્‌નો પ્રકાશ કરૂં છું.[૧૧] જે ભગવાનની જીતી ન શકાય એવી માયાથી મોહ પામેલા તારા જેવા પુરૂષો મને જગત્‌કારણ કહેછે, તે વાસુદેવ ભગવાન્‌નું નમસ્કારપુર્વક હું ધ્યાન કરૂં છું[૧૨] પોતાનું કપટ જાણનારા ભગવાન્‌ની નજરે ચઢતાં પણ જે માયા લાજ પામેછે, તે માયાથી મોહ પામેલા દુષ્ટબુદ્ધિવાળા પુરૂષો "હું મારૂં," એવી રીતે બકે છે.[૧૩] દ્રવ્ય એટલે જગત્‌ના ઉપાદાન કારણ પાંચ ભૂત, કર્મ, કાળ સ્વભાવ તથા જીવ એ સર્વ, હે નારદ ! ખરૂ જોતાં વાસુદેવથી ભિન્ન નથી.[૧૪] વેદોનું કારણ નારાયણ છે, દેવતાઓ પણ તેના જ અંગમાંથી થયાછે, ને સ્વર્ગઆદિ લોક તેના આનંદના અંશરૂપ છે. યજ્ઞ, યોગ, તપ, જ્ઞાન એ નારાયણની પ્રાપ્તિનાં સાધનો છે તથા તેમનાં ફળરૂપ પણ તેજ છે.[૧૫-૧૬] તે દ્રષ્ટા, નિયંતા, સર્વના અંતર્યામી ને કૂટસ્થ ભગવાને સજવાના જગતને, ભગવાન્‌નો સર્જેલો હું કેવળ તેની દૃષ્ટિની પ્રેરણાવડેજ સજું છું.[૧૭] નિર્ગુણ ભગવાન્‌ના જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયને માટે ગ્રહણ કરેલા સત્વ રજ તથા તમ એવા ત્રણ ગુણો છે.[૧૮] એ પાંચ ભૂત, દેવતા તથા ઇંદ્રિઓના કારણરૂપ ગુણો, અધ્યાત્મ, અધિભૂત તથા અધિદૈવતમાં અભિમાન ઉત્પન્ન કરાવી નિરંતર મુક્ત આત્માને જન્મમરણરૂપ બંધનમાં ફસાવેછે.[૧૯] માયા જેને આધીન છેએવા એ અધોક્ષજ ભગવાન્‌ કે જેના સ્વરૂપને તેના ભક્તોજ જાણેછે, તે ઉપર કહેલા ત્રણ ગુણવડે સર્વના તથા મારા સ્વામી છે.[૨૦] માયાના નિયંતા ભગવાને પોતાને વિષે અકસ્માત્ પ્રાપ્ત થયેલાં કાળ, જીવનાં અદૃષ્ટ તથા સ્વભાવને પોતાની માયાવડે ગ્રહણ કર્યાં.[૨૧] પુરૂષને આધારે રહેલા કાળથી ગુણમાં ક્ષોભ થયો, સ્વભાવથી તેનું રૂપાંતર થયું તથા જીવનાં કર્મોથી તેનું મહત્તત્વ થયું.[૨૨] રજોગુણ તથા સત્વગુણથી વૃદ્ધિ પામેલા વિકાર પામતાં મહત્તત્વમાંથી દ્રવ્ય, જ્ઞાન તથા ક્રિયાસ્વરૂપ તમોગુણપ્રધાન એક પદાર્થ ઉત્પન્ન થયો.[૨૩] તેને અહંકાર કહેછે. એ અહંકારમાં વિકાર થઇ તેનાં ત્રણ સ્વરૂપ થયાં. હે નારદ ! તેનાં નામ સાત્વિક અહંકાર, રાજસઅહંકાર તથા તમાસઅહંકાર છે. તેમાં તામસઅહંકારમાં પાંચ મહાભૂતો ઉત્પન્ન કરવાની શક્તિછે, રાજસમાં ક્રિયા એટલે ઇંદ્રિયો ઉત્પન્ન કરવાનું સામર્થ્ય છે તથા સાત્વિક અહંકારમાં તેમના દેવતાઓ ઉત્પન્ન કરવાની શક્તિ છે.[૨૪] તામસ અહંકાર વિકાર પામી તેમાંથી આકાશ થયુ તેનું સૂક્ષ્મરૂપ તથા બીજાં ભૂતોથી જુદો પાડનારો ગુણ શબ્દ છે. એ શબ્દ* દૃષ્ટા તથા દૃશ્ય વસ્તુને જણાવેછે.[૨૫] આકાશમાં વિકાર થઇ, જેનો પોતાનો ગુણ સ્પર્શ છે એવો વાયુ થયો. કારણનો ગુણ કાર્યમાં આવેછે. એવો નિયમ હોવાથી આકાશનો ગુણ શબ્દ પણ તેમાં આવ્યો. વાયુ, શરીર ધારી રાખનારો છે, તથા ઓજ એટલે ઇંદ્રિયબળ, સહ એટલે મનોબળ તથા બળ એટલે શરીરબળનું કારણછે.[૨૬] કામ, કર્મ તથા સ્વભાવને લીધે વિકાર પામતાં વાયુથી પણ તેજ ઉત્પન્ન થયું, તેનો પોતાનો ગુણ રૂપ છે. શબ્દ તથા સ્પર્શ એ આકાશના તથા વાયુના ગુણ તેમાં આવ્યા.[૨૭] તેજમાં વિકાર થઈ જેનું સૂક્ષ્મ રૂપ તથા ગુણ રસછેએવું જળ થયું. તેમાં શબ્દ, સ્પર્શ તથા રૂપ એટલા ગુણ આકાશ, વાયુ તથા તેજના આવ્યા.[૨૮] જળ વિકાર પામી તે-

* જેમ કોઈ ભીંત પાછળ સંતાઇ "હાથી હાથી" એમ પોકારે ત્યારે તે શબ્દ સાભળનારો પુરૂષ, અમુક માણસ હાથીનો જોનાર છે તથા તેને જોવાની વસ્તુ હાથી છે એમ જાણી શકેછે.

માંથી ગંધ ગુણવાળી પૃથ્વી થઇ, તથા તેમાં શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ એ ચાર ગુણ પોતાની પહેલાં ઉત્પન્ન થયેલાં ચાર ભૂતોના આવ્યા.[૨૯] જ્ઞાનશક્તિ, બુદ્ધિ, ક્રિયાશક્તિ તથા પ્રાણ એ રાજસ અહંકારનાં કાર્યછે, માટે જ્ઞાનેંદ્રિય તથા કર્મેન્દ્રિય, વિકાર પામેલા તામસ અહંકારમાંથી થઇ. વૈકારિક અહંકારથી મન ઉત્પન્ન થયું, તથા ચંદ્ર, દિશાઓ, વાયુ, સૂર્ય, વરૂણ, અશ્વિનિકુમાર, અગ્નિ, ઇંદ્રિ, ઉપેન્દ્ર, મિત્ર એ વૈકારિક દશ દેવ થયા.[૩૦] તેમાં જ્ઞાનેંદ્રિયનાં નામ શ્રોત્ર, ત્વચા, ઘ્રાણ, નેત્ર, તથા જીવ્હા એવીરીતે છે, તથા કર્મ ઇંદ્રિયનાં નામ વાણી, હાથ, ઉપસ્થ, પગ તથા ગુદા એ પ્રમાણે છે. પાંચ ભૂત, ઇન્દ્રિય અને મન આદિ ત્રણ ગુણનાં કાર્યો જુદાં જુદાં ઉત્પન્ન થવાથી હે નારદ ! જ્યારે શરીર ઉત્પન્ન કરવાને સમર્થ ન થયાં, ત્યારે ભગવાનની શક્તિની પ્રેરણાથી ઉપર કહેલા પદાર્થોએ ગૌણ અને મુખ્યપણે એકબીજાસાથે મિશ્ર થઇ આ સમષ્ટિવ્યષ્ટિ+ સ્થુળ શરીર ઉત્પન્ન કર્યું[૩૧-૩૩] એ જળમાં રહેલા શરીરને હજાર વર્ષો વીત્યા પછી પરમાત્માએ કાળ, કર્મ તથા સ્વભાવનો આશ્રય કરી, જડ, સ્થુળ શરીરને સચેતન કર્યું.[૩૪] એજ પરમાત્મા જગતરૂપ ઇંડાને ભેદી હજારો સાથળ, પગ, ભુજા, નેત્ર, મુખ તથા મસ્તકો સહિત પ્રગટ થયા.[૩૫] જેના અવયવો વડે વિદ્વાનો કેડથી ચરણ સુધીમાં નીચેના સાત લોકની તથા જઘનથી ઉપરના ભાગમાં ઉપરના સાત લોકની કલ્પના કરેછે.[૩૬] એ વિરાટપુરૂષનું મુખ બ્રાહ્મણ છે તથા ક્ષત્રિય ભુજા છે, તેના સાથળમાંથી વૈશ્યજાતિ થયેલી છે તથા ચરણમાંથી શૂદ્ર થયેલછે.[૩૭] તે મહાત્માના ચરણમાં ભૂલોકની કલ્પના કરી છે, તેની નાભીથી ભૂવર્લોકની કલ્પના થઇછે, તેના હૃદયને સ્થાને સ્વર્લોક છે, અને છાતીને ઠેકાણે મહર્લોક છે.[૩૮] મહાત્મા વિરાટની ગ્રીવાને ઠેકાણે જનલોક છે, તેના સ્તબ્ધ કરતા હોઠમાંથી તપલોક થયોછે. તથા મસ્તકને સ્થાને સત્ય લોક છે, જે સનાતન બ્રહ્મલોક અથવા વૈકુંઠલોક કહેવાય છે.[૩૯] વ્યાપક વિરાટ્ પુરૂષની કેડને સ્થાને અતળની કલ્પના થયેલી છે, સાથળે વિતળની, ગોઠણે શુદ્ધ સુતળની તથા જાંઘમાં તળાતળની કલ્પના થયેલીછે.[૪૦] તેની ઘુંટીએ મહાતળની, ચરણના ફણામાં રસાતળની તથા પગનાં તળીયાંમાં પાતાળની કલ્પના થયેલી છે. આવી રીતે ભગવાન્ સર્વલોકસ્વરૂપ છે.[૪૧] (કેટલાએક વિરાટના અંગમાં ચૌદ લોકની કલ્પના કરેછે તથા કેટલાએક ત્રણ લોકની કલ્પના કરેછે. તેમાં ચૌદ લોકનો પક્ષ કહ્યો. હવે ત્રણ લોકનો પક્ષ કહેછે.) વિરાટ પુરૂષના ચરણમાં ભૂલોકની કલ્પના થયેલી છે, નાભીએ ભુવર્લોકની કલ્પના થયેલછે તથા મસ્તકને ઠેકાણે સ્વર્ગ લોકની કલ્પના કરેલછે. આવી રીતે પણ લોકની કલ્પના થયેલીછે.[૪૨]

भूर्लोकः कल्पितः पद्भ्यां भुवर्लोकोऽस्य नाभितः ।
स्वर्लोकः कल्पितोमूर्ध्ना इतिवालोककल्पना ॥४२॥

ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના દ્વિતીયસ્કંધનો ૫ મો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૬ ઠ્ઠો.*

## વિરાટ પુરૂષની વિભૂતિ તથા પુરૂષસૂક્તથી કથાનો નિર્ણય.

॥ ब्रह्मोवाच ॥

वाचांवन्हेर्मुखंक्षेत्रं छंदसांसप्तधातवः ।
हव्यकव्यामृतान्नानां जिह्वा सर्वरसस्य च ॥ १ ॥

બ્રહ્મા કહેછે—હે નારદ ! એ વિરાટપુરૂષનું મુખ, વાણી, તથા તેના દેવતા અગ્નિનું ઉત્પત્તિસ્થાન છે; ત્વચા આદિ સપ્તધાતુઓ ગાયત્રિઆદિ છંદનું ઉત્પત્તિસ્થાન છે; તેની જીભ, હવ્ય એટલે દેવના અન્નનું, કવ્ય એટલે પિતૃના અન્નનું તથા અમૃત એટલે મનુષ્યના અન્નનું અને મધુરાદિ સર્વ રસનું જન્મસ્થાન છે.[૧] તેની નાસિ-

+ એકેકું શરીર તે વ્યષ્ટિ અને બધાં શરીરનો સમુદાય તે સમષ્ટિ.

* આ છઠ્ઠા અધ્યાયમાં અધ્યાત્મઆદિ ભેદથી વિરાટ સ્વરૂપની વિભૂતિ કહેવામાં આવશે. અને પ્રથમ કહેલું સઘળું પુરુષસૂક્ત તેથી દૃઢ કરવામાં આવશે.

કો સર્વ પ્રાણ તથા વાયુનું, તેમજ તેની ઘ્રાણ ઇંદ્રિય અશ્વિનિકુમારનું તથા સામાન્ય અને વિશેષ શ્રેષ્ઠ ગંધનું ઉત્પત્તિસ્થાન છે.[2] તેની નેત્ર ઇંદ્રિયમાંથી સર્વ પ્રકારનાં રૂપ તથા તેજ ઉત્પન્ન થયાં છે, તથા નેત્રની કીકીમાંથી સૂર્ય તથા આકાશની ઉત્પત્તિ થઈછે. તેના કાને સર્વ દિશા તથા તીર્થોને જન્મ આપ્યોછે; તેની કર્ણ ઇંદ્રિયમાંથી શબ્દ તથા આકાશ થયુંછે; તેનું શરીર સર્વ વસ્તુઓના સારાંશનીતથા સૌંદર્યની જન્મભૂમિછે.[3] તેની ત્વચામાંથી સ્પર્શગુણ, વાયુ તથા સર્વ પ્રકારના યજ્ઞો થયાછે; તેનાં રૂંવાડાં સર્વ વૃક્ષોનું અથવા જેથી યજ્ઞ સિદ્ધ થઈ શકેછે તેવાં વૃક્ષોની ઉત્પત્તિનું સ્થાનછે.[4] તેના વાળ મેઘની, દાઢી વિજળીની, તથા હાથપગના નખ પથ્થર તથા લોઢાની ઉત્પત્તિનું સ્થાન છે; તેના હાથ ઘણું કરીને સર્વના પાળનારા લોકપાળોનું ઉત્પત્તિસ્થાન છે.[5] વિરાટ પુરૂષનો પગ મૂકવો એ ભૂલોક, ભુવર્લોક તથા સ્વર્લોકનું સ્થાન છે, અને ભગવાનનો ચરણ સર્વકાળે રક્ષણનું તથા સર્વ કામનાઓના વરદાનનું મૂળછે;[6] જળની, વીર્યની, સૃષ્ટિની, મેઘની તથા પ્રજાપતિની ઉત્પત્તિનું સ્થાન વિરાટનું લિંગ છે, તથા તેમાં રહેલી ઉપસ્થ ઇન્દ્રિય સંભોગજન્ય સુખનું સ્થાન છે.[7] હે નારદ! વિરાટ પુરૂષની પાયુ ઈન્દ્રિય યમ, મિત્ર દેવતા તથા મળોત્સર્ગનું ઉત્પત્તિસ્થાન છે, તથા એ ઇન્દ્રિયને રહેવાની જગો ગુદા છે, તે હિંસાનું, અલક્ષ્મીનું, મૃત્યુનું તથા નરકનું જન્મસ્થાન છે.[8] તેનો વાંસો પરાભવ, અધર્મ તથા અજ્ઞાનનું ઉત્પત્તિસ્થાન છે; તેની નાડીઓ નદ અને નદીઓનું સ્થાન છે; તેનાં અસ્થિના સમૂહને સ્થાને પર્વતો રહ્યા છે.[9] પ્રધાનનું, અન્ન આદિના રસનું, સમુદ્રનું તથા પ્રાણીમાત્રના લયનું સ્થાન ભગવાનનું પેટ છે, એમ જ્ઞાનવાન્ પુરૂષોએ નિશ્ચય કર્યોછે, તથા તેને લિંગશરીરનું હૃદયસ્થાન ગણ્યું છે.[10] હે નારદ ! ધર્મનું, મારૂં, તારૂં, સનકાદિકનું, રૂદ્રનું, બુદ્ધિનું તથા સત્વગુણનું ઉત્તમ સ્થાન વિરાટપુરૂષનું ચિત્ત છે.[11] હું, તું, શિવ, આ પ્રથમ ઉત્પન્ન થયેલા સનકઆદિક તથા મરીચિઆદિ મુનિઓ, દેવ, દૈત્ય, માણસ, નાગ, પંખી, હરણ, પેટે ચાલનારાં પ્રાણીઓ, ગંધર્વ, અપ્સરાઓ, યક્ષ, રાક્ષસ, ભૂતગણ, સર્પ, પશુ, પિતૃ, સિદ્ધ તથા વિદ્યાધર (દેવયોનિ), ચારણ, ઝાડ તથા બીજાં અનેક જળચર, સ્થળચર તથા આકાશચર પ્રાણીઓ, ગ્રહ, નક્ષત્ર, કેતુઓ, તારાઓ, વિજળી અને મેઘ, તથા જે થાય છે થયું છે અને થશે, એ આ સર્વ દૃશ્ય પ્રપંચમાત્ર વિરાટ પુરૂષરૂપ છે. એ વિરાટ પુરૂષવડે જગત્ આખું વ્યાપ્ત છે તથા જેટલા અંશમાં* જગત્ છે તેથી અધિક અંશ જગત્ના સ્પર્શવિનાનો સ્વયંપ્રકાશ છે.[12-15] જેમ સૂર્યનારાયણ પોતાના બિંબને તથા સૃષ્ટિના પદાર્થને પણ પ્રકાશેછે તેમ પુરૂષરૂપ ભગવાન બ્રહ્માંડગોળને તથા તેથી જે બહાર છે તેને પણ પ્રકાશેછે. તેને કર્મફળ વળગતું નથી, માટે તે નિર્મળ મોક્ષપદના સ્વામી છે.[16] ભૂર્લોક, ભુવર્લોક તથા સ્વર્ગલોક જેના અંશરૂપ છે તે ભગવાન્ના અંશરૂપ લોકમાં સર્વ પ્રાણીઓ છે, માટે હે નારદ ! પુરૂષરૂપ ભગવાન્નો અપાર મહિમા છે. ભૂર્લોક, ભુવર્લોક તથા સ્વર્લોકની ઉપરના મહર્લોકની પણ ઉપર જે જન તપ તથા સત્યલોકછે તેમાં પુરૂષરૂપ ભગવાનનાં અમૃત એટલે અવિનાશી સુખ, ક્ષેમ એટલે પીડાવગરનું સુખ તથા મોક્ષસુખ અનુક્રમે રહ્યાંછે. એ ત્રણ લોકમાંથી નૈષ્ઠિક બ્રહ્મચારી જનલોકમાં જાયછે, વાનપ્રસ્થ આશ્રમી તપલોકમાં જાયછે તથા સંન્યાસીઓ બ્રહ્મલોકમાં જાયછે, આ ત્રણ લોક ત્રિલોકીની બહાર છે. બ્રહ્મચર્યવ્રતરહિત ગૃહસ્થ ત્રિલોકીની અંદરજ રહે છે.[17-18] ક્ષેત્રજ્ઞ જીવના ભોગ તથા મુક્તિના સાધનરૂપ કર્મ તથા ઉપાસના, એ પરલોકમાં જવાના માર્ગ છે. એકજ જીવ અવસ્થાના ભેદે બંને લોકને માટે અધિકારી છે.[19] જે ઇશ્વરથી બ્રહ્માંડ તથા તેમાં પાંચભૂત, ઇન્દ્રિયો અને તેના

* નિરંશ પરમાત્માના સ્વરૂપમાં શિષ્યને સમજ પડવા માટે અંશનો માત્ર આરોપ કર્યોછે. ખરૂં જોતાં નિરવયવ આત્મામાં અંશ નથી.

વિષયરૂપ વિરાટ ઉત્પન્ન થયું, તે ઈશ્વર જેમ સૂર્ય પોતાના બિંબનો પ્રકાશ કરવા સાથે કિરણો વડે બહાર પણ પ્રકાશ કરેછે, તેમ વિરાટની તથા બ્રહ્માંડગોળની બહાર પણ પ્રકાશમાન્ છે. [20] જ્યારે હું એ મહાત્મા ભગવાન્‌ના નાભિકમળમાંથી ઉત્પન્ન થયો, ત્યારે એ વિરાટ પુરૂષના અવયવો શિવાય મને કંઇ પણ યજ્ઞની સામગ્રી મળી શકી નહીં.[21] એ સામગ્રીઓમાંથી યજ્ઞમાં ઉપયોગી પશુઓ, યજ્ઞસ્તંભ, દર્ભ, આ યજ્ઞભૂમિ, અનેક ગુણવાળો વસંતઆદિ કાળ, પાત્ર વગેરે વસ્તુઓ, ઘીઆદિ ચીકાશવાળા પદાર્થો, મીઠો ખારો ખાટોઆદિ છ રસો, ધાતુઓ, માટી, પાણી, ઋક્ યજુષ અને સામ તથા હોતા, અધ્વર્યુ આદિઋત્વિજોનાં કર્મો, જ્યોતિષ્ટોમઆદિ યજ્ઞનાંનામો, સ્વાહાકાર વષટ્કારઆદિ મંત્ર, દક્ષિણા, વ્રત, દેવોનાં નામનો ક્રમ બૌધાયનઆદિની રચેલી કર્મ કરવાની પદ્ધતિઓ, સંકલ્પ તથા કર્મ કરવાનો પ્રકાર, વિષ્ણુક્રમઆદિ ગતિ, દેવતાનાં ધ્યાન, પ્રાયશ્ચિત તથા કરેલું કર્મ ભગવાન્‌ને અર્પણ કરવું; આ બધી યજ્ઞની સામગ્રીઓ ભગવાન્‌ના અવયવવડે મેં સંપાદન કરી. [22-25] એ ભગવાનના અંગવડે સર્વ યજ્ઞની સામગ્રીસંપાદન કરીને તેજ યજ્ઞપુરૂષ ભગવાનનું મેં યજન કર્યું.[26] તે પછી આ નવભાઇ પ્રજાપતિઓએ, ઇન્દ્રિય આદિ દેવતારૂપે પ્રકટ તથા પોતાનેરૂપે અપ્રકટ એવા ભગવાન્‌નું એકાગ્ર મન વડે યજન કર્યું.[27] એ પછી કેટલેક કાળે મનુઓએ, બીજા કેટલાએક ઋષિઓએ, પિતૃઓએ, દેવોએ, દૈત્યોએ તથા મનુષ્યોએ ભગવાન્‌નું યજ્ઞોવડે યજન કર્યું.[28] એ અધિષ્ઠાનભૂત નારાયણ ભગવાનને વિષે આ જગતની કલ્પના થઇ છે. પોતે નિર્ગુણ છતાં માયાવડે અનેક કલ્યાણ ગુણયુક્ત થાયછે.[29] તેનીજ આજ્ઞાથી હું સૃષ્ટિ કરૂંછું, તેને આધીન રહી હર (મહાદેવ) સંહારેછે તથા એ માયાવી ભગવાન વિષ્ણુરૂપે જગતની રક્ષા કરેછે.[30] હે નારદ ! આ પ્રમાણે મેં તારા પ્રશ્નનો ઉત્તર આપ્યો. સંપૂર્ણ કાર્ય કારણરૂપ સૃષ્ટિ ભગવાનના સ્વરૂપથી જુદી નથી.[31] મેં ઘણીજ ભક્તિવડે હૃદયમાં ભગવાનનું ધ્યાન કર્યું છે, તેથી હે નારદ ! મારી વાણી મિથ્યા થતી નથી, મારો સંકલ્પ મિથ્યા થતો નથી તથા મારી ઇન્દ્રિયો અવળે માર્ગે જતી નથી.[32] હું વેદરૂપ, તપરૂપ, પ્રજાપતિઓએ નમસ્કાર કરેલો તથા તેમનો સ્વામીછું; તે છતાં પણ મને ઉત્પન્ન કરનાર કોણ છે તે જાણવાસારૂ યોગસાધનવડે ચિત્ત એકાગ્ર કરી મેં વિચાર કર્યો, પરંતુ એ વાત હું જાણી શક્યો નહીં.[33] જેમ આકાશ પોતાનો અંત જાણી શકતું નથી તેમ જે પોતાની માયાનો અંત જાણી શકતા નથી તથા જે શરણે આવેલાનાં જન્મમરણ કાપનારા, મંગળરૂપ તથા મંગળકારી છે, તે ભગવાન્‌નાં ચરણને હું નમુંછું.[34] હે નારદ ! હું, તું તથા મહાદેવ પણ ભગવાનનું પરમાર્થ સ્વરૂપ જાણી શકતા નથી, તો બીજા દેવતાઓ તો ક્યાંથીજ જાણે ? તેની માયાથી મોહ પામેલા આપણે માત્ર આપણા જ્ઞાનના પ્રમાણમાં એટલુંજ જાણી શકીએ છીએ કે, આ સઘળું વિશ્વ ભગવાન્‌ની માયાની રચના છે.[35] જેના અવતારનાં ચરિત્રો વિગેરે આપણે ગાઈએ છીએ પણ જેના સ્વરૂપને જાણી શકતા નથી, તે ભગવાન્‌ને હું નમસ્કાર કરૂંછું.[36] તેઅજન્મા આદિપુરૂષ ભગવાન્ પ્રત્યેક કલ્પના આરંભમાં પોતે પોતાને પોતાનેવિષે પોતાવડે સરજેછે, પાળેછે, તથા સંહારેછે; સારાંશ કે કર્ત્તા, અધિકરણ, સાધન તથા કર્મ પોતેજ છે. કોઇપણ સાધન પોતાના સ્વરૂપથી જુદું નથી.[37] ઉપાધિરહિત, અદ્વિતીય, જ્ઞાનસ્વરૂપ, દેહ ઇન્દ્રિય મન તથા બુદ્ધિઆદિથી પણ જુદા, સંદેહરહિત, સ્થિર, સત્ય, પૂર્ણ, જન્મમરણઆદિ સર્વ ભાવવિકારરહિત, નિર્ગુણ તથા ત્રણે કાળે જેનો બાધ થતો નથી, એવા આત્માના સ્વરૂપને હે નારદ ! જ્યારે ઋષિયો પ્રસન્ન મન, ઇન્દ્રિય, તથા શરીરવાળા હોયછે ત્યારેજ જાણી શકેછે. પણ જ્યારે દુષ્ટ પુરૂષોના કુતર્કથી પરાભવ પામેછે ત્યારે તે ઢંકાઈ જાયછે.[38-39] ઈશ્વરનો પ્રથમ અવતાર વિરાટપુરૂષરૂપછે. પ્રકૃતિ, તેમાં વિકારથઇને ઉત્પન્ન થયેલાં તત્વો, ત્રણગુણ, ઈંદ્રિયો, વિરાટશરીરતથા

વિરાટશરીરના અભિમાની પુરૂષ, સ્થાવરજંગમ-રૂપ વ્યષ્ટિ÷ શરીર, હું, શિવ, યજ્ઞ, આ દક્ષઆદિ પ્રજાપતિઓ, તું વગેરે મુનિઓ, સ્વર્ગલોકના પાળનારા, અંતરિક્ષ લોકના પાળનારા, મનુષ્યલોકના પાળનારા, પાતાળલોકના પાળનારા, ગંધર્વના વિદ્યાધરના તથા ચારણોના સ્વામી, યક્ષ રાક્ષસ સર્પ તથા નાગનાઅધિપતિઓ, મોટા મોટા ઋષિઓ, પિતૃના દૈત્યના સિદ્ધના તથા દાનવના અધિપતિ, પ્રેત, પિશાચ, ભૂત, કુષ્માંડ, જળજંતુ, પશુ તથા પક્ષીના સ્વામી, જે કંઈ જગત્‌માં ઐશ્વર્યવાળું, તેજસ્વી, મનશક્તિ તથા ઈન્દ્રિયશક્તિવાળું, ચતુરાઈવાળું, ક્ષમાવાળું, લાજવાળું, શોભાયુક્ત, સંપત્તિયુક્ત, બુદ્ધિયુક્ત, અદ્દભુત વર્ણવાળું તથા જે રૂપવાન અથવા રૂપરહિત છે, તે સર્વ પરમ આત્મતત્વરૂપજ છે.[૪૦-૪૩] હે નારદઋષિ ! વ્યાપક ઈશ્વરના જે મુખ્ય લીલારૂપ અવતારો છે, તે સુંદર અવતારો હું તને ક્રમપ્રમાણે કહુંછું. એ કાનના દોષને નાશ કરનારા અમૃતનું, તું કાનરૂપ પડીઆવડે પાન કર.[૪૪]

प्राधान्यतो[illegible] [illegible]आमनंति
लं[illegible]रानुपुरुषस्यभूम्नः ॥
आपीयतांकर्णकषायशोषा
ननुक्रामिष्येत मान्[illegible]पेशान् ॥४४॥

ઈતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના દ્વિતીયસ્કંધનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૭ મો.*

### ભગવાનના વરાહાદિક અવતારો, તેનાં કર્મો, પ્રયોજન તથા ગુણો.

॥ ब्रह्मोवाच ॥

यत्रोद्यत क्षितित[illegible]
क्रोडीतनुंसकलय .ज्ञमयीमनंत ॥

अंतर्महार्णवउपागतमादि दैत्यं
तंदंष्ट्र[illegible]द्दार ॥१॥

બ્રહ્મા કહેછે–હે નારદ ! જ્યારે અનંત ભગવાન્ પૃથ્વીને બહાર કાઢવા માટે યજ્ઞસ્વરૂપ વરાહનું શરીર ધારીને તૈયાર થયા ત્યારે તેમણે મહાસાગરમાં પેઠેલા, પ્રસિદ્ધ અને દૈત્યસૃષ્ટિમાં પ્રથમ થયેલા હિરણ્યાક્ષ દૈત્યને વજ્રધારી ઈન્દ્ર-જેમ વજ્રવડે ડુંગરને ચીરી નાંખે તેમ દાઢવડે ચીરી નાંખ્યો.[૧] રૂચિ નામના બાપથી તથા આકૂતિ નામની માથી સુયજ્ઞ નામે ભગવાન્ થયા. પછી તેમણે પોતાની દક્ષિણા નામની સ્ત્રીથી સુયમ નામના દેવોને ઉત્પન્ન કર્યા. જ્યારે તેણે ઇંદ્ર થઈ ત્રિલોકીનું દુઃખ ટાળ્યું ત્યારે સ્વાયંભુ મનુ જે તેના નાના થાય તેણે તેમને 'હરિ' એવા નામથી બોલાવ્યા.[૨] હે નારદ ! કર્દમઋષિને ઘેર દેવહૂતિથી કપિલદેવજી ઉત્પન્ન થયા, તથા પોતાની માતા દેવહૂતિને તથા નવ બેનોને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો, જેથી તે દેવહૂતિ પોતાના સ્વરૂપને ઢાંકી દેનાર શરીરઆદિમાં આસક્તિરૂપ ગારો ધોઇ નાંખી, આ જન્મમાંજ કપિલના સ્વરૂપને પામ્યાં.[૩] પુત્રની કામનાવાળા અત્રિઋષિને ભગવાને પ્રસન્ન થઈને કહ્યું કે 'મેં મારી જાતનેજ તમને આપી.' એ ઉપરથી તેને ઘેર અવતરેલા ભગવાન્‌ને દત્તાત્રેય કહેછે. તેમનાં ચરણારવિંદની રજથી જેનું શરીર પવિત્ર થયુંછે એવા યદુ તથા સહસ્રાર્જુનઆદિ રાજાઓ ભોગ તથા મોક્ષરૂપ યોગસંપત્તિ પામ્યા.[૪] સૃષ્ટિના આદિકાળમાં જગત્ સૃજવાની ઇચ્છાથી મેં અખંડિત તપ કર્યું, તેથી સનત્કુમાર, સનક, સનંદન તથા સનાતન એવા 'સન' શબ્દની નિશાનીયુક્ત નામવાળા ચાર ઋષિરૂપ ભગવાને અવતાર ધારણ કર્યો, તથા પૂર્વે પ્રલયકાળે નાશ પામેલા આત્મજ્ઞાનનો ફરી સારી રીતે ઉપદેશ કર્યો, જે સાંભળીને ઋષિયોને પોતાના મનમાં તુરત આત્માનો સાક્ષાત્કાર થયો.[૫] દક્ષની પુત્રી તથા ધર્મરાજાની સ્ત્રી મૂર્તિથી અસાધારણ તપના સામર્થ્યવાળા નરનારાયણરૂપે ભગવાન્ અવતર્યા. એ નરનારાયણથી થયેલી અનેક પોતાના [illegible]વી

÷ વ્યષ્ટિ શરીર એટલે એક એક શરીર. સમષ્ટિશરીર એટલે સમુદાયરૂપ શરીર. જેમકે આંબો, વડ, આમલી, પીપળો ઈત્યાદિ પ્રત્યેક ઝાડ વ્યષ્ટિ, તથા સર્વ વૃક્ષોના સમુદાયરૂપ વન એ સમષ્ટિ.

* આ સાતમા અધ્યાયમાં, ભગવાનની લીલારૂપ અવતારો, તેનાં કર્મો, તેનાં પ્રયોજન અને તેના ગુણોએસબ્રિબ બ્રહ્મા નારદને કહેશે, તે વાત આવશે.

અપ્સરાઓને જોઇને કામદેવની સેનારૂપ બીજી અપ્સરાઓ તેમાં બ્રહ્મચર્યવ્રતનો ભંગ કરી શકી નહીં.[૬] શ્રીરુદ્રઆદિ ક્રોધયુક્ત દૃષ્ટિવડે કામને બાળેછે, પરંતુ પોતાનેજ બાળનારા ક્રોધને બાળી શકતા નથી. એ ક્રોધ નરનારાયણના નિર્મળ મનમાં પેશી શકતો નથી, ત્યારે બિચારો કામ તો શી રીતે પેશી શકે?[૭] રાજા ઉત્તાનપાદના દેખતાં પોતાની ઓરમાનમાનાં વચનરૂપ બાણથી વીંધાયેલા ધ્રુવજી, બાળક છતાં વનમાં તપ કરવા માટે ગયા. ત્યાં સ્તુતિ કરતા એવા ધ્રુવજીને ભગવાને પ્રસન્ન થઇ નિશ્ચળ સ્થાન આપ્યું, જે સ્થાનને તેથી નીચે રહેલા સપ્તઋષિઓ તથા તેની ઉપર રહેલા ભૃગુઆદિ વખાણેછે.[૮] અવળે માર્ગે ચાલેલા, બ્રાહ્મણોના શાપરૂપ વજ્રથી જેનું પરાક્રમ અને શુભ નશીબ નાશ પામ્યુંછે એવા તથા નરકના અધિકારી વેનરાજાનો, પૃથુરાજાનો અવતાર ધારણ કરનાર ભગવાને ઉદ્ધાર કરી પોતાનું વેનના પુત્રપણું સાર્થક કર્યું તથા તેણે પૃથ્વીનું દોહન કરી અન્નઆદિ સર્વ દ્રવ્ય ઉત્પન્ન કર્યાં.[૯] નાભિઋષિથી પોતાની મા સુદેવી જેને મેરૂદેવી પણ કહેછે તેને પેટે ઋષભદેવજી ભગવાન્ અવતાર લઈ, સર્વમાંથી આસક્તિ તૂટી જવાથી શાંત ઈન્દ્રિયોસહિત જડની પેઠેનિત્ય યોગવડે સમાધિદશામાં સ્વસ્થપણે વિચર્યા. આ દશાને ઋષિ લોકો પરમહંસ દશા કહેછે.[૧૦] મારા યજ્ઞમાં, સુવર્ણસરખી કાંતિવાળા, વેદમૂર્તિ, યજ્ઞમૂર્તિ, સર્વ દેવરૂપ તથા સાક્ષાત્ યજ્ઞના ફળદાતા હયગ્રીવ ભગવાન્ ઉત્પન્ન થયા. એભગવાન્નાં નસકોરાંમાંથી શ્વાસલેવા ટાણે મનોહર વેદવાણી ઉત્પન્ન થઇ.[૧૧] પૃથ્વીસ્વરૂપ તથા સર્વ જીવસમૂહના આશ્રય, મત્સ્યાવતાર ધરનારા ભગવાન્નાં દર્શન પ્રલયસમયે મનુને થયાં. તેણે મારા મુખમાંથી, મોટા ભય પામીને નીકળી ગયેલા વેદો લઈ લેઇ પ્રલયના જળમાં હર્ષથી વિહાર કર્યો.[૧૨] અમૃત મેળવવા માટે દેવ તથા અસુરના નાયકો ક્ષીરસમુદ્રનું મથન કરતા હતા, ત્યારે કાચબાનો અવતાર ધારણ કરનાર દેવોનાઆદિ ભગવાને પીઠ ઉપર મંદરાચળ પર્વત ધારણ કર્યો; એ અવસરે તેને પર્વતના ઘસાવાને લીધે નિદ્રાનો આનંદ આવ્યો.[૧૩] દેવતાના મહાભયને નિવારનાર તે ભગવાને ચંચળ ભવાં તથા મોટી દાઢોથી ભયાનક મુખવાળું નૃસિંહનું રૂપ ધારણ કરીને પાસેજ ગદા લઇ સન્મુખ આવતા દૈત્યરાજ હિરણ્યકશિપુને પોતાની સાથળ ઉપર નાંખી નખવડે ચીરી નાંખ્યો.[૧૪] જ્યારે એક ટોળાના મુખી હાથીને તળાવમાં મહાબળવાન્ ગ્રાહે પગમાં પકડયો, ત્યારે ઉંચી કરેલી સૂંઢવડે કમળ ઝાલી એ પીડાયેલો હાથી, "હે આદિપુરૂષ! હે સર્વલોકના નિયંતા! હે પવિત્ર યશવાળા તથા શ્રવણને આનંદ આપનારાં નામવાળા હરિ!" એ રીતે બોલ્યો. એ વચન સાંભળીને જેનું સ્વરૂપ કળી શકાતું નથી એવા અને ગરૂડના ખભા ઉપર બેઠેલા ચક્રપાણિ ભગવાને ત્યાં પધારી ચક્રવડે તે ગ્રાહનું મોઢું ચીરીને પોતાની રક્ષા માગતા એવા તે હાથીની સૂંઢપકડીનેદયાલાવીતેમાંથીબહારકાઢયો.[૧૫-૧૬] અદિતિના દીકરા બાર આદિત્યમાં યજ્ઞના અધિષ્ઠાતા વિષ્ણુ, નાનેરા છતાં પણ ગુણે અધિક છે, કેમકે તેમણે પોતાનાં પગલાં મૂકવામાં સર્વલોક દબાવી લીધા. એ વામનરૂપધારી ભગવાને ત્રણ પગલાં પૃથ્વી માગવાને બહાને બલિરાજાની સઘળી પૃથ્વી લઇ લીધી. આમ કરવાનું કારણ એ કે ધર્મમાર્ગે ચાલતા પુરૂષને યાચનાવિના સમર્થ પુરૂષો પણ પદભ્રષ્ટ કરતા નથી.[૧૭] જે બલિરાજાએ ભગવાન્નું ચરણોદક માથાઉપર ચઢાવ્યું, જેણે (પોતાના ગુરૂ શુક્રાચાર્યે વાર્યા છતાં તથા શાપ દીધા છતાં પણ) બોલ્યું પાળ્યાશિવાય બીજું કરવા ધાર્યું નહીં, તથા જેણે ભગવાન્નો ત્રીજો પગ મૂકવા માટે મસ્તક ધરીને શરીરપણ હરિને અર્પણ કર્યું, તે બલિરાજાની કામનાનો વિષય હે નારદ! કદી પણ ઈન્દ્રપદ હોયજ નહીં.[૧૮] હે નારદ! તારી વૃદ્ધિ પામેલી ભક્તિવડે પ્રસન્ન થયેલા હંસ ભગવાને તને યોગનો તથા આત્માના સ્વરૂપને પ્રકાશકરનારા ભાગવત નામના જ્ઞાનનો ઉપદેશ કર્યો, જે જ્ઞાન કેવળ ભગવાન્નોજ જેને આશ્રય છે એવા ભક્ત લોકો શ્રમવિના જાણી શકે છે.[૧૯] મનુવંશના

પાળક જે ભગવાન્ પોતાના અર્કની પેઠે દશે દિશામાં અટકે નહિ એવા પ્રતાપને ધારણ કરેછે, તેણે દુષ્ટોને દંડ દીધો તથા પોતાનાં ચરિત્રવડે સુંદર કીર્ત્તિ સત્યલોક પર્યન્ત વિસ્તારી.[૨૦] જે પોતાનું નામ લેનારા અનેક રોગવાળા જીવોનો રોગ તુરત મટાડેછે, અને જે પોતેજ કીર્ત્તિરૂપછે, તે ભગવાન્ ધન્વંતરીએ અવતાર લઇને પૂર્વે દૈત્યોએ બંધ કરેલો યજ્ઞનો ભાગ ફરી મેળવ્યો તથા જગત્‌માં આયુર્વેદની પ્રવૃત્તિ કરી.[૨૧] નરકનું દુઃખ ભોગવવા ઈચ્છતા હોય તેમ આખી પૃથ્વીને કાંટાસમાન, અવળે માર્ગે ચાલનારા, બ્રહ્મદ્વેષી તથા દૈવે જગત્‌ના નાશને માટે વધારેલા ક્ષત્રિઓનો, મહાત્મા ઉત્કૃષ્ટ પરાક્રમવાળા પરશુરામ ભગવાને તીખી ને લાંબી ધારવાળી ફરશીથી એકવીશ વાર નાશ કર્યો.[૨૨] અમારી ઉપર કૃપા કરવામાં પ્રસન્ન તથા માયા જેને વશ છે એવા ભગવાન્ રામચંદ્રજી પોતાની કળારૂપ ભરતઆદિ ભાઇઓસહિત ઈક્ષ્વાકુ રાજાના વંશમાં અવતરીને બાપની આજ્ઞા પાળી, પોતાની સ્ત્રી સીતા તથા ભાઈ લક્ષ્મણ સાથે વનમાં ગયા; જેની સાથે વિરોધ કરી રાવણ મરણ પામ્યો.[૨૩] જેમ શિવને ત્રિપુર બાળવાની ઇચ્છા થઇ હતી, તેમ જેને શત્રુનું શેહેર બાળવાની ઈચ્છા થઇછે એવા રામચંદ્રથી ભય પામીને, સીતાના વિયોગથી વધેલા ક્રોધને લીધે રાતી થયેલી (રામની) નજર પોતાનીઉપર પડવાથી જેમાં મગર, સર્પ તથા ગ્રૃડ આદિ જળજંતુઓ ગભરાયાં છે એવા અને ભયથી કંપતા સમુદ્રે, તેમને તુરત માર્ગ આપ્યો.[૨૪] પોતાની છાતીસાથે અથડાવાથી ભાગી ગયેલા ઈન્દ્રના વાહન ઐરાવત હાથીના દાંતથી પ્રકાશ પામેલી દિશાઓના પાળનારા તથા સેનામાં ઘણા ગર્વથી ફરતા એવા રાવણને થયેલું હાસ્ય શ્રીરામચંદ્ર તેના પ્રાણસહિત ક્ષણમાં હરી લેશે.[૨૫] દૈત્યની સેનાના ભારથી પીડાયેલી પૃથ્વીનો ક્લેશ મટાડવા માટે ભગવાન્, જેના શોભાકારક કાળા તથા ધોળા કેશ છે તથા માણસના કળ્યામાં જેની ઈશ્વરતા આવતી નથી એવા કૃષ્ણરૂપે પોતાની કળા બળદેવની સાથે અવતાર ધરી પોતાની મોટાઇ સૂચવનારાં કામો કરશે.[૨૬] શ્રીકૃષ્ણ ભગવાન ઈશ્વર ન હોય તો બાળક અવસ્થામાં પૂતનાનો પ્રાણ લેવો, ત્રણ માસની અવસ્થાએ પગની પાટુથી ગાડું ઊંધું વાળી દેવું, રીંખતાં રીંખતાં, આકાશની સાથે વાતો કરતાં એવાં મોટાં બે કડાયાનાં વૃક્ષો વચ્ચે પેશી તેમને મૂળમાંથી ઉખેડી નાંખવાં એ વાત બનવી અશક્ય છે.[૨૭] યમુનાજીના ધ્રોનું ઝેરી પાણી પી મરી ગયેલાં વ્રજનાં ઢોર તથા ગોવાળિયાને કૃપાદૃષ્ટિરૂપ અમૃતની વૃષ્ટિવડે જીવાડશે તથા યમુનાજીમાં વિહાર કરતા એવા હરિ એ ધ્રોને ઝેરરહિત કરવા માટે, ઝેરની તીક્ષ્ણતાને લીધે જેની જીભ અતિચંચળછે એવા કાલિયનાગને ત્યાંથી કાઢી મૂકશે.[૨૮] સૂકાઈ ગયેલું વન જ્યારે ચોતરફથી દાહવડે બળવા માંડશે ત્યારે નાશનો સમય જેનો નક્કી નજીક આવ્યોછે એવાં, રાત્રિએ યમુનાને કાંઠે સૂતેલાં વ્રજવાસીઓને નેત્ર મીંચાવી દઇ અકળિત પરાક્રમવાળા શ્રીકૃષ્ણ, બળદેવજીસહિત, તેની રક્ષા કરશે. આ કર્મ પણ દેવતા જેવુંજ છે.[૨૯] જ્યારે શ્રીકૃષ્ણની માતા યશોદાજી જે જે દામણાં શ્રીકૃષ્ણને બાંધવા લેશે તે તે દામણાં તેમને પૂરાં નહીં થાય તથા બગાસું ખાતાં ભગવાનના મુખમાં ત્રિલોકી જોઇ મનમાં શંકા ઉત્પન્ન થવાથી શ્રીકૃષ્ણની ઇશ્વરતા જાણશે.[૩૦] વરૂણના પાશના ભયથી નંદરાયજીને મૂકાવશે તથા વ્યોમાસુરે ગુફામાં પૂરેલા ગોવાળિયાઓને છોડાવશે; દિવસે કામમાં મચેલાં હોવાથી રાત્રિએ થાકને લીધે ઊંઘી ગયેલાં વ્રજવાસીઓને વૈકુંઠમાં લઈ જશે.[૩૧] જ્યારે ગોવાળિયાઓ ઈન્દ્રના યજ્ઞનો ભંગ કરશે ત્યારે વ્રજનો નાશ કરવા માટે તે ઈન્દ્ર ઘણી વૃષ્ટિ કરશે, તે સમયે કૃપાવડે પશુઓની રક્ષા કરવાને ઈચ્છતા એવા શ્રીકૃષ્ણ સાત વરસનીજ ઉમ્મરમાં લીલાવડે મેહેનતવિના સાત દિવસ સુધી એક હાથે મીંદડાંની બળીની પેઠે ગોવર્ધનપર્વત તોળી રાખશે.[૩૨] ચંદ્રમાનાં કિરણોથી નિર્મળ થયેલી રાતે વનમાં રમતા શ્રીકૃષ્ણ ભગવાન, રાસરમણ કરવાના હેતુથી પોતે કરેલાં મનોહર પદ્યગીતાં તથા

લાંબી મૂર્છનાયુક્ત વાંસળીનાં ગાયનવડે જેમને કામજન્ય વ્યથા ઉત્પન્ન થઇછે એવાં ગોપીજનોને હરીજનાર કુબેરના ચાકર શંખચૂડનું માથું કાપી નાંખશે.[33] પ્રલંબાસુર, ગર્દભાસુર, બકાસુર, કેશી દૈત્ય, અરિષ્ટ તથા ચાણુરઆદિ મલ્લો, કુવલયાપીડ, કંસ, કાળયવન, નરકાસુર, પૌંડ્રકઆદિ તથા બીજા શાલ્વ, દ્વિવિદ, બલ્વલ, દંતવક્ત્ર, સાત સાંઢ, શંબરાસુર, તથા રૂક્મિઆદિ, તથા રણમાં ધનુર્ધારી અને યુદ્ધમાં પોતાને વખાણનારા કંબોજ, મત્સ્ય, કુરૂ, કેકય ને સૃંજયઆદિ દેશના રાજાઓ, આ બધાને બળદેવ, ભીમ અને અર્જુનઆદિ નામથી પોતે શ્રીકૃષ્ણ ભગવાન મારશે તેથી તેઓ અદૃશ્ય તે ભગવાનૂના લોકમાં જશે.[34-35] કાળે કરીને ટુંકી બુદ્ધિવાળાં તથા અલ્પ આયુષ્યવાળાં મનુષ્યો વેદનો પાર પામી શકશે નહીં, એવા વિચારથી સત્યવતી નામની સ્ત્રીથી, ભગવાન્ વેદવ્યાસરૂપે પ્રકટ થઇને વેદરૂપ વૃક્ષનો નોખી નોખી શાખાઓથી વિભાગ કરશે.[36] વેદમાર્ગે ચાલનારા તથા મયદાનવે રચેલી અદૃશ્ય વેગવાળી ત્રણ નગરીઓમાં રહી લોકોને પીડતા એવા દૈત્યોને મોહ તથા લોભ ઉત્પન્ન કરે એવો વેષ ધારણ કરી બુદ્ધાવતાર ભગવાન પાખંડ ધર્મનો ઘણો ઉપદેશ કરશે.[37] યુગને અંતે જ્યારે સત્પુરૂષોના ઘરમાં હરિકથા નહિ થાય, બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય પાખંડ ધર્મવાળા થઈ જશે, શૂદ્રલોકનું રાજ્ય થશે; તથા સ્વાહા, સ્વધા અને વષટ્કારવાળી વાણીના ઉચ્ચાર બંધ પડશે, ત્યારે કળિયુગને શિક્ષા કરનારા કલ્કિ ભગવાન ઉત્પન્ન થશે.[38] ઉત્પત્તિકાળમાં તપ, હું (બ્રહ્મા), ઋષિઓ તથા નવ પ્રજાપતિ; સ્થિતિકાળમાં ધર્મ, વિષ્ણુ, મનુ, દેવતા અને રાજાઓ; તથા પ્રલયસમયમાં રૂદ્ર, સર્પ અને દૈત્યઆદિ, એ સર્વ અનેક શક્તિસંપન્ન ભગવાનની માયાની વિભૂતિ છે.[39] ક્યાંઇ પણ નહિ અટકતા એવા પોતાના ચરણના વેગથી મૂળમાંથી કંપતો એવો સત્યલોક જે ત્રિવિક્રમ ભગવાને સ્થિર રાખ્યો તે વિષ્ણુ ભગવાનનાં પરાક્રમોને ગણવાને પૃથ્વીના પ્રાણુ રજકણુ ગણી શકે એવો કોણ વિદ્વાન્ સમર્થ છે?[40] ભગવાન્‌ની માયાના બળનો અંત હું પણ નથી જાણતો, તથા આ તારા મોટા ભાઇ મુનિઓ પણ નથી જાણતા, ત્યારે બીજાની તો શી વાત કરવી? તેમજ ભગવાન્‌ના ગુણ ગાતા એવા સહસ્રમુખ આદિદેવ શેષજી, આજ સુધી પણ તે ભગવાન્‌નાં માયાબળનો પાર પામતા નથી.[41] જેની ઉપર એ ભગવાન્ દયા કરે તથા જેણે નિષ્કપટપણે એ ભગવાન્‌ના ચરણનો હૃદયમાં સર્વાત્મભાવથી આશ્રય કર્યો હોય તે પુરૂષો દુસ્તર ભગવાન્‌ની માયાને તરી જાયછે તથા તેનો વૈભવ પણ જાણેછે; કારણ કે તેઓને કૂતરાં તથા શિયાળના ભક્ષરૂપ શરીરમાં હુંપણું તથા મારાપણું એવી બુદ્ધિ હોતી નથી.[42] હે નારદ! પરમેશ્વરની યોગમાયાને હું (બ્રહ્મા), તમે (નારદ), પ્રલ્હાદ, સ્વાયંભુ મનુ, તેની સ્ત્રી, તેના પુત્ર તથા પુત્રીઓ, પ્રાચીનબર્હિરાજા, ઋભુ, અંગરાજા, ધ્રુવ, ઈક્ષ્વાકુ, પુરૂરવા, મુચુકુંદ, વિદેહ, ગાધિ, રઘુ, અંબરીષ, સગર, ગય તથા નહુષઆદિ, તેમજ માંધાતા, અલર્ક, શતધન્વા, અનુ, રંતિદેવ, ભીષ્મ, અમૂર્ત્તરય, દિલીપ, સૌભરિ, ઉતંક, શિબિ, દેવલ, પિપ્પલાદ, સારસ્વત, ઉદ્ધવ, પરાશર, ભૂરિષેણ, વિભીષણ, હનુમાન, શુકદેવ, અર્જુન, આર્ષ્ટિષેણ, વિદુર, શ્રુતદેવ આદિ પુરૂષો દેવમાયાને જાણેછે, તથા તેના પારને પણ પામે છે. સ્ત્રી, શૂદ્ર, હૂણ તથા શબર, એ પાપના આચારવાળા જીવો તથા તિર્યક્ એટલે પક્ષીજાતિ પણ જો તેઓ ભગવાન્‌ના ભક્તના જેવા સદાચરણી હોય અને સારી ધારણાવાળા હોય તો ભગવાન્‌ની માયાને જાણેછે તથા તેને તરી જાયછે.[43-45] જેને ઋષિજનો બ્રહ્મ કહેછે, તે ભગવાન્‌નું સ્વરૂપ સદા શાંત, નિત્ય, સુખસ્વરૂપ, શોક તથા ભયરહિત, જ્ઞાનઘન, શુદ્ધ, અદ્વિતીય તથા કાર્ય કારણરૂપ પ્રપંચથી અળગું છે. તેને વાણી પહોંચી શકતી નથી, તેમાં અનેક સાધનોવડે સિદ્ધ થાય એવી ક્રિયાનું (ઉત્પાદ્ય* સં-

* ઉત્પાદ્ય, વિકાર્ય, આપ્ય, અને સંસ્કાર્ય એ ચાર પ્રકારનાં ફળ છે. તેમાં ઉત્પાદ્ય એટલે પુરોડાશ (ચરૂ)

સ્કાર્યઆદિ) ફળ પણ નથી, તથા તેની સન્મુખ ઉભવાને માયા પણ શરમાતી હોય તેમ દૂર ભાગી જાયછે. જેમ કોઈ દરિદ્ર માણસ સમૃદ્ધિવાન્ થયા પછી ગરીબ અવસ્થાની અંદર પાસે રાખેલાં મજુરીનાં સાધનો કોદાળી વગેરે તજી દેછે, તેમ યતિલોકો નિરંતર સાથે રહેનારાં મનને ભગવાન્ના સ્વરૂપમાં સ્થિર કરીને અભેદજ્ઞાન થવાનાં સાધનો તજી દેછે.[૪૭-૪૮] જેનાથી મહત્તત્વઆદિ પદાર્થોના સંયોગવડે થયેલા જગત્ની પ્રસિદ્ધી છે તથા શરીરને ઉત્પન્ન કરનારાં પૃથ્વીઆદિ ભૂતોનો જ્યારે વિયોગ થાયછે, ત્યારે શરીરનો નાશ થયા છતાં આકાશની માફક જે અજન્મા આત્માનો નાશ થતો નથી, તે પ્રત્યક્ અભિન્ન પરમાત્મા કર્મફળના પણ આપનારા છે.[૪૯] હે નારદ! વિશ્વને ઉત્પન્ન કરનારા ભગવાન્ની આ કથા મેં તમને સંક્ષેપમાં કહી. કારણ તથા કાર્યરૂપ જગત્ હરિથી જૂદું નથી તેમ તે હરિ કાર્યપ્રપંચથી અળગા છે.[૫૦] જે ભાગવત ભગવાને મને કહ્યું હતું તે તથા ભગવાન્ની વિભૂતિનો સંગ્રહ પણ મેં તને કહી સંભળાવ્યો, માટે હે નારદ! આનો તું વિસ્તાર કર.[૫૧] સર્વના આત્મા તથા સર્વનાઆધારરૂપ ભગવાન્ઉપર જેવી રીતે માણસોની ભક્તિ થાય તેવીરીતે કલ્પના કરીને તું વર્ણન કર.[૫૨] જે ભગવાન્ની માયા વર્ણવેછે, તેને વખાણેછે તથા શ્રદ્ધાવડે સાંભળેછે તેનો આત્મા એ માયાથી મોહ પામતો નથી.[૫૩]

मायांवर्णयतोऽमुष्य ईश्वरस्यानुमोदतः ॥
शृण्वतःश्रद्धया नेत्यं माययात्मानमुह्यति ॥५३॥

ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના દ્વિતીયસ્કંધનો અધ્યાય ૭ મો સંપૂર્ણ.

---

આદિ, જે ઉત્પન્ન કરવામાં આવેછે તે. વિકાર્ય એટલે સોમવલ્લી (એક ઓષધિ) આદિ, જે વિકાર પામેછે તે. આપ્ય એટલે વેદના મંત્ર આદિ, જે બીજેથી મેળવવામાં આવે છે તે. સંસ્કાર્ય એટલે સાળઆદિ, જેને ધોઈ ઝાટકીને સાફ કરવામાં આવેછે તે.

## અધ્યાય ૮ મો.*

### આત્માનો દેહની સાથે સંબંધ તથા પુરાણો સંબંધી પ્રશ્નો.

॥ राजोवाच ॥

[illegible] गुणाख्यानेऽगुणस्यच ॥
य[illegible] नारदोदे[illegible]नः॥ १ ॥

રાજા પરીક્ષિત કહેછે—હે બ્રહ્મન્! હે વેદને જાણનારા પુરૂષોમાં શ્રેષ્ઠ શુકદેવજી! નિર્ગુણ ઈશ્વરના ગુણનું વર્ણન કરવા માટે બ્રહ્માએ પ્રેરેલા તથા દેવના જેવું જેનું દર્શન છે એવા નારદમુનિએ જે રીતે જેને જેને ભગવાનનું સ્વરૂપ કહી સંભળાવ્યું હોય તે રીતે હું તમારી પાસેથી તે સ્વરૂપને જાણવાને ઈચ્છું છું; માટે હે મહાભાગ શુકદેવજી! અદ્ભુત પરાક્રમવાળા હરિ ભગવાનની મનુષ્યોનાં અત્યંત કલ્યાણ કરનારી કથા મને કહો.[૧-૨] જેથી હું સર્વના આત્મારૂપ એવા શ્રીકૃષ્ણભગવાનને વિષે સંગરહિત મનને જોડી, શરીરનોત્યાગકરૂં.[૩] ભગવાનનિરંતર શ્રદ્ધાએકરીને પોતાનાં ચેષ્ટિતને સાંભળનારા તથા વર્ણન કરનારા પુરૂષનાહૃદયમાં થોડાજસમયમાંપ્રવેશકરેછે.[૪] જેવી રીતે શરદ્ ઋતુ જળના મેલને નાશ કરેછે. તેવી રીતે કાનને માર્ગે પોતાના ભક્તના હૃદયકમળમાં પ્રવેશ કરીને શ્રીકૃષ્ણ ભગવાન તેઓનાં (ભક્તોનાં) પાપોનો નાશ કરેછે.[૫] જેમ પરદેશ જઈને આવેલો માણસ પોતાના ઘરનો ત્યાગ નથી કરતો, તેમ શુદ્ધ અંતઃકરણવાળો તથા જેના કલેશ માત્ર નાશ પામ્યાછે એવો પુરૂષ શ્રીકૃષ્ણ ભગવાનનાં ચરણમૂળનો ત્યાગ કરતો નથી.[૬] હે બ્રહ્મન્! પાંચ ભૂતના સંબંધરહિત આત્માના દેહનો પાંચ ભૂતવડે આરંભ થાયછે તે કાંઇ નિમિત્તવગરજ થાયછે કે કર્માદિ કારણોથી થાયછે? તે તમે જેવી રીતે જાણતા હો તેવી રીતે કહો.[૭] જગત્ની રચના એજ જેનું સ્વરૂપ છે એવું કમળ જેની નાભીમાંથી થયુંછે, તે પુરૂષરૂપ ભગવાન-

---

* આ અધ્યાયમાં પરીક્ષિત રાજાએ જીવ ઈશ્વરને શરીરનો સંબંધ થવાવિષે શંકા કરીને જાણવા યોગ્ય ઘણા પુરાણના વિષયો પૂછ્યા.

ના અવયવો લૌકિક પુરૂષોનાજ જેટલા છે, ત્યારે એ લૌકિક પુરૂષમાં તથા પુરૂષરૂપ ભગવાનમાંફેર શો ?[૮] નાભીમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્મા, જેની કૃપાથી પ્રાણીઓને સ્રજે છે તથા તેણે જેના અનુગ્રહવડે ઇશ્વરનું સ્વરૂપ જાણ્યું, તે જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનું કારણ સર્વના અંતર્યામી તથા માયાને નિયમમાં રાખનારા, માયાને તજી કેવે સ્વરૂપે રહેછો ?[૯-૧૦] અમે તો આપનીજ પાસેથી સાંભળ્યુ છે કે, પુરૂષરૂપ ભગવાનના અવયવવડે લોકની કલ્પના થઇછે તથા લોક પાળ સહિત લોકવડે ભગવાનના અવયની કલ્પના થઈછે.[૧૧] ( આવી રીતે જે વસ્તુમાં પોતાનો સંદેહ તથા ભ્રમ હતો તેવિષે પ્રશ્નો પૂછી હવે જે પોતે બિલકુલ જાણતા નથી તેવિષે પરીક્ષિત રાજા પૂછેછે.) મહાપ્રલયતથા અવાન્તર પ્રલયનું પ્રમાણ કેટલું છે ? ભૂત, ભવિષ્ય તથા વર્ત્તમાન જેની સંજ્ઞાછે એવા કાળનું અનુમાન શી રીતે કરવું ? સ્થૂળ શરીરના અભિમાની મનુષ્ય, દેવ તથા પિતૃઓનાં આયુષ્યનું પ્રમાણ કેટલું છે ?[૧૨] સ્થૂળ તથા સૂક્ષ્મ કાળની પ્રવૃત્તિ શી રીતે છે ! કર્મોવડે મળી શકે એવાં કયાં કયાં તથા કેવાં સ્થાન છે?[૧૩] સત્વ, રજ તથા તમોગુણનાં પરિણામરૂપ દેવઆદિ શરીરોને ઇચ્છતા એવા જીવોમાંથી કોણ જીવ કેવાં કર્મોના સમૂહાયવડે કેવાં કેવાં શરીરને પામેછે ?[૧૪] પૃથ્વી, પાતાળ, દિશા, આકાશ, ગ્રહ, નક્ષત્ર, ડુંગર, નદી, સમુદ્ર તથા દ્વીપની ઉત્પત્તિ શી રીતે થાયછે ? તથા તેમાં રહેનારાં પ્રાણી કેમ ઉત્પન્ન થાયછે? [૧૫] બહાર તથા અંદર બ્રહ્માંડનું પ્રમાણ કેટલુ છે ! તે કહો, મોટા પુરૂષોનાં ચરિત્રો, વર્ણ તથા આશ્રમના ધર્મો, હરિભગવાનનાંઅતિશય આશ્ચર્યકારીઅવતારોનાં ચરિત્રો, યુગતથાયુગનાં પ્રમાણ અને જે જે યુગમાં જે જે ધર્મ હોય તે કહી સંભળાવો.[૧૬-૧૭] મનુષ્યોનો સાધારણ અને વિશેષ ધર્મ જેવો હોય તેવો કહી સંભળાવો; નોખાનોખા વ્યાપારી લોકોનો, રાજર્ષિઓનો અને આપત્તિમાં જીવનારાં સર્વ પ્રાણીઓનો ધર્મ જેમ હોય તેમ કહો.[૧૮] પ્રકૃતિ આદિ સઘળાં તત્વોની સંખ્યા, તેમની ઓળખાણ તથા તેનાં કાર્યના હેતુથી ઓળખવાની રીત, દેવતાનું પૂજન કરવાની રીત અને આઠ અંગવાળા અધ્યાત્મ યોગની રીત કહો.[૧૯] યોગેશ્વરોની અણિમાઆદિ ઐશ્વર્યથી અર્ચીઆદિ માર્ગે ગતિ, અને યોગીઓનાં લિંગશરીરનો પ્રલય, એ સર્વ જેમ હોય તેમ કહો. ઋગ્વેદ આદિ વેદ, આયુર્વેદ આદિ ઉપવેદ, અને ધર્મશાસ્ત્રો તથા ઇતિહાસ પુરાણઆદિની ગતિ જેમ હોય તેમ મને કહો.[૨૦] પ્રાણીમાત્રની ઉત્પત્તિ સ્થિતિ અને લય, વૈદિકકર્મ, સ્માર્તકર્મ અને અગ્નિહોત્રઆદિ કામ્ય કર્મો તથા ધર્મ અને કામનો જે વિધિ હોય તે કહો.[૨૧] જેમની ઉપાધિ કારણ અવિદ્યામાં લય પામી છે એવા જીવોની સૃષ્ટિ જેમ હોય તેમ કહો. પાખંડની ઉત્પત્તિ કહો, આત્માના બંધ મોક્ષને અને વાસ્તવિક તેની અવસ્થાને કહો.[૨૨] સ્વતંત્ર એવા ભગવાન્ જેમ પોતાની માયાથી પરાક્રમ કરે છે અને જેમ તે વ્યાપક એવા ભગવાન્ માયાનો ત્યાગ કરીને સાક્ષીની પેઠે અળગા રહેછે તે પણ કહો.[૨૩] હે ભગવાન્ મહામુનિ શુકદેવજી ! આપને હું પૂછુંછું તથા આપને શરણ થયોછું; માટે આ બધા વિષયોનો ક્રમે કરીને યથાર્થ ખુલાસો મને આપ કહી સંભળાવવાને યોગ્ય છો.[૨૪] આ વિષયમાં જેમ નારદજીને પરમેષ્ઠિ બ્રહ્માનું કહેવું પ્રમાણ છે, તેમજ આપનુ કહેવું અમને પ્રમાણ છે; કેમકે બીજાઓ તો આગળના પૂર્વજોએ કરેલાનેજ અનુસરે છે, સારાંશ કે સત્યને ગ્રહણ કરનારા અમે, ગાડરીઆ પ્રવાહની પેઠે અંધપરંપરાને વળગી રહેનારા નથી.[૨૫] હે બ્રહ્મન્ ! હું અચ્યુત ભગવાન્‌ની કથારૂપ અમૃતનું પાન કરૂંછું, તેથી મારા આ પ્રાણ, કોપ પામેલા બ્રાહ્મણથી અને અનશન વ્રતથી પણ વ્યાકુળ નથી થતા તથા ભગવાન્‌ની કથા સિવાય બીજે જતા નથી.[૨૬]

સૂત કહેછે—એવી રીતે સભામાં પરીક્ષિત રાજાએ પરમેશ્વરની કથાવિષે પૂછ્યું ત્યારે અતિશય પ્રસન્ન થયેલા શુકદેવજી, આગળ ગયેલા બ્રહ્મકલ્પમાં બ્રહ્માને ભગવાને કહેલું, વેદતુલ્ય

એવું ભાગવતનામે પુરાણ કહેછે.[૨૭-૨૮] પાંડુના કુળમાં શ્રેષ્ઠ પરીક્ષિત રાજા જે જે પ્રશ્ન કરે છે તે સર્વનો ઉત્તર ક્રમેકરીને કહેવાને શુકદેવે આરંભ કર્યો.[૨૯]

**यद्यत्परीक्षिदृषभः पांडुनामनुपृच्छति ॥**
**आनुपूर्व्येणतत्सर्वमाख्यातुमुपचक्रमे ॥ २९ ॥**

ઈતિશ્રીમદ્ ભાગવત મહાપુરાણમાં પ્રશ્નવિધિ નામનો આઠમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૯ મો.*

### પરીક્ષિતના પ્રશ્નોના શુકદેવજીએ આપેલા ઉત્તર તથા ભગવાને બ્રહ્માને કહેલું ચતુઃશ્લોકી ભાગવત.

॥ श्रीशुकउवाच ॥

**आत्ममायामृतेराजन् परस्यानुभवात्मनः ॥**
**नघटेतार्थसंबंधः स्वप्नद्रष्टुरिवांजसा ॥ १ ॥**

શ્રીશુકદેવજી કહેછે.-જેમ સ્વપ્નના દ્રષ્ટાને સ્વપ્નશરીરનો સંબધ સ્વરૂપના અજ્ઞાનવિના નથી સંભવતો, તેમ કેવળ જ્ઞાનસ્વરૂપ તથા સર્વથી પર એવા આત્માને દૃશ્ય શરીર આદિનો સંબંધ પરમાત્માની માયાવિના વસ્તુતાથી સંભવતો નથી.[૧] અનેક શક્તિવાળી માયાવડે આત્મા અનેક રૂપે ભાસે છે તથા માયાનાં કાર્ય શરીરોથી પોતાના સ્વરૂપને જુદું નહિ સમજતા તેઓમાં અહંતા તથા મમતા બાંધેછે.[૨] જ્યારે તેનું અજ્ઞાન ટળી જાયછે ત્યારે પ્રકૃતિ તથા પુરૂષથી પર એવા પોતાના શુદ્ધ સ્વયંપ્રકાશ રૂપમાંજ આનંદ પામેછે તથાઅહંતામમતા તજીને કેવળ પૂર્ણ સાક્ષીરૂપે રહેછે.[૩] જીવાત્માનુ સ્વરૂપ જાણવા માટે બ્રહ્માએ ભગવાનની નિષ્કપટ તપવડે સેવા કરી ત્યારે તેમણે તેમને દર્શન આપી જેઆત્માનુ વાસ્તવિક સ્વરૂપ કહ્યુ તે, હે રાજા! હું તને કહુ છું તે સાંભળ.[૪] જગતના પરમગુરૂ આદિદેવ બ્રહ્મા પોતાના કમળના આસન ઉપર બેસી જગત્‌ને સરજવાની ઇચ્છાથી વિચાર કરવા લાગ્યા, પરંતુ જેથી પ્રપંચનું નિર્માણ થાય એવો કોઇપણ ખરો વિચાર તેને સ્ફુર્યો નહીં.[૫] એમ વિચાર કરતાં એક વખતે તેણે પાણીમાં સ્પર્શ (क થી તે म સુધીના પચીશ) અક્ષરોમાં સોળમો તથા એકવીશમો અક્ષર એટલે 'તપ' એવા બે અક્ષર કોઇએ ઉપરાઉપર બે વખત ઉચ્ચારેલા સાંભળ્યા. એ તપ અકિંચન એટલે નિર્ધન પુરૂષોનું ઉત્તમ ધન છે.[૬] "तपतप" એટલે "તપકર, તપકર" એ કોણ બોલનારછે, એ જાણવાની ઈચ્છાથી બ્રહ્માએ ચારે દિશા તરફ નજર કરી, પણ ત્યાં કોઇને દીઠું નહી, ત્યારે પોતાને આસને બેસીને જાણે કોઇએ આજ્ઞા કરી હોય તેમ તપનેજ પોતાનું હિતરૂપ માનીને તે આરંભવા માટે તેણે સંકલ્પ કર્યો.[૭] જેનું સફળ જ્ઞાનછે, પ્રાણ, મન, જ્ઞાનેદ્રિય તથા કર્મેન્દ્રિય જેણે નિયમમાં રાખીછે તથા તપ કરનારા પુરૂષોમાં ઘણાજ તપસ્વી છે, એવા બ્રહ્માએ વૃત્તિને એકાગ્ર કરી સર્વ લોકને પ્રકાશ કરનારૂં તપ દેવતાનાં હજાર વર્ષ સુધી કર્યું.[૮] તેથી પ્રસન્ન થયેલા ભગવાને, જેથી બીજો કોઇપણ લોક ઉત્તમ નથી; જેમાં ક્લેશ તથા ભય નથી; જેની પુણ્યશાળી જ્ઞાનવાન્ પુરૂષોએ સ્તુતિ કરેલીછે;[૯] જેમાં રજોગુણ, તમોગુણ તથા એ બેથી મળેલો સત્વગુણ નથી, કિંતુ કેવળ શુદ્ધ સત્વગુણજ વર્તેછે; જ્યાં કાળનું બળ ચાલી શકતુ નથી, જ્યાં માયા નથી, ત્યારે તેનાં કાર્ય રાગ લોભઆદિ તો ક્યાંથીજ હોય?જ્યાં સ્વચ્છ, શ્યામ, કમળસમાન નેત્રવાળા, પીતાંબરધારી, સુંદર સુકુમાર, અતિ તેજસ્વી, ઉત્તમ મણિઓથી જડેલુ જેના કંઠમાં પદક નામનું ઘરેણું છે, ઘણા તેજસ્વી, જેની કાંતિ પરવાળાં, વૈડુર્યમણિ, તથા કમળના દંડ જેવીછે તથા જેના કંઠમાં માળાઓ, કાનમાં કુંડળ તથા મસ્તક ઉપર મુકુટ શોભેછે, એવા દેવ તથા અસુરોએ પૂજેલા ભગવાનના પાર્ષદોછે.[૧૦-૧૧] જે ચારેકોર મહાત્માઓનાં દીપતાં વિમાનોની પંક્તિઓથી દીપેછે, જેમ વિજળીની સાથે મેઘ વડે આકાશ શોભે તેમ ઉત્તમ સ્ત્રીઓની કા-

---

* રાજાનાં પ્રશ્નોનો ઉત્તર આપવા માટે, ભગવાને બ્રહ્માને કહેલું ભાગવત ફરીથી શુકદેવજીએ પરીક્ષિતરાજાને આ નવમા અધ્યાયમાં કહ્યું.

તિથી શોભેછે.[૧૨] તથા જ્યાં રૂપધારી લક્ષ્મીજી હિંડોળામાં બેઠાં બેઠાં અનેક વૈભવવડે ભગવાનનાં ચરણની સેવા કરેછે તથા તે સમયે ભમરાઓ પોતાના યશ ગાયછે, તેથી પોતે પણ જાણે કેમ પ્રિય ભગવાનનાં પરાક્રમ ગાતા હોય તેમ જણાયછે; તે વૈકુંઠલોક બ્રહ્માને દેખાડયો.[૧૩] એ વૈકુંઠમાં સર્વ ભક્તજનોના પાળક, લક્ષ્મીકાંત, યજ્ઞમાં ફળો આપનારા, જગત્‌રક્ષક, સુનંદ, નંદ, પ્રબળ તથા અર્હણ આદિ પોતાના પાર્ષદોએ સેવેલા, વ્યાપક, ભક્તો ઉપર અનુગ્રહ કરવામાં તત્પર, જેની નજર પોતાનું દર્શન કરનારાને આનંદ ઉપજાવેછે, મનોહર હાસ્ય તથા રાતાં નેત્રથી સુશોભિત જેનુ મુખારવિંદ છે, મુકુટ તથા કુંડળને ધારણ કરનારા, ચતુર્ભુજ, પીતાંબરધારી, હૃદયમાં રહેલાં લક્ષ્મીથી શોભાયમાન,[૧૪-૧૫] ઉત્તમ સિંહાસન ઉપર બિરાજેલા, પ્રકૃતિ, પુરૂષ, મહત્તત્વ અને અહંકાર એ ચાર, પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેન્દ્રિય, અગીઆરમું મન તથા પાંચ મહાભૂતો, એ સોળ તથા પાંચ તન્માત્રા એવી રીતે પચીશ શક્તિવડે વિંટાયેલા, પોતામાં સ્વાભાવિક તથા યોગીઓમાં આગંતુક ઐશ્વર્ય આદિસહિત હોવાથી ઇશ્વર તથા પોતાનાજ સ્વરૂપનેવિષે આનંદ પામતા એવા ભગવાનનાંબ્રહ્માજીને દર્શનથયાં.[૧૬] તેમનાંદર્શનથી થયેલા આનંદ વડે જેનું હૃદય વ્યાપ્ત થયુ છે, જેના શરીરમાં રૂંવાડાં ઉભાં થયાં છે, તથા જેને અતિપ્રેમને લીધે આંખમાં આંસુ ભરાઇ આવ્યાં છે એવા જગતના સરજનાર બ્રહ્મા, જ્ઞાનમાર્ગે પામી શકાય એવાં ભગવાનૂનાં ચરણારવિંદમાં નમ્યા.[૧૭] પ્રજા સરજવાના વિષયમાં પોતાની આજ્ઞા પાળવાને યોગ્ય, રાજી થયેલા તથા પાસે આવેલા વહાલા બ્રહ્માજીને, મંદહાસ્યવડે સુશોભિત વાણીથી પ્રસન્ન ચિત્તવાળા પ્રિય ભગવાન્ તેને હાથે અડીને આ રીતે બોલ્યા.[૧૮]

શ્રીભગવાન કહેછે—હે બ્રહ્મા ! જગત્ ઉત્પન્ન કરવાની ઈચ્છાથી લાંબા કાળ સુધી તમે કરેલાં તપથી હું પ્રસન્ન થયો છું. ઢોંગી યોગીઓ મને પ્રસન્ન કરી શકે એમ નથી.[૧૯] હે બ્રહ્મા ! તમારૂં કલ્યાણ થાઓ. વરને આપનાર હું પાસે જે ઇચ્છેલી વસ્તુ હોય તે માગી લ્યો. માણસને મારાં દર્શન પર્યંત ફળને માટે શ્રમ કરવો પડે છે, સારાંશ કે મારાં દર્શન ઉપરાંત બીજું અધિક ફળ નથી.[૨૦] મારા લોકનું તમને દર્શન થયું તે મારી ઈચ્છાનું ફળછે, કેમકે 'તપ તપ' એવો એકાંતે શબ્દ સાંભળી તમે તપ કર્યું.[૨૧] જ્યારે સૃષ્ટિ રચવામાં તમને મોહ ઉત્પન્ન થયો, ત્યારે આ તપ કરવાની આજ્ઞા મેંજ કરી હતી. હે પાપરહિત બ્રહ્મા ! તપ મારૂં સાક્ષાત્ હૃદય છે, હું તપનો આત્મા છું, તપવડે જગત્‌ને સરજું છુ અને ફરી તેનો સંહાર કરૂં છુ, તપવડે હું જગત્‌ને પાળુંછુ તથા કઠિન તપ એ મારૂં વીર્ય છે.[૨૨-૨૩]

બ્રહ્મા કહેછે—હે ભગવાન ! સર્વ પ્રાણીના નિયંતા આપ બુદ્ધિમાં રહી પ્રતિબંધરહિત જ્ઞાનવડે સર્વ કરવા ધારેલું જાણોછો,[૨૪] તો પણ હે નાથ ! 'આપના સ્થુળ તથા સૂક્ષ્મ સ્વરૂપનું મને જ્ઞાન થાય' એ હુ આપની પાસે માગુંછું, તે આપો.[૨૫] હે માધવ ! જેમ કરોળીઓ જાળ વડે પોતાને ઢાંકી દેછે, તેમ સત્યસંકલ્પ આપ પોતેજ, માયાના સંબંધવડે બ્રહ્માદિરૂપ ધારણ કરી જગત્‌ની ઉત્પત્તિ, પાલન તથા સંહાર રૂપ ક્રીડા જે રીતે કરોછો તે વિષયનું જ્ઞાન આપ મારામાં મૂકો.[૨૬-૨૭] આપના ઉપદેશ પ્રમાણે હું આળસ તજીને વર્તીશ, જેથી પ્રજાની સૃષ્ટિ કરતાં છતાં પણ અહંકાર આદિથી બંધાઇશ નહીં.[૨૮] જેમ મિત્ર મિત્રને માન આપે તેમ આપે મને માન આપ્યુ છે. માટે હે ભગવાન ! પ્રજાની સૃષ્ટિરૂપ આપની સેવામાં સાવધ રહી જ્યાં સુધી ઉત્તમ મધ્યમ તથા કનિષ્ઠ પ્રકારનાં પ્રાણી ઉત્પન્ન કરૂં ત્યાં સુધી 'હું પણ એક સ્વતંત્ર સૃષ્ટિકર્ત્તા છુ' એમ માની મને અતિ આકરો મદ ઉત્પન્ન થશો માં.[૨૯]

ભગવાન કહેછે—ભક્તિ તથા અનુભવસહિત મારા સ્વરૂપનું જ્ઞાન તથા તેનું સાધન હું તમને કહુંછું, તે તમે ગ્રહણ કરો.[૩૦] જેવો હું છું, જેવી મારી સત્તા છે, જેવાં મારાં રૂપ ગુણ તથા

કર્મ છે, તે બધાનું યથાર્થ જ્ઞાન તમને મારા અનુગ્રહથી થાઓ. સૃષ્ટિ થયા પહેલાં હુંજ હતો, સ્થુળ તથા સૂક્ષ્મ પ્રપંચ તથા તેનું કારણ માયા એ કંઈ પણ નહોતું, તથા સૃષ્ટિ થયા પછી પણ હુંજછું તથા અંતે જે શેષ રહેશે તે પણ હુંજ છું.[૩૨] જે વસ્તુતાએ સત્ય ન હોય તે દેખાય, તથા જે વસ્તુતાએ સત્ય હોય તોપણ ન દેખાય તેજ મારી માયા જાણવી. જેમ આકાશમાં બે ચંદ્ર નહિ છતાં આંખનો ઉપલો ભાગ દબાવ્યાથી બે ચંદ્ર દેખાયછે, તેમ આ જગત્ વસ્તુતાએ સાચું નથી તોપણ સાચુ જણાયછે. તથા જેમ ગ્રહોમાં રાહુ છે તો પણ તે દેખવામાં આવતો નથી, તેમ અધિષ્ઠાન ચૈતન્ય સર્વનો સાક્ષી આત્મા વસ્તુતાએ છે તોપણ તે જણાતો નથી. આવી રીતે આવરણશક્તિ× અને વિક્ષેપશક્તિવાળી* મારી માયા છે. જેમ ઉત્તમ અધમ શરીરમાં પંચ મહાભૂતો સૃષ્ટિ થયા પછી તેમાં પ્રવેશ કરીને રહ્યાં હોય એમ જણાયછે, પરંતુ તે કાર્યની ઉત્પત્તિ પહેલાંજ તેમનામાં કારણ સ્વરૂપે રહેલાં હોવાથી પાછળથી તેમનામાં પ્રવેશ કરી રહ્યાં નથી, તેમ હું સર્વ પ્રપચમાં પાછળથી પ્રવેશ કરી રહેલો નથી, પરતુ તેનાં કારણરૂપે પ્રથમથીજ છુ.[૩૪] આત્મસ્વરૂપને જાણવાની ઇચ્છાવાળા પુરૂષે માત્ર એટલુજ જાણવાનું છે કે અન્વય+ તથા વ્યતિરેકવડે જે સદા સર્વ ઠેકાણે છે તે આત્મા છે.[૩૫] ચિત્તને અત્યંત એકાગ્ર કરી મારા મનને તમે અનુસરો, જેથી કલ્પમાં† જુદી જુદી સૃષ્ટિ રચવામાં 'હું તેઓનો સ્વતંત્ર કર્ત્તા છુ,' એવો કદી પણ મોહ ઉત્પન્ન નહિ થાય.[૩૬]

શુકદેવ કહેછે—મનુષ્યોના સ્વામી બ્રહ્માને અજન ‡ ભગવાન એવી રીતે આજ્ઞા આપીને તે પોતાનું રૂપ જુવેછે તેટલામાં અંતર્ધ્યાન થઇ ગયા.[૩૭] જેણે પોતાનું સ્વરૂપ અદૃશ્ય કર્યુંછે એવા હરિને હાથ જોડીને સર્વ પ્રાણીરૂપ બ્રહ્માએ પ્રથમના કલ્પની પેઠે આ જગત્ સરજ્યું.[૩૮] એક સમયે ધર્મના પતિ પ્રજાપતિ પ્રજાનું કલ્યાણ ઈચ્છીને પોતાનું પ્રયોજન સિદ્ધ થવા માટે યમ–નિયમ પાળતા હતા.[૩૯] હે રાજા ! બ્રહ્માના બીજા પુત્રોથી અતિ પ્રિય, આજ્ઞાકારી, સેવા કરનાર, મહા ભગવદ્ભક્ત એવા મોટા મુનિ નારદે પોતાનું શીલ, વિવેક તથા ઇન્દ્રિયદમનવડે પિતા (બ્રહ્માજી) ને પ્રસન્ન કર્યા.[૪૦–૪૧] હે રાજા ! લોકોના આદિ પિતા બ્રહ્માને નારદજીએ, પ્રસન્ન થયેલા જોઇને જે તું મને પૂછેછે તે પૂછયુ હતુ, જેથી પ્રસન્ન થયેલા અને પ્રાણીઓને સરજનારા બ્રહ્માએ જે ભાગવત પોતાને ભગવાને કહ્યુ હતું તે દશ વસ્તુને સિદ્ધ કરનારૂં આ ભાગવત પુરાણ પોતાના પુત્ર નારદને કહી સંભળાવ્યુ.[૪૨–૪૩] નારદે, સરસ્વતીને કાંઠે પરબ્રહ્મનું ધ્યાન કરતા એવા તથા અપાર તેજવાળા વ્યાસજીને કહ્યું. (તથા તેની પાસેથી હું શીખ્યો. )[૪૪] હે પરીક્ષિત રાજા ! વિરાટ પુરૂષથી આ જગત્ શી રીતે થયું એ તમે પૂછયુ તથા બીજાં પ્રશ્નો પૂછયાં તે બધાંનો હવે હું ઉત્તર આપુંછું.[૪૫]

यदुताहंत्वयापृष्टो वैराजात्पुरुषादिदं ।
यथासीत्तदुपाख्यास्ये प्रश्नानन्यांश्चकृत्स्नशः॥४६॥

ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના દ્વિતીય સ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ.

---

× બ્રહ્મચૈતન્યને ઢાકવાની શક્તિ. * અજવાની શક્તિ. + કાર્યમાં કારણ રૂપે અનુવૃતિ એ અન્વય તથા કારણ અવસ્થામા કાર્યોથી વ્યાવૃત્તિ તે વ્યતિરેક. જાગૃતઆદિ અવસ્થામાં આત્માની સાક્ષીરૂપે પ્રતીતિ એ આત્માનો અવસ્થાઓમાં અન્વય તથા સમાધિ અવસ્થામાં આત્માનીજ પ્રતીતિ અને જાગૃતઆદિ અવસ્થાની અપ્રતીતિ એ વ્યતિરેક. એવી રીતે અન્વય વ્યતિરેકવડે સર્વ કાળમાં સર્વત્ર આત્મા છે, માટે મુમુક્ષુ પુરૂષે તેને જ જાણવો જોઇએ. † બ્રહ્માનો દિવસ.

‡ જેનો જન્મ નથી તેવા.

## અધ્યાય ૧૦ મો.*

### શુકદેવજીએ ભાગવતના વ્યાખ્યાન વડે પરીક્ષિતના પ્રશ્નોના આપેલા ઉત્તર.

॥ श्रीशुकउवाच ॥

अत्रसर्गोविसर्गश्च स्थानंपोषणमूतयः ।
मन्वंतरेशानुकथा निरोधोमुक्तिराश्रयः ॥१॥

શ્રીશુકદેવજી કહેછે—આ ભાગવતમાં સર્ગ, વિસર્ગ, સ્થાન, પોષણ, ઉતિ, મન્વંતર, ઇશાનુકથા, નિરોધ, મુક્તિ તથા આશ્રય એ દશ વિષયનું પ્રતિપાદન છે.[1] મહાત્મા પુરૂષો, દશમા વિષયનું એટલે પરમાત્માનું યથાર્થ જ્ઞાન થવા સારૂ નવ પદાર્થના સ્વરૂપનું વર્ણન, સ્તુતિઆદિ સ્થળમાં સાક્ષાત્ શ્રુતિવડે તથા આખ્યાનભાગમાં તાત્પર્યવડે કરેછે.[2] (એ દશ વિષયોનું સ્વરૂપ કહેછે.) પરમેશ્વરથી સત્વ રજ તથા તમ એ માયાના ગુણો પરિણામ પામી, તેથી પાંચ ભૂત, પંચતન્માત્રા, ઇંદ્રિયો, મહત્તત્વ તથા અહંકાર એ સર્વની ઉત્પત્તિને સર્ગ કહેછે; વિરાટ શરીરના અભિમાનીએ કરેલ સ્થાવર ને જંગમની સૃષ્ટિ તે વિસર્ગ કહેવાયછે.[3] સરજેલા પદાર્થોને મર્યાદામાં રાખવાથી જે વૈકુંઠ ભગવાનનો મહિમા તેને સ્થિતિ કહેછે. ભગવાનનો ભક્તઉપર અનુગ્રહ એ પોષણ કહેવાયછે; પરમેશ્વરના અનુગ્રહનું પાત્ર સારા સારા મન્વંતરના સ્વામીઓનો જે ધર્મ તે મન્વંતર કહેવાય છે; કર્મવાસનાને ઉતિ કહેછે.[4] હરિના અવતારનાં ચરિત્ર તથા તેમના ભક્તોની અનેક આખ્યાનોવડે વૃદ્ધી પામેલી કથાને ઇશાનુકથા કહે છે.[5] આ જીવસ્વરૂપ ભગવાનનું યોગનિદ્રાની પાછળ શક્તિ એટલે ઉપાધિસહિત જે શયન એટલે લય તેનું નિરોધ એવું નામ છે; અન્યથા રૂપનો ત્યાગ કરીને એટલે અવિદ્યાવડે પોતાને વિષે આરોપણ કરેલાં 'હું કર્ત્તા, હું ભોક્તા, હું સુખી, હું દુઃખી ' એઆદિ રૂપને તજી દઈને સ્વરૂપને વિષે સ્થિતિ કરીને રહેવું, એટલે 'કર્ત્તા અને ભોક્તાપણાં આદિથી રહિત શુદ્ધ બ્રહ્મસ્વરૂપ હું છું,' એમ પોતાનું સ્વરૂપ ઓળખી તે સ્વરૂપમાં સદાય મગ્ન રહેવું, એનું નામ મુક્તિ કહેવાય.[6] આ સૃષ્ટિ થવી અને તેનો લય થવો એ જેનાથી થાયછે અને જેથી એ બે જણાય છે, તે પરબ્રહ્મને આશ્રય એમ કહેછે. અને એ આશ્રયજ પરમાત્મા એમ પણ કહેવાય છે.[7] (તે-આશ્રયરૂપ પરબ્રહ્મનું સ્વરૂપ અપરોક્ષ અનુભવ રૂપે સ્પષ્ટ દેખાડવાસારૂ અધ્યાત્મઆદિનો વિભાગ કરેછે.) જે આ ચક્ષુઆદિ ઇન્દ્રિયોનો અભિમાની અને જોનારો જીવ છે તે અધ્યાત્મિક પુરૂષ એમ કહેવાયછે; એજ ચક્ષુ આદિકના અધિષ્ઠાતા સૂર્યરૂપ અધિદૈવ એમ કહેવાય છે; એ એકજ સ્વરૂપમાં અધ્યાત્મ અને અધિદૈવ, એ બે જુદા ભેદ બતાવનારો ચક્ષુઆદિ ઇન્દ્રિયના ગોલક આદિથી ઓળખાતો એવો જે દેહ તેનું નામ આધિભૌતિક કહેલ છે; એટલે ઇન્દ્રિયો અધ્યાત્મ, દેવતાઓ અધિદૈવ અને દેહાદિ દૃશ્ય પદાર્થ અધિભૂત કહેવાય છે. એ ત્રણમાં એકનો અભાવ હોય તો બીજું એક જણાતું નથી, એટલે અધિભૂત દૃશ્ય પદાર્થ દેહાદિ ન હોય તો દેહાદિકની પ્રતીતિ જેથી થાયછે એવી ઇંદ્રિયો સિદ્ધ ન થાય, તથા તેમનો દૃષ્ટા પણ સિદ્ધ ન થાય, અને દેહ આદિ દૃશ્યવિના ઇન્દ્રિયોની પ્રવૃત્તિએ કરીને જણાય એવા ઇન્દ્રિયોના અધિષ્ઠાતા અધિદૈવરૂપ સૂર્યાદિ સિદ્ધ ન થાય, અને સૂર્યાદિ વિના અધ્યાત્મરૂપ ઈન્દ્રિયોની પણ પ્રવૃત્તિ થતી નથી, તથા અધ્યાત્મરૂપ ઇન્દ્રિયો અને અધિદૈવરૂપ સૂર્યાદિ ન હોય તો અધિભૂતરૂપ દેહાદિ દૃશ્ય છે એમ પણ સિદ્ધ ન થાય. એ રીતે એ ત્રણે એક બીજાથી સિદ્ધ છે, અને એ ઇન્દ્રિયો, દેહાદિ અને સૂર્ય એ ત્રણને જે સાક્ષીપણાથી જાણે છે તેજ આશ્રયરૂપ પરમાત્મા; અને તેનો કોઈ બીજો આશ્રયનથી.[8]-[9](અધ્યાત્મઆદિવિભાગનેઆગળ વિસ્તારથી વર્ણન કરવા સારૂ જગતની ઉત્પત્તિનો પ્રકાર કહેછે.) સૃષ્ટિના આદિ કાળમાં વિ-

* આ દશમા અધ્યાયમાં ભાગવતની વ્યાખ્યાદ્વારા શુકદેવજીએ પરીક્ષિત રાજાના પ્રશ્નોના ઉત્તર આપવાનો આરંભ કર્યો.

રાટ પુરૂષ અંડને ભેદીને જ્યારે બહારનીકળ્યા, ત્યારે પોતાને સ્થાનની ઇચ્છા થવાથી પવિત્ર-રૂપ પોતે પવિત્ર એવું જળ ઉત્પન્ન કર્યું.[૧૦] પોતે પોતાના સૃજેલાજળનીઅંદર હજારો વરસ સુધી રહ્યા, તેણે કરી નારાયણ એવું તેમનું નામ થયું.[૧૧] જેઈશ્વરની સત્તાથી પંચમહાભૂત, કર્મ, કાળ, સ્વભાવ અને જીવ, ક્રિયા કરવામાં સમર્થ થાય છે અને જેની સત્તાવિના થતાં નથી,[૧૨] એ દેવરૂપ સમર્થ એક પરમેશ્વરે જુદે જુદેરૂપે થવાની ઈચ્છાથી યોગશય્યામાંથી બહાર વૃત્તિ લઇ આવીને તેજોમય દેહને માયાએ કરીને અધિદૈવ, અધ્યાત્મ ને અધિભૂત, એ ત્રણ પ્રકારે કર્યો. હવે એક એવો તે પુરૂષરૂપ ભગવાન્નો દેહ ત્રણ પ્રકારે કેમ ભેદ પામ્યો તે સાંભળો.[૧૩-૧૪] ક્રિયાશક્તિએ કરીને નાના પ્રકારની ચેષ્ટા કરતો એવો જે તે પુરૂષ, તેના શરીરમાં રહેલા ચિદાકાશથીઇન્દ્રિયોનીશક્તિ, મનનીશક્તિ, અને દેહની શક્તિઉત્પન્ન થઇ; અને તે પછીશક્તિમય જે સૂક્ષ્મ સ્વરૂપ તેથી સૂત્રાત્માનામનો મુખ્ય પ્રાણ ઉત્પન્ન થયો, અને તે સર્વનો પ્રાણ થયો.[૧૫] જેમ રાજાના ચાકરોના વ્યવહાર રાજાને આધીન છે તેમ સર્વ પ્રાણીમાત્રમાં, જે મહાન્ પ્રાણની ચેષ્ટાથી ઇન્દ્રિયો સર્વ ચેષ્ટા કરે છે અને જેની ચેષ્ટાવિના ઇન્દ્રિયોની ચેષ્ટા બંધ પડી જાયછે, એ સર્વે ચલાવતા એવા પ્રાણને લીધે વિરાટશરીરમાં ક્ષુધા ને તૃષા આદિ ઉત્પન્ન થયાં, અને તે પછી પિપાસાવાન્* અને ક્ષુધાવાન્+ તે વિરાટને પ્રથમ મુખ ઉત્પન્ન થયું,[૧૬-૧૭] અને મુખથી તાળવુ થયું, અને તે તાળુને વિષે જીવ્હા ઇન્દ્રિય ઉત્પન્ન થઇ, તે પછી જીંહાથી જણાય એવા નાનાપ્રકારનો રસરૂપ વિષય પેંદા થયો અને તેના દેવતા વરૂણ પણથયા.[૧૮] બોલવાને ઇચ્છતા એવા જે વિરાટપુરૂષ તેના મુખથી અગ્નિ દેવતા થયા, વાણી એવા નામની ઈન્દ્રિય થઇ તથા બોલવારૂપ વિષય થયો. અગ્નિદેવતા હોય તો વાણીથી શબ્દઉચ્ચાર થાય છે, તે વગર થતો નથી; તેમાંઅનુભવ એટલોજ છે કે પાણીમાં મનુષ્ય જે વખતે બુડેલું હોય તે વખતે અંદર વાણી ઈન્દ્રિય છે, પણ અગ્નિદેવતાને પાણી સાથે વિરોધ હોવાથી શબ્દ ઉચ્ચાર થતો નથી.[૧૯] તે પછી વિરાટપુરૂષમાં પ્રાણવાયુ અત્યંત ચંચળ થવાથી બે નાસિકાનાં ગોલક થયાં. ગંધને ગ્રહણ કરવાથી ઇચ્છા કરતા એવા વિરાટ પુરૂષની નાસિકામાં ગંધ વિષયસહિત વાયુરૂપ દેવતા થયા અને ઘ્રાણ એવા નામની ઇન્દ્રિય થઇ.[૨૦] જ્યારે પોતાના દેહમાં કાંઈ દેખાતું ન હતુ, ત્યારે પોતાના દેહને અને બીજા પદાર્થોને દેખવાની ઈચ્છાથી તે વિરાટને બે નેત્રરૂપ ગોલક ઉત્પન્ન થયાં અને તેમાં સૂર્યદેવતા થયા, તથા ચક્ષુરૂપ ઇન્દ્રિય થઇ અને રૂપ એ વિષય થયો.[૨૧] વેદ વાક્યોથી પોતાના બોધને શ્રવણ કરવાને ઈચ્છતા એવા વિરાટપુરૂષને બે કાનરૂપ ગોલક ઉત્પન્ન થયાં, તેમાં દિશા નામના દેવતા, શ્રોત્ર એવે નામે ઈન્દ્રિય, અને તેથી ગ્રહણ થાય તેવો શબ્દવિષય એ સર્વ થયાં.[૨૨] પદાર્થનું કોમળ પણું, કઠોરપણું, હલકાપણું, ભારેપણું, ઉષ્ણપણું અને ઠંડાપણુ તેને જાણવાને ઇચ્છતા એવા તે પુરૂષને ત્વચા પેદા થઈ. તે ત્વચારૂપ ગોલકમાં લોમ એટલે ત્વચા ઇન્દ્રિય ઉત્પન્ન થઈ અને વૃક્ષ શબ્દે કરીને કહેલા વાયુરૂપ દેવતા થયા. તે વાયુ ત્વચામાં બહાર અનેઅંદર રહેલો છે. ત્વચા દ્વારા સ્પર્શરૂપ ગુણ જણાયછે.[૨૩] વિરાટપુરૂષને અનેક કર્મો કરવાની ઇચ્છા થઇ તેથી તેના બે હાથ ઉત્પન્ન થયા, અને હાથમાં બળરૂપ ઇન્દ્રિય તથા તેના દેવતા ઇન્દ્રઉત્પન્ન થયા. ગ્રહણ કરવું એ વ્યાપારબળ ઈંદ્રદેવતાને આશ્રયેછે.[૨૪] તેને અભીષ્ટ ગતિ મેળવવાની ઈચ્છા થઇ, ત્યારે તેના બે પગ ઉત્પન્ન થયા. તે પગની સાથે તેના અધિષ્ઠાતા યજ્ઞસ્વરૂપ પોતે વિષ્ણુ રહ્યા, ચલનશક્તિરૂપ ઈન્દ્રિય ઉત્પન્ન થઇ તથા જે દ્રવ્ય માણસોથી ચાલવાવડે મેળવી શકાયછે તે હુતદ્રવ્યરૂપ વિષય ઉત્પન્ન થયો. ચાલવાની ક્રિયા, ચલનશક્તિરૂપ ઇંદ્રિય તથા તેના દેવતા વિષ્ણુને આશ્રયેછે.[૨૫] તેને પ્રજા પ્રીતિ અને સ્વર્ગ આદિની

*તરસ્યા. +ભૂખ્યા

ઇચ્છા થતાં સ્થાન સહિત ગુહ્ય ઈંદ્રિય ઉત્પન્ન થઇ, અને તેના દેવતા પ્રજાપતિ થયા. તે બેયથી કામ સંબંધી સુખ થાય છે.[૨૬] તેને અન્નના મેલનો ત્યાગ કરવાની ઇચ્છા થતાં પાયુ ઇંદ્રિય સહિત ગુદસ્થાન ઉત્પન્ન થયું, અને તેના દેવતા મિત્ર થયા. તે બેયના આશ્રયથી મલત્યાગ થાય છે.[૨૭] જ્યારે તેને એક શરીર છોડી બીજું શરીર ગ્રહણ કરવાની ઇચ્છા થઈ ત્યારે નાભિરૂપ દ્વાર ઉત્પન્ન થયું. ત્યાં અપાન (શરીરાંતરમાં જવાનુ સાધન) વાયુ તથા તેના દેવતા મૃત્યુ ઉત્પન્ન થયા. મરણ એ મૃત્યુ દેવતા તથા અપાનવાયુને આશ્રયે છે.[૨૮] વિરાટ્શરીરના અભિમાની ભગવાનને અન્નપાન આદિ ગ્રહણ કરવાની ઇચ્છા થઈ ત્યારે પેટ, આંતરડાં તથા નાડીઓ ઉત્પન્ન થઇ. તે પછી નાડીના દેવતા નદીઓ થઈ અને પેટ તથા આંતરડાંના દેવતા સમુદ્ર ઉત્પન્ન થયા. એ બન્નેથી ભરણ પોષણ થાય છે.[૨૯] જ્યારે તેને પોતાની માયાનુ ધ્યાન કરવાની ઇચ્છા થઈ ત્યારે હૃદય ઉત્પન્ન થયું; તે પછી મન, તેના દેવતા ચંદ્રમા, તેનો વિષય સંકલ્પ તથા તજ્જન્ય કામ* ઉત્પન્ન થયાં.[૩૦] ત્વચા, ચામડી, માંસ, રૂધિર, મેદ, ÷મજ્જા ×અસ્થિ, એ સાત ધાતુ પૃથ્વી જળ તથા તેજનાં કાર્ય છે, તથા પ્રાણ એ આકાશ જળ તથા વાયુથી થયેલ છે.[૩૧] ઇન્દ્રિયો વિષય તરફ દોડનારીછે તથા શબ્દ સ્પર્શ આદિ વિષયોનું સુંદરપણુ અહંકારે કલ્પેલું છે. (ખરૂં જોતાં તેઓ સુંદર નથી.) સર્વ વિકારસ્વરૂપ મન છે. બુદ્ધિ, જેવે રૂપે જે વસ્તુ જણાય તેવે રૂપે તે વસ્તુનો નિશ્ચય કરનારીછે. વસ્તુના ખરા સ્વરૂપને ગ્રહણ કરી શકતી નથી.[૩૨]

હે રાજા! પૃથ્વી આદિ આઠ આવરણવડે બહારથી વીંટાએલુ ભગવાનનું સ્થૂળરૂપ મેં તને કહ્યું.[૩૩] આ સ્થૂળ સ્વરૂપનુ કારણ, અસ્પષ્ટ, §નિર્ધર્મક, ઉત્પત્તિ સ્થિતિ તથા લયરહિત, સદા એક રસ, વૃદ્ધિને ક્ષયરહિત તથા જેને વાણી તથા મન પહોંચી શકતાં નથી, એવું તેનું બીજું અત્યંત સૂક્ષ્મ સ્વરૂપછે.[૩૪] હે રાજા! એ બંને રૂપનું મેં તારી પાસે વર્ણન કર્યું, પરંતુ આ બંનેરૂપ માયિકછે, માટે વિવેકી પુરૂષો તેમને પરમાર્થ રૂપે ગ્રહણ કરતા નથી.[૩૫] સ્વભાવે નિ-ષ્ક્રિય† છતાં પણ માયાવડે સક્રિય એવા પરમાત્મા વાચકરૂપે× શબ્દજાળને તથા વાચ્યરૂપે+ આકૃતિ તથા ક્રિયાને સૃજેછે.[૩૬] હે રાજા! પ્રજાપતિ, મનુ, દેવ, ઋષિઓ, પિતૃગણ, સિદ્ધ, ચારણ, ગંધર્વ; વિદ્યાધર, અસુર, યક્ષ, કિન્નર* અપ્સરાઓ, નાગ, સર્પ,-કિંપુરૂષ, ઉરગ (સર્પની જાતનો ભેદ), માતૃકા, રાક્ષસ, પિશાચ, પ્રેત, ભૂત, વિનાયક, કુષ્માંડ, ઉન્માદ, વેતાળ, યાતુધાન, ગ્રહ, પક્ષી, મૃગ, પશુ, ઝાડ, પર્વત તથા પેટે ચાલનારાં પ્રાણીઓ, તેમજ બીજાં જળચર, સ્થળચર તથા આકાશચર પ્રાણીઓ, આ બધાં સ્થાવરજંગમરૂપે બે પ્રકારનાં તથા જરાયુજ[૧] અંડજ,[૨] સ્વેદજ[૩] તથા ઉદ્ભિજરૂપ[૪] ચાર પ્રકારનાં પ્રાણીઓને (ભગવાન) સૃજે છે. આ બધી યોનિમાં દેવઆદિ ઉત્તમ યોનિ કેવળ પુણ્યકર્મનાં ફળરૂપ છે, મનુષ્યઆદિ મધ્યમ યોનિ પુણ્ય પાપનાં ફળરૂપ છે, તથા નારકી અધમ યોનિઓ કેવળ પાપકર્મનાં ફળરૂપ છે.[૩૭-૪૦] દેવ ઋષિઆદિ સાત્વિક યોનિ છે, મનુષ્ય રાજસ યોનિ છે, તથા નારકી શરીર એ તામસ યોનિ છે. સત્વ, રજ તથા તમ એ ત્રણ ગુણોમાં જ્યારે એક એક ગુણની સાથે બીજા બે બે ગુણ મળેછે ત્યારે દરેક કર્મફળરૂપ ગતિના ત્રણ ત્રણ ભેદ થાય છે; એટલે રજોગુણમિશ્રિત સાત્વિક યોનિ, તમોગુણમિશ્રિત સાત્વિક યોનિ તથા શુદ્ધ સાત્વિક યોનિ. એવી રીતે રાજસ ને તામસ યોનિમાં પણ કલ્પના કરી લેવી.[૪૧] જગતને ઉત્પન્ન કરનારા ભગવાન્, પશુ, મનુષ્ય અને દેવઆદિઅવતારવડે જગતનું પાલન કરવા સાથે ધર્મરૂપે તેમનું પોષણ પણ કરેછે.[૪૨] પછી કાલાગ્નિ રૂદ્રરૂપે પોતાથીજ

*ઇચ્છા. ÷ચરબી. ×હાડકાં. § સ્વભાવરહિત

†ક્રિયારહિત ×જાતિગુણ ક્રિયાઆદિ બોધકધ્વનિ એ વાચક શબ્દ+જેને શબ્દ બોધ ન કરે તે વાચ્ય. *દેવની જાતછે ÷રાક્ષસનીજાત. ૧ઓરમાં વીંટાએલાં જે અવતરેછે તે. ૨ ઇંડાંમાંથી થનારાં. ૩ પરશેવાથી થનારાં. ૪ ફાટી ફુટી થનારાં.

રચેલાં આ જગત્‌ને જેમ વાયુ વાદળાંના સમૂહનો નાશ કરે છે તેમ કાળે કરીને સંહાર કરેછે. [૪૩] હે રાજા! નિરતિશય ઐશ્વર્ય સંપન્ન ભગવાનનું જગત્‌ના સૃષ્ટા, પાળક તથા સંહારકર્ત્તારૂપે વર્ણન કર્યું; પરંતુ વિવેકી પુરૂષો શુદ્ધ ચૈતન્યરૂપ પરમાત્માને કર્ત્તા આદિ રૂપે જાણવાને યોગ્ય નથી. [૪૪] "यतोवाइमानिभूतानिजायंते"* ઈત્યાદિ શ્રુતિઓ પરમાત્માના કર્ત્તાપણા આદિનું પ્રતિપાદન તાત્પર્યવડે કરતી નથી, કિંતુ કર્ત્તાપણા આદિનો નિષેધ કરવા સારૂ કરે છે; કારણ કે તેમાં કર્ત્તાપણુ આદિ ધર્મોનો આરોપ માયાએ કરેલોછે; વસ્તુતાએ તે અકર્ત્તા છે. [૪૫]

આ બ્રહ્માનો અવાંતરપ્રલયસહિત મહાપ્રલય કહી બતાવ્યો. મહાપ્રલયમાં મહત્તત્વ આદિની સૃષ્ટિનો પ્રકાર સરખો છે. [૪૫] હે રાજા! કાળનું સ્થૂળ-સૂક્ષ્મ માન, કલ્પનું સ્વરૂપ તથા તેનું શરીર એટલે તેના પેટામાં આવેલો અવાંતરકલ્પ તથા મન્વંતર આદિના વિભાગ વિસ્તારવડે હું તને આગળ કહીશ. હવે પાદ્મકલ્પવિષે વિસ્તારથી કહુ છું તે સાંભળ. [૪૭]

શૌનક કહેછે-હે શાંત પ્રકૃતિવાળા સૂત! આપે આગળ કહ્યુંછે કે ભગવદ્‌ભક્તમાં ઉત્તમ એવા વિદુરજી, (મમત્વને લીધે) ન તજી શકાય એવાં સંબંધીઓને તજીને, પૃથ્વી ઉપરનાં તીર્થોનેવિષે ફર્યા. [૪૮] એ વિદુરજીને ભગવાન મૈત્રેયની સાથે જ્ઞાનસંબંધી સંવાદ કયે ઠેકાણે થયો, મૈત્રેયે વિદુરજીના પૂછવાથી શું તત્વ કહ્યું, તેણે શા કારણ માટે કુટુંબીઓનો ત્યાગ કર્યો, તથા પાછા તે શા નિમિત્તથી આવ્યા, એ બધું વિદુરનું ચરિત્ર, અમને આપ કહી સંભળાવો. [૪૯-૫૦]

સૂત કહેછે-હે ઋષિઓ! જે તમે મને પૂછ્યું તેજ પરીક્ષિતરાજાએ શુકદેવજીને પૂછ્યું, તેથી તેણે વિદુરમૈત્રેયના સંવાદપૂર્વક પ્રથમ રાજાએ કરેલા પ્રશ્નને અનુસારે જે બધો પુરાણનો અર્થ કહ્યો તે હું તમને કહુંછું તે સાંભળો. [૫૧]

॥ सूतउवाच ॥

राज्ञापरीक्षितापृष्टो यदवोचन्महामुनिः ॥
तद्वोऽभिधास्येशृणुत राज्ञः प्रश्नानुसारतः॥५१॥

ઇતિશ્રીમદ્ અઢારહજાર શ્લોકના સંગ્રહરૂપ મહાપુરાણ ભાગવતના દ્વિતીયસ્કંધમાં વિરાટ પુરૂષના અવયવનું વર્ણન એ નામનો દશમો અધ્યાય સંપૂર્ણ.

* જેના થકી આ પ્રાણી માત્ર પેદા થાયછે.

श्रीमद्भागवत द्वितीयस्कंध समाप्त.

श्रीमद्-

# भागवतभाषांतर.

## तृतीय स्कंध.

શુદ્ધ ગુજરાતી ભાષાંતર.



तृतीयस्कंध - वैकुंठलोकमां सनत्कुमार.

श्रीमद्

# [illegible]ागवत भाषांतर.

# [illegible]तीय [illegible]ंध.

## અધ્યાય ૧ લો.*

### યાત્રા કરવાને નીકળી પડેલા વિદુરનો ઉદ્ધવ સાથે થયેલો સંવાદ.

॥ श्री[illegible]कउवाच ॥

एवमेतत्पुरापृष्टो मैत्रेयोभगवान्किल ॥

क्षत्रावनंप्रविष्टेन त्यक्त्वास्वगृहमृद्धिम ॥१॥

શુકદેવજી કહેછે—તમારા એટલે પાંડવોના દૂતપણાને કરનારા અને સર્વના ઈશ્વર એવા ભગવાને દુર્યોધનના ઘરનો ત્યાગ કરીને જે સમૃદ્ધિવાળા વિદુરના ઘરમાં પોતાનું ઘર ગણીને પ્રવેશ કર્યો હતો, તે ઘરનો ત્યાગ કરીને વનમાં ગયેલા વિદુરજીએ તમે પૂછોછો તેવીજ રીતે ભગવાન મૈત્રેયને પૂર્વે પૂછ્યું હતુ. [૧-૨]

રાજા પરીક્ષિત કહેછે—હે સમર્થ શુકદેવજી! ભગવાન્ મૈત્રેયની સાથે વિદુરનો સમાગમ કયા સ્થળમાં અને કયે સમયે થયો હતો? એ અમને વર્ણન કરી સંભળાવો. [૩] શ્રેષ્ઠ મૈત્રેયપ્રત્યે નિર્મળ અંતઃકરણવાળા તે વિદુરજીનો સત્પુરૂષોએ માન્ય કરેલો એવો પ્રશ્ન થોડા અર્થને સૂચવનારો નહીં હોય, અર્થાત્ ઘણા અર્થને પ્રકાશ કરનારો હશે.[૪]

સૂત કહેછે—હે શૌનક! પરીક્ષિત રાજાએ એવી રીતે પૂછ્યું ત્યારે ઋષિમાં શ્રેષ્ઠ, ઘણું જાણનારા, અને પરીક્ષિતના પ્રશ્નથી જેનું ચિત્ત પ્રસન્ન થયુંછે એવા શુકદેવજીએ 'તમે સાંભળો' એવી રીતે પરીક્ષિતને કહ્યું.[૫]

શુકદેવજી કહેછે—હે રાજા ! જ્યારે અધર્મે કરીને જેની વિવેકદૃષ્ટિ નાશ પામેલછે એવા તથા પોતાના દુષ્ટ પુત્રોને પોષણ કરતા એવા ધૃતરાષ્ટ્રરાજાએ પિતા વગરના પોતાના નાના ભાઇ પાંડુના પુત્રોને લાક્ષાગૃહમાં (લાખના ઘરમાં) પેસાડીને બાળ્યા.[૬] જ્યારે પોતાની આંખમાંથી પડતાં આંસુવડે છાતીઉપરના કેસરી રંગને ધોઈ નાંખતાં એવાં પોતાના પુત્રતુલ્ય યુધિષ્ઠિરરાજાની સ્ત્રી દ્રૌપદીના સભાવચ્ચે કેશ ખેચવારૂપ પોતાના પુત્ર દુર્યોધનનું નિંદિત કામ ધૃતરાષ્ટ્રે નજરે જોતાં છતાં વાર્યું નહીં.[૭] જ્યારે દુર્યોધને જુગટામાં અધર્મવડે જીતેલા, સત્યને આશ્રયે રહેલા અને સજ્જન યુધિષ્ઠિરરાજાએ ઠરાવ પ્રમાણે વનમાંથી આવી રાજ્યનો ભાગ માગ્યો, તોપણ તેને અવિવેકી ધૃતરાષ્ટ્રે ન આપ્યો.[૮] જ્યારે યુધિષ્ઠિરે મોકલેલા જગદ્ગુરૂ શ્રીકૃષ્ણે, સભામધ્યે ભીષ્મપિતામહઆદિ પુરૂષોને અમૃતતુલ્ય લાગતાં એવાં વચનો કહ્યાં, તેનું જ્યારે અવિવેકી તથા બાકી રહેલું થોડું ઘણું પુણ્ય પણ ખાઈ રહેલા ધૃતરાષ્ટ્રે માન ન રાખ્યું,[૯] તથા જ્યારે મોટેરા ભાઇ ધૃતરાષ્ટ્રે સલાહ પૂછ્વાને માટેજ બોલાવેલા અને એટલાજ માટે તેના ઘરમાં ગયેલા તથા મંત્ર (મસલત)જાણનારામાં શ્રેષ્ઠવિદુરજીએ, પોતાને સલાહ પૂછી ત્યારે તેને નીચે પ્રમાણે આપી; જે સલાહને મંત્ર જાણનારા લોકો 'વિદુરવાક્ય' કહેછેઃ—[૧૦]

'જે અપરાધથી ક્રોધવડે ભીમસેન પોતાના ભાઈઓસહિત હજી સુધી સર્પની પેઠે ફુંફાડા નાખ્યા કરે છે, તથા જેથી તમને હજી સુધી ભય લાગ્યા કરેછે, એવો તમારો કરેલો કોઈ પ્રકારે સહન ન થઇ શકે એવો અપરાધ, જેનો કોઇ શત્રુજ થયો નથી એવાયુધિષ્ઠિરરાજાએ સહન

* જેમનું આયુષ્ય ખૂટ્યું છે એવા કૌરવોને તજીને ચાલી નીકળેલા વિદુરજીનો ઉદ્ધવ સાથે સંવાદ આ પેહેલા અધ્યાયમાં કહેવાશે.

કર્યો છે માટે તેનો ભાગ આપો.[૧૧] (મને તેના સરખા પુત્રો ઘણા છે' એમ ગર્વ હોય તો ન રાખો; કેમકે) જેમણે સઘળા મોટા રાજાઓ જીતેલા છે, જેની સાથે ઇન્દ્રાદિદેવતા તથા બ્રાહ્મણો રહે છે, તથા જે યાદવોમાં શ્રેષ્ઠ પુરૂષોના પૂજ્ય છે, એવા મુકુંદ ભગવાન્ પોતાની પુરીમાં સુખેથી રહ્યા છે, અને તેમણે પાંડવોને પોતાના ગણી આશ્રય આપ્યો છે, માટે પાંડવોને તેનો ભાગ આપો.[૧૨] જેને પુત્રબુદ્ધિએ કરીને તમે પોષણ કરોછો, તે કૃષ્ણથી અવળો ચાલનાર અને તેનો દ્વેષી એવો દુર્યોધન મૂર્તિમાન્ દોષરૂપ તમારા ઘરમાં રહ્યોછે, માટે તમારા આખા કુળના કલ્યાણસારૂ પાપરૂપ એક દુર્યોધનનો તરત ત્યાગ કરો.'[૧૩]

સત્પુરૂષોએ ઇચ્છવાલાયક જેનું આચરણ છે એવા વિદુરજીએ એ રીતે કહ્યુ, ત્યારે તે સમયે ક્રોધવડે જેનો નીચેનો હોઠ ફરકે છે એવા કર્ણ, દુઃશાસન અને શકુનિએ સહિત દુર્યોધને આ પ્રમાણે તિરસ્કાર કર્યો:—[૧૪]

'જેનું અન્ન ખાઈ પોતે પુષ્ટ થયોછે તેનાથીજ અવળા ચાલનારા તથા શત્રુનું કામ સાધનારા આ દાસીપુત્ર વિદુરને અહિં કોણે બોલાવ્યોછે? આ કપટીને જીવતો તત્કાળ નગરની બહાર કાઢી મૂકો.'[૧૫]

એવી રીતે પોતાના ભાઇધૃતરાષ્ટ્રના દેખતાં કાનમાં બાણની પેઠે સોંસરાં પેશી જતાં દુર્યોધનનાંવચનરૂપબાણથી મર્મસ્થાનોમાંભેદાયા છતાં પણ એ બધું ભગવાન્‌ની માયાનું બળ છે, એમ માનતા એવા વિદુરજીના મનમાં કાંઈપણ દુઃખ થયુ નહી, અને પોતે તે ધૃતરાષ્ટ્રના બારણામાં ધનુષ્ પડતું મૂકી ચાલી નીકળ્યા.[૧૬] કૌરવોના પુણ્યના ફળરૂપ વિદુરજી હસ્તિનાપુરમાંથી નીકળીને પવિત્ર ચરણવાળા બ્રહ્મા અને રૂદ્રઆદિ અનેક મૂર્તિધારી ભગવાન્ જે જે તીર્થસ્થાનમાં રહ્યાછે તે તે તીર્થસ્થાનોમાં પુણ્ય કરવાની ઈચ્છાથી ફર્યા.[૧૭] તે એટલાનગરોમાં, પવિત્ર ઉપવનમાં, પર્વતમાં, કુંજમાં નિર્મળ જળવાળી નદીઓમાં, તળાવોમાં તથા ભગવાનની મૂર્તિથી સુશોભિત તીર્થક્ષેત્રમાં ફર્યા.[૧૮] પવિત્ર તથા પોતાના કુળને ઘટે તેવી જેની જીવિકા છે, અવધૂત વેષધારી હોવાથીજ પોતાનાં માણસ પણ જેને ઓળખતાં નથી, પૃથ્વીઉપર સૂનારા તથા જુદાં જુદાંતીર્થોમાં નાહેલાવિદુર, પ્રભુ પ્રસન્ન થાય તેવાં વ્રતો કરતાકરતા પૃથ્વીઉપર ફર્યા.[૧૯] એવી રીતે ભરતખંડમાં ફરતાં ફરતાં કાળે કરીને, જેટલા કાળમાં પ્રભાસમાં આવ્યા તેટલા કાળમાં તો જેમાં એકનીજ સેના છે તથા જેમાં એકનીજ ઉપર રાજચિન્હરૂપ શ્વેતછત્ર ધરાયછે એવા આખા ભૂમંડળ ઉપર ભગવાનની સહાયતાથી યુધિષ્ઠિરરાજાનું રાજ્ય થઇ ચુક્યું હતું.[૨૦] પછી 'પરસ્પર ઘસાવાથી વાંસમાંથી થયેલા અગ્નિથી જેમ વન બળી જાય તેમ માંહોમાંહે થએલી અદેખાઈથી કૌરવોનો નાશ થયો,' એમ તેમણે સાંભળ્યું, તેથી તે વિદુર શોક કરતા કરતા પશ્ચિમદિશાતરફ સરસ્વતીને કાંઠે કાંઠે ચાલી નીકળ્યા.[૨૧] તે સરસ્વતીને કાંઠે ત્રિત, ઉશના એટલે શુક્રાચાર્ય, મનુ, પૃથુ, અગ્નિ, અસિત, વાયુ, સુદાસ, ગાય, કાર્તિકસ્વામી, અને શ્રાદ્ધદેવ, એમનાં નામોથી પ્રસિદ્ધ થયેલાંતીર્થોનું વિદુરજીએ સેવન કર્યું.[૨૨] તથા જેના દર્શનથી કૃષ્ણનું સ્મરણ થાયછે એવાં ઋષિ તથા દેવતાઓએ કરેલાં ચક્રના ચિન્હવાળાં સોનાના કળશોથી સુશોભિત મંદિરવાળાં બીજાં નોખાં નોખાં ક્ષેત્ર તથા તીર્થોમાં પણ તે ગયા.[૨૩] પછી સમૃદ્ધિવાળો સૌરાષ્ટ્રદેશ સૌવીર દેશ, મત્સ્યદેશ, કુરૂદેશ તથા જાંગલદેશને ઓળંગી જેટલા સમયમાં ભગવદ્ભક્ત ઉદ્ધવજી યમુનાને કાંઠે આવ્યા તેટલામાં વિદુરજી ત્યાં આવીને તેમને મળ્યા.[૨૪] તે વિદુરજીએ ભગવાન્‌ના સેવક અને નીતિશાસ્ત્રમાં બ્રહસ્પતિના પ્રસિદ્ધ શિષ્ય ઉદ્ધવજીને દૃઢ આલિંગનવડે મળીને ભગવાનની પ્રજારૂપ પોતાના સંબધીઓના સમાચાર આ રીતે પૂછ્યા:—[૨૫]

પોતાના નાભિકમળમાંથી થયેલા બ્રહ્માની પ્રાર્થના ઉપરથી પૃથ્વીઉપર અવતરેલા તથા પૃથ્વીનું કુશળ કરી સર્વને જેમણે ઉત્સવ કરે

ણછે એવા પુરાણપુરૂષ રામ તથા કૃષ્ણ ભગવાન શૂરસેનને ઘેર કુશળછે? [૨૬] હેઉદ્ધવ! ઉદાર એવા જે વસુદેવ પોતાની બેનોને, તેમના પતિઓને પ્રસન્ન કરવા સાથે પિતાની પેઠે ઘણું ધન આપેછે, તે અમારા કૌરવોના પરમસ્નેહી વસુદેવજી સુખી છે? [૨૭] જે પૂર્વજન્મે કામનો અવતાર હતા તથા જે પુત્રને ભગવાનથકી બ્રાહ્મણની આરાધનાવડે રૂક્મિણી પામ્યાં, તે યાદવોના સેનાપતિ શૂરવીર પ્રદ્યુમ્ન સુખી છે? [૨૮] મૃત્યુના ભયથી રાજ્યગાદીની આશા છોડીને દૂર રહેલા જે ઉગ્રસેનને કમળનાં સરખાં નેત્રવાળા ભગવાને રાજ્યાભિષેક કર્યો, તે સાત્વત, વૃષ્ણિ તથા દાશાર્હ નામના યાદવના કુળના સ્વામી ઉગ્રસેન સુખી છે? [૨૯] હે સૌમ્ય ઉદ્ધવ! જેને પૂર્વજન્મમાં પાર્વતીએ ગર્ભમાં ધારણ કર્યા હતા તે દેવ એવા કાર્તિકસ્વામીનો અવતાર વ્રતવાળાં જાંબવતીએ જેને જન્મ આપ્યો છે એવા ભગવાનના પુત્ર તથા સ્વરૂપે તેમનાજ જેવા તથા રથીઓમાં પ્રથમ ગણાતા સાંબ સુખી છે? [૩૦] જે અર્જુન પાસેથી ધનુર્વિદ્યા શીખ્યા છે, તથા ભગવાનની સેવાવડે યોગીઓને પણ મળવી કઠણ એવી ગતિ જેને મળી છે, તે સાત્યકીયાદવ કુશળ છે? [૩૧] પ્રેમવડે ધીરજ જતી રહેવાથી જે માર્ગમાં ભગવાનનાં ચરણનાં ચિન્હવાળી રજમાં આળોટયા, તે પાપ રહિત, જ્ઞાનવાન તથા ભગવાનને શરણે થયેલા શ્વફલ્કના પુત્ર અક્રૂર કુશળ છે? [૩૨] જેમ ઋક્, યજુ, અને સામ, એ ત્રણવેદ યજ્ઞના વિસ્તારરૂપ અર્થ ધારણ કરે છે, તેમ જેણે ગર્ભમાં ભગવાનને ધારણ કર્યા તથા દેવતાઓની માતા અદિતિની પેઠે જેના પુત્ર વિષ્ણુ છે, તે ભોજ કુળમાં થયેલા દેવકરાજાની પુત્રી દેવકી કુશળ છે? [૩૩] જે ઉપાસના કરનારા પુરૂષોના મનોરથને પૂર્ણ કરેછે અને વેદ જેને મનને પ્રવર્તાવનાર ચાર* પ્રકારનાં અંતઃકરણના ચોથા તત્વરૂપ એટલે અધિદૈવરૂપ તથા શબ્દના કારણરૂપ કહેછે, તે ભગવાન અનિરૂદ્ધ શું સુખીછે? [૩૪] હે સૌમ્ય ઉદ્ધવ! જે પોતાના દેવરૂપ શ્રીકૃષ્ણને અનન્ય ભક્તિવડે અનુસરી રહ્યાછે, તે સત્યભામાના પુત્ર ચારૂદેષ્ણ તથા ગદઆદિ બીજાઓ કેમ ક્ષેમ કુશળછે? [૩૫] જેની સભામાં ઉપરાઉપર જય થવાથી થયેલ ચક્રવર્તિનું ઐશ્વર્ય જોઇને દુર્યોધનને તાપ થયો, તે ધર્મરૂપ યુધિષ્ઠિર પોતાની ભુજાતુલ્ય અર્જુન અને કૃષ્ણભગવાનવડે ધર્મની મર્યાદાનુ પાલન કરેછે? [૩૬] અનેક રીતે ગદાનો ઉપયોગ કરતા એવા જે ભીમસેનના પગના ધબકારાને રણભૂમિ પણ સહન કરી શકતી નહતી, તે અપરાધી પુરૂષોતરફ સર્પની પેઠે અતિશય ક્રોધી એવા ભીમસેને પોતાનો ઘણા કાળનો રોષ શુ મૂકી દીધો? [૩૭] જેનાં બાણના સમૂહવડે ઢંકાયેલા તથા માયાએકરીને કિરાતરૂપ ધારણ કરવાથી નહિ ઓળખાય એવા શિવ જેને પ્રસન્ન થયા હતા, તે રથના યૂથોની રક્ષા કરવાવાળા પુરૂષોમાં યશસ્વી એવા ગાંડીવધનુષ્ય ધારણ કરનારા અર્જુન પોતાના શત્રુનો સંહાર કરીને શું સુખેથી બેઠાછે? [૩૮] પાંપણવડે વીંટાએલી આંખોની પેઠે કુંતાના પુત્ર યુધિષ્ઠિર આદિથી વીંટાએલા પ્રથાના* પુત્ર નકુલ અને સહદેવ, જેમ ગરૂડઈન્દ્રના મુખમાંથી અમૃત લઇલે, તેમ પોતાના શત્રુ દુર્યોધન પાસેથી યુદ્ધને વિષે રાજ્ય ખુંચી લઇને ખુશીથી ક્રીડા કરેછે? [૩૯] જે અસાધારણ વીરે રથમાં બેસી માત્ર એક ધનુષનીજ સહાયતાથી ચાર દિશાઓ જીતી, ને રાજર્ષિમાં શ્રેષ્ઠ પાંડુરાજાવિના કુંતાજી માત્ર પોતાના પુત્રને માટેજ જીવેછે? [૪૦] હેશાંત પ્રકૃતિવાળા ઉદ્ધવ! જેણે પોતાના મુવેલા ભાઇનો+(તેના છોકરાઓને દુઃખ દેવાથી) દ્રોહ કર્યો તથા હું જે જીવતો ભાઇછું તેને પણ જેણે કાઢી મૂકયો, એવા અધોગતિને પામનારાઅને પુત્રને વશ થએલા ધૃતરાષ્ટ્રનોમને ઘણોશોકથાયછે. [૪૧] મનુષ્યનાટયવડે× મનુષ્યની ચિત્તવૃત્તિને ભમાવતા એવા

*બુદ્ધિ, ચિત્ત, અહંકાર અને મન, એ ચાર અંતઃકરણના ભેદ છે અને એ ચારના ક્રમેકરીને વાસુદેવ, સંકર્ષણ પ્રદ્યુમ્ન, અને અનિરૂદ્ધ, એ ચાર નિયંતાછે; તેમાં ચોથા ભેદના એટલે મનના અધિષ્ઠાતા અનિરૂદ્ધછે. * પ્રથા એટલે કુંતા, તેણેઉછેર્યા માટે તેના. +પાંડુરાજાનો. ×મનુષ્યના જેવા આચરણથી.

શ્રીકૃષ્ણભગવાનની કૃપાથી હું તેના મહિમાનું ચિંતન કરતો કરતો કોઈ ન ઓળખે તેવી રીતે વિસ્મયરહિત પૃથ્વીઉપર ફરૂં છું.[૪૨] વિદ્યાના મદવડે, ધનના મદવડે તથા કુળના મદવડે અવળે માર્ગે ચાલતા, અને સેનાના ભારથી પૃથ્વીને ડોલાવતા એવા રાજાઓનો નાશ કરવાના હેતુથી શ્રીકૃષ્ણભગવાને શરણે આવેલાની પીડા હરવાનીઇચ્છાવડે(તેમના અપરાધ વખતેજ મારવાને સમર્થ છતાં પણ) કૌરવોનો અપરાધ નક્કી આજ સુધી સહન કર્યો.[૪૩] અજન્મા તથા અકર્ત્તા ભગવાનનો જન્મ તથા તેનાં કર્મો અવળે માર્ગે ચાલનારા માણસોના નાશનેમાટે તથા મનુષ્યોને કર્મમાં પ્રવૃત્તિ કરાવવા માટે છે. જો એમ ન હોય તો બીજો કયો પુરૂષ માયિકગુણના સંબંધરહિત છતાં કર્મોને વિસ્તારવાને તથા શરીર ધારણ કરવાનેયોગ્ય છે [૪૪] હે મિત્ર ! શરણે આવેલા સર્વ લોકપાળના તથા પોતાની આજ્ઞામાં રહેલા બીજા જનોના પ્રયોજનનેમાટે યાદવોમાં અવતરેલા, પવિત્ર કિર્ત્તિવાળા તથા અજન્મા એવા શ્રીકૃષ્ણની કથા મને કહો.[૪૫]

[illegible] स्वलोकपानामवस्थितानामनुशासनेस्वं अर्थायजातस्ययदुष्वजस्यव र्त्ता [illegible] वेकीत्तयतीर्थकीर्त्ते.

ઇતિ શ્રીમહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો પેહેલો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૨ જો.*

### ઉદ્ધવજીએ કરેલું શ્રી કૃષ્ણ ભગવાનની બાળ લીલાનું વર્ણન.

॥ श्रीशुकउवाच ॥

इतिभागवत पृष्टः [illegible]त्रावार्त्तांप्रियाश्रयाम् ॥
प्रतिवक्तुंतचोत्सेह औत्कंठ्यात्स्मा [illegible]तेश्वरः ॥ १॥

શુકદેવજી કહેછે–હે રાજા! એ પ્રમાણે જ્યારે વિદુરજીએ ભગવાનનાભક્ત ઉદ્ધવજીને પોતાના પ્રિય શ્રીકૃષ્ણભગવાન આદિની વાતો એટલે (કુશળ સમાચાર પૂછ્યા, ત્યારે વિરહથી થયેલી ઉત્કંઠાથી શ્રીકૃષ્ણભગવાનનું જેને સ્મરણ થયુંછે એવા ઉદ્ધવજી પ્રત્યુત્તર આપી શક્યા નહીં.[૧] કેમકે, જે ઉદ્ધવ જ્યારે પાંચ વરસની અવસ્થામાંજ પોતાની મા શીરામણસારૂ બોલાવતાં ત્યારે પણ બાળલીલાએકરીને ભગવાનની સેવામાં પોતે તત્પર હોવાથી, ભોજનની પણ ઇચ્છા રાખતા નહીં.[૨] ત્યારે તે શ્રીકૃષ્ણભગવાનનીજ કેવળ સેવાથી કાળેકરીને વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થયેલા તથા પોતાના સ્વામી શ્રીકૃષ્ણભગવાનનાં ચરણારવિંદનેજ સંભારતા એવા ઉદ્ધવ પોતાને પૂછેલી ઉપરની વાતોનો પ્રત્યુત્તર કેમ આપી શકે.[૩] તેથી એક મુહૂર્ત સુધીતો કાંઈપણબોલ્યા વગરજ ઉભા રહ્યા, અને તે પછી શ્રીકૃષ્ણભગવાનનાં ચરણામૃતથી સારી નિવૃત્તિસુખને પામેલા તથા તે ભગવાનના ચરણરૂપ અમૃતમાંજ તીવ્ર ભક્તિવડે મગ્ન થયેલા, જેના સર્વ અંગમાં રૂંવાડાં ઉભાં થયાંછે, મીચાઇ ગયેલાં નેત્રોમાંથી જેને આંસુ પડેછે, તથા કેવળ ભગવાનમાં થયેલા સ્નેહના પૂરમાં મગ્ન હોવાથી વિદુરજીએ કૃતાર્થ માનેલા એવા ઉદ્ધવજી, ધીરે ધીરે ભગવાનના સ્વરૂપમાં લય થયેલી વૃત્તિને મનુષ્યલોકમાં લાવીને તથા આંસુવાળી પોતાની આંખોને લુઇ નાંખીને વિસ્મય પામી આ પ્રમાણે બોલ્યા.[૪–૬]

ઉદ્ધવ કહેછે–હે વિદુર ! શ્રીકૃષ્ણરૂપ સૂર્ય અસ્ત થયાથી કાળરૂપ મહાસર્પે ગળેલાં શોભાવગરનાં આપણાં ઘરોમાં તમે પૂછેલા બંધુઓનું હું શું કુશળ કહું [૭] આ લોક દુર્ભાગ્ય છે, અને તેમાં પણ મુખ્યત્વે યાદવો દુર્ભાગ્ય છે, કારણકે જેમક્ષીરસાગરમાંરહેલાંમાછલાંઓ તેમાં ઉત્પન્ન થયેલા ચંદ્રમાને 'આ કોઇ મનોહર જળચર પ્રાણીછે' એમ સમજેછે,પરંતુ તેના ખરાસ્વરૂપને ઓળખતાંનથી; તેમ નિરંતર ભગવાનનીસાથે રહેનારા તથા તેની સેવા કરનારા યાદવોએ પણ ભગવાનનું ખરું રૂપ ઓળખ્યું નહીં.[૮] મનુષ્યના ચિત્તના અભિપ્રાયને જાણવાવાળા, અતિશય પ્રૌઢ અને એક ઠેકાણેજ (સાથે) રહેનારા એવા સર્વ યાદવોએ પ્રાણિમાત્રના અંતર્યામિ શ્રીકૃષ્ણ ભગવાનને, 'આ કોઈ યાદવોમાં ઉત્તમછે, એમ માન્યાહતા. જે માંનો

* આ બીજા અધ્યાયમાં શ્રીકૃષ્ણ ભગવાનનો વિયોગ થવાથી શોક કરતા એવા ઉદ્ધવજી શ્વાસોશ્વાસ લેતાં શ્રીકૃષ્ણભગવાનનાં બાળચરિત્રોનું વર્ણનકરશે, એ વાત આવશે.

ભગવાનની માયાએ કરીને વ્યાપ્ત હોવાથી 'શ્રીકૃષ્ણ ભગવાન આપણા બંધુરૂપછે' એમ કહેતા, અને જે બીજા વૈર રાખનારા શિશુપાળઆદિ નિંદા કરતા, એ સર્વનાં વાક્યોથી આત્મારૂપ એવા ભગવાનમાંજ ચિત્ત રાખનારા હું સરખા પુરૂષોની બુદ્ધિ મોહને ન પામે, એટલે ચલાયમાન થાય નહીં. અર્થાત્ બીજા કેટલાક પુરૂષોની બુદ્ધિ તેથી ચલાયમાન થઈ હતી.[૧૦] મનુષ્યલીલાને માટે યોગ્ય પોતાને પણ વિસ્મય કરનારૂં સૌભાગ્યની સમૃદ્ધિની સીમારૂપ તથા આભરણને પણ શોભાવનારાં જેનાં અંગ છે એવું જે રૂપ, પોતાની યોગમાયાનું બળ દેખાડતા એવા ભગવાને ગ્રહણ કર્યું હતું; ધર્મરાજાના રાજસૂયયજ્ઞમાં નેત્રને આનંદ આપનારૂં જે રૂપ જોઈ આખી ત્રિલોકીએ એમજ માન્યું હતું કે, બ્રહ્માની મનુષ્યસૃષ્ટિ રચવાની સંપુર્ણ ચતુરાઈનો ખરચ આ સ્વરૂપ બનાવવામાંજ થયોછે, જેનાં પ્રીતિપુર્વક હાસ્યવિનોદથી તથા લીલાવડે જોવાથી જેમને માન મળ્યુ છે એવી વ્રજની સ્રીઓ, ભગવાનને જતાં દેખી તેમની પાછળ પોતાની ચિત્તવૃત્તિ જવાથી ઘરનાં કામ પડતાં મૂકી ઉભી રેહેતી, તે મનુષ્યોનાં નેત્રના અનુપમ વિષયરૂપ પોતાના સ્વરૂપનું, અપૂર્ણ તપવાળાં તથા જેમનાં નેત્રો તૃપ્તિ નથી પામ્યાં એવાં માણસોને આજસુધી દર્શન કરાવીને ભગવાને તે રૂપ આજ ખેંચી લીધું.[૧૧-૧૪] ઋષિ અને દેવતાઆદિ પોતાના શાંતરૂપને પોતાની ક્રૂર મૂર્તિ દૈત્ય આદિએ પીડાકરી ત્યારે જેને દયા ઉપજી હતી એવા ભગવાન પોતે, અજન્મા છતાં પણ, જેમ નિત્ય સિદ્ધ અગ્નિ લાકડામાં પ્રગટ થાયછે તેમ પ્રગટ થયા.[૧૫] ભગવાને અજન્મા છતાં પણ વસુદેવને ઘેર કારાગ્રહમાં જન્મનો ઢોંગ કર્યો, પોતે અનંતવીર્ય છતાં શત્રુ કંસથી બીતા હોય તેમ વ્રજમાં વાસ કર્યો, અને કાલયવન આદિ સત્રુઓથી બીતા હોય તેમ મથુરામાંથી ભાગી ગયા. આ ભગવાનનું દુર્ઘટ ચરિત્ર મને ખેદ ઉત્પન્ન કરેછે.[૧૬] ભગવાને પોતાનાં માબાપને પ્રણામ કરીને કહ્યું કે હે પિતા! હે માતા! કંસથી બહુ ભય પામીને અમારાથી આપની સેવા બની નથી, માટે અમારો અપરાધ ક્ષમાકરો.' તેમનાં આ ચરિત્રને સંભારતાં પણ મારા મનને ખેદ થાયછે.[૧૭] જે ભગવાને પોતાની કાળરૂપ ભ્રૂકુટીવડેપૃથ્વીનો ભાર ઉતાર્યો, તેનાં ચરણની રજને પણ સેવનારો કયો પુરૂષ તેને ભૂલી જાય?[૧૮] હે વિદુર! શિશુપાળ શ્રીકૃષ્ણનો દ્વેષી હતો, તોપણ યુધિષ્ઠિરના રાજસૂયયજ્ઞમાં, જે સિદ્ધિને સારી રીતે યોગસાધનવડે યોગીઓ મેળવવા ઈચ્છે છે તે સિદ્ધિને પામી ગયો, એ તમે નજરે દીઠું છે. આવા ભગવાન્નો વિયોગ કોણ સહનકરી શકે![૧૯] તેમજ રણસંગ્રામમાં મનુષ્યલોકના જે બીજા વીર પુરૂષો આવ્યા હતા તે પણ અર્જુનના અસ્રથી નિષ્પાપ થઇ ભગવાનનાં મુખારવિંદનું નેત્રથી પાન કરતા કરતા તેનાં ચરણારવિન્દને પામી ગયા.[૨૦] શ્રીકૃષ્ણભગવાન્ પોતે જેની સમાન અથવા જેથી વધારે કોઇ નથી, અને કેવળ પરમ આનંદરૂપ એવી પોતાના સ્વરૂપની સંપત્તિથીજ જેની સમસ્ત કામનાઓ પૂરી થએલી છે, તથા કર આપનારા ઘણાક કાળના જૂના લોકપાળોએ મસ્તક નમાવી મુકુટના અગ્ર ભાગવડે જેના પાદપીઠની* સ્તુતિ કરેલી હતી, તોપણ સન્ગ્યાસન ઉપર બેઠેલા ઉગ્રસેનપાસે ઉભા રહી 'હે દેવ! અમારા અપરાધો ક્ષમા કરો' એમવિજ્ઞપ્તિ કરતા, એ બધું ભગવાન્નું કિંકરપણું, હે વિદુર! અમને દાસજનોને સંપુર્ણખેદ ઉપજાવેછે.[૨૧] વિશેષ આશ્ચર્ય એછે કેદુષ્ટ પુતનાએ કેવળ મારવાની ઇચ્છાથીજ જે શ્રીકૃષ્ણભગવાનને પોતાના સ્તન ઉપર ચોપડેલું ઝેર પાયું હતું, તોપણ તે પૂતના યશોદાજીને યોગ્ય ગતિને પામી ગઇ; તે શ્રીકૃષ્ણ ભગવાન વગર બીજા કયા દયાળુ પુરૂષને અમે શરણે જઇએ?[૨૩] ત્રણ લોકના ઈશ્વર એવા ભગવાનને વિષે ક્રોધના આવેશને માર્ગે જેનું ચિત્ત નિરંતર ચોટેલું છે એવા દૈત્યોને પણ હું ભગવદ્‌ભક્ત માનુંછું, કેમકે તેઓને રણસંગ્રામમાં જેના ખભા ઉપર ભગવાન બિરાજેલા છે એવા

---

* રાજાઓનાં મસ્તક રાખવાસાર એક બાજોઠી સભામાં રાખવામાં આવેછે, તેને પાદપીઠ કહેછે.

(સંગ્રામમાં) આવતા ગરૂડનાં દર્શન થયાં હતાં. સારાંશકે વૈરભાવથીપણ દૈત્યોનુ મન ભગવાનમાંજ અહર્નિશ લાગેલું હોવાથી તેને પણ ભગવાન પ્રત્યક્ષ થયાછે, તો તેઓને પણ ભગવદ્ભક્ત માનવા યોગ્યછે.[૨૪] બ્રહ્માની પ્રાર્થના ઉપરથી આ પૃથ્વીનું કલ્યાણ કરવાની ઇચ્છાવડે ભગવાન, વસુદેવની સ્ત્રી દેવકીના ગર્ભથી કંસના કારાગૃહમાં પ્રગટ થયા,[૨૫] અને ત્યાર પછી કંસનાથી ભય પામતા તેમના પિતા વસુદેવદ્વારા નંદના વ્રજમાં પધાર્યા, અને ત્યાં પોતાનું ઐશ્વર્ય બીજાના જાણવામાં ન આવે તેમ, બળદેવજીની સાથે અગિઆર વરસ સુધી રહ્યા.[૨૬] અને ગોવાળિયાથી વિંટાએલા, વાછડાં ચારતા, તેમજ વ્રજવાસીઓને જોવા યોગ્ય એવી બાળચેષ્ટા દેખાડતા તથા સિંહનાં બચ્ચાંના સરખું જેનું જોવું છે એવા સમર્થ શ્રીકૃષ્ણ ભગવાને, શબ્દ કરતાં પક્ષિઓથી ભરેલાં વૃક્ષોવાળા યમુનાના કાંઠા ઉપરનાં વનમાં કોઈ વખતે પોતે જાણે કેમ રોતા હોય, અથવા કેમ જાણે હસતા હોય, એવી વિવિધ પ્રકારની ક્રીડાઓ કરી.[૨૭] એજ શ્રીકૃષ્ણ ભગવાને કાંઇક મોટી અવસ્થા થયા પછી શોભાયુક્ત અને ધોળા બળદો તથા મોટી ગાયોવાળાં ધણને ચરાવતા ચરાવતા તથા વેણુનાદ કરતા કરતા પોતાનીપછવાડે આવેલા ગોવાળિયાઓને રમાડયા,[૨૮] ઇચ્છા પ્રમાણે રૂપન ધારણ કરનારાં અને માયાવી એવાં જેજે પૂતના આદિને કંસ મોકલતો તે સર્વનો જેમ બાળક માટીનાં અથવા ખાંડનાં રમકડાંને ભાંગી નાખે તેમજ રમતમાં નાશ કર્યો.[૩૦] ઝેરી પાણી પીવાથી મરી ગયેલાં ગોવાળિયા તથા ગાયોને ઉઠાડીને (જીવતાં કરીને) અને કાલિયનાગને નાથીને તે યમુનાનાં જળને વિષવિનાનું કરીને સર્વને પાયું.[૩૧] અતિશય વૃદ્ધિ પામેલા નંદરાયજીના ધનનો સારો ઉપયોગ કરવાને ઇચ્છતા તથા ઇંદ્રનુ માનભંગ કરવાને ઈચ્છા રાખતા એવા સમર્થ શ્રીકૃષ્ણ ભગવાને ગાયોને તૃપ્તિ કરનારા યજ્ઞેકરીને, ઉત્તમ બ્રાહ્મણદ્વારા નંદરાયજીને યજ્ઞ કરાવ્યો.[૩૨] હે વિદુર ! પોતાની પૂજા ન થવાથી જેનું માન ભાંગી ગયું છે એવા ઇંદ્રની આજ્ઞાથી જ્યારે ઘણોજ વરસાદ પડવા માંડયો, ત્યારેઅત્યંત ગભરાએલા વ્રજની ઉપર અનુગ્રહ કરતા એવા ભગવાને ગોવર્દ્ધન પર્વતરૂપ રમવાના છત્રથી રક્ષા કરી.[૩૩] શરદૃઋતુના ચંદ્રમાનાં કિરણોથી ઉજ્વળ એવા રાત્રિના આરંભને માન આપતા અને વ્રજની સ્ત્રીઓના મંડળને શોભાવતા એવા શ્રીકૃષ્ણ ભગવાન મધુર શબ્દવાળું ગાયન ગાતાં ગાતાં રાસ રમ્યા.[૩૪]

शरच्छशिकरैर्मृष्टं मानयन्रजनीमुखं ॥
गायन्कलपदं रेमे स्त्रीणांमंडलमंडनः ॥ ३४ ॥

ઇતિ શ્રી મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૩ જો.*

### શ્રીકૃષ્ણેમથુરામાંતથાદ્વારકામાંકરેલાંચરિત્રો.

॥ उद्धवउवाच ॥

ततःसआगत्यपुरंस्वपित्रो ।
श्चिकीर्षयाशंबलदेवसंयुतः ॥
निपात्यतुंगाद्रिपुपृथनाथं ।
हतंव्यकर्षद्व्यसुमोजसोर्व्यां ॥ १ ॥

ઉદ્ધવ કહેછે—પોતાનાં માતાપિતાનું સુખ કરવા માટે વ્રજમાંથી મથુરામાં આવીને બળદેવજીસહિત એવા શ્રીકૃષ્ણે, મંચ ઉપરથી પોતાના શત્રુઓના સમૂહના અધિપતિ કંસને નીચે ઢોળી પાડીને (પછાડથીજ) મરી ગયેલા તે કંસને જોરથી જમીન ઉપર ઢસરડયો.[૧] ત્યારપછી સાંદીપનિ નામના ગુરૂપાસે માત્ર એકવાર કહેવાથી સમગ્ર વેદને સવિસ્તર ભણીને તે ગુરૂને ગુરૂદક્ષિણામાટે તેના પૂર્વે પંચજન દૈત્યે મારી નાંખેલા પુત્રને તે દૈત્યનું પેટ ચીરી તેમાં નહીં માલુમ પડવાથી યમરાજા પાસેથી આણી આપ્યો.[૨] તે પછી ભીષ્મક રાજાનાપુત્ર રૂક્મિએસ્વયંવરમાં પોતાની બેન રૂક્મિણીનો વિવાહ શિશુપાળ આદિ રાજાઓમાંથી કોઇની સાથે કરાવવાની ઈચ્છાથી જે રાજાઓને બોલાવ્યા હતા, તે

---

*ભગવાને વ્રજમાંથી આવીને જે કર્મો મથુરામાં તથા દ્વારકામાં કર્યાં તે આ ત્રીજા અધ્યાયમાં કહેવામાં આવશે.

રાજાઓના દેખતાં તેમને માથે પગ મૂકીને, જેમ ઈન્દ્રની પાસેથી પોતાના ભાગરૂપ અમૃતને ગરૂડ લઈ જાય તેમ શ્રીકૃષ્ણ ગંધર્વવિવાહની રીતે રૂક્મિણીને હરી આવ્યા હતા.[3] તેમજ નાગ્નજીતીના સ્વયંવરમાં સાત ગોધાને નાથીને તાબે કર્યા, પછી ભગવાન નાગ્નજીતીને પરણ્યા. આ શ્રીકૃષ્ણના કર્મેકરીને માનભંગ થયા છતાં પણ રૂક્મિણીને ઇચ્છતા એવા મૂઢ તથા શસ્ત્રો ધારણ કરનારા પોતાના શત્રુઓને શ્રીકૃષ્ણે પોતે અક્ષત રહીને શસ્ત્રવડે મારી નાંખ્યા.[4] જ્યારે અદિતિનાં કુંડળ આપવાને શ્રીકૃષ્ણ સ્વર્ગમાં ગયા હતા, ત્યારે પોતે સ્વતંત્ર છતાં પણ પરતંત્રની પેઠે પોતાની પ્રિયા સત્યભામાનું પ્રિય કરવામાટે પારિજાત વૃક્ષ લઇ આવ્યા હતા. જેને માટે સ્ત્રીનો ક્રીડામૃગ ક્રોધાંધ ઇન્દ્ર પાછળથી દેવગણ સહિત લડવા આવ્યો હતો.[5] શરીરવડે આકાશને ઢાંકી દેતા એવા પોતાના પુત્ર ભૌમાસુરને, ભગવાને યુદ્ધમાં ચક્રવડે મારેલો જોઇને, તેની મા પૃથ્વીએ પ્રાર્થના કરી, તે ઉપરથી તેણે ભૌમાસુરના દીકરા ભગદત્તને બાકી રહેલું રાજ્ય પાછું આપ્યું તથા તેના શહેરમાં ગયા.[6] ત્યાં ભૌમાસુરે બળાત્કારથી આણેલી રાજકન્યાઓ દુખિયાંના બંધુ ભગવાનનાં દર્શન કરીને તરત ઉભી થઈ તથા તેને હર્ષ, લાજ અને પ્રીતિયુક્ત કટાક્ષવડે માન આપ્યુ.[7] ભગવાને, તે તે સ્ત્રીને યોગ્ય એવું રૂપ ધારણ કરીને જુદાં જુદાં ઘરોમાં આ બધી સ્ત્રીઓનુ એકજ મુહૂર્તે વિધિપુર્વક પાણિગ્રહણ કર્યું.[8] સેનાઓવડે મથુરાંને ઘેરી લેતા એવા કાળયવન, જરાસંધ અને શાલ્વરાજા આદિને મરાવી નખાવી પોતાનાં માણસોને ભગવાને યશ અપાવ્યો.[10] શંબરાસુર, દ્વિવિદ, બાણાસુર, મુરદૈત્ય, બલ્વલ તથા બીજા દંતવક્ત્રઆદિ, એ સઘળામાંથી કેટલાએકને પોતે મારયા તથા કેટલાએકને મારી નખાવ્યા,[11] તથા કુરક્ષેત્રમાં આવતા જે રાજાઓની સેનાથી પૃથ્વી કંપવા માંડી તે કૌરવ પાંડવના પક્ષમાં મળેલા રાજાઓને ભારતના યુદ્ધમાં પણ શ્રીકૃષ્ણે મરાવી નાંખ્યા.[12] કર્ણ દુઃશાસન તથા શકુનિની માઠી સલાહના પરિણામને લીધે જેની લક્ષ્મી તથા આયુષ્ય નાશ થયું છે, તથા ભીમસેનની ગદાવડે જેની સાથળ ભાંગી ગઇ છે, એવા અનુચરસહિત રણભૂમિમાં પડેલા દુર્યોધનને જોઇને પણ ભગવાન સંતોષ પામ્યા નહીં.[13] 'દ્રોણ, ભીષ્મ, અર્જુન, તથા ભીમસેનરૂપ નિમિત્તવડે અઢારે અક્ષૌહિણીનો મેં ભારઉતાર્યો તે શી ગણત્રીમાં છે' કારણ કે મારા અંશ એવા પ્રદ્યુમ્નઆદિવડે અસહ્ય યાદવનું બળ તો હજી છે.[14] મદિરાના મદથી રાતાં નેત્રવાળા આ યાદવોને માંહોમાંહે તકરાર થયા વિના તેઓના નાશનો કોઈ પણ ઉપાય નથી. જો કે હાલ તેઓ એકમત છે, તો પણ હું વિરોધ કરાવવાને તૈયાર થયો ત્યારે તેઓ વિવાદ કરી માંહોમાંહે લડી મરશે.[15] એમ વિચારીને ભગવાને ધર્મના પુત્ર યુધિષ્ઠિરને તેના રાજ્યઉપર બેસાડીને સુહૃદોને સત્પુરૂષોનો માર્ગ દેખાડીને રાજી કર્યા.[16] ઉત્તરાના ઉદરમાં વિધિપૂર્વક અભિમન્યુએ ગર્ભ મૂક્યો હતો તે અશ્વત્થામાના અસ્ત્રથી નાશ થયો હતો. પરંતુ ફરી તેનો ભગવાને બચાવ કર્યો.[17] ધર્મના પુત્ર યુધિષ્ઠિરને ત્રણ અશ્વમેધ યજ્ઞ કરાવ્યા, તેમજ તે યુધષ્ઠિરે પણ ભગવાનની આજ્ઞામાં રહી પોતાના ભાઈઓ સહિત પૃથ્વીનું રક્ષણ કર્યું તથા સુખ ભોગવ્યું.[18] લૌકિક તથા વૈદિક માર્ગને અનુસરતા એવા વિશ્વના અંતર્યામી ભગવાને પણ પ્રકૃતિ પુરૂષનો વિવેક જાણવાથી આસક્તિ વગર અનેક સુખ દ્વારકામાં ભોગવ્યાં.[19] સ્નેહવાળી તથા હાસ્યયુક્ત દૃષ્ટિવડે, અમૃતસરખી વાણીથી, નિર્દોષ આચરણવડે તથા લક્ષ્મીના સ્થાનરૂપ પોતાના શરીરવડે આ લોકને પરલોકને તથા યાદવોને રમાડતા તથા રાત્રિએ જેમને ઉત્સવ ઉત્પન્ન થયોછે એવી સ્ત્રીઓમાં જેનો ક્ષણિક પ્રેમ છે એવા ભગવાને આ જગતમાં વિહાર કર્યો.[20-21] એમ ઘણાં વર્ષો સુધી રમતા એવા ભગવાનને કામભોગનાં સાધનોમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો.[22] ( જ્યારે કામભોગનાં સાધનો પોતાને આધીન છતાં પણ ભગવાનને તેઓમાં ઉદાસી થઇ, ત્યારે) ભક્તિયોગવડે ભગવાનને સેવતો એવો પ્રારબ્ધાધીન કયો

પુરૂષ દૈવને આધીન એવાં સુખભોગનાં સાધનોથી ઉદાસ ન થાય?[23] એક સમયે દ્વારકામાં રમતા યદુ તથા ભોજકુળના બાળકોએ કોપાવેલા તથા ભગવાનના અભિપ્રાયને જાણતા એવા ઋષિઓએ તેઓને શાપ દીધો.[24] તે પછી કેટલેક માસે ભગવાનની માયાવડે મોહ પામેલા વૃષ્ણિ, ભોજ અને અંધકઆદિ કુળના યાદવો રથો જોડી પ્રભાસક્ષેત્રમાં આનંદથી ગયા.[25] ત્યાં નાહી પિતૃ ઋષિ તથા દેવતાનું સરસ્વતીના જળવડે તર્પણ કરીને બ્રાહ્મણોને ઘણા ગુણવાળી ગાયોનાં દાન આપ્યાં.[26] ગાય તથા બ્રાહ્મણોને માટેજ જેઓના પ્રાણછે એવા શૂરવીર યાદવોએ, સોનું, રૂપું, શય્યા, લુગડાં, મૃગચર્મ, ઉનનાં લુગડાં, વાહન, રથ, હાથીઓ, કન્યાઓ, જેઉપરથી આજીવિકા ચાલે તેટલીધરતીતથાઘણારસવાળુંઅન્ન, એબ્રાહ્મણોનેઆપીને મસ્તકનમાવીબ્રાહ્મણોને પ્રણામ કર્યા.[27-28]

न्नं चोरुरसंतेभ्यो दत्त्वाभगवदर्पणं ॥
गोविप्रार्थासवः शूराः प्रणेमुर्भुविमूर्धभिः ॥ २८ ॥

ઇતિ શ્રીમદ્‌મહાપુરાણ ભાગવતના તૃતીય સ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૪ થો.*

### ઉદ્ધવનું બદરિકાશ્રમ જવું અને વિદુરનું મૈત્રેય પાસે જવું.

॥ उद्धव उवाच ॥

अथ ते तदनुज्ञाता भुक्त्वा पीत्वा च वारुणीं ॥
तया विभ्रंशितज्ञाना दुरुक्तैर्मर्म पस्पृशुः ॥१॥

ઉદ્ધવ કહેછે—પછી તે યાદવોએ બ્રાહ્મણોની આજ્ઞા લઈ જમ્યા પછી પૈષ્ટિ+ મદિરા પીધી, જેથી તેઓની મતિ ફરી જવાથી બોલવાં ન ઘટે એવાં વચનરૂપ બાણવડે એકબીજાનાં તેમણે મર્મસ્થાન વીંધવા માંડયાં.[1] મદિરાના દોષથી જેઓનું મન ભમી ગયુંછે એવા યાદવો, જેમ વાંસ એક બીજા સાથે ઘસાવાથી થએલા અગ્નિથી બળી જાય, તેમ સૂર્યાસ્તને સમયે માંહોમાંહે લડી મુઆ.[2] ઉપર પ્રમાણે ભગવાન પોતાની માયાનો વિલાસ જોઈને સરસ્વતીના જળનું આચમન લઈ ઝાડને થડે જઇને બેઠા.[3] અને તો દ્વારકામાંજ શરણે આવેલાનું દુઃખ હરનારા તથા પોતાના કુળનો સંહાર કરવાની ઈચ્છાવાળા ભગવાને કહ્યું હતું કે, 'તું બદરિકાશ્રમમાં જા.'[4] તોપણ હે શત્રુનો નાશ કરનારા વિદુર! હું મારા સ્વામીનો વિયોગ ન સહન કરી શકવાથી તેમની પાછળ ગયો.[5] એ ભગવાનને હું શોધતો શોધતો ફરતો હતો, ત્યાં જેને કોઇનો આશ્રય નથી તથા જે સર્વનો આશ્રય છે, નિર્મળ ઘનશ્યામ તથા શુદ્ધ સત્વમૂર્તિ, શાંત અને રાતાં નેત્રવાળા, ચતુર્ભુજ સ્વરૂપ અને પીતાંબરધારી, જેણે ડાબી સાથળ ઉપર જમણો ચરણ રાખેલછે તથા વિષયસુખનો જેણે ત્યાગ કરેલોછે, એવા લક્ષ્મીના નિવાસરૂપ ભગવાન્ નાના પીંપળાને થડે વાંસો દઈ બેઠેલા હતા, તેમનાં મને દર્શન થયાં;[6-8] એ સમયે વ્યાસજીના મિત્ર તથા સ્નેહી, ભગવાન્‌ના મોટા ભક્ત તથા સિદ્ધ મૈત્રેય, પૃથ્વીઉપર ફરતા ફરતા દૈવેચ્છાથી આવી ચડયા.[9] આનંદ તથા ભક્તિવડે જેણેમસ્તકનમાવ્યુ છેએવા પ્રીતિયુક્તમૈત્રેયઋષિના સાંભળતાં, ભગવાને પ્રેમસહિત હાસ્યયુક્ત દૃષ્ટિવડે મારો શ્રમ દૂર કરી મને આ રીતે કહ્યું.[10]

શ્રીભગવાન્ કહેછે—હે ઉદ્ધવ! જે તમારા મનમાં ઇચ્છા છે તે હું જાણુંછું; જે વસ્તુની તમને ઇચ્છા છે તે બીજાને દુર્લભછે. તોપણ તે તમારી ઈચ્છા હું પૂર્ણ કરીશ; કેમકે મને પામવાની ઇચ્છાથી તમે પૂર્વજન્મમાં વસુરૂપે પ્રજાપતિ અને વસુઓના યજ્ઞમાંમારૂ યજનકર્યું હતું.[11] આ જન્મમાં મારો તમારી ઉપર અનુગ્રહ થયો માટે આ તમારો છેલ્લો અવતાર છે. વળી આ મનુષ્યલોકનો હું એકાંતે ત્યાગ કરૂંછું તે સમયે તમે નિર્મળ ભક્તિવડે મારાં દર્શન કર્યાં તે ઘણુંજ સારૂં થયું.[12] જે તમારૂં ઇચ્છિત છે, જેને વિદ્વાન્ પુરૂષો ભાગવત કહેછે, તથા જેમાં મારા મહિમાનો પ્રકાશછે, એવું પરમજ્ઞાન મેં પાદ્મ-

* આ ચોથા અધ્યાયમાં, વિદુરજી કુટુંબીઓના નાશની વાત સાંભળીને આત્મજ્ઞાન મેળવવા માટે મૈત્રેય પાસે આવ્યા એ વાત છે. +લોટમાંથી બનતી.

કલ્પ નામની પૂર્વસૃષ્ટિમાં નાભિકમળમાં રહેલા બ્રહ્મા આગળ કહ્યુંછે, તે જ્ઞાન તમને પણ આપીશ.[૧૩]

એવી રીતે શ્રીકૃષ્ણે આદરથી કહ્યું, ત્યારે પરમપુરૂષ શ્રીકૃષ્ણના ક્ષણે ક્ષણે અનુગ્રહના પાત્રરૂપ, સ્નેહથી જેનાં રૂંવાડાં ઉભાં થયાં છે એવો તથા શોકનો ત્યાગ કરતો એવો જે હું તેણે હાથ જોડીને બોલતાં વચમાં અક્ષર પડતા જતા હતા એવી વાણીથી ભગવાન્‌ને કહ્યું કે 'હે ઇશ! તમારાં ચરણકમળને સેવનારા પુરૂષોને આ લોકમાં ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એવા ચાર પદાર્થોમાં કયો પદાર્થ અતિદુર્લભ છે? અર્થાત્ એકેપણ દુર્લભ નથી; તો પણ હે ભૂમન્! તમારાં ચરણકમળને સેવવામાં આતુર એવો હું, તેમાંના કોઇ પણ પદાર્થને ઈચ્છતો નથી.[૧૪-૧૫] ઈચ્છારહિત એવા આપનાં કર્મો, જન્મરહિત એવા આપનો જન્મ, કાળસ્વરૂપ એવા આપે શત્રુના ભયથી કિલ્લાનો આશ્રય લેવો અને ભાગી જવું, તથા પોતેજ આત્મારામ છતાં અનેક સ્ત્રીઓ સાથે ગૃહસ્થાશ્રમ કરવો, તે સર્વ આપનાં ચરિત્રોમાં જ્ઞાનવાન્ પુરૂષોની બુદ્ધિ પણ મોહ પામેછે.[૧૬] હે પ્રભુ! કાળઆદિથી અખંડિત જ્ઞાનવાળા આપ મને બોલાવીને વિવિધ-વિચારમાં અજ્ઞાનીની પેઠે સાવધપણે સલાહ પૂછતા, તે મારા મનને મોહ પમાડવા જેવી વાત છે.[૧૭] હે સ્વામિન્! આપ ભગવાને જે પોતાનાં છાનાં તત્વને પ્રકાશ કરનારૂં પરમજ્ઞાન સઘળું બ્રહ્માને કહ્યું હતું, તે જો અમને ગ્રહણ કરવાને યોગ્ય હોય તો કહો, જેથી તરત અમે સંસારના દુઃખને તરી જઇએ.'[૧૮] એવી રીતે મે મારા હૃદયનો અભિપ્રાય જણાવ્યો, ત્યારે કમળસમાન નેત્રવાળા પરમેશ્વરે પોતાનું વાસ્તવ રૂપ કહ્યું.[૧૯] એ રીતે ભગવાન્‌રૂપ ગુરૂથી જેણે આત્મજ્ઞાન થવાનો માર્ગ જાણેલ છે એવો તથા ભગવાન્‌ના ચરણકમળને પ્રણામ કરીને તથા તેને પ્રદક્ષિણા કરીને તે ભગવાન્‌ના વિરહથી આતુર ચિત્તવાળો હું અહિં આવ્યો છું.[૨૦] હે પ્રભુ! તે ઈશ્વરનાં દર્શનના આનંદનો વિયોગ થવાથી પીડાએલો હું, તે ભગવાન્‌ને પ્રિય એવા બદરીકાશ્રમ ક્ષેત્રમાં જઇશ, જે ક્ષેત્રમાં લોકને પાળનારા એવા નારાયણ તથા ભગવાન્ નર નામે ઋષિ, એ બંને કોઇને પરાભવ ન થાય તેવીરીતે કોઈથી ન થઈ શકે તેવું મોટું તપ કરેછે.[૨૧-૨૨]

શ્રીશુકદેવ કહેછે—ચતુર વિદુરે ઉદ્ધવપાસેથી સહન ન થઇ શકે એવો સગાંસબંધીઓનો નાશ સાંભળ્યો, ત્યારે ઉત્પન્ન થએલા શોકને પોતે જ્ઞાનેકરીને સમાવ્યો.[૨૩] અને કૌરવોમાં શ્રેષ્ઠ એવા વિદુરજીએ મહાન્ ભગવદ્‌ભક્ત તથા કૃષ્ણના સેવકમાં મુખ્ય એવા ઉદ્ધવને ચાલતી વખતે વિશ્વાસથી આ રીતે કહ્યુંઃ—[૨૪]

વિદુર કહેછે— હે ઉદ્ધવ! યોગેશ્વર ઇશ્વરે, આત્માનાં ગુહ્ય તત્વને પ્રકાશ કરનારૂં જે પરમજ્ઞાન તમને કહ્યુંછે, તે જ્ઞાન તમે અમને કહેવાને યોગ્ય છો, કેમકે વિષ્ણુના દાસ પોતાના દાસનાં કાર્યને માટેજ ફરેછે.[૨૫]

ઉદ્ધવ કહેછે—હે વિદુર! તમારે તત્વ જાણવા માટે મૈત્રેય ઋષિ સેવન કરવા યોગ્ય છે; કેમકે મનુષ્યલોકનો ત્યાગ કરતા એવા સાક્ષાત્ ભગવાને તમને ઉપદેશ કરવા માટે મારી સમીપ મૈત્રેયને આજ્ઞા કરીછે.[૨૬]

શ્રીશુકદેવ કહેછે—હે પરીક્ષિત! એ રીતે વિદુરની સાથે વિશ્વમૂર્ત્તિ ભગવાન્‌ના ગુણોની કરેલી કથારૂપ અમૃતે કરીને જેનો સર્વ સંતાપ ટળી ગયોછે એવા ઉદ્ધવ, યમુના નદીને કાંઠે ક્ષણની પેઠે એક રાત્રિ રહીને ત્યાંથી ચાલી નીકળ્યા.[૨૭]

રાજા પરીક્ષિત કહેછે—મહારથીપુરૂષોનાયૂથપતિઓના સમૂહોના પણ જે પતિ હતા એવા વૃષ્ણિકુળ અને ભોજકુળના પુરૂષો નાશ પામ્યા અને સાક્ષાત્ ત્રણ ગુણોના નિયંતા શ્રીકૃષ્ણે પણ પોતાની મનુષ્યની આકૃતિનો ત્યાગ કર્યો, ત્યારે એ ઉદ્ધવજ એકલા કેમ પાછળ રહ્યા?[૨૮]

શ્રીશુકદેવ કહેછે—બ્રાહ્મણના શાપનું તો જેને માત્ર નિમિત્ત છે એવા કાળે કરીને પોતાના કુળનો સંહાર કરીને સફળ ઇચ્છાવાળા, તથા થોડા સમયમાં દેહનો ત્યાગ કરવાને ધારતા એવા શ્રીકૃષ્ણે વિચાર કર્યો કે[૨૯] 'હું જ્યારે આ લોક તજી દઇશ, ત્યારે મારે વિષે રહેલું જ્ઞાન

જાણવાને માટે હાલ આત્મજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ એવા ઉદ્ધવજી યોગ્ય છે.[30] વળી ઉદ્ધવ મારા કરતાં જરા પણ ઓછા નથી, કારણ કે વિષયોથી તે વિકાર પામતા નથી; એ કારણ માટે મારૂં જ્ઞાન લોકોને ગ્રહણ કરાવવાસારૂ આ લોકમાં ઉદ્ધવે રહેવું.'[31] એ રીતે ત્રણ લોકના ગુરૂ તથા શબ્દયોનિ એટલે વેદના કર્તા એવા ઇશ્વરે ઉદ્ધવને આજ્ઞા કરી, ત્યારે ઉદ્ધવે તે આજ્ઞાને અંગિકાર કરી, અને તેમણે બદરીકાશ્રમમાં જઇને હરિનું સમાધિવડે આરાધન કર્યું.[32] વિદુરે પણ જેણે માત્ર લીલામાટે શરીર ધારણ કર્યું હતુ એવા પરમાત્મા શ્રીકૃષ્ણનાં વખાણવાયોગ્ય કર્મોને અને તેમનો (શ્રીકૃષ્ણનો) ધીર પુરૂષોનાં ધૈર્યને વધારનારો તથા બીજા પશુસરખા અધીર ચિત્તવાળા પુરૂષોથી ન બની શકે એવો દેહત્યાગ ઉદ્ધવ પાસેથી સાંભળીને તથા હે કુરૂકુળમાં શ્રેષ્ઠ પરીક્ષિતરાજા! શ્રીકૃષ્ણે સ્મરણ કરેલા પોતાના આત્માને સંભારીને, ભગવદ્ભક્ત ઉદ્ધવજી ગયા પછી પ્રેમથી વ્યાકુળ થઇ રૂદન કર્યું.[33-35] પછી યમુના નદીથી કેટલેક દિવસે જ્યાં મૈત્રેય મુનિ હતા, તે ગંગાનદીને કાંઠે ભરતકુળમાં શ્રેષ્ઠ સિદ્ધપુરૂષ વિદુરજી જઇ પહોચ્યા.[36]

कालिंद्याः कतिभिः सिद्ध अहोभिर्भरतर्षभः ॥
प्रापद्यत स्वःसरितं यत्र मैत्रो सुतो मुनिः ॥ ३६ ॥

ઈતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધમાં વિદુર તથા ઉદ્ધવના સંવાદનો ચોથો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૫ મો.*

### વિદુરે પૂછવાથી મૈત્રેયે કરેલું મહત્તત્વાદિકથી થએલી સૃષ્ટિનુ વર્ણન.

॥ શ્રીશુક ઉવાચ ॥

द्वारि द्युनद्या ऋषभः कुरूणां ।
मैत्रेयमासीनमगाधबोधं ॥
क्षत्तोपसृत्याच्युतभावशुद्धः ॥
पप्रच्छ सौशील्यगुणाभितृप्तः ॥ १ ॥

શ્રીશુકદેવજી કહેછે-કૌરવોમાં ઉત્તમ, ભગવાન્‌માં ભક્તિને લીધે શુદ્ધ તથા મૈત્રેયના સુશીલતાઆદિ ગુણોથી તૃપ્તિ પામેલા વિદુરજીએ હરિદ્વારમાં આવીને બેઠેલા ગંભીર જ્ઞાનવાળા મૈત્રેયને નીચે પ્રમાણે પૂછ્યું:—[1]

વિદુર કહેછે-પ્રાણીમાત્ર સુખને માટેજ જુદા જુદા પ્રકારનાં કર્મો કરે છે, પણ તેથી સુખને અથવા દુઃખની નિવૃત્તિને ન પામતાં તેનાં તેજ કર્મોથી વાર વાર દુઃખ પામે છે; માટે આ દુઃખરૂપ સંસારમાં મનુષ્યોનુ જે કર્તવ્ય હોય તે સર્વજ્ઞ એવા આપ મને કહો.[2] કોઇ પ્રાચીન કર્મના પરિપાકથી કૃષ્ણભગવાનથી વિમુખ અને અધર્મનાં આચરણ કરનારાં હોવાથીજ દુઃખ પામતાં મનુષ્યોના અનુગ્રહસારૂ કલ્યાણકારી આપ જેવા ભગવાનના ભક્ત પુરૂષો આ લોકમાં વિચરેછે.[3] માટે હે સાધુપુરૂષમાં ઉત્તમ મૈત્રેય! અમને કાંઈપણ સુખ આપનારો માર્ગ બતાવો, કે જે માર્ગથી આરાધન કરેલા ભગવાન, ભક્તિથી પવિત્ર થયેલાં હૃદયમાં પ્રકટરૂપે રહી આત્મસાક્ષાત્કારસહિતવેદે માન્ય કરેલા જ્ઞાનનેઉત્પન્નકરે.[4] ત્રણ જગત્‌નાઅધિપતિ પરમેશ્વર સ્વતંત્રપણાથી અવતાર ધારણ કરીને જે જે કર્મો કરેછે તે કહો. તેમજ નિષ્ક્રિય પરમેશ્વરે આગળ આ જગત્ જેમ સર્જ્યું અને પછી જેમ જગત્‌ની સ્થિતિ બાંધી તથા તેની જેમ આજીવિકા બાંધી એપણ કહો.[5] તેમજ જેની બધી વૃત્તિઓ નિવૃત્તિ પામેલીછે એવા ભગવાન્, આ જગત્‌ને પોતાના હૃદયમાં સ્થાપન કરી યોગમાયામાં કેવી રીતે શયન કરેછે, અને યોગેશ્વરના પણ ઈશ્વર એવા એક તે ભગવાન્, આ જગત્‌માં પાછળથી પ્રવેશ કરી બ્રહ્માઆદિરૂપે બહુ પ્રકારના કેવી રીતે થયા તેપણ કહી સંભળાવો.[6] જુદા જુદા અવતારોના ભેદેકરીને બ્રાહ્મણોનાં, ગાયોનાં, અને દેવતાઓનાં કલ્યાણ કરવા સારૂ ક્રિડા કરતા એવા જે ભગવાન્ નાના પ્રકારનાં કર્મો કરેછે, તે પુણ્યકીર્તિવાળા પુરૂષોના મુકુટરૂપ ભગવાન્‌ના ચરિત્રરૂપ અમૃતને શ્રવણ

---

*આ પાંચમા અધ્યાયમા, જ્યારે વિદુરજીએ મૈત્રેયને ભગવાનની લીલાઓ પુછી ત્યારે મહામુનિ મૈત્રેયે, મહતત્વ આદિની સૃષ્ટી તથા તેણેકરી પરમેશ્વરની સ્તુતિ કરી, એ વાત કહેવામાં આવશે.

વડે પાન કરતા એવા જે અમે તેનું મન તૃપ્ત થતું નથી.[૭] હે બ્રાહ્મણોમાં ઉત્તમ મૈત્રેય! લોકપાળના અધિપતિ એવા ભગવાને, સર્વ પ્રાણીઓના સમૂહનો ભેદ, જૂદાં જૂદાં કર્મોના અધિકારસહિત જેનેવિષે પ્રતીત થાયછે એવા લોકપાળસહિત લોકોને અને લોકાલોક નામના પર્વતની બહારના પ્રદેશોને જે નાનાપ્રકારના તત્વોના ભેદથી કલ્પેલોછે તે, અને સ્વતઃસિદ્ધ તથા વિશ્વના સૃજનારા નારાયણ ભગવાને પ્રજાના સ્વભાવનો, કર્મનો, રૂપનો અને નામનો ભેદ જે પ્રકારે કર્યા હોય, તે સર્વ અમને વર્ણન કરી સંભળાવો.[૮-૯] હે ભગવાન્ મૈત્રેય! વેદવ્યાસના મુખથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એઓના ધર્મ વારંવાર સાંભળેલા છે, અને તુચ્છ સુખ આપનારા તે સર્વના શ્રવણથી અમે તૃપ્તી પામ્યા છીએ; માત્ર વ્યાસે તેમાં સૂચવેલા કૃષ્ણની કથારૂપ અમૃતના ઓઘથી તૃપ્ત પામ્યા નથી.[૧૦] જે ભગવાનનું નામ પુરૂષના કાનના માર્ગમાં ગયું હોય તો વારવાર જન્મમરણને ઉત્પન્ન કરવાવાળી ઘરમાં એટલે સ્ત્રીપુત્રાદિકમાં રહેલી પ્રીતિને કાપી નાંખેછે, તે તમારા સમાજમાં નારદઆદિ જ્ઞાની પુરૂષોથી વખાણાતા શ્રીકૃષ્ણ ભગવાન્ના નામથી કોણ તૃપ્તિ પામે ?[૧૧] તમારા સ્નેહી અને શ્રીકૃષ્ણરૂપ એવા વેદવ્યાસ મુનિએ, ભગવાન્ના ગુણોનાં વર્ણનની ઇચ્છાથી મહાભારત રચેલુંછે, કે જે મહાભારતમાં મનુષ્યોની બુદ્ધિ ગ્રામ્ય સુખનાં વર્ણનને માર્ગે ભગવાનની કથામાં આસક્ત થાયછે,[૧૨] અને શ્રદ્ધા રાખનારા પુરૂષની તે ભગવાન્ની કથામાં આસક્ત થયેલી બુદ્ધિ વૃદ્ધિ પામતાં પામતાં બીજા વિષયોમાં વૈરાગ્ય ઉત્પન્ન કરેછે, અને પછી તે ભગવાન્નાં ચરણના અવિચ્છિન્ન સ્મરણથી નિવૃત્તિ પામેલા પુરૂષને સઘળાં દુઃખોથી તત્કાળ મુક્ત કરેછે.[૧૩] ભગવાન્ની કથાથી પોતાના પાપે કરીને અવળા ચાલનારા અને શોક કરવાયોગ્ય પુરૂષોએ પણ શોકકરવા યોગ્ય એવા અજ્ઞાની પુરૂષોનો હું શોક કરૂંછું. કેમકે વાણી, મન અને શરીરની ક્રિયાઓ જેમની વૃથા છે એવા તે પુરૂષોના આયુષ્યને, જેની ક્ષણમાત્ર પણ ગતિ રોકાતી નથી એવો કાળ નાશ કરેછે.[૧૪] તે કારણ માટે હે મૈત્રેય! જેમ ભ્રમર પુષ્પોમાંથી તેના સારરૂપ રસ ખેંચી લેછે, તેમ બધી કથાઓમાં સારરૂપ એવી, કલ્યાણ કરનારા અને પવિત્ર કીર્ત્તિવાળા ભગવાન્ની કથાને બીજાં કથાનકોમાંથી ખેંચી લઈ, હે દીનબંધુ! અમારાં કલ્યાણસારૂ અમને સંભળાવો.[૧૫] જગત્ની ઉત્પત્તિ, સ્થિતિ, અને લય કરવાસારૂ માયાનો આશ્રય કરીને અનેક પ્રકારના અવતારો ધારણ કરનારા સમર્થ ભગવાને લોકોત્તર એટલે પુરૂષોથી ન બની શકે એવાં જેજે કર્મો કર્યાં હોય તે મને કહો.[૧૬]

શ્રીશુકદેવજી કહેછે—જ્યારે મનુષ્યોના કલ્યાણને માટે એ પ્રમાણે વિદુરજીએ ભગવાન્ મુનિ મૈત્રેયને પૂછ્યુ, ત્યારે બહુ માન આપતા મૈત્રેય તેમને નીચે પ્રમાણે કહેવા લાગ્યા.[૧૭]

મૈત્રેય કહેછે—હે સાધુ વિદુર! લોકોનો સારી રીતે અનુગ્રહ કરતા તથા ભગવાન્માંજ જેનું મન છે અને પ્રસંગે પોતાની કીર્તિને પણ લોકમાં વિસ્તારતા એવા તમે આ પ્રશ્ન ઘણું સારૂં પૂછ્યું.[૧૮] હે વિદુરજી! બાદરાયણના વીર્યથી ઉત્પન્ન થયેલા છો, તેથી તમારે વિષે આવાં પ્રશ્ન પૂછવાં એ આશ્ચર્યરૂપ નથી; કેમકે તમે અનન્ય ભાવથી સમર્થ એવા હરિભગવાન્ને આસ્થાથી ગ્રહણ કર્યાછે.[૧૯] પ્રજાને નિયમમાં રાખનારા ભગવાન્ યમરાજા, માંડવ્ય* ઋષિના શાપથી પોતાના ભાઈ વિચિત્રવિર્યની સ્ત્રી કરીને રાખેલી દાસીને પેટે વ્યાસથી ઉત્પન્ન થયાછે તે તમે છો.[૨૦] પાર્ષદ સહિત શ્રીકૃષ્ણને પણ તમે નિરંતર પ્રિય છો, કેમકે તમને જ્ઞાનનો ઉપદેશ દેવા સારૂ ચાલવાટાણે તેમણે મને આજ્ઞા કરી હતી;[૨૧] માટે યોગમાયાવડે વૃદ્ધિ પામેલી અને જગત્ની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય, એ જેના વિષયોછે એવી ભગવાન્ની લીલાઓ તો ક્રમેકરીને તમારે માટે વર્ણન કરૂંછું.[૨૨]

આગળ એટલે આ સૃષ્ટિની ઉત્પત્તિ થયા પ-

---

* પ્રથમ સ્કંધના તેરમા અધ્યાયના શ્લોક ૧૫ ની ટીપણી જુઓ.

હેલાં પોતાને એકલાં રહેવાની ઇચ્છાથી સર્વ જીવોરૂપ સમર્થ એવા એક ભગવાનૂજ હતા; કે જે આત્મારૂપ ભગવાન, સૃષ્ટિ થયા પછી દૃષ્ટા અને દૃશ્યઆદિ નાનારૂપે જાણવામાં આવેછે.[23] તે પ્રકાશમાન દૃષ્ટા એવા એક પરમેશ્વરે જ્યારે ક્યાંઇ દૃશ્ય પદાર્થ દીઠો નહીં, ત્યારે જેની માયાઆદિ શક્તિઓ લય પામી ગઈછે, એવા અને પ્રકાશમાન ચૈતન્ય શક્તિવાળા તે એક પરમાત્માએ પોતાના આત્માને અસદ્રૂપ* માન્યો. [24] હે વિદુર ! તે દૃષ્ટા અને દૃશ્યની પ્રતીતિસ્વરૂપ અને કાર્યકારણાત્મક એવી દૃષ્ટારૂપ પરમેશ્વરની શક્તિનું માયા એવું નામ છે, કે જે માયાએ કરીને વ્યાપક એવા પરમેશ્વરે આ જગત્નું નિર્માણ કર્યું.[25] કાળશક્તિએ કરીને ક્ષોભ પામેલા ગુણવાળી માયામાં ચૈતન્યશક્તિવાળા પરમાત્માએ પોતાના અંશરૂપ પુરૂષરૂપે+ પોતાનો આભાસ મૂક્યો.[26] અને ત્યાર પછી કાળે પ્રેરણા કરેલી માયાથી પોતાના દેહમાં રહેલા જગત્ને પ્રકાશ કરનારૂં તથા અજ્ઞાનને નાશ કરનારૂ એવું જ્ઞાન સ્વરૂપ મહત્તત્વ ઉત્પન્ન થયું.[27] ચિદાભાસ ગુણ અને કાળને આધીન એવાં મહત્તત્વે સાક્ષી પરમાત્માથી પ્રકાશ પામી આ જગત્ને સૃજવાની ઇચ્છાથી પોતાનું સ્વરૂપ વિકારયુક્ત કર્યું. [28] વિકાર પામતાં તે મહત્તત્વથી, અહંકારરૂપ તત્વ થયું, અને કારણ એટલે અધ્યાત્મ, કાર્ય એટલે અધિભૂત અને કર્ત્તા એટલે અધિદૈવના આશ્રયરૂપ પંચમહાભૂતમય, ઇંદ્રિયમય અને મનોમય એવો તે અહંકાર, વૈકારિક ( સાત્વિક), તૈજસ (રાજસ) અને તામસ, એ ત્રણ પ્રકારનો થયો. વિકાર પામતા એવા તે વૈકારિક અહંકારથી મન ઉત્પન્ન થયુ, અને જૂદા જૂદા શબ્દ આદિ વિષયો જેથી જણાય છે એવા ઈંદ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓ પણ વૈકારિક અહંકારથી ઉત્પન્નથયા.[29-30] જ્ઞાનેંદ્રિયો અને કર્મેન્દ્રિયો એ તૈજસ અહંકારથીજ ઉત્પન્ન થઇ. તામસ અહંકાર સૂક્ષ્મભૂતનું કારણ છે, એટલે શબ્દ તામસ અહંકારથી ઉત્પન્ન થયો; કે જે શબ્દથી તેનો આશ્રય આકાશ સિદ્ધ થાયછે.[31] કાળ, માયા અને ચિદાભાસના યોગથી દૃષ્ટાએ પ્રકાશ કરેલા આકાશે પોતાથી ઉત્પન્ન થયેલા સ્પર્શમાં વિકાર ઉત્પન્ન કરી વાયુ ઉત્પન્ન કર્યો.[32] આકાશના અંશસહિત વાયુમાં અત્યંત બળવાન્ વિકાર ઉત્પન્ન થઇ રૂપ નામની તન્માત્રા થઈ, અને એ તન્માત્રાથી લોકને પ્રકાશ કરનારૂં તેજ ઉત્પન્ન થયું.[33] પરમાત્માએ પ્રકાશ કરેલા અને વાયુના સ્પર્શ ગુણ, કાળ, માયા અને તેમાં પડેલા ચિદાભાસના યોગથી રસગુણવાળું જળ પેંદા થયું. [34] પરમાત્માની દૃષ્ટિથી તેનાઅંશેકરીનેયુક્ત એવા જળમાં વિકાર થઇને કાળ, માયા અને તેની અંદર ચિદાભાસના યોગથી ગંધરૂપ ગુણ જેમાં રહેલ છે એવી પૃથ્વી થઇ.[35] હે વિદુર ! આકાશઆદિ ભૂતો જેમ જેમ એક પછી એક ઉત્પન્ન થતાં ગયાં, તેમ તેમ, પોતામાં પ્રથમ થયેલા મહાભૂતોનો કારણતા ને અન્વય હોવાથી ઉત્તરોત્તર એક એક ભૂતમાં એક એક ગુણ વધતો ગયો છે, એમ જ્ઞાનવાન્ લોકો માને છે.[36] ( જેમકે આકાશની પહેલાં કોઇ મહાભૂત નહોવાથી તેનો ફક્ત શબ્દ એ એકજ ગુણછે. વાયુનો સ્પર્શ એ અસાધારણગુણછે, પરંતુતેમાંપ્રથમથયેલુંઆકાશ મળેલુંહોવાથી આકાશનો ગુણ જે શબ્દ તે પણ વાયુમાંછે. તેમજ આકાશ અને વાયુ પછી થયેલા તેજમાં વાયુનો સંસર્ગ હોવાથી સ્પર્શ અને શબ્દ એ બે ગુણ પણ રહેલાછે તથા રૂપ એ પોતાનો ગુણ રહેલછે. તેમજ આકાશ, વાયુ અને તેજ પછી થયેલાં જળમાં તેજનો સંસર્ગ હોવાથી તેજમાં રહેલા ગુણો સ્પર્શ, શબ્દ અને રૂપ પણ તથા રસરૂપ ગુણ પોતાનોજ છે. એવીજ રીતે પૃથ્વીમાંજ પ્રથમ થયેલાં ચારે ભૂતનો સંબંધ હોવાથી શબ્દ, સ્પર્શ, રૂપ તથા રસ, એ ચારે ગુણોછે અને ગંધ એ પોતાનો વિશેષ ગુણ છે.) ભગવાનની કળારૂપ, અને કાળનું ચિન્હ વિકૃતિ એટલે પદાર્થનું પરિણામે કરીને જે બીજું રૂપ થઈ જવું તે, માયાનું ચિન્હ વિક્ષેપ એટલે

---

* દૃશ્ય આદિ પદાર્થ ન હોવાથી દૃષ્ટારૂપ આત્મા જાણે કેમ હોયજ નહી એમ માન્યુ. + માયાના અધિષ્ઠાતાને પુરૂષ કહે છે.

સૃષ્ટિ તથા ચિદાભાસનું ચિન્હ ચેતના એટલે ચૈતન્ય, એ જેમાં રહેલાંછે એવાં મહત્તત્વઆદિના અભિમાની દેવતાઓ પરસ્પર સમાન હોવાને લીધે તેમનું ઐક્ય ન થવાથી, જ્યારે પોતાની ક્રિયામાં એટલે આ બ્રહ્માંડની રચનામાં સમર્થ ન થયા, ત્યારે હાથ જોડી પરમેશ્વરની નીચે પ્રમાણે તેમણે સ્તુતિ કરીઃ—[૩૭]

દેવતાઓ કહેછે હે દેવ! શરણે આવેલા પુરૂષોના તાપને શાંત કરવામાં છત્રરૂપ એવાં આપનાં ચરણકમળને નમીએ છીએ, જે તમારાં ચરણકમળના મૂળને આશ્રય કરી રહેલા યતિપુરૂષો સંસારનાં અનેક પ્રકારનાં દુઃખોને શ્રમવગરદૂરથીજત્યાગ કરી દેછે.[૩૮]હેપિતા! હેઇશ્વર!આ સંસારમાં ત્રણ પ્રકારના તાપે કરી પીડા પામતા એવાપુરૂષો અંતરમાં સુખ નથી પામતા. માટે જ્ઞાનનેઆપનારી આપના ચરણકમળનીછાયાનોઅમે આશ્રય કરીએ છીએ.[૩૯] ઋષિયો સંસારના વિષયોથી વિરક્ત એવાં પોતાનાં અંતઃકરણમાં તમારૂં મુખજ જેમનો માળો છે એવાં તમારાં મુખમાંથી નીકળેલાં વેદરૂપ પક્ષીઓથી* એટલે તેના આશ્રયથી તમને ગોતે છે, તથા તીર્થરૂપ આપનાં ચરણ છે માટે પાપને નાશ કરનારાં ગંગાનાં ઉત્પત્તિસ્થાનરૂપ આપનાં ચરણકમળને અમે શરણે આવેલા છીએ.[૪૦] જેમાં શ્રદ્ધા રાખવાથી તેમજ શ્રવણથકી થયેલી ભક્તિથી શુદ્ધ થયેલા પોતાના હૃદયનેવિષે ધ્યાન કરી જ્ઞાનેકરીને અને વૈરાગ્યના બળથી મનુષ્ય ધીરજવાન થાય છે, તે તમારા ચરણકમળને શરણે અમે આવેલા છીએ.[૪૧] હે પરમેશ્વર! જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ, અને લયને સારૂ જેણે અવતાર ધરેલ છે એવા આપના ચરણકમળનો શરણે અમે બધા આવેલા છીએ. કેમકે આપનાં ચરણકમળનું સ્મરણ કર્યું હોય તો તે પણ ભક્તજનોને અભય આપનારૂં થઈ પડેછે.[૪૨] ઉપકરણસહિત અનિત્યદેહ અને ઘરઆદિમાં 'આ મારૂં અને આ હું' એવો દુષ્ટ જેને આગ્રહ બંધાયો હોય એવા પુરૂષોના શરીરમાં આપ સાક્ષીરૂપે રહ્યાછો, તો પણ તેમને જે ચરણકમળ દુર્લભછે, તે ચરણકમળને અમે ભજીએ છીએ.[૪૩] હે પરમેશ્વર! જે જે પુરૂષોનું મન પોતાની બહિર્મુખ+ ઇંદ્રિયોને માર્ગે બહાર એટલે વિષયાદિકમાં ફર્યા કરેછે તે પુરૂષો, હે ભગવાન! આપની લીલાની કથાઆદિને ગ્રહણ કરનારા ભકતજનોને દેખતાજ નથી.[૪૪] હે દેવ! જે પુરૂષો તમારી કથારૂપ અમૃતનાં પાનથી વધેલી ભક્તિવડે સ્વચ્છ અંતઃકરણવાળા છે. તે પુરૂષો વૈરાગ્યના ફળરૂપ બોધને પામીને, શ્રમવગર વૈકુંઠલોકને પામેછે.[૪૫] તેમજ કેટલાક બીજા પુરૂષો આત્માનેવિષે મનને સ્થિર કરવારૂપ ઉપાયના બળવડે, એટલે જ્ઞાનયોગથી બળવાળી માયાને જીતીને પુરૂષરૂપ આપનેજ પામેછે; પણ તેઓને શ્રમે કરીને મોક્ષ મળેછે, અને આપની સેવાથી એટલે કથાશ્રવણઆદિથી તથા સત્સંગઆદિથી તો શ્રમવગર મોક્ષ મળે છે.[૪૬] માટે હે જગતના આદિ પરમેશ્વર! આ લોકને સૃજવાની ઈચ્છાથી આપે અમને સત્વગુણઆદિ પોતાના ત્રણ ગુણથી સૃજેલછે, માટે અમારો સ્વભાવ અન્યોઅન્ય વિલક્ષણ હોવાથી એક બીજાથી જુદા રહીએ છીએ, તેથી આપની ક્રીડાનાં સાધનરૂપ આ બ્રહ્માંડને રચીને આપને અર્પણ કરવાને સમર્થ નથી.[૪૭] હે અજન્મા ભગવાન! અમે જેમ તે તે સમયે સંપુર્ણ ભોગ આપને અર્પણ કરીએ, તથા જેમ અન્ન ખાઇએ, અને જેમ આ બધા જીવો પણ જેનેવિષે રહીને આપને તથા અમને બલિદાન આપતાથકા અન્ન ખાય તેવું આપે કરવું જોઇએ. નિર્વિકાર, અધિષ્ઠાતા તથા પુરાણપુરૂષ આપ કારણસહિત અમો સર્વ દેવતાઓનું આદિકારણ છો. કારણકે હે દેવ! તમે સત્વઆદિગુણ તથા કર્મના કારણરૂપ અનાદિ માયાશક્તિમાં સર્વ વસ્તુનું આવરણ ભંગ કરનારૂં મહત્તત્વરૂપ વીર્ય મૂક્યુંછે.[૪૮-૪૯] માટે હે દેવ!. મહત્તત્વઆદિ અ-

* જેમ પક્ષીઓ માળામાંથી નીકળે છે અને પછી ચારે કોર બહાર ફરી પાછાં તેના તેજ પોતાના માળામાં પ્રવેશ કરેછે, તેમજ આ વેદપણ તમારાથી ઉત્પન્ન થયાછે અને પાછા તમારેવિષેજ ચરિતાર્થ થાયછે.

\+ બહારના નઠારાં વિષયાદિકમાં જનારી.

મે સઘળા, જે કાર્યને માટે ઉત્પન્ન થયા હોઇએ તેવું આપનું શું કાર્ય અમારે કરવાનું છે? કદી કહો કે 'સૃષ્ટિ કરવાની છે,' તો શક્તિસહિત આપનુ જ્ઞાન આપો, કે જેથી આપના અનુગ્રહનુ પાત્ર થયેલા અમે આપનાં કાર્ય કરવારૂપ પ્રયોજનમાં સમર્થ થઇએ.[૫૦]

ततो वयं सत्प्रमुखायदर्थे
बभूविमात्मन् करवाम किं ते ।
त्वं नःस्वचक्षुः परिदेहि शक्त्या
देव क्रियार्थोयदनुग्रहाणां ॥ ५० ॥

ઈતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૬ ઠ્ઠો *

### વિરાટ શરીરની ઉત્પત્તિ તથા અધ્યાત્માદિક ભેદોનું નિરૂપણ.

॥ ऋषिरुवाच ॥

इतितासांस्वशक्तीनां सतीनामसमेत्यसः ॥
प्रसुप्तलोकतंत्राणां निशम्यगतिमीश्वर ॥ १ ॥

શુકદેવજી કહેછે—જેમાં જીવોના ભોગનાં સાધનો સૂક્ષ્મરૂપે રહેલાં છે અને જુદી જુદી પોતાની મહત્તત્વ આદિ શક્તિઓની સ્થિતિ જોઈને, અપાર પરાક્રમવાળા ઈશ્વરે માયાનો આશ્રય કરીને મહત્‌આદિ ત્રેવીશ તત્વના સમુદાયમાં એક કાળે, અંતર્યામી રૂપે પ્રવેશ કર્યો [૧-૨] પ્રવેશ કર્યા પછી ભગવાને પ્રાણીઓનાં માયામાં લય થયેલાં કર્મોને જાગ્રત કરીને પોતાની ક્રિયાશક્તિવડે ભિન્ન ભિન્ન રહેલાં તે તત્વના સમુદાયની પરસ્પર ઉચિત યોજના કરી.[૩] ઇશ્વરની પ્રેરણાથી જેમનામાં ક્રિયાશક્તિ આવી છે, એવાં એ ત્રેવીશ તત્વોના સમૂહાયે પોતાના અંશવડે વિરાટશરીર ઉત્પન્ન કર્યું [૪] ઈશ્વરના પ્રવેશથી જગત્‌ની સૃષ્ટિ કરનાર મહત્તત્વઆદિ ત્રેવીશ તત્વોના અંશોમાં તેઓ પરસ્પર મળવાથી, વિરાટશરીરરૂપ વિકાર ઉત્પન્ન થયો, જેમાં સર્વ લોક રહ્યાછે.[૫] તે હિરણ્ય પુરૂષ, બ્રહ્માંડરૂપ એક ઇંડામાં પાણીની અંદર સર્વ જીવોએ સહિત રહ્યા.[૬] તે વિશ્વને સજનારા મહત્તત્વઆદિના કાર્યરૂપ વિરાટ અભિમાની પુરૂષ, જ્ઞાનશક્તિવડે હૃદયરૂપ ઉપાધિથી એક રૂપે રહ્યા, ક્રિયાશક્તિવડે દશ પ્રકારના* પ્રાણરૂપ ઉપાધિનો અંગીકાર કરી દશપ્રકારના થયા. તથા અધ્યાત્મ અધિભૂત અને અધિદૈવ, એવા ત્રણ ભેદવાળા પણ થયા.[૭] આ વિરાટ અભિમાની પુરૂષ સર્વ પ્રાણીના જીવાત્મા છે તથા પરમાત્માનો પ્રથમ અવતાર છે, તેમાં સર્વ જગત જણાયછે.[૮] વિરાટપુરૂષ અધ્યાત્મ, અધિભૂત તથા અધિદૈવસહિત ત્રણ પ્રકારના છે, દશ પ્રાણવડે દશ પ્રકારના છે, તથા હૃદય ઉપાધિથી એક પ્રકારના છે.[૯] ઈશ્વરે, સર્વ દેવતાઓએ પૂર્વે કરેલી સ્તુતિનુ સ્મરણ કરીને, તેઓનો વ્યવહાર સિદ્ધ થવા સારૂ ચિચ્છક્તિથી વિરાટવિષે વિચાર કર્યો.[૧૦] હે રાજા ! વિચાર કર્યો કે તુરત વિરાટશરીરમાં તેમને રહેવાનાં કેટલાં સ્થાન થયાં તે હું કહુ છુ તે તમે સાંભળો.[૧૧] પહેલું મુખ થયુ, તેમાં લોકપાળ અગ્નિ પોતાની શક્તિ વાણીસહિત રહ્યા જે વાણીથી આ જીવ શબ્દનુ ઉચ્ચારણ કરેછે. [૧૨] પછી વિરાટનુ તાળવુ ઉત્પન્ન થયુ. તેમાં પોતાની શક્તિ રસનાઈન્દ્રિયવડે લોકપાળ વરૂણદેવ રહ્યા, જે ઇંદ્રિયવડે જીવ ખાટોખારોઆદિ રસ જાણેછે.[૧૩] પછી વિરાટપુરૂષનાં નસ્કોરાં ઉત્પન્ન થયાં, જેમાં પોતાની શક્તિ ઘ્રાણઈન્દ્રિયસહિત અશ્વિનીકુમારજઇને રહ્યા, જેથી જીવને ગંધનુ જ્ઞાન થાયછે[૧૪] ત્યાર પછી બે આંખ ઉત્પન્ન થઈ, જેમાં લોકપાળ સૂર્ય પોતાની ચક્ષુઇન્દ્રિયરૂપ શક્તિસહિતરહ્યા. એ નેત્ર ઇન્દ્રિયથી જીવને રૂપનુ જ્ઞાન થાયછે.[૧૫] ત્યાર પછી તેની ત્વચા ઉત્પન્ન થઈ, તેમાં પ્રાણઅંશે સહિત વાયુલોકપાળે પ્રવેશ કર્યો, જેથી સ્પર્શનુ જ્ઞાન થાયછે.[૧૬] તે પછી વિરાટના બે કાન ઉત્પન્ન થયા, તેમાં દિશાએ પોતાના અંશ શબ્દ સહિત પ્રવેશ કર્યો, જેથી જીવને શબ્દનું જ્ઞાન

* ઇશ્વરે મહત્તત્વઆદિમા પ્રવેશકરીને વિરાટ શરીર ઉત્પન્ન કર્યું તે, તથા અધ્યાત્મ, અધિભૂત તથા અધિદૈવઆદિ ભેદનું નિરૂપણ, આ છઠ્ઠા અધ્યાયમાં આવશે.

* પ્રાણ, અપાન, સમાન, ઉદાન, વ્યાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત તથા ધનંજય, એ દશ પ્રાણ.

થાયછે.[૧૭] પછી તેની ચામડી ઉત્પન્ન થઈ, તેમાં ઔષધિએ ત્વચા ઇન્દ્રિયસહિત પ્રવેશ કર્યો; જે ત્વચાથી જીવ ખરજને જાણેછે.[૧૮] પછી તેનુ લિંગ ઉત્પન્ન થયુ, તે સ્થાનમાં પ્રજાપતિએ પોતાના અંશ વીર્યસહિત વાસ કર્યો, જેથી જીવ વિષયાનંદનો અનુભવ કરેછે.[૧૯] ત્યાર પછી વિરાટપુરૂષનુ ગુદસ્થાન ઉત્પન્ન થયુ, તેમાં લોકપાળ મિત્રદેવતાએ પોતાની શકિત પાયુઇંદ્રિયસહિત પ્રવેશ કર્યો, જેથી જીવ મળનો ત્યાગ કરેછે [૨૦] પછી વિરાટના હાથ ઉત્પન્ન થયા, તેમાં સ્વર્ગના પતિ ઈન્દ્ર દેવતાએ વેચવુ સાટવુ એ પોતાની શક્તિસહિત પ્રવેશ કર્યો, જે હાથથી જીવ પોતાની જીવિકા ચલાવેછે.[૨૧] ત્યાર પછી વિરાટના ચરણ ઉત્પન્ન થયા, તેમાં લોકપાળ વિષ્ણુએ ચાલવુ એ પોતાની શક્તિસહિત પ્રવેશ કર્યો, જેથી જીવ પોતાને જ્યાં જવુ હોય ત્યાં જઇ શકે.[૨૨] તે પછી વિરાટનુ હૃદય ઉત્પન્ન થયુ, તે સ્થાનમાં ચંદ્રમાએ પોતાની શક્તિ મનસહિત પ્રવેશ કર્યો, જેથી જીવ સંકલ્પઆદિ વિકારને પામેછે.[૨૩] પછી એ વિરાટમાં અહંકાર ઉત્પન્ન થયો, તે સ્થાનમાં રૂદ્ર દેવતાએ પોતાની શક્તિ અભિમાનસહિત પ્રવેશ કર્યો, તેથી જીવ ક્રિયા કરે છે.[૨૪] પછી વિરાટનુ ચિત્ત ઉત્પન્ન થયુ, તેમાં બ્રહ્માએ પોતાની ચેતના શક્તિવડે પ્રવેશ કર્યો, જેથી જીવ નિશ્ચય કરેછે.[૨૫] એ વિરાટના મસ્તકથી સ્વર્ગ, બે ચરણથી પૃથ્વી, તથા નાભિથી આકાશ ઉત્પન્ન થયુ, જેને વિષે ત્રણ ગુણના પરિણામરૂપ દેવ-મનુષ્યઆદિ પ્રતીત થાય છે.[૨૬] સત્વગુણના અધિકપણાથી દેવતાઓ સ્વર્ગમાં ગયા, રજોગુણ અધિક હોવાથી મનુષ્યો, તેની પાછળ જીવનારાં ગાય, ઘોડાઆદિ પ્રાણીસહિત પૃથ્વીઉપર રહ્યા.[૨૭]તથા તમોગુણ અધિક હોવાથી સ્વર્ગ અને પૃથ્વીની વચ્ચેના ભગવાનની નાભિરૂપ રૂદ્રના પાર્ષદો એટલે ભૂત કોટિ અંતરિક્ષલોકમાં રહ્યા.[૨૮] હે કુરૂકુળમાં શ્રેષ્ઠ પરીક્ષિત! વેદ તથા બ્રાહ્મણજાતિ વિરાટપુરૂષના મુખથી થયાં.ભગવાનના મુખમાંથીથવાથી બ્રાહ્મણ જાતિબીજાવર્ણનીગુરૂતથા તેઓમાં મુખ્ય થઈ.[૨૯] વિરાટપુરૂષની ભુજાથી પોતાના પાલનધર્મને અનુસરનારી ક્ષત્રિયજાતિ ઉત્પન્ન થઈ. એ વિરાટથી ઉત્પન્ન થયેલી વિષ્ણુના અંશરૂપ ક્ષત્રિયજાતિ, બ્રાહ્મણઆદિ વર્ણની ચોર આદિના ઉપદ્રવથી રક્ષા કરે છે.[૩૦] વિરાટસ્વરૂપ ભગવાનની સાથળથી ખેડઆદિ લોકની જીવિકાનાં સાધનોને ઉત્પન્ન કરનારી વૈશ્યજાતિ ઉત્પન્ન થઇ, જેણે ખેડ આદિના ધંધાથી માણસોની જીવિકા સંપાદન કરી.[૩૧] ભગવાનના ચરણથી સેવાધર્મની સિદ્ધિને માટે શુદ્ર થયા. એ સેવાને માટે ઉત્પન્ન થયેલા શુદ્રની વૃત્તિથી હરિ પોતે તેઓની ઉપર પ્રસન્ન થાયછે.[૩૨] એ ચાર વર્ણો પોતપોતાના ધર્મને અનુસરીને શ્રદ્ધાવડે અંતઃકરણની શુદ્ધીમાટે પોતાના ગુરૂ તથા પિતા એવા હરિનું આરાધન કરેછે, કારણ કે ભગવાન ગુરૂ, ઉત્પન્ન કરનારા, તથા વૃત્તિને બાંધી આપનારા હોવાથી તેનું આરાધન કરવુ એ પોતાનો પરમ ધર્મછે. [૩૩] હે વિદુર! કાળ, કર્મ તથા સ્વભાવ, એ ત્રણ શક્તિસહિત ભગવાને, પોતાની માયાના બળવડે રચેલા આ વિરાટરૂપનું સંપૂર્ણ રીતે વર્ણન કરવાની ઈચ્છા પણ કોણ રાખે? અર્થાત્ તેના વર્ણનની ઇચ્છા પણ થવી કઠણ છે, તો વર્ણન કરવુ એતો કેમજ બને?[૩૪] તો પણ હે વિદુર! ભગવાનવિના બીજાનાં વર્ણન કરવાથી અપવિત્ર થયેલી મારી વાણીને પવિત્ર કરવા માટે, મારી મતિપ્રમાણે જે મે સાંભળ્યુ છે, તે પ્રમાણે ભગવાનના યશ તમારી આગળ હુ ગાઉંછું.[૩૫]પવિત્ર કીર્તિવાળા પુરૂષોના મુકુટરૂપ ભગવાનના વાણીવડે ગુણ વર્ણન કરવા તથા ભગવાનની થતી કથામાં કાન અર્પણ કરવા એ માણસને નિશ્ચિત લાભછે, એમ શાસ્ત્રો કહેછે.[૩૬] હે વત્સ વિદુર! આદિકવિ બ્રહ્મા પણ એક હજાર વર્ષ સુધી સમાધિવડે પરિપાકાવસ્થાને પામેલી બુદ્ધિવડે શુ ભગવાનનો મહિમા જાણી શક્યા? અર્થાત્ ન જાણી શકયા.[૩૭] માટે ભગવાનની માયા માયાવી પુરૂષોને પણ મોહ પમાડનારીછે. કારણકે પોતે હરિપણ પોતાની માયા અનંત હોવાનેલીધે તેનો પાર પામી શકતાનથી; ત્યારે બીજા તો શી રીતે

પાર પામી શકે ?[३८]જે ભગવાનને જાણવાને પ્રવૃત્ત થયેલી વાણી, તેને જાણ્યાવિના મનસહિત પાછી વળેછે, તથા અહંકારના અધિષ્ઠાતા રૂદ્ર, ઇન્દ્રિઓના આ બધા દેવતાઓ, તેમજ બીજા પણ જેને પોહોચી શકતા નથી, તે ભગવાનને હું નમસ્કાર કરૂં છું.[३९]

**यतोऽप्राप्यनिवर्त्तंते वाचश्च मनसा सह ।**
**अहंचान्यइमेदेवा स्तस्मैभगवते नमः ॥१॥**

ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો અધ્યાય છઠ્ઠો સંપૂર્ણ.

---

## અધ્યાય ૭ મો.+

### જીવાત્માને અવિદ્યા સાથે સંબંધ શી રીતે ઘટે

॥ श्रीशुकउवाच ॥

**एवंब्रुवाणं मैत्रेयं द्वैपायनसुतो बुधः ।**
**प्रीणयन्निवभारत्या विदुर प्रत्यभाषत ॥ १ ॥**

શ્રીશુકદેવજી કહેછે—હે પરીક્ષિત! એવી રીતે મૈત્રેયે કહ્યું,ત્યારે પોતાની વાણીવડે મૈત્રેયને પ્રસન્ન કરતા હોય તેમ જ્ઞાનવાન વેદવ્યાસના પુત્ર વિદુરજીએ તેમને આવી રીતે પૂછ્યુ [१]

વિદુર કહેછે—હે બ્રહ્મન્! કેવળ ચૈતન્યસ્વરૂપ, નિર્ગુણ તથા નિષ્ક્રિય ભગવાનમાં લીલાવડે પણ ક્રિયા કરવી તે તથા ગુણો કેમ સંભવે ?[२] બાળક છોકરાંને કામના તથા બીજા છોકરાં સાથે અથવા રમકડાંસાથે રમવાની ઇચ્છા હોયછે, માટે તેનો ક્રીડામાં ઉદ્યમ સંભવેછે, પરંતુ સ્વરૂપને વિષે તૃપ્ત તથા અસંગ અદ્વિતીય આત્માને કામના અથવા બીજાસાથે રમવાની ઈચ્છા કેમ સંભવે ?[३] ઇશ્વરે, જીવને મોહ ઉત્પન્ન કરનારી પોતાની ત્રિગુણી માયાવડે વિશ્વ સર્જ્યુ છે, તે વિશ્વને પાળેછે તથા તેજ માયાવડે કરી સંહાર કરશે [४] જે જીવાત્માનો સર્વવ્યાપકપણાને લીધે દેશવડે અંત નથી, નિત્યપણાને લીધે કાળવડે અંતનથી, અવિકારીપણાને લીધે અવસ્થાએકરીને અંત નથી, તથા જેનો સત્યરૂપપણાથી સ્વપ્નની પેઠે સ્વરૂપે નાશ નથી, તેમજ અદ્વિતીય હોવાથી જેનો બીજા કોઇથી નાશ નથી, તે અખંડ જ્ઞાનસ્વરૂપ જીવાત્માને અવિદ્યાનો સંભવ કેમ ઘટે ?[५]તે જીવાત્મા સર્વ શરીરમાં ભોક્તારૂપે રહ્યા છતાં પણ વસ્તુતાએ અસંગ બ્રહ્મથી જુદો નથી, માટે તેને આનંદઆદિનો નાશ તથા કર્મજન્ય કલેશ કેમ ઘટે[६] ? હે જ્ઞાનવાન મૈત્રેય! આઅજ્ઞાનરૂપ સંકટમાં મારૂં મન ખેદ પામેછે, માટે આ મારો મનનો મોહ આપ દૂર કરો.[७]

શ્રીશુકદેવજી કહેછે—એરીતે સત્ય વસ્તુને જાણવાની ઈચ્છાવાળા વિદુરે મૈત્રેય ઋષિને પૂછ્યું, ત્યારે પોતે ગર્વરહિત છતાં પણ જાણે પોતાની મોટાઈ બતાવતા હોય તેમ ઉત્તર આપ્યો.[८]

મૈત્રેય કહેછે—નિત્યમુક્ત જીવમાં કૃપણપણુ તથા અવિદ્યાથી થયેલુ બંધનજણાયછે, તેજઆ અચિંત્યશક્તિ ઈશ્વરની, તર્કવિરોધીએટલે તર્કથી ઉલટી જનારી માયા છે[९] જેમ સ્વપ્નમાં તેના જોનારને માથું કપાયાવિના ‘આ મારૂ માથુ કપાયુ’ એવો પોતાનેવિષે ભ્રમ પ્રતીત થાયછે.[१०] તથા જેમ જળમાં પડેલા ચંદ્રમાના પ્રતિબિંબમાં, પાણીનો કંપ આદિગુણ મિથ્યા પ્રતીત થાયછે, તેમ આત્માનેવિષે દેહ આદિના ધર્મ નહિ છતાં પણ ભ્રાંતિથી પ્રતીત થાયછે.[११]એ આત્મામાં અનાત્મબુદ્ધિ, નિવૃત્તિધર્મથી, ભગવાનની કૃપાથી તથા ભગવાનની ભક્તિથી ધીરે ધીરે નાશ પામેછે.[१२]સર્વાંતર તથા દૃષ્ટા એવા હરિનેવિષે જ્યારે જેની સર્વ ઇંદ્રિઓ નિશ્ચળ થાયછે ત્યારે જેમ સુષુપ્તિ અવસ્થામાંરહેલા પુરૂષના કલેશ નાશ પામેછે તેમ તેના સર્વ કલેશ નાશ પામેછે તથા ફરી ઉત્પન્ન થતા નથી.[१३]ભગવાનના ગુણોનુ કીર્તન કરવાથી તથા તે સાંભળવાથી સર્વ કલેશ નાશપામેછે, ત્યારે મનમાં તેમની ચરણરજના ધ્યાનથી કલેશો નાશ પામે તેમાં શું કહેવુ ?[१४].

---

+ આ સાતમા અધ્યાયમા, સંશય કાપનારા મૈત્રેયના વચનની પ્રશંસા કરીને વિદુરે ફરીથી કેટલાએક પ્રશ્નો સારી રીતે પૂછ્યાછે

વિદુર કહેછે—હે ભગવાન મૈત્રેય ! આપની સુંદર વાણીરૂપ તરવારથી મારો સંશય દૂર થયો. હવે અખંડ જ્ઞાનસ્વરૂપ આત્માનેવિષે બંધમોક્ષ શી રીતે ભાસેછે, એ મારી બુદ્ધિમાં આવેછે. [15] હે વિદ્વન્ ! જેમ સ્વપ્નમાં પોતાનું માથું કપાવું, એ મિથ્યા તથા નિર્મૂળ પ્રતીત થાયછે, તેમ જીવના સ્વરૂપનું આવરણકરનારી માયાથી જીવનેવિષે દીનતાઆદિક મિથ્યા પ્રતીત થાયછે એ આપે ઠીક કહ્યું, કારણ કે આ જગતનુ મૂળ સ્વરૂપના અજ્ઞાનની બહાર નથી.[16]જે દેહાદિમાં આસક્ત મૂઢપુરૂષ છે તથા જે માયાના સંસર્ગરહિત બ્રહ્મરૂપ થયોછે, તે બંને સુખે જીવેછે, પરંતુ જે સુખદુઃખના અનુભવથી સંસારને તજવાને ઈચ્છેછે તથા સ્વરૂપાનંદના અભાવથી તેને તજી પણ શકતો નથી, તે પુરૂષ ક્લેશ પામે છે. [17]હે મહારાજ ! આ સંસાર કેવળ મિથ્યા પ્રતીત થાયછે એવો મને નિશ્ચય થયોછે. હવે ધીરેધીરે આપના ચરણની સેવાવડે હું એ પ્રતીતિ પણ દૂર કરીશ.[18]તમારા જેવા પુરૂષોની સેવાથી મધુદૈત્યના શત્રુ એવા નિર્વિકાર ભગવાનનાં ચરણમાં જન્મમરણનો નાશ કરનારી તિવ્રભક્તિ થાયછે. [19]ભગવત્પ્રાપ્તિના માર્ગરૂપ ભક્તજનોની સેવા અલ્પ તપવાળા પુરૂષને દુર્લભછે, જે ભક્તજનોમાં નિરંતર દેવના દેવ એવા જનાર્દન ભગવાનનો યશ ગવાયછે.[20]પૂર્વે ભગવાને ઇન્દ્રિયઆદિસહિત મહત્તત્વઆદિને ઉત્પન્ન કરીને તેમાંથી વિરાટ શરીર ઉત્પન્ન કરીને પાછળથી તેમાં પ્રવેશ કર્યો; જે હજાર પગ, હજાર સાથળ તથા હજાર ભુજાવાળા વિરાટરૂપ ભગવાનને આદિ પુરૂષ કહેછે, જેનેવિષે સઘળા લોક ખુલાસાથી રહેછે [22] ઈન્દ્રિઓ, તેના વિષય અને તેના દેવતાસહિત હોવાથી અધ્યાત્મ, અધિભૂત તથા અધિદૈવ, એવી રીતે ત્રણ પ્રકારના દશ પ્રાણ જે વિરાટપુરૂષનેવિષે રહ્યા છે એમ તમે કહેલુંછે, તથા જેથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર, એ ચાર વર્ણો ઉત્પન્ન થયાછે, તે વિરાટ અભિમાની ભગવાનની વિભૂતિ અમને કહો;[23]કે જે વિભૂતિનેવિષે વિચિત્ર આકૃતિવાળી પ્રજાઓ તેમના પુત્ર, પૌત્ર, પ્રપૌત્ર તથા ગોત્રજોથી વ્યાપી રહીછે, કે જેથી આ જગત પુરાઈગયુછે.[24] તે પ્રજાપતિના પણ પતિ એવા બ્રહ્માએ કયા કયા પ્રજાપતિઓને ઉત્પન્ન કર્યા, તેમની સાથે બ્રહ્માએ નવ પ્રકારની સૃષ્ટિ તેમના ભેદસહિત કેવીરીતે રચી, તથા મન્વંતરના અધિપતિ કયા કયા મનુ રચ્યા ? તેનું વર્ણન કરો. [25]તથા હે મૈત્રય ! તે મનુના વંશ, તેના વંશજોનાં ચરિત્રો તથા પૃથ્વીનીઉપર અને નીચે જે લોકો રહ્યાછે તેઓની રચના, ભૂલોકનુ પ્રમાણ, તથા જરાયુજ, સ્વેદજ, અંડજ, અને ઉદ્ભિજ એવાંપશુ, પક્ષી, માણસ, દેવતા તથા પેટે ચાલનારાં પ્રાણીઓનીસૃષ્ટિના વિભાગ અમને કહો.[26-27]માયાના સત્વગુણ, રજોગુણ, તથા તમોગુણનો આશ્રય કરીને અવતાર ધરનારા, તથા જગત્‌ની ઉત્પત્તિ સ્થિતિ અને લય તથા તેના આશ્રયને સૃજતા એવા લક્ષ્મીના નિવાસરૂપ ભગવાનનાં ઉદાર પરાક્રમ મને કહો.[28] વર્ણવિભાગ તથા આશ્રમવિભાગ, તેમજ પ્રત્યેક વર્ણ આશ્રમનુ ચિન્હ, આચાર અને સ્વભાવ, ઋષિઓનાં જન્મકર્મઆદિ, વેદના વિભાગ, યજ્ઞનો વિસ્તાર, યોગમાર્ગ, જ્ઞાન, જ્ઞાનનાં સાધન, સાંખ્યનો માર્ગ, ભગવાનનો કહેલ તંત્ર, પાખંડ મતની પ્રવૃત્તિ, ચંડાળ આદિકની ઉત્પત્તિ, જીવોની ગુણ તથા કર્મોથી થનારી જે જે ગતિઓ હોય તે, ધર્મ, અર્થ, કામ અને મોક્ષના એકબીજાને વિરોધ ન આવે એવા ઉપાયો, વાર્ત્તા એટલે વૈશ્યને ઉચિત એવા ઉદ્યમો, દંડનીતિ એટલે રાજ્યધર્મ, ગુરૂપાસે શાસ્ત્ર શ્રવણ કરવાનો પ્રકાર, શ્રાદ્ધવિધિ, પિતૃની સૃષ્ટિ, ગ્રહ નક્ષત્ર તથા તારાઓની કાળચક્રમાં ગોઠવણ, દાનનુ ફળ, તપનુ ફળ, યજ્ઞનુ ફળ, વાવકુવા આદિ ખોદાવવાનું ફળ, પ્રવાસ કરનારનો ધર્મ, આપદ્ધર્મ, તથા ધર્મના મૂળરૂપ ભગવાન કયે માર્ગે ચાલવાથી પ્રસન્ન થાય અને કેવા પુરૂષોને પ્રસન્ન થાય? હે નિષ્પાપ ! આ બધા પ્રશ્નોનો ઉત્તર આપો. [29-35]દીન જેમને પ્રિયછે એવા ગુરૂ, સેવાપરાયણ શિષ્ય તથા પુત્રને તેમના પૂછયાવિના કહેવાયોગ્ય વાત કહેછે [36] માટે હે મહારાજ ! આપ મને કહો કે તત્વોનો પ્રલય કેટલા

પ્રકારનોછે, તે તત્વોમાંથી પરમેશ્વરની સેવા કરનારાં તથા તે જ્યારે પ્રલય સમયે જળમાં પોઢે ત્યારે તેની સાથે સૂનારાં તત્વો કેટલાં છે?[37] જીવનું સ્વરૂપ, પરમેશ્વરનુ સ્વરૂપ, તે બનેનું ઉપનિષદ્માં કહેલુ અભેદજ્ઞાન, ગુરૂશિષ્યનુ પ્રયોજન તથા અદ્વિતીયજ્ઞાનથવાનાંનિષ્પાપજ્ઞાનપુરૂષોએજેસાધનોકર્ષાંહોયતેબધુ આપકહો.[38] ગુરૂવિના જ્ઞાન,વૈરાગ્ય તથા ભક્તિ ક્યાંથી થાય? માટે હે મહારાજ! ભગવાનનાં કામો જાણવા માટે અજ્ઞાની તથા અવિદ્યાથી જેનુ જ્ઞાન નાશ પામ્યુંછે, એવો હુ આપને મિત્ર ગણી પ્રશ્નો પૂછુ છું, માટે તેનો આપ ઉત્તર આપો.[39] હે નિષ્પાપ મૈત્રેય! સર્વે વેદ,સર્વયજ્ઞો,તપ તથા સઘળાં દાન,એ બધાં જીવને મોક્ષરૂપદાનઆપવાનો સોળમોઅ શ પણ નથી [40]

શ્રીશુકદેવજી કહેછે—એવી રીતે કુરૂકુળમાં શ્રેષ્ઠ એવાવિદુરજીએપોતાને જાણવાનેગમતાવિષયોવિષે જ્યારે મહાઋષિ મૈત્રેયને પ્રશ્નો પૂછયાં, ત્યારે હર્ષ પામેલા તથા ભગવાનની કથા કહેવામાં પ્રેરાયેલા મૈત્રેય, વિદુરનેહસીનેઆપ્રમાણે કહેછે.[41]

सइत्थमापृ· पुराणकल्प कुरुप्रधानेनमुनिप्रधानः ।
म द्दहर्षोभगवत्कथायां संचोदितस्तंप्रहसन्निवाह॥

ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો અધ્યાય ૭ મો સપૂર્ણ

---

## અધ્યાય ૮ મો.*

### ભગવાનના નાભિકમળમાંથી બ્રહ્માનું ઉત્પન્ન થવું

मैत्रेयउवाच

सत्सेवनीयोवतपूरुवंशो ।
यल्लोकपालोभगवत्प्रधान ॥
बभुविथेहाजितकीर्तिमालां ।
पदेपदेनूतनयस्यभीक्ष्णं ॥ १ ॥

મૈત્રેય કહેછે—પુરૂવશ સત્પુરૂષોએ સેવવા યોગ્ય છે, કેમકે ભગવાન જેને મુખ્ય છે એવા તથા લોકોના પાળનારા તમે તે વશમાં થયાછો; જે તમે ભગવાનની કીર્તિરૂપ માળાને ક્ષણે ક્ષણે નવી એટલે તાજી કરોછો.[1] તુચ્છ સુખને માટે મોટાં દુખમાં આવી પડેલા પુરૂષોનાં દુઃખોની નિવૃત્તિ કરવા હું ભાગવતપુરાણ કહેવાનો પ્રારભ કરૂ છુ જે ભાગવતપુરાણ ભગવાન સંકર્ષણે ઋષિ સનત્કુમારઆદિને કહ્યુ હતું.[2] એક દિવસ પાતાળલોકમાં બિરાજેલા, પ્રતિબધરહિત જ્ઞાનવાળા, જેને વાસુદેવ ભગવાન એમ કહેછે. એવા પોતાના આશ્રયરૂપ પરમાનદ સ્વરૂપ વાસુદેવની ઉત્તમ પ્રકારે પૂજા કરતા એવા, અતર્મુખ કરેલાં નેત્રકમળને સનત્કુમારઆદિ મુનિઓને ઉપદેશ આપવા માટે જરા ઉઘાડતા એવા તથા હજારમુકુટનાં ઉત્તમ રત્ન વડે જેની હજાર ફણા દીપેછેએવાશ્રીશેષજીનીપાસેસનત્કુમારઆદિ મુનિઓ જઇને, જે કમળરૂપ પાદપીઠને પતિની કામનાવાળી નાગકન્યાઓ પ્રેમસહિત અનેક પૂજનના સામાનવડે પૂજેછે, તે (શેષનાં) પાદપીઠને તે મુનિઓએ ગંગાના જળથી ભીજાયેલા પોતાના જટાના સમૂહવડે પ્રણામ સમયે સ્પર્શ કરીને પ્રેમને લીધે ગળગળો સાદ થઈ જવાથી જેમાં અક્ષરો પડતા જાયછે એવી વાણીથી સ્તુતિ કર્યા પછી તેમને (શેષજીને)જ્યારે પૂછ્યું ત્યારે અત્યત સમર્થ એવા તે સંકર્ષણે, નિવૃત્તિના ધર્મમાં આસક્ત સનત્કુમારને આ ભાગવત કહી સંભળાવ્યું અને હે વિદુરજી! સનત્કુમારે સાંખ્યાયન નામના ઋષિના પૂછવાથી વ્રતને ધારણ કરનારા તે સાંખ્યાયન ઋષિને કહી સંભળાવ્યું[3-7] પરમહસના ધર્મમાં મુખ્ય એવા સાંખ્યાયન ઋષિ જેને ભગવાનની વિભૂતિનુ વર્ણન કરવાની ઇચ્છાછે, તેમણે પોતાને અનુસરતા એવા અમારા ગુરૂ પરાશરને, તથા બૃહસ્પતિને આ ભાગવતપુરાણ કહ્યુ.[8] પુલસ્ત્યેપુરાણવકતાનુ* જેને વરદાન આપેલછે એવા દયાળુ પરાશર મુનિએ આ આદિપુરાણ ભાગવત મને કહી સંભળાવ્યુ,

---

* આ આઠમા અધ્યાયમા, જળમા પોઢેલા ભગવાનની નાભિથી બ્રહ્મા ઉત્પન્ન થયા અને તે પોતાના કર્તા પરમેશ્વરને ન જાણતા અને એટલાજ હેતુથી જળમા ભય પામતા થકા તપે કરી સમર્થ એવા પરમેશ્વરને પ્રસન્ન કરશે.

* પોતાનુ વેર લેવા પરાશર રાક્ષસના નાશનો યજ્ઞ કરતા હતા તે પુલસ્ત્યના કહેવાથી અટકયા તેથી પુલસ્ત્યે પ્રસન્ન થઇ તેને પુરાણવકતાનુ વરદાન આપ્યુ.

તે હું હે વત્સ! શ્રદ્ધાવાળા અને નિરંતર મને અનુસરતા એવા તમને કહુ છુ.[૯] જ્યારે આ જગત્ કેવળ સમુદ્રના જળમાંજ બુડેલુ હતું, ત્યારે ચૈતન્યશક્તિ જેની નાશ નથી થઈ એવા, શેષ નાગની શય્યામાં પોઢેલા, કેવળ પોતાનાજ સ્વરૂપના આનંદમાંજ મગ્ન છે એવા ક્રિયારહિત અને એક એવા ચેષ્ટારહિત પરમેશ્વર નિદ્રાને મિશે પોતાની આંખો મીચી ગયા[૧૦] પોતાના માયાશરીરની અંદર ભૂતસૂક્ષ્મને એટલે શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ, એ પંચમહાભૂતની તન્માત્રાને ધારણ કરનારા અને કાળશક્તિના પ્રેરક એવા તે શેષશાયીભગવાન જેમ અગ્નિ કાષ્ટમાં છાની રીતે એટલે અપ્રકટ પ્રકાશથી રહે છે, તેમ પોતાના સ્થાનરૂપ મહાસમુદ્રના જળમાં ઈશ્વર રહ્યા.[૧૧] સત્યયુગ,દ્વાપરયુગ, ત્રેતાયુગ, અને કળિયુગ, એ હજારો ચાર ચાર યુગો વીતી ગયા ત્યાં સુધી પ્રકાશ પામતી એવી પોતાની શક્તિસહિત યોગનિદ્રામાં પોઢેલા એવા અને પોતાની કાળશક્તિથી બધો ક્રિયાનો સમૂહ જેણે મેળવ્યોછે એવા તે શેષશાયીભગવાને આ સર્વ લોકો પોતાના અંગમાં લીન થયેલા જોયા.[૧૨] લોકસૃષ્ટિને માટે સૂક્ષ્મ પદાર્થમાં જેના જ્ઞાનનો પ્રવેશ થયો છે એવા શેષશાયીભગવાનની અંદર જે અત્યંત સૂક્ષ્મ વસ્તુ હતી, તે કાળને અનુકુળ એવા રજોગુણસાથે મળીને સ્થુળસૃષ્ટિ કરવા માટે તેની નાભિથી ઉત્પન્ન થઇ.[૧૩] સૂર્યની પેઠે પોતાના તેજવડે વિશાળ જળને પ્રકાશ કરતો એવો તે સૂક્ષ્મ પદાર્થ પ્રાણીનાં અદૃષ્ટને જાગ્રત કરતા એવા કાળેકરીને કમળરૂપે ઉત્પન્ન થયો.[૧૪] સર્વ અર્થને પ્રકાશ કરનારૂ તે લોકરૂપ કમળ જેની નાભિથી ઉત્પન્ન થયુ, તે વિષ્ણુએ, પછી અંતર્યામીપણાથી પોતાની શક્તિસહિત તેમાં પ્રવેશ કર્યો. પછી તેમાં, જેનો પિતા કોઇના જોવામાં નથી આવેલ તેથી જેને 'સ્વયંભૂ'+ એમ લોકો કહેછે, તે સર્વ વેદમય એવા વિધાતા એટલે બ્રહ્મા ઉત્પન્ન થયા.[૧૫] તે કમળની કળીમાં બેઠેલા બ્રહ્માએ કોઇ પણ લોકને દીઠા નહીં, તેથી તેણે તેમને જોવા માટે ચારે દિશામાં પોતાની ડોક ફેરવીને નજર કરી જેથી તેનાં ચાર મુખ થયાં.[૧૬] પ્રલયના વાયુથી જેમાં મોટા મોટા મોજાઓ આવેછે એવા પાણીમાંથી ઉત્પન્ન થયેલા જગત્ રૂપ કમળને તથા પોતાના સ્વરૂપને બ્રહ્માએ યથાર્થ જાણ્યુ નહી.[૧૭] જે હુ આ કમળમાં બેઠોછું તે કોણ છુ? તથા આ એકલુ કમળ પાણીમાં ક્યાંથી થયું? જેને આધારે આ કમળ છે તે કોઈ ખરી વસ્તુ નિશ્ચે નીચે હોવી જોઇએ.[૧૮] આવી રીતે વિચાર કરીને કમળના નાળને માર્ગે બહારથી તેનુ મૂળ ગોતવા પોતે નીચે ઉતર્યા, પણ ક્યાંય મૂળ જડયુ નહીં.[૧૯] હે વિદુર! એવી રીતે અપાર અંધકારમાં ગોતતાં ભગવાનનાં સુદર્શનચક્રરૂપ તથા જે મનુષ્યને ભય ઉત્પન્ન કરતો થકો તેમનાં આયુષ્યનો નાશ કરેછે, એવો સોવર્ષ જેટલો કાળ ચાલ્યો ગયો, પણ બ્રહ્માને કમળના મૂળનો પત્તો મળ્યો નહી.[૨૦] આવી રીતે શોધતાં જ્યારે પોતાનો મનોરથ પાર પડયો નહિ, ત્યારે તે દેવ ફરી પોતાના આસનઉપર આવી શ્વાસરોધવડે ધીરે ધીરે વૃત્તિનો નિરોધ કરી સમાધિમાં બેઠા[૨૧] સો વર્ષે યોગ સિદ્ધ થવાથી જેને જ્ઞાન પ્રાપ્ત થયુ છે એવા બ્રહ્માએ સો વર્ષ સુધી શોધ કરતાં છતાં પણ જેનું દર્શન પૂર્વે થયુ ન હતુ, તે હજારો ફણામણિના અજવાળાથી જેમાં અંધકાર નાશ પામેલોછે એવા પ્રલયના જળમાં રહેલા કમળના નાળ જેવા ધોળા શેષજીના શરીરરૂપ શય્યામાં એક પુરૂષરૂપે પોઢેલા, સંધ્યાનાં વાદળાંરૂપ× કટિમેખળાયુક્ત સુવર્ણનાં જેને શિખર છે, રત્ન, જળધારા, ઔષધિ તથા પુષ્પની વનમાળાવાળા, વાંસ અને વૃક્ષરૂપ જેના હાથ અને પગ છે એવા મરકતમણિના પર્વતની શોભાને ધિક્કારતા એવા, લંબાઇ તથા પોહોળાઇમાં જેને કોઇની

+ પોતાની મેળે ઉત્પન્ન થયેલા.

× આ અલંકાર આપવાનો હેતુ એવો છે કે જો મરકતમણિનો પહાડ હોય અને તેને સાંજના વાદળારૂપ કટિમેખળા હોય અને તેની ઉપરના વાસને તથા ઝાડને તેના હાથ પગની કલ્પના કરીએ તો ભગવાનના સ્વરૂપનું લેશ સાદૃશ્ય એ મરકતમણિના પર્વતમાં આવે.

ઉપમા આપી શકાતી નથી એવા, ત્રણ લોકના નિવાસરૂપ તથા વિચિત્ર પ્રકારનાં દિવ્ય ઘરેણાં અને વસ્ત્રોને શોભા આપતો અને અલંકારવાળો જેનો દેહ છે એવા, પોતાનાં ઈચ્છિત ફળ મળવાસારૂ શુદ્ધ એટલે વેદોક્ત માર્ગોથી સેવન કરનારા પુરૂષોને કામદુધાની પેઠે યથેચ્છ વરદાન આપનારાં અને નખરૂપ ચંદ્રમાનાં કિરણોવાળી આંગળીઓરૂપ સુંદર જેમાં પાંદડાં છે એવા પોતાના ચરણકમળનું કૃપાવડે ભક્તજનોને દર્શન કરાવતા એવા, લોકોની પીડાને હરણ કરનારૂ હાસ્ય જેમાં રહેલ છે એવું ચોતરફ પ્રકાશ પામતાં કુંડળથી શોભાયમાન ઘોલાંના જેવા લાલ હોઠની કાંતિથી રાતુ થયુ હોય તેમ ભાસતુ એવું, સુંદર નાસિકાવાળુ તથા સુંદર ભ્રકુટિથી એટલે ભમરથી શોભતું એવું જે પોતાનુ મુખ, તેથી જાણે પોતાની સેવા કરનારા પુરૂષોને માન આપતા હોય તેમ જણાતા એવા, અને હે વત્સ! કદંબના તંતુઓના જેવાં પીતાંબરથી તથા કેડથી નીચેના ભાગમાં રહેલી મેખળાથી તેમજ શ્રીવત્સનુ જેમાં લાંછન છે એવાં પોતાનાં વક્ષસ્થળને વિષે (છાતીમાં) રહેલા અને અત્યંતપ્રિય એવા અમુલ્ય હારથી શણગારેલા અમુલ્ય બાજુબંધથી તથા ઉત્તમ મણિઓવડે શોભાયમાન ભુજારૂપ જેની અનંત ડાળીઓછે અને શેષનાગની ફણાઓથી વીંટાએલ જેની ખભારૂપ મોટી શાખાઓ છે એવા, વૃક્ષનુ મૂળ જેમ અવ્યક્ત છે એટલે પૃથ્વીમાં ડટાએલું હોવાથી દેખાતુ નથી, તેમજ અવ્યક્ત એટલે બ્રહ્મ એ જેનુ મૂળ છે એવા જગતના આશ્રયરૂપ પોતાના શરીરરૂપ ચંદનવૃક્ષને ધારણ કરતા એવા, ચર અને અચર એટલે સ્થાવર જંગમ પ્રાણીઓના સ્થાનરૂપ એવા, અહીંદ્રોને એટલે મોટા મોટા સર્પોનુ રહેવાનુ ઠેકાણુ હોવાથી તેઓનો બંધુ જેમ પર્વત હોયછે, તેમ અહીંદ્ર એટલે શેષનાગના બંધુ એવા, મૈનાકઆદિ પર્વત જેમ જળમાં બુડેલછે તેમ જળમાં પોઢવાથી તેમાં બુડેલા એવા, જેમ મેરૂ વગેરે પર્વતો સુવર્ણનાં શિખરોથી શોભિતા છે, તેમ હજારો મુકુટરૂપ સુવર્ણનાં શિખરોથી શોભાયમાન એવા, જેમ કેટલાક પર્વતોમાંરત્ન ઉત્પન્ન થાયછે તેમજ સ્પષ્ટ દેખાતો કૌસ્તુભમણિ જેમાં રત્નરૂપ છે એવા, વેદરૂપ ભમરાઓથી અધિક શોભા પામતી એવી પોતાની કીર્તિરૂપ વનમાળાથી વ્યાપ્ત એવા; સૂર્ય, ચંદ્ર, વાયુ અને અગ્નિ, એ પણ જેના સ્થાનમાં પ્રવેશ કરી નથી શકતા એટલે એઓની શક્તિ પણ જ્યાં ચાલતી નથી તથા ત્રણે લોકમાં જેની કોઇ ગતિ રોકી શકતું નથી એવાં સુદર્શન ચક્રઆદિ ચારે કોર ફર્યા કરેછે, તેથી દુર્લભ એવા હરિભગવાનનાં તેને હૃદયમાં દર્શન થયાં, અને આ પરમેશ્વર છે એવુ જ્ઞાન થયુ [૨૨-૩૧] અને તે સમયે જગત્ના વિધાતા બ્રહ્માએ લોકની સૃષ્ટિ ઉત્પન્ન કરવા ઉપર લક્ષ આપી જોયું, પણ માત્ર શેષશાયીપરમેશ્વરની નાભિરૂપ તળાવમાં થયેલું કમળ, તથા પોતાનો દેહ, અને જળ વાયુ તથા આકાશ એટલી વસ્તુઓ તેની નજરે પડી, તે સિવાય બીજું કાંઈ બ્રહ્માના જોવામાં આવ્યું નહી [૩૨] રજોગુણથી યુક્ત અને પ્રજા સૃજવાની ઈચ્છા જેને ઉત્પન્ન થઇછે, એવા બ્રહ્માએ લોકસૃષ્ટિના કારણમાં માત્ર ઉપરની પાંચજ વસ્તુ જોઇ, તેથી જેનો માર્ગ કોઈના જાણવામાં નથી આવતો એવા ભગવાનમાં ચિત્ત લગાડી સૃષ્ટિ ઉત્પન્ન કરવાઉપર લક્ષ રાખી સ્તુતિ કરવા યોગ્ય એવા તે પરમેશ્વરની સ્તુતિ કરી.[૩૩]

सकर्मबीजं रजसोपरक्तः ।
प्रजा सिसृक्षन्नियदेवदृष्ट्वा ॥
अस्तौद्विसर्गाभिमुखस्तमीड्य ।
मव्यक्तवर्त्मन्यभिवेशितात्मा ॥३३॥

ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો આઠમો અધ્યાય સંપૂર્ણ.

---

# અધ્યાય ૯ મો.*

## બ્રહ્માએ કરેલી ભગવાન્‌ની સ્તુતિ.

॥ ब्रह्मोवाच ॥

ज्ञातोऽसिमेद्यसुचिरान्ननुदेहभाजां ।
न ज्ञायते भगवतोगतिरित्यवद्यं ॥
नान्यत्त्वदस्तिभगवन्नपितन्नशुद्धं ।
मायागुणव्यतिकराद्यदुरुर्विभासि ॥१॥

બ્રહ્મા કહેછે—હે ભગવન્ ! ઘણા કાળસુધી ઉપાસના કરવાથી આજ મેં આપને યથાર્થ રીતે ઓળખ્યાછે. સમર્થ એવા આપના સ્વરૂપને મનુષ્યો નથી જાણતા એ તેઓનો મોટો દોષ છે. તમારાવગર બીજું કાંઇ છેજ નહીં અને જે જગત્‌આદિ જોવામાં આવેછે એ શુદ્ધ એટલે સત્ય નથી, કેમકે માયાના ગુણના સંબંધથી તમેજ જુદાં જુદાં રૂપને ધારણ કરનારા હોવાથી ભિન્ન ભિન્ન રૂપે જણાઓછો [1] પોતાની ચૈતન્યશક્તિવડે પ્રકટ થવાથી જેમાં તમોગુણ લેશપણ છેજ નહીં એવા આપનુ હજારો અવતારોના બીજરૂપ એવુ આ રૂપ સત્પુરૂષોના અનુગ્રહ સારૂ આપે ગ્રહણ કરેલછે, જેનાં નાભિકમળરૂપ સ્થાનમાંથી હું ઉત્પન્ન થયોછું.[2] હે પરમેશ્વર ! અનિવાર્ય તેજવાળું, આનંદસ્વરૂપ, ભેદગંધરહિત, જગત્‌ને ઉત્પન્ન કરનારૂ, એટલાજ કારણથી જગત્‌થી જુદુ અને પંચમહાભૂત તથા ઇંદ્રિયોના કારણરૂપ એવુ જે આ આપનું સ્વરૂપ છે તેથી હે આત્મન્ ! બીજુ કાંઇ જુદું હું દેખતો નથી, માટે આપના તેસ્વરૂપનો આશ્રય કરૂંછું.[3] હે જગત્‌ના કલ્યાણ કરનારા ઇશ્વર ! અમો ઉપાસકોનાં કલ્યાણ કરવા સારૂ, ધ્યાનમાં આ રૂપથીજ આપે દર્શન આપેલ છે, અને આ જગતમાં ઈશ્વર નથી એ વિગેરે કુતર્કોમાંજ જેમની મતિ છે એવા નરકમાં જવાવાળા પુરૂષોજ જેનો અનાદર કરેછે એવા આપ ભગવાન્‌ને વારંવાર નમસ્કાર કરૂંછુ [4] હે નાથ ! જે લોકો વેદરૂપ વાયુએ સમીપ લાવેલા આપનાંચરણકમળના ગંધને પોતાના કાનનાં છિદ્રોથી અનુભવ કરેછે, તે આપના ભક્તજનો, જેમણે આપનાં ચરણ પરમ ભક્તિથી સેવલછે, તેમનાં હૃદયકમળમાંથી આપ કોઇ દિવસ પણ દૂર જતા નથી.[5] જ્યાં સુધી અભય આપનાર આપનાં ચરણનો મનુષ્ય આશ્રય ન કરે, ત્યાં સુધીજ ધન, ઘર, અને સંબંધીના નિમિત્તને લીધે થયેલો ભય, શોક, કામ, પરાભવ અને અતિશય લોભ, તથા જે બધી પીડાઓનાં મૂળરૂપ છે એવો મમતારૂપ ખોટો આગ્રહ મનુષ્યના અંતરમાં રહેછે.[6] જે પુરૂષો બધાં દુઃખોની નિવૃત્તિ કરનારા આપના શ્રવણકીર્તનઆદિ પ્રસંગથીવિમુખ પોતાની કર્ણઆદિ ઇન્દ્રિયોવાળા છે, તથા દીન અને લોભી મન હોવાથી જે કેવળ પોતાને ઈચ્છિત સુખનો લેશ મેળવવાસારૂ પણ નિરંતર પાપનાંજ કર્મો કરેછે, તે પુરૂષો પોતાના મંદપ્રારબ્ધથી નાશ થયેલી બુદ્ધિવાળા છે.[7] હે ભગવન્ ! ક્ષુધા તથા તૃષાથી, વાત, પિત્ત, તથા કફ, એ ત્રણ ધાતુથી, ટાઢ, તડકો, વાયુ, અને વરસાદથી, પરસ્પર લડાલડી કરવાથી; કોઇ પણ પ્રકારે શાંત ન થાય એવા કામરૂપ અગ્નિથી અને રોકી ન શકાય એવા ક્રોધથી પીડા પામતી પ્રજાને જોઇને હુ ખેદ પામુ છુ.[8] હે ઇશ્વર ! ઇંદ્રિય તથા તેમના વિષયરૂપ આપની માયાના બળથી વૃદ્ધિ પામેલી દ્વૈતબુદ્ધિ મનુષ્યોની નજરમાં છે, ત્યાં સુધી, મિથ્યા છતાં પણ કર્મનાં ફળવાળો અને દુઃખ આપનાર, આ જન્મ-મરણરૂપ સંસાર નિવૃત્તિ પામતો નથી.[9] તમારાં શ્રવણ-કીર્તનઆદિ ભક્તિથી વિમુખ થયેલા ઋષિઓપણ કે જેમની ઇન્દ્રિઓ દિવસે વિષયોમાં અથડાયા કરે છે, રાત્રિએ સૂતા હોયછે તેથી વિષયસુખ નહિ છતાં પણ બુદ્ધિમાં તરેહતરેહના મનોરથો હોવાથી ઉત્પન્ન થયેલાં સ્વપ્નને લીધે જેમની નિદ્રાભંગ પામેછે, તથા નસીબે જેમનો ધન સંપાદન કરવાનો ઉદ્યોગ અફળ કર્યોછે, તેઓ આ જગત્‌માં જન્મ-મરણરૂપ સંસારને પામેછે.[10] હે નાથ ! ભક્તજનોના

* આ નવમા અધ્યાયમા, સમુદ્રમાસૃષ્ટિ કરવાનીઇચ્છાથી ચિંતા પામતા એવા બ્રહ્માએ, તપવડે પ્રસન્ન થયેલા ભગવાન્‌નાં દર્શન કરીને તેની સ્તુતિ કરી, એ વાત આવશે.

ભક્તિરૂપ ઉપાયથી નિર્મળ થયેલા હૃદયકમળમાં શ્રવણેકરી જેનો માર્ગ જણાયછે એવા આપ બિરાજ્યા કરોછો, અને તે ભક્તલોકો જેજે રૂપનું ધ્યાન કરેછે તે તે રૂપને અતિ યશસ્વી એવા હે પરમેશ્વર! સત્પુરૂષોના અનુગ્રહ કરવાસારૂ આપ ધારણ કરોછો [11]સર્વ પ્રાણીઓમાં અંતર્યામીરૂપે રહેલા તથા કોમળ હૃદયવાળા એવા આપ, અસત્પુરૂષોમાં ન હોય એવી સર્વ પ્રાણીની ઉપર દયાથી જેવા પ્રસન્ન થાઓછો તેવા, મનમાં અનેક કામનાવાળા દેવતાઓએ ચંદનપુષ્પ આદિ મોટી ધામધુમથી કરેલી આરાધનાથી પ્રસન્ન થતા નથી. [12]યજ્ઞઆદિ અનેક કર્મોવડે,દાનવડે, ઉગ્ર તપથી તથા વ્રતો આચરવાથી આપનુ આરાધન કરવુ એજ કર્મનુ ઉત્તમ ફળ છે, કારણ કે આપને અર્પણ કરેલો ધર્મ કદી પણનાશ પામતો નથી કામનાનેમાટે કરેલો ધર્મ તો ફળ આપીને તુરત નાશ પામેછે [13] સદા પોતાના ચૈતન્યપ્રકાશથી જેણે દ્વૈતભ્રમ દૂર કર્યોછે, જે જ્ઞાનસ્વરૂપછે, તથા જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના નિમિત્તરૂપ માયાના વિલાસવડે જેની ક્રીડાછે, એટલે માયાનુ કાર્ય આ સઘળો પ્રપંચ જેની રમત માત્રછે, એવા આપ પરમેશ્વરને અમે નમસ્કાર કરીએ છીએ [14]જેના અવતારોને સૂચવનારાં, 'હે દેવકીનંદન, હે ભક્તવત્સળ, હે ગોવર્ધનધારી!' ઇત્યાદિ નામોને જે માણસો મરણસમયે પરવશ અવસ્થામાં પણ ગાયછે, તે અનેક જન્મનાં પાપોનો તુરત નાશ કરી આવરણ રહિત એવા સત્યસ્વરૂપ બ્રહ્મને પામેછે, તે અજન્મા ભગવાનને હુ શરણ થયોછુ [15] જે સૃષ્ટિ થયા પહેલાં એકરૂપ છતાં પણ જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયના કારણરૂપ હું(બ્રહ્મા)પોતે, વિષ્ણુ, તથા રૂદ્ર, એવી રીતે માયાના ત્રણ ગુણ પ્રમાણે ત્રણ શાખારૂપે, તથા મનુમરીચિ આદિ પ્રજાપતિરૂપ ઘણીક શાખાઓરૂપે વૃદ્ધિ પામ્યા, તે જગત્‌વૃક્ષરૂપ ભગવાનને નમસ્કાર કરૂછુ. [16]વિરૂદ્ધ કર્મોમાં પ્રીતિવાળા લોકો, જેટલામાં પોતાના હિતરૂપ તથા સાક્ષાત્ આપેજ કહેલાં એવાં તમારાં પૂજનઆદિકર્મમાં ગાફલ રહેછે, તેટલામાં બળવાન્ એવો કાળ, તેઓનાં જીવિતની આશાને તત્કાળ તોડી નાંખેછે, તે ક્ષણમાત્ર પણ જેની ગતિ રોકાતી નથી, એવા કાળરૂપ આપ પરમેશ્વરને હુ નમસ્કાર કરૂછુ. [17] સર્વ લોકમાં માન પામેલ અને બેપરાર્દ્ધ વર્ષપર્યંત અવિચળ સ્થાનમાં રહેલો હુ પણ જેનાથી ભય પામુછુ અને જેને પામવાની ઇચ્છાથી ઘણાં વરસસુધી તપ કરૂછુ, તે યજ્ઞના અધિપતિ એવા આપ ભગવાન્‌ને હુ નમુછું. [18]ખરૂ જોતાં જે સ્વરૂપના આનંદના અનુભવથીજ વિષયના સુખથી રહિતછે, તોપણ પોતે કરેલી ધર્મની મર્યાદાનું પાલન કરવાની ઇચ્છાથી જે ભગવાન્, પક્ષી, મનુષ્ય અને દેવતાઆદિ નાનાપ્રકારની જીવોએ ભોગવવાની યોનિઓમાં પોતાની ઇચ્છાવડે દેહને ધારણ કરીને ક્રીડા કરેછે, તે પુરૂષોત્તમ એવા આપ ભગવાન્‌ને નમસ્કાર કરૂછુ. [19] ભયંકર જેમાં મોજાઓની માળાઓ છે એવા સમુદ્રના જળની અંદર મનુષ્યને કેમ જાણે નિદ્રાનું સુખ દેખાડતા હોય તેમ, પોતાના ઉદરમાં જેણે લોકને ધારણ કરેલછે એવા જે ભગવાન, પાંચ+વૃત્તિવાળી અને નિદ્રાના કારણરૂપ એવી અવિદ્યાના સંબંધરહિતછે, તોપણ શેષનાગરૂપ શય્યાનો સ્પર્શ જેને અનુકુળ છે એવી નિદ્રાને જેણે ધારણ કરીછે, અને જેના અનુગ્રહથી તે ભગવાનનાં નાભિકમળથી ત્રણ લોકનો સૃષ્ટિઆદિથી ઉપકાર કરનારો હુ ઉત્પન્ન થયો છુ સઘળા લોક જેના ઉદરમાંરહેલછે,અને યોગ નિદ્રાના અંતના સમયમાં કમળસરખાં જેનાં નેત્ર ઉઘડેલાંછે, એવા આપને હુ નમસ્કાર કરૂ છું. [20–21]સમગ્ર જગતનુ કુશળ વિચારનારા, અંતર્યામી, અદ્વિતીય તથા પોતાને વંદન કરનારા જેને પ્રિયછે એવા ભગવાન, જે જ્ઞાન તથા ઐશ્વર્યવડે વિશ્વની રક્ષા કરેછે, તેજ જ્ઞાન તથા ઐશ્વર્યવડે મને જ્ઞાન આપો, જેથી હું પૂર્વનીપેઠે સૃષ્ટિ કરૂ [22]શરણે આવેલાને વર આપનારા આ ભગવાન, લક્ષ્મીરૂપ પોતાની શક્તિસહિત માયાના ગુણવડે અવતારલઇને જે જે પરાક્રમ કરશે, તેમાં

+ તમ, મોહ, મહામોહ, તામિસ્ત્ર, અંધતામિસ્ત્ર, એ પાંચ પ્રકારની અવિદ્યા છે.

પોતાનુ (ભગવાનનુ)જેમાં પરાક્રમજણાયછે એવા જગતનેસૃજતો એવો જે હુ તેનું ચિત્ત પ્રવર્ત્તાવો, જેથી મને કર્મમાં આસક્તિ ન થાય, તથા વિચિત્ર સૃષ્ટિ રચવાથી વિષમદૃષ્ટિ અને નિર્દય-પણું આદિ દોષ મને ન લાગે.[૨૩]અનંત શક્તિ-વાળા તથા જળમાં રહેલા જે ભગવાન્‌ની નાભિરૂપ ધુનામાંથી હું મહત્તત્વનો અભિમાની થયોછુ તે ભગવાન્‌ના સ્વરૂપનુ વર્ણન કરતો એવો જે હું તેની વેદના અંગરૂપ વાણીના ઉચ્ચારણનો નાશ થશો નહી.[૨૪] તે ઉપર પ્રમાણે વર્ણવેલા ગુણવાળા અને ઘણી દયાવાળા એવા પુરાણપુરૂષ ભગવાન્, વૃદ્ધિ પામેલા સ્નેહયુક્ત એવાં મંદહા-સ્યથી પોતાનાં નેત્રકમળને કાંઈક ઉઘાડી અને ઉભા થઈ જગત્‌ની ઉત્પત્તિ થવાસારૂ તથા અ-મારા ઉપર અનુગ્રહ કરવાસારૂ મેઘના સરખી પોતાની વાણીથી અમારા ખેદનો નાશ કરો.[૨૫]

મૈત્રેય કહેછે—બ્રહ્મા પોતાના તપથી તથા ઉપાસના અને સમાધિથી, પોતાને ઉત્પન્ન કરનાર પરમેશ્વરનાં દર્શન કરી, જ્યાંસુધી પો-તાનું મન તથા વાણી પોહોચી શકે ત્યાંસુધી એટલે યથાશક્તિ સ્તુતિ કરીને થાકી ગયેલા મનુ-ષ્યની પેઠે સ્તુતિ કરતા અટકી ગયા [૨૬]ત્યારપછી લોકોને ઉત્પન્ન કરવારૂપ કર્મમાં પોતાના મનને-વિષે ખેદ પામતા એવા બ્રહ્માના અભિપ્રાયને જાણીને, મધુસૂદન ભગવાન્ પ્રલયકાળના જળના દર્શનથી ખેદવાળુ જેનુ મન છે એવા તે બ્રહ્મા-પ્રત્યે ગભીર વાણીથી તેનાં દુખને શાંત કરતા હોય તેમ નીચેપ્રમાણે બોલ્યા –[૨૭-૨૮]

શ્રીભગવાન્ કહેછે—વેદ જેમાં રહેલછે એવા હે બ્રહ્મા! તમે ખેદથી આળસને પ્રાપ્ત ન થાઓ, સૃષ્ટિ ઉત્પન્ન કરવામાં ઉદ્યોગ કરો, અને જેની તમે મારી પાસે પ્રાર્થના કરોછો તે મે પ્રથમ-થીજ તમારેસારૂ સપાદન કરેલછે [૨૯]અનેતે સર્વ-નુ જ્ઞાન થવાસારૂ હે બ્રહ્મા! તમે ફરીથી તથા મારે આશ્રયે રહેલું જ્ઞાન સપાદન કરો. હે બ્રહ્મા! જ્ઞાન અને તપ એ બે વસ્તુથી હૃદયમાં આવ-રણ રહિત સર્વ લોકને દેખશો.[૩૦]પછી ભક્તિ-માન્ એવા તમે એકાગ્રચિત્તથી તમારામાં તથા સર્વ લોકમાંમને વ્યાપીને રહેલો દેખશો. અને સર્વ-લોક તથા જીવમાત્ર મારામાં દેખશો.[૩૧] જેમ લાકડાંમાં સામાન્યરૂપે અગ્નિ રહેલોછે, તેમ સર્વ પ્રાણીઓમાં જે મને રહેલો જેસમયેદેખેછે, તેનાં તે સમયેજ સર્વ પાપ બળી જાયછે.[૩૨]જ્યા-રે કોઈ પુરૂષ, પંચમહાભૂત, ઇંદ્રિયો તથા વાસ-નારહિત એવો જે હુ, તેની સાથે શુદ્ધ ત્વં પદ-ના અર્થ જીવને, એકરૂપે દેખેછે તેમોક્ષ પામેછે. [૩૩]અનેક પ્રાણીનાં જૂદાં જૂદાં કર્મ પ્રમાણે બહુ સૃષ્ટિ કરવાને ઇચ્છનારા એવા તમને મોહઉત્પન્ન થશે નહીં, કારણ કે તમારા ઉપર મારો ઘણો અનુગ્રહ છે [૩૪]હે બ્રહ્મા! તમારૂ ચિત્ત મારામાં જોડાયેલુ હોવાથી પ્રજાની સૃષ્ટિ કરતાં છતાં પણ આદિ ઋષિ એવા તમને દુષ્ટ રજોગુણ બધન કરનાર નહિ થાય.[૩૫]તમે મને પાંચભૂત, ઇંદ્રિય અને અંતકરણ આદિથી જૂદો જાણોછો, માટે કોઇ જીવ મને જાણી શકતા નથી, તોપણ તમે મને જાણ્યોછે.[૩૬]નાળવાટે બહારથી તમે કમળનું મૂળ ખોળવા માંડયું પણ તે ન મળ્યુ, તેથી 'આ કમળનું મૂળ હશે કે નહિ હોય' એવો ત-મને સદેહ થવાથી અતરમાં તમને મારૂ સ્વરૂપ મેંદેખાડયુ [૩૭]હેઅગ! મારી કથાનો ઉદય જેમાં રહેલોછે એવી જે તમે સ્તુતિ કરી, તથા તપમાં તમારી પ્રેરણા થઈ એ તમારે મારો અનુગ્રહ ગણવો.[૩૮] લોકોના જયની ઇચ્છાથી, જે હું સગુ-ણરૂપેજણાઉંછું, તેની વાસ્તવિક નિર્ગુણરૂપે સ્તુતિ કરી માટે તમારા ઉપર હું પ્રસન્ન થયોછુ, અને તમારૂ કલ્યાણ થાઓ.[૩૯]જે પુરૂષ તમારી કરેલી સ્તુતિ વડે સ્તુતિ કરીને મને ભજશે તેની ઉપર, સર્વ ઇચ્છિત વર આપવાને સમર્થ એવો હુ, તરત પ્રસન્ન થઈશ [૪૦]વાવ કુવા દેવાલય આદિ બંધા-વવાં, તપ કરવું, યજ્ઞો કરવા, તથા અષ્ટાંગયો-ગવડે વૃત્તિને એકાગ્ર કરવી, એ સર્વ સાધનોથી સપાદન કરવાનુ ફળ માત્ર મારી ભક્તિ છે, એમ જ્ઞાનવાન્પુરૂષો માનેછે.[૪૧]હે બ્રહ્મા! હું અહંકાર ઉપાધિવાળા જીવોનો આત્મા છુ, માટે શરીર આદિ બીજા પ્રિય પદાર્થો કરતાં અતિ પ્રિયછું, એટલામાટે મારાઉપર પ્રીતિ કરવી;

કારણ કે મારા વિના બીજા પદાર્થમાં પ્રીતિ છે તે મારે લીધેજ છે.[૪૨] જેનુ કારણ હુ છુ એવા તથા સર્વ વેદરૂપ એવા તમે, ત્રણ લોક તથા જે પ્રજા મારામાં સૂક્ષ્મરૂપે રહેલછે તેને આગલ્યા કલ્પ પ્રમાણે સૃજો.[૪૩]

મૈત્રેય કહેછે–માયા તથા જીવના નિયતા એવા પદ્મનાભ ભગવાન્, જગત્‌ના સૃજનાર બ્રહ્માને, આ સૃજવા યોગ્ય જગત્ શી રીતે સૃજવુ તેનો ઉપાય બતાવીને પોતાને રૂપે અતર્ધાન થયા.[૪૪]

**तस्मा एवं जगत्स्रष्ट्रे प्रधानपुरुषेश्वरः ॥**
**व्यज्येदं स्वेन रूपेण कंजनाभस्तिरोदधे ॥ ४४ ॥**

ઇતીશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ.

---

# અધ્યાય ૧૦ મો.*

## પ્રાકૃતાદિક દશ પ્રકારની સૃષ્ટિ.

**विदुरउवाच**

**अंतर्हिते भगवति ब्रह्मालोकपितामहः ॥**
**प्रजा ससर्ज कतिधा दैहिकीर्मानसीर्विभुः ॥१॥**

વિદુર કહેછે–ભગવાન અદૃશ્ય થયા પછી સર્વ લોકના પૂર્વજ બ્રહ્માએ, પોતાના શરીરથી અને મનથી કેટલા પ્રકારની પ્રજા સૃજી ? એનો ઉત્તર આપો,[૧] તથા હે ઘણું જાણનારા મૈત્રેય ! જે જે વિષયો વિષે મે આપને પ્રથમ પ્રશ્નો પૂછેલાંછે, તેના અનુક્રમે ઉત્તર આપી મારા સર્વ સશય કાપો.[૨]

સૂત કહેછે–હે શૌનક ! એવી રીતે વિદુરજીએ મૈત્રેયઋષિને પૂછ્યું ત્યારે વિદુરના પ્રશ્નો જે પોતાના હૃદયમાં છે, એટલે જેમને પોતે વિસરી ગયા નથી તેનો તેમણે પ્રસન્નતાથીઉત્તર આપ્યો.[૩]

મૈત્રેય કહેછે–બ્રહ્માએ પણ ભગવાનના કહેવા પ્રમાણે આત્મામાં ચિત્ત જોડીને દેવતાનાં સો વર્ષ સુધી તપ કર્યું.[૪] કમળમાં ઉત્પન્ન થયેલા બ્રહ્માએ જે કમળમાં પોતે બેઠાછે તે કમળ, તથા એ કમળ જેમાં ઉગેલુંછે તે પાણી, પ્રલયકાળને લીધે જોરથી વાતા વાયુથી ડોલતું જોયુ, ત્યારે વૃદ્ધિ પામતા તપવડે તથા પોતામાં રહેલી વિદ્યા વડે જેના જ્ઞાનનું બળ વધેલું છે એવા બ્રહ્મા, પાણીસહિત વાયુને પી ગયા.[૫–૬] પછી આકાશમાં વ્યાપીને રહેલું પોતાના આધારરૂપ કમળ જોઇને 'આ કમળમાંથી પૂર્વકલ્પમાં લય થયેલા લોકની હું કલ્પના કરીશ' એમ તેમણે વિચાર કર્યો,[૭] ત્યારપછી તે કમળમાં પ્રવેશ કરીને ભગવાને સૃષ્ટિરૂપ કાર્યમાં પ્રેરેલા બ્રહ્માએ, ચૌદ લોકરૂપ ઘણા વિભાગ જેમાં થઇ શકે એમ છે, તે કમળના ભૂર્લોક, ભુવર્લોક, અને સ્વર્લોક, એવી રીતે ત્રણલોકમાંભાગપાડયા.[૮] આત્રણલોકરૂપજીવ માત્રનાંકર્મફળનીભોગભૂમિની રચનાકહીબતાવી. જનલોક, તપલોક તથા સત્યલોક, એ નિષ્કામકર્મનાં ફળરૂપ છે, માટે બ્રહ્માના દરેક દિવસે તેમની ઉત્પત્તિ તથા લય થતો નથી.[૯]

વિદુર કહેછે –'અનેક રૂપવાળા તથા અદ્‌ભુત પરાક્રમવાળા ભગવાન્‌નુ કાળ એ સ્વરૂપ છે' એમ તમે કહ્યુ, તે રૂપ કેવી રીતનુ છે ? તેનુ યથાર્થ વર્ણન અમારી પાસે કરો.[૧૦]

મૈત્રેય કહેછે–સત્વ, રજ તથા તમ, એ મહત્તત્વઆદિના પરિણામરૂપ કાળ છે, તે વસ્તુતાએ વિશેષ આકાર રહિત તથા આદિઅંત રહિત છે તે કાળ જેમાં નિમિત્ત છે એવા પોતાનાં સ્વરૂપનેજ પુરૂષરૂપ ભગવાને લીલાથી વિશ્વરૂપે સરજ્યુ.[૧૧] ભગવાન્‌ની માયાવડે સહાર પામેલું વિશ્વ, બ્રહ્મથી પૃથક્ નહિ છતાં પણ જેનુ સ્વરૂપ સ્પષ્ટ નથી જણાતુ એવા કાળવડે ભગવાને તેને બ્રહ્મથી જૂદુ હોય તેવી રીતે પ્રકાશિતકર્યું.[૧૨] જેમ હાલ જગત કાળને વશછે,તેમ પ્રથમ પણહતું, આગળપણતેનેવશજરહેશે.કાળજેમાં કારણછેએવી જગત્‌ની નવ પ્રકારની સૃષ્ટિછે, તેમાં પ્રાકૃત સૃષ્ટિ અને વૈકૃત સૃષ્ટિ એ તો સૃષ્ટિનો દશમો પ્રકાર છે.[૧૩] આ જગતનો કાળે કરીને જે પ્રલય થાયછે તેને નિત્ય પ્રલય કહેછે, શેષના મુખમાંથી નિકળેલા અગ્નિઆદિ નિમિત્તને લીધે જે પ્રલય થાય છે તે નૈમિત્તિકપ્રલય કહેવાયછે, તથા પોતપોતાનાં

* આ દશમા અધ્યાયમા, વિદુરજીએ કાળ વિષે પૂછેલા પ્રશ્નનો ઉત્તર કહેવાને માટે પ્રાકૃતઆદિ દશ પ્રકારની સૃષ્ટિ કહેવામા આવશે

કારણમાં લયરૂપ પ્રલય થાયછે તેને પ્રાકૃતિકપ્રલય એવું નામ આપ્યુ છે. (હવે નવ પ્રકારની સૃષ્ટિ ગણાવેછે.) હરિની ઈચ્છાથી થયેલા ગુણોના પરિણામરૂપ મહત્તત્વની ઉત્પત્તિ એ પ્રથમ સૃષ્ટિ છે.[૧૪] મહાભૂતો,જ્ઞાનેન્દ્રિયતથાકર્મેન્દ્રિયોનેઉત્પન્ન કરનાર અહંકારની સૃષ્ટિ એને બીજી સૃષ્ટિ કહેછે. પાંચભૂતોને ઉત્પન્ન કરનારી શબ્દ, સ્પર્શ,રૂપ,રસ તથા ગંધ એ પાંચ તન્માત્રાની સૃષ્ટિ ત્રીજીસૃષ્ટિ ગણાયછે.[૧૫] જ્ઞાનેદ્રિયનીતથા કર્મેન્દ્રિયનીઉત્પત્તિ એ ચોથીસૃષ્ટિછે,પાંચમી સૃષ્ટિ ઇંદ્રિયોના દેવતા તથા મનની સૃષ્ટિ ગણાયછે.[૧૬] હે સમર્થ વિદુર! જીવને આવરણ તથા વિક્ષેપ કરનારી છઠ્ઠી અવિદ્યાની સૃષ્ટિ છે આ છ પ્રાકૃત સૃષ્ટિઓ કહી. હવે વૈકૃત સૃષ્ટિઓને કહુ છુ તે મારાથી સાંભળો [૧૭] જે ઈશ્વરવિષે ધારણાવાળી બુદ્ધિ જન્મમરણને મટાડેછે, એવા રજોગુણ સેવનારા ભગવાનની આ લીલા છે, માટે જરાપણ ઉદ્વેગ ન લાવતાં સાંભળવું. સાતમી મુખ્ય સૃષ્ટિ જે સ્થાવરોની છે તે છ પ્રકારની છે,[૧૮] તે આ પ્રમાણેવનસ્પતિ,* ઔષધિ+ લતા† વાંસ, વીરૂધ× ને વૃક્ષો‡ આ સૃષ્ટિ સ્પર્શને જાણનારી, જેનુ સ્પષ્ટ ચૈતન્ય નથી જણાતુ તથા જેનો ઉંચો આહાર ને સંચાર છે, એવી ઘણા ભેદવાળી છે [૧૯] તિર્યંચોની એટલે પશુ પક્ષીઓની આઠમી સૃષ્ટિ છે, અને તે અઠાવીશ પ્રકારની કહેલીછે. તે તિર્યંચો અજાણ, ઘણાં તમોગુણવાળાં, સુંઘવાથી જ પદાર્થને જાણનારાં અને અંતરમાં જ્ઞાનરહિત છે.[૨૦] હે સજ્જન વિદુર! બળદ, બકરો, પાડો, કાળિયારમૃગ, સુવર, રોઝ, રૂરૂમૃગ, ગાડર અને ઉંટ એ પશુઓ બે ખરીઓવાળાં કહ્યાંછે.[૨૧] ગધેડો, ઘોડો, ખચ્ચર, ગૌરમૃગ, શરભ, તથા ચમરી, આ એક ખરીવાળાં પશુઓ કહ્યાંછે. હે વિદુર! પાંચ નખવાળાં પ્રાણીઓને કહુ છું તે સાંભળો.[૨૨] કૂતરો, શિયાળ, નાહાર, વાઘ, બીલાડો, સસલો, શેઢાઇ, સિંહ, વાનર, હાથી, કાચબો, ને ઘોડો, એ પશુઓ, અને મગરઆદિ બીજા જળચરપ્રાણી, કંકપક્ષી, ગીધ, વટ, સીંચાણો, ભાસ એટલે કૂકડો, ભલ્લુક, મોર, હંસ, સારસ, ચક્રવાક, કાગડો અને ઘુવડ આદિ પક્ષીઓ [૨૩-૨૪] હે વિદુર! પૃથ્વીઉપર આહાર કરનારી તથા ફરનારી એવી નવમી એક પ્રકારની મનુષ્યોની સૃષ્ટિ છે. એ મનુષ્યો અધિક રજોગુણવાળાં કર્મ કરવામાં તત્પર અને દુઃખમાં સુખ માનનારાં કહેવાયછે.[૨૫] સ્થાવર, તિર્યંક (પશુ પક્ષી) અને મનુષ્ય, એ ત્રણ સૃષ્ટિઓ વૈકૃત કહીછે. હે શ્રેષ્ઠ વિદુર! દેવતાઓની સૃષ્ટિમાં પૂર્વે ઇંદ્રિયોના અધિષ્ઠાતારૂપ જે દેવતાઓ છે તેની પ્રાકૃત સૃષ્ટિ કહીછે. (અને હવે વૈકૃત સૃષ્ટિને કહુ છુ.) સનત્કુમાર આદિ પ્રાકૃત અને વૈકૃત બન્ને સૃષ્ટિમાં ગણાયછે[૨૬] વૈકૃત દેવસૃષ્ટિ આઠ પ્રકારની છે, તે આ પ્રમાણે—દેવ, પિતૃ, અસુર, ગંધર્વ અને અપ્સરાઓ, યક્ષ અને રાક્ષસો, સિદ્ધ, ચારણ, અને વિદ્યાધર, ભૂત પ્રેત અને પિશાચ, તથા કિન્નરઆદિ. હે વિદુર! બ્રહ્માની કરેલી આ દશ સૃષ્ટિઓ છે તે તમને કહી, અને હવે પછી વંશોને અને મન્વંતરોને કહીશ. એવી રીતે રજોગુણયુક્ત એવા સૃજનાર સફળ સંકલ્પવાળા પરમાત્મા હરિ ભગવાન બ્રહ્માને રૂપે પોતે પોતાને ઉત્પન્ન કરેછે. [૨૭-૩૦]

एवं रज प्लुत स्रष्टा कल्पादिष्वात्मभूर्हरि ॥
सृजत्यमोघसंकल्पआत्मैवात्मानमात्मना ॥ ३० ॥

ઈતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો ૧૦ મો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૧૧ મો.*

### પરમાણુથી કલ્પસુધીના કાળની ગણના.

चरमः सद्विशेषाणा मनेकोऽसंयुत सदा ॥
परमाणु सविज्ञेयो नृणामैक्यभ्रमोयत ॥ १ ॥

મૈત્રેય કહેછે—નિત્ય અને કાર્ય એવી રીતે બે

* જેમા ફૂલ નથી થતા અને ફળ થાયછે + જેનો ફળ પાકી ગયા પછી નાશ થાયછે † આધારથી ઉંચા ચડી શકે તેવા વેલાઓ × આધાર વગર જે પોતાની મેળે ઉંચા ચડી શકે તે. ‡ જે ફૂલ આવ્યા પછી ફળેછે તે

* આ અગિયારમા અધ્યાયમા પરમાણુ આદિનાં લક્ષણવડે યુગ તથા મન્વતરઆદિથી તે કલ્પસુધીના કાળની ગણના કહેવાશે.

પ્રકારના પદાર્થ છે. તેમાં આત્માવિના કોઇપણ પદાર્થ વેદાંતીના મતમાં નિત્ય નથી. આત્મા વિના સર્વ પદાર્થ કાર્યછે કાર્ય દ્રવ્યમાત્ર સાવયવ હોયછે સાવયવ દ્રવ્યના સૌથી છેલ્લા વિભાગ નહિ થઈ શકે એવા અવયવને પરમાણુ કહેછે, જેના સમૂદાયમાં માણસોને એક અવથવી બુદ્ધિ થાયછે[1] અનેક પ્રકારના અસાધારણ ધર્મવાળા જુદા જુદા પદાર્થોમાં પરસ્પર ભેદનો વિચાર તથા અસાધારણ ધર્મનો વિચાર છોડી દેતાં એકરૂપે પ્રતીત થતુ સઘળુ જગત પરમ મહાન્ એટલે પરમાવધી મોટું છે.[2] હે વિદુર! આવી રીતે જેમ દ્રવ્ય, સ્થુળ સૂક્ષ્મ તથા મધ્યમ પરિમાણવાળાં, તેમજ જેટલા પરિમાણવાળો પદાર્થ જેટલો અવકાશ રોકેછે, તેટલા અવકાશમાં સૂર્યની ગતિ ઉપરથી કાળનુ પણ સ્થુળ, સૂક્ષ્મ તથા મધ્યમ માનનુ અનુમાન થાયછે[3] જેટલા દેશમાં પરમાણુ રહેછે તેટલા દેશને સૂર્યનારાયણ જેટલા કાળમાં ઓળગેછે તે પરમાણુ કાળ, તથા બાર રાશિના ચક્રને જેટલા કાળમાં તે ફરી રહેછે, તેટલા કાળને પરમમહાન કાળ કહેછે[4] બે પરમાણુનો એક અણુ થાયછે ત્રણ અણુનો ત્રસરેણુ થાયછે એ ત્રસરેણુ જાળિયાંમાંથી ધરતી ઉપર આવતાં કિરણમાં હલકાઇને લીધે આકાશમાં ઉડતો જતો જણાયછે[5] ત્રણ ત્રસરેણુને ભોગવનારા કાળને ત્રુટિ કહેછે સો ત્રુટિનો એક વેધ થાયછે, ત્રણ વેધનો એક લવ થાયછે[6] ત્રણ લવનો એક નિમેષ કહેવાયછે ત્રણ નિમેષનો એક ક્ષણ થાયછે, પાંચ ક્ષણની એક કાષ્ઠા થાયછે, દશ કાષ્ઠાનો એક લઘુ અક્ષર થાયછે[7] પંદર લઘુ અક્ષરની એક નાડી અથવા ધડી થાયછે, બે નાડીનો એક મુહૂર્ત થાયછે, છ અથવા સાત નાડીનો એક પોહોર થાયછે[8] સાડાબાર પળનુ અને ચાર માસા સોનાની ચાર આંગળની સળીથી વીધેલુ પાત્ર પ્રસ્થ પાણી ભરાવાથી જેટલા કાળમાં પાણીની અંદર ડુબી જાયછે, તેટલા વખતને ધડી કહેછે[9] ચાર પોહોરનો દિવસ તથા તેટલા પોહોરની રાત્રિ થાયછે પંદર પંદર દિવસનાં બે પક્ષ થાયછે, તેને શુક્લ પક્ષ તથા કૃષ્ણ પક્ષ કહેછે.[10] બે પક્ષનો માસ થાયછે. એ બે પક્ષ પિતૃનો દિવસ તથા રાત છે. બે માસની એક ઋતુ થાયછે આકાશમાં સૂર્યનુ દક્ષિણાયન તથા ઉત્તરાયન છ છ માસનું છે. બે અયન મળી દેવતાનો દિવસ તથા રાત થાયછે. બે અયન અથવા બાર માસનુ એક વર્ષ થાયછે. સો વર્ષ માણસોનુ ધણામાં ધણુ આયુષ્ય છે.[12] ચંદ્રઆદિ ગ્રહ, અશ્વિનિઆદિ નક્ષત્ર તથા બીજા તારાના ચક્રમાં રહેલા કાળરૂપ ભગવાન સૂર્યનારાયણ, પરમાણુ કાળથી માંડી એક સંવત્સરરૂપ કાળે કરીને બાર રાશિરૂપ ભુવનકોશને ફરી વળે છે[13] હે વિદુર! સંવત્સર, પરિવત્સર, ઇડાવત્સર, અનુવત્સર અને વત્સર, એવી રીતે પાંચ વત્સર કહેવાયછે.[14] અંકુર આદિ કાર્ય ઉત્પન્ન કરનારી બીજ આદિમાં રહેલી શક્તિને જે કાર્ય ઉત્પન્ન કરવામાટે પ્રેરેછે, તથા મનુષ્યનો નાશ કરવાથી વૈરાગ્ય ઉત્પન્ન કરી તેમનો વિષયોમાં થયેલો મોહ દૂર કરવા માટે તથા સકામ પુરૂષોને યજ્ઞો વડે સ્વર્ગાદિ ફળ આપવામાટે આકાશમાં ઉતાવળા ચાલે છે, તે તેજમંડળરૂપ પાંચ વત્સરસ્વરૂપ ભગવાન સૂર્યનારાયણની હે લોકો! તમે પૂજા કરો[15]

વિદુર કહેછે—પિતૃ, દેવતા તથા માણસોનુ પોતપોતામાં ધણામાં ધણુ સો વર્ષનુ તમે આયુષ્ય કહ્યુ, પણ જે જ્ઞાની પુરૂષો ત્રિલોકીની બહાર છે,તેમનુ આયુષ્ય કહો[16] તમે નિશ્ચે કાળની ગતિ જાણો છો યોગાભ્યાસથી આવરણ રહિત થયેલી દૃષ્ટિવડે તમારા જેવા સિદ્ધપુરૂષો જગતને દેખેછે[17]

મૈત્રેય કહેછે—સંધ્યા તથા તેના અંશસહિત સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપર તથા કલિયુગ એ ચાર યુગ દેવતાનાં બાર હજાર વર્ષ પૂરાં થાયછે.[18] તેમાં ચારસો સંધ્યાનાં વર્ષ તથા ચારસો સંધ્યાના અંશનાં વર્ષસહિત દેવતાનાં ચાર હજાર વર્ષનો એક સત્યયુગ થાયછે, ત્રણસો સંધ્યાનાં તથા ત્રણસો સંધ્યાના અંશનાં વર્ષસહિત દેવતાનાં ત્રણ હજાર વર્ષે ત્રેતાયુગ પૂરો થાયછે, બસો સંધ્યાના અંશનાં વર્ષસહિત દેવતાનાં બે હજાર

વર્ષે દ્વાપરયુગ પૂરો થાયછે, તથા સો સંધ્યાનાં અને સો સંધ્યાના અંશનાં વર્ષસહિત દેવતાનાં એક હજાર વર્ષે કલિયુગ પૂરો થાયછે યુગને આરંભે સંધ્યા તથા યુગની અંતે સંધ્યાનો અંશ હોય છે, અને તે બેની વચ્ચે યુગ હોયછે, દરેક યુગના જુદા જુદા ધર્મ, શાસ્ત્રમાં કહેલા છે.[૧૯-૨૦] સત્યયુગમાં ધર્મ ચાર પાયે સંપૂર્ણ હોયછે, અને તે પછીના પ્રત્યેક યુગે, વૃદ્ધિ પામતા અધર્મને લીધે ધર્મનો એક એક પાયો ઓછો થતો જાયછે[૨૧] ત્રિલોકીની બહાર મહર્લોકથી બ્રહ્મલોક પર્યંત ચાર હજાર યુગે બ્રહ્માનો એક દિવસ થાયછે, તથા તેટલીજ રાત થાયછે, જે રાતે બ્રહ્મા સૂવેછે[૨૨] રાત્રિ પૂરી થયા પછી ફરી લોકનો કલ્પ શરૂ થાયછે, તે બ્રહ્માનો દિવસ આખો રહે છે એ દિવસ ચૌદ મનુને ભોગવેછે[૨૩] દરેક મનુ ઇકોતેર ચોકડી* કરતાં વધારે વખત સુધી રહે છે તેના વંશજો ક્રમે કરીને થાયછે તથા સપ્તર્ષિ, દેવતાઓ, ઇંદ્ર તથા તેને અનુસરનારા ગંધર્વ- આદિ મન્વંતરને આરંભેજ થાયછે[૨૪] આ ત્રિલોકીને ઉત્પન્ન કરનારી દિનદિન અથવા દિન દિનની સૃષ્ટિ કહેવાયછે. તેમાં પોતપોતાનાં કર્મો વડે પશુ, પક્ષી, મનુષ્ય, પિતૃ ને દેવતાઓ અવતરે છે.[૨૫] મન્વંતરોમાં ભગવાન સત્વગુણ ધારણ કરીને પોતાના અવતારરૂપ મનુઓ તથા તેના પુત્રપૌત્રઆદિદ્વારા પોતાનું પરાક્રમ પ્રગટ કરીને આ જગતને પાળેછે[૨૬] જ્યારે રાત પડેછે ત્યારે તમોગુણનો લેશ ગ્રહણ કરીને પોતાના ઉદ્યોગને સમેટી લઇને, કાળે કરીને જેમાં સર્વનો લય થાયછે એવા ભગવાન નિષ્ક્રિય રહેછે[૨૭] પછી આ રાત્રિને વખતે સૂર્ય ચંદ્રરહિત ભૂલોક, ભુવર્લોક તથા સ્વર્લોક દેખાતા નથી[૨૭] પછી જ્યારે પોતાની શક્તિરૂપ શેષના મુખમાંથી નીકળેલા અગ્નિથી ત્રિલોકી બળવા માંડેછે, ત્યારે તે અગ્નિની ગરમીના ભયથી ભૃગુઆદિ ઋષિઓ, મહર્લોકમાંથી જનલોકમાં જાય છે.[૨૯] તેટલામાં કલ્પને અંતે વધેલા ઉછળતા એવા તથા પવનની ઝડીથી જેમાં મોટા મોજાઓ આવેછે એવા સમુદ્રો ત્રિલોકીને બોળી દેછે[૩૦]પછી ભગવાન તે પાણીમાં યોગનિદ્રાવડે આંખ મીચીને શેષની શય્યામાં પોઢેછે આ સમયે તેમની જનલોકમાં રહેલા ભૃગુઋષિઓ સ્તુતિ કરેછે[૩૧] આવા પ્રકારના કાળના વેગવાળા દિવસ તથા રાત્રિઓ વડે, ઘણામાં ઘણુ સો વર્ષનુ બ્રહ્માનું આયુષ્ય પણ પૂરૂં થઇ રહેવા આવ્યુ[૩૨]બ્રહ્માના અર્ધ આયુષ્યને એટલે પચાસ વર્ષને પરાર્ધ કહેછે તેમાં પેહેલો પરાર્ધ ચાલ્યો ગયો અને આ બીજો પરાર્ધ ચાલેછે.[૩૩] પેહેલા પરાર્ધના આરંભમાં મોટો બ્રાહ્મકલ્પ હતો, જેમાં જેને શબ્દબ્રહ્મ કહેછે એવા બ્રહ્મા ઉત્પન્ન થયા[૩૪]તથા તે પરાર્ધને અંતે પાદ્મકલ્પ થયો, જે કલ્પમાં ભગવાનની નાભીકમળમાંથી લોકરૂપ કમળ ઉત્પન્ન થયું[૩૫]આ બીજાપરાર્ધનો પહેલો શ્વેતવારાહકલ્પછે, જેમાં ભગવાને વરાહરૂપ ધારણ કર્યું હતું[૩૬]માયોપાધિક, અનાદિ, અનંત તથા જગત્કારણ ઇશ્વરના મટકાની બરાબર બે પરાર્ધનો કાળ કહેવાયછે[૩૭] પરમાણુથી માંડી પરાર્ધસુધીનો કાળ જોકે સમર્થ છે તોપણ, વ્યાપક ઈશ્વર ઉપર તેનુ બળ ચાલી શકતુ નથી, કારણ કે શરીર અને ઘરઆદિમાં 'હું મારૂં' માનનારાનોજ તે અંત આણી શકેછે[૩૮] પ્રધાન (માયા), મહત્તત્વ, અહંકાર, પાંચતન્માત્ર (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ,) એ આઠ પ્રકૃતિસહિત, દશ ઇંદ્રિય, અગીયારમુ મન તથા પાંચ મહાભૂત, એ સોળ વિકારનુ બનેલુ, માંહેલા ભાગમાં કરોડ યોજન વિસ્તારવાળુ તથા બહાર પૃથ્વીઆદિ એક એકકરતાં દશ દશ ગણાં મોટાં સાત પડથી ઘેરાયેલું બ્રહ્માંડ, જેને વિષે એક પરમાણુ સરખુ જણાયછે, તથા આવાં બ્રહ્માંડો જેનેવિષે કરોડો છે, તે સર્વ કારણનુ પણ કારણ અક્ષરબ્રહ્મ, મહાત્મા પુરૂષરૂપ સાક્ષાત્ ભગવાનનુ સર્વોત્તમ સ્વરૂપછે[૩૯-૪૧]

तदाहुरक्षरंब्रह्म [illegible]रणं ॥
विष्णोर्धामपरंसाक्षात्पुरुषस्यमहात्मन ॥४१॥

ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો ૧૧ મો અધ્યાય સંપૂર્ણ

* ચાર યુગની એક ચોકડી.

# અધ્યાય ૧૨ મો.*

## બ્રહ્માની માનસી તથા મૈથુનિક સૃષ્ટિનું વર્ણન.

॥ मैत्रेयउवाच ॥

इति ते वर्णितः क्षत्तःकालाख्य परमात्मनः ॥
॥ [illegible]र्भोऽथ यथाऽस्राक्षीन्निबोधमे ॥ १ ॥

મૈત્રેય કહેછે–હે વિદુર! મેં તમારી આગળ કાળ નામના ભગવાનના ઘણાજ મોટા મહિમાનુ વર્ણન કર્યું હવે જેને વિષે વેદ રહ્યાછે એવા બ્રહ્માએ કેવી રીતે સૃષ્ટિ કરી, તે મારી પાસેથી સાંભળો.[૧] આદિકર્ત્તા બ્રહ્માએ પ્રથમ તમ+ મોહ,× મહામોહ§ તામિસ્ર† તથા અંધતામિસ્ર એવી પાંચ પ્રકારની અવિદ્યા રચી, જેને પંચપર્વ અવિદ્યા કહેછે[૨] આ પાપી સૃષ્ટિને જોઈને પોતે સારી સૃષ્ટિ કરી એમ માન્યું નહિ. પછી ભગવાનના ધ્યાનથી પવિત્ર થયેલા મનવડે બીજી સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર, એ ચાર અસ્ખલિત વીર્યવાળા તથા કર્મરહિત મુનિની સૃષ્ટિ કરી,[૩-૪] તેમને બ્રહ્માએ કહ્યુ કે 'હે પુત્રો! તમે પ્રજા સરજો,' પરંતુ તેઓ મોક્ષમાર્ગે ચાલનારા તથા ભગવત્પરાયણ હતા તેથી તેમણે સૃષ્ટિ કરવાને ઇચ્છા કરી નહિ.[૫] આ પ્રમાણે આજ્ઞા નહિ માનવાથી પુત્રોએ પોતાનુ અપમાન કર્યું તેથી બ્રહ્માને ઘણો ક્રોધ ચઢયો તેને વિચારદૃષ્ટિવડે રોકવાનો ઘણો પ્રયત્ન કર્યો તોપણ તે બે ભમરની વચ્ચેથી તુરત બહાર નીકળ્યો તે બ્રહ્માનો કાળા તથા રાતા રંગવાળો પુત્ર થયો.[૬-૭] તે દેવતાઓના મોટા ભાઇ ભગવાન શિવે, રોતાં રોતાં બ્રહ્માને કહ્યુ કે' હે જગત્‌ગુરૂ બ્રહ્મા! મને રહેવાનાં સ્થાન આપો તથા મારાં નામ પાડો.'[૮] કમળમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્માએ તેનુ વચન સાંભળીને તથા તેનું કહેવું કબુલ રાખીને કલ્યાણકારી વાણીવડે કહ્યુ કે 'હે વત્સ! તુ રો નહીં. જે તું કહેછે તે હું હમણાં કરૂ છુ.'[૯] હે દેવતાઓમાં શ્રેષ્ઠ! એઠ પામી જેમ છોકરૂં રૂવે તેમ તુ રોયો માટે પ્રજા તને 'રૂદ્ર' એવા નામથી બોલાવશે.[૧૦] હૃદય, ઇંદ્રિયો, પ્રાણ, આકાશ, વાયુ, અગ્નિ, પાણી, પૃથ્વી, સૂર્ય, ચંદ્ર તથા તપ, એ સ્થાન મે તારેમાટે આગળથીજ કરી રાખ્યાંછે.[૧૧] મન્યુ, મનુ, મહિનસ, મહાન, શિવ, ઋતુધ્વજ, ઉગ્રરેતા, ભવ, કાળ, વામદેવ અને ધૃતવ્રત, એવાં તારાં અગીયાર નામ પડશે.[૧૨] ધી, વૃત્તિ, ઉશના, ઉમા, નિયુત, સર્પિ, ઇલા, અંબિકા, ઇરાવતી, સુધા અને દીક્ષા, એ તારી અગીઆર સ્ત્રીઓ રૂદ્રાણી કહેવાશે.[૧૩] આટલાં નામ તથા સ્થાનોને ગ્રહણ કરીને સ્ત્રીઓ સહિત તથા નામ અને સ્થાનવાળો તુ ઘણી પ્રજા ઉત્પન્ન કર, કારણકે તું પ્રજાપતિછે.[૧૪] એમ જ્યારે ગુરૂ બ્રહ્માએ ભગવાન શંકરને આજ્ઞા કરી ત્યારે તે મહાદેવજીએ પોતાનું બળ, આકૃતિ અને સ્વભાવવડે પોતાના જેવીજ પ્રજાઓ સરજવા માંડી એટલે ક્રોધી, ભયંકર અને શ્યામ તથા રક્તવર્ણવાળાં ભૂતપ્રેતાદિ સરજ્યાં[૧૫] મહાદેવે સરજેલી અને ચારે તરફથી જગતને ગળી જવાની ઇચ્છા કરતી એવી શંકરની ભયંકર પ્રજાનાં અસંખ્ય યૂથ જોઇને, પ્રજાના પતિ બ્રહ્માએ મનમાં ભય તથા શંકા લાવી રૂદ્રને કહ્યુ કે 'હે દેવમાં શ્રેષ્ઠ રૂદ્ર! ઉગ્રદૃષ્ટિથી હુ સહિત સર્વ દિશાને બાળતી એવી આવી જાતની પ્રજા સરજવી તમે બંધ કરો. અને સર્વ પ્રાણીને સુખ આપનારૂ તમે તપ કરો, તમારૂ સારૂ થાઓ. તપે કરીનેજ તમે પ્રથમની પેઠે આ જગતને સરજશો[૧૬-૧૮] પરમ પ્રકાશરૂપ અને સર્વ પ્રાણીઓનાં અંતઃકરણમાં સાક્ષીરૂપે રહેનારા અધોક્ષજ ભગવાનને પુરૂષ તપે કરીનેજ શ્રમવગર પામી શકેછે.[૧૯]

મૈત્રેય કહેછે–એપ્રમાણે બ્રહ્માએ આજ્ઞા કરી ત્યારે, મહાદેવજી બ્રહ્માની પ્રદક્ષિણા કરી, 'આપ ખરૂં કહોછો' એમ કહી તેની વાત સ્વીકારીને તેની આજ્ઞા લઇ તપ કરવાસારૂ વનમાં આવ્યા

---

* આ બારમા અધ્યાયમા સનત્કુમારાદિ માનસી સૃષ્ટિની વૃદ્ધિ ન થવાથી બે પ્રકારના એટલે સ્ત્રીપુરૂષના શરીરને ધારણ કરીને યોનિથી ઉત્પન્ન થનારી માનવપ્રજાનુ વર્ણન આવશે + પોતાના સ્વરૂપનુ અજ્ઞાન × દેહાદિમાં હુંપણુ § વિષયભોગમા ઇચ્છા † વિષયેચ્છા પુરી થવામા કંઇ વિઘ્ન આવવાથી થતો ક્રોધ ‡ ભોગ અથવા તેનાં સાધનો નાશ થવાથી મારો નાશ થયો એવી બુદ્ધિ

ગયા.[૨૦] ત્યાર પછી સૃષ્ટિનો વિચાર કરતા તથા ભગવાનની શક્તિ જેમાં રહેલછે એવા બ્રહ્માથી લોકની સૃષ્ટિનો વિસ્તાર થવાના કારણરૂપ મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, વસિષ્ઠ, દક્ષ, અને દશમા નારદજી, એ પ્રમાણે દશ પુત્ર ઉત્પન્ન થયા.[૨૧-૨૨]બ્રહ્માના ખોળામાંથી નારદઋષિ ઉત્પન્ન થયા, અંગુઠામાંથી દક્ષ ઉત્પન્ન થયા, પ્રાણથી વસિષ્ઠઋષિ ઉત્પન્ન થયા, ત્વચાથી ભૃગુઋષિ ઉત્પન્ન થયા, હાથથી ક્રતુઋષિ ઉત્પન્ન થયા.[૨૩]નાભિથી પુલહઋષિ ઉત્પન્ન થયા, કાનથી પુલસ્ત્ય નામના ઋષિ ઉત્પન્ન થયા, મુખથી અંગિરા નામના ઋષિ ઉત્પન્ન થયા, બ્રહ્માના નેત્રમાંથી અત્રિઋષિ ઉત્પન્ન થયા, અને મનથી મરીચિઋષિ ઉત્પન્ન થયા.[૨૪]જેમાં સાક્ષાત્ નારાયણ ભગવાન રહેલછે, એવો ધર્મ બ્રહ્માના જમણા સ્તનથી થયો, અને જેનાથી લોકને ભય ઉપજાવનાર મૃત્યુ થાયછે એવો અધર્મ તેના વાંસામાંથી ઉત્પન્ન થયો.[૨૫]બ્રહ્માના હૃદયમાંથી કામ ઉત્પન્ન થયો અને ભ્રકુટિથી એટલે ભમરથી ક્રોધ ઉત્પન્ન થયો. બ્રહ્માના નીચલા હોઠથી લોભ ઉત્પન્ન થયો, તેના મુખથી વાણી ઉત્પન્ન થઈ અને ઉપસ્થથી સમુદ્રો ઉત્પન્ન થયા ગુદાથી પાપનો આશ્રય કરીને રહેલુ નરકનુ બીભત્સપણુ ઉત્પન્ન થયુ.[૨૬]બ્રહ્માની છાયામાંથી દેવહુતિના પતિ એવા સમર્થ કર્દમઋષિ થયા ટુંકામાં એટલુ જ કે, આ બધું જગત્, જગત્ને સરજનારા બ્રહ્માના મનથી તથા દેહથી ઉત્પન્ન થયુ.[૨૭] હે વિદુર! મે એમ સાંભળ્યુ છે કે, મનને હરનારી અને તરૂણઅવસ્થામાં આવેલી પોતાની પુત્રી સરસ્વતીની ઇચ્છા નહિ હતી છતાં કામી બ્રહ્માએ દોષદૃષ્ટિથી ઇચ્છા કરી હતી[૨૮]પોતાના પિતા બ્રહ્માને અધર્મ બુદ્ધિ કરતા જોઇને, તેના પુત્રો મરીચિ જેમાં મુખ્ય છે એવા ઋષિઓએ આપણુ તે માનશે એવા ભરોસાથી બ્રહ્માને સમજાવ્યા કે[૨૯] તમે સમર્થ છતાં કામદેવનો વેગ ન રોકી તેને આધીન થઇને દોષદૃષ્ટિથી તમારી પુત્રી સરસ્વતીપાસે જાઓ, એ કર્મ ઘણું નિંદિત છે; કેમકે એવું કર્મ આગળ કોઈ પૂર્વજોએ કરેલ નથી અને હવે પછી બીજા કોઇ કરશે પણ નહિ.[૩૦]હે જગદ્ગુરૂ! જેનાં આચરણને અનુસરી ચાલનારા લોકો કલ્યાણને પ્રાપ્ત થાયછે, એવા અત્યંત તેજસ્વી પુરૂષોને પણ આ કામ યશને આપનારૂં નથી.[૩૧]પોતાનેવિષે અપ્રગટરૂપે રહેલા તથા આ જગત્નો જેણે બહાર પ્રકાશ કર્યોછે, તે ભગવાનને અમે નમસ્કાર કરીએછીએ, અને તે પરમેશ્વર ધર્મની રક્ષા કરવાને યોગ્યછે.[૩૨]એ પ્રમાણે પોતાની પાસે બોલતા એવા પોતાના પુત્ર મરીચિઆદિ પ્રજાપતિઓને જોઇને પ્રજાપતિઓના પતિ બ્રહ્માને લાજ આવી, તેથી તેજ સમયે પોતાના તે શરીરનો ત્યાગ કરી બીજુ શરીર લીધું. બ્રહ્માના તે ભયાનક શરીરને દિશાઓએ ગ્રહણ કર્યું, અને તેથી ઝાકળ અને અંધારૂ એ બે ઉત્પન્ન થયાં.[૩૩]'એક બીજાસાથે મળીને વર્તનારા લોકો જેમ આગળ સૃષ્ટિમાં હતા તેમ પાછા હવે હુ તેમને કેમ સરજીશ' એમ વિચાર કરતાં કરતાં બ્રહ્માનાંચારમુખમાંથી એક સમયે વેદો ઉત્પન્ન થયા.[૩૪]હોતાઆદિચાર ઋષિનુ કર્મ, તેમજ યજ્ઞનો વિસ્તાર, ઉપવેદ, ન્યાય, ધર્મના ચાર પાદ અને નોખા નોખા આશ્રમ તથા તેમની વૃત્તિઓ, એ સર્વપણ બ્રહ્માના મુખથી ઉત્પન્ન થયાં.[૩૫]

વિદુર પૂછેછે કે—હે તપોધન ! પ્રજાપતિઓના પતિ બ્રહ્માએ વેદ આદિને પોતાના મુખથી સરજ્યા તે તો ઠીક, પણ જે જે જેણે જેણે કરીને બ્રહ્માએ સૃજ્યુ હોય તે સર્વ મને તમે કહી સભળાવો.[૩૬]

મૈત્રેય બોલ્યા કે—બ્રહ્માએ પૂર્વદિશા તરફના મુખથી ઋગ્વેદ સરજ્યો, પશ્ચિમદિશા તરફના મુખથી યજુર્વેદ સરજ્યો, ઉત્તરદિશા તરફના મુખથી સામવેદ સરજ્યો, અને દક્ષિણદિશા તરફના મુખથી અથર્વણવેદ સરજ્યો; અને તેમજ શસ્ત્ર+ ઇજ્યા† સ્તુતિ,× સ્તોમ, અને પ્રાયશ્ચિત÷ એ પણ અનુક્રમે સરજ્યાં.[૩૭]આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ અને સ્થપતિનો વેદ એટલે વિશ્વકર્માનું

+ હોતાનું કર્મ † અધ્વર્યુનું કર્મ. × ઉદ્ગાતાનું કર્મ. ÷ બ્રહ્માનું કર્મ.

શાસ્ત્ર, એ ચાર પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તરદિશા તરફના મુખથી અનુક્રમે સરજ્યાં [૩૮] પાંચમા વેદરૂપ ઈતિહાસ અને પુરાણો, ઈશ્વર અને સર્વજ્ઞ એવા બ્રહ્માએ પોતાનાંચારે મુખથી સરજ્યાં [૩૯] બ્રહ્માએ *ષોડશી તથા ઉકથ એ પૂર્વ તરફના મુખથી, આપ્તોર્યામ તથા અતિરાત્ર એ પશ્ચિમ તરફના મુખથી, પુરીષિ તથા અગ્નિષ્ટોમ એ દક્ષિણ તરફના મુખથી, તથા વાજપેય અને ગોસવ એ ઉત્તર તરફના મુખથી સરજ્યાં.[૪૦] એવી રીતે પૂર્વ આદિ ચાર મુખથી આત્મવિદ્યા, દયા, તપ અને સત્ય, એ ચાર ધર્મના પાદ સરજ્યા તેમજ બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ, તથા સન્યાસ એ ચાર આશ્રમોને તેમની વૃત્તિસહિત સરજ્યા,[૪૧] સાવિત્ર પ્રાજાપત્ય, બ્રાહ્મ અને બૃહત્, એવી રીતે ચાર પ્રકારનું બ્રહ્મચર્યવ્રત સરજ્યું તેમાં જનોઇ દીધા પછી ત્રણ દિવસ ગાયત્રી શીખતાં સુધી બ્રહ્મચર્ય પાળવુ તે સાવિત્ર વ્રત, વ્રતોને આચરતા બ્રાહ્મણે વર્ષ દિવસ પાળવાનુ બ્રહ્મચર્ય એ પ્રાજાપત્ય, વેદ ભણતાંસુધી પાળવાનુ બ્રહ્મચર્ય તે બ્રાહ્મ તથા નૈષ્ઠિકબ્રહ્મચર્ય એ બૃહદ્વ્રત કહેવાયછે વાર્તા એટલે શાસ્ત્ર નહિ વારે તે ખેડવગેરે ધધો, સંચયવૃત્તિ એટલે યજ્ઞ કરાવવો અને ભણાવવુ આદિ વૃત્તિથી નિર્વાહ કરવો, શાલીન એટલે માગ્યાવિના જે મળે તેથી નિભાવ કરવો, તથા શિલોંછ એટલે પડેલાં ડુંડાં વીંણી લઇને તથા દાણાનો પાલો ઉપડી ગયા પછી વેરાએલા દાણા વીણી લઇને તેવડે ગુજરાન ચલાવવુ, એ ચાર ગૃહસ્થની જીવિકાઓ પણ બ્રહ્માનાં પૂર્વઆદિ દિશામાં રહેલાં મુખોથી ઉત્પન્ન થઇ.[૪૨] વૈખાનસ એટલે ખેડયાવિના પાકેતેવાં અનાજ વગેરેથી નિર્વાહ કરનારા,વાલખિલ્ય એટલે નવુ અન્ન મળ્યા પછી જુનુ અન્ન તજી દેનારા, ઔદુબર એટલે સવારમાં ઉઠી પોતે જે દિશા પહેલી દેખેતે દિશામાં જઇ ત્યાંથી જે કઇ ફળ આદિ મળે તેથી જીવનારા તથા ફેનપ એટલે પડેલાંફળ આદિથી જીવનારા,એવી રીતે ચાર પ્રકારના ગૃહસ્થાશ્રમ ભોગવી વનમાં વસનારા, તથા કુટીચક એટલે પોતાના આશ્રમને ઉચિત કર્મ કરનારા, બહુદક એટલે કર્મને ગૌણપણે કરનારા તથા મુખ્યપણે જ્ઞાન સંપાદન કરનારા, હંસ એટલે જ્ઞાનના અભ્યાસમાંજ લાગેલા અને નિષ્ક્રિય એટલે તત્વનિષ્ઠ, એ ચાર પ્રકારના સન્યાસીઓ બ્રહ્માના પૂર્વ આદિ મુખથી થયા,[૪૩] તેમજ આન્વીક્ષિકી એટલે મોક્ષોપયોગી વિદ્યા, ત્રયી એટલે ધર્મનાં સાધનરૂપ વિદ્યા, વાર્તા એટલે કામ સંપાદન કરવાના ઉપાયરૂપ વિદ્યા, તથા દડનીતિ એટલે ધન મેળવવાનાં સાધનરૂપ વિદ્યા, એ ચાર વિદ્યાઓ તથા ભૂ, ભુવ, સ્વ અને મહ, એ ચાર વ્યાહૃત્તિઓ બ્રહ્માનાં ઉપર કહેલાંમુખમાંથી અનુક્રમે થઇ ઓંકાર તેના હૃદય આકાશથી થયો [૪૪] બ્રહ્માનાં રૂવાડાંમાંથી *ઉષ્ણિકછદ થયો, સમર્થ બ્રહ્માની ત્વચાથી ગાયત્રીછંદ ઉત્પન્ન થયો, બ્રહ્માના માંસથી ત્રિષ્ટુપછદ ઉત્પન્ન થયો, અને પ્રજાના પતિ બ્રહ્માની સ્નાયુમાંથી અનુષ્ટુપ્છદ, અસ્થિમાંથી જગતીછંદ, મજ્જાથી પંક્તિછદ તથા પ્રાણથી બૃહતીછદ ઉત્પન્ન થયો ×સ્પર્શ બ્રહ્માનો જીવ છે, સ્વર+ તેનો દેહ કહેવાયછે.[૪૫-૪૬] ઉષ્મા‡ અક્ષરને બ્રહ્માની ઇંદ્રિયો કહેછે; અને અતસ્થ† અક્ષરો બ્રહ્માના બળથી થયા. તથા પ્રજાપતિ બ્રહ્માની ક્રીડામાંથી સાત સ્વર– ઉત્પન્ન થયા [૪૭] હે તાત! શબ્દરૂપ બ્રહ્માના વ્યક્ત એટલે વૈખરી વાણી નામના સ્વરૂપથી તથા અવ્યક્ત એટલે પ્રણવસ્વરૂપથી પરમેશ્વર પૂર્ણ રીતે વ્યાપક તથા નાના પ્રકારની શક્તિસહિત એટલે ઇંદ્રાદિરૂપે ભાસેછે એ બ્રહ્માનુ શબ્દરૂપ તો નિત્ય છે, પણ જે પ્રથમ શરીર

* ષોડશી, ઉકથ, પુરીષિ, અગ્નિષ્ટોમ, આપ્તોર્યામ, અતિરાત્ર, વાજપેય તથા ગોસવ એ યજ્ઞોનાં નામો છે.

* ઉષ્ણિક્, ગાયત્રી, ત્રિષ્ટુપ, અનુષ્ટુપ, જગતી, પક્તિ તથા બૃહતી, આ મુખ્ય સાત છદો, જેમ કાવ્યગ્રથોમા વસતતિલકા વગેરે છે તેમ વેદમાછે × કથી તેમ સુધીના અક્ષરને સ્પર્શ કહેછે + અ આ વગેરે. ‡ શ, ષ, સ, હ, એ ચાર અક્ષરોને ઉષ્મા કહેછે † ય, ર, લ, વ, એટલા અક્ષરો અતસ્થ છે –ષડ્જ, ઋષભ, ગાધાર, મધ્યમ, પચમ, ધવત, નિષાદ, આ સાત સ્વરને ટુકામા સા, રી, ગ, મ, પ, ધ, ની, કહેછે.

ધારણ કર્યું હતુ અને જે આકળ થઇ ગયુ હતું, તે શરીરને તજીને બીજા દેહને ધારણ કરી પછી સૃષ્ટિ કરવાનુ બ્રહ્માને મન થયુ.[૪૮] હે કૌરવ! પોતાના પુત્ર ઋષિઓ ઘણા વીર્યવાન્ હતા છતાં તેની સૃષ્ટિનો વિસ્તાર ન થયો એમ જાણી ફરી બ્રહ્માએ પોતાના મનમાં વિચાર્યું કે 'અરે હુ નિત્યસૃષ્ટિના કામમાં મંડેલો છુ તોપણ હજી પ્રજા વૃદ્ધિ પામતી નથી, માટે નક્કી આ કામમાં દૈવ પ્રતિબંધક છે.'[૪૯-૫૦] એવી રીતે યોગ્ય વિચાર કરે છે અને શુભ દૈવની વાટ જુએછે, તેટલામાં બ્રહ્માના શરીરમાંથી સ્ત્રી અને પુરૂષ એવાં બે રૂપ થયાં, જેને '*કાય' એમ કહેછે[૫૧]એ બે પ્રકારનાં રૂપથી સ્ત્રીપુરૂષનું જોડુ બન્યુ, તેમાં પુરૂષ સ્વાયંભુવમનુ થયા તથા સ્ત્રીહતીતે મહાત્મા સ્વાયંભુવ મનુની શતરૂપા નામની સ્ત્રી થઈ આ સમયથી સ્ત્રીપુરૂષના મિથુન ધર્મથી પ્રજામાં વધારો થયો[૫૨-૫૩]હે સત્પુરૂષમાં શ્રેષ્ઠ વિદુર! તે સ્વાયંભુવ મનુએ શતરૂપા નામની સ્ત્રીથી પાંચ સંતાન ઉત્પન્ન કર્યાં તેમાં પ્રિયવ્રત અને ઉત્તાનપાદ નામના બે પુત્ર થયા, તથા આકૂતિ, દેવહુતિ અને પ્રસૂતિ નામની ત્રણ કન્યાઓ થઈ મોટી આકૂતિ નામની પુત્રી રૂચિને પરણાવી, વચલી દેવહુતિ નામની કન્યાનો કર્દમઋષિસાથે વિવાહ કર્યો, તથા નાની પ્રસૂતિ દક્ષને આપી આ કન્યાઓની સંતતિથી જગત આખુ ભરાઈ ગયુ[૫૪-૫૫]

आकूतिंरुचयेप्रादात्कर्दमायातुमध्यमां ॥
दक्षायादात्प्रसूतिंच यतआपूरितंजगत् ॥५६॥

ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના તૃતીય સ્કંધનો ૧૨ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૩ મો.×

## વરાહરૂપ ધરીને ભગવાને કરેલો હિરણ્યાક્ષનો વધ.

श्रीशुकउवाच

निशम्य वाचं वदतो मुने पुण्यतमां नृप ॥
भूय पप्रच्छ कौरव्यो वासुदेवकथादृत ॥१॥

શ્રીશુકદેવ કહેછે-હે રાજા! કથા કહેતા એવા મૈત્રેયઋષિની અતિશય પવિત્ર વાણી સાંભળીને, ભગવાનની કથામાં આદરવાળા વિદુરજીએ ફરીને પૂછ્યું[૧]

વિદુર કહેછે-હે મુનિ! બ્રહ્માના પ્રિય પુત્ર ચક્રવર્તી સ્વાયંભુવ મનુએ પોતાની વહાલી શતરૂપાને પામીને શુ કર્યું?[૨] હે સત્પુરૂષમાં ઉત્તમ મૈત્રેય! તે રાજર્ષિ પહેલા રાજા સ્વાયંભુવ મનુનું ચરિત્ર મને શ્રદ્ધાવાન્‌ને કહો, કારણકે તે ભગવાનના ભક્ત હતા[૩]મહેનત લઈ શાસ્ત્રશ્રવણ કરવાનુ મુખ્ય પ્રયોજન વિદ્વાનોએ એમ કહ્યુ છે કે જેમના હૃદયમાં ભગવાનનુ ચરણારવિંદ છે એવા ભક્તજનોનુ ચરિત્ર સાંભળવામાં આવે[૪]

શ્રીશુકદેવ કહેછે-એવી રીતે પૂછતા એવા, વિવેકી તથા શ્રીકૃષ્ણે ખુશીથી ઘણી વખત જેના ખોળામાં પોતાના ચરણ પ્રસારેલા છે, એવા વિદુરજીને, ભગવાનની કથા કહેવાને પ્રેરાએલા તથા એજ કારણથી જેનાં રૂવાડાં ઉભાં થયાંછે એવા મૈત્રેયે આ રીતે કહ્યું[૫]

મૈત્રેય કહેછે-જ્યારે સ્વાયંભુવમનુ પોતાની સ્ત્રી સાથે ઉત્પન્ન થયા. ત્યારે હાથ જોડી પ્રણામ કરીને તેણે બ્રહ્માજીને કહ્યુ કે[૬] 'તમે એકજ સર્વ પ્રાણીઓને જન્મ આપનારા તથા જીવિકા કરી આપનારા પિતા છો, માટે આપને કોઈની ગરજ નથી તોપણ આપની પ્રજા અમે, શી રીતે આપની સેવા કરીએ?[૭]હે સ્તુતિ કરવા યોગ્ય! અમે તમને નમીએ છીએ અમારી શક્તિપ્રમાણે અમને કામ કહો, જે કરવાથી આ લોકમાં ચારે તરફ અમારો યશ ફેલાય અને પરલોકમાં શુભગતિ થાય.'[૮]

બ્રહ્મા કહેછે-હે પુત્ર! હુ તારી ઉપર પ્રસન્ન થયોછું તમારા બેયનુ કલ્યાણ થાઓ, કારણ કે તે નિ:કપટ મનવડે "મને કાંઇ કામ બતાવો" એમ પોતાની મેળે કહ્યુ હે વીર! આ રીતે પુત્રોએ પિતાની સેવા કરવી તથા અભિમાન

---

* કાય એ શબ્દનો અર્થ બ્રહ્માનુ આ બે પ્રકારનુ શરીર એવો છે. × મનુને સૃષ્ટિ કરવાની ઇચ્છા થતાં, એકાએક જળમા બુડી ગએલી પૃથ્વીને બહાર લાવવા સારૂ પ્રગટ થએલા વરાહજીથી થએલા હિરણ્યાક્ષના નાશની વાત આ તેરમા અધ્યાયમા આવશે

મૂકી સાવધાનપણે શક્તિપ્રમાણે આદરપૂર્વક તેની આજ્ઞા પાળવી જોઇએ.[૧૦] તું આ તારી શતરૂપા સ્ત્રીથી તારા જેવાં ગુણવાળાં છોકરાં ઉત્પન્ન કરીને ધર્મથી પૃથ્વીને પાળ અને યજ્ઞ વડે ઇશ્વરને પ્રસન્ન કર.[૧૧] હે રાજા! પ્રજાને પાળવાથી મારી મોટી સેવા થાયછે. પ્રજાપતિ હૃષીકેશ ભગવાન તને પ્રસન્ન થશે.[૧૨] જેને યજ્ઞમૂર્તિ ભગવાન જનાર્દન પ્રસન્ન નથી થયા, તેની સર્વ મેહેનત ફોકટ જાયછે, કારણ કે તેથી પોતાના આત્માનોજ અનાદર થયો.[૧૩]

મનુ કહેછે—હે પાપને નાશ કરનાર! હું ભગવાનની આજ્ઞામાં વર્તિશ, પણ હે પ્રભુ! અહિં મને અને પ્રજાને રહેવાનું સ્થાન બતાવો.[૧૪] હે દેવ! સર્વ પ્રાણીઓને રહેવાનું સ્થાન પૃથ્વી તો પ્રલયના જળમાં બુડી ગઈછે. તે પૃથ્વી દેવીને બહાર કાઢવાનું પ્રયત્ન આપ કરો.[૧૫]

મૈત્રેય કહેછે—બ્રહ્મા તો એવીજ રીતે જળમાં બુડેલી પૃથ્વી જોઇને, 'કેમ આને હું ઉપર લાવીશ,' એ રીતે ઘણીવાર સુધી વિચાર કરવા લાગ્યા.[૧૬] 'હું સૃષ્ટિ કરવાને તૈયાર થયો, ત્યાંજ પાણીએ બોળેલી પૃથ્વી રસાતળમાં ગઇ. હવે ઇશ્વરે સૃષ્ટિ કરવામાં જોડેલા એવા અમોએ શું કરવું?[૧૭] જે ભગવાનના હૃદયથી હું થયોછું, તે ઇશ્વર મારૂં કામ પાર પાડો' એ રીતે વિચાર કરેછે તેટલામાં બ્રહ્માનાં નસકોરાંમાંથી એક અંગુઠાના ટેરવા જેવડું વરાહનું બચ્ચું નીકળ્યું.[૧૮] તે બ્રહ્મા જુએછે તેટલામાં એક ક્ષણમાં અંતરિક્ષમાં રહેલું તે બચ્ચું હાથી જેવડું વધ્યું, એ જોનારાને મોટું આશ્ચર્ય થયું.[૧૯] એ સૂવરનું રૂપ જોઇને મરીચિ આદિ બ્રાહ્મણો, સનત્કુમાર, સ્વાયંભુવ મનુ, એ સર્વે જુદી જુદી રીતે વિચાર કરવા લાગ્યા[૨૦] વરાહને રૂપે આ દિવ્ય પ્રાણી કોણ આવ્યું હશે? અહો! આશ્ચર્યની વાતછે કે એક તો આ પ્રાણી મારા નાકમાંથી નીકળ્યું.[૨૧] વળી તે નીકળ્યું તે સમયે અંગુઠાના ટેરવા જેવડું દેખાતું હતું, તે ક્ષણમાં જાડા મોટા પથર જેવડું થઈ ગયું. શું આ યજ્ઞસ્વરૂપ વિષ્ણુ, પોતાના રૂપને વરાહના આકારમાં ઢાંકીને મારા મનને ખેદ ઉત્પન્ન કરેછે?[૨૨] આવી રીતે પોતાના પુત્રોની સાથે બ્રહ્મા વિચાર કરેછે તેટલામાં, મોટા પર્વત જેવડા યજ્ઞપુરૂષ ભગવાને ગર્જના કરી.[૨૩] તથા દિશામાં પડઘો બોલે એવા નાદવડે, તે સમર્થ હરિએ, બ્રહ્માને તથા બ્રાહ્મણોને રાજી કર્યા.[૨૪]

માયાવડે વરાહનો અવતાર ધારણ કરનાર ભગવાનની ખેદને દૂર કરનારી ગર્જના સાંભળીને જન, તપ તથા સત્યલોકના વાસી મુનિઓએ તેની ઋક્, યજુષ્, તથા સામના મંત્રવડે સ્તુતિ કરી.[૨૫] વેદોએ વખાણવા યોગ્ય જેનું સ્વરૂપછે એવા ભગવાન, પોતાના ગુણનું વર્ણન કરતી એવી વેદવાણી સાંભળીને દેવતાઓના ઉદયને માટે ફરીથી ગર્જના કરીને હાથીના જેવી રમત કરતા જળમાં પેઠા.[૨૬] ઉંચું પૂછડું કરીને આકાશમાં ફરતા, કઠણ અંગવાળા, કેશવાળી ધુણાવતા, કઠણ રૂંવાડાંવાળી ચામડીવાળા, ધોળી દાઢવાળા, ખરી વડે વાદળાં જેણે ખસેડી નાંખ્યાંછે, પ્રકાશરૂપ દૃષ્ટિવાળા તથા પૃથ્વીને ધારણ કરનારા ભગવાન આ સમયે ઘણી શોભા પામ્યા.[૨૭] વરાહને મિષે પોતે યજ્ઞમૂર્ત્તિ પ્રકટ થયા છતાં પણ પશુની પેઠે નાકવડે પૃથ્વીને સુંઘતા એવા ભગવાન, ભયંકર દાઢવાળા છે તો પણ પ્રેમવાળાં નેત્રવડે સ્તુતિ કરતા બ્રાહ્મણોને જોઇને જળમાં પેઠા.[૨૮] વજ્રના પર્વતસરખું કઠણ ભગવાનનું અંગ, પોતાની સાથે અફળાવાથી અંદર માર્ગ પડી જવાને લીધે, જાણે પેટ ચીરાઇ જવાથી પીડા પામીને રાડયો પાડતો હોય તેમ ગર્જના કરતો એવો સમુદ્ર પોતાની મોજારૂપ ભુજાઓને લાંબી કરીને, ગર્જનાને મિષે 'હે યજ્ઞના સ્વામી ભગવાન! મારી રક્ષા કરો' એમ જાણે પોકારતો હોય નહિ! તેમ જણાયો.[૨૯] પ્રાત સવન આદિ ત્રણ સવનરૂપ સાંધાવાળા* ભગવાન પાર ન આવે એવા પાણીનો પણ પાર આવી જાય તેવી રીતે, સજૈયાસરખી તીખી ધારવાળી ખરીવડે પાણીને કાપતા સમુદ્રમાં જાયછે ત્યાં, રસાતળમાં તેણે સર્વ જીવોના આધારભૂત પૃથ્વી દીઠી; જે પૃથ્વીને પોતે પ્રલયસમયે જળમાં સુવાટાણે પોતાનાજ

* અર્થાત્ યજ્ઞમૂર્તિ.

કરમાં રાખી હતી.[૩૦] પોતાની દાઢવડે પૃથ્વીને રસાતળથી લઈને બહાર નીકળેલા ભગવાન ઘણા શોભિત દેખાયછે, તેટલામાં ગદા લઈને સામા આવતા તથા સામી ગદા ફેંકતા, અસહ્ય પરાક્રમવાળા હિરણ્યાક્ષ દૈત્યને, અત્યંત કોપેલા ભગવાને, સિંહ જેમ હાથીને મારે તેમ રમતમાત્રમાં પાણીમાં માર્યો.[૩૧] જેમ ગેરૂવાળી પૃથ્વી ખોદવાથી હાથીના દંતૂશળ અને ગંડસ્થળ રાતાં થાયછે, તેમ દૈત્યના લોહીના ગારાવડે ભગવાનનુ મોં અને ગંડસ્થળ રાતુ થયેલુ હતુ.[૩૨-૩૩] હે વિદુર! તમાલસરખા શ્યામમૂર્તિ ભગવાનને, ઉજળી દાઢની અણીઉપર પૃથ્વીને હાથીની પેઠે લઇ આવતા જોઇને, બ્રહ્મા આદિ દેવોએ હાથ જોડીને વેદનાં સૂક્તસરખી વાણીથી તેમની સ્તુતિ કરી.[૩૪]

ઋષિઓ કહેછે—યજ્ઞવડે સેવવાયોગ્ય હે અજીત ભગવાન! આપનો સર્વત્ર જયજય થયો. વેદરૂપ શરીરને ધુણાવતા એવા આપને અમે નમન કરીએ છીએ, જેનાં રૂંવાડાંનાં છિદ્રોમાં યજ્ઞો સમાઇ રહ્યાછે, તે પ્રયોજનને માટે વરાહનુ રૂપ ધારણ કરનારા આપને અમે નમીએ છીએ.[૩૫] જેની ચામડીમાં ગાયત્રી આદિ છ દો રહ્યાછે, જેનાં રૂંવાડાંમાં દર્ભ રહ્યાછે, જેનાં નેત્રમાં ઘી રહ્યુછે. જેના ચાર ચરણમાં હોતા, ઉદ્‌ગાતા, અર્ધ્વર્યુ, તથા બ્રહ્મા, એ ચાર ઋત્વિજોનાં કર્મો રહ્યાંછે, જેના મુખના અગ્રમાં સ્રુચ્ નામનું પાત્રછે, જે ઇશ્વરનાં બે નસ્કોરાંમાં સ્રુવ એટલે સરવો રહેલોછે, ઇડા નામનો યજ્ઞનો શેષ ભાગ પ્રાશન (ભક્ષણ) કરવાનુ ઠામ જેના ઉદરમાં રહ્યુછે, જેના કાનનાં છિદ્રોમાં ચમસ એટલે સોમરસ ભરવાનાં પાત્રો રહેલાંછે, જેના મુખમાં પ્રાશિત્ર એટલે બ્રહ્માનો ભાગ મૂકવાનુ ઠામ રહ્યુંછે, જેના મુખની માંહેનાં છિદ્રમાં ગ્રહ નામનાં સોમરસનાં પાત્રો છે તથા હે ભગવાન! જેનુ ચાવવુ એ અગ્નિ હોત્ર છે, એવુ આપનુ યજ્ઞનુ સ્વરૂપ નક્કી પાપી પુરૂષના જોવામાં આવતુ નથી.[૩૬] દીક્ષા એ વારવાર આપનુ પ્રકટ થવુ છે, ઉપસદ્ નામની ત્રણ ઇષ્ટિ એ આપનો કંઠછે; પ્રાયણીય અને ઉદયનીય એબે ઇષ્ટિ આપની દાઢછે, મહાવીર જે પ્રત્યેક ઉપસદ્ ઇષ્ટિની પહેલાં કરવામાં આવેછે, તે આપની જીભ છે, આપ યજ્ઞરૂપનું મસ્તક, સભ્ય એટલે હોમવગરનો અગ્નિ તથા ઔપાસન અગ્નિછે, ઈષ્ટકાચયન એ આપના પાંચ પ્રાણ છે;[૩૭] સોમરસ આપનુ વીર્યછે, પ્રાતઃસવન આદિત્રણ સવન એ આપની બાળ યુવા તથા વૃદ્ધાવસ્થાછે, અગ્નિષ્ટોમ, અત્યગ્નિષ્ટોમ, ઉકથ્ય, ષોડશી, વાજપેય, અતિરાત્ર તથા આપ્તોર્યામ, એ સાત યજ્ઞના ભેદ એ આપની રૂધિર માંસ આદિ સાત ધાતુઓછે; અનેક યજ્ઞના સમુદાયરૂપ સર્વ યજ્ઞો આપના શરીરના સાંધા છે, સોમરસવાળા તથા સોમરસવગરના યજ્ઞસ્વરૂપ એવા આપનુ બંધન યજ્ઞનુ અનુષ્ઠાન છે.[૩૮] સમગ્ર મંત્રદેવતા અને દ્રવ્યરૂપ સર્વયજ્ઞોરૂપ, ક્રિયારૂપ, વૈરાગ્યથી થયેલી ભક્તિથી થતા ચિત્તના સ્થિરપણાથી અનુભવમાં આવતા જ્ઞાનરૂપ અને એવાજ જ્ઞાન આપનાર ગુરૂરૂપ આપને અમે નમસ્કાર કરીએ છીએ.[૩૯] હે ભૂધર! હે ભગવાન! પાણીમાંથી નીકળતા આપે દાઢના અગ્રભાગની અણી ઉપર ધારણ કરેલી પર્વતો સહિત પૃથ્વી જેમ પાણીમાંથી નીકળતા મદોન્મત્ત હાથીએ દાંતમાં ધારણ કરેલી પાંદડાં સહિત પદ્મિનિ શોભે તેમ શોભે છે.[૪૦] આપે દાંતવડે ધારણ કરેલા પૃથ્વી મંડળથી આ ત્રણ દેવરૂપ આપનું વરાહસ્વરૂપ જેમ શિખર ઉપર રહેલા મોટા મેઘથી કુલાચળ પર્વતનો વિલાસ શોભે તેમ શોભેછે.[૪૧] લોકપાળ સહિત સર્વ જગતનાં માતા અને આપનાં પત્નિ આ પૃથ્વીને રહેવાના સ્થાનકમાટે સ્થાપન કરો, કેમકે આપ સર્વના પિતા છો. આમ થવાથી આપસહિત આ પૃથ્વી માતાને નમસ્કારથી સેવા કરીશુ, કે જે પૃથ્વીને વિષે યજ્ઞ કરનારાઓ જેમ મંત્રથી અરણીમાં અગ્નિ મેલે તેમ આપે આપનું તેજ એટલે ધારણશક્તિ મેલેલછે.[૪૨] હે સમર્થ પ્રભુ! રસાતળમાં જતી રહેલી પૃથ્વીને આપે બહાર કાઢી એ આપના વિના બીજો કોણ કરી શકે? પરંતુ માયાવડે જેણે આ અદ્‌ભુત જગતને સરજ્યુ છે એવા આપને વિષે આ કાંઇ

આશ્ચર્ય નથી.[43] હે ઇશ! વેદરૂપ પોતાના શરીરને ધુણાવતા એવા આપે કેશવાળી ઝાટકવાથી તેના છેડાઓમાંથી ઉડેલા પવિત્ર છાંટાવડે છટાએલા અને જનલોક તપલોક તથા સત્યલોકમાં રહેવાવાળા એવા અમને ઘણા પવિત્ર કર્યા [44] અપાર કર્મવાળા એવા આપનાં કર્મોના પારને જાણવાને ઈચ્છા કરે તેજ મૂર્ખ છે. જેની માયાના ગુણ કામ-ક્રોધ આદિના સબંધથી આખુ જગત મોહિત થયુ છે એવા હે ભગવાન! તમે જગતનુ કલ્યાણ કરો.[45]

મૈત્રેય કહેછે-વેદને જાણનારા મુનિઓ એ રીતે સ્તુતિ કરેછે તેટલામાં જેનીઉપર પોતાની ખરીઓછે એવા જળઉપર રક્ષક ભગવાને પૃથ્વીને મૂકી [46] પ્રજાના પતિ ભગવાન વરાહજી એરીતે રસાતળથી લીલામાત્રમાં ઉપર લાવેલી પૃથ્વીને જળઉપર મૂકીને પોતે અંતવાન થયા [47] વર્ણન કરવા યોગ્ય જેની માયાછે એવા યજ્ઞરૂપ હરિની આ રીતે ભક્તિથી મનોહર કથા જે સાંભળે અથવા બીજાને સંભળાવે, તે ઉપર ભગવાન પોતાના મનમાં પ્રસન્ન થશે [48] સર્વ આપનારા ભગવાન જ્યારે પ્રસન્ન થયા ત્યારે શી વસ્તુ દુર્લભ છે? તુચ્છ (ક્ષણિક) વિષયસુખનું તો પછી પ્રયોજનજ નથી ભગવાનના ભજનવિના બીજા ફળની આશા ન રાખનારા ભક્તોને, તેમના મનમાં રહેલા ભગવાન, પોતાના સ્વરૂપની પ્રાપ્તિ પોતાની મેળે કરાવેછે [49] અહો! પશુવિના જગતમાં મોક્ષરૂપ પરમપુરૂષાર્થને જાણનારો બીજો કયો પુરૂષ પૂર્વે થયેલી જન્મમરણને ટાળનારી ભગવાનની કથારૂપ અમૃતને કાનરૂપ અંજલિવડે સારી રીતે પીને તેનો ત્યાગ કરે [50]

कोनामलोके पुरुषार्थसारवित्
पुराकथानां भगवत्कथासुधा ॥
आपीयकर्णाजलिर्भिभवापहा
महोविरज्येतविनानरेतरं ॥ ५० ॥

ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો તેરમો અધ્યાય ભગવાનના વરાહરૂપનુ વર્ણન કરવામાં પૂરો થયો.

# અધ્યાય ૧૪ મો.*

## કશ્યપથકી દિતિને રહેલો ગર્ભ.

॥ श्रीशुकउवाच ॥

निशम्यकोषारविणोपवर्णितां
हरेःकथांकारणसूकरात्मन ॥
पुन सपप्रच्छतमूद्यतांजलि
र्नचातितृप्तोविदुरोधृतव्रत ॥ १ ॥

શ્રીશુકદેવજી કહેછે-પ્રયોજનને માટે વરાહનું રૂપ જેણે ધારણ કર્યુ છે એવા હરિભગવાનની મૈત્રેયે વર્ણન કરેલી કથા સાંભળીને અત્યંત તૃપ્ત ન થયેલા અને વ્રત જેણે ધારણ કરેલુ છે એવા વિદુરજીએ હાથ જોડી ફરીને પૂછ્યું [1]

વિદુર કહેછે-હે મુનિમાં શ્રેષ્ઠ મૈત્રેય! યજ્ઞમૂર્તિ તેજ વરાહ ભગવાને આદિ દૈત્ય હિરણ્યાક્ષને મારી નાંખ્યો, એમ અમે સાંભળેલુંછે.[2] તો હે બ્રહ્મન્! લીલાથી પોતાની દાઢના અગ્રભાગથી પૃથ્વીનો ઉદ્ધાર કરનારા તે વરાહ ભગવાનનુ અને દૈત્યના રાજા હિરણ્યાક્ષનુ શા કારણને લીધે યુદ્ધ થયું હતું? (તે કહો)[3]

મૈત્રેય કહેછે-હે વિદુર! મનુષ્યોને મૃત્યુના પાશથી મૂકાવનારી હરિભગવાનની અવતાર સબંધી કથાને પૃછો છો માટે આ તમારું પ્રશ્ન ઘણુંજ શ્રેષ્ઠ છે.[4] કેમકે નારદમુનિએ ગાયેલી ભગવાનની કથાથી, ઉત્તાનપાદરાજાના બાળક પુત્ર ધ્રુવ, મૃત્યુના માથાઉપર પગ મૂકી વિષ્ણુપદને પામ્યા [5] જે તમે મને પૂછોછો તેજ ઇતિહાસ, દેવતાઓના દેવ બ્રહ્માએ દેવતાઓને તેઓના પ્રશ્ન ઉપરથી વર્ણન કરી સંભળાવ્યો હતો, તે મે પૂર્વે સાંભળેલોછે.[6] હે વિદુરજી! એક દિવસ સંતાનની ઈચ્છાવાળાં અને કામેથી પીડાતાં દક્ષપ્રજાપતિનાં પુત્રી દિતિએ, યજ્ઞપુરૂષ ભગવાન અગ્નિનુ દુધથી યજન કરી સૂર્ય અસ્ત થવાને સમયે યજ્ઞશાળામાં બેઠેલા, એકાગ્રચિત્તવાળા, અને મરીચિઋષિના પુત્ર, પોતાના પતિ કશ્યપઋષિને નીચે પ્રમાણે કહ્યુ-[7-8]

* આ ચૌદમા અધ્યાયમા, તે હિરણ્યાક્ષનો વધ થવાનુ મૂળ કારણ જણાવવા સારૂ સંધ્યાકાળને વિશે કશ્યપઋષિથકી કામથી વ્યાપ્ત એવો દિતિના ગર્ભની ઉત્પત્તિ કહેવાશે

દિતિ કહેછે—હે વિદ્વન્ ! હાથમાં બાણ લીધેલો આ કામદેવ, જેમ મદોન્મત્ત હાથી, કેળને બળાત્કારથી પીડે તેમ હુ ગરીબને તમારે માટે બળાત્કારથી પીડેછે.[૯] માટે તમે પ્રજાવાળી મારી સપત્ની (શોક્ય)ની સમૃદ્ધિથી બળતી એવી જે હુ તેની ઉપર આપ અનુગ્રહ કરો, આપનુ કલ્યાણ થશે.[૧૦] જે સ્ત્રીઓથી તમારા જેવા પતિ પ્રજારૂપે ઉત્પન્ન થાય, તે પોતાના પતિતરફથી જેને ઘણુ માન મળેલછે એવી સ્ત્રીઓનો યશ લોકમાં ફેલાયછે[૧૧] દીકરીઓ જેને ઘણી વહાલી છે એવા અમારા પિતા ભગવાન દક્ષપ્રજાપતિએ પૂર્વે 'હે પુત્રીઓ। તમે કયા વરને વરવા ઇચ્છા રાખોછો,, એમ અમને સર્વને જુદુ જુદુ પૂછ્યુ હતું.[૧૨] પછી સતાનને ઉત્પન્ન કરવાવાળા તે દક્ષપ્રજાપતિ, અમે સર્વ પુત્રીઓના અંતઃકરણનો અભિપ્રાય જાણીને, જેમના સ્વભાવ તમારા સ્વભાવને અનુસરતા હતા તે તેર પુત્રીઓ આપને અર્પણ કરી[૧૩] માટે હે કમળના સરખાં નેત્રવાળા કલ્યાણકારી પ્રિયપતિ ! મારી ઈચ્છા તમે પૂર્ણ કરો, કેમકે હે મહાપુરૂષ ! તમારા જેવા મોટા પુરૂષોની પાસે દુઃખથી પીડાતાં પ્રાણીઓનુ શરણે આવવુ નિષ્ફળ થતું નથી.[૧૪]

હે વીર વિદુરજી ! એ પ્રમાણે બહુ બોલતી એવી, વૃદ્ધિ પામેલા કામને લીધે જેને મોહ ઉત્પન્ન થયોછે અને દીન એવી પોતાની સ્ત્રી દિતિને કશ્યપઋષિ, પોતાની વાણીથી સમજણ આપવા સાથે બોલ્યા કે[૧૫] હે ભીરૂ ! જે તુ ઇચ્છા રાખે છે તે ઇચ્છા હુ પૂરીશ કરીશ, કારણકે જેનાથી ધર્મ, અર્થ, અને કામ એ ત્રણ પુરૂષાર્થની સિદ્ધિ થાયછે એવી પોતાની સ્ત્રીનુ ઇચ્છિત કોણ પૂર્ણ ન કરે ?[૧૬] સ્ત્રીવાળો પુરૂષ પોતાના ગૃહસ્થ આશ્રમથી સન્યાસ આદિ આશ્રમોવાળાને, અન્ન આદિ દાન આપી દુઃખના સમુદ્રથી તારેછે, અને પોતે પણ જેમ વહાણથી સમુદ્રને તરી જાય તેમ દુઃખરૂપ સમુદ્રને તરી જાયછે.[૧૭] હે માનિનિ! કલ્યાણને ઈચ્છનારા પુરૂષો જેને સર્વ ક્રિયામાં પોતાનું અર્ધાંગ ગણેછે, તથા જેની ઉપર પોતાના ઘરનો સઘળો બાર મૂકી પુરૂષ નિશ્ચિંતપણે ફરેછે.[૧૮] તેમજ જે સ્ત્રીના આશ્રયે કરી, અમે પણ બીજા સંન્યાસ આદિ આશ્રમોથી દુઃખથી જીતી શકાય એવા ઇંદ્રિયોરૂપ શત્રુઓને, જેમ કિલ્લાનો ધણી રાજા પોતાના સામા પક્ષના શત્રુને સહજમાં જીતી શકેછે તેમ રમતમાં જીતીએ છીએ માટે હે ઘરની ઈશ્વરી ! અનેક ઉપકાર કરનારી એવી જે તું તેનો સપૂર્ણ આયુષ્યવડે પણ બદલો વાળવાને હું તથા બીજા ગુણને ઇચ્છનારા પુરૂષો કોઇ પણ રીતે સમર્થ નથી.[૨૦] તો પણ પુત્ર ઉત્પન્ન થવાસારૂ આ તારો મનોરથ જેમ મારી કોઇ નિંદા ન કરે તેમ હું પૂર્ણ કરીશ; પરતુ બે ઘડી જાળવી જા,[૨૧] કેમકે ભયાનક દેખાવવાળી ભયકર પ્રાણીઓની ફરવાની આ વેળા છે, કારણ કે આ સમયે મહાદેવના અનુચર ભૂતો ફર્યા કરેછે.[૨૨] હે સાધ્વી સ્ત્રી ! આ સંધ્યાકાળના સમયમાં પ્રાણી માત્રને ઉત્પન્ન કરવાવાળા અને ભૂતના રાજા ભગવાન મહાદેવ ભૂતના ગણોથી વીટાએલા બળદઉપર બેસીને ફર્યા કરેછે.[૨૩] સ્મશાનમાં વટોળિયા વાયુએ કરીને ધુળ ઉડવાથી ધુસર થઇ ગયેલો, વિખરાઇ ગયેલો અને કાંતિવાળો જેનો કેશનો સમૂહ છે, નિર્મળ અને સુવર્ણના સરખો જેનો દેહ ભસ્મે ભૂશેલો છે.[૨૪] જેને કોઇ પોતાનો પારકો નથી, તેમજ કોઇ અતિ આદર આપવાયોગ્ય અથવા નિંદા કરવા યોગ્ય પણ જેને નથી. સારાંશ કે, બધા જેને સમાન છે, જેણે ચરણકમળથી દૂર ત્યાગ કરેલી અને ભોગવી લીધેલી અણીમા આદિ આઠ પ્રકારની વિભૂતિની, જેનુ વ્રતોથી આરાધન કરી અમે આશા રાખીએ છીએ,[૨૫] જેનાં શુદ્ધ આચરણોની અવિદ્યારૂપ પડદો ભેદવાની ઈચ્છાવાળા વિદ્વાન્પુરૂષો સ્તુતિ કરેછે, જેની બરોબર અથવા અધિક કોઇ નહિ છતાં પણ સત્પુરૂષની ગતિરૂપ જે મહાદેવ, પિશાચોની સાથે ફર્યા કરેછે.[૨૬] જે પુરૂષો વસ્ત્ર, પુષ્પ, ઘરેણાં અને ચંદન આદિ લેપનથી, કુતરાં આદિ પશુઓના ભક્ષરૂપ પોતાના શરીરને આત્મા માનીને તેને લડાવેછે, તે અભાગી અને ઈશ્વરના અભિપ્રાયને ન જાણનારા અજ્ઞાની

લોકોજ, પોતાના સ્વરૂપના આનંદમાં મગ્ન એવા જે મહાદેવજીનાં આચરણની મશ્કરી કરેછે તે દેવ અને તારા દીયર* મહાદેવ, ચંદ્ર, સૂર્ય, અને અગ્નિરૂપ ત્રિનેત્રથી આ સમયે દેખે છે.[૨૭] અહો પરમેશ્વર! એનુ ચરિત્ર કેવુ અતર્ક્યછે, કે બ્રહ્મા આદિ દેવતાઓ પણ જેની કરેલી મર્યાદાને પાળેછે. જે આ જગતનુ કારણ છે, અને આ જગત્ તથા માયા જેની આજ્ઞામાં રહેછે, એવા મહાદેવજી પણ પિશાચની સાથે ફરેછે. સારાંશ કે આ સમય યોગ્ય ન હોવાથી તુ થોડીવાર ખમવી જા.[૨૮]

મૈત્રેય કહેછે—એ પ્રમાણે પોતાના પતિએ અભિપ્રાય જણાવ્યા છતાં કામદેવથી જેની ઇંદ્રિયો વ્યાકુળ થયેલી છે એવાં દિતિએ, વેશ્યાની પેઠે નિર્લજ્જપણે પોતાના પતિ બ્રહ્મર્ષિ કશ્યપનુ વસ્ત્ર પકડયુ.[૨૯] ત્યારે તે નિષિદ્ધ કર્મમાંપોતાની સ્રી દિતિનો અતિ આગ્રહ જાણીને કશ્યપઋષિ, ભાવિને પ્રણામ કરીને દિતિસાથે એકાંતમાં તેની ઇચ્છા પૂર્ણ કરવા લાગ્યા[૩૦] એ કામ થઈ રહ્યા પછી સ્નાન કરી પ્રાણ તથા વાણીને નિયમમાં રાખી, કશ્યપઋષિએ શુદ્ધ સત્વમૂર્તિ તેજોમય પરમાત્માનુ ધ્યાન કરતાં ગાયત્રી અથવા પ્રણવનો જપ કરવા માંડયો.[૩૧] ભરતકુળમાં ઉત્તમ હે વિદુરજી! પોતાનાં નિંદિત કામથી જેને લાજ લાગેલીછે એવાં દિતિ, તે બ્રહ્મર્ષિ કશ્યપપાસે આવીને નીચુ મોઢુ કરી આપ્રમાણે બોલ્યાં[૩૨]

દિતિ કહેછે—હે બ્રહ્મન્! જેનો મે અપરાધ કરેલોછે એવા પ્રાણીમાત્રના પતિ તથા ભૂતોના સ્વામી મહાદેવજી આ મારા ગર્ભનો વધ કરશો માં[૩૩] જેની મહાન્ આજ્ઞાનુ કોઇ ઉલ્લંઘન કરી શકતુ નથી અને જે સકામ પુરૂષોને ઇચ્છેલુ ફળ આપનારા, નિષ્કામ પુરૂષોને મોક્ષસુખ આપનારા, દુષ્ટ પુરૂષોને દંડ દેનારા, સંહારને સમયે ક્રોધમૂર્ત્તિ અને દુઃખોનો નાશ કરનારા છે, તે મહાદેવજીને હું નમસ્કાર કરૂ છુ.[૩૪] મોટો અનુગ્રહ કરનારા એવા સતીના પતિ તથા મારા બનેવી ભગવાન શિવ, પારાધીજેવા નિર્દય પુરૂષોએ પણ દયા લાવવાને યોગ્ય એવાં અમો સ્રી જાતિની ઉપર પ્રસન્ન થાઓ.[૩૫]

મૈત્રેય કહેછે—પોતાના પુત્રને આ લોકમાં તથા પરલોકમાં સુખ થવાની આશા રાખતાં તથા શરીરે ધ્રૂજતાં એવાં પોતાની સ્રી દિતિને સંધ્યાકાળનુ સર્વ કર્મ સમાપ્ત કરીને કશ્યપે આવી રીતે કહ્યુ.[૩૬]

કશ્યપઋષિ કહેછે—હે ક્રોધી તથા પાપિણી સ્રી! તારાં અપવિત્ર મનને લીધે, સંધ્યાકાળરૂપ દુષ્ટ સમયને લીધે, તે મારી આજ્ઞાનુ ઉલ્લંઘન કર્યુ તેથી અને મહાદેવના ભૂત—પ્રેતાદિ અનુચરોનો પણ તે અતિ અપરાધ કર્યો એથી તારા ઉદરમાં અધમ અને દુષ્ટ બે પુત્ર ઉત્પન્ન થશે; અને તે લોકપાળસહિત આ ત્રણ લોકને વારંવાર દુઃખ દેશે.[૩૭–૩૮] જ્યારે ગરીબ નિરપરાધી પ્રાણીઓનો સંહાર થવા માંડશે, સ્રીઓ બળાત્કારથી હરણ થશે અને મહાત્માઓ જ્યારે ક્રોધ કરશે,[૩૯] ત્યારે અત્યંત ક્રોધમાં આવેલા અને લોકને ઉત્પન્ન કરનારા જગત્ના નિયંતા ભગવાન્ અવતાર ધરીને વજ્રધારી ઇન્દ્ર જેમ પર્વતનો એટલે તેની પાંખોનો સંહાર કરે તેમ તારા પુત્ર દૈત્યનો તે સંહાર કરશે.[૪૦]

દિતિ કહેછે—હે નાથ! સુનાભચક્રવડે શોભાયમાન ભુજાવાળા સાક્ષાત્ ભગવાન્થી મારા પુત્રોનાં મૃત્યુ થવા ઇચ્છુંછું, પરંતુ ક્રોધ પામેલા *બ્રાહ્મણોથી તે ન થાઓ,[૪૧] કેમકે બ્રાહ્મણના શાપરૂપ દંડથી બળેલા પુરૂષની ઉપર તથા પ્રાણીઓને ભય ઉપજાવનારા પુરૂષોની ઉપર નરકમાં રહેલાં પ્રાણીઓ પણ કૃપા નથી કરતાં, અને જે જે યોનિમાં (અવતારમાં) તે અવતરેછે તે યોનિમાં રહેલાં પ્રાણીઓ પણ તેના ઉપર દયા લાવતાં નથી.[૪૨]

---

* એકના જમાઇઓ હોય તે પરસ્પર સાઢુ ભાઇઓ ગણાયછે, તે ઉપરથી કશ્યપે મહાદેવજી પણ મારા ભાઇછે તેથી તારા દિયર ગણાય એમ કહ્યુ આ બોલવુ ફક્ત તેને લાજ ઉપજાવવા સારૂ છે.

* મહાત્માઓ બ્રાહ્મણો જ્યારે કોપ પામશે ત્યારે ભગવાન્ અવતાર લેશે વિગેરે જે આવી ગયુ, તે ઉપરથી શંકાવાળાં દિતિએ આ વાક્ય કહેલુછે.

કશ્યપ કહેછે—કરેલા અપરાધથી થયેલા શોકને લીધે તમને પસ્તાવો થયો, આ કરેલું કામ યોગ્યછે અથવા અયોગ્યછે એવો વિવેકપણ તમને તુરતજ થયો, ભગવાન્નું ઘણું માન રાખોછો તથા મહાદેવનો તથા મારો આદર કરોછો, આટલાં કારણથી તમારા પૌત્રોમાંથી એક પૌત્ર સત્પુરૂષોએ પણ માન આપવાયોગ્ય થશે, અને ભગવાન્ના જેવા તેના નિર્મળ યશને લોકો ગાશે.[૪૩-૪૪] જેમ બીજી ધાતુ મળવાથી મેલું સોનું, તપાવવાવગેરે ઉપાયોથી શુદ્ધ થાયછે, તેમ નિર્વૈરિતા આદિ ઉપાયોથી તેના સ્વભાવસરખો પોતાનો સ્વભાવ કરવામાટે સાધુપુરૂષો પોતાના આત્માનું શોધન કરશે.[૪૫] જે પરમેશ્વરના પ્રસાદથી પોતાથી જેની જૂદી સત્તા નથી એવું સમથ જગત્ પ્રસન્ન થાયછે, તે પોતેજ પોતાના સાક્ષી ભગવાન્, અનન્યભક્તિથી તેની ઉપર પ્રસન્ન થશે.[૪૬] મહાભગવદ્રી, મહાનુભાવ, અને મોટા પુરૂષોમાં પણ અત્યંત મોટા એવા તમારા પૌત્ર વૃદ્ધિ પામેલી ભક્તિથી શોધેલા પોતાના ચિત્તમાં પરમેશ્વરને ધારણ કરી પોતાનાદેહ આદિમાંથી અભિમાનનો ત્યાગ કરશે.[૪૭] તે વિષયલંપટ નહિ થાય, પણ શીલવાન્, ગુણના રાશિ, પારકી સમૃદ્ધિ જોઇને રાજી થનારા, પારકાં દુઃખથી દુખિયા, શત્રુરહિત, તથા ઉનાળામાં થયેલા તાપને ચંદ્રમા જેમ મટાડેછે તેમ આ જગત્ના શોકને હરણ કરનારા થશે[૪૮] નિર્મળ કમળ સરખાં જેનાં નેત્ર છે, પોતાના ભક્તજનોની ઇચ્છાથી વારવાર જેણે રૂપ ધારણ કરેલુ છે, લક્ષ્મીરૂપ, સ્ત્રીનાં ભૂષણરૂપ તથા તેજસ્વી કુંડળોવડે શોભિત જેનું મુખછે, એવા ભગવાનનું તમારો પૌત્ર અંતરમાં તથા બહાર સાક્ષાત્ દર્શન કરશે.[૪૯]

મૈત્રેય કહેછે—પોતાના પૌત્રને (દીકરાના દીકરાને) ભગવદ્ભક્ત થવાનુ સાંભળીને દિતિ અત્યંત પ્રસન્ન થયાં. અને પોતાના બે પુત્રનુ કૃષ્ણ ભગવાનથી મૃત્યુ સાંભળીને ભગવાનસાથે યુદ્ધ થઈ પુત્રનું મૃત્યુ થશે તો તેની કીર્ત્તિ અને સદ્ગતિથશે એમ વિચારી દિતિ મનમાં રાજી થયાં.[૫૦]

॥ मैत्रेयउवाच ॥
श्रुत्वा भागवतं पौत्रममोदत दितिर्भृशं ॥
पुत्रयोश्च वधं कृष्णात् विदित्वासीन्महामना ५०

ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો ચૌદમો અધ્યાય સંપૂર્ણ.

---

# અધ્યાય ૧૫ મો.*

## સનત્કુમારોનું વૈકુંઠમાં જવું અને તેમણે જયવિજયને દીધેલો શાપ.

॥ मैत्रेयउवाच ॥
प्राजापत्यंतुतत्तेजःपरतेजोहनं दितिः ॥
दधारवर्षाणिशतं शंकमानासुरार्दनात् ॥ १ ॥

મૈત્રેય કહેછે—દેવતાઓને પીડા થવાની શંકાથી દિતિએ, પારકાના તેજને નાશ કરનારૂં કશ્યપનુ વીર્ય સો વર્ષસુધી ધારણ કર્યું.[૧] તે દિતિના ગર્ભના તેજથી લોકોમાં અંધારૂં થઇ ગયું ત્યારે, જેમનુ કાંઈપણ ચાલ્યુ નહિ એવા ઇન્દ્રાદિ લોકપાળોએ, દિશાઓમાં અંધકાર પ્રસરી જવાની વાત બ્રહ્માપાસે નિવેદન કરી [૨]

દેવતાઓ કહેછે—હે વિભો ! જેથી અમે ભય પામ્યા છીએ તે અંધકારને આપ જાણોછો કાળની અસર પણ જેના જ્ઞાનના વિસ્તારને થતી નથી એવા આપભગવાન્થી કાંઇ પણ અજાણ્યું નથી.[૩] હે દેવના પણ દેવ ! હે જગત્ને ધારણ કરનારા ! હે લોકપાળોના મસ્તકના મણિ ! આપ સ્થુળ સૂક્ષ્મ સર્વ પ્રાણીઓના અભિપ્રાયને જાણનારા છો.[૪] વિજ્ઞાન જેનું બળ છે, જે માયાએ કરીને બ્રહ્માના શરીરને પામ્યાછે, જેણે રજોગુણ ગ્રહણ કરેલછે તથા જેની ઉત્પત્તિ જાણ્યામાં નથી આવતી એવા આપને અમે નમસ્કાર કરીએ છીએ.[૫] જીવને ઉત્પન્ન કરનારા, સૂત્રમાં વસ્ત્રની પેઠે જેને વિશે જગત્ ઓતપ્રોત છે, જે કાર્ય

---

* આ ૧૫ મા અધ્યાયમા, નિસ્તેજ બની ગયેલા દેવોએ પૂછાયેલા બ્રહ્માએ હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષના મૂળ કારણરૂપ એવા વિષ્ણુના જય અને વિજય નામના બે સેવકોને વૈકુંઠલોકમાં બ્રાહ્મણનો જે શાપ થયો, એ આદિ કથા કહીછે.

કારણરૂપ છો, તોપણ વસ્તુતાએ તે બન્નેથી જુદા છો એવા આપને જેઓ નિષ્કામ ભક્તિવડે ભજેછે, જેઓનો યોગ સંપૂર્ણ થયોછે, જેઓએ શ્વાસ, ઇન્દ્રિયો અને અંતઃકરણ જીતેલુ છે, તથા જેઓને આપનો અનુગ્રહ મળેલોછે, તેઓનો કોઈથી પણ પરાભવ થતો નથી.[૬] -[૭]દોરડે બાંધેલી ગાયોની પેઠે, જેની વાણીને આધીન થયેલી પ્રજાઓ જેને બલિ આપેછે એવા પ્રાણરૂપ આપને અમે નમન કરીએ છીએ.[૮] હે વ્યાપક ઈશ્વર ! અંધકારે કરીને રાત્રિદિવસની ખબર નહિ પડવાથી જેમનાં કર્મો નાશ થઇ ગયેલાં છે એવા અમલોકોનુ આપ કલ્યાણ કરો, અને દુઃખી થયેલા એવા અમારી ઉપર ઘણી દયાવાળી દૃષ્ટિ આપે કરવી ઘટેછે[૯] હે દેવ ! કશ્યપે મૂકેલા વીર્યરૂપ અદિતિનો આ ગર્ભ દિશાઓને અંધારી કરતો કરતો લાકડામાં જેમ અગ્નિ વધે તેમ વધતો જાયછે.[૧૦]

મૈત્રેય કહેછે-દેવતાઓનાં સ્તુતિનાં વચનોના વિષયરૂપ ભગવાનબ્રહ્મા હસીને સુંદર વાણીથી દેવતાઓને પ્રસન્ન કરીને કહેવા લાગ્યા.[૧૧]

બ્રહ્મા કહેછે-મારા મનથી ઉત્પન્ન થયેલા, તમારી પેહેલાં ઉત્પન્ન થયેલા, અને લોકસુખમાં ઇચ્છારહિત એવા સનક આદિ પુત્રો, આકાશમાર્ગે લોકોમાં ફરતા હતા [૧૨] એક સમયે તેઓ શ્રીભગવાનના લોકોએ નમસ્કાર કરેલા એવા વૈકુંઠમાં ગયા [૧૩] તે લોકમાં, જેમણે નિષ્કામ ધર્મવડે ભગવાનનુ આરાધન કર્યુંછે, તે વૈકુંઠભગવાનના સરખાં શરીરવાળા સર્વ પુરૂષો વસેછે [૧૪] તેમાં વેદાંતથી જણાય એવા તથા ધર્મમૂર્ત્તિ આદિપુરૂષ ભગવાન રજોગુણરહિત શુદ્ધ સત્વગુણી શરીરને ધારણ કરીને રહ્યાછે, તથા અમે જે ભગવાનનાજ છીએ તેમનુ રક્ષણ કરેછે [૧૫] એ વૈકુંઠમાં સર્વ ઋતુનાં ફળફૂલોની સમૃદ્ધિવાળાં તથા સર્વ ઇચ્છાઓને પૂરી કરનારાં વૃક્ષોથી રળિયામણુ, અને મૂર્ત્તિમાન્ મોક્ષસુખના જેવુ આનંદ આપનારૂ નૈશ્રેયસ નામનુ વનછે [૧૬] એ વનમાં પાણીમાં ખીલતી વસંત ઋતુમાં થનારી રસવાળી વાસંતી નામની વેલના, મનોવૃત્તિને ખેંચનારા પવનનો પણ અનાદર કરનારાં વિમાનચારી સ્ત્રીપુરૂષનાં જોડાં, લોકના પાપને ટાળનારાં વિશ્વભર ભગવાનનાં ચરિત્રો ગાયછે;[૧૭] તે વનમાં ઉંચે સ્વરે ભમરાઓ, ભગવાનની કથાના જેવું ગાયન કરેછે, ત્યારે પારેવાં, કોયલ, સારસ, ચક્રવાક, બપૈયા, હંસ, પોપટ, તેતર અને મોર આદિ પંખીઓનો શોર ક્ષણમાત્ર શાંત પામેછે.[૧૮] એ વનમાં ભગવાને ઘરેણાંરૂપે તુળસીને અંગીકાર કરીને તેના ગંધની પ્રશંસા કરી ત્યારે મંદાર, પારિજાતક, ડોલર, ચંદનનુ ઝાડ, રાત્રિએ તથા દિવસે ખીલનારાં કમળ, ચંપો, અર્ણ, ને નાગકેસર આદિ સુગંધી વૃક્ષો પોતે સુગંધી છતાં પણ ઈર્ષ્યા ન કરતાં તે તુળસીના તપને ઘણુ માન આપેછે [૧૯] તે વૈકુંઠલોક હરિભગવાનના ચરણમાં માત્ર પ્રણામ કરવાથીજ જોવામાં આવેલાં વૈડૂર્યમણિ અને મરકતમણિથી જડેલાં સુવર્ણમય વિમાનોથી ખીચોખીચ ભરેલોછે. તેમાં શ્રીકૃષ્ણમાંજ જેમનું ચિત્ત ચોટેલુ છે એવા પુરૂષોને, મોટા કેડના પાછળના ભાગવાળી તથા મંદહાસ્યવડે મનોહર મુખવાળી સ્ત્રીઓ મશ્કરીનાં વચનોવગેરેથી કામ ઉત્પન્ન કરી શકતી નથી [૨૦] જેની કૃપા સંપાદન કરવામાટે બ્રહ્મા આદિ દેવોનો યત્ન છે, જેના ચરણમાં ઝાંઝરનો ઝમકારો થાયછે, તથા જેણે ચંચળતારૂપ સ્ત્રીજાતિનો સ્વાભાવિક દોષ તજી દીધોછે, એવાં સુંદરરૂપ ધારણ કરનારાં નિર્દોષ લક્ષ્મીપણ ત્યાં કોઈ કોઇ ઠેકાણે સુવર્ણવાળી સ્ફટિકમણિની ભીંતોવાળાં ભગવાનનાં મંદિરમાં પોતાનાં રમવાનાં કમળવડે વાળતાં હોય તેવાં લાગેછે.[૨૧] વળી ત્યાં (વૈકુંઠમાં) લક્ષ્મીવનમાં, સખીયોથી વીંટાયેલાં લક્ષ્મી, તુળસીવડે ભગવાનની પૂજા કરેછે તે સમયે, પરવાળાંના કાંઠાવાળી અને નિર્મળ પાણી જેમાં ભર્યું છે એવી વાવોમાં સુંદર વાળ તથા ઉપડતી નાસિકાવાળાં પોતાના મુખનો પડછાયો પડેલો જોઇને ભગવાને મારા મુખનુ ચુંબન કર્યું એમ માનેછે.[૨૨] જે પુરૂષો ભગવાનની સૃષ્ટિ આદિ લીલાની કથા તજીને સારવગરની, બુદ્ધિને ભ્રષ્ટ કરનારી તથા સાંભળનારાને અશરણ નરકમાં નાંખ-

નારી કામની વાતો સાંભળેછે. અરે! તે બિચારા અભાગિયા પુરૂષો એ વૈકુઠલોકમાં જઈ શકતા નથી[૨૩] તે-મજ મારા જેવા દેવો પણ, જેમાં ધર્મ સહિત આત્મજ્ઞાન મેળવી શકેછે એવી મનુષ્યયોનિની ઈચ્છા રાખે છે, તે મનુષ્યજન્મ પામ્યા છતાં પણ, ભગવાન્‌ની માયાથી મોહ પામેલા જે પુરૂષો તેનુ આરાધન નથી કરતા તે પણ વૈકુઠલોકમાં જઇ શકતા નથી.[૨૪] દેવતાઓમાં શ્રેષ્ઠ ભગવાનની સેવાથી જેનાથી યમરાજ દૂર રહેછે, જેમનુ આચરણ ઈચ્છવા યોગ્ય છે તથા સર્વના સ્વામી એવા ભગવાન્‌ના યશની કથા પરસ્પર કરતા કરતા પ્રેમને આધીન થઇ જવાથી જેમનાં નેત્રમાં આનંદનાં જળ આવી જાયછે તથા શરીરે રૂવાડાં ઉભાં થાયછે, એ અમારાથી પણ ઉત્તમ ભક્તલોકો વૈકુઠલોકમાં જાયછે[૨૫] જગદ્‌ગુરૂ હરિ ભગવાને જેમાં વાસ કર્યોછે, સર્વ જગત્‌માં એક વંદન કરવા યોગ્ય, અલૌકિક વિચિત્ર દેવતાઓનાં વિચિત્ર વિમાનોની શોભાવાળા તથા અપૂર્વ એવા આ વૈકુઠલોકને અષ્ટાંગયોગના બળે કરીને પામીને, સનક આદિ મુનિઓ અત્યંત આનંદ પામ્યા[૨૬] તે વૈકુઠની શોભા જોવામાં આસક્ત ન થતા તે મુનિઓ છ ડોઢીઓ ઓળગીને સાતમી ડોઢીએ ગયા, ત્યાં સરખી અવસ્થાવાળા, જેમણે હાથમાં ગદા લીધી છે, ઉત્તમ બાજુબંધ, કુંડળ તથા મુગટ વડે સુંદર જેમનો વેષ છે, ચાર ભુજાઓની વચમાં રાખેલી મત્ત ભમરાઓવાળી માળાથી જે સુશોભિત છે, ને વાંકી ભમર, ચઢેલાં નસકોરાં, તથા રાતાં નેત્ર વડે કંઈક જેમના મુખ ઉપર ક્રોધ જણાયછે એવા બે દેવોને તેમણે દીઠા[૨૭-૨૮] તે બેય દ્વારપાળોના દેખતાં તે કુમારો જેમ પ્રથમની છ ડોઢીમાં પેઠા હતા, તેમ સુશોભિત વજ્ર જેવાં કમાડવાળી સાતમી ડોઢીના દરવાજામાં પેઠા, કેમકે પોતાની સમાન દૃષ્ટિથી જેમને કોઇ રોકતું નથી એવા તેઓ નિઃશંક થઈને જગત્‌માં ફરેછે[૨૯] ભગવાનના સ્વભાવથી ઉલટો જેમનો સ્વભાવ છે એવા ને બે ભગવાનના પ્રતિહારીઓએ વસ્ત્ર વગરના, વૃદ્ધ છતાં પણ પાંચ વર્ષની ઉમ્મરના લાગતા, આત્મતત્વને જાણનારા તથા રોકવાને યોગ્ય નહિ એવા ચાર સનક આદિ મુનિને, તેમના તેજની મશ્કરી કરીને છડીવતી અંદર જતા અટકાવ્યા.[૩૦] તે બે પ્રતિહારીઓએ દેવતાઓના દેખતાં તેઓને અટકાવ્યા ત્યારે અતિ પૂજ્ય હોવાથી તેમને ક્રોધ ચઢવો ઘટે નહિ, તોપણ ભગવાનનાં દર્શન કરવાની ઇચ્છામાં અડચણ થવાથી થોડા ક્રોધથી તુરત જેમનાં નેત્રમાં વિકાર થયો છે એવા તે મુનિઓ આ રીતે બોલ્યા.[૩૧]

સનકાદિ મુનિઓ કહેછે—ભગવાન્‌ની સર્વોત્તમ સેવાથી આ વૈકુઠલોકમાં આવીને રહેતા એવા સમદૃષ્ટિવાળા લોકોમાં કેટલાએકને પેસવા દેવા, ને કેટલાએકને નહિ પેસવા દેવા એવી તમારી વિષમદૃષ્ટિ કેમ છે? (કદી કહોકે 'સ્વામીની રક્ષા માટે એમ કરવુ એ સેવકનો ધર્મ છે' તો તેનો ઉત્તર એ કે) અહી માત્ર ભગવાનના ભક્તવિના કોઈ આવતુ નથી. વળી શાંત ભગવાનને કોઈની સાથે વિરોધ નથી, તોપણ કોઈ અંદર પેશી જશે એવી તમે શંકા લાવોછો માટે તમે જ કપટી છો[૩૨] ધીર પુરૂષો જ્યારે સર્વ જગત્ જેના ઉદરમાં છે એવા ભગવાનને વિષે પોતાનો ભેદ દેખતા નથી કિંતુ જેમ મઠાકાશ મહાકાશથી જુદું નથી, તેમ પોતાને પરમાત્માને વિષેજ દેખેછે, ત્યારે દેવના વેષધારી તમે ભગવાનના ઉદરથી અમને બહાર ગણીને તે ભગવાનને વિષેજ દ્વૈતબુદ્ધિથી થનારા ભયનો આરોપ કર્યા એ કાંઈ તમે ઠીક ન કર્યું.[૩૩] તે માટે વૈકુંઠ ભગવાનના ચાકર એવા તમે બેયનુ, આ સમયે શું શુભ કરવુ ઉચિત છે તે વિષે અમે વિચાર કરીએ (એમ કહી તેઓ બોલ્યા કે) તમે પરમાત્માથી બીજા જુદા છે એમ દ્વૈતબુદ્ધિ કરી, માટે અહીથી જ્યાં ભેદબુદ્ધિ કરનારાના કામ ક્રોધ તથા લોભ એ મોટા શત્રુઓ છે, તે લોકોમાં જાઓ[૩૪]

આ તેઓનું ભયંકર બોલવુ સાંભળીને તથા આ બ્રાહ્મણનો શાપ શસ્ત્રોના સમૂહથી પણ અનિવાર્ય છે, એમ જાણીને આવા ઋષિઓનો અપરાધ કરવામાં ઘણો ભય પામતા ભગવાનના બે અનુચરો અતિભય પામીને એ મુનિયોના ચરણોમાં સાષ્ટાંગ નમ-

સ્કાર કરી બોલ્યા કે,[૩૫] 'ઈશ્વરની આજ્ઞા ઉલ્લંઘન કરવારૂપ પાપને હરે એવો, અમો અપરાધી ઉપર આપે જે દંડ કર્યો તે યોગ્ય છે તે દંડ અમારી ઉપર ભલે હો, પરંતુ આપની કૃપાથી થયેલા લેશમાત્ર પસ્તાવાનેલીધે અમે અજ્ઞાનવાળી નીચી યોનિને પામીએ, તોપણ ભગવાનનાં સ્મરણનો નાશ કરનાર મોહ અમને થશો મા[૩૬] પોતાના અનુચરે મોટા પુરૂષનો અપરાધ કર્યો છે એમ જાણીને આર્યલોકોને પ્રિય તથા જેની નાભિમાંથી કમળ ઉત્પન્ન થયુંછે એવા ભગવાનનાં જે ચરણને મોટા મુનિ પરમહંસ શોધેછે, તે ચરણોવડે ભગવાન લક્ષ્મીસાથે ચાલતાં ચાલતાં તે ઠેકાણે પધાર્યા.[૩૭] હંસસરખા ધોળા પંખાઓના સુખ આપનારા પવનથી ઝુલતી, ધોળાંછત્રરૂપ ચંદ્રને ફરતી મોતીની શેરોરૂપ કિરણોમાંથી જેની ઉપર પાણીના છાંટા પડેછે, પોતાના દ્વારપાળ તથા સનક આદિ મુનિયો એ સર્વની ઉપર કૃપા કરવામાં જેનુ મુખ પ્રસન્નછે, જે ઈચ્છવા યોગ્ય ગુણોનુ સ્થાન છે, પ્રેમવાળી દૃષ્ટિથી ભક્તોને જે સુખ આપેછે, પોતાની શ્યામ તથા પહોળી છાતીમાં શોભતાં એવાં લક્ષ્મીજીવડે ભૂલોકથી તપલોક સુધીના સાતલોકની ઉપર મુકુટના મણિની પેઠે રહેલા પોતાના ધામરૂપ વૈકુંઠલોકને જે શોભાવેછે, મોટા નિતંબ ઉપર શોભતા કંદોરાવડે તથા ભમરાઓથી શબ્દાયમાન વનમાળાએ કરીને જે શોભેછે, સુંદર કાંડાંઓમાં જેને કડાં શોભેછે, ગરૂડના ખભાઉપર જેણે એક હાથ મૂકેલો છે તથા બીજે હાથે જે કમળ ફેરવેછે, પોતાની કાંતિવડે વીજળીને પણ ધિક્કાર કરતાં કુંડળોને પણ શોભાવનારાં ગંડસ્થળવાળુ તથા ઉપડતી નાસિકાવાળું જેનુ મુખ છે, મણિજડિત જેનો મુકુટ છે, ભુજાઓની વચમાં રહેલો અમૂલ્ય હાર તથા કંઠમાં જેને કૌસ્તુભમણિ શોભેછે, "ભગવાનનાં રૂપ આગળ લક્ષ્મીનો ગર્વ ગળી ગયો." એમ ભક્તોએ જેનાવિષે પોતાના મનમાં તર્ક કરેલો છે, જેના સૌંદર્યનો પાર નથી જે મારે માટે, શિવને માટે તથા હે દેવો ! તમારે સારૂ, પોતાની મૂર્તિ પ્રગટ કરેછે, તથા પોતાના સેવકોએ ચાલવામાં ઉપયોગી પાદુકા—છત્ર આદિ સામાન જેને અર્પણ કરેલછે, એવા સમાધિમાં ધ્યાન કરવાયોગ્ય પ્રત્યક્ષ પધારેલા ભગવાનનાંમુનિઓએદર્શનકર્યાં.તથાદર્શનકરવાથી જેમનાં નેત્રો તૃપ્તિ નથીપામ્યાં એવા તે મુનિઓએ આનંદથી મસ્તકવડે પ્રણામ કર્યા.[૩૮-૪૨] કમળસરખાં નેત્રવાળા ભગવાનનાં ચરણારવિંદના નખના કિરણરૂપ તંતુઓસાથે મળેલી તુલસીના ગંધના વાયુએ, તેમનાં નાકનાં છિદ્રવડે અંતરજઇને આનંદનો અનુભવ કરનારા મુનિયોના મનમાં ને શરીરમાં આનંદ ઉપજાવ્યો.[૪૩] તે મુનિયો સુંદર અધર અને ઉજ્વળ હાસ્યવાળા, નીલકમળના માંહેના ભાગસરખાં ભગવાનનાં મુખારવિંદની સામુ ઊંચુ જોઇને પોતાનો મનોરથ પૂરો થયા છતાં પણ નખરૂપ રાતા મણિ જેમાં રહ્યાછે, એવા ભગવાનનાં ચરણારવિંદને જોઇને વાર વાર તેઓ તેનું ધ્યાનકરવા લાગ્યા.[૪૪] યોગમાર્ગવડે ભગવાનનાં સ્વરૂપને શોધનારા પુરૂષોને ધ્યાનના વિષયરૂપ, તત્વને જાણનારાને ઘણો આદર કરવા યોગ્ય, આંખોને આનંદ આપનાર તથા બીજાને ન મળે એવી સ્વાભાવિક આઠ અણિમા આદિ સિદ્ધિવાળા આ પુરૂષના રૂપને દેખાડતા ભગવાનનીમુનિયોએઆપ્રમાણેસ્તુતિ કરી.[૪૫]

સનત્કુમાર કહેછે—હે અનંત ! જે આપ સર્વના તેમજદુરાત્માના પણ હૃદયમાં રહ્યા છતાં તેમના જાણવામાં નથી આવતા, તે હમણાંજ અમારી નજરનીપાસે આવ્યાછો, જે સમયે આપથી થયેલા અમારા પિતા બ્રહ્માએ અમારી આગળ આપનુ વર્ણન કર્યું, તેજ સમયે કાનનાં છિદ્રને માર્ગે અમારી બુદ્ધિમાં આપ પધાર્યા છો.[૪૬] હે ભગવન્ ! આપની કૃપાથી જાણેલા શ્રવણ આદિ નવ પ્રકારની ભક્તિરૂપ ઉપાયવડે, શુદ્ધ સત્વગુણી અહંકાર રહિત તથા વૈરાગ્યવાળા મુનિઓ જે આત્માના સ્વરૂપને હૃદયમાં જાણેછે તે આત્માનું રૂપ, સત્વગુણી મૂર્તિવડે ક્ષણે ક્ષણે ભક્તો ઉપર પ્રીતિ કરતા એવા આપ છો, એમ અમે જાણીએ છીએ.[૪૭] હે ભગવન્ ! મનોહરપણાથી અને પાવનપણાને લીધે ગાવા લાયક કીર્તિવાળા આપ ભગવાનની કથાના

રસને જાણનારા અને તમારા ચરણમાં રહેલા મહાત્માઓ, આપના મોક્ષરૂપ પ્રસાદને પણ નથી ગણતા, તો તમારી કરડી નજરથી જેમાં ભય છે, એવા સ્વર્ગને કેમ ગણે? ૪૮ જો અમારૂં ચિત્ત ભમરાની પેઠે તમારા ચરણકમળમાં રમે, ને અમારી વાણી તમારા ચરણની શોભાથી શોભા પામે, અને અમારા કાન તમારા ગુણવડે પૂરાય તો ભલે, અમારાં પાપવડે અમારો જન્મ નીચ યોનિમાં થાય. ૪૯ હે વિશાળ યશવાળા! જે આ રૂપ આપે પ્રકટ કર્યું તેથી અમારી દૃષ્ટિઓ નિવૃત્તિ પામી હે ઇશ્વર! જે આપ, ઇંદ્રિયો જેમને વશ નથી એવા પુરૂષો આગળ પ્રગટ થતા નથી તોપણ આવી રીતે પ્રકટ થયાછો, તેને અમે નમીએ છીએ. ૫૦

प्रादुश्चकर्थ यदिदं पुरुहूतरूपं
तेनेशनिर्वृतिमवापुरलंदृशोनः ॥
तस्माइदंभगवतेनमइद्विधेम
योऽनात्मनांदुरुदयोभगवान्प्रतीत ॥५०॥

ઇતિશ્રીમદ્‌ મહાપુરાણ ભાગવતના તૃતીય સ્કંધનો ૧૫ મો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૬ મો.*

### સનકાદિકોએ જયવિજયની ઉપર કરેલો અનુગ્રહ.

ब्रह्मोवाच

इतितद्गृणतांतेषां मुनीनांयोगधर्मिणां ॥
प्रतिनंद्यजगादेदं वैकुंठनिलयोहरि ॥

બ્રહ્મા કહેછે-યોગમાર્ગે ચાલનારા તથા એ પ્રમાણે ભગવાનૂની સ્તુતિ કરતા એવા સનક આદિનાં વચનોની પ્રશંસા કરીને, વૈકુંઠવાસી ભગવાને તેમને આવી રીતે કહ્યું-૧

શ્રીભગવાન કહેછે-મારા પાર્ષદ આ જયવિજયે મને હલકો ગણીને જે તમારૂં અપમાન કર્યું, અને મારા ભક્ત એવા તમોએ તેઓને દંડ આપ્યો, તે દંડ હેમુનિઓ! તમારો દેવતાઓનો અપરાધ કર્યો માટે હુ પણ માન્ય રાખુ છુ. ૨-૩ બ્રાહ્મણ મારૂં પરમદૈવત છે, માટે તમને હુ પ્રસન્ન કરી તમારો ક્રોધ મટાડુ છું, અને મારા માણસે તમારૂં અપમાન કર્યું માટે મેજ અપમાન કર્યું એમ માનુ છુ. ૪ પોતાના ચાકરે કઈઅપરાધ કર્યાથી ચાકરનાં નામસાથે 'અમુક માણસના ચાકરે આવી જાતનો અપરાધ કર્યો,' એમ જે પુરૂષનું નામ લોકો લેછે, તે પુરૂષની કીર્તિનો આ અપવાદ, જેમ કોઢ આદિ રોગ ચામડીને બગાડેછે તેમ નાશ કરેછે ૫-૬ જેનો અમૃતસરખો નિર્મળ યશ કાનમાં જવાથી ચાંડાળ સુધીને પણ જગત્‌ને પવિત્ર કરેછે, તથા જે હું વિકુંઠ એટલે ક્યાંઈ કોઇપણ બાબતમાં પરાભવ નથી પામતો એમ કહેવાઉ છુ, એ સર્વ પવિત્ર કીર્તિ મને તમારાથીજ મળી છે, માટે તમારાથી ઉલટી ચાલતી મારી ભૂજા હોય તોપણ તેને જરૂર કાપી નાખુ. ૬ તમલોકોની સેવાથી મારા ચરણની રજ પવિત્ર છે, હુ તત્કાળ સર્વનાં પાપનો નાશ કરૂંછું તથા સદાચરણી છુ, અને જે લક્ષ્મીની પોતાની ઉપર જરા પણ દૃષ્ટિ પડવાની ઈચ્છાથી બ્રહ્મા આદિ દેવો પણ અનેક નિયમો ધારે છે, તે લક્ષ્મીથી હુ વિરક્ત છતાં પણ, તે મને છોડતી નથી, એ પણ તમારીજ સેવાનુ ફળ છે ૭ વળી મનેઅર્પણ કરેલાં કર્મનાં ફળવડે સંતોષ પામેલા તથા જેમાંથી ઘી ટપકેછે એવા અન્નના કોળિયા ભરતા બ્રાહ્મણોનાં મુખદ્વારા જેવો બલિ હુ ખાઉ છું, તેવો યજ્ઞમાં યજમાનનું ચરૂ પુરોડાશ આદિ બળિ અગ્નિના મુખદ્વારા ખાતો નથી. ૮ જેનુ ચરણોદક શિવસહિત સર્વ લોકને પવિત્ર કરેછે, તથા અખંડ અને પરાભવ નહિ પામેલી યોગમાયાના વિલાસરૂપ જેની સમૃદ્ધિ છે, એવો હું પણજે બ્રાહ્મણોનાં નિર્મળ ચરણકમળની રજ મુગટ ઉપર ધારણ કરૂંછુ, તે બ્રાહ્મણો કદી અપરાધ કરે તોપણ તેમનો અપરાધ કોણ ન સહન કરે? ૯ બ્રાહ્મણો, ગાયો તથા અનાથ પ્રાણીઓજ મારાં અંગ છે, તેમને પાપથી જેમનું જ્ઞાન નાશ થયું

---

* હરિએ શાપ પાડેલા તથા પસ્તાયેલા સનક આદિ ઋષિયોએ જય વિજયનો અસુરયોનિમાં પણ અનુગ્રહ કર્યો, એ કથા આ સોળમા અધ્યાયમા કહેવાશે.

છે એવા જે પુરૂષો મારાથી જુદાં દેખેછે, તેમને યમરાજના સર્પસમાન ક્રોધવાળાં ગીધ પક્ષીઓ ક્રોધ કરીને ઠોલેછે.[૧૦] કઠોર વાણી બોલતા બ્રાહ્મણોને પણ જેઓ મારા તુલ્ય ગણીને તેમને પ્રસન્ન મનથી તથા હસતા મુખકમળસહિત પૂજા કરે છે એટલે માન આપેછે, તથા જેઓ પિતાની પ્રત્યુત્ર સ્તુતિ કરે તેમ મધુર વાણીવડે તેમની સ્તુતિ કરેછે, તથા માનપૂર્વક તેમને બોલાવેછે, તેમણે મને વશ કર્યો છે.[૧૧] તે માટે પોતાના સ્વામીના અભિપ્રાયને ન જાણતા એવા તે જય તથા વિજય, તમારા અપરાધનું ફળ ભોગવીને તુરત મને પ્રાપ્ત થાઓ. અને તેમની ઉપર હુ એટલો અનુગ્રહ કરૂંછુ કે એ બે મારા અનુચરના મારાથી થયેલા વિયોગનો થોડા વખતમાં અંત આવો.[૧૨]

બ્રહ્મા કહેછે—એ પછી ભગવાનની મંત્રના પ્રવાહ જેવી મધુર તથા થોડી છતાં ભારે અર્થવાળી અને અતિગંભીર વાણી કાન દઇને તે ક્રોધે ભરાયેલા મુનિઓ સાંભળેછે તથા તે વિષે વિચાર કરેછે, તો પણ શુ ભગવાન આ વચનથી અમારાં વખાણ કરેછે અથવા અમને નિંદેછે, અથવા અમારા કરેલા દંડમાંથી કઇ ઓછો કરેછે કે શુ કરવા ધારેછે,' એ કાંઈ તેઓ સમજી શક્યા નહી [૧૩—૧૪] (ઘણીવારે જાણ્યું કે ભગવાન સ્તુતિ કરેછે, ત્યારે) રૂંવાડાં જેમનાં ઉભાં થયાં છે એવા મુનિઓ રાજી થઇને યોગમાયાથી જેણે ઐશ્વર્ય દેખાડયુ છે, એવા ભગવાન પ્રત્યે હાથ જોડીને બોલ્યા.[૧૫]

મુનિઓ કહેછે—આપ સર્વના ઇશ્વર થઇને 'મારી ઉપર તમે અનુગ્રહ કર્યો' એવાં નમ્રતાનાં વચન બોલોછો, માટે હે ભગવાન ! આપ શું કરવા ધારોછો તે અમે જાણી શકતા નથી.[૧૬] હે દેવ ! બ્રાહ્મણ જેને પ્રિય છે એવા આપનું દૈવત બ્રાહ્મણ છે, તથા બ્રાહ્મણો તથા દેવોનુ દૈવત તથા આત્મા આપ ભગવાન છો.[૧૭]સનાતન ધર્મ આપથી થયોછે આપ અવતારો ધરીને તેની રક્ષા કરોછો, તથા ધર્મનુ વિકારરહિત અને ગુપ્ત મુખ્ય ફળ આપ છો.[૧૮] જેના અનુગ્રહથી વૈરાગ્ય પામેલા તથા યોગી પુરૂષો શ્રમવિના જન્મમરણથી મુક્ત થાયછે, તે આપની ઉપર અમારા જેવા બીજા લોકો અનુગ્રહ કરે એ વાત શુ સંભવેછે ? અર્થાત્ એ વાત સંભવેજ નહીં.[૧૯] સુકૃતિ પુરૂષે ચરણમાં અર્પણ કરેલી તુલસીની નવી માળા જેનું રહેવાનું ઠેકાણુ છે, એવા ભમરાના સ્થાનરૂપ ભગવાનના ચરણની ઇચ્છા રાખતાં હોય તેવાં, તથા બીજા ધનની ઈચ્છાવાળા પુરૂષોએ જેના ચરણની રજ માથાઉપર ચઢાવેલી છે એવાં લક્ષ્મી જેને વારંવાર સેવેછે.[૨૦] જેને પોતાના ભક્તોમાંજ આસક્તિછે, તથા શુદ્ધ આચરણવડે સેવા કરતાં એવાં લક્ષ્મીનો જે ઘણો આદર નથી કરતા તે આપને માર્ગમાં બ્રાહ્મણોના ચરણની રજ તથા શ્રીવત્સ નામનુ ચિન્હ શું પવિત્ર કરેછે ? સારાંશ કે નથી કરતાં. ત્યારે ભજવાયોગ્ય ગુણના આશ્રયરૂપ એવા આપ તે બંનેને ભૂષણરૂપે શામાટે ધારણ કરી રહ્યાછો ? હે ભગવાન! આપ અમને આટલુ બધું માન આપોછો તેનુ કારણ એવું લાગેછે કે આપનો દાખલો લઈ સર્વ અમને માન આપે[૨૧] હે ત્રણ યુગમાં પ્રકટ થનારા ભગવાન ! ધર્મરૂપ એવા આપના તપ, પવિત્રતા તથા દયા, એ ત્રણ ચરણવડે, બ્રાહ્મણ તથા દેવતાના પ્રયોજનને માટે આ સ્થાવર-જંગમરૂપ જગત્‌ની રક્ષા કરોછો, માટે આપના એ ચરણને નાશ કરનારા અમારા રજોગુણ તથા તમોગુણને વરઆપનારાં સત્વગુણી શરીરવડે નાશ કરો.[૨૨] હે દેવ ! શ્રેષ્ઠ પુરૂષ આપજ , રક્ષણ કરવા યોગ્ય બ્રાહ્મણજાતિનુ તેની સારી રીતે પૂજાવડે તથા મધુર અને સત્યવાણીવડે આપ રક્ષણ ન કરો તો આપે પ્રવર્તાવેલા કલ્યાણકારી વેદ માર્ગનો જરૂર નાશ થાયજ, કારણ કે સર્વથી શ્રેષ્ઠ આપ છો, માટે લોકો આપનાં આચરણને પ્રમાણ તરીકે ગણે.[૨૩] માણસોનુ ક્ષેમ કરવાની ઇચ્છાવાળા તથા જેણે પોતાની રાજા આદિ શક્તિથી ધર્મના વિરોધીઓને જડમૂળમાંથી ઉખેડી નાંખ્યાછે. એવા સત્વ ગુણના નિવાસરૂપ આપને વેદ માર્ગ નાશ થવો એ વાત

ગમતી નથી. અને ધર્મની રક્ષાને માટે બ્રાહ્મણો તરફ નમ્રભાવ બતાવવામાં આપના તેજની હાનિ નથી. એ તો માત્ર જગતને પાળનારા એવા આપનો વિનોદછે.[24] હે પ્રભુ! આ જયવિજયને બીજો દંડ આપવા ધારતા હો અથવા તેમની અધિક જીવિકા કરી આપતા હો તો તે અમે નિષ્કપટ મનથી માન્ય કરીએ છીએ, અને આ નિરપરાધી જય વિજયને અમે શાપ આપ્યો માટે અમને પણ યોગ્ય દંડ આપો.[25]

શ્રીભગવાન કહેછે–ક્રોધના વેગથી વૃદ્ધિ પામેલી ચિત્તની એકાગ્રતાથી જેણે યોગ દૃઢ કર્યોછે એવા આ જય વિજય, દૈત્યની યોનિને ભોગવીને તુરત પાછા મારી પાસે આવશે. હે બ્રાહ્મણો! જે શાપ તમે ઠેરવ્યો છે, મે પણ તેજ ઠેરવ્યો છે એમ તમે સમજો.[26]

બ્રહ્મા કહે છે– સનકઆદિ મુનિઓ નેત્રને આનંદ આપનારા વૈકુંઠલોકને જોઇને, સ્વયપ્રકાશ વૈકુંઠભગવાન્નાં દર્શન કરીને તથા ભગવાન્ને પ્રણામ કરી પ્રદક્ષિણા કરીને અને તેમની રજા લઇને, ભગવાન્ની શોભાનાં વખાણ કરતા કરતા વૈકુંઠલોકમાંથી ગયા [27–28] પછી ભગવાને પોતાના દ્વારપાળ જયવિજયને કહ્યું કે 'તમે ભય પામો નહિ, તમારૂ કલ્યાણ થાઓ હું સમર્થ છું, તોપણ બ્રાહ્મણનો શાપ મિથ્યા કરવાને ઈચ્છતો નથી, માટે તે શાપ મે પણ માન્ય રાખ્યો છે.[29] વૈરભાવે કરીને મારે વિષે થયેલી વૃત્તિની એકાગ્રતાથી બ્રાહ્મણનો શાપ ભોગવીને થોડા સમયમાં તમો ફરી મારી પાસે આવશો.[30] દ્વારપાળને એ રીતે આજ્ઞા આપીને, વિમાનની માળાઓથી શોભીતાં તથા સર્વ અધિક શોભાવાળાં પોતાનાં મંદિરમાં ભગવાન્ પધાર્યા.[31] ત્યાર પછી દેવોમાં શ્રેષ્ઠ એ બે જય વિજય, અનિવાર્ય બ્રાહ્મણના શાપથી તેજહીન તથા ગર્વરહિત થઈ વૈકુંઠમાંથી નીચે પડયા [32] હે દેવો! વૈકુંઠલોકમાંથી તે બેને પડતા જોઈ વિમાનોમાં બેઠેલા લોકોમાં તે સમયે મોટા હાહાકાર થયો.[33] હમણાં એ બે ભગવાન્ના મોટા પાર્ષદો કશ્યપના ઉગ્રવીર્યને પામી દિતિના ગર્ભમાં આવ્યાછે.[34] એ બે અસુરના તેજથી તમારૂં તેજ ઝાંખું પડયું છે, અને ભગવાનજ આમ કરવાને ઈચ્છેછે.[35] જે જગત્ની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયના કારણરૂપ છે, જે સર્વના આદિ છે, તથા યોગેશ્વરોથી પણ જેની યોગમાયાનો અંત આવતો નથી, તે ત્રણ ગુણના સ્વામી ભગવાન્ સત્વગુણની વૃદ્ધિની વખતે આપણુ કલ્યાણ કરશે. ભગવાને જે કરવા ધાર્યું હોય તેમાં આપણો વિચાર કઇ કામ આવે તેમ નથી.[36]

विश्वस्य यः स्थितिलयोद्भवहेतुराद्यो
योगेश्वरैरपि दुरत्यययोगमायः ॥
क्षेमं विधास्यति स नो भगवांस्त्र्यधीश
स्तत्रास्मदीयविमृशेन कियानिहार्थः ॥ ३६ ॥

ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો ૧૬ મો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૭ મો.*

### હિરણ્યાક્ષ તથા હિરણ્યકશિપુનો જન્મ અને હિરણ્યાક્ષનાં પરાક્રમો.

॥ मैत्रेय उवाच ॥

निशम्यात्मभुवा गीतं कारणं शंकयोज्झिताः ॥
ततः सर्वे न्यवर्तत त्रिदिवाय दिवौकसः ॥ १ ॥

મૈત્રેય કહેછે–બ્રહ્માએ કહેલું અંધારૂ થવાનું કારણ સાંભળીને જેમનો સંદેહ દૂર થયોછે એવા બધા દેવો સ્વર્ગમાં ગયા.[1] પતિની આજ્ઞાથી દેવોને પોતાના પુત્રોથી ભય થવાની શંકા લાવતાં દિતિએ સો વર્ષ પૂરાં થયા પછી બે પુત્રને (બેલડાંને) જન્મ આપ્યો.[2] એ બે દિતિના પુત્રના જન્મની વખતે સ્વર્ગ, આકાશ તથા અંતરિક્ષમાં લોકોને મોટો ભય ઉપજાવનારા ઉત્પાત થવા લાગ્યા [3] પર્વતોસહિત પૃથ્વી કંપવા માંડી; દિશાઓ સઘળી બળવા લાગી, ઉલ્કાની સાથે વજ્રપાતો થવા માંડયા, પીડાકારી ધૂમકેતુઓ ઉગવા લાગ્યા,[4] વંટોળીઓ જેની સેના છે તથા જેમાં ધૂળરૂપ ધ્વજા છે એવો અને વૃક્ષોને ઉખે-

---

* આ સત્તરમા અધ્યાયમા, હિરણ્યાક્ષ તથા હિરણ્યકશિપુના લોકને ભય કરનારા જન્મની વાત તથા દિગ્વિજયમાં હિરણ્યાક્ષનાં અદ્ભુત પરાક્રમની વાત આવશે.

ડી નાખતો એવો ખમી ન શકાય એવા સ્પર્શ-વાળો પવન વાવા લાગ્યો[૫] હસતી હોય તેવી વીજળીવાળાં વાદળાંની અંધકારવાળી ઘટાથી જેમાં સૂર્ય આદિ ગ્રહો દેખાતા નથી એવા આકાશમાં જરાપણ માર્ગ દેખાતો ન હતો.[૬] સમુદ્ર પણ ઉદાસ થયો હોય તેમ ઉછળતો હતો અને ગાજતો હતો, તેથી તેની અંદરનાં મધર આદિ પ્રાણીઓ વ્યાકુળ થયાં હતાં, જેમાંથી કમળ સૂકાઈ ગયાંછે એવી જળાશયસહિત નદીઓ ઉછળવા લાગી.[૭] રાહુએ ગળેલા સૂર્ય ચંદ્રને ફરતાં કુંડાળાં પડયાં હતાં, વાદળાં વિના એ વખતે ગર્જના થતી હતી તથા ગુફાઓમાંથી રથ ચાલતો હોય તેવો ગડગડાટ થતો હતો.[૮] ગામડાંઓમાં જેમના મોઢામાંથી બળતો અગ્નિ નીકળેછે એવી શિવાઓ,* શિઆળના તથા ઘૂડના શબ્દસાથે અમંગળ સાદ કાઢતી હતી[૯] જ્યાં ત્યાં કુતરાંઓ ડોક ઉંચી કરીને ગાતાં હોય અથવા રોતાં હોય તેમ અનેક રીતે ભસતાં હતાં[૧૦] હે વિદુર! પોતાની અતિ કઠોર ખરીને પૃથ્વીઉપર પછાડતાં ઉન્મત્ત ગધેડાંઓ ભુંકતાંભુંકતાં ટોળાંબંધ આમ તેમ દોડતાં હતાં[૧૧] ગધેડાંના અવાજથી ભય પામેલાં પંખીઓ પોતાના માળા છોડી પોતપોતાની જાતિનો શબ્દ કરતાં આકાશમાં ઉડતાં ફરતાં હતાં, ને નેહમાં+ તથા વગડામાં પશુઓને ભયને લીધે મળ મૂત્ર ચાલ્યાં જતાં હતાં[૧૨] ગાયો પણ ભય પામી, તથા તેમને દોહોતાં દૂધને બદલે લોહી નીકળતું હતું, વાદળાંમાંથી પરૂનો વરસાદ થતો હતો, દેવતાની મૂર્ત્તિઓ રોતી હતી, વાયુ વિના ઝાડ જમીન ઉપર પડી જતાં હતાં,[૧૩] ગુરૂ બુધ આદિ ગ્રહનેતથા નક્ષત્રોને મંગળઆદિ ક્રૂર ગ્રહો ઓળંગતા હતા અને તેઓનું પરસ્પર યુદ્ધ થતું હતુ[૧૪] આ વિના પણ કેટલાએક બીજા ઉત્પાત જોઈને સનક આદિ વિના તેના કારણથી અજાણી સઘળી પ્રજાએ ધાર્યુ કે જરૂર હવે જગતનો પ્રલય થવાનો કાળ આવ્યોછે.[૧૫]

પ્રથમથીજ જેમનું પરાક્રમ પ્રસિદ્ધ છે એવા તે બે આદિ દૈત્યો પર્વતની પેઠે પથ્થર જેવા કઠણ શરીરથી વૃદ્ધિ પામ્યા[૧૬] તેમના માથાના મુગટની અણી આકાશમાં અડેછે, તેમનાં શરીરના વિસ્તારથી દિશાઓ રૂંધાએલી છે, તેમની ભુજાઓમાં બાજુબંધ શોભેછે, અને પોતાના ચરણવડે પગલે પગલે પૃથ્વીને કંપાવેછે, એવા અને સુંદર કટિમેખળાવાળી કેડવાળા એ બે ભાઇઓ સૂર્યને પણ ઓળંગીને રહ્યા છે[૧૭] પ્રજાપતિ કશ્યપે બન્ને દીકરાનાં નામ પાડયાં. એ બેમાંથી પોતાના શરીરથી જે પ્રથમ ઉત્પન્ન થયો તેને લોકો હિરણ્યકશિપુ જાણેછે, તથા દિતિએ જેને પ્રથમ જન્મ આપ્યો તેને હિરણ્યાક્ષના નામથી જાણેછે[૧૮] બ્રહ્માના વરથી જેનું કોઇથી મૃત્યુ નથી એવા ઉદ્ધત હિરણ્યકશિપુએ પોતાની ભુજાથી ત્રિલોકીને તેમના પાળકોસહિત વશ કરી[૧૯] નિરંતર મોટા ભાઇનું હિત કરનાર હિરણ્યાક્ષ, હાથમાંગદા લઇનેયુદ્ધને શોધતોશોધતો લડાઇની ઇચ્છાથી સ્વર્ગમાં ગયો.[૨૦] જેના પગમાં સોનાનાં ઝાંઝર વાગેછે, વૈજયંતી માળા જેણે પહેરી છે, તથા ખભા ઉપર જેણે મોટી ગદા રાખી છે એવા શૌર્ય, વીર્ય તથા વરને લીધે ગર્વિષ્ઠ, અસહ્ય તેજવાળા, નિરંકુશ તથા નિર્ભય હિરણ્યાક્ષને જોઈને ગરૂડથી ભય પામી સર્પ સંતાઈ જાય તેમ ભય પામેલા દેવો સંતાઈ ગયા[૨૧-૨૨] પોતાના તેજથી ઝાંખા પડી ગયેલા ઇંદ્રાદિ દેવોને સંતાઇ ગયેલા જોઇને 'તેઓ ઉન્મત્ત છે, તેમનામાં કાંઈ બળ નથી' એમ ગણી દૈત્યના રાજા હિરણ્યાક્ષે મોટી ગર્જના કરી[૨૩] પછી સ્વર્ગથી પાછોવળી મહા બળવાન્ હિરણ્યાક્ષ, ક્રીડાને માટે ભયંકર રીતે ઘુઘવતા ગંભીર સમુદ્રમાં ઉન્મત્ત હાથીની પેઠે પેઠો.[૨૪] માંહે પેઠો ત્યારે વરૂણના સૈનિકો જળજંતુઓ, ભયને લીધે ગભરાટ પામ્યા, તથા માર્યાવિના પણ તેના તેજથી પરાભવ પામી ઘણે દૂર ભાગી ગયા[૨૫] તે પવનના વેગથી આવતાં મોજાઓને પોતાની લોઢાની ગદાએ કરીને કાપતો કાપતો ઘણાં વર્ષ સુધી સમુદ્રમાં ફર્યો. એમ કરતાં કરતાં

---

* શિવા એક શિયાળની જાત છે તેમને ઘણાખરા લોક ક્યાહુડી કહેછે. + ઢોરઢાખરને રહેવાની વગડામાની જગ્યાને નેહ કહેછે.

હે વિદુર ! તે વરૂણની વિભાવરી નામની નગરીમાં આવી પહોંચ્યો.[૨૬] ત્યાં પાતાળના પાળનારા જળચર પ્રાણીના સ્વામી વરૂણને જોઇને તેની મશ્કરી કરવામાટે, નીચની પેઠે નમીને જરા મોઢું મલકાવી હિરણ્યાક્ષ બોલ્યો કે 'અધિરાજા ! આપ મને યુદ્ધ આપો.[૨૭] આપ મોટા લોકપાળ છો, આપનો યશ મોટો છે, તથા ઉન્મત્ત અને પોતાને શૂરવીર માનનારાનાં પરાક્રમને નાશ કરનારા છો. અને તમે પૂર્વે દૈત્ય દાનવોને જીતીને રાજસૂય યજ્ઞ કર્યો છે[૨૮] એ પ્રમાણે મદોન્મત્ત શત્રુએ પોતાની ઘણી મશ્કરી કરી, ત્યારે ભગવાન્ વરૂણે પોતાને ચઢેલા ક્રોધને વિચારદૃષ્ટિથી સમાવીને કહ્યુ કે 'હે દૈત્ય ! અમે હવે શાંત થયા છીએ[૨૯] હે દૈત્યરાજ ! પુરાતન પુરૂષ ભગવાન્ વિના યુદ્ધના પ્રકારોમાં કુશળ એવા તમને પ્રસન્ન કરે એવા કોઇ પણ બીજા પુરૂષને હુ દેખતો નથી. જેને તારા જેવા મનસ્વી પુરૂષો સ્તુતિ કરેછે, તે ભગવાન તારી ઈચ્છા પૂરી કરશે[૩૦] જે તારા જેવા દુષ્ટ પુરૂષોના નાશને માટે તથા સત્પુરૂષોઉપર અનુગ્રહ કરવાની ઇચ્છાથી વરાહ આદિ અવતાર ધરેછે, તે ભગવાનની સામો થઇને ગર્વ તજી તુ કૂતરાંઓથી વિંટાએલો રણશય્યામાં સૂઈશ[૩૧]

तंवीरमारादभिपद्यविस्मयः
शयिष्यसेवीरशयेश्वभिर्वृतः ॥
यस्त्वद्विधानामसतांप्रशांतये
रूपाणिधत्तेसदनुग्रहेच्छया ॥ ३१ ॥

ઇતિ શ્રીમદ્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધમાં 'હિરણ્યાક્ષવધ' નામનો ૧૭ મો અધ્યાય સંપૂર્ણ

---

## અધ્યાય ૧૮ મો.*

## હિરણ્યાક્ષ અને વરાહનું યુદ્ધ.

॥ मैत्रेयउवाच ॥

तदेवमाकर्ण्य जलेशभाषितं
महामनास्तद्विगणय्य दुर्मद
हरेर्विदित्वा गतिमंग नारदा
द्रसातलंनिर्विविशेत्वरान्वितः ॥ १ ॥

મૈત્રેય કહેછે—હે વિદુર ! આ પ્રમાણે વરૂણની વાણી સાંભળીને મોટા મનવાળો અને અતિ છકી ગયેલો હિરણ્યાક્ષ, 'તુ કૂતરાંથી વીંટાએલો રણશય્યામાં સૂઈશ ' એવાં વરૂણનાં વચનનો તિરસ્કાર કરીને, નારદ પાસેથી ભગવાન્ના સમાચાર જાણી ઉતાવળથી રસાતળમાં પેઠો.[૧] તે રસાતળમાં જયને મેળવનારા, ધરતીને ધારણ કરનારા, આગલી દાઢની અણીવડે સારી રીતે પૃથ્વીને ઉપર લઇ આવતા રતાશની શોભાવાળી આંખથી પોતાના+ તેજને ઝાંખુ પાડતા ભગવાન્ને જોઈને મશ્કરીથી બોલ્યો કે અહો ![†] આ તો પાણીમાં ફરનારો વરાહ છે.[૨] પછી ભગવાન્ને કહ્યુ કે 'હે અજ્ઞ ! અહી આવ, અને પાતાળમાં રહેવાવાળા અમને બ્રહ્માએ આપેલી આ પૃથ્વીને તુ છોડી દે. હે દેવતાઓમાં અધમ'

---

* આ અઢારમા અધ્યાયમા, દેવતાઓને ક્ષોભ પમાડે તેવુ હિરણ્યાક્ષનું અને પૃથ્વીને ધારણ કરનારા વરાહાવતારનું નિર્વિશેષ યુદ્ધ વર્ણવાશે.

\+ હિરણ્યાક્ષના † હિરણ્યાક્ષે વરાહાવતારને અપમાન આપવા માટે વચનો કહ્યા, પરતુ તેના મુખમા રહેલા સરસ્વતી દેવીએ તે વાક્યો સ્તુતિરૂપ થાય તેમ બોલાવ્યા જેમ કે–'અરે ! જેને યોગીઓ ગોતવા કરેછે અથવા જે દડ દેવા માટે દુષ્ટોને ગોતેછે, તે જળમા પોઢનારા આ નારાયણ છે આમ આશ્ચર્યથી હસીને પછી ભગવાન્ને કહ્યુ કે 'લીલાવડે સુકરનો વેશ જેણે લીધેલોછે, એવા હે દેવતાઓમા ઉત્તમ ' તમે મારૂ અપમાન કરીને આ પૃથ્વીસહિત અમારા સર્વ મગળરૂપ રાજ્યને પામશો એમા કઇ સદેહ નથી તોપણ હે સર્વજ્ઞ ! અહી પધારો અને પાતાળમા રહેવાવાળા અમોને બ્રહ્માએ આપેલી આ પૃથ્વીને આપ અમારી ઉપર કૃપા કરીને મેલી ઘો' જે તમે માયાવડે કરીને દૂરથીજ અસુરોને જીતોછો, તે તમે શુ અમારા શત્રુઓએ મોક્ષ પામવામાટે ધારણ કરાયા છો ? અર્થાત્ મોક્ષ મેળવવા માટે દેવતાઓ તમારો આશ્રય કરેછે. હે મૂઢને પણ પાળનારા ! ચિંતવન ન કરી શકાય એવુ જેનુ યોગમાયારૂપ બળ છે અને સર્વ પરાક્રમ જેથી નીચા છે એવા આપને સારી રીતે હૃદયમા સ્થિર કરીને મારા સગાસબધીના સસારના દુખને હુ નાશ કરીશ, કેમકે જે આપનુ સ્મરણ કરેછે તેના બાંધવોને પણ આપ સસારના દુખથી છોડાવો છો. મારા હાથથી પડેલી ગદાથી પણ જેના માથાને આઘ નથી આવ્યો એવા તમે કુશળ રહ્યા છો, એટલે તમને બલિદાન આપનારા સર્વે ઋષિઓ અને દેવતાઓ વગર મેહેનતે દઢ મૂળવાળા એટલે કોઈ કશો પરાભવ ન કરી શકે એવા થશે.

હે સૂવરના જેવી આકૃતિવાળા! આ પૃથ્વીસાથે મારી નજર આગળથી તું કુશળ જવાનો નથી [૩] માયાવડે કપટ કરીને જયને મેળવનારો જે તું અસુરોને હણેછે, તે તને અમારો નાશ પમાડવા માટે અમારા શત્રુઓએ શુ ઉછેર્યોછે ! હે મૂઢ ! યોગમાયાનાં બળવાળો અને એટલાજમાટેહીણબળવાળોએવોતુ તેનેમારીને હુ મારાં સગાં સબધીનો શોક ટાળીશ.[૪] અમારા હાથથી છુટેલી ગદાથી જેનુ માથુ છુદાઇ ગયુંછે એવો તું મરણ પામીશ, એટલે પછી જેઓ તને બલિદાન આપનારા ઋષિઓ અને દેવતાઓછે, તે સર્વે વગર મેહેનતે મૂળવગરના થઇ જશે.[૫] ×શત્રુનાં વચનરૂપ બાણોથી દુખ પામતા તે વરાહાવતાર ભગવાન, પોતાની દાઢની અણીઉપર રહેલી પૃથ્વીને ભય પામેલી જાણીને, શત્રુનાં દુષ્ટ વચનની વેદનાને સહન કરતા જેમ ગ્રુડથી પીડાયેલો હાથી હાથણીસહિત તળાવમાંથી બહાર નીકળે, તેમ પાણીમાંથી બહાર નીકળ્યા [૬] *મગરમચ્છ જેમ હાથીની પાછળ દોડે, તેમ પાણીમાંથી બહાર નીકળતા તે વરાહની પાછળ દોડતો, સોનાસરખા પીળા કેશવાળો, ભયકર દાઢવાળો, વજ્ર સરખી ગર્જના કરતો તે દૈત્ય બોલ્યોકેલાજવગરનાઅસત્પુરૂષોને ન કરવાનુ શું છે ? અર્થાત કાંઇપણ ન કરવાનુ નથી; કેમકે તેને નિંદાનો ભય હોતો નથી.[૭] હિરણ્યાક્ષના દેખતાં બ્રહ્માએ સ્તુતિ કરતા અને દેવતાઓએ ફૂલવડે વધાવાતા તે વરાહાવતાર ભગવાન પૃથ્વીને પાણીની સપાટી ઉપર મેલીને તેમાં પોતાની આધારશક્તિ મૂકી.[૮] પછી પાછળ લાગેલા, સોનાનાં ઘરેણાંવાળા, મોટી ગદાવાળા, સોનાનાં નકસીદાર કવચવાળા અને નઠારાં વચનોથી વારવાર મર્મસ્થાનને ભેદી નાંખતા, તે હિરણ્યાક્ષપ્રત્યે અતિ +તપી ગયેલા ભગવાન હસતા હસતા બોલ્યા.[૯]

શ્રીવરાહ કહેછે—હે દુષ્ટ હિરણ્યાક્ષ ! તુ કહેછે તે ખરૂ છે કે અમે વનમાં ફરનારા સૂવર છીએ, તોપણ તારા જેવા કૂતરાને ગોતીએ છીએ. મૃત્યુના બધનથી બધાયેલો જે તું તેના આવી જાતના બડબડાટનો વીર પુરૂષો આદર કરતા નથી [૧૦] અમે આ રસાતાળમાં રહેનારા લોકોની થાપણરૂપ પૃથ્વીને લઈ જઈએ છીએ, લાજવગરના છીએ, તારી ગદાએ અમને નસાડયાછે, તથા અશક્ત છીએ, તોપણ લાચાર થઈ તારી સામા ઉભા છીએ, કેમકે તારી બળવાનની સાથે વેર કરીને અમે કયાં જઇએ ?[૧૧] તું પાયદળનો તથા રથના યૂથોના પતિનો પણ પતિછે, માટે કઇ પણ મનમાં તર્ક કર્યાવિનાઅમારો પરાભવ કરવાને યત્ન કર, અને અમારો નાશ કરી તારા પોતાના સબધી અસુરોનાં મરણથી થયેલા શોકને દૂર કર [૧૨]

મૈત્રેય કહેછે—એવી રીતે વરાહ ભગવાનથી જેનો ઘણો તિરસ્કાર તથા મશ્કરી થઇછે એવા હિરણ્યાક્ષ દૈત્યને, મોટો નાગ જેમ રમતાં રમતાં પોતાના રમાડનારઉપર ભયકર ક્રોધ કરે તેમ ક્રોધ ચઢયો [૧૩] અત્યત ક્રોધી, જોરથી શ્વાસોશ્વાસ લેતા અને ક્રોધથી ચચળ ઈન્દ્રિયોવાળા તે દૈત્ય હિરણ્યાક્ષે, ઉતાવળથી પાસે આવીને ભગવાનને ગદા મારી [૧૪] પોતાના શત્રુ હિરણ્યાક્ષે

---

× શત્રુના કડવા વચનથી તે વચનના નિમિત્તરૂપ દેવતાઓવડે પીડાતા, અર્થાત્ સાભળવા પ્રમાણે અર્થ ગ્રહણ કરનારા બ્રહ્માદિક દેવતાઓને જોઇને તેની ઉપર થતી દયાવડે પીડાતા અને તે દયાથી થતા દુખને સહન કરતા ભગવાન, દાઢની અણીઉપર રહેલી પૃથ્વીને ભય પામેલી જાણીને હાથી હાથણીસહિત બહાર નીકળે તેમ બહાર નીકળ્યા * મગરમચ્છ જેમ હાથીની પાછળ દોડે તેમ પાણીમાથી બહાર નીકળતા તે વરાહાવતારની પાછળ દોડતો, સોનાસરખા પીળા કેશવાળો, ભયકર દાઢવાળો, વજ્ર સરખી ગર્જના કરતો તે દૈત્ય બોલ્યો કે સત્પુરૂષો જેથી લાજ નથી પામતા એવા કૃપાળુ પુરૂષો જે કરે તે નિંદા કરવા જેવુ નથી અર્થાત્ લોકના ઉપકારમાટે પૃથ્વીને રક્ષણ કરવામાટે જરા ભાગવુ તે અયોગ્ય નથી અથવા હિરણ્યાક્ષ પોતાની ઉપર તિરસ્કાર કરેછે કે એક સ્વાર્થનેજ પરાયણ એવા અમારા જેવા અસત્પુરૂષો શેને નિંદિત ગણીએ છીએ અર્થાત્ અમે કાંઇ નિંદિત કરતાજ નથી, માટે અમને ધિક્કાર છે.

+ શત્રુઉપર તપી જવુ કે તેનુ અપમાન કરવુ એ માત્ર હિરણ્યાક્ષના વાક્યથી ભય પામેલા દેવતાઓનો ભય મટાડવા માટે અને શત્રુએ તેમ કર્યું માટે સામુ તેમ કરવુ એટલા માટે છે. પણ ખરૂ જોતા હિરણ્યાક્ષ તેવાં વચન બોલ્યોજ નથી, માટે કોપ થવાનું કાંઇ કારણજ નથી.

છાતીમાં મારેલી ગદાના વેગને, જેમ યોગી કાળને છેતરે તેમ આડા તરી જઇને છેતર્યો, અર્થાત્ તેથી પોતે બચી ગયા.[૧૫] ફરીથી પોતાની ગદા લઇને ફેરવતા તથા નીચેનો હોઠ ડસતા હિરણ્યાક્ષ દૈત્યની તરફ ક્રોધમાં આવેલા વરાહ ભગવાન દોડયા[૧૬] અને સમર્થ વરાહજીએ પોતાના શત્રુ હિરણ્યાક્ષની જમણી ભમર ઉપર ગદા ફેંકી. એ ગદાને પોતાની પાસે આવ્યા પહેલાંજ યુદ્ધકુશળ હિરણ્યાક્ષે પોતાની ગદાવડે ભાંગી નાંખી[૧૭] એ પ્રમાણે જીતવાની ઇચ્છાથી ક્રોધવાળા હિરણ્યાક્ષ અને વરાહજી, મોટી ગદાઓથી એકબીજાઉપર પ્રહાર કરવા લાગ્યા[૧૮] એકબીજાને જીતવાની સ્પર્ધા રાખતા, તીક્ષ્ણ ગદાના પ્રહારથી લોહીલોહાણ જેમનાં અંગ થયાંછે, વાગેલી જગાએથી ઝરતાં લોહીના ગંધથી જેમનો ક્રોધ વૃદ્ધિ પામેલો છે, અને જયની આશાથી અનેક પ્રકારની ગદા ફેરવવાની યુક્તિઓને વાપરતા એવા હિરણ્યાક્ષ અને વરાહ ભગવાન, એ બન્નેનુ યુદ્ધ એક ગાયને માટે વઢતા બે સાંઢના જેવુ શોભતું હતુ.[૧૯] હે વિદુર! પૃથ્વીને માટે લડતા એ હિરણ્યાક્ષ દૈત્યનું તથા માયાથી વરાહનું રૂપ ધારણ કરનારા યજ્ઞમૂર્ત્તિ, મહાત્મા શ્રીભગવાનનું યુદ્ધ જોવાને ઇચ્છતા બ્રહ્મા, ઋષિઓથી વીંટાયેલા ત્યાં આવ્યા.[૨૦] હિરણ્યાક્ષને શૂરવીર, નિર્ભય, વૈરબુદ્ધિવાળો તથા જેનાં પરાક્રમનો પરાજય ન થઇ શકે એવો જોઈને, હજારો ઋષિઓના નિયંતા બ્રહ્માએ, આદિવરાહ નારાયણ ભગવાન્‌ને નીચે પ્રમાણે કહ્યું.[૨૧]

બ્રહ્મા કહેછે—હે દેવ! આ હિરણ્યાક્ષ, આપના ચરણને શરણ થયેલા દેવતાઓનો, બ્રાહ્મણોનો, ગાયોનો અને નિરપરાધી પ્રાણીઓનો અપરાધ કરનાર, તેમને ભય ઉપજાવનાર, અને અનિષ્ટ કરનાર એટલે તેમનાં ધન, માલ, સ્ત્રી આદિનો હરનારછે[૨૨] મારાથી જેને વર મળેલ છે, જગત્‌માં બીજો કોઈ પણ પોતાનો વડિયો ન હોવાથી જેનો કોઇ શત્રુ નથી, તથા પોતાના બરોબરિયા લડનારને શોધતો આ હિરણ્યાક્ષ, સર્વ લોકને કાંટારૂપ થઈ ત્રિલોકીમાં ફર્યા કરેછે.[૨૩] માટે હે દેવ! માયાવી, અહંકારી, દુષ્ટ અને નિરંકુશ હિરણ્યાક્ષને, ખીજવાયેલા નાગને જેમ બાળક રમાડે તેમ રમાડો નહીં.[૨૪] હેદેવ! હે પરમેશ્વર! આપ પોતાની માયાનો આશ્રય કરીને જેટલામાં આ ભયંકર પાપી અસુર, પોતાને અનુકુળ સમય પામીને વૃદ્ધિ ન પામે, તેટલામાં તેને સંહારો[૨૫] હે પ્રભુ! લોકનો અંત આણનાર અને અત્યંત ભયંકર આ સંધ્યાનો સમય થતો આવેછે, માટે તમે દેવતાઓનો જય સંપાદન કરો[૨૬] અને આ મુહૂર્ત્તમાં થયેલો અભિજીત નામનો યોગ જો કે ઘણો ખરો જતો રહ્યોછે તોપણ હજી થોડો બાકી રહ્યોછે તેટલામાં શુદ્ધ અંતઃકરણવાળા અમો સર્વનું કલ્યાણ કરવાસારૂ, કોઈથી જીતી ન શકાય એવા આ હિરણ્યાક્ષ દૈત્યને તમે ઉતાવળથી મારી નાંખો.[૨૭] મૃત્યુરૂપ આપને આ હિરણ્યાક્ષ પોતેજ પ્રાપ્ત થયો એ ઘણુ સારૂ થયું હવે યુદ્ધમાં પરાક્રમ કરી તેનો સંહાર કરીને લોકોને આપ સુખી કરો.[૨૮]

दि यात्वांविहितंमृत्यु मयमासादित स्वयं ॥
विक्रम्यैनंमृधेहत्वा लोकानाधेहिशर्मणि ॥२८॥

ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો હિરણ્યાક્ષના વધની કથામાં અઢારમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૯ મો.*

### વરાહ ભગવાને કરેલો હિરણ્યાક્ષનો વધ.

॥ मैत्रेयउवाच ॥

अवधार्यविरिंचस्य निर्व्यलीकामृतंवच ॥
म स्यप्रेमगर्भेण तदपांगेनसोग्रहीत् ॥१॥

મૈત્રેય કહેછે—બ્રહ્માનુ કપટવગરનુ અમૃતસમાન વચન ધ્યાનમાં લઇનેહસીને પ્રેમ ભરેલી દૃષ્ટિવડે તે વચનને ભગવાને માન્ય રાખ્યુ.[૧] પછી સન્મુખ નિર્ભયપણે ફરતા શત્રુની દાઢીઉપર, બ્રહ્માની નાસિકાથી ઉત્પન્ન થયેલા ભગવાને ઠેક મારીને ગદા મારી.[૨] તે ગદાઉપર દૈત્યે પો-

---

* આ ઓગણીશમા અધ્યાયમાં, બ્રહ્મા આદિની પ્રાર્થનાથી મહા યુદ્ધમાં વરાહજીએ હિરણ્યાક્ષનો વખાણવાયોગ્ય વધ કર્યો, એ વાત આવશે.

તાની ગદાનો પ્રહાર કર્યો, તેથી તે ગદા ભગવાનના હાથમાંથી વચકીને નીચે પડી. આ આશ્ચર્ય થયુ તેથી દૈત્યનુ પરાક્રમ પ્રકાશ પામ્યુ.[૩] જોકે આ સમયે ભગવાનને મારવાનો લાગ એ દૈત્યને મળ્યો હતો, તોપણ યુદ્ધમાં ધર્મને માન આપતા તથા ભગવાનને કોપાવતા એ દૈત્યે આ યુદ્ધવગરના શ્રીવરાહઉપર પ્રહાર કર્યો નહી.[૪] ભગવાનના હાથમાંથી ગદા પડી જવાથી હાહાકાર થવાથી એ દૈત્યના ધર્મને ભગવાને માન આપ્યું, અને પોતાના ચક્રને સભાર્યું.[૫] પોતાના પાર્ષદોમાં મુખ્ય એ અધમ દૈત્યની સાથે લડતા તથા જેના હાથમાં ચક્ર પણ ભય પામેલુ હોય એવું જણાયછે, એવા ભગવાનવિષે, તેના પ્રભાવને નહિ જાણતા દેવો વિચિત્રવાણી બોલ્યા, અને તેમણે કહ્યુ કે 'હે મહારાજ! કુશળ થાઓ, આ દૈત્યનેમારો'[૬] કમળસમાનનેત્રવાળા ભગવાનને હાથમાં ગદા લઈ પોતાની સામે ઉભેલા જોઇને, ક્રોધે કરીને જેની ઇંદ્રિયો વ્યાકુળ છે તથાજે ફુંફાડા નાંખેછે, એવાતેદૈત્યેરીસથીપોતાનો નીચેનોહોઠ ડસ્યો[૭] ભયંકરદાઢવાળા તથા રાતીચોળઆંખોવડે જાણેકેમ સામાઉભેલાનેબાળતોહોયએવા એ હિરણ્યાક્ષે ઠેક મારીને 'હવે તને માર્યો' એમ કહી ભગવાન તરફ ગદા ફેકી[૮] યજ્ઞમૂર્તિ ભગવાને એ વાયુને વેગે આવતી ગદાને જોઇને શત્રુના દેખતાં લીલાવડે તેને પાટુએ દૂર ફેકી દીધી અને તે બોલ્યા કે, 'ભલા માણસ! હજી તને જયની ઈચ્છા છે, માટે ફરીથી હથિયાર લઈને મારી સાથે યુદ્ધ કર.' એ સાંભળી તેણે ફરીથી ગદા ભગવાન ઉપર ફેકીને મોટી ગર્જના કરી[૯-૧૦] સ્વસ્થતાથી ઉભેલા ભગવાને તે ગદા આવતી જોઇને જેમ ગરૂડ, પાસે આવેલી નાગણીને ઝાલીલે તેમ લીલાવડે તેને ઝીલી લીધી.[૧૧] પોતાનાં પરાક્રમની હાનિ થવાથી જેનુ માન ભંગ થયુ છે તથા જેનુ તેજ હરાઈ ગયુ છે, એવા એ દૈત્યને ભગવાને પાછી ગદા આપવા માંડી, પણ તેણે લીધી નહી[૧૨] બ્રાહ્મણ ઉપર કોઇ અભિચાર* કરતો હોય તેમ યજ્ઞમૂર્તિ ભગવાનને મારવા માટે તેણે બળતા અગ્નિની પેઠે બાળી નાંખવામાં તૈયાર એવુ ત્રણ ફળાંવાળું ત્રિશૂળ હાથમાં લીધુ.[૧૩] મોટા યોદ્ધા હિરણ્યાક્ષે ફેંકેલા ઘણી કાંતિવાળા તથા આકાશમાં પ્રકાશતા તે ત્રિશૂળને, ગરૂડે+ તજી દીધેલા એક પીછાને જેમ ઇંદ્રે કાપી નાંખ્યું, તેમ ભગવાને પોતાના તીખીધારવાળા ચક્રવડે કાપી નાંખ્યુ.[૧૪] ભગવાનના ચક્રે પોતાના ત્રિશૂળના ઘણા કટકા કરી નાંખ્યા ત્યારે, અત્યંત કોપેલો તે દૈત્ય, સામો આવીને લક્ષ્મીયુક્ત ભગવાનની પોહોળી છાતીમાં કઠણ મૂઠી મારીને ગર્જના કરતો કરતો અંતરધ્યાન થઇ ગયો.[૧૫] હે વિદુર! વરાહરૂપ ધરનાર ભગવાનને આવી રીતે મૂઠી માર્યા છતાં પણ, જેમ ફૂલની માળા વાગવાથી હાથી ન ચળે તેમ લેશમાત્ર પણ તે ચળ્યા નહી'[૧૬] પછી યોગમાયાના સ્વામી ભગવાન ઉપર તે દૈત્યે અનેક માયા રચી, જેને જોઇને ભય પામેલી પ્રજાએ આ જગતનો પ્રલય આવ્યો એમ માન્યુ.[૧૭] ધુળ ઉડાડીને ચારે કોર અંધારૂં કરી દેતો એવો વાયુ જોરથી વાવા માંડયો, ગોફણથી ફેંકાતા હોય તેમ દિશાઓમાંથી પહાણા પડવા માંડયા.[૧૮] વિજળીસહિત મેઘવાળાં વાદળાંથી આકાશ છવાઈ ગયુ, અને વારવાર તેમાંથી પરૂ, વાળ, લોહી, વિષ્ટા, મૂત્ર, તથા હાડકાં વરસવા માંડયાં[૧૯] હે દોષરહિત વિદુર! પર્વત પણ અનેક હથિયારો ફેકતા જણાયા, છુટા કેશવાળી, વસ્ત્રવગરની, ને હાથમાં ત્રિશૂળ લઇને ફરતી રાક્ષસીઓ દેખાતી હતી.[૨૦] જેમના હાથમાં શસ્ત્ર છે એવા યક્ષ તથા રાક્ષસો, પાળા, હાથી, ઘોડા, અને રથ, એ બધા 'મારો મારો' એમ વીરવાણી બોલતા હતા.[૨૧] પછી પ્રગટ થયેલી અસુરની માયાનો નાશ કરનારૂ પોતાને વહાલુ સુદર્શનચક્ર યજ્ઞમૂર્તિ ભગવાને મૂક્યું.[૨૨] આ સમયે દિતિને 'તારા પુત્રોને ભગવાન મારશે' એવી રીતે પૂર્વે કરેલી

* કોઇને મારવા માટે મંત્ર, હોમ આદિનો પ્રયોગ કરવો તેને અભિચાર કહેછે.

\+ દેવોને જીતીને અમૃતનો કળશ લઇ જતા ગરૂડની પાછળ ઇંદ્રે વજ્ર મૂક્યુ ત્યારે તે પાછુ ન ફરે એવુ વજ્રનુ માન રાખવા માટે ગરૂડે એક પોતાનુ પીછું તજી દીધું તેને એ વજ્રે કાપી નાખ્યુ.

પતિની આજ્ઞાનું સ્મરણ આવવાથી તેના હૃદયમાં એકાએક કંપ પેદા થયો, તથા તેનાં સ્તનમાંથી લોહી ઝરવા માંડ્યું.[૨૩] જ્યારે હિરણ્યાક્ષની બધી માયા નાશ પામી ત્યારે ફરી તે ભગવાન પાસે આવીને, જે અંતર બહાર સર્વત્ર રહ્યા છે, તે ભગવાનને પોતાની છાતી વચ્ચે ક્રોધને લીધે દાબતો દેખાયો.[૨૪] વજ્રસરખી કઠોર મૂઠીઓ મારતા એવા એ દૈત્યના કાનના મૂળમાં, જેમ ઈન્દ્ર વૃત્રાસુરને મારે તેમ ભગવાને પ્રહાર કર્યો.[૨૫] આ અનાદર પૂર્વક ભગવાનના મારથી એ દૈત્યનું શરીર ફરવા માંડ્યુ, આંખના ડોળા બહાર નીકળી પડયા, હાથ, પગ તથા વાળ શિથિલ થઈ ગયા, અને જેમ પવને ઉખેડી નાંખેલો ડુંગર પડે તેમ પડયો[૨૬] જેનું તેજ ઉડી નથી ગયુ એવા ભયંકર દાઢવાળા તથા જેણે હોઠ ડસેલો છે એવા તે દૈત્યને પૃથ્વી ઉપર મુવેલો સૂતો જોઇને ત્યાં આવેલા બ્રહ્મા આદિ દેવો બોલ્યા કે, 'આવુ ઉત્તમ મૃત્યુ કોને મળે?[૨૭] ખોટા લિંગ શરીરમાંથી છુટવાની ઈચ્છાથી જેનું યોગી લોકો યોગસમાધિથી ધ્યાન કરેછે, તે ભગવાનના ચરણથી હણાએલા આ નીચ દૈત્યે તેમના મુખનુ દર્શન કરતાં કરતાં શરીર છોડી દીધું[૨૮] આ બે જય અને વિજય, ભગવાનના પાર્ષદો શાપને લીધે અસદ્‌ગતિ પામ્યા છે, માટે કેટલેક જન્મે ફરી પોતાને ઠેકાણે જશે.[૨૯]

દેવતાઓ બોલ્યા—સર્વ યજ્ઞોના કારણ તથા જગતની સ્થિતિને માટે જેણે નિર્મળ સાત્વિક રૂપ ધારણ કર્યુ છે એવા આપને અમે વારવાર નમીએ છીએ. આ ત્રણ જગતને પીડાકારી દૈત્ય મુવો એ બહુ સારૂ થયુ. હે સ્વામી! આપના ચરણની ભક્તિવડે અમે નિવૃત્તિ પામ્યા છીએ.[૩૦]

મૈત્રેય કહેછે—બ્રહ્મા આદિએ જેની સ્તુતિ કરીછે એવા આદિ વરાહભગવાન સહન નહિ થઈ શકે એવા પરાક્રમવાળા હિરણ્યાક્ષદૈત્યને મારીને, જેમાં અખંડ આનંદ છે એવા પોતાના લોકમાં પધાર્યા.[૩૧] હે મિત્ર વિદુર! મોટા યુદ્ધમાં રમતનીપેઠે અત્યંત પરાક્રમી હિરણ્યાક્ષને કેવી રીતે માર્યો, એ વરાહનો અવતાર ધરનારા ભગવાનનું ચરિત્ર મેં તમને કહ્યું.[૩૨]

સૂત કહેછે—હે શૌનક! એવી રીતે મૈત્રેયે કહેલી ભગવાનની કથા સાંભળીને ભગવદ્‌ભક્ત વિદુરજી ઘણા રાજી થયા.[૩૩] ઉત્તમ યશવાળા તથા પુણ્યકીર્તિવાળા સત્પુરૂષોનાં ચરિત્રો સાંભળીને પણ જ્યારે આનંદ થાયછે, ત્યારે જેના હૃદયમાં શ્રીવત્સનુ ચિન્હ છે એવા ભગવાનનુ ચરિત્ર સાંભળતાં અતિશય આનંદ થાય એમાં શી નવાઇ?[૩૪] જે ભગવાને પોતાનાં ચરણારવિંદનું ધ્યાન કરતા એવા ઝુડે પકડેલા હાથીને રોતી હાથણીઓના દેખતાં સંકટથી મુકાવ્યો,[૩૫] તે નિષ્કપટ તથા જેને ભગવાનવિના બીજુ શરણ નથી એવા પુરૂષથી શ્રમવિના આરાધન કરવા યોગ્ય તથા દુષ્ટ પુરૂષથી આરાધવાને અશક્ય એવા ભગવાનની કયો કૃતજ્ઞ પુરૂષ સેવા ન કરે?[૩૬] હે બ્રાહ્મણો! કારણને માટે વરાહનું રૂપ ધારણ કરનારા ભગવાને હિરણ્યાક્ષને મારવામાં જે લીલા કરી તે લીલા જે કોઈ સાંભળે છે, ગાયછે અથવા તેને વખાણેછે, તે માણસ બ્રહ્મહત્યાનાં પાપથી પણ છુટી જાયછે[૩૭] હે વિદુર! સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ કરાવનારૂ, અતિશય પવિત્ર, ધન આપનારૂ, યશ આપનારૂ, આયુષ્ય, સુખ, ઇન્દ્રિય તથા પ્રાણનુ રક્ષણ કરનારૂ તથા યુદ્ધમાં યશ વધારનારૂ આ ચરિત્ર જે સાંભળેછે તે અંતે નારાયણને પામેછે.[૩૮]

एतन्महापुण्यमलं पवित्रं
धन्यंयशस्यंपदमायुराशिषाम् ॥
प्राणेंद्रियाणांयुधिशौर्यवर्धनं
नारायणोऽतेगतिरंगशृण्वताम् ॥ ३८॥

ઈતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના તૃતીય સ્કંધનો ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૦ મો.*

### સૃષ્ટિની ઉત્પત્તિ.

॥ शौनकउवाच ॥

महींप्रतिष्ठामध्यस्य सौतेस्वायंभुवोमनुः ॥
कान्यन्वतिष्ठद्द्वाराणि मार्गायावरजन्मनां ॥१॥

* સૃષ્ટિના પ્રસંગમાં વચમાં વરાહના જન્મ આદિની વાત આવવાથી ચાલતો મનુનો વંશ કહેવા માટે સૃષ્ટિના પ્રસંગનુ સ્મરણ, આ વીશમા અધ્યાયમાં આવશે.

શૌનક કહેછે—હે રોમહર્ષણના પુત્ર સૂત! પૃથ્વીરૂપ સ્થાનને પામી સ્વાયંભુવ મનુએ પ્રલય કાળે ઇશ્વરને વિષે લીન થઇ જવાથી પાછા નવા જન્મને પ્રાપ્ત થયેલાં પ્રાણીઓને નીકળવાને કયાં કયાં દ્વારોઉત્પન્ન કર્યા? સારાંશ કે,અર્વાચીન પ્રાણીઓનેકયા ઉપાયોથી સરજ્યાં?[1] મહાન્, ભગવદ્ ભક્ત, અને કેવળ એક શ્રીકૃષ્ણ ભગવાનના અસાધારણ સ્નેહી તથા જેણે દુર્યોધન આદિ પુત્રો સહિત મોટા ભાઈ ધૃતરાષ્ટ્રે ભગવાનની સલાહ ન માની, તેથી તેમને પાપી ગણીને ત્યાગ કર્યો એવા, મોટાઇમાં વ્યાસના કરતાં ન્યુન નહિ હતા એવા વ્યાસનાજ પુત્ર અને સર્વાત્મભાવથીજ કૃષ્ણનો આશ્રય કરી રહેલા, કૃષ્ણના ભક્તોને અનુસરી ચાલતા તથા તીર્થોની સેવા કરવાથી રજોગુણરહિત થઇ ગયેલા એવા વિદુરજીએ હરિદ્વારમાં આવીને બેઠેલા અને તત્વ જાણનારા પુરૂષોમાં ઉત્તમ એવા મૈત્રેયને શુ પૂછ્યું?[2-4] હે સૂત! સંવાદ કરતા એવા તે મૈત્રેય અને વિદુરની વચ્ચે ચાલેલી ભગવાનના ચરણારવિંદ સંબંધી નિર્મળ કથાઓ ગંગાના જળની પેઠે પાપનો નાશ કરનારી છે,[5] માટે કીર્તન કરવા યોગ્ય ઉદાર જેનું કર્મ છે એવા ભગવાનની તે કથા અમને કહો, કેમકે રસને જાણનારો કયો પુરૂષ ભગવાનની લીલારૂપ અમૃતનું પાન કરતાં તૃપ્ત થાય?[6]

એ પ્રમાણે નૈમિષારણ્યમાં રહેનારા શૌનક આદિ ઋષિઓએ જ્યારે સૂતને પૂછ્યુ, ત્યારે ભગવાનમાંજ મન જેણે અર્પણ કરેલછે એવા સૂત પુરાણિક, 'હે શૌનકાદિક ઋષિયો! તમે સર્વ સાંભળો' એમ તેઓને કહીઆ પ્રમાણે બોલ્યા.[7]

સૂત કહેછે—પોતાની માયાથી વરાહનુ રૂપ જેણે ધારણ કરેલછે એવા ભગવાને રસાતલમાંથી પૃથ્વીનો જે ઉદ્ધાર કર્યો તે, તેની લીલા, તથા તિરસ્કારપૂર્વક હિરણ્યાક્ષને માર્યો, એ સર્વ કથા સાંભળીને રાજી થયેલા વિદુરજીએ મૈત્રેય મુનિને પૂછ્યુ.[8]

વિદુર કહેછે—પ્રજાપતિઓના પતિ બ્રહ્માએ, પ્રજાની સૃષ્ટિમાં પ્રથમ પ્રજાપતિઓને ઉત્પન્ન કરીને પછી શેનો આરંભ કર્યો? તે કથા તમે કહો; કેમકે હે બ્રહ્મન્! તમે ઇશ્વરના માર્ગને જાણનારા છો.[9] જે મરીચિ આદિ ઋષિઓ થયા તે અને સ્વાયંભુવમનુ, એ બધાએ બ્રહ્માની આજ્ઞાથી આ જગતને કેવી રીતે ઉત્પન્ન કર્યું?[10] તે સર્વ મરીચિ આદિ ઋષિઓએ પ્રજાની સૃષ્ટિ કરવાવગેરે કામમાં સ્રીઓની સહાયતાથી આ જગત્ ઉત્પન્ન કર્યું? અથવા સ્રીઓવિના સ્વતંત્રતાથી ઉત્પન્ન કર્યું? કે બધાંએ ભેળાંમળીને આ જગત્‌ની કલ્પના કરી? તે કહો.[11]

મૈત્રેય કહેછે—જીવોનાં અતર્ક્ય કર્મોથી તથા પ્રકૃતિના અધિષ્ઠાતા કાળવડે વિકાર પામેલા ભગવાનની માયાના ત્રણ ગુણથી મહત્તત્વ થયુ.[12] રજોગુણ જેમાં મુખ્યછે એવા દૈવે પ્રેરેલા મહત્તત્વથી સાત્વિક, રાજસ તથા તામસ, એવી રીતે ત્રણ પ્રકારનો અહંકાર ઉત્પન્ન થયો, એવી રીતે ઉત્પન્ન થયેલા અહંકારે, પાંચ તન્માત્રા, પાંચ ભૂતો, પાંચ જ્ઞાનેદ્રિય, પાંચ કર્મેંદ્રિય, પાંચ જ્ઞાનેદ્રિયના દેવતાઓ, તથા પાંચ કર્મેન્દ્રિયના દેવતાઓ, એવી રીતે પાંચ પાંચ વસ્તુઓના સમૂદાયો સરજ્યા.[13] તેઓ, એક બીજાથી જુદા રહીને બ્રહ્માંડ રચવાને અશક્ત હોવાથી તેમણે એકઠા થઇને દૈવેચ્છાથી સોનાનુ આ બ્રહ્માંડરૂપ ઇંડુ રચ્યુ.[14] તે આત્માવગરનો બ્રહ્માંડગોળ સમુદ્રના પાણી ઉપર રહ્યો તેમાં ઈશ્વર એક હજાર વર્ષ ઉપરાંત રહ્યા.[15] એ ભગવાનની નાભિમાંથી સર્વ જીવસમૂહોને રહેવાના ઠેકાણારૂપ હજાર સૂર્યના સરખુ પ્રકાશિત કમળ થયુ, જેમાં સ્વયંપ્રકાશ બ્રહ્મા થયા.[16] જે ભગવાન જળમાં પોઢેછે, તેની પ્રેરણાથી બ્રહ્માએ પૂર્વકલ્પપ્રમાણે નામરૂપ આદિ ક્રમને અનુસરી સૃષ્ટિ કરી.[17] તેણે છાયા (અજ્ઞાન) વડે, તમ, મોહ, મહામોહ, તામિસ્ર તથા અંધતામિસ્ર, એવી રીતે પાંચ પ્રકારની અવિદ્યા રચી.[18] જેથી તે સરજી, તે અજ્ઞાનમય શરીરને, પોતાને પ્રિય ન લાગવાથી તે બ્રહ્માએ તજી દીધુ, તેથી રાત્રિ ઉત્પન્ન થઇ. જેથી ભૂખતરશની ઉત્પત્તિ છે, એ રાત્રિને યક્ષ તથા રાક્ષસોએ લીધી.[19] ભૂખતરસથી પી-

ઢાંએલા તે યક્ષરાક્ષસો બ્રહ્માને ખાવામાટે દોડયા, અને બોલ્યા કે 'આ બ્રહ્માને બચાવોમાં, જલદી ખાઇ જાઓ.'[૨૦] બ્રહ્માએ ભય પામીને કહ્યું કે 'તમે મને ખાઓ નહીં, મારૂં રક્ષણ કરો. અરે! યક્ષ તથા રાક્ષસો! તમે મારી પ્રજા થયાછો. (આ યક્ષરાક્ષસોમાંથી જેમણે બ્રહ્માને 'ખાઇ જાઓ' એમ કહ્યું તેમનું યક્ષ એવું નામ પડ્યુ, તથા જેમણે 'રક્ષણ કરોમાં' એમ કહ્યું તેમનું રાક્ષસ નામ પડયુ.)[૨૧] જે પ્રકાશરૂપ શરીરવડે તેજસ્વી સાત્વિક દેવોની મુખ્યત્વે સૃષ્ટિ કરી, તે શરીરને બ્રહ્માએ તજી દીધુ. એટલે તેનો દિવસ થયો. એ દિવસરૂપ શરીરને રમવામાટે દેવતાઓએ ગ્રહણ કર્યું.[૨૨] બ્રહ્માએ પોતાની કેડની નીચેના ભાગથી સ્ત્રીમાં લંપટ એવા દૈત્યોને સરજ્યા, એટલે તેઓ કામી હોવાથી વિષયી પુરૂષ, જેવા ભાવથી સ્ત્રીની પાછળ દોડે તેવા ભાવથી બ્રહ્માની પાછળ દોડયા.[૨૩] તેઓને જોઇને પ્રથમતો બ્રહ્મા હસ્યા, પણ જ્યારે એ નિર્લજ્જ દૈત્યો પોતાની પાછળ લાગ્યા, ત્યારે ક્રોધ કરીને તથા ભયભીત થઈ ભાગી ગયા.[૨૪] તે શરણે આવેલાનુ દુઃખ ટાળનારા, ભક્તની ઈચ્છા પ્રમાણે રૂપ ધારણ કરનારા, અને વરદાનને આપનારા એવા ભગવાનની પાસે જઇને બોલ્યા કે 'હે પરમાત્મન્! તમે મારી રક્ષા કરો, કેમકે મે તમારી આજ્ઞાથી આ પ્રજા ઉત્પન્ન કરી, પરંતુ હે પ્રભુ! આ પાપી અસુરરૂપ પ્રજાઓ મનેજ સ્ત્રીરૂપ માની દુષ્ટ કર્મથી દુઃખદેવા પછવાડે લાગેલછે.[૨૫-૨૬] આપ એકજ દુઃખ પામતા લોકોનાં દુઃખ દુર કરનારાછો, અને જેણે તમારા ચરણનો આશ્રય કરેલ નથી તેવા દુષ્ટ પુરૂષોને તમે એકજ કલેશ ઉપજાવનારાછો'[૨૭] બ્રહ્માનુ આ કષ્ટ જોઇને પારકાનાં ચિત્તના યથાર્થ અભિપ્રાયને જાણવાવાળા ભગવાને તેને આજ્ઞા કરી કે, તું આ તારા ભયંકર શરીરનો ત્યાગ કરીદે. આવી રીતે ભગવાને આજ્ઞા કરી, ત્યારે તેણે પોતાનુ તે શરીર× મૂકી દીધું, અને તે સંધ્યારૂપ થઈગયુ.[૨૮] પછી નુપૂરથી જેનાં ચરણકમળમાં શબ્દ થયા કરેછે, મદથી વિહ્વળ જેનાં નેત્ર છે. કટિમેખળાઓવડે શોભાયમાન હીરાગળવસ્ત્રથી જેની કેડ ઢંકાએલછે, પરસ્પર ઘસાવાથી ઉંચા અને વચમાં માર્ગવગરના જેના સ્તન છે, નાસિકા તથા દાંત જેના સુંદર છે, સ્નેહે ભરેલુ જેનુ હાસ્ય, તથા લીલાસહિત જેની દૃષ્ટિ છે એવી, લાજે કરીને પોતાના આત્માને વસ્ત્રના છેડાથી ઢાંકતી અને કાળા કેશના સમૂહવાળી તે સંધ્યાને, આ સ્ત્રીછે એમ માનીને હે વિદુરજી! બધા અસુરો તેમાં મોહ પામ્યા[૨૯-૩૧] અહો, આ સ્ત્રીનું રૂપ કેવુંછે! અહો, તેની ધીરજ કેવીછે! અહો, તેની નવી જુવાની કેવી છે! તેની ઈચ્છા રાખતા એવા આપણ સર્વની તરફ કેમ જાણે પોતે નિષ્કામ હોય તેમ ચાલી આવેછે!'[૩૨] એ પ્રમાણે સ્ત્રીની આકૃતિને ધારણ કરનારી તે સંધ્યાવિષે અનેક પ્રકારે તર્ક કરતા એવા સર્વ દુષ્ટ બુદ્ધિવાળા અસુરો, સંધ્યાને માન આપી, વિવેકથી પૂછવા લાગ્યા કે,[૩૩] 'કેળના જેવા સાથળવાળી હે સ્ત્રી! તું કોણ છે, કેની સ્ત્રી છે, અને અહીં આવવાનું તારે કારણ શું છે? તારા સ્વરૂપરૂપ એક અમુલ્ય વેચવાની વસ્તુ, અમને નહિ આપી હીનભાગ્યવાળા અમને તું પીડા કરેછે.[૩૪] હે સ્ત્રી! તું ગમે તે નીતિની અથવા કુળમાં જન્મેલી હો, પણ તારૂં અમને દર્શન થયુ એ ઘણું સારૂં થયુ. તને જોતા એવા અમારા સર્વના મનને તું દડાની રમતથી મથી નાંખેછે[૩૫] પોતાના હાથવડે ઉછળતા એ દડાને વારંવાર ઉછાળતી એવી જે તું તેનુ ચરણકમળ એક ઠેકાણે સ્થિર રહેતું નથી, હે વખાણવા યોગ્ય સ્ત્રી! મોટા સ્તનના ભારથી ભય પામી હોય તેમ આ તમારી કેડ થાકી ગયેલીછે, આ તમારી નિર્મળ દૃષ્ટિ થાકથી શાંત થઈ ગઇ હોય તેમ ધીરે ધીરે ફરેછે, અને આ તમારો કેશપાશ પણ ઘણોજ શોભાયમાનછે.[૩૬] એમ કહેતા એવા દુષ્ટબુદ્ધિવાળા દૈત્યોએ, એ પ્રમાણે લોભ ઉપજાવતી અને સ્ત્રીની પેઠે આચરણ કરતી એવી સાયંકાળની સં-

× બધે ઠેકાણે એમ સમજવુ કે જ્યાં 'શરીરનો ત્યાગ કર્યો,' એમ આવે ત્યાં, જે સૃષ્ટિ રચતી વખતે જેવો મનોભાવ થયો હોય તેવા મનના ભાવનો ત્યાગ કર્યો અને જ્યાં 'શરીરનું ગ્રહણ કર્યું,' એમ આવે ત્યાં તે તે મનોભાવ ગ્રહણ કર્યો એમ સમજવુ.

ધ્યાને સ્ત્રીરૂપ માનીને ગ્રહણ કરી [37] ગંભીર× અભિપ્રાયથી હસીને, પોતે પોતાને સુંઘતી એવી કાંતિવડે ભગવાન બ્રહ્માએ ગંધર્વ તથા અપ્સરાઓના ગણોને સરજ્યા [38] તે કાંતિવાળું ચંદ્રમાના પ્રકાશરૂપ પ્રિયશરીર બ્રહ્માએ તજી દીધું, તેને ઘણી ખુશીથી વિશ્વાવસુ આદિ ગંધર્વોએ ગ્રહણ કર્યું [39] ભગવાન બ્રહ્માએ પોતાના આળસથી ભૂતપિશાચ આદિ સર્જીને તેમને વસ્ત્રવગરના જોઇને પોતે આંખો મીચી ગયા. [40] એ આળસરૂપ શરીર ભૂત પિશાચ આદિએ ગ્રહણ કર્યું જેથી ઇન્દ્રિયો પોતપોતાના વિષયોને પ્રકાશ કરી શકતી નથી, તેને નિદ્રા કહે છે. ઇન્દ્રિયોના શિથિલપણાથી જે ભૂત આદિ ગણ બીજાને પરાભવ કરેછે, તે ભૂતાદિ ગણને ઉન્માદ કહેછે. [41] પછી પોતાના આત્માને બળવાન માનતા અને સમર્થ એવા અજન્મા ભગવાન બ્રહ્માએ, સાધ્ય જાતિના દેવતાને અને પિતૃગણને અદૃશ્ય રૂપથી સર્જ્યા [42] પોતાને ઉત્પન્ન કરનાર તે અદૃશ્યરૂપને પિતૃગણ લઇ ગયા, જે અદૃશ્ય રૂપને ધારણ કરવાના હેતુથી સાધ્ય જાતિના દેવતાઓને અને પિતૃને કર્મ કરાવનારા લોકો શ્રાદ્ધ આદિથી હવ્ય* તથા કવ્ય+ આપે છે. [43] સિદ્ધો તથા વિદ્યાધરોને બ્રહ્માએ તિરોધાન† રૂપથી સર્જ્યા, અને અદ્ભુત તે તિરોધાન નામનું પોતાનું પ્રતિબિંબ જોઈ પોતે પોતાને માન આપતા અને સમર્થ એવા બ્રહ્માએ પોતાના પ્રતિબિંબથી કિન્નરો અને કિંપુરૂષો સરજ્યા. [44-45] પછી બ્રહ્માએ ત્યાગ કરેલા તે શરીરને પ્રાતઃકાળમાં બ્રહ્માના પગક્રમના વર્ણનથી બ્રહ્માને ગાતા એવા કિન્નર તથા કિંપુરૂષોએ સ્ત્રી પુરૂષના જોડા રૂપે થઇને ગ્રહણ કર્યું [46] પછી બહુ ચિંતા થવાથી પોતાના શરીરને લાંબુ કરીને સૂતેલા બ્રહ્માએ સૃષ્ટિની વૃદ્ધિ ન થવાથી ઉત્પન્ન થયેલા ક્રોધવડે તે શરીરનો ત્યાગ કરી દીધો. [47] હે વિદુર ! તે ત્યાગ કરેલા શરીરમાંથી જે કેશ ખરી પડયા તે અહિજાતના સર્પ થયા, તથા લાંબું ટુંકું કરવાથી ચંચળ થયેલા શરીરથી અત્યંત વેગવાળી ગતિવાળા, અને ફણાઓથી વિસ્તારવાળી જેની ડોક છે, એવા ક્રૂર સર્પો થયા [48] પછી છેવટે લોકને ઉત્પન્ન કરનારા મનુઓને બ્રહ્માએ જ્યારે ઉત્પન્ન કર્યા, ત્યારે પોતાના આત્માને કૃતાર્થ થયેલો માન્યો. [49] અને પછી પોતાનો પુરૂષનો દેહ તે મનુઓને આપ્યો, ત્યારે તે મનુઓને જોઇને, 'હે જગત્સ્રષ્ટા બ્રહ્મા ! તમે મનુઓને સર્જ્યા એ ઘણું સારૂં કામ કર્યું, કેમકે આ મનુઓની સૃષ્ટિમાં અગ્નિહોત્ર આદિ ક્રિયાઓ થશે. અને અમે તેમાં યજ્ઞના ભાગ આદિ અન્નને સાથે રહીને ખાઈશું'' એવી રીતે પૂર્વે સર્જેલી સૃષ્ટિએ બ્રહ્માને વખાણ્યા. [50-51] ત્યારપછી તપ, ઉપાસના, યોગ અને સમાધિ, એ સર્વથી યુક્ત અને ઇંદ્રિયો જેણે વશ કરેલછે એવા બ્રહ્માએ, પોતાને પ્રિય એવી ઋષિની પ્રજા સરજી. [52] પછી સમાધિ, યોગ, ઐશ્વર્ય, તપ, ઉપાસના, અને વૈરાગ્ય જેમાં રહેલછે એવા પોતાના શરીરના દરેક અંશને સર્વ ઋષિઓને અજન્મા બ્રહ્માએ આપી દીધા. [53]

तेभ्यश्चैकैकशः स्वस्य देहस्यांशमदादजः ॥
यत्तत्समाधियोगर्द्धितपोविद्याविरक्तिमत् ॥५३॥

ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના તૃતીય સ્કંધનો વીશમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૨૧ મો *

### સ્વાયંભુવમનુની પુત્રી દેવહુતિસાથે કર્દમ ઋષિના વિવાહનો યોગ.

॥ विदुरउवाच ॥

स्वायंभुवस्यच मनोर्वंशः परमसंमतः ॥
कथ्यतां भगवन्यत्र मैथुनेनैधिरेप्रजाः ॥ १ ॥

વિદુરે પૂછ્યું કે—હે મૈત્રેય ! સ્વાયંભુવમનુના

× કાંતિએ હમોને પોતાને સુંઘવું એ તેના સુંદરપણાના મહિમાનો તથા ચતુરાઇનો અલૌકિક પ્રચાર છે
* દેવતાઓને સારૂ યજ્ઞાદિકમાં મૂકેલું અન્ન હવ્ય કહેવાયછે + પિતૃઓ સારૂ શ્રાદ્ધાદિકમાં મૂકેલું અન્ન કવ્ય કહેવાય છે † દેખવામાં આવે છતાં જે ન દેખાવું એ અન્તર્ધાનની શક્તિ તે તિરોધાન કહેવાયછે.

*આ એકવીશમા અધ્યાયમાં, તપોવિદ્યાથી પ્રસન્ન કરેલા વિષ્ણુએ, સ્વાયંભુવમનુની પુત્રી દેવહૂતિસાથે કર્દમઋષિના વિવાહની રચના કરી, એ વાત આવશે.

શ્રેષ્ઠ વંશની કથા કહો, કે જેમાં મૈથુનથી પ્રજાની વૃદ્ધિ થઈછે.[1] સ્વાયંભુવમનુના પુત્ર પ્રિયવ્રત તથા ઉત્તાનપાદે ધર્મપ્રમાણે સાતે દ્વીપવાળી પૃથ્વીનું જેવી રીતે રક્ષણ કર્યું હોય તે પણ કહો.[2] દેવહુતિ નામની સ્વાયંભુવમનુની દીકરી કર્દમ પ્રજાપતિને આપી હતી, એમ તમે કહી ગયાછો, તો યોગનાં લક્ષણવાળી તે દેવહુતિમાં કર્દમ પ્રજાપતિએ કેટલાં સંતાન ઉત્પન્ન કર્યાં ?[3-4] તથા બ્રહ્માના પુત્ર રૂચિઋષિ તથા દક્ષપ્રજાપતિએ પણ મનુની દીકરીઓને પરણીને પ્રાણીઓની સૃષ્ટિ કેવી રીતે કરી ? તે કહો.[5]

મૈત્રેય ઉત્તર આપેછે કે–હે વિદુર ! પ્રજાની સૃષ્ટિ કરો એવી બ્રહ્માની આજ્ઞાથી કર્દમમુનિએ સરસ્વતીને કાંઠે દશહજાર વર્ષનુ તપ માંડયુ, તેમાં સમાધિ સહિત પૂજનના પ્રકારથી શરણાગતને વરદાન દેનારા ભગવાન્‌ને ભક્તિપૂર્વક સેવવા લાગ્યા.[7] હે વિદુર ! તેથી પ્રસન્ન થઇને સત્યયુગમાં બ્રહ્મરૂપ શરીરથી ભગવાને દર્શન દીધું.[8] એ ભગવાન્ સ્વચ્છ અને સૂર્ય જેવા પ્રકાશતા હતા, ધોળાં કમળની માળા પેહેરી હતી, મુખકમળ ઉપર ચળકતા અને શ્યામ કેશનો સમૂહ શોભતો હતો, વસ્ત્ર સ્વચ્છ હતાં; કિરીટ, કુંડલ, શંખ, ચક્ર, ગદા અને શ્વેત પદ્મ ધર્યા હતાં, હસવું અને બોલવુ મનને આનંદ કરે એવાં હતાં, ગરૂડજીના ખભાપર ચરણ ધર્યા હતા, વક્ષસ્થળમાં લક્ષ્મી અને કોટમાં કૌસ્તુભમણિ હતાં[9-11] એવા ભગવાન્‌ને આકાશમાં ઉભેલા જોઇ જેના મનોરથ પૂર્ણ થયા છે, એવા પ્રેમી સ્વભાવવાળા કર્દમમુનિએ હરખથી પૃથ્વીપર દંડવત્ કર્યા, અને હાથ જોડીને સ્તુતિ કરી[12]

કર્દમ કહેછે–હે ભગવાન્ ! ઘણા ઘણા જન્મથી યોગ સાધનારા યોગીઓ જેનાં દર્શનને ઇચ્છેછે એવા, અને સર્વ જીવોના નિવાસરૂપ આપનાં દર્શનથી આજ અમારાં નેત્રની સફળતા થઈ[13] સંસારરૂપ સમુદ્રમાંથી વહાણની પેઠે તારી આપનારાં તમારાં ચરણારવિંદને જેઓ વિષયસુખને માટે ભજેછે, તેઓને જો કે તમે વિષયસુખ આપોછો, તોપણ એ લોકોની બુદ્ધિ માયાથી નાશ પામી ગયેલી સમજવી, કેમકે વિષય તો નરકમાં પણ મળેછે.[14] હુ પણ તેવોજ છુ, કેમકે મારા જેવા સ્વભાવવાળી અને ગૃહસ્થાશ્રમમાં ધર્મ, અર્થ અને કામ આપનારી સ્ત્રીને પરણવાની ઇચ્છાથી વિષયવાસનાને લીધે, કલ્પવૃક્ષની પેઠે સર્વ પુરૂષાર્થ આપનારાં આપનાં ચરણારવિંદની શરણે આવ્યોછુ.[15] આપ કે જે પ્રજાઓના પતિ છો, તેમનાં વચન (વેદ)રૂપ દોરીથી આ વિષયનો મારેલો લોક પશુની પેઠે બંધાયો છે, અને હે ભગવન્ ! હું પણ કાળની બીકથી એ લોકોની રીતેજ આપની કર્મ કરવાની આજ્ઞાને અનુસરવા સ્ત્રીની ઇચ્છા કરૂંછું[16] કામી લોકોનો અને જાણતાં છતાં પણ તેઓને અનુસરનારા મારા જેવા પશુઓનો અનાદર કરી જેઓ આપનાં ચરણરૂપ છત્રના આશ્રયમાં રહ્યાછે, અને પરસ્પરમાં આપની કથારૂપ અમૃતને પીવાથીજ જેઓના ભૂખ તરશ વગેરે દેહના ધર્મ પણ મરી ગયાછે, એવા સત્પુરૂષોનાં આયુષ્યને આ તમારૂં કાળચક્ર કે જે સર્વ જગત્‌ને ખેંચી દોડયુ જાયછે, તથા પરબ્રહ્મરૂપ ધરીમાં ફર્યા કરેછે, તે પણ ખેંચી શકતુ નથી. આ કાળચક્ર તેર (માસ)આરાવાળુ, ત્રણસો ને સાઠ (દિવસ) અણીઓવાળુ, છ (ઋતુ) પટાવાળું, અનંત (ઘડીપળ વગેરે) ધારાવાળું, ત્રણ (શીઆળો ઉનાળો અને ચોમાસુ) કુંડલીઓ વાળું અને ભયંકર વેગવાળુ છે[17-18] આપ પોતે એકજ છતાં જગત્‌ને સરજવાની ઇચ્છાથી પોતામાં ગ્રહણ કરેલી બીજી માયાને લીધે ત્રણ ગુણ વગેરે શક્તિઓથી કરોળીઆની પેઠે આ જગત્‌ને સરજો છો, પાળો છો અને પાછુ ગળી જશો.[19] અમ જેવા ભક્તોને આપ માયાથી વિષયસુખ આપો છો, તે જો કે આપને પ્રિય નથી, તોપણ હે ઈશ્વર ! અનુગ્રહને વાસ્તે તે દેવું જોઇએ, કેમકે તુળસીની માળાઓથી શોભતા આ સાકાર સ્વરૂપના દર્શનથી ભુક્તિ અને મુક્તિ બન્ને મળવાં યોગ્ય છે.[20] આપ કે જે પોતાની માયાથી જગત્‌ની રચનાનું આવર્ત્તન કરોછો, સકામ પુરૂષોને વિષયસુખ

પૂરતી રીતે આપો છો તથા જેમનાં ચરણારવિંદ નમવા યોગ્ય છે અને કર્મફળનો ભોગ જેમાં જ્ઞાનથી ટળી ગયોછે, તેમનેહુંવાર વારનમુ છું[૨૧]

શ્રીશુકદેવજી કહેછે—હે પરીક્ષિતરાજા! એ પ્રમાણે ખરા ભાવથી સ્તુતિ કરેલ, ગરૂડની પાંખોઉપર શોભતા અને પ્રેમસહિત હસવા તથા જોવાથી જેમની ભમર હાલેછે એવા ભગવાને અમૃત જેવાં વચનથી કર્દમઋષિને(આ પ્રમાણે) કહ્યુ.[૨૨]

શ્રી ભગવાન્ કહેછે—જેનેમાટે તમે પોતાના નિયમ રાખી મારી પૂજા કરીછે, તે તમારો અભિપ્રાય જાણી મે પ્રથમથીજ ગોઠવણ કરી રાખી છે.[૨૩]હે પ્રજાપતિ! મારામાં એકાગ્ર ચિત્ત રાખીને જે મારી પૂજા કરી હોય અને વળી તેમાં તમ જેવાએ, તે કદીપણ વ્યર્થ ન જાય.[૨૪] બ્રહ્માના પુત્ર વિખ્યાત કીર્ત્તિવાળા સ્વાય ભુવમનુ, કે જે બ્રહ્માવર્ત્ત દેશમાં રહીને સઘળી પૃથ્વીનુ ચક્રવર્ત્તિ રાજ્ય કરેછે, તે ધર્મને જાણનારા રાજા પોતાની શતરૂપા નામની રાણીની સાથે પરમ દિવસે તમારાં દર્શન કરવા અહીં આવશે.[૨૫-૨૬] એ મનુ પોતાની પુત્રી, કે જે અવસ્થા, શીલ, ગુણ અને રૂપ વાળી છે, તથા પતિને શોધેછે તેને, તમારા યોગ્ય જાણી તમને આપશે[૨૭]હે બ્રાહ્મણ! આટલાં વર્ષો સુધી તમારૂ ચિત્ત જેમાં લાગી રહ્યુ છે, તે રાજકન્યા હવે તુરત તમારી મનગમતી સેવા કરશે[૨૮]તે સ્રીનેતમારા વીર્યથી નવ કન્યાઓ આવશે, અને તે કન્યાઓમાં વળી બીજા ઋષિઓ પુત્ર ઉત્પન્ન કરશે[૨૯]તમે મારી આજ્ઞા સારી રીતે પાળવાથી અંતઃકરણ શુદ્ધ થતાં સર્વ કર્મનાં ફળો મારામાં અર્પણ કરી મને પામશો.[૩૦] ગૃહસ્થાશ્રમથી જીવો ઉપર દયા કરી અને સંન્યાસથી અભય દાન આપી બ્રહ્મજ્ઞાન પામીને તમારા સ્વરૂપને જગત્‌ની સાથે મારામાં દેખશો, અને મને પોતામાં દેખશો[૩૧]હે મોટા મુનિ! તમારી સ્રી દેવહુતિમાં હુ અંશાવતારથી તમારા વીર્યદ્વારા અવતરી સાંખ્યશાસ્રની સંહિતા બનાવીશ[૩૨]

મૈત્રેય કહેછે—અતર્વૃત્તિથી જણાય એવા ભગવાન્ એ પ્રમાણે કહીને સરસ્વતીએ આંટો લીધેલાં બિંદુસરમાંથી કર્દમઋષિ જોઇ રહેતાં પધારી ગયા. સઘળા મોટા મોટા સિદ્ધલોકો વૈકુંઠમાર્ગની સ્તુતિ કરતા હતા, અને પોતેપણ ગરૂડની પાંખો માંથી શબ્દરૂપે નીકળતા સામવેદના મંત્રોને સાંભળતા હતા.[૩૩-૩૪] એવી રીતે ભગવાન્ ત્યાંથી પધારી જતાં કર્દમઋષિ તે સમયની વાટ જોઈને બિંદુસરમાંજ રહ્યા.[૩૫]હે વિદુર! પછી સ્વાયંભુવમનુ સોનાના સામાનવાળા રથમાં બેસી અને તેમાં પોતાની દીકરીને બેસાડી રાણીસહિત વર શોધવાને વાસ્તે પૃથ્વીમાં ફરવાનીકળ્યા હતા. તે જે દિવસ ભગવાને કહ્યો હતો તેજ દિવસે શાંતિવાળા કર્દમમુનિના આશ્રમમાં આવ્યા.[૩૬-૩૭] શરણ થયેલા મુનિઉપર બહુજ થયેલી કૃપાથી વ્યાપ્ત થઇજતાં ભગવાન્‌નાં નેત્રમાંથી આંસુનાં બિંદુ જે સ્થળમાં પડયાં હતાં, તે બિંદુસર કહેવાયછે[૩૮] એ સ્થળ સરસ્વતીથી વીંટાએલું, પવિત્ર, કલ્યાણકારી અને મીઠા જળવાળુ તથા ઘણા મોટા ઋષિઓએ સેવેલુ છે.[૩૯]ત્યાં પવિત્ર ઝાડ અને લતાના સમૂહોમાં સારાં સારાં પશુ અને પક્ષીઓ શબ્દ કરેછે, સઘળી ઋતુઓમાં ફળ અને ફુલની સંપત્તિ રહે છે, વનરાજીની શોભા જામી રહીછે, મદોન્મત્ત અનેક પક્ષીઓ કોલાહલ કરી રહ્યાંછે, મદોન્મત્ત ભ્રમરો વિલાસ કરેછે, મદોન્મત મયુરો નટની પેઠે નાચે છે,મદોન્મત્ત કોયલો એક બીજાને બોલાવે છે,કદંબ,ચંપા, આસોપાલવ, કરંજ, બોલસરિ, અસન, મોગરા, મંદાર, કાંટાશેરીઆ અને નાના નાના આંબા શોભી રહ્યાછે[૪૦-૪૨]કારંડવ, પ્લવ,હંસ,ટીટોડા, જળકુકડી, સારસ, ચકવા અને ચકોર પક્ષીઓ સુંદર શબ્દ કરી રહ્યાંછે, તે પ્રમાણેજ હરણ,સુવર, શેઢાઈ, રોઝ, હાથી, સિંહ, માંકડાં, ગોપુચ્છ જાતના વાંદરાઓ અને કસ્તુરિયા મૃગો, ચારેકોર ફર્યા કરેછે.[૪૩-૪૪]એ ઉત્તમ તીર્થમાં આવીને દેવહુતિસહિત મનુએ કર્દમમુનિ, કે જે ત્યાં અગ્નિમાં હોમ દઇને બેઠા હતા, તેમનાં દર્શન કર્યા.[૪૫] એ મુનિ ઘણા કાળ થયા તપ કર્યા કરવાથી શરીરમાં શોભતા હતા, પણ ભગવાનનાં સ્નેહયુક્ત કટાક્ષ પડવાથી અને તે-

મનાં શોષણરૂપ ચંદ્રમાની કળાના અમૃતનું સેવન થયાને લીધે બહુ દૂબળા નહતા. ઉંચા કમળસરખી આંખોવાળા, જટાધારી અને ફાટેલાં લૂગડાંવાળા હતા, તથા સાફ કર્યા વગરના મણિનીપેઠે મલિન દેખાતા હતા.[46-47] પછી કર્દમ મુનિએ પોતાના આશ્રમમાં આવેલા અને ચરણમાં નમેલા એ મનુરાજાને આશિર્વાદ આપી યોગ્ય પૂજાથી સત્કાર કર્યો.[48] પૂજાનો સ્વીકાર કરી સાવધાનપણે બેઠેલા મનુને રાજી કરતા અને ભગવાનની આજ્ઞાનુ સ્મરણ કરતા મુનિ મધુરવાણીથી બોલ્યા કે[49]—હે રાજા! તમારૂ ફરવું સજ્જનના રક્ષણ અને નીચ લોકોના નાશને માટેછે, કેમકે તમે પાલન કરનારી ભગવાનની શક્તિરૂપ છો[50] તમે નોખનોખા કામના અવસરમાં સૂર્ય, ચદ્ર, અગ્નિ, ઇંદ્ર, વાયુ, યમ, ધર્મ અને વરૂણનાં રૂપને ધારણ કરોછો, માટે તમને વિષ્ણુરૂપ જાણી નમસ્કાર કરૂ છુ[51] જો તમે ઘણા મણિથી જડેલા વિજયરથમાં બેશી મોટી સેના સાથે લઇ, સેનાના પગથી ખોદાઇ જતાં ભૂમડળને કંપાવતા રથથી દુષ્ટલોકોને ત્રાસ કરતા અને ભયકર ધનુષનો ટકાર કરતા, સૂર્યની પેઠે ફરો નહી, તો તેજ વખતે વર્ણ તથા આશ્રમોના નિયમસબંધી ભગવાને બાંધેલી મર્યાદાઓને નીચ લોકો તોડી નાંખે.[52-54] અને તમે આળસ રાખો તો લાલચુ થયેલા નિરકુશ માણસોને લીધે અધર્મ વધી જાય અને નીચ લોકોની પીડાથી આ લોકનો નાશ થઇ જાય.[55] તોપણ હે વીર! હું તમને પૂછુ છુ કે તમે અહીં શામાટે પધાર્યાછો? જેથી આપનું અહી પધારવું થયું હોય તે કારણને આનદ ભરેલા હૃદયથી અમે સ્વીકારીશુ.[56]

अथापि पृच्छे त्वां वीर यदर्थं त्वमिहागतः ॥
तद्वयं निर्व्यलीकेन प्रतिपद्यामहे. दा ॥५६॥

ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કધનો એકવીશમો અધ્યાય સપૂર્ણ.

---

# અધ્યાય ૨૨ મો.*

## મનુએ દેવહૂતિને કર્દમઋષિ સાથે પરણાવી.

મૈત્રેયઉવાચ.

एवमाविष्कृताशेषगुणकर्मोदयो मुनिम् ॥
सव्रीडइवतं सम्राड्ब्रारतमुवाचह ॥ १ ॥

મૈત્રેય કહેછે—એ પ્રમાણે પોતાના સઘળા ગુણ અને કર્મનાં વખાણ સાંભળવાથી તથા તેમનો વૈરાગ્ય જોવાથી જાણે બોલવામાં લજાતા હોય એવા સ્વાયભુવ મનુ બોલ્યા.[1]

મનુ કહેછે—વેદમય પરમેશ્વરે વેદને પ્રવર્તાવવા સારૂ જીતેદ્રિય અને તપ, વિદ્યા તથા યોગવાળા તમલોકોને (બ્રાહ્મણોને) પોતાના મુખથી ઉત્પન્ન કર્યાછે અને તમલોકોની રક્ષા કરવા સારૂ પોતાના હજારો હાથમાંથી અમને (ક્ષત્રિયોને) ઉત્પન્ન કર્યાછે[2-3] એટલામાટે બ્રાહ્મણ અને ક્ષત્રિયો પરસ્પરની રક્ષા કરેછે, અને એ બન્ને જાતિની અવિનાશી અને સર્વરૂપ ભગવાન રક્ષા કરેછે.[4] તમારાં દર્શનથીજ મારા સઘળા સશયો કપાઇ ગયા, કેમકે તમે પોતેજ પ્રીતિથી રાજાના ધર્મ કહી દેખાડયા.[5] તમે કે જેનાં દર્શન વિષયી માણસોને દુર્લભછે, તેમનાં દર્શન થયા છતાં તથા તમારી પવિત્ર ચરણરજનો મારા માથાને સ્પર્શ થયો એ ઘણુ સારૂં થયું.[6] તમે મને શીખામણ આપી, મોટો અનુગ્રહ કર્યો અને ખુલ્લા કાનથી તમારી મનોહર વાણી સાંભળવામાં આવી એ ઘણુંજ ઉત્તમ થયું[7] હવે આપે, હું કે જે દીકરીના સ્નેહથી મનમાં મુંઝાયેલો અને રાંક છું તેની પ્રાર્થના કૃપાથી સાંભળવી જોઈએ.[8] આ મારી દીકરી અને પ્રિયવ્રત તથા ઉત્તાનપાદની બેન દેવહુતિ, અવસ્થા, શીલ અને ગુણાદિકથી સપન્ન પતિને શોધતી હતી[9] પણ જ્યારથી નારદજી પાસેથી તમારાં સ્વભાવ, વિદ્યા, રૂપ, અવસ્થા અને ગુણવિષે આના સાંભળવામાં આવ્યું, ત્યારથી તમનેજ વરવાનો નિશ્ચય કર્યોછે.[10] માટે હે બ્રાહ્મણોમાં ઉત્તમ! આ કન્યા કે જેને હું

---

*આ બાવીશમા અધ્યાયમા, વિષ્ણુના કહ્યા પ્રમાણે મનુએ પોતાની પુત્રી દેવહુતિ કર્દમઋષિને આપી, એ વાત આવશે.

શ્રદ્ધાથી આપુ છું અને ગૃહસ્થાશ્રમસંબધી કામો-માં સઘળી રીતે જે તમને અનુકુળ થશે, તેનો સ્વીકાર કરો.[11] જેણે વિષયસંગનો ત્યાગ કર્યો હોય એવા માણસે પણ પોતાની મેળે આવેલા સુખની ના પાડવી યોગ્ય કહેવાય નહી, ત્યારે વિષયમાં પ્રીતિ રાખનાર માણસવિષે તો શું જ કહેવું ?[12] જે પુરૂષ આપવા આવેલાનો અનાદર કરી કૃપણની પાસે માગવા જાય, તેની કીર્તિ વધી હોય તે ક્ષીણ થાયછે, અને માન પણ અપમાનથી હણાઇ જાયછે.[13] મે સાંભળ્યુંછે કે તમે વિવાહને માટે તૈયાર છો, તો અમુક સમયસુધી જેણે બ્રહ્મચર્ય પાળ્યુ છે એવા તમે, આ મારૂં કન્યાદાન લ્યો [14]

કર્દમ ઋષિ બોલ્યા કે-ખરી વાત છે હું પરણવાની ઈચ્છા રાખુ છુ, અને આ તમારી દીકરી સગપણ થયાવગરની છે, માટે અમારો આ પેહેલા વિવાહનો પ્રકાર યોગ્ય છે [15] હે રાજા ! વેદમાં જેવી રીતે કહ્યુછે તે પ્રમાણે તમારી પુત્રીની ઇચ્છા પરિપૂર્ણ થશે. તમારી પુત્રી કે જે પોતાના શરીરની કાંતિથીજ ઘરેણાં વગેરેની શોભાને પણ હઠાવેછે, તેનો અનાદર કોણ કરે ?[16] જે દેવહૂતિ મેહેલની અગાશીપર ઝાંઝર ઝમકાવતી દડાની રમતમાં લાગી હતી, ત્યારે આકાશમાંથી વિશ્વાવસુ ગંધર્વ તેને જોઈ મોહથી વ્યાકુળ થઇ પોતાના વિમાનમાંથી પડી ગયો હતો [17] એવી સ્ત્રીઓમાં શિરોમણી, જેઓએ લક્ષ્મીનાં ચરણ સેવ્યાં ન હોય તેઓને તો જોવાને પણ ન મળે, એવી મનુની દીકરી અને ઉત્તાનપાદની બેન પોતે ચાલીને આવે તેનો કયો સમજુ પુરૂષ સ્વીકાર ન કરે ?[18] એટલા માટે સંતાન ઉત્પન્ન થવા સુધીની બોલીથી આ ભલી સ્ત્રી સાથે હું ગૃહસ્થાશ્રમ કરીશ, અને પછીથી સાક્ષાત્ ભગવાને કહેલા અને જ્ઞાનમાં જરૂર જોઈએ એવા અહિંસક ધર્મો પાળવા (સંન્યાસ લેવા) હું ધારૂ છુ [19]આ વિચિત્ર જગત્ જેમાંથી ઉત્પન્ન થયુ છે, જેમાં રહ્યુછે અને જેમાં લય પામશે, તે પ્રજાપતિઓના પતિ અનંત ભગવાન્‌ની આજ્ઞા મારે પ્રમાણ છે.[20]

મૈત્રેય કહેછે-હે વિદુર ! એ કર્દમ મુનિ એટલુ બોલીને ભગવાન્‌નુ સ્મરણ કરતા ચૂપ થયા, અને તેમના મંદહાસ્યથી શોભતા મુખથી દેવહૂતિનું ચિત્ત લલચાઇ ગયુ. [21] પછી રાજી થયેલા મનુએ દીકરીનો અને તે પછી પોતાની રાણીનો સ્પષ્ટ રીતે અભિપ્રાય જાણી, એ ગુણસંપન્ન કર્દમ ઋષિને તેમના જેવીજ પોતાની કન્યાનુ દાન આપ્યુ.[22] મહારાણી શતરૂપાએ એ સ્રીભરથારને, ઘરેણાં, લુગડાં અને સરસામાન વગેરે અમૂલ્ય દાયજા આપ્યા [23] પછી યોગ્ય વરને કન્યા આપવાથી જેની મુઝવણ મટી ગઇ છે એવા મનુ, હાથવતે દીકરીનુ આલિંગન કરી ઉત્કંઠાથી પરવશ થઈ ગયા [24]વિરહ નહી ખમી શકવાથી'હે મા ! હે દીકરી !' એમ બોલતા મનુની આંખ્યોમાંથી વારવાર આંસુનાં ટીપાં પડતાંદેવહૂતીનો ચોટલો ભીજાઇ રહ્યો [25]પછી મુનિની રજા લેતાં તેમણે રજા આપી, એટલે રાણીસહિત રથમાં બેશીને મનુરાજા સઘળા પરિવારસહિત પોતાના નગરતરફ ચાલ્યા.[26] ઋષિઓને આનંદ આપનારી સરસ્વતી નદીના બન્ને કાંઠાપર શાંત ઋષિઓના આશ્રમ શોભી રહ્યાછે તેઓને માર્ગમાં જોતા આવતા હતા [27] તે ચક્રવર્તિ રાજાને આવતા જાણી આનંદ પામેલી બ્રહ્માવર્ત દેશની પ્રજા ગાયન સ્તુતિ અને વાજિત્રની સાથે સામે ગઈ. [28]જે બ્રહ્માવર્ત દેશમાં સર્વ સંપત્તિથી ભરપૂર બર્હિષ્મતી નામની નગરી છે, કે જેના સ્થળમાં વરાહજીએ પોતાનુ શરીર ધ્રુણધ્રુણાવતાં તેમનાં રૂવાડાં ખરી પડયાં તે સર્વદા લીલાજ લાગે એવા દર્ભ અને કાંસડારૂપે થયાં છે, અને યજ્ઞમાં વિઘ્ન કરનારા રાક્ષસો વગેરેનો જેથી પરાભવ કરી ઋષિઓએ ભગવાન્‌ની પૂજા કરીછે [29-30]મહાત્મા મનુએ પણ એ દર્ભ અને કાંસડારૂપપવિત્ર ખડને પાથરીને જે ભગવાન્‌ની કૃપાથી પોતાને પૃથ્વીનુ રાજ્ય મળ્યુ છે, તેમનુ યજ્ઞથી પૂજન કર્યું હતું. [31] પછી પોતાની રાજધાની તે બર્હિષ્મતી નગરીમાં પ્રવેશ કરી ત્રણે તાપને મટાડનારાં પોતાનાં ઘરમાં રહી, રાણી અને સંતાનની સાથે ધર્મ અર્થ અને મોક્ષને વિરોધ

ન આવે એવી રીતે સંસારનાં સુખ ભોગવવા લાગ્યાં.[૩૨]સવારમાં દેવલોકના ગવૈયાઓ પોતાની સ્ત્રીઓ સહિત તેમની રૂડી કીર્તિને ગાતા હતા, તોપણ તે મનુ પોતે એકાગ્રચિત્તથી ભગવાન્‌ની કથા સાંભળતા હતા.[૩૩]સઘળી સિદ્ધિઓ તે સ્વાયંભુવમનુને સ્વાધીન હતી, તોપણ ભગવાન્‌ની કથાના પ્રભાવથી કોઈપણ વિષયસુખ તેમને પરવશ કરી શક્યું નહી.[૩૪]ભગવત્કથાનું શ્રવણ કરતાં, ચિંતન કરતાં, રચના કરતાં અને મુખથી ઉચ્ચારણ કરતાં પોતાના મન્વંતરનો કોઇપણ પોહોર તેમનો વ્યર્થ ગયો નહી.[૩૫]એ પ્રમાણે ભગવાન્‌ના પ્રસંગથી જાગ્રત વગેરે ત્રણ અવસ્થા અને ત્રણ ગુણોને જેમણે મિથ્યા જાણ્યાંછે એવા સ્વાયંભુવમનુએ, પોતાના સમયના ઇકોતેર યુગો (તેર ચોકડી) કાઢયા.[૩૬]હે વિદુર! શરીરનાં, મનનાં, અંતરિક્ષનાં, શત્રુનાં અને ટાઢતડકા વગેરેનાં દુઃખો ભગવાન્‌ના ભક્તને કેમજ બાધ કરે? [૩૭]એ સર્વ પ્રાણીઓનું સર્વદા હિત કરનારા સ્વાયંભુવમનુએ મુનિજનોના પૂછવાથી મનુષ્યોના સાધારણ ધર્મ અને વર્ણ તથા આશ્રમોના અનેક પ્રકારના વિશેષ પવિત્ર ધર્મો પણ કહ્યા હતા.[૩૮] આ પ્રમાણે વર્ણન કરવા યોગ્ય એવા પેહેલા રાજા સ્વાયંભુવમનુનું અદ્ભુતચરિત્ર તમારી પાસે વર્ણન કરી દેખાડયું. હવે તેમનાં સંતાનનો પ્રભાવ સાંભળો.[૩૯]

**एतत्त आदिराजस्य मनोश्चरितमद्भुतं ॥**
**वर्णितंवर्णनीयस्य तदपत्योदयंशृणु ॥ ३९ ॥**

ઇતિ શ્રીમદ્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો બાવીશમો અધ્યાય સંપૂર્ણ.

# અધ્યાય ૨૩ મો.*

## દેવહૂતિની સેવાથી પ્રસન્ન થઈ કર્દમે અદ્ભુત વિમાન બનાવ્યું.

॥ मैत्रेयउवाच ॥

**पितृभ्यांप्रस्थितेसाध्वी पतिमिंगितकोविदा ।**
**नित्यंपर्यचरत्प्रीत्या भवानीव भवं प्रभुं ॥ १ ॥**

મૈત્રેય કહેછે–માતા પિતા ગયા પછી પતિવ્રતા અને મનની વાતને જાણી જનારી દેવહૂતિ, નિરંતર પાર્વતી જેમ સદાશિવને સેવે તેમ પ્રીતિથી પતિની સેવા કરવા લાગી[૧] કામ, કપટ, દ્વેષ, લોભ, દુરાચરણ અને મદનો ત્યાગ કરી સાવધાન અને નિરંતર તૈયાર રહેતી દેવહૂતિએ વિશ્વાસથી, પવિત્રતાથી, માનથી, જિતેંદ્રિયપણાથી, સેવાથી, સ્નેહથી અને મધુરવાણીથી મહાતેજસ્વી પતિને પ્રસન્ન કર્યા.[૨-૩] દૈવને ફેરવી શકે એવા સ્વામી પાસેથી મોટા મનોરથને ઇચ્છતી, ભક્તિ કરતી અને નિયમ પાળવાથી તથા તેમાં પણ ઘણો કાળ જવાથી વધારે દૂબળી થયેલી એ મનુની પુત્રીને, કૃપાથી પરવશ થયેલા તે કર્દમ મુનિએ પ્રેમને લીધે ગદગદ કંઠથી કહ્યું કે,[૪-૫] 'હે મનુની કુંવરી! મોટી સેવાથી અને ભક્તિથી આજ હું તને પ્રસન્ન થયોછું. કેમકે સર્વ પ્રાણીઓને અત્યંત વહાલા અને સુખ ભોગવવાને યોગ્ય એવા આ દેહને પણ, મારે માટે દૂબળો કરવામાં તે પાછું વાળી જોયું નથી[૬]હું તને દિવ્ય દૃષ્ટિ આપુંછું, તેથી તું મારા વૈભવોને જોઈલે, કે જે નિર્ભય શોકરહિત અને દિવ્ય વૈભવો સ્વધર્મ, તપ, સમાધિ અને ચિત્તની એકાગ્રતાથી મને વશ થયાછે, અને મારી સેવા કર્યાથી તને પણ સ્વાધીન થયાછે.[૭] ભગવાન્‌ની ભમર હાલવાથી (કાળથી) જેઓની રચનાનો નાશ થઈ જાયછે, એવા બીજા વૈભવો તો કોણમાત્ર છે? તું સિદ્ધ થયેલી છે, માટે પોતાના ધર્મથી પ્રાપ્ત થયેલા અને મનુષ્યોને રાજાપણાનું અભિમાન રાખતાં પણ મળે નહીં એવા દિવ્ય વૈભવો ભોગવ'[૮] એ પ્રમાણે સઘળી સિદ્ધિઓ અને તેઓના સંબંધની ઉપાસનાઓમાં વિચક્ષણ પતિને બોલતા જોઈ દેવહૂતિની સઘળી ચિંતા મટી ગઇ. પછી કાંઈક લજ્જાસહિત જોતી અને હસતી દેવહૂતિ વિનયથી અને પ્રેમથી ગદ્ગદ વચને બોલી કે,[૯] 'હે બ્રાહ્મણોમાં ઉત્તમ મારા સ્વામી! તમે અમોઘ સિદ્ધિઓના અધિપતિ છો, તેથી તમારી પાસે એ સઘળું તૈયારજ છે તે હું જાણુંછું, પરંતુ જે

* આ ત્રેવીશમા અધ્યાયમા, તપોયોગથી બનેલા, સર્વ સંપત્તિવાળા અને ઇચ્છામા આવે ત્યા લઈ જનારા વિમાન ઉપર કર્દમ ઋષિની ને દેવહૂતિની પ્રીતિ થઇ, તે વાત કહેવામાં આવશે.

તમે ઠરાવ કર્યોછે, તે પ્રમાણે એકવાર અંગ-સંગ થવો જોઇએ. કેમકે મહાત્મા પતિ પાસેથી સતી સ્ત્રીઓને સંતાન પ્રાપ્ત થાય એ મોટો લાભ છે.[૧૦] પણ તે અંગસંગને સારૂ કામશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પ્રથમ સાધન તૈયાર કરો, કે જે સાધનો મળવાથી આ મારો દેહ કે જે અત્યંત રમણ કરવાની ઈચ્છાથી દૂબળો અને રાંક થયેલોછે, તે રતિ કરવામાં સમર્થ થાય. હે નાથ ! તમે જગાવેલા કામદેવથી હુ પરાભવ પામેલી છુ, માટે તે શાંત કરવાને વાસ્તે જેવુ જોઈએ તેવા ઘરનો વિચાર કરો [૧૧] મૈત્રેય કહેછે–હે વિદુર ! પ્રિયાનું પ્રિય કરવાને ઇચ્છતા તે કર્દમમુનિએ યોગના બળથી તે ક્ષણમાંજ ધારે ત્યાં જાય એવું એક વિમાન પ્રકટ કર્યું [૧૨] એ વિમાન સર્વ મનોરથને પૂરનારૂ, સર્વ રત્નોથી ભરપૂર, વધતી જતી સઘળી સમૃદ્ધિવાળુ, મણિના થંભોથી શોભતુ, દિવ્ય સામાનવાળું, સર્વ કાળમાં સુખ આપનારૂ, વિચિત્ર પ્રકારની નાની નાની પાટીઓથી અને પતાકાઓથી શણગારેલુ, જેઓમાં ભ્રમરાઓ સુંદર ગુંજાર કરી રહ્યાછે એવી વિચિત્ર પુષ્પોની માળાઓથી અને સુતરાઉ તથા રેશમી વગેરે અનેક જાતનાં વસ્ત્રોથી શોભતું હતુ [૧૩-૧૫] એ વિમાનમાં ઉપરાઉપર રહેલા મહેલોમાં જૂદી જૂદી તળાઈઓ, પલંગ, વીંઝણા અને આસનો નાંખી રાખ્યાં હતાં.[૧૬] તે તે સ્થળોમાં નોખનોખી કારીગરીઓ બનાવી હતી. ઇંદ્રનીલમણિની ભૂમિ અને પરવાળાંની ઓટલીઓ હતી [૧૭] દરવાજાઓમાં વિદ્રુમમણિના ઊંબરા અને હીરાનાં કમાડ હતાં ઇન્દ્રનીલમણિથી બનાવેલા મહેલોનાં શિખરોઉપર સોનાના કુંભ હતા.[૧૮] હીરાની ભીંતોમાં માણેક આંખ્યોની પેઠે ચળકતાં હતાં વિચિત્ર ચંદરવા અને સોનાનાં અમૂલ્ય તોરણો લાગી રહ્યાં હતાં [૧૯] પોતાની જાતનાં પક્ષિઓને બનાવટનાં માની તે ઉપર ચઢી ચઢીને તે તે સ્થળમાં હંસ અને પારેવાંનાં ટોળાં બોલતાં હતાં.[૨૦] વિહાર કરવાની જગ્યા, સૂવાનાં ઘર, ભોગનાં ઘર, આંગણાં અને ગઢ બહારની જગ્યાઓ જેવી જોઇએ તેવી રચાઇ હતી, તેથી કર્દમને પોતાને પણ વિસ્મય પમાડે એવું એ વિમાન બન્યું.[૨૧] એવાં એ વિમાનને દેવહૂતિએ થોડા રાજીપાથી જોવા માંડ્યુ, તેથી સર્વ પ્રાણીઓના અભિપ્રાયને જાણનારા કર્દમમુનિ બોલ્યા કે,[૨૨] 'હે પ્રિયા ! આ સામેના ધ્રોમાં નાહીને પછી આ વિમાનમાં બેસો; કેમકે આ ભગવાને બનાવેલુ તીર્થ માણસોના મનોરથ પૂરે એવુ છે.' [૨૩]એ પ્રમાણે પતિનું વચન માની, જેનું શરીર મેલથી ઢંકાયુ છે, સ્તન બેરંગ બની ગયાછે, ચોટલાની વાટ વણાઇ ગઇછે અને વસ્ત્ર મેલાં છે, એવી કમળસરખાં નેત્રવાળી દેવહૂતિ, એ સરસ્વતીના પવિત્ર જળવાળા તળાવમાં નાહાવા ગઈ.[૨૪-૨૫] ત્યાં તળાવની અંદર એક હજાર કન્યાઓ એક ઘરમાં બેઠી હતી, તેઓ તેના જોવામાં આવી એ સઘળી કન્યાઓ જુવાન અને કમળસરખી સુગંધીવાળી હતી.[૨૬] દેવહૂતિને જોઈ એ સઘળી કન્યાઓ તુરત ઉભી થઇ હાથ જોડી બોલી કે–'અમે તમારી દાસીઓ છીએ, આજ્ઞા કરો, શુ કામ કરીએ ?'[૨૭] હે વિદુર ! એ કન્યાઓએ નાહાવાની અમૂલ્ય વસ્તુઓથી દેવહૂતિને નવરાવીને તેને નિર્મળ અને નવાં વસ્ત્ર, અમૂલ્ય વહાલાં અને દીપતાં ઘરેણાં, સઘળા ગુણવાળુ અન્ન અને અમૃતની પેઠે મીઠા અને નીશો ચઢાવે એવા પીવાના પદાર્થ આપ્યા.[૨૮-૨૯] દેવહૂતિએ પોતાનું શરીર અરીસામાં જોયું ત્યાં માથે નાહાવાથી સ્વચ્છ, માળા અને રજવગરનાં વસ્ત્રવાળુ, કન્યાઓએ અત્યંત માન આપેલુ, સઘળાં આભરણથી શોભાયમાન, કોટમાં અમૂલ્ય હાર તથા પદક, હાથમાં કંકણ, પગમાં ઝમકતાં સોનાનાં ઝાંઝર, નિતંબઉપર ઘણાં રત્નથી જડેલી સોનાની કટિમેખળા અને અંગમાં કેસરનુ લેપન તથા કપાળમાં ચાંદલા વગેરે સૌભાગ્ય જણાવનારી વસ્તુથી દીપતુ હતું [૩૦-૩૨] દાંત અને ભમર સુંદર હતાં, કમળસરખી આંખોની અણીઓ મનોહર અને સ્નેહભરેલી હતી, તથા કાળા કેશથી મુખ શોભી રહ્યુ હતુ.[૩૩]એ પ્રમાણે પોતાનું સ્વરૂપ જોઈ પોતાના સ્વામી કર્દમમુનિને સંભારેછે, તેટલી વારમાં એ કર્દમમુનિ

જ્યાં છે ત્યાં પોતે પણ પેલી કન્યાઓસહિત બિરાજેલી જણાઇ.[૩૪] સ્વામીની આગળ હજાર કન્યાઓથી ઘેરાઈને પોતે વગર પ્રયત્ને પોહોચી ગઇ, એ તેમની યોગશક્તિ જોઈ 'આ તે શું ?' એમ વિસ્મય પામી ગઇ. [૩૫] નાહેલી, નવીનની પેઠે શોભતી, પરણ્યા પેહેલાં જેવી હતી તેવીજ લાગતી, હજાર વિદ્યાધરીઓએ સેવાતી, સારાં વસ્ત્રવાળી અને જેણે પોતાના સુંદર સ્તન ઢાંકી દીધા છે એવી દેવહૂતિને કર્દમમુનિએ પ્રેમથી વિમાનમાં બેસાડી.[૩૬-૩૭] જેનું સ્વતંત્રપણું મટ્યુ નથી એવા અને સ્નેહથી ભરપૂર થઈ પ્રિયાની સાથે વિમાનમાં બેઠેલા તથા ચળકતાં નેત્રવાળી વિદ્યાધરીઓએ સેવા કરાતા કર્દમમુનિ, આકાશમાં તારાઓથી વીંટાએલા અને આસપાસ કુમુદો ઉઘડી રહ્યાં હોય એવા પુનમના ચંદ્રમાની પેઠે શોભવા લાગ્યા [૩૮] સિદ્ધલોકોએ વખાણાતા અને સ્ત્રીઓનાં ટોળાંવાળા કર્દમમુનિ, તે વિમાનથી આઠ લોકપાળોના રમવાના સ્થળરૂપ મેરૂપર્વતની, કામદેવને વધારનારા પવનથી પ્રિય લાગતી, અને ગંગાજીના ધોધના કલ્યાણકારી ઘોંઘાટવાળી ગુફાઓમાં કુબેરજીની પેઠે ઘણા કાળ સુધી રમ્યા.[૩૯] વૈશ્રંભક, સુરસેન, નંદન, પુષ્પભદ્રક અને ચૈત્રરથ્ય નામના દેવતાઓના બગીચાઓમાં તથા માનસસરોવરમાં પ્રિયાની સાથે પ્રેમથી તેમણે ઘણા વિહાર કર્યા.[૪૦] ધારે ત્યાં જનારાં મોટાં અને દીપતાં વિમાનથી પવનની પેઠે લોકોમાં ફરતા કર્દમમુનિ દેવતાઓ કરતાં પણ વધી ગયા [૪૧] સંસારનાં દુ:ખને મટાડનાર ભગવાનનાં ચરણારવિંદનો જેઓએ આશ્રય લીધો હોય તેવા ધીર પુરૂષોને મેળવવી કઠણ પડે એવી શી વસ્તુ છે ?[૪૨] મોટા યોગી કર્દમ પોતાની સ્ત્રીને માટે આશ્ચર્ય આપનારો સઘળો ભૂગોળ દેખાડીને પછી આશ્રમમાં આવ્યા.[૪૩] રમણ કરવામાં ઘણા ઉત્સાહવાળી કાંતાને પોતે નોખનોખાં નવસ્વરૂપ ધરી રમાડતાં, એ મુનિએ ઘણાં ઘણાં વર્ષો બે ઘડીની પેઠે કાઢયાં [૪૪] તે વિમાનમાં રતિને વધારનારી ઉત્તમ શય્યામાં પોતાના સુંદરપતિની સાથે શયન કરતી દેવહૂતિને ઘણો સમય વીતી ગયાની ખબરજ ન પડી.[૪૫] એ પ્રમાણે યોગના પ્રભાવથી રમણ કરતાં અને વિષયમાં લાગેલાં તે સ્ત્રી ભરથારને સો વર્ષ થોડાક કાળની પેઠે વીતી ગયાં.[૪૬] દેવહૂતિને પોતાના અરધા અંગરૂપ માનતા અને તેને ઘણી પ્રજાની ઇચ્છા છે એમ જાણતા એ આત્મજ્ઞાની સમર્થ મુનિએ, પોતાનાં નવ રૂપ કરીને તે સ્ત્રીમાં ગર્ભની ઉત્પત્તિ કરી.[૪૭] તેથી તે દેવહૂતિને એકજ દિવસમાં નવ દીકરીઓ આવી. એ સઘળી કન્યાઓ રૂપાળી અને રાતાં કમળસરખાં ગંધવાળી હતી. [૪૮] પછી તે મુનિને સંન્યાસ લેવાની તૈયારી કરતા ધારી ઉપરથી હસતી, મનમાં બહુજ કચવાતી અને મણિસરખા નખવાળા પગથી ધરતી ખોતરતી દેવહૂતિ નીચું મોઢું કરી અને આંસુનાં ટીપાં રોકી ધીરજથી સુંદર વચન બોલી કે—[૪૯-૫૦] આપે મારે માટે જે વચન આપ્યું હતુ તે સઘળુ પૂરૂં કર્યું, તોપણ મને શરણાગત જાણી અભયદાન દેવું જોઇએ.[૫૧] હે બ્રહ્મન્! આપની દીકરીઓને પોતાને યોગ્ય વર પોતાની મેળે શોધી લેવા પડે એ સારૂં નહીં, તેમ આપ સંન્યાસ લઈ વનમાં ગયા પછી મને જ્ઞાનનો ઉપદેશ કરવા માટે એક પુત્ર પણ હોવો જોઇએ.[૫૨] હે નાથ! વિષયના પ્રસંગથી પરમાત્માનો વિચાર નહી કરતાં મારો આટલો કાળ વીતી ગયો તેથી હવે બસ છે.[૫૩] આપ બ્રહ્મવેત્તા છો એમ નહી જાણતાં વિષયસુખની આસક્તિથી મેં આપનો પ્રસંગ કર્યો છે, તોપણ તે પ્રસંગ મને અભયને વાસ્તે હોવો જોઇએ. [૫૪] અસાધુ માણસનો અજ્ઞાનથી કરેલો સંગ જન્મમરણ આપેછે, પણ તેવોજ સંગ સાધુજનનો કર્યો હોય તો વૈરાગ્યનું કારણ થાયછે.[૫૫] જે માણસનુ કોઈ પણ કામ પરિણામે ધર્મને વાસ્તે, તે દ્વારા વૈરાગ્યને વાસ્તે અને તે દ્વારા ભગવાનની સેવાને વાસ્તે ન થાય તે માણસ જીવતેજ મુવો છે.[૫૬] હું ભગવાનની માયાથી બહુજ છેતરાઇ ગઇ, કેમકે મુક્તિ આપો એવા આપને પામીને મેં મોક્ષની ઇચ્છા કરી નથી,[૫૭]

सा‍ऽहं भगवतोनूनं वंचिता मायया दृढं ॥
यत्त्वांविमुक्तिदंमाप्य नमुमुक्षेयबंधनात् ॥५७॥
ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો ત્રેવીશમો અધ્યાય સપૂર્ણ.

## અધ્યાય ૨૪ મો. *

### કપિલદેવનો જન્મ અને કર્દમનો સંન્યાસ.

॥ मैत्रेयउवाच ॥
निर्वेदवादिनीमेवं मनोर्दुहितरं मुनिः ॥
दयालुःशालिनीमाह शुक्लाभिव्याहृतंस्मरन् ॥

મૈત્રેય કહેછે—એ પ્રમાણે વૈરાગ્યની વાત કરતી અને વખાણવા લાયક મનુની દીકરીને ભગવાનનાં વચનનુ સ્મરણ કરતા દયાળુ મુનિએ કહ્યું [1] ઋષિ કહેછે—'હે પવિત્ર રાજપુત્રી! એવી રીતે તમે પોતાને ખેદ કરો માં. કેમ કે થોડા દિવસમાં અવિનાશી ભગવાન તમારા ગર્ભમાં આવશે [2] તમે પતિવ્રતા છો માટે તમારૂ કલ્યાણ થયુ, તો હવે ઇંદ્રિયોના નિગ્રહથી, સ્વધર્મથી, તપથી, ધનનાં દાન કરવાથી અને શ્રદ્ધાથી ભગવાનને ભજો [3] તે ભગવાન તમે આરાધના કરવાથી પુત્રરૂપ થઇને મારા યશનો વિસ્તાર કરતાં, બ્રહ્મવિદ્યાના ઉપદેશથી તમારા દેહાભિમાનરૂપ ગાંઠને કાપી નાંખશે [4] મૈત્રેય કહે છે—દેવહૂતિ પણ એ પ્રમાણે પોતાના મહાત્મા પતિનાં વચનનો માન સહિત સપૂર્ણ વિશ્વાસ ગખી અવિનાશી અને સર્વના ગુરૂ ભગવાનની ભક્તિ કરવા લાગી [5] પછી ઘણો કાળ વીતતાં કર્દમનાં વીર્યદ્વારા તેના ગર્ભમાં આવેલા મધુસૂદન ભગવાન કાષ્ટમાંથી અગ્નિની પેઠે દેવહૂતિના ઉદરમાંથી અવતર્યા.[6] તે સમયે આકાશમાં દુદુભિ વાગ્યાં, મેઘ વરસવા લાગ્યા, ગધર્વો ગાન કરવા લાગ્યા અને અપ્સરાઓ આનદથી નાચવા લાગી [7] દેવતાઓએ નાખેલી દેવતાઇ ફૂલોની વૃષ્ટિ પડવા લાગી; તથા દિશાઓ, જળ અને લોકોનાં મન સ્વચ્છ થઈ ગયાં.[8] સરસ્વતીએ આંટો લીધેલા કર્દમના આશ્રમમાં મરિચી વગેરે ઋષિઓને સાથે લઇ બ્રહ્મા આવ્યા. [9] હે શત્રુને હણનાર વિદુર! સાંખ્યજ્ઞાનનો ઉપદેશ કરવા સત્વગુણમય અંશથી પરબ્રહ્મ ભગવાન જન્મ્યાછે, એમ જાણતા, શુદ્ધ ચિત્તથી તેમનાં કર્ત્તવ્યને માન દેતા અને સઘળી ઇંદ્રિયોમાં પ્રસન્ન દેખાતા સિદ્ધ જ્ઞાનવાન બ્રહ્માએ કર્દમને કહ્યું કે—[10-11]હે બાપ! હે માન આપનારા! તેં મારી નિષ્કપટપણાથી પૂજા કરી, કેમકે મારૂ માન રાખી મારી આજ્ઞાનો તમે સ્વીકાર કર્યો.[12] પિતાની મોટાઈ સમજી તેમની આજ્ઞાનો સ્વીકાર કરવો એટલીજ પુત્રોએ પિતાની સેવા કરવાની છે [13]હે ભલાપુત્ર! આ તારી દીકરીઓ પોતાના અનેક વશથી આ સૃષ્ટિનો વધારો કરશે,[14] માટે સૌનુ શીલ અને રૂચિ જોઇને મોટા ઋષિઓને આ કન્યાઓનુ દાન દે, અને પૃથ્વીમાં યશનો વિસ્તાર કર.[15] હે મુનિ! આ સાક્ષાત્ આદિપુરૂષ (ભગવાન) કપિલદેવ પ્રાણીઓના મનોરથને પૂરે એવો દેહ ધરીને પોતાની માયાથી અવતર્યા છે, તે હુ જાણુંછુ.[16] હે દેવહૂતિ! શાસ્ત્રના જ્ઞાનથી અને અપરોક્ષ જ્ઞાનથી કર્મની જડને ઉખેડી નાંખનારા, સોનાસરખા કેશ અને કમળસરખાં નેત્રવાળા તથા ચરણારવિંદમાં કમળનાં ચિન્હવાળા આ કૈટભારિ ભગવાન કે જે તારા ગર્ભમાંથી ઉત્પન્ન થયાછે, તે સ્વરૂપની ભૂલ અને ખોટી સમજણ રૂપ તારા હૃદયની ગાંઠને (દેહાભિમાનને) કાપી નાંખી પૃથ્વીમાં ફરશે [17-18] અને એ પોતે કે જે જ્ઞાની લોકોના સ્વામી, સાંખ્યવિદ્યાના આચાર્યોએ માનેલા અને તારી કીર્તિને વધારનારા છે, તેમનુ લોકમાં 'કપિલ' એવુ નામ કહેવાશે.[19] મૈત્રેય કહેછે કે—એ પ્રમાણે બ્રહ્મા કર્દમ અને દેવહૂતિની આશ્વાસના કરી, મરીચિવિગેરે ઋષિઓને ત્યાંજ રાખતાં સનત્કુમાર અને નારદજીને સાથે લઇ, હસ જોડેલા વિમાનમાં બેશી સત્યલોકમાં ગયા.[20] હે વિદુર! બ્રહ્મા ગયા પછી તે-

* આ ચોવીનમા અધ્યાયમા, કપિલદેવનો જન્મ થયો તે અને કર્દમઋષિ દેવહૂતિની અને કપિલદેવની રજા લઇ ત્રણ ઋણ છૂટીને મુક્તિને પામ્યા, એ વાત કહેવામા આવશે.

મણે પ્રેરેલા કર્દમમુનિએ તેમના કહેવા પ્રમાણે પ્રજાપતિઓને પોતાની કન્યાઓ આપી.[૨૧] મરીચિને કલા, અત્રિને અનસૂયા, અંગિરાને શ્રદ્ધા, પુલસ્ત્યને હવિર્ભૂ, પુલહને ગતિ, ક્રતુને ક્રિયા, ભૃગુને ખ્યાતિ, વસિષ્ઠને અરૂંધતી અને અથર્વાને શાંતિ કે જેથી યજ્ઞ થાય છે તે આપી. એ પ્રમાણે વિવાહ કરી જમાઈઓનું અને દીકરીઓનું સારી રીતે સન્માન કર્યું.[૨૨-૨૪] પરણેલા તે બ્રાહ્મણો રાજી થઇ કર્દમની રજા લઇ પોતપોતાના આશ્રમમાં ગયા.[૨૫] પછી કર્દમમુનિ પોતાને ઘેર દેવના દેવ ભગવાન અવતર્યા છે એમ જાણી તેમને એકાંતમાં મળી પ્રણામ કરી બોલ્યા કે–[૨૬] અહો ! સંસારમાં પોતાના પાપથી રંધાઈ જતા માણસોને ઘણે કાળે દેવતાઓ પ્રસન્ન થાયછે.[૨૭] એકાંતસ્થળોમાં ઘણા કાળ સુધી ભક્તિમાં એકાગ્રતા કરી સન્યાસી લોકો જેના ચરણને જોવાને માટે યત્ન કરેછે, તેજ ભક્તોના પક્ષને પુષ્ટિ આપનાર આપ ભગવાન પોતાની હલકાઈ નહીં ગણીને અમે કે જે પામર છીએ, તેમના ઘરમાં અવતર્યા છો[૨૮-૨૯] ભક્તોનું માન વધારનાર આપ પોતાનુ વચન સત્ય કરવા અને જ્ઞાનનો ઉપદેશ કરવા મારા ઘરમાં અવતર્યાછો[૩૦] આપ પ્રાકૃત રૂપરહિત છો, તેથી ચતુર્ભુજાદિક જે અલૌકિક રૂપ છે તેજ તમને યોગ્ય છે, તો પણ તમારા ભક્તોને જે રૂપ ગમે તેને તમે પણ ગમાડોછો[૩૧] જેના ચરણનુ આસન તત્વ જાણવાની ઇચ્છાથી વિદ્વાનોએ સદાય નમસ્કાર કરવા યોગ્ય છે, અને ઐશ્વર્ય, વૈરાગ્ય, યશ, જ્ઞાન, પરાક્રમ તથા લક્ષ્મીથી પરિપૂર્ણ છે, એવા આપને હુ શરણે આવ્યોછુ.[૩૨] પ્રકૃતિ, પુરૂષ, મહત્તત્વ, કાળ, અહંકાર ઇત્યાદિક સર્વ શક્તિરૂપ, લોકરૂપ, લોકપાળરૂપ, સર્વજ્ઞ, સર્વશક્તિઓ જેને સ્વાધીન છે એવા, અને જેના સ્વરૂપમાં સર્વ પ્રપંચ લીન છે એવા આપ કપિલદેવને હું શરણે છુ.[૩૩] પ્રજાના પતિ એવા આપની હું રજા લઉ છુ કે, તમે જન્મવાથી હું કરજ ઉતરી ગયોછુ અને મનોરથ પૂર્ણ થયા છે; તેથી હવે સંન્યાસ લઇ હૃદયમાં તમારૂં ધ્યાન ધરી શોકરહિત થઇને ફરીશ.[૩૪] ભગવાન બોલ્યા–હે મુનિ ! વેદસબંધી અને લોકસબધી કાર્યોમાં મારૂં બોલવું સર્વને પ્રમાણ છે, એટલા માટે મેં તમને વચન આપ્યું હતું, તે સત્ય કરવા આ અવતાર મેં સ્વીકાર્યો છે.[૩૫] સંસારની દુષ્ટ વાસનામાંથી છુટવાને ઈચ્છનારાઓને આત્મવિચાર કરવામાં જેનો અવશ્ય ઉપયોગ છે એવી તત્વની સંખ્યા કરવાને વાસ્તે લોકમાં આ મારો અવતાર છે.[૩૬] આ આત્મજ્ઞાનનો અનાદિ માર્ગ ઘણા કાળથી નાશ પામી ગયોછે, તેને પાછો ચાલુ કરવામાટે આ દેહ મેં ધારણ કર્યોછે.[૩૭] હું તમને રજા આપુંછુ, ભલે જાઓ. અને હું પણ અહીં રહેવાને આપની રજા માગુ છુ સર્વ કર્મો મને અર્પણ કરવાથી જન્મ મરણમાંથી મુક્ત થઈ સ્વરૂપ જાણવાને સારૂ મારી ભક્તિ કરજો.[૩૮] જે હું સર્વ પ્રાણીઓનો અંતર્યામી સ્વયંપ્રકાશ પરમાત્મા છું, તેને તમે પોતાના મનથી પોતામાંજ જોઇ શોકરહિત થઈ મોક્ષ પામશો.[૩૯] સર્વ કર્મોને ઉખેડી નાંખે એવી બ્રહ્મવિદ્યા હુ મારી માતાને આપીશ, કે જેથી એ સંસારમાંથી તરી જશે.[૪૦] મૈત્રેય બોલેછે–એ પ્રમાણે કપિલદેવનાં વચન સાંભળી રાજી થયેલા કર્દમ પ્રજાપતિ તેમને પ્રદક્ષિણા કરી વનમાંજ ગયા.[૪૧] અહિંસા વ્રત ધારણ કરી, આત્મામાં નિષ્ઠા રાખી, આસક્તિ માત્ર મૂકી દઈ, અગ્નિહોત્ર અને ઘરનો ત્યાગ કરી પૃથ્વીમાં ફરવા લાગ્યા[૪૨] કાર્ય તથા કારણથી પર, સર્વનો પ્રકાશ કરનારા, નિર્ગુણ અને એકાગ્રવૃત્તિથી અપરોક્ષ કરેલા પરબ્રહ્મમાં મન રાખી, અહંતા, મમતા અને સુખ દુઃખાદિકથી રહિત થઈ, ભેદબુદ્ધિનો ત્યાગ કરી, સર્વને પોતાના રૂપ જોતા, અને મોજાં શાંત થઈ ગયાં હોય એવા સમુદ્રની પેઠે જેની બુદ્ધિ વિક્ષેપરહિત થઈ છે, એવા મહાધીર કર્દમમુનિનું ચિત્ત સર્વ જીવના આત્મા સર્વજ્ઞ પરમાત્મામાં પરમ ભક્તિભાવથી લાગી ગયુ. તથા સર્વ બંધન છુટી ગયાં.[૪૩-૪૫] તે 'સર્વ પદાર્થોમાં પરબ્રહ્મ છે અને પરબ્રહ્મમાં સર્વ પદાર્થો છે તથા તે પરબ્રહ્મ હું છુ,' એમ જોવા લાગ્યા.[૪૬] એ પ્ર-

માણે ઇચ્છા અને દ્વેષથીરહિત, સર્વ ઠેકાણે પરબ્રહ્મને જોતા અને ભગવાનની ભક્તિ કરતા કર્દમમુનિ મુક્તિ પામી ગયા.[૪૭]

**इच्छाद्वेषविहीनेन सर्वत्र समचेतसा ॥**
**भगवद्भक्तियुक्तेन प्राप्ताभागवतीगति ॥४७॥**

ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો ચોવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૫ મો.*

### સંસાર બંધનથી છુટવા વિષે દેવહૂતિએ કપિલદેવને પૂછેલા પ્રશ્નો.

**॥ शौनकउवाच ॥**

**कपिलस्तत्त्वसंख्याता भगवानात्ममायया ॥**
**जातः स्वयमजः साक्षादात्मप्रज्ञप्तयेनृणां ॥ १ ॥**

શૌનક મુનિ સૂતને કહેછે—સાક્ષાત્ પરમાત્મા ભગવાનજ મનુષ્યોને પોતાના સ્વરૂપનો બોધ દેવામાટે, પોતાની માયાથી તત્વની સંખ્યા આપનારા કપિલમુનિરૂપે અવતર્યા.[૧]તો સર્વ પુરૂષોમાં અને સર્વ યોગીઓમાં ઉત્તમ એવા એ અવતારની કીર્તિ સાંભળવામાં જોકે મે આત્મજ્ઞાન સાંભળ્યુ છે, તોપણ મારી ઇંદ્રિયો બહુ તૃપ્ત થતી નથી.[૨]જેને દેહ ધરવો સ્વાધીનછે એવા ભગવાન પોતાની માયાથી જે જે કર્મ કરેછે, તેઓમાં જે વખાણવા યોગ્ય હોય તે મને કહો, કેમકે તે સાંભળવાની મને શ્રદ્ધા છે.[૩]

સૂત બોલ્યા—એ પ્રમાણે તમારી રીતેજ વિદુરે વ્યાસના મિત્ર મૈત્રેય મુનિને પૂછતાં, પ્રસન્ન થયેલા તે મુનિએ બ્રહ્મવિદ્યાના વિષયમાં આ પ્રમાણે વિદુરને કહ્યુ.[૪]

મૈત્રેય કહેછે—પિતા વનમાં ગયા પછી ભગવાન કપિલમુનિ માતાનુ પ્રિયકરવાસારૂ તે બિંદુસરમાંજ રહ્યા [૫]કર્મબંધનરહિત અને તત્વવિદ્યાનો માર્ગ દેખાડનારા તે પોતાના પુત્ર બેઠા હતા, તેમને બ્રહ્માનુ વચન સંભારી દેવહૂતિએ કહ્યુ કે

'હે મહાત્મા! દુષ્ટ ઇંદ્રિયોના વિષયોની લાલચથી બહુજ થાકી ગઇછુ, કે જે લાલચને પૂરતાં મોટા અંધારામાં પડીછુ.[૭]આજ તમારા અનુગ્રહથી જન્મમરણનો છેડો આવવાનો તેથી, જેનો પારજ ન આવે એવા એ અજ્ઞાનરૂપ ઘાટાં અંધારાંના પારમાં જનારી આપરૂપ ઉત્તમ આંખ મને મળીછે.[૮]પુરૂષોમાં આદિપુરૂષ ઈશ્વર ભગવાન આપ, સૂર્યની પેઠે અંધારાંથી આંધળા થયેલા લોકનાં નેત્રરૂપ પ્રકટ થયાછો [૯]એટલામાટે આ દેહાદિકમાં 'હુ અને મારૂં' એવા પ્રકારનો જે આગ્રહ તમેજ જોડેલોછે, તે રૂપ મારા મોહને તમારે મટાડવો જોઇએ.[૧૦]શરણાગતનુ રક્ષણ કરનાર, પોતાના દાસના સંસારરૂપ વૃક્ષને કુવાડાની પેઠે કાપનાર, અને સાચા ધર્મને જાણનારાઓમાં ઉત્તમ એવા આપની પાસે પ્રકૃતિ અને પુરૂષનુ સ્વરૂપ જાણવાની ઇચ્છાથી હુ શરણે આવીછું.'

[૧૧](મૈત્રેય કહેછેકે) એ પ્રમાણે પોતાની માતાની પુરૂષોને મોક્ષમાં પ્રીતિ ઉપજાવનારી નિર્દોષ ઇચ્છાને સાંભળી મનથી પ્રશંસા કરીને, આત્મજ્ઞાની, સત્પુરૂષોની ગતિરૂપ, અને જરા હસવાથી જેમનુ મુખ શોભેછે એવા કપિલ ભગવાન બોલ્યા કે,[૧૨]માણસોના કલ્યાણને માટે બ્રહ્મવિદ્યામાં નિષ્ઠા રાખવી એજ ઉપાયછેએવો મારો સિદ્ધાંતછે, કે જે બ્રહ્મવિદ્યાથી સુખનો અને દુ:ખનો અત્યંત નાશ થાયછે.[૧૩]સર્વ અંગોમાંડહાપણજ જેમાં ભરેલુ છે એવો એ ઉપાય પૂર્વે સાંભળવાને ઇચ્છતા ઋષિઓને મે કહ્યો હતો, તે તમારી પાસે કહુ છું.[૧૪]ચિત્તજ આ જીવને બંધન આપનારૂ અને મુક્તિ આપનારૂ છેએવો સિદ્ધાંતછે. જો ચિત્ત વિષયોમાં લાગ્યું હોય તો બંધન આપેછે અને જો પરમાત્મામાં લાગ્યુ હોય તો મુક્તિ આપેછે [૧૫]'હુ' અને મારૂ, એવા અભિમાનથી ઉત્પન્ન થયેલા કામ તથા લોભવગેરે મેલ ટળી જવાથી સુખ દુ:ખરહિત થઇને સમતામાં આવેલું ચિત્ત જ્યારે શુદ્ધ થાયછે, ત્યારે જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિવાળા તે ચિત્તથી પોતાનુ સ્વરૂપ, કે જે દેહાદિકથી જાુદુ, સ્વયંપ્રકાશ, ભેદરહિત, સૂક્ષ્મ, ઉદાસીન, એક અને અખંડ છે, તે જોવામાં આ-

---

* આ પચીશમા અંધ્યાયમા સંસારના બંધનમાથી મુક્ત થવાનુ માતા પૂછશે. તેન કપિલદેવ પેહેલા ભક્તિનુ લક્ષણ કહેશે. તે વાત કહેવામા આવશે

વેછે, અને દેહાદિક નિર્બળ (મોહ કરવામાં અસમર્થ) જેવામાં આવેછે.[૧૬-૧૮]યોગીઓને સ્વરૂપની પ્રાપ્તીને માટે સર્વરૂપ ભગવાનમાં ભક્તિ કરવાજેવો બીજો કોઇ સેહેલો માર્ગ નથી.[૧૯]સંગ કરવો એ આત્માને ત્રુટે નહિ એવો પાશ છે એમ વિદ્વાનોનો સિદ્ધાંતછે, પણ તેજ સંગ જો સાધુઓનો કર્યો હોય તો ખુલેલુ મોક્ષનું દ્વાર છે.[૨૦] સુખ દુઃખને સહન કરનારા, દયાવાળા, સર્વ પ્રાણીઓના મિત્ર, કોઈને શત્રુ તો માનેજ નહીં એવા, શાંત, શાસ્ત્ર પ્રમાણે ચાલનારા, સારો સ્વભાવજ જેઓને ધરેણુ છે એવા, એક ભાવથી મારી દૃઢ ભક્તિ કરનારા, મારે માટે સર્વ કર્મનો ત્યાગ કરનારા, સ્વજન અને બાંધવોના સ્નેહને મૂકી દેનારા અને નિરંતર મારી પવિત્ર કથાઓને સાંભળનારા તથા વર્ણન કરનારા જેઓ હોય, તેઓને સાધુ જાણવા એ લોકોનુ ચિત્ત મારામાંજ લાગી રહ્યું હોયછે, તેથી તેઓને અનેક પ્રકારના તાપ પીડા કરતા નથી.[૨૧-૨૩]હે સાધ્વી! સર્વ પ્રકારની આસક્તિઓનો જેઓએ ત્યાગ કર્યો હોય તેઓ સાધુ કહેવાયછે તે માટે એવા લોકોનોજ સંગ કરવો, કેમકે એઓ વિષયસંગના દોષને મટાડેછે[૨૪] સાધુજનોના પ્રસંગમાં મારાં પરાક્રમોનુ જ્ઞાન થાય એવી અને હૃદય તથા કાનને સુખ આપે એવી કથાઓ થાય છે, અને એવી કથાઓનુ સેવન કર્યાવડે અજ્ઞાન ટળેથી મળે એવા પરમેશ્વરમાં શ્રદ્ધા, પ્રીતિ અને ભક્તિ અનુક્રમે થાયછે.[૨૫]મારી સૃષ્ટિવગેરે લીલાનુ ચિંતન કર્યાથી પુરૂષને ભક્તિ ઉત્પન્ન થતાં આ લોક અને પરલોકના વિષયસુખમાં વૈરાગ્ય થાય અને તે દ્વારા ઉપાય કરવામાં ઉદ્યોગી થઈને સેહેલા માર્ગથી ચિત્તનો નિરોધ કરવાનુ યત્ન કરેછે.[૨૬]વિષયોના સેવનનો ત્યાગ કરવાથી, વૈરાગ્યથી વધેલા જ્ઞાનથી, યોગથી અને મારેવિષે અર્પણ કરેલી ભક્તિથી, હુ કે જે પોતાનું સ્વરૂપજછુ, તેનેજીવતાંજ પામેછે.[૨૭]દેવહૂતિએ પૂછ્યું કે, 'તમારેવિષે કેવી ભક્તિ કરવી યોગ્યછે? અને તેમાં પણ હુ કે જે સ્રીજાતિછુ તેનાથી બની શકે એવી કઈ ભક્તિ છે? કે જે કરવાથી તમારા મોક્ષરૂપ સ્વરૂપને હુ વગર પરિશ્રમે પામુ.[૨૮]તમને પ્રાપ્ત કરનારો જે યોગ તમે કહ્યો તે કેવા પ્રકારનોછે અને તેનાં અંગ કેટલાંછે, કે જે કરવાથી તત્વજ્ઞાન થાય.[૨૯]હે હરિ! આ સઘળી વાત મને સમજાવો, કે જેવી રીતે મંદબુદ્ધિવાળી સ્રીજાતિની હુ, તમારા અનુગ્રહથી એ કઠણ વાતને સેહેજ સમજી શકુ.'[૩૦](મૈત્રેય કેહેછે કે) એ પ્રમાણે માતાનુ પ્રયોજન જાણી તેનાઉદરથી પોતે જન્મ્યાછે તેથી જેને સ્નેહ ઉત્પન્ન થયોછે એવા કપિલદેવભગવાને તત્વોનો અનુક્રમ કરવાનું સાંખ્યજ્ઞાન, ભક્તિનો વિસ્તાર અને યોગ એ ત્રણ પદાર્થો કહ્યા[૩૧]કપિલદેવ બોલ્યા કે—'વિષયોનું ગ્રહણ થવા ઉપરથીજ જેઓનાં અસ્તિત્વનું (હોવાપણાનુ) અનુમાન થાય છે એવી ઇંદ્રિયો વેદમાં કહ્યા પ્રમાણે ચાલીને તેઓની વૃત્તિ ભગવાનમાંજ રહે, તેજ નિર્વિકાર મનવાળાની નિષ્કામ અને સ્વાભાવિક ભગવદ્ભક્તિછે, તે મુક્તિ કરતાં પણ શ્રેષ્ઠ છે, કે જે ભક્તિ, અગ્નિ જેમ ખાધેલા અન્નનો ક્ષય કરીનાંખે તેમ લિંગશરીર (વાસના) નો ક્ષય કરેછે.[૩૨-૩૩]મારા ચરણની સેવામાં પ્રીતિથી લાગેલા અને મારેમાટેજ સર્વ કર્મને કરનારા કેટલાએક લોકો મારા સ્વરૂપસાથે જોડાઈ જવારૂપ સાયુજ્યભક્તિને ઇચ્છતા નથી, પણ એ ભક્તો એક બીજાને મળી મારી લીલાનીજ પ્રશંસા કરેછે.[૩૪]હે માતા! એ સાધુ લોકો સુંદર, પ્રસન્ન મુખવાળા, રાતાં નેત્રવાળાં, દિવ્ય અને વરદાન દેનારાં મારાં સ્વરૂપોને દેખેછે અને તેઓની સાથે મનોહર વાતો કરેછે.[૩૫]જેઓના અવયવો, વિલાસ, હાસ, જોવાં અને બોલવાં અત્યંત રમણીય છે, એવાં એરૂપોએ જેઓનાં ચિત્ત અને ઇંદ્રિયો ખેંચી લીધાં છે, એ વૈષ્ણવોને મુક્તથવાની ઈચ્છા નથી હોતી, તોપણ મારી ભક્તિ એઓને મુક્તિ આપેછે.[૩૬] અવિદ્યા ટળી જતાં સત્યલોકમાં મળતી ભોગસંપત્તિ, અણિમાદિક આઠ સિદ્ધિઓ અને ભક્તિની પછવાડે પોતાથીજ પ્રાપ્ત થતી વૈકુંઠલોકની ઉત્તમ સંપત્તિને જોકે તેઓ ઈચ્છતા નથી, તોપણ એ સઘળું મારા વૈકુંઠલોકમાં તેઓને મળેછે.[૩૭]જે

લોકોને હુ આત્માજેવો પ્રિય, પુત્ર જેવો સ્નેહપાત્ર, સખાજેવો વિશ્વાસપાત્ર, ગુરૂજેવો ઉપદેશક, બાંધવજેવો હિતકારી અને ઈષ્ટદેવ જેવો પૂજ્ય છું, તે ભક્તલોકો કદીપણ શુદ્ધસત્વગુણમય વૈભવરહિત થતા નથી, અને મારાં શસ્ત્રરૂપ કાળ પણ એલોકોનો નાશ કરતો નથી.[૩૮]આ લોક, પરલોક, તેઓમાં જનારો દેહ અને દેહના પછવાડે સ્ત્રી, પુત્ર, પશુ અને ધન તથા ઘરવગેરે જેછે, તે સઘળાંને તથા બીજા પણ કેટલાએક પદાર્થોને મૂકી દઇને, જેઓ હુ કે જે સર્વવ્યાપકછુ, તેને એકાગ્રભક્તિથી ભજેછે, તેઓને સંસારમાંથી તારૂ છું. [૩૯-૪૦] હુ કે જે પ્રકૃતિપુરૂષનો સ્વામી અને સર્વ પદાર્થોનો આત્મા ભગવાનછુ, તેના આશ્રયવિના સંસારનો તીવ્ર ભય મટતો નથી.[૪૧] આ વાયુ મારી (કાળની) બીકથી વાયછે, સૂર્ય મારી બીકથી તપેછે, ઈંદ્ર મારી બીકથી વૃષ્ટિ કરેછે, અગ્નિ મારી બીકથી પોતાનુ કામ કરેછે, અને મૃત્યુ મારી બીકથી ફરેછે.[૪૨]તથા યોગીલોકો જ્ઞાન અને વૈરાગ્યસહિત ભક્તિ કરી અવિનાશી સુખને માટે મારાં નિર્ભય ચરણારવિંદનો આશ્રયકરેછે [૪૩]તીવ્ર ભક્તિયોગથી મારામાં રાખેલુ મન સ્થિર થાય એટલોજ આ લોકમાં માણસોને કલ્યાણનો ઉદયછે [૪૪]

**एतावानेवलोकेस्मिन् पुंसांनिश्रेयसोदय ॥**
**तीव्रेणभक्तियोगेन मनोमय्यर्पितंस्थिरं ॥ ४४ ॥**

ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો કપિલદેવનાઆખ્યાનનો પચીશમો અધ્યાયસંપૂર્ણ

---

## અધ્યાય ૨૬ મો *

### મહત્તત્વોની ઉત્પત્તિ તથા તત્વોમાંથી વિરાટની ઉત્પત્તિ.

**॥ श्रीभगवानुवाच ॥**
**अथतेसंप्रवक्ष्यामि तत्त्वानां लक्षणं पृथक् ॥**
**यद्विदित्वाविमुच्येत पुरुष प्राकृतैर्गुणै ॥ १ ॥**

કપિલદેવ કહેછે—હવે તમારીપાસે જુદાંજુદાં તત્વનાં લક્ષણ કહીશ, કે જે જાણવાથી માણસ પ્રકૃતિના ગુણ જે દેહાદિકતેથી છુટો પડે. (દેહાભિમાન મૂકી દે.) [૧]હૃદયની ગાંઠને તોડનાર આત્મદર્શનરૂપ જે જ્ઞાન માણસને મોક્ષ આપનાર કહેવાય છે, તે તમારી પાસે (આ દ્વારથીજ) કહેવાનો છું.[૨]જે આપણો આત્મા છે તેજ પુરૂષ છે. એ પુરૂષ અંતર્દૃષ્ટિથી જણાય એવો, અનાદિ, દેહાદિકથી જુદો, નિર્ગુણ, સ્વયપ્રકાશ અને જગત્માં વ્યાપ્ત છે.[૩]એ પુરૂષ પોતાની પાસે વગરકારણેજ આવેલી ભગવાનૂની માયા (અજ્ઞાન) કે જે સૂક્ષ્મ અને ત્રણ ગુણમય છે, તેને યદૃચ્છાથીજ પ્રાપ્ત થયો.[૪]સ્વરૂપને ઢાંકી દેનારી અને ગુણથી અનેક પ્રકારની તથા તે તે ગુણના જેવાજ રૂપવાળી પ્રજાઓને ઉત્પન્ન કરતી તે માયાને જોઈએ પુરૂષ પોતાના સ્વરૂપને ભૂલી ગયો (હુ દેહ છુ એમ માની બેઠો).[૫] એ પ્રમાણે દેહનો અધ્યાસ થવાને લીધે, ખરૂ જોતાં દેહના ઇંદ્રિયાદિક પદાર્થો કામ (વિષયોનુ ગ્રહણ) કરેછે તોપણ 'હુ કરૂ છુ' એમ પોતામાં કર્ત્તાપણુ માનેછે.[૬]'હું કર્ત્તા છુ' એમ માની બેઠો એટલુંજ પોતે કે જે સાક્ષીમાત્ર હોવાથી અકર્ત્તા છે તેને કર્મથી બંધન, સ્વતંત્ર છે તેને ભોગ ભોગવવામાં પરતંત્રતા, અને સુખસ્વરૂપ છે તેને જન્મ મરણના પ્રવાહરૂપ થઇ પડયુ છે.[૭] આત્માને ખોટુ દેહાભિમાન થયુ છે તેનુ કારણ કેવળપ્રકૃતિ (અજ્ઞાન) જ છે. અને તે દેહ જડ છતાં તેને સુખ દુ ખનો ભોગ મળતો જે જોવામાં આવેછે, તે આત્માના પ્રકાશથી છે.[૮]

દેવહૂતિ પૂછેછે—હે પુરૂષોત્તમ! (એ દેહ અને તેનું અભિમાન ધરાવનારા જીવરૂપ પ્રકૃતિ પુરૂષની વાત જાણી, પણ હવે) આ જગત્ના કારણરૂપ અને જગત્ આખું જે રૂપ છે, એવાં પ્રકૃતિ પુરૂષનુ (માયાનુ અને ઇશ્વરનુ) સ્વરૂપ કહો."

કપિલદેવ કહેછે—અનેક કાર્યોમાં ભેદનો વિચાર છોડી દેતાં સર્વનુ જે મૂળ અને પ્રધાનતત્વ છે, તે પ્રકૃતિ કહેવાયછે. એમાં સર્વ પ્રકારનાં કાર્યોનો

---

* આ છવીશમા અધ્યાયમા પ્રકૃતિ અને પુરૂષને ભિન્ન ભિન્ન દેખાડવા માટે સાંખ્યસિદ્ધાંતની રીતિથી જૂદા જૂદાં લક્ષણ આપી સર્વે પદાર્થોની ઉત્પત્તિ કહેવામા આવશે

સમાવેશ છે, ત્રણ ગુણ રહ્યા છે, એ કોઈનો બનાવેલો પદાર્થ નથી પણ નિત્ય છે, અને સઘળાં કર્યો તથા કારણો તેનું જ રૂપ છે.[૧૦]પાંચ, પાંચ, દશ અને ચાર એટલે ચોવીશ તત્વો એ પ્રકૃતિનીજ બનાવટ કહેવાયછે. [૧૧]તેમાં પેહેલાં પાંચ એટલે પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ સમજવાં; બીજાં પાંચ એટલે ઉપર લખેલાં પાંચનાં સૂક્ષ્મરૂપ ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ સમજવાં;[૧૨]દશ એટલે કાન, ત્વચા, દૃષ્ટિ, જીભ, નાસિકા, વાણી, હાથ, પગ, શિશ્ન અને ગુદ એ ઇંદ્રિયો સમજવી,[૧૩]અને ચાર એટલે મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત સમજવાં. જોકે આ છેલ્લાં ચાર મળીને એક અંતઃકરણજ કહેવાયછે, તોપણ તેની વૃત્તિઓ ચાર પ્રકારની હોવાથી ચાર નામ આપેલાં છે.[૧૪] સગુણ બ્રહ્મ એટલે માયાની રચના એટલીજ છે. અને કાળ એ પણ માયાની એક અવસ્થારૂપ પચીશમું તત્વ છે [૧૫]હે માતા! કેટલાએકનો મત એવો છે કે કાળ એ ઈશ્વરનો પ્રભાવ છે અજ્ઞાનથી દેહને હું છું એમ માની બેઠેલા જીવને જેથી ત્રાસ થાયછે અને ત્રણ ગુણની સમતારૂપ તથા ભેદરહિત માયાની જેથી ચેષ્ટા (વિકૃતિ) થાયછે, તે મહાસમર્થ કાળ છે એમ કહેવાયછે [૧૬-૧૭] અથવા એમ જાણવું કે પોતાની માયાને લીધે જે ભગવાન્ પ્રાણીઓમાં જીવરૂપથી સર્વત્ર રહ્યાછે, તે ભગવાનજ દેહથી બહાર કાળરૂપે કરી રહ્યા છે.[૧૮] જીવોનાં અદૃષ્ટને લીધે જેના ગુણોમાં ક્ષોભ (ફેરફાર) થવા માંડયો એવી પ્રકૃતિ (માયા) માં, ઇશ્વરે ચિદાભાસ (ચૈતન્યનું પ્રતિબિંબ) નાંખ્યો, તેથી (માયામાંથી) ઘણા જ્ઞાનવાળું મહત્તત્વ ઉત્પન્ન થયું.[૧૯]જગત્‌ના પેહેલા અંકુરરૂપ, એકસ્વરૂપ તથા પોતામાં રહેલા જગત્‌ને પ્રકટ કરતાં એ મહત્તત્વે (ઈશ્વરની પેહેલી ઈચ્છાએ) જેમાં પોતાનો લય થયો હતો એવા તીવ્ર તમોગુણના ભાગને પોતાના પ્રકાશથી સમાવી દીધો.[૨૦]સત્વગુણવાળું, સ્વચ્છ, રાગદ્વેષાદિકથી રહિત અને ભગવાનને જાણવાનું સ્થાન હોવાથી 'વાસુદેવ' એવા નામથી કહેવાતું જે ચિત્ત તે મહત્તત્વનું સ્વરૂપ છે.[૨૧]પૃથ્વીનો સંસર્ગ થયા પેહેલાં જળની સ્થિતિ જેમ મધુર, સ્વચ્છ અને શાંત છે, તે પ્રમાણેજ બીજી ગરબડ થયા પેહેલાં ચિત્તની વૃત્તિઓ સ્વચ્છ, નિર્વિકાર અને શાંત હોયછે, એ તેનું લક્ષણ છે.[૨૨]ભગવાન્‌ની શક્તિથી ઉત્પન્ન થયેલાં અને વિકાર પામતાં મહત્તત્વમાંથી, જેમાં ક્રિયાશક્તિ રહીછે એવો સાત્વિક, રાજસ અને તામસ એવા ત્રણ પ્રકારનો અહંકાર ઉત્પન્ન થયો, કે જેમાંથી મન, ઇંદ્રિયો, ઈન્દ્રિયોના દેવતાઓ અને પાંચ મહાભૂતની ઉત્પત્તિ થઇછે.[૨૩-૨૪]પાંચભૂત, ઇંદ્રિય, ઇંદ્રિયોના દેવતાઓ અને મનરૂપ એ અહંકાર હજાર માથાં વાળો શેષનાગ કહેવાયછે.[૨૫]ઇંદ્રિયોના દેવતાઓ, ઇંદ્રિયો અને ગોળક અથવા શાંતપણું, ઘોરપણું અને મૂઢપણું, એ અહંકારનાં લક્ષણ (સ્વરૂપ) છે.[૨૬]વિકાર પામતા સાત્વિક અહંકારમાંથી મન ઉત્પન્ન થયું. સંકલ્પ અને વિકલ્પથી જે કામના થાયછે તે મનનું લક્ષણ છે.[૨૭]શરદ્‌ઋતુના શ્યામ કમળના જેવી કાંતિવાળું, યોગીઓએ ધીરે ધીરે વશ કરવાજેવું અને સઘળી ઇંદ્રિયો જેની આજ્ઞામાં રહેછે, એવું એ મન અનિરુદ્ધ કહેવાયછે.[૨૮] હે માતા! વિકાર પામતા રાજસ અહંકારમાંથી બુદ્ધિ ઉત્પન્ન થઇ પદાર્થોનું સ્ફુરણ થવું અને ઇંદ્રિયોને સહાયતા મળવી એ બુદ્ધિનું લક્ષણ છે [૨૯]સંશય, ખોટી સમજણ, ખરૂં જ્ઞાન, સ્મરણ અને નિદ્રા એ સઘળી જુદી જુદી વૃત્તિઓ પણ બુદ્ધિનાં લક્ષણ છે.[૩૦]ક્રિયાશક્તિવાળો પ્રાણ અને જ્ઞાનશક્તિવાળી બુદ્ધિ રાજસ અહંકારમાંથી થયેલ છે, માટે ક્રિયાશક્તિવાળી કર્મેન્દ્રિયો અને જ્ઞાનશક્તિવાળી જ્ઞાનેદ્રિયો પણ રાજસ અહંકારમાંથી થયેલી ગણાય છે.[૩૧]ભગવાન્‌ની શક્તિએ પ્રેરેલા અને વિકાર પામતા તામસ અહંકારમાંથી શબ્દ ઉત્પન્ન થયો અને શબ્દમાંથી આકાશ થયું એ શબ્દને ગ્રહણ કરનારી શ્રોત્રઇન્દ્રિય છે.[૩૨] શબ્દથી સર્વ પદાર્થોને નામ મળેછે, જે જણ નજરે દેખાતો ન હોય પણ તે કોઇ વસ્તુને જોઇને બોલતો હોય તો તે શબ્દ ઉપરથી ઓળખાયછે, અને શબ્દ એ આકાશનું સૂક્ષ્મ રૂપ છે; એ શબ્દનું લક્ષણ સમજવું.[૩૩]આકાશ, સર્વ

પદાર્થોને જગ્યા આપેછે, આ બાહાર છે અને આ અંદર છે એવો વ્યવહાર આકાશ હોવાથી થાયછે, અને પ્રાણ, ઇંદ્રિયો તથા મન આકાશના આશ્રયથી રહ્યાંછે, એ આકાશનુ લક્ષણ સમજવુ. [34]શબ્દ જેનું સૂક્ષ્મ રૂપ છે એવું આકાશ કાળગતિથી વિકાર પામતાં તેમાંથી સ્પર્શ ઉત્પન્નથયો, અને સ્પર્શમાંથી વાયુ થયો, એ સ્પર્શને ગ્રહણ કરનારી ત્વચા ઇંદ્રિય છે. [35]કોમળ, કઠણ, ટાઢુ, ઉંનુ અને વાયુનુ સૂક્ષ્મરૂપ એ સ્પર્શનુ લક્ષણ છે. [36]વાયુ પદાર્થોને હલાવેછે, જુદા પડેલા પદાર્થોને ભેળા કરેછે, ગંધને નાકસુધી પોહોચાડેછે, પદાર્થોને અને શબ્દને દૂર લઈ જાય છે, અને સર્વ ઇંદ્રિયોને જોર આપેછે, એ વાયુનુ લક્ષણ સમજવુ. [37]સ્પર્શ જેનુ સૂક્ષ્મ રૂપ છે એવો વાયુ જીવનાં અદૃષ્ટથી વિકાર પામ્યો, તેમાંથી રૂપ ઉત્પન્ન થયું, અને રૂપમાંથી તેજ થયુ. એ રૂપને ગ્રહણ કરનારી ચક્ષુઇંદ્રિયછે. [38] હે માતા! રૂપ પદાર્થોને આકાર આપેછે તથા પદાર્થોના પેટામાં અને પદાર્થોની રચનાના પરિણામરૂપે જણાયછે, તથા એ તેજનો અસાધારણ ધર્મ છે, એ રૂપનું લક્ષણ સમજવુ [39]પ્રકાશવું, રંધાઈ જવું, ભૂખ, તરસ, તેને લીધે ખાવુ, પીવું, ટાઢ મટાડવી અને સૂકાવવુ એ તેજનાં કામ છે [40]રૂપ જેનુ સૂક્ષ્મ સ્વરૂપ છે, એવુ તેજ જીવનાં અદૃષ્ટને લીધે વિકાર પામતાં, તેમાંથી રસ ઉત્પન્ન થયો, અને રસમાંથી જળ થયુ એ રસને ગ્રહણ કરનારી જિંહ્વા ઇંદ્રિય છે. [41]રસ જાતે મધુર છે, તોપણ બીજા પદાર્થોના સંસર્ગને લીધે તે એકના કષાય, મધુર, કડવો, તીખો, ખાટો અને ખારો એવા અનેક ભેદ થયાછે, તો તે એનાં લક્ષણ સમજવાં. [42]પલાળવુ, પિંડો કરવો, તૃપ્તિ આપવી, જીવાડવું, તરસથી થયેલી વિંહ્વળતા મટાડવી, ગરમી ટાળવી, કુંણુ કરવુ, અને કુવા વગેરેમાંથી કાઢતાં છતાં પણ વાર વાર નીકળ્યા કરવું, એ સઘળું જળનુ લક્ષણ છે. [43]રસ જેનુ સૂક્ષ્મ રૂપ છે એવુ જળ જીવનાં અદૃષ્ટની પ્રેરણાથી વિકાર પામતાં તેમાંથી ગંધ ઉત્પન્ન થયો, અને ગંધમાંથી પૃથ્વી થઇ. ગંધને ગ્રહણ કરનારી ઘ્રાણ ઇન્દ્રિય છે. [44]ગંધ જોકે એકજ છે, તોપણ સંસર્ગ પામેલા પદાર્થોના અવયવોનો ફેરફાર થવાથી તેના મિશ્રિત, દુર્ગંધ, સુગંધ, શાંત અને ઉગ્ર, ઇત્યાદિક જુદા જુદા ભેદ થાયછે, એ ગંધનું લક્ષણ સમજવુ [45]પૃથ્વીથી પરમેશ્વરની મૂર્તિઓ બનેછે, પૃથ્વી બીજા કોઈની ગરજ વિના સ્વતંત્ર રહી શકેછે, જળ વગેરેને ધરી રહીછે, આકાશ વગેરે પદાર્થોની ઉપાધિ રૂપ થાયછે (જેમ કે ઘડામાંનુ આકાશ ઘટાકાશ કહેવાય), અને પ્રાણીઓને તથા તેઓના સ્ત્રી–પુરૂષપણાવગેરે ગુણોને અનેક પરિણામથી પ્રકટ કરેછે, એ સઘળુ પૃથ્વીનુ લક્ષણ સમજવુ. [46] આકાશનો અસાધારણ ગુણ શબ્દ જેનો વિષય છે તે શ્રોત્ર કહેવાયછે, વાયુનો અસાધારણ ગુણ સ્પર્શ જેનો વિષય છે તે ત્વચા કહેવાયછે, તેજનો અસાધારણગુણ રૂપ જેનો વિષય છે તે ચક્ષુ કહેવાયછે, જળનો અસાધારણ ગુણ રસ જેનો વિષય છે તે જિંહ્વા કહેવાયછે, અને પૃથ્વીનો અસાધારણ ગુણ ગંધ જેનો વિષય છે તે ઘ્રાણ ઇંદ્રિય કહેવાયછે. [47-48]કારણનો સંબંધ કાર્યને હોવાથી કાર્યમાં પોતાના ગુણની સાથે કારણનો ગુણ પણ જોવામાં આવેછે (જેમકે વાયુમાં પોતાનો ગુણ સ્પર્શ અને આકાશનો ગુણ શબ્દ પણ જોવામાં આવેછે, તેજમાં પોતાના ગુણ રૂપની સાથે શબ્દ અને સ્પર્શ કેજે આકાશ અને વાયુના ગુણ છે તે જોવામાં આવેછે, જળમાં પોતાના ગુણ રસની સાથે શબ્દ સ્પર્શ અને રૂપ કે જે આકાશ વાયુ અને તેજના ગુણ છે તે જોવામાં આવેછે) એટલા માટે પૃથ્વીમાં પોતાના ગુણ ગંધની સાથે શબ્દ સ્પર્શ રૂપ અને રસ, કે જે આકાશ વાયુ તેજ અને જળના ગુણછે, તે સઘળા જોવામાં આવેછે [49]એ સઘળાં મહત્તત્વ વગેરે તત્વો જ્યારે પરસ્પરને નહીં મળતાં જુદાં જુદાં રહ્યાં હતાં, ત્યારે કાળ, કર્મ અને ગુણના સમાયોગથી ઈશ્વરે તેઓમાં પ્રવેશ કર્યો. [50]ઇશ્વરે પ્રવેશ કરવાથી ભેગાં થયેલાં અને ઉથલપાથલ પામેલાં એ તત્વોમાંથી એક ચેતનાવગરનુ ઇંડું ઉત્પન્ન થયુ, કે જેમાંથી આ વિરાટ્ પુરૂષ (પુરૂષના આકારમાં ગોઠવાએલુ બ્રહ્માંડ) થયો. [51]એ પૃથ્વીરૂપ ઇંડાને ફરતાં એકએકથી દશદશ ગણાં વધતાં જળ, તેજ,

વાયુ, આકાશ, અહંકાર અને મહત્તત્વ વીંટાઇ રહ્યાં છે, (જેમ નાળીએરમાં ટોપરાના ગોટાને તેથી વધતી કાચલી અને કાચલીને તેથી વધતો ત્રોફો વીંટાઈ રહેલછે તેમ) અને એ સર્વની ઉપર પ્રધાન (માયા) વીંટાઈ રહેલછે. એ ઇંડાની અંદર આ સઘળા લોકોના વિસ્તાર છે, કે જે ભગવાનનું સ્વરૂપ કહેવાયછે.[52]ભગવાને ઉદાસીનપણું (બેદરકારપણું) મૂકી દઈ, તે પાણીમાં પડેલા સોનાજેવા ઇંડા ઉપર પોતાની શક્તિ વાપરીને તેમાં ઘણાંક છિદ્ર ઉત્પન્ન કર્યાં.[53]પ્રથમ તે ઇંડામાં મોઢું થયુ, કે જેમાં વાણી ઇંદ્રિય અને અગ્નિ દેવતા છે. પછી નાક થયુ, કે જેમાં ઘ્રાણ ઇંદ્રિય અને વાયુ દેવતા છે.[54]તે પછી આંખ્યો ઉત્પન્ન થઇ, કે જેમાં ચક્ષુ ઇંદ્રિય અને સૂર્ય દેવતા છે. તે પછી કાન ઉત્પન્ન થયા, કે જેમાં શ્રોત્ર ઇંદ્રિય અને દિશા દેવતા છે [55]તે પછી ત્વચા ઉત્પન્ન થઇ, કે જેમાં રૂવાડાં તથા મુવાળા ઇંદ્રિય અને ઔષધિ દેવતા છે [56]તે પછી શિશ્ન ઉત્પન્ન થયું, કે જેમાં રેત ઇંદ્રિય અને જળ દેવતા છે. તે પછી ગુદ ઉત્પન્ન થયુ, કે જેમાં અપાન ઇંદ્રિય અને જગત્‌ને ભય દેનારો મૃત્યુ દેવતા છે.[57]હાથ ઉત્પન્ન થયા, કે જેમાં બળ ઇંદ્રિય અને ઇંદ્ર દેવતા છે. પગ ઉત્પન્ન થયા, કે જેમાં ગતિ ઇંદ્રિય અને વિષ્ણુ દેવતા છે[58]નાડીઓ ઉત્પન્ન થઇ, તેમાં રૂધિર ઇંદ્રિય અને નદીઓ દેવતા છે. પેટ ઉત્પન્ન થયુ, તેમાં ભૂખ તરસ ઇંદ્રિય અને સમુદ્ર દેવતા છે.[59]હૃદય ઉત્પન્ન થયુ, તેમાં મન ઇંદ્રિય અને ચંદ્રમા દેવતા છે. વળી હૃદયમાંજ બુદ્ધિ ઇંદ્રિય અને બ્રહ્મા દેવતા, અહંકાર ઇંદ્રિય અને રૂદ્ર દેવતા, તેમજ ચિત્ત ઇન્દ્રિય અને ક્ષેત્રજ્ઞ (જીવ) દેવતા છે.[60]*એ સઘળી ઇંદ્રિયો અને દેવતાઓએ ઘણો ઉદ્યોગ કર્યો પણ તે કોઇ વિરાટ્ પુરૂષને ઉઠાડી શકયાં નહીં, તેથી તેને ઉઠાડવા માટે અનુક્રમથી તેઓએ પોતપોતાના ગોલકમાં પ્રવેશ કર્યો.[61]અગ્નિએ વાણીસહિત મુખમાં પ્રવેશ કર્યો, તોપણ એ પુરૂષ ઉઠયો નહીં; વાયુએ પ્રાણસહિત નાકમાં પ્રવેશ કર્યો, તો પણ એ પુરૂષ ઉઠયો નહીં,[62]સૂર્યે ચક્ષુસહિત આંખ્યોમાં પ્રવેશ કર્યો, તોપણ એ પુરૂષ ઉઠયો નહીં, દિશાઓએ શ્રોત્રસહિત કાનમાં પ્રવેશ કર્યો, તોપણ એ પુરૂષ ઉઠયો નહીં,[63]ઔષધિઓએ રૂંવાડાંસહિત ત્વચામાં પ્રવેશ કર્યો, તોપણ એ પુરૂષ ઉઠયો નહીં; જળે રેતસહિત શિશ્નમાં પ્રવેશ કર્યો, તોપણ એ પુરૂષ ઉઠયો નહીં,[64]મૃત્યુએ અપાનસહિત ગુદમાં પ્રવેશ કર્યો, તોપણ એ પુરૂષ ઉઠયો નહીં, ઇદ્રે બળસહિત હાથમાં પ્રવેશ કર્યો, તોપણ એ પુરૂષ ઉઠયો નહીં,[65]વિષ્ણુએ ગતિસહિત પગમાં પ્રવેશ કર્યો, તોપણ એ પુરૂષ ઉઠયો નહીં, નદીઓએ રૂધિરસહિત નાડીઓમાં પ્રવેશ કર્યો, તોપણ એ પુરૂષ ઉઠયો નહીં,[66]સમુદ્રે ભૂખ તરસસહિત ઉદરમાં પ્રવેશ કર્યો, તોપણ એ પુરૂષ ઉઠયો નહી, ચંદ્રમાએ મનસહિત હૃદયમાં પ્રવેશ કર્યો, તોપણ એ પુરૂષ ઉઠયો નહીં,[67]બ્રહ્માએ બુદ્ધિસહિત હૃદયમાં પ્રવેશ કર્યો, તોપણ એ પુરૂષ ઉઠયો નહીં, રૂદ્રે અહંકારસહિત હૃદયમાં પ્રવેશ કર્યો, તોપણ એ પુરૂષ ઉઠયો નહીં,[68] +પરંતુ ક્ષેત્રજ્ઞે (જીવે) ચિત્તસહિત જ્યારે હૃદયમાં પ્રવેશ કર્યો, ત્યારેજ એ પુરૂષ પાણીમાંથી ઉઠયો [69]જેમ માણસ સૂતેલો હોય તેને પ્રાણ, ઇંદ્રિય, મન કે બુદ્ધિ, એ કોઈ પણ જીવવિના પોતાના જોરથી ઉઠાડી શકે નહીં,( તેમ ઉપર લખેલાં કોઇ પણ વિરાટ્ પુરૂષને ઉઠાડી શકયાં નહી, કેમકે તેમાં જીવ ન હતો એ જીવ આવ્યો ત્યારેજ વિરાટ્ પુરૂષ ઉભો થયો ).[70]આપણા શરીરમાં પણ એ જીવ, કે જે પોતે પરમાત્માજ છે, તેને ભક્તિ, વૈરાગ્ય, ચિત્તની એકાગ્રતા અને જ્ઞાનથી સઘળા જડ પદાર્થોમાંથી વિવેચન

* આ ભાગવતમાજ પૂર્વાપર જોતાં ગોલક, ઇંદ્રિયો અને દેવતાઓની વ્યવસ્થામા કેટલોક ફેરફાર જોવામા આવેછે તે દોષદ્દષ્ટીથી જાણવો નહીં. કેમકે જગત્ એક કલ્પિત પદાર્થ છે અને કલ્પિતમાં કાંઇ કરીએ તે સઘળું સંભવેછે

+ આ સઘળું અલંકારિક ભાષણછે, તે મુખ્યત્વેકરી એટલુંજ સમજાવવા માટે છે કે શરીરમા આત્માજ એક ચૈતન્ય છે. અને બાકી શરીર, ઇંદ્રિય તથા દેવતા વગેરે સઘળું જડ છે માટે આત્મા એટલે આપણે શરીરાદિક કલ્પિત પદાર્થથી જૂદા છીએ. પ્રત્યેક શરીરને વાસ્તે જૂદું જૂદું લખવું ન પડે એટલા માટે આખા બ્રહ્માંડરૂપ શરીરનું સામટું લખ્યુંછે.

કરી ( દેહાદિકથી જુદો જાણી ) તેનું ચિંતન કરવું જોઇએ[72]

**तमस्मिन् प्रत्यगात्मानं धिया योगप्रवृत्तया ॥**
**भक्त्याविरक्त्याज्ञानेन विविच्यात्मनिचिंतयेत्॥७१॥**

ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો ૨૬ મો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૨૭ મો.*

### પ્રકૃતિ પુરૂષના વિવેકથી મોક્ષની રીતિ.

**॥ श्रीभगवानुवाच ॥**
**प्रकृतिस्थोपि पुरुषो नाज्यतेप्राकृतैर्गुणै ॥**
**अविकारादकर्तृत्वान्निर्गुणत्वाज्जलार्कवत् ॥१॥**

કપિલદેવજી કહેછે–આત્મા દેહમાં છે, તોપણ નિર્ગુણ હોવાથી અકર્ત્તા છે અને અકર્ત્તા હોવાથી નિર્વિકાર છે, તેને લીધે દેહનાં સુખ દુઃખાદિકથી પાણીમાં દેખાતો સૂર્ય જેમ પાણીથી લેપાય નહી તેમ લેપાતો નથી[1] એ આત્મા પ્રકૃતિના ગુણ એટલે દેહાદિકમાં આસક્તિ પામેછે, ત્યારે તે દેહાદિક 'હું છું" એવા અહંકારથી મૂઢ બનીને 'હું કર્ત્તા ( પાપ પુણ્ય વગેરેનો કરનાર ) છું" એવું અભિમાન ધરી બેસેછે, અને એ અભિમાનથી પરવશ અને દુઃખિત થઇને તેથીજ લાગેલા કર્મરૂપ અપરાધને લીધે સારા, નરસા અને મિશ્રિત અવતારોમાં જન્મ મરણ પામ્યા કરેછે[2-3] વાસ્તવિક જોતાં સંસાર છેજ નહીં, તોપણ વિષયનું ચિંતન કરનારા પુરૂષને તે સંસાર મટતો નથી જેમકે સ્વપ્ન ખોટું છે, તોપણ તે અવસ્થાવાળાને તે સમયના અનર્થ મટતા નથી.[4] એટલામાટેજ દુષ્ટ ઇંદ્રિયોના વિષયરૂપ માર્ગમાં લાગેલા ચિત્તને તીવ્ર ભક્તિ કરીને તથા વૈરાગ્ય રાખીને વશ કરવું[5] યમ નિયમ વગેરે યોગના માર્ગોથી ચિત્તને વારંવાર એકાગ્ર કરવું, શ્રદ્ધા રાખવી, મારે વિષે ખરો ભાવ રાખવો, મારી કથા સાંભળવી[6] સર્વ પ્રાણીઓમાં સમતા રાખવી, કોઇનો સંગ કરવો નહી, બ્રહ્મચર્ય પાળવું, મૌન રાખવું, સ્વધર્મ દૃઢ રાખવો.[7] યદૃચ્છાથી જે કાંઈ મળે તેટલાથી સંતોષ રાખવો, થોડું જમવું, વિચાર કરવો, એકાંતમાં રહેવું, શાંતિ, મિત્રતા, કરૂણા અને ધીરજ રાખવી.[8] તથા આ દેહમાં અને દેહની પછવાડે લાગેલાં સ્ત્રી પુત્રાદિકમાં 'હું અને મારાં' એવો ખોટો આગ્રહ રાખવો નહીં એટલાં સાધનોથી ભક્તિ અને વૈરાગ્ય તીવ્ર થતાં પ્રકૃતિ અને પુરૂષના યથાર્થ સ્વરૂપનું જ્ઞાન થાય, અને તે જ્ઞાનથી જાગ્રત વગેરે બુદ્ધિની ત્રણ અવસ્થાનું અભિમાન અને દ્વૈત પદાર્થનું દર્શન મટી જતાં, જેમ ચક્ષુના સૂર્યથી આકાશના સૂર્યને જાણીને જોયા કરે, તેમ પોતાના આત્માથી શુદ્ધ આત્માને જાણીને જોયા કરેછે, (અભિપ્રાય એછેકે ચક્ષુના સૂર્યને અને આકાશના સૂર્યને જેમ ઉપાધિએ કરેલુંજ અંતર છે, તેમ મને તથા પરમાત્માને કેવળ ઉપાધિથીજ અંતર થયેલછે એમ જાણેછે.[9-10] એ પ્રમાણે થતાં, પરમાત્મા કે જે ઉપાધિરહિત, ખોટા અહંકારમાં સત્‌રૂપે કરી પ્રકાશમાન, માયાનું અધિષ્ઠાન, કાર્ય માત્રનો પ્રકાશ કરનાર, સર્વવ્યાપક અને પરિપૂર્ણ છે, તેનો સાક્ષાત્કાર થાયછે[11] જેમ આકાશના સૂર્યનું પ્રતિબિંબ પાણીમાં પડ્યું હોય અને તે પાણીમાંના પ્રતિબિંબનું પ્રતિબિંબ ભીતઉપર પડ્યું હોય, ત્યાં પ્રથમ ભીંત ઉપરના પ્રતિબિંબ ઉપર દૃષ્ટિ પડી, પછી પાણીના પ્રતિબિંબઉપર દૃષ્ટિ પડેછે, અને તે ઉપરથી આકાશમાંના બિંબઉપર દૃષ્ટિ પડે છે,[12] તેવી રીતે પ્રથમ દેહ, ઇંદ્રિય અને મન વગેરે કે જે પોતાના આત્માથી પ્રકાશિત છે તે ઉપર દૃષ્ટિ પડી, તેનો પ્રકાશ કરનાર પોતાના આત્મા ઉપર દૃષ્ટિ પડેછે, અને તે ઉપરથી પોતાનો આત્મા કે જે અંતઃકરણમાં પડેલા પરમાત્માના પ્રતિબિંબરૂપ છે, તેનો પ્રકાશ કરનાર સત્ય અને ચૈતન્યરૂપ પરમાત્માઉપર દૃષ્ટિ પડેછે[13] સુષુપ્તિ અવસ્થામાં નિદ્રાને લીધે પંચભૂત, તેઓના શબ્દાદિક સૂક્ષ્મરૂપ, મન અને બુદ્ધિ વગેરે અજ્ઞાનમાં લય પામી જતાં, જે સ્વરૂપ નિદ્રારહિત, અહંકારરહિત અને સર્વ પદાર્થોનું

* આ અધ્યાયમાં વણા સાધનોથી પ્રકૃતિ પુરૂષનો વિવેક થાયછે અને તેવા મોક્ષ થાયછે, તેવી રીતિ કહેવામાં આવશે.

અધિષ્ઠાન તથા પ્રકાશ કરનાર છે, તેને ઉપર કહેલા વિચારથી યથાર્થ રીતે પામેછે. સુષુપ્તિમાં સાક્ષી આત્મા નિદ્રારહિત છે અને સુષુપ્તિમાં સુખ તથા અજ્ઞાનને જાણેછે, તોપણ દેહાદિકનો લય થવાથી તેના અહંકારનો પણ લય થવાથી તે સમયમાં પોતે નાશ નહિ થયા છતાં જેનું ધન નાશ થયું હોય એવા આતુરની પેઠે પોતાને નાશ્યા જેવો માનેછે, અર્થાત્ જાણે આત્મા નજ હોય એમ જણાયછે.[૧૪-૧૬]

દેવહૂતિ પૂછેછે-હે મહારાજ! (પ્રકૃતિ તથા પુરૂષને જુદાં જાણીએ તોપણ) પ્રકૃતિ કોઈ સમયમાં પુરૂષને મૂકતી નથી, કેમકે એ બન્ને એક બીજાના આશ્રયથી રહ્યાં છે તથા નિત્ય છે.[૧૭] જેમ પૃથ્વી અને ગંધ, તથા જળ અને રસ જુદાં જુદાં રહેજ નહી, તેમ પ્રકૃતિ અને પુરૂષ જુદાં જુદાં રહેજ નહીં.[૧૮] માટે પ્રકૃતિના ગુણ દેહાદિક કે જેઓને લીધે પુરૂષ અકર્ત્તા છતાં પણ તેને કર્મબંધન થાયછે, તે ગુણો વિદ્યમાન છતાં પુરૂષ તેઓથી મુક્ત કેમ થાય? [૧૯] કોઇ સમયે તત્વ વિચાર કરતાં આ સંસારરૂપ મહાભય મટી ગયા જેવો જણાય, તોપણ પ્રકૃતિ કે તેનું કારણ છે તે નહી મટવાથી પાછો દેખાયા વગર રહે નહી.[૨૦]

કપિલદેવ કહેછે-નિષ્કામ ધર્મ, નિર્મળ અંતઃકરણ, ઘણા દિવસ કથા સાંભળવાથી પુષ્ટ થયેલી મારી તીવ્ર ભક્તિ, સ્વરૂપનું યથાર્થ જ્ઞાન, દૃઢ વૈરાગ્ય, તપસહિત યોગ અને અત્યંત દૃઢ ચિત્તની એકાગ્રતા, એટલાં સાધનોથી રાતદિવસ પરાભવ પામતી પુરૂષની પ્રકૃતિ, રોજ બળતી અગ્નિની અરણીની પેઠે ધીરેધીરે અદૃશ્ય થઈ જાયછે.[૨૧-૨૩] જેના ભોગ ભોગવી લીધાછે અને પછી નિરંતર દોષદૃષ્ટિ કરીને જેનો ત્યાગ કર્યોછે એવી પ્રકૃતિ, અપરતંત્ર અને સ્વરૂપના આનંદને પામેલા પુરૂષનું કાંઇ અશુભ કરી શકતી નથી.[૨૪] જેમ નહી જાગેલા માણસને સ્વપ્ન ઘણા ઘણા અનર્થ કરેછે, પણ તેજ સ્વપ્ન જાગેલા માણસને સંસ્કારને લીધે સ્ફુરતું હોય તોપણ કાંઇ અનર્થ કરી શકતું નથી, તેમ તત્વને જાણનારા અને મારેવિષે મન જોડતા આત્મારામ પુરૂષને પ્રકૃતિ કાંઇ પણ મોહ કરી શકતી નથી[૨૫-૨૬] આ પ્રમાણે ઘણા કાળથી અને ઘણા જન્મથી જ્ઞાનમાં લાગેલો અને બ્રહ્મલોક સુધીના સર્વ પદાર્થોમાં વૈરાગ્ય પામેલો મારો ધીર ભક્ત, મારી ઘણી કૃપાથી જ્યારે યથાર્થ રીતે સ્વરૂપને જાણે છે, ત્યારે આત્મજ્ઞાનથી સઘળા સંશયો કપાઇને લિંગ શરીર (અહંતા મમતા) નો નાશ થતાં, દેહાદિકથી ભિન્ન અને મારામાંજ રહેલા મોક્ષ નામના પરમ આનંદને જીવતાંજ પામેછે, કે જે આનંદને પામી યોગીને પાછો ભવનો ફેરો રહેતો નથી.[૨૭-૨૯] હે માતા! આ સમયમાં અણિમા વગેરે સિદ્ધિઓ કે જેઓ યોગથી વધેછે અને જેઓનું યોગવિના બીજું કોઇ કારણ નથી, તેઓ તેને નડવા આવેછે, તો પણ એ ભક્તનું ચિત્ત જો તેઓમાં ન લાગે તો તેને મારા સ્વરૂપની પ્રાપ્તિ થાયછે, કે જે પ્રાપ્તિ થયા પછી મૃત્યુનું કશું અભિમાન ચાલતું નથી (સિદ્ધિઓમાં આસક્તિ થાય તો સિદ્ધને પણ મે વશ કરી લીધો એવું મૃત્યુને અભિમાન થાયછે)[૩૦]

यदानयोगोपचित्तासुचेतो ।
मायासुसिद्धस्य विपज्जतेंग ॥
अनन्यहेतुष्वथ मेगतिःस्या-
दात्यंतिकीयत्रनमृत्युहासः ॥३० ॥

ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો સત્તાવીશમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૨૮ મો.*

### અષ્ટાંગ યોગવડે સર્વ ઉપાધિ રહિત સ્વરૂપનું જ્ઞાન

॥ श्रीभगवानुवाच ॥

योगस्यलक्षणंवक्ष्ये सबीजस्यनृपात्मजे ॥
मनोयेनैवविधिनाप्रसन्नंयातिसत्पथम् ॥ १ ॥

કપિલદેવ કહેછે-હે રાજપુત્રી! હવે સબીજ (આલંબન સહિત) યોગનું લક્ષણ કહીશ, કે જે પ્રકારથી ચિત્ત શુદ્ધ થઇ બ્રહ્મવિદ્યાના માર્ગમાં

* આ અઠ્ઠાવીશમા અધ્યાયમા ધ્યાનથી શોભતા અષ્ટાંગયોગથી, સર્વ ઉપાધિરહિત સ્વરૂપનું જ્ઞાન કહેવામા આવશે.

આવેછે.[1]સ્વધર્મ પાળવો, અધર્મ છોડી દેવો, દૈવગતિથી જે મળે તેમાં સંતોષ રાખવો, આત્મજ્ઞાનીના ચરણનું સેવન કરવું [2]ધર્મ અર્થ અને કામના પ્રકારથી નિવૃત્તિ પામવી, મોક્ષ ધર્મમાં પ્રીતિ રાખવી, થોડુ તથા પવિત્ર જમવુ, નિરંતર એકાંત અને નિર્ભય સ્થાનકમાં રહેવુ, [3]કોઇને પીડા ન કરવી, સત્ય બોલવુ, ચોરી ન કરવી, જેટલુ જોઇએ તેથી વધારે પાસે રાખવુ નહીં, બ્રહ્મચર્ય પાળવુ, તપ કરવુ, પવિત્રતા રાખવી, પાઠનો નિયમ રાખવો, ભગવાનની સેવા કરવી.[4]વૃથા બોલવુનહીં, સારા પ્રકારનાં આસનથી ઘણીવાર બેસવાનો ધીરે ધીરે અભ્યાસ કરી સ્થિરતા કરવી, મનવડે ઇંદ્રિયોને વિષયોમાંથી પાછીવાળી હૃદયમાં રાખવી. [5]શરીરમાં મૂલાધાર વગેરે જે પ્રાણનાં સ્થાનકોછે, તેઓમાંથી એકમાં મનની સાથે પ્રાણનું ધારણ કરવુ, ભગવાનની લીલાનુ ધ્યાન કરવું, ને મનને બ્રહ્માકાર રાખવુ [6]એ અને એવાજ બીજા પ્રકારોથી મન કે જે દુષ્ટ અને અવળે માર્ગે ચાલનારૂ છે તેને બુદ્ધિથી ધીરે ધીરે વશ કરવું. પ્રાણાયામના અભ્યાસથી પ્રાણને વશ કરવા અને આળસ રાખવું નહી.[7]આસનપર સ્થિરતાથી બેસવાનો અભ્યાસ કરી, પવિત્ર જગ્યામાંઆસન× પાથરી તે ઉપર સ્વસ્તિકાસનથી+બેશી શરીરને સરખુ રાખી પ્રાણાયામનો અભ્યાસ કરવો.[8]પૂરક, કુંભક અને રેચકથી‡ અથવા રેચક કુંભક અને પૂરકથી પ્રાણના માર્ગને શુદ્ધ કરવો, કે જેથી ચિત્ત સ્થિર થઇને પાછુ ચંચળ થાય નહી [9]વાયુ અને અગ્નિથી ધમવાને લીધે સોનુ જેમ નિર્મળ થાયછે, તેમ શ્વાસને જીતવાથી યોગીનુ મન થોડા દિવસમાં નિર્મળ થાયછે [10]પ્રાણાયામથી વાતપિત્ત વગેરે દોષ મટાડવા, વાયુની સાથે મનને સ્થિર કરવાથી પાપ મટાડવાં, ઇંદ્રિયોને વિષયોમાંથી પાછી વાળીને વિષયની આસક્તિ મટાડવી અને સ્થિર કરેલા મનનીએક જાતનીજ વૃત્તિ રાખીને રાગદ્વેષાદિકને મટાડવા.[11]યોગ કરવાથી મન જ્યારે નિર્મળ અને સારી પેઠે સ્થિર થાય ત્યારે પોતાના નાકની અણી ઉપર દૃષ્ટિ રાખી ભગવાનનાસ્વરૂપનુ ધ્યાન કરવું.[12] જેનુ મુખારવિંદ પ્રસન્નછે, નેત્ર કમળના ગર્ભસરખાં રાતાં છે, નીલકમળના પત્રસરખીશ્યામતા છે, શંખ ચક્ર તથા ગદાને ધરી રહ્યાછે.[13]શોભતા કમળનાં કેસર સરખાં પીળાં રેશમી વસ્ત્ર ધર્યાંછે, વક્ષસ્થળમાં શ્રીવત્સનું ચિન્હછે, પ્રકાશતો કૌસ્તુભમણિ કંઠમાં ધર્યોછે.[14]મદોન્મત્ત ભ્રમરાઓ જેમાં ગુંજાર કરેછે એવી વનમાળા પેહેરીછે, અમૂલ્ય હાર, કંકણ, કિરીટ, બાજુબંધ અને ઝાંઝર ધર્યાં છે.[15]કટિમેખળાથી નિતંબ શોભી રહ્યો છે, હૃદયકમળમાં બિરાજેછે, અત્યંત રમણીય શાંત અને મન તથા નેત્રને આનંદ આપેછે.[16]ભક્તોને નિરંતર સુંદર દર્શન દેછે, સર્વ લોકો નમસ્કાર કરેછે, અવસ્થા જુવાન છે, દાસલોકોની ઉપર અનુગ્રહ કરવામાં વ્યગ્ર છે [17]યશ પવિત્ર અને વર્ણન કરવા યોગ્યછે તથા બળિરાજા વગેરે પવિત્ર કીર્તિવાળા પુરૂષોની કીર્તિને વધારે છે એવા, અને જેની લીલા જોવા લાયકછે એવા અંતર્યામી ભગવાનનાં ઉભેલાં, ચાલતાં, બેઠેલાં અથવા સૂતેલાં, સમગ્ર સ્વરૂપનુ શુદ્ધ ભાવવાળા ચિત્તથી, જ્યાંસુધી તે ચિત્ત તેમાંથી ખસી જાય નહી ત્યાંસુધી ધ્યાન કરવુ [18-19]ચિત્ત જ્યારે તેમાં સ્થિર અને સઘળા અવયવોમાં બરાબર લાગેલુ જણાય, ત્યારે પછી તે ચિત્તને ભગવાન્ના એક અંગમાં જોડવું [20]તમાં પ્રથમ ભગવાન્નું ચરણારવિંદ કે જેમાં વજ્ર અંકુશ ધ્વજ અને કમળનાં ચિન્હ છે, જેણે ઉંચા રાતા તથા શોભતા નખમંડળના પ્રકાશથી મહાત્મા પુરૂષોનાં હૃદયનો અંધકાર હણી નાખ્યો છે, જેને ધોવાથી નીકળેલા ગંગાજળરૂપ તીર્થને માથે ધરવાથી શિવને પણ વધારે સુખ મળ્યુંછે, તથા ધ્યાન કરનારાઓનાં મનમાંના પાપરૂપ પર્વતઉપર જે વજ્ર પડવાતુલ્ય છે, તેનું ઘણીવારસુધી ધ્યાન કરવું.[21-22] પછી કમળ જેવાં નેત્રવાળાં લક્ષ્મીજી કે જેને દેવતાઓ નમેછે

×પ્રથમ દર્ભ, તે ઉપર મૃગચર્મ અને તે ઉપર વસ્ત્ર પાથરવુ + બન્ને સાથળોને પીંડીઓની વચમા, અને પગના કણાઓને ગોઠણની વચમા રાખીને બેસવું તે સ્વસ્તિકાસન કહેવાયછે ‡ બાહારના વાયુને અંદર પેસાડવો તે પુરક, પેસાડયા પછી પકડી રાખવો તે કુંભક અને પકડયા પછી બાહાર કાઢવા તે રેચક કહેવાયછે.

અને સર્વ જગત્‌ના કરનાર બ્રહ્માની માતા છે,તેણે પોતાના સાથળઉપર ધરીને હસ્તપલ્લવની કાંતિથી લડાવેલા, અજન્મા ભગવાન્‌ના બે ગોઠણનું હૃદયમાં ધ્યાન કરવુ.[૨૩] પછી ભગવાન્‌ના સાથળ કે જે ગરૂડજીના ખભા ઉપર શોભતા,બળના ભંડારરૂપ અને અળસીનાં ફુલ જેવા પ્રકાશે છે તેઓનુ ધ્યાનકરવુ. પછી ભગવાનનુનિતંબ કે જે ઘુટી સુધી લાંબા પીતાંબરની ઉપર રહેલા કટિમેખલાનાઘેરાવસાથે મળી રહ્યુ છે તેનું ધ્યાન કરવું.[૨૪]પછી સર્વ જગતના સ્થાનકરૂપ ઉદરમાં રહેલો ભગવાનનો નાભિરૂપ દ્રો, કે જેમાં બ્રહ્માના સ્થાનકરૂપ લોકાત્મક કમળ ઉગ્યુ હતું તેનુ ધ્યાન કરવુ. પછી ઉત્તમ નીલમણિના જેવા ભગવાનના સ્તન કે જે સ્વચ્છ હારની કિરણોથી શ્વેત લાગેછે તેઓનુ ધ્યાન કરવુ.[૨૫] તે પછી ભગવાનનુ વક્ષસ્થળ કે જેમાં લક્ષ્મી રહેલછે અને જે ભક્તોના મનને તથા નેત્રને સુખ આપેછે તેનુ ધ્યાન કરવુ તે પછી સર્વ લોકોએ નમસ્કાર કરેલા ભગવાનનો કંઠ કે જે કૌસ્તુભમણિને પણ શોભા આપેછે તેનું ધ્યાન કરવું[૨૬] તે પછી ભગવાનના બાહુ કે જેઓનાં કંકણ સમુદ્રમંથન કરતી વખતે મંદરાચળ ફેરવવાને લીધે ઘસાવાથી ઉજળાં થયાંછે, તથા જેઓમાં લોકપાળ દેવતાઓ રહ્યાછે તેઓનુ ધ્યાન કરવુ તે પછી હજાર આરાવાળા અને સહન નહીં થઈ શકે એવા તેજવાળા ચક્રનુ અને ભગવાનના હસ્તકમળમાં રાજહંસની પેઠે શોભતા શંખનુ ધ્યાન કરવુ [૨૭]કૌમોદકી ગદા કે જે ભગવાનને વહાલીછે અને શત્રુઓના લોહીના ગારાથી ખરડાએલીછે તેનુ, તથા ભગવાનની માળા કે જેમાં ઘણા ભ્રમરાઓ ગુંજાર કરેછે તેનુ સ્મરણ કરવું. પછી ભગવાનના કંઠમાં રહેલા તથા જીવાત્માનાસ્વરૂપભૂત કૌસ્તુભમણિનુ સ્મરણ કરવુ [૨૮]તે પછી ભક્તોઉપર દયાને લીધે જેમણે સાકાર સ્વરૂપ ધર્યુંછે એવા ભગવાનનું મુખારવિંદ, કે જેમાં ચળકતાંમકરાકૃતિ કુંડળથી ગાલ શોભી રહ્યાછે, ભ્રકુટિ તથા નાસિકા સુંદર છે તથા જે મુખારવિંદ પોતાની શોભાથી, પોતા ઉપરના વાંકા કેશના સમૂહથી તથા પોતાનાં સુંદર નેત્રથી,લક્ષ્મીવાળાં,ભ્રમરાઓએ સેવાતાં અને પાસે માછલાંની જોડીવાળાં કમળનો પણ તિરસ્કાર કરે છે.[૨૯-૩૦]તેને મનમાં પ્રકટ કરી આળસ મૂકી ધ્યાનમાં લેવુ તે પછી કૃપાથી અધિક અને ભયંકર ત્રણ તાપને સમાવવા સારૂ નેત્રથી મૂકેલો કટાક્ષ કે જે મંદહાસ્યયુક્ત અને ઘણા પ્રસાદ વાળો છે, તેનુ હૃદયમાં લાંબી ભાવનાથી ધ્યાન કરવુ.[૩૧] તે પછી ભગવાનનુ અતિ સુંદર મંદહાસ્ય કે જેથી પ્રણામ કરનારા સર્વ લોકોના ઘણા શોકથી થયેલાં આંસુનો સમુદ્ર પણ સૂકાઇ જાયછે તેનુ ધ્યાન કરવુ. પછી ભગવાનની ભ્રૂકુટિનુ મંડળ કે જે મુનિઓને મોહ કરવા પ્રવર્ત્તેલા કામદેવને પણ પોતાની માયાથી મોહ ઉપજાવવા સારૂ રચાએલુ છે તેનું ધ્યાન ધરવુ.[૩૨] પછી પોતાના હૃદયાકાશમાં જણાએલા ભગવાન્‌નો અતિ સુંદર હોવાને લીધે પ્રયત્નવિના પણ ધ્યાનમાં આવતો સ્ફુટ હાસ, કે જે થવાથી નીચલા હોઠની ઘણી ઝાંઇ પડતાં ઝીણા અને મોગરાની કળીઓ સરખા દાંતની પંક્તિ પણ રાતી જેવી જણાયછે તેનુ ધ્યાન કરવુ અને એનુ ધ્યાન કરતાં પ્રેમરસવાળી ભક્તિથી તેમાંજ ચિત્ત રાખી તેથી બીજુ કાંઇ પણ જોવાની ઇચ્છા કરવી નહી, એટલે તેમાંથી ચિત્તને ચળાયમાન કરવુ નહી.[૩૩] એ પ્રમાણે સબીજ એટલે ભગવાન્‌ના સ્વરૂપના આલંબનસહિત યોગ કરતાં ભગવાન્‌માં પ્રેમ પ્રાપ્ત થતાં ભક્તિને લીધે હૃદય પીગળી જાય, આનંદથી રૂંવાડાં ઉભાં થઇ જાય, અને ઉત્કંઠાથી આવતાં આંસુનાં ટીપાંથી મુંઝાય, એટલે પછી ચિત્ત કે જે ભગવાન્‌ને પકડવામાં માછલાંની કુંઢી જેવુ છે, તેને ધીરે ધીરે ભગવાન્‌નાં અંગથી જૂદુ પાડેછે; અર્થાત્ તેનુ ધ્યાન ધરવામાં ઓછુ પ્રયત્ન કરેછે [૩૪] એ પ્રમાણે જ્યારે ચિત્તમાંથી ધ્યાન કરવાનુ ભગવત્સ્વરૂપ જતુ રહેછે અને વૈરાગ્યને લીધે બીજા શબ્દ સ્પર્શાદિક વિષયો તેમાં આવતા નથી, ત્યારે તે ચિત્ત ધ્યાન ધરનારા યોગીમાં નહીં રહી શકતાં, જેમ દીવો ઠરી જઇને તેજરૂપ થઈ જાયછે તેમ લય પામીને બ્રહ્માકાર થઈ જાયછે. આ સમયમાં જેની દેહાદિક ઉપાધ મટી ગઈ છે એવો યોગી પોતાના સ્વરૂપને બીજા પદાર્થના અંતરરહિત

એક અને અખંડ જુવે છે.[35] એ પ્રમાણે છેલ્લી એટલે સુષુપ્તિમાંથી જેમ પાછી ઉઠેછે તેમ પાછી ન ઉઠે એવી મનની નિવૃત્તિ ( લય ) થવાથી, સુખ દુઃખથી જુદા બ્રહ્મસ્વરૂપમાં નિષ્ઠા પામેલો યોગી સુખ દુઃખનું ભોક્તાપણું જે પોતામાં પ્રથમ જણાતું હતુ તેને અવિદ્યાથી થયેલા અહંકારમાં નાંખી દેછે, એટલે સુખદુઃખને ભોગવનારપણુ ખોટા અહંકારમાંજ છે, મારામાં નથી એમ જુવેછે; કેમકે તેને પોતાનુ સ્વરૂપ અપરોક્ષ થયુ છે[36] ઉપર લખેલાં લક્ષણવાળો સ્વરૂપને પામેલો યોગી પોતાના દેહને પણ દેખે નહી, ત્યારે સુખ દુઃખને તો ક્યાંથીજ દેખે? મદિરા પીવાથી બેભાન થયેલા માણસને જેમ પેહેરેલાં લુગડાંની ખબર ન રહે, તેમ એવા યોગીને પણ પોતાનો દેહ આસન ઉપરથી ઉઠેલો હોય, ઉઠીને ત્યાંજ ઉભો હોય, તે ઠેકાણેથી ખશી ગયો હોય અથવા પ્રારબ્ધના વેગથી પાછો તે ઠેકાણે આવેલો હોય તેનુ ભાન રહેતું નથી[37] પ્રારબ્ધને સ્વાધીન થયેલો તેનો દેહ જ્યાંસુધી પોતાને ઉત્પન્ન કરનાર પ્રારબ્ધ હોય ત્યાંસુધી ઇંદ્રિયસહિત જીવેછે, પરંતુ સમાધિપર્યંત યોગને પોહોચેલો અને આત્મસ્વરૂપને જાણી ગયેલો તે યોગી પાછો સ્વપ્ન અવસ્થાના દેહજેવા તે પ્રપંચસહિત દેહને હું અને મારો કરી માનતો નથી[38] જેમ સ્નેહને લીધે પોતારૂપ માનેલા પુત્રથી અને ધનથી પુરૂષ જુદોછે, તેમ પોતારૂપ માનેલા દેહાદિકથી પણ પુરૂષ જુદો છે[39] જેમ અવિવેકી લોકોએ અગ્નિરૂપ મનાતાં કાષ્ઠથી, અગ્નિથી થયેલા ધુમાડાથી અને તણખાથી પણ અગ્નિ જુદો છે, તેમ અજ્ઞાનથી, ભૂત તથા ઇંદ્રિયસહિત અંતઃકરણથી અને દ્રષ્ટા જીવથી પણ પરબ્રહ્મ ભગવાન્ જુદા છે (સર્વથી પરમાત્મા જુદા છે પણ પરમાત્માથી કાંઇ જુદુ નથી)[40-41] જેમ સઘળા સ્થાવર જંગમ પદાર્થામાં પાંચભૂત છે, અને પાંચભૂતમાં સર્વ પદાર્થા છે, તેમ સર્વ પદાર્થોમાં હુ છું અને મારામાં સર્વ પદાર્થા છે, એ અદ્વૈત દૃષ્ટિથી જોવુ.[42] અગ્નિ એકજ છે, તોપણ લાકડાંના લંબાઈ ટુંકાઇ વગેરે ફેરફારથી જુદા જુદા પ્રકારનો દેખાયછે, તેમ આત્મા એકજ છે તોપણ પ્રત્યેક દેહના ગુણના ફેરફારને લીધે ભિન્ન ભિન્ન જણાયછે.[43] માટે આ કાર્યકારણરૂપ અને સત્ કે અસત્‌પણાથી કહી શકાતી નથી એવી ભગવાન્‌ની માયાને ભગવાનની કૃપાથીજ જીતી લઇને પોતાના કેવળ સ્વરૂપથીજ રહેછે.[44]

**तस्मादिमास्वांप्रकृतिं दैवींसदसदात्मिकां ॥**
**दुर्विभाव्यापराभाव्य स्वरूपेणावतिष्ठते ॥४४॥**

ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધમાં કપિલ મુનિના આખ્યાનમાં 'સાધનાનુષ્ઠાન' નામનો અઠયાવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૯ મો.*

### ભક્તિયોગ, કાળનુ બળ અને ત્રાસદાયક જન્મ મરણની કથા

॥ देवहूतिरुवाच ॥

**लक्षणंमहदादीनां प्रकृते पुरुषस्य च ॥**
**स्वरूपंलक्ष्यतेऽमीषां येनतत्पारमार्थिकं ॥ १ ॥**

દેવહૂતિ પૂછેછે—હે પ્રભુ ! પ્રકૃતિ, પુરૂષ અને મહત્તત્વ વગેરેનું ખરૂ સ્વરૂપ જેથી જણાય એવું એઓનુ લક્ષણ સાંખ્યની રીતિ પ્રમાણે તમે કહ્યુ, પણ તે સઘળુ કહેવાનુ પ્રયોજન ભક્તિયોગ છે. એટલા માટે ભક્તિયોગનો માર્ગ મારી પાસે વિસ્તારથી કહો[1-2] જીવને અનેક યોનિઓમાં જન્મમરણ થાયછે તેની વાત પણ કહો, કે જેથી માણસને સર્વ વિષયોમાં વૈરાગ્ય ઉત્પન્ન થાય.[3] તેમજ બ્રહ્માદિકનો પણ નિયંતા, મહાપ્રતાપી અને આપરૂપ જે કાળ છે, તેનુ સ્વરૂપ પણ કહો, કે જેની બીકથી લોકો પુણ્ય કરેછે.[4] અજ્ઞાનને લીધે ખોટા દેહાદિકમાં અભિમાન રાખનાર, કર્મોમાં આસક્તિ રાખી રાખીને થાકેલા અને સંસાર રૂપ અપાર અંધારામાં સૂતેલા લોકને જગાડવા માટે યોગનો પ્રકાશ કરનાર સૂર્યરૂપ તમે પ્રકટ થયાછો[5]

---

* આ ઓગણત્રીશમા અધ્યાયમાં ઘણા પ્રકારનો ભક્તિયોગ, કાળનુ બળ અને વૈરાગ્યને સારૂ જન્મ મરણની ત્રાસદાયી વાત કહેવામા આવશે.

મૈત્રેય કહેછે—હે વિદુર ! એ પ્રમાણે માતાનાં સુંદર વચનનો સત્કાર કરી, રાજી થયેલા અને દયાથી ઘેરાએલા કપિલ મુનિ બોલ્યા.[૧]

કપિલદેવ કહેછે—હે માતા ! ઘણા માર્ગોથી ભક્તિયોગ ઘણા પ્રકારનો કહેવાયછે. માણસોના સ્વભાવરૂપ સત્વ રજ અને તમોગુણને લીધે ફળના સંકલ્પ જુદા જુદા હોયછે, તેને લીધે ભક્તિ પણ જુદા જુદા પ્રકારની ગણાયછે.[૭] કોઈને પીડા કરવાની ધારણાથી, કપટ કરવાની ધારણાથી અથવા પરાયો ઉત્કર્ષ નહીં ખમી શકાયાથી, ક્રોધ તથા ભેદદૃષ્ટિ રાખીને જેઓ મૂર્તિ વગેરેમાં મારી ભક્તિ કરે, તેઓ ત્રણે પ્રકારના તમોગુણી ભક્ત કહેવાય છે.[૮] વિષયોની ઇચ્છાથી, યશની ઇચ્છાથી અથવા ઐશ્વર્યની ઇચ્છાથી ભેદદૃષ્ટિ રાખીને જેઓ મૂર્તિ વગેરેમાં મારી પૂજા કરે, તેઓ ત્રણે પ્રકારના રજોગુણી ભક્ત કહેવાયછે.[૯] પાપના ક્ષયને સારૂ, કર્મનુ અર્પણ કરી ઇશ્વરને પ્રસન્ન કરવા સારૂ અથવા કર્મ બરાબર થાય તેને સારૂ ભેદદૃષ્ટિ રાખીને જેઓ મૂર્તિ વગેરેમાં મારી ભક્તિ કરે, તેઓ ત્રણે પ્રકારના સત્વગુણી ભક્ત કહેવાય*[૧૦] મારા ગુણોનું શ્રવણ કરતાંજ હું કે જે સર્વનો અંતર્યામી છું તેમાં, સમુદ્રમાં ગંગાજળનીગતિનીપેઠેઅવિચ્છિન્ન (વચમાં ત્રુટે નહીં એવી ) મનની ગતિ રહ્યા કરે અને તે રહેવામાં કોઈ પ્રકારનાં ફળની ઈચ્છા કે ભેદદૃષ્ટિ નહોય, એ ભક્તિયોગનું લક્ષણ કહેવાય છે.[૧૧-૧૨] એવી નિર્ગુણ ભક્તિ કરનારાઓને કેવળ મારી સેવા કરવાની ઇચ્છા હોયછે, તેથી સાલોક્ય (મારી સાથે એક લોકમાં વાસ), સાર્ષ્ટિ (મારા જેવુ ઐશ્વર્ય),સામીપ્ય (મારીપાસેરહેવુ), સારૂપ્ય ( મારા જેવુ રૂપ),અને એકત્વ (મારા સ્વરૂપમાં મળી જવુ) હું આપવા માંડું, તો પણ તેઓ લેતા નથી.[૧૩] આનું નામ નિર્ગુણ ભક્તિયોગ કહેવાય છે, કે જેથી ત્રણે ગુણના ફળરૂપ સંસારને મૂકી પરમ પદની પ્રાપ્તિ થાયછે.[૧૪] નિષ્કામ અને શ્રદ્ધાદિક સહિત સ્વધર્મ પાળવો, નિષ્કામ અને જેમાં ઘણી હિંસા* ન આવે એવી રીતે રોજ પૂજા કરવી, મારી મૂર્તિ વગેરેનાં દર્શન સ્પર્શ પૂજા અને વંદન કરવાં, પ્રાણીમાત્રમાં મારી ભાવના કરવી, ધીરજ રાખવી, વૈરાગ્ય રાખવો, મહાત્માઓને ઘણું માન દેવું, દીનઉપર દયા કરવી, પોતાની બરોબરીઆ હોય તેઓની સાથે મિત્રતા કરવી, યમ નિયમ પાળવા, જ્ઞાનશાસ્ત્રો સાંભળવાં, મારાં નામ લેવાં, સરળતા રાખવી, સાધુજનનો સંગ કરવો, અને અહંકારનો ત્યાગ કરવો [૧૫-૧૮] એટલા ગુણો રાખવાથી ભક્તનું અંતઃકરણ શુદ્ધ થાયછે, તેથી મારા ગુણનું શ્રવણ થતાંજ તે અંતઃકરણ અનાયાસથી મારા સ્વરૂપમાં આવેછે.[૧૯] ગંધ કે જેને લઇ જનાર વાયુછે, તે પોતાના સ્થાનથી નાકની પાસે પોતાની મેળેજ આવેછે, તેમ ભક્તિયોગમાં લાગેલુ અને વિકાર રહિત થયેલું મન આત્માને પોતાની મેળેજ પામેછે.[૨૦] સર્વનો અંતર્યામી હુ સર્વ પ્રાણીઓમાં સદાય રહ્યો છું, તેની અવજ્ઞા કરીને માણસ જે મૂર્તિપૂજન કરે તો તે ચાળા ચુંથે છે[૨૧] હું કે જે સત્‌રૂપે સર્વ પ્રાણીઓમાં રહેનાર ઈશ્વર છું, તેની ઉપેક્ષા કરીને માણસ જે મૂર્તિપૂજન કરે તો તે મૂઢપણાથી રાખમાંજ હોમેછે એમ સમજવુ.[૨૨] [૨૨]પરાયાં શરીરમાં જે હું છું તેનો દ્વેષ કરનાર, અભિમાની, ભેદદૃષ્ટિ રાખનાર અને પ્રાણીઓ સાથે વેર બાંધનાર માણસનુ ચિત્ત (મૂર્તિ પૂજન કરે તોપણ) શાંતિ પામતું નથી.[૨૩] નોખનોખા અનેક પદાર્થોની સામગ્રીથી મૂર્તિને પૂજતો હોય, તોપણ પ્રાણીઓની જે નિંદા કરતો હોય તેને હું પ્રસન્ન થતો નથી[૨૪] હુ ઇશ્વર કે જે સર્વ પ્રાણીઓમાં રહ્યોછું તેને જ્યાંસુધી પોતાના હૃદયમાં જાણે નહીં, ત્યાંસુધી પોતાનાં કર્મ કરતાં અવકાશ પ્રમાણે મૂર્તિ વગેરેમાં પૂજા કરવી.[૨૫] જે પોતામાં અને પરમાં જરા પણ ભેદ

* શ્રવણ અને કીર્તન વગેરે ભક્તિના નવ ભેદોમા પણ પ્રત્યેકના તામસ, રાજસ અને સાત્વિક એ ત્રણ ત્રણ ભેદ કરી, તેઓના પણ ફળની ઇચ્છા પ્રમાણે ભેદ કરીએ તો સગુણભક્તિના એકાશી ભેદ થાયછે.

* ફૂલ-ફળ વગેરે તોડવાં એ પણ હિંસામાં ગણાયછે.

લેખેછે, તે ભેદદૃષ્ટિવાળાને હુ મૃત્યુરૂપે કરી ભય-કરૂંછું (કેમકે ભેદદૃષ્ટિ એટલે દેહાભિમાન રહેવાથી પામર માણસ પોતાને મરનાર જાણેછે) [૨૬] એટલા માટે હુ કે જે સર્વ પ્રાણીઓમાં રહેનાર અને સર્વનો અતર્યામી છુ તેની દાન, માન, મૈત્રી અને સમદૃષ્ટિથી પૂજા કરવી. (સર્વ પ્રાણીઓમાં એ પ્રમાણે વર્તવું.) [૨૭] હે માતા! અચેતન કરતાં સચેતનને શ્રેષ્ઠ સમજવા, સચેતન કરતાં પ્રાણવાયુની વૃત્તિવાળાઓને, તેઓથી ચિત્તવાળાઓને, તેઓથી ઇન્દ્રિઓની વૃત્તિવાળાઓને,* તેઓથી રસ જાણનારાઓને+, તેઓથી ગધ જાણનારાઓને†, તેઓથી શબ્દ જાણનારાઓને‡, તેઓથી નોખ નોખાં રૂપ જાણનારાઓને§, તેઓથી બન્ને તરફ દાંતવાળા પગવિનાનાઓને, તેઓથી ઘણા પગવાળાઓને, તેઓથી ચાર પગવાળાઓને અને તેઓથી પણ મનુષ્યોને શ્રેષ્ઠ સમજવા [૨૮-૩૦] મનુષ્યોમાં પણ ચાર વર્ણ શ્રેષ્ઠ છે, તેઓમાં પણ બ્રાહ્મણો શ્રેષ્ઠછે, બ્રાહ્મણોમાં પણ વેદ જાણનાર, તે કરતાં પણ વેદના અર્થ જાણનાર, તે કરતાં પણ વેદનાં પદ તથા વાક્યના અર્થનો વિચાર કરનાર (મીમાંસક), તેઓમાં પણ પોતાનાં કર્મ કરનાર, તેથી પણ નિષ્કામ રહીને કર્મ કરનાર અને તેથી પણ જેણે સઘળાં કર્મ, તેઓનાં ફળ અને પોતાનો દેહ મને અર્પણ કરી દીધો હોય, તે શ્રેષ્ઠ× અને મારાથી અતર રહિત છે. [૩૧-૩૩] કર્મને અને પોતાના દેહને મને અર્પણ કરી દેનાર, કર્તાપણાના અભિમાન રહિત સમદૃષ્ટિવાળા પુરૂષ કરતાં હુ કોઇ પ્રાણીને અધિક લેખતો નથી તે ઈશ્વર ભગવાન સર્વમાં અંતર્યામીરૂપે રહ્યાછે એમ જાણી મનથી ઘણુ માન આપી સર્વ પ્રાણીઓને પ્રણામ કરવો [૩૪] હે મનુની પુત્રી! ભક્તિયોગ અને અષ્ટાંગયોગ એ બન્ને મેં તમને કહી સભળાવ્યા, કે જેઓમાંથી એક થાય તો પણ પુરૂષ પરમાત્માને પામે. [૩૫] સર્વનુ નિયતા, પ્રકૃતિ પુરૂષરૂપ અને તેથી જુદું પણ જે ભગવાનનું સ્વરૂપ તેજ દૈવ કહેવાય છે, કે જેથી પ્રાણીઓને વિચિત્ર પ્રકારની યોનિઓ પ્રાપ્ત થાય છે. [૩૬] એજ ભગવાનનુ દિવ્ય રૂપ કે જેથી વસ્તુઓના સ્વરૂપનો ફેરફાર થાય છે તે કાળ કહેવાય છે. મહત્તત્વ વગેરે સર્વ પદાર્થો અને દેહાભિમાનવાળા જીવોને એ કાળથીજ ભય થાય છે. [૩૭] સર્વના આશ્રયરૂપ અને યજ્ઞોનાં ફળ આપનાર જે ભગવાન પ્રાણીઓની અદર પેશીને પ્રાણીઓથીજ પ્રાણીઓનો સહાર કરેછે, તે વશ કરનારાઓમાં અગ્રણી કાળ કહેવાયછે [૩૮] એ કાળને કોઇ વહાલો નથી, કોઈ દ્વેષપાત્ર નથી અને કોઈ સગો પણ નથી. સર્વનો અંત લાવનાર એ કાળ, સાવધ રહીને ગાફલ લોકમાં પ્રવેશ કરેછે [૩૯] કાળની બીકથીજ વાયુ વાય છે, સૂર્ય તપેછે, ઇન્દ્ર વર્ષેછે અને તારાગણ પ્રકાશેછે. [૪૦] વનસ્પતિ, લતા અને ઔષધિઓ કાળની બીકથીજ પોતપોતાના સમયમાં ફૂલ અને ફળને પ્રગટ કરેછે [૪૧] નદીઓ ચાલી જાય છે, સમુદ્ર પોતાની સીમા મૂકતો નથી, અગ્નિ પ્રદીપ્ત થાયછે અને પૃથ્વી પર્વતોસહિત ડુબી જતી નથી, એ સઘળુ કાળની બીકથી થાયછે. [૪૨] કાળની આજ્ઞાથીજ આકાશ સર્વ પદાર્થોને રહેવાનો અવકાશ આપેછે, અને મહત્તત્વ પોતાના દેહને સાત આવરણવાળા લોકરૂપે વિસ્તારે છે [૪૩] કાળની બીકથીજ બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર કે જેઓના સ્વાધીનમાં સઘળાં સ્થાવર જંગમ છે, તેઓ વારવાર જગતની સૃષ્ટિ સ્થિતિ અને પ્રલય કર્યા કરેછે. [૪૪] કાળનો અત નથી, પણ તે સઘળાંનો અત આણેછે કાળથી કોઇ આદિ નથી, પણ તે સઘળાનો આદિ છે એક પદાર્થથી બીજા પદાર્થને ઉત્પન્ન કરનાર અને એક મારકથી બીજા મારકને મારનાર એ કાળ અવિનાશી છે. [૪૫]

सोनंतोंतकर कालोऽनादिरादिकृदव्ययः ॥
जनं जनेन जनयन् मारयन् मृत्युनांतकं ॥४५॥

ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો ઓગણત્રીશમો અધ્યાય સપૂર્ણ.

---

* વૃક્ષોને ઇંદ્રિઓની વૃત્તિઓ છે એમ મહાભારતના મોક્ષધર્મમા લખ્યુછે + માછલા વિગેરે † ભ્રમર વગેરે. ‡ સર્પ વગેરે § કાગડા × સર્વ ઉપર સારી દૃષ્ટિ રાખવામા પણ જે જેનાથી અધિક કહ્યુ છે, તેને તેનાથી વધારે માન દેવુ એવો અભિપ્રાય છે.

# અધ્યાય ૩૦ મો.*

## કામાસક્તિથી વ્યાકુળ ચિત્તવાળા કામીઓની તામસી અધોગતિ.

॥ कपिलउवाच ॥

तस्यतस्यजनो॒ नं नायंवेदोरुविक्रमं ॥
काल्यमानोपिबलिनो वायोरिव घनावलिः ॥१॥

કપિલ કહેછે–કાળ સર્વને ચળાયમાન કરેછે, તો પણ વાદળાં જેમ વાયુના પરાક્રમને ન જાણે તેમ કોઈ લોક કાળના મોટા પરાક્રમને જાણતા નથી.[1] માણસ સુખ પામવા સારૂ દુઃખ વેઠીને જે જે વસ્તુને મેળવેછે તે તે વસ્તુને કાળ નષ્ટ કરી નાંખે છે, કે જેને માટે માણસ શોક કરેછે[2] આ સ્ત્રી પુત્રાદિકસહિત દેહ અનિત્ય છતાં પણ, તેના સંબંધનાં ઘર, ખેતર અને ધન વગેરે પદાર્થોને દુર્બુદ્ધિ માણસ મૂર્ખપણાથી અવિચળ માને છે તેથી શોક થાયછે.[3] આ સંસારમાં જીવ જે જે યોનિમાં જાય તે તે યોનિમાં કોઈ કોઇ જાતનું પણ સુખ માની લેછે, તેથી વૈરાગ્ય પામતો નથી.[4] જીવ નરકમાં પડયો હોય તોપણ ભગવાનની માયાને લીધે નરકના અહારનું સુખ મળવાથી મરી જવા ઈચ્છતો નથી.[5] દેહ, સ્ત્રી, પુત્ર, ઘર, પશુ, ધન અને બંધુઓમાં દૃઢ આસક્તિ બંધાઇ જવાથી પોતાને કૃતાર્થ માની લેછે.[6] એઓનાં ભરણ પોષણની ચિંતાથી જેનાં સઘળાં અંગ બળ્યા કરે છે, એવો એ દુર્બુદ્ધિ મૂઢ માણસ નિરંતર પાપ કર્યા કરેછે[7] સ્ત્રીઓ વ્યભિચારિણી છતાં પણ તેઓએ એકાંતમાં રચેલી માયાથી અને બાળકોનાં મધુર ભાષણોથી મન અને ઇંદ્રિયો ખેંચાઈ રહેછે[8] જેમાં કુડ કપટ ઘણાં છે અને દુઃખજ મુખ્ય છે એવા ઘરમાં દુઃખ મટાડવાના ઉપાય કરતો માણસ સુખજેવું માની લેછે.[9] બીજાઓને મોટી પીડા કરી ચારેકોરથી મેળવેલાં ધનથી તેઓનુ પોષણ કરેછે, કે જેઓનું પોષણ કરતાં પોતાને નરકમાં પડવુ પડેછે, અને જીવતાં તેઓ ખાતાં બાકી રહેલુ ખાવુ પડેછે.[10] સંપાદન કરેલી આજીવિકા વારવાર તુટી જતાં લોભથી દુઃખી થયેલો અશક્ત માણસ પછી પરાયા ધનની ઇચ્છા કરેછે.[11] દુર્બુદ્ધિ, કુટુંબનું પોષણ કરવામાં અસમર્થ, ભાગ્યહીન, લક્ષ્મીરહિત, ઉદ્યોગમાં નિષ્ફળ અને કંગાલ બની, તે ચિંતાથી નિશાસા મૂકેછે.[12] એ પ્રમાણે જ્યારે પોષણ કરવામાં અશક્ત થાય ત્યારે ઘરડા બળદને ખેડુતોની પેઠે તેને તેનાં સ્ત્રીપુત્રાદિક પેહેલાંના જેવો આદર આપે નહીં[13] એમ થતાં પણ વૈરાગ્ય આવે નહી. જેઓનુ પોતે પોષણ કર્યું હોય તેઓથી પોતાનુ પોષણ થાય, ઘરડપણથી રૂપ બગડી જાય અને ઘરમાં મરવાને તૈયાર થાયછે[14] અપમાનથી નાંખેલા ટુકડાને કુતરાની પેઠે ખાવા લાગે, રોગ ઉત્પન્ન થાય, જઠરાગ્નિ મંદ પડી જતાં થોડું ખાઈ શકે અને કામકાજ થોડું થાય.[15] વાયુ ઉંચો ચાલવા માંડે તેથી આંખ્યો બહાર નીકળી જાય, નાડીઓ કફથી રોકાઈ જાય, ઉધરસથી અને શ્વાસથી થાકી જાય અને ગળામાં ઘરઘરાટ ચાલે.[16] કાળના પાશને વશ થઇને પોતની પથારીએ પડે, શોક કરતાં સંબંધીઓ વીંટી બેસે અનેતેઓબોલાવે તોપણ બોલે નહી.[17] એ પ્રમાણે કુટુંબના પોષણમાં લાગેલા અને અજીતેંદ્રિય માણસની બુદ્ધિ ઘણી વેદનાથી નાશ પામી જાયછે અને તે સંબંધીઓને રોતાં મૂકી મરી જાયછે[18] તે સમયમાં ભયંકર અને ક્રોધથી જોનારા બે યમદૂત આવે, તેઓને જોઈ ત્રાસ પામી વિષ્ટા કરવા અને મૂતરવા લાગે.[19] યમલોકની પીડા ભોગવવાના દેહમાં તેને નાંખી અને ગળામાં પાશવડે બાંધી લઇ, અપરાધીને રાજાના સિપાઈઓની પેઠે યમદૂતો તેને લાંબા માર્ગમાં લઈ જાયછે[20] યમદૂતો તિરસ્કાર કરે તેથી હૃદય ભેદાઇ જાય, ધ્રુજવા લાગે, મારગમાં કુતરાં ફાડી ખાવા માંડે અને પીડા પામવાથી પોતાનાં પાપોનુ સ્મરણ કરવા લાગે.[21] ભૂખ અને તરશથી ઘેરાઇ જાય, જેમાં રેતી તપેલીછે એવા માર્ગમાં સૂર્ય, દાવાનલ અને પવનથી દુઃખી થાય, વાંસામાં ચાબકા વાગતા આવે અને

* આ ત્રીશમા અધ્યાયમા કાયા અને કાંતા આદિને લડાવવામાં આકુળ ચિત્તવાળા કામિઓની પાપથકી તામસી અધોગતિ થાયછે, તે વાત કહેવામાં આવશે.

અશક્ત થઇ જાય, તોપણ આશ્રય અને પાણી વગરના એ માર્ગમાં મહાકષ્ટથીચાલવુ પડેછે.[૨૨] માર્ગમાં જ્યાં ત્યાં પડી જાય, થાકી જાય, મૂર્છિત થઇ જાય અને વળી પાછો ઉઠીને ચાલતો થાય, એ પ્રમાણે પોતાની નીચ ભૂલથીજ તેને યમલોકમાં જવું પડેછે.[૨૩] નવ્વાણુ હજાર યોજનનો માર્ગ છ ઘડીમાં અથવા ચાર ઘડીમાં કાપીને ત્યાં લઇ જવાએલા જીવને ત્યાંનાં દુઃખ ભોગવવાં પડેછે.[૨૪] ત્યાં યમદૂતો તેનાં ગાત્રોને બળતણમાં નાંખીને સળગાવી દેછે, પોતેજ કાપેલુ અથવા કોઈએ કાપી આપેલું પોતાનુજ માંસ ખાવુ પડેછે[૨૫] કુતરાં અને ગરજો યમલોકમાં જીવતાંજ આંતરડાં કાઢે છે; સર્પ, વીછી અને ડાંસ વગેરે કરડવાથી પીડા થાયછે[૨૬] અંગોના કકડે કકડા કરી કાપી નાંખવામાં આવેછે,હાથી વગેરે ચીરી નાંખેછે, પર્વતોનાં શિખરોપર ચઢાવીને પાડેછે, તથા પાણીમાં અને ખાડાઓમાં રોકી મૂકેછે.[૨૭] તામિસ્ર, અંધતામિસ્ર અને રૈરવ વગેરે જે નરકો છે, તે પુરૂષને અને સ્ત્રીને પરસ્પર સંગના દોષથીજ ભોગવવાં પડેછે[૨૮] હે માતા! આ વાત અસંભવિત સમજવી નહી, કેમકે નરક અને સ્વર્ગ અહીજ છે એમ કહેવાયછે, અને નરકની જે પીડાઓ છે તે અહી પણ જોવામાં આ[વે]છે.[૨૯] આ પ્રમાણે કુટુંબનુ પોષણ કરનારા, અથવા પોતાનુજ પેટ ભરનાર માણસ કુટુંબને અને દેહને અહીજ મૂકીને મુવા પછી તેનાં એવાં ફળ ભોગવેછે[૩૦] પ્રાણીઓનો દ્રોહ કરીને જેનું પોષણ કરેલુ છે એવા દેહને અહીં મૂકીને, પાપરૂપજ ટીમણ જેની સાથેછે એવો માણસ એકલોજ એ દુઃખમાં પડેછે[૩૧]ઇશ્વરે પ્રાપ્ત કરેલાં તે કુટુંબનુ પોષણ કરવાના પાપને નરકમાંભોગવેછે, અને જેનુ નાણુ જતુ રહ્યુ હોય એવા માણસની પેઠે આતુર થાયછે[૩૨] એકલા અધર્મથીજ જેણે કુટુંબનું પોષણ કરવાનો ઉત્સાહ ધરાવ્યો હોય એવો જીવ અંધતામિસ્ર નામના છેલ્લા નરકમાં જાયછે[૩૩] મનુષ્યનો અવતાર આવ્યા પહેલાં નરકમાં જેટલાં દુઃખો તથા જેટલી કૂતરાં અને સુવર વગેરેની યોનિઓ ભોગવવાની છે, તેઓને અનુક્રમે ભોગવ્યા પછી પવિત્ર થઈને પાછો મનુષ્યના અવતારમાં આવેછે.[૩૪]

अधस्तान्नरलोकस्य [illegible]दय ॥
क्रमशः समनुक्रम्य पुनरत्राव्रजेच्छुचि ॥३४॥

ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધમાં કપિલદેવના ઉપાખ્યાનમાં કર્મવિપાક નામનો ત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૩૧ મો.*

### જીવનો ગર્ભમાં વાસ, ત્યાં તેણે કરેલી સ્તુતિ અને મનુષ્યજન્મની પ્રાપ્તિ.

॥ श्रीभगवानुवाच ॥

कर्मणादैवनेत्रेण जंतुर्देहोपपत्तये ॥
स्त्रियाः प्रविष्टउदरं पुंसोरेतःकणाश्रय ॥१॥

કપિલદેવ કહેછે—ઇશ્વરે પ્રેરેલાં પૂર્વકર્મને લીધે દેહ ધરવા માટે પુરૂષના બીજમાં આવેલો જીવ તે દ્વારા સ્ત્રીના ઉદરમાં પ્રવેશ કરેછે.[૧] એક રાત વીતે ત્યારે શુક્ર અને શોણિત મળી જઈને ડોહોળુ થાયછે. પાંચ રાતે પરપોટા જેવુ ગોળ થાયછે. દશ દિવસે બોર જેવી કઠણ માંસની પેશી બંધાયછે અને બીજી યોનિમાં હોય તો ઈંડુ બંધાયછે.[૨] એક મહિને માથુ થાયછે. બે મહિને હાથ અને પગ વગેરે અંગોના વિભાગ થાયછે. ત્રણ મહિને નખ, રૂવાડાં, હાડકાં, મર્મસ્થળ, લિંગ તથા છિદ્રોની ઉત્પત્તિ થાયછે.[૩]ચાર મહિને સાત ધાતુ થાયછે પાંચ મહિને ભૂખ તરસ લાગેછે. છ મહિને પછેડાથી વીંટાઈને જમણી કુખમાં ફર્યા કરેછે[૪]માએ ખાધેલાં અન્નપાન વગેરેથી જેના ધાતુ વધતા જાયછે એવો એ જીવ, વિષ્ટામૂત્રનો ખાડો કે જેમાં ઘણા જીવડા પેદા થયેલા હોય અને જે અપ્રિય લાગેછે તેમાં સુવેછે.[૫] પોતે કુણો હોય અને ત્યાંના ભૂખ્યા કીડાઓ બટકાં ભરીને સર્વ અંગ ઘાયલ કરી નાંખે તેથી ક્ષણે ક્ષણે મૂર્ચ્છા અને ઘણું

---

* આ એકત્રીશમા અધ્યાયમા પુણ્ય અને પાપ મિશ્રિત થવાથી ભૂલોકમા મનુષ્ય અવતારરૂપ રજોગુણી ગતિનું વર્ણન કરવામા આવશે.

દુઃખ પ્રાપ્ત થાયછે.[૬] માએ ખાધેલ કડવા, તીખા, ગરમ, ખારા, લુખા અને ખાટા વગેરે ઉગ્ર પદાર્થાનો સ્પર્શ થતાં સર્વ અંગમાં વેદના ઉઠેછે.[૭] પછેડાથી અને તેની બહાર આંતરડાં-ઓથી વીંટાએલો અને પીઠ તથા કોટ જેનાં વળી ગયેલ હોયછે એવો જીવ પેટમાં માથુ ઘાલીને રહેછે.[૮] પાંજરામાં પૂરાએલા પક્ષીની પેઠે પોતાનાં અંગની ચેષ્ટા કરવામાં અસમર્થ થાયછે. શ્વાસ ન લેવાય અને છેડો ન આવે એવી રીતે ત્યાં રહેલા જીવને પ્રારબ્ધના યોગથી જ્ઞાન અને સેંકડો અવતારનું સ્મરણ થાયછે. અને તે સ્મરણમાં આવેલાં પોતાનાં કર્મથી સુખ તો ક્યાંથીજ મળે ?[૯] સાતમા મહિનાથી માંડી બોધ આવેછે તોપણ ધ્રુજતો અને તેજ પેટની વિષ્ટાના કીડા જેવો એ જીવ પ્રસવ કરાવનારા પવનને લીધે એક ઠેકાણે રહી શકતો નથી. [૧૦] દુખી થતો અને ફરીવારના ગર્ભવાસથી ત્રાસ પામતો તે સાત ધાતુથી વીંટાએલો જીવ, જેણે પોતાને ઉદરમાં નાખેલો છે તેની હાથ જોડીને વિન્હળ વાણીથી આ રીતે સ્તુતિ કરેછે.[૧૧]

જીવ સ્તુતિ કરેછે—શરણાગત જગત્‌ની રક્ષા કરવામાટે અનેક પ્રકારના અવતાર ધરનારા શ્રીકૃષ્ણ ભગવાન્‌ના પૃથ્વીપર ચાલતા અને જેમાં કોઇ પ્રકારે ભય નથી એવા ચરણારવિંદની શરણે જાઉંછુ, કે જે ભગવાને હુ કે જે પાપીછું તેને ઘટે એવો આ ગર્ભવાસ આપ્યો છે.[૧૨] આ માના શરીરમાં પંચભૂત, ઇંદ્રિય અને અંતઃકરણરૂપ માયાને (દેહાકારપણાને) પામી હુ જાણે કર્મથી બંધાઇ ગયો હોઊ એવી રીતે રહ્યોછુ, તે હવે શુદ્ધ, નિર્વિકાર, અખંડ જ્ઞાનસ્વરૂપ અને આ તપતા હૃદયમાં જણાતા પરમેશ્વરને નમુંછુ.[૧૩] ખોટી રીતે ઇન્દ્રિય, ગુણ, પાંચભૂત અને ચિદાભાસરૂપે થયેલો હું કે જે પાંચભૂતથી બનેલા શરીરમાં ખોટી રીતેજ ઢંકાઇ રહ્યોછું, તે શરીરથી અખંડિત, પ્રકૃતિ પુરૂષના નિયંતા અને સર્વજ્ઞ એ પરમેશ્વરને નમુ છું.[૧૪] જેની માયાથી સ્વરૂપની ભૂલ થતાં ઘણા ગુણ અને કર્મથી બંધાએલા આ સંસારના માર્ગમાં ઘણાં દુઃખથી ફરતો આ જીવ, તે ઇશ્વરના અનુગ્રહ વિના બીજી કઇ યુક્તિથી પોતાના સ્વરૂપને પ્રાપ્ત થાય ?[૧૫] આ ત્રણે કાળનુ મને જ્ઞાન થયુ છે તે આપનાર કોણ ? એ તો સ્થાવર જંગમોમાં અંતર્યામીરૂપે રહેલા ઈશ્વરજ ! એટલા માટે જીવ પદવીને પામેલો હું ત્રણ તાપ ટળવાને વાસ્તે તેનેજ ભજું. [૧૬] માના શરીરરૂપ ગુફામાં લોહી, વિષ્ટા અને મૂત્રના ખાડામાં પડેલા, બહુજ દુઃખી થતા અને અહીંથી નીકળવા માટે પોતાના મહિનાઓને ગણતા આ કંગાલ જીવને હે પરમેશ્વર ! ક્યારે બહાર કાઢવામાં આવશે ?[૧૭] જે આપ જેવા મહા દયાળુએ આ દશ મહિનાના પ્રાણીને આવું જ્ઞાન આપ્યુ છે તે આપ કે જે દીનનાથ છો, તે પોતે કરેલા ઉપકારથીજ પ્રસન્ન રહેજો, કેમકે આપના ઉપકારનો બદલો હાથ જોડ્યા શિવાય કોણ આપી શકે ?[૧૮] બીજાં પશુ વગેરેને તો પોતાનાં શરીરનાં સુખ દુખનીજ માત્ર ખબર પડે અને હુ તો જેણે આપેલા વિવેકથી શમદમાદિક પળાય એવી સ્થિતિમાં છુ, તે ભોક્તાપણાથી અપરોક્ષ દેખાતા આદિ પુરૂષને બહાર અને હૃદયમાં પરિપૂર્ણ દેખુ છુ [૧૯] હે પરમેશ્વર ! હું ઘણાં દુઃખની સ્થિતિમાં છુ, તોપણ ગર્ભથી બહાર નીકળવાને ઇચ્છતો નથી, કેમકે બહારના અંધારા કૂવામાં પડેલાને આપની માયા વ્યાપી જાયછે, કે જેની પછવાડે દેહાભિમાન અને સ્ત્રી પુત્ર વગેરેના સંબંધો પ્રાપ્ત થાયછે.[૨૦] એટલા માટે હુ અહીંજ રહીને ધીરજ રાખી તથા આપના ચરણને હૃદયમાં ધરીને પોતાની બુદ્ધિની સહાયતાથીજ મારો સંસારમાંથી ઉદ્ધાર કરીશ, કે જે રીતે અનેક ગર્ભમાં નિવાસ કરવારૂપ દુખ પાછુ મને પ્રાપ્ત થશે નહી.[૨૧]

કપિલદેવ કહેછે—એવા વિચારથી સ્તુતિ કરતા દશ મહિનાના જીવને બહાર કાઢવાને સારૂ પ્રસવનો પવન તુરતજ ઊંધો નાંખીને ઠેલેછે.[૨૨] પવનની ઠેલથી આતુર થયેલો એ જીવ ઊંધું માથુ કરીને શ્વાસ પણ ન લેવાય એવા મહાકષ્ટથી બહાર નીકળેછે, અને તે સમયમાં આગળની સ્મૃતિ જતી રહેછે.[૨૩] ધરતી ઉપર

પડીને લોહી અને મૂતરમાં વિષ્ટાના કીડાની પેઠે હાલેછે, અને જ્ઞાન જતું રહેતાં વિપરીત દશા પામીને બહુ રૂવેછે.[૨૪] પરાયા અભિપ્રાયને નહીં જાણનારાં માણસોથી પોષણ થતાં જે ન જોઇતુ હોય તે મળે તોપણ ના કહેવાઇ શકાતી નથી.[૨૫] માખીઓ અને માંકડ વગેરેથી ખરાબ થયેલા અપવિત્ર ખાટલામાં સુવાડેલો જીવ શરીર ખજવાળવામાં, બેસવામાં, ઉઠવામાં, અને ચેષ્ટા કરવામાં અસમર્થ થાયછે[૨૬] કીડાઓ જેમ બીજા કીડાને કરડે તેમ ડાંસ, મચ્છર અને માંકડ વગેરે એ કુણી ચામડીવાળા રોતા અને જ્ઞાન વગરના જીવને કરડે છે. એ પ્રમાણે ઉપર લખેલાં દુખથી બાળ અવસ્થા અને ભણવા વગેરેનાં દુખથી પૌગંડ અવસ્થા કાઢીને જુવાનીમાં આવેછે ત્યાં પણ જે જોઈતુ હોય તે નહી મળવાથી શોક થાયછે અને અજ્ઞાનથી ક્રોધ વધેછે. દેહની સાથેજ અભિમાન અને ક્રોધ વધતાં આવેછે તેથી એ વિષયીપુરૂષ બીજા એવા લોકો સાથે પોતાના નાશને ,માટેજ કલેશ કરે છે[૨૭-૨૮] પાંચભૂતથી પેદા થયેલા શરીરમાં ખોટો આગ્રહ ધરાવતો મૂર્ખ અને દુર્બુદ્ધિ પ્રાણી 'હુ અને મારૂ' કર્યા કરેછે.[૨૯] અવિદ્યા અને કર્મથી બધાએલો તથા કલેશ આપતો જે દેહ વારવાર આવ્યા કરેછે, તેને સારૂ જીવ કર્મ કર્યા કરેછે, કે જે કર્મથી બધાઇને જન્મમરણમાં ભટક્યા કરેછે[૩૦] મનુષ્યના અવતારમાં પણ જો શિશ્ન અને ઉદરને સારૂજ ઉદ્યમ કરનારા નીચ લોકોનો સંગ થવાથી તેઓના માર્ગમાંજ ચાલેછે તો પાછો આગળની પેઠેજ નરકમાં પડેછે[૩૧] જેઓના સંગથી સત્ય, પવિત્રતા, દયા, મૌન, બુદ્ધિ, લક્ષ્મી, લાજ, યશ, ક્ષમા, શમ, દમ અને સામર્થ્યનો ક્ષય થાયછે, એવા એ અશાંત, મૂઢ દેહને આત્મા માનનારા અને સ્ત્રીઓની પાસે મુડાના વાંદરા જેવા થઈ રહેતા નીચપુરૂષોનો સગ નકરવો જોઇએ.[૩૨-૩૩] સ્ત્રીઓના સગથી અને તેઓના સગીઓના સગથી જેવો મોહ અને બધ થાયછે, તેવો મોહ અને બધ બીજાના પ્રસગથી થતાં નથી.[૩૪]

બ્રહ્મા પણ પોતાની દીકરીને જોઇ તેના રૂપથી કામાતુર થઈને, તે હરણીરૂપ થયેલી દીકરીની પછવાડે હરણરૂપ થઈ લાજ મૂકીને દોડયા હતા, ત્યારે બ્રહ્માના દીકરાના દીકરાઓએ ઉત્પન્ન કરેલા માણસોમાં એક નારાયણઋષિ વિના સ્ત્રીરૂપ માયાથી જેનુ ચિત્ત ભ્રષ્ટ નથી થયુ એવો કોણ હોય[૩૫-૩૬] સ્ત્રીરૂપ મારી માયાનુ બળ જુવો, કે જે માયા દિગ્વિજય કરનારા વીર લોકોને પણ કેવળ ભમર હલાવીનેજ પગ નીચે દબાવી દેછે[૩૭] યોગના પરમ પારને પોહોચવાને ઈચ્છતા અને મારી સેવાથી જેને આત્મજ્ઞાન મળ્યું હોય એવા પુરૂષે કદી પણ સ્ત્રીઓનો સગ ન કરવો, કેમકે એ સ્ત્રીઓ યોગીને નરકનુ દ્વાર કહેવાયછે.[૩૮] ઈશ્વરે બનાવેલી સ્ત્રીરૂપ માયા ધીરે ધીરે આવતી હોય તેને ખડથી ઢંકાએલા કુવાની પેઠે પોતાના મૃત્યુરૂપ જાણવી.[૩૯] સ્ત્રીએ પણ પતિરૂપ મારી માયા, કે જેને મોહથી પોતે ધન, સતાન અને ઘર આપનાર માનેછે, તેને પારધીનુ ગાયન જેમ હરણના મૃત્યુરૂપ છે, તેમ દૈવે પ્રાપ્ત કરેલા પોતાના મૃત્યુરૂપ માનવી, કે જે મૃત્યુ પતિ, સતાન અને ઘરરૂપે છે.[૪૦-૪૧] પોતાની ઉપાધિરૂપ લિગ શરીરથી એક અવતારમાંથી બીજા અવતારમાં જતો જીવ, એક કર્મને ભોગવતાંજ નિરતર બીજા કર્મ કર્યા કરેછે.[૪૨] લિગ શરીર અને તેને અનુસરનાર ભૂત ઈંદ્રિય તથા મનના વિકારરૂપ સ્થૂળ શરીર, જ્યારે કાર્ય કરવાને અયોગ્ય થાય ત્યારે તે જીવનુ મરણ થયુ કહેવાયછે. અને એ બન્ને શરીર જ્યારે પ્રકટ એટલે કાર્ય કરવાને યોગ્ય થાય ત્યારે જન્મ થયો કહેવાયછે[૪૩] જ્યારે નેત્રનાં ગોલક પદાર્થોના અવયવો જોવાને (કમળા વગેરે દોષથી) અયોગ્ય થાયછે, ત્યારે તેની અદરની ચક્ષુ ઈંદ્રિય પણ પોતાનુ કામ કરવાને અયોગ્ય થાયછે, અને તે બન્ને અયોગ્ય થયાં ત્યારે પુરૂષ કે જે પ્રથમથી જોનાર છે તેમાં જોનારપણાની અયોગ્યતા થાયછે. એવી રીતે આખું સ્થૂળ શરીર જ્યારે પોતાનુ કામ કરવાને અયોગ્ય થાયછે, ત્યારે લિગ શરીર પણ પોતાનું કામ કરવાને

અયોગ્ય થાયછે; અને એ બન્ને અયોગ્ય થાય ત્યારે જીવ કે જે જાણનાર છે તેને જાણનારપણાની અયોગ્યતા થાયછે. એ અયોગ્યતા થઇ એજ જીવનું મરણ કહેવાયછે, અને પાછી અભિમાનથી બન્ને શરીરની યોગ્યતા થતાં જીવમાં પણ જાણનારપણાની યોગ્યતા આવેછે, એજ જીવનો જન્મ થયો કહેવાયછે.[૪૪-૪૫] વાસ્તવિક રીતે જીવનાં જન્મ મરણ છેજ નહી, એટલા માટે મરવાની બીક, જીવવાનો લોભ અને જીવવાનાં પ્રયત્નોમાં આદર રાખવોજ નહીં[૪૬] જીવનુ ખરૂં સ્વરૂપ જાણી સંગમાત્રનો ત્યાગ કરી ધીર થઈને સંસારમાં ફરવું જોઈએ. યોગ અને વૈરાગ્યવાળી તથા યથાર્થ વિચાર કરનારી બુદ્ધિથી આ મિથ્યાભૂત સંસારમાં દેહની આસક્તિ મૂકી દઇને ફરવું.[૪૭]

सम्यग्दर्शनयाबुद्ध्या योगवैराग्ययुक्तया ॥
मायाविरचितेलोके चरेन्न्यस्यकलेवरम् ॥४७॥

ઇતિશ્રીમત્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધમાં કપિલમુનિના આખ્યાનમાં 'जीवगति' નામનો એકત્રીસમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૩૨ મો.*

### ધર્મો પાળવાથી જીવનું ઉપરના લોકમાંજવુ અને તત્વજ્ઞાન વિના તેનું પાછું આવવું.

॥ कपिलउवाच ॥

अथयोगृहमेधीयान् धर्मानेवावसन्गृहे ॥
धर्ममर्थंचकामंचदोग्धिभूयःपिपर्त्तितान् ॥ १ ॥

કપિલદેવ કહેછે-જે પુરૂષ ગૃહસ્થાશ્રમમાં રહી તે આશ્રમના ધર્મોમાંથી કામ અને અર્થરૂપ ફળ લીધા કરે અને પાછા તે ધર્મોને પણ કર્યા કરે, તે પુરૂષ ભગવાન્નુ આરાધન કરવારૂપ ધર્મથી વિમુખ અને વિષયોને વાસ્તે મૂઢ હોવાથી શ્રદ્ધા રાખી દેવતાઓ અને પિતૃ કે જેઓ પ્રાકૃત છે તેઓને પૂજેછે.[૧-૨] પિતૃ અને દેવતાઓની ઉપર શ્રદ્ધાથી જડ થયેલો અને તેઓને સારૂજ નિયમ પાળતો એ પુરૂષ ચંદ્રમાના લોકમાં જઈ, ત્યાં અમૃતપાન કરી પાછો પૃથ્વીમાં જન્મ ધરેછે.[૩] ગૃહસ્થાશ્રમવાળાઓને પુણ્યથી પ્રાપ્ત થવાના લોક પણ સ્થિર રહેતા નથી, કેમકે ભગવાન્ જ્યારે શેષનાગ ઉપર પોઢે છે (બ્રહ્માનો દિવસ પૂરો થાય) ત્યારે એ લોકોનો લય થાયછે.[૪] જે ધીર પુરૂષો ધર્મ કરીને તેમાંથી વિષયસુખ અથવા ધનરૂપી ફળ લેતા નથી, તેઓ આસક્તિરહિત, કર્મોને ઈશ્વરાર્પણ કરનારા, શાંત, શુદ્ધ ચિત્તવાળા, નિવૃત્તિ ધર્મમાં પ્રીતિ રાખનારા, અને અહંતા મમતારહિત હોવાથી સ્વધર્મરૂપ સત્વગુણથી ચિત્તની શુદ્ધિને લીધે સૂર્યરૂપ દ્વારમાં થઇને પરમાત્મા, કે જે પરિપૂર્ણ, સર્વના સ્વામી, સર્વનું ઉપાદાન કારણ અને જગતની સૃષ્ટિ તથા પ્રલય કરનાર છે તેને પામેછે.[૫-] પરમેશ્વર જાણીને બ્રહ્માની ઉપાસના કરનારા લોકો બ્રહ્માનાં સો વર્ષ પૂરાં થયે પ્રલય થાય ત્યાં સુધી બ્રહ્મલોકમાં રહેછે.[૮] ત્રણ ગુણમય શરીરવાળા બ્રહ્મા પોતાનાં સો વર્ષ સુધીનો સમય ભોગવીને જ્યારે પૃથ્વી, જળ, તેજ, વાયુ, મન, ઇંદ્રિયો, વિષયો, અને પ્રાણીઓ વગેરેથી વીંટાએલાં બ્રહ્માંડનો પ્રલય કરવાની ઈચ્છાથી ઇશ્વરમાં પ્રવેશ કરેછે, ત્યારે અહીંથી ઉપર ઉપર દૂર જઇને બ્રહ્મામાં પેઠેલા પવન તથા મનને જીતનારા વૈરાગ્યવાળા યોગીઓ તે બ્રહ્માની સાથેજ પરમાત્મા કે જે પરમાનંદરૂપ, અનાદિ અને મુખ્ય છે તેને પામે છે, પણ બ્રહ્માથી પેહેલાં પામી શકતા નથી, કેમકે ત્યાં સુધી તેઓને દેહાભિમાન જતું નથી[૯-૧૦] એટલા માટે (ભગવાનની ઉપાસના કરનારાઓને તરતજ ભગવાનની પ્રાપ્તિ થાયછે તેથી) હે માતા! ભગવાન કે જેમનો પ્રભાવ મે કહી દેખાડયો અને જે સર્વ પ્રાણીઓનાં હૃદયકમળમાં રહ્યાછે, તેમનું ભક્તિથી સેવન કરો[૧૧] સ્થાવર જંગમોને ઉત્પન્ન કરનાર અને પુરૂષોમાં ઉત્તમ બ્રહ્મા, તથા યોગને પ્રવર્ત્તાવનારા સનત્કુમાર વગેરે સિદ્ધ યોગેશ્વરો પણ ભેદબુદ્ધિથી ઈશ્વરની ઉપાસના કરે તો પોતાનાં ઐશ્વર્ય ભોગવ્યા પછી પ્રલય થ-

* આ બત્રીશમા અધ્યાયમા સત્વગુણી ધર્મો પાળવાથી ઉપરનાલોકોમાં ગતિ અને બ્રહ્મજ્ઞાનવિનાનાઓનું તે લોકોમાથી પાછું આવવુ કહેવામા આવશે.

તાં સગુણ ઇશ્વરમાં મળી, દેહાભિમાન અને કર્તાપણું રહી જવાથી ઇશ્વરરૂપ કાળની ગતિથી પાછી સૃષ્ટિ થાય ત્યારે જન્મેછે, પણ નિષ્કામ કર્મો કરવાને લીધે જેવા પ્રથમ હોય તેવાજ થાયછે.[૧૨-૧૫] અહીં આસક્તિ રાખનારા, કર્મ કરવામાં શ્રદ્ધાવાળા, સકામ તથા સઘળાં નિત્ય કર્મ કરનારા, રજોગુણથી બગડેલાં મનવાળા, વિષયસુખોમાં લાગેલા, અજીતેંદ્રિય, ઘરમાં ચોંટી રહેલા, અને દિવસે દિવસે પિતૃઓને પૂજનારા લોકો, ભગવાન કે જેમનાં ઘણાં પરાક્રમ વર્ણન કરવા યોગ્ય છે, તથા જેમનું અજ્ઞાન સંસારને હરનારૂં છે, તેમની કથામાં વિમુખ રહીને ધર્મ અર્થ અને કામમાંજ લાગેલા હોયછે.[૧૬-૧૮] એવા લોકો કે જેઓ ભગવાનની કથારૂપ અમૃતને મૂકી દઇ, ભૂંડણાં જેમ વિષ્ટાનેજ ખાય તેમ નીચ લોકોની વાતોજ સાંભળ્યા કરેછે, તેઓને દૈવેજ મારેલા (ખરાબ કરેલા) છે એમ સમજવું [૧૯] ગર્ભાધાનથી તે મરણ સુધીની સઘળી ક્રિયા કરનારા એ લોકો સૂર્યથી ડાબે માર્ગે થઇને પિતૃલોકમાં જાય અને ત્યાંથી પાછા પોતાના વંશમાંજ પ્રજારૂપે અવતરે છે [૨૦] હે માતા! પ્રથમ પિતૃલોકમાં રહેતાં પુણ્ય ખવાઈ રહે ત્યારે તેઓનાં સુખસાધનોને દેવતાઓ ચુથી નાંખે છે, એટલે તે લોકો પરવશ થઈને પાછા આ લોકમાં આવેછે [૨૧] એટલા માટે પરમેશ્વર કે જેમનાં ચરણારવિંદ ભજવા યોગ્ય છે, તેમને સર્વ પ્રકારના ભાવથી અને તેમના ગુણોનો આશ્રય કરનારી ભક્તિથી ભજો [૨૨] સારી રીતે કરેલી ભગવાનની ભક્તિ વૈરાગ્યને અને બ્રહ્મસ્વરૂપ જણાવનારાં જ્ઞાનને ઉત્પન્ન કરેછે.[૨૩] વિષયો કે જેઓ સઘળા બ્રહ્મરૂપ હોવાથી સમાનજ છે, તેઓમાં ઇંદ્રિયોની વૃત્તિઓથી 'આ પ્રિય અને આ અપ્રિય' એવી વિષમતા જ્યારે ભક્તના ચિત્તમાં આવે નહીં, ત્યારે પોતાને પરમાનંદસ્વરૂપ પ્રાપ્ત થયાનો નિશ્ચય થાયછે, કે જે સ્વરૂપ સર્વમાં સમાન, જ્ઞાનમય, સંગરહિત અને મૂકવાના અથવા લેવાના પ્રકાર વગરનું છે [૨૪-૨૫] પરબ્રહ્મ કે જે જ્ઞાનમાત્ર પરમાત્મા ઇશ્વર છે, તે એકજ ભગવાન જીવ, શરીર, વિષય અને ઇંદ્રિયોરૂપે ભિન્ન ભિન્ન દેખાયછે.[૨૬] સઘળા પ્રપંચનો સંગ મટી જાય, એટલુંજ યોગીને સઘળા યોગથી પામવાનું વાંછિત ફળ છે.[૨૭] નિર્ગુણ અને જ્ઞાન સ્વરૂપ બ્રહ્મજ ભ્રાંતિને લીધે બહિર્મુખ ઇન્દ્રિયોથી જુદા જુદા શબ્દાદિક ધર્મવાળા પદાર્થરૂપે જણાયછે [૨૮] જેમકે પરમાત્મા પ્રથમ એકજ હતા તે મહત્તત્વને રૂપે, ત્રણ પ્રકારના અહંકારને રૂપે, પાંચ ભૂતને રૂપે, અગીઆર ઇન્દ્રિયોને રૂપે તથા જીવને રૂપે થયા છે, અને એ મહતત્વ વગેરેમાંથી જીવનાં શરીરરૂપ આ બ્રહ્માંડ થયુ છે.[૨૯] શ્રદ્ધા, ભક્તિ, વૈરાગ્ય અને નિરંતર યોગાભ્યાસથી જેનું ચિત્ત એકાગ્ર થએલુ હોય એવો સંગરહિત પુરૂષ આ વાતને બરાબર જાણી શકેછે.[૩૦] હે માતા! બ્રહ્મસ્વરૂપને પોહોંચાડનાર આ જ્ઞાન મેં તમારી પાસે કહ્યુ, જેથી પ્રકૃતિ અને પુરૂષનુ તત્વ જાણવામાં આવેછે [૩૧] નિર્ગુણ જ્ઞાનયોગ અને મારી ભક્તિનો પ્રકાર, એ બન્નેનુ એકજ પ્રયોજન છે, કે જે ઈશ્વરે પોતેજ કહેલુ છે.[૩૨] જેમ રૂપ અને રસ વગેરે ઘણા ગુણવાળો (દૂધ વગેરે) એકજ પદાર્થ નોખા નોખા માર્ગવાળી ઇન્દ્રિયોથી અનેક પ્રકારનો જણાય છે, (જેમકે આંખ્યથી ધોળો, જીભથી મધુર અને ત્વચાથી ટાઢો જણાય છે) તેમ એકજ ભગવાન શાસ્ત્રોના માર્ગોથી ભિન્ન ભિન્ન રૂપે જણાય છે.[૩૩] પૂર્ત (વાવ્ય કે કુવા કરાવવા વગેરે), યજ્ઞ, દાન, તપ, વેદપાઠ, વેદના અર્થનો વિચાર, નિષિદ્ધ વસ્તુનો ત્યાગ, કર્મમાત્રના ત્યાગરૂપ સંન્યાસયોગ, અનેક અંગવાળો ભક્તિયોગ, પ્રવૃત્તિવાળો સકામ ધર્મ, આત્માનાં તત્વનુ જ્ઞાન અને દૃઢ વૈરાગ્ય, એવા એવા માર્ગોથી એકજ સ્વયંપ્રકાશ ભગવાન સગુણ તથા નિર્ગુણરૂપે જાણવામાં આવે છે [૩૪-૩૬] ચાર પ્રકારની ભક્તિનુ સ્વરૂપ તથા કાળ કે જે ન જાણવામાં આવે એવી ગતિથી પ્રાણીઓમાં ફર્યા કરેછે, તેનું સ્વરૂપ મેં તમારી પાસે કહ્યુ. [૩૭] હે માતા! અજ્ઞાન અને કર્મથી થતી જીવની અનેક યોનિઓ પણ કહી દેખાડી, કે જેઓમાં પ્રવેશ કરતો જીવ પોતાના

સ્વરૂપને જાણતો નથી[૩૮] જે માણસ અન્યને ઉદ્વેગ કરનાર, નમ્રતારહિત, અભિમાની, દુરાચારી, ધર્મનો ઢોંગ કરનાર, ભટકતાં ચિત્તવાળો, ઘરમાંજ ચોંટી રહેલો, અભક્ત અથવા મારા ભક્તોનો દ્વેષ કરનાર હોય, તેઓને આ જ્ઞાનનો કદીપણ ઉપદેશ કરવો નહીં[૩૯-૪૦] શ્રદ્ધાવાળો, નમ્રતાવાળો, ગુણમાં દોષનો આરોપ નહીં કરનાર, સર્વ પ્રાણીઓ સાથે મિત્રતા રાખનાર, સેવામાં લાગેલો, સ્પષ્ટ વૈરાગ્યવાળો, શાંત, મત્સરરહિત અને મનેજ સર્વ કરતાં પ્રિય માનનો હોય, એવા માણસને આ જ્ઞાનનો ઉપદેશ દેવો[૪૧-૪૨] હે માતા! જે પુરૂષ મારામાં ચિત્ત રાખી શ્રદ્ધાપૂર્વક એકવાર પણ આ ઉપદેશ સાંભળે અથવા કહી દેખાડે, તેને પણ અવશ્ય મારી પદવીની પ્રાપ્તિ થાયછે[૪૩]

**यइदंशृणुयादंब श्रद्धयापुरुषःसकृत् ।**
**योवाभिधत्तेमच्चित्त सह्येतिपदवींचमे ॥ ४३ ॥**

ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો બત્રીશમો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૩૩ મો.

### કપિલદેવનાઉપદેશથી દેવહૂતિની જીવન્મુક્તિ

**एवं निगम्य कपिलस्य वचो जनित्री**
**सा कर्दमस्य दयिता किल देवहूतिः ।**
**विस्रस्तमोहपटला तमभिप्रणम्य**
**तुष्टाव तत्त्वविषयांकितजन्मभूमिम् ॥१॥**

મૈત્રેય કહેછે—એ પ્રમાણે કપિલદેવનું વચન સાંભળી જેનાં મોહરૂપ પડળ મટી ગયાં છે,એવી કર્દમમુનિની સ્ત્રી દેવહૂતિએ સાંખ્યજ્ઞાનના પ્રવર્ત્તાવનાર તે કપિલદેવને પ્રણામ કરીસ્તુતિ કરી[૧]

દેવહૂતિ કહેછે—બ્રહ્માએ પણ તમારૂં શરીર કે જે પંચભૂત, ઇંદ્રિયો, વિષય તથા અહંકારમય, ગુણના પ્રવાહવાળું, સર્વનાંબીજરૂપ અને જળમાં સૂતેલું હતું, તેનું કેવળ ધ્યાન કર્યુ હતુ, પણ તેનુ પ્રત્યક્ષ દર્શન થયુ નહતું એ બ્રહ્મા પોતે જેમના નાભિકમળમાંથી ઉત્પન્ન થયાછે, તે સત્યસંકલ્પ અને હજારો અદ્ભુત શક્તિવાળા તમે, ગુણના પ્રવાહરૂપેવેદે ચાએલી શક્તિઓથી જીવને ભોગ દેવા સારૂ જગત્‌ની સૃષ્ટિ વગેરે કરોછો, પણ સાક્ષાત્ કરતા નથી,કેમકે ક્રિયારહિત છો.[૨-૩] પ્રલયકાળમાં આ જગત્ જેમના ઉદરમાં રહ્યું હતું અને જે પોતે માયાથી બાળક બની એકલાજ પગનો અંગુઠો ધાવતા વડના પાંદડામાં સૂતા હતા, તે તમે મારા ઉદરથી શી રીતે ધારણ કરાયા હશો?[૪] પરંતુ હે પ્રભુ! પાપીઓના નાશને સારૂ અને તમારી આજ્ઞાપ્રમાણે ચાલનારાઓના કલ્યાણને સારૂ વરાહ વગેરે અવતારો તમે જેમ ધર્યા હતા, એવી રીતે આ અવતાર પણ આત્મજ્ઞાન દેખાડવાને સારૂ ધર્યો છે[૫] ચંડાળ હોય તે પણ કોઇ પણ સમયે તમારાં નામનુ શ્રવણ, કીર્તન, તમને પ્રણામ અને તમારૂં સ્મરણ કરે તો યજ્ઞ કરવાને યોગ્ય થાયછે, ત્યારે તમારાં દર્શનથી યોગ્ય થઇએ તેમાં તો શું જ કહેવું?[૬] જેની જીભની અણીમાં તમારૂં નામ છે એવો ચંડાળ પણ એજ કારણથી મોટો છે જેઓએ તમારૂં નામ લીધું તેજ મહાત્માઓએ તપ, તીર્થસ્નાન અને વેદપાઠ કર્યા એમ સમજવું.[૭] તે તમે કપિલદેવ કે જે પરબ્રહ્મ, પરમપુરૂષ, ચિત્તમાં અંતર્વૃત્તિ કરીનેધ્યાન કરવા યોગ્ય, પોતાના સ્વરૂપના પ્રકાશથી સંસારનાં બંધનને તોડનાર અને જેમના ગર્ભમાં વેદ છે એવા વિષ્ણુ છો તેમને નમસ્કાર કરૂં છું[૮]

મૈત્રેય કહેછે—એ પ્રમાણે સ્તુતિ કરાએલા અને માતાઉપર પ્રીતિ રાખનારા પરમપુરૂષ કપિલ ભગવાને ગભીર વાણીથી તે દેવહૂતિને આપ્રમાણે કહ્યુ.[૯]

કપિલદેવ કહેછે—જેમાં સહેજે ચાલી શકાય એવો આ માર્ગ મે તમારી પાસે કહ્યો, તે માર્ગે ચાલવાથી તમને થોડા દિવસમાં જીવન્મુક્તિની પ્રાપ્તી થશે[૧૦] બ્રહ્મવાદીઓએ સ્વીકારેલા આ મારા સિદ્ધાંતની ઉપર શ્રદ્ધા રાખો, કે જેથી હું કે જે મોક્ષરૂપ છું તેની પ્રાપ્તી થશે. આ સિદ્ધાંતને જેઓ જાણતા નથી તેઓ જન્મ મરણ પામ્યા કરેછે.[૧૧]

મૈત્રેય કહેછે—એ પ્રમાણે કપિલ મુનિ આત્મસ્વરૂપનો ઉપદેશ કરી, તે બ્રહ્મવિચાર કરનારી માતાની રજા લઈ ત્યાંથી પધાર્યા[૧૨] પછી પુત્રે કહેલી યોગની રીતિથી યોગ કરતી તે દેવહૂતિ, સરસ્વતી નદીના મુકુટજેવા તે બિંદુસર નામના

આશ્રમમાં સમાધિ કરવા લાગી.[13]તેના વાંકા કેશ ત્રણ સમયના નહાવાથી પીગળા અને જટાજેવા થઈ ગયા, અને તપ કરવાથી ફાટેલ વસ્ત્રવાળો તેનો દેહ દુબળો થઈ ગયો [14] કર્દમપ્રજાપતિના તપથી અને યોગથી વૃદ્ધિ પામેલુ પોતાના ગૃહસ્થાશ્રમનુ સુખ કે જેને દેવતાઓ પણ ઇચ્છતા હતા,[15]જેમાં દૂધનાં ફીણસરખી અને સોનાના સામાનવાળી હાથીદાંતની શય્યાઓ હતી,કોમળ બિછાનાંવાળાં સોનાનાં આસન હતાં,[16]મોટા મરકતમણિથી જડેલી સ્વચ્છ સ્ફટિકમણિની ભીંતોમાં ઉત્તમ સ્ત્રીઓનાં પ્રતિબિંબસહિત રત્નના દીવાઓ શોભતા હતા,[17]ઘરપાસેના બગીચામાં ઘણાંક દેવતાઈ વૃક્ષો ફૂલથી શોભી રહ્યાં હતાં, કે જેઓમાં પક્ષીઓનાં જોડાં શબ્દ કરી રહ્યાં હતાં, મદોન્મત્ત ભ્રમરો ગાયન કરી રહ્યા હતા,[18] તથા કમળથી સુગંધિ થયેલી વાવ્યમાં પોતાને કર્દમમુનિ લડાવતા, ત્યારે દેવતાઓના અનુચરો તેના સબંધનુ ગાયન કરતા હતા,[19]અને ઇંદ્રની સ્ત્રીઓ પણ જેને ઈચ્છતી હતી, તે સુખનો ત્યાગ કરી દીધો હતો, તોપણ પુત્રરૂપ ઇશ્વરના વિયોગની પીડાથી તેના મુખ ઉપર કાંઇક શોક દેખાવાલાગ્યો [20]પતિતો પ્રથમથીજ વનમાં ગયા હતા, અને પાછળથી પુત્રનો પણ વિયોગ થયો, તેથી જોકે તત્વજ્ઞાન થયુ હતુ, તોપણ વાછડો જતો રહેતાં જેવી ગાયની દશા થાય, તેવી એ પ્રેમવાળી દેવહૂતિની દશા થઇ [21]હે વિદુર ! પોતાના પુત્રરૂપ તે કપિલ ભગવાન્નુજ ધ્યાન રહેવાથી થોડા દિવસમાંજ એ ઉત્તમવરની વાસના મટી ગઈ [22]ભક્તિનો પ્રવાહ ચાલવાથી, બળવાન્ વૈરાગ્યથી અને યોગ્ય રીતે આહારવિહાર કરવાથી થએલા બ્રહ્મપણુ આપનારા જ્ઞાનથી શુદ્ધ થએલા મનવડે ભગવાન્ના પ્રસન્ન મુખવાળા સ્વરૂપનું ધ્યાન કરવાલાગી, કે જે સમગ્ર તથા એક એકઅંગના ધ્યાનની રીતિ પુત્રે કહેલીછે એવી રીતેજ પોતાનુ સ્વરૂપ કે જે સર્વવ્યાપક અને સ્વપ્રકાશથી માયાના ગુણના સબંધરહિત છે તેનું ધ્યાન કર્યું,કે જેથી બુદ્ધિની સર્વ જીવના આશ્રયરૂપ ભગવાન્માં સ્થિરતા થઇ જીવપણુ તથા સર્વ કલેશ મટી ગયા અને જીવન્મુક્તિના સુખની પ્રાપ્તિ થઈ.

[24-26] મનની વૃત્તિ નિરંતર બ્રહ્માકાર રહેવાથી સઘળી દેહાદિકસંબંધી ભ્રાંતિ મટી જતાં, જાગેલા માણસને જેમ સ્વપ્નમાં દેખેલાનુ સ્મરણ મટી જાય, તેમ દેહનુ સ્મરણ મટી ગયુ.[27]પરાયા હાથથીજ પોષણ થતુ, તોપણ કાંઈ મનની પીડા નહી હોવાથી દુબળો નહી પડેલો અને મેલથી ઢંકાએલો તેનો દેહ ધુંધવાતા અગ્નિની પેઠે શોભવા લાગ્યો [28] બુદ્ધિ ભગવાનમાંજ રહેવાથી પ્રારબ્ધકર્મને લીધેજ રહેલા પાતાના તપ અને યોગમય દેહના કેશ તથા વસ્ત્ર છુટી જતાં, તો પણ તેને તેનુ ભાન રહ્યુ નહી.[29] એ પ્રમાણે કપિલમુનિએ કહેલા માર્ગથી પરમાત્મા બ્રહ્મ ભગવાન કે જે નિત્યમુક્તજ છે, તેને તે દેવહૂતિ પ્રાપ્ત થઇ [30] જે ઠેકાણે દેવહૂતિને વિદેહમુક્તિ થઇ, તે પવિત્ર ક્ષેત્ર 'સિદ્ધપદ' એવા નામથી ત્રૈલોક્યમાં વિખ્યાત થયું.[31] યોગને લીધે જેના સઘળા ધાતુના મેલનો ક્ષય થઈ ગયો હતો એવુ તે દેવહૂતિનુ મનુષ્યશરીર જળાશયોમાં ઉત્તમ સિદ્ધિને આપનાર અને સિદ્ધલોકોએ સેવેલી નદી રૂપ થઇ ગયુ. [32] મોટા યોગી કપિલ ભગવાન પણ માતાની રજા લઇ પિતાના આશ્રમમાંથી નીકળ્યા હતા, તે ઈશાન ખુણામાં સમુદ્રને કાંઠે પધારતાં સમુદ્રે પૂજન કરી તેમને સ્થાનક આપ્યુ અને સિદ્ધ, ચારણ, ગંધર્વ, મુનિઓ અને અપ્સરાઓ સ્તુતિ કરવા લાગ્યાં [33-34] સાંખ્યના આચાર્યો જેમની સ્તુતિ કરેછે એવા એ કપિલમુનિ ત્રણે લોકને શાંતિ આપવા માટે યોગ ધરી સમાધિ કરીને ત્યાંજ બેઠા [35] હે વિદુર ! તમે જે વિષે પૂછ્યું હતું, તે દેવહૂતિ તથા કપિલમુનિનો સંવાદ મેં તમારી પાસે કહી સંભળાવ્યો [36] આ કપિલ મુનિનો મત કે જે આત્મપ્રાપ્તિના ઉપાયોમાં પણ છાનો છે, તેનુ જે પુરૂષ શ્રવણ કરે અથવા સંભળાવે તેને પોતાની બુદ્ધિ ભગવાનમાં રહેતાં ભગવચ્ચરણારવિંદની પ્રાપ્તિ થાયછે [37]

**य इदमनुशृणोति योभिधत्ते कपिलमुनेर्मतमात्मयोगगुह्यम् । भगवति कृतधीः सुपर्णकेतावुपलभते भगवत्पदारविंदम् ॥ ३७ ॥**

ઇતિશ્રી ભાગવતના તૃતીય સ્કંધમાં ૩૩ મો અ.સં૦

श्रीमद्-

# भागवतभाषांतर.

## चतुर्थस्कंध.

શુદ્ધ ગુજરાતી ભાષાંતર.



चतुर्थस्कध, ध्रुव अने तेनी माता सुनीति

श्रीमद्

# भागवत भाषांतर.

# चतुर्थस्कंध.

## અધ્યાય ૧ લો.*

### સ્વાયંભુવ મનુની કન્યાઓના વંશ તથા તેમાં થયેલા ભગવાનના યજ્ઞાદિ અવતાર.

॥ मैत्रेयउवाच ॥

मनोस्तुशतरूपायां तिस्रःकन्याश्चजज्ञिरे ॥
आकूतिर्देवहूतिश्च प्रसूतिरितिविश्रुताः ॥ १ ॥

મૈત્રેય કહેછે—સ્વાયંભુવ મનુને શતરૂપા રાણીમાં આકુતિ, દેવહૂતિ અને પ્રસૂતિ એવા નામની ત્રણ કન્યાઓ થઈ.[૧] તેઓમાં આકુતિ રૂચિઋષિને આપી હતી તે સગપણ કરતી વખતે મનુને પુત્ર હતા, તોપણ રાણીના કહેવાથી મનુએ એવી બોલી કરી હતી, કે આ કન્યાને જે પુત્ર આવશે તેને હું મારો પુત્ર કરી રાખીશ[૨] પછી બ્રહ્મતેજવાળા રૂચિઋષિને ઇશ્વરના ધ્યાનના પ્રભાવથી એ આકુતિમાં જોડલુ આવ્યુ[૩] તેમાં જે પુત્ર, તે સાક્ષાત્ યજ્ઞાવતાર વિષ્ણુ હતા, અને જે કન્યા હતી તે દક્ષિણા નામની અને વિષ્ણુ પાસેજ રહે એવી લક્ષ્મીના અંશરૂપ હતી.[૪] એ ઘણી કાંતિવાળા દીકરીના દીકરાને સ્વાયંભુવમનુ આનંદથી પોતાને ઘેર લાવ્યા અને દક્ષિણા રૂચિએ રાખી[૫] એ દક્ષિણાને પોતામાં કામના ઉત્પન્ન થવાથી યજ્ઞ ભગવાન્ તેને પરણ્યા અને તે પ્રસન્ન થએલી સ્ત્રીમાં પોતે પ્રસન્ન થઇ બાર પુત્ર ઉત્પન્ન કર્યા[૬] એઓનાં તોષ, પ્રતોષ, સંતોષ, ભદ્ર, શાંતિ, ઈડસ્પતિ, ઈદ્મ, કવિ, વિભુ, સ્વન્હ, સુદેવ અને રોચન એવાં નામ છે.[૭] સ્વાયંભુવના મન્વંતરમાં એઓ તુષિત નામના દેવતા કહેવાયા, મરીચિ વગેરે સપ્તર્ષિ થયા, અને યજ્ઞ ભગવાનેજ ઇંદ્રની પદવી ભોગવી[૮] પ્રિયવ્રત અને ઉત્તાનપાદ એવા નામના એ મનુના મહા તેજસ્વી પુત્ર હતા તેઓના પુત્ર, પૌત્ર અને પ્રપૌત્રોના વંશોના રાજાઓએ તે મન્વંતરમાં પાલન કર્યુ[૯] સ્વાયંભુવમનુએ દેવહૂતિ નામની પોતાની પુત્રી કર્દમપ્રજાપતિને આપી હતી, તેના સંબંધની કથા તમે મારી પાસેથી ઘણખરી સાંભળીછે[૧૦] એ મનુએ પોતાની પ્રસૂતિ નામની ત્રીજી પુત્રી બ્રહ્માના પુત્ર દક્ષપ્રજાપતિને આપી હતી, કે જેની સૃષ્ટિ ત્રૈલોક્યમાં બહુજ વિસ્તાર પામીછે.[૧૧] કર્દમ ઋષિની નવ દીકરીઓ મરીચિ વગેરે બ્રહ્મર્ષિઓની સ્ત્રીઓ કહેવાઈ ગઇછે, તેઓના વંશનો વિસ્તાર હવે મારી પાસેથી સાંભળો.[૧૨] કર્દમની દીકરી અને મરીચિની સ્ત્રી કળાને કશ્યપ અને પૂર્ણિમા નામના બે પુત્ર થયા કે જેઓના વંશથી જગત્ ભરપૂર થઈ રહ્યુછે.[૧૩] પૂર્ણિમાને વિરજ અને વિશ્વગ નામના બે પુત્ર થયા અને દેવકુલ્યા નામની કન્યા થઈ, કે જે ભગવાન્‌નાં ચરણારવિંદને ધોવાથી જન્માંતરમાં ગંગા થઇ હતી[૧૪] અત્રિની સ્ત્રી અનસૂયાએ દત્ત, દુર્વાસા અને ચંદ્ર નામના વિષ્ણુ શિવ અને બ્રહ્માના અંશથી ઉત્પન્ન થએલા ત્રણ મોટી કીર્તિવાળા પુત્ર જણ્યા.[૧૫]

વિદુર પૂછેછે—હે ગુરૂ ! જગતની સ્થિતિ, ઉત્પત્તિ અને સંહાર કરનારા ત્રણ મોટા દેવ અ

---

* આ પેહેલા અધ્યાયમા જૂદા જૂદા મનુની કન્યાઓના વંશો કહેવાશે, કે જે વંશોમા યજ્ઞ વગેરે ભગવાનના અવતાર થયાછે.

ત્રિઋષિને ઘેર કયુ કાર્ય કરવા સારૂ ઉત્પન્ન થયા એ મને કહો [16]

મૈત્રેય કહેછે—બ્રહ્માએ સૃષ્ટિ કરવાની આજ્ઞા કરવાથી બ્રહ્મજ્ઞાનીઓમાં ઉત્તમ અત્રિઋષિ તપ કરવાનો નિશ્ચય કરી પોતાની સ્ત્રીની સાથે ઋક્ષ નામના મોટા પર્વતમાં ગયા [17] તે પર્વતમાં ફૂલના ગુચ્છવાળા ખાખરા અને આસોપાલવનુ વન છે, કે જેમાં નિર્વિધ્યા નદીનાં ચાલતાં પાણીથી ચારેકોર ઘોંઘાટ થઇ રહ્યોછે. [18] તે ઠેકાણે પ્રાણાયામથી મનનો નિગ્રહ કરી સુખ દુ ખાદિકનો ત્યાગ કરી અને માત્ર વાયુનો અહાર કરી સો વર્ષસુધી એક પગે ઉભા રહ્યા [19] 'જે જગતનો ઇશ્વર છે તેને શરણે હુ આવ્યોછું, અને તે ઈશ્વર મને પોતાના જેવી પ્રજા દેજો' એવુ ચિતન કરવા લાગ્યા [20] એ મુનિના માથામાંથી નીકળેલા અને પ્રાણાયામથી પ્રદીપ્ત થએલા અગ્નિથી ત્રૈલોક્ય તપવા લાગ્યું, તેને જોઈને ત્રણ મોટા દેવ કે જેઓની કીર્તિને અપ્સરાઓ, મુનિઓ, સિદ્ધ, ગંધર્વ અને નાગ ગાયા કરેછે, તેઓ તે મુનિના આશ્રમમાં આવ્યા [21-22] તેઓના પ્રકટ થવાના સયોગથી જેમનુ મન પ્રકાશ પામ્યુ એવા અને એક પગથી ઉભેલા એ મુનિને ત્રણે મોટા દેવનાં દર્શન થયાં [23] પછી ધરતીપર દંડવત્ પ્રણામ કરી હાથમાં પુષ્પ વગેરે પદાર્થો લઇને, નદી, હસ અને ગરૂડપર બેઠેલા અને પોતપોતાનાં આયુધ વગેરેનાં ચિન્હવાળા એ દેવતાઓની પૂજા કરી, કે જેઓ કૃપાના કટાક્ષ અને હસતાં મુખોથી પ્રસન્ન જણાતા હતા તેઓના તેજથી અ જાઇ ગએલી આંખોને પાછી મીચીને, તેઓમાં મન જોડતા અત્રિ ઋષિ હાથ જોડીને મધુર વાણીથી સર્વ લોકમાં મોટા એ દેવતાઓની સ્તુતિ કરવા લાગ્યા [24-26]

અત્રિ બોલ્યા કે—જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયમાં વહેચાઈ જતાં માયાના ગુણોથી પ્રત્યેક કલ્પમાં અવતાર લેનારા આપ બ્રહ્મા, વિષ્ણુ અને સદાશિવ છો. હુ તમોને પ્રણામ કરૂ છુ, અને તમોમાંથી મે જેને અહીં બોલાવેલ તે કોણ? એ તમોએજ કહેવુ જોઈએ. [27] કેમકે મે તો અહી સતાનને સારૂ ઘણા ઘણા ઉપચારોથી ચિત્તમાં એકજ ઇશ્વરનુ ધ્યાન ધર્યુ છે. અને તમો કે જેઓને પ્રાણીઓનાં મન પણ પોહોચી શકે નહીં, તેઓ સઘળા અહી કેમ આવ્યા? તે મને કહો, કેમકે આ વિષયમાં મને મોટો વિસ્મય થયોછે [28]

મૈત્રેય કહેછે—હે વિદુર! એ પ્રમાણે તેનુ વચન સાંભળી હસી પડીને ત્રણે દેવતાઓએ મધુર વાણીથી તે ઋષિને કહ્યુ [29]

દેવતાઓ કહેછે—તમે જેવો સંકલ્પ કરો તે પ્રમાણે થાય, એમાં ફરક પડેજ નહી. તમારા સકલ્પ સત્ય છે માટે તમે જે તત્વનુ ધ્યાન કરોછો તે અમે છીએ [30] તો હવે અમારા અશથી ઉત્પન્ન થએલા અને જગતમાં પ્રખ્યાતી પામેલા ત્રણ પુત્રો તમને થશે અને તેઓ તમારી કીર્તિ વધારશે, અને તમારૂ ભલુ થશે. [31]

મૈત્રેય કહેછે—એ પ્રમાણે સારી રીતે પૂજેલા એ ત્રણ દેવતાઓ તેમને વરદાન આપી તે જોડુ જોઈ રહેતાં ત્યાંથી અતર્ધાન થઈ ગયા. [32] પછી તેમને ઘેર બ્રહ્માના અશથી ચદ્રમા, વિષ્ણુના અશથી યોગ જાણનાર દત્તાત્રેય અને સદાશિવના અશથી દુર્વાસા પુત્ર થયા હવે અગિરાનો વશ સાંભળો [33] અંગિરાની સ્ત્રી શ્રદ્ધાને, સિનીવાલી, કુહૂ, રાકા, અને અનુમતિ* એવાં નામની ચાર કન્યાઓ આવી, અને સ્વારોચિષ મન્વતરમાં પ્રખ્યાત સાક્ષાત્ ભગવાન ઉતથ્ય અને બ્રહસ્પતિ નામના બે બીજા પુત્ર પણ થયા [34-35] પુલસ્ત્યમુનિને હવિર્ભૂ નામની સ્ત્રીમાં મહાતપસ્વી અગસ્ત્ય અને વિશ્રવા નામના બે પુત્ર થયા, તેમાં અગસ્ત્ય પૂર્વજન્મમાં જઠરાગ્નિ હતા [36] વિશ્રવાને ઇડવિડા નામની સ્ત્રીમાં યક્ષોના અધિપતિ કુબેરજી પુત્ર થયા, અને બીજી સ્ત્રીમાં રાવણ, કુભકર્ણ, અને વિભીષણ એ ત્રણ પુત્રો થયા. [37] હે વિદુર! પુલહ ઋષિની સ્ત્રી ગતિએ કર્મશ્રેષ્ઠ, વરી-

* અમાવાસ્યામા ચદ્રમા થોડો દેખાય તે સિનીવાલી અને બિલકુલ ન દેખાય તે કુહૂ કહેવાય છે તેમજ જે પુનમમા ચદ્રમા જરાક ઓછો હોય તે અનુમતિ અને સપૂર્ણ હોય તે રાકા કહેવાયાછે.

યસ અને સહિષ્ણુ એવાં નામના ત્રણ પુત્ર ઉત્પન્ન કર્યા [૩૮] ક્રતુઋષિની સ્ત્રી ક્રિયાને બ્રહ્મતેજથી પ્રકાશતા સાઠ હજાર વાલખિલ્ય નામના પુત્રો આવ્યા.[૩૯] વસિષ્ઠ મુનિને ઉર્જા નામની સ્ત્રીમાં ચિત્રકેતુ, સુરોચિ, વિરજા, મિત્ર, ઉલ્વણ વસુભૃધાન અને દ્યુમાન, એવા નામના સાત નિર્મળ અને મહાત્મા પુત્રો થયા, અને બીજી સ્ત્રીમાં શક્તિ વગેરે બીજા પુત્રો પણ થયા.[૪૦-૪૧] અથર્વા ઋષિની સ્ત્રી ચિતિને દધ્યંચ નામે તપસ્વી પુત્ર થયો, કે જેને પાછળથી ઘોડાનું માથું ચોટાડયું હતું, હવે ભૃગુનો વંશ સાંભળો.[૪૨] ભૃગુઋષિને ખ્યાતિ નામની સ્ત્રીમાં ત્રણ સંતાન થયાં, તેમાં ધાતા અને વિધાતા એ બે પુત્રો હતા અને લક્ષ્મી કન્યા હતી, કે જે ભગવાનને પરાયણ છે [૪૩] એ ધાતા અને વિધાતાને મેરૂપર્વતે આયતિ અને નિયતિ નામની બે પુત્રીઓ આપી હતી, તેમાં ધાતાના મૃકંડ અને વિધાતાના પ્રાણ નામે પુત્ર થયા [૪૪] મૃકંડના માર્કંડેય થયા અને પ્રાણના વેદશિરા થયા એ ભૃગુના કવિ નામે ત્રીજા પુત્ર હતા તેમના શુક્રાચાર્ય થયા [૪૫] હે વિદુર ! એ પ્રમાણે એ મુનિઓએ સૃષ્ટિ કરી લોકનું કલ્યાણ કર્યું આ કર્દમની દીકરીઓનો વંશ તમારી પાસે કહી દેખાડયો કે, જે શ્રદ્ધાથી સાંભળનારનાં પાપને તુરત હરી લેનાર અને ઉત્તમછે. [૧] બ્રહ્માના પુત્ર દક્ષપ્રજાપતિ સ્વાયંભુવમનુની દીકરી પ્રસૂતિને પરણ્યા હતા, તેમાં તેને સુંદર નેત્રવાળી સોળ દીકરીઓ આવી [૪૭]તેઓમાં ધર્મને તેર, અગ્નિને એક, સમસ્ત પિતૃની વચ્ચે એક અને સંસારનાં બંધન કાપનારા સદાશિવને એક આપી હતી [૪૮]શ્રદ્ધા, મૈત્રી, દયા, શાંતિ, તુષ્ટિ, પુષ્ટિ, ક્રિયા, ઉન્નતિ, બુદ્ધિ, મેધા, તિતિક્ષા, હ્રી, અને મૂર્તિ, એ તેર ધર્મની સ્ત્રીઓ છે,[૪૯] તેમાં શ્રદ્ધાને શુભ, મૈત્રીને પ્રસાદ, દયાને અભય, શાંતિને સુખ, તુષ્ટિને મુદ, પુષ્ટિને સ્મય, ક્રિયાને યોગ, ઉન્નતિને દર્પ, બુદ્ધિને અર્થ, મેધાને સ્મૃતિ, તિતિક્ષાને ક્ષેમ અને હ્રીને પ્રશ્રય નામનો પુત્ર આ [૫૦-૫૧]સઘળા ગુણવાળી મૂર્તિને નર અને નારાયણ પુત્ર આવ્યા. એ નર નારાયણના જન્મના સમયમાં સર્વ જગતને મોટું સુખ અને આનંદ પ્રાપ્ત થયાં.[૫૨] લોકોનાં મન, દિશાઓ, નદીઓ અને પર્વતો સ્વચ્છ થઇ ગયાં, સ્વર્ગમાં દુંદુભિ વાગવા લાગ્યાં, ફૂલની વૃષ્ટિઓ પડી,[૫૩]રાજી થયેલા મુનિઓ સ્તુતિ કરવા લાગ્યા, ગંધર્વ અને કિન્નરો ગાવા લાગ્યા, અપ્સરાઓ નાચવા લાગી અને મોટું મંગળ વરતી રહ્યું સઘળા બ્રહ્માદિક દેવતાઓ સ્તુતિ કરવા લાગ્યા કે,[૫૪]'આકાશમાં ગંધર્વનગરની પેઠે જે સ્વરૂપમાં પોતાની માયાથી આ જગત્ રચાયું છે, તે સ્વરૂપનો પ્રકાશ કરવાને સારૂ આજ ધર્મના ઘરમાં ઋષિરૂપે કરી જે પ્રકટ થયાછે, તે પરમપુરૂષને નમસ્કાર કરીએછીએ [૫૫]શાસ્ત્રથી જેનાં સ્વરૂપનો માત્ર વિચાર થઇ શકેછે એવા ભગવાન જગતની મર્યાદા સાચવવા સારૂ સત્વગુણથી સરજેલા આપણ લોકો સામે ઘણી કરૂણાવાળી અને લક્ષ્મીને રહેવાનાં કમળ કરતાં પણ સરસ દૃષ્ટિથી જોજો [૫૬]એ પ્રમાણે જેઓને દર્શન મળ્યું એવા દેવતાઓએ સ્તુતિ કરેલા અને પુજેલા નર અને નારાયણ બન્ને ભાઇઓ ગંધમાદન પર્વતમાં પધાર્યા.[૫૭]એ વિષ્ણુના અંશરૂપ નરનારાયણ પૃથ્વીનો ભાર ઉતારવા માટે યદુકુળમાં કૃષ્ણરૂપે અને કુરૂકુળમાં અર્જુનરૂપે અહીં અવતર્યા હતા.[૫૮] અગ્નિની સ્ત્રી સ્વાહાએ અગ્નિનું અભિમાન ધરાવનારા પાવક, પવમાન અને શુચિ, એ નામના ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યા. [૫૯]એ ત્રણના પીસ્તાલીસ પુત્રો થયા, એટલે એઓ દાદા અને બાપની સાથે ઓગણપચાસ કહેવાયછે.[૬૦]જેઓના નામથી યજ્ઞસંબંધી કામમાં વેદ જાણનારા બ્રાહ્મણો 'આગ્નેયી' એવા નામની ઇષ્ટિયો કરેછે, તેઓ સઘળા અગ્નિ કહેવાયછે.[૬૧] અગ્નિષ્વાત્ત, બર્હિષદ, સૌમ્ય અને આજ્યપ, એવાં નામના ચાર પિતૃછે, તેઓમાં જેઓને 'અગ્નૌકરણ' કરવામાં આવેછે તેઓ સાગ્નિ અને બીજા અનગ્નિ કહેવાયછે [૬૨]તે સઘળાઓ વચ્ચે દક્ષની પુત્રી સ્વધા નામની એકજ સ્ત્રી છે, તેને વાયુના અને ધારિણી નામની બે દીકરીઓ આવી, કે જેઓ બ્રહ્મવિચાર કરનારી અને જ્ઞાન તથા

વિજ્ઞાનના પારને પોહોચેલીછે.[૬૩]મહાદેવની સ્ત્રી સતી ગુણ અને શીલથી પોતાના સરખાજ મહાદેવને ભજતી હતી, તેને પુત્ર થયોજ નહી.[૬૪] મહાદેવનો કાંઇ અપરાધ નહી છતાં પણ પોતાનો પિતા દક્ષપ્રજાપતિ તેનાથી ઉલટો ચાલ્યો, તેથી ક્રોધને લીધે સતીએ નાની અવસ્થામાંજ યોગ કરીને પોતેજ પોતાનો દેહ મુકી દીધો [૬૫]

**पितर्यप्रतिरूपे स्वे भवायानागसे रुषा ।**
**अप्रौढैवात्मनात्मानमजहाद्योगसंयुता ॥ ६५ ॥**

ઈતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધમાં વિદુર અને મૈત્રેયના સંવાદમાં પેહેલો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૨ જો.*

### મહાદેવ અને દક્ષ વચ્ચેના દ્વેષનું કારણ.

॥ विदुरउवाच ॥

**भवे शीलवतां श्रेष्ठे दक्षोदुहितृवत्सल ॥**
**विद्वेषमकरोत्कस्मादनादृत्यात्मजांसतीम् ॥१॥**

વિદુર પૂછેછે—મહાદેવ સારા સ્વભાવવાળાઓમાં ઉત્તમછે અને દક્ષને પણ દીકરીઓઉપર પ્રીતિ હતી, તે છતાં દક્ષે પોતાની સતી નામની દીકરીનો અનાદર કરી મહાદેવનો દ્વેષ શા માટે કર્યો [૧]સ્થાવર જંગમના ગુરૂ, જગત્‌ના મોટા દેવ, શાંતિસ્વરૂપ, વૈરરહિત અને આત્મારામ એવા સદાશિવનો દ્વેષ તે કોણ કરે ? [૨]હે મહારાજ ! એ જમાઇ અને સસરાની વચ્ચેનો દ્વેષ કે જેને લીધે સતીએ પોતાના વહાલા પ્રાણનો ત્યાગ કર્યો તેની કથા મને કહો [૩]

મૈત્રેય કહેછે—પૂર્વે પ્રજાપતિઓના યજ્ઞમાં મોટા ઋષિઓ, પરિવારસહિત સર્વે દેવતાઓ, મુનિઓ અને અગ્નિઓ ભેળા થયા હતા [૪]તે સભામાં કાંતિથી સૂર્યની પેઠે શોભતા અને ત્યાં અંધારૂં મટાડી દેતા દક્ષપ્રજાપતિ આવ્યા તેમને જોઇ તેમની કાંતિથી ચિત્તનુ આકર્ષણ થતાં સભાસદો અને અગ્નિઓ પોતપોતાનાં આસનપરથી ઉભા થયા, અને કેવળ મહાદેવ તથા બ્રહ્માજ બેશી રહ્યા [૫-૬]સભાસદોએ સારી રીતે સત્કાર કરેલા દક્ષપ્રજાપતિ, જગતના પિતા બ્રહ્માને પ્રણામ કરી તેમની આજ્ઞાથી બેઠા,[૭]પરંતુ મહાદેવ પેહેલાંથીજ બેશી રહ્યા હતા તેથી પોતાનું અપમાન થયું માની તેમનાથી સહન કરી શકાયુ નહી, તેથી જાણે બાળી નાંખતા હોય એવી રીતે આડી આંખથી જોઇ દક્ષ પ્રજાપતિ બોલ્યા કે 'હે બ્રહ્મર્ષિઓ ! દેવતાઓ ! અને અગ્નિઓ ! હુ અજ્ઞાનથી અથવા મત્સરથી નહીં પણ યોગ્ય રીતે સજ્જનોની રીતિની વાત કહુંછું તે સાંભળો [૮-૯]આ મહાદેવ લોકપાળ દેવતાઓની કીર્તિનો નાશ કરનાર અને નિર્લજ્જ છે, કેમકે તેણે પોતાના અનમ્રપણાથી સજ્જનોના માર્ગને બગાડયોછે. [૧૦]આ મારો શિષ્ય થાયછે, કેમકે બ્રાહ્મણોની અને અગ્નિની સમક્ષ સાવિત્રી જેવી મારી દીકરીનો હાથ સુપાત્રની પેઠે તેણે ઝાલ્યોછે [૧૧]આ વાંદરા જેવી આંખોવાળો હરણનાં બચ્ચાંના જેવી આંખોવાળી મારી દીકરીને પરણી ગયોછે, છતાં સામુ ઉભુ થવુ અને પ્રણામ કરવા એતો એકોરેરહ્યુ, પણ વાણીથી પણ મારો યોગ્ય સત્કાર કરતો નથી.[૧૨]સારી ક્રિયાઓનો લોભ કરનાર, અભિમાની, અપવિત્ર અને મર્યાદાનું ઉલ્લંઘન કરનાર આ મહાદેવને મારી ઈચ્છા નહી છતાં પણ શદ્રને જેમ વેદવાણી આપે તેમ મે મારી દીકરી આપીછે [૧૩]ભયંકર મશાણોમાં પ્રેતનાં અને ભૂતનાં ટોળાંની સાથે ચિતાની ભસ્મથી નાહી, માણસોની ખોપરીઓની માળા પેહેરી, માણસોનાં હાડકાંનાં ઘરેણાં પેહેરી, કેશ છુટા મૂકી, નાગો થઇ ઘેલાની પેઠે ફર્યા કરેછે, ઘડીવારમાં રૂવેછે અને ઘડીવારમાં હસેછે, તમોગુણી સ્વભાવવાળા ભૂત પ્રેતોનો અધિપતિ, મદોન્મત્ત લોકોજ જેને વાહાલા છે એવો આ કહેવાનો શિવ છે, પણ ખરૂં જોતાં અશિવ છે [૧૪-૧૫]આ દુષ્ટ મનનો કે જે અપવિત્ર અને ભૂત પ્રેતાદિકનો અધિપતિ છે તેને બ્રહ્માના કહેવાથી મેં મારી ભલી દીકરી આપી

---

*આ બીજા અધ્યાયમા ઉપર કહેલા મહાદેવ અને દક્ષ વચ્ચેના દ્વેષનુ કારણ, કે જે પ્રજાપતિઓના યજ્ઞમા ઉત્પન્ન થયું હતુ, તે કહેવાશે.

દીધી છે.*[૧૬]

મૈત્રેય કહેછે—એ પ્રમાણે મહાદેવે કાંઇ પ્રતિકૂળતા કરી ન હતી, તે છતાં તેમની નિંદા કરી ક્રોધને લીધે પાણીનું આચમન લઇ દક્ષે શાપ આપ્યો કે–'આ, દેવતાઓમાં અધમ છે તેને યજ્ઞોમાં ઇંદ્રિ અને વિષ્ણુ વગેરે દેવતાઓની સાથે ભાગ નહી મળે'.[૧૭-૧૮]હે વિદુર ! મોટા મોટા સભાસદોએ નિષેધ કરતાં છતાં પણ મહાદેવને એ પ્રમાણે શાપ દઈ ક્રોધ વધી જતાં દક્ષપ્રજાપતિ તે યજ્ઞસભામાંથી ઉઠી નીકળીને પોતાને ઘેર ગયા [૧૯]એ પ્રમાણે દક્ષે શાપ દીધો જાણી ક્રોધથી ભરાએલા મહાદેવના મુખ્ય અનુચર નંદિકેશ્વરે પણ દક્ષને અને દક્ષે કરેલી નિંદા જેઓએ સ્વીકારી તે બ્રાહ્મણોને પણ શાપ દીધો કે–'આ શરીરને ઉત્તમ ગણી ભેદબુદ્ધિ રાખનાર જે અજ્ઞાની, સામો દ્રોહ નહીં કરનારા મહાદેવનો દ્રોહ કરેછે, તે પરમાર્થથી વિમુખ થજો [૨૦-૨૧]જેમાં એકલી કડાકૂટજ ભરેલીછે, એવા ઘરમાં વિષયસુખની તૃષ્ણાથી લાગેલો, વેદનાંપ્રરોચક વચનોથી બુદ્ધિ રહિત થએલો, અને દેહનેજ આત્મા માનનારી બુદ્ધિથી આત્માનાં તત્વને ભૂલી ગએલો પશુ સરખો દક્ષ, સ્ત્રીમાં અત્યંત કામના રાખનાર થજો, અને થોડા કાળમાં એ દક્ષનું બોકડાનું મોઢુ થજો.[૨૨-૨૩]કેમકે એ દક્ષ કર્મ કરવાં તેરૂપ અજ્ઞાનને જ્ઞાન કરી માનનારો જડ છે અહી જે લોકો મહાદેવનુ અપમાન કરનારા દક્ષને અનુસરનાર છે, તેઓ પણ જન્મ મરણ પામ્યા કરજો.[૨૪]જેમાં ઘણાં વાક્યો ફૂલની પેઠે માત્ર મનનેજ રાજી કરનારાં છે, એવી વેદવાણીનાં મોહ કરનારાં પ્રરોચક વાક્યથી મૂર્ખ બનેલા એ લોકો કર્મમાંજ આસક્ત રહેજો.[૨૫]ભક્ષ્ય અભક્ષ્યના વિચાર વગરના, પેટ ભરવા સારૂજ વિદ્યા, તપ તથા વ્રતોને ધારણ કરનારા, ધન દેહ તથા ઇંદ્રિયોમાંજ રમનારા બ્રાહ્મણો ભિખારી થઇને જગતમાં ફરજો [૨૬]એ પ્રમાણે નંદિકેશ્વરે બ્રાહ્મણનાં કુળને શાપ આપ્યો, તે સાંભળી ભૃગુઋષિએ, મટાડ્યો મટે નહીં એવો શાપરૂપ બ્રહ્મદંડ દીધો કે–'જેઓ શિવનાં વ્રતને ધારણ કરેછે તથા તેઓને જે અનુસરેછે તેઓ પાખંડી અને સારાં શાસ્ત્રથી ઉલટા ચાલનાર થજો [૨૭-૨૮]અપવિત્ર, મૂઢબુદ્ધિવાળા, અને જટા, ભસ્મ તથા હાડકાંને ધરનારા થઇને શિવની દીક્ષામાં પ્રવેશ કરજો, કે જે દીક્ષામાં મદિરા અને તાડી વગેરેનુ મદ્ય દેવતા જેવુ પૂજ્ય મનાયછે [૨૯]વર્ણાશ્રમનાઆચારોને સાચવીરાખનાર મર્યાદારૂપ વેદની અને બ્રાહ્મણોની તમે નિંદા કરોછો એટલા માટે પાખંડમાં પડેલા છો [૩૦] લોકોનો કલ્યાણકારી અને સનાતન માર્ગ વેદજ છે, કેમકે પૂર્વના ઋષિઓ તે પ્રમાણે ચાલ્યાછે અને તે માર્ગ ભગવાને સ્થાપ્યો છે.[૩૧] અત્યંત શુદ્ધ અને સનાતન એ વેદરૂપ સત્પુરૂષોના માર્ગની નિંદા કરવાથી તમે પાખંડ માર્ગમાં જાઓ, કે જે માર્ગમાં ભૂત–પ્રેતનો રાજા તમારો ઇષ્ટદેવ છે.[૩૨]

મૈત્રેય કહેછે—એ પ્રમાણે ભૃગુઋષિએ શાપ દેવા માંડયા તેથી જાણે કાંઇક કચવાયા+ હોય એવા મહાદેવ પોતાના પરિવાર સહિત ત્યાંથી ઉઠી નીકળ્યા [૩૩] તે પ્રજાપતિઓ પણ જેમાં વિષ્ણુનું યજન થતુ હતું એવા એ યજ્ઞને હજાર વર્ષ સુધી ચલાવીને સંપૂર્ણ કરી, પ્રયાગમાં અવભૃથસ્નાન† કરી શુદ્ધ થઇને ત્યાંથી પોતપોતાને ઠેકાણે ગયા.[૩૪-૩૫]

**आप्लुत्यावभृथंयत्र गंगायमुनयान्विता ।**
**विरजेनात्मनासर्वे स्वंस्वंधामययुस्ततः ॥३५॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થ સ્કંધનો 'દક્ષશાપ' એવા નામનો બીજો અધ્યાય સંપૂર્ણ

---

* દક્ષે મહાદેવને અપમાન આપવા માટે વચનો કહ્યા તે પણ તેના મુખમાં રહેલા સરસ્વતી દેવીએ સ્તુતિરૂપ થાય એમ બોલાવ્યા છે, એવી રીતની મુળના શ્લોકોની યોજના પણ શ્રીધર સ્વામીએ ટીકામાં લખી છે.

+ શાપમાં સર્વને હાનિ થઈ તેથી કચવાયા અને જેઓના ઉપર ભગવાનનો અનુગ્રહ હશે તેઆને હાનિ નહી થાય એવા કારણથી ખેદ સ્પષ્ટ દેખાડયો નહો

† યજ્ઞના અંતમાં જે સ્નાન કરવુ પડેછે તેને અવભૃથસ્નાન કહેછે.

# અધ્યાય ૩ જો.*

## સદાશિવે સતીને દક્ષના યજ્ઞમાં જતાં અટકાવ્યાં

॥ मैत्रेयउवाच ॥

सदाविद्विषतोरेवं कालोवैध्रियमाणयोः ।
जामातुःश्वशुरस्यापि सुमहानतिचक्रमे ॥ १ ॥

મૈત્રેય કહેછે—એ પ્રમાણે એ જમાઈ અને સસરો નિરંતર દ્વેષ કરતાં અને પરસ્પરના સામાવાળિયા થઇ રહેતાં ઘણો કાળ વીતી ગયો,[1] પણ તેમાં જ્યારે બ્રહ્માએ દક્ષને સઘળા પ્રજાપતિઓના અધિપતિપણાનો પટ્ટાભિષેક કર્યો ત્યારે દક્ષને ભારે ગર્વ ચઢી ગયો, તેથી તેણે બ્રહ્મવાદીઓનો તિરસ્કાર કરી વાજપેય યજ્ઞ કરીને બૃહસ્પતિસવ નામના ઉત્તમ યજ્ઞનો આરંભ કર્યો.[૨-૩] તે યજ્ઞમાં સઘળા બ્રહ્મર્ષિ, દેવર્ષિ, પિતૃ અને દેવતાઓ તથા તેઓની શણગારેલી સ્ત્રીઓ પણ આવી હતી, અને તે સઘળાઓનું પૂજન થતું હતું[૪] દેવલોકો વાત કરતા જતા હતા, તેઓના મુખમાંથી પોતાના પિતા દક્ષને ઘેર યજ્ઞનો મહોત્સવ થવાનું સાંભળી તથા ગંધર્વ વગેરેની ચપળ નેત્રવાળી સ્ત્રીઓ સ્વચ્છ કુંડળ, પદક તથા સારાં સારાં વસ્ત્ર પેહેરી પોતાના પતિઓની સાથે વિમાનમાં બેશી કૈલાસ પાસે થઇને જતી હતી, તેઓને જોઇને દક્ષની પુત્રી સતીએ પોતાના પતિ સદાશિવને ઉત્સાહથી કહ્યું [૫-૭]

સતી બોલ્યાં કે—તમારા સસરા દક્ષપ્રજાપતિને ઘેર હમણાં યજ્ઞનો મહોત્સવ ચાલેછે, માટે હે સ્વામી! તમારી ઈચ્છા હોયતો આપણે પણ ત્યાં જઈએ, આ દેવતાઓ જાયછે.[૮] એ યજ્ઞમાં સંબંધીઓને જોવાસારૂ મારી બેનો પણ પોતપોતાના પતિઓની સાથે અવશ્ય જશે, તો હું પણ ત્યાં તમારી સાથે જઇને મારાં માબાપે આપેલી પેહેરામણી લેવાને ઈચ્છું છું.[૯] હે સદાશિવ! મારા મનમાં ઘણા દિવસ થયાં ઉત્કંઠા છે, તો ત્યાં જઇને મારી બેનો કે જે પોતપોતાના પતિઓને યોગ્ય છે તેઓને, મારી માશીઓને, સ્નેહથી ભીંજાએલા ચિત્તવાળી મારી માને અને મહર્ષિઓએ ચલાવાતા એ મોટા યજ્ઞને જોઇશ.[૧૦] હે અજન્મા! આશ્ચર્યરૂપ ત્રિગુણાત્મક જગત્ તમારામાંજ માયાએ રચેલું જણાયછે, તેથી જો કે તમને કાંઇ આશ્ચર્ય નહી લાગતું હોય, તોપણ હું કે જે તમારાં તત્વને નહી જાણનારી સ્ત્રીજાતિ છું, તે રાંક થઇને મારી જન્મભૂમિને જોવાને ઈચ્છું છું[૧૧] હે નીલકંઠ! જુવો કે આ બીજી સ્ત્રીઓ પણ શણગાર ધરીને પોતાના સ્વામીઓની સાથે ટોળેટોળાં જાય છે, કે જેઓનાં હંસ જેવાં ધોળાં વિમાનોથી આકાશ શોભી રહ્યુંછે[૧૨] હે સુરવર્ય! બાપને ઘેર ઉત્સવ થતો સાંભળી દીકરીનું શરીર ચળાયમાન થયા વિના કેમજ રહે? મિત્ર, પતિ, ગુરૂ અને પિતા એઓને ઘેર વગર બોલાવે પણ જવાની રીતિ છે[૧૩] માટે હે દેવ! પ્રસન્ન થાઓ. આપ દયાળુ છો, માટે મારી આ ઈચ્છા પરિપૂર્ણ કરવી જોઇએ આપ મહાજ્ઞાની છો, તોપણ મારા ઉપર દયા કરી મને આપના અરધા શરીરમાં રાખી છે તેથી માગી લઉંછું કે મારા ઉપર આ અનુગ્રહ પણ કરો.[૧૪]

મૈત્રેય કહેછે—એ પ્રમાણે પ્રિયાએ પ્રાર્થના કરતાં, પ્રજાપતિઓની સમક્ષ દક્ષે કહેલાં દુર્વચનરૂપ મર્મભેદી બાણ જેને સાંભરી આવ્યાંછે એવા પવિત્ર લોકોના પ્રિય સદાશિવ હસીને પ્રેમથી બોલ્યા.[૧૫]

સદાશિવ કહેછે—હે પ્રિયા! તમે કહ્યું કે સંબંધીઓને ઘેર વગર બોલાવ્યે પણ જવાની રીતિ છે, એ સત્ય વાત છે, પણ તે ક્યારે કે જો એ સંબંધીઓની દૃષ્ટિ બળવાન્ દેહાભિમાનથી અને ક્રોધથી દૂષિત ન થએલી હોય તો[૧૬] વિદ્યા, તપ, ધન, સારૂ શરીર, અવસ્થા અને કુળ, એ છ વાનાં કે જે સત્પુરૂષોમાં ગુણરૂપ છે અને નીચ પુરૂષોમાં દોષરૂપ છે, તેથી વિવેકનો નાશ થઈ જતાં વધી ગએલા અભિમાનથી આંધળા થએલા અનમ્ર લોકો મહાત્માઓનાં તેજને દેખતા નથી.[૧૭] એવા અસ્થિર ચિત્તવાળા લોકોને સગા સમજી તેઓના

* આ ત્રીજા અધ્યાયમા સતીએ યજ્ઞના ઉત્સવમા જવાનુ મન કરતા મહાદેવે કેટલાક દાન્તથી તેનુ નિવારણ કરવાની કથા કહેવામા આવશે

ઘરસામું પણ જોવું ન જોઇએ, કે જે લોકો ઘેર આવેલાઓને કુટિલ બુદ્ધિવડે ક્રોધ ભરેલી ભમર ચઢાવેલી આંખોથી જુએ.[૧૮] કુટિલબુદ્ધિવાળા સંબંધીઓનાં દુર્વચનથી જેવી પીડા થાયછે, તેવી પીડા શત્રુઓએ બાણ મારી અંગ વીંધી નાંખ્યાં હોય તો પણ થતી નથી, કેમકે જેને બાણ વાગ્યાં હોય, તેને નિદ્રા પણ આવે, પરંતુ દુર્વચનથી જે મર્મસ્થળમાં વીંધાઇ ગયો હોય તે તો રાતદિવસ તપ્યાજ કરે. [૧૯] હે સતી ! ઊંચી સ્થિતિવાળા તે દક્ષપ્રજાપતિને દીકરીઓમાં તમે વહાલાં છો એ વાત ખરી છે, તોપણ તે પિતા પાસેથી તમને માન મળશે નહીં, કેમકે મારા સંબંધને લીધે દક્ષને મોટો પરિતાપ છે.[૨૦] નિરહંકાર પુરૂષોની મોટાઈ જોઈને મનમાં બળતરા ઉઠવાથી આતુર થએલો પણ તેઓની ઉત્તમ પદવીને નહી પોહોચી શકતો પુરૂષ, દૈત્યો જેમ ભગવાન્‌નો દ્વેષ કરેછે તેમ કેવળ તેઓનો દ્વેષ કર્યા કરેછે.[૨૧] સમજુ લોકો પરસ્પરમાં ઉઠી ઊભું થવું, વિનય અને નમસ્કાર કરેછે તે સારી રીતિ છે, પરંતુ તે અંતર્યામી પરમાત્મા સારૂ અંતઃકરણથી કરવામાં આવેછે, પણ દેહાભિમાન ધરાવનારા પુરૂષને સારૂ નહીં. [૨૨] 'વસુદેવ' એ નામ શુદ્ધ અંતઃકરણનું છે, કેમકે તેવા અંતઃકરણમાં ભગવાન્ સ્પષ્ટ દેખાયછે, માટે એવા અંતઃકરણમાંજ ભગવાન્ વાસુદેવ કે જે ઇંદ્રિયોથી અગોચર છે તેમને હું નમસ્કારથી સેવું છું.[૨૩] એટલા માટે હે સુંદરી ! જોકે દક્ષ તમારો પિતા છે, તોપણ મારો શત્રુ છે, તેથી તેને અને તેના પક્ષપાતીઓને તમારે જોવા પણ નહીં, કેમકે પ્રજાપતિઓના યજ્ઞમાં હું નિરપરાધી છતાં પણ તેણે દુર્વચનથી મારો તિરસ્કાર કર્યોછે.[૨૪] મારૂં વચન નહી માનીને તમે ત્યાં જશો તો તેથી તમારૂ સારૂં નહી થાય, કેમકે જે પ્રતિષ્ઠિત હોય તેનું સંબંધીતરફથી અપમાન થાય તો તેમાંથી ઝટ મરવાનુંજ પરિણામ નીપજેછે.[૨૫]

यदि व्रजिष्यस्यतिहाय मद्वचो भद्रं भवत्या नततो भविष्यति । संभावितस्य स्वजनात्पराभवो यदा स सद्योमरणाय कल्पते ॥ २६ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના તૃતીયસ્કંધનો 'ઉમારૂદ્રસંવાદ' નામનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ.



# અધ્યાય ૪ થો.*

## દક્ષે સદાશિવનું અપમાન કરવાથી યજ્ઞમાં સતીએ દેહત્યાગ કર્યો.

॥ मैत्रेयउवाच ॥

एतावदुक्त्वाविररामशंकर
पत्न्यंगना[illegible]न् ।
सुहृद्दिदृक्षु परिशंकिताभवा
न्निष्क्रामतीनिर्विशतीद्विधासस ॥१॥

મૈત્રેય કહેછે–સદાશિવ એટલું બોલી બન્ને પ્રકારથી તેના મરણનો વિચાર કરી બંધ પડયા. પછી સંબંધીઓને જોવાની ઇચ્છાથી બહાર નીકળતાં અને સદાશિવની બીકથી વળી અંદર જતાં સતીના મનની બે પ્રકારની સ્થિતિ થઈ.[૧] સંબંધીઓને જોવાની ઈચ્છામાં અડચણ થયાથી કચવાતાં, સ્નેહથી રોતાં, આંસુનાં ટીપાંઓથી વિકળ થયેલાં અને થરથર ધ્રૂજતાં સતી, સદાશિવ કે જેના સમાન બીજો કોઇ પુરૂષ નથી, તેમને જાણે બાળતાં હોય એમ ક્રોધથી જોવા લાગ્યાં.[૨] પછી શોકથી અને ક્રોધથી પીડાયેલા મનવડે નિશ્વાસો મૂકી, મહાદેવ કે જેમણે પોતાનું અર્ધું શરીર પ્રેમથી આપ્યુંછે, તેમનો ત્યાગ કરીને સ્રીસ્વભાવની મૂઢતાથી સતી પોતાનાં માવતરને ઘેર ચાલ્યાં.[૩] સતીએ ઝટઝટ પગલાં માંડી એકલાંજ જવા માંડયુ, તેને જોઈ મનમાં ખેદ પામેલા મણિમાન અને મદ વગેરે મહાદેવના હજારો અનુચરો પોઠિયાને આગળ કરી પાર્ષદો અને યક્ષોસહિત તુરત તેમની પછવાડે ગયા.[૪] સતીને નંદી ઉપર બેસાડી મેના, દડા, અરીસા, કમળ, ધોળું છત્ર, ચમર અને માળા વગેરેથી શોભતા મહાદેવના અનુચરો દુંદુભિ, શંખ અને વેણુ વગાડતા ચાલ્યા.[૫] સતી દક્ષના યજ્ઞમાં પોહોચ્યાં, કે જે યજ્ઞમાં ચારેકોર વેદના શબ્દોથી પશુઓની હિંસા શોભી રહી હતી, સર્વ બ્રાહ્મણો અને દેવતાઓ ચારેકોર બેશી ગયા હતા, અને માટી,

* આ ચોથા અધ્યાયમાં પતિને મૂકીને ગયેલા અને પિતાએ અપમાન કરેલાં સતીએ ક્રોધથી યજ્ઞમાં દક્ષનો તિરસ્કાર કરી દેહત્યાગ કર્યાની કથા કહેવામાં આવશે.

લાકડાં, લોઢું, સોનું, દર્ભ અને ચામડાંઓથી જૂદાં જૂદાં વાસણો બનાવ્યાં હતાં.[૬] ત્યાં આવેલાં પણ દક્ષે અપમાન કરેલાં સતીને યજમાનની બીકથી સતીની બેનો અને મા શિવાય બીજા કોઈએ પણ સન્માન આપ્યું નહી. પ્રેમનાં આંસુથી જેઓનાં ગળાં રોકાઇ ગયાં હતાં એવી બેનો અને માતાએ તો પ્રેમપૂર્વક આદરથી આલિંગન કર્યું.[૭] પિતા તરફથી અપમાન પામેલાં સતીએ, પોતાની બેનોએ સહોદરપણાના સંબધથી પૂછવા માંડેલી યોગ્ય વાતોને કાન પણ દીધો નહી, અને મા તથા માશીઓએ આપવા માંડેલી પૂજા અને ઉત્તમ આસન પણ લીધુ નહી.[૮] અનાદર પામેલાં જગદીશ્વરી સતીએ યજ્ઞમાં રૂદ્રનો ભાગ નહી દેખી તથા પિતાએ મહાદેવનુ અપમાન કરેલું જોઇ, જાણે લોકોને બાળી નાંખવા હોય એવો કોપ કર્યો તે સમયમાં ભૂત પ્રેત વગેરે પાર્ષદો દક્ષને મારવા ઉઠયા, તેઓને પોતાની આજ્ઞાથી રોકી, શિવના દ્વેષી અને કર્મમાર્ગના અભ્યાસથી અભિમાની થયેલા દક્ષને, સઘળું જગત્ સાંભળતાં ક્રોધને લીધે ગભરાટ ભરેલી વાણીથી સતી દેવી ધિક્કારવા લાગ્યાં[૧૦]

સતી બોલ્યાં કે-પ્રાણીઓના પ્રિય આત્મારૂપ જે સદાશિવથી જગતમાં કોઇ શ્રેષ્ઠ નથી, તથા જેને કોઇ પ્રિય કે અપ્રિય નથી, એવા સર્વરૂપ અને વેરરહિત સદાશિવની સાથે તારા વિના બીજો કોણ વેર કરે?[૧૧]હે બ્રાહ્મણ! તારા જેવા પુરૂષો તો પરાયા ગુણમાં દોષનુજ ગ્રહણ કરે, પણ ગુણનું ગ્રહણ ન કરે. કેટલાએક મધ્યસ્થ લોકો ગુણને ગુણ સમજે અને દોષને દોષ સમજે, એટલે ગુણ અને દોષને યથાર્થ રીતે ગ્રહણ કરે, સાધુપુરૂષો માત્ર ગુણનુજ ગ્રહણ કરે પણ દોષનુ ગ્રહણ ન કરે, અને મહાત્મા પુરૂષો તો પરાયા દોષનું ગ્રહણ નહી કરતાં ગુણ થોડા હોય તેને પણ ઘણા કરી માને, એવા મહાત્મા પુરૂષોનો તેં અપરાધ કર્યોછે[૧૨] દેહને આત્મા કરી માનનારા દુષ્ટ પુરૂષો સર્વદા ઇર્ષ્યાથી મહાત્માઓની નિંદા કરે એમાં કાંઇ આશ્ચર્ય નથી, કેમકે મહાત્માઓના ચરણની રજથી શક્તિહીન થએલા દુષ્ટ લોકોને મહાત્માઓની નિંદાજ શોભા આપેછે.[૧૩]જેનું 'શિવ' એ બે અક્ષરનું નામ પ્રસંગને લીધે એકવારજ માત્ર વાણીથીજ બોલાઇ ગયું હોય, તોપણ મનુષ્યોનાં પાપને તુરત મટાડેછે એવા, પવિત્ર કીર્તિવાળા અને જેની આજ્ઞા કોઈથી તોડી શકાય નહી એવા સદાશિવનો, અમંગળરૂપ તું દ્વેષ કરેછે.[૧૪] બ્રહ્મરસરૂપ મકરંદને ઇચ્છનારામહાત્મા પુરૂષોના મનરૂપ ભ્રમરાઓ જેના ચરણારવિંદને સેવેછે, અને જેનુ ચરણારવિંદ સકામ લોકોના મનોરથ પૂરેછે, તે જગતના બંધુ સદાશિવનો તું દ્વેષ કરેછે.[૧૫]સ્મશાનમાં જટાછુટી મૂકીને ત્યાંનાં હાડકાં તથા ખોપરીઓનાં ઘરેણાંપેહેરી પિશાચોની સાથે જે નિવાસ કરેછે એવા સદાશિવને તારા વિના બીજા કોઈ બ્રહ્માદિક તો અમંગળરૂપ જાણતા નથી, કેમકે તેઓ તો સદાશિવના ચરણથી પડી ગએલાં નિર્માલ્યને પોતાને માથે ચઢાવેછે.[૧૬]ધર્મની રક્ષા કરનાર ઈશ્વરની નિરંકુશ માણસો નિંદા કરતા હોય, ત્યાં પોતાને મરવા કે સામાને મારવાની શક્તિ ન હોય તો કાન ઢાંકીને ત્યાંથી નીકળી જવુ જોઈએ, અને શક્તિ હોય તો તે લોકોની દુષ્ટ જીભને બળાત્કારથી કાપી લઈ પછી પોતાને પણ મરવુ એ ધર્મ છે.[૧૭]એટલા માટે તું કે જે સદાશિવની નિંદા કરનાર છે, તેથકી ઉત્પન્ન થએલા આ દેહને હું રાખીશ નહીં, કેમકે અજાણતાં અપવિત્ર અન્ન ખવાઈ ગયુ હોય તો તેનું વમન કરી નાખવુ એજ શુદ્ધિ કહેવાય છે[૧૮]પોતાના સ્વરૂપાનંદમાંજ મગ્ન રહેતા મહાત્માપુરૂષની બુદ્ધિ વેદની આજ્ઞાને અનુસરતી નથી, કેમકે જેમ દેવતાઓની ગતિ આકાશમાં ને મનુષ્યની ગતિ પૃથ્વીમાંજ છે, તેમ નિવૃત્તિ અને પ્રવૃત્તિવાળાની રીતિ જુદી જુદીજ હોય છે એટલા માટે સ્વધર્મમાં રહેતાં કોઇ પણ ધર્મની અથવા પુરૂષની નિંદા ન કરવી જોઇએ.[૧૯]પ્રવૃત્તિકર્મ અને નિવૃત્તિકર્મ બન્ને સાચાં છે, કેમકે અધિકારીની વ્યવસ્થા ઉપરથી વિવેચન કરીને

તે બન્નેનો વેદે સ્વીકાર કર્યો છે. રાગવાળાએ પ્રવૃત્તિકર્મ કરવુ જોઇએ અને વૈરાગ્યવાળાએ નિવૃત્તિકર્મ કરવુ જોઇએ. એ બન્ને કર્મને એકજ ધણી એકી વખતે કરવા લાગે તો વિરોધ આવે છે, પણ પરબ્રહ્મ સદાશિવને તો એમાંનુ કોઈ પણ કર્મ પ્રાપ્ત થતું નથી.[૨૦] હે પિતા ! અમારી પદવીઓ કે જેઓમાં માત્ર ઈચ્છાથીજ સઘળી સિદ્ધિઓ ઉત્પન્ન થાયછે અને જેઓને બ્રહ્મવેત્તાઓ સેવેછે, તેઓ તમલોકોને હોયજ નહી, કેમકે તમારી પદવીઓ યજ્ઞશાળાઓમાંજ હોયછે અને તેઓને યજ્ઞમાં મળતાં અન્નથી તૃપ્ત થતા લોકોજ વખાણેછે, તથા ધુમમાર્ગવાળાઓજ ભોગવેછે[૨૧] તુ કે જે સદાશિવનો અપરાધી છે તેના દેહથી ઉત્પન્ન થવાને લીધે નીચ થયેલા આ દેહનું મારે કશુ કામ નથી, કેમકે તારા જેવા દુર્જનના સંબધને લીધે મારે લજાવુ પડે છે. જે ધણી મહાત્માઓનો અપરાધ કરનાર હોય તેનાથી જનમવાને ધિક્કાર છે.[૨૨] ભગવાન્ સદાશિવ જ્યારે 'હે દક્ષનીપુત્રી !' એમ કહીતારા સંબધના નામથી મને બોલાવેછે, ત્યારે હસવુ બોલવુ સઘળુ બંધ પડીને મને મોટો ખેદ થાયછે, એટલા માટે તારાથી ઉત્પન્ન થયેલા દેહનો હું અવશ્ય ત્યાગ કરીશ[૨૩]

મૈત્રેય કહેછે કે–હે વિદુર ! એ પ્રમાણે યજ્ઞમાં દક્ષને ઉત્તર આપી બોલવુ બધ કરી પીળાંવસ્ત્ર પેહેરીને સતી ઉત્તર દિશામાં પૃથ્વીઉપર બેઠાં, અને જળનુ આચમન લઇ આંખ્યો મીંચીને યોગ કરવા લાગ્યાં.[૨૪] દૃઢ આસન વાળી, પ્રાણ તથા અપાનવાયુને નાભિચક્રમાં એકરૂપ કરી, ત્યાંથી ઉદાન વાયુને ઉઠાવી બુદ્ધિની સાથે હૃદયમાં લાવ્યાં, અને ત્યાંથી ધીરે ધીરે કઠના માર્ગથી ભ્રકુટિના મધ્યમાં લાવ્યાં.[૨૫] એ પ્રમાણે મોટાઓમાં મોટા સદાશિવે પ્રેમથી વારવાર ખોળામાં બેસાડેલા પોતાના દેહને દક્ષની ઉપરના ક્રોધથી ત્યાગ કરવાને ઇચ્છતાં સતી દેવીએ પોતાનાં ગાત્રોમાં વાયુ અને અગ્નિની ધારણા કરી.[૨૬] પછી જગત્‌ના ગુરૂ અને પોતાના સ્વામી સદાશિવનુ ભજન કરવાના આનદનુ ધ્યાન કરતાં સતીને બીજું કાંઇ પણ દેખાયુ નહી, અને તેમનો નિષ્પાપ દેહ સમાધિના અગ્નિથી તુરત બળી ગયો.[૨૭] આ મોટુ અદ્‌ભુત જોવાથી આકાશમાં અને પૃથ્વીમાં મોટો હાહાકાર ઉઠી રહ્યો, કે 'હાય હાય ! પરમપૂજ્ય સદાશિવની પ્યારી સતીએ દક્ષના કચવાવવાથી પ્રાણત્યાગ કર્યો[૨૮] અહો ! આ દક્ષપ્રજાપતિ કે જેની સ્થાવરજગમ સઘળી પ્રજા છે, તેની ભુડાઇજુવો, કેજેણેઅપમાન કરવાથી તેમની પુત્રી સતીએ પ્રાણ છોડી દીધા એ મોટાં મનવાળી તો નિરતર માનનેજ યોગ્ય છે[૨૯] હૃદયમાં અસહનતાવાળા આ બ્રહ્મદ્રોહી દક્ષની જગત્‌માં મોટી અપકીર્તિ થશે, કેમકે મહાદેવનો દ્વેષ કરનારા આ દક્ષે પોતાના અપરાધથી મરવા તૈયાર થયેલી દીકરીને ના પાડી નહી '[૩૦] એ પ્રમાણે સતીનો અદ્‌ભુત પ્રાણત્યાગ જોઇને લોકો વાતો કરેછે, ત્યાં સતીના પાર્ષદો હથિયારો ઉપાડીને દક્ષને મારવા ઉડયા[૩૧] આવતા પાર્ષદોનો વેગ જોઇ ભૃગુઋષિએ યજ્ઞમાં વિઘ્ન કરનારાઓને હણી નાંખનારા યજુર્વેદના મંત્રથી દક્ષિણાગ્નિમાં હોમ કર્યો.[૩૨] અધ્વર્યુ (ભૃગુ) એ હોમ કરવાથી ઋભુ નામના હજારો દેવતાઓ કે જેઓએ તપ કરીને સોમપાન મેળવ્યુ છે, તેઓ યજ્ઞના અગ્નિમાંથી મોટા જોરથી ઉઠયા[૩૩] બ્રહ્મતેજથી પ્રદીપ્ત થયેલા એ ઋભુદેવતાઓએ ભૂતપ્રેત અને યક્ષ વગેરે મહાદેવના પાર્ષદોને બળતાં લાકડાંઓથી મારવા માંડતાં તેઓ ચારેકોર દિશાઓમાં ભાગી ગયા[૩૪]

**तैरलातायुधैः सर्वे प्रमथाः सहगुह्यकाः ।**
**हन्यमाना दिशो भेजुरुशद्भिर्ब्रह्मतेजसा ॥ ३४ ॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કધમાં 'સતીદેહત્યાગ' એવા નામનો ચોથો અધ્યાય સપૂર્ણ.

# અધ્યાય ૫ મો.*

## સદાશિવના કોપથી ઉત્પન્ન થયેલા વીરભદ્રે દક્ષના યજ્ઞનો ભંગ કર્યો.

॥ मैत्रेयउवाच ॥

भवो भवान्यानिधनं प्रजापते-
रसत्कृताया अवगम्य नारदात् ।
स्वपार्षद सैन्यं चतदध्वरर्भुभि-
र्विद्रावितं क्रोधमपारमादधे ॥ १ ॥

મૈત્રેય કહેછે—દક્ષે અપમાન કરવાથી સતીનું મરણ થયાની અને તેના યજ્ઞના ઋભુદેવતાઓએ પોતાના પાર્ષદોનું સૈન્ય ભગાવી દીધાની વાત નારદજી પાસેથી જાણી સદાશિવને અપાર ક્રોધ ઉત્પન્ન થયો.[1] ક્રોધ પામેલા અને જેણે હોઠ અત્યંત ડસ્યાછે એવા મહાદેવે વીજળીની જ્વાળા જેવી ભયંકર કાંતિવાળી જટા ઉખેડી નાંખી, તુરત ઉભા થઈ અટ્ટહાસ સહિત ગંભીર ગર્જના કરીને જટાને ધરતીપર પછાડી.[2] તે જટામાંથી વીરભદ્ર ઉત્પન્ન થયા. તેનું શરીર આકાશ સુધી ઉચું છે, હજાર હાથ છે, મેઘના સરખી કાન્તિ છે, ત્રણ સૂર્યના સરખી આંખો છે, દાઢો વિકરાળ છે, બળતા અગ્નિસરખા કેશ છે, ખોપરીઓની માળા પહેરી છે અને અનેક પ્રકારનાં હથિઆર ઉપાડયાં છે.[3] તે વીરભદ્રે હાથ જોડી 'મારે શું કામ કરવું' એમ વિજ્ઞપ્તિ કરતાં મહાદેવે આજ્ઞા કરી કે 'હે મોટા યોદ્ધા ! તું મારા પાર્ષદોમાં અગ્રણી થઈ દક્ષને તેના યજ્ઞસહિત નાશ કરી નાખ, કેમકે તું મારા અંશરૂપ છે.[4] હે વિદુર ! એ પ્રમાણે ક્રોધથી સદાશિવે આજ્ઞા કરતાં વીરભદ્રે મહાદેવને પ્રદક્ષિણા કરી અને કોઈથી પણ અટકાવાય નહીં એવા વેગથી પોતામાં બીજા મહાબળવાનોને પણ તોડી નાંખવાની શક્તિ માની.[5] અત્યંત ગર્જના કરતા પાર્ષદો જેમની પછવાડે ચાલ્યા એવા વીરભદ્રે ભયંકર ગર્જના કરી, મૃત્યુને પણ મારી નાંખે એવું ત્રિશૂળ ઉપાડી, પગનાં ઝાંઝર ખૂબ ખડખડે એવી દોટ દીધી.[6] પછી ઋત્વિજ, બીજા બ્રાહ્મણો, પોતે દક્ષ, સભાસદો અને બ્રાહ્મણોની સ્ત્રીઓ ઉત્તર દિશામાં ધૂળ ઉડતી જોઈ 'આ અંધારૂં કેમ થઇ ગયું અને ધૂળ ક્યાંથી ઉત્પન્ન થઈ, એમ વિચાર કરવા લાગ્યાં અને બોલ્યાં કે,[7] 'વાયુ વાતો નથી અને ઉગ્રદંડ દેનારો પ્રાચીનબર્હિ રાજા જીવે છે, તેથી ચોરનો કે ગાયોનું હરણ થવાનો પણ સંભવ નથી, તે છતાં આ ધૂળ ક્યાંથી ઉત્પન્ન થઇ ? લોકનો પ્રલય થવા બેઠોછે કે શું ?'[8] ઉદ્વેગ પામેલી પ્રસૂતિ (દક્ષની સ્ત્રી) વગેરે સ્ત્રીઓ બોલી કે, 'દક્ષપ્રજાપતિએ પોતાની બીજી દીકરીઓ જોતાં છતાં નિરપરાધી સતી દીકરીનું અપમાન કર્યુંછે તે પાપનું આ ફળ છે.[9] જે મહાદેવ પ્રલયકાળમાં જટાજુટ છુટો મૂકી, પોતાના ત્રિશુળની આણીઓમાં દિશાના મોટા હાથીઓને પરોવી, હથીઆર ધરેલા હાથરૂપ ધ્વજાઓ ઉંચી કરી અને અટ્ટહાસરૂપ કડાકાઓથી દિશાઓને ફોડી નાખી નૃત્ય કરેછે.[10] તે ન ખમી શકાય એવા તેજવાળા ક્રોધથી વ્યાપ્ત, ભ્રુકુટિથી અસહ્ય, અને વિકરાળ દાઢોથી તારાગણોને પણ વીખી નાખનાર સદાશિવને ક્રોધ ઉપજાવી તેવું કામ કરનાર બ્રહ્માનું પણ કલ્યાણ થાય કે ?'[11] એ પ્રમાણે ઉદ્વેગ પામેલી દૃષ્ટિથી લોકો વાતો કરતાં દક્ષપ્રજાપતિના યજ્ઞમાં હજારો ભયંકર ઉત્પાતો આકાશમાં, પૃથ્વીમાં અને ચારેકોર ઉઠવા લાગ્યા.[12] તેટલી વારમાંજ હે વિદુર ! અનેક હથીઆરોવાળા, ઉંચાં આયુધ ધરનારા, ઠીંગણા, પિંગળા, પીળા, મઘર સરખા પેટ અને મોઢાંવાળા તથા ચારેકોર દોડતા મહારૂદ્રના અનુચરોથી તે મોટો યજ્ઞ ઘેરાઈ ગયો.[13] કેટલાએક પાર્ષદોએ યજ્ઞશાળાના પૂર્વ પશ્ચિમ સ્તંભ ઉપરનું કાષ્ઠ, કેટલાએકે સ્ત્રીઓની શાળા, કેટલાએકે સભામંડપ, કેટલાએકે હવિર્ધાન, કેટલાએકે આગ્નીધ્રશાળા, કેટલાએકે દક્ષનું ઘર અને કેટલાએકે રસોડું ભાગી નાંખ્યું.[14] કેટલાએકે યજ્ઞનાં પાત્રો ભાંગી નાખ્યાં અને કેટલાએકે અગ્નિનો નાશ કરી નાંખ્યો. કેટલાએક અગ્નિ-

* આ પાચમા અધ્યાયમા સતીના દેહત્યાગની વાત સાંભળી મહાદેવે ક્રોધથી વીરભદ્રગણને ઉત્પન્ન કરી તેના હાથથી દક્ષને મરાવ્યાની વાત આવશે

ના કુંડોમાં મૂતર્યા, કેટલાએક વેદિ અને મેખળા તોડવા લાગ્યા.[15] કેટલાએક મુનિઓને મારવા લાગ્યા, કેટલાએક સ્ત્રીઓનો તિરસ્કાર કરવા લાગ્યા અને કેટલાએકે હડફેટમાં આવેલા, ભાગતા અને વગર ભાગતા દેવતાઓને પકડી લીધા.[16] વીરભદ્રે દક્ષપ્રજાપતિને, મણિમાને ભૃગુને, ચંડીશે પુષાદેવને અને નંદિકેશ્વરે ભગદેવતાને બાંધી લીધા.[17] તે પાર્ષદોએ જોઇ જોઇને અત્યંત પહાણા મારવા માંડયા, તેથી પીડાઇને સઘળા ઋત્વિજો, સભાસદો અને દેવતાઓ કોઇ ક્યાં અને કોઈ ક્યાં એમ ભાગવા લાગ્યા.[18] વીરભદ્રે ભૃગુઋષિ કે જે સરવો હાથમાં લઇ હોમ કરતા હતા, તેમની દાઢી અને મૂછ ઉખેડી લીધી; કેમકે તેણે દાઢી અને મૂછ ઉપર હાથ નાંખી હાંસી કરી હતી.[19] ભગદેવતાને ધરતીપર પછાડી ક્રોધથી તેની આંખો કાઢી લીધી, કેમકે ભરી સભાવચ્ચે દક્ષે શિવની નિંદા કરી તે સમયે તેને ભગદેવતાએ આંખમીંચારાથી સૂચના આપી હતી.[20] જેમ બળભદ્રે કલિંગદેશના રાજાના દાંત પાડી નાંખ્યા હતા, તેમ વીરભદ્રે પૂષાદેવના દાંત પાડીનાંખ્યા, કેમકે સભાવચ્ચે દાંત દેખાડીને તે હસ્યા હતા.[21] વીરભદ્રે દક્ષની છાતીપર ચઢી બેશી સજાવેલાં હથીઆરથી તેનું માથું કાપવા માંડયું તો પણ કાપી શકાયું નહી.[22] શસ્ત્ર અને અસ્ત્રોથી તેની ચામડી પણ કપાઇ નહીં, ત્યારે ઘણો વિસ્મય પામીને ઘણીવાર સુધી વીરભદ્રે વિચાર કર્યો.[23] પછી યજ્ઞમાં પશુને તેનું ગળું દાબી મારી નાંખવામાં આવેછે તે ઉપાય વિચારીને તે પ્રમાણેજ દક્ષરૂપ પશુનું માથું કાપી લીધું.[24] તે સમયમાં વીરભદ્રના તે કામને વખાણતા ભૂતપ્રેત અને પિશાચો 'સારૂં થયું, સારૂં થયું' એમ બોલવા લાગ્યા અને બીજા બ્રાહ્મણ વગેરે લોકો 'ભૂંડું થયું ભૂંડું થયું'' એમ બોલવા લાગ્યા.[25] ક્રોધ પામેલા વીરભદ્ર, એ દક્ષનું માથું દક્ષિણાગ્નિમાં હોમી દઇ, અને તે યજ્ઞનું સ્થાનક બાળી નાંખી કૈલાસપર્વતમાં ગયા.[26]

जुहावैतच्छिरस्तस्मिन् दक्षिणाग्नावमर्षितः ।
तद्देवयजनं दग्ध्वा प्रातिष्ठद् गुह्यकालयं ॥ २६ ॥

ઇતિશ્રીમત્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધ
'દક્ષયજ્ઞવિધ્વંસ' નામનો પાંચમો અધ્યાય સં૦

---

## અધ્યાય ૬ ઠ્ઠો.*

### બ્રહ્માએ સદાશિવની પાસે જઈ દક્ષાદિકને સજીવન કરવાને સ્તુતિ કરી.

॥ मैत्रेयउवाच ॥

अथदेवगणाःसर्वे रुद्रानीकैःपराजिताः ।
शूलपट्टिशनिस्त्रिंशगदापरिघतोमरैः ॥ १ ॥

મૈત્રેય કહેછે—પછી રૂદ્રના સૈન્યોથી હા ગયેલા અને ત્રિશૂળ, પટ્ટિશ, ખડગ, ગદા, ગળ તથા મુદ્ગરોથી સર્વ અંગોમાં કપાએ અને ઘવાઇ ગયેલા સર્વે દેવતાઓએ ભય વ્યાકુળ થઇને ઋત્વિજ અને સભાસદોસહિ બ્રહ્મા પાસે જઇ નમસ્કાર કરી, એ સઘળી તનું નિવેદન કર્યું[1-2] બ્રહ્મા અને જગત આત્મા નારાયણ આવાં ભવિષ્યને પ્રથમથી જાણી દક્ષના યજ્ઞમાં ગયાજ ન હતા[3] દેવત ઓની વાત સાંભળી બ્રહ્મા બોલ્યા કે—જે તેજસ્વી પુરૂષે અપરાધ કર્યો હોય, તો જે લોકો તેનો સામો અપરાધ કરવાની ઇચ્ કરે, તેઓની તે ઈચ્છા ઘણું કરીને સારૂં આપેજ નહી.[4] તોપણ તમે કે જેઓએ યજ્ઞ ભાગ લેનારા સદાશિવને દૂર કર્યા છે, તે શુદ્ધ ચિત્તથી તેમના પગમાં પડી તુરત પ્રસ થાય એવા એ દેવને પ્રસન્ન કરો.[5] યજ્ઞ પા સંધાય એવી ઇચ્છા હોય તો હૃદયમાં દુર્વ નથી વીંધાઇ ગયેલા અને સ્ત્રી રહિત થયે તે દેવ કે જેનો ક્રોધ થવાથી લોકપાળો સહિ સર્વ લોકોનો નાશ થઈ જાય, તેમની પાસે મા માગો.[6] હું, ઇંદ્ર, તમે, મુનિઓ કે બ કોઈ પ્રાણીઓ જેના તત્વને અથવા બળ કે

---

* આ છઠ્ઠા અધ્યાયમાં બ્રહ્માએ દેવતાઓની સાથે "વની પાસે જઇ દક્ષાદિકના જીવિત વગેરેને સારૂ આ સદાશિવની સાંત્વના કર્યાની કથા કહેવામાં આવશે.

ક્તિના પ્રમાણને જાણતા નથી, તે સ્વતંત્ર દેવનો ઉપાય કરવા કોણ ધારી શકે ?[૭] એ પ્રમાણે બ્રહ્મા દેવતાઓને આજ્ઞા કરી, દેવતાઓ, પિતૃ અને પ્રજાપતિઓને સાથે લઈ બ્રહ્મલોકમાંથી સદાશિવને રહેવાના કૈલાસ પર્વતમાં ગયા[૮] જે કૈલાસ પર્વતને જન્મ, ઔષધિ, તપ, મંત્ર અને યોગથી સિદ્ધ થયેલા દેવતાઓ, કિન્નર, ગંધર્વ અને અપ્સરાઓ નિરંતર સેવે છે[૯] નાના પ્રકારના ધાતુઓથી વિચિત્ર લાગતાં, અનેક ઝાડ, લતા તથા ગુચ્છવાળાં અને અનેક પ્રકારનાં પશુઓથી વીંટાએલાં અનેક મણિમય શિખરોથી જે પર્વત શોભેછે.[૧૦] જેમાં અનેક ગુફાઓ અને શિખરોમાંથી અનેક નિર્મળ ઝરણાં ઝર્યા કરેછે, પોતાના પ્યારાઓની સાથે વિહાર કરતી સિદ્ધલોકોની સ્ત્રીઓને જે અત્યંત પ્રિય છે[૧૧] જેમા મોર ટોકારા કરેછે, મદોન્મત્ત ભ્રમરાઓ ગાયા કરેછે, કોયલો લાંબા લાંબા સ્વર કાઢે છે અને બીજાં પક્ષીઓ પણ સુંદર શબ્દ કરી રહ્યાં છે,[૧૨] જે કૈલાસ પર્વત ઉંચાં અને મનોરથ પૂરનારાં વૃક્ષરૂપ હસ્તોથી પક્ષીઓને જાણે બોલાવતો હોય, હાથીઓથી જાણે ચાલતો હોય, અને ઝરણાઓથી જાણે બોલતો હોય એવો લાગેછે,[૧૩] મંદાર, પારિજાત, દેવદાર, તમાલ, શાલ, તાલ, કોવિદાર, અસન, આંજણીઆ,[૧૪] આંબા. કદંબ, નીપ, નાગ, પુન્નાગ, ચંપક, પાટલા, આસોપાલવ, બોલસરી, મોગરા, કુરબક,[૧૫] સોનેરી રંગનાં કમળો, ઉત્તમ વાંસની જાતો, કુબ્જક, મલ્લિકા. માધવી, ફનસ, ઉંબરા, પીપળા, પીપર, વડ, હિંગ,[૧૬] ભૂર્જ, ઔષધિઓ, સોપારી, વાંકડી સોપારી, જાંબુ, ખજુરી, આમ્રાતક, રાયણ, મહુડા, ઇંગોરિયાં,[૧૭] પોલા વાસ અને બીજી પણ અનેક વૃક્ષની જાતોથી જે પર્વત શોભી રહ્યોછે, તળાવોમાં કુમુદ, ઉત્પલ, કલ્હાર અને બીજા કમળોનાં વન ખીલવાને લીધે પક્ષીઓના ટોળાં મધુરશબ્દ કરીરહ્યાંછે,[૧૮-૧૯] મૃગ, વાંદરાં, સુવર, સિંહ, રીંછ, શેળા, રોઝ, કસ્તુરિયા મૃગ, વાઘ અને પાડા વગેરે પશુઓથી જે પર્વત વીંટાઇ રહ્યોછે,[૨૦] કેળોનાં વનથી વીંટાએલાં જળાશયોના કાંઠા શોભી રહ્યાછે, અને જેને સતીના નાહાવાથી સુગંધિ જળવાળી ગંગાનદીએ આંટો લીધોછે, એવા કૈલાસ પર્વતને જોઇ દેવતાઓ વિસ્મય પામ્યા.[૨૧] એ પર્વતમાં સુંદર અલકાપુરી અને સૌગંધિક વન, કે જેમાં એ નામનાંજ કમળ થાયછે તે દીઠાં[૨૨] અલકાપુરીની બહાર ભગવાનના ચરણારવિંદની રજથી અત્યંત પવિત્ર થએલી નંદા અને અલકનંદા નામની નદીઓ છે,[૨૩] કે જેઓમાં હે વિદુર! રતિથી વ્યાકુળ થયેલી દેવતાઓની સ્ત્રીઓ પોતાનાં વિમાનોમાંથી ઉતરીને ક્રીડા કરેછે, અને પોતાના પતિઓને પાણીથી ભીંજાવેછે[૨૪] દેવતાઓની સ્ત્રીઓ નાહાવાને લીધે, તેઓનાં અંગ ઉપરનાં કેસરથી રંગાઇ ગયેલાં જેઓનાં પાણીને, તરસ નહીં છતાં પણ હાથીઓ પીએછે અને હાથણીઓને પાયછે.[૨૫] વીજળીઓ અને વાદળાંવાળા આકાશની પેઠે રૂપાં, સોનાં અને મોટાં રત્નનાં સેંકડો વિમાનોથી અને યક્ષોની સ્ત્રીઓથી શોભતી તે અલકાપુરીને, અને હંસનાં ટોળાંઓને પ્યારૂં તથા કિંપુરૂષોવાળું સૌગંધિક વન, કે જેમાં વૃક્ષો વિચિત્ર ફુલ, ફળ તથા પાંદડાંવાળાં અને મનોરથ પૂરનારાં છે, કોયલના શબ્દોથી ભ્રમરાઓના શબ્દો શોભી રહ્યાછે, જળાશયોમાં કમળ ખીલી રહ્યાંછે, વનના હાથીઓએ ઘસેલા હરિચંદન વૃક્ષોના પવનોથી યક્ષની સ્ત્રીઓનાં મન બહુજ કામાતુર થઈ જાયછે, અને વૈદૂર્યમણિનાં પગથિયાં વાળી તથા કમળની પંક્તિવાળી વાવો છે, તેને મૂકી જતાં તેઓને દૂરથી એક વડ જોવામાં આવ્યો[૨૬-૩૦] એ વડ સો યોજન ઉંચો, પોણોસો યોજનના ઘેરાવવાળો, ફરતો અચળ છાયા કરનારો, પક્ષીઓના માળા વિનાનો અને તાપ રહિત છે[૩૧] તે મોટા યોગમય વડની નીચે મુમુક્ષુઓના ચરણરૂપ અને રોષ મૂકીને જાણે કાળજ બેઠેલ હોય એવા સદાશિવ બેઠા હતા, તેમને દેવતાઓએ દીઠા.[૩૨] એ શાંતસ્વરૂપ મહાદેવને શાંતિવાળા સનકાદિક, મોટા સિદ્ધો અને યક્ષ તથા રાક્ષસોના અધિપતિ કુબેરજી કે જે તેમના મિત્ર છે તે સેવતા હતા.[૩૩] વિદ્યા, તપ તથા યોગના માર્ગને પ્રવર્ત્તાવનાર,

જગતના મિત્ર, પ્રેમથી જગતનુ કલ્યાણ કરનાર, સર્વેશ્વર, ભસ્મ દંડ જટા અને મૃગચર્મરૂપ તપસ્વિયોનાં ચિન્હ તથા ચંદ્રમાની કળાને સંધ્યા સમયનાં વાદળાં જેવી કાંતિવાળા અંગથી ધારણ કરનાર અને સત્પુરૂષો સાંભળતાં જીજ્ઞાસુ નારદજીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરતા એ સદાશિવ જમણા સાથળઉપર ડાબો પગ, અને ડાબા પગ ઉપર હાથ રાખી તથા કાંડામાં બેરખો પેહેરી તર્ક મુદ્રા* કરીને દર્ભના આસનઉપર બિરાજતા હતા [૩૪-૩૭] બ્રહ્માનંદમાં એકાગ્ર અને યોગપટ્ટ (ડાબો ગોઠણ સ્થિર રાખવા સારૂ પાવડી) રાખી બેઠેલા તે મુખ્ય જ્ઞાની સદાશિવને લોકપાળસહિત મુનિઓએ હાથ જોડીને પ્રણામ કર્યા [૩૮] મોટામોટા દેવદૈત્યો જેના ચરણમાં નમેછે એવા એ સદાશિવ બ્રહ્માને આવ્યા જોઇ ઉભા થઇને, વામનજી કશ્યપને જેમ પ્રણામ કરે તેમ પ્રણામ કર્યા.[૩૯] એ પ્રમાણેજ બીજા સિદ્ધલોકો અને મોટા ઋષિઓ કે જેઓ સદાશિવની આસપાસ બેઠેલા હતા, તેઓએ પણ બ્રહ્માને પ્રણામ કર્યા એવી રીતે સઘળાઓએ પ્રણામ કરેલા બ્રહ્માએ જાણે હસતા હોય એવી રીતે, સદાશિવ કે જેને સર્વે દેવતાઓએ નમસ્કાર કર્યા છે તેમને કહ્યું [૪૦] 'તમને જગતના સ્વામી, જગતની શક્તિ અને બીજરૂપ પ્રકૃતિ પુરૂષના પણ કારણ, અને ભેદરહિત જે નિર્વિકાર પરમાત્મા છે તે રૂપ જાણુ છુ [૪૧] હે ભગવન્! વિભાગ વગર રહેલાં પ્રકૃતિ પુરૂષમાં ક્રીડા કરનારા તમેજ કરોળિયાની પેઠેઆ જગતને સરજોછો, રક્ષા કરો છો, અને પ્રલય કરો છો, વેદના રક્ષણને માટે તમેજ દક્ષની પાસે યજ્ઞ કરાવ્યો હતો, અને જગતની સઘળી મર્યાદાઓ પણ તમેજ બાંધી છે, કે જે મર્યાદાઓને બ્રાહ્મણો નિયમપૂર્વક પાળયે જાયછે [૪૨-૪૩] હે મંગળસ્વરૂપ! સારાં કામ કરનારાઓને સ્વર્ગ અથવા મોક્ષ આપનાર અને દુષ્ટ કામ કરનારાઓને ભયકર નરક આપનાર પણ તમેજ છો, ત્યારે કોઇક પુરૂષને એ નિયમથી ઉલટુ ફળ કેમ થવુ જોઇએ [૪૪] તમારા ચરણમાં ચિત્ત રાખનારા, સર્વ પ્રાણીઓમાં તમનેજ દેખનારા અને સર્વ જગત્‌ને પોતાથી અભિન્ન જોનારા સત્પુષોને પણ ઘણુ કરીને અજ્ઞાનીઓની પેઠે ક્રોધ પરાભવ કરતો નથી [૪૫] એટલા માટે ભેદબુદ્ધિવાળા, કર્મમાંજ દૃષ્ટિ રાખનારા, દુષ્ટ વાસનાવાળા અને પરાયી સંપત્તિ જોઇને હૃદયમાં નિરંતર બળનારા મર્મભેદી પુરૂષો અન્યલોકોને દુર્વચનથી પીડે, તોપણ દૈવે ખરાબ કરેલા એ લોકોને આપજેવાએ મારવા નહી જોઇએ.[૪૬] ભગવાનની અપાર માયાથી મોહ પામેલા લોકો ભેદબુદ્ધિ કરે, તોપણ મહાત્મા પુરૂષો પોતાની કોમળતાથી, 'એ દૈવેજ કરાવ્યુ' સમજી તેઓના ઉપર દયાજ કરેછે, પણ તેઓને મારી નાંખતા નથી [૪૭] તમે તો ભગવાનની અપાર માયાથી નહીં મોહ પામેલા સર્વજ્ઞ છો, એટલા માટે હે પ્રભુ! માયાથી દુર્બુદ્ધિ થયેલા અને કર્મમાંજ લાગી રહેલા લોકોઉપર આ અપરાધમાં અનુગ્રહ કરવો જોઇએ [૪૮] હે દેવ! આ યજ્ઞ કે જેમાં યજન કરનારા મૂર્ખ લોકોએ યજ્ઞનુ ફળ આપનારા આપનેજ ભાગ નહીં આપવાથી આપેજ તોડી નાંખીને ભગાણ પાડયુંછે તેનુ સમાધાન કરો [૪૯] યજમાન જીવતો થાય, આગળના જેવીજ ભગદેવતાની આંખો થાય, ભૃગુની દાઢી મૂછ ઊગે, પૂષા દેવના દાંત ઊગે [૫૦] અને હે મન્યુ! હથિયાર તથા પથરાઓથી ઘવાએલા દેવતાઓ તથા બ્રાહ્મણોને આરોગ્ય થાય એવો અનુગ્રહ કરો [૫૧] હે યજ્ઞને હણનારા રૂદ્ર! જે કાંઇ યજ્ઞમાં અવશેષ પડયુ રહેશે તે સર્વ તમારો ભાગ છે એમ ઠરાવીએ છીએ અને એ ભાગ આપવાથી આજ યજ્ઞ પૂરો થવો જોઇએ [૫૨]

एषतेरुद्रभागास्तु यदुच्छिष्टोऽध्वरस्यवै ।
यज्ञस्तेरुद्रभागेन कल्पतामद्ययज्ञहन् ॥ ५२ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો 'રૂદ્રસાંત્વન' એવા નામનો છઠ્ઠોઅધ્યાયસંપૂર્ણ.

— —

* તર્જની અને અંગુઠાના અગ્રને ભેળા કરી તથા બાકીની આંગળીઓ લાંબી રાખી હાથ લાંબો કરવો એ તર્કમુદ્રા કહેવાયછે.

## અધ્યાય ૭ મો. *

### સજીવન થયેલા દક્ષે તથા મહાદેવે ભગવાનની સ્તુતિ કરી અને યજ્ઞ પૂરો કર્યો.

॥ मैत्रेयउवाच ॥

**इत्यजेनानुनीतेन भवेन परितुष्यता ।**
**अभ्यधायिमहाबाहो प्रहस्यश्रूयतामिति ॥ १ ॥**

મૈત્રેય કહેછે—હે વિદુર ! એ પ્રમાણે બ્રહ્માએ પ્રાર્થના કરવાથી પ્રસન્ન થયેલા મહાદેવ હસીને બોલ્યા કે—સાંભળો[1]

મહાદેવ બોલ્યા કે—હે બ્રહ્મા ! ભગવાનની માયાથી મોહ પામેલા એ બાળકોના અપરાધને હું કહી દેખાડતો નથી, કે તેને મનમાં પણ રાખતો નથી, માત્ર એટલુજ કહુછુ કે મેં તેઓને યોગ્ય દંડ દીધોછે[2] દક્ષપ્રજાપતિ કે જેનુ માથુ બળી ગયુછે તેનુ બોકડાનું માથું થશે ભગદેવતા પોતાના યજ્ઞભાગને મિત્ર દેવતાની આંખોથી દેખશે[3] લોટ ફાકનારો પૂષાદેવ યજમાનના દાંતોથી ખાશે, દેવતાઓ કે જેઓએ મને ઊચ્છિષ્ટ ભાગ આપ્યો તેઓનાં અંગ સંધાઇ જશે[4] પણ જેઓના અંગનો નાશ થઈ ગયોછે, તેઓની બાંહોનું કામ અશ્વિનીકુમારની બાંહોથી ચાલશે અને હાથનું કામ પૂષાદેવના હાથથી ચાલશે. અધ્વર્યુઓ અને બીજા ઋત્વિજો સાજા થશે અને ભૃગુને બોકડાનાં દાઢી મૂછ ઉગશે.[5]

મૈત્રેય કહેછે—હે વિદુર ! એ પ્રમાણે મહાદેવનુ બોલવુ સાંભળી, તે સમયમાં સર્વે પ્રાણીઓ રાજી થઇને 'ઠીક થયુ, ઠીક થયુ' એમ કહેવા લાગ્યા[6] પછી દેવતાઓ અને ઋષિઓ મહાદેવની આજ્ઞા લઈ તથા મહાદેવ અને બ્રહ્માને સાથે પધરાવી પાછા તેયજ્ઞના સ્થાનકમાં આવ્યા અને જે પ્રમાણે મહાદેવે કહ્યું હતુ તે પ્રમાણે સઘળુ કરી, દક્ષના ધડની સાથે યજ્ઞના પશુનુ માથુ સાંધી દીધુ[7-8] માથું સંધાતાં દક્ષ કે જેના ઉપર મહાદેવની દૃષ્ટિ પડી તે જેમ સૂતો ઉઠે તેમ ઉઠયો. અને મોઢા આગળ મહાદેવને દીઠા.[9] દક્ષપ્રજાપતિ કે જેનુ અંતઃકરણ મહાદેવના દ્વેષથી મલિન થયુ હતુ, તે પાછુ સદાશિવનાં દર્શન કરવાથી શરદ્ઋતુના જળાશયની પેઠે નિર્મળ થઇ ગયુ[10] મરણ પામેલી પુત્રીને સંભારતા દક્ષપ્રજાપતિ મહાદેવની સ્તુતિ કરવાને ઉદ્યુક્ત થયા, તોપણ સ્નેહથી અને ઉત્કંઠાથી આવતાં આંસુનાં જળજળિયાંથી કરી શક્યા નહી.[11]પછી પ્રેમથી વિહ્વળ થયેલા અને સારી બુદ્ધિવાળા દક્ષપ્રજાપતિએ માંડમાંડ મનને સ્થિર કરી નિષ્કપટ અંતઃકરણથી સદાશિવની સ્તુતિ કરી[12]

દક્ષ બોલ્યા કે—હે મહારાજ ! મેં તો જો કે આપનુ અપમાન કર્યુ હતુ, તોપણ આપે મારી ઉપેક્ષા નહી કરતાં દંડ દીધો એ મોટો અનુગ્રહ કર્યોછે. આપ અને વિષ્ણુ હલકા બ્રાહ્મણોની પણ ઉપેક્ષા કરો નહી, ત્યારે સારા બ્રાહ્મણોની તો કેમજ કરો ?[13]હે ઉત્તમ ! વેદ અને બ્રહ્મવિદ્યાની રક્ષા કરવાસારૂ વિદ્યા તપ અને વૃત્ત ધરનારા બ્રાહ્મણોને પ્રથમ તમેજ પોતાના મુખમાંથી ઉત્પન્ન કર્યાછે એટલામાટે હે પ્રભુ ! ગોવાળ જેમ હાથમાં દંડ લઇને ગાયોની રક્ષા કરેછે તેમ તમે સર્વ વિપત્તિઓથી બ્રાહ્મણની રક્ષા કરોછો.[14] હુ કે જેને તત્વજ્ઞાન મળ્યું નથી, તેણે સભાવચ્ચે દુર્વચનરૂપ બાણોથી જો કે આપને દુઃખ દીધુ હતું, તોપણ તે અપરાધને નહી ગણતાં આપે મને મહાત્માની નિંદાથી નરકમાં પડતો કૃપાદૃષ્ટિથી બચાવ્યોછે, તો તે આપના અનુગ્રહથીજ આપ પ્રસન્ન થજો, કેમકે તેનો બદલો દેવાની મારામાં શક્તિ નથી.[15]

મૈત્રેયકહેછે—એ પ્રમાણેમહાદેવનીક્ષમામાગી, બ્રહ્માની આજ્ઞા લઈ દક્ષ પ્રજાપતિએ ઉપાધ્યાયો, ઋત્વિજો અનેઅગ્નિઓથીયજ્ઞનું કામચાલતુ કર્યું.[16] ભૂતપ્રેતાદિકના સંસર્ગનો દોષ મટાડીને યજ્ઞની પ્રવૃત્તિ કરવા સારૂ બ્રાહ્મણોએ ત્રણ કપાલપર ૨ ધાયેલો પુરોડાશ વિષ્ણુના ઉદ્દેશથી હોમ્યો.[17]હે વિદુર ! જેણે હવિ લીધુ છે એવા અધ્વર્યુની સાથે દક્ષપ્રજાપતિએ શુદ્ધબુદ્ધિથી ધ્યાન કર્યું, એટલે જેવુ ધ્યાન કર્યું તેવા સ્વરૂપથી ભગવાન્ પ્રકટ

* આ સાતમા અધ્યાયમા ભગવાન્ પ્રકટ થના દક્ષ અને સદાશિવ વગેરેએ તેમની સ્તુતિ કરી અને તેમણે દક્ષની પાસે યજ્ઞ ચાલુ કરાવ્યો, એ કથા કહેવામા આવશે.

થયા.[૧૮] દશે દિશાઓને પ્રકાશ કરનારી પોતાની કાંતિથી સઘળાઓની કાંતિને દબાવી દેનારા ભગવાન્, ગરૂડ ઉપર બેશીને પધાર્યા, કે જે ગરૂડની પાંખોમાંથી સામવેદનામ સ્તોત્રોના શબ્દો નીકળેછે.[૧૯] શ્યામ, પીળાં વસ્ત્ર ધરનારા, સૂર્ય સરખા કિરીટવાળા, ભ્રમરાજેવા શ્યામ કેશથી શોભતાં કુંડળવાળા, શંખ, ચક્ર, કમળ, બાણ, ધનુષ, ગદા, તરવાર, અને ઢાલથી દાસોની રક્ષા કરવામાં તત્પર રહેલા, સોનાં જેવા હાથોથી ફૂલેલાં કણેરનાં વૃક્ષની પેઠે શોભતા, વક્ષ સ્થળમાં લક્ષ્મી અને વનમાળાને ધરનારા, ઉદાર હસવા અને જોવાથી જગતને રમાડતા, ઉપર ચંદ્રમા જેવા ધોળા છત્રથી સુશોભિત અને બન્ને પડખે જેને રાજહંસજેવાં ચમર અને વીંઝણો ઢોળાયછે એવા ભગવાન્ પધાર્યા[૨૦-૨૧] તેમને જોઈ બ્રહ્મા, ઇંદ્ર અને સદાશિવ આદિ સર્વે દેવતાઓ અને બીજાઓ પણ તુરત ઉભા થઇ પગે લાગ્યા[૨૨] ભગવાનૂના તેજથી જેઓની કાંતિ દબાઈ ગઈ એવા એ લોકો માથાઉપર હાથ જોડી સંભ્રમથી ગદ્ગદ વાણીવડે ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા[૨૩] જો કે એ બ્રહ્માદિક લોકોની વૃત્તિઓ ભગવાનના મહિમાને પોહોચી શકે એમ નથી, તોપણ તેઓએ અનુગ્રહને સારૂ સાકાર રૂપ ધરી પધારેલા ભગવાન્ની પોતાની બુદ્ધિપ્રમાણે સ્તુતિ કરી[૨૪] યજ્ઞોના ઇશ્વર, જગતને સૃજનારા, બ્રહ્માદિકોના પરમ ગુરૂ, અને સુનંદ તથા નંદ વગેરે પાર્ષદોથી વીંટાએલા ભગવાનની પાસે દક્ષ પ્રજાપતિ પૂજનનું પાત્ર લઇ જતાં, તે પાત્ર ભગવાને પોતાના શ્રીહસ્તથીજ લઈ લીધું, તેથી રાજી થઇ હાથ જોડી દક્ષપ્રજાપતિ સાવધાનપણાથી સ્તુતિ કરવા લાગ્યા[૨૫]

દક્ષ સ્તુતિ કરેછે—જાગ્રત વગેરે અવસ્થાથી રહિત, અદ્વિતીય, ભયરહિત, અને સ્વરૂપમાંજ રહેનાર શુદ્ધ ચૈતન્ય એક તમેજ છો. તમે માયાનો પરાભવ કરી સ્વતંત્ર છતાં માયાથી મનુષ્યદેહનું નાટક ધરી તે માયામાં રહેવાથી જાણે રાગદ્વેષાદિક તમારામાં આવ્યાંજ હોય એમ જણાયછે.[૨૬]

ઋત્વિજો સ્તુતિ કરેછે—હે ઉપાધિ રહિત! નંદિકેશ્વરના શાપથી કર્મમાંજ દુરાગ્રહ ધરનારા અમે ધર્મને ઉત્પન્ન કરનાર અને વેદે પ્રતિપાદન કરેલ આ યજ્ઞરૂપ તમારૂં સ્વરૂપ કે જેને સારૂ નોખનોખા દેવતાઓના નિયમો થયાછે તેનેજ જાણીએ છીએ, પણ તમારા પરમ તત્વને જાણતા નથી.[૨૭]

સભાસદો સ્તુતિ કરેછે—હે આશ્રય આપનાર ઈશ્વર! આ સંસારરૂપ માર્ગ કે જેમાં કોઇ વિશ્રામનું સ્થળ નથી, ઘણા ક્લેશરૂપ વિષમ જગ્યાઓ છે, કાળરૂપ ઉગ્રસર્પ તાકીજ રહ્યોછે, સુખદુઃખાદિકરૂપ અનેક ખાડા છે, ખળ પુરૂષોરૂપ ઘાતક પ્રાણીઓની બીક છે, અને શોકરૂપ દાવાનળ સળગ્યા કરેછે, તેમાં ચાલ્યો જતો, તૃષ્ણાથી પીડાએલો અને વિષયરૂપ ઝાંઝવાંનાં પાણીવાળા શરીરનો અને ઘરનો મોટો બોજો ઉઠાવતો આ અજ્ઞાની લોકોનો સંઘ તમારા ચરણરૂપ સ્થાનકને ક્યારે પામશે?[૨૮]

મહાદેવ સ્તુતિ કરેછે—હે વર દેનાર! હું કે જે સર્વ વિષયોમાં વૈરાગ્યવાળા મુનિઓએ પણ સારી ઈચ્છાથી આદરપૂર્વક પૂજવા યોગ્ય તમારા ચરણમાં ચિત્ત રાખી રહ્યોછું, તેને આ અજ્ઞાની લોકો જો કે આચારભ્રષ્ટ કહેછે, તોપણ તમારા ઉત્તમ અનુગ્રહથી તે વાતને હું ગણકારતો નથી.[૨૯]

ભૃગુ સ્તુતિ કરેછે—જેની ગહન માયાથી જ્ઞાન રહિત થયેલા અને અંધારામાં પડેલા બ્રહ્માદિક પ્રાણીઓ જેનું તત્વ પોતામાંજ રહ્યા છતાં પણ હજીસુધી જાણતા નથી એવા, ભક્તોના પ્રિયબંધુ આપ અમારા ઉપર કૃપા કરો[૩૦]

બ્રહ્મા સ્તુતિ કરેછે—પદાર્થોનેજુદી જુદી રીતે જાણનારી ઇંદ્રિયોથી પુરૂષના જોવામાં જે કાંઇ આવેછે તે તમારૂં સ્વરૂપ નથી, કેમકે જ્ઞાન, પદાર્થો અને ઇંદ્રિયોના આધષ્ઠાનરૂપ તમે માયાના પદાર્થોથી જુદાજ છો[૩૧]

ઇંદ્ર સ્તુતિ કરેછે—હે અચ્યુત! જગતને પાળનાર, મન તથા દૃષ્ટિને આનંદ આપનાર, અને દૈત્યોનો નાશ કરનાર ઉંચાં આયુધવાળા! આઠ

ભુજાવાળું તમારૂં આ શરીર પણ ખોટું નથી.[૩૨]

ઋત્વિજબ્રાહ્મણોની સ્ત્રીઓ સ્તુતિ કરેછે-હે યજ્ઞરૂપ! તમારાજ પૂજનને માટે બ્રહ્માએ યજ્ઞ ઉત્પન્ન કર્યોછે, પણ તે યજ્ઞ આજ દક્ષ ઉપર ક્રોધને લીધે મહાદેવે તોડી નાંખવાથી ઉત્સવ વગરનો અને મસાણ જેવો થઇ ગયો છે, માટે કમળ જેવી દૃષ્ટિથી તેને પવિત્ર કરો.[૩૩]

ઋષિઓ સ્તુતિ કરેછે-હે ભગવન્! તમારી લીલા વિચિત્ર છે, કેમકે તમે પોતે કર્મ કરોછો તોપણ તેથી લેપાતા નથી, અને બીજા લોકો સંપત્તિને વાસ્તે જેનુ ભજન કર્યા કરેછે તે લક્ષ્મી પોતાની મેળેજ તમને અનુસરતાં છતાં પણ તેને તમે આદર દેતા નથી.[૩૪]

સિદ્ધ લોકો સ્તુતિ કરેછે-ક્લેશરૂપ દાવાનળથી બળેલો અને તૃષ્ણાથી પીડાએલો આ અમારાં મનરૂપ હાથી તમારી કથારૂપ શુદ્ધ અમૃતની નદીમાં પેશી જવાથી હવે સંસારરૂપ દાવાનળનુ સ્મરણ કરતો નથી, અને તે નદીમાંથી બહાર નીકળતો પણ નથી, પરંતુ જાણે પરબ્રહ્મ સાથે મળી ગયો હોય એવો જણાયછે[૩૫]

દક્ષની સ્ત્રી સ્તુતિ કરેછે-હે લક્ષ્મીના નિવાસરૂપ પરમેશ્વર! તમે તમારી પ્યારી લક્ષ્મીની સાથે ભલે પધાર્યા કૃપા કરો, તમને નમસ્કાર કરીએ છીએ, અમારી રક્ષા કરો માથા વિનાનો કબંધ જેમ બીજાં અંગોથી શોભે નહી તેમ તમારા વિના બીજા અંગોથી યજ્ઞ પણ શોભતો ન હતો.[૩૬]

લોકપાળો સ્તુતિ કરેછે-તમે કે જે દૃશ્ય માત્રને જાણનાર પ્રત્યગાત્મારૂપ છો, તેને ખોટા પદાર્થને જાણનારી અમારી ઇંદ્રિયો દેખતી (જાણતી)જ નથી, કેમકે પાંચભૂતથી બનેલા દેહમાં છઠ્ઠા જીવરૂપે જે તમે જણાઓછો તે તમારી માયાજ છે[૩૭]

યોગેશ્વરો સ્તુતિ કરેછે-તમે કે જે પરબ્રહ્મ છો. તેનાથી જે પુરૂષ પોતાની જુદાઈ ન લેખે, તે પુરૂષ કરતાં બીજો કોઇ તમને વહાલો નથી, તોપણ હે ભક્તવત્સળ પ્રભુ! એકવૃત્તિવાળી ભક્તિથી ભજનારા અમલોકોઉપર અનુગ્રહ કરો.[૩૮]

જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયમાં જીવ અદૃષ્ટને લીધે જેના ગુણોનો અનેક પ્રકારે [illegible] થાયછે એવી માયાએ, જેના સ્વરૂપમાં બ્રહ્મ[illegible] વિષ્ણુ અને રૂદ્ર વગેરે ભેદ રચ્યાછે, પણ સ્વ[illegible]પની સ્થિતિ જોતાં જેમાં ભેદની ભ્રાંતિ, ગુણ[illegible] તેનુ કારણ કાંઇ પણ નથી, એવા આપ પર[illegible]બ્રહ્મને અમે નમસ્કાર કરીએ છીએ.[૩૯]

વેદસ્તુતિ કરેછે-સત્વગુણનો સ્વીકાર કરના[illegible] ધર્માદિકને ઉત્પન્ન કરનાર, નિર્ગુણ અને જે[illegible] તત્વને હુ કે બીજા પણ કોઇ જાણતા નથી તે[illegible] નમસ્કાર કરૂ છુ[૪૦]

અગ્નિ સ્તુતિ કરેછે-જેના તેજથી પ્રદીપ્ત થ[illegible]યેલો હુ સારા યજ્ઞમાં ઘીથી ભીજાએલું હ[illegible] દેવતાઓને પોહોચાડુ છું, તે યજ્ઞના પાળના[illegible] પાંચ પ્રકારના* અને પાંચ મંત્રથી† પૂજાતા ય[illegible] મૂર્તિ ભગવાન્‌ને નમું છું[૪૧]

દેવતાઓ સ્તુતિ કરેછે-પૂર્વે પ્રલયકાળમાં પોતાના બનાવેલા જગતને પોતાના પેટમાં લ[illegible] પ્રલયના જળમાં શેષનાગરૂપ શય્યાની ઉપર [illegible] પોઢયા હતા, તેજ આદિપુરૂષ તમે કે જેના જ્ઞા[illegible]નમાર્ગનો સિદ્ધ લોકો હૃદયમાં વિચાર કરેછે, આજ અમને પ્રત્યક્ષ થયાછો અને ભક્[illegible] લોકોની રક્ષા કરોછો[૪૨]

ગંધર્વો સ્તુતિ કરેછે-હે દેવ! તમે કે જેન[illegible] આ મરીચિ વગેરે, બ્રહ્મા તથા ઇંદ્રવિગેરે અ[illegible] રૂદ્રાદિક દેવતાઓ અંશના અંશ છે, અને આ[illegible] જગત જેનુ રમકડુ છે, તેમને નિરંતર નમસ્કા[illegible] કરીએ છીએ[૪૩]

વિદ્યાધરો સ્તુતિ કરેછે-આ સર્વ પુરૂષાર્[illegible] આપનારો દેહ પામી તમારી માયાથી તેમાં 'મા[illegible]રૂ અને હુ' એવુ અભિમાન કરનાર અને અ[illegible]વળે માર્ગે ચાલનારા પુત્ર વગેરે તિરસ્કાર કરત[illegible] પણ દુર્બુદ્ધિથી ખોટા વિષયોની તૃષ્ણા રાખના[illegible] પુરૂષ, જો તમારી કથારૂપ અમૃતનુ સેવન કરે તો તેનો સઘળો મોહ મટી જાયછે.[૪૪]

* અગ્નિહોત્ર, દર્શ પૂર્ણમાસ, ચાતુર્માસ્ય, પશુ, અ[illegible] સોમ. † ઓઃ શ્રાવય, અસ્તુ શ્રૌષટ્, યજ, યે યજામહે અને વષટ્ એ પાંચ મંત્રથી.

બ્રાહ્મણો સ્તુતિ કરેછે-યજ્ઞ, હવિ, અગ્નિ, મંત્ર, સમિધ, દર્ભ, પાત્ર, સભાસદ, ઋત્વિજ, યજમાન, યજમાનની સ્ત્રી, દેવતા, અગ્નિહોત્ર, સ્વધા, સોમરસ, ઘી અને પશુ, એ સઘળુ તમારૂંજ સ્વરૂપછે.[૪૫]હે વેદમૂર્તિ! યજ્ઞ કરનારા, અને ગર્જના કરતા વરાહજીરૂપ તમે, પૂર્વે હાથી જેમ કમલિનીને લઈ આવે તેમ યોગિઓ સ્તુતિ કરતાં દાઢવતે પાતાળમાંથી પૃથ્વીને લીલામાત્રથી લઇ આવ્યાછો.[૪૬] તમારૂ દર્શન ઇચ્છતા અને સત્કર્મથી ભ્રષ્ટ થયેલા અમલોકોઉપર કૃપા કરો. હે યજ્ઞેશ્વર! યજ્ઞમાં મનુષ્યો જેનુ નામ લે ત્યાંજ યજ્ઞનાં વિધ્નો નાશ પામેછે એવા આપ ઈશ્વરને નમસ્કાર કરીએ છીએ.[૪૭]

મૈત્રેય કહેછે-હે વિદુર! એ પ્રમાણે સર્વે લોકો યજ્ઞની રક્ષા કરનાર ભગવાનની સ્તુતિ કરતાં દક્ષ પ્રજાપતિ, મહાદેવે નાશ પમાડેલા યજ્ઞને ચલાવવા લાગ્યા [૪૮]સર્વરૂપ હોવાથી સર્વ ભાગને ભોગવનાર ભગવાને, પોતાના ભાગથી જાણે રાજી થયા હોય એવી રીતે દક્ષને બોલાવીને કહ્યુ [૪૯]

ભગવાન્ કહેછે-જગતનું પરમ કારણ, આત્મા, ઈશ્વર, સાક્ષી, સ્વયંપ્રકાશ અને ઉપાધિરહિત જે હુ છુ, તેજ બ્રહ્મા અને સદાશિવ છે એમ સમજવુ.[૫૦]હુ જ પોતાની ત્રિગુણાત્મક માયાનો આશ્રય કરી જગતની સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય કરવાસારૂ તે તે કામને ઘટે એવાં જૂદાં જૂદાં નામ ધારણ કરૂ છુ [૫૧]કેવળ અદ્વિતીય પરમાત્મા પરબ્રહ્મ જે હુ છુ, તેમાં અજ્ઞાની લોક બ્રહ્મા, રૂદ્ર અને પ્રાણીઓને ભિન્નભિન્ન લેખેછે.[૫૨]જેમ માણસ માથું અને પગ વગેરે પોતાના અવયવોમાં કોઈને પરાયુ લેખતા નથી, તેમ મારો ભક્ત કોઈ પ્રાણીઓને પરાયાં લેખે નહી.[૫૩]હે પ્રજાપતિ! સવ પ્રાણીઓના આત્મા અને એકરૂપ એવા અમે ત્રણે દેવમાં જે પુરૂષ ભેદબુદ્ધિ ન રાખે તેને શાંતિ મળેછે.[૫૪]

મૈત્રેય કહેછે-એ પ્રમાણે ભગવાને ઉપદેશ કરેલા દક્ષ પ્રજાપતિએ ભગવાનનું તેમના ભાગથી પૂજન કરી બીજા દેવતાઓનું પણ અંગકાર્ય અને પ્રધાન કાર્યથી પૂજન કર્યુ.[૫૫]ચિત્તને સાવધાન રાખી યજ્ઞના અવશેષ ભાગથી રૂદ્રનુ પૂજન કરતાં સમાપ્તિ આપનારાં કર્મથી બીજા સોમપોનુ* પણ પૂજન કર્યા પછી, કર્મની સમાપ્તિ કરી ઋત્વિજોની સાથે અવભૃથ સ્નાન કર્યું.[૫૬]જો કે દક્ષને પોતાના પ્રભાવથીજ સર્વ સિદ્ધિઓ મળેલી છે, તોપણ તેને દેવતાઓ ધર્મમાં બુદ્ધિ રહેવાનુ વરદાન આપી સ્વર્ગમાં ગયા.[૫૭]એ પ્રમાણે દક્ષની પુત્રી સતી પોતાના પ્રથમ શરીરનો ત્યાગ કરી પાછાં હિમાચળની સ્ત્રી મેનાના ઉદરથી જનમ્યાં એવુ સાંભળ્યુ છે [૫૮]એ હિમાચળની પુત્રી જગદંબા પાર્વતી, પ્રલયકાળમાં સૂઇ ગયેલી શક્તિ જેમ ઈશ્વરને પ્રાપ્ત થાય, તેમ ફરીવાર પણ મહાદેવ કે જે એક વૃત્તિથી ભજનારાઓના મુખ્ય આશ્રય છે તેમનેજ પામ્યાં.[૫૯]દક્ષના યજ્ઞને તોડનારા પરમેશ્વર સદાશિવનુ આ કામ બૃહસ્પતિના શિષ્ય અને ભગવદ્ભક્ત ઉદ્ધવજી પાસેથી મેં સાંભળ્યુ છે [૬૦]હે વિદુર! પવિત્ર, ઉત્તમ, યશ આપનાર, આયુષ્ય વધારનાર અને પાપના સમૂહને મટાડનાર આ સદાશિવના ચરિત્રને જે માણસ ભક્તિભાવથી સાંભળી નિરંતર પાઠ કરે તેનાં પાપ મટી જાયછે.[૬૧]

**इदं पवित्रं परमीश चेष्टितं यशस्यमायुष्यमघौघमर्षण । योनित्यदाकर्ण्यनरोऽनुकीर्त्तयेत् । धुनोत्यघं कौरव भक्तिभावतः ॥ ६१ ॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધમાં દક્ષયજ્ઞસંધાન એવા નામનો સાતમો અધ્યાય સ૦

---

# અધ્યાય ૮ મો.+

## સાવકી માતાનાં કઠોર વચનોથી ધ્રુવે વનમાં જઈ તપ કરીને ભગવાન્‌ને પ્રસન્ન કર્યા.

**॥ मैत्रेयउवाच ॥**

**सनकाद्यानारदश्चऋभुर्हंसोऽरुणिर्यतिः ।**
**नैतेगृहानब्रह्मसुता ह्यावसन्नूर्ध्वरेतसः ॥ १ ॥**

મૈત્રેય કહેછે-સનકાદિક, નારદ, ઋભુ, હંસ,

---

* સોમરસને પીનારા + આ આઠમા અધ્યાયમા સાવકી માના દુર્વચનથી ક્રોધ ચઢવાને લીધે ગામમાંથી નીકળેલા ધ્રુવે તપ કરીને ભગવાન્‌ને પ્રસન્ન કર્યાની કથા કહેવામાં આવશે.

અરૂણિ અને યતિ એટલા બ્રહ્માના પુત્રો નૈષ્ઠિક બ્રહ્મચારી રહ્યા, એટલે તેઓએ ગૃહસ્થાશ્રમ કર્યો-જ નહી.[૧]અધર્મની સ્ત્રી મૃષાએ દંભ અને માયા એવા નામનાં બે સંતાન ઉત્પન્ન કર્યાં, તેને સંતાન વગરના નિર્ઋતિએ રાખ્યાં.[૨]એ દંભ અને માયામાંથી લોભ અને શઠતા ઉત્પન્ન થયાં, અને તે બેમાંથી ક્રોધ અને હિંસા ઉત્પન્ન થયાં. ક્રોધ અને હિંસામાંથી કળિ અને દુરૂક્તિ એવા નામનાં ભાઈ બેન ઉત્પન્ન થયાં.[૩] કલિએ દુરૂક્તિમાં ભય અને મૃત્યુ એવા નામનાં બે સંતાન ઉત્પન્ન કર્યાં. તે બેમાંથી નરક અને તીવ્ર વેદના એ બે ઉત્પન્ન થયાં [૪]હે વિદુર ! આ અધર્મનો વંશ તમારી પાસે મે સંક્ષેપથી કહ્યો કે જે ત્રણેવાર સાંભળવાથી પુરૂષનાં પાપ મટેછે, કેમકે એ સાંભળી તેનો ત્યાગ કરવાની ઇચ્છા થાય [૫]હે વિદુર ! હવે પવિત્ર કીર્તિવાળા અને બ્રહ્માના પુત્ર સ્વાયંભુવમનુનો વંશ કહુંછું [૬]સ્વાયંભુવમનુના પુત્ર પ્રિયવ્રત અને ઉત્તાનપાદ પોતામાં ભગવાનનો અંશ હોવાને લીધે જગતની રક્ષા કરવા લાગ્યા [૭]ઉત્તાનપાદ રાજાની સુનીતિ અને સુરૂચિ એવા નામની બે સ્ત્રીઓ હતી, તેઓમાં સુરૂચિ પતિને વહાલી હતી, અને ધ્રુવની મા સુનીતિ વહાલી ન હતી.[૮]એક દિવસે ઉત્તાનપાદ રાજા સુરૂચિના પુત્ર ઉત્તમને ખોળામાં બેસાડી રમાડતા હતા, ત્યાં સુનીતિના પુત્ર ધ્રુવને પણ ખોળામાં બેસવાની ઇચ્છા થઈ, તોપણ રાજાએ તેને મન આપ્યું નહીં ત્યારે અત્યંત ગર્વવાળી સુરૂચિએ રાજા સાંભળતા છતાંથી ધ્રુવને કહ્યું કે-'હે પુત્ર ! તું રાજાના આસનપર બેસવાને યોગ્ય નથી, કેમકે રાજકુમાર છે પણ મારા પેટમાં ઉછરેલો નથી [૯-૧૧]તું બાળક છે તેથી બીજી સ્ત્રીના ગર્ભમાં ઉછરવાની તને ખબર નથી, જેથી તને દુર્લભ પદાર્થની ઇચ્છા થઇછે [૧૨]જો તારે રાજાના આસનની ઇચ્છા હોય તો તપથી ભગવાનને પ્રસન્ન કરી મારા ગર્ભમાં અવતાર લે'[૧૩]

મૈત્રેય કહેછે-માની શોક્યનાં દુર્વચનોથી વીંધાઇ ગયેલો અને લાકડીથી મારેલા સર્પની પેઠે ક્રોધથી શ્વાસ લેતો તે ધ્રુવ, વગર બોલ્યે જોયા કરતા બાપને મૂકી રોતો રોતો પોતાની માની પાસે ગયો.[૧૪]નિ:શ્વાસ મૂકતા અને જેના હોઠ ફરકે છે એવા એ બાળકને ખોળામાં લઇ અને કોઇ ગામના માણસ પાસેથી શોક્યના બોલ સાંભળી સુનીતિ પીડા પામી.[૧૫]શોકરૂપ દાવાનળથી વનની લતા જેવી થઇ ગયેલી તે સુનીતિ શોક્યના બોલ સંભારી ધીરજ મૂકીને વિલાપ કરવા લાગી, અને કમળ જેવી આંખોમાંથી આંસુ ખેરવા લાગી. [૧૬]લાંબા નિશાસા મૂકતી અને કષ્ટના અંતને નહીં દેખતી તે સુનીતિએ બાળકને કહ્યું કે 'હે બાપ ! કોઇનો અપરાધ માન માં, કેમકે જેણે પરને દુ:ખ દીધું હોય તે પોતેજ કરેલું દુ:ખ ભોગવેછે.[૧૭] સુરૂચિએ સાચું કહ્યુંછે, કેમકે હું જે દુર્ભાગણી છું તેના પેટમાં તું રહ્યોછે અને દૂધ પીને ઉછરેલો છે. રાજા મને સ્ત્રી તો શું પણ દાસી કરીને સ્વીકારવામાં પણ લજાયછે [૧૮]માટે હે બાપ ! સાવકી માએ પણ જે ખરી વાત કહીછે તે ઉપર કાંઈ પણ મત્સર નહીં રાખતાં તે પ્રમાણેજ કર. જો ઉત્તમની પેઠે ઊંચા આસનની તને ઇચ્છા હોય તો ભગવાનનાં ચરણારવિંદની આરાધના કર [૧૯]જગતના પાલનને સારૂ સત્વગુણ ધરી રહેલા જે ભગવાનના ચરણનું સેવન કર્યાથી બ્રહ્મા પણ ઊંચી પદવીને પામ્યાછે, કે જેને મન તથા પ્રાણને વશ કરનારા યોગીઓ પણ નમેછે,[૨૦]તેમ તમારા દાદા સ્વાયંભુવમનુએ પણ એક બુદ્ધિથી ઘણી દક્ષિણાવાળા યજ્ઞોવડે જેનું પૂજન કરી બીજા કશાથી મળે નહી એવું પૃથ્વીનું સુખ, સ્વર્ગનું સુખ અને મોક્ષનું સુખ મેળવ્યુંછે [૨૧]હે પુત્ર ! મોક્ષ ઇચ્છનારા પુરૂષો જેનાં ચરણારવિંદના માર્ગને શોધેછે તે ભક્તવત્સળ ભગવાનનોજ આશ્રય લે પોતાના ધર્મથી શુદ્ધ અને એકાગ્ર કરેલા મનમાં તે ભગવાનનું સ્થાપન કરી તેની ભક્તિ કર [૨૨]લક્ષ્મી કે જેને બીજાઓ શોધ્યા કરેછે તે પણ હાથમાં કમળ લઇને જેને શોધેછે એવા એ કમળનેત્ર ભગવાન્ વિના હું બીજા કોઇને તારૂં દુ:ખ કાપનાર ધારતી નથી.'[૨૩]

મૈત્રેય કહેછે-એ પ્રમાણે જેમાંથી સ્વાર્થ સરે એવું માનું વચન સાંભળી બુદ્ધિથી મનને સ્થિર

કરી ધ્રુવ બાપના ગામમાંથી નીકળ્યો.[૨૪]તે વાત સાંભળી અને તેના કર્તવ્યને જાણી નારદજીને વિસ્મય થયો કે 'પોતાના માનભંગને સહન નહીં કરનારા ક્ષત્રિઓનો પ્રભાવ ભારેછે; કેમકે આ બાળક પણ સાવકી માનાં દુર્વચનને મનમાં રાખેછે.' એવા વિસ્મયથી તેમણે ત્યાં આવી પોતાનો પવિત્ર હાથ તેના માથાપર મૂકીને કહ્યું કે—[૨૫-૨૬]

નારદજી કહેછે—હે પુત્ર! હજીસુધી તું રમવા વગેરેમાં લાગનાર બાળક હોવાથી તને અપમાન કે માનની અસર હોવી અમે ધારતા નથી.[૨૭] માન અપમાનની ખબર પડતી હોય, તોપણ પુરૂષને પોતાના અજ્ઞાન શિવાય કશુ અસંતોષનુ કારણ નથી, કેમકે જગતમાં સુખ અથવા દુઃખ પોતાનાં કર્મથીજ થાયછે[૨૮]એટલા માટે ઈશ્વરની અનુકૂળતા વિના ઉદ્યમ સફળ થતા નથી, એમ ધારી જેટલુ ઈશ્વર આપે તેટલાથીજ પુરૂષે સંતોષ રાખવો જોઇએ.[૨૯]માએ બતાવેલા ઉપાયથી જેની કૃપા મેળવવાને તું ઈચ્છેછે, તેને પ્રસન્ન કરવાનુ પણ ઘણું કઠણ છે એમ ધારૂ છુ,[૩૦]કેમકે મુનિલોકો ઘણા ઘણા જન્મોમાં વૈરાગ્યસહિત તીવ્ર યોગ અને સમાધિથી તેના માર્ગને શોધ્યા કરેછે, તોપણ તે જાણતા નથી.[૩૧]એટલામાટે તુ આ વ્યર્થ આગ્રહ મૂકી દે, જ્યારે વૃદ્ધપણુ આવી સાધનનો સમયપ્રાપ્ત થાય ત્યારે યત્ન કરજે.[૩૨]'દૈવ દુઃખ આપે તો પાપ મટેછે અને સુખ આપે તો પુણ્ય મટેછે,' એમ માની જે માણસ પોતાના અંતઃકરણને સંતુષ્ટ રાખે તેને મોક્ષ મળેછે.[૩૩]પોતાના કરતાં વધારે ગુણવાનને જોઇ રાજી થનાર, ઓછા ગુણવાનને જોઇ દયા કરનાર અને બરોબરિયા સાથે મૈત્રી કરનાર માણસને કદી પણ તાપ થતો નથી.[૩૪]

ધ્રુવ કહેછે—અમારા જેવાને ઘણી મુશ્કેલીથી ન મળે એવો અને સુખ દુઃખથી વિક્ષેપ પામતા પુરૂષોને શાન્તિ આપનાર શાંતિમાર્ગ આપે કૃપા કરી બતાવ્યો, તથાપિ તે હું કે જે વિનયહીન અને ક્રૂર ક્ષત્રીય ધર્મને અનુસરનારછું, તેના હૃદયમાં રહેતો નથી. કેમકે સુરૂચિના દુર્વચનરૂપી બાણથી મારૂ હૃદય વીંધાઈ ગયેલ છે.[૩૫-૩૬]હે મહારાજ! ત્રૈલોક્યમાં ઉત્તમ પદ કે જેને મારા પૂર્વજો અથવા બીજો કોઈપણ પામ્યા નથી, તે પામવાની મારી ઈચ્છા છે, તો તે મળે એવો સારો માર્ગ મને બતાવો.[૩૭] આપ કે જે બ્રહ્માના પુત્ર છો તે જગતના હિતને સારૂજ વીણા વગાડતા સૂર્યની પેઠે જગતમાં ફરોછો[૩૮]

મૈત્રેય કહેછે—એ પ્રમાણે તેનુ બોલવું સાંભળી પ્રસન્ન થએલા નારદજીએ દયા કરીને તે બાળકને શુભ ઉપદેશ કર્યો.[૩૯]

નારદજી કહેછે—તારી માએ જે ભગવાનનું ભજન બતાવ્યુ તેજ કલ્યાણનો માર્ગ છે, માટે એકાગ્ર ચિત્ત રાખીને ભગવાનની ભક્તિ કર.[૪૦] ધર્મ, અર્થ, કામ કે મોક્ષ, એમાંના કોઇ પણ પુરૂષાર્થની ઈચ્છા હોય તો તે કેવળ ભગવાનના ચરણનુ સેવન કર્યાથીજ મળેછે.[૪૧] માટે હે બાપ! યમુનાજીને પવિત્ર કાંઠે જ્યાં મધુવન છે ત્યાં જા, કેમકે તે વનમાં ભગવાન સદા સન્નિહિત રહ્યાછે[૪૨] ત્યાં યમુનાજીના પવિત્ર જળમાં સમયસર નાહી સંધ્યાની ઉપાસના વગેરે નિત્ય કર્મ કરી આસન કરીને બેસવુ[૪૩] પૂરક, કુંભક અને રેચક, એમ ત્રણ પ્રકારના પ્રાણાયામથી ધીરે ધીરે પ્રાણ, ઇંદ્રિય તથા મનની ચંચળતા મટાડી નાંખી ધીરા મનથી ભગવાનનુ ધ્યાન કરવુ.[૪૪] પ્રસન્ન થવામાં તત્પર થઇ રહેલ, નેત્ર અને મુખમાં નિરંતર પ્રસન્નતાવાળા, સુંદર નાસિકા ભમર અને ગાલવાળા, સર્વે દેવતાઓ કરતાં રમણીય,[૪૫] જુવાન, સુશોભિત અંગવાળા, રાતા હોઠ અને નેત્રને ધારણ કરનારા, ભક્તોના આશ્રયરૂપ, સુખકારી, કરૂણાના સમુદ્ર રૂપ,[૪૬] શ્રીવત્સનાં ચિન્હવાળા, મેઘની પેઠે શ્યામ, વનમાળા ધરનારા, શંખ ચક્ર ગદા અને પદ્મથી સુશોભિત ચાર હાથવાળા,[૪૭] કિરીટ કુંડળ બાજુબંધ કટિમેખળા અને સોનાનાં ઝાંઝરવાળા, કંઠમાં કૌસ્તુભમણિને ધારણ કરનાર, પીળાં રેશમી વસ્ત્રને ધરનાર, અત્યંત સુંદર, શાંત, મન તથા નેત્રને આનંદ આપનાર,[૪૮-૪૯] નખરૂપ મણિની પંક્તિથી શોભતાં ચરણારવિંદથી હૃદયકમળની ડાંડીના મધ્યભાગને દબાવી ભક્તલો-

કોના મનમાં રહેનાર,[૫૦] હસતા પ્રેમ સહિત જોતા અને વર દેનારાઓમાં ઉત્તમ પુરૂષાકૃતિ ભગવાનનું એકાગ્રચિત્તથી ધ્યાન કરવુ.[૫૧] આવા ભગવાનના સુદર સ્વરૂપનુ ધ્યાન કરનારનું મન તુરત પરમ સુખ પામવાથી તેમાંથી પાછુ વળતુ નથી.[૫૨] હે રાજપુત્ર! એક અત્યત ગુપ્ત રાખવા જેવો મંત્ર બતાવું છું, તે સાંભળ, કે જે મત્રનો સાત રાત્રિસુધી જપ કરવાથી પુરૂષને દેવતાઓનુ દર્શન થાયછે[૫૩] ॐ नमोभगवतेवासुदेवाय આ મત્રથી દેશકાળના વિભાગને જાણનાર સમજુ માણસે પવિત્ર જળ, સારા અકુર, વસ્ત્ર, ફૂલ અને વનમાં ઉત્પન્ન થએલાં મૂળ, તથા ભગવાનને પ્રિય એવી તુલસી વગેરે વિવિધ પદાર્થોથી ભગવાનની મૂર્તિ પૂજા કરવી.[૫૪-૫૫] શિલા વગેરેથી બનેલી મૂર્તિની પૂજા કરી પૃથ્વી અને જળ વગેરેમાં પણ ભગવાનની પૂજા કરવી. શાંતિ રાખવી, વૃથા બોલવુ નહી, થોડા અને વનમાં થએલા પદાર્થને ખાવા[૫૬] પોતાની અગાધ માયાથી ઇચ્છા પ્રમાણે અવતાર ધરીને ભગવાન જે જે કામ કરશે, તે તે કામને હૃદયમાં લાવી એકાગ્રચિત્તથી ધ્યાન કરવુ[૫૭] મત્રમૂર્તિ ભગવાનની જેટલી જેટલી પૂજાઓ કરવાની કહી તે તે સઘળી ઉપર કહેલા દ્વાદશાક્ષર મત્રથી કરવી[૫૮] એ પ્રમાણે અતઃકરણપૂર્વક કાયા, મન અને વચનથી ભક્તિસહિત સેવા કરવાથી ભજનારા નિષ્કપટ પુરૂષોના ભાવને વધારનાર ભગવાન ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાં જે કાંઇ ભક્તને પ્રિય હોય તે આપેછે.[૫૯-૬૦] પરંતુ ઘણા ભક્તિયોગથી વિષયોમાં વૈરાગ્ય રાખીને અભેદ ભાવથી સાક્ષાત મુક્તિને માટે તેમની ભક્તિ કરવી યોગ્ય છે.[૬૧]

એ પ્રમાણે નારદજીનો ઉપદેશ લઇ તેમને પ્રદક્ષિણા તથા પ્રણામ કરી, ભગવાનના ચરણથી શોભતા પવિત્ર મધુવનમાં ધ્રુવ ગયો[૬૨] ધ્રુવ તપોવનમાં ગયા પછી નારદજી દરબારમાં આવ્યા, તેમની ઉત્તાનપાદ રાજાએ પૂજા કરી, પછી સારી રીતે બેશીને નારદજી બોલ્યા.[૬૩]

નારદજી કહેછે-કરમાઇ જતાં મોઢાંથી લાંબો લાંબો શો વિચાર કરોછો? ધર્મ, અર્થ અથવા કામમાં કશી હાનિ થઇ છે કે શું?[૬૪]

રાજા બોલ્યા-હે મહારાજ! મે સ્ત્રીવશ અને નિર્દય થઇને મારા પાંચ વર્ષના મહા વિદ્વાન પુત્રને કાઢી મેલ્યો છે, અને તેની માનો પણ અનાદર કર્યોછે.[૬૫] થાકીને સૂતેલા અને ભૂખ્યા મારા કરમાઈ ગયેલ મોઢાવાળા અનાથ પુત્રને રખેને વનમાં નાહર ખાઇ ન જાય!![૬૬] હુ કે જે સ્રીને વશ છું તેની ભૂડાઇ તો જુઓ કે પ્રેમથી પુત્ર ખોળામાં બેસવા આવ્યો તેને મેં મન આપ્યુ નહી.[૬૭]

નારદજી બોલ્યા-હે રાજા! જેની કીર્તિ જગતમાં વ્યાપી રહી છે, તે તમારા પુત્રનો પ્રભાવ જાણ્યા વિના શોક કરો માં. તેને ભગવાન પોતાનો ગણીને રક્ષા કરેછે.[૬૮] લોકપાળ દેવતાઓથી પણ થઇ શકે નહી એવુ મોટુ કામ કરી તમારી કીર્તિનો વિસ્તાર કરતો એ ધ્રુવ થોડા દિવસમાં આવશે.[૬૯]

મૈત્રેય કહેછે-એ પ્રમાણે નારદજીનુ બોલવુ સાંભળી ઉત્તાનપાદ રાજા રાજલક્ષ્મીની કશી સભાળ નહી લેતાં પુત્રનુજ ચિતન કરવા લાગ્યા,[૭૦] ધ્રુવ તો મધુવનમાં જઇ, નાહી, તે રાત્રિનો ઉપવાસ કરી, સાવધાનપણાથી નારદજીએ કહ્યા પ્રમાણે ભગવાનની પૂજા કરતાં ત્રણ ત્રણ દિવસે પોતાને જોઈએ તેટલાં કોઠ અને બોર ખાઈને પેહેલો મહિનો કાઢયો.[૭૧-૭૨] બીજા મહિનામાં છઠ્ઠે છઠ્ઠે દિવસે પોતાની મેળે ખરી પડેલાં ખડ અને પાંદડાં વગેરેનો અહાર કરી ભગવાનની પૂજા કરી.[૭૩] ત્રીજા મહિનામાં નવમે નવમે દિવસે માત્ર પાણીનો અહાર કરી એકાગ્રચિત્તથી ભગવાનની ભક્તિ કરી[૭૪] ચોથો મહિનો પણ શ્વાસને જીતનારા ધ્રુવે બારમે બારમે દિવસે વાયુનુ ભક્ષણ કરીને પ્રભુનું ધ્યાન કરતાં કાઢયો.[૭૫] પાંચમા મહિનામાં શ્વાસ જીતીને ભગવાનનુ ધ્યાન કરતો ધ્રુવ એક પગથી ઠુઠાંની પેઠે અક્કડ ઉભો રહ્યો.[૭૬] સઘળા વિષય અને ઇંદ્રિયો જેમાં રહેલ છે એવા મન ને સર્વ ઠેકાણેથી ખેંચી લઈ ભગવાનના રૂપનું

ધ્યાન કરતાં ધ્રુવને ભગવાન વિના બીજું કાંઇ પણ જોવામાં આવ્યું નહીં.[૭૭] એવી રીતે ધ્રુવે મહત્તત્વ વગેરેનો આધાર અને પ્રકૃતિ પુરૂષના નિયંતા પરમાત્માનુ ધ્યાન કરતાં ત્રણે લોક કપવા લાગ્યા.[૭૮] એ રાજકુમાર એક પગે ઉભો ત્યારે તેના અંગુઠાથી દબાયેલી પૃથ્વી જેમાં હાથીને ચઢાવ્યો હોય એવા વહાણની પેઠે ક્ષણે ક્ષણે ડાબી જમણી નમવા લાગી.[૭૯] પ્રાણને અને પ્રાણનાં દ્વારોને આત્મામાં એકરૂપ કરી દઇ ધ્રુવ અભેદબુદ્ધિથી સર્વાત્મક ભગવાનનુ ધ્યાન કરતાં સર્વના શ્વાસનો રોધ થવાને લીધે, બહુજ પીડાએલા સર્વે લોકપાળ સહિત ભગવાનની શરણે ગયા.[૮૦]

દેવતાઓએ ભગવાનને કહ્યુ કે–હે મહારાજ! જેમાં સર્વ જીવ રહ્યા છે એવા આખા બ્રહ્માંડનો આ પ્રમાણે શ્વાસ રોકાયેલો અમે કોઇ દિવસ જાણ્યો નથી, માટે આ કષ્ટથી અમારો છુટકારો કરો તમે શરણાગતનુ રક્ષણ કરનારા છો તેથી અમે શરણે આવ્યા છીએ [૮૧]

ભગવાન કહેછે–ડરો નહી, ઉત્તાનપાદનો દીકરો ધ્રુવ મારા વિશ્વરૂપમાં એકતા પામ્યો છે, તેથી તમારા શ્વાસ રોકાઇ ગયાછે, તે બાળકને હુ મોટા તપથી નિવૃત્ત કરૂ છું, માટે પોતપોતાના સ્થાનપર જાઓ [૮૨]

**माभैष्ट बालं तपसोदुरत्ययान्निवर्तयिष्ये प्रतियात स्वधाम । यतोहिवः प्राणनिरोध आसीदौत्तानपादिर्मयिसंगतात्मा ॥ ८२ ॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થ સ્કંધમાં ધ્રુવચરિત્રના પ્રસંગમાં આઠમો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૯ મો. *

### ધ્રુવે ભગવાનની સ્તુતિ કરી પિતાથી મળેલુ રાજ્ય કર્યું

**॥ मैत्रेयउवाच ॥**

**त एवमुत्सन्नभया उरुक्रमे कृतावनामाः प्रययुस्त्रिविष्टपं ।**
**सहस्रशीर्षाऽपि ततो गरुत्मता मधोर्वनं भृत्यदिदृक्षयागतः ॥ १ ॥**

મૈત્રેય કહેછે–એ પ્રમાણે ભયની નિવૃત્તિ કરતાં તેમને પ્રણામ કરી દેવતાઓ સ્વર્ગમાં ગયા અને ભગવાન પણ ધ્રુવને જોવા સારૂ ગરૂડપર બેસીને મધુવનમાં પધાર્યા[૧] યોગની પાકદશાથી તીવ્ર થયેલી બુદ્ધિને લીધે હૃદયકમળમાં જે ભગવાનનાં વીજળી સરખાં સ્વરૂપનું દર્શન થતું હતું તે એકદમ જતુ રહ્યુ જોઇ ચોંકી જઈને સમાધિમાંથી ઉઠેલા ધ્રુવને બહાર પણ તેવાજ ભગવાનનુ દર્શન થયુ[૨] ભગવાનના દર્શનથી સંભ્રમમાં આવી પડેલો ધ્રુવ દૃષ્ટિથી જાણે પીતો હોય, મુખથી જાણે ચુંબન કરતો અને હાથથી જાણે આલિંગન કરતો હોય તેમ પૃથ્વી ઉપર પોતાના શરીરને લાકડીની પેઠે પાડી ભગવાનને પગે લાગ્યો[૩] એના અને સર્વના હૃદયમાં રહેલા ભગવાને એ હાથ જોડી ઉભેલો બાળક સ્તુતિ કરવા ઇચ્છેછે પણ કરી જાણતો નથી, એમ જાણી દયાથી તેના કપોળમાં પોતાનો વેદરૂપ શંખ અડાડયો તુરતજ વેદરૂપ વાણી મળવાથી જીવાત્મા અને પરમાત્માનો નિર્ણય જેના જાણવામાં આવ્યો છે એવો ધ્રુવ ભક્તિભાવથી પ્રખ્યાત કીર્તિવાળા ભગવાનની ધીરે ધીરે સ્તુતિ કરવા લાગ્યો.[૫]

ધ્રુવ સ્તુતિ કરેછે–સર્વ શક્તિઓને ધરનારા જે તમે હૃદયમાં પ્રવેશ કરી બંધ પડેલી આ મારી વાણીને અને બીજી હાથ પગ કાન તથા ત્વચા વગેરે ઇંદ્રિયોને પણ પોતાની ચૈતન્યશક્તિથી જાગ્રત કરોછો, તે અંતર્યામીરૂપ આપને નમસ્કાર કરૂંછુ[૬] હે ભગવાન્! તમે એકજ પુરૂષ પોતાની ઘણા ગુણવાળી માયારૂપ શક્તિથી આ મહત્તત્વ વગેરે સર્વ જગતને ઉત્પન્ન કરીને તેમાં પ્રવેશ કરવાથી લાકડાંઓમાં અગ્નિની પેઠે ઇંદ્રિયોરૂપ માયાના ખોટા પદાર્થોમાં તે તે દેવતારૂપે નોખા નોખા દેખાઓછો.[૭] હે નાથ! તમારે શરણે આવેલા બ્રહ્માને પણ તમે આપેલા જ્ઞાનથીજ સૂતા ઉઠેલાની પેઠે આ જગત્ જો-

* આ નવમા અધ્યાયમા ધ્રુવે ભગવાનની સ્તુતિ કરી અને ભગવાન પાસે વર પામીને પાછા આવી બાપે આપેલું રાજ્ય કર્યું એ કથા કહેવામાં આવશે.

વામાં આવ્યું હતું. એટલા માટે હે દીનબંધુ! કર્યા ઉપકારને જાણનારો પુરૂષ મુક્ત લોકોના પણ શરણરૂપ તમારા ચરણારવિંદને કેમ ભૂલે?[8] તમે કે જે જન્મમરણથી છોડાવનાર છો, તેમને વિષયાદિકની ઇચ્છાથી જે ભજે તેઓની બુદ્ધિને તમારી માયાએ ચોરી લીધીછે એમ જાણું છું, કેમકે તેઓ કલ્પવૃક્ષજેવાને પૂજીને મડદાલ દેહથી ભોગવવાનાં વિષયસુખને ઈચ્છેછે. વિષયસુખ તો મનુષ્યોને નરકમાં પણ મળેછે.[9] તમારા ચરણારવિંદના ધ્યાનથી અથવા તમારા ભક્તોની કથા સાંભળવાથી જે સુખ થાય તે સુખ આનંદરૂપ પરબ્રહ્મમાં પણ મળતુ નથી, ત્યારે કાળના વેગથી વિમાનમાંથી પડી જનારા દેવતાઓને તો ક્યાંથીજ મળે?[10] હે અનંત! નિર્મળ અંતકરણવાળા અને નિરંતર તમારી ભક્તિ કરતા મહાત્મા પુરૂષોનો પ્રસંગ મને થજો, કે જે પ્રસંગને લીધે તમારા ગુણની કથારૂપ અમૃત પીવાથી મત્ત થયેલો હુ ઘણા કષ્ટથી ભરેલા ભયંકર સંસારરૂપ સમુદ્રનો સેહેજ પાર પામીશ[11] હે ઈશ્વર! તમારાં ચરણારવિંદના સુગંધમાં લાગી રહેલા ભક્તોનો જેઓ પ્રસંગ રાખેછે તેઓ અત્યંત પ્રિય આ મનુષ્ય દેહનું અને તેની પછવાડે લાગેલાં પુત્ર, સંબંધી, ઘર, ધન તથા સ્ત્રીઓનુ સ્મરણ પણ કરતા નથી[12] હે અજન્મા! પશુ, ઝાડ, પર્વત, પક્ષી, સરપોલિયાં, દેવ, દૈત્ય અને મનુષ્ય વગેરેથી વ્યાપ્ત, મહત્તત્વાદિક અનેક કારણવાળું અને નાના મોટા અનેક ભેદવાળું તમારૂ સ્થુળ શરીર (વિરાટ) છે તેનેજ હું જાણુ છુ, પરંતુ જેમાં શબ્દ પણ પ્રવર્તી શકતો નથી એવા પરબ્રહ્મરૂપને જાણતો નથી[13] પ્રલયકાળમાં આ સઘળા જગતને પેટમાં લઇ શેષનાગના મિત્ર થઈ તેના ઉપર પોઢનારા અને જેની નાભિરૂપ સમુદ્રમાંથી ઉગેલા સુવર્ણમય કમળની ડાંડીમાં બ્રહ્મા ઉત્પન્ન થાયછે, તે પરમેશ્વરને હુ નમુ છુ[14] નિત્યમુક્ત, શુદ્ધ, જ્ઞાનસ્વરૂપ, આત્મા, અવિનાશી, આદિપુરૂષ, ભગવાન્ અને ત્રણ લોકના સ્વામી તમે જીવથી જૂદા પ્રકારનાજ છો, કેમકે દ્રષ્ટા રહીને તે તે બુદ્ધિની અવસ્થાઓને અખંડિત ચૈતન્યશક્તિથી જાણોછો, અને તેજ તમે પાલન કરવાસારૂ વિષ્ણુરૂપ થયાછો.[15] એક બીજાથી વિરૂદ્ધ જનારી વિદ્યા ને અવિદ્યા વગેરે અનેક શક્તિઓ અનુક્રમ પ્રમાણે જેમાંથી અકસ્માત્ ઉત્પન્ન થાયછે તે એક, જગતને ઉત્પન્ન કરનાર, અનંત, આનંદમાત્ર અને નિર્વિકાર આદિ બ્રહ્મને હુ શરણે આવ્યોછુ.[16] તમેજ પુરૂષાર્થરૂપ છો એમ જાણી નિષ્કામપણાથી ભજન કરનારને સર્વ પુરૂષાર્થરૂપ આપનુ ચરણારવિંદજ ખરેખરૂ ફળ છે તોપણ હે સ્વામી! તાજી વિયાએલી ગાય જેમ વાછડાની રક્ષા કરે, તેમ અનુગ્રહમાં પરવશ થઇને અમો દીનલોકોની તમે રક્ષા કરોછો[17]

મૈત્રેય કહેછે—એ પ્રમાણે સારા સંકલ્પવાળા બુદ્ધિમાન્ ધ્રુવે સ્તુતિ કરતાં દાસપર પ્રેમ રાખનાર ભગવાન્ તેનો સત્કાર કરી આ પ્રમાણે બોલ્યા.[18]

ભગવાન્ કહેછે—હે સારા નિયમ રાખનારા રાજકુમાર! તારૂં ભલુ થશે તેં જે મનમાં ધાર્યું તે હું જાણું છુ, અને તે જો કે દુર્લભ છે તોપણ આપુ છુ[19] પ્રકાશવાળુ, અવિચળ સ્થિતિવાળું અને બીજાઓએ નહી પમાએલુ સ્થાનક આપુ છુ, કે જે સ્થાનકમાં હાલરાંમાં બળદોની પેઠે ગ્રહ, નક્ષત્ર અને તારાઓનુ ચક્ર બંધાઇ રહેલુ છે, અને જેને ધર્મ, અગ્નિ, કશ્યપ, ઇંદ્ર અને તારા સહિત સપ્તર્ષિઓ પ્રદક્ષિણા કરતા ફર્યા કરેછે, તથા જે ત્રણ લોકના પ્રલયમાં નાશ પામતુ નથી[20-21] રાજ્ય આપી પિતા વનમાં ગયા પછી તુ છત્રીશ હજાર વર્ષ સુધી ધર્મમર્યાદાથી પૃથ્વીનું પાલન કરીશ[22] તારો ભાઇ ઉત્તમ, મૃગયામાં મરણ પામતાં તારી સાવકી મા તેને શોધવા વનમાં જઇ અગ્નિમાં પ્રવેશ કરશે[23] ઘણી દક્ષિણાવાળા યજ્ઞોથી મારૂં પૂજન કરી અને મનુષ્ય લોકમાં સાચાં સુખો ભોગવી છેલ્લીવારે તું મારૂ સ્મરણ કરીશ.[24] તે પછી સર્વ લોકોએ નમસ્કાર કરેલુ અને સપ્તર્ષિઓની ઉપર રહેલુ જે મારૂ સ્થાનક છે તેને પામીશ; કે જ્યાં ગયા પછી ભવનો ફેરો રહેતો નથી.[25]

મૈત્રેય કહેછે—એ પ્રમાણે ગરૂડધ્વજ ભગવાન્

એ બાળકને પોતાનું સ્થાનક આપી તે જોઇ રહ્યો એવી રીતે પોતાના ધામમાં પધાર્યા.[૨૬] ભગવાનનાં ચરણની સેવાથી, સઘળી તૃષ્ણાની જેમાં સમાપ્તિ છે એવો મનોરથ પામીને પણ અત્યંત રાજી નહી થયેલો ધ્રુવ પોતાના પુરતરફ ચાલ્યો.[૨૭]

વિદુર પૂછેછે—જે ભગવાનનું પદ અત્યત દુર્લભ છે તેને એક જન્મમાંજ તેના ચરણની પૂજાથી મેળવ્યા છતાં પણ, એ ધ્રુવે પોતાનો મનોરથ જાણે અપૂર્ણ હોય તેમ શામાટે માન્યુ ?[૨૮]

મૈત્રેય કહેછે—સાવકી માનાં વચનરૂપ બાણોથી વીધાયેલો અને તેઓનુ સ્મરણ કરતો ધ્રુવ ભગવાન્ પાસેથી મુક્તિ માગી શક્યો નહી, તેથી તેને પશ્ચાત્તાપ થયો.[૨૯]

ધ્રુવે વિચાર કર્યો કે—સનકાદિક નૈષ્ઠિક બ્રહ્મચારીઓ પણ અનેક જન્મોમાં સમાધિ કરીને જેના પદને પામે છે, તે ભગવાનના ચરણની છાયાને છ મહિનામાં પામ્યા છતાં પણ મંદબુદ્ધિથી હું તેમાં રહી શક્યો નહી ![૩૦] અહો ! હું કે જે મ દભાગ્ય છું તેના મૂર્ખપણાને જુવો, કે સ સારરૂપ બ ધનને કાપનારા ભગવાનનાં ચરણ પામીને મેં વિનાશી સુખ માન્યુ.[૩૧] મારા કરતાં નીચે રહી જવાથી અસહનતાવાળા દેવતાઓએ મારી બુદ્ધિને ભ્રષ્ટ કરી નાંખી, કેમકે મે મૂર્ખપણાથી નારદજીની સાચી વાત પણ માની નહીં.[૩૨] ભગવાનની માયામાં પડી સૂતેલાની પેઠે સ્વપ્નને દેખતો હુ, બીજુ સઘળું મિથ્યા છે તો પણ ભાઇને શત્રુ ગણવા રૂપ રોગથી પીડાઉંછુ ![૩૩] મરવા પડેલાની ચિકિત્સાની પેઠે આ મારૂ માગવુ વ્યર્થ ગયુ, કારણ કે ઘણા તપથી પણ પ્રસન્ન ન થાય, એવા સ સારને છેદનાર પરમેશ્વરને પ્રસન્ન કરીને પણ મનસીબને લીધે મે સ સાર માગી લીધો[૩૪] જેમ નિર્ધન માણસ ચક્રવર્ત્તિ રાજા પાસેથી ફોતરાં માગી લે, તેવી રીતે હું કે જે ઓછા પુણ્યવાળો છું તેણે મોક્ષ આપનાર ભગવાન્ પાસેથી મૂર્ખપણાને લીધે અભિમાન માગ્યુ ![૩૫]

મૈત્રેય કહેછે—હે વિદુર ! ભગવાનના ચરણની રજને સેવનારા અને યદૃચ્છાથી મળે તેટલાથીજ સ તોષ રાખનારા તમારા જેવા પુરૂષો ભગવાનના દાસપણા વિના બીજુ કશું પોતાને માટે માગે નહી.[૩૬] મુવા પછી જેમ પાછો આવે તેમ પુત્રને આવ્યો સાંભળી પ્રથમ તો ઉત્તાનપાદરાજાએ માન્યુ નહીં, અને કહ્યુ કે 'હુ જેવા પાપીનુ ભલુ ક્યાંથી થાય ?'[૩૭] પણ તે પછી નારદજીનાં વચનઉપર વિશ્વાસ રાખી આનંદ પામેલા રાજાએ વધામણી લાવનારને પ્રીતિથી ઘણાં મૂલ્યનો હાર આપ્યો.[૩૮]પુત્રને જોવામાં ઉત્સુક થયેલા ઉત્તાનપાદ રાજા, સુવર્ણથી શણગારેલા સારા ઘોડાવાળા રથમાં બેશી બ્રાહ્મણો, કુળના વૃદ્ધ પુરૂષો, મ ત્રીઓ અને બંધુઓની સાથે શ ખ, દુ દુભિ અને વેણુના શબ્દોથી ગાજતે વાજતે અને બ્રાહ્મણોનો વેદઘોષ થતે તુરત ગામમાંથી બહાર નીકળ્યા.[૩૯-૪૦]સુનીતિ અને સુરૂચિ નામની એની બે રાણીઓ પણ સોનાથી શણગારી ઉત્તમની સાથે પાલખીમાં બેશી સામૈયામાં ગઈ[૪૧]ધ્રુવને વાડીની પાસે આવતો જોઇ પ્રેમથી વિહ્વળ થયેલા અને લાંબા દિવસની ઉત્કંઠાવાળા રાજાએ તુરત રથમાંથી ઉતરી હાંફતાં હાંફતાં પાસે જઇને હાથવતે તેનુ આલિ ગન કર્યું. ઉંચા મનોરથવાળા રાજાએ ભગવાનનાં ચરણસ્પર્શથી સર્વ પાપબ ધન રહિત થયેલા ધ્રુવનુ માથું વાર વાર સુંઘ્યુ અને ટાઢાં આંસુથી તેનુ માથુ ભરી મૂક્યુ.[૪૨-૪૪]સત્કાર પામેલો અને સજ્જનોમાં અગ્રણી ધ્રુવ પિતાના ચરણમાં પગે લાગી,તેમના આશિર્વાદ લઇ તથા તેમની સાથે ભાષણ કરી સુરૂચિ (સાવકી મા)ને પગે લાગ્યો. [૪૫]સુરૂચિએ પગમાં પડેલા તે બાળકને ઉઠાડી આલિ ગન કરીને આંસુથી ગદ્ગદ વાણીવડે ચિરંજીવ એમ કહ્યું.[૪૬]મૈત્રી વગેરે ગુણથી ભગવાન્ જેને પ્રસન્ન થયા હોય તે માણસને, જળ જેમ નીચી જગ્યામાં નમે તેમ સર્વ પ્રાણીઓ પોતાની મેળેજ નમેછે[૪૭]પ્રેમથી વિહ્વળ થયેલા ઉત્તમ અને ધ્રુવ એક બીજાનું આલિ ગન કરતાં બન્નેનાં રૂવાડાં ઉભાં થઇ ગયાં અને વાર વાર આંસુના પ્રવાહ ચાલ્યા.[૪૮]ધ્રુવની મા સુનીતિ પ્રાણ કરતાં પણ પ્યારા પુત્રનું આલિ ગન કરી તેના અંગના

સ્પર્શથી પરમ સુખ પામી અને સઘળી ચિંતા મટી ગઇ.[૪૯]હે વિદુર ! નેત્રનાં ટાઢાં આંસુથી ભીજાતા વીર પુત્રને જણનારી ધ્રુવની માતા સ્તનમાંથી વારવાર દૂધ ઝરવા લાગ્યુ.[૫૦] એ રાણીને સર્વે લોકો કહેવા લાગ્યા કે 'પીડાને મટાડનાર અને ઘણા દિવસ થયા ગયેલો તમારો પુત્ર પાછો આવ્યો એ ઘણું સારૂ થયુ, અને એજ પૃથ્વીનુ રાજ્ય કરશે.[૫૧]ભક્તની પીડા મટાડનાર ભગવાનને તમે પૂરા પૂજેલ, કે જે ભગવાનનું ધ્યાન કરનારા વીર પુરૂષો જીતી શકાય નહી એવા મૃત્યુને પણ જીતી ગયાછે[૫૨] એવી રીતે લોકોએ લડાવાતા ધ્રુવને અને ઉત્તમને હાથણીપર બેસાડી રાજી થયેલા અને પ્રશંસા પામતા ઉત્તાનપાદ રાજા પોતાના નગરમાં પધાર્યા.[૫૩] નગરમાં ચારેકોર મરકતમણિથી શોભતાં તોરણ બાંધ્યાં હતાં. ફળ અને માંજરવાળા કેળના થંભ અને નાનાં નાનાં સોપારીનાં ઝાડ શોભી રહ્યાં હતાં[૫૪] પ્રત્યેક દ્વારમાં આંબાનાં પાંદડાં, વસ્ત્ર, ફૂલની માળા અને મોતીની માળાઓથી શણગારેલા જળના કુંભો અને દીવાઓ દીપી રહ્યા હતા[૫૫] શિખરથી વિમાનની પેઠે શોભતા અને સોનાની સામગ્રીવાળા ગઢ, દરવાજા અને ઘરથી ચારેકોર ભારે શોભા બની રહી હતી[૫૬]ચોવટા, ગલીઓ, માર્ગો અને ઉંચી ભૂમિકાઓ સ્વચ્છ હતાં. ચંદન, શાળ, અક્ષત, ફૂલ, ફળ, ચોખા અને બળિદાનોની ધૂમ મચી રહી હતી[૫૭] સ્થળેસ્થળે માર્ગમાં નગરની સ્ત્રીઓ ધ્રુવને, સર્ષપ, અક્ષત, દહીં, જળ, ધ્રો, ફૂલ અને ફળનું અર્પણ કરવા લાગી અને પ્રેમથી આશિર્વાદ દેવા લાગી. એ સ્ત્રીઓનાં સુંદર ગાયન સાંભળતા ધ્રુવે પિતાના ઘરમાં પ્રવેશ કર્યો[૫૮-૫૯] પિતાએ અત્યંત લડાવેલા ધ્રુવ અનેક મોટા મણિયોથી જડેલા તે ઉત્તમ ઘરમાં સ્વર્ગમાં દેવતાનીપેઠે નિવાસ કરીરહ્યા[૬૦] એ ઘરમાં દૂધના ફીણ જેવી અને સોનાના સામાનવાળી હાથીદાંતની શય્યાઓ હતી. સોનાની સામગ્રીવાળાં મોટાં મૂલ્યનાંઆસનો હતાં.[૬૧] મોટા મરકત મણિઓથી જડેલી સ્ફટિકમણિની ભીંતોમાં ઉત્તમ સ્ત્રીઓની છબીઓસહિત મણિના દીવા શોભી રહ્યા હતા.[૬૨]રમણીય બગીચાઓમાં વિચિત્ર દેવતાઇ વૃક્ષો ઉપર પક્ષીઓનાં જોડાં શબ્દ કરી રહ્યાં હતાં અને મદોન્મત્ત ભમરાઓ ગાયન કરી રહ્યા હતા.[૬૩] વૈદૂર્યમણિનાં પગથિયાંવાળી અને જાતજાતનાં કમળો વાળી વાવોમાં હંસ, કારંડવ, ચક્રવાક અને સારસ પક્ષિઓ આનંદ કરી રહ્યાં હતાં.[૬૪] ઉત્તાનપાદ રાજાને એ પુત્રનો અદ્‌ભુત પ્રભાવ જોવાથી અને સાંભળવાથી મોટો વિસ્મય થયો.[૬૫]જુવાન થયેલા ધ્રુવની ઉપર મંત્રીઓની અને પ્રજાની પ્રીતિ જોઇને ઉત્તાનપાદ રાજાએ તેમનો રાજ્યાભિષેક કર્યો.[૬૬] પછી પોતાને વૃદ્ધ અવસ્થા આવેલી જોઇ વૈરાગ્ય પામેલા ઉત્તાનપાદ રાજા આત્મસ્વરૂપનો વિચાર કરવા સારૂ વનમાં ગયા

**आत्मानं च प्रवयसमाकलय्य विशांपतिः ।**
**वनंविरक्तःप्रातिष्ठद्विमृश[illegible]तिम् ॥ ६७ ॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણભાગવતના ચતુર્થસ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૦ મો.*

### પોતાના ભાઇને મારનારા યક્ષોનો ધ્રુવે નાશ કર્યો.

॥ मैत्रेयउवाच ॥

**प्रजापतेर्दुहितरं शिशुमारस्य वै ध्रुवः ।**
**उपयेमे भ्रमिंनाम तत्सुतौकल्पवत्सरौ ॥१॥**

મૈત્રેય કહેછે—ધ્રુવ શિશુમાર પ્રજાપતિની દીકરી ભ્રમિને પરણ્યા, તેના કલ્પ અને વત્સર નામના બે પુત્ર થયા, અને વાયુની પુત્રી ઇલાને પરણ્યા, તેનો ઉત્કલ નામનો પુત્ર અને એક રત્ન જેવી કન્યા અવતરી[૧-૨] ઉત્તમ, વગર પરણેલોજ મૃગયા કરવા ગયેલો, ત્યાં પર્વતમાં કોઇ બળવાન્ યક્ષે તેને મારી નાંખતાં તેની મા સુરૂચિ પણ તેની પછવાડે મરણ પામી.[૩] ભાઇનો વધ થયો સાંભળીને કોપ, અસહનતા અને શોકથી વ્યાપ્ત થયેલા ધ્રુવ વિજયરથમાં બેશીને

* આ દશમા અધ્યાયમા ધ્રુવે એકલાજ અલકાપુરીમાં જઇને પોતાના ભાઇને મારનારા યક્ષોનો વધ કરી પરાક્રમ કર્યાની કથા કહેવામા આવશે.

અલકાપુરી ઉપર ગયા.[૪] રૂદ્રના અનુચરોને રહેવાની ઉત્તર દિશામાં જઇને હિમાલયના ભાગમાં યક્ષોની અલકાપુરીને દીઠી.[૫] ત્યાં મહાપરાક્રમી ધ્રુવે આકાશને અને દિશાઓને ગજવી મૂકે એવો શંખનાદ કર્યો, કે જેથી ચોંકી જઇને યક્ષની સ્રીઓ બહુજ ત્રાસ પામી.[૬] પછી તે નાદને સહન નહીં કરતા બળવાન્ યક્ષો ગામમાંથી બહાર નીકળી હથિયારો ઉપાડી યુદ્ધ કરવા આવ્યા.[૭] એ લોકો આવતાં ઉગ્ર ધનુષવાળા મહારથી ધ્રુવે તે સઘળાઓમાંના પ્રત્યેક જણને એકીવખતે ત્રણ ત્રણ બાણ માર્યા [૮] એ સઘળા યક્ષો કપાળમાં ચોટેલાં બાણથી પોતાનો પરાજય થયો માની ધ્રુવના પરાક્રમને વખાણવા લાગ્યા [૯] સર્પો જેમ પગથી સ્પર્શને સહન ન કરે તેમ ધ્રુવના પરાક્રમને સહન નહી કરતા અને બદલો વાળવાને ઇચ્છતા એ યક્ષોએ એકદમ ધ્રુવને છ છ બાણથી વીંધી નાંખ્યા.[૧૦] તે પછી એ એક લાખ અને ત્રીશ હજાર યક્ષોએ કોપ કરી ધ્રુવ, ધ્રુવના રથ અને સારથિ ઉપર ભોગળ, ખડ્ગ, પ્રાસ, ત્રિશૂળ, ફરશી, સાંગ, લાકડીઓ, ભુશંડી અને વિચિત્ર પાંખોવાળાં બાણોની વૃષ્ટિ કરવા માંડી.[૧૧-૧૨] એ સમયમાં વરસાદથી સૂર્યની પેઠે ઘણાં શસ્ત્રના વરસાદથી ધ્રુવ ઢંકાઇ જઇને નહીં દેખાતાં, આકાશમાં જોવા ઉભેલા દેવતાઓ હાહાકાર કરવા લાગ્યા કે 'મનુના વંશમાં સૂર્યજેવો આ ધ્રુવ, યક્ષરૂપ સમુદ્રમાં ડૂબીને નાશ પામી ગયો.[૧૩-૧૪] યુદ્ધમાં પોતાના જયને પ્રકાશ કરતા યક્ષો નાદ કરવા લાગ્યા, તેટલામાં ઝાકળમાંથી સૂર્યની પેઠે બાણના જાળમાંથી તેનો રથ બહાર નીકળ્યો.[૧૫] દિવ્ય ધનુષનો ટંકાર કરતા અને શત્રુઓને ખેદ આપતા ધ્રુવે વાયુ જેમ વાદળાંના ઘેરાવને વીંખી નાખે તેમ યક્ષોના અસ્રના સમૂહને વીંખી નાંખ્યો.[૧૬] ધ્રુવના ધનુષમાંથી નીકળેલાં તીક્ષ્ણ બાણ યક્ષોનાં બખ્તરોને તોડી નાંખી પર્વતોમાં વજ્રની પેઠે તેઓનાં શરીરમાં પેઠાં.[૧૭] ભાલાઓથી કપાઈ જતા યક્ષોનાં સુંદર કુંડળવાળાં માથાં, સોનાના તાડ સરખા સાથળ, કંકણુથી શોભતા હાથ, હાર, બાજુબંધ, મુકુટ અને ઘણા મૂલ્યવાળી પાઘડીઓથી ઢંકાઈ ગયેલી અને શૂર પુરૂષોને પ્રિય લાગે એવી તે યુદ્ધનીપૃથ્વીશોભવાલાગી.[૧૮-૧૯] મુવામાંથી બાકી બચેલા પણ ધ્રુવનાં બાણોથી અંગમાં કપાઈ ગયેલા ઘણાખરા યક્ષો, સિંહના પરાક્રમથી હાથીઓની પેઠે રણભૂમિમાંથી ભાગી ગયા.[૨૦] ત્યારે મોટા સંગ્રામમાં કોઈપણ શસ્રધારીને નહી દેખતા અને કપટીઓના કર્તવ્યની કોઇને ખબર ન પડે એમ પોતાના સારથિપાસે વાત કરતા ધ્રુવરાજા, શત્રુઓની પુરી જોવાનું પોતાને મન થયુ તોપણ પુરીમાં ગયા નહી [૨૧] એ પ્રમાણે સાવધાન અને શત્રુઓના ફરી વારના ઉદ્યોગની શંકા રાખતા ધ્રુવને તેટલી વારમાં પવનથી ઉઠેલા સમુદ્રના જેવો શબ્દ કાને પડયો, અને દિશાઓમાં ધૂળ ઉડતી જોવામાં આવી.[૨૨] ક્ષણમાત્રમાં વાદળનાં જૂથથી ચારેકોર આકાશ ઘેરાઇ ગયુ, વીજળીઓ ચમકવા લાગી, દિશાઓમાં કડાકાઓ ત્રાસ કરવા લાગ્યા,[૨૩] રૂધિર, કફાદિક, વિષ્ટા, મૂત્ર, પરૂ, અને મેદનો વરસાદ થવા લાગ્યો, આકાશમાંથી માથાંવિનાનાંધડ પડવા લાગ્યાં,[૨૪] આકાશમાં પર્વતદેખાયો, ગદા, ભોગળ, ખડ્ગ, મુશળ અને પથરાની વૃષ્ટિ પડવા લાગી [૨૫] વજ્ર જેવા નિશાસા મૂકતા અને આંખોમાંથી અગ્નિની ઝાળો કહાડતા સર્પો, મદોન્મત્ત હાથીઓ, સિંહઅનેવાઘોનાં ટોળે ટોળાં દોડવા લાગ્યાં,[૨૬] પ્રલયકાળની પેઠે મોજાઓથી ચારેકોર ધરતીને ડુબાડી દેતો અને ભારે શબ્દ કરતો ભયંકર સમુદ્ર ચઢી આવ્યો [૨૭] એ પ્રમાણે કાયર પુરૂષોને ત્રાસ કરનારા અનેક પદાર્થો ક્રૂર ગતિવાળા યક્ષોએ આસુરી માયાથી ઉત્પન્ન કર્યા.[૨૮] ધ્રુવ ઉપર યક્ષલોકોએ ચલાવેલી એ અતિદુસ્તર માયા જોઇને ત્યાંભેળા થયેલા મુનિલોકો ધ્રુવને આશિર્વાદ દેવા લાગ્યા.[૨૯]

મુનિયો બોલ્યા કે–હે ઉત્તાનપાદના પુત્ર! શારંગધનુષ્ ધરનારા અને ભક્તજનની પીડા હરનારા ભગવાન્ તમારા શત્રુઓનો નાશ કરજો, કે જેમનું નામ સાંભળવાથી અને બોલવાથી

સાક્ષાત્ દુસ્તર મૃત્યુને પણ લોક અનાયાસથી તરી જાયછે[30]

औत्तानपादे भगवांस्तवशार्ङ्गधन्वा
देवः क्षिणोत्ववनतार्तिहरो विपक्षान् ।
यन्नामधेयमभिधाय निशम्य चाद्धा
लोकोंजसा तरति दुस्तरमंगमृत्युम् ॥३०॥

ઈતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો દશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૧ મો.*

### યક્ષનો નાશ કરનારા ધ્રુવને સ્વાયંભુવ મનુએ તત્વોપદેશ કર્યો

मैत्रेयउवाच.

निशम्यगदतामेवमृषीणांधनुषिध्रुव ।
संदधेऽस्त्रमुपस्पृश्य यन्नारायणनिर्मितम् ॥ १ ॥

મૈત્રેય કહેછે–એ પ્રમાણે ઋષિયોનાં વચન સાંભળી, આચમન લઇ ધ્રુવે નારાયણાસ્ત્ર ધનુષમાં સાંધ્યું.[1] હે વિદુર ! એ અસ્ત્ર સાંધતાંજ જેમ જ્ઞાનનો ઉદય થતાં દુઃખ માત્ર નાશ પામી જાય, તેમ યક્ષોએ કરેલી માયા તુરતનાશ પામી ગઇ[2] ધ્રુવે એ નારાયણાસ્ત્રને ધનુષમાં જોડતાં તેમાંથી નીકળેલાં, સુવર્ણના છેડાવાળાં અને હંસની પાંખોવાળાં બાણ ભયંકર શબ્દ કરતા મયૂર જેમ વનમાં પેસે તેમ શત્રુઓના સૈન્યમાં પેસવા લાગ્યાં.[3] યુદ્ધમાં એ તીખી ધારવાળાં બાણોથી ઉપદ્રવ પામેલા યક્ષ લોકો કોપથી હથિયારો ઉપાડી, સર્પો જેમ ફેણો ઉંચી કરી ગરૂડ ઉપર દોડે તેમ ચારેકોરથી ધ્રુવ ઉપર દોડ્યા.[4] એ લોકો યુદ્ધમાં ચઢી આવતાં ધ્રુવે પોતાનાં બાણોથી તેઓના હાથ, સાથળ, ડોક અને પેટ કાપીને તેઓને પરલોકમાં મોકલી દીધા, કે જે લોકમાં સંન્યાસીઓ સૂર્યમંડળને ભેદીને જાયછે[5] ધ્રુવે એ ઘણા યક્ષોને અપરાધ વગર મારવા માંડ્યા, તે જોઇને યક્ષો ઉપર દયાને લીધે ઋષિઓ સહિત ત્યાં આવેલા તેમના દાદા સ્વાયંભુવમનુએ ધ્રુવને (આ પ્રમાણે) કહ્યું.[6]

મનુ બોલ્યા કે–હે પુત્ર ! દુષ્ટ અને નરકના દ્વારરૂપ ક્રોધને હવે બંધ રાખો, કે જેને લીધે આ નિરપરાધી યક્ષોને તમે મારી નાંખ્યા.[7] હે બાપા આ નિરપરાધી યક્ષોને મારવાનું કામ સત્પુરૂષોએ ધિક્કારેલું હોવાથી આપણા કુળને યોગ્ય નથી[8] હે ભાઇ ઉપર પ્રેમ રાખનાર ધ્રુવ ! તમે ભાઇના વધથી તપી જઇને એકના અપરાધમાં ભેળાભેળા ઘણાઓને મારી નાંખ્યા[9] દેહને આત્મા માની પશુની પેઠે પ્રાણીઓનો સંહાર કરવો એ ભગવાનને અનુસરનારા સાધુલોકોનો માર્ગ નથી[10] સર્વ પ્રાણીઓના નિવાસ અને તુરત રાજી ન થાય એવા ભગવાનને તમે સર્વને પોતારૂપ ગણવાથી રાજી કરીને વિષ્ણુના તે પરમપદને પામ્યાછો.[11] તો ભગવાનના હૃદયમાં રહેલા, તેમના ભક્તોએ પણ ઉત્તમ કરી માનેલા અને સત્પુરૂષોનો આચાર પાળનાર થઇને આ દુષ્ટ કામ કેમ કર્યું ?[12] મોટાઓનું સહન કરવાથી, હલકાઓ ઉપર દયા રાખવાથી, બરોબરિયા સાથે મૈત્રી રાખવાથી અને સર્વ પ્રાણીઓમાં સમતા રાખવાથી ભગવાન્ પ્રસન્ન થાયછે.[13] અને ભગવાન્ પ્રસન્ન થાય ત્યારે ઇંદ્રિયોથી અને દેહાભિમાનથી મુક્ત થઇને પુરૂષને પરમ સુખરૂપ બ્રહ્મની પ્રાપ્તી થાયછે.[14] પરિણામ (રૂપાંતર) પામેલાં પંચમહાભૂતમાંથી સ્ત્રી અને પુરૂષ પેદા થાયછે અને તેઓના મૈથુનમાંથી વળી બીજા સ્ત્રી–પુરૂષ પેદા થાયછે.[15] એ પ્રમાણે પરમાત્માની માયાથી થયેલા ત્રણ ગુણોના ફેરફારથી નિરંતર અનુક્રમે સૃષ્ટિ ચાલ્યા કરેછે. તેમજ પાલક શરીરરૂપે અને મારનાર શરીરરૂપે પરિણામ પામેલાં પાંચભૂતોથી પ્રાણીઓની સ્થિતિ અને નાશ થયાકરેછે.[16] એ પ્રાણીઓનાં જન્મ, સ્થિતિ અને નાશમાં નિર્ગુણ પરમાત્મા નિમિત્ત માત્ર છે, કે જે પરમાત્માનાં સાન્નિધ્યથી, લોહચુંબકથી લોઢાની પેઠે આ કાર્યકારણરૂપ જગત્ ભ્રમણ કર્યા કરેછે.[17] કાળશક્તિથી થયેલા ગુણોના ફેરફારને લીધે વેહેંચાઇ ગયેલી શક્તિવાળા તે ભગવાન્ અકર્ત્તા છ-

* આ અગિયારમા અધ્યાયમા યક્ષોના ક્ષય થતો જોઇ સ્વાયંભુવમનુ આવ્યા અને તેણે તત્વનો ઉપદેશ કરી ધ્રુવને વાર્યો, એ કથા કહેવામા આવશે.

તાં પણ જાણે કર્ત્તા હોય અને મારનાર નહીં છતાં પણ જાણે મારનાર હોય એમ જણાયછે, કેમકે ભગવાનની કાળરૂપ શક્તિ વિચારમાં ન આવે એવી છે.[૧૮]અવિનાશી અને ભગવાનની શક્તિરૂપ એ કાળ પોતે અનંત છે અને સર્વનો અંત આણેછે; પોતે અનાદિ (કારણરહિત) છે અને સર્વના આદિ (કારણ)ને ઉત્પન્ન કરેછે, એક પદાર્થને ઉત્પન્ન કરી તેમાંથી બીજા પદાર્થને ઉત્પન્ન કરેછે, અને એક પદાર્થનો બીજા પદાર્થથી નાશ કરીને તે બીજાનો વળી ત્રીજાથી નાશ કરેછે.[૧૯]સર્વ પ્રજાઓમાં એકરૂપે પ્રવેશ કરતા એ મૃત્યુરૂપ કાળને કોઈ પોતાનો કે કોઇ પરાયો નથી. દોડ્યા જતા વાયુની પછવાડે જેમ રજ દોડી જાયછે, તેમ દોડ્યા જતા એ કાળની પછવાડે અસમર્થ પ્રાણીઓ પોતપોતાનાં કર્મ પ્રમાણે દોડ્યા જાયછે. [૨૦]સ્વતંત્ર હોવાને લીધે વધારા અને ઘટારાથી રહિત એ કાળ પરાધીન પ્રાણીઓના આયુષ્યની લંબાઈ અને ટુંકાઇ કરેછે [૨૧]એ સ્વતંત્ર પદાર્થને કેટલાએક કર્મ, કેટલાએક સ્વભાવ, કેટલાએક કાળ, કેટલાએક દૈવ અને કેટલાએક (વાત્સ્યાયન વગેરે) કામ એવું પણ નામ આપેછે.[૨૨]જાણવામાં કે માપવામાં નહી આવતા અને સર્વ પદાર્થની જન્મભૂમિરૂપ એ ઈશ્વર શું કરવું ધારેછે એ પણ કોઈ જાણી શકતું નથી, ત્યારે પોતાને પણ ઉત્પન્ન કરનારા તે ઈશ્વરને તો કોણજ જાણી શકે? [૨૩]હે પુત્ર! આ યક્ષલોકો તમારા ભાઇને મારનારા છે એમ સમજવું નહી, કેમકે માણસના જન્મ અને મરણનું કારણ દૈવ (ઈશ્વર) જ છે. [૨૪]એ ઈશ્વર જગતને સૃજેછે, પાળેછે અને મારે છે; તોપણ નિરહંકાર હોવાથી તેના સંબંધના ગુણથી અને કર્મથી લેપાતા નથી.[૨૫]નિરહંકાર રહેવાનું કારણ એજ છે કે લોકોના સ્વામી, લોકોને ઉત્પન્ન કરનાર અને લોકરૂપ એ ઈશ્વર પોતાની માયાશક્તિને લઇનેજ સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય કરેછે.[૨૬]હે બાપ! ભક્તોને પાળનાર, અભક્તોને કાળરૂપ અને જગતના આશ્રયરૂપ તે ઈશ્વરનુંજ શરણ લે; કે જેણે પોતાના નિયમોથી બાંધી લીધેલા પ્રજાપતિઓ પણ નાથેલા બળદની પેઠે તેણે કરાવેલુંજ કામ કરેછે [૨૭]તમારે તો એનું આરાધન કરવું સુગમજ છે, કેમકે તમે પાંચ વર્ષની અવસ્થામાંજ સાવકી માનાં વચનથી ખેદ પામતાં માને મૂકી દઇને વનમાં જઈ તપશ્ચર્યાથી ભગવાનને પ્રસન્ન કરી ત્રૈલોક્યની ઉપરનું સ્થાનક પામ્યાછો.[૨૮]હે પુત્ર! ક્લેશ રહિત, નિર્ગુણ, એક, અવિનાશી અને મનમાંજ રહેલા તે ઇશ્વરને તમે મુક્ત અને અંતર્દૃષ્ટિ થઇને શોધો, કે જે ઈશ્વરમાં આ જૂદા જૂદા પ્રકારનું જગત્ ખોટું છતાં દેખાયછે.[૨૯]શોધની વખતેજ અનંત, આનંદમય, સર્વ શક્તિયુક્ત અને અંતર્દૃષ્ટિથી જણાય એવા એ ઈશ્વરની પરમ ભક્તિ થવાથી 'હું અને મારૂં' એવા પ્રકારે જામી ગયેલી અજ્ઞાનની ગાંઠ ધીરે ધીરે ત્રુટી જશે.[૩૦]હે રાજા! ઓસડથી રોગની પેઠે ઘણાં શાસ્ત્ર સાંભળવાથી કલ્યાણના વૈરીરૂપ ક્રોધનું શમન કરો, તમારૂં ભલું થશે.[૩૧]પોતાનું નિર્ભયપણું ઇચ્છતા સમજુ પુરૂષે ક્રોધ કે જેથી વ્યાપ્ત થયેલા માણસથી લોકો બહુજ ઉદ્વેગ ધરેછે તેને વશ ન થવું જોઇએ. [૩૨]યક્ષોએ ભાઇને માર્યોછે, એમ જાણી ક્રોધને લીધે યક્ષોને માર્યા, એ તમે મહાદેવજીના સખા કુબેરજીનો અપરાધ કર્યોછે, માટે હે પુત્ર! એ મહાત્માના કોપથી આપણા કુળનો નાશ નથી થયો તે પેહેલાં નમ્રતાથી અને વિનયનાં વચનોથી તેમને તુરત પ્રસન્ન કરો.[૩૩-૩૪]

એ પ્રમાણે પોતાના પૌત્ર ધ્રુવને શિખામણ દઇ તેમણે નમસ્કાર કરેલા સ્વાયંભુવ મનુ ઋષિઓની સાથે પોતાના પુરમાં ગયા.[૩૫]

**एवं स्वायंभुवः पौत्रमनुशास्य मनुर्ध्रुवं ।**
**तेनाभिवंदित साकमृषिभि स्वपुरंययौ॥३५॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધમાં અગીયારમો અધ્યાય સંપૂર્ણ.

# અધ્યાય ૧૨ મો.*

## યજ્ઞોથી ભગવાનનુ પૂજન કરી ધ્રુવજી વિષ્ણુપદ પામ્યા.

॥ मैत्रेयउवाच ॥

ध्रुवं निवृत्तं प्रतिबुद्ध्य वैशसा
दपेतमन्युं भगवान् धनेश्वरः
तत्रागतश्चारण यक्ष किन्नरैः
संस्तूयमानोऽभ्यवदत्कृतांजलिम् ॥ १ ॥

મૈત્રેય કહેછે—ધ્રુવને ક્રોધ ઊતરીજતાં યક્ષોને મારવાથી નિવૃત્તિ પામેલા જાણી ત્યાં આવેલા અને ચારણ, યક્ષ તથા કિન્નરોએ સ્તુતિ કરાતા કુબેરજીએ હાથ જોડી ઊભેલા ધ્રુવને કહ્યું[૧]

કુબેરજી કહેછે- હે ક્ષત્રિયના પુત્ર ! તમે દાદાની આજ્ઞાથી મોટું વૈર મૂકી દીધું તેથી તમારા ઉપર પ્રસન્ન થયોછુ.[૨]તમે યક્ષોને માર્યા નથી કે યક્ષોએ તમારા ભાઇને મારેલ નથી, કેમકે પ્રાણીઓનાં જન્મ અને મરણ કરવામાં કાળજ સમર્થ છે [૩]પુરૂષને અજ્ઞાનથી થયેલા દેહાભિમાનને લીધે થતી 'હું અને તું' એવી બુદ્ધિ સ્વપ્નઅવસ્થા સરખીજ થાયછે, કે જે બુદ્ધિથી બંધન અને દુઃખાદિક થતાં જણાયછે[૪] એટલામાટે હે ધ્રુવ ! જાઓ,અને જઇને સર્વ પ્રાણીઓને પોતાનારૂપ લેખી સર્વરૂપ, ભવબંધનને કાપનાર, સગુણપણામાં પોતાનીગુણમય માયાશક્તિથી યુક્ત અને નિર્ગુણપણામાં માયાશક્તિથી રહિત તથા જેના ચરણ ભજવા યોગ્ય છે એવા ભગવાનની ભક્તિ કરો તમારૂં ભલું થશે. [૫-૬]હે ઉત્તાનપાદના પુત્ર ! તમારા મનમાં જે ઇચ્છા હોય તે સંકોચ નહી રાખતાં માગી લો; કેમકે તમે ભગવાનના ચરણની નિકટમાં રહેનાર છો એવું અમે સાંભળ્યુ છે, તેથી વરદાન દેવાને યોગ્યછો.[૭]

મૈત્રેય કહેછે -એ પ્રમાણે કુબેરજીએ વર માગવાને પ્રેરેલા, મહાબુદ્ધિમાન્ અને મહાવૈષ્ણવ ધ્રુવે ભગવાનનું સ્મરણ અવિચળ રહેવાનુંજ માગ્યું, કે જે સ્મરણથી અનાયાસે સંસારરૂપ ઘોર અંધારાનો પાર આવેછે.[૮] કુબેરજી પ્રસન્ન અંતઃકરણથી તેને તે પ્રમાણે વરદાન આપી તે જોતાં છતાં અંતર્ધાન થઈગયા અને ધ્રુવ પોતાના નગરમાં આવ્યા.[૯]નગરમાં આવીને ઘણી દક્ષિણાવાળા યજ્ઞોથી ભગવાનની પૂજા કરી, કે જે ભગવાન્ યજ્ઞના પદાર્થો, ક્રિયા અને દેવતાઓના ફળરૂપ અને ફળ આપનાર છે.[૧૦]સર્વરૂપ પણ સર્વ ઉપાધિથી રહિત ભગવાનની તીવ્ર ભક્તિ કરતા ધ્રુવને ભગવાનજ પોતામાં અને સર્વમાં રહેલા જોવામાં આવ્યા.[૧૧]એ પ્રમાણે સુશીલ, બ્રાહ્મણોનો સત્કાર કરનાર, દીન ઉપર પ્રીતિ રાખનાર અને ધર્મની મર્યાદાઓની રક્ષા કરનાર ધ્રુવને સઘળી પ્રજા પોતાના પિતારૂપ માનતી હતી.[૧૨]ભોગ ભોગવવાથી પુણ્યનો અને નિયમો પાળવાથી પાપનો ક્ષય કરતા ધ્રુવે છત્રીશ હજાર વર્ષ સુધી પૃથ્વીનું રાજ્ય કર્યું.[૧૩]એ પ્રમાણે મહાત્મા અને જિતેંદ્રિય ધ્રુવે ઘણો કાળ ધર્મ, અર્થ અને કામના ઉપયોગમાં કાઢી પછી પોતાના પુત્રને રાજ્યાસન આપી દીધું [૧૪]અવિદ્યાથી રચાતાં સ્વપ્ન અને ગંધર્વ નગરની પેઠે પોતાના સ્વરૂપમાં આ જગત્ માયાથી રચાયુ છે એમ માનતા ધ્રુવરાજા શરીર, સ્ત્રી, સંતાન, સંબંધીઓ, સૈન્ય, સમૃદ્ધિવાળો ભંડાર, અંતઃપુર, વિહાર કરવાની રમણીય જગ્યાઓ અને ફરતા સમુદ્રથી ઘેરાયેલા ભૂમંડળના રાજ્યને અનિત્ય અને મિથ્યા જાણી બદરિકાશ્રમમાં ગયા.[૧૫-૧૬] ત્યાં પવિત્ર જળમાં નાહી, ઇંદ્રિયોને નિરોધ કરી, આસનવાળી, પ્રાણાયામ કરી અને મનવડે ઇંદ્રિયોને વિષયોમાં જતી રોકીને ભગવાનના સ્થુળરૂપનુ ધ્યાન કરવા લાગ્યા, અને ધ્યાન કરવાથી અભેદદૃષ્ટિ પામીને સમાધિમાં રહી સ્થુળ રૂપના ધ્યાનનો પણ ત્યાગ કર્યો [૧૭] નિરંતર ભગવાનમાં ભક્તિનો પ્રવાહ ચલાવતા, આનંદથી આવતાં અશ્રુને લીધે વારંવાર ગભરાઈ જતા, હૃદયમાં પીગળી જતા, રોમાંચથી વ્યાપ્ત થતા અને દેહાભિમાનથી મુક્ત થયેલા ધ્રુવને પોતાના શરીરનું પણ "હું ધ્રુવ છું" એવું સ્મરણ રહ્યું નહીં.[૧૮] એ ધ્રુવે ઉ-

* આ બારમા અધ્યાયમા કુબેરજીએ સત્કાર કરેલા અને પોતાના નગરમા આવેલા ધ્રુવ યજ્ઞોથી ભગવાનનું પૂજન કરી પોતાના સ્થાન વિષ્ણુપદને પામ્યા, એ કથા કહેવાશે

ગેલા ચંદ્રમાની પેઠે દશે દિશાઓને પ્રકાશ આપતું એક ઉત્તમ વિમાન આકાશમાંથી ઉતરતુ દીઠું.[૧૯] અને પછી તુરતજ ચાર ભુજાવાળા, શ્યામ કાંતિવાળા, જુવાન, રાતાં, કમળ સરખાં નેત્રવાળા, ગદાનો ટેકો લઈ ને ઉભેલા, સારાં વસ્ત્રવાળા અને કીરિટ, હાર, બાજુબંધ અને કુડળ થી શોભતા બે પાર્ષદોને દીઠા.[૨૦] એ ભગવાનના કિંકર અને વળી પાર્ષદોમાં મુખ્ય છે એમ જાણી હાથ જોડી ઉભા થયેલ અને સભ્રમથી પૂજાનો ક્રમ ભૂલાઈ જતાં કેવળ ભગવાનનાં નામજ લેતા ધ્રુવ તેઓને પગે લાગ્યા[૨૧] એ ભગવાનના પ્રિય પાર્ષદ સુનદ અને નંદ, ભગવાનમાંજ જેનુ ચિત્ત લાગી રહ્યુછે એવા અને હાથ જોડી પ્રેમથી ડોક નમાવીને ઉભેલા ધ્રુવની પાસે આવી હસીને બોલ્યા.[૨૨]

સુનંદ અને નદ કહેછે—હે રાજા! તમારૂ કલ્યાણ થાઓ, અને સાવધાન રહીને અમારૂ વચન સાંભળો તમે પાંચ વર્ષની અવસ્થામાં તપ કરીને જે દેવને પ્રસન્ન કર્યા છે, તે સર્વ જગતના ઇશ્વર ભગવાનના પાર્ષદો અમે, તમને વિષ્ણુપદમાં તેડી જવા સારૂ અહી આવ્યા છીએ[૨૩-૨૪] કોઈને ન મળે એવું વિષ્ણુપદ તમે મેળવ્યુંછે, કે જેને સપ્તર્ષિઓ પણ નહી પામીને કેવળ નીચે રહીનેજ જોયા કરેછે. ચંદ્રમા અને સૂર્ય વગેરે ગ્રહ, નક્ષત્ર અને તારાઓ જેને પ્રદક્ષિણા કરેછે એવા તે વિષ્ણુપદમાં પધારો.[૨૫] સર્વ જગતે વંદન કરવા યોગ્ય એ વિષ્ણુપદને તમારા પૂર્વજો કે બીજા પણ કોઇ કદી પામ્યા નથી તેને પામો.[૨૬] હે મોટાં આયુષવાળા! ભગવાને મોકલેલા આ ઉત્તમ વિમાનમાં તમે બિરાજો[૨૭]

મૈત્રેય કહેછે—એ પ્રમાણે ભગવાનના પાર્ષદોની મધુર વાણી સાંભળીને ધ્રુવે નાહી ધોઇ નિત્યકર્મ કરી શણગાર ધર્યા અને મુનિઓને પ્રણામ કરી તેઓના આશીર્વાદ લીધા[૨૮] સોનાજેવું રૂપ ધારણ કરતાં ધ્રુવે વિમાનને પ્રદક્ષિણા કરી પૂજી તથા પાર્ષદોને પ્રણામ કરી તેમાં બેસવા ધાર્યું, તેટલામાં તેમણે મૃત્યુને આવી ઉભેલો જોયો. (મૃત્યુએ કહ્યુ કે 'મહારાજ! મારો અગીકાર કરો.' એટલે ધ્રુવે કહ્યુ કે 'તુ ભલે આવ્યો, જરાવાર બેશ' એમ કહી) મૃત્યુને માથે પગ મૂકી એ અદ્ભુત વિમાનમાં બેઠા[૨૯-૩૦] એ સમયમાં દુદુભિ, મૃદગ અને પણવ વગેરે વાજા વાગવા લાગ્યાં મોટા મોટા ગધર્વો ગાવા લાગ્યા અને પુષ્પની વૃષ્ટિઓ પડવા લાગી.[૩૧] સ્વર્ગલોક ઉપર ચઢતાં ધ્રુવને પોતાની મા સુનીતિનુ સ્મરણ થયુ કે 'મારી ગરીબ માતાને મૂકીને હું એકલો સ્વર્ગમાં જાઉ છુ.[૩૨] એ પ્રમાણે તેમના મનમાં અભિપ્રાય થયો જાણી જઈ, પાર્ષદોએ તેમની પેહેલાંજ વિમાનમાં બેસીને જતી સુનીતિને તેમને દેખાડી[૩૩] સ્થળે સ્થળે વખાણ કરતા વિમાનમાં બેઠેલા દેવતાઓ એ માર્ગમાં પુષ્પોથી વધાવાતા ધ્રુવ અનુક્રમે ગ્રહોને દેખવા લાગ્યા[૩૪] વિમાનથી ત્રૈલોક્યને અને સપ્તર્ષિઓને પણ મૂકીને તેઓની ઉપર જે વિષ્ણુપદ કહેવાય છે, અને જેના પ્રકાશને લીધેજ ચારેકોર સર્વ લોકો પ્રકાશેછે, તથા પ્રાણીઓ ઉપર નિર્દય રહેનાર લોકો જેને પામતા નથી, પણ નિરંતર ભલુ કરનારાજ પામેછે, તે સ્થાનકને ધ્રુવ પામ્યા[૩૫-૩૬] શાંત, સમદૃષ્ટિ રાખનારા, શુદ્ધ, સર્વ પ્રાણીઓને રાજી રાખનારા અને ભગવાનનેજ પ્રિયબાંધવ માનનારા લોકો એ વિષ્ણુપદને અનાયાસે પામેછે.[૩૭] એ પ્રમાણે મહાવૈષ્ણવ ઉત્તાનપાદરાજાના પુત્ર ધ્રુવ, જાણે ત્રણ લોકના માથા ઉપરનો નિર્મળ મણિ હોય તેમ થઈને રહ્યા[૩૮] હે વિદુર! એ ધ્રુવમાંજ પરોવાએલું આ મોટા વેગવાળુ જ્યોતિશ્ચક્ર હાલરામાં ઢોરના ટોળાની પેઠે નિરતર ફર્યા કરેછે.[૩૯] ભગવાન નારદમુનિએ એ ધ્રુવનો મહિમા જોઇને પ્રચેતાઓના બ્રહ્મસમાજમાં વીણા વગાડતાં તેના સંબધનાજ શ્લોકો ગાયા હતા.[૪૦]

નારદજીએ ગાયું કે—પતિવ્રતા સુનીતિના પુત્ર ધ્રુવને તપના પ્રભાવથીજ જે ગતિ મળી તે ગતિને બ્રહ્મર્ષિઓ અનેક ઉપાગ વિચારીને પણ પામી શકતા નથી, ત્યારે રાજાઓ તો ક્યાંથીજ પામી શકે![૪૧] જે ધ્રુવે પાંચ વર્ષની અવસ્થામાં

સાવકી માનાં વચનરૂપ બાણોથી ભેદાએલા અને દુભાતા હૃદયથી વનમાં જઈ મારા ઉપદેશ પ્રમાણે ચાલી ભગવાન કે જે અજિત છતાં પણ ભક્તના ગુણથી હારી જાયછે, તેમને વશ કરી દીધા.[૪૨] ધ્રુવને મળેલી પદવીને પોહોચવાની ઇચ્છા પણ બીજા ક્ષત્રિયથી ઘણે વર્ષે કરી શકાય, કે જે ધ્રુવ પાંચ કે છ વર્ષની અવસ્થામાંજ થોડા દિવસમાં ભગવાનને પ્રસન્ન કરી તેમનું પદ પામેલ છે.[૪૩]

મૈત્રેય કહેછે-મોટી કીર્તિવાળા ધ્રુવનુ સત્પુરૂષોને પ્રિય ચરિત્ર જે તમે મને પૂછ્યુ હતુ તે સઘળુ તમારી પાસે કહી દેખાડયું.[૪૪] ધન, યશ, આયુષ્ય, કલ્યાણ, સ્વર્ગ, અવિચળ પદવી અને આનંદને આપનારા, પાપને મટાડનાર, વખાણવા યોગ્ય અને મહા પવિત્ર આ ભગવદ્ ભક્ત ધ્રૂવના ચરિત્રને વારંવાર શ્રદ્ધાથી સાંભળે તેને ભગવાનની ભક્તિ પ્રાપ્ત થાય, કે જે ભક્તિથી ક્લેશ ટળી જાયછે.[૪૫-૪૬] આ ચરિત્ર સાંભળવાથી મોટાઈ ઈચ્છનારાઓને તેના ઉપાય મળે છે, સાંભળનારાઓને સુશીલ વગેરે ગુણ પ્રાપ્ત થાયછે, તેજસ્વીપણું ઈચ્છનારાઓને તેજ મળે છે, અને મોટા મનના પુરૂષોને માન મળેછે.[૪૭] પવિત્ર કીર્તિવાળા ધ્રુવનું આ મોટુ ચરિત્ર દ્વિજલોકોની સભામાં સવારે સાંજે સાવધાનપણાથી વર્ણવવુ જોઇએ.[૪૮] પુનમ, અમાવાસ્યા, બારશ, શ્રવણ નક્ષત્રવાળો દિવસ, ક્ષયદિવસ, વ્યતિપાતનો દિવસ, સક્રાંતિ બેસવાનો દિવસ અને રવિવાર, એટલા દિવસોમાં નિષ્કામપણાથી અને ભગવાનની ભક્તિ સહિત જે કોઇ પુરૂષ શ્રદ્ધાવાળાઓને આ ચરિત્ર સભળાવે, તે પોતે પોતામાં સતુષ્ટ થવાથી સિદ્ધિ પામે.[૪૮-૫૦] અજ્ઞાન માણસને જે પુરૂષ ભગવાનના માર્ગમાં અમૃતરૂપ જ્ઞાન આપે, તે દયાળુ અને દીનજનોના ઉદ્ધાર કરનારા ઉપર દેવતાઓ અનુગ્રહ કરેછે.[૫૧] હે વિદુર ! વિખ્યાત અને પવિત્ર કર્મ કરનારા ધ્રુવનુ આ ચરિત્ર મે તમને કહી સંભળાવ્યુ, કે જે ધ્રુવ બાળક અવસ્થામાંજ રમકડાંનો અને માતાના ઘરનો ત્યાગ કરીને ભગવાનની શરણે ગયા હતા.[૫૨]

इदं मया तेऽभिहितं कुरूद्वह
ध्रुवस्य विख्यात विशुद्धकर्मणः ॥
हित्वार्भकः क्रीडनकानिमातु
र्गृहं च विष्णुं शरणं जगाम ॥ ५२ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધમાં 'ध्रुव चरित्र' એવા નામનો બારમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૩ મો.*

### ધ્રુવના વંશના વેનરાજાની દુષ્ટતાથી તેનો પિતા અંગ વનમાં જતો રહ્યો.

सूतउवाच.

निशम्य कौषारविणोपवर्णितं
ध्रुवस्य वैकुंठपदाधि रोहणम् ।
प्ररूढ भावो भगवत्यधोक्षजे
प्रष्टुं पुनस्तं विदुरःप्रचक्रमे ॥ १ ॥

સૂત કહેછે-ધ્રુવને વિષ્ણુપદ પ્રાપ્ત થયાની કથા મૈત્રેયે કહી, તે સાંભળીને ભગવાનમાં ભાવ વધતાં વિદુરજી ફરીવાર તેમને પૂછવા લાગ્યા.[૧]

વિદુરજી પૃછે છે-હે મુનિ ! એ પ્રચેતાઓ કોણ હતા ? કોના પુત્ર હતા ? કોના વંશના હતા અને કયે ઠેકાણે સભા કરી બેઠા હતા ?[૨] નારદજી કે જેમનુ દર્શન દેવતા સરખુ છે, તે મોટા વૈષ્ણવ છે એમ માનુ છુ, કેમકે તેમણે ભગવાનની પૂજારૂપ ક્રિયાનો પ્રકાર પંચરાત્ર ગ્રંથમાં કહ્યોછે.[૩] સ્વધર્મને પાળનારા પ્રચેતાઓએ પૂજાતા ભગવાનનુજ ભક્તિવાળા નારદજીએ વર્ણન કર્યુ હશે, એટલા માટે નારદજીએ તેઓની પાસે જે કોઇ ભગવત્કથાનુ વર્ણન કર્યુ હોય તે સઘળી ભગવત્કથા સાંભળવાની મને ઈચ્છા છે, માટે હે મુનિ ! તો આપે કહેવી જોઇએ.[૪-૫]

મૈત્રેય કહેછે-ધ્રુવના× પુત્ર ઉત્કલે પિતા વનમાં ગયા પછી પિતાની ચક્રવર્ત્તિપણાની લક્ષ્મી

---

* આ તેરમા અધ્યાયમાં ધ્રુવના વંશમાં પૃથુ રાજાનો જન્મ કહેવા સારૂ વેનનો પિતા અંગરાજા પુત્રની દુષ્ટતાથી જતા રહ્યાની કથા કહેવામા આવશે

× ધ્રુવના વંશમાંજ એ પ્રચેતાઓ થયા એમ કહેવા માટે ધ્રુવનો વંશ કહેવાનો આરંભ કરેછે.

અને રાજ્યાસનની ઇચ્છાજ કરી નહી; કેમકે તે જન્મથીજ શાંત, સંગરહિત, સમદૃષ્ટિવાળો અને સર્વ લોકમાં પોતાને તથા પોતામાં સર્વ લોકને જોતો હતો.[૧-૭] સુખરૂપ, સર્વ કલેશ-રહિત, જ્ઞાનમય, આનંદમય અને મોક્ષસ્વરૂપ પરમાત્મા બ્રહ્મને જાણતો હતો, અને અખંડિત યોગરૂપ અગ્નિથી તેની સઘળી વાસનાઓ બળી ગઇ હતી, તેથી પોતાના સ્વરૂપથી જૂદું બીજું કાંઇ પણ તેના દેખવામાં આવ્યું નહી.[૮-૯]મહાવિદ્વાન્ અને જ્વાળાવગરના અગ્નિની પેઠે રહેલો તે ઉત્કલ બાળક લોકોને માર્ગમાં જડ, અંધ, બેહેરો, ઘેલો અને મુંગા જેવો જોવામાં આવતો હતો.[૧૦]કુળના વૃદ્ધપુરૂષો અને મંત્રિઓએ તેને જડ અને ઉન્મત્ત સરખો માની, તેનાથી નાના અને ભ્રમિના દીકરા વત્સરને રાજ્ય આપ્યું.[૧૧]એ વત્સરની પ્યારી સ્ત્રી સ્વર્વીથિને પુષ્પાર્ણ, તિગ્મકેતુ, ઇષ, ઉર્જ, વસુ અને જય એવા નામના છ પુત્રો આવ્યા.[૧૨]પુષ્પાર્ણની પ્રભા અને દોષા એવા નામની બે સ્ત્રીઓ હતી, તેમાં પ્રભાને પ્રાતર્, મધ્યંદિન અને સાયં એવા નામના ત્રણ, અને દોષાને પ્રદોષ, નિશીથ અને વ્યુષ્ટ એવા નામના ત્રણ પુત્ર આવ્યા. વ્યુષ્ટને પુષ્કરિણી નામની સ્ત્રીમાં સર્વતેજા નામનો પુત્ર થયો.[૧૩-૧૪] અને સર્વતેજાને આકૂતી નામની સ્ત્રીમાં ચક્ષુ નામનો પુત્ર થયો, કે જેણે મનુની પદવી ભોગવીછે. એ ચક્ષુની સ્ત્રી નડવલાને પુરૂ, કુત્સ, ત્રિત, ધુમ્ન, સત્યવાન્, ધૃતવ્રત, અગ્નિષ્ટોમ, અતીરાત્ર, પ્રદ્યુમ્ન, શિબિ અને ઉલ્મુક નામના અગિયાર પવિત્ર પુત્રો થયા.[૧૫-૧૬] ઉલ્મુકને પુષ્કરિણી નામની સ્ત્રીમાં અંગ, સુમના, ખ્યાતિ, ક્રતુ, અંગિરા અને ગય એવા નામના છ ઉત્તમ પુત્રો થયા.[૧૭] અંગરાજાની સ્ત્રી સુનીથાએ વેન નામના દુષ્ટ પુત્રને જણ્યો હતો, કે જેની દુષ્ટતાથી કાયર થઈ તે અંગ રાજા પોતાના ગામમાંથી ભાગી ગયા હતા.[૧૮] હે વિદુર! જેઓની પાસે વાણીરૂપ વજ્ર છે એવા મુનિઓએ શાપ દેવાથી વેન મરી જતાં મુનિઓએ એ વેનના શબના જમણા હાથનું પાછું મથન કર્યું હતું.[૧૯]એ સમયમાં પૃથ્વીનો કોઇ રાજા નહી હોવાથી પ્રજાઓને ચોરલોકોની ભારે પીડા થઈ પડી હતી, તેથી વેનના હાથમાંથી નારાયણના અંશરૂપ અને પેહેલા રાજા પૃથુ ઉત્પન્ન થયા.[૨૦]

વિદુર પૂછેછે—સારા સ્વભાવના ભંડારરૂપ, સજ્જન, બ્રાહ્મણોનો સત્કાર કરનાર અને મહાત્મા એ અંગરાજાને, એવો દુષ્ટ પુત્ર શા કારણથી થયો કે જેને લીધે કચવાઇને રાજાને જતું રહેવું પડયું.[૨૧]એ વેનનો કયો અપરાધ જોઇને ધર્મ જાણનારા મુનિઓએ રાજા કે જેના હાથમાં દંડના નિયમો છે તેને શાપ દીધો.[૨૨]સાધારણ રીતિ તો એવી છે કે રાજા પાપી હોય તોપણ પ્રજાઓએ તેનું અપમાન પણ કરવું ન જોઈએ, કેમકે રાજા પોતાના સામર્થ્યથી લોકપાળ દેવતાઓની શક્તિ ધરી રહેછે.[૨૩]હે સર્વજ્ઞોમાં ઉત્તમ મૈત્રેય મુનિ! એ વેનનું ચરિત્ર મારી પાસે કહો, કેમકે તે સાંભળવાની મને શ્રદ્ધા છેઅને વળી તમારો ભક્તછું.[૨૪]

મૈત્રેય કહેછે—અંગરાજાએ મોટો અશ્વમેધ યજ્ઞ કર્યો, તેમાં વેદ જાણનારા બ્રાહ્મણોએ બોલાવ્યા છતાં પણ દેવતાઓ આવ્યા નહી, તેથી આશ્ચર્ય પામીને બ્રાહ્મણોએ રાજાને કહ્યું કે, હે રાજા! તમે શ્રદ્ધાથી આપેલા યજ્ઞના પદાર્થોમાં કાંઈ દોષ નથી, તેમ નિયમ પાળનારા અમે જે મંત્ર ભણીએ છીએ, તેમાં પણ નિસારપણું નથી, તે છતાં પણ તમારા હવિ પદાર્થો કે જે હોમવામાં આવે છે તેઓને દેવતાઓ લેતા નથી.[૨૫-૨૭]કર્મના સાક્ષી રૂપ દેવતાઓ જેથી પોત પોતાના ભાગ ન લે એવો જરા પણ અહીં તેઓનો અપરાધ થયેલો અમે જાણતા નથી.[૨૮]

મૈત્રેય કહેછે—એ પ્રમાણે બ્રાહ્મણોનું વચન સાંભળી બહુજ કચવાએલા અંગરાજાએ બ્રાહ્મણોની રજા લઇ મૌનવ્રત મૂકીને તે વાત સભાસદોને પૂછી, કે 'હે સભાસદો! દેવતાઓ બોલાવ્યા છતાં પણ અહી આવતા નથી અને ભાગ લેતા નથી તો તેવો મે કયો અપરાધ કર્યો છે? તે કહો.'[૨૯-૩૦]

સભાસદો બોલ્યા—હે રાજા! આ જન્મનું તો તમારૂં જરા પણ પાપ નથી, પરંતુ પૂર્વ જન્મનું

પાપ છે, કે જેથી તમે ગુણવાન્ છતાં પણ સંતાન રહિત છો.[૩૧] એટલામાટે તમે પોતાને પુત્રવાન્ કરવાનું પ્રયત્ન કરો, અને તેવી ઈચ્છાથી ભગવાનનું પૂજન કરશો, તો યજ્ઞભોક્તા ભગવાન્ તમને પુત્ર આપશે.[૩૨] એમ થશે તો દેવતાઓ પોતાના ભાગ પણ લેશે, કેમકે સંતાનને સારૂ ભગવાનનુ પૂજન કરશુ તેમાં ભગવાનની સાથે દેવતાઓ પણ આવશેજ[૩૩] લોકોને જે જે ઇચ્છા હોય તે ભગવાન્ આપેછે, કેમકે પુરૂષો જેવા ભાવથી તેમની આરાધના કરે તેવું ફળ પ્રાપ્ત થાય છે.[૩૪]

મૈત્રેય કહેછે—એ પ્રમાણે સભાસદોનું બોલવુ સાંભળી તેવા નિશ્ચય ઉપર આવેલા બ્રાહ્મણોએ રાજાને પુત્ર થવા માટે વિષ્ણુને સારૂ પુરોડાશ હોમતાં, સોનાની માળા અને નિર્મળ વસ્ત્રવાળો એક પુરૂષ સોનાના પાત્રમાં પરિપક્વ દૂધપાક લઇને અગ્નિમાંથી નીકળ્યો[૩૫-૩૬] આનંદ પામેલા રાજાએ બ્રાહ્મણોની સંમતિથી એ દૂધપાક તે પુરૂષપાસેથી પોતાના હાથમાં લઈ સુધીને પોતાની રાણીને આપ્યો[૩૭] પુત્ર આપે એવા એ દૂધપાકને સુનીથા રાણીએ ખાધો, તેથી તેને ઋતુકાળમાં ગર્ભ રહ્યો, અને પૂરો સમય થયો ત્યારે પુત્ર અવતર્યો[૩૮] એ પુત્ર બાળક અવસ્થાથીજ પોતાની માનો બાપ મૃત્યુ કે જે અધર્મના અંશથી ઉત્પન્ન થયેલ છે તેને અનુસરવાથી એટલે મોશાળ ઉપર પડવાથી અધર્મ કરવા લાગ્યો[૩૯] ધનુષ્ ઉપાડી મૃગયા કરવાસારૂ વનમાં ફરતો એ રાજકુમાર પશુઓને અને ગરીબ સાધુઓને પણ મારવા લાગ્યો, તેથી આ વેન આવેછે એવો લોકોમાં પોકાર ઉઠયો.[૪૦] નિર્દય અને અતિ ક્રૂર એ વેન રમતની જગ્યામાં રમતાં પોતાના સરખી અવસ્થાના બાળકોને પશુની પેઠે મારી નાંખવા લાગ્યો[૪૧] એ ખળ પુત્રને જોઇ રાજાએ તેને ઘણી ઘણી શીખામણો દેવા માંડી, તોપણ તે જ્યારે સમજાવી શક્યો નહી, ત્યારે અંગરાજા બહુજ ખેદ પામીને મનમાં કહેવા લાગ્યા કે[૪૨] જે ગૃહસ્થાશ્રમીઓ સંતાન વગરના છે તેઓએ ભગવાનને પૂરા પૂજ્યાછે, કેમકે તેઓને દુષ્ટ સંતાનને લીધે થતાં અસહ્ય દુઃખો ભોગવવાં પડતાં નથી.[૪૩] અપકીર્તિ, મોટો અધર્મ, સર્વની સાથે વિરોધ અને અનંત પીડા જેને લીધે થાયછે, અને જેનેસારૂજ દુખદાયી ઘરમાં રહેવુ પડેછે, તે પ્રજા નામના પોતાના મોહબધનને કયો પંડિત પુરૂષ અનુકૂળ માને[૪૪-૪૫] શોક આપનારા સુપુત્ર કરતાં કુપુત્રનેજ હુ ઉત્તમ માનુ છુ, કેમકે કુપુત્ર હોય તો મનુષ્યને દુખ દેનારા ઘરમાંથી વૈરાગ્ય ઉત્પન્ન થાય[૪૬] એ પ્રમાણે વૈરાગ્ય પામેલા અને ઉજાગરા કરતા અંગરાજા મધ્યરાત્રિને સમયે ઉઠી અને વેનની માને સૂતી મૂકી સમૃદ્ધિવાળા ઘરમાંથી નીકળી ગયા.[૪૭] ગોર, મંત્રી અને સબંધી વગેરે લોકો અને પ્રજાઓ પોતાના સ્વામીને વૈરાગ્ય પામી જતા રહેલા જાણી ઘણા શોકથી વિહ્વળ થઇને કાચા યોગીઓ જેમ છાના પરમાત્માને શોધે તેમ પૃથ્વીમાં શોધવા લાગ્યા[૪૮] હે વિદુર! રાજા દૂર ગયા ન હતા, તોપણ તેનો પત્તો નહી મળવાથી ઉદ્યમ વ્યર્થ જતાં એ લોકોએ પાછા ગામમાં આવી ઋષિઓની સભામાં પ્રણામ કરી રોતાં રોતાં રાજા નહી જડવાની વાત કરી[૪૯]

अलक्षयंतः पदवीं प्रजापते
र्हतोद्यमाःप्रत्युपसृत्य ते पुरीम् ।
ऋषीन्समेतानभिवंद्य साश्रवो
न्यवेदयन् पौरव भर्त्तुविप्लवम् ॥ ४९ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો તેરમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૪ મો.*

### બ્રાહ્મણોએ વેનને રાજ્ય આપ્યું અને પછીથી દોષથી તેને મારી નાંખ્યો.

॥ मैत्रेयउवाच ॥

भृग्वादयस्ते मुनयो लोकानांक्षेमदर्शिनः ।
गोप्तर्यसतिवैनृणां पश्यंतःपशुसाम्यताम् ॥१॥

મૈત્રેય કહેછે—લોકોના કલ્યાણનો વિચાર ક-

---

* આ ચૌદમા અધ્યાયમા પુત્રના ત્રાસથી અંગરાજા જતા રહેતા બ્રાહ્મણોએ વેનને રાજ્ય આપ્યું અને પાછો દોષથી તેને મારી નાખ્યો એ કથા કહેવામાં આવશે.

સ્નારા એ બ્રહ્મવાદી ભૃગુ વગેરે મુનિઓએ કોઇ રાજા નહિ હોવાથી મનુષ્યોની પશુના જેવી સ્થિતિ જોઈને વેનની મા સુનીથાને બોલાવી, વેન જો કે મંત્રિઓને ગમતો ન હતો તોપણ તેનો રાજ્યાભિષેક કર્યો.[૧-૨] અત્યંત ભયંકર શિક્ષા કરનારા વેનને રાજ્યાસન પર બેઠો સાંભળી સર્પની બીકથી જેમ ઊંદર છુપાઈ જાય તેમ સઘળા ચોર લોકો છુપી ગયા.[૩] રાજ્યાસન પર બેઠેલો, લોકપાળ જેવી સત્તાથી છકી ગયેલો, અક્કડ રહેનાર અને પોતાથીજ પોતાને ઉત્તમ માનતો એ વેન મહાત્માઓનુ અપમાન કરવા લાગ્યો.[૪] એ પ્રમાણે નિરંકુશ હાથીની પેઠે મદાંધ થઇને ફાટી ગયેલા અને આકાશ તથા પૃથ્વીને જાણે ધ્રુજાવતા હોય તેમ રથમાં બેશીને ફરતા એ વેન રાજાએ 'અરે દ્વિજલોકો! કોઇએ યજ્ઞ કરવો નહી, દાન દેવું નહી અને હોમ કરવો નહી' એમ ચારે કોર ઢંઢેરો પીટાવીને ધર્મ બંધ કરી દીધો.[૫-૬] એ દુષ્ટ વેનની એવી ચાલ અને તેથી થતુ લોકોનુ દુઃખ જોઇને દયાને લીધે સર્વ મુનિઓ ભેળા થઇને વિચાર કરવા લાગ્યા કે 'અહો! લાકડુ બન્ને કોરથી સળગતા વચમાં આવી ગયેલા કીડાની પેઠે લોકોને ચોર અને રાજા એ બન્ને તરફથી મોટુ દુઃખ પ્રાપ્ત થયુ.[૭-૮] રાજા ન હોવાથી ખરાબીછે એમ જાણી જો કે આ વેન રાજ્યને લાયક નથી, તોપણ આપણે તેને રાજા બનાવ્યો છે તો તેના તરફથી પણ ત્રાસ ઉત્પન્ન થયો છે, તો હવે પ્રાણીઓનુ શી રીતે કલ્યાણ થાય?[૯] સર્પને દૂધપાઇ ઉછેરવો એ ઉછેરનારનેજ અનર્થકારી થાયછે, તેમ સુનીથાના દીકરા અને સ્વભાવથીજ દુષ્ટ વેનને પ્રજાઓએ રાજા બનાવ્યો, તો તે પ્રજાઓનેજ મારી નાંખવા ધારે છે, તોપણ તેને રાજા ઠરાવવાનું પાપ આપણને ન લાગે એટલામાટે આપણે તેને સમજાવવો જોઈએ.[૧૦-૧૧] આપણે જાણતાં છતાં દુષ્ટ વેનને રાજા બનાવ્યો છે, તો હવે આપણે સમજાવવા જતાં એ અધર્મી નહીં માને તો લોકના ધિક્કારથી બળી રહેલા તે દુષ્ટને આપણે પોતાની શક્તિથી બાળી દેશુ.'[૧૨] એ પ્રમાણે નિશ્ચય કરી ક્રોધ છાનો રાખી મુનિઓ તેની પાસે ગયા, અને જઇને કેટલાંએક નીતિનાં વચનોથી તેને ઠંડો પાડી બોલ્યા.[૧૩]

મુનિઓ બોલ્યા કે—હે મહારાજ! તમારાં આયુષ્ય, બળ, લક્ષ્મી અને કીર્તિ વધે એવી અમે વિજ્ઞપ્તિ કરીએ છીએ તે સાંભળો.[૧૪] વાણી, મન, કાયા અને બુદ્ધિથી ધર્મ પાળ્યો હોય તો તે ધર્મથી શોકરહિત લોકની પ્રાપ્તિ થાયછે અને નિષ્કામ લોકોને મોક્ષ પણ મળેછે.[૧૫] માટે પ્રજાની રક્ષા કરવારૂપ તમારો રાજધર્મ નાશ પામવો નહી જોઇએ, કે જે ધર્મનો નાશ થતાં રાજા રાજ્યભ્રષ્ટ થાયછે.[૧૬] દુષ્ટ કારભારીઓથી અને ચોર વગેરેથી પ્રજાની રક્ષા કરતા અને શાસ્ત્રમર્યાદા પ્રમાણે કર લેતા રાજાને આ લોક અને પરલોકમાં સુખ પ્રાપ્ત થાયછે[૧૭] જેના દેશમાં અને નગરમાં વર્ણાશ્રમની મર્યાદા પાળનારા લોકો સ્વધર્મથી ભગવાનનું પૂજન કરે, તે રાજા પોતાની આજ્ઞામાં રહ્યાછે એમ જાણી લોકોના રક્ષક વિશ્વાત્મા ભગવાન તેને પ્રસન્ન થાયછે, અને જગતના સ્વામીઓના પણ સ્વામી તે ભગવાન પ્રસન્ન થાય ત્યારે કઇ વસ્તુ મળે નહી? કેમકે લોકપાળ સહિત સર્વે લોકો આદરથી તેમની આજ્ઞા પ્રમાણે ચાલેછે.[૧૮-૨૦] હે રાજા! સર્વ લોક દેવતાઓ અને યજ્ઞો જેમાં રહ્યાછે એવા એ વેદમય, દ્રવ્યમય અને તપોમય ભગવાનને, તમારા કલ્યાણ માટેજ અનેક પ્રકારના યજ્ઞોથી પૂજતા પોતાના દેશના લોકોને તમારે અનુસરવુ જોઇએ[૨૧] હે મહાવીર! તમારા દેશમાં દ્વિજલોકો યજ્ઞોથી દેવતાઓનું પૂજન કરેછે તેથી પ્રસન્ન થઇને દેવતાઓ વાંચ્છિત ફળ આપેછે, માટે તે દેવતાઓનુ અપમાન કરવુ એ આપને યોગ્ય નથી[૨૨]

વેન બોલ્યો કે—અધર્મને ધર્મ કરી માનનારા તમલોકો મૂર્ખ છો, કેમકે આજીવિકા આપનારા પતિને તજીને જાર પતિની ઉપાસના કરોછો.[૨૩] જે મૂર્ખ લોકો રાજારૂપ ઈશ્વરની અવજ્ઞા કરે, તેઓ આ લોકમાં કે પરલોકમાં કોઈ ઠેકાણે સુખ પામે નહીં,[૨૪] એ ભગવાન વળી કોણ છે

કે સ્વામીની પ્રીતિથી દૂર રહેનારા તમલોકો વ્યભિચારિણી સ્ત્રીઓ જેમ જારની ભક્તિ કરે તેમ જેની આવડી બધી ભક્તિ કરોછો.[૨૫] વિષ્ણુ, બ્રહ્મા, સદાશિવ, ઇંદ્રિ, વાયુ, યમ, સૂર્ય, પર્જન્ય, કુબેર, ચંદ્ર, પૃથ્વી, અગ્નિ, અને વરૂણ એટલા અને બીજા પણ દેવતાઓ કે જેઓ વર અને શાપ બન્ને દઈ શકેછે, તેઓ રાજાના દેહમાંજ છે, કેમકે રાજા સર્વ દેવરૂપ કહેવાયછે.[૨૬-૨૭] એટલા માટે હે બ્રાહ્મણો! મત્સર મૂકી દઇને યજ્ઞાદિક કર્મથી મારૂંજ પૂજન કરો અને મનેજ બળિદાન આપો. મારા વિના બીજો કયો પુરૂષ આરાધન કરવાને યોગ્ય છે?[૨૮]

મૈત્રેય કહેછે—એ પ્રમાણે અવળી બુદ્ધિવાળા અને અવળે માર્ગે ચાલનારા એ પાપી વેનને તે લોકોએ સમજાવવા માંડયો, તોપણ મંદભાગ્ય હોવાથી તેણે તેઓનું માન્યું નહી.[૨૯]હે વિદુર! પંડિતનું અભિમાન ધરાવતા એ વેન રાજાએ અપમાન કરેલા એ બ્રાહ્મણોને પોતાની માગણી વ્યર્થ જતાં ક્રોધ ઉત્પન્ન થયો.[૩૦] એ લોકોએ વિચાર કર્યો કે 'આ સ્વભાવથીજ દુષ્ટ પાપીને મારીજ નાખવો, કેમકે જીવતો હશે તો અવશ્ય આખા જગતને તુરત ભસ્મ કરી નાખશે.[૩૧] આ દુષ્ટ કર્મ કરનારો વેન, રાજાના ઉત્તમ આસનને યોગ્ય નથી, કે લાજ મૂકીને યજ્ઞેશ્વર વિષ્ણુની નિંદા કરેછે.[૩૨] જેણે અનુગ્રહ કરીને આવું ઐશ્વર્ય આપ્યું છે તે ભગવાનની આ એક દુષ્ટ વેનવિના બીજો કોણ નિંદા કરે?'[૩૩] એ પ્રમાણે ક્રોધથી વ્યાપ્ત થઈને મારવાના નિશ્ચય ઉપર આવેલા બ્રાહ્મણોએ ભગવાનની નિંદાથી હણાએલા એ વેનને હુંકારથીજ હણી નાંખ્યો.[૩૪] વેનને મારી નાંખીને બ્રાહ્મણો પોતપોતાના આશ્રમમાં ગયા. પછી શોક કરતી સુનીથાએ મંત્ર અને ઔષધિની યુક્તિથી વેનના શરીરને સાચવી રાખ્યું.[૩૫] એક દિવસે સરસ્વતીના જળમાં નાહી અગ્નિમાં હોમ કરી નદીને કાંઠે બેઠેલા એ મુનિલોકો વાતો કરતા કરતા જગતને ત્રાસ આપે એવા મોટા ઉત્પાત થતા જાણી વિચાર કરતા હતા કે હમણાં રાજા વગરની પૃથ્વીનું ચોર લોકોથી અશુભ થતું હોય?' તેટલામાં તો લૂટારાઓની ધાડ પડવાથી અને દોડાદોડ થવાથી ચારેકોર ધૂળ ઉડતી તેઓના જોવામાં આવી.[૩૬-૩૮] રાજા મરીજતાં લોકોનાં ધન લૂંટી લેતા ચોર લોકોનો ભારે ઉપદ્રવ તથા પ્રજાઓમાં પણ પરસ્પર મારફાડ, ચોરી અને ખૂન ખરાબી ચાલી રહેલી જોઇ, એ મુનિઓએ વિચાર કર્યો કે, આવું ચાલવા દેવાથી આપણને પણ દોષ લાગેછે, કેમકે જે બ્રાહ્મણ સમદૃષ્ટિવાળો અને શાંત છતાં પણ દુખી લોકોની ઉપેક્ષા કરતો હોય તેનું તપ ફૂટેલા વાસણમાંથી પાણી પેઠે જતું રહેછે[૩૯-૪૧] જો કે આપણેજ આ સઘળી ગરબડનું નિવારણ કરવાને સમર્થ છીએ તોપણ અંગરાજાના વંશનો નાશ થવો નહી જોઈએ; કેમકે એ વંશમાં મોટાં પરાક્રમવાળા અને ભગવાનની ભક્તિ કરનારા રાજાઓ થઈ ગયાછે, અને થશે એવો પણ સંભવ છે.[૪૨] એ પ્રમાણે નિશ્ચય કરીને એ બ્રાહ્મણો મરણ પામેલા વેનરાજાના સાથળનું મથન કરવા લાગ્યા, તેમાંથી એક ઠીંગણો પુરૂષ ઉત્પન્ન થયો.[૪૩] એ પુરૂષ કાગડા જેવો કાળો હતો, અંગ અને હાથ પગ ઘણાંજ ટુંકાં હતાં, દાઢી મોટી હતી, નાકનીઅણી ચીબી હતી, આંખ્યો રાતી હતી, અને મુવાળા પણ લાલ હતા.[૪૪] એ પુરૂષ રાંકપણાથી 'મારે શું કામ કરવું' એમ બોલતાં મુનિઓએ કહ્યું કે 'નિષિદ' (બેસીજા), તે ઉપરથી તેનું નિષાદ એવું નામ પડયું[૪૫] એના વંશના નૈષાદ એટલે ભીલ લોકો પર્વતો અને વનોમાં રહેછે; કેમકે વેનના શરીરમાં ભયંકર પાપ હતું, તેજ એ નિષાદરૂપે બહાર નીકળ્યું, તેથી તેના વંશને પુર વગેરેમાં પ્રવેશ કરવાનો અધિકાર નથી[૪૬]

**तस्य वंशास्तु नैषादा गिरिकाननगोचराः ।**
**येनाहरज्जायमानो वेनकल्मषमुल्बणं ॥ ४६ ॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધમાં 'निषादोत्पत्ति' એવા નામનો ચૌદમો અધ્યાય સંપૂર્ણ.

# અધ્યાય ૧૫ મો.*

## બ્રાહ્મણોએ વેનના હાથનું મથન કરીને પૃથુરાજાને ઉત્પન્ન કર્યો અને તેને રાજ્યાભિષેક કર્યો.

॥ मैत्रेय उवाच ॥

**अथ तस्य पुनर्विप्रैरपुत्रस्य महीपतेः ।**
**बाहुभ्यांमथ्यमानाभ्यां मिथुनं समपद्यत ॥ १ ॥**

મૈત્રેય કહેછે—પછી તે બ્રાહ્મણોએ એ અપુત્ર વેનરાજાના બે હાથનુ મથન કરતાં તેમાંથી એક જોડલુ ઉત્પન્ન થયું.[1] જોડલાને જોઇ તથા ભગવાનના અંશરૂપ છે એમ જાણી બહુજ રાજી થયેલા એ મુનિઓ બોલ્યા.[2]

મુનિઓ બોલ્યા કે—આ જોડલામાં જે પુત્ર છે તે ભગવાનનો જગતની રક્ષા કરનાર અંશ અને જે કન્યા છે તે ભગવાન પાસેથી નજ ખસે એવી લક્ષ્મીનો અવતાર છે.[3] રાજાઓમાં પેહેલો, મોટી કીર્તિવાળો અને રાજાઓની કીર્તિને વધારનાર આ કુમાર 'પૃથુ' એવા નામથી ચક્રવર્તિ થશે.[4] જગતની રક્ષા કરવાને સારૂ ભગવાનનો આ અંશાવતાર થયોછે, અને સારા દાંતવાળી, ગુણને તથા ઘરેણાંને પણ શોભા આપનારી અને ઉત્તમ સ્વરૂપવાળી આ કન્યા 'અર્ચિ' એવા નામથી કહેવાશે, અને પૃથુ રાજાનેજ વરશે, કેમકે એ લક્ષ્મીનો અવતાર હોવાને લીધે ભગવાનની દૂર રહેજ નહી.[5-6]

મૈત્રેય કહે છે—બ્રાહ્મણો એ પૃથુરાજાને વખાણવા લાગ્યા; ગંધર્વો ગાવા લાગ્યા, સિદ્ધલોકો ફૂલની વૃષ્ટિ કરવા લાગ્યા, અપ્સરાઓ નાચવા લાગી, પૃથ્વીમાં અને આકાશમાં શંખ, તૂરી, મૃદંગ અને દુંદુભિ વગેરે વાગવા લાગ્યાં, ને દેવતા, ઋષિ અને પિતૃઓ તે ઠેકાણે પોતાના ગણસહિત ભેળા થયા[7-8] દેવતાઓને સાથે લઇ ત્યાં આવેલા જગદ્ગુરૂ બ્રહ્માએ પૃથુરાજાના જમણા હાથમાં રેખારૂપ ચક્રનુ ચિન્હ અને ચરણમાં કમળનું ચિન્હ જોઈને એ ભગવાનનો અંશ છે એમ નિશ્ચય કર્યો. કેમકે જેના હાથમાં ચક્રનુ ચિન્હ ચોખ્ખુ હોય તે ભગવાનનો અંશજ હોયછે.[9-10] વેદ ભણનારા બ્રાહ્મણોએ તેના અભિષેકનો આરંભ કરતાં સર્વે લોકો ચારેકોરથી અભિષેકની સામગ્રી લાવ્યા.[11] નદીઓ, સમુદ્રો, પર્વતો, વૃક્ષ, ગાયો, પશુપક્ષીઓ, સ્વર્ગ, પૃથ્વી અને સર્વ પ્રાણીઓ ભેટ લાવ્યાં[12]અભિષેક પામેલા, સારી રીતે શણગારેલા અને સારાં વસ્ત્રવાળા એ મહારાજ પૃથુ, શણગારેલાં અર્ચિરાણીની સાથે બીજા અગ્નિની પેઠે શોભવા લાગ્યા.[13]હે વિદુર! કુબેરજી તેમને સારૂ સુવર્ણનુ ઉત્તમ સિંહાસન લાવ્યા, વરૂણદેવ ચંદ્રમાજેવુ ધોળું અને પાણી ઝરનારૂ છત્ર લાવ્યા;[14]વાયુ બે ચમર લાવ્યા, ધર્મે કીર્તિરૂપ માળા આપી; ઇંદ્રે ઉત્તમ મુકુટ આપ્યો; યમરાજા શિક્ષા કરવાનો દંડ લાવ્યા;[15]બ્રહ્માએ વેદમય બખ્તર, સરસ્વતીએ ઉત્તમ હાર, વિષ્ણુએ સુદર્શનચક્ર અને લક્ષ્મીએ અવિનાશી સંપત્તિ આપી,[16]રૂદ્રે ચંદ્રમા જેવી દશ ફૂદડીવાળી અને પાર્વતીએ સો ફૂદડીવાળી તરવાર આપી, ચંદ્રમાએ અમૃત જેવા ધોળા ઘોડા, ત્વષ્ટાએ અત્યંત સુંદર રથ,[17]અગ્નિએ બકરા તથા બળદનાં શીંગડાંમાંથી બનેલું ધનુષ્ય અને સૂર્યે પોતાની કિરણો જેવાં બાણ આપ્યાં, પૃથ્વી ધારેલે સ્થળે તુરત પોહોચાડનારી ચાખડી લાવ્યાં, આકાશે રોજેરોજ ફૂલના હાર આપવા માંડ્યા,[18]આકાશમાં ફરનારા સિદ્ધ લોકોએ નાચ, ગાયન, વાજા વગાડવાં અને અંતર્ધાન થવાની કળા આપી, ઋષિઓએ સાચા આશીર્વાદ દીધા, અને સમુદ્રે પોતામાં પેદા થએલો શંખ દીધો[19]સમુદ્ર, પર્વતો અને નદીઓએ તેમને રથ ચાલવાના માર્ગ આપ્યા. પછી સૂત, માગધ અને બંદિજનો સ્તુતિ કરવા આવ્યાં, તેઓને જોઈ મહા પ્રતાપી પૃથુરાજા હસીને મેઘની ગર્જના સરખી ગંભીરવાણીથી (આ પ્રમાણે) બોલ્યા.[20-21]

પૃથુરાજા કહેછે—હે ભલા માણસો! સૂત માગધ અને બંદિજનો! હજુ મારા કોઈ ગુણો જગતમાં

* આ પંદરમા અધ્યાયમા વેનના હાથનું બ્રાહ્મણોએ મથન કરતાં તેમાંથી ઉત્પન્ન થયેલા પૃથુરાજાના રાજ્યાભિષેક અને સત્કાર વગેરેની કથા કહેવામાં આવી

સ્પષ્ટ જણાયા નથી, તે પેહેલાં તમો કયા સંબંધથી મારી સ્તુતિ કરવાને તૈયાર થયાછો? સ્તુતિ કરવી હોય તો બીજા કોઇની કરો, કેમકે મારા સંબંધમાં ખોટી સ્તુતિ કરાવવાને હુ યોગ્ય ધારતો નથી.[22]હે મધુર વાણી બોલનારાઓ! મારી સ્તુતિ કરવી હોય તો મારા ગુણ પ્રસિદ્ધ થયા પછી અને તે પણ મારી પરોક્ષમાં કરજો તમો મારી સ્તુતિ કરવાની સભાસદોની પ્રેરણા માનતા હો, તોપણ હુ ધારૂંછુ કે વર્ણન કરવા યોગ્યભગવાનના ગુણો છતાં સભાસદો બીજા કોઇ અર્વાચીન માણસની સ્તુતિ કરાવવી યોગ્ય ગણેજ નહી [23]પોતામાં મોટા ગુણોનુ સંપાદન કરવાની શક્તિ હોય, તોપણ તેવાં મોટાં કામ કર્યા પેહેલાં, સ્તુતિ કરનારા લોકો પાસે ખોટાં વખાણ તે કોણ કરાવે? સ્તુતિ કરનારા લોકો સ્તુતિ કરતા હોય તે સમયે સાંભળનારા બીજા લોકો અને સ્તુતિ કરનારા પોતે પણ મનમાં મશ્કરી કરે કે 'આ માણસમાં એવા ગુણ છે? અથવા કાંઇ થવાના છે?' આવી રીતની મશ્કરીની મૂર્ખ માણસને ખબર પડે નહી [24]પોતે પ્રખ્યાત છતાં પણ પોતાનાં વખાણ સાંભળવાથી લજાતા મહાત્મા પુરૂષો ભુડા કામની પેઠે પોતાનાં વખાણને પણ ધિક્કારેછે [25]હે સ્તુતિ કરનારા લોકો! અમે તો હજુ સુધી કોઇ મોટાં કામ કરીને પ્રખ્યાત થયા નથી, તે પેહેલાં બાળકની પેઠે શી રીતે પોતાના ગુણનુ ગાયન કરાવીશુ? [26]

वयं त्वविदिता लोके सूताद्यापि वरीमभि ।
कर्मभिःकथमात्मानं गापयिष्याम बालवत् ॥२६॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધમાં પૃથુચરિત્રના પ્રસંગમાં પંદરમો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૬ મો.*

## સૂત, માગધ તથા બંદીજનોએ પૃથુરાજાની કરેલી સ્તુતિ.

॥ मैत्रेयउवाच ॥

इति ब्रुवाणं नृपतिं गायका मुनिचोदिताः ।
तुष्टुवुस्तुष्टमनसस्तद्वागमृतसेवया ॥ १ ॥

મૈત્રેય કહેછે—એ પ્રમાણે પૃથુરાજાનાં વચનરૂપ અમૃતના સેવનથી રાજી થયેલા ગાયક લોકો મુનિઓની પ્રેરણાથી રાજાની ઈચ્છા નહી છતાં પણ તેમની સ્તુતિ કરવા લાગ્યા.[1]"આપ કે જે માયાથી સાક્ષાત્ વિષ્ણુજ અવતર્યાછો તેમના મહિમાનું વર્ણન કરવામાં અમો સમર્થ નથી; કેમકે આપનાં ચરિત્રોનુ વર્ણન કરવામાં બ્રહ્માદિકની પણ બુદ્ધિ પોહોચતી નથી [2]તોપણ આપ કે જે મોટી કીર્ત્તિવાળા અને ભગવાનના અંશાવતાર છો તેમની કથારૂપ અમૃતમાં અમોને પ્રીતિ હોવાને લીધે મુનિઓના કહેવાથી આપનાં ઉત્તમ કર્મ કે જે વિષેનુ જ્ઞાન મુનિઓએ યોગબળથી અમોને આપ્યુંછે તેઓનુ વર્ણન કરીશું.[3] આ પૃથુરાજા ધર્મ પાળનારાઓમાં શ્રેષ્ઠ, લોકોને ધર્મમાર્ગમાં ચલાવનાર, ધર્મની મર્યાદાઓનુ રક્ષણ કરનાર અને ધર્મના શત્રુઓને શિક્ષા કરનાર છે [4]આ રાજા એકજ પોતાના શરીરમાં સર્વ લોકપાળોની શક્તિઓને સમયે સમયે ધરેછે અને જૂદાં જૂદાં કાર્યો કરીને બન્ને લોકોનું (આ લોક તથા પરલોકનું) હિત કરેછે [5]સર્વ પ્રાણીઓમાં સમાન રીતે વર્તતા આ પ્રતાપી રાજા, સૂર્ય જેમ આઠ મહિનામાં જળનુ શોષણ કરી લે છે અને ચોમાસામાં પાછુ જળ મૂકેછે, તેમ કર લેવાના સમયમાં લોકો પાસેથી ધન લેછે અને દુષ્કાળ વગેરેમાં તેઓને ધન આપેછે [6]દુખી પ્રાણીઓ ઉપર નિરંતર દયા રાખનારા આ પૃથુરાજા, પૃથ્વી જેમ સર્વનુ સહન કરેછે, તેમ દુખી લોકો પોતાની ઉપર પગ મેલે તોપણ તેઓનુ સહન કરેછે [7]આ રાજાનુ શરીર ધરનારા વિષ્ણુ (પૃથુરાજા) વરસાદ નહિ વરસવાથી મરવા તૈયાર થયેલી પ્રજાનુ ઇંદ્રની પેઠે વૃષ્ટિ કરીને અનાયાસથી રક્ષણ કરશે [8]આ રાજા સ્નેહ ભરેલી દૃષ્ટિવાળા અને સ્વચ્છ મંદહાસ્યથી શોભતા પોતાના મુખરૂપ ચંદ્રમાથી લોકોને તૃપ્ત કરેછે [9]આ પૃથુરાજા વરૂણ દેવની પેઠે થયા પેહેલાં કોઇના જાણવામાં ન આવે એવાં ગંભીર કામ કરનાર, ધનનુ રક્ષણ કરનાર, અનંત મહિમાવાળા, સદ્ગુણોમાંજ રહેનાર, જિતેંદ્રિય અને જેના માર્ગની

* આ સોળમા અધ્યાયમાં સર્વ લોકપાળ દેવતાઓએ સત્કાર કરેલા અને સહિત પૃથુરાજાના મુનિઓએ પ્રેરેલા સૂત, માગધ અને બંદીજનોએ સ્તુતિ કર્યાની કથા કહેવાશે.

કોઈને ખબર ન પડે એવા છે.[૧૦]વેનરૂપ અરણીથી જાણે અગ્નિજ ઉત્પન્ન થયા હોય તેમ પાસે છતાં પણ પ્રતાપને લીધે ઘણા છેટા લાગતા આ રાજાને શત્રુઓ મનથી પણ પોહોચી શકતા નથી, ત્યારે તેમનાં પરાક્રમનુ સહન અને તેમનો પરાભવ તો ક્યાંથીજ કરી શકે [૧૧]આ રાજા પોતાના ગુપ્ત ચાકરોથી સર્વ લોકોના અંદરની તથા બહારની વાતો જાણેછે, તોપણ પ્રાણીઓના પ્રાણવાયુની પેઠે નિર્વિકાર રહેછે [૧૨]શત્રુનો દીકરો છતાં પણ તે જો નિરપરાધી હોય તો તેને ધર્મમાર્ગમાંરહેનારા આ રાજા શિક્ષા કરતા નથી, અને પોતાનો દીકરો છતાં પણ તે જો અપરાધી હોય તો તેને શિક્ષા કરેછે [૧૩]આ રાજાની સેના તથા આજ્ઞા માનમાચળ (સર્વ દ્વીપના છેડાનો પર્વત) સુધી અને જેટલામાં સૂર્યનો પ્રકાશ પડેછે તેટલે સુધી વગર અડચણે ચાલેછે [૧૪]મનને રાજી કરનારાં પોતાના કામોથી લોકોને રાજી કરશે એટલામાટે લોકો આ પૃથુને રાજા કહેછે [૧૫]આ રાજા દૃઢ નિયમ પાળનાર, સાચી પ્રતિજ્ઞાવાળા, બ્રાહ્મણો ઉપર શ્રદ્ધા રાખનાર, વૃદ્ધલોકોને સેવનાર, સર્વ પ્રાણીઓના શરણરૂપ, માન આપનાર, રાંક ઉપર પ્રેમ રાખનાર, [૧૬]પરસ્ત્રીઓને પોતાની મા જેવી સમજનાર, પોતાની સ્ત્રીને પોતાના અરધા શરીર જેવી માનનાર, પ્રજાઓ ઉપર પિતાની પેઠે સ્નેહ રાખનાર, જ્ઞાની પુરૂષોની પાસે દાસની પેઠે વર્તનાર, [૧૭]પ્રાણીઓને પોતાના આત્માની પેઠે પ્યારા, મિત્રોના સુખને વધારનાર, વૈરાગ્યવાળા લોકોનો વિશેષ સંગ કરનાર, અને દુષ્ટ લોકોને યમસમાન છે [૧૮]સર્વ લોકોના સ્વામી અવિનાશી ભગવાનજ પોતાના અંશથી આ પૃથુરાજારૂપે અવતરેલ છે, કે જેના સ્વરૂપમાં દેખવામાં આવતા દ્વૈત પદાર્થને જ્ઞાની લોકો માયાએ બનાવેલ હોવાથી વ્યર્થ માનેછે. [૧૯]મહાવીર અને રાજાધિરાજ આ પૃથુ ઉદયાચળપર્યંત ભૂમંડળની રક્ષા કરશે, અને ધનુષ્ હાથમાં લઇ વિજયરથમાં બેશી સૂર્યની પેઠે ભૂમંડળમાં ફરશે. [૨૦]આ રાજા જ્યાં જ્યાં ફરશે ત્યાં ત્યાં રાજાઓ અને લોકપાળ દેવતાઓ તેમને કર અને સારા સારા પદાર્થો આપશે. અને રાજાઓની સ્ત્રીઓ આ પેહેલા રાજાને વિષ્ણુરૂપ માની તેમની કીર્તિનુ ગાયન કરશે [૨૧]પ્રજાને આજીવિકા આપનાર આ ચક્રવર્તિ રાજા ગાયરૂપ થયેલી પૃથ્વીનુ દોહન કરશે, અને ઇંદ્રની પેઠે પોતાના ધનુષની અણીથી પર્વતોને તોડી નાંખીને લીલામાત્રમાં પૃથ્વીને સરખી કરી મૂકશે. [૨૨]સિંહ જેમ પૂછડુ ઊંચુ કરીને ફરે તેમ આ રાજા બકરાં અને બળદનાં શીંગડાંમાંથી બનાવેલા અને યુદ્ધમાં ભયંકર ધનુષનો ટંકાર કરતા પૃથ્વીમાં ફરેછે, તેથી દુષ્ટલોકો ચારેકોર છુપી ગયા છે [૨૩]જે ઠેકાણે સરસ્વતી નદી પ્રકટ થએલછે તે ઠેકાણે આ રાજા સો અશ્વમેધ યજ્ઞ કરશે, અને તેમાં છેલ્લો યજ્ઞ ચાલુ થતાં ઇંદ્ર તેમના ઘોડાને હરી જશે [૨૪]આ રાજા પોતાના ઘરના બગીચામાં મહાત્મા સનત્કુમારને મળી અને ભક્તિથી તેમનુ આરાધન કરી નિર્મળ જ્ઞાન પામશે, કે જે જ્ઞાનથી પરબ્રહ્મની પ્રાપ્તી થાયછે [૨૫]એ પ્રમાણે વિખ્યાત અને મોટા પરાક્રમવાળા આ પૃથુરાજા જ્યાં જ્યાં ફરશે ત્યાંત્યાં સારી વાણી અને ભગવાનની કથાના શ્લોકો સાંભળશે. [૨૬]દિગ્વિજય કરી પોતાની શક્તિથી લોકોનાં દુઃખને ઉખેડી નાંખનાર આ રાજા અખંડિત આજ્ઞાથી પૃથ્વીનુ રાજ્ય કરશે, અને તેમના પ્રતાપનુ મોટા મોટા દેવતાઓ અને દૈત્યો પણ ગાયન કરશે [૨૭]

**दिशो विजित्याप्रतिरुद्धचक्रः स्वतेजसोत्पाटित लोकशल्यः । सुरासुरेंद्रैरुप गीयमान महानुभावो भविता पतिर्भुवः ॥ २७ ॥**

ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો સોળમો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૭ મો. *

## લોકનું દુઃખ મટાડવાને પૃથ્વીને મારવા માંડતાં તેણે પૃથુની કરેલી સ્તુતિ.

॥ मैत्रेयउवाच ॥

**एवं स भगवान् वैन्यः ख्यापितो गुणकर्मभिः । छंदयामासतान्कामैः प्रतिपूज्याभिनंद्यच ॥ १ ॥**

---

* આ સત્તરમા અધ્યાયમા લોકોની ભૂખ મટાડતા પૃથુરાજાની, પૃથ્વી કે જે બીજમાત્રને ગળી ગઇ હતી તેણે ત્રાસથી સ્તુતિ કર્યાની કથા કહેવામા આવશે.

મૈત્રેય કહેછે—એ પ્રમાણે ગુણ અને કર્મથી પ્રખ્યાત કરેલા પૃથુરાજાએ એ સ્તુતિ કરનારા લોકોની પૂજા તથા સત્કાર કરીને તેઓને જોઇતા પદાર્થો આપી રાજી કર્યા[1] બ્રાહ્મણ વગેરે વર્ણો, ચાકર, મંત્રિ, ગુરૂ, શેહેરના લોકો, દેશી લોકો, જૂદા જૂદા ધંધાથી જીવનારા પરચુરણ લોકો અને કામમાં જોડાએલાઓનો પણ સત્કાર કર્યો.[2]

વિદુરે પૂછ્યું કે-પૃથ્વી કે જેને પૃથુરાજાએ દોહી તેણે બીજા ઘણાં રૂપ છતાં ગાયનું રૂપ શા કારણથી ધર્યું હતું ? અને દોહોવાના કામમાં વાછડો કોણ અને વાસણ કયું હતું ?[3] પૃથ્વી કે જે સ્વભાવથીજ ઉંચીનીચી છે તેને પૃથુરાજાએ શી રીતે સપાટ કરી ? અને તે રાજાના યજ્ઞસંબંધી ઘોડાનું ઇંદ્રે શા માટે હરણ કર્યું હતું ?[4] હે મહારાજ ! બ્રહ્મવેત્તાઓમાં ઉત્તમ મહાત્મા સનત્કુમાર પાસેથી જ્ઞાન વિજ્ઞાન મેળવીને તે રાજર્ષિ પૃથુ શી ગતિ પામ્યા ?[5] પવિત્ર કીર્તિવાળા ભગવાન્ કૃષ્ણ કે જેમણે પૃથુરાજાનું રૂપ ધરી આ પૃથ્વીને દોહી તેનું એ પૃથુના અવતાર સંબંધી ચરિત્ર, હું કે જે તમારો અને ભગવાનનો ભક્ત તથા સ્નેહી છું, તેની પાસે કહો [1-7]

સૂત શૌનકને કહેછે—એ પ્રમાણે વિદુરે ભગવાનની કથા કહેવાને સારૂ પ્રેરણા કરતાં પ્રસન્ન થયેલા મૈત્રેય મુનિ તેમનાં વખાણ કરીને બોલ્યા [8]

મૈત્રેય કહેછે—હે વિદુર ! જ્યારે બ્રાહ્મણોએ અભિષેક કરીને પૃથુને પ્રજાના પાલનમાં જોડયા, ત્યારે અન્ન વગરની પૃથ્વીમાં ભૂખથી દૂબળી થઇ ગયેલી સર્વ પ્રજાઓએ આવીને પૃથુને કહ્યું કે—'કોતરમાં રહેલા અગ્નિથી જેમ ઝાડ બળી રહ્યાં હોય, તેમ પેટના અગ્નિથી સંતાપ પામેલા અમે આજ તમે કે જે શરણાગતનું રક્ષણ કરનારછો, તેની શરણે આવ્યા છીએ, કેમકે આજીવિકા આપનારા આપરૂપ પતિને બ્રાહ્મણોએ મેળવી આપ્યાછે[9] [10] એટલા માટે હે રાજાધિરાજ ! ભૂખથી પીડાયેલા અમો અન્નવિના મરીગયા નથી તે પેહેલાં અમોને અન્ન દેવાનો આપ પ્રયત્ન કરો, કેમકે રાજાની પદવી ઉપર આવે તેણે સર્વ લોકની જીવિકાનું સંપાદન કરી આપવું જોઇએ.'[11]

મૈત્રેય કહેછે—એ પ્રમાણે પ્રજાનો દીનતા ભરેલો વિલાપ સાંભળીને લાંબો વિચાર કરતાં તેનું કારણ જાણવામાં આવ્યું, કે અન્નનાં સઘળાં બીજને પૃથ્વી ગળી ગઇછે.[12] એ પ્રમાણે બુદ્ધિથી નિશ્ચય કરી ક્રોધથી ધનુષ લઇને મહાદેવે જેમ ત્રિપુર ઉપર બાણ ચઢાવ્યું હતું તેમ પૃથ્વી ઉપર બાણ ચઢાવ્યું.[13] હથિયાર લઈ તૈયાર થયેલા પૃથુને જોઇ થર થર ધ્રુજતી પૃથ્વી પારાધી પાછવાડે દોડવાથી જેમ હરણી ભાગે તેમ ત્રાસથી ગાયનું રૂપ ધરીને ભાગી[14] ક્રોધથી જેની આંખો અત્યંત રાતી થઇ ગઈ હતી એવા પૃથુ ધનુષમાં બાણ ચઢાવીને જ્યાં જ્યાં પૃથ્વી ભાગીને જાયછે ત્યાં ત્યાં પાછવાડે દોડયા.[15] દિશાઓ, ખુણાઓ, સ્વર્ગ, પૃથ્વી અને અંતરિક્ષમાં દોડતી પૃથ્વીદેવીએ સઘળે ઠેકાણે હથીઆર ઉગામી આવેલા પૃથુરાજાને જોયા.[16] પ્રજાને જેમ મૃત્યુની રક્ષા કરનાર કોઈ પણ ન મળે, તેમ લોકમાં પોતાની રક્ષા કરનાર કોઈ પણ ન મળતાં ત્રાસ પામેલી પૃથ્વીએ કચવાતા મનથી પાછી વળીને પૃથુરાજાને કહ્યું કે—હે ધર્મને જાણનાર અને દીનવત્સળ! તમે મારી પણ રક્ષા કરો, કેમકે પ્રાણીઓનું રક્ષણ કરવાનોજ તમારો નિયમ છે [17-18] હું કે જે રાંક અને નિરપરાધી છું તેને આપ શા માટે મારી નાંખવા ઇચ્છોછો? ધર્મજ્ઞપણાથી પ્રખ્યાત થયેલા આપ સ્ત્રીજાતિને કેમ મારશો ?[19] સ્ત્રીઓ અપરાધમાં આવી હોય તોપણ તેઓને સાધારણ પુરૂષો પણ પ્રહાર દેતા નથી, ત્યારે આપ જેવા દયાળુ અને દીનવત્સળ પુરૂષો કેમ મારે ?[20] હું કે જેમાં આખું જગત્ રહ્યુંછે, તેરૂપ દૃઢ વહાણને તોડી નાંખી તમારા શરીરને અને આ પ્રજાઓને પાણીમાં શી રીતે રાખી શકશો ?[21]

પૃથુ બોલ્યા કે—હે પૃથ્વી ! તું કે જે મારી આજ્ઞા નથી માનતી તેને હું મારી નાંખીશ. તું પૃથ્વીરૂપે યજ્ઞમાં ભાગ લેતાં છતાં ધાન્યાદિક આપતી નથી અને ગાયરૂપે રોજ ખડ ખાતાં

છતાં દૂધ દેતી નથી, એટલા માટે તું કે જે દુષ્ટ છે તેને આવા અપરાધમાં દંડ દેવો અયોગ્ય કહેવાય એમ નથી.[૨૨-૨૩] બ્રહ્માએ પૂર્વે સરજેલાં પણ હાલ તેં તારા શરીરમાં રોકી રાખેલાં અન્નનાં બીજ તુ મૂર્ખપણાથી મને નહિ ગણકારીને દેતી નથી.[૨૪] એટલામાટે બાણથી તુને કાપી નાંખીને, આ પ્રજા કે જે ભૂખથી પીડાઇને વિલાપ કરેછે તેની ક્ષુધાને તારૂં માંસ ખવરાવીને મટાડીશ.[૨૫] પુરૂષ, સ્ત્રી કે નપુંસક ગમે તે હોય, પણ જે દુષ્ટ, અભિમાની અને પ્રાણીઓ ઉપર નિર્દય હોય તેને મારી નાંખવામાં રાજાને પાપ લાગે નહી [૨૬] અક્કડ અને મદોન્મત્ત તું કે જે ઢોંગથી ગાય બની છે, તેના બાણવડે કટકે કટકા કરી નાંખી મારા યોગની શક્તિથી આ પ્રજાઓને હુ ધારણ કરીશ.[૨૭] એ પ્રમાણે બોલતા અને કાળની પેઠે ક્રોધમય મૂર્તિ ધારણ કરતા પૃથુ રાજાને ધ્રુજતી અને પ્રણામ કરતી પૃથ્વીએ હાથ જોડીને (આ પ્રમાણે) કહ્યુ.[૨૮]

પૃથ્વી કહેછે—પરમ પુરૂષ, માયાથી અનેક અવતાર ધરનાર, સગુણ સ્વરૂપ અને જેમાં સ્વરૂપજ્ઞાને દેહાભિમાનના રાગદ્વેષાદિક મોજા મટાડી નાંખ્યાછે એવા આપને પ્રણામ કરૂ છુ.[૨૯] જે પ્રભુએ સર્વ પ્રાણીઓને ધારણ કરનારી મને બનાવીછે તેજ સ્વતંત્ર પ્રભુ હથિયાર ઉપાડીને મને મારી નાંખવા તૈયાર થયાછો, તો હવે મારે બીજા કોની શરણે જવુ ?[૩૦] પોતામાં રહેનારી અને જીવને લાગુ પડનારી માયાથી જેણે આ ચરાચર જગત્ પ્રથમ રચ્યુ છે તે ઈશ્વર તમે તેજ માયાથી હાલ જગતનુ રક્ષણ કરવાને અવતરેલ અને ધર્મમાં નિષ્ઠા રાખનાર છતાં મને મારી નાંખવાને કેમ ઈચ્છો છો ?[૩૧] જીતી શકાય નહિ એવી તમારી માયાને લીધે ભમતાં ચિત્તવાળાઓએ તમારૂ કર્ત્તવ્ય જાણી શકાતું નથી, કે જે તમે ઈશ્વર બ્રહ્માને સરજીને તેની પાસે જગતને ઉત્પન્ન કરાવનાર તથા પોતાથી એકરૂપ અને માયાથી અનેક રૂપ છો.[૩૨] પાંચભૂત, ઇંદ્રિયો, ઇન્દ્રિયોના દેવતા, બુદ્ધિ અને અહંકારરૂપ પોતાની શક્તિઓથી આ જગતમાં સૃષ્ટિ વગેરેને કરનાર અને વધી ગયેલી તે શક્તિઓને પાછી રોકનાર સર્વના નિયંતા પરમપુરૂષ આપને પ્રણામ કરૂ છુ.[૩૩] હે અજન્મા ! તેજ તમે પંચભૂત, ઇંદ્રિય અને અંતઃકરણરૂપ પોતે બનાવેલા જગતને સારી રીતે સ્થાપવામાટે આદિવરાહનો અવતાર ધરીને મને જળમાંથી બહાર લાવ્યાછો. જેણે વરાહનો અવતાર ધર્યો હતો તેજ તમે આજ હું કે જે પાણી ઉપર વહાણ જેવીછુ, તેમાં રહેલી પ્રજાનુ રક્ષણ કરવાની ઈચ્છાથી પૃથુરાજારૂપે અવતર્યા છો, તે છતાં મારામાંથી દૂધ લેવાને સારૂ ઉગ્ર બાણથી મને મારી નાંખવા ઇચ્છોછો એ મોટુ આશ્ચર્ય છે.[૩૪-૩૫] પરંતુ તમારી સંસારરૂપ માયાથી મોહિત ચિત્તવાળાં અમજેવાંઓએ તમારા ભક્તોનુ કર્ત્તવ્ય પણ જાણી શકાતું નથી, ત્યારે તમારૂ પોતાનુ કર્ત્તવ્ય તો કેમજ જાણી શકાય ? એટલામાટે મનમાં આવે તેમ નહિ, પણ જિતેંદ્રિય પુરૂષોની કીર્ત્તિ વધે તેમ ચાલનારા આપને નમસ્કાર કરૂછુ.[૩૬]

नूनं जनैरीहितमीश्वराणा
मस्मद्विधैस्तद्गुणसर्गमायया ।
न ज्ञायते मोहितचित्तवर्त्मभि
स्तेभ्यो नमो वीरयशस्करेभ्यः ॥ ३६ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધમાં 'पृथुकृत पृथ्वीनिग्रह' એવા નામનો સત્તરમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૮ મો.*

### પૃથુરાજાએ પૃથ્વીનું દોહન કર્યું.

**मैत्रेयउवाच.**

इत्थं पृथुमभिष्टूय रुषा प्रस्फुरिताधरम् ।
पुनराहावनिर्भिता संस्तभ्यात्मानमात्मना ॥ १ ॥

મૈત્રેય કહેછે—બીનેલી પૃથ્વી, એ પ્રમાણે પૃથુ કે ક્રોધથી જેના હોઠ ફરકતા હતા તેમની

* આ અઢારમા અધ્યાયમા પૃથ્વીના કહેવા ઉપરથી પૃથુરાજા વગેરેએ જૂદા જૂદા વાછડા અને વાસણની કલ્પના કરી પૃથ્વી પાસેથી જોઇતુ દૂધ લોહી લેવાની વાત કહેવાશે.

સ્તુતિ કર્યાં પછી ધીરજથી મનને સ્થિર રાખી ફરીવાર બોલીકે 'હે પ્રભુ! ક્રોધને શાંત કરો અને મારી પ્રાર્થના સાંભળો સમજુ પુરૂષ ભ્રમરની પેઠે સર્વ ઠેકાણેથી સાર લેછે[૧-૨] આ લોકમાં અને પરલોકમાં પુરૂષોના પુરૂષાર્થ સિદ્ધ કરવાને વાસ્તે તત્વવેત્તા મુનિઓએ ઉપાય શોધ્યાછે અને કર્યાછે.[૩] પાછળની સ્રષ્ટિનો જે માણસ, શ્રદ્ધા રાખીને એ પૂર્વજોએ દેખાડેલા ઉપાયો કરે તેને અનાયાસથી ફળની પ્રાપ્તિ થાયછે, અને તે ઉપાયોનો અનાદર કરી જે મૂર્ખ કે સમજુ માણસ પોતાની કલ્પનાથી કામ કરવા માંડે તેનાં આરંભેલાં કામ વારંવાર બગડી જાયછે.[૪-૫] હે રાજા! લોકોનુ પાલન કરવાનું જેઓનું કામ છે તે રાજાઓએ મારૂં પાલન તથા મારા પર પ્રીતિ છોડી દેવાથી લોકોમાં ચોરનો ઘણો વધારો થતાં, પૂર્વે બ્રહ્માએ સરજેલી ઔષધિઓ નીચ રાજાઓના ઉપભોગમાં આવતી જોઇ, તે ઔષધિઓને યજ્ઞને સારૂ હુ ગળી ગઇછુ, કેમકે અનિયમિત લોકો ઔષધિઓનો ઉપભોગ કરે તો તે નિર્બીજ થઈ જતાં પછી યજ્ઞ થઇ શકે નહી[૬-૭] આ વાતને ઘણો કાળ વીતી જવાથી તે ઔષધિઓ મારામાં જીર્ણ થઈ ગઇછે, માટે પૂર્વજોએ શોધેલા ઉપાયથી આપે તે લેવી જોઇએ[૮] એટલામાટે હે પ્રાણીઓને પાળનાર વીર મહારાજ! જોઈતાં અને બળ દેનારાં અન્નની આપને ઈચ્છા હોય તો મને દોહોનાર, દોહોવાનું યોગ્ય પાત્ર અને વાછડાંની કલ્પના કરો, કે જેથી પ્રીતિ રાખીને હું આપને જોઈતા પદાર્થારૂપ દૂધ કાઢી આપુ[૯-૧૦] બીજુ એ કે આપ મને પ્રિય સપાટ બનાવો, કે જેથી વરસાદનુ પાણી ચોમાસુ વીતી જતાં પણ મારા ઉપર ચારેકોર સરખુ રહે'[૧૧] એ પ્રમાણે પૃથ્વીનુ પ્રિય અને હિતકારી વચનસ્વીકારીને પૃથુરાજાએ સ્વાયભુવમનુને વાછડો કરી હાથમાં સઘળી ઔષધિ દોહી લીધી[૧૨] પૃથુરાજાએ જેમ સાર લીધો તેમ બીજા પણ સમજુ પુરૂષો સર્વ ઠેકાણેથી સારજ લેછે. પછી બીજા લોકોએ પણ પૃથ્વી કે જેને પૃથુએ વશ કરી, તેમાંથી પોતપોતાને જોઈતા પદાર્થો દોહી લીધા*[૧૩] ઋષિઓએ બૃહસ્પતિને વાછડો કરી પોતાની ઇંદ્રિયોરૂપ વાસણમાં વેદરૂપ પવિત્ર દૂધ દોહી લીધુ.[૧૪] દેવતાઓએ ઇંદ્રને વાછડો કરી સોનાના પાત્રમાં મન, ઈંદ્રિય અને દેહની શક્તિ વધારનારૂ અમૃતરૂપ દૂધ દોહી લીધુ[૧૫] દૈત્ય અને દાનવોએ અસુરમાં ઉત્તમ પ્રલ્હાદને વાછડો કરી લોઢાના પાત્રમાં મદિરારૂપ દૂધ દોહ્યુ.[૧૬] ગંધર્વ અને અપ્સરાઓએ વિશ્વાસુ નામના ગંધર્વને વાછડો કરીને કમળના પાત્રમાં ગાયન અને શોભારૂપ દૂધ દોહ્યુ.[૧૭] શ્રાદ્ધના અધિષ્ઠાતા પિતૃ લોકોએ અર્યમાને વાછડો કરી કાચી માટીના ઠામમાં કવ્ય (પિતૃને વાસ્તે જે કાંઇ અન્નાદિક અપાયછે તે કવ્ય કહેવાયછે, તે) દોહી લીધુ.[૧૮] સિદ્ધ લોકોએ કપિલમુનિને વાછડો કરી આકાશરૂપ પાત્રમાં અણિમા વગેરે સિદ્ધિઓ દોહી લીધી, અને વિદ્યાધર લોકોએ તેજ વાછડાથી અને તેજ પાત્રમાં અનેક પ્રકારની વિદ્યાઓ દોહી લીધી[૧૯] બીજા માયાવી પુરૂષોએ મયદાનવને વાછડો કરી સંકલ્પમાત્રથી થાય એવી અંતર્ધાન થઇ જવા વગેરે અદ્‌ભુત માયા દોહી લીધી[૨૦] યક્ષ, રાક્ષસ, ભૂત અને પિશાચ વગેરે માંસ ખાનારાઓએ રૂદ્રને વાછડો કરી ખપ્પરમાં લોહીરૂપ દૂધ દોહ્યુ,[૨૧] +અહિ, ×સર્પ, નાગ† અને વીંછી વગેરેએ તક્ષક નાગને વાછડો કરી પોતાના મુખરૂપ પાત્રમાં ઝેરરૂપ દૂધ દોહી લીધુ[૨૨] પશુઓએ નંદિકેશ્વરને વાછડો કરી વનરૂપ વાસણમાં ખડરૂપ દૂધ દોહી લીધું, અને ફાડી ખાનારાં માંસભક્ષક પ્રાણીઓએ સિંહને વાછડો કરી પોતાના શરીરરૂપ પાત્રમાં માંસરૂપ દૂધ દોહી લીધુ પક્ષીઓએ ગરૂડને

---

* આ પૃથ્વીને દોહોવાનુ વર્ણન અલંકારિક છે, તેથી તેમા એટલુજ સમજવાનુ છે, કે કોઇ રાજા નહિ હોવાથી પૃથ્વીમા ઘણી અવ્યવસ્થા થઇ ગઇ હતી, તે પૃથુરાજાએ પોતાના બળથી મટાડીને સૌ મંડળીઓને સૌસૌના ઉપરી મારફત જોઇતા પદાર્થો મળવા વગેરેની સગવડ કરી આપી તથા સર્વનુ પોષણ અને અભિવર્ધન થાય એમ કર્યું + ફેણ વગરના. × ફેણવાળા નાગ. † કદ્રુની સંતતિમા થયેલા.

વાછડો કરી કીડા અને ફળ વગેરે પોતાના ભક્ષ્યરૂપ દૂધ દોહ્યું.[૨૩-૨૪] વનસ્પતિઓએ વડને વાછડો કરી જુદા જુદા રસરૂપ દૂધ દોહ્યુ, અને પર્વતોએ હિમાલયને વાછડો કરી પોતાનાં શિખરોરૂપ પાત્રમાં અનેક પ્રકારની ધાતુરૂપ દૂધ દોહ્યું.[૨૫] પૃથુએ વશ કરેલી અને સર્વ વસ્તુ પૂરી પાડનારી પૃથ્વીની પાસેથી સઘળાઓએ પોતપોતાના વર્ગમાં મુખ્યને વાછડો કરી પોતપોતાના પાત્રમાં દૂધ દોહી લીધુ.*[૨૬] એ પ્રમાણે પદાર્થોનો ભોગ કરનારા પૃથુ વગેરેએ જુદાં જુદાં પાત્ર અને વાછડાં કલ્પીને પોતપોતાના ભોગ્ય પદાર્થરૂપ જુદાં જુદાં દૂધ દોહી લીધાં.[૨૭] પછી રાજી થયેલા પૃથુરાજાએ સર્વ પદાર્થ પૂરા પાડનારી પૃથ્વીને દીકરી માની તેના ઉપર દીકરી જેવોજ પ્રેમ રાખ્યો[૨૮] ગજાધિરાજ પૃથુએ પોતાના ધનુષની અણીથી પર્વતોનાં શિખરો અને ટેકરાઓને ચૂર્ણ કરી નાંખી ઘણુ કરીને આખા ભૂમંડળને સપાટ કર્યું +[૨૯] પછી પ્રજાઓને જીવિકા આપનાર અને પિતાતુલ્ય પૃથુરાજાએ સઘળી જગોએ જેમ જોઇએ તેમ સૌને રેહેઠાણની સગવડ કરી આપી.[૩૦] ગામડાં, કસ્બા, નગર, અનેક પ્રકારના કિલ્લા, આયર લોકોનાં સ્થાનક, ગાયોના નેહ, ફોજના ઉતારાનાં ઠેકાણાં, ખાણો, ખેડુ લોકોની વસ્તીનાં ગામ અને ડુંગરો પાસેનાં ગામ બનાવ્યાં.[૩૧] પૃથુરાજાની પેહેલાં પૃથ્વી ઉપર આ નગર કે ગામ વગેરેની રચના કાંઇ પણ હતી નહી. સઘળા લોકો જેમ જેને ઠીક પડે તેમ નિર્ભય રીતે છુટ વછુટ રહેતા હતા.[૩૨]

**प्राक्पृथ रिहनैवैषा पुरग्रामादिकल्पना ।**
**यथासुखंवसंतिस्म तत्रतत्राऽकुतोभयाः ॥३२॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધમાં 'પૃથુવિજય' નામનો અઢારમો અધ્યાય સંપૂર્ણ

* આ અલંકારિક કથામા એવુ સમજવાનુ છે કે પૃથુરાજાએ પોતાના પરાક્રમથી આખી પૃથ્વીને ધ્રુજાવી નાખતા દુષ્ટ લોકોનો ક્ષય થવાથી તે ગાય જેવી ગરીબ થઇ ગઇ, એટલે પછી સારા બંદોબસ્તથી સારી પેદાશ થવા લાગી

+ ધનુષની અણીથી પૃથ્વીને સપાટ કરી, તેનો અભિપ્રાય એવો સમજાયછે કે ધનુષના જોરથી લોકોને વશ કરી તેઓની પાસે પૃથ્વીને સપાટ કરાવી.

# અધ્યાય ૧૯ મો. *

## યજ્ઞનો ઘોડો હરીજનાર ઇંદ્રનો વધ કરતા પૃથુરાજાને બ્રહ્માએ વાર્યા.

**॥ मैत्रेयउवाच ॥**

**अथादिक्षित राजातु हयमेध शतेन सः ।**
**ब्रह्मावर्त्तेमनोःक्षेत्रे यत्रप्राचीसरस्वती ॥ १ ॥**

મૈત્રેય કહેછે–પછી પથુ રાજાએ મનુના દેશ બ્રહ્માવર્ત્તમાં જ્યાં સરસ્વતી નદી પૂર્વ દિશામાં વહેછે ત્યાં સો અશ્વમેધ યજ્ઞ કરવાનો સંકલ્પ કર્યો[૧] એ કામ કરવાથી પૃથુ રાજા પોતાના કરતાં પણ વધી જશે એમ ધારી ઇંદ્રને પૃથુ રાજાના એ મોટા યજ્ઞના ઉત્સવની અસહનતા થઇ.[૨] એ યજ્ઞમાં યજ્ઞના પતિ, સર્વના આત્મા, સર્વ લોકોના ગુરૂ અને ઇશ્વર ભગવાન્, બ્રહ્મા, સદાશિવ અને પરિવાર સહિત દેવતાઓની સાથે પ્રત્યક્ષ દર્શન દેતા હતા. અને તે સમયમાં ગંધર્વ, મુનિઓ અને અપ્સરાઓ તેમનાં ચરિત્રનુ ગાયન કરતાં હતાં.[૩-૪] સિદ્ધ, વિદ્યાધર, દૈત્ય, દાનવ, યક્ષ વગેરે, સુનંદ અને નંદ વગેરે મોટા પાર્ષદો, કપિલ, નારદ, દત્તાત્રેય, સનકાદિક યોગેશ્વરો અને સેવા કરવાની ઉત્કંઠાવાળા બીજા પણ ભક્તો ભગવાનની સાથેજ આવ્યા હતા.[૫-૬] હે વિદુર ! એ યજ્ઞમાં સર્વ વસ્તુ પૂરી પાડનારી પૃથ્વી ગાયનુ રૂપ ધરીને યજમાનને જોઈતા પદાર્થો પૂરા પાડતી હતી.[૭] નદીઓમાં ગોળ વગેરે સર્વ પ્રકારના રસ, દૂધ, દહી, અન્ન, ઘી અને છાશ વહેતાં હતાં. પુષ્ટ થયેલાં અને રસને ઝરતાં વૃક્ષોમાં ફૂલ અને ફળ અત્યંત ઉત્પન્ન થયાં હતાં.[૮] સમુદ્રોએ રત્નના સમૂહ અને પર્વતોએ ભક્ષ, ભોજ્ય, લેહ્ય તથા ચોષ્ય× એ ચાર પ્રકારનાં અન્ન આપ્યાં. લોકપાળ સહિત સર્વે લોકો જૂદી જૂદી ભેટો લાવ્યા

* આ અધ્યાયમા અશ્વમેધનો ઘોડો હરી જવાથી ઇંદ્રનો વધ કરવા તૈયાર થયેલા પૃથુરાજાને બ્રહ્માએ વાર્યા. એ કથા કહેવામા આવશે

× જે અન્ન સારી પેઠે ચાવીને ખાવાજેવુ હોય તે ભક્ષ્ય કહેવાયછે, દાળ ભાત વગેરે ભોજ્ય કહેવાયછે, કઢી વગેરે ચાટવાનું જે હોય તે લેહ્ય કહેવાય અને ચૂસવાનુ હોય તે ચોષ્ય કહેવાયછે.

હતા.[9]એ પ્રમાણે પૃથુરાજા કે જેના ભગવાન્ સ્વામી છે, તેમનો મોટો ઉદય થયો જોઇ ઇદ્રે ઇર્ષ્યાથી તેના યજ્ઞમાં ભગ પાડયો.[10]છેલ્લા અશ્વમેધથી ભગવાનનુ પૂજન કરવા માંડયુ તે સમયમાં ઇર્ષ્યાથી વ્યાકુળ થયેલા ઈદ્ર અદૃશ્યરૂપથી યજ્ઞનો ઘોડો હરીને આકાશ માર્ગમાં ઉતાવળથી જતાં અત્રિઋષિના જોવામાં આવ્યા. એ સમયમાં પાખડ કે જે અધર્મ છતાં ધર્મની ભ્રાંતિ કરનાર છે તેનો વેષ ઇદ્રે ધર્યો હતો [11-12]તે ઇંદ્રિને મારી નાંખવા અત્રિઋષિએ પ્રેરણા કરેલો મહા પરાક્રમી પૃથુનો પુત્ર ઇંદ્રિની પછવાડે દોડયો અને ક્રોધથી 'ઉભો રહે,' એવી હાકલ કરી [13]પણ જટાધારી અને ભસ્મથી ખરડાએલા ઇંદ્રને દેખી તે સાક્ષાત્ ધર્મનુ સ્વરૂપ છે એમ માની તેના ઉપર બાણનો ઘા કર્યો નહીં.[14]વધ કરવાથી અટકી ગયેલા એ કુમારને જોઈ અત્રિઋષિએ ફરી વાર આજ્ઞા કરી કે 'હે રાજકુમાર! ઇંદ્ર કે જે યજ્ઞમાં વિઘ્ન પાડનાર અને દેવતાઓમાં અધમ છે તેને મારી નાખ'[15]એવી આજ્ઞાથી પૃથુનો પુત્ર, રાવણની પછવાડે જટાયુની પેઠે આકાશમાર્ગમાં ઉતાવળથી જતા ઇંદ્રની પછવાડે ક્રોધ કરીને દોડયો.[16]તેટલામાં ઘોડાને અને પાખડના વેષને પડતો મૂકી ઇંદ્ર અતર્ધાન થઈ જતાં પૃથુનો પુત્ર પોતાના ઘોડાને લઇને પાછો પિતાના યજ્ઞમાં આવ્યો [17]હે વિદુર ' એ કુમારનુ' તે અદ્ભુત કામ જોઇને મોટા ઋષિઓએ તેને વિજિતાશ્વ ( ઘોડાની જીત મેળવનાર ) એવું' નામ આપ્યુ. [18] વળી ઇંદ્ર, ભયંકર અધારૂ ઉત્પન્ન કરી તેમાં ગુપ્ત રહીને સોનાની દોરી સહિત એ ઘોડાને ખીલેથી છોડી લઈ આકાશમાર્ગમાં ઉતાવળે નાસી જતાં અત્રિઋષિએ તેને નજરે દેખાડી પૃથુના પુત્રને તેની પછવાડે મોકલ્યો, પરતુ તે સમયમાં ઇંદ્રે માણસોનાં માથાની ખોપરીંઓ અને ખાટલાનાં દશ ઉપળાં ધર્યાં હતાં તેથી તેને કોઇ ભેખ છે એમ જાણી પૃથુના પુત્રે પ્રહાર કર્યો નહીં;[19-20] પણ વળી અત્રિઋષિના કહેવાથી તેણે ક્રોધ કરીને બાણ ચઢાવતાં ઘોડાને અને તે પાખંડી રૂપને મૂકી દઇ ઇંદ્ર અતર્ધાન થઈ ગયા.[21] પૃથુનો પુત્ર ઘોડો લઇ પિતાના યજ્ઞમાં આવ્યો, અને ત્યારથી ઇંદ્રે ગ્રહણ કરેલા દુષ્ટ પાખડો અજ્ઞાની લોકોમાં ચાલવા લાગ્યા.[22] ઘોડાને હરીજવાની ઇચ્છાથી ઇંદ્રે જે જે રૂપ લીધાં તે સઘળાં પાખડ કહેવાયછે, કેમકે પા એટલે પાપ અને ખંડ એટલે તેની નિશાની, એવો તેનો શબ્દાર્થ છે.[23] એ પ્રમાણે પૃથુના યજ્ઞનો ભંગ કરવા સારૂ ઘોડાનુ હરણ કરતાં ઇંદ્રે જે જે રૂપ લઇ લઇને મૂકી દીધાં તે ઉપરથી જૈન, બૈદ્ધ અને કાપાલિક વગેરે પાખડના પથો ઉત્પન્ન થયા, કે જે પથના આચાર્યોને ઉપરના દેખાવમાં સારા અને વાતના મુદ્દા લાવવામાં હુશિયાર જોઇને, એ લોકોશો ધર્મ ખરો છે એવી ભ્રાંતિથી ઘણુ કરીને મનુષ્યોની બુદ્ધિ તેમાં લલચાયછે.[24-25] આ વાત જાણી કોપ પામેલા પૃથુરાજાએ ઇંદ્રને મારવાસારૂ ધનુષ્ ઉપાડીને હાથમાં બાણ લીધું [26] સામુ' જોઇ શકાય નહીં' એવા અસહ્ય વેગવાળા અને ઇંદ્રનો વધ કરવા તૈયાર થયેલા પૃથુરાજાને જોઈ યજ્ઞના બ્રાહ્મણોએ તેમને વાર્યા કે 'આ યજ્ઞમાં શાસ્ત્રમાં કહેલ પૃથુના વધ સિવાય બીજા કોઈનો વધ કરવો તમારે યોગ્ય નથી,[27] પરતુ અમોજ આ યજ્ઞનો નાશ કરનાર અને તમારી કીર્તિથીજ નિસ્તેજ થયેલા ઇંદ્રને શક્તિભરેલા મંત્રના જોરથી અહી બોલાવી લઇશુ અને પછી તરતજ એ તમારા શત્રુને અગ્નિમાં હોમી દેઈશું'.[28] હે વિદુર ! એ પ્રમાણે યજમાનની રજા લઇ તેના ઋત્વિજો સુચ હાથમાં લઇ ક્રોધથી હોમ કરવા લાગ્યા, ત્યાં બ્રહ્માએ આવીને તેઓને વાર્યા, કે 'તમે જેને મારવા ધારોછો તે આ પેહેલા મન્વતરનો ઇંદ્ર ભગવાનનો યજ્ઞાવતારજ છે, અને યજ્ઞ કરીને પુજવામાં આવતા દેવતાઓ તેના શરીરરૂપ છે, માટે તેનો વધ કરવો તમારે યોગ્ય નથી.[29-30] હે બ્રાહ્મણો ! ( બળવાન્ સાથે વિરોધ કરવામાં સાધારણ લોકોની પણ ઘણી ખરાબી છે.) જુવો કે રાજાના આ યજ્ઞને તોડવાની ઈચ્છાથી ઇંદ્રે કેટલા બધા મોટા પાખંડના માર્ગો ઉત્પન્ન

કર્યા ! (માટે હજી પણ તેનાથી સંપ નહીં કરો તો ફરીવાર પણ પાખંડનેજ પેદા કરશે.)[31] મોટી કીર્તિવાળા પૃથુરાજાના સો યજ્ઞોમાં એક ઓછો રહે તોપણ શી હરકત છે? (એટલુ બ્રાહ્મણોને કહી પછી બ્રહ્માએ પૃથુરાજાને કહ્યું કે હે રાજા! યજ્ઞની ક્રિયા હવે બંધ રાખો, કેમકે તમે મોક્ષના ધર્મને જાણોછો.[32] ઇંદ્ર અને તમે બન્ને ભગવાનનાજ અવતાર છો, માટે ઇંદ્ર કે જે તમારૂ પોતાનુંજ સ્વરૂપ છે તેના ઉપર ક્રોધ લાવવો તમારે યોગ્ય નથી.[33] હે મહારાજ! આ યજ્ઞમાં ભંગ પડવાના વિષયમાં તમે કાંઇ પણ ચિંતા કરો માં, અને ધ્યાન દઇને અમારી વાત સાંભળો. જે કામ થવા દેવાની દેવનીજ ઇચ્છા ન હોય તે કામ કરવામાં જે પુરૂષ ચાહના રાખે તેનુ મન ક્રોધથી આંધળુ બનીને મોહમાં બૂડી જાયછે (પણ કદી શાંતિ મળતી નથી).[34] જે કરવા જતાં ઇંદ્રે ઉત્પન્ન કરેલા પાખંડોથી ધર્મની ગરબડ થઈ અને દેવતાઓને દુરાગ્રહ બંધાઈ ગયો તે આ યજ્ઞને બંધ રાખવો જોઇએ.[35] તમારા યજ્ઞનો દ્રોહ કરનાર અને ઘોડાને ચોરી જનાર ઇંદ્રે ગ્રહણ કરેલા અને મનને ફેરવી નાંખે એવા પાખંડોમાં લોકો તણાયા જાયછે તે જુવો.[36] હે વેન પુત્ર! લોકોનો વેદશાસ્ત્રથી સિદ્ધ થયેલો ધર્મ કે જે વેનના અન્યાયથી નાશ પામી ગયો હતો, તેને પાછો ચલાવવામાટે વિષ્ણુના દેહમાંથીજ અંશરૂપે તમે અહી અવતર્યાછો[37] એટલામાટે હે રાજા! આ જગતના કલ્યાણનો વિચાર કરી અમલોકોની માગણીનો સ્વીકાર કરો, અને પ્રચંડ પાખંડનો માર્ગ કે જે અધર્મને જન્મ આપનારી ઇંદ્રની માયારૂપ છે તેનો નાશ કરો.'[38]

મૈત્રેય કહેછે—એ પ્રમાણે બ્રહ્માએ આજ્ઞા કરવાથી પૃથુરાજાએ આગ્રહ મૂકી સ્નેહ રાખીને ઇંદ્રની સાથે સમાધાન કર્યું.[39] ઘણાં કર્મ કરનારા પૃથુરાજા સ્નાન કરતાં, દેવતાઓ કે જેઓ તેમના યજ્ઞમાં તૃપ્ત થયા હતા તેઓએ વરદાન દીધાં.[40] હે વિદુર! શ્રદ્ધા સહિત દક્ષિણા મળવાથી સંતુષ્ટ થયેલા અને સત્કાર પામેલા બ્રાહ્મણ- સિદ્ધિવાળા બ્રાહ્મણોએ પૃથુરાજાને આશિર્વચન આપીને કહ્યુ કે 'હે મોટા રાજા! આપના બોલાવવાથી પિતૃ, દેવતા, ઋષિઓ અને મનુષ્યો, જેઓ આવ્યા હતા તે સઘળાઓની દાન અને માનથી યથાયોગ્ય પૂજા થઇછે.'[41-42]

त्वयाहूता महाबाहो सर्वएवसमागताः ।
पूजितादानमानाभ्यां पितृदेवर्षिमानवाः ॥४२॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધમાં ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ

---

## અધ્યાય ૨૦ મો.*

### યજ્ઞમાં ભગવાને પૃથુને કરેલો ઉપદેશ તથા તેમની પરસ્પરની પ્રીતિ

॥ ऋषिरूवाच. ॥

भगवानपितैकुंठः साकंमघवतातिभुः ।
यज्ञैर्यज्ञपतिस्तुष्टो यज्ञभुक्तमभाषत ॥ १ ॥

મૈત્રેય કહેછે—યજ્ઞોના પતિ, યજ્ઞોને ભોગવનાર અને યજ્ઞોથી પ્રસન્ન થયેલા ભગવાને ઇંદ્રની સમક્ષમાં પૃથુરાજાને કહ્યુ કે—'આ ઇંદ્રે તમારા સો અશ્વમેધનો ભંગ કર્યો છે, પણ હવે તમારી પાસેથી ક્ષમા માગેછે માટે ક્ષમા કરવી જોઇએ[1-2] હે રાજા! સુબુદ્ધિ અને ભલપણવાળા મોટા માણસો કોઇ પ્રાણીનો દ્રોહ કરેજ નહીં, કેમકે તેઓ દેહને આત્મા માનતા નથી[3] તમારા જેવા પુરૂષો માયાથી મોહ પામે તો લાંબા દિવસની વૃદ્ધોની સેવા કરવાનો પરિશ્રમ તેઓને માથેજ પડયો સમજવો.[4] માટે આ દેહ અજ્ઞાન, કામના અને કર્મથીજ થયેલોછે એમ જાણી જ્ઞાની પુરૂષ દેહને વિષે આસક્તિ રાખતો નથી.[5] આ દેહમાં આસક્તિ નહી રાખનારો કયો સમજુ પુરૂષ દેહે ઉત્પન્ન કરેલાં ઘર, સંતાન અને ધનમાં મમતા રાખે?[6] આત્મા દેહથી જૂદો છે, કેમકે આત્મા એક છે અને દેહ અવસ્થાને લીધે અનેક પ્રકારનો છે; આત્મા શુદ્ધ છે અને દેહ

* આ વીશમા અધ્યાયમાં વિષ્ણુએ પૃથુને ઉપદેશ કર્યો અને વરદાનના પ્રસંગથી પરસ્પર પ્રીતિ થઇ, એ આ કહેવાશે.

મલિન છે; આત્મા જ્ઞાનસ્વરૂપ છે અને દેહ જડ છે; આત્મા નિર્ગુણ છે અને દેહ સગુણ છે, આત્મા ગુણોનો આશ્રય છે અને દેહ ગુણોના આશ્રયથી રહ્યોછે, આત્મા મપાતો નથી અને દેહ મપાયછે, આત્મા કોઈથી ઢકાતો નથી અને દેહ વસ્ત્રાદિકથી ઢકાયછે, આત્મા દ્રષ્ટા છે અને દેહ દૃશ્ય છે, આત્મા સ્વત સિદ્ધ છે અને દેહ આત્માને લઈને સિદ્ધ થાયછે.[7] આ પ્રમાણે પોતામાં રહેલા આત્માને જે પુરૂષ જાણે તે દેહમાં રહ્યા છતાં પણ દેહના વિકારથી લેપાતો નથી, કેમકે તે મારા વિષેજ રહ્યોછે.[8] હે રાજા! જે પુરૂષ નિષ્કામ રહી શ્રદ્ધા રાખી સ્વધર્મથી મારી ભક્તિ કરેછે તેનું મન ધીરે ધીરે નિર્મળ થાયછે[9] મન શુદ્ધ થાય ત્યારે ગુણમાત્રનો ત્યાગ થઈ સ્વરૂપનુ સત્ય જ્ઞાન પ્રાપ્ત થતાં, શાંતિ કે જે ન્યારાપણાથી રહેવારૂપ કેવળ બ્રહ્મની સ્થિતિ છે તેને પામેછે[10] આ ન્યારો અવિચળ આત્મા કોઈ સાથે સબધ રાખનાર નહીં છતાં દેહ, ઇંદ્રિય, ઇદ્રિયોના દેવતા અને અંતકરણનો જાણે સ્વામી હોય તેમ રહેછે, એવી રીતે જે જાણે તેને મોક્ષ થાયછે.[11] પચભૂત, ઇદ્રિયો, દેવતા અને ચિદાભાસથી બનેલ હોવાને લીધે આત્માથી જૂદા દેહનેજ સસાર છે, એટલામાટે મારામાં પ્રીતિ રાખનાર વિદ્વાન્ પુરૂષો સપત્તિ જોવામાં આવતાં રાજી થતા નથી અને વિપત્તિ જોવામાં આવતાં ખેદ પામતા નથી.[12]હે રાજા! તમે વિદ્વાન્ છો એટલામાટે સુખદુ ખમાં અને ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠમાં સમાન ભાવથી રહી અને ઇદ્રિયો તથા અત કરણને વશ કરી, મેં આપેલા કારભારી વગેરે સઘળા લોકોની સાથે સર્વ જગતનુ રક્ષણ કરો[13] પ્રજાનુ પાલન કરવુ એજ રાજાને મોટું પુણ્ય છે, કેમકે પ્રજાએ કરેલાં પુણ્યમાંથી છઠ્ઠો ભાગ રાજાને પરલોકમાં મળેછે, પણ જો રાજા પ્રજાની રક્ષા નહી કરતાં પ્રજા પાસેથી કર લે, તો પોતાનુ પુણ્ય પ્રજાને જતાં પ્રજાનુ પાપ પોતાને લાગેછે.[14] આ પ્રમાણે ઉત્તમ બ્રાહ્મણોની સમ્મતિથી ધર્મ, અર્થ અને કામમાં ધર્મને મુખ્ય અને કામ તથા અર્થને ગૌણ રાખી અને અંતઃકરણથી તે કોઈમાં આસક્તિ નહિ રાખી પ્રજાનુ રક્ષણ કરશો, તો લોકોની પ્રીતિ મળતાં મોક્ષ પણ અનાયાસથી મળશે, અને થોડા દિવસમાં સનકાદિક તમારે ઘેર આવશે તેઓનાં દર્શન થશે.[15] હે રાજા! મારી પાસેથી કોઈ વરદાન માગો, કેમકે હું તમારા ગુણ અને શીલથી બધાયોછું. હુ યજ્ઞ, તપ કે યોગથી સેહેજ મળતો નથી, પણ સમદૃષ્ટિવાળાઓની પાસેજ રહુ છુ.[16]

મૈત્રેય કહેછે—એ પ્રમાણે જગતના ગુરૂ ભગવાને આજ્ઞા કરતાં જગત્‌ને જીતી લેનાર પૃથુરાજાએ તેમની આજ્ઞા માથે ચઢાવી, પગમાં પડતા અને પોતાનાં કામથી લજાએલા ઇદ્રનુ પ્રેમથી આલિગન કરી દ્વેષ મૂકી દીધો.[17-18] ભક્તિના વધારાથી ચરણમાં પડીને પૃથુએ પૂજેલા, સત્પુરૂષોની સાથે મૈત્રી રાખનાર અને પૃથુની સામુ જોતા વિશ્વાત્મા ભગવાન પોતાની પધારી જવાની તૈયારી છતાં પણ પૃથુની ઉપર અનુગ્રહ કરવા સારૂ રોકાવુ પડતાં પધાર્યા નહી.[19-20] હાથ જોડી ઉભેલા પૃથુરાજા, આંખોમાં આંસુ ભરાઇ આવવાથી ભગવાનની સામું નહી જોઈ શકાતાં કાંઇ પણ બોલ્યા નહી, પણ આંસુથી વ્યાકુળ થઇ ચૂપ ઉભા રહી હૃદયમાં ભગવાનનુ ધ્યાન કરવા લાગ્યા.[21] પછી આંસુનાં ટીપાં લુઈ નાંખી, નહિ તૃપ્તિ પામતી દૃષ્ટિથી દર્શન કરતા પૃથુરાજાએ ભગવાન કે જે પૃથ્વીનો સ્પર્શ કરવાને દેવલોકોનો સંપ્રદાય નહિ છતાં પણ કૃપાથી પરવશ થઇ જવાને લીધે પૃથ્વીપર ચરણ ધરીને ગરૂડના ઉચા ખભાપર હાથ મૂકી ઊભા હતા તેમને કહ્યુ[22]

પૃથુરાજા કહેછે—હે પ્રભુ! વિષયનાં સુખ કે જે દેહાભિમાનીઓએ ભોગવવા જેવાં છે અને નરકના પ્રાણીઓને પણ મળેછે, તેઓને આપ જેવા સર્વેશ્વર પાસેથી સમજુ પુરૂષ કેમજ માગે[23] એટલામાટે હે મોક્ષના પતિ! એ સુખોને માગતો નથી, અને મોક્ષ પણ જો મોટા પુરૂષોના હૃદયમાંથી મુખદ્વારા નીકળતો આપના

ચરણારવિંદનો મકરંદ (કથારસ) ન મળતો હોય તો તે મોક્ષસુખને પણ હું માગતો નથી, પરંતુ તમારી કથાના શ્રવણને સારૂ મને દશ હજાર કાન કરી આપો, એજ વર માગુ છું.[૨૪] હે મહારાજ! મહાત્માઓના મુખમાંથી નીકળતી આપના ચરણારવિંદની કથારૂપ અમૃતની કણીનો દૂરથી મળેલો પવનમાત્ર પણ ભૂલમાં પડી ગએલા કાચા યોગીઓને પાછું આત્મજ્ઞાનનુ સ્મરણ આપેછે, એટલા માટે અમે કે જે સાર લેનારા છીએ તેઓને ભક્તિ વિના બીજા કોઇ વરદાનનુ પ્રયોજન નથી.[૨૫] હે શુભકીર્તિવાળા! સત્પુરૂષોના સમાગમમાં તમારા સુખદાયી યશને એકવાર પણ જે માણસ સાંભળે, તે જો ગુણને જાણનાર હોય તો પાછો તેમાંથી અટકેજ નહીં, પરતુ પશુ હોય તેનો મેળ નહીં. લક્ષ્મી પણ પોતામાં સઘળા ગુણ એકઠા કરવાની ઈચ્છાથી તમારા ગુણોનેજ વરી છે.[૨૬] એટલા માટે આપ કે જે સર્વ પુરૂષોમાં ઉત્તમ અને ગુણોના નિવાસરૂપ છો, તેમને લક્ષ્મીની પેઠેજ ઉત્સાહ રાખીને હુ ભજુ છું. જો કે એકી વખતે એકજ સ્વામીની એક પ્રકારનીજ સેવા કરવાની સ્પર્દ્ધા રાખનારાઓને પરસ્પરમાં કજીયો થવાનો સંભવ છે, તોપણ હુ ધારૂંછુ કે હુ અને લક્ષ્મી એ બન્નેનું ચિત્ત આપના ચરણમાંજ એકાગ્ર રહેશે, તેથી તેમાં કજીયાનો અંકુરજ આવશે નહી.[૨૭] હે જગદીશ્વર! જગદંબા લક્ષ્મી કે જેના કામમાં ભાગ લેવાની અમને ઇચ્છા છે તેની સાથે કદાચ વિરોધ થશે, તોપણ આપ દીનવત્સળ હોવાથી અમારી થોડી સેવાને પણ ઘણી માનશો, કેમકે આપ સ્વરૂપાનદમાંજ રમણ કરનારછો તેથી લક્ષ્મીની કશી જરૂર માનતા નથી.[૨૮] એટલા માટે આપ કે જે માયાના ગુણોનાં કાર્યથી રહિત છો તેમને નિષ્કામ પુરૂષો જ્ઞાન મળ્યા પછી પણ ભજેછે અને એ મહાત્મા પુરૂષોને આપના ચરણના સ્મરણ શિવાય બીજુ કશુ પ્રયોજન હોવાનુ અમે ધારતા નથી.[૨૯] ભજન કરનારને વરદાન માગવાનુ કહેવું એ આપની વાત જગતને બંધન કરનારી છે એમ માનું છું; કેમકે આપની વાણીરૂપ દોરીથી લોકો બંધાએલાજ છે. અને જો ન બંધાએલ હોય તો વારંવાર ફળમાં મોહ પામીને કર્મ કરેજ કેમ?[૩૦] હે પરમેશ્વર! તમારી માયાએ લોકોને તમારા સત્ય સ્વરૂપથી જુદા પાડયાછે, કેમકે મૂર્ખ બનીને સ્વરૂપાનંદ શિવાય બીજા પુત્રાદિક સુખ માગેછે. એટલામાટેહુ પણ કે જે એ લોકોમાંનો એક છુ તેને વરદાનરૂપ ભૂલાવામાં નહી નાખતાં પિતા જેમ વગર માગણીએજ બાળકનુ હિત કરેછે, તેવી રીતેજ આપે મારૂ હિત કરવું જોઈએ.[૩૧]

મૈત્રેય કહેછે–એ પ્રમાણે પૃથુરાજાએ સ્તુતિ કરતાં ભગવાને તેને કહ્યુ કે, 'હે રાજા! તમને મારી ભક્તિ હોજો. તમે મારી ભક્તિ કરવાનો વિચાર કર્યો એ ઘણું સારૂં કર્યું, કેમકે એવા વિચારથી મારી અપાર માયાનો પાર આવી ગયો છે[૩૨] હે રાજા! હવે તમે સાવધાન રહી મારી આજ્ઞા પ્રમાણે ચાલજો. જે પુરૂષ મારી આજ્ઞા પ્રમાણે કરે તેનુ સર્વ ઠેકાણે કલ્યાણ થાયછે.'[૩૩]

મૈત્રેય કહેછે–એ પ્રમાણે પૃથુરાજાનાં સત્ય વચનનો સત્કાર કરી તથા તેના ઉપર અનુગ્રહ કરી ભગવાને ત્યાંથી પધારવાનો વિચાર કર્યો.[૩૪] દેવ, ઋષિ, પિતૃ, ગધર્વ, સિદ્ધ, ચારણ, નાગ, કિન્નર, અપ્સરાઓ, મનુષ્યો, પક્ષીઓ અને બીજા પણ અનેક પ્રાણીઓ કે જેઓનો પૃથુરાજાએ ભગવદ્બુદ્ધિથી ભક્તિભાવસહિત વાણી, ધન અને હાથ જોડવાથી સત્કાર કર્યો, તેઓ સઘળાં ત્યાંથી ગયાં, અને તે પછી ભગવાનના પાર્ષદો પણ ગયા.[૩૫-૩૬] ભગવાન પણ એ રાજાનુ અને બ્રાહ્મણોનું જાણે મન હરી જતા હોય એવી રીતે પોતાના સ્થાનકમાં (રાજાના હૃદયમાં) પધાર્યા[૩૭] આત્મસ્વરૂપનો ઉપદેશ કરનારા, જાણવામાં ન આવે એવા અને દેવતાઓના પણ દેવ ભગવાન ત્યાંથી અદૃશ્ય થતાં તેમને નમસ્કાર કરી પૃથુરાજા પોતાના નગરમાં પધાર્યા.[૩૮]

अदृष्टाय नमस्कृत्य नृपः संदर्शितात्मने ।
अव्यक्ताय च देवानां देवाय स्वपुरं ययौ ॥३८॥

ઈતીશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થ-સ્કંધનો વીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૧ મો.*

### યજ્ઞમાં દેવતાઓ વગેરેની સભામાં પૃથુરાજાએ પ્રજાને કરેલો ઉપદેશ

॥ मैत्रेयउवाच ॥

मौक्तिकैः कुसुमस्रग्भिर्दुकूलैः स्वर्णतोरणैः ।
महासुरभिभिर्धूपैर्मंडितं तत्र तत्र वै ॥ १ ॥

મૈત્રેય કહેછે—પૃથુરાજા નગરમાં પધારયા તે સમયમાં મોતી, ફૂલની માળાઓ, વસ્ત્ર અને સોનાનાં તોરણોથી નગર શણગારેલુ હતુ.[1] અત્યંત સુગંધિ ધૂપ ચારેકોર થઈ રહ્યા હતા, ગલીઓ, ચોવટા અને રાજમાર્ગોમાં ચંદન અને અગરૂવાળાં પાણી છાંટયાં હતાં ફૂલ, અક્ષત, ફળ, જવારા, શાળ અને દીવાઓથી શોભી રહ્યુ હતુ.[2] પોટા સહિત કેળના થંભ, નાનાં સોપારીનાં ઝાડ અને ઝાડનાં પાંદડાંઓની માળાઓથી ચારેકોર દીપી રહ્યુ હતું.[3] સ્વચ્છ કુંડળોથી શોભતી સ્ત્રીઓ અને સુંદર કન્યાઓ તે સમયમાં દહી વગેરે સઘળા મંગળ પદાથા, દીવા અને ફળ ફૂલ વગેરેને હાથમાં લઇ તેમને વધાવવા સારૂ સામે ગઇ[4] શંખ અને દુંદુભિના નાદ તથા બ્રાહ્મણોના વેદઘોષ ચારેકોર વ્યાપી રહ્યા હતા, અને સર્વે લોકો વખાણ કરતા હતા. એ પ્રમાણે સઘળી સમૃદ્ધિ છતાં પણ જેના મનમાં જરા પણ અભિમાન આવ્યુ નહીં એવા પૃથુરાજ પોતાના ઘરમાં પધાર્યા.[5] ચારેકોરથી સત્કાર પામેલા, મોટી કીર્તિવાળા, રાજી થયેલા અને પ્રિય વસ્તુ આપનારા પૃથુરાજાએ નગરના અને દેશના સઘળા લોકોનો સત્કાર કર્યો.[5] એ પ્રમાણે નિર્દોષ પદ્ધતિવાળા અને ગુણોથી અત્યંત મોટા પૃથુરાજાએ મોટાં મોટાં કામો કરતાં પૃથ્વીનું રાજ્ય કર્યું અને છેલ્લીવારે પોતાની મોટી કીર્તિ પૃથ્વી ઉપર રાખીને પોતે પરમપદ પામ્યા.[7]

સૂત કહેછે—હે સભાના પતિ શૌનક! સઘળા ગુણોથી ભરેલી અને ગુણવાન લોકોએ વખાણેલી પૃથુરાજાની કીર્તિ સાંભળી, એ કીર્તિ કહેનારા મૈત્રેય મુનિનો સત્કાર કરતા મોટા વૈષ્ણવ વિદુરજી બોલ્યા.[8]

વિદુર કહેછે—બ્રાહ્મણોએ અભિષેક કરતાં સઘળા દેવતાઓએ જેને ઉત્તમ વસ્તુઓ આપી અને વિષ્ણુના તેજવાળા હાથોથી જેણે પૃથ્વીનું દોહન કર્યું તે પૃથુરાજાની કીર્તિને કયો સમજુ પુરૂષ ન સાંભળે? કેમકે તેણે કરેલા પૃથ્વીનાં દોહનથીજ સર્વે રાજાઓ, લોકો અને લોકપાળ દેવતાઓને હમણાંસુધી આજીવિકા મળે જાયછે. માટે હજી પણ તેનુ પવિત્ર ચરિત્ર મારી પાસે કહો.[9-10]

મૈત્રેય કહેછે—જે દેશ ગંગા અને યમુનાની વચમાં છે, તેમાં રહેતા પૃથુરાજા સુખની આસક્તિથી નહીં પણ કેવળ કરેલાં પુણ્યોનો ત્યાગ કરવાની ઇચ્છાથી પ્રારબ્ધકર્મને લીધે મળતાં સુખ ભોગવવા લાગ્યા.[11] સાતે દીપના ચક્રવર્તિ એ પૃથુરાજાની આજ્ઞા બ્રાહ્મણો અને વૈષ્ણવો શિવાય બીજા કોઇ પણ ઠેકાણામાં અટકતી નહતી.[12] હે વિદુર! એક દિવસે પૃથુરાજાએ મોટા યજ્ઞની દીક્ષા લીધી હતી, તે સમયમાં ત્યાં દેવતાઓ, બ્રહ્મર્ષિઓ અને રાજર્ષિઓની સભા મળીહતી.[13] તે સભામાં સઘળા પૂજ્ય પુરૂષોની યોગ્ય પૂજા થઇ ગયા પછી તારાઓમાં ચંદ્રમાની પેઠે સભાસદોમાં પૃથુરાજા ઉભા થયા.[14] ઉંચા, પુષ્ટ અને લાંબા હાથવાળા, ગૌરવર્ણવાળા, કમળ સરખાં રાતાં નેત્રવાળા, નાસિકા અને મુખની શોભાવાળા, સૌમ્ય, પુષ્ટ ખભાવાળા, સારા દાંત અને મંદ હાસ્યવાળા,[15] છાતી અને કટિપશ્ચાદ્ભાગમાં વિસ્તારવાળા, ત્રણ વળીથી શોભતા અને પિપળાનાં પાંદડાં સરખાપેટવાળા, ઉંડી નાભિવાળા, બળવાન, સોના સરખા સાથળવાળા,

---

* આ અધ્યાયમા મોટા યજ્ઞમા દેવતાઓ વગેરેની મોટી સભાવચ્ચે પૃથુરાજાએ પ્રજાઓને ઉપદેશ દીધાની કથા કહેવાશે.

ચગના ઉંચા ફણાવાળા,[૧૬] ઝીણા વાંકા શ્યામ અને સ્નિગ્ધ કેશવાળા, શંખ સરખા કંઠવાળા, અને યજ્ઞસંબંધી વ્રતના કારણથી ઘરેણાં ઉતારી મૂકવાને લીધે જેનાં સર્વ અંગોની સ્વાભાવિક શોભા સ્પષ્ટ દેખાતી હતી, એવા પૃથુરાજાએ શીતળ અને સ્નેહ ભરેલી આંખોથી ચારેકોર નજર કરી, જાણે સભાને રાજી કરતા હોય એવી રીતે સુંદર વખણાએલ, શુદ્ધ અને ગંભીર અર્થવાળું ભાષણ મોટી ધીરજથી કરવા માંડયું. એ સમયમાં એક ઘણા મૂલ્યવાળું વસ્ત્ર પેહેર્યું હતું અને એક ઓઢયું હતું, તથા તેની ઉપર મૃગચર્મ ધરી લીધું હતું. હાથમાં દર્ભ રાખ્યા હતા અને સઘળી યોગ્ય ક્રિયા કરી લીધી હતી.[૧૭-૧૯]

પૃથુરાજા ભાષણ કરેછે—હે અહીં આવેલા સજ્જન સભાસદો! તમારૂં કલ્યાણ થાઓ, અને મારી વાત સાંભળો. જેઓને ધર્મ જાણવાની ઈચ્છા હોય તેઓએ પોતાના વિચાર સજ્જનો પાસે કહેવાજ જોઇએ, એટલા માટે હું જે મારા વિચાર છે તે કહી દેખાડું છું.[૨૦] પ્રજાની રક્ષા કરવી, તેઓને આજીવિકા આપવી, જૂદા જૂદા યોગ્ય નિયમોમાં સર્વને ચલાવવા અને અપરાધીઓને શિક્ષા કરવી, એટલાં કામ કરવાને સારૂ હું રાજ્યના અધિકારમાં જોડાએલોછું;[૨૧] તો ધારૂંછું કે જેના ઉપર ઇશ્વર પ્રસન્ન થાય તે વેદ પ્રમાણે ચાલનાર માણસને સર્વ મનોરથ પૂરનારાં જે જે સ્થાનકોની પ્રાપ્તિ થાય છે તે તે સ્થાનકોની પ્રાપ્તિ યોગ્ય રીતે રાજ્યનો અધિકાર ચલાવવાથી મને પણ થશે.[૨૨] જે રાજા પ્રજાઓને ધર્મની શીખામણ નહીં આપતાં છતાં તેઓની પાસેથી કર લેછે, તે પોતાનું ઐશ્વર્ય ખોઈ બેસતાં પ્રજાના પાપનો ભાગી થાયછે.[૨૩] એટલા માટે હે પ્રજાઓ! મારૂં કલ્યાણ કરવાને સારૂ ઈશ્વરાર્પણ બુદ્ધિથી સ્વધર્મ પાળવો કે જે તમ લોકોનું કામ છે, તે કરો, અને તેમ કરવાથી તમોએ મારા ઉપર ઉપકાર કર્યો માનીશ.[૨૪] હે નિર્મળ મનવાળા પિતૃ, દેવતા અને ઋષિઓ! તમે પણ આ વાતમાં સમ્મતિ આપશોજ, કેમકે ધર્મની વાતમાં શીખવનારને, આજ્ઞા કરનારને અને સંમત્તિ આપનારને પણ જે પરલોકમાં મળવાનું ફળ છે તે સરખુંજ મળેછે.[૨૫] હે મહાત્મા પુરૂષો! જો કે કેટલાએક નિરીશ્વરવાદી પણ છે, તોપણ કેટલાએકે 'ઈશ્વર છે' એવો સિદ્ધાંત પણ કરેલોછે, અને એ સિદ્ધાંત સયુક્તિક લાગેછે, કેમકે આ લોકમાં અને પરલોકમાં કોઇ કોઈને ઘણાંજ સારાં સ્થાનક અને શરીર મળતાં જોવામાં આવેછે, તે જો કોઇ જગતનો નિયંતા ઇશ્વર ન હોય તો થવું સંભવતું નથી. જો કે ઘડીભર કર્મની વિચિત્રતાને લીધેજ ઉપર કહેલો સંભવ થવાનું માનીશું, તોપણ વિદ્વાનોના અનુભવ ઉપરથી ઈશ્વર હોવાની વાત મજબુત રીતે સિદ્ધ થાયછે.[૨૬] ઉત્તાનપાદરાજા, ધ્રુવરાજા, પ્રિયવ્રતરાજા, અમારા બાપનો બાપ અંગરાજા, બ્રહ્મા, સદાશિવ, પ્રલ્હાદ, બળિરાજા અને એવાજ બીજાપણ વિદ્વાન્ અને મહાત્માઓએ સ્વીકારેલુંછે કે કર્મ પોતે જડ હોવાથી ફળ દેવામાં અસમર્થ છે, માટે કર્મના ફળઆપનાર ઇશ્વરહોવાજ જોઇએ.[૨૭-૨૮] ઈશ્વરને નહિ માનનારા તો વેનરાજા વગેરે કે જેઓ નાસ્તિક અને દયાને પાત્ર ગણાયછે તેઓજ હતા. ધર્મ, અર્થ, કામ, સ્વર્ગ અને મોક્ષ મળવામાં સઘળે એકસરખાં કારણનો વિચાર કરીએ તો કર્મ પોતે જડ હોવાથી તેને ફળ દેનારપણું ઘટતું નથી, અને બીજા દેવતાઓ પરતંત્ર હોવાથી તેઓને પણ ફળ દેનારપણું સંભવતું નથી[૨૯] તેમજ બે જણનાં કર્મ સરખાં છતાં તેના ફળમાં ફેરફાર થાયછે, અને કોઈ વખત કર્મ કર્યા છતાં પણ તેનું ફળ મળતું નથી, માટે સ્વતંત્રપણાથી કરવાનું, ન કરવાનું અને ગમે તેવા ફેરફાર કરવાનું પણ સામર્થ્ય ધરનાર કોઈ પરમેશ્વર હોવોજ જોઇએ, એમ સિદ્ધ થાયછે. જેનાં ચરણ સેવવાની પ્રીતિ રોજ રોજ વધીને, ગંગાજી જેમ મેલને મટાડે તેમ સંસારની બળતરાવાળા માણસોની બુદ્ધિના સઘળા જન્મના ચઢી ગયેલા મેલને તુરત મટાડેછે.[૩૦] અને સઘળા મનના મેલ મટી જતાં વૈરાગ્યથી થયેલા આત્મજ્ઞાનના બળવાળો પુરૂષ જેના

ચરણના મૂળમાં નિવાસ કરીને પાછો દુઃખદાયી સંસારમાં પડતો નથી.[31] તે સઘળી ઇચ્છા પૂરનાર ભગવાનનેજ તમે પોતપોતાના યોગ્ય ઉદ્યમોમાં રહેતાં નિષ્કપટપણે મન વચન અને કાયાથી ભજો, અને તે ભજન કરવાથી અધિકાર પ્રમાણે સિદ્ધિ અવશ્ય થશે એવો નિશ્ચય રાખો.[32] ભગવાન્ જો કે સ્વરૂપથી શુદ્ધ, જ્ઞાનઘન અને નિર્ગુણ છે, તોપણ કર્મમાર્ગમાં અનેક પદાર્થોથી થતા યજ્ઞરૂપ પણ તેજ થાયછે, કેમકે યજ્ઞમાં જૂદાં જૂદાં ધાન્ય વગેરે પદાર્થો, વર્ણ, ક્રિયા, મંત્ર, સંકલ્પ, પદાર્થોની શક્તિ, નોખનોખાં નામ અને તે સર્વથી થતાં કામ, એ સઘળુ ભગવાનનુંજ સ્વરૂપ છે.[33] આ ભગવાનનો સ્વરૂપાનંદજ, માયા, કાળ, વાસના અને અદૃષ્ટથી બનેલાં શરીરની વિષયાકાર બુદ્ધિમાં પ્રતિબિંબિત થઇને જાણે બીજા કામથી કે પદાર્થથી મળેલો હોય એમ જણાયછે તેનુ દૃષ્ટાંત અગ્નિ છે જેમકે અગ્નિ એકજ છે તોપણ કાષ્ટના સંજોગથી કાષ્ટ પ્રમાણે લંબાઇ, ટુંકાઇ અને વાંકાઇવાળો જણાયછે[34] જે આ મારી પ્રજા પૃથ્વીમાં દૃઢ નિયમ રાખીને દેવના દેવ અને સર્વના ગુરૂ ભગવાનની નિરંતર સ્વધર્મ પાળવાથી ભક્તિ કરે છે, તે મારા ઉપર અનુગ્રહ કરેછે એમ ધારૂંછુ.[35] હે રાજાઓ! સમૃદ્ધિ નહિ છતાંપણ સુખદુઃખને સહન કરવાથી, તપથી અને વિદ્યાથી પ્રકાશતા બ્રાહ્મણોનાં અને વૈષ્ણવોનાં કુળ ઉપર, તમે સમૃદ્ધિથી થયેલુ પોતાનુ જોર કદી પણ ચલાવશો માં.[36] હે લોકો! બ્રહ્મણ્યદેવ, મહાત્માઓમાં અગ્રણી અને પુરાણપુરૂષ ભગવાન્, નિરંતર જેઓના ચરણમાં વંદન કરવાથી અવિચળ લક્ષ્મી અને જગતને પવિત્ર કરનાર કીર્તિ પામ્યાછે, અને જેઓની સેવા કરવાથી સર્વના અંતર્યામી, સ્વયંપ્રકાશ અને બ્રાહ્મણોપર પ્રીતિ રાખનાર ઈશ્વર અત્યંત પ્રસન્ન થાયછે, તે બ્રાહ્મણોનાં કુળની તમે સર્વ પ્રકારે નમ્રતાથી અને તેઓના કહેલા ધર્મમાં તત્પર રહીને સેવા કરજો[37-38] જેઓની નિરંતર સેવા કરવાથી પોતાની મેળેજ તરત અંતઃકરણ શુદ્ધ થવાને લીધે માણસને મોક્ષ મળેછે, તે બ્રાહ્મણો કરતાં વધારે વળી દેવતાઓનું મુખ કયુ છે?[39] બ્રાહ્મણો ભગવાનની સચેતન મૂર્તિ છે, એમ ધારીને દેવતાઓના નામથી બ્રાહ્મણોનાં મોઢાંમાં હોમેલા (ખવરાવેલા) પવિત્ર પદાર્થોને અંતર્યામી અને જ્ઞાનથી પમાય એવા ભગવાન્ જેવી રીતે સ્વીકારે છે તેવી રીતે અગ્નિ કે જે અચેતન છે તેમાં હોમેલા પદાર્થોને સ્વીકારતા નથી.[40] હે આર્ય લોકો! દોષ રહિત, સનાતન અને સર્વ પદાર્થો જોવાના અરીસા જેવા વેદને જે બ્રાહ્મણો શ્રદ્ધા, તપ, સદાચારણ, મૌન (ભણવામાં અડચણ આવે એવી વાતોનો ત્યાગ) અને જિતેંદ્રિયપણાથી નિરંતર ધરી રહ્યાછે, અને એકાગ્રચિત્તથી તેના અર્થનો પણ વિચાર કરેછે.[41] તે બ્રાહ્મણોની ચરણરજને હું જીવતાં સુધી માથે ચઢાવું એવી મારી ઇશ્વર પાસે પ્રાર્થના છે કેમકે એ રજને નિરંતર ધારણ કરનારનાં પાપ તુરત મટેછે અને સઘળાં શુભ પ્રાપ્ત થાયછે.[42] જે માણસ ગુણવાન્, સારા સ્વભાવનેજ ધન કરી માનનાર, કર્યા ઉપકારને જાણનાર અને વૃદ્ધોની સેવા કરનાર હોય, તે માણસને સમૃદ્ધિઓ પોતાની મેળેજ વરતી આવેછે, એટલામાટે હું માગુ છું કે બ્રાહ્મણો, ગાયો, ભગવાન્ અને ભગવાનના પાર્ષદો મને પ્રસન્ન થજો[43]

મૈત્રેય કહેછે—એ પ્રમાણે પૃથુરાજાએ ભાષણ કરતાં પિતૃ, દેવતા, બ્રાહ્મણો અને બીજા પણ સજ્જનો રાજી થઇને વખાણ કરવા લાગ્યા કે 'સુપુત્ર હોય તો પિતાને સારા લોકની પ્રાપ્તિ થાયછે' એવુ વચન સાચું પડયુ, કેમકે બ્રાહ્મણના શાપથી મરણ પામેલો પાપી વેનરાજા પણ નરકમાંથી નીકળી ગયો[44-45] હિરણ્યકશિપુ દૈત્ય પણ ભગવાનની નિંદા કરવાથી નરકમાં પડવાનો અધિકારી હતો, પણ પોતાના પુત્ર પ્રહ્લાદના પ્રતાપથી તરી ગયો હતો[46] હે પૃથ્વીના પિતા મહાવીર રાજા! તમે ઘણાં વર્ષ સુધી ચિરંજીવ રહો, કેમકે સર્વ લોકોના સ્વામી ભગવાનની તમને આવી ભક્તિ છે.[47] હે પવિત્ર કીર્તિવાળા! અહો! તમે અમારા સ્વામી છો, તેથી

આજ ભગવાનજ અમારા સ્વામી થયાછે એમ માનીએ છીએ, કેમકે તમે મોટી કીર્તિવાળા અને બ્રહ્મણ્યદેવ ભગવાનનીજ વાતો અમને સભળાવોછો.[૪૮] હે નાથ! તમે પોતાના આશ્રિતોને શીખામણ આપો એમાં કાંઈ મોટું આશ્ચર્ય નથી; કેમકે કરૂણાથી ભરેલા મહાત્મા પુરૂષોનો પ્રજાની ઉપર પ્રીતિ રાખવાનોજ સ્વભાવ હોય-છે.[૪૯] હે પ્રભુ! અમે કે જે પ્રારબ્ધકર્મથી અનેક જન્મમાં ભટકતા અને જ્ઞાન વગરના છીએ, તેઓને આજ આપે અજ્ઞાનનો છેડો દેખાડયો.[૫૦] બ્રાહ્મણ અને ક્ષત્રિયોમાં પ્રવેશ કરી પોતાની શક્તિથી તેઓનુ અને જગતનું પાલન કરનાર, સત્વગુણના વધારાવાળા, અને મહાપુરૂષ વિષ્ણુરૂપ જે આપછો તેમને પ્રણામ કરીએ છીએ.[૫૧]

**नमो विवृद्धसत्वाय पुरुषाय महीयसे ।**
**यो ब्रह्मक्षत्रमाविश्य बिभर्तीदं स्वतेजसा॥५१॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો એકવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૨ મો.*

### સનત્કુમારોએ પૃથુને બ્રહ્મજ્ઞાન આપ્યું.

॥ मैत्रेयउवाच ॥

**जनेषु प्रगृणत्स्वेवं पृथुं पृथुलविक्रमम् ।**
**तत्रोपजग्मुर्मुनयश्चत्वारःसूर्यवर्चसः ॥ १ ॥**

મૈત્રેય કહેછે—એ પ્રમાણે મોટા પરાક્રમી પૃથુરાજાનાં લોકો વખાણ કરતા હતા, તે સમયમાં સૂર્યજેવા તેજસ્વી ચાર મુનિઓ ત્યાં આવ્યા.[૧] આકાશમાંથી ઉતરતા એ મોટા સિદ્ધ લોકોને તેઓની કાંતિ કે જેથી લોકો નિષ્પાપ થાયછે તે ઉપરથી રાજાએ અને તેમના અનુચરોએ 'સનકાદિક છે' એમ ઓળખ્યા.[૨] એઓનાં દર્શનથી પોતાના શરીરમાંથી બહાર નીકળી ઊંચા ગયેલા પ્રાણોને§ જાણે પાછા લેવાના હેતુથી હોય તેમ પૃથુરાજા પોતાના સભાસદો અને અનુચરોએ સહિત તેઓની સામા ઉભા થયા. અને જીવ જેમ ગંધ વગેરે વિષયોને લેવાને ઉત્સુક થાય તેમ સનકાદિકને લેવાને પૃથુરાજા ઉત્સુક થયા.[૩] તેઓના મહાત્માપણાથી વશ થયેલા વિવેકી પૃથુરાજાએ વિનયથી માથુ નમાવી તેઓને અર્ઘ આપી આસનપર બેસાડીને વિધિસહિત પૂજા કરી.[૪] તેઓના પગ ધોઇને તેના ચરણામૃતથી પોતાના કેશનુ માર્જન કર્યું, અને તે ઉપરાંત પણ સદાચારવાળાઓની રીતિને જાણે પોતે માન દેતા હોય તેમ તે પ્રમાણે સઘળું કર્યું[૫] કુંડોમાં અગ્નિઓની પેઠે સુવર્ણનાં આસનોપર બેઠેલા એ સદાશિવના મોટા ભાઇઓને શ્રદ્ધાસહિત અને જિતેંદ્રિય પૃથુરાજાએ પ્રીતિથી નીચે પ્રમાણે કહ્યું[૬]

પૃથુ કહેછે—હે શુભ સ્થિતિવાળાઓ! મેં ક્યુ પુણ્ય કર્યું હશે કે જેને લીધે યોગીઓને પણ ન મળે એવુ આપનું દર્શન થયુ.[૭] બ્રાહ્મણો અને પાર્ષદોસહિત શિવ તથા વિષ્ણુ જેના ઉપર પ્રસન્ન થાય તે પુરૂષને આ લોકમાં તથા પરલોકમાં કઇ વસ્તુ દુર્લભ રહે?[૮] તમે જગતમાં ફર્યા કરો છો, તોપણ મહત્તત્વ વગેરે પદાર્થો જેમ સર્વના દ્રષ્ટા આત્માને જાણતા નથી, તેમ તમને લોકો જાણતા નથી.[૯] જેઓના ઘરનાં જળ, ખડ, ભૂમિ, ચાકર નોકર અને ધણીનો મહાત્મા પુરૂષો સ્વીકાર કરે, તે ભલા ગૃહસ્થાશ્રમીઓ નિર્ધન હોય તો પણ ભાગ્યશાળી છે.[૧૦] જે ઘર સઘળી સંપત્તિઓથી ભરપૂર છતાં પણ વૈષ્ણવોના ચરણનીરજથી રહિત હોય તેઓને સર્પનાં દર જેવાં જાણુ-છુ.[૧૧] હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ! તમે કે જેઓના નિયમોને બીજા ધીરલોકો બાળકપણામાંજ મુક્તિ પામવાની ઇચ્છાથી પાળેછે તેઓનુ આવવુ ભલે થયુ.[૧૨] હે સ્વામીઓ! અમે કે જેઓ વિષયનેજ સ્વાર્થરૂપ કરી માનનારા અને આ દુ:ખમય સંસારમાં પોતાનાં કર્મથી પડેલા છીએ તેઓનુ કુશળ છે?[૧૩] આપ જેવા આત્મારામ કે જેઓની બુદ્ધિમાં કુશળ કે અકુશળનો ભેદજ નથી, તેઓની કુશળતા પૂછવી તો ઘટેજ નહી, એટલામાટે અ-

---

* આ બાવીશમા અધ્યાયમા ભગવાનની આજ્ઞાપ્રમાણે સનત્કુમારે પૃથુરાજાને બ્રહ્મજ્ઞાન આપ્યાની કથા કહેવાશે.

§ શ્રુતિમા કહ્યુછે કે વૃદ્ધ આવે ત્યારે જુવાનના પ્રાણુ ઊંચા ચઢવા માંડેછે, પણ સામા ઊભા થવાથી અને પ્રણામ કરવાથી તે પ્રાણ પાછા પ્રાપ્ત થાય.

મારીજ કુશળતા પૂછું છું.[૧૪]હું પરિપૂર્ણ વિશ્વાસ રાખી તમે કે જેઓ સંસારથી તાપ પામેલાઓનું રક્ષણ કરનાર છો તેઓને પૂછું છું કે આ સંસારમાં કયા પ્રકારથી અનાયાસે કલ્યાણ થાય? [૧૫]હું માનુ છુ કે ધીર લોકોને પ્રિય અને તેઓને પોતાનું સ્વરૂપ દેખાડનાર ભગવાન્ પોતાના ભક્તોની ઉપર અનુગ્રહ કરવા સારૂ સિદ્ધ લોકોના સ્વરૂપથી પૃથ્વીમાં ફરેછે.[૧૬]

મૈત્રેય કહેછે—એ પ્રમાણે ન્યાયથી ભરેલુ, ગભીર અર્થવાળુ, થોડા અક્ષરનુ અને પ્રિય લાગે એવું પૃથુરાજાનું ઉત્તમ વચન સાંભળી પ્રીતિથી જાણે હસતા હોય એમ જણાતા સનત્કુમાર બોલ્યા.[૧૭]

સનત્કુમાર કહેછે—હે રાજા! તમે સઘળી વાત જાણોછો,તોપણ સર્વ પ્રાણીઓને જણાવી તેઓનું હિત કરવાના વિચારથી આ વાત તમે ઠીક પૂછી. સાધુ પુરૂષોના વિચાર એવાજ હોય.[૧૮]સજ્જનોના સમાગમમાં કહેનાર અને સાંભળનાર એ બન્નેને સારૂં છે, કેમકે તેઓના પૂછવા અને ભાષણ કરવાથી સર્વનુ કલ્યાણ થાયછે.[૧૯]હે રાજા! ભગવાનના ચરણારવિંદના ગુણોનુ વર્ણન કરવામાં સાચી પ્રીતિ, કે જે મનના તૃષ્ણારૂપ મજબૂત મેલને મટાડનાર અને અલભ્ય છે તે તો તમને છેજ. (એટલે તે વિષે વધુ ભળામણ કરવાની જરૂર નથી.) [૨૦]આત્મા સિવાય બીજા પદાર્થોમાં વૈરાગ્ય અને નિર્ગુણ આત્મામાં દૃઢ પ્રીતિ રાખવી એટલોજ માણસના કલ્યાણનો ઉપાય છે, એમ સારા વિચારવાળાં શાસ્ત્રોમાં નિર્ણય કર્યોછે. [૨૧]શ્રદ્ધા રાખવાથી, ભગવાનના ધર્મ પાળવાથી, જ્ઞાન સંબંધી નવા નવા વિષય જાણવાની ઈચ્છા રાખવાથી, બ્રહ્મજ્ઞાનનાં સાધનોમાં નિષ્ઠા રાખવાથી, યોગીલોકોની સેવાથી, ભગવાનની પવિત્ર કથા નિત્ય સાંભળવાથી,[૨૨]ધન અને કામનામાં લાગેલાઓની સાથે સમાગમની ઈચ્છા મૂકી દેવાથી, ધન અને વિષયોનો સ્વીકાર છોડી દેવાથી, એકાંતસ્થળમાં રહેવાની પ્રીતિ રાખવાથી, પોતામાંજ સંતોષ રાખવાથી, ભગવાનના ગુણોનુ શ્રવણ કરવામાં સંતોષ નહિ રાખવાથી,[૨૩]કોઇને પણ પીડા નહિ કરવાથી, વૃત્તિમાં શાંતિ વગેરે શુભ ગુણોનું સંપાદન કરવાથી, પોતાના હિતનો વિચાર કરવાથી, ભગવાનની લીલાનું સ્મરણ કરવાના સુખથી, નિષ્કામપણે યમ અને નિયમ પાળવાથી, કોઇની પણ નિંદા નહિ કરવાથી, યોગક્ષેમને વાસ્તે ઉદ્યમ કરવાનું છોડી દેવાથી, સુખદુ ખાદિક જોટાના પદાર્થોને સહન કરવાની ટેવ પાડવાથી,[૨૪]અને ભક્તોના કાનના શણગારરૂપ ભગવાનના ગુણોનું વર્ણન થતાં વધતી જતી ભક્તિથી કાર્ય કારણરૂપ સઘળા જડ પદાર્થોમાં વૈરાગ્ય અને નિર્ગુણ સ્વરૂપમાં પ્રીતિ અનાયાસે થાયછે.[૨૫]ગુરૂની સેવા કરનાર પુરૂષને પરમાત્મામાં સાચેસાચી પ્રીતિ થાય, ત્યારે અરણીથી ઉત્પન્ન થતા અગ્નિથી અરણીની પેઠે જ્ઞાન અને વૈરાગ્યના જોરથી તેનું પંચભૂતરૂપ અને અવિદ્યા વગેરે પાંચ ક્લેશરૂપ* લિંગ શરીર પાછો કાંટો ન ફૂટે એવી રીતે બળી જાયછે.[૨૬]લિંગ શરીરનો નાશ થવાથી તેના કર્ત્તાપણુ અને ભોક્તાપણું વગેરે સઘળા ગુણો છૂટી જતાં દૃશ્ય અને દ્રષ્ટાનો ભેદ જે પ્રથમ જણાતો હતો તે મટી જાય એટલે પછી પુરૂષ, જાગેલો જેમ સ્વપ્ન અવસ્થાના પદાર્થોને દેખે નહીં. તેમ પોતાથી બહારના ઘટાદિક પદાર્થોને અને અંદરના સુખદુ ખાદિક પદાર્થોને પણ દેખે નહીં.[૨૭]દ્રષ્ટા અને દૃશ્યનો ભેદ અંત કરણને લીધેજ જણાયછે, કેમકે જાગ્રત અને સ્વપ્નમાં અંત કરણ હોવાથી પોતે જોનાર, જોવાના પદાર્થો અને તેઓનો સંબંધ કરનાર અહંકાર જોવામાં આવેછે, પણ સુષુપ્તિમાં અંત કરણ નહિ હોવાથી તે કશુ જોવામાં આવતું નથી. [૨૮]દૃષ્ટાંત જોઇએ તો જગતમાં પણ પાણી કે અરીસો વગેરે હોય તોજ પોતાનો અને પોતાના પ્રતિબિંબનો ભેદ જોવામાં આવેછે, પણ પાણી કે અરીસો વગેરે ન હોય તો તે ભેદ જોવામાં આવ-

* અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અને અભિનિવેશ એ પાંચ ક્લેશ કહેવાયછે સ્વરૂપનું વિસ્મરણ થવું તે અવિદ્યા. દેહને હું છુ એમ માનવું એ અસ્મિતા, દેહાભિમાનથી દેહને અનુકુળ પદાર્થોમા પ્રીતિ તે રાગ, પ્રતિકુળ પદાર્થો ઉપર અપ્રીતિ તે દ્વેષ, અનુકુળ પદાર્થોનો નાશ થતા પોતાનો નાશ માની બેસવાનું અભિમાન તે અભિનિવેશ.

તો નથી.[29]વિષયોનું આસક્તિથી સ્મરણ કરનારાઓની ઇંદ્રિયોને વિષયો ખેંચી જાયછે અને ઇંદ્રિયો મનને ખેંચી જાયછે, અને મન બુદ્ધિમાંથી વિચાર કરવાની શક્તિને હરી લેછે. કાંઠે ઉગેલું દર્ભ વગેરેનું શુંબડું પોતાના મૂળે કરીને જળાશયમાંથી પાણીને ખેંચતું જાયછે, પણ તે વાતની જેમ અવિવેકી માણસને ખબર પડતી નથી, તેમ ઉપર કહેલું ઇંદ્રિય વગેરેનુ ખેચાણ થવાની પણ ખબર પડતી નથી.[30]બુદ્ધિમાંથી વિચાર કરવાની શક્તિ હરાઈ જાય એટલે તેની પછવાડે આગળ પાછળનુ સ્મરણ જતુ રહેછે, અને તે સ્મરણ જાય એટલે જ્ઞાન પણ જતું રહેછે. એ પ્રમાણે થવા દીધું એટલે પોતાને હાથેજ પોતાની ખરાબી કરી કહેવાયછે.[31]જે આત્માઉપરના પ્રેમને લીધેજ બીજું સઘળુ પ્રિય લાગેછે તે આત્માની પોતાને હાથેજ ખરાબી કરવાથી જે સ્વાર્થની હાનિ થાયછે તેના જેવી બીજી કોઈ પણ જગતમાં સ્વાર્થની હાનિ સમજવી નહી.[32]ધન અને કામની તૃષ્ણા રાખવી એજ મનુષ્યોના સઘળા પુરૂષાર્થને હાનિ છે એમ સમજવું, કેમકે એ તૃષ્ણા રાખવાથી શાસ્ત્રનુ જ્ઞાન અનેસ્વરૂપનો અનુભવ ભ્રષ્ટ થઇ જતાં સ્થાવરનો અવતાર આવેછે.[33]તીવ્ર સંસારરૂપ અંધારામાંથી પાર પામવાને ઈચ્છનારા પુરૂષે સંગ કેજે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ પુરૂષાર્થોનો અત્યંત નાશ કરનાર છે તે કદી પણ કરવો નહિ જોઇએ.[34]એ ચારે પુરૂષાર્થોમાં પણ મોક્ષ સર્વોત્તમ પુરૂષાર્થ ગણાયછે, કેમકે બાકીના ત્રણમાં નિરંતર કાળનો ભય રહ્યા કરેછે.[35]સૃષ્ટિમાંઆપણાથી તે છેક બ્રહ્માદિકસુધી જેઓ ઉત્પન્ન થયેલાછે તેઓના મનોરથને કાળ તોડી નાંખેછે, તેથી કોઇને પણ ખરૂ સુખ નથી.[36]અનાત્મ (જડ) વસ્તુમાં આસક્તિ રાખવાથી અનર્થ થાયછે, એટલામાટે હે રાજા ! દેહ, ઇંદ્રિય, પ્રાણ, બુદ્ધિ અને અહંકારથી વીંટાયેલાં સ્થાવર જંગમોમાં અંતર્યામીરૂપે પ્રત્યક્ષ અને દેશ, કાળ તથા વસ્તુના માપથી રહિત જે પ્રકાશે છે અને અંતર્વૃત્તિથી જે જણાયછે તે બ્રહ્મ હુ છુ (अहंब्रह्मास्मि) એમ જાણો.[37]વિવેક પ્રાપ્ત થતાં ટળી જવાનું આ ઊંચ નીચ અને કાર્ય કારણરૂપ જગત્ જેમાં માળામાં સર્પની પેઠે ખોટું જ દેખાયછે, તે પરબ્રહ્મ કે જે નિત્યમુક્ત, શુદ્ધ, જ્ઞાનસ્વરૂપ, સત્ય, અને કર્મથી મેલી થયેલી માયાનો પરાભવ કરનારછે, તેને પ્રણામ કરૂં છુ.[38]જેના ચરણરૂપી કમળનાં કુપળિયાંરૂપ આંગળીઓની કાંતિની ભક્તિ કરવાથી મહાત્માઓ દેહાભિમાનરૂપ મજબૂત ગાંઠને તોડી નાંખેછે કે જેવી બીજા યોગીઓ કે જેઓએ પોતાની ઇંદ્રિયોને વિષયોમાં જતી રોકી હોય અને મનમાંથી પણ વિષયની આસક્તિ કાઢી નાંખી હોય, તેઓએ પણ તોડી શકાતી નથી. તે ભગવાનને શરણે રહો [39]જેમાં છ ઇંદ્રિયોરૂપ ગ્રૂડ છે, એવા આ સંસારરૂપ સમુદ્રને જેઓ યોગાદિક સાધનથી તરી જવાને ઈચ્છેછે તેઓને ઘણો પરિશ્રમ પડેછે, એટલામાટે હે પૃથુરાજા ! તમે તો ભગવાનનાં ભજવાયોગ્ય ચરણારવિંદને વહાણરૂપ કરી, આ દુસ્તર અને દુ:ખરૂપ સંસારસમુદ્રને તરો.[40]

મૈત્રેય કહેછે—એ પ્રમાણે બ્રહ્માના પુત્ર અને બ્રહ્મવેત્તા સનત્કુમારે આત્માનુ સ્વરૂપ સારી રીતે દેખાડી દેતાં પૃથુરાજાએ પ્રશંસા કરીને તેમને આ રીતે કહ્યુ.[41]

પૃથુરાજા કહેછે—હે મહારાજ ! દીનદયાળુ ભગવાને પૂર્વે મારા ઉપર અનુગ્રહ કર્યો હતો તે પરિપૂર્ણ કરવાને તમે પધાર્યા, અને દયા કરીને સઘળુ કામ પરિપૂર્ણ કર્યું. મારૂ રાજ્ય અને શરીર સઘળુ મહાત્માઓનુ જ છે, માટે ગુરૂદક્ષિણા તરીકે શુ આપુ ?[42-43] પ્રાણ, સ્ત્રી, દીકરા, સરસામાનસહિત ઘર, રાજ્ય, સૈન્ય, પૃથ્વી અને ભંડાર એ સઘળું મહાત્માઓનુ જ છે, માટે મારા સ્વામીત્વ વગરનું હોવાથી દક્ષિણારૂપે અપાઈ શકે એમ નથી, તેથી નોકર જેમ રાજાનીજ ચીજ રાજાને નિવેદન કરે તેમ એ સઘળુ આપને નિવેદન કરૂં છું.[44]વેદ અને શાસ્ત્રને જાણનાર બ્રાહ્મણજ સેનાપતિ, ન્યાયાધીશ અને સર્વ લોકોના અધિપતિપણાને યોગ્ય છે.[45]બ્રાહ્મણ પોતાનું જ જમેછે, પોતાનુ જ પેહેરેછે અને પોતાનું જ આપેછે, કેમકે સઘળું બ્રાહ્મણોનું જ છે અને

બીજા ક્ષત્રિયાદિક તો બ્રાહ્મણોની દયાથી તેઓએ આપેલું અન્નજ ખાયછે તેથી આપી દેવામાં સ્વતંત્ર નથી.[૪૬] આત્મવિચારમાં એક નિશ્ચયવાળા અને વેદ જાણનારા આપે ઉત્તમ બ્રહ્મજ્ઞાન મને આપ્યું, તેનો બદલો હાથ જોડવા સિવાય બીજો કશો આપી શકું એમ નથી, અને જે આપવા લાગે તે મશ્કરીનું જ પાત્ર થાય, એટલામાટે ઘણી દયાવાળા આપલોકો પોતે કરેલા ઉપકારથીજ નિરંતર રાજી રહેજો.[૪૭]

મૈત્રેય કહેછે—એ પ્રમાણે બોલી પૃથુરાજાએ પૂજેલા અને તેના સ્વભાવનાં વખાણ કરતા એ બ્રહ્મજ્ઞાની સનકાદિક, સર્વ લોકો જોઈ રહેતાં આકાશમાર્ગથી ગયા [૪૮] બ્રહ્મજ્ઞાનથી થયેલી એકાગ્રતાથી સ્વરૂપમાંજ રહેલા અને મહાત્માઓમાં અગ્રણી એ પૃથુરાજા પોતાને કૃતાર્થ માનવા લાગ્યા [૪૯] દેશ, કાળ, બળ, યોગ્યતા અને ધન પ્રમાણે સઘળાં કર્મો કરી બ્રહ્માર્પણ કરતા હતા [૫૦] કર્મનાં ફળ પરમાત્માને અર્પણ કરી કર્મમાં આસક્તિ નહિ રાખતા, સાવધાન અને આત્માને સર્વ કર્મનો સાક્ષી તથા દેહાદિકથી પર માનનારા પૃથુરાજા ઘરમાં રહેતા હતા, અને ચક્રવર્તિ રાજા હતા, તોપણ અહંકાર રહિત હોવાને લીધે સૂર્યની પેઠે કોઇ પણ વિષયમાં આસક્ત થયા નહી.[૫૧-૫૨] એ પ્રમાણે અંતઃકરણમાં જ્ઞાનનિષ્ઠા રાખી લોકસંગ્રહને વાસ્તે કર્મ કરતા પૃથુરાજાને અર્ચિ નામની રાણીમાં પોતાજેવાજ વિજિતાશ્વ, ધુમ્રકેશ, હર્યક્ષ, દ્રવિણ અને વૃક નામના પાંચ પુત્ર થયા હતા પોત પોતાના સમયમાં સૃષ્ટિની રક્ષા કરવા સારૂ થતા ભગવાનના અવતાર રૂપ, સઘળા લોકપાળોના ગુણોને એકલાજ ધરનાર અને મન, વાણી તથા ગુણના ભલપણથી બીજા ચંદ્રમાની પેઠે પ્રજાઓને રાજી કરતા પૃથુરાજા, 'રાજા, એવા નામને ખરેખર યોગ્ય થયા હતા સૂર્ય જેમ આઠ મહિનામાં પૃથ્વીના રસને ખેંચેછે અને ચોમાસામાં પાછો મૂકેછે, તેમ પૃથુ સમય પ્રમાણે પ્રજા પાસેથી ધન લેતા હતા અને યોગ્ય સમયે પાછું આપતા પણ હતા, તથા સૂર્યની પેઠેજ પ્રતાપી હતા.[૫૩-૫૬] તેજથી અગ્નિની પેઠે દુર્ધર્ષ (રૂવાબદાર) હતા ઇંદ્રની પેઠે જીતી ન શકાય એવા અને પૃથ્વીની પેઠે સહનશક્તિવાળા હતા. સ્વર્ગની પેઠે મનુષ્યોને મનવાંછિત ફળ આપનાર હતા.[૫૭] મેઘની પેઠે જોઇતા પદાર્થો આપીને તૃપ્ત કરનાર, સમુદ્રની પેઠે ગંભીર, પર્વતની પેઠે સ્થિરતાવાળા,[૫૮] યમરાજાની પેઠે શિક્ષા કરનાર, હિમાલયની પેઠે આશ્ચર્યોના સ્થાનક રૂપ, કુબેરની પેઠે ભંડારથી ભરપૂર, વરૂણની પેઠે ગુપ્તવસ્તુ રાખનાર,[૫૯] વાયુની પેઠે સર્વ ઠેકાણે ફરીશકનાર તથા સર્વ પ્રકારના બળવાળા, અને અસહ્યપણાથી રૂદ્ર સરખા હતા.[૬૦] રૂપમાં કામદેવસરખા, હિમ્મતમાં સિંહસરખા, મનુષ્યો ઉપર પ્રીતિ રાખવામાં મનુસરખા, પ્રભુપણામાં બ્રહ્મા સરખા,[૬૧] બ્રહ્મ સંબંધી વાદ કરવામાં બૃહસ્પતિ સરખા, જિતેંદ્રિયપણામાં વિષ્ણુ સરખા અને ગાય, ગુરૂ, બ્રાહ્મણો તથા વૈષ્ણવોની ભક્તિ, લજ્જા, વિનય, સારો સ્વભાવ અને પારકાના ભલાને માટે ઉદ્યમ કરવામાં પોતા સરખાજ એટલે કોઈની ઉપમા ન દેવાય એવા હતા [૬૨] ચારેકોર સત્પુરૂષોએ ઊંચા સ્વરથી ગાયેલી કીર્તિથી આખા ત્રૈલોક્યમાં સ્ત્રીઓના પણ સાંભળવામાં આવેલા અને રામચંદ્રજીની પેઠે સત્પુરૂષોમાં પ્રખ્યાત હતા.[૬૩]

**कीर्त्योर्ध्वगीतया पुम्भिस्त्रैलोक्ये तत्रतत्रह ।**
**प्रविष्टः कर्णरंध्रेषु स्त्री.णांरामः सतामिव ॥६३॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થ સ્કંધનો બાવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૩ મો.*

### પૃથુરાજા સ્ત્રીસહિત વિમાનમાં બેશીને વૈકુંઠમાં ગયા.

॥ मैत्रेयउवाच ॥

**दृष्ट्वात्मानं प्रवयसमेकदा वैन्य आत्मवान् ।**
**आत्मना वर्द्धिताशेषस्वानुसर्गः प्रजापतिः ॥१॥**

મૈત્રેય કહેછે—એ પ્રમાણે પોતે કરેલી અન્નાદિકની પેદાશ અને ગામડાં તથા નગર વગેરેની

* આ ત્રેવીશમા અધ્યાયમાં સ્ત્રીસહિત અને વનમાં નિરંતર સમાધિમાં રહેલા પૃથુરાજા વિમાનમાં બેશીને વૈકુંઠમાં ગયાની કથા કહેવાશે.

રચનાનો વધારો કરી સ્થાવર અને જગમોને આજીવિકા આપનાર, સત્પુરૂષોના ધર્મનું પાલન કરનાર અને જ્ઞાની પૃથુરાજા, જેને માટે પોતે જન્મ્યા છે તે સઘળી ઈશ્વરની આજ્ઞા સિદ્ધ થઈ રહેતાં એક દિવસે પોતાના શરીરને વૃદ્ધ થયેલું જોઈ પોતાની દીકરી પૃથ્વી કે જે વિરહ થવાના દુ ખથી જાણે રોતી હોય એવી જણાતી હતી, તેને દીકરાઓના સ્વાધીનમાં કરી પ્રજાની ચિંતા ઉપર ધ્યાન નહિ દેતાં પોતાની સ્ત્રીસહિત એકલાજ તપોવનમાં ગયા.[1-3] તે વનમાં દૃઢ નિયમ રાખીને રહેતા પૃથુરાજાએ પ્રથમ જેવુ પૃથ્વીનો જય કરવામાં મોટુ યત્ન માંડયુ હતું, તેવુંજ વાનપ્રસ્થ લોકોએ સ્વીકારેલા ઉગ્ર તપમાં યત્ન માંડયુ.[4] કેટલાંક પખવાડિયાંસુધી કદમૂળ અને ફળ ખાઇને રહ્યા અને કોઈ સમયે સૂકાં પાંદડાં ખાઇને પણ રહ્યા પછી કેટલાંક પખવાડિયાંસુધી માત્ર પાણી પીનેજ રહ્યા અને પછી વાયુનું ભક્ષણ કરી રહેવા લાગ્યા[5] ઉનાળામાં પંચાગ્નિ તાપવા લાગ્યા, ચોમાસામાં ખુલ્લા પ્રદેશમાં વરસાદને સહન કરવા લાગ્યા, અને શિયાળામાં ગળાસુધી પાણીમાં બુડીને રહેવા લાગ્યા, અને મુનિવ્રતનુ ધારણ કરતા પૃથુરાજા સર્વદા વગર પાથરેલી ધરતીઉપરજ સૂતા હતા[6] ટાઢ તડકા વગેરેને સહન કરતા, વૃથા વચન નહિ બોલતા, જિતેન્દ્રિય, બ્રહ્મચારી અને પ્રાણાયામ કરતા પૃથુરાજાએ ભગવાનની આરાધના કરવા સારૂ ભારે તપ કર્યું[7] અનુક્રમ પ્રમાણે સિદ્ધ થયેલાં તે તપથી કર્મમાત્રનો નાશ થઇ જતાં નિર્મળ અંત કરણવાળા અને પ્રાણાયામથી સઘળી ઈન્દ્રિયોને વિષયોમાં જતી રોકવાને લીધે વાસનારહિત થયેલા મહાપુરૂષ પૃથુરાજા, સનત્કુમાર ભગવાને બ્રહ્મપ્રાપ્તિનો જે ઉપાય બતાવ્યો હતો તે ઉપાયથી ભગવાનની ભક્તિ કરવા લાગ્યા.[8-9] ભગવાનના ધર્મ પાળી નિરંતર શ્રદ્ધાથી યત્ન કરતા તે મહાત્મા રાજાને પરમાત્મામાં એકાગ્ર ભક્તિ ઉત્પન્ન થઇ.[10] ભગવાનની સેવાથી જેનુ અંત કરણ શુદ્ધ થયુંછે એવા એ પૃથુરાજાને વૈરાગ્ય ભરેલું એવુ જ્ઞાન થયું કે ભગવાનના સ્મરણથી વધતી જતી ભક્તિથી સજ્જ થયેલા જે જ્ઞાનવડે દેહાદિકના અભિમાનરૂપ હૃદયની ગાંઠ કે જે અનેક પ્રકારના સંશયોનુ ઠેકાણુ છે તેને તેણે કાપી નાંખી.[11] દેહાત્મબુદ્ધિ (દેહ એજ આત્મા છે એવુ અભિમાન) કપાઈ જતાં સ્વરૂપને પામેલા અને તે સમયમાં આવેલી સિદ્ધિઓમાં પણ લાલચ નહિ રાખતા પૃથુરાજાએ જેથી દેહાભિમાન કાપી નાખ્યું તે બ્રહ્મજ્ઞાનમાં પણ પ્રયત્ન રાખવું મૂકી દીધુ. જ્યાં સુધી ભગવાનની કથાઓમાં પ્રીતિ ન કરી હોયત્યાં સુધીજ યોગીને સિદ્ધિઓમાં આસક્ત થવાની ભૂલ થાયછે.(માટે પૃથુરાજાને ભગવત્કથામાંપ્રીતિ હોવાને લીધે સિદ્ધિઓની લાલચ થઈજ નહીં)[12] એ પ્રમાણે પોતાના જીવાત્માને પરબ્રહ્મમાં અત્યંત જોડી દેવાથી (अहम्ब्रह्मास्मिज्ञान દૃઢ થવાથી) બ્રહ્મરૂપ થયેલા તે મહાવીર પૃથુરાજાએ દેહનાં પ્રારબ્ધકર્મ પૂરાં થઇ રહ્યા તે સમયે આ પ્રમાણે દેહનો ત્યાગ કર્યો[13] પેનીઓવડે ગુદાને દબાવી મૂળાધારથી ધીરે ધીરે વાયુને ઊંચો ચઢાવતાં તેને નાભિમાં અને પછી હૃદય, ઉરસ્થળ, કંઠ તથા ભ્રકુટિના મધ્યમાં લાવીને અનુક્રમથી બ્રહ્મરંધ્રમાં ચઢાવી દીધો તે પછી નિ સ્પૃહ થયેલા પૃથુરાજાએ દેહમાંના વાયુને વાયુમાં, કઠણ ભાગને પૃથ્વીમાં, તેજના ભાગને તેજમાં, છિદ્રભાગને આકાશમાં અને રસભાગને જળમાં, એવી રીતે સૌ સૌનાં સ્થાન અને વિભાગ પ્રમાણે પાંચ તત્વને પાંચ તત્વમાં મેળવી દીધાં પછી પૃથ્વીનો જળમાં, જળનો તેજમાં,તેજનો વાયુમાં,વાયુનો આકાશમાં,મન તથા દેવતાઓનો ઇંદ્રિયોમાં* અને ઇંદ્રિયોનો પોતપોતાના વિષયોમાં લય કરી નાંખતાં તે આકાશ તથા વિષયોને અહંકારમાં નાંખી તે અહંકારને મહત્તત્વમાં જોડી દીધો, અને સર્વ કાર્યોના નિવાસરૂપ મહત્તત્વને માયાની ઉપાધિવાળા જીવમાં જોડી દીધુ † પછી જ્ઞાન તથા વૈરાગ્યના

* ઇંદ્રિયોથી મનનુ આકર્ષણ થાયછે તેથી મનનો લય ઇંદ્રિયોમા કહ્યોછે, પણ તે ઉપરથી મન ઈંદ્રિયનુ કાર્ય છે એમ સમજવું નહી † એક તત્વનો બીજા તત્વમા લય કરી દેવાનું કહ્યુ, તેમા એમ સમજવું નહી કે લય એટલે તત્વનો નાશ થઇ જતો હશે; પણ એટલુ

જોરથી પરબ્રહ્મમાં રહી પોતાને પ્રથમ જીવપણુ બનાવનારી પોતાની ઉપાધિરૂપ માયાનો પણ ત્યાગ કરી દીધો એટલે બ્રહ્મરૂપ થઈ કૈવલ્ય મોક્ષ પામી ગયા.[૧૪-૧૮] તેમનાં મહારાણી અર્ચિ કે જે સુકુમાર અને પગથી પૃથ્વીનો સ્પર્શ કરવાને અયોગ્ય છતાં પણ તેમની પછવાડે વનમાં ગયાં હતાં,[૧૯] અને પતિ જે ધર્મ પાળતા તેજ ધર્મમાં રહેવાથી, તેમની સેવાથી અને કંદમૂળ વગેરે ખાઇને રહેવાથી અત્યંત દુર્બળ થઇ જતાં પણ પતિના હાથનો સ્પર્શ અને માન મળવાના સુખથી તે દુઃખને કાંઈ પણ ગણકારતાં ન હતાં,[૨૦] તે સતીએ પોતાના સ્વામી પૃથુરાજાના શરીરને શબરૂપ થયેલું જોઇ થોડોક વિલાપ કરી તે શરીરને પર્વતના શિખર ઉપર ચિતા (ચેહ) ખડકી તેમાં પધરાવ્યુ.[૨૧] પછી પોતે પણ નદીમાં નાહી, તે સમયની યોગ્ય ક્રિયા કરી, મહાત્મા પતિને દાહાંજલિ આપી, આકાશમાં જોવા ઉભેલા દેવતાઓને નમસ્કાર કરી અને અગ્નિને ત્રણ પ્રદક્ષિણા દઇ સ્વામીના ચરણનુ ધ્યાન કરતાં અગ્નિમાં પ્રવેશ કર્યો.[૨૨] પોતાના પતિ મહાવીર પૃથુરાજાની પછવાડે તે પતિવ્રતા અર્ચિને સતી થયેલાં જોઇ, હજારો વરદાન દેનારી દેવતાઓની સ્ત્રીઓ દેવતાઓની સાથે તેનાં વખાણ કરવા લાગી.[૨૩] તે મંદરાચળના શિખરમાં પુષ્પની વૃષ્ટિ કરતી દેવતાઓની સ્ત્રીઓ તે સમયમાં દેવતાઇ વાજા વાગતાં પરસ્પર નીચે પ્રમાણે વાતો કરવા લાગી.[૨૪]

દેવતાઓની સ્ત્રીઓ વાતો કરેછે—અહો! આ સ્ત્રી મહાભાગ્યશાળી, કે જેણે લક્ષ્મીજી જેમ ભગવાનને સેવેછે તેમ સર્વ પ્રકારથી આ પ્રમાણે પોતાના પતિ મહારાજાધિરાજની ભક્તિ કરી.[૨૫] જુવો! આ અર્ચિ કોઇથી ધારી પણ શકાય નહીં એવુ કામ કરી આપણી ઉપર પોતાના પતિની

સમજવાનુ છે કે કાર્ય, કારણથી જૂદુ નથી એમ પાકો નિશ્ચય કરવો એજ લય કહેવાયછે, અને એ પ્રમાણે પ્રત્યેક કાર્યનો પોતપોતાના કારણોમા લય કરતા સર્વનુ મૂળ કારણ માયા અથવા અજ્ઞાન છે એમ નિશ્ચય થાય અને તે અજ્ઞાન સ્વરૂપમા કલ્પિત છે એમ સમજવાથી મોક્ષ થાય.

પછવાડે ઉંચા લોકમાં ચાલી જાયછે.[૨૬] પૃથ્વીમાં જે માણસો આયુષ્યની તંગી છતાં પણ ભગવાનની પ્રાપ્તિ આપે એવુ આત્મજ્ઞાન મેળવે, તેઓને બીજી કઇ વસ્તુ દુર્લભ છે?[૨૭] મોક્ષ આપે એવો મનુષ્ય અવતાર માંડ માંડ મળ્યા છતાં પણ જે માણસ વિષયોમાં આસક્ત રહે તેને ઠગાયેલો અને આત્મદ્રોહી જાણવો.[૨૮]

મૈત્રેય કહેછે—એ પ્રમાણે દેવતાઓની સ્ત્રીઓ સ્તુતિ કરતાં બ્રહ્મજ્ઞાનીઓમાં અગ્રણી અને ભગવદ્ભક્ત પૃથુરાજા જે લોકને પામ્યા તેજ લોકને અર્ચિ પણ પામ્યાં.[૨૯] પૃથુરાજા કે જે એવા પ્રભાવવાળા, મહાપરાક્રમી અને મોટાં કામ કરનાર હતા તેમનુ ચરિત્ર મેં તમને કહી સંભળાવ્યું.[૩૦] જે માણસ સાવધાનપણે આ પવિત્ર અને મોટા ચરિત્રનો પાઠ કરે, સંભળાવે કે સાંભળે તેને પૃથુરાજાનો લોક મળે.[૩૧] આ ચરિત્રનો પાઠ કરવાથી બ્રાહ્મણને બ્રહ્મતેજ મળે, ક્ષત્રિયને રાજ્ય મળે, વૈશ્યને ધન મળે, અને શૂદ્રને ઉત્તમપણું મળે.[૩૨] પુરૂષ અથવા સ્ત્રી ભક્તિભાવથી આ ચરિત્ર ત્રણ વાર સાંભળે તો સંતાન ન હોય તેને સારાં સંતાન આવે, નિર્ધન હોય તેને ધન મળે, પ્રસિદ્ધ ન હોય તે કીર્ત્તિથી પ્રસિદ્ધ થાય અને મૂર્ખ હોય તે વિચક્ષણ થાય. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સારી રીતે પ્રાપ્ત થવાની જેઓને ઇચ્છા હોય તેઓએ આ આખ્યાન કે જે કલ્યાણ કરનાર, અમંગળ મટાડનાર, ધન આપનાર, યશ દેનાર, આયુષ્ય વધારનાર, સ્વર્ગની પ્રાપ્તિ કરનાર અને કળિયુગના મેલને ટાળી નાંખનાર છે, તે શ્રદ્ધાથી સાંભળવું જોઇએ, કેમકે એ ચારે પુરૂષાર્થનુ મોટું સાધન છે, જય મેળવવાને તૈયાર થયેલો રાજા આ આખ્યાન સાંભળીને જે રાજાઓની ઉપર ચઢી જાય તે સજાઓ, પૂર્વના રાજાઓ જેમ પૃથુને કર આપતા હતા તેમ તેને કર આપે.[૩૩-૩૬] બીજામાં આસક્તિ મૂકી દેતાં ભગવાનમાંજ નિષ્કામ ભક્તિ રાખીને આ પવિત્ર પૃથુરાજાનું ચરિત્ર સાંભળવું, સંભળાવવું અને ભણવું જોઇએ.[૩૭] હે વિચિત્રવીર્યના પુત્ર વિદુર! ભગવાનના મહાત્મ્યને સ્ફુ-

વવનારૂં આ આખ્યાન કહ્યું છે. તેમાં જે માણસ પ્રીતિ રાખે તેને પૃથુરાજા જે લોકમાં ગયા તે લોકની પ્રાપ્તિ થાય.[૩૮] બીજામાં આસક્તિ મૂકી દઇને આ પૃથુના ચરિત્રને જે માણસ રોજ સાંભળે અને કીર્તન કરે તેને ભગવાન્ કે જેમનાં ચરણારવિંદ સંસારરૂપ સમુદ્રમાં વહાણરૂપ છે તેમની સારી રીતે પ્રાપ્તિ થાય.[૩૭]

अनुदिनमिदमादरेण शृण्वन्
[illegible] तं [illegible] मुक्तसंगः ।
भगवति भवसिंधुपोतपादे
सघनिपुणां लभते गतिं मनुष्यः ॥३९ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો ત્રેવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૪ મો.*

## પ્રચેતાઓની ઉત્પત્તિ અને તેઓને શંકરે કરેલા રૂદ્રગીતનો ઉપદેશ.

॥ मैत्रेयउवाच ॥

विजिताश्वोऽधिराजासीत्पृथुपुत्रः पृथुश्रवाः ।
यवीयेभ्योऽददात्काष्ठा भ्रातृभ्यो भ्रातृवत्सलः ?

મૈત્રેય કહેછે—તે પછી મોટી કીર્ત્તિવાળો પૃથુરાજાનો પુત્ર વિજિતાશ્વ ચક્રવર્તી થયો, અને તેણે પ્રીતિથી નાના ભાઇઓને ચાર દિશાઓનાં રાજ્ય આપ્યાં.[૧] હર્યક્ષને ઉગમણી, ધૂમ્રકેશને દક્ષિણ, વૃકને આથમણી અને દ્રવિણસને ઉત્તર દિશા આપી.[૨] એ વિજિતાશ્વ પૃથુરાજાના અશ્વમેધમાં ઇંદ્ર પાસેથી ઘોડો લાવ્યો હતો, તે સમયમાં ઇંદ્રે તેને અંતર્ધાન થવાની ગતિ આપી તેથી (અંતર્ધાન) એવા નામથી પણ ઓળખાતો હતો. એ રાજાને શિખંડિની નામની સ્ત્રીમાં પાવક, પવમાન અને શુચિ એવા નામના ત્રણ સારા પુત્રો થયા. ત્રણે અગ્નિઓને પૂર્વે વસિષ્ઠમુનિનો શાપ લાગવાથી તેઓ વિજિતાશ્વને ઘેર પુત્રરૂપે અવતર્યા હતા, પણ પાછા અગ્નિની પદવીને પામ્યા છે.[૩-૪] અંતર્ધાન (વિજિતાશ્વ) રાજા કે જેણે ઇંદ્ર, ઘોડાને ચોરી જનાર છે એમ જાણતાં છતાં પણ તેમને માર્યા ન હતા, તેને નભસ્વતી નામની બીજી સ્ત્રીમાં 'હવિર્ધાન' નામનો પુત્ર થયો હતો.[૫] કર, દંડ અને દાણ વગેરે લેવાથી રાજાઓની આજીવિકા બીજાઓને પીડા કરનાર છે એમ માની વિજિતાશ્વ રાજાએ લાંબા કાળનો યજ્ઞ કરવાનો મિષ કરી તે આજીવિકા મૂકી દીધી હતી.[૬]તે યજ્ઞમાં પણ દુઃખને દૂર કરનાર અને પૂર્ણ મહાત્માનું આરાધન કરતા આત્મજ્ઞાની વિજીતાશ્વરાજાને પુણ્યરૂપ સમાધિથી પરમપદ પ્રાપ્ત થયું.[૭]હે વિદુર ! વિજિતાશ્વના દીકરા હવિર્ધાનને 'હવિર્ધાની' એવા નામની સ્ત્રીમાં બર્હિષદ, ગય, શુક્લ, કૃષ્ણ, સત્ય અને જિતવ્રત નામના છ પુત્ર થયા હતા. હે કુરૂશ્રેષ્ઠ ! એ છમાં મોટો બર્હિષદ રાજા ભાગ્યશાળી અને કર્મકાંડ તથા યોગવિદ્યામાં બરાબર પોહોચેલો હતો. એ રાજા આખી પૃથ્વીમાં કોઈ પણ સ્થળને યજ્ઞ કર્યા વગરનું નહીં રાખતાં ઊગમણી કોર અણીવાળા તેના દર્ભોથી આખી પૃથ્વી પથરાઈ ગઈ હતી (તેથીજ તેનું 'પ્રાચીનબર્હિ' એવું નામ પડી ગયું હતું).[૧૦]એ રાજા બ્રહ્માના કહેવાથી 'શતદ્રુતિ' નામની સમુદ્રની કન્યાને પરણ્યો હતો. સર્વ અંગમાં રૂપાળી, જુવાનીમાં આવતી અને સારી રીતે શણગારેલી એ શતદ્રુતિ અગ્નિને પ્રદક્ષિણા ફરતી હતી તે સમયમાં, અગ્નિ જેમ પોપટી ઉપર * આસક્ત થયો હતો તેમ પ્રાચીનબર્હિરાજા તેના ઉપર આસક્ત થયો હતો.[૧૧]નવી પરણેલી એ શતદ્રુતિએ ચોતરફ પોતાનાં ઝાંઝરના ઝમકારાથીજ દેવતા, દૈત્ય, ગંધર્વ, મુનિ, સિદ્ધ, મનુષ્ય અને નાગલોકોને મોહ કરી દીધો હતો. [૧૨]એ પ્રાચીનબર્હિરાજાને શતદ્રુતિમાં દશ પુત્રો

---

* આ ચોવીશમા અધ્યાયમા પૃથુરાજાના પ્રપૌત્ર પ્રાચીનબર્હિરાજાને પ્રચેતા નામના પુત્રો થયા, અને તેઓને શંકરે રૂદ્રગીતનો ઉપદેશ કર્યો, એ કથા કહેવાશે.

* સપ્તર્ષિઓના યજ્ઞમાં અગ્નિદેવ, સપ્તર્ષિઓની સ્ત્રીઓનેજોઇ કામાતુર થઇ ગયા તે જાણીને અગ્નિની સ્ત્રી-સ્વાહાએ સપ્તર્ષિઓની સ્ત્રીનું રૂપ ધરી પોતાના પતિને રમાડયા હતા, અને તેનું વીર્ય પોપટીના રૂપથી ઉપાડી લઇ કાંસના થુંબડામાં નાંખી સ્વાહા જતાં રહ્યાં હતાં, એવી પુરાણમાં કથા છે.

થયા, તેઓ 'પ્રચેતા' એવા એક નામથીજ ઓ-
ળખાતા હતા. તથા સર્વે ધર્મના માર્ગમાં પોહો-
ચેલા અને આચાર પણ સરખોજ પાળતા હતા.
[13]પ્રાચીનબર્હિરાજાએ સૃષ્ટિ કરવાની આજ્ઞા કર-
તાં તેઓ તપ કરવા સારૂ સમુદ્રમાં ગયા, અને
જળમાં રહીને દશ હજાર વર્ષસુધી ભગવાનની પૂજા
કરી.[14]તેઓ જતા હતા તે સમયે માર્ગમાં સદાશિ-
વનુ દર્શન થતાં સદાશિવે પ્રસન્ન થઇને જે મ-
ત્રનો અને પૂજનનો ઉપદેશ કર્યો હતો તે પ્રમાણે
એકાગ્રતાથી અને જિતેંદ્રિયપણાથી જપ અને
પૂજન કરતા હતા.[15]

વિદુરજી પૂછેછે–હે મહારાજ! પ્રચેતાઓને
સદાશિવની સાથે જેવી રીતે માર્ગમાં સમાગમ
થયો અને પ્રસન્ન થઇને સદાશિવે જે ઉપદેશ
કર્યો, તેમાં ઘણો સાર હશે માટે એ સઘળુ મારી
પાસે કહો.[16] હે મહારાજ! વૈરાગ્ય રાખનારા
મુનિઓ પણ જે ઈષ્ટદેવનુ માત્ર ધ્યાનજ કરેછે,
પણ સાક્ષાત્ મળી શકતા નથી, તે સદાશિવનો
સમાગમ થવો તો પ્રાણીઓને ઘણો દુર્લભછે[17]
ભગવાન સદાશિવ પોતે આત્મારામ છે, તોપણ
આ જગતની રચનાનુ પાલન કરવા સારૂ ભ-
યંકર વેષ ધરીને ફરેછે.[18]

મૈત્રેય કહેછે–સજ્જન પ્રચેતાઓ પિતાની
આજ્ઞા માથે ચઢાવી તપ કરવાનો નિશ્ચય કરી
આથમણી દિશામાં જતા હતા, તે સમયમાં
એક ઘણુંજ મોટુ તળાવ કે જે સમુદ્ર કરતાં
થોડુંજ ઓછુ છે, તે તેઓના જોવામાં આવ્યું.
એ તળાવ મહાત્માઓના મનની પેઠે નિર્મળછે,
જેમાં માછલાંવગેરે જીવ પણ પ્રસન્ન રહેછે[19-20]
અને રાતે ઉઘડનારાં નીલકમળ ઘણાં છે, બીજાં
પણ દિવસે અને સંધ્યાકાળે ઉઘડનારાં કમળો
પણ પેદા થાયછે. હંસ, સારસ, ચક્રવાક અને
કારંડવ પક્ષીઓ કોળાહળ કરી રહ્યાં છે,[21] મ-
દોન્મત્ત ભ્રમરાઓના સારા સ્વરથી લતા અને
વૃક્ષોનાં પણ રૂંવાડાં ઉભાં થઈ જાયછે અને
ચારેકોર કમળના પોટાઓની રજને ઉડાડતા
પવનને લીધે આનંદ જામી રહ્યો છે.[22] એ ત-
ળાવમાં મૃદંગ અને પણવ વગેરે વાજાના નાદ-
ની પછવાડે દેવતાઇ રીતનુ મનોહર ગાયન
થતુ હતુ, તે સાંભળીને એ રાજકુમારો વિસ્મય
પામી ગયા.[23] તે સમયમાંજ સદાશિવ પોતાના
પાર્ષદોની સાથે એ તળાવમાંથી નીકળતા હતા,
તેમનાં તેઓને દર્શન થયાં. એ મોટા દેવની
પાસે દેવતાઓના ગંધર્વો ગાયન કરતા હતા.[24]
તપાવેલા સોનાના ઢગલા જેવા, નીલકંઠ, ત્રણ
નેત્રવાળા અને પ્રસન્ન મુખવાળા તે સદાશિવને
જોઇને તેમને મોટા આશ્ચર્યથી તેઓએ પ્રણામ
કર્યાં.[25] ધર્મવત્સળ અને શરણાગતની પીડા
હરનારા સદાશિવે તે પ્રચેતાઓ કે જેઓ ધર્મ
જાણનારા, સારા સ્વભાવવાળા અને રાજી થ-
યેલા હતા, તેઓને પ્રીતિથી નીચે પ્રમાણે કહ્યું.[26]

સદાશિવ કહેછે–હે પ્રાચીનબર્હિના પુત્રો!
તમે જે કરવા ઈચ્છોછો તે મે જાણ્યુ છે, અને
તમારા ઉપર અનુગ્રહ કરવા સારૂજ આ પ્રમાણે
મે દર્શન આપ્યુંછે.[27] કેમકે જે ભગવાન સૂ-
ક્ષ્મ માયાથી (પ્રકૃતિથી) અને પુરૂષથી પણ પર
છે, તેમનો જે ભક્ત હોય તે મને પ્રિયછે[28] સ્વ-
ધર્મ પાળનાર પુરૂષ સેંકડો અવતાર પછી બ્ર-
હ્માની પદવી પામેછે અને તે કરતાં પણ વધારે
પુણ્ય હોય તો મને પામેછે, પરંતુ જે ભગવા-
નનો ભક્ત હોય, તે મરણ પામ્યા પછી તુરતજ
નિર્વિકાર વિષ્ણુનું પદ પામેછે. હું અને બીજા
દેવતાઓ પણ વાસનાનો નાશ થયા પછી વિ-
ષ્ણુના પદનેજ પામવાના છીએ[29] એટલામાટે
મને ભગવાન જેવા વહાલા છે તેવાજ તમો વૈ-
ષ્ણવો વહાલા છો, અને વૈષ્ણવોને પણ મારા
જેવો બીજો કોઈ વહાલો કદી પણ હોતો નથી.[30]
જે સ્તોત્ર પવિત્ર, પરમ મંગળરૂપ, મોક્ષ આપ-
નાર અને શુદ્ધ રીતે જપવા જેવુ છે તે હુ ત-
મોને કહુ છુ, સાંભળો.[31]

મૈત્રેય કહેછે–એ પ્રમાણે બોલી દયાવાન અ-
ને મોટા વૈષ્ણવ મહાદેવજીએ, હાથ જોડી ઉ-
ભેલા તે રાજકુમારોને ઉપદેશ કર્યો. ( એટલે
ભગવાનનુ સ્તોત્ર કહ્યું )[32]

સદાશિવ બોલ્યા કે–હે પરમેશ્વર વિષ્ણુ!
આપની મોટાઇ મોટા આત્મજ્ઞાનીઓને સ્વરૂપા-

નંદ આપેછે તો મને પણ એ આનંદ મળજો જોઇએ. જે નિરંતર પરમાનંદરૂપથીજ રહ્યાછો, અને સર્વરૂપ છો તેમને પ્રણામ કરૂં છું.[૩૩] જે તમે નાભિમાં કમળ ધરનાર અને પંચભૂત, વિષયો તથા ઇંદ્રિયોના નિયંતા છો તેમને પ્રણામ કરૂં છું. જે તમે વાસુદેવરૂપે ચિત્તના નિયંતા, શાંત અને સ્વયંપ્રકાશ છો, સંકર્ષણરૂપે અહંકારના નિયંતા, સૂક્ષ્મ, અનંત અને મોઢાના અગ્નિથી પ્રલયમાં જગતને બાળી નાંખનાર છો; પ્રદ્યુમ્નરૂપે બુદ્ધિના નિયંતા અને જગતને બોધ આપનારછો, અને અનિરૂદ્ધરૂપે મનના નિયંતા છો, તેમને વારવાર પ્રણામ કરૂંછું. તમે સૂર્યરૂપ કે જે તેજથી જગતમાં વ્યાપી રહેનાર, ક્ષય તથા વૃદ્ધિથી રહિત, સ્વર્ગ તથા મોક્ષના દ્વારરૂપ અને નિરંતર પવિત્ર અંતઃકરણમાં રહેનાર છો, તેમને નમસ્કાર કરૂં છું. તમે અગ્નિરૂપ કે જે સુવર્ણને ઉત્પન્ન કરનાર, યજ્ઞોનાં સાધનરૂપ અને યજ્ઞોનો વિસ્તાર કરનારછો તેમને નમસ્કાર કરૂં છું[૩૪-૩૭] તમે ચંદ્રરૂપ કે જે પિતૃ તથા દેવતાઓના અન્નરૂપ, ત્રણ વેદના પતિ અને યજ્ઞરૂપ વીર્યવાળા છો તેમને નમસ્કાર કરૂં છું. તમે જળરૂપ કે જે જીવોની તૃપ્તિ આપનાર અને સર્વ રસમય છો, તેમને નમસ્કાર કરૂં છું.[૩૮] તમે પૃથ્વીરૂપ કે જે સર્વ પ્રાણીઓના દેહરૂપ અને વિરાટ શરીરરૂપ છો તેમને નમસ્કાર કરૂં છું. તમે વાયુરૂપ કે જે ત્રૈલોક્યને પાળનાર, અને મન ઇંદ્રિય તથા દેહના બળરૂપ છો તેમને નમસ્કાર કરૂં છું.[૩૯] તમે આકાશરૂપ કે જે પોતાના શબ્દ ગુણથી સર્વને નામ આપનાર અને અંદર તથા બહારના વ્યવહારનો આશ્રય છો તેમને નમસ્કાર કરૂંછું. તમે સ્વર્ગલોકરૂપ કે જે ઘણા તેજવાળા અને પવિત્ર છો તેમને નમસ્કાર કરૂં છું.[૪૦] તમે કે જે પ્રવૃત્તિકર્મથી પિતૃલોક દેનાર અને નિવૃત્તિકર્મથી મુક્તિ દેનાર છો તથા મૃત્યુરૂપથી અધર્મમાં ફળરૂપ અને દુઃખદાયી છો, તેમને નમસ્કાર કરૂંછું.[૪૧] હે ઇશ્વર! તમે કે જે સર્વ કર્મનાં ફળ આપનાર, સર્વજ્ઞ અને મંત્રરૂપ છો તેમને નમસ્કાર કરૂંછું. તમે કે જે પરમ ધર્મરૂપ, અખંડ જ્ઞાનવાળા, પુરાણપુરૂષ અને સાંખ્ય તથા યોગના ઇશ્વર કૃષ્ણ છો તેમને નમસ્કાર કરૂં છું.[૪૨] તમે રૂદ્રરૂપ કે જે ગોલક, ઇદ્રિય અને દેવતાઓને ઉત્પન્ન કરનાર, જ્ઞાન તથા ક્રિયારૂપ અને વિવિધ પ્રકારની વાણીને સૃજનાર અહંકારમય છો તેમને નમસ્કાર કરૂં છું.[૪૩] ભક્તોને અત્યંત પ્રિય, ગુણોથી સર્વ ઇંદ્રિયોને રાજી કરનાર અને વૈષ્ણવોએ પૂજેલા આપના સ્વરૂપનું અમને દર્શન આપો, કેમકે અમે એ દર્શનને ઇચ્છીએ છીએ.[૪૪] વર્ષાઋતુના ઘેરા મેઘની પેઠે શ્યામ કાંતિવાળા જે સ્વરૂપમાં સર્વ પ્રકારની સુંદરતા સમાયેલી છે, સુંદર અને લાંબા ચાર હાથ છે, મુખ જેવા ઘટે તેવા સઘળા અવયવોથી શોભીતું છે,[૪૫] આંખો કમળની પાંખડી સરખી છે, ભમર અને નાસિકા સુશોભિત છે, દાંત તથા કપોળ સુંદર છે, સરખા કાન ઘરેણાંની પેઠે દીપી રહ્યાછે,[૪૬] આંખોની અણીઓ પ્રીતિથી જાણે હસતી હોય એવી લાગેછે, કેશ શોભી રહ્યાછે, વસ્ત્ર કમળના કેસર સરખાં શોભેછે, કુંડળ સ્વચ્છ છે,[૪૭] મુકુટ, કંકણ, હાર, ઝાંઝર અને કટિમેખળા ઝળકી રહ્યાંછે, શંખ, ચક્ર, ગદા, કમળ, માળા અને મણિ ઉત્તમ રીતે પ્રકાશી રહ્યાંછે.[૪૮] સિંહના સરખા ખભાઓમાં આભૂષણની કાંત લાગી રહી છે, કૌસ્તુભમણિથી કોટ શોભેછે, લક્ષ્મીજી અવિચળ રહેવાને લીધે સોનાની લીટીવાળી કસોટીની પેઠે વક્ષસ્થળ દીપી રહ્યુંછે,[૪૯] પીપળાનાં પાંદડાં જેવું પેટ શ્વાસ અને ઉચ્છ્વાસને લીધે હાલતી ત્રણ વળીઓથી મનોહર લાગેછે, પાણીની ઘુમરી જેવી ગંભીર નાભિ જાણે તેમાંથીજ નીકળેલા જગતને પાછું પેસાડી દેવાસારૂ રાખી હોય એવી લાગેછે,[૫૦] શ્યામ વર્ણના કટિપશ્ચાદ્‌ભાગ ઉપર ધરેલાં પીતાંબર ઉપર સોનાની કટિમેખળા પેહેરી છે, તેમજ સરખાં અને સુંદર ચરણ, પીંડિયો અને સાથળથી તથા નમેલા ગોઠણથી દૃષ્ટિને આનંદ મળેછે, એવા આપના સ્વરૂપનું અમને દર્શન આપો.[૫૧] હે ગુરૂ! શરદઋતુમાં ઉઘડેલાં કમળની પાંખડી-

ા જેવી શોભાવાળા અને નખની કાંતિથી અ-
ાનને મટાડનારા ચરણથી આપનો માર્ગ કે જે
ક્તોના ભયને ટાળનાર છે, તે અમને દેખાડો;
કેમકે અમારા જેવા અજ્ઞાનીઓને માર્ગ દેખાડ-
નાર ગુરૂ આપજ છો.[૫૨] મનના નિર્મળપણાને
ઇચ્છનારા પુરૂષોએ આવા રૂપનું ધ્યાન કરવું
જોઇએ, કેમકે સ્વધર્મ પાળનારાઓને ભક્તિયોગ-
થીજ અભય મળેછે.[૫૩] સ્વર્ગના રાજ્યકર્ત્તાને પ-
ણ જેની ઇચ્છા રહેછે એવા આપ કે જે સર્વ
પ્રાણીઓને દુર્લભ અને ખરા આત્મજ્ઞાનીની ગ-
તિરૂપ છો તે ભક્તિવાળાનેજ પ્રાપ્ત થાઓછો.[૫૪]
આપ કે જે ઘણા પરિશ્રમથી પ્રસન્ન થાઓ એ-
વા છો, તેમને સત્પુરૂષોથી પણ ન બની શકે
એવી ખરી ભક્તિથી પ્રસન્ન કરી તમારા ચરણમાં
નિવાસ વિના બીજું સુખ તે કોણ માગે?[૫૫]
પ્રતાપ અને ઉત્સાહથી પોતાની ભમર ફેરવતાંજ
જગતની ઉથલપાથલ કરી નાંખનાર કાળ પણ
આપના ચરણને શરણ કરી રહેનાર માણસ ઉપર
પોતાનું અભિમાન ચલાવી શકતો નથી.[૫૬] હુ
સ્વર્ગ અથવા મોક્ષને પણ આપના ભક્તજનના
સમાગમના અરધા ક્ષણ બરાબર પણ ગણતો
નથી, ત્યારે મનુષ્યોનાં રાજ્ય વગેરે સુખને તો તે
બરાબર કેમજ ગણું?[૫૭] એટલા માટે આપ કે
જેનાં ચરણારવિંદ પાપને મટાડનાર છે તેમના ય-
શના સેવનથી અને તીર્થ(ગંગાજી)નાં સ્નાનથી
અંદર તથા બહાર પાપરહિત થયેલા પ્રાણીઓ
ઉપર દયા રાખનારા અને નિર્મળ અંતઃકરણ
તથા સારા સ્વભાવવાળા વૈષ્ણવોનો અમને સમા-
ગમ રહે એજ આપનો અનુગ્રહ છે.[૫૮] એવા
વૈષ્ણવોની સેવા કરવાને લીધે જ્યારે ચિત્ત વિ-
ષયોના વિક્ષેપ વગરનું અને તમોગુણમાં ન પેસે
એવું થાય, ત્યારે તે ચિત્તમાં યોગીને આપનું
સ્વરૂપ જોવામાં આવેછે.[૫૯] જે સ્વરૂપમાં આ
સઘળું જગત્ દેખાયછે, અને સઘળા જગતમાં
જે સ્વરૂપ દેખાયછે; તે સ્વયપ્રકાશ, આકાશની
પેઠે વ્યાપક પરબ્રહ્મ તમે છો.[૬૦] હે મહારાજ!
ઘણાં રૂપવાળી, બીજાઓને ભેદબુદ્ધિ આપનારી
મને આત્મસ્વરૂપમાં પોતાનું કામ નહિ કરી શકતી

માયાથી આ જગતને સરજનાર, પાળનાર અને પાછા
લય કરનાર છતાં પણ નિર્વિકાર અને સ્વતંત્ર
રહેનારા આપને અમો અખંડ પરબ્રહ્મ જાણીએ
છીએ.[૬૧] જો કે આપ નિરાકાર છો, તોપણ પં-
ચભૂત, ઇંદ્રિય અને અંતઃકરણથી જાણવામાં
આવતા આ આપના સાકાર રૂપનું જે યોગીઓ
શ્રદ્ધાપૂર્વક અનેક પ્રકારની ક્રિયાઓથી મુક્તિને
માટે સારી રીતે પૂજન કરેછે તેઓનેજ અમે
વેદશાસ્ત્રમાં પોહોચેલા સમજીએ છીએ.[૬૨] તમે
એકજ આદિપુરૂષ છો. તમારી માયાશક્તિ પ્રલય
કાળમાં સૂઇ રહેછે અને સૃષ્ટિકાળમાં જાગીને સ-
ત્વ, રજ અને તમોગુણના વિભાગ કરેછે. એ
વિભાગોમાંથી મહત્તત્વ, અહંકાર, આકાશ, વાયુ,
અગ્નિ, જળ, પૃથ્વી, દેવતાઓ, ઋષિઓ અને બીજા
પદાર્થોના સમૂહરૂપ આ જગત્ થયું છે.[૬૩] જરા-
યુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ* એવા
ચાર પ્રકારનું આ જગત્ પોતાની માયાથી બ-
નાવી તે જગતરૂપ પુરમાં પોતાના અંશ (જીવ-
રૂપ)થી તમે પેઠાછો, એટલામાટે તે જીવ 'પુરૂષ'
એવા નામથી ઓળખાયછે, કે જે જીવ પોતાની
ઇંદ્રિયોથી ક્ષુદ્ર વિષયોનું સુખ ભોગવેછે.[૬૪] તેજ
તમે સહન ન થાય એવા અને મોટા વેગવાળા
કાળરૂપે, વાયુ જેમ વાદળાંઓને ચળાયમાન કરી
ખેંચી જાયછે, તેમ પ્રાણીઓને બીજા પ્રાણીઓથી
ચળાયમાન કરી ખેંચી જાઓછો, અને એ સ-
ર્વને ખેંચનાર (નાશ કરી નાંખનાર) તમારૂં
કાળસ્વરૂપ કોઇના ધારવામાં આવતું નથી.[૬૫]
આ કામ આમ કરવું અને ફલાણું કામ આમ-
જ કરવું એવી ઘણીક ચિંતાથી ગાફલ રહેનાર,
વિષયોના લાલચુ અને વિષયો મળતાં પણ તે-
ઓમાં વધારે વધારે લોભ કરતા જતા પ્રાણીઓ-
ને નહિ ગાફલ રહેનાર કાળરૂપ તમે, ભૂખથી
ગલોફાં ચાટતો સર્પ જેમ ઊંદરને ઝડપમાં લઇલે
તેમ તુરત ઝડપમાં લઇલોછો.[૬૬] તમારૂં ભજન

* ઓરમાંથી ઉત્પન્ન થાય તે માણસ જરાયુજ કહે-
વાયછે, ઇંડાંમાંથી ઉત્પન્ન થાય તે પક્ષી વગેરે અંડજ
કહેવાયછે, પસીનામાંથી ઉત્પન્ન થાય તે માંકણ વગેરે સ્વે-
દજ કહેવાયછે, અને ધરતીને ફોડીને ઉત્પન્ન થનારાં ઝાડ
વગેરે ઉદ્ભિજ્જ કહેવાયછે.

કર્યા વિનાજ જેનું શરીર જીર્ણ થતું જાયછે એવો માણસ જો સમજુ હોય તો તમારા ચરણારવિંદનો કેમજ ત્યાગ કરે ? કે જે ચરણારવિંદને અમારા ગુરૂ બ્રહ્મા અને ચૌદ મનુઓ પણ મરણની બીકથી દૃઢ વિશ્વાસ રાખીને ભજેછે.[૬૭] હે પરમાત્મા! આખા જગત ઉપર પ્રલયકાળમાં રૂદ્રનો ત્રાસ છે, પણ અમો કે જેઓ જાણીએ છીએ તેઓને તો નિર્ભય શરણરૂપ આપ છો.[૬૮] (મહાદેવ કહેછે—) હે રાજકુમારો! શુદ્ધ રહી, સ્વધર્મ પાળી તથા ભગવાનમાં ચિત્ત રાખીને આ સ્તોત્રનો જપ કરજો.[૬૯] તમારામાં અને સર્વ પ્રાણીઓમાં રહેલા તેજ પરમાત્મા ભગવાનનું વારવાર પૂજન કરજો, સ્તુતિ કરજો અને ધ્યાન કરજો.[૭૦] આ 'યોગાદેશ' નામનુ સ્તોત્ર મેં તમારી પાસે કહ્યું, તે પાઠે કરી તેનુજ મનન કરજો અને સાવધાન ચિત્તથી મુનિના જેવા નિયમો પાળી ભક્તિપૂર્વક તમે સઘળા આ (સ્તોત્ર) નોજ વારવાર જપ કરજો.[૭૧] પ્રજાપતિઓના પતિ બ્રહ્માને અને તેમના પુત્ર ભૃગુ વગેરે અમોને સૃષ્ટિ કરવાની ઈચ્છા હતી તે સમયમાં પૂર્વે બ્રહ્માએ આ સ્તોત્ર અમોને શીખવ્યું હતું.[૭૨] પ્રજાઓની સૃષ્ટિ કરવાસારૂ બ્રહ્માએ આજ્ઞા કરેલા અમોએ આ સ્તોત્રના અભ્યાસથી પોતાનું અજ્ઞાન મટાડી અનેક પ્રકારની પ્રજા ઉત્પન્ન કરી હતી.[૭૩] એટલામાટે જે ભગવાનનો ભક્ત સાવધાન તથા એકાગ્ર ચિત્તે રહી રોજ આ સ્તોત્રનો જપ કરે તેનું થોડા દિવસમાં કલ્યાણ થાયછે.[૭૪] આ જગતમાં સર્વ કલ્યાણોમાં 'જ્ઞાન' એ મોટુ કલ્યાણ છે. જ્ઞાનરૂપ વહાણ મળ્યુ હોય તો આ સંસારરૂપ અપાર અને દુ:ખમય સમુદ્રને સેહેજ તરી જવાયછે.[૭૫] જે પુરૂષ આ મે કહેલા સ્તોત્રનો શ્રદ્ધાથી પાઠ કરે તે પુરૂષ, ભગવાન્ કે જેમને પ્રસન્ન કરવા કઠણ છે તેમને પ્રસન્ન કરેછે.[૭૬] સઘળા કલ્યાણોના સ્વામી ભગવાન્ આ સ્તોત્રના પાઠથી પ્રસન્ન થતાં, ધીરપુરૂષને તેમની પાસેથી જે મેળવવાની ઇચ્છા થાય તે સઘળું મળેછે.[૭૭] જે માણસ સવારમાં ઉઠી હાથ જોડી શ્રદ્ધાથી આ સ્તોત્ર સાંભળે અથવા સંભળાવે, તે કર્મનાં બંધનમાંથી છૂટી જાયછે.[૭૮] હે રાજકુમારો! આ મેં કહેલી પરમ પુરૂષ પરમાત્માની સ્તુતિનો જપ કરતાં એકાગ્રબુદ્ધિ રાખી મોટું તપ કરશો તો અંતે તેમાંથી મનવાંછિત ફળ મળશે.[૭૯]

गीतं मयेदं नरदेवनंदनाः
परस्य पुंसः परमात्मनः स्तवं ।
जपंत एकाग्रधियस्तपो मह
च्चरध्वमंते तत आप्स्यथेप्सितं ॥७९॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો 'રૂદ્રગીત' એવા નામનો ચોવીશમો અધ્યાય સ૦

---

## અધ્યાય ૨૫ મો.*

### નારદે પ્રાચિન બર્હિષને પુરંજનના મિષથી આત્માના જન્મમરણનું વૃત્તાંત કહ્યું.

मैत्रेयउवाच.

इतिसंदिश्य भगवान् बार्हिषदैरभिपूजितः ।
पश्यतांराजपुत्राणां तत्रैवांतर्दधेहरः ॥ १ ॥

મૈત્રેય કહેછે— સદાશિવ, એ પ્રમાણે ઉપદેશ કરીને પોતાની પ્રચેતાઓએ પૂજા કર્યા પછી તે પ્રચેતાઓ જોતાં છતાં ત્યાંજ અંતર્ધાન થઇ ગયા.[૧] પછી પ્રચેતાઓ સદાશિવે કહેલા ભગવાનના સ્તોત્રનો જપ કરતા જળમાં દશહજાર વર્ષ સુધીનુ તપ કરવા લાગ્યા.[૨] પ્રચેતાઓ પાછા આવ્યા ન હતા, તે સમયમાંજ તેઓનો પિતા પ્રાચીનબર્હિ રાજા કે જેનું મન યજ્ઞ વગેરે કર્મકાંડમાંજ લાગી રહ્યું હતુ, તેને બ્રહ્મવેત્તા અને દયાળુ નારદજીએ બોધરૂપ વચન કહ્યાં કે—'હે રાજા! આ યજ્ઞો કરીને તારે કયું ફળ પામવાની ઈચ્છા છે ? દુ:ખનો નાશ અથવા સુખની પ્રાપ્તિ એ ફળ કહેવાયછે, પણ એવો વિદ્વાનોનો નિશ્ચય છે કે કર્મકાંડથી એમાંના કોઈપણ પ્રકારનું ફળ થતુ નથી.'[૩-૪]

પ્રાચીનબર્હિ રાજા કહેછે—હે મહારાજ! મારી બુદ્ધિમાં કર્મકાંડની પંચાતજ લાગી રહીછે, તેથી હું મોક્ષની વાત જાણતો નથી, માટે જેથી હું

* આ પચીશમા અધ્યાયમાં આત્માને બુદ્ધિના સંગથી જે અનેક પ્રકારનાં જન્મમરણ થાયછે તેનો વિષય પુરંજન રાજાનો ઇતિહાસ કહેવાના ઢોળથી નારદજીએ કર્યો છે.

કર્મમાર્ગમાંથી છુટું એવું નિર્મળ જ્ઞાન મને કહો.[૫] અનેક પ્રકારની કડાકુટોથી ભરેલા ઘરમાં સ્ત્રી,પુત્ર અને ધનનેજ પુરૂષાર્થ કરી માનતા અને સંસારના માર્ગોમાં ભટકતા મૂઢ પુરૂષને મોક્ષ મળતો નથી.[૬] (રાજાએ યજ્ઞોમાં જેટલા પશુઓને માર્યા હતા તે સઘળાઓને પ્રત્યક્ષ દેખાડી) નારદજી કહેછે- હે રાજા ! તે નિર્દયપણાથી યજ્ઞમાં હજારો પશુઓને માર્યા છે તેઓને નજરે જો.[૭]તેં જે એઓને પીડા કરીછે તે સંભારીને એ સઘળા પશુઓ તારી વાટ જોઈ રહ્યાછે, ને તું જ્યારે મરી જઈશ, ત્યારે ક્રોધથી લોઢાનાં હથિયારોવડે તને કાપશે.[૮] આ બ્રહ્મસંકટમાંથી તારો નિસ્તાર કરવાસારૂ પુરંજન રાજાના ચરિત્રરૂપ એક જૂનો ઈતિહાસ કહુ છુ તે સાંભળ[૯] (જીવને વિષયોમાં આસક્તિ રાખવાથી સંસાર પ્રાપ્ત થાયછે અને તે ઈશ્વરના અનુગ્રહથી મટેછે એ વાત કહેવાની છે, પણ જેના મનમાં ઊંધાજ વળ ચઢી ગયા હોય તેને જેવા આકારમાં છે તેવાજ આકારમાં સમજાવી શકાય નહીં માટે એક રાજાના ઇતિહાસની કલ્પના કરીને કહેછે.) હે રાજા ! એક મોટી કીર્તિવાળો પુરંજન નામનો રાજા હતો*અને જેના કર્તવ્યની કોઇને ખબર પડતી નથી, તથા જેનુ નામ પણ જાણવામાં નથી એવો એક તેનો સખા× હતો.[૧૦] એ પુરંજન રાજા પોતાને રાજધાની કરવા જેવુ નગર+ શોધવાસારૂ આખી પૃથ્વીમાં ફર્યો, પણ જ્યારે પોતાને જેવુ જોઈએ તેવુ નગર મળ્યુ નહી, ત્યારે જાણે મનમાં કચવાતો હોય એવો થઇ ગયો[૧૧] સુખ ભોગવવાને ઈચ્છતા તે રાજાને પૃથ્વીમાં જેટલાં નગર છે તેઓમાંનુ કોઇ પણ નગર સઘળાં સુખની પ્રાપ્તિને માટે યોગ્ય જણાયુ - નહીં.[૧૨] ફરતાં ફરતાં એક દિવસે હિમાલય પર્વતનાં દક્ષિણ તરફનાં શિખરોમાં એક નવ દરવાજાવાળી તથા કોઈપણ જાતના દોષ વિનાની એક નગરી તેના જોવામાં આવી.‡[૧૩]એ નગરી કિલ્લા, બગીચા,અગાશીઓ, ખાઇઓ, ગોખ અને તોરણોથી શોભતી હતી,† તથા સોના રૂપા અને લોઢાની મેડીઓવાળાં અનેક ઘરોથી ચારેકોર વ્યાપ્ત હતી.*[૧૪]એ નગરીના મેહેલની જગ્યા નીલમણિ, સ્ફટિકમણિ, વૈદૂર્યમણિ, મોતી, નીલવી અને માણેકોથી બનેલી હતી,+તથા નાગલોકોની નગરી ભોગવતીની પેઠે એ આખી નગરી પોતાની શોભાથી પ્રકાશી રહી હતી[૧૫]સભા ભરવાનાં ઠેકાણાં, ચોવટા, રાજમાર્ગ, રમવાની જગ્યાઓ, દુકાનો, લોકોને વિશ્રામ લેવાની જગ્યાઓ, ધ્વજા, પતાકા અને પરવાળાંની ઓટલીઓથી ઉત્તમ સગવડવાળી હતી.[૧૬]એ નગરીની બહાર એક બગીચો હતો,† તેમાં દેવતાઇ ઝાડ અને લતાઓ લાગી રહ્યાં હતાં, ‡ જળાશયોમાં પક્ષીઓના અને ભ્રમરાઓના નાદનો કોળાહળ થઈ રહ્યો હતો,[૧૭] ફૂલના સમૂહોમાં થઇને આવતા અને ઠંડાં ઝરણાંઓના જળકણોને ઉડાડતા પવનથી તળાવડી-

* આ ઇતિહાસમા પુરંજન વગેરે જે પાત્રો લખ્યાછે, તેઓના ખરા અર્થ ઓગણત્રીશમા અધ્યાયમા નારદજી પોતેજ કહેશે, તોપણ વાચનારાઓને આ પ્રકરણ સમજવું સુગમ પડે એટલામાટે જરૂરી જેટલા થોડા થોડા અર્થ આપવા યોગ્ય ધારીએ છીએ પુરંજન એટલે જીવ. કેમકે પોતાના કર્મથી પુર એટલે શરીર અને જન એટલે ઉત્પન્ન કરનારછે × ઇશ્વર + વિષય ભોગવવાના સ્થાનરૂપ શરીર – મનુષ્ય શિવાય પશુ અને પક્ષી વગેરેના જે જે શરીર છે તેમાંના કોઇમા પણ સઘળા સુખ ભોગવવાની સગવડ નથી તેથી એવો કોઈ અવતાર તેને ગમ્યો નહીં.

‡ મનુષ્યશરીર એ શરીરમાં મોઢુ, બે કાન, બે આખ્ય, બે નાક, શિશ્ન અને ગુદા એ નવ છિદ્ર છે, તે નવ દરવાજા સમજવા અને સઘળી ઇંદ્રિયો સંપૂર્ણ હતી તેથી આંધળાપણું કે લૂલાપણુ વગેરે કોઇ દોષ પણ ન હતા એમ સમજવુ એ નગરી હિમાલયના દક્ષિણ તરફના શિખરોમા છે, એમ કહેવાનુ કારણ એ છે કે હિમાલયથી દક્ષિણ તરફમા ભરતખંડ છે તે કર્મભૂમિ છે, એટલે તેમા ઉત્પન્ન થયેલું મનુષ્યશરીર કર્મ કરવાને યોગ્ય છે. † આ વિષયમા કાંઇક કાંઇક મળતાપણુ લઇને વાતમા શોભા લાવવાને વાસ્તે કિલ્લા વગેરેનુ વર્ણન કર્યુ છે, તેથી શરીરના અવયવોને કિલ્લા વગેરેનું રૂપ આપ્યું છે એમ સમજવુ

* શરીરમા છ ચક્ર છે તે ઘરને ઠેકાણે અને રાજસ તામસ વગેરે સ્વભાવોને મેડીઓને ઠેકાણે સમજવા. + મ્હેલની જગ્યા એટલે હૃદય અને નાડીઓ અથવા નોખનોખા વિષયોની વાસનાઓને મણિરૂપ સમજવી † વિષયોમાં લાગી રહેલી બુદ્ધિના યોગથી જીવને દેહનો સંબંધ થયો છે એમ કહેવાની મતલબથી વિષયોના વર્ગને બહાને બગીચો ઠરાવેલ છે. ‡ માળા અને ચંદન વગેરે પદાર્થોને ઝાડ અને લતારૂપ સમજવાં અને બીજુ કેટલુંએક વાતને શણગારવાને વાસ્તે પણ લખ્યુ છે.

ઓના કાંઠાપરનાં વૃક્ષોની શાખાઓ અને પાંદડાં હાલતાં હતાં, તેથી ભારે શોભા જામી રહી હતી. [૧૮]અનેક પ્રકારનાં વગડાઉ જાનવરો અહિંસાનો નિયમ પાળનાર હોવાથી એક બીજાને કશી હરકત કરતાં નહતાં, તથા કોયલોના ટૌકારાથી વટેમાર્ગુ લોકો તો એમજ માનતા હતા કે આ બગીચો અમોને પોતાની પાસે આવવા માટે બોલાવેછે. [૧૯]એ બગીચામાં એક ઉત્તમ સ્રીઈ કે જે યદૃચ્છાથી† આવી નીકળેલી, તે પુરંજન રાજાના જોવામાં આવી. એ સ્રીની સાથે તેના દશ નોકરો‡ ચાલ્યા આવતા હતા અને તે પ્રત્યેક નોકરની સાથે સેંકડો બીજી સ્રીઓ હતી.× [૨૦]એક પાંચ માથાંવાળો નાગ। એ ઉત્તમ સ્રીની ચારે કોર ચોકી કરતો હતો. નજરમાં આવે તેવાં રૂપ ધરનારી અને સોળ વર્ષની એ સ્રી કોઇ પતિને શોધતી હતી. [૨૧]એ સ્રીનાં નાક,* દાંત, કપોળ, મુખ અને કટિપશ્ચાદ્ભાગ બહુજ સુંદર હતાં. બરાબર ગોઠવાયેલા બે કાનમાં કુંડળ શોભી રહ્યાં હતાં. [૨૨]પીળાં વસ્ત્ર અને સોનાની કટિમેખળા પેહેરી હતી. વર્ણ શ્યામ+ હતો. ઝાંઝરના ઝમકારાવાળા પગથી દેવાંગનાની પેઠે ચાલતી હતી. [૨૩]જુવાનીથી ઉપડતા આવતા, સરખા, ગોળ અને એક બીજામાં ભુટકાઇ રહેલા પોતાના સ્તનને લાજથી ઢાંકતી હતી, અને હાથણીની પેઠે ચાલતી હતી. લાજ સહિત મંદહાસ્યથી શોભતી એ સ્રીએ પ્રેમથી ઊંચી નીચી થતી ભ્રકુટિરૂપ કમાનમાંથી ફેંકેલા, સ્નેહ ભરેલા, અને નેત્રની અણીરૂપ પુંખવાળા કટાક્ષરૂપ બાણથી વીંધી નાંખેલો તે પુરંજનરાજા તેને પૂછવા લાગ્યો કે.⁑ 'હે કમળ-

§ નોખ નોખા વિષયોનો વિવેક કરનારી બુદ્ધિ † જીવનો અને બુદ્ધિનો સબંધ શા કારણથી અને શી રીતે થયો એ વાતનું નિરૂપણ થઇ શકતું નથી તેથી યદૃચ્છાથી આવી એમ કહ્યુ છે. ‡ દશ ઇંદ્રિયો. × અનત વૃત્તિઓ - પ્રાણ, અપાન, સમાન, વ્યાન અને ઉદાન એ પાચ વૃત્તિ વાળો પ્રાણ છે તેને બુદ્ધિની રક્ષા કરનાર નાગ સમજવો. * ગધનુ જ્ઞાન ઇત્યાદિક + મન અન્નથી બનેછે અને અન્નનું રૂપ શ્યામ છે એમ વેદમાં લખ્યુછે તેથી અહી બુદ્ધિનો રંગ શ્યામ કહ્યોછે.⁑ જીવ અને બુદ્ધિના સબધની મજબુતી દેખાડવા વાસ્તે તેઓ વચ્ચે વાતચીતનો બંદોબસ્ત કરવામાં આવ્યો છે.

ની પાંખડી સરખાં નેત્રવાળી ! તુ કોણ છે ? કોની છે ? અને અહીં ક્યાંથી આવી છે ? હે સતિ ! આ નગરીની પાસેના બગીચામાં તારે શુ કરવાની ઇચ્છા છે? તે મને કહે. [૨૫-૨૬]તારા તાબામાં રહેનારા આ દશ અને આ અગીયારમો મોટા યોદ્ધો‡ કોણ છે ? આ બીજી સ્રીઓ કોણ છે અને તારી આગળ ચાલનારો આ સર્પ કોણ છે ? [૨૭]તુ એકાંત વનમાં ધર્મને શોધવા નીકળેલી તેની સ્રી લજ્જા છે ? બ્રહ્માને શોધતી તેની સ્રી સરસ્વતી છે ? અથવા વિષ્ણુને શોધતી તેની સ્રી લક્ષ્મી છે? તુ મુનિની પેઠે નિયમમાં રહેનારી દેખાયછે. તારો જે પતિ હશે તેના સઘળા મનોરથ તારા ચરણની કામનાથીજ પરિપૂર્ણ થયાછે એમ માનુ છુ. તુ લક્ષ્મી હોય તો તારા હાથમાંથી કમળનો પોટો ક્યાં પડી ગયોછે ? [૨૮]હે સારા રૂપવાળી ! તું ઉપર લખેલી સ્રીઓમાંની કોઇ પણ જણાતી નથી, કેમકે એ સઘળી દેવાંગનાઓ છે, તેઓને ધરતીનો સ્પર્શ કરવો ઘટે નહીં. એટલામાટે લક્ષ્મી જેમ વિષ્ણુની સાથે રહી વૈકુંઠલોકને શોભા આપેછે, તેમ હું કે જે મહાવીર અને ઘણાં કર્મવાળો છું* તેની સાથે રહી તારે આ નગરીને શોભા આપવી જોઈએ [૨૯]હે સુંદરી! હું કે જેનું મન તારાં નેત્રની અણીથી વીંધાઇ ગયુ છે, તેને લાજસહિત પ્રેમપૂર્વક હસવાથી ઊંચી નીચી થતી ભ્રકુટિથી તેં પ્રેરેલો કામદેવ દુઃખ દેછે, માટે મારા ઉપર અનુગ્રહ કર. [૩૦]હે સુંદર હાસ્યવાળી ! સારી ભ્રકુટિવાળું, સુંદર કીકીઓવાળી આંખોથી સુશોભિત, લાંબા અને શ્યામ વર્ણના કેશના સમૂહથી વીંટાએલુ અને સારાં ભાષણવાળુ તારૂ મોઢુ કે જેને તું લાજને લીધે ઊંચુ કરતી નથી, તેને ઉંચું કરી મને દેખાડ. [૩૧]

નારદજી કહેછે—એ પ્રમાણે અધીરની પેઠે

‡ મોટા યોદ્ધો એટલે મન સમજવુ આનુંજ 'બૃહદ્બલ' એવુ નામ આગળ કહેવાશે આ ઠેકાણે મનને બુદ્ધિથી જૂદુ લેખવાનુ કારણ એ છે કે બુદ્ધિની સેવા કરનારી ઇંદ્રિયોને તે મદદ આપેછે તેથી તે પણ બુદ્ધિની સેવા કરનાર છે એમ કહેવાનુ છે. * હુ જોકે પોતાથી કર્મરહિત છુ, તોપણ તારા સંગથી અનેક કર્મવાળો થયો છુ એમ બતાવવાનું છે.

માગણી કરતા એ પુરંજન રાજાને જોઇ તેમાં મોહ પામેલી અને હસતી એ સ્ત્રી તેનો સત્કાર કરીને બોલી કે,—હે પુરૂષોમાં ઉત્તમ! અમને અને તમને જેણે ઉત્પન્ન કરેલ છે, તથા આપણાં જેણે નામ પાડ્યાંછે, અને વંશ સ્થાપ્યોછે, તે ધણીને અમે પૂરી રીતે જાણતાં નથી.[૩૨-૩૩] હે વીર! હું હમણાં અહીં છું એટલીજ અમને ખબર છે, પણ તેથી વધારે વાતને અને મારે રહેવાની આ નગરી જેણે બનાવી છે તે ધણીને અમે જાણતાં નથી.[૩૪] હે માન આપનારા! આ પુરૂષો મારા સખા છે અને આ સ્ત્રીઓ મારી સખીઓ છે. હું સૂઇ રહું છું, ત્યારે પણ આ નગરીની ચોકી કરવા માટે જાગ્યા કરેછે.[૩૫] હે શત્રુઓને મારનાર રાજા! તમે અહીં આવ્યાછો એ ઘણું સારૂ થયુ. વિષયસબંધી જે જે સુખોને તમે ઇચ્છોછો તે સઘળાં સુખો, હું અને મારા બંધુઓ તમને આપીશુ.[૩૬] આ નવ દરવાજાવાળી નગરીમાં મારી સાથે તમે રહો, અને મે આપેલાં વિષયસુખોને સો વર્ષ સુધી+ ભોગવો.[૩૭] હું તમારા શિવાય બીજા કયા પુરૂષને રમાડુ? કેમકે બીજા પુરૂષોમાં તો કેટલાએક વિષયસુખને જાણતાજ નથી†, કેટલાએક જે વિષયસુખનો ભોગ લેવાને શાસ્ત્રમાં ના નથી પાડી તે સુખોનો પણ ત્યાગ કરી બેઠાછે‡, કેટલાએકને પરલોકની કાંઇ ચિંતાજ નથી.* કેટલાએકને આ લોકની ચિતા નથી+ અને કેટલાક તો પશુ જેવાજ છે.×[૩૮] આ ગૃહસ્થાશ્રમથી ધર્મ, અર્થ, કામ, પુત્ર સબંધી સુખ, મોક્ષ અને યશ એ સઘળાં સુખોની પ્રાપ્તિ થાયછે, અને શોકવગેરેના દોષ રહિત લોક જે સંન્યાસીઓને મળતાજ નથી તેપણ મળેછે.[૩૯] આ સસારમાં ગૃહસ્થાશ્રમજ પિતૃ, દેવતા, ઋષિ, મનુષ્યો, બીજાં પ્રાણીઓ અને પોતાનો પણ સુખદાયી અને નિર્ભય આશ્રય છે, એમ વિદ્વાનો કહેછે.[૪૦] હે વીર! વિખ્યાત, ઉદાર, રૂપવાન્ અને પ્રિય આપના જેવો પતિ મળતો હોય તેને મારા જેવી કયી સ્ત્રી ન વરે?[૪૧] હે મોટા હાથવાળા! તમે કે જે દયાથી વૃદ્ધિ પામેલા મંદહાસ્યપૂર્વક જોવાથી અનાથ લોકોની પીડા મટાડવા સારૂજ સર્વ ઠેકાણે ફરોછો, તેમના સર્પ જેવા લાંબા હાથમાં કયી સ્ત્રીનું મન આસક્ત ન થાય?[૪૨]

નારદજી કહેછે—હે પ્રાચીનબર્હિરાજા! એ પ્રમાણે તે સ્ત્રીપુરૂષ તે ઠેકાણે પરસ્પરનો કરાર કરી એ પુરીમાં પ્રવેશ કરી સોવર્ષ સુધી આનંદ કરવા લાગ્યાં.[૪૩] પુરંજન રાજાની કીર્તિ ઠેકાણે ઠેકાણે ગવૈયાઓ ગાતા હતા* અને પોતે ઘણી સ્ત્રીઓથી વીંટાઇને ક્રીડા કરતો કરતો ઉનાળામાં× તળાવમાં પેસતો હતો.[૪૪] એ નગરીમાં જુદા જુદા દેશોમાં જવાસારૂ સાત ઉપર અને બે નીચે દરવાજા+ કર્યા હતા. તેમાં જે ખરો માલેક†છે તે બરાબર જાણવામાં આવતો ન હતો.[૪૫] પાંચ દરવાજા ઉગમણી તરફ, એક દક્ષિણ તરફ, એક ઉત્તર તરફ અને બે પશ્ચિમ તરફ હતા. એઓનાં નામ તારી પાસે કહુ છુ.[૪૬] ખદ્યોતા[૧] અને આવિર્મુખી[૨] એવા નામના બે દરવાજા ઉગમણી તરફ હારોહાર રચેલા હતા. તે દરવાજાઓથી પુરંજન રાજા વિભ્રાજિત[૩] નામના દેશમાં જતો હતો, અને તે વખતે દ્યુમાન્[૪] નામનો એક મિત્ર તેની સાથે રહેતો હતો.[૪૭] નલિની[૫] અને નાલિની[૬] એવા

+ મનુષ્યશરીરના આયુષ્યનું પ્રમાણ સો વર્ષનુ છે, તેથી સો વર્ષ સુધી સુખ ભોગવવાનુ કહ્યુંછે † નૈષ્ઠિક બ્રહ્મચારીઓને સ્ત્રી સબંધી સુખની ખબરજ હોતી નથી ‡ સંન્યાસીઓને વિષયસુખનો ત્યાગ કરનારા સમજવા

* એકલા કામી પુરૂષોને પરલોકની ચિંતાજ હોતી નથી + વૈરાગ્યવાળાઓને આ લોકની ચિંતા હોતી નથી. × મૂર્ખલોકોને પશુજેવા સમજવા, કેમકે તેઓને આ લોકની કે પરલોકની કોઇપણ ચિંતા હોતી નથી —સંન્યાસીઓને બ્રહ્મજ્ઞાનને લીધે મોક્ષજ મળવાનો તેથી એઓને બીજા લોકની પ્રાપ્તિ થતી નથી.

* આમા સક્ષેપથી જાગ્રત અવસ્થા કહીછે. × તળાવમા પેસતો એટલે સુષુપ્તિ અવસ્થા પામતો એમ કહેવાનુ છે + આમા જાગ્રત અવસ્થાનુ વિસ્તારથી વર્ણન આપેછે. † આ શરીરનો ખરો માલિક આત્મા તે બરાબર જાણવામાં આવતો નથી, કેમકે અનાત્મ પદાર્થોને આત્મા માનવામાં આવેછે. ૧ ખદ્યોતા એટલે ડાબી આખ કેમકે તેનો ખદ્યોત એટલે પતગિયાની પેઠે થોડો પ્રકાશ છે ૨ આવિર્મુખી એટલે જમણી આખ કેમકે તેનું મોઢું પ્રકટ છે એટલે પ્રકાશ ઝાઝો છે ડાબા અગ કરતાં જમણા અંગમા શક્તિ વધારે હોયછે એમ વેદમા લખ્યુ છે, અને આપણા અનુભવમા પણ આવેછે. ૩ વિભ્રાજિત દેશ એટલે રૂપ. ૪ દ્યુમાન એટલે ચક્ષુઇંદ્રિય. ૫ નલિની એ-

નામના બીજા પણ બે દરવાજા ઉગમણી તરફ હારોહાર રચેલા હતા. તે દરવાજાઓથી પુરંજન રાજા સૌરભ[૭] નામના દેશમાં જતો હતો, અને તે વખતે અવધૂત[૮] નામનો એક મિત્ર તેની સાથે રહેતો હતો.[૪૮] એ નગરીનો મુખ્યા[૯] નામે એક પાંચમો મુખ્ય દરવાજો પણ ઉગમણી તરફ હતો. તે દરવાજાથી એ પુરીનો રાજા પુરંજન આપણ[૧૦] અને બહુદન[૧૧] નામના બે દેશમાં જતો હતો. આપણ દેશમાં જતો તે વખતે વિપણ[૧૨] નામનો મિત્ર તેની સાથે રહેતા હતો, અને બહુદન દેશમાં જતો હતો તે વખતે રસજ્ઞ[૧૩] નામનો મિત્ર તેની સાથે રહેતો હતો.[૪૯] હે પ્રાચીનબર્હિરાજા! એ નગરીમાં દક્ષિણ તરફનો દરવાજો પિતૃહૂ[૧૪] એવે નામે હતો. તે દરવાજેથી પુરંજન રાજા દક્ષિણપચાળ નામના[૧૫] દેશમાં જતો હતો અને તે વખતે શ્રુતિધર[૧૬] નામનો મિત્ર તેની સાથે રહેતો હતો.[૫૦] એ નગરીમાં ઉત્તર તરફનો દેવહૂ[૧૭] નામે દરવાજો હતો. તે દરવાજેથી પુરંજન રાજા ઉત્તરપચાળ[૧૮] નામના દેશમાં જતો હતો, અને તે વખતે પણ શ્રુતિધર[૧૯] નામનો મિત્ર તેની સાથે રહેતો હતો.[૫૧] એ નગરીમાં આથમણી તરફનો આસુરી[૨૦] નામનો દરવાજો હતો. તે દરવાજેથી પુરંજન રાજા ગ્રામક[૨૧] નામના દેશમાં જતો હતો, અને તે વખતે તેની સાથે દુર્મદ[૨૨] નામનો એક મિત્ર રહેતો હતો. [૫૨] એ નગરીની આથમણી તરફ નિર્ઋતિ[૨૩] નામનો એક બીજો દરવાજો હતો. તે દરવાજેથી પુરંજન રાજા વૈશસ[૨૪] નામના દેશમાં જતો હતો, અને તે વખતે તેની સાથે લુબ્ધક[૨૫] નામે એક મિત્ર રહેતો હતો [૫૩] એ નવ દરવાજા ઉપરાંત 'નિર્વાક'[૨૬] અને 'પેશસ્કૃત્[૨૭] એવા નામના બીજા પણ બે દરવાજા હતા, પણ તે નિરંતર કમાડભીડેલાજ[૨૮] રહેતા હતા એઓમાં પેહેલા દરવાજાથી પુરંજનરાજા ચાલતો હતો અને બીજાથી કામ કરતો હતો [૫૪] એ રાજા વિષૂચીન[૨૯] નામના એક નાજરને સાથે લઈ જ્યારે પોતાના જનાનામાં જતો હતો ત્યારે સ્ત્રી[૩૦] અને પુત્રોના[૩૧] સબધમાં મોહ[૩૨], પ્રસાદ[૩૩] અને હરખ[૩૪] તેને થતા હતા [૫૫] એ પ્રમાણે કર્મ કરવામાં લાગેલો, વિષયોને લાલચુ, છેતરાઇ ગયેલો અને

ટલે ડાબુ નાક ૬ નાલિની એટલે જમણુ નાક નાક નળીઓ જેવા હોયછે તેથી નલિની અને નાલિની એવા નામ આપ્યાછે ૭ સૌરભદેશ એટલે ગધ ૮ અવધૂત એટલે ઘ્રાણ ઇંદ્રિય ૯ મુખ્યા એટલે મોઢુ ૧૦ આપણ દેશ એટલે ભાષણ ૧૧ બહુદન દેશ એટલે અનેક પ્રકારનુ અન્ન ૧૨ વિપણુ એટલે વાણી ઇંદ્રિય ૧૩ રસજ્ઞ એટલે રસના (જિવ્હા) ઇંદ્રિય ૧૪ પિતૃહુ એટલે જમણો કાન કેમકે જમણો કાન બળવાન છે અને શાસ્ત્રોમાં પ્રથમ સાભળવાનું કર્મકાડશાસ્ત્ર છે તેથી તેનુ શ્રવણુ જમણા કાનથી થતા તે શાસ્ત્રોમા લખેલા કર્મ કરે તેથી પિતૃલોકની પ્રાપ્તિ થાયછે, અને તે લોકમા જતા પિતૃઓ બોલાવવા આવેછે એટલી બધી વાત મનમા રાખી જમણા કાનનુ પિતૃહુ એવુ નામ આપ્યુછે ૧૫ દક્ષિણુ પચાળ દેશ એટલે પ્રવૃત્તિમાર્ગવાળુ કર્મકાડ વગેરેનુ શાસ્ત્ર, તેમા જાયછે એટલે તે વિષય સાભળેછે એવા શાસ્ત્રોમા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગધ એ પાંચે પ્રકારના વિષયોનુ સારી રીતે નિરૂપણુ કરેલુ' હોય છે અને જમણા કાનથી એટલે રૂચિપૂર્વક સભળાય છે તેથી તેનુ દક્ષિણુપચાળ એવું નામ આપ્યુ છે ૧૬ શ્રુતિધર એટલે શબ્દ સાભળનાર શ્રોત્રઇંદ્રિય ૧૭ દેવહુ એટલે ડાબો કાન કેમકે કાનની શક્તિ ઓછી છે અને શાસ્ત્રોમા છેલ્લે સાંભળવાનુ નિવૃત્તિશાસ્ત્ર એટલે નિવૃત્તિમાર્ગમાં રૂચિ કરાવનારૂ વેદાતશાસ્ત્ર છે, તેથી તેનું શ્રવણુ ડાબા કાનથી એટલે પ્રથમ અરૂચિથી થાય અને તે થતાં તે શાસ્ત્રોમાં લખ્યા પ્રમાણે જ્ઞાનનાં સાધનો કરવા લાગે, તે જો કાચા રહી જાય તો મોક્ષની પ્રાપ્તિ ન થતા ઉત્તમ ઉત્તમ દેવલોકની પ્રાપ્તિ થાય છે, અને તે લોકમા જતા દેવતાઓ સામા બોલાવવા આવેછે એટલી બધી વાત મનમા રાખી ડાબા કાનનુ દેવહુ એવુ' નામ આ'યુછે ૧૮ ઉત્તરપચાળ એટલે નિવૃત્તિમાર્ગનુ શાસ્ત્ર ૧૯ શ્રોત્ર ઇંદ્રિય ૨૦ આસુરી એટલે લિગદ્વાર કેમકે અસુર એટલે કામીપુરૂષોની સાથે તે વધારે સબધ રાખેછે ૨૧ ગ્રામક એટલે ગામમા રહેનારા લોકોનું મૈથુનસુખ ૨૨ દુર્મદ એટલે મદોન્મત્ત થઈ જતી શિશ્ન ઇંદ્રિય ૨૩ નિર્ઋતિ એવુ મૃત્યુનુ નામ છે અને ગુદ મૃત્યુનુ દ્વાર છે તેથી ૨૪ મળત્યાગ ૨૫ લુબ્ધક એવુ' પારાધીનુ નામ છે અને ગુદમાની પાયુ ઇંદ્રિય પણુ પારાધી જેવી છે, કેમકે ત્યાથી મરણુ પામ્યો હોય તેને મોટુ દુઃખ થાયછે, ને તેથીજ પાયુને લુબ્ધક નામ આપ્યુ છે ૨૬ નિર્વાક એટલે પગ ૨૭ પેશસ્કૃત એટલે હાથ, કેમકે પેશસ એટલે સારી કારીગરીનો કરનાર છે ૨૮ પગ અને હાથમા છિદ્ર નથી તેથી તેઓને કમાડ બીડેલા દરવાજા કહ્યા છે ૨૯ વિષૂચીન એટલે ચારે કોર મન ૩૦ બુદ્ધિ. ૩૧ ઇંદ્રિયોના પરિણામ ૩૨ તમોગુણનું કાર્ય ૩૩ સત્વગુણનું કાર્ય ૩૪ રજોગુણનુ કાર્ય.

મૂર્ખ પુરંજનરાજા* પોતાની સ્ત્રીની× મરજી પ્રમાણેજ ચાલવા લાગ્યો [૫૬] એ સ્ત્રી જ્યારે મદિરા પીએ ત્યારે પોતે પણ પીતો અને કેફથી વિહ્વળ થતો હતો જમતી ત્યારે જમતો અને ખાતી+ ત્યારે ખાતો હતો [૫૭] કોઇ વખતે એ સ્ત્રી ગાવા લાગતી ત્યારે પોતે પણ ગાતો, રોવા લાગતી ત્યારે રોતો, હસતી ત્યારે હસતો, બોલતી ત્યારે બોલતો, [૫૮] દોડતી ત્યારે દોડતો, ઉભી રહેતી ત્યારે ઉભો રહેતો, બેસતી ત્યારે બેસતો [૫૯] સાંભળતી ત્યારે સાંભળતો, જોતી ત્યારે જોતો, સુંઘતી હતી ત્યારે સુંઘતો, સ્પર્શ કરતી ત્યારે સ્પર્શ કરતો, [૬૦] શોક કરતી ત્યારે રાંકની પેઠે શોક કરતો, રાજી થતી ત્યારે રાજી થતો અને પ્રફુલ્લિત થતી ત્યારે પ્રફુલ્લિત થતો હતો [૬૧] એ પ્રમાણે સ્ત્રીએ છેતરી લીધેલો, પોતાના સારા સ્વભાવ† ખોઇ બેઠેલો અને અજ્ઞાન બનેલો પુરંજન પરવશપણાને લીધે પોતાની ઇચ્છા નહિ છતાં પણ મુડાના વાંદરાની પેઠે સ્ત્રીને અનુસરીને ચાલતો હતો [૬૨]

**विप्रलब्धो महिष्यैवं सर्वप्रकृतिवंचितः ।**
**नेच्छन्ननुकरोत्यज्ञः क्लैब्यात्क्रीडामृगोयथा ॥६२॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો પચીશમો અધ્યાય સંપૂર્ણ.

---

* જીવ ×સ્ત્રી એટલે બુદ્ધિની મરજી પ્રમાણે ચાલવા લાગ્યો આમા એમ સમજવાનુ છે કે જીવ વાસ્તવિક રીતે પોતે અકર્તાછે, તો પણ બુદ્ધિના અધ્યાસથી પોતામા કર્ત્તાપણુ માની બેસેછે, તેથી બુદ્ધિને દુ ખ થયુ હોય તો હુ દુ ખી છુ એમ માનેછે અને બુદ્ધિને સુખ થયુ હોય તો હુ સુખી છુ એમ માનેછે ઇત્યાદિ + દાળભાત વગેરેનુ જમવુ કહેવાય અને દાળિયા વગેરેનુ ખાવુ કહેવાય † નિર્લેપપણુ શુદ્ધપણુ અને નિર્વિકારપણુ વગેરે જે પોતાના સ્વભાવ છે તે દેહ અને બુદ્ધિ વગેરે જડ પદાર્થના અધ્યાસથી ખોઇ બેસેછે વાસ્તવિક રીતે જીવ પરમાત્મા છે તેથી તેના સ્વરૂપમા કાંઇ પણ ફેરફાર થતો નથી, તોપણ કલ્પિત અજ્ઞાનથી પોતામા સઘળી વિપરીતતા માનેછે વાસ્તવિક રીતે બન્યુ હોય તો તેનો નાશ ક્રિયાથી થાય પણ અજ્ઞાનથી માની લીધુ હોય તેનો નાશ અજ્ઞાનથી થાય, એટલે જીવ જો अहंब्रह्मास्मि (હુ બ્રહ્મ છુ) એવુ યથાર્થ રીતે સમજે તો ક્ષણમાત્રમા સઘળી વિપરીતતા મટી જાયછે, એમ શાસ્ત્રકારોનો સિદ્ધાંત છે.

# અધ્યાય ૨૬ મો. *

## પુરંજનની સાંસારિક સ્થિતિનું ચિત્ર.

**॥ नारदउवाच ॥**

**स एकदा महेष्वासो रथं पंचाश्वमाशुगं ।**
**द्वीषं द्विचक्रमेकाक्षं त्रिवेणुपंचबंधुरम् ॥ १ ॥**

નારદજી[૧] કહેછે—એ પુરંજન રાજા એક દિવસે સોનાનુ બખ્તર[૨] પેહેરી, સોનાના[૩] સામાનવાળા રથમાં બેશીને અખૂટ ભાથા[૪] સાથે લઇ પંચપ્રસ્થ[૫] નામના વનમાં ગયો. એ રથ ઘણી ઉતાવળથી[૬] ચાલનાર હતો, તેમાં ઘોડા પાંચ[૭] હતા; દાંડીઓ બે હતી,[૮] પઈડાં બે[૯] હતાં, ધરી એક[૧૦] હતી, ધ્વજા ત્રણ[૧૧] હતી, બાંધવાની દોરીઓ પાંચ[૧૨] હતી, ઘોડાની રાશ (રેન) એક[૧૩] હતી, સારથિ (કોચમેન) એક[૧૪] હતો, માલિકને બેસવાની જગ્યા એક[૧૫] હતી, ધોંસરી બાંધવાની જગ્યા બે[૧૬] હતી, પાંચ પ્રકારના[૧૭] સામાન તેમાં ભર્યા હતા, પડદા[૧૮] સાત હતા અને એ રથ પાંચ[૧૯] રીતથી ચાલતો હતો તે વખતે પુરંજન રાજાએ પોતાની સાથે ભારે ધનુષ્ય રાખ્યું[૨૦] હતુ અને દસ સિપાઇઓ[૨૧] ઉ-

---

* આ છવીસમા અધ્યાયમા મૃગયાની વાત કહેવાના ડોળથી સ્વપ્ન અવસ્થા તથા જાગ્રત અવસ્થાનુ વર્ણન આપી સારી બુદ્ધિના ત્યાગથી અને સારીબુદ્ધિના યોગથી પુરંજનની સંસારસ્થિતિનુ ચિત્ર કહેવાશે ૧ એ પ્રમાણે આત્માને ઉપાધીને લીધે સુષુપ્તિ અને જાગ્રત અવસ્થાનુ વર્ણન આપી હવે સ્વપ્ન અવસ્થાનુ વર્ણન આપેછે ૨ રજોગુણ ૩ રથ એટલે સ્વપ્ન અવસ્થાનો દેહ તે સોનાના સામાનવાળો એટલા માટે કે સોના જેવા રજોગુણથી થયેલા પદાર્થોથી ભરેલો છે. ૪ અખૂટ ભાથા એટલે અનંત વાસનાથી ભરેલો અહંકાર ૫ પંચપ્રસ્થવન એટલે પર્વતના શિખર જેવા શબ્દ વગેરે પાંચ વિષયોવાળી જગ્યા ૬ સ્વપ્નનો દેહ જાગ્રતના દેહની પેઠે ઘણીવાર રહેતો નથી તેથી ઉતાવળો ચાલનાર કહ્યો છે ૭ પાંચ જ્ઞાનેંદ્રિય ૮ અહંતા અને મમતા ૯ પુણ્ય અને પાપ. ૧૦ માયા અથવા અજ્ઞાન ૧૧ સત્વ, રજ અને તમ ૧૨ પાંચ પ્રાણ ૧૩ મન ૧૪ બુદ્ધિ, ૧૫ હૃદય ૧૬ શોક અને મોહ ૧૭ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષય ૧૮ ચામડી, માંસ, લોહી, મેદ, ચરબી, હાડકા અને વીર્ય એ સાત ધાતુઓ ૧૯ હાથ, પગ, વાણી, શિશ્ન અને ગુદા એ પાંચ કર્મેન્દ્રિય. ૨૦ હું જ કર્તા અને ભોક્તાછુ, એવો અભિનિવેશ. ૨૧ દશ ઇંદ્રિયો,

પર્શત અગીઆરમો* તેઓનો જમાદાર પણ સાથે હતો.[1-3] અભિમાની અને જેણે ધનુષ્ય[1] બાણ[2] ધર્યાં છે એવો પુરંજન રાજા, પોતાની રાણી[3] કે જે ત્યાગ કરવાને યોગ્ય ન હતી, તેનો ત્યાગ કરી મૃગોને મારવાની[4] ઘણી ઉત્કંઠાથી વનમાં જઈ મૃગયા[4] (શિકાર) કરવા લાગ્યો.[4] ક્રૂર અંત:કરણવાળો અને નિર્દય એ પુરંજન રાજા આસુરી (નિંદિત) વૃત્તિ રાખીને વગડામાં સજાવેલાં બાણવતે[7] જનાવરોને[8] મારવા[9] લાગ્યો.[5] હે પ્રાચીનબર્હિરાજા[10] ! શાસ્ત્રોમાં રાજાને મૃગયા કરવાનુ કહ્યુંછે ખરૂ, પણ તે ધર્મનાં કાર્યોની પેઠે કર્યાવિના ચાલેજ નહીં એવા અભિપ્રાયથી કહ્યું નથી, પણ સ્વાભાવિક પ્રેમથી કરવામાં આવતી હિંસામાં કેટલોક અટકાવ નાખી તેને ઓછી કરવા સારૂ કહ્યુંછે. તે એવી રીતે કે જો જનાવર મારવામાં બહુજ પ્રીતિ હોય તો શ્રાદ્ધ વગેરેમાંજ મારવાં, તેમાં પણ પ્રખ્યાત શ્રાદ્ધાદિકમાં મારવાં, પણ નિત્ય શ્રાદ્ધ વગેરેમાં નહી, તે પણ રાજાએજ મારવાં, પણ બીજા કોઇએ નહીં, મારવાં તે પણ સઘળાં જાનવરોને નહિ પણ જેઓનુ માંસ ધર્મશાસ્ત્રમાં પવિત્ર ગણ્યુ છે તેઓનેજ મારવાં. તે પણ વગડામાંજ, પણ બીજે ઠેકાણે નહીં, અને તેમાં પણ જેટલાનો ઉપયોગ હોય તેટલાનેજ, પણ તે કરતાં વધારેને નહી આવી રીતે છ નિયમોથી શાસ્ત્રોમાં હિંસાનો કેટલોક સંકોચજ કર્યો છે, માટે હિંસા કરવાની આજ્ઞા આપી છે એમ સમજવુ નહીં (જે છોકરાંનુ મન રમતમાં બહુજ લાગેલુ હોય તેને એકદમ રમતમાંથી બિલકુલ અટકાવીએ તો તેમાંથી સારો પરિણામ થાય નહી, પણ જો 'તારે રમવુ હોય તો આટલો પાઠ તૈયાર કર્યા પછી રમજે, અને રમજે તે પણ સારા છોકરાઓની સાથેજ તથા અમુક વખતેજ રમજે' એવો કેટલોક સંકોચ નાંખીએ તો છોકરો કેટલેક દિવસે પોતાથીજ રમત કરવી મૂકી દે. એ પ્રમાણે શાસ્ત્ર જો લોકોને એકદમ હિંસાથી અટકાવત તો લોકો માનત નહી અને તેમાંથી સારો પરિણામ થાત નહી, એટલામાટે શાસ્ત્રે કેટલાક નિયમો લખી હિંસામાં સંકોચ નાખ્યો છે, કે જેથી લોકો કેટલેક દિવસે પોતાની મેળેજ હિંસા કરતા અટકે) જેમ હિંસામાં નિયમ કર્યાછે તેમ બીજા * કર્મોમાં પણ શાસ્ત્રોએ નિયમ કર્યાછે, તો એ નિયમો સમજી જે માણસ નિયમસર કર્મ કરે તે માણસને એ નિયમસર કર્મ કરવાથી જ્ઞાન થાયછે અને જ્ઞાન થતાં તેને કોઇ પણ પ્રકારના કર્મનો લેપ થતો નથી.[6-7] નિયમોનું ઉલ્લંઘન કરી કર્મ કરે તો અંતઃકરણ શુદ્ધ થાય નહી, અને તે શુદ્ધ નહી થવાથી 'હુ કર્તા છું' એવા અભિમાનમાં ચઢી જઈ બુદ્ધિ નાશ પામતાં જન્મમરણના પ્રવાહમાં પડી નીચી નીચી યોનિઓમાં અવતરતો જાયછે[8] તે વનમાં× વિચિત્ર પાંખોવાળાં બાણોથી કપાતાં અને દુઃખ પામતાં પ્રાણીઓનો દયાળુઓથી સહન ન થાય એવો નાશ થયો.[9] સસલાં, સુવર, પાડા, રોઝ, મૃગ, શેળા અને બીજા પણ અનેક પવિત્ર+ પ્રાણીઓને મારતાં મારતાં પુરંજનરાજા થાકી ગયો.[10] પછી† ભૂખ્યો

* મન ઉપર એકવાર મનને રેનરૂપ ગણેલ છે તે વાસનામય મન સમજવુ, અને આ જમાદાર રૂપે કહ્યુ તે સંકલ્પ વિકલ્પરૂપ સમજવુ ૧ વિષયોના ભોગમા અભિનિવેશ ૨ રાગ દ્વેષ વગેરે ૩ વિવેકવાળી બુદ્ધિ. કેમકે સ્વપ્નમા બુદ્ધિ વિવેકરહિત થઇ જાયછે ૪ વિષયો ૫ ભોગવવાની ૬ વિષયો ભોગવવા લાગ્યો. ૭ રાગ દ્વેષ વગેરે. ૮ વિષયોને ૯ ભોગવવા લાગ્યો. સ્વપ્ન અવસ્થામાં પણ જાગ્રત અવસ્થાના સરખાજ વિષયો પ્રાપ્ત થાયછે ૧૦ કલ્પિત ઇતિહાસની વાત કરતાં વચમાં પ્રસંગ આવવાથી ઉપદેશને સારૂ થોડીક શાસ્ત્રોના નિયમસંબંધી વાત પણ કરી લેછે.

* ઉપર જણાવેલા છ નિયમોને વિષય ભોગવવામાં પણ લાગુ પાડી શકાયછે તે એવી રીતે કે મૈથુન કરવામા બહુજ પ્રીતિ હોય તો સ્ત્રીમાજ મૈથુન કરવુ તેમા પણ અમુક દિવસોમાજ, પણ શ્રાદ્ધ વગેરેના દિવસોમા નહી, તે પણ ગૃહસ્થાશ્રમવાળાએ, પણ સંન્યાસીવગેરેએ નહી સ્ત્રીમા કરવુ તે પણ પરણેલીમાજ, બીજીમાં નહી તે પણ રાત્રિમાજ પણ દિવસે નહીં, અને તેમાં પણ પ્રજા ઉત્પન્ન થાય ત્યાસુધી પણ જીવતા સુધી નહી. આવી રીતે ખાન પાન વગેરેમા પણ યોગ્ય કલ્પના કરી લેવી × પ્રસંગમા આવેલી વાત પૂરી કરી પાછી પુરંજનના ઇતિહાસસંબંધી વાત ચલાવેછે + જેઓનુ માંસ ધર્મશાસ્ત્રોમા પવિત્ર ગણેલુ છે તે પશુઓ † ઉપર પ્રમાણે સ્વપ્ન અવસ્થાનુ વર્ણન કર્યું. હવે પાછો જાગ્રતમાં આવી

તરસ્યો અને થાકેલો પુરંજનરાજા ત્યાંથી પાછો ફરી ઘેર આવ્યો ત્યાં આવી નાહી જમીને સૂઇ રહ્યો નિદ્રા લેવાથી પરિશ્રમ મટી જતાં જાગીને તેણે ધુપ, ચંદન અને માળા વગેરેથી પોતાના શરીરને સુગંધી અને સુશોભિત કર્યું અને પછી સ્ત્રીની પાસે જવાનુ મન કર્યું.[૧૧-૧૨] તૃપ્તી પામેલો, પ્રસન્ન, અભિમાનવાળો અને જેનુ મન કામદેવે ખેચ્યુ છે એવો પુરંજન રાજા જનાનામાં ગયો. ત્યાં ગૃહસ્થાશ્રમ ચલાવનારી પોતાની રૂપાળી રાણી તેના જોવામાં આવી નહી.[૧૩] હે પ્રાચીન બર્હિરાજા ! એ સમયમાં જાણે કચવાઈ ગયો હોય એમ થઇને તેણે પોતાની રાણીની સખીઓને પૂછ્યુ કે 'તમારી ધણીઆણી અને તમે કુશળ તો છો ?[૧૪] ઘરમાં ઘરસંબંધી સમૃદ્ધિઓ આગળ જેમ શોભતી હતી તેમ હમણાં શોભતી દેખાતી નથી જે ઘરમાં મા અથવા પતિવ્રતા સ્ત્રી ન હોય તે ઘર પૈડાં વગરના રથ જેવુજ ગણાય, તો એવાં ઘરમાં રાંકની પેઠે કયો સમજુ પુરૂષ બેસી રહે ?[૧૫] એ મારી પ્યારી કે જે મને વખતે વખતે સારી સલાહ આપીને દુઃખરૂપ સમુદ્રમાં ડૂબતો બચાવે છે તે ક્યાં છે ?'[૧૬]

સખીઓ કહેછે–હે શત્રુઓને હણનાર મહારાજ ! આપની પ્યારી શું કરવા ધારેછે તે અમે જાણતા નથી, પણ તે વગરપાથરેલી ધરતી ઉપર સૂતેલી છે તે જુવો.[૧૭]

નારદજી કહેછે–સ્ત્રીના સંગથી જેનું જ્ઞાન જતું રહ્યુંછે એવો પુરંજનરાજા પોતાની રાણીને શરીરની સંભાળ રાખ્યા વગર ધરતીપર પડેલી જોઇ બહુજ ખેદ પામ્યો.[૧૮] પુરંજને કચવાતા મનથી સારાંસારાં વચન બોલી એ પ્યારીની સાંત્વના કરવા માંડી, પણ તેમાં તેણે જાણી જોઇને સ્નેહથી કોપ કર્યોછે એવી કાંઇ નિશાની તેના જોવામાં આવી નહી.[૧૯] પછી કાલાવાલા કરી સમજાવી દેવામાં ચતુર પુરંજન રાજા તેને ધીરે ધીરે સમજાવવા લાગ્યો. તેને પોતાના ખોળામાં લઇ તેના પગ ચાંપતાં બોલ્યો કે–'ચાકરો વાંકમાં આવે ત્યારે તેઓને તેઓના માલિકોએ પોતાના ગણી શીખામણને સારૂ દંડ દેવોજ જોઈએ, અને જો દંડ ન દે તો એ ચાકરો હીનભાગ્ય છે એમ સમજવુ.[૨૦-૨૧] માલિક ચાકરોને દંડ દે તો એ તેણે મોટો અનુગ્રહ કર્યો એમ સમજવું. અને માલિક શિક્ષા કરતાં જે ચાકર મનમાં કચવાઇને રીસ કરે તેને મૂર્ખ અને માલિકે શિક્ષા કરી તે હિતેચ્છુનું કામ કર્યું એમ નહી સમજનાર જાણવો.[૨૨] હે ઉત્તમ રૂપવાળી અને મોટા મનવાળી ! તારૂં મુખ કે જેનુ હસવુ અને બોલવુ સ્નેહના ભારથી અને લાજથી વિલંબ લગાડવાને લીધે બહુજ શોભેછે, તથા જેમાં નાસિકા ઉંચી અને ભાષણ મનોહર છે, અને જે શ્યામવર્ણના કેશરૂપ ભ્રમરાઓથી અત્યંત સુંદર લાગેછે, તે મુખ અમે કે જે તારા પોતાનાજ છીએ તેઓને દેખાડ.[૨૩] હે મારી પ્રાણપ્રિયા ! બ્રાહ્મણનાં કુળ શિવાય અને ભગવાનના દાસ શિવાય બીજા કોઇએ તારો અપરાધ કર્યો હોય તો તેને શિક્ષા કરવા તૈયાર છું, પરંતુ ત્રૈલોક્યમાં અથવા ત્રૈલોક્યથી બહાર પણ મારી બીક નહીં રાખીને આનંદમાં રહેનાર કોઈ પણ ધણીને હુ દેખતો નથી.[૨૪] આની પેહેલાં કોઇ પણ દિવસે, તિલક વગરનું, મલિન, ક્રોધથી ભયંકર, સાફ નહિ કરેલુ અને સ્નેહ વગરનું તારૂં મોઢું મે જોયું નથી. આ સુંદર સ્તન પણ શોકનાં આંસુથી ભીંજાએલાં જોયાં નથી, તેમ ઘોલા સરખો રાતો આ હોઠ પણ પાન ચાવવાના કેસરી રંગથી ખાલી કોઈ દિવસ જોયો નથી.[૨૫] એટલા માટે હુ કે જે તારી રજા વગર વ્યસની બનીને મૃગયા કરવા જવાથી તારો અપરાધી થયોછુ, તેના ઉપર કૃપા કર. કામદેવના વેગથી અને પરતંત્ર બનીને તાબેદાર થઇ રહેતા પતિને કામનાવાળી કઇ સ્ત્રી યોગ્ય કામમાં રાજી ન કરે ?[૨૬]

---

વિવેકવાળી બુદ્ધિની સાથે રમણ કરતા તેને પુત્ર વગેરે સંતતિ થવાનુ વર્ણન આપવાનુ છે તે પ્રસંગમાં વાતને શણગારવાને વાસ્તે રાણી રીસાયાનું અને પુરંજને કાલાવાલા કરી તેને પાછી મનાવવાનું વર્ણન આપેછે.

तन्मे प्रसीद सुहृदः कृतकिल्बिषस्य
स्वैरंगतस्य मृगयां व्यसनातुरस्य ।
का देवरं वशगतं कुसुमास्त्रवेग
विस्रस्तपौंस्नमुशती न भजेत कृत्ये ॥२६॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો 'પુરંજનોપાખ્યાન' નામનો છવીશમો અ૦ સ૦

---

## અધ્યાય ૨૭ મો.*

### પુરંજનનું પોતાનું સ્વરૂપ વિસરી જવું.

॥ नारदउवाच ॥

इत्थं पुरंजनं सम्यग् वशमानीय विभ्रमैः ।
पुरंजनी महाराज रेमे रमयती पतिम् ॥ १ ॥

નારદજી કહેછે—હે પ્રાચીનબર્હિરાજા ! એ× પ્રમાણે પોતાના વિલાસથી પુરંજનને ખૂબ વશ કરી એ રાણી તેને રમાડવા લાગી, અને પોતે પણ રમવા લાગી.[૧]સારી રીતે નાહેલી, રૂડા મુખવાળી, શણગારેલી, અને તૃપ્ત થયેલી તે રાણી પોતાની પાસે આવતાં પુરંજન રાજાએ તેને ઘણુ માન આપ્યું.[૨]રાણીએ આલિંગન કરેલો, રાણીને બાથમાં લેતો, એકાંતમાં તેનાં અનુકૂળ ભાષણોથી મૂર્ખ બનતો અને રાણીનેજ સર્વ સાધનરૂપ માનતો પુરંજન રાજા તેમાંજ લાગી રહેતાં તેને રાત્રિ દિવસરૂપે ચાલ્યા જતા પ્રચંડ કાળના વેગની પણ ખબર રહી નહીં.[૩]કીમતી શય્યામાં પ્યારીના હાથનું ઓશીકુ કરી સૂઇ રહેતો એ મદોન્મત્ત અને મોટા મનવાળો પુરંજનરાજા અજ્ઞાનને લીધે તે રાણીનેજ પુરૂષાર્થરૂપ માનવા લાગ્યો, અને પોતાનુ જે ખરૂ સ્વરૂપ[૧] છે તેને તો વીસારીજ મૂક્યુ.[૪]હે પ્રાચીનબર્હિ રાજા ! એ પ્રમાણે નિરંતર કામાતુર રહીને રાણીની સાથે રમણ કરતા પુરંજન રાજાની જુવાની અરધા ક્ષણની પેઠે જતી રહી.[૫]એ પુરંજને પોતાની રાણીમાં અગીઆર સો દીકરા[૨]ઉત્પન્ન કર્યા અને તેટલામાં તેનુ અરધુ આયુષ્ય પણ ગયું.[૬]એકસો-દશ દીકરીઓ[૩]પણ તેને આવી હતી, કે જે સઘળી માબાપની કીર્ત્તિ વધારનારી, અને શીલ, ઉદારતા તથા ગુણવાળી હતી.[૭]પંચાળદેશના[૪] અધિપતિ એ પુરંજનરાજાએ પોતાનો વંશ વધારનારા દીકરાઓને બીજી સ્ત્રીઓ સાથે[૫]પરણાવ્યા, અને દીકરીઓને પણ તેઓને જોઈએ તેવા વરોની[૬] સાથે પરણાવી [૮]પુરંજનના દીકરાઓમાં પ્રત્યેકને સેંકડો[૭]દીકરા થયા, કે જેઓને લીધે પુરંજનનો વંશ પંચાળદેશમાં બહુજ વધી ગયો.[૯]ઘરના ભંડારમાંથી આજીવિકા પામતા એ દીકરાઓમાં અને પૌત્રાઓમાં મમતા જામીજવાથી એ પુરંજનરાજા વિષયોમાં બંધાઇ ગયો.[૧૦]હે પ્રાચીનબર્હિરાજા ! એ પુરંજન રાજાએ પણ તારી પેઠેજ અનેક પ્રકારની કામનાઓથી ભયંકર અને પશુઓની હિંસાવાળા યજ્ઞોથી દેવતા, પિતૃ અને ભૂતપતિઓનુ પૂજન કર્યુ.[૧૧]એ પ્રમાણે જેથી પોતાનું કલ્યાણ થાય એવાં કામોમાં ગાફલ અને કુટુંબમાં આસક્તિ પામેલા પુરંજન રાજાને તે સમય[૮]

---

* આ સત્તાવીશમા અધ્યાયમા સ્ત્રી અને પુત્ર વગેરેમા આસક્તિથી પોતાના સ્વરૂપને ભૂલી ગયેલા પુરંજન રાજાને કાળકન્યા વગેરેના આખ્યાનથી જરા અને રોગ વગેરે થયાનુ કહેવાશે × સ્ત્રી પાસે કાલાવાલા કરી તેને સમજાવવા વગેરે વાતના શણગારથી 'જીવ અનંત ઉપાધિને વશ થઇ ગયો' એ વાત કરીને હવે એ જીવને તે ઉપાધિથી જન્મમરણ વગેરે થયાની વાત કહેવા સારૂ નારદજી કહેછે. આ પ્રકરણમા જો કે દરેક બાબતો કોઇ કોઇ રીતે જ્ઞાનપક્ષમા પણ જોડાઇ શકે એમ છે, તોપણ ઓગણત્રીશમા અધ્યાયમા નારદજી પોતેજ જે ખુલાસો આપશે તે ઉપરથી એમ જણાય છે કે જીવને સ્ત્રી પુરૂષની વાસનાઓ દૃઢ થઇ જવાથી વિચિત્રપ્રકારના અવતાર આવેછે, એટલુજ આ કથાનુ તાત્પર્ય છે. તેમા પ્રથમ ત્રણ અધ્યાયમા પુરૂષપણાથી જીવને સંસાર પ્રાપ્ત થવાનું કહ્યુછે, અને પછી એક અધ્યાયમા સ્ત્રીપણાથી સંસાર થવાનુ દેખાડી છેલ્લે તેને ઇશ્વરની કૃપાથી જ્ઞાન મળતા મોક્ષ થશે એમ કહ્યુ છે. ઓગણત્રીશમા અધ્યાયમા ખુલાસો આપ્યોછે, તે પણ ઉપયોગ જેટલોજ આપ્યોછે, તેથી દરેક પદની જ્ઞાનપક્ષમાં યોજના પ્રયોજન વિનાની છે એમ ધારીએછીએ અને વળી તે મુશ્કેલ પણ છે. માટે વાણી કડાકૂટમાં નહીં પડતા અમે પણ જેટલુ ઉપયોગનું છે તેટલાનાજ ખુલાસા આપીશુ.

૧ પરબ્રહ્મ. ૨ અગીઆર સો દીકરા એટલે અગીઆર ઇંદ્રિયોના પરિણામો ૩ બુદ્ધિની વૃત્તિઓ. ગૃહસ્થાશ્રમની શોભા દેખાડવા સારૂ દીકરા ઘણા અને દીકરીઓ થોડી કહીછે. ૪ પંચાળ દેશ એટલે શબ્દ, સ્પર્શ વગેરે પાંચ વિષયો. ૫ હિત અને અહિતની ચિંતાઓ ૬ જોઇતા વિષયભોગ. ૭ અનેક પ્રકારના કર્મ. ૮ ઘરડપણનો સમય.

પ્રાપ્ત થયો કે જે સમય સ્ત્રીની ઉપર પ્રેમ રાખનારાઓને અપ્રિય લાગેછે. (એવામાં પુરંજન રાજાને એક ભારે પીડા ઉત્પન્ન થઈ.) [12]ચંડવેગ[1]નામે એક ગંધર્વલોકનો રાજા છે તેની પાસે ત્રણસો ને સાઠ બળવાન્ ગંધર્વો[2]છે અને ત્રણસો ને સાઠ ગંધર્વીઓ[3](ગંધર્વોની સ્ત્રીઓ) છે. એ સ્ત્રીઓ ગંધર્વોના જેવીજ બળવાળી, પોતાના પતિઓની[4]સાથેજ રહેનારી અને અરધી કાળી તથા અરધી ધોળી[5]છે એ ગંધર્વો અને તેઓની સ્ત્રીઓ ચારેકોર ફરી વળીને નગરીઓને અને તેઓમાંનાં સુખોને લુટી લેછે.[13-14]ચંડવેગ ગંધર્વના તાબેદાર એ લોકો જ્યારે પુરંજન રાજાની નગરીને લુટવા લાગ્યા ત્યારે એ નગરીની ચોકી કરનારો પાંચ માથાંવાળો નાગ[6]તેઓની સામો થયો.[15]પુરંજનની નગરીનો અધિષ્ઠાતા એ બળવાન્ નાગ સાતસો ને વીશ જણની સાથે સો વર્ષ સુધી એકલોજ લડયો [16]ઘણા જણની સાથે એકલો લડવાથી એ નાગ નિર્બળ થવા માંડતાં મુંઝાએલો પુરંજન રાજા પોતાના દેશ, નગર અને બાંધવોની સાથે મોટી ચિંતામાં પડયો [17]પંચાળ દેશની એ નગરીમાં ક્ષુદ્ર સુખ ભોગવતા અને પોતાના નોકરોએ આપેલા બલિભોગ લેતા એ સ્ત્રીને વશ થયેલા પુરંજન રાજાને ત્યાંસુધી પણ પોતાને માથે મોટોભય આવેછે[7]તેનો વિચાર થયો નહી [18]હે રાજા! (એટલામાં વળી બીજું થયુ.) કાળની કોઇ દીકરી[8] હતી, તે પોતાનો વર શોધવા માટે ત્રૈલોક્યમાં ફરતી હતી, પણ તેને વરવાને કોઈ પણ ઇચ્છતો ન હતો [19]એ દુર્ભાગણી હોવાથી જગતમાં તે દુર્ભગા એવા નામથી પ્રખ્યાત હતી તેને પૂર્વે પૂરૂરાજા વર્યો હતો, તેથી પ્રસન્ન થઇને એ રાજાને તેણે રાજ્ય આપ્યુ હતુ *[20] ચારેકોર ફરતી એ કાળકન્યા એક દિવસે હુ બ્રહ્મલોકમાંથી પૃથ્વીઉપર આવ્યો હતો ત્યારે મને મળી હતી. હું નૈષ્ઠિક બ્રહ્મચારી છું એમ એ જાણતી હતી, તોપણ કામદેવથી મોહ પામીને મને વરવા આવતાં મેં તેને ના પાડી હતી, તેથી મારા ઉપર કોપ કરીને તેણે મને એવો અસહ્ય શાપ દીધો કે 'હે મુનિ! તું મારી માગણી કબુલ કરતો નથી તેથી તુ ક્યાંય એક ઠેકાણે રહી શકીશ+ નહીં.' [21-22]મને વરવાનો મનોરથ ત્રુટીજતાં એ કાળકન્યા† મારા કહેવાથી ભય નામના યવનોના‡ રાજાને વરવા ગઈ. તેણે ભયને કહ્યુ કે 'હે શૂરવીર! તું યવનોનો રાજા હોવાથી મને બહુજ વહાલો લાગેછે, એટલામાટે હું તને વરીશ પ્રાણીઓ તારા ઉપર જે મનોરથ બાંધેછે તે સંપૂર્ણજ થાયછે.§[23-24] લોકની અને શાસ્ત્રની રીતિપ્રમાણે જે વસ્તુ આપવી જોઈએ, તે વસ્તુને કોઇ માગતાં છતાં પણ જે આપે નહી, તથા લોકની અને શાસ્ત્રની રીતિપ્રમાણે જે વસ્તુ લેવાનો છે તે વસ્તુને કોઈ આપવા માંડે તોપણ જે ધણી લે નહી, એ બન્ને જણ મૂર્ખ, ખોટા આગ્રહવાળા અને લોકોના ખેદનુ પાત્ર થાયછે.[25]એટલામાટે હું તને ભજુ-છુ, તો તારેપણ મને ભજવી જોઇએ મારા ઉપર દયા કર, કેમકે દુખિયાની ઉપર દયા કરવી એજ પુરૂષનો મોટો ધર્મ છે [26]એ પ્રમાણે કાળકન્યાનુ વચન સાંભળી યવનોનો રાજા ભય કે જે દેવતાઓના પણ જાણવામાં ન આવે એવી વાત× કરવા ધારતો હતો, તેણે હસીને કાળકન્યાને કહ્યુ કે 'મેં જ્ઞાનદૃષ્ટિથી તારે સારૂ પતિ ઠરાવી મૂકયોછે. તુ અમંગળરૂપ અને ભુંડી છે, તેથી

---

૧ ચંડવેગ એટલે વર્ષ, કેમકે તે ઘણા વેગથી ચાલ્યુ જાયછે ૨ વર્ષના ત્રણસોને સાઠ દિવસ ૩ રાત્રિઓ ૪ દિવસો ૫ કૃષ્ણ પક્ષની કાળી અને શુક્લ પક્ષની ધોળી. ૬ પ્રાણ ૭ મોત ૮ જરા અવસ્થા (ઘરડપણુ)

* ભાગવતના નવમ સ્કંધમા કથા છે કે યયાતિ રાજાને શુક્રાચાર્યના શાપથી જરા આવતા તેણે પોતાના પુત્રોને કહ્યું કે તમે આ મારી જરા લ્યો, પણ તે વાતની મોટેરા ચાર પુત્રોએ ના પાડતા સૌથી નાના પૂરૂએ તેની જરા લીધી હતી, તેથી યયાતિ રાજાએ પ્રસન્ન થઇને તે પૂરૂને પોતાનું રાજ્ય આપ્યુ હતું. એટલામાટે એ રાજાને જરાએજ આપ્યુ હતુ એમ આ ઠેકાણે કહ્યુછે + નૈષ્ઠિક બ્રહ્મચારીને જરા અવસ્થા નડે નહી એ વાત અનુભવસિદ્ધ છે જેને જરાની હરકત ન હોય તે માણસ એક ઠેકાણે બેઠો રહે નહી, એટલે ચારે કોર ફરેહરે એ વાત પણ જાણીતીજ છે. તે વાત શાપના આકારમાં અહીં નારદજીએ ગોઠવી છે † જરા. ‡ અનેક પ્રકારના રોગો. § લોકોમા ભયની આશા કોઈ દિવસે પણ પૂરી થાય છે. × મરણ. કેમકે તેની દેવતાઓને પણ ખબર પડતી નથી.

તું ચાલીને માગણી કરવા જતાં કોઇ પણ તને સ્ત્રીકારતો નથી, એટલામાટે તારે એમ કરવું કે છાની રીતે એટલે તું ક્યાંથી આવી એમ કોઈ પણ ન જાણે એવી રીતે સઘળા લોકો[†] કે જે કર્મથી બનેલ છે તેઓને બળાત્કારથી દબાવીને તું ભોગવજે, આમ કરવાથી સઘળા લોકો તારા પતિ થશે. (તારે એવી શંકા રાખવી નહીં કે લોકો મને ભુંડી જાણી મારી નાંખશે, કેમકે તારેજ લોકોનો નાશ કરવાનો છે.) મારી ફોજને[‡] સાથે લઇજા અને પ્રજાઓનો નાશ કર.[૨૭-૨૯]આ પ્રજ્વાર[§] મારો ભાઈ છે અને તું મારી બેન થા ભયંકર ફોજવાળો હું પણ તમો બન્નેની પછવાડે આ જગતમાં કોઇ પ્રથમથી જાણી જાય નહીં એવી રીતે ફરીશ.'[૩૦]

प्रज्वारोऽयं ममभ्राता त्वंच मे भगिनी भव
चराम्युभाभ्यांलोकेऽस्मिन्नव्यक्तोभीमसैनिकः॥३०॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો સત્તાવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૮ મો.*

### સ્ત્રીની ચિંતાથી પુરંજનનો થયેલો સ્ત્રીનો અવતાર તથા મોક્ષ.

॥ नारदउवाच ॥

सैनिका भयनाम्नो ये बर्हिष्मन्दिष्टकारिणः
प्रज्वारकालकन्याभ्यां विचेरुरवनीमिमाम् ॥१॥

નારદજી× કહેછે—હે પ્રાચીનબર્હિ રાજા ! ભય નામના યવનોના રાજાના જે સિપાઇઓ હતા, તેઓ પ્રજ્વાર અને કાળકન્યાની સાથે આ પૃથ્વીમાં ફરવા લાગ્યા.[૧]તેઓએ એક દિવસ પુરંજનની નગરી કે જે પૃથ્વીના વૈભવોથી પરિપૂર્ણ અને બુઢ્ઢા નાગે પાળેલી હતી તેને મોટા વેગથી ઘેરી લીધી [૨]કાળકન્યા કેજેણે દબાવેલો પુરૂષ જલદી નમાલો થઈ જાયછે, તેપણ બળાત્કારથી પુરંજનની નગરીને ભોગવવા લાગી.[૩] કાળકન્યાએ ભોગવાતી એ આખી નગરીમાં ચારેકોરના દરવાજાઓમાંથી પેશી જઇ યવનો પણ અત્યંત પીડવા લાગ્યા.[૪] એ પ્રમાણે પોતાની નગરી પીડાતાં કુટુંબી અને મમતાથી આકુળ થયેલા પુરંજન રાજા અનેક પ્રકારનાં દુઃખ પામવા લાગ્યો.[૫] કાળકન્યાએ બાથમાં લીધેલો, કંગાલ, વિષયોમાં લાગેલો, હુકમ[૧] ખોઇ બેઠેલો અને જેની લક્ષ્મી તથા બુદ્ધિ નાશ પામેલ છે એવો પુરંજન રાજા જુએ છે ત્યાં ગંધર્વ અને યવનોએ પોતાની નગરીને વીંખી નાંખી.[૬] દીકરા, પોત્રા, ચાકરો[૨] અને કારભારીઓ[૩] પોતાથી ઉલટા[૪] થઇને અનાદર[૫] કરવા લાગ્યા, રાણીએ પણ સ્નેહ[૬] છોડી દીધો, પોતાને કાળકન્યાએ પરાભવ કર્યો અને પંચાળ[૭] દેશ શત્રુઓએ[૮] પાયમાલ કરી નાંખ્યો એ સઘળું જોઈ અપાર ચિંતામાં પડેલા પુરંજનને તે દુઃખ મટાડવાનો કોઇ પણ ઉપાય જડયો નહી.[૭-૮] જો કે સઘળા વિષયો કાળકન્યાને લીધે નિસ્સાર થઈ ગયા હતા, તોપણ તેઓને ઇચ્છતો, કંગાળ, પરલોકનાં કલ્યાણથી ભ્રષ્ટ થયેલો અને દીકરાઓ તથા સ્ત્રીઓ પોતાનું કહ્યું નહી કરતાં છતાં પણ તેઓને લડાવતો પુરંજન રાજા ગંધર્વ અને યવનોએ દબાવેલી અને કાળકન્યાએ પાયમાલ કરી નાંખેલી એ નગરીને પોતાની મરજી નહી છતાં પણ મૂકી દેવાની તૈયારી કરવા લાગ્યો.[૯-૧૦] એટલામાં ભયનો મોટો ભાઈ પ્રજ્વાર આવી પહોંચ્યો, તેણે પોતાના ભાઇનું પ્રિય કરવાની ઇચ્છાથી તે આખી નગરીને બાળી નાંખી[૧૧] એ નગરી બળવા લાગતાં કુટુંબમાં આસક્તિ પામેલો પુરંજન રાજા પોતાના ગામનાઓ, પુત્રાદિક અને સ્ત્રીની

---

† સર્વ શરીર. ‡ અનેક પ્રકારના રોગો ભયની ફોજ ગણાયછે § કાળજ્વર.

* આ અઠ્યાવીશમા અધ્યાયમા વૈદર્ભીનું આખ્યાન કહેવાથી પુરંજન રાજાને સ્ત્રીની ચિંતાથી સ્ત્રીનો અવતાર આવવાનું વર્ણન આપી પછી પ્રારબ્ધયોગથી તેને મુક્તિ થઇ, એ કથા કહેવાશે. × હવે પુરૂષનો દેહ છૂટી જતા પુરંજનનો સ્ત્રીનો અવતાર આવવાનો પ્રકાર કહેછે.

૧ ઉઠવા બેસવા વગેરેમા અશક્ત થઇ ગયેલા ૨ ઇંદ્રિયો ૩ ઇંદ્રિયોના દેવતાઓ ૪ જોઇતા વિષયો નહી આપવાથી અને નહી જોઇતા આપવાથી. ૫ સ્વાધીન રહ્યા નહી તેથી ૬ કોઈ જાતનો નિશ્ચય થઇશકે નહી તેથી બુદ્ધિએ સ્નેહ છોડી દીધાનું કહ્યુંછે ૭ વિષયો. ૮ વિઘ્ન વગેરે

સાથે પરિતાપ પામવા લાગ્યો.[૧૨] કાળકન્યાએ ઘેરી લીધેલી એ નગરીમાં પ્રજ્વારે પીડેલો અને જેનાં સ્થાનક યવનોએ રોકી લીધાં હતાં એવો ચોકી કરનાર પાંચ માથાંવાળો નાગ પણ મુઝાણો.[૧૩] ઘણાં દુખથી બહુજ ધ્રુજતો એ નાગ જ્યારે નગરીનો બચાવ કરી શક્યો નહીં, ત્યારે તેણે સળગતા ઝાડના કોતરમાંથી જેમ નીકળી જવા ઈચ્છે તેમ એ નગરીમાંથી નીકળી જવાની ઈચ્છા કરી[૧૪] પુરંજન રાજાના અવયવ શિથળ વિથળ થઈ ગયા, ગંધર્વોએ પરાક્રમ હરી લીધું, અને દુશ્મન થયેલા યવનોએ ગળામાં પકડ્યો ત્યારે તે રોવા* લાગ્યો.[૧૫] દીકરીઓ, દીકરા, પોતરા, વહુઓ, જમાઈ, નોકરો અને જેમાં માત્ર પોતાનાપણુંજ+ બાકી રહ્યું હતું એવું ઘર તથા તેના ભંડાર અને સામાનને અહંતા–મમતાથી પોતાનાં ગણી ઘરમાં દુર્બુદ્ધિ થયેલો અને કંગાલ બનેલો પુરંજન રાજા સ્રીથી જુદા પડવાની તૈયારી થતાં વિચાર કરવા લાગ્યો કે–'હું મરી જઈશ ત્યારે પછવાડે આ અનાથ, કુટુંબવાળી અને બાળબચ્ચાંઓને સારૂ દીલગીર થતી મારી સ્રી શી રીતે જીવી શકશે? ૧૬-૧૮ એ એવી પતિવ્રતા છે કે મને જમાડ્યા વિના જમતી નથી, નવરાવ્યા વિના નહાતી નથી, હું ક્રોધ કરૂં ત્યારે બહુજ બીયેછે હું ધમકાવું ત્યારે બીકથી કાંઇ પણ બોલતી નથી,[૧૯] હું મુઝાયો હોઉં ત્યારે માર્ગે ચઢાવેછે, અને પરદેશમાં ગયો હોઉં ત્યારે શોકથી દુબળી થઇ જાયછે આ સ્રી દીકરાઓની મા છે તેથી મારી પછવાડે પણ ઘર વેહેવાર ચલાવશે કે? મારા વિરહ નહી ખમી શકાયાથી મરી જશે?[૨૦] આ અનાથ દીકરાઓ અને પારકા ધનરૂપ દીકરીઓ હું મરી ગયા પછી શી રીતે વરતી શકશે? દરિયામાં ભાંગી પડેલા વહાણની જેવી સ્થિતિ થાય તેવી એઓની સ્થિતિ થશે?[૨૧] એ પ્રમાણે પોતે શોક કરવાને યોગ્ય નહીં છતાં* કંગાળબુદ્ધિથી પુરંજન રાજા શોક કરતો હતો, તેટલામાં તેને પકડવાનો વિચાર કરી ભય નામનો યવનનો રાજા આવી પહોચ્યો.[૨૨] એ પુરંજનને ઢોરની પેઠે પકડી યવન લોકો જ્યારે પોતાના સ્થાનક તરફ લઇ ચાલ્યા, ત્યારે બહુજ આતુર થયેલાં અને શોક કરતાં તેનાં કુટુંબિયો તેની પછવાડે દોડયાં.[૨૩] યવનોની હરકતને લીધે નાગ પણ જ્યારે નગરીને મૂકી ભાગી ગયો, ત્યારે તરતજ એ નગરી વીખરાઇ પંચભૂતરૂપ થઇ ગઈ.[૨૪] બળવાન યવને બળાત્કારથી ખેંચાતા અને અજ્ઞાનથી ઘેરાયેલા પુરંજન રાજાને પોતાનો પેહેલાંનો સખા પણ સાંભર્યો નહીં.[૨૫] યજ્ઞવગેરે સકામ કર્મોમાં એ પુરંજને નિર્દયપણાથી જે જે પશુઓને માર્યા હતાં તે સઘળાં પશુ તેના એ અપરાધનું સ્મરણ કરી ત્યાં ક્રોધથી કુવાડાઓ વતે તેને કાપવા લાગ્યાં.[૨૬] સ્રીના સંગથી ખરાબ થયેલો, અપાર અંધારામાં ડુબેલો અને જેની સ્મૃતિ જતી રહી છે એવો પુરંજન રાજા ઘણાં વર્ષો સુધી નરકની પીડા ભોગવ્યા પછી મનમાં તે સ્રીનું જ† ધ્યાન રહેવાને લીધે વિદર્ભ× નામના કોઇ મોટા+ રાજાને ઘેર દીકરીનો અવતાર પામ્યો.[૨૭-૨૮] એ વિદર્ભ રાજાની કુંવરી (પેહેલા અવતારનો પુરંજન)નો

* કફથી ગળું રોકાતાં ગળામાં ઘરઘરાટ થવા લાગ્યો + ભોગ થઇ શકતો નહતો તેથી ઘર વગેરેમાં માત્ર પોતાનાપણું એટલે મમતાજ બાકી રહી હતી એમ કહ્યું છે.

* પરબ્રહ્મરૂપ છે તેથી. † હવે પછી આ પ્રકરણમાં ઉપયોગી એટલુંજ કહેવાનું છે કે 'સ્રીના ધ્યાનથી સ્રીનો અવતાર આવ્યો, તો પણ પતિવ્રતાના ધ્યાનથી અને પૂર્વના ધર્મને લીધે સદાચારવાળા વિદર્ભ રાજાને ઘેર જન્મ થયો અને તે ધાર્મિક પિતાના સત્સંગથી શુદ્ધિ મળતાં મલયધ્વજ નામના વૈષ્ણવનો સંગ મળ્યો, તેથી વિષ્ણુભક્તિ થઇ, અને તેથી વૈરાગ્ય ઉત્પન્ન થયો એ વિષ્ણુની ભક્તિ અને વૈરાગ્યને લીધે તેજ પતિરૂપ ગુરૂની પતિવ્રતાના ધર્મથી સેવા કરતાં ભગવાનની કૃપાથી જ્ઞાન મળવાને લીધે સ્રીના અવતારમાં આવેલા પુરંજનને મોક્ષ થયો' એટલા શિવાય બાકીનું બધું જો કે વાતના અલંકારને વાસ્તે છે, તોપણ થોડા ઘણા મળતાપણા ઉપરથી બાકીની વાતને પણ જ્ઞાનપક્ષમાં જોડાઇ શકાય તેટલી જોડીશું × વિદર્ભ એટલે ઘણા દર્ભનો ઉપયોગ કરનાર, અર્થાત્ શાસ્રમાં કહેલાં સત્કર્મ કરનાર, એમ પણ સમજવાનું છે + પ્રજાનું પાલન કરવાથી અને યજ્ઞ વગેરે સત્કર્મ કરવાથી શોભા પામનાર ક્ષત્રિયોમાં મોટો.

ત કરણની વૃત્તિઓથી તે વૃત્તિઓનો પ્રકાશ કરનાર (જાણનાર) આત્મા જુદો છે. આવી રીતે પોતામાં બરાબર રીતે સમજતા એ પાંડ્ય રાજાને બીજા સઘળા પદાર્થોમાંથી ઉપરામ થઇ ગયો. [૪૦]જેનુ નિરૂપણ સાક્ષાત્ ભગવાનરૂપ ગુરૂએ વેદમાં કર્યુંછે, એવા શુદ્ધ જ્ઞાનરૂપ દીવાનો ચારેકોર અખંડ પ્રકાશ થવાથી 'જે બ્રહ્મ છે તે હુ છુ અને જે હુ છું તેજ બ્રહ્મ છે*,એવું યથાર્થ જાણવામાં આવ્યુ, અને છેવટ એ યથાર્થ જ્ઞાન પણ એક જાતની અંત કરણની વૃત્તિ છે તેથી તેનો ઉપરામ× થઈ જતાં અદ્વૈત સ્વરૂપેજ રહ્યો, અર્થાત્ વિદેહમુક્તિ પ્રાપ્ત થઈ[૪૧-૪૨] વિદર્ભરાજાની દીકરી કે જે પતિવ્રતા હોવાથી સઘળાં સુખનો ત્યાગ કરી બ્રહ્મવેત્તા પતિની પ્રેમપૂર્વક સેવામાં લાગેલી હતી,[૪૩] નિયમો પાળવાથી દુબળી થઇ ગઇ હતી, ચોટલાની વાટ વણાઇ ગઈ હતી, વસ્ત્ર ફાટી ગયાં હતાં અને નિર્ધૂમ થયેલા અગ્નિની પાસે તેની જ્વાળાની પેઠે પતિની પાસે તેના જેવીજ શાંત થઇને રહેતી હતી.[૪૪]તેતો પોતાનો પતિ મરણ પામ્યાની પોતાને ખબર નહી હોવાથી સ્થિર આસન કરીને આગળની પેઠેજ પતિની સેવા કરવા લાગી,[૪૫]પણ સેવા કરતાં પતિના પગમાં જ્યારે ગરમી જણાઇ નહીં ત્યારે ટોળાથી વિખૂટેલી મૃગલીની પેઠે તે બહુજ ઉદ્વેગ પામી ગઈ [૪૬]વિહ્વળ થઇને પોતાનુ શરીર કે જે અનાથ અને રાંક થઈ ગયુ તેનો શોક કરતી અને આસુના પ્રવાહથી પોતાના સ્તનને ભીજવી દેતી એ વૈદર્ભી (સ્ત્રીના અવતારમાં આવેલો પેહેલો પુરજન) વગડામાં ઊંચા સાદથી વિલાપ કરવા લાગી કે 'હે મોટા રાજા! ઊઠો ઊઠો. આ પૃથ્વી કે જે ચોર લોકોથી અને નીચ ક્ષત્રિયોથી બીએછે, તેની તમારે રક્ષા કરવી જોઇએ '[૪૭-૪૮]એ પ્રમાણે વિલાપ કરતી અને વગડામાં રોતી એ વૈદર્ભી પતિને અનુસરી તેના પગમાં પડીને આં[સુ] ખેરવા લાગી.[૪૯]પછી રૂદન કરતી એ વૈદર્ભી લાકડાંની ચિતા ખડકી તેમાં પતિનું શરીર પ[ધ]રાવી સળગાવ્યા પછી પોતે પણ તેની સાથે બળ[ી] મરવાનો વિચાર કર્યો.[૫૦]તે સમયમાં હે પ્રાચીનબર્હિરાજા! તેના જુના અને જ્ઞાનવાળા કોઇ સ[ખા]એ* બ્રાહ્મણના રૂપથી તેની પાસે આવ[ી] પ્રિય વચનથી તેની સાંત્વના કરીને કહ્યું.[૫૧]

બ્રાહ્મણ બોલ્યો કે–તુ કોણ છે? 'આ ચિ[ત]ામાં સૂતેલો છે તે કોણ છે?' કે જેને માટે [તુ] શોક કરેછે. હુ તારો સખા કે સૃષ્ટિની પેહેલ[ાં] જેમાં રહીને તે સુખ ભોગવ્યુ હતું તેને તું જા[]ણેછે? [૫૨]હે +મિત્ર! તુ મને તો નહીં જાણતે હશે તોપણ પોતાનો એક નહીં જણાયેલો સખ[ા] હતો, એટલુ તો યાદ છે કે નહી? મનેઙ છોડ[ી] દઇ પૃથ્વી ઉપરના વિષયભોગની લાલચથી [ત]ે વિષય ભોગવવાનું ઠેકાણુ શોધવા સારૂ તુ ગયે[લો] હતો.[૫૩]હે આર્ય! તું અને હું બન્ને માનસ સરોવરમાં રહેનારા હ સ†છીએ, તે આપણે હજા[]રો વર્ષસુધી×ઘરવગરજ–રહ્યા હતા.[૫૪]હે મિત્ર મને મૂકી દઈ વિષયસુખની લાલચથી તુ પૃથ્વીમાં જતાં કોઈ સ્ત્રીએઙ બનાવેલુ નગર તારા જોવામાં આવ્યુ હતુ.[૫૫]એ નગરમાં બગીચા પાંચ હતા, દરવાજા નવ હતા, ચોકી કરનાર એક હતો કિલ્લા ત્રણ હતા, વેપારીઓ છ હતા, દુકાનો પાંચ હતી, મૂળ કારણ પાંચ હતાં અને માલિક સ્ત્રી હતી [૫૬]શબ્દ,[૧]સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ બગીચા સમજવા શરીરમાં જે નવ છિદ્ર છે તે નવ દરવાજા સમજવા. પ્રાણને ચોકી કરનાર સમજવો. પૃથ્વી, જળ અને તેજ એ ત્રણ કિલ્લા સમજવા. શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, રસના અને

---

* જે બ્રહ્મ છે તે હુ છુ એવો નિશ્ચય કરવાથી શોક વગેરેની નિર્વૃત્તિ થાયછે અને હું છૂ તેજ બ્રહ્મ છે એવો નિશ્ચય કરવાથી બ્રહ્મનુ પરોક્ષપણુ મટેછે × અગ્નિથી લાકડા બળી રહેતા અગ્નિ જેમ પોતાની મેળેજ ઠરી જાય તેમ અવિદ્યા અને તેના કાર્યોનો જ્ઞાનથી નાશ થતા પછી જ્ઞાન પણ પોતાની મેળેજ મટી જાયછે 'હુ બ્રહ્મ છુ ' એવી વૃત્તિ પણ કાઇક દ્વૈતનુ સ્વરૂપછે એમ ઉપનિષદ્નો સિદ્ધાતછે.

* અનાદિ ઇશ્વર + પૂર્વ જન્મનુ સ્મરણ આપવામાં નરજાતિનુ સબોધન આપ્યુછે ઙ પોતાના વિયોગથી થયેલા અનર્થ કહી દેખાડેછે †હૃદયમા † શુદ્ધ × મહાપ્રલય રહ્યો ત્યા સુધી – મહાપ્રલયમા કોઇના શરીર નઈ હોવાથી હૃદય પણ હોય નહી તેથી ઘરવિનાજ રહ્યા હતા એમ કહ્યુછે ઙ માયાએ ૧ ઉપર જે વાત પોતે ગુપ્ત રીતે કરી તેનો પોતેજ ખુલાસો આપેછે.

ઘ્રાણ એ પાંચ જ્ઞાનેંદ્રિયો અને છઠ્ઠું મન એ છ વેપારીઓ સમજવા (કેમકે એઓ જોઇતા વિષયો પૂરાપાડેછે).[૫૭] હાથ, પગ, વાણી, શિશ્ન અને ગુદા એ કર્મેન્દ્રિયોને પાંચ દુકાનો સમજવી. પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પંચમહાભૂતને શરીરનાં મૂળકારણ સમજવાં. બુદ્ધિને માલિક સમજવી કે જેને વશ થવાથી તેનો પતિ આત્મા પોતાના સ્વરૂપને ભૂલી જાયછે.[૫૮]એ નગરમાં જઇને તુ તેની માલિક સ્રીનો તાબેદાર થઇને તેની સાથે રમવા લાગ્યો અને પોતાનુ સ્વરૂપ ભૂલી ગયો. હે પ્રિયમિત્ર! એ સ્રીના સંગથી તુ આવી દુર્દશામાં આવી પડયોછે.[૫૯]તુ વિદર્ભ રાજાની દીકરી નથી, અને આ પાંડય રાજા તારો પતિ નથી. પેહેલી પુરંજની (બુદ્ધિ) કે જેણે તને નવ દરવાજાવાળા નગરમાં રોકી રાખ્યો હતો તેનો પણ તુ પતિ નથી.[૬૦]પૂર્વ જન્મમાં તુ પોતાને પુરૂષ માનતો હતો અને આ જન્મમાં તુ પોતાને સ્રી માનેછે એ બન્ને વાત વાસ્તવિક નથી. એ તો મારી બનાવેલી માયા છે. આપણે બન્ને જણ હંસ*છીએ. આપણુ જે ખરૂં સ્વરૂપ છે તે હવે હુ કહુ છુ તે ઉપર ધ્યાન દેજે.[૬૧]જે હું છુ તેજ તું છે, તું કોઇ બીજો નથી. અને તું છે તેજ હુ છુ, વિચારી જો. વિદ્વાન લોકો કદી પણ તારા અને મારા વચ્ચે જરા પણ જૂદાઇ ગણતા નથી.[૬૨]એકજ શરીરનુ પ્રતિબિંબ અરીસામાં જોઇએ તો મોટુ, નિર્મળ અને સ્થિર દેખાય, અને તેજ પ્રતિબિંબ કોઈ પરાયાની આંખમાં જોઇએ તો નાનુ, મેલું અને ચંચળ દેખાય. એવી રીતે પરબ્રહ્મનું જે માયામાં પ્રતિબિંબ પડયુ છે તે હુ છું, તેથી હુ મોટો નિર્મળ અને સ્થિર છુ, અને પરબ્રહ્મનુ જે અવિદ્યામાં પ્રતિબિંબ પડયુ છે તે તું છે, તેથી તુ નાનો, મેલો અને ચંચળ દેખાયછે વાસ્તવિક રીતે અરીસામાંનુ તથા આંખમાંનું પ્રતિબિંબ જેમ બિંબરૂપજ છે તેમ તું અને હું બન્ને પરબ્રહ્મ રૂપજ છીએ; માત્ર માયા અને અવિદ્યારૂપ ઉપાધિને લીધે આપણામાં ધર્મની જૂદાઇ થઈ છે, પણ સ્વરૂપમાં કાંઇ જૂદાઇ નથી. અરીસો અને આંખ એ બન્નેને દૂર કરીએ તો જેમ બિંબરૂપ શરીરજ રહેછે, તેમ તારી અવિદ્યારૂપ ઉપાધિ અને મારી માયારૂપ ઉપાધિ દૂર કરી જોતાં એક પરબ્રહ્મ રહેછે. તારામાં અજ્ઞાનપણાવગેરે ધર્મ અને મારામાં સર્વજ્ઞપણા વગેરે ધર્મ સઘળા ઉપાધિને લીધે કલ્પિત છે. વાસ્તવિક રીતે આપણે બન્ને એકજ એટલે પરબ્રહ્મરૂપજ છીએ.[૬૩](નારદજી કહેછે.) એ પ્રમાણે હંસે[૧]સમજાવેલા એ માનસ સરોવરના હંસે[૨]પોતાના સ્વરૂપમાં રહી સૂક્ષ્મ વિચાર કર્યો, ત્યાં જે સ્મૃતિ[૩]પેલા હંસના વિયોગથી[૪]જતી રહી હતી તે પાછી તેને પ્રાપ્ત થઈ.[૬૪]હે પ્રાચીનબર્હિ રાજા! હુ તારીપાસે સાક્ષાત્ આત્મજ્ઞાનની વાત કરત તો તે વાત તારા મનમાં આવત નહીં, એટલામાટે પુરંજન રાજાના ઇતિહાસના મિષથી એ વાત મે તને કહી દેખાડીછે, કેમકે એવી ઢબથી પરોક્ષ વાત કરવી એ જગતના રક્ષક નારાયણ ભગવાનને પ્રિય છે.[૬૫]

**बर्हिष्मन्नेतदध्यात्मं पारोक्ष्येण प्रदर्शितम् ।**
**यत्परोक्षप्रियो देवो भगवान्विश्वभावनः ॥६५॥**

ઇતિશ્રીમત્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો અઠયાવીશમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૨૯ મો.*

### સ્રીસંગથી જન્મ મરણ અને પ્રભુના સંગથી મોક્ષ થાય છે.

**॥ प्राचीनबर्हिरुवाच ॥**
**भगवंस्ते वचोऽस्माभिर्न सम्यगवगम्यते ।**
**कवयस्तद्विजानंति न वयं कर्ममोहिताः ॥१॥**

પ્રાચીનબર્હિ રાજા પૂછેછે—હે નારદ મુનિ! આપની વાત અમારાથી બરાબર સમજાતી નથી.

* પરબ્રહ્મરૂપ હોવાથી શુદ્ધ ઇતિહાસના પક્ષમાં તો જેમ અંદર લખ્યુ છે તેમજ સમજવાનું છે.

૧ ઇશ્વરે ૨ જીવે ૩ હું બ્રહ્મ છુ એવુ સ્મરણ ૪ ઇશ્વરના વિયોગથી એટલે વિષયો ભોગવવાની તૃષ્ણાથી.

* આ ઓગણત્રીશમા અધ્યાયમા પરોક્ષ કહેલી વાતનુ વ્યાખ્યાન આપીને સ્રીના સંગથી સંસાર થાયછે અને પ્રભુના સંગથી મુક્તિ થાયછે એ વાતનો સ્પષ્ટ રીતે બોધ વાળવામાં આવશે.

એવી ગુઢ વાત જ્ઞાની લોકોથી સમજી શકાય, પણ અમે કે જે કર્મકાંડમાંજ મોહ પામેલા છીએ તેઓનાથી સમજી શકાય નહીં. (માટે આપે જે ગુઢ વાત કહી તેનો ખુલાસો કરવો જોઇએ.

નારદજી કહેછે—મેં જે પુરંજન રાજા કહ્યો તે જીવ સમજવો, કારણ કે જીવ પોતાનો અદૃષ્ટરૂપ દ્વારથી પુર એટલે શરીરોને પ્રકટ કરેછે, કે જે શરીરોમાં કેટલાએક એક પગવાળાં, કેટલાએક બે પગવાળાં, કેટલાએક ત્રણ પગવાળાં, કેટલાએક ચાર પગવાળાં, કેટલાએક ઘણા પગવાળાં અને કેટલાએક પગ વગરનાં પણ હોયછે. અવિજ્ઞાત નામનો તે જીવનો જે સખો કહ્યો તે ઇશ્વર સમજવો, કારણ કે નામ, ક્રિયા કે ગુણથી તે કોઇના જાણવામાં આવતો નથી. જીવને જ્યારે સઘળા વિષયો ભોગવવાની ઇચ્છા થઇ ત્યારે તે શરીરોમાં નવ છિદ્ર અને બબ્બે હાથ પગવાળાં મનુષ્યશરીરને સારૂં ગણ્યું.[૪] મેં જે સ્ત્રી કહી તે બુદ્ધિ સમજવી, કે જેને લીધે 'હું અને મારૂં' કરવામાં આવેછે, અને આ શરીરમાં જીવ જેના અધ્યાસને લીધે ઇંદ્રિયોવડે વિષયો ભોગવેછે.[૫] તે બુદ્ધિનાં જે સખા કહ્યા તે ઇંદ્રિયો સમજવી, કે જેઓમાં કેટલીક ઇંદ્રિયોથી વિષયોનું જ્ઞાન થાયછે અને કેટલીએકથી ફક્ત કર્મજ થાયછે. જે બુદ્ધિની સખીઓ કહી તે ઇંદ્રિયોની વૃત્તિઓ સમજવી. અને પાંચ માથાંવાળો સર્પ કહ્યો તે પાંચ વૃત્તિવાળો* પ્રાણ સમજવો.[૬] જે મોટા બળવાળો સેનાપતિ (જમાદાર) કહેવાયો તે મન સમજવું, કેમકે તે મન જ્ઞાનેદ્રિય અને કર્મેન્દ્રિયોના નાયકરૂપ છે. પંચાળ દેશ કહ્યો તે પાંચ વિષયો સમજવા; કે જેઓમાં નવ દરવાજાવાળું પુર (શરીર) રહ્યું છે.[૭] બે આંખ, બે નાક, બે કાન, મુખ, શિશ્ન અને ગુદ એ નવ દરવાજા સમજવા. એ દરવાજાઓથી તે તે ઇંદ્રિયોને સાથે લઇ જીવ બહાર જાયછે (વિષયો ભોગવેછે) બે આંખ, બે નાક અને મુખ એ પાંચ પૂર્વ તરફનો દરવાજા સમજવા. જમણો કાન તે દક્ષિણ તરફનો અને ડાબો કાન તે ઉત્તર તરફનો દરવાજો સમજવો. ગુદ અને શિશ્ન એ બે હેઠલાં દ્વાર તે પશ્ચિમ તરફના દરવાજા સમજવાં. ખદ્યોતા અને આવિર્મુખી કહ્યાં તે હારોહાર ગોઠવાયેલાં બે નેત્ર સમજવાં. જીવ, દ્યુમાન્ એટલે ચક્ષુ ઇંદ્રિયની સહાયતાવડે એ બે દ્વારમાંથી વિભ્રાજિત દેશમાં જાયછે. એટલે રૂપને દેખેછે એમ સમજવું.[૧૦] નલિની અને નાલિની નામના બે દરવાજા કહ્યા તે બે નાક સમજવાં. અવધૂત કહેવાયો તે ઘ્રાણ ઇંદ્રિય અને સૌરભ દેશ કહેવાયો તે ગંધ સમજવો. મુખ્ય દરવાજો કહેવાયો તે મોઢું સમજવું. વિપણ એટલે વાણી અને રસજ્ઞ એટલે રસના ઇંદ્રિય સમજવી.[૧૧] આપણ દેશ કહ્યો તે ભાષણ, અને બહૂદન દેશ કહ્યો તે ઘણા પ્રકારનું અન્ન સમજવું. પિતૃહૂ એટલે જમણો કાન અને દેવહૂ એટલે ડાબો કાન સમજવો.[૧૨] દક્ષિણપંચાળ દેશ કહ્યો તે પ્રવૃત્તિશાસ્ત્ર અને ઉત્તરપંચાળ દેશ કહ્યો તે નિવૃત્તિશાસ્ત્ર સમજવું. શ્રુતધર કહ્યો તે શ્રોત્ર ઇંદ્રિય સમજવી કે જેણે કરેલા શાસ્ત્રશ્રવણથી પિતૃલોક અને દેવલોક પ્રાપ્ત થાયછે.[૧૩] આસુરી નામનો હેઠલો દરવાજો કહ્યો તે શિશ્ન સમજવું, દુર્મદ કહ્યો તે ઉપસ્થ ઇંદ્રિય અને વ્યવાય દેશ કહ્યો તે પામર લોકોને કરવાનું મૈથુન સમજવું. નિર્ઋતિ નામનો દરવાજો કહ્યો તે ગુદા સમજવી.[૧૪] લુબ્ધક કહ્યો તે ગુદામાંની પાયુ ઇંદ્રિય અને વૈશસ દેશ કહ્યો તે નરક સમજવું. કમાડ ભીડેલા એટલે નિરંતર બંધ રહેતા દરવાજા કહ્યા તે હાથ અને પગ સમજવા; કે જેઓથી જીવ કામ કરેછે અને ચાલેછે.[૧૫] અંતઃપુર (જનાનું) કહ્યું તે હૃદય અને તેમાં વિષૂચીન નાજર કહેવાયો તે મન સમજવું. સત્વ, રજ અને તમ એ મનના ગુણોથી હૃદયમાં પ્રસાદ હર્ષ અને મોહ થાયછે.[૧૬] જીવ પોતે સાક્ષી છે, તોપણ બુદ્ધિના ગુણોથી ઘેરાઇ જવાને લીધે દર્શન અને સ્પર્શન વગેરે જે જે કામો

---

* પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન એ પાંચ પ્રાણની વૃત્તિઓ ગણાયછે. હૃદયમા જે વાયુ છે તે પ્રાણ કહેવાયછે, ગુદનો વાયુ અપાન કહેવાયછે, નાભિમા રહેલો વાયુ સમાન કહેવાયછે, કંઠમાં રહેલો વાયુ ઉદાન કહેવાય છે અને આખા શરીરમાં વ્યાપી રહેલો વાયુ વ્યાન કહેવાય છે.

બુદ્ધિ કરેછે તે સઘળાં કામો પોતે કરેલાં માનેછે.[૧૭] રથ કહ્યો તે સ્વપ્ન અવસ્થાનો દેહ સમજવો. ઘોડા કહ્યા તે ઇંદ્રિયો સમજવી. એ રથની ઉતાવળી ચાલ કહી તે એટલામાટે કે વર્ષના વેગની પેઠે તેનો વેગ કોઇ ઠેકાણે અટકતો નથી (વાસ્તવિક રીતે સ્વપ્ન અવસ્થાના પદાર્થો બુદ્ધિમાંજ પેદા થાયછે તેથી સ્વપ્નદેહની બીજે કોઈ ઠેકાણે ગતિ નથી). બે પૈડાં કહ્યાં તે પાપ પુણ્ય, ત્રણ ધ્વજા કહી તે ત્રણ ગુણ અને પાંચ બંધન કહ્યાં તે પાંચ પ્રાણ સમજવા.[૧૮] રેન કહી તે મન, સારથિ કહ્યો તે બુદ્ધિ, બેસવાની જગ્યા કહી તે હૃદય, ધોંસરી બાંધવાનુ સ્થાનક કહ્યું તે સુખ-દુઃખ વગેરે જોટાના પદાર્થો, સામાન કહ્યા તે પાંચ વિષયો અને પડદા કહ્યા તે સાત ધાતુ સમજવા.[૧૯] સ્વપ્ન અવસ્થામાં બહાર ફરવા જવાનુ કહ્યું તે ઝાંઝવાનાં પાણીજેવા પદાર્થો ઉપર કર્મેન્દ્રિયોથી દોડેછે એમ સમજવુ. તેની સાથે સેના કહી તે અગીઆર ઇંદ્રિયો સમજવી, અને મૃગયા (શિકાર) કહી તે પાંચ જ્ઞાનેંદ્રિયોથી વિષયોનુ સેવન સમજવુ. ચંડવેગગંધર્વ કહ્યો તે ઉતાવળથી જતું રહેતું વર્ષ સમજવું, કે જે વર્ષ ઉપરથી કાળનુ માપ થાયછે.[૨૦] ત્રણસો ને સાઠ ગંધર્વો કહ્યા તે વર્ષના દિવસો અને ત્રણસો ને સાઠ ગંધર્વી કહી તે વર્ષની રાત્રિઓ સમજવી એ દિવસો અને રાત્રિઓ પોતાના ફરવાથી આયુષ્યનુ હરણ કરે છે.[૨૧] કાળકન્યા કે જેને કોઇ લોક માન આપતા નથી તે જરા અવસ્થા સમજવી. યવનોનો રાજા એટલે મૃત્યુ, તેણે લોકોનો ક્ષય કરવા સારૂ તે જરાને બેહેન કરી રાખીછે.[૨૨] એ મૃત્યુના ચારેકોર ફરનારા સિપાઇઓ કહ્યા તે આધિ (મનની પીડા) અને વ્યાધિ (શરીરના રોગ) સમજવા. પ્રજ્વાર કહ્યો તે ટાઢો અને ઉનો તાવ સમજવો, કે જે લોકોને દુઃખ દેવામાં ભારે વેગ કરેછે.[૨૩] એ પ્રમાણે અનાવૃષ્ટિ વગેરે દૈવે કરેલાં, સિંહ વગેરે પ્રાણીઓથી થયેલાં અને શરીરમાંથી ઉત્પન્ન થયેલાં ઘણાં દુઃખોથી પીડાતો, અજ્ઞાનથી ઘેરાએલો અને પોતે નિર્ગુણ છતાં પણ પ્રાણ, ઇંદ્રિય તથા મનના ધર્મોનો* પોતામાં અધ્યાસ કરી ક્ષુદ્ર વિષયોની તૃષ્ણા રાખતો પ્રાણી અહંતા મમતાથી કર્મ કરતાં દેહમાં સોવર્ષ સુધી રહેછે.[૨૪-૨૫] પોતે પરબ્રહ્મરૂપ છતાં પણ પરમાત્મા કે જે પરમગુરૂ ભગવાન્ છે તેને નહીં જાણી જ્યારે અવિદ્યાના પદાર્થો (દેહાદિક)માં લાગી જાયછે, ત્યારે દેહાભિમાનથી પરવશ થઇને સાત્વિક, રાજસ અથવા તામસ કર્મ કરેછે અને તેમ કરવાથી તે કર્મ પ્રમાણે અવતાર ધરેછે.[૨૬-૨૭] સાત્વિક કર્મો કરવાથી કોઈ વખતે સારા અને જ્ઞાનવાળા અવતાર પામેછે, રાજસ કર્મો કરવાથી કામ કરવાના પરિશ્રમથી ભરેલા અને પરિણામે દુઃખવાળા અવતાર પામેછે; તેમજ તામસ કર્મો કરવાથી અજ્ઞાન અને શોકથી ભરેલા અવતાર પામેછે.[૨૮] એ મંદબુદ્ધિવાળો જીવ પોતાના કર્મ પ્રમાણે કોઇ સમયે પુરૂષનો, કોઇ સમયે સ્ત્રીનો, કોઇ સમયે નપુંસકનો, કોઈ સમયે દેવતાનો, કોઈ સમયે માણસનો અને કોઈ સમયે પશુ પક્ષીનો અવતાર પામેછે.[૨૯] જેમ ભૂખ્યો કુતરો રાંક બનીને ઘેર ઘેર ફરતો હોય ત્યાં કોઈ ઠેકાણે અનાજ અને કોઈ ઠેકાણે લાકડી પણ પ્રારબ્ધ પ્રમાણે ખાયછે, તેવી રીતે વિષયની તૃષ્ણાવાળો જીવ સ્વર્ગ, પૃથ્વી અને અંતરિક્ષમાં ઉંચા નીચા અવતારમાં ભટકતાં પ્રારબ્ધપ્રમાણે સુખ-દુઃખ પામ્યા કરેછે.[૩૦-૩૧] દુઃખ મટાડવાનો ખરો ઉપાય તો છેજ નહીં. કદાચ હોય તોપણ દૈવથી, પ્રાણીઓથી અને શરીરથી થતાં દુઃખોમાં કોઈ દુઃખથી પણ તે ખરી રીતે છૂટો પડી શકતો નથી.[૩૨] જેમ માથા ઉપર મોટો બોજો ઉપાડીને ચાલ્યો જતો માણસ માથું તપી જાય એટલે તે બોજાને ખભાઉપર લે, પણ તેમ કરવાથી તે બોજો ટળી ગયો કહેવાય નહીં, તેવી

* ક્ષુધા પિપાસા વગેરે પ્રાણના ધર્મ, આંધળાપણું મુંગાપણું વગેરે ઇંદ્રિયના ધર્મ અને કામ ક્રોધ વગેરે મનના ધર્મ છે. હું ભૂખ્યો, હું તરસ્યો, હું આંધળો, હું મુંગો, હું કામી અને હું ક્રોધી ઇત્યાદિક માની બેસવું એ પ્રાણ વગેરેના ધર્મનો પોતામાં અધ્યાસ કર્યો કહેવાય છે.

રીતે દુઃખ મટાડવાના જે જે ઉપાયો છે તે પણ દુ:ખરૂપજ છે, માટે પ્રાણી દુ:ખમાંથી છૂટી શકતોજ નથી.[૩૩] દુ:ખનાં મૂળરૂપ તો કર્મજ છે, તે કર્મો બીજા કર્મ કરવાથી કદી પણ મટે નહીં, કેમકે કર્મ માત્ર જ્ઞાનરહિત અને વાસના સહિત છે તેથી તેવા પ્રકારનું એક કર્મ પોતાનાં જેવાંજ બીજા કર્મને ખરેખર ટાળી શકે નહી. એક સ્વપ્નમાં બીજું સ્વપ્ન દેખાયછે, તે પેહેલાંના સ્વપ્નને જેમ ખરેખર ટાળી શકતું નથી, તેમ એક કર્મ અને તેને ટાળવાનું બીજું કર્મ એ બન્ને અજ્ઞાનથી પ્રાપ્ત હોવાને લીધે સરખાંજ હોવાથી તેમાંનું એક કર્મ બીજા કર્મને ટાળી શકતું નથી[૩૪] જેમ સ્વપ્ન ખોટું છે, તોપણ ઉપાધિરૂપ મનની સ્વપ્ન અવસ્થા હોય ત્યાંસુધી તે મટતું નથી, તેમ સંસાર ખોટો છે, તો પણ મનમાં વિષયોનું ધ્યાન હોય ત્યાંસુધી ટળતો નથી.[૩૫] એટલામાટે અજ્ઞાન કે જેને લીધે પરમ પુરૂષાર્થરૂપ આત્માને અનર્થના અખંડ પ્રવાહરૂપ સંસાર થયોછે, તે અજ્ઞાનનો નાશ ગુરૂરૂપ ભગવાનનીભક્તિથીજ થાયછે.[૩૬] વાસુદેવભગવાનમાં સારી રીતે જોડેલા ભક્તિયોગથી વૈરાગ્ય અને જ્ઞાન ઉત્પન્ન થાય છે[૩૭] હે પ્રાચીનબર્હિ રાજા ! એ ભક્તિયોગનો મુખ્ય આશ્રય ભગવાનની કથાજ છે, એટલા માટે શ્રદ્ધાથી ભગવાનની કથાનું શ્રવણ કરનાર અને નિરંતર અધ્યયન કરનારને તે ભક્તિયોગ થોડા દિવસમાં પ્રાપ્ત થાયછે[૩૮] નિર્મળ અંતઃકરણવાળા, સજ્જન અને ભગવાનના ગુણોના શ્રવણ તથા વર્ણનમાં જેઓનું ચિત્ત લાગી રહ્યું હોય એવા વૈષ્ણવલોકો જે સ્થળમાં હોય તે સ્થળમાં મહાત્માઓના મુખમાંથી ભગવચ્ચરિત્રરૂપ કેવળ અમૃતનીજ નદીઓ ચારેકોર ચાલ્યા કરેછે એ નદીઓનું જે લોકો ઘણી તૃષ્ણાથી સાવધાન કાન વડે પાન કરે, તે ભક્તિરસિક લોકોને, ભૂખ, તરશ, ભય, શોક અને મોહ કશી હરકત કરે નહીં.[૩૯-૪૦] સત્સંગવિના પોતાની મેળેજ કથાનું ચિંતન કરવા બેસે તો મનુષ્યોને સ્વભાવસિદ્ધ ભૂખ, તરસ વગેરેથી અને આલસ્યાદિકને લીધે રસ આવે નહી, તેથી ભગવાનની કથારૂપ અમૃતના સમુદ્રમાં યથાર્થ પ્રીતિ લાગવી અસંભવિત છે.[૪૧] પ્રજાપતિઓના પતિ બ્રહ્મા, સદાશિવ, મનુ, દક્ષ વગેરે પ્રજાપતિઓ, સનકાદિક નૈષ્ઠિક બ્રહ્મચારીઓ, મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, વસિષ્ઠ અને હું કે જેઓ બ્રહ્મવાદી અને વેદવાણીના અધ્યક્ષ છીએ, તેઓ તપ, વિદ્યા અને સમાધિથી સર્વના સાક્ષી પરમેશ્વરને શોધ્યા કરીએ છીએ, તોપણ આજસુધી જાણી શક્યા નથી,[૪૨-૪૪] કેમકે મોટા વિસ્તારવાળા અને અપાર અર્થવાળા વેદમાં ગુંચવાઇને વેદના મંત્રોમાં કહેલી નિશાનીઓ વાળા * સાકાર દેવતાઓની કર્મના આગ્રહપૂર્વક ભક્તિ કરનારાઓને પરમેશ્વરનું જ્ઞાન થતું નથી[૪૫] અંતઃકરણમાં સારી રીતે ચિંતન કરવાથી ભગવાન જેના ઉપર અનુગ્રહ કરે, તે માણસનેજ વ્યવહારમાં અને કર્મકાંડમાં આસક્તિ દૂર થાયછે.[૪૬] એટલામાટે હે પ્રાચીનબર્હિ રાજા! યજ્ઞાદિક કર્મો કે જે અજ્ઞાનને લીધેજ પુરૂષાર્થ તરીકે જણાય છે, ફળ સાંભળવાથી માત્ર કાનનેજ સારાં લાગેછે, અને ખરી વસ્તુને નહી પોહોચાડનારાં છે, તેઓને વાસ્તવિક પુરૂષાર્થરૂપ નહીં ગણવાં જોઇએ[૪૭] જે લોકો 'વેદનો તો કર્મ કરાવવા ઉપરજ અભિપ્રાય છે' એમ કહેછે તેઓ પોતાની બુદ્ધિ યજ્ઞના ધુમાડાથી મલિન થયેલી હોવાને લીધે આત્મસ્વરૂપ કે જે વિષે વેદનું તાત્પર્ય છે અને જેમાં પરમાત્મા ભગવાનની ભિન્નતા નથી તેને જાણતા નથી, અર્થાત્ તેઓ વેદનો ખરો અર્થ સમજતા નથી×[૪૮]

---

* વેદના મંત્રમાં કહ્યું છે કે 'वज्रहस्तंपुरंदर' (ઇંદ્રના હાથમાં વજ્ર નામનું હથિયાર છે) આ મંત્રમાં ઇંદ્રની નિશાની વજ્ર લખી છે ઇત્યાદિ

× જૈમિનિકૃત પૂર્વમીમાંસાના સૂત્રમાં સ્પષ્ટ લખ્યું છે કે વેદનો અભિપ્રાય કર્મ કરાવવા ઉપરજ છે એ સૂત્રમાં પ્રથમ શંકા ઉઠાવી છે કે 'आम्नायस्याक्रियार्थत्वादानर्थक्यमतदर્थानां' (સઘળા વેદનો અભિપ્રાય કર્મકાંડ કરાવવા ઉપર છે એમ માનીશું તો વેદના કેટલાએક વાક્યોમાં કર્મ કરાવવાની વાત નથી તો તે વાક્યોને વ્યર્થ ગણવાં પડશે) પછી એ શંકાનું સમાધાન કર્યું છે કે '[illegible]स्तेनसमन्वय' (જે વાક્યોમાં કર્મ કરાવવાનો

તું તો મોટો મૂર્ખ છે, કેમકે ઉગમણી તરફ અણીવાળા દર્ભોથી આખી ધરતી પાથરી મૂકી યજ્ઞોમાં ઘણાં જાનવરો કાપી નાંખવાના અભિમાનથી અક્કડ બનીને ખરાં કર્મને અને ખરી વિદ્યાને જાણતો નથી. જેનાથી ભગવાન પ્રસન્ન થાય તેજ ખરૂ કર્મ અને જેથી ભગવાનમાં મન લાગે તેજ ખરી વિદ્યા છે.[૪૯] ભગવાનજ સર્વ દેહધારીઓના આત્મા, સ્વતંત્ર×, કારણ અને ઇશ્વર છે, એટલામાટે તેમનુ ચરણારવિંદ જ લોકોનુ શરણ છે કે જેથી મનુષ્યોનુ પરમ કલ્યાણ થાયછે[૫૦] 'આપણને અત્યંત પ્યારો જે આત્મા છે તેજ ભગવાન છે અને તેને ભજવાથી લેશમાત્ર પણ કોઈ જાતનુ દુઃખ કે ભય રહેતાં નથી.' એ પ્રમાણે જે પુરૂષ જાણે તેજ વિદ્વાન ગણાય અને જે વિદ્વાન હોય તેજ ગુરૂ અને ભગવાન છે એમ સમજવુ[૫૧]

નારદજી કહેછે-મેં કહેલી ઈતિહાસરૂપ વાતનો તે ખુલાસો પૂછ્યો હતો, તે મે તારી પાસે કહ્યો હવે હે રાજા! આ વિષયમાં અત્યંત નિશ્ચય કરેલી જે ગુઢ વાત તે મારી પાસેથી સાંભળ.*[૫૨] ક્ષુદ્ર પદાર્થોને ચરનારો એક મૃગ ફૂલવાડીમાં સ્ત્રીની સાથે મળી તેમાંજ આસક્ત થઇ રહ્યોછે, તેના કાન ભ્રમરાઓના ગુંજારવમાં લલચાઈ રહ્યા છે, આગળ ફાડી ખાનારા નાહાર ઉભાછે તેઓને નહી ગણકારતાં ચાલ્યો જાયછે, અને પછવાડામાં પારાધીના બાણથી ભેદાઇ ગયોછે, એ મૃગને શોધી કાઢ![૫૩] (આનો ખુલાસો નારદજી પોતેજ આપેછે.) હે પ્રાચીનબર્હિરાજા! મેં જે મૃગ કહ્યો તે તુ પોતેજ છે. વિચારીજો, કેમકે તુ, ફૂલવાડી એટલે ફૂલની પેઠે પરિણામે રસવગરની સ્ત્રીઓવાળા ઘરમાં ફૂલના મધુર સુગંધની પેઠે અત્યંત ક્ષુદ્ર જીવ્હા અને ઉપસ્થ વગેરેનુ અલ્પ સુખ કે જે સકામ કર્મોનાં ફળથી મળે છે તેને શોધ્યા કરેછે. સ્ત્રીઓની સાથે મળીને તેઓમાંજ મન રાખેછે, ભ્રમરાઓના ગુંજારવની પેઠે સ્ત્રી વગેરેનાં અત્યંત મનોહર ભાષણોમાં તારા કાન બહુજ લલચાઈ રહ્યાછે. આગળ નાહારની પેઠે દિવસ, પખવાડીઆં અને મહિના વગેરેના કાળના વિભાગો તારા આયુષ્યને હરતા જાયછે, તેઓને નહી ગણકારતાં ઘરમાં વિહાર કર્યા કરેછે, અને ગુપચુપ રીતે તારી પછવાડે લાગેલો આ કાળ અંદર ઢાંકી રાખેલા બાણથી તને વીંધી નાંખેછે, માટે એ બાણથી હૃદયમાં ભેદાઈ ગયેલા આ તારા આત્માનો વિચાર કરવો જોઇએ.[૫૪] હે રાજા! એ પ્રમાણે તારા પોતાના હવાલ ઉપર કહેલા મૃગના જેવા છે, એમ વિચાર કરી તારા ચિત્તને હૃદયમાં રોક, અને જેટલી બહિર્વૃત્તિ છે તેને ચિત્તમાં રોક(સર્વ ઇન્દ્રિયોને વિષયોમાંથી રોક). આ ગૃહસ્થાશ્રમ કે જેમાં નીચ કામીપુરૂષોનાં ટોળાંની વાતો છે તેનો ત્યાગ કર ભગવાન કે જે જીવલોકોના શરણરૂપ છે તેમને પ્રસન્ન કર. એવી રીતે અનુક્રમ પ્રમાણે સર્વથી છુટો થા.[૫૫]

પ્રાચીનબર્હિરાજા પૂછેછે-હે મહારાજ! આપે જે કહ્યુ તે મે સાંભળ્યું અને તે ઉપર વિચાર પણ કર્યો, આ વાતની મારા ઉપાધ્યાયોને ખબર નથીજ, જો ખબર હોય તો તેઓ આજ દિવસ સુધી કેમ ન બોલે?[૫૬] આ વિષયમાં મને ઉપાધ્યાયોએ કરી દીધેલો મોટો અસંભાવનારૂપ (હુ આત્મા છુ કે નહી એવો) સંશય આપે કાપી નાંખ્યો, પરંતુ એને લગતો એક સંશય છે કે જેમાં ઋષિ-

અર્થ નથી તે વાક્યોને કર્મ કરાવવાના અર્થવાળા વાક્યોસાથે જોડી દેવા) જેમકે 'वायुर्वैक्षेपिष्ठादेवता' (વાયુ એ મોટા વેગવાળો દેવ છે) એ વાક્યમા કર્મ કરાવવાની વાત નથી આવતી, પણ તે વાક્યને 'वायव्यश्वेतमालभेत' (વાયુ દેવને સારૂ ધોળા પશુને મારવો) એ વાક્ય સાથે જોડી દેવુ, અર્થાત્ આ કર્મ કરાવવાના વાક્યમા જે વાયુ દેવ લખેલ છે તેનુ સ્વરૂપાદિક બતાવવાને વાસ્તેજ પેહેલુ વાક્ય છે એમ સમજવુ ઇત્યાદિક ઉપનિષદોના વાક્ય પણ યજમાનને ઇશ્વર ઠરાવી તેના વખાણ કરવાને સારૂ છે, એમ જૈમિનિનો સિદ્ધાંત છે

× બીજા પદાર્થોની ગરજ નહી રાખનાર.

* એ પ્રમાણે પુરંજનના ઇતિહાસના રૂપકથી આત્માને બંધ તથા મોક્ષનો પ્રકાર કહ્યો, તોપણ પ્રબળ વૈરાગ્ય નહી ઉપજવાથી તે પ્રાચીનબર્હિરાજાને દીકરાઓની વાટ જોઇ રહ્યો જાણી તેને મોટી ધાસ્તી દેખાડી આખા શરીરમાં ધ્રુજારી દઇ તે વખતેજ ઘરમાથી બહાર કાઢવા સારૂ તે નારદમુનિ એક હરણનુ રૂપક કહેછે.

એ પણ સંશય ગયાછે, અને ઇંદ્રિયોની વૃત્તિઓ સ્વેચ્છાવર્તી નથી.[૫૭] એ સંશય એ છે કે પ્રથમ, જે દેહથી કર્મ કર્યાં હોય તે દેહને અહીંજ મૂકી દઇ પરલોકમાં બીજા દેહથી ભોગવાય એવાં તે તે કર્મનાં ફળોને પામેછે, એટલે આ દેહનું કરેલું કર્મ બીજા દેહથી ભોગવાયછે એવું વેદ જાણનાર લોકો અહંકાર બોલેછે, અને આપ પણ કહી ગયા કે પુરંજને જે જે કર્મ કર્યાં તેનાં ફળ મુવા પછી તેને બીજા જન્મમાં મળ્યાં, તો આ વિષય વાંધાવાળો લાગેછે, કેમકે જે કરે, તેને જ તે કર્યાનું ફળ ભોગવવું વાજબી છે, પણ એક દેહે કરેલાં કર્મને બીજો દેહ ભોગવે એ વાત સંભવતી નથી, જે દેહ કર્મ કરે તેને તે કર્મનું ફળ કાંઇ પણ ભોગવવાને નહિ મળતાં જેણે નથી કર્યું તેને તેનું ફળ મળેછે એ વાત ન્યાયવિરૂદ્ધ છે. વળી બીજો પણ સંશય છે, તે એ કે–મનુષ્ય વેદમાં કહ્યાપ્રમાણે જે કર્મ કરે છે તે થોડીવાર પછીજ અદૃશ્ય થઈ જાયછે. જેમકે હોમ કરવા બેઠા હોઇએ, ત્યાં હોમ કરીએ તેટલી વારજ હોમ થતો જોવામાં આવેછે, પણ હોમ કરી રહ્યા પછી તરતજ તે હોમ અદૃશ્ય થઈ જાયછે. એટલે જે કર્મ અદૃશ્ય થઈ ગયું અથવા નષ્ટ થઇ ગયું તેનો ભોગ પાછળથી મળે, એ વાત પણ સિદ્ધ થવી મુશ્કેલ છે, તો એ વાત શી રીતે ઘટે ?[૫૮–૫૯]

નારદજી કહેછે–કર્તાપણું અને ભોક્તાપણું સ્થૂળદેહને નથી, પણ લિંગદેહને એટલે મન જેમાં મુખ્ય છે એવા અંતઃકરણને છે. અને એ અંતઃકરણ સ્થૂળ દેહની સાથે નાશ પામતું નથી, એટલે એક સ્થૂળ દેહનો નાશ થઇ બીજો જે સ્થૂળદેહ આવે તેમાં અંતઃકરણ એનું એ રહેછે, તેથી જે અંતઃકરણે એક સ્થૂળ દેહમાં કર્મ કર્યું હતું તેજ અંતઃકરણ બીજા સ્થૂળદેહમાં તે કર્મનું ફળ ભોગવેછે, એટલે કર્તા એક અને ભોક્તા બીજો, એ વિવાદ તેમાં આવતોજ નથી.[૬૦] આપણને સ્વપ્ન થાયછે તે વખતે જાગ્રત અવસ્થાના આ સ્થૂળ દેહનું અભિમાન છૂટીજતાં તેવાજ અથવા બીજી રીતના ઉત્પન્ન થયેલા સ્વપ્ન અવસ્થાના દેહથી આપણે કર્મનાં ફળરૂપ સુખ દુઃખને ભોગવીએ છીએ. પરંતુ તેમાં વાસ્તવિક રીતે ભોક્તાપણું અંતઃકરણનું છે, અને એ અંતઃકરણ જાગ્રતના દેહમાં જે હતું તેજ સ્વપ્નના દેહમાં છે. એવી રીતે આપણે જીવતાં છતાંજ જેમ નોખનોખા દેહ આવેછે, પણ તેમાં ભોક્તા ફરી જતો નથી, તેમ મુવા પછી પણ દેહ ફરી જવાં તેમાં ભોક્તા જે અંતઃકરણ છે તે ફરી જતું નથી. જાગ્રત અવસ્થામાં મનની અંદર સંસ્કારરૂપથી જે કર્મ લાગી રહ્યું હોય તેજ સ્વપ્ન અવસ્થામાં બીજો દેહ આવતાં પણ ભોગવાયછે, તે પ્રમાણે એક જન્મમાં મનની અંદર સંસ્કારરૂપથી જે કર્મ લાગી રહ્યું હોય તેજ કર્મ બીજા જન્મમાં ભોગવાયછે. સ્થૂળ દેહને કર્તાપણું નથી, પણ અંતઃકરણ જે કર્મ કરેછે તેમાં સ્થૂળદેહ માત્ર દ્વારરૂપ છે.[૬૧] અંતઃકરણ, કેટલાંએક પુત્રાદિકનાં સ્થૂળશરીરમાં મમતા રાખેછે કે એ પુત્રાદિક મારા છે, અને પોતાના સ્થૂળ દેહમાં પણ બ્રાહ્મણપણા કે ક્ષત્રિયપણા વગેરેનું અભિમાન ધરી બેસેછે, તો એ અંતઃકરણને માત્ર અભિમાન કરવાનું ઠેકાણું સ્થૂળદેહ છે પણ તેટલાથી સ્થૂળદેહને કર્તાપણું કહી શકાય નહીં. વાસ્તવિક કર્તા અંતઃકરણ છે. અને એ અંતઃકરણે જે દેહમાં અભિમાન ધર્યું હોય, તે દેહમાં રહીને કરેલાં કર્મથી અંતઃકરણને પુનર્જન્મ થાય છે, માટે કર્તા પણ અંતઃકરણ અને ભોક્તા પણ અંતઃકરણ છે.[૬૨] (આ પ્રમાણે પહેલા સંશયનું નિરાકરણ કરી હવે બીજા સંશયનું નિવારણ કરેછે) કર્મનો નાશ થઇ જાયછે એ વાત યુક્તિથી વિરૂદ્ધ છે, અને પૂર્વ દેહનું કર્મ રહેછે એ વાત યુક્તિથી સિદ્ધ થાયછે. સઘળી ઇંદ્રિઓને એકીવખતેજ પોતપોતાના વિષયનો સંબંધ છતાં પણ સઘળા વિષયોનું જ્ઞાન આપણને એકી વખતે થતું નથી, પણ અનુક્રમે થાયછે, તેથી ઇંદ્રિયો ઉપર અધિકાર ચલાવનાર અંતઃકરણ છે એમ અનુમાન થાયછે. અંતઃકરણ જ્યાંસુધી ઇંદ્રિય ઉપર આવ્યું ન હોય ત્યાંસુધી ઇંદ્રિયને વિષયનો સંબંધ છતાં પણ આપણને તે વિષયનું જ્ઞાન થતું

નથી એ વાત અનુભવસિદ્ધ છે. એવી રીતે અ-
તઃકરણની વૃત્તિઓ પણ એકીવખતે ઉત્પન્ન થતી
નથી પણ અનુક્રમે થાયછે, તેથી અનુમાન થાય
છે કે અંતઃકરણની વૃત્તિઓને ઉત્પન્ન કરનારૂ
પૂર્વ દેહનું કર્મ છે. જે કર્મ ભોગવવાનો જે સ-
મય હોય તે સમયમાં તે કર્મ પોતાનો ભોગ
આપવાને અનુકૂળ અંતઃકરણની વૃત્તિને ઉત્પન્ન
કરેછે. આથી પૂર્વદેહનું કર્મ નષ્ટ થતુ નથી
પણ રહેછે એમ માનવું યુક્તિસિદ્ધ છે.[૬૩] આ
વર્ત્તમાનકાળના દેહથી કોઇ વખતે અને કોઈ
જગામાં પણ જેવા પ્રકારની અને જેવા સ્વરૂપની
વસ્તુ અનુભવમાં આવી ન હોય, જોયેલી ન
હોય અને સાંભળેલી પણ ન હોય, તેવા પ્રકારની
અને તેવા સ્વરૂપની વસ્તુ કોઇ વખતે સ્વપ્ન
અને મનોરથમાં આપણા મનમાં આવેછે, તે
ઉપરથી અવશ્ય માનવું જોઈએ કે પૂર્વદેહમાં
તે વસ્તુનો તેવો અનુભવ થયો હતો, કેમકે જે
વસ્તુનો અનુભવ થયો ન હોય તે વસ્તુ મનમાં
આવવીજ ન જોઇએ [૬૪]આ ઉપરથી તેનો અનુ-
ભવ કરવાને યોગ્ય પૂર્વદેહ હોવાનો, પૂર્વદેહનુ
અને આ દેહનુ મન એક હોવાનો અને પૂર્વ
દેહના કર્મના સંસ્કારો મનમાં લાગી રહેવાનો
નિશ્ચય થાયછે [૬૫]હે રાજા ! વર્ત્તમાનકાળના પ્રા-
ણીનો પૂર્વજન્મ ઊંચ યોનિમાં હતો કે નીચ
યોનિમાં હતો, અને હવે પછીનો ભવિષ્ય જન્મ
ઊંચ યોનિમાં થશે કે નીચ યોનિમાં થશે, એ
વાત પણ સારી નરસી મનની વૃત્તિ ઉપરથી
ધારી શકાયછે [૬૬]આ ઉપરથી પણ પૂર્વજન્મ
હતો અને પર જન્મ થશે એ માનવુ યુક્તિ-
સિદ્ધ થાયછે. આ વિષયમાં કેટલાએક તકરાર
લાવે છે કે જો પૂર્વજન્મમાં અનુભવ કરેલી વસ્તુ
જ આ જન્મમાં સ્વપ્નમાં આવતી હોય તો જે
વસ્તુ કોઈ વખતે પણ નજ દેખાવી જોઇએ, તે
વસ્તુ સ્વપ્નમાં કેમ દેખાય છે? સ્વપ્નમાં તો
કોઈ વખતે પર્વતની ટોચઉપર સમુદ્ર દેખાયછે,
દિવસમાં નક્ષત્રો દેખાય છે અને પોતાનુ માથુ
કપાઈ પડયુ હોય તે પોતાની આંખથીજ દેખા-
યછે, તેનુ શી રીતે ? આ શંકાનું સમાધાનઆ
પ્રમાણે થાયછે કે સમુદ્રને પૃથ્વીઉપર, નક્ષત્રોને
રાત્રિમાં અને પોતાના કપાઈ પડેલા માથાજેવા
પ્રતિબિંબને જળ કે તેલ વગેરેમાં જોયેલ એ તો
ખરી વાત છે, માટે તેમાં પર્વતની ટોચરૂપ જ-
ગાનો, દિવસરૂપ કાળનો અને યુદ્ધ વગેરે ક્રિયાનો
ફક્ત ફરક પડયો તે નિદ્રા વગેરેના દોષને લીધે
પડયો એમ માનવુ ઘણુ સરળ છે. પૂર્વજન્મ-
ને નહી સ્વીકારતાં, આ જન્મમાં જે અનુભવેલું
હોય તેજ સ્વપ્નમાં આવેછે, એમ માનનારે પણ
દેશ, કાળ અને ક્રિયાના ફરકનુ કારણ નિદ્રા વ-
ગેરે દોષજ છે એમ માનવું પડશે, માટે આ
બાબતમાં સામા પક્ષની ચઢાઈ કાંઇ કામ આવે
એમ નથી.[૬૭]જે માણસ અત્યંત દરિદ્ર હોય તે
પણ સ્વપ્નમાં કોઈ વખતે પોતાના શરીરને ચક્ર-
વર્ત્તિ દેખેછે એ વાતમાં પણ કાંઈ અસંભવ નથી,
કેમકે સઘળા વિષયો અનુક્રમ પ્રમાણે મનમાં
આવેછે અને ભોગવાયા પછી પાછા જતા રહેછે.
જો કોઈ પણ માણસ મનરહિત હોય તો એમ
ન થાય, પણ સર્વે માણસો મનવાળાં છે, અને
મનવાળાં છે ત્યારે મનમાં અનુક્રમ પ્રમાણે સર્વ
પદાર્થોનો પ્રવેશ થવો સંભવિત છે, માટે બિલ-
કુલ નહી અનુભવાએલો કોઈ પણ પદાર્થ કોઇ
ને નથી.[૬૮]સઘળા લોકોને સઘળા પદાર્થો અનુ-
ક્રમથી અનુભવમાં આવેછે, એટલુ જ કહેવાથી
બસ નથી, કારણ કે કોઇ વખતે સઘળા પદાર્થો
એકદમ પણ અનુભવમાં આવેછે. સત્વગુણમાંજ
નિષ્ઠા પામેલુ મન ભગવાનના વિરાટ્ સ્વરૂપનું
ધ્યાન કરવા લાગેછે તે વખતે આખું જગત્
જાણે મનમાં ચોટી રહ્યુ હોય એમ જણાયછે
રાહુ દેખાય એવો નથી, તોપણ ચંદ્રમાના સં-
બંધમાં આવે ત્યારે દેખવામાં આવેછે, એવી રી-
તે જો કે સઘળુ જગત્ દેખાવુ આપણને અસં-
ભવિત લાગેછે, તોપણ શુદ્ધ થયેલા મનમાં સ-
ઘળુ જગત્ સામટુ દેખાવુ એ યોગીઓને
પ્રત્યક્ષ છે [૬૯]આ પ્રમાણે સ્થુળદેહનો નાશ થતાં
પણ લિંગદેહનો નાશ થતો નથી, તેથી કર્ત્તા
એક અને ભોક્તા બીજો, એ દોષ અહીં લાગુ
પડતો નથી. આ ઠેકાણે તારા મનમાં એવી શંકા

આવશે કે 'લિંગદેહને કર્ત્તાપણું અને ભોક્તાપણું સ્થુળદેહ દ્વારા છે, પણ સ્થુળ દેહ વગરના એકલા લિંગદેહને કર્ત્તાપણું કે ભોક્તાપણું નથી, માટે કોઇ વખત સ્થુળદેહ ન હોય ત્યારે લિંગદેહમાં કર્ત્તાપણું કે ભોક્તાપણું નહીં રહેવાથી મુક્તિ મળી જવી જોઈએ.' પણ સિદ્ધાંત એમ છે કે બુદ્ધિ, મન, ઇંદ્રિયો અને વિષયોના સમૂહરૂપ આ અનાદિ લિંગશરીર જ્યાંસુધી છે ત્યાંસુધી જીવને સ્થુળદેહનો સબંધ મટતો નથી.[૭૦] સુષુપ્તિ, મૂર્ચ્છા, મહાદુખ*, મૃત્યુ અને તાવમાં ઇંદ્રિયોનો વિઘાત થવાથી સ્થુળદેહ હું છુ એવો અહંકાર બરાબર પ્રકાશતો નથી, પણ સૂક્ષ્મ રૂપથી રહેછે એટલે તે વખતે સ્થુળદેહનો લિંગદેહથી વિચ્છેદ થાયછે એમ સમજવુ નહી [૭૧] ગર્ભમાં અને બાળકપણામાં પણ ઇંદ્રિયો અપૂર્ણ હોવાથી, જુવાનીમાં જેવુ સ્થુળ દેહાભિમાન અગીઆર ઇંદ્રિયોથી સ્પષ્ટ દેખાયછે તેવું દેખાતુ નથી, એટલે અમાવાસ્યામાં જેમ ચંદ્રમાનુ બિંબ હયાત છતાં પણ સ્પષ્ટ દેખાતુ નથી તેમ ગર્ભાદિક અવસ્થામાં સ્થુળદેહનુ અભિમાન હયાત છતાં પણ સ્પષ્ટ દેખાતું નથી [૭૨] એટલામાટે જ્યાંસુધી લિંગદેહ છે ત્યાંસુધી સ્થુળદેહનો સબંધ નહીં મટવાથી સંસાર પણ મટતો નથી, એ સિદ્ધાંત છે [૭૩] પાંચ તન્માત્રા,+ ત્રણ ગુણ× અને સોળ† વિકાર રૂપે વિસ્તાર પામેલા લિંગશરીરમાં જે ચૈતન્ય પરમાત્માનો આભાસ છે તે જીવ કહેવાયછે [૭૪] એ જીવ એ લિંગશરીરથીજ કેટલાંક શરીરને લેછે અને કેટલાંક શરીરને મૂકી દેછે, એટલે લિંગશરીર જે સ્થુળદેહને મૂકી દેછે તે સ્થુળશરીરનુ મરણ થયુ કહેવાયછે, અને જે બીજા સ્થુળશરીરને લેછે તે સ્થુળશરીરનો જન્મ થયો કહેવાય છે હર્ષ, શોક, ભય, સુખ અને દુખ પણ લિંગશરીરને લીધેજ જીવને પ્રાપ્ત થાયછે [૭૫] એક સ્થુળદેહમાંથી નીકળેલુ લિંગશરીર બીજા સ્થુળદેહમાં પેઠુ ન હોય તે પેહેલાં મુક્તિ મળી જવી જોઈએ એવી શંકા પણ રાખવી નહીં; કેમકે જેમ ખડમાંકડી બીજા ખડને પકડતાંસુધી પેહેલા ખડને મૂકતી નથી, તેમ મરતી વખતે પણ જીવને જ્યાં સુધી પૂર્વદેહનુ પ્રારબ્ધ પૂરૂં થઈને બીજો સ્થુળદેહ ન મળ્યો હોય ત્યાંસુધી પેહેલા સ્થુળદેહનું અભિમાન મટતું નથી. તો હે રાજા! ઇંદ્રિયોથી ભોગવેલા વિષયોનું ધ્યાન કરતાં માણસ વારંવાર જે કર્મ કર્યા કરેછે તે કર્મોના સંબધને લીધે મનજ પ્રાણીઓને સંસારનુ કારણ છે, અને આત્મા અસંગ છે તોપણ અવિદ્યાને લીધે દેહાદિક જડ પદાર્થનાં કર્મમાં આત્માને બંધન થાયછે [૭૬-૭૮] એટલામાટે સઘળાં બંધન મટાડવા સારૂ આખા જગતને ભગવાનરૂપ સમજી સર્વ પ્રકારે ભગવાનની ભક્તિ કર, કે જે ભગવાનમાં જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કલ્પિત છે [૭૯]

મૈત્રેય કહેછે—વૈષ્ણવોમાં મુખ્ય નારદ મુનિ એ પ્રમાણે પ્રાચીનબર્હિરાજાને જીવ તથા ઇશ્વરનાં સ્વરૂપનો ઉપદેશ કરી એ રાજાની રજા લઇને ત્યાંથી સિદ્ધલોકમાં ગયા.[૮૦] અને પ્રાચીનબર્હિ રાજા 'મારા પુત્રો આવે ત્યારે તેઓને રાજ્ય આપજો અને પ્રજાનુ રક્ષણ કરવાની ભલામણ કરજો' એમ મંત્રીઓને આજ્ઞા કરી તપ કરવા સારૂ કપિલમુનિના આશ્રમમાં એટલે જ્યાં ગંગા અને સાગરનો સંગમ છે ત્યાં ગયો.[૮૧] ત્યાં જઇ એકાગ્ર મનથી ભગવાનના ચરણારવિંદની ભક્તિ કરતો એ વૈરાગ્યવાન્ પ્રાચીનબર્હિરાજા ભક્તિના પ્રભાવથી મુક્તિ પામી ગયો. [૮૨] હે વિદુર! નારદજીએ કહેલી આ બ્રહ્મજ્ઞાન સંબધી ગુઢ કથાને જે સંભળાવે અથવા સાંભળે તે માણસ લિંગશરીરથી મુક્ત થાયછે.[૮૩] ભગવાનની કીર્તિથી જગતને પવિત્ર કરનાર, અંતઃકરણને શુદ્ધ કરનાર અને સર્વોત્તમ પદવી આપનાર આ નારદજીના મુખમાંથી નીકળેલુ આખ્યાન જે માણસ સાંભળે તે સર્વ બંધનમાંથી છૂટી જઈ આ સંસારમાં ભટકે નહી.[૮૪] આ

---

* પુત્ર મરણ વગેરે + શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ × સત્વ, રજ, તમ † અગીઆર ઇંદ્રિયો તથા પાંચ મહાભૂત.

ગુહ્ય અને અદ્ભુત બ્રહ્મજ્ઞાનનો વિષય મારી પાસેથી તમે જાણ્યો. આથી દેહાભિમાન કપાઇ જાયછે અને પરલોકમાં કર્મનાં ફળ ભોગવવાનો સંશય પણ ટળેછે.[८५]

अध्यात्मपारोक्ष्यमिदं मयाधिगतमद्भुतम् ।
एवंस्त्रियाश्रमः पुंसश्छिन्नोऽमुत्रचसंशयः ॥८५॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થસ્કંધનો ઓગણત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૩૦ મો.

### પ્રચેતાઓએ વૃક્ષની કન્યાને પરણીને રાજ્ય કર્યું.*

॥ विदुरउवाच ॥

येत्वयाऽभिहिताब्रह्मन् सुताःप्राचीनबर्हिषः ।
तेरुद्रगीतेनहरिं सिद्धिमापुःप्रतोष्यकाम् ॥ १ ॥

વિદુર+ પૂછેછે–હે મૈત્રેય ! જે પ્રાચીનબર્હિ રાજાના પુત્ર પ્રચેતાઓવિષે તમે કહી ગયેલા છો તેઓ રૂદ્રગીતથી ભગવાનને પ્રસન્ન કયી સિદ્ધિ પામ્યા ?[१] હે બૃહસ્પતિના શિષ્ય† ! ભગવાનની ઉપર પ્રેમ રાખનાર સદાશિવને યદૃચ્છાથી મળી તેમનો અનુગ્રહ પામેલા પ્રચેતાઓ અવશ્ય મુક્તિ તો પામ્યાજ હશે, પરંતુ મુક્તિ થયા પહેલાં આ લોકમાં અથવા પરલોકમાં તેઓને શું પ્રાપ્ત થયું હતું ?[२]

મૈત્રેય કહેછે–પિતાની આજ્ઞા પાળનારા પ્રચેતાઓએ સમુદ્રની અંદર રૂદ્રગીતના જપરૂપ યજ્ઞથી અને તપથી ભગવાનને પ્રસન્ન કર્યા[३] તપ કરતાં કરતાં દશ હજાર વર્ષ થઈ જતાં તેઓને ભગવાને દર્શન આપ્યું, અને પોતાની શાંત કાંતિથી તેઓનો તપરૂપ ક્લેશ મટાડયો[४] મેરૂપર્વતના શિખરની ઉપર મેઘની પેઠે એ ભગવાન્ ગરૂડઉપર બિરાજેલા હતા, પીળાં વસ્ત્ર ધર્યાં હતાં, કંઠમાં કૌસ્તુભમણિ ધર્યો હતો, તેમની કાંતિથી દિશાઓનું અંધારૂ મટતું હતું; સુવર્ણનાં શોભતાં અને તેજસ્વી આભૂષણોથી કપોળ અને મુખ શોભતાં હતાં, કિરીટ દીપી રહ્યો હતો, ભુજાઓમાં આઠ હથિયાર ધર્યાં હતાં; પાર્ષદો, મુનિઓ અને દેવતાઓ સેવા કરતા હતા, ગરૂડજી કિન્નરની પેઠે પોતાની પાંખોના શબ્દથી તેમની કીર્ત્તિ ગાતા હતા, ને વનમાળા કે જેની શોભા, પુષ્ટ અને લાંબી આઠ ભુજાઓના મધ્યમાં (વક્ષસ્થળમાં) રહેલી લક્ષ્મીની સાથે બરાબરી કરતી હતી તેથી વીંટાએલા હતા. દયા ભરેલી દૃષ્ટિથી જોતા એ આદિપુરૂષે શરણે આવેલા પ્રચેતાઓને મેઘના નાદ સરખી ગંભીર વાણીથી આ પ્રમાણે કહ્યું.[५-७]

ભગવાન્ કહેછે–હે રાજકુમારો ! તમારૂં કલ્યાણ થાઓ. મારી પાસેથી વરદાન માગો. તમે કે જેઓ સ્નેહને લીધે એકજ ધર્મ પાળનારા છો, તેઓનો એક બીજા ઉપરનો સ્નેહ જોઇ હું પ્રસન્ન થયોછું[८] જે પુરૂષ પ્રતિદિન સાંજે તથા સવારે તમારૂં સ્મરણ કરશે, તેનું ભાઈઓમાં આત્મસામ્ય તથા પ્રાણીઓમાં સૌહૃદ થશે.[९] સાંજે અને સવારે સાવધાન થઇ જે લોકો રૂદ્રગીતથી મારી સ્તુતિ કરશે, તેઓને પણ મનવાંછિત વર અને સારી બુદ્ધિ હું આપીશ, ત્યારે તમને આપું તેમાં તો શું જ કહેવું ?[१०] તમોએ પિતાની આજ્ઞા ખુશીથી માથે ચઢાવી લીધી તેથી તમારી પવિત્ર કીર્તિ આખા ત્રૈલોક્યમાં ફેલાઇ જશે.[११] વિખ્યાત અને ગુણમાં બ્રહ્માના કરતાં ઓછો નહી, એવો એક (દક્ષનામનો) પુત્ર તમને થશે, કે જે પુત્ર પોતાનાં સંતાનોથી આખા ત્રૈલોક્યને ભરી દેશે[१२] હે રાજપુત્રો ! કંડુ ઋષિના સંગથી પ્રમ્લોચા નામની અપ્સરાને એક કમળ સરખાં નેત્રવાળી દીકરી*

* આ ત્રીશમા અધ્યાયમા તપથી પ્રસન્ન થયેલા ભગવાનપાસેથી વરદાન મેળવી આવેલા પ્રચેતાઓ, વૃક્ષની કન્યાને પરણીને રાજ્ય કરવા લાગ્યા, એ કથા કહેવાશે

+ પચીશમા અધ્યાયમા પ્રચેતાઓએ તપ કરવાની વાત અધુરી મૂકી મૈત્રેયે વચમા પ્રસંગોપાત પ્રાચીનબર્હિની કથા કહી, તે પૂરી થઇ રહેતા વિદુરજી પાછી પ્રચેતાઓની વાત પૂછેછે.

† મૈત્રેય મુનિ બૃહસ્પતિ પાસેથી કોઈ વિદ્યા શીખ્યા હતા તેથી બૃહસ્પતિના શિષ્ય કહેવાયછે.

* તપનો ભંગ કરવા સારૂ ઇંદ્રે મોકલેલી પ્રમ્લોચા અપ્સરાસાથે કંડુઋષિ ઘણા કાળ સુધી રમ્યા હતા, તેમાથી અપ્સરાને ગર્ભ રહેતા તે ગર્ભને ઝાડ નીચે મૂકી દઇ તે અપ્સરા જતી રહી હતી.

આવી હતી કે જેને પ્રમ્લોચાએ તજી દેતાં વૃક્ષોએ પોતાની પાસે રાખીછે.[13] એ કન્યા ભૂખથી દુર્બળ થઈને રોતી હતી, તે સમયમાં વૃક્ષોના અધિપતિ ચંદ્રમાએ દયા લાવીને તેના મોઢામાં પોતાની તર્જની આંગળી કે જેમાંથી અમૃત ઝરતુ હતુ તે આપી હતી.[14] મને અનુસરનારા તમારા પિતાએ પ્રજાની સૃષ્ટિ કરવા સારૂ તમને આજ્ઞા કરીછે, તો તે આજ્ઞાને સફળ કરવાસારૂ એ દિવ્ય+ કન્યાને જલદી પરણો, વિલંબ નહીં કરો [15] તમે કે જેઓ સઘળા એકજ ધર્મ અને એકજ સ્વભાવવાળા છો, તેઓ સઘળાની વચ્ચે એ એકજ સ્ત્રી થશે તેનુ ચિત્ત તમારામાંજ રહેશે અને ધર્મ તથા સ્વભાવ પણ તમારા જેવોજ થશે [16] મારા અનુગ્રહથી દેવતાઓનાં હજારો વર્ષ સુધી તમારૂ સામર્થ્ય અચળ રહેશે અને પૃથ્વીના તથા સ્વર્ગના પણ દિવ્ય વૈભવોને ભોગવશો [17] છેલ્લી વારે આ નરકરૂપ સંસારનાં સુખોમાં વૈરાગ્ય ઉત્પન્ન થતાં મારી અખંડ ભક્તિ કરવાથી સઘળી કામ ક્રોધાદિક વાસનાઓને બાળી નાંખી મારૂ ધામ પામશો [18] જે લોકો ઘરમાં રહેતાં છતાં પણ ઈશ્વરાર્પણ કર્મ કરે અને મારી વાતોથીજ કેટલોક સમય કાઢે તેઓને ઘરનું બંધન નડે નહી [19] હુ કે જે સર્વજ્ઞ ઇશ્વર છુ તે બ્રહ્મવેત્તાઓ કથા કરતા હોય ત્યાં શ્રોતાઓનાં હૃદયમાં દરેક પળે નવાનવાની પેઠે પ્રકટ થાઊંછુ, અને એ પ્રમાણે મારી પ્રાપ્તી થવાથી લોકોને મોહ, શોક અને હર્ષ રહેતા નથી, તો તમે પણ મારી કથાનું શ્રવણ કરશો, તેથી તમને ઘરમાં રહેતાં છતાં પણ બંધન થશે નહીં [20]

મૈત્રેય કહેછે–એ પ્રમાણે પુરૂષાર્થ આપનાર અને પરમ ઉપકારી ભગવાન્‌નાં વચન સાંભળી પ્રચેતાઓ કે જેઓના રજોગુણ અને તમોગુણના મેલ ભગવાનનાં દર્શનથી મટી ગયા હતા, તેઓ હાથ જોડી ગદ્‌ગદ વાણીથી તેમની સ્તુતિ કરવા લાગ્યા.[21]

પ્રચેતાઓ સ્તુતિ કરેછે–આપ કે જે ક્લેશને મટાડનાર, મન વચનના વેગથી પણ આગળ વધતા વેગવાળા,* સઘળી ઇંદ્રિયોની વૃત્તિઓથી નહીં જણાતા અને જેનાં નામ તથા ગુણ વેદમાં ગવાયછે એવા છો તેમને નમસ્કાર કરીએ છીએ.[22] તમે સ્વરૂપસ્થિતિથી શુદ્ધ, શાંત અને મનને લીધેજ જેમાં ખોટું જગત્ સ્ફુરેછે એવા છો, તેમને નમસ્કાર કરીએ છીએ. જગતની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલય કરવાસારૂ માયાના ગુણોથી બ્રહ્માદિક સ્વરૂપનુ ગ્રહણ કરનાર, શુદ્ધ સત્વરૂપ, પોતાના જ્ઞાનથી સંસારને હરનાર, સર્વવ્યાપક અને સર્વ ભક્તજનોના સ્વામી કૃષ્ણ ભગવાન્ તમે છો, તેમને નમીએ છીએ [23-24] નાભિમાં બ્રહ્માંડરૂપ કમળવાળા, કમળની માળા પેહેરનાર, કમળસરખાં ચરણવાળા, કમળસરખાં નેત્રવાળા, કમળના તંતુ સરખાં પીળાં નિર્મળ વસ્ત્રને ધરનાર, સર્વ જગતના નિવાસરૂપ અને સાક્ષી આપ છો, તેમને નમીએ છીએ [25-26] અમે કે જેઓ ક્લેશ પામેલા છીએ તેઓને સર્વ ક્લેશોને ટાળનારૂ આ સ્વરૂપ આપે દેખાડયુ એથી ઉપરાંત બીજી શી દયા છે? અમે તો એજ મોટી દયા કરી એમ સમજીએ છીએ.[27] હે અમંગળનો નાશ કરનાર! દીન લોકોને પોતાના ગણી યોગ્ય સમયમાં તેઓનુ પોતાની બુદ્ધિથી સ્મરણ કરવુ એટલુંજ મહાત્મા પુરૂષો કે જેઓ દીનઉપર પ્રીતિ રાખનારા છે તેઓનુ કામ છે; કેમકે મહાત્મા પુરૂષો સ્મરણ કરે તેથી દીન લોકોને શાંતિ મળેછે આપ ક્ષુદ્ર પ્રાણીઓના હૃદયમાં પણ અંતર્યામીરૂપે રહ્યાછો, તે છતાં અમે કે જેઓ આપના ઉપાસક છીએ તેઓના મનોરથને કેમ ન જાણો?[28-29] હે જગતના પતિ! મોક્ષનો માર્ગ દેખાડનાર અને પરમ પુરૂષાર્થરૂપ આપ પ્રસન્ન થયા એજ અમારે વરદાન જોઇતુ હતુ [30] તોપણ આપ કે જે કારણના પણ કારણ છો તેમની પાસેથી એક વરદાન અમે મા-

+ અપ્સરાના ગર્ભમાથી ઉત્પન્ન થઇ છે અને અમૃતનો આહાર કર્યોછે તેથી તે કન્યા દિવ્ય છે, એટલે અત્યંત રૂપાળી અને તેના શરીરમા દુર્ગંધ કે પરસેવો વગેરે નથી એમ સમજવુ.

* મન કે વચન જેને નથી પોહોચી શક્તાં એવા.

બીજું. જો કે આપ દેવાને સમર્થ છો અને ભક્ત-લોકોને આપવાની આપની વિભૂતિઓનો અંત નથી કે જેથી આપ અનંત કહેવાઓછો, તોપણ જેમ અનાયાસથી કલ્પવૃક્ષ મળ્યાપછી ભ્રમર કોઈ બીજા વૃક્ષને (જોકે તે સુલભ છે તોપણ)સેવે નહીં, તેમ આપનાં ચરણારવિંદને પામી હવે અમે બીજુ શું માગીએ? અને જો માગીએ તો કેટલુંક માગીએ? કેમકે મનોરથનો છેડો નથી.[૩૧-૩૨] એટલામાટે આટલુજ માગીએછીએ કે તમારી માયાથી ઘેરાયેલા અમે પોતાનાં કર્મને લીધે જ્યાં સુધી આ સસારમાં ભટકતા રહીએ ત્યાંસુધી જન્મો જન્મમાં આપના ઉત્તમ ભક્તોનો અમને સમાગમ થજો.[૩૩]આપના ભક્તોના સમાગમનો એક ક્ષણ મળે, તોપણ અમે સ્વર્ગને કે મોક્ષને પણ તે બરાબર ગણતા નથી, ત્યારે મનુષ્યોનાં રાજ્ય વગેરે સુખને તો કેમજ ગણીએ?[૩૪]જેઓના સમાગમમાં તૃષ્ણાને મટાડનારી પવિત્ર કથાઓ ચાલે, પ્રાણીઓસાથે નિર્વૈરપણું થાય, કોઇ પ્રકારનો ઉદ્વેગ રહે નહી અને વૈરાગ્યવાળા પુરૂષો, સાક્ષાત્ નારાયણ ભગવાન્ કે જે સન્યાસીઓના શરણરૂપ છે તેમનોજ પ્રસગ વારવાર કથાઓ-માં લાવ્યા કરે, એવા આપના ભક્તો તીર્થોને પણ પવિત્ર કરવાસારૂ જગતમાં ફર્યા કરેછે, તે-ઓનો સમાગમ સસારથી બીનેલા પુરૂષને કેમજ ન ગમે? સત્સગના ફળનો અમને પણ અનુભવ થયોછે.[૩૫-૩૭]હે પ્રભુ! અમે સાક્ષાત્ આપના પ્રિયમિત્ર સદાશિવના ક્ષણમાત્રના સમાગમથીજ આપ કે જે આ જન્મમરણરૂપ અસાધ્ય રોગના મોટા વૈદ્ય છો તેરૂપ શરણને આજ પામ્યા છી-એ, હે નાથ! બીજું વરદાન એ માગીએછીએ કે અમોએ જે વેદનુ અધ્યયન કર્યુંછે, ગુરુ, બ્રા-હ્મણો તથા વૃદ્ધ લોકોને નિરતર સેવાથી પ્રસન્ન કર્યા છે, મહાત્મા પુરૂષો, મિત્રો તથા ભાઇઓને નમ્યા છીએ, કોઇ પણ પ્રાણીનો દ્રોહ કર્યો નથી, અને અન્ન ખાવુ મૂકી દઇને ઘણા કાળ સુધી પાણીમાં આ તપ કર્યુંછે, એ સઘળાં સત્કર્મથી આપની પ્રસન્નતારૂપજ ફળ થજો.[૩૮-૪૦]મનુ, બ્રહ્મા, સદાશિવ, તથા તપસહિત જ્ઞાનથી શુદ્ધ અંતઃકરણવાળા બીજા મહાત્માઓ પણ તમારા મહિમાનો પાર જાણ્યા વિના પોતાની બુદ્ધિ પો-હોચે તે પ્રમાણે તમારી સ્તુતિ કરેછે, તે પ્રમાણે અમે પણ અજ્ઞાન છતાં તમારી સ્તુતિ કરીએ છીએ.[૪૧]સર્વમાં સમાન, શુદ્ધ, પરમ પુરૂષ, વા-સુદેવ અને સત્વમય જે આપ ભગવાન્ છો તેમને પ્રણામ કરીએ છીએ.[૪૨]

મૈત્રેય કહેછે—એ પ્રમાણે પ્રચેતાઓએ સ્તુતિ કરતાં શરણાગત ઉપર પ્રીતિ રાખનારા ભગવાને પ્રસન્ન થઇને 'તથાસ્તુ' એમ કહ્યું. પછી દર્શન કરતાં નેત્રને તૃપ્તી નહીં હોવાથી પ્રચેતાઓ ત્યાંથી ભગવાનને પધારી જવાને ઇચ્છતા ન હતા, તો-પણ મહાપ્રતાપી ભગવાન્ પોતાના ધામમાં પ-ધારી ગયા.[૪૩]પછી પ્રચેતાઓ સમુદ્રના જળમાંથી બહાર નીકળીને જાયછે, ત્યાં ઝાડ કે જેઓ જાણે આકાશને રોકી દેવાસારૂજ ઊંચાં થયાં હોય એવાં જણાતાં હતાં, તેઓથી પૃથ્વીને ઢંકાઈ ગએલી* જોઇ તેઓને ભારે ક્રોધ ઉત્પન્ન થયો.[૪૪]એ ક્રોધને લીધે પ્રચેતાઓએ પૃથ્વીને ઝાડ વગરની કરવા માટે પ્રલયમાં કાળાગ્નિરૂદ્રની પેઠે પોતાના મોઢા-માંથી અગ્નિ ઉત્પન્ન કર્યો.[૪૫]તે અગ્નિથી સઘળાં વૃક્ષોને બળી જતાં જોઈ બ્રહ્મા ત્યાં આવ્યા અને તેમણે નીતિનાં વચનોથી પ્રચેતાઓને શાંત કર્યા.[૪૬]એ અગ્નિમાંથી જે વૃક્ષો બચ્યાં તેઓએ પ્રચે-તાઓની બીકથી અને બ્રહ્માના કહેવાથી પોતાની કન્યા પ્રચેતાઓને આપી.[૪૭]પ્રચેતાઓ બ્રહ્માની આજ્ઞાથી એ ઉત્તમ કન્યાને પરણ્યા. એ સ્ત્રીમાં પ્રચેતાઓને દક્ષ નામનો પુત્ર થયો એ દક્ષ પૂર્વ જન્મમાં બ્રહ્માનો પુત્ર હતો, પણ મહાદેવનું અ-પમાન કરવાના પાપથી તેનો બીજો અવતાર ક્ષત્રિય જાતિમાં થયો.[૪૮]જે દેહ બ્રહ્માનો પુત્ર હતો, તે દેહ કાળગતિથી મરણ પામતાં બીજા અવતા-રમાં પ્રચેતાઓને ઘેર ઉત્પન્ન થયેલા એ દક્ષે ઇ-શ્વરની પ્રેરણાથી ચાક્ષુષ નામના મન્વંતરમાં જે-વી જોઈએ તેવી પ્રજા ઉત્પન્ન કરી હતી.[૪૯]એ

* આ વખતમાં પ્રાચીનબર્હિરાજા વનમાં જવાથી કોઈ પણ પૃથ્વીઉપર રાજા રહ્યો ન હતો, તેથી ખેડવગેરે બધ પડી જવાને લીધે આખી ધરતી ઝાડથી ઢંકાઇ ગઈ હતી

દક્ષે જન્મતાંજ પોતાની કાંતિથી તેજસ્વી પુરૂષો-નાં તેજ હરી લીધાં હતાં, અને તેની કર્મ કરવા-માં ચાતુરી જોઇ સર્વે લોકો તેને દક્ષ કહેતા હતા (કેમકે દક્ષ એવુ ચતુરનુ નામ છે).[૫૦]બ્રહ્માએ એ દક્ષનો અભિષેક કરી તેને પ્રજાની સૃષ્ટિની ર-ક્ષા કરવામાં ઉપરી નીમ્યો હતો, તેથી બીજા પ્રજાપતિઓને પોતપોતાનાં કામ કરવાની તે આ-જ્ઞા કરતો હતો [૫૧]

**तं प्रजासर्गरक्षायामनादिरभिषिच्य च ।**
**युयोजयुयुजेऽन्यांश्च सर्वसर्वप्रजापतीन् ॥५१॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થ સ્કંધનો ત્રીશમો અધ્યાય સંપૂર્ણ

---

## અધ્યાય ૩૧ મો.*

### નારદના ઉપદેશથી પ્રચેતાઓનો મોક્ષ અને દક્ષને રાજ્ય પ્રાપ્તી.

**॥ मैत्रेयउवाच. ॥**

**ततउत्पन्नविज्ञाना आश्वधोक्षजभाषितम् ।**
**स्मरंतआत्मजेभार्यां विसृज्यप्राव्रजनगृहात् ॥१॥**

મૈત્રેય કહેછે-સંસારનાં સુખ ભોગવતાં હજારો વર્ષ થઈ ગયા પછી પ્રચેતાઓને જ્ઞાન ઉત્પન્ન થ-યુ, અને ભગવાને કહેલી વાતનું સ્મરણ આવ્યુ, તેથી પોતાની સ્ત્રીની પુત્રને ભલામણ કરી તેઓ જલદી ઘર મૂકીને વનમાં ગયા [૧]પશ્ચિમ દિશામાં સમુદ્ર કિનારે જાજલિ ઋષિ સિદ્ધિ પામ્યા હતા તે સ્થળમાં જઇ 'સર્વ પદાર્થોમાં આત્મા છે' એવા જ્ઞાનથી ભરેલો બ્રહ્મવિચાર કરવાનો તેઓએ સંકલ્પ કર્યો.[૨] પ્રાણ, મન, વચન તથા દૃષ્ટિને વશ કરી, દૃઢ આસન કરી અને શરીરને શાંત તથા સરળ રાખી પરબ્રહ્મમાં ચિત્ત લગાવી તેઓ બેઠા હતા, ત્યાં નારદમુનિ કે જેની સ્તુતિ દેવતા અને દૈત્યો પણ કરેછે તે પધાર્યા [૩]નારદજીને પધાર્યા જોઈ તેઓએ ઊભા થઇ પ્રણામ તથા સત્કાર કરી તેમની વિધિસહિત પૂજા કરી. પછી સારી રીતે બેઠેલા નારદ મુનિને તેઓએ નીચે પ્રમાણે કહ્યુ [૪]

પ્રચેતાઓ કહેછે-હે નારદમુનિ ! આજ તમે ભલે પધાર્યા. અમને આપનુ દર્શન થયુ એ ઘ-ણુ સારૂ થયુ. સૂર્યની પેઠે આપ પણ જગતનો ભય મટાડવાને માટે ફરોછો.[૫]પૂજ્ય સદાશિવ તથા વિષ્ણુ એઓએ અમને જે જ્ઞાન આપ્યુ હતું તે જ્ઞાન ઘરના પ્રસંગથી ઘણુ ખરૂં ભૂલાઈ ગયું છે, એટલામાટે અમારી પાસે એ સત્યવસ્તુ દેખાડ-નારા જ્ઞાનનો પ્રકાશ કરો, કે જેથી આ દુસ્તર ભવસાગરને અનાયાસથી અમે તરી જઇએ.[૬-૭]

મૈત્રેય કહેછે-એ પ્રમાણે પ્રચેતાઓએ પ્રાર્થના કરતાં મોટી કીર્તિવાળા ભગવાનમાંજ જેનુ ચિત્ત લાગી રહ્યુછે, એવા નારદમુનિએ તેઓને નીચે પ્રમાણે કહ્યુ [૮]

નારદજી કહેછે-જગતના આત્મા ભગવાન્ ઇ-શ્વરની સેવા જેથી થાય તેજ મનુષ્યોનાં જન્મ, કર્મ, આયુષ્ય, મન અને વચનને સફળ સમજવાં, બાકી બધાં વ્યર્થ છે.[૯]પોતાનુ સ્વરૂપ આપનાર ભગવાનની સેવા અને તેમનુ જ્ઞાન ન બને તો શૌક્લ,* સાવિત્ર+ અને યાજ્ઞિક† એ ત્રણ પ્રકા-રના જન્મથી પણ શુ ? વેદમાં કહેલાં કર્મો કર-વાથી પણ શુ ? દેવતાઓના જેવાં લાંબાં આયુ-ષ્યથી પણ શુ ? શાસ્ત્રશ્રવણ, તપ, વાણીના વિ-લાસ, ઘણીવાતોમાં ધ્યાન રાખવાની શક્તિ, ચતુ-રાઇ ભરેલી બુદ્ધિ, બળ, ઇંદ્રિયોનું સામર્થ્ય, પ્રાણાયામાદિક યોગ, સાંખ્યજ્ઞાન,‡ સંન્યાસ, વેદા-ધ્યયન અને બીજાં વ્રત વૈરાગ્ય વગેરે સાધનોથી પણ શુ ? કાંઇ પણ ફળ નહી [૧૦-૧૨]સઘળાં ફ-ળોમાં ખરૂ અને છેલ્લું ફળ આત્માજ છે, કેમકે બીજા સઘળા પદાર્થો આત્માને સારૂજ§ હોવાથી

---

* આ એકત્રીશમા અધ્યાયમા રાજ્યનું કામ દક્ષને સોપી વનમા ગયેલા પ્રચેતાઓને નારદજીએ કહેલા માર્ગ-ની મુક્તિ થયાની કથા કહેવાશે

* શુદ્ધ માતાપિતાથી જે જન્મ થાય તે શૌક્લ જન્મ કહેવાયછે + જનોઇ દેવાથી જે બીજો જન્મ થયો મનાયછે તે સાવિત્ર જન્મ કહેવાયછે † યજ્ઞની દીક્ષા લેવાથી જે ત્રીજો જન્મ થયો ગણાયછે તે યાજ્ઞિક જન્મ સમજવો ‡ જડ પદાર્થોથી આત્મા જૂદો છે એમ સમજવુ એ સા-ખ્યજ્ઞાન કહેવાયછે જો કે આ જ્ઞાન ઉત્તમ છે, તોપણ જે આત્મા છે તેજ બ્રહ્મ છે એમ જાણ્યા વિના તે રદ છે § વેદમા લખ્યુ છે કે 'नवाअरे जायायाः कामाय जाया प्रिया भवति आत्मनस्तु कामाय जाया प्रिया भवति' (સ્ત્રીને રાજી રાખવા સારૂ સ્ત્રી ઉપર પ્રેમ થતો નથી પણ આત્માને રાજી કરવા સારૂ

પ્રિય લાગેછે. સર્વ પ્રાણીઓમાં જે આત્મા છે તેજ ભગવાન્ છે કે જે ભગવાન્ અવિદ્યા મટાડીને સ્વરૂપનો પ્રકાશ કરેછે અને પરમાનંદરૂપ હોવાને લીધે પ્રિય છે. એટલામાટે ભગવાનની સેવા અને તેમનું જ્ઞાન થાય તો સઘળુ સફળ છે[13]જેમ ઝાડનાં મૂળને પાણી પાવાથી તેના સ્કંધ, શાખા ઉપશાખા અને ફૂલ તથા પાંદડાં વગેરે પણ તૃપ્ત થાયછે, અને પ્રાણને ભોજન આપવાથી સઘળી ઇંદ્રિયોને તૃપ્તિ મળેછે, તેમ ભગવાનનુ પૂજન કરવાથી સર્વ દેવતાઓનું પૂજન થાયછે, એટલે ભગવાનનુ પૂજન કરનારને બીજા જૂદા જૂદા દેવતાઓનું પૂજન કરવાની જરૂર નથી જેમકે ઝાડનાં મૂળને પાણી રેડીએ એટલે બીજા ભાગોમાં પાણી રેડવાની જરૂર નથી, અને પ્રાણને ભોજન આપીએ, એટલે બીજી ઇંદ્રિયોમાં અન્ન પોહોચાડવાની જરૂર નથી, અને તેમ કરવાથી કશુ વળે પણ નહીં[14]સર્વનુ મૂળ ભગવાનજ છે, કેમકે જેમ જળ વર્ષાઋતુમાં સૂર્યમાંથી ઉત્પન્ન થાયછે અને ગ્રીષ્મઋતુમાં પાછુ સૂર્યમાંજ પેશી જાયછે, અને જેમ સ્થાવર-જંગમ પદાર્થો પૃથ્વીમાંથી ઉત્પન્ન થાય છે અને પાછા પૃથ્વીમાંજ લય પામેછે, તેવી રીતે આખો સંસાર ભગવાનમાંથી ઉત્પન્ન થાયછે અને પાછો ભગવાનમાંજ લય પામેછે.[15] આ જે જગત્ છે, તેજ પરમાત્માનુ સર્વઉપાધિરહિત સ્વરૂપ છે, કેમકે તેથી ઉત્પન્ન થયુ છે, માટે તેથી જૂદુ નથી સૂર્યની કાંતિ જેમ સૂર્યથી ભિન્ન નથી તેમ જગત્ પરમાત્માથી ભિન્ન નથી. આકાશમાં જેમ ગંધર્વનગર કોઈ વખતેજ દેખાય છે, તેમ પરમાત્મામાં જગત કોઇ વખતેજ એટલે સ્વરૂપનું અજ્ઞાન હોય ત્યાંસુધીજ દેખાય છે જેમ જાગ્રત અવસ્થામાં સઘળી ઇંદ્રિયો સ્પષ્ટ દેખાયછે, પણ સુષુપ્તિમાં તેઓનો કાંઇ પત્તો મળતો નથી, તેમ અજ્ઞાનમાં જગત્ દેખાયછે પણ જ્ઞાનકાળમાં તેનો કાંઇ પત્તો મળતો નથી. પાંચભૂત, ઇંદ્રિયો અને ઇંદ્રિયોના દેવતાઓ વગેરેનો આ ભેદભ્રમ ભગવાનના સ્વરૂપમાંજ ઉત્પન્ન થયોછે, માટે રજ્જુ (સીંદરી)ના સ્વરૂપમાં ઉત્પન્ન થએલી સર્પની ભ્રાંતિ જેમ રજ્જુ જણાયાથી મટી જાયછે, તેમ ભગવાનનું સ્વરૂપ જણાયાથી જગતરૂપ ભ્રાંતિ પણ મટી જાયછે.[11] હે પ્રચેતાઓ! આકાશમાં જેમ વાદળાં, અંધારૂં અને અજવાળું દેખવામાં આવેછે અને પાછાં લય પામેછે, એવી રીતે પરબ્રહ્મમાં આ રજોગુણ* તમોગુણ× અને સત્વગુણ† જોવામાં આવે છે અને પાછા લીન થઇ જાયછે, એવી રીતે આ જગતનો પ્રવાહ છે[17] એટલામાટે સર્વ પદાર્થોના અધિષ્ઠાનરૂપ ભગવાન કે જેના સ્વરૂપમાં કાળ, માયા અને ઇશ્વર કલ્પિત છે, તથા જેના સ્વરૂપનુ જ્ઞાન થાય ત્યારે સંસારનો પ્રવાહ ક્યાંય દેખાતો નથી તે પરમેશ્વરને પોતાથી અભિન્ન લેખીને અપરોક્ષ રીતે ભજો.[18] સર્વ પ્રાણીઓ ઉપર દયા રાખવાથી, જે કાંઈ મળે તેથી સંતોષ માનવાથી, અને સર્વ ઇંદ્રિયોની શાંતિથી ભગવાન તરત પ્રસન્ન થાયછે.[19] લોકની, પુત્રની અને ધનની તૃષ્ણા મટી જતાં નિર્મળ થયેલા અંતઃકરણમાં નિરંતર વધતી જતી ભક્તિથી બોલાવેલા અને પોતાનું ભક્તાધીનપણું જાણતા ભગવાન ભક્તોનાં હૃદયમાંથી હૃદયના આકાશની પેઠે ખસી જતા નથી[20] અકિંચન છતાં પણ પોતાનેજ (ભગવાનનેજ) ધનરૂપ માનનારા ભક્તોની ઉપર પ્રેમવાળા અને ભક્તિના રસને જાણનારા ભગવાન, દુર્બુદ્ધિવાન લોકોની, કે જેઓ શાસ્ત્રાભ્યાસ, ધન, કુળ અને કર્મના અભિમાનથી નિષ્કિંચન–મહાત્મા પુરૂષોનો તિરસ્કાર કરતા હોય તેઓની પૂજાને પણ સ્વીકારતા નથી.[21] પોતે પૂર્ણકામ છતાં પણ પોતાના દાસવર્ગને આધીન રહેનારા ભગવાન પોતાને અનુસરનારી લક્ષ્મીનો અને લક્ષ્મીને ઇચ્છનારા રાજાઓ તથા દેવતાઓનો પણ દાસવર્ગને સારૂ અનાદર કરે છે, તે ભગવાનને કૃતજ્ઞ (કરેલા ઉપકારને જાણનાર) પુરૂષ કેમજ છોડીદે ?[22]

---

સ્ત્રી ઉપર પ્રેમ થાયછે ) એ પ્રમાણેજ પુત્ર કે ધન વગેરેને રાજી રાખવા સારૂ તેઓના ઉપર પ્રેમ થતો નથી પણ આત્માને રાજી રાખવા સારૂ તેઓના ઉપર પ્રેમ થાયછે.

* રજોગુણથી જગતની સૃષ્ટિ થાયછે × તમોગુણથી જગતનો પ્રલય થાયછે. † સત્વગુણથી જગતની સ્થિતિરહેછે

મૈત્રેય કહેછે—એ પ્રમાણે બ્રહ્માના પુત્ર નારદ મુનિ પ્રચેતાઓને એ અને ધ્રુવનાં ચરિત્ર વગેરે બીજી પણ ભગવાનની કથાઓ સંભળાવી બ્રહ્મલોકમાં ગયા.[૨૩] પ્રચેતાઓ પણ તે નારદજીના મુખથી જગતનાં પાપને મટાડનારી ભગવાનની કીર્તિ સાંભળી ભગવાનનાજ ચરણનુ ધ્યાન કરતાં મોહ પામી ગયા.[૨૪] હે વિદુર! જેમાં ભગવાનનું વર્ણન આવેછે એવું પ્રચેતાઓ અને નારદજીના સંવાદરૂપ આખ્યાન જે તમે મને પૂછ્યુ હતું તે મે કહી સભળાવ્યું.[૨૫]

શુકદેવજી પરીક્ષિત રાજાને કહેછે—હે રાજાઓમાં ઉત્તમ! આ પ્રમાણે સ્વાયંભુવ મનુના પુત્ર ઉત્તાનપાદ રાજાનો વંશ તમને કહી સભળાવ્યો હવે પ્રિયવ્રત રાજાનો વંશ પણ સાંભળો,[૨૬] કે જે પ્રિયવ્રત રાજા નારદજી પાસેથી બ્રહ્મવિદ્યા પામી, પછી પૃથ્વીનુ રાજ્ય કરી અને અંતે એ પૃથ્વી દીકરાઓને વેહેંચી આપી ઇશ્વરનું પદ પામ્યાછે[૨૭] મૈત્રેય મુનિએ કહેલી આ ભગવાનના ચરિત્રની પવિત્ર કથા સાંભળી ભક્તિની વૃદ્ધિ થતાં આંસુનાં ટીપાંઓથી આકુળ થયેલા વિદુરજીએ મૈત્રેય મુનિનું ચરણ પોતાના મસ્તકમાં અને ભગવાનનું ચરણ પોતાના હૃદયમાં ધર્યું.[૨૮]

વિદુરજી કહેછે—હે મોટા યોગી મૈત્રેય મુનિ! આપે કરૂણા કરીને મને આ અજ્ઞાનનો છેડો દેખાડયો, કે જેથી વિરક્ત પુરૂષોથી પમાય એવા ભગવાનના સ્વરૂપનું જ્ઞાન થયુ.[૨૯]

શુકદેવજી કહેછે—અંત:કરણમાં જેને શાંતિ મળી એવા વિદુરજી એ પ્રમાણે મૈત્રેય મુનિને પ્રણામ કરી તથા તેમની આજ્ઞા લઇ પોતાના સંબધીઓને જોવા સારૂ હસ્તિનાપુરમાં ગયા.[૩૦] આ ભગવાનમાંજ મન રાખનારા રાજાઓનુ ચરિત્ર જે માણસ સાંભળે તેને આયુષ્ય, ધન, કલ્યાણ, સારી ગતિ અને ઐશ્વર્યની પ્રાપ્તિ થાયછે.[૩૧]

एतद्यः शृणुयाद्राजन् राज्ञां हर्यर्पितात्मनाम् ॥
आयुर्धनंयशःस्वस्तिगतिमैश्वर्यमाप्नुयात् ॥३१॥

ઈતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ચતુર્થ સ્કંધનો એકત્રીશમો અધ્યાય પૂરો થયો.

શ્રીમદ્ભાગવત ચતુર્થસ્કંધ સમાપ્ત.

श्रीमद्-

# भागवतभाषांतर.

## पंचमस्कंध.

શુદ્ધ ગુજરાતી ભાષાંતર.



पचमस्कध - जडभरत अने रहूगण

ॐ

श्रीमद्

# भागवत भाषांतर

# पंचम स्कंध.

## અધ્યાય ૧ લો.*

### પ્રિયવ્રતરાજાએ કરેલું રાજ્ય

॥ राजोवाच. ॥

प्रियव्रतो भागवत आत्मारामः कथंमुने ॥
गृहेऽरमत यन्मूलः कर्मबंधः पराभवः ॥१॥

પરીક્ષિત રાજા પૂછેછે—હે મુનિ! ભગવાનના ભક્ત હોવાથી આત્મામાંજ રમનાર પ્રિયવ્રત રાજા ઘરમાં કેમ રમ્યા, કે જે ઘરને લીધેજ કર્મનાં બંધન અને સ્વરૂપની ભૂલ થાય છે.[1] પ્રિયવ્રત રાજા જેવા વૈરાગ્યવાન્ પુરૂષોને ઘરમાં આસક્તિ થવી ઘટતી નથી, કેમકે ભગવાનનાં ચરણની છાયાથી શાંત ચિત્તવાળા મહાત્મા પુરૂષોની બુદ્ધિમાં કુટુંબની ઈચ્છા થવીજ ન જોઇએ[2-3] હે મહારાજ! સ્ત્રી, ઘર અને પુત્ર વગેરેમાં આસક્ત થયેલા પ્રિયવ્રત રાજાને વળી ભગવાનમાં અખંડિત પ્રેમ રહ્યો, અને મુક્તિ થઈ! એ વાતમાં મને મોટો સંશય ઉપજેછે.[4]

શુકદેવજી કહેછે—ખરી વાત છે, પણ એ પ્રિયવ્રતરાજાને ઘર વગેરેમાં આસક્તિ થઇજ નહતી, કેમકે ભગવાનના ચરણારવિંદના રસમાં મનને લગાવી રાખનારા મહાત્મા પુરૂષોને વચમાં કોઇ વિઘ્ન આવી પડે, તોપણ તેઓ પોતાના કલ્યાણરૂપ ભગવત્કથાના માર્ગને ઘણું કરી છોડી દેતા નથી[5] એ મોટા વૈષ્ણવ રાજકુમાર પ્રિયવ્રત, કે જેણે એકાગ્રચિત્તથી પોતાની સઘળી ઇંદ્રિયોની ક્રિયાઓને ભગવાનમાંજ અર્પણ કરી દીધી હતી, તેમને નારદજીના ચરણની સેવાથી જ્યારે તત્કાળ અપરોક્ષ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયુ, ત્યારે બીજું બધુ છોડી દઇ બ્રહ્મવિચાર કરવાનો તેમણે સંકલ્પ કર્યો હતો એ સમયમાં તેમના પિતા સ્વાયંભુવ મનુએ, રાજ્યકર્તાને જોઈએ તેટલા ઉત્તમ ગુણો સઘળા તેમનામાં છે એમ ધારી, રાજ્યકરવાને સારૂ તેમને આજ્ઞા કરતાં, જો કે પિતાની આજ્ઞાનો ભંગ ન કરવો જોઇએ તોપણ રાજ્યાધિકારમાં ખોટા પ્રપંચથી સ્વરૂપની ભૂલ થઈ જશે એમ ધારી, તેમણે રાજ્ય કરવાનો સ્વીકાર કર્યો નહીં[6] પછી આદિ દેવ બ્રહ્મા, કે જે જગતની સૃષ્ટિનો વધારો કરવાની ધારણાને લીધે સઘળા જગતના અભિપ્રાયોને જાણેછે, તે પોતે સઘળા વેદ અને મરીચિ વગેરે પોતાના ગણોની સાથે, સત્યલોકમાંથી તે તરફ આવ્યા[7] ચંદ્રમાની પેઠે શોભતા બ્રહ્મા આકાશમાં ચાલ્યા આવતા હતા, ત્યાં ચારેકોર વિમાનમાં બેસી ફરતા દેવતાઓ તેમની પૂજા કરતા હતા, અને માર્ગમાં ટોળે ટોળાં સિદ્ધ, ગંધર્વ, સાધ્ય, ચારણ અને મુનિઓ, સ્તુતિ કરતા હતા, ગંધમાદન પર્વતની ગુફા, કે જેમાં નારદજી, સ્વાયંભુવમનુ અને પ્રિયવ્રત બેઠા હતા, તેમાં અજવાળુ કરી દેતા બ્રહ્માને નારદજી દૂરથીજ, હંસના વાહન ઉપરથી પોતાના પિતા છે એમ ઓળખી તુરતજ સ્વાયંભુવ અને પ્રિયવ્રતની સાથે હાથ જોડી ઉભા થયા અને પૂજન કર્યાં પછી સ્તુતિ કરી.[8-9] હે પરીક્ષિત રાજા! નારદજીએ પૂજન

---

* આ પેહેલા અધ્યાયમા પ્રિયવ્રત રાજાએ જ્ઞાની થઇને રાજ્ય કર્યું અને પાછી જ્ઞાનમા નિષ્ઠા કરી, એ અદ્ભુત કથા કહેવાશે.

કર્યા પછી તથા અનેક ગુણ, અવતાર અને ઉત્કર્ષોની સ્તુતિ કર્યા પછી દયા સહિત હસીને જોતા બ્રહ્માએ પ્રિયવ્રતને આ પ્રમાણે કહ્યુ.[૧૦]

બ્રહ્મા કહેછે—હે બાપ! આ વાત સાંભળ. હું સાચુ કહુ છું. માપમાં ન આવે એવા દેવ પરમેશ્વર* કે જેમની આજ્ઞાને અમે, સદાશિવ, આ તારો બાપ અને નારદજી પણ પરતંત્રપણાથી માથે ચઢાવીએ છીએ, એ ઇશ્વરે જે ધાર્યુ છે, તેને તપથી, વિદ્યાથી, યોગના જોરથી, બુદ્ધિના બળથી, ધનથી, ધર્મથી, પોતાથી કે કોઈના આશ્રયથી તોડવાને કોઇ પણ પ્રાણી સમર્થ નથી.[૧૧-૧૨] હે પુત્ર! બીજા જન્મને સારૂ મરણને માટે કર્મ કરવાને કાજે તથા નિરંતર શોક, મોહ, ભય, સુખ અને દુખ ભોગવવાને વાસ્તે ઈશ્વર જેવો આપે છે તેવોજ દેહ જીવને ધારણ કરવો પડેછે, પણ તેમાં ફેરફાર કરી શકાતો નથી, માટે દેહની પ્રાપ્તિ થવામાં આપણે પરતંત્ર છીએ[૧૩] હે વત્સ! કર્મ કરવામાં પણ પરતંત્ર છીએ, કેમકે આપણે સઘળા તેમની વેદવાણીરૂપ દોરીમાં ગુણ અને કર્મ ઉપરથી ઠરેલી બ્રાહ્મણાદિક જાતિઓના મજબુત અભિમાનથી બંધાઇને "નાથેલા બળદો જેમ ખેડુની મરજી પ્રમાણે કામ કરે તેમ" ઇશ્વરની મરજી પ્રમાણે કામ કરીએ છીએ.[૧૪] હે અંગ! ભોગમાં પણ પરતંત્ર છીએ. કેમકે ઈશ્વરે ગુણ અને કર્મના અનુસારથી આપણને જે દેહ આપ્યા છે, તે કબુલ રાખીને તે ઉપરાંત પણ દેખતા માણસે દોરી જવાતા આંધળાની પેઠે સુખ અથવા દુખ જે ઈશ્વર આપેછે તે પણ આપણને કબુલ રાખવુ પડે છે.[૧૫] આ સઘળું અજ્ઞાનીને માટેજ છે, પણ બ્રહ્મવેત્તાને માટે નથી એમ સમજવુ નહી, કેમકે જીવન્મુક્ત પુરૂષને પણ પ્રારબ્ધ ભોગવવા સારૂ જ્યાં સુધી પ્રારબ્ધકર્મ હોય ત્યાં સુધી દેહ ધરી રાખવો પડેછે. જેમ જાગેલા માણસને સ્વપ્નમાં દીઠેલા પદાર્થનું સ્મરણ રહે પણ તેમાં અભિમાન થાય નહી, તેમ જીવન્મુક્તને પણ માત્ર આ દેહનું સ્મરણ રહે પણ તેમાં અભિમાન બંધાય નહી; અને એ જીવન્મુક્ત ભોગની વાસનાથી બીજો દેહ આપનારાં કર્મ પણ કરે નહી.

[૧૬]ઘરનો ત્યાગ કરી વનમાં જવાથીજ મોક્ષ થાયછે એમ સમજવુ નહી; કેમકે ગાફલ માણસ વનોમાં ભટક્યા કરતો હોય તોપણ તેને ઇંદ્રિયોરૂપી છ શત્રુઓ ભેળાજ હોવાથી વિષયોના સંગરૂપી ભય પ્રાપ્ત થાયછે, અને જે વિદ્વાન માણસ જિતેંદ્રિય તથા આત્મારામ બનીને ઘરમાં રહે, તેનુ ગૃહસ્થાશ્રમ પણ શુ ભુંડુ કરે છે? (કશુંય ભુંડુ કરતો નથી)[૧૭] જેને ઇંદ્રિયોરૂપી છ શત્રુઓને જીતવાની ઈચ્છા હોય તેણે પ્રથમ ઘરમાં રહીને તે વાતનુ યત્ન કરવુ જોઈએ, કેમકે કિલ્લાના આશ્રયથી જે રહ્યો હોય તે મોટા શત્રુઓને પણ જીતી શકેછે ઇંદ્રિયોને વિષયોમાં જતી એકદમ રોકીએ તો તેમાં ઘણી અડચણ પડે, પણ અનુક્રમથી રોકીએ તો સુગમ પડે એ અનુક્રમથી રોકવુ ઘરમાં રહીનેજ બની શકે, માટે ઘરમાં રહી ધીરે ધીરે ઇંદ્રિયોને વશ કરતાં તે પરિપૂર્ણ રીતે વશ થઇ જાય એટલે પછી શત્રુઓ ક્ષીણ થઇ જતાં રાજા જેમ ઇચ્છામાં આવે ત્યાં ફરે, તેમ વિદ્વાન માણસ પણ લોકોમાં અથવા વનમાં ગમે ત્યાં વિચરે[૧૮] આ ઘરરૂપી કિલ્લાનો આશ્રય કરવાનુ કહ્યુ તે પામર માણસોને માટેજ છે, પણ તારે માટે નથી, કેમકે તુ તો ભગવાનના ચરણારવિંદ રૂપી કિલ્લાના આશ્રયથી ઇંદ્રિયોરૂપી છ શત્રુઓને જીતી ચુક્યોછે, તોપણ હમણાં ઇશ્વરે આપેલા વૈભવ ભોગવી અને પછી સંગમાત્રનો ત્યાગ કરી સ્વરૂપમાં સ્થિતિ કરજે[૧૯]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે ત્રૈલોક્યના ગુરૂ બ્રહ્માએ આજ્ઞા કરતાં મહા વૈષ્ણવ પ્રિયવ્રતે, પોતે બ્રહ્માથી નાના હોવાને લીધે, ડોક નમાવી ઘણા માનથી તે આજ્ઞાનો સ્વીકાર કર્યો.[૨૦] સ્વાયંભુવ મનુએ રાજી થઇને બ્રહ્માની યથાયો-

* સમારંભમા પ્રવૃત્તિ કરવાની મારી વાત ઉલટી માનીને મારા ઉપર દ્વેષ લાવશે એવી શંકાથી 'હુ આ વાત કહેતો નથી પણ મારા મોઢાથી ભગવાનજ તને આજ્ઞા કરેછે' એવા ધારાથી બ્રહ્મા પ્રવૃત્તિ અને નિવૃત્તિના રહસ્યની વાત કરેછે.

ગ્ય પૂજા કરી. નારદજીને પોતાનો શિષ્ય જતાં પણ અવળું ન લાગ્યું અને પ્રિયવ્રતને યોગથી ભ્રષ્ટ થવામાં પણ અવળું ન લાગ્યું. પછી એવી વ્યવહારની ખટપટોથી કાયર થયેલા બ્રહ્મા, જેમાં પોતાની સ્થિતિ છે અને જેને વાણી તથા મન પોહોચી શકતાં નથી એવા વ્યવહારરહિત બ્રહ્મસ્વરૂપનુ ચિંતન કરતા અંતર્ધાન થઈ ગયા. [21]બ્રહ્માએ જેનો મનોરથ સિદ્ધ કરી આપ્યો એવા સ્વાયંભુવ મનુ પણ નારદજીની સમ્મતિથી પોતાના પુત્રપ્રિયવ્રતને સઘળા ભૂમંડળની રક્ષા કરવાનેસારૂ અભિષેક કરીને પછી પોતે અત્યંત દુઃખદાયી વિષયોરૂપી ઝેરના જળાશયને માર્ગે જવાથી બંધ પડયા (સંસારનાં સુખ ભોગવવાની સઘળી તૃષ્ણા મૂકી દીધી) [22]એ પ્રમાણે ઇશ્વરેચ્છાના જોરથી સઘળાં કર્મ કરવાનો અધિકાર પ્રિયવ્રતને પ્રાપ્ત થયો, અને ભગવાન આદિપુરૂષ કે જેનો પ્રભાવ સઘળા જગતના બંધનને મટાડનાર છે તેમના ચરણારવિંદના નિરંતર ધ્યાનના પ્રભાવથી જો કે રાગદ્વેષાદિક સઘળા મનના મેલ મટી ગયા હતા તોપણ મોટાઓનુ માન રાખવાનેસારૂ એ રાજા પૃથ્વીનુ રાજ્ય કરવા લાગ્યા. [23]પછી બર્હિષ્મતી નામની વિશ્વકર્મા પ્રજાપતિની દીકરીને પરણ્યા. તેમાં તેમને શીલ, ગુણ, કામરૂપ અને પરાક્રમથી પોતાના જેવાજ ઉત્તમ દશ દીકરા આવ્યા, અને છેલ્લે ઊર્જસ્વતી નામની એક સૌ ભાઇઓથી નાની કન્યા પણ આવી [24] આગ્નીધ્ર, ઇધ્મજિહ્વ, યજ્ઞબાહુ, મહાવીર, હિરણ્યરેતા, ઘૃતપૃષ્ઠ, સવન, મેધાતિથિ, વીતિહોત્ર અને કવિ એવા નામના એ દશ પુત્રો હતા, એ સઘળાઓનાં નામ અગ્નિનાં નામ ઉપરથીજ રાખ્યાં હતાં [25]એઓમાંથી કવિ, મહાવીર અને સવન એ ત્રણ તો બાળબ્રહ્મચારીજ રહ્યા હતા, અને એઓને બાળક અવસ્થાથીજ બ્રહ્મવિદ્યાનો અભ્યાસ થયો હતો, તેથી તેઓ છેલ્લી વારે પરમહંસ થઈ ગયા હતા. [26]પરમહંસપણામાં રહીને શાંતિમય થયેલા એ ત્રણે મોટા ઋષિઓને સર્વ લોકના નિવાસરૂપ અને સંસારથી બીનેલાઓના શરણરૂપ ભગવાનના ચરણારવિંદનું નિરંતર રમરણ રહેવાથી અખંડ ભક્તિ ઉત્પન્ન થઇ હતી, અને તે ભક્તિના પ્રભાવથી શુદ્ધ થયેલા અંતઃકરણમાં સર્વ પ્રાણીઓના આત્મારૂપ ભગવાન્ પ્રત્યક્ષ દેખાતા હતા. તેથી છેલ્લી વારે તેઓ દેહાદિક ઉપાધિનો ત્યાગ કરી, તે પરમાત્મા ભગવાન્ સાથે એકતા પામી ગયા. [27]પ્રિયવ્રત રાજાને બીજી સ્ત્રીમાં ઉત્તમ, તામસ અને રૈવત એવા નામના બીજા પણ ત્રણ પુત્રો થયા હતા, કે જેઓ મન્વંતરના અધિપતિઓમાં* ગણાયા છે. [28] એ પ્રમાણે પુત્રોની વ્યવસ્થા થતાં એ મોટા મનવાળા પ્રિયવ્રત રાજાએ અગીયાર અર્બુદ+ વર્ષો સુધી પૃથ્વીનુ રાજ્ય ભોગવ્યુ, જેથી સઘળા પુરૂષાર્થો કોઇ ઠેકાણે અટકતા નથી, એવા બળથી પરિપૂર્ણ બાહુદંડ (હાથ) વડે દબાવેલી ધનુષની દોરીના ટંકારથીજ તેણે સઘળા અધર્મીઓનો નાશ કર્યો હતો. પોતે આત્મવેત્તા હતા તો પણ બર્હિષ્મતી રાણીના રોજ રોજ વધતા જતા આનંદથી મળવાં, જાતિસ્વભાવથી થતાં નખરાં, લાજથી સંકોચાતાં મંદહાસ્ય પૂર્વક જોવાં અને સુંદર હાંસી ઠઠ્ઠાનાં વાક્યોથી જાણે વિવેક ભૂલી જઇને મોહમાં પડી ગયા હોય એમ જણાતા હતા. [29] મેરૂપર્વતને પ્રદક્ષિણા ફરતા સૂર્યદેવ પૃથ્વીમાં લોકાલોક પર્વત સુધી અજવાળુ કરેછે, પણ તેમાં વારા ફરતી અરધામાં અજવાળુ અને અરધામાં અંધારૂ રહેછે, એ વાત પોતાને નહી ગમતાં ભગવાનની ઉપાસનાને લીધે સર્વ લોકોથી વધતા પ્રભાવવાળા એ પ્રિયવ્રત રાજા રાતને પણ દિવસ બનાવી દેવાના વિચારથી સૂર્યના રથ સરખા વેગવાળા તેજોમય રથમાં બેસી સૂર્યની પછવાડે બીજા સૂર્યની પેઠે પૃથ્વીમાં સાતવાર ફર્યા હતા. [30]તેમના રથનાં પૈડાંની ધારથી જે ખાડા પડયા તે સાત સમુદ્ર થયાછે, કે જે સમુદ્રોને લીધે પૃથ્વીમાં સાત દ્વીપ થયાછે. [31]જંબુદ્વીપ, પ્લક્ષદ્વીપ, શાલ્મલિદ્વીપ, કુશદ્વીપ, ક્રૌંચદ્વીપ, શાકદ્વીપ અને પુષ્કરદ્વીપ એવા નામના સાત દ્વીપ છે. એ દ્વીપોમાં પેહેલા પેહેલા કરતાં પછી પછીનો દ્વીપ

* આની કથા અષ્ટમ સ્કંધમા કહેવાશે
+ દશ કરોડનુ એક અર્બુદ ગણાયછે,

બમણા વિસ્તારવાળો છે. એવી રીતે દ્વીપ પછી ફરતો સમુદ્ર અને સમુદ્ર પછી ફરતો દ્વીપ એમ રચના થઈછે [૩૨]ક્ષારોદ (ખારા પાણીનો), ઇક્ષુરસોદ (શેરડીના રસનો), સુરોદ (મદિરાનો), ઘૃતોદ (ઘીનો), ક્ષીરોદ (દૂધનો), દધિમંડોદ (દહીના રસનો), અને શુદ્ધોદ (મીઠા પાણીનો) એ સાત સમુદ્ર સાત દ્વીપની ખાઇઓ જેવાછે. એઓમાં દરેકનો વિસ્તાર પોતપોતાના ઘેરાવની અંદર આવેલા દ્વીપ જેવડો છે. એ સાત દ્વીપોમાં એક એક દ્વીપ પછી એક એક સમુદ્ર એવી રીતે દ્વીપોને ચારે કોર ફરતાં અને તેઓથી જૂદા ભાગની પૃથ્વીમાં રચાએલા છે. જંબુદ્વીપ વગેરે એ સાત દ્વીપમાં બર્હિષ્મતીના પતિ પ્રિયવ્રત રાજાએ પોતાને અનુસરનારા આગ્નીધ્ર, ઇધ્મજિહ્વ, યજ્ઞબાહુ, હિરણ્યરેતા, ઘૃતપૃષ્ઠ, મેધાતિથિ અને વીતિહોત્ર નામના સાત પુત્રોને રાજ્ય આપ્યાં, તેમાં પેહેલા પુત્રને પેહેલા દ્વીપનું અને બીજા પુત્રનેબીજા દ્વીપનું એવી રીતે અનુક્રમે આપ્યાં [૩૩]ઊર્જસ્વતી નામની પોતાની દીકરી શુક્રાચાર્યને પરણાવી હતી, કે જેથી શુક્રાચાર્યને દેવયાની નામની દીકરી આવી હતી [૩૪]ચાંડાળ પણ જેનું નામ એકવાર લે, તો સંસારનાં બંધનમાંથી તરત છૂટેછે, તે ભગવાનની ચરણરજના સેવનથી ઇંદ્રિયોને અને ભૂખ તરસ વગેરેને જીતી લેનારા ભગવદ્ભક્તો આવો પુરૂષાર્થ કરે તેમાં આશ્ચર્ય નહી સમજવું. [૩૫]એ પ્રમાણે અપાર બળ અને પરાક્રમવાળા પ્રિયવ્રત રાજા એક દિવસે નારદજીના ચરણની સેવા કરતાં વચમાં આવી પડેલા રાજ્યાદિક પ્રપંચના સંબંધથી પોતાને જાણે દુઃખ આવી પડ્યું હોય, એમ માની વૈરાગ્ય આવવાને લીધે મનમાં વિચાર કરવા લાગ્યા કે-[૩૬]"અહો !! મેં ભુંડું કર્યું, કે જેથી ઇંદ્રિયોએ મને અજ્ઞાનથી બનેલા વિષમ વિષયોરૂપી ઊંડી ખાડમાં નાંખી દીધોછે હવે વિષયો ભોગવવાથી બસ છે હું કે જે આ સ્ત્રીની પાસે મુડાના વાંદરા જેવો થઈ રહ્યો છું તેને ધિક્કાર છે, ધિક્કાર છે"[૩૭] એ પ્રમાણે અફસોસ કરી પ્રભુની કૃપાથી પ્રાપ્ત થયેલા વિવેકને લીધે આ પૃથ્વીનું રાજ્ય પોતાના પુત્રોને ભાગપ્રમાણે વહેંચી આપ્યા પછી ભગવલ્લીલાના ધ્યાનના પ્રભાવથી હૃદયમાં ઊત્પન્ન થયેલા વૈરાગ્યને લીધે બર્હિષ્મતી રાણી અને મોટી સમૃદ્ધિ કે જેઓનાં સુખ ભોગવી લીધાં હતાં, તેઓને મુવેલા શરીરની પેઠે તજી દઇ પ્રિયવ્રત રાજા પાછા નારદજીએ કહેલા માર્ગનેજ અનુસર્યા (સંસારનો ત્યાગ કરી વનમાં ગયા). [૩૮]એ પ્રિયવ્રત રાજાની કીર્તિના શ્લોક ઘણા કાળથી જગતમાં બોલાયછે, તેઓમાં એવું કહ્યું છેકે-વૈષ્ણવો ઉપર પ્રીતિ રાખતા પ્રિયવ્રત રાજાએ જેવું કામ કર્યું તેવું કામ ઇશ્વર વિના બીજા કોણથી બની શકે ? કે જે પ્રિયવ્રતે જગતમાંથી અંધારૂં મટાડતાં પૈડાંની ધારના ખાડાઓથી સાત સમુદ્ર બનાવી દીધા, દ્વીપોની રચનાથી પૃથ્વીની વ્યવસ્થા કરી, લોકોમાં તકરાર નહી ઊઠવાને સારૂ સઘળા દ્વીપોમાં વિભાગ પ્રમાણે નદીઓ, પર્વતો અને વન વગેરેથી સીમાડા કરી આપ્યા અને પોતાનાં સત્કર્મથી મળેલાં પાતાળ, સ્વર્ગ તથા મનુષ્યલોકોનાં સુખોને છેલ્લીવારે નરક સમાન ગણ્યાં. [૩૯-૪૧]

**भौमंदिव्यं मानुषं च महित्वं कर्मयोगजम् ॥**
**यश्चक्रे निरयौपम्यं पुरुषानुजनप्रियः ॥ ४१ ॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના પંચમસ્કંધનો પેહેલો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૨ જો.*

### સ્ત્રીલંપટ આગ્નીધ્ર રાજાનું ચરિત્ર.

॥ श्रीशुक उवाच ॥

**एवं पितरि संप्रवृत्ते तदनुशासने वर्त्तमान आग्नीध्रोजंबूद्वीपौकसः प्रजा औरसवद्धर्मावेक्षमाण पर्यगोपायत् ॥ १ ॥**

શુકદેવજી કહેછે-એ પ્રમાણે પ્રિયવ્રત રાજા વનમાં જતાં તેમની શીખામણ પ્રમાણે ચાલતો તેમનો મોટો પુત્ર આગ્નીધ્ર રાજા ધર્મ ઉપર લક્ષ રાખીને જંબુદ્વીપમાં રહેનારી પ્રજાને ઓરસ (પ-

* આ બીજા અધ્યાયમાં સ્ત્રીલંપટ પુરૂષોને સારૂ લાગે એવું આગ્નીધ્રનું ચરિત્ર કહેવાશે, કે જે આગ્નીધ્રે પૂર્વચિત્તિ અપ્સરામાં નાભિ વગેરે નવ પુત્રોને ઉત્પન્ન કર્યા હતા.

રણેલી પોતાની જાતની સ્ત્રીમાં પોતાથી ઉત્પન્ન થયેલા) પુત્રની પેઠે પાળવા લાગ્યો.[૧]એ આગ્નીધ્ર રાજા કોઇ દિવસે પોતાને પુત્રની ઇચ્છા થતાં દેવતાઓની સ્ત્રીઓને વિહાર કરવાના મંદરાચળની ગુફામાં જઈ, પૂજનની સર્વ સામગ્રી એકઠી કરી એકાગ્રચિત્તથી પ્રજાપતિઓના પતિ બ્રહ્માનું તપશ્ચર્યાપૂર્વક આરાધન કરવા લાગ્યો.[૨]એ વાત જાણી આદિપુરૂષ બ્રહ્માએ પોતાની સભામાં ગાયન કરતી પૂર્વચિત્તિ નામની અપ્સરાને સંભોગને સારૂ તેની પાસે મોકલી.[૩]એ અપ્સરા આગ્નીધ્ર રાજાના આશ્રમના બગીચામાં ચારે કોર ફરવા લાગી. એ બગીચો અત્યંત રમણીય હતો. અનેક પ્રકારનાં ઘાટાં વૃક્ષોની અનેક શાખાઓ સાથે લાગેલી સોનેરી વેલો ઉપર બેઠેલાં તે સ્થળનાં પક્ષીઓનાં જોડાંઓ જૂદા જૂદા સ્વર કાઢતાં હતાં, તેથી જાગી જઇને જળકુકડી, કારંડવ અને કલહંસ વગેરે જળનાં પક્ષીઓએ પણ કમળની ખાણ જેવાં નિર્મળ જળાશયોમાં ભારે ધૂન મચાવી મૂકી હતી.[૪] સારી રીતે ચાલવામાં પગલાં મૂકવાનાં નખરાં કરતી એ પૂર્વચિત્તિ અપ્સરાનાં ખણખણ થતાં ઝાંઝરનો શબ્દ સાંભળીને એ રાજકુમાર આગ્નીધ્રે સમાધિથી મીચેલાં પોતાનાં નેત્રકમળ ઉઘાડી જરાક જોયું ત્યાં એ અપ્સરા નજદિકમાંજ ભ્રમરની સ્ત્રીની પેઠે ફૂલ સુંઘતી આવતી હતી તેની ચાલ, વિહાર, નમ્રતાપૂર્વક જોવાં, સારા સ્વરથી નીકળતા અક્ષરો અને શરીરના અવયવો દેવતાઓ અને મનુષ્યોનાં મન તથા નેત્રને આનંદ આપે એવાં હતાં, તેથી એ અપ્સરા માણસોના મનમાં જલદી કામદેવ ઉત્પન્ન કરી દેતી હતી [૫-૬]મુખમાંથી અમૃત જેવું મીઠું અને મદિરાની પેઠે મદ આપનારૂ ભાષણ નીકળતાં તે સમયના શ્વાસની સુગંધી લેવાથી મદાંધ થયેલા ભ્રમરો ચારે કોર આડા આવતા હતા તેઓની બીકથી જલદી જલદી પગલાં માંડતાં તેના સ્તનરૂપી કળશ, કેશપાશ અને કટિમેખળા અત્યંત મનોહર રીતે હાલતાં હતાં. એ અપ્સરાને જોતાંજ તેનાં જોવાંએ જેને અવકાશ આપ્યો એવા કામદેવને વશ થઈ ગયેલો આગ્નીધ્ર રાજા જડની* પેઠે નીચે પ્રમાણે બોલ્યો.[૭] હે મુનિઓમાં ઉત્તમ! તું કોણ છે? આ પર્વતમાં તું શું કરવા ધારેછે? તું પરમદેવ ભગવાનની કોઇ માયા જણાય છે. હે મિત્ર! તે × આ દોરી વગરનાં બે ધનુષ રાખ્યાંછે તે પોતાના કામને સારૂ રાખેલાં છે કે વનમાં અમારા જેવા ગાફલ હરણોને વશ કરવા રાખ્યાં છે?[૮] કમળરૂપી+ (નેત્રરૂપી) પીછાંવાળાં, વિલાસથી સુંદર પુંખ † વિના પણ શોભતાં અને અત્યંત તીખી અણીવાળાં આ આપનાં બે બાણ છે તેઓને વનમાં ફરીને કોના ઉપર ફેંકવા ધારો છો? અમને ખબર પડતી નથી, માટે બીકથી માગી લઈએ છીએ કે જડબુદ્ધિવાળા અમોને બચાવજો (આ ભયંકર માર મારશો નહી)[૯] આ‡ આપના શિષ્યો ચારે કોર ભણ્યા કરેછે અને રહસ્ય સહિત સામવેદના મંત્રોથી નિરંતર પરમેશ્વરને ગાયા કરેછે. ઋષિઓ જેમ વેદની શાખાઓનું સેવન કરે તેમ આ આપના સઘળા શિષ્યો આપની શિખામાંથી પડતી ફૂલની વૃષ્ટિઓનું સેવન કરેછે[૧૦] હે મહારાજ! આપે– ચરણમાં જે પાંજરાં ધર્યાં છે તેમાંથી તેતરનો ચોખ્ખો અવાજ નીકળેછે તે અમે સાંભળીએ છીએ, પણ બોલનારાં તેતર પક્ષી જોવામાં આવતાં નથી. આ§ સુંદર નિતંબ (કટિપશ્ચાત્‌ભાગ)ના મંડળમાં કદંબના ફૂલ જેવી કાંતિ તમને ક્યાંથી મળી છે? કે જે કાંતિ ઉપર બળતા। ઉંબાડીઆંએ આંટા લીધા છે તમારૂ વલ્કલ વસ્ત્ર‡ ક્યાંછે?[૧૧] હે બ્રાહ્મણ!

---

* વખત પર તે કોઇ સતી સ્ત્રી હોય તો પણ તે પોતાને ઘેલો જાણી ક્રોધ ન કરે એટલા સારૂ જાણી જોઇને ઘેલાની પેઠે બોલેછે.

× એ અપ્સરાની બે ભ્રમર જોઇને કહેછે. + કટાક્ષ જોઇને કહેછે. † નેત્રને પીછારૂપ ઠરાવ્યા તેથી તે પક્ષીના પુંખનો ભાગ નહી રહેવાથી પુંખ વિના પણ શોભતા એમ કહ્યુંછે ‡ અપ્સરાના શરીરની સુગંધીના લોભથી પછવાડે આવતા ભ્રમરાઓને કહેછે – ઝાંઝરનો શબ્દ સાંભળીને કહેછે § તેણે પેહેરેલા પીળા વસ્ત્રને નિતંબ કલ્પીને કહેછે । સોનાની કટિમેખળા જોઇને કહેછે. ‡ વસ્ત્રમાં નિતંબની કાંતિની કલ્પના કરી જાણે વસ્ત્રને નજ એ દેખતો હોય એવી રીતથી પૂછેછે.

તમારાં[1] આ સુંદર બે શીગડાંમાં શું ભર્યું છે? કે જે શીગડાંઓને તમે કેડમાં પાતળા છતાં પણ ઘણાશ્રમથી ધરી રહ્યાછો આ તમારાં શીગડાંઓમાં મારી નજર ખુચી રહીછે અનેતમે પણ તેને ઉપાડી રહ્યાછો, તેથી ધારૂં છું કે તેઓમાં કાંઇક મઝાની મઝાની વસ્તુ ભરી છે. આ શીંગડાંઓ[2] ઉપર આવો રાતો અને સુગંધી ગારો ક્યાંથી ચોટયો છે? કે જે ગારાથી હે સુભાગી! મારા આશ્રમને તમે સુગંધી કરી મેલ્યો છે.[12] હે પ્રિયમિત્ર! તમારો લોક મને દેખાડો કે જ્યાંના રેહેવાશીઓને છાતી ઉપર આવા અપૂર્વ અને અમ જેવાના મનને લલચાવનારા અવયવો થતા હોય, અને મોઢામાં રસ, વિલાસ અને અમૃત વગેરે[3] ઘણી અદ્ભુત ચીજો થતી હોય![13] હે મિત્ર! તમે શો[4] અહાર કરીને રહોછો? કે જેનું ભક્ષણ કરવાથી આ હવિષ્ય જેવી સુગંધી આવેછે વિષ્ણુના અંશરૂપ જણાઓ છો, કેમકે તમારા કાનમાં ચળકતાં[5] અને આંખો નહી મીંચનારાં બે માછલાં છે. તમારૂં મોઢું તળાવ જેવું છે, કેમકે તેમાં બે માછલાં[6] ઉછળ્યા કરેછે, પક્ષીઓની[7] પંક્તિ શોભી રહી છે અને આસપાસ ભ્રમરાઓ[8] ફેલાઈ રહ્યાછે[14] તમે હસ્તકમળથી પછાડેલો અને ચારે કોર જતો રહેતો આ દડો હું કે જેનું ચિત્ત ભ્રમિત થઇ ગયું છે, તેની આંખ્યોને ચંચળ કરી નાંખેછે આ તમારી વાંકી જટા[9] છુટી ગઈછે તેની કેમ સંભાળ કરતા નથી? અને આ લંપટ તથા ધુતારો પવન તમારૂં લુગડું કાઢી જાયછે તેની તમને ખબર નથી કે શું?[15] હે તપોધન! તપસ્વીઓના તપનો નાશ કરનારૂં આવું રૂપ કયું તપ કરીને તમે મેળવ્યું છે? હે મિત્ર! તમારે હવેથી મારી સાથે રહીને તપ કરવું જોઇએ સંસારનો વિસ્તાર કરનાર બ્રહ્માએ કૃપા કરીને તમને મારી સ્ત્રી બનાવવાને સારૂ મોકલ્યાં છે કે શું?[16] બ્રહ્માએ મોકલી દીધેલાં તમે, જેમાં મારૂં મન તથા આંખ ચોટી રહ્યાંછે તે ખસી શકતાંજ નથી, તેને હવે હું છોડનાર નથી. હે સુંદર શીગડાંવાળી! હું, કે જે તને આધીન છું તેને જ્યાં તારી મરજી હોય ત્યાં લઇજા. આ બાબતમાં તારી સખીઓ પણ મને અનુકુળ રહેજો અને મૃગલીઓ* જતાં જમણી તરફ ઉતરજો.[17]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે સ્ત્રીઓને અનુસરવામાં ચતુર અને પંડિત સરખી બુદ્ધિવાળા આગ્નીધ્ર રાજાએ વિષયી પુરૂષોમાં ચતુરાઇ ભરેલી ગણાય એવી બોલવાની ઢબથી તે અપ્સરાને ઘણું માન આપ્યું[18] એ આગ્નીધ્ર રાજાની બુદ્ધિ, શીલ, રૂપ, જુવાની, લક્ષ્મી અને ઉદારતાથી જેનું મન હરાયું હતું એવી તે અપ્સરાએ પણ તે જંબુદ્વીપના રાજાના ઘરમાં રહી તેની સાથે હજારો વર્ષ સુધી પૃથ્વીના અને સ્વર્ગના વૈભવો ભોગવ્યા[19] એ અપ્સરામાં તે આગ્નીધ્ર રાજાને નાભિ, કિંપુરૂષ, હરિવર્ષ, ઇલાવૃત, રમ્યક, હિરણ્મય, કુરૂ, ભદ્રાશ્વ અને કેતુમાલ નામના નવ પુત્રો આવ્યા. એ પૂર્વચિત્તિ અપ્સરા એક વર્ષે એક દીકરો એમ નવ દીકરા જણી અને તેઓને રાજાના ઘરમાંજ મૂકી પાછી બ્રહ્મા પાસે ગઈ.[20] આગ્નીધ્ર રાજાના એ નવ પુત્રો પોતાની માના અનુગ્રહને લીધે સ્વભાવથીજ બળવાન અને દૃઢ અંગવાળા હતા, તેઓને તેઓના પિતાએ જંબુદ્વીપના નવખંડ પાડી પ્રત્યેકને એક એક ખંડ વેહેંચી આપતાં તેઓ વિભાગ પ્રમાણે પોતપોતાના ખંડમાં રાજ્ય કરવા લાગ્યા, અને તે નવ જણાનાં જે નામ તે તે નામોથીજ તે નવ ખંડો ઓળખાવા લાગ્યા[21] કામભોગથી તૃપ્તિ નહી પામતો અને દિવસે દિવસે તે અપ્સરાનેજ અધિક કરી માનતો આગ્નીધ્ર રાજા વેદોક્ત કર્મ કરીને તે અપ્સરાના લોકનેજ પામ્યો, કે જે લોકમાં પિતૃઓ મઝા કરેછે.[22] આ-

---

૧ સ્તન જોઇને કહેછે ૨ સ્તન ઉપર ચોપડેલુ કેસર જોઈને કહેછે ૩ મંદહાસ્ય અને પરિહાસ વાક્ય ઇત્યાદિ ૪ ચાવેલુ પાન જોઇને કહેછે ૫ કુંડળમા માછલાની અને તેમાના રત્નોમા માછલાની આખ્યોની કલ્પના કરીને કહેછે ૬ નેત્ર. ૭ દાતની પંક્તિ. ૮ કેશનો સમુહ ૯ કેશપાશ.

* પ્રવાસમાં જતા મૃગો જમણી તરફ ઉતરે એ સારા શકુન ગણાયછે.

અગ્નીધ્ર મરણ પામ્યા પછી તેના નવ પુત્રો મેરૂદેવી, પ્રતિરૂપા, ઉગ્રદંષ્ટ્રી, લતા, રમ્યા, શ્યામા, નારી, ભદ્રા અને દેવવીતિ નામની મેરૂ પર્વતની નવ દીકરીઓને પરણ્યા.[૨૩]

**संपरेतेपितरिनवभ्रातरोमेरुदुहितॄर्मेरुदेवींप्रतिरूपामुग्रदंष्ट्रींलतांरम्यांश्यामांनारींभद्रांदेववीतिमितिसंज्ञानवोद्वहन् ॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના પંચમ સ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૩ જો.*

### નાભિરાજાના યજ્ઞમાં શ્રીહરિનું ઋષભદેવ રૂપે પ્રગટ થવું.

**श्रीशुक उवाच.**

**नाभिरपत्यकामोऽप्रजयामेरुदेव्याभगवंतंयज्ञपुरुषमवहितात्माऽयजत ॥**

શુકદેવજી કહેછે—નાભિરાજાએ પ્રજારહિત મેરૂદેવી રાણીની સાથે અંતઃકરણ સાવધાન રાખી સંતાનની ઈચ્છાથી, જેમાં ભગવાનનું પૂજન થાય એવા યજ્ઞનો આરંભ કર્યો[૧] એ રાજા શ્રદ્ધાપુર્વક શુદ્ધભાવથી યજ્ઞ કરતાં અને તેમાં પ્રવર્ગ્ય નામનાં કર્મો ચાલુ થતાં, જો કે દ્રવ્ય, દેશ, કાળ, મંત્ર, ઋત્વિજ અને દક્ષિણા રૂપ ઉપાયોની સારી સંપત્તિ છતાં પણ ભગવાન ન મળે એવા છે, તોપણ કૃપાળુપણાને લીધે પોતાના ભક્તોના મનોરથ પૂરા કરવાની ઈચ્છાથી હૃદય ખેચાતાં, તેમણે સ્વતંત્ર, સુખકારી અને મન તથા નેત્રને આનંદ આપનારા અવયવોથી રમણીય સ્વરૂપનું દર્શન દીધું[૨] એ પુરૂષોત્તમ સ્વરૂપમાં ભુજાઓ આઠ હતી, કાંતિ સોના જેવી હતી, પીળાં રેશમી વસ્ત્ર ધર્યાં હતાં, વક્ષસ્થળમાં શ્રીવત્સનું ચિન્હ શોભતું હતું, શંખ, કમળ, વનમાળા, ચક્ર, કૌસ્તુભમણિ અને ગદા વગેરે પ્રકાશી રહ્યાં હતાં[૩] ચળકતા મણિઓવાળા મુકુટ, કુંડળ, કડાં, કટિમેખળા, હાર, બાજુબંધ અને ઝાંઝર વગેરે આભૂષણોથી ભારે શોભા દેખાતી હતી એ સ્વરૂપને જોઈ, નિર્ધન પુરૂષો જેમ ભંડાર મળવાથી રાજી થાય તેમ રાજી થયેલા યજમાન, ઋત્વિજ અને સભાસદોએ ઘણામાનથી પોતાનાં મસ્તક નમાવી તેમની પૂજા કરી અને સ્તુતિ કરી.[૪]

ઋષિઓ સ્તુતિ કરેછે—હે પૂજ્ય! આપ પરિપૂર્ણ છો, તોપણ અમે કે જેઓ આપના દાસ છીએ, તેઓ મહાત્મા પુરૂષોની શીખામણ પ્રમાણે આપનું વારવાર નમસ્કાર કરવા રૂપીજ પૂજન કરીએ છીએ, તે આપે સ્વીકારવું જોઈએ. બાકી આપના બ્રહ્મસ્વરૂપનું નિરૂપણ તો સંસારમાં લાગી રહેવાને લીધે અશક્ત બનેલા કયા પુરૂષથી થઇ શકે? કેમકે આપ પ્રકૃતિ અને પુરૂષના પણ કારણરૂપ છો, અને નામ, રૂપ તથા આકાર, કે જે નિરૂપણ કરવાનાં સાધન છે, તે સઘળાં પ્રકૃતિપુરૂષની સૃષ્ટિમાં પછીથી બનેલાં છે.[૫] માત્ર એટલુંજ બની શકે કે સર્વ જીવનાં દુઃખ મટાડનાર, સુખરૂપ અને ઉત્તમ આપના અનેક ગુણોમાંથી એકાદનું વર્ણન થઈ શકે, એથી વધારે કશું પણ બની શકે નહી[૬] હે પરમેશ્વર! આપને જો કે વાણી કે મન પોહોંચી શકતાં નથી તો પણ ભક્તો તમને સેહેજ રાજી કરી શકે છે, કેમકે ભક્તલોકો સ્નેહથી ગદગદ અક્ષરવાળી સ્તુતિ કરે, અને જળ, શુદ્ધપલ્લવ, તુલસી તથા દૂર્વાના અંકુરથી પૂજા કરે તોપણ આપ પ્રસન્ન થાઓછો[૭] બીજી રીતે વિચારીએ તો આ ઘણાં અંગ અને સરસામાનથી ભરપૂર યજ્ઞ પણ આપને સારૂ કોઇ પ્રકારે પૂરતો નથી[૮] આપ કે જે પોતાથીજ સઘળા ઉત્કૃષ્ટ પુરૂષાર્થરૂપ હોવાને લીધે પરમાનંદ સ્વરૂપ છો, તેને યજ્ઞથી કશો લાભ નથી, તોપણ અમ જેવા સકામ લોકોને આપનું માત્ર આરાધન કરવામાં એ યજ્ઞ કામે લાગવો જોઇએ એમ માનીએ છીએ[૯] હે મહાપુરૂષ! મૂર્ખ અને પોતાનું ખરૂં કલ્યાણ નહી જાણનારા અમ લોકોને મોક્ષરૂપ પોતાનું સ્વરૂપ અને હમણાં અમને જેની ઈચ્છા છે તે પણ

* આ ત્રીજા અધ્યાયમાં નાભિરાજાનું પરમ મંગળ રૂપ ચરિત્ર કહેવાશે, કે જેના યજ્ઞમાં પ્રત્યક્ષ દેખાયેલા ભગવાન તેને ઘેર પુત્રરૂપે અવતર્યા અને ત્યાં 'ઋષભ' એવું નામ પડ્યું.

આપવા સારૂ જો કે આપ પૂજાના લાલચુ નથી તોપણ લાલચુની પેઠે અહીં દેખાયાછો, તે કેવળ આ આરાધનથી હોવું જોઇએ.[10] હે મહારાજ ! જો કે આપ વરદાન દેવાસારૂ પ્રકટ થયા છો, તોપણ અમે તો એમજ માનીએ છીએ કે, આ નાભિ રાજાના યજ્ઞમાં આપે અમો ભક્ત લોકોને દર્શન દીધુ એ વરદાનજ મળી ચૂક્યુ. [11] વૈરાગ્યથી પ્રગટેલા જ્ઞાનરૂપ અગ્નિથી જેઓના સઘળા મેલ બળી ગયાછે, એવા અને તમારા જેવાજ સ્વભાવવાળા આત્મારામ મુનિઓને પણ તમારા મહામંગળરૂપ ગુણોનુ વર્ણન મળેછે, પણ આપનુ પ્રત્યક્ષ દર્શન મળતું નથી, કે જેથી એ લોકો તમારી કથાનોજ અભ્યાસ કર્યા કરેછે.[12] અમે તો, જો કે દર્શનથીજ કૃતાર્થ થયા છીએ, તોપણ એક વરદાન માગીએ છીએ કે, જ્યારે અમો ઠેશ, છીંક, પડી જવું, બગાસુ અને બીજી ખરાબ સ્થિતિઓ વગેરેમાં અને તાવ તથા મરણની દશામાં પણ પરવશ હોવાને લીધે તમારૂં સ્મરણ કરવાને અશક્ત હોઈએ, ત્યારે પણ સર્વ પાપોને મટાડનાર અને અનેક પ્રકારના ગુણો ઉપરથી થયેલાં આપનાં નામ અમારી વાણીમાં આવજો [13] એક બીજુ પણ માગવાનુ છે તે એ કે, પુત્ર ઉત્પન્ન થવામાંજ પુરૂષાર્થ માનનાર આ નાભિરાજા, આપ સરખા પુત્રની ઈચ્છાથી, આપ કે જે આ લોકમાંના સર્વ સુખોના અને સ્વર્ગ તથા મોક્ષના પણ સ્વામી છો, તેમને ભજેછે, તે જો કે નિર્ધન માણસ ફોતરાંની ઈચ્છાથી કુબેરની ભક્તિ કરે એવુ છે, તોપણ તેનો એ મનોરથ પરિપૂર્ણ થવો જોઇએ [14] જો મહાત્મા પુરૂષોનાં ચરણ સેવ્યાં ન હોય તો, તમારી માયા કે જે કોઈ ઠેકાણે હારેલી નથી, અને અજાણ્યા માર્ગવાળી છે, તેથી નહી હારેલો અને તેનુ બુદ્ધિ ઉપર આવરણ નહી થતાં, જેનો સ્વભાવ વિષયોરૂપી ઝેરના વેગથી નથી ઘેરાયો એવો આ જગતમાં કયો પુરૂષ છે ?[15] હે મોટાં કામ કરનારા પરમેશ્વર ! જો કે આ હલકા કામ સારૂ આપને અહીં બોલાવેલા છે, તોપણ અમો પ્રજામાંજ પુરૂષાર્થ માનનારા તથા મંદબુદ્ધિવાળા છીએ, અને આપ સર્વમાં સમતા રાખનાર છો, તેથી અજાણ્યા લોકોના આ અપરાધની ક્ષમા કરશો.[16]

એ પ્રમાણે નાભિરાજાએ પૂજેલા બ્રાહ્મણોએ ગદ્યોથી સ્તુતિ કરીને ચરણમાં પ્રણામ કરતાં, સર્વ દેવતાઓમાં ઉત્તમ ભગવાન્ દયાસહિત આ પ્રમાણે બોલ્યા.[17]

ભગવાન્ કહેછે—અહો ! ઋષિઓ ! સત્યવાણી બોલનારા તમોએ, આ રાજાને મારા જેવો પુત્ર થયાનુ વરદાન માગ્યુ તે સુલભ નથી, કેમકે એક અને અદ્વિતીય હોવાથી મારા જેવો તો હું જ છુ, તોપણ ઉત્તમ બ્રાહ્મણોનું કુળ મારૂં જ મુખ છે, તેથી બ્રાહ્મણોનુ બોલવુ ખોટુ નહીં પડવુ જોઇએ, એટલામાટે મારા જેવો બીજો કોઈ નહી મળતાં હું પોતેજ થોડાક અંશથી આ રાજાને ઘેર અવતાર ધરીશ [18-19]

મેરૂદેવી સાંભળતાં તેના પતિ નાભિરાજાને એ પ્રમાણે કહી ભગવાન્ અંતર્ધાન થઈ ગયા. [20] પછી હે પરીક્ષિત રાજા ! તે યજ્ઞમાં મોટા ઋષિઓએ પ્રસન્ન કરેલા ભગવાન્, નાભિરાજાનું પ્રિય કરવાની ઇચ્છાથી અને લોકોને, નગ્ન રહેનારા તપસ્વીઓ, જ્ઞાની લોકો તથા નૈષ્ઠિક બ્રહ્મચારીઓના ધર્મ દેખાડવા સારૂ, મહારાણી મેરૂદેવીને પેટે શુદ્ધસત્વગુણમય મૂર્તિથી અવતર્યા [21]

**बर्हिषि तस्मिन्नेव विष्णुदत्त भगवान् परमर्षिभि प्रसादितो नाभेः प्रियचिकीर्षया तदवरोधायने मेरुदेव्यांधर्मान् दर्शयितुकामो वातरशनानां श्रमणानामृषीणामूर्ध्वमथिनां शुक्लया तनुवाऽवततार ॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના પંચમ સ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૪ થો. *

### ઋષભદેવના સો પુત્રોની ઉત્પત્તિ અને પ્રજાનો આનંદ.

॥ श्रीशुक उवाच ॥

**अथ तमुत्पत्त्यैवाभिव्यज्यमानभगवल्लक्षणं साम्यो-**

* આ ચોથા અધ્યાયમા ઋષભદેવજીએ રાજ્ય કર્યું, તેમને સો પુત્ર થયા અને તેમના રાજ્યમા સર્વ લોકોને સંતોષ રૂપી અમૃતથી પરમાનંદ મળ્યો, એ કથા કહેવાશે.

**प्रशमवैराग्यैश्वर्यमहाविभूतिभिरनुदिन मेधमानानुभावं प्रकृतयः प्रजा ब्राह्मणा देवताश्चावनितलसमवनायातितरां जगृधुः ॥**

શુકદેવજી કહેછે—એ પુત્રનો જન્મ થયો ત્યાંથીજ વજ્ર અને અંકુશ વગેરે સઘળાં ભગવાનનાં ચિન્હો તેના અવયવોમાં જોવામાં આવતાં હતાં; અને સમતા, શાંતિ, વૈરાગ્ય, ઐશ્વર્ય તથા સર્વ સંપત્તિની સાથે તેનો પ્રભાવ રોજ રોજ વધતો આવતો હતો, તેથી "હવે એ રાજ્ય કરે તો ઠીક" એમ કારભારીઓ, પ્રજાઓ, બ્રાહ્મણો અને દેવતાઓ અત્યંત ઈચ્છવા લાગ્યા[1] તેનું ઉત્તમ શરીર અને કવિઓએ વખાણાતાં તેજ, બળ, લક્ષ્મી, યશ, પરાક્રમ અને ઉત્સાહ જોઇને નાભિરાજાએ તે પુત્રનું 'ઋષભ' (શ્રેષ્ઠ) એવું નામ રાખ્યું.[2] ઇંદ્રમહારાજે તેમના ઉપર ઇર્ષ્યાથી તેમના ખંડમાં વૃષ્ટિ ન કરી, તે વાત જાણી યોગેશ્વર ભગવાન્ ઋષભદેવજીએ હસીને પોતાની યોગમાયાના પ્રભાવથી અજનાભ (પછીથી ભરતખંડ) નામના પોતાના ખંડમાં પોતેજ વૃષ્ટિ કરી જેની બુદ્ધિ માયામાં લાગી રહી હતી, એવા નાભિરાજા તો પોતાને જેવી જોઈતી હતી તેવી સારી પ્રજા પ્રાપ્ત થવાથી, અત્યંત આનંદના બોજાથી વિહ્વળ થઈ જતાં અને પોતાની ઈચ્છાથીજ મનુષ્યરૂપે અવતરેલા પુરાણપુરૂષ ભગવાનને 'હે પુત્ર!' અને 'હે તાત!' એવી રીતે સ્નેહસહિત લડાવતાં પરમ સુખ પામ્યા.[4] કારભારીઓથી તે છેક વસ્તીના લોકો સુધી સર્વનો પ્રેમ પોતાના પુત્ર ઉપર છે એમ જાણી લોકોના મતને પ્રમાણ રાખતા એ નાભિરાજાએ ધર્મની મર્યાદાઓના રક્ષણને માટે તે ઋષભદેવજીને રાજ્યાભિષેક કર્યો, અને તેમને બ્રાહ્મણોના હાથમાં સોંપી દીધા પછી નાભિરાજા મેરૂદેવી રાણીની સાથે બદરિકાશ્રમમાં જઈ શુદ્ધ અને તીવ્ર તપથી તથા સમાધિથી નરનારાયણ ભગવાનની ઉપાસના કરતાં કાળે કરી જીવન્મુક્તિ પામ્યા.[5] હે પરીક્ષિત રાજા! એ નાભિરાજાના બે શ્લોક જગતમાં બોલાયછે, તેઓમાં એમ કહ્યું છે કે—"નાભિરાજાએ જે કામ કર્યું તે કામ બીજો કયો પુરૂષ કરી શકે? કે જે રાજાનું શુદ્ધ કર્મ જોઇ તેને ઘેર ભગવાન્ પોતે પુત્રરૂપે અવતર્યા હતા[6] નાભિરાજા જેવો બ્રાહ્મણોને માન આપનાર બીજો કયાંથીજ હોય? કે જેના યજ્ઞમાં દક્ષિણા વગેરેથી પૂજેલા બ્રાહ્મણોએ પોતાના મંત્રબળથી ભગવાનનું દર્શન કરાવ્યું હતું."[7] પછી પોતાના ખંડને કર્મ કરવાનું ક્ષેત્ર સમજતા ઋષભદેવજીએ લોકોને શીખવવા સારૂ ગુરૂને ઘેર રહી વિદ્યાભ્યાસ કરી દેખાડયો. તે પછી વરદાનરૂપ ગુરૂદક્ષિણા આપી ગુરૂઓની રજા લેતાં, લોકોને ગૃહસ્થાશ્રમના ધર્મ શીખવવા સારૂ, ઇંદ્રની કન્યા જયંતીને પરણી તેમાં પોતાના જેવાજ સો પુત્ર ઉત્પન્ન કર્યા, અને પોતે વેદમાં કહ્યા પ્રમાણે સઘળાં કર્મો પણ કર્યાં[8] એ સો પુત્રોમાં અવસ્થાથી અને ગુણથી પણ સૌ કરતાં મોટા ભરત નામે પુત્ર હતા, કે જેના નામ ઉપરથી આ ખંડનું 'ભરતખંડ' એવું નામ કહેવાયછે.[9] ભરત પછીના કુશાવર્ત્ત, ઈલાવર્ત્ત, બ્રહ્માવર્ત્ત, મલય, કેતુ, ઇંદ્રસ્પૃક્, વિદર્ભ અને કીકટ એ નવ પુત્રો નેવુંથી મોટા હતા[10] કવિ, હરિ, અંતરિક્ષ, પ્રબુદ્ધ, પિપ્પલાયન, આવિર્હોત્ર, દ્રુમિલ, ચમસ, અને કરભાજન એ એકાશી ઉપરના નવ જણ (નવ યોગેશ્વર) મહા વૈષ્ણવ અને ભગવત્સંબંધી ધર્મોનો ઉપદેશ કરનાર થયા. ભગવાનના મહિમાથી વૃદ્ધિ પામેલું અને શાંતિથી ભરેલું એઓનું ચરિત્ર વસુદેવ અને નારદજીના સંવાદરૂપે આગળ (એકાદશ સ્કંધમાં) કહીશું[11] ઉપર લખેલા ઓગણીશથી નાના એકાશી પુત્રો, કે જેઓ પિતાની આજ્ઞા માનનારા અને ઘણી નમ્રતાવાળા હતા, તેઓ યજ્ઞાદિક કર્મ કરનારા, શુદ્ધ અને વેદમાં નિપુણ બ્રાહ્મણો થયા[12] સ્વતંત્ર, સમદૃષ્ટિવાળા, શાંત અને સર્વના મિત્ર ઋષભદેવજી ભગવાન્, જોકે પોતે કેવળ આનંદના અનુભવ રૂપ ઈશ્વરજ હતા, અને અનેક પ્રકારના અનર્થો તો તેમનાથી પોતાની મેળેજ દૂર રહેતા, તોપણ અનીશ્વરની પેઠે કર્મ કરતા હતા, તે એટલા માટે કે જે ધર્મ કાળગતિથી ઉચ્છિન્ન થઈ ગયો હતો તેનું પાલન ક-

કરીને અજ્ઞાની લોકોને તે પ્રમાણે ચાલવા શીખવવુ હતુ, અને ધર્મ, અર્થ, યશ, પ્રજા, ભોગ અને મોક્ષ એ સઘળાંનો સંગ્રહ ઘરમાં રહીને જે નિયમોથી કરી શકાય એવા નિયમોમાં લોકોને લાવવા હતા,[૧૩] કેમકે મોટા પુરૂષો જે માર્ગે ચાલે તે માર્ગને લોકો અનુસરે એવી રીતિ છે.[૧૪] જો કે જેમાં સઘળા ધર્મનું નિરૂપણ કરેલુ છે એવા વેદનુ રહસ્ય પોતે જાણતા હતા, તોપણ રાજકાર્યોમાં બ્રાહ્મણોને પૂછી, તેઓએ દેખાડેલા માર્ગ પ્રમાણે સામાદિક* ઉપાયોથી, લોકોને પોતાની આજ્ઞામાં રાખતા હતા[૧૫] એ ઋષભદેવજીએ એક એક યજ્ઞ સો સો વાર શાસ્ત્રવિધિ પ્રમાણે કર્યો, અને તે સર્વ યજ્ઞોમાં દ્રવ્ય, દેશ, કાળ, અવસ્થા, બ્રાહ્મણો અને અનેક દેવતાઓના ઉદ્દેશો જેવા જોઇએ તેવા સંપૂર્ણ હતા[૧૬] આ ખંડમાં ઋષભદેવજીએ રાજ્ય કર્યું ત્યાંસુધી જેમ આકાશનાં ફૂલ વગેરે ખોટી ચીજની કોઇને ઈચ્છા થતી નથી, તેમ કોઈ માણસને કોઇ રીતે પણ બીજા માણસ પાસેથી કશી વસ્તુ લેવાની ઇચ્છા થઇ નહી; અને કોઇ પરાઇ વસ્તુ સામે કોઇએ જોયુ પણ નહી માત્ર, પોતાના સ્વામી ઋષભદેવજી ઉપર ક્ષણે ક્ષણે સ્નેહ વધતો આવે એટલીજ સર્વ લોકોને ઈચ્છા હતી.[૧૭] એ ઋષભદેવજી ભગવાન કોઇ દિવસે ફરતા ફરતા બ્રહ્માવર્ત્ત દેશમાં પધાર્યા હતા; તે વખત મોટા મોટા બ્રહ્મર્ષિઓની સભામાં સઘળી પ્રજા સાભળતાં પોતાના પુત્રો જો કે જિતેંદ્રિય અને વિશ્વાસ તથા નમ્રતાથી નિયમિત હતા, તોપણ તેઓને શીખામણ દેવાના મિષથી સર્વ લોકોને બોધ આપવા તેમણે નીચે પ્રમાણે ભાષણ કર્યુ હતુ.[૧૮]

* સામ, દાન, ભેદ અને દંડ એ ચારે એક ભણાવનારે પોતાના પુત્ર ઉપર વાપર્યા હતા, તે નીચેના શ્લોક ઉપરથી સમજાતા રાજાએ પ્રજા ઉપર તેઓનો શી રીતે ઉપયોગ કરવો તે પણ જણાશે अर्धीष्वपुत्रकाधीष्व मोदकप्रददामिते ॥ अन्यथाऽष्मैप्रदास्यामि कर्णमुत्पाटयामिते ॥ १ ॥ હે દીકરા ભણ્ય ભણ ! એ સામ થયુ ભણીશ તો તને લાડુ આપીશ, એ દાન થયુ નહી ભણીશ તો આ બીજા છોકરાને હું લાડુ આપી દઇશ, એ ભેદ થયો તુ માનતો નથી માટે તારો કાન ઉખેડી નાખુંછુ એ દંડ થયો.

स कदाचिदटमानो भगवानृषभो ब्रह्मावर्त्तगतो ब्रह्मर्षिप्रवरसभायां प्रजानां निशामयंतीनामात्मजानवहितात्मनः प्रश्रयप्रणयभ[illegible]नप्युपशिक्षयन्निति होवाच ॥ १८ ॥

ઈતિશ્રીમત્ મહાપુરાણ ભાગવતના પંચમસ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૫ મો.*

### ઋષભદેવજી પુત્રોને મોક્ષધર્મનો ઉપદેશ આપીને પરમહંસ થયા.

॥ ऋषभ उवाच ॥

नायंदेहो देहभाजां नृलोके कष्टान् कामानर्हते विड्भुजां ये ॥ तपो दिव्यं पुत्रका येन सत्वं शुद्धयेद्यस्माद्ब्रह्मसौख्यं त्वनंतम् ॥

ઋષભદેવજી ભાષણ કરેછે–દુ ખદાયી વિષયો, કે જેઓ વિષ્ટા ખાનારાં ભુંડણાંઓને પણ મળે છે, તે વિષય ભોગવવા એ આ મનુષ્યદેહને યોગ્યજ નથી હે પુત્રો ! આવા મનુષ્યદેહમાં તો તપ કરવુ એજ શ્રેષ્ઠ છે, કેમકે તપથી અંત કરણ શુદ્ધ થાય અને અંત કરણ શુદ્ધ થવાથી પરબ્રહ્મ સંબંધી અનંત સુખ મળે[૧] મહાત્મા પુરૂષોની સેવા એ મોક્ષનુ દ્વાર છે, અને સ્ત્રીઓના સંગીઓનો સંગ એ નરકનુ દ્વાર છે, એમ કહેવાયછે જેઓ સમદૃષ્ટિ રાખનાર, શાંતિવાળા, ક્રોધ રહિત, સર્વના મિત્ર અને સદાચારવાળા હોય તેઓને મહાત્મા સમજવા.[૨] અથવા હુ, કે જે પરમેશ્વર છુ તેમાંજ સ્નેહ રાખવા રૂપી પુરૂષાર્થ કરનારા, પેટ ભરવાનીજ વાતો કરનારા, લોકોમાં તથા સ્ત્રી, પુત્ર, મિત્ર અને ધનવાળાં ઘરોમાં પ્રીતિ નહી રાખનારા, અને દેહના નિર્વાહ કરતાં વધારે ઈચ્છા નહી રાખનારા જેઓ હોય તેઓને મહાત્મા સમજવા[૩] જ્યારે ઇંદ્રિયોને રાજી કરવા સારૂ કાંઇ પણ કર્મ કરે ત્યારે ગફ-

* આ પાંચમા અધ્યાયમા ઋષભદેવજીએ મોક્ષ ધર્મના ઉપદેશથી પુત્રોને શીખામણ આપી, અને પોતે સુખ દુઃખાદિકનું સહન કરી પરમહંસ થયા, એ કથા કહેવાશે.

હતથી પાપ થયા વગર રહેતુજ નથી, કે જે પાપને લીધે ખોટો છતાં પણ ક્લેશ આપનાર આ દેહ ઉત્પન્ન થયોછે. એટલામાટે વારંવાર કર્મ કર્યાં કરવાં, એ વાતને હુ યોગ્ય માનતો નથી.[૪]જ્યાંસુધી આત્માનુ તત્વ જાણવામાં ન આવે ત્યાં સુધી અજ્ઞાનથી થયેલી સ્વરૂપની ભૂલ રહેછે, અને જ્યાંસુધી ક્રિયાઓ હોય ત્યાં સુધી મન પણ કર્મમાં લાગેલુ રહેછે, કે જેથી દેહરૂપી બધન પ્રાપ્ત થાયછે.[૫]અવિદ્યાથી સ્વરૂપ ઢંકાઇ જતાં, કર્મ મનને વશ કરી લેછે અને મન પુરૂષને કર્મવશ કરી મેલેછે જ્યાં સુધી હું કે જે ઇશ્વર છુ, તેમાં પ્રીતિ ન થાય ત્યાંસુધી દેહનુ બંધન કદી પણ છુટે નહી ઇંદ્રિયોની સઘળી ચેષ્ટા ખોટી છે, અને તે પોતાની નથી એમ વિવેકી બનીને જ્યારે જાણે નહી, ત્યારે સ્વરૂપને ભૂલી જઇ અજ્ઞાન બની જતાં ઘર કે જેમાં મૈથુનનું સુખજ મુખ્ય છે તેને પામી તેમાં દુખજ ભોગવ્યા કરેછે [૭]સ્ત્રી તથા પુરૂષને એક એક દેહનુ અભિમાન તો પ્રત્યેકને છે, પણ તેઓ જ્યારે દપતિભાવથી રહેછે ત્યારે પરસ્પરના દેહનુ અભિમાન થવા રૂપી બીજી મજબુત હૃદયની ગાંઠ બધાયછે, કે જે ગાંઠને લીધે લોકોને ઘર, ખેતર, દીકરા, સગાં, સ્નેહી અને ધનમાં 'હુ અને મારૂ' એવો મોટો મોહ થાય છે.[૮]જ્યારે માણસની કર્મથી બધાએલી મનરૂપ મજબુત ગાંઠ પોચી પડે ત્યારે તે માણસ દપતિભાવથી નિવૃત્તિ પામેછે, અને તે પછી અહકાર મૂકીને મોક્ષ પામેછે [૯]એ અહંકારનો ત્યાગ કરવાનાં પચીશ સાધનો છે ઇશ્વરની ભક્તિ, ગુરૂની સેવા, તૃષ્ણાનો ત્યાગ, સુખદુખાદિકને સહન કરવાં, જ્યાં જાય ત્યાં લોકોને દુખ છે એવો વિચાર, જ્ઞાન મેળવવાની ઇચ્છા, તપ, સકામકર્મનો ત્યાગ, [૧૦]હુ કે જે ઇશ્વર છુ તેને અર્થે કર્મ કરવાં, નિત્ય મારી કથા સાંભળવી, મારા ગુણ ગાવા, મારા ભક્તોનો સગ કરવો, વૈર રહિત સમતાથી ભરેલી શાંતિ, શરીર અને ઘરમાં અહતા, મમતાનો ત્યાગ કરવાની ઇચ્છા,[૧૧]સારી રીતે વેદાંતશાસ્ત્રનો અભ્યાસ, એકાંતસ્થળનું સેવન, પ્રાણ, ઇંદ્રિય અને મનને સારી રીતે જીતવાં, ઉત્તમ શ્રદ્ધા, નિરંતર બ્રહ્મચર્ય, પોતાનું કર્ત્તવ્ય હોય તેનો ત્યાગ નહી કરવો, વૃથા વચન નહી બોલવું,[૧૨]સર્વ ઠેકાણે મારી ભાવના કરવાથી દૃઢ થયેલુ અનુભવપર્યંત જ્ઞાન, સમાધિ, ધીરજ, પ્રયત્ન અને વિવેક, એ પચીશ સાધનોથી ચતુર પુરૂષે અહકારનો ત્યાગ કરવો.[૧૩]કર્મોને રહેવાના સ્થાનકરૂપ અને અવિદ્યાથી પ્રાપ્ત થયેલા એ હૃદયની ગાંઠના બંધનને સાવધાન પણે એ ઉપાયોથી સારી પેઠે તોડી નાખી પછી શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે સાધનો કરવાનો પરિશ્રમ છોડી દેવો [૧૪]જો મારો લોક પામવાની અથવા મારા કેવળ અનુગ્રહનીજ ઇચ્છા હોય તો બાપે દીકરાઓને, ગુરૂએ શિષ્યોને અને રાજાએ પ્રજાઓને, કોપ રહિત થઈને આવોજ ઉપદેશ કરવો જોઇએ, પણ કર્મમાંજ મૂઢ બનેલા અજ્ઞાન લોકોને કર્મમાંજ નહી જોડવા જોઈએ જન્મથીજ સકામ માણસોને પાછાં સકામ કર્મમાંજ જોડવાં, એ તો આંધળાને ખાડામાં નાંખવા બરાબર છે, માટે તેવુ કામ કરનારને કયા પુરૂષાર્થની પ્રાપ્તિ થાય? [૧૫]માણસ પોતાનુ ખરૂ કલ્યાણ જોવામાં તો આંધળોજ છે, કેમકે ઘણી ઘણી તૃષ્ણાથી ધનને ઈચ્છેછે, મૂઢ બનીને એક બીજા સાથે વૈર રાખે છે, અને જરાક સુખ મેળવવા જતાં અનંત દુખ આવી પડે છે, એ જાણતો નથી.[૧૬]જે સમજુ પુરૂષ પોતે એ વાત જાણનાર અને દયાળુ હોય, તે તો અજ્ઞાનમાં ભટકતા એવા કુબુદ્ધિ માણસને જોઈ તેને પાછો સસારના માર્ગમાંજ કેમ જોડે? સ્વભાવથીજ અજ્ઞાની માણસને અજ્ઞાનનો માર્ગ બતાવવો, એ તો અવળે માર્ગે ચાલ્યા જતા આંધળાને તેજ માર્ગે ચાલ્યો જા, એમ કહેવા બરાબર છે.[૧૭]સંસારમાં પડેલા પુત્રને ભક્તિમાર્ગનો ઉપદેશ આપી તેને સસારમાંથી મૂકાવવાની જેની શક્તિ ન હોય, તેણે પિતા કે માતા પણ નહી થવુ જોઈએ, એટલે તે માણસે પુત્ર કરવાનો યત્નજ નહી કરવો જોઇએ. પોતાના સબધીને એ પ્રમાણે છોડાવવાની જેની શક્તિ ન હોય તેણે સબધી નહી થવું

જોઈએ શિષ્યને એ પ્રમાણે છોડાવવાની જેની શક્તિ ન હોય, તેણે ગુરૂ નહી થવુ જોઈએ ભક્તને એ પ્રમાણે છોડાવવની જેની શક્તિ ન હોય તેણે દેવતા બનીને તેની પાસેથી પુજા નહી લેવી જોઇએ તેમજ સ્રીને એ પ્રમાણે છોડાવવાની જેની શક્તિ ન હોય તેણે પતિ પણ નહી થવું જોઇએ[18] આ મનુષ્ય* શરીર મે મારી ઇચ્છાથીજ ધર્યુંછે, અને જેમાં ધર્મ રહ્યોછે તે સત્વગુણજ મારૂ તત્વ છે, તથા મે અધર્મને દૂર કાઢી મેહ્લ્યો છે, તેથી આર્યલોકો મને 'ઋષભ' કહેછે[19]હે પુત્રો ! તમો પણ મારા શરીરથી પેદા થયાછો, માટે મત્સર મૂકી દઇ આ તમારા સહોદર મોટા ભાઇ ભરતનેજ અનુસરી રહેજો, અને એ પ્રમાણે રહેશો એજ મારી સેવા અને પ્રજાનુ પાલન છે એમ સમજજો[20]અચેતન× પદાર્થો કરતાં સ્થાવરો કે જેઓ ઉગેછે તેઓ શ્રેષ્ઠ છે, સ્થાવરો કરતાં પેટ ઘસડીને ચાલનારા સર્પાદિક શ્રેષ્ઠ છે, સર્પાદિકથી પશુઓ શ્રેષ્ઠ છે, પશુઓથી મનુષ્યો શ્રેષ્ઠછે, મનુષ્યોથી ભૂતપ્રેતાદિક શ્રેષ્ઠછે, ભૂત પ્રેતાદિકથી ગંધર્વો શ્રેષ્ઠ છે, ગંધર્વોથી સિદ્ધલોકો શ્રેષ્ઠ છે, સિદ્ધલોકોથી કિન્નર વગેરે દેવતાઓના અનુચરો શ્રેષ્ઠ છે,[21] કિન્નર વગેરે કરતાં અસુરો શ્રેષ્ઠ છે, અસુરોથી દેવતાઓ શ્રેષ્ઠછે, દેતાઓમાં ઇંદ્ર શ્રેષ્ઠ છે, ઇંદ્રથી દક્ષાદિક પ્રજાપતિઓ શ્રેષ્ઠ છે, પ્રજાપતિઓથી સદાશિવ શ્રેષ્ઠ છે, સદાશિવથી બ્રહ્મા શ્રેષ્ઠ છે, બ્રહ્માથી હુ શ્રેષ્ઠછુ, અને મારાથી બ્રાહ્મણો શ્રેષ્ઠ છે, કેમકે તેઓને હુ પણ પૂજુ છું[22] (સભામાં બેઠેલા બ્રાહ્મણો સામુ જોઇને કહે છે) હે બ્રાહ્મણો! હુ બ્રાહ્મણો સમાન બીજા કોઇ પણ પ્રાણીને દેખતો નથી ત્યારે બ્રાહ્મણોથી શ્રેષ્ઠ તો કેમજ દેખુ ? કે જે બ્રાહ્મણોના મુખમાં શ્રદ્ધાપૂર્વક લોકોએ જે હોમેલ હોય તે પદાર્થને હું જેવો ખુશીથી સ્વીકારૂ છું તેવો અગ્નિહોત્રમાં હોમેલા પદાર્થને સ્વીકારતો નથી[23]જે બ્રાહ્મણો મારા પ્રાચીન દેહરૂપ વેદનુ ધારણ કરેછે અને જેઓમાં પરમ પવિત્ર સત્વગુણ, શમ,* દમ,+ સત્ય, દયા, તપ, દુઃખનું સહનઅને સ્વરૂપનો અનુભવ એ આઠ ગુણો છે તેઓથી હું કોને શ્રેષ્ઠ ગણું ?[24]હુ કે જે સ્વર્ગ તથા મોક્ષનો અધિપતિ, અનંત અને કારણનુ પણ કારણ છુ, તેની પાસેથી પણ જેઓને કાંઇ માગવાનુ નથી, તે અકિંચન ભક્તલોકોને રાજ્યાદિકની તો કેમજ ઇચ્છા થાય ?[25] હે પુત્રો ! સઘળાં† સ્થાવરજંગમ પ્રાણીઓને મારા નિવાસરૂપ સમજી મત્સરરહિત દૃષ્ટિથી તમારે તેઓનુ ક્ષણે ક્ષણે સન્માન કરવું, કેમકે પ્રાણીઓનુ સન્માન કરવુ એ મારૂ પૂજન છે. મને ‡ અર્પણ કરવુ એજ મન, વચન, દૃષ્ટિ અને બીજી ઇંદ્રિયોના કામનુ ફળ છે, કેમકે સઘળા વ્યાપારો મને અર્પણ કર્યા વિના પુરૂષ મહામોહરૂપ કાળપાશ(સંસાર)માંથી છૂટવા સમર્થ થતો નથી.[26-27]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે મહાપ્રતાપી અને સર્વના પરમ મિત્ર ઋષભદેવજી ભગવાને જો કે પોતાના પુત્રો સારી રીતે કેળવાયેલાજ હતા, તોપણ લોકોને શીખામણ દેવા સારૂ તેઓને ઉપદેશ કરી, શાંતિવાળા અને કર્મબંધનથી રહિત થયેલા મોટા મુનિઓનો ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યરૂપ પરમહંસપણાનો ધર્મ લોકોને શીખવવાના ઉદ્દેશથી પોતાનો મોટો પુત્ર ભરત કે જે મહાવૈષ્ણવ અને વૈષ્ણવોનો સેવક હતો તેનો પૃથ્વીના પાલનને માટે રાજ્યાભિષેક કરી તુરતજ સંસારનો ત્યાગ કર્યો ઘરમાં જે અગ્નિહોત્ર હતું તેનો પોતામાં આરોપ કરી ( અગ્નિહોત્રના અગ્નિઓ મારા સ્વરૂપથી જૂદા નથી એવા વિચારથી અગ્નિહોત્રનો ત્યાગ કરી ), કેશ છૂટા મૂકી, ઉન્મત્તની પેઠે નગ્ન થઇ અને શરીરનેજ માત્ર પોતાની સાથે રાખી બ્રહ્માવર્ત્તમાંથી ચાલી નીકળ્યા.[28]અવધૂતવેષી અને લોકોમા જડ, અંધ, બેહેરા, પિશાચ

---

* એ પ્રમાણે મોક્ષ સંબંધી ધર્મોનો ઉપદેશ કરી પોતાના પુત્રોમા કુસંપ અને ઇર્ષ્યા વગેરે ઉત્પન્ન નથાય એટલા માટે મોટા ભાઇની સેવા કરવારૂપ ધર્મનો ઉપદેશ કરેછે × બ્રાહ્મણોની સેવા કરવી જોઇએ એવા અભિપ્રાયથી બ્રાહ્મણોની શ્રેષ્ઠતા કહી દેખાડેછે.

* મનનો નિગ્રહ + ઇંદ્રિયનો નિગ્રહ † એ પ્રમાણે બ્રાહ્મણોનું સન્માન કરવાનુ કહી હવે સર્વ જગતનું સન્માન રાખવાનું કહેછે ‡ સઘળાં કર્મો ઇશ્વરને અર્પણ કરવાનું કહેછે.

અને ભૂતપ્રેતાદિકના જેવી વર્ત્તણુક રાખતા ઋષભદેવજી લોકો બોલાવે તોપણ નહીં બોલતાં મૌન વ્રત ધરીને ચૂપજ રહેવા લાગ્યા [૨૯]રાજધાની, મોહોલ, ખાણુઓ, ખેડુનાં ગામો, વાડીઓ, સેનાના ઉતારા, ગાયોનાં સ્થાન, આહેરોના નેહ, પ્રવાસી લોકોના સંઘ, પર્વત, વન અને આશ્રમો વગેરેમાં, ઠેકાણે ઠેકાણે અને માર્ગે માર્ગે નીચ માણસો તે ઋષભદેવજીને બિહીવરાવવા તિરસ્કાર કરતાં હતાં, મારતાં હતાં, માથે મૂતરતાં હતાં, બડખા નાખતાં હતાં, પહાણા મારતાં હતાં, વિષ્ઠા નાંખતાં હતાં, ધૂળ ઉડાડતાં હતાં, અધોવાયુ કરતાં હતાં અને દુર્વચન પણ બોલતાં હતાં, તોપણ વનનો હાથી જેમ માખીઓને ન ગણકારે, તેમ ઋષભદેવજી પણ એ કોઇને ગણકારતા ન હતા કેમકે આત્મા અને અનાત્માના અનુભવને લીધે પોતે પોતાના સ્વરૂપમાંજ રહેતા, તેથી આ ખોટા અને કહેવા માત્રથી સાચા દેહરૂપ ઓઠાંમાં તેમને અહંતા કે મમતા હતી નહીં, અને મન અખંડિતજ રહેતુ હતું તથા પૃથ્વીમાં એકલાજ ફરતા હતા.[૩૦]એમના હાથ, પગ અને વક્ષસ્થળ બહુજ સુકોમળ હતાં; બાહુ અને ખભા મોટા હતા, ગળું તથા મુખ વગેરે અવયવોની રચના ઘણીજ સુંદર હતી;સ્વભાવથીજ મનોહર અને સ્વતસિદ્ધ હસવાથી મુખ અત્યંત શોભતું હતું, આંખો નવાં કમળપત્ર જેવી સુંદર, રાતી, લાંબી અને ટાઢી કીકીઓ વાળી હતી; ગાલ, હાથ, કંઠ અને નાસિકા સરખાં અને સુશોભિત હતાં, અને એમના છાના હાસ્યવાળા મુખનો મહોત્સવ જોઇને ચતુર સ્ત્રીઓના મનમાં કામદેવ ઉત્પન્ન થાય એવુ હતુ, તોપણ તેમના વાંકા, પીંગળા, અને જટારૂપ બનેલા કેશનો જથો આગળ લટકતો હતો અને કશી સંભાળ નહી રહેતાં શરીર મલિન થઈ ગયું હતુ, તેથી જાણે કોઇ ગ્રોડ વળગેલ હોય એવા દેખાતા હતા.[૩૧]જ્યારે એમના ધારવામાં આવ્યુ કે 'જ્યાંસુધી લોકો સગડ (કેડો)નહિ મૂકે ત્યાંસુધી યોગ બરાબર બની શકશે નહી, કેમકે લોકોનો સમાગમ યોગના શત્રુરૂપ છે, માટે બહુજ સુગામણાવેડા રાખીએ તો કોઇ લોકો પડખે ચઢેજ નહી.' ત્યારે તેમણે અજગર વ્રત રાખ્યુ, એટલે એક ઠેકાણેજ પડી રહેવા માંડ્યું. ખાવુ, પીવું, મૂતરવુ અને અઘવુ સૂતાંસૂતાંજ કરવા માંડ્યુ, અને વિષ્ઠામાં લોટી લોટીને આખુ શરીર ખરડી મેલ્યું.[૩૨]તેમની વિષ્ઠામાંથી એવો સુગંધી પવન નીકળવા માંડયો કે તેથી ફરતા દશયોજન સુધીમાં સઘળી જગા સુગંધમય થઇ રહી હતી[૩૩]એ પ્રમાણે બળદ, મૃગ અને કાગડાની પેઠે ચાલતા, ઉભા થતા, બેસતા, સૂતા, ખાતા, પીતા અને અઘતા હતા, તથા બીજી ક્રિયાઓ પણ કાગડા, બળદ અને મૃગના જેવીજ કરતા હતા[૩૪]એ ઋષભદેવજી પોતે તો મોક્ષના પતિ અને અખંડિત પરમાનંદના અનુભવરૂપ ભગવાનજ હતા, તોપણ લોકોની ભીડ નહીં થવાને સારૂ યોગીઓએ આમ વર્ત્તવુ જોઇએ એમ દેખાડવા માટે એ પ્રમાણે કરતા હતા. સર્વ પ્રાણીઓના આત્મારૂપ અને પોતાના સ્વરૂપભૂત પરબ્રહ્મમાંજ દેહાદિકના અનુસંધાનરહિત એકતા પામી જવાનેલીધે પોતે સ્વતસિદ્ધ, સમસ્ત ફળોથી પરિપૂર્ણ અને કૃતાર્થ હતા. તેથી આકાશગમન, મનના સરખો શરીરનો વેગ, અંતર્ધાન થઇ જવું, પારકી કાયામાં પ્રવેશ કરવો, દૂરની વાર્તા જાણવી અને દૂરના પદાર્થોને જાણી જવા, વગેરે સિદ્ધિઓ યદૃચ્છાથી આવી હતી, તોપણ મનથી તે સિદ્ધિઓનો સત્કાર કર્યો નહી. અર્થાત્ એ સિદ્ધિઓમાં લલચાયા નહી.[૩૫]

**इति नानायोगचर्याचरणो भगवान् कैवल्यपतिर्ऋषभोऽविरतपरममहानंदानुभव आत्मनि सर्वेषां भूतानामात्मभूते भगवति वासुदेव एवात्मनोऽव्यवधानानंतरोदरभावेन सिद्धसमस्तार्थपरिपूर्णो योगैश्वर्याणि वैहायसमनोजवांतर्धानपरकायप्रवेशदूरश्रवणग्रहणादीनि यदृच्छयोपगतानि नांजसा नृप त्हृदयेनाभ्यनंदत् ॥ ३५ ॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના પંચમસ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૬ ઠ્ઠો.*

### ઋષભદેવે દાવાનળમાં કરેલો દેહત્યાગ.

॥ राजोवाच. ॥

**ननु च भगवन् आत्मारामाणां योगसमीरितज्ञानावर्जितकर्मबीजानामैश्वर्याणि पुनःक्लेशदानि भवितुमर्हंति यदृच्छयैवोपगतानि ॥ १ ॥**

પરીક્ષિત રાજા પૂછેછે—હે મહારાજ ! આત્મારામ લોકો કે જેઓનાં રાગદ્વેષાદિક કર્મબીજ યોગ[illegible] પ્રદીપ્ત થએલા જ્ઞાનરૂપ અગ્નિથી બળી ગયાં [illegible]ય, તેઓને યદૃચ્છાથી આવેલી સિદ્ધિઓ ફરી[illegible] અહંતામમતા આપનાર નહીં જ હોવી જોઇએ, છતાં એ ઋષભદેવજીએ સિદ્ધિઓનો અનાદર [illegible] માટે કર્યો ?[1]

શુકદેવજી કહેછે—હેરાજા ! તમે સાચી વાત ક[illegible], પરંતુ ખરીદદાર લોકો જેમ લુચ્ચા વાણિ[illegible]નો વિશ્વાસ ન કરે, તેમ કેટલાએક બુદ્ધિમાનો [illegible] મન કે જે ઘડીવાર પણ સ્થિર રહેતું નથી [illegible]નો વિશ્વાસ કરતા નથી [2]શાસ્ત્રમાં કહ્યુંછે કે 'ચ[illegible]ળ સ્થિતિવાળા મનની કદી પણ ભાઇબંધી [illegible]વી નહીં, કેમકે ઘણા કાળથી મેળવેલું મહાદેવ [illegible]વા મહાત્માઓનું તપ પણ મનનો વિશ્વાસ કર[illegible]થી ભ્રષ્ટ થયું છે [3]યોગી જો મનનો વિશ્વાસ કરે [illegible] જેમ વિશ્વાસી પતિની છીનાળ બાયડી પતિના [illegible]ત્રુ જારપુરૂષોને અવસર આપેછે, એવી રીતે [illegible]ગીનું મન પણ યોગીના શત્રુ કામદેવને અને [illegible]મદેવને અનુસરનારા બીજા ક્રોધાદિક શત્રુઓને [illegible]શું નિરંતર અવસર આપ્યા વગર રહે નહીં[4] [illegible]મ, ક્રોધ, મદ, લોભ, શોક, મોહ, ભય અને [illegible]બંધન વગેરેનું મૂળ જોઇએ તો તે મનજ [illegible] માટે તે મનને કયો સમજુ પુરૂષ પોતાને [illegible]ધીન છે એમ માને ?' પછી + એ પ્રમાણે [illegible] લોકપાળોના શિરોમણિ અને જડતા જેવા વેષ, ભાષા તથા આચરણથી જેનો ઈશ્વરીય પ્રભાવ જણાતો ન હતો, એવા ઋષભદેવજીને જ્યારે યોગીઓને દેહત્યાગનો પ્રકાર શીખવવા સારૂ પોતાના દેહનો ત્યાગ કરવાની ઇચ્છા થઈ, ત્યારે તેમણે પોતાના સ્વરૂપના પરબ્રહ્મસાથે અત્યંત અભેદને વિચારથી દૃઢ કરીને દેહાભિમાનનો પાછો સંસ્કાર પણ ઉઠે નહીં એવી રીતે સમગ્ર દેહાભિમાન છોડી દીધું. [5]જેમ કુંભારનો ચાકડો ફેરવવો મૂકી દીધા પછી પણ વેગના સંસ્કારથી થોડીકવાર ફર્યા કરે, તેમ જીવન્મુક્તનો દેહ અભિમાનનો મનથી ત્યાગ કર્યા છતાં પણ પ્રારબ્ધના સંસ્કારથી થોડાક કાળ સુધી હાલેચાલેછે. તે પ્રમાણે ઋષભદેવજી કે જેમણે લિંગશરીર છોડી દીધું હતું તેમનો સ્થૂળ દેહ પણ બીજા જીવન્મુક્તોની પેઠે અવિદ્યાની વાસનારૂપ પ્રારબ્ધના સંસ્કારથી નહીં પણ ઇશ્વર હોવાને લીધે યોગમાયાની વાસનાથી આ પૃથ્વીમાં ફરતો હતો, તે યદૃચ્છાથી કોંક, વેંક, કુટક અને દક્ષિણ કર્ણાટક દેશમાં ચાલ્યો ગયો, ત્યાં પણ કુટકાચળના વનમાં મોઢામાં પહાણાનો કોળિયો રાખી, ઘેલાની પેઠે છૂટા કેશથી નાગોજ ફરતો હતો.[7-8] તેટલામાં વાયુના વેગથી એકબીજામાં ઘસાતા વાંસોમાંથી ઉત્પન્ન થયેલો ભયંકર દાવાનળ તે વનને ચારેકોરથી બાળતો આવતો હતો, તેમાં એ વનની સાથે ઋષભદેવજીનો દેહ પણ બળી ગયો.[9] કળિયુગમાં અધર્મ વૃદ્ધિ પામતાં કોંક, વેંક, અને કુટક દેશનો 'અર્હન્' નામનો મૂર્ખ રાજા, આ ઋષભદેવજીનું પરમહંસપણાનું ચરિત્ર સાંભળી, પોતે તે પ્રમાણે શીખી પૂર્વજન્મોમાં સંચેલાં પાપને લીધે પોતાનો નિર્ભય વેદમાર્ગ છોડી દેતાં પોતાના વિચારથીજ દુષ્ટ પાખંડરૂપ કુમાર્ગ (જૈનધર્મ) ચલાવશે[10] એ માર્ગમાં ચાલનારા નીચ માણસો અજ્ઞાનથી મોહ પામી, પોતાની પવિત્રતા અને સદાચાર કે જે વેદશાસ્ત્રમાં કહેલછે તેને છોડી દેશે નાહાવું નહીં, આચમન લેવું નહીં, મલિનતા રાખવી, અને મોવાળા છોંટી નાંખવા. વગેરે દુષ્ટ નિયમો કે જેઓથી દેવતાઓનું અપમાન થાયછે, તેઓનું પોતાની મરજીથીજ ગ્ર-

* આ છઠ્ઠા અધ્યાયમા ઋષભદેવજીનુ દેહાભિમાન મટી ભાળી દેતા દાવાનળને દીઠો, તોપણ તેની મનમા અસર થઇ નહીં અને એવા ક્રમથી દેહત્યાગ કર્યો એ કહેવાશે

\+ પ્રસંગોપાત વાત પૂરી કરી પાછી ચાલતી વાત કહેછે.

હણ કરશે, અને અધર્મના વધારાવાળા કળિયુગથી બુદ્ધિ હણાઈ જવાને લીધે વેદ, બ્રાહ્મણ, વિષ્ણુ અને સજ્જનોની ઘણુ કરી નિંદા કરશે.[11] એ લોકો પોતાના પથીઓમાં દાખલ થયેલી એ વેદબાહ્ય અધપરંપરામાં (જૈનધર્મમાં) વિશ્વાસ રાખવાથી પોતાને હાથેજ ઘોર નરકમાં પડશે.[12] જો કે ઋષભદેવજીનો અવતાર રજોગુણી માણસોને મોક્ષમાર્ગના ઉપદેશને સારૂજ હતો, તો પણ કળિયુગમાં લોકોનાં દુર્ભાગ્યને લીધે તેમનાં આચરણ ઉપરથી નરકમાં નાખનારો જૈનધર્મ ચાલશે. ઋષભદેવજીના ચરિત્રના સંબધમાં કેટલાએક યોગ્ય શ્લોકો જગતમાં પ્રસિદ્ધ છે, તેઓમાં નીચે પ્રમાણે કહ્યુંછે.[13] 'અહો! સાત સમુદ્રવાળી પૃથ્વીના સઘળા દ્વીપોમાં અને સઘળા ખડોમાં આ ભરતખડજ અધિક પુણ્યવાન્ છે, જે ખડમાં જન્મેલા લોકો ભગવાનના અવતારોનાં પવિત્ર કર્મો ગાયછે.[14] અહો! પ્રિયવ્રત રાજાના વશની ભારે ઉજ્વળ કીર્તિ છે, કે જે વંશમાં આદિપુરૂષ ભગવાને અવતાર ધરીને મોક્ષ આપનારો ધર્મ પાળ્યો હતો[15] બીજા કયા યોગીથી એ અજન્મા ઋષભદેવજીને માર્ગે જવાનો મનોરથ પણ કરી શકાય? કેમકે બીજો યોગી સિદ્ધિઓની ઈચ્છા કરે અને ઋષભદેવજીએ તો સિદ્ધિઓ પોતાની પાસે આવવાનો પ્રયત્ન કરતી હતી, તોપણ તેઓને મિથ્યાભૂત સમજી છોડી દીધી હતી.'[16] આ પ્રમાણે સર્વ વેદ, દેવ, લોક, બ્રાહ્મણ અને ગાયોના રક્ષક ઋષભદેવ ભગવાનનુ પવિત્ર ચરિત્ર મે તમને કહી સભળાવ્યુ એ ચરિત્ર પુરૂષોનાં સઘળાં પાપોને મટાડનાર અને ઉત્તમ કલ્યાણનુ સ્થાનક છે. જે માણસ વૃદ્ધિ પામેલી શ્રદ્ધાથી સાવધાન થઈને આ ચરિત્ર સાંભળે અથવા સંભળાવે તે બન્ને જણને વાસુદેવ ભગવાનની સાચી ભક્તિ વધતી જાયછે[17] નિરતર અનેક પ્રકારનાં દુખરૂપ સસારથી વારવાર તપી જતાં ચિત્તને સમયે સમયે જે ભક્તિમાં નવરાવનારા અને ભગવદીયપણાથીજ કૃતાર્થ થયેલા વિદ્વાન્ પુરૂષો ભક્તિમાંજ પરમાનંદ પામી, પરમપુરૂષાર્થ મોક્ષને ભગવાન્ વગરમાગેજ દેવા લાગેછે, તોપણ તે મોક્ષ ઉપર પ્રીતિ ધરાવતા નથી.[18] હે પરીક્ષિત રાજા! જો કે ભગવાન્ તમારા કુળના અને યાદવોના પાળક, ગુરૂ, ઇષ્ટદેવ, સબધી અને નિયતા હતા, એટલુંજ નહી પણ કોઇ કોઇ સમયે દાસપણું પણ કરતા હતા, તો પણ સામાન્ય રીતે જોતાં એમ છે કે ભગવાન્ પોતાને નિરતર ભજનારાઓને પણ મુક્તિ આપે છે, પણ પ્રેમલક્ષણા ભક્તિ આપતા નથી, કેમકે એવી ભક્તિ સર્વ પુરૂષાર્થો કરતાં મોંઘી છે.[19] નિરતર અનુભવ કરેલા પોતાના સ્વરૂપરૂપી લાભથીજ કૃતાર્થ રહેલા જે ઋષભદેવજીએ, દેહાદિક ખોટા પદાર્થોના મનોરથથી ઘણા કાળ થયાં પોતાના ખરા કલ્યાણને નહી જાણતા લોકોઉપર કરૂણા કરીને નિર્ભય આત્મસ્વરૂપનો ઉપદેશ કર્યો હતો, તે ભગવાનને પ્રણામ કરૂછુ.[20]

नित्यानुभूत निजलाभ निवृत्ततृष्ण
श्रेयस्य तद्रचनया चिरसुप्तबुद्धे ।
लोकस्य यः करुणयाभयमात्मलोक
माख्यान्नमो भगवते ऋषभाय तस्मै ॥२०॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના પચમસ્કધનો છઠ્ઠો અધ્યાય સપૂર્ણ.

## અધ્યાય ૭ મો.*

### ભરતજીએ કરેલું ભગવાનનું ભજન.

॥ श्रीशुकउवाच ॥

भरतस्तु महाभागवतो यदा भगवताऽवनितलपरिपालनाय संचिन्तितस्तदनुशासनपर पंचजनीं विश्वरूपदुहितरमुपयेमे ॥ १ ॥

શુકદેવજી કહેછે—મહાવૈષ્ણવ ભરતજીને જ્યારે તેમના પિતા ઋષભદેવજીએ રાજ્યાધિકાર આપ્યો ત્યારે ભરત વિશ્વરૂપની દીકરી પંચજનીને પરણ્યા.[1] અહકાર જેમ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધને ઉત્પન્ન કરેછે, તેમ ભરતજીએ તે

* આ સાતમા અધ્યાયમા ઘણા કાળસુધી રાજ્યમા ભગવાનનું યજ્ઞોથી પૂજન કરતા ભરતજીએ પ્રારબ્ધ કર્મની સમાપ્તી થવા આવી તે સમયે હરિક્ષેત્રમા જઇ ભગવાનને ભજ્યા, એ કથા કહેવાશે.

સ્રીમાં સઘળા પ્રકારે પોતાના સરખાજ સુમતિ, રાષ્ટ્રભૃત, સુદર્શન, આવરણ અને ધૂમ્રકેતુ નામના પાંચ પુત્રો ઉત્પન્ન કર્યા. આ ખંડ પૂર્વે 'અજનાભ' નામથી ઓળખાતો હતો, તે ભરતના રાજ્યથી માંડી 'ભરતખંડ' એવા નામથી કહેવાયછે.[૨-૩] સર્વજ્ઞ અને સ્વધર્મને અનુસરતા એ ભરત રાજાએ પોતાના બાપદાદાઓની પેઠે સ્વધર્મથી ચાલનારો પ્રજાનું પાલન કર્યું સમયે સમયે ચાતુર્હોત્રના* પ્રકારથી નાના ને મોટા યજ્ઞો કરી ભગવાન્ કે જે યજ્ઞ† અને ક્રતુરૂપ‡ છે તેમનું શ્રદ્ધાથી પૂજન કર્યું.[૪] અગ્નિહોત્ર, દર્શ, પૂર્ણમાસ, ચાતુર્માસ્ય, પશુયાગ અને સોમયાગ એમની પ્રકૃતિઓ+ તથા વિકૃતિઓ× બન્ને કર્યા હતાં. જેઓની અંગભૂત ક્રિયા બરાબર કરવામાં આવતી હતી એવા અનેક પ્રકારના યજ્ઞો ચાલતાં તેઓમાં ધર્મ નામનું અપૂર્વ§ ફળ જે થતું હતું તેને વાસુદેવ ભગવાનમાંજ ભરતજી અર્પણ કરી દેતા હતા. કેમકે એ અપૂર્વ ફળ યજમાનમાં[૧] રહેછે એમ માનીએ તોપણ યજમાનના અંતર્યામી ભગવાન્ છે, તેમને અર્પણ કરી દેવું ઘટેછે, અને એ અપૂર્વ ફળ યજ્ઞના દેવતાઓમાં[૨] રહેછે એમ માનીએ તોપણ વેદના મંત્રોમાં જણાવેલા ઇંદ્રાદિક દેવતાઓના નિયંતા હોવાથી પરમદેવ ભગવાન્ છે તેથી તેમનેજ અર્પણ કરી દેવું ઘટે છે. એ પ્રમાણે પરબ્રહ્મ યજ્ઞપુરૂષ ભગવાનનેજ કર્મનાં ફળો અર્પણ કરી દેવાના ડહાપણથી જેના રાગદ્વેષાદિક મેલ ટળી ગયા હતા એવા યજમાન ભરતજી, જે વખતે અધ્વર્યુ બ્રાહ્મણો હાથમાં હવિ* લેતા હતા, તે વખતે તે હવિના ભાગને લેનારા દેવતાઓ પણ ભગવાનના અવયવોમાંજ છે એમ વિચારતા હતા.[૫-૬] એ પ્રમાણે કર્મોની ઈશ્વરાર્પણરૂપ શુદ્ધિ થવાથી જેનું અંતઃકરણ શુદ્ધ થયું એવા ભરતજીને ભક્તોના હૃદયમાં ઓળખાઇ ગયેલાં સ્વરૂપથી મનમાં બિરાજતા ભગવાનમાં ઘણી અને રોજ રોજ વધતી ભક્તિ ઉત્પન્ન થઇ. હૃદયના આકાશમાં જણાય એવા પરબ્રહ્મ ભગવાન્, શ્રીવત્સ, કૌસ્તુભ, વનમાળા, ચક્ર, શંખ અને ગદા વગેરેથી શોભી રહેલા મહાપુરૂષરૂપથી ભરતના મનમાં દર્શન દેતા હતા.[૭] એ પ્રમાણે હજારો અને લાખો વર્ષ વીતી જતાં પોતાના રાજ્યભોગનાં પ્રારબ્ધનો અંત આવ્યો જાણી તેમણે પોતાના બાપદાદાઓની પરંપરાનું રાજ્ય કે જે પોતે ભોગવતા હતા તે પોતાના દીકરાઓને વિભાગપ્રમાણે વેહેંચી આપ્યું, અને પોતે સર્વ સંપત્તિઓથી ભરેલું ઘર છોડી દઈને તપ કરવા માટે હરિક્ષેત્રમાં ગયા. એ હરિક્ષેત્રમાંના વિઘાધર કુંડમાં ત્યાંના ભક્તજનોઉપર પ્રેમને લીધે અદ્યાપિસુધી ભગવાન્ ભક્તોની ઈચ્છાપ્રમાણે દર્શન આપેછે.[૮] એ ક્ષેત્રમાં ગંડકી નામની ઉત્તમ નદી છે, કે જેની શિલાઓમાં ઉપર અને નીચે નાભિવાળાં ચક્રો ઉત્પન્ન થાયછે, અને તે ચક્રોથી આશ્રમનાં સ્થાનકો ચારેકોર પવિત્ર થાયછે.[૯] એ પુલહાશ્રમ (હરિક્ષેત્ર) ના બગીચામાં ભરતજી એકલાજ રહી અનેક પ્રકારનાં ફૂલ, કુંપળિયાં, તુલસી, જળ અને કંદમૂળનાં નૈવેદ્યોથી ભગવાનનું આરાધન કરતા હતા. અને શુદ્ધ, વિષયની તૃષ્ણાથી રહિત તથા શાંતિથી ભરપૂર થઇને એ પ્રમાણે કરતાં તેમને પરમ સુખ પ્રાપ્ત થતું હતું.[૧૦] એવી રીતે નિરંતર ભગવાનનું પૂજન કરવાથી ભગવાન્ ઉપર સ્નેહ વધતાં તેમનું હૃદય પીગળી જઈને શિથિલ થઇ જતું હ-

---

* હોતા, અધ્વર્યુ, ઉદ્‌ગાતા અને બ્રહ્મા એ ચાર, યજ્ઞમાં બ્રાહ્મણોની પદવી છે તે પદવીવાળા બ્રાહ્મણો જે કર્મ કરે તેને ચાતુર્હોત્ર કહેછે † પશુરહિત યજ્ઞ ‡ પશુસહિત યજ્ઞ + સર્વ અંગ જેમાં પરિપૂર્ણ હોય તે પ્રકૃતિ કહેવાય છે × જેમાં અંગ ઓછાં હોય તે વિકૃતિ કહેવાયછે § અપૂર્વ એટલે કર્મ કરતી વખતેજ જે સૂક્ષ્મ ફળ ઉત્પન્ન થાયછે તે, એમ કેટલાએક મીમાંસકો માનેછે અને કેટલાએક મીમાંસકો એમ પણ માનેછે કે અપૂર્વ એટલે બીજા સમયમાં ફળ ઉત્પન્ન કરનારી કર્મમાં જે શક્તિ છે તે ૧ દેવતાઓ કર્મના અંગભૂત છે અને કર્મ પ્રધાન છે એ સિદ્ધાંત પ્રમાણે કર્મનું ફળ કર્ત્તામાં એટલે યજમાનમાં રહેછે એમ માનવામાં આવેછે ૨ કર્મ અંગભૂતછે અને દેવતાઓ પ્રધાનછે એ સિદ્ધાંત પ્રમાણે કર્મનું ફળ દેવતાઓમાં રહેછે એમ માનવામાં આવેછે.

* યજ્ઞમાં હોમવાના પદાર્થો.

તુ. આનંદના વેગથી શરીરમાં રૂંવાડાં ઊભાં થઇ જતાં હતાં, અને ઉત્કંઠાને લીધે વારવાર આવતાં સ્નેહનાં આંસુઓથી નેત્રની જોવાની શક્તિ રોકાઈ જતી હતી. પોતાને પ્રીતિ આપનાર ભગવાનના રાતા ચરણારવિંદના ધ્યાનથી વધેલા ભક્તિયોગને લીધે ચારેકોર ફેલાતા પરમ આનંદરૂપ ઊંડા ધ્રોમાં બુદ્ધિ બુડી જવાથી, કરવામાં આવતી ભગવત્પૂજાનુ પણ તેમને બરાબર સ્મરણ રહેતુ ન હતુ.[11] એ પ્રમાણે ભગવત્સંબંધી નિયમો પાળતા અને મૃગચર્મથી તથા પ્રત્યેક સમયે ન્હાવાને લીધે ભીની, પીંગળી અને વાંકી જટાથી શોભતા ભરતજી પ્રાતઃકાળમાં સૂર્યમંડળ પૃથ્વીમાંથી બહાર નીકળતાં તેની સામે ઊભા થઈ તેમાં રહેલા અને સુવર્ણ સરખાં તેજવાળા* નારાયણ ભગવાનની નીચે પ્રમાણે લખ્યા મંત્રથી સ્તુતિ કરતા હતા.[12] પ્રકૃતિથી પર, કર્મોનાં ફળ આપનાર, બુદ્ધિને ગતિ આપનાર, મનથીજ જગતને સરજનાર અને સરજેલા જગતમાં અંતર્યામીરૂપથી પ્રવેશ કરી તૃષ્ણાવાળા જીવને ચૈતન્યશક્તિથી પાળનાર જે સૂર્યદેવના આત્મારૂપ ભગવાન્છે, તેમનુ શરણ લઇએ છીએ.×[13]

परोरजः सवितुर्जातवेदो
देवस्य भर्गो मनसेदं जजान ।
सुरेतसाऽदः पुनराविश्य चष्टे
हंसं गृध्राणं नृषद्रिंगिरामिमः ॥ १३ ॥

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના પંચમ સ્કંધનો સાતમો અધ્યાય સંપૂર્ણ

---

* સૂર્યમા રહેલા નારાયણના ધ્યાનનો એક નીચે લખેલો શ્લોક બોલવામા આવે છે તેના અર્થને મળતુ આ વર્ણન આપ્યુ છે ध्येय सदा सवितृमण्डलमध्यवर्ती नारायण सरसिजासनसन्निविष्ट ॥ केयुरवान् मकरकुण्डलवान् किरीटी हारी हिरण्मयवपुर्धृतशंखचक्र ॥ १ ॥ કમળરૂપ આસનપર બિરાજતા, બાજુબંધ મકરાકૃતિ કુંડળ કિરીટ અને હારને ધરનાર, સુવર્ણ સરખા શરીરવાળા તથા શંખ ચક્રને ધરનાર જે નારાયણ સૂર્યમંડળમા રહેછે તેનુ સદાય ધ્યાન કરવું. × આ શ્લોકનો અર્થ ગાયત્રીમંત્રના અર્થને મળતો છે.



# અધ્યાય ૮ મો.*

## મૃગલીના બચ્ચાની રક્ષા કરતાં ભરતજીનું મૃગ જાતિમાં અવતરવું.

॥ श्री शुक उवाच ॥

एकदा तु महानद्यांकृताभिषेकनैयमिकावश्यको ब्रह्माक्षरमभिगृणानो मुहूर्तत्रयमुदकांत उपविवेश । तत्र तदा राजन् हरिणी जलाशयाऽभ्याशमेकैवोपजगाम । तयापेपीयमान उदके तावदेवाविदूरेण नदतोमृगपतेरुन्नादो लोकभयंकर उदपतत् ॥१॥

શુકદેવજી કહેછે—એક દિવસે પોતાની શારીરક્રિયા પોહોંચીને એ ગંડકી નદીમાં સ્નાનસંધ્યા વગેરે નિયમો કરી લીધા પછી ભરતજી ઓંકારનો જપ કરતા છ ઘડી વારસુધી નદીને કાંઠે બેઠા હતા, તે વખતમાં એક મૃગલી બહુજ તરશ લાગવાથી નદીની પાસે એકલીજ આવી. એ મૃગલી ઘણી તૃષ્ણાથી પાણી પીતી હતી, તેટલી વારમાં નજદીકજ એક સિંહે લોકોને ત્રાસ ઉપજાવે એવી ગર્જના કરી.[1] એ ગર્જના સાંભળીને સ્વભાવથીજ વિહ્વળ જાતની એ મૃગલી ચકરવકર જોવા લાગી સિંહની બીક લાગવાથી તેનુ હૃદય અત્યંત વ્યાકુળ થઇ ગયુ, અને દૃષ્ટિ ભમવા લાગી, તેથી તે તરશ છીપ્યા પેહેલાંજ બીકની મારી જલદીજ નદીના સામા કિનારા તરફ ઠેકી.[2] એ મૃગલી ગાભણી હતી, તેથી ઠેકતાં ઘણી બીકને લીધે તેનો ગર્ભ ચળાયમાન થઇ યોનિદ્વારમાંથી નીકળી પ્રવાહમાં પડી ગયો. ગર્ભપાત, ઠેકવુ તથા બીકના સંયોગથી પીડા પામેલી અને પોતાના ટોળાથી જુદી પડેલી એ મૃગલી કોઈ પર્વતની ગુફામાં પડી અને પડતાંજ મરી ગઇ[3] એ મૃગનુ બચ્ચું પાણીમાં તણાતું હતુ તેને જોઇ, માબાપોએ રઝળતાં મૂકેલાં છોકરાંને જેમ કોઇ તેનો બંધુ લેઈ લે એમ ભરતરાજા પણ એ અનાથ બચ્ચાની માને મરી ગએલી જાણી દયાને લીધે તે બચ્ચાને ઉપાડી

---

* આ આઠમા અધ્યાયમા ભરતરાજા ભગવાનની ભક્તિ કરતા વચમા પ્રારબ્ધયોગરૂપી વિઘ્નથી મૃગની રક્ષા કરવામાં લાગી ગયા અને તેથી તેમને મૃગનો અવતાર આવ્યો, એ કથા કહેવાશે.

પોતાના આશ્રમમાં લાવ્યા [૪] એ બચ્ચું પોતા-
નુંજ છે એવુ દૃઢ અભિમાન બંધાઈ જવાને
લીધે રોજ રોજ ખડ વગેરે ખવરાવીને તેને ઉ-
છેરવા લાગ્યા, નાહાર વગેરે જાનવરોથી રક્ષા ક-
રવા લાગ્યા, બચી લેવા વગેરેથી લડાવવા લા-
ગ્યા, અને ખજવાળવા વગેરેથી રાજી કરવા લા-
ગ્યા. આમ કરવાથી તેમને આસક્તિ બધાઈ જ-
તાં તેમના સ્નાન, ભગવત્સેવા અને અહિંસા
વગેરે યમનિયમો રોજ રોજ એક એક છૂટી જ-
તાં કેટલેક દિવસે સધળા છૂટી ગયા [૫] ભરતજી-
ના મનમાં એવી આસક્તિ થઇ કે 'અહો ! આ
કંગાળ મૃગનો બાળક કાળના વેગથી પોતાના
ટોળા અને સગાં સબધીઓથી જૂદો પડી મારા
આશ્રયનીચે રહ્યોછે મનેજ પોતાનાં માબાપ,
ભાઇઓ, સબંધી અને ટોળાવાળારૂપ માને છે.
બીજા કોઈને ઓળખતો નથી અને મારા ઉપર
બહુજ વિશ્વાસ રાખી રહ્યોછે, એટલામાટે 'આને
સારૂ મારો સ્વાર્થ જાયછે' એવી કુદૃષ્ટિ નહિ લા-
વતાં એ આશ્રયે આવેલાનુ પાલન, પોષણ, લ-
ડાવવુ અને રાજી રાખવુ વગેરે મારેજ કરવું
જોઈએ, કેમકે શરણાગતનો અનાદર કરવામાં દો-
ષ છે એમ જાણુ છુ [૬] શાંતિરૂપ સ્વભાવવાળા
અને દીનદયાળુ મહાત્માપુરૂષો આવી બાબતને
માટે પોતાના મોટામાં મોટા સ્વાર્થ જતા રહેતા
હોય તો પણ તેઓને ગણકારતા નથી'' [૭] આવી
રીતે આસક્તિ કરીને બેસવા, સૂવા, ફરવા, ઉ-
ભા રહેવા અને ખાવાપીવા વગેરેમાં પણ સ્નેહ-
ના બંધનથી એ મૃગના બચ્ચાને સાથેજ રાખ-
વા લાગ્યા [૮] દર્ભ, ફૂલ, સમિધ, પાંદડાં, ફળ અ-
ને પાણી લાવવા જવુ હોય ત્યારે, પછવાડેથી
કોઈ નાહાર કે કૂતરાં વગેરે તેને ફાડી ખાશે એવી
ધાસ્તીથી એ બચ્ચાને સાથે લઇને વનમાં જાય
છે [૯] વનમાં જતાં એ મૃગનુ બચ્ચુ અણસમ-
જણુ હોવાથી માર્ગમાં ચારેકોર ભરાવા લાગે,
ત્યારે સ્નેહથી હૃદય ભરાઈ જતાં કંગાળ બનીને
તેને ખભે ઉપાડેછે એ પ્રમાણેજ વખતેવખત
ખોળાપર અને છાતીપર લઈ રમાડતાં પોતે મો-
ટો આનંદ માની લેછે. [૧૦] પૂજા કરતાં કરતાં વ-
ચમાંથી ઊઠી ઊઠીને તેને જોય છે અને જોઇને
સ્વસ્થ મનથી તેને આશિર્વાદ આપેછે કે'હે પુત્ર!
તારૂ સઘળી જગોએ કલ્યાણ થજો.' [૧૧] એ બ-
ચ્ચુ જ્યારે આઘુ પાછુ જતુ રહ્યુ હોય, ત્યારે
જેમ નાણું જતું રહેવાથી કંજુસ માણસને ઉદ્વેગ
થાય એવો ભરતના મનમાં ઉદ્વેગ થાયછે. વિરહ-
થી વ્યાકુળ હૃદયમાં તપી જઇને દયામણી રીતે
તેનોજ શોક કરેછે, અને મોટો મોહ પામી આ
પ્રમાણે બોલેછે [૧૨] "અરેરે ! કંગાળ અને મૂઈમા-
નો દીકરો મૃગબાળક, હુ કે જે દુષ્ટ, કપટી અને
નિર્ભાગ્ય છુ તેના વાંકને નહી ગણકારી પાછો
આવશે ? પોતાનુ ચિત્ત નિર્મળ હોવાથી કપટીનો
પણ વિશ્વાસ કરનાર સુજન જેમ કપટીના દોષને
ગણે નહી, તેમ આ પણ મારો અપરાધ નહીં
ગણતાં આવશે? [૧૩] તેને હુ આ આશ્રમના વનમાં
હેમખેમે ખડ ચરતો દેખીશ ? ઈશ્વર એની રક્ષા
કરજો [૧૪] નાહાર, કૂતરો કે એવો કોઇ બીજો જૂથમાં
કે એકલો ફરનાર ધાતકપ્રાણી રખેને એને ખાઈ
જાય નહીં ? [૧૫] અરેરે ! ઊગીને સર્વ જગતનુ
કલ્યાણ કરનાર આ સૂર્યનારાયણ આથમી જાયછે,
અને હજુસુધી પણ એ મૃગલીની થાપણરૂપ બા-
ળક આવતો નથી [૧૬] અનેક પ્રકારના સુંદર અને
જોવા જેવા પોતાના બાળખેલથી સ્નેહીઓના ખેદને
મટાડનાર એ કાળિયારનો કુમાર, હુ કે જે નિ-
ર્ભાગ્ય છુ તેને પાસે આવીને સુખ દેશે ? [૧૭]
ગમ્મત કરતાં ખોટી સમાધિના ઢોંગથી હુ આંખો
મીંચીજતો ત્યારે એ બાળક સ્નેહના કોપથી બી-
તોબીતો આંટા ફરી પાણીના છાંટા જેવી સુકો-
મળ શીગડાંની અણીથી મને હલાવતો હતો !
[૧૮] મે જેના ઉપર ભગવત્પૂજાનો સામાન પાથરી
મૂકયો હોય તે દર્ભને મોઢું ઘાલવા વગેરેથી આ-
ડાઅવળા કરી નાંખતાં હુ તેને ધમકાવતો, ત્યારે
એ બાળક ઋષિના છોકરાની પેઠે જલદીજ પો-
તાની રમત બધ કરી નિશ્ચળ થઇને બેસતો હતો.
[૧૯] "અરે ! આ * ભાગ્યશાળી પૃથ્વીએ કયુ તપ

* ઉપર પ્રમાણે પ્રલાપ કરી, ઊઠીને બહાર આવ્યા ત્યા ધરતી ઉપર એ બચ્ચાના પગલા ઉઠી રહેલા જોઇ ગભરાઇને બોલેછે.

કર્યું હશે? કેમકે નમ્રતાવાળા એ કાળિયારના પુત્રની ઝીણી, સુંદર, સુખદાયી અને કુંણી ખરીઓવાળા પગનાં પગલાંની હારથી ચારેકોર શોભી રહીને આ પૃથ્વી, હું કે જે મૃગના બાળકરૂપ મિલકતથી રહિત અને દુઃખી છું તેની મિલકતનો માર્ગ બતાવેછે, અને પોતે પણ સ્વર્ગ અને મોક્ષને ઇચ્છનારા દ્વિજ+ લોકોને યજ્ઞ કરવાના સ્થાનકરૂપ થઇછે.[20] અનાથ† ઉપર પ્રીતિ રાખનાર આ ચંદ્ર મહારાજ, રખેને મારા આશ્રમથી ભૂલા પડેલા એ મૂઈમાના દીકરા ઉપર દયા લાવી તેને પોતાના ખોળામાં લઇ સિંહના ભયથી રક્ષા કરતા હોય! ![21] હું જેનું હૃદયરૂપ સ્થળકમળ,‡ પુત્રના વિયોગના સંતાપરૂપ દાવાનળની ઝાળોથી તપ્યા કરેછે તેની પાસે એ મૃગલીનો પુત્ર પાછો આવી પોતાના થૂંકના શીતળ, શાંત અને સ્નેહથી વધેલા અમૃત જેવા છાંટાઓથી ઠંડક કરશે?"[22] આવી રીતે નહી ઘટતા મનોરથોથી તેમનું હૃદય વ્યાકુળ થઇ ગયું એ યોગી અને તપસ્વી ભરતરાજાને મૃગના બચ્ચારૂપે ભાસતા પોતાના પ્રારબ્ધેજ યોગથી અને ભગવત્પૂજનથી ભ્રષ્ટ કર્યા, નહી તો જે ભરતરાજા પ્રથમ જેઓને ત્યાગ નજ થઈ શકે એવા પોતાના પુત્રોને પણ મોક્ષમાર્ગના શત્રુરૂપ સમજી ત્યાગ કરી આવ્યા હતા, તેમને બીજી જાતના એ મૃગના બચ્ચા ઉપર આસક્તિજ કેમ થાય? એ પ્રમાણે વિઘ્ન નડવાને લીધે યોગના આરંભમાંથી ભ્રષ્ટ થયેલા અને મૃગના બચ્ચાના પાલન, પોષણ, રાજી રાખવા અને લડાવવામાં લાગી રહેવાથી પોતાના આત્માની ચિંતા નહી કરતા ભરત રાજાને, ઉંદરના દર ઉપર જેમ સર્પ આવે તેમ વિકરાળ વેગનો અને ટાળ્યો ટળે નહી એવો કાળ પ્રાપ્ત થયો.[23] મરણ સમયે પણ એ મૃગનું બચ્ચું કે જે પડખામાં બેસી દીકરાની પેઠે દીલગીર થતું હતું તેને જોયા કરતાં ભરતરાજાનું મન તેમાંજ રહ્યું, તેથી શરીર અને મૃગનો સંબંધ છૂટી જતાં પણ પામર માણસની પેઠે તેમને મૃગનો અવતાર આવ્યો, પણ તે અવતારમાં તેમને પૂર્વજન્મનું સ્મરણ રહ્યું હતું.[24] પૂર્વજન્મમાં ભગવાનની પૂજા કરેલી તેના પ્રભાવથી પોતાને મૃગનો અવતાર આવવાનું જે કારણ થયું હતું તેને સંભારીને ઘણાજ પસ્તાવાથી આ પ્રમાણે પોતાના મનમાં કહેવા લાગ્યા[25] "અહો! ભૂંડું થયું હું જ્ઞાનીઓના માર્ગમાંથી ભ્રષ્ટ થયો. સઘળા સંગોનો ત્યાગ કરી એકાંત અને પવિત્ર વનમાં રહી યોગમાર્ગથી સર્વ પ્રાણીઓના આત્મા ભગવાનનું ભજન કરતો હતો, ભગવાનનાં શ્રવણ, મનન, કીર્ત્તન, આરાધન અને સ્મરણમાં લાગી રહેવાને લીધે કોઈ પોહોર મારો વ્યર્થ જતો ન હતો, અને મન એકાગ્ર બનીને ભગવાનમાંજ લાગી રહ્યું હતું, પણ એ સઘળું મારી મૂર્ખાઇથી મૃગના બચ્ચાની પછવાડે છેટે નીકળી ગયું"[26] એ પ્રમાણે છાના વૈરાગ્યથી પોતાની મા મૃગલીને જે કાલંજર પર્વતમાં પોતે જન્મ્યા હતા ત્યાંજ મૂકી દઇ ત્યાંથી ફરીવાર હરિક્ષેત્રમાં આવ્યા. એ ક્ષેત્રમાં શાંત સ્વભાવવાળા ઘણા મુનિજનો પ્રેમથી રહેછે, પુલસ્ત્ય અને પુલહ મુનિના ત્યાં આશ્રમ છે, અને શાળનાં વૃક્ષો ઉપરથી ત્યાંનું ગામ 'શાલગ્રામ' એવા નામથી ઓળખાયછે[27] એ ક્ષેત્રમાં રહી કાળની વાટ જોયા કરતા હતા, અર્થાત્ જે પ્રારબ્ધથી મૃગનો અવતાર આવ્યો છે, તે પ્રારબ્ધ ક્યારે પૂરૂં થઇ રહેશે તેનો હિસાબ ગણ્યા કરતા હતા કોઇનો પણ સંગ થઇ જવાની ઘણી ધાસ્તીથી એકલાજ ફરતા હતા, અને સૂકાં પાંદડાં, ખડ તથા લતાનો આહાર કરી રહેતા હતા. એ પ્રમાણે કેટલાક દિવસ સુધી રહ્યા પછી તેમણે ગંડકી નદીના પ્રવાહની વચમાં ઉભા રહી મૃગના શરીરનો ત્યાગ કરી દીધો[28]

तस्मिन्नपि कालं प्रतीक्षमाणः संगाच्च भृशमुद्विग्न आत्मसहचरः शुष्कपर्णतृणवीरुधा वर्तमानो मृग-

---

\+ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય । એટલામા ચંદ્રમા ઉગતા તેના કલંકને પોતાનું બચ્ચું માની ખોળેછે

‡ જળનું કમળ તો જળના આશ્રયથી તાપ ખમી શકે પણ સ્થળનું કમળ તો ખમી શકેજ નહી, તેથી હૃદયને સ્થળકમળનું રૂપ આપ્યું છે.

त्वनिमित्तावसानमेवगणयन् मृगशरीरं तीर्थोदक्लिन्नमुत्ससर्ज ॥ २८ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના પંચમસ્કંધનો આઠમો અધ્યાય સંપૂર્ણ

# અધ્યાય ૯ મો.*

## ભરતજીનો બ્રાહ્મણને ત્યાં જડરૂપે જન્મ.

॥ श्रीशुकउवाच ॥

**अथकस्यचिद्द्विजवरस्यांगिरःप्रवरस्य शमदमतपस्वाध्यायाऽध्ययनत्यागसंतोषतितिक्षाप्रश्रयविद्याऽनसूयाऽऽत्मज्ञान.मंदयुक्तस्यात्मसदृशश्रुतशीलाचाररूपौदार्यगुणानवसोदर्याबभूवुर्मिथुनंचयवीयस्यांभार्यायाम्**

શુકદેવજી કહેછે—પછી શમ,+ દમ,† તપ, વેદાધ્યયન, દાન, સંતોષ, સહનકરનારપણું, નમ્રતા, કર્મ કરવાની વિદ્યા, દેહાદિકથી ભિન્ન રહીને આત્મા ભોક્તા છે એવું જ્ઞાન, અને ધર્મસંપત્તિના આનંદવાળો અંગિરાના કુળમાં ઉત્તમ એક બ્રાહ્મણ હતો તેને મોટી સ્ત્રીમાં પોતાના સરખાજ શાસ્ત્રાભ્યાસ, શીળ, આચાર, રૂપ અને ઉદારતાવાળા નવ દીકરા આવ્યા, અને નાની સ્ત્રીમાં જોડલું આવ્યું [1] એ જોડલામાં જે પુત્ર હતો તે ભરતનો અવતાર થયો હતો એમ કહેવાયછે એ ભરત પેહેલા જન્મમાં મહાવૈષ્ણવ ચક્રવર્તિ રાજા હતા, બીજા જન્મમાં મૃગ થયા હતા અને આ ત્રીજા અને છેલ્લા જન્મમાં મૃગનું શરીર છોડી બ્રાહ્મણ થયા.[2] બ્રાહ્મણના અવતારમાં પોતાના સંબંધીઓના સંગથી પણ બહુજ બીતા હતા જેનાં શ્રવણ, સ્મરણ અને કીર્તન, કર્મબંધનને મટાડનાર છે એવા ભગવચ્ચરણારવિંદનું મનમાં ધ્યાન કરતા હતા અને ભગવાનના અનુગ્રહથી પોતાના પૂર્વજન્મો સાંભરતાં રખેને પોતાને કોઈના સંગનું બંધન થાય એવી શંકાથી લોકોને પોતાનું સ્વરૂપ ઉન્મત્ત, જડ, આંધળું અને બેહેરૂં દેખાડતા હતા.[3] આ પુત્ર જડ હોવાથી તેને ગૃહસ્થાશ્રમનો તો અધિકાર નથી, પણ તે પેહેલાંના સમાવર્તન* પર્યંત સઘળા સંસ્કારો શાસ્ત્રવિધિપ્રમાણે કરવા જોઇએ, એવા વિચારથી પુત્રના સ્નેહબંધનને લીધે તેના પિતાએ તેના સંસ્કારો કરવા માંડયા. જનોઈ દીધું અને જનોઇ દીધા પછી પણ જો કે શૌચ અને આચમનવગેરે કર્મના નિયમો એ જડભરતને ગમતા નહતા, તોપણ બાપે દીકરાને શીખવવુંજ જોઇએ એવા આગ્રહથી તેને શીખવવા લાગ્યો.[4] ક્રમે કરી બાપ શીખવવાનો આગ્રહ છોડી દે એવા હેતુથી એ જડભરત પોતાના બાપના દેખતાંજ આચાર વગેરેની ગરબડ કરવા લાગ્યા. વેદ ભણાવવાના આરંભમાં એ જડભરતને તેના પિતાએ વ્યાહૃતિ,+ ઓંકાર અને શિર† સહિત ગાયત્રી ભણાવવા માંડી. તે ભણાવતાં ભણાવતાં ગ્રીષ્મ અને વસંત ઋતુના ચાર મહિના વીતી ગયા, તોપણ બરાબર શુદ્ધ ભણાવી શકયો નહીં. પવિત્રતા, વેદાધ્યયન, વ્રત, નિયમ અને ગુરૂ તથા અગ્નિની સેવા વગેરે બ્રહ્મચારીનાં કર્મ જોકે જડભરતને ગમતાં ન હતાં, તોપણ પુત્ર ઉપર સ્નેહના બંધનથી અને દીકરાને બાપે ભણાવવોજ જોઈએ એવા ખોટા આગ્રહથી શીખવવામાં લાગ્યો રહ્યો, તોપણ પુત્રને પંડિત બનાવવાનો મનોરથ પૂરો ન થતાં એ ઘરમાંજ ગાફલ રહેલો બ્રાહ્મણ નિરંતર સાવધાન રહેનારા કાળના સપાટામાં આવી ગયો (મરી ગયો.)[5] પછી એ બ્રાહ્મણની નાની સ્ત્રી (ભરતની મા) પોતે જણેલાં જોડલાંની ભલામણ પોતાની શોકયને આપી સતીવિધાનની રીતિથી પતિના લોકને પામી (મરી ગઇ). પિતા મરી ગયા પછી જડભરતના ભાઈઓ કે જેઓ જડભરતના પ્રભાવને નહીં જાણતા હતા, અને બ્ર-

* આ નવમા અધ્યાયમા ભરત, જડ બ્રાહ્મણ થયા, અને તે અવતારમા રાગદ્વેષાદિક નહી રહેવાથી તેમને ભદ્રકાળી આગળ મારવા લઈ જતા પણ કોઇ જાતનો વિકાર ઉત્પન્ન થયો નહી, એ કથા કહેવાશે + મનનો નિગ્રહ. † ઇંદ્રિયોનો નિગ્રહ.

* ગુરૂને ઘેર વિદ્યાભ્યાસ કરીને આવવું

\+ ભૂ ભુવ સ્વ એ ત્રણ વ્યાહૃતિઓ કહેવાયછે

† પ્રાણાયામ કરતાં ગાયત્રી મંત્ર પછી જે મંત્ર બોલાયછે તેને ગાયત્રીનું શિર કહેછે.

બ્રહ્મવિદ્યામાં નહી પણ કર્મવિદ્યામાંજ પુરૂષાર્થ સમજતા હતા, તેઓએ ભરતને જડબુદ્ધિ વાળો જાણી તેને શીખવવાનો આગ્રહ છોડી દીધો.[૭] પશુ જેવાં પામર માણસો એ ભરતને જ્યારે હે ઘેલા! હે જડ! અને હે બેહેરા! એમ કરી બોલાવતાં હતાં, ત્યારે ભરત પણ તેઓને તેવા શબ્દોથીજ બોલાવતા હતા. કોઇ માણસ તેમની પાસે પોતાનું કામ કરાવતા તોપણ પરાઈ ઇચ્છાથી તે કરતા હતા. વેઠથી, મૂલ્યથી, ભીખથી કે યદૃચ્છાથી થોડું, ઝાઝુ, મીઠું કે ખરાબ જે કાંઈ અન્ન મળતું હતું તે કેવળ પ્રાણના નિભાવને માટે ખાતા હતા, પણ ઇંદ્રિયોને રાજી કરવા ખાતા નહી.[૮] કોઇ બીજાથી ઉત્પન્ન થયેલ નહીં અને કોઈ બીજાથી પ્રકટ પણ થયેલ નહીં એવા વિશુદ્ધ અનુભવરૂપ પરમાનંદ આત્માની તેમને પ્રાપ્તિ થઈ હતી, તેથી માન કે અપમાન વગેરેથી થતાં સુખ કે દુઃખમાં તેમને કશુ પણ દેહાભિમાન થતુ નહી.[૯] ટાઢ, તડકો, વાયુ અને વરસાદમાં બળદની પેઠે ખુલ્લે શરીરે રહેતા હતા. અંગો પુષ્ટ અને મજબૂત હતાં. ધરતીઉપર સૂવાથી, મર્દન નહીં કરવાથી અને નહીં નાહાવાથી લાગી ગયેલી ધૂળને લીધે, નહી સાફ કરેલા મણિના તેજની પેઠે બ્રહ્મતેજ સ્પષ્ટ જણાતું ન હતું. ખરાબ લૂગડું કેડ ઉપર વીંટેલું હતુ. ઘણા મેલવાળાં જનોઇ ઉપરથી મૂર્ખ લોકો તેમને બ્રહ્મબંધુ (બ્રાહ્મણોમાં અધમ) અને જાતનો બ્રાહ્મણ એવાં નામ આપી અપમાન કરતા હતા.[૧૦] એ પ્રમાણે ફરતા ભરતજીએ જ્યારે મજૂરીનાં મૂલ્યતરીકે લોકો પાસેથી ખાવાનું લેવા માંડ્યુ ત્યારે તેમના ભાઈઓએ તેમને આહારની લાલચ આપી ચોખાનાં ખેતરમાં ક્યારાનું કામ કરવા રાખ્યા, તો તે પણ કરેછે, પરંતુ 'અહીં ગારો નાંખવાથી ક્યારો સરખો થશે અને અહીંથી ગારો કાઢી નાંખતાં વિષમ થઇ જશે, તેમજ ન્યૂન કે અધિક થઇ જશે' એવી તેમને ખબર નથી. ચોખાની કણકી, ખોળ, ફોતરાં, સડેલ અડદ અને બળેલાં અન્ન વગેરે જે કાંઇ ભાઇઓ આપેછે તેને અમૃત જેવું માની ખાઈ લેછે.[૧૧] પછી કોઈ દિવસે કોઈ ચોરલોકોના રાજાએ પોતાને સંતાન થવાની ઇચ્છાથી ભદ્રકાળી માતાને માણસનું બળિદાન દેવાની તૈયારી કરી હતી.[૧૨] તેમાં જે માણસ પકડાયો હતો તે દૈવગતિથી બંધનમાંથી છુટીને ભાગી જતાં તેને શોધી કાઢવા એ રાજાનાં માણસો દોડ કરતાં હતાં, મધરાતનો સમય હતો અને રાત ભારે અંધારી હતી. આ સમયમાં તે માણસોને પેલા ભાગી ગયેલા માણસનો પત્તો નહીં મળતાં દૈવની ઇચ્છાથી આ જડભરત કે જે ખડી ચોકીથી હરણ અને સુવર વગેરેથી ક્યારાઓની રક્ષા કરતા હતા તે નજરે પડયા.[૧૩] પછી એના શરીરનાં લક્ષણ નિર્દોષ જાણી, તેનાથી પોતાના ધણીનું કામ થશે એમ માની રાંઢવાથી બાંધીને રાજી થતા થતા તેમને માતાજીના મંદિરમાં લાવ્યા.[૧૪] પછી એ ચોર લોકોએ તે જડભરતને પોતાની રીત પ્રમાણે નવરાવ્યા, નવુ લુગડું પેહેરાવ્યું, ઘરેણાં, ચંદન, માળા અને તિલક વગેરેથી શણગાર્યા, જમાડયા અને ગાયન સ્તુતિ તથા મૃદંગ અને ઢોલના મોટા અવાજ કરતાં તેમને ભદ્રકાળીની સામે બેસાડયા.[૧૫] ધુપ, દીપ, ફૂલ, શાળ, કુંપળિયાં, જવારા, ફળ અને નૈવેદ્ય વગેરે સઘળો હિંસા કરવાનો વિધિ થઈ ચૂક્યો, પછી એ રાજાના ગોરે એ પુરૂષપશુના લોહીરૂપ આસવથી ભદ્રકાળીને તૃપ્ત કરવા સારૂ દેવીના મંત્રથી મંત્રેલી અને મહા વિકરાળ સજાવેલી તરવાર ઉપાડી.[૧૬] એવી રીતે રજોગુણી અને તમોગુણી સ્વભાવના, ધનના મદરૂપ રજોગુણથી છકી ગયેલા, જેમાં ભગવાનનો અંશ છે એવા બ્રાહ્મણના કુળને તુચ્છગણી પોતાની મરજી પ્રમાણે અવળે માર્ગે ચાલનારા અને હિંસાને તો એક રમતના જેવી માનનારા એ શૂદ્રલોકો, જોકે બ્રહ્મભૂત બ્રહ્મર્ષિના પુત્ર અને સર્વ પ્રાણીઓના મિત્રનો વધ કરવાની હિંસક શાસ્ત્રોમાં પણ રજા આપી નથી, તો પણ તેવાનો વધ કરવાનુ અત્યંત દારૂણ કામ કરવા લાગ્યા, તે જોઇ ભદ્રકાળી દેવી પોતાનું શરીર જડ

ભરતના અસહ્ય બ્રહ્મતેજથી બળવા લાગતાં, પોતાની મૂર્તિ મૂકી દઇને તરત તેમાંથી બહાર નીકળ્યાં.[17] તે લોકોનો અપરાધ નહી ખમી શકાયાથી અને શરીરનો દાહ થવા લાગવાથી તે વખતે મૂર્તિમાંથી ઉછળીને માતાજીએ ભારે વેગ કર્યો તેમની આંખોની ઝાડની ડાળ્યો જેવી ભમરો છેક કપાળમાં ઉંચી ચઢી ગઇ, વાંકી દાઢો અને રાતી આંખોના આડંબરથી મોઢું અત્યંત ભયંકર થઇ પડયું અને જાણે આ જગતનો પ્રલય કરી નાંખવાને ધારતાં હોય એવી રીતે મોટા ક્રોધથી ખડખડ હસવા માંડયું ગોરના હાથમાંથી તરવાર ઝુટી લઇને તેજ તરવારથી એ ચોર લોકોનાં માથાં કાપી નાંખતાં તેઓનાં ગળાંમાંથી નીકળતો અત્યંત ઉંના લોહી રૂપ શરબત માતાજીએ પોતાના પાર્ષદોની સાથે પીધો અને પીધા પછી તે અત્યંત પાનના મદથી વિહ્વળ થઈને પોતાના પાર્ષદોની સાથે બહુજ ઊંચા સ્વરથી ગાયું, નાચ્યાં અને માથાં રૂપ દડાઓથી રમત કરી.[18] આવી રીતે જે માણસ મોટા પુરૂષોનું ભૂડું કરવા જાય તેનું બધી રીતે પોતાનુંજ ભૂડું થાય એ નિશ્ચય છે[19] હે પરીક્ષિત રાજા! મહાવૈષ્ણવ પરમહંસોને પોતાનું માથું કપાવાના સમયમાં પણ જરાય સંભ્રમ ન થાયએ વાતમાં મોટું આશ્ચર્ય નથી, કેમકે દેહાદિક જડ પદાર્થોને આત્મા લેખવા રૂપ હૃદયની મજબુત ગાંઠ તેઓએ છોડી દીધેલી હોયછે, અને સર્વ પ્રાણીઓના મિત્ર, આત્મારૂપ વૈરરહિત તથા ભગવાનના નિર્ભય ચરણારવિંદના મૂળમાં રહેનારા એ લોકોની સાક્ષાત્ ભગવાનજ પોતાના સાવધાન કાળરૂપ ચક્રવત અને બીજા પણ તે તે પદાર્થોની વતે રક્ષા કરેછે[20]

**न वा एतद्विष्णुदत्त महदद्भुतं यदसंभ्रमः स्वशिरच्छेदन आपतितेपि विमुक्तदेहाद्यात्मभावसुदृढहृदयग्रंथीनां सर्वसत्त्वसुहृदात्मनां निर्वैराणां साक्षाद्भगवताऽनिमिषारिवरायुधेनाप्रमत्तेन तैस्तैर्भावैः परिरक्ष्यमाणानां तत्पादमूलमकुतश्चिद्भयमुपसृतानां भागवतपरमहंसानाम् ॥ २० ॥**

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના પંચમસ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૧૦ મો.*

### રહૂગણ અને જડભરતનો મેળાપ.

**॥ श्रीशुक उवाच ॥**

**अथ सिंधुसौवीरपते रहूगणस्य व्रजत इक्षुमत्यास्तटे तत्कुलपतिना शिबिकावाहपुरुषान्वेषणसमये दैवेनोपसादितः स द्विजवर उपलब्ध एष पीवा युवा संहननांगो गोखरवद्धुरं वोढुमलमिति पूर्वविष्टिगृहीतैः सहगृहीत प्रसभमतदर्ह उवाह शिबिकां सह महानुभावः १**

શુકદેવજી કહેછે×-તે પછી સિંધુ અને સૌવીર દેશનો પતિ રહૂગણ રાજા કપિલમુનિના આશ્રમમાં જતો હતો, ત્યાં વચમાં ઇક્ષુમતી નદીને કાંઠે તે રાજાની પાલખી ઉપાડનારા ભોઈ લોકોનો જમાદાર બીજા ભોઇને વેઠે પકડી લેવાની તજવીજ કરતાં તેના હાથમાં એ જડભરત આવી ગયા આ માણસ પુષ્ટ, જુવાન, અને મજબુત હોવાથી બળદ અને ગધેડાની પેઠે ભાર ઊપાડવામાં સમર્થ છે, એમ ધારીને બીજાઓની સાથે તેને પણ એ જમાદારે બળાત્કારથી વેઠે પકડી લેતાં જોકે એ કામને એ યોગ્ય નથી તો પણ પોતે મહાજ્ઞાની હોવાથી તેમણે બીજા ભોઈઓની સાથે પાલખી ઉપાડી[1] એ જડભરત, માર્ગમાં કોઇ જીવ પગથી ચંપાઇ ન જાય એટલામાટે એક બાણ જેટલી જગ્યા જોઇ જોઇને ચાલતાં બીજા ભોઇ લોકોની ચાલ સરખી નહી આવવાથી પાલખી ખાંગી થઈ ગઇ, તે જોઇને રહૂગણ રાજાએ ભોઇઓને કહ્યું કે 'અરે ભોઇઓ! બરાબર ચાલો પાલખી ખાંગી કેમ થઇ જાય છે?'[2] એ પ્રમાણે રાજાનું ઠપકાભરેલું વચન સાંભળી દંડની બીકથી ભોઇલોકોએ વિજ્ઞપ્તિ કરી કે-'હે રાજા! અમો ગાફલ નથી અને ત

* આ દશમા અધ્યાયમા જડભરત પાલખી ઉપાડી ચાલતા રહૂગણ રાજાએ તેમનો તિરસ્કાર કર્યો અને પાછળથી પોતે કહેલા દુર્વચનોના પ્રત્યુત્તર સાંભળી તેમને ઓળખી લઇને તુરત પ્રસન્ન કર્યા, એ કથા કહેવાશે

× ભદ્રકાળીના મંદિરમા જડભરતે જે નિર્વિકારપણું દેખાડયું તેતો અજ્ઞાન માણસમા પણ હોયછે માટે ભરતની સર્વજ્ઞતા દેખાડવા સારૂ રહૂગણની કથા કહેછે.

મારી આજ્ઞાપ્રમાણે બરાબરરીતેજ ચાલીએ છીએ, પણ આ માણસ કે જેને હમણાંજ પકડેલો છે તે તરત ચાલતો નથી, અને આની સાથે અમો પણ ચાલી શકીશું નહીં.[૩-૪] એવું એ રાંક લોકોનું વચન સાંભળી રાજાએ નિશ્ચય કર્યો કે 'ખરી વાત છે. એકનો અપરાધ હોય તે પણ તેના સઘળા સોબતીઓ ઉપર આવેછે' પછી એ રહૂગણ રાજા જો કે વૃદ્ધ લોકોની સેવા કરનાર હતો, તોપણ રજોગુણી અને રાજકીય સ્વભાવને લીધે જરાક ક્રોધસહિત બળાત્કારમાં આવી જઇ એ જડભરત કે જેનું તેજ રાખમાં ભારેલા અગ્નિની પેઠે સ્પષ્ટ દેખાતુ ન હતુ, તેમને આ પ્રમાણે મશ્કરીમાં કહેવા લાગ્યો.[૫] અહો! હે ભાઇ! અફસોસ છે તુ નક્કી બહુજ થાકી રહ્યોછે! લાંબા માર્ગમાં તેં ઘણીવાર થયા એકલાએજ પાલખી ઉપાડી છે તુ બહુ જાડો નથી શરીર મજબુત નથી, અને ઘરડપણથી ઘેરાયેલો પણ છે!! હે મિત્ર! આ તારા સોબતીઓ કાંઇ તારા જેવા નથી." એવી રીતે રહૂગણે ઘણી મશ્કરી કરી તોપણ તે જડભરતને પોતાના છેલ્લા દેહરૂપ ખોટુ ઓઠુ કે જે પાંચભૂત, ઇંદ્રિય, કર્મ અને અંતઃકરણરૂપ માયાના પદાર્થોથી બનેલુ છે, તેમાં હું અને મારૂ એવી ખોટી પ્રતિતી હતી નહી, અને પોતે બ્રહ્મભૂત હતા, તેથી કાંઇ ન બોલતાં આગળની પેઠેજ પાલખી ઉપાડી ચાલવા લાગ્યા[૬] પાછી પોતાની પાલખી ખાંગી થઇ જતાં રહૂગણ રાજા રીસ કરીને બોલ્યો કે-" અરે! આ શુ? તું જીવતે મૂવેલો છે તુ મને નહી ગણકારીને મારા હુકમનું અપમાન કરેછે. યમરાજા જેમ પ્રાણીઓને શિક્ષા કરેછે તેમ હુ પણ તારી ગફલતને સારૂ શિક્ષા કરીશ, કે જેથી તુ પાંશરો થઈ રહેશે." એ પ્રમાણે રહૂગણ રાજા કે જે રજોગુણ અને તમોગુણથી વધેલા અભિમાનને લીધે કોઇ પણ વૈષ્ણવ જનને ગણકારતો નહી હતો, અને રાજાપણાના અભિમાનથી નજરમાં આવે તેમ ઘણુજ બોલતો હતો, તેને બ્રહ્મભૂત, ગર્વરહિત, સર્વ પ્રાણીઓના મિત્ર, સર્વના આત્મારૂપ અને યોગેશ્વરોની રીતિમાં બહુજ વ્યુત્પત્તિવાળા જડભરતે જાણે હસતા હોય એવી રીતે નીચે પ્રમાણે કહ્યુ[૮]

જડભરત કહેછે-હે રાજા! તે* જે કહ્યુ તે એ પ્રમાણેજ છે એમાં કાંઈ મારી મશ્કરી કરી નથી જો ભાર નામનો કોઇ પદાર્થ હોય, તે વળી ઉપાડનારા દેહને લાગતો હોય અને તેની સાથે મારે કશો સબંધ હોય, તો તે મારી મશ્કરી કરી એમ સમજુ, પણ ભાર એ શુ છે અને દેહ એ શી ચીજ છે તેનું નિરૂપણ થઇ શકતુ નથી, અને તે ભાર કે દેહની સાથે મારે કશું લાગતુ વળગતું નથી, માટે તારાં વાક્યોને હુ મશ્કરીરૂપ સમજતો નથી તેમજ જો કોઈ ચાલીને પોહોચવાનુ સ્થળ અથવા ચાલવાનો માર્ગ હોય અને તેની સાથે મારે કશો સબધ હોય તો તે મારી મશ્કરી કરી એમ સમજુ, પણ તેમાંનુ કશુ નથી તેથી તે ખરૂ જ કહ્યુછે એમ સમજુ છુ આત્માને+ પુષ્ટ છે એમ તો મૂર્ખ લોકોજ કહે, કેમકે પાંચ મહાભૂતના સમૂહરૂપ દેહજ પુષ્ટ હોયછે, પણ આત્મા કદી પુષ્ટ હોતો નથી માટે દેહજ પુષ્ટ છે પણ હુ પુષ્ટ નથી.[૯] જાડાપણું, દુબળાપણુ, વ્યાધિ, આધિ, ક્ષુધા, તૃષા, ભય, કજીયો, ઇચ્છા, જરા, નિદ્રા, મૈથુન, ક્રોધ, અહંકારથી થતો મદ અને શોક એ સઘળું જે ધણી દેહની સાથે જન્મેલો હોય તેને હોયછે, પણ હુ કે જે દેહની ભેળો જન્મેલો નથી તેને એમાંનુ કશુ નથી[૧૦] હે રાજા! હુ† એકલોજ જીવતે મુવો નથી પણ સઘળુ જગત જીવતે મુવેલુ છે, કેમકે ક્ષણે ક્ષણે જગત્ થતું જાયછે અને મરતું જાયછે ધણીપણુ× અને નોકરપણું જો અવિચળ હોય તો તારે આજ્ઞા કરવી અને મારે કામ કરવુ એ ઘટેછે, પરંતુ એ અવિચળ

* તુ થાકી રહ્યો નથી અને લાંબો રસ્તો કાપ્યો નથી એમ જે વક્રોક્તિથી કહ્યુ છે તેનો ઉત્તર આપેછે

+ તુ બહુ જાડો નથી એમ જે વક્રોક્તિથી કહ્યુછે તેનો ઉત્તર આપેછે.

† તુ જીવતે મુવો છે એમ જે કહ્યુછે તેનો ઉત્તર આપેછે × તુ ધણીના હુકમનુ અપમાન કરેછે એમ જે કહ્યુ છે તેનો ઉત્તર આપેછે.

નથી એટલે જો તું રાજ્યથી ભ્રષ્ટ થાય અને મને રાજ્ય મળે તો હું આજ્ઞા કરૂં અને તારે કામ કરવું પડે.[11] આ રાજા છે અને આ નોકર છે ઇત્યાદિક ભેદબુદ્ધિનો અવકાશ વ્યવહાર શિવાય જરા પણ જોવામાં આવતો નથી. માટે જો કે એવી રીતે વ્યવહારદૃષ્ટિ છોડી દઇને વાસ્તવિક વિચાર કરીએ તો તેમાં રાજા કોણ અને તેનો તાબેદાર કોણ? એ કાંઇ પણ નથી, તોપણ તારે જો રાજાપણાનું અભિમાન હોય તો હે રાજા! જેમ તું કહે તેમ કરવા તૈયાર છીએ.[12] હું કે જે છકેલા, ઘેલા અને જડની પેઠે રહું છું અને બ્રહ્મપણું પામ્યો છું, તેને દંડથી અથવા શીખામણથી શું થવાનું છે? કેમકે જીવન્મુક્તને અર્થ અથવા અનર્થ એમાંનું કાંઇ પણ નથી. કદાચ હું જીવન્મુક્ત નથી પણ અક્કડ અને ઘેલોજ છું, તોપણ દળેલાને દળવાની પેઠે મારા ઉપર દંડ કે શિખામણ એ સઘળું વ્યર્થજ છે; કેમકે જડ સ્વભાવના માણસને કોઇ રીતે ડાહ્યો કરી શકાતોજ નથી.[13]

શુકદેવજી કહેછે—સ્વભાવથીજ શાંત અને દેહાભિમાન કરાવનારી અવિદ્યાથી મુક્ત થયેલા જડભરત કે જે સુખદુઃખાદિકને ભોગવી લઇને પ્રારબ્ધકર્મનો ક્ષય કરતા હતા, તે એ પ્રમાણે ભાષણથી રહૂગણે કહેલી સઘળી વક્રોક્તિના ઉત્તર આપી પ્રથમની પેઠેજ પાલખી ઉપાડી ચાલવા લાગ્યા.[14] હે પરીક્ષિત રાજા! એ સિંધુ તથા સૌવીર દેશનો અધિપતિ રહૂગણ રાજા કે જેને સારી શ્રદ્ધાને લીધે તત્વજ્ઞાન મેળવવામાં પણ અધિકાર મળ્યો હતો, તે પોતે એ પ્રમાણે દેહાભિમાનને તોડનારૂં અને યોગના ઘણા ગ્રંથોને અનુસરતું એ જડભરતનું વચન સાંભળી તુરતજ પાલખીમાંથી ઉતરી પડી રાજાપણાનું અભિમાન છૂટી જતાં તેમના ચરણમાં માથું મૂકી ક્ષમા માગતાં બોલ્યો કે—"તમે છાનાઇથી ફરનારા કોણ છો? કયા મુનિવર છો? કેમકે જનોઇ ધરી રહ્યાછો ગુરૂદત્તાત્રેય વગેરે અવધુતોમાંના કયા અવધુત છો? અહીં શા માટે નીકળી આવ્યાછો! કોના પુત્ર છો! ક્યાંના જન્મેલ છો? અમારૂં કલ્યાણ કરવાનેસારૂ અહીં પધાર્યા હો તો કપિલદેવજી તો નહીં?[15-16] ઇંદ્રના વજ્રથી, મહાદેવના ત્રિશૂળથી, યમના દંડથી અથવા અગ્નિ, સૂર્ય વાયુ કે કુબેરનાં અસ્ત્રથી હું બીતો નથી, પરંતુ બ્રાહ્મણના કુળનું અપમાન કરવાથી બહુજ બીઉંછું.[17] એટલામાટે મોટા મહિમાવાળા અને જ્ઞાનરૂપ છાના પ્રભાવવાળા આપ કે જે જડની પેઠે ફરો છો તે મને ઉપર કહેલાં પ્રશ્નોનો ઉત્તર આપો. યોગથી ગુપ્ત થયેલાં આપનાં વચનો અમારાથી તો શું પણ સૂક્ષ્મદૃષ્ટિવાળા વિદ્વાનોથી પણ બરાબર ફોડથી સમજી શકાય એવાં નથી.[18] હું પણ મહાયોગેશ્વર, આત્મવેત્તા મુનિઓના પરમ ગુરૂ અને જ્ઞાનશક્તિથી અવતરેલા કપિલભગવાનની પાસે આ સંસારમાં સાચું શરણ કયું છે? એ પૂછવાસારૂજ જાઉંછું.[19] હું એમ કલ્પના કરૂં છું કે તે કપિલદેવજીજ આપ હશો અને લોકોને જોવાસારૂ છાના રૂપથી ફરતા હશો. આંધળી બુદ્ધિનો અને ઘરમાંજ બંધાઇ રહેલો માણસ યોગેશ્વરોની ખરી ગતિને તો શી રીતે જાણી શકે?[20] આપે કહ્યું કે શ્રમજ નથી, પરંતુ એ વાત મારા મનમાં ગોઠતી નથી. હું કોઇ વખત યુદ્ધ વગેરે કામ કરૂં છું ત્યારે થાકી રહું છું, તેમ આપને પણ ભાર ઉપાડવા અને ચાલવા વગેરેથી થાક લાગવો જોઈએ એમ અનુમાન કરૂં છું. વ્યવહારના માર્ગને આપ ખોટો કહોછો, પરંતુ જેમ ખોટા ઘડાથી પાણી લાવવાં વગેરે કામ થાય નહીં, તેમ વ્યવહાર પણ ખોટો હોય તો તેથી કશું કામ ન થવું જોઇએ વ્યવહાર (સંસાર)થી તો સઘળું કામ થાયછે, માટે તેને ખોટો શી રીતે કહી શકાય?[21] આપે કહ્યું કે 'સુખદુઃખ વગેરે ધર્મો દેહનાજ છે, આત્માના નથી.' એ વિષયમાં મને સંશય છે જેમ તપેલીને તાપ લાગવાથી તેની અંદરના દૂધને તાપ લાગેછે, દૂધને તાપ લાગવાથી ચોખાના ઉપરના ભાગને તાપ લાગેછે અને ઉપરના ભાગને તાપ લાગવાથી અંદરના ભાગને તાપ લાગેછે, એમાં કાંઇપણ ખોટું નથી. એવી રીતે દેહને દુઃખ થવાથી તેની

અંદરની ઇંદ્રિયોને દુઃખ થવું જોઇએ, ઇંદ્રિયોને દુઃખ થવાથી પ્રાણને દુઃખ થવું જોઇએ, પ્રાણને દુઃખ થવાથી મનને દુઃખ થવું જોઇએ અને મનને દુઃખ થવાથી તેના સંબંધમાં રહેલા આત્માને પણ દુઃખ થવું જોઇએ.[૨૨] આપે કહ્યું કે 'ધણીપણું અને નોકરપણું અવિચળ નથી' પરંતુ જે વખતે જે રાજા હોય તે તે વખતે પ્રજાનુ શાસન અને પાલન કરે એમાં શું ખોટું છે ? જે રાજા ભગવાનનો ભક્ત રહીને યોગ્ય રીતે પોતાનો રાજ્યાધિકાર ચલાવતો હોય, તે ગાફલ લોકો વગેરેને શિક્ષા કરે તે દળેલાને દળવા જેવું નિષ્ફળ કેમ કહેવાય ? હું તો એમ ધારૂ છુ કે એ રાજા પોતાનો ધર્મ પાળવારૂપ ભગવાનની ભક્તિ કરવાથી પોતાના પાપના સમુહનો નાશ કરેછે.[૨૩] આપે જે કહ્યું તે મને ઉલટુ લાગેછે, એટલામાટે હે દીનબંધુ ! હુ કે જે રાજાપણાના અભિમાનથી મહાત્માઓનો તિરસ્કાર કરનાર છુ તેના ઉપર સ્નેહદૃષ્ટિ કરો, કે જેથી મહાત્માઓના અપમાન કરવારૂપ પાપમાંથી મુક્ત થાઉં.[૨૪] આપ કે જે સર્વ જગતના સંબંધી, સખા અને સમતાને લીધે દેહાભિમાનરહિત છો, તેમને જો કે કશો વિકાર નથી, તોપણ મારા જેવો માણસ તો સદાશિવ જેવો સમર્થ હોય તોપણ પોતે કરેલા મહાત્માઓના અપમાનથી જલદી નાશ પામ્યા વગર રહેજ નહી."[૨૫]

**न विक्रिया विश्वसुहृत्सखस्य साम्येन वीताभिमतेस्तत्रापि । महद्विमानात्स्वकृताद्धि मादृङ्नंक्ष्यत्यदूरादपि शूलपाणिः ॥२५॥**

ઈતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના પંચમસ્કંધનો
દશમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૧૧ મો.*

### ભરતજીએ રહૂગણ રાજાને કરેલો બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ.

**॥ ब्राह्मण उवाच ॥**

**अकोविदःकोविदवादवादान्**
**वदस्यथो नातिविदां वरिष्ठ ।**
**नसूरयोहि व्यवहारमेतं**
**तत्त्वावमर्शेनसहामनंति ॥ १ ॥**

જડભરત કહેછે-તું મૂર્ખ છતાં પણ વિદ્વાનના જેવી પકડથી વાતો કરેછે, પણ તેટલાથી તું મોટો વિદ્વાન્ ગણાય એમ નથી; કારણ કે વાસ્તવિક વિચાર કરતાં આ વ્યવહાર સાચો ઠરતોજ નથી એમ વિદ્વાનો કહેછે.[૧] હે રાજા ! જેમ લોકવ્યવહાર પણ સત્ય નથી તેમ વેદમાં કહેલો કર્મવ્યવહાર પણ સત્ય નથી. ઘરમાં રહીને કરવાના યજ્ઞોના વિસ્તારસંબંધી વિદ્યાઓને બહુજ લાગુ પડતાં વેદવચનોમાં તત્વજ્ઞાનની વાત ઘણું કરીને પ્રકાશતીજ નથી કેમકે તત્વજ્ઞાન હિંસાદિક દોષથી રહિત છે અને કર્મકાંડની વિદ્યામાં હિંસાદિક દોષ રહેલા છે. તત્વજ્ઞાનમાં રાગદ્વેષાદિક રહેતાં નથી અને કર્મકાંડની વિદ્યામાં રાગદ્વેષાદિક રહેછે.[૨] જેમ સ્વપ્નનુ સુખ દૃશ્ય અને અનિત્ય હોવાથી મિથ્યા છે તેમ ગૃહસ્થાશ્રમનુ સુખ પણ દૃશ્ય અને અનિત્ય હોવાથી મિથ્યા છે, એવુ દૃઢ અનુમાન જે માણસે પોતાથી ન કરેલુ હોય તે માણસને વેદાંતનાં વચનો જોકે તત્વજ્ઞાનનેસારૂ ઘણાંજ સરસ છે તો પણ યથાર્થ તત્વજ્ઞાન આપી શકતાં નથી[૩] જ્યાંસુધી માણસનું મન સત્વ, રજ અથવા તમોગુણને વશ રહેછે ત્યાંસુધી નિરંકુશ રહીને જ્ઞાનેદ્રિયથી અને કર્મેદ્રિયથી પાપ પુણ્ય કર્યા કરેછે, એ મન પાપ-પુણ્યની વાસનાને લીધે વિષયોથી રંગાઈ જઇને વિષયોમાં આમ તેમ ભટક્યા કરેછે.[૪] પંચભૂત અને અગિયાર ઇંદ્રિયોમાં મુખ્ય તથા કામક્રોધાદિક અનેક વિકારવાળુ એ મનજ દેવ મનુષ્ય અને પશુપક્ષી વગેરે અનેક દેહ અને અનેક જુદાં જુદાં નામ ધરી લેછે, અને તે તે દેહને લીધે ઉંચ નીચપણું પણ બનાવી દેછે[૫] ટાળ્યાં ટળે નહીં એવાં અને સમયપ્રમાણે આવીને ઉભાં રહેતાં સુખ, દુઃખ અને મોહને ચારેકોર પેદા કરનારૂ પણ એ મનજ છે એ મન માયાએ બનાવેલી જીવની ઉપાધિ છે તેથી જીવને પોતામાં ખોટો અધ્યાસ કરાવી દઇને ( હુંજ મન છું એમ

* આ અગિયારમા અધ્યાયમાં રહુગણ રાજાએ પ્રશ્ન કરતાં જડભરતે તેને ઉત્તમ બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કર્યો, એ કથા કહેવાશે.

મનાવી દઇને ) સંસારરૂપ ચક્રમાં ભૂલ ખવરાવી દેછે.[1] એવી રીતે જાગૃત અને સ્વપ્નરૂપ આ આખો સંસાર મનની કલ્પનાથીજ ઉભો થયોછે અને મનના પ્રમાણમાંજ પ્રકાશ્યા કરેછે. આત્મા એ મનથી પેદા થયેલા સંસારનો ફક્ત જોનારજ હોવાથી વાસ્તવિક રીતે તેની સાથે બીજો કશો સંબંધ ધરાવતો નથી, તોપણ એ મન હું છું એવા ખોટા અધ્યાસથી ઊંચનીચપણા વગેરે ધર્મો પોતામાં માની લેછે. એવી રીતે આત્માને દેહાભિમાનરૂપ અધમતા આપનારૂ જોકે મનજ છે, તોપણ દેહાભિમાનથી છૂટવારૂપ ઉત્તમતા આપનારૂ પણ તેજ છે.[7]મન વિષયોમાં લાગ્યુ હોય તો જીવને જન્મમરણાદિક દુઃખ આપેછે, અને તેજ મન જો વિષયોથી સાવ અવળુ રહે તો મોક્ષ પણ આપેછે. જેમ દીવો ઘીવાળી વાટને ખાધા કરતો હોય ત્યાંસુધી તેમાંથી ધૂમાડાવાળી શિખાઓ નીકળ્યા કરેછે, અને ઘી તથા વાટ સઘળુ બળી જાય ત્યારે ઠરી જઈને તેજરૂપ થઇ જાયછે, તેપ્રમાણે મન જ્યાંસુધી વિષયો અને કર્મોમાં લાગી રહેલુ હોયછે ત્યાંસુધી તેમાં અગિયાર વૃત્તિઓ દેખાયછે, અને વિષયો તથા કર્મોથી છૂટુ પડે ત્યારે તે બ્રહ્માકાર થઈ જાયછે મનની વૃત્તિઓ અગિયાર છે, તેઓમાં પાંચ ક્રિયારૂપ છે, પાંચ જ્ઞાનરૂપ છે અને એક અભિમાનરૂપ છે.[8-9]હે રાજા! પાંચ વિષય, પાંચ કર્મ અને એક પુર એ અગિયાર પદાર્થો, ઉપર કહેલી અગિયાર વૃત્તિઓની જગ્યા છે એઓમાં ગંધ, રૂપ, સ્પર્શ, રસ અને શબ્દ એ પાંચ વિષય સમજવા, એટલે જ્ઞાનેદ્રિયરૂપ દ્વારથી મનની વૃત્તિઓની એ જગ્યા છે મલોત્સર્ગ, મૈથુન, ગતિ, ભાષણ અને કારીગરી એ પાંચ કર્મ સમજવાં, એટલે કર્મેન્દ્રિયરૂપ દ્વારથી મનની વૃત્તિઓની એ જગ્યા છે.[10]અગિયારમુ જે પુર કહ્યું તે અભિમાન ( મમતા )રૂપ મનની વૃત્તિનુ સ્થાનક, એટલે મારૂ છે એમ સ્વીકારેલુ શરીર સમજવું કેટલાએક વિદ્વાનો એમ પણ કહેછે કે અહંકાર નામે મનની એક બારમી વૃત્તિ પણ છે, અને તેની જગ્યા પણ ઉપર કહેલુ શરીરજ છે.* જો કે એ પ્રમાણે મુખ્યત્વે કરી મનની વૃત્તિઓ અગિયાર ગણાય છે, તોપણ તે વૃત્તિઓ પદાર્થો, સ્વભાવ, સંસ્કાર, અદૃષ્ટ અને કાળને લીધે પોતાના પેટાના ભેદોથી સેંકડો, હજારો અને કરોડો થાયછે હવે એ વૃત્તિઓ શાથી પેદા થાયછે એમ વિચાર કરીએ તો જીવમાંથી પેદા થવી ઘટતી નથી, કેમકે જીવ નિર્વિકાર છે પોતપોતામાં પરસ્પરથી પણ પેદાથવી ઘટતી નથી, કેમકે એમ માનવામાં અન્યોન્યાશ્રય× દોષ આવેછે. તેમ પોતે પોતામાંથી પેદા થવી પણ ઘટતી નથી, કેમકે તેમ થવામાં આત્માશ્રય+ દોષ આવેછે. એવી રીતે કોઇ પ્રકારથી પણ એ વૃત્તિઓની ઉત્પત્તિનું નિરૂપણ થઇ શકતુ નથી, માટે તે વૃત્તિઓ ખોટીજ છે એમ નિશ્ચય કરી શકાયછે.[11] એ પ્રમાણે વિષયો અને કર્મોના સંબંધથી મનની વૃત્તિઓ ઉઠયા કરેછે, અને તે સંબંધ જ્યારે મટે ત્યારે તે મન આત્માકાર થઈ જાયછે, કે જે આત્મા પોતાને અપવિત્ર કરી દેનારા અને માયાએ બનાવેલા ઉપાધિરૂપ મનની પ્રવાહરૂપે નિરંતર ચાલતી એ વૃત્તિઓને શુદ્ધ રહીને જોયા કરેછે. જાગ્રત અને સ્વપ્ન અવસ્થામાં એ વૃત્તિઓને પ્રકટ થયેલી જાણનાર અને સુષુપ્તિમાં તિરોહિત થયેલી જાણનાર અર્થાત્ ત્રણે અવસ્થાનો સાક્ષી એ આત્મા છે[12]જે આત્મા છે તેજ પુરાણપુરૂષ, સ્વયંપ્રકાશ, અજન્મા અને સર્વના સ્વામી સાક્ષાત્ પરબ્રહ્મ છે ભગવાન્, નારાયણ અને વાસુદેવ પણ એજ છે પોતાની માયાથી ઈશ્વરરૂપે એજ સર્વને નિયમમાં રાખેછે[13]જેમ વાયુ પ્રાણરૂપથી પ્રવેશ કરી સ્થાવર અને જંગમને નિયમમાં રાખે

* વિવેકી પુરૂષો શરીરને મારૂ કરી જાણેછે પણ મૂઢ પુરૂષો તો શરીરને હું કરી માનેછે, માટે અહંકારને બારમી જૂદી વૃત્તિ ગણીછે

× મૈત્ર નામનો પુરૂષ ચૈત્રનામના પુરૂષમાથી પેદા થયો અને ચૈત્રનામનો એજ પુરૂષ મૈત્રનામના એજ પુરૂષમાથી પેદા થયો, એમ માનવામા અન્યોન્યાશ્રય ( પેહેલામાથી બીજો અને બીજામાથી પેહેલો થયો એવો સ્વીકાર ) દોષ આવેછે અને તે સંભવવિરૂદ્ધ ગણાયછે + પોતાને પોતામાથીજ પેદા થયો માનવો એ આત્માશ્રય દોષ ગણાયછે, કેમકે તે સંભવવિરૂદ્ધ છે.

છે, તેમ ક્ષેત્રજ્ઞ ભગવાન્ વાસુદેવ પણ આત્મ સ્વરૂપથી પ્રવેશ કરી વિશ્વને નિયમમાં રાખેછે.[૧૪] હે રહૂગણ રાજા ! સંગમાત્ર છોડી દઇને, છ ઇંદ્રિયોરૂપ શત્રુઓને જીતીને તથા જ્ઞાનના ઉદયથી આ જોવામાં આવતી સઘળી માયાને ટાળીને પ્રાણી જ્યાંસુધી પોતાના સ્વરૂપને જાણતો નથી ત્યાંસુધી સંસારમાં ભટક્યા કરેછે.[૧૫] શોક, મોહ, રોગ, રાગ, લોભ, વૈર અને મમતા કરાવનાર તથા સ્વરૂપની ઉપાધિરૂપ એ મનજ લોકોને સંસારના તાપનું મૂળ છે, એમ જ્યાંસુધી પ્રાણી જાણતો નથી, ત્યાંસુધી સંસારમાં ભટક્યા કરેછે,[૧૬] એટલામાટે હે રાજા ! તું પોતે પણ એ મનરૂપ શત્રુ કે જે, જેમ જેમ ઉપેક્ષા રાખીએ તેમ તેમ વધતો જાયછે, મહાબળવાન્ છે, અને જૂઠો છતાં પણ સ્વરૂપને ભૂલાવી દેનાર છે, તેને સાવધાન રહી ભગવાનરૂપ ગુરૂના ચરણની ઉપાસનારૂપ અસ્ત્રથી હણી નાંખ.[૧૭]

> भ्रातृव्यमेनं तददभ्रवीर्य-
> मुपेक्षयाऽध्येधितमप्रमत्तः ।
> हरेर्गुरोश्वरणोपासनास्त्रो
> जहि व्यलीकं स्वयमात्ममोषम् ॥ १७ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના પંચમસ્કંધનો અગીઆરમો અધ્યાય સંપૂર્ણ

---

## અધ્યાય ૧૨ મો.*

### જડભરતે રહૂગણના સંદેહ દૂર કર્યા.

॥ रहूगण उवाच ॥

नमोनम कारणविग्रहाय स्वरूपतुच्छीकृतविग्रहाय।
नमोऽवधूतद्विजबंधुलिंगनिगूढनित्यानुभवायतुभ्यम्॥

રહૂગણ રાજા કહેછે—હે યોગેશ્વર ! તમે કે જે ઇશ્વરનાજ શરીરરૂપ, પરમાનંદના પ્રકાશથી દેહાદિકને તુચ્છ ગણનાર અને સામાન્ય બ્રાહ્મણના વેષથી પોતાના સ્વતંત્ર અનુભવને ગૂઢ રાખનાર છો, તેમને વારંવાર નમસ્કાર કરૂં છું.[૧] તાવના દરદથી પીડાએલાને જેમ ઓસડ અમૃતરૂપ છે અને ગરમીથી તપી ગયેલાને જેમ ટાઢું જળ અમૃતરૂપ છે, તેમ હું કે જે આ અધમ દેહના અભિમાનરૂપ સર્પ કરડવાથી આંધળો થયેલો છું તેને તમારૂં વચન અમૃત અને ઔષધરૂપ છે;[૨] એટલામાટે મારા મનમાં જે સંશય છે તે તો હું પાછળથી આપને પૂછીશ, પણ હમણાં તો જ્ઞાનયોગથી ગુંથાયેલી જે વાત આપ કહી ગયા તેનુંજ મારાથી ઠીક સમજાય એવું વ્યાખ્યાન કરો એ સાંભળવાનો મને ઉત્સાહ થયો છે[૩] હે યોગેશ્વર ! આ ભાર ઉપાડવા વગેરેની ક્રિયા અને તેથી થતું પરિશ્રમાદિક કે જે પ્રત્યક્ષ રીતે સત્ય દેખાયછે અને વ્યવહારનું કારણ છે, તે સઘળું વાસ્તવિક વિચાર કરતાં કાંઈ છેજ નહીં, એમ જે આપ કહી ગયા તે વાતમાં મારા મનની ભ્રાંતિ મટતી નથી[૪]

જડભરત કહેછે—જે પૃથ્વીમાંથી બનેલો પદાર્થ કોઈ કારણથી પૃથ્વી ઉપર ચાલેછે તેને આપણે ભોઇ વગેરે નામથી જાણીએ છીએ, અને જે ચાલતો નથી તેને આપણે પથરા વગેરે નામથી જાણીએ છીએ. બાકી ભોઈમાં અને પથરામાં કાંઇપણ ભેદ નથી, માટે પથરાને જેમ જડપણાને લીધે ભાર કે પરિશ્રમ નથી તેમ ભોઈને પણ ભાર કે પરિશ્રમ નજ હોવો જોઇએ. જેને પરિશ્રમ લાગેછે તેનું જો નિરૂપણ થઈ શકતું હોય તો કદાચ આપણે પરિશ્રમ લાગવાની વાત સાચીપણ માનીએ, પરંતુ તેજ થઇ શકતું નથી અવયવો શિવાય અવયવીનું નિરૂપણ જ થઇ શકતું નથી. જોવું જોઈએ કે એક ભોઇના શરીરમાં કેટલા અવયવો છે? માટીમાંથી બનેલા ભોઇના પગઉપર ઘુંટી છે, ઘુંટી ઉપર પીંડીઓ છે, પીંડી ઉપર ગોઠણ છે, ગોઠણ ઉપર સાથળ છે, સાથળ ઉપર કેડ છે, કેડ ઉપર છાતી છે, છાતી ઉપર ડોક છે, ડોક પછી ખભા આવેછે અને ખભા ઉપર લાકડાની પાલખીમાં સૌવીર દેશનો રાજા એવા નામથી ઓળખાતું આ માટીનું ઓઠું બેઠું છે. હવે એટલા બધા કટકાઓમાં કયા કટકાને ભાર કે પરિશ્રમ છે ?

---

* આ બારમા અધ્યાયમા રહૂગણ રાજાએ સંદેહને લીધે ફરીવાર પૂછતાં એ મોટા યોગી જડભરતે તેના બધા સંદેહ મટાડ્યા એ કથા કહેવાશે.

જો કટકા વગરનો એકજ પદાર્થ હોય તો આપણે તેને ભાર કે પરિશ્રમ લાગવાનુ માનીએ, પરંતુ કટકાઓને છોડી દેતાં શરીર નામનો કાંઈ પણ પદાર્થ રહેતો નથી, માટે ભાર કે પરિશ્રમ કોને લાગેછે તેનું કાંઇ નિરૂપણજ થઈ શકતું નથી. પાલખીમાં બેઠેલા માટીના ઓઠામાં (શરીરમાં) હુ છુ એવુ અભિમાન ધરી તું સિંધુદેશના રાજાપણાના મદથી આંધળો બનતાં આ મહાકષ્ટથી કંગાલ થયેલા બિચારા ભોઇઓને વેઠે પકડેછે, માટે ખરેખર તુ નિર્દય અને ઘાતકી છે અને એ પ્રમાણે ઘાતકી છતાં પણ તું નિર્લજ્જપણાથી બકેછે કે હુ તો મનુષ્યોની રક્ષા કરનારછું, માટે વિવેકી પુરૂષોની સભામાં તને શોભા મળે એમ નથી [૫-૭] ઉપરઉપરના અવયવોનો ભાર નીચેનીચેના અવયવોને લાગેછે એમ પણ કહી શકાતુ નથી, કેમકે અવયવવાળા એક પદાર્થનું જેમ નિરૂપણ થઈ શકતુ નથી, તેમ અવયવોનું પણ નિરૂપણ થઇ શકતું નથી સ્થાવર અને જંગમ સઘળા જગતની ઉત્પત્તિ અને નાશ પૃથ્વીમાંજ થાયછે એ વાત સિદ્ધ છે માટે સઘળા અવયવો પૃથ્વીનાજ વિકાર છે એટલુજ નહીં, પરંતુ કોઈ પણ જગતનો પદાર્થ પૃથ્વીથી જૂદો પડે એમ નથી. માત્ર તે તે પદાર્થોનાં નામજ જૂદાં છે, માટે નામ માત્ર શિવાય વ્યવહારનું કોઈ પણ કારણ કાર્ય કરવાને લીધે સત્ય છે એમ અનુમાન થઈ શકતુ નથી જો અનુમાન થઇ શકતુ હોય તો તુજ કહે [૮] આ ઉપરથી અંતે પૃથ્વી સત્ય છે એમ માનવુ નહીં, કેમકે વાસ્તવિક વિચાર કરતાં પૃથ્વી પણ મિથ્યા ઠરેછે પૃથ્વી પોતાનાં કારણરૂપ સૂક્ષ્મ પરમાણુઓમાં લય પામેછે, તેથી પરમાણુ શિવાય પૃથ્વી કાંઇ પણ ચીજ નથી, અને પરમાણુઓ કે જેઓના સમૂહથી પૃથ્વીની કલ્પના કરીછે અને પૃથ્વીને સિદ્ધ કરવાને સારૂજ જેઓની માત્ર મનથીજ કલ્પના થઇછે, તેઓ પણ સત્ય નથી, કેમકે સઘળા પ્રપંચની પેઠે પરમાણુઓ પણ તેઓના ખરા કારણના અજ્ઞાનથીજ કલ્પાયા છે. [૯] એ પ્રમાણે બીજુ પણ પાતળુ, જાડુ, નાનુ, મોટુ, કારણ, કાર્ય સચેતન અને જડ એ સઘળુ દ્વૈતમાત્ર માયાથી (અજ્ઞાનથી) બનેલુ છે, અને દ્રવ્ય, સ્વભાવ, સંસ્કાર, કાળ અને અદૃષ્ટ એ સઘળાં મૂળતત્વ માયાનાંજ નામ છે, અર્થાત્ કેવળ ખોટા અજ્ઞાનથીજ કલ્પિત છે એમ જાણ. [૧૦] ત્યારે સાચું શું છે એ જાણવું હોય તો જ્ઞાનસ્વરૂપ એક પરબ્રહ્મજ ખરી રીતે સત્ય છે, કે જેના અજ્ઞાનથી દોરીના સર્પની પેઠે આ મિથ્યાભૂત જગતની કલ્પના થઇછે. એ પરબ્રહ્મ શુદ્ધ છે, એક છે, તેની બહાર પણ બીજું કાંઈ નથી અને અંદર પણ બીજું કાંઈ નથી, પોતેજ પરિપૂર્ણ છે, તે આપણુ પોતાનુંજ સ્વરૂપ છે, નિર્વિકાર છે, અને ભગવાન્ તથા વાસુદેવ એવાં નામોથી વિદ્વાનો તેનેજ કહેછે. [૧૧] હે રહૂગણ રાજા! આ પોતાના સ્વરૂપની પ્રાપ્તિ તપ કરવાથી થતી નથી, વેદોક્ત કર્મ કરવાથી થતી નથી, પ્રાણીઓને અન્નાદિકનો ભાગ આપવાથી થતી નથી, પરોપકાર કરવાથી થતી નથી, વેદનો અભ્યાસ કરવાથી થતી નથી, તેમ જળ, અગ્નિ કે સૂર્યની ઉપાસના કરવાથી પણ થતી નથી, માત્ર મહાત્મા પુરૂષોની ચરણરજનુ સેવન કર્યાથી થાયછે, કે જે મહાત્મા પુરૂષોમાં વિષયની વાતોનો નાશ કરનારી ભગવત્‌કથાજ નિરંતર ચાલ્યા કરેછે, એ કથાનુ રોજ સેવન કરવાથી મુમુક્ષુ માણસને ભગવાન્ સબંધી સારૂ જ્ઞાન થાયછે [૧૨-૧૩] વિષયનો સંગ તો યોગથી ભ્રષ્ટ કરનારછે, એ વાત મને પણ પૂરી રીતે વીતેલીછે હું પૂર્વે ભરત નામનો રાજા હતો, તે આ લોક તથા પરલોક સંબંધી સઘળી તૃષ્ણા છોડી દઇને ભગવાનનુ આરાધન કરતો હતો, ત્યાં મૃગના સંગને લીધે સઘળા સ્વાર્થનો નાશ થઇ જતાં મૃગના અવતારમાં આવી પડયો હતો. [૧૪] હે રાજા! મે ભગવાનનુ પૂજન કર્યું હતુ તેના પ્રભાવથી મૃગના અવતારમાં પણ મને એ વાતનું સ્મરણ ગયું ન હતુ એટલામાટે લોકોનો સંગ થઇ જવાની ધાસ્તીને લીધે છાનો અને સંગરહિત રહીને ફરૂં છુ. [૧૫] સિદ્ધાંત એવો છે કે વૈરાગ્યવાળા મહાત્મા પુરૂષોના સત્સંગથી થયેલા જ્ઞાનરૂપ તરવારથી જે

માણસ મોહને કાપી નાંખે તેને ભગવાનની લીલાના કથન અને સ્મરણથી સ્વરૂપનુ જ્ઞાન થવાને લીધે સંસારનો છેડો આવી જઈ ભગવત્સ્વરૂપની પ્રાપ્તિ થાયછે.[१६]

तस्मान्नरोऽसंगसुसंगजातज्ञानासिनेहैव विवृक्णमोहः। हरिं तदीहाकथनश्रुतिभ्यां लब्धस्मृतिर्यात्यतिपारमध्वनः ॥ १६ ॥

ઇતિશ્રીમત્ મહાપુરાણ ભાગવતના પંચમસ્કંધનો બારમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૧૩ મો. *

### રહૂગણને દઢ વૈરાગ્ય થવા માટે જડભરતે કરેલું ભવાટવીનું વર્ણન.

॥ ब्राह्मण उवाच ॥

दुरत्ययेऽध्वन्यजया निवेशितो
रजस्तमःसत्वविभक्तकर्मदृक्।
स एष सार्थोऽर्थपरः परिभ्रमन्
भवाटवीं याति न शर्म विंदति ॥ १ ॥

જડભરત કહેછે—આ દુસ્તર પ્રવૃત્તિમાર્ગમાં માયાએ નાંખેલો અને રજોગુણ, તમોગુણ તથા સત્વગુણથી જૂદાં જૂદાં વેહેંચાએલાં કર્મોનેજ પોતાના કર્ત્તવ્યરૂપ જાણતો આ જીવલોકોનો સંઘ, સુખની ઈચ્છાથી, વાણિયાઓનો સંઘ જેમ ધન કમાવાની ઈચ્છાથી વગડામાં ચાલ્યો જતો હોય, તેમ ભટકતો ભટકતો સંસારરૂપ વગડામાં ચાલ્યો જાયછે, પરંતુ સુખ પામતો નથી +[१]હે રાજા! જે વગડામાં ખરાબ નાયકવાળા[१]એ સંઘને છ ચોર[२]બળાત્કારથી લુટી[३]લેછે નાહાર જેમ ઘુસી જઈને ઘેટાને ખેંચે તેમ શિયાળિયાં[४] ઘુસી જઇને[५]ગાફલ રહેનારા સંઘમાંના માણસને આમ તેમ ખેંચેછે.[२]ઘણી લતા, ખડ અને ઝાંખરાંથી ઘાટી જગ્યામાં ભયંકર ડાંસ અને મચ્છરોથી ભારે પીડા[६]કરેછે. કોઇ ઠેકાણે એ સંઘ ગંધર્વનગરને સાચું માનેછે[७]અને કોઈ કોઈ ઠેકાણે મોટા વેગથી જતાં ભૂતનાં ઊબાડિયાંને[८]લેવાનું મન કરેછે.[३]ઊતારાની જગ્યા, જળ, અને ધનની લાલચથી એ વગડામાં આમથી તેમ અને તેમથી આમ દોડયા[९]કરેછે. કોઈ ઠેકાણે આંખોમાં ધૂળ[१०]ભરાઇ જતાં વંટોળીયા[११]વાથી ઊડેલી ધૂળથી[१२]ઢંકાઇ ગયેલી દિશાને[१३]જાણતો નથી.[४] દેખવામાં નહી આવતાં તમરાંઓના[१४] અવાજથી કાનને પીડા થાયછે. ધૂડના[१५] શબ્દોથી અંતઃકરણમાં ખેદ થાયછે. ભૂખનો માર્યો અપવિત્ર ઝાડને[१६]સેવેછે અને કોઇ વખતે ઝાંઝવાંનાં પાણી[१७]પીવાને પણ દોડેછે.[५]કોઇ વખતે પાણી વગરની નદીઓ કે જેઓમાં પડીજવાથી શરીર ભાંગીજતાં તુરત દુઃખ થાય અને પાણી પણ મળે નહી તેઓમાં[१८]જાયછે. કોઇ વખત અન્ન ખૂટી જતાં બીજાઓપાસેથી[१९]લેવાને ઇચ્છેછે. કોઈ વખત દાવાનળને[२०]પામી અગ્નિથી[२१]તપીજતાં અકળાઇ જાયછે. કોઈ વખતે યક્ષલોકો[२२]પ્રાણ[२३]હરી લેછે.[६]બીજા જોરાવર લોકો ધન હરી લેછે તેથી ખેદ પામીને શોક કરેછે, મુંઝાયછે અને મૂર્છિત થઇ જાયછે. કોઇ વખતે ગંધર્વપુરમાં[२४]

---

* આ તેરમા અધ્યાયમા, વૈરાગ્ય વગરના માણસને બ્રહ્મતત્ત્વનો ઉપદેશ કરવો વ્યથા છે એમ જાણી રહૂગણને દઢ વૈરાગ્ય ઉત્પન્ન કરવાને સારૂ જડભરત સંસારને વગડાનુ રૂપક આપી વર્ણન કરશે. + આ તેરમા અધ્યાયમા વર્ણવેલા રૂપકસબંધી પદાર્થોનુ વ્યાખ્યાન જેકે ચૌદમા અધ્યાયમાં શુકદેવજીએજ આપેલુછે, તો પણ આ પ્રકરણ વાચતાં સેહેલાઇથી સમજાઇ શકે એટલામાટે થોડુ થોડુ નીચે વ્યાખ્યાન આપીશુ, અને તેમા વગડાના તથા સંસારના પક્ષમાં એકસરખુ મળતુ આવવાથી જ્યાં બીજો અર્થ લખવાની જરૂર નહીં જણાય ત્યા લખીશુ નહીં ૧ બુદ્ધિ ૨ છ ઇંદ્રિયો ૩ ધર્મમા ઉપયોગી થાય એવા ધનને ઉપભોગદ્વારા લુટી લેછે.

૪ બાયડી છોકરા વગેરે ૫ તુ મારો ધણી અને તુ મારો બાપ એવી ઢબથી ઘુસી જઇને ૬ તૃષ્ણા અને કર્મ વગેરેથી ઘાટા ગૃહસ્થાશ્રમમા દુર્જનો પીડા કરે છે ૭ ગંધર્વપુરની પેઠે મિથ્યા છતા દેખવામા આવતા દેહાદિકને સત્ય માનેછે ૮ ભૂતના ભડકા જેવુ સોનુ. ૯ આ વિષય વગડો અને સંસાર બંનેમા સરખોજ છે. ૧૦ રજોગુણ ૧૧ સ્ત્રી ૧૨ રાગાદિક. ૧૩ કર્મના સાક્ષીરૂપ દિશાના દેવો ૧૪ પરોક્ષ અપ્રિય બોલનાર. ૧૫ પ્રત્યક્ષ અપ્રિય બોલનાર લોકો. ૧૬ અધર્મી લોકો. ૧૭ ખોટા વિષયો. ૧૮ આ લોક અને પરલોકમાં દુઃખદાયી પાખંડોમા મળેછે. ૧૯ પુત્રો અને ભાઇઓ વગેરે પાસેથી ૨૦ ઘર. ૨૧ શોક. ૨૨ યક્ષજેવા રાજાઓ. ૨૩ ધન ૨૪ ગંધર્વપુરની પેઠે ખોટા બાપ દીકરા વગેરેના સમાજમાં.

પેસીને સુખિયાની પેઠે થોડીવાર આનંદ માની લેછે.[૭]કોઇ ઠેકાણે ચાલતાં કાંટા અને કાંકરીઓ પગમાં વાગેછે[૨૫]તેથી પર્વતની[૨૬]ઉપર ચઢવાની ઈચ્છા પાર નહીં પડતાં કચવાયછે. ક્ષણે ક્ષણે અંદરના અગ્નિથી[૨૭]પીડાઇને બીજા લોકો ઉપર ક્રોધ કરેછે.[૮]કોઇ વખતે અજગરસર્પ[૨૮]ગળીજતાં વગડામાં ફેંકીદીધેલા મુડદાની પેઠે કશુ જાણતો નથી. કોઈ ઠેકાણે ઘાતકી પ્રાણીઓ[૨૯]કરડતાં[૩૦] આંધળો[૩૧]થઇ જઇ ઊંડી ખાડમાં[૩૨] પડી દુઃખમાંજ સૂઈ રહેછે.[૯]કોઈ ઠેકાણે મધને[૩૩]શોધવા જતાં તેની માખીઓ[૩૪]કરડવાથી[૩૫]વ્યથા પામેછે અને વખતે માંડ માંડ કરી મધ હાથમાં આવેછે તો તેની પાસેથી બીજાઓ બળાત્કારથી લુટી લેછે, અને તેઓની સામો થાયછે તો વળી ત્રીજાઓ લુંટી લેછે[૧૦]કોઇ વખતે ટાઢ, તડકો, વાયુ અને વરસાદથી બચવાનો ઉપાય નહી બની શકતાં એમજ બેશી રહેછે. કોઇ વખતે થોડીઘણી લેવદેવ કરતાં ધનની બાબતમાં ઠગાઇ કરવાથી દ્વેષનુ પાત્ર થાયછે[૧૧]કોઈ કોઇ ઠેકાણે ધન ખૂટી જતાં એ વગડામાં પથારી, આસન, જગા કે વાહન કાંઈ પણ મળતુ નથી. પરાયા પાસે માગતાં પણ જોઈતી વસ્તુ ન મળવાથી પારકી વસ્તુ લઈ લેવાની ઈચ્છા થતાં અપમાન થાયછે[૧૨] એક બીજામાં પદાર્થ આપવાનો વ્યવહાર કરતાં વેર વધી જાયછે પરસ્પરમાં વિવાહ વગેરેના સબંધ કરી લેછે ઘણાં કષ્ટ, પરિશ્રમ, ધનની હરકતો અને દ્વેષ વગેરેને લીધે વગડામાં મુવેલા જેવો થઇ જાયછે[૧૩]વગડાના માર્ગમાં જે કોઈ મરી જાય તેઓને ત્યાંજ મૂકી દેછે, અને જેઓ નવા જન્મે તેઓને સાથે લઈ ચાલ્યા કરેછે. એવી રીતે ચાલતાં ચાલતાં જ્યાંથી ચાલવાનું શરૂ થયુંછે તે ઠેકાણે[૩૬] કોઇ પાછો આવતો નથી અને માર્ગના છેડારૂપ જે યોગ છે તેને પણ કોઇ પોહોચતો નથી[૧૪] શૂરવીર અને દિગ્વિજય કરનારા પુરૂષો પણ "આ પૃથ્વી મારી અને આ પૃથ્વી મારી" એમ પૃથ્વીને સારૂજ વૈર બાંધીને લડાઈમાં મરી જાયછે, પણ નિર્વેરપણાથી રહેનારો સન્યાસી જે સ્થાનકમાં જાયછે તે સ્થાનકને તો કોઇ પણ પામતા નથી.[૧૫]એ વગડામાં[૧] લતાઓની[૨] શાખાઓને[૩] જોઇને મોહ પામેછે, અને લતાસબંધી મીઠી વાતો કરનારાઓના પ્રસંગમાં રહેવા ઈચ્છેછે. કોઇ ઠેકાણે અને કોઈ વખતે સિંહના ટોળાથી[૪] ત્રાસ પામીને તે ત્રાસ મટાડવાસારૂ, કોઈ લોકોના ભમાવવાથી બગલા, કાગડા અને ગરજોનાં[૫] ટોળાંમાં પેશી જાયછે.[૧૬] એ બગલા વગેરેએ ઠગી લેવાથી તેના સંગમાં કાંઇ ફળ નથી એમ જાણી હંસોનાં[૬] ટોળાંમાં પેસેછે અને હંસોની રીતભાત પસંદ નહી આવતાં વાંદરાઓને[૭] મળેછે. એ વાંદરાઓની રમતગમ્મતથી તથા એક બીજાઓનાં[૮] મોઢાં જોવાથી પોતાના જીવવાના અવધિને ભૂલી જાયછે[૧૭] વૃક્ષોમાં[૯] રમવાની ઇચ્છા રાખેછે, સ્ત્રી અને પુત્રોઉપર પ્રેમ રાખેછે મૈથુનને માટે રાંક બની જાયછે અને એમ કરતાં જે બંધન આવે છે તેને મટાડી શકતો નથી. કોઈ વખતે ગફલતથી પર્વતની ગુફામાં[૧૦] પડી જાયછે અને તે ગુફાના હાથીથી[૧૧]ભય પામીને એક લતાને[૧૨] પકડી ઉભો રહેછે.[૧૮] એ આપદામાંથી માંડમાંડ છુટેછે તો પાછો સંઘમાંજ[૧૩] જઇ મળે છે આ વગડાના માર્ગમાં માયાએ નાંખી દીધેલો અને ભટકાયા કરતો કોઈ પણ માણસ હજુ સુધી ચેતતો નથી[૧૯] હે રહૂગણ રાજા ! તું પણ કે જે સંઘમાંનોજ છે, તે દંડનો ત્યાગ કરી,

૨૫ વિઘ્નો નડછે ૨૬ મોટું કામ કરવાની ઇચ્છા ૨૭ જઠરાગ્નિ-ભૂખ ૨૮ નિદ્રા ૨૯ દુર્જનો ૩૦ પીડા કરતા ૩૧ વિવેકરહિત ૩૨ મોહ ૩૩ પરસ્ત્રી વગેરે ૩૪ તેઓના માલેકો ૩૫ મારવા લાગવાથી ૩૬ પરબ્રહ્મ.

૧ સિંહાવલોકનની રીતથી પાછુ સસારરૂપી વગડાનુંજ વર્ણન કરેછે ૨ સ્ત્રીઓ ૩ શાખાના જેવા કુણા કુણા હાથ ૪ કાળચક્રથી થતા જન્મમરણાદિક ૫ બગલાના જેવા ઠગ, કાગડાના જેવા ક્ષુદ્ર અને ગરજના જેવા ક્રૂર પાખડીઓના ટોળા ૬ બ્રાહ્મણો ૭ પ્રાયશ્ચિત્તપૂર્વક પુનસસ્કાર કરાવવા વગેરે બ્રાહ્મણોની રીતભાત પસદ નહી પડતા વાદરાના જેવા આચારભ્રષ્ટ (માર્ગી સાધુ વગેરે ) લોકોને મળેછે. ૮ સ્ત્રીપુરૂષો ૯ ઘર. ૧૦ ભયકર રોગ વગેરે દુખ. ૧૧ મૃત્યુ ૧૨ પ્રારબ્ધકર્મ. ૧૩ પ્રવૃત્તિમાર્ગ.

પ્રાણીઓની સાથે મિત્રતા કરી અને વિષયોમાં આસક્તિ છોડી દઇને ભગવાનની સેવાથી સજ્જ કરેલી જ્ઞાનરૂપ તરવાર લઈ આ માર્ગનો છેડો લે.[૨૦]

રહૂગણ રાજા કહેછે—અહો! સઘળા જન્મોમાં માણસનો જન્મજ સૌ કરતાં ઉત્તમ છે સ્વર્ગાદિકમાં દેવતાઓ વગેરેના અવતારો આવે તેઓને પણ શું કરવું? કેમકે એ બીજા અવતારોમાં ભગવાનના યશથી ચિત્તને શુદ્ધ કરનારા આપજેવા મહાત્માઓનો ઘણો સમાગમ થતો નથી.[૨૧] આપના ચરણારવિંદની રજનું નિરંતર સેવન કરવાથી જેનાં પાપ મટી ગયાં હોય તેને ભગવાનની નિર્મળ ભક્તિ થાય એ કઇ આશ્ચર્ય નથી કેમકે આપના બે ઘડીવારના સમાગમથીજ મારો અવિવેક કે જે કુતર્કથી મજબુત થયો હતો તે મટી* ગયો.[૨૨] મોટાઓને, બચ્ચાંઓને, જુવાનોને અને બટુકપર્યંત સઘળાઓને નમસ્કાર કરૂ છુ. જે+ બ્રહ્મવેત્તાઓ અવધુતના વેષથી પૃથ્વીમાં ફરેછે તેઓથી રાજાઓનુ કલ્યાણ થજો.[૨૩]

શુકદેવજી કહેછે—હે પરીક્ષિત રાજા! એ પ્રમાણે બ્રહ્મવેત્તા જડભરતે પોતાનુ અપમાન કરનારા રહૂગણ રાજાને પણ કરૂણાથી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો રહૂગણ રાજાએ મોટી દીનતાથી તેમના ચરણમાં પ્રણામ કર્યા પછી એ જડભરત કે જેના અંતઃકરણના સઘળા મોજા સ્થિર અને ભરપૂર સમુદ્રની પેઠે શાંત હતા તે આ પૃથ્વીમાં ફરવા લાગ્યા[૨૪] જડભરત પાસેથી આત્માનુ ખરૂ તત્વ જાણવામાં આવતાં રહૂગણ રાજાએ પણ આત્મસ્વરૂપમાં અજ્ઞાનને લીધે થઇ પડેલી દેહબુદ્ધિ (દેહાભિમાન) છોડી દીધી. હે પરીક્ષિત રાજા! એ પ્રમાણે ભગવાનના ભક્તોનો આશ્રય કરવાથી દેહનો અહંકાર તુરત મટ્યા વગર રહેતોજ નથી.[૨૫]

*બ્રહ્મવેત્તાઓ કેવા રૂપથી વિચરેછે એ નહી જાણવામા આવવાથી સઘળાઓને નમસ્કાર કરેછે

+પોતાના દાખલા ઉપરથી રાજાઓ તરફથી મહાત્માઓનું અપમાન થતું જાણીને કહેછે.

પરીક્ષિત રાજા પૂછેછે—હે મહારાજ! મહાવિદ્વાન આપે પરોક્ષ વચનથી અહીં જે જીવ લોકોના સંસારરૂપ વગડાના માર્ગનું નિરૂપણ કર્યું, તેના વિષયો ગંભીર વિચારથી કલ્પાએલા હોવાને લીધે અલ્પબુદ્ધિના માણસથી સેહેજ સમજી શકાય એવા નથી, એટલામાટે એ નથી સમજાતા એવા વિષયોની સંસારના વિષયોની સાથે મેળવણી કરી બતાવો[૨૬]

**योवाइहबहुविदामहाभागवतत्वयाऽभिहितःपारोक्ष्येणवचसाजीवलोक भवाध्वासह्यार्यमनीषिकयान्[illegible]नांजसाऽव्युत्पन्नलोकसमधिगमः अथतदेवैत ह्रुरवगमं समवेतानु कल्पेन निर्दिश्यतामिति ॥ २६ ॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના પંચમસ્કંધનો તેરમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૧૪ મો.*

### ભવાટવીનું સ્પષ્ટીકરણ

**॥ सहोवाच. ॥**

**यएषदेहात्ममानिनांसत्वादिगुणविशेषविकल्पितकुशलाऽकुशलसमवहारविनिर्मितविविधदेहावलिभिर्वियोगसंयोगाद्यनादिसंसारानुभवस्यद्वारभुतेनषडिंद्रियवर्गेणतस्मिन्दुर्गाध्ववदसुगमेऽध्वन्यापतितईश्वरस्यभगवतोविष्णोर्वशवर्त्तिन्यामाययाजीवलोकोयंयथावणिक्सार्थोर्थपरः स्वदेह निष्पादितकर्मानुभवःश्मशानवदशिवतमायां संसाराटव्यांगतोनाद्यापिविफलबहुमतियोगेहस्तत्तापोपशमनींहरिगुरुचरणारविंदमधुकरानुपदवीमवरुंध यस्यामुहवाए तेषडिंद्रियनामान कर्मणादस्यव एवते ॥ १ ॥**

શુકદેવજી કહેછે—દેહને આત્મા કરી માનનારાઓના જુદા જુદા સત્વ વગેરે ગુણોથી વેહેચાયેલાં સારાં નરસાં અને મિશ્ર કર્મોથી બનતા જુદા જુદા પ્રકારના અનેક અવતારોમાં જન્મમરણાદિક થવા રૂપ અનાદિ સંસારને ભોગવવામાં દ્વારરૂપ છ ઇંદ્રિયોથી, પરમેશ્વરના

* આ ચૌદમા અધ્યાયમા, સંસારને વગડાનુ રૂપક આપ્યું છે તેનું વ્યાખ્યાન કરતા સંસારના પક્ષમા શિયાળિયા અને મચ્છર વગેરેના અર્થની કલ્પના કહેવામા આવશે

સ્વાધીનમાં રહેનારી માયાને લીધે વગડા જેવા આ સંસારરૂપ વિષમ માર્ગમાં આ જીવલોક આવી પડયો છે, જેમ વાણિયાઓનો સંઘ ધન કમાવાની ઇચ્છાથી પરદેશ જતાં વગડામાં ચાલ્યો જતો હોય, તેમ મશાણ જેવા અમંગળરૂપ સંસારરૂપી વગડામાં ચાલ્યો જાયછે પોતાના દેહથી બનાવેલાં કર્મોનાં ફળ ભોગવ્યા કરેછે. ઉદ્યોગ કરેછે તેમાં પણ ઘણા ખરા ઉદ્યોગ વ્યર્થ જાયછે અને કેટલાકમાં ઘણાં વિઘ્નો નડેછે. એટલું છતાં પણ ભક્તિ કે જે સંસારના તાપને મટાડનાર અને ભગવાનરૂપ ગુરૂનાં ચરણ કમળને ભ્રમરની પેઠે સેવનારા ભક્તલોકોનો માર્ગ છે તેને અદ્યાપિ સુધી પામતો નથી એ વગડામાંછ ઇંદ્રિયો ચોરનુ કામ કરેછે, કેમકે ઘણાં કષ્ટથી મેળવેલુ માણસનું ધન કે જે પરલોકને સારૂ ભગવાનની આરાધના કરવારૂપ ધર્મમાં ઉપયોગ કરવાને યોગ્યછે તેનો દર્શન, સ્પર્શ, શ્રવણ, સ્વાદ, સુંઘવુ અને અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પોથી ઘર સંબંધી તુચ્છ સુખો ભોગવવામાં ઉપયોગ કરાવી દઇને ચોર લોકો જેમ ખરાબ ભોમીયાવાળા અને ગાફલ સંઘનું ધન લુટી જાય, તેમ ખરાબ બુદ્ધિવાળા અને અજિતેંદ્રિય માણસનાં એ ધનને લુટી જાયછે.[1-2] આ સંસારરૂપ વગડામાં સ્ત્રી અને છોકરાં વગેરે કુટુંબ તો કહેવાનાં છે, પણ કામ ઉપરથી તો તેઓ ખરેખર નાહાર અને શિયાળિયાંજ છે, કેમકે અત્યંત લોભિયા કુટુંબી માણસે ઘણા યત્નથી સાચવી રખાતાં ધનને તેની મરજી નહી છતાં અને તે જોતાં છતાં જેમ ઘેટાને લઇ જાય તેમ લઇ જાયછે.[3] જે ખેતર વરસોવરસ ખેડાતુ હોય પણ તેનાં ધરતીમાં રહેલાં બીજ બાળી નાંખવામાં આવતાં ન હોય, તે ખેતર ફરીવાર વાવતી વખતે જાળાં, ખડ અને વેલાઓથી અગોચર જેવુ થઇ જાયછે, તેમ આ ગૃહસ્થાશ્રમ પણ કે જે વાસનાઓના કરંડિયારૂપ છે તે પોતામાં રહેલાં કર્મો નાશ નહીં પામવાથી ઉપર કહેલાં ખેતર જેવોજ છે.[4] આ સંસારમાં આવી પડેલો માણસ, ડાંસ અને મચ્છર જેવા નીચ માણસોથી અને તીડ, પક્ષીઓ, ચોર તથા ઉંદર વગેરેથી ઉપદ્રવ પામ્યા કરેછે. તેના ધનરૂપ પ્રાણ તો બહારજ હોયછે. આ માર્ગમાં ક્યાંને ક્યાં ભટક્યા કરેછે. આ મનુષ્યલોક જો કે ગંધર્વનગરની પેઠે તમામ મિથ્યાજ છે, તોપણ અજ્ઞાન, વાસના અને કર્મથી રંગાએલા મનને લીધે ખોટા વિચારથી તેને સાચો કરી માની લેછે.[5] ખાવું, પીવુ અને મૈથુન વગેરે વ્યસનોમાં લંપટ થઇને કોઇ વખતે ઝાંઝવાંનાં પાણીજેવા વિષયોની ઉપર દોડેછે.[6] જે માણસ અગ્નિને માટે બહુજ આતુર થયેલો હોય તે જેમ ભૂતના ભડકાને લઇ લેવા દોડે, તેમ આ સંસારી માણસ પણ કોઇ વખતે રજોગુણથી બુદ્ધિ ઘેરાઇ જવાને લીધે સોનું કે જે અગ્નિથી પેદા થયેલુ અને સઘળા દોષના સ્થાનકરૂપ છે તેને હસ્તગત કરવા દોડેછે.[7] કોઈ વખતે નિવાસની જગ્યા, પાણી અને ધન વગેરે પોતાનાં નિર્વાહનાં સાધનોની ઘણીજ લાલચથી આ સંસારરૂપ વગડામાં ચારેકોર દોડયા કરેછે.[8] કોઇ વખતે વંટોળીયા વાયુ જેવી સ્ત્રીના પ્રસંગમાં આવેછે, ત્યારે તે વખતના રજોગુણ રૂપ ધૂળથી પોતે જાણે અંલકારમય થઈ ગયો હોય તેમ મર્યાદા છોડી દેછે. આંખોમાં અને બુદ્ધિમાં રજોગુણરૂપ ધૂળ ભરાઇ હોયછે, તેથી દિશાઓના દેવતાઓ કે જેઓ સારાં નરસાં કર્મના સાક્ષી છે તેઓને પણ દેખતો કે જાણતો નથી.[9] કોઈ વખતે મનમાં "વિષયો વ્યર્થ છે" એવુ એકવાર આવી જાયછે, તોપણ દેહના અભિમાનને લીધે તે સ્મરણ પાછુ નહી રહેતાં ઝાંઝવાંનાં પાણીજેવા તે વિષયોની ઉપરજ ભૂલથી દોડેછે.[10] કોઈ વખતે ઘૂડ અને તમરાંની પેઠે રાજકુળ અને શત્રુઓએ પ્રત્યક્ષ અથવા પરોક્ષ ઉચ્ચારેલાં અત્યંત ક્રૂરતા અને કઠોરતા ભરેલાં તિરસ્કારનાં વચનોથી કાન અને હૃદયમાં બહુજ વ્યથા ઉઠેછે[11] પૂર્વનાં પુણ્યો ખવાઇ ગયાં હોયછે, ત્યારે જીવતે મુવેલો પોતે બીજા જીવતે મુવેલા લોકો કે જેઓનુ ધન કારસ્કર અને કાકતુંડ વગેરે અપવિત્ર વૃક્ષો, લતા અને ઝેરના કૂવાની પેઠે આ લોક તથા પરલોકનાં પ્રયોજનથી રહિત

છે તેઓની પાસે જાય છે.[૧૨]કોઇ વખતે નીચ લોકોના પ્રસંગથી ઠગાઈને પાણી વગરની નદીઓમાં પડવાની પેઠે બંને તરફથી દુઃખદાયી પાખંડ ધર્મમાં મળેછે.[૧૩]જ્યારે બીજાને હરકત કરતાં પણ પોતાને અન્ન મળતું નથી, ત્યારે બાપને, દીકરાઓને અથવા તેઓની કાંઈ તુચ્છ જેવી પણ મિલકત જેઓની પાસે રહેલી હોય તેઓને હરકત કરેછે.[૧૪]કોઈ વખતે ઘર કે જેમાં દાવાનળની પેઠે પ્રિય પદાર્થ તો કાંઈ છેજ નહીં અને પરિણામે દુઃખ છે, તેને પામી શોકરૂપ અગ્નિથી બળતાં બહુજ ખેદ પામેછે.[૧૫]કોઈ વખતે કાળગતિને લીધે પ્રતિકૂળ થએલા રાજકીય લોકોરૂપ રાક્ષસો ધનરૂપ પ્યારા પ્રાણ હરીલે, ત્યારે હર્ષ વગેરે ટળીજતાં મડદા જેવો થઈ બેસી રહેછે[૧૬]કોઇ વખતે મનોરથથી પ્રાપ્ત થયેલા બાપ દાદા વગેરે ખોટા પદાર્થોને સાચા માની સ્વપ્નના આનંદનો અનુભવ કરેછે[૧૭]કોઇ વખતે ગૃહસ્થાશ્રમમાં કરવાનાં કર્મના વિસ્તારરૂપ પર્વત ઉપર ચઢવાની ઈચ્છા કરતાં લોકોસબંધી દુઃખથી મનમાં કચવાઇને કાંટા અને કાંકરાની જગામાં પેસનારની પેઠે સીદાયછે[૧૮]કોઇ વખતે સહન ન થાય એવા જઠરાગ્નિ (ભૂખ)થી નિર્બળ થઇ જતાં પોતાના કુટુંબ ઉપર ક્રોધ કરેછે.[૧૯] અને તેજ માણસ પાછો નિદ્રારૂપ અજગર ગળી જાયછે ત્યારે ભારે અંધારામાં ડૂબી જઇને જાણે ઉજડ વગડામાં સૂતો હોય એવો થઇ જાયછે અને વગડામાં ફેંકી દીધેલા શબની પેઠે બીજું કશું જાણતો નથી.[૨૦]કોઈ વખતે દુર્જનરૂપ ઘાતકી પ્રાણીઓ જ્યારે ગર્વરૂપ દાઢ ભાંગી નાખેછે (માનભંગ કરેછે), ત્યારે ક્ષણમાત્ર પણ નિદ્રા આવતી નથી, અને મનમાં વ્યથાને લીધે જ્ઞાન ક્ષય પામતાં આંધળાની પેઠે ઊંડી ખાડમાં પડે છે[૨૧]કોઈ વખતે વિષયોરૂપ મધનાં ટીપાંને શોધતાં જ્યારે પરસ્ત્રી અને પરદ્રવ્યને ઝડપેછે, ત્યારે રાજા અથવા તેઓના માલેકો તેને મારેછે અને તરતજ નરકમાં પડેછે.[૨૨]એટલામાટે આ પ્રવૃત્તિમાર્ગમાં જે કર્મ છે તેજ આ લોક તથા પરલોકસબંધી સંસારની જન્મભૂમિ છે એમ કહેવાયછે.[૨૩] ઉપર કહેલા મારમાંથી કદી છુટી જાય તોપણ તેની પાસેથી તે પદાર્થને દેવદત્ત (બીજો માણસ) લઇ લેછે, અને દેવદત્તપાસેથી પણ વિષ્ણુમિત્ર (ત્રીજો માણસ) લઈ લેછે, એવી અવ્યવસ્થા થાય છે, અર્થાત્ તેઓ કોઇ ભોગવી શકતા નથી[૨૪]કોઇ વખતે ટાઢ અને તડકા વગેરે શરીરથી, બીજાથી, અને દૈવગતિથી થયેલાં દુઃખોનું નિવારણ કરવામાં અશક્ત હોવાથી અપાર ચિંતામાં મુંઝાઇને બેસીરહેછે[૨૫] કોઇ વખતે પરસ્પરમાં લેવદેવ કરતાં થોડું ઘણું કોડીજેટલું અથવા તેથી પણ ઓછું ધન અત્યંત લોભને લીધે બીજાઓ પાસેથી ઠગી લેછે, અને તેમ કરવાથી દ્વેષનું પાત્ર થાયછે.[૨૬]આ સંસારરૂપ માર્ગમાં એ તથા બીજી પણ સુખ, દુઃખ, રાગ, દ્વેષ, ભય, અભિમાન, પ્રમાદ, ઘેલાપણું, શોક, મોહ, લોભ, મત્સર, ઇર્ષ્યા, અપમાન, ભૂખ, તરશ, મનની પીડા, દેહની પીડા, જન્મ, જરા અને મરણ વગેરે અડચણો છે[૨૭] કોઈ વખતે ભગવાનની માયારૂપ સ્ત્રી પોતાના હાથરૂપ લતાથી આલિંગન કરેછે, ત્યારે વિવેકજ્ઞાનથી ભ્રષ્ટ થઇને સ્ત્રીને વિહાર કરવાના ઘરનો આરંભ કરવામાં આકુળ થાયછે સ્ત્રીના સંબંધથી લાગેલાં પુત્ર અને દીકરીઓ વગેરેનાં બોલવાં, જોવાં અને હરએક પ્રકારની ચેષ્ટાઓથી મન હરાઈ જતાં અજિતેંદ્રિય માણસ પોતાના આત્માને અપાર અને ઘાટાં અજ્ઞાનમાં નાખેછે. [૨૮]કોઈ વખતે ઇશ્વરનું કાળચક્ર કે જે પરમાણુ કાળથી શરૂ થાયછે અને બ્રહ્માનાં બે પરાર્દ્ધ પૂરૂં થાયછે, તથા અવસ્થાઓના ફેરફાર કરી બ્રહ્માથી તે છેક ખડનાં થુંબડાં સુધી અશક્ત પ્રાણીઓને મોટા વેગથી તાણ્યું જાયછે, તેથી ત્રાસ પામીને તેમાંથી બચવા સારૂ ભગવાન્ યજ્ઞપુરૂષ કે જેનું એ કાળચક્રજ હથિયાર છે તેનો અનાદર કરી કાગડા, ગરજ, બગલા અને વટપક્ષી જેવા પાખંડ કલ્પિત અને આર્યશાસ્ત્રમાં નહી લખેલા દેવતાઓને પાખંડશાસ્ત્રની રીતિ પ્રમાણે ભજવાયોગ્ય માનેછે[૨૯]જ્યારે પોતે ઠગેલા પાખંડી લોકો પોતાને ઠગી લેછે ત્યારે બ્રાહ્મણોની પાસે

જાયછે, અને પછી પુન સંસ્કાર અને શ્રૌતસ્માર્ત્ત કરીનેભગવાનનુ આરાધનજ કરવાની બ્રાહ્મણોની રીતિ નહીં ગમતાં શૂદ્રલોકોમાં મળે છે, કે જે શૂદ્રલોકોમાં વેદોક્ત આચાર પાળવાની યોગ્યતા નહી હોવાથી વાંદરાની જાતની પેઠે મૈથુન અને કુટુંબનું પોષણજ નિરંતરનો ધંધો છે.[૩૦]શૂદ્રલોકોમાં મળીને એ કંગાલ બુદ્ધિનો માણસ કોઇ જાતનો પ્રતિબંધ નહી રાખતાં મનગમતી ક્રીડા કરેછે અને એક બીજાનાં મોઢાં જોવાં ઇત્યાદિક પશુધર્મથીજ પોતાના મરણના સમયને ભૂલી જાયછે.[૩૧]કોઇ વખતે ઝાડ જેવા આ લોકના પદાર્થોમાં રમવાસારૂ વાનરની પેઠે મૈથુનમાંજ આનંદ માનેછે અને પુત્ર તથા સ્ત્રીઓ ઉપરજ પ્રીતિ રાખેછે[૩૨]એ પ્રમાણે આ સંસારરૂપ વગડાના માર્ગમાં સુખદુખાદિક ભોગવતાં પર્વતની ગુફા જેવાં અને મૃત્યુરૂપ હાથીની બીકવાળાં રોગાદિક કષ્ટમાં પડેછે[૩૩]કોઇ વખતે રોગાદિક થતાં ટાઢ અને વાયુ વગેરે શરીરથી, બીજાથી કે દૈવગતિથી થયેલાં અનેક દુખોનુ નિવારણ કરવામાં અશક્ત થઇને અનેક પ્રકારની પીડાથી મુંઝાઇ બેસી રહેછે[૩૪]કોઈ વખતે પરસ્પરમાં વ્યવહાર કરતાં અત્યંત લોભથી થોડુ ઘણુ ધન મેળવેછે[૩૫]કોઇ વખતે ધન ખુટી જતાં પથારી, આસન અને અન્ન વગેરે ઉપભોગ મળતા નથી, જે કાંઈ મનોરથ કરેછે તે વ્યર્થ જાયછે, અને જતી રહેલી વસ્તુ પાછી મેળવવાને નિશ્ચય કરેછે, તેથી ચારે કોરથી લોકોનુ અપમાનપાત્ર થાયછે[૩૬]એપ્રમાણે એક બીજામાં ધનની લેવદેવના સંબંધને લીધે વૈર વધી જાય છે, તોપણ આગલી વાસનાથી પરસ્પરમાં લેવદેવ કરવાનુ છોડતો નથી.[૩૭] આ સંસારરૂપ માર્ગમાં અનેક પ્રકારના ક્લેશ અને વિઘ્નોનડયા કરેછે. કોઈ દુખી થઈ જાય કે મરી જાય તેને બીજો માણસ છોડી દઇને તથા જે નવો જન્મે તેને સાથે લઈને ચાલ્યો જાયછે શોક કરેછે, મોહ પામેછે, બીએછે, વિવાદ કરેછે, ચીસો નાખેછે, રાજી થાયછે, ગાયછે અને બોજો ઉઠાવ્યા કરેછે. સાધુપુરૂષ શિવાય બીજો કોઈ પણ માણસ હજી સુધી ત્યાં પાછો આવતો નથી, કે જ્યાંથી આ જીવલોકનો સંઘ ચાલતો થયોછે અને જે માર્ગનો છેડો કહેવાયછે.[૩૮]આમ થવાનું કારણ એ છે કે આવા પ્રકારની યોગસંબંધી શીખામણને કોઈ અનુસરતો નથી, કે જે શીખામણ સર્વ પ્રાણીઓને અભયદાન દેનારા, શાંત સ્વભાવના અને જેઓનું મન વશ છે એવા મુનિલોકોજ સ્વીકારેછે.[૩૯]જો કે મોટા મોટા રાજર્ષિઓ દિગ્વિજય અને યજ્ઞ કરી ગયાછે તોપણ તેઓ સઘળા લડાઈમાંજ મરી ગયાછે. આ પૃથ્વીમાંજ મમતા કરીને તેઓએ અનેક અનેક વૈર કર્યાં હતાં, તોપણ છેવટ પૃથ્વીને મૂકીને તેઓ ચાલ્યા ગયાછે કર્મરૂપ વેલને પકડી તે કોઇ પ્રકારે નરકની આપદામાંથી છુટે, તોપણ પાછો સંસારના માર્ગમાં રહી જીવલોકના સથવારામાંજ મળે છે અને સ્વર્ગમાં ગયો હોય, તોપણ પાછો આવીને એજ સથવારામાં મળેછે.[૪૦]એ ભરતના ચરિત્રને લોકો નીચે પ્રમાણે ગાયછે "માખી જેમ ગરૂડના માર્ગને મનથી પણ અનુસરી શકે નહી, તેમ ઋષભદેવજીના પુત્ર એ મહાત્મા ભરતજીના માર્ગને કોઇ રાજા મનથી પણ અનુસરવાને સમર્થ નથી[૪૧]જે ભરતે ભગવાનમાં આસક્તિને લીધે જુવાનીમાંજ સ્ત્રીઓ, દીકરા, સંબંધીઓ અને રાજ્ય, એ મનસાથે ચોંટી રહેનારા અને તજી શકાય નહી એવા પદાર્થોનો વિષ્ઠાની પેઠે ત્યાગ કરી દીધો હતો[૪૨]જેઓનો ત્યાગ કરવો ઘણોજ કઠણ છે એવાં પૃથ્વી, દીકરા, સંબંધીઓ, ધન અને સ્ત્રીઓને તથા દેવતાઓ પણજેને માગેછે એવી અને પોતાની કૃપાદૃષ્ટિને ઇચ્છતી લક્ષ્મીને પણ એ ભરતજીએ ઇચ્છી ન હતી. એ વાત મહાત્મા પુરૂષોને ઘટેછે, કેમકે ભગવાનની સેવામાં જેઓનુ ચિત્ત લાગ્યું હોય તેઓ મોક્ષને પણ તુચ્છ ગણેછે[૪૩]'યજ્ઞરૂપ, યજ્ઞાદિકનાં ફળ આપનારા, ધર્મ કરનારા, જ્ઞાનરૂપ ફળ દેનારા, અષ્ટાંગયોગરૂપ, માયાના નિયંતા અને સર્વ જીવના અંતર્યામી ભગવાનને પ્રણામ કરૂં છું.' એવી રીતનું ઉદાર વચન મૃગના શરીરનો ત્યાગ કરતી વખતે પણ જે ભરતજી બોલ્યા હતા, તેના જેવુ બીજા કોણથી થઈ શકાય!"[૪૪]વૈષ્ણવ

લોકો જેના શુદ્ધ ગુણ અને કર્મોનાં વખાણ કરેછે એવા રાજર્ષિ ભરતનુ આ ચરિત્ર કે જે કલ્યાણ કરનાર, આયુષ્ય વધારનાર તથા ધન, યશ, સ્વર્ગ અને મોક્ષને આપનાર છે, તેનુ જે માણસ શ્રવણ કરે, વર્ણન કરે અને પ્રશંસા કરે તેને બીજા કોઈની ગરજ નહીં રહેતાં સઘળા ઈષ્ટ પદાર્થો પોતાથીજ પ્રાપ્ત થાયછે.[૪૫]

यइदंभागवतसभाजितावदातगुणकर्मणो राजर्षेर्भरतस्यानुचरितं स्वस्त्ययनमायुष्यंधन्यंयशस्यंस्वर्ग्यापवर्ग्यं वाऽनुशृणोत्याख्यास्यतिअभिनंदतिचस सर्वाएवाशिषआत्मनआशास्ते नकांचनपरतइति ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના પંચમ સ્કંધનો ચૌદમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૧૫ મો.*

### ભરતના વંશના રાજાઓનું વર્ણન.

॥ श्रीशुकउवाच ॥

भरतस्यात्मज सुमतिर्नामाभिजितोयमुहवावकेचित्पाखंडिनऋषभपदवीमनुवर्त्तमानंचानार्याअवेदसमाम्नातादेवतांस्वमनीषयापापीयस्याकलौकल्पयिष्यंति ॥

શુકદેવજી કહેછે—ભરતજીનો પુત્ર સુમતિ નામનો થયો, તેણે ચારેકોર જય મેળવ્યો હતો. એ સુમતિ ઋષભદેવજીના માર્ગને (જીવન્મુક્તના માર્ગને) અનુસરતો હતો, તેને લીધે કળિયુગમાં કેટલાએક અનાર્ય પાખંડી લોકો પાપે ભરેલી પોતાની બુદ્ધિથી, જોકે તેને વેદમાં દેવ ગણ્યો નથી તો પણ દેવ હતો (બુદ્ધનો અવતાર હતો) એમ ઠરાવી પાડશે.[૧]એ સુમતિને વૃદ્ધસેના નામની સ્ત્રીમાં દેવતાજિત્ નામે પુત્ર થયો [૨]દેવતાજિતને આસુરી નામની સ્ત્રીમાં દેવદ્યુમ્ન નામે પુત્ર થયો. દેવદ્યુમ્નને ધેનુમતી નામની સ્ત્રીમાં પરમેષ્ઠી નામે પુત્ર થયો. પરમેષ્ઠીને સુવર્ચલા નામની સ્ત્રીમાં પ્રતીહ નામનો પુત્ર થયો.[૩]એ પ્રતીહે ઘણા લોકો પાસે બ્રહ્મવિદ્યાનુ વ્યાખ્યાન કર્યું હતુ, અને પોતાને પણ શુદ્ધ હોવાને લીધે પરબ્રહ્મનો સાક્ષાત્કાર થયો હતો. પ્રતીહને સુવર્ચલા નામની સ્ત્રીમાં પ્રતિહર્તા, પ્રસ્તોતા અને ઉદ્ગાતા નામના ત્રણ પુત્રો થયા, તેઓ કર્મકાંડમાં કુશળ હતા. પ્રતિહર્ત્તાને સ્તુતિ નામની સ્ત્રીમાં અજ અને ભૂમા નામના બે પુત્ર થયા.[૪]ભૂમાને ઋષિકુલ્યા નામની સ્ત્રીમાં ઉદ્ગીથ નામે પુત્ર થયો. ઉદ્ગીથને દેવકુલ્યા નામની સ્ત્રીમાં પ્રસ્તાવ નામે પુત્ર થયો. પ્રસ્તાવને નિયુત્સા નામની સ્ત્રીમાં વિભુ નામનો પુત્ર થયો. વિભુને રતિ નામની સ્ત્રીમાં પૃથુષેણ નામે પુત્ર થયો. પૃથુષેણને આકૂતિ નામની સ્ત્રીમાં નક્ત નામે પુત્ર થયો. નક્તને દ્રુતિ નામની સ્ત્રીમાં મોટો રાજર્ષિ અને ઉત્તમ કીર્ત્તિવાળો ગય નામનો પુત્ર થયો. એ ગય રાજા સાક્ષાત્ વિષ્ણુ ભગવાન્ કે જેણે જગતની રક્ષા કરવાની ઇચ્છાથી સત્વગુણ લીધો છે તેના અંશરૂપ હતો, અને જ્ઞાનીપણા વગેરે લક્ષણોથી મહાપુરૂષની પદવી પામ્યો હતો.[૫]સર્વાત્મા અને સર્વરૂપ મહાપુરૂષ પરબ્રહ્મને અર્પણ કરવાથી મોક્ષ આપનારા પ્રજાનુ પાલન, પોષણ, રાજી રાખવું, લડાવવુ અને શિક્ષા કરવા રૂપ રાજધર્મથી અને યજ્ઞ વગેરે ગૃહસ્થાશ્રમના ધર્મથી, તથા બ્રહ્મવેત્તા પુરૂષોનાં ચરણની સેવાથી મેળવેલી ભગવાનની ભક્તિના યોગથી વારવાર સંસ્કાર લાગતાં એ રાજાની બુદ્ધિ બહુજ શુદ્ધ થયેલી હતી. દેહાભિમાનથી રહિત થયેલા તેના અંતઃકરણમાં જો કે 'अहंब्रह्मास्मि' જ્ઞાન યથાર્થ થયું હતુ, તોપણ નિરભિમાન રહીને આ પૃથ્વીનુ પાલન કરતો હતો, હે પરીક્ષિત રાજા! ઇતિહાસવેત્તાઓ તેનુ ચરિત્ર નીચે પ્રમાણે વર્ણવે છે.[૬]"ગય રાજાના જેવાં કામ બીજો કયો રાજા કરી શકે? ભગવાનના અંશરૂપ ગય રાજાવિના યજ્ઞ કરનાર, સર્વ લોકોનુ માનપાત્ર, ઘણું જાણનાર, ધર્મનુ રક્ષણ કરનાર, મોટી લક્ષ્મીને પામનાર, સત્પુરૂષોની સભાનો અધ્યક્ષ અને સત્પુરૂષોનો સેવક બીજો કયો રાજા છે?[૭]કે જેનો સતી અને સાચાં આશિર્વચન આપનારી શ્રદ્ધા, મૈત્રી અને દયા વગેરે દક્ષની કન્યાઓએ નદીઓના જળથી અભિષેક કર્યો હતો. જો કે તે

* એવી રીતે આઠ અધ્યાયથી ભરતજીનુ ચરિત્ર કહ્યુ હવે આ પંદરમા અધ્યાયમાં તેમના વંશના રાજાઓ કહેવાશે

રાજાના મનમાં કશી આશા હતીજ નહી, તોપણ તેના ગુણરૂપી વાછડાને લીધે પ્રસવેલી પૃથ્વીરૂપ ગાય તેની પ્રજાના સર્વ મનોરથોને પૂરતી હતી.[૮] તે પોતે નિષ્કામ હતો, તોપણ વેદ અને તેણે કરેલાં કર્મો તેને જોઈતી વસ્તુઓ પૂરતાં હતાં, યુદ્ધમાં બાણથી પૂજેલા રાજાઓ તેને કર દેતા હતા, અને પાલનથી તથા દક્ષિણા વગેરેથી પૂજેલા બ્રાહ્મણો પરલોકમાં પોતાને મળવાનાં સત્કર્મનાં ફળોમાંથી તેને છઠ્ઠો ભાગ આપતા હતા.*[૯]ઘણા સોમપાન વાળા તેના યજ્ઞમાં ઇંદ્રને ઘેન ચઢીજતાં શ્રદ્ધાથી શુદ્ધ અને અવિચળ ભક્તિથી અર્પણ કરેલાં તેના યજ્ઞનાં ફળને યજ્ઞ સ્વરૂપ ભગવાને પ્રત્યક્ષ રીતે સ્વીકાર્યું હતુ [૧૦]જે ભગવાનને પ્રસન્ન કરવાથી દેવ, પશુ, પક્ષી, મનુષ્ય, લતા અને ખડરૂપ જગત્ બ્રહ્માપર્યત તુરત પ્રસન્ન થાયછે, તે સર્વના અતર્યામી ભગવાને ગયના યજ્ઞમાં પ્રસન્ન થઇને પોતાની પ્રીતિ જાહેર કરી હતી."[૧૧]એ ગય રાજાને ગયંતી નામની રાણીમાં ચિત્રરથ, સુગતિ અને અવરોધન એવા નામના ત્રણ પુત્રો થયા. ચિત્રરથને ઊર્ણા નામની સ્ત્રીમાં સમ્રાજ નામે પુત્ર થયો [૧૨]સમ્રાજને ઉત્કલા નામની સ્ત્રીમાં મરીચિ નામે પુત્ર થયો. મરીચિને બિંદુમતી નામની સ્ત્રીમાં બિંદુમાન્ નામનો પુત્ર થયો બિંદુમાનને સરઘા નામની સ્ત્રીમાં મધુ નામે પુત્ર થયો મધુને સુમના નામની સ્ત્રીમાં વીરવ્રત નામનો પુત્ર થયો વીરવ્રતને ભોજા નામની સ્ત્રીમાં મથુ અને પ્રમથુ નામના બે પુત્ર થયા. મથુને સત્યા નામની સ્ત્રીમાં ભૌવન નામે પુત્ર થયો. ભૌવનને દૂષણા નામની સ્ત્રીમાં ત્વષ્ટા નામે પુત્ર થયો ત્વષ્ટાને વિરોચના નામની સ્ત્રીમાં વિરજ નામનો પુત્ર થયો વિરજને વિષૂચિ નામની સ્ત્રીમાં સો પુત્ર થયા હતા, કે જેઓમાં શતજિત મોટો હતો, અને એક કન્યા પણ થઈ હતી [૧૩]આ વિષયમાં નીચે પ્રમાણે કહેવાયછે. વિષ્ણુ જેમ પોતાની કીર્તિથી દેવતાઓના સમૂહને બહુજ શોભાવેછે, તેમ છેલ્લા ઉત્પન્ન થયેલા વિરજ રાજાએ આ પ્રિયવ્રતના વંશને પોતાની કીર્તિથી બહુજ શોભાવ્યો હતો.[૧૪]

**प्रैयव्रतं वंशमिमं विरजश्चरमोद्भवः ॥**
**अकरोदत्यलंकीर्त्या विष्णुःसुरगणंयथा॥ १४॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના પંચમ સ્કંધનો ૫ ંદરમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૬ મો.*

### જંબુદ્વીપના નવખંડોનું વર્ણન તથા મેરૂ પર્વતની સ્થિતિ.

**॥ राजोवाच ॥**

**उक्तस्त्वयाभूमंडलायामविशेषो यावदादित्यस्तपतियत्रचासौज्योतिषांगणैश्चंद्रमात्रासहदृश्यते ॥१॥**

પરીક્ષિત રાજા પૂછેછે—જેટલામાં સૂર્ય પ્રકાશે છે અને નક્ષત્રોના ગણ સહિત આ ચદ્રમા જ્યાં દેખાયછે તેટલા ભૂમંડળના વિસ્તારનો વિશેષ આપ કહી ગયાછો.[૧]તેમાં પણ પ્રિયવ્રતના રથનાં પૈડાંના સાત ખાડાઓમાં સાત સમુદ્ર થયાછે, કે જે સમુદ્રો ઊપરથી આ પૃથ્વીમાં સાત દ્વીપની રચના થયાનુ આપે સૂચવ્યુ છે. હે સમર્થ ! એ સઘળી બાબતને તેના પ્રમાણ અને લક્ષણશીખે હુ જાણવા ઈચ્છુ છુ [૨] કારણ કે પ્રથમ ભગવાનના સગુણ સ્થૂળરૂપ ( બ્રહ્માંડ ) માં મનને પ્રવેશ કરાવ્યો હોય, તો પછી નિર્ગુણ, અત્યંત સૂક્ષ્મ, સ્વય પ્રકાશ અને સર્વવ્યાપક પરબ્રહ્મમાં પણ તેનો પ્રવેશ કરાવી શકાય. એટલા માટે હે ગુરૂ ! એ બાબતનુ આપે વર્ણન કરવુ જોઇએ.[૩]

શુકદેવજી કહેછે—હે રાજા ! ભગવાનની માયાના ગુણોના વિસ્તારનો અંત, દેવતાઓના આયુષ્ય જેટલો કાળ જતાં પણ માણસથી મને કે વચને પણ પામી શકાય એમ નથી એટલા માટે મુખ્ય મુખ્ય બાબતો લઈ ભૂગોળની રચનાનુ તેનાં નામ રૂપ અને લક્ષણશીખે વ્યાખ્યાન આપુ છુ [૪] ભૂમડળરૂપી કમળના પોટાઓમાં

* જે રાજા ધર્મમાર્ગથી પાલન કરતો હોય તેને પ્રજાના પુણ્યમાંથી છઠ્ઠો ભાગ મળેછે એમ ધર્મશાસ્ત્રમાં લખ્યુ છે.

* આ સોળમા અધ્યાયમા જબુદ્વીપના નવ ખડ અને નીચે, ઉપર તથા ફરતા ઘેરાવાથી પૃથ્વીરૂપ કમળની ડોડી જેવી મેરૂ પર્વતની સ્થિતિ કહેવાશે.

વચલા પોટાના જેવો આ પેહેલો જંબુદ્વીપ લાખ યોજનના વિસ્તારમાં છે, અને કમળપત્રની પેઠે સમગોળ છે.[૫] આ દ્વીપમાં નવ ખંડ છે અને તે પ્રત્યેકનો વિસ્તાર નવ નવ હજાર યોજનનો છે.* એ ખંડો મર્યાદાના ( સીમાડાના ) આઠ પર્વતોથી સારી રીતે વેહેંચાયેલાછે.[૬] એઓના મધ્યમાં ઇલાવૃત નામનો વચલો ખંડ છે અને એ ઈલાવૃતના મધ્યમાં મોટા પર્વતોનો રાજા મેરૂપર્વત રહ્યોછે. એ મેરૂપર્વત આખો સોનાનો છે, લાખ યોજન ઊંચો છે. એ અને ભૂમંડળરૂપ કમળની ડોડીરૂપ છે.[૭] એ મેરૂ ઉપરના ભાગમાં બત્રીશ હજાર યોજન અને મૂળના ભાગમાં સોળ હજાર યોજન પોહોળો છે. ધરતીમાં એનો પાયો પણ સોળ હજાર યોજન ઊંડો છે. ઈલાવૃતની ઉત્તર તરફમાં અનુક્રમે નીલ, શ્વેત અને શૃંગવાન્ એવા નામના ત્રણ, રમ્યક, હિરણ્મય અને કુરૂ ખંડના સીમાડાના પર્વતો છે તે પૂર્વતરફ લાંબા છે, બને તરફથી ખારા સમુદ્રસુધી પોહોચેલા છે ને બબ્બે હજાર યોજન પોહોળા છે.એ પર્વતોમાં પેહેલા પેહેલા કરતાં પછી પછીનો પર્વત એક એકથી દશાંશથી કાંઈક વધારે ભાગમાં લંબાઈમાં ઓછો છે[૮] એવી રીતે ઇલાવૃત ખંડની દક્ષિણ તરફમાં નિષધ, હેમકૂટ અને હિમાલય નામના ત્રણ પર્વતો અનુક્રમથી હરિવર્ષ, કિંપુરૂષ અને ભરતખંડના અવધિરૂપછે, પૂર્વ તરફ લાંબાછે અને નીલાદિકની પેઠે દશદશ હજાર યોજન અને બબ્બે હજાર યોજન પોહોળા તથા ઉંચાછે.[૯] એવી રીતેજ ઇલાવૃતની આથમણી તરફ અને પૂર્વ તરફ માલ્યવાન અને ગંધમાદન નામના પર્વતો છે, તે નીલ અને નિષધસુધી લાંબા છે અને બબ્બે હજાર યોજન પોહોળા છે.[૧૦] એ પર્વતો કેતુમાલ અને ભદ્રાશ્વ ખંડનો સીમાડો કરેછે.[૧૧] મંદર, મેરૂમંદર, સુપાર્શ્વ અને કુમુદ એવા નામના દશદશ હજાર યોજન પોહોળા અને ઊંચા પર્વતો મેરૂ પર્વતની ચાર દિશાઓમાં ટેકારૂપ કલ્પાયેલા છે.[૧૨] એ ચારે પર્વતોની ઊપર અનુક્રમથી આંબો, જાંબુ, કદંબ અને વડ એ ચાર મોટાં ઝાડ છે તે પર્વતોની ધ્વજા જેવાં લાગે છે, હજારથી કાંઇક વધારે યોજન ઉંચાં છે, શાખાઓનો વિસ્તાર પણ તેવડોજ છે અને સોસો યોજન જાડાં છે.[૧૩] એ પર્વતો ઉપર દૂધનો, મધનો, શેરડીના રસનો અને મીઠા પાણીનો એવા અનુક્રમે ચાર ધ્રો છે; જેઓનો સ્પર્શ કરનારા ઉપદેવ લોકો સ્વાભાવિક સિદ્ધિઓ ધરી રહ્યાછે.[૧૪] એ પર્વતોની ઉપર અનુક્રમે નંદન, ચૈત્રરથ, વૈભ્રાજક અને સર્વતોભદ્ર એવા નામના ચાર દેવતાઓના બગીચાઓ પણ છે, જેઓમાં ઉત્તમ દેવાંગનાઓના પતિઓ દેવાંગનાઓ સાથે મળીને વિહાર કરેછે અને તેઓના મહિમાને ગંધર્વાદિક લોકો ગાયછે.[૧૫-૧૬] મંદર પર્વતની ઉપરના અગિયારસો યોજન ઊંચા દેવતાઇ આંબામાંથી પર્વતના શિખર જેવાં જાડાં અને અમૃતજેવાં ફળ પડેછે.[૧૭] એ ફળો નીચે પડીને ફાટી જતાં તેઓના અત્યંત મધુર સ્વાભાવિક સુગંધી અને રાતા રંગના ઘણા રસની અરૂણોદા નામની નદી મંદર પર્વતના શિખર ઉપરથી પડીને પૂર્વ તરફથી ઇલાવૃત ખંડને ભીંજવી દેછે[૧૮] એ રસનો ઊપભોગ લેનારી યક્ષલોકોની સ્ત્રીઓ કે જેઓ પાર્વતીની દાસીઓ છે તેઓના અવયવોના સ્પર્શથી સુગંધી થયેલો વાયુ દશદશ યોજન સુધી ચારેકોર સુગંધ કરી મેલેછે[૧૯] એવી રીતેજ અત્યંત ઝીણા ઠળિયાવાળાં અને હાથી જેવડાં જાંબુ ઊંચેથી પડીને ફાટી જતાં તેઓના રસમાંથી જંબુ નામની નદી ચાલેછે, તે દશ હજાર યોજન ઉંચા મેરૂમંદર પર્વતના શિખરની ઉપરથી પડીને પોતાની દક્ષિણ તરફ આખા ઈલાવૃતમાં ફેલાઇને વહી જાયછે.[૨૦] તેટલામાં તેના બન્ને કાંઠાની માટી એ જાંબુના રસથી મળીને વાયુ અને સૂર્યના સંયોગથી પાકતાં તેમાંથી જાંબુનદ નામનું સોનું થાયછે, કે જે નિરંતર દેવલોકોનાં આભરણોમાં કામ આવેછે.[૨૧] એ સોનાને દેવ વગેરે લોકો પોતાની સ્ત્રીઓની સાથે

* ભદ્રાશ્વ અને કેતુમાલ ખંડ શિવાય બાકીના ખંડો નવ નવ હજાર યોજનના છે એમ સમજવું, કેમકે એ બે ખંડો તો ચોત્રીશ ચોત્રીશ હજાર યોજનના છે.

મુગટ, કડાં અને કટિમેખળા વગેરે આભરણરૂપે ધારણ કરેછે.[22] જે મોટું કદંબનું ઝાડ સુપાર્શ્વ પર્વત ઉપર ઉગેલું છે તેની કોતરોમાંથી પાંચ પાંચ વામની પોહોળી પાંચ મધની ધારાઓ નીકળ્યા કરેછે, તેઓ સુપાર્શ્વના શિખર ઉપરથી પડીને પોતાની પશ્ચિમ તરફ ઇલાવૃત ખંડને આનંદ આપેછે.[23] એ મધની ધારાઓનો ઉપયોગ કરનારી સ્ત્રીઓના નિશ્વાસથી સુગંધી થયેલો વાયુ ચારેકોર સો સો યોજન સુધી સુગંધી કરી મેલેછે.[24] એ પ્રમાણેજ શતવલ્શ નામનો વડ કે જે કુમુદ પર્વત ઉપર ઉગેલો છે, તેનાં થડોમાંથી દૂધ, દહી, મધ, ઘી, ગોળ, અન્નાદિક, શય્યા, આસન અને આભરણ વગેરેનો ધ્રો નીચે પડેછે, એઓ કામનાને પરિપૂર્ણ કરનારા સઘળા ધ્રો કુમુદ પર્વતનાં શિખર ઉપરથી પડીને ઉત્તર તરફમાં ઇલાવૃતના ઉપયોગમાં આવે છે.[25] એ ધ્રોના પદાર્થોનો ઉપયોગ કરનારી પ્રજાઓને વળી, ધોળા મોવાળા, થાક, પસીનો, દુર્ગંધપણું, જરા, રોગ, મરણ, ટાઢ, ગરમી, રંગનો ફેરફાર અને વિઘ્ન વગેરે જુદા જુદા તાપો કદી પણ થતા નથી, અને જીવતા સુધી સર્વોત્તમ સુખ રહેછે[26] કુરંગ, કુરર, કુસુંભ, વૈકંક, ત્રિકુટ, શિશિર, પતંગ, રૂચક, નિષધ, શિનીવાસ, કપિલ, શંખ, વૈદૂર્ય, જારૂધિ, હંસ, ઋષભ, નાગ, કાલંજર અને નારદ વગેરે વીશ પર્વતો ડોડીના કેસરાઓની પેઠે મેરૂ પર્વતના મૂળ ભાગમાં ચારેકોર કલ્પાએલા છે.[27] મેરૂની પૂર્વ તરફમાં જઠર અને દેવકુટ નામના બે પર્વતો અઢાર હજાર યોજન ઉત્તર તરફ લાંબા છે, અને બબ્બે હજાર યોજન પોહોળા તથા ઉંચા છે, એવી રીતે મેરૂની પશ્ચિમ તરફમાં પવન તથા પારિયાત્ર અને દક્ષિણ તરફમાં કૈલાસ અને કરવીર નામના બબ્બે પર્વતો પૂર્વ તરફ લાંબા છે, અને ઉત્તર તરફમાં ત્રિશૃંગ અને મકર નામના બે પર્વતો છે એ આઠ પર્વતોથી ઘેરાયેલો સોનાનો મેરૂપર્વત અગ્નિની પેઠે ચોરેકોર શોભેછે[28] મેરૂ પર્વતને માથે સોનાની, સમચોરસ અને **દશ હજાર યોજનની બ્રહ્માની નગરી મધ્યમાં** છે એમ મુનિલોકો કહેછે.[29] એ બ્રહ્માની નગરીને અનુસરતી આઠ લોકપાળ દેવતાઓની આઠ નગરીઓ તે તે લોકપાળોની દિશાઓમાં ફરતી કલ્પેલી છે, અને તે તે નગરીઓના વર્ણ પણ તે તે દેવતાઓના જેવાજ છે. એ નગરીઓ બ્રહ્માની નગરીના ચોથા ભાગના પ્રમાણનીછે.[30]

**तामनुपरितो लोकपालानामष्टानां यथादिशं यथारूपं तुरीय भागेन पुरोऽष्टावुपक्लृप्ताः ॥ ३० ॥**

ઈતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના પંચમસ્કંધનો સોળમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૧૭ મો.*

### ગંગાનું દિશાઓમાં ગમન તથા સદાશિવે કરેલી સંકર્ષણની સેવા

**॥ श्रीशुकउवाच ॥**

**तत्र भगवतः साक्षाद्यज्ञलिंगस्य विष्णोर्विक्रमतोवामपादांगुष्ठनखनिर्भिन्नोर्ध्वांडकटाहविवरेणांतःप्रविष्टा या बाह्यजलधारा तच्चरणपंकजावनेजनारुणकिंजल्कोपरंजिताखिलजगदघमलापहोपस्पर्शनाऽमला साक्षाद्भगवत्पदीत्यनुपलक्षितवचोऽभिधीयमानाऽतिमहता कालेनयुगसहस्रोपलक्षणेनदिवोमूर्द्धन्यवततार यत्तद्विष्णुपदमाहुः ॥ १ ॥**

શુકદેવજી કહેછે—સાક્ષાત્ વામનજી ભગવાને બલિરાજાના યજ્ઞમાં મોટું સ્વરૂપ કરી જમણા ચરણથી પૃથ્વીને દબાવી લઈ ડાબું ચરણ ઊંચું કરતાં તે ચરણના અંગુઠાના નખથી બ્રહ્માંડનો ઊપલો ભાગ ફૂટી પડયો હતો, તેના છિદ્રમાંથી બહારના ( આવરણના ) જળની ધારા જે અંદર આવી હતી, તે ધારા હજાર યુગરૂપ મોટા કાળે સ્વર્ગને માથે ઉતરી હતી એ ધારાથી ભગવાનનું ચરણ ધોવાતાં ચરણ ઉપરનાં રાતાં કેસરથી તે ધારા રંગાઇ ગઇ હતી, તેને લીધે તે ધારાનો સ્પર્શ સર્વ જગતના પાપરૂપ મેલને મટાડનાર અને પોતે પાપના સંબંધથી રહિત છે પ્રથમ તો સાક્ષાત્ ભગવત્પદી એવા

* આ સતરમા અધ્યાયમા ચારદિશાઓમા ગંગાજીના જવાની અને ઇલાવૃત ખંડમા સદાશિવે સંકર્ષણનું **સેવન કરવાની કથા કહેવાશે.**

સાધારણ નામથી તે બોલાતી હતી, અને પાછળથી તે તે પ્રસંગો ઉપરથી જાન્હવી અને ભાગીરથી ઇત્યાદિક નામો થયાં છે.[૧] તે ધારા ઉપર કહ્યા પ્રમાણે પ્રથમ સ્વર્ગનું માથું કે જે વિષ્ણુપદ નામથી કહેવાય છે, ત્યાં આવી, કે જ્યાં રહેલા મહાવૈષ્ણવ અને દૃઢ સંકલ્પવાળા ધ્રુવજી તેને પોતાના કુળદેવ ભગવાનના ચરણારવિંદનું જળ ધારી હજુ સુધી પણ મોટા આદરથી પોતાને માથે ધરેછે. ક્ષણે ક્ષણે ભક્તિથી વૃદ્ધિ થતાં તે ધ્રુવજીનું હૃદય બહુજ પીગળતું જાયછે, ઉત્કંઠાથી થયેલી પરવશતાને લીધે તેમનાં નેત્રકમળ મીંચાઇ જતાં તેઓમાંથી નિર્મળ આંસુનાં ટીપાં પડેછે અને તેની સાથે રૂંવાડાં ઊભાં થઇ જાયછે.[૨] ધ્રુવજીની પછી તેમની નીચેના સપ્તર્ષિઓ કે જેઓ ગંગાના પ્રભાવને જાણેછે, અને સર્વના આત્મારૂપ ભગવાનની ભક્તિરૂપી લાભ મળવાથીજ બીજા પુરૂષાર્થોનો તથા આત્મજ્ઞાનનો પણ અનાદર કરેછે તેઓ " આ ગંગા મળી તેજ આપણા તપનું પરમ ફળ મળી ચુક્યું. " એમ ધારી મુમુક્ષુ પુરૂષો જેમ પ્રત્યક્ષ આવેલી મુક્તિને ધારણ કરે, તેમ મોટા માનની સાથે પોતાની ધાટી જટાઓથી તે ગંગાને અદ્યાપિ સુધી ધારણ કરેછે તે સપ્તર્ષિઓના સ્થાનકથી આકાશમાર્ગ કે જે અનેક હજારો અને કરોડો વિમાનોના સમૂહ ફરવાથી સાંકડો છે તેમાં થઈને નીચે ઉતરતાં ચંદ્રમંડળને બીંજવી દઇ, એ ગંગા મેરૂ પર્વત ઉપરની બ્રહ્માની નગરીમાં પડેછે[૪] ત્યાં ચાર ભાગમાં વહેંચાઈ જતાં ચાર નામથી ચાર દિશામાં ચાલીને સમુદ્રમાંજ પ્રવેશ કરેછે.[૫] સીતા, અલકનંદા, ચક્ષુ અને ભદ્રા એવી રીતે ચાર ધારાઓનાં ચાર નામ થયાંછે. તેઓમાં સીતા નામની ધારા બ્રહ્માના સ્થાનકમાંથી કેસરાચળ વગેરે પર્વતોનાં શિખરો ઉપર થઈને નીચે નીચે ઉતરતાં ગંધમાદન પર્વતનાં શિખરો ઉપર પડીને ભદ્રાશ્વખંડના મધ્યમાં થઇને પૂર્વ દિશામાં ખારા સમુદ્રમાં પ્રવેશ કરેછે.[૬] એ પ્રમાણે ચક્ષુ નામની ધારા માલ્યવાન પર્વતના શિખર ઉપરથી કેતુમાલ ખંડ તરફ પડેછે અને ત્યાંથી મોટા વેગે પશ્ચિમ દિશામાં સમુદ્રમાં પ્રવેશ કરેછે.[૭] ભદ્રા નામની ધારા ઉત્તર તરફ મેરૂપર્વતના શિખરેથી પડતાં નીલ પર્વતનાં શિખર ઉપર, નીલ પર્વતનાં શિખર ઉપરથી શ્વેત પર્વતનાં શિખર ઉપર અને શ્વેત પર્વતનાં શિખર ઉપરથી શૃંગવાન્ પર્વતના શિખર ઉપર પડીને ત્યાંથી નીચે ચાલેછે, તે ઉત્તરકુરૂ ખંડમાં થઇને ઉત્તર દિશામાં ખારા સમુદ્રમાં પ્રવેશ કરેછે.[૮] તેમજ અલકનંદા દક્ષિણ તરફ બ્રહ્માની નગરીમાંથી ચાલતાં ઘણા પર્વતોનાં શિખરોને મૂકી આવી હેમકૂટ પર્વતમાંથી તેનાં શિખરોને પોતાના પ્રબળ વેગથી તાણતી જાયછે, તે ભરતખંડમાં થઇને દક્ષિણ દિશામાં સમુદ્રમાં પ્રવેશ કરેછે.[૯] તે ગંગામાં સ્નાન કરવા સારૂ આવતાં માણસને પગલે પગલે અશ્વમેધ અને રાજસૂય વગેરે યજ્ઞોનું ફળ દુર્લભ રહેતું નથી. દરેક ખંડમાં બીજા પણ ઘણા દ્રો અને મેરૂ વગેરે પર્વતોથી થએલી સેંકડો નદીઓ છે.[૧૦] તે સઘળા ખંડોમાં પણ ભરતખંડજ કર્મ કરવાનું ક્ષેત્ર છે, અને બીજા આઠ ખંડ તો દેવતાઓને સ્વર્ગમાં ભોગવાતાં બાકી રહેલાં પુણ્યોના ભોગ ભોગવવાના સ્થાનકરૂપ પૃથ્વીનાં સ્વર્ગ છે એમ કહેવાયછે.[૧૧] બાકીના એ આઠ ખંડોમાં માણસની ગણતરીથી દશદશ હજાર વર્ષનું લોકોનું આયુષ્ય છે. એઓમાં દેવતા જેવા અને દશદશ હજાર હાથીના જોરવાળા લોક રહેછે. એઓનાં શરીર વજ્ર જેવાં દૃઢ છે, અને બળ, અવસ્થા તથા સુખોથી આનંદ પામેલાં સ્રીપુરૂષોનાં જોડાં ભારે મૈથુન કરે છે મૈથુનને અંતે આયુષ્યનું એક વર્ષ બાકી રહે ત્યારે સ્રીઓને એક ગર્ભ રહેછે. એ ખંડોમાં ત્રેતાયુગના જેવો સમય ચાલેછે.[૧૨] પોતપોતાના મુખ્ય સેવકોએ ઉત્તમ રીતે પૂજેલા મોટા દેવલોકો આશ્રમોમાં, પર્વતોની ગુફાઓમાં અને નિર્મળ જળાશયોમાં જળક્રીડા વગેરે વિચિત્ર ક્રીડાઓથી મનગમતી રીતે એ ખંડોમાં વિહાર કરેછે. સર્વ ઋતુઓમાં ફૂલ, ગુચ્છ, ફળ અને નવાં કુંપળિયાંઓની સમૃદ્ધિથી બહુજ નમી રહેલી શાખાઓ અને લતાઓવાળાં વૃક્ષોથી

એ આશ્રમો અને પર્વતોનાં સુંદર વનો બહુજ શોભી રહ્યાંછે. ઉઘડેલાં અને નવાં અનેક પ્રકારનાં કમળોની સુગંધીથી રાજી થયેલા રાજહંસ, જળકુકડી, કારંડવ, સારસ અને ચક્રવાક વગેરે પક્ષીઓ તથા જાત જાતના અનેક ભ્રમરો જળાશયોમાં શબ્દ કરેછે. અત્યંત રૂપાળી દેવાંગનાઓના કામદેવથી ચમકતાં વિલાસ, હાસ અને લીલા પૂર્વક જોવાથી ત્યાં વિહાર કરનારા દેવલોકોનાં મન અને નેત્ર ખેંચાઈ રહેછે.[13] નવે ખંડોમાં મહાપુરૂષ ભગવાન્ નારાયણ, પોતાના ભક્તોપર અનુગ્રહ કરવાને સારૂ પોતાની મૂર્તિઓના સમૂહથી અદ્યાપિ સુધી સન્નિહિત (ઢુકડા) રહ્યાછે.[14] ઈલાવૃતખંડમાં તો સાક્ષાત્ સદાશિવ એકજ પુરૂષ છે, બીજો કોઇ પણ પુરૂષ તેમાં જતો નથી. જે પુરૂષ એ ખંડમાં જાયછે તે પાર્વતીના શાપને લીધે સ્ત્રી બની જાયછે તેનું કારણ પાછળથી (નવમસ્કંધમાં) કહીશ [15] એ ઇલાવૃતમાં પાર્વતીની દાસીઓ હજારો અર્બુદ સ્ત્રીઓ સદાશિવની સેવા કરેછે અને પોતે સદાશિવ શેષનાગની ભક્તિ કરેછે. વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ એવા નામની ચાર મૂર્તિઓવાળા મહાપુરૂષ ભગવાનની સંકર્ષણ (શેષનાગ) નામની ચોથી તમોગુણી મૂર્ત્તિ કે જેમાંથી પોતે ઉત્પન્ન થયાછે તેને મનમાં ધ્યાન કરવામાં આવતા રૂપથી સમીપમાં લાવી સદાશિવ નીચેના મંત્ર વગેરેનો જપ કરતાં ભજેછે [16]

સદાશિવ બોલેછે—"ॐ नमो भगवते महापुरुषाय सर्वगुणसङ्ख्यानायानन्तायाव्यक्ताय नम (મહાપુરૂષ, સર્વ ગુણોનો પ્રકાશ કરનાર, અનંત અને માપવામાં ન આવે એવા ભગવાનને નમસ્કાર કરૂછું) [17] હે ભજવા યોગ્ય પરમેશ્વર! સર્વ પ્રકારનાં ઐશ્વર્યના પરમ આશ્રયરૂપ, ભક્તોને અત્યંત પોતાના દયાળુ સ્વરૂપનું દર્શન આપનાર, સંસારને મટાડનાર અને જેનું ચરણારવિંદ શરણરૂપ છે એવા આપને ભજુછું.[18] જગતને નિયમમાં રાખવાને સારૂ આપ જોયા કરો છો, તોપણ આપની દૃષ્ટિ ક્રોધના વેગને નહીં જીતી શકનારા અમલોકોની દૃષ્ટિ જેમ લેપાઈ જાયછે તેમ વિષયોથી અને ઇંદ્રિયોથી જરા પણ લેપાતી નથી. એવા આપને મુક્તિ પામવાને ઈચ્છનાર કયો પુરૂષ ન ભજે ?[19] ખોટી દૃષ્ટિવાળા પુરૂષને ભયંકર જેવા અને મદિરા તથા આસવથી રાતી આંખોવાળા જેવા માયાને લીધે જણાઓ છો; કેમકે આપના ચરણના સ્પર્શથી કામાતુર થયેલી નાગણીઓ લાજને લીધે પૂરૂં પૂજન પણ કરી શકતી નથી.[20] વેદના મંત્રો આપને આ જગતની ઉત્પત્તિ સ્થિતિ તથા પ્રલયના કરનાર, અનંત, અને ઉત્પત્તિ સ્થિતિ તથા પ્રલયથી રહિત કહેછે. આપનાં હજાર મસ્તકોમાં કોઈએક માથાઉપર સર્ષવની પેઠે આ ભૂમંડળ રહ્યુંછે તેને આપ જાણતા પણ નથી.[21] મહત્તત્વ કે જેનો આશ્રય સત્વગુણ છે તે આપનો ગુણના સંબંધને લીધે થયેલો પ્રથમ દેહ છે. એ દેહમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયાછે અને બ્રહ્મામાંથી ઉત્પન્ન થયેલો હું ત્રિગુણાત્મક અહંકારથી દેવતાઓને, પાંચભૂતને અને ઇંદ્રિયોના વર્ગને ઉત્પન્ન કરૂંછું. એ અમે મહત્તત્વ, અહંકાર, દેવતાઓ, પંચભૂત અને ઇંદ્રિયો, પક્ષીઓ જેમ દોરીથી બંધાઈ રહેછે તેમ ક્રિયાશક્તિથી બંધાઇને આપ કે જે મહાત્મા છો તેમના વશમાં રહેતાં આપના અનુગ્રહથી આ જગતને સરજીએ છીએ [22] સંસારમાં મોહ પામેલો આ જન, જેમણે બનાવેલી અને કર્મરૂપ ગાંઠોથી બાંધનારી માયાને સેહેજ જાણેછે, પણ તેમાંથી તરવાના ઉપાયને કદી પણ જાણતો નથી તે, આપ કે જેમના સ્વરૂપમાંજ જગતનો લય અને સૃષ્ટિ થાયછે તેમને પ્રણામ કરૂછું." [23]

यन्निर्मितां कर्ह्यपि कर्मपर्वणीं
मायां जनोयं गुणसर्गमोहितः ।
न वेद निस्तारणयोगमंजसा
तस्मै नमस्तेऽविलयोदयात्मने ॥ २४ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના પંચમસ્કંધનો
સત્તરમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૧૮ મો.*

### છખંડના ઇષ્ટદેવો તથા તેના ભક્તો.

॥ श्रीशुकउवाच ॥

**तथा च भद्रश्रवानामधर्मसुतस्तत्कुलपतयः पुरुषा भद्राश्ववर्षे साक्षाद्भगवतो वासुदेवस्य प्रियां तनुं धर्ममयीं हयशीर्षाभिधानीं परमेण समाधिना सन्निधाप्येदमभिगृणंत उपधावंति ॥ १ ॥**

શુકદેવજી કહેછે—એ પ્રમાણેજ ભદ્રાશ્વખંડમાં ધર્મનો પુત્ર ભદ્રશ્રવા અને તેના કુળના મુખ્ય પુરૂષો તથા સેવકો સાક્ષાત્ ભગવાન્ વાસુદેવનો હયગ્રીવ નામનો પ્રિય અવતાર કે જે ધર્મસ્વરૂપ છે, તેને પરમ એકાગ્રતાથી ચિત્તના સમીપમાં લાવી નીચેનો મંત્ર બોલેછે અને સ્તુતિ કરેછે[1]

ભદ્રશ્રવાઓ બોલેછે +—"ओं नमो भगवते धर्मायात्मविशोधनाय नम (ભગવાન્ અને અંતઃકરણને શુદ્ધકરનાર ધર્મરૂપ આપને પ્રણામ કરીએ છીએ).[2] પુત્રને અથવા પિતાને બાળી આવીને તેઓના ધનથી જીવવાને ઇચ્છનારાં અને જીવીને પાપકર્મ કરવાનોજ વિચાર કરનારાં આ માણસો નજરે દેખતાં પણ મારનાર(કાળ)ને દેખતાં નથી એ આપનીજ લીલા છે, અને તે ભારે વિચિત્ર છે.[3] વિદ્વાન્ લોકો, જગત્ નાશ પામનાર છે એમ શાસ્ત્રઉપરથી કહેછે, અને યોગીઓ તો સમાધિમાં તે વાત પ્રત્યક્ષ દેખેછે, તોપણ હે પરમેશ્વર! એ સઘળા તમારી માયામાં મોહપામી રહ્યાછે, એ આપનું કર્ત્તવ્ય અત્યંત વિચિત્ર છે, માટે બીજું સઘળું મૂકી દઇને આપ કે જે અજન્મા છો તેમને નમસ્કાર કરીએ છીએ[4] આપ અકર્ત્તા અને આવરણરહિત છતાં પણ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયનાં કામ કરોછો એમ વેદે સ્વીકારેલું છે, તે કાંઈ આશ્ચર્યરૂપ નથી; કેમકે માયાને લઇને સર્વ સ્વરૂપ અને સર્વ કાર્યોના કર્ત્તા આપમાં સૃષ્ટિ કરનારપણું ઘટેછે, અને વાસ્તવિક રીતે ઉપાધિ રહિત આપમાં અકર્ત્તાપણું અને આવરણરહિતપણું પણ ઘટેછે.[5] પ્રલયકાળમાં દૈત્યરૂપ તમોગુણ વેદને લઇ જતાં આપે બ્રહ્માની પ્રાર્થના ઉપરથી હયગ્રીવ (ઘોડાના માથાવાળા પુરૂષ) નો અવતાર ધરી પાતાળમાંથી તે વેદ લાવી આપ્યા હતા. એવા સત્ય સંકલ્પવાળા આપનેનમસ્કાર કરીએ છીએ.[6]

હરિવર્ષ ખંડમાં પણ નૃસિંહરૂપથી ભગવાન્ રહ્યાછે. એ અવતાર લેવાનું કારણ પાછળથી (સપ્તમસ્કંધમાં) કહીશ. મહાપુરૂષોના ગુણોનું પાત્ર, મહા વૈષ્ણવ અને જેનું શીળ તથા આચરણ દૈત્યદાનવોનાં કુળને પવિત્ર કરનાર છે એવા પ્રલ્હાદજી એ ખંડના પુરૂષોની સાથે નિષ્કામ અને એકાગ્ર ભક્તિથી તે ભગવાનના પ્રિય અવતારની ઉપાસના કરેછે અને નીચે પ્રમાણે બોલેછે.[7]

પ્રલ્હાદ બોલેછે—"ॐ नमो भगवते नरसिंहाय नमस्तेजस्तेजसे आविराविर्भव वज्रनख वज्रदंष्ट्र कर्माशयान् रंधय रंधय तमोग्रस ॐ स्वाहा अभयमभयमात्मनि भूयिष्ठा ॐ क्षौम् ॥ (તેજના પણ તેજરૂપ નૃસિંહ ભગવાનને નમસ્કાર કરૂંછું. હે વજ્રજેવા નખવાળા! હે વજ્ર જેવી દાઢોવાળા! પ્રકટ થાઓ, પ્રકટ થાઓ, કર્મની વાસનાઓને બાળો બાળો, અજ્ઞાનને ગળી જાઓ, અંતઃકરણમાં અભયરૂપ થાઓ, અભયરૂપ થાઓ.)[8] જગતનું કલ્યાણ થાઓ, ખળ પુરૂષો પોતાની ક્રૂરતા છોડીદો, પ્રાણીઓ પોતાની બુદ્ધિથી પરસ્પરનું કલ્યાણ ઇચ્છો, મનમાં શાંતિ વગેરે સદ્ગુણો આવો અને અમારી બુદ્ધિ નિષ્કામ થઇને ભગવાનમાં પ્રવેશ કરો[9] અમને કોઇનો પણ સંગ થજો માં, અને જો કદાચ થાય તો ઘર, સ્ત્રી, પુત્ર, ધન અને સંબંધીઓનો થજો મા, પણ ભગવાનના ભક્તોનો થજો, કેમકે આહાર માત્રથી સંતોષ રાખનાર જે જ્ઞાની હોય તેને જેમ તુરત મોક્ષ મળેછે, તેમ ઇંદ્રિયોનેલડાવનારને મળતો નથી[10] ગંગા વગેરે તીર્થ તો કેવળ વારંવાર સ્નાન કરનારાઓનાં શરીરના મેલને હરેછે, પણ ભગવાનના ભક્તોના સંગથી મળેલું ભગવ-

* આ અઢારમા અધ્યાયમાં મેરૂથી પૂર્વદિશાના ક્રમથી ત્રણ ખંડોમા અને ત્રણ ઉત્તર તરફના ખંડોમા ઇષ્ટદેવ અને તેમના દાસોનું વર્ણન કહેવાશે

\+ એ લોકોમા ભદ્રશ્રવા મુખ્ય હોવાથી સઘળાઓને ભદ્રશ્રવા એવું નામ આપેલુ છે.

તકથારૂપ તીર્થ કે જેમાં ભગવાનના અસાધારણ પ્રભાવનો અતિશય છે, તેને સેવનારા પુરૂષોના મનમાં શ્રવણ દ્વારા આવેલા ભગવાન્ મનના મેલને હરેછે, માટે એવાભક્તોને કોણ ન સેવે ?[11] જે માણસને ભગવાનમાં નિષ્કામ ભક્તિ હોય તે માણસમાં સઘળા સદ્‌ગુણોની સાથે દેવતાઓ સારી રીતે વસેછે. ભગવાનની ભક્તિથી રહિત અને મનોરથથી ખોટા વિષયસુખમાં દોડનાર માણસને મહાત્માઓના ગુણો ક્યાંથીજ પ્રાપ્ત થાય? [12]માછલાંઓને જેમ પ્યારૂં પાણીજ આત્મા છે, તેમ સાક્ષાત્ ભગવાન્ પ્રાણીઓના પ્યારા આત્મા છે, માટે ભગવાનને છોડી દઈ ઘરમાં આસક્તિ રાખનાર માણસો જો મોટાં કહેવાતાં હોય, તો તે મોટાઈ કેવળ સ્ત્રીપુરૂષોનાં શરીરને ઘણાં વર્ષો થયાઉપરથી જેવી મોટાઇ ગણાય છે તેવીજ છે.[13]એટલા માટે હે લોકો! તૃષ્ણા, રાગ, ખેદ, ક્રોધ, અભિમાન, સ્પૃહા, ભય, દીનતા અને મનની પીડાઓનુ મૂળ ઘર કે જેને લીધે જન્મમરણ ચાલ્યાજ કરેછે, તેનો ત્યાગ કરી નિર્ભય નૃસિંહજીના ચરણારવિંદનેજ ભજો."[14]

કેતુમાલખંડમાં પણ લક્ષ્મીનું તથા સંવત્સર રૂપ પ્રજાપતિની દીકરીઓ (રાત્રિઓનુ અભિમાન ધરાવનારા દેવો) નું પ્રિય કરવાની ઇચ્છાથી ભગવાન્, કામદેવના સ્વરૂપથી રહ્યાછે એ પ્રજાપતિના પુત્રો તે ખંડના સ્વામી છે સો વર્ષનાં અહોરાત્રની જેટલી સંખ્યા છે તેટલીજ સંખ્યા એ પ્રજાપતિની પુત્રીઓ તથા પુત્રોની છે, અર્થાત્ છત્રીશ હજાર છે. ભગવાનના ચક્રના તેજથી ઉદ્વેગ પામતી એ પ્રજાપતિની પુત્રીઓના ગર્ભો વર્ષને છેડે ચક્રથી હણાઇને પ્રાણરહિત થઈ પડી જાયછે, તેથી એ ખંડમાં લોકોની સંખ્યા વધતી નથી.[15]અત્યંત સુંદર ગતિ અને વિલાસથી શોભતાં મનોહર મંદહાસ્ય સહિત જોવાની લીલાને લીધે કાંઈક ઊંચી કરેલી ભમરથી વૃદ્ધિ પામેલી મુખારવિંદની શોભાથી કામદેવ ભગવાન્ લક્ષ્મીને રમાડેછે અને પોતાની ઇંદ્રિયોને પણ તૃપ્ત કરે છે.[16] લક્ષ્મીદેવી પોતે વર્ષની રાત્રિઓમાં પ્રજાપતિને દીકરીઓની સાથે અને દિવસોમાં તેઓના પતિ પ્રજાપતિના દીકરાઓની સાથે ચિત્તની અત્યંત એકાગ્રતાથી એ ભગવાનના માયામય રૂપ કામદેવની ઉપાસના કરેછે, અને નીચે પ્રમાણે બોલેછે[17]

લક્ષ્મીજી બોલેછે—"ॐ ह्रां ह्रीं ह्रूं ॐ नमो भगवते हृषीकेशाय सर्वगुण विशेषैर्विलसितात्मने आकूतीनां चित्तीना चेतसा विशेषाणा चाधिपतये षोडशकलाय छंदोमयायान्नमयामृतमयाय सर्वमयाय सहसे ओजसे बलाय कांताय कामाय नमस्ते उभयत्र भूयात् ॥(ઇંદ્રિયોના સ્વામી, સુશોભિત અને ઐશ્વર્યવાળા આપ કામદેવને મારા તરફથી આ લોકમાં તથા પરલોકમાં પ્રણામ હોજો. સઘળી શ્રેષ્ઠ વસ્તુઓ ઉપરથી આપ જણાઓછો. ક્રિયા, જ્ઞાન, સંકલ્પાદિક અને તેઓના વિષયોના અધિપતિ છો. અગિયાર ઇન્દ્રિયો અને પાંચ વિષયો તમારા અંશ છે. વેદોક્તકર્મથી તમારી પ્રાપ્તિ થાયછે. અન્નથી ઉદય પામતા, પરમાનંદરૂપ અને સર્વ વિષયોરૂપ તમે છો. શરીર, ઇંદ્રિય અને મનના બળને વધારનાર છો.) [18]આપ કે જે પોતાથીજ ઇંદ્રિયોના સ્વામી છો તેમની વ્રતથી આરાધના કરીને સ્ત્રીઓ લોકમાં બીજા પતિને ઈચ્છેછે, પણ તે બીજા પતિઓ પરતંત્ર હોવાથી એ સ્ત્રીઓનાં સંતાનને, પ્રિયવસ્તુને, ધનને કે આયુષ્યને બચાવી શકતા નથી.[19]વાસ્તવિક રીતે પતિ તો એવોજ કરવો જોઇએ કે જે ચારેકોરથી ભયાતુર રહેનારા જનની રક્ષા કરે, અને પોતે અત્યંત નિર્ભય હોય. એવા પતિ તો એક આપજ છો, કેમકે આપ પોતાના સ્વરૂપના લાભ કરતાં બીજા કશાને અધિક માનતા નથી. જેને બીજાથી સુખ મળતુ હોય તે સ્વતંત્ર કહેવાય નહી, અને અસ્વતંત્ર લોકોને પરસ્પરમાંથી ભય ઉત્પન્ન થયા વિના રહેજ નહીં. [20]જે સ્ત્રી કેવળ આપના ચરણારવિંદની પૂજાને ઈચ્છે પણ બીજા કશાને ન ઇચ્છે, તે સ્ત્રી પોતાની મેળેજ સઘળાં ઇષ્ટ સુખોને પામેછે. બીજાં ફળની ઇચ્છાથી તમારી ગરજ રાખીને પૂજા કરે તો જેટલું ધાર્યું હોય તેટલુંજ ફળ તમે આપોછો, કે જે ફળનો ભોગવાયા પછી નાશ થતાં તે સ્ત્રીને પાછું દુઃખ પામવું પડેછે.[21]હે અજિત! જેઓ-

નું મન વિષયસુખમાંજ લાગી રહ્યું છે, એવા બ્રહ્મા, શિવ, સુર અને અસુર વગેરે લોકો મને પામવાને માટે ભારે તપ કરેછે, પરંતુ તમારા ચરણનું શરણ લીધા વિના તેઓ મને પામી શકતા નથી, કેમકે મારૂં હૃદય તમારામાંજ રહ્યુંછે. [૨૨]આપનું હસ્તકમળ કે જેને ભક્ત લોકોના મસ્તકપર ધરોછો તે મારા મસ્તક ઉપર પણ ધરો. મને આપ ચિન્હરૂપે કરી પોતાના શ્રીઅંગમાં ધારણ કરોછો, તેથી જોકે મારે વિષે આપનો અનાદર નથી, તોપણ ભક્તલોકો કરતાં મારા ઉપર આપની કૃપા ઓછી જણાયછે, પરંતુ તેનું ખરૂં કારણ કેમ જાણી શકાય ? આપ કે જે ઇશ્વર છો તેમની માયાને લીધે કરવા ધારેલાનો નિશ્ચય કરવાને કોણ સમર્થ છે ? "[૨૩]

રમ્યકખંડમાં ભગવાન્ પોતાના અત્યંત પ્યારા મત્સ્યાવતારના રૂપથી રહેલછે, કે જે રૂપ તે ખંડના મુખ્ય પુરૂષ મનુને પૂર્વે દેખાડયું હતું. એ મનુ હજી સુધી પણ મોટી ભક્તિથી એ સ્વરૂપની આરાધના કરેછે, અને નીચે પ્રમાણે બોલેછે.[૨૪]

મનુ બોલેછે—"ॐ नमो भगवते मुख्यतमाय नमः सत्वाय प्राणायौजसे सहसे बलाय महामत्स्याय नम ॥ (જેમાં સત્વગુણ મુખ્ય છે એવા, સર્વમાં મુખ્ય, પ્રાણરૂપ અને શરીર મન તથા ઇંદ્રિયોના બળરૂપ મોટા મત્સ્ય આપ છો, તેમને નમસ્કાર કરૂં છું.) [૨૫]વેદરૂપી નાદવાળા તથા સઘળા લોકપાળો જેના સ્વરૂપને દેખતા નથી એવા આપ અંદર અને બહાર વ્યાપી રહ્યાછો માણસ જેમ લાકડાની પૂતળીને વશ રાખે તેમ વિધિ અને નિષેધનાં વચનોથી આખા જગતને જેણે વશ કર્યું છે તે ઇશ્વર આપ છો. [૨૬]મત્સરરૂપ જ્વરને લીધે તમારો ત્યાગ કરી (પ્રાણરૂપ તમે છો તેની ગરજ નહીં રાખતાં) લોકપાળ દેવતાઓ જૂદા જૂદા રહીને અને ભેળા મળીને પણ જગતની રક્ષા કરવાનું યત્ન કરવા લાગ્યા હતા, તોપણ મનુષ્ય, પશુ, સરપોલિયાં કે સ્થાવર જે કાંઈ આ જગતમાં દેખાયછે તેમાંના એકની પણ રક્ષા કરી શક્યા ન હતા. [૨૭]મોટા મોટા મોજા જેમાં ઊપડતા હતા એવા પ્રલયકાળના સમુદ્રમાં ઔષધિ અને લતાઓના ભંડારરૂપ આ પૃથ્વીને અને તેની સાથે મને પણ ધરીને જે આપ જોરથી બહુજ ફર્યા હતા, તે સર્વજગતના પ્રાણના નિયંતા આપને પ્રણામ કરૂં છું "[૨૮]

હિરણ્મયખંડમાં પણ કચ્છપાવતારના સ્વરૂપથી ભગવાન્ રહ્યાછે. એ ભગવાનના અત્યંત પ્યારા સ્વરૂપને પિતૃઓનો અધિપતિ અર્યમા તે ખંડના પુરૂષોની સાથે ભજેછે અને નીચેનો મંત્ર બોલેછે.[૨૯]

અર્યમા બોલેછે—"ॐ नमो भगवते अकूपाराय सर्वसत्वगुणविशेषणाय नोपलक्षितस्थानाय नमो वर्ष्मणे नमो भूम्ने नमो नमोऽवस्थानाय नमस्ते ॥ (સંપૂર્ણ સત્વગુણવાળા અને જેનું સ્થાનક જણાતું નથી એવા કચ્છપ સ્વરૂપી આપને નમસ્કાર કરૂં છું, કાળથી જેનો પરિચ્છેદ (માપ) થતો નથી એવા આપને નમસ્કાર કરૂં છું, અને સર્વના આધારરૂપ આપને વારંવાર નમસ્કાર કરૂં છું.) [૩૦]તમારી માયાથી પ્રકાશેલું અને ઘણાં રૂપોથી નિરૂપણ કરવામાં આવતું આ પૃથ્વી વગેરે સઘળું દૃશ્ય તમારૂં જ સ્વરૂપ છે. તમારાથી જૂદું નથી. ખોટું છતાં દેખાવાને લીધે ઝાંઝવાંનાં પાણીની પેઠે તેનો કાંઇ હિસાબ થઇ શકતો નથી. એટલા માટે અનિર્વચનીય (નિરૂપણ કરી શકાય નહીં એવો) આ પ્રપંચ જેનું સ્વરૂપ છે એવા આપને નમસ્કાર કરૂં છું. [૩૧]જરાયુજ (પછેડામાંથી ઉત્પન્ન થતાં મનુષ્ય વગેરે પ્રાણી), સ્વેદજ (પસીનામાંથી ઉત્પન્ન થતાં માંકડ વગેરે પ્રાણી), અંડજ (ઇંડાંમાંથી ઉત્પન્ન થતાં પક્ષી વગેરે પ્રાણી), ઉદ્ભિજ્જ (ધરતી ફોડીને ઉત્પન્ન થતાં વૃક્ષ વગેરે), સ્થાવર, જંગમ, દેવ, ઋષિ, પિતૃ, ભૂત, ઇંદ્રિયોની સૃષ્ટિ, સ્વર્ગ, આકાશ, પૃથ્વી, પર્વતો, નદીઓ, સમુદ્ર, દ્વીપ, ગ્રહ અને નક્ષત્ર એવાં એવાં નામોથી આપ એકજ કહેવાઓછો. [૩૨]જેમાં અસંખ્યાત ભેદનાં નામ, રૂપ અને જાતિઓ છે, એવા આપના સ્વરૂપમાં વિદ્વાનોએ કલ્પેલી ચોવીશ તત્વવગેરેની સંખ્યા જે તત્વજ્ઞાનથી મટી જાયછે તે તત્વજ્ઞાનરૂપ આપને નમસ્કારકરૂં છું."[૩૩]

ઉત્તરકુરૂખંડમાં યજ્ઞપુરૂષ ભગવાન્ વરાહનું

રૂપ ધરીને રહ્યાછે. તે વરાહાવતારને આ પૃથ્વી-દેવી ત્યાંના લોકોની સાથે અવિચ્છિન્ન ભક્તિથી ભજેછે,અને નીચેનાં સિદ્ધાંત વચન બોલ્યાકરેછે.[૩૪]

પૃથ્વી બોલેછે–"ॐ नमो भगवते मंत्रतत्त्वलिंगाय यज्ञक्रतवे महाध्वरावयवाय महापुरुषाय नमः कर्मशुक्लाय त्रियुगाय नमस्ते ॥ ( મંત્રથી બરાબર જાણવામાં આવે એવા, સર્વ પ્રકારના યજ્ઞરૂપ, મોટા યજ્ઞોરૂપી અવયવોવાળા, મહાપુરૂષ, યજ્ઞોના કરનાર અને ત્રણ યુગોમાં પ્રકટ દેખાનાર આપને વારંવાર નમસ્કાર કરૂ છુ.)[૩૫]કર્મથી અને કર્મનાં ફળોથી નહીં પ્રકાશતા આપના સ્વરૂપને જોવા ઈચ્છતા નિપુણ વિદ્વાનો, રવાઇવડે લાકડામાંથી અગ્નિની પેઠે વિવેકનાં સાધનરૂપ મનવડે દેહ અને ઇંદ્રિય વગેરે કાર્ય પદાર્થોમાંથી શોધી કાઢે છે, અને એવી રીતે શોધ કરતાં જે આપ પોતાના સ્વરૂપને પ્રકટ કરોછો તેમને હું નમસ્કાર કરૂ છુ.[૩૬] વિષયો, ઇંદ્રિયોના વ્યાપારો, ઇંદ્રિયોના દેવતાઓ, દેહ, કાળ અને અહંકાર એટલાં માયાનાં કાર્યો ઉપરથી જેમનુ ખરૂ સ્વરૂપ જોવામાં આવેછે, અને વિચાર તથા યમનિયમાદિક સાધનોથી નિશ્ચય પામેલી બુદ્ધિવાળા લોકો જેમના સ્વરૂપમાંથી માયાના સબંધને લીધે થયેલાં નામ અને રૂપ કાઢી નાંખેછે, તે આપને હું વારંવાર નમસ્કાર કરૂ છુ[૩૭] આપે પોતાને માટે નહીં પણ જીવના ઉપભોગને માટે ઈચ્છેલાં જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયને માયા પોતાના ગુણોથી કરેછે. જો કે માયા પોતે જડ છે, તોપણ જેમ લોહચુબકના સમીપપણાથી લોઢુ પોતાની મેળેજ ફર્યાકરેછે, તેમ આપના સમીપપણાથી એ સઘળી ક્રિયાઓ કર્યા કરેછે એ માયાના ગુણોના અને જીવલોકોનાં અદૃષ્ટોના સાક્ષી આપ છો, તેમને હુ નમસ્કાર કરૂંછુ[૩૮] જે આપ જગતના કારણરૂપ સુવરનો અવતાર ધરી પાતાળમાંથી મને આગલી દાઢમાં લઇને પ્રલયના સમુદ્રમાંથી હાથીની પેઠે નીકળ્યા હતા, અને નીકળ્યા પછી જેણે સામા હાથીજેવા હિરણ્યાક્ષ દૈત્યને યુદ્ધમાં રમતાં રમતાંજ મારી નાંખ્યો હતો, તે સર્વવ્યાપી પરમેશ્વર આપને હું નમુંછું."[૩૯]

प्रमथ्य दैत्यं प्रतिवारणं मृधे
यो मां रसाया जगदादिसूकरः ।
कृत्वाग्रदंष्ट्रे निरगादुदन्वतः
क्रीडन्निवेभः प्रणतास्मि तं विभुम् ॥ ३९ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના પંચમસ્કંધનો અઢારમો અધ્યાય સપૂર્ણ.

---

## અધ્યાય ૧૯ મો.*

### ભરતખંડના ઇષ્ટદેવ તથા તેના સેવકો.

॥ श्रीशुकउवाच ॥

किंपुरुषेवर्षेभगवंतमादिपुरुषंलक्ष्मणाग्रजंसीताभिरामंतच्चरणसन्निकर्षाभिरतः परमभागवतोहनुमान्सह किंपुरुषैरविरतभक्तिरुपास्ते ॥१॥

શુકદેવજી કહેછે–કિંપુરૂષ ખંડમાં લક્ષ્મણના મોટા ભાઇ અને સીતાના પતિ આદિપુરૂષ ભગવાન્ રામચંદ્રજીને મહાવૈષ્ણવ હનુમાનજી કે જે રામચંદ્રજીના ચરણના ધ્યાનમાં રમનાર છે, તે ત્યાંના રહેવાશી કિંપુરૂષ લોકોની સાથે અખંડિત ભક્તિથી ભજેછે[૧] આર્ષ્ટિષેણની સાથે ગંધર્વોએ ગવાતી અને પરમ કલ્યાણરૂપ પોતાના સ્વામી રામચંદ્રજીની કથાને સાંભળેછે, અને પોતે નીચે પ્રમાણે ગાયછે[૨]

હનુમાનજી બોલેછે–"ॐ नमो भगवते उत्तमश्लोकाय नमः आर्यलक्षणशीलव्रताय नमः उपशिक्षितात्मने उपासितलोकाय नमः साधुवादनिकषणाय नमो ब्रह्मण्यदेवाय महापुरुषाय महाराजाय नमः ॥ ( ઉત્તમ કીર્તિવાળા, ઉત્તમ શીળ વ્રત અને લક્ષણવાળા, મનને જીતનાર, લોકરીતિને અનુસરનાર, સજ્જનપણાની કસોટી રૂપ, બ્રહ્મણ્યદેવ, મહાપુરૂષ અને મહારાજ રામચંદ્રજી ભગવાનને વારંવાર નમસ્કાર કરૂ છું).[૩] શુદ્ધ અનુભવ સ્વરૂપ, શાંત, સ્વરૂપપ્રકાશથી જાગ્રત વગેરે અવસ્થાઓને

* આ ઓગણીશમા અધ્યાયમા કિંપુરૂષ અને ભરતખંડમા સ્વામી અને સેવકનુ નિરૂપણ થશે, અને ભરતખંડનુ શ્રેષ્ઠપણુ પણ કહેવાશે.

મટાડનાર, દૃશ્ય પદાર્થોથી જૂદું, નામ રૂપ રહિત જે પરબ્રહ્મ છે, તેને હુ નમસ્કાર કરૂંછુ.[૪] રામચંદ્રજીએ જે મનુષ્ય અવતાર લીધો હતો તે કેવળ રાક્ષસોને મારવાસારૂજ નહી, પણ મનુષ્યોને 'સ્ત્રી સગાદિકથી થયેલું દુ ખ વારી શકાતું નથી' એમ જણાવવાને સારૂ પણ લીધો હતો. નહિતર પોતાના સ્વરૂપમાંજ રમનાર અને જગતના આત્મા પરમેશ્વરને સીતાને લીધે થયેલાં દુ ખો કેમજ સભવે?[૫] ધીર લોકોના આત્મા અને પરમ સબધી તે ભગવાન્ રામચદ્રજી ત્રૈલોક્યમાં કોઈ ઠેકાણે પણ આસક્ત ન હતા, તેથી સ્ત્રીનેલીધે થયેલુ દુ ખ તેમણે નહિ ભોગવવુ જોઇએ અને લક્ષ્મણનો ત્યાગ× પણ ન કરવો જોઇએ. (પણ તે પ્રમાણે થયુ હતું તેથી તે સઘળું લોકોને ઉપદેશ દેવાસારૂ હતુ એમ નિશ્ચય થાયછે.)[૬] મહાત્મા પિતાથી જન્મ, સારૂ રૂપ, સારી વાણી, સારી બુદ્ધિ કે સારી જાતિથી ભગવાન્ પ્રસન્ન થાય એમ નથી, કેમકે એ ગુણો વિનાના અમો વાંદરાઓને પણ રામચંદ્રજી ભગવાને પોતાના મિત્ર કર્યા હતા. (એટલા માટે ભક્તિથીજ તે પ્રસન્ન થાયછે એવો નિશ્ચય છે.)[૭] સુર, અસુર, વાનર અથવા નર ગમે તે હોય, પણ તેણે મનુષ્યાવતાર રામચદ્રજી કે જે થોડા ભજનને ઘણું કરી માનેછે અને સઘળા અયોધ્યાવાસીઓને વૈકુંઠમાં લઇ ગયા હતા, તેમનુ સર્વપ્રકારે ભજન કરવુ જોઇએ[૮]

ભરતખંડમાં પણ નરનારાયણ ભગવાન્ અપ્રકટ સ્વરૂપથી રહ્યાછે, તે કલ્પ પૂરો થતાં સુધી દયાને લીધે ધીરલોકોપર અનુગ્રહ કરવા સારૂ વૃદ્ધિ પામેલા, ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય અને અહંકારરહિતપણાથી આત્મસ્વરૂપને જણાવનારી તપશ્ચર્યા કરેછે. મહાત્મા નારદમુનિ કે જે ભગવાનના પ્રભાવના વર્ણનરૂપ પચરાત્ર શાસ્ત્રનો ભગવાને કહેલા સાંખ્ય અને યોગની સાથે સાવર્ણિ મનુને ઉપદેશ કરવાના છે, તે પોતે વર્ણ અને આશ્રમના ધર્મવાળી ભરતખડની પ્રજાઓની સાથે પરમભક્તિથી એ નરનારાયણને ભજેછે, અને નીચે પ્રમાણે બોલેછે.[૧૦]

નારદજી બોલેછે—"ॐ नमो भगवते उपशमशीलायोपरतानात्म्याय नमोऽकिंचनवित्ताय ऋषिऋषभाय नरनारायण परमहंसपरमगुरवे आत्मारामाधिपतये नमोनम ॥ (સ્વભાવથીજ શાંતિવાળા, અહંકાર રહિત, વૈરાગ્યવાન્ પુરૂષોનાં ધનરૂપ, ઋષિઓમાં ઉત્તમ, પરમહંસ લોકોના મોટા ગુરૂ અને જ્ઞાનીઓના આધપતિ નરનારાયણ ભગવાનને વારવાર નમસ્કાર કરૂ છુ.)[૧૧] એ પ્રમાણે મત્ર બોલીને પછી આ પ્રમાણે સ્તુતિ કરેછે.—જે પોતે આ જગતની સૃષ્ટિ વગેરેના કર્ત્તા છતાં પણ હુ કર્ત્તા છુ એવું અભિમાન ધરાવતા નથી, દેહમાં રહેલા છતાં પણ ક્ષુધા અને પિપાસા વગેરે દેહના ધર્મોથી પરાભવ પામતા નથી અને દૃષ્ટા છતાં પણ જેની દૃષ્ટિને દૃશ્ય પદાર્થો વિકાર પમાડી શકતા નથી, તે આસક્તિ રહિત શુદ્ધ અને સર્વના સાક્ષી ભગવાનને નમસ્કાર કરૂ છુ.[૧૨] હે યોગેશ્વર! મરણના સમયમાં આ દુષ્ટ દેહનું અભિમાન છોડી દઇ આપના નિર્ગુણ સ્વરૂપમાં ભક્તિપૂર્વક મન રાખવું એજ બ્રહ્માએ કહેલુ યોગસબંધી મોટું ડહાપણ છે.[૧૩] આ લોક અને પરલોકનાં સુખોમાં લપટ તથા પુત્ર, સ્ત્રી અને ધનની ચિતા કરનાર મૂર્ખ માણસ જેમ આ અધમ દેહના મરણથી બીએછે તેમ જો વિદ્વાન્ માણસ પણ આ દેહનાં મરણથી બીએછે, તો તેણે જે વિદ્યા વગેરેનો યત્ન કર્યો હોય તે કેવળ પરિશ્રમજ થયો એમ સમજવુ.[૧૪] એટલા માટે હે પ્રભુ! તમેજ અમને તમારે વિષે સહજ વાસના રહેવારૂપ યોગ આપો, કે જેના પ્રભાવથી અમે આ ખરાબ દેહમાં તમારી માયાએ કરાવી દીધેલી અત્યંત મજબુત અહતામમતાને તુરત તોડી નાખીએ."[૧૫]

× રામચંદ્રજીપાસે છાની વાત કરવા આવેલા દેવદૂતે (મૃત્યુએ) કહ્યું હતુ કે જે અહીં આવે તેને આપે મારી નાંખવો. તે વખતમાં લક્ષ્મણજીને ચોકી કરવા સારૂ બેસાડયા હતા એટલામાજ દુર્વાસા આવી નીકળ્યા, તેની ખબર દેવા માટે લક્ષ્મણજી અદર આવતા રામચદ્રજીએ તેને મારી નાખવાની તૈયારી કરી હતી, પણ પછી વસિષ્ઠ મુનિના કહેવાથી તેનો ત્યાગ કર્યો હતો, એ વાલ્મીકીય રામાયણના ઉત્તરકાંડમાં કહ્યા છે.

આ ભરતખંડમાં પણ ઈલાવૃત ખંડની પેઠેજ નદીઓ અને પર્વતો ઘણાં છે. મલય, મંગલપ્રસ્થ, મૈનાક, ત્રિકૂટ, ઋષભ, કૂટક, કોલ્લક, સહ્ય, દેવગિરિ, ઋષ્યમૂક, શ્રીશૈલ, વેંકટ, મહેંદ્ર, વારિધાર, વિંધ્ય, શુક્તિમાન્, ઋક્ષગિરિ, પારિયાત્ર (બરડો), દ્રોણ, ચિત્રકૂટ, ગોવર્દ્ધન, રૈવતક (ગિરિનાર), કકુભ, નીલ, ગોકામુખ, ઇંદ્રકીલ, કામગિરિ અને બીજા પણ સેંકડો તથા હજારો પર્વત છે. તેઓના નિતંબોમાંથી ઉત્પન્ન થએલાં નદ અને નદીઓ પણ અસંખ્યાત છે. [16] નામ લેવાથીજ પવિત્ર કરનારી એ નદીઓના જળનો ભરતખંડની પ્રજાઓ દેહથી પણ સ્પર્શ કરેછે.[17] ચંદ્રવશા, તામ્રપર્ણી, અવટોદા, કૃતમાલા, વૈહાયસી, કાવેરી, વેણી, પયસ્વિની, શર્કરાવર્ત્તા, તુંગભદ્રા, કૃષ્ણા, વેણ્યા, ભીમરથી, ગોદાવરી, નિર્વિંધ્યા, પયોષ્ણી, તાપી, રેવા, સુરસા, નર્મદા, ચર્મણ્વતી, સિંધુ, મહાનદી, વેદસ્મૃતિ, ઋષિકુલ્યા, ત્રિસામા, કૌશિકી, ગંગા, યમુના, સરસ્વતી, દૃષદ્વતી, ગોમતી, સરયુ, રોધસ્વતી, સપ્તવતી, સુષોમા, સતલજ, ચંદ્રભાગા, મરૂદ્વૃદ્ધા, વિતસ્તા, અસિક્ની અને વિશ્વા એ મોટી નદીઓ છે, અને અંધ તથા શોણ એ બે મોટા નદ છે.[18] જન્મ પામેલા સઘળા લોકોને પોતે કરેલાં સાત્વિક, રાજસ અને તામસ કર્મો પ્રમાણે અનુક્રમથી સ્વર્ગ, પૃથ્વી અને નરક સંબંધી અનેક અવતાર આવેછે, પરંતુ વર્ણાશ્રમના ધર્મ આ ખંડમાંજ છે, અને મોક્ષને સારૂ જુદાં જુદાં અનેક સાધનો થવાનો સંભવ અને તે સાધનોથી થતો મોક્ષ પણ આ ખંડમાંજ થાયછે.[19] અનેક યોનિઓમાં જન્મ આપનાર દેહાભિમાન છૂટી જતાં સર્વ ભૂતના આત્મા ભગવાન્ વાસુદેવ કે જે રાગાદિકથી રહિત, વાણીથી અગોચર અને સ્વાશ્રય પરમાત્મા છે તેની નિષ્કામ ભક્તિ થવી એજ મોક્ષનું ખરૂં સ્વરૂપ છે, અને એ મોક્ષ જ્યારે ભગવાનના ભક્તોનો સારી રીતે સમાગમ થાય ત્યારેજ મળેછે.[20] આ બાબતમાંજ દેવતાઓ બોલેછે કે "જે લોકોને ભરતખંડને વિષે ભગવાનની સેવામાં ઉપયોગી થાય એવા મનુષ્યાવતાર મળ્યોછે; તેઓએ શાં શાં પુણ્ય કર્યાં હશે? એઓને ભગવાન પોતેજ પ્રસન્ન થયા હશે કે શું? એવા અવતારની તો અમને ઈચ્છાજ રહ્યા કરેછે.[21] કોઈનાથી થઇ શકે નહી એવા યજ્ઞો, તપ, વ્રત, અને દાનાદિકથી આ તુચ્છ સ્વર્ગલોક અમને મળ્યોછે તેમાં શું વળ્યું? કેમકે આ સ્વર્ગમાં નારાયણના ચરણારવિંદનું સ્મરણ થતું નથી, અને તે ઇન્દ્રિયોને ઘણાંજ વિષયસુખ મળવાને લીધે ચોરાઈ ગયું છે.[22] આ સ્વર્ગલોકને પામી એક એક કલ્પપર્યંત જીવીશું પણ પાછો જન્મ લેવો પડશે, તે કરતાં અલ્પ આયુષ્ય થતાં પણ ભરતખંડમાં મનુષ્ય જન્મ થાય એ ઘણું સારૂં છે. કેમકે એ ખંડમાં જોકે મનુષ્યને માથે મોત ફર્યાજ કરેછે, તોપણ તે મનુષ્યદેહને લીધે ક્ષણમાત્રમાંજ સઘળાં કર્મોનો ત્યાગ કરી ભગવાનના નિર્ભયપદને કેટલાએક બુદ્ધિમાન પુરૂષો પામી જાયછે.[23] જ્યાં ભગવાનની કથારૂપી અમૃતની નદીઓ નથી, જ્યા ભગવાનના આશરાથીજ રહેતા સજ્જન વૈષ્ણવો નથી, અને જ્યાં મોટા ઉત્સવવાળી ભગવાનની પૂજાઓ થતી નથી, તે જો કે બ્રહ્માનો લોક હોય તોપણ તેને નહિ સેવવો જોઈએ.[24] જ્ઞાન, જ્ઞાનને માટે ક્રિયાઓ અને ક્રિયાઓને જોઇતા પદાર્થોથી પરિપૂર્ણ મનુષ્યઅવતારને પામ્યા છતાં જે લોકો મોક્ષને માટે યત્ન કરતા નથી, તે લોકો પારાધીથી છુટેલાં પક્ષીઓ જેમ પાછાં તેજ વૃક્ષમાં ગાફલ થઈને વિહાર કરવાથી ફરીવાર પણ બંધન પામેછે, તેમ બંધાઇ જાય છે[25] ભરતખંડના લોકો ભાગ્યશાળી છે, કેમકે તેઓને શ્રદ્ધાસહિત વિધિથી, મંત્રથી અને તે તે વસ્તુના ભેદથી અગ્નિમાં તે તે દેવતાઓના ઉદ્દેશથી ભાગપ્રમાણે હોમેલા અને 'નમમ' (મારૂં નથી) એમ કરી પોતાનાં સ્વામીત્વથી જુદા પાડેલા પદાર્થોને ભગવાન કે જે એક છતાં ઇંદ્રાદિક જુદાં જુદાં નામોથી બોલાવવામાં આવે છે, તે પોતે પૂર્ણકામ છતાં પણ સ્વીકારેછે.[26] ભગવાનની પાસેથી માગે તો માગેલી વસ્તુ આપેછે એ વાત ખરી છે, પણ તેમ કરવાથી તે

મોક્ષ આપતા નથી; કેમકે એક વસ્તુ માગ્યા પછી વળી બીજી વસ્તુ માગવાનો સંભવ છે. એ નિષ્કામ રીતિથી જેઓ ભજેછે તેઓને તો ભગવાન પોતાની મેળેજ પોતાનુ ચરણારવિંદ (મોક્ષ) આપેછે, કે જેથી બીજી સઘળી ઇચ્છા પરિપૂર્ણ થઇ જાયછે.[27] અહી અમે આટલુ સ્વર્ગનુ સુખ ભોગવી લીધુ, તે ઉપરાંત યજ્ઞ, વ્યાખ્યાન અથવા બીજા કોઇ સત્કર્મનાં ફળમાં કાંઇ બાકી રહ્યુ હોય તો તે ફળથી ભરતખંડમાં આવા પ્રકારના સ્મરણવાળો અમારો જન્મ થજો, કેમકે એ ખંડમાં ભજનારાઓને ભગવાન પરમ સુખ આપેછે."[28]

શુકદેવજી કહેછે–હે પરીક્ષિત રાજા! કેટલાએક વિદ્વાનો જંબુદ્વીપના બીજા આઠ ઉપદ્વીપ છે એમ કહેછે. સગર રાજાના દીકરાઓ ઘોડો શોધવા ગયા હતા તે વખતે ચારેકોર ધરતીને ખોદી નાંખતાં તેઓએ આઠ ઉપદ્વીપ કરેલાછે.[29] સ્વર્ણપ્રસ્થ, ચંદ્રશુક્લ, આવર્ત્તન, રમણક, મંદર, હરિણ, પાંચજન્ય, સિંહલ અને લંકા એ આઠ ઉપદ્વીપોનાં નામ છે.[30] હે પરીક્ષિત રાજા! આ પ્રમાણે તમને જંબુદ્વીપના ખંડોનો વિભાગ મુનિજનોના કહેવા પ્રમાણે કહી દેખાડયો.[31]

**एवं तव भारतोत्तम जंबुद्वीपवर्षविभागो यथोपदेशमुपवर्णितइति ॥ ३१ ॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના પંચમસ્કંધનો ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૦ મો.*

### પ્લક્ષાદિ છ દ્વીપો, સાતસમુદ્રો અને લોકાલોક પર્વતનું માપ.

॥ **श्रीशुकउवाच** ॥

**अतःपरं प्लक्षादीनां प्रमाणलक्षणसंस्थानतो वर्षविभाग उपवर्ण्यते ॥ १ ॥**

શુકદેવજી કહેછે–હવે પ્રમાણ, લક્ષણ અને સ્થિતિ સહિત પ્લક્ષ વગેરે દ્વીપોના ખંડોના વિભાગ કહુછુ[1] આ જંબુદ્વીપ લાખ યોજનનો છે અને લાખ યોજનનાજ ખારા સમુદ્રથી વીંટાએલો છે. જેમ લાખ યોજનનો ઉંચો મેરૂ પર્વત લાખ યોજનના વિસ્તાર વાળા જંબુદ્વીપથી વીંટાએલો છે, તેવી રીતે જંબુદ્વીપ પણ પોતાના જેવડાજ સમુદ્રથી વીંટાએલો છે. ખારો સમુદ્ર પણ પોતાથી બમણા વિસ્તારના પ્લક્ષ દ્વીપથી બહારના બગીચાથી ખાઇની પેઠે વીંટાએલો છે. એ દ્વીપમાં લાખ યોજનનું ઉંચુ સોના જેવુ પીપળનુ ઝાડ ઉગેલુ છે, તે ઉપરથી એ દ્વીપનુ પ્લક્ષદ્વીપ નામ કહેવાય છે. એ ઝાડમાં સાત જિવ્હાવાળો અગ્નિ રહ્યો છે, એ દ્વીપનો આધપતિ પ્રિયવ્રત રાજાનો દીકરો ઇધ્મજિવ્હ, પોતાના દ્વીપના સાત ખંડ કરી, ખંડ જેવાંજ નામવાળા પોતાના સાત દીકરાઓને વેહેંચી આપી પોતે યોગ કરીને મરણ પામી ગયો.[2] શિવ, યવયસ, સુભદ્ર, શાંત, ક્ષેમ, અમૃત અને અભય એ નામના એ સાત ખંડો છે. એ ખંડોમાં સાત સીમાડાના પર્વતો અને સાત નદીઓ પ્રખ્યાત છે.[3] મણિકુટ, વજ્રકુટ, ઇંદ્રસેન, જ્યોતિષ્માન, સુપર્ણ, હિરણ્યષ્ઠીવ અને મેઘમાળ એવા નામના સાત પર્વતો છે અરૂણા, નૃમ્ણા, આંગિરસ, સાવિત્રી, સુપ્રભાતા, ઋતંભરા અને સત્યંભરા એવા નામની સાત નદીઓ છે. એ દ્વીપમાં હંસ, પતંગ, ઉર્દ્ધ્વાયન અને સત્યાંગ નામના ચાર વર્ણ છે એ લોકોના રજોગુણ અને તમોગુણ તે નદીઓનાં જળના સ્પર્શથીજ મટી જાયછે. સઘળા લોકોનુ આયુષ્ય હજાર વર્ષનું છે અને પ્રજાની ઉત્પત્તિ તથા દેખાવ દેવલોકોના જેવો છે. એ લોકો ત્રણ વેદમય ભગવાન સૂર્યનારાયણ કે જે સ્વર્ગનાં દ્વારરૂપ છે તેનું પૂજન નીચેના મંત્રથી કરેછે.[4] '**प्रत्नस्य विष्णो रूपंच सत्यस्य ऋतस्य ब्रह्मण अमृतस्य च मृत्योश्च सूर्यमात्मानमीमहि**' ॥ (ચાલતો ધર્મ, અનુમાન કરવામાં આવતો ધર્મ, વેદ, શુભફળ અને અશુભ ફળના અધિષ્ઠાતા

---

* આ વીશમા અધ્યાયમા સમુદ્રોની સાથે પ્લક્ષ વગેરે ૭ દ્વીપોની સ્થિતિ અને અંદર તથા બાહારના ભાગ વગેરેના પ્રમાણથી લોકાલોક પર્વતની સ્થિતિ કહેવામાં આવશે.

જે સૂર્યનારાયણ પુરાણપુરૂષ વિષ્ણુનુ રૂપછે, તેમની શરણે જઇએ છીએ )[૫] પ્લક્ષ વગેરે પાંચ દ્વીપોનાં માણસોમાં આયુષ્ય, ઇંદ્રિયસુખ, શરીરનુ બળ, મનનુ બળ, ઇંદ્રિયોનુ' બળ, બુદ્ધિ અને પરાક્રમ એટલી સ્વાભાવિક સિદ્ધિઓ સરખી રીતે વર્તેછે[૬] પ્લક્ષદ્વીપ જેમ પોતા જેવડા જ શેરડીના રસના સમુદ્રથી વીંટાએલોછે, તેવી રીતે તે પછીનો અને તેથી બમણા વિસ્તારનો શાલ્મલદ્વીપ પણ પોતાજેવડાજ મદિરાના સમુદ્રથી વીંટાએલોછે[૭] એ દ્વીપમાં ઉપર લખેલી પીપળના જેવડું' શેમળાનુ ઝાડ છે, તેમાં પક્ષીઓના રાજા ગરૂડજી કે જે વેદથી ભગવાનની સ્તુતિ કર્યા કરેછે તેનુ સ્થાનક છે એમ કહેવાયછે એ શેમળા ઉપરથીજ એ દ્વીપનુ શાલ્મલદ્વીપ એવુ નામ પડેલુ છે[૮] એ દ્વીપના અધિપતિ પ્રિયવ્રતના દીકરા યજ્ઞબાહુએ પોતાના સાત દીકરાઓને તેઓના જેવાંજ નામવાળા સાત ખંડ વહેંચી આપ્યા હતા સુરોચન, સૌમનસ્ય, રમણક, દેવવર્ષ, પારિભદ્ર, આપ્યાયન અને અવિજ્ઞાત એ સાત ખંડોનાં નામ છે.[૯] એઓમાં સાત સીમાડાના પર્વતો અને સાત નદીઓ પ્રખ્યાત છે સ્વરસ, શતશૃંગ, વામદેવ, કુંદ, મુકુંદ, પુષ્પવર્ષ અને સહસ્રશ્રુતિ એ સાત પર્વતોનાં નામ છે અનુમતી, સિનીવાલી, સરસ્વતી, કુહૂ, રજની, નંદા અને રાકા એ સાત નદીઓનાં નામ છે[૧૦]શ્રુતધર, વીર્યધર, વસુંધર અને ઇષંધર નામના ચાર વર્ણો વેદમય ચંદ્રમારૂપી ભગવાનને વેદથી ભજેછે અને આ મંત્ર બોલેછે.[૧૧] स्वगोभि पितृदेवेभ्यो विभजन् कृष्णशुक्लयो प्रजानां सर्वासां राजाय सोमोन आस्तु ॥ ( શુક્લ અને કૃષ્ણ પક્ષમાં દેવતાઓને અને પિતૃઓને પોતાનાં કિરણોથી અન્ન વેહેંચી આપનાર અને સર્વ પ્રજાના રાજા ચંદ્રમા અમને સન્મુખ રહેજો )[૧૨] એવી રીતે મદીરાના સમુદ્રથી બાહાર તેથી બમણો અને ઉપરની રીતપ્રમાણે ઘીના સમુદ્રથી વીંટાએલો કુશદ્વીપ છે એ દ્વીપમાં દેવતાઓએ કરેલું' એક કુશ એટલે દર્ભનું' થુંબડુ છે, તે ઉપરથી એ દ્વીપનુ કુશદ્વીપ એવું' નામ પડેલુંછે. જાણે બીજો અગ્નિજ હોય એવા તેજવાળું' એ દર્ભનું' થુંબડુ પોતાની સળીઓની કાંતિથી દિશાઓનેશોભાવેછે[૧૩] એ દ્વીપનો અધિપતિ પ્રિયવ્રતનો દીકરો હિરણ્યરેતા પોતાના સાત દીકરાઓને વિભાગ પ્રમાણે દ્વીપના સાત ખંડ કરી વેહેંચી આપી પોતે તપ કરવા ગયો[૧૪]વસુ, વસુદાન, દૃઢરૂચિ, નાભિગુપ્ત, સ્તુત્યવ્રત, વિવિક્ત અને વામદેવ એ નામના સાત દીકરા હતા, તેઓને એજ નામો પ્રમાણે ખંડ કરી વેહેંચી આપ્યા હતા. એ ખંડોમાં સાત સીમાડાના પર્વતો અને સાત નદીઓ છે. ચક્ર, ચતુઃશૃંગ, કપિલ, ચિત્રકૂટ, દેવાનીક, ઉર્ધ્વરોમા અને દ્રવિણ એ નામના એ સાત પર્વતો છે.[૧૫] રસકુલ્યા, મધુકુલ્યા, મિત્રવિંદા, શ્રુતવિંદા, દેવગર્ભા, ધૃતચ્યુતા અને મંત્રમાળા એ નામની સાત નદીઓ છે. એ નદીઓનાં જળથી પવિત્ર થયેલા કુશલ, કોવિદ, અભિયુક્ત અને કુલક નામના કુશદ્વીપમાં રહેનારા ચાર વર્ણો અગ્નિરૂપ ભગવાનને કર્મમાં નિપુણપણાથી પૂજેછે, અને નીચેનો મંત્ર બોલે છે.[૧૬] 'परस्य ब्रह्मणः साक्षाज्जातवेदोऽसि हव्यवाद् । देवाना पुरुषांगानां यजेन पुरुषं यज' ॥ ( હે અગ્નિ ! તમે સાક્ષાત્ પરબ્રહ્મ ભગવાનને હવ્ય પોહોચાડનારછો, એટલા માટે ભગવાનના અંગરૂપ દેવતાઓનાં નામથી કરેલી પૂજા ભગવાનને પોહોચાડજો. )[૧૭]એવી રીતેજ કુશદ્વીપથી બહાર તેથી બમણા વિસ્તારનો ક્રૌંચ દ્વીપ છે તે જેમ કુશદ્વીપ ઘીના સમુદ્રથી વીંટાએલ છે, તેમ પોતાના જેવડા દૂધના સમુદ્રથી ફરતો વીંટાએલ છે. એ દ્વીપમાં ક્રૌંચ નામનો મોટો પર્વત છે તે ઉપરથી તેનુ ક્રૌંચદ્વીપ એવું' નામ કહેવાયછે.[૧૮]કાર્તિકેય સ્વામીએ પોતાનાં હથિયારથી તેના નિતંબ અને કુંજ ભાંગી નાખ્યા હતા, તોપણ દૂધના સમુદ્રથી સીંચાવાને લીધે અને વરૂણ દેવતાએ રક્ષા કરવાથી તે નિર્ભય થયેલો છે[૧૯]એ દ્વીપનો અધિપતિ પ્રિયવ્રતનો દીકરો ધૃતપૃષ્ઠ પણ પોતાના દ્વીપના સાત ખંડ કરી, દીકરાઓનાં નામ પ્રમાણેજ તેઓનાં

નામ પાડી તેઓમાં દીકરાઓને રાજ્ય આપ્યા પછી ભગવાન્ કે જે સર્વના આત્મા અને અત્યંત કલ્યાણરૂપ કીર્ત્તિવાળા છે તેમનાં ચરણારવિંદને પામી ગયો [20]આમ, મધુરૂહ, મેઘપૃષ્ઠ, સુધામા, ભ્રાજિષ્ઠ, લોહિતાર્ણ અને વનસ્પતિ એ નામના એ ધૃતપૃષ્ઠના દીકરાઓ હતા. એ ખંડોમાં સાત સીમાડાના પર્વતો અને સાત નદીઓ છે. શુક્લ, વર્ધમાન, ભોજન, ઉપબર્હિણ, નંદ, નંદન અને સર્વતોભદ્ર એ નામના સાત પર્વતો છે. [21]અભયા, અમૃતૌઘા, આર્યકા, તીર્થવતી, વૃત્તિરૂપવતી, પવિત્રવતી અને શુક્લા એ નામની સાત નદીઓ છે. એ નદીઓનાં પવિત્ર અને નિર્મળ જળનો ઉપયોગ કરતા પુરૂષ, ઋષભ, દ્રવિણ અને દેવકનામના એ ખંડોના રહેવાશી ચાર વર્ણો જળથી ભરેલી અંજળિથી જળરૂપ ભગવાનનુ પૂજન કરેછે, અને નીચેનો મંત્ર બોલેછે. [22] 'आप पुरुषवीर्याः स्थ पुनतीर्भूर्भुव सुव । तान पुनीतामीवघ्नी स्पृशतामात्मनासुव ॥ (હે જળ! તને ઇશ્વર પાસેથી સામર્થ્ય મળ્યુ છે, તેને લીધે પોતાથી પાપને મટાડનાર તમે, અમે કે જેઓ તમારો સ્પર્શ કરીએછીએ તેઓનાં શરીરોને પવિત્ર કરો.) [23]એવી રીતેજ દૂધના સમુદ્ર પછી ફરતો શાકદ્વીપ સ્થપાએલો છે તેનો વિસ્તાર બત્રીશ લાખ યોજનનો છે એ દ્વીપ પોતાના જેવડાજ દહીના રસના સમુદ્રથી વીંટાએલો છે એ દ્વીપમાં શાક નાનું એક ઝાડ છે, તે ઉપરથી તેનુ શાકદ્વીપ એવું નામ પડેલુ છે. એ ઝાડનો ભારે સુગંધ એ દ્વીપને સુગંધી કરી મેલેછે. [24]એ દ્વીપનો અધિપતિ પ્રિયવ્રતનો દીકરો મેધાતિથિ, પોતાના દ્વીપમાં પુત્રના સરખાંજ નામવાળા સાત ખંડ પાડી, તેઓમાં પુરોજવ, મનોજવ, પવમાન, ધુમ્રાનીક, ચિત્રરેફ, બહુરૂપ અને વિશ્વધાર નામના પોતાના પુત્રોને રાજ્ય આપી ભગવાનમાં ચિત્ત રાખતાં તપોવનમાં ગયો. [25]એ ખંડોમાં સાત સીમાડાના પર્વતો અને સાત નદીઓ છે. ઇશાન, ઉરૂશૃંગ, બલભદ્ર, શતકેસર, સહસ્ર સ્રોત, દેવપાલ અને મહાનસ એ નામના સાત પર્વતો છે. [26]અનઘા, આયુર્દા, ઉભયસ્પૃષ્ટિ, અપરાજિતા, પંચપદી, સહસ્રસુતિ, અને નિજધૃતિ એ નામની સાત નદીઓ છે [27] ઋત, સત્યવ્રત, દાનવ્રત, અને અનુવ્રત નામના એ ખંડોના ચાર વર્ણો પ્રાણાયામથી રજોગુણ તથા તમોગુણને મટાડી નાંખી ઘણીજ એકાગ્રતાથી વાયુરૂપ ભગવાનની ભક્તિ કરેછે, અને નીચેનો મંત્ર બોલે છે [28]'अत प्रविश्य भुतानि यो बिभर्त्यात्मकेतुभि । अतर्यामीश्वर साक्षात्पातु नो यद्वेश स्फुटम्' ॥ (સાક્ષાત અંતર્યામી ઇશ્વરરૂપ વાયુ કે જે સર્વમાં અંદર પેશીને પ્રાણ અને અપાન વગેરે પોતાની વૃત્તિઓથી પ્રાણીઓનુ રક્ષણ કરેછે, અને જેના સ્વાધીનમાં આ સઘળુ જગત્ છે તે અમારી રક્ષા કરજો) [29] એ પ્રમાણેજ દહીના સમુદ્ર પછી ફરતો તેથી બમણા વિસ્તારનો પુષ્કરદ્વીપ સ્થપાયો છે. એ દ્વીપ પોતાથી બહાર પોતાના જેવડાજ મીઠાપાણીના સમુદ્રથી વીંટાએલો છે, એમાં જગદીશ્વર બ્રહ્માના આસનરૂપ એક મોટુ પુષ્કર (કમળ) છે, જેની કરોડો પાંખડીઓ અગ્નિની શિખાઓની પેઠે સ્વચ્છ છે. એ દ્વીપની વચમાં માનસોત્તર નામનો એકજ પવત છે, તે આગલા અને પાછલા એમ બે ખંડના સીમાડારૂપ તથા દશ હજાર યોજન ઊંચો અને પોહોળો છે. એ પર્વત ઉપર ચાર દિશાઓમાં ઇંદ્રાદિક લોકપાળોનાં ચાર પુર છે. સૂર્યનો રથ કે જે મેરૂને ફર્યા કરેછે તેનુ વર્ષરૂપ પૈડુ દક્ષિણાયન અને ઉત્તરાયનથી એ માનસોત્તર પર્વતની ઉપર ફર્યા કરેછે. [30]પ્રિયવ્રતનો દીકરો વીતિહોત્ર એ દ્વીપનો અધિપતિ હતો. તે રમણક અને ધાતકિ નામના પોતાના બે પુત્રોને એ બે ખંડમાં રાજ્ય આપી પોતે પોતાના મોટા ભાઈઓની પેઠે ભગવાનના પૂજનમાં લાગીગયો. [31]એ ખંડોના રહેવાસી લોકો બ્રહ્મારૂપ ભગવાનનું સકામ કર્મથી પૂજન કરેછે, અને નીચે પ્રમાણે મંત્ર બોલેછે [32]'यत्तत्कर्ममय लिगं ब्रह्मलिग जनोऽर्चयेत् । एकांतमद्वयं शांतं तस्मै भगवते नम' ॥ (કર્મના ફળરૂપ, પરબ્રહ્મને જણાવનાર, પરબ્રહ્મમાંજ સમાપ્તિવાળા, અદ્વૈત અને શાંત જે સ્વરૂપને

લોકો પૂજેછે તે ભગવાનને નમીએ છીએ.)[૩૩]

શુકદેવજી કહેછે– એ મીઠા પાણીના સમુદ્ર પછી લોકાલોક નામનો એક પર્વત છે, તેને લોક ( સૂર્ય વગેરેના પ્રકાશવાળી જગ્યા ) અને અલોક ( સૂર્ય વગેરેના પ્રકાશથી રહિત જગ્યા) ના મધ્યમાં તેઓના વિભાગને સારૂ પરમેશ્વરે ફરતો રાખેલોછે.[૩૪]માનસોત્તર અને મેરૂપર્વતની વચ્ચે જેટલુ અતર છે, તેટલા પ્રમાણનીજ (દોઢ કરોડ અને સાડાસાત લાખ યોજનની ) બીજી ભૂમિ મીઠા સમુદ્ર પછી આવેછે, અને તેમાં પ્રાણીઓ પણ રહેછે. તે પછી વળી સોનાની ધરતી આવેછે, તે આઠ કરોડ અને ઓગણચાળીશ લાખ યોજનની અને અરીસા જેવી છે. તેમાં કોઈ પદાર્થ નાંખ્યો હોય તે પાછો હાથ આવતો નથી, એટલામાટે સઘળાં પ્રાણીઓએ તેને તજી દીધેલી છે.[૩૫]એ પછી લોકાલોક પર્વત આવેછે. તેનુ એ નામ પડવાનુ કારણ એ છે કે લોક અને અલોકના મધ્યમાં તેની સ્થિતિ છે[૩૬]ત્રણે લોકને છેડે તેઓના ઊંચા કિલ્લારૂપ એ પર્વત ઇશ્વરે ફરતો રાખેલોછે સૂર્યથી તે છેક ધ્રુવ સુધીના તેજસ્વી પદાર્થોની કિરણો કે જેઓ ત્રૈલોક્યમાં ચારેકોર અજવાળુ કરેછે તેઓ પરલી તરફ પોહોચી શકે નહી એટલી એ પર્વતની ઊંચાઈ અને પોહોળાઇ છે.[૩૭] પ્રમાણ, અને સ્થિતિથી લોકની રચના એ પ્રમાણેજ વિદ્વાનોએ નિશ્ચય કરેલી છે એ લોકાલોક પર્વત પચાસ કરોડ યોજનના ભૂમંડળનો ચોથો ભાગ પૂરો થાય ત્યાં આવેછે, એટલે મેરૂથી સઘળી તરફ સાડાબારબાર કરોડ યોજનને છેટે છે.[૩૮]એ પર્વતની ઉપર ચારે દિશાઓમાં સર્વ જગતના ગુરૂ બ્રહ્માએ ઋષભ, પુષ્કરચૂડ, વામન, અને અપરાજિત નામના ચાર દિગ્ગજો રાખેલા છે, તેઓથી સર્વ લોકની સ્થિતિ રહેછે[૩૯]એ દિશાઓના હાથીઓની અને પોતાની વિભૂતિરૂપ ઇંદ્રાદિક લોકપાળોની અનેક પ્રકારની શક્તિઓ આબાદ રાખવાસારૂ પરમ મહાપુરૂષ અનેમોટી વિભૂતિના પતિઅતર્યામી ભગવાન્ સર્વ લોકોના કલ્યાણના ઉદ્દેશથી તે મોટા પર્વત લોકાલોકમાં રહ્યાછે; ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય વગેરે અષ્ટ મહાસિદ્ધિરૂપ પોતાનો શુદ્ધ સત્વગુણ ધરી રહ્યા છે; વિષ્વકસેન વગેરે પોતાના મોટા પાર્ષદોથી વીંટાએલાછે, અને પોતાનાં ઉત્તમ આયુધોથી શોભતા ભુજદંડોથી શોભી રહ્યાછે.[૪૦]પોતાની યોગમાયાએ બનાવેલા અનેક પ્રકારના લોકોની મર્યાદાનુ રક્ષણ કરવાસારૂ ભગવાન્ કલ્પ પૂરો થતાં સુધી એવીજ લીલાધરી રહેછે.[૪૧]જેટલો લોકની અદર વિસ્તાર છે તેટલોજ અલોકનો વિસ્તાર કહેલોછે, કે જે અલોક લોકાલોક પર્વતથી બાહાર છે. એ અલોકથી પેલી તરફ યોગેશ્વર લોકોની શુદ્ધ ગતિછે એમ કહેછે (એ ગતિ બ્રાહ્મણના પુત્રો લાવવા સમયમાં શ્રીકૃષ્ણે અર્જુનને દેખાડી હતી)[૪૨] છેકઉપરના લોકથી તે નીચેના લોકસુધીના બ્રહ્માંડનુ જે મધ્ય છે તેની મધ્યમાં સૂર્ય રહેલ છે, એટલે સૂર્યથી નીચે બ્રહ્માંડના છેલ્લા ભાગ સુધી અને સૂર્યથી ઉપર બ્રહ્માંડના ઉપલા ભાગ સુધીમાં પચીશ પચીશ કરોડ યોજનનુ અતર છે [૪૩]આ બ્રહ્માંડ અચેતન હતુ, તે સમયમાં વૈરાજ રૂપથી સૂર્ય તેમાં પેઠા હતા, તે ઉપરથી તેમનુ માર્ત્તંડ એવું નામ કહેવાયછે, અને સોનાની પેઠે પ્રકાશતુ બ્રહ્માંડ તેમાંથી ઉત્પન્ન થયુ છે, માટે હિરણ્યગર્ભ એવુ નામ કહેવાયછે. [૪૪]દિશાઓ, અંતરિક્ષ, ઉપરના લોક, પૃથ્વી, સ્વર્ગની જગ્યા, મોક્ષની જગ્યા, નરક, પાતાળો અને બીજા પણ સઘળા વિભાગો સૂર્યથીજ થાયછે.[૪૫] દેવ, પશુ, પક્ષી, મનુષ્યો, સરપોલિયાં અને લતાઓ વગેરે સઘળા જીવોના સમૂહના આત્મા અને નેત્રનાઅધિષ્ઠાતા સૂર્ય છે.[૪૬]

**देवतिर्यङ्मनुष्याणां सरीसृपसवीरुधां ।**
**सर्वजीवनिकायानां सूर्यआत्मादृगीश्वरः ॥ ४६॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના પંચમસ્કંધનો વીશમો અધ્યાય સપૂર્ણ.

# અધ્યાય ૨૧ મો.*

## સૂર્યનારાયણનું રાશિઓમાં ફરવું અને જગતની મર્યાદા.

॥ श्रीशुकउवाच ॥

**एतावानेव भूवलयस्य सन्निवेशः प्रमाणलक्षणतो व्याख्यातः एतेनहिदिवोमंडलमानं तद्विद उपदिशन्ति॥**

શુકદેવજી કહેછે–પ્રમાણ અને લક્ષણથી ભૂમંડળની રચના એ પ્રમાણેજ શાસ્ત્રકારોએ કહેલીછે. અને ખગોળનું પ્રમાણ પણ એટલુંજ છે એમ તે વિષયને જાણનારાઓ કહેછે.[1] જેમ ચોળા વગેરે ધાન્યના બે કટકા સરખાજ હોય, તેમ ભૂગોળ અને ખગોળ એ બન્ને પ્રમાણથી સરખાંજ છે. એ બેની વચમાં અંતરિક્ષ છે, તે બન્નેને લાગેલું છે[2] એ અંતરિક્ષના મધ્યમાં રહેલા અને પ્રકાશ કરનારાઓના પતિ સૂર્યનારાયણ તડકાથી ત્રૈલોક્યને તપાવેછે, અને પોતાના પ્રકાશથી પ્રકાશ આપેછે. એ સૂર્ય ઉત્તરાયન, દક્ષિણાયન અને વૈષુવવૃત નામની મંદ, શીઘ્ર અને સમાન ગતિથી ઉંચે ચઢવાના, નીચે ઉતરવાના અને સમાન રહેવાના સ્થળમાં સમય પ્રમાણે આવીને મકર વગેરે રાશિઓમાં દિવસ-રાત્રિઓને લંબાઇ, ટુંકાઇ અને સમાનતા આપે છે.[3] મેષ અને તુલા રાશિમાં જ્યારે વર્ત્તેછે ત્યારે દિવસ અને રાત્રિઓ સમાન થાયછે જ્યારે વૃષ, મિથુન, કર્ક, સિંહ અને કન્યા એ પાંચ રાશિમાં ફરેછે ત્યારે દિવસો વધેછે, અને રાત્રિઓમાં મહિને મહિને એક એક ઘડી ઓછી થતી જાયછે. જ્યારે વૃશ્ચિક, ધન, મકર, કુંભ અને મીન એ પાંચ રાશિમાં ફરેછે ત્યારે દિવસ ટુંકા અને રાત્રિઓ લાંબી થાયછે.[4] દક્ષિણાયનમાં આવતાં-સુધી દિવસો વધેછે અને ઉત્તરાયનમાં આવતાં સુધી રાત્રિઓ વધેછે.[5] એવી રીતે માનસોત્તર પર્વતને ફરતાં નવ કરોડ અને એકાવન લાખ યોજનનો રસ્તો કાપવો પડેછે એમ કહેછે એ માનસોત્તરમાં મેરૂથી પૂર્વ તરફમાં દેવધાની નામની ઇંદ્રની પુરી છે, દક્ષિણ તરફમાં યમની સંયમની નામની પુરી છે, પશ્ચિમ તરફમાં વરૂણની નિમ્લોચની નામની પુરી છે અને ઉત્તર તરફમાં સોમની વિભાવરી નામની પુરી છે. એ પુરીઓમાં સમયપ્રમાણે સૂર્ય આવતાં ઉદય, મધ્યાન્હ, અસ્ત અને મધ્યરાત્ર એ ચાર કાળ કે જે પ્રાણીઓની પ્રવૃત્તિનાં કારણ છે તે થાયછે. તેમાં મેરૂની દક્ષિણ તરફમાં રહેનારાઓને ઇંદ્રની પુરીથી, પશ્ચિમમાં રહેનારાઓને યમની પુરીથી, ઉત્તરમાં રહેનારાઓને વરૂણની પુરીથી અને પૂર્વમાં રહેનારાઓને સોમની પુરીથી ઉદયાદિક થાયછે એમ કહેછે.[7] મેરૂમાં રહેનારાઓને નિરંતર મધ્યાન્હકાળનો સૂર્યજ તપ્યા કરેછે, નક્ષત્રોની સામેની પોતાની ગતિથી સૂર્ય જોકે મેરૂને ડાબી તરફ રાખતા જાયછે, તોપણ પ્રવહ નામના વાયુને લીધે ફરતાં જ્યોતિશ્ચક્રની ગતિથી મેરૂપર્વત સૂર્યને જમણી તરફ રહેછે[8] જ્યાં ઉદય થાયછે ત્યાંથી સામી દોરી પડે ત્યાં અસ્ત થાયછે, અને જ્યાં મધ્યાન્હ થાયછે ત્યાંથી સામી દોરી પડે ત્યાં મધ્યરાત્ર થાયછે. સૂર્યને જે લોકો દેખતા હોય તેઓ સામી દોરી પડવાની જગામાં ગયેલા સૂર્યને દેખતા નથી[9] સૂર્ય ઇંદ્રની પુરીથી ચાલીને પંદર ઘડીએ યમની પુરીમાં આવે છે, તેટલામાં સવા બે કરોડ, સાડા બાર લાખ અને પચીશ હજાર યોજનનો માર્ગ તેમને કાપવો પડેછે.[10] એ પ્રમાણે યમની પુરીથી વરૂણની પુરીમાં, વરૂણની પુરીથી સોમની પુરીમાં અને સોમની પુરીથી પાછા ઇંદ્રની પુરીમાં જતાં સૂર્યને તેટલીજ વાર લાગેછે, અને તેટલોજ માર્ગ કાપવો પડેછે. એવી રીતે બીજા ચંદ્ર વગેરે ગ્રહો પણ જ્યોતિશ્ચક્રમાં નક્ષત્રોની સાથેજ ઉગેછે અને નક્ષત્રોની સાથેજ અસ્ત પામેછે.[11] વેદમય એ સૂર્યનો રથ ચારે પુરીઓમાં ફરેછે, તેમાં બે ઘડીવારે ચોત્રીશ લાખ અને આઠસો યોજનનો માર્ગ કાપેછે[12] સૂર્યના રથનું સંવત્સર (વર્ષ) રૂપ એક પૈડું છે તેના બાર (માસ) આરા છે, છ (ઋતુ) પાટા છે અને

* આ એકવીશમા અધ્યાયમા કાળચક્રથી નિરંતર ફરતાસૂર્યનારાયણની તે તે રાશિઓમા ગતિથી જગતની મર્યાદા કહેશે.

ત્રણ (શિયાળો, ઉનાળો અને ચોમાસુ) કુંડ- ળીઓ છે એમ કહેવાયછે. એના આંકડાનો ઉ- પલો ભાગ મેરૂપર્વતને માથે છે કે જેમાં પરો- વાએલુ અને તેલની ઘાણીના ચક્રની પેઠે ફરતું સૂર્યના રથનુ પૈડુ માનસોત્તર પર્વત ઉપર ફર્યા કરેછે.[13] એ આંકડામાં જેનુ મૂળ લાગેલુ છે એવો અને તેનાથી ચોથા ભાગના પ્રમાણનો બીજો આંકડો છે, તેનો ઉપરનો ભાગ ધ્રુવમાં લાગેલો છે[14] રથમાં બેસવાની જગ્યા છત્રીશ લાખ યોજનની લાંબી અને તેના ચોથા ભા- ગની પોહોળી છે સૂર્યના રથની ધોંસરી પણ તેવડીજ છે કે જેમાં અરૂણે જોડેલા અને છંદને નામે નામવાળા સાત ઘોડા સૂર્યના રથને તાણી જાયછે[15] સૂર્યનો સારથિ અરૂણ જો કે સૂર્યના મોઢા આગળ બેસેછે, તોપણ તેનુ મોઢુ આથ- મણી તરફજ રહેછે (કેમ કે સૂર્ય તેનાથી પ- છવાડે રહેછે.)[16] અંગુઠાની અણીના જેવડા વાલખિલ્ય નામના સાઠ હજાર ઋષિઓ સૂર્યના મોઢા આગળ સ્તુતિ કરવાને વાસ્તે જોડાએલા છે, તેઓ સ્તુતિ કરતા જાયછે તેવીજ રીતે બીજા ઋષિઓ, ગંધર્વો, અપ્સરાઓ, નાગો, યક્ષો, રા- ક્ષસો અને દેવતાઓ કે જેઓ એક એક લેખતાં ચૌદ છે અને જોટા લેખાતાં સાત છે, તેઓ મ- હિને મહિને જૂદા જૂદા નામવાળા સૂર્યનારાય- ણની જુદાં જુદાં કામ કરીને સેવા કરેછે, અને એઓનાં નામ જુદાં જુદાં છે[18] સાડા નવ ક- રોડ અને એક લાખ યોજનના, ભૂમંડળ ઉપ- રના રોજના ફેરામાં એ સૂર્ય એક ક્ષણે બે હ- જાર યોજન અને બે ગાઉનો માર્ગ કાપેછે[19]

लक्षोत्तरंसार्द्धनवकोटियोजनपरिमंडलंभूवलयस्य क्षणेनसगव्यूत्युत्तरंद्विसहस्रयोजनानिससुंक्ते ॥१९॥

इति શ્રીમન્ મહાપુરાણ ભાગવતના પંચમ સ્કંધનો એકવીશમો અધ્યાય સંપૂર્ણ

---

# અધ્યાય ૨૨ મો.*

## ચંદ્ર શુક્રાદિક ગ્રહોની ગતિ પ્રમાણે મનુ- ષ્યોનું શુભાશુભ

॥ राजोवाच ॥

**यदेतद्भगवतआदित्यस्यमेरुं ध्रुवं च प्रदक्षिणेन परिक्रामतो राशिनामभिमुखं च प्रचलितं चाप्रद- क्षिणं भगवतोपवर्णितममुष्यवयंकथमनुमीमहीति १**

પરીક્ષિત રાજા પૂછેછે—આ ભગવાન્ સૂર્ય નારાયણ કે જે ધ્રુવને અને મેરૂને જમણી તરફ રાખી ફર્યા કરેછે, તેમનુ રાશિઓની સામે અને પોતાથી મેરૂ અને ધ્રુવ ડાબી તરફ રહે એવી રીતનું પણ ચાલવું એક પ્રકારે છે, એમ આપ કહી ગયા તો એ પરસ્પર વિરૂદ્ધ વાતને અમે શી રીતે ધારી શકીએ ?[1]

શુકદેવજી કહેછે—જેમ કુંભારના ચાકડાપર ચાલતાં કીડી વગેરે પ્રાણીઓ, એ ફરતા ચાક- ડાની સાથે ફરતાં હોય તોપણ તેઓની ગતિ જુદીજછે, કેમકે ચાકડાના એક એક ભાગને મૂ- કીને બીજા બીજા ભાગોમાં પણ તેઓ આવેલાં જોવામાં આવેછે. એવી રીતે નક્ષત્રની રાશિઓથી જણાએલુ કાળચક્ર કે જે ધ્રુવને અને મેરૂને જ- મણી તરફ રાખી દોડયા કરેછે તેની સાથે તેમાં રહેનારા સૂર્યાદિક ગ્રહો જોકે ફર્યા કરેછે, તોપણ એ ગ્રહોની પોતાની ગતિ જુદીજ છે કેમકે કા- ળચક્રના એક એક ભાગને મૂકી મૂકીને બીજાં નક્ષત્રમાં અને બીજી રાશિમાં તેઓ આવેલા જો- વામાં આવેછે, એટલે કાળચક્રની ગતિથી તેઓને મેરૂ તથા ધ્રુવ જમણી તરફ રહેછે, અને પો- તાની ગતિથી તેઓ રાશિઓની સામે ચાલ્યા આવવાથી તેઓને મેરૂતથા ધ્રુવ ડાબીતરફ રહેછે.[2] તે આ વિદ્વાનોએ વેદદ્વારા જાણવા ઇચ્છાતા ભ- ગવાન્ સૂર્ય નારાયણ, લોકોના કલ્યાણને સારૂ વેદમય અને તે તે કાળના નિયમોથી કર્મોની શુદ્ધિના કારણરૂપ પોતાના સ્વરૂપને બાર પ્રકારે

* આ બાવીશમા અધ્યાયમા ચંદ્ર અને શુક્ર વગેરેના ઉત્તરોત્તર ઠેકાણા, અને તે તે ગ્રહોની ગતિ ઉપરથી મ- નુષ્યોનાં શુભ અશુભ કહેવાશે.

વેહેંચી નાંખી વસંત વગેરે છ ઋતુઓમાં પ્રાણીઓનાં પ્રારબ્ધ પ્રમાણે શીત અને ઉષ્ણ વગેરે ઋતુઓના ધર્મોને પ્રકટ કરેછે.[3] વર્ણાશ્રમના આચારને અનુસરનારા લોકો, વેદમાં કહ્યા પ્રમાણે નાનાં મોટાં કર્મોથી અને યોગનાં અંગોથી શ્રદ્ધાપૂર્વક તે સૂર્યનું પૂજન કરેછે તેથી તેઓનું અનાયાસે કલ્યાણ થાયછે.[4] સ્વર્ગ અને પૃથ્વીની વચમાં જે અંતરિક્ષ છે તેની અંદર કાળચક્રમાં રહેલા અને લોકોના આત્મા એ સૂર્ય, વર્ષના અવયવોરૂપ અને રાશિઓના ઉપરથી જેઓનાં નામ પડેલાંછે એવા બાર મહિના ભોગવેછે બે પખવાડિયાંનો જે મહિનો ગણાયછે તે ચંદ્રમાના હિસાબ ઉપરથી છે સૂર્ય સવાબે નક્ષત્રને ભોગવી લે એ પણ મહિનો થયો કહેવાયછે. એક મહિનો એ પિતૃઓનુ એક અહોરાત્ર થયુ કહેવાયછે. સૂર્ય, જેટલા કાળમાં બે રાશિને ભોગવી લે તેટલો કાળ ઋતુ એવા નામથી કહેવાયછે કે જે ઋતુ વર્ષના અવયવરૂપ છે.[5] સૂર્ય, જેટલા કાળમાં આકાશના અર્દ્ધ ભાગમાં ફરેછે તેટલા કાળને અયન એવા નામથી કહેછે.[6] અને સ્વર્ગ તથા પૃથ્વીના મંડળની વચ્ચે રહેલા આખા આકાશના મંડળમાં જેટલા કાળમાં ફરી લેછે તેટલા કાળને વર્ષ એવા નામથી કહેછે એક વર્ષમાં મંદ, શીઘ્ર અને સમાન એવા ત્રણ પ્રકારની સૂર્યની ગતિ થાયછે. સંવત્સર, પરિવત્સર, ઇડાવત્સર, અનુવત્સર અને વત્સર, એવી રીતે વર્ષના હિસાબના પાંચ ભેદછે * [7] એ પ્રમાણે ચંદ્રમા, સૂર્યની કિરણોની ઉપર લાખ યોજનને છેટે જણાએલોછે. સૂર્ય, એક વર્ષમાં જેટલુ ચાલે તેટલું ચંદ્રમા બે પખવાડિયાંમાં ચાલેછે. સૂર્ય, જેટલુ મહિનામાં ચાલે તેટલુ ચંદ્રમા સવા બે દિવસમાં ચાલેછે, અને સૂર્ય જેટલું પખવાડિયામાં ચાલે તેટલુ ચંદ્રમા એક દિવસમાં ચાલેછે, કેમકે ચંદ્રમાની એવી ઉતાવળી અને ઉગ્ર ચાલ છે.[8] ચંદ્રમાની કળાઓ પૂર્ણ થતી જાયછે, એ શુક્લ પક્ષ ગણાયછે અને ઓછી થતી જાયછે તે કૃષ્ણ પક્ષ ગણાયછે. દેવતાઓનાં અને પિતૃઓનાં અહોરાત્રોને એ પખવાડિયાંઓથી બનાવતો, અન્નમય હોવાથી સઘળા જીવોના પ્રાણરૂપ અને સઘળા જીવોને જીવન આપનાર એ ચંદ્રમા, સાઠ ઘડીએ એક એક નક્ષત્રને ભોગવેછે. [9] સોળ કળાવાળા, મનોમય, અન્નમય અને અમૃતમય એ ચંદ્રમાનો સ્વભાવ દેવ, પિતૃ, મનુષ્ય, ભૂત, પશુ, પક્ષી, સરપોલિયાં અને લતાઓને તૃપ્તિ અને જીવન આપનાર હોવાથી ચંદ્રમાને 'સર્વમય' કહેછે.[10] ચંદ્રમાથી ઉપર ત્રણ લાખ યોજનને છેટે નક્ષત્રો છે. કાળચક્રમાં ઇશ્વરે જોડેલાં એ નક્ષત્રો મેરૂની પ્રદક્ષિણા કર્યા કરેછે અને અભિજિતને સાથે લેખીએ તો તેઓની સંખ્યા અઠયાવીશની છે.[11] નક્ષત્રોની ઉપર બે લાખ યોજનને છેટે શુક્ર જોવામાં આવેછે એ શુક્ર સૂર્યની આગળ, પાછળ અથવા સાથેજ શીઘ્ર, મંદ અને સમાન ગતિથી ઘણુ કરી સૂર્યની પેઠે ફરે છે, એમ તેના ચાર ઉપરથી જણાયછે. એ શુક્ર લોકોને માટે નિરંતર સારો છે, અને જે ગ્રહ વૃષ્ટિને રોકી બેઠો હોય તેને પણ શમાવી દેછે.[12] બુધ પણ શુક્ર પ્રમાણેજ છે. શુક્રની ઉપર બે લાખ યોજનને છેટે ચંદ્રમાનો દીકરો બુધ રહ્યોછે. તે ઘણુ કરીને લોકોનુ ભલુ કરેછે, પણ જ્યારે સૂર્યથી જૂદો પડેછે ત્યારે તેનો અતિચાર થવાથી મહતનાં વાદળાં અને અનાવૃષ્ટિ થવાની સૂચના મળેછે.[13] બુધની ઉપર બેલાખ યોજનને છેટે મંગળ છે તે જો વક્રગતિમાં ન હોયતો ત્રણ ત્રણ પખવાડીએ એક એક રાશિ ભોગવેછે, અને ઘણું કરીને અશુભ તથા દુઃખને સૂચવનાર છે.[14] મંગળની ઉપર બે લાખ યોજનને છેટે બૃહસ્પતિ

* શુક્લ પક્ષની પ્રતિપદાને દિવસ સંક્રાંતિ બેસે ત્યારે સૌરમાસ અને ચંદ્રમાસ એ બન્નેની સાથે શરૂઆત થાયછે, અને એવી રીતે ચાલેલુ વર્ષ, સંવત્સર કહેવાયછે પછી સૂર્યને હિસાબે વર્ષમા છ દિવસ વધેછે અને ચંદ્રના હિસાબથી છ દિવસ ઘટેછે, એટલે બાર દિવસનુ અંતર પડના સૌરમાસ અને ચાંદ્રમાસ આગળ પાછળ થઇ જાયછે એમ કરતા પાંચ વર્ષ જાય તેમા બે મળમાસ આવેછે, અને છઠ્ઠા વર્ષમા પાછી શુક્લપક્ષની પ્રતિપદાને દિવસ સંક્રાતિ બેસવાથી તે પાછુ સંવત્સર ગણાયછે એ પાંચ વર્ષમા પહેલુ સંવત્સર, બીજું પરિવત્સર, ત્રીજુ ઇડાવત્સર, ચોથું અનુવત્સર અને પાંચમું વત્સર કહેવાયછે.

છે, તે વક્રગતિનો ન હોય તો ઘણું કરીને એક એક વર્ષે એક એક રાશિને ભોગવેછે અને બ્રાહ્મણોનાં કુળને અનુકૂળ રહેછે.[૧૫]બૃહસ્પતિની ઉપર બે લાખ યોજનને છેટે શનૈશ્ચર છે, તે એક એક રાશિને ભોગવવામાં ત્રીશ ત્રીશ મહિનાની વાર લગાડેછે, અને તેટલાં વર્ષોમાં સઘળા ગ્રહોથી ઉપર ચાલેછે. એ ગ્રહ ઘણું કરીને સઘળાઓને અશાંતિ આપેછે.[૧૬]શનૈશ્ચરથી ઉપર અગિયાર લાખ યોજનને છેટે સપ્તર્ષિઓ લોકોનું કલ્યાણ કરેછે, અને ધ્રુવના સ્થાનકરૂપ ભગવાનના પરમપદ ( વિષ્ણુપદ ) ને પ્રદક્ષિણા ફર્યા કરેછે.[૧૭]

**તતઉત્તરસ્માદૃષયએકાદશલક્ષયોજનાંતરઉપલક્ષ્યતે યએવલોકાનાંશમનુભાવયંતોભગવતો વિષ્ણોર્યત્પરमंपदंप्रदक्षिणंप्रक्रमंति ॥ १७ ॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ૫ ચમસ્કંધનો બાવીશમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૨૩ મો.*

### ધ્રુવનું સ્થાન, બળદરૂપે ભગવાનની સ્થિતિ.

**अथतस्मात्परतस्त्रयोदशलक्षयोजनांतरतोयत्तद्विष्णो परमंपदमभिवदंति यत्रहमहाभागवतोध्रुव औत्तानपादिरग्निनेंद्रेणप्रजापतिनाकश्यपेनधर्मेणच समकालयुग्भि सबहुमानंदक्षिणतः क्रियमाणइदानीमपिकल्पजीविनामाजीव्यउपास्ते तस्येहानुभाव उपवर्णित ॥ १ ॥**

શુકદેવજી કહેછે—સપ્તર્ષિઓથી ઉપર તેર લાખ યોજનને છેટે લોકપ્રસિદ્ધ વિષ્ણુનુ પરમ પદ છે એમ કહેવાયછે. એ વિષ્ણુપદમાં મહાવૈષ્ણવ અને ઉત્તાનપાદ રાજાનો પુત્ર ધ્રુવ કે જે કલ્પસુધી જીવનારાઓના આધારરૂપ છે, અને જેનો પ્રભાવ અહીં ( ચતુર્થસ્કંધમાં ) કહેવાઇ ગયોછે તે રહે છે. એ ધ્રુવને તેની સાથે એકી વખતે જોડાએલા ( નક્ષત્રરૂપે રહેલા ) અગ્નિ, ઇંદ્ર, પ્રજાપતિ, કશ્યપ અને ધર્મ હજીસુધી પણ પ્રદક્ષિણા ફર્યા કરેછે [૧]કદીપણ બંધ નહિ પડનો અને છાના વેગવાળો મહાસમર્થ કાળ જેને ફેરવ્યા કરેછે એવાં ગ્રહ અને નક્ષત્ર વગેરે તેજના સમૂહોને બાંધી રાખવાનો જાણે એક ઠુઠ ઇશ્વરે બનાવેલો હોય એવો એ ધ્રુવ નિરંતર પ્રકાશેછે જેમ ધાન્યને કચરવાને સારૂ હાલરાંના થાંભલામાં બાંધેલા બળદો પોતપોતાનાં ઠેકાણાંમાં રહીને વખતેવખત થાંભલાના આશ્રયથી ફર્યા કરેછે, એવી રીતે એ કાળચક્રમાં અંદર અને બહાર જોડાએલા ગ્રહ વગેરે તારાઓ કે જેઓને વાયુ ઠેલ્યા કરેછે, તેઓ ધ્રુવનાજ આશ્રયથી કલ્પ પૂરો થતાં સુધી ફર્યા કરેછે [૨]જેમ વાદળાં અને શકરા વગેરે પક્ષીઓ પોતપોતાનાં કર્મની સહાયતાથી વાયુના સ્વાધીનમાં રહી આકાશમાં ફર્યા કરેછે પણ પડતાં નથી, એવી રીતે પ્રકૃતિપુરૂષના સંયોગથી ગોઠવાએલા અને પોતપોતાનાં કર્મોએ જેઓની ગતિ બનાવીછે એવા તારાઓ ધરતી પર પડતા નથી.[૩] એ જ્યોતિશ્ચક્ર ભગવાનની યોગધારણામાં બળદના આકારથી રહ્યું છે એમ કેટલાએક વિદ્વાનો વર્ણન કરેછે.[૪]માથું આડું કરી કુંડલી વળીને બેઠેલા એ જ્યોતિશ્ચક્રરૂપ બળદના પુંછડાની અણીમાં ધ્રુવ છે, અણીથી નીચેના ભાગમાં પ્રજાપતિ, અગ્નિ, ઇંદ્ર અને ધર્મ રહેલછે, પુંછડાના મૂળમાં ધાતા અને વિધાતા રહ્યાછે, કેડમાં સપ્તર્ષિઓ છે, જમણી તરફ કુંડલી વળીને બેઠેલા એ બળદના જમણા પડખામાં અભિજિતથી તે પુનર્વસુ સુધીનાં ચૌદ નક્ષત્રો કે જેઓ ઉત્તરચારી છે તેઓ રહ્યાં છે અને ડાબાં પડખાંમાં પુષ્યથી તે ઉત્તરાષાઢા સુધીનાં દક્ષિણચારી ચૌદ નક્ષત્રો રહ્યાં છે એવી કલ્પના કરીછે. અજવીથીમાં * ગણાતાં નક્ષત્રો પીઠમાં છે, આકાશગંગા ઉદરમાં છે,[૫]પુનર્વસુ અને પુષ્ય જમણા અને ડાબા નિતંબમાં છે, આર્દ્રા અને અશ્લેષા જમણા તથા ડાબા પાછલા પગોમાં છે, અભિજિત અને ઉત્તરાષાઢા જમણી તથા ડાબી નાસિકામાં છે, શ્રવણ અને પૂર્વાષાઢા જમણી તથા ડાબી આંખમાં અનુક્રમથી છે, ધનિષ્ઠા અને મૂળ જમણા તથા ડાબા કાનમાં છે, મઘા વગેરે આઠ દક્ષિણચારી નક્ષત્રો ડાબાં

*આ ત્રેવીશમા અધ્યાયમા જ્યોતિશ્ચક્રના આશ્રયરૂપ ધ્રુવનુ સ્થાન અને બળદના સ્વરૂપથી ભગવાનની સ્થિતિ કહેવાશે.

* ગગનસેતુ અથવા પિતૃયાન માર્ગ.

પડખાંનાં અસ્થિઓમાં છે, અને મૃગશિર વગેરે ઉત્તરચારી નક્ષત્રો પોતાની દિશાથી ઊલટાં એટલે જમણા પડખાનાં અસ્થિઓમાં છે, શતભિષા અને જયેષ્ઠા જમણા તથા ડાબા ખભામાં છે [૬]ઉપલા હોઠમાં અગસ્તિ છે, નીચેના હોઠમાં યમ છે, મોઢામાં મગળ છે, ઉપસ્થમાં શનેશ્વર છે, કઠમાં બૃહસ્પતિ છે, વક્ષસ્થળમાં સૂર્ય છે, હૃદયમાં નારાયણ છે, મનમાં ચદ્રમા છે, નાભિમાં શુક્ર છે, સ્તનમાં અશ્વિનિકુમાર છે, પ્રાણ અને અપાનમાં બુધ છે, ગળામાં રાહુ છે, સર્વ અગોમાં કેતુઓ છે અને રૂવાડાંઓમાં સર્વે તારાના સમૂહો છે.[૭] રોજેરોજ સધ્યાકાળે સાવધાનપણાથી મૌનવ્રત રહીને ભગવાનના આ જયોતિશ્ચક્રરૂપ સર્વ દેવતામય રૂપનુ દર્શન કરતાં નીચેના મંત્રથી સ્તુતિ કરવી. 'नमो ज्योतिर्लोकाय कालायनायानिमिषापतये महापुरुषाय धीमही' (તેજના આશ્રયરૂપ, કાળચક્રરૂપ, અને દેવતાઓના સ્વામી મહાપુરૂષને નમીએ છીએ અને તેનું ધ્યાન કરીએ છીએ.)[૮]ગ્રહ નક્ષત્ર અને તારામય, સર્વ દેવરૂપ, અને ત્રણે કાળમાં ઉપર કહેલા મત્રનો જપ કરનારાઓનાં પાપને મટાડનારા આ શિશુમારચક્રને ત્રણે સમયમાં જે માણસ નમસ્કાર કરે અથવા સભારે તે માણસનું તે તે સમયનુ પાપ તુરત નાશ પામેછે.[૯]

ग्रहर्क्षताराममयमाधिदैविकं
पापापहं मंत्रकृतां त्रिकालं ।
नमस्यतः स्मरतो वा त्रिकालं
नश्येत तत्कालजमाशु पापम् ॥ ९ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના પચમસ્કધનો ત્રેવીશમો અધ્યાય સપૂર્ણ.

## અધ્યાય ૨૪ મો.*

## સૂર્યની નીચેના ગ્રહો તથા સાત પાતાળોનું વર્ણન

॥ श्रीशुक उवाच ॥

अधस्तात्सवि योजनायुते स्वर्भानुर्नक्षत्रवच्चरतीत्येके योऽसावमरत्वंग्रहत्वंचाऽलभतभगवदनुकंपयास्वयमसुरापसदःसैंहिकेयोह्यतदर्हः तस्यतातजन्म कर्माणिचोपरिष्टाद्वक्ष्यामः ॥ १ ॥

શુકદેવજી કહેછે—સૂર્યની નીચે દશ હજાર યોજનને છેટે નક્ષત્રની પેઠે રાહુ ફરેછે એમ કેટલાએક કહેછે દૈત્યોમાં અધમ અને સિંહિકાનો પુત્ર જે રાહુ, ભગવાનની કૃપાથી અમરપણાને અને ગ્રહપણાને પોતે યોગ્ય નહીં છતાં પણપામ્યોછે, એરાહુનાં જન્મ અને કર્મવિષે આગળ (અષ્ટમસ્કધમાં) કહીશુ.[૧]સર્વને તપાવનારા સૂર્યનુ મડળ દશ હજાર યોજનનુ છે, ચદ્રમાનુ મડળ બાર હજાર યોજનનું છે અને રાહુનું તેર હજાર યોજનનું છે એમ કહેછે. એ રાહુ કે જે અમૃત પીવાના સમયે સૂર્ય અને ચદ્રમાની વચ્ચે બેઠો હતો, તે અમાવાસ્યા અને પુનમને રોજ વૈરના સબધને લીધે સૂર્ય અને ચદ્રમાની સામો દોડેછે,[૨] તે જોઇને ભગવાને બન્નેના રક્ષણને માટે પોતાનુ પ્રિય અસ્ત્ર સુદર્શન ચક્ર રાખેલુ છે, કે જે તેજને લીધે કોઇનાથી સહન કરી શકાય એવુ નથી તેને વારવાર ફરતું જોઈને માત્ર તેની સામો ઊભો રહી ઉદ્વેગ પામતો રાહુ ત્રાસને લીધે દૂરથીજ પાછો વળી જાયછે. જેટલીવાર રાહુ ઉભો રહેછે તેટલા સમયને લોકો 'ગ્રહણ' કહેછે [૩] એ રાહુથી નીચે દશ હજાર યોજનને છેટે સિદ્ધ, ચારણ અને વિદ્યાધર લોકોનાં સ્થાનક છે [૪] તેઓની નીચે યક્ષ, રાક્ષસ, પિશાચ, પ્રેત, અને ભૂત લોકોનાં ટોળાંઓને રમવાનુ સ્થાનક અંતરિક્ષ છે, કે જ્યાં સુધી વાયુ તીવ્ર રીતે વાય છે, અને જ્યાં સુધી વાદળાં જોવામાં આવેછે.[૫] તેની નીચે સો યોજનને છેટે આ પૃથ્વી છે હસ, ભાસ, શકરા અને ગરૂડ વગેરે મોટા પક્ષીઓ એ સો યોજન સુધીજ ઉડી શકેછે [૬] પૃથ્વીની જેવી સ્થિતિ છે તે મે તમારી પાસે કહી દેખાડી. પૃથ્વીની નીચે પણ સાત પાતાળ છે, તેઓ પ્રત્યેક દશ દશ હજાર યોજનની ઊંચાઇથી અને પોહોળાઇથી કલ્પાએલાં છે. અતળ, વિતળ, સુતળ, તળાતળ, મહાતળ, રસાતળ અને પાતાળ એ સાત પાતાળોનાં ના-

* આ ચોવીશમા અધ્યાયમા સૂર્યની નીચે અનુક્રમથી રાહુ વગેરેની સ્થિતિ અને અતળ વગેરે સાત પાતાળોની મર્યાદાઓનુ વર્ણન કરવામા આવશે.

મછે⁷ એ પૃથ્વીની ગુફારૂપ સ્વર્ગોમાં (પાતાળોમાં) કામભોગ, ઐશ્વર્ય, આનંદ અને વિભૂતિ સ્વર્ગ કરતાં પણ અધિક છે, તેથી ઘર, બગીચા, રમવાનાં ઠેકાણાં અને વિહાર કરવાનાં સ્થળોમા ભારે સમૃદ્ધિ થઇ રહીછે એ સ્થળોમાં ઘરના સ્વામીઓ દૈત્ય, દાનવ, અને નાગલોકો કે જેઓની ઈચ્છા ઈશ્વરથી પણ તોડી શકાતી નથી, તેઓની માયાનીજ ગમ્મત કરતાં ત્યાં રહ્યા છે એ લોકોનાં સ્ત્રી, સંતાન, બંધુ, મિત્ર અને અનુચરો નિરંતર આનંદથી અને સ્નેહથી ભરેલાં રહેછે.⁸ હે પરીક્ષિત રાજા! એ પાતાળોમાં માયાવી મયદાનવે બનાવેલી સુશોભિત નગરીઓમાં વિચિત્ર ઘર, ગઢ, દરવાજા, સભા, વિશ્રામનાં સ્થાન, ચોવટા, અને બીજાં પણ સ્થાનકો અનેક પ્રકારના ઉત્તમ અને મુખ્ય મણિઓથી બનેલાછે. નાગ અને અસુર લોકોનાં જોડાં, પારેવા, પોપટ અને મેનાઓથી પાતાળોના સ્વામીઓનાં ઉત્તમ ઘરોની બનાવેલી ભૂમિકાઓ વ્યાપ્ત થઇ રહેલીછે⁹ દેવલોકોની શોભાને પણ અત્યંત હઠાવી દે એવા ત્યાં બગીચાઓ છે એ બગીચાઓ, મન તથા ઇંદ્રિયોને આનંદ આપે એવા છે એઓમાં ફૂલ, ફળ, ગુચ્છ, અને સુંદર કુંપળિયાંથી નમી રહેલી રૂચિર શાખાઓ વાળાં અને જેઓનુ લતાઓએ આલિંગન કરેલુ છે એવાં વૃક્ષો છે નિર્મળ જળથી ભરેલાં જળાશયોમાં અનેક પ્રકારનાં પક્ષીઓનાં જોડાંઓની ભારે શોભા જામી રહીછે. માછલાંઓ ઉછળવાને લીધે જેઓનુ પાણી હાલેછે એવાં જળાશયોમાં ઉગેલાં કમળ, કુમુદ, કુવલય, કલ્હાર, નીલોત્પલ અને રક્તકમળ વગેરેનાં વનોમાં રહેનારાં પક્ષીઓના અખંડ વિહારમાં અનેક પ્રકારના, મધુર અને નિરંતર શબ્દો વગેરેથી ઇંદ્રિઓને ભારે આનંદ મળેછે¹⁰ એ પાતાળોમાં સૂર્ય વગેરે નહિ હોવાને લીધે અહોરાત્ર વગેરે કાળના વિભાગોની બીક રહેતી નથી. ¹¹ ત્યાં મોટા મોટા નાગલોકોના મણિઓજ અંધારાને મટાડેછે¹² એ પાતાળોમાં રહેનારાઓને ઔષધિ, રસ, રસાયન, અન્ન, પાન અને સ્નાનની દિવ્યતાને લીધે આધિ, વ્યાધિ, વળિયાં, ધોળા મોવાળા, અને જરા ઇત્યાદિક દેહની અવસ્થાઓ અને વિવર્ણપણું, દુર્ગંધપણું, પસીનો, પરિશ્રમ કે ગ્લાનિ પણ થતાં નથી¹³ એ ભાગ્યશાળી લોકોનુ ભગવાનના તેજરૂપી ચક્ર શિવાય બીજા કોઇથી પણ મૃત્યુ થતુ નથી.¹⁴ જ્યારે ચક્ર પાતાળમાં આવેછે ત્યારે દૈત્યની સ્ત્રીઓના ગર્ભો ઘણું કરીને સ્રવી જાયછે અને પડી જાયછે¹⁵ અતળ નામના પહેલા પાતાળમાં મયદાનવનો દીકરો બલાસુર રહેછે, કે જેણે અહી ઉત્પન્ન કરેલી છન્નુ પ્રકારની માયાઓમાં કેટલીએક હજુ સુધી માયાવીલોકો ધરી રહ્યાછે. એ બલાસુર બગાસુ ખાતાં તેના મુખમાંથી સ્વૈરિણી (પોતાની જાતના પુરૂષમાંજ પ્રીતિ રાખનારી), કામિની (પરજાતના પુરૂષમાં પણ પ્રીતિ રાખનારી), અનેપુંશ્ચલી (કશોપણ નિયમ નહી રાખતાં બહુજ વ્યભિચાર કરનારી), એવી જાતનાં સ્ત્રીઓનાં ત્રણ ટોળાં ઉત્પન્ન થયાંછે. એ સ્ત્રીઓ પાતાળમાં આવેલા પુરૂષને સોનાનો રસ પાવાથી સંભોગમાં સમર્થ બનાવી લઇ પોતાનાં વિલાસ, જોવાં, સ્નેહ સહિત મંદહાસ્ય, ભાષણ અને આલિંગન વગેરેથી મનગમતી રીતે રમાડેછે એ રસ પીવાથી પુરૂષ દશ હજાર હાથીઓનુ જોર પામીને હું ઇશ્વર છુ અને સિદ્ધ છુ એવા અભિમાનથી મદાંધની પેઠે બકેછે¹⁶ અતળ પાતાળની નીચે વિતળ પાતાળમાં પોતાના પાર્ષદરૂપ ભૂતનાં ટોળાંથી વીંટાએલા સાક્ષાત્ હાટકેશ્વર મહાદેવ, બ્રહ્માની સૃષ્ટિ વધારવાને સારૂ પાર્વતીની સાથે જોડું થઇને રહ્યાછે એ મહાદેવ અને પાર્વતીનાં વીર્યમાંથી હાટકી નામની મોટી નદી ત્યાં ચાલેલ છે. પવન જેને ઉત્તેજન આપેછે એવો અગ્નિ, એ વીર્યને જોરથી પીજાય છે અને પીને પાછુ કહાડી નાંખેછે તેમાંથી હાટક નામનું સોનુ બનેછે. એ સોનાને મોટા મોટા દૈત્યોનાં અંન્તપુરોમાં પુરૂષો અને સ્ત્રીઓ આભૂષણરૂપે ધારણ કરેછે. ¹⁷ વિતળની નીચે સુતલ પાતાળમાં પવિત્ર કીર્તિવાળો વિરોચનનો પુત્ર બલિરાજા

રહેછે. ઇંદ્રિનુ પ્રિય કરવાની ઇચ્છાથી ભગવાને અદિતિના ઉદરથી અવતાર લઇ બટુક વામનજીનાં રૂપથી ત્રણે લોકનુ રાજ્ય હરી લઇ પાછો દયાને લીધે તેને સુતલ પાતાળમાં રાખ્યોછે, ઇંદ્રાદિકની પાસે પણ નથી એવી મોટી સમૃદ્ધિવાળી લક્ષ્મી તેની પાસેછે, આરાધના કરવા યોગ્ય ભગવાનનીજ સ્વધર્મથી ભક્તિ કર્યા કરે છે અને નિર્ભય રીતે હજુ સુધી ત્યાંજ રહ્યોછે.[૧૮] સઘળા જીવોના નિયંતા, આત્મારામ, ઉત્તમ પાત્ર, સર્વના જીવરૂપ અને સ્વરૂપભૂત પરમાત્મા ભગવાનરૂપી દાનનુ પાત્ર મળતાં મોટા આદરથી સાવધાન ચિત્તવડે એ બલિરાજાએ પૃથ્વીનુ દાન આપ્યું, કે જે સાક્ષાત્ મોક્ષનું દ્વાર છે. તેના ફળ તરીકે તેને પાતાળનું રાજ્ય મળ્યુ એમ કલ્પના કરવી એ કેવળ ભૂલ ભરેલું છે; કેમકે છીંક, પડી જવું, અને ઠેસવાગવી ઈત્યાદિક અવસ્થાઓમાં પરવશપણાથી માણસ એકવાર પણ જો ભગવાનનું નામ લે તો કર્મનાં બંધન કે જેને તોડવાને સારૂ મુમુક્ષુ પુરૂષો યોગ અને સાંખ્ય વગેરે સાધનો કરવાનાં અનેક દુઃખ ભોગવેછે, તે બંધનોને અનાયાસથી તોડી શકેછે, એવા ભગવાન કે જે ભક્તોને સ્વરૂપ આપનાર અને જ્ઞાનીઓને જ્ઞાન આપનાર તથા અત્યંત પ્રિય છે તેમને પૃથ્વીનુ દાન આપવાનું ફળ મોક્ષજ હોવો જોઇએ.[૧૯-૨૧] વાસ્તવિક વિચાર કરીએ તો ભગવાને તે બળિરાજાની ઉપર અનુગ્રહ કર્યોજ નથી, કેમકે માયામય રાજ્યનુ ઐશ્વર્ય કે જે આત્મસ્વરૂપના સ્મરણથી ભ્રષ્ટ કરનાર છે તે તેને આપ્યુંછે.[૨૨] ભગવાને પોતાને બીજો કોઈ ઉપાય નહી મળતાં ભીખ માગવાનો છળ કરી તેનું માત્ર શરીર બાકી રાખતાં સઘળુ ત્રૈલોક્યનું રાજ્ય હરી લીધું, વરૂણપાશથી બાંધ્યો અને પર્વતની ગુફા જેવા પાતાળમાં નાંખ્યો, તોપણુ તે સમયે બલિરાજા નીચે પ્રમાણે બોલ્યો હતો, " ઇંદ્રદેવે જોકે વિચાર લેવાને માટે બૃહસ્પતિને ગુરૂ સ્થાપ્યા છે, તોપણ તે ઇંદ્રદેવ ખરેખર પોતાના સ્વાર્થમાં પોહોચેલાજ નથી; કેમકે ભગવાનનેજ માગી લેવા જોઇએ, તેને બદલે ભગવાનને મારી પાસે માગવા મોકલી તેણે રાજ્યસુખ માગ્યું, પણ ભગવાનનું દાસપણું માગ્યુ નહી એક મન્વંતરમાં ફરી જનારૂં ત્રૈલોક્યનુ રાજ્ય ઇંદ્રને એટલા પરિશ્રમથી મળ્યુ તે અત્યંત ગંભીર વેગવાળા કાળની પાસે કોણ માત્ર છે ?[૨૪] અમારા દાદા પ્રલ્હાદજીજ ખરેખર પોતાના સ્વાર્થમાં પોહોચેલા હતા, કેમકે તેમનો પિતા હિરણ્યકશિપુ મરી ગયા પછી તેમને ભગવાને તેમના પિતાનું નિષ્કંટક રાજ્ય આપવા માંડ્યુ હતુ, તોપણ તે અનિત્ય અને ભગવાનથી જુદુ છે એમ જાણી તેને નહીં લેતાં તેમણે ભગવાનનુ દાસપણુંજ માગી લીધું હતું.[૨૫] ભગવાનની ઓછી કૃપાવાળો અમારા જેવો જણ કે જેના રાગદ્વેષાદિક ક્ષીણ થયા નથી, તેતો એ મોટા પ્રભાવવાળા પ્રલ્હાદજીના માર્ગમાં ચાલવાની ઇચ્છા પણ કેમ કરી શકે ?"[૨૬] સર્વ જગતના ગુરૂ અને ભક્તોઉપર પરમ કૃપા કરનાર નારાયણ ભગવાન હાથમાં ગદા રાખીને એ બલિ રાજાના દરવાજામાં નિરંતર ઉભા રહે છે. જે સમયે દશમાથાવાળો રાવણ દિગ્વિજય કરતાં સુતલ પાતાળમાં આવ્યો હતો, તે સમયે એ નારાયણ ભગવાને પોતાના પગના અંગુઠાથી તેને લાખો યોજન દૂર ફેંકી નાંખ્યો હતો.[૨૭] સુતલની નીચે તલાતલ પાતાળમાં ત્રણ પુરનો અધિપતિ મય નામનો મોટો દાનવ રહેછે. ત્રણે લોકને સુખ કરવાની ઈચ્છાથી સદાશિવે તેનાં ત્રણપુર બાળી નાંખીને પાછી કૃપાને લીધે તેને એ સ્થાનક આપ્યુ છે. એ માયાવી લોકોનો આચાર્ય મયદાનવ કે જેના ઉપર મહાદેવ રક્ષક હોવાથી સુદર્શનચક્રની પણ બીક નથી, તે તલાતલ પાતાળમાં પૂજાયછે[૨૮] તલાતલની નીચે મહાતલ પાતાળમાં અનેક માથાંવાળા કદ્રુના દીકરા સર્પ લોકોનુ ક્રોધવશ નામનુ ટોળુ રહેછે. એઓમાં કુહક, તક્ષક, કાલિય અને સુષેણ વગેરે સર્પો મુખ્ય ગણાયછે. મોટી કાયાવાળા એ સર્પ લોકો, ભગવાનના વાહન ગરૂડજીથી નિરંતર ઉદ્વેગ પામ્યા કરેછે, તોપણ કોઇ સમયે પોતાની સ્ત્રીઓ, સંતાન, સંબંધીઅને કુટુંબના પ્રસંગથી ગા-

ફુલ્લ રહીને વિહાર કરેછે.[૨૯]મહાતલની નીચે રસાતલ પાતાળમાં નિવાતકવચ, કાલેય અને હિરણ્યપુરવાસી એવા ત્રણ જથામાં વેહેચાયેલા અને 'પણિ' એવા નામથી ઓળખાતા દૈત્યો અને દાનવો રહે છે. એ દેવતાના શત્રુઓ જન્મથીજ મોટા પરાક્રમી અને ભારે સાહસી છે, તોપણ સર્વ લોકોમાં અખંડ પ્રભાવવાળા ભગવાનના સુદર્શનચક્રથી તેઓના બળનુ અભિમાન હણાઇ જવાને લીધે તેઓ રાફડામાં જેમ સર્પ રહે તેમ રસાતલ પાતાળમાં રહેછે. એક કૂતરી કે જે ઇંદ્રની દૂતી છે, તેણે કાઢેલી મંત્રરૂપ વાણી સાંભળીને એ લોકો ઇંદ્રથી બીએછે.* [૩૦] રસાતલની નીચે પાતાળ નામના સાતમા પાતાળમાં મોટા દેહવાળા અને ભારે ક્રોધી મોટા મોટા નાગલોકો રહેછે. એઓનો રાજા વાસુકિનાગ છે. શંખ, કુલિક, મહાશંખ, શ્વેત, ધનંજય, ધ્રતરાષ્ટ્ર, શંખચૂડ, કંબલ, અશ્વતર અને દેવદત્ત વગેરે નાગો એઓમાં મુખ્ય ગણાય છે. પાંચ, સાત, દશ, સો અને હજાર માથાંવાળા એ નાગલોકોની ફેણો ઉપર રહેલા મોટા પ્રકાશવાળા ઉત્તમ મણિઓ પોતાની કાંતિથી પાતાળમાંના ધાટા અંધારાને મટાડી નાંખે છે.[૩૧]

ततोऽधस्तात्पाताले नागलोकपतयो वासुकिप्रमुखाः शंखकुलिकमहाशंखश्वेतधनंजयधृतराष्ट्रशंखचूडकंबलाश्वतरदेवदत्तादयो महाभोगिनोमहामर्षानिवसंति तेषामुहवैवं चसप्तदशशतसहस्रशीर्षाणांफणासुविरचितामहामणयोरोचिष्णवःपातालविवरतिमिरनिकरं स्वरोचिषाविधमंति॥३१॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના પંચમસ્કંધનો ચોવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

* પણિ લોકોએ મનાડી રાખેલી ગાયોને શોધી કાઢવા સારૂ ઇંદ્રે એક દેવલોકની કૂતરી ત્યાં મોકલેલી છે તેને પણિઓ મિત્ર કરવાની ઇચ્છાથી "તારી શું મરજી છે ઇત્યાદિ" પૂછેછે, ત્યારે મિત્રને નહી ઇચ્છતી તે કૂતરી ઇંદ્રના વખાણ સહિત તેઓને કઠણ વચન કહેછે કે "હે પણિઓ! ઇંદ્રના હાથથી માર ખાઇને તમો મરણ પામો." એ વચન સાંભળીને તે લોકો બી જાયછે એમ વેદમાં લખ્યું છે.

# અધ્યાય ૨૫ મો.*

## શેષનાગની સ્થિતિ, રૂદ્રોની ઉત્પત્તિ.

॥ श्रीशुकउवाच ॥

तस्यमूलदेशेत्रिंशद्योजनसहस्रांतरआस्ते यावैकलाभगवतस्तामसीसमाख्यातानंतइति सात्वतीयाद्रष्टृदृश्ययोःसंकर्षणमहमित्यभिमानलक्षणं संकर्षणमित्याचक्षते ॥ १ ॥

શુકદેવજી કહેછે—પાતાળની નીચે ત્રીશ હજાર યોજનને છેટે શેષનાગ રહ્યાછે, કે જે ભગવાનનો તમોગુણી અંશ કહેવાયછે. એ અહંકારના અધિષ્ઠાતા છે, અને અહંકારરૂપથી દેહને અને આત્માને એક ગણાવી દેછે, તેથી પંચરાત્રના સિદ્ધાંતવાળા લોકો તેમને સંકર્ષણ નામ આપેછે.[૧] અનંત મૂર્તિઓવાળા અને હજાર માથાંવાળા જે શેષનાગના એક માથા ઉપર રહેલુ આ ભૂમંડળ સર્ષપના દાણાજેવુ જણાયછે,[૨] જે શેષનાગ પ્રલયકાળમાં આ જગતનો સંહાર કરવા ધારેછે ત્યારે ક્રોધથી વાંકી કરેલી અને ફરતી તેમની ભમરોના મધ્યમાંથી ત્રણ ત્રણ આંખોવાળા સાંકર્ષણ નામના અગિયાર રૂદ્રો ત્રણ શિખાવાળાં ત્રિશૂળો ઉપાડીને નીકળે છે.[૩] ઉત્તમ ભક્તોની સાથે પરમ ભક્તિથી નમતા નાગલોકો, ચળકતી કુંડળની કાંતિથી શોભતા ગાલવાળાં અને અતિ સુંદર પોતાનાં મોઢાંઓને જે શેષનાગના ચરણકમળના રાતા અને સ્વચ્છમણિસરખા નખોના સમૂહમાં આનંદપૂર્વક જુવેછે,[૪] સંસારસંબંધી સુખોને ઇચ્છનારી નાગલોકોની કુમારિકાઓ જે શેષનાગના કંકણથી શોભતા, સ્વચ્છ, મોટા, ધોળા અને અત્યંત સુંદર ભુજરૂપી રૂપાના થાંભલાઓમાં અગર, ચંદન અને કેસરના ગારાથી લેપન કરતાં તેમના સ્પર્શથી વિકાર પામેલાં હૃદયમાં કામદેવનો આવેશ થવાથી અત્યંત મનોહર રીતે મંદહાસ્ય

---

* આ પચીશમા અધ્યાયમા સાતમા પાતાળની નીચે શેષનાગની સ્થિતિ કહેવાશે, કે જે ઠેકાણે પ્રલયસમયે આ જગતનો સંહાર કરવાને ઇચ્છનાર શેષનાગથી રૂદ્રો ઉત્પન્ન થાયછે.

કરવા લાગેછે, અને તેમનુ મુખારવિંદ કે જે સ્નેહ તથા મદથી આનંદ પામેલુ અને મદથી ઘૂમતી, રાતી તથા કરૂણાભરેલી રીતે જોનારી આંખોવાળું છે, તેને લજાતી લજાતી જુવેછે.[૫] તે અનંત, અનંત ગુણોના સમુદ્રરૂપ અને આદિદેવ શેષનાગ, હમણાં અસહન અને ક્રોધના વેગને બંધ પાડી લોકોના કલ્યાણને સારૂ બેઠા છે.[૬] સુર, અસુર, નાગ, સિદ્ધ, વિદ્યાધર અને મુનિલોકો તેમનુ ધ્યાન કરેછે. તેમનાં નેત્ર નિરંતરના મદને લીધે વિકારવાળાં, વિહ્વળ અને આનંદ ભરેલાં રહેછે. સુંદર ભાષણરૂપી અમૃતથી પોતાના મોટા પાર્ષદો અને દેવલોકોના અધિપતિઓને આનંદ આપ્યા કરેછે. નીલાં વસ્ત્ર પેહેરનાર, એક કુંડળવાળા અને હળને માથે અત્યંત સુંદર હાથ મૂકીને બેઠેલા એ મહાત્મા શેષનાગ, ઇંદ્રનો હાથી જેમ સોનાના નાડાને ધરી રહે તેમ પોતાની વૈજયંતી નામની વનમાળાને મોટી લીલાથી ધરી રહ્યાછે. જેની કાંતિ કદી પણ ઓછી થતી નથી એવી નવીન તુલસીના સુગંધરૂપ મદિરાના રસથી મદોન્મત્ત થતા અનેક ભ્રમરો એ વનમાળામાં મધુર ગાયન કરીને શોભા આપેછે.[૭] જે શેષનાગ એ પ્રમાણે શ્રવણ કરવાથી અને ધ્યાન ધરવાથી મુમુક્ષુજનોનાં અંતઃકરણમાં આવી તેઓનુ દેહાભિમાન કે જે સત્વ, રજ અને તમોગુણથી બનેલુ, અવિદ્યામય અને અનાદિકાળની કર્મની વાસનાઓથી ગુંથાએલું હોયછે, તેને તુરત તોડી નાંખેછે, તેમના પ્રભાવના શ્લોક બ્રહ્માના પુત્ર નારદજીએ તુંબરૂ ગંધર્વની સાથે બ્રહ્માની સભામાં નીચે પ્રમાણે ગાયા હતા.[૮] "આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયના કારણરૂપ સત્વ વગેરે માયાના ગુણો જેની દૃષ્ટિ પડવાથી પોતપોતાનુ કામ કરવામાં સમર્થ થયાછે, અને જે અનંત તથા અનાદિરૂપે પોતે એક છતાં પોતામાં અનેક પ્રકારનો કાર્યપ્રપંચ ઉત્પન્ન કર્યો છે, તે પરબ્રહ્મરૂપ શેષનાગનાં તત્વને લોકો કેમજ જાણી શકે?[૯] ભક્તોનાં અંતઃકરણોને વશ કરવા સારૂ કરેલી જેની ઉત્તમ લીલાને સિંહ પણ શીખેછે, એવા ઉદાર પરાક્રમવાળા અને જેના સ્વરૂપમાંજ આ કાર્યકારણરૂપ જગત્ દેખાયછે એવા શેષનાગે, આપણા ઉપર મોટી કૃપાથી શુદ્ધ સત્વગુણરૂપ મૂર્તિ ધરીછે.[૧૦] જેનાં બીજા પાસેથી સાંભળેલા નામને મહાપાપી માણસ પણ અકસ્માત્ પીડાને લીધે અથવા મશ્કરીમાં પણ બોલી જાય તો તે નામ તુરત માણસોનાં સઘળાં પાપનો ક્ષય કરેછે, તે શેષનાગ ભગવાનવિના, મુમુક્ષુ માણસ બીજા કોણનો આશ્રય લે![૧૧] અનંતપણાને લીધે અપાર પરાક્રમવાળા અને હજાર માથાંવાળા જે શેષનાગ ભગવાને પોતાના એક માથાની ઉપર પર્વતો, નદીઓ, સમુદ્રો અને પ્રાણીઓ સહિત આ ભૂગોળને પરમાણુની પેઠે ધરેલુ છે, તેમનાં પરાક્રમોને હજાર જીભોથી કયો માણસ ગણી શકે?[૧૨] એવા પ્રભાવવાળા, અનંત, અપાર બળવાળા, સ્વતંત્ર અને ઘણા ગુણ તથા પ્રતાપવાળા એ શેષનાગ ભગવાન પાતાળના મૂળમાં રહીને જગતની રક્ષા કરવાસારૂ લીલાથી ધરતીને ધરી રહ્યા છે"[૧૩] સંસાર સંબંધી સુખોને ઇચ્છનારા મનુષ્યો પોતપોતાનાં કર્મથી જે લોકોને પામેછે તે એટલાજ છે કે જેઓનું મે શાસ્ત્રરીતિપ્રમાણે તમારી પાસે વર્ણન કરી સંભળાવ્યુંછે.[૧૪] હે રાજા! પુરૂષોને પ્રવૃત્તિરૂપ ધર્મથી મળવાની અને એક એકથી જુદા પ્રકારની ઉંચી નીચી એટલીજ ગતિઓ (સ્થાનકો) છે, કે જેઓનુ વર્ણન મે તમારા પૂછવા ઉપરથી અંપ્યુ હવે બીજી શી કથા કહુ?[૧૫]

एतावतीर्हि राजन्पुंसः प्रवृत्तिलक्षणस्य धर्मस्य विपाकगतय उच्चावचा विसदृशा यथाप्रश्नं व्याचख्ये किमन्यत्कथयाम इति ॥ १५ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના પંચમસ્કંધનો પચીશમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૨૬ મો.*

### પૃથ્વીની નીચે આવેલા નરકોનું વર્ણન.

॥ राजोवाच ॥

**महर्ष एतद्वैचित्र्यं लोकस्य कथमिति ॥ १ ॥**

પરીક્ષિત રાજા પૂછેછે–હે મહારાજ! આવી રીતે સુખ દુ ખના ભોગની વિચિત્રતા શા કારણથી છે ?

શુકદેવજી કહેછે–સાત્વિક શ્રદ્ધાથી જે માણસ કર્મ કરે તેને સુખજ મળેછે, રાજસી શ્રદ્ધાથી જે માણસ કર્મ કરે તેને સુખ અને દુ ખ બન્ને મળેછે, અને તામસી શ્રદ્ધાથી જે માણસ કર્મ કરે તેને દુ ખ તથા મૂઢપણુજ મળેછે. તે એક એક પ્રકારની શ્રદ્ધામાં પણ પેટાના અનત ભેદ અને ફેરફાર થવાથી એક પ્રકારનાં કર્મ કરનારાઓને પણ જુદી જુદી ગતિઓ થાયછે. સઘળાઓને સઘળી ગતિઓમાં ફેરફાર થાયછે તેનુ એજ કારણ છે.[1] એવી રીતેજ અધર્મ કે જેનો વેદ અને શાસ્ત્રોએ નિષેધ કરેલો છે તેનુ આચરણ કરનારાઓની શ્રદ્ધાઓમાં પણ ફેરફાર હોયછે તેને લીધે અધર્મીઓને પણ કર્મનુ જૂદા જૂદા પ્રકારનુ ફળ થાયછે. હવે અનાદિકાળની અવિદ્યાને લીધે થતી ઇચ્છાઓનાં પરિણામરૂપ જે હજારો નરકો છે તેઓમાંથી ઘણાંખરાંનુ વર્ણન આપીશું.[2]

પરીક્ષિત રાજા પૂછેછે–હે મહારાજ! જેને નરક કહેવામાં આવેછે તે શુ કોઈ ધરતી ઉપરની જગ્યાઓ છે, અથવા બ્રહ્માંડથી બાહારનાં આવરણોમાં છે, કે બ્રહ્માંડની અદરજ ધરતી શિવાય કોઈ બીજા ભાગમાં છે ?[3]

શુકદેવજી કહેછે–એ નરકો ત્રૈલોક્યનીજ અદર છે. એ જગ્યા દક્ષિણ દિશામાં પૃથ્વીની નીચે અને જળથી ઉપર છે, કે જે દિશામાં અગ્નિષ્વાત્ત વગેરે પિતૃઓના ગણો ખરા અત કરણથી પોતાના વશજોને સાચા આશિર્વાદ આપતા રહેછે.[4] પિતૃઓના અધિપતિ યમરાજા પણ મરણ પામેલા પ્રાણીઓને પોતાના દૂતો પોતાની પાસે લાવતાં ભગવાને જે નિયમ બાંધી આપ્યોછે તેને અનુસરી, ચિત્રગુપ્ત વગેરે પોતાના ગણોની સહાયતાથી સૌ સૌના દોષપ્રમાણે સૌને દંડ આપે છે.[5] કેટલાએક વિદ્વાનો ત્યાં એકવીશ નરક છે એવી ગણતરી આપેછે એ નરકોનો અનુક્રમ તેઓનાં નામ, રૂપ, અને લક્ષણ પ્રમાણે તમને કહી સભળાવુ છુ. તામિસ્ર, અંધતામિસ્ર, રૌરવ, મહારૌરવ, કુંભીપાક, કાલસૂત્ર, અસિપત્રવન, સૂકર, અધકૂપ, કૃમિભોજન, સદશ, તપ્તસૂર્મિ, વજ્રકટકશાલ્મલી, વૈતરણી, પૂયોદ, પ્રાણરોધ, વિશસન, લાલાભક્ષ, સારમેયાદન, અવીચિ અને અયપાન એ એકવીશ નરક ગણવામાં આવેછે. ક્ષારકર્દમ, રક્ષોગણભોજન, શૂલપ્રોત, દદશૂક, અવટનિરોધન, પર્યાવર્ત્તન અને સૂચીમુખ એવા નામના બીજા પણ સાત ગણવામાં આવેછે એ અઠ્યાવીશ નરકો અનેક પ્રકારનાં દુ ખ ભોગવવાની જગ્યા છે[6] તેમાં જે માણસ પારકાં ધન, સતાન કે સ્ત્રીનુ હરણ કરેછે, તેને અત્યત ભયાનક યમદૂતો કાળપાશથી બાંધીને બળાત્કારથી તામિસ્ર નામના નરકમાં નાંખેછે એ નરકમાં ખાવા ન દેવુ, પાણી પીવા ન દેવું, દડથી પ્રહાર કરવો અને તિરસ્કાર કરવો ઇત્યાદિક દુખોથી યમદૂતોએ પીડાતો જીવ એ અધકારમય સ્થાનકમાં એકદમ મૂર્ચ્છા પામી જાયછે. એવી રીતેજ જે માણસ પતિને છેતરીને તેની સ્ત્રી વગેરેનો ઉપયોગ કરેછે તેને અધતામિસ્ર નામના નરકમાં નાંખેછે. એ નરકમાં નખાતા અને પીડામાં રહેલા જીવની મતિ અને દૃષ્ટિ વેદનાને લીધે નાશ પામેછે. મૂળ કપાતું હોય તે સમયે ઝાડની જેવી દશા થાય તેવી એ જીવની દશાછે એટલા માટે એ નરકને અંધતામિસ્ર એવુ નામ આપેલુ છે જે માણસ 'આ શરીર હું છુ અને આ ધન વગેરે મારૂ છે' એમ માનીને બીજા પ્રાણીઓનો દ્રોહ કરતાં કેવળ પોતાના કુટુંબનુજ પોષણ કરેછે, તે માણસ કુટુબને અહીંજ મૂકીને પોતે એકલોજ તે પાપને લીધે રૌ-

---

* આ છવીશમા અધ્યાયમા પૃથ્વીની નીચે નરકોની સ્થિતિ કહેવામા આવશે કે જે નરકોના યમદૂતો પાપી લોકોને યથા યોગ્ય દુઃખ આપેછે

રવ નામના નરકમાં પડેછે. એ માણસે અહી જે જીવોને જેવી રીતે માર્યા હોય તે જીવો રૂરૂ નામના પ્રાણી બનીને એ સ્થાનના કષ્ટમાં આવેલા તે માણસને તેવી રીતેજ મારેછે, એટલા માટે એ નરકનું રૌરવ એવુ નામ કહેવાય છે. 'રૂરૂ' એ, સર્પના કરતાં પણ અત્યંત ક્રૂર પ્રાણીનું નામ છે.[10] એવી રીતેજ જે માણસ પોતાના દેહનુજ પોષણ કરેછે તે મહારૌરવ નામના નરકમાં પડેછે, એ નરકમાં પડેલા માણસને ક્રવ્યાદ નામના રૂરૂઓ માંસને સારૂ કાપી નાંખેછે.[11] જે ક્રૂર માણસ પશુને અથવા પક્ષીઓને જીવતાંજ રાંધી નાંખેછે, તે નિર્દય અને રાક્ષસોએ પણ ધિક્કારેલા માણસને યમપુરીમાં યમના દૂતો જેમાં તેલ ઉકળ્યા કરેછે એવા કુંભીપાક નામના નરકમાં રાંધી નાંખેછે[12] જે માણસે પિતા, બ્રાહ્મણો, અને વેદનો દ્રોહ કર્યો હોય તે માણસને કાલસૂત્ર નામના નરકમાં નાખેછે. એ નરકનો ઘેરાવો દશહજાર યોજનનો છે તેની ભૂમિ સાવ ત્રાંબાની, ઊની અને સપાટ છે. ઉપર સૂર્યથી અને નીચે અગ્નિથી તપ્યા કરેછે. એ નરકમાં પડેલો અને ભૂખ તથા તરશથી બહાર અને અંદર બળી જતો માણસ પશુનાં જેટલાં રૂવાડાં હોયછે તેટલા હજાર વર્ષ સુધી ત્યાંજ બેસેછે, સૂવેછે, હાલેછે, ઊભો રહેછે અને દોડેછે[13] જે માણસ આપત્કાળ વગર પોતાનો વેદ માર્ગ છોડી દઈને પાખંડમાં ભળ્યો હોય તેને અસિપત્રવન નામના નરકમાં પ્રવેશ કરાવીને ચાબખાથી મારેછે. એ નરકમાં મારને લીધે ચારેકોર દોડતા એ પ્રાણીની ઉપર તાલવનનાં બન્ને તરફ ધારવાળાં તરવાર જેવાં પાંદડાં પડેછે તેથી સઘળાં અંગ કપાઈ જાયછે. 'હાય મુવો, હાય મુવો' એવી ચીસો નાંખ્યા કરેછે, ને ભારે વેદનાથી મૂર્ચ્છા પામીને પગલે પગલે પડી જાયછે. સ્વધર્મને તજી દેનારો માણસ પાખંડમાર્ગમાં મળવાનુ એવુ ફળ ભોગવેછે.[14] આ જગતમાં જે રાજા અથવા રાજાનો માણસ જે શિક્ષાને લાયક ન હોય તેને શિક્ષા કરેછે અને બ્રાહ્મણને દેહાંત શિક્ષા કરેછે, તે ધણી મરણ પામ્યા પછી સૂકરમુખ નામના નરકમાં પડેછે. એ નરકમાં મોટા બળવાળા યમદૂતો તેના શરીરના અવયવોને પીલી નાંખતાં ચીચોડામાં પીલાતા શેલડીના સાંઠાની પેઠે તે ધણી પીડાથી ચીસો પાડેછે અને કોઇ સમયે મૂર્ચ્છા પામી જાયછે. જેવી રીતે તેણે કેદ કરવાને લીધે નિરપરાધી લોકો દુ ખ પામ્યા હોય તેવી રીતેજ તે ધણી દુ ખ પામે છે.[15] જે માણસ પોતે ઈશ્વરે ઠરાવી આપેલા ધર્મવાળો અને પરાઇ પીડાને જાણનાર છતાં, માંકડ વગેરે પ્રાણીઓ કે જેઓને માણસનાં લોહી પીવા વગેરે આજીવિકાજ ઈશ્વરે કલ્પેલીછે, અને જેઓ પરાઇ પીડાને જાણતાં નથી તેઓને પીડા કરેછે, તે માણસ મુવા પછી તે પાપને લીધે અંધકૂપ નામના નરકમાં પડેછે એ નરકમાં પશુ, પક્ષી, મૃગ, સરપોલિયાં, મચ્છર, જુ, માંકડ અને માંખીઓ વગેરે કે જેઓને તે માણસે દુ ખ દીધુ હોય તેઓ ચારે કોરથી તેને દુ ખ દેવા માંડેછે. નિદ્રાનુ સુખ અને એક ઠેકાણે સ્થિતિ પણ મળતી નથી. કીડાવગેરેના શરીરમાં જેમ જીવ તરફડયા કરે તેમ એ અંધકારમય નરકમાં તરફડયા કરેછે.[16] જે કાંઇ ખાવા વગેરેનું આવ્યું હોય તેને બીજાઓને વેહેંચી દીધા વિના ખાય અને વૈશ્વદેવાદિક પંચયજ્ઞ ન કરે તે કાગડા જેવો માણસ મુવા પછી કૃમિભોજન નામના અધમ નરકમાં પડેછે. લાખ યોજનના એ કીડાઓના કુંડરૂપ નરકમાં કીડો થઇને પડેલા જીવને બીજા કીડાઓ ખાયછે અને પોતાને પણ કીડા ખાવા પડે છે. વેહેંચી દીધા વગર અને હોમ કર્યા વગર ખાનારો અને તેનુ પ્રાયશ્ચિત્ત નહીં કરનારો માણસ, જ્યાંસુધી એ પોતાનુ પાપ હોયછે ત્યાં સુધી વેદના ભોગવ્યા કરેછે.[17] જે માણસ ચોરીથી અથવા બળાત્કારથી બ્રાહ્મણનાં સોનાં અને રત્ન વગેરેનું હરણ કરે અથવા કષ્ટ પડયું ન હોય તેવા સમયમાં બીજાનાં સોનાં વગેરેનું હરણ કરે, તે માણસ મુવા પછી સંદંશ નામના નરકમાં પડે છે. ત્યાં તેની ચામડીને યમદૂતો લોઢાના ધખાવેલા ચીપીઆઓથી તો-

ડી લે છે.[૧૮] જે પુરૂષ અગમ્યા સ્ત્રીમાં ગમન કરે અને જે સ્ત્રી અગમ્ય પુરૂષમાં ગમન કરે તે બન્ને તમસૂર્મિ નામના નરકમાં પડેછે ત્યાં યમદૂતો તેઓને ચાબખાથી મારેછે પુરૂષને, ધખાવેલી લોઢાની સ્ત્રીની મૂર્તિસાથે અને સ્ત્રીને તેવીજ પુરૂષની મૂર્તિ સાથે બાથ ભીડાવેછે[૧૯] જે પુરૂષ, પશુવગેરેમાં પણ ગમન કરેછે, તે મુવા પછી વજ્રકંટકશાલ્મલી નામના નરકમાં પડેછે. ત્યાં યમદૂતો તેને વજ્રજેવા કાંટાવાળાં શેમળાનાં ઝાડપર ચડાવીને તાણેછે[૨૦] જે રાજાઓ અથવા રાજાનાં માણસો પોતે સારા કુળમાં ઉત્પન્ન થયેલા છતાં ધર્મની મર્યાદાઓને તોડી નાંખેછે તેઓ નરકોની ખાઈરૂપ વૈતરણીનદી નામના નરકમાં પડેછે. ત્યાં મર્યાદા તોડનારા એ લોકોને પાણીના જીવડા ચારેકોરથી ખાવા માંડેછે, પ્રાણ જતા નથી, જીવવાને લીધે એ નદીમાં તણાયા કરેછે; પોતે જે પાપકર્મ કર્યા હોય તેઓને સંભારેછે, બહુજ પરિતાપ પામેછે; અને વિષ્ઠા, મૂત્ર, પરૂ, લોહી, મોવાળા, નખ, હાડકાં, મેદ, માંસ અને ચરબીની એ નદીમાં દુઃખ પામ્યા કરેછે.[૨૧] નીચ રાંડોને રાખનારા, લાજને તજી દેનારા અને પવિત્રતા, આચાર તથા નિયમોનો નાશ કરનારા જે લોકો પશુની પેઠે યથેષ્ટ આચરણ કરેછે, તેઓ મુવા પછી પૂયોદ નામના નરકમાં પડેછે એ નરક પરૂ, વિષ્ટા, મૂત્ર, લીંટ, બડખા અને મેલથી ભરેલા દરિયા જેવુ છે. તેમાં પડીને તેજ સુગામણા પદાર્થો ખાવા પડેછે.[૨૨] કૂતરાં અને ગધેડાં વગેરેને પાળનારા જે બ્રાહ્મણ વગેરે લોકો મૃગયાને એક રમતના જેવીજ ગણીને શાસ્ત્રમાં કહેલા સમય વગર પણ પશુઓને મારેછે, તેઓ મુવા પછી પ્રાણરોધ નામના નરકમાં પડેછે. ત્યાં યમદૂતો તેઓને નિશાનરૂપ કરી બાણોથી વીંધી નાંખેછે.[૨૩] જે ઢોંગી લોકો ઢોંગના યજ્ઞોમાં પશુઓને કાપી નાંખેછે, તેઓ મુવા પછી વિશસન નામના નરકમાં પડેછે ત્યાં નરકના અધિપતિઓ તેને મારીને કાપી નાંખેછે[૨૪] જે દ્વિજવર્ણનો પુરૂષ, કામદેવથી મોહ પામીને પોતાની જાતની સ્ત્રીને વીર્ય પાયછે, તે પાપી મુવા પછી લાલાભક્ષ નામના નરકમાં પડેછે. ત્યાં તેને વીર્યની નદીમાં નાખીને યમદૂતો વીર્યજ પાયછે.[૨૫] જે ચોરલોકો, રાજાઓ અથવા રાજાનાં માણસો અગ્નિથી સળગાવી દેછે, ઝેર દેછે અથવા ગામ કે સંઘોને લુંટેછે, તેઓ મુવા પછી સારમેયાદન નામના નરકમાં પડેછે. ત્યાં યમના દૂતરૂપ અને વજ્ર જેવી દાઢવાળા સાતસો ને વીશ કૂતરાઓ તેને મોટા વેગથી ફાડી ખાયછે.[૨૬] જે માણસ સાક્ષીપણામાં, ધનની લેવદેવમાં અને દાનમાં કોઈ રીતે પણ ખોટુ બોલેછે, તે માણસ આશ્રય વગરના અવીચિ નામના નરકમાં પડેછે. ત્યાં સો યોજન ઊંચા પર્વતના શિખર ઉપરથી ઊંધે માથે તેને નીચે પાડેછે. એ નરકમાં પાહાણાની જગ્યા પાણી જેવી લાગેછે એટલા માટે તેનુ નામ અવીચિ કહેવાયછે. એ સ્થળમાં પડવાથી તિલતિલ જેટલા શરીરના કટકા થઈ જાયછે, તોપણ મરતો નથી, એટલે તેને પાછો શિખરપર ચઢાવીને પાડેછે.[૨૭] જે બ્રાહ્મણ, બ્રાહ્મણી અથવા બીજો પણ કોઈ નિયમમાં રહેલો માણસ, ગફલતથી પણ મદિરા પિયેછે, અને જે ક્ષત્રીય અથવા વૈશ્ય સોમપાન કરેછે તે અયઃપાન નામના નરકમાં પડેછે. ત્યાં યમદૂતો નરકથી બીનેલા એ લોકોની છાતીને પગથી દબાવી તેઓનાં મોઢાંમાં અગ્નિથી પીગળાવેલા લોઢાનો રસ રેડેછે[૨૮] પોતેજ પોતાને ઉત્તમ માનનારો જે અધમ માણસ વિદ્યા, આચાર અને વર્ણાશ્રમના ધર્મવાળા ઊંચ લોકોને માન ન આપે તે માણસને મુવા પછી ક્ષારકર્દમ નામના નરકમાં ઊંધે માથે નાંખેછે, અને ત્યાં તે અનંત વેદના ભોગવેછે.[૨૯] જે પુરૂષો નરબલિથી પૂજન કરેછે અને જે સ્ત્રીઓ એ મારેલા માણસોને ખાયછે તેઓ રક્ષોગણભોજન નામના નરકમાં પડેછે. એ યમના સ્થાનમાં પૂર્વે મારેલા માણસોના આકારના રાક્ષસરૂપ યમદૂતો તેઓને દુઃખ આપેછે, અને કસાઈઓની પેઠે પોતાનાં હથિયારોથી કાપીને તેઓનુ લોહી પીએછે, નાચેછે, ગાયછે, અને માણસોને ખાઇને તેઓ જેવા રાજી થતા તેવા રાજી થાયછે.[૩૦] જે માણસો વગડામાં અથવા

આમમાં નિરપરાધી અને જીવવાને ઇચ્છનારા પ્રાણીઓને વિશ્વાસના ઉપાયોથી વિશ્વાસ ઉપજાવી પછી શૂળીમાં કે દોરા વગેરેમાં પરોવીને રમકડાંની પેઠે માની દુઃખ દેછે, તેઓ મુવા પછી શૂલપ્રોત નામના નરકમાં પડેછે. ત્યાં તેઓને યમદૂતો શૂળી વગેરેમાં પરોવેછે, ભૂખતરસથી પીડાયછે, તીખી ચાંચવાળા કાગડા અને વટપક્ષી વગેરે તેઓને ચારેકોરથી ઠોલા માર્યા કરેછે, અને તેથી એ પાપીઓ પોતાનાં પાપને યાદ કરેછે.[૩૧] સર્પાદિકની પેઠે કૂર સ્વભાવવાળા જે લોકો અહીં પ્રાણીઓને ઉદ્વેગ આપેછે તેઓ મુવા પછી દંદશુક નામના નરકમાં પડેછે ત્યાં પાંચ મોઢાંવાળા અને સાત મોઢાંવાળા સર્પો ઝડપ મારીને ઉંદરોની પેઠે તેઓને ગળી જાયછે.[૩૨] જે લોકો અહીં ઉંડા ખાડા, કોઠીઓ અને ગુફા વગેરેમાં પ્રાણીઓને રૂંધી મૂકેછે, તેઓ મુવાપછી અવટનિરોધન નામના નરકમાં પડેછે ત્યાં તેઓને યમદૂતો એવા જ ખાડાઓ વગેરેમાં રૂંધી મૂકીને ઝેરવાળા અગ્નિના ધુમાડાથી મુઝવેછે.[૩૩] જે ઘરધણી અતિથિ અથવા અભ્યાગતોની ઉપર વારવાર ક્રોધ કરીને જાણે તેઓને બાળી નાંખવા ધારતો હોય તેમ કૂર આંખથી જુવેછે, તે પર્યાવર્તન નામના નરકમાં પડેછે ત્યાં વજ્રજેવી ચાંચવાળા ગરજ, કંક, કાગડા અને વટ વગેરે પક્ષીઓ બળાત્કારથી એ ક્રૂરદૃષ્ટિવાળા માણસની આંખોને ઉખેડી લેછે.[૩૪] ધનના અભિમાનવાળો, પોતાનેજ શ્રેષ્ઠ માનનાર, આડું જોનારો, સર્વની શંકા રાખનાર અને ધન ખરચાઇ જઇને ખુટી જવાની બીકથી જેનું હૃદય તથા મોઢું સૂકાયા કરેછે એવો જે માણસ જપીને નહી બેસતાં યક્ષની પેઠે ધનની રક્ષા કરેછે, તે માણસ મુવા પછી સૂર્યામુખ નામના નરકમાં પડેછે. ત્યાં ધનના યક્ષ જેવો એ પાપી પુરૂષ કે જેને ધન પેદા કરવાનું અને વધારવાનું પાપજ લાગ્યું છે, તેને યમના દૂતો દરજીઓની પેઠે દોરાઓવતે સઘળાં અંગોમાં ખીલી લેછે.[૩૫] આવી રીતના નરકો યમપુરીમાં સેંકડો અને હજારો છે, એ સઘળાઓમાં, સઘળા અધર્મી લોકો કે જેઓમાં કેટલાએકનું મે વર્ણન આપ્યું અને કેટલાએકનું નથી પણ આપ્યું, તેઓ અનુક્રમથી પડેછે. એવી રીતેજ ધર્મને અનુસરનારા લોકો સ્વર્ગાદિક લોકમાં જાયછે અને પુણ્ય તથા પાપ એ બન્નેના બાકી રહેલા ભાગથી અહી મનુષ્યલોકમાં પુનર્જન્મને સારૂ આવેછે. નિવૃત્તિધર્મ પાળવાથી જવાનો માર્ગ તો પહેલાંજ (દ્વિતીયસ્કંધમાં) કહેલો છે હે રાજા! બ્રહ્માંડ આટલુંજ છે કે જેના પેટાના ભેદ પુરાણોમાં ચૌદ પ્રકારના કહેવાયછે. સાક્ષાત્ મહાપુરૂષ ભગવાન નારાયણનું માયાના ગુણોથી બનેલું જે સ્થુળ રૂપ (બ્રહ્માંડ) છે તેનું વર્ણન હું તમારી પાસે કરી ચૂક્યો. જે માણસ આદરભાવથી આ પ્રકરણનો પાઠ કરે, સાંભળે કે સંભળાવે તેની બુદ્ધિ શ્રદ્ધાથી અને ભક્તિથી શુદ્ધ થાયછે, અને તેમ થવાથી પરમાત્માનું સત્ય સ્વરૂપ કે જે અત્યંત ગૂઢછે તેને પણ જાણી શકેછે[૩૬] ભગવાનના સ્થુળ તથા સૂક્ષ્મ રૂપનું શ્રવણ કરી સંન્યાસીએ પ્રથમ સ્થુળરૂપના ધ્યાનમાં મનને વશ કરવું અને પછી ધીરેધીરે બુદ્ધિવડે સૂક્ષ્મરૂપમાં લઇ જવું.[૩૭] હે રાજા! પૃથ્વી, દ્વીપ, ખંડ, નદીઓ, પર્વતો, આકાશ, સમુદ્ર, પાતાળ, દિશાઓ, નરક, જ્યોતિશ્ચક્ર અને બીજા પણ કેટલાએક લોકની સ્થિતિ કે જે સઘળા પ્રાણીઓના સમૂહના સ્થાનકરૂપ ઈશ્વરના અદ્ભુત અને સ્થુળ શરીરરૂપ છે, તે મે તમારી પાસે કહી દેખાડી.[૩૮]

भू द्वीप वर्ष सरिदद्रि नभः समुद्र
पाताल्दिकनरकभागणलोकसंस्था ।
गीतामया तव नपाद्भुतमीश्वरस्य
स्थूलं वपुः सकलजीवनिकायधाम ॥ ३८ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના પંચમસ્કંધનો નરકાનુવર્ણન નામનો છવીશમો અધ્યાય સંપૂર્ણ.

श्रीमद्-

# भागवतभाषांतर.

## षष्ठस्कंध.

શુદ્ધ ગુજરાતી ભાષાંતર.

ॐ

श्रीमद्

# भागवत भाषांतर.

# षष्ठस्कंध.

## અધ્યાય ૧ લો.*

### અજામિલનું આખ્યાન તથા યમદૂતોએ કહેલું ધર્માદિકનું લક્ષણ

॥ राजोवाच ॥

**निवृत्तिमार्गः कथित आदौ भगवतायथा।**
**क्रमयोगोपलब्धेन ब्रह्मणा यदसंसृतिः ॥ १ ॥**

પરીક્ષિત રાજા પૂછેછે—આપે પ્રથમ નિવૃત્તિમાર્ગ યથાર્થ રીતે કહ્યોછે× કે જે માર્ગથી અનુક્રમે બ્રહ્માની પ્રાપ્તિ થઈને બ્રહ્માની સાથે મોક્ષ થાયછે.[1] હે મુનિ! જેથી સ્વર્ગાદિક સુખજ મળે એવો પ્રવૃત્તિમાર્ગ પણ કહ્યોછે,+ કે જેથી અવિદ્યાવાળા પુરૂષને વારંવાર ભોગને માટે દેહની પ્રાપ્તિ થયા કરેછે[2] અધર્મથી મળવાના અનેક નરકો અને સ્વાયંભુવમનુનો પેહેલો મન્વંતર પણ કહ્યો†[3] પ્રિયવ્રત તથા ઉત્તાનપાદ રાજાનો વંશ, તેમાં થયેલા રાજાઓનાં ચરિત્રો, અને દ્વીપ, ખંડ, સમુદ્ર વગેરે, નદીઓ, બગીચા તથા વૃક્ષો વિષે પણ વર્ણન આપી ગયા.[4] ભાગ, લક્ષણ અને પ્રમાણ સહિત ભૂમંડળની સ્થિતિ અને જ્યોતિશ્ચક્ર તથા પાતાળોની આ સ્થિતિ પણ જેવી રીતે પરમેશ્વરે કરીછે તેપ્રમાણે આપ કહી ગયા.[5] હવે હે મહારાજ! એ ઉગ્ર વેદનાવાળાં નરકોમાં જેથી ન પડાય એવો ઉપાય મારી પાસે કહેવો જોઇએ.[6]

શુકદેવજી કહેછે—મન, વચન, અને કાયાથી જે પાપ કરેલુ હોય તેનુ મન, વચન અને કાયાથી જે માણસ બરાબર પ્રાયશ્ચિત્ત (નિવારણનો વિધિ) ન કરે તે માણસ મુવા પછી અવશ્ય નરકમાં પડેછે, કે જે દારૂણ દુખવાળા નરકોવિષે હુ તમારી પાસે કહી ગયોછું[7] એટલામાટે પાપનુ નિવારણ કરવામાં મુવા પેહેલાંજ યત્ન કરવુ જોઇએ, તે પણ દેહને વિપત્તિ ન આવી હોય તે પેહેલાં સાવધાન મનથી અને તુરતજ કરવુ જોઇએ. રોગનાં નિદાન જાણનારો વૈદ્ય જેમ વાતપિત્તાદિક દોષનું ઘણાપણુ અને થોડાપણુ જોઇને તેને અનુકૂળ આવે એવી ચિકિત્સા કરે, તેમ માણસે પણ પાપનુ ઘણાપણું અને થોડાપણુ જોઇને તેને અનુકૂળ આવે એવુ પ્રાયશ્ચિત્ત કરવુ જોઇએ[8]

પરીક્ષિત રાજા પૂછેછે—પ્રત્યક્ષ દેખવામાં આવતા રાજદંડાદિક ઉપરથી અને શાસ્ત્રદ્વારા સાંભળવામાં આવતા નરકપાતાદિક ઉપરથી પાપને પોતાનું અહિત જાણેછે, તોપણ પ્રાયશ્ચિત કર્યા પછી પણ પાછુ પાપ કરેછે, એટલામાટે જે પ્રાયશ્ચિત્ત કહેલુ છે તે ખરૂ નિવારણ છે એમ શી રીતે કહી શકાય? કેમકે તેથી પાપ નિર્મૂળ તો થતુ નથી, અને નિર્મૂળ થતુ હોય તો પાછુ ઉત્પન્ન થવુજ ન જોઇએ.[9] જેમ હાથી નાહ્યા છતાં પણ ધૂળ નાંખીને પોતાના શરીરને મેલુ કરેછે, તેમ માણસ એકવાર પ્રાયશ્ચિત્ત કરીને પાછુ વળી પાપ કરેછે. એટલામાટે પાપ થવુ બંધ ન રહેવાને લીધે નરકમાં તો અવશ્ય પડવુજ પડશે તેથી પ્રાયશ્ચિત્તને હું વ્યર્થ માનુંછું.[10]

---

* આ પેહેલા અધ્યાયમા વિષ્ણુના દૂતોએ પાપીને છોડાવ્યો અને પછી તેનું પાપ જણાવવાને માટે યમદૂતોએ ધર્મ વગેરેનુ લક્ષણ કહ્યુ, એ કથા કહેવાશે.

× દ્વિતીયસ્કંધમાં. + તૃતીયસ્કંધમા. † ચતુર્થસ્કંધના આરંભમા

શુકદેવજી કહેછે—કૃચ્છ્ર અને ચાંદ્રાયણાદિક પ્રાયશ્ચિત્તથી પાપ પોતાના મૂળસહિત નાશ પામેછે, એમ છેજ નહીં. જે માણસ જ્ઞાની ન હોય તેજ પ્રાયશ્ચિત્ત કરવાનો અધિકારી છે, માટે પ્રાયશ્ચિત્ત કરવાથી જોકે પાપનો નાશ થાયછે, તોપણ અજ્ઞાનનો નાશ નહી થવાથી તેના સંસ્કારને લીધે ફરી ફરીને પાપનો કાંટો ફૂટયા કરેછે. ખરૂં પ્રાયશ્ચિત્ત જોઇએ તો જ્ઞાનજ છે.[11]પથ્ય અન્ન ખાનારો માણસ જેમ પોતાને કોઈ વ્યાધિની હરકત નહીં પડતાં સમર્થ થાયછે, તેમ નિયમો પાળનારો માણસ પણ પોતાને કોઇ રાગદ્વેષાદિકની હરકત નહી પડતાં ધીરે ધીરે તત્વજ્ઞાન મેળવવામાં સમર્થ થાયછે.[12]એકાગ્રતા, બ્રહ્મચર્ય,*મનનો નિગ્રહ, ઇંદ્રિયોનો નિગ્રહ, દાન, સત્ય, પવિત્રતા, અહિંસા વગેરે યમ, અને જપ વગેરે નિયમથી શ્રદ્ધાવાળા અને ધર્મ જાણનારા ધીર પુરૂષો પોતાનાં દેહ, વાણી અને બુદ્ધિથી થયેલાં મોટાં પાપને પણ અગ્નિ જેમ વાંસના સમૂહને બાળી નાંખે તેમ બાળી નાંખેછે.[13-14]પરંતુ એ પ્રમાણે ચાલવું ઘણું જ કઠણ છે, માટે બીજું મુખ્ય અને સુગમ પ્રાયશ્ચિત્ત કહુંછું ભગવાનનેજ શરણે રહેનારા કેટલાએક વિરલ પુરૂષો, સૂર્ય જેમ અંધારાને મટાડી નાંખે તેમ એકલી ભક્તિથીજ સઘળાં પાપોને મટાડી નાંખેછે[15]હે રાજા! જ્ઞાનના માર્ગથી પણ ભક્તિનો માર્ગ શ્રેષ્ઠ છે વૈષ્ણવોની સેવાથી ભગવાનમાંજ પોતાની ઇંદ્રિયોને તત્પર રાખનાર માણસ, જેવો પાપથી મુક્ત થાય તેવો તપ વગેરે કરવાથી થતો નથી[16]આ ભક્તિમાર્ગજ સુખરૂપ અને વિઘ્નાદિકના ભયથી રહિત હોવાને લીધે ઘણો સરસ છે એ માર્ગમાં દયાળુ અને કામના વગરના ભગવદ્ભક્તો ચાલેછે, એટલામાટે જ્ઞાનમાર્ગની પેઠે એકલા રહેવાની કે કર્મમાર્ગની પેઠે મત્સરવાળા લોકોની પણ તેમાં ધાસ્તી નથી[17] ભક્તિ, બીજા કશાની ગરજ રાખ્યા વગર પવિત્ર કરી શકેછે, પણ ચાંદ્રાયણ વગેરે પ્રાયશ્ચિતો તો ભક્તિની સહાયતા વિના પવિત્ર કરી શકતાં નથી. હે રાજા! નદીઓ જેમ મદિરાના ઘડાને પવિત્ર કરી શકે નહી, તેમ પ્રાયશ્ચિતો ભગવાનથી વિમુખ માણસને પવિત્ર કરી શકતાં નથી, પણ ભક્તિ તો થોડી છતાં પણ પવિત્ર કરેછે.[18]જે લોકોએ ભગવાનના ગુણોમાં માત્ર પ્રીતિવાળું મન ભગવાનના ચરણારવિંદમાં એક વારજ પેસાડેલું હોય, ને લોકો સ્વપ્નમાં પણ યમને અથવા પાશને ધરનારા તેમના દૂતોને દેખતા નથી, કેમકે તેટલાથી તેઓનાં સઘળાં પાપોનું પ્રાયશ્ચિત્ત થઇ જાયછે[19]આ વિષયમાં વિષ્ણુના અને યમના દૂતોના સંવાદવાળો એક જૂનો ઇતિહાસ કહેવામાં આવેછે તે મારી પાસેથી સાંભળો[20]કનોજમાં એક દાસીનો† પતિ અજામિલ નામનો બ્રાહ્મણ હતો. તે દાસીના સંસર્ગથી ખરાબ થવાને લીધે તેનો સદાચાર નાશ પામ્યો હતો.[21] બાન પકડવાં, જુગાર, ઠગાઇ અને ચોરી વગેરેની નીચ આજીવિકા ચલાવતો હતો અપવિત્રપણાથી કુટુંબનું પોષણ કરતાં એ અજામિલ પ્રાણીઓને દુઃખ દેતો હતો[22] એ પ્રમાણે રહેતા અને દાસીના પુત્રોને લડાવતા એ અજામિલને આયુષ્યનાં અઠયાશી વર્ષનો મોટો કાળ વીતી ગયો[23] એ બુઢાને દશ દીકરા હતા તેઓમાં જે નાનો હતો તેનુ 'નારાયણ' નામ હતુ, અને તે માબાપને બહુજ પ્યારો હતો.[24] અસ્ફુટ અને મધુર બોલનારા એ છોકરામાં આસક્તિ રાખતો અને તેની રમત જોતો એ બુઢો બહુજ રાજી થતો હતો[25] ખાતાં, પીતાં, જમતાં, જમાડતાં અને પીવરાવતાં બાળકના સ્નેહમાં બંધાએલો એ મૂઢ, પાસે આવેલા મરણને નહીં જાણતો હતો.[26] એ પ્રમાણે રહેનારા તે અજ્ઞાન અજામિલનું મન મરણના સમયમાં નારાયણ નામના છોકરામાં ગયું.×[27] પાશ લઇને પોતાને લેવાને આવેલા,

* સ્ત્રીનું સ્મરણ, કીર્તન, ક્રીડા, જોવું, છાની વાત કરવી, સંકલ્પ કરવો, નિશ્ચય કરવો અને સંભોગ કરવો એ આઠ પ્રકારનું મૈથુન કહેવાયછે અને એથી ઉલટું તે બ્રહ્મચર્ય કહેવાયછે.

† રાખેલી રાંડ × છોકરાનું નામ નારાયણ હતું તેના મહિમાને લીધે, તે છોકરાને લડાવતો તે પણ ભક્તિરૂપજ થયું, એમ સિદ્ધાંતમાં સમજવાનું છે.

અત્યંત દારૂણ, વાંકાં મુખવાળા, અને ઉભા મોવાળાવાળા ત્રણ પુરૂષોને જોઇને વ્યાકુળ થયેલા તે અજામિલે ઊંચા અને બહુજ લાંબા સાદથી છેટે રમવામાં લાગેલા પોતાના નારાયણનામના છોકરાને બોલાવ્યો.[૨૮-૨૯] મરવા પડેલા એ બુઢાના મોઢામાંથી ભગવાનનુ નામ નીકળ્યુ, તે સાંભળી ભગવાનના પાર્ષદો તુરત ત્યાં આવી પોહોચ્યા.[૩૦] તેઓએ યમદૂતો કે જેઓ દાસીના પતિ અજામિલને તેના હૃદયમાંથી ખેચતા હતા તેઓને જોરાવરીથી અટકાવ્યા.[૩૧] અટકાવેલા તે યમના દૂતોએ તેઓને કહ્યુ કે 'યમરાજાની આજ્ઞાને અટકાવનારા તમે કોણ છો, કોના છો, ક્યાંથી આવ્યાછો, અને આને લઈ જવાની શા માટે મનાઈ કરોછો ? તમે કોઇ દેવ છો, ઉપદેવ છો, કે મોટા સિદ્ધ લોક છો ?[૩૨-૩૩] અમે તમને ઓળખતા નથી માટે રીસ કરશો નહીં સઘળા તમે કમળની પાંખડી સરખી આંખોવાળા, પીળાં રેશમી વસ્ત્રવાળા, કિરીટ પેહેરનારા, કુંડળ ધરનારા, કમળની શોભાઓથી શોભતા, અને સુંદર ચારચાર હાથવાળાછો, ધનુષ, ભાથા, તરવાર, ગદા, ચક્ર અને કમળથી શોભી રહ્યાછો.[૩૪-૩૫] પોતાની કાંતિથી દિશાઓનુ અંધારૂ મટાડી અજવાળુ કરોછો. અમે ધર્મનુ રક્ષણ કરનાર યમરાજાના કિંકર છીએ તેઓને શા માટે મનાઇ કરોછો ?[૩૬]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે યમદૂતોનુ બોલવુ સાંભળી એ ભગવાનના પાર્ષદો હસીને મેઘના નાદ સરખી ગંભીરવાણીથી નીચે પ્રમાણે બોલ્યા.[૩૭]

ભગવાનના પાર્ષદો કહેછે—તમે જો ધર્મરાજના પાર્ષદો છો તો ધર્મનુ જે તત્વ છે અને ધર્મનુ જે લક્ષણ છે તે અમારી પાસે કહો[૩૮] શિક્ષા કયા નિયમથી કરવામાં આવેછે ? શિક્ષાનું સ્થાન કયું મનાયછે ? જે કોઇ કર્મ કરનારા છે તેઓ સઘળા શિક્ષા કરવાને યોગ્ય છે કે તેઓમાં માણસોજ શિક્ષા કરવાને યોગ્ય છે ? અને માણસોમાં સઘળા કે કેટલાએકજ ?[૩૯]

યમદૂતો કહેછે—જે કરવાની વેદે આજ્ઞા કરેલી છે તે ધર્મ છે, અને જે કરવાની વેદે મનાઈ કરી છે તે અધર્મ છે. વેદ, સાક્ષાત નારાયણના નિશ્વાસથી પોતાની મેળેજ ઉત્પન્ન થએલ છે, એટલા માટે તે સાક્ષાત નારાયણ સ્વરૂપજ છે એવુ અમે સાંભળેલુ છે.[૪૦] જે નારાયણે પોતાના સ્વરૂપમાંજ આ ત્રિગુણમય પ્રાણીઓને શાંતતા વગેરે ગુણો, બ્રાહ્મણ વગેરે નામો, અધ્યયન વગેરે ક્રિયાઓ અને વર્ણાશ્રમ વગેરે રૂપોથી બરાબર રીતે જૂદા પાડેલાછે તે નારાયણ વેદજ છે.[૪૧] સૂર્ય, અગ્નિ, આકાશ, વાયુ, ગાયો, ચંદ્રમા, સંધ્યા, રાત્રિ, દિવસ, જળ, પૃથ્વી, કાળ અને ધર્મ એઓ જીવે કરેલા અધર્મ વગેરેના સાક્ષીઓ છે.[૪૨] એ સાક્ષીઓદ્વારા જાણવામાં આવેલો અધર્મ, શિક્ષા કરવાનુ સ્થાનક છે. કર્મ કરનારા સઘળા પ્રાણીઓ પોતપોતાનાં કર્મપ્રમાણે શિક્ષાને યોગ્ય થાયછે.[૪૩] હે મહાત્મા પુરૂષો ! કર્મ કરનારાઓથી પુણ્ય પણ થાયછે અને પાપ પણ થાયછે, કેમકે તેઓને ગુણોનો સંગ લાગેલોછે. જો કોઈ અકર્તા હોય તો તેનાથી પાપ ન થાય, પરંતુ જે દેહધારી છે તે કર્મ કર્યાવગર રહેતોજ નથી, અને કર્મ કરનારથી પાપ પણ અવશ્ય થાયછે, માટે સર્વ પ્રાણીઓ શિક્ષાને યોગ્ય છે.[૪૪] જે ધણીએ અહીં જેટલો અને જે પ્રકારનો ધર્મ અથવા અધર્મ કરેલો હોય તે ધણી મરણ પામ્યા પછી પરલોકમાં તેટલુ અને તે પ્રકારનું ફળભોગવેછે[૪૫] આ જન્મમાં ગુણોની વિચિત્રતાને લીધે શાંતપણાથી, ઘોરપણાથી, ને મૂઢપણાથી અથવા સુખથી, દુઃખથી અને સુખદુઃખના ભેળાપણાથી જેમ પ્રાણીઓમાં ત્રણ પ્રકાર જોવામાં આવેછે, તેમ જન્માંતરમાં પણ એવા ત્રણ પ્રકારો હોવાનુ અનુમાન થાયછે.[૪૬] જેમ વર્ત્તમાન કાળની વસંતાદિક ઋતુ, ભૂતકાળસંબંધી વસંતાદિકના અને ભવિષ્યકાળસંબંધી વસંતાદિકના ફૂલફળ વગેરે ગુણોને જણાવેછે, એટલે વર્ત્તમાન વસંત ઋતુમાં જેવાં ફૂલફળ વગેરે દેખાયછે, તેવાંજ ભૂત વસંતમાં હતાં અને ભવિષ્ય વસંતમાં થશે ઈત્યાદિ અનુમાન થાયછે, તેવી રીતે જે પ્રાણી વર્ત્તમાન જન્મમાં શાંત, સુખી અને ધાર્મિક છે તે ભૂતજન્મમાં તેવોજ હતો અને ભવિષ્યમાં

ન્મમાં પણ તેવોજ થશે, અને જે પ્રાણી વર્ત્તમાનજન્મમાં મૂઢ, દુ ખી અને અધાર્મિક છે, તે ભૂત જન્મમાં તેવોજ હતો અને ભવિષ્યજન્મમાં પણ તેવોજ થશે ઈત્યાદિ અનુમાન થાયછે, એટલે વર્ત્તમાનજન્મ ઉપરથી પણ પ્રાણીઓના ભૂતજન્મની અને ભવિષ્યજન્મની પરીક્ષા થઇ શકેછે. [૪૭]ધર્મ અધર્મ જાણવાની આ રીત બીજાઓને માટે છે, પણ યમરાજા તો પોતાની નગરીમાં બેઠા બેઠા જીવના પૂર્વજન્મની સ્થિતિને મનથીજ બરાબર જાણી શકેછે, અને ભવિષ્યજન્મની સ્થિતિને પણ યોગ્ય રીતે વિચારી શકેછે, કારણ કે તે ઈશ્વરકોટિમાં છે. [૪૮]દેહમાં રહેલા અ તર્યામી ઈશ્વર પણ જીવના પૂર્વજન્મની અને ભવિષ્યજન્મની સ્થિતિને જાણેછે, અને અવિદ્યારૂપ ઉપાધિવાળો જીવ તો કેવળ વર્ત્તમાન દેહનેજ જાણેછે, પણ ભૂતભવિષ્ય દેહને જાણી શકતો નથી જેમ ઊંઘમાં સૂતેલો માણસ, તે વખતના સ્વપ્નસ બ ધી દેહનેજ જાણેછે, પણ જાગ્રતના દેહને અથવા તે પેહેલાંની સ્વપ્નઅવસ્થાના દેહને જાણતો નથી, તેમ જન્મ થવાથી જેની સ્મૃતિ નાશ પામીછે એવો જીવ પૂર્વ જન્મને કે પર જન્મને જાણતો નથી. [૪૯]કર્મ કરવાની પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, જ્ઞાને દ્રિયોથી જાણવાના પાંચ વિષયો અને મન એ સોળ ઉપાધિમાં રહેલો પોતે સત્તરમો એકજ જીવ જ્ઞાનેંદ્રિય, કર્મેન્દ્રિય અને મનના વિષયોને પામેછે [૫૦]ઉપરના સોળ ભાગવાળુ અને ત્રણ ગુણોથી બનેલુ અનાદિ લિ ગશરીર જીવને વારવાર જન્મમરણવગેરે સ સાર આપ્યા કરેછે, કે જેને લીધે હર્ષ, શોક, ભય અને પીડાઓ થયા કરેછે [૫૧]જાણે છ ઇંદ્રિયોને જીતી નથી એવા અજ્ઞાની જીવને તેની મરજી નહીં છતાં પણ એ લિ ગશરીર, કર્મ કરાવેછે અને જીવ પોતે કોશેટાના જીવડાની પેઠે કર્મથી પોતાના સ્વરૂપને ઢાંકી દઈને પાછો તેમાંથી નીકળવાનો ઉપાય જાણતો નથી [૫૨]કોઇ પ્રાણી, ક્ષણમાત્ર પણ કર્મ કર્યા વગર કદી રહેતો નથી પૂર્વકર્મના સ સ્કારથી પ્રકટ થયેલા રાગદ્વેષાદિક ગુણો, બળાત્કારથી એ પરતંત્ર પડેલા જીવને કર્મ કરાવેછે, અને તે કર્મને લીધે જીવને નોખનોખા દેહ આવેછે. [૫૩]ધર્મને અધર્મરૂપ અદૃષ્ટનેલીધે તે અદૃષ્ટને મળતું સ્થૂળ અને સૂક્ષ્મ (લિ ગ) શરીર પ્રાપ્ત થાયછે, અને તે શરીર જો કે વીર્ય અને રૂધિર સઘળાં સરખાંજ છે, તોપણ કર્મની બળવાન વાસનાનેલીધે માતાપિતાના શરીરસરખુ થાયછે. [૫૪]જીવને આ સઘળી ખટપટ દેહાભિમાનથી થયેલી છે, અને તે દેહાભિમાન પરમેશ્વરના ભજનથી તુરતજ મટેછે. [૫૫]આ અજામિલ પ્રથમ તો શાસ્ત્રોના અભ્યાસવાળો હતો, સારો સ્વભાવ, સદાચાર અને સદ્‌ગુણોના ભ ડારરૂપ હતો, સર્વ પ્રાણીઓનો સ્નેહી, ભલો, થોડાબોલો અને ઇર્ષ્યા રહિત હતો, સાચાબોલો, મ ત્રોને જાણનાર, પવિત્ર, કોમળ સ્વભાવનો, જિતેંદ્રિય, નિયમો પાળનાર અને અહ કાર રહિત હતો, તથા ગુરૂ, અગ્નિ, અતિથિ અને વૃદ્ધોની સેવા કરતો હતો [૫૬-૫૭]એક દિવસ પિતાની આજ્ઞાથી વનમાં ગયેલો હતો, ત્યાંથી ફળ, ફૂલ, સમિધ અને દર્ભોને લઇ પાછો વળતાં, કોઇ કામી શૂદ્ર રાંડની સાથે ચાલ્યો આવતો હતો, તે તેના જોવામાં આવ્યો લોટની મદિરાપીવાના મદનેલીધે તે રાંડની આંખો ઘૂમતી હતી. [૫૮-૫૯]જેનાં વસ્ત્ર નીકળી જતાં હતાં એવી એ છાકટી રાંડની સાથે ક્રીડા કરતા, ગાતા આવતા, હસતા અને નિર્લજ્જ એ આચારભ્રષ્ટ શૂદ્રે ચ દનથી લીંપેલા પોતાના હાથથી એ રાંડનુ આલિ ગન કર્યું હતુ એ શૂદ્રને સમીપમાં દેખી તુરતજ મોહ પામેલો આ અજામિલ કામદેવને વશ થઈ ગયો. [૬૦-૬૧]પોતાની ધીરજ અને જ્ઞાન પ્રમાણે મનને રોકવા લાગ્યો, તોપણ કામદેવે ક પાવી દીધેલા મનને સ્થિર રાખી શકયો નહી [૬૨]એ શૂદ્ર અને રાંડને જોવાથી ઉત્પન્ન થયેલા કામદેવરૂપી ઓડે પકડેલો, સ્મૃતિ વગરનો થયેલો અને મનથી તે રાંડનુ જ ચિ તન કરતો અજામિલ, સ્વધર્મ પાળવાથી અટકયો [૬૩]જેટલું બાપનું ધન હતું તે સઘળું આપીને તેનેજ રાજી કરવા લાગ્યો મનને ગમે એવા સારા સારા પદાર્થો આપીને તે રાંડ જેમ જેમ રાજી થાય તેમ તેમ કરવા લાગ્યો. [૬૪]પાપી અને છીનાળની આંખની અણીઓથી વી ધાઇ ગયેલા

આ અજામિલે બ્રાહ્મણ જાતનીઅને મોટા કુળની દીકરી પોતાની નાની ઉમરની બાયડીને તુરતજ છોડી દીધી.[૬૫]જ્યાંત્યાંથી ન્યાયથી અને અન્યાયથી ધન લાવીને આ મંદબુદ્ધિવાળા અજામિલે, આ રાંડનાજ કુટુંબનું પોષણ કર્યુંછે.[૬૬]યથેષ્ટ રીતે ચાલનાર, આર્યલોકોએ ધિક્કારેલો, પાપરૂપ જીવનવાળો, અપવિત્ર અને મલિન પદાર્થ ખાનારો આ અજામિલ, શાસ્ત્રમાર્ગનું ઉલ્લંઘન કરી ઘણા કાળસુધી વર્ત્યોછે અને પાછું પાપોનું પ્રાયશ્ચિત્ત પણ કર્યું નથી, એટલા માટે આને યમરાજાની પાસે લઇ જઇશું કે જ્યાં શિક્ષા થવાથી પ્રાણીઓ પાપમુક્ત થાયછે.[૬૭]-૬૮

**ततएनं दंडपाणेः सकाशंकृतकिल्बिषम् ।**
**नेष्यामोऽकृतनिर्वेशं यत्रदंडेनशुद्ध्यति ।।६८।।**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ષષ્ઠસ્કંધનો પહેલો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૨ જો. *

### નારાયણ (ભગવાન) ના નામનો મહિમા.

**।। श्रीशुकउवाच ।।**

**एवंते भगवद्दूता यमदूताभिभाषितम् ।**
**उपधार्याथतान् राजन् प्रत्याहुर्नयकोविदाः ।।१।।**

શુકદેવજી કહેછે—ન્યાયમાં પોહોચેલા એ ભગવાનના દૂતોએ એ પ્રમાણે યમના દૂતોનું બોલવુ સાંભળી તેઓને નીચે પ્રમાણે કહ્યુ.[૧]

વિષ્ણુના દૂતો કહેછે—અહો ! અફસોસ છે ! કે ન્યાય કરનારાઓની સભાને અધર્મે અભડાવી દીધી છે, કેમકે એ સભામાં શિક્ષાને યોગ્ય નહીં એવા નિષ્પાપ લોકોને વૃથા શિક્ષા કરવામાં આવેછે[૨] ન્યાયાધીશો પ્રજાનાં માતાપિતાતુલ્ય હોયછે, માટે તેઓ સજ્જન અને સમદૃષ્ટિ રાખનારા જોઇએ. એ લોકો પણ જો નિરપરાધીઓને શિક્ષા કરવા લાગે તો પછી પ્રજાઓએ કોને શરણે જવુ ?[૩]ન્યાયાધીશો અધર્મ કરવા લાગે તો પછી બીજાઓ પણ તે પ્રમાણેજ કરે; કેમકે મોટા પુરૂષ જે જે કામ કરે તે પ્રમાણે બીજાઓ પણ કરેછે, અને મોટા પુરૂષ જે વાતને પ્રમાણ ગણે તેને બીજાઓ પણ તે પ્રમાણે ગણેછે.[૪] જેના ખોળામાં માથુ મૂકીને લોકો નિશ્ચિત રીતે સૂઇ રહેછે, તે ધણી પોતેજ જો પશુ જેવો બનીને ધર્મ કે અધર્મ જાણતો ન હોય તો તેને વિશ્વાસઘાતનુ પાપ લાગેછે.[૫] લોકોના વિશ્વાસપાત્ર ન્યાયાધીશ જો દયાળુ હોય, તો લોકો કે જે અજ્ઞાન અને ભરોસાથી પોતાનુ શરીર સોંપી બેઠેલા હોય છે તેઓનો દ્રોહ કેમજ કરે?[૬] આ અજામિલ કરોડો જન્મોના પાપોનુ પણ પ્રાયશ્ચિત્ત કરી ચુકયો છે, કેમકે પરવશપણામાં મહામંગળરૂપ ભગવાનનુ નામ તેણે લીધુ છે.[૭] 'હે નારાયણ ! આવ' એ વાક્યમાં જોકે ચાર અક્ષરવાળુ આભાસમાત્ર ભગવાનનું નામ બોલ્યોછે, તોપણ એટલાથીજ આ પાપીનાં પાપોનુ નિવારણ થઈ ચુક્યુ છે.[૮] ચોર, મદિરા પીનાર, મિત્રનો દ્રોહકરનાર, બ્રહ્મહત્યા કરનાર, સાવકી માનો સંગ કરનાર, સ્ત્રીને મારનાર, રાજાને મારનાર, બાપને મારનાર, ગૌહત્યા કરનાર અને બીજા પણ સઘળા પાપીઓને માટે ભગવાનનુ નામ લેવાય એજ ઉત્તમ પ્રાયશ્ચિત છે; કેમકે નામ લેવાને લીધે ભગવાન તેને પોતાનો કરી લેખેછે.[૯-૧૦] ભગવાનનુ નામ લેવાથી જેવી પાપીની શુદ્ધિ થાયછે તેવી શુદ્ધિ, વેદને જાણનારા મનુ વગેરે મહાત્માઓએ કહેલાં ચાંદ્રાયણાદિક પ્રાયશ્ચિતોથી પણ થતી નથી, કેમકે ભગવાનનુ નામ પાપ મટાડવા ઉપરાંત ભગવાનના ગુણોને પણ જણાવનારૂં છે[૧૧] પ્રાયશ્ચિત્ત, પાપોનાં મૂળને મટાડનાર નથી, કેમકે પ્રાયશ્ચિત્ત કર્યા પછી મન પાછુ પાપના માર્ગમાં દોડેછે. એટલા માટે પાપોનો અત્યંત નાશ કરવાની ઈચ્છા ધરાવનારાઓને માટે તો ભગવાનના ગુણોનું વર્ણનજ પ્રાયશ્ચિત છે, કેમકે ભગવાનના ગુણોનુ વર્ણન કરવાથી અંતઃકરણ શુદ્ધ થાયછે.[૧૨] તો હવે સઘળાં પાપોનુ પ્રાયશ્ચિત્ત કરનારા અજામિલને તમારે લઇ જવો નહીં; કેમકે મરતી

* આ બીજા અધ્યાયમા વિષ્ણુના પાર્ષદો યમના દૂતોને ભગવાનના નામનો અદ્ભુત મહિમા સભળાવીને પછી કેટલાક દિવસે અજામિલને વિષ્ણુલોકમા લઈ ગયા, એ કથા કહેવાશે.

ને* આ માણસે પૂરા અક્ષરથી ભગવાનનું
લીધું છે.[13] પુત્રાદિકના નામ ઉપરથી, મ-
થી, ગાવાનો આલાપ પૂરવા સારૂ, અથવા
દઇને પણ ભગવાનનું નામ લેવાય તો તે
સઘળાં પાપોને મટાડેછે એવો સિદ્ધાંત છે.
પડતાં, ઠેશ વાગતાં, હાડકાં ભાંગતાં, સર્પ
રે કરડતાં, તાવ વગેરેની પીડા થતાં અથવા
ડી વગેરે વાગતાં પણ જે માણસ પરવશપ-
ો ભગવાનનું નામ લે, તે યમપુરીનાં કષ્ટ
વવાને યોગ્ય નથી[15] મોટા ઋષિઓએ વિ-
ો વિચારીને મોટાં પાપોને માટે મોટાં અને
ાં પાપોને માટે નાનાં પ્રાયશ્ચિત્તો કરવાની
સ્થા કહી છે, પણ ભગવાનનાં નામને એ
સ્થા લાગુ પડતી નથી જેમ મદિરાનો એ-
ટો પીવાથી પણ મહાપાપ થાયછે, તેમ
વાનના સ્મરણ માત્રથી પણ સઘળાં પાપોનો
થાયછે.[16] તપ, દાન, અને જપ વગેરે પ્રા-
ત્તોથી, જે પાપોના ઉદ્દેશથી એ પ્રાયશ્ચિત્તો
હોય તેજ પાપો નાશ પામેછે, પણ તે
નો સૂક્ષ્મ સંસ્કાર નાશ પામતો નથી. અ-
ગવાનનાં કીર્ત્તન વગેરેથી તો એ સંસ્કાર
નાશ પામેછે.+[17] જ્ઞાનથી અથવા અજ્ઞા-
પણ લેવાએલું ભગવાનનું નામ, જેમ
કે અજ્ઞાનથી નાંખેલો અગ્નિ પણ કાષ્ઠના
ને બાળી નાંખેછે, તેમ માણસનાં સઘળાં
ને બાળી નાંખેછે[18] જેમ કોઈ જોરાતું
પડ, યદૃચ્છાથી અને શ્રદ્ધાવગર ખવાઈ ગ-
કોય તોપણ પોતાનો ગુણ દેખાડયા વગર
રહેતું નથી, તેમ ભગવાનનાં નામરૂપી મંત્ર કો-
ઈના ઉપદેશ વિના અને શ્રદ્ધાવગર બોલાઇ જા-
ય તો પણ પોતાનું કામ કર્યા વગર રહેતો
નથી.[19]

શુકદેવજી કહેછે—હે રાજા! એવી રીતે એ
વિષ્ણુના પાર્ષદોએ ભગવત્સંબંધી ધર્મનો નિ-
ર્ણય કરી તે અજામિલ બ્રાહ્મણને યમદૂતના
પાશથી છોડાવતાં મરણથી પણ છોડાવ્યો.[20] હે
શત્રુને વશ કરનાર! ભગવાનના દૂતોએ કાઢી મૂ-
કેલા યમના દૂતોએ યમરાજાની પાસે જઈ એ
સઘળી હકીકત કહી.[21] પાશમાંથી છુટેલો, નિ-
ર્ભય થયેલો અને સ્વસ્થતામાં આવેલો એ
અજામિલ, દર્શનથી પરમ આનંદ પામી ભગ-
વાનના પાર્ષદોને મસ્તકથી પગે લાગ્યો.[22] એ-
ને કાંઈ બોલવાની ઈચ્છા થઈછે એમ જાણી ભ-
ગવાનના પાર્ષદો એ અજામિલ જોઇ રહેતાંજ
તુરત અંતર્ધાન થઇ ગયા[23] યમના દૂતો પા-
સેથી વેદમાં પ્રતિપાદન કરેલો સગુણ ધર્મ અને
ભગવાનના પાર્ષદો પાસેથી ભગવાને પ્રતિપાદન
કરેલો શુદ્ધ નિર્ગુણ ધર્મ સાંભળવાથી તથા ભ-
ગવાનના મહિમાનું શ્રવણ કરવાથી અજામિલ-
ને તુરત ભગવાનમાં ભક્તિ ઉત્પન્ન થઈ, અને
પોતાનું પાપ સંભારીને મોટો પશ્ચાત્તાપ થયો.
[24-25] "અહો! હું કે જે મનને નહીં જીત-
નારોછું તેણે બહુ ભૂડું કર્યું. શૂદ્ર જાતિની
સ્ત્રીમાં સંતાન ઉત્પન્ન કરીને મેં મારૂં બ્રહ્મત્વ
ખોઇ દીધું[26] હું કે જે સત્પુરૂષોએ નિંદેલો,
પાપી અને કુળમાં કાજળરૂપ છું તેને ધિક્કાર
છે. મેં નાની અવસ્થાની પતિવ્રતા સ્ત્રીનો ત્યાગ
કરી મદિરાપીનારી આ વ્યભિચારિણીમાં ગમન
કર્યું[27] અહો! વૃદ્ધ, અનાથ, દુઃખિત અને
જેઓનો બીજો કોઈ પુત્રાદિક નથી એવાં મા-
બાપને નીચની પેઠે તેઓનો ઉપકાર નહી સં-
ભારતાં મેં તુરતજ તજી દીધાં.[28] હું મહા દા-
રૂણ નરકમાં જરૂર પડીશ, કે જે નરકમાં ધર્મ-
નો નાશ કરનારા કામીલોકો અનેક વેદનાઓ
ભોગવેછે.[29] અહો! આ તે મને સ્વપ્ન થયું કે
આ અદ્ભુત વાત મેં જાગતાં દીઠી? પાશથી

ભગવાનનું નામ મરવા ટાણે લેવાનું કહ્યું તેથી
થી બીજા પાપ થવાનો સંભવ નથી એમ જણા
છે+ જેમ એકવાર દીવો કરવાથીઘાટા અંધારાનો
નાશ થાયછે, તેવી રીતે એકવાર ભગવાનનું નામ
ી પણ સઘળા પાપોનો નાશ થાયછે અને વારં
નામ લીધા કરીએ તો જેમ દીવો રાખી મૂકવાથી
વખતે પણ અંધારૂં થાય નહી, તેમ બીજા પાપ
જ થાય નહી, અને એમ કરવાથી અંતઃકરણ
થાય એવો અભિપ્રાય છે અજામિલને તો ભગ-
નામથીજ પાપનો ક્ષય થયો અને વાસનાનો
તો ભગવાનના પાર્ષદોના દર્શન વગેરેથી થયો એ-
મજાય છે.

બાંધીને જેઓ મને ખેચતા હતા તેઓ હમણાં ક્યાં ગયા ? અને સુંદર દર્શનવાળા જે લોકોએ મને પાશથી બાંધીને નરકમાં લઇ જવાતાં છોડાવ્યો તે ચાર સિદ્ધલોકો ક્યાં ગયા ? ૩૦-૩૧ જોકે આ જન્મમાં હું દુર્ભાગ્ય અને પાપી છુ, તોપણ પૂર્વજન્મનુ કાંઈક મોટું પુણ્ય હોવું જોઇએ, નહિતર એ મોટા દેવતાઓનુ દર્શન કે જેથી અંતઃકરણ નિર્મળ થયું તે કેમજ થાય ? ૩૨ પૂર્વજન્મનુ પુણ્ય ન હોય તો હુ કે જે અપવિત્ર અને દાસીનો પતિ છુ તેની જીભમાંથી ભગવાનનુ નામ નીકળવુંજ સંભવે નહીં ૩૩ જુગારી, પાપી, બ્રહ્મત્વને ખોઈ દેનાર અને નિર્લજ્જ હુ ક્યાં અને નારાયણ એવી રીતનું મહામંગળ ભગવાનનુ નામ ક્યાં! ૩૪ હવે ચિત્ત, ઇંદ્રિય તથા પ્રાણવાયુને જીતીને હુ એવું યત્ન કરીશ કે જેથી મારા આત્માને ફરીવાર મહામોહમાં ડુબવા નહી દઊ. ૩૫ અવિદ્યા, તૃષ્ણા તથા કર્મથી ઉત્પન્ન થયેલાં આ બંધનને તોડી નાંખી તથા સર્વ પ્રાણીઓનો સ્નેહી, શાંત, દયાવાન, મિત્રતાવાળો અને ધૈર્યવાન્ થઇને સ્રીરૂપી ભગવાનની માયાએ ગળી જવાયેલા મારા આત્માને છોડાવીશ, કે જે સ્રીએ મુંડાના વાંદરાની પેઠે અધમ રીતે નચાવેલો છુ ૩૬-૩૭ સાચી વાતમાં ધ્યાન રાખી અને દેહાદિકમાં 'હું તથા મારૂં' એવી ખોટી બુદ્ધિને છોડી દઇ હુ ભગવાનનાં કીર્ત્તનાદિકથી શુદ્ધ થયેલા મનને ભગવાનમાં ધરીશ." ૩૮

શુકદેવજી કહેછે—એ પ્રમાણે સાધુ પુરૂષોના ક્ષણ માત્રના સંગથી જેને પરમ વૈરાગ્ય ઉત્પન્ન થયો એવો અજામિલ, પુત્રાદિકના સ્નેહરૂપ સર્વ બંધનમાંથી છુટો પડી હરિદ્વારમાં ગયો. ૩૯ દેવલોકોના સ્થાનકરૂપ એ હરિદ્વારમાં બેસી યોગનો આશ્રય કરીને સર્વ ઇંદ્રિયોને વિષયોમાંથી ખેચી લેતાં અજામિલે મનને આત્મામાં જોડી દીધું. ૪૦ આત્માને દેહ અને ઇંદ્રિયાદિકથી જુદો પાડી તેને ચિત્તની એકાગ્રતાથી અનુભવરૂપ અને પરબ્રહ્મરૂપ ભગવાનના સ્વરૂપમાં જોડી દીધો. ૪૧ જ્યારે ભગવાનના સ્વરૂપમાં બુદ્ધિની નિશ્ચળતા થઇ ત્યારે ભગવાનના પાર્ષદો તેની પાસે આવ્યા, તેઓને આગળ જોયેલા તેથી ઓળખીને અજામિલે મસ્તક વડે તેઓને પ્રણામ કર્યા. ૪૨ પાર્ષદોનુ દર્શન થયા પછી ગંગાજીમાં અજામિલનો દેહ છુટી ગયો, અને તેને તુરત ભગવાનના પાર્ષદોના જેવુ જ રૂપ પ્રાપ્ત થયુ. ૪૩ પછી તે અજામિલ ભગવાનના પાર્ષદોની સાથે સુવર્ણના વિમાનમાં બેશી આકાશ માર્ગે જ્યાં લક્ષ્મીજીના પતિ નારાયણ રહેછે તે વૈકુંઠમાં ગયો. ૪૪ એ પ્રમાણે સઘળા ધર્મોનો નાશ કરનાર, દાસીનો પતિ, દુષ્ટકર્મ કરવાથી પતિતથએલો અને નિયમોને તોડનાર અજામિલ, નરકમાં લઇજવામાં આવતો હતો તેટલી વાર ભગવાનનુ નામ લેવાયાથી તુરત છુટી ગયો. ૪૫ ભગવાનના કીર્ત્તનવિના કર્મના મૂળને કાપનાર બીજુ કાંઇ પણ નથી, કેમકે ભગવાનનું કીર્ત્તન કરવાથી મન પાછુ કર્મમાં લાગતુ જનથી, અનેકીર્ત્તન વિના બીજા પ્રાયશ્ચિત્તો કરવાથી તો રજોગુણ અને તમોગુણથી મેલુ જ રહેછે. ૪૬ પરમ ગુહ્ય અને પાપોને મટાડનાર આ ઇતિહાસને જે માણસ શ્રદ્ધા સહિત સાંભળે અને જે ભક્તિથી કહી સંભળાવે તે માણસ જો કે પાપી હોય, તો પણ નરકમાં નહી જતાં અને યમદૂતોની નજરે પણ નહી પડતાં વિષ્ણુના લોકમાં પૂજાયછે ૪૭-૪૮ મરતી વખતે અજામિલે પુત્રના નામ ઉપરથી ભગવાનનુ નામ લીધુ, તોપણ તે ભગવાનના ધામને પામીગયો, ત્યારે શ્રદ્ધાથી ભગવાનનુ નામ લેનાર માણસ ભગવાનના ધામને પામે તેમાં તો શુ જ કહેવુ ? ૪૯

म्रियमाणोहरेर्नाम गृणन्पुत्रोपचारितम् ।
अजामिलोप्यगाद्धाम किंपुनःश्रद्धयागृणन् ॥४९॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ષષ્ઠસ્કંધનો
બીજો અધ્યાય સંપૂર્ણ.

# અધ્યાય ૩ જો.*

## યમરાજાએ પોતાના દૂતોને વૈષ્ણવોની મહત્તા બતાવી શાન્ત કર્યા.

॥ राजोवाच ॥

निशम्य देव स्वभटोपवर्णितं
प्रत्याह किं तान् प्रति धर्मराजः ।
एवं हताज्ञो विहतान्मुरारे-
र्नैदेशिकैर्यस्य वशेजनोऽयम् ॥ १ ॥

પરીક્ષિત રાજા પૂછેછે—યમરાજા કે જેમના સ્વાધીનમાં સર્વલોકો છે, તેમણે પોતાના દૂતોની વાત સાંભળી, એ પ્રમાણે ભગવાનના પાર્ષદોએ આજ્ઞાનો ભંગકરી મારીને કાઢી મૂકેલા એ દૂતોને પછી શું કહ્યું?[૧] હે મહારાજ! યમરાજાની આજ્ઞાનો ભંગ કોઇ ઠેકાણેથી થયેલો મે સાંભળેલ નથી, એટલા માટે આ બાબતમાં લોકોને સશય પડે છે, તે આપવિના બીજો કોઈ નહી કાપે એવો મારો નિશ્ચય છે.[૨]

શુકદેવજી કહેછે—હે રાજા! ભગવાનના પાર્ષદોએ જેઓની તૈયારી તોડી નાંખી એવા યમદૂતોએ પોતાના અને યમપુરીના સ્વામી યમરાજાને નીચે પ્રમાણે વિજ્ઞપ્તિ કરી.[૩]

યમદૂતો કહેછે—હે પ્રભુ! સાત્વિક, રાજસ અને તામસ કર્મ કરનારા જીવલોકને કર્મનાં ફળ આપનારા ન્યાયાધીશો આ જગતમાં કેટલાક છે?[૪] જો જગતમાં આજ્ઞા ચલાવનારા અમલદારો ઘણા હોય તો સુખ અને દુખ કોને ન થાય? એક અમલદાર હા કહે તો બીજો ના કહે, તેથી કોઇને પણ સુખદુખ ન થવાં જોઇએ, અને સઘળા અમલદારો એકમત હોય, તોપણ તેઓએ પરસ્પરની ઇચ્છામાં સમતિ આપવીજ જોઈએ, તેથી પણ સુખદુખની વ્યવસ્થા રહે નહી[૫] કર્મકરનારા ઘણા લોકોના અમલદારો પણ ઘણા હોય તો પછી ખંડપતિ રાજાઓની પેઠે અમલદારપણુ માત્ર કહેવાનુજ રહે[૬] અમે તો જાણીએ છીએ કે રાજાઓ સહિત સર્વ પ્રાણીઓના સ્વામી, આજ્ઞા કરનાર, શિક્ષા કરનાર અને માણસોનાં પુણ્યપાપનુ વિવેચન કરનાર તમે એકજ છો.[૭] તે તમે કરેલી આજ્ઞા હાલ જગતમાં ચાલતી નથી, કેમકે ચાર અદ્દભુત સિદ્ધોએ તમારી આજ્ઞા તોડી છે.[૮] પાપી અજામિલને તમારી આજ્ઞાથી અમે નરકમાં લાવતાહતા ત્યાં એ ચાર સિદ્ધોએ બળાત્કારથી અમારા પાશ કાપીનાંખી તેને છોડાવ્યોછે. એવાત કહેવામાંજો અમારૂ હિત ધારતા હો તો એઓ કોણ હતા, એ જાણવા ઇચ્છીએ છીએ. અજામિલ "नारायण" એટલુ બોલ્યો, ત્યાં 'બિહીશ નહી ' એમ બોલતા તેઓ તુરતજ આવ્યા હતા.[૧૦]

શુકદેવજી કહેછે—પ્રજાઓને શિક્ષા કરનાર યમરાજા, એ પ્રમાણે દૂતોએ પૂછવાથી પ્રસન્ન થઈ ભગવાનના ચરણારવિંદનું સ્મરણ કરતાં આ પ્રમાણે બોલ્યા.[૧૧]

યમરાજા કહેછે—સ્થાવર અને જગમ એ બન્નેનો સ્વામી મારાથી જુદોજ છે. હુ તો કેવળ જગમોનો, તેઓમાં પણ માણસોનો અને તેઓમાં પણ પાપીઓનોજ સ્વામી છુ, અને તે પણ ઉપર કહેલા જુદા ઈશ્વરને તાબે રહીને અમલ ચલાવુ છુ. જેના અંશરૂપ બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રથી આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય થાયછે, તથા નાકમાં નાથેલા બળદની પેઠે સર્વ લોકો જેને વશ છે તે સર્વના સ્વામી પરમેશ્વરમાં તો તાંતણામાં લૂગડાની પેઠે જગત્ આખુ ઓતપ્રોત થઇ રહ્યુંછે.[૧૨] બળદોને દામડાંથી જેમ નાથમાં બાંધી લે, તેમ એ પરમેશ્વરે સર્વ લોકોને બ્રાહ્મણાદિક નામથી પોતાની વેદવાણીમાં બાંધી લીધાછે. નામ અને કર્મરૂપ બંધનોથી બધાએલા સર્વ લોકો બીકના માર્યા તેમને આધીન રહીને કર્મ કરેછે.[૧૩] હું, ઇંદ્ર, નિર્ઋતિ, વરૂણ, ચદ્રમા, અગ્નિ, શિવ, પવન, સૂર્ય, બ્રહ્મા, અદિતિના પુત્ર, વિશ્વેદેવા, વસુ, સાધ્ય, મરૂદ્ગણ, સિદ્ધલોકો અને બીજા પણ ભૃગુ વગેરે પ્રજાપતિઓ અને દેવતાઓના સ્વામીઓ કે જેઓને રજોગુણ કે તમોગુણનો સ્પર્શ

* આ ત્રીજા અધ્યાયમા યમરાજાએ વૈષ્ણવોના ઉત્કર્ષનુ વર્ણન કરી પોતાના દૂતોને ઠડા પાડીને તેઓને વૈષ્ણવોના દાસ બનાવ્યા, એ કથા કહેવાશે.

પણ નથી અથવા સત્વગુણજ જેઓમાં પ્રધાન છે, તેઓ પણ માયાના સ્પર્શને લીધે એ પરમેશ્વરે ધારેલાને જાણી શકતા નથી, ત્યારે તેઓથી બીજા નજ જાણે તેમાં તો કહેવુજ શું ? [૧૪-૧૫] જેમ પોતાને જોનારાં ચક્ષુને જાણી શકતાં નથી, તેમ પ્રાણીઓ પણ એ પરમેશ્વર કે જે સર્વ જીવોના અંતર્યામી અને દૃષ્ટા છે તેમને ઇંદ્રિયોથી, મનથી, પ્રાણથી, હૃદયથી કે વાણીથી જાણી શકતાં નથી. એ જગતના પરમેશ્વર મારાથી જુદાજ છે.[૧૬] સ્વતંત્ર, સર્વોત્કૃષ્ટ, મહાત્મા અને માયાના અધિપતિ એ પરમેશ્વર ભગવાનના મનોહર પાર્ષદો જગતમાં ફરેછે અને તેઓનાં રૂપ, ગુણ અને સ્વભાવ ઘણુ કરીને ભગવાનના જેવાંજ હોયછે.[૧૭] જેઓનુ દર્શન મળવુંજ અશક્ય છે એવા, દેવતાઓએ પૂજેલા અને મહા અદ્ભુત ભગવાનના પાર્ષદો, ભગવાનની ભક્તિ કરનારા મનુષ્યોનું શત્રુઓથી, મારાથી અને અગ્નિ વગેરે ઉપદ્રવોથી પણ રક્ષણ કરેછે.[૧૮] એઓએ અધર્મનો પક્ષપાત કર્યો એમ સમજવુ નહી, કેમકે મોટા મોટા સિદ્ધલોકો, ઋષિઓ અને દેવતાઓ સાક્ષાત્ ભગવાને ઠરાવેલા ધર્મને જાણતા નથી, ત્યારે મનુષ્ય, અસુર, વિદ્યાધર અને ચારણ વગેરે તો ક્યાંથીજ જાણે ? [૧૯] બ્રહ્મા, નારદ, સદાશિવ, સનત્કુમાર, કપિલમુનિ, મનુ, પ્રલ્હાદ, જનકરાજા, ભીષ્મપિતામહ, બળિરાજા, શુકદેવજી અને અમે* એ બાર જણાજ ગુપ્ત, શુદ્ધ અને ઘણા પરિશ્રમથી જણાય એવા ભગવદ્ધર્મને જાણીએ છીએ, કે જે ધર્મને જાણવાથી મુક્તિ થાયછે.[૨૦-૨૧] નામલેવા વગેરેથી ભગવાનની ભક્તિ કરવી એજ આ લોકમાં માણસોનો સર્વોત્તમ ધર્મ કહેલ છે.[૨૨] હે દીકરાઓ ! ભગવાનના+ નામનાં ઉચ્ચારણનુ મહાત્મ્ય જુવો, કે જેથી અજામિલ પણ કાળના પાશમાંથી છૂટી ગયો.[૨૩] ભગવાનના ગુણ, કર્મ અને નામનું વારંવાર અને શ્રદ્ધા તથા ભક્તિથી કીર્ત્તન થાય, તોજ માણસોનાં પાપ મટે એમ સમજવુ નહી; કેમ કે અજામિલ પોતે મહાપાપી અને મરતી વખતે અસ્વસ્થ હતો, તોપણ હે નારાયણ ! એવી રીતે પુત્રને સાદ કરવાથી પાપમાંથી છૂટ્યો, એટલુજ નહી પણ તેને મોક્ષ પણ મળ્યો.[૨૪] જે વૈદ્યો મૃતસજીવની ઔષધીને ન જાણતા હોય તેઓ રોગ મટાડવાને માટે સુંઠ, મરી, પીપર અને લીંબડા વગેરેનો ઉપયોગ કરવાનું કહે, તેમ ઉપર કહેલા બાર જણ શિવાય બીજા ઋષિઓ આ અત્યંત ગુહ્ય નામનો પ્રભાવ નહીં જાણવાથી બીજા મોટાંમોટાં પ્રાયશ્ચિતો બતાવેછે. અથવા સર્વે લોકો માયાથી મોહ પામેલા છે અને ફૂલની પેઠે ઉપરથીજ મધુર લાગે એવાં સ્તુતિવાક્યોવાળા વેદમાંજ આગ્રહી બનીને જડ થયેલા તથા યજ્ઞજેવાં મોટાં કામોમાંજ જોડાએલા છે, તેથી તેઓને ભગવન્નામ લેવાનું નાનુ પ્રાયશ્ચિત બતાવીશુ તો તેમાં શ્રદ્ધા નહી થાય, એવા હેતુથી તે લોકોએ મોટાંમોટાં પ્રાયશ્ચિત બતાવ્યાં છે. અથવા સિંહ પોતાના કબજામાં હોય તેટલાથી તેને કાંઇ કૂતરાંમીંદડાં મારવાના કામમાં જોડાય નહી, તેમ પાપ કે જે અત્યંત તુચ્છ છે તેના નિવારણને માટે પરમમંગળ ભગવન્નામનો ઉપયોગ કરાવવો એ સારૂ નહીં, એવા હેતુથી તેઓએ મોટાંમોટાં પ્રાયશ્ચિત્ત બતાવ્યાંછે. અથવા ભગવાનના નામનુ મહાત્મ્ય જાણવામાં આવે તો સર્વને મુક્તિ મળી જાય એ યોગ્ય નહી, એવા હેતુથી તેઓએ મોટાંમોટાં પ્રાયશ્ચિત્ત બતાવ્યાંછે એમ સમજવુ.[૨૫] આવા વિચારથી બુદ્ધિમાન માણસો તો સર્વ પ્રકારથી ભગવાનની ભક્તિરૂપજ ઉપાય કરેછે. એ માણસો મારા તરફની શિક્ષાને યોગ્ય નથી, કેમકે તેઓને પાપ હોતુજ નથી, અને કદાચ હોય તોપણ ભગવાનનુ કીર્ત્તનજ એ પાપને મટાડે છે [૨૬] સમદૃષ્ટિવાળા જે સાધુ પુરૂષો ભગવાનનેજ શરણે રહેલા હોય તેઓની પવિત્ર કથાઓને દેવતાઓ અને સિદ્ધલોકો પણ ગાયછે. માટે ભગવાનની ગદાએ રક્ષણ કરેલા એવા પુરૂષોની પાસે પણ તમે

---

* ભગવાનની ભક્તિ હોવાથી પોતાને ભાગ્યશાળી માનીને બહુવચન આપેલુ છે

\+ આ વિષય તમોએ પ્રત્યક્ષ જોએલો છે તેથી તેમા બીજું પ્રમાણ આપવાની જરૂર નથી. એમ કહેછે.

જશોમાં, કેમકે તેઓને શિક્ષા કરવામાં આપણે સમર્થ નથી અને કાળ પણ સમર્થ નથી.[૨૭] જે લોકો ભગવાનના ચરણકમળનો મકરંદરૂપી રસ, કે જેને નિષ્કંચન અને રસને જાણનારા પરમહંસ લોકો નિરંતર સેવેછે તેથી વિમુખ અને નરકના માર્ગરૂપી ઘરમાં તૃષ્ણા બાંધી બેઠેલા હોય, જેઓનુ ચિત્ત ભગવાનના ચરણારવિંદનુ સ્મરણ કરતુ ન હોય, જેઓનુ માથું એક વખત પણ ભગવાનને નમતુ ન હોય અને જેઓએ ભગવાનનું વ્રત કરેલુ ન હોય તેઓને અહીં લાવજો.[૨૮] અમારા* દૂતોએ અજામિલને દુઃખ દેવાનો જે અન્યાય કર્યો છે તે વિષે પુરાણપુરૂષ નારાયણ ભગવાન્ ક્ષમા કરજો. અમે કે જેઓ અજ્ઞાન અને હાથ જોડી ઉભનારા ભક્તો છીએ, તેઓના ઉપર એ મહાત્મા ભગવાનને ક્ષમા કરવીજ યોગ્ય છે. મહાપુરૂષ ભગવાનને પ્રણામ કરીએ છીએ.[૩૦]

શુકદેવજી કહેછે—હે રાજા! એટલા માટે જગતમાં મહામંગળરૂપ ભગવાનનુ નામજ મોટાં પાપોને પણ નિર્મૂળ કરનારૂ પ્રાયશ્ચિત્ત છે એમ જાણજો, ભગવાનનાં ઉત્તમ પરાક્રમોને સાંભળતા તથા વર્ણન કરતા પુરૂષોનુ અંતઃકરણ, જેવુ સારી રીતે ઉત્પન્ન થયેલી ભક્તિથી શુદ્ધ થાયછે, તેવું બીજાં પ્રાયશ્ચિત્તો વગેરે કરવાથી શુદ્ધ થતુ નથી.[૩૨] ભગવાનનાં ચરણકમળનો રસ જેણે ચાખ્યો હોય તે માણસ, દુઃખદાયી વિષયો કે જેઓને પ્રથમથી છોડી દીધેલા હોયછે તેઓમાં પાછી પ્રીતિ કરતો નથી. અને અભક્ત માણસ તો તૃષ્ણાથી પરાભવ પામીને પોતાનાં પાપ મટાડવાને માટે પણ પાછુ કર્મરૂપજ પ્રાયશ્ચિત્ત કરેછે, કે જેથી વળી પાપનાં મૂળરૂપ વિષયોમાં આસક્તિ થાયછે[૩૩] એ પ્રમાણે પોતાના સ્વામી યમરાજાએ કહેલો ભગવાનનો મહિમા સાંભળી યમદૂતોએ તે વાતને વિસ્મયરૂપ નહીં ગણતાં સાચીજ માની, અને ત્યાર પછી 'ભગવાનના ભક્તો અમનેજ રખેને મારી નાંખે, એવી શંકાથી એ યમદૂતો ભગવાનના ભક્તની સામું જોવામાં પણ બીએછે.[૩૪] મહાત્મા અગસ્ત્ય મુનિએ મલયાચળમાં બેસી ભગવાનનુ પૂજન કરતાં, અને લોકોને વિશ્વાસ બેસવાસારૂ વારંવાર ભગવાનના ચરણનો સ્પર્શ કરતાં આ અજામિલનો ગુહ્ય ઇતિહાસ કહેલો છે.[૩૫]

**इतिहासमिमं गुह्यं भगवान् कुंभसंभवः ।**
**कथयामासमलय आसीनोहरिमर्चयन् ॥३६॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ષષ્ઠ સ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૪ થો.*

### સૃષ્ટિ રચવાને દક્ષે હંસગુહ્ય સ્તોત્રથી ભગવાનની આરાધના કરી.

**॥ राजोवाच ॥**

**देवासुर नृणांसर्गो नागानांमृगपक्षिणाम् ।**
**साम सिकस्त्वयाप्रोक्तो यस्तुस्वायंभुवेंतरे ॥ १ ॥**

પરીક્ષિત રાજા પૂછેછે—સ્વાયંભુવ મન્વંતરમાં દેવ, અસુર, નર, નાગ, મૃગ અને પક્ષીઓની જે સૃષ્ટિ તમે સંક્ષેપથી કહી તેનો વિસ્તાર તમારી પાસેથી બરાબર રીતે જાણવા ઈચ્છુંછુ. તેમજ બ્રહ્માએ જે શક્તિથી જેવી રીતે સૃષ્ટિ કરી તેને તથા તેના પ્રકારને અને પાછળથી થયેલી સૃષ્ટિને પણ જાણવા ઈચ્છુ છું[૧-૨]

સૂત કહેછે—મોટા યોગી અને મુનિઓમાં ઉત્તમ શુકદેવજી એવી રીતે રાજાનુ પ્રશ્ન સાંભળી, તેનો સત્કાર કરીને નીચે પ્રમાણે બોલ્યા.[૩]

શુકદેવજી કહેછે—પ્રાચીનબર્હિ+ રાજાના પુત્ર પ્રચેતાઓ જ્યારે સમુદ્રમાંથી બહાર નીકળ્યા, ત્યારે પૃથ્વીને ઝાડીથી ઘેરાઈ ગયેલી તેઓએ દીઠી.[૪] તપથી જેઓનો ક્રોધ વધ્યો હતો એવા એ પ્રચેતાઓએ ઝાડ ઉપર ક્રોધ કરી સર્વ ઝાડને બાળી નાખવાની ઇચ્છાથી પોતાના મોઢામાંથી

---

* ઉપર પ્રમાણે દૂતોને કહીને હવે ભગવાનની ક્ષમા માગે છે.

* આ ચોથા અધ્યાયમા પ્રજાઓની સૃષ્ટિને સારૂ દક્ષે તપથી અને હંસગુહ્ય નામના સ્તોત્રથી ભગવાનનું આરાધન કર્યાની કથા કહેવાશે.

+ ચતુર્થ સ્કંધના અંતમાં જે કથા અધુરી મૂકેલી છે તેને પૂર્ણ કરેછે.

વાયુ અને અગ્નિ ઉત્પન્ન કર્યા. એ વાયુ અને અગ્નિથી ઝાડ બળવા લાગ્યાં, તે જોઈ વનસ્પતિના રાજા ચંદ્રમાએ તેઓનો ક્રોધ શમાવવા માટે આ પ્રમાણે કહ્યુ.[૬] "હે ભાગ્યશાળીઓ! રાંક ઝાડ ઉપર તમારે ક્રોધ નહીં કરવો જોઇએ, કેમકે તમે, પ્રજાની વૃદ્ધિને ઇચ્છનારા પ્રજાપતિઓ ઠરેલા છો.[૭] પ્રજાપતિઓના પતિ, અવિનાશી અને સર્વ-વ્યાપક ભગવાને પ્રજાઓને અન્નની સગવડ કરી દેવાસારૂજ વનસ્પતિ અને ઔષધીઓને ઉત્પન્ન કરેલછે.[૮] સ્થાવર જીવ, જંગમ જીવોનુ અન્ન છે, પગથી ચાલનારા જીવોનું પગવગરના જીવ અન્ન છે, હાથવાળાઓનુ હાથવગરના જીવ અન્ન છે અને બે પગવાળા જીવોનુ ચાર પગવાળા જીવ અન્ન છે[૯] તમારા પિતાએ અને બ્રહ્માએ તમને પ્રજાની સૃષ્ટિ કરવા સારૂ આજ્ઞા કરેલીછે, તે છતાં પ્રજાનાં અન્નરૂપ વૃક્ષોને બાળી નાખવાની ઇચ્છા કેમ કરોછો?[૧૦] પ્રદીપ્ત થએલા ક્રોધને શમાવો અને તમારા બાપ, દાદા અને પરદાદા-ઓએ સેવેલા શાંતિરૂપ માર્ગમાં ચાલો.[૧૧] બાળકોના રક્ષક માતપિતા છે, આંખોની રક્ષક પાંપણ છે, સ્ત્રીનો રક્ષક પતિ છે, ભિક્ષુકલોકોનો રક્ષક ગૃહસ્થાશ્રમી છે. અજ્ઞાનીઓનો રક્ષક જ્ઞાની છે અને પ્રજાઓનો રક્ષક પ્રજાપતિ છે.[૧૨] સર્વ પ્રાણીઓમાં અંતર્યામી રૂપે ભગવાન્ રહ્યાછે, માટે સઘળું ભગવાનના સ્થાનકરૂપ છે એમ જાણો, અને એમ જાણવાથી તમે ભગવાનને પ્રસન્ન કરી શકશો.[૧૩] દેહમાં અકસ્માત્ ઉત્પન્ન થયેલા ભયંકર ક્રોધને જે માણસ આત્મવિચારથી શમાવી દે, તે સંસારનાં બંધનમાંથી મુક્ત થાયછે.[૧૪] રાંક વૃક્ષોને બાળી નાંખવાનુ હવે બંધ કરો. બાકી રહેલાં વૃક્ષોનુ અને તમારૂ કલ્યાણ થાઓ. આ વૃક્ષોએ પાળેલી ઉત્તમ કન્યાને તમારી સ્ત્રી કરો."[૧૫] હે રાજા! એ પ્રમાણે ચંદ્રમા તેઓને ઠંડા પાડી તથા અપ્સરાની એ રૂપાળી કન્યા આપીને ત્યાંથી ગયા, અને તે પ્રચેતાઓ ધર્મની રીતિપ્રમાણે તે કન્યાને પરણ્યા.[૧૬] એ પ્રચેતાઓથી એ સ્ત્રીમાં દક્ષ નામનો પુત્ર ઉત્પન્ન થયો, કે જેણે કરેલી પ્રજાની સૃષ્ટિથી ત્રણે લોક ભરાઈ ગયાછે.[૧૭] હવે દીકરીઓ ઉપર પ્રીતિ રાખનારા એ દક્ષપ્રજાપતિએ જેવી રીતે વીર્યથી અને મનથી પ્રજાઓને સરજીછે, તે વાત મારી પાસેથી સાવધાન થઇને સાંભળો.[૧૮] પ્રથમ એ દક્ષપ્રજાપતિએ દેવ, અસુર અને મનુષ્ય વગેરે આકાશ, પૃથ્વી તથા જળમાં રહેનારી પ્રજાઓને મનથીજ સરજવા માંડી હતી, પણ તે સૃષ્ટિ નહીં વધેલી જોઈને પછી દક્ષપ્રજાપતિ વિંધ્યાચળની પાસેના પર્વતોમાં જઈને મોટી તપશ્ચર્યા કરવા લાગ્યો.[૧૯–૨૦] ત્યાં પાપને હરનાર અને ઉત્તમ અઘમર્ષણ નામનુ તીર્થ છે, તેમાં સમયે સમયે સ્નાન કરીને તે પ્રજાપતિ તપથી ભગવાનને પ્રસન્ન કરવા લાગ્યો.[૨૧] જે સ્તોત્રથી તેણે ભગવાનની સ્તુતિ કરી અને જેથી ભગવાન તેને પ્રસન્ન થયા તે હંસગુહ્ય નામનું સ્તોત્ર તમારી પાસે કહુ છું.[૨૨]

દક્ષપ્રજાપતિ સ્તુતિ કરેછે—સફળ શક્તિવાળા, જીવ તથા માયાના નિયંતા, માપ રહિત, સ્વયપ્રકાશ અને દેહાદિકને સત્ય માનનારા જીવો જેના સ્વરૂપને જાણતા નથી એવા સર્વોત્તમ દેવને નમસ્કાર કરૂ છું.[૨૩] રૂપાદિક વિષયો જેમ ચક્ષુવગેરે ઇંદ્રિયોની સહાયતાને અને પ્રકાશકપણાને જાણતા નથી, તેમ જીવ આ શરીરમાં રહેતાં છતાં પણ સાથેજ રહેલા, પ્રપંચના દૃષ્ટા અને મિત્રરૂપ જે અંતર્યામીની મૈત્રીને (ઇન્દ્રિયોના પ્રવર્ત્તકપણા વગેરેને) જાણતો નથી તે પરમેશ્વરને નમસ્કાર કરૂં છું.[૨૪] દેહ, પ્રાણ, ઇંદ્રિયો, અંતઃકરણ, પંચભૂત અને પંચભૂતના વિષયો પોતાને, પોતાને જણાવનારી ઇંદ્રિયોને અને તેઓના નિયંતા દેવતાઓને જાણતાં નથી, અને જીવ તો એ ત્રણેને તથા તેઓનાં મૂળરૂપ ગુણોને પણ જાણેછે, તે છતાં પોતાનુ સ્વરૂપ કે જે સર્વજ્ઞ અનંત છે તેને જાણતો નથી, તે સ્વરૂપની સ્તુતિ કરૂ છુ[૨૫] નામ અને રૂપને પેદા કરનાર મન, જ્યારે સમાધિ અવસ્થામાં સંસારનાં દર્શન તથા સ્મરણનો નાશ થવાથી શાંત થાયછે, ત્યારે જે પરમાત્મા કેવળ પોતાના સ્વરૂપથીજ જણાયછે તે શુદ્ધ, અને શુદ્ધ મનમાં જણાતા પરમાત્માને નમસ્કાર કરૂં છું.[૨૬] યજ્ઞ કરનારાઓ સામિધેની નીં-

મના પંદર મંત્રોથી પ્રકાશ કરવાના અગ્નિને જેમ અરણીમાંથી ખેચી લેછે, તેમ બ્રહ્મવેત્તા પુરૂષો પોતાના ગૂઢ આત્માને વિચારથી હૃદયમાં સ્થિર કરીને પ્રકૃતિ, પુરૂષ, મહત્તત્વ, અહંકાર, પાંચ વિષય, ત્રણ ગુણ, અગિયાર ઇંદ્રિયો અને પાંચમહાભૂતમાંથી ખેચી લેછે, સર્વ પ્રકારની માયાનો નિષેધ કરીએ ત્યારે કૈવલ્ય સુખમાં જણાતા, સર્વ નામવાળા, સર્વ રૂપવાળા અને જેની માયા શક્તિનું સત્ અથવા અસત્* પણાથી નિરૂપણ થઇ શકતું નથી એવા તે ભગવાન્ પ્રસન્ન થજો[27-28]વચનથી કહેવામાં આવતુ, બુદ્ધિથી નિશ્ચય કરવામાં આવતું, ઇંદ્રિયોથી ગ્રહણ કરવામાં આવતુ અને મનથી સંકલ્પ કરવામાં આવતું જે કાંઈ છે તે ભગવાનનુ સ્વરૂપ નથી, કેમકે તે સઘળું ગુણોનુ જ સ્વરૂપ છે. ભગવાન્ તો ગુણોના પ્રલયથી તથા ઉત્પત્તિથી જાણવામાં આવેછે. જો ચૈતન્યરૂપ અધિષ્ઠાન ન હોય તો સૃષ્ટિ કે પ્રલય થવાનો સંભવજ નથી. [29]જેમાં જગત્ રહ્યુ છે તે બ્રહ્મ છે, જેમાંથી જગત્ નીકળેછે તે બ્રહ્મ છે, જે સાધનથી જગત્ થાયછે તે બ્રહ્મ છે, જેનુ જગત્ થાયછે તે બ્રહ્મ છે, જેને સારૂ જગત્ થાયછે તે બ્રહ્મ છે, જે કરવામાં આવેછે તે બ્રહ્મ છે, જે કરેછે તે બ્રહ્મ છે, ક્રિયાને સારૂ કોઇથી પણ જે પ્રેરાયછે તે બ્રહ્મછે, ક્રિયાઓ વગેરેના જે સંબંધ અને પ્રકાર છે તે બ્રહ્મ છે, અને તે ઉપરાંત પણ જે કાંઇ રહેછે તે બ્રહ્મજ છે. તે બ્રહ્મ સર્વનુ કારણ છે, સર્વથી પેહેલાં પ્રસિદ્ધ છે, પ્રથમથી અને પછીથી ઉત્પન્ન થયેલાઓનુ એ મૂળ છે, એથી જુદી જાતનુ કાંઈ નથી અને એની જાતનુ પણ બીજું કાંઇ નથી વિવાદ કરનારા લોકોની જે કાંઈ તકરાર છે અને જે કાંઇ એકમતપણુ છે તે સઘળુ પરબ્રહ્મની માયા અને અવિદ્યા વગેરે કલ્પિત શક્તિઓમાંજ છે, પણ પરબ્રહ્મના સ્વરૂપમાં એમાંનુ કાંઇ નથી. બ્રહ્મવેત્તા પુરૂષો સમજાવે છે, તોપણ એ વિવાદ કરનારા લોકો, માયા અને અવિદ્યા વગેરે શક્તિઓથીજ વાર વાર ભૂલી જાયછે. એ પરબ્રહ્મને હું નમસ્કાર કરૂંછુ.[30-31]યોગશાસ્ત્રમાં કહ્યુ છે કે ભગવાન્ સાવયવ છે, અને વેદાંત શાસ્ત્રમાં કહ્યું છે કે ભગવાન નિરવયવ છે. તો એ પરસ્પર વિરૂદ્ધ તકરાર ભગવાનના અવયવોમાંજ છે, પણ ભગવાનના સ્વરૂપમાં નથી. તકરારના વિષય જુદા જુદા છે પણ તકરાર એક તત્વમાંજ સમાય છે. હા પાડવામાં આવેછે તે પણ ભગવાનના અવયવોની છે, અને ના પાડવામાં આવેછે તેપણ ભગવાનના અવયવોની છે, પણ ભગવાનમાં તો કાંઇ તકરારજ નથી, કેમકે ભગવાન્ (આત્મા) નથી એમ તો એ બન્ને શાસ્ત્રમાંથી કોઇ પણ કહેતુ નથી. એ તકરાર ભગવાનને પોહોચતીજ નથી, કેમકે તેનો વિષય અવયવોજ છે. ભગવાનનું સ્વરૂપ એ તકરારનો વિષય નથી, પણ તકરારના વિષયોનું અધિષ્ઠાન છે. અધિષ્ઠાન ન હોય તો અવયવોની કલ્પના અને અવયવોનો નિષેધ થઇ શકેજ નહી માટે જે સ્વરૂપ એ બન્ને તકરારોને આશ્રય આપનાર, બન્નેને અનુકૂળ, બન્નેથી જૂદું અને બન્નેને સરખુ છે તેજ બ્રહ્મ છે[32]જે અનંત ભગવાન્ પોતે નામરૂપ રહિત છે, તોપણ પોતાના ચરણની ભક્તિ કરનારાઓની ઉપર અનુગ્રહ કરવા સારૂ નોખનોખા જન્મ ધરીને અને કર્મ કરીને નામરૂપનુ ગ્રહણ કરેછે, તે પરમેશ્વર મને પ્રસન્ન થજો[33]વાયુ એકજ છે, તોપણ જેમ જૂદા જૂદા પુષ્પાદિક પદાર્થોના સંબંધનેલીધે અનેક ગંધવાળો જણાયછે, અને નોખનોખા રંગની ધૂળના સંબંધને લીધે અનેક રૂપવાળો જણાયછે, તેમ જે અંતર્યામી ભગવાન્ એકજ છે, તોપણ જૂદીજૂદી ઉપાસનાના માર્ગોથી અને તેવા તેવા પ્રકારની વાસનાઓના અનુસારથી લોકોને જૂદાજૂદા દેવતારૂપે જણાય છે, તે ઇશ્વર મારા મનોરથને સંપૂર્ણ કરજો.[34]

શુકદેવજી કહેછે—હે રાજા! એ પ્રમાણે સ્તુતિ કરાએલા ભક્તવત્સળ ભગવાને તે અઘમર્ષણ તીર્થમાં સ્તુતિકરતા દક્ષપ્રજાપતિને પ્રત્યક્ષ દર્શન દી-

* માયાને સાચી કહેવાઇ શકાતી નથી, કેમકે તે સાચી હોય તો જ્ઞાનકાળમા મટી જવી નહી જોઇએ, તેમ ખોટી પણ કહી શકાતી નથી, કેમકે ખોટી હોયતો તે કોઇ વખતે પણ દેખાવી નહી જોઇએ. એટલામાટે કોઇરીતે નિરૂપણ થઇ શકતું નથી એવો વેદાંતનો સિદ્ધાંતછે.

ધ્યું.[૩૫]એ ભગવાન્ ગરૂડજી ઉપર બિરાજ્યા હતા, લાંબી અને મોટી આઠ ભુજાઓ શોભતી હતી, ચક્ર, શંખ, તરવાર, ઢાલ, બાણ, ધનુષ, પાશ અને ગદા ધર્યા હતાં;[૩૬]પીળાં વસ્ત્ર પેહેર્યાં હતાં; કાંતિ મેઘના સરખી શ્યામ હતી, મુખ અને નેત્ર પ્રસન્ન હતાં, અંગમાં વનમાળા વીંટાઈ રહી હતી, શ્રીવત્સ અને કૌસ્તુભમણિ શોભતાં હતાં,[૩૭]મોટો મુકુટ અને કડાં ધર્યાં હતાં, મકર જેવી આકૃતિવાળાં કુંડળ ઝળકતાં હતાં, કટિમેખળા, વીંટીઓ, વીંછિયા, ઝાંઝર અને બાજુબંધ શોભી રહ્યાં હતાં,[૩૮]ત્રૈલોક્યને મોહ પમાડે એવું પુરૂષોત્તમ સ્વરૂપ ધર્યું હતું; નારદ અને નંદ વગેરે પાર્ષદો અને મોટા દેવતાઓથી વીંટાએલા હતા,[૩૯]ને પછવાડે ગાયન કરનારા સિદ્ધ, ગંધર્વ અને ચારણો સ્તુતિ કરતા હતા. એવું ત્રૈલોક્યના નાથ ભગવાનનું મહા આશ્ચર્યકારી રૂપ જોઇને રાજી થયેલો અને આનંદથી ધ્રુજતો દક્ષપ્રજાપતિ પૃથ્વી ઉપર દંડની પેઠે પડીને પગે લાગ્યો અને પ્રવાહોથી નદીઓની પેઠે ઇંદ્રિયો બહુજ આનંદથી ભરાઇ જવાને લીધે કાંઇપણ બોલી શક્યો નહી. એ પ્રમાણે નમેલા, પ્રજાને ઈચ્છતા અને ભક્તિવાળા દક્ષપ્રજાપતિને, સર્વ પ્રાણીઓનાં ચિત્તને જાણનારા ભગવાને આ પ્રમાણે કહ્યું.[૪૦-૪૨]

ભગવાન્ કહેછે–હે ભાગ્યશાળી પ્રચેતાના પુત્ર! તું તપ કરવાથી સિદ્ધ થયોછે, કેમકે પરિપૂર્ણ શ્રદ્ધાથી મારામાં પરમ ભક્તિ પામેલોછે.[૪૩]હે પ્રજાપતિ! તારૂં તપ જગતની વૃદ્ધિ કરવા માટે છે એટલા માટે હું પ્રસન્ન થયોછું. પ્રાણીઓની વૃદ્ધિ થાય એ મારી ઈચ્છા છે[૪૪]બ્રહ્મા, સદાશિવ, તમે, મનુઓ અને મોટા દેવતાઓ કે જેઓ જગતને ઉત્પન્ન કરનારાછો, તે મારી વિભૂતિરૂપજ છો.[૪૫]ધ્યાન મારૂં હૃદય છે, મંત્રનો જપ મારા દેહરૂપ છે, ક્રિયા એ મારી આકૃતિ છે, યજ્ઞો મારાં અંગરૂપ છે; ધર્મ મારાં મનરૂપ છે, અને દેવતાઓ મારા પ્રાણરૂપ છે.[૪૬]સૃષ્ટિની પેહેલાં હુંજ હતો; અંદર અથવા બાહાર બીજું કાંઈ પણ ન હતું. ચૈતન્યમાત્ર, ઇંદ્રિયોથી ન જણાય એવું અને આરેકોર જાણે સુઇ રહેલ હોય એવું મારૂં સ્વરૂપજ તે સમયે હતું.[૪૭]અનંત, અને અનંત ગુણવાળા મારા સ્વરૂપમાં જ્યારે બ્રહ્માંડ ઉત્પન્ન થયું, તે સમયેજ સર્વના આદિ બ્રહ્મા કે જે અયોનિજ કહેવાયછે તે ઉત્પન્ન થયા હતા.[૪૮] મારી શક્તિથી વધેલા અને સૃષ્ટિકરવાનો ઉદ્યમ કરતા એ મોટા દેવ બ્રહ્મા જ્યારે પોતાના આત્માને અશક્ત જેવો માનવા લાગ્યા, ત્યારે મારા કહેવાથી તેણે દારૂણ તપ કર્યું હતું, અને તે તપના પ્રભાવથી તેણે પ્રથમ તમો નવ પ્રજાપતિઓને ઉત્પન્ન કર્યા હતા.[૪૯-૫૦]હે દક્ષ પ્રજાપતિ! આ પંચજન પ્રજાપતિની દીકરી અસિક્નીને તારી સ્ત્રી કર.[૫૧]મૈથુનધર્મવાળી! આ સ્ત્રીમાં મૈથુનધર્મવાળો તું હવે પછી ઘણી ઘણી પ્રજાની સૃષ્ટિ કરીશ.[૫૨]હવે તારા પછીની સઘળી પ્રજા મારી માયાના પ્રભાવનેલીધે મૈથુનધર્મથીજ ઉત્પન્ન થશે, અને મારી ઈચ્છા પ્રમાણે વર્ત્તશે.[૫૩]

શુકદેવજી કહેછે–ત્રૈલોક્યનું પાલન કરનાર ભગવાન્, એ દક્ષપ્રજાપતિને એ પ્રમાણે કહી, તે પ્રજાપતિ જોઇ રહેતાં સ્વપ્નમાં દીઠેલા પદાર્થની પેઠે ત્યાંજ અંતર્ધાન થઈ ગયા.[૫૪]

**इत्युक्त्वा[illegible]स्य भगवान्विश्वभावनः।**
**स्वप्नोपलब्धार्थइव तत्रैवांतर्दधेहरिः ॥ ५४ ॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ષષ્ઠસ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૫ મો.*

### પુત્રોને અવળે માર્ગે ચઢાવ્યાથી દક્ષે નારદજીને શાપ દીધો.

॥ श्रीशुकउवाच ॥

**तस्यांसपांचजन्यांवै विष्णुमायोपबृंहितः**
**हर्यश्वसंज्ञानयुतं पुत्रानजनयद्विभुः ॥ १ ॥**

શુકદેવજી કહેછે–ભગવાનની માયાથી ઉત્તેજન પામેલા તે દક્ષપ્રજાપતિએ તે પંચજન પ્રજાપતિની પુત્રી અસિક્નીમાં હર્યશ્વ નામના દશ

* આ પાંચમા અધ્યાયમા પોતાના પુત્રોને નારદજીએ કૂટ વચન બોલી ખરાબ કરેલા સાંભળી દક્ષપ્રજાપતિએ નારદજીને શાપ દીધો, એ કથા કહેવાશે

હજાર પુત્રોને ઉત્પન્ન કર્યા.[1]એક આચાર તથા એક સ્વભાવવાળા તે દક્ષના પુત્રો, પ્રજાની સૃષ્ટિ કરવા સારૂ પિતાએ આજ્ઞા કરવાથી આથમણી દિશામાં ગયા.[2]તે દિશામાં મુનિ અને સિદ્ધલોકોએ સેવેલું 'નારાયણસર' નામનું તીર્થ છે કે જ્યાં સિંધુનદીનો અને સમુદ્રનો સંગમ થાયછે, તે તીર્થમાં ન્હાવાથીજ તેઓનાં મનના મેલ મટી ગયા, અને પરમહંસના ધર્મમાં પણ તેઓને વિચાર ઉત્પન્ન થયો.[3-4]પિતાની આજ્ઞાથી ઉગ્રતપ કરતા અને પ્રજાની વૃદ્ધિ કરવાને માટે ઉદ્યોગ કરતા તે હર્યશ્વોને નારદજીએ દર્શન દીધું.[5]પછી નારદજીએ તેઓને કહ્યું કે 'હે હર્યશ્વો ! તમે કે જેઓ પ્રજાના પાલક છતાં પણ અજ્ઞાની છો, તેઓ પૃથ્વીનો અંત અને એક પુરૂષવાળો દેશ દીઠા વિના પ્રજાની સૃષ્ટિ કેમ કરશો ? જેમાં નીકળવાનો માર્ગ જોવામાં આવતો નથી એવી ગુફા, ઘણાં રૂપવાળી સ્ત્રી, વ્યભિચારિણીનો પતિ પુરૂષ, બન્ને તરફ ચાલનારી નદી, પચવીશ પદાર્થોથી અદ્‌ભુત લાગતું ઘર, કોઈ સમયે વિચિત્ર કથા કરતો હંસ, પોતાની મેળે ફર્યા કરતું અને સજીઆ તથા વજ્રોથી બનેલું તીક્ષ્ણ ચક્ર, અને પોતાના સર્વજ્ઞ પિતાની યોગ્ય આજ્ઞા, એટલા પદાર્થોને જાણ્યા વિના તમો મૂર્ખલોકો શીરીતે સૃષ્ટિ કરશો ?[6-9]

શુકદેવજી કહેછે—એ હર્યશ્વો તે વાત સાંભળીને પોતાની સ્વતસિદ્ધ વિચારવાળી બુદ્ધિથીજ એ નારદજીનાં કૂટ વચનનો વિચાર કરવા લાગ્યા.[10]

હર્યશ્વો વિચાર કરેછે—અનાદિ અને આત્માને જન્મ આપનારૂ જે લિંગશરીર છે તેજ પૃથ્વી સમજવી એ જીવ નામના લિંગશરીરનો નાશ જોયા વિના મોક્ષમાં ઉપયોગી ન થાય એવાં કર્મ કરવાથી શું વળે ?[11] સર્વના સાક્ષી, સ્વાશ્રય અને સર્વથી પર એકજ ઇશ્વર આ બ્રહ્માંડ અથવા દેહરૂપી દેશમાં રહ્યાછે, તો નિત્યમુક્ત એ પુરૂષને જોયા વિના તેને નહીં અર્પણ કરાતાં કર્મો કરવાથી શું વળશે ?[12]જેમ પાતાળરૂપી ગુફામાં ગયેલો માણસ પાછો આવે નહીં, તેમ જે સ્વયંપ્રકાશ પરબ્રહ્મમાં પોહોચીને પુરૂષ પાછો આવતો નથી, તે પરબ્રહ્મરૂપ ગુફાને જાણ્યા વિના, નાશ પામનાર સ્વર્ગાદિકનાંસાધનરૂપ કર્મો કરવાથી શું વળશે ?[13]અનેક પ્રકારનાં રૂપ અને ગુણવાળી પોતાની બુદ્ધિજ વ્યભિચારિણી સ્ત્રી છે, તેના વિવેકને પામ્યા વિના અશાંત કર્મો કરવાથી શું વળશે ?[14]જીવ કે જે વ્યભિચારિણી સ્ત્રીના પતિની પેઠે વ્યભિચારિણી બુદ્ધિએ આપેલાં સુખદુઃખને ભોગવ્યા કરેછે, અને તેના સંગથી પોતાની સ્વતંત્રતા ખોઈ બેઠોછે, તેને જાણ્યા વિના બુદ્ધિના અવિવેકથી પ્રાપ્ત થયેલાં કર્મો કરવાથી શું વળશે ?[15] બન્ને તરફ ચાલનારી નદી કહી તે માયા સમજવી; કેમકે તે માયા સૃષ્ટિ તથા પ્રલય, એ બન્ને કામ કરેછે, અને પોતામાં પડેલાઓને કિનારે પોહોચવામાં ઘણી અડચણ કરેછે, માટે તે માયાને નહીં જાણનારા ગાફલ માણસનું માયિક કર્મો કરવાથી શું વળે ?[16] કાર્ય અને કારણોથી બનેલા શરીરનો અધિષ્ઠાતા અંતર્યામી પુરૂષજ પચવીશ તત્વોના આશ્રયરૂપ અદ્‌ભુત ઘર છે, તેને જાણ્યાવિના ખોટી સ્વતંત્રતા માની કરવામાં આવતાં કર્મોથી શું વળશે ?[17] જે ઇશ્વરનું પ્રતિપાદન કરનાર શાસ્ત્ર છે તેનેજ હંસરૂપ સમજવું, કેમકે હંસ જેમ દૂધ અને પાણીને નોખાં પાડેછે, તેમ એ શાસ્ત્ર જડ અને ચેતન્યને જૂદાં પાડેછે અને બંધ તથા મોક્ષ સંબંધી અદ્‌ભુત વાતો કહેછે. તો તેવાં શાસ્ત્રનો અભ્યાસ કર્યાવિના બહિર્મુખ કર્મો કરવાથી શું વળશે ?[18] પોતાની મેળે ફર્યા કરતું ચક્ર કહ્યું તે કાળચક્ર સમજવું, કેમકે તે સર્વ જગતને ખેંચ્યા કરેછે, તીક્ષ્ણ છે અને સ્વતંત્ર છે. તે કાળચક્રને જાણ્યા વિના ઘણાં વિઘ્નવાળાં કર્મો કરવાથી શું વળશે ?[19] મનુષ્ય કે જે નિવૃત્તિનેજ યોગ્ય છે તેને શાસ્ત્રરૂપ પિતા નિવૃત્તિનીજ આજ્ઞા કર્યા કરેછે. તે આજ્ઞાને નહીં જાણનાર માણસે પ્રવૃત્તિમાર્ગમાં વિશ્વાસ રાખીને સૃષ્ટિ વગેરેમાં કેમ પ્રવર્તવું જોઇએ ?[20]

શુકદેવજી કહેછે—હે પરીક્ષિત રાજા ! એ પ્રમાણે નિશ્ચય કરીને તે એકચિત્તવાળા હર્યશ્વો

નારદજીને પ્રદક્ષિણા કરી મુક્તિના માર્ગમાં ચાલ્યા, અને નારદજી પણ સ્વરૂપ બ્રહ્મમાં પ્રત્યક્ષ જણાતા ભગવાનના ચરણારવિંદમાં અખંડ ચિત્ત રાખીને લોકોમાં ફરવા ગયા [૨૧-૨] નારદજીએ સારા શીલવાળા પુત્રોનો નાશ કરી દીધો સાંભળીને 'સારી પ્રજા શોકનું સ્થાનક છે' એમ શોક કરતો દક્ષપ્રજાપતિ પશ્ચાત્તાપ કરવા લાગ્યો. [૨૩] પછી બ્રહ્માએ સાંત્વના કરતાં તે દક્ષ પ્રજાપતિએ પોતાની સ્ત્રીમાં ફરીવાર 'સબલાશ્વ' નામના હજાર પુત્રો ઉત્પન્ન કર્યા.[૨૪] પ્રજાની સૃષ્ટિને સારૂ પિતાએ આજ્ઞા કરવાથી તે સબલાશ્વો પણ નિયમ ધરીને નારાયણસર કે જ્યાં પોતાના મોટા ભાઇઓ સિદ્ધ થયા હતા ત્યાં ગયા.[૨૫]નારાયણસરમાં ન્હાવાથીજ જેઓનાં અંતઃકરણ નિર્મળ થઇગયાં હતાં, એવા તે સબલાશ્વો ૐકાર મંત્રનો જપ કરતાં મોટું તપ કરવા લાગ્યા [૨૬] કેટલાક મહિનાસુધી જળ પીનેજ રહ્યા, કેટલાક મહિના સુધી વાયુનો આહાર કરીનેજ રહ્યા, અને નીચે લખેલા મંત્રનો જપ કરતાં ભગવાનની આરાધના કરવા લાગ્યા [૨૭] "ૐ नमो नारायणाय पुरुषाय महात्मने । विशुद्धसत्त्वधिष्ण्याय महाहंसाय धीमहि" (મહાત્મા પુરૂષ નારાયણને નમસ્કાર કરીએ છીએ, અને શુદ્ધ સત્વગુણના આશ્રયરૂપ તે પરમહંસ ભગવાનનું સ્મરણ કરીએ છીએ.[૨૮] એવી રીતે સૃષ્ટિ કરવાની ઇચ્છા રાખતા તે સબલાશ્વો પાસે પણ નારદજીએ આવીને આગળની પેઠેજ કૂટવચન બોલતાં તેથી વધારે પણ આ પ્રમાણે કહ્યું [૨૯] "હે દક્ષના દીકરાઓ! મારી પાસેથી ઉપદેશનાં વચન સાંભળો. તમે કે જેઓ ભાઈઓ ઉપર પ્યાર રાખનાર છો, તેઓ ભાઇઓના માર્ગનેજ અનુસરો [૩૦] ધર્મને જાણનારો જે ભાઇ, ભાઇઓના માર્ગને અનુસરેછે, તે પોતાનાં પુણ્યની સહાયતાથી મરૂતદેવ કે જેઓ ભાઇઓ ઉપર પ્રીતિ રાખનારાછે તેઓની સાથે આનંદ પામેછે."[૩૧] હે રાજા! સફળ દર્શનવાળા નારદજી એટલું બોલીને ત્યાંથી ગયા, અને સબલાશ્વો પણ પોતાના મોટા ભાઈ હર્યશ્વોના માર્ગનેજ અનુસર્યા.

[૩૨] અત્યંત ઉત્તમ અને અંતર્વૃત્તિથી મળે એવા પરબ્રહ્મના માર્ગને અનુસરેલા તે સબલાશ્વો, ગયેલી રાતની પેઠે હજુ સુધી પણ પાછા આવતા નથી.[૩૩] એ સમયમાં ઘણા ઉત્પાતોને દેખતા દક્ષપ્રજાપતિએ આગળની પેઠેજ નારદજીએ પુત્રોનો નાશ કરી નાંખ્યાની વાત સાંભળી.[૩૪] પુત્રોના શોકથી ઘેરાયેલો અને ક્રોધથી જેના હોઠ ફરકતા હતા એવો દક્ષ,નારદજીને મળીને બોલ્યો.[૩૫]

દક્ષ કહેછે—હે દુષ્ટ! તું કે જે સારા માણસના જેવો વેષ ધરનારછે, તેણે અમારા દીકરાઓનું ભૂંડું કર્યું. એ સ્વધર્મમાં પ્રવર્તેલા બાળકોને તે ભીખારીનો માર્ગ દેખાડયો.[૩૬] ત્રણ* ઋણથી નહીં છૂટેલા અને જેઓએ કર્મસંબંધી વિચાર પણ નહીં કર્યો હતો, એવા મારા પુત્રોના બન્ને લોક સંબંધી કલ્યાણનો નાશ તે કરી નાંખ્યો.[૩૭] આ પ્રમાણે નિર્દય અને બાળકોની બુદ્ધિને ફેરવી નાંખનારો તું ભગવાનની કીર્તિનો નાશ કરનાર છતાં લાજ મૂકીને ભગવાનના પાર્ષદોની સાથે ફરેછે [૩૮] સ્નેહને તોડી નાંખનાર અને જેઓને વૈર ન હોય તેઓને પણ વૈર કરાવનાર એક તું વિના બીજા ભગવાનના ભક્તો તો પ્રાણીઓઉપર અનુગ્રહ કરવામાંજ તત્પર રહેછે [૩૯] સ્નેહરૂપી પાશને કાપનારતો ઉપશમજ છે એમ તું ધારતો હોય, તોપણ તું કે જે જ્ઞાની નહીં છતાં જ્ઞાનીઓનો ખોટો વેષ ધરનાર છે, તેના એવા ઠગાઈ ભરેલા ઉપદેશથી પુરૂષોને વૈરાગ્ય થાયજ નહી.[૪૦] વિષયોનો અનુભવ કર્યા વિના, વિષયો દુઃખદાયી છે એમ માણસ જાણી શકેજ નહી, એટલામાટે વિષયો ભોગવ્યા પછી તેઓને ખરાબ જાણીને જેવો વૈરાગ્ય થાય તેવો વૈરાગ્ય બીજાઓએ ભમાવવાથી થાય નહી.[૪૧]અમે કે જેઓ કર્મની મર્યાદાવાળા સજ્જન ગૃહસ્થો છીએ, તેઓનું તેં જે બહુજ ભૂંડું કર્યું, તે અમે સહન કર્યું હતું, તોપણ હે નખોદ કાઢનારા! તેં બીજીવાર પણ અમારૂં

* બ્રહ્મચર્ય પાળી વેદનું અધ્યયન કરે ત્યારે ઋષિઓના ઋણથી છૂટે, યજ્ઞ કરે ત્યારે દેવતાઓના ઋણથી છૂટે અને પુત્ર ઉત્પન્ન કરે ત્યારે પિતૃઓના ઋણથી છૂટે, એમ વેદમાં કહ્યુ છે.

ભૂંડું કર્યું તેથી તારૂં લોકોમાં ભટકતાં ભટકતાં ક્યાંય ઠેકાણુ જ રહેશે નહી.[૪૨-૪૩]

શુકદેવજી કહેછે—સજ્જનોમાં માન પામેલા નારદજીએ એ દક્ષનો શાપ સ્વીકારી લીધો, કેમકે સામાને શાપ દેવાની પોતામાં શક્તિ છતાં પણ સહન કરી રહેવું એજ સાધુ પુરૂષોની રીતિછે.[૪૪]

**प्रतिजग्राह तद्बाढं नारदः साधुसंमतः ।**
**एतावान् साधुवादो हि तितिक्षेतेश्वरः स्वयम् ४४**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ષષ્ઠસ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૬ ઠ્ઠો.*

### દક્ષની સાઠ કન્યાઓના વંશ અને અદિતિના પુત્રથી વિશ્વરૂપનો જન્મ.

॥ श्रीशुकउवाच ॥

**ततः प्राचेतसोऽसिक्न्यामनुनीतः स्वयंभुवा ।**
**षष्टिं संजनयामास दुहितृः पितृवत्सलाः ॥ १ ॥**

શુકદેવજી કહેછે—તે પછી બ્રહ્માએ સમજાવેલા દક્ષ પ્રજાપતિએ નારદજીના ભયથી પોતાની સ્ત્રી અસિક્નીમાં પિતાઉપર સ્નેહ રાખનારી સાઠ દીકરીઓ ઉત્પન્ન કરી[૧] તેઓમાં દશ દીકરીઓ ધર્મને આપી, તેર કશ્યપને આપી, સત્યાવીશ ચંદ્રમાને આપી, અને ભૂત, અંગિરા તથા કૃશાશ્વને બબ્બે આપી. બાકી જે ચાર વધી તે પણ 'तार्क्ष्य' એવા નામથી ઓળખાતા કશ્યપનેજ આપી.[૨] દક્ષની એ દીકરીઓ કે જેઓના પુત્રપૌત્રાદિક વંશથી ત્રણે લોક ભરાઈ ગયાછે તેઓનાં અને તેઓનાં સંતાનોનાં નામ મારી પાસેથી સાંભળો.[૩] ભાનુ, લંબા, કકુભ, જામિ, વિશ્વા, સાધ્યા, મરૂત્વતી, વસુ, મુહૂર્ત્તા અને સંકલ્પા એટલી ધર્મની સ્ત્રીઓ છે. તેઓના પુત્રોનાં નામ કહુ તે સાંભળો.[૪] ભાનુનો દેવઋષભ નામનો પુત્ર થયો અને તેનો ઇંદ્રસેન થયો લંબાનો વિદ્યોત નામનો પુત્ર થયો અને તેના સ્તનયિત્નુ નામના પુત્રો થયા.[૫] કકુભનો સંકટ નામનો પુત્ર થયો, તેનો કીકટ થયો અને તેના દુર્ગ (પૃથ્વી ઉપરના કિલ્લાઓના દેવ) પુત્ર થયા. જામિનો સ્વર્ગ નામનો પુત્ર થયો અને તેનો નંદિ થયો.[૬] વિશ્વાના વિશ્વેદેવા નામના પુત્રો થયા, તેઓ પ્રજારહિત છે એમ કહેવાયછે. સાધ્યાના સાધ્ય દેવતાઓ થયા અને તેઓનો અર્થસિદ્ધિ થયો.[૭] મરૂત્વતીના મરૂત્વાન્ અને જયંત નામના બે પુત્ર થયા, તેમાં જયંત ભગવાનનો અંશ છે કે જેનું ઉપેંદ્ર એવું પણ નામ કહેવાયછે.[૮] મુહૂર્ત્તાના મૌહૂર્ત્તિક દેવ (મુહૂર્ત્તોના સ્વામી) થયા કે જેઓ પ્રાણીઓને પોતપોતાના સમયનું ફળ આપેછે[૯] સંકલ્પાનો સંકલ્પ નામનો પુત્ર થયો અને તેનો પુત્ર કામદેવ થયો. વસુના પુત્ર આઠ વસુ થયા, તેઓનાં નામ મારી પાસેથી સાંભળો.[૧૦] દ્રોણ, પ્રાણ, ધ્રુવ, અર્ક, અગ્નિ, દોષ, વસુ, વિભાવસુ એ આઠ વસુ કહેવાયછે. તેઓમાં દ્રોણની સ્ત્રી અભિમતિમાં હર્ષ, શોક અને ભય ઇત્યાદિક પુત્રો ઉત્પન્ન થયા[૧૧] પ્રાણની ઉર્જસ્વતી નામના સ્ત્રી હતી તેમાં સહ, આયુ અને પુરોજવ નામના પુત્રો થયા. ધ્રુવની ધરણી નામની સ્ત્રી હતી તેમાં અનેક પ્રકારનાં પુર (પુરના દેવ) થયા.[૧૨] અર્કની વાસના નામની સ્ત્રી હતી, તેમાં તર્ષ વગેરે પુત્રો થયા. અગ્નિની વસોર્ધારા નામની સ્ત્રી હતી તેમાં દ્રવિણક વગેરે પુત્રો થયા.

કૃત્તિકાઓએ ધવરાવીને ઉછેરેલ કાર્ત્તિકેય સ્વામી પણ અગ્નિના પુત્ર છે, અને તે કાર્ત્તિકેયના વિશાખા વગેરે પુત્રો થયા દોષ નામના વસુની શર્વરી નામની સ્ત્રી હતી, તેનો શિશુમાર નામનો પુત્ર થયો, તે ભગવાનનો અંશ હતો.[૧૪] વસુની આંગિરસી નામની સ્ત્રી હતી તેનો શિલ્પકળાકરનાર વિશ્વકર્મા નામનો પુત્ર થયો એ વિશ્વકર્માની કૃતી નામની સ્ત્રી હતી તેમાં ચાક્ષુષ નામનો મનુ થયો, અને તેના વિશ્વ અને સાધ્ય નામના પુત્રો થયા.[૧૫] વિભાવસુ નામના આઠમા વસુની ઉષા નામની સ્ત્રી હતી, તેના વ્યુષ્ટ, રોચિષ અને આતપ એવા નામનાપુત્રોથયા. આતપનો પંચયામ નામનો(દિવસનોદેવ)પુત્રથયો કેજેથીપ્રાણીઓપો-

---

* આ છઠ્ઠા અધ્યાયમા દક્ષે ઉત્પન્ન કરેલા સાઠ દીકરીઓના જૂદા જૂદા વંશ કહેતાં તેમા અદિતિના પુત્રથી વિશ્વરૂપનો જન્મ થવાની કથા કહેવામા આવશે.

તપોતાના કામમાં જાગેછે.[૧૬]ભૂત નામના દક્ષના જમાઈની સુરૂપા નામની સ્ત્રી હતી, તેમાં કરોડો રૂદ્ર ઉત્પન્ન થયા. રૈવત, અજ, ભવ, ભીમ, વામ, ઉગ્ર, વૃષાકપિ, અજૈકપાદ, અહિર્બુધ્ન્ય, બહુરૂપ અને મહાન એ અગિયાર મુખ્યરૂદ્ર અને તેઓના પાર્ષદો પણ રૂદ્ર ગણાયછે ભૂતની બીજી સ્ત્રીમાં ભયંકર ભૂત અને વિનાયકો ઉત્પન્ન થયા.[૧૭-૧૮] દક્ષના જમાઇ અંગિરા પ્રજાપતિની સ્ત્રી સ્વધા હતી તેમાંથી પિતૃઓ ઉત્પન્ન થયા, અને સતી નામની તેમની બીજી સ્ત્રી હતી તેણે અથર્વવેદને પોતાનો પુત્ર ઠરાવ્યો હતો [૧૯] દક્ષના જમાઇ કૃશાશ્વે પોતાની અર્ચિ નામની સ્ત્રીમાં ધૂમ્રકેશ નામનો પુત્ર, અને ધિષણા નામની બીજી સ્ત્રીમાં વેદશિરા, દેવલ, વયુન અને મનુ એ નામના ચાર પુત્ર ઉત્પન્ન કર્યા.[૨૦]દક્ષના જમાઇ તાર્ક્ષ્યની વિનતા, કદ્રૂ, પતંગી અને યામિની એવા નામની ચાર સ્ત્રીઓ હતી તેઓમાં પતંગીએ પક્ષીઓ ઉત્પન્ન કર્યાં, યામિનીએ તીડ ઉત્પન્ન કર્યાં, વિનતાએ ભગવાનના વાહનરૂપ ગરૂડજીને અને સૂર્યના સારથી અરૂણને ઉત્પન્ન કર્યા, ને કદ્રૂએ અનેક નાગ ઉત્પન્ન કર્યા [૨૧-૨૨] હે રાજા! કૃત્તિકા વગેરે સત્યાવીશ નક્ષત્ર ( દક્ષની દીકરીઓ ) ચંદ્રમાની સ્ત્રીઓ છે. ચંદ્રમાએ એક રોહીણિ ઉપરજ પ્રેમ રાખીને બીજીઓનો અનાદર કર્યો હતો, તેથી ક્રોધ કરીને દક્ષે શાપ દેતાં ચંદ્રમાને ક્ષયરોગ થવાથી તેને સંતાનજ થયુ નથી. ચંદ્રમાએ પાછો દક્ષને રાજી કર્યો, તો પણ તેને ક્ષયરોગથી ખંડિત થયેલી કળાઓજ પાછી મળી પણ સંતાનની પ્રાપ્તિ થઇ નહીં [૨૩] હવે લોકોની માતારૂપ કશ્યપની સ્ત્રીઓનાં શુભનામ સાંભળો, કે જેઓમાંથી આ જગત્ થયુંછે [૨૪] અદિતિ, દિતિ, દનુ, કાષ્ઠા, અરિષ્ટા, સુરસા, ઈલા, મુનિ, ક્રોધવશા, તામ્રા, સુરભિ, સરમા અને તિમિ એ તેર કશ્યપની સ્ત્રીઓ હતી. તેઓમાં તિમિના પુત્ર જળજંતુ થયા. સરમાનાં ફાડીખાનારાં જાનવરો થયાં સુરભીના પાડા, બળદો અને બીજા પણ જેઓ બબ્બે ખરીવાળા છે તેઓ થયા.[૨૫-૨૬]તામ્રાના બાજ અને ગરજો વગેરે થયા, મુનિની અપ્સરાઓ થઇ, ક્રોધવશાના પુત્ર દંદશુક વગેરે સર્પો થયા.[૨૭] ઇલાનાં સર્વ ઝાડ થયાં, સુરસાના રાક્ષસો થયા, અરિષ્ટાના ગંધર્વો થયા, કાષ્ઠાનાં એક ખરીવાળાં જાનવરો થયાં [૨૮]દનુના પુત્ર એકસઠ દાનવો થયા, તેઓનાં મુખ્યનાં નામ સાંભળો. દ્વિમૂર્દ્ધા, શંબર, અરિષ્ટ, હયગ્રીવ, વિભાવસુ,[૨૯] અયોમુખ, શંકુશિરા, સ્વર્ભાનુ, કપિલ, અરૂણ, પુલોમા, વૃષપર્વા, એકચક્ર, અનુતાપન,[૩૦] ધૂમ્રકેશ, વિરૂપાક્ષ, વિપ્રચિત્તિ અને દુર્જય એ અઢાર મુખ્ય ગણાય છે સ્વર્ભાનુની દીકરી સુપ્રભાને નમુચિ પરણ્યો હતો. વૃષપર્વાની દીકરી શર્મિષ્ઠાને બળવાન નહુષરાજાનો દીકરો યયાતિ પરણ્યો હતો [૩૧] ઉપદાનવી, હયશિરા, પુલોમા અને કાલકા એ ચાર દનુના દીકરા વૈશ્વાનરની સુંદર દીકરીઓ હતી તેઓમાં ઉપદાનવીને હિરણ્યાક્ષ પરણ્યો હતો, હયશિરાને ક્રતુ પરણ્યો હતો અને પુલોમા તથા કાલકાને બ્રહ્માની આજ્ઞાથી કશ્યપ પ્રજાપતિ પરણ્યા હતા.[૩૨-૩૩] એ પુલોમા અને કાલકાના પૌલોમ અને કાલકેય નામના સાઠ હજાર બળવાન દાનવો થયા હતા. યજ્ઞમાં વિઘ્ન કરનારા એ દાનવોને તમારા પિતાના પિતા અર્જુને સ્વર્ગમાં જઈને ઇંદ્રનુ પ્રિય કરવા સારૂ એકલાએજ માર્યા હતા [૩૪] વિપ્રચિત્તિ નામના દાનવે સિંહિકા નામની સ્ત્રીમાં રાહુ અને સો કેતુ નામના પુત્રોને ઉત્પન્ન કર્યા. એ રાહુ પાછળથી ગ્રહની પદવી પામ્યોછે [૩૫] હવે અનુક્રમથી અદિતિનો વંશ કહુ છું, તે સાંભળો, કે જે અદિતિના ઉદરથી નારાયણ ભગવાને અંશાવતાર લીધો હતો [૩૬] વિવસ્વાન્, અર્યમા, પૂષા, ત્વષ્ટા, સવિતા, ભગ, ધાતા, વિધાતા, વરૂણ, મિત્ર, શક્ર (ઇંદ્ર) અને ઉરૂક્રમ (વામનજી) એ બાર અદિતિના પુત્ર થયા [૩૭] તેઓમાં વિવસ્વાનની સ્ત્રી સંજ્ઞાને શ્રાદ્ધદેવ (વૈવસ્વત) નામનો મનુ, અને યમ તથા યમુના એ જોડલું આવ્યુ એજ સંજ્ઞા ઘોડીનુ રૂપ ધરી પૃથ્વી ઉપર ગઇ હતી તેને વિવસ્વાન્ (સૂર્ય)ના બીજથી અશ્વિનીકુમાર નામના બે પુત્ર થયા.[૩૮] એજ

સંજ્ઞા પોતાની છાયાને સૂર્યની પાસે મૂકી ગઇ હતી, તે છાયામા શનૈશ્વર, સાવર્ણિ નામનો મનુ અને તપતી નામની કન્યા થઈ હતી. એ કન્યા સંવરણ નામના રાજાને વરી હતી[39] અર્યમા ની સ્ત્રી માતૃકા હતી તેને ચર્ષણી નામના પુત્રો આવ્યા. એ ચર્ષણીઓને આત્મવિચાર હતો તેથી તેઓને બ્રહ્માએ મનુષ્ય જાતના ઠરાવ્યાછે.[40] પૂષાને કાંઇ સંતાનજ થયુ નથી, દક્ષપ્રજાપતિ ઉપર સદાશિવે કોપ કર્યો તે વખતે એ પૂષાએ પોતાના દાંત દેખાડીને સદાશિવની મશ્કરી કરી હતી તેથી, તેના દાંત ભાંગી પડયાછે અને લોટ ફાકીને રહેછે[41] ત્વષ્ટાની રચના નામની સ્ત્રી હતી તે દૈત્યોની નાની બેન હતી, તેને સન્નિવેશ અને વિશ્વરૂપ નામના બે પુત્ર થયા[42] દેવતાઓએ અપમાન કરવાથી જે સમયે બૃહસ્પતિએ દેવતાઓનો ત્યાગ કર્યો હતો, તે સમયે દેવતાઓએ એ વિશ્વરૂપ, જોકે શત્રુ દૈત્યોનો દૌહિત્ર હતો તોપણ તેને ગુરૂ ઠરાવ્યો હતો[4]

तंवव्रिरेसुरगणा दौहित्रंद्विषतामपि ।
विमतेनपरित्यक्ता गुरुणांगिरसेनयत् ॥४३॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ષષ્ઠ-
સ્કંધનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ

---

## અધ્યાય ૭ મો.*

## વિશ્વરૂપ દેવતાઓનો પુરોહિત થયો.

॥ राजोवाच ॥

कस्यहेतोःपरित्यक्ता आचार्येणात्मनःसुराः
एतदाचक्ष्वभगवन् शिष्याणामक्रमंगुरौ ॥ १ ॥

પરીક્ષિતરાજા પૂછેછે–હે મહારાજ! બૃહસ્પતિએ પોતાના શિષ્ય દેવતાઓનો શામાટે ત્યાગ કર્યો? એ શિષ્યોએ પોતાના ગુરૂનો જે અપરાધ કર્યો હોય તે મારી પાસે કહો[1]

શુકદેવજી કહેછે–હે રાજા! એક દિવસે ઇંદ્રદેવ કે જેણે ત્રૈલોક્યના રાજ્યના અભિમાનથી સત્પુરૂષોની રીતિનો ત્યાગ કર્યો હતો, તે પોતાની સભામાં મોટા સિંહાસન પર બેઠેલા હતા, વાયુના ગણ, વસુ, રૂદ્ર, આદિત્ય, ઋભુ, વિશ્વેદેવા, સાધ્ય અને અશ્વિનીકુમાર ચારેકોર ઉભા હતા, સિદ્ધ, ચારણ, ગંધર્વ, વેદ બોલનારા મુનિઓ, વિદ્યાધર, અપ્સરાઓ, કિન્નર, પક્ષીઓ અને નાગલોકો તે ઇંદ્રદેવનુ સેવન કરતા હતા, સ્તુતિ કરતા હતા અને સુંદર રીતે ગાયન કરતા હતા, ચંદ્રમાના મંડળ જેવું સુંદર ધોળું છત્ર ધરી લીધુ હતુ, બીજા પણ ચામર પંખા વગેરે ચક્રવર્તિનાં ચિન્હોનો ઉપયોગ થતો હતો, ને સાથે અરધા આસનપર બેઠેલાં ઇંદ્રાણીદેવીથી અત્યંત શોભતા હતા[2-6] એ સમયમાં દેવતાઓના અને પોતાના પણ મોટા ગુરૂ બૃહસ્પતિ સભામાં આવ્યા, તેમનો સામા ઉઠી ઉભા થઈને કે આસન વગેરે આપીને ઇંદ્રદેવે સત્કાર કર્યો નહી[7] દેવ અને દૈત્યો જેમને પ્રણામ કરેછે એવા મહામુનિ બૃહસ્પતિને સભામાં આવ્યા દીઠા, તોપણ ઇંદ્ર પોતાના આસન પરથી જરાપણ ચળાયમાન થયા નહી, ત્યારે 'એ લક્ષ્મીના મદનો વિકાર થયોછે' એમ જાણી તુરત સભામાંથી નીકળીને મહાવિદ્વાન બૃહસ્પતિ ચુપાચુપ પોતાને ઘેર ગયા[8-9] એ વખતે જ પોતાથી ગુરૂનો અપરાધ થયો જાણી સભાવચ્ચે ઇંદ્રમહારાજ પોતાની મેળેજ પોતાને ધિક્કાર દેવા લાગ્યા[10] "અહો! ભુંડુ થયુ. મેં અલ્પબુદ્ધિથી ઐશ્વર્યના અભિમાનને લીધે સભામાં ગુરૂનું અપમાન કર્યું એ ભુંડુ કર્યું[11] ત્રૈલોક્યના રાજ્યની લક્ષ્મીને પણ કયો પંડિત ઇચ્છે? કે જે લક્ષ્મીએ હુ કે જે સત્વગુણી દેવતાઓનો સ્વામી છુ તેને પણ અસુરનો સ્વભાવ આપી દીધો[12] 'સિંહાસન ઉપર બેઠેલા રાજાએ કોઇની સામે ઉઠ્યું થવુ નહીં' એમ જેઓ કહેછે તેઓ ખરા ધર્મને જાણતાજ નથી[13] અવળો માર્ગ બતાવનારા અને નરકમાં પડતા એ લોકોનાં વચનને જેઓ માને, તેઓ પથરાના વાહાણમાં બેઠેલાઓની પેઠે ડુબી જાયછે[14] એટલા માટે હવે હું શઠતા છોડી દઇ તથા મસ્તક

* આ સાતમા અધ્યાયમા ગુરૂએ ત્યાગ કરેલા દેવતાઓએ પ્રાર્થના કરવાથી વિશ્વરૂપ તેઓના પુરોહિત થયા, એ કથા કહેવાશે

વતે તેમના ચરણનો સ્પર્શ કરી એ મોટી બુદ્ધિવાળા ગુરૂને પ્રસન્ન કરીશ." એમ ઇંદ્રદેવે વિચાર કર્યો તેટલામાં બૃહસ્પતિ, પોતાની માયાના પ્રભાવથી ઘરમાંથી પણ અદૃશ્ય થઈ ગયા[૧૫-૧૬] ઘણી તજવીજ કરી તો પણ ગુરૂનો પત્તો નહી મળતાં ઘણી ચિંતામાં પડેલા ઈંદ્રદેવને તથા દેવતાઓને પોતાથી જરા પણ સુખ મળ્યું નહી.[૧૭] એ વાત સાંભળતાંજ મદોન્મત્ત સઘળા અસુરો, શુક્રાચાર્યના અભિપ્રાયને અનુસરી હાથયાર ઉપાડીને દેવતાઓ ઉપર લડાઈ લાવ્યા.[૧૮] દૈત્યોએ નાંખેલાં તીક્ષ્ણ બાણોથી જેઓનાં માથાં, સાથળ અને હાથ ભેદાઇ ગયા એવા ઇંદ્રસહિત દેવતાઓ, માથાં નીચાં કરીને બ્રહ્માની શરણે ગયા[૧૯]મોટી સત્તાવાળા બ્રહ્મા, એ પ્રમાણે પીડાએલા દેવતાઓને જોઈ ઘણી દયાથી ધીરજ આપતાં નીચે પ્રમાણે બોલ્યા.[૨૦]

બ્રહ્મા કહેછે—અહો ! અફસોસ છે. હે ઉત્તમ દેવતાઓ ! તમોએ બ્રહ્મવેત્તા અને જિતેંદ્રિય બ્રાહ્મણનુ ઐશ્વર્યના મદથી અપમાન કર્યુ એ બહુ ભૂંડુ કર્યું.[૨૧] તમે સમૃદ્ધિવાળા હતા અને તમારા સ્વાભાવિક શત્રુ દૈત્યો ક્ષીણ હતા, તોપણ તેઓના હાથથી તમારો આ જે પરાભવ થયો તે પેહેલી અનીતિનુ ફળ છે.[૨૨] હે ઈંદ્ર ! જુવો કે તમારા શત્રુઓ પ્રથમ પોતાના ગુરૂ શુક્રાચાર્યનો અપરાધ કરવાથી ક્ષીણ થઇ ગયા હતા અને હમણાં પાછા ભક્તિપૂર્વક શુક્રાચાર્યની સેવા કરવાથી વૃદ્ધિ પામ્યા છે. શુક્રાચાર્યને પોતાના ઇષ્ટદેવરૂપ માનનારા એ લોકો હમણાં તો મારૂ સ્થાનકપણ લઇ લે એવા શક્તિમાન્ થયાછે[૨૩]ભૃગુકુળના શિષ્યો અને જેઓનો ગુપ્તવિચાર ફૂટીજતો નથી એવા એ દૈત્યો સ્વર્ગને કશા હિસાબમાં ગણતા નથી બ્રાહ્મણો, ભગવાન્ અને ગાયોનો જેઓના ઉપર અનુગ્રહ હોય એવા રાજાઓનું અકલ્યાણ થતુ જ નથી[૨૪]એટલામાટે ત્વષ્ટાનો દીકરો વિશ્વરૂપ કે જે તપસ્વી અને ધીરજવાળો છે તેને તમે જલદીજ અનુસરો. અને જો તમે તેનો સત્કાર કરશો તથા એ કોઈ દૈત્યોનો પક્ષપાત કરે તેનુ સહન કરશો તો એ તમારાં સઘળાં કામ કરી દેશે.[૨૫]

શુકદેવજી કહેછે—એવી રીતે બ્રહ્માનું વચન સાંભળી તાપરહિત થયેલા તે દેવતાઓ, વિશ્વરૂપ ઋષિની પાસે આવી તેનુ આલિંગન કરી નીચે પ્રમાણે બોલ્યા.[૨૬]

દેવતાઓ કહેછે—તારૂ કલ્યાણ થાઓ. અમે તારા આશ્રમમાં આજ અતિથિ થઇને આવ્યા છીએ. હે બાપ ! અમે કે જે તારા વડીલો છીએ, તેઓનુ આ સમયમાં જોઇએ તેવું કામ કરી આપ.[૨૭]ભલા દીકરાઓ પોતે દીકરાના બાપ હોય તોપણ વડીલોની સેવા કરવી એ તેઓનો ઉત્તમ ધર્મ છે, ત્યારે બ્રહ્મચર્ય આશ્રમવાળા દીકરાઓનો એ ઉત્તમ ધર્મ હોય એમાં તો શુ જ કહેવું ?[૨૮]આચાર્ય*બ્રહ્માની મૂર્તિ છે, વડીલ પ્રજાપતિની મૂર્તિ છે, ભાઈ ઇંદ્રની મૂર્તિ છે, મા સાક્ષાત્ પૃથ્વીની મૂર્તિ છે,[૨૯]બેન દયાની મૂર્તિ છે, અતિથિ પોતે ધર્મની મૂર્તિ છે, અભ્યાગત અગ્નિની મૂર્તિ છે અને સર્વ પ્રાણીઓ ભગવાનની મૂર્તિ છે,[૩૦]એટલામાટે પીડા પામેલા અમો કે જેઓ તારા વડીલ અને અતિથિ છીએ, તેઓની શત્રુઓએ કરેલા પરાભવરૂપ પીડાને તપથી મટાડતાં તારે અમારી આજ્ઞા પાળવી જોઇએ.[૩૧]તુ કે જે વેદને જાણનાર બ્રાહ્મણ છે તેને અમારો ગુરૂ થવાની માગણી કરીએ છીએ, કે જે ઉપાય લેવાથી તારા મંત્રબળને લીધે શત્રુઓને અનાયાસથી જીતીશું[૩૨]પ્રયોજન સિદ્ધ કરવાને માટે નાનાને પગે લાગવું એ કાંઇ નિંદિત ગણાતુ નથી બીજી બાબતોમાં અવસ્થા મોટાઈનુ કારણગણાય છે, પણ વિદ્યાની બાબતમાં અવસ્થાથી મોટાઇ ગણાતી નથી.[૩૩]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે દેવતાઓએ પુરોહિત થવાને સારૂ પ્રાર્થના કરેલા એ મહાતપસ્વી વિશ્વરૂપે, પ્રસન્ન થઇ મધુર વાણીથી તેઓને નીચે પ્રમાણે કહ્યુ[૩૪]

વિશ્વરૂપ કહેછે—હે દેવો ! જોકે પુરોહિત (ગોર) પણુ ધર્મવાળા પુરૂષોએ ધિક્કારેલુ અને બ્રહ્મતેજનો ક્ષય કરનારૂ છે, તોપણ તમો લોકપાળો-

* અતિથિઓની અને વડીલોની પ્રશંસાને સારૂ કહેછે.

એ તેની માગણી કરી, તેથી હુ કે જે તમારી શીખામણનુ પાત્ર છુ તેનાથી તેની ના શી રીતે પાડી શકાય ? કેમકે વડીલોનુ કહ્યુ માનવું એજ સ્વાર્થ કહેવાયછે [૩૫] શિલ× અને ઉંછ+ કરવુ એજ અકિંચન પુરૂષોનુ ધન છે. અને તેજ ધનથી હું ઘરમાં રહી સાધુપુરૂષોનો સત્કાર કરૂ છુ, માટે હે સ્વામીઓ! ગોરપણુ કેજેનિંદિત છે અને જેથી દુર્બુદ્ધિપુરૂષ રાજી થાયછે, તે હુ શી રીતે કરૂ ? [૩૬] તોપણ હું તમને ના પાડતો નથી, તમો વડીલોએ કેટલુંક માગ્યુ છે ? તમારી સઘળી માગણીને મારા પ્રાણથી અને ધનથી સિદ્ધ કરી દેવા તેયાર છુ. [૩૭]

શુકદેવજી કહેછે—મહાતપસ્વી અને દેવતાઓએ પ્રાર્થના કરેલો વિશ્વરૂપ એ પ્રમાણે સ્વીકાર કરીને મોટા ઉદ્યમથી પુરોહિતપણુ કરવા લાગ્યો [૩૮] જો કે દૈત્યોની લક્ષ્મી શુક્રાચાર્યની વિદ્યાથી રક્ષિત હતી, તો પણ તેને એ વિશ્વરૂપે વિષ્ણુની નારાયણકવચરૂપ વિદ્યાના પ્રભાવથી દૈત્યો પાસેથી ઝુટી લઇને ઇંદ્રને આપી [૩૯] ઉદાર બુદ્ધિવાળા વિશ્વરૂપે ઇંદ્રને તે વિદ્યા આપી કે જેના પ્રભાવથી રક્ષણ અને શક્તિ પામેલા ઈન્દ્રે દત્યોની સેનાઓને જીતી લીધી [૪૦]

**ययागुप्तः सहस्राक्षो जिग्येऽसुरचमूर्विभुः ।**
**तां प्राहसमहेंद्राय विश्वरूपउदारधीः ॥४०॥**

ઇતીશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના ષષ્ઠસ્કંધનો સાતમો અધ્યાય સંપૂર્ણ

---

## અધ્યાય ૮ મો.*

### વિશ્વરૂપે ઇંદ્રને કહેલું નારાયણ કવચ.

**॥ राजोवाच ॥**

**ययागुप्तः सहस्राक्षः सवाहान् रिपुसैनिकान् ।**
**क्रीडन्निवविनिर्जित्य त्रैलोक्याबुभुजेश्रियम् ॥१॥**

પરીક્ષિત રાજા કહેછે—હે મહારાજ ! જે વિદ્યાથી રક્ષણ પામેલા ઇન્દ્રદેવે રમતાં રમતાંજ સર્વસ્વનુ હરણ કરનારા શત્રુઓની સેનાવાળાઓને યુદ્ધમાં વાહનસહિત જીતી લઇને ત્રૈલોક્યનુ રાજ્ય ભોગવ્યુ, તે નારાયણકવચરૂપ વિદ્યા મારી પાસે કહો [૧-૨]

શુકદેવજી કહેછે—પુરોહિત કરેલા વિશ્વરૂપે પ્રશ્ન કરતાં ઇન્દ્રદેવની પાસે જે નારાયણકવચ કહ્યુ હતુ તે અહી એક મનથી સાંભળો [૩]

વિશ્વરૂપ કહેછે—કોઈ ત્રાસ આવ્યો હોય ત્યારે હાથપગ ધોઇ, આચમન લઇ, પવિત્રીઓ ધરી, ઉત્તર તરફ મોઢું રાખી, અષ્ટાક્ષર તથા દ્વાદશાક્ષર મંત્રથી અંગન્યાસ તથા કરન્યાસ કરી અને વાણીને નિયમમાં રાખી પવિત્રપણાથી નારાયણકવચ પેહેરી લેવુ [૪] ॐ नमो नारायणाय એ અષ્ટાક્ષર મંત્રના ઓંકારાદિ અક્ષરોનો અનુક્રમે બે પગ, બે ગોઠણ, બે સાથળ, પેટ, હૃદય, વક્ષસ્થળ મુખ અને મસ્તકમાં ન્યાસ કરવો, અથવા યથી માંડી અવળા અનુક્રમથી એ અક્ષરોનો અવળે અનુક્રમે એ અંગોમાં ન્યાસ કરવો [૫] પછી, ॐ नमो भगवते वासुदेवाय એ દ્વાદશાક્ષર મંત્રના ઓંકારથી સંપુટ કરેલા એક એક અક્ષરનો આંગળીઓમાં અને અંગુઠાની અણીઓમાં ન્યાસ કરવો (જમણા હાથની તર્જનીથી માંડી ડાબા હાથની તર્જની સુધીની આઠ આંગળીઓમાં આઠ અક્ષરનો અને બે અંગુઠાની ઉપર તથા નીચેની ચાર અણીઓમાં બાકી રહેલા ચાર અક્ષરનો ન્યાસ કરવો )[૬] પછી ॐ विष्णवे नम એ મંત્રના ॐકારનો હૃદયમાં, વિકારનો મસ્તકમાં, ષકારનો ભ્રકુટીના મધ્યમાં, ણકારનો શિખામાં વેકારનો નેત્રમાં, અને નકારનો સર્વ સંધિઓમાં ન્યાસ કરવો, બાકી રહેલા મકારને મ अस्त्रायफट् એમ કહી દિગ્બંધમાં જોડવો [૭-૮] ધ્યાન કરવા યોગ્ય,એશ્વર્યાદિક છ શક્તિવાળા અને વિદ્યા, તેજ તથા તપરૂપી મૂર્તિવાળા પરમાત્માનુ ધ્યાન કરીનેપછીનીચેનુ નારાયણકવચ બોલવું."

ॐગરૂડજીની પીઠપર ચરણ ધરીને રહેલા, આઠ સિદ્ધિવાળા,આઠ બાહુવાળા અને શંખ,ચક્ર,

---

× ખેતરમા ધણીએ મૂકી દીધેલા કણમલા લાવવા.
+ હાટ વગેરેમા વેચાઇ જતા પડયા રહેલા કણ વીણીને લાવવા

* આ આઠમા અધ્યાયમા જેવા રક્ષણ પામેલા ઇદ્રદેવે દૈત્યોને જીતી લીધા તે નારાયણ કવચવિશ્વરૂપે ઇદ્રને કહ્યું એ કથા કહેવામા આવશે.

ઢાલ, તરવાર, ગદા, બાણ, ધનુષ અને પાશને ધારણ કરતા હરિભગવાન્, મારી સર્વ પ્રકારની રક્ષા કરજો.[૧૦] જળમાં જળજંતુરૂપ વરૂણના પાશથી મત્સ્યાવતાર રક્ષા કરજો. માયાથી બટુક બનેલા વામનજી સ્થળમાં રક્ષા કરજો. સઘળું બ્રહ્માંડ જેના રૂપમાં સમાયુ હતુ એવા ત્રિવિક્રમ અંતરિક્ષમાં રક્ષા કરજો.[૧૧] વન અને સંગ્રામના મુખ વગેરે સંકટનાં સ્થળોમાં, મોટા મોટા દૈત્યોના શત્રુ નૃસિંહ ભગવાન્ રક્ષા કરજો, કે જે ભગવાન્ મોટા શબ્દથી ખડખડ હસ્યા હતા, ત્યારે દિશામાં ગર્જના ઉઠી હતી અને ગર્ભો પડીગયા હતા[૧૨] પોતાની દાઢવતે પૃથ્વીને કાઢનાર અને યજ્ઞરૂપી અવયવવાળા વરાહ ભગવાન્ માર્ગમાં મારી રક્ષા કરજો પર્વતોનાં શિખરોમાં પરશુરામ રક્ષા કરજો પ્રવાસમાં ભરતના મોટા ભાઈ રામચંદ્રજી અને લક્ષ્મણજી અમારી રક્ષા કરજો.[૧૩] અભિચાર વગેરે સઘળા ઉગ્ર ધર્મથી અને ગફ્લતમાંથી નારાયણ રક્ષા કરજો ગર્વથી નર ભગવાન્ રક્ષા કરજો યોગભ્રંશથી યોગેશ્વર દત્તાત્રેય રક્ષા કરજો ગુણોના સ્વામી કપિલદેવજી કર્મનાં બંધનથી રક્ષા કરજો[૧૪] સનત્કુમાર, કામદેવથી રક્ષા કરજો. માર્ગમાં દેવતાઓને નમસ્કાર ન કરવારૂપ અપરાધ થાય તેમાંથી હયગ્રીવ ભગવાન્ રક્ષા કરજો ભગવાનની પૂજાનાં વિઘ્નથી નારદજી રક્ષા કરજો. સર્વ પ્રકારના નરકથી કચ્છપાવતાર ભગવાન્ મારી રક્ષા કરજો.[૧૫] કુપથ્યમાંથી ધન્વંતરિ ભગવાન્ રક્ષા કરજો. જિતેંદ્રિય ઋષભદેવજી કામ ક્રોધાદિકના ભયથી રક્ષા કરજો લોકાપવાદથી યજ્ઞાવતાર રક્ષા કરજો લોકો સંબંધી ઉપઘાતથી બલભદ્ર રક્ષા કરજો ક્રોધવશ નામના સર્પોથી શેષનાગ રક્ષા કરજો.[૧૬] અજ્ઞાનથી વેદવ્યાસ ભગવાન્ રક્ષા કરજો. ગફ્લત કરી દેનારા પાખંડોથી બુદ્ધાવતાર રક્ષા કરજો. ધર્મના રક્ષણને સારૂ અવતાર ધરનાર કલ્કિ ભગવાન્ કાળના મેલરૂપ કળિયુગથી રક્ષા કરજો.[૧૭] કેશવ ભગવાન્ ગદાવડે પ્રાત:કાળમાં મારી રક્ષા કરજો. વેણુ ધરનાર ગોવિંદ ભગવાન્ સંગવકાળ સુધી રક્ષા કરજો સાંગને ધરનાર નારાયણ પૂર્વાન્હકાળમાં રક્ષા કરજો. ચક્રને ધરનાર વિષ્ણુ મધ્યાન્હકાળમાં મારી રક્ષા કરજો.[૧૮] ઉગ્રધનુષ્યવાળા મધુહા ભગવાન અપરાન્હકાળમાં રક્ષા કરજો. બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર, એ ત્રણ મૂર્તિવાળા માધવ ભગવાન સાયંકાળમાં રક્ષા કરજો. ઇંદ્રિયોના સ્વામી ભગવાન પ્રદોષકાળમાં રક્ષા કરજો. અધરાતથી પેહેલા કાળમાં અને અધરાતે એકજ પદ્મનાભ ભગવાન્ રક્ષા કરજો.[૧૯] ઇશ્વર શ્રીવત્સધામા ભગવાન્ પાછલી રાતે રક્ષા કરજો. તરવારને ધરનાર જનાર્દન ભગવાન પરોઢીએ રક્ષા કરજો દામોદર ભગવાન પ્રભાતે રક્ષા કરજો કાળમૂર્તિ વિશ્વેશ્વર ભગવાન્ સઘળી સંધિઓમાં રક્ષા કરજો[૨૦] હે પ્રલયકાળના અગ્નિ જેવી તીક્ષ્ણ ધારવાળા ચક્ર! તુ ભગવાને મૂકવાથી ચારેકોર ફરીને, વાયુ સહિત અગ્નિ જેમ ખડને બાળી નાંખે તેમ શત્રુનાં સૈન્યને તુરત બાળી નાખ.[૨૧] હે વજ્રસરખા સ્પર્શવાળા તણખાવાળી ગદા! કુષ્માંડ, વૈનાયક, યક્ષ, રાક્ષસ, ભૂત અને ગ્રહોને ભૂકો કરી નાંખ, ભૂકો કરી નાંખ. શત્રુઓને ચૂર્ણ કર ચૂર્ણ કર તું ભગવાનને પ્યારી છે.[૨૨] હે શંખ! તુ ભગવાને ફૂંકવાથી ભયંકર શબ્દ કરીને શત્રુઓનાં હૃદયોને ધ્રુજાવી નાખતાં રાક્ષસ, પ્રમથ, પ્રેત, માતૃગણ, પિશાચ, બ્રહ્મરાક્ષસ, અને બીજા પણ ઘોર દૃષ્ટિવાળાઓને નસાડી મૂક.[૨૩] હે તીખી ધારવાળા ખડ્ગ! તુ ભગવાનના હાથથી પ્રેરાઈને મારા શત્રુઓના સૈન્યને કાપી નાખ, કાપી નાખ, હે ચંદ્રમાના જેવાં સો મંડળવાળી ઢાલ! તુ પાપી શત્રુઓની આંખોને ઢાંકીદે અને દુષ્ટ દૃષ્ટિવાળાઓની દૃષ્ટિઓને હરી લે.[૨૪] ગ્રહ, કેતુ, મનુષ્યો, સરપોલિયાં, દાઢવાળાં જાનવર અને પાપ કે જેથી અમને ભય થાયછે તેઓ સઘળાં તથા જેઓ અમારાં સુખને નડનારાં હોય તેઓ પણ ભગવાનનાં નામરૂપી અસ્ત્રનાં કીર્તનથી તુરત ક્ષય પામજો[૨૫-૨૬] વૈદિક સ્તોત્રોથી સ્તુતિ કરાતા વેદમય અને સમર્થ ગરૂડ ભગવાન્ સઘળાં કષ્ટોથી અમારી રક્ષા કરજો[૨૭] વિષ્વક્સેન ભગવાન્ પોતાનાં નામોવડે રક્ષા કરજો ભગવાનનાં નામ, રૂપ, વાહન અને આયુધો સઘળી આપત્તિઓથી અમારી રક્ષા ક-

રજો. ભગવાનના ઉત્તમ પાર્ષદો, અમારાં બુદ્ધિ, ઇંદ્રિય, મન અને પ્રાણની રક્ષા કરજો[૨૮] ખરી રીતે સઘળું જગત્ ભગવાનનુંજ સ્વરૂપ છે, તો એ સત્યથી અમારા સઘળા ઉપદ્રવો નાશ પામજો[૨૯] જો કે અભેદદૃષ્ટિવાળાઓને ભગવાન્ ભેદરહિતજ છે, તોપણ પોતાની માયાથી ભુષણ, આયુધ અને ચિન્હ નામની શક્તિઓને ધારણ કરેછે એ વાત ખરી છે, તો એ સત્ય પ્રમાણે સર્વવ્યાપક ભગવાન્, સર્વ સ્વરૂપોવડે સર્વ કાળમાં અને સર્વ દેશમાં અમારી રક્ષા કરજો.[૩૦–૩૧]નૃસિંહનાં નામની ગર્જનાથી લોકોના ભયને મટાડનાર, અને પોતાના પ્રભાવથી ઝેર વગેરે સર્વનાં સામર્થ્યને ગળીજનાર પ્રલ્હાદજી, દિશાઓમાં, ખૂણાઓમાં, ઉંચે, નીચે, અંદર,બહાર અનેચારેકોર અમારી રક્ષા કરજો [૩૨]

વિશ્વરૂપ કહેછે–હે ઇંદ્ર ! આ નારાયણકવચ (નારાયણના નામનું બખતર) તમારી પાસે કહ્યું કે જે પેહેરીને મોટા મોટા દૈત્યોને વગર પરિશ્રમે જીતી લેશો [૩૩]આ કવચને ધારણ કરનાર પુરૂષ જેની સામુ આંખથી જુવે અથવા જેને પગ અડાડે તેપણ ભયથી મૂકાયછે [૩૪]આ વિદ્યાને ધારણ કરનારા પુરૂષને રાજા, ચોર, ગ્રહવગેરે કે વાઘવગેરે કોઇથી પણ કદી ભય ઉપજે નહી [૩૫]પૂર્વે આ વિદ્યાનું ધારણ કરનારા કોઇ કૌશિક ગોત્રના બ્રાહ્મણે યોગધારણાથી નિર્જળ દેશમાં (મારવાડમાં) પોતાનો દેહ છોડયો હતો [૩૬]એક દિવસે સ્ત્રીઓથી વીંટાએલો ગંધર્વોનો અધિપતિ ચિત્રરથ, વિમાનમાં બેસીને આકાશમાં જતો હતો, ત્યાં પેલા બ્રાહ્મણનો દેહ જ્યાં પડયો હતો તે સ્થળ ઉપર આવતાં તુરત વિમાનસહિત ઊંધે માથે પડયો પછી વાલખિલ્ય ઋષિઓના કહેવા ઉપરથી તે બ્રાહ્મણનાં અસ્થિ ઉપાડી લઇ, પ્રાચીસરસ્વતીમાં નાંખી ત્યાંસ્નાન કરીવિસ્મય પામીને પોતાના લોકમાં ગયો [૩૭–૩૮]

શુકદેવજી કહેછે–જે માણસ આ નારાયણકવચને યોગ્ય સમયમાં આદરસહિત સાંભળે અથવા ધારણ કરે તેને પ્રાણીઓ નમે અને તે પોતે સઘળા ભયથી છુટે [૩૯]વિશ્વરૂપ પાસેથી આ વિદ્યાને પામેલા ઇંદ્રદેવે યુદ્ધમાં દૈત્યોને જીતી લઈ ત્રૈલોક્યનુ રાજ્ય ભોગવ્યુ હતું.[૪૦]

एतांविद्यामधिगतो विश्वरूपाच्छतक्रतुः ।
त्रैलोक्यलक्ष्मीबुभुजे विनिर्जित्यमृधेऽसुरान् ॥४०॥

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના ષષ્ઠ સ્કંધનો નારાયણ કવચ નામનો આઠમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૯ મો.*

### ઇંદ્રે વિશ્વરૂપને મારી નાંખવાથી ત્વષ્ટાએ વૃત્રાસુરને ઉત્પન્ન કર્યો.

॥ श्री शुकउवाच ॥

तस्यासनविश्वरूपस्य शिरांसित्रीणिभारत ।
सोमपीथंसुरापीथमन्नादमितिशुश्रुम ॥ १ ॥

શુકદેવજી કહેછે–એ વિશ્વરૂપનાં ત્રણ માથાં હતાં, તેઓમાં એક સોમપાન કરવાનું, બીજું સુરાપાન કરવાનું અને ત્રીજું અન્ન ખાવાનું હતું એમ સાંભળ્યું છે [૧]એ વિશ્વરૂપ કે જેના વડીલો દેવતા હતા તે પોતે યજ્ઞમાં, દેવતાઓને ભાગ દેવાના મંત્ર પ્રત્યક્ષ રીતે વિનયસહિત ઉંચા સ્વરથી બોલતો હતો, અને તેની મા કે જે દૈત્યની પુત્રી હતી તેના સ્નેહને લીધે દૈત્યોને ગુપ્ત રીતે ભાગ આપતો હતો [૨–૩]એ ધર્મના કપટરૂપ તેનો અપરાધ જોઈને દૈત્યોથી બીનેલા ઇંદ્રદેવે ક્રોધથી તુરત તેનાં માથાં કાપી નાંખ્યાં [૪]જે માથુ સોમપાન કરવાનું હતુ તેમાંથી કપિંજલ પક્ષીથયો, સુરાપાન કરવાનુ હતું તેમાંથી કલવિંદ પક્ષી થયો અને અન્ન ખાવાનુ હતું તેમાંથી તેતર પક્ષી થયો [૫]જોકે એ બ્રહ્મહત્યાનું નિવારણ કરવાને ઇંદ્ર શક્તિમાન્ હતા, તોપણ તેમણે એક વર્ષ સુધી એ બ્રહ્મહત્યાનુ ધારણ કર્યું અને વર્ષ પૂરૂ થયા પછી લોકાપવાદને ટાળવામાટે તે બ્રહ્મહત્યાને ચાર ભાગે વેહેંચી પૃથ્વી, જળ, વૃક્ષ તથા સ્ત્રીઓને આપી [૬]એક ભાગ પૃથ્વીએ લીધો તે એવી બોલીથી કે મારામાં જે ખાડો પડે તે

---

* આ નવમા અધ્યાયમા કોપથી ઇંદ્રે વિશ્વરૂપને મારી નાખવાથી ત્વષ્ટાએ વૃત્રાસુરને પેદા કર્યો, અને તેથી ભય પામીને દેવતાઓએ ભગવાનની સ્તુતિ કરી, એ કથા કહેવાશે.

પોતાની મેળેજ પૂરાઇ જવો જોઇએ. જેટલો ખારો ભાગ જોવામાં આવેછે તે પૃથ્વીમાં બ્રહ્મહત્યાનું રૂપ દેખાયછે.૭એક ભાગ વૃક્ષોએ લીધો તે એવી બોલીથી કે અમો કાપ્યા છતાં પણ પાછા ઊગી આવવાં જોઇએ, જે ગુંદ છે તે [illegible]મા બ્રહ્મહત્યાનુ સ્વરૂપ દેખાયછે ૮એક ભ[illegible] [illegible]ઓ એ લીધો, તે એવી બોલીથી કે જણવા[illegible] [illegible]તુન થાય તોપણ ગર્ભને કશી હરકતઆવવી નહીં જોઇએ. મહિને મહિને રજ આવેછે તે સ્ત્રીઓમાં બ્રહ્મહત્યાનુ સ્વરૂપ દેખાયછે.૯એક ભાગ જળેલીધો તે એવી બોલીથી કે અમોને કૂવાવગેરેમાંથી ઉલેચી નાંખે, તોપણ પાછાં તેટલાંજથઈ રહીએ,પરપોટા અને ફીણ દેખાયછે તે જળમાં બ્રહ્મહત્યાનુ સ્વરૂપ છે જળમાંથી પરપોટા અને ફીણને જે બહાર કાઢી નાખે તે બ્રહ્મહત્યાને કાઢેછે એમ સમજવું.૧૦ પછી ત્વષ્ટાદેવ કે જેનો એ વિશ્વરૂપ નામનો પુત્ર મરી ગયો, તેમણે ઇંદ્રનો શત્રુ ઉત્પન્ન કરવાને સારૂ 'હે इंद्रशत्रो* ! वृद्धि पाम्य, અને જલ્દી शत्रुने मार्य' એવા અર્થનો મંત્ર બોલીને અગ્નિમાં હોમ કર્યો.૧૧ તે હોમના પ્રભાવને લીધે દક્ષિણાગ્નિમાંથી એક ભયંકર રૂપવાળો પુરૂષ, પ્રલય કાળમાં જેમ લોકોનો કાળ ઊઠે તેમ ઉઠયો.૧૨ એ પુરૂષ ફેંકેલુ બાણ જેટલા હાથ દૂર પડે તેટલા હાથ રોજરોજ ચારેકોર વધતો હતો બળી ગયેલા પર્વત જેવો કાળો હતો સંધ્યાસમયનાં અનેક વાદળાં જેવુ તેનુ તેજ હતુ ૧૩ મૂછો અને ચોટલાની લટો ધખાવેલા ત્રાંબા જેવી હતી, આંખો મધ્યાન્હકાળના સૂર્ય જેવી આકરી હતી ૧૪ અત્યંત પ્રકાશવાળાં ત્રણ અણીઓનાં ત્રિશૂળમાં જાણે પૃથ્વીને અને અંતરિક્ષને પરોવી લીધાં હોય તેમ લાગતુ હતું નાચતો હતો, ગર્જના કરતો હતો અને પગવતે ધરતીને ધ્રુજાવતો હતો ૧૫ ભયંકર દાઢો વાળા, મોટા અને ઊંડા મોઢાથી વાર વાર બગાસાં ખાતો હતો, તે વખતે જાણે આકાશને પી જતો હોય, જીભથી નક્ષત્રોને ચાટતો હોય અને ત્રૈલોક્યને ગળી જતો હોય એવો લાગતો હતો એ પુરૂષને જોઇને ત્રાસ પામેલા સર્વે લોકો દશે દિશાઓમાં ભાગવા લાગ્યા ૧૬-૧૭ એ ત્વષ્ટાના પુત્રરૂપી અંધકારે આ સઘળા લોકોને વીંટી લીધા તેથી એ અત્યંત દારૂણ અને પાપી પુરૂષનુ 'વૃત્ર' એવુ નામ કહેવાયુ ૧૮ પોતાનાં સૈન્યસહિત મોટા દેવતાઓ તેના ઉપર દોડીને પોતપોતાનાં દિવ્ય અસ્ત્ર અને શસ્ત્રોના સમૂહોથી તેને મારવા લાગ્યા, પણ તે વૃત્રાસુર એ સઘળાં હથિયારોને ગળી ગયો ૧૯ પછી વિસ્મય પામેલા, ખેદ પામેલા અને કાંતિરહિત થયેલા સઘળા દેવતાઓ એકાગ્રચિત્તથી અંતર્યામી ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા ૨૦

દેવતાઓ સ્તુતિ કરેછે—વાયુ, આકાશ, અગ્નિ, જળ, પૃથ્વી, ત્રણ લોક, બ્રહ્માદિક અને અમે પણ ભય પામીને જેની આજ્ઞા પ્રમાણે ચાલીએ છીએ તે કાળ પણ જેથી બીએછે તે પરમેશ્વર અમારા રક્ષક થજો ૨૧અહંકારરહિત,શાંત,સ્વરૂપના લાભથીજ પૂર્ણકામ અને ઉપાધિરહિતએપરમેશ્વરને છોડી દઇને જે પુરૂષ બીજાનુ શરણ લેછે તેમૂર્ખ કૂતરાનું પૂછડુ ઝાલીને સમુદ્રને તરવા ઇચ્છેછે ૨૨ સત્યવ્રત મનુ, જેનાં મોટાં શીંગડાંમાં પૃથ્વીરૂપ પોતાનુ વહાણ બાંધીને યોગ્ય રીતે સંકટને તરી ગયો હતો,તે મત્સ્યાવતાર ભગવાન્,અમો કે જેઓ પોતાના આશ્રિત છીએ, તેઓની પણ આ વૃત્રાસુરરૂપી અપાર ભયથી અવશ્ય રક્ષા કરશે ૨૩ પૂર્વે ભારે પવનના ઝપાટાથી ઉઠેલા મોજાઓના શબ્દોથી વિકરાળ પ્રલયના જળમાં કમળ ઉપરથી પડી ગએલા બ્રહ્મા એકલા હતા, તોપણ જેની સહાયતાથી સંકટમુક્ત થયા હતા, તે ઇશ્વર આ સંકટમાંથી અમને તારજો ૨૪ જેણે એકલાએજ પોતાની માયાથી અમને ઉત્પન્ન કર્યાછે, જેના અનુગ્રહથી અમે જગતને સરજીએ છીએ, જે ધણી અમારાથી પેહેલાંજ અંતર્યામીપણાથી કામ કરેછે, તોપણ જૂદા જૂદા સ્વામિત્વનુ અભિમાનધરાવનારા અમે તેના સ્વરૂપને જાણતા નથી,

* इंद्रशत्रो એ શબ્દનો ઉચ્ચાર કરતા ત્વષ્ટાની, આદિ ઉદાત્ત સ્વર બોલવાની ભૂલ થઈ ગઇ તેથી વ્યાકરણની રીતપ્રમાણે બહુવ્રીહિ સમાસનુ લક્ષણ થવાથી ઇંદ્રજ તેનો શત્રુ થયો એમ શિક્ષામા લખ્યુ છે

જે ધણી પ્રત્યેક યુગમાં પોતે નિત્ય છતાં પણ દેવ, ઋષિ, પશુ, પક્ષી, તથા મનુષ્યોમાં પોતાની માયાથી અવતાર ધરીને તે અવતારોથી અમને પોતાના લેખીશત્રુઓનીપીડાથીરક્ષાકરેછે.[૨૫-૨૬] અને જે ધણી અમારા આત્મારૂપ, ઇષ્ટદેવ, સર્વરૂપ, સર્વથી અન્ય, સર્વના પરમ કારણરૂપ, પ્રધાનપુરૂષરૂપ અને શરણાગતની રક્ષા કરનાર છે, તે પરમેશ્વરને અમે સઘળા શરણે જઈએ છીએ. એ મહાત્મા, અમે કે જેઓ પોતાના છીએ તેઓનુ કલ્યાણ કરશે.[૨૭]

શુકદેવજી કહેછે-હે રાજા! એ પ્રમાણે દેવતાઓએ સ્તુતિ કરતાં શંખ, ચક્ર અને ગદાને ધરનાર ભગવાને પ્રથમ તો તેઓનાં હૃદયમાં દર્શન દીધું અને પછીથી બહાર પણ દર્શન દીધુ.[૨૮]શ્રીવત્સ અને કૌસ્તુભમણિ શિવાય બાકી સઘળી ભગવાન્‌ના સરખીજ નિશાનીવાળા સુનંદાદિક સોળ પાર્ષદો એ ભગવાનને ચારેકોર સેવતા હતા. શરદ્ ઋતુમાં ઉઘડેલાં કમળ સરખાં નેત્રવાળા તે ભગવાનને જોઈ દર્શનના આનંદથી વિહ્વળ થયેલા તે સઘળા દેવતાઓ પ્રથમ પૃથ્વી ઉપર દંડની પેઠે પડીને પગે લાગ્યા, અને પછી ધીરે ધીરે ઉઠીને સ્તુતિ કરવા લાગ્યા[૨૯-૩૦]

દેવતાઓ ફરીવાર સ્તુતિ કરેછે-આપ કે જે યજ્ઞરૂપી સામર્થ્યવાળા, કાળરૂપ, દૈત્યોની ઉપર ચક્ર ફેંકનાર અને સુંદર ઘણાં નામવાળા છો, તેમને વારંવાર પ્રણામ કરીએ છીએ[૩૧] હે પરમેશ્વર! આપ કે જે ત્રણ ગુણના સ્વામી છો, તેઓના ત્રણ ગુણથી પર નિર્ગુણ સ્વરૂપને જાણવા માટે સૃષ્ટિમાં ઉત્પન્ન થયેલો કયો પુરૂષ સમર્થ થાય?[૩૨]હે ભગવાન્, હે નારાયણ! હે વાસુદેવ! હે આદિપુરૂષ! હે મહાપુરૂષ! હે મોટા પ્રભાવવાળા! હે પરમ મંગળરૂપ! હે પરમ કલ્યાણસ્વરૂપ! હે મોટા દયાળુ! હે કેવળરૂપ! હે જગતના આધાર! હે લોકના એક અધિપતિ! હે સર્વેશ્વર! હે લક્ષ્મીના પતિ! પરમહંસ સંન્યાસી લોકોએ સ્વરૂપના ધ્યાનરૂપ સમાધિથી સારી રીતે અભ્યાસ કરેલા સ્ફુટ ભજનથી જેનું અજ્ઞાનરૂપ કમાડ ઉઘડી ગયુ હોય, એવા ચિત્તરૂપ દ્વારમાં પ્રત્યક્ષ જણાએલા સ્વરૂપપ્રકાશમાં પોતાની મેળેજ જે સ્વરૂપસુખ પ્રાપ્ત થાયછે તેના અનુભવરૂપ આપ છો.[૩૩] આપની લીલાનો પ્રકાર જાણે સમજી ન શકાય એવો છે; કેમકે આશ્રયરહિત, શરીરરહિત અને નિર્ગુણ આપ, અમારી સહાયતાની ગરજ નહી રાખતાં નિર્વિકાર સ્વરૂપથી આ જગતને સરજોછો, પાળોછો અને સંહારોછો[૩૪] પ્રાકૃત પુરૂષ જેમ ઘર વગેરે બાંધીને પોતે કરેલાં શુભ અને અશુભનુ ફળ ભોગવેછે, તેમ આપ સૃષ્ટિ વગેરે બનાવી તેમાં જીવરૂપથી પડીને પરતંત્રતાથી પોતે કરેલાં પાપપુણ્યનુ ફળ ભોગવોછો, કે આત્મારામ, શાંતિશીલ અને અખંડ ચૈતન્યરૂપ રહીને સાક્ષીપણાથી વર્તો છો? એ અમો જાણતા નથી[૩૫] પણ આપના સ્વરૂપમાં એ બન્ને વાતનો વિરોધ આવતોજ નથી. કેમકે અનંત ગુણવાળા અને અતિ ગંભીર મહિમાવાળા આપના ઈશ્વરસ્વરૂપમાં સંશય અને વિચારના સંબંધમાં આવતાં કલ્પિત પ્રમાણ અને તેઓને ટેકો આપનારાં કુતર્કોવાળાં શાસ્ત્રોથી વ્યાકુળ થયેલાં અંતઃકરણોમાં ભરાઈ રહેલા દુરાગ્રહને લીધે જેઓ વાદ કરનારા છે તેઓના વિવાદની જગ્યાજ નથી આપનુ સ્વરૂપ જોકે સર્વ પ્રપંચથી રહિત અને કેવળજ છે, તો પણ તેમાં માયાને વચમાં રાખીએતો કઈ બાબત અઘટિત જેવી રહે? જોવાસ્તવિક રીતે કર્ત્તાપણુ વગેરે હોય તો વિરોધ આવે, પરંતુ સ્વરૂપમાં ભેદ નહી હોવાને લીધે એવું કાંઈ છેજ નહી[૩૬] જેમ એકજ દોરીનો કટકો નોખનોખા જોનારાઓને સર્પવગેરે નોખનોખા આકારથી જણાયછે, તેમ આપ પણ કે જે એકજ છો તે સમવિષમ બુદ્ધિવાળાઓને અનુગ્રહ કરનાર અને નિગ્રહ કરનાર વગેરે ભિન્નભિન્ન રૂપે જણાઓછો.[૩૭] જે આપ અનેક રૂપથી દેખાઓછો તે એકજ, સર્વ વસ્તુઓમાં સત્સ્વરૂપ, સર્વના ઈશ્વર અને સર્વ જગતના કારણોના પણ કારણરૂપ છો સર્વના અંતર્યામીપણાને લીધે સર્વ વિષયોના પ્રકાશ કરવા ઉપરથી જાણવામાં આવતા જે આપ છો તેને શ્રુતિઓ એકરૂપજ બાકી રાખેછે.[૩૮] એટલા

માટેજ આપના મહિમારૂપી અમૃતરસના સમુદ્રના એકવાર ચાખેલા બિંદુમાંથી મનમાં ઝર્યા કરતાં અખંડ સુખે જેઓને આ લોક તથા પરલોક સંબંધી અલ્પ અને તુચ્છ વિષયસુખ ભૂલાવી દીધેલાં હોયછે એવા સાચા સાધુ, સ્વાર્થમાં કુશળ અને આપનેજ પોતાના પ્રિયબંધુરૂપ માનનારા ભક્તો કે જેઓનાં મન, સર્વ પ્રાણીઓના પ્રિય મિત્ર અને સર્વના આત્મારૂપ આપમાંજ નિરંતર રહેવાથી પરમ સુખનાં પાત્ર થયેલાં હોય છે, તેઓ આપના ચરણારવિંદની સેવાને વારંવાર કેમ મૂકી આપે ? કે જે સેવા કરવાથી પાછા આ સંસારના ફેરા રહેતા નથી [૩૯] હે ત્રૈલોક્યના આત્મા તથા આશ્રયરૂપ ! હે ત્રિવિક્રમ ! હે ત્રૈલોક્યને ચલાવનાર ! હે ત્રૈલોક્યને પ્રિય લાગે એવા પ્રભાવવાળા ! હે દંડ દેનાર ! જો કે દૈત્ય અને દાનવો વગેરે આપની વિભૂતિરૂપ છે, તોપણ તેઓના ઉધમનો આ સમય નથી, એમ માની પોતાની માયાથી સુર, નર, પશુ, મિશ્રિત અને જળચરોના અવતાર ધરી આપે પૂર્વે જેમ તેઓને દંડ દીધોછે, તેવી રીતે હમણાં પણ જો આપની ઈચ્છા હોય તો આ વૃત્રાસુરને મારો [૪૦] હે પિતા ! હે પિતામહ ! હે નિર્દોષ ! અમે કે જેઓ તમારા, તમને નમેલા, હૃદયમાં તમારા ચરણારવિંદના ધ્યાનથીજ બંધાએલી સાંકળવાળા, અને તમે પોતાની મૂર્તિ પ્રકટ કરવાથી પોતાના કરેલા છીએ, તેઓનાં અંતઃકરણના તાપને દયાસહિત, સ્વચ્છ, સુંદર અને શીતળ હાસ્યપૂર્વક જોવાથી, તથા મુખમાંથી નીકળેલી મધુરરસવાળી વાણીરૂપ અમૃતની કળાથી સમાવવો જોઇએ. [૪૧] હવે હે ભગવન્ ! આપ કે જે સર્વ જગતની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયકાળમાં નિમિત્તરૂપ થતી દિવ્ય માયાથી વિનોદ કરનારછો, સઘળા જીવના સમૂહોનાં અંતઃકરણોમાં બ્રહ્મસ્વરૂપ તથા અંતર્યામી સ્વરૂપથી અને બહાર પ્રધાનરૂપથી સર્વના મૂળ કારણપણાને લીધે દેશ, કાળ તથા દેહની અવસ્થાઓનોઅનુભવ કરનાર છો; અને બુદ્ધિ વગેરે સઘળા પદાર્થોના સાક્ષી, નિરંજનસ્વરૂપ, પરમાત્મા તથા પરબ્રહ્મ છો, તેમની પાસે અમારે કઈ કઇ બાબત જણાવવી પડે ? જેમ અગ્નિની પાસે તણખા વગેરેએ પ્રકાશ કરવાની કશી જરૂર નથી, તેમ આપની પાસે અમારે અમારૂ કામ પ્રસિદ્ધ કરવાની પણ કશી જરૂર નથી. [૪૨] એટલા માટે શરણાગતોનાં અનેક પ્રકારનાં દુઃખોથી થતા સંસારના પરિશ્રમને મટાડનારી પરમગુરૂ આપના ચરણારવિંદની છાયાને અમે જે કાર્યની ઇચ્છાથી પ્રાપ્ત થયા છીએ, તે કાર્યને આપ પોતેજ કરી આપો. [૪૩] હે પરમેશ્વર ! ત્રૈલોક્યને ગળીજતા આ વૃત્રાસુરને હવે તુરત મારો કે જે વૃત્રાસુર અમારાં તેજ, અસ્ત્ર અને આ ધોને ગળી ગયોછે [૪૪] શુદ્ધ, હૃદયાકાશમાં રહેનાર, બુદ્ધિ વગેરેના સાક્ષી, સત્ય, આનંદરૂપ, મનોહર કીર્તિવાળા, અનાદિ, સત્પુરૂષોએ ગ્રહણ કરાતા અને સંસારરૂપ માર્ગમાં ચાલનાર પુરૂષ શરણે આવતાં તેને છેલ્લીવારે ઉત્તમ ફળરૂપ આપ ઈશ્વરને પ્રણામ કરીએ છીએ. [૪૫]

શુકદેવજી કહેછે—એવી રીતે દેવતાઓએ આદર સહિત સ્તુતિથી પ્રસન્ન કરેલા ભગવાને પોતાની સ્તુતિ સાંભળીને તેઓને આ પ્રમાણે કહ્યું. [૪૬]

ભગવાન કહેછે—હે ઉત્તમ દેવતાઓ ! મારી સ્તુતિ સહિત બ્રહ્મવિધા કે જેથી પુરૂષોને પોતાના બ્રહ્મપણાનું સ્મરણ અને મારી ભક્તિ ઉત્પન્ન થાયછે, તેથી હું પ્રસન્ન થયોછું. [૪૭] હું પ્રસન્ન થાઉં ત્યારે કઈ વસ્તુ દુર્લભ રહે ? તોપણ મારામાં અખંડિત મન રાખનારો તત્વવેત્તાપુરૂષ મારાવિના બીજું કાંઈ પણ ઈચ્છે નહી. [૪૮] વિષયસુખોને સાચાં જાણનાર અજ્ઞાની પુરૂષને પોતાના ખરા કલ્યાણની ખબર રહેતી નથી, તેથી તે વિષયસુખોની ઈચ્છાવાળાને તેનો ઈષ્ટદેવ પણ જો વિષયસુખજ આપે તો તે દેવને પણ અજ્ઞાનજ સમજવો જોઈએ [૪૯] પોતે ખરા કલ્યાણને જાણનારો વિદ્વાન્, અજ્ઞાની જનને કર્મ કરવાનો ઉપદેશ કરેજ નહી; કેમકે જે સારો વૈધ હોય તે કુપથ્ય ખાવાને ઈચ્છતા રોગીને કુપથ્ય આપેજ નહી. [૫૦] તોપણ હે દેવતાઓ ! હાલ તમારા અભિપ્રાયને અનુસરીને કહુંછું કે દધીચિ મુનિ કે જે સર્વ ઋષિઓમાં ઉત્તમ છે, તેમની

પાસે તમે જાઓ અને જઇને વિદ્યા, વ્રત અને તપથી દૃઢ થયેલા તેમના શરીરને માગી લો, વિલંબ નહી કરો.[૫૧]એ દધીચિ મુનિ શુદ્ધ અને નિર્વિકાર બ્રહ્મને જાણી ચુકયા છે એમ જાણીને તેમણે ઘોડાના માથાવડે* અશ્વિનીકુમારને તે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યા છે, કે જે બ્રહ્મવિદ્યાથી અશ્વિનીકુમાર જીવન્મુક્ત થયાછે[૫૨]હે ઇંદ્ર! એ અથર્વ વેદને જાણનારા દધીચિ મુનિ, અભેદ્ય અને હું રૂપજ નારાયણકવચને પણ જાણેછે એ નારાયણકવચ દધીચિ મુનિએ ત્વષ્ટાને આપ્યુ હતુ, ત્વષ્ટાએ વિશ્વરૂપને આપ્યુ હતુ, અને વિશ્વરૂપ પાસેથી તમને મળ્યુ છે.[૫૩] તમે માગશો એટલે એ ધર્મને જાણનાર દધીચિ મુનિ, અશ્વિનીકુમારની ઉપર પ્રીતિને લીધે તમને પોતાનાં અસ્થિ આપશે અને તે અસ્થિઓમાંથી વિશ્વકર્મા વજ્ર નામનુ ઉત્તમ હથિયાર બનાવી દેશે[૫૪] મારા તેજથી વૃદ્ધિ પામેલા તમે એ હથિયારથી વૃત્રાસુરનુ માથુ કાપી નાંખશો એ વૃત્રાસુર હણાયા પછી તમને તેજ, અસ્ત્ર, આયુધ અને સંપત્તિ પાછાં મળશે. (વૃત્રાસુર મારી નાખશે એવી ચિંતા નહી કરો) કેમકે મારા ખરા ભક્તોને કોઇ પણ મારી શકે નહી, માટે તમારૂ કલ્યાણજ છે.[૫૫]

तस्मिन्विनिहतेयूयं तेजोऽस्त्रायुधसंपदः ।
भूयःप्राप्स्यथभद्रंवो नहिंसंतिचमत्परान् ॥ ५६ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ષષ્ઠસ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ

* દધીચિ મુનિ બ્રહ્મવિદ્યામા પોહોચેલ છે એમ જાણી અશ્વિનીકુમારે આવીને તેમને કહ્યુ કે અમને બ્રહ્મવિદ્યા આપો દધીચિએ કહ્યુ કે હમણા હુ કામમા છુ માટે પછી આવજો એ સાભળી અશ્વિનીકુમાર ત્યાથી જતા ઇંદ્રે આવીને તે ઋષિને કહ્યુ કે એ વૈદ્યોને તમે વિદ્યા આપશો નહીં, અને આપશો તો હુ તમારૂ માથુ કાપીશ એમ કહીને ઇંદ્ર જતા પાછા અશ્વિનીકુમાર ત્યા આવ્યા, તે મુનિની વાત સાભળી બોલ્યા કે અમે પ્રથમ તમારૂ માથું કાપીને ઘોડાનુ માથુ સાધીશુ તે મોઢાથી તમારે વિદ્યાનો ઉપદેશ કરવો અને તે માથુ ઇંદ્ર કાપી નાખશે એટલે પછી તમારૂ માથુ સાધી દેઇશુ પછી ઋષિએ તે પ્રમાણે ઘોડાના મોઢાથી ઉપદેશ કર્યો અને તે માથુ ઇંદ્રે કાપી નાખતા અશ્વિનીકુમારે પાછુ પ્રથમનુ માથુ સાધી આપ્યુ એવી કથા છે

# અધ્યાય ૧૦ મો.*

## ઇંદ્રે વૃત્રાસુર સાથે કરેલું યુદ્ધ.

॥ શ્રીશુકઉવાચ ॥

इंद्रमेवंसमादिश्य भगवान्विश्वभावनः ।
पश्यतामनिमेषाणां तत्रैवांतर्दधेहरिः ॥ १ ॥

શુકદેવજી કહેછે–જગતનુ રક્ષણ કરનાર ભગવાન્ એ પ્રમાણે ઇંદ્રને આજ્ઞા કરી દેવતાઓ જોતાં છતાં ત્યાંજ અંતર્ધાન થઇગયા.[૧] દેવતાઓએ મહાત્મા દધીચિ ઋષિની ભગવાનના કહેવાપ્રમાણે પ્રાર્થના કરતાં રાજી થયેલા તે ઋષિ હસતાં હસતાં નીચે પ્રમાણે બોલ્યા[૨]

દધીચિ કહેછે–હે દેવતાઓ! પ્રાણીઓને મરણ સમયમાં જે અસહ્ય અને જીવિતનો નાશ કરનાર દુઃખ થાયછે તેને તમે જાણતા નથી[૩] જીવવાને ઇચ્છનારા જીવોને સંસારમાં સૌ કરતાં પોતાનો દેહ પ્યારો છે, માટે એવા દેહને પોતે વિષ્ણુ માગવા આવે, તોપણ તેને આપી દેવાને કોણ તૈયાર થાય?[૪]

દેવતાઓ કહેછે–હે મહારાજ! તમજેવા મહાત્મા પુરૂષો કે જેઓ પ્રાણીઓઉપર દયા કરનારા અને યશસ્વી લોકોએ વખાણવા યોગ્યછે, તેઓને શી વસ્તુ ત્યાગ કરવાને અશક્ય છે?[૫] સ્વાર્થમાં તત્પર થયેલા લોક પરાયાં સંકટને જાણતા નથી અને જો જાણતા હોય તો માગેજ નહી તેમ જે ધણી સમર્થ અને માગનારનાં સંકટને જાણતો હોય તે ના પણ કહે નહીં[૬]

દધીચિ કહેછે–આટલી ધર્મની વાત સાંભળવાસારૂજ તમને મે ના કહી હતી આ દેહ કે જે કોઇ દિવસે મને મૂકીને ચાલ્યો જશે તેનો હુ પોતેજ તમારા પ્રિયને માટે ત્યાગ કરૂ છુ.[૭] હે દેવતાઓ! જે પુરૂષ, પ્રાણીઓઉપર દયા રાખીને આ અધ્રુવ દેહથી ધર્મનુ કે યશનું સંપાદન ન કરે, તે પુરૂષ સ્થાવરોએ પણ ધિક્કારવા લાયક થાયછે[૮] બીજા પ્રાણીઓનો શોક દે-

* આ દશમા અધ્યાયમા દધીચિના અસ્થિમાંથી બનેલુ વજ્ર લઇને દેવતા સહિત ઇંદ્રે વૃત્રાસુર અને તેના સંબંધના દૈત્યોસાથે યુદ્ધ કર્યાની કથા કહેવાશે

ખીને પોતે કચવાવું, અને બીજાંઓનો હર્ષ દેખીને રાજી થવું, એટલોજ મહાત્માઓએ સેવેલો અવિનાશીધર્મ છે.[૯] અહો!પોતાનાઉપયોગથી રહિત, કૂતરાંકાગડા વગેરેને કામ આવે એવાં અને ક્ષણભંગુર ધન, પુત્રાદિક અને શરીરથી લોકો પરાયો ઉપકાર કરે નહી, એજ કંગાલપણુ અને અફસોસ છે[૧૦]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે જેણે નિશ્ચય કર્યો એવા દધીચિ ઋષિએ પરબ્રહ્મ ભગવાનમાં પોતાના આત્માને એક કરી દઇને દેહ છોડી દીધો.[૧૧] ઇંદ્રિયો, પ્રાણ, મન અને બુદ્ધિને નિયમમાં રાખી સ્વરૂપને જોનાર અને બંધનરહિત થયેલા દધીચિને ઉત્તમ યોગના આશ્રયને લીધે દેહ છૂટીગયાની પણ ખબર પડી નહીં.[૧૨] હે રાજા! પછી એ મુનિનાં અસ્થિઓમાંથી વિશ્વકર્માએ બનાવી આપેલુ વજ્ર ઉપાડીને વૃદ્ધિ પામેલ અને ભગવાનના તેજવાળા ઇંદ્રદેવ ઐરાવત હાથીપર બેઠા સર્વે દેવતાઓ આસપાસ ઉભીગયા, અને મુનિઓ તેમની સ્તુતિ કરવા લાગ્યા. શોભતા અને ત્રૈલોક્યને જાણે રાજી કરતા હોય એવા એ ઇંદ્ર ક્રોધ કરીને, રૂદ્ર જેમ કાળની ઉપર દોડયા હતા તેમ મોટામોટા દૈત્યોથી વીંટાએલા તે વૃત્રાસુરઉપર જોરથી દોડયા.[૧૩-૧૫] પછી પેહેલી ચોકડીના ત્રેતાયુગના આરંભમાં નર્મદાજીને કાંઠે દેવતાઓને દૈત્યોની સાથે મહાદારૂણ સંગ્રામ થયો[૧૬] રૂદ્ર, વસુ, આદિત્ય, અશ્વિનીકુમાર, પિતૃ, અગ્નિઓ, વાયુ, ઋભ, સાધ્ય અને વિશ્વેદેવાઓથી વીંટાએલા તથા પોતાની માયાથી શોભતા વજ્રધારી ઇંદ્રને યુદ્ધમાં જોઇને વૃત્રાસુર વગેરે દૈત્યો સહન કરી શકયા નહીં.[૧૭-૧૮] નમુચિ, શંબર, અનર્વા, દ્વિમુર્દ્ધા, ઋષભ, અંબર, હયગ્રીવ, શંકુશિરા, વિપ્રચિત્તિ, અયોમુખ, પુલોમા, વૃષપર્વા, પ્રહેતિ, હેતિ, ઉત્કલ, બીજા પણ દૈત્યો, દાનવો, યક્ષો અને સુમાલી તથા માલી વગેરે હજારો રાક્ષસો કે જેઓએ સોનાનાં બખતર વગેરે સામાન ધર્યા હતા, તેઓ મૃત્યુથી પણ પોહોચી શકાય નહી એવી ઇંદ્રની મુખ્ય સેનાને રોકી દઇ તેને પીડવા લાગ્યા. જરા પણ સંભ્રમ નહી પામતા, સિંહનાદ કરતા અને મદોન્મત્ત એ દૈત્યો ગદા, પરિઘ, બાણ, પ્રાસ, મુદ્ગર, તોમર, શૂળ, ફરશી, ખડ્ગ, શતઘ્ની, અને ભુશંડિ વગેરે શસ્ત્રોતથાઅસ્ત્રોથી ચારેકોર દેવતાઓની ઉપર વરસવા લાગ્યા.[૧૯-૨૩] એકને લગતાં બીજા અને બીજાને લગતાં ત્રીજા, એમ પડતાં બાણોના સમૂહથી ચારેકોર ઢંકાઇ ગયેલા તે દેવતાઓ, વાદળાંઓથી નક્ષત્રોની પેઠે અદૃશ્ય થઇગયા.[૨૪] ચાલાક હાથવાળા દેવતાઓએ આકાશમાંજ હજારો કટકા કરી નાખેલા તે શસ્ત્ર અને અસ્ત્રની વૃષ્ટિના સમૂહો દેવતાઓની સેનાવાળાઓને પોહોચી શકયાજ નહી.[૨૫] પછી અસ્ત્ર અને શસ્ત્રના સમૂહો ખૂટી જતાં દૈત્યો, દેવતાઓનાં સૈન્યઉપર પર્વતોનાં શિખરો, ઝાડ અને પથરાઓનો વરસાદ કરવા લાગ્યા, પણ તે શિખરો વગેરેને દેવતાઓએ આગળની પેઠેજ કાપી નાંખ્યાં[૨૬] શસ્ત્ર તથા અસ્ત્રના સમૂહો, ઝાડ, પથરા અને અનેક પ્રકારનાં પર્વતોનાં શિખરોથી નહી ઘવાએલા એ ઇંદ્રની સેનાવાળાઓને સુખિયા જોઇને વૃત્રાસુરના હાથતળે રહેલા દૈત્યો ત્રાસ પામી ગયા.[૨૭] ક્ષુદ્રપુરૂષોએ બોલેલી દુષ્ટ અને કઠણ વાણીઓ જેમ મોટા પુરૂષો ઉપર વ્યર્થ જાય તેમ દેવતાઓનાં સૈન્યો કે જેઓને ભગવાન અનુકુળ છે તેઓ ઉપર દૈત્યોએ જેટલા દાખડા કર્યા તે સઘળા વ્યર્થ ગયા.[૨૮] શત્રુઓએ ધીરજ રહિત કરેલા ભગવાનના અભક્ત અને જેઓનો યુદ્ધ કરવાનો ગર્વ ત્રુટી ગયો એવા એ દૈત્યો પોતાના પરિશ્રમને વ્યર્થ ગયેલો જોઈ, લડાઇમાં પોતાના ધણીને મૂકી દઇને ભાગવાનો વિચાર કરવા લાગ્યા.[૨૯] મોટા મનવાળો અને મહાવીર વૃત્રાસુર એ પ્રમાણે પોતાના પક્ષના દૈત્યોને ભાગતા જોઇ તથા સઘળા સૈન્યને તો તીવ્ર ભયથી પેહેલાંજ ભાગી ગયેલુ અને ત્રુટી ગયેલુ જોઈ તે સમયમાં જોઇએ તેવુ અને વીરલોકોને પ્રિય લાગે એવુ વચન હસીને બોલ્યો કે—'હે વિપ્રચિત્તિ! હે પુલોમા! હે મય! હે અનર્વા! હે શંબર! મારૂ વચન સાંભળો.[૩૦-૩૧] જન્મેલા પ્રાણીને

સર્વ ઠેકાણે મરવું તો અવશ્યજ છે, કે જેનો કોઈ પણ ઉપાય શોધાયો નથી, ત્યારે તે મરવાથી આ લોકમાં યશ અને પરલોકમાં સ્વર્ગ મળતો હોય તો તેવાં યોગ્ય મરણને કોણ ન માગે ?[३२] યોગમાં પ્રીતિ રાખી પ્રાણાયામ કરીને પરમાત્માના ધ્યાનથી દેહનો ત્યાગ કરવો એ એક; અને બીજે યુદ્ધભૂમિમાં અગ્રણી થઈને પાછો પગ નહીં દેતાં દેહનો ત્યાગ કરવો, એ બે મૃત્યુ શાસ્ત્રમાં યોગ્ય કહેલાં છે અને તે દુર્લભ છે.[३३]

द्वौसम्मताविहमृत्युदुरापौयदब्रह्मसंधारणयाजितासुः। कलेवरंयोगरतोविजह्याद्यदग्रणीर्वीरशयेऽनिवृत्तः ३३

ઇતિશ્રીમન્‌ મહાપુરાણ ભાગવતના ષષ્ઠસ્કંધનો દશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૧ મો*

### યુદ્ધમાં વૃત્રાસુરનાં ભક્તિ-જ્ઞાન ઉત્પન્ન કરે એવાં વિચિત્ર વચનો.

॥ श्रीशुकउवाच ॥

तएवंशंसतो धर्म्यं वचःपत्युरचेतसः ।
नैवागृह्णन्भयत्रस्ताः पलायनपरानृप ॥ १ ॥

શુકદેવજી કહેછે—હે રાજા ! એ પ્રમાણે વૃત્રાસુર ધર્મસહિત વચન બોલતો હતો, તોપણ ત્રાસ પામેલા અને ભાગવા લાગેલા એ મૂર્ખ દૈત્યોએ તે વચન નજ સ્વીકાર્યું [१] કાળને અનુસરનારા દેવતાઓએ અનાથની પેઠે નાશ કરાતી અને વીખાઇ જતી પોતાની દૈત્યસેનાને જોઇને વૃત્રાસુરને ઘણોજ સંતાપ થયો, પછી ક્રોધ પામેલો અને સહન નહીં કરતો તે વૃત્રાસુર, દેવતાઓને જોરથી રોકી અને તરછોડી આ પ્રમાણે બોલ્યો.[२-३] "આ દોડયા જતા અને માતાની વિષ્ટારૂપ દૈત્યોને પછવાડેથી મારવામાં તમારો શો પુરૂષાર્થ છે ? બીનેલાઓને મારવાનુ કામ, પોતાને વીર ગણનારાઓને પ્રશંસા આપે એવુ નથી, તેમ સ્વર્ગ આપે એવું પણ નથી.[४] હે ક્ષુદ્ર લોકો ! તમારે જો યુદ્ધ કરવામાં પ્રીતિ અને હૃદયમાં ધૈર્ય હોય તો અને સંસારસંબંધી સુખોમાં ઇચ્છા ન હોય તો ક્ષણમાત્ર મારી સામે ઊભા રહો."[५] એવી રીતે બોલી ક્રોધ પામેલા, શરીરથી દેવતાઓને બીવરાવતા અને મહાબળવાન્‌ એ વૃત્રાસુરે ગર્જના કરી કે જે સાંભળીને લોકો મૂર્છિત થઇ ગયા.[६] એ વૃત્રાસુરના નાદથી મૂર્ચ્છા પામેલા સઘળા દેવો જેમ વજ્ર વાગવાથી પડી જાય તેમ ધરતીપર પડી ગયા.[७] યુદ્ધરૂપી અખાડામાં મહોન્મત્ત, ધરતીને ધ્રુજાવતો અને ત્રિશૂળ ઉગામીને ઊભેલો તે વૃત્રાસુર, દેવલોકોનુ સૈન્ય કે જે આતુર અને આંખો મીંચીગયુ હતુ તેને, ઘેલો હાથી જેમ ખડના વનને કચરે તેમ જોરથી પગવતે કચરવા લાગ્યો [८] એ વૃત્રાસુરને જોઇ અત્યંત ક્રોધ પામેલા અને વજ્રને ધરનારા ઇંદ્રે, એ દોડયા આવતા પોતાના શત્રુની ઉપર મોટી ગદા ફેંકી વૃત્રાસુરે ચાલી આવતી એ અસહ્ય ગદાને લીલામાત્રથી ડાબા હાથમાં લઈ લીધી [९] હે રાજા ! અત્યંત કોપ પામેલા અને ભયંકર પરાક્રમવાળા તે વૃત્રાસુરે યુદ્ધમાં ગર્જના કરીને તે ગદાથી ઇંદ્રના હાથીના કુંભસ્થળમાં પ્રહાર કર્યો એ વૃત્રાસુરના કામને સર્વે લોકોએ વખાણ્યુ [१०] વૃત્રાસુરની ગદા વાગતાંજેનુ મોઢુ ભાગી પડયુ એવો ઘુમરી ખાઇ ગયેલો અને લોહી નાખતો ઐરાવત હાથી, વજ્રથી તોડેલા પર્વતની પેઠે બહુજ પીડા પામીને ઇદ્રસહિત સાત ધનુષ* પાછો હઠી ગયો [११] જેના વાહનને પીડા થઇ છે એવા અને મુંઝાઇ ગયેલા ઇદ્રની ઉપર એ મહાત્મા વૃત્રાસરે ફરીવાર ગદા નાંખી નહી પછી ઇદ્ર અમૃતને ઝરનારા પોતાના હાથના સ્પર્શથી ઘવાએલા હાથીની પીડા મટાડી સામા ઉભા [१२] હે રાજા ! એ પ્રમાણે યુદ્ધની ઇચ્છાથી ઉભેલ, વજ્ર ધરનાર અને પોતાના ભાઇને મારનાર એ શત્રુને જોઇને, તેના અત્યંત ક્રૂર પાપ કર્મને સંભારતા અને શોક તથા મોહથી ઘેરાએલા વૃત્રાસુરે હસીને આ પ્રમાણેકહ્યું.[१३]

---

* આ અગિયારમા અધ્યાયમા ઇદ્રની સાથે યુદ્ધ કરતા વૃત્રાસુરે ભક્તિ અને જ્ઞાનથી ભરેલી વિચિત્ર વાતો કર્યાની કથા કહેવાશે.

* ચાર હાથનું એક ધનુષ કહેવાય

વૃત્રાસુર કહેછે-હે ઇંદ્ર ! તું કે જે બ્રહ્મહત્યા કરનાર, ગુરૂહત્યા કરનાર અને મારા ભાઈને મારનાર શત્રુ છે તે આજ સામો ઉભો છે, એ ઘણુ સારૂં થયુ છે. હે દુષ્ટ ! હવે થોડીવારમાં મારા ત્રિશુળથી તારી પાહાણાજેવી છાતી તોડી નાંખીને આજ હુ ભાઈના કરજથી છુટીશ એ સારૂં થયુ.[૧૪] જેમ સ્વર્ગની ઈચ્છા રાખનારો નિર્દય યજમાન ખડગથી પશુનાં માથાં કાપી નાંખે છે, તેમ તેં પણ વિશ્વાસઘાત કરીને બ્રાહ્મણ, ગુરૂ, આત્મવેત્તા, નિર્દોષ અને દીક્ષામાં રહેલા અમારા મોટા ભાઇનાં માથાં કાપી નાંખ્યાંછે[૧૫] તુ કે જે લજ્જા, લક્ષ્મી, દયા તથા કીર્તિથી રહિત અને પોતાનાં કામને લીધે રાક્ષસોએ પણ ધિક્કારવા યોગ્ય છે, તેના મારા ત્રિશૂળથી તોડી નાખેલા અને અગ્નિનો સ્પર્શ પણ મળશે નહીં એવા દેહને ગીધ પક્ષીઓ ફોલી ખાશે ! ![૧૬] તુ કે જે પાપી છે તેને અનુસરનારા જે મૂર્ખાલોકો અહીં હથિયારો ઉપાડીને મારા પર ઘા કરેછે તે સઘળાઓનાં ગળાં સજાવેલાં ત્રિશૂળથી કાપી નાંખીને હું આજ ભૈરવ વગેરે ઉગ્રદેવોને તેઓના પાર્ષદો સહિત બલિદાન આપીશ[૧૭] અથવા હે ઇદ્ર ! જો તુ જ અહી જોર કરીને વજ્રથી મારૂ માથુ કાપી નાંખીશ, તોપણ હુ કર્મબંધનથી છુટીને તથા પ્રાણીઓને મારા દેહનુ બળિદાન આપીને ધીર લોકોના સ્થાનકને પામીશ[૧૮] હે દેવતાઓના રાજા ! હુ કે જે તારી સામો શત્રુ ઉભોછુ, તેના ઉપર તું અમોઘ વજ્રને શા માટે નાંખતો નથી ? કૃપણની પાસે જેમ માગણી વ્યર્થ જાય તેમ ગદા વ્યર્થ ગઇ, પણ તારૂ વજ્ર વ્યર્થ જશે એવી શકા નહી રાખ[૧૯] નિશ્ચે આ તારૂં વજ્ર, ભગવાનના તેજથી અને દધીચિ મુનિના તપથી તીક્ષ્ણ થએલ છે અને તને ભગવાનેજ પ્રેરણા કરીછે, તેથી આ વજ્રવડે તું મને મારી નાંખ જે તરફ ભગવાન હોય તે તરફમાંજ વિજય, લક્ષ્મી અને ગુણો રહે છે.[૨૦] મારા સ્વામી સંકર્ષણ ( શેષનાગ ) ભગવાને જે ઉપદેશ કર્યો છે તે પ્રમાણે તેમનાં ચરણારવિંદમાં મન રાખી, તારા વજ્રના વેગથી વિષયભોગરૂપી પાશ તૂટી જતાં દેહ ત્યાગ કરીને હું યોગીની ગતિ પામીશ.[૨૧] સંકર્ષણ ભગવાન મને સ્વર્ગાદિક સપત્તિ આપે એવી શકા તારે રાખવી નહીં, પરમેશ્વર પોતાના અનન્ય ભક્તોને સ્વર્ગની, પૃથ્વીની કે પાતાળની સંપત્તિઓ આપતાજ નથી, કેમકે એ સપત્તિઓથી તો દ્વેષ, ઉદ્વેગ, મનની પીડા, મદ, કજીઓ, વ્યસન અને પરિશ્રમજ થાયછે.[૨૨] હે ઇદ્ર ! અમારા સ્વામી તો પોતાના ભક્તનો ધર્મ, અર્થ તથા કામ સબધી પરિશ્રમજ મટાડી નાંખે છે અને એ પરિશ્રમ મટે ત્યારેજ ભગવાનની કૃપા થઇ છે એવુ અનુમાન કરવું, પણ ઐશ્વર્યાદિક મળવા ઉપરથી ભગવાનની કૃપા થઈ જાણવી નહીં એવી ભગવાનની કૃપા નિરભિમાન લોકોનેજ મળેછે. અને બીજાઓને દુર્લભ છે.[૨૩] ( એમ ઇદ્રને પોતાનો અભિપ્રાય જણાવી હવે ભગવાનની પ્રાર્થના કરેછે) હે ભગવાન ! હુ ફરીવાર, તમારાં ચરણારવિંદના આશ્રયમાં રહેનારા દાસોનો દાસ થાઉં, મારૂં મન, આપ કે જે પ્રાણજીવન છો તેમના ગુણોનુ સ્મરણ કરે, મારીવાણી આપના ગુણ ગાય અને મારૂં શરીર આપની સેવા કરે એવી કૃપા કરો[૨૪] હે સર્વ સૌભાગ્યના ભડારરૂપ ! આપને મૂકીને હુ સ્વર્ગલોક, બ્રહ્મલોક, ચક્રવર્તિ રાજ્ય, પાતાળનુ રાજ્ય, અણિમા વગેરે સિદ્ધિઓ કે મોક્ષને પણ ઇચ્છતો નથી.[૨૫] ધૂડ વગેરેએ પીડા કરેલાં પાંખો આવ્યા વગરનાં બચ્ચાં જેમ માને જોવાની ઇચ્છા કરે, ભૂખે પીડાએલાં વાછરડાંજેમ દૂધની ઇચ્છા કરે અને મુંઝાએલી સ્ત્રી જેમ પરદેશમાં ગયેલા પતિને જોવાની ઇચ્છા કરે, તેમ હે પરમેશ્વર ! મારૂ મન તમને જોવાની ઈચ્છા કરેછે.[૨૬] હે નાથ ! હુ કે જે સંસારરૂપી ચક્રમાં પોતાના કર્મથી ફર્યા કરૂ છુ અને તમારી માયાને લીધે દેહ, છોકરાં, સ્ત્રીઓ અને ઘરમાં આસક્ત થઈ રહ્યોછુ, તેને હવે આપના ભક્ત લોકોની સાથેજ મૈત્રી થજો, પણ ફરીવાર દેહાદિકમાં આસક્તિ થજો મા,[૨૭]

ममोत्तमश्लोकजनेषु सख्यं
संसारचक्रे भ्रमतः स्वकर्मभिः ।
त्वन्मायया ऽऽत्मात्मजदारगेहे
ष्वासक्तचित्तस्य ननाथ भूयात् ॥ २७ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ષષ્ઠસ્કંધનો અગિયારમો અધ્યાય સંપૂર્ણ

---

## અધ્યાય ૧૨ મો.*

### ઇંદ્રે વૃત્રાસુરનો કરેલો વધ.

॥ ऋषिरुवाच ॥

एवं जिहासुर्नृपदेहमाजौमृत्युंवरंविजयान्मन्यमानः।
शूलंप्रगृह्याभ्यपतत्सुरेंद्रं यथामहापुरुषंकैटभोऽप्सु॥१॥

શુકદેવજી કહેછે–હે પરીક્ષિતરાજા ! એ પ્રમાણે યુદ્ધમાં દેહ છોડી દેવાને ઈચ્છતો અને જીતવા કરતાં મરણને સારૂ માનતો વૃત્રાસુર, જેમ પ્રલયના જળમાં કૈટભદૈત્ય વિષ્ણુઉપર દોડયો હતો, તેમ ઇંદ્રઉપર ત્રિશૂળ લઈને દોડયો.[1] એ મહાવીર વૃત્રાસુર, પ્રલયકાળના અગ્નિના સરખી ભયંકર જ્વાળાવાળુ ત્રિશૂળ ઇંદ્રઉપર વેગથી ફેંકીને ગર્જના કરતાં 'હે દુષ્ટ! મુવો છે, એમ ક્રોધથી બોલ્યો [2] ફરતુ અને ગ્રહ તથા ઉલ્કાની પેઠે સામુ જોઇ શકાય નહી એવુ એ ત્રિશૂળ આકાશમાં ચાલ્યું આવતુ હતુ, તેને જોઈ જરા પણ ત્રાસ નહી પામેલા ઇંદ્રે સો ધારાવાળા વજ્રથી એ ત્રિશૂળ અને સર્પજેવો તેનો હાથ પણ કાપી નાંખ્યો [3] જેનો એક હાથ કપાઈ પડયોછે એવા વૃત્રાસુરે ક્રોધથી પાસે જઇને વજ્ર ધરનારા ઇંદ્રને લમણામાં ભોગળ મારતાં તેના હાથીને પણ તેવોજ પ્રહાર કર્યો એ પ્રહારથી તેજ સમયે ઇંદ્રના હાથમાંથી વજ્ર પડીગયુ [4] એ વૃત્રાસુરે અત્યંત મોટુ અને અદ્ભુત કામ કર્યું, તે જોઇ સુર, અસુર, ચારણ અને સિદ્ધલોકોનાં ટોળાં તેને વખાણવા લાગ્યાં, અને ઇંદ્રનુ સંકટ જોઇને અત્યંત હાહાકાર કરવા લાગ્યાં.[5] શત્રુની સમક્ષ પોતાના હાથથી પડીગયેલું વજ્ર લાજને લીધે ઇંદ્રે પાછું લીધુ નહી, ત્યારે વૃત્રાસુર બોલ્યો કે–'હે ઇંદ્ર ! વજ્ર લઇને મને માર, આ મુઝાવાનો સમય નથી.[6] હથિયાર ધરી યુદ્ધ કરવાની ઇચ્છા કરનારા દેહાભિમાની લોકો નિરંતર જીતેજ એમ હોય નહી. ક્યાંક જય થાય અને ક્યાંક નહી પણ થાય સર્વ ઠેકાણે જય તો એક નારાયણનોજ થાય છે જે નારાયણ ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયના સ્વામી, સર્વજ્ઞ, નિત્ય અને આદિપુરૂષ છે.[7] જાળમાં બંધાયેલાં પક્ષીઓની પેઠે પરવશ થયેલા લોકપાળ સહિત આ લોકો જેના સ્વાધીનમાં જીવેછે તે કાળજ જયનુ અને પરાજયનુ કારણછે[8] શરીરની શક્તિ, મનની શક્તિ, ઇંદ્રિયોની શક્તિ, પ્રાણ, અમરપણું અને મરણ એઓનો હેતુ કાળજ છે, તેને નહી જાણીને આ લોક પોતાના જડ દેહને એઓનાં કારણરૂપ માનેછે.[9] હે ઇંદ્ર ! જેમ લાકડાની પૂતળી અને યંત્રનો મૃગ નચાવનારના તંત્રમાંજ રહેછે, તેમ સઘળાં પ્રાણિઓ ઈશ્વરનાજ તંત્રમાં છે એમ જાણ [10] પુરૂષ, પ્રકૃતિ, મહત્તત્વ, અહંકાર, ઇંદ્રિય અને અંતઃકરણ એઓ જેના અનુગ્રહ વિના આ જગતને સરજવા વગેરેનુ કામ કરી શકતાં નથી, તેનાજ તંત્રમાં આ જગત્ છે.[11] એ પ્રમાણે નહી સમજતો પુરૂષ પોતાના પરતંત્ર દેહને સ્વતંત્ર માની લેછે. ઈશ્વર, એક પ્રાણીની પાસે બીજા પ્રાણીને સરજાવે છે અને એક પ્રાણીની પાસે બીજા પ્રાણીનો નાશ કરાવેછે એટલે વાસ્તવિક રીતે એ સઘળું પોતેજ કરેછે [12] જેમ આપણે દુઃખની ઈચ્છા નથી કરતા, તોપણ દુઃખને વખતે દુઃખ આવી ઉભુ રહેછે, એવી રીતે આયુષ્ય, લક્ષ્મી, કીર્ત્તિ, ઐશ્વર્ય અને બીજા પણ જે પુરૂષોનાં સુખ છે, તેઓ પોતપોતાને વખતે પોતાની મેળેજ આવે છે.[13] એટલા માટે યશ, અપયશ, જય, પરાજય, સુખ, દુઃખ અને જીવિત તથા મરણમાં હર્ષ કે શોક નહી રાખવો જોઇએ.[14] સત્વ, રજ અને તમ એઓ પ્રકૃતિના ગુણ છે પણ આ-

* આ બારમા અધ્યાયમા અત્યંત મુઝાએલા અને પછી વૃત્રાસુરે હિમ્મત આપેલા ઇંદ્રે મોટા યુદ્ધમા વૃત્રાસુરને માર્યાની કથા કહેવાશે.

ત્માના નથી; આત્મા તો ફક્ત એઓનો સાક્ષી છે એમ જે જાણે તે હર્ષશોકવગેરેથી બધાતો નથી.[૧૫] હે ઇંદ્ર ! હું હારી ગયોછું અને મારો હાથ તથા હથિયાર કપાઈ ગયાંછે, તોપણ તારા પ્રાણ લેવાની ઇચ્છાથી યથાશક્તિ પ્રયત્ન કર્યા કરૂંછું તે તુ જો[૧૬] આ યુદ્ધરૂપી જુગાર છે. આમાં બાણરૂપી પાશાછે,વાહનરૂપી સોગઠાં છે, અને પ્રાણરૂપી મૂઠ મડાયછે. આ જુગારમાં કોનો જય થશે અને કોનો પરાજય થશે એ જાણવામાં આવતું નથી.[૧૭]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે વૃત્રાસુરનાં વચન સાંભળી ઇંદ્રે તેને નિષ્કપટ રીતે માન આપ્યુ, અને પછી વજ્ર હાથમાં લઈ તથા ગર્વરહિત થઇને તેને હસતે મોઢે કહ્યુ[૧૮] 'અહો ! હે દાનવ ! તુ જીવન્મુક્ત છે, અને જગતના ઇશ્વર તથા પ્રિય આત્મા ભગવાનનો સર્વ પ્રકારે ભક્ત છે; કેમકે તારી આવી બુદ્ધિ છે.[૧૯] તું લોકોને મોહ કરનારી ભગવાનની માયાને તરી ચુક્યો છે, કેમકે અસુરપણું મૂકીને મહાપુરૂષપણાને પામ્યોછે.[૨૦] તુ કે જે જાતે રજોગુણી સ્વભાવનો છે, તેની સત્વગુણમય ભગવાનમાં દૃઢ બુદ્ધિ થઇછે એ ખરેખર મોટુ આશ્ચર્ય છે[૨૧] મોક્ષના સ્વામી ભગવાનમાં જેને ભક્તિ હોય તેને સ્વર્ગ વગેરેનાં ક્ષુદ્ર સુખોનુ શું પ્રયોજન છે ? અમૃતના સમુદ્રમાં વિહાર કરતો હોય તેને ખાબોચિયાનાં પાણીનુ શું કામ હોય ?[૨૨]

શુકદેવજી કહેછે—હે રાજા ! એ પ્રમાણે પરસ્પર ધર્મ જાણવાની ઈચ્છાથી વાતો કરતા, મહાપરાક્રમી અને યુદ્ધના સ્વામી ઇંદ્ર તથા વૃત્રાસુર યુદ્ધ કરવા લાગ્યા.[૨૩] શત્રુઓને મારનાર વૃત્રાસુરે ડાબા હાથથી લોઢાની ભયકર ભોગળ ફેરવીને ઇંદ્રઉપર નાંખી, ત્યારે ઇંદ્રે સો ધારવાળા પોતાના વજ્રથી તેની ભોગળ તથા શોભીતો હાથ એકીવખતે કાપી નાંખ્યાં.[૨૪-૨૫] કપાઈ ગયેલા હાથોનાં મૂળમાંથી જેને લોહી ચાલ્યુ જતુ હતુ એવો વૃત્રાસુર, ઇંદ્રે પાંખો કાપી નાંખતાં આકાશમાંથી પડેલા પર્વતની પેઠે શોભવા લાગ્યો.[૨૬] પછી વૃત્રાસુર, પોતાનો ઉપલ્યો હોઠ આકાશમાં અને નીચલો ધરતીપર રાખી આકાશજેવા ઊંડા મોઢાથી, સર્પજેવી ભયકર જીભથી અને કાળજેવી દાઢોથી જાણે ત્રૈલોક્યને ગળી જતો હોય એવો થઇ ઇંદ્રઉપર દોડયો.[૨૭-૨૮] મોટી કાયાવાળો, વેગથીપર્વતોને પાડી નાંખતો, પગે ચાલતા પર્વત જેવો અને પગવતે ધરતીને ચુર્ણ કરતો એ વૃત્રાસુર તુરત પોહોચી જઈને ઇંદ્રને તેના ઐરાવત હાથીસહિત ગળીગયો.[૨૯] અજગરે જેમ હાથી ગળેલો હોય એમ મહાબળવાન્ અને મોટા પ્રભાવવાળા એ વૃત્રાસુરે ઇદ્રને ગળેલો જોઈ પ્રજાપતિઓ, દેવતાઓ અને મોટા ઋષિઓ ખેદ પામીને 'હાય ભૂડુ થયુ, એમ ચીસો નાંખવા મંડયા વૃત્રાસુરે ગળેલો ઇદ્ર, તેના પેટમાં ગયા છતાં પણ નારાયણકવચની રક્ષાથી અને પોતાની યોગમાયાના બળથી મરણ પામ્યો નહી.[૩૦-૩૧] પછી મહાસમર્થ ઇન્દ્રે વજ્રવતે તેનુ પેટ ફાડીનાંખી બહાર નીકળીને જોરથી પર્વતના શિખરની પેઠે એ શત્રુનુ માથું કાપી નાંખ્યુ.[૩૨] મોટા વેગવાળા વજ્રે વૃત્રાસુરને મારવાસારૂ આરેકોર ફરી ફરીને તેના માથાને વેહેરતાં ત્રણસોને સાઠ દિવસે એ વૃત્રાસુરનુ માથુ નીચે પડયુ[૩૩] એ સમયે આકાશમાં દુદુભિ વાગ્યાં અને વૃત્રાસુરને મારવાનુ જેમાં વર્ણન આવેછે એવા મત્રોથી સ્તુતિ કરતા ગધર્વ, સિદ્ધ અને મોટા ઋષિઓનાં ટોળાં આનદથી ફૂલની વૃષ્ટિ કરવા લાગ્યાં[૩૪] હે પરીક્ષિત રાજા ! વૃત્રાસુર મરણ પામતાં તેના દેહમાંથી નીકળેલુ જીવરૂપ તેજ સર્વેલોકો જોતાંછતાંનારાયણમાં મળીગયુ.[૩૫]

**वृत्रस्य देहान्निष्क्रांतमात्मज्योतिररिंदम ।**
**पश्यतांसर्वलोकानामलोकं समपद्यत ॥ ३५ ॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ષષ્ઠસ્કધનો
બારમો અધ્યાય સંપૂર્ણ

---

# અધ્યાય ૧૩ મો.*

## બ્રહ્મહત્યાના ડરથી છૂપાએલા ઇંદ્રની વિષ્ણુએ રક્ષા કરી.

॥ श्रीशुकउवाच ॥

**वृत्रे हते त्रयोलोका विनाशक्रेण भूरिद । सपालाह्यभवन्सद्यो विज्वरानिर्वृतेंद्रियाः ॥१॥**

શુકદેવજી કહેછે—હે પરીક્ષિત રાજા! વૃત્રાસુર મરતાં એક ઇંદ્ર શિવાય બાકી ત્રણે લોક અને લોકપાળ દેવતાઓને સંતાપ મટીગયો અને મોટી શાંતિ મળી.[1] દેવતા, ઋષિઓ, પિતૃ, ભૂત, દૈત્યો, અને દેવતાઓના અનુચરો પોતપોતાનાં સ્થાનકપર ગયા, અને તે પછી બ્રહ્મા, સદાશિવ અને ઇંદ્રાદિક પણ પોતપોતાના સ્થાનકમાં ગયા.[2]

પરીક્ષિત રાજા પૂછેછે—હે મુનિ! ઈંદ્રને શાંતિ ન મળ્યાનું કારણ સાંભળવાને ઈચ્છું છું દેવતાઓને સુખ મળ્યું ત્યારે ઈંદ્રને દુઃખ શાથી થયું?[3]

શુકદેવજી કહેછે—વૃત્રાસુરના પરાક્રમથી ઉદ્વેગ પામેલા સઘળા દેવતાઓએ અને ઋષિઓએ વૃત્રાસુરને મારવાસારૂ ઇંદ્રની પ્રાર્થના કરતાં બ્રહ્મહત્યા લાગવાની બીકથી ઇંદ્રે તેને મારવાની ઇચ્છા નહીં કરી અને નીચે પ્રમાણે કહ્યું[4]

ઇંદ્ર કહેછે—મને વિશ્વરૂપનો વધ કરવાથી જે બ્રહ્મહત્યા લાગી હતી તેને તો સ્ત્રી, પૃથ્વી, જળ અને વૃક્ષોએ મારા ઉપર અનુગ્રહ કરીને વેહેંચી લીધી, પણ વૃત્રાસુરને મારવાની બ્રહ્મહત્યા મારે શી રીતે ટાળવી?[5]

શુકદેવજી કહેછે-ઇંદ્રનું બોલવું સાંભળી ઋષિઓએ ઇંદ્રને કહ્યું કે-'તમને અશ્વમેધયજ્ઞ કરાવશું બ્રહ્મહત્યાનો ભય રાખશો નહીં[6] પરમાત્મા ઇશ્વર નારાયણનું અશ્વમેધયજ્ઞથી પૂજન કરીને બ્રહ્મહત્યાથી તો શું પણ આખા જગતના વધના પાપથી પણ છૂટી જશો.[7] જેના કીર્ત્તનથી બ્રહ્મહત્યા, પિતાની હત્યા, ગૌહત્યા, માતાની હત્યા અને આચાર્યની હત્યાથી પણ શુદ્ધ થવાયછે, તથા ચાંડાળ, પુલ્કસ અને ગમે તેવો પાપી હોય તોપણ પવિત્ર થાયછે, તે ભગવાનનું અમે કરાવેલા મોટા યજ્ઞ અશ્વમેધથી શ્રદ્ધાસહિત પૂજન કરશો તો બ્રાહ્મણોસહિત સઘળા સ્થાવરજંગમને હણવાનું પણ પાપ નહીં લાગે, ત્યારે દુષ્ટને શિક્ષા કરવાનું પાપ તો કેમ જ લાગશે?[8-9]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે બ્રાહ્મણોએ પ્રેરણા કરવાથી ઇંદ્રે વૃત્રાસુરને માર્યો, અને તેને માર્યા પછી બ્રહ્મહત્યા ઇંદ્રને પછવાડે લાગી.[10] એ બ્રહ્મહત્યાથી સંતાપ થવાને લીધે ઇંદ્રને સુખ મળ્યું નહીં, કેમકે લાજવાળો પુરૂષ નિંદાનું પાત્ર થાય, ત્યારે તેને કોઇ પણ બીજા ગુણો સુખ આપતા નથી.[11] ઢેયડી જેવાં રૂપવાળી, જરાથી ધ્રુજતી, ક્ષયરોગથી લેવાઈ ગયેલી અને લોહીઆળાં લુગડાંવાળી તે બ્રહ્મહત્યા પછવાડે દોડતી જોવામાં આવી[12] એ બ્રહ્મહત્યા, ધોળા મોવાળા છૂટા મૂકીને 'ઉભો રહે, ઉભો રહે' એમ હાકલ કરતી આવતી હતી, અને માછલાંના જેવા દુર્ગંધથી માર્ગને પણ ખરાબ કરતી હતી[13] હે રાજા! આકાશ અને સઘળી દિશાઓમાં ફરતાં પણ બ્રહ્મહત્યાએ સગડ નહીં છોડતાં ઇંદ્રે ઇશાન ખૂણામાં જઇને તુરત માનસરાવરમાં પ્રવેશ કર્યો.[14] ત્યાં હજાર વર્ષસુધી ગુપ્તરીતે કમળની નાળના તંતુઓમાં ઇંદ્ર બેશી રહ્યા, અને મનમાં બ્રહ્મહત્યાથી છુટકારો થવાનું ચિંતન કરતા હતા અગ્નિ જળમાં જઈ શકે નહીં, તેથી યજ્ઞના ભાગ પણ તેમને નહીં મળતા હતા.[15] ઇંદ્ર જ્યાંસુધી કમળમાં રહ્યા, ત્યાંસુધી વિદ્યા, તપ, યોગ અને બળના સામર્થ્યથી નહુષ રાજાએ સ્વર્ગનું રાજ્ય કર્યું, પણ છેલ્લીવારે સંપત્તિ અને ઐશ્વર્યના મદથી અંધ બનીને તે રાજાએ ઇંદ્રાણીના સંભોગની માગણી કરતાં ઇંદ્રાણીએ ઉપાયથી તેને *અજગરનો અવતાર આપ્યો હતો.

* આ તેરમા અધ્યાયમાં વૃત્રાસુરને મારવાની બ્રહ્મહત્યા પછવાડે લાગતા તેની બીકથી ઘણા દિવસ સુધી છૂપાએલા ઇંદ્રની વિષ્ણુએ રક્ષા કરી, એ કથા કહેવાશે.

* ઇંદ્રના આસનપર આવેલા નહુષ રાજાએ કોઇ દિવસે ઇંદ્રાણીને કહ્યું કે હાલ ઇંદ્ર તો હું છું, માટે તારે મારૂં સેવન કરવું પછી તે વાતનું બૃહસ્પતિની પાસે નિવેદન કરતા બૃહસ્પતિએ સલાહ આપ્યા પ્રમાણે ઇંદ્રાણીએ નહુષને કહ્યું કે બ્રાહ્મણોએ ઉપાડેલી પાલખીમા બેશીને તું આવીશ તો હું તને પતિ કરીશ. પછી નહુષ

[૧૬]ભગવાનના ધ્યાનથી જેણે પાપનું નિવારણ કર્યું હતું એવા ઇંદ્રદેવ, પછી બ્રાહ્મણોએ બોલાવવાથી સ્વર્ગમાં ગયા, અને માનસસરોવરમાં રહ્યાહતા તેટલા દિવસ તો ઇશાન ખુણાના દેવતા રૂદ્રે અને લક્ષ્મીએ તેમની રક્ષા કરી હતી, તેથી બ્રહ્મહત્યા તેમને પરાભવ કરી શકી નહીં.[૧૭]બ્રહ્મર્ષિઓએ આવીને, જેમાં ભગવાનનું આરાધન થાયછે એવા અશ્વમેધ યજ્ઞની ઇંદ્રને વિધિસહિત દીક્ષા આપી.[૧૮]બ્રહ્મવાદી બ્રાહ્મણોએ કરાવેલા તે અશ્વમેધમાં સર્વ વેદમય પરમાત્માનુ ઇદ્રે પૂજન કરતાં એ બ્રહ્મહત્યા જો કે ભારે પાપના ગજરૂપ હતી, તોપણ સૂર્યથી જેમ અંધારૂ ટળીજાય તેમ એ પૂજનથી સઘળી ટળી ગઈ.[૧૯-૨૦]મરીચિ વગેરે ઋષિઓએ વિધિથી કરાવેલા અશ્વમેધથી યજ્ઞના સ્વામી પુરાણપુરૂષ ભગવાનનુ પૂજન કરવાને લીધે ઇદ્રનુ પાપ મટી ગયું અને પાછા તે મહાત્મા થયા.[૨૧]ઇદ્રના જયરૂપ અને પાપથી છુટકારારૂપ આ મોટુ આખ્યાન પાપોને મટાડનાર, ભગવાનના કીર્ત્તનવાળુ, ભક્તિને વધારનાર, ભક્તજનનાં વર્ણનવાળુ, ઇદ્રિયોને શક્તિ આપનાર, શત્રુઓનો પરાજય કરનાર તથા ધન, યશ, કલ્યાણ અને આયુષ્યને આપનાર છે પાપોનો નાશ કરનાર આ આખ્યાનનો સમજુ માણસોએ નિરંતર પ્રત્યેક પર્વણીમાં પાઠ કરવો જોઇએ અથવા શ્રવણ કરવુ જોઈએ.[૨૨-૨૩]

पठेयुराख्यानमिदं सदा बुधाः
शृण्वंत्यथो पर्वणि पर्वणींद्रियं ।
धन्यं यशस्यं निखिलाघमोचनं
रिपुंजयं स्वस्त्ययनं तथायुषम् ॥ २३ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ષષ્ઠ સ્કંધનો તેરમો અધ્યાય સંપૂર્ણ.

---

રાજા અગસ્ત્ય વગેરે ઋષિઓની પાસે પાલખી ઉપડાવીને તેમા બેશી જતો હતો ત્યા માર્ગમા સર્પસર્પ ( ચાલચાલ ) એમ કહી અગસ્ત્યને પગ અડાડતાં અગસ્ત્યે શાપ દીધો કે તુ સર્પ થઇજા. તેથી તે રાજા અજગર થયો હતો.

# અધ્યાય ૧૪ મો. *

## પુત્રના મરણથી ચિત્રકેતુએ કરેલો શોક.

॥ परीक्षिदुवाच ॥

रजस्तमःस्वभावस्य ब्रह्मन् वृत्रस्य पाप्मनः ।
नारायणेभगवति कथमासीत्दृढामतिः ॥१॥

પરીક્ષિત રાજા પૂછેછે—હે મહારાજ ! રજોગુણ અને તમોગુણરૂપી સ્વભાવવાળા એ પાપી વૃત્રાસુરની બુદ્ધિ, નારાયણ ભગવાનમાં અવિચળ શામાટે થઇ [૧]શુદ્ધ સત્વગુણવાળા દેવતાઓ અને નિર્મળ અંતઃકરણવાળા ઋષિઓને પણ ઘણુ કરી ભગવાનના ચરણની ભક્તિ ઉત્પન્ન થતી નથી.[૨] જેટલા ધરતીઉપર રજના કણ છે તેટલા આ સંસારમાં જીવ છે એમ કહેવાય છે, તેઓમાં મનુષ્ય વગેરે થોડાએકજ ધર્મનુ આચરણ કરેછે,[૩]ધર્મ પાળનારાઓમાં પણ કેટલાએક ઉત્તમ દ્વિજોજ મોક્ષની ઇચ્છા રાખેછે, મોક્ષની ઈચ્છા રાખનારાઓમાં પણહજારોમાં કોઈકજ ઘર વગેરેની આસક્તિ છોડેછે અને તત્વને જાણેછે.[૪]જીવન્મુક્તિ પામેલા સિદ્ધલોકો પણ કરોડો ભેળા થાયત્યારે તેઓમાંથી ભગવાનને પરાયણ અને શાંત અંતઃકરણવાળો કોઈજ માંડ મળેછે[૫]ત્યારે તે વૃત્રાસુર કે જે પાપી અને સર્વ લોકોને સંતાપ આપનાર હતો તેની બુદ્ધિ ભયંકર સંગ્રામના સમયમાં પણ ભગવાનમાં શા કારણથી દૃઢ રહી [૬]હે મહારાજ ! આ વિષયમાં અમને મોટો સંશય છે અને સાંભળવાનો ઉત્સાહ છે, કેમ કે વૃત્રાસુરેયુદ્ધમાં પોતાના પરાક્રમથી ઇદ્રને રાજી કર્યો હતો, માટે તે કાંઈ ઇંદ્ર બીકથી ભગવાનને શરણ થયો હતો એમ કહેવાય નહીં.[૭]

સૂત શૌનકને કહેછે—એ પ્રમાણે પરીક્ષિત રાજાનુ શ્રદ્ધાસહિત પ્રશ્ન સાંભળી તેમનો સત્કાર કરી શુકદેવજી નીચે પ્રમાણે બોલ્યા.[૮]

શુકદેવજી કહેછે—હે રાજા ! વેદવ્યાસ નારદ અને દેવલ મુનિના મુખથી જે ઇતિહાસ મે

---

* આ ચૌદમા અધ્યાયમા ઘણા પરિશ્રમથી પ્રાપ્ત થએલો પુત્ર તુરત મરીજતા ચિત્રકેતુ રાજાને ઘણા સ્નેહને લીધે બહુજ શોક થયો, એ કથા કહેવાશે.

સાંભળેલછે, તે ઇતિહાસ તમે મારી પાસેથી સાવધાન થઇને બરાબર સાંભળો.[૯]શૂરસેન દેશમાં ચિત્રકેતુ નામનો પ્રખ્યાત ચક્રવર્ત્તિ રાજા હતો, કે જેની સઘળી ઈચ્છાઓને પૃથ્વી પરિપૂર્ણ કરતી હતી.[૧૦]એ રાજાને એક કરોડ સ્ત્રીઓ હતી અને રાજા પોતે શરીરાદિકથી સમર્થ હતો, તોપણ તેને કાંઇ સતાન થયું નહી.[૧૧]રૂપ, ઉદારતા, અવસ્થા, સુકુળમાં જન્મ, વિદ્યા, ઐશ્વર્ય અને લક્ષ્મી વગેરે સઘળા ગુણોથી સંપન્ન હતો, તોપણ સ્ત્રીઓ વાંઝણી હતી તેથી તેને ચિંતા ઉત્પન્ન થઇ.[૧૨]એ ચક્રવર્ત્તિને સઘળી સંપત્તિઓ, રૂપાળી સ્ત્રીઓ કે આ પૃથ્વીથી કાંઈપણ આનંદ મળતો ન હતો.[૧૩]એક દિવસે મહાત્મા અંગિરાઋષિ, લોકોમાં ફરતા ફરતા યદૃચ્છાથી તેને ઘેર આવ્યા[૧૪]સામુ ઊઠી ઊભું થવુ અને પૂજા કરવી ઇત્યાદિકથી તેમનો સત્કાર અને આતિથ્ય કર્યા પછી તેમને યોગ્યરીતે બેસાડીને પોતે સાવધાન ચિત્તથી તેમની સામે બેઠો[૧૫]પાસે ધરતી પર બેઠેલા અને વિનયથી નમેલા તે રાજાનો સત્કાર કરી સંબોધન આપીને અંગિરાઋષિ આ પ્રમાણે બોલ્યા[૧૬]

અંગિરાઋષિ કહેછે-તમારૂં અને તમારા રાજ્યનાં અંગોનુ આરોગ્ય અને કલ્યાણ છે? જેમ મહત્તત્વ વગેરે સાત પ્રકૃતિથી ગુપ્ત રહીને જીવ તે પ્રકૃતિઓનેજ આધીન રહેછે, તેમ રાજા પણ કારભારી વગેરે રાજ્યનાં અંગોથી ગુપ્ત (રક્ષિત) રહીને તેઓનેજ અનુસરી રહે તો તેને રાજ્યનુ સુખ મળેછે[૧૭]જેમ રાજાનુ સુખ કારભારી વગેરેને આધીન છે તેમ કારભારીઓ વગેરેનુ સુખ પણ રાજાને આધીન છે.[૧૮] તમારા સ્ત્રીઓ, પ્રજા, મંત્રીઓ, નોકર, વેપારીઓ, સલાહકારો, શેહેરીઓ, દેશીઓ, તાબાના રાજાઓ અન પુત્રો તમારી ઇચ્છા પ્રમાણે ચાલેછે?[૧૯] જેનું મન પોતાના સ્વાધીનમાં હોય તેને ઉપર કહેલા સર્વે વશ જ રહેછે, અને લોકો તથા લોકપાળો પણ સઘળા આલસ્ય મૂકીને તેને કર આપ્યા કરેછે.[૨૦] તમે પોતાના ચિત્તમાં પ્રસન્ન દેખાતા નથી તો તે અપ્રસન્નપણું કાઇને લીધે છે કે પોતાથીજ છે? તમને કોઇ વાતની તૃષ્ણા હોય એમ ધારૂંછુ, કેમકે તમારૂં મોઢું ચિંતાથી મલિન દેખાય છે.[૨૧]

શુકદેવજી કહેછે- જો કે અંગિરાઋષિ પોતે સર્વજ્ઞ છે, તોપણ તેમણે એ પ્રમાણે પૂછતાં વિનયથી નમેલા અને સંતાનની ઇચ્છાવાળા રાજાએ તેમને આ પ્રમાણે કહ્યુ.[૨૨]

ચિત્રકેતુરાજા કહેછે-હે મહારાજ! તપ, જ્ઞાન અને સમાધિથી પાપરહિત થયેલા યોગીઓથી પ્રાણીઓનાં મનની અને બહારનીશી વાત અજાણી છે?[૨૩] તોપણ આપે જાણતાં છતાં પૂછ્યુ તેથીઆપની આજ્ઞા માથેચઢાવી મારીચિંતાની વાતઆપની પાસે કહુંછુ.[૨૪] જો કે મારા ચક્રવર્ત્તિ રાજ્યનું ઐશ્વર્ય અને સંપત્તિઓ લોકપાળ દેવતાઓએ પણ માગવા જેવી છે, તોપણ જેમ ભૂખ્યા અને તરસ્યા માણસને ચંદન વગેરે કોઇ બીજા પદાર્થથી આનંદ ન થાય, તેમ મને પણ એ ઐશ્વર્ય વગેરેથી આનંદ મળતો નથી[૨૫] એટલા માટે હે ભાગ્યશાળી મુનિ! હુ કે જે પુત્ર નહી હોવાને લીધે મારા પૂર્વજોની સાથે નરકમાં પડેલોછુ તેનુ રક્ષણ કરો, અને પ્રજાની પ્રાપ્તિ થઇને આ દુસ્તર નરકમાંથી અમે તરી જઇએ એવો ઉપાય કરી આપો[૨૬]

શુકદેવજી કહેછે-એ પ્રમાણે રાજાએ પ્રાર્થના કરતાં તે દયાળુ અંગિરામુનિએ ત્વષ્ટા દેવતાનો ચરૂ રાંધીને તેથી ત્વષ્ટા દેવતાનુ પૂજન કર્યું, અને પછી કૃતદ્યુતિ કે જે રાજાની સઘળી રાણીઓમાં મોટી અને શ્રેષ્ઠ હતી તેને તે પૂજનમાંથી અવશેષ રહેલુ અન્ન ખવરાવ્યુ.[૨૭-૨૮] એ અન્ન ખવરાવીને રાજાને કહ્યુ કે-'આથી તને એક પુત્ર થશે અને તે તમને હર્ષ તથા શોક એ બન્ને આપશે' એટલુ કહી બ્રહ્માના પુત્ર અંગિરાઋષિ ત્યાંથી ગયા[૨૯] પછી કૃતદ્યુતિ રાણીને તે અન્ન ખાવાના પ્રભાવને લીધે ચિત્રકેતુ રાજાના વીર્યથી, કૃત્તિકાને જેમ અગ્નિથી ગર્ભ રહ્યો હતો તેમ તુરતજ ગર્ભ રહ્યા[૩૦] હે રાજા! શૂરસેન દેશના સ્વામી ચિત્રકેતુના વીર્યથી રહેલો તે કૃતદ્યુતિનો ગર્ભ શુક્લપક્ષના ચંદ્રમાની

પેઠે ધીરે ધીરે રોજરોજ વધવા લાગ્યો.[૩૧] સમય આવ્યો ત્યારે તેમાંથી કુવરનો જન્મ થયો, કે જે સાંભળીને શૂરસેન દેશના લોકોને મોટો આનંદ ઉત્પન્ન થયો.[૩૨] રાજી થયેલા રાજાએ નાહી, પવિત્ર થઈ, શણગાર ધરીને બ્રાહ્મણોપાસે સ્વસ્તિવાચનસહિત જાતકર્મસંસ્કાર કરાવ્યો.[૩૩] તે બ્રાહ્મણોને સોનુ, રૂપુ, વસ્ત્ર, આભૂષણ, ગામ, ઘોડા, હાથી અને દશ કરોડ ગાયો આપી.[૩૪] કુમારનાં ધન, યશ અને આયુષ્યની વૃદ્ધિને માટે ઉદારમનના રાજાએ મેઘની પેઠે બીજા પ્રાણીઓને પણ જોઈતા પદાર્થોની વૃષ્ટિ કરી.[૩૫] નિર્ધન માણસને માંડમાંડ મળેલા ધનમાં જેમ સ્નેહ વધે તેમ એ રાજાને પણ પરિશ્રમથી મળેલા કુવર ઉપર રોજરોજ સ્નેહ વધવા લાગ્યો.[૩૬] કૃતદ્યુતિ કે જે તે કુવરની મા હતી તેને તો પુત્રમાં મોહ ઉત્પન્ન કરનાર ભારે સ્નેહ વધ્યો, અને તેની શોક્યોને સતાનની ઇચ્છાથી ભારે પરિતાપ થયો.[૩૭] રોજ બાળકને રમાડતા ચિત્રકેતુ રાજાને એ દીકરાની મા કૃતદ્યુતિની ઉપર જેવો સ્નેહ રહ્યો તેવો બીજી સ્ત્રીઓ ઉપર રહ્યો નહીં.[૩૮] ઈર્ષ્યાથી, વાંઝણીપણાના દુ ખથી અને રાજાના અનાદરથી પોતાને ધિક્કાર દેતી તે સ્ત્રીઓ આ પ્રમાણે પરિતાપ કરવા લાગી.[૩૯] "પાપણી, વાંઝણી અને તેને લીધે પતિને ઘરમાં નહી ગમતી સ્ત્રીને ધિક્કાર છે. સારી પ્રજાવાળી શોક્યો વાંઝણી શોક્યનો દાસીની પેઠે તિરસ્કાર કરેછે.[૪૦] જેઓને નિરતર માન મળતુ હોય એવી સ્ત્રીઓને ધણીની સેવા કરવામાં દાસીપણુ કરવાની પણ કશી હરકત નથી, પરતુ આપણે દાસીની દાસીઓની પેઠે ભાગ્યરહિત છીએ."[૪૧] એ પ્રમાણે શોક્યને દીકરો આવવાથી બળ્યા કરતી અને રાજાને જેઓનુ જીવવું પણ ગમતું નથી એવી સ્ત્રીઓને ભારે દ્વેષ ઉત્પન્ન થયો[૪૨] દ્વેષને લીધે બુદ્ધિ નાશ પામતાં દારૂણ ચિત્તવાળી અને રાજાઉપર અસહનતાવાળી એ સ્ત્રીઓએ કુવરને ઝેર દીધુ.[૪૩] શોક્યોના એ મોટા અપરાધને નહી જાણતી એ કૃતદ્યુતિ તો એ કુંવરને જોઇ સૂઇ રહેલ છે એમ ધારી ઘરમાં ફરવા લાગી.[૪૪] બાળકને સૂતે ઘણી વાર થઇ એમ ધારી, એ ચતુર કૃતદ્યુતિએ ધાવ્યને આજ્ઞા કરી કે મારા પુત્રને તેડી આવ.[૪૫] ધાવ્ય સૂતેલા કુવર પાસે ગઇ, ત્યાં તેને પ્રાણ ઇંદ્રિય અને ચેતના વગરનો તથા જેની આંખોમાંથી કીકીઓ જતી રહી હતી એવો દેખી 'હાય મુઇછુ' એમ ચીસ નાંખી ધરતીપર પડી.[૪૬] બહુજ છાતી કૂટતી એ ધાવ્યનો અત્યત આતુરતા ભરેલો શબ્દ સાંભળીને કૃતદ્યુતિ રાણી ઉતાવળી ઉતાવળી કુંવર પાસે ગઇ, ત્યાં તેને તુરતજ મરીગયેલો જોયો, વૃદ્ધિ પામેલા શોકથી ધરતીપર પડી ગઈ, મૂર્છા આવી ગઈ અને કેશ તથા લુગડાં ખસીગયાં તેની પણ તેને ખબર રહી નહી.[૪૭-૪૮] ધાવ્યનુ રોવુ સાંભળીને રાજાના અતપુરમાં રહેનારા લોકો સ્ત્રીઓ અને પુરૂષો ત્યાં આવીને સરખાંજ દુ ખથી રોવા લાગ્યાં, અને અપરાધ કરનારી તે શોક્યો પણ ખોટેખોટે રોવા લાગી.[૪૯] અચાનક રીતે કુવરનું મરણ થયુ સાંભળી આંધળો થયેલો, પડતો, માર્ગમાં ઠેસો ખાતો અને સ્નેહના અનુબધને લીધે વૃદ્ધિ પામેલા શોકથી બહુજ ઘેરાએલો ચિત્રકેતુ રાજા બ્રાહ્મણોની સાથે ત્યાં આવ્યો અને તેના કારભારીઓ પણ પછવાડે આવ્યા.[૫૦] કેશ અને વસ્ત્ર જેનાં છૂટી ગયાંછે એવો ચિત્રકેતુ રાજા, મરીગયેલા પુત્રના પગની પાસે પડયો. લાંબા નિશાસા મૂકતો અને આંસુનાં ટીપાંઓથી જેનુ ગળુ રોકાઇ ગયુંછે એવો એ રાજા બોલી પણ શકયો નહીં.[૫૧] કૃતદ્યુતિ રાણી, એકના એકજ દીકરાને મરી ગએલો જોઇ તથા પતિને ઘણાજ શોકથી વ્યાપ્ત થએલો જોઈ, લોકોનાં અને કારભારીઓ વગેરેનાં કાળજાં ફાટી જાય એવી રીતે વિચિત્ર વિલાપ કરવા લાગી.[૫૨] કેશરી ચંદન જેઓને લગાવ્યુ હતુ એવાં સ્તનને આંજણવાળાં આંસુનાં ટીપાંઓથી નવરાવતી એ કૃતદ્યુતિ, જેમાંથી ફૂલની માળાઓ ખસી જાયછે એવા ચોટલાને છુટો મૂકી ટીટોડીની પેઠે ઊંચે સાદે શોક કરવા લાગી.[૫૩] "અરે દૈવ ! તું અત્યત મૂર્ખ દેખાયછે, કેમકે તું તારી સૃષ્ટિને નહીં ઘટે એવુ કામ કરેછે. મોટાં જીવતાં માનાંનું મરણ કરવું એ બહુ ઉ-

લહું છે. અને જો તારી હમણાં એમજ કરવાની ઇચ્છા હોય તો તું ખરેખર પ્રાણીઓનો શત્રુ છે, પણ દયાળુ નથી [૫૪] જો પ્રાણીઓને પોતપોતાનાં કર્મનેલીધે અહીં મરણ અને જન્મનો યોગ્ય અનુક્રમ ન રહેતો હોય તો પછી તારૂ શુ કામ છે? કદાચ તારા વિના એકલાં કર્મોથી કશું ન થતુ હોય તો પછી પોતાની સૃષ્ટિ વધારવા સારૂ આ સ્નેહરૂપી પાશ કે જે તેજ કરેલછે તેને તું પોતાથીજ કાપેછે ॥ (આવુ દુખ જોઇને કોઈ પણ પ્રાણી પોતાના પુત્ર વગેરે ઉપર સ્નેહ નહી કરશે એથી તારી સૃષ્ટિને હાનિ છે)[૫૫] હે દીકરા! હે બાપ! હું કે જે રાંક અને અનાથ છુ તેનો તારે ત્યાગ કરવો જોઇતો નથી. શોકથી તપી ગયેલા આ તારા બાપ સામુ જો તુ જીવતો થાયતો તારાથી અમે નરકને સેહેજ તરી જઇએ, કે જે નરક અપુત્ર માણસોને તરવુ કઠણ પડેછે. નિર્દય યમની સાથે તુ દૂર જતો નહી [૫૬] હે બાપ! હે રાજકુમાર! ઊઠ, આ સરખી અવસ્થાના તારા મિત્રો તને રમવા બોલાવેછે તુ ઘણીવાર થયા સૂઈ રહ્યોછે ભૂખ બહુજ લાગી હશે માટે સ્તનપાન કર અને અમે કે જે પોતાનાં છીએ તેઓનો શોક મટાડ. હે દીકરા! સુંદર હાસ્યવાળાં અને આનંદ ભરેલી દૃષ્ટિવાળાં તારાં મુખકમળને હુ અભાગણી જોઈ શકી નહીં અરે હુ તારી મનોહર વાણી સાંભળતી નથી અરેરે! પરલોક કે જ્યાંથી પાછુ અવાતુ નથી ત્યાં તું ગયો કે શુ? નિર્દય યમ તને લઇ ગયો કે શુ?"[૫૮]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે કૃતદ્યુતિ રાણી મરી ગયેલા પુત્રનો વિચિત્ર વચનોથી વિલાપ કરતાં બહુજ દુખ પામેલો ચિત્રકેતુ રાજા પણ ગળું છૂટુ મૂકીને રોવા લાગ્યો.[૫૯] એ સ્રીપુરૂષ એ પ્રમાણે વિલાપ કરતાં તેઓને અનુસરનારાં પુરૂષો અને સ્રીઓ સઘળાં રોવાલાગ્યાં અને સર્વ મનુષ્યો મૂર્છિત જેવાં થઈગયાં[૬૦] એ પ્રમાણે ચિત્રકેતુ રાજાને દુખિત, મૂર્છિત અને અનાથ જાણી, અંગિરામુનિ નારદજી સહિત ત્યાં આવ્યા.[૬૧]

एवं कश्मलमापन्नं नष्टसंज्ञमनायकम् ।
ज्ञात्वाङ्गिरानाम मुनिराजगामसनारदः ॥६१॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના ષષ્ઠસ્કંધનો ચૌદમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૫ મો.*

### અંગિરા અને નારદે ઉપદેશ કરીને ચિત્રકેતુનો શોક મટાડયો.

॥ श्रीशुकउवाच ॥

ऊचतुर्मृतकोपान्ते पतितंमृतकोपमम् ।
शोकाभिभूतंराजानं बोधयंतौसदुक्तिभिः ॥१॥

શુકદેવજી કહેછે—શબની પાસે શબની પેઠે પડેલા અને શોકથી પરાભવ પામેલા ચિત્રકેતુ રાજાને સારાં વચનોથી બોધ દેતાં અંગિરા અને નારદજી આ પ્રમાણે બોલ્યા.[૧]

અંગિરા અને નારદજી કહેછે—હે મોટા રાજા! તુ જેનો શોક કરેછે, તે આ તને કોણ થાય છે? અને આ સૃષ્ટિમાં તુ આને કોણ થાય છે? પૂર્વજન્મમાં, આ જન્મમાં અને હવે પછીના ભવિષ્ય જન્મમાં તારો અને આનો સંબંધ કેવો હતો, કેવોછે અને કેવો થશે?[૨] જેમ પ્રવાહના વેગથી રેતી જુદી પડી જાયછે અને ભેળી થાયછે, તેમ કાળના વેગથી પ્રાણીઓ જૂદાં પડેછે અને ભેળાં થાયછે[૩] પૂર્વજન્મમાં જે પ્રાણીઓ પિતા વગેરે રૂપથી ભેળાં હતાં તેઓજ મરણથી જુદાં પડીને વર્ત્તમાન જન્મમાં કોઈ સમયે તેનાંજ અને કોઈ સમયે બીજાનાં પણ પુત્રાદિક થાય છે, અને તેઓજ વળી જન્માંતરમાં તેનાંજ અથવા બીજાનાં સ્રી વગેરે અને શત્રુ મિત્ર વગેરે થાય છે. માટે આ તારો પુત્ર અને તું એનો પિતા એવો નિયમ છેજ નહી જેમ એક બીજમાંથી બીજાં બીજ ઉત્પન્ન થાયછે, કોઈ સમયે ઉત્પન્ન થતાં નથી અને કોઇ સમયે નાશ પણ પામેછે, એવી રીતે કોઈ પ્રા-

* આ પંદરમા અધ્યાયમા અંગિરા અને નારદજીએ તત્વનો ઉપદેશ કરી ચિત્રકેતુનો શોક મટાડ્યાની કથા કહેવામાં આવશે.

ણીઓમાંથી બીજાં પ્રાણી ઉત્પન્ન જાયછે, કોઈ સમયે ઉત્પન્ન થતાં નથી અને કોઇ સમયે નાશ પણ પામેછે. માટે જેમ બીજમાં પિતાપુત્ર વગેરેનો સબંધ નથી, તેમ પ્રાણીઓમાં પણ પિતા-પુત્ર વગેરેનો સબધ નથી, તેથી શોક નહીં કરવો જોઈએ. ભગવાનની માયાની પ્રેરણાથીજ થવું અને ન થવુ છે, પણ વાસ્તવિક રીતે કાંઇ નથી. [4]અમે, તું અને વર્ત્તમાન કાળનાં આ સ્થાવર-જગમો જેમ જન્મથી પેહેલાં નહીં હતાં અને મરણ પછી નહી હશુ એવી રીતે હમણાં પણ નથીજ. સ્વપ્ન જેમ આદિ અને અતમાં નહીં હોવાથી ખોટુ છે તેમ આ જગત્ પણ આદિ અને અતમાં નહીં હોવાથી ખોટું છે, અને મરણ પદાર્થ સર્વને સાધારણ છે, તેથી પુત્રનોજ શોક કરવો રહેતો નથી. [5]અજન્મા ઇશ્વર જો કે પોતે નિરપેક્ષછે (કશાની પણ ગરજ વગરનાછે), તોપણ બાળકની પેઠે લીલાવતે પોતે સરજેલાં પરતત્ર પ્રાણીઓથી બીજા પ્રાણીઓને સરજેછે, પાળેછે અને નષ્ટ કરેછે. આ સઘળી માયાની સૃષ્ટિ છે, તેથી હું આનો બાપ અને આ મારો પુત્ર ઇત્યાદિક અભિમાન કેવળ પ્રતીતિ માત્રને લઇને છે [6]જેમ એક બીજમાંથી બીજુ બીજ થાયછે, તેમ માતા પિતાના દેહમાંથી પુત્રનો દેહ થાયછે માટે બીજમાં જેમ પૃથ્વી વગેરે મૂળતત્વો એનાંએજ રહેછે તેમ શરીરમાં પણ આત્મા એનોએજ રહેછે. [7]જેમ જાતિ અને આકૃતિના વિભાગની કલ્પના એકજ વસ્તુમાં થયેલી છે, તેમ દેહ અને દેહીના વિભાગની કલ્પના પણ એકજ વસ્તુમાં અનાદિકાળના અજ્ઞાનથી થયેલી છે. વાસ્તવિક રીતે બ્રહ્મજ એક સત્ય વસ્તુ છે, તેમાં અનેક પ્રકારની ખોટી કલ્પનાઓ થયેલીછે, માટે શોક કરવો યોગ્યજ નથી. [8]

શુકદેવજી કહેછે–એ પ્રમાણે એ મુનિઓનાં વચનથી આશ્વાસન પામેલો ચિત્રકેતુ રાજા, દુ-ખથી કરમાએલા પોતાના મુખને હાથવતે લુઇને આ પ્રમાણે બોલ્યો. [9]

ચિત્રકેતુ કહેછે–જ્ઞાનથી પરિપૂર્ણ અને મોટાઓમાં મોટા તમે, અવધૂત વેષથી ગુપ્ત રહીને અહીં આવેલાછો તે કોણછો? [10]ભગવાનઉપરજ પ્રેમરાખનારા બ્રાહ્મણો, મારાજેવા અજ્ઞાનીઓને બોધ દેવા સારૂ ઉન્મત્ત જેવા વેષથી યથેષ્ઠ રીતે ફરેછે. [11] સનત્કુમાર, નારદ, ઋભુ, અગિરા, દેવળ, અસિત, અપાંતરતમ, વ્યાસ, માર્કંડેય, ગૌતમ, [12] વસિષ્ઠ, પરશુરામ, કપિલ, શુકદેવજી, દુર્વાસા, યાજ્ઞવલ્કય, જાતૂકર્ણ્ય, આરૂણિ, [13] રોમશ, ચ્યવન, દત્તાત્રેય, આસુરિ, પતજલિ, વેદશિરા, બોધ્ય, પંચશિરા, [14]હિરણ્યનાભ, કૌશલ્ય, શ્રુતદેવ, ઋતધ્વજ, એઓ અને બીજા પણ મોટા સિદ્ધ લોકો જ્ઞાનના ઉપદેશ સારૂ ફરેછે. [15] તો હું કે જે ઘાટા અધારામાં ડુબેલો અને ગામડાનાં જનાવર જેવો મૂઢ છુ તેને આપથી બોધ મળશે, માટે જ્ઞાનરૂપી દીવાનો પ્રકાશ કરો. [16]

અગિરા કહેછે–હે રાજા! જે સમયે તને પુત્રની ઈચ્છા હતી તે સમયે પુત્ર આપનાર હુ અગિરા અને આ સાક્ષાત્ બ્રહ્માના પુત્ર નારદજી છે. [17] તુ કે જે ભગવાનનો ભક્ત અને શોક કરવાને યોગ્ય નથી, તેને આ પ્રમાણે પુત્રના શોકથી મોટા મોહમાં ડુબેલો જાણી તારા ઉપર અનુગ્રહ કરવાસારૂ અમે અહીં આવ્યા છીયે, કેમકે બ્રાહ્મણોને માનનાર ભગવાનના ભક્તને મોહ થવો નહી જોઇએ. [18-19] હુ પેહેલાં તારે ઘેર આવ્યો હતો તે સમયેજ તને ઉત્તમ જ્ઞાન આપવાનો મારો વિચાર હતો, પણ તને સંસારમાં આસક્તિ છે એમ જાણી મે પુત્રજ આપ્યો હતો [20] પુત્રવાળાઓને કેવુ દુખ થાયછે તે હમણાં તારાજ અનુભવમાં આવ્યું સ્ત્રી, પુત્ર, ધન, અને અનેક પ્રકારનાં ઐશ્વર્યની સપત્તિઓનુ પણ એ પ્રમાણે છે. [21] શબ્દાદિક વિષયો અને રાજ્યસબંધી વિભૂતિઓ ચચળ છે. હે ચિત્રકેતુ રાજા! પૃથ્વી, રાજ્ય, સૈન્ય, ભડાર, નોકર, કારભારીઓ અને સબંધીઓ એ સઘળાં શોક, મોહ, ભય તથા પીડાને આપનાર અને ગધર્વ નગર જેવાં છે, સ્વપ્ન, માયા અને મનોરથની પેઠે મિથ્યા છે. [22-23] કેવળ મનથીજ પેદા થયેલાં અને સત્યતા વિનાજ દેખાય એવાં છે. સાચાં હોય તો એક ક્ષણમાં દેખાઇને બીજા ક્ષણમાં

તેઓનો બાધ નહી થવો જોઈએ. કર્મની વાસ-
નાઓથી વિષયનું ચિંતન કરનાર પુરૂષનાં કર્મ
મનથી થયાંછે, માટે તે કર્મોથી બનતા પદાર્થો
પણ મનથીજ પેદા થયેલાછે.[24] દેહાભિમાનવાળા
જીવને પંચભૂત,ઈન્દ્રિયો અનેઇન્દ્રિયોના દેવતારૂપ
આ દેહજ અનેક પ્રકારના ક્લેશ અને સંતાપને પેદા
કરનાર કહેલોછે.[25] મમતાના વિષયો દુખદાયી
છે અને તેઓનું મૂળ દેહજ છે, એટલા માટે
સ્થિર મનથી પોતાનુ સ્વરૂપ વિચારીને દ્વૈતપ-
દાર્થમાં સાચાપણાનો વિશ્વાસ અને સ્નેહ છોડી
દેતાં શાંતિનો આશ્રય કર[26]

નારદજી કહેછે—આ મંત્રવિદ્યા કે જે પરમ
કલ્યાણ આપનારી છે તે તુ સાવધાન થઇને
મારી પાસેથી લે, કે જે વિદ્યાનુ સાત રાત સુધી
બરાબર ચિંતન કરીશ એટલે તને શેષનાગનાં
દર્શન થશે[27] હે રાજા! સદાશિવ વગેરે પૂર્વ
પુરૂષો જેના ચરણારવિંદનુ શરણ લેવાથી આ
ભ્રાંતિરૂપ દ્વૈતને છોડી દઈ જેના બરાબર અથવા
અધિક કોઈ પણ નથી એવા બ્રહ્મસ્વરૂપને પામ્યા
છે, તે સર્વોત્તમ શેષનાગને તુ પણ થોડા કા-
ળમાં પામીશ.[28]

यत्पादमूलमुपसृत्य नरेंद्र पूर्वे
शर्वादयो भ्रममिमं द्वितयंविसृज्य ।
सद्यस्तदीयमतुलानधिकं महित्वं
प्रापुर्भवानपि परं न चिरादुपैति ॥ २८ ॥

ઇતિશ્રીમન મહાપુરાણ ભાગવતના ષષ્ઠસ્કંધનો
પંદરમો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૬ મો.*

### ચિત્રકેતુને નારદે કરેલો ઉપદેશ.

॥ श्रीशुकउवाच ॥

अथदेवऋषीराजन् संपरेतंनृपात्मजम् ।
दर्शयित्वेतिहोवाच ज्ञातीनामनुशाचताम् ॥ १ ॥

શુકદેવજી કહેછે—હે પરીક્ષિત રાજા! પછી
નારદજીએ, શોક કરનારાં સંબંધીઓને પોતાના
યોગબળથી એ મરી ગયેલો રાજકુમાર પ્રત્યક્ષ
દેખાડી તેને આ પ્રમાણે કહ્યું.[1]

નારદજી કહેછે—હે જીવાત્મા! તારાં મા, બાપ,
મિત્રો અને બાંધવો કે જેઓ તારા શોકથી અ-
હુજ વ્યાકુળ થયેલાં છે તેઓને જો.[2] આ તારા
શરીરમાં પ્રવેશ કરી બાકીના+ આયુષ્યને અને
પિતાએ આપેલાં સુખોને સંબંધીઓની સાથે
રહી ભોગવ અને રાજ્યાસનનો સ્વીકાર કર.[3]

શરીરમાં આવીને જીવ બોલ્યો કે—હું કે જે
કર્મને લીધે દેવ, પશુ, પક્ષી અને મનુષ્યોની
યોનિઓમાં ભટક્યા કરૂ છુ તેના કયા જન્મમાં
આ માતા અને પિતા થયાં હતાં?[4] હુ મરી
જતાં મને પુત્ર જાણીને શોક થયોછે, તો શત્રુ
જાણીને હર્ષ શામાટે કરતાં નથી? કેમકે સં-
બંધી, સપિંડ, શત્રુ, મધ્યસ્થ, મિત્ર, ઉદાસીન
અને દ્વેષીઓ અનુક્રમથી સઘળાં, સઘળાંને પર-
સ્પર થાયછે તેથી પુત્રાદિકનો સંબંધ કાંઈ તેનો
તેજ રહેછે એવો નિયમ નથી[5] જેમ સુવર્ણ
વગેરે વેચવાસાટવવાની ચીજો તેનીતેજ વ્યવ-
હાર કરનારાઓમાં ચારેકોર ફર્યા કરેછે, તેમ
જીવ પણ અનેક યોનિઓમાં એનાએજ ફર્યા
કરેછે[6] માણસોમાં જીવતા પદાર્થનો સંબંધ
પણ અનિત્ય જોવામાં આવેછે, કેમ કે વેચવા
વગેરેને લીધે સંબંધ બંધ પડેછે. જ્યાંસુધી
જેને સંબંધ હોય ત્યાંસુધીજ તેને મમત્વ રહેછે.[7]
જે દેહમાં જીવ આવેલો હોય તે દેહમાં તે
જીવ જ્યાં સુધી હોય ત્યાંસુધી તેનુ સ્વત્વ હોય
છે પણ મુવા પછી રહેતુ નથી, માટે આ દેહ
હવે મારો નથી.[8] અનેક યોનિઓમાં ફરનારો
જીવ એનોએજ રહેછે, અને તે વાસ્તવિક રીતે
અહંકારરહિત છે. જીવ અને પરમાત્મા એકજ
છે, અને તે એકપણાને લીધે નિત્ય, ઘટારાથી
રહિત, જન્માદિક વિનાનો અને જન્મનારા દે-
હાદિક પદાર્થોનો આશ્રય તથા સ્વયંપ્રકાશ છે.
પોતાની માયાના ગુણોથી પોતાને જગતરૂપ બ-

* આ સોળમા અધ્યાયમા તેના પુત્રના બોલવાથીજ રાજાને શોકરહિત કરી નારદજીએ તેને, શેષનાગને પ્રસન્ન કરનારી વિદ્યાનો ઉપદેશ કર્યો, એ કથા કહેવાશે.

+ દુર્મરણથી મરવાને લીધે તેનું કાંઇક આયુષ્ય બાકી રહ્યુ છે તેથીજ તે શરીરમા આવીને પાછી વાતો કરે છે એમ સમજવાનું છે.

નાવનાર પણ એજ છે.[૯] એ જીવને કોઇ પ્રિય નથી, કોઇ અપ્રિય પણ નથી, કોઇ પોતાનો નથી અને કોઇ પારકો પણ નથી, માટે મારે કોની સાથે રહેવું, કોને રાજી કરવા અને કોની સામું જોવું ?[૧૦] આત્મા તો સંગરહિત અને સારૂં નરસું કરનારા મિત્ર તથા શત્રુ વગેરેની વિચિત્ર બુદ્ધિઓનો સાક્ષી છે. આત્મા સુખ, દુઃખ કે રાજ્યાદિકને ભોગવતોજ નથી; કેમકે કાર્ય તથા કારણોનો સાક્ષી છે પણ ભોક્તા નથી, અને સ્વતંત્ર છે પણ દેહાદિકને પરતંત્ર નથી માટે હું કે જે એવી રીતનો છું તેને કોઇની સાથે સબંધ નથી, તેથી મારો સંબધ માનીને કોઇએ શોક નહીં કરવો જોઇએ[૧૧]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે કહીને જીવ પાછો શરીરમાંથી નીકળી ગયો,ત્યારે પછી તેનાં સબધીઓએ વિસ્મય પામીને પોતાના સ્નેહરૂપી સાંકળ તોડી નાંખીને શોક કરવો છોડી દીધો.[૧૨] તેના શરીરનો દાહ કરી તથા તેની પરલોકસંબધી યોગ્ય ક્રિયાઓ કરીને સબંધીઓએ મજબુત સ્નેહ કે જે શોક, મોહ, ભય અને પીડા આપનાર છે તેને છોડી દીધો[૧૩] બાળહત્યા કરનારી અને તેને લીધે નિસ્તેજ થયેલી સ્ત્રીઓએ, અંગિરા મુનિનુ ભાષણ સાંભળવાથી પુત્ર વગેરેની કામના છોડી દઇને બ્રાહ્મણોના કહેવા પ્રમાણે યમુનાને કિનારે બાળહત્યાનું પ્રાયશ્ચિત્ત કર્યું[૧૪] એ પ્રમાણે અંગિરા અને નારદજીનાં વચનથી જેને બોધ મળ્યો એવો ચિત્રકેતુરાજા, તળાવના ગારામાંથી જેમ હાથી નીકળે તેમ ઘરરૂપી ઉડા કુવામાંથી નીકળ્યો[૧૫] યમુનામાં સ્નાન કરી, તર્પણ વગેરે પવિત્ર ક્રિયાઓ કરી, તથા મૌનપૂર્વક જીતેદ્રિયપણુ રાખી અંગિરા અને નારદજીને પગે લાગ્યો[૧૬] પછી ભક્તિવાળા, શરણાગત અને જીતેદ્રિય તે રાજાને પ્રસન્ન થઈને નારદજીએ આ પ્રમાણે વિદ્યાનો ઉપદેશ કર્યો.[૧૭] "વાસુદેવ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ અને સંકર્ષણરૂપ આપ ભગવાનને મનથી નમસ્કાર કરીએ છીએ[૧૮] અનુભવરૂપ, પરમાનંદમૂર્તિ, આત્મારામ, શાંત અને દ્વૈતદૃષ્ટિથી રહિત આપને નમસ્કાર કરીએ છીએ.[૧૯] આત્માનંદના અનુભવથીજ માયાસંબધી રાગદ્વેષાદિકને નિરાશ કરનાર, ઇદ્રિયોના સ્વામી, મહાત્મા અને જગતરૂપ મૂર્તિવાળા આપને નમસ્કાર કરીએ છીએ.[૨૦] મન અને સઘળી ઇદ્રિયો નહીં પોહોચીને વિરામ પામીજતાં નામરૂપરહિત, ચૈતન્યમાત્ર અને સર્વના કારણરૂપ જે એકજ પ્રકાશેછે તે દેવ અમારી રક્ષા કરજો[૨૧] આ જગત્ જેમાં રહ્યુછે, જેમાં લય પામેછે અને જેથી ઉત્પન્ન થાયછે, તથા ઘટાદિક પદાર્થોમાં માટીની પેઠે જે સર્વમાં અનુસ્યૂતછે તે પરબ્રહ્મ આપને નમસ્કાર કરીએ છીએ.[૨૨] મન બુદ્ધિ અને ઈદ્રિયો જેને જાણતાં નથી, તથા પ્રાણ જેનો સ્પર્શ કરી શકતા નથી, અને જે આકાશની પેઠે અંદર અને બહાર વ્યાપી રહેલછે, તેને હું પ્રણામ કરૂંછુ.[૨૩] આ દેહ, ઇદ્રિય, પ્રાણ, મન અને બુદ્ધિ જેના ચૈતન્યાંશનો આવેશ થવાથી પોતપોતાના કામમાં પ્રવર્તી શકેછે અને જેમ અગ્નિ વગરનુ એકલુ લોઢુ બાળી શકે નહી, તેમ સુષુપ્તિ અને મૂર્છા વગેરેમાં જેના ચેતન્યાંશ વિના કામ કરીશકતાં નથી, અને જે જાગ્રત વગેરે અવસ્થાઓમાં 'જીવ' એવુ નામ ધરાવે છે, તેને નમસ્કાર કરૂ છુ.[૨૪] હે સર્વોત્કૃષ્ટ! હે સર્વેશ્વર! આપ કે જે ભગવાન મહાપુરૂષ, મોટા ભાવવાળા, મોટી વિભૂતિના પતિ અને સઘળા મોટા ભક્તોના સમૂહો પોતાના હાથરૂપી કમળની કળીઓથી જેના બન્ને ચરણારવિંદને લડાવે છે એવા છો તે આપને પ્રણામ કરીએ છીએ[૨૫]

શુકદેવજી કહેછે—ભક્તિમાન અને શરણે આવેલા તે ચિત્રકેતુરાજાને એ પ્રમાણે વિદ્યાનો ઉપદેશ કરી અંગિરાઋષિની સાથે નારદજી બ્રહ્મલોકમાં ગયા પછી ચિત્રકેતુએ સાત દિવસ સુધી માત્ર જળનો અહાર કરી અને સાવધાન રહી નારદજીના કહેવા પ્રમાણે તે વિદ્યાનુ યોગ્ય અનુષ્ઠાન કર્યું[૨૭] સાત રાતો પૂરી થતાં અનુષ્ઠાન કરવામાં આવતી તે વિદ્યાના પ્રભાવથી તેને મુખ્ય ફળના પેટામાં વિદ્યાધરોનુ અધિપતિપણુ પણ અખંડિત મળ્યુ.[૨૮] પછી કેટલેક દિવસે વિદ્યાના પ્રભાવથી મન પોહોચે

ત્યાં પોહોચવાની ગતિ મળતાં તે ચિત્રકેતુ, શેષનાગની પાસે ગયો.[૨૯] કમળના નાળની પેઠે ગૌર, નીલવસ્ત્રવાળા, પ્રસન્નમુખવાળા, રાતાં નેત્રવાળા, મોટા સિદ્ધલોકોનાં મંડળોથી વીંટાએલા અને મુકુટ, બાજુબંધ, કટિમેખળા તથા કંકણથી દીપી રહેલા શેષ નાગને દીઠા.[૩૦] તેમનાં દર્શનને લીધે સર્વ પાપથી છૂટેલો, સ્વચ્છ તથા નિર્મળ અંતઃકરણવાળો, ભક્તિના વધારાને લીધે સ્નેહનાં આંસુવાળો અને રૂંવાડાં જેનાં ઉભાં થઈગયાં એવો એ ચિત્રકેતુ, તેમની શરણે ગયો અને પગે લાગ્યો.[૩૧] ભગવાનના ચરણારવિંદના આસનરૂપ શેષનાગને પ્રેમનાં આંસુનાં ટીપાંઓથી વારવાર ભીંજાવતો ચિત્રકેતુ, પ્રેમને લીધે અક્ષરોનું ઉચ્ચારણ રોકાઇ જતાં ઘણીવાર સુધી તેમની સ્તુતિ કરી શક્યો નહી.[૩૨] પછી બુદ્ધિવડે મનને સ્થિર કરી જેને વાણી પ્રાપ્ત થઇછે એવો એ ચિત્રકેતુ, સઘળી ઇંદ્રિયોની બહિર્વૃત્તિને રોકીને જગતના ગુરૂ શેષનાગ કે જેમનો આકાર ભક્તિશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે હતો તેમની સ્તુતિ કરવા લાગ્યો [૩૩]

ચિત્રકેતુ સ્તુતિ કરેછે—આપ જો કે અજિત છો, તોપણદૃષ્ટિવાળા જિતેંદ્રિય પુરૂષોએ આપને જીતી લીધાછે અને આપ કે જે નિષ્કામ ભક્તોને પોતાનુ સ્વરૂપ આપનાર અને મહાદયાળુ છો તેમણે એ ભક્તોને જીતી લીધાછે [૩૪] હે મહારાજ! જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય વગેરે થાયછે એ આપની લીલા છે જગતને સરજનારા બ્રહ્માદિક તો આપના અંશના પણ અંશછે, અને એઓ જૂદી જૂદી ઇશ્વરતાના અભિમાનથી સૃષ્ટિ વગેરે કાર્યોમાં ફોકટનીજ સ્પર્દ્ધા રાખેછે [૩૫] સૂક્ષ્મ અને સ્થુળ બ્રહ્માંડના આદિમાં, અંતમાં અને મધ્યમાં રહેનારા અને પોતે આદિ, અંત તથા મધ્યથી રહિત આપ છો. જે તત્વ કાર્યના આદિમાં, અંતમાં અને મધ્યમાં પણ રહેતુ હોય તેજ અવિનાશી કહેવાય છે.[૩૬] એક એક કરતાં દશગણાં વધતાં પૃથ્વી વગેરે આવરણોથી વીંટાએલુ આ બ્રહ્માંડ અને એવાંજ કરોડો બ્રહ્માંડો આપના સ્વરૂપમાં પરમાણુની પેઠે ભમ્યા કરેછે, માટે આપ અનંત છો, વિષયોની તૃષ્ણા રાખનારા જે નરપશુઓ આપની વિભૂતિરૂપ ઇન્દ્રાદિક દેવની ઉપાસના કરેછે, પણ આપ કે જે સર્વના કારણરૂપ છો તેમની ઉપાસના કરતા નથી, તેઓનાં સુખ, રાજાઓના નાશની પછવાડે જેમ તેઓનાં સુખ નાશ પામેછે તેમ તે દેવતાઓના નાશની પછવાડે નાશ પામેછે.[૩૮] હે પરમેશ્વર! વિષયની કામનાઓ પણ જો તમારામાંજ અર્પણ કરેલી હોય તો ભુંજેલાં બીજ જેમ બીજા બીજને ઉત્પન્ન કરી શકતાં નથી, તેમ તેઓ પણ બીજા દેહને ઉત્પન્ન કરી શકે નહી. કેમ કે નિર્ગુણ અને જ્ઞાનમય આપના સ્વરૂપમાં જીવના ગુણોનેલીધેજ સુખ દુઃખાદિક દ્વંદ્વના સમૂહ થાયછે. માટે નિર્ગુણ સ્વરૂપનું કામનાથી ભજન કર્યું હોય તો પણ તેથી ધીરે ધીરે નિર્ગુણપણુ પ્રાપ્ત થાય છે [૩૯] નિષ્કિંચનઅને આત્મારામ સનકાદિક મુનિઓ મોક્ષને માટે જેનુ સેવન કરેછે એવો નિર્દોષ વૈષ્ણવધર્મ આપે કહ્યોછે ત્યારથીજ આપની સર્વ કરતાં ઉત્કૃષ્ટતા છે [૪૦] વૈષ્ણવ ધર્મ નિર્દોષ એટલા માટે છે કે જેમ બીજા સકામ ધર્મમાં તુ, હું અને મારૂં તથા તારૂં એવી વિષમબુદ્ધિ રહેછે તેવી એ ધર્મમાં રહેતી નથી. શત્રુના મરણ વગેરેની કામનારૂપ વિષમબુદ્ધિથી જે ધર્મ રચાએલા હોય તે તો રાગદ્વેષાદિકથી અશુદ્ધ, વિનાશી ફળવાળો અને અધર્મના મોટા ભાગવાળો હોયછે.[૪૧] પોતાના અને પારકા દ્રોહવાળો ધર્મ પાળવાથી પોતાનુ તથા પારકું શુ ભલું થાયછે અને શું પ્રયોજન સિદ્ધ થાય છે? એ ધર્મની રીતિ પ્રમાણે શરીરને બહુજ ક્લેશ દેવાથી આત્મારૂપ આપને પીડા થાયછે, અને બીજાનું પીડન થવાથી અધર્મ અને આત્માનું પીડન બન્ને થાયછે.[૪૨] આપનો વિચાર કે જેમાંથી વૈષ્ણવધર્મ નીકળેલોછે, તેણે પરમાર્થને છોડયોજ નથી, કેમકે સ્થાવર જંગમ પ્રાણીઓમાં સમબુદ્ધિ રાખનારા વૈષ્ણવો એજ ધર્મને સેવેછે [૪૩] હે મહારાજ! આપનાં દર્શનથી મનુષ્યોનાં સઘળાં પાપોનો ક્ષય થાય એ

કાંઈ આશ્ચર્ય નથી; કેમ કે ચાંડાળ હોય તે પણ જો એકવાર પણ આપનું નામ સાંભળે તો સંસારમાંથી છુટી જાયછે.[૪૪] હે ભગવાન! હમણાં અમારાં ચિત્તના મેલ આપનાં દર્શનથી ધોવાઇ ગયા છે. આપના ભક્ત નારદજીએ જે કહ્યું હતું તેમાં ફેરફાર થાયજ કેમ?[૪૫] હે અનંત! લોકોનું સઘળું આચરણ, આપ કે જે જગતના આત્મા છો તેમના જાણવામાં છે. સૂર્યની પાસે જેમ પતંગીઆઓએ પ્રકાશ કરવાનું કાંઈ નથી, તેમ આપ પરમગુરૂની પાસે લોકોએ કાંઇ પણ જણાવવાનું રહેતું નથી.[૪૬] સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયના સ્વામી અને કાચા યોગીઓ ભેદદૃષ્ટિને લીધે જેના તત્વને જાણતા નથી એવા પરમશુદ્ધ આપને નમસ્કાર કરૂં છું[૪૭] જેના શ્વાસની પછવાડે પ્રજાપતિઓ શ્વાસ લેછે, જેને જાણ્યા પછી જ્ઞાનેદ્રિયો જાણી શકેછે અને જેના માથા ઉપર પૃથ્વીનું મંડળ સરશવ જેવડું લાગેછે, તે હજાર મસ્તકવાળા આપને નમસ્કાર કરૂં છું.[૪૮]

શુકદેવજી કહેછે–વિદ્યાધરોના પતિ ચિત્રકેતુએ એ પ્રમાણે સ્તુતિ કરતાં પ્રસન્ન થયેલા શેષનાગ આ પ્રમાણે બોલ્યા.[૪૯]

શેષનાગ કહેછે–નારદજી અને અંગિરા મુનિએ તને મારા સંબંધમાં જેનો ઉપદેશ કર્યો તે વિદ્યાથી અને મારાં દર્શનથી તું કૃતાર્થ થયોછે.[૫૦] જે સઘળાં સ્થાવર જંગમો છે તે હુંજ છું. સર્વનો ભોક્તા અને સર્વનું કારણ પણ હુંજ છું. વેદ અને પરબ્રહ્મ, એ બે મારાંજ નિત્યસ્વરૂપ છે.[૫૧] જ્ઞાનીએ એવો વિચાર રાખવો કે "હું જગતમાં વ્યાપી રહ્યોછું અને જગત મારામાં વ્યાપી રહ્યુંછે, તથા બન્નેમાં પરમાત્મા વ્યાપી રહ્યાછે અને પરમાત્મામાં હું તથા જગત બન્ને કલ્પિત છીએ."[૫૨] જેમ સુતેલો માણસ એક સ્વપ્ન અવસ્થામાંજ સ્વપ્ન અને સુષુપ્તિ દેખેછે અને જાગ્રતપણાને પણ માનેછે, એવી રીતે બુદ્ધિની પ્રસિદ્ધ ત્રણ અવસ્થાઓ પણ કેવળ માની લેવા માત્ર અને મિથ્યા છે, અને તેઓનો દૃષ્ટા આત્મા તે અવસ્થાઓથી રહિત છે એમ વિચારવું.[૫૩–૫૪] સૂતેલો જીવ જે રૂપથી તે અવસરે પોતાના અજ્ઞાનને અને નિર્ગુણ સુખને જાણેછે તે આત્મા બ્રહ્મ હું છું એમ જાણ[૫૫] સુષુપ્તિનાં અજ્ઞાન અને સુખ તે વખતમાંજ જાણ્યાં ન હોય તો જાગ્યા પછી હું સુખે સૂતો હતો અને કાંઇ પણ જાણતો ન હતો એ રીતે અજ્ઞાનનું અને સુખનું સ્મરણ થવું નહીં જોઇએ. જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણે અવસ્થાનો અનુભવ કરનાર આત્મા એકજ છે, કેમકે જાગ્રતમાં સ્વપ્ન કે સુષુપ્તિ નથી, તોપણ 'જે હું સ્વપ્ન દેખતો હતો અને પછી ઘોર નિદ્રામાં સૂઈ ગયો હતો તેજ હું છું' એવું અનુસંધાન રહેછે. જાગ્રતથી સ્વપ્ન અવસ્થા જુદી પડેછે અને સ્વપ્ન અવસ્થાથી જાગ્રત જુદી પડેછે, પણ તેઓનો જાણનાર આત્મા એ બન્ને અવસ્થાઓમાં એકજ છે તેમ સુષુપ્તિ અવસ્થામાં સ્વપ્ન કે જાગ્રત કોઇ પણ નથી, પરંતુ તેઓનો દૃષ્ટા આત્મા અખંડિતછે. એવી રીતે ત્રણે અવસ્થાઓમાં પ્રકાશપણાથી (જાણનારપણાથી) અનુસ્યૂત અને ત્રણેથી જુદું જે જ્ઞાન છે તેજ હું છું અને જે હું છું તે પરબ્રહ્મ છું એમ જાણ.[૫૬] જો આ મારૂં બ્રહ્મસ્વરૂપ ભૂલાયછે તો તે પોતાથી જુદું પડી જાય છે, અને જુદું પડયું તો જીવને વારંવાર જન્મ અને મરણરૂપ સંસાર થાયછે[૫૭] આ મનુષ્યનો અવતાર કે જેમાં શાસ્ત્રસંબંધી જ્ઞાન અને અપરોક્ષ જ્ઞાન બન્ને થવાનો સંભવ છે, તેને પામી જેણે પોતાનું સ્વરૂપ ન ઓળખ્યું તેને કયાંય પણ શાંતિ મળે નહીં.[૫૮] પ્રવૃત્તિમાં ક્લેશ તથા ફળનું ઉલટાપણું છે અને નિવૃત્તિમાં એ બન્ને નથી, એમ સ્મરણ રાખી સમજુ પુરૂષે સંકલ્પ કરવાથી અટકવું જોઇએ[૫૯] સ્રીપુરૂષનાં જોડાંઓ સુખની પ્રાપ્તિને માટે અને દુઃખના નાશને માટે ક્રિયાઓ કરેછે, પણ તે ક્રિયાઓથી દુઃખ મટતું નથી અને સુખ મળતું નથી.[૬૦] આવી રીતે ડાહ્યાનું અભિમાન રાખનારાઓ પણ સુખદુઃખની બાબતમાં ભૂલ ખાયછે, એમ સમજી તથા સૂક્ષ્મ આત્મસ્વરૂપ ત્રણે અવસ્થાઓથી વિલક્ષણ છે એમ જાણી વિવેકના બળથી આ લોક તથા પર-

લોકના વિષયોને છોડી દેતાં મારા ભક્તે જ્ઞાનતથા વિજ્ઞાનમાંજ સંતુષ્ટ રહેવું જોઇએ.[૧૧-૧૨] જીવાત્મા અને પરમાત્મા એકજછે એમ જાણવું એજ ખરો સ્વાર્થ છે એમ યોગમાં પોહોચેલી બુદ્ધિવાળાઓએ સમજવુ.[૧૩] હે ચિત્રકેતુ રાજા ! શાસ્ત્રના જ્ઞાનથી તથા અપરોક્ષ જ્ઞાનથી સંપન્ન રહીને તુ આ મારાં વચનનો સાવધાનપણાથી નિદિધ્યાસ કરીશ તો તુરત મોક્ષ થશે.[૧૪]

શુકદેવજી કહેછે—જગતના ગુરૂ અને આત્મા શેષનાગ ભગવાન્, ચિત્રકેતુની એ પ્રમાણે આશ્વાસના કરી, તે જોતાં છતાં ત્યાંથી અંતર્ધાન થઇ ગયા [૬૫]

आश्वास्यभगवानित्थं चित्रकेतुंजगद्गुरुः ।
पश्यतस्तस्यविश्वात्मा ततश्चांतर्दधेहरिः ॥ ६५ ॥

ઇતિશ્રી ભાગવતના ષષ્ઠસ્કંધનો સોળમો અ૦ સ૦

## અધ્યાય ૧૭ મો.*

### આકાશમાં ફરતા ચિત્રકેતુને પાર્વતીનો શાપ લાગતાં તે વૃત્રાસુર થયો.

शुकउ०—यतश्चांतर्हितोनंतस्तस्यैकृत्वादिशेनमः ।
विद्याधरश्चित्रकेतुश्चचारगगनेचरः ॥ १ ॥

શુકદેવજી કહેછે—જે દિશામાં શેષનાગ અંતર્ધાન થઇ ગયા તે દિશાને પ્રણામ કરી ચિત્રકેતુ વિદ્યાધર આકાશમાં ફરવા લાગ્યો.[૧] લાખો વર્ષ સુધી તેની ઇંદ્રિયોનુ સામર્થ્ય ઓછુ થયુ નહી મુનિ, સિદ્ધ તથા ચારણો તેની સ્તુતિ કરતા હતા [૨] વિદ્યાધરોની સ્ત્રીઓની પાસે ભગવાનનુ ગાયન કરાવતો, એ મોટો યોગી ચિત્રકેતુ, સંકલ્પમાત્રથીજ જેઓમાં અનેક સિદ્ધિઓ પ્રાપ્ત થાયછે એવી પ્રખ્યાત પર્વતોની ગુફાઓમાં રમતો હતો [૩] એક દિવસે એ ચિત્રકેતુ, વિષ્ણુએ આપેલાં દિવ્ય વિમાનમાં બેસી જતો હતો ત્યાં સદાશિવ તેના જોવામાં આવ્યા એ સમયે સદાશિવ, મુનિઓની સભામાં પાર્વતીને ખોળામાં બેસાડી હાથવતે તેમનુ આલિંગન કરીને બેઠા હતા અને આસપાસ સિદ્ધ તથા ચારણ લોકો ઊભા હતા એ સદાશિવની પાસે ઊભો રહીને ચિત્રકેતુ, પાર્વતી સાંભળતાં ઊંચા સ્વરથી હસ્યો અને બોલ્યો.[૪-૫]

ચિત્રકેતુ બોલેછે—ધર્મનો ઉપદેશ કરનાર, પ્રાણીઓમાં મુખ્ય અને લોકોના સાક્ષાત્ગુરૂ આ સદાશિવ, સભાવચ્ચે સ્ત્રીને સાથેલઇને બેઠાછે!![૬] જટાધારી, તીવ્ર તપકરનારા, બ્રહ્મજ્ઞાનની વાતો કરનારા અને સભાના અધ્યક્ષ આ સદાશિવ, પામર પુરૂષની પેઠે લાજ મૂકીને સ્ત્રીને ખોળામાં લઈ બેઠાછે ![૭] ઘણુ કરીને પામર લોકો પણ એકાંતમાંજ સ્ત્રીઓને ખોળામાં લેછે, પણ આ સદાશિવ તો મોટા નિયમોને પાળનાર થઇને સભાવચ્ચે સ્ત્રીને લઈ બેઠા છે ![૮]

શુકદેવજી કહેછે—અત્યંત ગંભીર બુદ્ધિવાળા સદાશિવ તો એ વાક્ય સાંભળીને પણ સભાવચ્ચે હસીને ચૂપ રહ્યા અને તેમને અનુસરનારા સભાસદો પણ ચૂપ રહ્યા.[૯] પરંતુ મહાદેવના પ્રભાવને નહીં જાણનારો અને જિતેંદ્રિયપણાનુ અભિમાન ધરાવનારો એ ચિત્રકેતુ, એ પ્રમાણે અબદ્ધ ભાષણ કરતાં પાર્વતીએ ક્રોધ કરીને તે શઠને આ પ્રમાણે કહ્યુ [૧૦]

જગદંબા કહેછે— હમણાં જગતમાં અમજેવાં દુષ્ટ અને નિર્લજ્જ લોકોને શીખામણ દેનાર, પ્રતિકૂળ વિચારકરનાર અને દંડદેનાર આ ચિત્રકેતુ જ માલેક થયોછે કે શુ ?[૧૧] બ્રહ્મા, પ્રજાપતિઓ, નારદાદિક, સનત્કુમાર, કપિલ અને મનુ, એઓને તો ધર્મની ખબરજ નથી કે જેઓ શાસ્ત્રવિરૂદ્ધ ચાલનારા સદાશિવને ના કહેતા નથી ![૧૨] પોતે નીચ ક્ષત્રિય છતાં ધૃષ્ટપણાથી વિદ્વાનોને મૂર્ખ બનાવી જગતના ગુરૂ, ધર્મમૂર્તિ અને બ્રહ્માદિક પણ જેના ચરણારવિંદનુ ધ્યાન ધરેછે એવા સદાશિવને શીખામણ આપેછે, માટે આ ચિત્રકેતુ શિક્ષાને યોગ્ય છે [૧૩] પોતાને ઉત્તમ ગણીને અક્કડ રહેનાર આ ચિત્રકેતુ, સાધુ લોકોએ સેવેલા ભગવચ્ચરણારવિંદની પાસે રહેવાને યોગ્યનથી.[૧૪] માટે હે દુર્બુદ્ધિ પુત્ર ચિત્રકેતુ ! તુ અસુરસંબંધી મહાનીચ યોનિમાં જા, કે જેથી પાછો મહાત્માઓનો અપરાધ નહીં કરીશ.[૧૫]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે શાપ દેવાએલી

* આ સત્તરમા અધ્યાયમા અમોઘ સિદ્ધિ પામીને આકાશમાર્ગમા ફરતો ચિત્રકેતુ, મહાદેવની મશ્કરી કરવાથી પાર્વતીનો શાપ લાગતા વૃત્રાસુર થયો એ કથા કહેવાશે

તે ચિત્રકેતુ, વિમાનમાંથી ઉતરીને માથું નમાવી પાર્વતીની ક્ષમા માગવા લાગ્યો.[૧૬]

ચિત્રકેતુ બોલ્યો—હે માતાજી ! તમારા શાપને હું માથે ચઢાવું છું; કેમકે દેવતાઓ મનુષ્યને જે વચન કહે તે તેનાં પ્રારબ્ધથીજ પ્રાપ્ત થાયછે.[૧૭] અજ્ઞાનથી મોહ પામીને આ સંસારરૂપી ચક્રમાં ફરતોજીવ, સર્વ કાળમાંઅને સર્વ દેશમાં સુખ અને દુ ખને ભોગવ્યા કરેછે.[૧૮] સુખ અને દુ:ખનો કર્ત્તા પોતે અથવા બીજો કોઈ પણ નથી, જે મૂર્ખ હોયછે તેજ પોતાને અથવા બીજાને કર્ત્તા માનેછે.[૧૯] આ સંસારરૂપી ગુણોના પ્રવાહમાં શાપ, અનુગ્રહ, સ્વર્ગ, નરક, સુખ અને દુ ખ શું છે ? કાંઇ પણ નથી.[૨૦] બંધનથી રહિત એક પરમેશ્વરજ પોતાની માયાથી પ્રાણીઓને તથા તેઓનાં બંધ, મોક્ષ, સુખ અને દુ ખને સૃજે છે [૨૧] સર્વમાં સમાન અને નિર્લેપ એ ઇશ્વરને પ્રિય, અપ્રિય, જ્ઞાતિ, બંધુ, પરાયો કે પોતાનો કોઇ પણ નથી એમને સુખમાં પ્રીતિ નથી ત્યારે પ્રીતિથી થતો રોષ તો કેમજ હોય ?[૨૨]તોપણ એ ઈશ્વરની માયાની સૃષ્ટિરૂપ પાપપુણ્ય વગેરે કર્મજ પ્રાણીઓને સુખ, દુ ખ, હિત, અહિત, બંધ, મોક્ષ, મરણ અને જન્મરૂપ સંસાર આપવાને સમર્થ થાયછે.[૨૩] માટે હે સતી ! આ જે હું ક્ષમા માગું છું તે શાપથી મારો છુટકારો થવાને સારૂ નહી, પણ મારૂં બોલવું યોગ્ય છતાં પણ તમે અયોગ્ય માનોછો તેની ક્ષમા માગુ છું [૨૪]

શુકદેવજી કહેછે—હે રાજા ! એ પ્રમાણે જગદંબા અને સદાશિવની ક્ષમા માગી ચિત્રકેતુ રાજા પોતાના વિમાનમાં બેસીને વિસ્મયપૂર્વક તેઓ જોઇ રહેતાં ત્યાંથી ગયો.[૨૫]પછી દેવ, ઋષિ, દૈત્ય, સિદ્ધ અને પાર્ષદો સાંભળતાં સદાશિવે પાર્વતીને આ પ્રમાણે કહ્યું [૨૬]

સદાશિવ કહેછે—હે સુંદરી ! ભગવાન્ કે જેમનાં કર્મ અદ્‌ભુત છે તેમના નિસ્પૃહ અને મહાત્મા દાસાનુદાસોનો મહિમા તમે દીઠો ?[૨૭] સ્વર્ગ મોક્ષ અને નરકમાં પણસરખુંજ પ્રયોજન જોનારા ભગવદ્‌ભક્તો કશાથી બીતા નથી.[૨૮] પ્રાણીઓને દેહના સંયોગને લીધે થતાં સુખ, દુ.ખ, મરણ, જન્મ, શાપ અને અનુગ્રહ વગેરે દ્વંદ્વો ઇશ્વરની માયાથીજ થાયછે.[૨૯] એ દ્વંદ્વોમાં જે ઇષ્ટ અને અનિષ્ટ જેવું ગણાયછે તે સઘળી જુદાઇ, સ્વપ્ન અવસ્થામાં થયેલ પદાર્થોની પેઠે અને માળામાં સર્પાદિકની ભ્રાંતિની પેઠે કેવળ અજ્ઞાનેજ કરેલીછે.[૩૦] વાસુદેવભગવાનની ભક્તિ કરનારા અને જ્ઞાન તથા વૈરાગ્યનું બળ ધરાવનારા લોકોને આ જગતમાં કોઈ પણ પદાર્થ વિશેષ નથી.[૩૧] હું, બ્રહ્મા, સનત્કુમાર, નારદ, બ્રહ્માના પુત્રો, મુનિઓ અને દેવતાઓ, એ ભગવાનના અંશના અંશરૂપ છીએ, તોપણ જૂદી જૂદી ઈશ્વરતાનું અભિમાન ધરાવનાર હોવાને લીધે ભગવાનના અભિપ્રાયને પણ જાણતા નથી, ત્યારે તેમના સ્વરૂપને તો ક્યાંથીજ જાણીએ ?[૩૨] એ ભગવાનને પ્રિય, અપ્રિય, પોતાનો કે પરાયો કોઇ પણ નથી.ભગવાન્‌પોતેજસર્વપ્રાણીઓનાઆત્માહોવાને લીધે સર્વ પ્રાણીઓને પ્રિય છે.[૩૩]સર્વ ઠેકાણે સમદૃષ્ટિવાળો, શાંત અને ભાગ્યશાળી આ ચિત્રકેતુ, ભગવાનનો પ્રિય સેવક છે અને હું પણ ભગવાનને વાહાલો છું તેથી આના ઉપર મને ક્રોધ આવ્યો નહી.[૩૪]એટલામાટે શાંત, સમદૃષ્ટિવાળા અને ભગવાનના ભક્ત મહાત્મા પુરૂષોવિષે કાંઈ પણ વિસ્મય નહીં કરવો.[૩૫]

શુકદેવજી કહેછે—હે પરીક્ષિતરાજા ! એ પ્રમાણે સદાશિવનું બોલવું સાંભળી પાર્વતીદેવીને શાંતિ પ્રાપ્ત થઇ અને વિસ્મય મટી ગયો.[૩૬]જો કે મહાવૈષ્ણવ ચિત્રકેતુ, પાર્વતીને સામો શાપ દેવાને શક્તિમાન્ હતો, તોપણ તેણે પાર્વતીનો શાપ માથે ચઢાવી લીધો, કેમકે એટલુંજ સાધુનું લક્ષણ છે [૩૭] દાનવની યોનિ પામવાનો શાપ પામેલો એ ચિત્રકેતુ ત્વષ્ટા દેવતાના દક્ષિણાગ્નિમાંથી ઉત્પન્ન થયો તે વૃત્રાસુર એવા નામથી પ્રખ્યાત હતો, અને તે અવતારમાં પણ જ્ઞાન તથા વિજ્ઞાનથી યુક્ત હતો [૩૮]અસુરભાવમાં ઉત્પન્ન થયેલા વૃત્રાસુરની બુદ્ધિ ભગવાનમાં રહેવાનું કારણ તમે જે મને પૂછ્યું હતું તે સઘળું મેં કહી સંભળાવ્યું.[૩૯]મહાત્મા ચિત્રકેતુનો આ પવિત્ર ઇતિહાસ અને વૈષ્ણવોનું મહાત્મ્ય

સાંભળવાથી સંસારનાં બંધનમાંથી છૂટેછે.[40] સવારમાં ઉઠી મૌન રાખી ભગવાનનુ સ્મરણ કરતાં જે માણસ શ્રદ્ધાથી આ ઇતિહાસનો પાઠ કરે તેને પરમ ગતિ પ્રાપ્ત થાયછે.[41]

**यएतत्प्रातरुत्थाय श्रद्धयावाग्यतःपठेत् ।**
**इतिहासंहरिंस्मृत्वा सयातिपरमागतिम् ॥ ४१ ॥**

ઇતિશ્રી ભાગવતના ષષ્ઠસ્કંધનો ૧૭ મો અ૦ સ૦

## અધ્યાય ૧૮ મો.*

### અદિતિના પુત્રોનો વંશ તથા ઇંદ્રે કરેલો દિતિના ગર્ભનો નાશ

॥ श्रीशुकउवाच ॥

**पृश्निस्तुपत्नीसवितुः सावित्रींव्याहृतित्रयीम् ।**
**अग्निहोत्रंपशुंसोमं चातुर्मास्यंमहामखान् ॥ १ ॥**

શુકદેવજી કહેછે—અદિતિના પાંચમા પુત્ર સવિતાની સ્રી પૃશ્નિએ, ગાયત્રી, વ્યાહૃતી, ત્રણ વેદ, અગ્નિહોત્ર, પશુયાગ, સોમયાગ, ચાતુર્માસ્ય અને પંચમહાયજ્ઞોના દેવતાઓને ઉત્પન્ન કર્યા[1] અદિતિના છઠ્ઠા પુત્ર ભગની સ્રી સિદ્ધિએ મહિમા, વિભુ અને પ્રભુ એ ત્રણ પુત્રોને તથા સારા નિયમવાળી આશિષ્ નામની એક સુદર કન્યાને ઉત્પન્ન કરી.[2] અદિતિના સાતમા પુત્ર ધાતાની સ્રી કુહૂએ સાય નામનો, સિનીવાલીએ દર્શ નામનો, રાકાએ પ્રાતર્ નામનો અને અનુમતિએ પૂર્ણમાસ નામનો પુત્ર ઉત્પન્ન કર્યો. અદિતિના આઠમા પુત્ર વિધાતાએ ક્રિયા નામની સ્રીમાં પુરીષ્ય નામના અગ્નિઓને ઉત્પન્ન કર્યા.[3] અદિતિના નવમા પુત્ર વરૂણની ચર્ષણી નામની સ્રી હતી તેમાં ભૃગુ કે જે પેહેલાં બ્રહ્માના પુત્ર હતા તે અવતર્યા અને મહાયોગી વાલ્મીકિ કે જે રાફડામાંથી નીકળ્યા કહેવાયછે, તે પણ વરૂણના પુત્ર છે[4] મિત્ર અને વરૂણ, એ બન્નેએ ઉર્વશી અપ્સરાની સમક્ષમાં પડી ગયેલુ પોતાનું વીર્ય ઘડામાં નાંખ્યુ હતુ તેમાંથી અગસ્ત્ય અને વસિષ્ઠ એ બે પુત્ર ઉત્પન્ન થયા હતા.[5] અદિતિના દશમા પુત્ર મિત્રે રેવતી નામની સ્રીમાં અરિષ્ટ, ઉત્સર્ગ અને પિપ્પલ નામના પુત્રોને ઉત્પન્ન કર્યા.[6] અદિતિના અગિયારમા પુત્ર સમર્થ ઇંદ્રે પૌલોમી નામની સ્રીમાં જયંત, ઋષભ અને મીઢુષ નામના ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યા એમ અમે સાંભળ્યુ છે.[7] અદિતિના બારમા પુત્ર ઉરૂક્રમદેવ કે જેમણે માયાથી વામન રૂપ ધર્યું હતું તેમને કીર્તિ નામની સ્રીમાં બૃહચ્છ્લોક નામનો પુત્ર ઉત્પન્ન થયો, અને તેના સૌભગ વગેરે પુત્રો થયા[8] મહાત્મા વામનજીએ કશ્યપની સ્રી અદિતિના ઉદરથી અવતાર જેવી રીતે લીધો અને તે લઇને જે જે કામ, ગુણ તથા પરાક્રમો કર્યા તે પાછળથી (અષ્ટમસ્કંધમાં) કહીશુ.[9] હવે કશ્યપના દીકરા દૈત્યોવિષે તમારી પાસે કહુ છું કે જેઓમાં શ્રીમાન્ પ્રલ્હાદ અને બલિરાજા મોટા વૈષ્ણવ થયાછે[10] દિતિના હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષ એવા નામના બે દીકરા હતા, કે જેઓને સઘળા દૈત્યો તથા દાનવો પ્રણામ કરતા હતા[11] હિરણ્યકશિપુની સ્રી અને જંભદાનવની દીકરી કયાધુએ સંહ્રાદ, અનુહ્રાદ, હ્રાદ અને પ્રલ્હાદ એવા નામના ચાર દીકરા અને સિંહિકા નામની એક દીકરી જણી હતી. એ સિંહિકા વિપ્રચિત્તિ દાનવને આપી હતી તેનો રાહુ નામનો પુત્ર થયો.[12-13] એ રાહુ અમૃત પીતો હતો, તે વેળાએ ભગવાને ચક્રથી તેનુ માથુ કાપી નાખ્યુ હતુ. સંહ્રાદને કૃતિ નામની સ્રીમાં પંચજન નામનો પુત્ર થયો[14] હ્રાદની ધમની નામની સ્રી હતી તેને વાતાપિ અને ઈલ્વલ નામના બે પુત્ર થયા કે જેઓમાં ઈલ્વલે અતિથિ થયેલા અગસ્ત્ય મુનિને જમાડવાસારૂ વાતાપિને ઘેટો બનાવીને રાંધ્યો હતો[15] અનુહ્રાદને સૂર્મ્યા નામની સ્રીમાં બાષ્કલ અને મહિષ નામના બે પુત્ર થયા હતા. પ્રલ્હાદનો દીકરો વિરોચન થયો અને વિરોચનને પોતાની રાણીમાં બલિ નામનો પુત્ર થયો[16] બલિને અશના નામની સ્રીમાં સો પુત્ર થયા હતા તેઓમાં બાણાસુર મોટા હતો. એ બલિરાજાને ... રેલો પ્રભાવ પાછળથી (અષ્ટમસ્કં... બાણાસુરે, સદાશિવની આરાધ... ગણોમાં મુખ્યતા મેળવી હતી, કે જે બાણ...

* અદિતિના ચોથા પુત્ર ત્વષ્ટાનો વંશ કહેવાના પ્રસંગમા વિશ્વરૂપ અને વૃત્રાસુરની કથા કહીને હવે આ અઢારમા અધ્યાયમા અદિતિના બાકીના પુત્રોના વંશની અને ઇંદ્રે દિતિના ગર્ભમાં મરૂતને તોડી નાંખ્યાની કથા કહેવાશે.

ની પાસે અદ્યાપિસુધી સદાશિવ તેના શેહેર-
ની ચોકી કરવા રહ્યાછે.[૧૮] ઓગણપચાશ મરૂત
( વાયુ ) પણ દિતિના દીકરા છે, તે સઘળા પ્રજા
રહિત છે, અને ઇંદ્રે તેઓને દેવ બનાવેલા છે.[૧૯]

પરીક્ષિતરાજા પૂછેછે—હે ગુરૂ ! એ વાયુઓને
જન્મથી પ્રાપ્ત થયેલું અસુરપણું છોડાવીને ઇંદ્રે
શી રીતે દેવ બનાવ્યાછે ? અને તેઓએ એવું
શું સત્કર્મ કર્યું હતું ?[૨૦] હે મહારાજ ! આ વાત
જાણવાને મારી સાથે આ ઋષિઓની પણ ઇચ્છા
છે, માટે એ વાત આપે કહેવી જોઇએ.[૨૧]

સૂત શૌનકને કહેછે—હે શૌનક ! આદર ભરે-
લું, થોડા અક્ષરનુ અને ઘણા અર્થવાળુ એ પ-
રીક્ષિતરાજાનુ વચન સાંભળી, પૂર્ણચિત્તથી તેનો
સત્કાર કરીસર્વજ્ઞશુકદેવજીઆ પ્રમાણે બોલ્યા[૨૨]

શુકદેવજી કહેછે—ઇંદ્રિના પક્ષમાં રહી વિષ્ણુ-
એ જેના પુત્રોને મારી નાંખ્યા હતા એવી અને
શોકથી દીપ્ત થએલા ક્રોધથી બળતી દિતિ વિચા-
ર કરવા લાગી કે 'ભાઇઓને મરાવનાર, વિષય-
સુખોમાં આસક્ત, ક્રૂર, પાપી અને કઠણ છા-
તીવાળા ઇદ્રને મરાવીને સુખથી સૂવાનુ મને
ક્યારે મળે ?[૨૩-૨૪] રાજાધિરાજ કહેવાતાં છતાં
પણ જે દેહ છેલ્લીવારે કીડા, વિષ્ટા કે ભસ્મરૂપ
થાય છે, તે દેહને માટે પ્રાણીઓનો દ્રોહ કરના-
રો પુરૂષ શું પોતાના સ્વાર્થને જાણેછે ? નથીજ
જાણતો. કેમકે એમ કરવાથી નરકની પ્રાપ્તીજ
થાયછે.[૨૫] આ દેહાદિક પદાર્થોને નિત્યમાનનાર
અને ઉચ્છ્ખલ ચિત્તવાળા ઇંદ્રિના મદનો નાશ
કરે એવો પુત્ર મને જેથી પ્રાપ્ત થાય એવો ઉદ્યો-
ગ મારે કરવો ?[૨૬] એવા અભિપ્રાયથી તે દિતિ
પોતાના પતિ કશ્યપને વારવાર રાજી કરવા લા-
ગી. સેવા, સ્નેહ, નમ્રતા, જીતેદ્રિયપણુ, ઉત્તમ
ભક્તિ, કોમળ તથા મનોજ્ઞ ભાષણ, સુદર હા-
સ્ય, અને નેત્રના ખુણાથી જોવાં ઇત્યાદિક ઉપા-
યોથી, મનને જાણનારી દિતિએ કશ્યપનું મન
વશ કરી લીધુ.[૨૭-૨૮] એ પ્રમાણે કશ્યપઋષિ
વિદ્વાન્ હતા તો પણ એ ચતુર સ્રીને પરતત્ર
થઇને તેમણે તેનો મનોરથ પૂરવાની હા પાડી,
એ કાંઈ સ્રીચરિત્રની પાસે આશ્ચર્યરૂપ નથી.[૨૯]
કેમકે પેહેલા કાળમાં પ્રાણીઓને અસંગ રહેતાં
જોઇને મૈથુનથી સૃષ્ટિ વધારવાને માટે બ્રહ્માએ
પોતાના અર્ધ દેહનેજ સ્રીરૂપ બનાવ્યોછે કે જે
સ્રીએ પુરૂષોની બુદ્ધિને હરી લીધીછે.[૩૦] હે રા-
જા ! એ પ્રમાણે સ્રીએ સેવેલા કશ્યપ મુનિએ
હસી, રાજી થઈ તથા સત્કાર કરીને આ પ્રમાણે
દિતિને કહ્યુ.[૩૧]

કશ્યપ કહેછે—હે સુંદરી ! હે ભલી સ્રી !
વર માગ, હુ તને પ્રસન્ન થયોછુ. પતિ પ્રસન્ન
થાય ત્યારે સ્રીનો કયોમનોરથપૂર્ણથતો નથી.[૩૨]
સ્રીને પતિજ પરમ ઈષ્ટદેવરૂપ કહેલછે. બાકી
લક્ષ્મીના પતિ ભગવાન્ તો સર્વ પ્રાણીઓના
માનસિક પતિ છેજ.[૩૩] એજ ભગવાનને નોખ-
નોખાં નામરૂપથી કલ્પેલી મૂર્તિઓરૂપે પુરૂષો
પૂજેછે અને સ્રીઓ પતિરૂપે પૂજેછે[૩૪] એટલા
માટે કલ્યાણને ઇચ્છનારી પતિવ્રતા સ્રીઓ એક
ભાવથી પતિરૂપ પરમાત્માનુંજ પૂજન કરેછે.[૩૫]
હે પ્રિયા ! તે આવા ભાવથી ભક્તિપૂર્વક મારી
પૂજા કરીછે એટલા માટે અસતી સ્રીઓને ન
મળે એવો તારો મનોરથ પૂર્ણ કરીશ.[૩૬]

દિતિ બોલી—હે સ્વામી ! આપ મને વર
આપતા હો તો હું કે જેના પુત્ર મરી ગયાછે,
તે ઇંદ્રને મારે, અને પોતે અમર એવો પુત્ર મા-
ગુ છુ. કેમકે મારા પુત્રોને ઇદ્રે મરાવ્યા છે.[૩૭]

શુકદેવજી કહેછે—એવુ દિતિનુ વચન સાંભ-
ળીને બહુજ કચવાએલા કશ્યપ મુનિ પસ્તાવો
કરવા લાગ્યા કે—"અહો ! આજ મને મોટો અ-
ધર્મ પ્રાપ્ત થયો.[૩૮] અહો ! આજ વિષયોમાં
આસક્ત અને સ્રીરૂપ માયાએ વશ કરેલો ક-
ગાલ હુ અવશ્ય નરકમાં પડીશ.[૩૯] સ્રી કે જે પો-
તાના સ્વભાવ પ્રમાણેજ ચાલેછે તેનો શો દોષ
છે ? પરતુ સ્વાર્થને નહીં જાણનારો હુ કે જે અજી-
તેદ્રિયછું તેનેધિક્કારછે.[૪૦] સ્રીઓનુ મોઢુ શરદ-
ઋતુનાં કમળ જેવું પ્રફુલ્લિત હોયછે, અને વચન
કાનને અમૃતતુલ્ય હોયછે, પરતુ હૃદય સજી-
યાની ધારા જેવું હોયછે. સ્રીઓની ચેષ્ટાની કોને
ખબર પડે ?[૪૧] પોતાના સ્વાર્થમાંજ તત્પર ર-
હેનારી સ્રીઓને વાસ્તવિક રીતે કોઈ પણ પ્યારો
નથી, કેમકે પોતાના સ્વાર્થને સારૂ પતિને, પુ-
ત્રને અને ભાઈને પણ મરાવી નાંખેછે.[૪૨] મા-

થી આપવાની પ્રતિજ્ઞા થઈ ચૂકી તો વચન
ોટુ નહીં પડવુ જોઈએ, અને ઇંદ્ર પણ વધને
ાગ્ય નથી, માટે આ વિષયમાં કાંઈક પ્રપંચ
રવો જોઈએ."[43] હે મહારાજ! એમ વિચાર
રી કોપ પામેલા અને પોતાને ધિક્કારતા કશ્યપ
નિએ દિતને આ પ્રમાણે કહ્યુ.[44]

કશ્યપ કહેછે—હે દિતિ! એક વ્રત જો તુ એક
ર્ષ સુધી બરાબર રીતે પાળીશ, તો તને ઇંદ્રને
ારે એવો પુત્ર આવશે, અને તેમાં ફેરફાર પડશે
ઇંદ્રનોજ બાંધવ થાય એવો પુત્ર આવશે[45]

દિતિ બોલી—હે મહારાજ! હુ એક વર્ષ
ધી બરાબર વ્રત પાળીશ, માટે તે વ્રતમાં જે
કાર્ય કરવાનાં હોય, જે જે ન કરવાનાં હોય
પને જેજે કાર્યો નિષિદ્ધ ન હોય તે પણ કહો.[46]

કશ્યપ કહેછે—કોઈ પ્રાણીની હિંસા ન કરવી.
ાળ ન દેવી, ખોટું બોલવુ નહી, નખ કે રૂવા-
નુ છેદન કરવુ નહીં, અમંગળ પદાર્થનો
ર્શ કરવો નહી.[47] પાણીમાં પેશીને નહાવુ
હી, ક્રોધ કરવો નહી, દુર્જનની સાથે બોલવુ
હીં, વગરધોયેલુ લુગડુ પેહેરવુ નહીં, પેહેરેલી
ાળા ફરીવાર પેહેરવી નહી[48] ઉચ્છિષ્ટ, ભદ્ર-
ળીનુ નૈવેદ્ય, માંસસહિત, શુદ્રે આણેલુ અને
જસ્વલાએ જોયેલુ અન્ન ખાવુ નહી, ખો-
ાથી પાણી પીવું નહી[49] એઠે મોઢે, પાણીનું
ાચમન લીધા વિના, સધ્યાકાળે, કેશ છૂટા મૂ-
ને, શણગાર ધર્યા વગર, વાણીને નિયમમાં
ખ્યા વગર અને વસ્ત્રથી શરીરને ઢાંકયા વ-
ર બહાર ફરવુ નહી[50] પગધોયા વગર,
ાવધાનપણુ રાખ્યા વગર, ભીને પગે, ઉત્તર
રફ માથુ રાખીને, પશ્ચિમ તરફ માથું રા-
ીને, બીજાઓની સાથે, નગ્ન શરીરે અને સ-
્યાકાળમાં સૂવુ નહીં.[51] ધોયેલાં વસ્ત્ર પેહેરી,
રતર પવિત્ર રહી, સઘળા મંગળ પદાર્થોથી
ક્ત રહી, પ્રાતઃકાળમાં જમ્યા પેહેલાં ગાય,
ાહ્મણો, લક્ષ્મી અને ભગવાનની પૂજા કરવી.
[52] માળા, ચંદન, ખાવાના પદાર્થો અને આ-
ષણથી સૌભાગ્યવતી સ્ત્રીઓની પૂજા કરવી.
તિનુ પૂજન કરી હૃદયમાં તેનુ ધ્યાન કરવુ
[53] જો તું આ દીકરો આપે એવું વ્રત એક
વર્ષ સુધી બરાબર પાળીશ તો તને ઇંદ્રને મા-
રે એવો પુત્ર આવશે.[54]

શુકદેવજી કહેછે—હે રાજા! રાજી થયેલી દિ-
તિએ એ સઘળી વાત કબુલ કરીને કશ્યપની
પાસેથી ગર્ભ લીધો અને વ્રત પાળવા માંડયુ.
[55] પોહોંચેલો ઇંદ્રદેવ પોતાની માશી દિતિનો એ
અભિપ્રાય જાણી તેના આશ્રમમાં આવીને પરમ
ભક્તિથી તેની સેવા કરવા લાગ્યો.[56] રોજ સ-
મયે સમયે વનમાંથી ફૂલ, ફળ, મૂળ, સમિધ,
દર્ભ, પાંદડાં, અંકુર, માટી અને જળ લાવી
દેતો હતો.[57] વ્રતમાં રહેલી દિતિની ભૂલ શો-
ધતો એ કપટી ઇંદ્ર, મૃગના જેવો વેષ ધરીને જે-
મ પારાધી રહે તેમ રહીને.તેની સેવા કરતો હ-
તો[58] સ્વાર્થમાં તત્પર રહેલા ઇંદ્રને દિતિની ભૂ-
લ હાથમાં ન આવી ત્યારે તેને ભારે ચિંતા થ-
ઇ કે " આ પ્રસંગમાં મારૂ કલ્યાણ શી રીતે
થાય ? "[59] એક દિવસે વ્રતથી દુબળી થયેલી
અને દૈવે ભૂલવેલી દિતિ, એઠે મોઢે, જળનુ
આચમન લીધા વગર, અને પગ ધોયા વગર
સંધ્યાકાળે સૂઇ રહી,[60] એ વખત મળી જતાં
યોગેશ્વર ઇંદ્ર, નિદ્રાથી બેભાન થયેલી દિતિના
પેટમાં પોતાની યોગમાયાના બળથી પેઠો તે-
માં પેશીને તેણે વજ્રવતે સુવર્ણ જેવા ગર્ભના
સાત કટકા કર્યા અને તે સાત કટકાઓએ
રોવા માંડયુ એટલે 'રો મા રો માં' એમ કહીને
ફરીવાર તેઓ પ્રત્યેકના સાત સાત કટકા કર્યા.
[61-62] ફાડી નાંખતા એ સઘળાઓ હાથ જોડી-
ને બોલ્યા કે હે ઇંદ્ર! તુ અમોને શા માટે મા-
રી નાંખવા ધારેછે? અમો તો તારા ભાઇઓ
મરૂત છીએ[63] ઇંદ્ર એ પોતાના ખરા ભક્ત
અને પાર્ષદો મરૂતને કહ્યુ કે 'તમો બીઓ માં.
તમે મારા ભાઈઓ છો'[64] હે રાજા! ભગવા-
નની કૃપાને લીધે અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી જેમ
તમે નહોતા મુવા તેમ એ દિતિનો ગર્ભ વજ્રથી
ઘણી રીતે કપાયા છતાં પણ મુવો નહીં[65] પુ-
રૂષ ભગવાનનું એકવાર પૂજન કરીને પણ તેમના
પાર્ષદપણાને પામેછે, ત્યારે દિતિએ તો એક વ-
વર્ષમાં કાંઈકજ કમતી હતું ત્યાંસુધી ભગવાનની

પૂજા કરી હતી તેનુ ફળ થયા વિના શી રીતે રહે?⁶⁶ ઇંદ્રની સાથે પચાસ તે મરૂતદેવતાઓ થયા કે જેઓને તેઓનો માતાસબધી દોષ ટાળી નાંખતાં ઇંદ્રે સોમપાન કરનારા (દેવ) કર્યા.⁶⁷દિતિએ ઉઠીને ઇંદ્રની સાથે અગ્નિ જેવા પચાશ કુમારોને દીઠા, અને જોઇને તે ભલાં દિતિ રાજી થઈ⁶⁸પછી દિતિએ ઇદ્રને કહ્યુ કે–હે બાપ! દેવતાઓને ત્રાસ આપે એવા પુત્રની ઈચ્છાથી આ કઠણ વ્રત હુ કરતી હતી⁶⁹મે તો એક દીકરો ધાર્યો તેમાં ઓગણપંચાશ શી રીતે થયા? હે દીકરા! જો તારા જાણવામાં હોય તો સાચુ બોલજે, ખોટુ બોલતો નહી.⁷⁰

ઇંદ્ર કહેછે–હે મા! સ્વાર્થમાંજ બુદ્ધિ રાખનાર અને ધર્મને નહી જાણનાર હુ તમારો અભિપ્રાય જાણીને તમારી પાસે આવી રહ્યો હતો, ત્યાં વખત મળી જતાં મે તમારા ગર્ભને કાપ્યોછે.⁷¹મે ગર્ભના સાત કટકા કર્યા તો તેઓમાંથી સાત કુમાર થયા અને તેઓના પણ પ્રત્યેકના વળી સાત સાત કટકા કર્યા તો પણ મુવા નહી.⁷² પછી એ મોટુ આશ્ચર્ય જોઇને મે ધાર્યુ કે 'ભગવાનની પૂજાનુ આ કોઈ પ્રાસગિક ફળ છે'⁷³નિષ્કામ રહીને ભગવાનનું આરાધન કરનારા જે લોકો મોક્ષની પણ ઈચ્છા ન રાખે તેઓ સ્વાર્થમાં કુશળ કહેવાયછે⁷⁴સ્વરૂપ આપનારા અને પોતાના આત્મારૂપ જગદીશ્વરનું આરાધન કરી કયો સમજુ પુરૂષ વિષયનું સુખ માગે? કે જે સુખ નરકમાં પણ મળે છે⁷⁵હે મોટા મનવાળી! હે મા! હુ કે જે મૂર્ખ છું તેના આ દુર્જનપણાની તમે ક્ષમા કરજો ગર્ભ મુવામાથી બચ્યો એ સારૂ થયુ⁷⁶

શુકદેવજી કહેછે–પછી શુદ્ધ ભાવ જોઇને પ્રસન્ન થયેલી તે દિતિએ રજા આપતા ઇદ્ર મરૂતોની સાથે તેને પગે લાગી સ્વર્ગમાં ગયો.⁷⁷આ મંગળરૂપ મરૂતોના જન્મવિષે તમે મને પૂછ્યુ હતુ તે સઘળું મે તમારી પાસે કહ્યું હવે બીજુ શુ કહુ?⁷⁸

**एवं ते सर्वमाख्यातं यन्मांत्वं परिपृच्छसि ।**
**मंगलं मरुतां जन्म किं भूयः कथयामि ते ॥७८॥**

ઇતિશ્રી ભાગવતના ષષ્ઠ સ્કંધનો ૧૮ મો અ૦ સં૦

# અધ્યાય ૧૯ મો.

## કશ્યપે દિતિને કહેલા પુંસવન વ્રતની વિધિનું વિસ્તારથી વર્ણન.

**व्रतं पुंसवनं ब्रह्मन् भवतायदुदीरितम् ।**
**तस्यवेदितुमिच्छामि येनविष्णुः प्रसीदति ॥१॥**

પરીક્ષિત રાજા પૂછેછે–હે મહારાજ! આપે જે પુંસવન (પુત્ર આપનાર) વ્રત કહ્યું તેનો વિધિ જાણવાને ઈચ્છુ છું કેજેથી ભગવાન્પ્રસન્નથાયછે.¹

શુકદેવજી કહેછે–માગશર મહિનાના શુક્લ પક્ષના પડવાના દિવસથી સ્ત્રીએ પતિની આજ્ઞા લઇને સર્વ કામના પરિપૂર્ણ કરનાર આ વ્રતનો મરૂતના જન્મની કથા સાંભળી તથા બ્રાહ્મણોને પૂછી આરભ કરવો નાહી, દાંત સ્વચ્છ કરી, શણગાર ધરીને બે ધોળાં વસ્ત્ર પેહેરવાં. સવારે જમ્યા પેહેલાં લક્ષ્મીજીની સાથે ભગવાનની પૂજા કરવી²⁻³'હે પૂર્ણકામ! આપ કે જે લક્ષ્મીના પતિ, સર્વ સિદ્ધિઓના નિવાસરૂપ, અને અપેક્ષા રહિત છો, તેમને નમસ્કાર કરૂંછું. ⁴કૃપા, વૈભવ, તેજ, મહિમા, સામર્થ્ય અને બીજા પણ સઘળા ઉત્તમ ગુણો યથાર્થ રીતે આપમાં રહ્યાછે તેથી આપ ભગવાન અને પ્રભુ છો.⁵હે વિષ્ણુની પત્ની! હે મહામાયા! હે પરમેશ્વરના જેવાં લક્ષણથી યુક્ત! હે મહાભાગ્યશાળી! હે લક્ષ્મીજી! તમે બન્ને જણાં પ્રસન્ન થાઓ. તમને નમસ્કાર કરૂંછુ⁶' એ મત્રોથી સ્તુતિ કરવી. "ૐ મહાપુરૂષ ભગવાનને નમસ્કાર કરૂ છુ. મહાપુરૂષ, મોટા પ્રભાવવાળા અને મોટી વિભૂતિના પતિ આપને મોટી વિભૂતિઓની સાથે બળિ આપુ છુ" આ મંત્રથી રોજ રોજ આવાહન, અર્ધ્ય, પાદ્ય, આચમન, સ્નાન, વસ્ત્ર, જનોઈ, આભૂષણ, ચદન, પુષ્પ, ધુપ, દીપ અને નૈવેદ્ય વગેરે ઉપચાર સાવધાનપણાથી વિષ્ણુને અર્પણ કરવાં ૐ नमो भगवते महापुरुषाय महाविभूतिपतये स्वाहा' આ મત્રથી અગ્નિમાં ઉપહારના બાકી રહેલા પદાર્થની બાર આહુતિ હોમવી જો સર્વ સપત્તિઓની ઇચ્છા હોયતો વર આપનાર અને સઘળા મનોરથ પૂરનાર લક્ષ્મીઅને ભગવાનનીભક્તિપૂર્વકરોજ પૂજાકરવી.⁷⁻⁸ચિત્તને

ભક્તિથીનમ્રરાખીપૃથ્વીમાં દંડવત નમસ્કારકરવા, દશવારમંત્રનો જપ કરવો અનેતે પછી નીચેપ્રમાણે સ્તુતિ કરવી[૯] 'હે નારાયણ ! હે લક્ષ્મી ! તમે જગતના સ્વામી અને પરમ કારણરૂપ છો, આ લક્ષ્મીજી સૂક્ષ્મ પ્રકૃતિ અને મટાડી મટે નહી એવી માયાશક્તિરૂપ છે. એના સ્વામી સાક્ષાત્ પરમ પુરૂષ તમેજ છો[૧૦] તમે સર્વયજ્ઞરૂપ છો અને લક્ષ્મીજી યજ્ઞની ભાવનારૂપ છે. લક્ષ્મીજી ક્રિયારૂપ છે અને તમે ફળના ભોક્તા છો.[૧૧] લક્ષ્મીજી ગુણોની પ્રકટતારૂપછે અને તમે ગુણોને પ્રકટ કરનાર તથા ગુણોના ભોક્તા છો. તમે સર્વ પ્રાણીઓના આત્મા છો અને લક્ષ્મીજી શરીર, ઇંદ્રિય તથા અંતઃકરણરૂપ છે. લક્ષ્મીજી નામરૂપાત્મક છે અને તમે તેઓના પ્રકાશ કરનાર તથા આધારરૂપ છો.[૧૨] હે મોટી કીર્તિવાળા ! તમે બન્ને, વર આપનાર જગતના પ્રભુ છો, એ સત્યથી મારા સઘળા મોટા મનોરથ સફળ થજો.'[૧૩] એ પ્રમાણે વર આપનાર અને લક્ષ્મીના નિવાસરૂપ ભગવાનની, લક્ષ્મીજીની સાથે સ્તુતિ કરીને નૈવેદ્યાદિક ઉપાડી લેતાં આચમન દઇને પૂજન કરવુ[૧૪] પછી ભક્તિથી નમ્ર રાખેલા ચિત્તવડે સ્તોત્ર બોલીને સ્તુતિ કરવી. પછી પૂજનમાં જે પદાર્થ અવશેષ રહેલ હોય તેને સુંઘીને વળી પાછી ભગવાનની પૂજા કરવી[૧૫] પતિને પરમેશ્વર જાણીને પરમ ભક્તિ પૂર્વક તેને પ્રિય પદાર્થોથી પતિની સેવા કરવી પતિએ પણ પ્રેમ રાખીને પોતાની સ્ત્રીનાં હલકાં મોટાં સઘળાં કામમાં મદદ દેવી.[૧૬] સ્ત્રી અને પુરૂષમાં એક કરે તે બન્નેએ કરેલુ ગણાયછે, એટલા માટે જેટલા દિવસ સ્ત્રી રજસ્વલા હોવા વગેરે કારણથી પૂજન કરવામાં અયોગ્ય હોય તેટલા દિવસ સાવધાનપણાથી પતિએ એ કામ ચલાવવું[૧૭] આ વિષ્ણુનુ વ્રત કરતાં વચમાં તેને કોઇ રીતે તોડવું નહીં બ્રાહ્મણોની અને પતિ પુત્ર વાળી સ્ત્રીઓની માળા, ચંદન, બલિ અને અલંકારોથી પૂજા કરવી, તેમજ ભક્તિપૂર્વક નિયમ રાખીને રોજ ભગવાનની પૂજા કરવી[૧૮] ભગવાનની મૂર્તિને તેના સ્થાનકમાં પધરાવી, તેની આગળ જે નૈવેદ્ય ધર્યું હોય તે પોતે ખાવુ, કેમકે તેથી અંતઃકરણ શુદ્ધ થાયછે અને સર્વ મનોરથની સિદ્ધિ થાયછે.[૧૯] આવી રીતના પૂજનના પ્રકારથી બાર અને અધિક માસ હોય તો તેર મહીના એટલે બરાબર એક વર્ષ પૂરૂ કરીને પ્રતિવ્રતા સ્ત્રીએ છેલ્લે દિવસે એટલે કાર્તિક મહિનાની અમાવાસ્યાને દિવસે ઉપવાસ કરવો.[૨૦] પ્રાતઃકાળે જળનુ આચમન લઇ તથા પ્રથમની રીતે ભગવાનનુ પૂજન કરી 'પાવણ સ્થાલીપાક' ની રીતિ પ્રમાણે દૂધમાં રાંધેલા ચરૂથી પતિએ ઘી સહિત બાર આહુતિ હોમવી.[૨૧] રાજી થયેલા બ્રાહ્મણોએ આપેલા આશિર્વાદ માથે ચઢાવી, ભક્તિપૂર્વક પ્રણામ કરી તેની આજ્ઞા લઇને જમવું.[૨૨] આચાર્યને આગળ કરી, મૌન રાખી બંધુઓની સાથે રહી સારી પ્રજા આપનાર અને સૌભાગ્ય વધારનાર એ ચરૂનો શેષ ભાગ સ્ત્રીને ખવરાવવો.[૨૩] આ વ્રત વિધપ્રમાણે કરવાથી પુરૂષને ભગવાન પાસેથી મનવાંછિત ફળ મળેછે, અને સ્ત્રી આ વ્રત કરે તો તેને સૌભાગ્ય, લક્ષ્મી, પ્રજા, યશ અને ઘર મળે તથા પતિનુ ચિરંજીવીપણુ થાય[૨૪] કન્યા આ વ્રત કરે તો તેને સઘળાં શુભ લક્ષણવાળો વર મળે. વિધવા આ વ્રત કરે તો તેનાં પાપ મટે અને સારી ગતિ મળે જેનાં છોકરાં મરી જતાં હોય તે સ્ત્રીનાં છોકરાં જીવતાં રહે. નિર્ધન હોય તે ધનવાન્ થાય, અભાગ્યણી હોય તે સારી ભાગ્યશાળી થાય અને કુરૂપ હોય તે સુરૂપ થાય જે રોગી હોય તે આ વ્રત કરે તો રોગથી મુક્ત હૃષ્ટપુષ્ટ થાય શુભ કામમાં આ આખ્યાનનો પાઠ કરે તો પિતૃ અને દેવતાઓને અનંત તૃપ્તિ મળે,[૨૫-૨૬] હોમ પૂરો થાય ત્યારે અગ્નિ, લક્ષ્મીજી અને ભગવાન્ પ્રસન્ન થઇને સર્વ મનોરથ પૂરા કરે હે પરીક્ષિત રાજા ! આ પવિત્ર અને મોટુ મરૂતના જન્મનુ આખ્યાન તથા દિતિએ કરેલુ મોટુ વ્રત તમારી પાસે કહી સંભળાવ્યું.[૨૭]

तुष्टाः प्रयच्छंतिसमस्तकामान् होमावसानेहुतभुक्श्रीर्हरिश्च । राजन्महन्मरुतांजन्मपुण्यं दितेर्व्रतंचाभिहितमहत्ते ॥ २७ ॥

ઇતિશ્રી ભાગવતના ષષ્ઠસ્કંધનો ૧૯ મો અ૦ સં૦

समाप्तोयं षष्ठस्कंधः

श्रीमद्-

# भागवतभाषांतर.

## सप्तमस्कंध.

શુદ્ધ ગુજરાતી ભાષાંતર.



सप्तमस्कन्ध-नृसिंहावतार

श्रीमद्

# भागवत भाषांतर.

# सप्तम स्कंध.

## અધ્યાય ૧ લો.*

### હિરણ્યકશિપુને પોતાના પુત્ર પ્રલ્હાદ ઉપર ક્રોધ થવાનું કારણ.

राजोवाच.

**समः प्रियः सुहृद्ब्रह्मन् भूतानां भगवान् स्वयम्।**
**इंद्रस्यार्थे कथं दैत्यानवधीद्विषमो यथा ॥ १ ॥**

પરીક્ષિતરાજા પૂછેછે–ભગવાન્ કે જે પોતે સર્વ પ્રાણીઓને સમાન, પ્રિય અને મિત્રરૂપ છે, તેમણે વિષમબુદ્ધિના માણસની પેઠે ઇદ્રને સારૂ દૈત્યોને કેમ માર્યા ?[1] સાક્ષાત્ પરમાનદરૂપ અને નિર્ગુણ એ ભગવાનને દેવતાઓથી ઉદ્વેગ પણ સભવિત નથી.[2] આવી રીતે નારાયણના ગુણોવિષે અમને મોટો સશય થયોછે તે આપે કાપવો જોઇએ.[3]

શુકદેવજી કહેછે–હે મોટા રાજા ! ભગવાનનાં આ અદ્ભુત ચરિત્રવિષે તમે ઠીક પૂછ્યુ કે જે પ્રસંગમાં મહાવૈષ્ણવ પ્રલ્હાદજીના ભગવાનની ભક્તિને વધારનાર અને પરમ પવિત્ર મહાત્મ્યને નારદાદિક ઋષિઓ ગાયછે. મહામુનિ વેદવ્યાસને પ્રણામ કરી હવે હુ ભગવાનની કથા કહુછુ[4-5] જોકે ભગવાન્ પોતે પ્રકૃતિથી પર, નિર્ગુણ, અજન્મા અને રાગદ્વેષાદિકનાં કારણરૂપ દેહેદ્રિયાદિકથી રહિત છે, તોપણ પોતાની કલ્પિત માયાના ગુણોના કલ્પિત સબધથી, મરનાર ને મારનારરૂપે જણાયછે[6] એ ગુણો જો ભગવાનના પોતાના હોય તો પ્રાકૃત પુરૂષની પેઠે તેમાં વિષમપણુ થાય, પરતુ તેમ નથી; કેમકે સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો પ્રકૃતિનાજ છે. એ ગુણોનો ઘટાડો કે વધારો એકીવખતે થતો નથી, પણ કાળના ક્રમ પ્રમાણે થાયછે.[7] તે તે કાળને અનુકૂળ રહેનારા ભગવાન્, સત્વગુણની વૃદ્ધિનો સમય હોય ત્યારે દેવતા તથા ઋષિઓને, રજોગુણની વૃદ્ધિનો સમય હોય ત્યારે અસુરોને, અને તમોગુણની વૃદ્ધિનો સમય હોય ત્યારે યક્ષ તથા રાક્ષસોને ભજેછે.[8] જેમ અગ્નિ એકરૂપજ છે, તોપણ કાષ્ઠાદિકમાં અનેક પ્રકારનો દેખાયછે, જેમ જળ એકરૂપજ છે તોપણ પાત્રોમાં અનેક પ્રકારનું દેખાયછે, અને જેમ આકાશ એકજ છે, તોપણ ઘટાદિક ઉપાધિમાં અનેક પ્રકારનુ દેખાયછે, તેમ ભગવાન એકરૂપજ છે, તોપણ દેવ, દૈત્ય અને રાક્ષસો વગેરેમાં ભિન્ન ભિન્ન રૂપે જણાય છે. પરતુ એ દેવ વગેરેનાં શરીરોથી પ્રત્યક્ષ રીતે જુદા પ્રતીત થતા નથી વિદ્વાનલોકો સ્વભાવવાદ, કાળવાદ અને કર્મવાદનો નિષેધ કરીને, કાર્યો દેખાવા ઉપરથી પોતાના જીવાત્માને વિચાર શક્તિથી જુદો જાણેછે[9] જ્યારે જીવને ભોગ આપવા સારૂ પરમેશ્વરને શરીરો ઉત્પન્ન કરવાની ઇચ્છા થાયછે, ત્યારે તે પોતાની માયાથી રજોગુણને જુદો વધારેછે, જ્યારે વિચિત્ર શરીરોમાં ક્રીડા કરવાની ઇચ્છા થાયછે, ત્યારે સત્વગુણને જુદો વધારેછે, અને જ્યારે સહાર કરવાની

* આ પેહેલા અધ્યાયમા હિરણ્યકશિપુને પોતાના વૈષ્ણવ પુત્ર પ્રલ્હાદજી ઉપર બ્રાહ્મણોના શાપને લીધે દ્વેષ ઉત્પન્ન થયાની કથા કહેવાશે.

ઈચ્છા થાયછે ત્યારે તમોગુણને જુદો વધારેછે.[10] એ અજન્મા ઇશ્વર કાળ, પ્રધાન કે પુરૂષને પણ પરતંત્ર નથી. પ્રધાન અને પુરૂષરૂપના નિમિત્તથી અમોઘ કામ કરનાર એ ઈશ્વર, કાળ કે જે પ્રધાન અને પુરૂષનો સહાય છે, તેને પોતેજ સરજેછે. એ કાળ જ્યારે સત્વગુણને વધારે છે, ત્યારે મોટી કીર્ત્તિવાળા ઈશ્વર પણ જાણે દેવનો સમૂહ કે જેમાં સત્વગુણ પ્રધાન છે તેને વધારતા હોય અને દેવતાઓઉપર પ્રીતિને લીધે, રજોગુણ તથા તમોગુણના વધારાવાળા અને દેવતાઓના શત્રુરૂપ અસુરોનો નાશ કરતા હોય એમ જણાયછે. કાળશક્તિનેલીધે ક્ષોભ પામેલા ગુણોમાં રહેલી વિષમતા, સમીપપણાને લીધે તેઓના અધિષ્ઠાતા ઇશ્વરમાં સ્ફુરેછે, પણ વાસ્તવિકરીતે ઈશ્વરમાં વિષમતા નથી.[11] ભગવાને દિતિના પુત્ર હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષને માર્યા, એ પણ કાંઇ દેવતાઓના પક્ષપાતથી નહીં પણ સનકાદિકના શાપથી તેઓને અસુરની યોનિ પ્રાપ્ત થઈ હતી ત્યાં તેઓની ઉપર અનુગ્રહ કરવાને માટેજ માર્યાછે. ભગવાને પોતે રાગદ્વેષાદિકથી રહિત છતાં દૈત્યોને માર્યા એ વિષયમાં પૂર્વે નારદજીએ યુધિષ્ઠિર રાજાની પાસે ઇતિહાસ કહ્યોછે રાજસૂય યજ્ઞમાં યુધિષ્ઠિર રાજાએ પૂછ્યુ હતુ અને નારદજીએ પ્રીતિથી કહ્યુ હતુ.[12] રાજસૂય નામના મોટાયજ્ઞમાં શિશુપાળનો આત્મા ભગવાનના સ્વરૂપમાં મળી ગયો એ અદ્ભુત વાત જોઈ વિસ્મય પામેલા યુધિષ્ઠિર રાજાએ મુનિજનો સાંભળતાં નારદજીને આ પ્રમાણે પૂછ્યુ હતુ [13-14]

યુધિષ્ઠિરરાજા પૂછેછે—અહો! ખરા ભક્તોને પણ નથી મળતી એવી પરમતત્વરૂપ ભગવાનની પ્રાપ્તી, નિરંતર દ્વેષ કરનારા શિશુપાળને થઇ એ મોટુ અદ્ભુત છે.[15] આ વાતને અમે સઘળા જાણવાને ઇચ્છીએ છીએ. વેનરાજા ભગવાનની નિંદા કરતો હતો તેથી તેને તો બ્રાહ્મણોએ નરકમાં નાખ્યો હતો, માટે શિશુપાળને પણ નરકમાં પડવુ યોગ્ય હતુ[16] પાપી શિશુપાળ અને દુર્બુદ્ધિ દંતવક્ત્ર, એ બેય જણ બોલવા શીખ્યા ત્યાંથી છેક હમણાંસુધી અવિનાશી પરબ્રહ્મ ભગવાનની ઉપર ક્રોધ અને મત્સર રાખતા હતા, તથા વારવાર ગાળો દેતા હતા, તે છતાં તેઓની જીભમાં ધોળો કોઢ નીકળ્યો નહી અને નરકમાં પણ પડ્યા નહી; પણ સર્વલોકો જોતાં છતાં ભગવાન્ કે જેનું સ્વરૂપ પ્રાપ્ત થવુ બહુજ અશક્ય છે તેમાં અનાયાસથી લય પામી ગયા, એ શી રીતે ઘટે?*[17-19] જેમ દીવાની જ્વાળા વાયુથી ભમે તેમ આ અત્યંત અદ્ભુત વિષયમાં મારી બુદ્ધિ પણ ભમેછે, માટે તેમાં જે કારણ હોય તે કૃપા કરીને આપ કહો.[20]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે યુધિષ્ઠિરરાજાનું વચન સાંભળી પ્રસન્ન થયેલા નારદમુનિએ તે સભા સાંભળતાં આ પ્રમાણે કથા કહી.[21]

નારદજી કહેછે—હે રાજા! નિંદા, સ્તુતિ, સત્કાર અને તિરસ્કાર જેને થયેલા માનવામાં આવેછે તે દેહ, પ્રકૃતિ પુરૂષના અવિવેકથીજ કલ્પાએલ છે.[22] તે દેહના અભિમાનથી પ્રાણીઓને જેમ હું અને મારૂ એવી વિષમતા તથા મારવાથી અને ગાળ દેવાથી પીડા થાયછે તેવી ઇશ્વરને થતી નથી.[23] જે દેહમાં અભિમાન બંધાએલછે તે દેહના વધથી મારો વધ થયો એમ બીજાઓને જેમ લાગેછે, તેમ ઇશ્વરને લાગતું નથી, કેમકે ઇશ્વર પોતે એકજ અને સર્વના આત્મા છે તેથી તેમને દેહાભિમાનજ નથી. એ ઇશ્વર દૈત્યોને મારેછે તે પણ તેઓની ઉપર અનુગ્રહ કરવાને માટેજ, પણ તેઓનુ બુરૂ કરવાને માટે નહી. કેમકે એ સર્વથી પર અને સર્વના શાસ્તા છે. એ ઇશ્વરને કોઇ તરફથી પીડા થાયછે, એમ તો કયાં કારણથી કલ્પી શકાય?[24] ઈશ્વરને કોઇએ કરેલી નિંદા વગેરેથી વિષમતા પ્રાપ્ત થતી નથી, માટે વૈર, ભક્તિ, ભય, સ્નેહ અને કામ એ પાંચ ઉપાયોમાંથી ગમે તે ઉપાયથી ઇશ્વરમાં મન

* આ વખતમા દંતવક્ત્રનો વધ થયો નહતો, તોપણ તેની જન્મપત્રી ઉપરથી યથાજોગ ગણીને કહ્યુછે.

જોડવું. અને જેનું મન જોડાઇ જાય તે કોઈ રીતે ઈશ્વરશિવાય બીજું કાંઈ દેખે નહી.[૨૫]તેમાં પણ વૈરના અનુબંધથી માણસ જેવો તન્મય થઈ જાયછે તેવો ભક્તિયોગથી થતો નથી, એવો મારો નિશ્ચય છે.[૨૬]ભમરીએ પોતાના દરમાં રોકેલો કીડો ક્રોધ અને ભયના યોગથી ભમરીરૂપજ થઈ જાયછે. એ પ્રમાણે માયાથી મનુષ્ય થયેલા ઈશ્વર ભગવાનનું વૈરને લીધે વારંવાર ધ્યાન થવાથી પાપનો નાશ થતાંશિશુપાળાદિક ભગવાનને પામી ગયાછે.[૨૭-૨૮]જેમ ભક્તિથી ઇશ્વરમાં મન રખાય છે તેમ કામથી,* દ્વેષથી,+ ભયથી,† અને સ્નેહથી‡ પણ મન રાખીને ઘણા જણ પાપમાંથી છૂટીજતાં ભગવાનની ગતિને પામ્યાછે.[૨૯]વેનમાં તો ભક્તિ વગેરે પાંચ પ્રકારોમાંથી કોઇ પણ પ્રકાર હતો નહી તેથી તે નરકમાં પડયો હતો માટે કોઇ પણ ઉપાયથી ભગવાનમાં મન રાખવું.[૩૦]હે પાંડવ! તમારી માશીના દીકરા શિશુપાળ અને દંતવક્ત્ર પ્રથમ ભગવાનના મોટા પાર્ષદ હતા, તે બ્રાહ્મણોના શાપથી પદભ્રષ્ટ થયા હતા.[૩૧]

યુધિષ્ઠિર રાજા પૂછેછે—એ ભગવાનના દાસોને પણ પરાભવ કરનાર શાપ કોનો હતો અને કેવો હતો? ભગવાનના સાચા ભક્તોનો અવતાર થાય એ તે ન માનવા જેવી વાત જણાય છે.[૩૨] શુદ્ધ સત્વગુણવાળા વૈકુંઠવાસીઓને પ્રાકૃત દેહ આવ્યો એ વિષયના સંબંધમાં જે આખ્યાન હોય તે આપે કહેવું જોઈએ[૩૩]

નારદજી કહેછે—એક દિવસે બ્રહ્માના પુત્રો સનકાદિક, ત્રૈલોકયમાં ફરતા ફરતા યદૃચ્છાથી વૈકુંઠલોકમાં ગયા.[૩૪] એ સનકાદિક, મરીચિ વગેરેથી પણ મોટી અવસ્થાના હતા, તોપણ પાંચ કે છ વર્ષના બાળક જેવડા લાગતા હતા, અને નગ્ન હતા તેથી તેઓને બાળક જાણીને ભગવાનના બે દ્વારપાળોએ અંદર જતા અટકાવ્યા.[૩૫] આમ થવાથી કોપ પામેલા તે બ્રાહ્મણોએ તેઓને શાપ દીધો કે—'ભગવાનના ચરણનું સમીપ કે જે રજોગુણ તથા તમોગુણથી રહિત છે ત્યાં રહેવાને તમે યોગ્ય નથી, એટલા માટે હે મૂર્ખો! અહીંથી તુરત અસુરની નીચયોનિમાં જાઓ.[૩૬] આ પ્રમાણે શાપ લાગવાથી એ બે દ્વારપાળો વૈકુંઠલોકમાંથી પડતા હતા, તે સમયે દયા લાવીને સનકાદિકોએ કહ્યું કે 'તમે ત્રણ જન્મ પછી પાછા આ લોકમાં આવશો.[૩૭] એ બે દ્વારપાળો દિતિના પુત્ર થયા, તેમાં મોટો હિરણ્યકશિપુ થયો અને નાનો હિરણ્યાક્ષ થયો. એ બેય ભાઇઓને દૈત્ય અને દાનવો પ્રણામ કરતા હતા.[૩૮] એઓમાંથી હિરણ્યકશિપુને ભગવાને નૃસિંહાવતાર ધરીને માર્યો અને હિરણ્યાક્ષને વરાહનો અવતાર ધરી પાતાળમાંથી પૃથ્વી લાવતી વેળા માર્યો.[૩૯] હિરણ્યકશિપુએ પોતાનો પુત્ર પ્રલ્હાદ કે જે ભગવાનનો ભક્ત હતો, તેને મારી નાખવા સારૂ અનેક દુઃખ દીધાં હતાં કે જેથી પોતાનુંજ મરણ થયું.[૪૦] સર્વ પ્રાણીઓના આત્મારૂપ, શાંત, સઘળે ઠેકાણે બ્રહ્મ જોનાર અને ભગવાનના તેજથી વ્યાપ્ત થયેલા પ્રલ્હાદને મારી નાંખવાને ઘણા ઘણા ઉદ્યમ કર્યા, તોપણ મારી શક્યો નહીં.[૪૧] પછી એ બેય જણા, વિશ્રવા ઋષિની સ્ત્રી કેશિનીના દીકરા રાવણ અને કુંભકર્ણ નામના રાક્ષસ થયા હતા, અને તેઓ સર્વ લોકોને મોટું દુઃખ આપતા હતા.[૪૨] ત્યાં પણ ભગવાને રામચંદ્રજીનો અવતાર ધરી શાપથી છોડાવવાને સારૂ તેઓને માર્યા હતા. હે યુધિષ્ઠિર રાજા! માર્કંડેય ઋષિને મુખેથી તમે રામચંદ્રજીનું પરાક્રમ સાંભળશો[૪૩] એ બે જણાજ પાછા તમારી માશીઓના દીકરા શિશુપાળ અને દંતવક્ત્ર નામના ક્ષત્રીઓ થયા હતા, તેઓ હમણાં ભગવાનના ચક્રથી પાપનો નાશ થતાં શાપથી છુટી ગયા.[૪૪] વરના અનુબંધથી તીવ્ર થયેલા ધ્યાને ભગવદ્રૂપપણાને પમાડેલા તે ભગવાનના પાર્ષદો પાછા ભગવાનનું સમીપ પામીગયાછે.[૪૫]

યુધિષ્ઠિર રાજા પૂછેછે—હે મહારાજ! મહાત્મા અને વ્હાલા પુત્ર પ્લ્હાદની ઉપર હિરણ્ય-

* ગોપીઓ કામદેવથી ભગવાનને પામીછે + શિશુપાળાદિક દ્વેષથી પામ્યાછે † કંસાદિક ભયથી પામ્યા છે. ‡ પાંડવો સ્નેહથી પામ્યા છે.

કશિપુને દ્વેષ શી રીતે થયો? અને પ્રલ્હાદને ભગવાનની પરમ ભક્તિ શા કારણથી થઇ? તે મને કહો.[४६]

**विद्वेषोदयितेपुत्रे कथमासीन्महात्मनि ।**
**ब्रूहिमेभगवन्येन प्रल्हादस्याच्युतात्मता ॥ ४६ ॥**

ઇતીશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના સપ્તમસ્કંધનો પેહેલો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૨ જો.*

### ભગવાને હિરણ્યાક્ષનો નાશ કરવાથી હિરણ્યકશિપુએ તેના પુત્રોને શાંત કર્યો.

**नारद उवाच.**

**भ्रातर्येवंविनिहते हरिणाक्रोडमूर्त्तिना ।**
**हिरण्यकशिपूराजन् पर्यतप्यद्रुषाशुचा ॥ १ ॥**

નારદજી કહેછે—વરાહરૂપી ભગવાને ઇંદ્રના પક્ષપાતથી હિરણ્યાક્ષને મારી નાંખ્યો, તેનેલીધે હિરણ્યકશિપુને ક્રોધથી અને શોકથી ઘણો પરિતાપ થયો[१] એ હિરણ્યકશિપુ ક્રોધથી વ્યાપ્ત થઈ જતાં હોઠ ડસીને કોપરૂપ અગ્નિના ધુમાડાથી ધુમ્ર થયેલા આકાશને બળતી આંખોથી જોવા લાગ્યો.[२] વિકરાળ દાઢો અને ભયંકર દૃષ્ટિ તથા કપાળમાં ચઢેલી ભમરને લીધે તેના મોઢાની સામુ કોઇથી પણ જોવાતુ ન હતુ, એવા ક્રોધથી સભા વચ્ચે ત્રિશૂળ ઉપાડીને તેણે દાનવોને આ પ્રમાણે કહ્યું[३]

હિરણ્યકશિપુ કહેછે- હે દ્વિમૂર્દ્ધા! હે ત્ર્યક્ષ! હે શંબર! હે શતબાહુ! હે હયગ્રીવ! હે નમુચિ! હે પાક! હે ઇલ્વલ! હે વિપ્રચિત્તિ અને હે શકુન વગેરે દાનવો અને દૈત્યો! મારૂં વચન સાંભળો, અને સાંભળીને તે પ્રમાણે તમે સઘળા ઉતાવળે કરો વિલંબ નહી કરવો[४-५] વિષ્ણુ જો કે સર્વને સમાન છે, તોપણ મારા ક્ષુદ્ર શત્રુ દેવતાઓએ ખુશામતથી તેને પોતાના પક્ષમાં લઇ તેની પાસે મારા ભાઇ હિરણ્યાક્ષને મરાવ્યોછે[६] એટલા માટે પોતાની સમતા છોડી દેનાર, તેજોમય છતાં પણ માયાથી સૂવર બનેલ, જે જે ભજે તેને અનુસરનાર અને બાળકની પેઠે અસ્થિર ચિત્તવાળા એ વિષ્ણુનુ ગળુ મારા ત્રિશૂળથી કાપી નાંખીને તેના ઘણા લોહીથી મારો ભાઇ કે જેને લોહીજ પ્યારૂં હતું તેનુ તર્પણ કરીશ, ત્યારે મારો પરિતાપ મટશે[७-८] કપટી અને ભૂડું કરનારો એ વિષ્ણુ મરી જશે એટલે ઝાડનુ મૂળ કપાઈ જતાં શાખાઓની પેઠે દેવતાઓ પોતાની મેળેજ સૂકાઈ જશે, કેમકે એઓનુ જીવન તો વિષ્ણુજ છે.[९] પણ તે પેહેલાં તમે, બ્રાહ્મણો અને ક્ષત્રિયો જેમાં ઘણા વધી ગયાછે, એવી પૃથ્વીમાં જાઓ, અને ત્યાં જઇને તપ, યજ્ઞ, વેદાધ્યયન, વ્રત અને દાન કરનારાઓને મારી નાંખો, કેમકે એ યજ્ઞરૂપ અને ધર્મમય વિષ્ણુનુ મૂળ બ્રાહ્મણોની ક્રિયાઓ છે. દેવતા, ઋષિ, પિતૃ, ભૂત અને ધર્મનો મોટો આશ્રય વિષ્ણુજ છે, અને એ લોકો મને નહી ગણકારીને વિષ્ણુને ભજેછે એટલા માટે એ લોકો મારી નાંખવા યોગ્ય છે[१०-११] જ્યાં જ્યાં બ્રાહ્મણો, ગાયો, વેદ, વર્ણ, આશ્રમ અને ક્રિયાઓ હોય તે તે દેશમાં જાઓ સળગાવી દો, અને યજ્ઞનાં ઉપયોગી વૃક્ષોને કાપી નાંખો.[१२]

નારદજી કહેછે—એ પ્રમાણે પોતાના સ્વામીની આજ્ઞાને માથે ચઢાવી તૈયાર થયેલા અને જેઓને ઘાતપાતજ વહાલો છે, એવા દૈત્યો તે પ્રમાણે પ્રજાઓનૂ નિકંદન કરવા લાગ્યા[१३] શેહેર, ગામ, તેહુ, બગીચા, ખેતર, વાડીઓ, આશ્રમો, ખાણું, ખેડુઓનાં ગામડાં, પાહાડી ગામો, રાજધાનીઓ અને આહેર લોકોનાં સ્થાનકોને બાળવા લાગ્યા.[१४] કેટલાએક દૈત્યો પુલ, કિલ્લા અને દરવાજાઓને હથિયારોથી તોડવા લાગ્યા કેટલાએક કુવાડા હાથમાં લઈને લોકોને આજીવિકા આપનારાં મોટાં વૃક્ષો કાપવા માંડયાં કેટલાએક બળતાં લાકડા લઇ લોકોનાં ઘર બાળવાલાગ્યા.[१५] એપ્રમાણેહિરણ્યકશિપુના અનુચરો, લોકોનેખરાબ કરવા લાગતાં દેવતાઓ સ્વર્ગને છોડી દઈને છાના-

---

* આ બીજા અધ્યાયમા હિરણ્યકશિપુએ વિષ્ણુના દ્વેષથી દાનવોની પાસે લોકોને ખરાબ કરાવી પોતાના ભાઇ હિરણ્યાક્ષના પુત્રો વગેરેની સાંત્વના કરી એ કથા કહેવામાં આવશે.

માના ધરતીમાં ફરતા હતા.[૧૬] દુ ખ પામેલા હિરણ્યકશિપુએ મરી ગએલા ભાઈની ક્રિયાઓ કરીને શકુનિ, શ બ ર, ધૃષ્ટ, ભૂતસતાપન, વૃક,કાળનાભ, મહાનાભ, હરિશ્મશ્રુ અને ઉત્કચ નામના એ ભા ઈના દીકરાઓની, એઓની મા રૂષાભાનુની અને પોતાની મા દિતિની, સારી વાણીથી દેશકાળને અનુસરીને આ પ્રમાણેસાંત્વનાકરી.[૧૭-૧૮]

હિરણ્યકશિપુ બોલ્યો-હે મા! હે વહુ! અને હે દીકરાઓ! એ મહાવીર હિરણ્યાક્ષનો શોક નહી કરવો જોઇએ, કેમકે શત્રુની સામે વધ થાય એતો વખાણવા યોગ્ય અને શૂર પુરૂષોને અત્યત પ્યારો છે[૨૦] પ્રારબ્ધ કર્મથી ભેળાં થતાં અને પાછાં પોતપોતાનાં કર્મોથી જુદાં પડતાં પ્રાણીઓ, પાણીની પરબમાં જેમ ભેળાં થાય તેમ આ સ સારમાં ભેળાં થાયછે[૨૧] વાસ્તવિક રીતે પણ શોક કરવો યોગ્ય નથી, કેમકે આત્મા દેહાદિકથી નોખો હોવાને લીધે મરતો નથી, ઓછો થતો નથી, શુદ્ધ છે, સર્વમાં વ્યાપક છે અને સર્વજ્ઞ છે. એટલા માટે તેને મરી ગયેલો, દુબળો,મેલો જુદો પડેલો કે અજ્ઞાન માનીને શોક નહી કરવો જોઇએ એ આત્મા લિ ગ શરીરમાં મિથ્યા અભિમાન ધરવાને લીધે પોતાની ભૂલથીજ ઉ ચાંનીચાં શરીરોને અને સુખ દુ ખાદિકને ધારણ કરેછે.[૨૨] પાણી હાલતુ હોય તેથી તેનાં પ્રતિબિ બિત થયેલાં ઝાડ પણ જેમ હાલતાં જણાયછે, તેમ લિ ગશરીરના સુખદુ - ખાદિક ધર્મોથી આત્મામાં પણ જાણે તે ધર્મો આવતા હોય એમ જણાયછે. જેમ ફુદડી ફરનાર માણસની આંખ ફરતી હોય તેને લીધે તે માણસને ધરતી ફરતી હોય એમ જણાય છે, તેમ ગુણોને લીધે લિ ગશરીર ફર્યા કરેછે તેથી, આત્મા જો કે પરિપૂર્ણ છે, તોપણ જાણે ફરતો હોય (જન્મમરણાદિક પામતો હોય) એમ જણાયછે.[૨૩] આત્માને વાસ્તવિક રીતે લિ ગશરીર (અ ત કરણ)નો સ બ ધ નથી, તોપણ જાણે તેનો સ બ ધ થઇ ગયો હોય તેમ લિ ગશરીરના ધર્મો તેમાં પ્રતીત થાયછે.[૨૪] પોતાને દેહનો સ બ ધ નહીં છતાં હું દેહ છુ ' એમ માની લેવુ એજ પોતાના સ્વરૂપનુ ઉલટાપણુ છે[૨૫] પ્રિય પદાર્થનો નિયોગ, અપ્રિય પદાથાની પ્રાપ્તી, કર્મ, અનેક ગર્ભોમાં પ્રવેશ, જન્મ, મરણ, અનેક પ્રકારનો શોક, અવિવેક અને સ્વરૂપનીભૂલ એ સઘળુ દેહાભિમાનથીજ થાયછે.[૨૬] શોક કરવાનુ કારણ નહી છતાં શોક થાયછે તે વૃથાજ છે, એ વિષયમાં યમરાજાના અને શબના સ બ ધીઓના સ વાદરૂપ એમ જુનો ઇતિહાસ કહેવાયછે તે સાંભળો.[૨૭] ઉશીનર નામના દેશમાં સુયજ્ઞ નામનો એક પ્રખ્યાત રાજા હતો. તેને યુદ્ધમાં શત્રુઓએ મારી નાંખતાં તેનાં સ બ ધીઓ તેને વી ટીને ચારેકોર બેઠાં હતાં.[૨૮] એ રાજાનુ રત્નનું બખતર કપાઈ પડ્યુ હતું, આભૂષણ અને માળાઓ પડી ગયેલાં હતાં, બાણથી છાતી ભેદાઈ ગઇ હતી, લોહીથી ખરડાએલો પડયો હતો, કેશ વીખરાઇ ગયા હતા, આંખો ખોટી પડી ગઈ હતી, ક્રોધથી ડસેલા હોઠ એમને એમજ હતા, મોઢુ ધૂળથી ઢ કાઇ ગયેલુ હતુ અને યુદ્ધમાં હાથ તથા હથિયારો કપાઇ ગયાં હતાં.[૨૯-૩૦] દૈવે તે પ્રમાણે કરેલા પોતાના સ્વામીને જોઇ દુ ખ પામેલી તેની રાણીઓ 'હે નાથ! અમે હણાયાં' એમ બોલીને વાર વાર હાથથી છાતી કુટતાં તેના પગની પાસે પડી.[૩૧] ઉ ચા સ્વરથી રોતી, સ્તનના કેસરથી ર ગાએલાં આંસુથી પતિના પગને ભીજવી દેતી, દીનતા ભરેલા વિલાપથી બીજા માણસોને પણ શોક ઉપજાવતી અને જેઓના કેશ તથા આભરણ વીખરાઈ ગયાં હતાં એવી એ રાણીઓ વિલાપ કરવા લાગી[૩૨] "અહો! હે સ્વામી! અમારા ઉપર ધાતકી રીતે વર્ત્તનારા વિધાતાએ તમને અદૃશ્ય સ્થિતિ આપીછે જેણે તમને પ્રથમ ઉશીનર દેશના રહેવાસીઓને આજીવિકા આપનાર કર્યા હતા, તેણેજ આજ તેઓના શોકને વધારનાર કર્યાછે.[૩૩] હે રાજા! કરેલા ઉપકારોને જાણનાર અને પરમ સ્નેહી તમવિના અમે શીરીતે જીવીએ ' એટલા માટે તમે જ્યાં જવાના હો, ત્યાં અમને પણ તમારા ચરણની સેવા કરવામાટે સાથે આવવાની આજ્ઞા આપો."[૩૪] એ પ્રમાણે રાણીઓ પોતાના મરી ગયેલા પતિને લેઇ

વિલાપ કરતી હતી, અને તેને બાળવા દેવાની ઈચ્છા નહી કરતી હતી, ત્યાં સૂર્ય આથમી ગયો.[35] એ સમયમાં શબના સબંધીઓનુ રોવુ સાંભળી યમરાજાએ પોતે બાળકના રૂપથી ત્યાં આવી તેઓને આ પ્રમાણે કહ્યુ.[36]

યમ કહેછે—અહો ! આ માણસો અમારાથી મોટી અવસ્થાવાળાં છે અને જગતના જન્મમરણાદિક પ્રકારને જોનારાં છે, તોપણ આ લોકોનો મોહ અદ્ભુત દેખાયછે. માણસ જ્યાંથી (અપ્રકટ સ્થળમાંથી) આવ્યો હતો ત્યાંજ પાછો ગયેલો છતાં અને પોતે પણ તેવીજ સ્થિતિનાં છતાં મરતનો શોક કરેછે.[37] અહો ! તમારા કરતાં અમે અત્યંત ધન્ય છીએ. માબાપે અમને તજી દીધેલા છે અને અમે બાળક છીએ, તોપણ કશી ચિંતા કરતા નથી. નાહર વગેરે પ્રાણીઓ પણ અમને ખાઈ જતાં નથી, કેમકે જેણે ગર્ભમાં રક્ષા કરીછે તેજ સર્વ ઠેકાણે રક્ષા કરનાર છે.[38] હે સ્ત્રીઓ ! જે અવિનાશી ઈશ્વર પોતાની ઇચ્છાથી આ જગતને સરજેછે, રક્ષા કરેછે અને પ્રલય કરેછે, તે ઇશ્વરનુ આ સ્થાવરજંગમ જગત્ રમકડું છે એમ કહેવાયછે, અને મારવામાં તથા પાલન કરવામાં પણ એજ સમર્થ છે.[39] માર્ગમાં પડેલુ હોય પણ તેને જો ઇશ્વર બચાવે છે તો બચેછે, અને ઘરમાં રહીને બહુજ યત્નથી રખાતુ હોય પણ તે જો ઈશ્વરને રહેવા દેવુ ન હોય તો રહેતુ નથી. અનાથ અને વગડામાં રહેતો હોય પણ જો તેના ઉપર ઈશ્વરની દૃષ્ટિ હોય તો તે જીવેછે, અને ઘરમાં પાલન કરાતો હોય પણ તેના ઉપર જો ઇશ્વરની ઉપેક્ષા હોય તો તે જીવતો નથી.[40] વાસ્તવિક જોઇએ તો સઘળાં પ્રાણીઓ પોતપોતાનાં લિંગશરીરથી થયેલાં કર્મોવડે જન્મેછે અને મરેછે, તેમાં આત્મા જો કે દેહાદિકમાં રહેલછે, તોપણ દેહાદિકના ધર્મરૂપ જન્માદિકથી તે સબંધ પામતો નથી, કેમકે દેહાદિકથી તમામ જૂદો છે.[41] આ શરીર કેવળ અવિવેકને લીધેજ પોતારૂપ જણાયછે વાસ્તવિક રીતે તો જૂદુ જ છે, કેમકે માટીના ઘરની પેઠે જોવામાં આવેછે, પંચભૂતથી નજી બનેલા દૃશ્ય આત્માથી, પંચભૂતનુ બનેલુ અને દૃશ્ય શરીર જૂદુ જ છે. જેમ અત્યંત અવિવેકી માણસે ઘરને પોતારૂપ માનેલુ હોયછે, તોપણ તેથી ઘર જૂદુ જ, તેમ પોતારૂપ માનેલુ આ શરીર પણ આત્માથી જૂદુ જછે. જળના પરમાણુઓથી બનેલા પરપોટાની પેઠે, પૃથ્વીના પરમાણુઓથી બનેલા ઘટાદિકની પેઠે અને તેજના પરમાણુઓથી બનેલા કુંડલાદિક પદાર્થની પેઠે એ ત્રણે જાતના પરમાણુઓથી બનેલો આ દેહ પણ કાળથી નાશ પામેછે, પણ તેની સાથે આત્મા નાશ પામતો નથી.[42] જેમ અગ્નિ કાષ્ઠમાંજ રહેલછે તોપણ દાહક અને પ્રકાશકપણાને લીધે કાષ્ઠથી જુદોજ છે એમ જણાય છે, અને જેમ વાયુ શરીરમાજ રહેલછે, તોપણ મુખ અને નાક વગેરેમાં જૂદો રહેલોજ જણાયછે, તેમ આત્મા દેહમાં રહેલછે તોપણ દેહથી જુદોજ છે. આકાશ સર્વમાં રહેલછે તોપણ જેમ કોઇના ગુણનો લેપ આકાશને લાગતો નથી, તેમ આત્મા, દેહ અને ઇંદ્રિયાદિકમાં રહેલ છે, તોપણ તેને દેહ અને ઇંદ્રિયાદિકના જન્મમરણાદિક ગુણનો કશો લેપ લાગતો નથી.[43] હે મૂર્ખ માણસો ! તમે જેનો શોક કરોછો તે આ તમારો ભર્ત્તા સુયજ્ઞ તો સૂતો છે, માટે તેનો શા માટે શોક કરોછો ? તમારા મનને એમ હોય કે આટલીવાર સુધી એ સાંભળતો હતો અને જવાબ દેતો હતો અને હમણાં તો સાંભળતો કે જવાબ દેતો જોવામાં આવતો નથી તેથી શોક કરીએ છીએ, તો પણ શોક કરવો યોગ્ય નથી. કેમકે આ શરીરમાં જે સાંભળનાર અને જવાબ દેનાર છે, તેને તમોએ આગળ પણ કદી જોયેલો નથી.[44] આ શરીરમાં જો કે પ્રાણ મુખ્ય ગણાયછે, તોપણ તે કાંઇ સાંભળનાર કે જવાબ દેનાર નથી, પરંતુ દેહ અને ઇંદ્રિયાદિકથી તે તે પદાર્થોનો દૃષ્ટા આત્મા કે જે ખરી રીતે સાંભળનાર અને જવાબ દેનાર છે તે તો પ્રાણથી અને દેહથી પણ જૂદો છે.[45] એ આત્મા પોતે જૂદો છતાં પ્રાણ, ઇંદ્રિય અને મનને લીધે થતાં જુદાં જુદાં શરીરોને 'હું છુ' એમ માનીલેછે અને જ્યારે વિવેક થાય ત્યારે તેના બળથી એ ખોટા માન-

વાને છોડી પણ દેછે.[૪૬] જ્યાંસુધી આત્માને લિંગશરીરનુ અભિમાન રહેછે ત્યાંસુધીજ તેને કર્મ, બંધનનુ કારણ થાયછે અને તેથીજ શરીરના ધર્મો પોતામાં જણાયછે અને ક્લેશ ચાલ્યા કરેછે; કેમકે એ સઘળુ અજ્ઞાનથીજ બનેલુ છે.[૪૭] સુખદુ:ખાદિક સાચાં છે એમ માનવું અને બોલવુ એજ ખોટો આગ્રહ છે, કેમકે મનોરથ અને સ્વપ્નની પેઠે સઘળા ઇંદ્રિયસંબંધી પદાર્થો ખોટાજ છે[૪૮] એટલા માટે સમજુ લોકો આત્માને નિત્ય અને દેહાદિકને અનિત્ય જાણીને તેમાંથી કોઇનો પણ શોક કરતા નથી. અને જાણતાં છતાં પણ શોક કરતા હોય તો એમ સમજવુ કે જ્ઞાનથી દૃઢતા નહી હોવાને લીધે તેઓની ખોટી ટેવ મટી નથી.[૪૯] ઇશ્વરે પક્ષીઓના કાળરૂપ બનેલો કોઈ પારાધી વનમાં ઠેકાણે ઠેકાણે જાળ પાથરીને પક્ષીઓને લલચાવતો હતો, ત્યાં કુલિંગપક્ષીનુ જોડું ફરતુ હતુ તે તેના જોવામાં આવ્યુ. એ જોડામાંથી પારાધીએ લલચાવેલી માદા મોત આવી લાગવાને લીધે જાળની દોરીઓમાં બંધાઈ ગઈ. એ પ્રમાણે કષ્ટ પામેલી પોતાની રાંક સ્ત્રીને જોઇને બહુજ દુ:ખ પામેલો, છોડાવવામાં અશક્ત અને કંગાલ એ કુલિંગ પક્ષી વિલાપ કરવા લાગ્યો કે 'અહો! હુ કે જે કંગાલ છુ તેનો શોક કરતી, રાંક અને દયાના પાત્રરૂપ મારી સ્ત્રીનુ નિર્દય દૈવને શુ કામ પડયુ હશે?[૫૦-૫૩] હવે દીન, રાંડેલ અને દુ:ખીયા જીવતરવાળા આ મારા અરધા દેહનુ (સ્ત્રી મરી જવાથી પોતાને અરધો રહ્યાનુ કહેછે) મારે શુ પ્રયોજન છે? માટે મને પણ દૈવ ભલે ઊપાડી લે.[૫૪] જેઓને પાંખો નથી આવી એવાં અને માવિનાનાં બચ્ચાંઓનુ પોષણ હુ શી રીતે કરી શકીશ? મંદભાગ્યવાળાં એ મારાં બચ્ચાં, માળામાં એની માની વાટ જોતાં હશે.'[૫૫] એ પ્રમાણે વિલાપ કરતા, સ્ત્રીના વિયોગથી આતુર થયેલા અને જેના મોઢામાં આંસુ પેસી જતાં હતાં એવા એ કુલિંગ પક્ષીને, ત્યાં પાસેજ છૂપાએલા અને કાળે પ્રેરેલા તેજ પારાધીએ બાણથી વીંધી નાંખ્યો.[૫૬] (યમ કહેછે) એ પ્રમાણે તમે પણ કે જેઓ મૂર્ખ અને પોતાના મરણને નહીં જાણનારી છો, તેઓ સેંકડો વર્ષ સુધી શોક કર્યા કરશો, તોપણ આ પતિને પાછો પામશો નહી.[૫૭]

હિરણ્યકશિપુ કહેછે—એ બાળક એ પ્રમાણે બોલતાં વિસ્મય પામેલાં સઘળાં સંબંધીઓને નિશ્ચય થયો કે આ સઘળુ જગત્ અનિત્ય અને ખોટું જ ઊભુ થયુ છે.[૫૮] આટલી વાત કહી યમરાજા ત્યાંજ અંતર્ધાન થઈ ગયા અને સંબંધીઓએ સુયજ્ઞ રાજાનુ જે કાંઇ પરલોકસંબંધી કૃત્ય કરવાનું હતુ તે કર્યું.[૫૯] એટલામાટે તમે બીજાનો કે પોતાનો શોક કરોમાં. આ પોતાનો અને આ પરાયો એવા ખોટા આગ્રહરૂપી અજ્ઞાન વિના પ્રાણીઓને પોતાનો કોણ છે? પારકો કોણ છે? પોતે કોણ છે? અને બીજો કોણ છે?[૬૦]

નારદજી કહેછે—એ પ્રમાણે દીકરાની વહુ સહિત દિતિએ હિરણ્યકશિપુનુ વચન સાંભળી ક્ષણમાત્રમાં દીકરાનો શોક છોડી દેતાં પરબ્રહ્મમાં ચિત્ત રાખ્યુ[૬૧]

इति दैत्यपतेर्वाक्यं दितिराकर्ण्य सस्नुषा ।
पुत्रशोकं क्षणात्त्यक्त्वा तत्त्वे चित्तमधारयत् ॥ ६१ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના સપ્તમસ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૩ જો.*

### હિરણ્યકશિપુના તપથી પ્રસન્ન થઇને બ્રહ્માએ તેને વર દીધા.

नारद उवाच.

हिरण्यकशिपू राजन्नजेयमजरामरम् ।
आत्मानमप्रतिद्वंद्वमेकराजं व्यधित्सत ॥ १ ॥

નારદજી કહેછે—હે યુધિષ્ઠિર રાજા! પછી હિરણ્યકશિપુએ પોતાના દેહને અજર, અમર, શત્રુ રહિત, કોઇથી જીતાય નહી એવો અને સર્વનો ચક્રવર્તિ બનાવવાની ઇચ્છા કરી.[૧] એવી

* આ ત્રીજા અધ્યાયમા હિરણ્યકશિપુના તપથી જગતને તપી ગયેલુ જોઇ બ્રહ્મા આવ્યા, તપ જોઇને વિસ્મય પામ્યા, હિરણ્યકશિપુએ સ્તુતિ કરી અને બ્રહ્માએ વર દીધા, એ કથા કહેવાશે.

ઈચ્છાથી તેણે મ દરાચળની ગુફામાં મહાદારૂણ તપ કરવા માંડયુ હાથ ઉચા રાખી, દૃષ્ટિ આકાશમાં રાખી અને પગના અ ગુઠાભર ધરતી-પર ઉભીને તપ કરતો તે હિરણ્યકશિપુ પોતાની જટાની કિરણોથી, પ્રલયકાળનો સૂર્ય જેમ કિ-રણોથી શોભે તેમ શોભવા લાગ્યો હિરણ્યક-શિપુ તપ કરવા લાગતાં દેવતાઓ, જે પ્રથમ છાનાઇથી ધરતીપર ફરતા હતા તેઓ પોતપો-તાને ઠેકાણે ગયા.[૨-૩] એ દૈત્યના માથામાંથી ઉત્પન્ન થયેલો ધુમાડાવાળો તપોમય અગ્નિ આડો, ઉભો અને ફરતો ફેલાઇને ત્રૈલોક્યને ત-પાવવા લાગ્યો.[૪] નદીઓ અને સમુદ્રો ક્ષોભ પામી ગયાં, દ્વીપ તથા પર્વતો સહિત પૃથ્વી કંપવા લાગી, ગ્રહ અને તારા પડવા લાગ્યા, દશે દિશાઓ બળવા લાગી.[૫] એ અગ્નિથી તપેલા દેવતાઓએ સ્વર્ગ છોડી દઇ બ્રહ્મલોકમાં જઈને બ્રહ્માને વિજ્ઞપ્તિ કરી કે "હે દેવના દેવ! હે જ-ગતના પતિ! હિરણ્યકશિપુના તપથી તપીગ-યેલા અમે સ્વર્ગમાં રહી શકતા નથી, માટે જો આપની મરજી હોય તો આપને પૂજનારા આ લોકો નાશ નથી પામ્યા તે પેહેલાં તેના તપની શાંતિ કરો.[૬-૭] જોકે આપનાથી કશુ અજાણ્યુ નથી, તોપણ તેણે આ દુષ્કર તપ કરીને જે ધારેલુ છે તે અમારી પાસેથી સાંભળો.+[૮] બ્રહ્મા, આ સઘળાં ચરાચર જગતને તપ અને યોગની નિષ્ઠાથી સૃજીને સર્વલોક કરતાં ઉત્તમ સત્યલો-કમાં જેમ બેઠાછે, તે પ્રમાણે હુ પણ તપ અને યોગમાં નિષ્ઠા વધતી વધતી રાખીને મારે સારૂ કરીશ જોકે આયુષ્ય અલ્પ છે તેથી વારવાર દેહ પડી જવાનો સભવ છે, તોપણ કાળ અને આત્મા અવિનાશી છે, માટે ઘણા અવતા-રથી પણ મારૂ એ કામ સિદ્ધ કરીશ[૯-૧૦] મારા સામર્થ્યથી દેવના દૈત્યો અને દૈત્યોના દેવતથા પુણ્યનુ પાપ અને પાપનુ પુણ્ય ઠરાવીને જગ-તને ઉલટપાલટ કરી નાંખીશ કલ્પને છેડે કાળ-ગતિથી નાશ પામનારાં બીજા ધ્રુવપદ વગેરેનુ

+ બ્રહ્માને તેના ઉપર દ્વેષ ઉત્પન્ન કરવવામાટે ખોટુ સમજાવેછે.

મારે શુ પ્રયોજન છે? મારે તો બ્રહ્માની પ વીજ લેવી.[૧૧] આવી રીતનો તેનો આગ્રહ અ સાંભળ્યોછે, અને તેથીજ મોટુ તપ માંડી બે છે, માટે હે ત્રૈલોક્યનાથ! હવે પછી જે યોગ્ય જ ણાય તે આપ કરો.[૧૨] આપના આસનથી બ્રાહ્ ણો અને ગાયોની વૃદ્ધિ, સુખ, ઐશ્વર્ય, પાલ અને ચઢતી છે, માટે આપ જો સ્થાનભ્રષ્ટ થ તો બીજાઓનુ પણ અનિષ્ટ થશે."[૧૩]

નારદજી કહેછે—આવી રીતે દેવતાઓએ વિ જ્ઞપ્તિ કરવાથી, ભૃગુ અને દક્ષ વગેરે પ્રજાપતિ ઓથી વીંટાએલા બ્રહ્મા હિરણ્યકશિપુના આશ્ર મમાં પધાર્યા[૧૪] રાફડા, ખડ અને પોલ વાંસનાં ઝાડોથી એ દૈત્ય ઢંકાઈ ગયો હતો, પ્રથમ તો બ્રહ્માના જોવામાંજ ન આવ્યો પછ વાદળાંમાં જેમ સૂર્ય દેખાય તેમ થોડીવાર પછ જરાક જોવામાં આવ્યો એનાં મેદ, ત્વચા, માંસ અને રૂધિરને તો કીડીઓ ખાઇ ગઇ હતી. તપથ લોકોને તપાવતા એ હિરણ્યકશિપુને જોઇને વિ સ્મય પામેલા બ્રહ્મા બોલ્યા.[૧૫-૧૬]

બ્રહ્મા કહેછે—હે કશ્યપના પુત્ર! ઊઠઊઠ, તા કલ્યાણ થાઓ તુ તપથી સિદ્ધ થયોછે હુ વ દેવા આવ્યોછુ, માટે જે જોઈતુ હોય તે માગ લે[૧૭] તારા હૃદયની આ અદ્ભુત ધીરજ મે જોઇ તારા દેહને માખીઓ વગેરે ખાઈ ગએલછે, તે પણ અસ્થિમાં પ્રાણ રહેલછે[૧૮] આગળના ઋષિ ઓએ આવુ તપ કર્યું નથી અને હવે પછીન પણ કરશે નહી. દેવતાઓનાં સો વર્ષ સુધ પાણી વગર પ્રાણ રાખવા કોનાથી બની શકે?[૧] હિમ્મતવાળાઓથી ન બની શકે એવા આ તાર નિશ્ચયથીજ હુ વશ થયો હતો, તેમાં વળી તે તપ કરીને તો મને બહુજ વશ કર્યોછે[૨૦] એટલ માટે હે દૈત્યોમાં ઉત્તમ! તારા સઘળા મનોર હુ પૂર્ણ કરીશ તુ કે જેનુ શરીર મરણથ મુક્ત નથી તેને હું કે જે મરણથી મુક્ત છુ તેનુ દર્શન નિષ્ફળ નહી થવુ જોઇએ[૨૧]

નારદજી કહેછે—આદિદેવ બ્રહ્માએ એટલ કહીને હિરણ્યકશિપુ કે જેના અ ગને કીડીઓ ખાઇ ગઇ હતી તેન ઉપર દિવ્ય અને અમો

શક્તિવાળું પોતાના કમંડલનું જળ છાંટયું.[૨૨] તે જળ છાંટવાથી વાંસવાળા રાફડામાંથી, અગ્નિ જેમ કાષ્ટમાંથી નીકળે તેમ હિરણ્યકશિપુ નીકળ્યો. શરીર, ઇંદ્રિય તથા મનની શક્તિ પામેલો સર્વ અવયવોથી સંપૂર્ણ, જુવાન અને વજ્ર જેવો મજબુત થયેલો તે દૈત્ય આકાશમાં હંસ ઉપર બેઠેલા બ્રહ્માને જોઇને તેમના દર્શનથી મોટો આનંદ પામીધરતીપરમસ્તકથીપગેલાગ્યો.[૨૩-૨૪] નમ્ર, હર્ષનાં આંસુવાળો, રોમાંચિત થયેલો અને બ્રહ્માને જોતો એ દૈત્ય ઉઠી હાથ જોડી ગદગદ વચનથી સ્તુતિ કરવા લાગ્યો.[૨૫]

હિરણ્યકશિપુ સ્તુતિ કરેછે—કલ્પના અંતમાં કાળે ઉત્પન્ન કરેલા ઘાટા તમોગુણથી ઢંકાએલા આ જગતને જે સ્વયંપ્રકાશ આપે પોતાના પ્રકાશથી પ્રકટ દેખાડયું છે, તથા જે આપ ત્રિગુણાત્મક સ્વરૂપથી આ જગતને સરજોછો, પાળો છો તથા પ્રલય કરોછો, તે રજોગુણ, સત્વગુણ અને તમોગુણના આશ્રયરૂપ પરમેશ્વર આપને પ્રણામ કરૂં છું.[૨૬-૨૭] સર્વના આદિ, જ્ઞાનવિજ્ઞાનરૂપ, સર્વના નિમિત્તરૂપ, અને પ્રાણ, ઇંદ્રિય, મન તથા બુદ્ધિરૂપ વિકારોથી કાર્યનો આકાર પામેલા આપને પ્રણામ કરૂં છું.[૨૮] આપજ મુખ્ય પ્રાણરૂપથી સ્થાવરજંગમના નિયંતા છો, માટે પ્રજાઓના પતિ છો. પ્રજાઓનાં ચિત્ત, ચેતના, મન અને ઇંદ્રિયોના પતિ છો, માટે આપજ મોટા છો. આકાશાદિક પાંચભૂત, શબ્દાદિક વિષયો અને વાસનાઓને સરજનાર પણ આપજ છો.[૨૯] કર્મ કરવાના વિષયવાળી ત્રણ વેદરૂપ વિદ્યાથી આપજ યજ્ઞોનો વિસ્તાર કરોછો, પ્રાણીઓના આત્મા અને અંતર્યામી આપજ છો, કેમકે સર્વજ્ઞ, અખંડિત, અનાદિ, અનંત અને અપાર છો.[૩૦] કાળના પ્રવાહરૂપ આપજ લવ અને ક્ષણ વગેરે વિભાગોથી લોકોના આયુષ્યને ઓછું કરોછો અવિનાશી, જ્ઞાનરૂપ, પરમેશ્વર, અજન્મા, પાપરહિત અને આ જીવલોકના જીવન આપનાર તથા નિયંતા છો.[૩૧] કાર્ય, કારણ, સ્થાવર કે જંગમ કાંઇપણ આપથી જુદું નથી. સઘળીવિદ્યાઓઅનેકળાઓઆપનાજશરીરરૂપછે. કેમકેત્રિગુણાત્મકપ્રધાનથીપર, અને બ્રહ્માંડ જેનાગર્ભમાંછેએવાપરબ્રહ્મઆપજછો.[૩૨] આ સઘળું બ્રહ્માંડ આપનું શરીર છે કે જે શરીરથી આપ સ્વરૂપમાં રહીનેજ ઇંદ્રિય, પ્રાણ અને મનના વિષયોને ભોગવોછો, એટલા માટે ઉપાધિરહિત, પુરાણપુરૂષ અને પરબ્રહ્મ આપજ છો.[૩૩] હે અનંત! વિદ્યા અને અવિદ્યા શક્તિવાળા જે આપ મન અને વચનથી ન પોહોચાય એવા રૂપવડે આ સઘળા જગતમાં વ્યાપ્ત છો તેમને પ્રણામ કરૂં છું.[૩૪] જો આપ મને જોઈતા વર આપતા હોતો આપે સરજેલા કોઇ પણ પદાર્થથી મારૂં મરણ નહી થવું જોઇએ[૩૫] બહાર, અંદર, દિવસે, રાતે, આપે નહી સરજેલા પદાર્થથી, હથિયારોથી, પૃથ્વીમાં, આકાશમાં, મનુષ્યોથી, મૃગોથી, પ્રાણ વગરનાઓથી, પ્રાણવાળાઓથી, દેવતાઓથી, દૈત્યોથી કે મોટા સર્પોથી પણ મારૂં મરણ નહી થવું જોઇએ. મને સર્વ પ્રાણીઓનો એક સ્વામી અને યુદ્ધમાં જેની સામે કોઇ પણ થઈ શકે નહી એવો કરો.[૩૬-૩૭] સર્વ લોકપાળોનો મહિમા તથા આપના જેવો મહિમા મને આપો તપ તથા યોગના પ્રભાવવાળા પુરૂષોની જે અણિમાદિક સિદ્ધિઓ કદી નાશ પામતી નથી તે પણ મને આપો[૩૮]

**सर्वेषां लोकपालानां महिमानं यथात्मनः ।**
**तपोयोगप्रभावानां यन्न रिष्यति कर्हिचित् ॥३८॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના સપ્તમસ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૪ થો.*

### વરદાન મળ્યાથી હિરણ્યકશિપુએ દેવતાઓને દીધેલું દુઃખ.

**नारद उवाच.**

**एवं वृतः शतधृतिर्हिरण्यकशिपोरथ ।**
**प्रादात्तत्तपसा प्रीतो वरांस्तस्य सुदुर्लभान् ॥ १ ॥**

* આ ચોથા અધ્યાયમાં વર મેળવી, સઘળા લોકપાળોને જીતી લઇ હિરણ્યકશિપુએ વિષ્ણુના દ્વેષથી સર્વ દેવતાઓને દુઃખ દીધું એ કથા કહેવાશે.

નારદજી કહેછે—એ પ્રમાણે હિરણ્યકશિપુએ માગતાં તેના તપથી પ્રસન્ન થયેલા બ્રહ્માએ બીજાને ન મળે એવા વર તેને આપ્યા.[1]

બ્રહ્મા કહેછે—હે બાપ ! જે વર તું મારી પાસેથી માગેછે તે સઘળા વરો પુરૂષોને જો કે દુર્લભ છે, તો પણ તને આપું છું.[2]

નારદજી કહેછે—હિરણ્યકશિપુએ પૂજેલા, અમોઘ અનુગ્રહવાળા;સમર્થ અને પ્રજાપતિઓ જેની સ્તુતિ કરતા હતા એવા બ્રહ્મા એ પ્રમાણે વરદાન આપી ત્યાંથી પધારી ગયા.[3]એવી રીતના વર મેળવી સોનાજેવા દેહવાળો એ હિરણ્યકશિપુ પોતાના ભાઈના વધનું સ્મરણ કરી ભગવાનનો દ્વેષ કરવા લાગ્યો [4]સઘળી દિશા, ત્રણ લોક, દેવ, અસુર, માણસોના રાજાઓ, ગંધર્વ, ગરૂડ, સર્પ, સિદ્ધ, ચારણ, વિદ્યાધર, ઋષિઓ, પિતૃઓના પતિઓ, મનુઓ, યક્ષના રાજાઓ, રાક્ષસોના અધિપતિઓ, પિશાચોના સ્વામીઓ, પ્રેતના અધિપતિઓ, ભૂતના રાજાઓ અને તે શિવાય બીજા પણ સઘળા પ્રાણીઓના અધિપતિઓને જીતી લઇ વશ કરી લેતાં તે જગતને જીતી લેનારા દૈત્યે લોકપાળોનાં સ્થાનક અને તેજ પણ હરી લીધાં [5-7]દેવતાઓના બગીચાઓના શોભાવાળા સ્વર્ગમાં રહીને રાજ્ય કરવા લાગ્યો. વિશ્વકર્માએ બનાવેલા ત્રૈલોક્યની લક્ષ્મીના સ્થાનકરૂપ અને સર્વ સમૃદ્ધિવાળા સાક્ષાત્ ઇંદ્રના ઘરમાં રહ્યો, કે જે ઘરમાં વિદ્રુમમણિનાં પગથિયાં વાળી અને મોટા મરકતમણિથી બાંધેલી ભૂમિઓ છે, સ્ફટિકમણિની ભીંતો છે, વૈદૂર્યમણિના થાંભલાઓની પંક્તિઓ શોભી રહીછે.[8-9]જ્યાં વિચિત્ર ઉલેચો, પદ્મરાગમણિનાં આસનો, અને દૂધનાં ફીણ જેવી તથા મોતીની માળાના સામાનવાળી શય્યાઓ છે.[10]શબ્દ કરતાં ઝાંઝરોથી ચારેકોર રમઝમ કરતી અને સારા દાંતવાળી દેવાંગનાઓ જ્યાં રત્નોની જગ્યાઓમાં પોતાનાં સુંદર મુખ જુવેછે [11]એવા ઇંદ્રના ઘરમાં મોટા બળવાળો, મોટા મનવાળો, લોકોને જીતનાર, ચક્રવર્તી, વધેલી તથા ભયંકર આજ્ઞાવાળો, અને દેવતાઓ વગેરે જેના ચરણમાં નમેછે એવો હિરણ્યકશિપુ રમણ કરતો હતો.[12]ઉગ્રગંધવાળી મદિરા પીને મત્ત રહેનાર, ઘૂમેલી તથા રાતી આંખો વાળા અને તપ, યોગ, બળ તથા સામર્થ્યના સ્થાનકરૂપ એ દૈત્યને બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર શિવાય બાકી સઘળા દેવતાઓ હાથમાંભેટો લઇને સેવતા હતા.[13]હે પાંડવ ! વિશ્વાવસુ, તુંબરૂ અને હું (નારદ) વગેરે પણ, જોરથી ઇંદ્રના આસનપર બેઠેલા તે દૈત્યની પાસે ગાયન કરવા જતા હતા. ગંધર્વ, સિદ્ધ, ઋષિઓ, વિદ્યાધર અને અપ્સરાઓ વારંવાર તેનીસ્તુતિ કરતાં હતાં.[14]વર્ણાશ્રમવાળા લોકો ઘણી દક્ષિણાવાળા યજ્ઞોથી તેનું પૂજન કરતા હતા, અને હવિષ્ય પદાર્થના યજ્ઞભાગોને પણ પોતાના જોરથી તેજ લેતો હતો.[15]તેના રાજ્યમાં સાતે દ્વીપવાળી પૃથ્વી, વગર ખેડેજ પાકતી હતી. સ્વર્ગલોક સઘળી કામના પરિપૂર્ણ કરતો હતો. આકાશમાં અનેક આશ્ચર્યો જોવામાં આવતાં હતાં [16] ખારૂ પાણી, મદિરા, ઘી, મધ, દહી, દૂધ અને મીઠા પાણીના સમુદ્રો પોતાના મોજાઓથી રત્ન આપતા હતા, અને નદીઓ દહી દૂધ વગેરે આપતી હતી.[17] પર્વતો પોતાની ગુફાઓમાં રમવાની જગ્યા કરી આપતા હતા વૃક્ષો સઘળી ઋતુઓમાં ફળફૂલ વગેરે આપતાં હતાં સઘળા લોકપાળોના જુદા જુદા ગુણોને એ હિરણ્યકશિપુ એકલોજ ધરી રહ્યો હતો.[18] એવી રીતે દિગ્વિજય કરનાર, અને ચક્રવર્તી હિરણ્યકશિપુ પોતાની મરજી પ્રમાણે પ્રિય વિષયોને ભોગવતો હતો, તોપણ અજિતેન્દ્રિય હોવાથી તેને તૃપ્તી થઇજ નહી. એ પ્રમાણે ઐશ્વર્યથી મત્ત થયેલ, શાસ્ત્રથી વિરૂદ્ધ રીતે ચાલનાર અને બ્રાહ્મણોના શાપથી અવતરેલા એ હિરણ્યકશિપુને મોટો કાળ વીતી ગયો.[20] એ દૈત્યના ઉગ્રદંડથી ઉદ્વેગ પામેલા અને બીજી કોઈ જગોએ જેઓને શરણ મળ્યું નહી એવા લોકપાળ સહિત સર્વે લોકો ભગવાનને શરણે ગયા.[21] " સર્વના આત્મા અને ઇશ્વર ભગવાન જ્યાં છે, અને નિર્મળ તથા શાંત સંન્યાસીઓ જ્યાં જઇને પાછા આવતા નથી, તે દિશાને પ્રણામ કરીએ છીએ." [22] એવું

વાક્ય બોલતા જિતેંદ્રિય અને નિર્મળ રહેનારા સર્વ લોકો સમાધિમાં સ્થિતિ રાખી, નિદ્રાનો ત્યાગ કરી તથા વાયુનુ જ ભક્ષણ કરી ભગવાનનું ભજન કરવા લાગ્યા.[૨૩] એ સમયમાં મેઘજેવા શબ્દવાળી, દિશાઓને ગજાવતી અને સાધુ લોકોને અભય કરનારી આકાશવાણી તેઓના સાંભળવામાં આવી કે "હે દેવતાઓ! બીઓ માં, તમો સઘળાઓનુ કલ્યાણ થાઓ. મારી સ્તુતિથી પ્રાણીઓનુ સઘળુ કલ્યાણ થાયછે.[૨૪-૨૫] એ અધમ દૈત્યની દુષ્ટતા મારા જાણવામાં છે, તેની શાંતિ હુ કરીશ, પણ તેટલા વખતની તમે વાટ જુવો.[૨૬] જે પુરૂષ દેવનો, વેદનો, ગાયોનો, બ્રાહ્મણોનો, સાધુઓનો, ધર્મનો અને મારો દ્વેષ કરે તે તુરતજ નાશ પામેછે.[૨૭] વૈરરહિત, શાંત અને મહાત્મા પોતાના પુત્ર પ્રલ્હાદનો એ હિરણ્યકશિપુ જ્યારે દ્રોહ કરશે, ત્યારે જો કે તે વરદાનથી વધી ગયોછે, તોપણ તેને હું મારીશ." [૨૮]

નારદજી કહેછે—એ પ્રમાણે ભગવાનનુ વચન સાંભળી ઉદ્વેગરહિત થયેલા દેવતાઓ ભગવાનને પ્રણામ કરી પાછા વળ્યા, અને હિરણ્યકશિપુને મુવેલોજ માનવા લાગ્યા.[૨૯] એ દૈત્યોના રાજા હિરણ્યકશિપુને મહા અદ્ભુત ચાર પુત્રો થયા. તેઓમાં સર્વ કરતાં પ્રલ્હાદ ગુણથી મોટો હતો અને મહાત્માઓનો ભક્ત હતો.[૩૦] એ પ્રલ્હાદ બ્રાહ્મણોને માનનાર, સારા સ્વભાવવાળો, વચન પાળનાર, જીતેંદ્રિય, અને સર્વ પ્રાણીઓને પોતાના આત્માની પેઠે અત્યંત પ્યારો અને પરમમિત્ર હતો.[૩૧] મહાત્મા પુરૂષોના ચરણમાં દાસની પેઠે નમતો હતો, રાંક લોકો ઉપર તેઓના બાપની પેઠે પ્રેમ રાખતો હતો. જે પુરૂષ પોતાની બરાબર હતા તેઓના ઉપર ભાઇના જેવો સ્નેહ રાખતો હતો. ગુરૂને ઇશ્વર કરી માનતો હતો. વિદ્યા, ધન, રૂપ અને કુળથી સંપન્ન હતો, તોપણ અભિમાન કે અક્કડપણું રાખતો ન હતો.[૩૨] દુઃખથી ઉદ્વેગ પામતો ન હતો. આ લોક તથા પરલોક સંબંધી વિષયસુખોને ખોટાં માનતો હતો, તેથી તેઓમાં તેને ઈચ્છા હતી નહીં. ઇંદ્રિય, પ્રાણ, શરીર અને બુદ્ધિને વશ રાખતો હતો. નિરંતર તેની સઘળી કામનાઓ શાંતજ રહેતી હતી. જાતે અસુર હતો, તોપણ તેમાં અસુરના ગુણ હતા નહીં.[૩૩] એના મોટા ગુણોને વિદ્વાનો પણ વારંવાર ગ્રહણ કરેછે, અને ભગવાનના ગુણો જેમ ભૂલાતા નથી, તેમ હજુસુધી પણ એ પ્રલ્હાદના ગુણો ભૂલાતા નથી.[૩૪] દેવતાઓ જો કે જાતે તેના શત્રુ છે, તો પણ સભામાં સારી વાતો નીકળે ત્યારે પ્રલ્હાદને દૃષ્ટાંતરૂપ કરેછે, ત્યારે બીજા તમ જેવા કરે તેમાં તો કહેવુજ શુ?[૩૫] આ તો કેવળ હુ તેનો મહિમા કહું છુ. બાકી તેના ગુણો તો અસંખ્યાત છે તેથી પાર આવે એમ નથી. તેને વાસુદેવ ભગવાનમાં સ્વાભાવિક પ્રીતિ હતી.[૩૬] બાળક અવસ્થાથીજ રમત છુટી જઈને તેનું મન ભગવાનમાંજ રહેતું હતુ. ભગવાનરૂપી ભૂત વળગ્યુ હતુ, તેથી જડની પેઠે જગત્ કેવુ છે તેની તેને ખબરજ ન હતી.[૩૭] બેસતાં, ફરતાં, ખાતાં, સુતાં, પીતાં અને બોલતાં ભગવાનમાંજ એકરૂપ થઇ ગયો હતો, તેથી 'હુ શુ કરૂ છું' એવી તેને ખબર પડતી નહીં.[૩૮] ભગવાનના ચિંતનથી બુદ્ધિ વ્યાપ્ત થઇ જતાં તે પ્રલ્હાદ કોઈ વખતે હસતો હતો અને ધ્યાનના આનંદને લીધે ઉંચા સ્વરથી ગાતો હતો.[૩૯] કોઇ વખત ગળુ છૂટુ મૂકીને ગાજતો હતો. કોઇ વખત લાજ છોડી દઇને નાચતો હતો. કોઈ વખત ભગવાનની ભાવનાથી તન્મય થઇને ભગવાનના જેવીજ ચેષ્ટા કરતો હતો.[૪૦] કોઈ વખત ભગવાનની ભાવનાનુ પરમ સુખ મળવાથી રોમાંચિત થઇને ચૂપ બેસતો હતો અને અવિનાશી સ્નેહના આનંદથી આંસુ ભરાઇ આવતાં આંખો મીંચી રહેતો હતો.[૪૧] નિષ્કિંચનપુરૂષના સંગથી મળેલી ભગવાનના ચરણની સેવાથી પોતાના મનને પરમ શાંતિ આપતો તે પ્રલ્હાદ, દુઃસંગથી દીન થયેલા બીજાઓના મનને પણ શાંતિ આપતો હતો.[૪૨] મહાવૈષ્ણવ, મહાભાગ્યવાન્, અને મહાત્મા એ પુત્રનો હિરણ્યકશિપુએ દ્રોહ કરવા માંડ્યો.[૪૩],

યુધિષ્ઠિર પૂછેછે—હે નારદમુનિ ! એ શુદ્ધ અને ભલા પુત્રનો તેના બાપે દ્રોહ કર્યો એ વાત તમ પાસેથી પૂરી રીતે જાણવાની અમને ઈચ્છા છે. [૪૪]દીકરાઓ દુષ્ટ હોય, તોપણ પુત્રઉપર પ્રેમ રાખનારા બાપ, તેઓને શીખામણને સારૂજ ઠપકો આપે, પણ શત્રુઓની પેઠે તેઓનું ભૂડું કરે નહી. ત્યારે અનુકૂળ રહેનારા, સુપાત્ર અને ગુરૂનેજ ઇષ્ટદેવ કરી માનનારા એ પ્રલ્હાદ જેવા દીકરાઓનું તો ભૂડું નજ કરે એમાં તો કહેવુંજ શું ? [૪૫]બાપે ઊઠીને દીકરાને મારી નાંખવા સારૂ તેનો દ્રોહ કર્યો એ વાતમાં અમને કૌતૂહળ થાયછે તે આપ મટાડો. બાપ, દીકરાનો દ્રોહ કરે ત્યારે બાપનું મોતઆવેલુંજ કહેવાયછે.[૪૬]

**एतत्कौतूहलं ब्रह्मन्नस्माकं विधम प्रभो ।**
**पितुः पुत्राय यद्द्वेषो मरणाय प्रयोजितः॥४६॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના સપ્તમસ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ

---

## અધ્યાય ૫ મો.*

### પ્રલ્હાદજીને મારવાને હિરણ્યકશિપુએ કરેલા પ્રયત્નો નિષ્ફળ ગયા.

**नारद उवाच.**

**पौरोहित्याय भगवान् वृतः काव्यः किलाऽसुरैः।**
**शंडामर्कौ सुतौ तस्य दैत्यराजगृहांतिके ॥ १ ॥**

નારદજી કહેછે—દૈત્યોએ મહાત્મા શુક્રાચાર્યને પોતાના પુરોહિત(ગોર)સ્થાપ્યા હતા એ આચાર્યના શંડ અને અમર્ક નામના બે પુત્રો હિરણ્યકશિપુના ઘરની પાસેજ રહેતા હતા.[૧] એઓ હિરણ્યકશિપુએ ભણવા મોકલેલા પ્રલ્હાદને અને બીજા દૈત્યોના છોકરાઓને પણ દંડનીતિ વગેરેના વિષયો ભણાવતા હતા.[૨] તેમાં ગુરૂ જે કહે તે પ્રલ્હાદ સાંભળતો હતો, અને સાંભળ્યા પછી તે પ્રમાણેજ ભણતો હતો, પરંતુ એ વાત તેને ગમતી નહી હતી; કેમકે તે વિષયોથી 'આ પોતાનો આ પારકો' એવો ખોટો આગ્રહ બંધાયછે.[૩] એક દિવસે દૈત્યોના રાજા હિરણ્યકશિપુએ પોતાના પુત્ર પ્રલ્હાદને ખોળામાં બેસાડીને પૂછ્યું કે 'હે પુત્ર ! તારા મનને જે સારૂં લાગતુ હોય તે મને કહે.'[૪]

પ્રલ્હાદ કહેછે—હે દૈત્યોમાં ઉત્તમ ! 'હું અને મારૂં' એવા ખોટા આગ્રહથી નિરંતર ઉદ્વેગ પામતા પ્રાણીઓને માટે એજ સારૂં માનુંછુ, કે જેથી પોતાને નરકમાં પડવુ પડેછે એવા અંધકૂપરૂપ ઘરનો ત્યાગ કરી વનમાં જઇને ભગવાનનોજ આશ્રય કરવો.[૫]

નારદજી કહેછે—શત્રુના પક્ષમાં જતી પુત્રની વાણી સાંભળીને હિરણ્યકશિપુ હસ્યો, અને કહ્યુ કે 'છોકરાંઓની બુદ્ધિ પરાયા વિચારોથી ફરી જાયછે,[૬] એટલા માટે બ્રાહ્મણોએ પોતાના ઘરમાં આ બાળકને બરાબર બંદોબસ્તથી રાખવો કે જેવી રીતે વિષ્ણુના પક્ષવાળાઓ વેષબદલાથી આવીને આની બુદ્ધિને ફેરવી શકે નહીં.'[૭]પછી દૈત્યોના પુરોહિતોએ પ્રલ્હાદને પોતાને ઘેર લાવી, બોલાવી તથા સારાં વચનોથી વખાણીને ધારણાથી પૂછ્યુ કે—'હે પુત્ર ! હે પ્રલ્હાદ ! તારૂં કલ્યાણ થાઓ. સાચુ બોલજે, ખોટુ બોલીશમાં, આ બીજા બાળકોની બુદ્ધિમાં ફેરફાર નહીં' છતાં તારી બુદ્ધિનો આ ફેરફાર શાથી થયોછે ?[૮-૯] આ તારી બુદ્ધિ કોઇએ ફેરવી નાંખીછે કે પોતાથીજ ફરી છે ? અમે કે જેઓ તારા ગુરૂ છીએ તે સાંભળવા ઈચ્છીએ છીએ માટે કહે'[૧૦]

પ્રલ્હાદ કહેછે—પુરૂષોને 'આ પોતાનો આ પારકો' એવો મોહ જેની માયાએ કરેલોછે, અને તે મોહ તમે કે જેની બુદ્ધિ માયાથી મોહ પામેલી છે, તેઓનેજ જોવામાં આવેછે, તે ભગવાનને પ્રણામ કરૂંછુ.[૧૧] એ ભગવાન્ જ્યારે અનુકુળ થાય ત્યારેજ પશુઓના સરખી, 'હું બીજો તથા આ બીજો' એવા ભેદને પામેલી સંસારવિષયની બુદ્ધિ મટેછે[૧૨] જેનું વર્ણન આપવું કઠણ છે અને જેના માર્ગમાં બ્રહ્માદિક પણ ભૂલા પડેછે, તે પરમાત્માનેજ અવિવેકી પુરૂષો પોતાનો અને પારકો કહેછે, એજ પરમાત્મા મારી

---

* આ પાંચમા અધ્યાયમાં ગુરૂએ જે ભણાવેલું તેનું તેને તજીને વિષ્ણુની સ્તુતિ કરવામાં લાગેલા પ્રલ્હાદને હિરણ્યકશિપુ હાથી અને સર્પ વગેરેથી મરાવવા લાગ્યો, તોપણ મરાયો નહી, એ કથા કહેવામાં આવશે.

બુદ્ધિને ફેરવેછે.[૧૩] હે બ્રાહ્મણ! જેમ ચુંબકના સમીપમાં લોઢું પોતાની મેળેજ ફરેછે, તેમ ભગવાનના સમીપને લીધે મારૂં મન પોતાની મેળેજ ફરેછે અને તે ભગવાનનું સામીપ્ય મને શાથી મળ્યુંછે, તે હું જાણતો નથી.[૧૪] (નારદજી કહેછે) મોટી બુદ્ધિવાળો પ્રલ્હાદ, બ્રાહ્મણને એટલું કહી ચૂપ રહ્યો, ત્યારે કોપ પામેલો અને કંગાળ એ રાજાનો નોકર બ્રાહ્મણ બોલ્યો કે, 'અરે છડી લાવો. આ છોકરો તો આપણી અપકીર્તિ કરાવનાર છે. કુળમાં અંગારાના જેવા દુર્બુદ્ધિવાન્ છોકરાને શિક્ષા કરવીજ યોગ્ય છે.'[૧૫] [૧૬] જેમ ચંદનના વનમાં કાંટાવાળું ઝાડ થાય, તેમ દૈત્યોના કુળમાં આ છોકરો થયેલ છે, કારણકે દૈત્યોના મૂળને ઉખેડવામાં કુહાડારૂપ વિષ્ણુને હાથાની પેઠે સહાયકારક આ થયેલોછે.[૧૭] એ પ્રમાણે તિરસ્કાર વગેરે ઘણા ઘણા ઉપાયોથી બીવરાવતો એ બ્રાહ્મણ, પ્રલ્હાદને ધર્મ, અર્થ અને કામના ગ્રંથો ભણાવવા લાગ્યો.[૧૮] પછી કેટલેક દિવસે સામ, દામ, ભેદ અને દંડના વિષયોમાં પ્રલ્હાદને બરાબર સમજેલો જાણી પ્રલ્હાદની મા પાસે તેને નવરાવી તથા શણગારાવીને હિરણ્યકશિપુની પાસે તેડી ગયો.[૧૯] પ્રલ્હાદ આવીને પગમાં પડ્યો, તેનો આશિર્વાદથી સત્કાર કરી તથા ઘણીવાર સુધી હાથથી આલિંગન કરીને હિરણ્યકશિપુ મોટું સુખ પામ્યો.[૨૦] હે યુધિષ્ઠિર રાજા! તેને ખોળામાં બેસાડી તથા માથું સુંઘી આંસુનાં ટીપાંઓથી નવરાવી મૂકતા એ હિરણ્યકશિપુએ તે પુત્ર કે જેનું મુખ પ્રફુલ્લિત થતું હતું તેને આ પ્રમાણે કહ્યું.[૨૧]

હિરણ્યકશિપુ કહેછે–હે પ્રલ્હાદ! હે બાપ! આટલા કાળમાં તું ગુરૂ પાસેથી જે શીખ્યો હોય અને જે કોઇ વિષયનો સારો અભ્યાસ થયો હોય તે મારી પાસે બોલી દેખાડ.[૨૨]

પ્રલ્હાદ કહેછે–વિષ્ણુનું શ્રવણ, કીર્તન, સ્મરણ, ચરણસેવન, પૂજન, વંદન, દાસપણું, મિત્રપણું અને શરીરનું અર્પણ,* એ નવ પ્રકારની ભક્તિ જો કરવામાં આવે, અને તે કર્યા પછી ભગવાનને અર્પણ કરાય એમ નહીં પણ અર્પણ કરીનેજ કરવામાં આવે તો સહુથી શ્રેષ્ઠ ભણતર છે, એમ માનુંછું. આ ગુરૂ પાસેથી હુ જે શીખ્યો છું તેમાં તો એવું સારૂં કાંઇ પણ જોવામાં આવતું નથી.[૨૩-૨૪]

નારદજી કહેછે–એ પ્રમાણે પુત્રનું વચન સાંભળી ક્રોધથી જેના હોઠ ફરકે છે એવા હિરણ્યકશિપુએ શુક્રાચાર્યના પુત્રને કહ્યું કે–'હે નીચ બ્રાહ્મણ! હે દુર્બુદ્ધિ! તે મારો અનાદર કરી મારા શત્રુના પક્ષમાં રહીને આ છોકરાને આવી ખરાબ વાત કેમ શીખવી?[૨૫-૨૬] જગતમાં જેઓ કપટનો વેષ ધરનારા અને ખોટી મિત્રતા દેખાડનારા દુષ્ટ પુરૂષો હોયછે, તેઓનું પાપ વખત ભરાઇ રહે ત્યારે પાપીઓના રોગની પેઠે જાહેર થાયછે'[૨૭]

શુક્રાચાર્યનો પુત્ર કહેછે–હે ઇંદ્રના શત્રુ! આ તમારો પુત્ર, મારૂં શીખવેલું બોલતો નથી, તેમ બીજા કોઇનું પણ શીખવેલું બોલતો નથી, આ તો આની સ્વાભાવિક બુદ્ધિ છે, માટે ક્રોધને શમાવો, અને અમારા ઉપર દોષ નહીં મૂકો[૨૮]

નારદજી કહેછે–એ પ્રમાણે ગોરનો દીકરો બોલતાં હિરણ્યકશિપુએ ફરીવાર પ્રલ્હાદને કહ્યું કે 'હે દુષ્ટ' આ તારી દુષ્ટબુદ્ધિ ગુરૂના ઉપદેશથી નથી થઇ તો ક્યાંથી થઇછે?'[૨૯]

પ્રલ્હાદ કહેછે–ઘરનીજ ચિંતા રાખનારા, વારવાર ચાવ્યાનેજ ચાવ્યા કરતા (ભોગવેલા વિષયોનેજ ભોગવ્યા કરતા), અને નહીં જીતાએલી ઇંદ્રિયોથી જન્મમરણ પામ્યા કરતા પુરૂષોની બુદ્ધિ પોતાથી, કોઇના ઉપદેશથી કે પરસ્પરની વાતોથી પણ ભગવાનને પ્રાપ્ત થતી નથી.[૩૦] બ્રાહ્મણાદિક નામોવાળી વેદવાણીરૂપ ઇશ્વરની દોરીમાં બંધાયેલા, વિષયોની વાસના-

* જેમ વેચી નાખેલા પશુ વગેરેના પોષણની કશી ચિંતા કરવામા આવતી નથી, તેમ ભગવાનને દેહનું અર્પણ કરી દેહના પોષણ વગેરેની ચિંતા છોડી દેવી એ દેહનું અર્પણ કહેવાયછે.

વાળા અને તેવાઓનેજ ગુરૂ કરી માનનારા લોકો ભગવાનને જાણતા નથી, એટલુજ નહી પણ આંધળાએ દોરાતા આંધળાની પેઠે ખાડમાંજ પડેછે.[૩૧] સર્વ પ્રકારના અહંકારથી રહિત મહાત્મા પુરૂષોના ચરણારવિંદની રજમાં સ્નાન ન કરે, ત્યાંસુધી એ લોકોની બુદ્ધિ ભગવાનના ચરણને પોહોચતીજ નથી અને તેથી સંસારરૂપ અનર્થ મટતો નથી.[૩૨]

નારદજી કહેછે–એટલું બોલીને બંધ પડેલા પોતાના પુત્ર પ્રલ્હાદને, ક્રોધથી અંધ થયેલા હિરણ્યકશિપુએ પોતાના ખોળામાંથી ધરતીપર પછાડયો.[૩૩]પછી અસહનતાથી અને ક્રોધથી વ્યાપ્ત થતાં આંખો રાતી કરીને બોલ્યો કે 'હે રાક્ષસો! અહીંથી આને લઈજાઓ, અને તરત મારીનાંખો, કેમકે આ મારી નાંખવાને યોગ્યછે.[૩૪]આ નીચજ મારા ભાઇને મારનાર છે, કેમકે પોતાનાં સંબંધીઓને છોડી દેતાં, કાકાને મારનાર વિષ્ણુના ચરણનું દાસની પેઠે પૂજન કરેછે[૩૫] માતાપિતાનો સ્નેહ કે જે છોડી શકાતો નથી, તેને પાંચ વર્ષની અવસ્થામાંજ જેણે છોડી દીધો એ નીચ વિષ્ણુનું પણ શું ભલું કરશે?[૩૬] પારકો છતાં પણ જે હિતકારી હોય તેને પોતાનો પુત્રજ સમજવો જોઈએ અને પોતાના દેહથી ઉત્પન્ન થયેલ પુત્ર છતાં ભૂંડું કરનાર હોય તેને રોગ જેવોજ સમજવો પુત્રની વાત તો એક તરફ, પરંતુ જે પોતાનું અંગ હાથપગવગેરે હોય તે પણ દુઃખદાયી હોય તો કાપી નાંખવું જોઈએ, કે જેને કાપી નાંખવાથી બાકીનું શરીર સુખે જીવે[૩૭] મુનિલોકની દુષ્ટ ઇંદ્રિયોની પેઠે આ છોકરો પોતાનો છતાં શત્રુનું કામ કરેછે, માટે ખાવા, સુવા અને બેસવા વગેરેમાં ઝેરદેવા વગેરે સઘળા ઉપાયોથી આને મારી નાંખવો'[૩૮] એ પ્રમાણે ધણીએ આજ્ઞા કરવાથી તીક્ષ્ણ દાઢોવાળા, વિકરાળ મોઢાંવાળા અને રાતા મોવાળાવાળા તે રાક્ષસો, ભયંકર નાદ કરતા અને મારો, કાપો, એમ બોલતા ત્રિશૂળોથી પ્રલ્હાદને સઘળાં મર્મસ્થળોમાં પ્રહાર કરવા લાગ્યા.[૩૯-૪૦] સર્વના અગોચર અને સર્વસ્વરૂપ પરબ્રહ્મ ભગવાનમાં જેનું ચિત્ત જોડાઈ ગયું હતું, એવા પ્રલ્હાદની ઉપર નિર્ભાગ્ય માણસના મોટા ઉદ્યમોની પેઠે એ સઘળા પ્રહારો વ્યર્થ ગયા.[૪૧]હે યુધિષ્ઠિરરાજા! એ પરિશ્રમ વ્યર્થજતાં મનમાં શંકા પામેલો હિરણ્યકશિપુ મોટા આગ્રહથી તેના વધના ઉપાય કરવા લાગ્યો.[૪૨]તે દીકરાને દિશાના હાથીઓ પાસે મૂકયો, સર્પ કરડાવ્યા, અભિચાર પ્રયોગ કર્યા, પર્વતોનાં શિખરો ઉપરથી પછડાવ્યો, માયાના પ્રયોગ કર્યા; ખાડ વગેરેમાં રોકી રાખ્યો, ઝેર દીધાં, ખાવા દીધું નહીં, હિમમાં, પવનમાં, અગ્નિમાં અને પાણીમાં નાંખ્યો, પર્વતો ઉપાડીને તેનાપર પછાડયા, એવા એવા અનેક ઉપાય કર્યા, તોપણ હિરણ્યકશિપુ જ્યારે એ નિર્દોષ દીકરાને મારી શકયો નહી, ત્યારે તેને લાંબી ચિંતા ઉત્પન્ન થઇ, અને કોઈ માર્ગ સૂજ્યો નહી.[૪૩-૪૪]"આને મે ઘણાં કઠણ વચન કહ્યાં, વધના ઉપાય પણ કર્યા, તોપણ પોતાના તેજથીજ એ સઘળા અપકારો અને અભિચાર પ્રયોગોમાંથી મુક્ત થયો.[૪૫] મારી પાસે રહેછે અને બાળક છે, તોપણ નિર્ભય રહીને, કુતરાના પૂછડાની પેઠે પોતાની રીત નહી છોડતાં મારા શત્રુને વિસારતો નથી.[૪૬]આ દીકરો મોટા પ્રભાવવાળો છે અને કોઈથી બીતો નથી!!! રખેને આના વિરોધને લીધે મારૂ મોત થાય! અથવા ફિકર નથી, હું મરનાર તો નથી."[૪૭] એવી રીતે ચિંતાથી કાંઈક કરમાએલા અને મોઢું નીચું કરી બેઠેલા હિરણ્યકશિપુને શુક્રાચાર્યના પુત્ર શંડ અને અમર્ક, એઓએ એકાંતમાં કહ્યું કે–"આપે એકલાએ ત્રૈલોક્યને જીતી લીધુંછે, અને આપની ભમર જરાક હાલેછે, તેટલામાં સઘળા લોકપાળો ત્રાસ પામી જાયછે, તો એવા આપને ચિંતા રાખવા જેવું અમે કાંઇ પણ જોતા નથી, તેમ બાળકની રીતભાત ઉપર ગુણદોષનો આધાર પણનહી રાખવોજોઇએ.[૪૮-૪૯] તોપણ શુક્રાચાર્ય આવે ત્યાંસુધી આ છોકરાને વરૂણપાશથી બાંધી રાખવો, કે જેથી ત્રાસનો માર્યો ભાગી જાય નહી. અવસ્થાથી અને મહાત્માઓની સેવાથી પુરૂષોની મતિ સારી થાય

છે."[૫૦] એ પ્રમાણે ગુરૂના પુત્રો બોલતાં તે પ્રમાણે કરવાની મંજુરી આપીને હિરણ્યકશિપુએ તેઓને કહ્યું કે—"ગૃહસ્થાશ્રમમાં રહેનારા રાજાઓના જે ધર્મ છે તે તમારે આને શીખવવા."[૫૧] પછી એ પ્રમાણે બંદોબસ્ત કરી એ બ્રાહ્મણો નમ્રતાવાળા પ્રલ્હાદને અનુક્રમથી ધર્મ, અર્થ અને કામના વિષયો શીખવવા લાગ્યા.[૫૨] ગુરૂએએ તે વિષયો પોતાને સારી રીતે શીખવ્યા, તોપણ એ ઉપદેશ પ્રલ્હાદને સારો લાગ્યો નહીં. કારણકે રાગદ્વેષાદિકથી સંસારના સુખમાં રમનારાઓએ એ વિષયોનું પ્રતિપાદન કરેલછે.[૫૩] જ્યારે ગુરૂઓ ઘરસંબંધી કામકાજને માટે બહાર જતા હતા ત્યારે વખત મળવાથી સરખી અવસ્થાના બાળકો તે પ્રલ્હાદને બોલાવતા.[૫૪] તે સમયમાં એઓની જન્મમરણાદિક સ્થિતિને જાણનારો પ્રલ્હાદ, તેઓને બોલાવીને જાણે દયાથી હસતો હોય તેમ ઉપદેશ કરતો હતો.[૫૫] એ સઘળા બાળકો કે જેઓની બુદ્ધિ, વિષયી પુરૂષોનાં ભાષણોથી કે ચેષ્ટાઓથી દૂષિત થઇ ન હતી, તેઓ પ્રલ્હાદની મોટાઇને લીધે રમતનાં સાધનો છોડી દેતાં પ્રલ્હાદમાંજ પોતાનાં હૃદય અને નેત્ર રાખીને તેની પાસે બેસતા હતા. હે યુધિષ્ઠિર! દયાળુ, સર્વનો મિત્ર અને મહાવૈષ્ણવ પ્રલ્હાદ, તે છોકરાઓને આ પ્રમાણે કહેતો હતો.[૫૬-૫૭]

**पर्युपासत राजेंद्र तन्न्यस्त हृदये क्षणाः ।**
**तानाहकरुणो मैत्री महाभागवतोऽसुरः ॥५७॥**

ઈતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના સપ્તમસ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૬ ઠ્ઠો.*

### પ્રલ્હાદજીએ બાળકોને આપેલો જ્ઞાનોપદેશ.

**प्रल्हाद उवाच.**

**कौमार आचरेत्प्राज्ञो धर्मान् भागवतानिह ।**
**दुर्लभं मानुषंजन्म तदप्यध्रुवमर्थदम् ॥ १ ॥**

પ્રલ્હાદ કહેછે—સમજુ પુરૂષે બાળક અવસ્થાથીજ વૈષ્ણવધર્મ પાળવા જોઇએ, કેમકે માણસનો અવતાર પુરૂષાર્થને આપનાર છે, અનિત્ય છે અને દુર્લભ છે.[૧] ભગવાનના ચરણને શરણે રહેવું એજ યોગ્યછે; કેમકે ઇશ્વર ભગવાન્ સર્વ પ્રાણીઓના આત્મા હોવાથી મિત્ર છે અને પ્રિય છે.[૨] વિષયસુખને સારૂ પ્રયાસ કે જેથી કેવળ આયુષ્યનું ખરચજ થાયછે તે નહીં કરવો જોઈએ, કેમકે તે કરવાથી પરમ કલ્યાણરૂપ ભગવાનના ચરણની પ્રાપ્તી થતી નથી. હે દૈત્યો! વિષયનું સુખ તો દેહ પ્રાપ્ત થવાને લીધે પ્રાણીઓને સઘળા અવતારોમાં મળેછે. દુઃખ જેમ યત્ન કર્યા વગર પણ દૈવગતિથી મળેછે, તેમ સુખ પણ મળેછે, માટે વિષયસુખનેસારૂ યત્ન કરવું નહીં.[૩-૪] સંસારમાં અવતરીને આ મનુષ્યદેહ જ્યાં સુધી પરિપૂર્ણ હોય અને અસમર્થ ન થયો હોય તેટલામાંજ તુરત કલ્યાણનેમાટે સમજુએ યત્ન કરવું જોઇએ.[૫] અજીતેંદ્રિય પુરૂષનું સો વર્ષનું આયુષ્ય કહેવાયછે, તેમાં પચાસ વર્ષ તો નિષ્ફળજ છે, કેમ કે તેટલાં વર્ષ તો નિદ્રારૂપી મહામોહમાં પડીને સૂઇ રહેછે,[૬] વીશ વર્ષ બાળક અવસ્થાના અજ્ઞાનમાં અને કુમાર અવસ્થાની રમતમાં જતાં રહેછે; વીશ વર્ષ ઘરડપણથી ઘેરાઇને અસમર્થપણામાં જાયછે, અને બાકીનાં વર્ષ, દુઃખ ભોગવીને ચારેકોરથી પૂર્ણ કરવામાં આવતી તૃષ્ણાથી અને બળવાન્ મોહથી ઘરમાં આસક્તરહેવાની ગફલતમાં જાયછે.[૭-૮] જેણે ઇંદ્રિયો જીતી ન હોય એવો કયો પુરૂષ ઘરમાં લાગેલા અને સ્નેહના મજબુત પાશોથી બંધાએલા પોતાના આત્માને છોડાવી શકે?[૯] જે ધન પ્રાણ કરતાં પણ પ્યારૂં છે, અને જે ધનને ચોર, નોકર તથા વેપારીઓ પોતાના પ્યારા પ્રાણ જવા કબુલ કરીને પણ મેળવેછે, તે ધનની તૃષ્ણાને કોણ મૂકી શકે?[૧૦] દીકરાઓ, સુંદર દીકરીઓ, ભાઈઓ, રાંક માબાપ, ઘણા સુંદર સામાનવાળાં ઘર, કુળપરંપરાની આજીવિકા, ઘરનાં પશુઓ તથા નોકરોના વર્ગને સંભારતો, સ્નેહથી બંધાએલો, લોભનેલીધે જેની તૃષ્ણા પૂર્ણ થતી નથી એવો,

---

* આ છઠ્ઠા અધ્યાયમાં ગુરૂ ઘરના કામમાં લાગતાં પ્રલ્હાદે દૈત્યોના બાળકોઉપર કૃપા કરીને તેઓને પરમ જ્ઞાનનો ઉપદેશ કર્યો કે જે જ્ઞાન પોતાને નારદે આપ્યું હતું; એ કથા કહેવાશે.

ઉપસ્થના તથા જિવ્હાના રસનેજ અધિક માનતો, અપાર મોહથી તેમાં લાગી રહેલો અને કોશેટાનો કીડો જેમ પોતાનુ ઘર બનાવતાં નીકળવાનો માર્ગ પણ રાખતો નથી તેવી રીતે કર્મ કર્યા કરતો પ્રાણી દયાપાત્ર ગણેલી સ્ત્રીના રહસ્યસંગને અને મનોહર વિચારોને કેમ છોડી શકે? તેમજ સંબંધીઓના તથા કોમળ બોલનારાં બચ્ચાંઓના સંગને પણ કેમજ છોડી શકે? અને શી રીતે વૈરાગ્ય પામે? [૧૧-૧૩]ગાફલ થયેલો માણસ કુટુંબના પોષણસંબંધી કામમાં ઓછા થતા જતા આયુષ્યને અને નાશ પામતા પુરૂષાર્થને જાણતો નથી કુટુંબમાં પ્રીતિ રાખનારો માણસ સઘળી જગોએ ત્રણ તાપથી દુઃખી થયા કરેછે, તોપણ તેને દુઃખરૂપ માનતો નથી [૧૪]અજીતેંદ્રિય અને જેનુ ચિત્ત ધનમાંજ નિરંતર લાગી રહેલુ હોયછે એવો કુટુંબી માણસ, પારકું ધન હરી લેનારને આ લોકમાં તથા પરલોકમાં જે દુઃખ થાયછે તેને જાણે છે તોપણ તૃષ્ણા નહી શાંત થવાને લીધે ચોરી કરેછે [૧૫]હે દૈત્યો! સમજુ માણસ પણ જે એ પ્રમાણે પોતાના અને પારકામાં ભેદદૃષ્ટિ રાખીને કુટુંબનુ પોષણ કરતો હોય તે આત્મવિચાર કરવામાં સમર્થ થતો નથી, પણ મૂઢની પેઠે અહંતામમતામાંજ ધોળાયા કરેછે [૧૬]સ્ત્રીઓ કે જેઓની પુત્રપૌત્રાદિકરૂપ બેડી પડીછે તેઓની પાસે મુડાના વાંદરા જેવો રાંક થઈ રહેનાર કોઈ પણ પુરૂષ કોઈ કાળે અને કોઇ પણ જગોએ પોતાના આત્માને છોડાવવા સમર્થ થતો નથી [૧૭]એટલામાં વિષયોમાં લાગી રહેલા દૈત્યોનો સંગ છોડી દઈ આદિદેવ નારાયણનુ જ ભજન કરો, કેમકે સંગ છોડી દેનારા પુરૂષોએ નારાયણના ભજનનેજ મોક્ષરૂપ માનેલછે [૧૮]હે દૈત્યોના પુત્રો! નારાયણને પ્રસન્ન કરવામાં ઘણો દાખડો પડતો નથી કેમકે નારાયણ સર્વના આત્મા છે અને સર્વ ઠેકાણે પ્રસિદ્ધ છે [૧૯]સ્થાવરથી તે છેક બ્રહ્મા સુધીના જીવોમાં, પાંચભૂતથી બનેલા નિર્જીવ પદાર્થોમાં, પાંચમહાભૂતોમાં, ત્રણ ગુણોમાં, પ્રકૃતિમાં અને મહત્તત્વાદિક વિકારોમાં પણ પરમાત્મા, ઈશ્વર અને અવિનાશી ભગવાન એકજ છે. [૨૦-૨૧]જો કે એ પરમાત્મા પોતે એકજ છે, તોપણ ભોક્તારૂપથી વ્યાપક અને ભોગરૂપથી વ્યાપ્ય છે એમ કહેવામાં આવેછે. [૨૨]કેવળ અનુભવરૂપઆનંદજ જેનુ સ્વરૂપ છે એવા એ પરમેશ્વરનુ અખંડ રહેલુ પોતાનુ સર્વજ્ઞત્વાદિક ઐશ્વર્ય, ગુણોની ખટપટવાળી માયાથી પોતેજ અંતર્હિત કરેલુ છે એમ જણાયછે. [૨૩]એટલા માટે અસુરનો સ્વભાવ છોડી દઇને સર્વ પ્રાણીઓપર દયા અને સ્નેહ રાખો, કેમકે દયાથી ભગવાન પ્રસન્ન થાયછે. [૨૪]તે અનંત અને સર્વના આદિ ભગવાન પ્રસન્ન થાય ત્યારે કશી વસ્તુ દુર્લભ રહેતી નથી, તોપણ તેમના ચરણની સુધાનેજ સેવનારા અને તેનુ જ ગાયન કરનારા આપણ લોકોને ધર્મ, અર્થ કે કામનુ શુ પ્રયોજન છે? કેમકે તેઓ તો પ્રારબ્ધગતિથી પોતાની મેળેજ પ્રાપ્ત થાયછે જેમ ધર્માદિકનુ પ્રયોજન નથી તેમ મોક્ષની ઈચ્છા રાખ્યાની પણ કશી જરૂર નથી. [૨૫]ધર્મ, અર્થ અને કામરૂપી ત્રિવર્ગ, આત્મવિદ્યા, કર્મવિદ્યા, તર્કવિદ્યા, દંડનીતિ અને અનેક પ્રકારની આજીવિકારૂપી વેદમાં નિરૂપણ કરેલા સઘળા વિષયો, પોતાના અંતર્યામીરૂપ ભગવાનને પોતાનો આત્મા અર્પણ કરી દેવાના સાધનરૂપ થાય તો તેઓને સફળ થયા માનુ છુ [૨૬]આ નિર્મળ અને દુર્લભ જ્ઞાન નરનારાયણે નારદજીની પાસે કહ્યુ હતું દેહાભિમાનથી રહિત થયેલા સાચા ભગવદ્‌ભક્તોના ચરણની રજમાં જેઓ નહાય તેઓને પણ આ જ્ઞાન પ્રાપ્ત થાયછે [૨૭]આ અનુભવ સુધીનુ જ્ઞાન અને ભગવત્સંબંધી શુદ્ધ ધર્મ, પૂર્વે દેવસરખા દર્શનવાળા નારદજી પાસેથી મે સાંભળેલ છે. [૨૮]

દૈત્યોના છોકરાઓ પૂછેછે—હે ભલા સ્વભાવના પ્રહ્‌લાદ! તમે અને અમે આ બે ગુરૂના પુત્ર શિવાય બીજા ગુરૂને જાણતા પણ નથી, કેમકે અત્યંત બાળક અવસ્થાથીજ આપણે એમના કબજામાં છીએ [૨૯]તમે કે જે બાળક અને અંતઃપુરમાં રહેનાર છો તેમને મહાત્મા પુરૂષનો સમાગમ થવો પણ સંભવિત નથી. માટે આ બાબતમાં અમને જે

સંશય પડેછે તેનો જવાબ જો ભરોસા યોગ્ય હોય તો અમને કહો.[૩૦]

**बालस्यांतः पुरस्थस्य महत्संगो दुरन्वयः ।**
**छिंधिनःसंशयं सौम्य स्याच्चेद्विश्रंभकारणम् ।३०**

ઈતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના સપ્તમ-સ્કંધનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૭ મો.*

### પ્રલ્હાદે નારદજીએ કરેલો ઉપદેશ બાળકોને કહી સંભળાવ્યો.

**नारद उवाच.**

**एवं दैत्यसुतैः पृष्टो महाभागवतोऽसुरः ।**
**उवाच स्मयमानांस्तान् स्मरन्मदनुभाषितम् ॥१॥**

નારદજી કહેછે–એ પ્રમાણે દૈત્યોના છોકરાઓએ હસતાં હસતાં પૂછેલો અને મારા ભાષણને સંભારતો પ્રલ્હાદ આ પ્રમાણે બોલ્યો.[૧]

પ્રલ્હાદ કહેછે–અમારો પિતા તપ કરવાને માટે મંદરાચળમાં ગયો હતો, તે સમયમાં દેવતાઓએ દૈત્યો ઉપર યુદ્ધની મોટી તૈયારી કરી હતી.[૨] ઈંદ્રાદિક દેવતાઓ બોલતા હતા કે કીડીઓ જેમ નાગને ખાઇ જાય તેમ આ લોકોને દુઃખ દેનારા પાપી હિરણ્યકશિપુને તેનું પાપજ ખાઇ ગયું એ ઘણું સારૂં થયું.[૩] દેવતાઓએ મારવા માંડતાં ભય પામેલા મોટા મોટા દૈત્યો તેઓની ભારે તૈયારી જોઈને ચારેકોર દિશાઓમાં ભાગી ગયા.[૪] સ્રી, પુત્ર, મિત્ર, સગાં, ઘર, પશુ, અને સરસામાનની કાંઈ પણ સંભાળ નહી લેતાં પ્રાણ બચાવવાની ઇચ્છાથી સઘળા દૈત્યો ઉતાવળથી ભાગી જતાં જયને ઇચ્છનારા દેવતાઓએ મારા પિતાના દરબારમાં લૂટ કરી હતી. ઇંદ્રે તો રાજાની સ્રી એટલે મારી માને પકડી હતી.[૫-૬] ટીટોડીની પેઠે રોતી અને ભયથી ઉદ્વેગ પામેલી મારી માને પકડીને ઇંદ્ર લઇ જતો હતો તે સમયમાં યદૃચ્છાથી માર્ગમાં આવી નીકળેલા નારદજીએ તેને દીઠી.[૭] એ પ્રમાણે જોઇને નારદજીએ ઇંદ્રને કહ્યું કે 'હે ભાગ્યશાળી દેવતાઓના રાજા ઇંદ્ર ! પરસ્રીને છોડી દે, છોડી દે. આ નિરપરાધી સતીસ્રીને લઈ જવી યોગ્ય નથી.'[૮]

ઇંદ્રે કહ્યું કે–આના ઉદરમાં હિરણ્યકશિપુનો ગર્ભછે તે અત્યંત ભયંકર થઈ પડે એટલા માટે પ્રસવ થતાં સુધી મારી પાસે રાખી, જે છોકરો જન્મશે તેને મારી નાંખી પછીથી આને હું છોડી દઈશ.[૯]

નારદજીએ કહ્યું કે–આના ઉદરમાં તો નિષ્પાપ, મહાવૈષ્ણવ અને મહાત્મા પુત્ર છે, માટે તે તારાથી મરશે નહી. ભગવાનના ભક્ત મહાબળવાન્ હોયછે.[૧૦]

પ્રલ્હાદ કહેછે–એ પ્રમાણે નારદજીએ કહેતાં ઇંદ્રે તેમનાં વચનને માન આપી મારી માને છોડી દીધી, અને પોતે વૈષ્ણવઉપર પ્રેમને લીધે તે મારી માને પ્રદક્ષિણા કરી સ્વર્ગમાં ગયો.[૧૧] પછી નારદજીએ મારી માને પોતાના આશ્રમમાં લાવી આશ્વાસના કરીને કહ્યું કે 'હે દીકરી ! તારો ધણી આવે ત્યાંસુધી તારે અહીં જ રહેવું.'[૧૨] મારી મા એ પ્રમાણે કબુલ કરી, મારો પિતા ભારે તપ કરીને આવ્યો નહતો ત્યાંસુધી નિર્ભય રીતે નારદજીની પાસેજ રહી હતી.[૧૩] ગર્ભવાળી અને પતિવ્રતા મારી માએ પોતાના ગર્ભના રક્ષણને માટે અને પતિ આવ્યા પછી પ્રસવ થવાને માટે ત્યાં પરમ ભક્તિથી નારદજીની સેવા કરી.[૧૪] દયાળુ અને સમર્થ એ નારદમુનિએ ધર્મનું તત્વ અને નિર્મળ જ્ઞાન એ બન્ને મારી માને આપ્યાં હતાં, અને તેમાં મને બોધ દેવાનો પણ ઉદ્દેશ રાખ્યો હતો.[૧૫] મારી મા સ્રીની જાતિ અને વળી વખત લાંબો વીતી ગયો તેને લીધે એ બોધ મારી માને તો જતો રહ્યોછે, પરંતુ નારદજીના અનુગ્રહને લીધે મને હજુસુધી એ સ્મરણ ગયું નથી.[૧૬] તમે પણ જો મારાં વચન ઉપર શ્રદ્ધા રાખો તો તમને પણ એ બોધ થાય. શ્રદ્ધા હોય તો સ્રીઓને અને બાળકોને પણ મારી પેઠે બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થાયછે.[૧૭] મહા સમર્થ કાળને લીધે

---

* આ સાતમા અધ્યાયમા પ્રલ્હાદ ગર્ભમા હતો તે સમયમા નારદજીએ જે ઉપદેશ કર્યો હતો તે સંભારીને પ્રલ્હાદે છોકરાઓને વિશ્વાસ બેસાડવા સઘળી વાત કરી દેખાડી, એ કથા આવશે.

થતા, जायते (જન્મે છે), अस्ति ( જન્મ્યા પછી છે ), वर्द्धते ( વધે છે ), विपरिणमते ( રૂપાંતર પામે છે ), अपक्षीयते (ઓછું થાય છે), અને नश्यति ( નાશ પામેછે ) એ છ વિકારો દેહનેજ થાયછે, આત્માને થતા નથી. પરંતુ જેમ વૃક્ષ હોય તોજ તેનાં ફળને એ વિકારો થાયછે, તેમ આત્મા હોવાને લીધેજ એ વિકારો દેહને થાયછે.[૧૮] આત્મા નિત્ય છે અને દેહ અનિત્ય છે; આત્મા ક્ષીણ થતો નથી અને દેહ ક્ષીણ થાયછે, આત્મા શુદ્ધ છે અને દેહ અશુદ્ધ છે, આત્મા એક છે અને દેહ અનેક છે, આત્મા દેહાદિકને જાણેછે અને દેહ જડ છે, આત્મા સર્વનો આશ્રય છે અને દેહ આત્માના આશ્રયથી છે; આત્મા નિર્વિકાર છે અને દેહ સવિકાર છે, આત્મા સ્વયંપ્રકાશ છે અને દેહ પરપ્રકાશ્ય છે. આત્મા સર્વનું કારણ છે અને દેહ કાર્યપદાર્થછે, આત્મા વ્યાપક છે અને દેહ અમુક સ્થળમાંજ રહેછે; આત્મા અસંગ છે અને દેહ સસંગ છે, તેમજ આત્મા કોઈથી ઢંકાતો નથી અને દેહતો નાના વસ્ત્રથી પણ ઢંકાઈ જાયછે.[૧૯] આ બાર લક્ષણોની ભારે જુદાઇ ઉપરથી આત્માને બરાબર ઓળખીને, દેહાદિકમાં મોહથી થયેલી અહંતા અને મમતારૂપ ખોટી સમજણને છોડી દેવી જોઇએ.[૨૦] જેમ ઉપાયોને જાણનારો સોની ધમવા વગેરે ઉપાયોથી ખાણના પાહાણાઓમાંથી સોનું કાઢી લેછે, તેમ વિવેકીપુરૂષ પણ આગળ કહેલા આત્મપ્રાપ્તિના ઉપાયોથી દેહરૂપ ક્ષેત્રોમાંથી આત્માને જુદો કાઢી લેછે, (સમજે છે) [૨૧] માયા, મહત્તત્વ, અહંકાર, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ આઠ પ્રકૃતિઓ ગણાયછે સત્વ, રજ અને તમ એ ત્રણ તો માયાનાજ ગુણ છે માટે માયાથી જુદા ગણાતા નથી અગિયાર ઇંદ્રિયો અને પાંચમહાભૂત મળીને સોળ વિકાર ગણાયછે એટલે આઠ પ્રકૃતિ અને સોળ વિકાર મળીને ચોવીશ તત્વ છે તેઓમાં સર્વના સાક્ષીપણાના સંબંધથી આત્મા એકજ છે [૨૨] એ ચોવીશ તત્વોનો સંઘાત એ દેહ કહેવાયછે. તે દેહ સ્થાવર અને જંગમ એવા બે પ્રકારનો છે. આ દેહમાંજ આત્માને શોધીલેવો જોઇએ અને તે સેહેજ થઈ શકે એમ છે, કેમકે 'આ આત્મા નહીં, આ આત્મા નહીં,' એમ કહી જડ પદાર્થોને જુદા પાડતાં ( જુદા સમજતાં ) એ પોતાની મેળેજ નોખો જણાઇ રહે છે.[૨૩] અક્ષરો શાહીથી જુદા નથી, પણ શાહી અક્ષરોથી જુદી છે, તેમ દેહાદિક આત્માથીભિન્ન નથી પણ આત્મા એઓથી ભિન્ન છે, એવી રીતના વિવેકથી અને અંતઃકરણની શુદ્ધિપૂર્વક સૃષ્ટિ, સ્થિતિ તથા પ્રલયનું નિરૂપણ કરનારાં વેદવાક્યોનો વિચાર કરવાથી ધીરપુરૂષો આત્માને શોધી કાઢેછે.[૨૪] જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તી એ વૃત્તિઓ બુદ્ધિની છે. એ વૃત્તિઓને જે જાણનાર છે તે સર્વનો સાક્ષી અને સર્વથી પર આત્મા છે.[૨૫] કર્મથી ઉત્પન્ન થયેલી અને ત્રિગુણાત્મક એ બુદ્ધિની વૃત્તિઓને અનાત્માના ધર્મપણાને લીધે દૂરકરી તે ઉપરથીતેઓને જાણનાર આત્માનુ સ્વરૂપ જાણી લેવું. જેમ પુષ્પના ધર્મરૂપ ગંધઉપરથી તેના આશ્રયરૂપ વાયુ જુદો સમજાયછે, તેમ બુદ્ધિના ધર્મરૂપ ત્રણ અવસ્થાઓ ઉપરથી તેઓને જાણનાર અને અધિષ્ઠાનરૂપ આત્મા જુદો સમજાયછે [૨૬] ખરી રીતે સંસારનું દ્વાર બુદ્ધિજ છે; કેમકે બુદ્ધિના ગુણ અને કર્મોથી સંસાર રચાએલો છે. એનું મૂળ અજ્ઞાન છે તેથી ખોટો છતાં પણ સ્વપ્નની પેઠે દેખાયછે [૨૭] એટલામાટે તમોએ યોગ કે જે ત્રિગુણાત્મક કર્મનાં બીજરૂપ અજ્ઞાનને બાળનાર અને ત્રણ અવસ્થારૂપ બુદ્ધિના પ્રવાહને મટાડનાર છે તે કરવો જોઇએ.[૨૮] તેમાં જે ધર્મોથી નારાયણ ભગવાનમાં સહજ પ્રીતિ થાય તે ધર્મો પાળવા એજ હજારો ઉપાયમાં શ્રેષ્ઠ ઉપાય છે, એમ નારદજીએ કહ્યું છે [૨૯] ગુરૂનું સેવન, ભક્તિ, સઘળા મળેલા પદાર્થોનું અર્પણ, સજ્જન ભક્તોનો સંગ, ઈશ્વરનું આરાધન, ભગવત્કથામાં શ્રદ્ધા, ભગવાનના ગુણ અને કર્મોનાં કીર્ત્તન, ભગવચ્ચરણારવિંદનુ ધ્યાન અને ભગવન્મૂર્ત્તિનું દર્શન તથા પૂજનાદિક એ ધર્મો અત્યંત અંતરંગ છે. સર્વ પ્રાણીઓમાં ઇશ્વર ભગવાન રહ્યાછે એમ નિશ્ચય રાખી

સર્વે પ્રાણીઓનો મનથી અને જોઈતા પદાર્થો આપવાથી સત્કાર કરવો.[૩૦-૩૨] જીતેંદ્રિય પુરૂષો એ પ્રમાણેજ ભગવાનની ભક્તિ કરેછે કે જેવી ભક્તિથી ભગવાનમાં પ્રીતિ ઉત્પન્ન થાયછે.[૩૩] ભગવાનનાં કર્મ, સર્વોત્તમ ગુણ અને લીલાવતાર ધરીને કરેલાં પરાક્રમોનુ વર્ણન સાંભળી અત્યંત આનંદ થાય, રૂવાડાં ઉભાં થાય, આંસુથી ગભરાઈ જાય, ગળું છુટું મૂકી ગાવા લાગે, શબ્દ કરવા લાગે, નાચવા માંડે, જાણે ઓડ વળગ્યું હોય તેમ કોઈ વખતે હસે, ચીસો નાંખે, ધ્યાન કરે, માણસોને પગે લાગે, વારંવાર શ્વાસ લઇને હે હરિ ! હે જગતના પતિ ! હે નારાયણ ! એમ લાજ મૂકીને બોલે, ત્યારે ભગવાનમાં ખરી પ્રીતિ છે થઇ એમ જાણવુ.[૩૪-૩૫]આવી પ્રીતિ થાય ત્યારેજ માણસ સર્વ બધનોથી છુટી, મન તથા શરીરમાં ભગવાનની ભાવનામય થઈ, અને કર્મનાં બીજરૂપ અજ્ઞાન તથા વાસનાઓને બાળી નાંખી મોટા ભક્તિયોગથી ભગવાનને પામેછે.[૩૬] ભગવાનનો મનથી સ્પર્શ થાય એજ મલિન મનવાળા પ્રાણીના જન્મમરણના ફેરાને મટાડનાર છે અને એજ મોક્ષસુખ છે એવો પડિતોનો નિશ્ચય છે, એટલા માટે હૃદયમાં અતર્યામી ભગવાનને ભજો.[૩૭] હે દૈત્યોના બાળકો ! ભગવાનની ઉપાસના કરવામાં મોટો પરિશ્રમ કાંઈ નથી, કેમકે ભગવાન્ પોતાના હૃદયમાં આકાશની પેઠે રહ્યાછે, પોતાનાજ આત્મા છે અને સર્વ પ્રાણીઓના સખા છે. બાકી સર્વ પ્રાણીઓની રીતે વિષયોનું સપાદન કરવામાં શુ ફળ છે? વિષયોમાં નિષ્ઠા રાખવાથી તો કૂતરાં અને સૂવરની બરોબર થવાયછે.[૩૮] ધન, સ્ત્રીઓ, પશુ, પુત્રાદિક, ઘર, પૃથ્વી, હાથી, ભડાર, વૈભવો અને તે શિવાય પણ સઘળા અર્થ અને કામનાઓ કે જેઓ ચચળ છે તેઓ ક્ષણભગુર આયુષ્યવાળા મનુષ્યને કેટલુક પ્રિય કરેછે ?[૩૯]યજ્ઞ કરવાથી મળવાના સ્વર્ગાદિક લોકોનુ પણ એ પ્રમાણેજ છે, કેમકે તેઓ ઈર્ષ્યાદિક દોષવાળા, પુણ્યોના ફેરફારથી વધતાં ઓછાં સુખવાળા અને ક્ષય પામનારા છે. એટલામાટે એક ભગવાનજ કે જેમાં કોઈપણ દૂષણ દેખવામાં કે સાંભળવામાં નથી તેનેજ પોતાના સ્વરૂપની પ્રાપ્તીનેસારૂ ભજો.[૪૦] વિદ્વાનનું અભિમાન ધરાવનાર માણસ જે ફળ ધારીને કર્મ કરેછે તેથી તેને ઉલટુ જ ફળ મળેછે એ અવશ્ય છે.[૪૧]કર્મ કરનાર માણસનો સંકલ્પ સુખની પ્રાપ્તીને સારૂ અને દુખથી છુટવાને માટે હોયછે, પણ કર્મ કરવાથી નિરતર દુઃખની પ્રાપ્તી થાયછે અને કર્મ નહીં કરવાથીજ સુખ રહ્યા કરેછે.[૪૨]માણસ, સકામ કર્મ કરીને જેનેસારૂ સુખ મેળવવા ચાહેછે, તે દેહ તો પારકો એટલે કુતરાં વગેરેને કામ આવે એવો છે, ક્ષણભગુર છે અને જાયછે તથા આવેછે.[૪૩]અહતાના સ્થાનકરૂપ દેહ પણ જ્યારે પારકો છે ત્યારે સંતાન, સ્ત્રીઓ, ઘર, ધનાદિક, રાજ્ય, ભડાર, હાથી, કારભારીઓ, નોકર અને સબધીઓ કે જેઓ દેહથી છેટાં અને મમતાનાં સ્થાનક છે, તેઓ પારકાં હોય એમાં તો શુ જ કહેવુ ?[૪૪]આત્મા કે જે અવિનાશી આનદના સમુદ્રરૂપ છે તેને તુચ્છ, દેહની સાથે નાશ પામનાર અને ભૂલથી પુરૂષાર્થરૂપ લાગતા એ સંતાન વગેરે અનર્થોનું શુ પ્રયોજન છે ?[૪૫]હે દૈત્યો ! કર્મનેલીધે ગર્ભ વગેરે સ્થિતિઓમાં ક્લેશ પામ્યા કરતા પ્રાણીઓને ઉપર લખેલા પદાર્થોથી કેટલુ અને કેવુ ક સુખ મળેછે તે કહો.[૪૬]પોતારૂપ માનીલીધેલા દેહથી કર્મ કર્યા કરેછે, અને કર્મથી પાછા દેહ ધર્યા કરેછે, માટે સુખ ભોગવવાનો અવસર આવતોજ નથી. વાસ્તવિક જોઇએ તો કર્મ અને દેહ એ બન્ને અજ્ઞાનથીજ થાયછે, એટલામાટે અર્થ, કામ અને ધર્મ એ સઘળા જેને આધીન છે તે ક્રિયારહિત ભગવાનને ક્રિયારહિત થઇને ભજો.[૪૭-૪૮] પોતે ઉત્પન્ન કરેલાં પાંચભૂતોથી બનાવેલાં સઘળાં પ્રાણીઓના આત્મા, અતર્યામી, ઈશ્વર અને પ્રિય ભગવાનજ છે.[૪૯]આપણને એ ભગવાનના ભજનમાં અધિકાર નથી એમ નહીં સમજવુ, કેમકે દેવ, અસુર, મનુષ્ય, યક્ષ કે ગધર્વ ગમે તે હોય, પણ ભગવાનના ચરણનું ભજન કરવાથી તેનું કલ્યાણ થાયછે. આ વિષયોમાં હુંજ પ્રમાણ કરૂ છુ.[૫૦]હે દૈત્યોના પુત્રો!

બ્રાહ્મણપણુ, દેવપણું, ઋષિપણું, સદાચાર, ઘણુ જ્ઞાન, દાન, તપ, યજ્ઞ, પવિત્રતા કે વ્રતો કોઈ પણ ભગવાનને પ્રસન્ન કરવાને માટે સમર્થ નથી. ભગવાન્ તો કેવળ નિર્મળ ભક્તિથીજ પ્રસન્ન થાયછે, બાકી સઘળા ચાળા ચુથવા છે.[૫૧-૫૨]એટલામાટે હે દૈત્યો! સર્વને પોતાની સમાન લેખી સર્વપ્રાણીઓના આત્મા અને પરમેશ્વર નારાયણનીજ ભક્તિ કરો.[૫૩]દૈત્યો, યક્ષો, રાક્ષસો, સ્ત્રીઓ, શુદ્રો, નેહમાં રેહેનારાઓ, પક્ષીઓ, મૃગો અને બીજા પણ પાપી જીવો ભક્તિથી મોક્ષ પામી ગયાછે[૫૪]ભગવાનની અખંડિત ભક્તિ કરવી અને સર્વ ભગવાન્ છે એમ ધારવું, એજ આ જગતમાં પુરૂષનો મોટો સ્વાર્થ કહેલછે.[૫૫]

**एतावानेवलोकेऽस्मिन् पुंसःस्वार्थःपरःस्मृतः**
**एकांतभक्तिर्गोविंदे यत्सर्वत्र तदीक्षणम ॥५५॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના સપ્તમસ્કંધનો સાતમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૮ મો.*

### નૃસિંહજીએ હિરણ્યકશિપુનો કરેલો વધ.

**नारद उवाच.**

**अथदैत्यसुताःसर्वे श्रुत्वातदनुवर्णितम् ।**
**जगृहुर्निरवद्यत्वान्नैवगुर्वनुशिक्षितम ॥ १ ॥**

નારદજી કહેછે-પછી દૈત્યોના સઘળા છોકરાઓએ પ્રલ્હાદની વાત સાંભળી નિર્દોષપણાનેલીધે તેનુંજ ગ્રહણ કરવા માંડયુ. ગુરૂની શીખામણનુ ગ્રહણ નજ કર્યું.[૧]એ પ્રમાણે એ સઘળાઓની બુદ્ધિ પરબ્રહ્મમાં લાગેલી જોઇ શુક્રાચાર્યના પુત્રે ભય પામીને તે સઘળી વાત બરાબર રીતે હિરણ્યકશિપુને જણાવી[૨]એ દીકરાની અસત્ય અને અપ્રિય અનીતિ સાંભળી ક્રોધના આવેશથી જેનું શરીર ધ્રુજવા લાગ્યુ એવા હિરણ્યકશિપુએ દીકરાને મારી નાંખવાનુ મન કર્યું.[૩]જેનો તિરસ્કાર નહી કરવો જોઇએ એવા પ્રલ્હાદનો કઠણ વચનથી તિરસ્કાર કરી વાંકી અને ક્રોધ ભરેલી આંખથી જોતા, સ્વભાવથી દારૂણ અને પગથી કચરેલા સર્પની પેઠે ફુંફાડા મારતા હિરણ્યકશિપુએ પ્રલ્હાદ કે જે જીતેંદ્રિય અને નમ્રતાથી હાથ જોડી ઉભો હતો તેને આ પ્રમાણે કહ્યુ કે-'હે વિનય વગરના! હે મંદબુદ્ધિવાળા! હે કુળમાં ભેદ કરનાર અધમ! હે મૂઢ! તુ કે જે અક્કડ અને મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર છે તેને આજ હું યમપુરીમાં મોકલી આપીશ.[૪-૬]હું કે જેના ક્રોધથી લોકપાળસહિત ત્રણે લોક કંપેછે, તેની આજ્ઞાનુ તું નિર્ભયની પેઠે કોના જોરથી ઉલ્લંઘન કરેછે?'[૭]

પ્રલ્હાદ કહેછે-હે રાજા! પૂર્વનાં અને પછીનાં સ્થાવર-જંગમોને અને બ્રહ્માદિકને પણ જેણે વશ કરેલછે તેજ ઇશ્વર મારા અને તમારા પણ બળરૂપ છે, એટલુજ નહી પણ બીજા બળવાનોના બળરૂપ પણ એજ છે.[૮]ઘણા પરાક્રમવાળા એજ ઇશ્વર કાળરૂપ કહેવાયછે શરીરની શક્તિ, મનની શક્તિ, ધૈર્ય, બળ, અને ઇંદ્રિયોના નિયંતા પણ એજ છે. ત્રણ ગુણોના સ્વામી એજ પરમેશ્વર પોતાની શક્તિઓથી જગતને સરજેછે, પાળેછે અને પ્રલય કરેછે[૯]તમે આ પોતાનો અસુરભાવ છોડી દો અને મનમાં સમતા રાખો. નહી જીતાએલા અને અવળે માર્ગે ચાલનારા મન શિવાય બીજો કોઇ શત્રુજ નથી. મનમાં સમતા રાખવી એજ ભગવાનનુ મોટુ પૂજન છે એમ સમજો[૧૦]કેટલાએક લોકો, મોટી લુટ કરતા છ ઇંદ્રિઓરૂપી શત્રુઓને પ્રથમથી નહી જીત્યા છતાં દશે દિશાઓને પોતે જીતી લીધેલી માનેછે! જે વિદ્વાન્, મનને જીતનાર અને પ્રાણીઓમાં સમતા રાખનાર છે, તેને પોતાના અજ્ઞાનથી કલ્પાએલા શત્રુઓ ક્યાંથીજ હોય[૧૧]

હિરણ્યકશિપુ કહેછે-તુ કે જે અત્યંત બકવાદ કરેછે તેને જરૂર મરવાની ઈચ્છા જણાયછે. હે મંદ બુદ્ધિવાળા! જેઓનુ મોત આવ્યુ હોય તેઓની વાતો ઢંગધડા વગરની હોયછે.[૧૨]હે મંદભાગ્યવાળા! મારા શિવાય બીજો જે તેં જગતનો ઈશ્વર કહ્યો તે જો હોય તો ક્યાં છે?

પ્રલ્હાદે કહ્યું કે-સર્વ ઠેકાણે છે.

---

* આ આઠમા અધ્યાયમા ઘણા ક્રોધથી પુત્રને મારી નાખતા હિરણ્યકશિપુને નૃસિંહજીએ પોતે પ્રકટ થઇને માર્યો અને બ્રહ્માદિકોએ તેમની સ્તુતિ કરી, એ કથા કહેવાશે.

હિરણ્યકશિપુ બોલ્યો કે-ત્યારે આ થાંભલામાં કેમ નથી ?[૧૩]

પ્રલ્હાદે કહ્યું કે-આ રહ્યા, દેખાયછે.

હિરણ્યકશિપુ થાંભલામાં નહી દેખીને બોલ્યો કે-તુ કે જે અવળુ બોલ્યા કરેછે તેનું ધડઉપરથી માથું કાપી લઉંછુ. જેને તુ શરણરૂપ માનેછે તે વિષ્ણુ ભલે તારી આજ રક્ષા કરે.[૧૪]

નારદજી કહેછે-એ પ્રમાણે મહા વૈષ્ણવ પુત્રને દુર્વચનોથી વાર વાર પીડતા અને ક્રોધથી ભરાએલા એ મહાબળવાન્ દૈત્યે તરવાર લઇ આસન ઉપરથી ઊછળીને થાંભલામાં પોતાની મૂઠી મારી[૧૫]હે રાજા ! તે વખતેજ એ થાંભલામાંથી મહાભયંકર શબ્દ થયો કે જેથી બ્રહ્માંડ ફૂટી ગયું એ શબ્દને પોતાના લોકમાં સાંભળીને બ્રહ્માદિકોએ તો પોનાના લોકનો પ્રલય થવાનુંજ માન્યુ [૧૬]પરાક્રમ કરતા અને બળથી પુત્રને મારી નાંખવા ધારતા એ દૈત્યે, અપૂર્વ અને અદ્ભુત શબ્દ કે જેથી મોટામોટા દૈત્યો ત્રાસ પામી ગયા તે સાંભળ્યો, પણ સભાની અંદર એ શબ્દ જેણે કર્યો તેને દીઠા નહી, ત્યારે ભગવાન્ એ થંભ ફાડીને પ્રકટ થયા પોતાના દાસ પ્રલ્હાદે કહ્યુ હતું કે 'થાંભલામાં દેખાય છે, તે વાત સત્ય કરવા, સર્વસ્થળોમાં પોતે વ્યાપ્ત છે તે વાત સત્ય કરવા, પોતાના ભક્ત સનકાદિકોએ જયવિજયને શાપ દીધા પછી પશ્ચાત્તાપ કરીને કહ્યુ હતુ કે 'ત્રણ જન્મવડે તમારો શાપથી છુટકારો થશે' તે વાત સત્ય કરવા, પોતાના પાર્ષદ હિરણ્યકશિપુએ બ્રહ્મા પાસે માગ્યુ હતુ કે 'તમે સર્જેલાં પ્રાણીઓથી મારૂ મરણ ન થાય તથા મનુષ્ય કે જાનવરથી અથવા બહાર કે અંદર પણ મારૂં મરણ ન થાય' એ વાત સત્ય કરવા, પોતાના દાસ બ્રહ્માએ હિરણ્યકશિપુને 'તથાસ્તુ' કહ્યુ હતુ તે વાત સત્ય કરવા; પોતાના દાસ હિરણ્યકશિપુએ કહ્યુ હતું કે 'રખેને આ દીકરાના વિરોધથી મારૂ મરણ ન થાય'એ વાત સત્ય કરવા, પોતાના ભક્ત નારદજીએ ઇંદ્રને કહ્યુ હતુ કે 'આ કયાધૂનો ગર્ભ (પ્રલ્હાદ) તારાથી મરશે નહી તથા સર્વથી નિર્ભય રહેશે' તે વાત સત્ય કરવા, અને પોતેજ પોતાના ભક્તોને ઘણીવાર કહ્યુછે કે 'મારા ભક્તની હું રક્ષા કરૂં છુ' એ વાત સત્ય કરવા જાનવર પણ નહીંઅને મનુષ્ય પણ નહીં, એવા અત્યંત અદ્ભુતરૂપને ધારણ કરતા નૃસિંહજી ભગવાન સભાની વચમાં થાંભલામાંથી પ્રકટ થયા.[૧૭-૧૮] એ હિરણ્યકશિપુએ અદ્ભુત શબ્દ સાંભળીને એ શબ્દ કોણે કર્યો ? એમ ચારેકોર જોતો હતો તેટલામાં થાંભલામાંથી નીકળતા એ સ્વરૂપને જોઇને વિચાર કરવા લાગ્યો કે-'અહો, ! આ જાનવર પણ નથી તેમ મનુષ્ય પણ નથી ! ! મનુષ્ય અને સિંહનુ મિશ્રિત રૂપ છે ! ! આતે શુ હશે' ? એટલામાં તો મહા ભયાનક નૃસિંહરૂપ નજર આગળ જોવામાં આવ્યુ, એમની આંખો તપાવેલા સોના જેવી ભયંકર હતી, જટા અને કેશવાળીના ચળકાટથી મોઢાનો ભારે આડંબર હતો,[૧૯-૨૦] દાઢો વિકરાળ હતી, સજીઆની અણી જેવી તીખી જીભ તરવારની પેઠે લબકતી હતી, ભારે ભયંકર ભ્રકુટિ કપાળમાં ચઢી હતી; કાન ઉંચા અને અક્કડ હતા, ફાડેલુ મોઢુ અને નાક પર્વતની ગુફા જેવાં અદ્ભુત લાગતાં હતાં, ગલોફાં છેક કાનસુધી ફાટેલાં હતાં.[૨૧] શરીર સ્વર્ગને અડીજાય એવડું ઉંચુ હતું, ડોક ટુંકી, પુષ્ટ અને જાડી હતી, છાતી અત્યંત મોટી હતી, પેટ પાતળુ હતુ, ચંદ્રમાની કિરણો જેવાં ધોળાંરૂવાડાં ચારેકોર શરીરમાં વ્યાપી રહ્યાં હતાં, હજારો હાથ સઘળી દિશાઓમાં ફેલાઇ રહ્યા હતા, નખ હથિયાર જેવા હતા, કોઇથી પાસે જવાય એમ ન હતું, ચક્ર વગેરે પોતાનાં હથિયાર અને વજ્ર વગેરે બીજાઓનાં હથિયાર પણ ધર્યા હતાં, તેથી દૈત્યો અને દાનવો ભાગી જતા હતા, એવા સ્વરૂપને જોઇને "ઘણું કરીને મોટી માયાવાળા વિષ્ણુએ આવી ઢબથી મને મારી નાંખવો ધાર્યો હશે કેશુ ?" એમ બોલતો અને ગર્જના કરતો એ મોટો દૈત્ય હિરણ્યકશિપુ ગદા લઇને નૃસિંહજી ઉપર આવ્યો એ વખતે અગ્નિમાં પડેલા પતંગિયાની પેઠે નૃસિંહજીના તેજમાં એ દૈત્ય દેખાયોજ

|'.[૨૩-૨૪] સત્વના પ્રકાશરૂપ ભગવાન કે જે
ના આરંભમાં પ્રલયકાળના અંધકારને પો-
ા તેજથી પીગયા હતા, તેમના તેજમાં પ-
ા એ દૈત્ય દેખાયો નહી એ કાંઇ આશ્ચર્ય
|. પછી હિરણ્યકશિપુએ આવીને ક્રોધથી મો-
વેગવાળી ગદા નૃસિંહજીની છાતીમાં મારી.
પરાક્રમ કરતા અને ગદા ધરનાર એ દૈત્યને
ડજી જેમ મોટા નાગને પકડે તેમ ભગવાને
ડી લીધો, પરંતુ લીલા કરતા ભગવાનના
માંથી ગરૂડજીની ચાંચમાંથી જેમ સર્પ
કી જાય તેમ એ દૈત્ય છટકી ગયો [૨૬] જેઓ-
સ્થાનક હિરણ્યકશિપુએ હરી લીધાં હતાં એ-
સઘળા લોકપાળ દેવતાઓ કે જેઓ વાદળાં
ાં રાખીને જોવા ઉભા હતા તેઓ હિરણ્ય-
પુ છટકી ગયો એ વાતને ખરાબ માનવા
યા. ભગવાનના હાથમાંથી છટકી ગયો તેથી
વાનને પોતાના પરાક્રમથી બિનેલા માનતો
યુદ્ધમાં નહી થાકનારો એ દૈત્ય ઢાલ તર-
લઇને પાછો વેગથી ભગવાન ઉપર આવ્યો.
બાજ જેવા વેગવાળા અને ઢાલ તરવારના
ગઓથી સામાનો લાગ ન આવે એવી રીતે
ર નીચે ફર્યા કરતા એ હિરણ્યકશિપુને ભ-
ર શબ્દવાળા તીવ્ર અટ્ટહાસથી આંખો મી-
| દઈ મોટા વેગવાળા નૃસિંહજીએ પાછો
ડો લીધો.[૨૮] સર્પે પકડેલા ઊંદરની પેઠે ચા-
ર આતુરતાથી તરફડતા અને જેની ચામડી
થી પણ કપાઇ ન હતી એવા હિરણ્યકશિપુને
ામાં (નહીં અંદર, તથા નહી બહાર), પો-
ા સાથળ પર (નહી પૃથ્વીમાં અને નહી
કાશમાં) પાડી ગરૂડ જેમ મોટા ઝેરી સર્પને
નાખે, તેમ લીલામાત્રમાં ભગવાને સા-
ળના સમયમાં નખ (નહી જીવતા અને ન-
મરેલા)વતે ફાડી નાંખ્યો.[૨૯] ક્રોધને લીધે કો-
સામુ જોઇ શકાયનહીં એવા વિકરાળનેત્રવાળા,
લા મોઢાને જીભ વતે ચાટતા, ગળામાં આં-
ાંની માળાવાળા અને હાથીને મારનાર સિ-
પેઠે જેની કેશવાળી તથા મોઢું લોહીનાં
ઓથી ખરડાએલુ અને રાતુ હતું, એવા
નૃસિંહજી ભગવાને એ હિરણ્યકશિપુ કે જેનું
હૃદયકમળ ફાડી નાખ્યુ હતુ તેને ફેંકી દઇ તે-
ના હથિયારવાળા હજારો અનુચરોને અને પક્ષ-
પાતીઓને ચારેકોરથી નખ, શસ્ત્ર અને પેની-
ઓથી મારી નાંખ્યા. ભગવાનની પાસે સૈન્યમાં
તો પોતાના હજારો હાથજ હતા.[૩૦-૩૧] એ સ-
મયમાં ભગવાનની કેશવાળીથી કંપેલાં વાદળાં
વીખાઈ ગયાં, ગ્રહોની કાંતિઓ તેમની દૃષ્ટિથી
ઝાંખી પડી ગઇ; શ્વાસના પવનથી સમુદ્રોમાં
તોફાન ઉઠ્યું, દિશાના હાથીઓ ગર્જનાથી ત્રાસ
પામીને બરકવા લાગ્યા.[૩૨] આકાશમાં દેવતા-
ઓનાં વિમાનો કેશવાળીના ઝપાટાથી ઉડવા
લાગ્યાં, પગના ભારથી ધરતી કંપવા લાગી, એ-
મના વેગથી પર્વતો ઊડી પડવા લાગ્યા અને
એમના તેજથી આકાશ તથા દિશાઓ પણ ઝાં-
ખી પડી ગઈ.[૩૩] પછી સભામાં રાજાના ઉત્તમ
સિંહાસનપર બેઠેલા, જેની સામો કોઇ પણ
શત્રુ જોવામાં આવતો નથી એવા, મહાક્રોધી,
ભયંકર મોઢાવાળા અને જેમણે પોતાનો ક્રોધ
શમાવ્યો ન હતો એવા નૃસિંહજીની સેવામાં
કોઇ પણ જઈ શક્યો નહી [૩૪] ત્રણ લોકની મા-
થાની પીડા જેવા એ આદિદૈત્ય હિરણ્યકશિપુને
યુદ્ધમાં ભગવાને મારી નાખેલો જોઈ આનંદના
વેગથી જેઓનાં મોઢાં પ્રફુલ્લિત થયાં હતાં એવી
દેવતાઓની સ્ત્રીઓ ફૂલની વૃષ્ટિ કરવા લાગી.[૩૫]
એ સમયમાં જોવાની ઇચ્છાથી આવેલા દેવત'
ઓનાં અનેક વિમાનોથી આકાશમાં સાંકડ થઈ
પડી દેવતાઓનાં ઢોલ અને દુંદુભિ વાગવા
લાગ્યાં, મોટા મોટા ગંધર્વો ગાવા લાગ્યા અને
અપ્સરાઓ નાચવા લાગી.[૩૬] બ્રહ્મા, ઇંદ્ર અને
સદાશિવ વગેરે દેવતાઓ, ઋષિઓ, પિતૃઓ,
સિદ્ધ, વિદ્યાધર, મોટા નાગ, મનુઓ, પ્રજાપતિ-
ઓ, ગંધર્વો, અપ્સરાઓ, ચારણો, યક્ષ, કિંપુ-
રૂષ, વૈતાલ, સિદ્ધ, કિન્નરલોક અને સુનંદ તથા
કુમુદ વગેરે ભગવાનના સઘળા પાર્ષદો ત્યાં આ-
વી, માથા ઉપર હાથ જોડી, જરા દૂર ઉભા ર-
હી, તીવ્ર તેજવાળા અને સભામાં બેઠેલા નૃસિંહ
ભગવાનની જુદી જુદી સ્તુતિ કરવા લાગ્યા.[૩૭-૩૯]

બ્રહ્મા સ્તુતિ કરેછે—આપ કે જે અનંત, અનંત શક્તિવાળા, વિચિત્ર પ્રભાવવાળા, પવિત્ર કામ કરનાર, અને પોતાની લીલાથી ગુણોવડે જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયને સારી રીતે કરનાર છતાં અખંડિત સ્વરૂપવાળા છો, તેમને નમસ્કાર કરૂં છું.[૪૦]

સદાશિવ કહેછે—આપના કોપનો સમય તો જગતનો પ્રલય કાળજ છે. હમણાં તો આપે આ અત્યંત અલ્પ દૈત્યને માર્યોછે. હે ભક્તવત્સળ! એટલા માટે હવે કોપ શમાવીને આપના ભક્ત અને શરણાગત આ પ્રલ્હાદની રક્ષા કરો.[૪૧]

ઈન્દ્ર સ્તુતિ કહેછે—હે પરમેશ્વર નૃસિંહ! આપે અમારી રક્ષા કરી દૈત્ય પાસેથી પોતાના ભાગ અમને અપાવ્યા, અને આપનું ધ્યાન કરવાનું સ્થાનક અમારૂં હૃદયકમળ કે જે દૈત્યના ભયથી વ્યાપ્ત હતું તેને તે ભય મટાડીને પ્રફુલ્લ કર્યુંછે. જેનો કાળથી નાશ થવાનો છે એવું આ ત્રૈલોક્યનું રાજ્ય તમારા સેવકોને કોણ માત્ર છે? એઓને તો મુક્તિ પણ પ્યારી નથી, ત્યારે બીજા સુખ તો શા હિસાબમાં છે?[૪૨]

ઋષિઓ સ્તુતિ કરેછે—હે આદિપુરૂષ! હે શરણાગતનું રક્ષણ કરનાર! આપના પ્રભાવમય ધ્યાનરૂપ તપ કે જેથી આપે પોતામાં રહેલું જગત સરજ્યું છે તે આપેજ અમને કહ્યું હતું તે તપ હાલ આ દૈત્યે ચુંથી નાંખ્યું હતું, પણ રક્ષાને સારૂ આ અવતાર ધરીને પાછું એ પ્રમાણે તપ કરવાની આપે અમનેઆજ્ઞા કરીછે.[૪૩]

પિતૃઓ સ્તુતિ કરેછે—જે આ અસહ્ય દૈત્ય, અમને પુત્રોએ આપેલાં શ્રાદ્ધોને તથા તીર્થમાં આપેલાં તિલજળને પણ બળાત્કારથી લઇ લેતો હતો, તે દૈત્યનું પેટ નખથી ફાડી નાખીને આપે તે સઘળું અમને પાછું અપાવ્યું, માટે સર્વ ધર્મોનું રક્ષણ કરનાર આપને અમે પ્રણામ કરીએ છીએ.[૪૪]

સિદ્ધલોકો સ્તુતિ કરેછે—હે નૃસિંહ! જે અનેક ગર્વવાળો દૈત્ય, અમારી યોગથી પ્રાપ્ત થયેલી સિદ્ધિઓને યોગ અને તપના બળથી લઇ ગયો હતો, તે દૈત્યને આપે નખથી ચીરી નાખ્યો તે આપને અમે પ્રણામ કરીએ છીએ.[૪૫]

વિદ્યાધરો સ્તુતિ કરેછે—બળ અને પરાક્રમથી ગર્વ પામેલા જે દૈત્યે, જુદાં જુદાં ધ્યાનથી મેળવેલી અમારી વિદ્યાને રોકી દીધી હતી, તે દૈત્યને આપે યુદ્ધમાં પશુની પેઠે માર્યો માટે માયાથી નૃસિંહરૂપ બનેલા આપને નિરંતર નમસ્કાર કરીએ છીએ.[૪૬]

નાગ સ્તુતિ કરેછે—જે પાપીએ અમારાં રત્નો અને ઉત્તમ સ્ત્રીઓનું હરણ કર્યું હતું, તે દૈત્યની છાતી ફાડી નાખીને અમને જેણે આનંદ આપ્યો એવા આપને પ્રણામ કરીએ છીએ.[૪૭]

મનુઓ સ્તુતિ કરેછે—અમે મનુઓ કે જેઓ આપની આજ્ઞાપ્રમાણે ચાલનાર છીએ તેઓની સઘળી મર્યાદાઓને જેણે તોડી નાખી હતી તે દુષ્ટ દૈત્યને આપે માર્યો. હવે હે પ્રભુ! અમે કિંકર લોકોને આજ્ઞા કરો.આપનું શું કામ કરીએ?[૪૮]

પ્રજાપતિઓ સ્તુતિ કરેછે—હે પરમેશ્વર! આપે પ્રજાની સૃષ્ટિ કરવામાં પ્રેરેલા અમે, જેની બીકથી પ્રજાને ઉત્પન્ન કરતા ન હતા, તે આ દૈત્ય આપે છાતી ફાડી નાખવાથી મરી ગયોછે, માટે હવે પછી ખુશીથી પ્રજાની સૃષ્ટિ કરીશું. હે સત્વગુણમય! આપનો અવતાર જગતના કલ્યાણને માટે છે.[૪૯]

ગંધર્વો સ્તુતિકરેછે—હે પ્રભુ! અમે કે જેઓ આપનાનટઅનેનાચનાર તથાગવૈયાછીએ, તેઓને જે દૈત્યે પોતાની શૂરતા અને બળના પ્રભાવથી સ્વાધીન કરી લીધા હતા, તે દૈત્યને આપે આ દશા પ્રાપ્ત કરી છે. અવળે માર્ગે ચાલનારનું કલ્યાણ થાયજ કેમ?[૫૦]

ચારણલોકો સ્તુતિ કરેછે—સાધુ લોકોને ત્રાસ આપનાર આ દૈત્યને આપે પૂરો કરી નાખ્યો, એટલા માટે આપનું ચરણારવિંદ કે જે સંસારને મટાડનાર છે તેને અમે શરણે આવ્યા છીએ.[૫૧]

યક્ષો સ્તુતિ કરેછે—હે ચોવીશ તત્વોના અધિપતિ! અમે કે જેઓ સારાં સારાં કામ કરીને તમારી સેવા કરનારા છીએ. તેઓને આ દૈત્યે ભોઈ બનાવી દીધા હતા. એ દૈત્યે લોકોને જે

તાપ કર્યો હતો તે જાણીને આપે તેને મારી નાંખ્યોછે.[૫૨]

કિંપુરૂષો સ્તુતિ કરેછે—અમે કિંપુરૂષ છીએ, અને આપ તો મહાપુરૂષ ઇશ્વર છો, માટે અમે આપની સ્તુતિ કેમ કરી શકીએ? આ નીચ પુરૂષ (હિરણ્યકશિપુ) તો ત્યારથીજ મરીગયોછે કેજ્યારથી એનો સાધુ પુરૂષોએ તિરસ્કાર કર્યોછે.[૫૩]

વૈતાલિકો સ્તુતિ કરેછે—સભાઓમાં અને યજ્ઞોમાં આપની નિર્મળ કીર્ત્તિ ગાઈને અમને મોટી પેહેરામણી મળતી હતી, તે પેહેરામણીને જે આ મોટો દુર્જન લઇ જતો હતો, તેને આપે રોગની પેઠે ટાળી નાખ્યો એ ઘણુ સારૂ કર્યુ[૫૪]

કિન્નરો સ્તુતિ કરેછે—તમારી સેવા કરનારા અમે કિન્નરલોકોપાસે જે આ દૈત્ય વેઠ કરાવતો હતો તે દુષ્ટને આપે માર્યો હવે હે નૃસિંહ! હે સ્વામી! આપ અમારૂ કલ્યાણ કરજો.[૫૫]

વિષ્ણુના પાર્ષદો સ્તુતિ કરેછે—હે ભક્તોને આશ્રય આપનાર! સર્વ લોકોને સુખ આપનારૂ આ અદ્ભુત નૃસિંહરૂપ તો અમે આજજ દીઠુ છે. હે ઇશ્વર! આ આપનો દાસ હિરણ્યકશિપુ કે જેને બ્રાહ્મણોએ શાપ દીધો હતો તેને આપે માર્યો, એ તો એના અનુગ્રહનેસારૂ કર્યુ એમ માનીએ છીએ[૫૬]

अद्यैतद्धरिनररूपमद्भुतं ते
दृष्टं नः शरणद सर्वलोकशर्म ।
सोऽयं ते विधिकर ईश विप्रशप्त-
स्तस्येदं निधनमनुग्रहाय विद्मः ॥ ५६ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના સપ્તમસ્કંધનો આઠમો અધ્યાય સંપૂર્ણ

---

## અધ્યાય ૯ મો.*

### પ્રલ્હાદે નૃસિંહજીની કરેલી સ્તુતિ.

नारद उवाच.

एवं सुरादयः सर्वे ब्रह्मरुद्रपुरःसराः ।
नोपैतुमशकन्मन्युसंरंभं सुदुरासदम् ॥

નારદજી કહેછે—એ પ્રમાણે ક્રોધથી ઉગ્ર અને વિકટ નૃસિંહજીની દૂર ઉભા રહીને સ્તુતિ કરતા બ્રહ્મા અને રૂદ્રવગેરે દેવતાઓ અને બીજાઓ પણ પાસે જઇ શક્યા નહીં.[૧] દેવતાઓએ સાક્ષાત્ લક્ષ્મીજીને તેમની પાસે મોકલ્યાં, તે પણ કોઇ દિવસ દેખેલ નહી અને સાંભળેલ પણ નહી એવુ એ મોટુ અદ્ભુત રૂપ જોઈને ત્રાસને લીધે પાસે ગયાં નહી,[૨] ત્યારે બ્રહ્માએ પોતાની પાસે ઉભેલા પ્રલ્હાદને કહ્યુ કે 'હે બાપ! તારા પિતાનેમાટે કોપ પામેલા પ્રભુની પાસે જા, અને તેમને શાંત કર'[૩] એ વાતનો સ્વીકાર કરી મહાવૈષ્ણવ બાળક પ્રલ્હાદ, પ્રભુની પાસે જઈ હાથ જોડી પૃથ્વી ઉપર લાકડીની પેઠે પડી પગેલાગ્યો[૪] તે બાળકને પોતાના પગની પાસે પડેલો જોઇને કૃપાથી વ્યાપ્ત થયેલા નૃસિંહજીએ તેને ઉઠાડી પોતાનુ હસ્તકમળ કે જે કાળરૂપી સર્પથી ત્રાસ પામેલાઓને અભય આપનારછે, તે તેના માથા ઉપર ધર્યું.[૫] ભગવાનના હસ્તના સ્પર્શથી પ્રલ્હાદનાં સઘળાં પાપ મટી ગયાં, બ્રહ્મજ્ઞાન અપરોક્ષ થયું, હૃદયમાં પરમસુખ થયુ, રૂવાડાં ઉભાં થઈગયાં, અંતઃકરણ પ્રેમથી ભીંજાઈગયુ, નેત્રમાં અશ્રુ આવી ગયાં, અને પોતે ભગવાનના ચરણારવિંદનું ધ્યાન કરવા લાગ્યો.[૬] એકાગ્ર મનવાળો અને સ્વસ્થ થયેલો પ્રલ્હાદ, પોતાનાં નેત્ર અને હૃદયને નૃસિંહજીના સ્વરૂપમાંજ રાખીને પ્રેમને લીધે ગદ્‌ગદવાણીથી તેમની સ્તુતિ કરવા લાગ્યો.[૭]

પ્રલ્હાદ સ્તુતિ કરેછે—બ્રહ્માદિક દેવતાઓ, મુનિઓ અને સિદ્ધલોકો કે જેઓની બુદ્ધિમાં સત્વગુણનો વિસ્તાર છે તેઓ પણ વચનના પ્રવાહથી અને ઘણા ગુણોથી પણ અદ્યાપિ સુધી જેનું આરાધન કરવાને સમર્થ થયા નથી તે ભગવાન્ હુ કે જે અસુરજાતિનો છુ તેના ઉપર પ્રસન્ન થવાને કેમજ યોગ્ય થાય[૮] પરંતુ હુ ધારૂ છુ કે ધન, ઉત્તમ કુળમાં જન્મ, રૂપ, તપ, પંડિતપણું, ઇંદ્રિયોની નિપુણતા, કાંતિ, પ્રતાપ, બળ, ઉદ્યમ, બુદ્ધિ અને અષ્ટાંગયોગ એઓમાંથી કોઇ પણ ઉપાય ભગવાનને પ્રસન્ન કરવાને

* આ નવમા અધ્યાયમા બીકને લીધે બ્રહ્માએ પ્રેરેલા પ્રલ્હાદે કોપ શમાવવા માટે મહાભયંકર નૃસિંહજીની સ્તુતિ કર્યાની કથા કહેવામા આવશે.

માટે પરિપૂર્ણ નથી. ભગવાન્ તો ગજેંદ્રની ઉપર કેવળ ભક્તિથીજ પ્રસન્ન થયા હતા.[૯] ભલે બ્રાહ્મણ જાતનો અને વળી તેમાં ઉપર કહેલા બારગુણોથી સંપન્ન હોય તો પણ જે ધણી, ભગવાનના ચરણારવિંદથી વિમુખ હોય તેના કરતાં જે ધણી ચાંડાળજાતનો છતાં પણ પોતાનાં મન, વચન, કર્મ, ધન અને પ્રાણને ભગવાનમાં અર્પણ કરી રહ્યો હોય તેને શ્રેષ્ઠ માનુ છું, કેમકે એવો ચાંડાળ સઘળા કુળને પવિત્ર કરેછે, અને ઘણા ગર્વવાળો બ્રાહ્મણ તો પોતાને પણ પવિત્ર કરી શકતો નથી. ભક્તિરહિત માણસને ઉપર કહેલા ગુણો કેવળ ગર્વને માટેજ થાયછે.[૧૦] ભગવાન્ પોતે સ્વરૂપના લાભથીજ પરિપૂર્ણ છે તેથી તે, અજ્ઞાની પુરૂષ પાસેથી પોતાને માટે પૂજા લેવાને ઇચ્છતા નથી, પણ દયાળુ હોવાથી ઇચ્છેછે, કેમકે લોક જે જે ધનાદિક પદાર્થથી ભગવાનને માન આપેછે તે તે પદાર્થ પોતાને માટે થાયછે. જેમ મોઢાઉપર જેટલી શોભા કરીએ તે સઘળી પ્રતિબિંબને મળે છે, તેમ ભગવાનની જે પૂજા કરી હોય તે પોતાને એટલે પૂજનારને મળેછે.[૧૧] એટલા માટે હુ કે જે નીચ અને માયાના બંધનથી સંસારમાં પડેલોછુ તે નિર્ભય રહીને સઘળા બ્રહ્માદિક લોકો, આપ કે જે સત્વમૂર્તિ છો તેમના કેવળ ભક્ત છે, પરંતુ અમ લોકોની પેઠે વૈરભાવથી ભજનાર નથી. સુંદર અવતારોથી આપની લીલા જગતને કલ્યાણ, ઐશ્વર્ય અને સુખ આપવાને સારૂ હોયછે, પણ ભય ઉત્પન્ન કરવાને હોતી નથી, એટલા માટે ક્રોધને શમાવો. અસુરને આપે માર્યો માટે હવે ક્રોધનુ કાંઇ પ્રયોજન નથી. વીંછી અથવા સર્પને કોઇ મારી નાંખે તો તેથી સાધુ પુરૂષ પણ રાજી થાય, તેમ હિરણ્યકશિપુને આપે મારવાથી સાધુલોકો પ્રસન્ન થયાછે. હવે સુખ પામેલા લોકો આપનો ક્રોધ શમવાની વાટ જુવે છે. હે નૃસિંહ ! લોકો પોતાના ભયના નાશને માટેજ આપના રૂપનું સ્મરણ કરેછે, તો રૂપના સ્મરણથીજ ભય મટી જશે, માટે હવે ક્રોધ રાખવાનું પ્રયોજન નથી.

[૧૨-૧૪] હે પ્રભુ ! આ તમારૂ રૂપ કે જેમાં મોઢું, જીભ, સૂર્ય સરખી આંખો, ભમર અને ઉગ્ર દાઢો અત્યંત ભયંકર છે, આંતરડાંની માળા છે, કેશવાળી લોહીથી ખરડાએલી છે; કાન ખીલા જેવા ઊંચા અને અક્કડ છે; નખની અણીઓ શત્રુને ફાડી નાંખનારી છે અને નાદથી દિશાના હાથીઓ પણ બીએછે તેથી હુ બીતો નથી, પરંતુ હે દીનવત્સળ ! અસત્ય અને ઉગ્ર સંસારરૂપી ચક્રના દુઃખથી હું બીઊંછુ. સંસારરૂપી ચક્રમાં પણ સાધારણમાં નહી, પણ પોતાનાં કર્મોએ બાંધીને મને હિંસક લોકોમાં નાખેલોછે, એટલામાટે હે પ્રિય ! આપ પ્રસન્ન થઈને મોક્ષરૂપ અને શરણરૂપ આપનાં ચરણારવિંદમાં મને ક્યારે બોલાવી લેશો ?[૧૫-૧૬] પ્રિય પદાર્થના વિયોગ અને અપ્રિય પદાર્થના સંયોગથી ઉત્પન્ન થતા શોકરૂપ અગ્નિથી સઘળા અવતારોમાં હુ બળ્યાકરૂ છુ સંસારમાં દુઃખ મટવાના જે ઉપાયછે તે પણ દુઃખરૂપ છે, તેમ છતાં પણ દેહાદિકના અભિમાનથી હુ ભટક્યા કરૂ છું, માટે હે પ્રભુ ! આપના દાસપણારૂપી ઉપાય મને કહો.[૧૭] હે નૃસિંહ ! ગુણનાં બંધનોથી છૂટી તથા આપનાં ચરણારવિંદમાં રહેનારા જ્ઞાની લોકોનો સંગ કરી પરમસંબંધી અને પરમદેવ આપની બ્રહ્માએ ગાયેલી લીલાસંબંધી કથાઓનો અભ્યાસ રાખવાથી મોટાં દુઃખોને હુ પણ સેહેજ તરી જઇશ.[૧૮] હે નૃસિંહ ! દુઃખી લોકોને દુઃખ મટાડવાના જે ઉપાયો આ જગતમાં જાણીતા છે તેઓ તમે જ્યાંસુધી ઉપેક્ષા ન કરી હોય ત્યાંસુધીજ કામ આવેછે. તમે ઉપેક્ષા કરો તો માતાપિતા પણ છોકરાંની રક્ષા કરતાં નથી, ઓસડ રોગીની રક્ષા કરતુ નથી અને સમુદ્રમાં ડુબતાની વહાણ પણ રક્ષા કરતુ નથી[૧૯] જુદા જુદા સ્વભાવવાળા પૂર્વે ઉત્પન્ન થયેલા જે બ્રહ્માદિક અથવા તે પછી ઉત્પન્ન થયેલા પિતા વગેરે કોઇ પણ જણ જેમાં, જે કારણથી, જ્યારે, જેણે કરી, જેનુ, જેને સારૂ, જેવીરીતે, જેની પ્રેરણાથી અને જેને ઉત્પન્ન કરેછે તથા રૂપાંતર પમાડેછે, તે સઘળુ તમારૂંજ સ્વરૂપ છે.[૨૦]મન કે જે કર્મ કરનારૂ

બળવાન, વેદોક્ત કર્મની મુખ્યતાવાળુ અને અ-વિદ્યાએ આપેલા સોળ વિકારવાળુ છે, તેને કાળે ક્ષોભ પમાડેલા ગુણવાળી માયા તમારા અ-શરૂપ પુરૂષની દૃષ્ટિથી ઉત્પન્ન કરેછે. એ સંસા-રના ચક્રરૂપ મનને તમારી ભક્તિ વિના કોણ તરી શકે ! [21] હે વિભુ ! ચૈતન્યશક્તિથી નિરંતર બુદ્ધિના ગુણોને જીતનાર, માયાના પ્રેરક અને કાર્યો તથા સાધનોની શક્તિઓને વશ રાખનાર આપ, હુ કે જે માયાએ સોળ ( વિકાર ) આરા વાળા સંસારરૂપી ચક્રમાં નાખેલો, શેલડીની પેઠે પીલાતો અને શરણાગત છું, તેને પોતાના સમીપમાં લ્યો. [22] હે પ્રભુ ! સર્વ લોકપાળોનાં આયુષ્ય, લક્ષ્મી અને વૈભવો કે જેઓને લોકો ઇચ્છેછે તેઓને તો મે જોઈ લીધાંછે, કેમકેતેઓ મારા પિતાની ક્રોધયુક્ત હાસથી ઊંચી ચઢેલી ભમરના ફરવાથીજ નાશ પામી ગયાં હતાં, અને એ મારા પિતાને પણ આપે માર્યો. [23] એટલા માટે પરિણામને જાણનાર હુ બ્રહ્માપર્યંત પ્રાણી-ઓનાં આયુષ્ય, લક્ષ્મી તથા ઇંદ્રિયોથી ભોગ-વાતાં સુખ અને ભોગોને ઇચ્છતો નથી. તેમ તમારાં કાળરૂપ મોટાં પરાક્રમથી નાશ પામ-નારી સિદ્ધિઓને પણ ઇચ્છતો નથી મને તો આપના દાસલોકોના પડખામાં રાખો. [24] માત્ર સાંભળવામાં સારાં લાગનાર, પણ પરિણામે ઝાંઝ-વાંનાં પાણીજેવાં સંસારસબધી સુખોમાં શો સાર છે? તેમજ સર્વ રોગોના ક્ષેત્રરૂપ આ શરી-રમાં પણ શો સાર છે? એ પ્રમાણે જો કે લોક સમજેછે, તોપણ પરિશ્રમથી મળતા સુખના લેશોથી કામનારૂપી અગ્નિને શમાવ્યા કરેછેતેથી વૈરાગ્ય પામતો નથી, એ આપની માયાનુ ચે-ષ્ટિત અદ્‌ભુત છે [25] હે પરમેશ્વર ! રજોગુણથી રચાએલા શરીરવાળો અને તમોગુણના વધારા-વાળા આ દૈત્યના કુળમાં જન્મેલો હુ ક્યાં અને આપની કૃપા ક્યાં, કે જે કૃપાથી પરમ પુરૂષાર્થ રૂપ આપનુ હસ્તકમળ કે જે બ્રહ્મા, સદાશિવ કે લક્ષ્મીજીનાં મસ્તકઉપર પણ ધરાયેલ નથી તે મારા મસ્તકપર ધરાયુ. [26] બ્રહ્માદિક ઉત્તમ છે અને આ અસુર નીચ છે, એવી પામર લોકોના જેવી બુદ્ધિ આપને છેજ નહીં; કેમકે આપ તો સઘળા જગતના આત્મા અને મિત્ર છો. તોપણ સેવન કરવાથી કલ્પવૃક્ષની પેઠે આપનો અનુ-ગ્રહ મળેછે. જો કે કલ્પવૃક્ષને સઘળાં સરખાંછે, તોપણ જે ધણી તેની નીચે બેસે તેને મનવાં-છિત ફળ મળેછે, તેમ આપને સર્વ સરખાં છે, તોપણ જે આપને સેવે તેને ફળ મળે છે, તેમાં પણ સેવાના પ્રમાણમાં મળેછે. એટલાથી કાંઈ આપની વિષમબુદ્ધિ કહેવાય નહીં. [27] જેમ આપે મારા ઉપર કૃપા કરી મને પોતાનો કરી રાખ્યો તેમજ પેહેલાં નારદજીએ પણ હુ કે જે સંસારરૂપી સર્પવાળા કુવામાં પડેલા અને વિષ-યસુખોને ઇચ્છતા લોકોના પ્રસંગથી તેજકુવામાં પડતો હતો તેને પોતાનો કરી રાખ્યોછે, તે હું આપના દાસોની સેવાને કેમ છોડુ ? [28] હે અ-નંત! મારા પ્રાણનુ રક્ષણ અને મારા પિતાનો વધ જે આપે કર્યો તે પોતાના દાસ અને ઋ-ષિઓનાં વચનો સાચાં પાડવાસારૂ કરેલછે એમ માનુ છું, અયોગ્ય કર્મ કરવાની ઈચ્છાથી તર-વાર લઇને મારો પિતા બોલ્યો હતો કે–'મારાથી જુદો કોઇ ઈશ્વર હોય તો તે તારી રક્ષા ભલે કરે–હું તો તારૂ માથુ કાપી લઉ છુ' તો તે વખતે ભક્તોને અભય દેવાની પ્રતિજ્ઞાનાં આપ-નાં વચનો સાચાં કરવાસારૂ આપે આ પ્રયાસ કર્યોછે એમ પણ માનુ છુ [29] આ સઘળા જ-ગતરૂપ તમે એકજ છો, કેમકે જગતના આદિમાં અને અંતમાં તમેજ અવશેષ રહોછો, તેથી મ-ધ્યમાં પણ તમેજ છો. પોતાની માયાથી ગુણો-ના પરિણામરૂપ આ જગતને સૃજીને તેમાં અંત-ર્યામીરૂપે પેઠેલા આપ, ગુણોને લીધે જાણે કોઇ-ના રક્ષક અને કોઇના મારક હો એમ જુદા જુદા પ્રકારોથી જણાઓછો [30] આ કાર્ય કારણ-રૂપ જગત તમારાથી જુદુ નથી, પણ તમે જગતથી જુદા છો. એટલામાટે 'આ પોતાનો અને આ પારકો' એવી બુદ્ધિ માયારૂપ અને ખોટીજ છે વૃક્ષ જેમ પૃથ્વીમય બીજરૂપ છે, બીજ સૂક્ષ્મ ભૂતરૂપ છે અને સૂક્ષ્મભૂત પરબ્રહ્મ-રૂપ છે એવી રીતે સઘળું જગત પાંચભૂતરૂપછે,

પાંચભૂત પોતાનાં સૂક્ષ્મ ભૂતરૂપ છે અને સૂક્ષ્મભૂત પરબ્રહ્મરૂપ છે. જેનો જેથી જન્મ હોય, જેથી પ્રકાશ હોય અને જેમાં લય થતો હોય, તે વસ્તુ તેરૂપજ હોયછે.[૩૧] આ જગતને પોતાથીજ પોતામાં નાંખી પોતાના સ્વરૂપસુખનો અનુભવ કરતાં ક્રિયારહિત થઇને આપ પ્રલયના જળમાં પોઢોછો, તે સમયે યોગથી દૃષ્ટિ મીંચી તથા સ્વરૂપના પ્રકાશથી નિદ્રાનો પરાભવ કરી ત્રણ અવસ્થાઓથી જુદા સ્વરૂપમાં આપ રહોછો, પણ અજ્ઞાનને કે જાગ્રત સ્વપ્નના વિષયોને જોતા નથી[૩૨] તમે કે જે એ જળમાં પોઢનાર અને પોતાની કાળશક્તિથી પ્રકૃતિના ગુણોના પ્રેરક છો, તેમનુંજ સ્વરૂપ આ જગત્ છે. શેષનાગરૂપી પલંગપર પોઢનારા આપની સમાધિનો વિરામ થતાં આપની નાભિમાંથી, ઝીણા બીજમાંથી જેમ મોટો વડ થાયછે તેમ પ્રલયના જળમાં લોકરૂપી મોટું કમળ ઉત્પન્ન થયુ હતુ, કે જે પ્રથમ આપના સ્વરૂપમાંજ ગુપ્ત રહ્યું હતું.[૩૩] એ કમળમાં ઉત્પન્ન થયેલા અને કમળ શિવાય બીજું કાંઈ પણ નહી દેખતા બ્રહ્માએ બીજરૂપ તમે કે જે પોતામાં (બ્રહ્મામાં) જ વ્યાપી રહ્યા હતા તેમને પોતાથી બહાર છો એમ ધારી સો વર્ષ સુધી પાણીમાં ડુબીને શોધ્યા કર્યા, તોપણ તમે હાથ લાગ્યા નહીં. કેમકે અંકુર ઉત્પન્ન થયા પછી બીજ શી રીતે હાથ આવે ?[૩૪] પછી તે બ્રહ્મા જ્યારે અત્યંત વિસ્મય પામી પાછા વળીને કમળપર બેઠા અને ઘણા કાળ સુધી તીવ્ર તપ કરીને પોતાનુ અંતઃકરણ શુદ્ધ કર્યું, ત્યારે તેમણે પૃથ્વીમાં અત્યંત સૂક્ષ્મ ગંધની પેઠે ભૂત, ઇંદ્રિય અને અંતઃકરણરૂપી પોતાના શરીરમાંજ તમને વ્યાપી રહેલા જોયા.[૩૫] એ પ્રમાણે કરવાથી આપનુ લોકોરૂપી અવયવવાળું માયામય વિરાટરૂપ કે જેમાં મુખ, પગ, માથાં, હાથ, સાથળ, નાક, કાન અને નેત્રો હજારો હતાં, તથા આભરણ અને આયુધોથી ભરપૂર હતું, તેને જોઈને બ્રહ્માને આનંદ થયો હતો.[૩૬] તે સમયે તમે હયગ્રીવનો અવતાર ધરી, વેદનો દ્રોહ કરનારા, મહા બળવાન અને તમોગુણ તથા રજોગુણરૂપી મધુકૈટભ નામના દૈત્યોને મારી બ્રહ્માને વેદ પાછા લાવી આપ્યા હતા, કેમકે સત્વગુણજ તમારા પ્રિય શરીરરૂપ કહેવાયછે.[૩૭] હે મહાપુરૂષ ! એ પ્રમાણેજ મનુષ્ય, પશુ, પક્ષી, દેવ અને મત્સ્યના અવતાર ધરી લોકોને પાળોછો, લોકોના શત્રુઓને હણોછો અને તે તે યુગમાં ચાલ્યા આવતા ધર્મનુ રક્ષણ કરોછો. કળિયુગમાં તેવું કરતા નથી, કેમકે તેમાં તમે ગુપ્ત રહોછો. ત્રણ યુગમાંજ તમે પ્રગટ દેખાઓછો તેથી તમારૂ 'ત્રિયુગ' એવુ નામ કહેવાયછે.[૩૮] હે વૈકુંઠનાથ ! પાપથી દુષ્ટ થયેલુ, બહિર્મુખ, તીવ્ર, કામનાથી આતુર, અને હર્ષ, શોક, ભય તથા તૃષ્ણાથી પીડાએલું આ મારૂ મન તમારી કથામાં લાગતું નથી. હું કે જે રાંક છુ તે એવા મનમાં તમારા તત્વને શી રીતે વિચારી શકુ ?[૩૯] હે પરમેશ્વર ! કોઇ વખતે પણ તૃપ્તિ નહીં પામતી જીભ એક તરફથી મને ખેંચેછે, બીજી તરફથી શિશ્ન ઇંદ્રિય ખેંચે છે, ત્રીજી તરફથી સ્પર્શસુખને માટે ત્વચા ખેંચે છે, ચોથી તરફથી અહારને સારૂ પેટ ખેંચેછે, પાંચમી તરફથી સુંદર શબ્દ સાંભળવાને માટે શ્રવણ ઇંદ્રિય ખેંચેછે; છઠ્ઠી તરફથી સુગંધ લેવાને નાસિકા ખેંચેછે; સાતમી તરફથી સુંદર રૂપ જોવાને માટે ચપળ થઇને દૃષ્ટિ ખેંચેછે, અને એવી રીતેજ કર્મેન્દ્રિયો પણ પોતપોતાનાં કામને માટે સઘળી તરફથી મને ખેંચેછે. ઘણી શોક્યો જેમ એક ધણીને તોડીખાય તેમ ઘણી ઇંદ્રિયો મને તોડી ખાયછે.[૪૦] મારી પેઠેજ આ સઘળા લોકો પણ દુઃખી છે. સંસારરૂપી વૈતરણીમાં પડેલછે, એક બીજાથી થતાં જન્મ, મરણ અને ભક્ષણથી બહુજ બીએછે, પોતાના અને પારકાઓની સાથે મૈત્રી અને વૈર રાખ્યા કરેછે; માટે હે નિત્યમુક્ત પરમેશ્વર ! આવા મૂઢ લોકો ઉપર કૃપા કરી તેઓને સંસારરૂપી વૈતરણીમાંથી કાઢીને રક્ષા કરો.[૪૧] જે આપ સઘળા જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરોછો તેમને આ સવ લોકોનો ઉદ્ધાર કરવાના કામમાં શો પરિશ્રમ છે ! હે દીનબંધુ ! મૂઢ લોકો ઉપર

અનુગ્રહ કરશો, એમાંજ ખરી મોટાઇ છે. બાકી અમે કે જેઓ તમારા ભક્તોનુ સેવન કરીએ છીએ, તેઓનો ઉદ્ધાર કરશો તેમાં તો કશો પાડ નથી.[૪૨] હે પરમેશ્વર ! હુ કે જેનુ ચિત્ત તમારા પરાક્રમોના ગાયનરૂપી મોટા અમૃતમાંજ ડુબેલું છે, તે તો આ અપાર સંસારરૂપી વૈતરણીથી બીતો નથી, પરંતુ બીજા મૂઢ લોકો કે જેઓનાં ચિત્ત તમારી વાતોથી વિમુખ છે અને જેઓ ખોટાં વિષયસુખને સારૂ કુટુંબાદિકનો બોજો ઉપાડયા કરેછે, તેઓને માટે અફસોસ કરૂ છું.[૪૩] હે દેવ ! ઘણુ કરીને મુનિલોકો તો પોતાની મુક્તિને સારૂ વનમાં તપ કરેછે, પણ બીજાના સ્વાર્થને માટે કશુ કરતા નથી, માટે હુ તો આ કંગાલ લોકોને છોડીને એકલો મુક્તિ પામવાને ઈચ્છતો નથી. તેમ આપને આગ્રહ કરૂ છું તેનુ કારણ એ છે કે આ ભટકતા લોકોને સારૂ હુ આપ શિવાય બીજુ કોઈ શરણ દેખતો નથી.[૪૪] ગૃહસ્થાશ્રમના સબંધમાં મૈથુન વગેરે જે સુખ છે તે ઘણુજ તુચ્છ છે, કેમકે હાથથી શરીરને ખજવાળતાં એક દુ ખ મટાડતાં જેમ બીજું દુ ખ થાયછે, તેમ વિષયસુખ ભોગવવામાં પણ એક દુ ખ મટાડતાં બીજુ દુ ખ થાય છે આવાં સુખની ઈચ્છા રાખનારા સંસારી લોકો ઘણાં દુ ખ ભોગવેછે, તોપણ એ સુખથી તૃપ્તિ પામતા નથી. શરીરમાં ચળ આવતી હોય તેને જેમ ખમી રહે, તેમ કામદેવની ચળને ખમી રહે એવો ધીર પુરૂષ તો કોઇકજ હોયછે[૪૫] મૌન, વ્રત, શાસ્ત્રશ્રવણ, તપ, અધ્યયન, સ્વધર્મ, વ્યાખ્યાન, એકાંતવાસ, જપ અને સમાધિ, એ દશ મોક્ષના ઉપાય છે એ ખરી વાત છે, પરંતુ એ ઉપાયો ઘણુ કરીને અજીતેંદ્રિય પુરૂષોને પેટ ભરવાનાં સાધનરૂપ થાયછે, અને દાંભિક લોકોને તો પેટ ભરવાનાં સાધનરૂપ પણ થાય કે ન થાય એ કાંઈ કહેવાઇ શકાતુ નથી.[૪૬] બીજમાંથી અંકુર અને અંકુરમાંથી બીજની પેઠે પ્રવાહરૂપે ચાલ્યાં કરતાં કાર્ય અને કારણ એ બે, આપ કે જે પ્રાકૃત રૂપથી રહિત છો તેમનાંજ રૂપ છે, પણ જુદાં નથી એમ વેદ કહેછે. મથનથી લાકડામાં જેમ અગ્નિ દેખાયછે, તેમ ભક્તિયોગથી જીતેંદ્રિય પુરૂષોને કાર્ય અને કારણમાં તમેજ જોવામાં આવોછો. તમારા વિના બીજા કોઇ પદાર્થથી કાર્ય અને કારણોની ઉત્પત્તિ થવી સભવતી નથી.[૪૭] હે પરમાત્મા ! વાયુ, અગ્નિ, પૃથ્વી, આકાશ, જળ, શબ્દાદિક વિષયો, પ્રાણ, ઇંદ્રિયો, મન, ચિત્ત, અહંકાર, દેવતાઓ, સ્થુળ અને સૂક્ષ્મ એ સઘળું તમેજ છો. મનથી અને વચનથી જે કાંઈ પ્રકાશેછે તે તમથી જુદું નથી.[૪૮] ગુણ, ગુણવાન, મહત્તત્વાદિક, મન વગેરે, દેવતાઓ અને મનુષ્યો કે જેઓ આદિ અને અંતવાળા છે, તેઓ કોઇ આદિ અંતથી રહિત આપના સ્વરૂપને જાણતા નથી, એમ વિચારીને જ્ઞાનીલોકો સઘળું અધ્યયનાદિક છોડી દઈને સમાધિથી આપનીજ ઉપાસના કરેછે[૪૯] એટલા માટે હે પૂજ્ય ! પ્રણામ, સ્તુતિ, સર્વ કર્મોનું અર્પણ, પૂજન, ચરણની સ્મૃતિ અને કથાનું શ્રવણ, એવી રીતે છ અંગવાળી આપની સેવા વિના, આપ કે જે પરમહંસોની ગતિરૂપ છો તેમની ભક્તિ લોકોને શી રીતે મળે ? ભક્તિ વિના મોક્ષ ન મળે અને સેવા વિના ભક્તિ ન મળે, એટલા માટે આપનુ દાસપણુંજ આપો.[૫૦]

નારદજી કહેછે—એ પ્રમાણે પ્રલ્હાદજીએ ભક્તિપૂર્વક જેના ગુણોનુ વર્ણન કર્યુ એવા નિર્ગુણ ભગવાને પ્રસન્ન થઇ તથા ક્રોધને શાંત કરી, નમી રહેલા પ્રલ્હાદને આ પ્રમાણે કહ્યુ[૫૧]

નૃસિંહજી કહેછે—હે દૈત્યોમાં ઉત્તમ ભલા પ્રલ્હાદ ! હુ તને પ્રસન્ન થયોછું, મનગમતા વર માગી લે, કેમકે હુ મનુષ્યોની કામનાને પૂર્ણ કરનાર છુ[૫૨] જેણે મને પ્રસન્ન ન કર્યો હોય તેને મારૂ દર્શન દુર્લભ છે અને જેને દર્શન થયાં તે જીવને પછી કોઇ જાતનો તાપ રહેતો નથી.[૫૩] એટલા માટે કલ્યાણને ઈચ્છનારા, ભાગ્યશાળી અને ધૈર્યવાન સત્પુરૂષો, હુ કે જે સર્વ સુખોનો સ્વામી છુ તેને સર્વ પ્રકારના ભાવથી પ્રસન્ન કરેછે.[૫૪]

નારદજી કહેછે—એ પ્રમાણે લોકોને લલચાવનારા વરોથી ભગવાને પ્રલ્હાદને લલચાવવા

માંડયો, તોપણ તે પ્રલ્હાદ ભગવાનનો નિષ્કામ ભક્ત હતો તેથી તેણે કોઇ પણ વરની ઈચ્છા કરી નહીં.[૫૫]

एवंप्रलोभ्यमानोऽपि वरैर्लोकप्रलोभनैः ।
एकांतित्वाद्भगवति नैच्छत्तानसुरोत्तमः ॥५५॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના સપ્તમ-સ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૦ મો.*

### પ્રલ્હાદ તથા રૂદ્ર ઉપર ભગવાને કરેલો અનુગ્રહ.

**नारद उवाच.**

भक्तियोगस्य तत्सर्वमंतरायतयाऽर्भकः ।
मन्यमानो हृषीकेशं स्मयमान उवाचह ॥ १ ॥

નારદજી કહેછે—એ સઘળુ ભક્તિયોગના વિઘ્નરૂપ છે એમ માનતા પ્રલ્હાદે, હસતાં હસતાં ભગવાનને આ પ્રમાણે કહ્યુ.[૧]

પ્રલ્હાદ કહેછે—હુ કે જે જન્મથીજ વિષયોમાં આસક્ત છુ તેને વરદાનોથી લલચાવો માં. વિષયોના સંગથી બીતો અને કાયર થયેલો હું મોક્ષની ઈચ્છાથી આપને શરણે આવ્યોછું.[૨] હે સર્વના ગુરૂ! સંસારના બીજરૂપ અને હૃદયની ગાંઠો રૂપ વિષયોમાં પ્રવૃત્તિ કરવાની આપે મને આજ્ઞા કરી તે, 'હુ ખરો ભક્ત છુ કે નહીં' એ પરીક્ષા લેવાને સારૂ કરી હશે એમ ધારૂં છુ.[૩] નહીતર આપ કે જે દયાળુ છો તેમનાથી એવી પ્રેરણા થવી ઘટે નહી. જે દાસ તમારી પાસેથી વિષયસુખની લાલચ રાખે તે દાસજ ન ગણાય, કેમકે એતો વેપાર કરનાર વાણીયો થયો.[૪] તેમ જે સ્વામી દાસપાસેથી સેવાની ઇચ્છા રાખીને તેને જોઈતા પદાર્થ આપે તે સાચો સ્વામી પણ ન ગણાય, કેમકે તે પણ વેપાર કરનાર વાણિયોજ થયો.[૫] હું તો આપનો નિષ્કામ ભક્ત છું, અને આપ મારા નિષ્કામ સ્વામી છો. રાજા અને નોકર વચ્ચે જેવો સ્વાર્થનો સંબંધ હોયછે તેવો આપણ વચ્ચે નથી. આપણા સંબંધમાં તો નિષ્કામપણુ રહે એટલુંજ પ્રયોજન છે.[૬] હે વરદેનારાઓમાં ઉત્તમ! આપ જો મને માગેલા વરજ દેતા હો તો હું આપની પાસેથી એટલુંજ માગુંછુ કે કોઇ કામનાનો અંકુરજ મારા મનમાં ઉત્પન્ન ન થાય.[૭] કામનાનો જન્મ થવાથી, ઇંદ્રિયો, મન, પ્રાણ,દેહ, ધર્મ, ધીરજ, બુદ્ધિ, લજ્જા, લક્ષ્મી, તેજ, સ્મૃતિ અને સત્ય એ સઘળાં નાશ પામેછે.[૮] હે પરમેશ્વર! માણસ જ્યારે મનમાં રહેલી સઘળી કામનાઓને છોડી દે, ત્યારેજ મુક્તિને યોગ્ય થાય છે.[૯] આપ ભગવાન કે જે મહાપુરૂષ, પરમાત્મા, પરબ્રહ્મ અને અદ્ભુત સિંહરૂપ વિષ્ણુછો, તેમને પ્રણામ કરૂંછુ.[૧૦]

નૃસિંહજી કહેછે—હે પ્રલ્હાદ! તારા જેવા મારા સાચા ભક્તો જો કે આ લોકનાં કે પરલોકનાં સુખોને કદી પણ ઈચ્છતા નથી, તોપણ મારી આજ્ઞાથી આ એક મન્વંતર સુધી દૈત્યોના રાજા પણાનાં સુખ ભોગવ.[૧૧] મારી પ્રિય કથાઓનુ સેવન કરતાં હુ કે જે સર્વ પદાર્થોમાં વ્યાપક, એક ઈશ્વર અને યજ્ઞોનો અધિષ્ઠાતાછું, તેને ચિત્તમાં રાખી યજ્ઞરૂપ કર્મો કરજે અને પાછાં તે કર્મો મને અર્પણ કરી તેઓનો પણ ત્યાગ કરજે.[૧૨] સુખ ભોગવવાથી પુણ્યનો, પુણ્યથી પાપનો અને કાળના વેગથી દેહનો ત્યાગ કરી તથા દેવતાઓ પણ ગાય એવી પવિત્ર કીર્તિનો વિસ્તાર કરી બંધનમાંથી મુક્ત થઇ મને પામીશ*[૧૩] તે આ જે મારી સ્તુતિ કરી, તેનો પાઠ કરે અને તારૂં તથા મારૂ સ્મરણ કરે તે માણસ જગતમાં કર્મનાં બંધનથી છુટેછે.[૧૪]

પ્રલ્હાદ કહેછે+—હે પરમેશ્વર! આપ કે જે

---

* આ દશમા અધ્યાયમા પ્રલ્હાદ ઉપર અનુગ્રહ કરી ભગવાન અંતર્ધાન થયાની અને પ્રસંગને લીધે વિષ્ણુએ રૂદ્રપર અનુગ્રહ કરવાની કથા કહેવામાં આવશે.

* જોકે પ્રલ્હાદનુ કાંઇ પણ પ્રાચીન પાપ રહ્યું નથી, તો પણ રાજ્યમા પ્રવર્ત્તાવવાને માટે પાપ રહેવાની બીવરામણી દેખાડી છે કર્મ કરવાનુ કહ્યું તે પણ માત્ર લોકસંગ્રહને માટે કહ્યુ છે એમ સમજવુ, વાસ્તવિક જોતા પ્રલ્હાદને જ્ઞાન પ્રાપ્ત થયુછે તેથી તેને પુણ્ય કે પાપ કાંઇ પણ અવશેષ રહ્યુ નથી

+ ઇશ્વરની આજ્ઞાથી કર્મનો અધિકાર પ્રાપ્ત થતાં પિતાનો છુટકારો માગેછે.

વર દેનારાઓના પણ સ્વામી છો તેમની પાસેથી હું એક વર માગુંછું, તે એ છે કે ઇશ્વરના મહિમાને નહી જાણતા, મનમાં ક્રોધથી વ્યાપ્ત થયેલા અને આપ ભાઇને મારનારછો એવી ખોટી સમજવાળા મારા પિતાએ સર્વ લોકોના પ્રભુ આપની નિંદા કરી છે, તથા હું કે જે આપનો ભક્ત છું તેનો અપરાધ કર્યો છે તે દુરંત અને દુસ્તર પાપમાંથી એ મારો પિતા મુક્ત થવો જોઇએ. જો કે તેના ઉપર આપની દૃષ્ટિ પડી ત્યારથીજ એ પવિત્ર થઇ ગયોછે, તોપણ હે દીનવત્સળ! દીનતાથી હું એટલું માગુંછું.[૧૫-૧૭]

ભગવાન કહેછે-હે સાધુ પ્રલ્હાદ! કુળને પવિત્ર કરનારો તું એના ઘરમાં ઉત્પન્ન થયોછે, તેથી તારો પિતા એકલોજ નહી પણ પોતાની એકવીશ* પેઢીઓની સાથે પવિત્ર થયોછે[૧૮] શાંત, સમદૃષ્ટિવાળા, સાધુ અને સદાચાર પાળનારા મારા ભક્તો જ્યાં અવતર્યા હોય તેઓ અત્યંત નીચ હોય તોપણ પવિત્ર થાયછે.[૧૯] હે દૈત્યોના રાજા! મારી ભક્તિથી સ્પૃહારહિત થયેલા મારા ભક્તો અનેક પ્રાણીઓમાં કોઇને કોઈ પ્રકારથી પણ પીડા કરતા નથી[૨૦] જે પુરૂષો તને અનુસરશે, તેઓ પણ એવાજ મારા ભક્તો થશે તું મારા સઘળા ભક્તોમાં દૃષ્ટાંતરૂપ છે[૨૧] તારા પિતાને મારા અંગનો સ્પર્શ થવાથી જોકે તે સર્વ પ્રકારે પવિત્ર થયોછે, તોપણ તેનાં સઘળાં પ્રેતકાર્યો કે જે પુત્રોએ અવશ્ય કરવાં જોઈએ તે કર, તારા જેવી સારી પ્રજાને લીધે તેને સારાં સ્થાનકો મળશે[૨૨] તું તારા પિતાની ગાદી ઉપર બેશ અને મારામાં મન રાખી બ્રહ્મવાદિઓના કહેવા પ્રમાણે મને પરાયણરહીકર્મોકર[૨૩]

નારદજી કહેછે-ભગવાનના કહેવા પ્રમાણે બ્રાહ્મણોએ અભિષેક કરેલા પ્રલ્હાદે પોતાના પિતાની સઘળી મરણસંબંધી ક્રિયાઓ કરી[૨૪] પછી નૃસિંહજી ભગવાનને પ્રસન્ન થયેલા જોઇ, પવિત્ર વાણીથી સ્તુતિ કરી દેવતાઓ વગેરેથી વીંટાએલા બ્રહ્માએ તેમને નીચે પ્રમાણે કહ્યું.[૨૫]

*જો કે કશ્યપ, મરીચિ અને બ્રહ્મા એ ત્રણજ હિરણ્યકશિપુના પૂર્વજ છે, તોપણ આગલી સૃષ્ટિના અભિપ્રાયથી એકવીશ પેઢીનું કહ્યું છે.

બ્રહ્મા કહેછે-હે દેવના દેવ! હે સર્વના સ્વામી! હે જગતનું રક્ષણ કરનાર! હે જગતના પિતા! જગતને દુઃખ દેનારા પાપી દૈત્યને આપે ભલે માર્યો.[૨૬] એ દૈત્ય મારી પાસેથી વરદાન પામવાને લીધે મારી સૃષ્ટિથી મરે એમ ન હતો, અને તપ, યોગ તથા બળથી ઉન્મત્ત થઇને તેણે સર્વ ધર્મોનો નાશ કર્યો હતો.[૨૭] એનો બાળક પુત્ર કે જે સાધુ અને મહાવૈષ્ણવ છે તેને આપે મોતમાંથી બચાવ્યો, અને એ હમણાં આપને પ્રાપ્ત થયો એઘણુ સારૂ થયું.[૨૮]આતમારૂં શરીર, ધ્યાન કરનારા જીતેંદ્રિય ભક્તને, જોકે મારવાસારૂ પોતે મૃત્યુ આવ્યો હશે, તોપણ તેના ત્રાસથી સઘળી રીતે બચાવશે.[૨૯]

નૃસિંહજી કહેછે-હે બ્રહ્મા! દૈત્યોને આવાં વરદાન તમારે આપવાં નહી, કેમકે ક્રૂર સ્વભાવવાળાઓને વરદાન દેવું એ સર્પોને અમૃત પાયા જેવું છે.[૩૦]

નારદજી કહેછે-બ્રહ્માએ પૂજેલા ભગવાન્ એટલાં વચન કહી કોઇ પણ પ્રાણીઓ ન દેખે એવી રીતે અંતર્ધાન થઇ ગયા[૩૧] પ્રલ્હાદે ભગવાનના અંશરૂપ બ્રહ્મા, સદાશિવ, પ્રજાપતિઓ અને દેવતાઓની પૂજા કરીને તેઓને પ્રણામ કર્યા.[૩૨] તે પછી બ્રહ્માએ શુક્રાચાર્ય વગેરે મુનિઓને સાથેરાખી પ્રલ્હાદને દૈત્યોના અને દાનવોના અધિપતિ ઠરાવ્યા[૩૩] પછી સારી રીતે પૂજેલા બ્રહ્માદિક દેવતાઓ રાજી થઇ ઉત્તમ આશિર્વાદ આપી પોતપોતાનાં સ્થાનકોમાં ગયા.[૩૪] આ પ્રમાણે ભગવાનના પાર્ષદો જય અને વિજય, સનકાદિકના શાપથી દિતિના પુત્ર (દૈત્ય) થયા હતા, તેઓને વૈરભાવથી તેઓના હૃદયમાં રહેલા ભગવાને માર્યા.[૩૫] તે પાછા બ્રાહ્મણોના શાપનેલીધે રાવણ અને કુંભકર્ણ એવા નામના રાક્ષસ થયા, ત્યાં રામચંદ્રજીએ પરાક્રમ કરી તેઓને માર્યા,[૩૬] તે રામનાં બાણોથી હૃદયમાં વીંધાઇ જઇને રણભૂમિમાં સૂતા પૂર્વ જન્મની પેઠેજ રામનું ચિંતન તેઓના હૃદયમાં રહ્યું હતું અને દેહનો ત્યાગ થયો હતો[૩૭] એના એ પાછા ત્રીજા જન્મમાં અહીં શિશુપાળ અને દંતવક્ત્ર

થયા હતા, તેઓ ભગવાનની સાથે વૈર રાખી, તમે જોયું એવી રીતે ભગવાનને પામી ગયા.[૩૮] ભગવાનની સાથે વૈર રાખનારા રાજાઓ ભગવાનની નિંદા કરવા વગેરેથી થયેલાં પાપથી ભગવાનના ધ્યાનના પ્રભાવનેલીધે છૂટી જઈ, ભમરીનુ ચિંતન કરતો કીડો જેમ ભમરીરૂપ થઇ જાયછે તેમ અંતે ભગવદ્રુપપણુ પામી ગયાછે.[૩૯] ભેદદૃષ્ટિરહિત ભગવાનની પરમ ભક્તિ કરવાથી જેમ ભગવાનના રૂપની પ્રાપ્તી થાયછે, તેવીજ રીતે ભગવાનનું ચિંતન રહેવાનેલીધે શિશુપાળ વગેરે રાજાઓને ભગવાનના રૂપની પ્રાપ્તી થઈછે.[૪૦] શિશુપાળ વગેરે રાજાઓ જોકે ભગવાનનો દ્વેષ કરતા હતા, તોપણ તેઓને ભગવાનની પ્રાપ્તી થવા વિષે તમે મને જે પૂછ્યુ હતુ તે સઘળું મેં તમારી પાસે કહી સભળાવ્યુ.[૪૧] બ્રહ્મણ્યદેવ મહાત્મા ભગવાનના આ નૃસિંહાવતારની કથા કે જેમાં હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષના વધનો પ્રસંગ આવેછે તે મેં કહી દેખાડી.[૪૨] મહાવૈષ્ણવ પ્રલ્હાદનુ ચરિત્ર, ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, સૃષ્ટિ સ્થિતિ તથા પ્રલયના સ્વામી ભગવાનનું તત્વ, તેમના ગુણ તથા કર્મોનુ વર્ણન, દેવ દૈત્ય વગેરેનાં સ્થાનકોનો કાળને લીધે થતો મોટો ફેરફાર, ભગવાનની પ્રાપ્તી આપનારો વૈષ્ણવોનો ધર્મ અને બ્રહ્મજ્ઞાન, એ સઘળી બાબતો મે તમને કહી સભળાવી.[૪૩-૪૫] ભગવાનનાં પરાક્રમોના વર્ણનવાળા આ પવિત્ર આખ્યાનનું જે પુરૂષ શ્રદ્ધાથી કીર્ત્તન કરે અથવા શ્રવણ કરે, તે કર્મના પાશથી મૂકાયછે.[૪૬] દૈત્યોના રાજાધિરાજ હિરણ્યકશિપુના વધરૂપ આ ભગવાનની નૃસિંહાવતારની લીલા અને મહાત્માઓમાં ઉત્તમ પ્રલ્હાદના પવિત્રચરિત્રનો જે પાઠ કરે અથવા શ્રવણ કરે તે વૈકુંઠ લોકને પામે.[૪૭] હે યુધિષ્ઠિર રાજા ! મનુષ્યલોકમાં તમે પણ મોટા ભાગ્યશાળી છો, કેમકે તમારે ઘેર સાક્ષાત મનુષ્યાવતારથી ગૂઢ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ વસેછે, એટલામાટે જગતને પવિત્ર કરનારા મુનિજનો આવેછે.[૪૮] જે શ્રીકૃષ્ણ તમારા પ્રિયસંબંધી, મામાના દીકરા, આત્મા, પૂજ્ય, આજ્ઞાને અનુસરનારા અને હિતનો ઉપદેશ કરનારા છે, તે આ શ્રીકૃષ્ણ મોટા પુરૂષોએ શોધાતા ઉપાધિરહિત પરમ આનંદના અનુભવરૂપ પરબ્રહ્મ છે.[૪૯] સદાશિવ અને બ્રહ્માદિકથી પણ જેનું સ્વરૂપ આવુ જ છે એમ પોતાની બુદ્ધિથી સાક્ષાત્ વર્ણન કરી શકાયું નથી, તે ભગવાન્ પોતાની મેળે તમનેજ પ્રસન્ન થયાછે, બાકી અમારે તો મૌન, ભક્તિ અને શાંતિ વગેરે સાધનોથી તેમને પ્રસન્ન કરવા પડેછે. એ ભક્તોના પતિ ભગવાન્ અમને પ્રસન્ન હોજો.[૫૦] પ્રલ્હાદ કાંઈ તમારા કરતાં વધારે ભાગ્યશાળી નથી, કેમકે તેના ઘરમાં પરબ્રહ્મનો નિવાસ નથી, પરબ્રહ્મના દર્શનને સારૂ મુનિઓ પણ તેને ઘેર આવતા નથી અને વગરસાધને ભગવાન્ તેને પ્રસન્ન થયા નથી. એટલામાટે તમેજ પ્રલ્હાદ કરતાં અને અમારા કરતાં પણ ભાગ્યશાળી છો પૂર્વે અનંત માયાવાળા મયદાનવે સદાશિવની કીર્ત્તિને હણી નાખી હતી, તેનો પાછો આ ભગવાનેજ વિસ્તાર કર્યો હતો [૫૧]

યુધિષ્ઠિર રાજા પૂછેછે—મયદાનવે કયા કામમાં જગતના ઈશ્વર સદાશિવની કીર્ત્તિને તોડી નાખી હતી અને પાછી આ શ્રીકૃષ્ણે તેને કેવી રીતે વધારી હતી, તે કહો.[૫૨]

નારદજી કહેછે—આ શ્રીકૃષ્ણે વધારેલા દેવતાઓએ યુદ્ધમાં જીતી લીધેલા દૈત્યો, મયદાનવ કે જે માયાવી લોકોનો મોટો આચાર્ય છે તેને શરણે ગયા.[૫૩] ત્યારે મયદાનવે સોનાં, રૂપાં, અને લોઢાનાં ત્રણ શેહેર બનાવી દૈત્યોને આપ્યાં. એ શેહેર ક્યારે જાયછે અને ક્યારે આવેછે તથા તેઓમાં સરસામાન કેવી રીતના છે, એ કોઈના પણ જાણવામાં આવવુ કઠણ હતું.[૫૪] પૂર્વનાં વૈરને સંભારતા દૈત્યોના સેનાપતિઓ એ શેહેરમાં રહીને કોઇના જાણવામાં ન આવે એવી રીતે ત્રણે લોકનો અને લોકપાળોનો નાશ કરવા લાગ્યા.[૫૫] ત્યારે લોકપાળસહિત સર્વે લોકોએ સદાશિવની પાસે જઇ પ્રાર્થના કરી કે 'હે દેવ ત્રણ પુરમાં રહેનારા દૈત્યોથી અમે માર્યા જઇએ છીએ, માટે રક્ષા કરો.[૫૬] પછી મહાદેવે તેઓના

ઉપર અનુગ્રહ કરી તથા 'બીશો નહી' એમ કહી ધનુષમાં બાણ સાંધીને એ બાણ તે ત્રણ શેહેરો ઉપર મૂક્યું.[૫૭] સૂર્યના મંડળમાંથી જેમ અનેક કિરણો નીકળે તેમ એ મહાદેવના બાણમાંથી ઘણાં બાણો નીકળ્યાં કે જેઓથી આ ત્રણે શેહેર ઢંકાઇ ગયાં.[૫૮] એ બાણોનો સ્પર્શ થવાથી તે શેહેરમાં રહેનારા દૈત્યો મરણ પામીને પડવા લાગ્યા, એઓને લાવીને મોટા યોગી મયદાનવે પોતે બનાવેલા અમૃતના કૂવામાં નાંખ્યા.[૫૯] અમૃતના સિદ્ધરસનો સ્પર્શ થવાથી વજ્ર જેવા મજબૂત થયેલા અને મોટી શક્તિ પામેલા દૈત્યો, વાદળાંને તોડનારા વીજળીના અગ્નિની પેઠે પાછા ઉઠયા.[૬૦] જેનો સંકલ્પ ભાંગી પડયો એવા મહાદેવને કચવાએલા જોઇ તે સમયમાં આ શ્રીકૃષ્ણ ભગવાને તેનો ઉપાય કર્યો.[૬૧] બ્રહ્મા વાછડો થયા અને આ વિષ્ણુ પોતે ગાય થયા. એ બન્ને દેવ મધ્યાન્હ સમયે ત્રણ પુરોમાં પેશીને રસના કૂવાનું સઘળું અમૃત પીગયા.[૬૨] દૈત્યો જો કે જોતા હતા, તોપણ મોહ પામવાથી એ દૈત્યોએ તેઓને વાર્યા નહી આ વાત જાણી તે દૈવની ગતિનું સ્મરણ કરતા અને પોતે શોક વગરના એવા મોટા યોગી મયદાનવે શોકથી પીડાએલા રસની ચોકી કરનારા દૈત્યોને કહ્યું કે 'પોતાનું, બીજાનું કે બન્નેનું જે દૈવે ધારેલું હોય તેને ફેરવવા દેવ, અસુર, નર કે બીજો કોઇપણ સમર્થ નથી.' પછી આ ભગવાને ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, સમૃદ્ધિ, તપ, વિદ્યા અને ક્રિયા વગેરે પોતાની શક્તિઓથી મહાદેવને રથ, સારથિ, ધ્વજ, ઘોડા, ધનુષ્, બખતર અને બાણ વગેરે સંગ્રામનાં સાધનો કરી આપ્યાં[૬૩-૬૬] પછી મહાદેવે મધ્યાન્હ સમયમાં પોતાનું બાણ ધનુષમાં ચઢાવી તે બાણથી એ ત્રણ શહેર કે જેઓ તોડી શકાય એવાં ન હતાં તેઓને બાળી નાખ્યાં એ સમયમાં આકાશમાં દુંદુભિ વાગવા લાગ્યાં. સેંકડો વિમાનોની ભીડ થઇ ગઈ.[૬૭] દેવ, ઋષિ, પિતૃ, અને મોટા સિદ્ધલોકો જય જય બોલીને પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા અને અપ્સરાઓ પ્રસન્ન થઈ ગાવા તથા નાચવા લાગી.[૬૮] એ પ્રમાણે ત્રણે શેહેરને બાળી નાખી બ્રહ્માદિકોએ સ્તુતિ કરાતા સદાશિવ પોતાના સ્થાનકમાં પધાર્યા.[૭૦] પોતાની માયાથી મનુષ્યની લીલા કરતા આ પરમાત્મા અને જગતના ગુરૂ ભગવાનનાં આવાં આવાં જગતને પવિત્ર કરનારાં પરાક્રમો ઋષિઓએ ગાયેલાં છે. હવે બીજું તમારી પાસે શું કહું ?[૭૧]

एवंविधान्यस्य हरेः स्वमायया
विडंबमानस्य नृलोकमात्मनः ।
वीर्याणि गीतान्यृषिभिर्जगद्गुरो-
र्लोकान्पुनानान्यपरं वदामि किम् ॥७१॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના સપ્તમસ્કંધનો દશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૧ મો.*

### મનુષ્યોના, ચારવર્ણના તથા સ્ત્રીઓના ધર્મ.

श्रीशुकउवाच.

श्रुत्वेहितं साधुसभा सभाजितं
महत्तमाग्रण्य उरुक्रमात्मनः ।
युधिष्ठिरो दैत्यपतेर्मुदायुतः
पप्रच्छ भूयस्तनयं स्वयंभुवः ॥ १ ॥

શુકદેવજી કહેછે—હે પરીક્ષિત રાજા! મહાત્માઓમાં મુખ્ય અને ભગવાનમાંજ મન રાખનારા પ્રલ્હાદજીનું સત્પુરૂષોની સભાઓમાં સત્કાર પામેલું ચરિત્ર સાંભળી રાજી થયેલા યુધિષ્ઠિર રાજાએ નારદજીને ફરીવાર નીચે પ્રમાણે પૂછ્યું.[૧]

યુધિષ્ઠિર પૂછેછે—હે મહારાજ! વર્ણ અને આશ્રમમાં આચારસહિત મનુષ્યોનો સનાતન ધર્મ સાંભળવાની મને ઈચ્છા છે કે જે ધર્મ પાળવાથી મનુષ્યને જ્ઞાન અને ભક્તિ પ્રાપ્ત થાય છે[૨] આપ સાક્ષાત્ બ્રહ્માના પુત્ર છો અને બ્રહ્માના સઘળા પુત્રોમાં તપ અને યોગની નિષ્ઠાને લીધે શ્રેષ્ઠ ગણાઓછો[૩]નારાયણના ભક્ત, દયાળુ, સાધુ અને શાંત આપજેવા બ્રાહ્મણોને, જેવું ઉત્તમ

* આ અગિયારમા અધ્યાયમા મનુષ્ય માત્રના સાધારણ ધર્મો, ચાર વર્ણોના વિશેષ તથા સામાન્ય ધર્મો અને સ્ત્રીઓના પણ ધર્મો કહેવામા આવશે.

અને ગુહ્યપરમધર્મનું જ્ઞાન હોય છે તેવું બીજાઓને હોતુ નથી.[૪]

નારદજી કહેછે–લોકોના ધર્મને પ્રવર્ત્તાવનાર અને ધર્મની સ્ત્રી મૂર્તિમાં પોતાના અંશથી અવતરી લોકોનાં કલ્યાણને માટે બદરિકાશ્રમમાં તપ કરનાર નારાયણ ભગવાનને પ્રણામ કરી નારાયણના મુખથી સાંભળેલો સનાતન ધર્મ તમારી પાસે કહુ છુ.[૫-૬]હે રાજા! સર્વ વેદરૂપ ભગવાનજ ધર્મવિષયમાં પેહેલુ પ્રમાણ છે. વેદ જાણનારાઓની સ્મૃતિઓ તથા જેથી અંતઃકરણ પ્રસન્ન થાય તે પણ ધર્મવિષયમાં પ્રમાણ છે[૭] સત્ય, દયા, વ્રત, પવિત્રતા, સહનશીલપણુ, યોગ્ય ને અયોગ્યનો વિવેક, મનનો સંયમ, ઇંદ્રિયોનો સંયમ, અહિંસા, બ્રહ્મચર્ય, દાન, યથાયોગ્ય જપ, સરળતા,[૮]સંતોષ, મહાત્માઓની સેવા, ધીરેધીરે પ્રવૃત્તિનાં કર્મોથી નિવૃત્તિ, મનુષ્યોની નિષ્ફળ જતી ક્રિયાઓનો વિચાર, વૃથા ભાષણનો ત્યાગ, દેહાદિકથી આત્મા જૂદો છે એવું અનુસંધાન, પોતાના અન્નાદિકમાંથી બીજા પ્રાણીઓનો યથાયોગ્ય વિભાગ, સઘળાં પ્રાણીઓને અને તેઓમાં પણ વિશેષે કરી મનુષ્યોને આત્મા અને દેવરૂપ જાણવાં, મહાત્માઓની ગતિરૂપ ભગવાનનુ શ્રવણ, કીર્ત્તન, સ્મરણ, સેવા, પૂજા, નમસ્કાર, દાસપણુ, સખાપણું અને દેહનું સમર્પણ એ ત્રીસ લક્ષણવાળો ધર્મ સઘળાં મનુષ્યોને માટે સાધારણ કહેલછે. એ ધર્મથી ભગવાન્ પ્રસન્ન થાયછે.[૯-૧૨]વેદના મંત્રોથી જેને ગર્ભાધાનાદિક સંસ્કાર અવિચ્છિન્ન થયા હોય તે દ્વિજ કહેવાયછે, અને એ સંસ્કારો જેને બ્રહ્માએ કરવા કહેલા છે તેનેજ થાયછે જે દ્વિજો ( બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યો ) કુળથી અને આચારથી શુદ્ધ હોય, તેઓને યજ્ઞ, વેદાધ્યયન અને દાન એ ત્રણ કર્મો તથા આશ્રમના સંબંધની ક્રિયાઓ કરવાની આજ્ઞા છે.[૧૩]ઉપર કહેલાં ત્રણ કર્મો તથા ભણાવવું, યજ્ઞ કરાવવો અને પ્રતિગ્રહ લેવો એ છ કર્મ બ્રાહ્મણોને માટે છે તેઓમાં છેલ્લાં ત્રણ બ્રાહ્મણોની આજીવિકારૂપ છે. ક્ષત્રિયને આપત્તિના સમયમાં એક પ્રતિગ્રહ શિવાય યજ્ઞ કરાવવાની અને ભણાવવાનું કામ કરવાની પણ છૂટ છે. જે ક્ષત્રિય રાજા હોય તેને માટે કર, દંડ અને જકાત લેવા વગેરેની આજીવિકા છે. એ કર વગેરે, બ્રાહ્મણ પાસેથી લેવાય નહી.[૧૪]વૈશ્યે ખેડ અને વેપાર વગેરેથી પોતાની આજીવિકા ચલાવવી અને નિરંતર બ્રાહ્મણોને અનુસરીને રહેવુ, શૂદ્રે દ્વિજલોકોને અનુસરીને રહેવુ અને જે દ્વિજ પોતાનો માલિક હોય તેની પાસેથી પગાર વગેરે લઇને પોતાની આજીવિકા ચલાવવી.[૧૫]ખેડ વગેરે ધંધા, વગર માગે આવે તે, રોજ ધાન્ય માગવુ અને શિલોંછન ( ઓહલો કરવા વગેરે ) એ ચાર પ્રકારની બ્રાહ્મણની વૃત્તિઓ બીજા યુગોમાં હતી અને તેઓમાં ઉત્તરોત્તર શ્રેષ્ઠ ગણાતી હતી.[૧૬]ઉતરતા વર્ણે કષ્ટના સમયવગર પોતાની ઉત્તમ વર્ણની આજીવિકાનુ ગ્રહણ કરવુ નહીં, તેમાં ક્ષત્રિયને એક પ્રતિગ્રહ શિવાય બાકી સઘળા દ્વિજોની આજીવિકાનુ ગ્રહણ કરવાની છૂટ છે.[૧૭]ઋતથી, અમૃતથી, મૃતથી, પ્રમૃતથી અથવા સત્યાનૃતથી જીવવુ, પણ કૂતરાની વૃત્તિથી જીવવું નહી.[૧૮]ખેતરમાં કે હાટ વગેરેમાં ધણીએ પડતા મૂકેલા કણ લાવવા એ ઋત સમજવુ, માગ્યા વગર મળે તે અમૃત સમજવુ, રોજ ભીખ માગવી તે મૃત સમજવુ, ખેડ કરવી તે પ્રમૃત સમજવુ, વેપાર કરવો તે સત્યાનૃત સમજવુ અને પોતાના કરતાં નીચની સેવા કરવી તે કૂતરાની વૃત્તિ સમજવી. એ અત્યંત નિંદિત કૂતરાની વૃત્તિનો બ્રાહ્મણે તથા રાજાએ ત્યાગ કરવો, કેમકે બ્રાહ્મણ સર્વ વેદમય છે અને રાજા સર્વ દેવમય છે[૧૯-૨૦]મનનો નિગ્રહ, ઇંદ્રિયોનો નિગ્રહ, વ્રત, પવિત્રતા, સંતોષ, ક્ષમા, સરળતા, જ્ઞાન, દયા અને ભગવાનને પરાયણપણું એ બ્રાહ્મણનાં લક્ષણ છે.[૨૧]યુદ્ધમાં ઉત્સાહ, પ્રભાવ, ધીરજ, તેજ, દાન, મનનો જય, ક્ષમા, બ્રાહ્મણોને માનવા, પ્રસન્ન થવુ અને રક્ષણ કરવુ એ ક્ષત્રિયનાં લક્ષણ છે.[૨૨]દેવની ભક્તિ, ગુરૂની ભક્તિ, ભગવાનની ભક્તિ, ધર્મનો વધારો, ધનનો વધારો, સંસારનાંસુખનો વધારો, આસ્તિકપણું, નિરંતર ઉદ્યોગ અને ડહાપણુ એ વૈશ્યનાં

લક્ષણ છે.[૨૩]પોતાથી ઉત્તમ વર્ણને પ્રણામ કરવો, પવિત્રતા રાખવી, નિષ્કપટપણાથી માલિકની સેવા કરવી, મંત્ર ભણ્યા વગર વૈશ્વદેવાદિક પંચયજ્ઞ કરવા, ચોરી ન કરવી, સત્ય બોલવું અને ગાય તથા બ્રાહ્મણનું રક્ષણ કરવું એ શૂદ્રનાં લક્ષણ (ધર્મ) છે.[૨૪]પતિની સેવા, પતિને અનુકૂળ રહેવુ, પતિના બંધુઓને અનુસરવું અને પતિના નિયમો પાળવા એ ચાર પતિવ્રતા સ્ત્રીઓનાં લક્ષણ અને ધર્મરૂપ છે.[૨૫]ઘરમાં વાશીદું વાળવુ, લીંપવુ, મંડળ પુરવાં, નાનીમોટી સુખની તજવીજો, નમ્રતા, જીતેંદ્રિયપણુ અને સત્ય તથા પ્યારાં લાગે એવાં વચનોથી સમયેસમયે પ્રેમપૂર્વક પતિની સેવા કરવી. પોતે શણગારેલુ રહેવુ અને ઘરના સરસામાન સ્વચ્છ રાખવા,[૨૬-૨૭]જે કાંઇ મળે તેટલાથી સંતોષ રાખવો, મળેલા પદાર્થો ભોગવવામાં પણ લોલુપતા રાખવી નહીં, આળસ રાખવુ નહી, સાચાં અને પ્રિય વચન બોલવાં, ગાફલ રહેવુ નહી, અને પતિ પતિત ન થયો હોય તો પવિત્રપણાથી તથા સ્નેહથી તેની ભક્તિ કરવી.[૨૮]લક્ષ્મીજી જેમ ભગવાનને ભજેછે, તેમ જે સ્ત્રી પતિને પરાયણ રહી તથા પતિને ભગવાનરૂપ ધારીને પતિને ભજે, તે સ્ત્રી વિષ્ણુની સાથે જેમ લક્ષ્મીજી આનંદ પામેછે તેમ વિષ્ણુના લોકમાં વિષ્ણુરૂપ પતિની સાથે આનંદ પામેછે.[૨૯]વર્ણસંકર જાતિઓએ ચોરી તથા પાપ નહીં કરતાં પોતપોતાના કુળની આજીવિકાથી વર્ત્તવુ ચાંડાળ તથા ધોબી વગેરેએ પણ એ પ્રમાણેજ વર્ત્તવુ.[૩૦]પરધર્મ કરતાં પોતાનો ધર્મ નીચ હોય તોપણ તેજ સુખકારીછે એમ સમજવુ. સત્વાદિક પ્રકૃતિ ઉપરથી પ્રત્યેક યુગમાં મનુષ્યોને માટે જે જે ધર્મ શાસ્ત્રવેત્તાઓએ કહ્યો છે તેજ ધર્મ આ લોક તથા પરલોકમાં સુખ આપેછે.[૩૧]સત્વાદિક પ્રકૃતિની ઉપરથી ઠરેલી આજીવિકાથી વર્ત્તનાર અને પોતાનાં કર્મ કરનાર માણસ કર્મના બંધનમાંથી ધીરેધીરે છૂટતાં નિર્ગુણપણુ પામેછે.[૩૨]જે ખેતરમાં વારંવાર વવાતુ હોય તે ખેતર પોતાની મેળેજ નિર્વીર્ય થઈ જઇને પાછું ધાન્યોને ઉત્પન્ન કરી શકતું નથી અને તેમાં વાવેલું બીજ પણ નાશ પામેછે, એવી રીતે કામનાઓથી ભરેલું ચિત્ત બહુજ વિષયો ભોગવવાથી તૃપ્ત થઇને પછી પોતાની મેળેજ વૈરાગ્ય પામેછે (જે ધણી બહુજ વાસનાવાળો હોય તેનાથી એકદમ વાસનાનો ત્યાગ થઇ શકે નહી, માટે તે ધણીએ વેદોક્ત નિયમથી બહુ વિષયોને ભોગવતાંજ નિત્ય નૈમિત્તિક કર્મ કર્યા કરવાં. એ કર્મોને લીધે વિષયોમાં દોષ દેખાવાથી યયાતિરાજા અને સૌભરિ ઋષિની પેઠે ધીરેધીરે પોતાની મેળેજ વૈરાગ્ય થાયછે.) જેમ બળતો અગ્નિ ઘીનાં ટીપાંઓથી શાંત ન થાય પણ ઘીની મોટી ધાર કરીએ તો શાંત થાયછે, તેમ ચિત્ત થોડા થોડા વિષયો ભોગવવાથી શાંત ન થાય પણ બહુજ વિષયો ભોગવવાથી શાંત થાયછે. (બીજાં સ્થળોમાં બાળકપણાથીજ નિવૃત્તિ રાખવાનુ કહ્યુંછે તેની વાસનાઓના મંદ અને અમંદપણા ઉપરથી વ્યવસ્થા સમજવી.)[૩૩-૩૪]જે માણસના વર્ણને જણાવનારૂ જે લક્ષણ કહ્યુ છે તે લક્ષણ જો તેથી બીજા વર્ણના મનુષ્યમાં દેખાય તો તે મનુષ્યને પણ તેજ વર્ણનો સમજવો જોઈએ. (અભિપ્રાય એ છે કે માત્ર જાતિ ઉપરથી બ્રાહ્મણાદિકપણુ લેખવુ નહી, પણ લક્ષણો ઉપરથી લેખવુ જોઇએ.)[૩૫]

यस्य यल्लक्षणं प्रोक्तं पुंसो वर्णाभिव्यंजकम् ॥
यदन्यत्रापि दृश्येत तत्तेनैव विनिर्दिशेत् ॥३५॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના સપ્તમસ્કંધનો અગિયારમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૧૨ મો.

### વર્ણાશ્રમના ધર્મો.*

नारद उवाच.

ब्रह्मचारीगुरुकुले वसन् दांतो गुरोर्हितम् ।
आचरन् दासवन्नीचो गुरौ सुदृढसौहृदः ॥१॥

નારદજી કહેછે—બ્રહ્મચારીએ ગુરૂને ઘેર જીતેંદ્રિયપણાથી રહેવુ, ગુરૂનુ હિત કરવું, દાસની

* આ બારમા અધ્યાયમા બ્રહ્મચારી તથા વાનપ્રસ્થના ધર્મો અને ચારે આશ્રમોના થોડાક સાધારણ ધર્મો પણ કહેવામાં આવશે.

પેઠે ઘણી નમ્રતા રાખવી, ગુરૂ ઉપર દૃઢ પ્રીતિ રાખવી.[૧] સાંજે અને સવારે ગુરૂ, અગ્નિ, સૂર્ય અને ઉત્તમ દેવતાઓની ઉપાસના કરવી, ત્રણે સંધ્યામાં સાવધાનપણાથી ગાયત્રીનો જપ કરવો; સાયંકાળે તથા પ્રાતઃકાળે મૌન રાખવું.[૨] ગુરૂ ભણાવવાને બોલાવે ત્યારે તેમની પાસેથી ઘણું જ ધ્યાન આપીને વેદ ભણવા, ભણવાના આરંભમાં અને અંતમાં ગુરૂના ચરણમાં મસ્તકથી પ્રણામ કરવો.[૩] શાસ્ત્રમાં કહ્યાપ્રમાણે મેખળા, મૃગચર્મ, વસ્ત્ર, જટા, દંડ અને કમંડલુ રાખવાં તથા હાથમાં દર્ભ રાખવા[૪] સાંજે અને સવારે ભિક્ષા માગી આવીને ગુરૂને નિવેદન કરવી, ગુરૂ આજ્ઞા આપે તો જમવું, નહિતર કોઈ વખતે ઉપવાસ પણ કરી નાખવો[૫] સ્વભાવ સારો રાખવો, થોડું જમવું, ચતુરાઈથી રહેવું, શ્રદ્ધા રાખવી, જીતેંદ્રિય થવું, સ્ત્રીઓની સાથે અને સ્ત્રીલંપટલોકોની સાથેભિક્ષાલેવાસુધીજજોઇતો વ્યવહાર રાખવો.[૬] બ્રહ્મચારીએજ નહીં પણ ગૃહસ્થ શિવાય સઘળા આશ્રમવાળાઓએ સ્ત્રીસંબંધી વાત કરવી નહી, કેમકે જોરાવર ઇંદ્રિયો, નિયમ પાળનારના મનને બળાત્કારથી ખેંચી જાયછે.[૭] જુવાન બ્રહ્મચારીએ ગુરૂની જુવાન સ્ત્રીઓ પાસે પોતાના કેશનો સુધારો, મર્દન, સ્નાન કે અંજન વગેરે કરાવવું નહી, કેમકે સ્ત્રી અગ્નિરૂપ છે અને પુરૂષ ઘીના ઘડા જેવો છે. દીકરીની સાથે પણ એકાંતમાં રહેવું નહીં. વગર એકાંતના સમયમાં પણ ભિક્ષાદિકના જરૂરી ઉપયોગથી વધારે સંબંધ રાખવો નહી.[૮-૯] સ્વરૂપના સાક્ષાત્કારથી આ સઘળું દેહાદિક મિથ્યા છે એવો નિશ્ચય કરી જ્યાંસુધી તમામ સ્વતંત્ર થવાયું ન હોય ત્યાંસુધી દ્વૈતની ભાવના મટતી નથી અને તે મટી ન હોય ત્યાંસુધી વિષયની લાલચ થવાનો પણ સંભવ છે, એટલા માટે સ્ત્રી વગેરેથી બનતાં સુધી દૂરજ રહેવું જોઇએ[૧૦] સારો સ્વભાવ રાખવો ઇત્યાદિક જે કહ્યું તે બ્રહ્મચારીની પેઠે ગૃહસ્થને અને સંન્યાસીને પણ બરાબર છે. ગૃહસ્થે ઋતુના સમયમાં સ્ત્રીસંગ કરવો અને ગુરૂની સેવા બની શકે તો કરવી એટલો વિશેષ છે.[૧૧] બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને સંન્યાસીઓએ આંજણ આંજવું નહી, શરીરને તૈલાદિક ચોપડવું નહી, મર્દન કરવું નહી, સ્ત્રીને તથા સ્ત્રીના ચિત્ર વગેરેને પણ જોવા વગેરેનો ત્યાગ કરવો. મદ્ય, માંસ, માળા, સુગંધ, લેપન અને અલંકાર વગેરેનો ત્યાગ કરવો.[૧૨] એ પ્રમાણે ગુરૂને ઘેર રહી અંગ અને ઉપનિષદો સહિત ત્રણે વેદોનો પોતાની શક્તિ પ્રમાણે અને અધિકાર પ્રમાણે અભ્યાસ કરી તથા અર્થ સમજી જો શક્તિ હોય તો ગુરૂ માગે એવી ગુરૂદક્ષિણા આપવી. પછી ગુરૂની રજા લઈ અધિકાર પ્રમાણે ગૃહસ્થાશ્રમમાં, વનમાં કે સંન્યાસ આશ્રમમાં જવું, અથવા નૈષ્ઠિક બ્રહ્મચારી થવું એટલે મરતાં સુધી ગુરૂને ઘેરજ રહેવું.[૧૩-૧૪] અગ્નિ, ગુરૂ, આત્મા અને સર્વ પ્રાણીઓમાં પોતાના આશ્રયરૂપ જીવોની સાથે તેઓના નિયંતાપણાથી પેઠેલ જેવા લાગતા પણ વાસ્તવિક રીતે નહી પેઠેલા ભગવાનનું ચિંતન કરવું.[૧૫] બ્રહ્મચારી, વાનપ્રસ્થ, સંન્યાસી કે ગૃહસ્થ આ પ્રમાણે રહેતાં જ્ઞેય વસ્તુને જાણી પરબ્રહ્મને પામેછે.[૧૬] હવે વાનપ્રસ્થના નિયમો કે જેઓ મુનિલોકોએ સ્વીકારેલા છે અને જેઓને પાળવાથી મુનિને અનાયાસે મહર્લોકની પ્રાપ્તી થાયછે તેઓવિષે કહુ છું.[૧૭] ખેડ કરવાથી જે પાકેલું હોય તે ખાવું નહી. વગર ખેડે પાક્યા છતાં પણ જે વગર સમયે પાક્યું હોય તે ખાવું નહી, જે ફળવગેરે પદાર્થ સૂર્યથી પાકેલ હોય તે ખાવો, અને એમ ન બની શકે તો અન્નાદિકને અગ્નિમાં પકાવીને અથવા એમને એમ કાચું જ ખાવું.[૧૮] વનમાં ઉત્પન્ન થયેલી નાનવી વગેરેથી શાસ્ત્રમાં કહેલા સમયોમાં ચરૂ અને પુરોડાસ હોમવા, અન્ન વગેરે વસ્તુ નવી નવી મળે ત્યારે જુની વસ્તુનો ત્યાગ કરવો. [૧૯] અગ્નિ સાચવવાને માટેજ પર્ણકુટી અથવા પર્વતની ગુફાનો આશ્રય લેવો, બાકી પોતે તો ટાઢ, વાયુ, અગ્નિ, વરસાદ અને તડકાનું સહન કરી રહેવું.[૨૦] કેશ, રૂવાડાં, નખ, દાઢી, મૂછ અને મેલને ધોવાં નહીં. જટા રાખવી. કમંડલુ,

મૃગચર્મ, દંડ, વલ્કલ અને અગ્નિહોત્રના સામાન રાખવા.[21] આ પ્રમાણે વનમાં બાર, આઠ, ચાર, બે અથવા એક વર્ષસુધી રહેવુ. તપના ક્લેશથી બુદ્ધિ નાશ ન પામે તે પ્રમાણે ઉપર કહેલા પક્ષોમાંથી ગમે તેનુ ગ્રહણ કરવું. (વાનપ્રસ્થ આશ્રમ લેવાનો કલિયુગમાં નિષેધ છે.)[22] વાનપ્રસ્થ જ્યારે વ્યાધિથી અથવા જરાને લીધે પોતાની ક્રિયા કરવામાં અસમર્થ થાય અને જ્ઞાનનો અભ્યાસ કરવામાં પણ અસમર્થ હોય, ત્યારે તેણે અનશન (ખાવાનો ત્યાગ) વગેરે વ્રત લેવુ.[23] એ વ્રત લીધા પેહેલાં અગ્નિહોત્રના અગ્નિઓનુ દેહમાંજ આરોપણ કરી ( ધ્યાન કરી ) અહંતા મમતાનો ત્યાગ કરી યોગ્ય રીતે દેહનો તેની ઉત્પત્તિનાં કારણોમાં લય કરવો.[24] ઉત્પત્તિ પ્રમાણે દેહનાં છિદ્રોનો આકાશમાં, નિશ્વાસનો વાયુમાં, ગરમીનો તેજમાં, રૂધિર શ્લેષ્મ તથા પરૂનો જળમાં, અને અસ્થિ વગેરે બાકીના કઠિન ભાગનો પૃથ્વીમાં લય કરવો.[25] વાણી અને તેના કર્મરૂપ ભાષણનો અગ્નિમાં લય કરવો. હાથ અને તેના કર્મરૂપ શિલ્પનો ઈંદ્રમાં લય કરવો. પગનો અને તેના કર્મરૂપ ગતિનો વિષ્ણુમાં લય કરવો. ઉપસ્થનો અને તેના કર્મરૂપ રતિનો પ્રજાપતિમાં લય કરવો.[26] પાયુનો અને તેનાં કર્મરૂપ મળોત્સર્ગનો મૃત્યુમાં લય કરવો શ્રોત્રનો અને શબ્દનો દિશાઓમાં લય કરવો. ત્વચાનો અને સ્પર્શનો વાયુમાં લય કરવો.[27] ચક્ષુનો અને રૂપનો તેજમાં લય કરવો. જિહ્વા અને વરૂણનો જળમાં લય કરવો ઘ્રાણ અને અશ્વિનીકુમારનો ગંધવાળી પૃથ્વીમાં લય કરવો[28] મન અને મનોરથોનો ચંદ્રમાં લય કરવો. બુદ્ધિ અને તેના વિષયોનો બ્રહ્મામાં લય કરવો અહંકાર અને તેનાં કર્મોનો રૂદ્ર કે જેથી અહંતા મમતાપૂર્વક ક્રિયા થાયછે તેમાં લય કરવો. ચિત્ત અને ચેતનાનો ક્ષેત્રજ્ઞમાં લય કરવો ક્ષેત્રજ્ઞ (જીવ), ગુણો અને દેવતાઓનો પરબ્રહ્મમાં લય કરવો. ('अहंब्रह्मास्मि' એવો નિશ્ચય કરવો )[29] પૃથ્વીનો જળમાં, જળનો તેજમાં, તેજનો વાયુમાં, વાયુનો આકાશમાં અને આકાશનો અહંકારમાં, અહંકારનો મહત્તત્વમાં, મહત્તત્વનો પ્રકૃતિમાં અને પ્રકૃતિનો પરમાત્મામાં લયકરવો.×[30] આ પ્રમાણે બાકી રહેલા ચૈતન્યમાત્ર આત્માને પરબ્રહ્મરૂપ જાણી અદ્વૈતરૂપ થઇને, જેનાં કાષ્ઠ બળી ગયાં હોય એવા અગ્નિની પેઠે પોતાની મેળેજ વિરામ પામે.[31]

इत्यक्षरतयात्मानं चिन्मात्रमवशेषितम् ।
ज्ञात्वाऽद्वयोथविरमेद्दग्धयोनिरिवानलः ॥३१॥

ઇતીશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના સપ્તમસ્કંધનો બારમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૩ મો.*

### સાધક સંન્યાસીના ધર્મ તથા અવધૂતનો ઇતિહાસ, સિદ્ધ લોકોની અવસ્થા.

**नारद उवाच.**

कल्पस्त्वेवंपरिव्रज्य देहमात्रावशेषितः ।
ग्रामैकरात्रविधिना निरपेक्षश्चरेन्महीम् ॥ १ ॥

નારદજી કહેછે—જે વાનપ્રસ્થ, બ્રહ્મવિચારમાં અશક્ત હોય તેણે ઉપર લખ્યા પ્રમાણે કરવુ, અને જે બ્રહ્મવિચારમાં સમર્થ હોય તેણે સંન્યાસ લઈ, દેહ શિવાય સઘળી વસ્તુઓનો ત્યાગ કરી કોઇ પ્રકારની ઈચ્છા નહીં રાખતાં પૃથ્વી ઉપર ફરવુ, અને ગામમાં એક રાત કરતાં વધારે રહેવુ નહીં[1] સંન્યાસીને વસ્ત્ર રાખવાનીજરૂરપડે, તોપણતેણે સ્વસ્થતાના સમયમાં લંગોટી શિવાય બીજુ કાંઇ રાખવુ નહી અને તેણે સઘળાનો ત્યાગ કરેલો હોયછે તેથી કષ્ટના સમય વગર દંડ કે સંન્યાસની નિશાની શિવાય બીજુ કાંઇ પણ રાખી શકાય નહી[2] સ-

× લય કરવો એટલે નાશ કરી નાખવો એમ સમજવું નહીં કેમકે તે તત્વ તેથી જૂદો નથી એમ સમજવુ એજ લય કહેવાયછે લયની પ્રક્રિયા સ્થળે સ્થળે જૂદી જૂદી અને વખતપર એકજ સ્થળમા પણ વિચિત્ર રીતની આવેછે તેનુ કારણ એ છે કે દ્વૈત પદાર્થ મિથ્યા છે અને મિથ્યામા જેમ કહીએ તેમ સંભવેછે મુખ્ય સમજવાનુ એટલુજ છે કે આ અને પરબ્રહ્મ પરમાત્મા જે કહેવાય છે તે હું , અને બાકી સઘળુ મારા સ્વરૂપમા કલ્પિત અને મિથ્યા છે એમ નિશ્ચય કરવો એ સઘળી આટી તેટી પ્રક્રિયાઓનુ ફળ છે

* આ તેરમા અધ્યાયમા સાધક સંન્યાસીનો ધર્મ અને અવધૂતનાઇતિહાસથી સિદ્ધની અવસ્થા કહેવામાં આવશે.

ન્યાસીએ સર્વ ભૂતોની સાથે મૈત્રી, શાંતિ અને નારાયણની પરમ ભક્તિ રાખીને આત્માંજ પ્રીતિ રાખતાં અને બીજા કોઇનો પણ આશ્રય નહી રાખતાં એકલાજ ફરવુ જોઇએ.[૩] કાર્ય-કારણથી પર અને અવિનાશી આત્મામાં સઘળુ જગત્ રહ્યુંછે, અને કાર્ય-કારણમય સઘળા જગતમાં પરબ્રહ્મરૂપ આત્મા રહેલછે એમ ધારવુ.[૪] સુષુપ્તિમાં તમોગુણનેલીધે આત્મસ્વરૂપ ઢંકાએલુ રહેછે, અને જાગ્રત તથા સ્વપ્નમાં વિક્ષેપનેલીધે પ્રકાશતુ નથી, પરંતુ અવસ્થાઓની સાંધમાં તમોગુણ કે વિક્ષેપ હોતાં નથી, તેથી તે સમયમાં આત્માને લક્ષ્ય કરી આત્મસ્વરૂપને જોતા અને બંધ તથા મોક્ષને માયામાત્ર વિચારતા સંન્યાસીએ સર્વ ઠેકાણે આત્માની વ્યાપકતા જોવી.[૫] આ દેહનુ મરણ કે જે અવશ્ય થનાર છે તેને ઇચ્છવુ નહી, તેમજ જીવિત કે જે રહેવાનુજ નથી તેને પણ ઇચ્છવુ નહી; ફક્ત પ્રાણીઓની ઉત્પત્તિ અને નાશ કરનારા કાળનીજ વાટ જોવી અનાત્માનું પ્રતિપાદન કરનારાં નાટક વગેરે શાસ્ત્રમાં આસક્તિ રાખવી નહીં. જોશ જોવા વગેરેની આજીવિકાથી જીવવુ નહી. અયોગ્ય વાદવિવાદનો અને તર્કનો ત્યાગ કરવો. કોઇ પક્ષમાં આગ્રહ રાખીને પેસવુ નહી[૭] ઝાઝા શિષ્યો કરવાનો ઉદ્યમ કરવો નહી. ઘણા ગ્રંથોનો અભ્યાસ નહીં કરવો, સભા ભરી વક્તાપણાનુ કામ કરવુ નહી. મઠ બાંધવા વગેરેની ખટપટો કરવી નહી.[૮] જ્ઞાન ન થયુ હોય ત્યાં સુધી સંન્યાસનાં ચિન્હ રાખી અંતઃકરણની શુદ્ધિને સારૂ યમ નિયમો પાળતાં જ્ઞાન મળવાને માટે યત્ન કરવુ જોઇએ, પણ જ્ઞાન થયા પછી તો નિયમોનુ કશુ કામ નથી અને યમો પણ પોતાની મેળેજ થાયછે, તેથી તે સમયમાં શાંત અને સમચિત્તવાળા મહાત્મા સંન્યાસીને આશ્રમનાં ચિન્હ વગેરે રાખવાનુ કશુ પ્રયોજન નથી આશ્રમનાં ચિન્હ વગેરે રાખ્યાથી સંન્યાસીને કાંઇ ધર્મ થાય છે એમ નથી, માટે તે રાખવાં કે ન રાખવાં એ તેની મરજી ઉપર છે.[૯] બહારની નિશાનીઓ રાખવાની જરૂર નથી, પણ આત્માનુ અનુસંધાન રાખવાની ઘણી જરૂર છે સંન્યાસીએ પોતે વિદ્વાન્ છતાં પણ લોકોની નજરમાં ઉન્મત્ત બાળકની પેઠે રહેવુ, અને વિચક્ષણ છતાં પણ પોતાનુ શરીર મુંગા જેવુ દેખાડવું.[૧૦] આ વિષયમાં પ્રલ્હાદ અને અજગરવૃત્તિ (એક ઠેકાણે રહીને પ્રારબ્ધ ભોગવાની વૃત્તિ) વાળા એક મુનિ(ગુરૂ દત્તાત્રેય)ના સંવાદરૂપ જૂનો ઇતિહાસ કહેવામાં આવેછે.[૧૧] લોકોની રીતભાત જાણવાની ઇચ્છાથી કેટલાએક કારભારીઓસહિત લોકોમાં ફરવા નીકળેલા મહાવૈષ્ણવ પ્રલ્હાદને સહ્યાદ્રિની પાસે કાવેરી નદીને કાંઠે ધરતીપર સૂતેલા અને શરીરના અવયવો ધૂળથી ભરાઈ રહેવાને લીધે જેનુ નિર્મળ તેજ ઢંકાઈ રહ્યુ હતુ એવા એ યોગી જોવામાં આવ્યા[૧૨-૧૩] કર્મ, આકૃતિ, વાણી કે વર્ણાશ્રમ વગેરેની નિશાની ઉપરથી 'તે આ કે નહી?' એમ કોઇ લોકોથી જાણીશકાય નહીં એવા એ યોગીને પ્રણામ કરી વિધિસહિત પૂજા કરી અને ચરણમાં માથુ મૂકી, જાણવાની ઇચ્છાથી મહાવૈષ્ણવ પ્રલ્હાદે નીચે પ્રમાણે તેને પૂછ્યુ.[૧૪-૧૫]

પ્રલ્હાદ પૂછેછે—આપ જાણે ઉદ્યમ કરનાર અને ભોગ ભોગવનાર હો, એવી રીતે આપનો દેહ પુષ્ટ છે, કેમકે ઉદ્યમ કરનારાઓને ધન મળેછે, ધનવાળાઓને ભોગનુ સુખ મળેછે અને ભોગના સુખવાળાઓનો દેહ પુષ્ટ થાયછે.[૧૬] આપ તો સૂતા રહોછો અને કશો ઉદ્યમ કરતા નથી તેથી આપની પાસે ધન નથી કે જેથી ભોગનુ સુખ મળે માટે ભોગ ભોગવ્યા વિના પણ આપનો આ દેહ જેથી પુષ્ટ થયોછે, તે કારણ જો અમારી પાસે કહેવા જેવુ હોય તો કહો.[૧૭] લોકો તો ધન મેળવવા વગેરેમાં પોતે અસમર્થ હોય તોપણ તેને સારૂ ઉદ્યમ કરેછે, અને આપ તો સમર્થ છતાં પણ ઉદ્યમ કેમ કરતા નથી? આપ વિદ્વાન્, સમર્થ, ચતુર અને વાતોથી લોકોને રાજી કરીદો એવા છતાં પણ સૂઇ રહોછો અને લોકો કર્મ કર્યા કરેછે તેઓને જોતાં છતાં પણ કોઈના કામની નિંદા કે સ્તુતિ કરતા નથી,[૧૮]

નારદજી કહેછે—એ પ્રમાણે પ્રલ્હાદે પૂછતાં તેના વચનરૂપી અમૃતથી વશ થયેલા એ યોગી હસીને નીચે પ્રમાણે બોલ્યા.[18]

યોગી બોલ્યા—હે દૈત્યોના રાજા ! તમે કે જે જ્ઞાનીઓમાં પ્રખ્યાત છો, તેમને પ્રવૃત્તિ અનેનિવૃત્તિ કરવામાં મનુષ્યોને કેવાં ફળ થાયછે તેની ખબરજ છે.[20] કેમકે શુદ્ધ ભક્તિને લીધે તમારા હૃદયમાં નિરંતર રહીને નારાયણભગવાન,સૂર્ય જેમ અંધારાને મટાડે તેમ તમારા અજ્ઞાનને મટાડેછે. તો પણ જેવું અમે સાંભળ્યું છે તે પ્રમાણે તમારા પ્રશ્નોના ઉત્તર આપીશું , કેમકે જેઓને અંતઃકરણ શુદ્ધ કરવાની ઈચ્છા હોય તેઓએ તમને મન દેવું જોઇએ.[21-22] જન્મમરણના પ્રવાહને ચલાવનારી અને યોગ્ય વિષયોથી પણ શાંત નહી કરી શકાતી તૃષ્ણાએ કર્મો કરાવીને મને અનેક યોનિઓમાં નાંખ્યો હતો.[23] કર્મથી ભટકતો હું એજ તૃષ્ણાએ યદૃચ્છાથી પાછો આ મનુષ્યદેહમાં નંખાએલો છું , કે જે મનુષ્યદેહ પુણ્યથી સ્વર્ગનું , પાપથી નીચ યોનિનું, પુણ્ય પાપના મિશ્રિતપણાથી પાછું મનુષ્યપણાનું અને નિવૃત્તિથી મોક્ષનું દ્વાર છે.[24] આ મનુષ્યાવતારમાં પણ સુખ મેળવવા અને દુઃખને મટાડવા અનેક પ્રકારનાં કર્મો કર્યા કરતાં સ્ત્રી પુરૂષોને તેઓના ધાર્યા કરતાં ઉલટાં ફળ થાયછે, તે જોઇને મે નિવૃત્તિજ સ્વીકારી છે.[25] સુખ, એ આ જીવનું સ્વરૂપ છે અને તે સઘળી ક્રિયાઓ બંધ પડે ત્યારે પોતાની મેળેજ પ્રકાશેછે સઘળા પ્રકારના ભોગોને મન કલ્પિત અને અનિત્ય જોઈને હું નિરૂદ્યમીજ રહું છું અને પ્રારબ્ધને લીધે જે પોતાથી મળેછે તેને ભોગવું છું .[26] પોતાનો સુખરૂપ પુરૂષાર્થ પોતામાંજ છે તેને ભૂલી જઈને પુરૂષો, દ્વૈત પદાર્થ મિથ્યા છતાં પણ ભયંકર સંસારના પ્રવાહમાં ભટક્યા કરેછે.[27] જેમ કોઇ મૂર્ખ માણસ શેવાળ વગેરેથી ઢંકાએલા જળને છોડી દઈ જળ પીવાની ઇચ્છાથી ઝાંઝવાંનાં પાણી ઉપર દોડે, તેમ પોતાના સ્વરૂપ શિવાય બીજે ઠેકાણે સુખ દેખતો પુરૂષ વિષયોઉપર દોડ્યા કરેછે.[28] દેહાદિક પદાર્થો કે જેઓ દૈવાધીન છે તેઓથી.સુખ મેળવવાને તથા દુઃખ ટાળવાને ઈચ્છતા ભાગ્યવિનાના પુરૂષો જે જે ક્રિયાઓ કરેછે તે સઘળી નિષ્ફળ થાયછે.[29] આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક દુઃખોથી કદી પણ મુક્ત નહીં થતા અને જેને માથે મોત ફર્યા કરેછે એવા પ્રાણીને કોઇ વખતે માંડ માંડ ધન કે સુખ મળી જાય, તોપણ તેઓથી શું થયું ?[30] લોભિયા, અજીતેંદ્રિય, બીકને લીધે જેઓને નિદ્રા આવતી નથી એવા અને સર્વની શંકા રાખનારા નાણાંવાળાઓને પણ હું ઘણો ક્લેશજ દેખું છું .[31] રાજાની, ચોરની, શત્રુની, સ્વજનની, પશુની, પક્ષીની, કાળની તથા પોતાની પણ પ્રાણ અને ધનવાળાઓને નિરંતર બીક રહેછે.[32] પ્રાણ અને ધનની તૃષ્ણા કે જેને લીધે મનુષ્યોને શોક, મોહ, ભય, ક્રોધ, પ્રીતિ, દીનતા અને પરિશ્રમ વગેરે થાયછે તેનેજ સમજુ પુરૂષે તજી દેવી જોઇએ.[33] આ લોકમાં મધમાખી અને અજગર, એ બે મારા મોટા ગુરૂ છે કે જેઓની પાસેથી લીધેલી શિખામણ ઉપરથી અમને વૈરાગ્ય અને સંતોષ મળેલછે.[34] મધમાખી પાસેથી હું સર્વ વિષયોમાં વૈરાગ્ય રાખવાનું શીખ્યો છું . મધમાખીએ મધની પેઠે, માણસે ઘણું કષ્ટ વેઠી મેળવેલા ધનને તેના ધણીને મારી બીજો લઇ જાયછે.[35] ઉદ્યોગ છોડી બેઠેલો હું જે પદાર્થ યદૃચ્છાથી મળેછે તેથી સંતોષ રાખું છું અને ન મળે તો ધીરજ રાખીને અજગરની પેઠે ઘણા દિવસ સૂઇ રહું છું .[36] કોઈ વખતે થોડું, કોઇ વખતે ઝાઝું, કોઈ વખતે સ્વાદિષ્ટ, કોઈ વખતે ખરાબ, કોઇ વખતે ઘણા ગુણવાળું કોઈ વખતે ગુણ વગરનું, કોઇ વખતે શ્રદ્ધાથી મળેલું અને કોઇ વખતે અપમાનથી મળેલું અન્ન પણ ખાઈ લઉં છું , અને ખાઇને યદૃચ્છાથી દિવસે અથવા રાતે કોઈ ઠેકાણે પડી રહું છું .[37-38] પ્રારબ્ધને ભોગવનાર અને સંતોષ રાખનાર હું, રેશમી, સૂતરાઉ, ચામડું , ચીર, વલ્કલ કે બીજી જાતનું પણ જે વસ્ત્ર મળી આવે તેને પેહેરી લઉં છું.[39] કોઇ વખતે ધરતી ઉપર ખડ, પાં-

ઉકડાં, પાહાણા કે રાખમાં સૂઈ રહુંછું, અને કોઈ વખતે પારકી ઇચ્છાથી મેહેલની અંદર રહેલા પલંગની તળાઈમાં પણ સૂઈ રહુછુ.[૪૦] કોઇ વખતે નાહી, ચંદનનું લેપન ધરી, સારાં વસ્ત્ર પેહેરી, માળા પેહેરી, શણગાર ધરી, રથ, હાથી કે ઘોડા પર બેશીને ફરૂછું, અને કોઇ વખતે ગાંડની પેઠે નાગોજ ફર્યા કરૂંછું.[૪૧] લોકો કે જેઓના વિચાર એકબીજાથી ઉલટા હોવાનોજ સ્વભાવ છે તેઓની હુ નિંદા કરતો નથી, તેમ સ્તુતિ પણ કરતો નથી. સર્વનુ કલ્યાણ થાય અને પરમાત્મામાં એકતા થાય એટલુજ ઇચ્છુ છુ.[૪૨] ભેદને મનની વૃત્તિમાં હોમી દેવો, વૃત્તિને પદાર્થોરૂપી વિભ્રમવાળા મનમાં હોમી દેવી, મનને અહંકારમાં હોમી દેવુ અને અહંકારને મહત્તત્વ દ્વારા માયામા હોમી દેવો.[૪૩] સત્ય સ્વરૂપને જોનારા મુનિએ તે માયાને સ્વરૂપના અનુભવમાં હોમી દેવી. પછી ઉદ્યમ રહિત થઈ અને પોતાના અનુભવથી સ્વરૂપમાં રહી વિરામ પામવો.[૪૪] મારી રીતભાત જો કે અત્યંત ગુપ્ત અને લોક તથા શાસ્ત્રથી પણ ઉલટીછે, તો પણ તમે ભગવાનના ભક્ત છો એટલા માટે તમારી પાસે કહી દેખાડી.[૪૫]

નારદજી કહેછે–એ પ્રમાણે અવધુત પાસેથી પરમહંસનો ધર્મ સાંભળી રાજી થયેલા પ્રલ્હાદ તેમની પૂજા કરી રજા લઇને પછી પોતાને ઘેર ગયા [૪૬]

धर्मं पारमहंस्यं वै मुनेः श्रुत्वाऽसुरेश्वरः
पूजयित्वाततःप्रीत आं त्र्यप्रययौगृहम् ॥४६॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના સપ્તમસ્કંધનો તેરમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૧૪ મો.*

### ગૃહસ્થોના મોક્ષદાયક તથા સુખદાયક ધર્મો.

युधिष्ठिर उवाच

गृहस्थ एतां पदवीं विधिना येन चांजसा ।
याति देवऋषे ब्रूहि मादृशो गृहमूढधीः ॥ १ ॥

યુધિષ્ઠિર રાજા પૂછેછે–હે નારદમુનિ! ઘરમાંજ મૂઢ બની ગયેલા હુ જેવા ગૃહસ્થને જે પ્રકારથી સંન્યાસીની પદવી એટલે મોક્ષ મળે તે પ્રકાર કહો.[૧]

નારદજી કહેછે–ગૃહસ્થે ઘરમાં રહીને શ્રીકૃષ્ણાર્પણ કરી યથાયોગ્ય ક્રિયાઓ કરતાં મોટા મુનિઓની સેવા કરવી.[૨] નિરંતર ભગવાનની કથારૂપ અમૃતનુ શ્રવણ કરવુ. શ્રદ્ધા રાખીને નીમેલા સમયમાં શાંત પુરૂષોનો સમાગમ કરવો.[૩] દેહ, સ્ત્રી અને પુત્ર વગેરે કે જેઓ એક દિવસે છૂટાં પડવાનાંજ છે, તેઓ ઉપરની આસક્તિને સત્સંગના બળથી ધીરે ધીરે પોતાથીજ છોડી દેવી. સ્વપ્નમાંથી ઉઠેલો માણસ સ્વપ્નમાં જોયેલા પુત્રાદિકમાં જેમ આસક્તિ છોડી દેછે, તેમ ઉપર કહેલી આસક્તિ છોડી દેવી.[૪] સમજુપુરૂષે દેહમાં અને ઘરમાં જેટલુ પ્રયોજન હોય તેટલોજ સંબંધ રાખવો, અને અંદર વૈરાગ્ય રાખી ઉપરથી આસક્ત માણસની પેઠે પુરૂષાર્થ કર્યા જવો[૫] જ્ઞાતિ, માતાપિતા, પુત્ર, ભાઇઓ અને બીજા સંબંધીઓ જે કહે અને જે ઇચ્છે તેમાં આગ્રહ નહી કરતાં સંમતિ આપવી.[૬] ધાન્યાદિક, પૃથ્વીમાંથી મળેલું અને અકસ્માત્ મળતુ જે કાંઈ ધન ઈશ્વર આપે તે સઘળાનો ઉપભોગ કરતાં પોતાથી ઉપર કહ્યા પ્રમાણે કરવુ.[૭] જેટલાથી પેટ ભરાય તેટલુજ પ્રાણીનુ પોતાનુ છે, માટે તે કરતાં અધિકનુ જે અભિમાન રાખે, તે ધણી ચોર સમાન હોવાથી શિક્ષાને યોગ્ય છે.[૮] મૃગ, ઊંટ, ગધેડાં, વાંદરાં, ઉંદર, સરપોલિયાં, પક્ષી અને માખીઓને પોતાના પુત્રની સમાન ગણવાં; કેમકે એઓની અને પુત્રોની વચ્ચે ઝાઝું અંતર નથી[૯] ઘરમાં રહીને પણ બહુજ કષ્ટ વેઠીને ધર્મ, અર્થ કે કામનુ સંપાદન કરવુ નહી, પણ દેશ કાળને અનુસરીને જેટલુ દૈવ આપે તેટલાથીજ ચલાવવુ.[૧૦] કૂતરાં, પતિત અને ચાંડાલાદિક સુધીનાં પ્રાણીઓને પણ પોતાના અન્નમાંથી યથાયોગ્ય રીતે વહેંચી આપવુ. સ્ત્રી કે જે મુખ્યત્વે કરી પોતાનીજ સેવા કરવા માટે છે અને જેમાં મનુષ્યોને 'આ તો મારીજ' એવો આગ્રહ છે;

* આ ચૌદમા અધ્યાયમા ગૃહસ્થના મોક્ષદાયક ધર્મ અને દેશકાળ વગેરેના ભેદથી બીજા સંસારસંબંધી સુખ આપનારા ધર્મ પણ કહેવામાં આવશે.

તે સ્રીને પણ ધર્મશાસ્ત્રમાં કથાપ્રમાણે અતિથિઓની સેવાના કામમાં લગાડવી.[11]જેને સારૂ પુરૂષો પોતાના પ્રાણ પણ છોડેછે, અને બાપને કે ગુરૂને પણ મારેછે, તે સ્રીમાંથી જેણે મમતા છોડી દીધી તેણે ભગવાન્ કે જે કોઇને પણ વશ થતા નથી તેને વશ કર્યા એમ સમજવું.[12]જે-માંથી અંતે કીડા, વિષ્ટા કે ભસ્મજ થવાની છે એવો આ તુચ્છ દેહ ક્યાં, દેહના સુખને માટેજ જેમાં પ્રીતિ થાયછે એવી સ્રી ક્યાં, અને સર્વ વ્યાપક તથા અસંગ આત્મા ક્યાં ?[13]જે અન્નાદિક પ્રારબ્ધયોગથી મળે તેમાંથી પંચયજ્ઞ કરીને બાકીનાથી પોતાની વૃત્તિ ચલાવવી અને વૃત્તિ ચલાવતાં જે વધે તેમાંથી મમતા છોડી દેવી આ પ્રમાણે કરનારો સમજુ પુરૂષ પરમહંસ લોકોની ગતિને પામેછે[14]પોતાની યોગ્ય આજીવિકાથી જે ધન મળે તેથી, રોજ દેવ, ઋષિ, પિતૃ, મનુષ્ય, અને પ્રાણીઓનું પૂજન કરવું, અને પોતાના શરીરને પણ સુખ દેવું એમ કરવાથી અંતર્યામી ભગવાનનું જ તે પૂજન થાયછે[15]જ્યારે પોતાને આધકાર વગેરે સઘળી યજ્ઞ કરવાની સગવડો હોય ત્યારે વેદમાં કહેલા અગ્નિહોત્રાદિક વિધિથી પૂજન કરવું સઘળા યજ્ઞોને ભોગવનારા આ ભગવાન્, બ્રાહ્મણોના મુખમાં હોમવાથી જેવા પ્રસન્ન થાયછે તેવા અગ્નિના મુખમાં ઘી વગેરે હોમવાથી પ્રસન્ન થતા નથી[16-17]એટલા-માટે બ્રાહ્મણ, દેવ, મનુષ્ય અને બીજા પ્રાણીઓને યથાયોગ્ય દાનમાન આપી તેઓમાં અંતર્યામીનું પૂજન કરો, અને એ અંતર્યામીનું મુખ્ય મુખ બ્રાહ્મણોજ છે એમ સમજો.[18]દ્વીજ વર્ણોએ ભાદરવા મહિનાના કૃષ્ણપક્ષમાં માતાપિતાનું મહાલય શ્રાદ્ધ કરવું અને ધનની સંપત્તિ હોય તો માતા પિતાના બંધુઓનું પણ કરવું.[19]દક્ષિણાયન, ઉત્તરાયણ, વિષુવત્, વ્યતીપાત, ક્ષયદિવસ, ચંદ્રસૂર્યનાં ગ્રહણ, શ્રવણદ્વાદશી, વૈશાખ શુદ ત્રીજ, કાર્તિક માસની નવમી, હેમંત તથા શિશિર ઋતુમાં ચાર અષ્ટકા* નામની તિથિ, માઘ શુદ સાતમ, માઘ મહિનાની મઘા નક્ષત્રવાળી પુનમ, અને એવીજ રીતે પ્રત્યેક પુનમને દિવસે પણ શ્રાદ્ધ કરવું.[20-22]બારશમાં અનુરાધા, શ્રવણ અથવા ત્રણ ઉત્તરામાંથી એકનો યોગ હોય, અથવા અગિયારશમાં ત્રણ ઉત્તરામાંથી એકનો યોગ હોય, અથવા જે તિથિમાં જન્મનક્ષત્ર કે શ્રવણ નક્ષત્રનો યોગ હોય તે દિવસે પણ શ્રાદ્ધ કરવું[23]આ સમયો એકલું શ્રાદ્ધ કરવાનાજ છે એમ નથી, પણ મનુષ્યોને સઘળા પ્રકારના ધર્મની વૃદ્ધિ આપનારા છે, એટલામાટે એ સમયોમાં સર્વ પ્રકારનું પુણ્ય કરવું જોઇએ, અને એજ આયુષ્યનું સાફલ્ય છે.[24] એ સમયોમાં સ્નાન, જપ, હોમ, વ્રત, દેવપૂજન કે બ્રાહ્મણોનું પૂજન કર્યું હોય અથવા પિતૃ, ભૂત કે મનુષ્યોને જે આપ્યું હોય તે અક્ષય થાયછે.[25]સ્રીના, સંતાનના અથવા પોતાના સંસ્કારનો સમય, પ્રેતના દાહાદિકનો સમય, સાંવત્સરિક શ્રાદ્ધ અને બીજા પણ માંગલિક કર્મ કરવાનો સમય હોય ત્યારે પુણ્ય કરવું જોઇએ.[26] હવે ધર્મ વગેરે કલ્યાણ આપનારા દેશોનાં નામ તમારી પાસે કહુંછું જ્યાં ચરાચરના નિવાસ ભગવાનની મૂર્તિરૂપ સત્પાત્ર મળે,તે દેશ અત્યંત પવિત્ર છે જ્યાં તપ, વિદ્યા અને દયાવાળા બ્રાહ્મણો રહેતા હોય, જ્યાં ભગવાનની પ્રતિમા હોય અને જ્યાં પુરાણોમાં પ્રખ્યાત ગંગા વગેરે નદીઓ હોય તે દેશ ધર્મ કરવાનું સ્થાનક છે.[27-28] પુષ્કરાદિક તળાવો, મહાત્માઓને રહેવાનાં ક્ષેત્રો, કુરૂક્ષેત્ર, ગયા, પ્રયાગ, પુલહનો આશ્રમ, નૈમિષારણ્ય, ફાલ્ગુન, રામનો સેતુ, પ્રભાસ, દ્વારકા, કાશી, મથુરા, પંપા, બિંદુસર, નારાયણનો આશ્રમ, સીતા તથા રામના આશ્રમ વગેરે, મહેંદ્ર તથા મલય વગેરે સઘળા મોટા પર્વતો અને ભગવાનની સ્થિર મૂર્તિવાળા દેશો, એ સઘળાં અત્યંત પવિત્ર સ્થાનક છે કલ્યાણની ઇચ્છાવાળા મનુષ્યે વારંવાર એ દેશોને સેવવા જોઇએ. એ દેશોમાં જે ધર્મ કરવામાં આવે તે, માણસોને હજારગણાં કરતાં પણ વધારે ફળ આપનાર થાયછે.[30-33]હે યુધિષ્ઠિર રાજા ! સારી રીતે પાત્રનો

---

* માર્ગશીર્ષ આદિચાર માસમાં કૃષ્ણપક્ષની સાતમ આઠમને નોમ એ ત્રણ ત્રણ તિથિને અષ્ટકા કહેછે.

જાણનારા વિદ્વાનોએ એક ભગવાનનેજ પાત્રરૂપ કહેલ છે, કેમકે સઘળું સ્થાવર જંગમ ભગવાનમયજ છે. તમારા યજ્ઞમાં અગ્રપૂજાના સમયમાં દેવ, ઋષિ, મહાત્માઓ અને બ્રહ્માના પુત્રો વગેરે સઘળા હતા, તેઓમાં પણ ભગવાનજ સર્વોત્તમ પાત્રછે એવો નિર્ણય થઇ ચૂકયોછે.[૩૫]આ બ્રહ્માંડરૂપી મોટુ ઝાડ કે જે અનેક જીવના સમૂહોથી વ્યાપ્તછે તેનુ મૂળ ભગવાન્ છે, એટલામાટે ભગવાનની પૂજાથી સર્વ જીવોની અને પોતાની પણ તૃપ્તી થાયછે.[૩૬]મનુષ્ય, પશુ, પક્ષી, ઋષિ અને દેવતા વગેરે પુરો ( શરીરો ) આ ભગવાનેજ સરજ્યાંછે, અને એઓમાં જીવરૂપથી ભગવાનજ રહ્યાછે, માટે એનુ નામ પુરૂષ કહેવાયછે.[૩૭]પશુ પક્ષીઓનાં શરીરો કરતાં મનુષ્યનાં શરીરમાં ભગવાન્ અધિકપણાથી રહેછે, માટે માણસો પૂજન કરવાનાં પાત્રરૂપ છે તેઓમાં પણ તપ વગેરેને લીધે જ્ઞાનનો ભાગ જેમાં જેમાં વધુ દેખાય તે તે માણસ ઉત્તમ પાત્ર છેએમ સમજવું [૩૮]પ્રથમ તો મનુષ્યોનાં શરીરોમાંજ ભગવાનની પૂજા કરવાની ચાલ હતી, પણ તેઓમાં પરસ્પર વાંધા ઊઠવાનેલીધે અપમાન થવા લાગ્યાં, તે જોઇને ત્રેતાયુગથી વિદ્વાનોએ ભગવાનની પ્રતિમાઓનું પૂજન કરવાનો ઠરાવ કર્યોછે [૩૯]એટલામાટે કેટલાએક પુરૂષો મૂર્તિમાંજ ભગવાન્ છે એમ માની તેની ઉપાસના કરેછે. મૂર્ત્તિનુ પૂજન કરતાં છતાં પણ જે માણસો બીજા માણસોનો દ્વેષ કરે તેઓને તે મૂર્ત્તિ ફળ આપતી નથી કોઈ પણ માણસનો દ્વેષ નહીં કરતાં મૂર્તિની ઉપાસના કરી હોય તો તે મૂર્તિ મંદ અધિકારીઓને પુરૂષાર્થ આપેછે.[૪૦]હે મોટા રાજા! માણસોમાં પણ જે બ્રાહ્મણ તપ, વિદ્યા અને સંતોષપૂર્વક ભગવાનના શરીરરૂપ વેદનો અભ્યાસી હોય તે ઉત્તમ પાત્ર છેએમ મહાત્માઓ કહેછે [૪૧]ચરણરજથી ત્રૈલોક્યને પવિત્ર કરનારા બ્રાહ્મણોજ આ જગતના આત્મા શ્રીકૃષ્ણના મોટા દૈવતરૂપછે [૪૨]

नन्वस्य ब्राह्मणाराजन् कृष्णस्य जगदात्मनः ।
पुनंतःपादरजसा त्रिलोकीं दैवतंमहत् ॥४२॥

ઇતિશ્રીમત્ મહાપુરાણ ભાગવતના સપ્તમસ્કંધનો
ચૌદમો અધ્યાય સંપૂર્ણ.



# અધ્યાય ૧૫ મો.*

## વર્ણાશ્રમની રીતિ અને મોક્ષનું લક્ષણ.

नारद उवाच.

कर्मनिष्ठाद्विजाःकेचित्तपोनिष्ठानृपाऽपरे ।
स्वाध्यायेऽन्ये प्रवचनेकेचिज्ज्ञानयोगयोः॥१॥

નારદજી કહેછે–કેટલાએક બ્રાહ્મણો કર્મમાં નિષ્ઠા રાખનારા, કેટલાએક તપમાં નિષ્ઠા રાખનારા, કેટલાએક વેદાધ્યયનમાં નિષ્ઠા રાખનારા, કેટલાએક વ્યાખ્યાનમાં નિષ્ઠા રાખનારા, કેટલાએક જ્ઞાનમાં નિષ્ઠા રાખનારા અને કેટલાએક યોગમાં નિષ્ઠા રાખનારા હોયછે.[૧] પિતૃ અને દેવ સંબંધી કાર્યોમાં અનંત ફળની ઈચ્છા ધરાવનારાએ જ્ઞાની બ્રાહ્મણનેજ જમાડવો જોઇએ, અને જ્ઞાની ન મળે તો પછી બીજા બ્રાહ્મણોને તેઓની યોગ્યતાપ્રમાણે જમાડવા.[૨] ઘણી સમૃદ્ધિ હોય તોપણ શ્રાદ્ધમાં વિશ્વેદેવાના બે અને પિતૃના ત્રણ બ્રાહ્મણ જમાડવા અથવા બન્નેનો એક એક બ્રાહ્મણ જમાડવો, પણ એથી વધારે વિસ્તાર કરવો નહી.[૩] વિસ્તારથી સ્વજનોને જમાડવામાં દેશકાળમાં જોઈતી શ્રદ્ધા, પદાર્થો, પાત્ર અને પૂજન વિધિસહિત થઇ શકે નહી.[૪] યોગ્ય દેશકાળમાં ચોખા વગેરે મુનિઓનું અન્ન ભગવાનને નિવેદન કરી શ્રદ્ધાથી વિધિસહિત પાત્રને જમાડયુ હોય તો તે અક્ષય અને સર્વ કામનાને પરિપૂર્ણ કરનાર થાયછે.[૫] દેવ, ઋષિ, પિતૃ, પ્રાણીઓ, પોતાનુ શરીર અને સ્વજનોને અન્ન વેહેંચી આપતાં એ સઘળાંઓને ઈશ્વર જાણવાં.[૬] ધર્મનુ તત્વજાણનારાએ શ્રાદ્ધમાં માંસ વાપરવુ નહીં, તેમ ખાવુ પણ નહીં. મુનિનાં અન્નોથી પિતૃઓને જેવી પ્રીતિ થાયછે તેવી પશુની હિંસા કરવાથી થતી નથી.[૭] મન, વચન અને કાયાથી કોઇ પણ પ્રાણીને દુઃખ ન દેવુ, એ સમાન સારા ધર્મની ઈચ્છા રાખનારાઓને બીજો કોઇ પણ ઉત્તમ ધર્મ નથી.[૮]

* આ પંદરમા અધ્યાયમા સર્વે વર્ણ ઓ આશ્રમની રીતિ અને પછી સર્વે મોક્ષધર્મના સારના સંગ્રહથી મોક્ષનું લક્ષણ વર્ણવામાં આવશે.

યજ્ઞ જાણનારાઓમાં ઉત્તમ અને નિષ્કામ રહેનારા કેટલાએક જ્ઞાનીપુરૂષો જ્ઞાનથી પ્રદીપ્ત થયેલા મનના નિગ્રહમાં કર્મરૂપ યજ્ઞોને હોમી દેછે. (મનના નિગ્રહમાં કર્મરૂપ યજ્ઞો વિઘ્નરૂપ છે એમ જાણી તેઓનો ત્યાગ કરેછે)' જેમાં પદાર્થોનો ઉપયોગ થાયછે એવા યજ્ઞો કરવાને તૈયાર થયેલા માણસને જોઇને પ્રાણીઓ બીએછે કે 'આત્મતત્વને નહી જાણનાર, પેટભરો અને દયાવગરનો આ માણસ નક્કી અમને મારી નાંખશે.' એટલા માટે ધર્મ જાણનાર માણસે પ્રારબ્ધથી મળેલા ચોખા વગેરે અન્નથી પણ સંતોષ રાખીને રોજેરોજ નિત્ય અને નૈમિત્તિક ક્રિયાઓ કરવી.[11] વિધર્મ, પરધર્મ, આભાસ, ઉપમા અને છળ એ પાંચ અધર્મની શાખાઓને ધર્મ જાણનારા માણસે અધર્મની પેઠે ત્યાગ કરવો.[12] જે વસ્તુને ધર્મ સમજીને કરતાં સ્વધર્મને બાધ આવે તે વિધર્મ કહેવાયછે, જે ધર્મ પરાયો હોય તે પરધર્મ કહેવાયછે, પુરૂષોએ આશ્રમની પદ્ધતિથી જુદો જે ધર્મ પોતાની ઈચ્છાથી ઠરાવેલો હોય તે આભાસ કહેવાયછે, જે પાખંડ ધર્મ હોય તે ઉપમા કહેવાયછે, અને જે ધર્મ ઢોંગ ભરેલો અથવા ધર્મશાસ્ત્રનાં વચનોનો ઊંધો અર્થ ઠરાવીને માનેલો હોય તે છળ કહેવાયછે. સ્વભાવ ઉપરથી ધર્મશાસ્ત્રોએ આજ્ઞા કરેલો ધર્મ સર્વ મનુષ્યોને શાંતિ આપેછે [13-14] નિર્ધન માણસે ધર્મને માટે કે નિર્વાહને સારૂ પણ ધનની ઈચ્છા નહી કરવી. નિવૃત્તિવાળા માણસને અજગરની પેઠે નિવૃત્તિજ નિર્વાહ આપ્યા કરેછે.[15] સંતોષી, આત્મારામ અને ઉદ્યમ તજી બેઠેલા માણસને જે સુખ મળેછે તે સુખ, વિષયોની લાલચથી ધન મેળવવા સારૂ ચોમેર દોડનારા માણસને ક્યાંથીજ મળે?[16] જેણે પગમાં પગરખાં પહેર્યા હોય તે માણસને જેમ કાંટા અને કાંકરીઓવાળી જગ્યામાં પણ સઘળે સુખ રહેછે, તેમ નિરંતર સંતોષ રાખનાર માણસને જ્યાં જાય ત્યાં સુખ રહેછે.[17] સંતોષી માણસ માત્ર પાણીથી પણ શા માટે ન વર્ત્તી શકે? ઉપસ્થ અને જિહ્વાના રસની લાલચથી માણસ, કુતરાની પેઠે કંગાલ બની જાયછે.[18] જે બ્રાહ્મણ અસંતોષી હોય તેનું તેજ, વિદ્યા, તપ અને યશ ઇંદ્રિયોની લોલુપતાથી ઝરી જાય છે અને જ્ઞાન પણ વિખરાઇ જાયછે.[1] કામનો અંત ભૂખ તરશ વેઠવાથી આવેછે, અને ક્રોધનો અંત કોઇને પીડા કરી લેવાથી આવેછે; પરંતુ લોભનો અંત દિગ્વિજય કરવાથી અથવા રાજ્ય ભોગવવાથી પણ આવતો નથી. 'હે રાજા! ઘણું જાણનારા અને પરાયા સંશયને કાપનારા ઘણાક પંડિતો અને સભામાં અધ્યક્ષ થઇ બેસનારા પણ કેટલાક લોકો અસંતોષથી નરકમાંપડે છે.[21] કોઇ પણ સંકલ્પજનહીં કરવાથીકામનાને જીતવી,કામનાનો ત્યાગ કરીનેક્રોધને જીતવો,ધનને અનર્થરૂપ સમજીને લોભને જીતવો, સ્વરૂપના વિચારથી ભયને જીતવો, આત્મા તથા અનાત્માના વિવેકથી શોક તથા મોહને જીતવા, મહાત્માઓની ઉપાસનાથી દંભને જીતવો, શરીર વગેરેનો વ્યાપાર છોડી દેવાથી હિંસાને જીતવી, કોઇ પ્રાણીએ આપેલા દુઃખને તે પ્રાણી ઉપર દયા રાખીને જીતવું, દૈવથી થયેલા દુઃખને સમાધિથી જીતવું, દેહમાં ઉત્પન્ન થયેલા દુઃખને યોગના બળથી જીતવું, સત્વગુણી પદાર્થોના સેવનથી નિદ્રાને જીતવી, સત્વગુણથી રજોગુણ તથા તમોગુણને જીતવા અને શાંતિથી દયા વગેરે સત્વગુણને પણ જીતી લેવો. આ તો પ્રત્યેકના જયને સારૂ પ્રત્યેકના જુદા જુદા ઉપાયો કહ્યા, પરંતુ ગુરૂની એક ભક્તિથીજ માણસ એ સઘળાંને અનાયાસે જીતી શકેછે [23-25] જ્ઞાનરૂપી દીવાને આપનાર ગુરૂ કે જે સાક્ષાત્ ભગવાનનું રૂપ છે તેને જે પુરૂષ પોતાની દુર્બુદ્ધિથી મનુષ્ય લેખે તેણે જે જે શાસ્ત્રો સાંભળ્યાં હોય તે સઘળાં હાથીના નાહાવાની પેઠે વ્યર્થ છે[26] જે ગુરૂ છે તેજ પ્રધાનપુરૂષના ઇશ્વર અને યોગેશ્વરો જેનાં ચરણને શોધ્યા કરેછે એવા સાક્ષાત્ ભગવાન છે, તેને મૂર્ખ લોક મનુષ્ય કરી માનેછે.[27] નિયમો પાળવાની સઘળી આજ્ઞાઓ છ ઇંદ્રિયોને જીતવાના ઉદ્દેશથી છે, અને છ ઇંદ્રિયો જીતાયા છતાં પણ જો તેઓથી ધ્યાન, ધારણા અને સ-

માધિ ન થાય તો તે સઘળી આશાઓ કેવળ શ્રમ આપનારીજ છે એમ સમજવું.[૨૮] જેમ ખેડ અને વેપાર વગેરે આજીવિકાઓ તથા તેનાં ફળો, મોક્ષ કે જે યોગનું ફળ છે તેને આપી શકતાં નથી પણ ઉલટાં જન્મ મરણને આપનારાંજ થાયછે, તેમ બહિર્મુખ માણસને યજ્ઞ અને વાવ કુવા વગેરે ખોદાવવાનાં કામો પણ જન્મ મરણ આપનારાંજ થાયછે.[૨૯] ચિત્તને જીતવાના ઉદ્યોગમાં લાગેલાએ સન્યાસ લઇ એકલુ ફરવું; કોઇનો સંગ કરવો નહી, કશી વસ્તુનો પરિગ્રહ રાખવો નહી, એકાંતમાં રહેવુ અને ભિક્ષા માગીને જે કાંઇ થોડુંક મળે તે ખાઇને રહેવુ.[૩૦] પવિત્ર અને સમ ભૂમિમાં પોતાનુ સ્થિર અને સમ આસન સ્થાપી તે ઉપર સરળ અંગથી, ઓંકારનું ઉચ્ચારણ કરતાં સુખ થાય તેમ બેસવુ.[૩૧] જ્યાંસુધી મન સઘળી કામનાઓને છોડી દે ત્યાંસુધી પોતાના નાકની અણીઉપર દૃષ્ટિ રાખી પૂરક, કુંભક અને રેચકથી પ્રાણ તથા અપાન વાયુને રોકવા.[૩૨] કામનાથી ખરાબ થયેલુ અને ભટકતું મન જે જે વિષય તરફ નીકળીને ભાગે ત્યાંથી પાછુ વાળીને તેને સમજુ માણસે ધીરે ધીરે હૃદયમાં રોકવું.[૩૩] એ પ્રમાણે નિરંતર અભ્યાસ રાખનાર સંન્યાસીનું મન, થોડા કાળમાંજ બળતણ વિનાના અગ્નિની પેઠે શાંત થઈ જાયછે.[૩૪] કામાદિકથી ક્ષોભ નહી પામતું અને સઘળી વૃત્તિઓ જેની શાંત થઈ હોય એવુ ચિત્ત, બ્રહ્મસુખનો સ્પર્શ થવાને લીધે પાછુ કદી પણ ઉઠતુ નથી. જે ધણી પ્રથમ ધર્મ, અર્થ અને કામના ક્ષેત્રરૂપ ઘરમાંથી નીકળીને પાછો ધર્મ, અર્થ અને કામનું સેવન કરે, તે સન્યાસીને વમન કરેલું ખાનારો અને નિર્લજ્જ સમજવો.[૩૫] જેઓએ પોતાના દેહને અનાત્મા, મરનાર અને વિષ્ટા કીડા કે ભસ્મરૂપ થનાર ધાર્યો હોયછે, તેઓજ કેટલાએક પાછા નીચ બનીને એ દેહને પોતારૂપ ગણી તેની સ્તુતિ કરાવેછે.[૩૬] ગૃહસ્થ થઈને ક્રિયાનો ત્યાગ કરે, બ્રહ્મચારી થઇને બ્રહ્મચર્ય ન પાળે, વાનપ્રસ્થ થઇને ગામમાં રહે અને સંન્યાસી થઈને ઇંદ્રિયોના સ્વાદમાં લોલુપતા રાખે તે આશ્રમો નીચ અને સાચા આશ્રમોના ચાળા પાડનારાછે, માટે દેવમાયાથી મોહ પામેલા તેઓની દયા લાવી ઉપેક્ષા કરવી.[૩૮-૩૯] જો પોતાને પરબ્રહ્મરૂપ જાણતો હોય તો જ્ઞાનથી વાસનાઓ મટી જવાને લીધે પછી શી ઈચ્છાથી અને કોને સારૂ લંપટ બનીને દેહનુ પોષણ કરે ?[૪૦] વિદ્વાનો કહેછે કે શરીર રથરૂપ છે, ઇંદ્રિયો ઘોડારૂપ છે, ઇંદ્રિયોનુ અધિપતિ મન રેનરૂપ છે, શબ્દાદિક વિષયો પોહોચવાના દેશરૂપ છે, બુદ્ધિ સારથિ છે, ઈશ્વરે ઉત્પન્ન કરેલું ચિત્ત રથના મોટા બંધનરૂપ છે, દશ પ્રાણ ધરીરૂપ છે, અધર્મ અને ધર્મ પૈડાંરૂપ છે, અહંકારવાળો જીવ રથમાં બેસનારરૂપ છે, ૐકાર ધનુષરૂપ છે, શુદ્ધ જીવ બાણરૂપ છે, અને પરબ્રહ્મ નિશાનરૂપ છે. ( જેમ ધનુષથી બાણ નિશાનમાં નખાય છે તેમ ૐકારથી શુદ્ધ જીવ પરબ્રહ્મમાં નંખાયછે )[૪૧-૪૨] રાગ, દ્વેષ, લોભ, શોક, મોહ, ભય, મદ, માન, અપમાન, અસૂયા ( ગુણમાં દોષનો આરોપ ), માયા, હિંસા, મત્સર, અભિનિવેશ, પ્રમાદ, ક્ષુધા અને નિદ્રા વગેરે રજોગુણ તમોગુણના સ્વભાવો શત્રુરૂપ છે, અને કોઇ વખતે પરોપકાર વગેરે સત્વગુણના સ્વભાવો પણ શત્રુરૂપ થાયછે.[૪૩-૪૪] જ્યાંસુધી આ મનુષ્ય દેહરૂપી રથનાં ઇંદ્રિયાદિક અંગો સ્વાધીન હોય ત્યાં સુધીમાં ગુરૂના ચરણની સેવાથી સજેલા જ્ઞાનરૂપી ખડ્ગથી શત્રુઓનો નાશ કરી શાંત અને આત્માનંદથી સંતુષ્ટ રહી ભગવાનનો આશ્રય લઈ ઉપર કહેલા રથાદિકની ઉપેક્ષા કરવી.[૪૫] ભગવાનનો આશ્રય ન લીધો હોય તો બહિર્મુખ ઇંદ્રિયરૂપી ઘોડા અને બુદ્ધિરૂપ સારથી ગાફલ પુરૂષને અવળા માર્ગમાં (પ્રવૃત્તિમાર્ગમાં) લઈ જઇને વિષયરૂપી ચોરલોકોની મંડળીમાં નાખેછે. પછી એ ચોરલોકો ઘોડા અને સારથિસહિત એ પુરૂષને ઘાટા અંધારાવાળા અને મોતની ઘણી બીકવાળા સંસારરૂપી કુવામાં નાખી દેછે.[૪૬] પ્રવૃત્ત અને નિવૃત્ત, એ બન્ને પ્રકારનું કર્મ વેદમાં કહ્યું છે

તેમાં પ્રવૃત્તકર્મથી સંસારમાં ફેરો થાયછે અને નિવૃત્તકર્મથી મોક્ષ મળેછે.[47] હિંસાવાળા શ્યેન યાગાદિક, અગ્નિહોત્ર, દર્શ, પૂર્ણમાસ, ચાતુર્માસ્ય, પશુયાગ, સોમયાગ, વૈશ્વદેવ અને બલિહરણ ઈત્યાદિક કર્મો કે જે પદાર્થોનો ઉપયોગ કરવાથી થાય એવાં છે તે ઈષ્ટકર્મ કહેવાય છે, અને દેવાલય, બગીચા, કુવા તથા પરબ બંધાવવાં વગેરે કર્મો પૂર્ત્તકર્મ કહેવાયછે. એજ કર્મો જો સકામ અને અત્યંત આસક્તિભરેલાં કરવામાં આવે તો પ્રવૃત્ત કહેવાયછે.[48-49] હે રાજા! પ્રવૃત્ત કર્મ કરનારો પુરૂષ, ચરૂ અને પુરોડાશાદિકના સૂક્ષ્મ ભાગથી બનેલો દેહ ધરીને ધુમના દેવ પાસે જાયછે, ત્યાંથી રાત્રિના દેવ પાસે જાયછે; ત્યાંથી કૃષ્ણપક્ષના દેવ પાસે જાય છે, ત્યાંથી દક્ષિણાયનના દેવપાસે જાયછે અને ત્યાંથી ચંદ્રલોકમાં જાયછે એટલે સુધી ચઢીને પાછો ભોગના ક્ષયથી ઊત્પન્ન થયેલા શોકાગ્નિથી દુબળો થઈ વૃષ્ટિરૂપ દ્વારથી ઓષધિ,લતા, અન્ન અને વીર્યમાં અનુક્રમથી આવી આ સંસારમાં જન્મેછે. પ્રવૃત્ત કર્મનો માર્ગ આવી રીતે પુનર્જન્મ આપેછે.[50-51] ગર્ભાધાનથી માંડીને મરણપર્યંત સંસ્કારો જેને થયા હોય એવો બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય આ પ્રવૃત્તકર્મ કરવાનો અધિકારી છે (હવે નિવૃત્ત કર્મવિષે કહેછે)જ્ઞાની પુરૂષો ઇંદ્રિયોના વ્યાપારરૂપ ઈષ્ટ અને પૂર્ત્ત વગેરેને ઇંદ્રિયોમાં હોમેછે એટલે એ ઈષ્ટ વગેરે ધર્મો ઇંદ્રિયોથી જુદા નથી એમ જાણેછે[52] એવી રીતેજ ઇંદ્રિયોને સંકલ્પ વિકલ્પરૂપ મનમાં હોમેછે, વિકારવાળા મનને વેદવાણીમાં હોમે છે. ( કારણ કે વેદની આજ્ઞાથી મનમાં કર્તૃત્વાદિક વિકાર ઉત્પન્ન થાય છે ) વાણીને અક્ષરોના સમૂદાયમાં હોમે છે, અક્ષરોના સમૂદાયને અકારાદિક ત્રણ વર્ણ ( अ-उ-म ) વાળા ૐકારમાં હોમે છે, ઓંકારને બિંદુમાં હોમે છે, બિંદુને નાદમાં હોમેછે, નાદને પ્રાણમાં હોમેછે અને પ્રાણને પરબ્રહ્મમાં હોમેછે. આ પ્રમાણે નિવૃત્ત કર્મ કરી જ્ઞાનમાં નિષ્ઠા રાખનાર પુરૂષ, પ્રથમ અગ્નિદેવની પાસે જાયછે; ત્યાંથી સૂર્યદેવની પાસે જાય છે, ત્યાંથી દિવસના દેવની પાસે જાયછે, ત્યાંથી દિવસના અંતમાં થઈ શુક્લપક્ષના દેવની પાસે જાય છે, ત્યાંથી શુક્લ પક્ષના અંતમાં થઇ ઉત્તરાયણના દેવની પાસે જાયછે, અને ત્યાંથી બ્રહ્માની પાસે જાયછે. બ્રહ્મલોકમાં રહી ત્યાંના ભોગ ભોગવ્યા પછી પોતે કે જે સ્થૂળ શરીરની ઉપાધિવાળો વિશ્વ છે તે સ્થૂળનો સૂક્ષ્મમાં લય કરી સૂક્ષ્મ ઉપાધિવાળો તૈજસ થાયછે પછી સૂક્ષ્મનો કારણમાં લય કરી કારણ શરીરની ઉપાધિવાળો પ્રાજ્ઞ થાયછે. કારણ શરીરનો ત્રણે શરીરમાં વ્યાપક સાક્ષી સ્વરૂપમાં લય કરી પોતે ચોથો એટલે સૌથી જુદો પડેછે. (દૃશ્ય પદાથાનો લય થતાં શુદ્ધ આત્મા બની મુક્તિ પામેછે.)[53-54] આ માર્ગ કે જેમાં ઉપર કહેલા અનુક્રમ પ્રમાણે પ્રાપ્તિ થાયછે તે માર્ગને દેવયાન કહેછે આત્માનુંજ યજન કરનાર, આત્મામાંજ રહેલ અને પરમ શાંતિ પામેલો પુરૂષ આ માર્ગે જઈ પાછો સંસારમાં જન્મતો નથી.[55] વેદે જણાવેલા આ પિતૃયાન અને દેવયાન નામના બે માર્ગને શાસ્ત્રરૂપ ચક્ષુથી જે જાણેછે તે પુરૂષ, દેહમાં રહ્યા છતાં પણ મોહ પામતો નથી[56] લોકોના આદિમાં રહેનાર, અંતમાં રહેનાર, ભોગ્ય, ભોક્તા, ઉંચ, નીચ, જ્ઞાન, જાણવાયોગ્ય, શબ્દ, અર્થ, અપ્રકાશઅને પ્રકાશ એ સઘળું જ્ઞાની પોતેજ છે, એટલે જ્ઞાની પુરૂષ પોતાથી જુદું કાંઇપણ દેખે નહી, કે જેથી મોહ થાય[57] પ્રતિબિંબાદિક આભાસ પદાર્થ જો કે તર્કના વિરોધને લીધે સર્વ પ્રકારે ખોટા ઠરેછે, તોપણ જેમ એક વસ્તુરૂપથી માનવામાં આવેછે તેમ ઈંદ્રિયોથી જાણવામાં આવતો સંસાર પણ કોઈ પ્રકારના યોગ્ય તર્કથી સિદ્ધ થતો નથી, અર્થાત્ ખોટા ઠરેછે, તોપણ જાણે કોઇ એક પદાર્થ હોય એમ કલ્પાએલછે.[58] પૃથ્વી વગેરે પંચભૂતોની જેમાં એકતા થયેલી માનવામાં આવેછે એવો દેહાદિક પદાર્થ પાંચભૂતના સંઘાત, કાર્ય કે પરિણામ ( રૂપાંતર ) માંથી કોઈ પ્રકારનો ઠરતો નથી. જેમ વૃક્ષનો સંઘાત વન કહેવાયછે તેમ દેહ એ પાંચભૂતનો

સઘાત હોય તો દેહનો એક ભાગ ખેંચા-વાથી સઘળા ભાગ ખેંચાયછે તે ખેંચાવા ઘટતા નથી, કેમકે એક વૃક્ષ ખેંચાયાથી સઘળુ વન ખેંચાતુ નથી. દેહ પંચભૂતનુ કાર્ય એટલે તે-ઓમાંથી બનેલા વિકારરૂપ હોય તો તે પોતાના અવયવોથી જુદો છે કે તેઓમાં મળેલો છે ? એ વિચાર કરતાં કાંઇપણ કહીશકાતું નથી અને પંચભૂતના પરિણામરૂપ હોય તોપણ એજ વાંધો નડેછે, માટે દેહ ખોટોજ છે એમ નિર્ણય થાય છે. દેહ પોતાના અવયવોથી જુદો તો નથી, કે-મકે તે પ્રમાણે જોવામાં આવતુ નથી તેમ તે-ઓમાં મળેલોપણ કહીશકાતો નથી, કેમકે મ-ળેલો હોય તો તે દરએક અવયવમાં સઘળો મ-ળેલો છે કે અંશથી મળેલો છે ? એ પ્રશ્ન ઊઠેછે તેનો યોગ્ય ખુલાસો થઈશકતો નથી દરએક અવયવમાં સઘળો મળેલો છે એમ કહીએ તો એક આંગળીને પણ દેહ માનવી જોઈએ, અને અંશથી મળેલો છે એમ કહીએ તો અંશના અંશ અને તેના અંશની કલ્પના કરવામાં અન-વસ્થા દોષ આવેછે, માટે દેહાદિક પદાર્થ મિથ્યાજ છે એવો સિદ્ધાંત છે.[૫૯] (એ પ્રમાણે દેહાદિકનુ મિથ્યાપણુ કહી હવે તેના કારણરૂપ પૃથ્વી વ-ગેરે પાંચભૂતનુ પણ મિથ્યાપણુ કહેછે ) પાં-ચભૂત પણ અવયવી પદાર્થ છે તેથી અવયવો વિના તેઓનુ નોખું નિરૂપણ થઈશકે એમ નથી, માટે અવયવી એ કાંઇ વસ્તુજ નથી એમ નિશ્ચય થાયછે, અને અવયવી જ્યારે ખોટો ઠરે ત્યારે છેલ્લીવારે અવયવ પણ ખોટા ઠર્યાવિના રહેજ નહી, કેમકે અવયવીની પ્રતીતિવિના બીજા કોઈ પ્રમાણથી અવયવ સિદ્ધ થાય એમ નથી.[૬૦] જો કે વાસ્તવિકરીતે એક પરમાત્મા શિવાય બીજી કોઇ વસ્તુ સત્ય ઠરતીજ નથી, અને સત્ય ઠરતી નથી ત્યારે તેઓમાં પરસ્પર ભેદ માનવો એ પણ વ્યર્થજ છે, તો પણ કદાચ ભેદ માનીએ તોપણ તે ભેદ જ્યાંસુધી અવિદ્યાની નિવૃત્તિ ન થઈ હોય ત્યાંસુધી ટકી શકે છે. એવી રીતે ભેદ માનવામાં પણ કોઇ વસ્તુ સ્થાયી છે એમ સિદ્ધ થતું નથી, કેમકે પદાર્થો નદીના પ્રવાહની પેઠે ક્ષણે ક્ષણે બદલાતા જાયછે એવો નિત્ય પ્રલયનો સિદ્ધાંત છે. એ સિદ્ધાંતમાં એવુ ઠરેલુ છે કે પદાર્થોનુ સ્થાયીપણુ નહી છતાં પણ 'આ પદાર્થ તો એનો એજ છે' એમ જે કહેવાયછે તેતો પૂર્વ પદાર્થના જેવોજ બીજો પદાર્થ થાયછે, તેથી સરખાપણાને લીધે ઉત્પન્ન થયેલી ભ્રાંતિથી ક-હેવાયછે. આ સાદૃશ્યની ભ્રાંતિ જ્યાંસુધી અ-વિદ્યા મટી ન હોય ત્યાં સુધીજ રહેછે. અવિદ્યા મટી જાય ત્યારે તો સઘળુ દ્વૈત મિથ્યા ઠરેછે એટલે પછી ભ્રાંતિનો અવકાશજ નથી. અદ્વૈત સ્થિતિમાં તો શાસ્ત્રમાં કહેલા વિધિ નિષેધ પણ સ્વપ્નમાં થતી જાગૃત અને સુષુપ્તિની પેઠે મિ-થ્યાભૂતજ છે[૬૧] ભાવાદ્વૈત, ક્રિયાદ્વૈત અને દ્ર-વ્યાદ્વૈતની યથાર્થ ભાવના કરનારો મુનિ પો-તાના સ્વરૂપના અનુભવથી જાગ્રત વગેરે ત્રણ અવસ્થાઓનો ત્યાગ કરેછે.[૬૨] જેમ વસ્ત્ર એ કાંઈ ચીજ નથી પણ તંતુજ ખરી ચીજ છે, તેમ જાગ્રત એ કાંઈ ચીજ નથી પણ પરબ્રહ્મજ ખરી ચીજ છે, એવી રીતે ભેદને મિથ્યા સમજીને કાર્યવસ્તુ અને કારણવસ્તુની એકતા વિચારવી એ ભાવાદ્વૈત કહેવાયછે. આ ભાવાદ્વૈતની ભાવના કરવાથી વસ્તુઓમાં ભેદબુદ્ધિરૂપ સ્વપ્ન પણ મટેછે.[૬૩] મન, વાણી અને શરીરથી કરેલાં કર્મો સાક્ષાત્ પરબ્રહ્મને અર્પણ કરી દેવાં એ ક્રિયા-દ્વૈત કહેવાયછે પામવાને ધારેલાં ફળોની જુદા-ઇથી ક્રિયાઓની જુદાઈ થાયછે પણ ઈશ્વરને અ-ર્પણ કરી દેવામાં ફળની જુદાઇ રહેતી નથી, તેથી તેને ક્રિયાદ્વૈત ગણ્યુ છે. આ ક્રિયાદ્વૈતની ભાવના રાખવાથી કર્મમાં ભેદ સમજવારૂપ બીજુ સ્વપ્ન પણ મટેછે.[૬૪] પોતે, સ્ત્રી પુત્રા-દિક, અને બીજાં પણ સર્વ પ્રાણીઓના દેહ પંચભૂતાત્મકપણાથી એકરૂપ છે અને ભોક્તા પણ પરમાત્મા હોવાને લીધે એકરૂપ છે, માટે તેઓના અર્થ અને કામપણ એકરૂપછે એમ વિચારવું એ દ્રવ્યાદ્વૈત કહેવાયછે આ દ્રવ્યાદ્વૈતની ભાવના રાખવાથી 'મારા કર્મથી થયેલુ આ ફળ મારેજ ભોગવવાનું છે' એમ સમજવારૂપ ત્રીજુ સ્વ-પ્ન પણ મટેછે.[૬૫] (આગળ કહેલા આશ્રમસં-

બધી ધર્મોને પાછા સંક્ષેપથી કહેછે.) જે ઉપાયથી, જેની પાસેથી અને જ્યાં જે દ્રવ્યની જે પુરૂષને શાસ્ત્રમાં મનાહ કરી નથી, તે ઉપાયથી, તેની પાસેથી અને ત્યાં તે દ્રવ્યથી તે પુરૂષે કર્મ કરવાં. કષ્ટના સમય વગર આથી બીજી રીત પકડવી નહી.[૬૬] આગળ કહેલાં અને બીજા પણ વેદોક્ત કર્મથી વર્ત્તનાર અને ભગવાનની ભક્તિ કરનાર માણસ ઘરમાં રહેતાં છતાં પણ ભગવાનની ગતિને પામેછે. આતો સર્વનેસારૂ સાધારણ વાત છે, પણ ભક્તને તો ભક્તિજ સઘળા પુરૂષાર્થ આપે છે.[૬૭] જુવો કે તમેજ (પાંડવોજ) કોઇ રીતે ટળે નહીં એવા કષ્ટના સમૂહમાંથી ભગવાનની સહાયતાથી નીકળ્યાછો, અને તેમના ચરણારવિંદની સેવાના પ્રભાવથી સઘળી દિશાઓને જીતીને તમે મોટા યજ્ઞ કર્યાછે. આ ભગવાનની સેવા મહાત્મા પુરૂષોના તિરસ્કારથી છૂટી જાય છે અને તેઓની કૃપાથી સિદ્ધ થાયછે એ વાતનો મને પોતાનેજ અનુભવ થયોછે.[૬૮] ગયા મહાકલ્પમાં પૂર્વે હું ઉપબર્હણનામનો કોઈ ગંધર્વ હતો. બીજા ગંધર્વો મને માન આપતા હતા.[૬૯] રૂપ, સુકુમારપણું, મધુરતા અને સુગંધને લીધે સર્વ લોકોને મારૂં દર્શન પ્રિય લાગતું હતું. સ્ત્રીઓને અત્યંત પ્યારો, નિરંતર મદોન્મત્ત રહેનાર અને બહુજ લંપટ હતો.[૭૦] એક દિવસે દેવતાઓની સભામાં ભગવાનની કથાનું ગાયન કરાવવા માટે પ્રજાપતિઓએ ગંધર્વ અને અપ્સરાઓને બોલાવ્યાં હતાં તેમાં મને પણ બોલાવ્યો હતો, તે જાણી હું સ્ત્રીઓનાં ટોળાંની સાથે ગાનો ગાતોજ ત્યાં ગયો હતો એ મારો અપરાધ જોઇ પ્રજાપતિઓએ પોતાની શક્તિથી મને શાપ આપ્યો કે-'આ પ્રમાણે અપરાધ કરનારો તું લક્ષ્મીથી ભ્રષ્ટ થઇને જલદી શૂદ્રનો અવતાર પામ.[૭૧-૭૨] એ શાપથી તુરત હું દાસીનો પુત્ર થયો હતો એ અવતારમાં પણ બ્રહ્મવાદીઓની સેવા અને તેઓનો સંગ કરવાના પ્રભાવથી આ ત્રીજા અવતારમાં હું બ્રહ્માનો પુત્ર થયોછું.[૭૩] પાપનો નાશ કરનારો ગૃહસ્થાશ્રમસંબંધી ધર્મ મે તમારી પાસે કહ્યો. કે જે ધર્મ પાળવાથી ગૃહસ્થને અનાયાસે સંન્યાસીઓની પદવી મળેછે.[૭૪] મનુષ્યલોકમાં તમે મોટા ભાગ્યશાળી છો, કેમકે તમારા ઘરમાં મનુષ્યાવતારથી ગૂઢ સાક્ષાત્ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ વસેછે, એટલા માટે ત્રૈલોક્યને પવિત્ર કરનારા મુનિલોકો તમારે ઘેર આવેછે.[૭૫] તમારા પરમમિત્ર, મામાના દીકરા, આત્મારૂપ, પૂજ્ય,આજ્ઞા પ્રમાણે ચાલનાર અને ગુરૂરૂપ આ શ્રીકૃષ્ણજ પરબ્રહ્મ છે. મોટા પુરૂષો એમનેજ શોધેછે અને મોક્ષસંબંધી નિરૂપાધિક સુખના અનુભવરૂપ પણ એજ છે.[૭૬] સદાશિવ અને બ્રહ્માદિક દેવતાઓથી પણ પોતાની બુદ્ધિના પ્રભાવથી આ ભગવાનનું સ્વરૂપ આવું જ છે એમ વર્ણન કરી શકાતું નથી. અમે પણ મૌન, ભક્તિ, અને ઉપશમાદિક સાધનોથી એમની પૂજા કરીએ છીએ. એ ભક્તોના રક્ષક ભગવાન્ સર્વને પ્રસન્ન થજો.[૭૭]

શુકદેવજી કહેછે–એપ્રમાણે નારદજીનાં વચન સાંભળી બહુજ રાજી થયેલા યુધિષ્ઠિર રાજાએ પ્રેમથી વિહ્વળ થઇને નારદજીની અને ભગવાનની પૂજા કરી.[૭૮] પૂજન પામેલા નારદજી ભગવાનની અને યુધિષ્ઠિરની રજા લઈ ત્યાંથી ગયા. યુધિષ્ઠિર પણ શ્રીકૃષ્ણને પરબ્રહ્મરૂપ સાંભળી મોટા વિસ્મય પામ્યા.[૭૯] આ પ્રમાણે દક્ષપ્રજાપતિની પુત્રીઓના જૂદા જૂદા વંશ મે તમને કહી સંભળાવ્યા, કે જે વંશોમાં દેવ, દૈત્ય અને મનુષ્ય વગેરે તથા સઘળા સ્થાવર જંગમ લોકો ઉત્પન્ન થયા છે.[૮૦]

इति दाक्षायणीनां ते पृथग्वंशाः [illegible]ः ।
देवासुरमनुष्याद्या लोका यत्र चराचराः ॥८०॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના સપ્તમસ્કંધનો પંદરમો અધ્યાય સંપૂર્ણ.

## શ્રીમદ્ ભાગવતનો સપ્તમસ્કંધ સમાપ્ત.

श्रीमद्-

# भागवत भाषांतर.

## अष्टमस्कंध.

શુદ્ધ ગુજરાતી ભાષાંતર.



अष्टमस्कंध-वामन अने बलिराजा

श्रीमद्

# भागवत भाषांतर.

# अष्टम कंध.

## અધ્યાય ૧ લો.*

### સ્વાયંભુવ, સ્વારોચિષ, ઉત્તમ અને તામસ એ ચાર મનુઓની કથા.

राजोवाच.

स्वायंभुवस्येहगुरो वंशोऽयंविस्तराच्छ्रुतः ।
यत्रविश्वसृजां सर्गो मनूनन्यान्वदस्वनः ॥ १ ॥

પરીક્ષિત રાજા પૂછેછે—હે ગુરૂ! સ્વાયંભુવ મનુનો આ વંશ કે જેમાં પ્રજાપતિઓની વંશપરંપરા ચાલીછે તે વિસ્તારથી સાંભળ્યો. હવે બીજા મનુઓના વંશ કહો.[1] મહાપુરૂષ ભગવાનનાં જન્મ અને કર્મ જે જે પ્રસંગમાં વિદ્વાનોએ ગાયાં હોય, તે તે પ્રસંગનાં તે તે જન્મ અને કર્મ અમારી પાસે કહો.[2] જગતનું પાલન કરનાર ભગવાને ભૂતકાળના મન્વંતરમાં જે જે કર્મો કર્યાંછે, ચાલતા મન્વંતરમાં જે જે કામ કરેછે અને ભવિષ્ય મન્વંતરમાં જે જે કામ કરશે તે અમારી પાસે કહો.

શુકદેવજી કહેછે—આ કલ્પમાં સ્વાયંભુવાદિક છ મનુ વીતી ગયાછે, તેઓમાં પેહેલો સ્વાયંભુવને મન્વંતર કે જેમાં દેવાદિકની ઉત્પત્તિ થઇછે તે તમને કહી સંભળાવ્યોછે.[4] એ મન્વંતરમાં ધર્મ તથા જ્ઞાનનો ઉપદેશ કરવાસારૂ મનુની દીકરી આકૂતિ અને દેવહૂતિના ઉદરથી ભગવાન્ અવતર્યા હતા.[5] તેમાં દેવહૂતિના પુત્ર કપિલદેવજીનું ચરિત્ર આગળ કહેવાઇ ગયુંછે હવે આકૂતિના પુત્ર યજ્ઞભગવાને જે કામ કર્યું છે તે વિષે કહુ છું.[6] વિષયભોગમાં વૈરાગ્ય પામેલા સ્વાયંભુવ મનુ રાજ્યનો ત્યાગ કરી તપ કરવાને માટે શતરૂપા નામની પોતાની રાણીની સાથે વનમાં ગયા.[7] સુનંદા નદીને કાંઠે એક પગથી ધરતીપર ઉભેલા અને ઉગ્રતપ કરતા સ્વાયંભુવ મનુ નીચેપ્રમાણે બોલતા હતા.[8] 'જેથી જગતને ચેતના મળેછે, પણ જગત્ જેને ચેતના આપતું નથી, અને જગત્ સૂઈ રહેછે ત્યારેપણ સાક્ષીપણાથી જે જાગેછે, તે ઇશ્વરને કોઇ લોકો જાણતા નથી, પણ ઇશ્વર સર્વ લોકોને જાણેછે. જે કાંઇ જગતમાં ઉત્પન્ન થયેલી વસ્તુ છે તે સર્વમાં પરમેશ્વર વ્યાપી રહેલછે, માટે એ ઈશ્વર જેટલું આપે તેટલાથી સંતોષ રાખવો; પણ કોઇનું ધન લઇ લેવાની ઇચ્છા કરવી નહી.[10] જે જોયા કરેછે પણ જેને કોઇ પણ જોઇ શકતું નથી, અને જેનું જ્ઞાન કદી પણ બંધ પડતું નથી, તે સર્વ પ્રાણીઓના અંતર્યામી અને અસંગ દેવને ભજો[11] જેને આદિ, અંત, મધ્ય, પોતાનો, પરાયો, અંદર કે બહાર કોઈપણ નથી, અને જગતના આદિ, અંત, મધ્ય, પોતાના, પરાયા, અંદર અને બહાર જે છે તથા જગત્ જેરૂપ છે તે સત્ય અને પરિપૂર્ણ પરમાત્મા છે[12] ઘણાં નામવાળા, સત્ય, સ્વયંપ્રકાશ, અજન્મા, નિર્વિકાર અને જગતરૂપ જેનો દેહ છે એવા તે ઇશ્વર પોતાની શક્તિરૂપ માયાથી આ જગતની સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય કરે છે, અને વિદ્યાથી માયાનો ત્યાગ કરી નિષ્ક્રિય

* આ પેહેલા અધ્યાયમાં સ્વાયંભુવ, સ્વારોચિષ, ઉત્તમ અને તામસ એ ચાર મનુઓનું નિરૂપણ કરવામાં આવશે.

થઈને રહેછે[13] એટલામાટે ઋષિઓ પણ મોક્ષ પામવાને માટે પ્રથમથી કર્મ કરેછે; કેમકે કર્મ કરનાર માણસ ઘણુ કરીને અંતે કર્મરહિત થાય છે.[14] સ્વરૂપના લાભથીજ પૂર્ણકામ રહેનાર ઈશ્વર ભગવાન, કર્મ કરેછે તોપણ તેમાં બંધાતા નથી, એટલા માટે જેઓ ઇશ્વરને અનુસરેછે તેઓ પણ કર્મથી બંધાતા નથી.[15] કર્મ કરતાં છતાં પણ નિરહંકાર રહેનાર, સર્વજ્ઞ, કામનારહિત, પરિપૂર્ણ, બીજાએ નહી જોડેલા, પોતાનાં આચરણથી લોકોને શીખામણ દેતા, મનુષ્ય અવતારને ઘટે એવા માર્ગમાં રહેનાર, અને સર્વ ધર્મોને પ્રવર્ત્તાવનાર તે ઈશ્વરને શરણે જાઊછુ[16]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે સમાધિમાં પણ મંત્રોના રહસ્યને બોલતા સ્વાયંભુવ મનુને પરવશ થયેલા જાણી દૈત્યો અને રાક્ષસો ભૂખથી તેને ખાવા દોડયા.[17] એ લોકોની એવી ધારણા જાણી યામ નામના દેવતાઓથી વીંટાએલા, સર્વવ્યાપક યજ્ઞાવતાર ભગવાને તેઓને મારી સ્વર્ગનું રાજ્ય કર્યું[18] (આ પેહેલા મન્વંતરમાં ઇંદ્ર અને ભગવાનનો અવતાર એએ એકજ છે) અગ્નિનો પુત્ર સ્વારોચિષ નામનો બીજો મનુ થયો દ્યુમાન્, સુષેણ અને રોચિષ્માન્ વગેરે તેના પુત્રો થયા[19] એ મન્વંતરમાં રોચન નામનો ઇંદ્ર હતો, તુષિતાદિક દેવતાઓ હતા, અને ઉર્જ તથા સ્તંભ વગેરે બ્રહ્મવાદીઓ સપ્તર્ષિ થયા હતા[20] વેદશિરા નામના ઋષિની તુષિતા નામની સ્ત્રી હતી, તેના ઉદરથી વિભુ એવા નામથી પ્રખ્યાત ભગવાનનો અવતાર થયો હતો.[21] વ્રતને ધરનારા અઠયાશી હજાર જે ઋષિઓ હતા તેઓ કુમારપણાથીજ બ્રહ્મચર્ય પાળનાર વિભુ ભગવાન પાસેથી નિયમો શીખ્યા હતા[22] પ્રિયવ્રતનો દીકરો ઉત્તમ ત્રીજો મનુ થયો પવન, સૃંજય અને યજ્ઞહોત્ર વગેરે તેના પુત્રો હતા[23] વશિષ્ઠ મુનિના પ્રમદ વગેરે પુત્રો સપ્તર્ષિ થયા હતા. સત્ય, વેદશ્રુત અને ભદ્ર નામના દેવતાઓ હતા અને સત્યજિત નામનો ઇંદ્ર હતો.[24] ધર્મની સૂનૃતા નામની સ્ત્રીમાં સત્યવ્રત નામના પુરૂષોની સાથે સત્યસેન નામે ભગવાનનો અવતાર થયો હતો[25] એ ભગવાને ઇંદ્રની સહાયતા કરીને દુષ્ટ કર્મ કરનાર, ખોટાબોલા અને ખરાબ સ્વભાવવાળા યક્ષ-રાક્ષસોને અને પ્રાણીઓનો દ્રોહ કરનારા ભૂત લોકોને માર્યા હતા.[26] ઉત્તમનો ભાઈ તામસ નામનો ચોથો મનુ થયો પૃથુ, ખ્યાતિ, નર અને કેતુ ઈત્યાદિક દશ તેના પુત્રો હતા.[27] સત્ય, હરિ, અને વીર એવા નામના દેવતાઓ હતા, ત્રિશિખ નામે ઇંદ્ર હતો જ્યોતિર્ધામ વગેરે સાત ઋષિઓ હતા.[28] વિધતિના દીકરા વૈધૃતિ એવા નામના બીજા દેવતાઓ પણ હતા કે જેઓએ કાળગતિથી નાશ પામેલા વેદોનું પોતાની શક્તિથી ધારણ કર્યું હતુ[29] એ મન્વંતરમાં પણ હરિણી નામની હરિમેધાની સ્ત્રીમાં 'હરિ' એવે નામે ભગવાનનો અવતાર થયોહતો, અને તેમણે ગજેંદ્રને (મોટા હાથીને) ઝુડથી છોડાવ્યો હતો[30]

પરીક્ષિતરાજા પૂછેછે—હે શુકદેવજી! ઝુડેગળેલા ગજેંદ્રને હરિભગવાને જેવી રીતેમૂકાવ્યોતે કથા સાંભળવાને અમે ઇચ્છીએ છીએ[31] જે જે કથામાં ઉત્તમશ્લોક ભગવાનનુ વર્ણન આવે તે તે કથા મહાપવિત્ર, ધન્ય, સુખઆપનારઅનેશુભહોયછે[32]

સૂત કહેછે—હે શૌનકાદિક મુનિઓ! અનશન વ્રત લઇને બેઠેલા પરીક્ષિત રાજાએ એ પ્રમાણે કથા કહેવાની પ્રેરણા કરતાં, સભામાં સાંભળતા મુનિઓએ એ રાજાનાં વખાણ કરી શુકદેવજી પ્રીતિથી આ પ્રમાણે બોલ્યા.[33]

**परीक्षितैवं स तु बादरायणिः**
**प्रायोपविष्टेन कथासु चोदितः ।**
**उवाचविप्राः प्रतिनंद्यपार्थिवं**
**मुदामुनीनांसदसिस्मशृण्वताम् ॥ ३३ ॥**

ઈતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો પેહેલો અધ્યાય સંપૂર્ણ

# અધ્યાય ૨ જો.*

## ગજેંદ્રનું ગ્રાહથી પકડાવું.

**श्रीशुकउवाच**

**आसीद्गिरिवरोराजंस्त्रिकूटइतिविश्रुतः ।**
**क्षीरोदेनावृतःश्रीमान् योजनायुतमुच्छ्रितः॥१॥**

શુકદેવજી કહેછે–હે રાજા! ક્ષીર સાગરથી વીંટાએલો 'ત્રિકૂટ' એવા નામથી પ્રખ્યાત એક મોટો પર્વત હતો. એ પર્વત ઉંચાઈમાં દશહજાર યોજનનો હતો અને ફરતી પોહોળાઈમાં પણ તેવડોજ હતો. રૂપાં, લોઢાં અને સોનાનાં ત્રણ શિખરોથી સમુદ્ર, દિશાઓ અને આકાશને શોભાવતો હતો.[૧-૨] રત્ન અને ધાતુઓથી વિચિત્ર લાગતાં બીજા શિખરોથી, અનેક પ્રકારનાં ઝાડ, લતા અને ગુચ્છોથી તથા પાણીનાં ઝરણાંઓના શબ્દોથી સઘળી દિશાઓને શોભાવતો હતો.[૩] ચારે કોર દૂધના મોજાઓથી તેનાં મૂળ ધોવાતાં હતાં. તેજસ્વી મરકતમણિઓથી પૃથ્વીને શ્યામ કરતો હતો.[૪] સિદ્ધ, ચારણ, ગંધર્વ, વિદ્યાધર, મોટા નાગ, કિન્નર અને અપ્સરાઓ ક્રીડા કરવાને માટે તેની ગુફાઓને સેવતાં હતાં.[૫] કિન્નર વગેરેનાં ગાયનના શબ્દોથી તેની ગુફાઓ ગાજતી હતી, તેઓને પોતાનાશત્રુજાણીઅસહનતાથી સિંહ,સામી ગર્જના કરતા હતા.[૬] વગડાનાંઅનેક જાતનાં પશુઓના સમૂહોની ભીડવાળી ગુફાઓથી એ પર્વત શોભતો હતો. વિચિત્ર વૃક્ષવાળા દેવતાઇ બગીચાઓમાં પક્ષીઓ મધુર સ્વરથી બોલતાં હતાં.[૭] નદી અને તળાવોમાં સ્વચ્છ જળ ભર્યાં હતાં. કિનારાઓમાં મણિજેવી રેતી હતી દેવતાઓની સ્રીઓ તેઓમાં નહાવાને લીધે જળ અને પવન સુગંધી બની રહ્યાં હતાં.[૮] એ પર્વતના એક ભાગમાં મહાત્મા વરૂણદેવની 'ઋતુમત્' એવા નામની વાડી હતી. તેમાં દેવતાઓની સ્રીઓ રમતી હતી. દિવ્ય અને જેઓમાં નિરંતર ફૂલ ફળ પેદા થતાં હતાં એવાં વૃક્ષોથી તે વાડી ચારેકોર શોભી રહી હતી.[૯] મંદાર, પારિજાત, પાટલા, આસોપાલવ, ચંપક, આંબા, રાણ, ફનસ, આમ્ર, આમ્રાતક, સોપારી, નાળિએરી, ખજુરી, બીજોરાં, મહુડાં, સાલ, તાલ, તમાલ, અસન, આંજણિયા, અરીઠા, ઉમરા, પીપળ, વડ, ખાખરા, ચંદન, લીંબડા, કોવિદાર, સરલ, દેવદાર, ધ્રાખ, શેલડી, કેળ, જાંબુ, બોરડી, બેહેડાં, હરડે, આંબળાં, બીલી, કોઠ, લીંબુ અને ભીલામા વગેરેનાં વૃક્ષો છાઈ રહ્યાં હતાં.[૧૦-૧૩] એ વાડીમાં મોટું અને શોભતાં સોનેરી કમળવાળું એક તળાવ હતું. તેમાં કુમુદ, ઉત્પલ, કલ્હાર અને શતપત્ર જાતનાં કમળોની ભારે શોભા હતી. મદોન્મત્ત ભ્રમરાઓ ગુંજાર કરતા હતા. પક્ષીઓ સુંદર શબ્દો કરતાં હતાં[૧૪] હંસ, કારંડવ, ચક્રવાક, જળકુકડી, કોયષ્ટિ અને બપૈયાઓનાં ટોળાં શબ્દ કરી રહ્યાં હતાં.[૧૫] માછલાં અને કાચબાઓના સંચારથી ચલાયમાન થતાં કમળોની રજ જળમાં ચારેકોર ફેલાઈ રહી હતી. કદંબ, નેતર, નલ, આસોપાલવ, વંજુલ, કુંદ, કાંટાઅશેરીયા, નીપ, સરસડા, ઈન્દ્રજવ, ઇંગોરિયાં, કુબ્જક, સોનેરી જુઈ, નાગ તથા પુન્નાગની જાતિઓ, મલ્લિકા, શતપત્ર માધવી, જાલક, અને બીજા પણ કિનારામાં ઉત્પન્ન થયેલાં અને સઘળી ઋતુઓમાં ફૂલફળની સંપત્તિવાળાં વૃક્ષોથી એ તળાવ બહુજ શોભી રહ્યું હતું.[૧૬-૧૮] એક દિવસે એ પર્વતના વનમાં રહેનારો એક મોટો હાથી (ગજેંદ્ર) હાથણીઓની સાથે ફરતાં ફરતાં ગરમીને શાંત કરવા એ તળાવ તરફ ચાલ્યો. માર્ગમાં કાંટાળાં વૃક્ષો, પોલા વાંસ, નેતર, મોટાં જાળાં, અને બીજા વૃક્ષોને પણભાંગતોજતોહતો.[૧૯] સિંહ,હાથીઓ,વાઘ વગેરે, સર્પ, મૃગ, ગેંડા, મોટા નાગ, ગૌરમૃગ, કાળિયાર, શરભ, ચમરી, નહાર, સૂવર, પાડા, રીંછ, શેળા, વાંદરા, કૂતરા, અને માંકડાં તો એ ગજેંદ્રના ગંધથીજ બીકનાં માર્યાં ભાગીજતાં હતાં. સસલાં અને સાધારણ મૃગવગેરે બીજાં ક્ષુદ્ર પ્રાણીઓ એ ગજેંદ્રના અનુગ્રહથીજ બીજાં સ્થળોમાં નિર્ભય થઈને ફરતાં હતાં.[૨૦-૨૧] હા-

* આ બીજા અધ્યાયમા હાથણીઓની સાથે ક્રીડા કરતા અને દૈવગતિથી ગ્રાહે પકડેલા ગજેંદ્રે ભગવાનનું સ્મરણ કર્યું એ કથા કહેવાશે.

થીઓ અને હાથણીઓથી વીંટાએલો, મદ ઝરતો, પોતાના ભારથી ચારેકોર પર્વતને ધ્રુજાવતો, મદ ખાનારા ભ્રમરાઓથી ઘેરાએલો, મદથી વિહ્વળ નેત્રવાળો અને ઘણાં બચ્ચાં જેની પછવાડે ચાલ્યાં આવતાં હતાં એવો ગજેંદ્ર દૂરથી કમળની રજની સુગંધિવાળા પવનને સુંઘી, પોતાનાં તરશ્યાં ટોળાંને સાથે લઈ તુરત તે તળાવની પાસે આવ્યો.[૨૨-૨૩] તળાવમાં પડીને સોનેરી કમળ તથા ઉત્પલની રજની સુગંધિવાળા નિર્મળ અને અમૃત જેવા મીઠા જળને પોતાની સૂંઢમાં ભરીને ખૂબ પીવા લાગ્યો, અને જળથી પોતાના શરીરને નવરાવવા લાગ્યો, આમ કરવાથી તેનો સઘળો પરિશ્રમ મટી ગયો.[૨૪] પોતાની સૂંઢથી ઉપાડેલું પાણી ઉડાવીને દયાપૂર્વક ગૃહસ્થની પેઠે હાથણીઓને અને બચ્ચાંઓને નવરાવતા, પાણી પાતા, અને ભગવાનની માયાથી મોહ પામેલા એ મદોન્મત્ત હાથીએ પોતાને માથે કષ્ટ ચાલ્યું આવેછે તે જાણ્યું નહી.[૨૫] હે રાજા! એ તળાવમાં દૈવે મોકલેલા કોઇ બળવાન ઝૂડે ક્રોધથી એ હાથીનો પગ ઝાલી લીધો. આ પ્રમાણે યદૃચ્છાથી કષ્ટ પામેલા એ બળવાન ગજેંદ્રે પોતાનું જોર ચાલ્યું ત્યાંસુધી પરાક્રમ કર્યું.[૨૬] એ પ્રમાણે આતુર થયેલા અને જોરાતા ઝૂડે ખેંચાતા એ ગજેંદ્રને રાંક બનેલી હાથણીઓ અને પડખે ઉભેલા બીજા હાથીઓ પણ બહાર કાઢી નહીં શકતાં કેવળ ચીસો પાડવા લાગ્યાં. ગજેંદ્ર બહાર ખેંચેછે અને ઝુંડ અંદર ખેંચેછે, એ પ્રમાણે બન્ને બળવાળાં જાનવરોને લડતાં લડતાં હજારવર્ષ નીકળી ગયાં, તે જોઇને દેવતાઓ આશ્ચર્ય માનવા લાગ્યા.[૨૮] પછી જળમાં ખેંચાતા અને પીડા પામતા ગજેંદ્રનાં ઉત્સાહ બળ અને ઇંદ્રિયોની શક્તિ ઘણે કાળે બહુજ ઓછાં થઈ ગયાં, અને ઝૂડનાં ઉત્સાહ વગેરે વધીગયાં.[૨૯] આ પ્રમાણે યદૃચ્છાથી પરવશ થયેલો એ ગજેંદ્ર, જ્યારે પ્રાણના સંકટમાં પડીગયો ત્યારે પોતાના છુટકારાનો કોઈ ઉપાય નહીં રહેતાં તેણે વિચાર કર્યો, અને વિચાર કરતાં તેને નીચે પ્રમાણે બુદ્ધિ આવી.[૩૦]

આ મારા નાતીલા હાથીઓ મને છોડાવી શકતા નથી ત્યારે હાથણીઓ તો ક્યાંથીજ છોડાવી શકે? હું પોતાથી પણ છૂટી શકતો નથી, કેમકે આ ઝૂડરૂપી કેવળ વિધાતાના પાશથી ઘેરાએલો છું, માટે પરમેશ્વર કે જે બ્રહ્માદિકના પૂર્ણ આશ્રયરૂપ છે તેને શરણે જાઉંછું.[૩૧] પ્રચંડ વેગવાળા, અને બહુજ દોડતા બળવાન્ કાળરૂપ સર્પથી બીનેલા શરણાગત જનની જે રક્ષા કરેછે, અને જેની બીકથી મૃત્યુ ચારેકોર દોડયા કરેછે તે ઇશ્વરને શરણે જાઉંછું.[૩૧]

> यः कश्चनेशो बलिनोंतकोरगा-
> त्मचंडवेगादभिधावतो भृशम् ।
> भीतं प्रपन्नं परिपाति यद्भयान्
> मृत्युः प्रधावत्यरणं तमीमहि ॥ ३२ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૩ જો.*

### ભગવાને ગજ તથા ગ્રાહનો ઉદ્ધાર કર્યો.

**શ્રીશુકઉવાચ.**

> एवं व्यवसितो बुद्ध्या समाधाय मनो हृदि ।
> जजाप परमं जाप्यं प्राग्जन्मन्यनुशिक्षितम् ॥१॥

શુકદેવજી કહેછે—એ ગજેંદ્ર એ પ્રમાણે નિશ્ચય કરી બુદ્ધિવડે મનને હૃદયમાં સ્થિર કરી પૂર્વજન્મમાં શીખેલા ઉત્તમ સ્તોત્રનો જપ કરવા લાગ્યો.[૧]

ગજેંદ્ર સ્તુતિ કરેછે—એ ભગવાન્ કે જેના ચૈતન્યથી આ જગતને ચેતના મળેછે તેને નમસ્કાર કરૂં છું પુરૂષ અને આદિકારણરૂપ એ પરમેશ્વરનું ધ્યાન કરૂં છું આ જગત્ જેમાં રહ્યું છે, જેમાંથી ઉત્પન્ન થયું છે અને જેણે કરીને છે તથા જે પોતે આ જગતરૂપ છે અને કાર્ય કારણોથી જુદા પણ છે, તે સ્વતઃસિદ્ધ ભગવાનને શરણે જાઉં છું.[૩] અખંડ જ્ઞાનવાળા, સ્વયંપ્રકાશ અને ઇંદ્રિયાદિકના પણ પ્રકાશક જે સાક્ષી ભગવાન, પોતાના

---

* આ ત્રીજા અધ્યાયમાં ગજેંદ્રે સ્તુતિ કરેલા ભગવાને ત્યાં આવીને ગજેંદ્રનો ઝુંડથી ઉદ્ધાર કર્યો અને ઝૂડનો દેવળ મુનિના શાપથી ઉદ્ધાર કર્યો એ કથા કહેવાશે.

સ્વરૂપમાં કોઈ વખતે દેખાતા અને કોઇ વખતે નહીં દેખાતા આ પોતાની માયાએ ઉત્પન્ન કરેલા કાર્ય કારણરૂપ જગતને જોયા કરેછે તે ભગવાન મારી રક્ષા કરો. સઘળા લોક, લોકપાળ અને સઘળાં તેઓનાં કારણો કાળને લીધે નાશ પામી જતાં તે વખતે છે ગહન અને અનંત અંધારૂં હતુ તે અંધારાના અંતમાં જે વ્યાપક ભગવાન બીરાજેછે તે મારી રક્ષા કરો.[૫] નટની પેઠે નોખનોખાં સ્વરૂપથી લીલા કરનાર જે ભગવાનના સ્વરૂપને દેવતાઓ કે ઋષિઓ પણ જાણતા નથી, ત્યારે બીજા જીવ તો તેને જાણવાને કે તેની વાત કરવાને પણ કેમ સમર્થ થાય? તર્કમાં ન આવે એવાં ચરિત્રવાળા તે ભગવાન મારી રક્ષા કરો.[૬]જેનાં મહામંગળ સ્વરૂપને જાણવા ઇચ્છતા મહાત્મા મુનિઓ સંગ માત્રને છોડી દેતાં સર્વમાં આત્મદૃષ્ટિ અને મિત્રતા રાખી બ્રહ્મચર્યાદિક વ્રત અખંડ રીતે પાળેછે તે ભગવાન મારી ગતિ છે. જે ભગવાનમાં જન્મ, કર્મ, નામ, રૂપ, ગુણ કે દોષ કાંઇ પણ નથી, તોપણ જે ભગવાન લોકોના જન્મ અને નાશને માટે પોતાની માયાથી સમયે સમયે એ જન્માદિકનો સ્વીકાર કરેછે તે ભગવાનને પ્રણામ કરૂંછું.[૮] પરમેશ્વર, પરબ્રહ્મ, અનંત શક્તિવાળા, રૂપરહિત, ઘણાં રૂપવાળા અને અદ્ભુત કર્મ કરનાર તે ભગવાનને પ્રણામ કરૂં છુ[૯] બીજા પ્રકાશથી નહી જણાતા, સાક્ષી, પરમાત્મા અને વાણી, મન તથા ચિત્તની વૃત્તિઓ જેને પોહોચી શકતી નથી, તે ભગવાનને પ્રણામ કરૂં છુ.[૧૦] મોક્ષના સ્વામી, મોક્ષસંબધી આનંદના અનુભવરૂપ અને વિદ્વાન્‌લોકો જેને શુદ્ધ સંન્યાસથી પામેછે એવા ભગવાનને પ્રણામ કરૂં છુ.[૧૧] શાંત, ઘોર અને મૂઢપણાથી સત્વાદિક ગુણોના ધર્મોને અનુસરનાર, ભેદ રહિત, સમ અને જ્ઞાનમય ભગવાનને પ્રણામ કરૂંછું.[૧૨] જે તમે જીવરૂપ, જીવના મૂળરૂપ, સર્વના સ્વામી, માયાના પણ કારણરૂપ અને સર્વના સાક્ષી છો તેમને પ્રણામ કરૂં છુ.[૧૩] સર્વ ઇંદ્રિયોના વિષયોને જાણનાર, પ્રતિબિંબ જેમ બિંબને જણાવે છે તેમ મિથ્યાભૂત અહંકારાદિક જેને જણાવેછે એવા અને એ પ્રમાણે જ ઇંદ્રિયોની વૃત્તિથી જણાતા તથા પદાર્થ માત્રમાં સત્‌રૂપથી ભાસતા આપને પ્રણામ કરૂંછું.[૧૪] આપ કે જે સર્વના કારણરૂપ, પોતે કારણ રહિત, સર્વના કારણરૂપ છતાં પણ નિર્વિકાર, સર્વ શાસ્ત્રો અને વેદોના મહાસાગર રૂપ, મોક્ષરૂપ અને ઉત્તમ લોકોના આશ્રયરૂપ છો, તેમને વારવાર પ્રણામ કરૂ છું[૧૫] જે આપ ગુણરૂપ અરણિથી ઢંકાએલા જ્ઞાનાગ્નિરૂપ છો, જે આપનું મન સૃષ્ટિના આરંભમાં ગુણોના ક્ષોભથી બહિર્વૃત્તિવાળુ થાયછે તથા જે આપ આત્મસ્વરૂપની ભાવનાથી વિધિનિષેધનો ત્યાગ કરનારા જ્ઞાનીલોકોને પોતાની મેળેજ પ્રકાશોછો, તેમને નમસ્કાર કરૂં છું.[૧૬] હું જેવા શરણાગત જીવોને અવિદ્યારૂપી પાશથી છોડાવનાર, મુક્ત, ઘણી દયાવાળા, દયા કરવામાં આળસ નહી કરનારા, પરિચ્છેદ (માપ)રહિત અને પોતાના અંતર્યામી રૂપથી સર્વ પ્રાણીઓના મનમાં જણાતા સાક્ષીરૂપ આપ ભગવાનને પ્રણામ કરૂ છુ.[૧૭] આપ કે જે દેહ, પુત્ર, સગાં, ઘર, ધન તથા લોકોમાં આસક્તિ ધરાવનારાઓથી પામી શકાતા નથી, ગુણના સંગથી રહિત છો, દેહાદિકમાં આસક્તિ છોડી દેનારાઓએ પોતાના હૃદયમાં ચિંતવેલા છો, અને જ્ઞાનસ્વરૂપ છો, તે આપ ઈશ્વર ભગવાનને નમસ્કાર કરૂં છું.[૧૮] ધર્મ, કામ, અર્થ અને મોક્ષની ઇચ્છાથી જેને ભજનારાઓને મનોવાંછિત ફળ મળેછે, એટલુ જ નહીં પણ મનમાં નહી ધારેલાં સુખ અને અમર દેહ પણ મળે છે, તે દયાળુ ઈશ્વર મારો છૂટકારો કરો.[૧૯] સર્વજ્ઞ પુરૂષોની સેવા કરનારા જેના સાચા ભક્તો કોઇ પણ પદાર્થને ઇચ્છતા નથી, પણ મહામંગળરૂપ તથા અદ્ભુત ચરિત્રનું ગાયન કરવાથીજ આનંદના સમુદ્રમાં ડુબેલા રહે છે, તે ઈશ્વર કે જે પરબ્રહ્મ, પરમેશ્વર, અપ્રકટ, આત્મવિચારથી જણાય એવા, ઇંદ્રિયોથી અગમ્ય, સૂક્ષ્મ, અત્યંત દૂર જેવા, અનંત, આદ્ય અને પરિપૂર્ણ છે, તેમની સ્તુતિ કરૂં છું.[૨૦-૨૧] બ્રહ્મા-

દિક દેવ, વેદ અને સ્થાવરજંગમ લોકો નામરૂપના ભેદથી જેના અલ્પ અંશમાંથી બનેલા છે, તે ઇશ્વર જય પામો.[૨૨] જેમ અગ્નિની જ્વાળાઓ અગ્નિમાંથી નીકળેછે અને અગ્નિમાંજ પ્રવેશ કરેછે, અને જેમ સૂર્યનાં કિરણો સૂર્યમાંથી નીકળેછે અને સૂર્યમાંજ પ્રવેશ કરેછે, એવી રીતે બુદ્ધિ, મન, ઇંદ્રિયો અને અનેક પ્રકારનાં શરીર જેના સ્વયપ્રકાશ રૂપમાંથી વારવાર નીકળેછે અને જેના સ્વયપ્રકાશ રૂપમાં વારવાર પ્રવેશ કરેછે તે ઈશ્વર જય પામો.[૨૩] જે ઇશ્વર દેવ, દૈત્ય, મનુષ્ય, પશુ, પક્ષી, સ્ત્રી, પુરૂષ, નપુંસક કે બીજા પ્રકારનુ પણ કોઈ પ્રાણી નથી, અને જે ગુણ, કર્મ, કાર્ય કે કારણરૂપ પણ નથી, પરંતુ નિષેધ કરતાં જે બાકી રહેછે અને માયાથી સર્વસ્વરૂપ છે, તે ઇશ્વર જય પામો. ( મને છોડાવવાને માટે પ્રકટ થાઓ )[૨૪] આ ગ્રાહથી મારો છૂટકારો થાય તો પછી હું જીવવાને ઈચ્છતો નથી, અંદર અને બહાર અજ્ઞાનથીજભરેલા આ હાથીના શરીરનુ શુ પ્રયોજન છે ? હુ તો અજ્ઞાન કે જે આત્માસ્વરૂપને ઢાંકનારછે અને જેનો કાળથી પણ નાશ થતો નથી તેમાંથી છૂટવાને ઇચ્છુ છુ.[૨૫] જે ભગવાન્ જગતને સરજનાર, જગતરૂપ, જગતથી નોખા, જગતથીરમનાર, જગતના આત્મા, અજન્મા અને પરમપદરૂપ છે તેમને હુ મોક્ષની ઈચ્છાથી નમુ છુ.[૨૬] યોગથી કર્મને બાળીનાખનારા યોગીઓ યોગથી શુદ્ધ થયેલાં હૃદયમાં જેને જુવે છે, તે યોગેશ્વર ભગવાનને હુ નમુ છું.[૨૭] આપ કે જે સર્વ ઇંદ્રિયોના વિષયરૂપે જણાતા, શરણાગત લોકોનુ રક્ષણ કરનાર, અનંત શક્તિવાળા, દુષ્ટ ઇંદ્રિયોવાળા લોકોથી જેના માર્ગને પણ પોહોચી શકાતુ નથી એવા, અને અસહ્ય વેગવાળી ત્રણ શક્તિઓ (ગુણો )ના નિયંતા છો, તેમને વારવાર પ્રણામ કરૂ છુ[૨૮] જેની માયાનેલીધે દેહાભિમાનથી ઢંકાએલા આત્માને લોકો જાણતા નથી અને જેનું મહાત્મ્ય અપાર છે તે ભગવાનનો હુ આશ્રય લઉંછુ.[૨૯]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે ગજેદ્રે કોઇ અમુક દેવનું નામ નહીં આપીને સ્તુતિ કરનાં જૂદા જૂદા દેહનું અભિમાન ધરાવનારા બ્રહ્માદિક દેવતાઓ જ્યારે તેને છોડાવવા ગયા નહીં, ત્યારે સર્વરૂપપણાને લીધે સર્વ દેવમય ભગવાન્ ત્યાં પ્રકટ થયા.[૩૦] જગતના નિવાસરૂપ ભગવાન્ એપ્રમાણે તે ગજેદ્રને પીડાએલો જાણી તથા તેણે કરેલી સ્તુતિ સાંભળી ઉતાવળથી વેદમય ગરૂડ ઉપર બેશી તથા હાથમાં ચક્ર ધરી જ્યાં ગજેંદ્ર છે ત્યાં તરત પોહોચ્યા. અને તે સમયે પોતાની સ્તુતિ કરનારા દેવતાઓને પણ સાથે લીધા હતા.[૩૧] તળાવની અંદર અત્યંત જોરવાળા ગ્રુડે પકડેલો અને પીડાએલો તે ગજેંદ્ર, ગરૂડજી ઉપર ચક્ર ધરીને બેઠેલા ભગવાનને આકાશમાં જોઈ, સુંઢમાં કમળ લઈ તે સુંઢને ઊંચી કરી કષ્ટથી બોલ્યો કે 'હે નારાયણ ! હે સર્વના ગુરૂ ! હે ભગવાન્ ! તમને પ્રણામ કરૂં છુ'[૩૨] ભગવાને તે ગજેદ્રને પીડાએલો જોઈ તત્કાળ ગરૂડ ઉપરથી ઉતરીને દયાથી તેને ગ્રુડસહિત તળાવમાંથી કાઢયો, અને દેવતાઓ જોતાં છતાં ચક્રવતે ગ્રુડનુ મોઢુ કાપી નાખી તેમાંથી છોડાવ્યો.[૩૩]

तं वीक्ष्य पीडितमजः सहसाऽवतीर्य
सग्राहमाशु सरसः कृपयोज्जहार ।
ग्राहाद्विपाटितमुखादरिणा गजेंद्रं
संपश्यतां हरिरमूमुचदुच्छ्रियाणां ॥३३॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૪ થો *

### ગજેંદ્ર ભગવાનનો પાર્ષદ થયો અને ગ્રુડ પાછો ગંધર્વ થયો.

श्रीशुकउवाच.

तदा देवर्षिगंधर्वा ब्रह्मेशानपुरोगमाः ।
मुमुचुः कुसुमासारं शंसंतः कर्म तद्धरेः ॥१॥

* આ ચોથા અધ્યાયમા ગ્રુડ પાછો ગંધર્વ થયો અને ગજેદ્રને પોતાનો પાર્ષદ બનાવી ભગવાન્ પોતાના ધામમા લઇ ગયા, એ કથા કહેવાશે ભારતમાં કથા છે કે—તળાવમા સ્ત્રીઓની સાથે હૂહૂ ગંધર્વ ક્રીડા કરતો હતો, ત્યાં તેણે નહાવા પેઠેલા દેવળ ઋષિનો પગ ઝાલી

શુકદેવજી કહેછે—એ સમયમાં બ્રહ્મા અને સદાશિવ વગેરે દેવતાઓ, ઋષિઓ અને ગંધર્વો એ ભગવાનના કામનાં વખાણ કરતા ફૂલની વૃષ્ટિ કરવા લાગ્યા.[૧] દેવતાઇ દુંદુભિ વાગવા લાગ્યાં. ગંધર્વો નાચ અને ગાયન કરવા લાગ્યા. ઋષિઓ, ચારણ અને સિદ્ધલોકો ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા.[૨] હુહૂ નામનો ઉત્તમ ગંધર્વ, દેવલ ઋષિનો શાપ લાગવાથી ગ્રૂડ થયો હતો, તે એ શાપમાંથી છુટીને તુરત અત્યંત વિસ્મય આપે એવા રૂપવાળો પાછો ગંધર્વ થયો.[૩] ભગવાન કે જે અવિનાશી, યશના સ્થાનકરૂપ અને જેના ગુણ તથા પવિત્ર કથા ગાવા યોગ્ય છે, તેમને પ્રણામ કરી એ ગંધર્વ તેમનુંજ ગાયન કરવા લાગ્યો.[૪] ભગવાનની દયાથી શાપમાંથી છૂટેલો એ ગંધર્વ, ભગવાનને પ્રદક્ષિણા કરી પ્રણામ કરી લોકો જોતાં છતાં પોતાના લોકમાં ગયો.[૫] ભગવાનનો સ્પર્શ થવાનેલીધે અજ્ઞાનનાં બંધનમાંથી છૂટેલો ગજેંદ્ર, ભગવાનના જેવું રૂપ પામ્યો. પીળાં વસ્ત્રવાળો અને ચાર ભુજાવાળો થઇ રહ્યો.[૬] એ ગજેંદ્ર પૂર્વજન્મમાં પંડુ દેશનો રાજા ઇંદ્રદ્યુમ્ન એવા નામનો હતો. ભગવાનનાં વ્રત કરવામાં તત્પર અને દ્રવિડ દેશમાં ઉત્તમ ગણાતો હતો.[૭] મલયાચળમાં આશ્રમ કરી રહેલો, જટાને ધરનાર અને તપસ્વી એ રાજા એક દિવસે આરાધનના સમયમાં નાહીને મૌનવ્રત ધરી ભગવાનની પૂજા કરતો હતો.[૮] ત્યાં યદૃચ્છાથી મોટી કીર્તિવાળા અગસ્ત્ય ઋષિ પોતાના અનેક શિષ્યોની સાથે આવી નીકળ્યા તેમણે પોતાનું પૂજન વગેરે નહીં કરતાં એકાંતમાં ચૂપ બેસી રહેલા રાજાને જોઇ કોપ કર્યો અને શાપ દીધો કે—'અસાધુ, દુરાત્મા, વગર શીખેલી બુદ્ધિવાળો અને બ્રાહ્મણોનું અપમાન કરનાર આ રાજા હાથીની પેઠે અઝૂડ વિચારનો હોવાથી નીચ યોનિમાં જવો જોઇએ, માટે તે હાથીનોજ અવતાર પામો.'[૯-૧૦]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે શાપ દઇ અગસ્ત્ય ઋષિ પોતાના શિષ્યોની સાથે ત્યાંથી ગયા. એ દુઃખને દૈવે આપેલું ધારતો ઇંદ્રદ્યુમ્ન રાજા પણ પોતાના સ્મરણને નાશ કરનાર હાથીનો અવતાર પામ્યો. હાથીના અવતારમાં પણ છેલ્લીવારે તેને ભગવાનના પૂજનના પ્રતાપથી ભગવાનનું સ્મરણ થયું.[૧૧-૧૨] એ પ્રમાણે ભગવાન્, ગજેંદ્રને છોડાવી તેને પાર્ષદપણું આપતાં સાથે લઈ ગરૂડ ઉપર બેશી પોતાના અદ્ભુત ધામમાં પધાર્યા. એ સમયમાં ગંધર્વ, સિદ્ધ અને દેવતાઓ તેમનાં અદ્ભુત કર્મનું ગાયન કરતા હતા.[૧૩] હે પરીક્ષિત રાજા! આ ગજેંદ્રને છોડાવવારૂપ ભગવાનનું ચરિત્ર મેં તમને કહી સંભળાવ્યું. આ ચરિત્રને જે સાંભળે તેને યશ તથા સ્વર્ગ મળે, કળિયુગના દોષ ટળી જાય અને દુઃસ્વપ્નનો નાશ થાય.[૧૪] કલ્યાણની ઇચ્છાવાળા જે દ્વિજલોકો પ્રાતઃકાળમાં ઉઠી પવિત્રપણાથી આ ચરિત્રનું કીર્ત્તન કરે, તેનાં દુઃસ્વપ્ન વગેરે સંકટો નાશ પામેછે.[૧૫] હે રાજા! સર્વ જગતમય ભગવાને પ્રસન્ન થઇને સર્વલોકો સાંભળતાં તે સમયે ગજેંદ્રને આ પ્રમાણે કહ્યું હતું.[૧૬]

ભગવાન્ કહેછે—તું, હું, આ તળાવ, આ પર્વત, આ ગુફા, આ વન, આ નેતર તથા અનેક જાતનાં વાંસનાં ઝાડ, કલ્પવૃક્ષ,[૧૭] બ્રહ્મા, હું તથા સદાશિવના સ્થાનકરૂપ આ શિખરો, મારા પ્રિય સ્થાનકરૂપ ક્ષીરસાગર, પ્રકાશવાળો શ્વેતદ્વીપ,[૧૮] શ્રીવત્સ, કૌસ્તુભ મણિ, વનમાળા, કૌમોદકી ગદા, સુદર્શન ચક્ર, પાંચજન્ય શંખ, પક્ષીઓના રાજા ગરૂડ,[૧૯] મારા સૂક્ષ્મ અંશરૂપ શેષનાગ, મારો આશ્રય ધરનાર લક્ષ્મીદેવી, બ્રહ્મા, નારદમુનિ, સદાશિવ, પ્રલ્હાદ,[૨૦] મત્સ્ય તથા કચ્છપ વગેરે અવતારોથી કરેલાં મારાં મહાપવિત્ર કર્મો, સૂર્ય, ચંદ્રમા, અગ્નિ,[૨૧] ૐકાર, સત્ય માયા, ગાયો, બ્રાહ્મણો, ભક્તિરૂપ ધર્મ, ચંદ્ર, કશ્યપ અને ધર્મની સ્ત્રીઓ,[૨૨] ગંગા, સરસ્વતી, નંદા, યમુના, ઐરાવત હાથી, ધ્રુવ, સપ્ત ઋષિઓ અને પવિત્ર કીર્ત્તિવાળા મનુષ્યો,[૨૩] એઓ સઘળાં કે જે મારી વિભૂતિરૂપ છે, તેઓનું પાછલી રાત્રે

---

તેમને અંદર ખેંચ્યા. તેથી કોપ કરીને ઋષિએ શાપ આપ્યો કે તું ગ્રૂડ થઇ જા પછી ક્ષમા માગતા ઋષિએ કહ્યું કે હાલ જેમ તે મને પકડયો તેમ તું ગજેંદ્રને પકડીશ ત્યારે ભગવાન્ તારો ઉદ્ધાર કરશે.

ઉઠીને સાવધાન રહી જીતેંદ્રિયપણાથી જેઓ સ્મરણ કરેછે તેઓ સઘળાં પાપથી છુટેછે.[૨૪] હે ગજેંદ્ર! પરોઢીએ જાગીને જે લોકો આ તે કરેલા સ્તોત્રથી મારી સ્તુતિ કરશે તેઓને અંતકાળમાં હું નિર્મળ બુદ્ધિ આપીશ.[૨૫]

શુકદેવજી કહેછે—ભગવાન્, એ પ્રમાણે કહી, શંખનાદ કરી દેવતાઓના યુથને પ્રસન્ન કરતાં ગરૂડજી ઉપર ચઢીને પધાર્યા.[૨૬]

**इत्यादिश्य हृषीकेश प्रध्माय जलजोत्तमं ।**
**हर्षयन् विबुधानीकमारुरोह खगाधिपम्॥२६॥**

ઈતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૫ મો.*

### પાંચમા તથા છઠ્ઠા મનુની કથા અને લક્ષ્મી રહિત થયેલા દેવતાઓએ કરેલી ભગવાનની સ્તુતિ.

**श्रीशुक उवाच**

**राजन्नुदितमेतत्ते हरेः कर्माघनाशनम् ।**
**गजेंद्रमोक्षणं पुण्यं रैवतं त्वंतरं शृणु ॥१॥**

શુકદેવજી કહેછે—હે રાજા! આ પવિત્ર અને પાપને મટાડનારી ગજેંદ્ર મોક્ષની કથા મેં તમારી પાસે કહી. હવે રૈવત મન્વંતરવિષે સાંભળો [૧]તામસનો ભાઈ રૈવત પાંચમો મનુ થયો. અર્જુન, બલિ અને વિંધ્ય વગેરે તેના પુત્રો હતા.[૨]વિભુ નામનો ઈંદ્ર હતો ભૂતરય વગેરે દેવતાઓ હતા હિરણ્યરોમા, વેદશિરા અને ઉર્ધ્વબાહુ વગેરે સપ્તર્ષિઓ હતા [૩]શુભ્રની સ્ત્રી વિકુંઠાના ઉદરથી વૈકુંઠ નામનો ભગવાનનો અંશાવતાર થયો હતો, અને તેની સાથે એજ નામના કેટલાએક ઉત્તમ દેવ પણ અવતર્યા હતા.[૪] વૈકુંઠભગવાને લક્ષ્મીજીની પ્રાર્થના ઉપરથી તેને રાજી કરવા સારૂ સર્વ લોકો જેને નમેછે એવો વૈકુંઠલોક બનાવ્યોછે એ વૈકુંઠભગવાનનો પ્રભાવ અને બ્રહ્મણ્યતા વગેરે ઉત્તમ ગુણો જયવિજયના આખ્યાનમાં આગળ કહેવાઇ ગયાછે, જે ભગવાનના સઘળા ગુણોનું વર્ણન કરવા ધારે તે પૃથ્વીના રજકણને ગણી કાઢવા ધારેછે એમ સમજવું.[૬]ચક્ષુનો દીકરો ચાક્ષુષ નામનો છઠ્ઠો મનુ થયો. પુરૂ, પુરૂષ અને સુદ્યુમ્ન વગેરે તેના પુત્રો હતા.[૭]મંત્રદ્રુમ નામે ઇંદ્ર હતો. આપ્ય વગેરે દેવતાઓના ગણ હતા. હવિષ્માન્ અને વીરક ઈત્યાદિક સપ્તર્ષિઓ હતા.[૮]એ મન્વંતરમાં વૈરાજની સ્ત્રી સંભૂતિમાં જગત્પતિ ભગવાન્ પોતાના અંશથી અવતર્યા હતા, તેમનું 'અજિત' એવું નામ હતું.[૯] એ ભગવાને સમુદ્રનું મથન કરી દેવતાઓને અમૃત પાયું હતું અને પાણીમાં ફરતા મંદરાચળને કાચબાના રૂપથી ધરી રાખ્યો હતો.[૧૦]

પરીક્ષિત રાજાપૂછેછે—હે મહારાજ! ભગવાને ક્ષીરસાગરને જેવીરીતે અને જેને માટે મથ્યો, તથા કાચબાનું રૂપ ધરીને જે કારણથી પર્વતને ધર્યો, તથા દેવતાઓને જેવી રીતે અમૃત મળ્યું અને તે શિવાય પણ એ પ્રસંગમાં જે કાંઈ બન્યું હોય તે સઘળાં ભગવાનનાં અદ્ભુત કામ મારી પાસે કહો.[૧૧-૧૨]ઘણા કાળના તાપથી તપી રહેલું મારૂં ચિત્ત આપના મુખારવિંદથી નીકળતા ભગવાનના મહિમાથીબહુજતૃપ્તથતુંનથી.[૧૩]

સૂત શૌનકાદિકને કહેછે—હે બ્રાહ્મણો! એ પ્રમાણે પરીક્ષિત રાજાએ પૂછતાં તેમની પ્રશંસા કરી શુકદેવજીએ ભગવાનનાં પરાક્રમ કહેવાનો આરંભ કર્યો.[૧૪]

શુકદેવજી કહેછે—દૈત્યોએ સજાવેલાં હથીઆરોથી મારવા માંડેલા દેવતાઓ જ્યારે ગતપ્રાણ થઇને પડ્યા અને ઘણાખરા પાછા ઉઠ્યાજ નહી, તથા જ્યારે દુર્વાસાના શાપથી + ઇંદ્રસહિત ત્રણે લોક લક્ષ્મી રહિત થઇ ગયા, ત્યારે યજ્ઞ વગેરે

* આ પાંચમા અધ્યાયમાં પાંચમો તથા છઠ્ઠો મન્વંતર અને બ્રાહ્મણના શાપથી લક્ષ્મીરહિત થએલા દેવતાઓએ કરેલી ભગવાનની સ્તુતિ કહેવાશે.

\+ દુર્વાસાએ એક દિવસ ઇંદ્રને માર્ગમાં જતો જોઇ તેને પોતાના ગળામાં પેહેરેલી માળા આપી, ત્યારે ઇંદ્રે લક્ષ્મીના મદથી તે માળાનો અનાદર કરી ઐરાવત હાથીના કુંભસ્થળમાં નાખી હાથીએ મદોન્મત્તપણાથી એ માળાને પગથી ક્હી નાખી પછી કોપ પામેલા દુર્વાસાએ ઇંદ્રને શાપ દીધો કે 'ત્રણે લોકની સાથે તું લક્ષ્મીરહિત થા.'

ક્રિયાઓ નાશ પામી હતી.[૧૫-૧૬] એ સઘળુ જોઇને ઇંદ્ર અને વરૂણ વગેરે દેવતાઓએ ઘણા ઘણા વિચાર કરવા માંડયા, તોપણ કાંઈ નિશ્ચય થયો નહીં.[૧૭]પછી સઘળા દેવોએ મેરૂપર્વતને માથે બ્રહ્માની સભા છે ત્યાં જઇ બ્રહ્માને પ્રણામ કરી સઘળી વાતનું નિવેદન કર્યું.[૧૮]ઇંદ્ર અને વાયુ વગેરે દેવતાઓને ધૈર્ય તથા કાંતિ વગરના જોઈ, લોકોને બહુજ દુઃખ પામેલા જોઈ અને દૈત્યોને ઉદય પામેલા જોઈ સાવધાન ચિત્તથી ભગવાનનું સ્મરણ કરતાં જેનાં નેત્ર પ્રફુલ્લિત થયાં એવા બ્રહ્માએ તેઓને કહ્યુ કે-'હુ, સદાશિવ, તમે, દૈત્યાદિક, મનુષ્ય, પશુ, પક્ષી, વૃક્ષ અને સ્વેદજો સઘળા, જે ભગવાનના અવતારરૂપ પુરૂષના અંશ અને અંશના અંશોએ સ્રજેલા છીએ તે અવિનાશી ભગવાનને શરણે જવું જોઇએ.[૧૯-૨૧]પોતાને શત્રુ, મિત્ર, અનાદરકરવાયોગ્ય કે આદર કરવાયોગ્ય કોઈ પક્ષ નહીં છતાં પણ જે ભગવાન્ સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય કરવાને સારૂ રજ, સત્વ અને તમોગુણનુ તે તે સમયમાં ધારણ કરેછે તે ભગવાનનુ શરણુ લેવુ જોઇએ.[૨૨]ભગવાન્ કે જે પ્રાણીઓના રક્ષણને માટે સત્વગુણને સેવેછે તેમનો હમણાં જગતની મર્યાદાનુ રક્ષણ કરવાનો સમયછે, માટે એ જગતના ગુરૂ ભગવાનનું શરણ આપણે સઘળાઓએ લેવુ જોઇએ. દેવતાઓ ઉપર પ્રીતિ રાખનાર એ ભગવાન્, આપણે કે જેઓ તેમના દાસ છીએ તેઓનું કલ્યાણ કરશે.[૨૩]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે બ્રહ્મા, દેવતાઓને કહી તેઓને સાથે લઈ અજીત ભગવાનનુ સ્થાનક કે જે લોકાલોક પર્વત પછીના અંધારાથી પણ પર છે ત્યાં ગયા.[૨૪]ત્યાં જઇ ઇંદ્રિયોને સાવધાન રાખી, પૂર્વે સાંભળેલા, પણ નહી દેખવામાં આવતા ભગવાનની વેદવાણીથી સ્તુતિ કરવાલાગ્યા.[૨૫]

બ્રહ્મા સ્તુતિ કરેછે–દેવતાઓમાં ઉત્તમ આપ કે જે સત્ય, નિષ્ક્રિયારહિત, અનંત, અનાદિ, સર્વવ્યાપક, ઉપાધિરહિત, અતર્ક્ય, મન કરતાં પણ આગળ વધનાર, વાણીના અવિષય, અને ઉદાર છો, તેમને પ્રણામ કરૂ છું.[૨૬]પ્રાણ, મન, બુદ્ધિ અને અહંકારના જાણનાર, વિષય અને ઇંદ્રિયરૂપથી જણાતા, અજ્ઞાનરહિત, દેહરહિત, અક્ષર, આકાશની પેઠે વ્યાપક, ત્રણ યુગમાં પ્રકટ થનાર અને વિદ્યા તથા અવિદ્યા કે જે જીવના પક્ષમાં રહેનાર છે તેથી રહિત આપને શરણ આવ્યા છીએ.[૨૭]માયાએ પ્રેરાતા, મનોમય, પંદર (દશ ઇંદ્રિય અને પાંચ પ્રાણ) આરાવાળા, શીઘ્ર ચાલનાર, ત્રણ (ગુણ) નાભિવાળા, વિજળીની પેઠે ચંચળ અને આઠ (પ્રકૃતિ) પાટાવાળા આ જીવના ચક્રરૂપ દેહાદિકની ધરીરૂપ જે સત્ય પરમાત્મા છો, તેની શરણે આવ્યોછુ[૨૮]જ્ઞાનસ્વરૂપ, પ્રકૃતિથી પર, અદૃશ્ય, નિર્વિકલ્પ, અને દેશ તથા કાળના પરિચ્છેદથી રહિત જે પરમાત્મા ભક્તોનુ રક્ષણ કરવાને માટે ગરૂડની ઉપર બીરાજેછે, તથા ધીર પુરૂષો યોગરૂપી સાધનથી જેની ઉપાસના કરે છે તેને અમે નમીએ છીએ. લોકોને મોહ ઉપજાવી આત્મસ્વરૂપને નહીં જાણવા દેતી જેની માયાને કોઈ પણ તરી શકતુ નથી, જેણે માયા તથા માયાના ગુણોને જીતી લીધાછે, અને જે સઘળા પદાર્થોમાં સામાન્ય રૂપે રહ્યાછે તે પરમેશ્વરને નમીએ છીએ. આ અમે દેવ અને ઋષિઓ, જેના પ્રિય દેહરૂપ સત્વગુણથી સ્રજાયા છતાં પણ જેના સૂક્ષ્મરૂપને જો કે તે બહાર અને અંદર પ્રકટ છે, તોપણ જાણતા નથી, ત્યારે રજોગુણ અને તમોગુણમય દૈત્ય વગેરે તો ક્યાંથીજ જાણે? તે ઈશ્વરને નમીએ છીએ. તેણે પોતેજ બનાવેલી આ પૃથ્વી કે જેમાં ચાર પ્રકાર (જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ) ની ભૂતસૃષ્ટિ રહીછે, તે પૃથ્વી જેના ચરણરૂપ છે, તે સ્વતંત્ર, મોટા ઐશ્વર્યવાળા મહાપુરૂષ પરમાત્મા અમારા ઉપર કૃપા કરો.[૩૨]ત્રણ લોક અને સઘળા લોકપાળો જે જળથી ઉત્પન્ન થાય છે, જીવેછે અને વધેછે તે મોટી શક્તિવાળુ જળ જેના વીર્યરૂપછે, તે મોટી વિભૂતિવાળા પરમાત્મા અમારી ઉપર કૃપા કરો[૩૩]દેવતાઓના અન્નરૂપ, તેને લીધેજ તેઓને બળ તથા આયુષ્ય આપનાર, વૃક્ષોનો સ્વામી અને પ્રજાઓને

વધારનાર ચંદ્રમા જેનુ મન કહેવાયછે, તે મોટી વિભૂતિવાળા પરમાત્મા અમારા ઉપર કૃપા કરો. [૩૪]ધનને ઉત્પન્ન કરનાર, યજ્ઞાદિક કર્મની પ્રવૃત્તિને માટે ઉત્પન્ન થયેલો, અને પેટની અંદર અન્ન વગેરે પદાર્થોને રાંધી નાંખનાર અગ્નિ જેનુ મુખ કહેવાયછે, તે મોટી વિભૂતિવાળા પરમાત્મા અમારા ઉપર કૃપા કરો.[૩૫] દેવયાન નામના માર્ગના દેવતા, વેદમય,પરબ્રહ્મની ઉપાસનાના સ્થાનકરૂપ, મુક્તિના દ્વારરૂપ, પવિત્ર લોકરૂપ અને કાળરૂપ સૂર્ય જેનાં નેત્રરૂપ કહેવાયછે તે મોટી વિભૂતિવાળા પરમાત્મા અમારી ઉપર કૃપા કરો [૩૬]સ્થાવર જંગમના પ્રાણરૂપ, ઇંદ્રિય, મન તથા શરીરની શક્તિરૂપ અને ચક્રવર્તિ રાજાને જેમ નોકરો અનુસરી રહે તેમ અમે સઘળા જેને અનુસરીને રહીએ છીએ, તે વાયુ જેના પ્રાણમાંથી ઉત્પન્ન થયેલ છે તે મોટી વિભૂતિવાળા પરમાત્મા અમારા ઉપર કૃપા કરો. [૩૭]જેની શ્રોત્ર ઇંદ્રિયમાંથી દિશાઓ થઈછે, હૃદયમાંથી દેહનાં છિદ્રો થયાંછે અને પ્રાણ, ઇંદ્રિય, મન તથા શરીરના આશ્રયરૂપ આકાશ જે પુરૂષની નાભિમાંથી થયુ છે, તે પરમાત્મા અમારી ઉપર કૃપા કરો.[૩૮] જેના બળમાંથી ઇંદ્ર, પ્રસાદમાંથી દેવતાઓ, ક્રોધમાંથી સદાશિવ, બુદ્ધિમાંથી બ્રહ્મા, છિદ્રોમાંથી વેદ તથા ઋષિઓ,અને ઉપસ્થમાંથી પ્રજાપતિ ઉત્પન્ન થયેલ છે, તે મોટી વિભૂતિવાળા પરમાત્મા અમારી ઉપર કૃપા કરો [૩૯] જેના વક્ષસ્થળમાંથી લક્ષ્મી, છાયામાંથી પિતૃ, સ્તનમાંથી ધર્મ, પીઠમાંથી અધર્મ,મસ્તકમાંથી સ્વર્ગ અને વિહારમાંથી અપ્સરાઓ થયેલ છે, તે મોટી વિભૂતિવાળા પરમાત્મા અમારા ઉપર કૃપા કરો [૪૦] બ્રાહ્મણો અને રહસ્યરૂપ વેદ જેના મુખમાંથી થયેલ છે, રાજા અને બળ જેના ભુજમાંથી થયેલ છે, વૈશ્ય અને નિપુણતા જેના સાથળમાંથી થયેલ છે, અને શુદ્ર તથા સેવા જેના ચરણમાંથી ઉત્પન્ન થયેલ છે, તે મોટી વિભૂતિવાળા પરમાત્મા અમારા ઉપર કૃપા કરો.[૪૧] જેના નીચલા હોઠમાંથી લોભ, ઉપલા હોઠમાંથી પ્રીતિ, નાસિકામાંથી કાંતિ, સ્પર્શમાંથી અવિવેકીઓને સારો લાગનાર કામ, ભ્રકુટિમાંથી યમ અને પાંપણોમાંથી કાળ ઉત્પન્ન થયેલ છે, તે મોટી વિભૂતિવાળા પરમાત્મા અમારી ઉપર કૃપા કરો.[૪૨] પાંચ મહાભૂત, કાળ, કર્મ, ગુણ અને લોકપ્રપંચ કે જે નિરૂપણ કરવાને અશક્ય અને વિદ્વાનોએ મિથ્યા જાણી તજી દેવાયછે તે સઘળું જેની યોગમાયાએ બનાવેલું કહેવાયછે, તે મોટી વિભૂતિવાળા પરમાત્મા અમારા ઉપર કૃપા કરો.[૪૩] શાંત શક્તિવાળા, સ્વરૂપાનંદના લાભથીજ પરિપૂર્ણ, માયાએ બનાવેલા વિષયોમાં વૃત્તિઓથી આસક્ત નહી થતા અને એ ઉપરથી વાયુના સરખી લીલાવાળા તે પરમાત્માને પ્રણામ કરીએ છીએ.[૪૪] શરણાગત અને આપના હસતા મુખારવિંદના દર્શનની ઇચ્છાવાળા અમલોકોને આપ અમારી ઇંદ્રિયોથી જણાય એવુ સ્વરૂપ દેખાડો [૪૫] હે પ્રભુ ! સમયે સમયે ઇચ્છાપ્રમાણે ધરેલા તે તે અવતારોથી આપ પોતે, અમારાથી નહી બની શકે એવાં કામ કરોછો.[૪૬] વિષયમાં લંપટ રહેનારા પ્રાણીઓનાં કામ ઘણા ક્લેશવાળાં, થોડા સારવાળાં અને ખરી રીતે વ્યર્થ થાયછે, પણ આપને અર્પણ કરેલાં કર્મો એવાં થતાં નથી.[૪૭] અલ્પ અને માત્ર આભાસરૂપ કર્મ પણ જો ઇશ્વરને અર્પણ કરવામાં આવે તો વ્યર્થ થાય નહીં, કેમકે ઇશ્વર માણસોના પ્યારા અને હિત આત્મારૂપ છે.[૪૮] ઝાડનામૂળમાં પાણીનુ સેચનથાય તેજેમ સર્વ સ્કંધ અને શાખાઓના સેચનરૂપ છે, તેમ ભગવાનનુ આરાધન સર્વના અને પોતાના પણ આરાધનરૂપછે [૪૯] આપ કે જે અનંત, તર્કમાં ન આવે એવાં કામ કરનાર, નિર્ગુણ, ગુણોના સ્વામી અને હમણાં સત્વગુણમાં રહેલા છો, તેમને પ્રણામ કરીએ છીએ [૫૦]

**નમસ્તુભ્યમનંતાય દુર્વિતર્क्यात्मकर्मणे ।**
**निर्गुणाय गुणेशाय सत्वस्थाय च साम्प्रतम् ५०**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ.

# અધ્યાય ૬ ઠ્ઠો.*

## વિષ્ણુની સલાહથી દેવતાઓએ અમૃતને માટે દૈત્યો સાથે કરેલી તૈયારી.

॥ શ્રી શુકઉવાચ ॥

एवं स्तुतः सुरगणैर्भगवान् हरिरीश्वरः ।
तेषामाविरभूद्राजन् सहस्रार्कोदयद्युतिः ॥१॥

શુકદેવજી કહેછે—એ પ્રમાણે દેવતાઓએ સ્તુતિ કરતાં ઉગતા હજાર સૂર્યોના સરખી કાંતિવાળા ભગવાન તેઓની પાસે પ્રકટ થયા.[1] એ ભગવાનના તેજથી નેત્રો અંજાઇ જવાને લીધે આકાશ, દિશા, પૃથ્વી કે પોતાના શરીરને પણ દેવતાઓએ દીઠાં નહીં, ત્યારે ભગવાનને તો ક્યાંથીજ દેખે?[2] કેવળ બ્રહ્મા અને સદાશિવે એ સ્વરૂપ દીઠું. એ સ્વરૂપ સ્વચ્છ, મરકત મણિ જેવુ શ્યામ અને કમળના ગર્ભસરખાં રાતાં નેત્રવાળું હતુ.[3] તપાવેલા સોનાજેવુ પીળું રેશમી વસ્ત્ર ધર્યુ હતું. સર્વ અંગો સુંદર અને પ્રસન્ન હતાં, મુખ તથા ભ્રકુટિ શોભતાં હતાં[4] મોટા મણિઓવાળો કિરીટ અને બાજુબંધ ઝળકી રહ્યા હતા કુંડળથી પ્રકાશી રહેલા કપોળને લીધે મુખકમળની ભારે શોભા દેખાતી હતી[5] કટિમેખળા, કંકણ, હાર, નૂપુર અને કૌસ્તુભમણિ ધરી લીધાં હતાં. વક્ષસ્થળમાં લક્ષ્મીજી વિરાજતાં હતાં અને શ્રીઅંગમાં વનમાળા ધરી હતી.[6] સુદર્શન વગેરે અસ્ત્રો દેહધારી થઇને ઉપાસના કરતાં હતાં. મહાદેવ અને બ્રહ્માએ એ સ્વરૂપ જોઇ સઘળા દેવતાઓની સાથે પૃથ્વીપર દંડવત્ કરીને નીચે પ્રમાણે સ્તુતિ કરી[7]

બ્રહ્મા સ્તુતિ કરેછે—જન્મ, સ્થિતિ અને નાશથી રહિત, નિર્ગુણ, અપાર મોક્ષસુખના સમુદ્રરૂપ, સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ, માપમાં ન આવે એવા સ્વરૂપવાળા અને મોટા પ્રભાવવાળા આપને વારંવાર પ્રણામ કરીએ છીએ[8] હે પુરૂષોત્તમ! કલ્યાણની ઈચ્છાવાળા પુરૂષો વેદોક્ત અને તંત્રોક્ત પ્રકારથી જે સ્વરૂપને પૂજેછે, તેજ આ તમારૂં સ્વરૂપ છે આપના જગતમય આ સ્વરૂપમાં અમારા ત્રણે લોકોને દેખુ છુ.[9] આ જગત્ આદિકાળમાં, આપનુ સ્વરૂપ કે જે સ્વતંત્ર છે તેમાંજ હતું, મધ્યકાળમાં તેમાંજ છે અને અંતકાળમાં પણ તેમાંજ રહેશે. ઘડાના આદિ અંત અને મધ્યરૂપ જેમ માટીજછે, તેમ આ જગતનાં આદિ, અંત અને મધ્યરૂપ તમેજછો; કારણ કે પ્રધાનથી પણ પર છો.[10] તમને આધીન અને તમારા આશ્રયથીજ રહેલી માયાથી તમે આ જગતને બનાવીને તેમાં પાછળથી પેઠા છો. એટલામાટે વિવેકી અને શાસ્ત્ર જાણનારા યોગ્યપુરૂષો સૃષ્ટિ થયા પછી પણ તમને પોતાના મનથી નિર્ગુણ રહેલાજ સમજેછે.[11] જેમ કાષ્ટમાં મથન કર્યાથી અગ્નિને પામેછે, ગાયોને દોહોવાથી ઘીને પામે છે, પૃથ્વીમાં ખેડવાથી અન્ન પામેછે, ઉદ્યમમાં વેપાર કરવા વગેરેથી આજીવિકાને પામેછે અને પૃથ્વીમાં ખોદવાથી જળને પામેછે, તેમ વિદ્વાન્ મનુષ્યો દેહાદિકમાં વિચારશક્તિથી તમને પામેછે, અને પામ્યા પછી એવા પ્રકારનોજ ઉપદેશ કરેછે.[12] હે નાથ! હે પદ્મનાભ! ઘણા કાળ થયા જેને મળવાની અમારી ઈચ્છા હતી તે આપને આજ પ્રત્યક્ષ પ્રકટ થયેલા જોઇને, દાવાગ્નિથી પીડાએલા હાથીઓ ગંગાના જળને જોઇને જેમ સુખ પામે, તેમ અમે સઘળા સુખ પામ્યા છીએ.[13] હે અંતર્યામી! અમે સઘળા લોકપાળ દેવતાઓ જે પ્રયોજનથી આપના ચરણના મૂળને શરણે આવ્યા છીએ, તે પ્રયોજન આપ પૂર્ણ કરી આપો આપ કે જે સર્વના સાક્ષી છો તેમને ખુલ્લી રીતે જણાવવાની શી જરૂરછે? હું, સદાશિવ, દેવાદિક અને દક્ષ વગેરે પ્રજાપતિઓ કે જેઓ અગ્નિના તણખાઓ ની પેઠે આપથી જુદા દેખાઇએ છીએ, તેઓ પોતાના કલ્યાણને જાણતા નથી, એટલા માટે આપજ બ્રાહ્મણોને અને દેવતાઓને સુખ થાય એવો ઉપાય બતાવો[15]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે બ્રહ્માદિક દેવતાઓએ સ્તુતિ કરેલા ભગવાને, તેઓના હૃદયમાં

* આ છઠ્ઠા અધ્યાયમા વિષ્ણુ પ્રગટ થતા દેવતાઓએ તેમની ફરીવાર સ્તુતિ કરી અને તેમણે આપેલી સલાહ પ્રમાણે દૈત્યોની સાથે અમૃતને માટે મોટીતૈયારી કરી એ કથા કહેવાશે.

જેવો અભિપ્રાય છે તેવો જાણી લઇને, હાથ જોડી ઉભેલા અને જેઓએ સઘળી ઇંદ્રિઓને નિયમમાં રાખી હતી એવા દેવતાઓને મેઘનાદના સરખી ગંભીર વાણીથી નીચે પ્રમાણે કહ્યું. એ દેવતાઓના કામમાં સમુદ્ર મથનાદિક લીલાઓ કરવાની ભગવાનને પોતાનેજ ઇચ્છા હતી [११-१७]

શ્રી ભગવાન્ કહેછે—હે બ્રહ્મા ! હે સદાશિવ ! હે દેવતાઓ ! તમે સઘળા સાવધાન ચિત્તથી મારી વાત સાંભળો કે જે પ્રમાણે ચાલવાથી તમારૂ કલ્યાણ થશે.[१८] હમણાં તો પ્રથમ અહીથી જઈને દૈત્ય અને દાનવો કે જેઓને વર્ત્તમાન અનુકૂળ છે તેઓની સાથે સંપ કરો, અને તે સંપ જ્યાંસુધી તમારી ચઢતી થાય ત્યાં સુધી રાખવો.[१९] મોટુ કામ કાઢવાની જરૂર હોય ત્યારે શત્રુઓની સાથે પણ સંપ કરવો જોઇએ. અને તે કામ સિદ્ધ થાય ત્યારે પછી ઊંદરની સાથે જેમ સપ વરત્યો* હતો એવી રીતે વર્ત્તવુ.[२०] હાલ તો ત્યાં જઇને અમૃત ઉત્પન્ન કરવાનો જલદી યત્ન કરો, કે જે અમૃત પીવાથી જીવ જો કે મોતથી ઘેરાઇ ચૂક્યો હોય તો પણ અમર થાયછે[२१] સઘળી લતા, ખડ અને ઔષધિઓને ક્ષીરસાગરમાં નાંખી, મંદરાચળની રવાઇ કરી અને વાસુકિ નાગનુ નેતરૂ કરી મોટી તૈયારીથી એ સમુદ્રનુ મથન કરો, તેમાં હુ પણ સહાયતા આપીશ એ કામમાં દૈત્યોના ભાગમાં મેહેનતજ રહેશે અને ખરો ફાયદો તમને થશે [२२-२३] હે દેવતાઓ ! એ કામમાં દૈત્યો જે જે ઈચ્છા બતાવે તે સઘળી તમારે કબુલ રાખવી, કેમકે સઘળાં કામ જેવાં ધીરજથી સિદ્ધ થાયછે તેવાં ઉતાવળથી થતાં નથી[२४] સમુદ્રમાંથી કાળકૂટ નામનું ઝેર પેદા થશે તેથી બીશો નહીં, અને બીજી પણ કેટલીક વસ્તુઓ ઉત્પન્ન થશે તેઓમાં કદી પણ તમારે લોભ કરવો નહીં, કેમકે વસ્તુઓની લાલચ કરવાથી ક્રોધ ઉત્પન્ન થાયછે.[२५]

શુકદેવજી કહેછે—સ્વતંત્ર ગતિવાળા પુરૂષોત્તમ ભગવાન્, એ પ્રમાણે દેવતાઓને આજ્ઞા કરીને અંતર્ધાન થઈ ગયા.[२६] પછી તે ભગવાનને પ્રણામ કરી બ્રહ્મા તથા સદાશિવ પોતપોતાના સ્થાનકમાં ગયા, અને દેવતાઓ બળિરાજા પાસે ગયા.[२७] દેવતાઓ જો કે કશી લડાઇની તૈયારીમાં ન હતા, તોપણ તે શત્રુઓને જોઇને દૈત્યોના સેનાપતિઓ લડાઇની ધરપચ કરવા લાગ્યા, તેઓને મોટી કીર્ત્તિવાળા બલિરાજાએ રોક્યા, કેમકે સમાધાનના સમયને અને ક્લેશના સમયને તે જાણતો હતો.[२८] સભામાં બેઠેલા, મોટા મોટા દૈત્યોએ રક્ષણ કરેલા, મોટી લક્ષ્મીવાળા અને ત્રૈલોક્યને જીતનારા બળિરાજાની પાસે આવીને ચતુરબુદ્ધિવાળા ઇંદ્રે કોમળ વચનથી તેની કેટલીક સાંત્વના કરી પોતાને ભગવાને જે શીખવેલ હતી તે સઘળી વાત તેની પાસે કહી.[२९-३०] એ વાત બળિરાજાને તથા બીજા પણ જે શંબર, અરિષ્ટનેમિ અને ત્રણ પુરના રહેવાશી મોટા દૈત્યો ત્યાં બેઠા હતા તેઓને પણ સારી લાગી[३१] પછી જેઓએ સંપ કર્યો એવા તે દેવ અને દૈત્યોએ પરસ્પર ઠરાવ કરી અમૃતને સારૂ મોટી તૈયારી કરી.[३२] મહોન્મત્ત, સમર્થ અને ભોગળ સરખા હાથવાળા તે દેવતાઓ અને દૈત્યો જોરથી મંદરાચળને ઉખેડીને ગર્જના કરતા કરતા સમુદ્ર તરફ લઇ ચાલ્યા.[३३] ઘણા દૂર સુધી ભાર ઉપાડવાનેલીધે થાકેલા અને મંદરાચળને નહી ઉપાડી શકતા તે ઇંદ્ર અને બળિરાજા વગેરે દેવદૈત્યોએ લાચારીથી મંદરાચળને માર્ગમાંજ પડતો મૂક્યો[३४] તે સોનાનો મોટો પર્વત તેઓના હાથમાંથી પડી જતાં તેના ભારથી ત્યા ઘણા ઘણા દેવ અને દૈત્યોનો ભૂકો થઇગયો[३५] જેઓના હાથ, સાથળ અને કાંધ ભાગી પડયાં એવા તે દેવ દૈત્યોને નિરાશ થયેલા જાણી તે સ્થળમાં ભગવાન્ પધાર્યા[३] ત્યાં દેવદૈત્યોને પર્વતના પડવાથી ચગદાઈ ગયેલા જોઈ ભગવાને પોતાની અમૃતદૃષ્ટિથી તેઓને જીવાડયા, અનેતેઓનાં શરીરમાં જખમ-

* એક સર્પ કોઇ પેટીમા રોકાઈ ગયો હતો તેણે નીકળવાનુ દ્વાર કરવાને સારૂ પ્રથમ કેટલાએક શપથ લઇને ઉંદરની સાથે સલાહ કરી હતી પછી ઉંદરે પેટી કાપીને રસ્તો કરી આપતા તે સર્પ પેટીમાથી નીકળીને તે ઉંદરનેજ ખાઇ ગયો હતો.

કે શિથિળપણું વગેરે પણ કાંઇ રહેવા દીધું નહી. [૩૭]પછી જાણે રમતા હોય એવી રીતે એક હાથથી મંદરાચળને ગરૂડની કાંધ ઉપર મૂકી પોતે પણ ગરૂડ ઉપર બેશી દેવ અને દૈત્યોનાં ટોળાંઓથી વીંટાએલા ભગવાન્ ક્ષીરસાગરને કાંઠે પધાર્યા.[૩૮]પક્ષીઓના રાજા ગરૂડે પોતાની કાંધ ઉપરથી પર્વતને ઉતારી તેને જળને કાંઠે મૂક્યો, અને પછી પોતે, ભગવાને રજા આપવા ઉપરથી ત્યાંથી ગયા. ( ગરૂડ હોય ત્યાંસુધી વાસુકિ નાગ ત્યાં ન આવે એટલામાટે ભગવાને ગરૂડને રજા આપી. )[૩૯]

अवरोप्यगिरिंस्कंधात् सुपर्णं पततांवरः ।
ययौजलांतउत्सृज्य हरिणासविसर्जितः ॥३९॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૭ મો.*

## સમુદ્રમથનથી નીકળેલું ઝેર સદાશિવ પી ગયા.

**श्रीशुकउवाच.**

तेनागरं मार्मंत्य फलभागेनवासुकिम् ।
परिवीयगिरौतस्मिन्नेत्रमब्धिमुदान्विताः ॥१॥

શુકદેવજી કહેછે—હે રાજા! અમૃતમાં તને પણ ભાગ મળશે એવા ઠરાવથી વાસુકિ નાગને નેતરારૂપે પર્વત ઉપર વીંટી મોટા ઉત્સાહથી દેવ અને દૈત્યો સમુદ્રનું મથન કરવા લાગ્યા ભગવાને પ્રથમ એ સર્પનો કેણુ તરફનો ભાગ ઝાલ્યો તેથી દેવતાઓએ પણ તેજ ભાગ ઝાલ્યો. [૧-૨]આ ભગવાનની વર્તણુક દૈત્યોને ગમી નહી, તેથી તેઓ કહેવા લાગ્યા કે અમે કે જેઓ વેદાધ્યયનથી અને શાસ્ત્રશ્રવણથી સંપન્ન છીએ, અને જન્મથી તથા કર્મથી પ્રખ્યાત છીએ, તેઓ સર્પના અમંગળ અંગ પૂંછડાને ઝાલીશું નહી. એમ બોલી ચૂપ રહેલા દૈત્યોને જોઇ ભગવાને દેવતાઓસહિત હસીને મોઢાનો ભાગ છોડી પૂંછડાનો ભાગ ઝાલ્યો. એવી રીતે સ્થાનના વિભાગ કરી એ દેવ અને દૈત્યો, અમૃતને સારૂ મોટા પ્રયત્નથી સમુદ્રનું મથન કરવા લાગ્યા. સમુદ્રનું મથન થતાં નીચે આધાર વગરનો એ મંદરાચળ, જો કે તેને બળવાન્ દેવદૈત્યોએ પકડી રાખ્યો હતો, તોપણ ભારથી જળમાં પેશી ગયો. અત્યંત બળવાન્ દૈવથી પોતાનો પુરૂષાર્થ નાશ પામતાં એ દેવ અને દૈત્યો ખેદ પામ્યા અને તેઓનાં મોઢાં પણ લેવાઇ ગયાં.[૩-૭] અપાર શક્તિવાળા અને સત્યસંકલ્પ ભગવાન, એ કામમાં વિઘ્નેશ્વરે એ વિઘ્ન નાખેલું જાણી મહા અદ્ભુત કચ્છપાવતાર ધરીને જળમાં પ્રવેશ કરી મંદરાચળને બહાર લાવ્યા.[૮] એ પર્વતને પાછો નીકળેલો જોઇ દેવ અને દૈત્યો મથન કરવાને માટે પાછા તૈયાર થયા જાણે સમુદ્રમાં બીજો મોટો દ્વીપ થયો હોય એવું કાચબાનું સ્વરૂપ ધરનાર એ ભગવાન્, લાખ યોજનની પોહોળી પોતાની પીઠથી પર્વતને ધરી રહ્યા.[૯] મોટા મોટા દેવ અને દૈત્યોએ પોતાની ભુજાના જોરથી કંપાવેલો એ પર્વત પોતાની પીઠ ઉપર ફરતો હતો, તોપણ અપ્રમેય બળવાળા કચ્છપાવતાર ભગવાન્ એ પર્વતના ફરવાને પોતાના અંગની ચળ મટાડવાના સાધનરૂપ માનતા હતા[૧૦] સઘળાઓનું જોર વધારવા માટે અને ઉત્તેજન આપવામાટે ભગવાને દૈત્યોમાં દૈત્યરૂપથી, દેવમાં દેવરૂપથી અને સર્પમાં સર્પના આકારથી ગુપ્તરીતે પ્રવેશ કર્યો.[૧૧] જાણે બીજો મોટો પર્વત હોય એવા અને હજાર હાથવાળા ભગવાન્ મંદરાચળને પોતાના હાથથી દબાવીને ઉભા રહ્યા, તે સમયમાં બ્રહ્મા, સદાશિવ, અને ઇંદ્રાદિક દેવતાઓ તેમની સ્તુતિ કરતાં આકાશમાંથી ફૂલની વૃષ્ટિ કરવા લાગ્યા.[૧૨] ઊપર પોતાના સ્વરૂપથી અને નીચે કાચબાના સ્વરૂપથી રહેલા અને પર્વત, વાસુકિનાગ તથા મથનારાઓમાં પણ તે તે રૂપથી પેઠેલા ભગવાને વૃદ્ધિ પમાડેલા એ મહોન્મત્ત દેવદૈત્યો જોરથી સમુદ્રનું મથન કરવા લાગ્યા. સમુદ્રના અંદરના મઘર વગેરે જાનવરો પર્વત

* આ સાતમા અધ્યાયમા મથનમાંથી ઉત્પન્ન થયેલા ઝેરની બીકથી સઘળા લોકોએ સ્તુતિ કરતા સદાશિવ કૃપા કરીને ઝેર પીગયા, એ કથા કહેવાશે.

ફરવાને લીધે મોટી ગરબડમાં પડી ગયાં[13] વાસુકિ નાગની હજારો વિકરાળ આંખો, મોઢાં અને શ્વાસમાંથી નીકળેલા અગ્નિ અને ધુમાડાથી જેઓનાં તેજ હણાઇ ગયાં એવા પોલોમ, કાલેય, બળિ અને ઇલ્વલ વગેરે દૈત્યો દાવાગ્નિથી બળીગયેલા દેવદારના ઝાડ જેવા થઈ ગયા.[14] દેવતાઓની કાંતિ પણ વાસુકિનાગના શ્વાસની શિખાથી હણાઇ જતાં અને તેઓનાં વસ્ત્ર, માળા, ઉત્તમ બખતર અને મોઢાંનો રંગ બદલાઈ જતાં તેઓના ઉપર ભગવાનની કૃપાથી મેઘ વરસવા લાગ્યા અને સમુદ્રના મોજાઓથી મળેલા શીતળ વાયુ વાવા લાગ્યા[15] એ પ્રમાણે દેવ અને દૈત્યોના યૂથપતિઓ સમુદ્રનું મથન કરતાં છતાં પણ જ્યારે અમૃત ઉત્પન્ન ન થયુ, ત્યારે પોતે ભગવાન્ મથન કરવા લાગ્યા[16] એ સમયમાં પર્વતને ધરનાર, ઘનશ્યામ, પીતવસ્ત્ર ધરનાર, કાનમાં વીજળીની પેઠે ઝળકતાં કુંડળવાળા, માળા ધરનાર, રાતાં નેત્રવાળા અને જેમના મસ્તકમાં વીખરાઇ ગયેલા કેશ શોભતા હતા એવા ભગવાન્, જગતને અભય દેનાર અને જીત મેળવનાર ચાર હાથવતે વાસુકિને પકડીને પર્વતથી સમુદ્રનુ મથન કરતાં એક પર્વતની સામા બીજા પર્વતની પેઠે શોભવા લાગ્યા.[17] મથન કરવાને લીધે જેમાં, માછલાં, મઘર અને કાચબા વગેરે દુ:ખી થતાં હતાં તથા તિમિ, જળના હાથીઓ, ગ્રૂડ અને તિમિંગલોથી વ્યાકુળતા થઈ હતી એવા સમુદ્રમાંથી, જેનો કોઇ ઉપાય ચાલે નહી એવુ હળાહળ નામનું ઝેર ઉત્પન્ન થયું.[18] ઉગ્ર વેગવાળા અને અસહ્ય જોરવાળા એ ઝેરને સઘળી દિશાઓમાં ઉપર તથા નીચે ફેલાતું અને ઉછળતું જોઇને ભય પામેલી સઘળી લોકપાળસહિત પ્રજા, બીજા કોઈ તરફથી રક્ષણ નહીં મળતાં સદાશિવને શરણે ગઈ.[19] ત્રૈલોક્યના કલ્યાણને સારૂ પાર્વતીની સાથે કૈલાસમાં બેઠેલા અને મુનિલોકોએ સ્વીકારેલુ તપ તેઓનેજ મોક્ષ આપવા માટે કર્યા કરતા સદાશિવને જોઇને સઘળા લોકોએ તેમને પ્રણામ કરી નીચે પ્રમાણે સ્તુતિ કરી[20]

પ્રજાપતિઓ સ્તુતિ કરેછે—હે દેવના દેવ! હે મહાદેવ! હે જગતના આત્મા! હે જગતનું રક્ષણ કરનાર! આ ત્રૈલોક્યને બાળી નાંખે એવા ઝેરથી અમો શરણાગતની રક્ષા કરો.[21] આ સઘળા જગતના બંધ અને મોક્ષના સ્વામી તમે એકજ છો, એટલામાટે આપને શરણાગતની પીડા હરનાર અને ગુરૂ જાણી ડાહ્યા પુરૂષો પૂજેછે.[22] હે સ્વયંપ્રકાશ ઇશ્વર! પોતાની ગુણમય શક્તિ (માયા)થી જ્યારે આ જગતની સૃષ્ટિ, સ્થિતિ તથા પ્રલય કરવાનાં હોયછે, ત્યારે તમે બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એવાં નામ ધરી લ્યોછો[23] દેવ, મનુષ્ય અને પશુપક્ષી વગેરેને ઉત્પન્ન કરનાર અને સર્વથી ગુહ્ય પરબ્રહ્મ તમે છો. જગતના ઇશ્વર અને આત્મા, તમે અનેક પ્રકારના પદાર્થોનાં રૂપથી જણાઓછો.[24] વેદના કારણરૂપ તમેજ મહત્તત્વ અને અહંકાર કે જેના ગુણોમાંથી પ્રાણ, ઇંદ્રિય અને શરીર થાયછે તેરૂપ છો. સ્વભાવ, કાળ, સંકલ્પ, સત્ય અને ધર્મસ્વરૂપ પણ તમેજ છો. પ્રધાન કે જે ત્રિગુણાત્મક છે તેના આશ્રયરૂપ તમેજ છો એમ વિદ્વાનો કહેછે.[25] સર્વ દેવતારૂપ અગ્નિ તમારૂ મુખ છે, પૃથ્વી તમારૂં ચરણ છે, કાળ તમારી ગતિ છે, દિશાઓ કાન છે અને વરૂણદેવ રસના (જીભ) છે એમ વિદ્વાનોએ સર્વ દેવરૂપ આપના વિરાટ દેહની કલ્પના કરીછે[26] હે પ્રભુ! આકાશ તમારી નાભિ છે, વાયુ શ્વાસ છે, સૂર્ય ચક્ષુ છે, જળ વીર્ય છે, સર્વ જીવનો જે આશ્રય છે તે તમારો અહંકાર છે, ચંદ્રમા મન છે અને સ્વર્ગલોક મસ્તક છે.[27] હે વેદમય! સમુદ્રો તમારૂ પેટ છે, પર્વતો અસ્થિના સમૂહછે, સર્વ ઔષધિ તથા લતાઓ રૂંવાડાંછે, સાત છંદ ધાતુરૂપછે અને સઘળા પ્રકારનો ધર્મ હૃદયછે.[28] તત્પુરૂષાદિક પાંચ મંત્રો કે જેઓનાં પદચ્છેદ કરતાં એકસો આડત્રીશ મંત્રો થાયછે તેઓ તમારાં મુખછે, શિવ, સ્વયંપ્રકાશ અને દીપ્યમાન જે વાસ્તવિક તત્ત્વછે તે તમારી શાંતિભરેલી સ્થિતિછે, અધર્મની લેહેરો તમારી છાયાછે, સત્વ રજ અને તમ એ ત્રણ ગુણો કે જેઓથી અનેક પ્રકારની સૃષ્ટિ થાયછે તે તમારાં ત્રણ નેત્ર

છે; અને સાક્ષાત્ વેદ આપના વિચારરૂપછે, કેમકે વેદના કર્ત્તા, વેદમય, દીપતા અને પ્રાચીન ઋષિ તમેછો.[૨૯-૩૦]હે સદાશિવ! પરમ જ્યોતિ અને ભેદરહિત બ્રહ્મ કે જેમાં સત્વ, રજ કે તમ કાંઇ પણ નથી તે આપનુ સ્વરૂપ સઘળા લોકપાળ, બ્રહ્મા, વિષ્ણુ કે ઇંદ્રના જાણવામાં આવે એવું નથી.[૩૧]જે આપ પ્રલયકાળમાં પોતાનાં નેત્રના અગ્નિના તણખાની શિખાથી ભસ્મ થયેલા આ જગતને જાણતા પણ નથી, અને જેણે કામદેવ, દક્ષનો યજ્ઞ, ત્રિપુરાસુર, અને મૃત્યુ વગેરે જગતના દ્રોહીઓને માર્યાછે, તે આપ ઝેરનું ભક્ષણ કરો, એમાં કાંઈ પણ સ્તુતિ કરવા જેવું નથી.[૩૨] આપને પાર્વતીની સાથે ફરતા જોઇ જે લોકો આપ કામી છો એમ બકેછે, અને આપને સ્મશાનમાં ફરતા જોઇ જે લોકો આપ ઉગ્ર અને હિંસક છો એમ કહેછે, તે નિર્લજ્જ લોકો આપની લીલાને જાણતાજ નથી, કેમકે જેના ચરણારવિંદને આત્મારામ અને ઉપદેશ કરનારા લોકો હૃદયમાં ચિંતવેછે તેમનામાં કામીપણુ કેમ ઘટે ? અને જેમાં તપનેલીધે અત્યંત શાંતિજ ભરેલીછે તેમનામાં ઉગ્રપણુ કે હિંસકપણુ કેમ ઘટે ?[૩૩]આપ કે જે સઘળાં કાર્ય કારણોથી પર અને વ્યાપકછો, તેમનુ સ્વરૂપ જાણવામાં પણ બ્રહ્માદિક સમર્થ નથી, ત્યારે સ્તુતિ કરવામાં તો ક્યાંથીજ સમર્થ હોય ? જ્યારે બ્રહ્માદિક સમર્થ નથી ત્યારે બ્રહ્માના પુત્રપોત્રાદિકના વંશમાં ઉત્પન્ન થયેલા અમે સમર્થ નથી એ તો સિદ્ધજ છે, તોપણ શક્તિ પ્રમાણે સ્તુતિ કરીએ છીએ.[૩૪]હે મહેશ્વર ! અમે આપના આ સાકાર રૂપનેજ જાણીએ છીએ, પરમસ્વરૂપને તો જાણતા નથી, તોપણ એટલાથીજ અમે પોતાને કૃતાર્થ થએલા માનીએ છીએ, કેમકે અપાર લીલાવાળા આપની મૂર્તિ જગતના કલ્યાણનેસારૂછે.[૩૫]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે પ્રજાઓનુ દુખ જોઇ કરુણાથી બહુજ ઘેરાએલા સર્વ પ્રાણીઓના મિત્ર સદાશિવે પોતાની સ્ત્રી ઉમાને નીચે પ્રમાણે કહ્યું.[૩૬]

સદાશિવ કહેછે—હે પ્રિયા ! ક્ષીરસમુદ્રનું મથન કરતાં ઉત્પન્ન થયેલા ઝેરથી પ્રજાઓને આ દુખ આવી પડયુ છે તે જુવો.[૩૭] પ્રાણના બચાવને ઇચ્છતી આ પ્રજાઓને મારે અભયદાન દેવુ જોઇએ, કેમકે દીનલોકોનું રક્ષણ થાય એજ સમર્થ પુરૂષનું પ્રયોજન છે.[૩૮] પ્રાણીઓ કે જેઓ ભગવાનની માયાથી મોહ પામેલાછે, અને વૈરભાવ રાખીને એક બીજાને મારીનાંખવા ધારેછે, તેઓમાં સાધુપુરૂષો પોતાના ક્ષણભંગુર પ્રાણને જતા કરીને બીજાં પ્રાણીઓની રક્ષા કરેછે.[૩૯] હે પ્રિયા ! જે પુરૂષ બીજાઓની ઉપર દયા કરેછે તેના ઉપર સર્વના આત્મા ભગવાન્ પ્રસન્ન થાયછે, અને ભગવાન પ્રસન્ન થાય ત્યારે સ્થાવર જંગમ સહિત હુ પ્રસન્ન થાઉંછું.[૪૦] એટલામાટે આ ઝેરને ખાઈ જાઉંછું. મારાથી પ્રજાઓનુ કલ્યાણ થાઓ.

એ પ્રમાણે જગતનુ રક્ષણ કરનાર સદાશિવે પાર્વતીની રજા લઇને તે ઝેર ખાવાની તૈયારી કરી, અને તેમના પ્રભાવને જાણનારાં પાર્વતીએ પણ તે કામમાં સંમતિ આપી. પછી પ્રાણીઓનુ રક્ષણ કરનાર સદાશિવ પ્રજાઓની ઉપર દયાને લીધે તે ચારેકોર ફેલાએલા હળાહળ ઝેરને હથેળીમાં લઇને ખાઇ ગયા. એ ઝેરે મહાદેવને પણ પોતાનુ જોર દેખાડયુ, કેમકે તેમના ગળામાં શ્યામતા કરી દીધી.[૪૧-૪૩] એ શ્યામતા મહાદેવને દોષરૂપ નથી, પણ સાધુપણાને જણાવનારા અલંકારરૂપ છે. ઘણું કરીને સાધુપુરૂષો જગતનું દુખ જોઈને તપેછે, અને એ પ્રમાણે કરવુ એજ સર્વના આત્મા ભગવાનની પરમ ભક્તિ છે.[૪૪] દેવના દેવ અને જગતના મનોરથને પૂર્ણ કરનાર સદાશિવનું એ કામ જોઇને પ્રજાઓ, સતી અથવા પાર્વતી, બ્રહ્મા અને વિષ્ણુએ એમનાં વખાણ કર્યાં.[૪૫] સદાશિવે ઝેરનું પાન કરતાં તેમના હાથમાંથી થોડુ ઘણુ ઝેર જે પડી ગયું તેને વીંછી, સર્પ, ઝેરી ઔષધ અને બીજાં પણ ઝેરી પ્રાણીઓએ લઇ લીધું.[૪૬]

प्रस्कन्नं पिबतः पाणेर्यत्किंचिज्जगृहुः स्म तत् ।
वृश्चिकाहिविषौषध्यो दंदशूकाश्च येऽपरे ॥४६॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો સાતમો અધ્યાય સંપૂર્ણ.

# અધ્યાય ૮ મો.*

## સમુદ્રમાંથી નીકળેલાં લક્ષ્મી ભગવાનને વર્યાં, અને અમૃત નીકળ્યુ તે દૈત્યોએ હરીલીધું તેથી ભગવાને મોહિની અવતાર ધર્યો.

श्रीशुक उवाच.

पीतेगरेवृषांकेण प्रीतास्तेऽमरदानवाः ।
ममंथुस्तरसासिंधुं हविर्धानीततोऽभवत् ॥ १ ॥

શ્રીશુકદેવજી કહેછે-સદાશિવે ઝેર પીધા પછી પ્રસન્ન થયેલા તે દેવ અને દૈત્યો જલદી સમુદ્રનુ મથન કરવા મડયા. તેમાંથી કામધેનુ ઉત્પન્ન થઈ બ્રહ્મલોકના માર્ગને પમાડનાર, યજ્ઞમાં ઉપયોગી, ઘી વગેરે હવિષ્યનેસારૂ અગ્નિહોત્રમાં કામ આવે એવી એ ગાયને વેદ જાણનારા ઋષિઓએ લીધી [૧-૨] પછી ચદ્રમા જેવો ધોળો ઉચ્ચૈ શ્રવા નામનો ઘોડો ઉત્પન્ન થયો, તેની બળિરાજાએ ઇચ્છા કરી, પણ ઇંદ્રે ન કરી, કેમકે તેને ભગવાને પ્રથમથીજ શીખામણ આપી હતી.[૩] પછી ઐરાવત નામનો મોટો હાથી સમુદ્રમાંથી નીકળ્યો, કે જે હાથી પોતાના શિખર જેવા ચાર દંતૂશળથી કૈલાશપર્વતની શોભાને હરી લેતો હતો.[૪] પછી સમુદ્રમાંથી કૌસ્તભ નામનુ માણક નીકળ્યુ. વક્ષસ્થળના અલકારરૂપ એ મણિની ભગવાને ઈચ્છા કરી.[૫] પછી દેવલોકના અલકારરૂપ પારિજાતનુ ઝાડ ઉત્પન્ન થયું, કે જે પારિજાત, તમે જેમ પૃથ્વીમાં માગણલોકોને તૃપ્ત કરોછો, તેમ સ્વર્ગમાં માગનારાઓને તૃપ્ત કરે છે[૬] પછી કઠમાં અલંકાર પહેરનાર અને સુંદર વસ્ત્ર ધારણ કરનાર અપ્સરાઓ ઉત્પન્ન થઇ, કે જે અપ્સરાઓ મનોહર ગમન, લીલા તથા જોવાથી દેવતાઓને રમાડનાર થઇ.[૭] પછી ભગવાનૂના આશ્રયમાં રહેનાર સાક્ષાત્ લક્ષ્મીજી ઉત્પન્ન થયાં. સુદામા પર્વતની દિશામાં ઉત્પન્ન થયેલી વીજળીની પેઠે તેની કાંતિથી સઘળી દિશાઓ રગાઇ ગઇ હતી.[૮] લક્ષ્મીજીના સૌંદર્યથી ઉદારપણું તથા અવસ્થાના મહિમાથી જેઓનાં ચિત્ત ખેંચાયાછે એવા દેવ દૈત્ય અને મનુષ્ય વગેરે સઘળાએ તેની ઈચ્છા કરી.[૯] ઇદ્રે તે લક્ષ્મીજીને મોટું અને અદ્ભુત આસન લાવી આપ્યુ, દેહધારી ઉત્તમ નદીઓએ સુવર્ણના કળશોથી પવિત્ર જળ લાવી આપ્યુ,[૧૦] પૃથ્વીએ અભિષેકમાં કામ લાગનારી સઘળી ઔષધિ આણી આપી, ગાયોએ પચગવ્ય આપ્યાં અને વસત ઋતુએ પોતાનાં ફળફૂલ વગેરે આપ્યાં.[૧૧] ઋષિઓએ શાસ્ત્રવિધ પ્રમાણે લક્ષ્મીજીનો અભિષેક કર્યો. ગધર્વો મધુર અને મગળ ગાયન કરવા લાગ્યા. નટની સ્ત્રીઓ નાચ અને ગાયન કરવા લાગી [૧૨] ભારેશબ્દવાળાં મૃદંગ, પણવ, મુરજ, આનક, ગોમુખ, શખ અને વીણા વગેરે વાજીંત્રોને મેઘ વગાડવા લાગ્યા.[૧૩] પછી દિશાઓના હાથીઓએ હાથમાં કમળ ધરનારાં સતી લક્ષ્મીજીનો પૂર્ણકળશોથી અભિષેક કર્યો. એ સમયે બ્રાહ્મણો વેદના મત્ર બોલતા હતા.[૧૪] સમુદ્રે લક્ષ્મીજીને પીળાં રેશમી વસ્ત્ર આપ્યાં, વરૂણદેવે મકરદને લીધે જેમાં ભ્રમરાઓ મત્ત થયા હતા એવી વૈજયતી માળા આપી.[૧૫] વિશ્વકર્મા પ્રજાપતિએ વિચિત્ર આભૂષણ આપ્યાં, સરસ્વતીએ હાર આપ્યો, બ્રહ્માએ કમળ આપ્યુ અને નાગલોકોએ કુડળ આપ્યા.[૧૬] પછી જેનુ સ્વસ્તિવાચન થયુ એવાં લક્ષ્મીજી હાથમાં ભ્રમરાના ગુજારવાળી માળા લઇને લાજથી હસતે મોઢે ત્યાંથી ચાલ્યાં કપોલ અને કુડળથી મુખ બહુજ શોભી રહ્યું હતુ [૧૭] પેટ બહુજ પાતળું હતુ. બે સ્તન વચમાં અતર વગરના અને ચદન તથા કેસરથી લીપેલા હતા. ઝાંઝરના સુદર ઝમકારથી ચારેકોર ફરતાં એ લક્ષ્મીજી સોનાની વેલની પેઠે શોભતાં હતાં [૧૮] ગંધર્વ, યક્ષ, અસુર, સિદ્ધ, ચારણ અને દેવ વગેરેમાં પોતાને રહેવાનું અવિચળ ઠેકાણુ (પતિ) કે જેમાં કોઈ પણ દોષ ન હોય અને જેના સદ્‌ગુણોમાં ફેરફાર ન થતો હોય તેને શોધવા લાગ્યાં, પણ તેવુ કોઇ ઠેકાણુ જોવામાં આવ્યુ નહીં.[૧૯] કોઈ (દુર્વાસાવગેરે)

* આ આઠમા અધ્યાયમા સમુદ્ર મથનના પ્રસગમા લક્ષ્મીજી ભગવાનને વર્યા, ધન્વતરીનુ અમૃત દૈત્યોએ હરી લીધુ અને મોહિની અવતાર થયો એ કથા કહેવાશે

તપસ્વીછે તેણે ક્રોધ જીત્યો નથી કોઇ (બૃહસ્પ-
તિવગેરે) જ્ઞાનીછે પણ તેણે સ ગછોડયો નથી
કોઈ (બ્રહ્માવગેરે) મોટાછે પણ તેણે કામદેવ
જીત્યો નથી કોઇ ( ઇ દ્રવગેરે ) સમર્થછે પણ
તેને બીજાનો આશ્રય લેવો પડેછે.[20]કોઇ (પરશુ-
રામ વગેરે) ધર્મિષ્ટ છે પણ તેને પ્રાણીઓ ઉપર
દયા નથી, કોઈ ( શિબિરાજા વગેરે ) દાન કરેછે
પણ તેમુક્તિને સારૂ કરતો નથી. કોઇ ( સહસ્રા-
ર્જુન વગેરે ) પરાક્રમીછે પણ તેપરાક્રમ કાળના
વેગથી નાશ ન પામે એવુ નથી. કોઇ (સનકા-
દિક ) ગુણના સ ગથી રહિતછે પણ તે સમાધિમાં
રહેનાર હોવાથી વર થાય એમ નથી [21]કોઈ (મા
ર્કંડેયવગેરે) લાંબા આયુષ્યવાળો છે પણ તે ઈ-
દ્રિયોનુ દમન કર્યા કરનાર હોવાથી શ ગારમાં
પ્રીતિ ધરાવનાર નથી કોઇ (હિરણ્યકશિપુ વગેરે)
શૃ ગારમાં પ્રીતિ ધરાવનારછે પણ તેના આયુષ્યની
સ્થિરતા નથી કોઇ ( સદાશિવ વગેરે ) લાંબા
આયુષ્યવાળો અને શૃગારમાં પ્રીતિ ધરાવનાર પણ
છે, પર તુ તેની સ્મશાનમાં રહેવા વગેરે ચેષ્ટા
અમ ગળરૂપછે (ભગવાનને જોઇને કહેછે ) કોઇ
સર્વ પ્રકારે નિર્દોષ પણછે, પરંતુ તેને આત્મા-
રામ હોવાથી મારી ગરજ નથી [22] લક્ષ્મીજી
એ પ્રમાણે વિચાર કરી ભગવાન્ જો કે પોતાની
ગરજવગરના છે, તોપણ તેમને વર્યા, કેમકે નિ-
ર તર રહેનારા ધર્મ અને જ્ઞાન વગેરે ગુણો-
થી તથા સ્વાશ્રયપણાથી ભગવાન્ સર્વ કરતાં
ઉત્તમ છે, સર્વ સિદ્ધિઓ પણ તેમને વરેલી છે,
અને પોતાની પણ તેમના ઉપરજ ઈચ્છા થઇ
હતી ( ભગવાન્ જો કે આત્મારામ હોવાથી
બીજા કોઇની અપેક્ષા રાખતા નથી, તોપણ પો-
તાનો આશ્રય ધરી રહેલી અણિમાદિક સિદ્ધિ-
ઓનો અનાદર કરતા નથી તેમ મારો પણ અ-
નાદર નહીં કરે, અને એટલાથીજ તેમની સેવા
મળવાથી હુ કૃતાર્થ થઇશ, માટે બીજા પ્રકૃત
પુરૂષોનું મારે શું પ્રયોજન છે, એમ ધારી લ-
ક્ષ્મીજી તેમનેજ વર્યા. )[23] પછી લક્ષ્મીજી, મદ
પામતા અનેક ભ્રમરાઓએ શબ્દાયમાન કરેલી
અને સુંદર નવાં કમળની માળાને ભગવા-
નના કઠમાં પેહેરાવી લજ્જાસહિત હસવાવડે
શોભતાં નેત્રથી ભગવાનનુ વક્ષસ્થળ કે જેમાં
પોતાને રહેવાની ઇચ્છા છે તેની સામું જોઈને
ભગવાનની પાસે ઉભાં રહ્યાં [24] ત્રૈલોક્યના પિતા
ભગવાને ત્રલોક્યની માતા લક્ષ્મીજીને પોતાના
વક્ષસ્થળમાં અવિચળ કરી રાખ્યાં, કે જ્યાં ર-
હેલાં લક્ષ્મીજીએ દયા ભરેલી દૃષ્ટિથી પોતાની
પ્રજારૂપ ત્રણ લોક અને તેઓના અધિપતિઓનો
ભાગ્યોદય કર્યો [25] તે સમયમાં શખ, તૂર્ય
અને મૃદ ગ વગેરે વાજીંત્રોનો તથા નાચતા અને
ગાતા ગંધર્વોનો તથા તેઓની સ્ત્રીઓનો ભારે
શબ્દ ઉત્પન્ન થયો [26] બ્રહ્મા, રૂદ્ર અને અગિરા
વગેરે સઘળા પ્રજાપતિઓ પુષ્પની વૃષ્ટિ કરતાં
ભગવાનનુ પ્રતિપાદન કરનારા યથાર્થ વેદ મં-
ત્રોથી ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા [27] લ-
ક્ષ્મીજીએ કૃપાદૃષ્ટિથી જોવાનેલીધે શીલવગેરે
ગુણોથી સપન્ન થયેલા દેવતાઓ અને પ્રજા-
પતિ સહિત પ્રજાઓ પરમ સુખ પામ્યાં.[28] હે
રાજા ! દૈત્ય અને દાનવો લક્ષ્મીજીએ અનાદર
કરવાને લીધે ધૈર્યવગરના, ચપળ, ઉદ્યોગવગરના
અને લાજ વગરના થયા [29] પછી સમુદ્રમાંથી
કમળ સરખાં નેત્રવાળી અને શોભાયમાન કન્યા-
રૂપ મદિરા ઉત્પન્ન થઇ એ મદિરાને ભગવા-
નની સંમત્તિથી દૈત્યોએ લીધી [30] પછી અમૃ-
તની ઈચ્છાથી દેવ અને દૈત્યો જેનુ મથન ક-
રતા હતા એવા સમુદ્રમાંથી અત્યત અદ્ભુત
એક પુરૂષ નીકળ્યો.[31] એ પુરૂષના હાથ લાંબા
અને પુષ્ટ હતા, કોટ શખ સરખી હતી, નેત્ર
રાતાં હતાં, વર્ણ શ્યામ હતો, અવસ્થા જુવાન
હતી, માળા અને સઘળાં આભૂષણો પેહેર્યાં
હતાં [32] વસ્ત્ર પીળાં હતાં, છાતી મોટી હતી,
મણિનાં સ્વચ્છ કુડળ પેહેર્યાં હતાં, કેશના
છેડા સ્નિગ્ધ અને વાંકા વળેલા હતા, રૂપ સુ-
દર હતું, ચાલ સિંહના સરખી હતી [33] હા-
થમાં અમૃતથી ભરેલો કળશ ઉપાડયો હતો,
અને કકણ શોભતાં હતાં. સાક્ષાત્ વિષ્ણુ ભ-
ગવાનના અંશના અશમાંથી ઉત્પન્ન થયેલ,
વૈદ્યશાસ્ત્રના કર્તા અને યજ્ઞમાં ભાગલેનારા એ

પુરૂષનુ 'ધન્વંતરિ' એવુ નામ પ્રખ્યાત થયું. એ પુરૂષને તથા અમૃતથી ભરેલા કળશને જોઇ સઘળી વસ્તુ લઇ લેવાને ઈચ્છતા દૈત્યો જલદી તેના હાથમાંથી કળશ ઝુટીગયા દૈત્યો અમૃતના કળશને લઈ જતાં ખેદ પામેલા દેવતાઓ ભગવાનને શરણે ગયા. દેવતાઓની દીનતા જોઈ દાસના મનોરથોને પૂરનારા ભગવાને કહ્યુ કે–'મુઆઓમાં. દૈત્યોમાં પરસ્પર કજીયો ઉત્પન્ન કરી મારી માયાના બળથી તમારૂ કામ હુ સિદ્ધ કરીશ.'[३४-३७] પછી અમૃતની તૃષ્ણાવાળા તે દૈત્યોમાં પરસ્પર 'હું પ્રથમ પીશ, તુ નહી, હું પ્રથમ પીશ, તું નહી,' એવી રીતનો કજીયો ઉત્પન્ન થયો.[३८] જેઓએ કળશ લઈ લીધો હતો એવા પ્રબળ દૈત્યોને દુર્બળ દૈત્યો મત્સરનેલીધે અટકાવવા લાગ્યા કે 'દેવતાઓનો દાખડો પણ સરખોજ છે માટે તેઓને પણ પોતાનો ભાગ મળવો જોઈએ. પંત્યાળાના યજ્ઞમાં જેમ સૌને સરખુ ફળ મળેછે તેમ આ કામમાં આપણને અને દેવતાઓને સરખું ફળ મળવુ જોઈએ, અને એજ સનાતન ધર્મ છે'[३९-४०] આ સમયમાં સઘળા ઉપાયોને જાણનાર વિષ્ણુ ભગવાને મહા અદ્ભુત અને જેનુ વર્ણન થઇ શકે નહી એવુ સ્રીનુ રૂપ ધર્યુ.[४१] એ સ્રીનો વર્ણ સુદર ઉત્પલ (શ્યામકમળ)ના સરખો શ્યામ હતો, સઘળા અવયવો રૂપાળા હતા, સરખા કાનમાં આભૂષણ ધર્યા હતાં, કપોળ, નાસિકા અને મુખ દીપી રહ્યાં હતાં,[४२] નવી જુવાનીથી ઉપડેલા સ્તનના ભારથી શરીર નમી રહ્યુ હતું, પેટ પાતળુ હતુ, મુખનો સુગધ લેવાને લાગુ પડેલા ભ્રમરાઓના ગુંજારથી નેત્ર ઉદ્વેગ પામી રહ્યાં હતાં,[४३] જેમાં મલ્લિકાનાં ફુલ ઉઘડી રહ્યાં હતાં એવી માળા ચોટલાના જથ્થામાં ધરી લીધી હતી કોટ અત્યત સુદર હતી, કડમાં આભરણ પેહેર્યા હતાં, સુદર ભુજાઓમાં બાજુબધ શોભી રહ્યા હતા,[४४] સુદર અને સ્વચ્છ વસ્રથી વીટેલા નિતબરૂપી બેટ ઉપર પેહેરેલી કટિમેખળાથી ભારે ચમત્કાર ઉત્પન્ન થતો હતો, અને મનોહર રીતે ચાલનારા ચરણમાં ઝાંઝર પેહેર્યા હતાં.[४५] એ મોહિની અવતારના લાજ ભરેલા હસવાની સાથે ઉલાળેલી ભમરના વિલાસથી અને જોવાંથી મોટા મોટા દૈત્યોના મનમાં વારવાર કામદેવ પ્રદીપ્ત થવા લાગ્યો.[४६]

**व्रीडस्मितविक्षिप्तभ्रूविलासावलोकनैः ।**
**दैत्ययूथपचेतस्सु काममुद्दीपयन्मुहुः॥४६॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો આઠમો અધ્યાય સપૂર્ણ.

---

## અધ્યાય ૯ મો.*

### મોહિની સ્વરૂપ ભગવાને દૈત્યોને છેતરીને દેવતાઓને અમૃત પાયું.

॥ श्रीशुक उवाच ॥

**तेन्योन्यतोऽसुराःपात्रं हरंतस्त्यक्तसौहृदाः ।**
**क्षिपंतोदस्युधर्माण आयांतींददृशुःस्त्रियम ॥१॥**

શુકદેવજી કહેછે–સ્નેહ છોડી દઇને વાટપાડુની પેઠે એક બીજા પાસેથી અમૃતના પાત્રને ઝુંટી લેતા અને એકબીજાને ગાળો દેતા એ દૈત્યોએ તે સ્રીને આવતી દીઠી.[१] 'આનુ રૂપ, કાંતિ અને જુવાની ભારે આશ્ચર્યરૂપ છે' એમ બોલતા અને કામાતુર થયેલા એ દૈત્યોએ પાસે જઇને તેને પૂછ્યુ કે–'હે સુદરી ! હે કમળપત્ર સરખાં નેત્રવાળી ! અમારા મનને જાણે મથી નાંખતી હોય એવી તુ કોણ છે, ક્યાંથી આવી છે, શુ કરવા ધારેછે, અને કોની છે ?[२-३] દેવ, દૈત્ય, સિદ્ધ, ગધર્વ, ચારણ કે લોકપાળોએ પણ તને પૂર્વે ભોગવેલી નથી એમ જાણીએ છીએ, ત્યારે મનુષ્યોએ તો ક્યાંથીજ ભોગવેલી હોય ?[४] દયાળુ ઇશ્વરે પ્રાણીઓની સઘળી ઇંદ્રિયો અને મનને રાજી કરવા માટે તને અહી મોકલીછે, કે તુ યદૃચ્છાથી આવી નીકળીછે ? અમે તો ધારીએ છીએ કે તને ઈશ્વરેજ મોકલીછે[५] હે માનવાળી ! અમે કે જેઓ પરસ્પરના ભાઇઓ છતાં વેર બાંધીને એક વસ્તુને સારૂ લડી મ-

---

* આ નવમા અધ્યાયમા મોહ પામેલા દૈત્યોએ અમૃતનુ પાત્ર આપી દેતા ભગવાને તેઓને છેતરીને દેવતાઓને અમૃત આપ્યુ, એ કથા કહેવારી.

રીએ છીએ, તેઓનું તુ સમાધાન કરી અમે સઘળા કશ્યપના દીકરા ભાઈઓ છીએ, અને અમૃત મથનમાં પુરૂષાર્થ પણ સઘળાઓએ કરેલોછે, માટે જેવી રીતે કજીયો ન થાય એમ વ્યાજબી રીતે અમૃત વેહેંચી દ્યો.[6-7] એ પ્રમાણે દૈત્યોએ પ્રાર્થના કરતાં માયાથી સ્ત્રીનું રૂપ ધરી આવેલા ભગવાન હસીને સુંદર નેત્રની અણીઓથી જોતાં નીચે પ્રમાણે બોલ્યા.[8]

ભગવાન્ કહેછે—તમે કશ્યપના પુત્ર થઈને હું કે જે છીનાળ છું તેને શામાટે અનુસરોછો? ડાહ્યો પુરૂષ કદી સ્ત્રીઓનો વિશ્વાસ કરેજ નહીં.[9] હે દૈત્યો! કૂતરાં અને છીનાળ સ્ત્રીઓ કે જેઓ નવા નવાને શોધ્યા કરેછે તેઓની સોબત અંતે નભેજ નહી એમ કહેવાયછે.[10]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે તેનાં હાસ્યવચનોથી જેઓના મનને વધારે ભરોંસો આવ્યો એવા દૈત્યોએ લાલચથી ગંભીર રીતે હસીને તેના હાથમાં અમૃતનો કળશ દીધો.[11] પછી ભગવાન્ અમૃતના પાત્રને હાથમાં લઇ મંદહાસ્યથી શોભતી વાણી બોલ્યા કે—'હું યોગ્ય અથવા અયોગ્ય જે કાંઇ કરૂં તે તમે કબુલ રાખો, તો તમને આ અમૃત વેહેંચી આપું.'[12] એ પ્રમાણે તે સ્ત્રીનું બોલવું સાંભળી તેના પ્રમાણને નહી જાણનારા દૈત્યોએ તેવા ઠરાવની હા પાડી.[13] પછી દેવ અને દૈત્યો ઉપવાસ કરી, નાહી, હવિષ્ય પદાર્થથી અગ્નિમાં હોમ કરી, ગાય બ્રાહ્મણો અને બીજા પ્રાણીઓને દાન દઈ, બ્રાહ્મણોપાસે સ્વસ્તિવાચન કરાવી, પોતપોતાની રૂચિ પ્રમાણે નવાં વસ્ત્ર પેહેરી અને શણગાર ધરી, જેઓની અણીઓ ઉગમણી કોર રાખી હતી એવા દર્ભો ઉપર બેશી ગયા.[14-15] ફૂલ અને દીવાઓથી શોભાયમાન અને ધૂપથી સુગંધી થયેલી શાળામાં દેવ અને દૈત્યો ઉગમણી કોર મોઢાં રાખી બેશી જતાં મોહિની તે સભામાં આવ્યાં. એ મોહિનીના સાથળ હથેર્ણના ઝેડા જેવા ગોળ હતા, રેશમી વસ્ત્ર શોભતાં હતા, નિતંબના ભારથી ચાલવું મંદ હતું; નેત્ર મદથી વિહ્વળ હતાં; સોનાનાં ઝાંઝર ઝમકતાં હતાં; સ્તન ઘડાની પેઠે શોભતાં હતાં, હાથમાં કળશ લીધો હતો, સોનાનાં કુંડળ પેહેર્યાં હતાં, અને કાન, નાક, ગાલ તથા મુખ બહુજ સુંદર હતાં. લક્ષ્મીના જેવા રૂપવાળી અને વિષ્ણુરૂપ એ મોહિની કે જેના સ્તન ઉપરના વસ્ત્રનો છેડો વારવાર નીકળી જતો હતો તેને જોઇને દેવ અને દૈત્યો તેના હાસ્યપૂર્વક જોવાથી મોહ પામી ગયા.[16-18] દૈત્યો કે જેઓ જાતિથીજ ક્રૂર છે તેઓને અમૃત દેવું એ સર્પોને દૂધ દીધા જેવું ન્યાયવિરૂદ્ધ છે એમ માની ભગવાને તેઓને અમૃતનો ભાગ આપ્યો નહી (ભગવાને વિચાર્યું કે હું જેમ કરૂં તેમ કબુલ રાખવાની દૈત્યોએ હાપાડી છે, માટે હું તો મારી ભક્તિ કરનારા દેવતાનેજ અમૃત પાઇશ. વળી દૈત્યોએ કહ્યુંછે કે 'વાજબી રીતે ભાગ પાડવા' તો એ દુષ્ટ દૈત્યોને આપવું જ વાજબી નથી માટે દૈત્યોને આપીશ નહીં)[19] પછી જગતના પતિ ભગવાને દેવ અને દૈત્યોની જૂદી જૂદી પંક્તિઓ કરી તેઓને પોતપોતાની પંક્તિમાં બેસાડયા.[20] જેના હાથમાં કળશ હતો એવા ભગવાને સ્ત્રીચરિત્રથી દૈત્યોને ઠગીને દેવતાઓ કે જેઓ દૂર બેઠા હતા તેઓને, એ જરા તથા મરણને હરનાર અમૃત પાયું.[21] જેઓએ મોહિનીની સાથે સ્નેહ કર્યો હતો એવા દૈત્યો, સ્ત્રીની સાથે તકરાર થઇ પડે એ ઠીક નહીં એમ ધારી પોતે કરેલો ઠરાવ પાળી ચૂપ રહ્યા[22] મોહિનીની સાથે અત્યંત સ્નેહ કરનારા, સ્નેહ ત્રુટી જવાની બીક ધરાવતા અને મોહિનીએ સ્ત્રીચરિત્રની રીતથી ઘણું માન આપીને બાંધી લીધેલા દૈત્યો કાંઇ પણ વિપ્રિય વચન બોલ્યા નહી[23] આ સમયમાં દેવનું રૂપ ધરી દેવની સભામાં ચંદ્ર સૂર્યની વચ્ચે ઘુસીગયેલા રાહુએ અમૃત પી લેતાં ચંદ્રમા અને સૂર્યે એ સૂચના ભગવાનને આપી[24] એ સૂચના મળતાં ભગવાને, હજી એ રાહુ આ અમૃત પીતોજ હતો તેટલામાં તરતજ સજીયાના સરખી ધારવાળા ચક્રથી તેનું માથું કાપી નાંખ્યું. પછી એ રાહુનું ધડ કે જેમાં અમૃત પોહોચ્યું ન હતું તે પડી ગયું, અને માથું તો અમર થઈ ગયું

તેને બ્રહ્માએ ગ્રહ ઠરાવેલ છે. એ વૈર સંભારીને રાહુ, પુનમ અને અમાવાસ્યાને દિવસે ચંદ્ર અને સૂરજ ઉપર દોડેછે.[૨૫-૨૬] દેવતાઓને અમૃત પોહોચી રહ્યા પછી જગતના પાળક ભગવાને દૈત્યો જોતાં છતાંજ પોતાનું વિષ્ણુસ્વરૂપ ધરી લીધુ. [૨૭]આ પ્રમાણે જોકે અમૃતમથનના કામમાં દેવ અને દૈત્યોનાં દેશ, કાળ, પર્વત, લતા વગેરે પદાર્થ, પરિશ્રમ અને વિચાર સરખાંજ હતાં, તોપણ ફળ થવામાં ભેદ થયો. એઓમાં ભગવાનના ચરણારવિંદના આશ્રયને લીધે દેવતાઓને જેવુ જોઇએ તેવું અમૃતરૂપ ફળ મળ્યુ અને દૈત્યોને કાંઇ પણ ન મળ્યુ.[૨૮]મનુષ્યો ભેદદૃષ્ટિ રાખીને દેહ તથા પુત્રાદિકને માટે પ્રાણ, ધન, કર્મ, મન અને વચનથી જે કાંઈ કરેછે તે વ્યર્થ થાયછે, અને અભેદનો નિશ્ચય કરીને સર્વને ઇશ્વરરૂપ જાણી દેહ તથા પુત્રાદિકને માટે તેજ પદાર્થાથી જે કાંઇ કરેછે તે મહા ફળદાયી થાયછે, કેમકે મૂળમાં પાણી રેડયુહોય તે વૃક્ષના સઘળા અવયવોને કામ લાગેછે.[૨૯]

> यद्युज्यतेऽसुवसुकर्ममनोवचोभि-
> र्देहात्मजादिषुनृभिस्तदसत्पृथक्त्वात् ।
> तैरेवस द्भवतियत्क्रियतेऽपृथक्त्वा-
> त्सर्वस्यतद्भवतिमूलनिषेचनं त् ॥२९॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમ સ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૧૦ મો.*

### યુદ્ધમાં દૈત્યોની માયાથી દેવતાઓ મુંઝાયા તેથી ભગવાન પ્રગટ થયા.

॥ श्रीशुकउवाच ॥

> इतिदानवदैतेया नाविंदन्नमृतंनृप ।
> युक्ताः कर्मणियत्ताश्च वासुदेवपराङ्मुखाः॥१॥

શુકદેવજી કહેછે—હે રાજા ! એ પ્રમાણે દૈત્ય અને દાનવો કામમાં ભેળા હતા અને સાવધાન પણ હતા, તોપણ ભગવાનથી વિમુખ હોવાને લીધે તેઓને અમૃત મળ્યુ નહીં[૧] અમૃતને સમુદ્રમાંથી કાઢી અને તે પોતાના ભક્ત દેવતાઓને પાઈ, સર્વ પ્રાણીઓ જોતાં છતાં ભગવાન્ ગરૂડ ઉપર બેશીને ત્યાંથી પધારી ગયા.[૨] શત્રુઓની મોટી વૃદ્ધિ જોઇને અસહનતાવાળા દૈત્યો હથિયારો લઇને દેવતાઓ ઉપર ઉઠી પડયા. ત્યારે અમૃત પીવાથી વૃદ્ધિ પામેલા અને ભગવાનના ચરણના આશ્રયવાળા દેવતાઓ હથિયારોથી સામી લડાઈ કરવા લાગ્યા.[૩-૪] હે રાજા! એ ક્ષીરસમુદ્રને કિનારે અત્યંત દારૂણ, તુમુલ અને રૂંવાડાં ઉભાં કરે એવો 'દેવાસુર' નામનો સંગ્રામ થયો. એ સંગ્રામમાં ક્રોધથી ભરાએલા શત્રુઓ શત્રુઓની સામે આવીને તરવાર, બાણ અને બીજાં પણ અનેક પ્રકારનાં આયુધોથી પરસ્પરને મારવા લાગ્યા.[૬] શંખ, તૂર્ય, ભેરી, ડમરી અને ગર્જના કરતા હાથી, ઘોડા, રથ તથા પ્યાદાઓનો મોટો કોળાહળ થયો. રથવાળાઓની સાથે રથવાળા, પ્યાદાઓની સાથે પ્યાદા, ઘોડાઓની સાથે ઘોડા અને હાથીઓની સાથે હાથીઓ યુદ્ધ કરવા લાગ્યા.[૮] ઊંટ, હાથી, ગધેડા, ગૌરમૃગ, રીંછ, દીપડા, સિંહ, ગરજ, કંક, બગલા, શકરા, ભાસ, મઘરમચ્છ, શરભ, પાડા, ગેંડા, બળદ, રોઝ, અરૂણ, ફયાઉડી, ઊંદર, કાકીંડા, સસલા, મનુષ્ય, બકરા, કાળિયાર, હંસ, સૂવર, અને બીજાં પણ કેટલાંએક જળનાં તથા સ્થળનાં પક્ષી વગેરે જુદાં જુદાં ભયંકર જાનવરો ઉપર બેશીને બંને સેનાના યોદ્ધાઓ આગળ આગળથી સામી સેનામાં પ્રવેશ કરવા લાગ્યા.[૯-૧૨] વિચિત્ર ધ્વજાઓ, શ્વેત અને સ્વચ્છ છત્રો, મોટી કીંમતના અને હીરાની દાંડીવાળા મોરપીંછના તથા ચમરના વીંજણાઓ, પવનથી ઉડતાં ઉત્તરીય અને પાઘડીઓ, તેજવાળાં બખતર અને આભૂષણો તથા સૂર્યના કિરણોથી બહુજ ઝબકતાં સ્વચ્છ શસ્ત્રોથી એ મહાવીર દેવદાનવની સેનાઓ, જળજંતુઓની પંક્તિઓથી જેમ સમુદ્ર શોભે તેમ શોભતી હતી.[૧૩-૧૫]દૈત્યોની સઘળી સેનાનો સ્વામી વિરોચનનો પુત્ર બળિરાજા યુદ્ધમાં વૈહાયસ

* આ દશમા અધ્યાયમા દૈત્યોએ યુદ્ધ મચાવતા તેઓની માયાથી દેવતાઓ મુંઝાયા અને તે સમયમા ભગવાન પ્રગટ થયા, એ કથા કહેવાશે.

નામના વિમાનમાં બેઠો હતો. એ મયદાનવે બનાવેલું વિમાન ઇચ્છા થાય ત્યાં પોહોંચે એવું, સઘળાં સંગ્રામનાં સાધનોથી ભરપૂર, સર્વ આશ્ચર્યમય, વર્ણન કરી શકાય નહીં અને જરાવારમાં દેખાય તથા જરાવારમાં ન દેખાય એવું હતું.[૧૬-૧૭]એ વિમાનમાં બેઠેલો અને સર્વ સેનાપતિઓથી વીંટાએલો બલિરાજા ઉત્તમ ચામર અને છત્રથી ઉદયના સમયમાં જેમ ચંદ્રમા શોભે તેમ શોભતો હતો.[૧૮] યૂથના પતિ અસુરો વાહનો પર બેશીને તેની ચારે કોર ઉભા હતા, નમુચિ, શંબર,બાણ, વિપ્રચિત્તિ, અયોમુખ, દ્વિમૂર્ધા, કાળનાભ, પ્રહેતી, હેતિ, ઈલ્વલ, શકુનિ, ભૂતસંતાપ, વજ્રદંષ્ટ્ર, વિરોચન, હયગ્રીવ, શંકુશિરા, કપિલ, મેઘદુંદુભિ, તારક, ચક્રદૃક્, શુંભ, નિશુંભ, જંભ, ઉત્કલ, અરિષ્ટનેમિ, ત્રણ પુરનો સ્વામી મયદાનવ અને બીજા પણ પૌલોમ, કાલેય અને નિવાતકવચ વગેરે દૈત્યો કે જેઓને અમૃતનો ભાગ નહીં મળતાં ફક્ત ક્લેશનોજ ભાગ મળ્યોછે અને જેઓએ રણમાં ઘણીવાર દેવતાઓને જીતી લીધાછે, તેઓ સિંહનાદ કરીને મોટા શબ્દવાળા શંખ વગાડવા લાગ્યા, એ પ્રમાણે શત્રુઓને છકેલા જોઇને બહુજ કોપ પામેલો ઇંદ્ર જેને મદની ધારાઓ ઝર્યાં કરેછે એવા ઐરાવત હાથીઉપર બેઠો, અને તે ઉપર બેસવાથી જેમાંથી ઝરણાં ઝરેછે એવા ઉદયાચળ ઉપર આવેલો સૂર્ય જેમ શોભે તેમ શોભવા લાગ્યો.[૧-૨૫]અનેક પ્રકારનાં વાહન, ધ્વજા અને આયુધવાળા વાયુ, અગ્નિ અને વરુણ વગેરે લોકપાળ દેવતાઓ પોતપોતાના ગણોની સાથે ઈંદ્રની સઘળી તરફ ઉભાગયા.[૨૬] એક બીજાની સામે આવીને મર્મ ઉઘાડનારાં દુર્વચનોથી પરસ્પરનો તિરસ્કાર કરતા, હાકલ કરતા અને અગ્રભાગમાં પ્રવેશ કરતા એ દેવ અને દૈત્યો દ્વંદ્વયુદ્ધ ( બબ્બેજણનું યુદ્ધ ) કરવા લાગ્યા.[૨૭]ઇંદ્રની સાથે બલિરાજા, તારકાસુરની સાથે કાર્ત્તિકેયસ્વામી, હેતિની સાથે વરુણદેવ, પ્રહેતિની સાથે મિત્રદેવ,[૨૮] કાળનાભની સાથે યમરાજા, મયદાનવની સાથે વિશ્વકર્મા, ત્વષ્ટા-વની સાથે શંબરાસુર, સવિતાદેવની સાથે વિરોચન,[૨૯]અપરાજિત દેવની સાથે નમુચિ, વૃષપર્વા દૈત્યની સાથે અશ્વિનીકુમાર, જેઓમાં બાણાસુર મોટોછે એવા બલિરાજાના સો પુત્રોની સાથે સૂર્યદેવ.[૩૦]રાહુની સાથે ચંદ્રમા, પુલોમા દૈત્યની સાથે વાયુ, નિશુંભ અને શુંભદૈત્યની સાથે મોટા વેગવાળો ભદ્રકાળી દેવી,[૩૧]જંભદૈત્યની સાથે વૃષાકપિ, મહિષાસુરની સાથે વિભાવસુ, બ્રહ્માના પુત્રોની સાથે ઈલ્વલ તથા વાતાપિ,[૩૨]કામદેવની સાથે દુર્મર્ષ, માતૃગણની સાથે ઉત્કલ દૈત્ય, શુક્રાચાર્યની સાથે બૃહસ્પતિ, નરકાસુરની સાથે શનૈશ્ચર,[૩૩]નિવાતકવચ દૈત્યોની સાથે મરૂત દેવ, કાલેય દૈત્યોની સાથે વસુનામનાદેવ, પૌલોમ દૈત્યોની સાથે વિશ્વેદેવા અને ક્રોધવશ દૈત્યોની સાથે રૂદ્રદેવ યુદ્ધ કરવા લાગ્યા.[૩૪]એ પ્રમાણે વડીએ વડીઆ મળીને યુદ્ધકરતા દેવ અને દૈત્યો જયની ઈચ્છાથી એક બીજા ઉપર આવીને તીક્ષ્ણ બાણ, તરવાર અને કટારીના ઘા કરવા લાગ્યા.[૩૫]ભુશુંડિ, ચક્ર, ગદા, ઋષ્ટિ, કરવત, સાંગ, ઉલ્મુક, પ્રાસ, ફરશી, ખડ્ગ, ભાલા, ભોગળ, મુદ્ગર અને ભિંદિપાલ નામનાં હથિયારોથી એક બીજાનાં માથાં કાપી નાંખવા લાગ્યા.[૩૬] હાથી, ઘોડા, રથ, પ્યાદા અને અસ્વારોના અનેક ટુકડા થવા લાગ્યા. કેટલાએકના હાથ, સાથળ, કોટ અને પગ કપાઇ ગયા. કેટલાએકનાં ધ્વજ, ધનુષ્, બખતર અને ઘરેણાં કપાઈ ગયાં.[૩૭]યોદ્ધાઓના પગ પડવાથી અને પૈડાં ફરવાથી રણભૂમિનો ભૂકો થઇજતાં તેમાંથી દિશા, આકાશ અને સૂર્યને ઢાંકી નાંખનારી ધૂળ ઉડી પણ તે, લોહીના પ્રવાહો ચાલવાથી પાછી બેશી ગઇ.[૩૮] ક્રોધભરેલી દૃષ્ટિવાળાં ડસેલા હોઠવાળાં અને જેઓનાં કિરીટ તથા કુંડળો ઉડીગયાં હતાં એવાં માથાંઓથી, આભરણ અને આયુધસહિત મોટા મોટા હાથોથી અને ગોળ સાથળોથી પથરાએલી રણભૂમિ શોભવા લાગી[૩૯] યુદ્ધમા માથાંમાં રહેલી આંખોથી પોતાને દેખનારા અને હાથમાં હથિયારો ઉપાડીને લડાઈમાં બીજા યોદ્ધાઓની

સામે દોડતા કબંધો ઉઠવા લાગ્યા.[૪૦] બળિરાજાએ દશ બાણ ઇંદ્રઉપર, ત્રણ બાણ ઐરાવત ઉપર, ચાર બાણ ઇંદ્રના ચાર ઘોડા (ઐરાવતના પગ આગળ ઉભેલા)ઉપર અને એક બાણ ઐરાવતના મહાવત ઉપર નાંખ્યુ.[૪૧] શીઘ્ર પરાક્રમ કરનારા ઇંદ્રે એ બળિરાજાનાં બાણો હજી પોતા સુધી પોહોચ્યાં ન હતાં ત્યાંજ સામાં તેટલાંજ સજાવેલાં ભાલાં નાખીને હસતાં હસતાં કાપી નાખ્યાં.[૪૨] ઇંદ્રે એ મોટુ કામ કર્યું તે જોઇ અસહનતાવાળા બળિરાજાએ સાંગ ઉપાડી. મોટી વીજળીના જેવી બળતી એ સાંગ બળિરાજાના હાથમાં હતી ત્યાંજ ઇંદ્રે કાપી નાંખી.[૪૩] પછી, શૂલ, પ્રાસ, કટાર અને ઋષ્ટિ વગેરે જે જે હથિયાર બળિરાજાએ હાથમાં લીધાં તે સધળાં ઇંદ્રે કાપી નાંખ્યાં[૪૪] હે રાજા! પછી બળિરાજાએ અંતર્ધાન થઇને આસુરી માયા કરી, તેથી દેવતાઓનાં સૈન્ય ઉપર એક મોટો પર્વત પ્રકટ થયો.[૪૫] દાવાગ્નિથી બળતાં ઝાડ પડવા લાગ્યાં, તીખી અણીઓવાળાં શિખર અને શિલાઓ સૈન્યને ચૂર્ણ કરવા લાગી[૪૬] મોટા સર્પ, ઝેરી જાનવર, વીંછી, અને મોટા હાથીઓનું મર્દન કરનારા સિંહ વાઘ અને સૂવરો ઉઠી પડયા.[૪૭] હાથમાં ત્રિશૂળ ધરનારી, નાગી અને 'મારો કાપો' એમ બોલતી સેંકડો રાક્ષસીઓ અને અનેક રાક્ષસો ઉત્પન્ન થયા[૪૮] તેટલામાં ગંભીર અને કઠણ ગર્જના કરનારાં મોટાં મોટાં વાદળાં અંગારાની વૃષ્ટિ કરવા લાગ્યાં, અને વાયુના પછડાવાથી ભારે કડાકા થવા લાગ્યા.[૪૯] બળિરાજાએ ઉત્પન્ન કરેલો, પ્રલયકાળના સરખો ઉગ્ર અને જેને વાયુની મદદ મળીછે એવો અગ્નિ દેવતાઓની સેનાને બાળવા લાગ્યો.[૫૦] પછી પ્રચંડ પવને ઉડાવેલા મોજા અને ચકરીઓથી ભયંકર તથા જેણે મર્યાદા મૂકી હતી એવો સમુદ્ર ચારે તરફ દેખાયો[૫૧] એ પ્રમાણેમોટીમાયાવાળાઅને દેખવામાંનહી આવતા ભયંકર દૈત્યોએ અનેક માયા ઉત્પન્ન કરતાં દેવની સેનાવાળાઓ બહુજ મુઝાઇ ગયા.[૫૨] એ માયામાંથી બચવાનો ઉપાય નહીં સુઝવાથી ઇંદ્રાદિક દેવતાઓ ધ્યાન કરતાં જગતના રક્ષક ભગવાન રણભૂમિમાં પ્રકટ થયા.[૫૩] એ ભગવાન ગરૂડજી ઉપર બિરાજતા હતા, પીળાં વસ્ત્ર ધર્યાં હતાં, નવીન કમળના સરખાં નેત્ર હતાં. આઠ ભુજાઓમાં આઠ આયુધ ધર્યાં હતાં. એમના શરીરમાં લક્ષ્મી, કૌસ્તુભમણિ તથા અમૂલ્ય કિરીટ અને કુંડળ શોભી રહ્યાં હતાં.[૫૪] જેમ જાગ્રત અવસ્થા આવવાથી સ્વપ્ન મટી જાય તેમ ભગવાન્ પધારવાથી તેમના મહિમાને લીધે દૈત્યોનાં કપટકર્મથી ઉત્પન્ન થયેલી સધળી માયા મટી ગઇ. ભગવાનનુ સ્મરણજ સધળી વિપત્તિઓથી છોડાવેછે ત્યારે ભગવાનનુ પધારવુ વિપત્તિઓથી છોડાવે તેમાં તો શુ જ કહેવુ[૧૫] યુદ્ધમાં ગરૂડ ઉપર બિરાજતા ભગવાન્‌ને જોઇ સિંહ ઉપર બેઠેલા કાળનેમિ દૈત્યે ફેરવીને તેમના ઉપર ત્રિશૂળ નાંખ્યું. એ ત્રિશૂળ ગરૂડના માથા ઉપર પડતુ હતુ તેને લીલાથી પકડી લઇ ભગવાને એજ ત્રિશૂળથી કાલનેમિ દૈત્યને તેના વાહન સહિત મારી નાંખ્યો.[૫૬] માલી અને સુમાલીનાં માથાં પણ ભગવાને ચક્રથી કાપી નાંખતાં તેઓ પડીગયા પછી ગર્જના કરતા માલ્યવાન્ નામના દૈત્યે ભગવાનની સામો આવીને તીક્ષ્ણ ગદા ગરૂડની ઉપર નાંખવા માંડી, તેટલામાં તેનુ માથું પણ ભગવાને ચક્રથી કાપી નાંખ્યુ.[૫૭]

> मालीसुमाल्यतिबलौ युधि पेततुर्य
> च्चक्रेण कृत्तशिरसावथ माल्यवांस्तम् ।
> आहृत्य तग्मगदयाऽहनदंडजेंद्रं
> तावच्छिगोऽच्छिनदरेर्नदतोऽरिणाग्र ॥५७॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવ"ના અષ્ટમસ્કંધનો દશમો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૧ મો.

### દૈત્યો.ને મારતાં દેવતાઓને નારદજીએ વાર્યા, શુક્રાચાર્યે દૈત્યોને જીવતા કર્યા.

**શ્રીશુકઉવાચ.**

> अथोऽसुराः प्रत्युपलब्धचेतसः
> परस्य पुंसः परमानुकंपया ।

* આ અગિયારમા અધ્યાયમા દેવતાઓએ દૈત્યોને મારવા માડ્યા તેઓને નારદજીએ વાર્યા અને શુક્રાચાર્યે મુવેલાં દૈત્યોને પીછા જીવતા કર્યા, એ કથા કહેવાશે.

जघ्नुर्भृशं शक्रसमीरणादय

स्तांस्तान्रणेयैरभिसंहताः पुरा ॥१॥

શુકદેવજી કહેછે-પછી ભગવાનની મોટી દયાથી જેઓને ચેતના મળી એવા ઇદ્ર અને વાયુ વગેરે દેવતાઓ જે દૈત્યોએ પ્રથમ પોતાને માર્યા હતા તે તે દૈત્યોને મારવા લાગ્યા.[1] ક્રોધ પામેલા ઇદ્રે બળિરાજાને મારી નાંખવા સારૂ જ્યારે વજ્ર ઊપાડયુ ત્યારે સઘળી પ્રજા હાહાકાર કરવા લાગી.[2] બળિરાજા કે જે મોટા મનવાળો, સમૃદ્ધિવાળો અને યુદ્ધમાં સામો થઇને ફરતો હતો તેનો તિરસ્કાર કરીને ઇદ્રે તેને કહ્યુ કે-'હે મૂઢ! જેમ છોકરાઓની નજરબધી કરીને નટ તેઓનું ધન હરી લેછે તેમ તું પણ અમે કે જેઓ માયાના સ્વામી છીએ તેઓને માયાથી જીતવાને ઈચ્છેછે. [4] જે લોકો માયાથી સ્વર્ગમાં આવવાને ઈચ્છેછે અને જેઓ સ્વર્ગથી પણ ઊચે જવાને ઈચ્છે છે તે અજ્ઞાન ચોર લોકોને તેઓના પેહેલા સ્થાનકથી પણ નીચે ફેકી નાંખુ છું, એ હુ, તુ કે જે દુષ્ટ માયાવી છે તેનું માથુ આ સો ધાગવાળા વજ્રથી કાપી લઇશ માટે હે મદબુદ્ધિવાળા! તારે જે સબધીઓને મળવુ હોય તેઓને મળીલે.[5-6]

બળિરાજા બોલ્યો-સગ્રામ કરતા અને જેઓનાં કર્મને કાળ પ્રેર્યા કરેછે એવા સઘળા લોકોને કીર્ત્તિ, જય, પરાજય, અને મરણ અનુક્રમથી થાયજ છે સઘળા લોકો કાળનેજ સ્વાધીન છે એમ વિદ્વાન્ પુરૂષો જાણેછે, માટે તેઓ કોઇ વાતમાં રાજી થતા નથી તેમ શોક પણ કરતા નથી, પણ એ વિષયમાં તમે અજ્ઞાન છો. [8] તમે કે જેઓ કીર્ત્તિ અને જય વગેરેમાં પોતાનેજ કર્ત્તા માનોછો અને તેથી સાધુપુરૂષોએ ખેદ કરવા લાયક છો, તેઓનાં દુર્વચનોને અમે સ્વીકારતા નથી.[9]

શુકદેવજી કહેછે-વીરલોકોને મારનાર બળિરાજાએ ઈંદ્રનો એ પ્રમાણે તિરસ્કાર કરી એ વચનોથી પ્રહાર પામેલા ઈદ્રને પાછો કાન સુધી ખેંચેલાં બાણોથી પણ પ્રહાર કર્યો.[10] સાચી વાત કરનારા શત્રુએ એ પ્રમાણે તિરસ્કાર કરેલો ઈંદ્ર, અંકુશથી મારેલા હાથીની પેઠે તેનાં વચનને સહન કરી શકયો નહી.[11] પછી શત્રુઓને મારનારા ઈંદ્રે એ બળિરાજાની ઉપર અમોઘ વજ્ર નાંખ્યુ. તેથી પાંખો કપાઇ પડતાં જેમ પર્વત પડે તેમ બળિરાજા પોતાના વિમાનસહિત ધરતી ઉપર પડયો.[12] બળિરાજાનો મિત્ર અને સંબધી જભાસુર પોતાના મિત્રને પડી ગયેલો જોઇ મુવેલા મિત્રની પણ મિત્રાઇ સાચવવા માટે ઇંદ્રની સામો આવ્યો.[13] સિહની ઉપર બેઠેલા તે મહાબળવાન જભાસુરે સામો આવીને વેગથી ગદા ઉપાડી તે ગદા ઈંદ્રની હાંસડીમાં મારી અને ઇંદ્રના હાથીને પણ મારી.[14] ગદાના પ્રહારની વ્યથાથી બહુજ વિહ્વળ થયેલો ઐરાવત હાથી ધરતીપર ગોઠણીઆંભર થઈ જઇને બહુજ કષ્ટ પામ્યો [15] તેટલામાં જેમાં હજાર ઘોડા જોડયા હતા એવો રથ માતલિ સારથીએ ઇંદ્રની પાસે હાજર કર્યો, 'એટલે હાથીને મૂકી દઈને ઇદ્ર તે રથમાં બેઠો.[16] એ સારથિના તે કામને વખાણતા જભાસુરે હસીને યુદ્ધમાં બળતા ત્રિશૂળનો તે માતલિના ઉપર ઘા કર્યો.[17] માતલિ ધીરજ રાખીને અસહ્ય વેદનાને ખમી રહ્યો, તેટલામાં ક્રોધ પામેલા ઇંદ્રે વજ્રથી તે જંભાસુરનું માથું કાપી નાંખ્યુ [18] મુચિ, બળ અને પાક નામના ત્રણ દૈત્યો જભાસુર મરી ગયાની વાત નારદજી પાસેથી સાંભળીને જલદી ત્યાં આવી પોહોચ્યા [19] કઠોર વચનોથી ઇંદ્રના મર્મસ્થળમાં પીડા ઉપજાવતા એ દૈત્યો, મેઘ જેમ પર્વત ઉપર ધારાની વૃષ્ટિ કરે તેમ ઈન્દ્ર ઉપર બાણની વૃષ્ટિ કરવા લાગ્યા [20] બળ દૈત્યે પોતાના હાથની ચાલાકીથી ઇન્દ્રના હજાર ઘોડાઓને તેટલાંજ બાણોથી એકદમ વીધી નાંખ્યા.[21] પાકદૈત્યે એકવારજ સાંધીને મૂકેલાં બસો બાણથી માતલિને તથા રથનાં સઘળાં અંગોને જુદાં જુદાં વીધી નાખ્યાં, તે વાત યુદ્ધમાં મોટી અદ્ભુત થઇ.[22] નમુચિદૈત્યે સોનાનાં પુંખવાળાં પદર મોટાં બાણોથી યુદ્ધમાં ઇન્દ્રને વીંધીને જળથી ભરપુર મેઘની પેઠે ગર્જના કરી.[23] મેઘ જેમ વર્ષાઋતુના સૂર્યને ઢાંકી દે તેમ દૈત્યોએ ઇન્દ્રને

તેના રથ અને સારથિસહિત બાણના સમૂહથી સઘળી તરફ ઢાંકી દીધો.[24] ઇંદ્રને નહી દેખતા, બહુજ વિહ્વળ થયેલા, અગ્રણી વિનાના અને શત્રુઓએ જીતી લીધેલા દેવતાઓ સમુદ્રમાં વહાણ ભાગતાં જેમ વાણીઆઓ બૂમો પાડે તેમ પોતપોતાના પરિવાર સહિત બૂમો પાડવા લાગ્યા.[25] તેટલી વારમાં બાણના પાંજરામાંથી ઘોડા, રથ, ધ્વજ અને સારથી સહિત નીકળેલો અને પોતાના તેજથી દિશા, આકાશ, તથા પૃથ્વીને પ્રકાશિત કરતો ઇન્દ્ર, પ્રાતઃકાળના સૂર્યની પેઠે શોભવા લાગ્યો.[26] પોતાની સેનાને રણમાં શત્રુઓએ પીડેલી જોઇ ક્રોધ પામેલા ઇન્દ્રે શત્રુને મારવા સારૂ વજ્ર ઉપાડયુ.[27] આઠ ધારવાળા તે વજ્રથી ઇંદ્રે બળ અને પાક દૈત્યોનાં માથાંને કાપી નાંખીને તેઓના જ્ઞાતિઓ કે જેઓ જોતા હતા તેઓને મોટા ભયમાં નાંખ્યા.[28] એઓનો વધ થયેલો જોઈને શોક, અસહનતા તથા ક્રોધથી ભરાએલા નમુચિએ ઇંદ્રને મારવાસારૂ મોટો ઉદ્યોગ કર્યો.[29] ઘટાવાળુ અને સોનાથી શણગારેલુ પથરાનુ ત્રિશુળ લઇને ક્રોધથી, 'માર્યો છે' એમ ઇંદ્રનો તિરસ્કાર કરતો તેના ઉપર દોડયો અને દોડીને સિંહની પેઠે ગાજતા તે દૈત્યે ઇન્દ્રની ઉપર તે ત્રિશૂળનો ઘા કર્યો[30] મોટા વેગવાળુ તે ત્રિશૂળ આકાશમાં ચાલ્યુ આવતું હતુ, ત્યાં ઇન્દ્રે બાણોથી તેના હજાર કટકા કરી નાંખ્યા. પછી ક્રોધથી ભરાએલા ઇન્દ્રે માથુ કાપી નાંખવાને માટે તેની ડોકમાં વજ્ર માર્યુ[31] ઇન્દ્રે જોરથી નાંખેલા અને ભારે પ્રબળ વજ્રથી તેની ચામડી પણ કપાઈ નહી, એ ભારે અદ્‌ભુત થયુ, કેમકે મહાબળવાન વૃત્રાસુરને જેણે કાપી નાંખ્યો હતો તે વજ્રનો નમુચિદૈત્યના ગળાની ચામડીએ તિરસ્કાર કર્યો[32] એ શત્રુ કે જેના ઉપર વજ્રે પણ કામ કર્યું નહી તેથી ઇંદ્રને બીક લાગી કે 'આ તો જેથી જગતને પણ મોહ થાય એવુ દૈવયોગથી શું થયુ ?[33] પોતાના બોજાથી પ્રજાનો પ્રલય કરવાસારૂ જેઓ પાંખોવતે ઉડીને ધરતીપર પડતા હતા તે પર્વતોની પાંખો પૂર્વે મે જેથી કાપી હતી, ત્વષ્ટાના બળવત્તર તપરૂપ વૃત્રાસુરને જેથી ફાડી નાંખ્યો હતો અને કોઇ પણ અસ્ત્રોથી નહિ ઘવાએલા કેટલાએક બીજા બળવાનોને પણ જેથી કાપી નાંખ્યા હતા, તે આ વજ્ર ક્ષુદ્ર અસુર ઉપર પણ કશુ કામ કરી શક્યુ નહી, માટે હવે લાકડી જેવુ વજ્ર મારે લેવુંજ નહીં, અને દધીચિઋષિના સામર્થ્યમાં પણ કાંઈ સાર નથી ! !'[34-36] એ પ્રમાણે ઈંદ્રે મુંઝાવા માંડયુ ત્યારે તેને આકાશવાણીએ કહ્યું કે 'આ દાનવ લીલાથી પણ મરશે નહીં' અને સૂકાથી પણ મરશે નહી; કેમકે એવી રીતનું મે તેને વરદાન આપેલછે. એટલામાટે હે ઈંદ્ર ! આ શત્રુને મારવા સારૂ તારે બીજો કોઇ ઉપાય વિચારવો જોઈએ.'[37-38] એવી આકાશવાણી સાંભળીને એકાગ્ર ચિત્તથી વિચાર કરતાં સમુદ્રનુ ફીણ કે જે લીલુ પણ નહી અને સૂકુ પણ નહીં એવુ છે, તે ઉપાય ઇન્દ્રનેયોગ્યલાગ્યો.[39] પછી સૂકુ પણ નહી અને લીલુ પણ નહી એવા ફીણથી નમુચિનું માથુ હરી લીધુ. તે સમયમાં મુનિઓએ ઇંદ્રની સ્તુતિ કરી તથા ફૂલની વૃષ્ટિ કરી[40] વિશ્વાવસુ અને પરાવસુ નામના બે ગંધર્વો ગાયન કરવા લાગ્યા, દેવનાં દુંદુભિ વાગ્યાં અને અપ્સરાઓએ આનંદથી નાચ કર્યા.[41] એ પ્રમાણે બીજા પણ વાયુ, અગ્નિ અને વરૂણ વગેરે દેવતાઓ, કેસરીસિંહ જેમ મૃગોને મારે તેમ અસ્ત્રના સમૂહોથી શત્રુઓને મારવા લાગ્યા.[42] એ સમયમાં દૈત્યોનો નાશ થતો જોઇ બ્રહ્માએ મોકલેલા નારદજીએ દેવતાઓને વાર્યા.[43]

નારદજીએ કહ્યુ કે—ભગવાનની ભુજાના આશ્રયથી તમોને અમૃત મળ્યુ અને સઘળા તમે લક્ષ્મીની વૃદ્ધિને પણ પામ્યા, માટે હવે કજીયાથી બંધ પડો.[44]

શુકદેવજી કહેછે—અનુચરો જેઓનુ ગાયન કરતા હતા એવા દેવતાઓ નારદજીનાં વચનને માન આપતાં ક્રોધના વેગને બંધ કરીને સઘળા સ્વર્ગમાં ગયા.[45] એ યુદ્ધમાં જે દૈત્યો બચ્યા હતા તેઓ નારદજીની સંમતિથી મુવેલા બળિરાજાને તથા બીજા દૈત્યોને પણ લઇ અસ્તાચળમાં આવ્યા.[46] ત્યાં જેઓના અવયવો અને ગળાં નાશ

પામ્યાં ન હતાં એવા દૈત્યોને શુક્રાચાર્યે પોતાની સંજીવની વિદ્યાથી જીવતા કર્યા.[૪૭] શુક્રાચાર્યે સ્પર્શ કરવાથી જેને ઇંદ્રિય અને સ્મરણ પાછાં મળ્યાં એવો બળિરાજા પોતે લોકની વાસ્તવિક રીતિને જાણનાર હોવાથી પરાજય પામ્યા છતાં પણ ખેદ ન પામ્યો.[૪૮]

बलिश्चोशनसास्पृष्टः प्रत्यापन्नेंद्रियस्मृतिः ।
पराजितोऽप्यखिन्नात्मा लोकतत्त्वविचक्षणः॥४८॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમ-સ્કંધનો અગિયારમોઅધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૨ મો.*

### મોહિની સ્વરૂપે મહાદેવને મોહ ઉપજાવ્યો.

॥ श्रीशुकउवाच ॥

वृषध्वजोनिशम्येदं योषिद्रूपेणदानवान् ।
मोहयित्वासुरगणान् हरिःसोममपाययत् ॥१॥

શુકદેવજી કહેછે—ભગવાને સ્ત્રીના રૂપથી દૈત્યોને મોહ કરી દેવતાઓને અમૃત પાયુ એ વાત સાંભળી ને ભગવાન જ્યાંછે ત્યાં તેમનું રૂપ જોવામાટે પાર્વતીની સાથે પોઠિયાપર બેશી મહાદેવ સઘળા પાર્ષદો(ભૂતો)ને સાથે લઇને ગયા[૧-૨] ભગવાને આદરભાવથી સત્કાર કરેલા સદાશિવે, પાર્વતીની સાથે સારી રીતે બેશી ભગવાનનો સામો સત્કારકરીહસીનેનીચે પ્રમાણે કહ્યું.[૩]

સદાશિવ કહેછે—હે દેવના દેવ! હે જગતમાં વ્યાપક! હે જગતના સ્વામી! હે જગન્મય! તમેજ સઘળા પદાર્થોના આત્મા, કારણ અને ઈશ્વર છો.[૪] જગતનાં આદિ, અંત અને મધ્ય જેથી થાય છે, જે અવિનાશીનાં આદિ, અંત કે મધ્ય નથી અને દૃશ્ય, દૃષ્ટા, ભોગ્ય અને ભોક્તા જેથી જુદાં પડતાં નથી, તે સત્ય અને ચૈતન્યરૂપ બ્રહ્મ તમેજ છો.[૫] પરમ કલ્યાણને ઇચ્છના નિષ્કામ મુનિઓ આ લોક તથા પરલોકમાં આસક્તિ છોડી દઈને તમારાજ ચરણારવિંદની ઉપાસના કરેછે.[૬] તમે પૂર્ણ, અમૃત, નિર્ગુણ, શોકરહિત, આનંદમય, નિર્વિકાર, સર્વમય અને સર્વથી જુદા પરબ્રહ્મ છતાં પણ જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયના કારણરૂપછો, જીવ લોકોને જુદાં જુદાં ફળ આપનારછો, અને જોકે તમને કોઇની અપેક્ષા નથી, તોપણ જીવલોકોને તમારી અપેક્ષા છે.[૭] કુંડલાદિક રૂપથી બનેલું સોનું અને તેવા વિશેષ આકારવગરનું સોનુ એ બે જેમ એકજ છે, તેમ કાર્ય કારણરૂપ દ્વૈત અને તે દ્વૈતનું પરમ કારણ તમે એકજ છો. તમારામાં કોઈ જાતનો વસ્તુભેદ છેજ નહીં. જે કાંઈ ભેદ દેખાય છે તે સઘળો લોકોએ અજ્ઞાનથી તમારામાં કલ્પેલો છે; કેમકે ઉપાધિરહિત આપના સ્વરૂપમાં ગુણોએજ ભેદ કરેલો છે, પણ વાસ્તવિક ભેદ નથી.[૮] વેદાંતી લોકો આપને પરબ્રહ્મ માનેછે, મીમાંસક લોકો ધર્મરૂપ માનેછે, સાંખ્યલોકો કાર્ય કારણથી જુદા પુરૂષરૂપ માનેછે, પાંચરાત્ર લોકો નવ શક્તિવાળા પરમેશ્વર માનેછે, અને યોગશાસ્ત્રવાળાઓ સ્વતંત્ર અને અવિનાશી મહાપુરૂષ માનેછે.[૯] બ્રહ્મા અને મરીચિ વગેરે ઋષિઓ કે જેઓ સત્વગુણથી ઉત્પન્ન થયેલા છે, તેઓ તમે બનાવેલા જગતને પણ યથાર્થ રીતે જાણતા નથી, ત્યારે તમને પોતાને તો ક્યાંથીજ જાણે? અને એ બ્રહ્માદિક પણ જગતને યથાર્થ રીતે જાણતા નથી ત્યારે તમારી માયાથી મોહ પામેલા અને રજોગુણ તમોગુણથી ઉત્પન્ન થયેલા દૈત્ય અને મનુષ્ય વગેરે તો જગતને કદી પણ નજ જાણે એમાં તો શું જ કહેવું[૧૦] આપે કરેલા આ જગતનાં સ્થિતિ, જન્મ તથા નાશને, પ્રાણીઓની ચેષ્ટાને અને જગતનાં બંધન તથા મોક્ષને આપ કે જે જગતના આત્મા અને જ્ઞાનસ્વરૂપ છો તે જાણોછો. વાયુ જેમ સ્થાવર જંગમમાં તથા આકાશમાં વ્યાપ્ત છે તેમ તમે સર્વમાં વ્યાપ્ત છો માટે સર્વને જાણોછો[૧૧] ગુણોથી રમણ કરનાર આપના બીજા અવતારો મેં જોયેલા છે, માટે હવે તમે જે સ્ત્રીનું રૂપ ધર્યું હતું તે જોવાની મને ઇચ્છા છે.[૧૨] જે રૂપથી તમે દૈત્યોને મોહ કર્યો અને દેવતાઓને અમૃત પાયુ તે રૂપ જો-

---

* આ બારમા અધ્યાયમા મોહિનીરૂપના વિલાસ જોવામાં ઉત્સુક થયેલા મહાદેવને ભગવાને મોહ ઉપજાવ્યો અને પછી સાંત્વના કરી એ કથા કહેવાશે.

વાની ઈચ્છાથી અમે આવેલા છીએ, એ વિષયમાં અમને મોટું કૌતુહલ છે.[13]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે સદાશિવે માગણી કરતાં ભગવાને ગંભીર અભિપ્રાયથી હસીને નીચે પ્રમાણે કહ્યું.[14]

ભગવાન્ કહેછે—હે મહાદેવ! અમૃતનું પાત્ર જતું રહેતાં દેવતાઓનું કામ સાધવાની ઇચ્છાથી દૈત્યોને મોહ કરવાને માટે મેં સ્ત્રીનું રૂપ ધર્યું હતું.[15] એ સ્વરૂપ કે જેને કામીલોકો બહુજ ઉત્તમ ગણે અને જેથી કામદેવની ઉત્પત્તિ થાય, તે જોવાની તમને ઈચ્છાછે તો હું દેખાડીશ.[16]

શુકદેવજી કહેછે—ભગવાન્ એ પ્રમાણે બોલતા બોલતા ત્યાંજ અંતર્ધાન થઇ ગયા, અને મહાદેવ પાર્વતીની સાથે ચારેકોર નજર કરતા ત્યાંજ બેશી રહ્યા.[17] પછી એક બગીચો કે જેનાં વૃક્ષોમાં વિચિત્ર ફૂલ અને રાતાં પાંદડાં લાગી રહ્યાં હતાં, તેમાં દડાથી રમતી એક ઉત્તમ સ્ત્રી મહાદેવના જોવામાં આવી. એ સ્ત્રીએ શોભતાં વસ્ત્રથી વીંટેલા નિતંબની ઉપર કટિમેખળા પેહેરી હતી.[18] દડાની રમતમાં શરીરને ઊંચુંનીચું કરવાને લીધે કંપાયમાન થતા સ્તન અને ઉત્તમ હારના ભારથી જાણે કેડના કટકા થઇ જતા હોય એવી રીતે એ સ્ત્રી ચારેકોર પોતાનાં કુણાં કુણાં પગલાં માંડતી હતી.[19] એ સ્ત્રીનાં મોટાં મોટાં નેત્ર ચારેકોર ભમતા દડાની ચપળતાથી ઉદ્વિગ્ન હતાં. કાનમાં શોભતાં કુંડળની કાન્તિથી તેના ગાલ તથા કાળા કેશ મુખને શોભાવતા હતા.[20] પોચાં પડી જતાં વસ્ત્રને તથા છુટી જતા ચોટલાને સુંદર ડાબા હાથથી બાંધતી હતી અને જમણા હાથથી દડો પછાડતી હતી. સઘળું જગત્ મોહ પામે એવી તેની લીલા હતી.[21] એ સ્ત્રી જોવામાં આવતાં તેણે દડાની રમતમાં જરાક લજાતાં લજાતાં નાખેલા મંદહાસ્યસહિત કટાક્ષથી છેતરાએલા અને સામસામી નજરએક થતાં વિહ્વળ થઇ ગયેલા સદાશિવને પોતાના શરીરનું, પાસે બેઠેલાં પાર્વતીનું અને પાર્ષદોનું પણ ભાન રહ્યું નહી.[22] એ સ્ત્રીના હાથમાંથી દડો જ્યારે દૂર જતો રહ્યો ત્યારે તે સ્ત્રી દડો લેવા દોડતાં સદાશિવ દેખે એવી રીતે તેનું ઝીણું વસ્ત્ર પવનનેલીધે કટિમેખળાસહિત ઊડી ગયું.[23] રૂપાળી, મનને રમાડે એવી અને અરધી મીંચેલી સુંદર નેત્રની અણીઓથી પોતાની સામું જોયા કરતી એ સ્ત્રીને જોઈને મહાદેવનું મન તેમાં ગયું.[24] તે સ્ત્રીએ જેનું જ્ઞાન હરી લીધું એવા અને તેણે કરેલા કામદેવથી વિહ્વળ થયેલા સદાશિવ, પાર્વતી જોતાં છતાં પણ લાજ મૂકીને તે સ્ત્રીની પાસે ગયા.[25] મહાદેવને આવતા જોઈ વસ્ત્રરહિત હોવાથી બહુજ લજાએલી એ સ્ત્રી એક ઠેકાણે ઉભી નહી રહેતાં હસી પડીને વૃક્ષોમાં છૂપાવા લાગી[26] જેનું મન ચોરાઇ ગયું એવા અને કામદેવને વશ થયેલા સદાશિવ, હાથણીની પછવાડે જેમ હાથી દોડે તેમ તેની પછવાડે દોડ્યા[27] ઘણા વેગથી દોડીને એ સ્ત્રી કે જે તે વખતે પોતાની મરજી નહી દેખાડતી હતી તેને પકડીને ચોટલો ઝાલી બન્ને હાથથી તેનું આલિંગન કર્યું.[28] હાથીએ હાથણીની પેઠે સદાશિવે દબાવેલી, જ્યાં ત્યાંથી નીકળી જવા માગતી, અને જેના કેશ છૂટીગયા હતા એવી એ મોટા નિતંબવાળી દિવ્ય માયારૂપ સ્ત્રી સદાશિવની બાથમાંથી પોતાના શરીરને છોડાવીને ભાગી.[29-30] એ સદાશિવ, અદ્ભુત કર્મ કરનારા ભગવાનની પછવાડે પાછા દોડયા તે વખતેજાણે પૂર્વનાવૈરી કામદેવે તેમને જીતી લીધા હોય એવું જણાયું[31] ગાયની પછવાડે મોટા સાંઢની પેઠે મોહિનીની પછવાડે દોડયા જત એ અમોઘવીર્યવાળા મહાદેવનું વીર્ય સ્ખલિત થઇ ગયું.[32] હે રાજા! એ મહાત્મા મહાદેવનું વીર્ય પૃથ્વીમાં જ્યાં જ્યાં પડયું ત્યાં ત્યાં રૂપાન અને સોનાનાં ક્ષેત્ર થઇ ગયાં.[33] નદીઓ, તળાવ, પર્વતો, વન, ઉપવન અને જે જે જગોમાં ઋષિઓ હતા ત્યાં પણ મહાદેવ એવી રીતેજ એ સ્ત્રીની પછવાડે દોડયા ગયા, તે સોના જોવામાં આવ્યા.[34] વીર્ય સ્ખલિત થયા પછી પોતાના મનને ભગવાનની માયાએ જડ કરી નાંખેલું જાણી મહાદેવ એ ભૂલાવામાંથી પાછા વળ્યા[35] પછી જગતના આત્મા અને જેની શક્તિ જ

ણવામાં આવતી નથી એવા ભગવાનની માયાથી એ પોતાની ભૂલ થયેલી જાણી સદાશિવે તે વાતને અદ્ભુતરૂપ માની નહી.[૩૬]મહાદેવને સ્વસ્થ અને તે વાતની શરમ નહી ગણતા જાણી ભગવાને પોતાના પુરૂષરૂપથી ત્યાં આવીને પરમ પ્રેમથી મહાદેવને નીચે પ્રમાણે કહ્યુ.[૩૭]

ભગવાન્ કહેછે—હે સર્વ દેવમાં ઉત્તમ ! મારી સ્ત્રીરૂપ માયાથી બહુજ મોહ પામ્યા છતાં પાછા તમે પોતાથીજ પોતાની સ્થિતિમાં રહ્યા એ ઘણુ સારૂ થયું.[૩૮]અનેક પ્રકારના ભાવને ઉત્પન્ન કરતી અને અજીતેદ્રિય પુરૂષોથી નહી તરી શકાય એવી મારી માયાને તમશિવાય આસક્તિ પામેલો બીજો કયો પુરૂષ તરી શકે ?[૩૯] હુ કે જે સૃષ્ટિ વગેરેના કારણરૂપ છું તેના કાળરૂપ પ્રભાવનેલીધે વધતા ઘટતા રજોગુણ વગેરે અંશવાળી આ મારી ગુણમય માયા તમારો પરાભવ નહીં કરે.[૪૦]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે શ્રીવત્સના ચિન્હવાળા ભગવાને સત્કાર કરેલા સદાશિવ ભગવાનની આજ્ઞા લઇ તેમને પ્રદક્ષિણા કરી પોતાના પોર્ષદો સહિત પોતાના સ્થાનકમાં ગયા[૪૧]ત્યાં જઇને સઘળા ઋષિઓ સાંભળતાં માયાના સ્વરૂપભૂત પોતાની અર્ધાંગના પાર્વતીને સદાશિવે પ્રીતિપૂર્વક નીચે પ્રમાણે કહ્યુ.[૪૨]

સદાશિવ કહેછે—પરમદેવ, પરમ પુરૂષ અને અજન્મા ભગવાનની માયા તમે જોઈ ? કે જે માયાથી ભગવાનની વિભૂતિઓમાં ઉત્તમ અને સ્વતંત્ર હુ પણ મોહ પામ્યો, ત્યારે બીજા પરતંત્ર લોકો મોહ પામે તેમાં તો શુ જ કહેવુ ? [૪૩]હજાર વર્ષ સુધી યોગ કરીને મે જ્યારે સમાધિ ઉતારી હતી તે સમયમાં તમે આવીને જેના વિષયમાં મને પૂછ્યુ હતુ તે એ સાક્ષાત્ પુરાણપુરૂષને તમે જોયા, કે જેના સ્વરૂપમાં કાળ પ્રવેશ કરી શકતો નથી અને વેદની નિરૂપણ કરવાની શક્તિ ચાલતી નથી.[૪૪]

શુકદેવજી કહેછે—હે રાજા ! આ પ્રમાણે ભગવાનનો મહિમા મે તમારી પાસે કહ્યો, કે જે ભગવાને સમુદ્ર મથનના સમયમાં પોતાની પીઠપર મોટા પર્વતને ધર્યો હતો[૪૫]આ ભગવાનનાં ચરિત્રનુ વારવાર કીર્ત્તન કરનાર અને શ્રવણ કરનાર પુરૂષનો ઉદ્યમ કોઇ દિવસ વ્યર્થ જતો નથી, કેમકે ભગવાનના ગુણોનુ વર્ણન, સંસારસંબંધી સઘળા પરિશ્રમોને મટાડનાર છે.[૪૬]જે ભગવાન્ કપટથી સ્ત્રીનો વેષ ધરી દૈત્યોને મોહ પમાડતાં, ઉત્તમ દેવતાઓ કે જેઓ દુષ્ટ પુરૂષોથી અગમ્ય અને ભક્તિથી પમાય એવાં પોતાનાં ચરણારવિંદને શરણે રહ્યા હતા, તેઓને સમુદ્ર મથનમાંથી ઉત્પન્ન કરેલુ અમૃત પાયું, તે શરણાગતોના મનોરથોને પરિપૂર્ણ કરનાર ભગવાનને હુ પ્રણામ કરૂ છુ [૪૭]

असदविषयमंघ्रिं भावगम्यं प्रपन्ना-
नमृतममरवर्यान् आशयत्सिंधुमथ्यम् ।
कपटयुवतिवेषो मोहयन्यः सुरारीं
स्तमहमुपसृतानां कामपूरं नतोऽस्मि ॥४७॥

ઇતીશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો બારમો અધ્યાય સંપૂર્ણ

---

## અધ્યાય ૧૩ મો.*

## સાતમા મનુથી માંડીને છ છ ભેદવાળા સર્વ મન્વંતરોની કથા.

॥ श्रीशुकउवाच ॥

मनुर्विवस्वतः पुत्रः श्राद्धदेव इति श्रुतः ।
सप्तमो वर्तमानो यस्तदपत्यानि मेशृणु ॥ १ ॥

શુકદેવજી કહેછે—સૂર્યનો પુત્ર અને શ્રાદ્ધદેવ એવા નામથી વિખ્યાત જે હાલ સાતમો મનુ વર્ત્તમાન છે તેના સંતાનનાં નામ મારી પાસેથી સાંભળો [૧]ઈક્ષ્વાકુ, નભગ, ધૃષ્ટ, શર્યાતિ, નરિષ્યંત, નાભાગ, દિષ્ટ, કરૂષ, પૃષધ્ર અને વસુમાન એ દશ વૈવસ્વત (શ્રાદ્ધદેવ) મનુના પુત્ર હતા [૨-૩]આદિત્ય, વસુ, રૂદ્ર, વિશ્વદેવા, મરૂત, અશ્વિનીકુમાર અને ઋભુ એવા નામના દેવતાઓ છે.[૪] પુરંદર નામનો ઇંદ્ર છે. કશ્યપ, અત્રિ, વસિષ્ઠ, વિશ્વામિત્ર, ગૌતમ, જમદગ્નિ, અને ભરદ્વાજ એ

---

*આ તેરમા અધ્યાયમા સાતમાથી માંડીને સઘળા મન્વંતરો કે જેઓમાં પ્રત્યેકના છ છ પ્રકાર છે તે જૂદા જૂદા કહેવાશે.

સપ્તર્ષિઓ છે [૫]આ મન્વતરમાં પણ કશ્યપની સ્ત્રી અદિતિના ઉદરથી વિષ્ણુનો વામનજી નામે અવતાર થયો હતો એ વામનજી અદિતિના પુત્રોમાં નાના હતા [૬]મેં તમારી પાસે સાત મન્વતર સંક્ષેપથી કહ્યા. હવે ભવિષ્ય મન્વતરો કે જેઓમાં પણ ભગવાનના અવતાર થવાના છે તે કહીશ [૭]સંજ્ઞા અને છાયા નામની વિશ્વકર્માની બે દીકરીઓ સૂર્યની સ્ત્રીઓ છે કે જેઓવિષે તમારી પાસે આગળ કહ્યુંછે.[૮]ત્રીજી વડવા નામની પણ સ્ત્રી હતી એમ કેટલાએક કહેછે. તેઓમાં યમ, યમુના અને શ્રાદ્ધદેવમનુ એ ત્રણ સંજ્ઞાનાંસંતાનછે હવેછાયાનાંસંતાનવિષેસાંભળો.[૯] સાવર્ણિ,તપતી નામની કન્યા કેજે સંવરણ રાજાની સ્ત્રી હતી, તેઅને ત્રીજો શનૈશ્વર એ ત્રણ છાયાનાં સંતાનથયાં વડવાના દીકરા બેઅશ્વિનીકુમારછે [૧૦] હે રાજા! આઠમા મન્વતરમાં સાવર્ણિ મનુ થશે. નિર્મોક અને વિરજસ્ક વગેરે તેના પુત્રો થશે [૧૧]સુતપસ્, વિરજસ અને અમૃતપ્રભ એવે નામે દેવતાઓ થશે વિરોચનનો દીકરો બળિરાજા ઈંદ્ર થશે કે જેણે આ સાતમા મન્વત્તરમાં માગવા આવેલા વિષ્ણુને ત્રણ પગલાં પૃથ્વી આપી હતી અને જે આઠમા મન્વતરમાં ભગવાનની કૃપાથી મળેલી ઇંદ્રની પદવીને છોડીને મોક્ષ પામશે [૧૨-૧૩]એ બળિરાજાને ભગવાને પ્રથમ બાંધ્યો હતો પણ પાછા પ્રસન્ન થઈને તેમણેજ તેને સુતળ પાતાળમાં રાખતાં હમણાં તે ઇંદ્રની પેઠે ત્યાં રહ્યોછે [૧૪]ગાલવ, દીપ્તિમાન, પરશુરામ, અશ્વત્થામા, કૃપાચાર્ય, ઋષ્યશૃંગ અને અમારા પિતા વેદવ્યાસ એ સાત મુનિઓ એ મન્વતરમાં સપ્તર્ષિ થશે, અને હમણાં પોતાના યોગના પ્રભાવથી પોતપોતાના આશ્રમોમાં બેઠા છે [૧૫-૧૬] દેવગુહ્યની સ્ત્રી સરસ્વતીના ઉદરથી સાર્વભૌમ એવે નામે ભગવાનનો અવતાર થશે, તે પુરંદર (સાતમા મન્વતરના ઇંદ્ર) પાસેથી ત્રૈલોક્યનુ રાજ્ય હરીને બળિરાજાને આપશે [૧૭] હે રાજા! વરૂણનો દીકરો દક્ષસાવર્ણિ નવમો મનુ થશે ભૂતકેતુ અને દીપ્તિકેતુ વગેરે તેના પુત્રો થશે. [૧૮] પાર અને મરીચિગર્ભ ઇત્યાદિક નામના દેવતાઓ થશે. અદ્‌ભુત નામનો ઇંદ્ર થશે દ્યુતિમાન્ વગેરે સપ્તર્ષિઓ થશે અને આયુષ્માનની સ્ત્રી અંબુધારાના ઉદરથી ઋષભ એવા નામનો ભગવાનનો અવતાર થશે. એ ભગવાને અપાવેલા ત્રૈલોક્યના રાજ્યને અદ્‌ભુત નામનો ઇંદ્ર ભોગવશે.[૧૯-૨૦] ઉપશ્લોકનો દીકરો બ્રહ્મસાવર્ણિ દશમો મનુ થશે ભુરિષેણ વગેરે તેના પુત્રો થશે હવિષ્માન્, સુકૃત, સત્ય, જય અને મૂર્તિ એ પાંચ તથા ત્રણ બીજા સપ્તર્ષિઓ થશે. સુવાસન અને વિરૂદ્ધ ઇત્યાદિક નામના દેવતાઓ થશે. શંભુ એવા નામનો ઇંદ્ર થશે.[૨૧-૨૨] પ્રજાપતિના ઘરમાં વિષૂચિ નામની સ્ત્રીના ઉદરથી વિષ્વક્‌સેન નામે ભગવાનનો અંશાવતાર થશે તે ઇંદ્રની સહાયતા કરશે.[૨૩] ધર્મસાવર્ણિ નામનો અગિયારમો મનુ થશે. સત્ય ધર્મ વગેરે દશ તેના પુત્રો થશે [૨૪] વિહંગમ, કામગમ અને નિર્વાણરૂચિ એવા નામના દેવતાઓ થશે. વૈધૃતિ નામનો ઇંદ્ર થશે. અરૂણાદિક સપ્તર્ષિઓ થશે.[૨૫] આર્યકની સ્ત્રી વૈધૃતાના ઉદરથી ધર્મસેતુ એવે નામે ભગવાનનો અંશાવતાર થશે, ત્રૈલોક્યનુ પાલનકરશે [૨૬]બારમો રૂદ્રસાવર્ણિ મનુ થશે દેવવાન્, ઉપદેવ અને દેવશ્રેષ્ઠ વગેરે તેના પુત્રો થશે.[૨૭] ઋતધામા એવે નામે ઇંદ્ર થશે હરિત ઇત્યાદિક દેવતાઓ થશે તપોમૂર્ત્તિ, તપસ્વી અને આગ્નીધ્રક વગેરે સપ્તર્ષિઓ થશે. [૨૮] સત્યસહસની સ્ત્રી સૂનૃતાનો પુત્ર સ્વધામા નામનો ભગવાનનો અંશાવતાર એ મનુના મન્વતરનુ રક્ષણ કરશે.[૨૯] દેવસાવર્ણિ નામનો તેરમો મનુ થશે ચિત્રસેન અને વિચિત્ર ઈત્યાદિક તેના પુત્રો થશે.[૩૦] સુકર્મ અને સુત્રામ નામના દેવતાઓ થશે. દિવસ્પતિ નામે ઇંદ્ર થશે નિર્મોક અને તત્વદર્શ વગેરે સપ્તર્ષિઓ થશે.[૩૧] દેવહોત્રની સ્ત્રી બૃહતીના ઉદરથી યોગેશ્વર નામનો ભગવાનનો અંશાવતાર થશે, તે દિવસ્પતિની સહાયતા કરશે [૩૨] ચૌદમો ઇંદ્રસાવર્ણિ નામનો મનુ થશે. ઉરૂ અને ગંભીરબુદ્ધિ વગેરે તેના પુત્રો થશે.[૩૩] પવિત્ર અને ચાક્ષુષ નામના દેવતાઓ થશે, શુચિ નામનો ઇંદ્ર થશે.

અગ્નિ, બાહુ, શુચિ, શુદ્ધ અને માગધ ઇત્યાદિક સપ્તર્ષિઓ થશે.[૩૪] સત્રાયણની સ્ત્રી વિતાનાના ઉદરથી બૃહદ્‌ભાનુ નામનો ભગવાનનો અંશાવતાર થશે, તે કર્મકાંડની પ્રક્રિયાનો વિસ્તાર કરશે.[૩૫] હે પરીક્ષિત રાજા! ભૂત ભવિષ્ય અને વર્ત્તમાન કાળના આ ચૌદે મન્વંતર તમારી પાસે કહ્યા. યુગની હજાર ચોકડીમાં ચૌદે મન્વંતર પૂરા થઇ રહેછે અને એ સઘળા મળીને જે કાળ થાય તે કલ્પ કહેવાય એવો માપ થયેલછે.[૩૬]

राजंश्चतुर्दशैतानि त्रिकालानुगतानिते ।
प्रोक्तान्येभिर्मितःकल्पो युगसाहस्रपर्ययः॥३६॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો તેરમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૧૪ મો.*

### મનુ વગેરેનાં જૂદાં જૂદાં કામો.

राजोवाच.

मन्वंतरेषुभगवन् यथामन्वादयस्त्विमे ।
यस्मिन्कर्मणियेयेन नियुक्तास्तद्वदस्वमे ॥१॥

પરીક્ષિતરાજા પૂછેછે—હે મહારાજ! એ મન્વંતરોમાં મનુ અને ઇંદ્ર વગેરેને કયાં કામમાં કોણ જોડેછે, અને તેઓ કેવી રીતે ચાલેછે? તે મારી પાસે કહો.[૧]

શુકદેવજી કહેછે—હે રાજા! મનુ, મનુના પુત્રો, સપ્તર્ષિ, ઇંદ્ર અને દેવતાઓ એ સઘળા ભગવાનના અંશાવતારની આજ્ઞામાં રહેછે.[૨]યજ્ઞાદિક જેઓ ભગવાનના અંશાવતાર કહેવાયા તેઓની પ્રેરણાથી મનુ વગેરે લોકો જગતની મર્યાદાને ચલાવેછે.[૩]સપ્તર્ષિઓ ચાર યુગને છેડે કાળથી નાશ પામી ગયેલા વેદના સમૂહોને પોતાના તપથી શોધી કાઢે છે, કે જે વેદ ઉપરથી સનાતન ધર્મ જાણવામાં આવેછે.[૪] પછી ભગવાનની આજ્ઞાપ્રમાણે સાવધાન રહેનારા મનુઓ પોતપોતાના સમયમાં પૃથ્વીપર ચાર પાયાવાળો ધર્મ ચલાવે છે.[૫] મનુના પુત્રો કે જેઓ રાજા થાયછે તેઓ અને તેઓના પુત્ર–પૌત્રો મન્વંતર પૂરો થયા સુધી પૃથ્વીનું પાલન કરેછે દેવતાઓ અને તેઓની સાથે જોડાએલાં બીજાઓ, યજ્ઞસંબંધી ભાગોનું ગ્રહણ કરેછે[૬] ઇંદ્ર, ભગવાને આપેલી ત્રૈલોક્યની ભારે સંપત્તિને ભોગવતાં ત્રણે લોકની રક્ષા કરેછે અને જગતમાં પોતાની ઇચ્છા પ્રમાણે વૃષ્ટિ કરેછે[૭] ભગવાન, સનકાદિક સિદ્ધલોકોના સ્વરૂપથી પ્રત્યેક યુગમાં જ્ઞાનનો ઉપદેશ કરેછે. યાજ્ઞવલ્ક્ય વગેરે ઋષિઓના સ્વરૂપથી કર્મનો ઉપદેશ કરેછે અને દત્તાત્રેયાદિક યોગેશ્વરના સ્વરૂપથી યોગનો ઉપદેશ કરેછે[૮] પ્રજાપતિના રૂપથી સૃષ્ટિ કરેછે, રાજાઓના સ્વરૂપથી ચોરલોકોને મારેછે અને ઠંડી તથા ગરમી વગેરે જુદા જુદા ગુણવાળા કાળના સ્વરૂપથી સર્વનો નાશ કરતા જાયછે[૯] નામરૂપાત્મક માયાથી મોહ પામેલા લોકો અનેક પ્રકારનાં શાસ્ત્રોથી ભગવાનનું નિરૂપણ કરેછે, તોપણ તે ભગવાન કોઇના જાણવામાં આવતા નથી[૧૦] મહા કલ્પના પેટાના અવાંતર કલ્પનું આ પ્રમાણ મે તમારી પાસે કહ્યું કે જે એક અવાંતર કલ્પમાં ચૌદ મન્વંતર થાયછે એમ પ્રાચીન વિદ્વાનોએ કહ્યુ છે[૧૧]

एतत्कल्पविकल्पस्य प्रमाणंपरिकीर्त्तितम् ।
यत्रमन्वंतराण्याहु श्चतुर्दशपुराविदः ॥११॥

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો ચૌદમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૧૫ મો.*

### બળિરાજાએ વિશ્વજીત યજ્ઞકરી સ્વર્ગજીતી લીધું અને દેવતાઓ સંતાઇ ગયા.

राजोवाच

बलेःपदत्रयंभूमेः कस्माद्धरिरयाचत ।
भूतेश्वरः कृपणवल्लब्धार्थोऽपिबबंधतम् ॥१॥

પરીક્ષિતરાજા પૂછેછે—ભગવાને પોતે ઈશ્વર છતાં કૃપણની પેઠે બળિરાજા પાસેથી ત્રણ પ-

* આ ચૌદમા અધ્યાયમા ભગવાનના સ્વાધીનમા રહેનારા મનુ વગેરેનાં યથાયોગ્ય જૂદા જૂદાં કામનુ વર્ણન કરવામાં આવશે

* આ પંદરમા અધ્યાયમા બળિરાજા પાસે શુક્રાચાર્યે વિશ્વજીત નામનો યજ્ઞ કરાવ્યો, તે યજ્ઞના પ્રભાવથી બળિરાજા સ્વર્ગને જીત્યો અને બળિરાજાની બીકથી દેવતાઓ છૂપાઇ ગયા, એ કથા કહેવાશે.

ગલાં પૃથ્વી શા માટે માગી? અને તે પ્રમાણે પોતાનુ કામ થતાં પણ બળિરાજાને પાછો શા માટે બાંધ્યો [૧] યજ્ઞેશ્વર ભગવાન કે જે પોતે પરિપૂર્ણ છે, તે માગવા ગયા અને પાછો તેમણે બળિરાજાને નિરપરાધી છતાં બાંધ્યો એ વાત જાણવાને ઈચ્છીએ છીએ, કારણ કે તેમાં અમને મોટુ કૌતુક છે.[૨]

શુકદેવજી કહેછે—ઇંદ્રે પરાજય પમાડીને મારી નાંખેલો અને પાછો પોતાના ગુરૂ ભૃગુકુળના બ્રાહ્મણોએ જીવતો કરેલો ઉદાર મનનો બળિરાજા સર્વ પ્રકારે ધનનુ અર્પણ કરીને તે શુક્રાચાર્ય વગેરે ભૃગુકુળના બ્રાહ્મણોનુ સેવન કરવા લાગ્યો.[૩] એ બળિરાજા કે જેને પાછો સ્વર્ગનો જય કરવાની ઇચ્છા હતી તેનો મોટા પ્રભાવવાળા અને પ્રસન્ન થયેલા ભૃગુકુળના બ્રાહ્મણોએ મહાભિષેક નામના વિધિથી અભિષેક કરી તેની પાસે વિશ્વજિત નામનો યજ્ઞ કરાવ્યો [૪] એ યજ્ઞમાં હવિષ્યથી પૂજેલા અગ્નિમાંથી સુવર્ણના પાટાથી બાંધેલો રથ, ઇંદ્રના ઘોડાના જેવા રંગવાળા ઘોડા, સિંહના ચિન્હથી શોભતો ધ્વજ, સુવર્ણથી બાંધેલુ દિવ્ય ધનુષ્ય, અખુટ બાણવાળા ભાથા, અને દિવ્ય બખતર નીકળ્યાં પ્રહ્લાદજીએ જેનાં ફૂલ કરમાય નહી એવી માળા તેને આપી અને શુક્રાચાર્યે શંખ આપ્યો. [૫-૬] એ પ્રમાણે બ્રાહ્મણોએ જેને યુદ્ધની સામગ્રી સંપાદન કરી આપી અને સ્વસ્તિવાચન કર્યું એવો બળિરાજા બ્રાહ્મણોને પ્રદક્ષિણા તથા પ્રણામ કરી પ્રલ્હાદની પણ રજા લઇને તેને પગે લાગ્યો.[૭] પછી ભૃગુકુળના બ્રાહ્મણોએ આપેલા દિવ્ય રથમાં બેસી, બખતર પેહેરી, ધનુષ્ય, ખડ્ગ તથા ભાથાં ધરી સ્વર્ગ ઉપર ચઢાઇ કરીને ચાલ્યો [૮] સોનાના બાજુબંધથી જેના હાથ શોભતા હતા અને મકરાકૃતિ કુંડળ ઝળકતાં હતાં એવો રથમાં બેઠેલો મહારથી બળિરાજા કુંડમાં રહેલા અગ્નિની પેઠે શોભવા લાગ્યો [૯] જેઓનાં ઐશ્વર્ય, બળ અને લક્ષ્મી પોતાના સરખાંજ હતાં એવા અને જાણે દૃષ્ટિઓથી આકાશને પી જતા હોય તથા દિશાઓને બાળી નાંખતા હોય એવા મોટા મોટા દૈત્યોના યુથપતિઓથી વીંટાએલો બળિરાજા, દૈત્યોની મોટી સેના લઈને જાણે પૃથ્વી તથા આકાશને ધ્રુજાવતો હોય એવી રીતે ઇંદ્રની નગરી ઉપર ગયો.[૧૦-૧૧] મોટી સમૃદ્ધિવાળી એ ઇંદ્રની નગરી મોટી શોભાવાળી નંદનાદિક વાડીઓ અને બગીચાઓથી બહુજ રમણીય લાગતી હતી. વાડીઓ અને બગીચાઓમાં પક્ષીઓનાં ટોળાં શબ્દ કરી રહ્યાં હતાં. મદોન્મત્ત ભ્રમરાઓ ગાયન કરતા હતા.[૧૨] કુંપળિયાં, ફળ અને ફૂલના મોટા બોજાથી દેવતાઈ વૃક્ષોની શાખાઓ નમી રહી હતી હંસ, સારસ, ચક્રવાક, અને કારંડવ પક્ષીઓનાં ટોળાંઓથી વ્યાપ્ત થયેલાં તળાવોમાં દેવ અને દેવાંગના ક્રીડા કરતાં હતાં.[૧૩] ખાઇના સરખી આકાશગંગાથી એ નગરી વીંટાએલી હતી. ઉપર કોઠાવાળો અને ઊંચો સુવર્ણનો કિલ્લો અગ્નિજેવો લાગતો હતો.[૧૪] જેઓના પાટા અને કમાડ સોનાનાં છે એવાં દ્વારો અને સ્ફટિકમણિના દરવાજા દીપી રહ્યા હતા. જૂદા જૂદા રાજમાર્ગો, અગણિત વિમાનો, સભા, ચૌટા, ગલીઓ, મણિમય ચોક, અને હીરા તથા પરવાળાંની વેદીઓ, વિશ્વકર્માએ બનાવેલી એ નગરીમાં બહુજ શોભતાં હતાં [૧૫-૧૬] જેઓની અવસ્થા તથા સુકુમારતા નિરંતર એકસરખાંજ રહેછે એવી સ્વચ્છ વસ્ત્ર પેહેરનારી અને ભરજુવાનીવાળી સ્ત્રીઓ, અગ્નિઓ જેમ જ્વાળાથી શોભે તેમ પોતાના રૂપથી શોભતી હતી [૧૭] દેવતાઓની સ્ત્રીઓના કેશમાંથી પડી ગયેલી નવીન કમળની માળાઓની સુગંધિવાળો પવન માર્ગમાં વાતો હતો [૧૮] સુવર્ણનાં જાળિયાંઓમાંથી નીકળતા અને ધોળા અગરૂના સુગંધી ધુપથી ઢંકાએલા માર્ગોમાં દેવતાઓની સ્ત્રીઓ ચાલી જતી હતી. [૧૯] મોતીના ચંદરવા, મણિ અને સોનાની ધ્વજાઓ, નાના પ્રકારની પતાકાઓ, અને છાજલીઓ ચારેકોર દેખાઈ રહી હતી. મોર, પારેવાં અને ભ્રમરાઓ નાદ કરતાં હતાં. દેવતાઓની સ્ત્રીઓનાં મધુર ગાયનોથી મંગળસ્વરૂપ લાગતી હતી [૨૦] મૃદંગ, શંખ, આનક, દુંદુભિ, તાલ,

વીણા, મુરજ, ઋષ્ટિ અને વેણુ વગેરે વાજાં વાગી રહ્યાં હતાં. સુંદર નાચ અને ગાયન થઈ રહ્યાં હતાં. એ નગરીએ પોતાની કાંતિથી સૂર્યાદિક ગ્રહોની કાંતિને પણ જીતી લીધી હતી.[21] અધર્મિષ્ઠ, ખળ, પ્રાણીઓના દ્રોહી, શઠ, અભિમાની, કામી અને લોભિયા પુરૂષો એ નગરીમાં જઇ શકતા નથી અને એ દુર્ગુણ વિનાના લોકો જાયછે.[22] એ દેવધાની નામની ઇંદ્રની નગરીને મોટી સેનાના સ્વામી બળિરાજાએ બહાર પોતાની સેનાથી ચારેકોરરોકી લીધી,તથા આચાર્યે આપેલો મોટા શબ્દવાળો શંખ વગાડયો,કે જેથી ઇંદ્રની સ્ત્રીઓને ત્રાસ ઉત્પન્ન થયો.[23]એ બળિરાજાનો મોટો ઉદ્યમ જાણીને સર્વ દેવતાઓ સહિત ઇંદ્રે બૃહસ્પતિને કહ્યું કે–'હે મહારાજ! આપણા પૂર્વના વૈરી બળિરાજાએ ભારે તૈયારી કરીછે, અને ધારૂં છું કે હાલ એ કોઇનાથી જીતી શકાય એવો નથી. એનો આવો પ્રભાવ શા કારણથી વધ્યોછે? [24-25]કોઈ પણ પુરૂષ કોઈ ઉપાયથી પણ હાલ એને પાછો પાડવાને સમર્થ નથી. જાણે મોઢાથી જગતને પી જતો હોય, દશેદિશાઓને ચાટતો હોય અને દૃષ્ટિઓથી દિશાઓને બાળતો હોય એવો એ બળિરાજા પ્રલયકાળના અગ્નિની પેઠે ઉઠયોછે[26]આ મારો શત્રુ આવો જોરાવર કેમ થયો તેનું કારણ કહો, કે જે કારણને લીધે આ ઉદ્યમ કરાવનાર એનું શરીરબળ, મનોબળ, ઇન્દ્રિયબળ તથા તેજ વધ્યાંછે.[27]

બૃહસ્પતિ કહેછે–હે ઇન્દ્ર! આ શત્રુના વધારાનું કારણ જાણું છું. બ્રહ્મવાદિ ભૃગુકુળના બ્રાહ્મણોએ પોતાના શિષ્ય બળિરાજાનું તેજ વધાર્યુંછે.[28] એક ઇશ્વર ભગવાનને મૂકીને તમારા જેવો બીજો અથવા તમે પોતે પણ,જેમ કાળની સામે ઉભવાને મનુષ્ય સમર્થ નથી, તેમ આની સામે ઉભા રહેવાને સમર્થ નથી.[29]એટલા માટે હાલ તો તમે સઘળા સ્વર્ગને છોડીને જતા રહો, અને શત્રુનો સમય બદલાય તેની વાટ જોયા કરો[30]આ બળિરાજાનો ભાગ્યોદય અને પરાક્રમની વૃદ્ધિ બ્રાહ્મણોના જોરથી થયેલછે, તો હવે એ જ્યારે એઓનું જ અપમાન કરશે ત્યારે પરિવારસહિત નાશ પામશે.[31]

(શુકદેવજી કહેછે)–એ પ્રમાણે કાર્યનો વિચાર કરનારા બૃહસ્પતિએ વિચાર આપતાં દેવતાઓ નજરમાં આવે એવાં રૂપ ધરી સ્વર્ગ છોડીને જતા રહ્યા.[32] દેવતાઓ ભાગી ગયા પછી વિરોચનના દીકરા બળિરાજાએ દેવધાની નગરીમાં રહીને ત્રૈલોક્યને વશ કર્યું[33] પછી શિષ્યની ઉપર પ્રેમ રાખનારા ભૃગુકુળના બ્રાહ્મણોએ જગતને જીતનારા અને પરમ સેવક એ પોતાના શિષ્ય બળિરાજાની ઇંદ્રપદવીને સ્થિર કરવા માટે સો અશ્વમેધ યજ્ઞ કરાવવાનો આરંભ કર્યો[34]યજ્ઞના પ્રભાવથી જેની કીર્ત્તિનો વિસ્તાર ત્રૈલોકયમાં ફેલાઇ ગયો એવો ઉદાર મનનો બળિરાજા ચંદ્રની પેઠે શોભવા લાગ્યો, અને પોતાને કૃતાર્થ જેવો માની બ્રાહ્મણોની કૃપાથી મળેલી મોટી રાજ્યલક્ષ્મીને ભોગવવા લાગ્યો.[35-36]

बुभुजेचश्रियंस्वृद्धां द्विजदेवोपलंभिताम् ।
कृतकृत्यमिवात्मानं मन्यमानोमहामनाः ॥३६॥

ઈતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો પંદરમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૧૬ મો.*

### પુત્રોની ખરાબીથી શોક કરતી અદિતિને કશ્યપે પયોવ્રતનો ઉપદેશ કર્યો.

श्रीशुकउवाच.

एवंपुत्रेपुनष्टेषु देवमाताऽदितिस्तदा ।
हृतेत्रिविष्टपेदैत्यैः पर्यतप्यदनाथवत् ॥ १ ॥

શુકદેવજી કહેછે–એ પ્રમાણે પોતાના પુત્રો છુપી જતાં અને દૈત્યોએ સ્વર્ગના રાજ્યનું હરણ કરી લેતાં દેવતાઓની માની મા અદિતિ અનાથની પેઠે પરિતાપ પામવા લાગી.[1] એક દિવસે ઘણા કાળની સમાધિથી વિરામ પામેલા કશ્યપમુનિ, ઉત્સવ તથા આનંદ વગરના અ-

* આ સોળમા અધ્યાયમા પુત્રોની ખરાબી થવાથી શોક કરતી અદિતિને તેના પતિ કશ્યપ ઋષિએ તેની પ્રાર્થનાથી પયોવ્રતનો ઉપદેશ કર્યાની કથા કહેવાશે.

દિતિના આશ્રમમાં આવ્યા.[૨] હે રાજા ! તેણે આપેલા આસનપર બેઠેલા અને રીતિપ્રમાણે તેણે સત્કાર કરેલા કશ્યપમુનિએ રાંક મોઢાવાળી પોતાની સ્ત્રી અદિતિને પૂછ્યું કે–[૩]

કશ્યપ પૂછેછે–હે ભલી સ્ત્રી ! જગતમાં હમણાં બ્રાહ્મણોનું, ધર્મનું કે મૃત્યુની આજ્ઞાને અનુસરનાર લોકોનું કાંઈ અકલ્યાણ તો નથી થયું ? અથવા ઘર કે જેમાં સ્વધર્મ પાળવાનેલીધે યોગ કર્યા વગર પણ યોગનું ફળ થાયછે તેમાં ધર્મ, અર્થ કે કામ સબંધી કાંઈ ભૂંડું થયું છે ?[૪-૫] અથવા તારે ઘેર આવેલા અતિથિઓ તું કુટુંબના કામમાં આસક્ત થવાને લીધે તારાથી સામે ઉઠી ઉભુ થવાનો પણ સત્કાર નહી પામતાં પાછા વળી ગયાછે ?[૬] છેલ્લી વારે જળથી પણ પૂજા પામ્યા વગર જે ઘરથી અતિથિઓ પાછા વળી જાય તે ઘરને શિયાળની ડબ જેવું સમજવું [૭] અથવા હે સતી ! હું દૂર દેશમાં રહેતાં કોઈ વખતે ચિંતાતુર થવાને લીધે તારાથી સમયસર અગ્નિમાં હવિષ્યનો હોમ દેવાયો નથી ?[૮] બ્રાહ્મણો અને અગ્નિ, સર્વ દેવના આત્મા ભગવાનના મુખરૂપ છે, કેમકે એઓનું પૂજન કરવાથી ગૃહસ્થાશ્રમવાળાને ઈષ્ટફળ આપનારા શુભ લોકની પ્રાપ્તી થાયછે.[૯] હે મોટા મનવાળી ! તારા સઘળા પુત્રો તો કુશળ છે ? તારા શરીરનાં લક્ષણો ઉપરથી તું ચિંતાતુર અને અસ્વસ્થ છે એમ જણાય છે [૧૦]

અદિતિ કહેછે–હે મહારાજ ! બ્રાહ્મણો, ગાયો, ધર્મ અને લોકોનું કલ્યાણ છે આ ઘર ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગનું ક્ષેત્ર છે, તો તે ત્રિવર્ગમાં પણ કશી હાનિ થઇ નથી.[૧૧] હું તમારૂં જ ધ્યાન કરૂંછું, તેના પ્રભાવથી અગ્નિ, અતિથિ, ચાકર નોકર કે લાલચથી આવેલા ભિક્ષુકોસબંધી કોઇ પણ કાર્યમાં મારી કશી ભૂલ થઈ નથી, સઘળું બરાબર છે [૧૨] હે મહારાજ ! હું કે જેને પ્રજાઓના અધ્યક્ષ આપ આ પ્રમાણે ધર્મનો ઉપદેશ કરોછો તેના મનની કઇ ઈચ્છા પરિપૂર્ણ ન થાય ?[૧૩] હે મરીચિના પુત્ર ! સત્વ, રજ અને તમની પ્રકૃતિવાળી આ સઘળી પ્રજા તમારાજ મનથી અને શરીરથી ઉત્પન્ન થયેલી છે. જોકે આપ એ અસુર વગેરે સઘળી પ્રજાઓને સરખાજ છો, તોપણ સમર્થ પુરૂષ પોતાના ભક્તનું કલ્યાણ કરે એવી રીતિ છે [૧૪] એટલામાટે હે નાથ ! હું કે જે તમારી ભક્ત છું તેના કલ્યાણનો વિચાર કરો. હે પ્રભુ ! અમે કે જેઓની લક્ષ્મી અને સ્થાનક શત્રુઓએ હરી લીધાંછે તેઓની રક્ષા કરો.[૧૫] શત્રુઓએ કાઢી મૂકેલી હું દુખના સમુદ્રમાં ડૂબી ગઇછું. પ્રબળ દૈત્યોએ મારાં ઐશ્વર્ય, લક્ષ્મી, યશ અને સ્થાનક હરી લીધાંછે [૧૬] તે એ સઘળાં જેવી રીતે મારા પુત્રોને પાછાં મળે એવી રીતનો વિચાર કરી અમારૂં કલ્યાણ કરો. કેમકે આપ કલ્યાણ કરનારાઓમાં ઉત્તમ છો [૧૭]

શુકદેવજી કહેછે–એ પ્રમાણે અદિતિએ પ્રાર્થના કરતાં કશ્યપઋષિએ જાણે હસતા હોય એવી રીતે તેને કહ્યું કે–'અહો ! ભગવાનની માયાનું બળ ભારે છે કે જેથી આ જગત્ સ્નેહથી બંધાઈ રહ્યું છે [૧૮] પાંચભૂતથી બનેલ અને જડ આ દેહ ક્યાં અને પ્રકૃતિ ( દેહાદિક )થી પર આત્મા ક્યાં ! ! પતિ અને પુત્ર વગેરે કોનાં છે અને કોણ છે ? આ બંધનમાં કેવળ મોહજ કારણ છે.[૧૯] સર્વ પ્રાણીઓના અંતર્યામી અને જગતના ગુરૂ પરમ પુરૂષ વિષ્ણુભગવાનની તું ભક્તિ કર [૨૦] દીન ઉપર દયા કરનાર એ ભગવાન્ તારા મનોરથ પૂરા કરશે ભગવાનની ભક્તિ જેવી સફળ થાયછે તેવી બીજાની ભક્તિ સફળ થતી નથી એવો મારો નિશ્ચય છે '[૨૧]

અદિતિ કહેછે–હે મહારાજ ! કયા વિધિથી મારેભગવાનની ભક્તિ કરવી ? સત્યસંકલ્પવાળા ભગવાન, ભક્તિનો જે વિધિ કરવાથી મારા મનોરથને પરિપૂર્ણ કરે અને હું કે જે પુત્રોની સાથે પીડાઉછું તેને તુરત પ્રસન્ન થાય એવો વિધિ મને કહો [૨૨-૨૩]

કશ્યપ કહેછે–મને જ્યારે પ્રજાની ઇચ્છા હતી ત્યારે મેં બ્રહ્માને પૂછતાં તેમણે ભગવાનને પ્રસન્ન કરવાનું જે વ્રત જેવી રીતેકરવાનું મને કહ્યું હતું તે હું તારી પાસે કહુંછું.[૨૪] ફા-

ગણ મહિનાના શુક્લપક્ષમાં બાર દિવસસુધી દુધભર રહીને પરમ ભક્તિથી ભગવાનની પૂજા કરવી.[૨૫]અમાવાસ્યાને દિવસ જો મળી આવેતો સૂવરે ઉખેડેલી માટીનુ શરીરમાં લેપન કરી પ્રવાહમાં નહાવુ અને મંત્ર બોલવો કે–'હે દેવી આદિવરાહ ભગવાને જગતની સ્થિતિ કરવાની ઇચ્છાથી પાતાળમાંથી તને બહાર કાઢીછે. તને પ્રણામ કરૂ છું. મારા પાપનો નાશ કરજે.[૨૬-૨૭] પોતાના નિત્ય નૈમિત્તિક નિયમ પૂરા કરી સાવધાન રહીને મૂર્ત્તિમાં, પૃથ્વીમાં, સૂર્યમાં, જળમાં, અગ્નિમાં અને ગુરૂમાં પણ ભગવાનની પૂજા કરવી.[૨૮](આ પ્રમાણે મંત્ર ભણવા) 'સર્વ પ્રાણીઓના અંતર્યામી, વાસુદેવ, સાક્ષી, મહાપુરૂષ, અને ઐશ્વર્યવાળા આપને નમસ્કાર કરૂ-છુ [૨૯]અપ્રકટ, સૂક્ષ્મ, આદિપુરૂષ, ચોવીશ તત્વોને જાણનાર અને સાંખ્યમાર્ગના પ્રવર્ત્તાવનાર આપને પ્રણામ કરૂ છુ [૩૦]યજ્ઞ કે જેના ત્રણ પગછે, બે માથાં છે, ચાર શીગડાં છે, સાત હાથ છે તથા જે ત્રણ વેદમાં બધાએલ અને ફળનો વિસ્તાર કરનાર છે તે રૂપ આપને નમસ્કાર કરૂ છુ.[૩૧]શિવ, રૂદ્ર, શક્તિઓને ધરનાર, સઘળી વિદ્યાઓના અધિપતિ અને ભૂતના પતિ આપને વારવાર પ્રણામ કરૂ છું [૩૨]હિરણ્યગર્ભ, પ્રાણરૂપ, જગતના આત્મા, યોગના હેતુ અને યોગૈશ્વર્ય જેનુ શરીરછે એવા આપને વારવાર નમસ્કાર કરૂ છુ.[૩૩]આદિદેવ, સાક્ષિભૂત, અને નરનારાયણ ઋષિરૂપ જે આપ વિષ્ણુછો તેમને વારવાર નમુ છુ.[૩૪]મરકતમણિની પેઠે શ્યામ શરીરવાળા, પીતાંબર, કેશવ અને જેને લક્ષ્મી પ્રાપ્ત થયેલછે એવા આપને વારવાર નમુ છુ.[૩૫]હે વર આપનારાઓમાં ઉત્તમ! હે સર્વોત્તમ! આપ પુરૂષોને સઘળા વર દેનારછો, એટલા માટે ધીર લોકો કલ્યાણનેસારૂ આપના ચરણની રજને સેવે છે.[૩૬] જાણે ચરણરૂપ કમળની સુગધને ઈચ્છતાં હોય એવી રીતે દેવ અને લક્ષ્મી જેની સેવા કર્યા કરેછે તે ભગવાન્ મને પ્રસન્ન થજો.[૩૭] આવાહનથી સત્કાર કરેલા ભગવાનને એ મંત્રોથી પાદ્ય તથા આચમન વગેરે આપી શ્રદ્ધાથી પૂજન કરવુ.[૩૮]ગંધ અને પુષ્પાદિકથી પૂજન કરીને ભગવાનને દૂધથી નવરાવવા. પછી વસ્ત્ર, ઉપવીત, આભરણ, પાદ્ય, આચમન, ગંધ અને ધૂપ વગેરે ઉપચાર દ્વાદશાક્ષર મંત્રથી અર્પણ કરીને પૂજન કરવુ.[૩૯]જો શક્તિ હોય તો ઘી અને ગોળસહિત દૂધપાકનુ નૈવેદ્ય ધરી તેજ પદાર્થનો દ્વાદશાક્ષર મંત્રથી હોમ કરવો.[૪૦]જે નૈવેદ્ય ધરેલુ હોય તે ભગવાનના ભક્તને આપી દેવુ અથવા પોતે જમીજવુ. આચમન દઇ, પૂજન કરી પછી તાંબુલનુ નિવેદન કરવુ.[૪૧]એકસો ને આઠ વાર મંત્રનો જપ કરવો આગળ કહેલી અને બીજી પણ સ્તુતિ કરવી. પ્રદક્ષિણા ફરીને આનંદથી પૃથ્વી ઉપર દંડવત્ પ્રણામ કરવા.[૪૨] ભગવાનનુ જે નિર્માલ્ય હોય તે પોતાના મસ્તક ઉપર ધરી લઇને ભગવાનને સ્થાનકમાં પધરાવવા ઓછામાં ઓછા બે બ્રાહ્મણને યથાયોગ્ય રીતે દૂધપાકથી જમાડવા.[૪૩]સત્કાર કરેલા બ્રાહ્મણોની રજા લઇને બાકી રહેલુ અન્નાદિક પોતાના બંધુઓની સાથે જમવુ. બ્રહ્મચર્ય વ્રતથી તે રાત્રિ કાઢીને બીજે દિવસે વળી સવારમાં નાહી, પવિત્ર થઇને ઉપર કહેલા પ્રકારથી સાવધાનપણે યથાવિધિ દૂધથી નવરાવીને પૂજા કરવી. આ પ્રમાણે વ્રત પૂરૂ થાય ત્યાંસુધી રોજ કર્યા કરવુ.[૪૪-૪૫]વિષ્ણુના પૂજનમાં પ્રીતિ રાખી દૂધ પીને આ વ્રત કરવુ. પયોવ્રત કરનારા માણસે આગળ કહ્યા પ્રમાણે હોમ અને બ્રાહ્મણભોજન બાર દિવસ સુધી રોજ કરવાં. પડવેથી માંડીને શુક્લ પક્ષની તેરશ આવે ત્યાંસુધી ભગવાનનું આરાધન, હોમ, પૂજન અને બ્રાહ્મણભોજન કરવાં બ્રહ્મચર્ય પાળવુ, ધરતીપર સૂવુ, ત્રણે સમયમાં નાહાવુ, ખોટા ભાષણનો ત્યાગ કરવો, નાના મોટા ભોગ ભોગવવા નહી, કોઈ પ્રાણીની હિંસા કરવી નહી, ભગવાનને પરાયણ રહ્યા કરવુ.[૪૬-૪૭]તેરશને દિવસે વિધિ જાણનારા બ્રાહ્મણો પાસે શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે પંચામૃતથી ભગવાનને નવરાવવા અને ધનનો લોભ છોડી દઇને મહા પૂજા કરવી. શિપિવિષ્ટ નામના વિષ્ણુને સારૂ

ધમાં ચરૂ રાંધીને સાવધાન રહી તે ચરૂથી ભગવાનનુ યજન કરવું. એક પુરૂષ સારી રીતે તૃપ્ત થાય તેટલુ અતિસુંદર નૈવેદ્ય ધરવુ.[૫૦-૫૨] જ્ઞાનવાળા આચાર્યને અને ઋત્વિજોને વસ્ત્ર, આભરણ અને ગાયોના દાનથી રાજી કરવા, કેમકે એથી ભગવાન્ પ્રસન્ન થાયછે.[૫૩] હે સુંદરી! તેઓને, બીજા બ્રાહ્મણોને અને જે કોઇ ત્યાં આવી નીકળ્યા હોય તેઓને પણ ગુણવાળાં સારાં અન્નથી જમાડવા[૫૪] ગુરૂને અને ઋત્વિજોને યથાયોગ્ય દક્ષિણા આપવી. આવી નીકળેલા ચાંડાળપર્યંત લોકોને પણ અન્નાદિકથી રાજી કરવા.[૫૫] સઘળા લોકો અને દીન, અંધ તથા કંગાલો પણ જમી રહ્યા પછી એથી ભગવાન્ પ્રસન્ન થાયછે એમ જાણી પોતાના બંધુઓની સાથે જમવુ.[૫૬] નાચ, વાજીંત્ર, ગાયન, સ્તુતિઓ, સ્વસ્તિવાચન અને કથાઓથી રોજ ભગવાનની પૂજા કરાવવી.[૫૭] જેથી ભગવાન્ પ્રસન્ન થાય એવુ આ ઉત્તમ પયોવ્રત મારી પાસે બ્રહ્માએ કહ્યુ હતુ અને મે તારી પાસે કહ્યુ.[૫૮] હે ભાગ્યશાળી અદિતિ! જીતેંદ્રિય થઇને અને અંતઃકરણ શુદ્ધ રાખીને તુ પણ વિધિસહિત આ વ્રત કરવારૂપ ભગવાનની ભક્તિ કર.[૫૯] આ વ્રત સર્વ યજ્ઞરૂપ, સર્વ વ્રતરૂપ, તપના સારરૂપ અને સર્વ દાનરૂપ હોવાથી ઈશ્વરને પ્રસન્ન કરનાર છે[૬૦] જેથી ભગવાન્ પ્રસન્ન થાય તેજ ખરા નિયમ, ખરા યમ, ખરૂ તપ, ખરૂં દાન, ખરૂ વ્રત અને ખરો યજ્ઞ છે.[૬૧] એટલામાટે હે ભલી સ્ત્રી! તુ સાવધાન રહીને શ્રદ્ધાથી આ વ્રત કર, અને એ વ્રત કરવાથી ભગવાન પ્રસન્ન થઈને તારા મનોરથ પરિપૂર્ણ કરશે[૬૨]

तस्मादेतद्व्रतंभद्रे प्रयताश्रद्धयाचर ।
भगवान्परितुष्टस्ते वरानाशुविधास्यति ॥६२॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો સોળમો અધ્યાય સંપૂર્ણ.

---

# અધ્યાય ૧૭ મો.*

## પયોવ્રતથી પ્રસન્ન થયેલા ભગવાનનું અદિતિને ત્યાં પુત્રરૂપે અવતરવું.

### श्रीशुकउवाच.

इत्युक्तासाऽदितीराजन् स्वभर्त्राकश्यपेनवै ।
अन्वतिष्ठदव्रतमिदं द्वादशाहमतंद्रिता ॥१॥

શુકદેવજી કહેછે—હે રાજા! એ પ્રમાણે પોતાના પતિ કશ્યપ ઋષિએ ઉપદેશ કરતાં અદિતિએ આળસ છોડી દઇને એ બાર દિવસનુ વ્રત કર્યું.[૧] બુદ્ધિની સહાયતાથી મનવડે ઇંદ્રિયરૂપી દુષ્ટ ઘોડાઓનો નિગ્રહ કરી એકબુદ્ધિથી મહાપુરૂષ ભગવાનનુ ચિંતન કરતી અદિતિએ એકાગ્રબુદ્ધિથી સર્વના આત્મા વાસુદેવ ભગવાનમાં મન રાખીને પયોવ્રત કર્યું.[૨-૩] હે રાજા! એ વ્રતના પ્રભાવથી પીતાંબર ધરનાર, ચાર બાહુવાળા અને શંખ, ચક્ર તથા ગદાને ધારણ કરનાર ભગવાન્ અદિતિની પાસે પ્રકટ થયા.[૪] ભગવાનને પ્રકટ થયેલા જોઈ પ્રીતિથી વિહ્વળ થયેલી અદિતિ, આદરપૂર્વક તુરત ઉઠીને શરીરથી પૃથ્વીઉપર દંડની પેઠે પડીને પગે લાગી.[૫] એ અદિતિ ધરતીપરથી ઉઠીને હાથ જોડી સ્તુતિ કરવાને તૈયાર થઈ પણ આનંદનાં આંસુથી નેત્ર ભરાઈ જવાનેલીધે, શરીરમાં રૂંવાડાં ઉભાં થઇ જવાનેલીધે અને ભગવાનના દર્શનના મોટા ઉત્સવથી શરીરમાં કંપ થવાને લીધે સ્તુતિ નહીં કરી શકતાં કેટલીકવાર ચૂપ ઉભી રહી.[૬] પછી હે રાજા! લક્ષ્મીના પતિ, યજ્ઞોના પતિ અને જગતના પતિ ભગવાનને નેત્રથી જાણે પીતી હોય એમ જોયા કરતી અદિતિએ ધીરે ધીરે પ્રીતિપૂર્વક ગદ્‌ગદ વાણીથી ભગવાનની સ્તુતિ કરી.[૭]

અદિતિ સ્તુતિ કરેછે—હે યજ્ઞેશ્વર! હે યજ્ઞપુરૂષ! હે અચ્યુત! હે તીર્થપાદ! હે તીર્થરૂપી યશવાળા! હે શ્રવણ માત્રથી મંગળ કરનારાં

---

* આ સત્તરમા અધ્યાયમા અદિતિએ પયોવ્રત કરતા તેના મનોરથ પરિપૂર્ણ કરવાસારૂ પ્રથમ ભગવાન્ તેના પુત્ર થયા, એ કથા કહેવાશે.

નામવાળા ! હે શરણાગત લોકોનાં દુઃખ મટાડવાસારૂ પ્રકટ થનારા ! હે ઈશ્વર ! અમારૂં કલ્યાણ કરો, કેમકે આપ દીનબન્ધુ છો.[૮] જગતરૂપ, જગતની ઉત્પત્તિ સ્થિતિ તથા સંહારના કરનાર, પોતાની ઈચ્છા પ્રમાણે ઘણી શક્તિવાળી માયાના ગુણોનું ગ્રહણ કરનાર, વ્યાપક, સ્વરૂપમાં રહેનાર, અને નિરંતર વૃદ્ધિ પામેલા પૂર્ણબોધથી પોતાના સ્વરૂપમાં જેણે માયાનો નિરાસ કર્યો છે એવા આપ વિષ્ણુને પ્રણામ કરૂં છું[૯] હે અનંત! આપની પ્રસન્નતાથી મનુષ્યોને મોટું આયુષ્ય, સુંદર શરીર, અતિશયિત લક્ષ્મી, સ્વર્ગનું રાજ્ય, પૃથ્વીનું રાજ્ય, પાતાળનું રાજ્ય, સઘળી સિદ્ધિઓ, ધર્મ, અર્થ, કામ અને ઉત્તમ જ્ઞાનરૂપ મોક્ષ પણ મળેછે, ત્યારે શત્રુઓને જીતી લેવા વગેરે બીજા મનોરથો પૂર્ણ થાય તેમાં તો શું જ કહેવું ?[૧૦]

શુકદેવજી કહેછે—હે રાજા ! અદિતિએ એ પ્રમાણે સ્તુતિ કરતાં કમળસરખાં નેત્રવાળા અને સર્વ પ્રાણીઓના મનને જાણનાર ભગવાન્ નીચે પ્રમાણે બોલ્યા[૧૧]

ભગવાન્ કહેછે—હે દેવતાઓની મા! શત્રુઓએ જેઓની લક્ષ્મી હરી લીધી છે અને સ્થાનથી ભ્રષ્ટ કરેલા છે એવા તમારા પુત્રોના સંબંધમાં તમારી જે ઘણા કાળની ઇચ્છા છે તે મેં જાણેલીછે[૧૨] મહોન્મત્ત થયેલા એ મોટા દૈત્યોને યુદ્ધમાં જીતી લઈ જેઓને જય તથા લક્ષ્મી મળી હોય એવા પુત્રોની સાથે એક સ્થળમાં રહેવાની તમારી ઇચ્છાછે.[૧૩]જેઓમાં ઇંદ્ર મોટોછે એવા તમારા પુત્રો યુદ્ધમાં શત્રુઓને મારે અને તે શત્રુઓની સ્ત્રીઓ દુઃખથી રોતી હોય તેઓને પાસે જઇને જોવાની તમારી ઇચ્છા છે[૧૪]તમારા પુત્રો સારી સમૃદ્ધિ પામી અને યશ તથા લક્ષ્મીને પાછી મેળવી સ્વર્ગમાં રહીને રમતા હોય તે જોવાની તમારી ઇચ્છા છે.[૧૫]પરંતુ હે દેવી ! એ દૈત્યોના યૂથપતિઓ હમણાં કોઇ રીતે જીતી શકાય એવા નથી એમ હું ધારૂં છું; કેમકે જેઓને હમણાં કાળ અનુકૂળ છે એવા બ્રાહ્મણો તેઓની રક્ષા કરેછે. એવાઓની ઉપર પરાક્રમ ચલાવવામાં સુખ મળેજ નહી,[૧૬]તો પણ તમે વ્રત કરીને મને પ્રસન્ન કરેલછે તેથી મારે કોઈ ઉપાય શોધવોજ જોઇએ કેમકે મારૂં પૂજન કે જે ઇચ્છાપ્રમાણે ફળ આપનાર છે તે વૃથા થવું નહીં જોઇએ.[૧૭]તમે પોતાના પુત્રોની રક્ષાને માટે પયોવ્રતથી મારી યોગ્ય પૂજા કરીછે અને સ્તુતિ કરીછે, માટે પોતાના અંશથી કશ્યપમુનિના વીર્યમાં આવી તમારો પુત્ર થઇને તમારા પુત્રોની રક્ષા કરીશ.[૧૮] પતિના શરીરમાં આવાજ રૂપથી હું રહ્યોછું એવી ભાવના કરી નિર્દોષ કશ્યપ પ્રજાપતિ કે જે તમારા પતિ છે તેનું સેવન કરો[૧૯]આ વાત તમને કોઇ પૂછે તોપણ તમારે કોઇની પાસે કહેવી નહી, કેમકે દેવતાઓની રહસ્ય વાત ગુપ્ત રહે તોજ તે સઘળી સિદ્ધ થાયછે.[૨૦]

શુકદેવજી કહેછે—એટલું કહી ભગવાન્ ત્યાંજ અંતર્ધાન થઇ ગયા પછી અદિતિએ બીજાને દુર્લભ ભગવાનનો જન્મ પોતાના શરીરથી થવાનું વરદાન પામી પોતાને કૃતાર્થ માનીને પરમ ભક્તિથી પોતાના પતિ કશ્યપનું સેવન કર્યું. અમોઘ જ્ઞાનવાળા કશ્યપ પ્રજાપતિએ પોતામાં ભગવાનનો અંશ પેઠાનું સમાધિના પ્રભાવથી જાણી લીધું. સાવધાન મનવાળા કશ્યપ પ્રજાપતિએ, વાયુ જેમ કાષ્ઠમાં અગ્નિને નાંખે તેમ તપના પ્રભાવથી ઘણા દિવસનું એકઠું કરેલું વીર્ય અદિતિમાં નાંખ્યું.[૨૧-૨૩]અદિતિનાગર્ભમાંપુરાણ પુરૂષ ભગવાનને પધાર્યા જાણી બ્રહ્માએ ગુહ્ય નામથી તેમની ગર્ભસ્તુતિ કરી.[૨૪]

બ્રહ્મા સ્તુતિ કરેછે—હે ઉરૂગાય ! હે ભગવાન! હે ઊરૂક્રમ! તમે જય પામો. તમને પ્રણામ કરૂં છું. બ્રહ્મણ્યદેવ અને ત્રણ ગુણમય આપને વારંવાર નમું છું.[૨૫] વેદમાં પ્રકાશતા, જેના ઉદરમાં ત્રણે લોક છે એવા, ત્રણ લોકથી ઉપર રહેનાર જીવોના અંતર્યામી અને અદિતિના પૃશ્નિનામના પૂર્વજન્મમાં પણ જે તેના ગર્ભમાં રહ્યા હતા એવા આપ વિષ્ણુને પ્રણામ કરૂં છું.[૨૬] આ જગતના આદિ, અંત અને મધ્યરૂપ આપજ છો કે જે આપને વેદના મંત્રો અનંત શક્તિવાળા પુરૂષ કહેછે. ગંભીર પ્રવાહ જેમ પો-

ાની અંદર પડેલા ખડ વગેરે પદાર્થને ખેચી જાય તેમ કાળરૂપ આપ પણ પોતામાં રહેલા જગતને ખેચી જાઓ છો.[૨૭] સ્થાવર જંગમ પ્રજા અને પ્રજાપતિઓને ઉત્પન્ન કરનાર તમે છો. હે દેવ! પાણીમાં ડુબતા મનુષ્યને જેમ વ્હાણ પરમ શરણરૂપ છે તેમ સ્વર્ગથી ભ્રષ્ટ થ-યેલા દેવતાઓને આપ પરમ શરણરૂપ છો.[૨૮]

**त्वं वैप्रजानां स्थिर जंगमानां**
**प्रजापतीनामसिसंभविष्णुः।**
**दिवौकसांदेवदिवश्च्युतानां**
**परायणंनौरिवमज्जतोप्सु ॥२८॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમ-સ્કંધનો સત્તરમો અધ્યાય સંપૂર્ણ.

——०——

## અધ્યાય ૧૮ મો.*

### બળિરાજાના યજ્ઞમાં વામન ભગ-વાનનું પધારવું.

**श्रीशुकउवाच.**

**इत्थंविरिंचस्तुतकर्मवीर्यःप्रादुर्बभूवामृतभूरदित्याम्। चतुर्भुजःशंखगदाब्जचक्रःपिशंगवासानलेनायतेक्षणः ॥ १ ॥**

શુકદેવજી કહેછે—એ પ્રમાણે બ્રહ્માએ જેનાં કર્મ અને પ્રભાવનુ વર્ણન કર્યું એવા, જન્મ મરણથી રહિત, ચાર ભુજાવાળા, શખ, ચક્ર, ગદા અને કમળને ધારણ કરનાર, પીળાં વસ્ત્રવાળા અને કમળજેવાં વિશાળ નેત્રવાળા ભગવાન અદિતિના ઉદરથી પ્રકટ થયા.[૧] એ મહાપુરૂષ ભગવાનની કાંતિ શ્યામ સુંદર હતી. મકરાકૃતિ કુડળની કાંતિથી મુખારવિંદ બહુજ શોભતુ હતુ, વક્ષસ્થળમાં શ્રીવત્સનુ ચિન્હ હતુ, કકણ, બાજુબધ, મુકુટ, કટિમેખળા અને ઝાંઝર શોભી રહ્યાં હતાં,[૨] જેમાં અનેક ભ્રમરાઓ ગુંજાર કરતા હતા એવી વનમાળા ધરી હતી, પોતાની કાંતિથી કશ્યપ મુનિના ઘરના અંધારાને મટાડતા હતા અને કંઠમાં કૌસ્તુભમણિ ધર્યો હતો.[૩] એ ભગવાનના જન્મસમયમાં દિશાઓ અને જળાશયો સ્વચ્છ થઇ ગયાં. પ્રજાઓમાં આનંદ વરતી રહ્યો. ઋતુઓમાં યોગ્ય ગુણ દેખાયા. સ્વર્ગ, અતરિક્ષ, પૃથ્વી, દેવ, ગાયો, બ્રાહ્મણો, પક્ષીઓ અને પર્વતો પ્રસન્ન દેખાયા.[૪] શ્રવણ નક્ષત્રવાળી ભાદરવા મહિનાના શુક્લ પક્ષની બારશને દિવસે અભિજિત મુહૂર્તના સમયમાં તેમનો જન્મ થયો. એ સમયમાં નક્ષત્ર અને તારા વગેરે સઘળાં અનુકૂળ હતાં.[૫] બારશને દિવસે બરાબર મધ્યાન્હસમયમાં ભગવાનનો જન્મ થયો. એ બારશનુ વિજયાદ્વાદશી એવુ નામ કહેવાયછે[૬] શખ, દુદુભિ, મૃદંગ, પણવ અને આનક વાગવા લાગ્યાં. વિચિત્ર વાજીત્ર અને તૂર્યનો ભારે શબ્દ થઈ રહ્યો.[૭] અપ્સરાઓ આનદથી નાચવા લાગી ઉત્તમ ગંધર્વો ગાયન કરવા લાગ્યા. મુનિ, દેવ, મનુ, પિતૃ અને અગ્નિઓ સ્તુતિ કરવા લાગ્યા.[૮] સિદ્ધ, વિદ્યાધર, કિંપુરૂષ, કિન્નર, ચારણ, યક્ષ, રાક્ષસ, ગરૂડ અને મોટા નાગ પ્રસન્ન થયા.[૯] ગાતા, વખાણતા અને નાચ કરતા ગંધર્વાદિક અદિતિના આશ્રમને ફૂલથી વધાવવા લાગ્યા[૧૦] પોતાના ગર્ભથી ઉત્પન્ન થયેલા એ પરમપુરૂષ ભગવાનને જોઇને અદિતિને વિસ્મયસહિત આનદ પ્રાપ્ત થયો. પોતાની યોગમાયાથી જેણે દેહ ધર્યોછે એવા ભગવાનને જોઈ વિસ્મય પામેલા કશ્યપ પ્રજાપતિએ પણ 'જય જય' એમ કહ્યુ.[૧૧] અદ્ભુત લીલાવાળા અને અવ્યક્ત ચૈતન્યરૂપ ભગવાન, વિભૂષણ અને આયુધોવાળુ જે સ્વરૂપ ધરીને પ્રકટ થયા હતા, તેજ સ્વરૂપથી પોતે માતાપિતા જોતાં છતાં વામન બટુક થયા[૧૨] એ વામન બટુકને જોઈને રાજી થતા મોટા ઋષિઓએ બ્રહ્માને અગ્રણી કરીને સઘળા જાતકર્માદિક સસ્કાર કરાવ્યા[૧૩] વામનજીને જનોઈ દીધુ તે સમયે સૂર્યે ગાયત્રી મંત્રનો ઉપદેશ કર્યો, બૃહસ્પતિએ જનોઇ પેહેરાવ્યું, કશ્યપે મેખળા દીધી,[૧૪] પૃથ્વીએ કાળિયાર મૃ-

* આ અઢારમા અધ્યાયમા સઘળાઓએ સતકાર કરેલા ભગવાન વામનરૂપ ધરીને બળિરાજાના યજ્ઞમ ગયા અને બળિરાજાએ તેમને વર માગી લેવાનુ કહ્યું,

ખરાનો દંડ આપ્યો, અદિતિએ કૌપીન આપ્યું, સ્વર્ગે છત્ર આપ્યું,[૧૫] બ્રહ્માએ કમંડલુ દીધુ, સપ્તર્ષિઓએ દર્ભ દીધા, અને સરસ્વતીએ ફેરવવાની માળા આપી[૧૬] એ પ્રમાણે ઉપનયન સંસ્કાર કરેલા વામનજીને કુબેરજીએ ભિક્ષાનુ પાત્ર આપ્યું અને સાક્ષાત્ જગદંબા પાર્વતીએ ભિક્ષા આપી.[૧૭] એ પ્રમાણે સઘળાઓએ માન આપેલા ઉત્તમ વામનજીબટુક, અનેક બ્રહ્મર્ષિઓ જેમાં બેઠા હતા એવી સભામાં બ્રહ્મતેજથી સૌથી વધારે શોભવા લાગ્યા.[૧૮] આધાન કરી દીપ્ત કરેલા અગ્નિમાં પરિસમૂહન, પરિસ્તરણ તથા પૂજન કરી વામનજીએ સમિધનો હોમ કર્યો.[૧૯] પછી બળિરાજાને ભૃગુકુળના બ્રાહ્મણો સો અશ્વમેધ યજ્ઞ કરાવેછે અને તે બહુજ વૃદ્ધિ પામ્યોછે એ વાત સાંભળી સર્વ બળથી પરિપૂર્ણ અને પોતાના ભારથી પગલે પગલે ધરતીને નમાવતા વામનજી તે યજ્ઞમાં ગયા.[૨૦] નર્મદા નદીના ઉત્તર તટમાં ભૃગુકચ્છ (ભરૂચ) નામના ક્ષેત્રમાં બળિરાજાને યજ્ઞ કરાવતા એ ભૃગુકુળના ઋત્વિજ બ્રાહ્મણોએ જાણે સમીપમાં સૂર્ય ઉગ્યો હોય એવા વામનજીને દીઠા.[૨૧] ઋત્વિજ બ્રાહ્મણો, યજમાન અને સભાસદો કે જેઓનાં તેજ વામનજીના તેજથી ઝાંખાં પડી ગયાં તેઓ તર્ક કરવા લાગ્યા કે આ તે યજ્ઞ જોવાની ઇચ્છાથી સૂર્ય આવેછે ? અગ્નિ આવેછે ? કે સનત્કુમાર આવેછે ?[૨૨] એ રીતે શિષ્યસહિત ભૃગુકુળના બ્રાહ્મણો અનેક પ્રકારના તર્ક કરતાં દંડ, છત્ર અને જળભરેલા કમંડલુને ધારણ કરનારા વામનજી ભગવાન યજ્ઞના મંડપમાં પધાર્યા.[૨૩] મુંજની મેખળાથી વીંટાએલા, જટાધારી અને જેણે મૃગચર્મરૂપી ઉત્તરીય જનોઇની પેઠે લીધું હતું એવા એ માયાથી બટુક બ્રાહ્મણ બનેલા વામનજી ભગવાનને પધાર્યા જોઈ તેમના તેજથી અંજાઇ ગયેલા શિષ્યસહિત ભૃગુકુળના બ્રાહ્મણો અને યજ્ઞના અગ્નિઓએ સામે ઉભા થઇને તેમને માન આપ્યું.[૨૪-૨૫] મનને ગમે એવા રૂપાળા અને રૂપને મળતાજ જેના અવયવો કે એવા વામનજીને જોઇને રાજી થયેલા યજમાન બળિરાજાએ તેમને આસન આપ્યું.[૨૬] ભલે પધાર્યા એમ વચનથી સત્કાર કરી એ વામનજી બટુક જે સંગરહિત અને પ્યારા લાગે એવા હતા તેમના ચરણ ધોઇને બળિરાજાએ પૂજા કરી.[૨૭] લોકોનાં પાપને મટાડનાર અને મહામંગળરૂપ તેમના ચરણારવિંદ ધોયાનુ જળ કે જેને દેવના દેવ ચંદ્રમૌલિ સદાશિવેપણ પરમભક્તિથી પોતાના મસ્તક ઉપર ધર્યુંછે તેને ધર્મ જાણનારા બળિરાજાએ પોતાના માથાપર ચઢાવ્યુ.[૨૮]

બળિરાજા કહેછે—હે મહારાજ ! આપ ભલે પધાર્યા. હુ આપને નમસ્કાર કરૂ છું, આપ જે આજ્ઞા કરોતે કરવા તૈયારછુ આપબ્રહ્મર્ષિઓનું સાક્ષાત્ તપજ જાણે દેહ ધરીને આવ્યુ હોય એવા આપને માનુંછુ.[૨૯] આપ અમારે ઘેર પધાર્યા તેથી આજ અમારા પિતૃ તૃપ્ત થયા, અમારૂ કુળ પવિત્ર થયુ અને આ યજ્ઞ પણ સાંગોપાંગ થયો. હે બ્રાહ્મણના પુત્ર ! આજ મારા અગ્નિમાં યથાવિધિ હોમ થયો અને હુ કે જેનાં પાપ આપનાં ચરણ ધોયાના જળથી નાશ પામ્યાં તેની આ પૃથ્વી પણ આપનાં નાનાં નાનાં પગલાંથી પવિત્ર થઇ !![૩૧] હે બટુક બ્રહ્મચારી ! જે તમારી ઇચ્છા હોય તે મારી પાસેથી માગી લ્યો. તમે કાંઇક માગવા આવ્યાછો એમ ધારૂ છુ. હે મહાપૂજ્ય ! ગાય, સોનું, ગુણવાળુ સુંદર ઘર, અન્નપાન, બ્રાહ્મણની કન્યા, સમૃદ્ધિવાળાં ગામ, ઘોડા, હાથી અથવા રથ, એમાંનુ જે કાંઈ જોઇતું હોય તે મારી પાસેથી લ્યો.[૩૨]

गां काञ्चनं गुणवद्धाम मृष्टं
तथाऽन्नपेयमुत वा विप्रकन्याम् ।
ग्रामान्समृद्धांस्तुरगान्गजान्वा
रथांस्तथार्हत्तम संप्रतीच्छ ॥३२॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો અઢારમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૧૯ મો.*

### વામનજીએ ત્રણ પગલાં પૃથ્વી માગી તે આપતાં બળિને શુક્રાચાર્યે વાર્યો.

**श्रीशुकउवाच.**

**इतिवैरोचनेर्वाक्यं धर्मयुक्तंससूनृतम् ।**
**निशम्यभगवान्प्रीतः प्रतिनंद्येदमब्रवीत् ॥१॥**

શુકદેવજી કહેછે—એ પ્રમાણે ધર્મસહિત અને મધુરતા ભરેલુ બળીરાજાનુ વચન સાંભળી રાજી થયેલા ભગવાન્, તેનો સત્કાર કરી નીચે પ્રમાણે બોલ્યા.[1]

ભગવાન કહેછે+—હે રાજા! તમે કે જેને ધર્મસંબંધી કામમાં ભૃગુકુળના બ્રાહ્મણો અને કુળમાં વૃદ્ધ પરમ શાંતિવાળા પ્રલ્હાદજી પ્રમાણરૂપ છે તેમનું આ વચન કુળને ઘટે તેવુ, ધર્મ સહિત અને કીર્તિ આપનારૂ છે.[2] આ તમારા કુળમાં માગનારને 'નહી આપુ' એમ કહેનાર નમાલો પુરૂષ અને પ્રથમ હા કહીને પછી ન દેનાર કૃપણ પુરૂષ કોઇ થયોજ નથી.[3] દાન દેવાની અથવા યુદ્ધ દેવાની કોઈએ માગણી કરતાં પાછું જોનારા અને કંગાલ મનવાળા કોઇ પણ રાજા તમારા કુળમાં થયા નથી, કે જે કુળમાં પ્રલ્હાદજી પોતાના નિર્મળ યશથી આકાશમાં ચંદ્રમાની પેઠે શોભેછે.[4] આ કુળમાં જન્મેલો હિરણ્યાક્ષ ગદા લઇને દિગ્વિજય કરવાસારૂ એકલોજ આ પૃથ્વીમાં ફરતાં તેને કોઈપણ સામો લડનાર મળ્યો ન હતો[5] પાતાળમાંથી પૃથ્વીને બહાર લાવતી વખતે વિષ્ણુને તે સામો મળતાં જો કે વિષ્ણુએ તેને માંડ માંડ જીતી લીધો હતો, તો પણ તેના પરાક્રમનું સ્મરણ આવવાથી પોતાની જીત થયેલી નહી માની હતી[6] હિરણ્યાક્ષનો વધ થયાનુ સાંભળી ક્રોધ પામેલો હિરણ્યકશિપુ પોતાના ભાઇને મારનાર વિષ્ણુને મારવાસારૂ પૂર્વે વૈકુંઠમાં ગયો હતો.[7] ત્રિશૂળ હાથમાં લઈને કાળની પેઠે આવતા એ હિરણ્યકશિપુને જોઈને વખત જાણનાર અને ભારે માયાવી વિષ્ણુએ વિચાર કર્યો કે–'હુ જ્યાં જ્યાં જઇશ ત્યાં ત્યાં પ્રાણીઓની પછવાડે મૃત્યુની પેઠે આ હિરણ્યકશિપુ આવ્યા કરશે, માટે બહિર્દૃષ્ટિવાળા આ દૈત્યના હૃદયમાં હું પેશી જઈશ કે જેથી એ મને દેખશે નહી[8-9] હે દૈત્યોના રાજા! ઉદ્વેગ પામેલા વિષ્ણુ એ પ્રમાણે નિશ્ચય કરી તેના પ્રાણવાયુના છિદ્રદ્વારા પોતાનો સૂક્ષ્મદેહ તેના શ્વાસમાં અંતર્હિત કરીને તે દૈત્ય કે જે દોડયો આવતો હતો તેના શરીરની અંદર પેશી ગયા હતા.[10] વિષ્ણુના સ્થાનકને વિષ્ણુવગરનું દેખીને હિરણ્યકશિપુએ ગર્જના કરી; અને પૃથ્વી, સ્વર્ગ, દિશા, આકાશ, પાતાળ તથા સમુદ્રોમાં શોધી વળ્યો, તોપણ તેણે ક્યાંય વિષ્ણુને દીઠા નહી.[11] વિષ્ણુને કોઈ ઠેકાણે નહી દેખવામાં આવતાં તે બોલ્યો હતો કે 'સઘળા જગતને હુ શોધી વળ્યો પણ વિષ્ણુ ક્યાંઇ જોવામાં આવ્યો નહીં તેથી જણાયછે કે જ્યાં ગયેલો પુરૂષ પાછો આવતો નથી તે ઠેકાણે મારા ભાઇને મારનાર જઇ ચુક્યો છે.'[12] આ સંસારમાં પ્રાણીઓના વૈર સંબંધનો છેડો મરણ થવા સુધીનો છે. અને અજ્ઞાન મટયા પેહેલાં અભિમાનથી વૃદ્ધિ પામતા ક્રોધને છોડી દેવો એ પણ નમાલાપણુંજ કહેવાયછે[13] તમારા પિતા વિરોચન કે જે બ્રાહ્મણો ઉપર પ્રીતિ રાખનાર હતા તેમની પાસે દેવતાઓ બ્રાહ્મણોનો વેષ ધરી તેમનુ આયુષ્ય માગવા ગયા હતા, ત્યારે વિરોચને પોતે જાણતાં છતાં પણ દેવતાઓને પોતાનુ આયુષ્ય આપી દીધુ હતું.[14] તમે પણ બ્રાહ્મણો, તમારા મહાવીર પૂર્વજો અને બીજા પણ મોટી પ્રખ્યાતિવાળા ગૃહસ્થોએ પાળેલા ધર્મને પાળોછો.[15] એટલામાટે હે દૈત્યોના રાજા! તમે કે જે વર દેનારાઓમાં ઉત્તમ છો તેમની પાસેથી થોડીકજ એટલે મારાં ત્રણ પગલાં જેટલી પૃથ્વી માગુ છુ.[16] તમે જો કે મોટા, ઉદાર અને સઘળા જગતના સ્વામી છો, તોપણ તમારી પા-

---

* આ ઓગણીશમા અધ્યાયના ભગવાને ત્રણ પગલા પૃથ્વી માગના અને તે દેવાની બળિરાજાએ હા પાડતા ચેતી ગયેલા શુક્રાચાર્યે બળિરાજાને વાર્યો, એ કથા કહેવાશે

\+ ભિક્ષુકોને દાતાની સ્તુતિ કરવાની અને પોતે સંતોષ બતાવવા વગેરેની તેઓના કામને યોગ્ય ટેવ શીખવવાસારૂ ભગવાન્ કહેછે.

સે એટલી પૃથ્વી શિવાય બીજું કશુ ઇચ્છતો નથી. જે વિદ્વાન્ બ્રાહ્મણ પોતાને આવશ્યક હોય તેટલો પ્રતિગ્રહ કરે તેને દોષ લાગતો નથી.[૧૭]

બળિરાજા કહેછે—હે બ્રાહ્મણના પુત્ર! તારી વાતો તો પીઢ માણુસો પણ સ્વીકારે એવી છે, પરંતુ બાળક અને મૂઢબુદ્ધિવાળો છે, તેથી સ્વાર્થમાં બરાબર સમજતો નથી[૧૮] હુ કે જે જગતનો ઈશ્વર અને આખો દ્વીપ આપી દઉ એવો છુ તેને વાતોથી રાજી કરી તુ ફક્ત ત્રણ પગલાંજ પૃથ્વી માગેછે તેથી મૂર્ખ દેખાયછે[૧૯] જે પુરૂષ મારી પાસે માગે તેને ફરીવાર માગવુ જ ન પડે, એટલામાટે હે બટુક! તને ભાસે તેટલી પૃથ્વી મારી પાસેથી લે, કે જેથી તારી આજીવિકા ચાલે.[૨૦]

શ્રી ભગવાન્ કહેછે—હે નૃપ! જગતમાં જેટલા પ્યારા વિષયો છે તે સઘળા એક માણસને પ્રાપ્ત થાય તોપણ તે માણસ જો અજીતેદ્રિય હોયછે તો તે વિષયો તેને તૃપ્ત કરી શકતા નથી[૨૧]જે માણસને ત્રણ પગલાંથી સતોષ ન થાય તેને નવખંડવાળો દ્વીપ મળે તોપણ પૂરૂ થાય નહી; કેમકે પાછી સાતે દ્વીપ લેવાની ઈચ્છા થાય[૨૨] પૃથુ અને ગય વગેરે રાજાઓ કે જેઓ સાતે દ્વીપના અધિપતિ હતા, તેઓ પણ ધનની અને વિષયની તૃષ્ણાનો અત પામ્યા નહી હતા એવુ અમે સાંભળેલુ છે.[૨૩]જે કાંઇ યદૃચ્છાથી મળે તેટલાથી સતોષ રાખનારને સુખ પ્રાપ્ત થાયછે અને સતોષવગરના અજીતેદ્રિય માણસને તો ત્રણે લોક મળે તોપણ સુખ પ્રાપ્ત થતુ નથી.[૨૪] ધન અને વિષયમાં અસતોષ, એજ પુરૂષને જન્મ મરણ આપનાર છે, અને યદૃચ્છાથી મળેલાથી સતોષ માનનારને મોક્ષ મળે છે.[૨૫]જે બ્રાહ્મણ યદૃચ્છાથી મળે તેથી સંતોષ રાખે તેનુ તેજ વધેછે અને અસતોષ રાખે તો તેથી, જળથી અગ્નિની પેઠે બ્રહ્મતેજ ઠરી જાયછે.[૨૬]એટલામાટે તમે કે જે વર દેનારાઓમાં ઉત્તમ છો તેમની પાસેથી ત્રણ પગલાંજ માગુ છુ, મારૂ પ્રયોજન એટલાથીજ સિદ્ધ થશે. પ્રયોજન કરતાં વધારે ધન મેળવવું એ દુઃખદાયી છે.[૨૭]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે વામનજી બોલતાં બળિરાજાએ હસીને કહ્યું કે 'ત્યારે તમારી ઇચ્છા હોય તે પ્રમાણે લો' પછી વામનજીને પૃથ્વીનુ દાન દેવાસારૂ બળિરાજાએ જળનુ પાત્ર હાથમાં લીધું[૨૮]વિષ્ણુને પૃથ્વી આપવા તૈયાર થયેલા બળિરાજાને જોઇ મોટા વિદ્વાન્ અને વિષ્ણુએ જે કરવા ધારેલુંછે તેને જાણતા શુક્રાચાર્યે પોતાના શિષ્ય બળિરાજાને નીચે પ્રમાણે કહ્યુ.[૨૯]

શુક્રાચાર્ય કહેછે—હે બળિરાજા! આ સાક્ષાત્ અવિનાશી વિષ્ણુ ભગવાન્ છે. તે દેવતાઓનુ કાર્ય સિદ્ધ કરવાસારૂ કશ્યપની સ્ત્રી અદિતિના ગર્ભથી ઉત્પન્ન થયેલછે.[૩૦]આમાંથી થવાના અનર્થને નહી જાણતાં તે દેવાનુ કબુલ કર્યું એ વાતને હુ ઠીક થયેલી માનતો નથી. દૈત્યોને માથે આ મોટો અન્યાય આવી પડયો છે.[૩૧]આ વિષ્ણુ કે જે માયાથી બટુક બ્રહ્મચારી બનેલછે, તે તારી પાસેથી સ્થાનક, ઐશ્વર્ય, લક્ષ્મી, તેજ અને પ્રખ્યાત યશને હરી લઇને ઇંદ્રને આપી દેશે.[૩૨]સઘળુ જગત્ જેમાં સમાઈ જાય એવડુ શરીર કરીને આ વિષ્ણુ ત્રણ પગલાંથી ત્રણે લોકને ભરી લેશે, અને એમ થવાથી હે મૂઢ! વિષ્ણુને પોતાનું સર્વસ્વ આપી દઇને પછી તું શી રીતે વર્ત્તી શકીશ?[૩૩] એક પગલાથી પૃથ્વીને, બીજા પગલાથી સ્વર્ગને અને મોટી કાયાથી આકાશને ભરી લેશે, પછી ત્રીજુ પગલુ આપીશ પણ કયાંથી?[૩૪] તુ કબુલ કરેલુ પણ પૂરૂ આપી શકીશ નહી, તેથી તને નરકમાં પડવુ પડશે એમ ધારૂ છું.[૩૫]જેથી આજીવિકા તુટી જાય એવા દાનને વિદ્વાનો વખાણતા નથી, કેમકે લોકમાં જેની આજીવિકા આબાદ હોય તેનાથીજ દાન, યજ્ઞ, તપ અને બીજાં સારાં કામ થઈ શકે છે.[૩૬]ધર્મ, યશ, ધનનો વધારો, શરીરનુ સુખ અને સગાંસંબધી એ પાંચ ઠેકાણાંઓમાં જે પુરૂષ પોતાના ધનનો યોગ્ય વેહેચણથી ઉપયોગ કરે, તે આ લોક તથા પરલોકમાં સુખ પામેછે.[૩૭] હે દૈત્યોના રાજા! આ વિષયમાં ઋગ્વેદવાળાઓએ જે વ્યવસ્થા કરેલી છે તે મારી પાસેથી સાંભળ. જે અંગીકાર કરેલ હોય તે પ્રમાણે પાળવું એ

સત્ય કહેવાય છે, અને અંગીકાર કરીને પાછી ના પાડવી એ અસત્ય કહેવાય છે,[૩૮] પણ એ સત્ય થોડાક અસત્ય વિના સિદ્ધ થતુ નથી જે સત્ય છે તે દેહરૂપી વૃક્ષનાં ફૂલ ફળને ઠેકાણે છે, માટે તે ફૂલ ફળ દેહરૂપી વૃક્ષ જીવતું હોય તોજ પેદા થાયછે, અને અસત્ય, એ તો દેહરૂપી વૃક્ષનુ મૂળ છે.[૩૯] જેનુ મૂળ ઉખડી ગયુ હોય એવુ વૃક્ષ જેમ સૂકાઈ જાયછે અને થોડા વખતમાં ઉખડી પડેછે, તેમ અસત્ય સાવ જતું રહે તો દેહ સૂકાઇ જાયછે એમાં કશો સશય નથી [૪૦] 'હા,' એ અક્ષર ધનને દૂર લઈ જનાર અને ધનવાનને ધનથી ખાલી કરનાર છે, કેમકે જે કાંઇ વસ્તુ આપી દેવાની હા પાડી હોય તે વસ્તુથી પુરૂષને ખાલી થવુ પડેછે [૪૧] જે પુરૂષ, ભિક્ષુકને સઘળું આપી દેવાની કબુલત આપે તે પુરૂષ પોતાને પણ સુખ આપવાને સમર્થ રહેતો નથી, એટલે તેનુ શરીરસુખ પણ નાશ પામેછે [૪૨] તેમજ 'ના' એ અક્ષર કે જે કબુલ કરીને ફરી જવાથી અસત્યરૂપ કહેવાય છે, તે ધનનું ખરચ નહીં કરાવનાર હોવાથી ધનવાનને પૂર્ણ રાખનાર અને બીજાના ધનને પણ પોતા તરફ ખેંચનાર છે (જે માણસ મારી પાસે કાંઈ નથી, હુ તો બહુજ મુઝાઉ છુ, એમ નિરંતર બોલતો હોય તે માણસ પોતાના અસત્યથી બીજાના ધનને ખેંચી લેછે એ વાત પ્રસિદ્ધ છે) પણ આ ઉપરથી સઘળી વાતની ના પાડવી એમ સમજવુ નહી, કેમકે જે માણસ સઘળી કબુલતનો ઈનકાર કરે તે અપકીર્ત્તિનુ પાત્ર અને જીવતે મુવો કહેવાયછે માટે સત્ય અને અસત્યને ભેળાં ગોઠવીને વર્ત્તવુ જોઇએ સ્ત્રીઓની પાસે, મશ્કરીની વાતમાં, વિવાહ મેળવવાસારૂ વર વગેરેનાં વખાણ કરવામાં, આજીવિકા બચાવવાને માટે, પ્રાણ જતા રહે એવુ સંકટ આવ્યુ હોય ત્યારે, ગાયના હિતને સારૂ, બ્રાહ્મણના હિતને માટે અને સત્ય બોલવાથી કોઇ માર્યુ જતુ હોય ત્યાં ખોટું બોલવાનો દોષ નથી (કોઇ વર્ણનું ખૂન થતુ હોય ત્યાં સાક્ષીએ ખોટુ બોલવું એમ યાજ્ઞવલ્કયસ્મૃતિમાં પણ લખ્યું છે.)[૪૩]

**स्त्रीषु नर्मविवाहे च वृत्त्यर्थे प्राणसंकटे ।**
**गोब्राह्मणार्थे हिंसायां नानृतं स्याज्जुगुप्सितम् ॥४२**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૦ મો.*

### વામનજીનું કપટ જાણ્યા છતાં બળિરાજાએ ત્રણ પગલાં પૃથ્વીનું દાન કર્યું.

**श्रीशुक उवाच.**

**बलिरेवं गृहपतिः कुलाचार्येण भाषितः ।**
**तूष्णीं भूत्वाक्षणं राजन्नुवाचावहितो गुरुम् ॥१॥**

શુકદેવજી કહેછે—એ પ્રમાણે શુક્રાચાર્યનાં વચન સાંભળી યજમાન બળિરાજા જરાવાર ચૂપ રહી સાવધાન થઇને નીચે પ્રમાણે બોલ્યો.[૧]

બળિરાજા કહેછે—આપે સાચી વાત કહી, કે જેથી કોઇ વખતે ધન, સુખ, યશ અને આજીવિકાને હરકત ન આવે એવો ગૃહસ્થોએ ધર્મ કરવો જોઇએ, પરંતુ હુ કે જે પ્રલ્હાદનો પૌત્ર છું, તે 'આપીશ' એવી પ્રતિજ્ઞા કરીને પાછો ધનના લોભથી જુગારી જેવો બની બ્રાહ્મણને કેમ ના કહી શકુ ? [૨-૩] આ પૃથ્વી એમ કહે છે કે અસત્યથી બીજો કોઇ અધર્મજ નથી. અસત્ય બોલનાર માણસ વિના બીજુ બધુ હુ ઉપાડી શકુ છુ,[૪] જેવો બ્રાહ્મણને ઠગવાથી બીઉ છુ, તેવો નરક, દારિદ્ર, દુઃખનો સમુદ્ર, સ્થાનભ્રંશ કે મોતથી પણ બીતો નથી.[૫] આ લોકમાં જે જે ધનાદિક પદાર્થ પુરૂષને મુવા પછી છોડી દેનારજ છે તે પદાર્થ જીવતાંજ પોતાને હાથે શા માટે ન આપી દેવો, અને જે ધન આપવાથી બ્રાહ્મણ રાજી ન થાય તે ધન આપવુ પણ શા માટે જોઈએ ? માગણીથી થોડું આપીએ તો બ્રાહ્મણના અસંતોષને લીધે આપેલુજ વ્યર્થ થાય, માટે જેટલું માગ્યું હોય તે સઘળુ દેવુ જોઈએ.[૬] પૂર્વના દધીચિ ઋષિ અને

* આ વીશમા અધ્યાયમા અસત્યથી બીતા બળિરાજાએ ભગવાનનુ કપટ જાણીને પણ તેમને પૃથ્વીનુ દાન દીધુ અને પછી ભગવાન્ તુરત અદ્ભુત રીતે વધ્યા, એ કથા કહેવાશે.

શિબિરાજા વગેરે સાધુપુરૂષો પોતાના દુસ્ત્યજ્ય પ્રાણ આપીને પણ બીજાઓનુ ભલુ કરી ગયા છે, ત્યારે પૃથ્વી વગેરે આપી દેવામાં તો શો જ વિચાર છે?[૭] યુદ્ધમાં પાછી પેની નહી દેનારા જે મોટા મોટા દૈત્યો આ પૃથ્વીને ભોગવી ગયા છે તેઓના વૈભવોને કાળ ગળી ગયોછે, પણ તેઓએ પૃથ્વીમાં જે કીર્તિ મેળવીછે તેને ગળી શકયો નથી.[૮] હે બ્રહ્મર્ષિ ! યુદ્ધમાં પાછી પેની નહી દેતાં દેહનો ત્યાગ કરનારા પુરૂષો જેવા સેહેજ મળી આવેછે તેવા સુપાત્ર આવતાં શ્રદ્ધાથી ધનનો ત્યાગ કરી દેનારા મળી આવતા નથી.[૯] દયા વાળાઉદાર પુરૂષનેજેવાતેવાપણમાગણોના મનોરથ પૂરવાથી દારિદ્ર આવે એ પણ સારૂ છે, ત્યારે આપ જેવા વેદવેત્તા બ્રાહ્મણોના મનોરથ પૂરતાં દારિદ્રય આવે એ સારૂ કહેવાય તેમાં તો શું જ કહેવુ ? માટે આ બટુકને તેના માગ્યા પ્રમાણેજ આપુ છુ.[૧૦] આ બટુક, વર દેનાર વિષ્ણુ કે જેને આપ જેવા વેદવિધિમાં પંડિત લોકો પણ આદરસહિત યજ્ઞોથી પૂજોછો તે હો અથવા ગમે તો બીજો કોઈ શત્રુ હો, પણ એને જેટલી પૃથ્વી જોઈએ છીએ તેટલી હુ આપીશ[૧૧] જો કે હું નિરપરાધી છતાં અધર્મથી આ વિષ્ણુ મને બાંધી લેશે તો પણ એ શત્રુ બીકથી બ્રાહ્મણનો દેહ ધરીને આવેલછે માટે હુ એને મારીશ નહીં.[૧૨] આ વિષ્ણુ ઉત્તમશ્લોક (મોટી કીર્તિવાળો) થઇને જો પોતાની કીર્તિનો ત્યાગ કરવાને ન ઇચ્છત તો મને યુદ્ધમાં મારીને આ પૃથ્વીને લઇ જાત અથવા હું એને મારીને ધરતી પર સૂવાડી દેત[૧૩]

શુકદેવજી કહેછે-એ પ્રમાણે પોતાની ઉપર વિશ્વાસ નહી રાખતા શિષ્ય બળિરાજાએ પોતાની આજ્ઞા નહી માનતાં દૈવે પ્રેરેલા શુક્રાચાર્યે, એ સાચી પ્રતિજ્ઞાવાળા અને ઉદાર મનના બળિરાજાને શાપ દીધો કે-'મૂર્ખ છતાં પોતાને ડાહ્યો માનનાર તું અમારી ઉપેક્ષાથી બહુજ છકીગયો છે, માટે તુ કે જે અમારી આજ્ઞા માનતો નથી તે થોડીવારમાં લક્ષ્મીથી ભ્રષ્ટ થઈશ.[૧૪-૧૫] એ પ્રમાણે ગુરૂએ શાપ દેતાં પણ સત્યથી નહી ખસેલા મહાત્મા બળિરાજાએ વામનજીનું પૂજન કરી જળથી સંકલ્પ કરીને તેમને આ પૃથ્વીનુ દાન દીધુ.[૧૬] એ વખતે બળિરાજાની સ્ત્રી વિંધ્યાવળિ કે જેણે મોતીનો બુરખો ધર્યો હતો, તેણે પગ ધોવા માટે જળથી ભરેલો સોનાનો કળશ લાવી આપ્યો.[૧૭] યજમાન બળિરાજાએ વામનજી ભગવાનના બન્ને સુંદર ચરણને ધોઈને જગતને પવિત્ર કરનાર તે જળ પોતાને માથે ચઢાવ્યું.[૧૮] તે સમયમાં આકાશમાં ઉભેલા તથા તેની સરળતા તથા કામનાં વખાણ કરતા દેવ, ગંધર્વ, વિદ્યાધર, સિદ્ધ અને ચારણ લોકો સઘળા આનંદથી પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા.[૧૯]વારંવાર હજારો દુંદુભિ વાગવા લાગ્યાં,ગંધર્વ, કિંપુરૂષ અને કિન્નરો ગાવા લાગ્યા તથા સઘળા કહેવા લાગ્યા કે, 'આ મોટા મનવાળા બળિરાજાએ જાણતાં છતાં પણ શત્રુને ત્રૈલોક્યના રાજ્યનુ દાન દીધુ એ કોઈનાથી પણ ન બની શકે એવુ કામ કર્યું[૨૦] પછી ભગવાનનું ત્રણ ગુણમય એ વામનરૂપ અદ્ભુત રીતે વૃદ્ધિ પામ્યુ, કે જેમાં પૃથ્વી, આકાશ, દિશાઓ, સ્વર્ગ, પાતાળ, સમુદ્રો, પશુપક્ષી, મનુષ્યો, દેવતાઓ અને ઋષિઓ સઘળા સમાઇ ગયા.[૨૧] ઋત્વિજ, આચાર્ય અને સભાસદો સહિત બળિરાજાએ મોટી વિભૂતિવાળા એ ભગવાનના ગુણમય શરીરમાં પંચભૂત, ઇંદ્રિય, વિષય, અંતઃકરણ અને જીવથી જોડાએલુ આ ત્રિગુણાત્મક સઘળુ જગત દીઠું.[૨૨] વિશ્વમૂર્ત્તિ ભગવાનના પગનાતળામાં પાતાળ, પગમાં પૃથ્વી, પીંડીઓમાં પર્વતો, ગોઠણમાં પક્ષીઓ, અને સાથળમાં ઇંદ્રના જેવા સેનાવાળા પવનના ગણને દીઠા,[૨૩] વસ્ત્રમાં સંધ્યા, ગુહ્યસ્થળમાં પ્રજાપતિઓ, પેઢુમાં પોતે વગેરે દૈત્યો, નાભિમાં આકાશ, કુખમાં સાત સમુદ્ર અને છાતીમાં નક્ષત્રોની પંક્તિ દીઠી.[૨૪] હૃદયમાં ધર્મ, સ્તનમાં ઋત અને સત્ય, મનમાં ચંદ્રમા, વક્ષસ્થળમાં કમળને ધારણ કરનારી લક્ષ્મી, કંઠમાં સામ અને તેના કેટલાએક શબ્દો,[૨૫] ભુજમાં ઇંદ્રાદિક દેવતાઓ, કાનમાં દિશાઓ, મસ્તકમાં સ્વર્ગલોક,

કેશમાં મેઘ, નાસિકામાં વાયુ, નેત્રમાં સૂર્ય, મોઢામાં અગ્નિ,[૨૬] વાણીમાં છંદ, રસનામાં વરૂણ, ભ્રકુટિમાં વિધિનિષેધ, પાંપણોમાં દિવસ અને રાત્રિ, લલાટમાં ક્રોધ, નીચલા હોઠમાં લોભ,[૨૭] સ્પર્શમાં કામદેવ, વીર્યમાં જળ, પીઠમાં અધર્મ, પગની ગતિમાં યજ્ઞ, છાયામાં મૃત્યુ, હસવામાં માયા, રૂવાડાંમાં ઔષધિની જાતિઓ,[૨૮] નાડીઓમાં નદીઓ, નખમાં શિલાઓ, બુદ્ધિમાં બ્રહ્મા, ઇંદ્રિયોમાં દેવ તથા ઋષિઓ અને ગાત્રોમાં સઘળાં સ્થાવરજંગમ પ્રાણીઓ બળિરાજાએ દીઠાં.[૨૯] હે રાજા! સર્વાત્મક ભગવાનના સ્વરૂપમાં સઘળું જગત દેખીને સર્વ દૈત્યો મોહ પામી ગયા. અસહ્ય તેજવાળું સુદર્શન ચક્ર, વીજળીના કડાકા સરખા શબ્દવાળું શાર્ઙ્ગધનુષ્ય, મોટા વેગવાળી કૌમોદકી ગદા, સો ચંદ્ર જેવી ફૂદડીઓવાળો વિદ્યાધર નામનો ખડ્ગ, અખૂટ બાણવાળા બે ભાથા અને સુનંદ વગેરે પાર્ષદો, એ સઘળાં ભગવાનની પાસે હાજર થયાં.[૩૦-૩૧] કિરીટ, બાજુબંધ, મરાકૃતિકુંડળ, શ્રીવત્સ, કૌસ્તુભમણિ, કટિમેખળા, ભ્રમરના ગુંજારવાળી વનમાળા અને વસ્ત્રો ભગવાનનાં અંગોમાં શોભી રહ્યાં હતાં એ વિરાટરૂપ ઉરૂક્રમ ભગવાને એક પગલાથી બળિરાજાની પૃથ્વી ભરી લીધી, શરીરથી આકાશ ભરી લીધું; હાથોથી દિશાઓ ભરી લીધી અને બીજા પગલાથી સ્વર્ગ લોકને ભરી લીધો. ત્રીજા પગલાને માટે બળિરાજાનું કાંઇ પણ રહ્યું નહી. પછી ભગવાનનો પગ ઉંચે ઉંચે જતાં મહર્લોક, જનલોક અને તપલોકનેમૂકીનેછેકસત્યલોકસુધીપહોચ્યો.[૩૨-૩૩]

> पदं द्वितीयं क्रमतस्त्रिविष्टपं
> न वै तृतीयाय तदीयमण्वपि ।
> उरुक्रमस्याङ्घ्रिरुपर्युपर्यथो
> महर्जनाभ्यां तपसः परंगतः ॥ ३३ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો વીશમો અધ્યાય સંપૂર્ણ.

---

# અધ્યાય ૨૧ મો.*

## ત્રણ પગલાં પૂરાં નહી થવાથી વામનજીએ બળિરાજાને બાંધ્યો.

શ્રીશુકઉવાચ.

> सत्यं समीक्ष्याब्जभवो नखेंदुभि-
> र्हतस्वधाम द्युतिरावृतोऽभ्यगात् ।
> मरीचिमिश्रा ऋषयो बृहद्व्रताः
> सनंदनाद्या नरदेवयोगिनः ॥ १ ॥

શુકદેવજી કહેછે—હે રાજા! ભગવાનના ચરણારવિંદને સત્યલોકમાં આવેલુ જોઇને બ્રહ્મા કે જેના સ્થાનકની કાંતિ ભગવાનના નખરૂપ ચંદ્રોથી ઝાંખી પડી ગઇ હતી તથા જે પોતે પણ એ ચંદ્રોથી ઢંકાઈ ગયા હતા તે, મરીચિ વગેરે ઋષિઓ, સનત્કુમાર વગેરે નૈષ્ઠિક બ્રહ્મચારીઓ, યોગીઓ, વેદ, ઉપવેદ, નિયમ, યમ, તર્ક, ઇતિહાસ, શિક્ષાદિક વેદનાં અંગ, પુરાણ અને તેઓની સંહિતાઓ, તથા બીજાઓ પણ કે જેઓના કર્મદોષ, યોગરૂપી વાયુથી પ્રદીપ્ત થયેલા જ્ઞાનરૂપ અગ્નિથી બળી ગયાછે, તેઓ સઘળા ભગવાનના ચરણની પાસે આવ્યા. એ સઘળાઓએ, કર્મથી ન મળે એવા બ્રહ્મલોકને જેના સ્મરણના પ્રભાવથી પોતે પામ્યાછે તે ભગવાનના ચરણને પ્રણામ કર્યાં.[૧-૨] પછી પવિત્ર કીર્તિવાળા બ્રહ્માએ એ વિષ્ણુ કે જેના નાભિકમળમાંથી પોતે ઉત્પન્ન થયા, તેમના ઉંચા થયેલા ચરણારવિંદનું જળથી પૂજન કર્યું, અને પછી ભક્તિપૂર્વક સ્તુતિ કરી[૩] હે રાજા! બ્રહ્માના કમંડલુનું જળ કે જે ભગવાનનું ચરણ ધોવાનેલીધે પવિત્ર થયું તેને આકાશમાંથી પડતાં 'ગંગા' એવું નામ મળ્યુછે.જાણે ભગવાનની સ્વચ્છ કીર્તિ હોય એવી એ ગંગા ત્રૈલોક્યને પવિત્ર કરેછે.[૪]પછી પોતાના વિસ્તારને શમાવી લઇ પાછા પ્રથમની પેઠે વામનરૂપથી ઉભેલા પોતાના સ્વામી ભગવાનનું પોતપોતાના અનુચરસહિત બ્રહ્માદિકલોકપાળોએ

* આ એકવીશમા અધ્યાયમાં વિષ્ણુએ લોકોમાં બળિરાજાની મોટાઇ પ્રખ્યાત કરવાસારૂ, પગલાં પૂરાં નહિ થવાના નિમિત્તથી બળિરાજાને બાંધ્યાની કથા કહેવાશે.

પૂજન કર્યું.[૫] જળ, નૈવેદ્ય, માળા, દિવ્ય ચંદનનાં લેપન, સુગંધી, ધુપ, દીપ, શાળ, અક્ષત, ફળ, અંકુર, ભગવાનના પરાક્રમના મહિમાની નિશાનીવાળાં સ્તોત્રો, જયશબ્દ, નૃત્ય, વાજીંત્ર, ગાયન અને શંખ તથા દુંદુભિના શબ્દોથી ભગવાનનો સત્કાર કર્યો.[૬-૭] મન સરખા વેગવાળા રીંછના રાજા જાંબવાને સર્વ દિશાઓમાં ભેરી વગાડીને ભગવાનના વિજયરૂપી મહોત્સવને જાહેર કર્યો.[૮] યજ્ઞની દીક્ષાવાળા પોતાના સ્વામી બળિરાજાની સઘળી પૃથ્વીને ત્રણ પગલાની કપટ ભરેલી માગણીથી હરાઈ ગયેલી જોઇ બહુજ ક્રોધ પામેલા દૈત્યો બોલવા લાગ્યા કે–'આ બટુક બ્રાહ્મણ નથી પણ માયાવીઓનો શિરોમણિ વિષ્ણુ છે. બ્રાહ્મણના રૂપથી ગુપ્ત રહીને દેવતાઓનુ કાર્ય કરવા ધારેછે.[૯-૧૦] આ બટુકરૂપી શત્રુએ માગણી કરીને આપણો સ્વામી કે જે યજ્ઞમાં કોઇને દંડ નહીં દેવાનો સંકલ્પ કરીને બેઠેલછે તેનુ સર્વસ્વ હરી લીધુ [૧૧] સત્યનિયમ પાળનાર, બ્રાહ્મણોને માનનાર, દયાળુ અને વિશેષે કરી યજ્ઞની દીક્ષાવાળા આ આપણા સ્વામી બળિરાજાથી ખોટુ તો બોલી શકાયજ નહી.[૧૨] એટલા માટે આ બટુકને મારી નાંખવોજ યોગ્ય છે, અને એમ કરવાથી આપણે સ્વામીની સેવા કરી ગણાશે' એમ બોલી બળિરાજાના સેવક દૈત્યોએ હથિયાર ઉપાડયાં.[૧૩] ક્રોધથી ભરાએલા તે સઘળા દૈત્યો બળિરાજાની મરજી વિના પણ ત્રિશુળ અને તરવાર વગેરે હાથમાં લઈને વામનજીને મારવા દોડયા.[૧૪] એ મોટા મોટા દૈત્યોને ચઢી આવતા જોઈ હસીને ભગવાનના પાર્ષદોએ પણ સામાં હથીઆર ઉપાડી તેઓને રોકયા [૧૫] નંદ, સુનંદ, જય, વિજય, પ્રબળ, બળ, કુમુદ, કુમુદાક્ષ, વિષ્વક્સેન, ગરૂડ, જયંત, શ્રુતદેવ, પુષ્પદંત અને સાત્વત એ સઘળા દશદશ હજાર હાથીના જોરવાળા પાર્ષદો, દૈત્યોની સેનાને મારવા લાગ્યા.[૧૬-૧૭] પોતાના દૈત્યોને ભગવાનના પાર્ષદોના હાથથી માર્યા જતા જોઈને શુક્રાચાર્યના શાપને સંભારતા બળિરાજાએ તે ક્રોધી દૈત્યોને વાર્યા કે–'હે વિપ્રચિત્તિ! હે રાહુ! હે નેમિ! મારી વાત સાંભળો, યુદ્ધ કરો માં, પાછા વળો; આ સમય આપણું ભલું કરે એવો નથી.[૧૮-૧૯] જે કાળ સઘળાં પ્રાણીઓને સુખદુઃખ આપવામાં માલેક છે તે કાળનુ પુરૂષાર્થથી ઉલ્લંઘન કરવાને કોઈપણ પુરૂષ સમર્થ નથી.[૨૦] જે કાળ પહેલાં આપણને સુખ દેતો હતો અને દેવતાઓને દુઃખ દેતો હતો, તેજ સમર્થ કાળ હમણાં એથી ઉલટો વર્તેછે.[૨૧] કોઇ પણ પુરૂષ બળથી, મંત્રિઓની સહાયતાથી, બુદ્ધિથી, કિલ્લાઓથી, મંત્રથી, ઔષધાદિકથી કે સામદાનાદિક ઉપાયોથી કાળનું ઉલ્લંઘન કરી શકતો નથી [૨૨] જ્યારે તમોને કાળ અનુકુળ હતો ત્યારે તમોએ આ વિષ્ણુના અનુચરોને ઘણીઘણી વાર જીતી લીધા હતા, તેજ વિષ્ણુના અનુચરો આજ આપણને યુદ્ધમાં જીતી લઇને ગર્જના કરેછે.[૨૩] જ્યારે દૈવ અનુકૂળ થશે ત્યારે વળી આપણે એઓને જીતીશુ. માટે જે કાળ આપણને અનુકૂળ થાય તે કાળની વાટ જુઓ.[૨૪]

શુકદેવજી કહેછે–ભગવાનના પાર્ષદોએ મારેલા દૈત્ય અને દાનવોના યુથપતિઓ પોતાના સ્વામી બળિરાજાનું બોલવુ સાંભળી પાતાળમાં પેશી ગયા.[૨૫] પછી ગરૂડજીએ પોતાના સ્વામી ભગવાનની ઈચ્છા જાણી લઈને યજ્ઞમાં સોમવલ્લી ખાંડવાને દિવસે વરૂણપાશથી બળિ રાજાને બાંધ્યો.[૨૬] મોટી શક્તિવાળા ભગવાને બળિરાજાને બાંધતાં આકાશ પૃથ્વી તથા સઘળી દિશાઓમાં મોટો હાહાકાર થઇ રહ્યો.[૨૭] વરૂણપાશથી બંધાયા છતાં અને લક્ષ્મી ગયા છતાં પણ જેની બુદ્ધિ સ્થિર રહીછે એવા એ મોટી કીર્ત્તિવાળા બળિરાજાને વામનજી ભગવાને કહ્યું કે–'હે અસુર! તે મને ત્રણ પગલાં ધરતી આપીછે તેમાં બે પગલાંમાં સઘળી ધરતી આવી ગઇ, હવે ત્રીજું પગલુ દે.[૨૮-૨૯] જેટલામાં સૂર્ય પોતાનાં કિરણોથી પ્રકાશ કરેછે, જેટલામાં નક્ષત્રો સહિત ચંદ્રમા પ્રકાશ કરેછે, ને જેટલામાં વરસાદ વરસેછે તેટલી પૃથ્વી તારી હતી (તે તો બે પગલાંમાં) આવી ગઇ.[૩૦] તું જુએછે એવી રીતે તારી મિલકતરૂપી પૃથ્વી એક પગલાથી મેં ભરી લીધી,

આકાશ અને દિશાઓને દેહથી ભરી લીધાં અને સ્વર્ગલોકને બીજા પગલાથી ભરી લીધો.[31] તું કબુલ કરેલુ આપી શક્યો નહીં તેથી તારો નરકમાં વાસ થવો જોઇએ, અને એ વાતમાં તારા ગુરૂની પણ સંમતિ છે, માટે તું નરકમાં જા.[32] જે પુરૂષ પોતે કબુલ કરેલું નહીં આપીને માગણને ઠગેછે તેના સઘળા મનોરથ વૃથા છે, અને સ્વર્ગ દૂર રહેતાં તે પુરૂષ નરકમાંજ પડેછે.[33] તું કે જે ધનવાનપણાનું અભિમાન ધરાવેછે તેણે 'આપીશ' એમ કહીને મને ઠગ્યોછે. માટે તુ કેટલાંક વર્ષ સુધી તે મિથ્યા વચનના ફળરૂપ નરકને ભોગવ.[34]

विप्रलब्धोददामीति त्वयाहंचाढ्यमानिना ।
तद्व्यलीकफलंभुंक्ष्वनिरयंकातिचिद्समः ॥३४॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો એકવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૨ મો.*

### વામનજીએ પ્રસન્ન થઇ બળિને પાતાળમાં મોકલ્યો, ને પોતે તેના દ્વારપાળ થયા.

श्रीशुक उवाच.

एवंविप्रकृतोराजन् बलिर्भगवताऽसुरः ।
निगृह्यमानोप्यभेद्यात्मा प्रत्याहाऽविक्लवंवचः ॥१॥

શુકદેવજી કહેછે—એ પ્રમાણે ભગવાને દુઃખી કરેલો અને ધીરજથી ચળાયમાન કરાતાં છતાં પણ નહીં ચળાયમાન થતો બળિરાજા નીચે પ્રમાણે દૃઢતા ભરેલુ વચન બોલ્યો.[1]

બળિરાજા કહેછે—હે મોટી કીર્તિવાળા! હે દેવતાઓમાં શ્રેષ્ઠ! મે જે કબુલ કર્યુંછે, તેમાં હુ જરા પણ ફર્યો નથી કપટતો તમે કર્યું છે, કેમકે વામનરૂપથી માગીને બીજા રૂપથી તમે પૃથ્વીને ભરી લીધી તોપણ મારા બોલવાને તમે જો ખોટુ માનતા હો તો તે હુ સાચું કરી આપુંછુ. મારા બોલવામાં ઠગાઇ આવેજ નહી. ત્રીજું પગલું મારા માથા ઉપર મૂકો. (મિલકત કરતાં તમે બે પગલાં પૂરાં માન્યાં તો તે કરતાં મારા માથાની કીમત વધારેછે, કેમકે નાણાં કરતાં નાણાંવાળો અધિક છે.)[2] હુ પદભ્રષ્ટ થયા છતાં પણ ખોટું બોલવાથી તથા અપકીર્તિથી જેવો બીઉ છુ તેવો નરકથી, પાશબંધનથી, અપાર દુઃખથી, ધનસબંધી કષ્ટથી કે તમે કરેલા દંડથી પણ બીતો નથી.[3] મહાત્માઓના હાથથી પુરૂષોને દંડ મળે એતો અત્યંત વખાણવા યોગ્ય છે એમ માનુંછું, કેમકે એવો દંડ મા, બાપ, ભાઇ કે કોઇ સંબંધીઓ પણ આપતાં નથી.[4] તમે, અમો અસુરલોકોના પરોક્ષ રીતે કલ્યાણ કરનારજછો, કેમકે અમો કે જેઓ અનેક પ્રકારના મદોથી અંધ છીએ તેઓને પદભ્રષ્ટ કરીને અમારી આંખ ઉઘાડોછો.[5] ખરા યોગીઓ જે સિદ્ધિને પામેછે તે સિદ્ધિને ઘણા દૈત્યો જે આપની સાથે દૃઢ વૈરનો સંબંધ રાખીને પામીગયાછે તે મોટાં કર્મ કરનારા આપે મને શિક્ષા કરી અને વરૂણપાશથી બાંધ્યો તેમાં હુ લજાતો નથી, કે મનમાં દુઃખપણ ધરતો નથી.[6-7] આપે મને આપના ભક્તપ્રલ્હાદજીનો પૌત્ર સમજી આ અનુગ્રહરૂપ દંડ કર્યો છે, બાકી હુ તો અનુગ્રહનુ પાત્ર નથી. આપના ભક્તોમાં માન પામેલા અને સારી વાતોને પ્રકટ કરનારા મારા દાદા પ્રલ્હાદજીને આપની ભક્તિ કરતા જાણી આપના શત્રુ તેમના પિતા હિરણ્યકશિપુએ અનેક પ્રકારનાં દુઃખ દીધાં,તોપણ તેમણે વિચાર કર્યો કે 'આ દેહ કે જે છેલ્લીવારે છોડી દેનાર છે તેનુ શું પ્રયોજનછે? સગાં સંબંધીરૂપ ચોર કે જેઓ છેલ્લીવારે સર્વસ્વનુ હરણ કરેછે તેઓમાં શું વળવાનુ છે? જન્મમરણના ફેરામાં કારણરૂપ થતી સ્રીમાં શો સાર છે? અને ઘર કે જેથી કેવળ લોકોનાં આયુષ્યનો નાશજ થાયછે તેમાં રહેવાથી શો લાભ છે?'[8-9] એ પ્રમાણે નિશ્ચય કરી એ મહાત્મા અને અગાધ જ્ઞાનવાળા અમારા દાદા પ્રલ્હાદજી લોકોના પ્રસંગથી ભય પામીને આપ કે જે દૈત્યોના પક્ષને તોડનારછો, તેમનાં નિર્ભય ચરણારવિંદને શરણે આવ્યા હતા.[10] જે શત્રુથી

* આ બાવીશમા અધ્યાયમા ભગવાને પ્રસન્ન થઇને વરદાન આપતાં બળિરાજાને સુતલ પાતાળમા મોકલ્યો અને તેટલો અનુગ્રહ પણ ઓછો માનીને ભગવાન તેના દ્વારપાળ થયા, એ કથા કહેવાશે.

અક્કડ થયેલો પુરૂષ કાળની પાસેજ રહેનારા પોતાના જીવિતને અધ્રુવ જાણતો નથી તે લક્ષ્મીનો બળાત્કારથી ત્યાગ કરાવીને મનેપણ આપ કે જે ઉપરના દેખાવમાં અમારા શત્રુ, પણ વાસ્તવિક રીતે મિત્ર છો, તેમના ચરણારવિંદની પાસે એ પ્રલ્હાદજીનું મહાભાગ્યજ લઈ આવ્યું છે.[૧૧]

શુકદેવજી કહેછે—હે પરીક્ષિત રાજા ! એ પ્રમાણે બળિરાજા બોલેછે ત્યાં ભગવાનના પરમભક્ત અને ઉદય પામેલા પૂર્ણચંદ્રના જેવા સુખદાયી પ્રલ્હાદજી આવ્યા.[૧૨] અત્યંત શોભતા, કમળસરખાં મોટાં નેત્રવાળા, ઉંચા, પીળાં વસ્ત્રને ધરનાર, શ્યામ કાંતિવાળા, લાંબા હાથવાળા અને પરમ સૌભાગ્યવાન્ એ પોતાના દાદાને બલિરાજાએ દીઠા.[૧૩] વરૂણપાશથી બંધાએલો બળિરાજા પૂર્વની પેઠે તેમનુ પૂજન નહીં કરી શકતાં કેવળ મસ્તકથી નમ્યો, અને પોતે કરેલા અહંકાર વગેરે અપરાધનું સ્મરણ આવવાથી લાજને લીધે મોઢુ નીચું કરી રહ્યો તથા નેત્રમાં આંસુ ભરાઈ આવ્યાં.[૧૪] ત્યાં બીરાજતા અને સુનંદ તથા નંદ વગેરે પાર્ષદોએ સેવેલા ભગવાનને જોઈ ઉદાર મનવાળા પ્રલ્હાદજીએ તેમની પાસે આવીને પૃથ્વી ઉપર મસ્તક નમાવી પ્રણામ કર્યાં, અને બળિરાજા ઉપર અનુગ્રહ કરેલો જોઇને પ્રલ્હાદજીનાં રૂંવાડાં ઉભાં થઈ ગયાં તથા આનંદને લીધે આંસુ આવ્યાં.[૧૫]

પ્રલ્હાદજી ભગવાનને કહેછે—આ બળિરાજાને સમૃદ્ધિથી ભરેલુ જે ઇંદ્રપદ આપે આપ્યું હતું તે આજ આપેજ પાછુ હરી લીધુ એ સારૂ જ કર્યુંછે. લક્ષ્મીરૂપ મહામોહમાંથી આ મારા પૌત્રને આપે છોડાવ્યો એ એના ઉપર મોટો અનુગ્રહ કર્યો એમ માનુ છુ[૧૬] જેથી વિદ્વાન પુરૂષને પણ મોહ થાયછે એવી લક્ષ્મી જ્યાંસુધી હોય ત્યાં સુધી કયો પુરૂષ પોતાના સ્વરૂપને બરાબર જાણી શકે ? માટે એવી કૃપા કરનાર, જગતના ઈશ્વર અને સર્વ લોકના સાક્ષી આપ નારાયણને હું પ્રણામ કરૂ છે.[૧૭]

શુકદેવજી કહેછે—હે પરીક્ષિતરાજા ! પછી હાથ જોડી ઉભેલા તે પ્રલ્હાદજી સાંભળતાં ભગવાનને કાંઇક કહેવા માટે બ્રહ્મા તૈયાર થયો હતા, ( પણ તે સમયમાં બળિરાજાની સ્રી વિંધ્યાવળિને બોલવા તૈયાર થયેલી જોઇ તેનું માન રાખવા ચુપ થઈ ગયા. ) ત્યાં સતી વિંધ્યાવળિ કે જે પોતાના પતિને બંધાએલો જોઈ ભયથી વિવ્હળ થતી નીચુ મોઢું કરી હાથ જોડીને ઉભી હતી, તે ભગવાનને પ્રણામ કરી બોલી.[૧૮-૧૯]

વિંધ્યાવળિ કહેછે—પોતાની ક્રીડાને સારૂ આ ત્રૈલોક્ય તમેજ કર્યું છે, તેમાં હે ઈશ્વર ! બીજા કુબુદ્ધિ અને નિર્લજ્જ પુરૂષો મફતનું પોતાનું સ્વામીત્વ માનેછે. ત્રૈલોક્યના કર્ત્તા, પાલક અને સંહાર કરનાર તમેજ છો, અને બીજા પુરૂષોને 'અમે સ્વતંત્ર છીએ' એવી માત્ર વાત કરવાનો અધિકાર પણ તમેજ આપેલોછે, માટે બીજો કોઈ તમને આપે એ વાત અસંભવિતજ છે, કેમકે સઘળું તમારૂ પોતાનુંજ છે. ( ત્રણ લોક હું આપી ચુકયો તો હવે ત્રીજુ પગલુ પૂરૂ કરવાને માટે દેહનું અર્પણ કરી મારી પ્રતિજ્ઞાને હું સાચી કરૂ એમ, દેહાદિક ઉપર માલિકી જણાવીને બોલતો આ મારો સ્વામી કુબુદ્ધિવાન્ અને નિર્લજ્જ છે; કેમકે તમેજ સર્વના માલિક છો માટે કેવળ કૃપા કરીને આ મંદબુદ્ધિવાળાને છોડી તેનુ પાલન કરો )[૨૦]

વિંધ્યાવળિ બોલી રહ્યા પછી બ્રહ્મા બોલ્યાકે—હે લોકોના પાલક ! હે લોકોના સ્વામી ! હે દેવનાદેવ ! હે વિશ્વરૂપ ! આ બળિરાજા કે જેનું સર્વસ્વ તમે હરી લીધુ તેને છોડી મેલો, કેમકે આ બળિરાજા હવે દંડને યોગ્ય નથી[૨૧] સઘળી પૃથ્વી અને પોતાના કર્મથી મેળવેલા લોકોરૂપી સર્વસ્વ આ બળિરાજાએ આપને નિવેદન કરી દીધું, અને પોતાનો દેહ પણ દૃઢબુદ્ધિથી આપી દીધો.[૨૨] પવિત્ર બુદ્ધિનો પુરૂષ દ્રોનાં પુંખડાંથી પણ આપના ચરણની પ્રેમસહિત પૂજા કરે તો તેને પણ ઉત્તમ ગતિ મળેછે, ત્યારે મનમાં કાંઈ પણ ખેદ નહી લાવતાં જેણે આખા ત્રૈલોક્યનુ અર્પણ કર્યું તેને પીડા કેમજ થવી જોઇએ ?[૨૩]

શ્રી ભગવાન્ કહેછે—હે બ્રહ્મા ! હું જેના ઉપર અનુગ્રહ કરવા ધારૂં, તેને જો ધનનો મદ હોય

તો તેના ધનને હરી લઉં છું. કેમકે ધનના મદથી અક્કડ રહેનારો પુરૂષ બીજા લોકોની અને મારી પણ અવજ્ઞા કરેછે[૨૪] પોતાનાં કર્મોથી અનેક યોનિઓમાં જન્મ લેતો આ પરતંત્ર જીવ કોઈ વખતે પુરૂષનો અવતાર પામેછે, તો તે અવતારમાં જન્મ, કર્મ, અવસ્થા, રૂપ, વિદ્યા, ઐશ્વર્ય અને ધન વગેરેથી જો એને ગર્વ ન થાય તો તે મારો અનુગ્રહ છે એમ સમજવું.[૨૫-૨૬] જે મારો ખરો ભક્ત હોય તે પુરૂષ, અભિમાન અને અક્કડપણાના કારણરૂપ અને સર્વ કલ્યાણના શત્રુરૂપ ઉપર કહેલાં ધન વગેરે પોતાની પાસે હોય તો પણ તેથી મોહ પામે નહી. એવા ભક્તને મારી ઈચ્છાથી સંપત્તિ પણ આપું છું, અને અભક્ત હોય તેને ધનાદિકથી મોહ થાય છે, માટે તેની પાસેથી ધન હરી લેવારૂપજ અનુગ્રહ કરૂં છું.[૨૭] દાનવ અને દૈત્યોમાં અગ્રણી અને તેઓની કીર્તિ વધારનાર આ બળિરાજા, કોઈથી જીતાય નહી એવી મારી માયાને જીતી ચૂક્યો, કેમકે આવી રીતે મુંઝાયો તોપણ મુંઝાતો નથી[૨૮] ધન ગયું, સ્થાનથી ભ્રષ્ટ થયો, શત્રુઓના હાથથી બંધાયો, તિરસ્કાર પામ્યો, જ્ઞાતિઓએ છોડી દીધો, વેદના પામ્યો, ગુરૂતરફથી તિરસ્કારસહિત શાપ જડયો, અને મે પણ કેટલાંક છળનાં વચન કહ્યાં, તોપણ સત્યવક્તા અને સારાનિયમ પાળનારા આ બળિરાજાએ પોતાનો સદ્ધર્મ છોડયો નહીં (માટે એ મારી માયાને જીતી ચુકયોછે.)[૨૯-૩૦] દેવતાઓને પણ ન મળે એવું સ્થાન હું એને આપું છું સાવર્ણિ નામના આઠમા મન્વંતરમાં એ ઇંદ્રની પદવી પામશે અને હું તેનું પાલન કરીશ.[૩૧] ત્યાંસુધી વિશ્વકર્માએ બનાવેલા સુતળ પાતાળમાં રહેશે, કે જ્યાં રહેનારાઓને મારી કૃપાદૃષ્ટિથી આધિ, વ્યાધિ, પરિશ્રમ, આલસ્ય કે પરાભવ વગેરે હરકતો થતી નથી.[૩૨] હે મોટા રાજા બળિ! તું તારા જ્ઞાતિઓને સાથે લઈ સુતળ પાતાળકે જેને દેવતાઓ પણ માગે છે ત્યાં જા. તારૂં કલ્યાણ થશે.[૩૩] લોકપાળ દેવતાઓ પણ તારો પરાભવ નહી કરે ત્યારે બીજાઓનું તો શું જ કહેવું! જે દૈત્યો તારી આજ્ઞાનું ઉલ્લંઘન કરશે તેઓને મારૂં ચક્ર મારી નાંખશે.[૩૪] હે વીર! ત્યાં હું તારી, તારા અનુચરોની અને તારી સુખસામગ્રીની સર્વ પ્રકારથી રક્ષા કરીશ. ત્યાં હું તારી પાસેજ રહીશ તેથી તને નિરંતર મારાં દર્શન થશે.[૩૫] ત્યાં રહેતાં દાનવ અને દૈત્યોના સંગથી જે કાંઈ તારી અસુર જાતને મળતી ટેવ છે તે પણ મારા પ્રભાવ જોઇને તુરત ઓછી થતાં અંતે સાવ મટી જશે.[૩૬]

तत्रदानवदैत्यानां संगात्तेभावआसुरः ।
दृष्ट्वामदनुभावंवै सद्यःकुंठोविनंक्ष्यति ॥ ३६ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો બાવીશમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૨૩ મો.*

### બળિરાજા પાતાળમાં જવાથી ઇંદ્રને સ્વર્ગનું રાજ્ય પાછું મળ્યું.

श्रीशुक उवाच.

इत्युक्तवंतं पुरुषं पुरातनं
महानुभावोऽखिलसाधुसंमतः ।
[illegible]ष्पकलाकुलेक्षणो
भक्त्युद्गलो गद्गदयागिराऽब्रवीत् ॥ १ ॥

શુકદેવજી કહેછે—એ પ્રમાણે પુરાણ પુરૂષ ભગવાનનાં વચન સાંભળી ભક્તિથી ઉત્કંઠિત થયેલો, મોટા પ્રભાવવાળો, સર્વ સાધુઓમાં માન પામેલો અને આંસુનાં ટીપાંથી વ્યાકુળ નેત્રવાળો બળિરાજા હાથ જોડીને (આ પ્રમાણે) બોલ્યો.[૧]

બળિરાજા કહેછે—અહો! આપને પ્રણામ કરવાને માટે કરેલો ઉદ્યમજ શરણાગત ભક્તના મનોરથ પૂરા કરવામાં તૈયાર રહેછે, કે જે ઉદ્યમે લોકપાળ દેવતાઓને પૂર્વે નહી મળેલો તમારો અનુગ્રહ આ નીચ અસુરને (મને) મેળવી આપ્યોછે. (મે આપને બરાબર પ્રણામ પણ નહીં કરતાં કેવળ પ્રણામને માટે ઉદ્યમજ કર્યો હતો,

* આ ત્રેવીશમા અધ્યાયમાં બળિરાજા પોતાના દાદા સહિત સુતળ પાતાળમા જતાં ઇંદ્ર વામનજીના પ્રભાવથી સ્વર્ગનું રાજ્ય પામી પાછો પેહેલા જેવોજ આનંદ કરવા માંડયો, એ કથા કહેવાશે.

તો તેણે પણ આપનો અલભ્ય અનુગ્રહ મેળવી આપ્યો માટે આપને પ્રણામ કરવાનો પ્રભાવ આશ્ચર્યરૂપ હોય એમાં તો શું જ કહેવું ! )[૨]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે ભગવાનને કહી તથા બ્રહ્મા અને સદાશિવને પ્રણામ કરી રાજી થયેલો અને ભગવાને બંધનમાંથી છોડેલો બળિરાજા દૈત્યોની સાથે સુતળ પાતાળમાં ગયો.[૩] એ પ્રકારે ઇંદ્રને સ્વર્ગ મેળવી દઈ અદિતિનો મનોરથ પૂર્ણ કરી ઉપેંદ્ર થઇને વામનજી સઘળા જગતનું પાલન કરવા લાગ્યા.[૪] પોતાના વંશની સ્થિતિ રાખનાર પૌત્ર બળિરાજાને બંધનમાંથી છુટેલો અને ભગવાનનો અનુગ્રહ પામેલો જોઈ ભક્તિથી નમ્ર થયેલા પ્રલ્હાદજી ( આ પ્રમાણે ) બોલ્યા.[૫]

પ્રલ્હાદજી કહેછે—જેઓને સઘળું જગત નમે છે એવા બ્રહ્માદિક પણ જેના ચરણારવિંદમાં નમેછે તે આપ અમો અસુર લોકોના કોટવાળ થયા. આવો અનુગ્રહ બ્રહ્મા, લક્ષ્મી કે સદાશિવને પણ મળ્યો નથી, ત્યારે બીજાઓને તો ક્યાંથીજ મળ્યો હોય ! ![૬] હે શરણ આપનાર ! બ્રહ્માદિક દેવતાઓ પણ આપનાં ચરણકમળના રસનું ઘણાકાળ સુધી સેવન કરવાને લીધે મોટું ઐશ્વર્ય ભોગવેછે, ત્યારે અમે કે જેઓ દુરાચારી તથા ઉગ્ર જાતિના છીએ અને તમારાં ચરણ કમળનું નિરંતર સેવન કરનાર પણ નથી, તેઓને આપની કૃપાદૃષ્ટિ, જેવી પૂરી સેવાથી મળે તેવી મળી તેનું કારણ શું હશે એ સમજાતું નથી.[૭] આપ કે જે અપાર યોગમાયાની લીલાથી અખિલ બ્રહ્માંડને સરજનાર અને સર્વજ્ઞ છો તેમનું ચરિત્ર બહુજ વિચિત્ર છે ! કેમકે આપ સર્વના આત્મા અને સમદૃષ્ટિવાળા છતાં ભક્તો ઉપર વધારે પ્રેમ રાખવાનો આપનો વિષમ સ્વભાવ જણાયછે. અથવા ભક્તો ઉપર પ્રેમ રાખવામાં કાંઇ વિષમ સ્વભાવ પણ કહી શકાય એમ નથી, કેમકે તમારો કલ્પવૃક્ષના જેવો સ્વભાવ છે કલ્પવૃક્ષ જોકે પોતાના આશ્રિતોનાજ મનોરથ પૂરેછે, તો પણ તે વિષમ ગણાતું નથી, એ દૃષ્ટાંત આપને પણ સંભવેછે.[૮]

શ્રીભગવાન્ કહેછે—હે પુત્ર ! તમારૂં કલ્યાણ થશે. તમારા પૌત્રની સાથે રાજીથઇને સુતળ પાતાળમાં તમે જાઓ અને જ્ઞાતિઓને સુખ આપજો.[૯] ત્યાં હુ હાથમાં ગદા રાખીને ચોકી કરીશ તેનાં તમને રોજ દર્શન થશે, અને મારાં દર્શનના મોટા આનંદથી કર્મનાં બંધનો મટી જશે.[૧૦]

શુકદેવજી કહેછે—બળિરાજા સહિત પ્રલ્હાદજીએ હાથ જોડીને નિર્મળ બુદ્ધિથી એ ભગવાનની આજ્ઞાને સ્વીકારી માથે ચઢાવી.[૧૧] સર્વ દૈત્યોનો અધિપતિ બળિરાજા ભગવાનને પ્રદક્ષિણા કરી, પ્રણામ કરી તથા રજા લઈ પ્રલ્હાદજીની સાથે પાતાળમાં પેઠો.[૧૨] પછી બ્રહ્મવાદીઓની સભામાં સામેજ ઋત્વિજ લોકોની મંડળીમાં બેઠેલા શુક્રાચાર્યને ભગવાને કહ્યું કે—'હે આચાર્ય ! તમારો શિષ્ય બળિરાજા યજ્ઞ કરતો હતો તેમાં જે કાંઇ ન્યૂન રહ્યુ છે તે પરિપૂર્ણ કરો, કર્મમાં જે કાંઈ ન્યૂન રહ્યું હોય તે બ્રાહ્મણોની દૃષ્ટિથી જ પરિપૂર્ણ થઈ જાય ત્યારે ક્રિયાથી પરિપૂર્ણ થાય તેમાં તો શું જ કહેવું !'[૧૩-૧૪]

શુક્રાચાર્ય કહેછે—કર્મના પ્રવર્ત્તાવનાર, યજ્ઞનાં ફળ આપનાર અને યજ્ઞપુરૂષ આપની જેણે માત્ર પદાર્થથી નહી પણ સર્વભાવથી પૂજા કરી તેના કર્મમાં ન્યૂનતા કેમજ રહે ![૧૫] મંત્ર, તંત્ર, દેશ, કાળ, પાત્ર અને દક્ષિણા વગેરેમાં જે કાંઇ ન્યૂન રહી ગયુ હોય તે આપનાં કીર્ત્તનથીજ પરિપૂર્ણ થાયછે.[૧૬]તોપણ આપ કહોછો તો આપની આજ્ઞાપ્રમાણે હું કરીશ. કેમકે આપની આજ્ઞા પાળવી એજ પુરૂષોનુ મોટુ કલ્યાણછે.[૧૭]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે ભગવાનની આજ્ઞાનો સત્કાર કરી શુક્રાચાર્યે બ્રહ્મર્ષિઓની સાથે બળિરાજાના યજ્ઞમાં જે કાંઈ ન્યૂન રહ્યુ હતું તે પરિપૂર્ણ કર્યુ.[૧૮] હે પરીક્ષિત રાજા ! એ પ્રમાણે વામનજી ભગવાને બળિરાજા પાસેથી પૃથ્વી માગી લઇને પોતાના ભાઇ ઇંદ્રને આપી કે જેની પાસેથી સ્વર્ગનું રાજ્ય શત્રુઓએ લઇ લીધું હતું.[૧૯] પ્રજાપતિઓના પતિ બ્રહ્માએ દેવ, ઋષિ, પિતૃ, મનુ, દક્ષ, ભૃગુ, અંગિરા વગેરે, સનત્કુમાર અને સદાશિવને સાથે લઈ કશ્યપ તથા અ-

દિતિને રાજી કરવાસારૂ અને સર્વ પ્રાણીઓના કલ્યાણને માટે વામનજીને લોકોના તથા લોકપાળોના અધિપતિ ઠરાવ્યા.[૨૦-૨૧] વેદ, સર્વ દેવ, ધર્મ, યશ, લક્ષ્મી, મગળ, વ્રત, સ્વર્ગ અને મોક્ષનું પાલન કરવામાં સમર્થ વામનજીને સર્વના અભ્યુદયનેમાટે અધિપતિ ઠરાવ્યા. એ સમયમાં સઘળાં પ્રાણીઓ અત્યત આનદ પામ્યાં[૨૨-૨૩] પછી સઘળા લોકપાળોની સાથે ઇંદ્ર, બ્રહ્માની સમતિથી વામનજીને વિમાનમાં બેસાડી તેમને આગળ કરી સ્વર્ગમાં તેડી ગયો.[૨૪] વામનજીની ભુજાથી રક્ષણ પામેલો અને ત્રૈલોક્યનું રાજ્ય પામી મોટી સમૃદ્ધિથી સંપન્ન થયેલો ઇંદ્ર, નિર્ભય થઈને આનદ કરવા લાગ્યો [૨૫] હે રાજા! બ્રહ્મા, સદાશિવ, સનત્કુમાર, ભૃગુવગેરે મુનિઓ, પિતૃ, સર્વ પ્રાણીઓ અને વિમાનમાં બેસનારા સિદ્ધલોકો, એઓ સઘળા એ ભગવાનના પરમ અદ્ભુત મોટા કામને અને અદિતિને વખાણતા વખાણતા પોતપોતાનાં સ્થાનકોમાં ગયા.[૨૬-૨૭] હે રાજા! સાંભળનારાઓને પાપથી છોડાવનાર આ સઘળુ વામનજી ભગવાનનું ચરિત્ર મેં તમારી પાસે કહ્યું.[૨૮] પૃથ્વીનાં પરમાણુઓની ગણના કરવી જેમ અશક્ય છે, તેમ મોટાં કર્મ કરનાર પરિપૂર્ણ ભગવાનના મહિમાનો પાર પામવો પણ અશક્ય છે. મંત્રના દ્રષ્ટા વસિષ્ઠમુનિએ પણ કહ્યુ છે કે–'જન્મેલો અથવા જન્મ ધરતો પુરૂષ, ભગવાનના મહિમાના પારને શુ પામેછે? નથીજ પામતો'[૨૯] દેવના દેવ અને અદ્ભુત કર્મ કરનાર ભગવાનના આ અવતારનુ ચરિત્ર જે સાંભળે તે પરમગતિ પામેછે[૩૦] દેવસબધી, પિતૃસબધી કે મનુષ્યસંબધી હરકોઇ કર્મ થતુ હોય તે સમયે આ ચરિત્રનો જો પાઠ કરવામાં આવે તો એ કર્મ પરિપૂર્ણ થાય એમ વિદ્વાન્ લોકો કહેછે.[૩૧]

**क्रियमाणेकर्मणीदं दैवेपित्र्येऽथमानुषे ।**
**यत्रयत्रानुकीर्त्येत तत्तेषांसुकृतंविदुः ॥ ३१ ॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો ત્રેવીશમો અધ્યાય સપૂર્ણ.

---

# અધ્યાય ૨૪ મો.*

## ભગવાનના મત્સ્યાવતારની લીલા અને સત્યવ્રતની રક્ષા.

**राजोवाच**

**भगवन् श्रोतुमिच्छामि हरेरद्भुतकर्मणः ।**
**अवतारकथामाद्यां मायामत्स्यविडंबनम् ॥**

પરીક્ષિત રાજા પૂછેછે–હે મહારાજ! અદ્ભુત કર્મ કરનારા ભગવાને માયાથી પ્રથમ મત્સ્યાવતારની લીલા કરીછે તે કથા સાંભળવાની મારી ઇચ્છા છે.[૧] (વામનઅવતારનુ યાચકરૂપ, બળિરાજા ઉપર અનુગ્રહ કરવાને માટે ધર્યું હતુ પણ) માછલાનું રૂપ કે જે જગતમાં નિંદિત, તમોગુણી અને અસહ્ય છે તે રૂપ, જાણે પોતે કર્મથી બધાએલ હોય એવી રીતે પરમેશ્વરે શા માટે ધર્યું હતુ?[૨] સર્વ લોકોને સુખ આપનાર એ ભગવાનનું ચરિત્રઅમારીપાસેયથાર્થરીતેસઘળુ કહો.[૩]

સૂત શૌનકને કહેછે–એ પ્રમાણે પરીક્ષિત રાજાએ પૂછેલા શુકદેવજીએ, ભગવાને મત્સ્યાવતાર ધરીને ચરિત્ર કર્યું છે તે કહ્યું.[૪]

શુકદેવજી કહેછે–ગાય, બ્રાહ્મણ, દેવતા, સાધુ, ધર્મ અને અર્થની રક્ષા કરવાની ઈચ્છાથી ભગવાન્ અવતાર ધરેછે.[૫] વાયુ જેમ ઊંચાનીચા સઘળા પદાર્થમાં ફરેછે તોપણ ઊંચનીચપણું પામતો નથી, તેમ બુદ્ધિના ગુણોથી ઊંચાનીચા માનેલા સઘળા પદાર્થોમાં અતર્યામીપણાથી ઇશ્વર રહ્યાછે, તોપણ પોતે નિર્ગુણ હોવાથી ઊંચનીચપણુ પામતા નથી, ત્યારે શુદ્ધ સત્વગુણમય મત્સ્યાદિક અવતારથી ઊંચનીચપણુ ન પામે તેમાં તો શુ જ કહેવુ?[૬] ગયા કલ્પને અતે બ્રહ્માનો દિવસ પૂરો થઇ રહેતાં નૈમિત્તિક (બ્રહ્માને નિદ્રા આવવારૂપ નિમિત્તથી થનાર) પ્રલય થયો હતો એ પ્રલયમાં પૃથ્વી, અતરિક્ષ અને સ્વર્ગ એ ત્રણે લોક સમુદ્રમાં ડુબી ગયા હતા.[૭] કાળને લીધે બ્રહ્મા સૂઇ રહેવાની ઇચ્છા કરતા હતા, તે વખતે તેમના મુખમાંથી પાસે નીકળી પડેલા

* આ ચોવીશમા અધ્યાયમા પ્રસગને લીધે ભગવાનના મત્સ્યાવતારની લીલા કહેવાશે, કે જે મત્સ્યાવતારે મહાસાગરમા સત્યવ્રત રાજાની રક્ષા કરીછે.

વેદને બળવાન્ હયગ્રીવ દૈત્ય હરી ગયો હતો.[૮] હયગ્રીવે એ અનર્થ કરેલો જાણી ઇશ્વર ભગવાને મત્સ્યાવતાર ધર્યો હતો (અને તે દૈત્યને મારી નાંખી તેની પાસેથી વેદ લઇને પાછા બ્રહ્માને આપ્યા હતા).[૯] (તેમાં એ ભગવાને એક બીજી લીલા પણ કરી હતી) ભગવાનનો ભક્ત કોઇ સત્યવ્રત નામનો રાજર્ષિ, કેવળ જળનુ પાન કરીને તપશ્ચર્યા કરતો હતો, કે જે રાજા આ કલ્પમાં સૂર્યનો પુત્ર શ્રાદ્ધદેવ થયોછે અને જેને ભગવાને મનુની પદવી આપીછે.[૧૦-૧૧] એક દિવસે કૃતમાળા નામની નદીમાં એ રાજા તર્પણ કરતો હતો, ત્યાં તેના ખોબામાં પાણીની સાથે એક માછલી આવી ગઈ[૧૨] દ્રવિડ દેશના રાજા એ સત્યવ્રતે પોતાના ખોબામાં આવેલી તે માછલીને પાણીની સાથે નદીના જળમાં નાંખી દીધી.[૧૩] તે સમયે એ મહાદયાળુ રાજાને તે માછલીએ દીનતાથી કહ્યુ કે—'હે દીનબંધુ! હુ કે જે રાંક અને પોતાની નાતનેજ ખાઇજનારા જળજંતુઓથી બીનેલીછુ તેને આ નદીના જળમાં શામાટે નાંખી દોછો?[૧૪] પોતાની ઉપર અનુગ્રહ કરવાનેમાટે ભગવાન્ એ મત્સ્યાવતાર ધરીને પ્રીતિપૂર્વક પધાર્યાછે એમ નહી જાણતા સત્યવ્રત રાજાએ માછલીના રક્ષણનેમાટે મન કર્યું.[૧૫] માછલીનુ અત્યંત દીન વચન સાંભળી તે દયાળુ રાજા માછલીને કળશના જળમાં નાંખી પોતાના આશ્રમમાં લઇ ગયો.[૧૬] એક રાતમાંજ એ કમંડલુમાં વધી ગયેલી માછલીએ કમંડલુમાં નહીં રહી શકતાં રાજાને કહ્યુ કે—'આ સાંકડા કમંડલુમાં દુખથી રહેવાને હું રાજી નથી, માટે જેમાં હુ સુખે રહીશકુ એવું ઘણુંક મોટું ઠેકાણું મને આપો.'[૧૭-૧૮] પછી રાજાએ એ માછલીને કમંડલુમાંથી કાઢીને પાણીના વીરડામાં નાંખી, પણ ત્યાં નાંખતાંજ છ ઘડીવારમાં ત્રણ હાથ વધીગઇ.[૧૯] વળી માછલીએ કહ્યુ કે—'હે રાજા! આ વીરડો મને રહેવાનેમાટે ઠીક પડતો નથી માટે આથી મોટુ ઠેકાણુ આપો, કેમકે હુ શરણાગત છું.'[૨૦] રાજાએ તેમાંથી કાઢીને તેને સરોવરમાં નાંખી, તો ત્યાં પોતાના શરીરથી સઘળા પાણીને ઢાંકી દઇને મોટો મચ્છ બની ગયો.[૨૧] એ મચ્છે રાજાને કહ્યું કે 'હે રાજા! હુ કે જે જળમાં રહેનાર છું તેને રહેવાનેમાટે આટલુ જળ પૂરૂ થતુ નથી માટે બીજે લઇજતાં સુધીમાં મારા બચાવનો ઉપાય કરી કદી ન ખૂટે એવા મોટા જળાશયમાં મને રાખો.'[૨૨] પછી સત્યવ્રત રાજા તે મચ્છને નોખનોખાં અનેક જળાશયમાં લઈ ગયો, પણ તે મચ્છ જે જળાશયમાં પડે તેમાં તે જળાશય જેવડોજ થઇ જવા માંડયો, એટલે પછી છેલ્લીવારે તેને સમુદ્રમાં નાંખવા લઇ ગયો.[૨૩] સમુદ્રમાં નાંખતાં એ મચ્છ બોલ્યો કે—'હે રાજા! મોટા બળવાળા મગરમચ્છ વગેરે અહીં મને ખાઇજશે, માટે અહીંનહીં નાંખવોજોઇએ.'[૨૪] એપ્રમાણે સુંદર વચન બોલતાએ મત્સ્યે મુંઝાવતાં રાજાએ તેને કહ્યુ કે—'મત્સ્યરૂપથી અમને મુંઝવનાર તમે કોણછો?[૨૫] તમે એક દિવસમાં સો યોજનના તળાવમાં વ્યાપી ગયા, આવી શક્તિવાળો કોઈ જળચર અમે દીઠો નથી કે સાંભળ્યો પણ નથી.[૨૬] તમે અવશ્ય સાક્ષાત્ નારાયણ ભગવાન્ છો, તે પ્રાણીઓ ઉપર અનુગ્રહ કરવાને માટે જળજંતુનાં રૂપ ધરોછો.[૨૭] હે મહાપુરૂષ! હુ તમને પ્રણામ કરૂંછુ. હે જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયના સ્વામી પરમેશ્વર! અમે જેઓ શરણાગત ભક્ત છીએ તેઓની મુખ્ય અને સત્ય ગતિરૂપ તમે છો.[૨૮] તમે લીલાથી ધરેલા સઘળા અવતારો પ્રાણીઓના કલ્યાણને માટે હોયછે, તો આ રૂપ તમે જે કારણથી ધર્યું છે તે જાણવા માગુ છુ[૨૯] હે કમળનેત્ર! દેહાભિમાન ધરાવનારા બીજા લોકોનુ શરણ લઈએ તે જેમ વૃથા જાયછે, તેમ આપના ચરણનુ શરણ લીધું હોય તો તે વૃથા જતુ નથી. કેમકે આપ સર્વ જગતના સંબંધી અને પ્રિય આત્મારૂપ છો એમો ભક્ત લોકોને આવા અદ્ભુત રૂપનુ દર્શન આપ્યુ તેથી પણ ઉપરની વાત સિદ્ધ થાયછે.[૩૦]

શુકદેવજી કહેછે—કલ્પાંત કાળમાં પ્રલયસાગરના જળમાં વિહાર કરવાની ઇચ્છા ધરાવનાર, સાચા ભક્તો ઉપર પ્રીતિ રાખનાર અને રાજાનુ પ્રિય કરવાને ઇચ્છતા મત્સ્યાવતાર ભગવાને,

સત્યવ્રત રાજાનું વચન સાંભળી તેને આ પ્રમાણે કહ્યું.[૩૧]

શ્રી ભગવાન કહેછે-હે રાજા! આજથી સાતમે દિવસે આ પૃથ્વી અને અંતરિક્ષ વગેરે ત્રૈલોક્ય પ્રલયના સમુદ્રમાં ડૂબી જશે.[૩૨] પ્રલયકાળના જળમાં ત્રૈલોક્ય લય પામવા લાગશે ત્યારે મારી પ્રેરણાથી એક મોટું વહાણ તારી પાસે આવશે.[૩૩] તેટલા વખતમાં સઘળી ઔષધિ અને નાનાં મોટાં બીજ લઇને સપ્તર્ષિઓની સાથે અને સર્વ જીવોની સાથે ધીરજથી એ મોટા વહાણમાં ચઢજે. એ અજવાળાં વગરના પ્રલયસાગરમાં ઋષિઓના તેજના પ્રકાશથીજ તું ફરીશ.[૩૪-૩૫] બળવાન્ પવનને લીધે એ વહાણ કંપવા લાગશે ત્યારે હું તારી પાસે આવીશ, એટલે વાસુકી નાગરૂપ નાડાથી એ વહાણને મારા શીંગડામાં બાંધજે.[૩૬] હે રાજા! બ્રહ્માની રાત્રિ પૂરી થશે ત્યાંસુધી તું અને સપ્તર્ષિઓ જેમાં બેઠા હશો એવા વહાણને ખેંચ્યા કરતાં હું સમુદ્રમાં વિહાર કરીશ.[૩૭] મારો મહિમા કે જે 'પરબ્રહ્મ' એવા નામથી કહેવાયછે તે વિષે તું મને પ્રશ્ન કરીશ અને હું તને ઉત્તર આપીશ, તેથી તેનો યથાર્થ ખુલાસો મારા અનુગ્રહથી તારા હૃદયમાં આવશે[૩૮]

શુકદેવજી કહેછે-એ પ્રમાણે તે સત્યવ્રત રાજાને આજ્ઞા કરીને ભગવાન્ અંતર્ધાન થઈ ગયા, અને તે રાજા ભગવાને કહેલા સમયની વાટ જોવા લાગ્યો.[૩૯] પછી મત્સ્યાવતારને ધારણ કરનાર શ્રીહરિના ચરણનું ધ્યાન કરતો સત્યવ્રત રાજા જેનાં મૂળ પૂર્વ તરફ છે એવો દર્ભ બિછાવી તેની ઉપર ઉત્તરાભિમુખે બેઠો [૪૦] પછી સાતમે દિવસે મર્યાદા મૂકીને ચાલેલો, અને મોટા મેઘના વરસાદથી વૃદ્ધિ પામતો સમુદ્ર ચારેકોરથી પૃથ્વીને બોળી દેતો જોવામાં આવ્યો [૪૧] ભગવાનની આજ્ઞાનું સ્મરણ કરતો અને ઔષધિ તથા લતાઓને લઇને તૈયાર રહેલો રાજા વહાણ આવેલું જોઇને સપ્તર્ષિઓની સાથે તેમાં બેઠો.[૪૨] રાજી થયેલા સપ્તર્ષિઓએ રાજાને કહ્યું કે 'હે રાજા! તમે ભગવાનનું ધ્યાન કરો. એ ભગવાન્ આ સંકટમાંથી આપણી રક્ષા કરી કલ્યાણ કરશે.[૪૩] પછી રાજાએ ભગવાનનું ધ્યાન કરતાં લાખ યોજનનો અને સાવ સોનાનો એક શીંગડાવાળો મચ્છ મહાસમુદ્રમાં પ્રકટ થયો.[૪૪] પ્રથમ ભગવાનના કહેવાપ્રમાણે એ મચ્છના શીંગડામાં વાસુકિ નાગરૂપ નાડાથી વહાણને બાંધી રાજી થયેલો રાજા ભગવાનની સ્તુતિ કરવા લાગ્યો.[૪૫]

સત્યવ્રતરાજા સ્તુતિ કરેછે*-અનાદિ કાળની અવિદ્યાથી આત્મજ્ઞાનરહિત અને તેનેલીધેજ સંસારના પરિશ્રમોથી આતુર થયેલા પુરૂષો આ સંસારમાં જેના અનુગ્રહથીજ આશ્રય લઇને જેને પામેછે તે મુક્તિ આપનાર આપ પરમગુરૂ થઇને અમારા દેહાભિમાનને ભેદી નાંખજો.[૪૬] પોતાનાં કર્મથી બંધાએલ આ મૂર્ખ લોક, સુખની ઈચ્છારૂપ દુર્બુદ્ધિ જેની સેવાથી મટેછે, તે ભગવાન્ ગુરૂ થઇને અમારા હૃદયની દેહાભિમાનરૂપ ગાંઠને ભેદી નાંખજો.[૪૭] જેમ રૂપું અગ્નિ-

---

* અહીં આવું વિચારવું જોઇએ કે આ તે બ્રહ્માનાં સો વર્ષ પૂરાં થયે થવાનો મહાપ્રલય થયો કે દિવસ પૂરો થયે થવાનો દૈનંદિન પ્રલય થયો? મહાપ્રલય તો ઘટતો નથી, કેમકે તે પ્રલયમાં પૃથ્વી, બીજ કે સપ્તર્ષિ વગેરે કાંઇ પણ બાકી રહેવું ઘટતું નથી, અને આ પ્રકરણમાંજ 'જ્યાંસુધી બ્રહ્માની રાત રહેશે' ઇત્યાદિક કહેવાઈ ગયું છે તેને વિરોધ આવેછે. તેમ દૈનંદિન પ્રલય પણ સંભવતો નથી, કેમકે પ્રલયકાળસંબંધી સો સો વર્ષની અનાવૃષ્ટિ વગેરે થયાવિના અકસ્માત્ સાતમે દિવસે, ત્રૈલોક્ય બૂડી જવાનું મત્સ્યાવતારે કહ્યુંછે તે સંભવતું નથી. પ્રથમસ્કંધમાં પણ 'ચાક્ષુષ મન્વંતરમાં થયેલા પ્રલયમાં પૃથ્વીરૂપ વહાણમાં બેસાડી ભગવાને વૈવસ્વત મનુની રક્ષા કરી' એમ કહ્યુંછે તે પણ ત્યારે ઘટતું નથી બન્નેમાંથી કોઈ પ્રલયમાં પણ પૃથ્વીરૂપ વહાણમાં બેસવું ઘટે નહીં ચાક્ષુષ મન્વંતરમાં પ્રલય થવો પણ સંભવે નહીં અને થયો હોય તો વૈવસ્વત સાતમો મનુ થયો એ પણ ઘટતું નથી પ્રલયમાં ઔષધિ કે જીવ વગેરે કોઇ પણ બાકી ન રહે માટે 'સઘળી ઔષધિને લઇને તું વહાણમાં બેસજે' ઇત્યાદિક ભગવાનનું કહેવું પણ સંભવે નહીં માટે અહીં એમ સમજવું કે આ કોઇ ખરેખરો પ્રલય નથી પણ દ્વાદશસ્કંધમાં માર્કંડેયને જેવો પ્રલયરૂપ માયા દેખાડીછે તે પ્રમાણેજ સત્યવ્રત રાજાને જ્ઞાનનો ઉપદેશ દેવા પ્રકટ થયેલા ભગવાને રાજાને વૈરાગ્ય આપવાસારૂ અકસ્માત્ પ્રલય થવા જેવું પોતાની માયાથી દેખાડ્યું. આમ માનીએ તોજ ઉપર કહેલી સઘળી વાત સંભવેછે.

ના સેવનથી મેલનો ત્યાગ કરી પોતાના સ્વાભાવિક વર્ણને પામેછે, તેમ જે ભગવાનની સેવાથી પુરૂષ પોતાના મનના મેલનો ત્યાગ કરી સ્વસ્વરૂપને પામેછે, તે આ અવિનાશી ભગવાન્ અમારા પરમ ગુરૂ થઓ.૪૮ બીજા દેવ, ગુરૂઓ અને લોકો સધળા ભેળા મળીને પણ જે કૃપાના દશ હજારમા ભાગના અમુક ભાગને પણ કરી શકતા નથી તે પરમેશ્વર આપનુ હુ શરણ લઉંછુ.૪૯ મૂર્ખ માણસનો મૂર્ખ માણસ ગુરૂ થાય એ તો આંધળાનો અગ્રણી (દોરનાર) આંધળો થયા જેવુ છે. માટે અમે કે જેઓ પોતાના સ્વરૂપને જાણવાને ઇચ્છીએ છીએ, તેઓ, સર્વ ઇંદ્રિયોના પ્રકાશક અને સ્વયંપ્રકાશ આપનેજ ગુરૂ કરીએ છીએ ૫૦ માણસ, માણસને દુર્બુદ્ધિજ આપેછે, કે જે દુર્બુદ્ધિથી અપાર સંસારમાં પડેછે અને આપ તો અમોઘ અને અવિનાશી જ્ઞાન આપોછો, કે જે જ્ઞાનથી માણસ અનાયાસે પોતાના સ્વરૂપને પામેછે ૫૧ તમે સર્વ લોકના મિત્ર, પ્રિય ઈશ્વર, આત્મા, ગુરૂ, જ્ઞાનરૂપ અને ઈષ્ટસિદ્ધિરૂપ છો તથા હૃદયમાંજ રહ્યાછો, તોપણ આંધળી બુદ્ધિવાળા અને તૃષ્ણા રાખ્યા કરતા લોક તમને જાણતા નથી ૫૨ આપ કે જે સર્વ દેવમાં ઉત્તમ, ઉદાર અને ઇશ્વર છો તેમને જ્ઞાનને માટે હુ શરણે આવ્યોછું માટે હે મહારાજ ! પરમાર્થનો પ્રકાશ કરનાર વચનોથી અમારા હૃદયની અહંકારાદિકગાંઠોનેકાપોઅનેપોતાનુ સ્વરૂપદેખાડો.૫૩

શુકદેવજી કહેછે—એ પ્રમાણે બોલતા સત્યવ્રત રાજાને મહાસમુદ્રમાં વિહાર કરતા મત્સ્યરૂપી ભગવાને તત્વનો ઉપદેશ કર્યો.૫૪ સાંખ્ય, યોગ અને કર્મનુ નિરૂપણ કરેલુંછે એવુ, દિવ્ય અને જેમાં પોતાનું રહસ્ય રહેલુ છે એવું સધળુ મત્સ્યપુરાણ સત્યવ્રત રાજાને ભગવાને કહ્યું.૫૫ વહાણમાં બેઠેલા સત્યવ્રત રાજાએ ભગવાને કહેલુ સધળુ સનાતન બ્રહ્મતત્વ સપ્તર્ષિઓની સાથે નિઃસંશય રીતે સાંભળ્યુ ૫૬ એ મત્સ્યાવતાર ભગવાને ગયો પ્રલય પૂરો થઇ રહ્યા પછી ઉઠેલા બ્રહ્માને વેદ આપ્યા કે જે પોતે હયગ્રીવ દૈત્યને મારીને પાછા લીધા હતા.૫૭ જ્ઞાન અને વિજ્ઞાનવાળો એ સત્યવ્રત રાજા ભગવાનની કૃપાથી આ કલ્પમાં વૈવસ્વત મનુ થયો હતો.૫૮ સત્યવ્રત રાજા અને માયાથી મત્સ્યરૂપ બનેલા ભગવાનના સંવાદરૂપ મોટુ આખ્યાન સાંભળે તો માણસ પાપથી છૂટેછે.૫૯ આ ભગવાનના મત્સ્યાવતારનુ જે મનુષ્ય રોજ કીર્તન કરે તેના સંકલ્પ સિદ્ધ થાયછે અને પરમગતિ મળેછે.૬૦ પ્રલયના જળમાં હયગ્રીવ દૈત્યને મારી જેણે, સૂઈ જતાં બ્રહ્માનાં મુખોમાંથી તે દૈત્યે હરી લીધેલા વેદને પાછા બ્રહ્માને સ્વાધીન કર્યા, અને જેણે સત્યવ્રત રાજા તથા સપ્તર્ષિઓને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો, તે સર્વના કારણરૂપ અને માયાથી મત્સ્યરૂપ બનેલા ભગવાનને હું પ્રણામ કરૂંછુ ૬૧

प्रलयपयसि धातुः सुप्तशक्तेर्मुखेभ्यः
श्रुतिगणमपनीतं प्रत्युपादत्त हत्वा ।
दितिजमकथयद्यो ब्रह्म सत्यव्रतानां
तमहमखिलहेतुं जिह्ममीनं नतोऽस्मि ॥६१॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના અષ્ટમસ્કંધનો ચોવીશમો અધ્યાય સંપૂર્ણ.

**अष्टमस्कंध समाप्त.**

श्रीमद्-

# भागवतभाषांतर.

## नवम स्कंध.

શુદ્ધ ગુજરાતી ભાષાંતર.

श्रीमद्

# भागवत भाषांतर.

# नवमस्कंध.

## અધ્યાય ૧ લો.*

### વૈવસ્વત મનુના વંશમાં ચંદ્રવંશ તથા સુદ્યુમ્ન સ્ત્રી થઇ ગયો તેની કથા.

राजोवाच.

मन्वंतराणिसर्वाणि त्वयोक्तानिश्रुतानिमे ।
वीर्याण्यनंतवीर्यस्य हरेस्तत्रकृतानिच ॥ १ ॥

પરીક્ષિતરાજા પૂછેછે—આપે સઘળા મન્વંતર અને તેઓમાં અનંત બળવાળા ભગવાને કરેલાં પરાક્રમો કહ્યાં તે મે સાંભળ્યાં.[૧] દ્રવિડ દેશનો અધિપતિ સત્યવ્રત રાજા કે જેને ગયા કલ્પના અંતમાં ભગવાનની સેવાથી જ્ઞાન મળ્યુ હતુ તે, સૂર્યનો પુત્ર શ્રાદ્ધદેવ (વૈવસ્વત) મનુ થયો અને ઇક્ષ્વાકુ વગેરે રાજાઓ તેના પુત્રો થયા, એ તમારી પાસેથી સાંભળ્યુંછે.[૨-૩] હે મહારાજ ! હવે અમે કે જેઓ નિરંતર શ્રવણ કરવાની ઇચ્છા ધરાવીએ છીએ, તેઓની પાસે એ ઇક્ષ્વાકુ વગેરેનો વંશ અને તે વંશમાં ઉત્પન્ન થયેલાઓનાં ચરિત્ર કહો.[૪] પવિત્ર કીર્તિવાળા જે રાજાઓ થઇ ગયા, જેઓ થવાના છે અને જેઓ હાલ વિદ્યમાન છે, તે સઘળાઓનાં પરાક્રમ અમારી પાસે કહો.[૫]

સૂત શૌનકને કહેછે—બ્રહ્મવાદીઓની સભામાં પરીક્ષિત રાજાએ એ પ્રમાણે પૂછતાં ઉત્તમ ધર્મ જાણનારા શુકદેવજી બોલ્યા.[૬]

શુકદેવજી કહેછે—હે રાજા ! વૈવસ્વત મનુના વંશની મોટી મોટી બાબતો કહું તે સાંભળો. વિસ્તારથી તો સેંકડો વર્ષોથી પણ કહી શકાય એમ નથી.[૭] કલ્પાંતકાળમાં આ જગત ઇશ્વરરૂપજ હતુ કે જે ઈશ્વરમાં નાના મોટા સઘળા પદાર્થોની કલ્પના થઇ છે, ઇશ્વર શિવાય બીજું કાંઇ પણ ન હતું.[૮] એમની નાભિમાંથી સુવર્ણમય કમળનો પોટો ઉત્પન્ન થયો, અને એ પોટામાં ચાર માઢાંવાળા બ્રહ્મા ઉત્પન્ન થયા હતા. બ્રહ્માના મનમાંથી મરીચિ થયા, મરીચિના કશ્યપ થયા અને કશ્યપની સ્ત્રી અદિતિ કે જે દક્ષની પુત્રી હતી તેમાં સૂર્ય ઉત્પન્ન થયા.[૧૦] સૂર્યની સંજ્ઞા નામની સ્ત્રીમાં શ્રાદ્ધદેવ મનુ ઉત્પન્ન થયા, અને તેણે શ્રદ્ધા નામની સ્ત્રીમાં દશ પુત્ર ઉત્પન્ન કર્યા.[૧૧] ઇક્ષ્વાકુ, નૃગ, શર્યાતિ, દિષ્ટ, ધૃષ્ટ, કરૂષક, નરિષ્યંત, પૃષધ્ર, નભગ અને કવિ એવા નામના એ દશ પુત્રો હતા.[૧૨] જે સમયે એ મનુને કાંઇ પણ સંતાન નહતુ, તે સમયે તેને સંતાન આપવા માટે વસિષ્ઠ મુનિએ મિત્રાવરુણ દેવની ઇષ્ટિ કરી હતી.[૧૩] એ ઇષ્ટિમાં મનુની સ્ત્રી શ્રદ્ધા કે જે નિયમને માટે દૂધ પીને રહેતી હતી, તેણે હોતા બ્રાહ્મણની પાસે જઇને પ્રણામપૂર્વક માગ્યુ કે મને દીકરી આવે એમ કરજો.[૧૪] પછી અધ્વર્યુએ પ્રેરણા કરાએલા હોતા બ્રાહ્મણ હવિષ્ય લેવાના સમયમાં મનુની સ્ત્રીના કહેવા ઉપર ધ્યાન રાખી વષટ્કારનુ ઉચ્ચારણ કરતાં યજનનો ફેરફાર કરી નાંખ્યો.[૧૫] હોતાએ કરેલા ફેરફારને લીધે મનુને ઈલા નામની કન્યા આવી તેને જોઇને નહી રાજી થયેલા મનુએ વસિષ્ટને કહ્યુ, કે—' હે મહારાજ ! આ શુ થયું ! તમજેવા બ્રહ્મવાદી-

---

* આ પહેલા અધ્યાયમા વૈવસ્વતના પુત્રના વંશમા ચંદ્ર વંશનો પ્રવેશ કહેવાને માટે સુદ્યુમ્ન સ્ત્રી થઇ ગયો, એ કથા કહેવાશે.

ઓની ક્રિયામાંથી વિપરીત ફળ થાય એ ઘણોજ અફસોસ છે મંત્રમાં આવો વિકાર નહી થવો જોઇએ [૧૬-૧૭] તમે મંત્ર જાણનાર, તપથી નિષ્પાપ નિર્મલ અને સાવધાન છો, તે છતાં દેવતાઓમાં અસત્ય ભાષણની પેઠે આ સંકલ્પનો ફેરફાર શાથી થયો?[૧૮] એ પ્રમાણે મનુની વાત સાંભળી વસિષ્ઠ મુનિએ તેમાં હોતાએ અપરાધ કરેલો જાણી મનુને કહ્યુ કે-'આ જે સંકલ્પમાં ફેરફાર થયો તે જો કે તમારા પોતાના દોષથી થયોછે, તોપણ મારી શક્તિથી હુ તમને પુત્રવાન્ કરીશ[૧૯-૨૦] પછી એ પ્રમાણે નિશ્ચય કરી ઈલાને પુરૂષ બનાવવાસારૂ મોટી કીર્ત્તિવાળા વસિષ્ઠમુનિએ ભગવાનની સ્તુતિ કરી.[૨૧] ભગવાને પ્રસન્ન થઈને તેમને માગેલુ વરદાન આપ્યુ, તેથી જે ઈલા હતી તે સુદ્યુમ્ન નામનો પુત્ર થયો [૨૨] એ સુદ્યુમ્ન એક દિવસે કેટલાએક કારભારીઓને સાથે લઈ, સિંધુદેશના ઘોડા ઉપર બેશી, સુંદર ધનુષ અને અદ્‌ભુત બાણ લઇ, બખતર પેહેરી વનમાં મૃગયા કરવાસારૂ નીકળેલો હતો, તે મૃગની પછવાડે દોડતાં દોડતાં ઉત્તર દિશામાં ચાલ્યો ગયો [૨૩-૨૪] એ કુમાર, મેરૂપર્વતની નીચે એક વન છે તેમાં પેઠો કે જે વનમાં સદાશિવ પાર્વતીની સાથે રમણ કર્યા કરેછે.[૨૫] શત્રુઓને મારનાર સુદ્યુમ્ને એ વનમાં જતાંજ પોતાના શરીરને સ્ત્રીરૂપ થયેલુ અને ઘોડાને ઘોડી બનેલો દીઠો.[૨૬] એવી રીતે જ તેની સાથે જે અનુચરો હતા તેઓ પણ પોતાના શરીરની નિશાનીમાં વિપરીતપણુ થયેલુ જોઇ ખેદ પામ્યા અને એકબીજા સામુ જોવા લાગ્યા [૨૭]

પરીક્ષિતરાજા પૂછેછે-હે મહારાજ! એ પ્રદેશ એવા ગુણવાળો કેમ હતો? અને તેને એવો કોણે કર્યો છે? આ પ્રશ્નનો ઉત્તર આપો, કેમકે આ વિષયમાં અમને મોટું કૌતુક થયુ છે [૨૮]

શુકદેવજી કહેછે-એક દિવસે પોતાની કાંતિથી દિશાઓમાં અજવાળુ કરી દેતા પવિત્ર ઋષિઓ એ વનમાં સદાશિવનુ દર્શન કરવા આવી નીકળ્યા.[૨૯] તેઓને જોઇ પોતે નગ્ન હોવાથી બહુજ લજાએલાં પાર્વતીએ સદાસિવના ખોળામાંથી ઉઠીને તુરત લૂગડુ પેહેરી લીધું.[૩૦] ઋષિએ પણ તે વખતે શિવપાર્વતીના રમણનો પ્રસંગ જોઈ મનમાં શરમાઇને પાછા વળી નરનારાયણના આશ્રમમાં ગયા.[૩૧] તે વખતે પાર્વતીને રાજી કરવાસારૂ સદાશિવ બોલ્યા છે કે 'આ સ્થાનકમાં જે કોઇ આવશે તે સ્ત્રી બની જશે.' [૩૨] તે પછી પુરૂષો એ વનમાં જતા નથી. હવે તે ઘણી અનુચરીઓવાળી ઈલાકન્યા એક વનથી બીજા વનમાં અને બીજાથી ત્રીજા વનમાં એમ ફરવા લાગી.[૩૩] ઘણી સ્ત્રીઓથી વીંટાએલી ઉત્તમ સ્ત્રી પોતાના ( બુધના ) આશ્રમની પાસે ફરતી હતી, તેને જોઈ બુધને તેના વિષે કામના ઉત્પન્ન થઈ, અને તે સ્ત્રીને એ ચંદ્રમાના પુત્ર બુધ વિષે કામના ઉત્પન્ન થઈ. પછી બુધે તે સ્ત્રીમાં પુરૂરવા નામનો પુત્ર ઉત્પન્ન કર્યો [૩૪-૩૫] એ પ્રમાણે સ્ત્રીપણુ પામેલા એ મનુના પુત્ર સુદ્યુમ્ને કેટલાક દિવસ પછી પોતાના કુળના આચાર્ય વસિષ્ઠમુનિનું સ્મરણ કર્યુ હતુ એમ સાંભળ્યુ છે [૩૬] સુદ્યુમ્નની એ દશા જોઇ દયાથી બહુજ દબાએલા વસિષ્ઠમુનિએ સુદ્યુમ્નને પાછો પુરૂષ બનાવવાસારૂ મહાદેવની ભક્તિ કરી [૩૭] હે રાજા! મહાદેવે પ્રસન્ન થઇને વસિષ્ઠ મુનિને રાજી કરવા અને પોતાનું વચન પણ સત્ય કરવા વસિષ્ઠ મુનિને કહ્યું કે-'આ સુદ્યુમ્ન એક મહિના સુધી પુરૂષ રહેશે અને એક મહિના સુધી સ્ત્રી રહેશે એવી વ્યવસ્થાથી ભલે પૃથ્વીનુ રાજ્ય કરે.'[૩૮-૩૯] વસિષ્ઠના અનુગ્રહને લીધે એ પ્રમાણે વ્યવસ્થાથી પુરૂષપણુ પામી સુદ્યુમ્ન રાજ્ય કરવા લાગ્યો, પણ તેને એકાંતર મહિને સ્ત્રી બનીને છુપાઈ રહેવુ પડતુ તેથી તે પ્રજાઓને પસંદ પડયો નહી.[૪૦] એ સુદ્યુમ્નના ઉત્કલ, ગય અને વિમળ એવા નામના ત્રણ પુત્ર થયા, તેઓ ધર્મ ઉપર પ્રીતિ રાખનાર અને દક્ષિણદેશના રાજા થયા હતા [૪૧] પછી ઘણો કાળ જતાં પ્રતિષ્ઠાન (પ્રયાગની પાસે ઝુસી કહેવાય છે તે) પુરીના અધિપતિ એ સુદ્યુમ્ન રાજા

પોતાના પેટના દીકરા પુરૂરવાને રાજ્ય આપી વનમાં ગયો.[૪૨]

**ततःपरिणते काले प्रतिष्ठानपति प्रभुः ।**
**पुरूरवस उत्सृज्य गांपुत्रायगतो वनम् ॥४२॥**

ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના નવમસ્કંધનો પેહેલો અધ્યાય સંપૂર્ણ

---

## અધ્યાય ૨ જો.*

### વૈવસ્વત મનુના પુત્રોનો વંશ.

**श्री शुकउवाच.**

**एवंगतेऽथ सुद्युम्ने मनुर्वैवस्वतःसुते ।**
**पुत्रकामस्तपस्तेपे यमुनायां शतंसमाः ॥१॥**

શુકદેવજી કહેછે–એ પ્રમાણે પોતાનો પુત્ર સુદ્યુમ્ન વનમાં જતાં વૈવસ્વત મનુએ બીજા પુત્રો ઉત્પન્ન કરવાની ઈચ્છાથી યમુના નદીમાં સો વર્ષ સુધી તપ કર્યું, અને પછી સંતાનને માટે ભગવાનનુ પૂજન કર્યું. તેથી ઈક્ષ્વાકુ વગેરે પોતા જેવાજ દશ પુત્રો તેને આવ્યા[૧-૨] મનુનો પુત્ર પૃષધ્ર કે જેને ગુરૂવસિષ્ઠમુનિએ ગાયોનુ પાલન કરવા રાખ્યો હતો, તે રાત્રિમાં ખડી ચોકીથી સાવધાનપણે વસિષ્ઠની ગાયોનુ પાલન કરતો હતો.[૩] એક દિવસે રાતે મેઘ વરસતો હતો, તે સમયમાં એક વાઘ ગાયોના વાડામાં આવ્યો, તેથી સૂતેલી ગાયો બીકનેલીધે ઉઠીને વાડામાં દોડવા લાગી[૪]બળવાન્ વાઘે તેઓમાંથી એક ગાયને પકડતાં તે ચીસો નાંખવા લાગી. ગાયની ચીસ સાંભળી પૃષધ્ર તરવાર લઇને તુરત ત્યાં ગયો.[૫] રાતમાં નક્ષત્ર પણ દેખાતાં ન હતાં એવા અંધારામાં અજાણતાં તેણે વાઘ જાણીને એ કપિલા ગાયના માથા ઉપર ઘા કર્યો.[૬]તરવારની અણી વાગતાં જેના કાન કપાઈગયા એવો વાઘ માર્ગમાં લોહી નાંખતો નાંખતો બહુજ બીકથી ભાગીગયો.[૭]પોતે વાઘ માર્યો એમ સમજતો પૃષધ્ર સવારમાં જુએછે ત્યાં પોતાના હાથથી ગાયનો વધ થયો જાણી બહુજ ખેદ પામ્યો.[૮]જેનાથી અજાણતાં અપરાધ થયો એવા એ પૃષધ્રને કુળના ગુરૂ વસિષ્ઠે શાપ દીધો કે–'આ પાપનેલીધે તુ ક્ષત્રિયની જાતમાં પણ નહી રહી શકતાં શૂદ્ર થઇ જઇશ.'[૯]એ પ્રમાણે ગુરૂએ શાપ દીધો તે હાથ જોડી માથે ચઢાવી લેતાં પૃષધ્રે તે દિવસથી મુનિવ્રત પાળી બ્રહ્મચર્યજ પાળ્યુ.[૧૦]સર્વના આત્મા, સર્વથી પર અને નિર્મળ ભગવાનની ભક્તિથી તેમાં એકાગ્ર થયેલો, સર્વ પ્રાણીઓનો મિત્ર, સમદૃષ્ટિવાળો, જીતેંદ્રિય, સંગ રહિત, પરિગ્રહરહિત અને શાંત અંતઃકરણવાળો પૃષધ્ર, જે કાંઈ યદૃચ્છાથી મળે તેથી પોતાની વૃત્તિ ચલાવવા લાગ્યો.[૧૧-૧૨]જ્ઞાનથી તૃપ્તી પામેલો અને પોતાના જીવાત્માને પરમાત્માના સ્વરૂપમાં ધરી દઇ સમાધિમાં રહેતો એ પૃષધ્ર, જડ અંધ અને બેહેરા જેવી આકૃતિથી પૃથ્વીમાં ફરતો હતો[૧૩]એવી રીતે વૃત્તિ રાખતાં વનમાં નીકળી ગયો ત્યાં ઉત્પન્ન થયેલા દાવાનળને જોઇ તેમાં પોતાના દેહનો દાહ કરી પરબ્રહ્મને પામ્યો.[૧૪] મનુના પુત્રોમાં સૌથી નાનો કવિ, નાનપણમાં પરબ્રહ્મને જાણી, સર્વ પ્રકારની સ્પૃહા છોડી દઈ, અને બંધુ તથા રાજ્યનો ત્યાગ કરી વનમાં ગયો હતો, અને ત્યાં ચિત્તમાં પરમાત્માનું ધ્યાન કરી મુક્તિ પામી ગયો.[૧૫]મનુના પુત્ર કરૂષના વંશમાં કારૂષ નામના ક્ષત્રિયો ઉત્પન્ન થયા, તે સઘળા બ્રાહ્મણોને માનનાર, ધર્મ ઉપર પ્રીતિ રાખનાર અને ઉત્તરદિશામાં રાજ્ય કરતા હતા[૧૬]મનુના પુત્ર ધૃષ્ટના વંશમાં ધાર્ષ્ટ નામના ક્ષત્રિયો થયા, તેઓમાં ઘણાખરા પૃથ્વીમાં બ્રાહ્મણ થઇ ગયા હતા. મનુના પુત્ર નૃગનો સુમતિ, સુમતિનો ભૂતજ્યોતિ, ભૂતજ્યોતિનો વસુ,[૧૭] વસુનો પ્રતીક અને પ્રતીકનો ઓઘવાન નામે પુત્ર થયો. ઓઘવાનને ઓઘવન્ નામનો પુત્ર અને ઓઘવતી નામે કન્યા આવી હતી. એ કન્યાને સુદર્શન પરણ્યો હતો[૧૮] મનુના પુત્ર નરિષ્યંતનો દીકરો ચિત્રસેન થયો, ચિત્રસેનનો દક્ષ, દક્ષનો મીઢવાન, મીઢવાનનો કૂર્મ, કૂર્મનો ઇંદ્રસેન, ઇંદ્રસેનનો વિતિહોત્ર, વિતિહોત્રનો સ-

---

* આ બીજા અધ્યાયમા મનુના પુત્રોમા બે જણ વૈરાગ્યથી અપુત્ર રહ્યાની અને કરૂષક વગેરે પાચ પુત્રોના વંશની કથા કહેવાશે.

ત્યશ્રવા, સત્યશ્રવાનો ઉરૂશ્રવા અને ઉરૂશ્રવાનો દેવદત્ત નામે પુત્ર થયો હતો.[૧૯-૨૦] એ દેવદત્તને ઘેર અગ્નિનો અવતાર થયો તેનુ અગ્નિવેશ્ય નામ હતુ. કુવારીમાં જન્મેલ તેથી કાનીન પણ એનુજ નામ કહેવાતુ હતુ અને મોટા ઋષિ જાતૂકર્ણ્ય પણ એજ કહેવાતા હતા.[૨૧] એ અગ્નિવેશ્યના વંશમાં 'અગ્નિવેશ્યાયન' એવા નામનું બ્રાહ્મણોનુ કુળ થયુ. એ નરિષ્યતનો વશ કહેવાયો. હવે દિષ્ટનો વશ સાંભળો.[૨૨] મનુના પુત્ર દિષ્ટનો નાભાગ નામે પુત્ર થયો. એ નાભાગ કર્મને લીધે વૈશ્યપણું પામ્યો હતો નાભાગનો ભલંદન, તેનો વત્સપ્રીતિ, તેનો પ્રાંશુ, તેનો પ્રમતિ, તેનો ખનિત્ર, તેનો ચાક્ષુષ, તેનો વિવિંશતિ, તેનો રંભ, તેનો ખનિનેત્ર, તેનો કરંધમ, તેનો અવીક્ષિત અને તેનો મરૂત્ત નામે પુત્ર થયો એ મરૂત્ત ચક્રવર્તિ હતો અંગિરાના પુત્ર મોટા યોગી સંવર્ત્ત મરૂત્તને યજ્ઞ કરાવ્યો હતો [૨૩-૨૫] જેવો મરૂત્તરાજાનો યજ્ઞ થયો હતો તેવો બીજા કોઇનો થયો નથી, એના યજ્ઞમાં જે કાંઇ પાત્રાદિક હતુ તે સઘળું સોનાનુ અને સુશોભિત હતું[૨૭] એના યજ્ઞમાં સોમપાનથી ઇંદ્ર અને દક્ષિણાથી બ્રાહ્મણો રાજી થયા હતા વાયુદેવ પીરસનારા અને વિશ્વેદેવા સભાસદ થયા હતા.[૨૮] મરૂત્તનો દમ, તેનો રાજ્યવર્દ્ધન, તેનો સુધૃતિ, તેનો નર, તેનો કેવળ, તેનો બંધુમાન્, તેનો વેગવાન્, તેનો બંધુ, અને તેનો તૃણબિંદુ નામે પુત્ર થયો.[૨૯-૩૦] ગાવા યોગ્ય ઘણા ગુણવાળા એ તૃણબિંદુરાજાને અલંબુસા નામની અપ્સરા વરી હતી એ અપ્સરામાં તેને પુત્રો થયા હતા, અને ઇડવિડા નામની કન્યા થઈ હતી[૩૧] એ કન્યામાં વિશ્રવા ઋષિ કે જે પોતાના પિતા મોટા યોગેશ્વર પુલસ્ત્ય પાસેથી ઉત્તમ વિદ્યા શીખ્યા હતા તેમણે કુબેરજીને ઉત્પન્ન કર્યા હતા[૩૨] વિશાલ, શૂન્યબંધુ અને ધુમ્રકેતુ એ ત્રણ તૃણબિંદુના પુત્ર હતા. તેઓમાં વંશ સ્થાપનારા વિશાલરાજાએ વૈશાલી નામની નગરી બનાવી હતી.[૩૩] વિશાલનો હેમચંદ્ર, તેનો ધૂમ્રાક્ષ, તેનો સંયમ અને તેનો કૃશાશ્વ અને દેવજ નામના બે પુત્ર થયા હતા.[૩૪] કૃશાશ્વનો પુત્ર સોમદત્ત થયો કે જેણે અશ્વમેધ યજ્ઞોથી ભગવાનનુ પૂજન કરી યોગેશ્વરના આશ્રયથી મોક્ષગતિ મેળવી હતી.[૩૫] સોમદત્તનો સુમતી થયો અને તેનો જનમેજય થયો. વિશાલના વંશના એ રાજાઓ તૃણબિંદુની કીર્તિને ધરી રહ્યા હતા.[૩૬]

**सौमदत्तिस्तु सुमतिस्तत्सुतो जनमेजयः**
**एते वैशालभूपालास्तृणबिंदोर्यशोधराः ॥३६॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના નવમસ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૩ જો.*

### મનુના પુત્ર શર્યાતિના વંશમાં સુકન્યા તથા રેવતનું આખ્યાન.

**श्रीशुक उवाच.**

**शर्यातिर्मानवो राजा ब्रह्मिष्ठः संबभूव ह ।**
**यो वा आंगिरसां सत्रे द्वितीयमहरूचिवान् ॥१॥**

શુકદેવજી કહેછે-મનુનો દીકરો શર્યાતિરાજા વેદનાં તત્વને જાણતો હતો, અને તેણે અંગિરાકુળના બ્રાહ્મણોના યજ્ઞમાં બીજે દિવસે કરવાનું કર્મ કહ્યું હતુ.[૧] એ રાજાની કમળસરખાં નેત્રવાળી સુકન્યા નામની કુવરી હતી એ કુંવરીને સાથે લઈ વનમાં ફરવા ગયેલો શર્યાતિરાજા ચ્યવનઋષિના આશ્રમમાં ગયો[૨] સખીઓથી વીંટાએલી અને વનમાં વૃક્ષ જોવાને ફરતી તે કન્યાએ રાફડાના છિદ્રમાં પતંગિયા સરખા બે તેજસ્વી પદાર્થ દીઠા.[૩] એ અણસમજુ નાની કન્યાએ દૈવની પ્રેરણાથી કાંટાવતે એ બે પદાર્થને વીંધી નાંખ્યા, તેમાંથી ઘણું લોહી નીકળ્યું.[૪] તે સમયમાં તરતજ સર્વ સેનાવાળાઓનાં વિષ્ટા અને મૂત્ર રોકાઇ ગયાં. એ જોઇને વિસ્મય પામેલા રાજાએ પોતાનાં માણસોને પૂછ્યુ કે-તમે એ કાંઈ ચ્યવનઋષિનો અપરાધ તો નથી કર્યો? જરૂર આપણુમાંથી કોઇએ તેમના આશ્રમની ખનાબી કરેલી જણાય છે.[૫-૬] સુકન્યાએ

*આ ત્રીજા અધ્યાયમાં મનુના પુત્ર શર્યાતિના વંશમાં સુકન્યા અને રેવતની મોટાં અદ્ભુત આખ્યાન કહેવાશે.

બીતાં બીતાં પોતાના બાપને કહ્યું કે—'મે કાંઇક કર્યું છે, તે એ કે અજાણતાં કાંટો લઇને તે વને બે તેજસ્વી પદાર્થને વીંધી નાંખ્યા છે.'[૭] એ દીકરીનું વચન સાંભળી બહુજ બીનેલો શર્યાતિ રાજા રાફડાની અંદર બેઠેલા ચ્યવનઋષિની ધીરે ધીરે ક્ષમા માગવા લાગ્યો.[૮] ત્યાં વાતચીતથી ઋષિનો અભિપ્રાય જાણી લઈને રાજાએ પોતાની એ દીકરી ઋષિને આપી પછી કષ્ટમાંથી છૂટેલો તે રાજા ચ્યવન મુનિની રજા લઈ સાવધાનપણાથી પોતાના નગરમાં ગયો.[૯] બહુજ ક્રોધી ચ્યવનઋષિને પરણેલી અને તેના ચિત્તને જાણનારી સુકન્યાએ સાવધાન રહીને સેવા કરવાથી પતિને પ્રસન્ન કર્યા.[૧૦] કેટલાક કાળ પછી અશ્વિનીકુમાર પોતાના આશ્રમમાં આવ્ય, તેમની પૂજા કરીને ચ્યવનઋષિએ કહ્યું કે—'હે ઉત્તમ વૈદ્યો! મને જુવાન બનાવી આપો[૧૧] મારી અવસ્થા અને રૂપ સ્ત્રીઓને ગમે તેવાં કરી આપશો, તો તમને આજસુધી યજ્ઞમાં સોમરસનો ભાગ મળતો નથી તે હુ આપીશ'[૧૨] મોટા વૈદ્ય અશ્વિનીકુમારોએ તે વાતનો સ્વીકાર કરી તથા સત્કાર કરી ચ્યવનઋષિને કહ્યુ કે—'સિદ્ધલોકોએ બનાવેલા આ ધ્રોમાં તમે ડૂબકી મારો.'[૧૩] એમ કહી એ ચ્યવનઋષિ કે જે ઘરડપણથી લેવાઇ ગયા હતા, નકરી નસો દેખાતી હતી અને વળી તથા પળીથી વિપ્રિય લાગતા હતા, તેમને લઇને બે અશ્વિનીકુમારોએ ધ્રોમાં પેસાડ્યા અને તેઓ પોતે પણ પેઠા.[૧૪] પછી સુંદર, સ્ત્રીઓને પ્રિય લાગે એવા, કમળની માળાવાળા, કુંડળવાળા, સારાં વસ્ત્ર ધરનારા અને પરસ્પર સરખાં રૂપવાળા ત્રણ પુરૂષ એ ધ્રોમાંથી નીકળ્યા[૧૫] સરખાં રૂપવાળા અને સૂર્યસરખા તેજસ્વી એ ત્રણ પુરૂષોને જોઇને તેઓમાંથી પોતાના પતિને નહીં ઓળખતી સુકન્યાએ અશ્વિનીકુમારની પ્રાર્થના કરી[૧૬] તેના પતિવ્રતાપણાથી રાજી થયેલા બે અશ્વિનીકુમાર, સુકન્યાને ચ્યવનમુનિ દેખાડી અને તેમની રજા લઈ વિમાનમાં બેશીને સ્વર્ગમાં ગયા.[૧૭] પછી કોઇ દિવસે યજ્ઞ કરવાના મનોરથથી શર્યાતિરાજા ચ્યવનઋષિના આશ્રમમાં જતાં દીકરીના પડખામાં બેઠેલો સૂર્યના જેવો તેજસ્વી પુરૂષ તેના જોવામાં આવ્યો.[૧૮] દીકરી આવીને પગે લાગી, તોપણ તેને આશિર્વાદ નહી દેતાં કચવાઇ ગયેલા રાજાએ તે દીકરીને કહ્યુ કે—'અરે! આ તે શું કર્યું? સર્વ લોકો જેને નમસ્કાર કરેછે એવા ચ્યવનમુનિને તે ઠગ્યા! હે દુષ્ટ! બહુજ ઘરડા અને અપ્રિય લાગે એવા એ સ્વામીનો ત્યાગ કરી આ કોઇ વટેમાર્ગુ જારપુરૂષનું તું સેવન કરેછે!![૧૯-૨૦] તું સારા કુળમાં ઉત્પન્ન થયેલી છતાં તારી બુદ્ધિ ભૂંડી કેમ થઇ? નિર્લજ્જ બનીને જારપુરૂષને લઈ બેઠીછે, એ કુળને કલંક લગાડયુ છે, અને એથી તુ પિતાના અને સ્વામીના કુળને નરકમાં નાંખેછે'[૨૧] એમ બોલતા પોતાના બાપને સુકન્યાએ હસીને કહ્યુ કે 'હે પિતા! આ તમારા જમાઇ ચ્યવનમુનિજ છે.'[૨૨] પછી એ મુનિને અવસ્થા તથા રૂપ મળ્યાની સઘળી હકીકત કહી દેખાડી. વિસ્મય પામેલા શર્યાતિ રાજાએ બહુજ રાજી થઈને દીકરીનુ આલિંગન કર્યું.[૨૩] પછી રાજાએ સોમયજ્ઞનો આરંભ કરતાં જો કે અશ્વિનીકુમારને સોમપાન મળતુ નથી, તોપણ ચ્યવનઋષિએ પોતાની શક્તિથી તેઓને સોમરસનો ભાગ આપ્યો.[૨૪] એ જોઇને તુરત ક્રોધ પામેલા ઇંદ્રે અસહનતાથી ચ્યવનઋષિને મારી નાંખવા વજ્ર ઉપાડ્યુ, પણ ચ્યવનઋષિએ ઇંદ્રનો હાથ વજ્રસહિત થંભાવી દીધો.[૨૫] ત્યાંથી સઘળાઓએ અશ્વિનીકુમારને સોમનો ભાગ દેવાનુ કબુલ રાખ્યુ તે પહેલાં એઓ વૈદ્યનો નીચ ધંધો કરનાર છે એવા કારણથી તેઓને સોમના ભાગમાંથી બાતલ કર્યા હતા.[૨૬] શર્યાતિના ઉત્તાનબર્હિ, આનર્ત્ત અને ભૂરિષેણ એવા નામના ત્રણ પુત્ર થયા. તેઓમાં આનર્ત્તનો રૈવત થયો[૨૭] એ રૈવતરાજા સમુદ્રની અંદર કુશસ્થલી (દ્વારકા) નગરી વસાવી તેમાં રહીને આનર્ત્ત (ઓખામંડળ) વગેરે દેશને ભોગવતો હતો[૨૮] રૈવતરાજાના ઘણાજ ઉત્તમ સો પુત્ર થયા તેઓમાં કકુદ્મિ મોટો હતો. એ રૈવતરાજા પોતાની કન્યા રૈવતીને સાથે લઈ 'તેનો વર કોને કરવો' એ વાત બ્રહ્માને પૂછવા

બ્રહ્મલોકમાં ગયો હતો, પણ ત્યાં ગાયન ચાલવાને લીધે અવકાશ નહી મળતાં જરાવાર તેને બેશી રહેવું પડયુ.[29-30] ગાયન થઇ રહ્યા પછી નમસ્કાર કરીને તેણે બ્રહ્મા પાસે પોતાનો અભિપ્રાય કહ્યો, તે સાંભળી બ્રહ્મા હસીને બોલ્યા કે 'અહો ! ! જે જે વર તારા મનમાં ધાર્યા હતા તેઓ સઘળા નાશ પામી ગયા, એટલુ જ નહીં પણ તેઓના પુત્ર, પૌત્ર કે પ્રપૌત્રના વંશપણ નાશ પામ્યાછે,[31-32] કેમકે પૃથ્વીમાં સત્યાવીશ યુગ વીતી ગયા. માટે જા, અને હાલ પૃથ્વીનો ભાર ઉતારવામાટે પ્રાણીઓના પાલક અને જેનું શ્રવણ તથા કીર્તન પવિત્ર છે એવા શ્રીકૃષ્ણ ભગવાન પોતાના અંશ બળભદ્રની સાથે અવતર્યાછે, તો તે મહાબળવાન્ અને ભગવાનના અંશરૂપ બળભદ્ર કે જે મનુષ્યોમાં રત્નરૂપ છે તેને આ તારી રત્નજેવી કન્યા દે.' એ પ્રમાણે બ્રહ્માએ આજ્ઞા કરતાં તેમને પ્રણામ કરી એ રેવતરાજા પોતાનુ શેહેર કે જેને યક્ષોના ત્રાસથી ભાગી જઇને ભાઇઓએ છોડી દીધુ હતુ ત્યા આવ્યો, અને પછી બળવાન બળભદ્રને પોતાની સુંદર કન્યા આપીને નારાયણના બદરિકાશ્રમમાં તપ કરવા ગયો.[33-35]

सुतांदत्वाऽनवद्यांगीं बलायबलशालिने ।
बदर्याख्यंगतोराजा तप्तुंनारायणाश्रमम् ॥३६॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના નવમસ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૪ થો.*

### મનુના પુત્ર નભગ તથા અંબરીષની કથા.

श्रीशुक उवाच

नाभागो नभगापत्यं यंततं भ्रातरःकविम् ।
यविष्ठं व्यभजन्दायं ब्रह्मचारिणमागतम् ॥१॥

શુકદેવજી કહેછે—મનુના પુત્ર નભગનો દીકરો નાભાગ હતો એ ગુરૂને ઘેર ભણ્યા રહ્યો હતો તે નૈષ્ઠિક બ્રહ્મચારીજ રહેશે એમ ધારી તેના મોટા ભાઇઓએ તેનો કાંઇ પણ ભાગ નહીં રાખતાં પિતાની સઘળી મિલકત વેહેંચી લીધી હતી. પછી ગુરૂના ઘરથી આવીને એ વિદ્વાન્ નાભાગે પોતાનો ભાગ માગ્યો ત્યારે તેના ભાઇઓએ એ નાના ભાઇના ભાગમાં પોતાના બુઢા બાપને આપ્યો હતો.[1] નાભાગે પ્રથમ પૂછ્યું કે 'હે ભાઇઓ ! મારા ભાગમાં શુ રાખ્યુ છે ?' ભાઇઓએ કહ્યું કે 'તારા ભાગમાં આપણો બાપ રાખ્યોછે.' નાભાગે બાપની પાસે જઇને કહ્યું કે 'મારા મોટા ભાઇઓએ મારા ભાગમાં તમને આપ્યાછે' બાપે કહ્યુ કે 'એ વાત તારે માનવી નહીં, કેમકે મારામાંથી તારી આજીવિકા ચાલશે નહીં'[2] તોપણ તારા ભાગમાં મને આપ્યોછે તો હુ હાલ તારા જીવનનો ઉપાય બતાવીશ હાલ અંગિરાના કુળના આ વિદ્વાન્ બ્રાહ્મણો સાઠ હજાર વર્ષના યજ્ઞ માંડીબેઠા છે, તેઓ વ[illegible]ડીએ છઠે છઠે દિવસે કર્મ કરવામાં ભૂલી જાયછે તો તું તેઓની પાસે જઇને વૈશ્વદેવનાં બે સૂક્ત કહે, કે જેથી તેઓની ભૂલ મટીજશે પછી એ બ્રાહ્મણો પોતાનો યજ્ઞ પૂર્ણ કરી સ્વર્ગમાં જશે તે વખતે પોતાના યજ્ઞમાં બાકી રહેલી મિલકત તને આપી જશે, માટે ત્યાં જા' પછી એ નાભાગે તે બ્રાહ્મણો પાસે જઇને તે પ્રમાણે કરતાં બ્રાહ્મણો જે કાંઇ યજ્ઞમાં બાકી રહ્યુ હતુ તે ધન નાભાગને આપીને સ્વર્ગમાં ગયા.[3-5] નાભાગે એ ધન લેવા માંડયુ તે વખતે કાળા રૂપવાળો કોઈ પુરૂષ ઉત્તર દિશામાંથી આવી બોલ્યો કે—'આ યજ્ઞભૂમિમા પડી રહેલી મિલકત મારી છે.' નાભાગ બોલ્યો કે—'આ મિલકત ઋષિઓ મને આપી ગયાછે' પેલા કાળા પુરૂષે કહ્યુ કે—'આપણી આ તકરારમાં તારા બાપને પૂછવું જોઈએ.' નાભાગે જઇને પોતાના બાપને પૂછ્યુ ત્યારે બાપે કહ્યુ કે—'ખરી વાત છે. યજ્ઞભૂમિમાં જે કાંઇ બાકી પડયુ રહે તે રૂદ્રનો ભાગછે એમ એક વખતે ઋષિઓએ ઠરાવ કરેલછે, માટે રૂદ્રજ એ સઘળું લઈ લેવાને યોગ્ય છે.'[7-8] નાભાગે પ્રણામ કરીને રૂદ્રને કહ્યુ કે—'હે મહારાજ ! આ સઘળી

---

* આ ચોથા અધ્યાયમા મનુના પુત્ર નભગની અને તેનો પુત્ર અંબરીષ કે જેથી મૃત્યુ પણ ભાગી ગયો હતો તેની કથા કહેવામા આવશે

મિલકત તમારી છે એમ મારા પિતા કહેછે, માટે તમે લ્યો અને દંડવત્ કરી હું તમારી ક્ષમા માગું છું.'[૯] રૂદ્ર બોલ્યા કે–'તારા પિતાએ ન્યાયની વાત કરી અને તું પણ આવીને સાચું બોલ્યો, માટે તું મંત્રનો દૃષ્ટા થશે અને તને સનાતન બ્રહ્મજ્ઞાન આપું છું.[૧૦] આ યજ્ઞમાં જે બાકી રહ્યું છે તે ધન હું તને આપું છું, મારી પાસેથી લે.' એમ કહી સત્ય ઉપર પ્રીતિ રાખનાર રૂદ્રદેવ અંતર્ધાન થઇ ગયા.[૧૧] જે માણસ સાંજે અને સવારે સાવધાનપણાથી આ વાતનું સ્મરણ કરે તે વિદ્વાન્ તથા મંત્ર જાણનાર થાય અને પોતાનું સ્વરૂપ પણ જાણે.[૧૨] એ નાભાગના પુત્ર અંબરીષ થયા એ અંબરીષ મહાવૈષ્ણવ અને ધર્માત્મા હતા બ્રાહ્મણનો શાપ કે જે કોઇ ઠેકાણે પાછો ફર્યો નથી તે પણ એ રાજાનો સ્પર્શ કરી શક્યો ન હતો.[૧૩]

પરીક્ષિતરાજા કહેછે–હે મહારાજ! એ બુદ્ધિમાન્ અંબરીષરાજા કે જેના ઉપર બ્રાહ્મણે મૂકેલો મહાભયંકર બ્રહ્મદંડ પણ ચાલી શક્યો નહી તેનું ચરિત્ર સાંભળવાની મને ઈચ્છા છે[૧૪]

શુકદેવજી કહેછે–મહાભાગ્યશાળી અંબરીષ રાજાને સાત દ્વીપવાળી પૃથ્વીનું રાજ્ય, અખૂટ લક્ષ્મી અને સર્વોત્તમ વૈભવ કે જે બીજા પુરૂષોને અત્યંત દુર્લભ છે તે મળ્યાં હતાં, તોપણ 'અંતે વૈભવ નાશ પામનારજ છે' એમ જાણતા અંબરીષરાજા એ સઘળાને સ્વપ્નસમાન માનતા હતા, કેમકે વૈભવને લીધે મનુષ્ય મોહમાં પડેછે[૧૫-૧૬] એ રાજા પોતાનું મન ભગવાનના ચરણારવિંદમાં રાખતા હતા, કે જેથી આ સઘળુ જગત અતિ તુચ્છ માનતા હતા[૧૭]વાણીનો ભગવાનના ગુણોના વર્ણનમાં ઉપયોગ કરતા હતા, હાથનો ભગવાનના મંદિરને સાફ કરવા વગેરે કામમાં ઉપયોગ કરતા હતા, કાનનો ભગવાનની પવિત્ર કથાના શ્રવણમાં ઉપયોગ કરતા હતા;[૧૮] નેત્રનો ભગવાનની મૂર્ત્તિનાં દર્શન કરવામાં ઉપયોગ કરતા હતા, નાસિકાનો ભગવાનનાં ચરણારવિંદથી થયેલા સુંદર તુલસીના સુગંધમાં ઉપયોગ કરતા હતા.[૧] જીભનો ભગવાનને અર્પણ કરેલું નૈવેદ્ય લેવામાં ઉપયોગ કરતા હતા; ચંદનાદિક સુખકારી સામગ્રીને પોતાના શરીરસુખને માટે નહી પણ ભગવાનની સેવામાં ઉપયોગી થવાને સારૂ રાખતા હતા, એ ભગવાનના ભક્તજનોની સાથે જે રીતે પ્રીતિ થાય એ રીતે સઘળુ કરતા હતા.[૨૦] સર્વમાં આત્મા છે એવી ભાવના રાખીને એ પ્રમાણે પોતાનાં સર્વ કર્મોને યજ્ઞના ઈશ્વર પૂર્ણપુરૂષોત્તમમાં અર્પણ કરતા એ અંબરીષરાજા વૈષ્ણવ બ્રાહ્મણોના ઉપદેશ પ્રમાણે પૃથ્વીનું પાલન કરતા હતા.[૨૧] એ રાજાએ વસિષ્ઠ, અસિત અને ગૌતમ વગેરે ઋષિઓપાસે પ્રયોગના વિસ્તાર કરાવી નિર્જળ દેશમાં સરસ્વતીને કિનારે કિનારે ઘણા અશ્વમેધોથી યજ્ઞેશ્વર ભગવાનનું પૂજન કર્યું, અને પોતે મોટી સમૃદ્ધિવાળા હોવાથી તે યજ્ઞોમાં અંગ તથા દક્ષિણાઓમાં ઘણો વધારો કર્યો હતો[૨૨] એમના યજ્ઞોમાં સભાસદો, ઋત્વિજ બ્રાહ્મણો અને બીજા લોકો પણ સારાં વસ્ત્ર અને અલંકાર વગેરેથી દેવતાઓજેવા દેખાયા હતા, અને તેઓનાં નેત્ર પણ આશ્ચર્ય જોવાના ઉત્સાહનેલીધે દેવતાઓની પેઠેજ નિમેષરહિત જણાતાં હતાં.[૨૩] ભગવાનના મહિમાને સાંભળતી અને ગાતી એમની પ્રજા, દેવતાઓને વહાલા સ્વર્ગલોકને પણ ઇચ્છતી નહતી[૨૪] વૈભવો સિદ્ધલોકોને પણ દુર્લભછે, તેઓ પણ હૃદયમાં ભગવાનને જોનારા મનુષ્યોને રાજી કરતા નથી, કેમકે સ્વરૂપ લાભના સુખ કરતાં તેઓ કાંઈ વધારે નથી[૨૫]એ પ્રમાણે તપ, ભક્તિયોગ અને સ્વધર્મથીભગવાનનેપ્રસન્નકરતાતેરાજાએધીરે ધીરે સઘળા સંગ છોડીદીધા[૨૬]ઘર, સ્ત્રીઓ, પુત્રો, બંધુ, ઉત્તમહાથીઓ, રથ, ઘોડા, પ્યાદા, અનેરત્ન; આભરણ અને આયુધ વગેરે જેઓમાં અખૂટ હતાં એવા અનેક ખજાનાઓ, એ સઘળાં મિથ્યા છે એમ એ રાજાએ નિશ્ચય કર્યો હતો[૨૭] સાચા ભક્તિભાવથી પ્રસન્ન થયેલા ભગવાને પોતાના દાસજનની રક્ષા કરનારૂ સુદર્શન ચક્ર, અંબરીષ રાજાને તેના શત્રુઓને ત્રાસ ઉપજાવવા માટે આપ્યું હતુ.[૨૮] એ રાજાએ ભગવાનની આરાધના કરવાસારૂ પોતાના જેવાજ સ્વ-

ભાવવાળી રાણીની સાથે એક વર્ષ સુધીનું દ્વાદશીવ્રત ( અભયાવૈતરણીનુ વ્રત ) રાખ્યુ હતુ [૨૯] વ્રતને અંતે કાર્તિક માસમાં ત્રણ રાતના ઉપવાસ કરી, યમુનામાં નાહીને મધુવનમાં એ રાજા એક દિવસે ભગવાનનુ પૂજન કરતા હતા.[૩૦] સઘળા ઉપસ્કર તૈયાર કરી, મહાભિષેકના વિધિથી ભગવાનનો અભિષેક કરી, ભગવાનમાંજ ચિત્ત રાખીને વસ્ત્ર, આભૂષણ, ગંધ, પુષ્પ અને નૈવેદ્ય વગેરેથી ભગવાનનુ પૂજન કરતાં ભાગ્યશાળી બ્રાહ્મણો જોકે પોતાના પૂજનની અપેક્ષા રાખે એવા ન હતા, તોપણ ભક્તિભાવથી તેઓનું પણ પૂજન કર્યું.[૩૧-૩૨] એ રાજાએ સારા બ્રાહ્મણોને ઘેર સાઠ કરોડ ગાયો મોકલી દીધી. સઘળી ગાયોનાં શીંગડાં સોનાનાં કર્યાં હતાં, ખરીઓ રૂપાની કરી હતી, સારાં સારાં વસ્ત્રો ઓઢાડયાં હતાં, દૂધ, સ્વભાવ, અવસ્થા, રૂપ અને વાછડાં ઘણાંજ સુંદર હતાં, ઉપસ્કર પણ સર્વોત્તમ હતા. પ્રથમથી ગુણવાળુ અને મીઠુ અન્ન બ્રાહ્મણોને જમાડી અને તેઓને જોઈતા પદાર્થો આપી તેઓની આજ્ઞા લઈને પારણુ કરવાની તૈયારી કરી, તેટલામાં અતિથિ થઇને આવેલા મહાત્મા દુર્વાસાઋષિ તે રાજાના જોવામાં આવ્યા [૩૩-૩૫] રાજાએ સામા ઉભા થઈ આસન અને ગંધ પુષ્પાદિકથી તે અતિથીની પૂજા કરી અને ચરણમાં પડી પોતાને ત્યાં ભોજન કરવાની પ્રાર્થના કરી.[૩૬] રાજાની માગણી સ્વીકારીને મધ્યાન્હસમયનું કર્મ કરવા માટે દુર્વાસા ગયા, તે પરમાત્માનુ ધ્યાન કરતાં યમુનાજીના સુંદર જળમાં સ્નાનાદિક વિધિ કરવા ત્યાં કેટલીકવાર રોકાયા [૩૭] બારશ માત્ર એક ઘડીજ બાકી રહી અને દુર્વાસા ગયા, ત્યાં રોકાઇ રહ્યા, એ ધર્મસંકટ આવી પડતાં ધર્મને જાણનાર અંબરીષરાજાએ પારણાંને માટે બ્રાહ્મણોની સાથે વિચાર કર્યો કે 'દુર્વાસા આવ્યા પેહેલાં પારણુ ન કરૂં તો દોષ લાગે અને બારશમાં પારણુ ન કરૂં તોપણ દોષ લાગે, માટે કેમ કરવાથી સારૂં સારૂં થાય અને અધર્મનો સ્પર્શ ન લાગે ' એમ વિચાર કરી પછી રાજાએ નિશ્ચય કર્યો કે-'એકલા જળથીજ વ્રતનું પારણું કરીશ. કેમકે જળનું ભક્ષણ કરવાથી જમ્યા પણ વદીએ અને નહી જમ્યા પણવદીએ એમ બ્રાહ્મણો કહેછે.'[૩૮-૪૦] આવા વિચારથી જળનું પ્રાશન કરી મનમાં ભગવાનનુ ચિંતન કરતા એ રાજા દુર્વાસાના આવવાની વાટ જોવા લાગ્યા.[૪૧] પછી નિત્યનિયમ પોહોચીને યમુનાજીને કિનારેથી દુર્વાસા ઋષિ આવતાં રાજાએ તેનો સત્કાર કર્યો, પણ રાજાએ જે કર્યું તે પોતાની બુદ્ધિથી જાણવામાં આવતાં દુર્વાસાને ભારે ક્રોધ ચડયો સઘળુ શરીર ધ્રુજવા લાગ્યુ, ભમર ચઢવાથી મોઢુ વાંકુ થઇ ગયુ અને ભૂખ પણ બહુજ લાગી હતી, તેથી વેગમાં આવીને દુર્વાસાઋષિએ હાથ જોડી ઉભેલા અંબરીષરાજા વિષે કહ્યુ કે-'અહો !! આ અંબરીષ કે જે ક્રૂર, લક્ષ્મીથી ઉન્મત્ત, વિષ્ણુનો અભક્ત અને સમર્થપણાનુ અભિમાન ધરાવનાર છે, તેણે ધર્મનું ઉલ્લંઘન કર્યું તે જુવો. ! ![૪૨-૪૪] હે રાજા ! તુ કે જે અતિથિ થઈને આવ્યો તેને મેહેમાનીનું નોતરૂં દઈ પછી મેહેમાની આપ્યા વિના તુ જમી બેઠો તો તને એ અપરાધનું ફળ જલદી દેખાડુ છુ.'[૪૫] ક્રોધથી સળગીગયેલા દુર્વાસાએ એમ બોલતાં પોતાની જટા ઉખેડી નાંખી અને તેમાંથી પ્રલયકાળના અગ્નિજેવી કૃત્યા (બાળી નાંખે એવી તામસી દેવતા) બનાવી.[૪૬] બળતી, પગથી ધરતીને ધ્રુજાવતી અને જેના હાથમાં તરવાર હતી એવી એ કૃત્યાને આવતી જોઇ અંબરીષરાજા એક પગલુ પણ ખસ્યા નહી.[૪૭] તેટલીવારમાં મહાપુરૂષ ભગવાને પોતાના દાસની રક્ષા કરવાને આગળથીજ રાખેલા સુદર્શન ચક્રે આવીને અગ્નિ જેમ ક્રોધ પામેલા સર્પને બાળી નાંખે તેમ એ કૃત્યાને બાળી નાંખી, અને પછી દુર્વાસાની ઉપર દોડયુ પોતાના પ્રયાસને નિષ્ફળ થયેલો અને ચક્રને પોતા ઉપર દોડતુ જોઈ બીનેલા દુર્વાસા પોતાના પ્રાણ બચાવવાની ઇચ્છાથી દિશાઓમાં ભાગ્યા.[૪૮-૪૯] મોટી જ્વાળાવાળો અગ્નિ જેમ સર્પની પછવાડે દોડે તેમ એ ચક્ર દુર્વાસાની

પછવાડે દોડયું. એ ચક્રને પછવાડે લાગેલું જોતાં દુર્વાસા મેરૂપર્વતનીગુફામાંપેશીજવાસારૂદોડયા.[૫૦] એવી રીતેજ દિશાઓ, આકાશ, પૃથ્વી, પાતાળ, સમુદ્ર, લોક, લોકપાળનાંસ્થાનઅનેસ્વર્ગમાં પણ તે ગયા, પરંતુ જ્યાં જ્યાં દોડીને ગયા ત્યાં ત્યાં સહન ન થાય એવું સુદર્શન ચક્ર પાછળનું પાછળ તેમના જોવામાં આવ્યું.[૫૧] ત્રાસ પામેલા દુર્વાસાનો જ્યારે કોઇ ધણી થયો નહી, ત્યારે શરણ શોધતા દુર્વાસા બ્રહ્માની પાસે ગયા અને કહ્યું કે-'હે વિધાતા ! હે સ્વયંભૂ! આ ભગવાનના ચક્રથી મને બચાવો'[૫૨]

બ્રહ્માએ કહ્યું કે-બે પરાર્દ્ધ સુધીની ક્રીડાનો અંત આવશે ત્યારે બાળી નાખવાને ઇચ્છતા જે કાળરૂપ ભગવાનની ભમર ફરકવાથીજ જગતસહિત મારૂં આ સ્થાનક ઉડી જશે, અને હું, સદાશિવ, દક્ષ, ભૃગુ વગેરે પ્રજાપતિઓ, ભૂપતિઓ તથા મોટા મોટા દેવ વગેરે સઘળા, જેની આજ્ઞા પામીને લોકનું હિત થાય એવી રીતે તે આજ્ઞાને માથાપર ધરીરહ્યાછીએ. તેનાભક્તનો તમે દ્રોહકર્યોછે,માટેમારાથીરક્ષાથઇ શકશેનહી[૫૩-૫૪]

શુકદેવજી કહેછે-બ્રહ્માએ નાપાડતાં વિષ્ણુના ચક્રથી તપેલા દુર્વાસા, કૈલાસમાં રહેલા સદાશિવને શરણે ગયા.[૫૫]

ત્યારે સદાશિવ બોલ્યા કે—હે ઋષિ! જેવ્યાપક ભગવાનમાં બ્રહ્મારૂપ જીવનાં શરીરરૂપી આવાં અને બીજા પણ ઉત્પન્ન થતાં અને નાશ થતાં હજારો બ્રહ્માંડોમાં અમે પણ ફર્યા કરીએ છીએ, તે કાળરૂપ પરમેશ્વરને વિષે અમારી શક્તિ ચાલે નહી.[૫૬] હું, સનત્કુમાર, નારદ, બ્રહ્મા, કપિલ, અપાંતરતમ, દેવળ, ધર્મ, આસુરિ તથા મરીચિ વગેરે બીજા પણ મોટા સિદ્ધ લોકો સર્વજ્ઞ છતાં પણ જેની માયાનાઆવરણને લીધે જેની માયાને જાણતા નથી, તે જગતના નાથ ભગવાનનું આ શસ્ત્ર અમારાથી પણ ખમી શકાય એવું નથી, માટેભગવાનનેજ શરણે જાઓ.ભગવાન તમારૂં કલ્યાણકરશે.[૫૭-૫૯]

શુકદેવજી કહેછે-પછી નિરાશ થયેલા દુર્વાસાઋષિ, ભગવાનનું સ્થાનક વૈકુંઠ કે જેમાં લક્ષ્મીજીની સાથે ભગવાન રહેછે ત્યાં ગયા.[૬૦] ચક્રના અગ્નિથી બળતા અને ધ્રુજતા દુર્વાસા ભગવાનના ચરણની આગળ પડીને બોલ્યા કે-હે અનંત ! હે સત્પુરૂષોએ ઇચ્છેલા ! હે પ્રભુ ! હે જગતના રક્ષક ! હું કે જે અપરાધી છું તેની રક્ષા કરો.[૬૧] તમારા મોટા પ્રભાવને નહી જાણતાં મારાથી તમારા પ્રિય ભક્તનો અપરાધ થયોછે, તો હવેતેનું નિવારણ કરો.નરકમાંપડેલો જીવ પણ જેનું નામલઇને નરકમાંથી છુટેછે તે આપ સઘળું કરી શકોછો.[૬૨]

ભગવાન કહેછે-હે બ્રાહ્મણ ! હું ભક્તોને આધીન હોવાથી પરતંત્ર જેવો છું. મને ભક્તજન વાહાલા છે અને એ સાધુભક્તોએ મારા હૃદયને પોતાને હાથ કર્યુંછે.[૬૩] મારા ભક્તો કે જેઓની ઉત્તમગતિરૂપ હુંજ છું. તેઓને છોડીને હું મારા શરીરની કે નિરંતર પાસે રહેનારી લક્ષ્મીની પણ ઇચ્છા કરતો નથી.[૬૪] સ્ત્રી, ઘર, પુત્ર, રાંબધી, પ્રાણ, આ લોક અને પરલોકને છોડીને જેઓ મારી શરણે રહ્યાછે, તેઓને હું શી રીતે છોડી શકું ?[૬૫] મારામાંજ મન રાખનારા અને સમદૃષ્ટિવાળા સાધુ પુરૂષો, સારી સ્ત્રીઓ જેમ સારા પતિને સેવાથી વશ કરે તેમ ભક્તિથી મને વશ કરેછે[૬૬] સેવાથીજ તૃપ્ત રહેનારા ભક્તલોકો મારી સેવાના પ્રભાવથી સાલોક્ય (ભગવાનના લોકમાં રહેવું) વગેરે ચાર મુક્તિઓ મળતી હોય તોપણ તેને ઇચ્છતા નથી, ત્યારે કાળગતિથી નાશ પામનારા બીજા પદાર્થને તો ક્યાંથીજ ઇચ્છે ?[૬૭] મારા હૃદયરૂપ સાધુ લોકો છે અને સાધુ લોકોના હૃદયરૂપ હું છું. એઓ હું વિના બીજું કાંઇ પણ જાણતા નથી અને એઓવિના હું પણ બીજું કાંઇ જાણતો નથી[૬૮] તોપણ હે બ્રાહ્મણ ! હું તમને એક ઉપાય કહીશ તે સાંભળો આ દુઃખ તમને જેથી પેદા થયુંછે તેની પાસેજ તમે જાઓ.[૬૯] સાધુલોકો ઉપર ચલાવેલી શક્તિ, ચલાવનારનું ભૂંડું કરેછે તપ અને વિદ્યા એ બે બ્રાહ્મણોનું કલ્યાણ કરનાર છે, પણ અવિનયવાળા બ્રાહ્મણનું એ બેથીજ અકલ્યાણ થાયછે.[૭૦] તે માટે હે દુર્વાસા!

તમારૂં ભલું થાઓ, અને તમે અંબરીષ રાજાની શરણે જાઓ તથા તે ભાગ્યશાળીની ક્ષમા માગો, એમ કરવાથી શાંતિ થશે [71]

ब्रह्मंस्तद्गच्छभद्रंते नाभागतनयंनृपम् ।
क्षमापयमहाभागं ततःशांतिर्भविष्यति ॥७१॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના નવમસ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૫ મો.*

### અંબરીષે દુર્વાસાની કરેલી રક્ષા.

**श्रीशुक उवाच.**

**एवंभगवतादिष्टो दुर्वासाश्चक्रतापितः ।**
**अंबरीषमुपावृत्य तत्पादौदुःखितोऽग्रहीत ॥१॥**

શુકદેવજી કહેછે–એ પ્રમાણે ભગવાને આજ્ઞા કરતાં ચક્રના તાપથી દુઃખ પામેલા દુર્વાસાએ પાછા ફરી આવીને અંબરીષ રાજાના પગ ઝાલ્યા [1] દુર્વાસાનો ઉદ્યમ જોઇને પગના સ્પર્શથી લજાએલા અને દયાથી બહુજ દબાએલા અંબરીષ રાજાએ ચક્રની સ્તુતિ કરી [2]

અંબરીષ સ્તુતિ કરેછે–અગ્નિ, મહાત્મા સૂર્ય, નક્ષત્રોનો પતિ ચંદ્રમા, જળ, પૃથ્વી, આકાશ, વાયુ, શબ્દાદિક વિષયો અને ઇંદ્રિયો, એ સઘળાં તારાંજ રૂપછે [3] હે સુદર્શન! હે હજાર ધારાવાળા! હે ભગવાનને પ્રિય! હે સર્વ અસ્ત્રોનો નાશ કરનાર! હે પૃથ્વીના પતિ! તું બ્રાહ્મણનું રક્ષણ કરજે [4] ધર્મ, અમૃત, સત્ય, યજ્ઞ, સર્વ યજ્ઞોને ભોગવનાર, લોકપાળ, સર્વાત્મા અને ભગવાનનું પરમ તેજ તુંજ છે [5] હે સુદર્શન! તું કે જે સર્વધર્મોની મર્યાદારૂપ, અધર્મ કરનારા દૈત્યોને બાળનાર, ત્રૈલોક્યની રક્ષા કરનાર, શુદ્ધ તેજવાળું, મન સરખા વેગવાળું અને અદ્ભુત કર્મ કરનાર છે તેને પ્રણામ કરૂંછું [6] તારા ધર્મમય તેજથી અંધકાર મટેછે, અને સૂર્યાદિકનો પ્રકાશ પણ તારા તેજથીજ થાયછે હે વાણીના પતિ! તારો મહિમા અપાર છે, અને કાર્ય કારણ તથા નાનું મોટું સઘળું તારૂં રૂપ છે. [7] જ્યારે તને ભગવાન્ મૂકેછે ત્યારે તું દૈત્ય દાનવોના સૈન્યમાં પેશીને તેઓના હાથ, પેટ, સાથળ, પગ અને ગળાંને નિરંતર કાપતાં લડાઈમાં બહુજ શોભા ધરાવેછે [8] તું કે જે સર્વ કરતાં બળવત્તર છે, તેને ભગવાને ખળપુરૂષોનો નાશ કરવા અને જગતનું રક્ષણ કરવા રાખેલછે માટે અમારા કુળને સારા ભાગ્યનો લાભ આપવા આ બ્રાહ્મણનું કલ્યાણ કરજે, એજ અમારા ઉપર અનુગ્રહ છે. [9] અમે જો કાંઈ દાન કે યજ્ઞાદિક કરેલ હોય, સ્વધર્મ પાળેલ હોય અને અમારા કુળમાં બ્રાહ્મણો દેવરૂપ મનાતા હોય, તો આ દુર્વાસાનું દુઃખ મટજો. [10] એક અને સર્વ ગુણોના આશ્રયરૂપ ભગવાન્, જો અમારા ઉપર સર્વ પ્રાણીઓને આત્મારૂપ લેખવાથી પ્રસન્ન થયા હોય તો આ બ્રાહ્મણનો સંતાપ મટજો. [11]

શુકદેવજી કહેછે–એ પ્રમાણે રાજાએ સ્તુતિ કરતાં ભગવાનનું ચક્ર સુદર્શન કે જે ચારેકોરથી દુર્વાસાને બાળતું હતું તે રાજાની પ્રાર્થના સ્વીકારીને શાંત થયું. [12] ચક્રના તાપથી છૂટેલા અને સુખ પામેલા દુર્વાસાએ ઘણા ઘણા આશિર્વાદ આપીને તે રાજાનાં વખાણ કર્યા [13]

દુર્વાસા કહેછે–અહો!! ભગવાનના દાસોની મોટાઇ મેં આજ દીઠી, કેમકે હું અપરાધી છતાં પણ તમે મારૂં ભલું ઇચ્છોછો [14] ભક્તોના પતિ ભગવાનનું જેઓએ ગ્રહણ કર્યુંછે એવા મહાત્મા સાધુલોકો જેને ન કરી શકે અને ન તજી શકે એવો કયો પદાર્થ છે? [15] જેનું નામ સાંભળ્યાથીજ પુરૂષ નિર્મળ થાયછે તે ભગવાનના દાસલોકોને કયો પુરૂષાર્થ દુર્લભ રહે? [16] હે રાજા! મારા અપરાધને નહી ગણતાં મોટી દયાથી તમે મારા પ્રાણ બચાવ્યા એ મારા પર અનુગ્રહ કર્યોછે. [17]

શુકદેવજી કહેછે–દુર્વાસાના પાછા આવવાની વાટ જોઈને ભૂખ્યાજ રહ્યા હતા એવા અંબરીષરાજાએ પાછી દુર્વાસાના ચરણનું ગ્રહણ કરી તેમને પ્રસન્ન કરીને જમાડયા. [18] અંબરીષરાજાએ આદરભાવથી સર્વ પ્રકારના સંતોષને આપનારૂં અન્ન પીરસ્યું, તે જમીને તૃપ્ત થયેલા દુર્વાસાએ

---

* આ પાંચમા અધ્યાયમાં અંબરીષ રાજાએ ભગવાનના ચક્રને પ્રસન્ન કરી દુર્વાસાની રક્ષા કરી એ કથા કહેવાશે.

રાજાને 'જમો' એમ પ્રીતિથી કહ્યું[૧૯] વળી પણ કહ્યું-'તમે કે જે વૈષ્ણવ છો તેમનાં દર્શન, સ્પર્શ, ભાષણ અને સાત્વિક અન્નથી હું રાજી થયો છું અને મારા પર અનુગ્રહ થયો છે[૨૦] આ તમારા પવિત્ર કર્મને સ્વર્ગની સ્ત્રીઓ વારંવાર ગાશે, અને પૃથ્વીના લોકો પણ તમારા પરમ પવિત્ર યશનું કીર્ત્તન કરશે.'[૨૧] રાજી થયેલા દુર્વાસા એ પ્રમાણે રાજાને કહી તેમની રજા લઈ આકાશમાર્ગથી બ્રહ્મલોક કે જે નિષ્કામ કર્મ કરનારાઓને મળેછે તેમાં ગયા[૨૨] ગયેલા મુનિ પાછા આવ્યા ન હતા એટલામાં એક વર્ષ નીકળી ગયું, અને તેટલા વખતમાં અંબરીષરાજા મુનિનાં દર્શનની ઇચ્છાથી કેવળ જળનું ભક્ષણ કરીને રહ્યા હતા[૨૩] દુર્વાસા ગયા પછી બ્રાહ્મણ ભોજનથી અતિ પવિત્ર થયેલું અન્ન અંબરીષરાજા જમ્યા. ઋષિને દુઃખ પડયું, પાછા દુઃખમાંથી છૂટયા અને પોતાની ધીરજ રહી, ઇત્યાદિક સઘળું ભગવાનના પ્રભાવથી થયું એમ અંબરીષરાજાએ માન્યું.[૨૪] એવી રીતના અનેક ગુણવાળા તે અંબરીષરાજા કર્મો કરીને પરમાત્મા ભગવાનની ભક્તિ કરતા હતા કે જે ભક્તિના પ્રભાવથી બ્રહ્મલોક સુધીના સઘળા વૈભવો તેમની નજરમાં નરક જેવા તુચ્છ જણાયા હતા.[૨૫] પછી ધીર અંબરીષરાજા પોતાના જેવાજ સ્વભાવવાળા પુત્રોને રાજ્ય આપી વનમાં ગયા, અને ત્યાં પરમાત્મા ભગવાનમાં મન રાખવાથી તેમને સંસારનું બંધન મટી ગયું[૨૬] અંબરીષરાજાના પવિત્ર આખ્યાનનો જે માણસ પાઠ કરે તેને ભગવાનની ભક્તિ થાય.[૨૭]

**इत्येतत्पुण्यमाख्यानमंबरीषस्य भूपतेः ।**
**संकीर्तयन्ननुध्यायन् भक्तोभगवतो भवेत् ॥२७॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના નવમસ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ

# અધ્યાય ૬ ઠ્ઠો.*

## ઇક્ષ્વાકુવંશની તથા સૌભરી ઋષિની કથા.

**श्रीशुक उवाच**

**विरूपः केतुमाञ्छंभु रंबरीषसुतास्त्रय ।**
**विरूपात् पृषदश्वोभूत्तत्पुत्रस्तु रथीतर ॥ १ ॥**

શુકદેવજી કહેછે-વિરૂપ,કેતુમાન્અને શંભુ એ ત્રણ,અંબરીષરાજાના પુત્રો હતા.તેઓમાંવિરૂપનો પુત્રપૃષદશ્વઅનેતેનોપુત્રરથીતરથયો.[૧]રથીતરનેકાંઇ સંતાન ન હતું, તેથી તેણે પ્રાર્થના કરતાં અંગિરા ઋષિએ રથીતરનીસ્ત્રીમાં બ્રહ્મતેજવાળાપુત્રોઉત્પન્ન કર્યા હતા[૨]એઓ અંગિરાના વીર્યથીરથીતરના ક્ષેત્રમાં ઉત્પન્ન થયા હતા, તેથી આંગિરસ અને રથીતર ગોત્રના પણ કહેવાતા હતા એ ક્ષત્રિયજાતિવાળા બ્રાહ્મણો રથીતરના ગોત્રમાં પ્રવર (મુખ્ય) ગણાયાછે[૩] વૈવસ્વત મનુને છીંક આવતાં તેમની નાસિકામાંથી ઇક્ષ્વાકુ નામે પુત્ર ઉત્પન્ન થયો હતો. ઇક્ષ્વાકુને સો પુત્ર થયા હતા, તેઓમાં વિકુક્ષિ, નિમિ અને દંડક એ ત્રણ મોટા હતા[૪] એ સો પુત્રોમાં પચવીશ જણ આર્યાવર્ત્તમાં (વિંધ્ય અને હિમાલય વચ્ચે) પૂર્વતરફ રાજ્ય કરતા હતા. પચવીશ, આર્યાવર્ત્તમાં પશ્ચિમ તરફ રાજ્ય કરતા હતા ત્રણ મોટા આર્યાવર્ત્તના મધ્યમાં અને બાકીના સર્વે દક્ષિણ તથા ઉત્તર વગેરેમાં રાજ્ય કરતા હતા.[૫] એ ઇક્ષ્વાકુએ એક દિવસ અષ્ટકાશ્રાદ્ધમાં પોતાના પુત્ર વિકુક્ષિને આજ્ઞા કરી કે 'તું જા અને ઉતાવળથી પવિત્ર માંસ લાવ.'[૬] એ આજ્ઞાનો સ્વીકાર કરી વિકુક્ષિએ વનમાં જઈ શ્રાદ્ધને યોગ્ય જનાવર માર્યાં, પણ થાકથી અને ભૂખથી સ્મરણ ચૂકી જવાતાં તે, એ જનાવરોમાંથી એક સસલું ખાઇ ગયો અને બાકીનું બાપને આપ્યું. ઇક્ષ્વાકુએ એ માંસના પ્રોક્ષણને માટે ગુરૂ (વસિષ્ઠ) ને કહેતાં ગુરૂ બોલ્યા કે 'આ માંસ ઉચ્છિષ્ટ હોવાથી શ્રાદ્ધમાં

* આ છઠ્ઠા અધ્યાયમાં અંબરીષનો વંશ કહ્યા પછી શશાદથી તે માંધાતાસુધી ઇક્ષ્વાકુનો વંશ અને તેમાં પ્રસંગને લીધે માંધાતાની દીકરીઓના પતિ સૌભરિ ઋષિની કથા કહેવાશે.

કામ આવે એમ નથી.[૭-૮]પછી ગુરૂના કહેવાથી એ દીકરાનો અપરાધ જાણી ક્રોધનેલીધે ઇક્ષ્વાકુરાજાએ શાસ્ત્રમર્યાદાનુ ઉલ્લંઘન કરનાર એ વિકુક્ષિને દેશમાંથી કાઢી મૂક્યો[૯]પછી ઇક્ષ્વાકુરાજા, વસિષ્ઠની સાથે સંવાદ કરતાં યોગી બનીને દેહનો ત્યાગ કરી પરબ્રહ્મને પામ્યો.[૧૦]પિતા મરી ગયા પછી વિકુક્ષિએ પાછોઆવીને પૃથ્વીનુ રાજ્ય કરતાં ઘણા યજ્ઞોથી ભગવાનનુ પૂજન કર્યું. એ રાજા સસલાને ખાઈ ગયેલ તેથી તેનું 'શશાદ' એવું નામ પ્રખ્યાત થયુ હતુ.[૧૧]એ વિકુક્ષિના પુત્રનાં પુરંજય, ઇંદ્રવાહ અને કકુત્સ્થ એવાં ત્રણ નામ કામ ઉપરથી પડ્યાં હતાં, તે કામો કહી દેખાડુ છુ, સાંભળો.[૧૨]દેવતાઓને દૈત્યોની સાથે નાશકારક સંગ્રામ થયો હતો, તેમાં દૈત્યોથી દેવતાઓ હારીજતાં તેઓએ વિકુક્ષિના પુત્રની સહાયતા માગી હતી[૧૩]ઇંદ્ર જો મારૂ વાહન થાય તો હુ દૈત્યોને મારૂ એવી વિકુક્ષિના પુત્રે માગણી કરતાં જો કે લાજનેલીધે તે વાત ઇંદ્રને ગમી નહી, તોપણ જગતના આત્મા ભગવાનના કહેવાથી ઇંદ્ર મોટા પોઠીયારૂપ બન્યો હતો[૧૪]દિવ્યધનુષ તથા સજાવેલાં બાણ લઇ તૈયાર થયેલો અને લોકો જેનાં વખાણ કરતા હતા એવો રાજા યુદ્ધ કરવાની ઇચ્છાથી એ પોઠીયા ઉપર ચઢીને તેની કાંધ ઉપર બેઠો[૧૫] મહાપુરૂષ વિષ્ણુના તેજથી ઉત્તેજન પામેલા એ રાજાએ દેવતાઓને સાથે લઈ દૈત્યોનુ પુર કે જે આથમણી દિશામાં હતુ તેને ઘેરી લીધુ[૧૬]એ રાજાને દૈત્યોની સાથે તુમુલ અને રૂવાડાં ઉભાં કરે એવુ યુદ્ધ થયુ જે જે દૈત્યો યુદ્ધમાં સામા આવ્યા તેઓને ભાલા મારી તેણે યમની પાસે મોકલી દીધા[૧૭]તેનાં બાણોનુ પડવુ પ્રલયકાળના અગ્નિ જેવુ ભયંકર હતુ, તે જોઇને માર્યા જતા દૈત્યો યુદ્ધ છોડી દઇ પાતાળમાં ભાગી ગયા.[૧૮] દૈત્યોનુ લક્ષ્મીસહિત પુર અને સઘળુ ધન જીતીલઈને એ રાજાએ ઇંદ્રને આપ્યુ એ કામો ઉપરથી તેનાં ત્રણ નામ પડ્યાં હતાં. પુરને જીત્યો માટે પુરંજય, ઇંદ્રનું વાહન કર્યું તેથી ઇંદ્રવાહ અને કાંધ ઉપર બેઠો તેથી કકુત્સ્થ એવુ નામ પડયુ હતુ.[૧૯]એ પુરંજયનો અનેના, તેનો પૃથુ, તેનો વિશ્વરંધિ, તેનો ચંદ્ર, તેનો યુવનાશ્વ અને તેનો શાબસ્ત નામનો પુત્ર થયો. એ શાબસ્તે શાબસ્તી નામની નગરી વસાવી હતી. શાબસ્તનો બૃહદશ્વ અને તેનો કુવલયાશ્વ નામે પુત્ર થયો.[૨૦-૨૧] એ બળવાન્ કુવલયાશ્વે પોતાના એકવીશ હજાર દીકરાઓને સાથે લઇ ઉત્તંકઋષિને રાજી કરવા સારૂ ધુંધુ નામના દૈત્યને માર્યો હતો, તેથી તેનુ 'ધુંધુમાર' એવુ નામ પડયુ હતુ ધુંધુ દૈત્યના મુખમાંથી નીકળેલા અગ્નિથી એ રાજાના દીકરાઓબળી ગયા, તેઓમાં દૃઢાશ્વ, કપિલાશ્વ અને ભદ્રાશ્વ એ ત્રણજ બાકી રહ્યા હતા એઓમાં દૃઢાશ્વનો હર્યશ્વ અને તેનો નિકુંભ નામનો પુત્ર થયો[૨૨-૨૪] બર્હણાશ્વ, તેનો કૃશાશ્વ, તેનો સેનજિત્ અને તેનો યુવનાશ્વ નામનો પુત્ર થયો એ યુવનાશ્વ પોતે નિસ્સંતાન હોવાનેલીધે ખેદ પામીને પોતાની સો સ્ત્રીઓની સાથે વનમાં ગયો હતો. ત્યાં એના ઉપર દયા આવવાથી તેને પુત્ર આપવાસારૂ ઋષિઓએ સાવધાનપણાથી ઇંદ્રની ઇષ્ટિ કરી હતી.[૨૫-૨૬] રાજાને રાતમાં પાણીની તરશ લાગતાં તે યજ્ઞના સ્થાનકમાં ગયો, પણત્યાં બ્રાહ્મણોને સૂતેલા જોઈને કોઈને નહી પૂછતાં મંત્રેલુ જળ કે જે પોતાની રાણીને પાવાનું હતું તે પોતે પીગયો.[૨૭] જાગેલા બ્રાહ્મણો કળશને પાણી વગરનો જોઇને પૂછવા લાગ્યા કે-'જેમાંથી પુત્ર આવે એવુ જળ કોણે પીધુ ?'[૨૮] પછી 'દૈવની ઇચ્છાથી રાજા પીગયો' એવી ખબર મળતાં ઈશ્વરને પ્રણામ કરી તેઓ બોલ્યા કે-'અહો! દૈવનું બળ એજ મુખ્ય બળછે.પુરૂષના બળમાં કાંઈ નથી[૨૯]એ જળ પીવાથી યુવનાશ્વ રાજાને પોતાનો ગર્ભ રહી ગયો, અને તે નવ મહિના પૂરા થતાં તેનુ જમણી તરફનુ પેટ ફાડીને બહાર નીકળ્યો.[૩૦] 'આ કુમાર બહુજ રૂવેછે તે કોને ધાવશે' એમ બ્રાહ્મણો બોલતાં 'હે પુત્ર તુ રોઇશ માં, તુ મને ધાવજે' એમ કહી ઇંદ્રે તેના મોઢામાં પોતાની તર્જની આંગળી આપી તેથી એ કુંવરનું નામ 'માંધાતા'

પડયું.[૩૧] બ્રાહ્મણોની અને દેવતાઓની કૃપાથી માંધાતાનો બાપ યુવનાશ્વ મુવો નહીં, અને તે વનમાં રહીનેજ તપ કરી.ને મુક્તિ પામ્યો.[૩૨]માંધાતાનુ ઇંદ્રે 'ત્રસદ્દસ્યુ'એવુ નામ રાખ્યું હતુ કેમકે રાવણ વગેરે દુષ્ટ લોકો એનાથી ધ્રુજીને ત્રાસ પામતાહતા [૩૩]પછીએયુવનાશ્વનોપુત્રમાંધાતાચક્રવર્તીથયો,અનેતેભગવાનનાતેજથીસાતેદ્વીપવાળી પૃથ્વીનુ એકલોજરાજ્યકરતોહતો.[૩૪] એઆત્મજ્ઞાનીમાંધાતાએભગવાન્‌કેજેસર્વ દેવમય, મોટાંપ્રકાશવાળા, સર્વાત્મક અને ઇંદ્રિયોથી અગમ્ય છે, તથા દ્રવ્ય, મંત્ર, વિધિ, યજ્ઞ, યજમાન,ઋત્વિજ, ધર્મ, દેશ અને કાળ એ સઘળુ જેનુ સ્વરૂપ છે, તેમનું ઘણી દક્ષિણાવાળા યજ્ઞોથી પૂજન કર્યું હતુ.[૩૫-૩૬] જેટલામા સૂર્ય ઉગેછે અને આથમેછે તે સઘળુ ક્ષેત્ર યુવનાશ્વના પુત્ર માંધાતાનું હતુ એમ કહેવાયછે[૩૭] એ માંધાતાને શશબિંદુની પુત્રી બિંદુમતીમાં પુરૂકુત્સ, અંબરીષ અને મુચુકુંદ એવા નામના ત્રણ પુત્રો થયા. તેઓમાં મુચુકુંદ યોગી હતો[૩૮] માંધાતા રાજાને દીકરીઓ પચાસ હતી, તે સઘળી સૌભરિઋષિને વરી હતી યમુનાના જળમાં ડૂબીને મોટુ તપ કરતા સૌભરિઋષિને,મત્સ્યના મૈથુનનુ સુખ જોઇ તે પ્રમાણે કરવાની ઈચ્છા થતાં તેમણે માંધાતાની પાસે તેની એક કન્યા માગી.[૩૯-૪૦] માંધાતાએ કહ્યુ કે–'સ્વયંવરમાં જે કન્યાની તમારા ઉપર રૂચિ થાય તે કન્યાને લ્યો, સૌભરિએ વિચાર કર્યો કે ' હું સ્ત્રીઓને અપ્રિય વૃદ્ધ છુ, વળિયાં વળી ગયાંછે, ધોળાં આવ્યાંછે અને માથુ હાલેછે, તેથી આતો રાજાએ મને ના પાડી, માટે હવે રાજાની કન્યાઓ તો શું પણદેવતાઓની સ્ત્રીઓ પણ મને ઇચ્છેએવુ મારૂ રૂપ કરીશ.'[૪૧-૪૨] પછી રાજાના દ્વારપાળ તે મુનિને કન્યાઓના સમૃદ્ધિવાળા અંતપુરમાં તેડી જતાં મુનિ એવા રૂપાળા બન્યા કે તે પચાશે રાજકન્યાઓ એ એક વરનેજ વરી.[૪૩] સૌભરિ મુનિમાં જેઓનુ ચિત્ત લાગી ગયુ એવી એ રાજકન્યાઓને એ મુનિને માટે પરસ્પરનો સ્નેહ છુટી જઈને 'આવો સુંદર પતિ મનેજ યોગ્ય છે, તને યોગ્ય નથી ' એવી રીતનો મોટા કજીયો થઇ પડયો હતો.[૪૪] એ ઋગ્વેદી સૌભરિ ઋષિ, તે પચાસ સ્ત્રીઓની સાથે ઘરમાં રમવા લાગ્યા પોતાના અપાર તપની સમૃદ્ધિનેલીધે એ ઘરમાં અમૂલ્ય સરસામાન ભરાઇ રહ્યો હતો. અનેક પ્રકારના બગીચા અને નિર્મળ જળનાં તળાવો હતાં. સૌગંધિક કમળનાં વન જામી રહ્યાં હતાં.[૪૫] શય્યા, આસન, વસ્ત્ર, ભૂષણ, નાહાવાના પદાર્થો, ચંદનનાં લેપન, ભોજન અને પુષ્પ બહુજ કીમતી હતાં. દાસીઓ અને દાસો પણ શણગારેલાં રહેતાં હતાં. પક્ષીઓ, ભ્રમર અને બંદિજનો ગાયન કરતાં હતાં.[૪૬] ચક્રવર્તીની લક્ષ્મીવાળા અને સાતે દ્વીપના પતિ માંધાતારાજાએ પણ એ સૌભરિઋષિનો ગૃહસ્થાશ્રમ જોઇ વિસ્મય પામીને પોતાનો ગર્વ છોડી દીધો હતો.[૪૭] એ પ્રમાણે ઘરમાં લાગેલા અને વિષયોને ભોગવતા સૌભરિઋષિ, અગ્નિ જેમ ઘીનાં ટીપાંઓથી તૃપ્તી ન પામે તેમ અનેક સુખોથી તૃપ્તી પામ્યા નહી[૪૮] એ ઋગ્વેદીઓના આચાર્ય સૌભરિઋષિ એક દિવસ બેઠા હતા ત્યાં તેમને મત્સ્યના સંગથી થયેલી પોતાના તપની હાનિ ધ્યાનમાં આવતાં બિચાર થયો કે–'હુ કે જે તપસ્વી, સુપાત્ર અને સારા નિયમોને પાળનાર હતો તેની આ કેવી ખરાબી થઈ ! જળની અંદર માછલાંનો પ્રસંગ જોવામાં આવતાં હું ઘણા કાળનુ મેળવેલુ તપ ખોઇ બેઠો.[૪૯-૫૦] મુમુક્ષુ પુરૂષે દાંપત્ય ( સ્ત્રી પુરૂષપણાના ) ધર્મવાળાઓનો સંગ સર્વથા છોડી દેવો જોઇએ, ઇંદ્રિયોને છૂટી નહી મૂકવી જોઇએ, અને એકલાં ફરીને એકાંતમાં પરમાત્મામાં ચિત્ત જોડવુ જોઈએ જો કદાચ દાંપત્ય ધર્મવાળાઓનો સંગ કરવો હોય તો ઈશ્વરસંબંધી ધર્મ પાળનારા સાધુજનોનોજ કરવો[૫૧] હું તપ કરતી વખતે એકલો હતો, તે જળમાં માછલાંનો સંગ જોઇને પચાસરૂપ થયો અને તે પચાસ સ્ત્રીઓમાં પ્રત્યેકમાં સોસો પુત્ર ઉત્પન્ન કરવાનેલીધે પાંચહજારરૂપ થયો, તોપણ માયાના ગુણોથી બુદ્ધિ

હરાયાનેલીધે અને વિષયોને પુરૂષાર્થરૂપ માનવાનેલીધે આ લોક તથા પરલોકસબંધી કર્મ કરવાના મનોરથોના અંતને પામતો નથી[૫૨] એ પ્રમાણે ઘરમાં રહેવાથી વૈરાગ્ય આવતાં સર્વ સંગનો ત્યાગ કરીને સૌભરિઋષિ વનમાં ગયા, અને તેમની પતિવ્રતા સ્ત્રીઓ પણ તેમની સાથે ગઇ.[૫૩]ત્યાં શરીરને દુબળું કરી નાખે એવું તીવ્ર તપ કરી જ્ઞાની સૌભરિએ અગ્નિહોત્રસહિત પોતાના આત્માને પરમાત્મામાં જોડી દીધો [૫૪] હે પરીક્ષિત રાજા! પોતાના પતિને મોક્ષ મળેલો જોઇ, શાંત અગ્નિની પછવાડે જેમ તેની જ્વાળાઓ જાય તેવી રીતે તે સ્ત્રીઓપણ પતિના પ્રભાવથી મોક્ષ પામી ગઇ.[૫૫]

**ताःस्वपत्युर्महाराज निरीक्ष्याध्यात्मिकिंगतिम् ।**
**अन्वीयुस्तत्प्रभावेन अग्निंशांतमिवार्चिषः ॥५६॥**

ઈતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના નવમસ્કંધનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ

---

## અધ્યાય ૭ મો.*

### પુરૂકુત્સ તથા હરિશ્ચંદ્રની કથા

**श्रीशुकउवाच**

**मांधातुःपुत्रप्रवरो योंबरीषःप्रकीर्तित**
**पितामहेनप्रवृत्तो यौवनाश्वश्चतत्सुत ॥ १ ॥**

શુકદેવજી કહેછે–માંધાતાનો ઉત્તમ પુત્ર જે અંબરીષ હતો તેને તેના દાદાએ પુત્ર કરી રાખ્યો હતો. એ અંબરીષનો પુત્ર યૌવનાશ્વ થયો અને તેનો પુત્ર હારીત થયો. એ અંબરીષ, યૌવનાશ્વ અને હારીત એ ત્રણ માંધાતાના ગોત્રમાં મુખ્ય ગણાયછે માંધાતાના પુત્ર પુરૂકુત્સને સર્પોએ પોતાની નર્મદા નામની બેન આપી હતી [૧-૨] વાસુકીના કહેવાથી એ નર્મદા પોતાના પતિ પુરૂકુત્સને પાતાળમાં લઇગઇહતી, ત્યાં તેણે ગંધર્વો કે જેઓમારી નાંખવાને યોગ્ય હતા, તેઓને વિષ્ણુની શક્તિના પ્રભાવથી મારી નાંખ્યા હતા [૩] પછી નાગ પાસેથી તે રાજાને વરદાન મળ્યું હતું કે–' આ વાતનું જેઓ સ્મરણ કરશે તેઓને સર્પથી ભય થશે નહીં' એ પુરૂકુત્સનો ત્રસદસ્યુ, તેનો અનરણ્ય, તેનો હર્યશ્વ, તેનો અરૂણ, તેનો નિબંધન અને તેનો સત્યવ્રત નામે પુત્ર થયો એ સત્યવ્રતનું બીજું નામ 'ત્રિશંકુ' કહેવાતું હતું.[૪-૫] એ ત્રિશંકુ પોતાના ગુરૂ વસિષ્ઠના શાપથી ચાંડાળપણું પામ્યો હતો, પણ વિશ્વામિત્ર ઋષિએ પોતાની શક્તિથી તેને એના એ શરીરે સ્વર્ગમાં મોકલ્યોછે, તે અદ્યાપિ સુધી આકાશમાં દેખાય છે.[૬] એ ત્રિશંકુને દેવતાઓએ ઊંધે માથે પાછો નાંખ્યો હતો, પણ વિશ્વામિત્રે પોતાના બળથી ત્યાંજ રાખી દીધોછે ત્રિશંકુનો પુત્ર હરિશ્ચંદ્ર થયો કે જેનેસારૂ વિશ્વામિત્ર તથા વસિષ્ઠમુનિને પક્ષી બનીને ઘણાં વર્ષ સુધી યુદ્ધ ચાલ્યું હતું. (વિશ્વામિત્રે રાજસૂયની દક્ષિણાનો છળ કરી હરિશ્ચંદ્રનું સર્વસ્વ હરી લઇને તેને બહુજ દુઃખ દીધું, તે સાંભળીને ક્રોપ પામેલા વસિષ્ઠે વિશ્વામિત્રને શાપ દીધો કે તું આડી નામનો પક્ષી થઈજા વિશ્વામિત્રે પણ વસિષ્ઠને સામો શાપ દીધો કે તું બગલો થઇજા પછી તેઓને ભારે યુદ્ધ થયું હતું એ વાત પ્રસિદ્ધ છે)[૭]એ હરિશ્ચંદ્રરાજાએપોતેનિસ્સંતાનહોવાથી ખેદ પામીને નારદજીના ઉપદેશથીવરૂણદેવનીમાનતાકરીકે–'હે મહારાજ વરૂણ! મને પુત્ર આપો,અને તેવીર પુત્રઅવતરે તો તમને એ પુત્રનુંજ બળિદાન આપું વરૂણદેવે 'તથાસ્તુ' એમ કહેવાથી હરિશ્ચંદ્રરાજાને 'રોહિત' નામનો પુત્ર અવતર્યો [૮-૯] પછી વરૂણદેવે કહ્યું કે–'તને પુત્ર આવ્યો માટે એ પુત્રને મારીને મને બળિદાન દે ' હરિશ્ચંદ્રે કહ્યું કે–'પશુની પેઠે મારી નાંખવાના આ પુત્રને જ્યારે દશ દિવસ નીકળી જાય ત્યારે પવિત્ર થાય [૧૦] દશ દિવસ થઇ ગયા પછી વરૂણદેવે આવીને પાછી ઉઘરાણી કરી, ત્યારે હરિશ્ચંદ્રે કહ્યું કે–'આ પશુને જ્યારે દાંત આવે ત્યારે તે પવિત્ર ગણાય ' [૧૧] દાંત આવ્યા પછી વરૂણદેવે પાછી ઉઘરાણી કરી, ત્યારે હરિશ્ચંદ્રે કહ્યું કે–'જ્યારે આના દાંત પડી જાય ત્યારે પવિત્ર થાય.'[૧૨] દાંત પડી ગ-

* આ સાતમા અધ્યાયમાં માંધાતાના વંશમાં પુરૂકુત્સની કથા તથા હરિશ્ચંદ્ર રાજાની ઉત્તમ કથા કહેવાશે

આ પછી વળી વરૂણદેવે ઉઘરાણી કરી, ત્યારે હરિશ્ચંદ્ર બોલ્યો કે-'જ્યારે બીજા વારના દાંત આવે ત્યારે પશુ પવિત્ર થાય.[13] બીજા વારના દાંત આવ્યા પછી વળી વરૂણદેવે ઉઘરાણી કરી, ત્યારે હરિશ્ચંદ્રે કહ્યું કે-'ક્ષત્રિય જાતનો પશુ જ્યારે સંગ્રામ કરવામાં સમર્થ થાય ત્યારે પવિત્ર ગણાય.[14] એ પ્રમાણે પુત્રના સ્નેહથી બંધાઈને ઠગ્યા કરતા રાજાએ જે જે સમયનો વાયદો કર્યો તે તે સમયની વરૂણદેવ વાટ જોઈ રહ્યા.[15] તેટલામાં બાપે જે કર્મ કરવાનું ધાર્યું હતું તે રોહિતના જાણવામાં આવવાથી એ રોહિત પોતાના જીવનો બચાવ કરવા ધનુષ્ય લઈને વગડામાં જતો રહ્યો.[16] પછી વરૂણદેવે કોપ કરીને હરિશ્ચંદ્રરાજાને જળદરનો રોગ કરી તેનું પેટ મોટું કરી નાંખ્યું એ સાંભળીને રોહિત પાછો ગામમાં આવતો હતો તેને ઇંદ્રે ના પાડીને કહ્યું કે-'તીર્થયાત્રા કર્યા કરવી અને પૃથ્વીમાં ફરવું એજ સારૂં છે.' આ ઉપરથી રોહિત પાછો એક વર્ષ સુધી વનમાં રહ્યો.[17-18] એ પ્રમાણેજ બીજે, ત્રીજે, ચોથે અને પાંચમે વર્ષે પણ વૃદ્ધ બ્રાહ્મણના વેષથી આવી આવીને ઇંદ્રે તેને નાજ પાડી.[19] પછી છ વર્ષ સુધી વનમાં ફરીને રોહિત પોતાના પિતાની નગરીમાં જતો હતો, ત્યાં તેણે અજીગર્ત્ત નામના બ્રાહ્મણ પાસેથી તેના 'શુનશેફ' નામના વચેટ દીકરાને ખરીદ્યો.[20] એ શુનશેફને પોતાની અવેજીમાં બળિદાન કરવા સારૂ પોતાના પિતા હરિશ્ચંદ્રના હાથમાં આપીને રોહિત હરિશ્ચંદ્રને પગે લાગ્યો. પછી મોટા યશવાળા અને મોટા પુરૂષોમાં પ્રખ્યાત હરિશ્ચંદ્રરાજાએ પોતાનો રોગ મટી જતાં પુરૂષમેધ (જેમાં માણસનું બળિદાન આવેછેતે) યજ્ઞથી વરૂણ વગેરે દેવતાઓનો યજ્ઞ કરવા માંડ્યો એ યજ્ઞમાં વિશ્વામિત્રઋષિ હોતા થયા હતા, જમદગ્નિ ઋષિ અધ્વર્યુ થયા હતા, વસિષ્ઠઋષિ બ્રહ્મા થયા હતા અને અયાસ્યઋષિ ઉદ્ગાતા થયા હતા. એ યજ્ઞમાં પ્રસન્ન થઇને ઇંદ્રે હરિશ્ચંદ્ર રાજાને સોનાનો રથ આપ્યો હતો.[21-22] અહિં જે શુનઃશેફની વાત અધુરી રહી તે વિશ્વામિત્રના પુત્રોના આખ્યાનના પ્રસંગમાં આગળ કહેવાશે. હરિશ્ચંદ્ર રાજાની અને તેની રાણીની સત્ય ભરેલી ધીરજ જોઇને બહુજ રાજી થયેલા વિશ્વામિત્રઋષિએ તે રાજાને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો હતો. હરિશ્ચંદ્રરાજાએ એ જ્ઞાનના પ્રભાવથી પોતાના મનનો પૃથ્વીમાં, પૃથ્વીનો જળમાં, જળનો તેજમાં, તેજનો વાયુમાં, વાયુનો આકાશમાં, આકાશનો અહંકારમાં અને અહંકારનો મહત્તત્વમાં લય કર્યો. તે મહત્તત્વમાં વિષયાકારને જુદો પાડી, શુદ્ધ રહેલા જ્ઞાનભાગનું આત્મસ્વરૂપથી ધ્યાન કરી તે ધ્યાનરૂપ વૃત્તિથી અજ્ઞાનને બાળી નાંખ્યું.[24-26] પછી મોક્ષાનંદના સુખરૂપ જ્ઞાનથી તે ધ્યાનરૂપ વૃત્તિનો પણ ત્યાગ કરી બંધનમાત્રથી મુક્ત થતાં પોતાનું સ્વરૂપ કે જે કોઇ પ્રકારે કહી શકાતું નથી, અને જેમાં કોઇ પ્રકારનો તર્ક પણ ચાલતો નથી તેમાંજ રહ્યો.[27]

हित्वा तां स्वेन भावेन निर्वाणसुखसंविदा ।
अनिर्देश्यां प्रतर्क्येण तस्थौ विध्वस्तबंधनः॥२७॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના નવમસ્કંધનો સાતમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૮ મો.*

### સગરરાજાના પુત્રો કપિલમુનિના શાપથી બળી ગયાની કથા.

श्रीशुकउवाच.

हरितो रोहितसुतश्चंपस्तस्माद्विनिर्मिता ।
चंपापुरी सुदेवोऽतो विजयो यस्य चात्मजा॥१॥

શુકદેવજી કહેછે-એ હરિશ્ચંદ્રના પુત્ર રોહિતનો હરિત અને હરિતનો ચંપ નામે પુત્ર થયો. એ ચંપે ચંપા નગરી બનાવી હતી ચંપનો સુદેવ, તેનો વિજય, તેનો ભરૂક, તેનો વૃક અને તેનો બાહુક નામે પુત્ર થયો એ બાહુક રાજા પોતાનું રાજ્ય શત્રુઓએ લઇ લેતાં પોતાની સ્ત્રીઓની સાથે વનમાં ગયો હતો.[1-2] એ રાજા વૃદ્ધ હોવાથી વનમાં મરણ પામતાં તેની રાણી

* આ આઠમા અધ્યાયમાં રોહિતના વંશની અને તેમાં ઉત્પન્ન થયેલા સગરરાજાના પુત્રો કપિલ મુનિનો અપરાધ કરવાથી બળી ગયાની કથા કહેવામાં આવશે.

તેની પછવાડે સતીવિધાનથી મરવા તૈયાર થઇ હતી, પણ તેને સગર્ભા જાણીને ઔર્વ નામના ઋષિએ વારી[3] એને ગર્ભ છે એમ જાણીને તેની શોકયોએ તેને અન્નની સાથે ઝેર દીધું હતું, પણ તેથી નહીં મરતાં તેને ઝેરની સાથે મોટા યશવાળો સગરનામનો પુત્ર જન્મ્યો.[4] એ સગર ચક્રવર્તી રાજા થયો. સગરરાજાના પુત્રોએ સાગર બનાવેલ છે. એ સગરરાજાએ પોતાના ગુરૂ ઔર્વઋષિના કહેવાથી તાલજંઘ, યવન, શક, હૈહય અને બર્બર લોકોમાં કેટલાએકને નહીં મારતાં ખરાબ વેષવાળા બનાવ્યા હતા. કેટલાએકને મુંડા અને ડાઢી મૂછવાળા, કેટલાએકને છુટા કેશવાળા અને અરધા મુંડેલા, કેટલાએકને અંદરનાં લૂગડાં વગરના અને કેટલાએકને બહારનાં લૂગડાં વગરના બનાવી દીધા ઔર્વમુનિએ કહેલા ઉપાય પ્રમાણે એ રાજાએ સર્વ વેદ અને દેવરૂપ પરમાત્મા ભગવાનનુ અશ્વમેધ યજ્ઞોથી પૂજન કર્યું હતુ. તેણે ફરવા મોકલેલા યજ્ઞના ઘોડાને ઇંદ્ર હરી જતાં તે રાજાની આજ્ઞાથી તેની રાણી સુમતિના સાઠ હજાર દીકરા ઘોડાની શોધ કરવા નીકળ્યા હતા તે પ્રસંગમાં એ અભિમાની રાજકુમારોએ સઘળી તરફ ધરતીને ખોદી નાંખતાં ઇશાન ખૂણામાં કપિલદેવજીની પાસે એ ઘોડો બાંધેલો હતો તે તેઓના જોવામાં આવ્યો તેને જોઇને આ (કપિલદેવજી) જ આંખો મીચીને બેઠેલો ઘોડાને લઇજનાર ચોર છે, માટે એ પાપીને મારો, મારો, એમ બોલતા તે સાઠે હજાર રાજકુમારો હથિયાર ઉપાડીને તેમને (કપિલદેવજીને) મારવા દોડ્યા, ત્યાં કપિલમુનિએ પોતાની આંખો ઉઘાડી તેટલીવારમાં એ રાજકુમારો કે જેઓની બુદ્ધિ ઇંદ્રે હરી લીધી હતી અને જેઓ મહાત્માઓના અપરાધથી હણાઇ ચુક્યા હતા, તેઓ પોતાના શરીરમાંથી નીકળેલા અગ્નિથી ક્ષણમાત્રમાં ભસ્મ થઈ ગયા[5-12] કેટલાએક કહેછે કે 'એ રાજકુમારો કપિલદેવજીના ક્રોધથી બળીગયા' પણ એ વાત યોગ્ય નથી, કેમકે જગતને પવિત્ર કરનાર કપિલદેવજીને ક્રોધરૂપી અજ્ઞાન થવું સંભવતુ જ નથી. પૃથ્વીની રજનો આકાશને સ્પર્શ થવો સંભવેજ નહીં[13] જેણે ચલાવેલા સાંખ્યજ્ઞાનરૂપી દૃઢ વહાણથી મુમુક્ષુ લોક, મૃત્યુના માર્ગરૂપી અપાર ભવસાગરને તરી જાય છે, તે સર્વજ્ઞ અને બ્રહ્મભૂત થયેલા કપિલદેવજીને શત્રુ મિત્ર વગેરેની ભેદદૃષ્ટિ થવી શી રીતે સંભવે?[14] સગર રાજાની કેશિનીનામે એક બીજી સ્ત્રી હતી તેના દીકરા અસમંજસનો દીકરો અંશુમાન્ હતો, તે પોતાના દાદા સગરરાજાનુંજ હિત કરતો હતો[15] અસમંજસ પૂર્વજન્મમાં યોગી હતો, તે સંગદોષ લાગવાથી યોગમાંથી ભ્રષ્ટ થતાં સગરરાજાને ઘેર અવતર્યો હતો. એ અસમંજસ પોતાને પૂર્વજન્મનુ સ્મરણ હોવાને લીધે કોઇનો સંગ નહી લાગવાસારૂ પોતાના શરીરને ખરાબ હાલતમાં દેખાડતો હતો[16] જગતમાં નિંદિત અને જ્ઞાતિઓને અપ્રિય લાગે એવાં કામ કરતો હતો, તથા લોકોને ઉદ્વેગ આપવાસારૂ કેટલાએક રમતા છોકરાઓને સરયૂ નદીમાં નાખી દેતો હતો[17] એ પ્રમાણે આચરણ કરવાથી તેના પિતા સગરરાજાએ સ્નેહ છોડી દઇને તેને કાઢી મૂકતાં પોતાના યોગના પ્રભાવથી તે સઘળા છોકરાઓને પાછા દેખાડી ત્યાંથી જતો રહ્યો હતો[18] સઘળા અયોધ્યાના રહેવાશી લોકો પોતાના છોકરાઓને પાછા આવેલા જોઇને વિસ્મય પામી ગયા, અને સગર રાજાને પણ દીકરાને કાઢી મૂકવાનો પસ્તાવો થયો હતો[19] એ અસમંજસના દીકરા અંશુમાનને સગર રાજાએ ઘોડો શોધવાની આજ્ઞા કરતાં તે, પોતાના કાકાઓએ ખોદી નાંખેલી પૃથ્વીને રસ્તે ચાલ્યો ગયો, ત્યાં તેને ભસ્મના ઢગલાની પાસે ઘોડો બાંધેલો જોવામાં આવ્યો.[20] ત્યાં બેઠેલા સાક્ષાત્ વિષ્ણુના અવતારરૂપ કપિલમુનિને જોઇ સાવધાન મનથી તેમને પ્રણામ કરી હાથ જોડીને એ મહાત્મા અંશુમાને તેમની સ્તુતિ કરી[21]

અંશુમાન્ સ્તુતિ કરેછે—બ્રહ્મા પણ, આપ કે જે પોતાથી પર ઈશ્વર છો તેમને દેખતા નથી કે સમાધિ અથવા યુક્તિઓથી આજસુધી જાણતા નથી, ત્યારે તેથી અર્વાચીન લોકો કે જેઓ બ્ર-

જ્ઞાનાં મન, શરીર અને બુદ્ધિથી રચેલી સૃષ્ટિમાં ઉત્પન્ન થયેલા છે તેઓ ક્યાંથીજ દેખે કે જાણે? અને જ્યારે એમ છે ત્યારે અમો અજ્ઞાન લોકોની તો શીજ વાત કરવી?[22] તમારી માયાથી મોહ પામવાનેલીધે બુદ્ધિને પરતંત્ર થઈ બહારનુંજ જ્ઞાન ધરાવનારા પ્રાણીઓ જાગ્રત અને સ્વપ્નમાં વિષયોનેજ દેખેછે અને સુષુપ્તિમાં અજ્ઞાનનેજ દેખેછે, તેથી તમે કે જે પોતામાંજ રહ્યા છો તેમને જાણતા નથી આપ કે જે શુદ્ધજ્ઞાનમય, અને સ્વભાવથીમાયાસંબંધીભેદ તથામોહનેતોડી નાખનારા સનકાદિક મુનિઓએ પણ ચિંતન કરવા યોગ્ય છો તેમનો, હું કે જે મૂઢ છુ તે શી રીતે વિચાર કરી શકું?[23-24] હે શાંતરૂપ! આપ કે જે માયાના ગુણ અને કર્મથી જણાતા નામરૂપ રહિત, પુણ્ય પાપથી છુટેલા અને જ્ઞાનના ઉપદેશને સારૂ જેણે અવતાર ધર્યો છે એવા પુરાણપુરૂષ છો, તેમને પ્રણામ કરૂંછું[25] તમારી માયાએ રચેલા લોકમાં કામ, લોભ, ઇર્ષ્યા અને મોહથી ભમતા ચિત્તવાળા પુરૂષો ઘર વગેરેને સાચાં સમજી તેઓમાં ભટક્યા કરે છે.[26] હે ભગવાન્! હે સર્વ પદાર્થોના નિયંતા! આજ તમારાં દર્શનથી અમારો દૃઢ મોહરૂપી પાશ કે જે કામ, કર્મ તથા ઇંદ્રિયોના આશ્રયરૂપ છે તે કપાઇ ગયો[27]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે અંશુમાને સ્તુતિ કરતાં ભગવાન્ કપિલદેવજીએ તેના ઉપર મનથી અનુગ્રહ કરી તેને આ પ્રમાણે કહ્યું.[28]

કપિલદેવજી કહેછે—હે પુત્ર! આ તારા દાદાના ઘોડાને લઇજા અને આ તારા બળી ગયેલા કાકાઓ ગંગાનું જળ મળશે તોજ મુક્તિ પામશે.બીજા કશાથી એઓને મુક્તિ થશે નહીં.[29]

શુકદેવજી કહેછે—પછી અંશુમાન, એ કપિલમુનિને મસ્તકથી પ્રણામ કરી તથા પ્રસન્ન કરી ઘોડો પાછો લાવ્યો, અને તે ઘોડાથી સગર રાજાએ પોતાનો બાકીનો યજ્ઞ પૂરો કર્યો[30] પછી અંશુમાનને રાજ્ય આપી સ્પૃહા તથા બંધનથી મુક્ત થયેલો સગરરાજા ઓર્વઋષિએ કહેલા પ્રકારથી સર્વોત્તમ ગતિ (મોક્ષ) પામ્યો.[31]

राज्यमंशुमति न्यस्य निःस्पृहोमुक्तबंधनः।
और्वोपदिष्टमार्गेण लेभे गतिमनुत्तमाम् ॥३१॥

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના નવમસ્કંધનો આઠમો અધ્યાય સંપૂર્ણ

---

## અધ્યાય ૯ મો.*

### ભગીરથરાજા પૃથ્વી ઉપર ગંગાજી લાવ્યા.

॥ श्रीशुक उवाच ॥

अंशुमांश्चतपस्तेपे गंगानयनकाम्यया।
कालंमहांतंनाशक्नोत्ततः कालेनसंस्थितः ॥१॥

શુકદેવજી કહેછે—પછી અંશુમાન રાજાએ ગંગાજીને લાવવાની ઇચ્છાથી ઘણા કાળ સુધી તપ કર્યું પણ લાવી શક્યો નહી, અને કાળ આવી પોહોચતાં મરણ પામી ગયો.[1] અંશુમાનનો દીકરો દિલીપ થયો, તે પણ પોતાના પિતાની પેઠેજ ગંગાજીને નહીં લાવી શકતાં મરણ પામ્યો. પછી દિલીપનો દીકરો ભગીરથ મોટી તપશ્ચર્યા કરવા લાગ્યો[2] તેને ગંગાજીએ દર્શન આપીને કહ્યુ કે-'હું તને પ્રસન્ન થઇને વરદાન દેવા આવીછુ' ભગીરથે પ્રણામ કરીને ગંગાજીને પોતાનો અભિપ્રાય કહ્યો[3] ગંગાજી બોલ્યાંકે—'હું પૃથ્વી ઉપર પડીશ ત્યાં મારા વેગને ધારણ કરનાર કોઇ જોઈએ, નહીતર પૃથ્વીને ફાડીને પાતાળમાં જતી રહીશ[4] હુ પૃથ્વીપર આવવામાં રાજી નથી, કેમકે લોકો પોતાનાં પાપને મારામાં ધોશે, પણ તે પાપ મારે કઇ જગોએ ધોવુ તે વાતનો વિચાર કરો.'[5]

ભગીરથે કહ્યુ કે—સાધુ, સંગનો ત્યાગ કરનારા, જગતને પવિત્ર કરનારા, અને શાન્ત બ્રહ્મવેત્તા લોકો તમારા જળમાં નાહીને તમારૂ પાપ હરી લેશે, કેમકે સર્વ પાપને મટાડનાર ભગવાન તેઓમાં રહ્યાછે[6] પ્રાણીઓના સ્વામી સદાશિવ કે જેમાં આ જગત, તાંતણાઓમાં સાડીની પેઠે ઓતપ્રોત થઈનેરહ્યુંછેતે તમારાવેગનેધારણકરશે.[7]

---

* આ નવમા અધ્યાયમા ખટવાંગ રાજા સુધી અંશુમાનનો વંશ કહેવાશે કે જેનો પૌત્ર ભગીરથ ગંગાજીને પૃથ્વીમા લાવ્યોછે.

શુકદેવજી કહેછે—એ પ્રમાણે ગંગાજીને કહી ભગીરથરાજાએ સદાશિવ ઉપર તપ માંડયુ. થોડા કાળમાંજ સદાશિવ તેને પ્રસન્ન થયા અને ભગીરથની પ્રાર્થનાને સ્વીકારી પછી સર્વ લોકોના હિતકારી સદાશિવે સાવધાન રહીને ભગવાનના ચરણના સંયોગથી પવિત્ર જળવાળાં ગંગાજીનુ ધારણ કર્યું.[८-९]અને તે ભગીરથ રાજા, જે ઠેકાણે પોતાના પિતૃઓનાં શરીર ભસ્મ થઇને પડેલાંછે, ત્યાં જગત્‌પાવની ગંગાજીને લઈ ગયો [१०]વાયુસરખા વેગવાળા રથમાં બેસીને જતા ભગીરથ રાજાની પછવાડે દોડતાં અને દેશોને પવિત્ર કરતાં ગંગાજીએ બળીગયેલા સગરરાજાના પુત્રોને નવરાવ્યા.[११]જો કે એ સગરના પુત્રો બ્રાહ્મણના અપરાધથી મરણ પામ્યા હતા, તોપણ ગંગાજળના સ્પર્શમાત્રથી અને તે સ્પર્શ કેવળ દેહની ભસ્મને થવાથી પણ સ્વર્ગલોકને પામ્યા [१२]ભસ્મ થયેલાં શરીરોને ગંગાજળનો સ્પર્શ થવાથી પણ સગરના પુત્રો સ્વર્ગમાં ગયા, ત્યારે શ્રદ્ધાથી નિયમ ધરીને જેઓ ગંગાજીનુ સેવન કરે તેઓ સ્વર્ગમાં જાય તેમાં શુ કહેવુ?[१३]ભગવાનનાં ચરણારવિંદથી ઉત્પન્ન થયેલ અને સંસારનાં બંધનોને કાપનાર ગંગાજીનું જે મહાત્મ્ય અહીં કહેવાયું તે મોટા આશ્ચર્યરૂપ નહીં સમજવુ.[१४] કેમકે નિર્મળ મુનિ લોકો શ્રદ્ધાથી ભગવાનમાં મન રાખીને કોઇ પ્રકારે છુટે નહી એવો દેહનો સંબંધ છોડી દેતાં તુરતજ ભગવદ્રુપપણાને પામી ગયાછે.[१५]એ ભગીરથરાજાનો શ્રુત, તેનો નાભ, તેનો સિંધુદ્વીપ, તેનો અયુતાયુ અને તેનો ઋતુપર્ણ નામે પુત્ર થયો. એ ઋતુપર્ણ નળરાજાનો સખા હતો, તે નળરાજાને જુગારનુ તત્વ શીખવીને પોતે તેની પાસેથી ઘોડાની વિદ્યા શીખ્યો હતો. ઋતુપર્ણનો સર્વકામ, તેનો સુદાસ અને તેનો સૌદાસ નામે પુત્ર થયો. એ સૌદાસની સ્રીનુ નામ મદયંતી હતુ. મિત્રસહ અને કલ્માષાંઘ્રિ એવા નામથી પણ એ રાજા કોઈ ગ્રંથમાં કહેવાયછે. એ રાજા વસિષ્ઠના શાપથી રાક્ષસ થયો અને હતો પોતાનાં કર્મથી નિરસંતાન રહ્યો હતો.[१६-१८]

પરીક્ષિત રાજા પૂછેછે—મહાત્મા સૌદાસ રાજાને ગુરૂનો શાપ શામાટે થયો હતો? એ વાત જો રહસ્ય ન હોય તો મને સાંભળવાની ઈચ્છા છે.[१९]

શુકદેવજી કહેછે—સૌદાસ રાજાએ મૃગયામાં ફરતાં કોઇ રાક્ષસને માર્યો અને તે રાક્ષસના ભાઇને છોડી દીધો હતો. એ છોડી દીધેલો રાક્ષસ બદલો વાળવાસારૂ રાજ્યમાં જઇને તે રાજાના ઘરમાં રસોઇયાના રૂપથી રહ્યો હતો રાજાનું ભૂંડું કરવાનો વિચાર કરતા એ રાક્ષસે એક દિવસે જમવા આવેલા વસિષ્ઠમુનિને માણસનુ માંસ રાંધીને પીરસ્યુ [२०-२१]એ માંસને પીરસાતાં જોઈ સેહેજમાં અભક્ષ્ય જાણી લઇને વસિષ્ઠે ક્રોધથી રાજાને શાપ દીધો કે—' આવુ કામ કરવાથી તું રાક્ષસ થઇ જસે.'[२२]પછી એ કામ રાક્ષસે કરેલું જાણી વસિષ્ઠે પોતાના શાપનો બાર વર્ષનો અવધિ કર્યો. રાજા પણ હાથમાં પાણી લઈને ગુરૂને સામો શાપ દેવા તૈયાર થયો, પણ મદયંતી રાણીએ વારતાં દિશા, આકાશ, પૃથ્વી અને સઘળા જગતને જીવમય જાણી તેણે તે પાણી પોતાના પગ ઉપર નાંખ્યું. એ પાણીથી રાજાના પગ કાળા થઈ ગયા તેથી તે કલ્માષપાદ કહેવાયો પછી એ રાજા રાક્ષસપણુ પામીને વનમાં ફરતો હતો, ત્યાં તે વનમાં રહેનાર એક બ્રાહ્મણ અને બ્રાહ્મણી કે જે તે વખતે મૈથુનના પ્રસંગમાં લાગ્યાંહતાં તેતેનાજેવામાંઆવ્યાં.[२३-२५] ભૂખથી પીડાએલા રાક્ષસે બ્રાહ્મણને પકડતાં તે બ્રાહ્મણી રાંકની પેઠે બોલી કે—' તું રાક્ષસ નથી પણ મદયંતીનો પતિ અને ઇક્ષ્વાકુકુળનો મહારથી રાજા છે. આ તારે અધર્મ કરવો યોગ્ય નથી. મને સંતાનની ઇચ્છાછે માટે આ બ્રાહ્મણ કે જેનો સંગ પૂરો થયો નહીં તેને નહી મારતાં મને દે.[२६-२७] હે રાજા! આ મનુષ્યદેહ, પુરૂષને સઘળા પુરૂષાર્થ આપનાર છે એટલા માટે મનુષ્યદેહનો વધ કરવો એ સઘળા પુરૂષાર્થાનો વધ કર્યો કહેવાયછે.[२८] હે ધર્મને જાણનાર! વિદ્વાન્ અને તપ, શીળ તથા ગુણવાળો આ ઉત્તમ બ્રાહ્મણ કે જે સર્વ પ્રાણીઓને આત્મારૂપ જાણી, પ્રાણીઓમાં દેહાદિકથી ઢંકાઇ

રહેલા મહાપુરૂષ પરબ્રહ્મની આરાધના કરવાને ઇચ્છેછે, તે બાપના હાથથી દીકરાની પેઠે તારા જેવા મોટા રાજર્ષિના હાથથી વધ પામવાને કેમ યોગ્ય ગણાય?[૨૯-૩૦] સત્પુરૂષોમાં માન પામેલો તું, આ બ્રાહ્મણ કે જે સાધુ, નિષ્પાપ, વિદ્વાન્ અને બ્રહ્મવાદી છે તેના ગોવધસમાન વધને કેમ યોગ્ય માનેછે! [૩૧] જો આને ખાઈ જવાનો હોય તો મને પ્રથમથી ખાઈજા. કેમકેએ વિના શબ જેવી હુ ક્ષણ માત્ર પણ જીવીશ નહી.'[૩૨] એ પ્રમાણે દીન વચન બોલતી એ બ્રાહ્મણી અનાથની પેઠે વિલાપ કરતી હતી,તેને નહી ગણકારીને શાપથી મોહ પામેલો સૌદાસ-રાજા, વાઘજેમ પશુને ખાઈ જાય તેમ બ્રાહ્મણને ખાઇ ગયો [૩૩] પોતાના શરીરનો શોક કરતી એ પતિવ્રતા બ્રાહ્મણીએ ક્રોધથી રાજાને શાપ દીધો કે—'હે પાપી! હે મૂર્ખ! હું કે જે કામદેવથી પીડાએલીછુ, તેના પતિને તું ખાઇ ગયો એટલા માટે તારૂં પણ મૈથુન કરવાથી મૃત્યુ થશે.[૩૪-૩૫] એ પ્રમાણે મિત્રસહ (સૌદાસ) રાજાને શાપ દઇને એ પતિવ્રતા બ્રાહ્મણી પોતાના પતિનાં અસ્થિને દીપ્ત કરેલા અગ્નિમાં નાંખીને પોતે પણ બળી મરતાં પતિના લોકને પામી [૩૬] બાર વર્ષ પૂરાં થયા પછી શાપમુક્ત થયેલો રાજા મૈથુન કરવાને તૈયાર થયો, ત્યાં તેની રાણી કે જેને બ્રાહ્મણીના શાપની ખબર હતી તેણે ના પાડી.[૩૭] ત્યારથી તેણે સ્ત્રીના સુખનો ત્યાગ કરી દીધો અને પોતાના કર્મથી નિસ્સતાન થયો. પછી તેની આજ્ઞાથી વસિષ્ઠમુનિએ તેની મદયંતી રાણીને ગર્ભ રાખ્યો.[૩૮] મદયતીને ગર્ભ રહે સાત વર્ષ થયાં પણ તે જણતી ન હતી, તેથી વસિષ્ઠ મુનિએ તેના પેટમાં પાણો મારીને પ્રસવ કરાવ્યો. એ પ્રસવથી જે પુત્ર ઉત્પન્ન થયો તે અશ્મક કહેવાયછે.[૩૯] અશ્મકનો દીકરો મૂળક થયો. પરશુરામે પૃથ્વીને નિ:ક્ષત્રિય કરી તે સમયમાં સ્ત્રીઓએ તેને પોતાની સાથે રાખીને બચાવ્યો હતો, તેથી તે નારીકવચ કહેવાયો હતો, અને ક્ષત્રિયોના મૂળરૂપ રહ્યો તેથી મૂળક પણ કહેવાયો હતો.[૪૦] એ મૂળકનો દશરથ, તેનો એડવિડ, તેનો વિશ્વસહ અને તેનો ખટ્વાંગ નામે પુત્ર થયો. એ ચક્રવર્તી અને કોઇથી જીતી શકાય નહી એવા ખટ્વાંગ રાજાએ દેવતાઓની પ્રાર્થના ઉપરથી દૈત્યોને યુદ્ધમાં માર્યા હતા. પછી પ્રસન્ન થયેલા દેવતાઓએ વર માગવાનુ કહેતાં તેણે કહ્યુ કે—'પ્રથમ મારૂં આયુષ્ય કેટલુ છે તે કહો.' દેવતાઓએ કહ્યું કે—'બે ઘડી બાકીનુ છે.' પછી એ વાત જાણી વિમાનમાં બેસીને પોતાના નગરમાં આવી તેણે ભગવાનમાં મન રાખ્યુ.[૪૧-૪૨] ખટ્વાંગે વિચાર કર્યો કે—'બ્રાહ્મણોનુ કુળ કે જે અમારા કુળના ઇષ્ટદેવરૂપ છે, તેના કરતાં દીકરા, લક્ષ્મી પૃથ્વી રાજ્ય કે સ્ત્રીઓ મને વધારે પ્યારાં નથી.[૪૩] બાળકપણામાં પણ મારી બુદ્ધિ કોઈ વખતે અધર્મમાં રમી નથી. કોઇ વસ્તુને હુ ભગવાનથી જુદી દેખતો નથી.[૪૪] ત્રૈલોક્યના અધિપતિ દેવતાઓએ મને ઇષ્ટ વર માગી લેવાનુ કહ્યું; પણ હુ કે જેનુ ધ્યાન ભગવાનમાંજ છે તે કોઈ જાતના વરને માગતો નથી.[૪૫] વિષયોથી વિક્ષેપ પામેલી ઇંદ્રિયોવાળા દેવતાઓ પણ પોતાના હૃદયમાં રહેલા નિરંતર પ્રિય આત્માને જાણતા નથી, ત્યારે બીજાઓ તો ક્યાંથીજ જાણે?[૪૬] એટલા માટે ભગવાનની માયાએ રચેલા અને ગંધર્વપુર જેવા વિષયોમાં જે પ્રીતિ મારા મનમાં સ્વભાવથી લાગી રહીછે, તેને ભગવાનની ભાવનાથીજ છોડી દઇને હુ ભગવાનને શરણે જાઉ.'[૪૭] નારાયણના ધ્યાનવાળી બુદ્ધિથી એ પ્રમાણે નિશ્ચય કરી તે ખટ્વાંગરાજા દેહાદિકના અભિમાનરૂપ અજ્ઞાનને છોડી દઇને પોતાના સ્વરૂપને પામ્યો, કે જે સ્વરૂપને ભક્તલોકો 'ભગવાન વાસુદેવ' એવુ નામ આપેછે, અને જે સ્વરૂપ પરમ સૂક્ષ્મ અને શૂન્ય નહી છતાં શૂન્યની પેઠે કલ્પવામાં આવતુ પરબ્રહ્મ છે.[૪૮-૪૯]

यत्तद्ब्रह्मपरंसूक्ष्ममशून्यंशून्यकल्पितम् ॥
भगवान्वासुदेवेति यंगृणंतिहिसात्वताः ॥४९॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના નવમસ્કંધનો
નવમો અધ્યાય સંપૂર્ણ.

—o—

## અધ્યાય ૧૦ મો.*

### ખટ્વાંગનો વંશ તથા રામચરિત્ર.

॥ શ્રી શુકઉવાચ ॥

खट्वांगाद्दीर्घबाहुश्च रघूस्तस्मात्पृथुश्रवाः ।
अजस्ततोमहाराज तस्माद्दशरथोऽभवत् ॥ १ ॥

શુકદેવજી કહેછે—હે રાજા ! ખટ્વાંગનો દીર્ઘ-
[બા]હુ, તેનો મહા પ્રખ્યાત રઘુ, તેનો અજ અને
[તે]નો દશરથ નામે પુત્ર થયો.[1] એ દશરથ રાજા-
[ને] ઘેર દેવતાઓની પ્રાર્થના ઉપરથી સાક્ષાત્
[પર]બ્રહ્મ ભગવાન્, પોતાના અંશાંશથી ચાર પુ-
[ત્ર]રૂપે અવતર્યા હતા.[2] એ ચાર પુત્રોનાં નામ
[રા]મ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન' એવાં હતાં.
[પ]ોતાના પતિ રામચંદ્રજીનું ચરિત્ર કે જે તત્વ-
[ને] જાણનારા વાલ્મીકિ વગેરે ઋષિઓએ બહુજ
[વ]ર્ણવેલું છે તે તમે વારવાર સાંભળ્યું હશે, તો
[પ]ણ આ પ્રસંગમાં સંક્ષેપથી સાંભળો.[3] રામચ-
[ંદ્ર]જીએ પિતાને સારૂ રાજ્યનો ત્યાગ કર્યો, સી-
[તા]ના હાથના સ્પર્શને પણ ખમી શકે નહી
[એ]વા સુકોમળ ચરણથી અનેક વનમાં ફર્યા
[સુ]ગ્રીવ અને લક્ષ્મણજીએ તેમનો માર્ગનો પરિ-
[શ્ર]મ મટાડયો શૂર્પણખાનાં કાન નાક કાપી લે-
[વા]થી રાવણ સીતાને હરી જતાં સીતાના વિર-
[હ]થી થયેલા ક્રોધને લીધે પોતાની ભમરો ચઢાવી
[સ]મુદ્રને ત્રાસ આપી તેમાં પાજ બાંધી અને
[પ]છી રાક્ષસોરૂપી વનને બાળી નાંખ્યું એ રા-
[મ]ચંદ્રજી આપણી રક્ષા કરો.[4] વિશ્વામિત્રના
[યજ્ઞ]માં લક્ષ્મણજી જોઈ રહ્યા એવી રીતે મારીચ
[વ]ગેરે મોટા મોટા રાક્ષસોને માર્યા.[5] સીતાના
[સ્વ]યંવરની સભામાં જગતના વીર પુરૂષો ભેળા
[થ]યા હતા, તે સમયે ત્રણસો માણસોએ આ-
[ણે]લા મહા ભયંકર મહાદેવના ધનુષને લઇ તેને
[સ]જ્જ કરી ખેંચતાં, નાનો હાથી જેમ શેલડી-
[ના] સાંઠાને ભાગી નાખે તેમ વચમાંથી ભાંગી
[ના]ખ્યું.[6] સીતા કે જેનાં ગુણ, શીલ, અવસ્થા,
અંગ અને રૂપ પોતાનેજ લાયક હતાં તથા જે
પોતાનાજ વક્ષસ્થળમાં માન પામીને રહેલી લ-
ક્ષ્મીજીના અવતારરૂપ હતાં, તેને પરણીને જતાં
માર્ગમાં રામચંદ્રજીએ પરશુરામનો ભારે અહં-
કાર ઉતારી નાંખ્યો, કે જે પરશુરામે પૃથ્વીને
એકવીશ વાર રાજાઓનાં બીજ વિનાની કરી
હતી.[7] સત્યના પાશથી બંધાએલા પોતાના પિ-
તા દશરથરાજા જો કે સ્ત્રીવશ હતા, તોપણ તે-
મની આજ્ઞાને માથે ચઢાવી યોગી જેમ પ્રાણને
છોડી દે તેમ રાજ્ય, લક્ષ્મી, મિત્રો, સંબંધીઓ
અને ઘરને છોડી દઇ સીતાની સાથે વનમાં પ-
ધાર્યા.[8] દુષ્ટ બુદ્ધિવાળી રાવણની બેન શૂર્પણ-
ખાને તેનાં કાન નાક કાપીને વિરૂપ કરી. ખર,
ત્રિશિરા અને દૂષણ વગેરે શૂર્પણખાના ચૌદ હ-
જાર બંધુઓને અસહ્ય ધનુષહાથમાં લઈને મારી
નાંખ્યા, અને વનમાં રહેતાં ઘણુંજ કષ્ટ વેઠયું.[9]
સીતાની વાત સાંભળવાથી જેનો કામદેવ પ્રદીપ્ત
થયો એવા રાવણે અદ્ભુત મૃગ બનાવીને મો-
કલેલા મારીચને જોઇ તેની લાલચને લીધે આ-
શ્રમથી દૂર જઇ, રૂદ્રે જેમ દક્ષને માર્યો હતો
તેમ બાણથી મારીચને તુરત માર્યો.[10] નીચ
રાવણ પોતાની ગેરહાજરીમાં નાહરની પેઠે સી-
તાનું હરણ કરી જતાં સીતાથી જુદા પડેલા
રામચંદ્રજી સ્ત્રીઓના સંગીઓની આવી દશા
થાય એમ લોકોને જણાવવા સારૂ લક્ષ્મણની
સાથે દીનની પેઠે વનમાં ફર્યા.[11] સીતાના રક્ષ-
ણને માટે રાવણ સાથે લડીને મરણ પામેલા
જટાયુ પક્ષીને જો કે દાહનો અધિકાર ન હતો
તોપણ તેનો કૃપાથી દાહ કરીને પછી ક-
બંધને માર્યો અને વાંદરાઓની સાથે મૈત્રી ક-
રી વાળીને માર્યા પછી વાંદરાઓની મેહેનતથી
સીતાની ખબર મેળવીને, બ્રહ્મા તથા સદાશિવ
પણ જેનાં ચરણને પૂજે છે, એવા રામચંદ્રજી
વાંદરાઓનાં સૈન્ય લઇને પોતાના નાના ભાઇ
લક્ષ્મણજીની સાથે સમુદ્રને કિનારે ગયા.[12] ત્યાં
ત્રણ રાત સુધી ઉપવાસ કરીને વાટ જોતાં પણ
સમુદ્ર આવ્યો નહી, ત્યારે રામચંદ્રજીએ ક્રોધ
કર્યો. એ ક્રોધની લીલાથી ફાડેલાં કટાક્ષ પડતાં

* આ દશમા અધ્યાયમા ખટ્વાંગનો વંશ અને તેમાં
પ્રગટ થયેલા શ્રીરામચંદ્રજીનુ રાવણના વધથી તે અ-
યોધ્યામાં પોહોચવાસુધીનુ ચરિત્ર કહેવામા આવશે.

જેનાં ગ્રુડ અને મગર દુઃખી થઇ ગયાં એવો સમુદ્ર ત્રાસને લીધે પોતાનો ઘોંઘાટ બંધ કરી દેહધારી થઇને પૂજનનો સામાન લઇ રામચંદ્રજીના ચરણની પાસે આવ્યો અને આવીને બોલ્યો કે-'હે મહારાજ! આપ કે જે કુટસ્થ, આદિપુરૂષ અને જગતના સ્વામી છો તેમને અમે પોતાની બુદ્ધિની જડતાથી જાણતા નથી. જેના સત્વગુણથી દેવતાઓ, રજોગુણથી પ્રજાપતિઓ અને તમોગુણથી ભૂતનાથો થયાછે, તે ગુણોના નિયંતા આપ છો.[१३-१४] હે વીર! ભલે પધારો, ત્રૈલોક્યને રોવરાવનાર અને વિશ્રવા ઋષિની વિષ્ટારૂપ રાવણને મારો અને સીતાને પામો. આપના યશના વિસ્તારને માટે મારી ઉપર પાજ બાંધો, કે દિગ્વિજય કરવા નીકળેલા રાજાઓ જે પાજની આગળ આવીને આપના યશને ગાય.' પછી મોટા મોટા વાંદરાઓએ પોતાના હાથ વતે જેઓનાં વૃક્ષોનાં અંગ કપાવી નાંખ્યાં હતાં એવા અનેક પર્વતોનાં શિખરોથી સમુદ્રમાં પાજ બાંધીને, વિભીષણની સલાહ પ્રમાણે સુગ્રીવ, નીલ અને હનુમાન જેઓમાં પ્રમુખ હતા એવાં સૈન્યોની સાથે રામચંદ્રજી લંકા ઉપર ગયા, કે જે લંકાને હનુમાનજીએ પ્રથમ બાળી હતી[१६] વાંદરાઓનાં સૈન્યથી લંકાનાં ક્રીડાસ્થાન, કોઠાર, ભંડાર, દ્વાર, દરવાજા, સભાઓ, છાજલીઓ અને બીજા ભાગો પણ રોકાઇ ગયા. વેદીઓ, ધ્વજ, સોનાના કળશ અને ચઉટા તુટવા લાગ્યા હાથીઓ આવી પડવાથી જેવી નદીની સ્થિતિ થાય તેવી લંકાની સ્થિતિ થઈ.[१७] એ જોઇને રાક્ષસોના અધિપતિ રાવણે નિકુંભ, કુંભ, ધુમ્રાક્ષ, દુર્મુખ, દેવાંતક, નરાંતક વગેરે, પોતાનો મોટો પુત્ર ઇંદ્રજિત, પ્રહસ્ત, અતિકાય અને અકંપન વગેરેને યુદ્ધ કરવા મોકલ્યા, અને પછી કુંભકર્ણને પણ મોકલ્યો[१८] એ રાક્ષસોની સેના કે જે તરવાર, ત્રિશૂળ, ધનુષ, પ્રાસ, ઋષ્ટિ, સાંગ, બાણ, કટાર અને ખડ્ગોથી મહાભયંકર હતી, તેના ઉપર સુગ્રીવ, લક્ષ્મણ, હનુમાન, ગંધમાદન, નીલ, અંગદ, જાંબવાન, અને પનસ વગેરે યોદ્ધાઓની સાથે રામચંદ્રજી ચઢયા.[१९] અંગદ વગેરે તે રામના સેનાપતિઓએ હાથી, પ્યાદા, રથ, ઘોડા અને બીજા યોદ્ધાઓથી રચાએલા એ રાક્ષસોના સૈન્યમાં સામસામા આવીને એ રાક્ષસો કે જેઓના સ્વામી રાવણનું પુણ્ય સીતાના સ્પર્શથી નાશ પામ્યું હતું, તેઓને વૃક્ષ, પર્વત, ગદા અને બાણોથી માર્યા.[२०] પોતાના સૈન્યનો નાશ થયેલો જોઇ ક્રોધ પામેલો રાવણ રથમાં બેશીને રામની સામે આવ્યો, અને રામ કે જે માતલિએ આણેલા શોભાયમાન ઇન્દ્રના રથમાં બિરાજતા હતા તેમને સજાવેલાં બાણોથી પ્રહાર કરવા લાગ્યો.[२१] રામચંદ્રજીએ રાવણને કહ્યું કે-'હે નીચ રાક્ષસ! તું કે જે દુષ્ટ છે, તેણે લાજ મૂકીને અમારી ગેરહાજરીમાં કૂતરાની પેઠે અમારી સ્ત્રીનું હરણ કર્યું છે, તો કાળ જેમ દુષ્ટ કર્મ કરનારને ફળ આપે છે તેમ હું મારા અમોઘ પરાક્રમથી તને તે કર્મનું ફળ આપું છું.'[२२] રામચંદ્રજીએ એ પ્રમાણે તિરસ્કાર કરી પોતાના ધનુષમાં સાંધેલું બાણ નાંખ્યું એ વજ્ર જેવા બાણથી હૃદય ભેદાઈ જતાં દશે મોઢામાંથી લોહી નાંખતો એ રાવણ, પુણ્યવાન્ જેમ પુણ્ય ખૂટી જતાં વિમાનમાંથી પડે તેમ પોતાના રથમાંથી લોકોમાં હાહાકાર થઈ રહેતાં પડ્યો.[२३] પછી મંદોદરીની સાથે હજારો રાક્ષસીઓ રોતી રોતી લંકામાંથી નીકળીને તે રણભૂમિમાં આવી પોતાના શરીરને કૂટી નાખતી એ દીન રાક્ષસીઓ લક્ષ્મણજીનાં બાણોથી મરણ પામેલા પોતપોતાના સંબંધીઓને બાથમાં લઇ ઊંચા સ્વરથી રોવા લાગી, અને વિલાપ કરવા લાગી કે-'હે નાથ! હે જગતને રોવરાવનારા રાવણ! હાય હાય, અમે હણાયાં છીએ, શત્રુઓએ પીડેલી અને તમવિનાની લંકા હવે કોને શરણે જાય?[२४-२६] હે કુળનંદન! તમે કામદેવને વશ થઇને સીતાના તેજનો પ્રભાવ જાણ્યો નહી, કે જેણે તમને આ દશા આપી, લંકાને અને અમોને વિધવા કરી. તમે તમારૂં શરીર ગૃધ્રપક્ષીઓને ભક્ષ્યરૂપે આપ્યું અને આત્માને નરકમાં નાંખ્યો.'[२७-२८]

શુકદેવજી કહેછે-રામચંદ્રજીની સંમતિથી વિ-

ભીષણે પોતાના સંબંધીઓનું શાસ્ત્રરીતિપ્રમાણે જે પારલૌકિક કાર્ય કરવું જોઈએ તે કર્યું.[૨૯] પછી સીતાજી કે જે આસોપાલવની વાડીમાં શીશમના ઝાડ નીચે રહીને પોતાના વિરહની વ્યાધિથી દુબળાં થઈ ગયાં હતાં તેમને રામચંદ્રજીએ જોયાં.[૩૦] એ પોતાને અત્યંત પ્યારી રાંક ભાર્યા સીતા કે જેનું મુખારવિંદ પોતાના દર્શનના આનંદથી પ્રફુલ્લિત થયું હતું, તેમને જોઇ રામચંદ્રજીને તેમના ઉપર દયા આવી.[૩૧] લક્ષ્મણ, સુગ્રીવ અને હનુમાનની સાથે સીતાજીને પુષ્પક વિમાનમાં બેસાડીને તથા વિભીષણને રાક્ષસોનું રાજ્ય, લંકા નગરી અને એક કલ્પ સુધીનું આયુષ્ય આપીને પોતાનો નિયમ પૂરો થઇ રહેતાં અયોધ્યા તરફ પધાર્યા. માર્ગમાં લોકપાળ દેવતાઓ પુષ્પથી વધાવતા હતા, અને બ્રહ્માદિક, આનંદથી ચરિત્રનું ગાયન કરતા હતા. 'પોતાના ભાઈ ભરતજી પણ ગોમૂત્ર અને જવ ખાઇને રહેછે, વલ્કલ વસ્ત્ર પહેરેછે, ધરતી ઉપર સુવેછે અને જટા રાખીછે'! એ વાત સાંભળી મહા દયાળુ રામચંદ્રજીને પરિતાપ થયો. રામને પધાર્યા સાંભળી શેહેરના લોક, કારભારીઓ અને પુરોહિતોની સાથે ભરતજી પોતાના માથાપર રામની પાદુકા મુકીને તે મોટા ભાઈની સામે ગયા.[૩૨-૩૫] નંદિગ્રામ કે જ્યાં પોતાનો ઉતારો હતો ત્યાંથી ભરતજી રામની સામે જતાં ગાયન અને વાજીંત્રના શબ્દો થતા હતા. વેદિયા બ્રાહ્મણો વારવાર વેદનો ઘોષ કરતા હતા.[૩૬] સોનેરી છેડાવાળી પતાકાઓ શોભતી હતી. વિચિત્ર ધ્વજવાળા સુવર્ણના રથોમાં સોનાના સામાનવાળા ઉત્તમ ઘોડાઓ જોડયા હતા. યોદ્ધાઓએ સોનાનાં બખતરો પેહેર્યાં હતાં.[૩૭] વેપારીઓ, વેશ્યાઓ અને પાછળ ચાલનારા નોકરો પણ સાથે હતા. એવી રીતે રાજાને યોગ્ય છત્ર ચામરાદિક અને નાના મોટા બીજા પણ કેટલાક પદાર્થો લઇને ગયેલા અને જેનું હૃદય તથા નેત્ર પ્રેમથી પલળી ગયાં હતાં એવા ભરતજી રામચંદ્રજીના પગમાં પડયા, અને આંસુ આવીજતાં પાદુકા આગળ ધરીને હાથ જોડી ઉભા રહ્યા.[૩૮-૩૯] લક્ષ્મણ અને સીતા સહિત રામચંદ્રજીએ ભરતજીને હાથવતે ઘણીવાર સુધી આલિંગન કરીને આંસુથી નવરાવી દીધા. બ્રાહ્મણો અને બીજા પણ જે યોગ્ય પુરૂષો હતા તેમને રામ પગે લાગ્યા, અને પ્રજાઓએ રામને પ્રણામ કર્યા. ઘણે વર્ષે આવેલા પોતાના સ્વામીને જોઈને ઉત્તરીય વસ્ત્રોને હલાવતાં અને ફુલ ઉછાળતાં ઉત્તરકોસલદેશનાં માણસો આનંદથી નાચવા લાગ્યાં. ભરતજીએ પાદુકા ઉપાડી, વિભીષણ અને સુગ્રીવે ચમર લીધાં, હનુમાનજીએ ધોળું છત્ર લીધું, શત્રુઘ્ને ધનુષ્ અને ભાથાં ઉપાડયાં, સીતાજીએ તીર્થના જળથી ભરેલું કમંડલ ઉપાડયું, અંગદે તરવાર લીધી અને જાંબવાને સોનાની ઢાલ લીધી. સ્ત્રીઓ સહિત, પુષ્પક વિમાનમાં બેઠેલા અને બંદિજનો જેમની સ્તુતિ કરતા હતા એવા રામચંદ્ર, ગ્રહોની સાથે ઉદય પામેલા ચંદ્રમાની પેઠે શોભતા હતા. ભાઈઓએ સત્કાર કરેલા તે રામચંદ્ર ઉત્સવની ધામધુમવાળી અયોધ્યા નગરીમાં પધાર્યા.[૪૦-૪૫] દરબારમાં પધારીને બહુજ માન પામેલા રામચંદ્રજીએ સાવકી મા, પોતાની મા, ગુરૂ, મિત્ર અને પોતાથી જેઓ નાના હતા તેઓનો સત્કાર કર્યો.[૪૬] સીતા અને લક્ષ્મણજી પણ યથાયોગ્ય રીતે સૌને મળ્યાં. પ્રાણની સામે શરીર જેમ ઉભાં થાય તેમ ઉભી થયેલી માતાઓ પોતાના પુત્રોને ખોળામાં બેસાડી આંસુના પ્રવાહથી નવરાવવા લાગી અને સૌનો શોક મટી ગયો.[૪૭] રામની જટા ઉતરાવીને વસિષ્ઠમુનિએ કુળના વૃદ્ધ લોકોની સાથે ચાર સમુદ્રોનાં જળ વગેરે મંગાવીને, ઇંદ્રનો જેમ અભિષેક કરે તેમ રામનો વિધિસહિત અભિષેક કર્યો.[૪૮] એ પ્રમાણે માથે નાહેલા અને સારાં વસ્ત્ર, માળા તથા અલંકારને ધરનાર રામચંદ્ર, શણગારેલા અને સારાં વસ્ત્રવાળા ભાઇઓ અને સીતાની સાથે શોભવા લાગ્યા.[૪૯] ભરતજીએ પ્રણામ કરી પ્રસન્ન કરેલા રામચંદ્રે રાજ્યાસનનો સ્વીકાર કર્યો, અને સ્વધર્મમાં પ્રીતિ રાખતી તથા વર્ણાશ્રમના ગુણવાળી પ્રજાઓનું રક્ષણ કરવા લાગ્યા. સઘળી પ્રજા રામને પિતાતુલ્ય માનવા લાગી. ત્રેતાયુગ છતાં પણ

સત્યયુગના જેવો સમય વર્ત્તવા લાગ્યો.[૫૦-૫૧] સર્વ પ્રાણીઓને સુખકારી રામના રાજ્યમાં, વન, નદીઓ, પર્વતો, ખંડો, દ્વીપ અને સમુદ્રો પ્રજાઓના સઘળા મનોરથને પૂરતાં હતાં. મનનાં દુઃખ, રોગ, જરા, ગ્લાનિ, શરીરનાં દુઃખ, શોક, ભય કે થાક કોઈને થતાં નહીં.[૫૨-૫૩]પરમાત્મા રામના રાજ્યમાં પોતાની ઇચ્છાવિના કોઈને મૃત્યુ પણ આવતુ નહતુ. રાજર્ષિઓની રીતિમાં રહેનારા પવિત્ર રામચંદ્રજીએ એક પત્નીનુ જ વ્રત ધર્યું હતુ, અને ગૃહસ્થાશ્રમનો ધર્મ લોકોને શીખવવાસારૂ પોતે પાળતા હતા. વિશ્વાસ તથા નમ્રતાવાળાં અને અભિપ્રાયને જાણનારાં સતી સીતાએ પ્રેમ, સેવા, સુશીલ બુદ્ધિ અને લજ્જાથી પોતાના સ્વામી રામચંદ્રજીનુ મન હરી લીધુ હતુ.[૫૪-૫૫]

**प्रेम्णाऽनुवृत्त्याशीलेन प्रश्रयावनतासती ।**
**धियाह्रियाचभावज्ञा भर्तुःसीताहरन्मनः ॥५५॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના નવમસ્કંધનો દશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૧ મો.*

### રામે કરેલા યજ્ઞ વગેરેનું વર્ણન.

**श्रीशुक उवाच.**

**भगवानात्मनात्मानं रामउत्तमकल्पकैः ।**
**सर्वदेवमयंदेवमीज आचार्यवान्मखैः ॥ १ ॥**

શુકદેવજી કહેછે–મહાત્મા અને આચાર્યની સંપત્તિવાળા રામચંદ્રે ઉત્તમ યજ્ઞો કરીને સર્વ દેવમય અને પ્રકાશ ભરેલા પોતાના સ્વરૂપનુંજ પોતે પૂજન કર્યું યજ્ઞો કરીને દક્ષિણારૂપે હોતા બ્રાહ્મણને પૂર્વદિશા, બ્રહ્મા બ્રાહ્મણને દક્ષિણદિશા, અધ્વર્યુ બ્રાહ્મણને પશ્ચિમદિશા, ઉદ્‌ગાતા બ્રાહ્મણને ઉત્તરદિશા અને આચાર્યને જેટલી પૃથ્વી તે દિશાઓની વચમાં રહી તે આપી દીધ. રામચંદ્ર માનતા હતા કે–'બ્રાહ્મણજ સઘળા રાજ્યને યોગ્ય છે' તેથી પોતે રાજ્યની ઇચ્છા નહી રાખતાં માત્ર પોતાના અલંકાર અને વસ્ત્રજ બાકી રાખ્યાં, અને મહારાણી સીતાની પાસે પણ તેમણે ધરેલ આભૂષણ વગેરે જે બાકી રહ્યું એ શિવાય સઘળું બ્રાહ્મણોને આપી દીધુ.[૨-૪] બ્રહ્મણ્યદેવ રામચંદ્રજીની એવી ઉત્તમ વત્સળતા જોઇને રાજી થયેલા અને જેઓનાં મન પીગળી ગયાં એવા તે બ્રાહ્મણો રામચંદ્રજીને રાજ્ય પાછુ આપી દઇને બોલ્યા કે 'હે મહારાજ! હે ત્રૈલોક્યનાથ! આપે અમને શું નથી આપ્યું? કેમકે અમારાં અંતઃકરણમાં પ્રવેશ કરીને પોતાના સ્વરૂપના પ્રકાશથી આપ અમારા અજ્ઞાનરૂપી અંધકારને મટાડોછો.[૫-૬]'આપ કે જે બ્રાહ્મણોને માનનાર, અકુંઠિત બુદ્ધિવાળા, યશસ્વીઓમાં અગ્રણી અને લોકોને અભયદાન દેનારાઓના ચિત્તમાં ચરણ રાખનાર છો, તેમને પ્રણામ કરીએ છીએ.'[૭]કોઈ દિવસે લોકચર્ચા જાણવાસારૂ રામચંદ્રજી રાતમાં ગુપ્તવેષે છાનાઈથી ફરતા હતા, ત્યાં એક માણસ પોતાની સ્ત્રીને નીચે પ્રમાણે વઢતો હતો, તે તેમના સાંભળવામાં આવ્યુ."[૮]તુ કે જે દુષ્ટ, વ્યભિચારિણી અને પરાયા ઘરમાં જઇ આવેલી છે, તેને હુ રાખનાર નથી. રામ તો સ્ત્રીનો લાલચુ છે તેથી તે એવી સીતાને રાખે, પણ હુ તો કદી પણ હવે તને રાખનાર નથી.[૯]આવી રીતે જગત્ કે જે ઘણાં મોઢાંવાળુ, કોઇ રીતે રાજી ન કરી શકાય એવુ અને અજ્ઞાન છે તેથી ભય પામીને રામચંદ્રે સીતાનો ત્યાગ કરતાં તે સીતા વાલ્મીકિમુનિના આશ્રમમાં ગયાં.[૧૦]એ સીતા ગર્ભવતી હતાં, તેથી સમય આવતાં તેમણે કુશ અને લવ એવા નામના બે જોડલાના પુત્રો વાલ્મીકિના આશ્રમમાં જણ્યા. તેઓના જાતકર્માદિક સંસ્કાર વાલ્મીકિએ કર્યા.[૧૧]લક્ષ્મણજીના અંગદ અને ચિત્રકેતુ નામે બે પુત્ર હતા. ભરતજીના તક્ષ અને પુષ્કલ નામે બે પુત્ર હતા.[૧૨]શત્રુઘ્નના સુબાહુ અને શ્રુતસેન નામે બે પુત્ર હતા. ભરતજીએ દિગ્વિજયમાં કરોડો ગન્ધર્વોને માર્યા અને તેઓનુ સઘળું ધન લાવીને મહારાજ રામચંદ્રજીને આપ્યું. શત્રુઘ્ને મધુવ-

---

* આ અગિયારમા અધ્યાયમાં રામચંદ્રજીએ અયોધ્યામાં ભાઇઓની સાથે જે જે યજ્ઞ વગેરે ક્રિયાઓ કરી તેઓનું વર્ણન કરવામાં આવશે.

નમાં મધુના પુત્ર લવણ નામના રાક્ષસને મારી તે સ્થળમાં મથુરા નામે નગરી વસાવી. પતિએ કાઢી મૂકેલાં સીતા, પોતાના પુત્રોની વાલ્મીકિને ભળામણ આપીને રામના ચરણનું ધ્યાન કરતાં પૃથ્વીના છિદ્રમાં પેશીગયાં. એ વાત સાંભળીને રામચંદ્રજીએ પોતાની બુદ્ધિથી શોકને રોકવા માંડયો, તોપણ સીતાના તે તે ગુણોનુ સ્મરણ આવવાથી રોકી શકાયો નહી. ઇશ્વરકોટિના પુરૂષોને પણ સ્ત્રીપુરૂષપણાનો પ્રસંગ એવી રીતે સર્વ સ્થળોમાં ત્રાસ આપે છે, ત્યારે ઘરમાં લાગી રહેલા પામર માણસને ત્રાસ આપે એમાં તો શુંજ કહેવુ ? તેર હજાર વર્ષ સુધી પૃથ્વીમાં રહેલા રામચંદ્રજીએ તે પછી અખંડિત બ્રહ્મચર્યજ પાળ્યું અને અગ્નિહોત્ર હોમ્યુ.[૧૩-૧૮] પછી દંડકારણ્યના કાંટાઓથી વીંધાએલુ પોતાનુ ચરણારવિંદ ભક્તજનોના હૃદયમાં રાખી પોતે સ્વધામમાં પધાર્યા.[૧૯] રામચંદ્રજી કે જેણે દેવતાઓની પ્રાર્થના ઉપરથી લીલાવતાર ધર્યો હતો અને જેના પ્રભાવથી બરોબર અથવા અધિક કોઇનો પ્રભાવ નથી, તેમણે અસ્ત્રોના સમૂહથી રાક્ષસોને માર્યા તથા સમુદ્રમાં પાજ બાંધી એ કાંઇ મોટી વાત નથી. શત્રુઓને મારવામાં તેમને વાંદરાઓએ સહાયતા આપી એ પણ કેવળ તેમની લીલાજ હતી.[૨૦] દિગ્ગજોના કાનસુધી પોહોચેલા અને પાપને મટાડનાર જેમના નિર્મળ યશને ઋષિઓ રાજાઓની સભાઓમાં અદ્યાપિ ગાયછે, તે રામચંદ્રજી કે જેમનાં ચરણારવિંદમાં દેવતાઓ અને રાજાઓ પોતાના મુકુટ મૂકતા હતા તેમને હુ શરણે જાઉંછું.[૨૧] જેઓએ તેમનો સ્પર્શ કર્યો હતો, દર્શન કર્યાં હતાં, જેઓ સાથે બેઠાં હતાં અને જેઓ તેમની પાછળ ચાલ્યાં હતાં તે કોસળ દેશનાં સઘળાં મનુષ્યો, જે સ્થાનકને યોગીઓ પામેછે તે સ્થાનકને પામ્યાં હતાં.[૨૨] હે રાજા ! પુરૂષ જો રામચંદ્રજીના ચરિત્રને સાંભળ્યા કરે અને સદાચાર પાળે તો કર્મનાં બંધનોમાંથી મુક્ત થાયછે.[૨૩]

પરીક્ષિત રાજા પૂછેછે—ભગવાન્ રામચંદ્રજી પોતે કેવી રીતે વર્ત્તતા હતા, પોતાના અંશરૂપ ભાઈઓની સાથે તેમના ભાઇઓ અને પ્રજાના લોકો કેવી રીતે વર્ત્તતા હતા ?[૨૪]

શુકદેવજી કહેછે—ત્રૈલોક્યના નાથ રામચંદ્રજીએ દિગ્વિજય કરવાસારૂ ભાઇઓને આજ્ઞા કરતાં તેઓએ તે આજ્ઞા માથે ચઢાવી હતી. અને પોતે લોકોને દર્શન દેવાસારૂ પોતાના અનુચરોની સાથે પોતાની નગરી જોવા પધારતા ત્યારે નગરી નિરંતર શણગારેલીજ જોવામાં આવતી હતી.[૨૫-૨૬] દેવમંદિર, દરવાજા, સભા, રસ્તાનાં મોટાં વૃક્ષો અને રાજદ્વારનાં ધરો ઉપર સોનાના કળશ મૂકી દીધેલા હતા. પતાકાઓ શોભી રહી હતી.[૨૭] લુમખાંવાળાં સોપારીનાં ઝાડ, કેળો, સારાં વસ્ત્રોના વાવટાઓ, અરીસા, વસ્ત્ર, માળા અને તોરણોથી મોટો ઉત્સવ બની રહ્યો હતો.[૨૮] જગોજગોએ હાથમાં પૂજનના સામાન લઈ લોકો રામની પાસે આવતા હતા, અને આશિર્વાદ દેતા હતા કે—'આગળ વરાહાવતાર ધરીને તમેજ પાતાળમાંથી કાઢેલી આ પૃથ્વીનુ રક્ષણ કરો.'[૨૯] કમળસરખાં નેત્રવાળા રામચંદ્રજી કોઇ વખતે બહાર ફરીને ઘણે દિવસે પાછા અયોધ્યામાં પધારતા, ત્યારે સ્ત્રીઓ અને પુરૂષો તેમને જોવાની ઇચ્છાથી ઘર મૂકીને મોટા મહેલ ઉપર ચઢતાં હતાં તથા ફૂલથી વધાવતાં હતાં અને દર્શન કરવાથી કોઇનાં નેત્ર તૃપ્ત થતાં ન હતાં[૩૦] બહાર ફરી આવીને રામચંદ્રજી પોતાના પૂર્વજ રાજાઓને રહેવાના પોતાના ઘરમાં પધારતા હતા. એ ઘરમાં સઘળા પ્રકારના અનંત ખજાનાઓ ભર્યા હતા સરસામાન ઘણા અને અમૂલ્ય હતા.[૩૧] દ્વારોમાં વિદ્રૂમ મણિના ઉંબરા હતા, ચારેકોર વૈદૂર્યમણિના અનેક થાંભલા શોભતા હતા, ભીંતો સ્ફટિકમણિની હતી અને મરકતમણિનાં સુંદર સ્થળ હતાં. ભોગનાં સાધનરૂપ વિચિત્ર માળાઓ, વાવટાઓ, વસ્ત્રો, મણિના સમૂહોની કાંતિઓ, અને ચૈતન્યની પેઠે ઉજળાં મોતીઓથી દીપી રહ્યુ હતુ.[૩૨-૩૩] સુગંધિ ધૂપ, દીપ, તથા ફૂલથી શણગારેલાં અને ઘરેણાંને પણ શોભા આપે એવાં દેવતાજેવાં સ્ત્રી પુરૂષોથી એ ઘર નિરંતર

શોભતું હતું.[૩૪] આત્મારામ ધીરપુરૂષોમાં ઉત્તમ રામચંદ્રજી, એ ઘરમાં સ્નેહભરેલાં, પ્રિય અને મનોહર સીતાજીની સાથે રમણ કરતા હતા.[૩૫] મનુષ્યો જેનાં ચરણારવિંદનું ધ્યાન કરેછે એવા રામચંદ્રજી, ધર્મને બાધ ન આવે એવી રીતે ઘણાં વર્ષ સુધી સમયના નિયમ પ્રમાણે સુખ ભોગવતા હતા.[૩૬]

बुभुजे च यथाकालं कामान्धर्ममपीडयन् ।
वर्षपूगान्बहून्नृणामभिध्याताङ्घ्रिपल्लवः ॥३६॥

ઇતિશ્રીમત્ મહાપુરાણ ભાગવતના નવમસ્કંધનો અગિયારમો અધ્યાય સંપૂર્ણ

---

## અધ્યાય ૧૨ મો.*

### રામચંદ્રજીના પુત્ર કુશનો વંશ તથા ઇક્ષ્વાકુના પુત્ર શશાદનો વંશ.

શ્રીશુકઉવાચ.

कुशस्य चातिथिस्तस्मान्निषधस्तत्सुतो नभः ।
पुंडरीकोऽथ तत्पुत्रः क्षेमधन्वाऽभवत्ततः ॥१॥

શુકદેવજી કહેછે—રામચંદ્રજીના પુત્ર કુશનો અતિથિ, તેનો નિષધ, તેનો નભ, તેનો પુંડરીક, તેનો ક્ષેમધન્વા, તેનો દેવાનીક, તેનો અનીહ, તેનો પારિયાત્ર, તેનો બલસ્થલ, અને તેનો વજ્રનાભ નામે પુત્ર થયો એ વજ્રનાભ સૂર્યના અંશથી ઉત્પન્ન થયો હતો.[૧-૨] વજ્રનાભનો ખગણ, તેનો વિધૃતિ અને તેનો હિરણ્યનાભ નામે પુત્ર થયો. એ હિરણ્યનાભ, જૈમિનિઋષિનો શિષ્ય અને યોગમાર્ગનો આચાર્ય હતો કે જેની પાસેથી કૌશલ્ય યાજ્ઞવલ્ક્યઋષિ, મોટી સિદ્ધિઓને આપનાર અને દેહાભિમાનને તોડનાર આત્મયોગની વિદ્યા શીખ્યા હતા.[૩-૪] એ હિરણ્યનાભનો પુષ્ય, તેનો ધ્રુવસંધિ, તેનો સુદર્શન, તેનો અગ્નિવર્ણ, તેનો શીઘ્ર અને તેનો મરૂ નામે પુત્ર થયો હતો.[૫] યોગથી સિદ્ધ થયેલો એ મરૂ કલાપ નામના ગામમાં રહ્યોછે, તે નાશ પામી ગયેલા પૂર્યવંશને કળિયુગને અંતે પાછો ચલાવશે.[૬] એ મરૂનો પ્રસુશ્રુત, તેનો સંધિ, તેનો અમર્ષણ, તેનો મહસ્વાન્, તેનો વિશ્વસાહ્વ, તેનો પ્રસેનજિત્, તેનો તક્ષક અને તેનો બૃહદ્બલ નામે પુત્ર થયો. એ બૃહદ્બલને મહાભારતના સંગ્રામમાં તમારા પિતા અભિમન્યુએ માર્યોછે. ઇક્ષ્વાકુવંશના એટલા રાજાઓ થઇ ગયા. હવે ભવિષ્યના રાજાઓનાં નામ કહું તે સાંભળો [૭-૮] બૃહદ્બલનો બૃહદ્રણ, તેનો ઉરૂક્રિય, તેનો વત્સવૃદ્ધ, તેનો પ્રતિવ્યોમ, તેનો ભાનુ, તેનો સેનાપતિ દિવાક, તેનો સહદેવ, તેનો વીર, તેનો બૃહદશ્વ, તેનો ભાનુમાન્, તેનો પ્રતીકાશ્વ, તેનો સુપ્રતીક, તેનો મરૂદેવ, તેનો સુનક્ષત્ર, તેનો પુષ્કર, તેનો અંતરિક્ષ, તેનો સુતપા, તેનો અમિત્રજિત્, તેનો બૃહદ્રાજ, તેનો બર્હિ, તેનો કૃતંજય, તેનો સંજય, તેનો શાક્ય, તેનો શુદ્ધોદ, તેનો લાંગલ, તેનો પ્રસેનજિત્, તેનો ક્ષુદ્રક, તેનો રણક, તેનો સુરથ અને તેનો સુમિત્ર નામે પુત્ર થશે. એ સુમિત્ર રાજાથી વંશની સમાપ્તી થશે આ બૃહદ્બલના વંશના રાજાઓનાં નામ મેં તમારી પાસે કહ્યાં. ઇક્ષ્વાકુના પુત્ર શશાદનો આ વંશ સુમિત્ર રાજા સુધી ચાલીને તે પછી કળિયુગમાં બંધ પડશે [૯-૧૧]

इक्ष्वाकूणामयं वंशः सुमित्रान्तो भविष्यति ।
यतस्तं प्राप्य राजानं संस्थां प्राप्स्यति वै कलौ ॥१६॥

ઇતિશ્રીમત્ મહાપુરાણ ભાગવતના નવમસ્કંધનો બારમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૩ મો.*

### ઇક્ષ્વાકુના પુત્ર નિમિનો વંશ.

શ્રીશુકઉવાચ.

निमिरिक्ष्वाकुतनयो वसिष्ठमवृतर्त्विजम् ।
आरभ्य सत्रं सोऽप्याह शक्रेण प्राग्वृतोऽस्मि भोः ॥१॥

શુકદેવજી કહેછે—ઇક્ષ્વાકુના પુત્ર નિમિ રાજાએ યજ્ઞ કરાવવાસારૂ વસિષ્ઠનું વરણ કરતાં યજ્ઞનો આરંભ કરાવીને વસિષ્ઠ બોલ્યા કે—'ઇંદ્રે

* આ બારમા અધ્યાયમાં રામચંદ્રના પુત્ર કુશનો વંશ કહીને ઇક્ષ્વાકુના પુત્ર શશાદના એ વંશની સમાપ્તી કહેવાશે.

* આ તેરમા અધ્યાયમાં ઇક્ષ્વાકુના પુત્ર નિમિનો વંશ કહેવાશે કે જેમાં બ્રહ્મવેત્તા જનક વગેરે મહાત્માઓ ઉત્પન્ન થયાછે.

મારૂ પેહેલાં વરૂણ કર્યુંછે માટે ઇંદ્રનો યજ્ઞ પૂરો કરીને હુ આવીશ, ત્યાંસુધી તમારે મારી વાટ જોવી.' એ સાંભળી નિમિ રાજા ચૂપ રહ્યા, અને વસિષ્ઠ મુનિ ઇંદ્રનો યજ્ઞ કરાવવા ગયા [૧-૨] પછી નિમિ રાજા કે જે જ્ઞાની હોવાથી જીવિતને અસ્થિર જાણતો હતો, તેણે વસિષ્ઠ આવ્યા નહી તેટલાસુધીમાં બીજા ઋત્વિજોને વરાવી યજ્ઞનો આરંભ કર્યો.[૩] પછી ઇંદ્રનો યજ્ઞ પૂરો કરીને આવેલા વસિષ્ઠમુનિએ પોતાના શિષ્ય નિમિરાજાનો અપરાધ જોઈને શાપ દીધો કે-'પોતાને ડાહ્યો માનનારા નિમિનો દેહ પડીજાઓ.'[૪] નિમિએ પણ અધર્મથી ચાલનારા ગુરૂ વસિષ્ઠને સામો શાપ દીધો કે-' તમે કે જે લોભને લીધે ધર્મને જાણતા નથી તેનો દેહ પણ પડીજાઓ.' [૫]એ પ્રમાણે શાપ દઇને બ્રહ્મવેત્તા નિમિરાજાએ પોતાનો દેહ છોડી દીધો અને વસિષ્ઠ પણ મરણ પામ્યા. પછી ઉર્વશીને દેખવાથી મિત્રાવરૂણ દેવનુ વીર્ય પડતાં તેઓએ તેને ઘડામાં નાંખ્યુ હતુ, તેમાંથી વસિષ્ઠનો બીજીવાર જન્મ થયો [૬] તેમજ બ્રાહ્મણો કે જેઓએ નિમિરાજાના શબને સુગંધી વસ્તુમાં નાંખી મૂક્યુ હતુ તેઓએ યજ્ઞ પૂરો થતાં આવેલા દેવતાઓને કહ્યુ કે-'તમે જો પ્રસન્ન થયા હો અને સમર્થ હો તો આ રાજાના દેહને જીવતો કરો.' દેવતાઓએ હા પાડતાં નિમિરાજા બોલ્યો કે-'દેહનુ બંધન મારે જોઇતું નથી [૭-૮] ભગવાનનુ ધ્યાન કરનારા મુનિઓ મરવાની બીકથી દેહ મળવાની ઇચ્છાજ નહી રાખતાં ભગવાનના ચરણારવિંદનુ ભજન કરેછે, માટે મારે દેહ જોઇતો નથી. દેહ કે જે દુઃખ, શોક તથા ભયને આપનારછે અને પાણીમાં માછલાંઓને માથે જેમ સઘળી તરફથી મોત છે, તેમ જેને માથે સઘળી તરફથી મોત છે તે દેહને પામવાને હુ ઇચ્છતો નથી.[૯-૧૦]

દેવતાઓ બોલ્યાકે-ત્યારે પ્રાણીઓનાં નેત્રોમાં દેહ વગરજ નિમિરાજા રહેશે, અને તે રહેવાનાં એંધાણ તરીકે આંખોનુ મીચવુ અને ઉઘાડવુ થશે.[૧૧]

શુકદેવજી કહેછે-પછી 'કોઈ રાજા નહી હોવાથી લોકોમાં ત્રાસ ઉત્પન્ન થશે' એમ ધારી મુનિઓએ નિમિના દેહનુ મથન કરતાં તેમાંથી કુમાર ઉત્પન્ન થયો.[૧૨] એ કુમાર જન્મ્યો તેથી જનક કહેવાયો, મુવેલા દેહમાંથી થયો માટે વૈદેહ કહેવાયો, અને મથન કરવાથી થયો માટે મિથિલ કહેવાયો. મિથિલા નગરી તેણે બનાવી છે.[૧૩] હે રાજા! એ જનકનો ઉદાવસુ, તેનો નંદિવર્દ્ધન, તેનો સુકેતુ, તેનો દેવરાત, તેનો બૃહદ્રથ, તેનો મહાવીર્ય, તેનો સુધૃતિ, તેનો ધૃષ્ટકેતુ, તેનો હર્યશ્વ, તેનો મરૂ, તેનો પ્રદીપક, તેનો કૃતિરથ, તેનો દેવમીઢ, તેનો વિશ્રુત, તેનો મહાધૃતિ, તેનો કૃતિરાત, તેનો મહારોમા, તેનો સ્વર્ણરોમા, તેનો હ્રસ્વરોમા અને તેનો સીરધ્વજ નામે પુત્ર થયો. એ રાજા યજ્ઞ કરવાને માટે પૃથ્વીને ખેડતો હતો ત્યાં હળના અગ્રમાંથી સીતાજી ઉત્પન્ન થયાં હતાં, તેથી તે રાજા સીરધ્વજ કહેવાતો હતો.[૧૪-૧૮] એ સીરધ્વજનો કુશધ્વજ અને તેનો ધર્મધ્વજ નામે પુત્ર થયો ધર્મધ્વજના કૃતધ્વજ અને મિતધ્વજ નામે બે પુત્ર થયા.[૧૯] તેઓમાં કૃતધ્વજનો કેશિધ્વજ અને મિતધ્વજનો ખાંડિક્ય નામે પુત્ર થયો હતો કેશિધ્વજ બ્રહ્મવિદ્યામાં નિપુણ હતો અને ખાંડિક્ય કર્મવિદ્યામાં નિપુણ હતો એ ખાંડિક્ય, પહેલા બ્રહ્મજ્ઞાની કેશિધ્વજની બીકથી ભાગીગયો હતો. કેશિધ્વજનો ભાનુમાન્, તેનો શતદ્યુમ્ન, તેનો શુચિ, તેનો સનદ્વાજ, તેનો ઉર્ધ્વકેતુ, તેનો અજ, તેનો પુરૂજિત, તેનો અરિષ્ટનેમિ, તેનો શ્રુતાયુ, તેનો સુપાર્શ્વક, તેનો ચિત્રરથ, તેનો ક્ષેમધિ, તેનો સમરથ, તેનો સત્યરથ, તેનો ઉપગુરૂ અને તેનો ઉપગુપ્ત નામે પુત્ર થયો હતો. એ ઉપગુપ્ત અગ્નિના અંશમાંથી ઉત્પન્ન થયો હતો.[૨૦-૨૪] ઉપગુપ્તનો વસ્વનંત, તેનો યુયુધ, તેનો સુભાષણ, તેનો શ્રુત, તેનો જય, તેનો વિજય, તેનો ઋત, તેનો શુનક, તેનો વીતહવ્ય, તેનો ધૃતિ, તેનો બહુલાશ્વ, અને તેનો મહાજીતેંદ્રિય કૃતિ નામે પુત્ર થયો.[૨૫-૨૬] હે પરીક્ષિત રાજા! એ મિથિલ અથવા જનકવંશના રાજાઓ, યાજ્ઞવલ્કય વગેરે યોગેશ્વરના પ્રસાદથી બ્રહ્મવિદ્યામાં નિપુણ અને

ઘરમાં રહેતાં છતાં પણ સંસારનાં બંધનોથી મુક્ત હતા.[૨૭]

एतेवैमिथिलाराजन्नात्मविद्याविशारदाः ।
योगेश्वरप्रसादेन द्वंद्वैर्मुक्तागृहेष्वपि ॥ २७॥

ઈતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના નવમસ્કંધનો તેરમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૪ મો.*

### બૃહસ્પતિની સ્ત્રી તારાનું તથા પુરૂરવા અને ઉર્વશીનું આખ્યાન

**શ્રીશુકઉવાચ**

अथातःश्रूयतांराजन् वंशःसोमस्यपावनः ।
यस्मिन्नैलादयोभूपाः कीर्त्यंतेपुण्यकीर्त्तयः ॥ १॥

શુકદેવજી કહેછે—હે રાજા! હવે ચંદ્રમાનો પવિત્ર વંશ સાંભળો, કે જેમાં પવિત્ર કીર્તિવાળા પુરૂરવા વગેરે રાજાઓ ઉત્પન્ન થયા કહેવાયછે.[૧] નારાયણના નાભિકમળમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્માના પુત્ર અત્રિઋષિ હતા, કે જે ગુણમાં પોતાના પિતા જેવાજ હતા[૨] એ અત્રિના નેત્રમાંથી ચંદ્રમા ઉત્પન્ન થયા કે જે અમૃતમય ચંદ્રમાને બ્રહ્માએ બ્રાહ્મણ, ઔષધિ અને નક્ષત્રોના અધિપતિ ઠરાવેલછે.[૩] એ ચંદ્રમાએ ત્રૈલોક્યને જીતી લઇને રાજસૂયયજ્ઞ કર્યો અને તેના ગર્વથી તારા નામની બૃહસ્પતિની સ્ત્રીનું બળાત્કારથી હરણ કર્યું[૪] બૃહસ્પતિએ ઘણીઘણી વાર માગણી કરી તોપણ મદનેલીધે જ્યારે ચંદ્રમાએ તારાને મૂકી નહી, ત્યારે તેને માટે દેવતા અને દાનવો વચ્ચે ક્લેશ ઉત્પન્ન થયો.[૫] બૃહસ્પતિ ઉપર દ્વેષનેલીધે દૈત્યો સહિત શુક્રાચાર્ય ચંદ્રમાને પડખે થયા, અને મહાદેવ કે જે બૃહસ્પતિના પિતા અંગિરા પાસેથી વિદ્યા શીખ્યા હતા, તે સ્નેહથી પોતાના પાર્ષદોની સાથે પોતાના ગુરૂપુત્ર બૃહસ્પતિના પક્ષમાં થયા.[૬] સર્વ દેવતાઓ સહિત ઇંદ્રે પણ બૃહસ્પતિનો પક્ષ લીધો. એમ થતાં તારાને માટે સંગ્રામ થયો, તેમાં દેવ અને દૈત્યોનો ભારે વિનાશ થયો.[૭] પછી બૃહસ્પતિની પ્રાર્થના ઉપરથી બ્રહ્માએ ચંદ્રમાને વઢીને તારા બૃહસ્પતિને અપાવી, પણ ત્યારે તેને ગર્ભ રહ્યો હતો તે બૃહસ્પતિના જાણવામાં આવ્યું[૮] બૃહસ્પતિએ તારાને કહ્યું કે—'હે દુષ્ટ બુદ્ધિવાળી! બીજાઓએ રાખેલા ગર્ભને મારા ક્ષેત્રમાંથી કાઢી નાંખ, મને બીજું સંતાન ઉત્પન્ન કરવાની ઇચ્છાછે તેથી તને ભસ્મ કરતો નથી.'[૯] લજાએલી તારાએ પોતાના શરીરમાંથી સોનાજેવી કાંતિવાળા કુમારને જણી કાઢયો. એ કુમારને જોઇને તેને લેવાની બૃહસ્પતિ અને ચંદ્રમા, એ બન્નેને લાલચ થઈ.[૧૦] પછી 'આ પુત્ર મારો છે, તારો નથી' એવી રીતની તે બે વચ્ચે મોટી તકરાર ઉઠતાં ઋષિઓએ તારાને ખરી વાત પૂછી પણ તે લજાઇને કાંઇ બોલી નહી.[૧૧] ખોટી વાતથી લજાતા કુમારે કોપ કરીને પોતાની માને કહ્યુ કે—'હે ભૂડાં કામ કરનારી! તું કેમ બોલતી નથી! જે તારૂ પાપ હોય તે મારી પાસે જલદી કહીદે'[૧૨] પછી બ્રહ્માએ તે તારાને એકાંતમાં બોલાવી સમજાવીને પૂછતાં તે ધીરેથી બોલી કે—'ચંદ્રમાનો છે' તેથી તે પુત્રને ચંદ્રમાએ લીધો[૧૩] હે રાજા! બ્રહ્માએ એ કુમારની બુદ્ધિ ગંભીર જોઈને તેનુ 'બુધ' એવુ નામ રાખ્યું. એ પુત્રથી ચંદ્રમાને આનંદ થયો[૧૪] બુધના વીર્યથી ઇલા નામની સ્ત્રીમાં પુરૂરવા નામે પુત્ર થયો કે જે વિષે આગળ કહેવાઈ ગયુંછે. નારદજી ઇંદ્રની સભામાં એ પુરૂરવાનાં રૂપ, ગુણ, ઉદારતા, શીલ, ધન અને પરાક્રમના વર્ણનનુ ગાયન કરતા હતા, તે સાંભળીને કામદેવના બાણથી પીડાએલી ઉર્વશી અપ્સરા કે જે મિત્ર અને વરૂણ દેવના શાપથી મનુષ્યપણું પામી હતી તે, પુરૂરવા રાજાની પાસે આવી. કામદેવજેવા રૂપાળા તે ઉત્તમ પુરૂષ પુરૂરવાને જોઈ ધીરજ રાખીને તે ઉર્વશી તેની પાસે ઉભી રહી. એ અપ્સરાને જોઇને આનંદથી જેનાં નેત્ર પ્રફુલ્લિત થયાં અને રૂવાડાં ઉભાં થયાં એવા પુરૂરવાએ મધુર વાણીથી તેને કહ્યું કે—[૧૫-૧૮]

---

* આ ચૌદમા અધ્યાયમા બ્રહસ્પતિની સ્ત્રી તારામા ચંદ્રમાથી ઉત્પન્ન થયેલા બુધના દીકરા પુરૂરવા રાજાએ ઉર્વશી અપ્સરામા આયુ વગેરે છ પુત્રો ઉત્પન્ન કર્યા, એ કથા કહેવામાં આવશે.

પુરૂરવા કહેછે–હે સુંદરી! તું ભલે આવી, અહીં બેશ તારૂં શું કામ કરી આપું? મારી સાથે રમણ કર. આપણા બે વચ્ચે સર્વદા પ્રીતિ હો એવું માગું છું.[૧૮]

ઉર્વશી બોલીકે–હે સુંદર! કઇ સ્ત્રીનાં મન અને નેત્ર તારામાં આસક્તિ ન પામે? તારી નજરે આવીને પછી રમણ કરવાની ઇચ્છા ચાલુ રહેવાનેલીધે તારી પાસેથી ખસી શકાય એમ નથી.[૨૦] પણ હું પ્રથમથી બોલી કરૂં છું કે–'આ બે મારા ઘેટા છે તે તારે મારી થાપણ તરીકે બરાબર સાચવવા હું ઘી ખાઇને રહીશ અને મૈથુન શિવાય બીજા વખતમાં તને વસ્ત્ર વગરનો જોઇશ નહી.' હે માન આપનારા રાજા! આટલી બોલી પળશે ત્યાંસુધી તારી સાથે હું રમણ કરીશ; કેમકે જે સારો પુરૂષ હોય તેને સ્ત્રીઓ પોતાનો વર કરેછે.

શુકદેવજી કહેછે–હે રાજા! મોટા મનવાળો પુરૂરવા એ સઘળી બોલી કબુલ કરીને બોલ્યો કે–'તારૂં રૂપ અને ભાવ આશ્ચર્યકારક છે અને મનુષ્યલોકને મોહ પમાડે એવાંછે. તું દેવાંગના પોતે ચાલીને આવી તેને કયો પુરૂષ અનુસરે નહીં?[૨૧-૨૩] પછી યથાયોગ્ય રીતે રમણ કરાવતી તે ઉર્વશીની સાથે તે પુરૂષોમાં ઉત્તમ પુરૂરવા ચૈત્રરથવગેરે દેવતાઈ બગીચાઓમાં મનગમતી રીતે રમવા લાગ્યો.[૨૪] કમળના કેસરા જેવા સુગંધીવાળી તે દેવાંગનાની સાથે રમતા અને તેના મુખના સુગંધમાં લલચાએલા પુરૂરવાને ઘણા ઘણા દિવસો ગયા તેની ખબર રહી નહીં.[૨૫] પછી ઈંદ્રે સ્વર્ગલોકમાં ઉર્વશીને નહી દેખતાં ગંધર્વોને કહ્યું કે–'ઉર્વશી વગર મારી સભા બહુ શોભતી નથી.'[૨૬] તે ઉપરથી ગંધર્વો અર્ધરાતે આવીને અંધારામાં એ ઉર્વશીના ઘેટા કે જેઓને તેણે રાજાને સોંપ્યા હતા તેઓને હરી ગયા.[૨૭] લઇજવાતા ઘેટાઓની ચીસ સાંભળીને ઉર્વશી બોલી કે–'નપુંસક છતાં વીર માનનારા આ નીચ ધણીએ મને ખરાબ કરી.[૨૮] આના વિશ્વાસથી હું ખરાબ થઇ અને મારાં બચ્ચાંઓને ચોર લઇ ગયા. આ રાજા કે જે દિવસનેજ પુરૂષ છે તે રાતના સ્ત્રીની પેઠે ત્રાસ પામીને સૂઇ રહેલ છે.'[૨૯] હાથી જેમ ગાંજડાઓથી વીંધાઈ જાય તેમ ઉર્વશીનાં એ પ્રમાણે વચનરૂપ બાણોથી વીંધાઇ ગએલો પુરૂરવા રાજા રાતનો ક્રોધથી તરવાર લઈને નાગો નાગો ગંધર્વોની પછવાડે દોડયો.[૩૦] ગંધર્વોએ ઘેટાઓને મૂકી દઇને વીજળીનું અજવાળું કર્યું, તેથી પુરૂરવા કે જે ઘેટાઓને લઈને આવતો હતો તેને ઉર્વશીએ નાગો દીઠો.[૩૧] બોલી તુટવાથી ઉર્વશી જતી રહી. પુરૂરવા શયનમાં આવીને જુએ છે ત્યાં ઉર્વશીને નહી દેખવાથી ખેદ પામ્યો. પછી તેમાં ને તેમાં ચિત્ત રહેતાં શોક કરતો રાજા ઘેલાની પેઠે પૃથ્વીપર ભટકવા લાગ્યો.[૩૨] એક દિવસે કુરૂક્ષેત્રમાં સરસ્વતીને કિનારે હસતા મોઢાવાળી તે ઉર્વશી અને તેની પાંચ સખીઓને જોઇને પુરૂરવા રાજા મંત્ર બોલ્યોકે–'અરે નિર્દય સ્ત્રી! ઉભી રહે, ઉભી રહે મને સુખ આપ્યા વગર તારે છોડી દેવો જોઈતો નથી. હજી પણ આપણે વાતો કરીએ.[૩૩-૩૪] હે દેવી! આ મારો સુંદર દેહ કે જે તારા કારણથીજ આટલે દૂર આવ્યોછે તે અહીં મરી જાયછે. તું જો કૃપા નહીં કરે તો નાહર અને ગર જો આ દેહને ખાઇજશે.'[૩૫]

ઉર્વશી બોલીકે–તારે મરવું નહી તું પુરૂષ છે તેથી ધીરજ રાખ. ઇંદ્રિયોના રસથી ખરાબ થવું નહી. સ્ત્રીઓની મૈત્રી કોઈ ઠેકાણે સ્થિર હોયજ નહી. જેવું નાહરનું હૃદય હોય એવું સ્ત્રીઓનું હૃદય હોયછે.[૩૬] નિર્દય, ક્રૂર, અસહનતાવાળી અને જેઓને સાહસજ પ્રિય હોયછે એવી સ્ત્રીઓ નાની સરખી બાબતમાં પણ, પતિ કે ભાઇ વિશ્વાસ કરી રહ્યો હોય તેને મારી નાંખે છે.[૩૭] સ્નેહ છોડી દેનારી, છીનાળ, અને મનગમતી રીતે ચાલનારી સ્ત્રીઓ મૂર્ખ પુરૂષોને ખોટો વિશ્વાસ બેસાડીને નવા નવા પતિની ઇચ્છા કરેછે.[૩૮] હે રાજા! એક વર્ષ પછી તું એક રાત મારી સાથે રહીશ અને તને બીજા સંતાન પણ થશે.[૩૯]

શુકદેવજી કહેછે–એવી વાત ઉપરથી ઉર્વશીને સગર્ભા જાણીને પુરૂરવા પોતાના શેહેરમાં

ગયો. વર્ષ પૂરૂં થતાં પાછો ત્યાં જઇ, ઉર્વશી કે જેને પુત્ર આવ્યા હતા તેને મળીને તેની સાથે એક રાત રહ્યા. વળી પોતે જતી વખતે વિરહથી આતુર થયેલા અને દીન વચન બોલતા એ રાજાને ઉર્વશીએ કહ્યું કે–'આ ગંધર્વોની સ્તુતિ કર, તો એ લોકો મને તારા હાથમાં દેશે.' પછી પુરૂરવાએ ગંધર્વોની સ્તુતિ કરતાં તેઓએ એક અગ્નિની થાળી પુરૂરવાને આપી એ થાળીને ઉર્વશી માનીને વનમાં ફરતો રાજા, 'એ ઉર્વશી નથી પણ અગ્નિની થાળી છે' એમ ચેતીને તે થાળીને વનમાં રાખીને પોતે ઘેર ગયો. ઘેર જઈને પણ રાતનું નિરંતર એ થાળીનુંજ ધ્યાન કરતા તે રાજાને ત્રેતાયુગ બેસતાં મનમાં, કર્મનો ઉપદેશ કરનારા ત્રણ વેદ પ્રકટ થયા.[૪૦-૪૩] પછી પોતે જ્યાં પેહેલી થાળી રાખી હતી ત્યાં જતાં ખીજડીના ગર્ભમાં પીપળો ઉગેલો જોઇ તે પીપળામાંથી બે અરણી બનાવીને ઉર્વશીના લોકની ઈચ્છાથી અગ્નિનું મથન કરવા લાગ્યો.[૪૪] મંત્ર ભણીને 'આ જે નીચલી અરણી છે તે ઉર્વશી છે અને ઉપલી અરણી છે તે હું છું તથા એ બે અરણીના વચમાં મથન કરવાનો જે ઘોડો છે તે ઉપસ્થ છે' એવું ધ્યાન કરતાં મથન કર્યું.[૪૫] એ મથન કરવાથી સર્વ ભોગ્યવસ્તુને આપનાર અગ્નિ ઉત્પન્ન થયો. એ અગ્નિ કે જે વેદોક્ત સંસ્કારથી આહવનીય, ગાર્હપત્ય અને દક્ષિણાગ્નિરૂપ થયો, તેને પુરૂરવાએ પોતાનો પુત્ર ઠરાવ્યો.[૪૬] ઉર્વશીના લોકને પામવાની ઈચ્છાથી પુરૂરવાએ સર્વ દેવમય પરમાત્મા યજ્ઞેશ્વર ભગવાનનું તે અગ્નિથી યજન કર્યું.[૪૭] પેહેલાં સર્વ વાણીના બીજરૂપ એક ૐકારજ વેદરૂપ હતો. એક નારાયણજ દેવ મનાતા હતા. બીજો કોઇ દેવ મનાતો નહીં. આહવનીય વગેરે વિભાગ નહી હોવાથી લોકનો અગ્નિ તેજ એક અગ્નિ ગણાતો હતો. અને વર્ણ પણ એકજ હતો, ચાર વર્ણ હતા નહી.[૪૮] હે રાજા! ત્રેતાયુગના આરંભમાં પુરૂરવાથીજ ત્રણ વેદ થયા છે. અગ્નિને પુત્રરૂપ માની તે દ્વારા પુરૂરવારાજાને ગંધર્વલોક(ઉર્વશીનો લોક)ની પ્રાપ્તી થઇ.[૪૯]

पुरूरवस एवासीत्त्रयी त्रेतामुखे नृप ।
अग्निना प्रजया राजा लोकं गान्धर्वमेयिवान् ॥४९

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના નવમસ્કંધને ચૌદમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૧૫ મો.*

## પુરૂરવાનો વંશ તથા પરશુરામે કરેલો સહસ્રાર્જુનનો નાશ.

श्रीशुक उवाच

ऐलस्य चोर्वशीगर्भात्षडासन्नात्मजा नृप ।
आयुः श्रुतायुः सत्यायू रयोऽथ विजयो जयः ॥ १ ।

શુકદેવજી કહેછે–પુરૂરવા રાજાને ઉર્વશીના ગર્ભથી આયુ, શ્રુતાયુ, સત્યાયુ, રય, વિજય અને જય એવા નામના છ પુત્રો થયા હતા.[૧] તેઓમાં શ્રુતાયુનો વસુમાન્, સત્યાયુનો શ્રુતંજય, રયનો એક, જયનો અમિત, અને વિજયનો ભીમ નામે પુત્ર થયો. ભીમનો કાંચન તેનો હોત્રક, અને તેનો જન્હુ નામે પુત્ર થયો. એ જન્હુરાજા ગંગાજીને કોગળા રૂપે પીગયો હતો. જન્હુનો પૂરૂ, તેનો બલાક, તેનો અજ અને તેનો કુશ નામે પુત્ર થયો. કુશના કુશાંબુ, મૂર્તય, વસુ અને કુશનાભ નામના ચાર પુત્રો થયા. તેઓમાં કુશાંબુનો ગાધ નામે પુત્ર થયો.[૨-૪] એ ગાધિ રાજાની સત્યવતી નામની કન્યાનું રૂચીક નામના બ્રાહ્મણે માગું કરતાં એ રૂચીકને અયોગ્ય વર માનીને ગાધિએ તેને કહ્યું કે–'ચંદ્રમાજેવા શ્વેત અને એક તરફનો કાન જેઓનો કાળો હોય એવા હજાર ઘોડા કન્યાના મૂલ્ય તરીકે આપો અમે કે જેઓ કુશીક વંશના છીએ, તેઓની કન્યાનું એટલું મૂલ્ય પણ ઓછું છે.'[૫-૬] પછી ગાધિનો અભિપ્રાય જાણીને રૂચીકઋષિ, વરૂણ દેવની પાસે જઇ ત્યાંથી એવા હજાર ઘોડા લાવી આપીને તે કન્યાને પરણ્યા.[૭] સંતાનની ઈચ્છાથી પોતાની સ્ત્રી

* આ પંદરમા અધ્યાયમા પુરૂરવાના વંશમા ગાધિ રાજા થયો અને તે ગાધિના દૈહિત્રના પુત્ર પરશુરામે ક્રોધથી સહસ્રાર્જુન રાજાને માર્યો, એ કથા કહેવામા આવશે.

અને સાસુ એ બન્નેએ પ્રાર્થના કરતાં એક ચરૂને બ્રાહ્મણના મંત્રથી અને બીજા ચરૂને ક્ષત્રિયના મંત્રથી રાંધીને રૂચીક ઋષિ નાહાવા ગયા [૯] તેટલામાં માએ દીકરીના ચરૂને શ્રેષ્ઠ માની તે ચરૂની માગણી કરતાં તેની દીકરી સત્યવતી (રૂચીકની સ્ત્રી)એ પોતાનો ચરૂ માને આપ્યો અને માનો પોતે ખાધો.[૯] એ વાત જાણીને રૂચીકઋષિએ પોતાની સ્ત્રીને કહ્યું કે—'આ કામ તે ભૂડું કર્યું. તને જે પુત્ર આવશે તે ભયંકર અને દંડ આપે એવો થશે અને તારો જે ભાઇ થશે તે બ્રહ્મવેત્તા થશે.'[૧૦] સત્યવતીએ 'એ પ્રમાણે ન થવુ જોઇએ' એમ પ્રાર્થના કરતાં રૂચીક બોલ્યા કે 'ત્યારે તારો પૌત્ર ભયંકર અને દંડ આપે એવો થશે,' એ રૂચીકના પુત્ર જમદગ્નિઋષિ થયા.[૧૧] જમદગ્નિની મા જે સત્યવતી હતી, તે અત્યંત પવિત્ર અને લોકોને પવિત્ર કરનાર કૌશિકી નામની નદી થઇ જમદગ્નિ ઋષિ, રેણુની દીકરી રેણુકાને પરણ્યા હતા, તેમાં જમદગ્નિને વસુમાન્ વગેરે પુત્રો થયા અને સૌથી નાના પરશુરામ થયા [૧૨-૧૩] હૈહય નામના ક્ષત્રિયોના કુળના કાળરૂપ એ પરશુરામ ભગવાનના અંશરૂપ કહેવાયછે કે જેણે એકવીશ વાર આ પૃથ્વીને નિઃક્ષત્રિય કરી હતી [૧૪] ક્ષત્રિયો કે જેઓ દુષ્ટ, પૃથ્વીના ભારરૂપ, બ્રાહ્મણોને નહીં માનનાર, અને રજોગુણ તથા તમોગુણથી ઘેરાએલા હતા, તેઓને પરશુરામે પોતાનો થોડો અપરાધ કર્યા છતાં પણ મારી નાંખ્યા હતા [૧૫]

પરીક્ષિત રાજા પૂછેછે—અજીતેંદ્રિય રાજાઓએ પરશુરામનો કયો અપરાધ કર્યો હતો, કે જેથી ક્ષત્રિયોના કુળનો વારવાર નાશ થયો?[૧૬]

શુકદેવજી કહેછે—હૈહય કુળના ક્ષત્રિયોનો અધિપતિ અને ક્ષત્રિયોમાં ઉત્તમ અર્જુન નામનો રાજા હતો, તે ભગવાનના અંશાવતારરૂપ દત્તાત્રેયને સેવાથી પ્રસન્ન કરી મોટી શક્તિ પામ્યો હતો [૧૭]એના હાથ હજાર હતા. શત્રુઓ એને પરાભવ કરી શકતા ન હતા. ઇંદ્રિયોની શક્તિ, લક્ષ્મી, તેજ, વીર્ય, યશ અને બળ કોઇથી તોડી શકાય એવાં ન હતાં. એ સઘળુ દત્તાત્રેયની કૃપાથી તેને મળ્યુ હતું.[૧૮] યોગેશ્વરપણું તથા ઐશ્વર્ય કે જેમાં અણિમા વગેરે સિદ્ધિઓ રહીછે તે પણ દત્તાત્રેયની કૃપાથી મળ્યું હતું. કોઇ ઠેકાણે ગતિ નહી રોકાતાં પવનની પેઠે તે લોકોમાં ફરતો હતો.[૧૯] એક દિવસે રેવા નદીના જળમાં ઉત્તમ સ્ત્રીઓની સાથે વિહાર કરતાં એ મદોન્મત્ત અને વૈજયંતી માળાને પેહેરનાર સહસ્રાર્જુન (નામ અર્જુન હતુ પણ હજાર હાથ હોવાથી સહસ્રાર્જુન કહેવાતો હતો.) રાજાએ પોતાના હજાર હાથવડે નદીના વેગને રોકતાં નદીનાં પાછાં વળેલાં પાણીથી રાવણનો ઉતારો ડૂબીગયો હતો વીરપણાનુ અભિમાન ધરાવનાર રાવણ, એ રાજાના જોરનુ સહન નહીં કરી શકતાં તેને દુઃખ દેવા ગયો હતો, પણ તે સહસ્રાર્જુને સ્ત્રીઓની સમક્ષ તે રાવણને પકડી લઇ પોતાની માહિષ્મતી નગરીમાં તેને કેદ કર્યો હતો, અને પછી વાંદરાની પેઠે છોડી મૂકયો હતો. [૨૦-૨૨]એ સહસ્રાર્જુન રાજા એક દિવસે મૃગયા કરવાસારૂ વનમાં ફરતાં ફરતાં યદૃચ્છાથી જમદગ્નિઋષિના આશ્રમમાં ગયો હતો. ત્યાં તપસ્વી જમદગ્નિએ પોતાની કામધેનુના પ્રભાવથી તે રાજાને તેના કારભારીઓ, વાહન તથા સૈન્ય શીખે મેહેમાની આપી.[૨૩-૨૪] મહાવીર સહસ્રાર્જુનરાજા પોતાના કરતાં પણ એ ઋષિની શક્તિ વધારે જોઇને તે મેહેમાનીમાં રાજી થયો નહીં, અને તેને ઋષિની કામધેનુ લઈ લેવાની ઈચ્છાથઈ[૨૫]તેણે અભિમાનથી ઋષિની ગાય લઈ લેવાને પોતાનાં માણસોને આજ્ઞા કરતાં તેઓ બળાત્કારથી, ચીસો પાડતી ગાયને વાછડાસોતી માહિષ્મતિ નગરીમાં લઈ ગયા.[૨૬] રાજા ગયા પછી આશ્રમમાં આવેલા પરશુરામ, એ રાજાની દુષ્ટતાસાંભળીને પ્રહારકરેલાસર્પની પેઠેક્રોધપામ્યા. [૨૭]ભયંકરફરશી,ભાથા,ઢાલઅનેધનુષ્યલઇનેમહાતેજસ્વી પરશુરામ, સિંહ જેમ હાથી પછવાડે દોડે તેમ સહસ્રાર્જુનની પછવાડે દોડયા [૨૮]પરશુરામ કે જેણે ધનુષ, બાણ અને ફરશી ધર્યા હતાં, મૃગચર્મ ધર્યું હતુ અને જેની જટા સૂર્યજેવી દીપતી હતી તેમને, પોતાના ગામમાં પેસતા

સાજાએ આવતા દીઠા.[૨૯] પછી રાજાએ હાથી, રથ, ઘોડા, પ્યાદા, ગદા, બાણ, તરવાર, ઋષ્ટિ, શતઘ્ની અને સાંગેથી ત્રાસ આપે એવી સત્તર અક્ષૌહિણી લડવાને સારૂ મોકલી, તે સઘળીને પરશુરામે એકલાએ મારી નાંખી.[૩૦] મન તથા પવન સરખા વેગવાળા અને શત્રુનાં સૈન્યને કાપનારા પરશુરામ ભગવાને જ્યાં જ્યાં પોતાની ફરશી નાંખી ત્યાં ત્યાં જેઓના હાથ, સાથળ અને કંઠ કપાઇ ગયાં તથા સારથિ અને વાહનો મરી ગયાં એવા યોદ્ધાઓ પૃથ્વી ઉપર પડી ગયા.[૩૧] લોહીના ગારાવાળી રણભૂમિમાં પરશુરામના કુવાડા અને બાણથી પોતાનાં સૈન્યનાં શરીર, ઢાલ, ધ્વજ અને ધનુષોને કપાઇ ગયેલાં તથા પડી ગયેલાં જોઇ ક્રોધથી સહસ્રાર્જુન રાજા યુદ્ધ કરવા આવ્યો.[૩૨] સહસ્રાર્જુન રાજા એક વખતે પાંચસો ધનુષમાં પાંચસો હાથવતે બાણ સાંધી પરશુરામ ઉપર નાંખવા લાગ્યો. અસ્ત્રનારીઓમાં ઉત્તમ અને એક ધનુષવાળા પરશુરામ, પોતાનાં બાણોથી એકીવખતેજ તે સહસ્રાર્જુનનાં બાણોને કાપવા લાગ્યા.[૩૩] પછી સહસ્રાર્જુન કે જે પોતાના હાથોવતે પર્વતો અને વૃક્ષો ઉપાડીને યુદ્ધમાં સામો દોડતો હતો, તેના હજારો હાથને સર્પની ફેણોને જેમ કાપે તેમ પરશુરામે કઠોર ધારવાળા પોતાના કુવાડાથી કાપી નાંખ્યા.[૩૪] હાથ કાપી નાંખ્યા પછી પર્વતના શિખરજેવા તેના માથાને પણ પરશુરામે કાપી નાંખ્યું. સહસ્રાર્જુન મરણ પામતાં તેના દશ હજાર પુત્રો બીકથી ભાગી ગયા.[૩૫] શત્રુઓને મારનાર પરશુરામે વાછડાસોતી પોતાની ગાયને પાછી વાળી પોતાના આશ્રમમાં આવીને દુઃખ પામેલી એ ગાયને પોતાના પિતાને સોંપી.[૩૬] પોતે જે કામ કરી આવ્યા તે સઘળું પોતાના પિતા અને ભાઈઓની પાસે પરશુરામે કહી સંભળાવ્યું. તે સાંભળીને જમદગ્નિએ પરશુરામને કહ્યું કે—હે પરશુરામ! હે પરશુરામ! હે મોટા હાથવાળા! સર્વદેવમય રાજાને તમે વૃથા મારી નાખ્યો એ પાપ કર્યું[૩૭-૩૮] આપણે બ્રાહ્મણલોકો ક્ષમાથીજ પૂજ્યપણું પામીએ છીએ, કે જે ક્ષમાથી લોકોના ગુરુ બ્રહ્માને સર્વોત્તમ પદવી મળીછે.[૩૯] બ્રહ્મતેજ ક્ષમાથીજ સૂર્યની કાંતિની પેઠે શોભેછે અને ક્ષમા રાખનારાઓનેજ પરમેશ્વર ભગવાન તુરત પ્રસન્ન થાયછે.[૪૦] રાજ્યાભિષેક પામેલા ક્ષત્રિયનો વધ કરવો એ બ્રહ્મહત્યા કરતાં પણ ભારેછે, માટે હવે ભગવાનમાં ચિત્ત રાખી તીર્થોનુ સેવન કરી તથા યમનિયમો પાળીને એ પાપનો નાશ કરો.[૪૧]

राज्ञो [illegible] वधो ब्रह्मवधाद्गुरुः ।
तीर्थसंसेवया चांहो जह्यंगाच्युतचेतनः ॥ ४१ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના નવમસ્કંધનો પંદરમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૬ મો.*

### પરશુરામે પૃથ્વી નક્ષત્રિય કરી તે તથા વિશ્વામિત્રના વંશની કથા.

श्रा [illegible]कउवाच.

पित्रोपशिक्षितो रामस्तथेति कुरुनंदन ।
संवत्सरंतीर्थयात्रां चरित्वाऽऽश्रममाव्रजत् ॥१॥

શુકદેવજી કહેછે—હે રાજા! એ પ્રમાણે પિતાએ શીખામણ દેતાં તેમની આજ્ઞા પ્રમાણે એક વર્ષ સુધી તીર્થયાત્રામાં ફરીને પરશુરામ પાછા આશ્રમમાં આવ્યા.[૧] કોઇ દિવસે જમદગ્નિની સ્ત્રી રેણુકા પાણી ભરવાને માટે ગંગાજીમાં ગઈ હતી, ત્યાં અપ્સરાઓની સાથે ચિત્રરથ નામનો ગંધર્વોનો રાજા કમળની માળાઓ પેહેરીને જળમાં ક્રીડા કરતો હતો. તેને જોવા ઉભી રહેતાં તે જમદગ્નિના હોમના સમયને ભૂલી ગઇ, અને ચિત્રરથ ગંધર્વમાં કાંઇક તેને ઇચ્છા પણ થઈ હતી.[૨-૩] પછી મોડુ થઇ ગયુ જાણી મુનિના શાપથી બીનેલી તે રેણુકા તુરત આવી મુનિની આગળ કળશ મૂકીને હાથ જોડી ઉભી રહી.[૪] સ્ત્રીએ માનસિક વ્યભિચાર કરેલો જાણી કોપ પામેલા જમદગ્નિએ કહ્યુ કે—'હે દીકરાઓ! આ તમારી દુષ્ટ માને મારી નાંખો.' એ

* આ સોળમા અધ્યાયમા સહસ્રાર્જુનના દીકરાઓએ જમદગ્નિને મારી નાંખતાં પરશુરામે વારવાર ક્ષત્રિયોને માર્યાની તથા વિશ્વામિત્રના વંશની કથા કહેવાશે.

જમદગ્નિની આજ્ઞાને દીકરાએ એ માની નહી[૫] પછી પિતાની આજ્ઞાથી પરશુરામ કે જે પોતાના પિતાના તપ તથા સમાધિના પ્રભાવને સારી રીતે જાણતા હતા, તેમણે પોતાની મા ને તથા ભાઇઓને પણ મારી નાંખ્યા[૬] રાજી થયેલા જમદગ્નિએ વર માગવાનુ કહ્યુ ત્યારે પરશુરામે માગ્યું કે–'મારી મા તથા ભાઇઓ જીવતા થાય અને તેઓને મે મારી નાંખ્યાનુ સ્મરણ ન આવે.' જેમ સૂતેલા માણસો ઉંઘ મટી જતાં ઉઠે તેમ એ સઘળાં અનાયાસથી કુશળ ઉઠયાં. પરશુરામ પોતાના પિતાની તપની શક્તિને જાણતા હતા તેથી તેમણે સંબંધીઓનો વધ કીધો હતો.[૮] સહસ્રાર્જુન રાજાના દીકરાઓ કે જેઓ પોતાના પિતાના વધને સંભાર્યા કરતા હતા અને પરશુરામના પરાક્રમથી પરાભવ પામ્યા હતા, તેઓને કોઇ ઠેકાણે સુખ મળ્યુ નહી[૯] એક દિવસ પરશુરામ પોતાના ભાઇઓની સાથે આશ્રમમાંથી વનમાં ગયા હતા, ત્યારે વખત મળતાં વેર વાળવા સારૂ તેઓ આવ્યા.[૧૦] ભગવાનનું ધ્યાન ધરીને અગ્નિહોત્રના ઘરમાં બેઠેલા જમદગ્નિને જોઇ એ પાપી ક્ષત્રિયોએ તેમને મારી નાંખ્યા[૧૧] દીન રેણુકાએ ઘણી પ્રાર્થના કરી તોપણ બળાત્કારથી જમદગ્નિનું માથું કાપી લઇને એ દારૂણ નીચ ક્ષત્રિયો તે માથાને લઇ ગયા[૧૨] દુઃખ તથા શોકથી પીડાએલી અને શરીરને કૂટી નાંખતી રેણુકા 'હે પરશુરામ ! હે પરશુરામ ! હે બાપ ! આવ' એમ ઊંચે સાદે બરકવા લાગી[૧૩] એ પીડા ભરેલા શબ્દને દૂરથી સાંભળી પરશુરામ ઉતાવળે આશ્રમમાં આવ્યા, ત્યાં પોતાના પિતાને મારી નાંખેલા દીઠા[૧૪] દુઃખ, શોક, રોષ, અસહનતા અને પીડાના વેગથી મુંઝાએલા પરશુરામે વિલાપ કર્યો કે–'હે બાપ ! હે સાધુ ! હે ધર્મિષ્ઠ! હાયહાય અમને છોડીને તમે સ્વર્ગમાં ગયા ' [૧૫] એ પ્રમાણે વિલાપ કરી પોતાના પિતાનુ શબ સાચવી રાખવાની ભાઇઓને ભલામણ કરી પોતે કુવાડો લઇને ક્ષત્રિયોનો નાશ કરવાનો નિશ્ચય કર્યો[૧૬] માહિષ્મતી નગરી કે જેમાં ક્ષત્રિયોને બ્રહ્મહત્યા લાગવાથી લક્ષ્મી નાશ પામી હતી તેમાં જઇને પરશુરામે ગામ વચ્ચે સહસ્રાર્જુનના દીકરાઓનાં માથાંઓનો મોટો પર્વત ખડકયો અને તેઓના લોહીની એક ભયંકર નદી ચલાવી, કે જે નદી બ્રાહ્મણોને નહી માનનારા લોકોને ત્રાસદાયી થઈ પડી બાપનો વધ કરવાનુ કારણ લઈને સઘળા ક્ષત્રિયો કે જેઓ અન્યાયથી વર્તવા લાગ્યા હતા તેઓને પણ મારવા માંડયા.[૧૭–૧૮] પોતાની માએ એકવીશ વાર છાતી કૂટી હતી તેથી પરશુરામે એકવીશ વાર પૃથ્વીને નિઃક્ષત્રિય કરીને કુરૂક્ષેત્રમાં લોહીના નવ ધ્રો બનાવ્યા[૧૯] પછી યજ્ઞના સ્થળમાં પોતાના બાપનુ માથું લઈ આવી તેના ધડ સાથે સાંધીને જીવતા કર્યા, અને યજ્ઞો કરીને સર્વ દેવમય પરમાત્મા કે જે પોતાનુ જ સ્વરૂપ છે તેનુ પૂજન કર્યું[૨૦] હોતાને પૂર્વદિશા, બ્રહ્માને દક્ષિણદિશા, અધ્વર્યુને પશ્ચિમદિશા ઉદ્ગાતાને ઉત્તરદિશા, બીજા બ્રાહ્મણોને ખૂણાઓ, કશ્યપને વચલો ભાગ, ઉપદૃષ્ટાને આર્યાવર્ત્ત અને બાકી જે પૃથ્વીનો ભાગ રહ્યો તે સભાસદોને આપી દીધો[૨૧–૨૨] પછી બ્રહ્માની નદી સરસ્વતીમાં અવભૃથ સ્નાન કરી સર્વ પાપથી મુક્ત થતાં વાદળાંથી મુક્ત થયેલા સૂર્યની પેઠે શોભવા લાગ્યા. [૨૩] પરશુરામના પિતા જમદગ્નિઋષિ, સઘળા સ્મરણ સહિત પોતાના દેહને પામી સપ્તર્ષિઓમાં સાતમા ઋષિ થયા[૨૪] કમળ સરખાં નેત્રવાળા ભગવાન પરશુરામ પણ આવતા મન્વતરમાં સપ્તર્ષિની પદવી પામશે[૨૫] એ પરશુરામ હજી સુધી શાંત બુદ્ધિ રાખી અને ક્ષત્રિયોને મારવાનો આગ્રહ છોડી દઈ મહેન્દ્રાચળમાં રહ્યાછે, કે જેના ચરિત્રને સિદ્ધ, ગંધર્વ અને ચારણો ગાયા કરેછે. [૨૬] એ પ્રમાણે જગતના આત્મા પરમેશ્વર વિષ્ણુએ ભૃગુકુળમાં અવતાર ધરી પૃથ્વીના ભારરૂપ ઘણા રાજાઓને માર્યા હતા.[૨૭]

ગાધિ રાજાના પુત્ર વિશ્વામિત્ર થયા કે જેનું પ્રદીપ્ત થયેલા અગ્નિ જેવુ મોટું તેજ હતુ. એ વિશ્વામિત્રે તપ કરીને ક્ષત્રિયપણું છોડી દેતાં બ્રહ્મતેજ મેળવ્યુ હતુ.[૨૮] હે રાજા વિશ્વામિત્રના

સો પુત્ર હતા, તેઓમાં મધુચ્છંદા નામનો પુત્ર વચલો હોવાથી સઘળા મધુચ્છંદાજ કહેવાતા હતા.[૨૯] ભૃગુવંશના અજીગર્ત્ત ઋષિનો દીકરો 'શુન સેફ્' કે જે હરિશ્ચંદ્ર રાજાના યજ્ઞમાં પુરૂષપશુરૂપે વેચાયો હતો અને પ્રજાપતિ વગેરે દેવતાઓની સ્તુતિ કરી યજ્ઞમાં બળિદાનરૂપે વધ થવાથી છુટયો હતો તથા એ રીતે દેવતાએ બચાવવાથી ગાધિના વંશજોમાં જેનું નામ 'દેવરાત' કહેવાયુ હતું, તેને પોતાનો પુત્ર ઠરાવી વિશ્વામિત્રે પોતાના સગા દીકરાઓને કહ્યુ કે–'તમે આ શુન શેફ્‌ને મોટો ઠરાવો.[૩૦-૩૨] મધુચ્છંદાથી મોટા જે વિશ્વામિત્રના પુત્રો હતા તેઓએ તે વાતને અયોગ્ય માની સ્વીકાર નહીં કરતાં વિશ્વામિત્રે ક્રોધ કરીને તેઓને શાપ દીધો કે–'હે દુર્જનો! તમે મ્લેચ્છ થઇ જાઓ.[૩૩] પછી મધુચ્છંદા અને તેથી નાના પચાશ પુત્રાએ વિશ્વામિત્રને કહ્યુ કે–'આપ જે આજ્ઞા કરોછો તે પ્રમાણે અમે ચાલીશુ.[૩૪] એમ કહીને તે સઘળાઓએ પેહેલો શુન શેફ્ કે જે વેદના કેટલાએક મંત્રોનો દૃષ્ટાછે તેને મોટો ઠરાવીને કહ્યુ કે અમે તારાથી નાના છીએ આથી પ્રસન્ન થઈને વિશ્વામિત્રે દીકરાઓને કહ્યુ કે–'તમે પુત્રવાન્ થશો, કેમકે તમે મારૂ માન રાખી મને પુત્રવાન્ કર્યોછે[૩૫] હે પુત્રો! આ દેવરાત (શુન શેફ્)ને હવેથી તમારા જેવો કુશિક વંશનોજ સમજવો, કેમકે એ મારો પુત્ર થયો તમે સઘળા એને અનુસરજો' અષ્ટક, હારીત, જય અને ક્રતુમાન્ વગેરે બીજા પણ કેટલાએક વિશ્વામિત્રના પુત્રો થયા હતા[૩૬] આ પ્રમાણે વિશ્વામિત્રના પુત્રો ઘણા થવાથી કૌશિક ગોત્ર અનેક પ્રકારનુ થયું, અને તેમાં દેવરાત મોટા ઠર્યો તેથી એ ભૃગુકુળનો છતાં કૌશિક ગોત્રનો પ્રવર ગણાયછે.[૩૭]

**एवंकौशिकगोत्रंतु विश्वामित्रैःपृथग्विधम् ।**
**प्रवरांतरमापन्नं तद्धिचैवंप्रकल्पितम् ॥ ३७ ॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના નવમસ્કંધનો સોળમો અધ્યાય સંપૂર્ણ.

---

# અધ્યાય ૧૭ મો.*

## પુરૂરવાના પુત્ર આયુનો વંશવિસ્તાર.

**श्रीशुकउवाच.**

**यः पुरूरवसःपुत्र आयुस्तस्याभवन्सुताः ।**
**नहुषःक्षत्रवृद्धश्च रजी रंभश्चवीर्यवान् ॥ १ ॥**

શુકદેવજી કહેછે–પુરૂરવાનો મોટો પુત્ર જે આયુ હતો તેના નહુષ, ક્ષત્રવૃદ્ધ, વીર્યવાન્ રજી, રંભ અને અનેના એવે નામે પાંચ પુત્રો થયા, તેઓમાં ક્ષત્રવૃદ્ધનો વંશ સાંભળો, ક્ષત્રવૃદ્ધના પુત્ર સુહોત્રના કાશ્ય, કુશ અને ગૃત્સમદ એવા નામના ત્રણ પુત્રો થયા, તેઓમાં ગૃત્સમદનો શુનક અને તેને શૌનક નામનો પુત્ર થયો એ શૌનક ઋગ્વેદીઓમાં મોટો મુનિ કહેવાયછે.[૧-૩] કાશ્યનો કાશિ, તેનો રાષ્ટ, તેનો દીર્ઘતમા અને તેનો ધન્વંતરિ નામે પુત્ર થયો એ ધન્વંતરિ ભગવાનના અંશરૂપ, સ્મરણમાત્રથી રોગને મટાડનાર, યજ્ઞમાં ભાગ લેનાર અને આયુર્વેદ (વૈદ્યશાસ્ત્ર)નો પ્રવર્ત્તાવનાર કહેવાયછે ધન્વંતરિનો કેતુમાન્, તેનો ભીમરથ, તેનો દિવોદાસ અને તેનો દ્યુમાન્ નામે પુત્ર થયો. હે રાજા! એ દ્યુમાન્ પ્રતર્દન, શત્રુજીત, કૃતધ્વજ અને કુવલયાશ્વ એવાં નામોથી પણ ઓળખાય છે તે દ્યુમાનના અલર્ક વગેરે પુત્રો થયા.[૪-૬] સાઠ હજાર અને સાઠ સો વર્ષ સુધી અલર્ક શિવાય બીજા કોઇએ પણ જુવાન્ રહીને પૃથ્વી ભોગવી નથી[૭] અલર્કનો સંતતિ, તેનો સુનીથ, તેનો સુકેતન, તેનો ધર્મકેતુ, તેનો વીતિહોત્ર, તેનો ભર્ગ અને તેનો ભાર્ગભૂમિ નામે પુત્ર થયો[૮-૯] એ કાશીરાજાના વંશજો પોતાના પરદાદા ક્ષત્રવૃદ્ધના વંશને મળ્યા છે આયુના દીકરા રંભનો રભસ, તેનો ગભીર, અને તેનો અક્રિય નામે પુત્ર થયો[૧૦] એ અક્રિયના ક્ષેત્રમાં બ્રાહ્મણો ઉત્પન્ન થયા હતા આયુના દીકરા અનેનાનો શુદ્ધ, તેનો શુચિ, તેનો ત્રિકકુદ્, તેનો વર્દ્ધસારથિ, અને તેનો શાંતરય નામે પુત્ર થયો. તેણે પોતે આત્મજ્ઞાનથી કૃતાર્થ હોવાને લીધે પુત્રો ઉત્પન્ન કર્યા ન હતા આયુના

---

* આ પત્તરમા અધ્યાયમા પુરૂરવાના મોટા પુત્ર આયુના પાંચ દીકરાઓમાં ક્ષત્રવૃદ્ધ વગેરે ચારનાવંશ કહેવાશે.

દીકરા રજીના મહા બળવાન્ પાંચસો પુત્ર હતા.[૧૧-૧૨] રજીએ દેવતાઓની પ્રાર્થના ઉપરથી દૈત્યોને મારી સ્વર્ગનું રાજ્ય ઇંદ્રને આપતાં પાછું ઇંદ્રે પ્રલ્હાદ વગેરે શત્રુઓની બીકથી રજીના પગમાં પડીને તે રાજ્ય રજીને આપ્યું હતું, અને પોતાનું શરીર પણ રજીનેજ સોંપ્યું હતું. રજી મરણ પામ્યા પછી પાછું ઇંદ્રે પોતાનું રાજ્ય માગતાં રજીના દીકરાઓએ આપ્યું નહીં, અને યજ્ઞોના ભાગને પણ તેઓજ લેવા લાગ્યા પછી બૃહસ્પતિ પાસે અભિચારવિધાનથી અગ્નિમાં હોમ કરાવી તે દ્વારા રજીના પુત્રોને ધર્મભ્રષ્ટ કરી ઇંદ્રે તેઓને મારી નાંખતાં કોઇ પણ બાકી રહ્યો નહીં. આયુના દીકરા ક્ષત્રવૃદ્ધના પૌત્ર કુશનો પ્રતિ, તેનો સંજય, તેનો જય,[૧૩-૧૬] તેનો કૃત, તેનો હર્યવન, તેનો સહદેવ, તેનો હીન, તેનો જયસેન,[૧૭] તેનો સંકૃતિ, તેનો જય અને તેનો મહારથી ક્ષત્રધર્મા નામે પુત્ર થયો. આ ક્ષત્રવૃદ્ધના વંશના રાજાઓ કહ્યા. હવે આયુના દીકરા નહુષનો વંશ સાંભળો.[૧૮]

**संकृतिस्तस्यचजयः क्षत्रधर्मामहारथः ।**
**क्षत्रवृद्धान्वयाभूपाः शृणुवंशंचनाहुषम् ॥१८॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના નવમસ્કંધનો સત્તરમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૮ મો.*

### નહુષના પુત્ર યયાતિરાજાની કથા.

**॥ श्रीशुकउवाच ॥**

**यतिर्ययातिःसंयातिरायतिर्वियतिकृतिः ॥**
**षडिमेनहुषस्यासन्निंद्रियाणीवदेहिनाम् ॥ १ ॥**

શુકદેવજી કહેછે—નહુષના યતિ, યયાતિ, સંયાતિ, આયતિ, વિયતિ અને કૃતિ એવા નામના છ પુત્રો, પ્રાણીઓની જેવી છ ઇંદ્રિયો હોયછે તેવા હતા.[૧] એઓમાં મોટા યતિ રાજ્યના પરિણામને અનર્થરૂપ જાણતો હતો, તેથી તેણે બાપે આપેલા રાજ્યની ઇચ્છા કરી નહીં. કેમકે રાજ્યમાં લાગી ગયેલા પુરૂષને પોતાના સ્વરૂપનો બોધ થતો નથી.[૨] નહુષરાજા કે જે અમુક કાળ સુધી ઇંદ્રની પદવી ઉપર આવ્યો હતો, તેને ઇંદ્રાણીનો અપરાધ કરવાનેલીધે અગસ્ત્યાદિક બ્રાહ્મણોએ સ્થાનભ્રષ્ટ કરી અજગરપણું પમાડતાં પછી તેનો બીજો દીકરો યયાતિ રાજા થયો.[૩] એ યયાતિ કે જેણે શુક્રાચાર્યની અને વૃષપર્વા દૈત્યની દીકરીઓને પોતાની સ્ત્રીઓ કરી હતી, તે પોતાના નાના ચાર ભાઇઓને ચાર દિશાઓમાં અધિકાર આપી પૃથ્વીનું રક્ષણ કરતો હતો.[૪]

પરીક્ષિત રાજા પૂછેછે—શુક્રાચાર્ય બ્રહ્મર્ષિ હતા, અને યયાતિ ક્ષત્રિય જાતનો હતો, તો એ રાજા બ્રાહ્મણની દીકરીને પરણ્યો એવો ઉલટો વિવાહ શાથી થયો ?[૫]

શુકદેવજી કહેછે—એક દિવસે દૈત્યોના રાજા વૃષપર્વાની દીકરી શર્મિષ્ઠા પોતાની હજાર સખીઓ અને ગોર(શુક્રાચાર્ય)ની દીકરી દેવયાનીની સાથે શેહેરના બગીચામાં ફરતી હતી. એ બગીચામાં ફૂલવાળાં વૃક્ષો ઘણાં હતાં અને તળાવોના કિનારાઓમાં ભ્રમરો સુંદર ગાયનની ધુમ મચાવી રહ્યા હતા.[૬-૭] કમળસરખાં નેત્રવાળી એ સઘળી કન્યાઓ જળાશયની પાસે આવી પોતાનાં વસ્ત્રોને કિનારે મૂકી જળમાં વિહાર કરવા લાગી, અને પરસ્પરના ઉપર પાણી છાંટતી હતી.[૮] તે સમયમાં પોઠિયાપર બેશી પાર્વતીની સાથે મહાદેવ જતા હતા, તેમને જોઇ લજાઇને સઘળી કન્યાઓએ તળાવમાંથી નીકળી વસ્ત્ર પેહેર્યાં.[૯] શર્મિષ્ઠાએ અજાણતાં દેવયાનીનું વસ્ત્ર પેહેરી લીધું. એ વસ્ત્રને પોતાનું જાણી દેવયાની ક્રોધથી બોલી કે—'અહો ! આ દાસીનું અયોગ્ય કામ જુવો કે, કૂતરી જેમ યજ્ઞના હવિષ્યને ખાઈ જાય તેમ આ અમારે પેહેરવાનું વસ્ત્ર પેહેરી બેઠી.[૧૦-૧૧] બ્રાહ્મણો કે જેઓએ તપથી આ જગતને સરજ્યું છે, જેઓ પરમપુરૂષ ભગવાનના મુખરૂપ છે, જેઓ પરમાત્માને જાણેછે, જેઓએ મહાસુખકારી વેદમાર્ગ લોકોને

---

* આ અઢારમા અધ્યાયમા નહુષનો દીકરો યયાતિ કે જેના પાચ પુત્રોમા સૌથી નાનાએ જરા અવસ્થા લીધી હતી, તેની કથા કહેલામા આવશે.

દેખાડયોછે અને જેઓને લોકપાળદેવતાઓતથા લક્ષ્મીના નિવાસરૂપ પરમપવિત્ર વિશ્વાત્મા ભગવાન પણ નમેછે તેઓમાં પણ અમે ભૃગુનાં કુળનાં છીએ, અને આ શર્મિષ્ઠાનો બાપ વૃષપર્વા અમારો શિષ્ય છે, તે છતાં શૂદ્ર જેમ વેદનું ધારણ કરે તેમ આ દુષ્ટ શર્મિષ્ઠાએ અમારે પેહેરવાના વસ્ત્રનું ધારણ કર્યું.'[૧૨-૧૪] એપ્રમાણે ગાળો દેતી દેવયાનીને દબાવેલી નાગણની પેઠે ક્રોધથી શ્વાસ લેતી શર્મિષ્ઠાએ પોતાના હોઠ ડસીને કહ્યું કે–'અરે ભીખારણ! પોતાની સ્થિતિ જાણ્યા વિના તુ બહુજ બકવાદ કરેછે, પણ કૂતરાંની પેઠે તારૂં કુટુંબ અમારા ઘરના ટુકડાની લાલચ શું નથી રાખતું?'[૧૫-૧૬]શર્મિષ્ઠાએ એવીરીતનાં ઘણાં કઠોર વચનોથી શુક્રાચાર્યની દીકરી દેવયાનીનો તિરસ્કાર કરી ક્રોધથી લૂગડું ઉચકાવી લઈને તેને કૂવામાં નાંખી દીધી.[૧૭] શર્મિષ્ઠા પોતાને ઘેર ગયા પછી મૃગયા કરતાં યદૃચ્છાથીત્યાં આવી નીકળેલો યયાતિ રાજા પાણી લેવાને માટે કુવા ઉપર ગયો, ત્યાં તેણે તેને કુવામાં પડેલી દીઠી.[૧૮] દેવયાની કે જે નગ્ન હતી તેને પોતાનુ ઉત્તરીય વસ્ત્ર આપી તેના હાથને પોતાના હાથથી ઝાલી રાજાએ દયાથી તેને બહાર કાઢી.[૧૯]શુક્રની પુત્રી દેવયાનીએ પ્રેમભરેલી વાણીથી તે રાજાને કહ્યુ કે–'શત્રુઓને જીતનાર રાજા! તમે મારો હાથ ઝાલી ચુક્યા. હવે હુ કે જેનુ પાણિગ્રહણ થઈ ચુક્યું તેનો બીજો પતિ નહી થવો જોઇએ. હે વીર! આ આપણો સબંધ કોઈ મનુષ્યે નહી પણપરમેશ્વરેકરેલોછે,[૨૦-૨૧] કેમકે હુ કૂવામાંપડી હતી ત્યાં તમારૂ દર્શન થયુ હે મહાભુજ! બૃહસ્પતિનો પુત્ર કચ જેને મે પ્રથમ શાપ દીધો હતો તેના શાપથી કોઇ બ્રાહ્મણ મારો પતિ થનાર નથી.*'[૨૨] બ્રાહ્મણની દીકરીને ક્ષત્રિય પરણે એ વાત અશાસ્ત્રીય હોવાથી જો કે પોતાને ગમતી ન હતી, તોપણ તે સંબંધ ઈશ્વરે પ્રાપ્ત કર્યો જાણી અને પોતાના મનને તેમાં સકામ થયેલું જાણી મારૂં મન અધર્મમાં જાયજ નહીં એવા નિશ્ચયથી તે દેવયાનીનું કહેવુ યયાતિ રાજાએ સ્વીકાર્યું.[૨૩]સ્વીકારીનેયયાતિરાજાગયાપછી દેવયાનીએ રોતાં રોતાં પોતાના બાપને ઘેર જઈને શર્મિષ્ઠાએ જે કાંઇ કહ્યું હતું અને જે કાંઇ કર્યું હતું તે સઘળુ પિતાને કહી સંભળાવ્યુ.[૨૪] કચવાઇને ગોરપણાને ધિક્કારતા અને ઉંછ * વૃત્તિને વખાણતા શુક્રાચાર્ય વૃષપર્વાનું ગામ મૂકીને બહાર નીકળ્યા.[૨૫] શુક્રાચાર્યની શત્રુઓ, ના પક્ષમાં જવાની ઇચ્છા છે એમ જાણી વૃષપર્વા દૈત્ય તેમને પ્રસન્ન કરવા આવ્યો અને માર્ગમાં પોતાનું માથું તેમના ચરણમાં મૂક્યું.[૨૬] અરધા ક્ષણ સુધી જેનો ક્રોધ રહ્યો એવા શુક્રાચાર્યે વૃષપર્વાને કહ્યુંકે–'તું આ દેવયાનીનું મનગમતુ કરી આપ, કેમકે હું અહી એનો ત્યાગ કરી શકીશ નહીં.'[૨૭] વૃષપર્વાએ કબુલ કરતાં દેવયાનીએ પોતાનો અભિપ્રાય કહ્યોકે–'મારા પિતાએ કન્યાદાન કરવાથી હું જ્યાં જઈશ ત્યાં સખીઓ સહિત શર્મિષ્ઠા મારી પછવાડે દાસી થઈને આવે.'[૨૮] પોતાના સંબધીઓને કષ્ટ છે અને શુક્રાચાર્ય રહે તોજ તે કષ્ટની નિવૃત્તિ થાય એમ જોઇને શર્મિષ્ઠા પોતાની હજાર સખીઓની સાથે દાસીની પેઠે દેવયાનીની સેવા કરવા લાગી.[૨૯] શુક્રાચાર્યે પોતાની દેવયાની યયાતિ રાજાને આપી અને તેની સાથે શર્મિષ્ઠાને દાસી તરીકે આપીને યયાતિને ભલામણ કરી કે–'હે રાજા! શર્મિષ્ઠાને કદી પણ તમારે શયનમાં લેવી નહી.'[૩૦] પછી કોઇ દિવસે દેવયાનીને છોકરાં થયેલાં જોઇ શર્મિષ્ઠાએ પોતાના ઋતુના સમયમાં એજ પોતાની સખીના પતિ યયાતિ રાજાની પ્રાર્થના કરી.[૩૧] રાજકુમારીએ ઋતુકાળમાં સંતાનને માટે પ્રાર્થના કરતાં યયાતિ રાજાને જોકે શુક્રાચાર્યનું વચન સાંભરતું

---

* બૃહસ્પતિનો દીકરો કચ શુક્રાચાર્યપાસે મૃતસજીવની વિદ્યા શીખતો હતો, ત્યારે તેના ઉપર દેવયાની આસક્ત થતાં તેણે ગુરૂની પુત્રી જાણીને ના પાડી હતી, તેથી 'તારી વિદ્યા નિષ્ફળ થજો' એવો દેવયાનીએ કચને શાપ દેતાં કચે સામો શાપ દીધો હતો કે–'કોઈ બ્રાહ્મણ તારો પતિ થશે નહીં.'

* પાલામાંથી ઢોળાઈ ગયેલા દાણા વીણીને તેઓથી ગુજરાન ચલાવવું.

હતુ, તોપણ 'એવા સમયમાં સ્ત્રીની ઈચ્છા પરિપૂર્ણ કરવી એ ધર્મ છે' એમ વિચારી યયાતિરાજાએ દૈવગતિથી તેનો સગ કર્યો.[૩૨] દેવયાનીને યદુ અને તુર્વસુ નામના બે પુત્ર આવ્યા હતા. અને શર્મિષ્ટાને દ્રુહ્યુ, અનુ અને પુરૂ એવા નામના ત્રણ પુત્ર આવ્યા.[૩૩] વૃષપર્વાની દીકરીને પોતાના પતિથી ગર્ભ રહ્યો જાણી ક્રોધથી વ્યાપ્ત થયેલી અને અભિમાનવાળી દેવયાની પોતાના બાપને ઘેર ગઇ.[૩૪] યયાતિરાજા તેની પછવાડે ગયો, ઘણા ઘણા કાલાવાલા કર્યા અને પગ ચાંપવા વગેરે પણ કર્યું, તો પણ દેવયાનીને પ્રસન્ન કરી શકયો નહી.[૩૫] શુક્રાચાર્યે કોપથી યયાતિને શાપ દીધો કે-'હે કામી! હે જૂઠા માણસ! હે મંદબુદ્ધિવાળા! મનુષ્યોને વિરૂપ કરી દેનારી જરા (ઘરડપણ) તારા શરીરમાં પ્રવેશ કરો.[૩૬]

યયાતિ બોલ્યોકે-હે મહારાજ! તમારી દીકરીમાં સુખ ભોગવતાં હજી હુ તૃપ્ત થયો નથી, માટે પોતાની જુવાની આપવાનું જે કબુલ કરે તેને મારાથી આ જરા આપી શકાય અને તેની અવસ્થા લઈ શકાય એમ કરી આપો.[૩૭]

શુકદેવજી કહેછે-શુક્રાચાર્ય તરફથી પોતાના માગ્યા પ્રમાણે વચન મળતાં યયાતિએ પોતાના મોટા પુત્ર યદુને કહ્યુ કે-'હે બાપ! તારા નાનાએ આપેલી આ જરાને તું લે અને તારી જુવાની મને દે હું વિષયોથી તૃપ્ત થયો નથી, માટે તારી અવસ્થાથી કેટલાંકવર્ષોસુધીરમણ કરીશ.[૩૮-૩૯]

યદુ બોલ્યોકે-અધવચમાં તમારી જરા લઇને રહેવાની મારી ખુશી નથી, કેમકે વિષયોનું સુખ પરિપૂર્ણ જાણ્યાવિના પુરૂષને વિષયની તૃષ્ણા મટતી નથી.[૪૦]

શુકદેવજી કહેછે-એ પ્રમાણે યદુએ ના પાડયા પછી યયાતિરાજાએ પોતાના બીજા દીકરા તુર્વસુ, દ્રુહ્યુ અને અનુને પૂછ્યુ, તોપણ ધર્મને નહી જાણનારા અને અનિત્ય યૌવનને નિત્ય સમજનારા તેઓએ ના પાડી.[૪૧] પછી સૌથી નાના પણ ગુણથી મોટા પૂરૂ નામના પુત્રને યયાતિએ કહ્યું કે-'હે પુત્ર! તારા મોટા ભાઇઓની પેઠે તારે મને ના નહી કહેવી જોઇએ.[૪૨]

પૂરૂ બોલ્યોકે-હે રાજા! બાપ કે જેણે પોતાને પેદા કરેલ છે,તેના ઉપકારનો બદલો વાળવાને કયો પુરૂષ સમર્થ છે? કેમકે જે બાપની કૃપાથી મોક્ષ મળે છે[૪૩]તોપણ બાપનુ ચિંતવેલું કામ જે કરે તે ઉત્તમ પુત્ર કહેવાયછે, બાપે કહ્યા પછી જે કરે તે મધ્યમ પુત્ર કહેવાયછે, મનમાં અશ્રદ્ધાથી જે કરે તે અધમ પુત્ર કહેવાયછે, અને બાપનુ કહ્યુ કરેજ નહીં તે પુત્ર તો પિતાની વિષ્ટારૂપ કહેવાયછે.[૪૪]

શુકદેવજી કહેછે-એ પ્રમાણે પૂરૂએ રાજી થઇને યયાતિની જરા અવસ્થા લીધી અને યયાતિ પણ પુત્રની જુવાનીથી યથાયોગ્ય રીતે વિષયોને ભોગવવા લાગ્યો.[૪૫]સાતે દ્વીપનો પતિ, પ્રજાઓનુ પિતાની પેઠે પાલન કરતો અને જેની ઇંદ્રિયો અશક્ત થઈ નહીં, એવો યયાતિરાજા પોતાને મનગમતા વિષયોને ભોગવતો હતો.[૪૬] પ્યારી દેવયાની પણ મન, વાણી, દેહ અને વસ્તુઓથી રોજ રોજ પોતાના પતિને એકાંતમાં મોટી પ્રીતિ આપતી હતી[૪૭]સર્વ દેવ અને સર્વ વેદમય ભગવાન્ કે જેના સ્વરૂપમાં આકાશમાં વાદળાંની પેઠે રચાએલુ સ્વપ્ન, માયા અને મનોરથ જેવુ આ જગત્ જાણે જાદુંજ હોય એવું જણાયછે તે ભગવાનનુ યયાતિએ ઘણી દક્ષિણાવાળા યજ્ઞોથી પૂજન કર્યું.[૪૮-૪૯]સર્વના અંતર્યામી, પ્રભુ અને અત્યંત સૂક્ષ્મ એ ભગવાનનેજ હૃદયમાં રાખીને નિષ્કામપણાથી તેમનુ પૂજન કર્યુ[૫૦]એ પ્રમાણે તે ચક્રવર્ત્તી યયાતિ રાજાએ હજારો વર્ષસુધી પોતાની અતિચપળ ઇંદ્રિયો કે જેઓમાં મન છઠ્ઠુ છે તેઓથી વિષયસુખ ભોગવ્યાં, તોપણ તૃપ્ત થયો નહી.[૫૧]

**एवंवर्षसहस्राणि मनःषष्ठैर्मनःसुखम् ।**
**विदधानोऽपिनातृप्यत् सार्वभौमःकदिंद्रियैः॥५१॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના નવમસ્કંધનો અઢારમો અધ્યાય સંપૂર્ણ

# અધ્યાય ૧૯ મો.*

## યયાતિએ પોતાનું ચરિત્ર બકરાના જેવું વર્ણવ્યું, ને વૈરાગ્યથી મોક્ષ પામ્યો

॥ श्रीशुक उवाच ॥

सइत्थमाचरन् कामान् स्त्रैणोऽपन्हवमात्मनः ।
बुध्वाप्रियायैनिर्विण्णो गाथामेतामगायत ॥ १ ॥

શુકદેવજી કહેછે–એ પ્રમાણે વિષયોને ભોગવતો અને સ્ત્રીને વશ થઇ રહેલો યયાતિરાજા, વિષયો ભોગવવાથી પોતાના સ્વરૂપની ભૂલ થઈ જાણી વૈરાગ્ય પામીને દેવયાનીની પાસે નીચે પ્રમાણે ગાથા બોલ્યો [૧]

યયાતિ બોલેછે–હે દેવયાની! મારા જેવો ગામમાં રહેનાર કામી કે જેના આચરણનો વનમાં રહેનારા ધીરપુરૂષો અફસોસ કરેછે તેના આચરણ વિષેની આ ગાથા સાંભળ [૨]કોઈ એક બકરો વનમાં પોતાનું પ્રિય શોધતો હતો, ત્યાં પોતાના કર્મનેલીધે કૂવામાં પડેલી એક બકરી તેના જોવામાં આવી.[૩] એ બકરીને કાઢવાના ઉપાયનો વિચાર કરતાં કામી બકરાએ શીંગડાંની અણીથી કાંઠા ખોદી નાંખી નીકળવાનો માર્ગ કરી આપ્યો [૪] તે રૂપાળી બકરી કૂવામાંથી નીકળીને તેજ બકરાને વરી પુષ્ટ, દાઢી મૂછવાળા, મૈથુનમાં ચતુર અને વીર્ય નાંખનાર એ મોટા બકરાને પેલી બકરી વરી, તેને જોઇને બીજી ઘણીક બકરીઓ પણ તેનોજ સંગ કરવા લાગી એ પ્રમાણે ઘણી બકરીઓની રતિને વધારતો અને કામદેવરૂપ ગ્રહે પકડેલો એ એક મોટો બકરો તેઓની સાથે રમવા લાગ્યો, અને તેણે પોતાનું સ્વરૂપ જાણ્યું નહીં [૫-૬] કુવામાંથી મળેલી બકરી તે બકરાને બીજી પ્યારી બકરીની સાથે રમણ કરતો જોઈને તેનાં તે કર્મને સહન કરી શકી નહી.[૭] કામી, ક્ષણમાત્ર સ્નેહ રાખનાર અને વિષયોમાં લાગી રહેનાર એ સ્નેહીના રૂપથી શત્રુનું કામ કરનાર બકરાને છોડી દઈને, દુઃખ પામેલી પેલી બકરી પોતાના રક્ષકની પાસે ગઈ[૮] સ્ત્રીલંપટ પેલો કંગાલ બકરો પણ તે બકરીને રાજી કરવા સારૂ માર્ગમાં તેની પછવાડે ગયો, અને ઘણીવાર બે બે કર્યું તોપણ તે બકરી સમજી નહી.[૯] ત્યાં એ બકરીનો રક્ષક કોઈ બ્રાહ્મણ હતો તેણે ક્રોધથી પેલા બકરાના લટકતા વૃષણને કાપી નાંખ્યો અને પાછો ઉપાયને જાણનારા તે બ્રાહ્મણે બકરીના કામભોગ માટે સાંધી પણ દીધો.[૧૦] જેનો વૃષણ સંધાઈ ગયો એવો તે બકરો કુવામાંથી મળેલી બકરીની સાથે ઘણા દિવસ થયા વિષયોને ભોગવ્યા કરેછે, તોપણ હે દેવયાની! હજુ સુધી સંતોષ પામતો નથી.[૧૧] એવી રીતે હું પણ કે જે કંગાલ, તારા પ્રેમથી બંધાએલો અને તારી માયાથી મોહ પામેલોછું, તે પોતાના આત્માને જાણતો નથી.[૧૨] પૃથ્વીમાં જેટલું ધાન્ય છે, જેટલું સોનું છે, જેટલાં પશુ છે અને જેટલી સ્ત્રીઓ છે તે સઘળાં એકને મળે તોપણ જે પુરૂષ તૃષ્ણાથી ખરાબ થયેલા હોય તેના મનને રાજી કરી શકતાં નથી.[૧૩] વિષયોને ભોગવવાથી કદી તૃષ્ણા શાંત થતી નથી, પણ ઉલટી ઘીથી અગ્નિની પેઠે બહુજ વૃદ્ધિ પામે છે [૧૪] જ્યારે પુરૂષ કોઇ પણ પ્રાણી ઉપર ખરાબ અભિપ્રાય ન રાખે અને સમદૃષ્ટિવાળો થાય ત્યારે તેને સઘળી દિશાઓ સુખમય થાયછે.[૧૫] તૃષ્ણા કે જે દુર્બુદ્ધિ પુરૂષોથી છોડી શકાતી નથી, શરીર જીર્ણ થતાં પણ જીર્ણ થતી નથી અને બહુજ દુઃખદાયી છે, તેને સુખ ઇચ્છનારા પુરૂષે જલદી છોડી દેવી જોઇએ [૧૬]મા, બેન કે દીકરીની સાથે પણ એક સંકીર્ણ આસનપર બેસવું નહીં, કેમકે બળવાન ઇંદ્રિયો વિદ્વાનને પણ ખેંચી જાય છે [૧૭]મને વારંવાર વિષયોનું સેવન કરતાં હજાર વર્ષ પૂરાં થયા, તોપણ ઘડીએ ઘડીએ વિષયોમાં તૃષ્ણા થયા કરેછે એટલામાટે હવે હું આ તૃષ્ણાને છોડી દઇ, પરમાત્મામાં મન રાખી અને સુખદુઃખાદિક તથા અહંકારથી રહિત થઇ મૃગલાંઓની સાથે ફરીશ [૧૮-૧૯]જે કાંઇ દેખવામાં અને સાંભળવામાં આવેછે તે સઘળાંને મિથ્યા

* આ ઓગણીશમા અધ્યાયમા પોતાનું બકરા જેવું ચરિત્ર દેવયાનીને સંભળાવી વૈરાગ્ય પામેલો યયાતિ રાજા મોક્ષ પામ્યો, એ કથા કહેવાશે.

જાણી તેનુ ચિંતન કરવુ નહીં અને સેવન પણ કરવુ નહી, એ પદાર્થોના ચિંતનમાં અને સેવનમાં સ્વરૂપની ભૂલ અને જન્મ મરણના ફેરા થાયછે, એમ જે જાણે તેને આત્મજ્ઞાન થાયછે [२०]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે સ્ત્રીની પાસે વાત કરી નિઃસ્પૃહ થયેલા યયાતિરાજાએ પૂરૂને તેની જુવાની આપી દઇ તેની પાસેથી પોતાની જરા લીધી.[२१] દ્રુહ્યુને અગ્નિખૂણામાં, યદુને દક્ષિણમાં તુર્વસુને પશ્ચિમમાં અને અનુને ઉત્તરમાં રાજ્ય આપી પૂરૂને સઘળા ભૂમંડળનો સર્વોત્તમ રાજ્યાભિષેક કરી તથા તેના અખત્યારમાં તેના સઘળા મોટા ભાઇઓને રાખી યયાતિરાજા વનમાં ગયો. [२२-२३] પાંખો આવતાં પક્ષી જેમ પોતાના માળાની ઉપેક્ષા કરે તેવી રીતે ઇંદ્રિયો કે જેઓને ઘણાં ઘણાં વર્ષો સુધી વિષયો ભોગવાવ્યા હતા તેઓની યયાતિએ ક્ષણમાત્રમાં ઉપેક્ષા કરી.[२४] વનમાં જઇ સઘળા સંગોને જેણે છોડી દીધા હતા તથા સ્વરૂપના અનુભવથી લિંગશરીરનો જેણે ત્યાગ કર્યો હતો તે પ્રખ્યાત રાજાને નિર્મળ પર બ્રહ્મરૂપ ભગવત્સ્વરૂપની પ્રાપ્તી થઈ.[२५] સ્ત્રી પુરૂષનું સ્નેહથી કંગાલપણું જોઈને જાણે મશ્કરીની વાત કરી હોય એવી એ પતિની ગાથા સાંભળીને દેવયાનીએ તેને નિવૃત્તિમાર્ગના ઉત્તેજનરૂપ માની. [२६] વટેમાર્ગુલોકો જેમ પરબમાં ભેળાં થયાં હોય એવી રીતે ઇશ્વરાધીન સંબંધીઓ ભગવાનની માયાની રચનાથી એકઠાં થયાંછે એવો નિશ્ચય કરી સર્વને સ્વપ્નસમાન ગણી આસક્તિનો ત્યાગ કરતાં ભગવાનમાં મન રાખીને દેવયાનીએ પોતાનું લિંગશરીર છોડી દીધું.[२७-२८] જેમાં મન રાખીને દેવયાનીએ લિંગશરીર છોડી દીધું, તે સર્વ પદાર્થોના નિવાસરૂપ, સર્વના બનાવનાર, અંતર્યામી, શાંત અને સર્વવ્યાપક આપ ભગવાનને નમસ્કાર કરૂં છું.[२९]

नमस्तुभ्यं भगवते वासुदेवाय वेधसे ।
सर्वभूताधिवासाय शांताय बृहते नमः ॥ २९ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના નવમસ્કંધનો ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ.

# અધ્યાય ૨૦ મો.*

## યયાતિના વંશના દુષ્યંતનું તથા ભરતનું આખ્યાન.

॥ श्रीशुकउवाच ॥

पूरोर्वंशं प्रवक्ष्यामि यत्र जातोऽसि भारत ।
यत्र राजर्षयो वंश्या ब्रह्मवंश्य्श्च जज्ञिरे ॥१॥

શુકદેવજી કહેછે—હે પરીક્ષિત રાજા ! પૂરૂરાજાનો વંશ કે જેમાં રાજર્ષિઓ અને બ્રાહ્મણો પણ ઉત્પન્ન થયાછે અને જેમાં તમે ઉત્પન્ન થયાછો તે વિષે હવે કહીશ.[१] પૂરૂનો જનમેજય, તેનો પ્રચિન્વાન્, તેનો પ્રવીર, તેનો નમસ્યુ, તેનો ચારૂપદ, તેનો સુદ્યુ, તેનો બહુગવ, તેનો સંયાતિ, તેનો અહંયાતિ અને તેનો રૌદ્રાશ્વ નામે પુત્ર થયો.[२-३] રૌદ્રાશ્વને ઘૃતાચી નામની અપ્સરામાં ઋતેયુ, કુક્ષેયુ, સ્થંડિલેયુ, કૃતેયુ, જલેયુ, સંતતેયુ, ધર્મેયુ, સત્યેયુ, વ્રતેયુ અને વનેયુ એવા નામના દશ પુત્રો થયા મુખ્ય પ્રાણને જેમ ઇંદ્રિયો સ્વાધીન રહેછે તેમ એ દશ પુત્રો રૌદ્રાશ્વને સ્વાધીન રહેતા હતા.[४-५] ઋતેયુનો રંતિભાર નામે પુત્ર થયો અને રંતિભારના સુમતિ, ધ્રુવ અને અપ્રતિરથ એવા નામના ત્રણ પુત્ર થયા. અપ્રતિરથનો કણ્વ, તેનો મેધાતિથિ અને તેના પ્રસ્કણ્વ વગેરે પુત્રો થયા. એઓ બ્રાહ્મણપણું પામ્યા હતા. સુમતિનો રૈભ્ય અને રૈભ્યનો દુષ્યંત નામે પુત્ર થયો.[६-७] એ દુષ્યંત મૃગયા કરવા નીકળ્યો હતો, ત્યાં કણ્વ મુનિના આશ્રમમાં જતાં લક્ષ્મીની પેઠે પોતાની કાંતિથી આશ્રમને શોભા આપતી એક શકુંતલા નામની કન્યા ત્યાં બેઠેલી હતી તે તેના જોવામાં આવી એ દેવમાયાસરખી સ્ત્રીને જોઈને દુષ્યંતરાજા તુરત મોહ પામ્યો.[८] કેટલાએક યોદ્ધાઓથી વીંટાએલો દુષ્યંતરાજા કે જેને તે કન્યાને જોવાથી પરિશ્રમ મટી જતાં મોટો આનંદ મળ્યો, તેણે કામદેવથી વ્યાકુળ થઇને હાસ્યપૂ-

* આ વીશમા અધ્યાયમા પૂરૂ કે જેને પોતાના પિતા યયાતિની કૃપાથી ચક્રવર્તિ રાજ્ય મળ્યુ હતુ, તેના વંશમાં દુષ્યંતના દીકરા ભરતનો વંશ કહેવામા આવશે.

ર્વક મધુર વાણીથી તે કન્યાને પૂછ્યુ કે-'હે કમળપત્રના સરખાં નેત્રવાળી! હે સુંદરી! તુ કોણ છે, કોની છે અને આ નિર્જન વનમાં શુ કરવા ધારેછે? હે સુંદરી! મારૂ ચિત્ત તારામાં લાગ્યુંછે તેથી અવશ્ય તુ કોઈ ક્ષત્રિયની દીકરી છે એમ ધારૂ છુ, કેમકે પૂરૂના વંશના ક્ષત્રિયોનુ ચિત્ત કદીપણ અધર્મમાં જાય નહી.[૯-૧૧]

શકુંતલા બોલીકે-હુ વિશ્વામિત્રથી મેનકા અપ્સરામાં ઉત્પન્ન થયેલી છું, અને તે મેનકાએ સ્વર્ગમાં જતાં મને આ વનમાં મૂકી દીધી છે એટલે હું ક્ષત્રિયનીજ પુત્રી છું. આ વાતની કણ્વ મુનિને ખબર છે. હે રાજા! હવે શી આજ્ઞાછે?[૧૨] હે કમળસરખાં નેત્રવાળા રાજા! અહી બેસો અને અમારા તરફથી પૂજાનો સ્વીકાર કરો. નાનવી તૈયાર છે, જમો, અને મરજી હોય તો અહી રહીજાઓ[૧૩]

દુષ્યંત બોલ્યોકે-હે સુંદરી! તુ કુશિકના વંશમાં ઉત્પન્ન થયેલી છે તેથી તને આવુ ભાષણ કરવુ ઘટેછે, કેમકે રાજાઓની કન્યાઓ પોતાની મેળેજ યોગ્ય વરને વરેછે[૧૪]

શુકદેવજી કહેછે-શકુંતલાએ હા પાડતાં દેશકાળના વિભાગને જાણનારો તે દુષ્યંતરાજા ક્ષત્રિયના ધર્મથી ગાંધર્વવિવાહની રીતિ પ્રમાણે તેને પરણ્યો[૧૫] એ અમોઘ વીર્યવાળા રાજાએ શકુંતલાને ગર્ભ રાખ્યો અને સવાર પડતાં પોતાના શેહેરમાં ગયો. શકુંતલાએ સમય પ્રાપ્ત થતાં દીકરો જણ્યો[૧૬] કણ્વમુનિએ વનમાં એ કુમારના સઘળા જાતકર્માદિક સંસ્કાર કર્યા. એ કુમાર પોતાના જોરથી સિંહોને બાંધીને તેઓથી રમવા લાગ્યો,[૧૭] ભગવાનના અંશના અંશથી ઉત્પન્ન થયેલા એ મહા પરાક્રમી કુમારને સાથે લઇ શકુંતલા પોતાના ભર્ત્તા દુષ્યંતરાજાની પાસે આવી.[૧૮] જો કે એ સ્ત્રી તથા પુત્ર નિર્દોષ હતાં, તોપણ જ્યારે રાજા તેઓનો સ્વીકાર કરવાથી અટકયો, ત્યારે સર્વ પ્રાણીઓ સાંભળતાં આકાશવાણીએ રાજાને કહ્યું કે 'માતા તો એક ચામડાનુ ઠામ છે. ખરી રીતે દીકરો તો બાપનોજ કહેવાય; કેમકે જે જેથી ઉત્પન્ન થયો તે તે રૂપજ હોયછે. એટલામાટે હે દુષ્યંત રાજા! તુ પુત્રનુ પોષણ કર અને શકુંતલાનુ અપમાન નહીં કર.[૧૯-૨૦] હે રાજા! માતા અને પિતા વચ્ચે દીકરો લેવાની તકરાર ઉઠે, ત્યારે યમની સભામાં પિતાના લાભમાં ન્યાય થાય છે, એટલે પિતાને દીકરો મળે છે. અને વંશ રાખનાર દીકરો પિતાને પુત્ નામના નરકમાંથી તારેછે માટેજ પુત્ર કહેવાયછે. શકુંતલાને ગર્ભ તમે રાખ્યો હતો એ વાત શકુંતલા સાચી કહેછે, આ ઉપરથી દુષ્યંત રાજાએ શકુંતલાનો અને ભરત નામના પુત્રનો સ્વીકાર કર્યો.[૨૧] દુષ્યંત મરણ પામ્યા પછી એ ભરત મોટી કીર્તિવાળો ચક્રવર્ત્તી થયો ભગવાનના અંશથી ઉત્પન્ન થયેલા એ ભરતરાજાનો મહિમા પૃથ્વીમાં વેદમંત્રોથી ગવાયછે[૨૨] એના જમણા હાથમાં ચક્રની અને બે પગમાં કમળના પોટાની નિશાની હતી. મહાભિષેકના વિધિથી અભિષેક પામેલા એ ચક્રવર્તી રાજાએ મામતેયમુનિને પુરોહિત કરી યમુનાજીને કિનારે પંચાવન અશ્વમેધ કર્યા[૨૩-૨૪] બહુજ ધન આપનારા એ રાજાએ અઠયોતેર પવિત્ર ઘોડા બાંધ્યા હતા. એ દુષ્યંતના દીકરા ભરતે સારા ગુણવાળા પ્રદેશમાં અગ્નિનુ ચયન (એક જાતનું વેદોક્ત કર્મ) કર્યુ હતુ, કે જેમાં હજાર બ્રાહ્મણોને દરએકને એક એક બદ્ર (તેરહજાર અને ચોરાશી) ગાયો વિભાગમાં આવી હતી.[૨૫] તેત્રીશસો ઘોડા બાંધીને રાજાઓને વિસ્મય પમાડતાં એ રાજા વૈભવમાં દેવતાઓથી પણ વધી ગયો હતો અને ભગવાનને પામ્યો હતો.[૨૬] એ રાજાએ મષ્ણાર નામના કર્મમાં ધોળા દાંતવાળા, કાળા રંગના અને આખા શરીરમાં સોનાથી શણગારેલા ચૌદ લાખ મૃગજાતના હાથીઓ આપ્યા હતા[૨૭] જેમ પૂર્વના કોઇ પુરૂષો હાથથી સ્વર્ગને પામ્યા નથી અને પછીના પામશે પણ નહી, તેમ એ ભરત રાજાના મોટા કામને પૂર્વના કોઇ રાજાઓ પોહોચ્યા નથી, અને હવે પછીના કોઇ રાજાઓ પોહોચશે પણનહી.[૨૮] કિરાત, હુણ, યવન, અંધ્ર, કંક, ખશ અને શક જાતના સઘળા અધર્મી રાજાઓને અને મ્લેચ્છોને તેણે દિગ્વિજય

કરતાં માર્યા હતા [29]પૂર્વે દેવતાઓને જીતીને જે બળવાન દૈત્યો પાતાળમાં જઇ રહ્યા હતા તેઓએ હરણ કરીને પાતાળમાં રાખેલી દેવતાઓની સ્ત્રીઓને ભરત રાજાએ પાછી લાવી આપી હતી.[30]આકાશ અને પૃથ્વી ભરત રાજાની પ્રજાઓના સર્વ મનોરથોને પરિપૂર્ણ કરતાં હતાં. સત્યાવીશ હજાર વર્ષસુધી સઘળી દિશાઓમાં તેણે આજ્ઞા ચલાવી હતી.[31] એ ચક્રવર્ત્તી રાજા પોતાનુ લોકપાળ દેવતાના જેવુ ઐશ્વર્ય, ચક્રવર્ત્તીપણાની લક્ષ્મી અને અસ્ખલિત આજ્ઞા, એ સઘળું મિથ્યા છે એમ વિચારી મનમાં વૈરાગ્ય રાખતો હતો.[32] એ રાજાને વિદર્ભકુળની ત્રણ બહુજ પ્યારી સ્ત્રીઓ હતી. એઓને જે જે પુત્રો આવતા હતા તેઓને જોઇને 'આ પુત્રો મારા જેવા નથી' એમ ભરત રાજા બોલતાં 'વ્યભિચારની શંકાથી અમારો ત્યાગ કરી દેશે' એવા ભયથી તે સ્ત્રીઓ એ પુત્રોને મારી નાંખતી હતી[33]એ પ્રમાણે વંશ જતાં વંશ રાખવાને સારૂ ભરતરાજાએ મરૂત્સોમ નામનો યજ્ઞ કરતાં મરૂત દેવોએ તેને ભરદ્વાજ નામનો પુત્ર આપ્યો હતો[34] પોતાના ભાઇ ઉતથ્યની મમતા નામની સ્ત્રીમાં બૃહસ્પતિએ કોઈ વખત ભોગથી મૈથુન કરવા લાગતાં બીજા ગર્ભનો અવકાશ નહી હોવાથી તેના ગર્ભમાં રહેલા પુત્રે ગાળ દઇને બૃહસ્પતિને વાર્યા હતા તોપણ તેનુ નહીં માનતાં ક્રોધથી બૃહસ્પતિએ પેહેલા ગર્ભને 'તુ આંધળો થજે' એવો શાપ દઈ બળાત્કારથી વીર્ય નાંખ્યું હતુ[35] બૃહસ્પતિના શાપથી જે પુત્ર ગર્ભમાં હતો તે આંધળો થઇ ગયો, પણ તેણે પોતાની પેની મારીને બૃહસ્પતિના વીર્યને યોનિથી બહાર કાઢી નાંખતાં તે વીર્યમાંથી તુરત એક પુત્ર ઉત્પન્ન થયો હતો એ પુત્રને મૂકી દઇને મમતાએ જવા માંડયુ, ત્યાં બૃહસ્પતિએ તેને કહ્યું કે-'અરે મૂઢ સ્ત્રી! તુ અને હુ એ બન્નેમાંથી આ પુત્ર ઉત્પન્ન થયે છે માટે તુ આનુ પોષણ કર' મમતા બોલી કે-'અરે બૃહસ્પતિ' આપણ બન્નેમાંથી આ પુત્ર અન્યાયને રસ્તે ઉત્પન્ન થયોછે માટે આનુ તમે પોષણ કરો' એમ વિવાદ કરીને એ બૃહસ્પતિ તથા મમતા બન્ને જતાં રહ્યાં તેથી તે પુત્રનુ 'ભરદ્વાજ' એવુ નામ પડ્યુ, કેમકે ભર (પોષણ કર) અને દ્વાજ (બન્નેથી ઉત્પન્ન થયેલ) એવા શબ્દો તેસબધી તકરારમાં બોલાયા હતા. પછી પોતાનો પતિ એ પુત્રનો ત્યાગ કરશે એવી બીકથી મમતાએ તેને છોડી દેવા માંડયો, ત્યારે દેવતાઓએ એ બૃહસ્પતિ તથા મમતાની તકરારને શ્લોકના રૂપમાં ગોઠવી તે શ્લોક કે જેથી એ પુત્રનુ નામ પડી ગયુ, તે મમતાની પાસે કહ્યો હતો, અને સમજાવી હતી કે-' આ પુત્ર તારોપણ છે તેથી તારો પતિ આનો ત્યાગ નહી કરે' એ પ્રમાણે દેવતાઓએ પ્રેરણા કરતાં પણ એ વ્યભિચારથી થયેલો પુત્ર વ્યર્થજ છે એમ માની તેને મૂકી દઇને મમતા જતી રહેતાં મરૂત દેવતાઓએ તે પુત્રને પાળ્યો હતો, તે તેઓએ ભરત રાજાનો વંશ જવા માંડતાં તેને આપ્યો[36]– '

चोद्यमाना सुरैरेवं मत्वा वितथमात्मजम् ।
व्यसृजन्मरुतोऽबिभ्रन् दत्तोयं वितथेऽन्वये ॥३८॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના નવમસ્કંધનો
વીશમો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૨૧ મો.*

### ભરતનાવંશના રંતિદેવ તથા અજમીઢ વગેરેની કથા.

**श्रीशुकउवाच.**

वितथस्य सुतो मन्युर्बृहत्क्षत्रो जयस्ततः ।
महावीर्यो नरोगर्गः संकृतिस्तु नरात्मजः ॥१॥

શુકદેવજી કહેછે-વંશ વ્યર્થ જતાં આપેલો હોવાથી જેનું બીજુ નામ 'વિતથ' હતું, એવા એ ભરદ્વાજનો મન્યુ, અને મન્યુના બૃહત્ક્ષત્ર, જય, મહાવીર્ય, નર અને ગર્ગ એવા નામના પાંચ પુત્રો થયા, તેઓમાં નરનો સંકૃતિ નામે પુત્ર થયો હે રાજા! સંકૃતિના ગુરૂ અને રંતિદેવ નામના બે પુત્રો થયા. તેઓમાં રંતિદેવ-

* આ એકવીશમા અધ્યાયમા ભરતનો વંશ કહેતાં તેમાં રંતિદેવ અને અજમીઢ વગેરેની કીર્તિ કહેવામાં આવશે

ની કીર્તિ આ લોક તથા પરલોકમાં પણ ગવાય-છે.[૨] ઘણુ દાનકરવાનોએનોસ્વભાવહતો, તેથીજેકાઈ પદાર્થઆવેતેતેનીપાસેથીજતોરહેતોહતો ભૂખે મરતાં છતાં પણ જે કાંઇ વસ્તુ મળતી જાય તેને આપી દેનાર, નિષ્કિંચન, ધીર અને કુટુંબસહિત સીદાતા એ રંતિદેવ રાજાને એક વખત, પાણી પીધા વગર પણ અડતાલીશ દિવસ નીકળી ગયા. ભૂખ અને તરશથી ધ્રુજતો અને જેનું કુટુંબ બહુજ દુખ પામતુ હતુ એવો એ રાજા ઓગણપંચાશમે દિવસે સવારમાં ઘી, દૂધપાક, લાપસી અને પાણી મળતાં જમવાની તૈયારી કરતો હતો, તેટલામાં એક બ્રાહ્મણ અતિથિ થઇને આવ્યો[૩-૫] સર્વમાં ભગવાનને જોનારા એ રાજાએ શ્રદ્ધાથી આદરપૂર્વક એ બ્રાહ્મણને પોતાના અન્નમાંથી જમાડયો એ બ્રાહ્મણ જમીને જતાં રાજા બાકી રહેલુ અન્ન જમવાની તૈયારી કરતો હતો તેટલામાં એક શૂદ્ર આવી નીકળતાં ભગવાનનુ સ્મરણ કરીને તેને પણ રાજાએ પોતાના અન્નમાંથી વિભાગ આપ્યો.[૬-૭] શૂદ્ર ગયા પછી કુતરાંઓથી વીંટાએલો એક બીજો અતિથિ આવ્યો, અને તેણે કહ્યુ કે-'હે રાજા! હુ અને આ કૂતરાં ભૂખ્યાં છીએ, માટે અમને ખાવાનુ આપો[૮] મોટા મનવાળા રાજાએ બાકી જે અન્ન રહ્યુ હતું તે પણ ઘણા માનથી અને આદરથી આપી દઇને કુતરાંઓને અને કુતરાંઓના માલિકને પ્રણામ કર્યા.[૯] પછી એક જણનેજ પૂરૂ થાય એટલુ માત્ર પાણીજ બાકી રહ્યુ હતુ તે પીવાની રાજા તૈયારી કરતો હતો એટલામાં એક ચાંડાળે આવીને કહ્યું કે-'હુ કે જે નીચ છુ તેને પાણી પીવા આપો.[૧૦] જેથી ઘણો પરિશ્રમ માલુમ પડતો હતો એવુ તેનુ ગરીબડુ વચન સાંભળી દયાથી બહુજ તપી ગયેલો રાજા અમૃત સરખુ વચન બોલ્યો કે-'હુ ઈશ્વર પાસેથી આઠ સિદ્ધિઓવાળા ઐશ્વર્યને કે મોક્ષને પણ માગતો નથી, પરંતુ સર્વ પ્રાણીઓની અંદર રહીને સર્વની પીડાને હું ભોગવું કે જેથી સર્વ પ્રાણીઓ દુઃખરહિત થાય એટલુ માગુંછુ.[૧૧-૧૨] સઘળાં પ્રાણીઓનું દુખ મટે તેજ મારૂં દુ:ખ મટયુ સમજું છું. આ કંગાળ અને જીવવાને ઈચ્છતા પ્રાણીને હુ જળ આપીશ તેથી મારાં ભૂખ, તરશ, શરીરનો શ્રમ, દીનતા, થાક, શોક, ખેદ અને મોહ એ સઘળાં મટી જશે[૧૩] એમ બોલી એ દયાળુ સ્વભાવના ધીર રાજાએ પોતે તરશથી મરતો હતો, તો પણ તે ચાંડાળને પાણી આપ્યુ[૧૪] એ ત્રૈલોક્યના સ્વામી અને ફળની ઈચ્છાવાળાઓને ફળ દેનારા બ્રહ્માદિક દેવતાઓ કે જેઓ ભગવાનની માયાથી શૂદ્ર, કુતરાઓના ટોળાવાળા અને ચાંડાળ બનીને આવ્યા હતા તેઓએ રંતિદેવ રાજાને પોતાનાં દર્શન દીધાં.[૧૫] આસક્તિરહિત અને સ્પૃહા વગરના એ રાજાએ કેવળ ભગવાનની ભક્તિથી તેઓને પ્રણામ કર્યા પણ કશુ માગ્યુ નહી.[૧૬] ચિત્તને ભગવાનમાંજ રાખતા અને બીજા કશાની અપેક્ષા નહીં રાખતા એ રાજાને ગુણમય માયા સ્વપ્નની પેઠે લીન થઇ ગઈ હતી[૧૭] રંતિદેવને અનુસરનારા સઘળા લોકો રંતિદેવના સંગના પ્રભાવથી યોગી અને નારાયણના પરમભક્ત થયા હતા[૧૮] મન્યુના દીકરા ગર્ગનો શિનિ અને તેનો ગાર્ગ્ય નામે પુત્ર થયો એઓ ક્ષત્રિયમાંથી બ્રાહ્મણ થયા હતા. મન્યુના દીકરા મહાવીર્યનો દુરિતક્ષય અને તેના ત્રય્યારૂણિ, કવિ અને પુષ્કરારૂણિ નામના ત્રણ પુત્રો થયા, તેઓ પણ બ્રાહ્મણપણુ પામ્યા હતા મન્યુના દીકરા બૃહત્ક્ષત્રનો હસ્તી નામે પુત્ર થયો કે જેણે હસ્તિનાપુર બનાવ્યુ છે.[૧૯-૨૦] હસ્તીના અજમીઢ, દ્વિમીઢ, અને પુરૂમીઢ નામે ત્રણ પુત્ર થયા. અજમીઢના વંશમાં પ્રિયમેધ વગેરે બ્રાહ્મણો ઉત્પન્ન થયા હતા.[૨૧] અજમીઢનો બીજો બૃહદિષુ નામે પુત્ર હતો તેનો બૃહદ્ધનુ, તેનો બૃહત્કાય, તેનો જયદ્રથ, તેનો વિશદ અને તેનો સેનજિત નામે પુત્ર થયો સેનજિતના રૂચિરાશ્વ, દૃઢહનુ, કાશ્ય અને વત્સ નામના ચાર પુત્રો થયા[૨૨-૨૩] તેઓમાં રૂચિરાશ્વનો પાર અને તેનો પૃથુસેન નામે પુત્ર થયો પારનો બીજો દીકરો નીપ હતો તેને સો પુત્ર થયા હતા[૨૪] એ નીપરાજાને કૃત્વી નામની શુકદેવજીની દીકરીમાં બ્રહ્મદત્ત નામનો

પુત્ર પણ થયો હતો *એ બ્રહ્મદત્ત કે જે યોગી હતો તેને સરસ્વતી નામની સ્ત્રીમાં વિષ્વક્સેન નામે પુત્ર થયો હતો[25]બ્રહ્મદત્તે જૈગીષવ્યમુનિના ઉપદેશથી એક યોગનો ગ્રંથ બનાવ્યો હતો વિષ્વક્સેનનો ઉદક્સ્વન અને તેનો ભલ્લાદ નામે પુત્ર થયો. એ બૃહદિષુનો વંશ કહેવાયો[26]બૃહદિષુના કાકા દ્વિમીઢનો યવીનર, તેનો કૃતિમાન, તેનો સત્યધૃતિ, તેનો દૃઢનેમિ, તેનો સુપાર્શ્વ, તેનો સુમતિ, તેનો સન્નતિમાન અને તેનો કૃતી નામે પુત્ર થયો એ કૃતી રાજાએ હિરણ્યનાભની પાસેથી યોગમાર્ગ શીખીને પોતાના શિષ્યોને પ્રાચ્યસામની છ સંહિતાઓ બનાવીને ભણાવી હતી. કૃતીનો નીપ, તેનો ઉગ્રાયુધ, તેનો ક્ષેમ, તેનો સુવીર, તેનો રિપુંજય અને તેનો બહુરથ નામે પુત્ર થયો ઉપર કહેલા હસ્તીના દીકરા પુરુમીઢને કાંઈ સંતાન નહતું (હસ્તીનો મોટો દીકરો અજમીઢ કે જેના એક વંશમાં પ્રિયમેધ વગેરે બ્રાહ્મણો અને બીજા વંશમાં બૃહદિષુ વગેરે ક્ષત્રિયો કહેવાયછે તેનો ત્રીજો વંશ હવે કહું છું) અજમીઢને નલિની નામની સ્ત્રીમાં નીલ નામે પુત્ર થયો હતો. એ નીલનો શાંતિ, તેનો સુશાંતિ, તેનો પુરુજ, તેનો અર્ક અને તેનો ભર્મ્યાશ્વ નામે પુત્ર થયો ભર્મ્યાશ્વને મુદ્ગલ, યવીનર, બૃહદિષુ, કાંપિલ્ય અને સંજય નામે પાંચ પુત્રો થયા, ભર્મ્યાશ્વ બોલ્યો હતો કે 'આ મારા પાંચ દીકરા પાંચ દેશનાં રાજ્ય કરવાને સમર્થ છે' તેથી એ પાંચે 'પંચાળ' એવા નામથી ઓળખાતા હતા એ પાંચમાં મોટા મુદ્ગલના વંશમાં બ્રાહ્મણો ઉત્પન્ન થયા, કે જેઓ મૌદ્ગલ્ય ગોત્રના કહેવાયછે[27-33] એ ભર્મ્યાશ્વના દીકરા મુદ્ગલને એક જોડલું આવ્યું હતું, તેમાં જે પુત્ર હતો તેનું દિવોદાસ અને જે કન્યા હતી તેનું અહલ્યા નામ હતું. એ અહલ્યા ગૌતમઋષિને પરણી હતી તેમાં ગૌતમને શતાનંદ નામે પુત્ર થયો.[34] શતાનંદનો ધનુર્વેદમાં નિપુણ સત્યધૃતિ નામે પુત્ર થયો અને તેનો શરદ્વાન્ નામે પુત્ર થયો ઉર્વશી અપ્સરાને દેખવાથી એ શરદ્વાન્મુનિનું વીર્ય કાંસડાના થુંબડામાં પડયું હતું, તેમાંથી સુંદર જોડલું ઉત્પન્ન થયું હતું. શંતનુ રાજા મૃગયા કરવાને સારૂ નીકળ્યા હતા ત્યાં એ જોડલું તેમના જોવામાં આવતાં તેમણે કૃપાથી તેને લઇ લીધું હતું એ જોડલામાં જે પુત્ર હતો તે કૃપાચાર્ય કહેવાયા, અને જે કન્યા હતી તે દ્રોણાચાર્યની સ્ત્રી થઇ કે જેનું નામ 'કૃપી' હતું[35-36]

> तदृष्ट्वाकृपयाऽग्रहीच्छंतनुर्मृगयांचरन् ॥
> कृपःकुमारःकन्याच द्रोणपत्न्यभवत्कृपी ॥३६॥

ઈતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના નવમસ્કંધનો એકવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૨ મો.*

### જરાસંધ, યુધિષ્ઠિર, દુર્યોધન વગેરેની કથા.

**શ્રીશુકઉવાચ**

> मित्रेयुश्चदिवोदासाच्च्यवनस्तत्सुतोनृप ।
> सुदासःसहदेवोऽथ सोमकोजंतुजन्मकृत् ॥ १ ॥

શુકદેવજી કહેછે—હે પરીક્ષિત રાજા! ઉપર કહેલા મુદ્ગલના દીકરા દિવોદાસનો મિત્રેયુ, તેનો ચ્યવન, તેનો સુદાસ, તેનો સહદેવ અને તેનો સોમક નામે પુત્ર થયો.[1] સોમકને સો પુત્ર થયા, તેઓમાં મોટો જંતુ અને નાનો પૃષત નામનો પુત્ર હતો પૃષતનો દ્રુપદ નામે પુત્ર થયો દ્રુપદને દ્રૌપદી નામે દીકરી હતી અને ધૃષ્ટદ્યુમ્ન વગેરે પુત્રો પણ હતા.[2] ધૃષ્ટદ્યુમ્નને ધૃષ્ટકેતુ નામે પુત્ર થયો એ ભર્મ્યાશ્વના વંશના પંચાળ રાજાઓ કહેવાયા. ઉપર કહેલા હસ્તીના પુત્ર અજમીઢનો એક ચોથો વંશ પણ ચાલ્યો. અજમીઢનો ઋક્ષ અને

---

*જો કે શુકદેવજી પોતે જન્મથીજ નિસ્સંગ થઈ નીકળી ગયા હતા, તોપણ પોતાના પિતા વ્યાસને વિરહથી આતુર થઈને પોતાની પાછળ આવતા જોઇ તેમણે એક છાયાશુક બનાવ્યો હતો અને તેને વ્યાસે પોતાની પાસે રાખ્યો હતો એ છાયાશુક પિતૃઓની પીવરી નામની કન્યાને પરણેલ તેમાં તેને પાંચ દીકરા અને એક કૃત્વી નામની દીકરી આવી હતી.

*આ બાવીશમા અધ્યાયમાં દિવોદાસનો વંશ કહ્યા પછી ઋક્ષના વંશમાં જરાસંધ, યુધિષ્ઠિર અને દુર્યોધન વગેરે પુત્રો કહેવામાં આવશે.

તેનો સંવરણ નામે પુત્ર થયો હતો.[૩]સૂર્યની કન્યા તપતી સંવરણ રાજાની સ્ત્રી હતી, તેમાં તેને કુરૂ નામનો પુત્ર થયો, કે જે કુરૂક્ષેત્રનો અધિપતિ હતો કુરૂના પરીક્ષિત, સુધનુ, જન્હુ, અને નિષધાશ્વ એવા નામના ચાર પુત્રો હતા.[૪]તેઓમાં સુધનુનો સુહોત્ર, તેનો ચ્યવન, તેનો કૃતી અને તેનો ઉપરિચરવસુ નામે પુત્ર થયો. એ ઉપરિચરવસુના બૃહદ્રથ, કુશાંબ, મત્સ્ય, પ્રત્યગ્ર અને ચેદિપ વગેરે પુત્રો હતા, તેઓ ચેદી નગરીના અધિપતિ હતા. એઓમાં બૃહદ્રથનો કુશાગ્ર, તેનો ઋષભ, તેનો સત્યહિત, તેનો પુષ્પવાન્, અને તેનો જહુ નામે પુત્ર થયો એ બૃહદ્રથને બીજી સ્ત્રીમાં બે ફાડિયાં આવ્યાં હતાં.[૫-૭]એ ફાડિયાંઓને બૃહદ્રથની સ્ત્રીએ બહાર ફેંકી દીધાં હતાં, ત્યાં જરા નામની રાક્ષસીએ રમતાં રમતાં 'જીવ જીવ' એમ કહીને તેઓને સાંધતાં તેઓમાંથી જરાસંધ નામે પુત્ર થયો હતો [૮]જરાસંધનો સહદેવ, તેનો સોમાપિ અને તેનો શ્રુતશ્રવા નામે પુત્ર થયો. કુરૂના દીકરા પરીક્ષિતને કાંઇ સંતાન થયુ નહી કુરૂના ત્રીજા દીકરા જન્હુનો સુરથ, તેનો વિદૂરથ, તેનો સાર્વભૌમ, તેનો જયસેન, તેનો રાધિક, તેનો અયુત, તેનો ક્રોધન, તેનો દેવાતિથિ, તેનો ઋષ્ય, તેનો દિલીપ અને તેનો પ્રતીપ નામે પુત્ર થયો [૯-૧૧] પ્રતીપના દેવાપિ, શંતનુ અને બાલ્હીક નામે ત્રણ પુત્ર થયા. તેઓમાં બાપના રાજ્યનો ત્યાગ કરીને દેવાપિ વનમાં જતાં તેથી નાનો શંતનુ રાજા થયો હતો, કે જે શંતનુતુ પૂર્વજન્મમાં 'મહાભિષ' એવુ નામ હતુ. એ શંતનુ પોતાના હાથથી જેનો સ્પર્શ કરતો હતો તે માણસ વૃદ્ધ હોય તો જુવાન થતો અને તેને ભારે શાંતિ મળતી હતી, તેથી તેનુ 'શંતનુ' એવુ નામ પડયુ હતુ. શંતનુના રાજ્યમાં બાર વર્ષ સુધી જ્યારે વરસાદ થયો નહી, ત્યારે બ્રાહ્મણોએ તેને કહ્યુ કે-'તુ તારો મોટો ભાઈ જીવતા છતાં તેના અધિકારનું રાજ્ય કરેછે માટે તને પરિવેત્તાપણાનો દોષ લાગ્યોછે, તો તે દોષને મટાડવામાટે મોટા ભાઇ દેવાપિને રાજ્ય આપે તો વૃષ્ટિ થાય.' એ ઉપરથી શંતનુ શેહેર તથા દેશની વૃદ્ધિ કરવાને માટે મોટા ભાઇને સમજાવીને રાજ્ય આપવાની તૈયારી કરતાં શંતનુના મંત્રીને તે વાત ઠીક નહી લાગવાથી તેણે તે પેહેલાજ કેટલાએક બ્રાહ્મણોને મોકલી તેઓની પાસે પાખંડ મતનો ઉપદેશ કરાવી દેવાપિને વેદમાર્ગમાંથી ભ્રષ્ટ કરી નાસ્તિક બનાવી દીધો હતો [૧૨-૧૬]પછી શંતનુ દેવાપિની પાસે જઈ તેની પ્રાર્થના કરવા લાગ્યો, ત્યાં દેવાપિએ ઘણી ઘણી વેદની નિંદા કરી એમ કરવાથી તે દેવાપિ પતિત થઈ જવાનેલીધે રાજ્યને અયોગ્ય થતાં શંતનુ પાછો આવ્યો અને તેનો કાંઈ પણ દોષ નહી રહેવાથી વરસાદ પણ થયો એ દેવાપિ હાલ યોગનુ ધારણ કરીને કલાપ ગામમાં રહ્યોછે [૧૭]તે કળિયુગમાં ચંદ્રવંશનો નાશ થતાં પાછું સત્યયુગના આરંભમાં ચંદ્રવંશનુ સ્થાપન કરશે. શંતનુના ભાઈ બાલ્હીકનો સોમદત્ત નામે પુત્ર થયો, અને સોમદત્તના ભૂરી, ભૂરિશ્રવા અને શલ નામના ત્રણ પુત્રો થયા શંતનુની સ્ત્રી ગંગાજી હતાં, તેમાં સઘળા ધર્મ જાણનારાઓમાં ઉત્તમ, મહાવૈષ્ણવ, વિદ્વાન્ અને વીરપુરૂષોના ટોળામાં અગ્રણી 'ભીષ્મદેવજી' નામે પુત્ર થયા, કે જેણે યુદ્ધમાં પરશુરામને પણ રાજી કર્યા હતા. મચ્છીમારની કન્યા સત્યવતી શંતનુ રાજાની બીજી સ્ત્રી હતી, તેમાં ચિત્રાંગદ અને વિચિત્રવીર્ય નામે બે પુત્ર થયા હતા તેઓમાં ચિત્રાંગદને યુદ્ધમાં ગંધર્વે મારી નાંખ્યો હતો હે પરીક્ષિત રાજા! એ શંતનુ રાજાની બીજી સ્ત્રી સત્યવતી જ્યારે કુવારી હતી, ત્યારે તેને પરાશરઋષિનો સંગ થવાથી સાક્ષાત્ ભગવાનની કળારૂપ વેદવ્યાસ નામના પુત્ર અવતર્યા હતા, કે જેણે વેદની રક્ષા કરી અને જેની પાસેથી આ ભાગવત પુરાણ હુ શીખ્યોછું' એ વેદવ્યાસજીએ પોતાના શિષ્ય પૈલ આદિ ઋષિઓને આ પરમ ગુહ્ય ભાગવતનો ઉપદેશ નહીં કરતાં હુ કે જે તેમનો પુત્ર છુ તેને શાંત સ્વભાવનો જાણી ઉપદેશ કર્યોછે પછી મારી ગાદી સત્યવતી શંતનુ રાજાને પરણી હતી, તેમાં શંતનુથી ઉત્પન્ન થયેલો ઉપર કહેલો વિચિત્રવીર્યરાજા, ભીષ્મદેવજીએ સ્વયંવરમાંથી બ-

બાળત્કારથી આણેલી અંબિકા અને અંબાલિકા નામની કાશીના રાજાની બે દીકરીઓને પરણ્યો હતો, અને એ બે સ્ત્રીઓમાં અત્યંત આશક્ત થવાનેલીધે ક્ષયરોગથી પકડાઇને અપુત્રજ મરણ પામ્યો હતો [૧૮-૨૪] પછી વેદવ્યાસે પોતાની મા સત્યવતીના કહેવાથી પોતાના અપુત્ર ભાઇ વિચિત્રવીર્યની સ્ત્રીઓમાં ધૃતરાષ્ટ્ર, પાંડુ અને વિદુર નામના ત્રણ પુત્રોને ઉત્પન્ન કર્યા હતા [૨૫] ધૃતરાષ્ટ્રને ગાંધારી નામની સ્ત્રીમાં સો પુત્ર થયા, તેઓમાં દુર્યોધન મોટો હતો અને દુઃશલા નામની એક દીકરી પણ થઇ હતી [૨૬] અરણ્યમાં મૃગના શાપથી પાંડુરાજા મૈથુનથી અટકતાં એ પાંડુની સ્ત્રી કુંતીમાં ધર્મ, વાયુ અને ઇંદ્રના વીર્યથી યુધિષ્ઠિર, ભીમસેન અને અર્જુન નામના ત્રણ મહારથી પુત્રો ઉત્પન્ન થયા [૨૭] અને માદ્રી નામની બીજી સ્ત્રીમાં અશ્વિનીકુમારના વીર્યથી નકુલ અને સહદેવ નામે બે પુત્ર થયા એ પાંચ પાંડવોની પત્યાળી સ્ત્રી દ્રૌપદીમાં તે પાંડવોથી પાચ પુત્રો ઉત્પન્ન થયા હતા કે જેઓ તમારા કાકા થાય [૨૮] એ પાંચમાં યુધિષ્ઠિરનો પ્રતિવિંધ્ય, ભીમસેનનો શ્રુતસેન, અર્જુનનો શ્રુતકીર્ત્તિ, નકુલનો શતાનીક અને સહદેવનો શ્રુતકર્મા નામનો પુત્ર હતો પાંડવોને બીજી સ્ત્રીઓમાં બીજા પુત્રો પણ થયા હતા યુધિષ્ઠિરને પૌરવી નામની સ્ત્રીમા દેવક નામનો પુત્ર થયો હતો ભીમસેનને હિડિંબા નામની સ્ત્રીમાં ઘટોત્કચ અને કાલી નામની સ્ત્રીમાં સર્વગત નામે પુત્ર થયો હતો સહદેવને પાહાડીરાજાની દીકરી વિજયા નામની સ્ત્રીમાં સુહોત્ર નામે પુત્ર થયો હતો [૨૯-૩૧] નકુલને કરેણુમતી નામની સ્ત્રીમાં નિરમિત્ર નામે પુત્ર થયો હતો અર્જુનને ઉલુપી નામની નાગકન્યામાં ઇરાવાન્, મણિપુરના રાજાનીદીકરીચિત્રાંગદામાં બભ્રુવાહન અને સુભદ્રા નામનીસ્ત્રીમાં તમારો બાપ અભિમન્યુ નામે પુત્ર થયો હતો એઓમાં બભ્રુવાહન જોકે અર્જુનનો પુત્ર હતો, તોપણ તેના નાનાએ કરેલા ઠરાવ પ્રમાણે તે, નાનાનો પુત્ર થઇને રહ્યો હતો અભિમન્યુથી ઉત્તરા નામની સ્ત્રીમાં મહાવીર અને સઘળા અતિરથીઓને જીતનાર તમે ઉત્પન્ન થયાછો. [૩૨-૩૩] ભારતમાં કુરૂકુળનો ક્ષય થઇ જતાં અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી તમારો પણ નાશ થતો હતો, પણ ભગવાનના પ્રભાવથી તમે મોતમાંથી છુટી જીવતા રહ્યા છો [૩૪] હે પરીક્ષિત રાજા! જનમેજય, શ્રુતસેન, ભીમસેન અને ઉગ્રસેન નામના તમારા ચાર પુત્રો છે, તેઓમાં જનમેજય, તમને તક્ષક નાગે મારેલા જાણીને, ક્રોધથી સર્પયાગનો આરંભ કરી તેના અગ્નિમાં સર્પોને હોમશે [૩૫] [૩૬] સઘળી પૃથ્વીને જીતી લઇને કાવષેય કુળના તુર નામના બ્રાહ્મણને પુરોહિત કરી અશ્વમેધ કરશે અને બીજા યજ્ઞોપણ કરશે [૩૭] એ જન્મેજયનો શતાનીક નામે પુત્ર થશે તે યાજ્ઞવલ્ક્ય ઋષિની પાસેથી ત્રણ વેદ ભણશે, કૃપાચાર્ય પાસેથી અસ્ત્રની વિદ્યા શીખશે અને શૌનક પાસેથી બ્રહ્મવિદ્યાને પામશે [૩૮] શતાનીકનો સહસ્રાનીક, તેનો અશ્વમેધક, તેનો અસીમકૃષ્ણ અને તેનો નિમિચક્ર નામે પુત્ર થશે [૩૯] હસ્તિનાપુર ગંગાથી તણાઇ જતાં એ નિમિચક્ર, કૌશાંબી નગરીમાં સારી રીતે નિવાસ કરશે નિમિચક્રનો ઉક્ત, તેનો ચિત્રરથ, તેનો કવિરથ, તેનો વૃષ્ટિમાન, તેનો સુષેણ, તેનો સુનીથ, તેનો નૃચક્ષુ, તેનો સુખીનળ, તેનો પરિપ્લવ, તેનો સુનય, તેનો મેધાવી, તેનો નૃપંજય તેનો દૂર્વ, તેનો તિમિ, તેનો બૃહદ્રથ, તેનો સુદાસ, તેનો શતાનીક, તેનો દુર્દમન, તેનો બહીનર, તેનો દંડપાણી, તેનો નિમિ અને તેનો ક્ષેમક નામે પુત્ર થશે [૪૦-૪૩] દેવ અને ઋષિઓ જેનો સત્કાર કરેછે એવા આ ભરદ્વાજ (વિતથ)ના દીકરા બૃહત્ક્ષત્રનો વંશ કહ્યો તે વંશ કળિયુગમાં ક્ષેમક રાજાથી નાશ પામશે [૪૪] હવે જરાસંધના વંશના જે રાજાઓ થવાના છે તેઓનાં નામ કહુ છુ જરાસંધના દીકરા સહદેવનો માર્જારિ, તેનો શ્રુતશ્રવા, તેનો અયુતાયુ, તેનો નિરમિત્ર, તેનો સુનક્ષત્ર, તેનો બૃહત્સેન, તેનો કર્મજિત્, તેનો સૃતંજય, તેનો વિપ્ર, તેનો શુચિ, તેનો ક્ષેમ, તેનો સુવ્રત, તેનો ધર્મસૂત્ર, તેનો શમ, તેનો દ્યુમત્સેન, તેનો સુમતિ, તેનો સુબલ, તેનો સુનીથ, તેનો સત્યજિત્, તેનો વિશ્વજિત્ અને તે-

નો રિપુંજય નામે પુત્ર થશે. આ બૃહદ્રથ (જરાસંધનો બાપ) ના વંશના રાજાઓ કે જેઓ થવાના છે તેઓ હજાર વર્ષ સુધી રાજ્ય કરશે (આ પછીના રાજાઓ દ્વાદશસ્કંધના પેહેલા અધ્યાયમાં કહેવાશે.)[૪૫-૪૮]

सुनीथःसत्यजिदथ विश्वजिद्रिपुंजयः ।
बार्हद्रथाश्चभूपाला भाव्याःसाहस्रवत्सरम् ॥४८॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના નવમસ્કંધનો બાવીશમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૨૩ મો.*

### યયાતિના પુત્રોનો વંશ તથા યદુના વંશનો વિસ્તાર

**श्रीशुकउवाच.**

अनोःसभानरश्चक्षुः परोक्षश्चसुतास्त्रयः ।
सभानरात्कालनरः संजयस्तत्सुतस्ततः ॥१॥

શુકદેવજી કહેછે—યયાતિરાજાના ચોથા પુત્ર અનુના સભાનર, ચક્ષુ અને પરોક્ષ નામે ત્રણ પુત્રો હતા તેઓમાં સભાનરનો કાળનર, તેનો સંજય, તેનો જનમેજય, તેનો મહાશીલ અને તેનો મહામના નામે પુત્ર થયો મહામનાને ઉશીનર અને તિતિક્ષુ નામે બે પુત્ર થયા. ઉશીનરને શિબિ, વન, શમિ અને દક્ષ નામના ચાર પુત્ર થયા[૧-૨] શિબિને વૃષાદર્ભ, સુવીર, ભદ્ર અને કૈકેય નામના ચાર પુત્ર થયા ઉશીનરના ભાઇ તિતિક્ષુનો રૂશદ્રથ, તેનો હેમ, તેનો સુતપા અને તેનો બળિ નામે પુત્ર થયો બળિની સ્ત્રીમાં દીર્ઘતમા નામના ઋષિના વીર્યથી અંગ, વંગ, કલિંગ, સુહ્મ, પુંડ્ર, અને અંધ્ર નામના છ ક્ષેત્રજ પુત્રો થયા, તેઓએ પોતાના નામથી પૂર્વદિશાના અંગ અને વંગ (બંગાલ) વગેરે છ દેશ કર્યા છે.[૩-૫] તેઓમાં અંગનો ખનપાન, તેનો દિવિરથ, તેનો ધર્મરથ અને તેનો ચિત્રરથ નામે પુત્ર થયો ચિત્રરથનું બીજુ નામ 'રોમપાદ' હતુ, અને તેને કાંઇ સંતાન થયુ નહતુ રામચંદ્રજીના પિતા દશરથ રાજાએ પોતાના મિત્ર રોમપાદને પોતાની કન્યા શાંતા દીકરી તરીકે રાખવાસારૂ આપી હતી, તેને ઋષ્યશૃંગ ઋષિ પરણ્યા હતા[૬-૭] રોમપાદના દેશમાં અનાવૃષ્ટિ થતાં કેટલીએક વેશ્યાઓ નાચ, ગીત, વાજીત્ર, વિલાસ, આલિંગન અને પૂજનથી મોહ પમાડી એ ઋષ્યશૃંગ કે જે હરિણીના દીકરા હતા તેમને રોમપાદરાજાના ગામમાં લાવી હતી[૮] એ ઋષ્યશૃંગે દશરથ રાજા કે જે પ્રથમ અપુત્ર હતા તેમને ઇંદ્રની ઇષ્ટિ કરાવી હતી, અને તેથીજ દશરથ રાજાને પુત્રો થયા હતા[૯] એ રોમપાદનો ચતુરંગ, અને તેનો પૃથુલાક્ષ નામે પુત્ર થયો. પૃથુલાક્ષને બૃહદ્રથ, બૃહત્કર્મા, અને બૃહદ્‍ભાનુ નામે ત્રણ પુત્ર થયા, તેઓમાં બૃહદ્રથનો બૃહન્મના, તેનો જયદ્રથ, તેનો વિજય અને વિજયનો સંભૂતિ નામની સ્ત્રીમાં ધૃતિ નામે પુત્ર થયો[૧૦-૧૧] ધૃતિનો ધૃતવ્રત, તેનો સત્કર્મા અને તેનો અધિરથ નામે પુત્ર થયો એ અધિરથ ગંગાજીને કાંઠે ક્રીડા કરતો હતો, ત્યાં પાણીમાં ચાલી આવેલી એક પેટીમાંથી તેને બાળક હાથ આવતાં તે બાળકને તે અપુત્ર રાજાએ પોતાનો પુત્ર કરી રાખ્યો હતો પાંડવોની મા કુંતી કુંવારી હતી તે વખતે તેને સૂર્યદેવનો સંગ થવાથી પુત્ર જનમતાં તે પુત્રને તેણે પેટીમાં નાંખી તે પેટીને ગંગાજીના જળમાં વહેતી મૂકી હતી, કે જે પેટી આ અધિરથ રાજાને હાથ આવી. પેટીમાંથી જે પુત્ર નીકળ્યો તે 'કર્ણ' એવા નામથી ઓળખાતો હતો એ કર્ણરાજાનો વૃષસેન નામે પુત્ર થયો[૧૨-૧૩] યયાતિના દ્રુહ્યુનો બભ્રુ, તેનો સેતુ, તેનો આરબ્ધ, તેનો ગાંધાર, તેનો ધર્મ, તેનો ધૃત, તેનો દુર્મના, તેનો પ્રચેતા અને તેના સો પુત્ર થયા હતા એ સઘળા ઉત્તરદિશામાં રહીને મ્લેચ્છોના અધિપતિ થયા હતા[૧૪-૧૫] યયાતિના દીકરા તુર્વસુનો વન્હિ, તેનો ભર્ગ, તેનો ભાનુમાન્, તેનો ત્રિભાનુ, તેનો ઉદારબુદ્ધિવાળો કરંધમ, અને તેને મરૂત નામે પુત્ર થયો પ્રજા વગરના મરૂતે યયાતિના પુત્ર પૂરૂના વંશના દુષ્યંતને પુત્ર કરી લીધો હતો તે દુષ્યંત યયાતિના પુત્ર તુર્વસુના વંશમાં આવીને

---

* આ તેવીશમા અધ્યાયમા યયાતિના પુત્ર અનુ, દ્રુહ્યુ અને તુર્વસુના વંશ કહ્યા પછી જ્યામઘ નામના રાજા સુધી યદુનો વંશ કહેવામા આવશે.

રાજ્યની ઇચ્છાથી પાછો પોતાના વંશમાં જતો રહ્યો[16-17] હે રાજા ! હવે યયાતિરાજાના મોટા પુત્ર યદુનો વંશ કે જે મહાપવિત્ર અને મનુષ્યોનાં સઘળાં પાપોને હરનાર છે તે કહું છું[18] યદુનો વંશકે જેમાં પરમાત્મા ભગવાન્ મનુષ્યરૂપે અવતર્યા હતા તેને સાંભળવાથી માણસ સઘળાં પાપોથી મુક્ત થાયછે[19] યદુના સહસ્રજિત, ક્રોષ્ટા, નળ, અને રિપુ એવા નામના ચાર પુત્રો હતા, તેઓમાં સહસ્રજિતનો શતજિત નામે પુત્ર થયો.[20] શતજિતને મહાહય, વેણુહય અને હૈહય નામના ત્રણ પુત્રો થયા. તેઓમાં હૈહયનો ધર્મ, તેનો નેત્ર, તેનો કુંતિ, તેનો સોહંજી, તેનો ભદ્રસેનક અને તેને દુર્મદ અને ધનક નામના બે પુત્ર થયા. ધનકને કૃતવીર્ય, કૃતાગ્નિ, કૃતવર્મા અને કૃતૌજા નામના ચાર પુત્રો થયા[21-22] તેઓમાં કૃતવીર્યનો અર્જુન (સહસ્રાર્જુન) નામે પુત્ર થયો એ અર્જુન સાતે દ્વીપનો સ્વામી હતો, અને ભગવાનના અંશાવતારરૂપ ગુરૂ દત્તાત્રય પાસેથી તેને યોગની મોટી સિદ્ધિઓ મળીહતી[23] કોઈ પણ રાજાઓ યજ્ઞ, તપ, યોગ, શાસ્ત્રાભ્યાસ, પરાક્રમ અને જય વગેરેથી સહસ્રાર્જુનની બરાબરી કરી શકશે નહીં પચાશી હજાર વર્ષસુધી બળમાં કાંઇ પણ હાનિ ન પોહોંચતાં તેણે છ ઇંદ્રિયોના અખૂટ વિષયો ભોગવ્યા હતા સહસ્રાર્જુનનું સ્મરણ કરવાથી ધનનો નાશથતો નથી[25] એ સહસ્રાર્જુનના હજારો દીકરા હતા. તેઓમાં પરશુરામના યુદ્ધમાંથી જયધ્વજ, શૂરસેન, વૃષભ, મધુ અને ઉર્જિત નામના પાંચ પુત્રોજ બચ્યા હતા[26] તેઓમાં જયધ્વજનો તાલજંઘ નામે પુત્રથયો, અને તેના સો પુત્ર થયાહતા તાલજંઘ નામથી ઓળખાતા એ ક્ષત્રિયોને ઔર્વઋષિના પ્રતાપથી સગર રાજાએ મારી નાખ્યા હતા[27] તાલજંઘના પુત્રોમાં સૌથી મોટો વીતિહોત્ર હતો સહસ્રાર્જુનના પુત્ર મધુના સો પુત્ર હતા તેઓમાં વૃષ્ણિ મોટો હતો[28] એ મધુ, વૃષ્ણિ અને યદુ ઉપરથી તેઓના વંશજો માધવ,વૃષ્ણિઅનેયાદવ એવાં નામોથી ઓળખાતા હતા. યદુના પુત્ર ક્રોષ્ટુનો વૃજિનવાન, તેનો સ્વાહિ, તેનો રૂશેકુ, તેનો ચિત્રરથ અને તેનો શશબિંદુ નામે પુત્ર થયો. એ શશબિંદુ મોટો યોગી, મોટા વૈભવોને ભોગવનાર, મહાત્મા, ચક્રવર્તી અને કોઇ ઠેકાણે પરાભવ નહીં પામેલો હતો. ચૌદ* રત્ન તેની પાસે હતાં. એ મોટી કીર્તિવાળા રાજાને દશ હજાર સ્ત્રીઓ હતી[29-31] તેઓમાં પ્રત્યેકને લાખ લાખ પુત્રો આવ્યા હતા. શશબિંદુના પુત્રોમાં છ જણ મુખ્ય હતા, તેઓમાં પૃથુશ્રવાને ધર્મ, તેનો સો અશ્વમેધ કરનાર ઉશના અને તેનો રૂચક નામે પુત્ર થયો રૂચકને પુરૂજિત, રૂકમ, રૂકમેષુ, પૃથુ અને જયામઘ નામના પાંચ પુત્રો થયા[32-33] જયામઘરાજા સંતાન વગરનો હતો, તોપણ પોતાની સ્ત્રી શૈબ્યાની બીકથી બીજી સ્ત્રી કરી શકતો ન હતો એક દિવસે શત્રુના ઘરથી ભોજ્યા નામની કન્યાનું હરણ કરીને જયામઘ રાજા આવતાં તેને રથમાં બેઠેલી જોઇને શૈબ્યાએ ક્રોધથી જયામઘને કહ્યું કે-'હે કપટી ! આ મારે બેસવાના રથમાં કોને બેસાડીછે[34-35] જયામઘ રાજા તેની બીકથી બોલ્યોકે-'આ દીકરાની વહુછે 'શૈબ્યા હસતી હસતી બોલી કે-'હું વાંઝણી છું અને મારે શોક્ય પણ નથી, માટે મારા દીકરાની વહુ કેમ સંભવે ?'[36] જયામઘ બોલ્યોકે-'હે રાણી ! તું જે દીકરાને જણીશ તેને આ વહુ કામ આવશે.' આ સમયમાં દેવતા અને પિતૃઓ કે જેઓને જયામઘ ઉપર બહુજ દયા આવી અને જયામઘે જેઓને બહુજ પૂજ્યા હતા, તેઓએ '**तथास्तु**' એમ કહ્યું, તેથી શૈબ્યાને ગર્ભ રહ્યો અને તેણે સમય પ્રાપ્ત થતાં સુંદર કુંવર જણ્યો. એ કુંવરનું 'વિદર્ભ' એવું નામ કહેવાયું, અને તે પોતાના બાપે હરી આણેલી પેલી સતી કન્યાને પરણ્યો હતો[37-38]

**कन्यागर्भमधात्काले कुमारं सुषुवे शुभम्।**
**सविदर्भइतिप्रोक्त उपयेमेस्नुषांसतीम् ॥३७॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણે ભાગવતના નવમસ્કંધનો ત્રેવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

* હાથી, ઘોડા, રથ, સ્ત્રીઓ, બાણ, ભંડાર, પુષ્પ, વસ્ત્ર, વૃક્ષ, સાગ, પાશ, મણિ, છત્ર અને વિમાન, એ ચૌદ રત્ન કહેવાય એમ માર્કંડેય પુરાણમાં કહ્યું છે.

# અધ્યાય ૨૪ મો.*

## વિદર્ભના ત્રણ પુત્રોનો શ્રીકૃષ્ણબળદેવ સુધીનો વંશ.

**श्रीशुकउवाच.**

**तस्यांविदर्भोऽजनयत्पुत्रौनाम्नाकुशक्रथौ ।**
**तृतीयंरोमपादंच विदर्भकुलनंदनम् ॥ १ ॥**

શુકદેવજી કહેછે–વિદર્ભરાજાએ તે ભોજ્યા નામની સ્ત્રીમાં કુશ, ક્રથ અને રોમપાદ નામના ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યા, તેઓમાં ત્રીજો રોમપાદ વિદર્ભના કુળને આનંદ આપનાર હતો [૧] રોમપાદનો બભ્રુ, તેનો કૃતિ, તેનો ઉશિક, તેનો ચેદિ અને તેના દમઘોષ વગેરે પુત્રો થયા [૨] ક્રથનો કુંતિ, તેનો ધૃષ્ટિ, તેનો નિર્વૃતિ, તેનો દશાર્હ, તેનો વ્યોમ, તેનો જીમૂત, તેનો વિકૃતિ, તેનો ભીમરથ, તેનો નવરથ, તેનો દશરથ, તેનો શકુનિ, તેનો કરંભિ, તેનો દેવરાત, તેનો દેવક્ષત્ર, તેનો મધુ, તેનો કુરૂવશ, તેનો અનુ, તેનો પુરૂહોત્ર, તેનો આયુ, અને તેનો સાત્વતનામે પુત્ર થયો હે રાજા! એ સાત્વતના ભજમાન, ભજિ, દિવ્ય, વૃષ્ણિ, દેવાવૃધ, અંધક અને મહાભોજ નામના સાત પુત્ર થયા. તેઓમાં પેહેલા ભજમાનને એક સ્ત્રીમાં નિમ્લોચિ, કિંકિણ અને વૃષ્ણિ, તથા બીજી સ્ત્રીમાં શતાજિત્, સહસ્રાજિત્ અને અયુતાજિત્ નામના ત્રણ પુત્રો થયા [૩-૮] સાત્વતના પાંચમા પુત્ર દેવાવૃધનો બભ્રુ નામે પુત્ર થયો એ દેવાવૃધ અને બભ્રુવિષે લોકો બે શ્લોક બોલેછે, તેઓમાં એવું કહ્યું છેકે–'દેવાવૃધને અને બભ્રુને જેવા દૂરથી સાંભળતા હતા તેવાજ પાસે જતાં દેખીએ છીએ "બભ્રુ મનુષ્યોમાં શ્રેષ્ઠ છે અને દેવાવૃધ દેવતા જેવો છે છ હજાર, પાંસઠ અને આઠ પુરૂષો બભ્રુ તથા દેવાવૃધના ઉપદેશથી મોક્ષ પામ્યાછે' સાત્વતનો સાતમો પુત્ર મહાભોજ ધર્માત્મા હતો અને તેના વંશમાં ભોજકુળ ઉત્પન્ન થયું છે [૧૦-૧૧] સાત્વતના ચોથા પુત્ર વૃષ્ણિનો સુમિત્ર, તેનો યુધાજિત્, અને તેના શિનિ તથા અનમિત્ર નામે બે પુત્ર થયા. અનમિત્રનો નિમ્ન અને તેના સત્રાજિત્ તથા પ્રસેન નામે બે પુત્રો થયા. અનમિત્રનો બીજો દીકરો શિનિ નામે હતો તેનો સત્યક, તેનો યુયુધાન (સાત્યકિ), તેનો જય, તેનો કુણિ અને તેનો યુગંધર નામે પુત્ર થયો. અનમિત્રનો ત્રીજો દીકરો વૃષ્ણિ નામે હતો, તેને શ્વફલ્ક અને ચિત્રરથ નામે બે પુત્ર થયા. શ્વફલ્કને ગાંદિની નામની સ્ત્રીમાં અક્રૂર, આસંગ, સારમેય, મૃદુર, મૃદુવિત્, ગિરિ, ધર્મવૃદ્ધ, સુકર્મા, ક્ષેત્રોપેક્ષ, અરિમર્દન, શત્રુઘ્ન, ગંધમાદ અને પ્રતિબાહુ નામના તેર વિખ્યાત પુત્રો અને સુચીરા નામની એક દીકરી થઈ. [૧૨-૧૭] અક્રૂરના દેવવાન્ અને ઉપદેવ નામના બે પુત્રો થયા. અક્રૂરના કાકા ચિત્રરથને પૃથુ અને વિદૂરથ વગેરે ઘણા પુત્રો થયા કે જેઓ વૃષ્ણિ કુળને આનંદ આપનાર હતા [૧૮] સાત્વતના છઠ્ઠા પુત્ર અંધકને કુકુર, ભજમાન, શુચિ અને કંબલબર્હિષ એવા નામના ચાર પુત્ર થયા. તેઓમાં કુકુરનો વન્હિ, તેનો વિલોમા, તેનો કપોતરોમા અને તેનો અનુ નામે પુત્ર થયો તુંબરૂ નામનો ગંધર્વ અનુનો સખા હતો. એ અનુનો અંધક, તેનો દુંદુભિ, તેનો અરિદ્યોત, અને તેનો પુનર્વસુ નામે પુત્ર થયો [૧૯-૨૦] પુનર્વસુને આહુક નામનો પુત્ર અને આહુકી નામની કન્યા હતી. આહુકને દેવક અને ઉગ્રસેન નામે બે પુત્ર થયા, તેઓમાં દેવકને દેવવાન્, ઉપદેવ, સુદેવ અને દેવવર્દ્ધન નામે ચાર પુત્રો તથા ધૃતદેવા, શાંતિદેવા, ઉપદેવા, શ્રીદેવા, દેવરક્ષિતા, સહદેવા અને દેવકી નામની સાત દીકરીઓ થઈ દેવકની એ સાતે દીકરીઓને વસુદેવ પરણ્યા હતા [૨૧-૨૩] દેવકના મોટા ભાઈ ઉગ્રસેનને કંસ, સુનામા, ન્યગ્રોધ, કંક, શંકુ, સુહૂ, રાષ્ટ્રપાલ, સૃષ્ટિ અને તુષ્ટિમાન્ નામના નવ દીકરા અને કંસા, કંસવતી, કંકા, શૂરભૂ તથા રાષ્ટ્રપાલિકા નામની પાંચ દીકરીઓ થઈ એ પાંચેને વસુદેવના નાના ભાઈ પરણ્યા હતા [૨૪-૨૫] અક્રૂરના કાકા ચિત્રરથના પુત્ર વિદૂરથનો શૂર, તેનો ભજમાન, તેનો શિનિ, તેનો સ્વયંભોજ, તેનો હૃદીક અને તેના દેવબાહુ, શ-

* આ ચોવીશમા અધ્યાયમા વિદર્ભના ત્રણ પુત્રોની ઉત્પત્તિ, અને બળભદ્ર તથા શ્રીકૃષ્ણ સુધીના અનેક પ્રસંગના વંશો કહેવામાં આવશે.

તધનુ, કૃતવર્મા તથા દેવમીઢ નામના ચાર પુત્રો થયા દેવમીઢનો શૂર નામે પુત્ર હતો, તેને મારિષા નામની સ્ત્રીમાં વસુદેવ, દેવભાગ, દેવ-શ્રવા, આનક, સંજય, શ્યામક, કંક, શમીક, વત્સક અને વૃક નામના દશ પુત્રો થયા વસુ-દેવ કે જેના પુત્ર શ્રીકૃષ્ણ ભગવાન્ થયા, તેમનો જન્મ થયો ત્યારે દેવનાં દુંદુભિ અને આનક વાગ્યાં હતાં, તેથી વસુદેવનું 'આનકદુંદુભિ' એવું નામ કહેવાયછે પૃથા, શ્રુતદેવા, શ્રુત-કીર્તિ, શ્રુતશ્રવા અને રાજાધિદેવી નામે વસુદે-વની પાંચ બેનો હતી, તેઓમાં મોટી પૃથાને તેના બાપ શૂરે કુંતિરાજા કે જે અપુત્ર હતો તેને દીકરી તરીકે રાખવા આપી હતી (તેથી તેનુ નામ 'કુંતી' કહેવાયુ હતુ)[૨૯-૩૧] દુર્વાસા-ઋષિને પ્રસન્ન કરવાથી એ પૃથા (કુંતી)ને દેવહૂતી (જે દેવને બોલાવે તે દેવ હાજર થાય એવી) વિદ્યા મળી હતી તે વિદ્યાના ચમત્કા-રની પરીક્ષા લેવાને માટે તેણે પરમ પાવત્ર સૂ-ર્યદેવને બોલાવતાં તે વખતેજ સૂર્યદેવ તેની પાસે આવ્યા હતા, તેમને જોઈ વિસ્મય પામીને કુંતીએ કહ્યુ કે-' આ તો ચમત્કાર જાણવાને સારૂ મે વિદ્યાનો પ્રયોગ કર્યોછે, માટે આપ પ-ધારો અને હાલ આપનુ કશુ કામ નથી માટે અપરાધ ક્ષમા કરો'[૩૨-૩૩] સૂર્યદેવ બોલ્યા કે 'હે સુંદરી! મારૂં દર્શન અમોઘ હોવુ જોઇએ, માટે હુ તો તારામાં પુત્ર ઉત્પન્ન કરીશ, પણ તુ કુવારી છે તેથી તારી યોનિને દૂષણ નહી લાગે તેમ કરી આપીશ'[૩૪] એમ કહી કુંતીને ગર્ભ રાખીને સૂર્યદેવ આકાશમાં ગયા કે તુર-તજ બીજા સૂર્યજેવો એ કુંતીને એક દીકરો આવ્યો[૩૫] જગતની નિંદાની બીકથી તેણે તે પુત્રને પેટીમાં ઘાલીને નદીના પાણીમાં નાંખી દીધો હતો એ કુંતીને મહાપરાક્રમી તમારા પરદાદા પાંડુરાજા પરણ્યા હતા[૩૬] વસુદેવની બીજી બેન શ્રુતદેવાને કરૂષ દેશનો રાજા વૃદ્ધશર્મા પરણ્યો હતો, તેમાં તેને દંતવક્ર નામે પુત્ર થયો કે જે પૂર્વજન્મમાં સનક દિકના શાપથી દિતિનો પુત્ર (દૈત્ય) હતો[૩૭] વસુદેવની ત્રીજી બેન શ્રુતકીર્તિને કેકય દેશનો રાજા ધૃષ્ટકેતુ પરણ્યો હતો તેમાં તેને સંતર્દન વગેરે પાંચ પુત્રો થયા.[૩૮] વસુદેવની ચોથી બેન શ્રુતશ્રવાને ચેદિનો રાજા દમઘોષ પરણ્યો હતો, તેમાં તેને શિશુપાળ નામે પુત્ર થયો હતો, કે જેની ઉત્પત્તિ પ્રથમ ક-હેવાએલીછે. વસુદેવની પાંચમી બેન રાજાધિદે-વીને માળવાનો રાજા જયસેન પરણ્યો હતો, તેમાં તેને બિંદ અને અનુબિંદ નામના બે પુત્ર થયા હતા વસુદેવના ભાઈ દેવભાગને કંસા નામની સ્ત્રીમાં ચિત્રકેતુ અને બ્રહદ્‌બલ નામે બે પુત્ર થયા હતા[૩૯-૪૦] વસુદેવના ભાઈ દેવશ્રવાને કં-સાવતી નામની સ્ત્રીમાં સુવીર અને ઇષુમાન નામે બે પુત્ર થયા હતા વસુદેવના ભાઈ આનકને કંકા નામની સ્ત્રીમાં સત્યજિત્ અને પુરૂજિત્ નામે બે પુત્ર થયા હતા[૪૧] વસુદેવના ભાઇ સંજયને રાષ્ટ્ર-પાલી નામની સ્ત્રીમાં વૃષ અને દુર્મર્ષણ વગેરેપુત્રો થયા હતા વસુદેવના ભાઇ શ્યામકને શૂરભૂમિ નામની સ્ત્રીમાં હરિકેશ અને હિરણ્યાક્ષ નામે બે પુત્ર થયા હતા[૪૨]વસુદેવના ભાઇ વત્સકને મિ-શ્રકેશી નામની અપ્સરામાં વૃક વગેરે પુત્રો થયા હતા વસુદેવના ભાઈ વૃકને દુર્વાક્ષી નામની સ્ત્રીમાં તક્ષ, પુષ્કર અને શાલ વગેરે પુત્રો થયા હતા.[૪૩]વસુદેવના ભાઇ શમીકને સુદામની ના-મની સ્ત્રીમાં સુમિત્ર, અર્જુન અને પાલ વગેરે પુત્રો થયા હતા. વસુદેવના ભાઈ કંકને કર્ણિકા નામની સ્ત્રીમાં ઋતધામા અને જય નામના બે પુત્ર થયા હતા[૪૪]પૌરવી, રોહિણી, ભદ્રા, મદિ-રા, રોચના, ઇલા અને દેવકી વગેરે બીજી પણ વસુદેવની સ્ત્રીઓ હતી[૪૫]વસુદેવને રોહિણી ના-મની સ્ત્રીમાં બળભદ્ર, ગદ, સારણ, દુર્મદ, વિ-પુલ, ધ્રુવ અને કૃત વગેરે પુત્રો થયા હતા.[૪૬] પૌરવી નામની સ્ત્રીમાં સુભદ્ર, ભદ્રવાહ, દુર્મદ, ભદ્ર અને ભૂત વગેરે બાર પુત્રો થયા હતા.[૪૭] મદિરા નામની સ્ત્રીમાં નંદ, ઉપનંદ, કૃતક અને શૂર વગેરે પુ ા થયા હતા ભદ્રા નામની સ્ત્રીમાં કેશી નામે એકજ ઉત્તમ પુત્ર થયો હતો.[૪૮]રો-ચના નામની સ્ત્રીમાં હસ્ત અને હેમાંગદ વગેરે પુત્રો થયા હતા. ઇલા નામની સ્ત્રીમાં ઉરૂ અને વલ્ક વગેરે ઉત્તમ પુત્રો થયા હતા.[૪૯]હે રાજા!

વસુદેવને ધૃતદેવા નામની સ્ત્રીમાં નિપૃષ્ઠ નામે એક પુત્ર થયો હતો શાંતિદેવા નામની સ્ત્રીમાં શ્રમ અને પ્રતિશ્રુતવગેરે પુત્રો થયા હતા [૫૦]ઉપદેવા નામની સ્ત્રીમાં કલ્પવર્ષ વગેરે દશ પુત્રો થયા હતા શ્રીદેવા નામની સ્ત્રીમાં વસુ, હંસ અને સુવંશ વગેરે છ પુત્ર થયા હતા [૫૧] દેવરક્ષિતા નામની સ્ત્રીમાં ગદ વગેરે નવ પુત્રો થયા હતા ધર્મને જેમ વસુ નામના આઠ પુત્રો થયા હતા, તેમ વસુદેવને સહદેવા નામની સ્ત્રીમાં પુરૂ અને અશ્રુત વગેરે આઠ પુત્રો થયા હતા વસુદેવને દેવકી નામની સ્ત્રીમાં કીર્ત્તિમાન્, સુષેણ, ભદ્રસેન, ઋજુ, સંમર્દન, ભદ્ર અને શેષનાગનો અવતાર બળભદ્ર, એ સાત પુત્રો થયા અને આઠમા તો સાક્ષાત્ પોતે ભગવાનજ અવતર્યા હતા. હે પરીક્ષિત રાજા! તમારી દાદી મહા ભાગ્યશાળી સુભદ્રા પણ દેવકીની દીકરી હતાં [૫૨-૫૫] જ્યારે જ્યારે ધર્મનો ક્ષય અને પાપની વૃદ્ધિ થાય, ત્યારે ત્યારે પરમેશ્વર ભગવાન અવતાર ધરેછે [૫૬]હે રાજા! અસંગ, ઇશ્વર, સાક્ષી અને સર્વવ્યાપક એ ભગવાનને પોતાની માયા શિવાય બીજુ કાંઈ પણ જન્મનું કે કર્મનું કારણ નથી [૫૭]સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલયને સારૂ સ્વીકારેલુ જેની માયાનુ ચેષ્ટિતજ, શરીરાદિક ઉત્પન્ન કરીને તેદ્વારા ધર્માદિકનુ સંપાદન કરાવવાથી જીવને અનુગ્રહરૂપ થાયછે, અને પોતાના શ્રવણથી જન્માદિકને બંધ પાડી મોક્ષ આપનાર પણ થાય છે, તે ભગવાનને કર્માદિકના પરતંત્રપણાથી જન્મમરણ થવાં સંભવેજ કેમ? [૫૮]રાજાની માત્ર નિશાની ધરાવનારા અક્ષૌહિણી સેનાઓના પતિ દૈત્યોએ દબાવા માંડેલી પૃથ્વીનો ભાર ઉતારવા માટે જેણે બળભદ્ર સહિત અવતાર ધર્યો હતો એવા શ્રીકૃષ્ણ ભગવાને, દેવતાઓના તર્કમાં પણ ન આવે એવાં કામ કર્યાં [૫૯-૬૦]કળિયુગમાં ઉત્પન્ન થવાના પોતાના ભક્તોપર અનુગ્રહ કરવાને માટે મહા પવિત્ર અને દુઃખ, શોક તથા અજ્ઞાનને મટાડનારી પોતાની કીર્ત્તિનો વિસ્તાર કર્યો [૬૧]સત્પુરૂષોના કાનને અમૃતરૂપ એ ભગવાનની કીર્ત્તિરૂપ ઉત્તમ તીર્થમાં કાનરૂપ અંજલિથી માણસ, એકવાર આચમન લે તોપણ કર્મની વાસનાઓને છોડી દેછે [૬૨]ભોજ, વૃષ્ણિ, અંધક, મધુ, શૂરસેન, અને દશાર્હકુળના યાદવો તથા કુરૂ, સૃંજય અને પાંડુકુળના રાજાઓ જેનાં ચરિત્રને નિરંતર વખાણતા હતા એવા ભગવાને, સ્નેહ ભરેલા મંદહાસ્ય સહિત જોવાને લીધે બહુજ પ્રિય લાગે એવાં વાક્યોથી, પરાક્રમ ભરેલી લીલાથી અને સર્વ અંગોમાં રમણીય મૂર્ત્તિથી મનુષ્યને બહુજ રમાડયા હતા. [૬૩-૬૪]મકરાકૃતિ કુંડલોથી શોભતા કાન, સુંદર કપોલ અને વિલાસ સહિત હાસ્યવાળા તથા નિરંતર ઉત્સવથી ભરેલા એ શ્રીકૃષ્ણ ભગવાનના મુખારવિંદને આનંદપૂર્વક નેત્રોથી જોતાં કોઇ પણ નર કે નારીઓને તૃપ્તી થતી નહતી. અને તેઓ દર્શનમાં અડચણ કરનાર આંખનાં મટકાંને પણ સહન નહી કરી શકતાં મટકાં આણનારા નિમિરાજા ઉપર કોપ કરતાં હતાં [૬૫]એ શ્રીકૃષ્ણ ભગવાન, પ્રથમ પોતાના પુરૂષોત્તમ સ્વરૂપથી જન્મીને પછી મનુષ્યાકાર ધરી પિતાના સ્થાનકમાંથી વ્રજમાં પધાર્યા વ્રજમાં પધારીને વ્રજવાસિઓના મનોરથ પૂરા કર્યા, શત્રુઓનો સંહાર કર્યો, હજારો સ્ત્રીઓને પરણ્યા, તે સ્ત્રીઓમાં હજારો પુત્ર ઉત્પન્ન કર્યા અને લોકોમાં પોતાના વેદમાર્ગનો વિસ્તાર કરવા માટે અનેક યજ્ઞોથી પોતાના સ્વરૂપનુજ પૂજન કર્યુ [૬૬]પૃથ્વીના ઘણા ભારનો નાશ કરવા ઇચ્છતા એ શ્રીકૃષ્ણ ભગવાને કૌરવ પાંડવોમાં પરસ્પર ઉત્પન્ન કરેલા કજિયાનેલીધે યુદ્ધમાં ભેળો થયેલી રાજાઓની સેનાઓનો પોતાની દૃષ્ટિથીજ નાશ કરતાં અર્જુનનો જય પ્રસિદ્ધ કર્યો હતો, અને છેલ્લીવારે દ્વારકામાં ઉદ્ધવજીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરીને પોતાના સ્વરૂપથીજ સ્વધામમાં પધાર્યા હતા [૬૭]

> पृथ्व्याः स वै गुरुभरं क्षपयन् कुरूणा-
> मंतः समुत्थकलिना युधि भूपचम्वः ।
> दृष्ट्या विधूय विजये जयमुद्विघोष्य
> प्रोच्योद्धवाय च परं समगात् स्वधाम ॥६७॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના નવમસ્કંધનો ચોવીશમો અધ્યાય સંપૂર્ણ.

श्रीमद्-

# भागवतभाषांतर.

## दशमस्कंध.

શુદ્ધ ગુજરાતી ભાષાંતર.



दशमस्कंध पूर्वार्ध, वेणुनाद

श्रीमद्

# भागवत भाषांतर.

## ·शमस्कंध--पूर्वार्ध.

### અધ્યાય ૧ લો.*

#### કંસે દેવકીના છ પુત્રોનો કરેલો નાશ

राजोवाच

कथितोवंशविस्तारो भवतासोमसूर्ययोः
राज्ञांचोभयवंश्यानां चरितंपरमाद्भुतम् ॥ १ ॥

પરીક્ષિતરાજા કહેછે—આપે ચંદ્રવંશ તથા સૂર્યવંશનો વિસ્તાર અને તે બન્ને વંશમાં ઉત્પન્ન થયેલા રાજાઓનું પરમ અદ્ભુત ચરિત્ર પણ કહ્યું.[1] હે મુનિવર! સ્વધર્મ પાળનારા યદુરાજાનો વંશ તો ઘણા વિસ્તારથી કહ્યો હવે એ વંશમાં બળભદ્રની સાથે અવતરેલા વિષ્ણુનાં પરાક્રમ અમને કહો[2] જગતનું પાલન કરનાર વિશ્વાત્મા ભગવાને યદુના વંશમાં અવતરીને જે પરાક્રમો કર્યાંછે, તે વિસ્તારથી અમારી પાસે કહો.[3] મુક્ત, મુમુક્ષુ અને વિષયી એમ ત્રણ પ્રકારના લોકો આ જગતમાં છે, તેઓમાંથી કોઇને પણ ભગવાનની કથામાં અલંબુદ્ધિ (હવે હાંઉ એવી મતિ) થતી નથી, કેમકે તૃષ્ણા વગરના મુક્તપુરૂષો તેને ગાયા કરેછે. એ કથા સંસારના ઔષધ રૂપ છે, તેથી મુમુક્ષુ લોકોને પણ સંસારમાંથી છુટવાનો એજ ઉપાય છે. કાન અને મનને પ્રિય લાગનાર હોવાથી વિષયીપુરૂષોને પણ સર્વોત્તમ વિષય એજ છે માટે કસાઇ અથવા પોતાને હાનિ કરનાર પુરૂષ વિના બીજો કયો માણસ ભગવાનની કથામાંથી અટકે?[4] અમારે તો ભગવાનની કથા નિરંતર સાંભળવીજ જોઈએ, કેમકે અમારા કુળના દૈવતરૂપ તો શ્રીકૃષ્ણજ હતા યુદ્ધમાં દેવતાઓને પણ જીતી લેનારા ભીષ્મદેવજી આદિ અતિરથીઓરૂપી મોટા મત્સ્યોને લીધે જેને કોઇનાથી પણ તરી શકાય નહી એવા કૌરવોના સૈન્યરૂપી મહાસાગરને મારા દાદા પાંડવો ભગવાનરૂપી વહાણના આશ્રયથી વાછડાના પગના ખાબોચિયા જેવો ગણી તર્યા હતા[5] ભગવાને કેવળ પાંડવોની રક્ષા કરી હતી એમ નથી, પણ આ મારા શરીરની પણ એમણેજ રક્ષા કરીછે કૌરવ અને પાંડવોના વંશના બીજરૂપ આ મારૂં શરીર કે જે અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી બળી જતું હતું, તેને પણ ભગવાને પોતાને શરણે આવેલી મારી માના ઉદરમાં પેશીને ચક્રવતે રાખ્યુ છે.[6] હે વિદ્વાન! માયાથી મનુષ્યરૂપે થયેલા એ ભગવાન કે જે સઘળાં પ્રાણીઓમાં અંતર્યામીરૂપ જાણનારાઓને તેરૂપે મુક્તિ આપેછે, અને બહિર્દૃષ્ટિવાળાઓને કાળરૂપે મરણ આપેછે, તેમનાં પરાક્રમ કહો અંતર્દૃષ્ટિથી તેમનાં પરાક્રમોજ મારે સાંભળવાં જોઈએ[7] શેષનાગના અવતારરૂપ બળભદ્રને એકવાર આપે રોહિણીના પુત્ર કહ્યા અને બીજીવાર દેવકીના પુત્ર કહ્યા તો બીજા દેહવિના તેમને દેવકીનાગર્ભનો સંબંધ શાથી થયો[8] ભગવાન કે જેને કંસની બીક લાગવીતો સંભવેજ નહી, તે પોતાના પિતાનુ ઘર છોડીને વ્રજમાં શામાટે પધાર્યા[9] ભક્તોના રક્ષક એ ભગવાને પોતાના જ્ઞાતિઓની સાથે કયા સ્થળમાં નિવાસ કર્યો

*આ પહેલા અધ્યાયમાં દેવકીના પુત્રથી પોતાનુ મરણ થશે એવી વાત સાભળી ભય પામેલા કંસે દેવકીના ૭ પુત્ર માર્યાની કથા કહેવામાં આવશે.

હતો [૯] ભગવાને વ્રજમાં રહીને તથા મથુરામાં રહીને શી શી લીલા કરી ? અને પોતાની માનો ભાઇ કંસ કે જેને મારી નાંખવો નહી જોઇએ તેને પોતાને હાથે શા માટે માર્યો ? [૧૦] મનુષ્યનો દેહ ધરીને યાદવોની સાથે મથુરામાં કેટલાં વર્ષ સુધી રહ્યા હતા, અને તે ભગવાનને કેટલી સ્ત્રીઓ હતી ? [૧૧] હે સર્વજ્ઞ મુનિ ! આ અને આ ઉપરાંત પણ જે કાંઇ ભગવાનનું ચરિત્ર હોય તે સઘળુ મારી પાસે કહેવુ જોઇએ, કેમકે એ વિષયમાં મને શ્રદ્ધા છે. [૧૨] મે જો કે અન્ન અને જળ છોડી દીધેલાં છે, તોપણ તમારા મુખારવિંદમાંથી નીકળતુ ભગવાનની કથારૂપ અમૃત પીધા કરૂ છુ, તેથી ભૂખ તરશ કે જે બીજાઓથી અસહ્ય છે તે મને કશી અડચણ કરતાં નથી [૧૩]

સૂત શૌનકને કહેછે—હે શૌનકમુનિ ! વૈષ્ણવોમાં મુખ્ય શુકદેવજી એ પ્રમાણે ઉત્તમ પ્રશ્ન સાંભળી, પરીક્ષિત રાજાની પ્રશંસા કરીને કળિયુગના દોષનેમટાડનારભગવાનનુ ચરિત્રકહેવા લાગ્યા [૧૪]

શુકદેવજી કહેછે—હે ઉત્તમ રાજર્ષિ ! તમારો નિશ્ચય બહુજ સારો છે કે જેથી ભગવાનની કથામાં તમારી બુદ્ધિને નિષ્ઠા થઇ છે [૧૫] ગંગાજળજેમ ત્રણલોકને પવિત્ર કરેછે તેમ ભગવાનની કથા સબંધી પ્રશ્ન પણ કહેનાર, પૂછનાર અને સાંભળનાર એ ત્રણેને પવિત્ર કરેછે [૧૬] ગર્વવાળા રાજાઓ કે જેઓ વાસ્તવિક રીતે દૈત્યોજ હતા, તેઓનાં ઘણાં ઘણાં સૈન્યોના મોટા ભારથી દબાએલી પૃથ્વી ગાયનુ રૂપ ધરીને બ્રહ્માને શરણે ગઈ ખેદ પામેલી, દયા ઉપજે એવી રીતે ચીસો નાખતી અને આંખનાં આંસુ જેના મોઢામાં ભરાયાં હતાં, એવી પૃથ્વીએ બ્રહ્માની પાસે ઉભીને તેમની પાસે પોતાના દુખનુ નિવેદન કર્યું [૧૭-૧૮] બ્રહ્મા એ વાત સાંભળીને પૃથ્વી, દેવતાઓ અને મહાદેવને સાથે લઇ ક્ષીરસાગરને કાંઠે ગયા [૧૯] ત્યાં જઇને સમાધાન ધરીને જગતના નાથ, દેવના દેવ અને મનોરથોને પરિપૂર્ણ કરનાર વિષ્ણુની પુરૂષસૂક્તના મંત્રોથી બ્રહ્માએ સ્તુતિ કરતાં સમાધિમાંજ ભગવાને જે આકાશ વાણી કહી તે સાંભળીને બ્રહ્માએ દેવતાઓને કહ્યુ કે—'હે દેવતાઓ ! મારી પાસેથી ભગવાનનાં વચન સાંભળો અને પછી તે પ્રમાણેજ કરો વિલંબ કરશો નહી [૨૦-૨૧] આપણી વિજ્ઞપ્તિથી પેહેલાંજ ભગવાને પૃથ્વીના દુઃખને ધ્યાનમાં લીધુ છે, માટે ઈશ્વરોના પણ ઇશ્વર એ ભગવાન પોતાની કાળશક્તિથી પૃથ્વીનો ભાર ઉતારવા પૃથ્વીમાં અવતાર ધરશે, તેટલામાં તમોએ પણ પોતપોતાના અંશોથી યાદવોમાં અવતાર લેવા. [૨૨] સાક્ષાત્ પૂર્ણપુરૂષોત્તમ ભગવાન વસુદેવનાઘરમાં અવતરશે, તેમને પ્રસન્ન કરવા સારૂ તમારી સ્ત્રીઓએ પણ અવતાર લેવા. [૨૩] સહસ્ર મુખવાળા, સ્વયંપ્રકાશ, અનંત અને ભગવાનના અંશરૂપ શેષનાગ, ભગવાનનુ પ્રિય કરવા સારૂ પ્રથમ અવતાર ધરશે [૨૪] વિષ્ણુની માયા કે જેણે સઘળા જગતને મોહ ઉપજાવેલો છે, તે પણ પ્રભુની આજ્ઞાથી કામ કરવાને માટે અંશાવતાર લેશે' [૨૫]

શુકદેવજી કહેછે—પ્રજાપતિઓના પતિ બ્રહ્મા એ પ્રમાણે દેવતાઓને આજ્ઞા કરી અને વચનથી પૃથ્વીની આશ્વાસના કરી પોતાના સર્વોત્તમ બ્રહ્મલોકમાં ગયા [૨૬] પૂર્વે યાદવોનો અધિપતિ શૂરસેન રાજા મથુરા નગરીમાં રહીને માથુર અને શૂરસેન નામના દેશોને ભોગવતો હતો, ત્યાંથી માંડી મથુરા નગરી સઘળા યાદવવંશી રાજાઓની રાજધાની થઇ હતી કે જે મથુરામાં ભગવાન નિરંતર સન્નિહિત રહેછે [૨૭-૨૮] શૂરના પુત્ર વસુદેવ કોઇ દિવસે એ નગરીમાં પરણીને નવી પરણેલી સ્ત્રી દેવકીની સાથે પોતાને ઘેર જવાનેસારૂ રથમાં બેઠા, તે સમયે ઉગ્રસેન રાજાના દીકરા કંસે પોતાની બેન દેવકીને રાજી કરવાસારૂ ઘોડાની રાશ ઝાલી હતી, (હાંકવા બેઠો હતો,) અને તેની સાથે બીજા સેંકડો સોનાના રથ હતા [૨૯-૩૦] દીકરી પર પ્રીતિ રાખનાર દેવકે પોતાની દીકરી દેવકીને તેના પ્રયાણ સમયમાં સોનાની માળાવાળા ચારસો હાથી, પંદરસો ઘોડા, અઢારસો રથ અને શણગારેલી તથા સુંદર બસો દાસીઓ આપી હતી. [૩૧-૩૨] વર

વહુના પ્રયાણ સમયમાં મંગળ ભરેલી રીતે શંખ, તૂર્ય, મૃદંગ અને દુંદુભિઓ સામટાં વાગતાં હતાં.[33] માર્ગમાં રથને હાંક્યા જતા કંસને 'હે કંસ!' એમ બોલાવીને આકાશ વાણીએ કહ્યુ કે–'હે મૂર્ખ! આ દેવકી કે જેને તુ ઘેર પોહોચાડવા જાયછે તેનો આઠમો ગર્ભ તને મારશે'[34] એ વાણી સાંભળી તે ખળ, પાપી અને ભોજના કુળને વટલાવનાર કંસે બેનને મારી નાંખવાસારૂતરવારલઈનેચોટલો પકડયો.[35]એવુ ભૂંડુ કામ કરવા તૈયાર થયેલા ક્રૂર અને નિર્લજ્જ કંસને ધીરો પાડવાસારૂ* સ્તુતિથી, યુક્તિઓથી અને દયા ઉપજે એવી રીતે ભાગ્યશાળી વસુદેવે આ પ્રમાણે કહ્યુ[36]

વસુદેવ કહેછે–હે કંસ! તુ કે જે શૂર પુરૂષોએ વખાણવા યોગ્ય ગુણવાળો અને ભોજકુળની કીર્ત્તિ કરનાર છે, તે ઉઠીને વિવાહના ઉત્સવમા આ સ્ત્રી જાતિ અને વળી બેનને મારી નાંખવા કેમ ધારે છે?[37]મરણની બીકથી મારતો હોય તો મરણ કોઈનુ મટાડયુ મટતું નથી, કેમકે પ્રાણીઓને દેહની સાથે મરણ સરજાઇ ચૂક્યુ છે અને વધારે સમય જીવવા સારૂ એટલે પોતાના મરણમાં વિલંબ પાડવાસારૂ મારતો હોય તો મોત કે જે આજ અથવા સો વર્ષે પ્રાણીઓને અવશ્ય થનારજ છે તેમાં માત્ર વિલંબ નાંખવા સારૂ પાપ કરવુ યોગ્ય નથી[38]આ દેહ કે જે ભોગ અને પ્રેમ વગેરેનુ સ્થાનક છે તે પડીગયા પછી જો બીજો દેહ ન આવતો હોય તો પાપ કરીને પણ દેહનું પાલન કરવુ ઘટે, પરંતુ તેમ નથી, કેમકે પરવશ પ્રાણી મરણસમયે વગર યત્નેજ પ્રથમથી બીજા દેહને પામી પછીથી પૂર્વદેહનો ત્યાગ કરે છે[39]જેમ ચાલ્યો જતો માણસ ધરતી ઉપર એક પ્રથમ મૂકેલા પગથી દેહને ટેકાવીને પછીથી બીજો પગ ઊપાડેછે, અને જેમ ખડમાંકડી બીજા ખડને પકડીને પછી પ્રથમનુ ખડ છોડી દેછે, તેમ કર્મમાર્ગમાં ચાલ્યો જતો જીવ પણ બીજા દેહને પામ્યા પછી પેહેલા દેહને છોડી દેછે[40] દેખેલા * (રાજાદિક) અને સાંભળેલા (ઇંદ્રાદિક) દેહના જેમાં સંસ્કાર લાગેલા છે એવા મનથી તેજ દેહનુ ચિંતન કરતો પુરૂષ, સ્વપ્નમાં એજ કોઈ પ્રકારના દેહને દેખેછે, પછી થોડીવારમાં એજ દેહને 'હું છુ' કરી માનેછે અને પછી જાગ્રતના દેહની સ્મૃતિ ભૂલીજાયછે, અને એવીજ રીતના મનથી તેવાજ દેહના મનોરથ કરતો પુરૂષ, જાગ્રતમાં પણ એજ કોઇ પ્રકારના દેહને દેખેછે, પછી થોડીવારમાં એજ દેહને 'હું છુ' કરી માનેછે અને પછી પોતાના દેહની સ્મૃતિ ભૂલી જાયછે, તે પ્રમાણે મોત થતાં પણ કર્મનેલીધે બીજા દેહને પામીને પૂર્વદેહનો ત્યાગ કરેછે[41]મરણસમયે+ પંચભૂતજ કે જે માયાએ નાના પ્રકારના દેહરૂપે ગોઠવેલાં છે તેઓમાં, ફળ આપવાને તૈયાર થયેલાં કર્મે પ્રેરેલું નાના પ્રકારના વિકારથી ભરેલુ મન દેવ, મનુષ્ય કે પશુ પક્ષી આદિના જે જે દેહપ્રત્યે દોડેછે, અને દોડતાં જે જે દેહનો અભિનિવેશ (હુંછુ એવુ અભિમાન) કરીલેછે, તે તે દેહમાં જીવ જન્મ ધરેછે જો કે મનજ કર્ત્તા છે, તેથી તેનેજ જન્મ થવો ઘટેછે પણઆત્માને ઘટતો નથી, તોપણ તે મનને 'હુ છુ' કરી માનવાનેલીધે આત્મા તે મનની સાથે જન્મ ધરેછે એમ કહેવાયછે×[42] જેમ પાણીથી ભરેલાં માટીનાં કુંડાંઓમાં પ્રતિબિંબરૂપથી રહેલુ ચંદ્રાદિક તેજ વાયુના વેગનેલીધે કંપતુ જણાયછે, એવી રીતે પોતાની ભૂલથી રચાએલા દેહોમાં રાગ થવાનેલીધે પેહેલા આત્માને અભિનિવેશ થાયછે આ-

* પોતાના જન્મસમયમા દેવના દુંદુભિ વાગેલા હોવાથી મારે ઘેર ભગવાનનો અવતાર થવાનો છે એમ વસુદેવ જાણતા હતા, તેથી તે અવતાર થાય તો પછી સઘળુ ઠીક થાય એમ સમજીને વસુદેવ કંસને ધીરો પાડવાનું કરેછે.

* દેહના વિષયમાજ સ્વીકાર અને પરિત્યાગ દેખાડવાસારૂ બીજુ દૃષ્ટાન્ત કહેછે + વિચિત્ર દેહ આપનારા અનેક કર્મો કરેલા હોયછે તો તેઓમા પ્રથમ અમુક દેહની પ્રાપ્તી થવાનુ શુ કારણ છે એવી આશંકાને દૂર કરવાસારૂ કહેછે

× બીજો દેહ તો સમય પર સૂવરનો પણ આવે માટે આ રાજાનો દેહ કે જે અત્યંત પ્રિય છે તેના રક્ષણને માટે અકૃત્ય પણ કરવુ જોઇએ એમ જો કંસના મનમાં આવે તો તેના નિવારણનેસાર પ્રથમથીજ કહેછે.

ત્મામાં દેહાદિકનો અધ્યાસ થવાથી જેમ દુબળાપણુ અને જાડાપણુ આદિ દેહાદિકના ધર્મ આત્મામાં પ્રતીત થાયછે, તેમ દેહાદિકમાં આત્માનો અધ્યાસ થવાથી પ્રેમપાત્રપણા આદિ આત્માના ધર્મ દેહાદિકમાં પ્રતીત થાયછે, માટે રાજાના દેહમાં કે સૂવરના દેહમાં પ્રિયપણુ સરખુજ હોવાનેલીધે મૃત્યુ ટાળવાનો ઉપાય લેવો વ્યર્થજ છે.[૪૩] +માટે આવી સ્થિતિવાળા પ્રાણીએ જો પોતાના કલ્યાણની ઇચ્છા હોય તો કોઇનો પણ દ્રોહ નહી કરવો જોઇએ, કેમકે દ્રોહ કરનારનેજ સામા પ્રાણીથી અને યમથી પણ ભય ઉત્પન્ન થાયછે[૪૪] આ‡ બિચારી તારી નાની બેન, બાળક અને ભલી દેવકી કે જે લાકડાની પૂતળીની પેઠે પરતત્ર છે તેને તારે દીનવત્સળ (રાંકપર દયાળુ) થઈને મારવી જોઇતી નથી[૪૫]

શુકદેવજી કહેછે—હે રાજા ! એ પ્રમાણે વસુદેવે સામથી અને ભેદથી સમજાવવા માંડયો, તોપણ રાક્ષસોને અનુસરેલોએ ક્રૂર કસ દેવકીને મારવાથી અટકયો નહી[૪૬] દેવકીને મારી નાંખવાનો કસનો આગ્રહ જાણીકેટલોક વિચાર કરીને વસુદેવે પછી તુરત વેળા મોતને અટકાવવાસારૂ પોતાના મનમાં આ પ્રમાણે નિશ્ચય કર્યો[૪૭] બુદ્ધિમાન્ માણસે બુદ્ધિ પોહોચે ત્યાંસુધી મોતને અટકાવવુ જોઇએ, અને એમકરતાં પછી ન અટકે તો તેમાં માણસનો અપરાધ કહેવાતો નથી[૪૮] એટલામાટે દેવકીને જે દીકરા આવે તે કસને આપી દેવા ઠરાવી હાલ આ રાંક સ્ત્રીને છોડાવુ. દેવકીને દીકરા આવ્યા પછી જે ભાવી હશે તે થશે પણ હાલ તુરતતો આને જીવતી રાખવી જોઈએ અને તેટલા સમયમાં જો કસજ મરી જાય તો પછી કની પીડા નથી[૪૯] સમયપર દીકરા આવે અને કસ ન મુવો હોય તો મારા પુત્રથીજ કસનુ મરણ થાય એમ વિપરીત પણ શા માટે ન બને ? કેમકે આનો આઠમો ગર્ભ તને મારશે એમ કહેનારા ઇશ્વરની ગતિ અપાર છે માટે હમણાં ધાર્યા પ્રમાણે જો સરખાઈ આવે તો આ તુરત આવેલુ મોત અટકે અને અટકયા પછી બીજા સમયમાં આવે તો મારો અપરાધ નથી અથવા એમ પણ થાય કે મારા પુત્રના હાથથી થવાનું કંસનુ મૃત્યુ કે જે હમણાં દેવકીનો વધ થાય તો અટકેછે તે પાછુ આ વિચારથી સિદ્ધ થાય, કેમકે પ્રાણીઓનુ અદૃષ્ટ તર્કમાં આવવુ કઠણ છે.[૫૦] વનમાં વૃક્ષોને અને ગામમાં ઘરોને બાળતો અગ્નિ, સમીપમાં હોય તેઓને છોડી દઇને સમયપર દૂર હોય તેઓને પણ બાળી નાંખેછે, તો આ વિષયમાં જેમ અદૃષ્ટવિના બીજું કાંઈ નિયામક નથી અને તે અદૃષ્ટ પ્રથમથી ધારવામાં આવતુ નથી, તેમ પ્રાણીઓના જન્મ મરણનું અદૃષ્ટ પણ ધારવામાં આવતુ નથી[૫૧] એ પ્રમાણે પોતાની બુદ્ધિ પોહોચી ત્યાંસુધી વિચાર કરીને વસુદેવે ઘણા માનથી તે પાપી કસનો સત્કાર કર્યો[૫૨] પછી મનમાં કચવાતાં છતાં કસને વિશ્વાસ બેસાડવાસારૂ વસુદેવે પોતાનુ મોઢુ પ્રફુલ્લિત રાખીને હસતાં હસતાં એ નિર્લજ્જ અને ક્રૂર કસને આ પ્રમાણે કહ્યુ.[૫૩]

વસુદેવે કહેછે—હે ભલા કસ ! જે બીક આકાશ વાણીએ દેખાડીછે તે બીક તારે રાખવીજ નહી, કેમકે આ દેવકીના પુત્રો કે જેઓથી તને ભય ઉત્પન્ન થયેલ છે તે પુત્રો હુ તને સોંપી આપીશ *[૫૪]

શુકદેવજી કહેછે—વસુદેવના વચનનો સારજાણીનેકસબેનનેમારવાથીઅટકયો,અનેવસુદેવ પણ રાજીથઇ કસનાં વખાણ કરી પોતાને ઘેરગયા[૫૫] પછીપ્રસવનોસમયઆવતાંભગવાનનીભક્તિકરનારી દેવકીએ આઠ દીકરા અને એક દીકરી એક એકવર્ષનેઅતરેજણ્યાં.[૫૬] ખોટુંબોલવાનોઅત્યત ત્રાસ રાખતા વસુદેવે પ્રથમ ઉત્પન્ન થયેલા કીર્ત્તિમાન નામના દીકરાને મનમાં કચવાતાં છતાં પણ કંસને આપ્યો[૫૭]પોતાનુ વચન પાળનારા પુરૂષો જેનું સહન ન કરે એવુ કાંઈ નથી તેથી વસુ-

---

+ સામથી સમજાવીને હવે ભેદથી સમજાવેછે ‡ પાછુ સામવચન કહે છે.

* આઠમો ગર્ભ મારશે એમ આકાશ વાણીએ કહ્યુ છે, તો એક બીજાથી સઘળા આઠમા થાય એમ પણ બને માટે સઘળા પુત્રો આપી દેવાનું કહ્યું.

દેવે પુત્રને મૃત્યુના હાથમાં સોંપ્યો. એક ભગવાન્ વિના બીજુ કાંઇ સાચુ નથી એમ જાણનારાઓને કશી વાતની અપેક્ષા રહેતી નથી, તેથી વસુદેવે પુત્રને રમાડવાના સુખની અપેક્ષા છોડી દીધી. હુ પોતે દીકરાને લઈ જઈશ તો કસ છોડી દેશે એવું વસુદેવના મનમાં હતુ જ નહી, કેમકે નીચપુરૂષો જે કામ ન કરે એવુ કશુ નથી જેઓએ પોતાનુ ચિત્ત ભગવાનમાં રાખ્યુ હોય તેઓ જેને ન છોડી શકે એવુ કશુ નથી, તેથી દેવકીએ પણ પુત્રને મૂકી દીધો[૫૮] હે રાજા! વસુદેવની એ સમતા અને સત્યમાં સ્થિતિ જોઇને રાજી થયેલો કસ હસીને બોલ્યો કે–'આ છોકરાને પાછો લઇ જાઓ, કેમકે આની મને બીક નથી. તમારા આઠમા ગર્ભથીજ મારો મૃત્યુ ઠરેલ છે, માટે આઠમો પુત્ર આવે ત્યારે તે મને સોંપજો[૫૯-૬૦] વસુદેવ 'ઠીક' એમ કહી દીકરાને લઇને પાછા પોતાને ઘેર ગયા, પણ કસનાં તેવાં વચનનો સત્કાર કર્યો નહી, કેમકે કસ દુષ્ટ છે અને તેનુ મન તેના પોતાના હાથમાં નથી.[૬૧]આ પ્રમાણે કસની શાંતિ દેવતાઓના કાર્યને અનુકૂળ નથી એમ જાણી નારદજીએ આવીને કંસને કહ્યું કે–'ગોપકુળમાં વ્રજવાસી નદાદિક ગોવાળિયા અને તેઓની સ્ત્રીઓ તથા યદુકુળમાં વસુદેવ આદિ યાદવો, તેઓની દેવકી આદિ સ્ત્રીઓ, જ્ઞાતિઓ, બધુઓ અને જેઓ સ્નેહી થઇને તને અનુસરી રહ્યાછે, તે યાદવો પણ દેવતારૂપ છે તથા દેવતાઓએ પૃથ્વીને ભારરૂપ લાગતા દૈત્યોનો નાશ કરવાને ઉદ્યમ કર્યો છે[૬૨-૬૪] એટલુ કહીને નારદજી ગયા પછી યાદવોને દેવતારૂપ માની અને પોતાને મારવાસારૂ દેવકીના ગર્ભમાંથી વિષ્ણુ જન્મશે એમ ધારી કસે દેવકી અને વસુદેવના પગમાં બેડી નાંખી, અને વિષ્ણુની શકાથી તેઓને જેમ જેમ પુત્ર આવતા ગયા તેમ તેમ મારી નાંખ્યા[૬૫-૬૬]પૃથ્વીમાં પોતાની ઇંદ્રિયોને તૃપ્ત કરનારા લોભી રાજાઓ ઘણું કરીને મા, બાપ, ભાઇઓ, અને સઘળાં સબંધીઓને પણ મારી નાંખેછે.[૬૭] હુ પૂર્વજન્મમાં કાળનેમિ નામે મોટો દૈત્ય હતો, અને તે જન્મમાં વિષ્ણુએ મારી નાંખવાથી પાછો અહીં જન્મ્યો છુ'' એમ કસ જાણતો હતો, તેથી તેણે યાદવોની સાથે વિરોધ કર્યો.[૬૮] યદુ, ભોજ અને અધક કુળના અધિપતિ પોતાના પિતા ઉગ્રસેનને બધનમાં નાખી મોટા બળવાળો કસ પોતે શૂરસેન દેશનુ રાજ્ય કરવા લાગ્યો.[૬૯]

**उग्रसेनंच पितरं यदुभोजांधकाधिपम् ।**
**स्वयं निगृह्य बुभुजे शूरसेनान्महाबलः॥६९॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કધનો પેહેલો અધ્યાય સંપૂર્ણ

---

## અધ્યાય ૨ જો.*

### દેવકીના ગર્ભમાં રહેલા શ્રીકૃષ્ણ ભગવાનની દેવતાઓએ કરેલી સ્તુતિ.

**श्रीशुक उवाच.**

**प्रलंबबकचाणूर तृणावर्त्त महाशनैः ।**
**मुष्टिकारिष्ट द्विविद पूतना केशिधेनुकैः॥ १ ॥**

શુકદેવજી કહેછે–પ્રલબાસુર, બકાસુર, ચાણૂરમલ્લ, તૃણાવર્ત્તદૈત્ય, અઘાસુર, મુષ્ટિકમલ્લ, અરિષ્ટાસુર, દ્વિવિદવાનર, કેશિદૈત્ય, ધેનુકાસુર અને બીજા પણ બાણાસુર અને નરકાસુર આદિ દૈત્યોના રાજાઓની સહાયતાથી બળવાન્ કંસ યાદવોનું કદન કરવા લાગ્યો એ કસને જરાસધનો મોટો આશ્રય હતો[૧-૨] કસથી પીડાએલા યાદવો કુરુ, પાંચાલ, કૈકય, શાલ્વ, વિદર્ભ, નિષધ, વિદેહ, અને કોસલ દેશમાં જતા રહ્યા, અને કેટલાએક યાદવો કસનેજ અનુસરીને તેની સેવા કરવા લાગ્યા કસે દેવકીના છ બાળક મારી નાખ્યા પછી વિષ્ણુના અશરૂપ શેષનાગ કે જેને અનત કહેછે તે દેવકીના સાતમીવારના ગર્ભમાં આવ્યા એ ગર્ભથી દેવકીને હર્ષ અને શોક બન્ને વધ્યા[૩-૫] વિશ્વાત્મા ભગવાને પણ યાદવો કે જેઓના નાથ પોતેજ છે

---

* આ બીજા અધ્યાયમા કસને મારવા સારૂ દેવકીના ગર્ભમા આવેલા ભગવાનની બ્રહ્માદિક દેવતાઓએ સ્તુતિ કરી અને દેવકીની સાંત્વના કરી,એ કથા કહેવામાં આવશે.

તેઓને કંસથી ઉત્પન્ન થયેલું દુઃખ જાણીને યોગમાયાને આજ્ઞા કરી કે–"હે દેવી! તું ગોવાળિયા અને ગાયોથી શોભી રહેલા વ્રજમાં જા, વસુદેવની સ્ત્રી રોહિણી નંદના ગોકુળમાં છે અને બીજી વસુદેવની સ્ત્રીઓ પણ કંસના ઉદ્વેગથી ગુપ્તસ્થાનકોમાં રહેછે.[૧-૭] હમણાં દેવકીના ઉદરમાં મારા અંશરૂપ શેષનાગ આવ્યા છે, તેમને ત્યાંથી ખેંચીને રોહિણીના ઉદરમાં નાંખ.[૮] પછી હું પરિપૂર્ણ રૂપથી દેવકીનો પુત્ર થઈશ, અને તું નંદની સ્ત્રી યશોદાના ઉદરથી જન્મ લેજે.[૯] તું કે જે સકામ પુરૂષોની ઇશ્વરી અને સઘળાં વાંછિત ફળ આપનારીછે તેને માણસો ધુપ, ઉપહાર અને બળિદાનથી પૂજશે.[૧૦] પૃથ્વીમાં મનુષ્યો તારાં સ્થાનક કરશે. અને દુર્ગા, ભદ્રકાળી, વિજયા, વૈષ્ણવી, કુમુદા, ચંડિકા, કૃષ્ણા, માધવી, કન્યકા, માયા, નારાયણી, ઇશાની, શારદા અને અંબિકા એવાં નામો પાડશે[૧૧-૧૨] તું ગર્ભને ખેંચી લઈશ તેથી પૃથ્વીમાં તે પુત્રનું 'સંકર્ષણ' એવું નામ કહેવાશે જગતને રાજી કરશે તેથી રામ અને અત્યંત બળવાન હોવાથી 'બળ' એવું પણ નામ કહેવાશે[૧૩] એ પ્રમાણે ભગવાને આજ્ઞા કરતાં મોટા આદરથી તેમનાં વચનનો સ્વીકાર કરી અને ભગવાનને પ્રદક્ષિણા કરી માયાએ પૃથ્વીમાં જઇને તે પ્રમાણેજ કર્યું[૧૪] યોગમાયાએ દેવકીનો ગર્ભ રોહિણીમાં નાંખતાં 'અહો! દેવકીનો ગર્ભ પડી ગયો' એમ લોકોમાં પોકાર થયો[૧૫] ભક્તોને અભય કરનારા વિશ્વાત્મા ભગવાન પણ પરિપૂર્ણ રૂપથી વસુદેવના મનમાં પધાર્યા. (સાધારણ જીવની પેઠે વીર્યનો સબંધ ભગવાનને નથી માટે મનમાં પધાર્યાનું કહ્યું છે)[૧૬] ભગવાનની શ્રી મૂર્ત્તિને ધારણ કરતા અને તેથી સૂર્યની પેઠે શોભતા વસુદેવ બીજા પ્રાણીમાત્રથી પાસે જઇ શકાય નહી એવા અને અતિદુર્ગમ જણાવા લાગ્યા[૧૭] પછી જગતને મંગળકારી, સર્વના આત્મા અને પરિપૂર્ણ શક્તિવાળા ભગવાન કે જે દેવકીમાં પ્રથમથીજ હતા તેમને વસુદેવે પોતાના મનથી દેવકીમાં ધર્યા, અને જેમ પૂર્વદિશા આનંદકારી ચંદ્રને ધરે તેમ દેવકીએ પણ તે ભગવાનને મનથીજ પોતામાં ધરી લીધા.[૧૮] તે દેવકી જેમાં સર્વ જગતનો નિવાસ છે એવા ભગવાનના નિવાસરૂપ થઈ, તોપણ કંસના ઘરમાં રોકાએલી હોવાથી, ઘડામાં રોકાએલા દીવાની પેઠે અને વિદ્યાને છુપાવનારા ખળ પુરૂષમાં રોકાઇ રહેલી સદ્‌વિદ્યાની પેઠે બીજા લોકોને આનંદ આપી શકી નહીં.[૧૯] ઉદરમાં ભગવાન પધારવાને લીધે કાંતિથી ઘરને શોભાવતી અને સુંદર મંદહાસ્ય કરતી તે દેવકીને જોઈને કંસે વિચાર કર્યો કે–'મારા પ્રાણને લેનારો વિષ્ણુ આના ઉદરમાં અવશ્ય આવી ચુક્યોછે; કેમકે પેહેલાં આ દેવકી આવી તેજસ્વી ન હતી.[૨૦] હવે હમણાં તુરત મારાથી વિષ્ણુને શું થઇ શકે? ગમે તેવો સ્વાર્થ સાધવો હોય તો પણ પોતાના પરાક્રમનો નાશ કરવો યોગ્ય નથી, તો આ સ્ત્રીજાતિને મારી નાંખું તો મારા પરાક્રમનો મેંજ નાશ કર્યો કહેવાય. એક તો સ્ત્રીજાતિ, તેમાં વળી બેન અને તેમાં વળી ગર્ભિણીનો વધ કરૂં તો તે વધ હમણાંજ મારી કીર્તિ, લક્ષ્મી અને આયુષ્યનો નાશ કરી નાંખે[૨૧] જે પુરૂષ બહુજ ક્રૂરતાથી વર્તે તે જીવતેજ મુવો ગણાયછે. એવા પુરૂષવિષે લોકો ધિક્કારથી બોલેછે કે–આ દેહાભિમાની પુરૂષ મુવા પછી અવશ્ય નરકમાં પડશે.[૨૨] ભગવાનની સાથે વૈરાનુબંધ રાખનારો કંસ આવા વિચારનેલીધે પોતે મારી નાખવાને સમર્થ છતાં પણ મારવાથી અટકીને ભગવાનનો જન્મ થવાની વાટ જોઇ રહ્યો[૨૩] બેસતાં, સૂતાં, ઉભતાં, જમતાં અને પૃથ્વીપર ફરતાં ભગવાનનું જ ચિંતન કર્યા કરતો એ કંસ સઘળા જગતને ભગવાનમય દેખવા લાગ્યો.[૨૪] બ્રહ્મા, સદાશિવ, નારદાદિક મુનિઓ અને અનુચરસહિત દેવતાઓએ ત્યાં આવીને, મનોરથ પૂરનારા ભગવાનનીસુંદરવાક્યોથીઆપ્રમાણે ગર્ભસ્તુતિ કરી[૨૫]

દેવતાઓ સ્તુતિ કરેછે–આપ કે જે સત્યસંકલ્પવાળા, સત્યથી પ્રાપ્ત થનાર, ત્રણેકાળમાં સત્ય, પાંચ ભૂતને ઉત્પન્ન કરનાર, પંચભૂતમાં રહેલ, પાંચભૂતનો નાશ થતાં પણ અવશેષ રહેનાર,

સમદૃષ્ટિ તથા શુભ વાણીને પ્રવર્તાવનાર અને એવી રીતે સર્વ પ્રકારે સત્યરૂપ છો, તેમને અમે શરણે આવેલા છીએ.[૨] આ બ્રહ્માંડરૂપી આદિવૃક્ષ કે જેમાં એક (પ્રકૃતિ) આશ્રય છે, બે (સુખ અને દુ:ખ) ફળ છે, ત્રણ (ગુણ) મૂળ છે, ચાર (ધર્મ, અર્થ, કામ અને મોક્ષ) રસ છે, પાંચ (ઇંદ્રિયો) જાણવાના પ્રકાર છે, છ (રાગ, દ્વેષ, ક્ષુધા, પિપાસા, લોભ અને મોહ) સ્વભાવ છે, સાત (ધાતુ) છાલ છે, આઠ (પંચભૂત, મન, બુદ્ધિ અને અહંકાર) શાખા છે, નવ (દ્વાર) છિદ્ર છે, દશ (પ્રાણ) પાંદડાં છે અને બે (જીવ તથા ઈશ્વર) પક્ષીઓ છે, તેની ઉત્પત્તિ તમારાથી થઇ છે, લય તમારામાં થાયછે, અને સ્થિતિ પણ તમારામાંજ છે માટે સઘળુ બ્રહ્માંડ તમથી ભિન્ન નથી, તમારી માયાથી જેઓનુ જ્ઞાન ઢંકાઈ ગયુ છે, તેઓ જગતને તમથી ભિન્ન દેખે છે, પણ વિદ્વાનો તેમ દેખતા નથી[૨૭-૨૮] જ્ઞાનસ્વરૂપ અને સર્વના આત્મા તમેજ સ્થાવર જંગમ લોકના પાલનને માટે સત્વગુણવાળાં, ધાર્મિકોને સુખદાયી અને અધર્મીઓનો નાશ કરનારાં રૂપ વારંવાર ધરોછો.[૨૯] હે કમળસરખાં નેત્રવાળા! સર્વ જીવના નિવાસરૂપ આપના સ્વરૂપમાં સમાધિથી ચિત્ત પેસાડવાનેલીધે આશ્રય કરવામાં આવેલા અને સર્વોત્તમ માનેલા આપના ચરણારવિંદરૂપ વહાણથી કેટલાએક મહાત્મા પુરૂષો સંસારરૂપી સાગરને વાછડાના પગલામાં ભરાએલા ખાબોચિયા જેવો કરેછે.[૩૦] હે સ્વયપ્રકાશ! હે મહાદયાળુ! લોકો આ ભયંકર અને દુસ્તર ભવસાગરને આપના ચરણારવિંદરૂપી વહાણથી ઉતરીને તે વહાણ પાછુ અહીજ રાખીગયાછે આપ ભક્તોઉપર અનુગ્રહ કરનાર છો.[૩૧] હે કમળસરખાં નેત્રવાળા! જે બીજા લોકો 'અમે મુક્તજ છીએ' એમ માનીને તમારી ભક્તિ નહી કરવાથી અશુદ્ધ બુદ્ધિવાળા અને તમારા ચરણનો અનાદર કરનારા છે તેઓ ઘણા જન્મનાં તપનેલીધે સારૂ કુળ અને શાસ્ત્રશ્રવણાદિકને પામીને પાછા વિઘ્નથી પરાભવ પામેછે.[૩૨] હે માધવ! જે લોકો તમારામાંજ સ્નેહ બાંધી રહેલા અને તમારાજ છે, તે લોકો એ લોકોની પેઠે માર્ગમાંથી કદી ભ્રષ્ટ થતા નથી, પણ તમે કરેલા રક્ષણનેલીધે નિર્ભય થઇને મોટાં મોટાં અનેક વિઘ્નોને માથે પગ મૂકીને ફરેછે.[૩૩] તમે જગતના પાલનના સમયમાં પ્રાણીઓને શુભ કર્મનાં ફળ આપવાસારૂ શુદ્ધ સત્વગુણમય શરીરને ધારણ કરોછો, કે જે શરીર ધરવાને લીધે બ્રહ્મચારીઓ વેદના અધ્યયનથી, ગૃહસ્થો કર્મયોગથી, વાનપ્રસ્થો તપથી અને સંન્યાસીઓ સમાધિથી તમારૂ પૂજન કરેછે.[૩૪] તમે અવતાર ન ધરો તો પૂજન નહી થઇ શકવાને લીધે કર્મના ફળની સિદ્ધિ થાય નહી. હે પ્રભુ! આ સત્વગુણમય આપનું શરીર ન અવતરે તો અજ્ઞાનને તોડનાર વિજ્ઞાનનો નાશ થયા વગર રહેજ નહી, કેમકે 'આ બુદ્ધિ આદિક પદાર્થો જેના છે અને જેથી પ્રકાશેછે તે પરિપૂર્ણ અને સર્વના સાક્ષી ભગવાન્ છે' એમ બુદ્ધિ આદિકના પ્રકાશ ઉપરથી આપના સ્વરૂપવિષે અનુમાન થાય પણ આપનુ સ્વરૂપ નેત્રથી પ્રત્યક્ષ દેખાય નહીં.[૩૫] આપ સાક્ષીસ્વરૂપ કે જેમના માર્ગનુ માત્ર અનુમાન થાયછે તેમનાં નામ અને રૂપ જો કે મન અને વચન નહી પોહોચવાને લીધે ગુણ, જન્મ અને કર્મ ઉપરથી નિરૂપણ કરી શકાય એવાં નથી, તોપણ હે દેવ! ઉપાસક લોકો ઉપાસનાદિકક્રિયામાં આપને પ્રત્યક્ષ દેખેછે એ વાત પ્રસિદ્ધછે.[૩૬] તમારાં મહામંગળ નામ અને રૂપોને સાંભળતો, બોલતો, સંભારતો અને ચિંતવતો જે પુરૂષ દેવાર્ચનાદિક ક્રિયાઓમાં તમારા ચરણારવિંદમાંજ ચિત્ત રાખે તેને પુનર્જન્મ થતો નથી.[૩૭] હે વિષ્ણુ! બહુ સારૂ થયુ. આ આપના ચરણરૂપ પૃથ્વીનો ભાર આપ ઇશ્વરના જન્મથીજ મટીગયો આપનાં સુંદર પગલાંઓથી ચિન્હવાળી થયેલી પૃથ્વીને અને આપે દયા કરેલા સ્વર્ગને અમે દેખીશુ એ ઘણું સારૂં થયુ[૩૮] હે નિત્યમુક્ત પરમેશ્વર! આપ કે જે અજન્મા છો તેમને જન્મ ધરવાનુ કારણ માત્ર ક્રીડા વિના બીજુ કશુ અમે ધારતા નથી. કેમકે જીવને પણ જન્મ, મરણ અને સ્થિતિ માત્ર

આપના સ્વરૂપના અજ્ઞાનથી થાયછે, પણ વાસ્તવિક નથી, ત્યારે આપને તો એ જન્માદિક નજ હોય એમાં શુ કહેવુ.[૩૯] હે યદુકુળમાં ઉત્તમ! મત્સ્ય, અશ્વ, કચ્છપ, વરાહ, હંસ, રાજા, બ્રાહ્મણ અને દેવતાઓમાં અવતાર ધરીને આપે બીજા સમયમાં જેવુ અમારૂં અને ત્રૈલોક્યનુ રક્ષણ કર્યું છે તે પ્રમાણે હમણા પણ કરો અને પૃથ્વીનો ભાર ઉતારો હે ઈશ્વર! અમે આપને પ્રણામ કરીએ છીએ[૪૦] (દેવકીને કહેછે) હે માતા! અમારાં કલ્યાણ કરવાસારૂ તમારા ઉદરમાં પોતાના સર્વ અંશથી પરમ પુરૂષ ભગવાન્ પધાર્યાછે એ બહુજ સારૂ થયુ છે હવે કંસ કે જેનુ મોત આવ્યુંછે તેની બીક રાખશો નહી. તમારા પુત્ર ભગવાન યાદવોનુ રક્ષણ કરશે.[૪૧]

શુકદેવજી કહેછે—પરમપુરૂષ ભગવાન કે જેમનુ સ્વરૂપ દેખાડી શકાય એવુ નથી, તેમની એ પ્રમાણે યથાયોગ્ય સ્તુતિ કરીને દેવતાઓ બ્રહ્મા તથા સદાશિવને આગળ કરી (અમને છેતરીને આ બે દેવ અહી રહેશે એમ માનવાથી તેઓને સાથે લઈ) પાછા સ્વર્ગમાં ગયા[૪૨]

इत्यभिष्टूयपुरुषं यद्रूपमनिदंयथा ।
ब्रह्मेशानौपुरोधाय देवाःप्रतिययुर्दिवम् ॥४२॥

ઈતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૩ જો.*

### શ્રી કૃષ્ણનો જન્મ અને તેમનું ગોકુળમાં પધારવું.

**શ્રી શુકઉવાચ.**

अथसर्वगुणोपेतः कालःपरमशोभनः ।
यर्ह्येवाऽजनजन्मर्क्षं शांतर्क्षग्रहतारकम् ॥ १ ॥

શુકદેવજી કહેછે—પછી જ્યારે સઘળા શુભ ગુણવાળો અને અત્યંત સુંદર સમય આવ્યો, ચંદ્રમા રોહિણી નક્ષત્રમાં આવ્યો, નક્ષત્ર, ગ્રહ અને તારાઓ અનુકૂળ હતાં, દિશાઓ સ્વચ્છ થઈ, આકાશ નિર્મળ થયુ, નક્ષત્રો નિર્મળ રીતે ઉગ્યાં, પૃથ્વીમાં રાજધાનીઓ, ગામડાં, વ્રજ અને ખાણ્યોમાં મંગળ વરતી રહ્યુ, નદીઓનાં જળ સ્વચ્છ થઇ ગયાં, જળાશયોમાં કમળ ઉઘડવાની શોભા થઇ, વનરાજીઓના પુષ્પના ગુચ્છોમાં પક્ષીઓ અને ભ્રમરાઓ નાદ કરવા લાગ્યા, શીત મંદ અને સુગંધી પવન વાવા લાગ્યો, દ્વિજ લોકોના અગ્નિઓ શાંતિ ભરેલા અને સારી રીતે દીપ્ત થયા, કંસાદિકવિના બીજાં સઘળાં પ્રાણીઓ અને દેવતાઓનાં મન પ્રસન્ન થયાં, સ્વર્ગમાં ઈશ્વરના અવતારને સૂચવનારાં દુંદુભિ વાગવા લાગ્યાં, કિન્નર અને ગંધર્વો ગાવા લાગ્યા, સિદ્ધ અને ચારણો સ્તુતિ કરવા લાગ્યા, વિદ્યાધરની સ્ત્રીઓ અને અપ્સરાઓ નાચવા લાગી, મુનિઓ અને દેવતાઓ આનંદથી પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. સમુદ્રની પછવાડે મેઘ મંદમંદ ગર્જના કરવા લાગ્યા અને ઘાટા અંધારાવાળા મધરાતના સમયમાં માણસોની ફરહર બંધ પડી ગઈ, ત્યારે પૂર્વદિશાથી જેમ સંપૂર્ણ ચંદ્રમા પ્રકટ થાય તેમ દેવતારૂપી દેવકીથી સર્વના અંતર્યામી ભગવાન ઈશ્વરરૂપે પ્રકટ થયા (જન્મ્યા.)[૧-૮] એ અદ્ભુત બાળકને વસુદેવે દીઠા. એ બાળકનાં નેત્ર કમળસરખાં હતાં, ભુજા ચાર હતી, શંખ ગદા અને ચક્રરૂપી આયુધો ધર્યાં હતાં, શ્રીવત્સનુ ચિન્હ દેખાતું હતુ, કંઠમાં કૌસ્તુભમણિ શોભતો હતો, પીળાં વસ્ત્ર ધર્યાં હતાં, ઘાટા મેઘનાસરખી કાંતિ હતી, અમૂલ્ય વૈદૂર્યમણિથી જડેલાં કિરીટ અને કુંડળોની કાંતિથી અનેક કેશ ઝળકી રહ્યા હતા, અને અતિ ઉત્તમ કટિમેખળા, બાજુબંધ અને કંકણાદિક શોભી રહ્યાં હતાં[૯-૧૦] પોતાના પુત્રરૂપે અવતરેલા ભગવાનને જોઈ તેમના અવતારના ઉત્સવના સંભ્રમમાં પડેલા અને વિસ્મયથી જેનાં નેત્ર પ્રફુલ્લિત થઇ ગયાં એવા વસુદેવે તે સમયરૂાં નાહીને દશ હજાર ગાયોનુ દાન કરવાનો મનથી સંકલ્પ કર્યો.[૧૧] હે રાજા! પોતાના પુત્ર કે જેમની કાંતિથી સુવાવડનું ઘર સઘળુ શોભી

* આ ત્રીજા અધ્યાયમા ભગવાન્ પોતાના ઈશ્વરરૂપે પ્રકટ થયા, માતાપિતાએ તેમની સ્તુતિ કરી અને પિતા બધુએ લીધે તેમને ગોકુળમા લઇગયા, એકથા કહેવામાં આવશે

રહ્યું હતું, તેમને પરમપુરૂષ (વિષ્ણુ) જાણીને તેમના પ્રભાવને જાણતા અને શુદ્ધ બુદ્ધિવાળા વસુદેવે પોતાનુ શરીર નમાવી તથા હાથ જોડી નિર્ભયથઇને તેમની આ પ્રમાણે સ્તુતિ કરી.[૧૨]

વસુદેવ સ્તુતિ કરેછે—કેવળ અનુભવ અને આનંદજ જેનુ સ્વરૂપછે એવા, સર્વબુદ્ધિઓના સાક્ષી અને પ્રકૃતિથી પર પુરૂષ આપ સાક્ષાત્ દેખવામાં આવ્યા છો.।।[૧૩] જે પ્રથમ માયાથી ત્રિગુણાત્મક જગતને સજીને તેની પછવાડે તેમાં નહી પેઠા છતાં સદ્રૂપથી પેઠાની પેઠે જણાઓ છો તેજ આપ છો [૧૪] મહત્તત્વ, અહંકાર અને પંચ તન્માત્રા (શબ્દાદિક) કે જેઓ નોખનોખાં પડયાં હોય તો વિશેષકાર્ય કરવાને સમર્થનથી, તેઓ સોળ વિકારો (પંચભૂત અને અગિયાર ઈંદ્રિયો) ની સાથે મળીને બ્રહ્માંડને ઉત્પન્ન કરે છે અને ઉત્પન્ન કર્યાં પછી જાણે બ્રહ્માંડમાં પેઠાં હોય એમ જણાય છે, પણ વાસ્તવિક રીતે તેઓ પેઠેલાંજ કારણરૂપે હતાં તેથી સજેલા કાર્યમાં તેઓનો પાછળથી પ્રવેશ થયો નથી તો આ દૃષ્ટાંત પ્રમાણેજ આપના વિષયમાં પણ સમજવાનું છે [૧૫-૧૬] ઈંદ્રિયો કે જેઓના સ્વરૂપનુ રૂપાદિકના જ્ઞાન ઉપરથી અનુમાનકરવામાં આવેછે, તેઓથી ગ્રહણ કરવામાં આવતા કાર્ય પદાર્થોની સાથેજ કારણ સ્વરૂપે આપ રહ્યાછો, તોપણ તે ઈંદ્રિયોથી કાર્ય પદાર્થોની સાથે ગ્રહણ કરી શકાતા નથી. સર્વરૂપ, સર્વના આત્મા, વ્યાપક અને પરમાર્થ વસ્તુરૂપ આપ પરિચ્છેદ (માપ) રહિત છો તેથી આપના સ્વરૂપમાંબહાર કે અંદરપણાનો ભેદજ નથી, માટે આપનો કાર્યોમાં પ્રવેશ કેમજ ઘટે ?[૧૭] દેહાદિક દૃશ્યપદાર્થો આત્માથી ભિન્ન સત્તા ધરાવનાર છેએમ જે પુરૂષ નિશ્ચય કરે તેને મૂર્ખ જાણવો. કેમકે દેહાદિકનો વિચાર કરી જોતાં તેનુ કેવળ નામમાત્રપણાવિના બીજી રીતે નિરૂપણ થઇ શકતુ નથી, માટે ખોટા છે, અને ખોટી સિદ્ધ થયેલી વસ્તુને સાચાપણાથી જે સ્વીકાર કરે તે મૂર્ખજ કહેવાય [૧૮] આપ કે જે નિર્ગુણ હોવાથી ક્રિયારહિત, અને ક્રિયારહિત હોવાથી નિર્વિકાર છો, તેથીજ આ જગતમાં ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય થાય છે એમ કહેવાયછે પરબ્રહ્મપણાને લીધે નિર્વિકાર અને ઈશ્વરપણાનેલીધે કર્તા જે આપ છો તેમનામાં એ વિષયનો કશો વિરોધ નથી ગુણોજ સૃષ્ટિ આદિ કાર્ય કરેછે, પણ તે ગુણોના આશ્રયરૂપ આપ છો, તેથી ચાકરના કામનો જેમ રાજામાં આરોપ કરવામાં આવે તેમ કર્ત્તાપણાનો આપમાં આરોપ કરવામાં આવેછે. [૧૯] તે આપ પોતાની માયાથી ત્રૈલોક્યના રક્ષણના સમયમાં સત્વગુણથી શ્વેતવર્ણ ધરોછો, સૃષ્ટિ કરવાના સમયમાં રજોગુણથી રક્ત વર્ણ ધરોછો, અને પ્રલયના સમયમાં તમોગુણથી કૃષ્ણવર્ણ ધરોછો.[૨૦] હે સર્વેશ્વર ! તે આપ આ જગતની રક્ષા કરવાની ઇચ્છાથી મારા ઘરમાં અવતર્યા છો તે, 'રાજા' એવુ નામ ધરાવનારા કરોડો દૈત્યોના યૂથપતિઓએ ચલાવાતી સેનાઓને મારશો [૨૧] હે દેવતાઓના ઈશ્વર ! આ દુષ્ટ કંસે અમારા ઘરમાં તમારો જન્મ થવાનું ભવિષ્ય સાંભળીને તમારા મોટા ભાઈઓને મારી નાંખ્યાછે અને તે હમણાંજ પોતાના માણસોના કહેવાથી આપનો અવતાર થયેલો સાંભળી હથીયાર ઉપાડીને આવતો હશે [૨૨]

શુકદેવજી કહેછે—પછી મહાપુરૂષના લક્ષણવાળા એ પુત્રને જોઈને કંસથી ભય પામેલાં દેવકીજીએ ભગવાનની સ્તુતિ કરી [૨૩]

દેવકીજી સ્તુતિ કરેછે—અપ્રકટ, કારણરૂપ, મોટુ, ચૈતન્યરૂપ, નિર્ગુણ, નિર્વિકાર, સત્તામાત્ર, વિશેષરહિત અને ક્રિયારહિત જે સ્વરૂપ કહેવાયછે તેજ આપ બુદ્ધિઆદિકને પ્રકાશ આપનારા સાક્ષાત્ વિષ્ણુ છો.[૨૪] કાળના વેગથી બ્રહ્માના બે પરાર્દ્ધના અંતમાં લોકનો નાશ થતાં, પંચમહાભૂત પોતપોતાની તન્માત્રાઓમાં પેશી જતાં અને તન્માત્રાઓ પ્રધાનમાં લય પામતાં પ્રધાનને જાણનારા આપજ એક અવશેષ રહો છો [૨૫] હે પ્રકૃતિને પ્રવર્તાવનાર ! આ મોટા કાળ કે જેના આદિમાં નિમેષ છે અને અંતમાં વર્ષ છે તથા જેની આવૃત્તિથી જગતની આવૃત્તિઓ થાયછે, તે કાળ તો આપની લીલારૂપ

કહેવાયછે, માટે અભયના સ્થાનરૂપ આપને હુ શરણે આવી છુ.[૨૬] હે આદિ પુરૂષ! મૃત્યુરૂપ સર્પથી બીનેલો લોક ભાગી ભાગીને સઘળાં સ્થાનકોમાં જાય તોપણ તેને નિર્ભય સ્વાનક મળતું નથી, પરંતુ કોઇ પ્રકારના ભાગ્યોદયથી આપના ચરણમાં આવે તો નિશ્ચિતપણાથી સૂઈ રહેછે અને મૃત્યુ પણ એથી ભાગી જાયછે.[૨૭]અમે કે જેઓ દુષ્ટ કંસથી ઉદ્વેગ પામેલાં છીએ તેઓની આપ રક્ષા કરો. આપ ભક્ત લોકોના ત્રાસને મટાડનાર અને,ભક્તોને જાણનારછો. ધ્યાનના સ્થાનકરૂપ આ ઈશ્વરસ્વરૂપને ચર્મચક્ષુવાળાઓની આગળ પ્રકટ કરશો નહી.[૨૮]હે વિષ્ણુ! એ પાપી કંસ મારા શરીરથી આપનો જન્મ થયાનુ જાણશે નહીં, કેમકે અધીર ચિત્તવાળી હુ આપના કારણને લીધેજ કંસથી ઉદ્વેગ પામુંછુ[૨૯] હે જગતના આત્મા! શંખ, ચક્ર, ગદા તથા પદ્મની શોભાવાળુ અને ચાર ભુજાવાળુ આ અલૌકિક રૂપ શમાવો.[૩૦]સૃષ્ટિકાળમાં જે આ જગત્ દેખાયછે તે સઘળાને પ્રલયકાળમાં વગરસાંકડે પોતાના શરીરમાં જે ધારણ કરોછો તે આપ મારા ગર્ભમાં રહ્યા!! એ વાતની લોકો હાંસી કરે એવુ છે, માટે આ રૂપ શમાવવુ જોઇએ.[૩૧]

શ્રી ભગવાન્ કહેછે—હે સતી! તમેજ પૂર્વજન્મમાં સ્વાયંભુવ મન્વંતરમાં પૃશ્નિ નામે હતાં અને ત્યારે આ વસુદેવ, સુતપા નામે નિર્દોષ પ્રજાપતિ હતા[૩૨] પ્રજાની સૃષ્ટિ કરવાસારૂ બ્રહ્માએ જ્યારે તમને આજ્ઞા કરી, ત્યારે તમે બન્ને, ઇંદ્રિયોને નિયમમાં રાખીને મોટુ તપ કરવા લાગ્યાં હતાં[૩૩]વરસાદ, વાયુ, તડકો અને ગરમીરૂપી કાળના ગુણોને સહન કરતાં હતાં પ્રાણાયામ કરવાથી મનના મેલ મટાડી નાંખ્યા હતા[૩૪] ખરી પડેલાં પાંદડાં અને પવનનો અહાર કરી રહેતાં હતાં અને મારી પાસેથી વર મેળવવાની ઇચ્છાનેલીધે શાંત ચિત્તથી મારૂ આરાધન કરતાં હતાં.[૩૫]એ પ્રમાણે મારામાં ચિત્ત રાખી તીવ્ર અને અત્યંત દુષ્કર તપ કરતાં તમો બન્નેને દેવતાઓનાં બાર હજાર વર્ષ વીતી ગયાં.[૩૬]ત્યારે તપ, શ્રદ્ધા અને નિરંતર ભક્તિથી હૃદયમાં ધ્યાન કરેલો અને વર દેનારાઓનો અધિપતિ હું પ્રસન્ન થઇને વર દેવાસારૂ આ શરીરથીજ તમારી પાસે પ્રકટ થયો હતો મે 'વર માગો' એમ કહેતાં તમોએ મારા જેવો પુત્ર માગ્યો.[૩૭-૩૮] તમોએ સંસારનાં વિષયસુખ ભોગવ્યાં ન હતાં અને સંતાન પણ થયું ન હતુ, તેથી માયાના મોહને લીધે તમોએ મારી પાસેથી મોક્ષ માગ્યો નહી[૩૯] મારા જેવો પુત્ર થવાનું વરદાન આપીને હુ ગયા પછી તમો બન્ને કે જેઓનો મનોરથ પૂર્ણ થયો તેઓ સંસારસંબંધી સુખ ભોગવવા લાગ્યાં.[૪૦] શીલ, ઉદારતા અને ગુણોથી મારા જેવો બીજો કોઇ નહી જોવામાં આવતાં 'પૃશ્નિગર્ભ' એવે નામે હુંજ તમારો પુત્ર થયો હતો.[૪૧] પાછાં તમે બે બીજા અવતારમાં કશ્યપ અને અદિતિ થયાં હતાં, ત્યાં પણ 'ઉપેંદ્ર' એવા નામથી હુ તમારે ત્યાં અવતર્યો હતો. એ અવતારમાં હુ ઠીંગણો હતો તેથી મારૂં 'વામન' એવુ નામ પણ કહેવાતું હતુ.[૪૨] આ તમારા ત્રીજા અવતારમાં પણ એજ શરીરથી ફરીવાર તમારે ત્યાં અવતર્યોછુ. હે સતી! આ વાત મેં યથાર્થ કહીછે.[૪૩] મારા પૂર્વજન્મના સ્મરણને માટે આ રૂપ મે તમને દેખાડયુ છે; કેમકે હુ મનુષ્યદેહ દેખાડત તો તમને મારૂં જ્ઞાન થાત નહી.[૪૪] તમે પુત્રભાવથી અને બ્રહ્મભાવથી પણ મારૂ વારંવાર ચિંતન કરશો અને સ્નેહ રાખશો, તેથી હવે તમને મોક્ષની પ્રાપ્તિ થશે.[૪૫] જો તમે કંસથી બીતાં હો તો મને ગોકુળમાં લઇ જાઓ. અને યશોદાની કન્યા કે જે મારી માયારૂપ છે, તેને અહીં લાવો[૪૬]

શુકદેવજી કહેછે—એટલું કહીને ભગવાન્ ચૂપ થયા, અને માતપિતા જોતાં છતાં પોતાની માયાથી તુરત પ્રાકૃત બાળક થઇ ગયા.[૪૭] પછી વસુદેવ સૂવાવડના ઘરમાંથી પુત્રને લઈને જ્યારે બહાર જવાની ઇચ્છા કરી, ત્યારે નંદની સ્ત્રી યશોદાએ યોગમાયાને જન્મ આપ્યો[૪૮] એ યોગમાયાએ દ્વારપાળોનાં સઘળાં જ્ઞાન અને સઘળી વૃત્તિઓ હરી લેતાં અને પુરના લોકોને પણ

સૂવાડી હતાં, વસુદેવ પોતાના હાથમાં ભગવાનને પધરાવીને ચાલ્યા. મથુરાંનાં સઘળાં દ્વારો કે જેઓનાં મોટાં કમાડ લોઢાના ખીલાવાળી સાંકળોથી ભીડેલાં અને બહુજ દૃઢ હતાં, તેઓ સઘળાં સૂર્યથી જેમ અંધારૂં ઉઘડી જાય તેમ શ્રીકૃષ્ણને વહન કરનાર વસુદેવ આવતાં પોતાની મેળેજ ઉઘડી ગયાં. મંદ મંદ ગાજતો વરસાદ વરસવા લાગ્યો, શેષનાગ ફણાવડે પાણીને નિવારણ કરતા પાછળ ચાલવા લાગ્યા.[૪૯-૫૦] એ સમયમાં વાર વાર મેઘ વરસવાને લીધે યમુનાજી પૂર હતાં. ગંભીર જળના પ્રવાહના વેગનેલીધે મોજા ઉછળવાનાં ભારે ફીણ તેમાં ચડયાં હતાં. અને જળમાં સેંકડો ભયંકર ચકરીઓ પડતી હતી, તોપણ તે નદીએ, રામચંદ્રજીને જેમ સમુદ્રે માર્ગ આપ્યો હતો તેમ વસુદેવને માર્ગ આપ્યો.[૫૧] વસુદેવે નંદના વ્રજમાં આવી અને ત્યાં સઘળા ગોવાળીઆઓને માયાથી સૂતેલા જોઇ યશોદાની દીકરીને લઇને પાછા પોતાને ઘેર આવ્યા.[૫૨] એ દીકરીને દેવકીના શયનમાં મૂકી પાછી પોતાના પગમાં બેડીઓ પેહેરીને વસુદેવ પ્રથમની પેઠેજ થઇ રહ્યા[૫૩] નંદની સ્ત્રી યશોદાને, પોતાને કાંઈક બાળક અવતર્યું એટલુ જાણવામાં હતુ પણ થાકથી અને યોગમાયાએ સ્મૃતિ હરી લેવાથી 'તે પુત્ર છે કે કન્યા છે' એવુ જ્ઞાન થયુ ન હતુ [૫૪]

यशोदानंदपत्नीच जातंपरमबुध्यत ।
नतल्लिंगंपरिश्रांता निद्रयाऽपगतस्मृतिः ॥५४॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૪ થો.*

### કંસે બાળકોની કરાવવા માંડેલી હિંસા.

श्रीशुक उवाच

बहिरंतःपुरद्वारः सर्वाःपूर्ववदावृताः ।
ततोबालध्वनिंश्रुत्वा गृहपालाःसमुत्थिताः ॥१॥

* આ ચોથા અધ્યાયમાં ચરિત્રનું વર્ણન સાંભળી બહુજ ભય પામેલા કંસે દુષ્ટ મંત્રીઓની સાથે વિચાર કરીને 'બાળક આદિને મારી નાંખવા' એજ પોતાના હિતરૂપ માન્યું, એ કથા કહેવામાં આવશે.

શુકદેવજી કહેછે—બહારનાં અને અંતઃપુરનાં દ્વાર પૂર્વની પેઠેજ ભીડાઈ ગયાં પછી બાળકનો શબ્દ સાંભળીને દ્વારપાળો ઉઠયા અને તેઓએ તુરત જઇને દેવકીને પ્રસવ થયાની વાત કંસની પાસે કહી, કે જેની કંસ ઉદ્વેગનેલીધે વાટજ જોયા કરતો હતો.[૧-૨] 'આ તો મૃત્યુ' એમ વિહ્વળ થયેલો કંસ તુરત શયનમાંથી ઉઠીને મોવાળા છુટા મૂકી ઠેશો ખાતો ખાતો સૂવાવડીના ઘરમાં આવ્યો[૩] સતી અને રાંક દેવકીએ દયામણી રીતે તે ભાઇને કહ્યુ કે—'હે ભલા ભાઈ! આ તારી ભાણેજી દીકરી છે માટે આને તારે મારવી નહી જોઇએ.[૪] હે ભાઈ! તેં દૈવની પ્રેરણાથી મારા અગ્નિ જેવા તેજસ્વીઘણા પુત્રોને મારી નાખ્યા, પણ આ એક દીકરી મને દેવી જોઇએ.[૫] હુ તારી નાની બેન, રાંક, મંદભાગ્યવાળી અને જેના પુત્રો મરી ગયાછે એવી છું, તો હે ભાઇ! આ છેલ્લી પ્રજા મને દેવી જોઈએ.[૬]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે દીકરીને છાતી સાથે દાબીને બહુજ રાંકની પેઠે રૂદન કરતી દેવકીએ પ્રાર્થના કરી, તોપણ દુષ્ટ કંસે તેને તરછોડીને તેના હાથમાંથી તે કન્યાને આંચકી લીધી.[૭]સ્વાર્થથી સ્નેહને ઉખેડી નાંખનારા કંસે એ બેનની દીકરી કે જે માત્ર જન્મેલીજ હતી, તેને પગ ઝાલીને છીપર ઉપર પછાડી.[૮]વિષ્ણુની નાની બેન એ દેવી કંસના હાથમાંથી ઊછળીને તુરત આકાશમાં ગઇ, ત્યાં સાક્ષાત્ યોગમાયારૂપે જોવામાં આવી દિવ્ય માળા, વસ્ત્ર, લેપ તથા રત્નના અલંકારથી શોભતી હતી મોટી આઠ ભુજાઓમાં ધનુષ્, ત્રિશૂળ, બાણ, ઢાલ, તરવાર, શંખ, ચક્ર અને ગદા એ આઠ આયુધ ધર્યાં હતાં[૯-૧૦]સિદ્ધ, ચારણ, ગંધર્વ, અપ્સરા, કિન્નર, અને સર્પો ઘણાં ઘણાં બળિદાન આપીને તેની સ્તુતિ કરતા હતા એ દેવીએ કંસને કહ્યું કે—'હે મંદ! મને મારવાથી શું વળ્યું? તારો પૂર્વનો શત્રુ કે જે તારા પ્રાણ લેનાર છે તે તો બીજા કોઇસ્થાનકમાં ઉત્પન્ન થઇ ચુકયો છે. માટે રાંક પ્રાણીઓને તું વૃથા માર માં.[૧૧-૧૨]અ-

ગવતી યોગમાયા તે કંસને એ પ્રમાણે કહી પૃથ્વીમાં ઘણાં નામવાળાં સ્થાનકોમાં ઘણાં ઘણાં નામથી રહી [૧૩]એ દેવીનું બોલવું સાંભળી બહુજ વિસ્મય પામેલા કંસે દેવકી અને વસુદેવને છોડીને નમ્રતાથી કહ્યું કે-"હે બેન ! હે બનેવી ! અહો ! બહુજ ભૂંડું થયું. રાક્ષસ જેમ પોતાનાં છોકરાંનેજ મારી નાંખે તેમ હું પાપીએ તમારા ઘણા પુત્રોને મારી નાંખ્યા [૧૪-૧૫] હું કે જે નિર્દય, જ્ઞાતિ અને સંબંધીઓનો ત્યાગ કરનાર, ખળ અને બ્રહ્મહત્યા કરનારની પેઠે જીવતાં મુવેલો છું તે કયા લોકને પામીશ [૧૬]કેવળ માણસોજ ખોટું બોલેછે એમ નથી, પણ દેવતાઓ પણ ખોટું બોલેછે, કે જેઓના વિશ્વાસથી મેં પાપીએ બેનનાં બાળકોને મારી નાંખ્યાં [૧૭] હે મહાભાગ્યશાળી ! તમારા પુત્રો કે જેઓએ પોતાનાં પ્રારબ્ધ ભોગવ્યાં તેઓનો શોક કરો માં કેમકે દૈવાધીન પ્રાણીઓ નિરંતર એક ઠેકાણે સાથે રહેતાંજ નથી [૧૮]જેમ પૃથ્વીમાં પૃથ્વીના વિકારરૂપ ઘટાદિક પદાર્થો થાયછે અને પાછા ફૂટી જાયછે, તેમાં પૃથ્વી કાંઇ પણ ફેરફાર નહીં પામતાં એવીને એવીજ રહેછે, તેમ દેહ જન્મે છે અને મરીજાયછે, તેમાં આત્મા કાંઈ પણ ફેરફાર નહી પામતાં એકરૂપજ રહેછે [૧૯] આ પ્રમાણે જે માણસ યથાર્થ સમજતો નથી તેને દેહમાં આત્મબુદ્ધિ થાયછે, કે જેથી ભેદ, ભેદને લીધે પુત્રાદિકના દેહથી યોગ તથા વિયોગ અને તેથી સુખ દુઃખ ચાલ્યા કરેછે [૨૦] એટલા માટે હે ભલી બેન ! તારા પુત્રોને મેં મારી નાંખ્યા તો પણ તેઓનો તું શોક રાખીશ માં, કેમકે સર્વ પ્રાણીઓને પરતંત્ર પણાથી પોતાનું કરેલું ભોગવવું પડેછે [૨૧] જ્યાં સુધી પોતાના સ્વરૂપને નહી જાણી 'હું મારૂં છું અને હું મરૂં છું' એમ માનછે ત્યાંસુધી એ દેહાભિમાની અજ્ઞાની માણસ પ્રાણઘાતાદિક કરવાનો અધિકારી રહેછે [૨૨] દીન ઉપર દયા કરનારા સાધુલોકો મારા અપરાધની ક્ષમા કરજો" એમ કહી રોઇ પડીને કંસે દેવકી તથા વસુદેવના પગ ઝાલ્યા, અને યોગમાયાના વચન ઉપર વિશ્વાસ રાખી પોતાનો

સ્નેહ દેખાડવા તેઓને બંધનમાંથી છોડયાં. [૨૩-૨૪] એ પસ્તાએલા ભાઈ ઉપર દેવકીએ ક્ષમા કરી, અને વસુદેવે પણ વૈર મૂકી હસીને તેને કહ્યું કે-"હે મહાત્મા કંસ ! જેમ તું કહેછે તેમજ છે. પ્રાણીઓને દેહાભિમાન અજ્ઞાનથીજ થયેલ છે કે જેથી આ પોતાનો અને આ પારકો એવી ભેદબુદ્ધિ થાયછે. [૨૫-૨૬] શોક, હર્ષ, ભય, દ્વેષ, લોભ, મોહ અને મદવાળા દેહાભિમાની લોકો 'ઇશ્વરજ પદાર્થોનો પદાર્થોથી પરસ્પર નાશ કરેછે' એ વાતને જાણતા નથી, અને પોતામાંજ હણનાર અને હણાએલપણું માનેછે." [૨૭] એ પ્રમાણે પ્રસન્ન થયેલાં દેવકી અને વસુદેવે શુદ્ધ અંતઃકરણથી બોલાવેલો કંસ તેઓની આજ્ઞા લઇને પોતાના ઘરમાં ગયો [૨૮] એ રાત્રિ વીતી ગયા પછી કંસે મંત્રીઓને બોલાવીને તેઓને યોગમાયાએ કહેલી સઘળી વાત કહી સંભળાવી. [૨૯] પોતાના સ્વામી કંસનું બોલવું સાંભળીને તેના મંત્રી દૈત્યો કે જેઓ દેવતાઓના શત્રુ, દેવતાઓ ઉપર ક્રોધ કરનારા અને લાંબા વિચાર વગરના હતા તેઓએ કંસને કહ્યું કે-"હે યાદવોના ઇંદ્ર ! જો એમ હોય તો પુર, ગામડાં અને વ્રજાદિકમાં દશ દિવસની અંદરનાં અને દશ દિવસ ઉપરાંતનાં જે જે બાળકો જન્મેલાં હશે તેઓને આજજ અમે મારી નાંખીશું [૩૦-૩૧] દેવતાઓ કે જેઓ યુદ્ધમાં બીકણ અને તમારા ધનુષની દોરીના શબ્દથી નિરંતર ઉદ્વેગ પામ્યા કરેછે, તેઓ ઉદ્યમથી શું કરનાર છે? [૩૨]તમે બાણ ફેંકોછો, ત્યારે તમારાં બાણોથી ચારેકોર માર્યા જતા દેવતાઓ જીવવાની ઇચ્છાથી યુદ્ધ મૂકીને ભાગી જાયછે [૩૩] કેટલાએક દેવતાઓ હથીયાર મૂકી દઈને રાંકપણાથી હાથ જોડી ઉભેછે, અને કેટલાએક તો પોતાની કાછડીઓ અને ચોટલીઓ છુટી જતાં 'બીન્યા છીએ બીન્યા છીએ, એમ બોલવા લાગેછે. [૩૪] જેઓ શસ્ત્ર અસ્ત્રને ભૂલી ગયા હોય, રથ વગરના હોય, ભયથી ઘેરાએલા હોય, બીજાઓની સાથે યુદ્ધ કરતા હોય તથા જેઓનાં ધનુષ ભાંગી પડયાં હોય અને યુદ્ધ ન કરતા હોય તેઓને તમે મા-

રતા નથી.[૩૫] નિર્ભય સ્થાનકમાં શૂરવીર, અને યુદ્ધ ન હોય ત્યાં બડાઇ હાંકનારા દેવતાઓથી, ગુપ્ત રહેનાર વિષ્ણુથી, વનવાસી શિવથી, અલ્પ પરાક્રમવાળા ઇંદ્રથી કે તપ કર્યા કરતા બ્રહ્માથી આપણને શુ થવાનુ છે? તોપણ અમે ધારીએ છીએ કે શત્રુપણાને લીધે દેવતાઓની ઉપેક્ષા નહી કરવી જોઇએ. એટલા માટે અમે કે જેઓ તમારા સેવક છીએ તેઓને દેવતાઓનુ મૂળ ખોદી નાખવાની આજ્ઞા કરો.[૩૬-૩૭] જેમ શરીરમાં થયેલા રોગની ઉપેક્ષા કરતાં તે જામી જાય તો પછી મનુષ્યોથી તેનો ઉપાય થઇ શકતો નથી, અને જેમ ઇંદ્રિય વર્ગને છુટો મૂકી દીધો હોય તો પછી તેનો નિગ્રહ થઇ શકતો નથી, તેમ શત્રુ પણ બળ બધાઇને વધી જાય તો પછી તેને ચળાયમાન કરી શકાતો નથી[૩૮] દેવતાઓનુ મૂળ વિષ્ણુ છે અને વિષ્ણુ જ્યાં સનાતન ધર્મ હોય ત્યાં રહેછે એ ધર્મનુ મૂળ વેદ, ગાય, બ્રાહ્મણો, તપ, યજ્ઞ અને દક્ષિણાઓ છે.[૩૯] માટે હે રાજા! સઘળા ઉપાયો કરીને વેદિયા, તપસ્વી અને યજ્ઞ કરનારા બ્રાહ્મણોને તથા યજ્ઞમાં ઉપયોગી થાય એવાં ઘી, દૂધ આદિ આપનારી ગાયોને અમે મારી નાંખીશું[૪૦] બ્રાહ્મણ, ગાયો, વેદ, તપ, સત્ય, ઇંદ્રિયોનો નિગ્રહ, મનની શાંતિ, શ્રદ્ધા, દયા, તિતિક્ષા, (દુખને સહન કરવાં) અને યજ્ઞો વિષ્ણુના શરીરરૂપ છે.[૪૧] એ વિષ્ણુજ સઘળા દેવતાઓનો સ્વામી, દૈત્યોના શત્રુ અને ગુપ્ત રહેનાર છે બ્રહ્મા અને સદાશિવ સહિત સર્વ દેવતાઓનુ મૂળ પણ એજ છે માટે ઋષિઓને મારવા એજ વિષ્ણુના વધનો ઉપાય છે"[૪૨] (શુકદેવજી કહેછે) કાળપાશથી ઘેરાએલા અને દુષ્ટ બુદ્ધિવાળા અસુર કંસે એ પ્રમાણે દુષ્ટ મંત્રીઓની સાથે વિચાર કરીને બ્રાહ્મણોની હિંસાને પોતાના હિતરૂપ માની ઇચ્છામાં આવે તેવાં રૂપ ધરનારા અને પરાયાનો નાશજ જેઓને વહાલો હતો એવા દૈત્યોને સર્વ દિશાઓમાં સાધુ લોકોનો નાશ કરી નાંખવાની આજ્ઞા કરી કંસ પોતાના ઘરમાં ગયો.[૪૩-૪૪] રજોગુણી સ્વભાવવાળા, તમોગુણથી મૂઢ બુદ્ધિવાળા અને જેઓનુ મોત સમીપમાં આવ્યુ હતુ એવા એ દૈત્યો સત્પુરૂષોનો દ્વેષ કરવા લાગ્યા[૪૫] મહાત્મા લોકોનો અપરાધ કરવાથી પુરૂષનાં આયુષ્ય, લક્ષ્મી, યશ, ધર્મ, શુભલોક, સુખ અને સર્વ પ્રકારના કલ્યાણોનો નાશ થાયછે.[૪૬]

आयुः श्रियंयशोधर्मं लोकानाशिष एवच।
हंति श्रेयांसि सर्वाणि पुंसोमहदतिक्रमः॥४६॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૫ મો.*

### શ્રી કૃષ્ણના જન્મથી નંદજીએ કરેલો મહોત્સવ.

॥ श्री शुकउवाच ॥

नंदःस्वात्मजउत्पन्ने जाताल्हादोमहामनाः।
आहूयविप्रान्वेदज्ञान् स्नातःशुचिरलंकृतः॥१॥

શુકદેવજી કહેછે-પુત્રનો જન્મ થવાથી આનંદ પામેલા ઉદાર મનના નંદરાયે તો નાહી, પવિત્ર થઇ, શણગાર ધરી, ભવિષ્યવેત્તા બ્રાહ્મણોને બોલાવી પુત્રનું સ્વસ્તિવાચન કરાવીને જાતકર્મસંસ્કાર કરાવ્યો, અને પિતૃ તથા દેવતાઓનુ પૂજન કરાવ્યુ[૧-૨] બ્રાહ્મણોને શણગારેલી બે લાખ ગાયો અને રત્નસમૂહ તથા સોનેરી વસ્ત્રોથી વીંટેલા સાત તિલપર્વતો આપ્યા[૩] 'પૃથ્વી આદિ પદાર્થ કાળથી પવિત્ર થાયછે, દેહાદિક સ્નાનથી પવિત્ર થાયછે, અપવિત્ર પદાર્થથી જેને લેપ થયો હોય તે ધોવાથી પવિત્ર થાયછે, ગર્ભાદિક સંસ્કારોથી પવિત્ર થાયછે, ઇંદ્રિયાદિક તપથી પવિત્ર થાયછે, બ્રાહ્મણાદિક યજન કરવાથી પવિત્ર થાયછે, ધન દાનથી પવિત્ર થાયછે, મન સંતોષથી પવિત્ર થાયછે અને આત્મા બ્રહ્મવિદ્યાથી પવિત્ર થાયછે'[૪] બ્રાહ્મણો, સૂત, માગધ અને બંદિજનો આશિર્વાદનાં વચન

---

* આ પાંચમા અધ્યાયમા નંદજી પુત્રનુ જાતકર્મ અને મોટો ઉત્સવ કરી પછી મથુરા જઇને વસુદેવને મળવાનો આનંદ પામ્યા, એ વાત કહેવામા આવશે.

બોલવા લાગ્યા, ગવૈયાઓ ગાવા લાગ્યા અને ભેરી તથા દુંદુભિઓ વારવાર વાગવા લાગ્યાં.[૫] વ્રજમાં દ્વાર, આંગણાં અને ઘરોના અંદરના ભાગો સ્વચ્છ કરવામાં આવ્યા અને તેઓમાં જળ છાંટી દીધાં. વિચિત્ર ધ્વજોમાં પતાકાઓની હારો લગાવવામાં આવી વસ્ત્રો અને પાંદડાંનાં તોરણોની ભારે શોભા થઇ.[૬] ગાય, બેલ તથા નાના નાના વાછરડાઓને તેલ તથા હળદર ચોપડી જુદા જુદા પ્રકારના ધાતુ, પુષ્પની માળા, વસ્ત્ર તથા સુવર્ણના અલંકારોથી શરણગારેલાં હતાં.[૭] ઘણા મૂલ્યવાળાંવસ્ત્ર, આભૂષણ, કંચુક તથા પાઘડીઓથી શોભતાગોવાળિયા તરેહતરેહનીભેટ લઇને નંદરાયનેઘેરઆવ્યા [૮]યશોદાને પુત્રઆવ્યો સાંભળી રાજી થયેલી ગોપીઓ વસ્ત્ર, આભૂષણ અને અંજન આદિથી પોતાનાં શરીરને શણગારવા લાગી.[૯] નવીન કેસર લગાવવાથી શોભીતાં મુખવાળી, મોટા નિતંબવાળી અને હાલતાં સ્તનવાળી ગોપીઓ ભેટો લઈને ઉતાવળથી નંદરાયને ઘેર જવા લાગી [૧૦] ગોપીઓ કે જેઓએ કાનમાં સ્વચ્છ મણિનાં કુંડળ પેહેર્યા હતાં, કંઠમાં પદક ધર્યાં હતાં, હાથમાં કંકણ પેહેર્યા હતાં, શરીરમાં વિચિત્ર વસ્ત્ર પેહેર્યા હતાં અને જેઓના ચોટલામાંથી માર્ગમાં ફૂલની વૃષ્ટિ પડતી હતી, તેઓ નંદરાયને ઘેર જતાં હાલતાં કુંડળ, સ્તન અને હારની શોભાથી બહુજ દીપતી હતી [૧૧] 'ઘણા કાળ સુધી રક્ષા કરજો' એમ બાળકને આશિર્વાદ દેતી અને હળદરનાં ચૂર્ણ તથા તૈલવાળાં પાણીથી લોકોને ભીંજાવતી તે ગોપીઓ ગીત ગાતી હતી [૧૨] જગતના નાથ શ્રીકૃષ્ણ ભગવાન વ્રજમાં પધારતાં એ મહોત્સવમા વિચિત્ર વાજા વાગતાં હતાં [૧૩] રાજી થયેલા અને એક બીજા ઉપર ઘી દૂધ અને જળ રેડતા તથા માખણનું લેપન કરતા ગોવાળિયાઓ એક બીજા ઉપર દહીં નાંખવા લાગ્યા [૧૪] ઉદાર મનના નંદરાયે સૂત, માગધ, બંદિજનો અને બીજા પણ જેઓ વિદ્યોપજીવી હતા, તેમને વસ્ત્ર, અલંકાર, ગાયો અને ધન આપ્યાં.[૧૫] મોટા મનવાળા નંદરાયે વિષ્ણુના આરાધનને માટે અને પોતાના પુત્રના કલ્યાણસારૂ યથાયોગ્ય રીતે ઘણા ઘણા પદાર્થોથી સૌની પૂજા કરી.[૧૬] નંદરાયે માન આપેલાં મહાભાગ્યશાળી રોહિણી (બલભદ્રની મા) દિવ્ય વસ્ત્ર, માળા અને કંઠનાં આભૂષણોથી શણગારીને એ મહોત્સવમાં ફરતાં હતાં [૧૭] ત્યાંથી માંડીને ભગવાનના નિવાસથી થયેલા પોતાના અસાધારણ ગુણોથી નંદરાયનુ ગોકુળ સઘળી સમૃદ્ધિવાળું અને લક્ષ્મીજીને રમવાના સ્થાનકરૂપ થયુ.[૧૮] પછી હે પરીક્ષિત રાજા! ગોકુળની રક્ષા કરવાની ગોવાળીઆઓને ભલામણ આપી નંદરાય કંસને વર્ષનો કર દેવા સારૂ મથુરામાં ગયા [૧૯] પોતાના પરમમિત્ર નંદરાયને આવેલા અને કંસને કર આપી રહેલા જાણી વસુદેવ તેમને ઉતારે ગયા.[૨૦] પ્રાણને આવ્યા જોઈ જેમ દેહ ઉભો થાય, તેમ વસુદેવને આવ્યા જોઈ તુરત ઉભા થઇને પ્રેમથી વિહ્‌વળ થયેલા નંદરાયે પ્રીતિથી એ બહુજ પ્યારા મિત્ર વસુદેવનુ હાથવતે આલિંગન કર્યું [૨૧] પૂજેલા, સારી રીતે બેઠેલા અને જેનુ મન પોતાના પુત્રોમાં લાગી રહ્યું હતું એવા વસુદેવે આદરભાવથી આરોગ્ય પૂછી આ પ્રમાણે કહ્યુ કે—'હે ભાઇ! વૃદ્ધ, પ્રજારહિત,અને પ્રજાની આશા પણ જેણે છોડી દીધી હતી એવા તમને હમણાં પ્રજા આવી એ ઘણુ સારૂ થયુ.-[૨૩] આ સંસારરૂપી ચક્રમાં ફર્યા કરતા તમે આજ ફરીવાર જન્મેલા જેવા જોવામાં આવ્યા એ ઘણુ સારૂ થયુ, કેમકે પ્રિયનુ દર્શન દુર્લભ છે [૨૪] પાણીના પ્રવાહથી તણાતાં જતાં ખડ અને કાષ્ઠ આદિની સ્થિતિ જેમ એક ઠેકાણે રહેતી નથી તેમ વિચિત્ર પ્રારબ્ધવાળાં સંબંધીઓનો પ્રિય સહવાસ પણ એક ઠેકાણે રહેતો નથી [૨૫] *જેમાં તમે હમણાં સંબંધીઓથી વીંટાઇને રહ્યાછો તે મોટું વન પશુઓને હિતકારી, રોગરહિત અને જળ, ખડ તથા લતાઓનીઘણી સંપત્તિવાળુ છે?[૨૬] હે ભાઇ! મારોપુત્ર કે જે તેની માની સાથે તમારા વ્રજમાં રહ્યોછે અને

* મારા પુત્રને દૂધ આદિ પદાર્થ સારા મળેછે? એમ કેહેવાથી વસુદેવ પ્રકારાંતરે પૂછેછે.

તમનેજ પિતા કરી માનેછે તેને તમોએ સારીપેઠે રાખ્યો છે[૨૭] પુરૂષના ધર્મ, અર્થ અને કામ જો પોતાના સંબધીઓને ઉપયોગી થાય તો તે સફળ કહેવાય, અને સબધીઓ ક્લેશ પામતાં હોય તો તે ધર્માદિક કશા ઉપયોગના નથી[૨૮]

નંદરાય કહેછે-અહો! દેવકીથી થયેલા તમારા ઘણા પુત્રો કંસે મારી નાખ્યા અને એક સૌથી નાની દીકરી રહી હતી તે પણ સ્વર્ગે ગઇ![૨૯] માણસોની નિષ્ઠા અવશ્ય અદૃષ્ટ ઉપરજ છે (પુત્રાદિકના સુખને આપનારૂં અદૃષ્ટ જ્યારે મટી જાય ત્યારેજ પુત્રાદિક નાશ પામેછે) અદૃષ્ટજ સૌથી મોટુંછે (પુત્રાદિક નાખ્યા પડી ગયા હોય તોપણ અદૃષ્ટજ તેઓને પાછા મેળવી આપેછે) એવી રીતે પોતાના સુખ દુખનું કારણ અદૃષ્ટજ છે એમ જે સમજે તે કોઇ રીતે મુઝાય નહી.[૩૦]

વસુદેવ કહેછે-તમે પ્રતિવર્ષ દેવાનો કર રાજાને આપી રહ્યાછો અને અમારી સાથે પણ મળી ચુક્યા માટે હવે તમારે અહીં ઘણા દિવસ સુધી રહેવું યોગ્ય નથી, કેમકે ગોકુળમાં ઉત્પાત થતા હશે એમ ધારૂં છું[૩૧]

શુકદેવજી કહેછે-એ પ્રમાણે વસુદેવનું વચન સાંભળી નંદાદિક ગોવાળીઆઓ બળદનાં ગાડાં જોડી વસુદેવની આજ્ઞા લઈ ગોકુળમાં ગયા.[૩૨]

**इतिनंदादयोगोपाः प्रोक्तास्तेशौरिणा ययुः।**
**अनोभिरनडुद्युक्तैस्तमनुज्ञाप्य गोकुलम् ॥३२॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૬ ઠ્ઠો.*

### શ્રીકૃષ્ણે કરેલો પુતનાનો વધ.

**॥ श्रीशुक उवाच ॥**

**नंदः पथि वचः शौरेर्नमृषेतिविचिंतयन् ।**
**हरिंजगाम शरणमुत्पातागमशंकित ॥ १ ॥**

શુકદેવજી કહેછે-વસુદેવનું વચન ખોટુ ન હોય એમ માર્ગમાં વિચાર કરતા અને ઉત્પાત થવાની શંકા રાખતા નંદરાય ભગવાનનું ધ્યાન કરવા લાગ્યા.[૧] કંસે મોકલેલી અને બાળકોને મારનારી પૂતના પુર, ગામડાં અને વ્રજાદિકમાં બાળકોને મારતી મારતી ફરતી હતી[૨] ભગવદ્ ગુણનાં શ્રવણમનનાદિક જે રાક્ષસોને હણનાર છે, તેઓ જ્યાં ન હોય તે સ્થળમાં રાક્ષસીઓ પોતાનું કામ કરી શકેછે[૩] આકાશમાં ફરનારી અને યથેષ્ટ રીતે ચાલનારી પૂતના એક દિવસે નંદરાયના વ્રજમાં આવીને માયાથી પોતાના શરીરનો કોઈ ઉત્તમ સ્ત્રી જેવો વેષ બનાવી અંદર પેઠી[૪] એના ચોટલામાં મલ્લિકાનાં ફૂલ ગુંથેલાં હતાં, મોટા નિતંબ અને સ્તનના ભારથી કેડ લચકી જતી હતી વસ્ત્ર ઉત્તમ પેહેર્યાં હતાં. હાલતાં કુંડળોની કાંતિને લીધે ઝળકતા કેશોથી મોઢું શોભી રહ્યું હતુ.[૫] સુંદર મંદહાસ્યથી અને નેત્રની અણીવતે જોવાથી ગોવાળીઆઓનાં મન હરાઇ ગયાં, તેથી કોઈ ગોવાળીઆએ તેને અટકાવી નહીં, અને હાથમાં કમળ હોવાથી[૭] તે ભગવાનને જોવા સારૂ દેહ ધરીને આવેલી લક્ષ્મી જેવી લાગતી હતી, તેથી ગોપીઓ પણ ચૂપ થઇ ગઇ[૬] છોકરાંઓને શોધતી આવતી બાળગ્રહરૂપ પૂતનાએ યદૃચ્છાથી નંદરાયના ઘરમાં બાળક કે જે પોતાનું સ્વાભાવિક મોટું તેજ ગુપ્ત હોવાથી રાખમાં ભારેલા અગ્નિની ઉપમા ધરાવનાર અને દુષ્ટ પ્રાણીઓના કાળરૂપ છે તેને જોયા[૭] સ્થાવરજંગમોના આત્મારૂપ શ્રીકૃષ્ણ ભગવાન, તેને બાળકોને મારનારી પૂતના જાણીને નેત્ર મીંચીગયા પછી મૂર્ખ માણસ જેમ દોરડી સમજીને સૂતેલા સર્પને લઈ લે, તેમ તે પૂતનાએ પોતાના કાળરૂપ ભગવાનને પોતાના ખોળામાં લીધા[૮] કોશ (મ્યાન) થી ઢાંકેલી તરવારની પેઠે ઉપરથી કોમળ અને અંદર બહુજ તીક્ષ્ણતાવાળી એ ભૂંડાં કામ કરનારી પૂતનાને ઘરની અંદર આવેલી જોઈ તથા તેને ઉત્તમ સ્ત્રી જાણીને રોહિણી અને યશોદા કે જેઓ તેની કાંતિથી મોહપામી ગઇ હતી તે-

---

* આ છઠ્ઠા અધ્યાયમા વસુદેવના વચન ઉપરથી વ્રજમા જતા નંદરાય માર્ગમા સુવેલી રાક્ષસીને જોઇ અને તેના મરણની વાત સાભળી વિસ્મય પામ્યા, એ કથા કહેવામાં આવશે.

ઓ કેવળ ઉભીને જોયા કરતી હતી [૯] તે સ્થળમાં દુષ્ટ પૂતનાએ બાળક શ્રીકૃષ્ણ ભગવાનને ખોળામાં લઇ તેમના મોઢામાં ભયંકર અને ન પચે એવા ઝેરથી ભરેલું પોતાનુ સ્તન દીધુ ક્રોધવાળા ભગવાન એ સ્તનને બે હાથવતે બહુજ દબાવીને તે પૂતનાના પ્રાણની સાથે પીવા લાગ્યા.[૧૦] સર્વ મર્મસ્થળમાં પીડાતી પૂતના 'મૂકીદે મૂકીદે, હવે હાંઉં' એમ બોલવા લાગી, આંખો ફાટી ગઈ, શરીરમાં પસીનો વળીગયો, વારંવારહાથ અને પગ પછાડતાં રોવા લાગી.[૧૧] અત્યંત ગંભીર વેગવાળા તે પૂતનાના શબ્દથી પર્વતોસહિત પૃથ્વી અને ગ્રહોસહિત આકાશ ચલાયમાન થઇ ગયાં પાતાળ અને દિશાઓમાંથી પરછંદા ઉછળ્યા અને વજ્ર પડવાની શંકાથી મનુષ્યો ધરતીપર પડી ગયાં [૧૨] એ પ્રમાણે સ્તનમાં વ્યથા થતાં મરણ સમયે પોતાનુ પ્રથમનુ રૂપ ધરીને એ રાક્ષસી, વજ્રથી મરણ પામેલા વૃત્રાસુરની પેઠે વ્રજમાં પડી મરણ પામેલી એ રાક્ષસીનુ મોઢુ ફાટુ રહ્યુ હતુ કેશ છુટી ગયા અને પગ તથા હાથ લાંબા થઈ ગયા હતા [૧૩] હે પરીક્ષત રાજા ! એ પૂતનાના દેહે પડતાં પડતાં છ ગાઉની અંદરનાં વૃક્ષોનો ભૂકો કરી નાંખ્યો એ મોટું અદ્ભુત થયું [૧૪] એ ભયંકર પૂતનાના મોઢામાં હળના જેવી લાંબી અને ઉગ્ર દાઢો હતી, નાક પર્વતની ગુફા જેવુ હતુ, સ્તન પર્વતમાંથી પડેલા મોટા પથરા જેવડાં હતાં, કેશ વીખાએલા અને રાતા હતા [૧૫] આંખો અંધારા કુવા જેવી ઉંડી હતી, નિતંબ નદીના કાંઠા જેવા ભયંકર હતા, હાથ, સાથળ અને પગ જાણે સડક બાંધી હોય એવા હતા, પેટ પાણી વગરના દ્રહ જેવુ હતુ [૧૬] ગોવાળીઆ અને ગોપીઓ કે જેઓનાં હૃદય, કાન અને માથાં પ્રથમજ તેના શબ્દથી ફૂટી ગયા જેવાં થઇ ગયાં હતાં તેઓ પછી તે પૂતનાના શરીરને જોઇ ત્રાસ પામ્યા [૧૭] ગોપીઓએ ઘણા સંભ્રમ પીતુરત આવીને બાળક ભગવાન કે જે તેની છાતી ઉપર નિર્ભયરીતે રમતા હતા તેમને તેડી લીધા [૧૮] યશોદા અને રોહીણીની સાથે તે સઘળી ગોપીઓએ તે બાળક ઉપર ગાયનાં પૂછડાં ફેરવવા આદિ ક્રિયાઓથી સારીરીતે રક્ષા કરી [૧૯] બાળકને ગોમૂત્રથી, ગાયની રજથી અને ગાયના છાણથી નવરાવી તેનાં બાર અંગોમાં ભગવાનનાં નામોથી રક્ષા કરી [૨૦] પછી કાંઇક ધારણા મળતાં ગોપીઓએ આચમન લઇને પોતાના શરીરમાં પ્રથમ અંગન્યાસ તથા કરન્યાસ ભિન્ન ભિન્ન કરીને પછી બાળકના અંગમાં પણ બીજન્યાસ કર્યો [૨૧] "અજ ભગવાન્ તારા પગની, અણિમાન્ તારા ગોઠણની, યજ્ઞ સાથળની, અચ્યુત કટિની, હયગ્રીવ પેટની, કેશવ હૃદયની, ઇશ તારા વક્ષસ્થળની, ઇંદ્ર કંઠની, વિષ્ણુ ભુજની, ઉરૂક્રમ મુખની અને ઇશ્વર મસ્તકની રક્ષા કરજો.[૨૨] ચક્ર ધરનારા ભગવાન તારી આગળ રહેજો, ગદા ધરનારા ભગવાન તારી પાછળ રહેજો, ધનુષ ધરનારા મધુહા ભગવાન્ અને ખડ્ગ ધરનારા અજન ભગવાન તારાં બે પડખાંમાં રહેજો, શંખ ધરનારા ઉરૂગાય ભગવાન તારા ચારે ખૂણામાં રહેજો, ઉપેંદ્ર ભગવાન ઉપર રહેજો, તાર્ક્ષ્ય ભગવાન નીચે રહેજો, હળધર ભગવાન સઘળી કોર રહેજો,[૨૩] ઋષિકેશ ભગવાન ઇંદ્રિની રક્ષા કરજો, નારાયણ પ્રાણની રક્ષા કરજો, શ્વેતદ્વીપપતિ ભગવાન ચિત્તનુ રક્ષણ કરજો, યોગેશ્વર ભગવાન મનનુ રક્ષણ કરજો [૨૪] પૃશ્નિગર્ભ ભગવાન તારી બુદ્ધિની અને પર ભગવાન તારા અહંકારની રક્ષા કરજો, રમતાં ગોવિંદ ભગવાન, સુતાં માધવ ભગવાન, ચાલતાં વૈકુંઠ ભગવાન, બેસતાં લક્ષ્મીના પતિ, અને જમતાં યજ્ઞભોક્તા ભગવાન તારી રક્ષા કરજો કે જે સર્વ ગ્રહોને ત્રાસ ઉપજાવે એવા છે [૨૫-૨૬] ડાકણો, રાક્ષસીઓ, કૂષ્માંડ, બાળગ્રહ, ભૂત, પ્રેત, પિશાચ, યક્ષ, રાક્ષસ, વિનાયક, કોટરા, રેવતી, અલક્ષ્મી, પૂતના, માતૃકાદિક, ઉન્માદ, અપસ્માર અને બીજા પણ જેઓ દેહ, પ્રાણ તથા ઇંદ્રિયોનો દ્રોહ કરનારાછે તેઓ સઘળા નાશ પામજો. સ્વપ્નમાં દેખેલા મોટા ઉત્પાત અને વૃદ્ધ તથા બાળકના ગ્રહો કે જેઓ વિષ્ણુનુ નામ લેવાથીબીએ છે તેઓ સઘળાતારીપાસેથી જતા રહેજો."[૨૭-૨૮] એ પ્રમાણે સ્નેહથી બંધાએલી ગોપીઓએ જેની

રક્ષા કરી એવા પુત્રને યશોદાએ સ્તન ધવરાવીને સુવાડયા.[૩૦] તેટલામાં મથુરાંથી વ્રજમાં આવેલા નંદાદિક ગોવાળીઆઓ પૂતનાના શબને જોઈને બહુજ વિસ્મય પામ્યા અને કહેવાલાગ્યા કે—'વસુદેવ તો અવશ્ય ઋષિ કે યોગેશ્વર જન્મેલછે, કેમકે તેમણે જેવું કહ્યુ હતુ તેવોજ ઉત્પાત જોવામાં આવ્યો.'[૩૧-૩૨]પછી તે ગોવાળીઆઓએ પૂતનાના શરીરને કુવાડાઓથી કાપી સઘળા અવયવોને દૂર ફેંકી નાખી બાકીના ભાગને લાકડાંઓમાં નાંખીને બાળી નાંખ્યો [૩૩]ભગવાને ઉપભોગ લેવાને લીધે જેનાં પાપ તુરત નાશ પામી ગયાં એવો એ પૂતનાનો દેહ બળતાં તેમાંથી અગરૂના જેવો સુગંધી ધુમાડો નીકળ્યો [૩૪] લોકોના બાળકોને હણનારી અને રૂધિરનુ ભક્ષણ કરનારી પૂતના મારી નાંખવાની ઇચ્છાથી પણ ભગવાનને ધવરાવીને મુક્તિ પામી ગઈ, ત્યારે શ્રદ્ધાથી અને ભક્તિથી શ્રીકૃષ્ણ ભગવાનને પ્રિયવસ્તુનુ અર્પણ કરનારો માણસ મોક્ષ પામે તેમાં તો શુ જ કહેવુ ? ગાયો કે જેઓ વત્સાહરણની લીલામાં ભગવાનની માતાઓ થઇ હતી તેઓ પણ મુક્તિ પામીછે [૩૫-૩૬]ભક્તોના હૃદયમાં રહેનાર અને લોકવંદિત દેવતાઓએ પણ વંદન કરવા યોગ્ય ચરણથી જેના અંગને દબાવીને ભગવાને સ્તનપાન કર્યુ તે રાક્ષસી પૂતના પણ તેમની માને લાયક ગતિને પામી ગઈ, ત્યારે ગાયો અને ગોપીઓ કે જેઓના સ્તનના દૂધને ભગવાન્ પીતા હતા તેઓને સદ્ગતિની પ્રાપ્તી થાય તેમાં તો શુ જ કહેવુ ?[૩૭-૩૮]પુતનાના સ્નેહનેલીધે પાનો આવતાં બહુજ ઝરતાં જેઓનાં દૂધને દેવકીના પુત્ર અને મોક્ષાદિક સર્વ પુરૂષાર્થ આપનારા ભગવાને પીધાં તે માતાઓ કે જેઓ નિરંતર ભગવાનમાં પુત્રદૃષ્ટિ રાખતી હતી, તેઓને અજ્ઞાનથી થતો સંસારનો ફેરો બીજીવાર થવો નજ સંભવે [૩૯-૪૦]શબના ધુમાડાના સુગંધને સુંઘી 'આ શુ અને શાથી થયું ?' એમ બોલતા નંદાદિક વ્રજવાસીઓ વ્રજમાં આવ્યા [૪૧] તેઓ વ્રજમાં ગોવાળીઆઓના કહેવાથી પૂતનાનું આવવું ઇત્યાદિક, તેમું મરણ અને તેથી બાળકનું કુશળ રહેવુ સાંભળીને બહુજ વિસ્મય પામ્યા [૪૨]હે રાજા ! ઉદારબુદ્ધિવાળા નંદરાય, જાણે મરીજઇને પાછા આવેલ હોય એવા પોતાના પુત્રને તેડી તેનુ માથું સુંઘી પરમ આનંદ પામ્યા [૪૩]જે માણસ પૂતનાને મોક્ષ આપવારૂપ આ શ્રીકૃષ્ણનાં અદ્ભુત બાળચરિત્રને શ્રદ્ધાથી સાંભળે તેને ભગવાનમાંપ્રીતિ પ્રાપ્તથાય.[૪૪]

**यएतत्पूतनामोक्षं कृष्णस्यार्भकमद्भुतं ।**
**शृणुयाच्छ्रद्धयामर्त्यो गोविंदे लभते रतिम् ॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૭ મો.*

### શ્રીકૃષ્ણે ગાડું ઉંધું પાડયું તથા તૃણાવર્તનો નાશ કર્યો.

**॥ राजोवाच ॥**

**येन येनावतारेण भगवान्हरिरीश्वर ।**
**करोति कर्णरम्याणि मनोज्ञानिच नः प्रभो॥१॥**

પરીક્ષિત રાજા કહેછે—હે મહારાજ ! જોકે ઇશ્વર ભગવાન જે જે અવતારથી જે જે ચરિત્ર કરેછે તે સઘળાં અમારા કાનને અને મનને ગમે છે, તોપણ અમારા ઉપર આપની કૃપા હોય તો જે સાંભળવાથી પુરૂષને મનની ગ્લાનિ તથા અનેક પ્રકારની તૃષ્ણા મટી જાય, અને થોડા કાળમાં અંતઃકરણ શુદ્ધ થાય, ભગવાનમાં પ્રીતિ થાય અને વૈષ્ણવજનસાથે મૈત્રી થાય તેજ મનોહર ચરિત્ર કહો [૧-૨] હવે મનુષ્યદેહ ધરીને મનુષ્ય જાતિને અનુસરનારા શ્રીકૃષ્ણ ભગવાનનુ બીજુ પણ અદ્ભુત બાળચરિત્ર કહો.[૩]

શુકદેવજી કહેછે—કોઇ દિવસે ભગવાન પડખું ફેરવવા શીખ્યા, તેના ઉત્સવનો અભિષેક કરવાનો હતો, અને તેજ દિવસે ભગવાનના જન્મ નક્ષત્રનો પણ યોગ હતો, તેથી એ મોટા સમારંભમાં મળેલી સ્ત્રીઓની વચમાં યશોદાએ વાજા,

---

* આ સાતમા અધ્યાયમા ભગવાને ગાડાને ઉંધુ ફેંક્યુ, તૃણાવર્તને નીચે નાખ્યો અને મુખમા બ્રહ્માંડ દેખાડ્યુ એ કથા કહેવામાં આવશે.

ગીત, અને બ્રાહ્મણોના મંત્ર સહિત સ્વસ્તિવાચનથી પોતાના પુત્રનો અભિષેક કર્યો[4] ભગવાનને નવરાવ્યા અને અન્નાદિક, વસ્ત્ર, માળાઓ, પ્રિય વસ્તુ તથા ગાયો આપીને પૂજેલા બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવ્યું પછી ભગવાનની આંખોમા નિદ્રા આવતી જણાતાં તેમને યશોદાએ ધીરેથી એક ગાડાની નીચે ઝોળીમાં પોઢાડ્યા.[5] ઉત્સવસંબધી ઉત્સાહમાંજ યશોદાનુ મન લાગી રહ્યુ હતુ, અને તેથી તે એ ઉત્સવમાં આવેલાં વ્રજવાસીઓનુ સન્માન કરતાં હતાં, તેથી તેમણે પુત્રનુ રોવુ સાંભળ્યું નહી અને ભગવાને ધાવવાની ઇચ્છાથી રોતાં રોતાં પોતાના પગ ઉચા કર્યા[6] નીચે સૂતેલા બાળકના નાના અને કુપળિયાં સરખા કુણા પગ વાગવાથી ગાડુ ઉંધુ પડીગયું અનેક પ્રકારના રસોથી ભરેલાં કાંસા આદિ ધાતુઓનાં પાત્ર કે જેઓ ગાડા ઉપર હતાં તે ભાંગી પડ્યાં અને પૈડાં, ધરી, તથા ધોંસરું પણ વીખાઈ જઇને ઊંધાં પડ્યાં.[7] પડખુ ફેરવવાના ઉત્સવમાં મળેલી યશોદા આદિ સ્ત્રીઓ અને નંદાદિક ગોવાળીઆઓ એ અદ્ભુત વાત જોઇને વ્યાકુળ થઈ ગયા અને કહેવા લાગ્યા કે—'ગાડુ પોતાની મેળે કેમ ઉધુ પડ્યું ? એમ કહેતાં અને વિવાદથી મોહ પામેલાં સઘળાં ગાડાને ચોમેર ટોળુ વળીને ઉભાં 'જેઓને નિશ્ચય થયો નહી એવા ગોવાળીઆ અને ગોપીઓને છોકરાઓએ કહ્યું કે-'આ બાળકે રોતાં રોતાં પોતાના પગથી ઉંધુ નાંખ્યુ છે એમાં કશો સંશય નથી'[8] પરંતુ ગોવાળીઆઓએ છોકરવાદમાં ગણીને તેઓની વાત સાચી માની નહી, કેમકે એ બાળકના અપાર બળનુ તેઓને જ્ઞાન ન હતુ[10] યશોદાએ ઓડની શંકાથી એ રૂદન કરતા પુત્રને તેડી લઇને બ્રાહ્મણોપાસે વેદમંત્રથી સ્વસ્તિવાચન કરાવ્યુ અને પછી સ્તન ધવરાવ્યુ[11] બળવાન્ ગોવાળીઆઓએ સરસામાન સહિત એ ગાડાને પાછુ આગળની પેઠેજ સ્થાપ્યુ. અને બ્રાહ્મણોએ ગ્રહાદિકના હોમ કરીને દહી, અક્ષત દર્ભ તથા જળથી પૂજન કર્યું.[12] જેઓ અસૂયા, (ગુણમાં દોષ પ્રકટ કરવા), ખોટુ ભાષણ, દંભ, ઇર્ષ્યા, હિંસા અને અભિમાનથીરહિત તથા સત્ય સ્વભાવવાળા હોયછે, તેઓએ આપેલા આશિર્વાદ વ્યર્થ થાયજ નહી[13] એમ ધારી સાવધાન મનવાળા નંદરાયે ઉત્તમ બ્રાહ્મણોની પાસે સામવેદ, ઋગ્વેદ તથા યજુર્વેદના મંત્રોથી સંસ્કાર પમાડેલાં અને પવિત્ર ઓષધિવાળાં જળથી પુત્રનો અભિષેક તથા સ્વસ્તિવાચન કરાવ્યાં.[14] પછી અગ્નિમાં હોમ કરાવીને નંદરાયે ઉત્તમ ગુણવાળું અન્ન બ્રાહ્મણોને જમાડયુ[15] સઘળા ગુણવાળી અને વસ્ત્ર, પુષ્પની માળા તથા સોનાની માળાવાળી ગાયો પુત્રના કલ્યાણને અર્થે આપી અને બ્રાહ્મણોએ આશિર્વાદ દીધા[16] મંત્ર જાણનારા યોગ્ય બ્રાહ્મણોએ જે આશિર્વાદ આપ્યા તે તે પ્રમાણેજ થશે, કદીપણ વ્યર્થ થાયજ નહીં.[17] એક દિવસે ખોળામાં લઇને પુત્રને રમાડતાં યશોદા, પુત્રનો પર્વતના શિખર સરખો ભાર લાગ્યો તેને ખમી શકયાં નહી.[18] શ્રીકૃષ્ણના ઉદરમાં રહેલા બ્રહ્માંડના ભારથી પીડાએલાં અને વિસ્મય પામેલાં યશોદા, પુત્રને પૃથ્વી ઉપર મૂકી દઈને પરમેશ્વરનુ ધ્યાન કરતાં વ્યવહારના કામમાં લાગી ગયાં[19] કંસનો ચાકર અને કંસે મોકલેલો તૃણાવર્ત્તનામનો દૈત્ય વંટોળીયા વાયુના સ્વરૂપથી આવીને, પૃથ્વી ઉપર બેઠેલા બાળક ભગવાનને હરી ગયો[20] એ વંટોળિયા વાયુથી સઘળુ ગોકુળ ઘેરાઇ ગયુ, ધુળથી સર્વનાં નેત્ર આંધળાં જેવા થઈ ગયાં, ભયંકર શબ્દથી દિશા અને ખૂણાઓ ગાજવા લાગ્યા[21] બે ઘડીવાર સુધી સઘળું ગોકુળ ધૂળથી અને અંધારાથી ઘેરાએલું રહ્યુ યશોદ આવીને જુએછે ત્યાં તેણે પોતે પુત્રને જ્યાં મૂકયા હતા ત્યાં દીઠા નહી[22] તૃણાવર્ત્તે નાંખેલી કાંકરીઓથી ઉપદ્રવ અને મોહ થવાને લીધે કોઈ માણસ, પોતાના શરીરને કે બીજાને પણ જોઇ શક્યુ નહી[23] એ પ્રમાણે કઠોર વંટોળિયા વાયુથી ધૂળનો વરસાદ થતાં પુત્રનો પત્તો નહીં મળવાથી પૃથ્વીપર પડીગયેલાં અને પુત્રને સંભારતાં અબળા યશોદામાતા, જેનો વીછડો મરીગયો હોય એવી ગાયની પેઠે

દયામણી રીતે શોક કરવા લાગ્યાં.[૨૪] પવનથી થયેલી ધુળની વૃષ્ટિનો વેગ બંધ પડયા પછી યશોદાનું રોવું સાંભળીને બહુજ સંતાપ પામેલી અને આંસુથી જેઓનાં મોઢાં ભરાઈ રહ્યાં એવી ગોપીઓ તે ઠેકાણામાં ભગવાનને નહીં દેખી રોવા લાગી.[૨૫] વ ટોળિયાનું રૂપ ધરનાર તૃણાવર્ત્ત દૈત્ય ભગવાનને હરીને આકાશમાં જતાં ઘણો ભાર લાગવાથી તેનો વેગ શાંત થઇગયો અને પોતે ઉંચો જઇ શક્યો નહીં.[૨૬]પોતાને ભાર લાગવાથી તૃણાવર્ત્તે એમ માન્યું કે-'હું આ કોઈ પથરાને ઊપાડી આવ્યોછું' તેથી તે અદ્ભુત બાળકને તે મૂકીદેવા લાગ્યો, પણ ભગવાન્ તેને ગળે બાઝી રહ્યા, તેથી મૂકી શક્યો નહી [૨૭]ગળું પકડાયાથી ચેષ્ટારહિત થયેલો અને પૂરી ચીસ પણ નહીં નાંખી શકતો તે દૈત્ય આંખો નીકળી પડતાં મરણ પામીને વ્રજમાં પડયો. [૨૮]અંતરિક્ષમાંથી શિલા ઉપર પડેલો તે વિકરાળ દૈત્ય કે જેના સઘળા અવયવો રૂદ્રના બાણથી વીંધાએલા ત્રણ પુરની પેઠે વીખાઇ ગયા હતા, તેને રોતી અને ભેળી થયેલી સ્ત્રીઓએ દીઠો[૨૯] રાક્ષસ આકાશમાર્ગમાં લઈગયો તો પણ મૃત્યુના મુખથી છૂટેલા, કુશળ અને તે રાક્ષસની છાતી ઉપર લટકતા શ્રીકૃષ્ણને તેડી લઇ તેમની માને આપી સઘળી ગોપીઓ વિસ્મય પામી ગઈ[૩૦] જેઓના મનોરથ પૂર્ણ થયા એવા નંદાદિક ગોવાળીઆઓ અને ગોપીઓ બહુજ આનંદ પામ્યાં, અને પરસ્પર બોલવા લાગ્યાં કે-'રાક્ષસે મારી નાંખેલો આ બાળક પાછો આવ્યો એ ભારે અદ્ભુત થયું હિંસા કરનારો ખળ પુરૂષ પોતાના પાપથી માર્યો જાયછે, અને સાધુપુરૂષ પોતાની સમતાનેલીધે ભયમાંથી છૂટેછે.[૩૧-૩૨]આપણે તપ, ઇશ્વરનું પૂજન, જળાશયાદિકનું નિર્માણ, યજ્ઞ, દાન કે પ્રાણીમાત્ર ઉપર પ્રેમ શું કરેલા હશે કે જેના પ્રભાવથી આ બાળક કે જે મરી ગયો હતો, તે પોતાના બંધુઓને રાજી કરતો પાછો આવ્યો, આ બહુજ સારૂં થયું.'[૩૩]ગોકુળમાં એવી રીતનાં ઘણાં ઘણાં અદ્ભુત જોઇને વિસ્મય પામેલા નંદરાયને વસુદેવના વચન ઉપર બહુજ વિશ્વાસ બેઠો.[૩૪] એક દિવસે સ્નેહથી વ્યાપ્ત થયેલાં યશોદા બાળકને લઇ, પોતાના ખોળામાં બેસાડી તેને જેમાંથી દૂધ ઝરતું હતું એવું પોતાનું સ્તન ધવરાવતાં હતાં[૩૫] ઘણું ખરૂં ધાવી રહ્યા પછી તે બાળકના સુંદર મંદહાસ્યવાળા મુખને યશોદા લડાવતાં હતાં, ત્યાં તે બાળકને બગાસું આવતાં તેના મોઢામાં અંતરિક્ષ, સ્વર્ગ, પૃથ્વી, તારામંડળ, દિશાઓ, સૂર્ય, ચંદ્રમા, અગ્નિ, વાયુ, સમુદ્રો, દ્વીપ, પર્વતો, નદીઓ, વન અને સઘળાં સ્થાવર જંગમ પ્રાણીઓને દીઠાં[૩૬-૩૭] હે પરીક્ષિતરાજા! સઘળા બ્રહ્માંડને જોઈને તુરત જેને કંપ ઉત્પન્ન થયો અને વિસ્મય પ્રાપ્ત થયો એવાં મૃગનેણી યશોદા, પોતાનાં નેત્ર મીંચીગયાં.[૩૮]

सावीक्ष्यविश्वंसहसा राजन् संजातवेपथुः ।
संमील्यमृगशावाक्षी नेत्रे आसीत्सुविस्मिता॥३८॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો સાતમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૮ મો.*

### શ્રીકૃષ્ણબળદેવનાં ગર્ગાચાર્યે નામ પાડયાં તથા માટી ખાતાં માતાને વિશ્વરૂપ દેખાડયું.

**श्रीशुक उवाच.**

गर्गः पुरोहितो राजन् यदूनां सुमहातपाः ।
व्रजं जगाम नंदस्य वसुदेवप्रचोदितः ॥ १ ॥

શુકદેવજી કહેછે-હે રાજા! મહા તપસ્વી અને યાદવોના ગોર ગર્ગાચાર્ય વસુદેવની પ્રેરણાથી નંદરાયના વ્રજમાં આવ્યા[૧] તેમને જોઈ બહુજ રાજી થયેલા નંદરાયે સામા ઉભા થઇ હાથ જોડીને તથા તેમને પરમેશ્વરરૂપ જાણીને નમસ્કારપૂર્વક પૂજા કરી[૨] પૂજા કર્યા પછી સારી રીતે બેઠેલા તે મુનિને નંદરાયે સુંદર વાણીથી કહ્યુંકે 'હે મહારાજ! આપ કે જે પરિપૂર્ણ છો તેમનું અમે કયું કામ કરીએ?[૩]

* આ આઠમા અધ્યાયમા ભગવાનના નામ પાડયાં, બાળકની ક્રીડાના ઉત્સવમાં ભગવાને માટી ખાધી તથા તે પ્રસંગમા વિશ્વરૂપ દેખાડયું એ કથા કહેવામા આવશે.

મહાત્મા પુરૂષોનુ આવવુ થોડીવાર પણ ઘરને નહી છોડી શકતા ગૃહસ્થોનું કલ્યાણ કરવા સારૂજ હોય છે, કદી પણ તેઓના પોતાના સ્વાર્થને માટે હોતુ નથી ૪ જેને ઇંદ્રિયો નજ પોહોચી શકે એવા જ્ઞાનને આપનાર જ્યોતિશ્શાસ્ત્ર આપે કર્યુંછે કે જેથી પુરૂષને પૂર્વ તથા વર્ત્તમાન જન્મના ભૂત અને ભાવિફળનુ જ્ઞાન થાયછે ૫ આપ જ્યોતિશશાસ્ત્રના કર્ત્તા અને વેદ જાણનારામાં પણ શ્રેષ્ઠ છો, તેથી આ બે બાળકના સંસ્કાર કરો બ્રાહ્મણજન્મથીજમનુષ્યોનાગુરૂ કહેવાયછે ૬

ગર્ગાચાર્ય કહેછે—હું યાદવોનો આચાર્ય છુ અને પૃથ્વીમાં સર્વદા પ્રખ્યાત છુ, તેથી જો હું તમારા પુત્રના સંસ્કાર કરૂ તો પાપબુદ્ધિવાળો કંસ તમારા પુત્રને દેવકીનો પુત્ર માને વસુદેવની સાથે તમારે મૈત્રી છે તે પણ કંસ જાણેછે, અને દેવકીની દીકરીનુ વચન સાંભળી 'દેવકીનો આઠમો ગર્ભ સ્ત્રી નજ થવો જોઇએ' એમ પણ વિચાર કર્યા કરેછે માટે એવી શંકાથી તે જો તમારા પુત્રને મારે તો તેમાં અમારૂ બહુજ નઠારૂ થાય ૭-૯

નંદરાય કહેછે—આ વ્રજમાં મારા લોકોના પણ જાણવામાં ન આવે એવી રીતે એકાંતમાં સ્વસ્તિવાચન કરીને આ પુત્રોનો સંસ્કાર કરો, કે જે સંસ્કાર બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને અવશ્ય થવો જોઇએ ૧૦

શુકદેવજી કહેછે—એ પ્રમાણે નંદરાયે પ્રાર્થના કરતાં ગર્ગાચાર્યે એકાંતમાં ગુપ્ત રીતે તે બે બાળકોનાં નામ પાડયાં કે જે કરવાની ઈચ્છાથીજ પોતે આવ્યા હતા ૧૧

ગર્ગાચાર્ય કહેછે—આ રોહિણીનો પુત્ર પોતાના ગુણોથી સંબંધીઓને રમાડેછે, માટે 'રામ' કહેવાશે, અધિક બળ હોવાથી બળભદ્ર કહેવાશે, અને યાદવોનુ એકમતપણુ કરશે તેથી સંકર્ષણ પણ કહેવાશે ૧૨ આ જે તમારો પુત્ર છે તે પ્રત્યેક યુગમાં અવતાર ધરેછે અને એના શ્વેત રક્ત તથા પીત વર્ણ હતા હમણાં કૃષ્ણ વર્ણ છે તેથી તેનુ 'કૃષ્ણ' એવુ નામ કહેવાશે. ૧૩ પૂર્વે+ કોઇ સમયે આ તમારો રૂડો પુત્ર વસુદેવનો જે પુત્ર થયેલ હતો તેથી જ્ઞાનીલોકો આનું 'વાસુદેવ' એવુ નામ પણ કહેશે. ૧૪ ગુણ અને કર્મને અનુસરતાં તમારા પુત્રનાં નામ અને રૂપ ઘણાં છે કે જે સઘળાંને હું જાણતો નથી અને લોકો પણ જાણતા નથી ૧૫ ગોવાળિયા અને ગાયોને રાજી કરનાર આ તમારો પુત્ર તમ લોકોનું કલ્યાણ કરશે અને તેના પ્રભાવથી તમે સઘળાં કષ્ટોને અનાયાસથી તરશો. ૧૬ હે વ્રજના પતિ! પૂર્વે કોઈ રાજા ન હતો તે સમયમાં ચોર લોકોએ પીડેલા સજ્જનોની આ તમારા પુત્રે રક્ષા અને વૃદ્ધિ કરી હતી, તેથી તેઓએ ચોર લોકોને જીત્યા હતા. ૧૭ જે ભાગ્યશાળી માણસો આ તમારા પુત્રમાં પ્રીતિ રાખશે, તેઓને દૈત્યો જેમ વિષ્ણુના પક્ષવાળાઓને પરાભવ કરી શકતાનથી તેમ શત્રુઓ પરાભવ કરી શકશે નહી. ૧૮ હે નંદ! આ તમારો પુત્ર ગુણ, કીર્ત્તિ, લક્ષ્મી અને પ્રભાવથી નારાયણસમાન છે, માટે સાવધાન રહીને આની રક્ષા કરજો. ૧૯

શુકદેવજી કહેછે—એ પ્રમાણે આજ્ઞા કરી ગર્ગાચાર્ય પોતાને ઘેર જતાં રાજી થયેલા નંદરાયે પોતાના સઘળા મનોરથ પૂર્ણ થયા માન્યા. ૨૦ થોડાક કાળજતાં બળભદ્ર અને શ્રીકૃષ્ણ ગોકુળમાં ગોઠણ અને હાથવતે રીખવાનો વિહાર કરવા લાગ્યા ૨૧ એ બને ભાઇઓ ઘરેણાંની ઘૂઘરીઓના શબ્દથી સુંદર લાગે એવી રીતે પોતાના પગને ખેંચી ખેચીને વ્રજના કાદવોમાં બહુજ ચાલવા લાગ્યા, ઘુઘરીઓના શબ્દથી રાજી થવા લાગ્યા, અને વળી કોઈ માણસની પછવાડે ત્રણચાર પગલાં જઇને અણસમજુ અને બીનેલાની પેઠે પોતાની માતાઓની પાસે આવવા લાગ્યા ૨૨ દયાથી જેઓને પાનો આવતો હતો એવી તેઓની માતાઓ કાદવથી અને ચંદનના લેપનથી સુંદર લાગતા પોતાના પુત્રોને હાથવતે આલિંગન કરી ધવરાવતી હતી, અને ધવરાવતાં મંદહાસ્ય અને થોડા દાંતવાળાં તેમનાં મોઢાં જોઇને રાજી થતી હતી. ૨૩ જ્યારે એઓની કુમાર અવસ્થાની લીલા સ્ત્રીઓએ

---

+ 'પૂર્વે' એમ સામાન્ય રીતે કહ્યું તેથી નંદરાયે માન્યું કે આ ઋષિ મારા પુત્રના પૂર્વજન્મની વાત કરેછે.

જોવા જેવી થઈ, ત્યારે વ્રજમાં વાછડાંઓનાં પૂછડાં ઝાલવાથી વાછડાંઓએ ચારેકોર ખેંચી જવાતા એ બાળકોને જોઈ ગોપીઓ પોતાના ઘરનાં કામને ભૂલી જતાં હસતી હતી અને હર્ષ પામતી હતી.[૨૪] ક્રીડામાં લાગેલા અને અત્યંત ચપળ પોતાના પુત્રોને શીંગડાંવાળાં પશુ, દાઢવાળાંપ્રાણી,અગ્નિ, જળ, પક્ષી અને કાંટાઓથી અટકાવવાને અને ઘરનાં કામ કરવાને જ્યારે રોહિણી અને યશોદાની શક્તિ રહી નહીં ત્યારે તે બે માતાઓના મનની બહુજ અવ્યવસ્થા થઇ.[૨૫]હે પરીક્ષિતરાજા! પછી થોડો કાળ જતાં બળભદ્ર અને શ્રીકૃષ્ણ ભગવાન ગોકુળમાં ગોઠણ ઘસડયા વગર અનાયાસે પગથી ચાલવા લાગ્યા[૨૬]પછી બળભદ્ર સહિત શ્રીકૃષ્ણ ભગવાન પોતાના સરખી અવસ્થાના બાળક મિત્રો સાથે ગોપીઓને આનંદ ઉપજે એવી રીતે ક્રીડા કરવા લાગ્યા [૨૭] ભગવાનની પ્રિય લાગે એવી બાળ અવસ્થાની ચપળતા જોઇને સઘળે ઘેરથી ભેળી થયેલી ગોપીઓ યશોદાજી સાંભળતાં આ પ્રમાણે રાવ ખાતી હતી[૨૮] "હે યશોદા! અમારૂં ચિત્ત ઘરના કામકાજમાં બહુજ લાગેલુ હોયછે, ત્યારે આ તમારો પુત્ર ક્યારેક દોહોવાના સમય વગર પણ અમારાં વાછડાંઓને છોડી મૂકેછે. અમે વઢીએ છીએ તો હસેછે ચોરીના ઉપાયો કરીને મીઠા મીઠા પદાર્થ, દહીં અને દૂધ ચોરી લેતાં ખાઈ જાયછે. એટલુ જ નહી પણ પોતે ખાધા પેહેલાં વાંદરાઓને વેહેંચી દેછે. તેઓમાં તૃપ્ત હોવાને લીધે કોઈ વાંદરો ન ખાય તો પોતે ઠામ ફોડી નાંખેછે. કોઈ સમયે કાંઈ વસ્તુ ન મળેતો અમારા ઉપર ક્રોધ કરી અમારાં સૂતેલાં બાળકોને રોવરાવીને ભાગી જાયછે કોઇ વસ્તુ ઉંચી રાખવાને લીધે હાથમાં આવે એમ ન હોય તો પાટલા અને ખાંડણિયા આદિ માંડીને તેનો ઉપાય કરેછે. વાસણ ઉંચાં શીકાંઓમાં રાખેલાં હોયછે તો તેઓમાં રાખેલી વસ્તુ જાણી લઇને તેઓમાં કાંકુ પાડેછે. કાંકુ પાડવામાં પણ ઘણી ચાતુરી વાપરેછે. ઘરમાં અંધારૂ હોય તો પોતાના અંગમાં અનેક મણિ પેહેરી આવીને અજવાળું કરેછે.[૨૯-૩૦] 'અરે ચોર!' એમ કરી અમે બરકીએ છીએ તો સામી કેટલીક તીનપાંચ કરેછે. સારાં સારાં ઘરમાં મૂતરી અને અઘી જાયછે, એમ ચોરીના ઉપાયોથી કામ કરેછે, તોપણ તમારી પાસે સારા માણસની પેઠે બેઠેલછે " એ પ્રમાણે ભયસહિત નેત્રવાળાં ભગવાનના શ્રીમુખને જોયા કરતી ગોપીઓએ સઘળી વાતો કહી દેખાડતાં યશોદા હસી પડયાં પણ પુત્રને ધમકાવવાની ઈચ્છા ન કરી.[૩૧] એક દિવસે ક્રીડા કરતા બળભદ્ર આદિ છોકરાઓએ યશોદા પાસે કહ્યુ કે 'કૃષ્ણે માટી ખાધી.'[૩૨] હિતની ઇચ્છાવાળાં યશોદાએ જેની આંખો ભયથી ચકરવકર થયેલી હતી એવા શ્રીકૃષ્ણનો હાથ પકડી ઠપકો દઈને કહ્યુ કે—"અરે અટકચાળા! તેં છાની માની માટી શા માટે ખાધી? આ તારા મિત્ર બાળકો કહેછે અને આ તારો મોટો ભાઈ પણ કહેછે."[૩૩—૩૪] ભગવાન બોલ્યા કે—"હે મા! મે માટી ખાધી નથી સઘળા ખોટુ બોલે છે. જો તમને એઓનું બોલવુ સાચું લાગતું હોય તો પ્રત્યક્ષ રીતે મારૂં મોઢું જુઓ." 'જો એમ હોય તો મોઢું ફાડ' એમ યશોદાએ કહેતાં અખંડિત ઐશ્વર્યવાળા અને લીલાથી મનુષ્યના બાળક થયેલા ભગવાને પોતાનું મોઢું ફાડયુ.[૩૫] એ મુખમાં યશોદાએ સ્થાવર જંગમ જગત, અંતરિક્ષ, દિશાઓ, પર્વતો, દ્વીપો, સમુદ્રો, ભૂગોળ, પ્રવહ વાયુ, વીજળી, ચંદ્ર, તારા, સ્વર્ગલોક, જળ, તેજ, વાયુ, આકાશ, ઇંદ્રિયોના દેવ, ઇંદ્રિયો, મન, શબ્દાદિક પાંચ વિષય, ત્રણ ગુણ, જીવ, કાળ, સ્વભાવ, કર્મના સંસ્કાર, અને તેઓથી થતા શરીરના ભેદ એક સામટા દીઠા.[૩૭—૩૮] એ પ્રમાણે પુત્રના નાના મોઢામાં સઘળું વિચિત્ર જગત અને તેની સાથે વ્રજસહિત પોતાના શરીરને પણ જોઈને યશોદાને વિચાર થયો કે—'આ તે શુ સ્વપ્ન છે? ના, આ સ્વપ્ન તો નહી, ત્યારે શુ ભગવાનની માયાછે? ના, માયા તો નહીં; કેમકે તે હોય તો બીજાઓના દેખવામાં પણ આવવી જોઇએ. ત્યારે જેમ અરીસામાં મુખ વિપરીત દેખાયછે તેમ શું આ મારી બુદ્ધિનુંજ

વિપરીતપણું છે ? ના, એમ તો નહીં, કેમકે એમ હોય તો અરીસામાં જેમ આરસી દેખાય નહીં તેમ આ પુત્રના મોઢામાં એજ પુત્ર દેખાવો નહીં જોઇએ, અને બહાર તથા અંદર એકરૂપથી જગત નહી દેખાવું જોઈએ. ત્યારે આ મારા પુત્રનું સ્વાભાવિક કાંઇ ઐશ્વર્ય છે ?[૩૯-૪૦] આ છેલ્લો પક્ષજ મને પ્રબળ લાગેછે, માટે જગત કે જે ચિત્ત, મન, કર્મ અને વચનથી યથાર્થ રીતે ધારી શકાતું નથી, તે જેના આશ્રયવાળું, જેમાં, જેણે કરી અને જેથી પ્રતીત થાયછે તે ભગવાનના અચિંત્ય પદને હું પ્રણામ કરૂંછું.[૪૧] હું યશોદા છું, આ મારો પતિ છે, આ મારો પુત્રછે, નંદરાયના સઘળા ધનની ધણીઆણી હું તેની સ્ત્રી છું, અને ગોપીઓ, ગોવાળીઆ તથા ગાયોનાં ધન મારાં છે, એવી રીતની કુબુદ્ધિ જેની માયાથી થઇછે તે ઇશ્વર મારૂં શરણ છે'[૪૨] એ પ્રમાણે યશોદાને તત્વજ્ઞાન થતાં તે પરમેશ્વર ભગવાને પાછી પુત્રના સ્નેહરૂપી પોતાની માયા વિસ્તારી દીધી[૪૩] માયાથી તુરત સ્મરણ જતું રહેતાં તે ગોપી યશોદા પોતાના પુત્રને ખોળામાં બેસાડીને પ્રથમની પેઠેજ વૃદ્ધિપામેલા સ્નેહથી ઘેરાએલા હૃદયવાળાં થઇ ગયાં[૪૪] શ્રીકૃષ્ણ ભગવાન્ કે જેમના સ્વરૂપને કર્મકાંડરૂપ ત્રણ વેદ ઇંદ્રાદિકરૂપ કહેછે, ઉપનિષદો બ્રહ્મ કહેછે, સાંખ્ય પુરૂષ કહેછે, યોગ પરમાત્મા કહેછે, અને ભક્તલોકો ભગવાન્ કહેછે, તેમને યશોદાએ પુત્ર માન્યા.[૪૫]

પરીક્ષિતરાજા પૂછેછે—હે મહારાજ ! નંદરાયે એવું મોટું કયું પુણ્ય કર્યું હતું ? અને ભાગ્યશાળી યશોદા કે જેનું સ્તનપાન પોતે ભગવાને કર્યું તેણે પણ કયું પુણ્ય કર્યું હતું ?[૪૬] લોકોનાં પાપને મટાડનારી ભગવાનની બાળલીલા કે જેને કવિઓ અદ્યાપિ સુધી ગાયછે, તેનો અનુભવ સાચાં માબાપને નહી મળતાં નંદ અને યશોદાને મળ્યો તેનું કારણ શું ?[૪૭]

શુકદેવજી કહેછે—આઠ વસુઓમાં ઉત્તમ દ્રોણ વસુ અને તેની સ્ત્રી ધરાને બ્રહ્માએ ગાયોનું પાલન કરવા આદિ કામની આજ્ઞા કરતાં તે આજ્ઞાનો સ્વીકાર કરી તે બન્નેએ માગ્યું હતું કે—'અમો સ્ત્રી પુરૂષ પૃથ્વીમાં જનમીએ, ત્યાં જગતના નાથ વિષ્ણુ ભગવાનમાં અમને પરમ ભક્તિ થવી જોઇએ, કે જેથી અનાયાસે જન્મમરણના ફેરા મટેછે.'[૪૮-૪૯] બ્રહ્માએ તથાસ્તુ કહેતાં એ મોટી કીર્ત્તિવાળો દ્રોણ વસુ વ્રજમાં નંદરાય થયો હતો અને તેની સ્ત્રી ધરા યશોદા થઇ હતી[૫૦] જો કે સઘળા ગોવાળિયા અને ગોપીઓને પણ ભગવાનમાં ભક્તિ હતીજ, તોપણ નંદરાય અને યશોદાને પુત્રરૂપ થયેલા ભગવાનમાં બ્રહ્માના વરદાનનેલીધે બહુજ ભક્તિ થઈ હતી.[૫૧] પરમાત્મા શ્રીકૃષ્ણ ભગવાને બ્રહ્માની આજ્ઞા સત્ય કરવાસારૂ બળભદ્રની સાથે વ્રજમાં રહીને પોતાની લીલાથી તેઓને પ્રીતિ ઉત્પન્ન કરી.[૫૨]

कृष्णोब्रह्मण आदेशं सत्यं कर्तुं व्रजेविभुः ।
सहरामोवसंश्चक्रे तेषां प्रीतिं स्वलीलया ॥५२॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો આઠમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૯ મો.*

### ગોળી ફોડવાથી યશોદાએ શ્રીકૃષ્ણને દામણાંથી બાંધ્યા

**श्रीशुक उवाच**

एकदा गृहदासीषु यशोदा नंदगेहिनी ॥
कर्मांतरनियुक्तासु निर्ममंथ स्वयं दधि ॥ १ ॥

શુકદેવજી કહેછે—એક દિવસે ઘરની દાસીઓ બીજા કામમાં જોડાઇ જતાં નંદરાયની સ્ત્રી યશોદા પોતે દહીનું મથન (છાશ) કરવા લાગ્યાં.[૧] ભગવાનનાં જે જે બાળચરિત્ર અહીં કહ્યાં તે સર્વનું સ્મરણ કરી છાશ કરવાના સમયમાં યશોદા તેઓનું ગાયન કરતાં હતાં[૨] મથન કરતાં હતાં, એ સમયમાં સુંદર ભ્રકુટિવાળાં યશોદાએ મોટા નિતંબ ઉપર પેહેરેલું રેશમી વસ્ત્ર કટિમેખળાથી બાંધ્યું હતું, પુત્ર ઉપર સ્નેહને લીધે

* આ નવમા અધ્યાયમા દૂધ ઉભરે આવતા ગયેલાં યશોદાએ, ગોળી ભાગેલી જોઈ અને તે કામ શ્રીકૃષ્ણે કરેલું જાણી તેમને દામણાથી બાંધ્યા, એ કથા કહેવામાં આવશે.

સ્તનમાંથી દૂધ ઝરતું હતું, શરીર હાલતું હતું, નેતરૂં ખેંચવાના પરિશ્રમને લીધે હાથમાં કંકણ અને કાનમાં કુંડળ હાલતાં હતાં, મોઢાપર પસીનો વળ્યો હતો, અને ચોટલામાંથી માલતીનાં ફૂલ ખરી પડતાં હતાં[3] દહીનું મથન કરતાં માતાજીની પાસે ધાવવાની ઇચ્છાથી આવીને પ્રીતિ ઉપજાવતા ભગવાને રવાઇ ઝાલીને તેમને રોક્યાં[4] ભગવાનને ખોળામાં બેસાડીને યશોદા સ્નેહનેલીધે જેમાંથી દૂધ ઝરતું એવું પોતાનું સ્તન ધવરાવતાં હતાં અને મંદહાસ્યવાળું તેમનું મુખ જોતાં હતાં, તેટલામાં ઉનું મૂકેલું દૂધ ઉભરે આવતાં તેની સંભાળ લેવાસારૂ, ભગવાન જો કે તૃપ્ત થયા ન હતા, તોપણ તેમને મૂકી દઇને વેગથી ત્યાં ગયાં.[5]ભગવાનને તેથી રીસ ચઢી, લાલ હોઠ ફરકવા લાગ્યા, ખોટાં ખોટાં આંસુ આવી ગયાં પછી દાંતવતે હોઠ ડસીને ઉપરવટણાથી છાશની ગોળી ફોડી નાખી ઘરની અંદર જઇને એકાંતમાં માખણ ખાવા લાગ્યા[6]બહુજ તપી ગયેલા દૂધને ચૂલા ઉપરથી ઉતારી યશોદા પાછાં છાશ કરવાના સ્થાનકમાં આવ્યાં ત્યાં દહીની ગોળીને ફૂટેલી જોઇ, અને તે પોતાના પુત્રનું કામ છે એમ જાણી ભગવાનને ત્યાં નહી દેખતાં હસી પડયાં.[7]પછી ઉંધાવાળેલા ખાંડણિયા ઉપર બેઠેલા, શીંકામાં રહેલાં માખણને વાંદરાંને ખવરાવતા અને ચોરીનેલીધે ચકરવકર જોયા કરતા પુત્રને જોઇને તેને પકડવા સારૂ ધીરે ધીરે પછવાડેથી આવ્યાં.[8] લાકડી લઇને આવતાં માતાજીને જોઇ ભગવાન તુરત ખાંડણિયા ઉપરથી ઉતરીને ભય પામેલાની પેઠે ભાગ્યા યશોદા તેમની પછવાડે દોડયાં પણ પોહોચી શક્યાં નહીં, કેમકે તપથી તદાકાર કરેલું અને પ્રવેશ કરવાને યોગ્ય યોગીઓનું મન પણ તેને પોહોચી શકતું નથી[9] વેગનેલીધે જેની પછવાડે ચોટલામાંથી ફૂલ ખરતાં હતાં અને મોટા તથા હાલતા નિતંબના ભારથી દોડવામાં મુંઝાતાં હતાં એવાં સુંદર યશોદાએ માંડ માંડ દોડી પોહોંચીને ભગવાનને પકડયા.[10] વાંકમાં આવેલા, રોતા, જેમાંથી આંજણ ખરડાઇ જતું હતું એવી આંખોને હાથેથી ચોળતા, જોયા કરતા અને ભયથી વિહ્વળ નેત્રવાળા શ્રીકૃષ્ણનો હાથ પકડી યશોદાએ તેમને બીવડાવવાસારૂ ધમકી આપી.[11] બાળકપર પ્રીતિવાળાં અને ભગવાનની શક્તિને નહી જાણતાં યશોદાએ પોતાના પુત્રને બીનેલ જાણી લાકડી મૂકી દઇને તેમને દામડાથી બાંધવાની ઈચ્છા કરી.[12] જેની અંદર, બહાર, આગળ તથા પાછળ કાંઈ નથી, અને જે જગતની અંદર, બહાર, આગળ પાછળ રહેછે અને જે જગતરૂપ છે, તે અવ્યક્ત અને મનુષ્યદેહવાળા ભગવાનને પુત્ર માની યશોદાએ, જેમ પ્રાકૃત બાળકને બાંધે તેમ ખાંડણિયા સાથે દામડાથી બાંધ્યા[13-14] વાંકમાં આવેલા તે પોતાના બાળકને બાંધતાં તે દામડું બે આંગળ ઓછું થયું, એટલે યશોદાએ તેની સાથે બીજું દામડું સાંધ્યું[15] બીજું દામડું પણ બે આંગળ ઓછું પડતાં તેની સાથે ત્રીજું સાંધ્યું, તો તે પણ બે આંગળ ઓછું થયું એવી રીતે જેટલાં દામડાં લીધાં તે સઘળાં તેટલાંજ ઓછાં થયાં[16] ઘરનાં સઘળાં દામડાં સાંધ્યાં તોપણ ઓછાં થતાં આવ્યાં, તેથી બીજી ગોપીઓ હસવા લાગતાં હસી પડેલાં યશોદા પોતે પણ વિસ્મય પામી ગયાં.[17] પછી પોતાની માતાને પરિશ્રમથી પસીનો વળી ગયો અને ચોટલામાંથી માળાઓ ખસી ગઇ, તે જોઇને કૃપાથી શ્રીકૃષ્ણ ભગવાન દામડાથી બંધાયા[18]હે પરીક્ષિતરાજા! ભગવાન કે જેમને લોકપાળદેવસહિત આ સઘળું જગત વશ છે, તેમણે પોતે સ્વતંત્ર છતાં પણ એવી રીતે ભક્તવશપણું દેખાડયું[19]મુક્તિઆપનાર ભગવાન પાસેથી બ્રહ્મા, સદાશિવ અને અંગમાં રહેનારાં લક્ષ્મીજીને પણ કૃપા નથી મળી એમ નથી, પરંતુ યશોદાને જે કૃપા મળી તે કૃપા કોઇને મળી નથી[20] યશોદાના પુત્ર એ શ્રીકૃષ્ણ ભગવાન જેવા ભક્તિવાળાઓને સેહેજ મળેછે તેવા દેહાભિમાન વાળા તપસ્વી આદિ લોકોને અને દેહાભિમાન વગરના જ્ઞાની લોકોને પણ સેહેજ મળતા નથી.[21] પછી માતા યશોદા ઘરના કામકાજમાં લાગી જતાં બંધાએલા પ્રભુ

ભગવાને યમલાર્જુન ( બે આંજણિયાનાં ઝાડ ) કે જે પૂર્વજન્મમાં કુબેરજીના પુત્ર યક્ષ હતા તેમને દીઠા [22] પૂર્વે નળકૂબર અને મણિગ્રીવ એવા નામથી પ્રખ્યાત થયેલા અને મોટી લક્ષ્મીવાળા જે બે, કુબેરજીના પુત્ર હતા તેઓ લક્ષ્મીના મદનેલીધે નારદજીનો શાપ લાગવાથી વૃક્ષપણું પામ્યા હતા [23]

**पुरा नारदशापेन वृक्षतां प्रापितौ मदात् ।**
**नलकूबरमणिग्रीवाविति ख्यातौ श्रियान्वितौ ॥२३॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૧૦ મો.*

### શ્રીકૃષ્ણે યમલાર્જુનનો કરેલો મોક્ષ

॥ राजोवाच ॥

**कथ्यतां भगवन्नेतत्तयोः शापस्य कारणम् ॥**
**यत्तद्विगर्हितं कर्म येनवा देवर्षेस्तमः ॥ १ ॥**

પરીક્ષિત રાજા પૂછેછે–હે મહારાજ ! એ નળકૂબર અને મણિગ્રીવને નારદજીએ શાપ દીધો તેનુ કારણ કહો, એ લોકોએ કયુ ભુડું કામ કર્યું હતું ? અને નારદજીએ પોતે મહાવૈષ્ણવ થઇને કોપ શા માટે કર્યો ? [1]

શુકદેવજી કહેછે–રૂદ્રનુ અનુચરપણું મળવાથી બહુજ ગર્વ પામેલા એ બે કુબેરજીના પુત્રો છકેલા થઇને કૈલાસ પર્વતના સુંદર ઉપવનમાં ગંગાજીને કાંઠે ફરતા હતા. વારૂણી નામની મદિરા પીવાને લીધે તેઓનાં નેત્ર મદથી ઘૂમતાં હતાં, અને ફૂલવાડીમાં ફરતા હતા, ત્યાં તેઓની પાછળ સ્ત્રીઓ ગાતીઆવતી હતી. [2-3] કમળોનાં ઘણાં વનવાળા ગંગાજીના પ્રવાહમાં પ્રવેશ કરીને હાથણીઓની સાથે હાથીઓની પેઠે તેઓ જુવાન સ્ત્રીઓની સાથે ક્રીડા કરતા હતા [4] હે રાજા! ત્યાં યદૃચ્છાથી દેવર્ષિ નારદજી આવી નીકળ્યા, તે એઓને જોઇને 'મત્ત છે' એમ જાણી ગયા [5] વસ્ત્રવગરની સ્ત્રીઓએ નારદજીને જોઇને લાજ આવતાં તેમના શાપની બીકથી તુરત વસ્ત્ર પેહેર્યાં, પણ નગ્ન ઉભેલા તે બે જણાએ પેહેર્યાં નહીં [6] મદિરા પીવાથી મત્ત અને લક્ષ્મીના મદથી અંધ બનેલા એ બે દેવકુમારોને જોઇ તેઓના પર અનુગ્રહ કરવાસારૂ શાપ દેવાનો નિશ્ચય કરીને નારદજી આ પ્રમાણે બોલ્યા. [7]

નારદજી કહેછે–પ્રિય વિષયોને સેવનાર પુરૂષને લક્ષ્મીના મદવિના કુલીનપણા કે વિદ્વાનપણા આદિથી થયેલો બીજા કોઇ પ્રકારનો મદ અથવા રજોગુણનુ કાર્ય બુદ્ધિનો ભ્રંશ કરનાર નથી, પણ લક્ષ્મીનો મદજ બુદ્ધિને ભ્રષ્ટ કરનારછે, કે જે લક્ષ્મીના મદની સાથે સ્ત્રીઓનુ, દ્યૂત (જુગાર)નું અને મદિરા પીવાનું વ્યસન રહેછે. [8] આ ક્ષણભંગુર દેહને લક્ષ્મીના મદને લીધે અજર અને અમર માનનાર અજીતેંદ્રિય લોકો નિર્દય થઇને પશુઓને મારેછે. [9] નરદેવ અને ભૂદેવ કહેવાતાં છતાં પણ આ દેહ કે જે છેલ્લી વારે સડી જાય તો કીડારૂપ, ખવાઈ જાય તો વિષ્ટારૂપ અને બાળી નાંખવામાં આવે તો ભસ્મરૂપ થનાર છે તેને રાજી રાખવાસારૂ પ્રાણીઓનો દ્રોહ કરનાર પુરૂષ પોતાના સ્વાર્થને શું જાણે છે! નથીજ જાણતો કેમકે પ્રાણીઓનો દ્રોહ કરવાથી તો નરકજ મળેછે. [10] વાસ્તવિક રીતે આ દેહ કોનો છે ? અન્નદાતાનો કહીએ તોપણ ખોટુ નથી, પિતાનો કહીએ તોપણ ખોટુ નથી, માતાનો કહીએ તોપણ ખોટું નથી, દોહિત્રાને માતામહે ( માના બાપે ) દીકરો કરી રાખ્યો હોય તો માતામહનો છે એમ કહેવામાં પણ ખોટુ નથી, કોઇ બળવાન પુરૂષ દાસ કરી લે તો તેનો છે એમ કહેવામાં પણ ખોટું નથી, વેચાતો લેનારનો કહીએ તોપણ ખોટુ નથી, છેલ્લીવારે બાળી નાંખેછે તેથી અગ્નિનો કહીએ તોપણ ખોટુ નથી, અને સમયપર કૂતરાં પણ ખાઇ જાય તેથી કૂતરાંનો કહીએ તોપણ ખોટું ન કહેવાય. [11] આવી રીતે ઘણાંનો પત્યાળો દેહ કે જેની ઉત્પત્તિ અવ્યક્તથી છે અને નાશ પણ અવ્યક્તમાંજ છે તેને પોતારૂપ

* આ દશમા અધ્યાયમા ગોખના વચમા ગયેલા ભગવાને બે આંજણિયાના વૃક્ષ પાડ્યા અને તેઓમાંથી નીકળેલા બે દેવતાઓએ ભગવાનની સ્તુતિ કરી, એ કથા કહેવાશે.

માની કયો વિદ્વાન પ્રાણીઓને મારે ? દેહાભિમાનથી હિંસા કરવી એ તો મૂઢનુંજ કામછે [૧૨] મૂઢપુરૂષ કે જે લક્ષ્મીના મદથી આંધળો થયેલો હોય તેને દારિદ્રયજ ઉત્તમ અંજનરૂપછે, કેમકે દરિદ્રી પુરૂષ બીજા પ્રાણીઓને પોતાસરખાંજ ગણે તેથી કોઇનો દ્રોહ કરે નહી. [૧૩] જેને કાંટો વાગવાની પીડા થઇ હોય તે માણસ, પોતાના શરીરમાં થયેલાં મોઢું કરમાઈ જવા આદિ પીડાનાં ચિન્હો જેવાં બીજાના શરીરમાં ચિન્હો દેખે તો તેને પણ તેવીજ પીડા થવાનુ જાણી રહ્યો હોય તેથી તે જેમ બીજા પ્રાણીને પીડા થવાની ઇચ્છા ન કરે, તેમ જેને કાંટો ન વાગ્યો હોય તે ધણી ઈચ્છા ન કરે, એમ સંભવ નથી. [૧૪] સર્વ પ્રકારના મદથી મુક્ત અને અહંકાર વગરનો દરિદ્રી પુરૂષ યદૃચ્છાથી કષ્ટ પામે છે તો તે કષ્ટજ તેને મોટા તપરૂપ થાયછે [૧૫] ભૂખથી દુબળા થયેલા અને અન્નને ઇચ્છતા દરિદ્રી પુરૂષની ઇંદ્રિયો નિર્બળ થઇ જાયછે અને તેની પછવાડે હિંસા પણ બંધ પડેછે. [૧૬] સમદૃષ્ટિવાળા સાધુ પુરૂષોનો સમાગમ પણ દરિદ્રીનેજ થાયછે અને તેઓના સંગના પ્રભાવથી તેની તૃષ્ણા મટી જતાં તે તુરતજ શુદ્ધ થાયછે. [૧૭] સમદૃષ્ટિવાળા અને ભગવાનના ચરણને ઈચ્છનારા સાધુ પુરૂષોને દરિદ્રીજ વાહાલા હોયછે, કેમકે ધનના અભિમાનને લીધે ખોટામાં લાગી રહેલા નીચ લોકોને તેઓ ઉપેક્ષા કરવા યોગ્યજ માને છે, તેથી તે સાધુઓને તેઓનુ કશુ પ્રયોજન નથી. [૧૮] એટલામાટે આ બે જણ કે જેઓ વારૂણી મદિરા પીવાથી મત્ત, લક્ષ્મીના મદથી આંધળા, સ્ત્રીલંપટ અને અજીતેંદ્રિય છે તેઓના અજ્ઞાને કરેલા મદને હું હરીશ. [૧૯] અજ્ઞાનથી વ્યાપ્ત અને મહોન્મત્ત આ બે જણા લોકપાળના પુત્ર થઇને પોતાના શરીરને નગ્ન જાણતા નથી, તેથી સ્થાવરપણાને યોગ્ય છે; કે જેમ થવાથી ફરીવાર આવા નહીં થાય. મારી કૃપાથી તે અવતારમાં પણ એઓને સ્મરણ રહેશે અને દેવતાઓનાં સો વર્ષ પૂરાં થયા પછી ભગવાનનું દર્શન પામીને પાછા દેવ થશે. દેવપણામાં પણ મારા અનુગ્રહથી એઓને ભક્તિ પ્રાપ્ત થશે. [૨૦-૨૨]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે કહીને તે નારદજી નારાયણના આશ્રમમાં ગયા. અને નળકૂબર તથા મણિગ્રીવ યમલાર્જુન થયા. [૨૩] વૈષ્ણવોમાં ઉત્તમ નારદજીનુ વચન સાચુ કરવાસારૂ એ યમલાર્જુન જ્યાં છે ત્યાં ભગવાન ધીરે ધીરે પધાર્યા. [૨૪] 'નારદજી મને બહુજ પ્યારા છે માટે એ મહાત્માએ આ બે કુબેરજીના પુત્રવિશે જે કહ્યું છે તે હુ તે પ્રમાણેજ સાચુ કરીશ' એવા વિચારથી શ્રીકૃષ્ણ ભગવાન તે બે યમલાર્જુનના મધ્યમાંથી નીકળ્યા પોતાનો પ્રવેશ થવાથીઆડા થઈ ગયેલા ખાંડણિયાને, ભગવાન કે જે પેટમાં દામણાથી બાંધેલા હતા તે ખેચતાં એબે ઝાડનાં મૂળ ઉખડી પડયાં ભગવાનનુ બળ લાગવાથી તેઓના સ્કંધ, શાખા અને પાંદડાં કંપવા લાગ્યાં, ભારે ભયંકર કડાકો થયો અને તુરતજ તે બેઝાડ ધરતીપર પડયાં. [૨૫-૨૭] એ બેઝાડમાંથીજેમ મૂર્તિમાન અગ્નિ નીકળે તેમ બે દેવ નીકળ્યા એઓની કાંતિથી દિશાઓ શોભી રહી હતી મદ રહિત થયેલા એ બે દેવ હાથ જોડી, સર્વ લોકના નાથ શ્રીકૃષ્ણ ભગવાનની પાસે આવી પ્રણામ કરીને આ પ્રમાણે બોલ્યા. [૨૮]

નલકુબર અને મણિગ્રીવ સ્તુતિ કરેછે—હે કૃષ્ણ ! હે કૃષ્ણ ! હે મોટા યોગી ! તમે સર્વના આદિ પરમપુરૂષ છો. સ્થૂળ સૂક્ષ્મરૂપ આ સઘળું જગત્ તમારૂ રૂપ છે એમ બ્રહ્મવેત્તાઓ જાણે છે. [૨૯] સર્વ પ્રાણીઓના દેહ, પ્રાણ, અહંકાર અને ઇંદ્રિયોના નિયંતા તમે એક છો. અવિનાશી અને ઇશ્વર વિષ્ણુ તમે છો, તેથી જે કાળ છે તે તમારી લીલા છે [૩૦] મહત્તત્વરૂપ તમે છો, રજ, સત્વ અને તમોગુણમય સાક્ષાત્ પ્રકૃતિ એ તમારૂ સ્વરૂપ છે સર્વના અધ્યક્ષ અને સર્વ શરીરોના વિકારોને જાણનાર પુરૂષ તમે છો. [૩૧] ઇંદ્રિયોથી ગ્રહણ કરવામાં આવતા પ્રકૃતિના પદાર્થોથી તમારૂ ગ્રહણ થતુ નથી જીવાદિકની ઉત્પત્તિથી પેહેલાંજ સ્વતઃસિદ્ધપણાથી રહેલા આપને દેહાદિકથી વીંટાએલો કોણ જાણી શકે ?

[32] વાસુદેવ, સર્વના કર્તા અને પોતે પ્રકાશ કરેલા ગુણોથી જેનુ સ્વરૂપ ઢંકાઇ રહ્યુ છે એવા પરબ્રહ્મને નમસ્કાર કરીએ છીએ [33] આપ કે જે સર્વ શરીરોમાં રહેતાં છતાં શરીરના સબંધથી રહિત છો તેમના અવતાર, બીજા પ્રાણીઓથી ન થઇ શકે એવાં અને જેઓનાથી તુલ્ય અથવા અધિક કોઇ ન હોય એવાં પરાક્રમો ઉપરથી જાણવામાં આવેછે [34] સર્વ લોકોને કલ્યાણ અને મોક્ષ આપવામાટે, સર્વ સુખોના અધિપતિ આપ હમણાં પોતાના અશની સાથે અવતર્યા છો. [35] હે પરમ કલ્યાણરૂપ ! હે પરમ મગળરૂપ ! આપ કે જે વાસુદેવ, શાંત અને યાદવોના પતિ છો તેમને વારવાર પ્રણામ કરીએ છીએ. [36] હે પ્રભુ ! અમે કે જેઓ તમારા દાસાનુદાસ છીએ તેમને આજ્ઞા કરો અમોને નારદજીના અનુગ્રહથી આપનુ દર્શન થયુ છે [37] અમારી વાણી આપના ગુણોના વર્ણનમાં તત્પર રહેજો, કાન આપની કથા સાંભળવામાં તત્પર રહેજો, હાથ આપની સેવા કરવામાં તત્પર રહેજો, મન આપના ચરણના સ્મરણમાં તત્પર રહેજો, માથુ આપના નિવાસરૂપ જગતને પ્રણામ કરવામાં તત્પર રહેજો, અને દૃષ્ટિ આપની મૂર્તિઓરૂપ સત્પુરૂષોનાં દર્શનમાં તત્પર રહેજો [38]

શુકદેવજી કહેછે—દામણાથી ખાંડણિયામાં બધાએલા ગોકુલેશ્વર ભગવાને એ પ્રમાણે તેઓની સ્તુતિ સાંભળી હસીને તેઓને કહ્યું કે—

ભગવાન કહેછે—દયાળુ નારદજીએ તમે કે જેઓ લક્ષ્મીના મદથી અધ થયા હતા તેઓને પોતાની વાણીથી લક્ષ્મીનો મદ ટાળી નાંખવારૂપ અનુગ્રહ કર્યો હતો એ પ્રથમથીજ મારા જાણવામાં હતુ [39-40] સ્વધર્મથી વર્તનાર, બ્રહ્મવેત્તા અને તેઓમાં પણ વળી મારામાં ચિત્તનુ અર્પણ કરનાર મહાત્માઓના દર્શનથી, સૂર્યના દર્શનથી જેમ નેત્રને બધન રહે નહી તેમ પુરૂષને બધન રહેજ નહી [41] તો હવે હે નળકૂબર ! તમે મને પરાયણ થઇને તમારે ઠેકાણે જાઓ તમારે જોઇએ તેવો અને સસારના બધને મટાડનાર મારામાં પ્રેમ થયોછે. [42]

શુકદેવજી કહેછે—ખાંડણિયાથી બંધાએલા ભગવાને એ પ્રમાણે કહેલા તે નલકૂબર અને મણિગ્રીવ, ભગવાનને પ્રદક્ષિણા કરી, વારંવાર પ્રણામ કરી આજ્ઞા માગીને ઉત્તર દિશામાં ગયા. [43]

इत्युक्तौ तौ परिक्रम्य प्रणम्य च पुनःपुनः ।
बद्धोलूखलमामंत्र्य जग्मतुर्दिशमुत्तराम् ॥४३॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો દશમો અધ્યાય સપૂર્ણ.

---

## અધ્યાય ૧૧ મો.*

### શ્રીકૃષ્ણે વત્સાસુર તથા બકાસુરને માર્યા.

**श्रीशुक उवाच**

गोपानंदादयः श्रुत्वा द्रूमयोः पततो रवम् ।
तत्राजग्मुः कुरुश्रेष्ठ निर्गातभयशंकिताः ॥ १ ॥

શુકદેવજી કહેછે—હે રાજા ! ઝાડ પડવાનો શબ્દ સાંભળીને વજ્રપાતના ભયથી બીનેલા નદાદિક ગોવાળીઆઓ ત્યાં આવ્યા [1] ધરતીપર પડેલા યમલાર્જુનને જોઈ અને તેઓને પડવાનું કારણ પ્રત્યક્ષ છતાં પણ તેને નહી જાણીને ભમી ગયા [2] દામણાથી બધાએલા બાળકને ખાંડણિયો ખેચતા દીઠા, તોપણ આ કોણે કર્યુ ? શાથી થયુ ? આશ્ચર્ય થયુ અને ઉત્પાત થયો એમ ભય પામીને ભમવા લાગ્યા. [3] છોકરાઓએ કહ્યુ કે—'આ કૃષ્ણ વચમાં આવી જતાં તેણે આડુ થયેલુ ખાંડણિયુ ખેચતાં ઝાડ પાડી નાંખ્યાં અને તે ઝાડમાંથી બે પુરૂષ નીકળ્યા તેઓને પણ અમે દીઠા [4] ગોવાળીઆઓમાં કેટલાએક તો બાળક ઝાડ ઉખેડી નાંખે એ સભવેજ નહી એમ ગણીને તે છોકરાઓનુ કહેવું માન્યુજ નહી અને કેટલાએકના મનમાં સદેહ પડી ગયો [5] દામણાથી બધાએલા અને ખાંડણિયાને ઘસડતા પોતાના પુત્રને જોઇને નદરાયે હસતે મોઢે તેમને છોડ્યા [6] ગોપીઓએ પ્રેરણા કરવાથી કોઇ સમયે બાળકની પેઠે અને આધીન મનુષ્યની પેઠે ભગવાન નાચતા હતા, કોઇ

* આ અગિયારમા અધ્યાયમા વૃદાવનમા આવીને બાળકોની સાથે વાછડાઓને પાળતા ભગવાને વત્સાસુર અને બકાસુરને માર્યા, એ કથા કહેવામા આવશે.

સમયે ગાતા હતા અને કોઈ સમયે લાકડાના યંત્રની પેઠે તેઓના સ્વાધીનમાંજ રહેતા હતા. [૭] કોઇ સમયે ગોપીઓએ આજ્ઞા કરવાથી પાટલા, પાલી, પવાલાં અને ચાખડી ઉપાડતા હતા, તેમજ પોતાના ભક્ત વ્રજજનોને રાજી કરવાસારૂ હાથ હલાવતા હતા [૮] લોકમાં વિચક્ષણ પુરૂષોને 'હુ ભક્તવશ છુ ' એમ દેખાડતા ભગવાન પોતાની બાળચેષ્ટાઓથી વ્રજને આનંદ આપતા હતા.*[૯] નંદરાય આદિ વૃદ્ધ ગોવાળીઆઓ ગોકુળમાં મોટા ઉત્પાત થતા જોઈ ભેળા થઇને વ્રજના કામનો વિચાર કરવા લાગ્યા [૧૦] તેઓમાં ઉપનંદ નામનો એક ગોવાળ કે જે દેશકાળના તત્વને જાણનાર જ્ઞાન,તથા અવસ્થાથી મોટો અને બળભદ્ર તથા શ્રીકૃષ્ણનું પ્રિય કરનાર હતો, તે બોલ્યોકે-'આપણને ગોકુળનુ હિત કરવાની ઇચ્છા હોય તો અહીંથી નીકળવુ જોઇએ, કેમકે બાળકોનો નાશ કરે એવા મોટા ઉત્પાત અહીં આવેછે.[૧૧-૧૨] બાળકોને મારનારી રાક્ષસીના હાથથી આ બાળક કેમે છુટેલ છે ગાડુ માથે ન પડયુ એ પણ ઈશ્વરના અનુગ્રહથીજ [૧૩] એક દૈત્ય વંટોળિયા વાયુના રૂપથી આને નિરાધાર આકાશમાં લઇ ગયો હતો અને પાછો શિલા ઉપર પડયો, ત્યાં પણ આની મોટા દેવતાઓએ રક્ષા કરીછે [૧૪] ઝાડની વચમાં આવી જતાં પણ આ અથવા બીજો કોઈ બાળક મરણ પામ્યો નહી એ પણ ભગવાને રક્ષા કરી સમજવી.[૧૫] માટે હવે બીજો કોઈ ઉત્પાતી અનર્થ વ્રજમાં આવ્યો નથી, તે પેહેલાં બાળકોને લઇને પરિવાર સહિત આપણે બીજે ઠેકાણે જઇશું [૧૬] વૃન્દાવન નામનું વન પશુઓને અનુકુળ, નવાં વનવાળુ, અને ગોવાળીઆ, ગોપીઓ તથા ગાયોએ સેવવા જેવું છે અને એમાં પર્વત, ખડ અને લતાઓ પણ સારાં છે તેથી એ વૃંદાવનમાં આજજ જવું જોઇએ માટે તમારી સૌની રૂચિ હોય તો તુરતગાડાં જોડો, અને ગાયોનાં ધણને આગળથી ચાલતાં કરો [૧૭-૧૮] આ વાત સાંભળી એકમત થયેલા ગોવાળીઆઓ ' સારૂં સારૂ ' એમ બોલીને પોતપોતાનાં ગાડાં જોડી તથા તેઓપર સરસામાન ચઢાવી ચાલ્યા [૧૯] વૃદ્ધ, બાળકો અને સ્ત્રીઓને ગાડાંઓમાં બેસાડી તથા સઘળા સરસામાનને ગાડાંઓમાં ભરી સાવધાન અને ધનુષ જેઓએ હાથમાં લીધાં હતાં એવા ગોવાળીઆઓ ગાયોનાં ધણને આગળ કરી ચારેકોર શીંગડીઓ વગાડતા અને તુરીના મોટા શબ્દ કરતા કરતા ગુરૂલોકોને સાથે લઈ વૃંદાવનમાં ગયા [૨૦-૨૧] ગાડાંઓમાં બેઠેલી, સ્તન ઉપર લગાવેલાં નવાં કેસરથી શોભતી, સારાં વસ્ત્રવાળી અને જેઓએ ગળામાં પદક પેહેર્યાં હતાં એવી ગોપીઓ આ-

---

* આ ઠેકાણે કેટલીક પ્રતોમા દશ શ્લોક વધારે જોવામા આવેછે, તેને ઘણા વિદ્વાનો ક્ષેપક કહેછે તે નીચે પ્રમાણે છે —'લ્યો ફળ' એમ કહી કોઇ ફળ વેચવા આવે ત્યારે સઘળા ફળને આપનાર શ્રીકૃષ્ણ ધાન્ય લઈ તેની પાસે ફળ લેવા જતા હતા, ત્યારે ફળની વેચનારી શ્રીકૃષ્ણની પાસેથી ધાન્ય લઇ ફળથી શ્રીકૃષ્ણનો ખોબો ભરી દેતી હતી અને તેથી ફળ વેચનારીને ફળનુ પાત્ર રત્નથી ભરાઈ રહેતુ [૧-૨] આજ તમારો જન્મદિવસ છે માટે ઘેર ચાલો, અને શુદ્ધ થઇ બ્રાહ્મણોને ગોદાન આપો, તેમજ જુઓ, તમારા ભાઇઓને એઓની માતાએ નવરાવી ધોવરાવી અલંકાર પેહેરાવેલ છે, માટે તમે પણ ચાલો, નહાઓ, જમો, આભૂષણ પેહેરો અને પછી રમો એ પ્રકારે જેણે અર્જુન વૃક્ષ ભાગેલછે એવા શ્રીકૃષ્ણ નદીને કાઠે ગયા હોય ત્યાથી તેમને બોલાવતા હતા [૩-૪] શ્રીકૃષ્ણ અને રામ રમતમા હોવાથી ન આવતા, ત્યારે રોહીણીજી પુત્રમા પ્રીતિ રાખનાર યશોદાજીને તેઓને તેડી લાવવા મોકલતા હતા [૫] પછી બ્રહ્માદિ સઘળા દેવતાઓના મુકુટમણિ શ્રીકૃષ્ણ બળદેવને પુત્ર માનીને સ્નેહથી જેનુ ચિત્ત ચોટી રહેલુ એવા યશોદાજી હાથે ઝાલી આદર સન્માન સાથે પોતાને ઘેર લાવતા હતા અને પછી ઉત્સવ કરતા હતા [૬] જ્યારે શ્રીકૃષ્ણ ઘણો વખત ક્રીડા કરતા ત્યારે સ્નેહથી સ્તનમાથી દૂધ ઝરવાને લીધે યશોદાજી કમળ જેવા નેત્રવાળા હે કૃષ્ણ ! હે કૃષ્ણ ! હે પુત્ર ! અહીં આવો, ઘણીવાર થયા રમોછો તેથી થાકી ગયા હશો, ભૂખ લાગી હશે, માટે રમત છોડી દો, આવીને સ્તનપાન કરો, એ પ્રકારે બોલાવતા હતા [૭-૮] તેમજ હે રામ ! હે તાત ! હે કુળને આનંદ આપનાર ! તમે બન્ને ભાઇ બાળી આવ્યા અને સવારે જમ્યા છો માટે જમો હે દાશાર્હ નંદરાયજી જમના બેઠા છે અને તમારી વાટ જુએછે, માટે અહી આવો, અમોને આનંદ આપો, અને બીજા છોકરાઓ તમે તમારે ઘેર જાઓ. એમ બળદેવજીને પણ બોલાવતાં હતાં.[૯-૧૦]

નંદથી ભગવાનની લીલાઓનું ગાયન કરતી હતી.[૨૨] ભગવાન અને બળભદ્રની સાથે એક ગાડામાં બેઠેલી અને પુત્રની વાતો સાંભળવામાં તત્પર રહેલી યશોદા અને રોહિણી પોતાના પુત્રોનેલીધે શોભતી હતી[૨૩] વૃંદાવન કે જે સર્વ કાળમાં સુખદાયી છે તેમાં પ્રવેશ કરીનેત્યાં ગાડાંઓ વતે અરધા ચંદ્રમાના જેવો વ્રજનો આવાસ કર્યો.[૨૪] હે રાજા! વૃન્દાવન, ગોવર્દ્ધન, અને યમુનાજીના કાંઠાઓ જોઇને બળભદ્ર અને શ્રીકૃષ્ણને બહુજ આનંદ થયો.[૨૫] એ પ્રમાણે બાળલીલાથી અને મનોહર વાક્યોથી વ્રજવાસીઓને પ્રીતિ ઉપજાવતા બળભદ્ર અને શ્રીકૃષ્ણ યોગ્ય કાળે વાછડાંઓનેપાળનારા થયા.[૨૬] રમતનાં અનેક સાધનો રાખતા એ બાળકો બીજા બાળકોની સાથે વ્રજથી થોડેક છેટે વાછડાં ચારવા લાગ્યા[૨૭] કોઇ સમયે વેણુ વગાડતા હતા, કોઇ સમયે બીલાં અને આમળાં આદિ પદાર્થોને ફેંકતા હતા, કોઇ સમયે ધુઘરીઓવાળા પગથી પ્રહાર કરતા હતા અને કોઇ સમયે છોકરાઓ જ ધાબળા ઓઢીને બળદ થતા હતા તેઓની સાથે રમતા હતા[૨૮] કોઇ સમયે પોતે પણ બળદ જેવા થઇ નાદ કરતાં કરતાં સામસામા વઢતા હતા. કોઇ સમયે હંસ અને મયુરાદિક પ્રાણીઓના શબ્દથી ચાળા પાડીને પ્રાકૃત બાળકની પેઠે ફરતા હતા[૨૯] એક સમયે એ શ્રીકૃષ્ણ અને બળભદ્ર પોતાના મિત્રોની સાથે યમુનાજીને કાંઠે વાછડાં ચારતા હતા, ત્યાં તેઓને મારવાસારૂ દૈત્ય આવ્યો[૩૦] વાછડાના રૂપથી વાછડાંના ટોળામાં મળી ગયેલા તે દૈત્યને જોઈ, બળભદ્રને દેખાડતાં ભગવાન અજાણ્યાની પેઠે ધીરે ધીરે તેની પાસે આવ્યા[૩૧]ભગવાને એના પૂછડા સોત પાછલા પગ ઝાલી ફેરવી ફેરવીને પ્રાણ કાઢી નાંખતા તેને કોઠના ઝાડમાં પછાડયો, તેથી કોઠ પડવા લાગ્યાં અને તેઓની સાથે મોટી કાયાવાળો એ દૈત્યપણપડયો[૩૨]એ દૈત્યને જોઇ વિસ્મય પામેલા બાળકો 'વાહ વાહ'કહેવા લાગ્યાઅનેબહુજ રાજી થયેલા દેવતાઓપુષ્પની વૃષ્ટિ કરવાલાગ્યા.[૩૩]સર્વ લોકોના મુખ્ય પાલક એ બે ભાઇઓ વાછડાંઓના પાલક થઈને પ્રાતઃકાળનું જમણ સાથે લઇ વાછડાંઓને ચારતાં ચારતાં ફરતા હતા[૩૪]એક દિવસે સઘળા બાળકો પોતપોતાનાં વાછડાંનાં ટોળાંને પાણી પાવા સારૂ જળાશયની પાસે ગયા અને ત્યાં વાછડાંઓને પાણી પાઈને પોતે પાણી પીતા હતા.[૩૫]એ બાળકોએ તે સ્થળમાં વજ્રથી ભેદાઇને જાણે પર્વતનુ શિખર પડેલું હોય એવું એક મોટું પ્રાણી દીઠું.[૩૬]એ મોટો બગલાના રૂપને ધારણ કરનાર બકાસુર હતો. તીખી ચાંચવાળો એ બળવાન બકાસુર આવીને તુરત ભગવાનને ગળી ગયો.[૩૭]શ્રીકૃષ્ણને મોટા બગલાએ ગળેલા જોઇને બળભદ્રાદિક બાળકો પ્રાણવિના ઇંદ્રિયોની પેઠે જડ થઈ ગયા[૩૮]નંદરાયના પુત્ર કે જે બ્રહ્માના પણ પિતા છે તેમણે અગ્નિની પેઠે બકાસુરનું તાળવુ બાળવા માંડયુ, તેથી બકાસુરે તેમને ઓકી કાઢયા, પણ પાછો બહુ ક્રોધને લીધે બકાસુર તેમને ચાંચથી મારવા આવ્યો.[૩૯]સત્પુરૂષોના પતિ અને દેવતાઓને આનંદ આપનાર ભગવાને એ આવતા કંસના મિત્ર બકાસુરને તેની ચાંચના બે ભાગોમાં પકડી બીજા બાળકો જોતાં છતાં લીલામાત્રથી ફડાની પેઠે ચીરી નાંખ્યો[૪૦]એ સમયમાં સ્વર્ગના રહેવાશીઓ બકાસુરને મારનાર ભગવાનને નંદનવનની મલ્લિકા આદિનાં પુષ્પોથી વધાવવા લાગ્યા, અને દુંદુભિ, શંખનાદ તથા સ્તોત્રોથી સ્તુતિ કરવા લાગ્યા, કે જે જોઈને ગોવાળીઆઓના બાળકો વિસ્મય પામી ગયા[૪૧]ઇંદ્રિયો પ્રાણને પામીને જેમ સુખ પામે તેમ બકાસુરના મોઢામાંથી મૂકાએલા ભગવાનને પામી સુખ પામેલા બળભદ્રાદિક બાળકોએ ઠેકાણે આવેલા તે ભગવાનનુ આલિંગનકર્યું, અને પછી વાછડાંઓ ને એકઠાં કરી વ્રજમાં આવીને તે વાત સૌની પાસે કરી દેખાડી[૪૨] એ વાત સાંભળી વિસ્મય પમેલા અને બહુજ પ્રીતિથી આદરયુક્ત થયેલા ગોવાળીઆ અને ગોપીઓ, પરલોકથી આવેલાને જેમ જુવે તેમ તૃષ્ણાભરેલી આંખોથી જોવા લાગ્યાં અને બોલવા લાગ્યાં કે-'અહો! આ બાળકને માથે ઘણી ઘણી ઘાતો

આવી, પણ જેઓ ઘાત કરવા આવ્યા તેઓનુ જ ભૂડું થયું; કેમકે એ લોકોએ બીજાઓને ભય ઉત્પન્ન કરેલ હશે.[૪૩-૪૪] એ લોકો ભયકર છતાં પણ આ બાળકનો પરાભવ કરી શકતા નથી. મારવાની ઇચ્છાથી આની પાસે આવીને પતંગીઆં જેમ અગ્નિમાં પડીને નાશ પામે તેમ નાશ પામી જાયછે.[૪૫] અહો ! વેદ જાણનારાઓનાં વચન કદી પણ ખોટાં પડે નહીં મહાત્મા ગર્ગાચાર્ય જેવું કહી ગયા હતા તેવુંજ દેખવામાં આવ્યુ.[૪૬] એવી રીતે આનદથી શ્રીકૃષ્ણ તથા બળભદ્રની વાતો કરતા અને આનદ પામતા નંદાદિક ગોવાળીઆઓને સસારની વેદના જાણવામાં પણ આવી નહી [૪૭] એ પ્રમાણેજ છુપીજવુ, સડક બાંધવી અને વાંદરાની પેઠે ઠેકવુ ઈત્યાદિક કુમાર અવસ્થાની રમતોથી એ બન્ને ભાઇઓએ વ્રજમાં કુમાર અવસ્થા કાઢી [૪૮]

एवं विहारैः कौमारैः कौमारं जहतुर्व्रजे ॥
निलायनैः सेतुबंधैर्मर्कटोत्प्लवनादिभिः ॥ ४८ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કધનો અગીયારમો અધ્યાય સપૂર્ણ.

## અધ્યાય ૧૨ મો.*

### શ્રીકૃષ્ણે અઘાસુરનો કરેલો વધ.

શ્રીશુક ઉવાચ.

क्वचिद्वनाशाय मनो दधद्व्रजा-
त्प्रातः समुत्थाय वयस्यवत्सपान् ।
प्रबोधयन् शृंगरवेण चारुणा
विनिर्गतो वत्सपुरस्सरो हरिः ॥ १ ॥

શુકદેવજી કહેછે-કોઇ દિવસે વનમાંજ જમવાના વિચારથી પ્રાતકાળમાં ઉઠી સુદર શીગડીના શબ્દથી પોતાના મિત્ર ગોવાળિયાઓને જગાડીને વાછડાંનુ ટોળુ આગળ કરી ભગવાન વ્રજમાંથી નીકળ્યા [૧] સ્નેહી અને સારાં સારાં શીંકાં, છડીઓ, શીગડી તથા વેણુઓને ધરનારા હજારો બાળકો હજારથી પણ વધુ સંખ્યાનાં પોતપોતાનાં વાછડાંઓને આગળ કરી પ્રીતિથી ભગવાનની સાથેજ નીકળ્યા.[૨] શ્રીકૃષ્ણનાં અસંખ્યાત વાછડાંઓની સાથે પોતાનાં વાછડાંઓનાં યૂથ કરી તેઓને ચારતા એ બાળકો સ્થળે સ્થળે વિહાર કરતા હતા [૩] કાચ, ચણોઠી, મણિ અને સુવર્ણથી શણગારેલા હતા, તોપણ ફળ, પાંદડાં, ગુચ્છ, ફૂલ, મોરપીછ અને ધાતુઓથી પોતપોતાનાં શરીરને શણગારતા હતા.[૪] એક બીજાનાં શીકાં આદિ પદાર્થોને ચોરતા હતા, તે જાણવામાં આવે એટલે દૂરથી ફેંકીદેતા હતા; તે સ્થળમાં ઉભા હોય તે વળી હસીને દૂરથી આપતા હતા.[૫] વનની શોભા જોવાસારૂ ભગવાન દૂર ગયા હોય તો તેમને 'હુ પેહેલાં, હુ પેહેલાં' એમ બોલી અડીઅડીને રમતા હતા, કોઇ વેણુ વગાડતા હતા, કોઇ શીગડીઓ વગાડતા હતા, કોઈ ભ્રમરોની સાથે ગાતા હતા, અને કોઇ કોયલોની સાથે ટૌકારા કરતા હતા.[૬-૭] પક્ષીઓના ઓછાયાની સાથે દોડતા, હસોની સાથે સારી રીતે ચાલતા, બગલાઓની સાથે બેસતા, મોરની સાથે નાચતા, વાંદરાંઓનાં પૂછડાંઓને ખેંચતા, પૂછડાં નહીં મૂકતાં વાંદરાઓનીસાથે ઝાડપર ચઢીજતા, વાંદરાઓની સાથે મોઢાં મરડતા, વૃક્ષોમાં ઠેકતા, દેડકાંઓની સાથે ઠેકડા દેતા, નદી તથા ઝરણાંઓમાં નાહાતા, પોતાના ઓછાયાની હાંસી કરતા અને પરછદાઓને ગાળો દેતા હતા [૮-૧૦] જેઓએ ઘણાં ઘણાં પુણ્ય કર્યાં હતાં એવા ગોવાળિયાઓ એ પ્રમાણે ભગવાન કે જે વિદ્વાનોને બ્રહ્મ, સુખ અને અનુભવરૂપ જણાતા હતા, ભક્તલોકોને પરમ દૈવતરૂપ જણાતા હતા અને માયાથી મોહ પામેલાઓને મનુષ્યના બાળકરૂપ જણાતા હતા, તેમની સાથે રમતા હતા (બ્રહ્મવેત્તાઓને ભગવાનનો અનુભવજ મળેછે, ભક્ત લોકોને ભજનજ મળે છે, પણ ગોવાળીઆઓને તો તેમની સાથે મિત્રભાવથી રમવાનુ મળ્યુ. અહો ભાગ્ય !)[૧૧] ઘણા જન્મોમાં કષ્ટ વેઠી વેઠીને મનને વશ કરનારા યોગીઓને

* આ બારમા અધ્યાયમા અજગરના રૂપથી આવેલા અને ગોવાળિયાઓ તથા વાછડાંઓને ગળી ગયેલા અઘાસુરને ભગવાને ગળામાં ઉભીને માર્યો એ કથા કહેવામાં આવશે.

પણ જેના ચરણની રજ મળતી નથી, તેજ પોતે ભગવાન પ્રત્યક્ષ રૂપથી વ્રજવાસીઓની પાસે રહ્યા, માટે તેઓના ભાગ્યનું શું વર્ણન કરવું![12] પછીએલોકોનીસુખપૂર્વકક્રીડાઓને નહીંખમીશકતો મોટો અઘાસુર આવ્યો કે જેના કોઇ છિદ્રની, અમૃત પીનારા છતાં પણ પોતાના જીવિતને ઇચ્છનારા દેવતાઓ પણ વાટ જોતા હતા.[13] કંસે મોકલેલા અને પૂતના તથા બકાસુરના નાના ભાઇ અઘાસુરે શ્રીકૃષ્ણાદિક બાળકોને જોઇને વિચાર કર્યો કે-'આ કૃષ્ણ મારા બે સહોદરનો નાશ કરનાર છે, માટે તેઓને ઠેકાણે આ કૃષ્ણને તેના સૈન્યની સાથે હું મારીશ[14] આ છોકરાઓ જ્યારે મારાં સહોદરોને તિલ અને જળરૂપ કરવામાં આવશે ત્યારે વ્રજવાસીઓ મુવાજેવાંજ થઈ રહેશે પ્રાણ ગયા પછી દેહની શી ચિંતા છે? પ્રાણીઓના પ્રાણરૂપ તો છોકરાંજ છે'[15] એવો નિશ્ચય કરી એ ખળ અઘાસુર સૌને ગળીજવાની આશાથી અજગરનું મોટું અદ્‌ભુત રૂપ ધરીને માર્ગમાં સૂતો. એ અજગર એક યોજન લાંબો હતો, મોટા પર્વત જેવો જાડો હતો, ગુફા જેવું મોઢું ફાડયું હતું, નીચલો હોઠ ધરતીપર હતો, ઉપલો હોઠ વાદળાંને અડી રહ્યો હતો, ગલોફાં ગુફા જેવાં હતાં, દાઢો પર્વતનાં શિખરો જેવી હતી, મોઢાંની અંદરનો ભાગ અંધારા જેવો હતો, જીભ લાંબી સડક જેવી હતી, શ્વાસકઠોર પવન જેવો હતો અને આંખો દાવાનળ જેવી ઉની હતી.[16-17] એ અજગરને જોઇ તેને ભૂલથી વૃન્દાવનની સંપત્તિ માનીને સઘળા બાળકો રમતાં રમતાં તેમાં અજગર સર્પના ફાડેલા મોઢાની ઉત્પ્રેક્ષા કરવા લાગ્યા કે-'અહો! મિત્રો! આ આપણી સામે જે દેખાયછે તે કોઈ પ્રાણી જેવુ દેખાયછે કે નહી? અને તેમાં પણ આપણને ગળીજવાસારૂ ફાડેલા અજગરના મોઢા જેવું લાગેછે કે નહી? તે કહો[18-19] સાચેસાચ સૂરજનાં કિરણોથી રાતું વાદળુ ઉપલા હોઠજેવુ લાગેછે તે જુઓ. તેવાદળાંની છાયાથીરાતોજણાતો આકાંઠાનીચલા હોઠજેવોલાગેછે.આડાબી અનેજમણી પર્વતની બે ગુફાઓ ગલોફાં જેવી લાગેછે. આ ઊંચા શિખરની પંક્તિઓ અજગરની દાઢો જેવી જણાયછે.[20-21] આ લાંબો અને પોહોળો માર્ગ જીભ જેવો જણાયછે. શિખરોની અંદરનું આ અંધારૂ અજગરના મોઢાના મધ્યભાગ જેવુ જણાયછે.[22] દાવાનળથી ઉનો આ કઠોર વાયુ શ્વાસ સરખો જણાયછે, દાવાનળથી બળી ગયેલાં પ્રાણીઓનો આ દુર્ગંધ અજગરે ખાધેલા માંસના ગંધ જેવો જણાયછે, તે જુઓ.[23] આમાં આપણે પેસીશું તોઆપણનેગળી જશે? અને જો ગળી જશે તો બગલાની પેઠે આ કૃષ્ણના હાથથી તુરત નાશ પામશે.' એમ બોલતા અને ભગવાનના સુંદર મોઢાની સામું જોતા એ બાળકો તાળીઓ પાડતા પાડતા ગયા.[24] એને રાક્ષસ જાણતા અને સર્વ પ્રાણીઓના હૃદયમાં રહેલા ભગવાને એ પ્રમાણે અજાણ્યા લોકોની પરસ્પર ભુલથી થતી વાત સાંભળી, સાચાનું ખોટું ઠરેછે એમ વિચારી તે મિત્રોને અટકાવવાનું મન કર્યું, તેટલામાં તો તે વાછડાંસહિત બાળકો અઘાસુરના પેટની અંદર પેશી ગયા. એઓ પેટની અંદર આવ્યા તોપણ પોતાના બે સહોદરના મરણને સંભારતો અઘાસુર, ભગવાનના પ્રવેશની વાટ જોતો હતો, તેથી તેણે એ વાછડાસહિત બાળકોને પચાવી દીધા નહી.[25-26] સર્વને અભય આપનાર ભગવાન્ પોતાના હાથમાંથી નીકળીગયેલા અને જેઓનો બીજો કોઈ ધણી નથી એવા દીન પ્રાણીઓને અઘાસુરના જઠરાગ્નિમાં ગ્રાસ થવાના જાણી દયાથી પીડાઇને અને દૈવના કર્ત્તવ્યથી વિસ્મય પામીને વિચાર કરવા લાગ્યા કે-'હવે અહીં શું કરવું? આ દુષ્ટ અઘાસુર જીવે નહી અને આ ભલાં પ્રાણીઓ મરે નહી એ બે વાત શી રીતે થાય? એમ વિચાર કરી અને પછી તેના ઉપાયનો નિશ્ચય કરી સર્વજ્ઞ ભગવાન અઘાસુરના મોઢામાં પેઠા[27-28] એ સમયમાં વાદળાં આડાં દઇને ઉભેલા દેવતાઓ ભયથી હાહાકાર કરવા લાગ્યા અને અઘાસુરના સંબંધી કંસાદિક રાક્ષસો રાજી થયા. એ હાહાકાર સાંભળી અવિનાશી શ્રીકૃષ્ણ ભગવાન્ એ અઘાસુર કે જે બાળકો સાથે

વાંછડાંસહિત પોતાને ચૂર્ણ કરવા ઇચ્છતો હતો તેનાં ગળામાં તુરત વૃદ્ધિ પામ્યા.[૩૦] એમ થવાથી ગળું રોકાઈ જતાં આમતેમ તરફડિયાં મારતા અને જેની આંખો નીકળી પડી એવા અઘાસુરના દેહની અંદર બહુજ ભરાએલો અને રોકાએલો પવન તેનું બ્રહ્મરંધ્ર ફાડી નાખીને બહાર નીકળી ગયો.[૩૧] પવનની સાથેજ તેની સઘળી ઈન્દ્રિયો પણ બહાર નીકળી ગયા પછી મરણ પામેલા ગોવાળિયા અને વાછડાંઓને પોતાની અમૃતદૃષ્ટિથી જીવતાં કરી તેઓની સાથે શ્રીકૃષ્ણ ભગવાન અઘાસુરના મોઢામાંથી નીકળ્યા.[૩૨] એ અજગરના પુષ્ટ દેહમાંથી નીકળેલુ, મહા અદ્‌ભુત અને પોતાના પ્રકાશથી દશે દિશાઓને પ્રજ્વલિત કરતુ તેજ કે જે ભગવાનના નીકળવાની વાટ જોઇને આકાશમાં રોકાઇ રહ્યુ હતુ, તે દેવતાઓ જોતાં છતાં ભગવાનમાં પેશી ગયુ.[૩૩] પછી બહુજ રાજી થયેલા દેવતાઓએ પુષ્પથી, અપ્સરાઓએ નાચથી, સારૂ ગાનારાઓએ ગાયનથી, વાજા વાળાઓએ વાજા થી, બ્રાહ્મણોએ સ્તુતિઓથી અને પાર્ષદોએ જયજય શબ્દથી, ભગવાન કે જેમણે પોતાનુ કાર્ય કર્યુ તેમની પૂજા કરી.[૩૪] એ અદ્‌ભુત સ્તોત્ર, સારાં વાજાં, ગાયન અને જયઘોષાદિકના અનેક ઉત્સવવાળા મંગળ શબ્દોને પોતાના ધામની પાસે સાંભળી તુરત વૃન્દાવનમાં આવેલા બ્રહ્મા શ્રીકૃષ્ણનો મહિમા જોઇને વિસ્મય પામી ગયા[૩૫] હે રાજા ! વૃન્દાવનમાં સૂકાઈ ગયેલું એ અદ્‌ભુત અજગરનુ ચામડુ ઘણા કાળ સુધી વ્રજવાસીઓને રમવાની ગુફારૂપ થયું.[૩૬] પોતાને મરણથી છોડાવ્યા અને અઘાસુરને સંસારથી છોડાવ્યો એ કામ ભગવાને કુમાર* અવસ્થામાં (પાંચમે વર્ષે) કર્યું, તે જોઈને વિસ્મય પામેલા બાળકોએ ભગવાનના છઠ્ઠા વર્ષમાં એટલે વચમાં એક વર્ષ વીતી ગયા પછી 'આ કામ આજ થયુ' એમ ગોકુળમાં કહ્યું.[૩૭] માયાથી મનુષ્યના બાળક થયેલા અને વાસ્તવ સ્વરૂપે સર્વના આદિકારણરૂપ પરમાત્મા શ્રીકૃષ્ણના સ્પર્શથી પાપ ધોવાઇ જતાં અઘાસુર પણ નીચ લોકોને નજ મળે એવાં ભગવદ્રૂપપણાને પામ્યો, એ વાત આશ્ચર્યરૂપ સમજવી નહીં.[૩૮] કેમકે જેની કેવળ મનોમય મૂર્ત્તિને પ્રલ્હાદાદિક પુરૂષોએ બળાત્કારથી મનમાં ધરી હતી તોપણ તેઓને મુક્તિ મળીછે, ત્યારે નિરંતર આત્મસુખના અનુભવથી માયાનો તિરસ્કાર કરનાર એ ભગવાન પોતેજ અઘાસુરના શરીરમાં પેસતાં અઘાસુરને મુક્તિ મળે એમાં તો શીજ નવાઇ ?[૩૯]

સૂત શૌનકાદિકને કહેછે—હે બ્રાહ્મણો ! એ પ્રમાણે પોતાના રક્ષક ભગવાનનુ વિચિત્ર ચરિત્ર સાંભળીને તેમાંજ જેનુ ચિત્ત લાગી રહ્યુ એવા પરીક્ષિત રાજાએ વ્યાસના પુત્ર શુકદેવજીને પાછો પણ તે સંબંધીજ પવિત્ર પ્રસંગ પૂછયો.[૪૦]

પરીક્ષિત રાજા પૂછેછે—હે મહારાજ ! ભગવાને કુમાર અવસ્થામાં જે કામ કર્યું તે કામ બાળકોએ ભગવાનની પૌગંડ અવસ્થામાં કહ્યુ તો અન્યકાળમાં થયેલી વાત તે કાળમાં થવી શીરીતે સંભવે ?[૪૧] હે ગુરૂ ! હે મોટા યોગી ! એ વિષય મારી પાસે કહો, કેમકે ને સાંભળવાનો મને મોટો ઉત્સાહ છે. ઘણુ કરીને એ ભગવાનનીજ માયા હોવી જોઇએ, એમાં સંશય નહી.[૪૨] હે ગુરૂ ! અમે માત્ર નામનાજ ક્ષત્રિય છતાં પણ આપની પાસેથી ભગવાનની પવિત્ર કથારૂપ અમૃત પીએ છીએ માટે ભાગ્યશાળી છીએ[૪૩]

સૂત કહેછે—હે મોટા વૈષ્ણવોમાં ઉત્તમ શૌનક મુનિ ! એ પ્રમાણે પરીક્ષિત રાજાએ પૂછીને ભગવાનનુ સ્મરણ આપતાં પ્રથમ તો શુકદેવજીની સઘળી ઇંદ્રિયો ભગવાનમાંજ લીન થઈ ગઇ, પણ પછી માંડ માંડ બહિર્વૃત્તિ આવતાં શુકદેવજીએ તેમને ધીરજથી ઉત્તર આપ્યો.[૪૪]

इत्थंस्म पृष्टः सतु बादरायणि-
स्तत्स्मारितानंतहृताऽखिलेंद्रियः ।
कृच्छ्रात्पुनर्लब्धबहिर्दृशिः शनैः
प्रत्याह तं भागवतोत्तमोत्तम ॥ ४४ ॥

ઈતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો બારમો અધ્યાય સંપૂર્ણ.

* પાંચ વર્ષ સુધી કુમાર અવસ્થા, દશ વર્ષ સુધી પૌગંડ અવસ્થા, પંદર વર્ષસુધી કિશોર અવસ્થા અને પંદરમાં વર્ષ પછી યૌવન અવસ્થા ગણાય છે.

# અધ્યાય ૧૩ મો.*

## બ્રહ્માએ વાછડાં તથા બાળકોનું હરણ કરવાથી ભગવાન તે સર્વરૂપ થયા.

શ્રીશુકउवाच.

साधु पृष्टं महाराज त्वया भागवतोत्तम ।
यन्नूतनयसीशस्य शृण्वन्नपि कथां मुहुः ॥ १ ॥

શુકદેવજી કહેછે–હે વૈષ્ણવોમાં ઉત્તમ મોટા રાજા! તમે રૂડું પૂછ્યું. ભગવાનની કથાને સાંભળતાં છતાં પણ તમે વાર વાર નવી જેવી કરો છો.[1] સાર ગ્રહણ કરનારા સત્પુરૂષોનાં વાણી, કાન અને ચિત્ત જો કે ભગવાનની કથામાંજ લાગી રહેલાં હોય છે, તોપણ જેમ સ્રીલપટ પુરૂષોનો સ્વભાવ સ્રીઓની વાર્તાને ક્ષણે ક્ષણે નવીન જેવી કરવાનો હોયછે, તેમ તે સત્પુરૂષોનો સ્વભાવ પ્રત્યેક ક્ષણે ભગવાનની વાર્ત્તાને સારી રીતે નવીન જેવી કરવાનો હોયછે[2] હે રાજા! સાવધાન થઇને સાંભળો આ વાત છાની છે તોપણ તમારી પાસે કહુ છુ; કેમકે ગુરૂઓએ સ્નેહવાળા શિષ્યની પાસે છાની વાત પણ કહેવી જોઈએ[3] એ પ્રમાણે વાછડાં અને ગોવાળીઆઓની અઘાસુરના મુખરૂપ મૃત્યુથી રક્ષા કરતા તેઓને નદીને કાંઠે લાવી ભગવાને કહ્યુ કે–'અહો! હે મિત્રો! આ કાંઠો આપણને રમવાની સગવડવાળો અને અત્યંત રમણીય છે અહીની રેતી કોમળ અને સ્વચ્છ છે ઉઘડેલાં ઘણાં ઘણાં કમળોના સુગધથી ખેચાઇ આવેલા ભ્રમરો અને પક્ષીઓના જળમાં થતા શબ્દોના પડછંદાઓથી શોભી રહેલાં ઝાડ ચારેકોર વ્યાપ્ત થઈ રહ્યાંછે,[4-5] અહી બેસીને આપણે જમવુ છે દિવસ ચઢી ગયોછે અને ભૂખ લાગીછે વાછડાંઓને પાણી પીને આપણા સમીપમાં ધીરે ધીરે ખડ ચરવા દો[6] એ ભગવાનનાં વચનનો સ્વીકાર કરી સઘળા બાળકો વાછડાંઓને પાણી પાઈ તથા તેઓને લીલાં ખડવાળા પ્રદેશમાં છોડી શીકાં ધરતી પર મૂકીને ભગવાનની સાથે આનંદથી જમવા લાગ્યા[7] વનમાં ભગવાનની ચારેકોર ઘણી પંક્તિઓનાં મંડળ કરીને સાથે બેઠેલા, પ્રફુલ્લિત દૃષ્ટિવાળા અને ભગવાનની સામાં જેઓએ મોઢાં રાખ્યાં હતાં એવા વ્રજના બાળકો કમળની દોડાને ફરતી પાંખડીઓની પેઠે શોભતા હતા.[8] કેટલાએક બાળકો ફૂલનાં, કેટલાએક ફૂલની પાંખડીઓનાં, કેટલાએક પાંદડાંનાં, કેટલાએક અંકુરનાં, કેટલાએક ફળનાં, કેટલાએક શીકાંનાં, કેટલાએક વૃક્ષની છાલનાં અને કેટલાએક છીપરોનાં વાસણ કરીને જમતા હતા[9] પોતપોતાના જમણના નોખનોખા સ્વાદને પરસ્પર દેખાડતા, હસતા અને હસાવતા બાળકો ભગવાનની સાથે જમતા હતા.[10] એ બાળકોમાં યજ્ઞભોક્તા ભગવાન્ પણ જમતા હતા. એ સમયમાં ભગવાને પેટ ઉપરના વસ્રની અંદર વેણુ ધર્યો હતો, શીંગડી અને છડી કાખમાં લીધાં હતાં, ડાબા હાથમાં દહીભાતનો કોળિયો ધર્યો હતો, ફળનાં અથાણાં આંગળીઓમાં લીધાં હતાં, ફરતા પોતાના મિત્રોની વચમાં બેઠા હતા, પોતાનાં હાંસીનાં વચનોથી હસાવતા હતા અને એ લીલાને દેવતાઓ જોઇ રહ્યા હતા.[11] હે રાજા! એ પ્રમાણે ગોવાળીઆઓ જમવા લાગતાં અને તેઓનાં ચિત્ત ભગવાનમાં લાગી જતાં વાછડાંઓ ખડની લાલચથી વનની અંદર દૂર ચાલ્યાં ગયાં.[12] વાછડાંઓ દૂર જતાં રહેતાં ગોવાળીઆઓને બીનેલા જોઇ ભગવાન્ કે જેથી જગતનો ભય પણ બીએછે, તેમણે તેઓને કહ્યું કે–'હે મિત્રો! જમવું છોડશો નહી. હુ જઇને વાછડાઓને અહીં લાવુ છુ'[13] એ પ્રમાણે કહી હાથમાં કોળીયા સોત પર્વતો, ગુફાઓ, કુંજો અને વિષમ સ્થળોમાં પોતાનાં [illegible]ઓને શોધવા સારૂ ભગવાન ત્યાંથી પધાર્યા[14] હે રાજા! એ અવકાશ મળતાં બ્રહ્મા કે જે પ્રથમ ભગવાને કરેલો અઘાસુરનો મોક્ષ જોવાથી પરમ વિસ્મય પામીને આકાશમાંજ ઉભા હતા, તે માયાથી બાળક બનેલા

* આ તેરમા અધ્યાયમા બ્રહ્મા માયા કરીને વાછડા અને બાળકોને હરીજતા ભગવાને તે સર્વરૂપ થઇને એક વર્ષસુધી પ્રથમના જેવીજ લીલા કરી, એ કથા **કહેવામાં આવશે.**

ભગવાનનો બીજો પણ ઉત્તમ મહિમા જોવાસારૂ અહીંથી બાળકોને અને ત્યાંથી વાછડાંઓને બીજા સ્થળમાં લઇ જઇને પોતે અંતર્ધાન થઈ ગયા.[૧૫]પછી વાછડાંઓ નહી જોવામાં આવતાં ભગવાન પાછા કાંઠે આવ્યા, ત્યાં બાળકો પણ જોવામાં નહી આવતાં એ બન્નેને ચારેકોર શોધવા લાગ્યા.[૧૬]સવના સાક્ષી ભગવાન વનમાં કોઇ પણ સ્થળે વાછડાંઓને અને ગોવાળીઆઓને નહી દેખીને 'એ સઘળુ બ્રહ્માએ કર્યુંછે. એમ તુરત જાણી ગયા.[૧૭]પછી જગતના કર્ત્તા ઇશ્વર ભગવાન વાછડાં અને ગોવાળિયાની માતાઓને તથા બ્રહ્માને પ્રીતિ ઉપજાવવાસારૂ પોતેજ સઘળાં વાછડાં અને ગોવાળિયારૂપે થયા. [૧૮]'જો હુ ચુપ રહીશ તો વાછડાં અને બાળકોની માતાઓને ખેદ થશે અને તેઓને લાવીશ તો બ્રહ્માને મોહ નહી થાય' એવા વિચારથી 'સઘળુ જગત્ વિષ્ણુમય છે' એવી વેદની વાણી અર્થ સ્વરૂપથી પ્રત્યક્ષ થાય એવી રીતે ભગવાન સર્વ સ્વરૂપ થયા. ગોવાળિયા, વાછડાં, તેઓનાં નાનાં શરીર, તેઓનાં હાથ–પગ આદિ, તેઓનાં લાકડી, શીંગડી, વેણું, શીંકાં, અલંકાર, વસ્ત્ર, શીલ, ગુણ, નામ, આકૃતિ, અવસ્થા અને વિહારાદિક જેવાં હતાં તે પ્રમાણેજ યથાર્થ રીતે સર્વ સ્વરૂપ થયેલા ભગવાન શોભવા લાગ્યા.[૧૯] પોતેજ પોતારૂપ ગોવાળિયાઓની પાસે પોતારૂપજ વાછડાંઓને વળાવી પોતારૂપજ વિહારોથી ક્રીડા કરતા સર્વાત્મા ભગવાન વ્રજમાં પધાર્યા.[૨૦] હે રાજા! તે તે વાછડાંઓને નોખનોખાં હાંકી તેઓને તે તે સ્થાનકમાં પેસાડી તે તે બાળકરૂપ થયેલા ભગવાન તે તે ઘરમાં પેઠા.[૨૧] વેણુનાદ સાંભળી ઉતાવળથી ઉઠેલી તેઓની માતાઓ તેઓને પોતાના પુત્ર માની પરબ્રહ્મનેજ હાથથી ઉપાડી તથા અત્યંત આલિંગન કરી તેઓને સ્નેહને લીધે પોતાના સ્તનમાંથી ઝરતાં મીઠાં અને મદ આપનાર દૂધ ધવરાવવા લાગી.[૨૨] એમ તે તે સમયની ક્રીડાના નિયમપ્રમાણે સાયંકાળસુધી પોહોંચેલા અને પોતાનાં રૂચિર આચરણોથી આનંદ આપતા ભગવાનને માતાઓએ મર્દન, સ્નાન, લેપન, અલંકાર, રક્ષાનાં તિલક અને ભોજનાદિકથી લડાવ્યા.[૨૩] ગોપીઓને જેમ મોહ થયો તેમ ગાયોને પણ મોહ થયો. પછી ઉતાવળથી વ્રજમાં આવીને ગાયો પોતાના હુંકારના શબ્દથી બોલાવેલાં અને મળેલાં પોતપોતાનાં વાછડાંઓને આઉમાંથી ઝરતુ દૂધ ધવરાવવા લાગી અને વારવાર ચાટવા લાગી [૨૪]ભગવાનમાં ગાયો અને ગોપીઓનો માતૃભાવ તો પૂર્વના જેવોજ રહ્યો, પણ આ સમયમાં સ્નેહ વધતો દેખાયો અને ગાયો તથા ગોપીઓમાં ભગવાનની બાળભાવના તો પૂર્વના જેવીજ રહી, પણ 'આ મારી મા છે અને હુ આનો પુત્ર છુ' એવો મોહ ન રહ્યો.[૨૫]વ્રજવાસીઓને પ્રથમ યશોદાના પુત્ર શ્રીકૃષ્ણમાં પોતાના પુત્રો કરતાં પણ વધારે જેવો સીમા વગરનો સ્નેહ હતો તેવો સ્નેહ આ સમયમાં એક વર્ષ સુધી પોતાનાં બાળકોમાં પણ વધીગયો.[૨૬]એ પ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાને વાછડાંઓને પાળનાર થઇને વાછડાં અને બાળકોરૂપ પોતાના સ્વરૂપને પોતેજ પાલન કરતાં એક વર્ષ સુધી વનમાં અને વ્રજમાં ક્રીડા કરી.[૨૭]એક વર્ષ પૂરૂ થવામાં પાંચ કે છ રાત અધુરી હતી, ત્યારે એક દિવસે ભગવાન બળભદ્ર સહિત વાછડાંઓને ચારવાસારૂ વનમાં પધાર્યા હતા.[૨૮]ત્યાં આ પ્રમાણે બળભદ્રના જોવામાં આવ્યુ 'ગાયો કે જેઓ ઘણે છેટે ગોવર્દ્ધન પર્વતના શિખરમાં ખડ ચરતી હતી તેઓએ વ્રજના સમીપમાં ખડ ચરતાં વાછડાંઓને દીઠાં[૨૯] દેખતાંજ સ્નેહથી ખેંચાએલી, પોતાના શરીરનુ ભાન ભૂલીગયેલી અને જેઓના આંચળમાંથી દૂધ ઝરતાં હતાં એવી ગાયો પોતાના ગોવાળ અને વિષમ માર્ગને નહી ગણતાં જાણે બે પગે ચાલતી હોય એવી રીતે ડોકને કાંધમાં લગાવી દઈ અને મોઢાં તથા પૂછડાં ઉચાં કરી વેગથી હુંકાર કરતી વાછડાંઓની પાસે આવી.[૩૦]એ ગાયોને જો કે બીજાંનાનાં વાછડાં હતાં તોપણ નીચે એ વાછડાંઓને મળીને તેઓને ધવરાવવા લાગી, અને જાણે વાછડાંઓનાં શરીરને ગળીજતી હોય એમ ચાટવા લાગી.[૩૧]ગાયોને રોકવાનો પરિશ્રમ વ્યર્થ

જતાં લાજસહિત ક્રોધથી ભરાએલા મોટા ગોવાળીઆઓ વિષમ માર્ગનાં દુઃખ વેઠીને નીચે આવ્યા ત્યાં વાછડાંઓની સાથે પોતાના પુત્રો તેઓના જોવામાં આવ્યા.[૩૨]પુત્રોને જોવાથી ઉભરાઇ આવેલા પ્રેમરસમાં ડૂબેલા અને ક્રોધ મટીજતાં જેઓને સ્નેહ વધ્યો એવા એ ગોવાળીઆઓ પોતાના પુત્રોને હાથવતે ઉપાડી લઈ, આલિંગન કરી તથા તેઓનાં માથાં સુધીને પરમ આનંદ પામ્યા.[૩૩]પછી બાળકોનાં આલિંગનથી સુખ પામેલા ઘરડા ગોવાળીઆઓ ધીરે ધીરે માંડ માંડ તે છોકરાઓ પાસેથી ખસ્યા પણ છોકરાઓના સ્મરણથી તેઓની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં.[૩૪]એ પ્રમાણે જેઓએ ધાવવુ છોડી દીધેલું હતુ એવાં બચ્ચાંઓ ઉપર પણ ક્ષણે ક્ષણે થતો વ્રજના પ્રેમનો વધારો જોઇને તેનુ કારણ નહી જાણતા બળભદ્ર વિચાર કરવા લાગ્યા કે—'પૂર્વે વ્રજને સર્વના આત્મા શ્રીકૃષ્ણ ઉપર જેવો પ્રેમ હતો તેવો અપૂર્વ પ્રેમ હમણાં બાળકો ઉપર વધ્યો છે, એટલુજ નહી પણ મારા મનમાં પણ વાછડાં અને બાળકો ઉપર પ્રેમ વધતો જાયછે તેનુ કારણ શુ હશે?[૩૫-૩૬] આ તે દેવતાઓની, મનુષ્યોની કે દૈત્યોની માયા હશે? આ માયા તે કેવી અને ક્યાંથી આવી? બીજાઓની માયા તો સંભવતી નથી, કેમકે આથી મને પણ મોહ થયોછે. માટે ઘણુ કરી આ મારા સ્વામી શ્રીકૃષ્ણની માયા હોવી જોઇએ.'[૩૭] એ પ્રમાણે વિચાર કરી બળભદ્રે જ્ઞાનદૃષ્ટિથી જોયુ ત્યાં સઘળાં વાછડાં અને પોતાના મિત્રો શ્રીકૃષ્ણરૂપ તેમના જોવામાં આવ્યા[૩૮]પછી તેમણે ભગવાનને પૂછ્યું કે 'આપણે જે વાછડાંઓનુ પાલન કરીએ છીએ તેઓ ઋષિઓના અંશ છે અને બાળકો દેવતાઓના અંશ છે એ મારા જાણવામાં છે, પરંતુ હમણાં તેમ જોવામાં આવતુ નથી. હમણાં તો આ નોખનોખાં સૌમાં એક તમેજ જોવામાં આવોછો માટે જેવુ હોય તેવું ચોખુ પાડીને કહો.' પછી ભગવાને સંક્ષેપથી સઘળી વાત કહેતાં એ બનાવ બળભદ્રના જાણવામાં આવ્યો.[૩૯]અહીં તો તેટલામાં એક વર્ષ નીકળી ગયું પણ બ્રહ્માનો તો માત્ર ત્રુટિ (અણોજ થોડો) કાળ થયો. તેટલા કાળમાં બ્રહ્માએ પાછા આવીને જોયુ ત્યાં એક વર્ષ સુધી આગળની પેઠેજ પોતાના અનુચરો સહિત ક્રીડા કરતા ભગવાનને દીઠા.[૪૦] જોઇને બ્રહ્મા તર્ક કરવા લાગ્યા કે—'ગોકુળમાં જેટલા બાળકો અને વાછડાં હતાં તે સઘળાં મારી માયારૂપ શયનમાં સૂતાં છે તે હજીસુધી ઉઠયાં નથી, માટે તેઓ કે જેઓ મારી માયાથી મોહ પામેલાછે તેઓથી નોખાં આ વાછડાં અને બાળકો અહી કેમ દેખાયછે અને ક્યાં ઉત્પન્ન થઇને આવ્યાં હશે? જેટલાંને હુ લઇ ગયોછુ તેટલીજ સંખ્યામાં અને તેજ સ્થળમાં ભગવાનની સાથે ક્રીડા કરતાં આ પ્રાણીઓનું શી રીતે હશે?[૪૧-૪૨]એટલા પ્રકારોમાં ઘણીવાર સુધી મનમાં વિચાર કરીને એ બ્રહ્મા, આમાં સાચાં કયાં અને ખોટાં કયાં? એ કોઇ રીતે જાણી શકયા નહી.[૪૩]એ પ્રમાણે બ્રહ્મા, જગતને મોહ કરનાર અને પોતે મોહરહિત ભગવાનને પોતાની માયાથી મોહ પમાડવા ગયા ત્યાં પોતેજ મોહ પામી ગયા.[૪૪]અંધારી રાતમાં ઝાકળથી થયેલુ અંધારૂં જેમ નોખુ આવરણ કરી શકે નહી, પણ તેમાંજ લય પામે; અને જેમ પતંગીઆનો પ્રકાશ દિવસમાં નોખો પ્રકાશ કરી શકે નહી, તેમ મોટા પુરૂષ ઉપર બીજો કોઇ સાધારણ પુરૂષ માયા ચલાવવા જાય તો તે નીચ માયા મોટા પુરૂષને કાંઇ પણ કરી શકે નહી, પણ ઉલટી પોતાને ચલાવનારનાજ સામર્થ્યનો નાશ કરી નાંખે.[૪૫]બ્રહ્મા જોઇ રહ્યા તેટલી વારમાં તુરતજ બીજુ આશ્ચર્ય થયુ. સઘળાં વાછડાં, તેઓને પાળનારા બાળકો, લાકડીઓ અને શીંગડીઓ આદિ સઘળા પદાર્થો મેઘની પેઠે શ્યામ, પીળાં રેશમી વસ્ત્રવાળા, ચાર ચાર ભુજાવાળા, અને જેઓના હાથમાં શંખ, ચક્ર, ગદા તથા કમળ હતાં એવા જોવામાં આવ્યા એ સઘળા શ્રીકૃષ્ણોએ કિરીટ, કુંડળ, હાર, વનમાળા, શ્રીવત્સ, બાજુબંધ, નૂપુર, કટક, કટિમેખળા, વીંટીઓ અને શંખની પેઠે ત્રણ ધારવાળાં રત્નનાં કંકણ ધર્યાં હતાં.

[૪૬-૪૮]મોટા પુણ્યવાળાઓએ અર્પણ કરેલી તુલસીની સુકોમળ અને નવીન માળાઓથી પગથી તે છેક મસ્તક સુધી સર્વ અંગોમાં વીંટાએલા હતા.[૪૯]ચાંદની જેવા સ્વચ્છ મંદહાસ્યરૂપી સત્વગુણથી પોતાના ભક્તોના મનોરથોને જાણે પાળતા હોય અને રતાશવાળી નેત્રની અણીઓવતે જોવાથી પોતાના ભક્તોના મનોરથોને જાણે સજતા હોય એવા દેખાતા હતા.[૫૦] બ્રહ્માથી તે સ્તંબપર્યંત સઘળાં સ્થાવર—જંગમો દેહધારી થઇને નાચ અને ગાયન આદિ અનેક પૂજનોથી તેઓ પ્રત્યેકની નોખનોખી સેવા કરતાં હતાં.[૫૧]અણિમા આદિ સિદ્ધિઓ, માયા આદિ વિભૂતિઓ અને મહત્તત્વ આદિ ચોવીશ તત્વોથી તેઓ પ્રત્યેક વીંટાએલા હતા[૫૨] કાળ, સ્વભાવ, સંસ્કાર, કામ, કર્મ અને ગુણાદિક પદાર્થો દેહધારી થઈને પ્રત્યેકની નોખનોખી સેવા કરતા હતા અણિમા આદિ સઘળા પદાર્થોની સ્વતંત્રતા એ શ્રીકૃષ્ણોના મહિમા આગળ નાશ પામેલી જણાતી હતી.[૫૩] એ સઘળા શ્રીકૃષ્ણો સત્ય, જ્ઞાન, અનંત, આનંદમાત્ર અને એકરસ મૂર્તિવાળા તથા આત્મજ્ઞાનરૂપી ચક્ષુવાળાઓથી પણ જેઓનાં ઘણાં મહાત્મ્યનો સ્પર્શ થઈ શકે નહી એવા હતા.[૫૪] એ પ્રમાણે બ્રહ્માએ એક સમયમાં સઘળાઓને પરબ્રહ્મમય દીઠા કે જે પરબ્રહ્મના પ્રકાશથી આ સઘળું જગત પ્રકાશેછે[૫૫] પછી અત્યંત આશ્ચર્યથી ઊંચા વળી ગયેલા અને એ શ્રીકૃષ્ણોના તેજથી જેની સઘળી ઈંદ્રિયો જડ થઈ ગઈ એવા બ્રહ્મા ગ્રામદેવીની પાસે રાખેલી ચાર મોઢાં વાળી પૂતળીની પેઠે નિશ્ચળ થઈ ગયા.[૫૬] એ પ્રમાણે અતર્ક્ય, સ્વયંપ્રકાશ, સુખમય, પ્રકૃતિથી પર અને અનાત્મ (જડ) પદાર્થોનો નિષેધ કરવારૂપ દ્વારથી જેમાં ઉપનિષદોરૂપી પ્રમાણ લાગુ પડેછે એવા પોતાના અસાધારણ મહિમાવાળા સ્વરૂપમાં 'આ તે શું'એમ બ્રહ્મા મોહ પામતાં અને પછીથી જોવાને પણ અશક્ત થઈ જતાં તે જાણી જઇને પરમેશ્વર શ્રીકૃષ્ણે પોતાની માયારૂપી પડદો ખસેડી લીધો.[૫૭] પછી જાણે મરી જઇને પાછા ઉઠયા હોય અને જેને બહારનું જ્ઞાન મળ્યું એવા બ્રહ્માએ માંડમાંડ નેત્ર ઉઘાડયાં, ત્યાં ભગવાનસહિત આ પ્રમાણે જોવામાં આવ્યું.[૫૮] તુરતજ ચારેકોર દૃષ્ટિ ફેરવી ત્યાં આગળ રહેલું, સઘળા પ્રિયપદાર્થોથી ભરેલું અને મનુષ્યોને જીવિકા આપે એવાં વૃક્ષોથી વ્યાપ્ત વૃન્દાવન દીઠું, કે જેમાં સ્વાભાવિક દુષ્ટ વૈરવાળાં માણસ અને સિંહાદિક જાણે પરસ્પરનાં મિત્ર હોય એવાં થઇને રહ્યાં હતાં અને ભગવાનના નિવાસનેલીધે ક્રોધ લોભાદિક જેમાંથી ભાગી ગયાં હતાં[૫૯-૬૦] એ વૃન્દાવનમાં આગળની પેઠેજ ગોવાળના બાળકપણારૂપી નાટક કરનારા શ્રીકૃષ્ણને દીઠા કે જે ભગવાન અદ્વૈતરૂપ છતાં વાછડાંઓને શોધતા હતા, એક અને અગાધ જ્ઞાનવાળા છતાં મિત્રોને શોધતા હતા, અનંત છતાં ચારેકોર ફરતા હતા, સર્વના કારણરૂપ છતાં બાળકપણું ધરી રહ્યા હતા, અને પરબ્રહ્મ છતાં હાથમાં દહી ભાતનો કોળીઓ ધરી રહ્યા હતા. એ ભગવાનને જોઈ બ્રહ્મા તુરત પોતાના વાહનપરથી ઉતરી પડયા, પોતાના શરીરને સોનાની લાકડીની પેઠે ધરતીપર પાડયું. ચાર મુકુટોની અણીઓથી ભગવાનનાં બે ચરણારવિંદનો સ્પર્શ કર્યો અને પ્રણામ કરીને આનંદનાં આંસુરૂપ સુંદર જળથી અભિષેક કર્યો.[૬૧-૬૨] પૂર્વે જોયેલા મહિમાનું વારંવાર સ્મરણ આવતાં ઉઠી ઉઠીને ઘણીવાર સુધી ભગવાનના ચરણમાં પડયા કીધું.[૬૩]પછી ધીરેથી ઉઠી, આંખો લુછ નાંખી, ભગવાનને જોઈ ધ્રુજતા, હાથ જોડી ઉભેલા, સાવધાન અને વિનયવાળા બ્રહ્મા પોતાની ડોક નમાવીને ગદ્‌ગદ વાણીથી સ્તુતિ કરવા લાગ્યા[૬૪]

> शनैरथोत्थाय विमृज्य लोचने
> मुकुंदमुद्वीक्ष्य विनम्रकंधरः ।
> कृतांजलिः प्रश्रयवान् समाहितः
> सवेपथुर्गद्गदयैलतेलया ॥ ६४ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો
તેરમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૧૪ મો.*

### બ્રહ્માએ શ્રીકૃષ્ણની કરેલી સ્તુતિ

॥ ब्रह्मोवाच ॥

नौमीड्य तेऽभ्रवपुषे तडिदंबराय
गुंजावतंसपरिपिच्छलसन्मुखाय ।
वन्यस्रजे कवलवेत्रविषाणवेणु-
लक्ष्मश्रिये मृदुपदे पशुपांगजाय ॥ १ ॥

બ્રહ્મા સ્તુતિ કરેછે-હે સ્તુતિ કરવા યોગ્ય ! મેઘની પેઠે શ્યામ શરીરવાળા, વીજળીસમાન પીળાં વસ્ત્રવાળા, ચણોઠીનાં કર્ણભૂષણ તથા ફરતાં મોરપીછના મુકુટથી શોભતા મુખવાળા, વનમાં થયેલા પુષ્પાદિકની માળા ધરનાર, કોમળ ચરણવાળા, ગોવાળના પુત્ર અને કોળીઓ, છડી, શીંગડી તથા વેણુરૂપ ચિન્હોથી શોભી રહેલા આપને પ્રણામ કરૂં છું.[1] હે દેવ ! મારા ઉપર અનુગ્રહ કરનાર અને ભક્તોની ઇચ્છા પ્રમાણે થનાર આ આપનું શરીર કે જે પાંચભૂતમય નહી છતાં શુદ્ધ સત્વમય છે તેના મહિમાને જાણવામાં પણ કોઈ સમર્થ થતો નથી, ત્યારે આપ કે જે કેવળ અને સાક્ષાત્ આત્મસુખના અનુભવમાત્ર છો તેમના મહિમાને તો મનનો નિરોધ કરવાથી પણ કોઈ જાણી ન શકે તેમાં શું કહેવું ?[2] હે અજિત ! જ્ઞાનમાં થોડો પણ પરિશ્રમ નહી કરતાં, જે લોકો સત્પુરૂષોએ પોતાથીજ પ્રકટ કરેલી અને તેમ થવાથી કાનપર આવેલી આપની કથાને પોતાને ઠેકાણે બેઠા બેઠાજ દેહ, વાણી અને મનથી સત્કાર આપતા જીવે છે તે લોકોને આપ કે જે ત્રૈલોક્યમાં ઘણું કરીને કોઈને વશ થયા નથી, તે વશ થઇ રહોછો.[3] જેમાંથી કલ્યાણના પ્રવાહ નીકળ્યા કરેછે એવી આપની ભક્તિને છોડી દઈ જે લોકો એકલા બ્રહ્મજ્ઞાનને માટેજ દાખડો કર્યા કરેછે તે લોકોને જાડાં ફોતરાં ખાંડનારાઓની પેઠે કેવળ દાખડોજ ફળરૂપે અવશેષ રહેછે, પણ બીજું કશું ફળ થતું નથી.[4] હે મહારાજ ! આ લોકમાં પૂર્વે ઘણાક યોગીઓ કે જેઓને યોગથી જ્ઞાન પ્રાપ્ત થયું ન હતું, તેઓ પછીથી પોતાની સઘળી ચેષ્ટા અને કર્મો આપને અર્પણ કરી દેતાં તેથી મળેલી અને આપની કથાએ પાસે લાવી દીધેલી ભક્તિથીજ આત્મજ્ઞાન પામી અનાયાસે આપની પરમગતિને પામી ગયાછે.[5] હે આપ રહિત ! ઇંદ્રિયોનો નિગ્રહ કરનારા પુરૂષો વિશેષ આકારથી રહિત અને આત્માકાર થયેલા અંત:કરણથી સ્વયંપ્રકાશપણે અને ચિદાભાસના* અવિષયપણે હજી કદાચ આપના નિર્ગુણ સ્વરૂપના મહિમાને જાણી શકેછે, પણ આપના સગુણ સ્વરૂપનું પરિપૂર્ણ જ્ઞાન તો થાયજ નહી, કેમકે તેના ગુણો અચિંત્ય અને અનંત છે.[6] આપ કે જે ગુણોના અધિષ્ઠાતા અને આ જગતના હિતને સારૂ અવતરેલા છો, તેમના ગુણોની ગણના કરવાને પણ કોણ સમર્થ થયાછે ? જે અત્યંત નિપુણ લોકોએ ઘણા જન્મથી પૃથ્વીના રજકણ, આકાશમાં હિમની કણીઓ અને નક્ષત્રાદિકનાં કિરણોના પરમાણુઓને ગણી કાઢયાં હોય, તેઓથી પણ તમારા ગુણોને ગણી શકાય નહીં.[7] એટલામાટે આપની કૃપા ક્યારે થશે ? એમ માનપૂર્વક વાટ જોયા કરતો, તપ આદિના બહુ ક્લેશ નહી ભોગવતો અને આસક્તિ છોડી દઈને પોતાનાં કર્મફળને ભોગવ્યા કરતો જે પુરૂષ મન, વાણી અને શરીરથી આપને પ્રણામ કરતાં જીવ્યા કરે તે પુરૂષને મુક્તિના પદમાં ભાગ મળે છે.[8] હે ઇશ્વર ! મારી ભૂડાઇ જુઓ !!! આપ કે જે માયાવીઓને પણ મોહ કરનાર પરમાત્મા છો, તેમના ઉપર પણ પોતાની માયા ચલાવીને મેં પોતાનું ઐશ્વર્ય જોવાની ઈચ્છા કરી !! અગ્નિની પાસે તેની જ્વાળાની પેઠે આપની પાસે હું શી ગણત્રીમાં ?[9] એટલા માટે હું કે જે ર-

* આ ચૌદમા અધ્યાયમા અદ્ભુત જોઇને તેનો નિશ્ચય કરવાને અશક્ત થઇ પડેલા અને મોહ પામેલા બ્રહ્માએ ભગવાનની સ્તુતિ કરી, એ કથા કહેવામાં આવશે.

* વેદાંત ગ્રંથમા લખ્યું છે કે બુદ્ધિ અને બુદ્ધિમા રહેલો ચિદાભાસ એ બન્ને ઘટમા વ્યાપ્ત થાયછે. તેમાં બુદ્ધિથી ઘટનું અજ્ઞાન મટેછે અને ચિદાભાસથી ઘટ સ્ફુરે છે, પણ બ્રહ્મના વિષયમા તો અજ્ઞાનનાશને વાસ્તે કેવળ વૃત્તિવ્યાપ્તિજ મનાયછે, પણ ચિદાભાસની વ્યાપ્તિ ઘટતી નથી કેમકે બ્રહ્મ પોતેજ સ્ફુરણરૂપ છે.

રજોગુણથી ઉત્પન્ન થયેલ, 'જગતનો કર્ત્તા છું' એવા મદરૂપી ઘાટા અંધારાથી આંધળો અને તમારાથી પોતાની નોખી ઈશ્વરતા માનનાર છું, તેના અપરાધની ક્ષમા કરજો. આપે એમ વિચારી દયા રાખવી કે 'બ્રહ્મા એ કે બીજે ઠેકાણે પ્રભુપણાથી વર્ત્તે છે તોપણ મારો તો દાસજ છે.'[10] હું કે જે પ્રકૃતિ, મહત્તત્વ, અહંકાર, આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વીથી વીંટાએલા બ્રહ્માંડમાં સાત વેંતની કાયાવાળોછું તે ક્યાં? અને એવાં એવાં અગણિત બ્રહ્માંડરૂપ પરમાણુઓ જેમનાં રૂંવાડાંનાં છિદ્રરૂપ ગોખલાઓમાં ફર્યા કરે છે એવા આપનો મહિમા ક્યાં!!! માટે મને અતિ તુચ્છ જાણી આપે મારા પર દયા કરવી.[11] હે મહારાજ! ગર્ભમાં રહેલો બાળક પોતાના પગ ઉછાળે એ કાંઇ તેણે પોતાની માતાનો અપરાધ કર્યો કહેવાય! એવી રીતે સ્થુળ સૂક્ષ્મ અથવા કાર્યકારણ શબ્દથી કહેવામાં આવતુ સઘળું જગત્ આપના ઉદરથી બહાર નથી, તો તેમાં હું પણ અંતર્ગત આવ્યો માટે મારા અપરાધની ક્ષમા કરવી.[12] હે ઈશ્વર! 'પ્રલયકાળમાં એકઠા થયેલા સમુદ્રોનાં જળમાં નારાયણના ઉદરની નાભિના નાળવામાંથી બ્રહ્મા નીકળેલછે' એમ જે કહેવામાં આવેછે તે ખોટું નથીજ. હું શું આપમાંથી ઉત્પન્ન થયો નથી? ઉત્પન્ન થયોજ છું, માટે હું આપનો પુત્ર હોવાથી આપે મારા અપરાધની ક્ષમા કરવી.[13] આપ નારાયણ નથી? છોજ. કેમકે નાર એટલે જીવોનો સમૂહ, તે જેનો અયન એટલે આશ્રયછે તે નારાયણ કહેવાય, તો આપ સર્વ પ્રાણીઓના આત્મા હોવાથી આપમાં નારાયણપણુ ઘટેછે આપ નારાયણ નથી? છોજ કેમકે નાર એટલે જીવોના સમૂહનુ અયન એટલે પ્રવર્ત્તવુ જેથી થાય તે નારાયણ કહેવાય, તો આપ સર્વ પ્રાણીઓના પ્રવર્ત્તક હોવાથી આપમાં નારાયણપણું ઘટેછે. આપ નારાયણ નથી? છોજ. કેમકે નાર એટલે જીવોના સમૂહને અયન એટલે જાણનાર જે હોય તે નારાયણ કહેવાય, તો આપ સર્વલોકના સાક્ષી હોવાથી આપમાં નારાયણપણું ઘટેછે. નાર એટલે નર (પુરૂષ) થી ઉત્પન્ન થયેલા જળમાં અયન એટલે રહેનાર જે હોય તે નારાયણ એવો પ્રસિદ્ધ અર્થ લઈએ તોપણ આપજ નારાયણ છો, કેમકે જળમાં રહેનારી જે મૂર્ત્તિ છે તે આપનીજ છે. વાસ્તવિક જોઇએ તો આપની જળના માપમાં આવેલી એ મૂર્ત્તિ સાચી નથી પણ માયારૂપજ છે.[14] આપનુ જળમાં રહેલુ તે રૂપ સાચુ હોય તો મે કમળના નાળના માર્ગથી અંદર પેશીને સો વર્ષ સુધી શોધ્યા કીધું ત્યારેજ તે જોવામાં કેમ નહી આવ્યુ? હૃદયમાં પણ કેમ નહીં દીઠુ? અને પાછું તપ કર્યા પછી તુરતજ કેમ જોવામાં આવ્યુ? માટે એ કેવળ માયારૂપજ છે. આપની મૂર્ત્તિને કોઇ દેશનો પરિચ્છેદ ઘટેજ નહી.[15] હે માયાને મટાડનાર! જો જળાદિક પ્રપંચ સત્ય હોય તો તેથી આપને પરિચ્છેદ થવો સંભવે, પણ તે તો માયાથીજ થયેલોછે એમ આપે આ અવતારમાંજ દેખાડી આપ્યુંછે. બહાર જોવામાં આવતો આ સઘળો પ્રપંચ આપે આપની માને પોતાના ઉદરમાં દેખાડયો તેથી આપે પ્રપંચનુ મિથ્યાપણુંજ સ્ફુટ દેખાડી દીધુ છે.[16] આપના ઉદરમાં જેવું સઘળુ જગત દેખાયું હતુ તેવુ બહાર પણ દેખાયછે, અને તે વળી આપસહિત દેખાયુ હતુ તો આ સઘળું માયા વિના ઘટે? જો બહાર રહેલા જગતનું આપના ઉદરમાં પ્રતિબિંબ દેખાયું હોય તો તે બહારનાથી ઉલટું દેખાવુ જોઇએ, અને જો આપ અરીસાને ઠેકાણે હોતો આપમાં આપનું દેખાવું ઘટે નહી. માટે સર્વથા જગતનું મિથ્યાપણુંજ સિદ્ધ થાયછે[17] એક આપ વિના સઘળા જગતનું મિથ્યાપણું આપે મનેજ શું હમણાંજ નહીં દેખાડયુ? કેમકે પ્રથમ આપ એક હતા. પછી સઘળા ગોવાળીઆ અને વાછડાંરૂપ થઈ ગયા. થોડીવારમાં વળી સઘળા ચતુર્ભુજ અને હુ સહિત સર્વ તત્વોએ સેવાતા જોવામાં આવ્યાઅને પાછાં તેટલાંજ બ્રહ્માંડ બની ગયાં.* એટલામાટે એ સઘળું ખોટુ ઠરતાં અપ્રમેય અને

* પાછાં તેટલાંજ બ્રહ્માંડ થઇ ગયાની વાત આગળ કહેવાય નથી, તોપણ આ ઉપરથી જાણી લેવી.

અદ્વૈત પરબ્રહ્મજ સાચાપણાથી અવશેષ રહેછે.[૧૮] આપના સ્વરૂપને નહી જાણનારા લોકોને પ્રકૃતિમાં રહેલા આપ સ્વતંત્રપણાથી માયાનો વિસ્તાર કરીને સૃષ્ટિના સમયમાં જાણે બ્રહ્મા થયા હો, પાલનના સમયમાં જાણે વિષ્ણુ થયા હો અને પ્રલયના સમયમાં જાણે રૂદ્ર થયા હો એવા જણાઓછો.[૧૯] હે ઈશ્વર ! હે પ્રભુ ! હે વિધાતા! દેવ, ઋષિ, મનુષ્ય, પશુ, પક્ષી, અને જળજંતુઓમાં પણ આપના જે અવતાર થાયછે, તે નીચ લોકોના દુષ્ટ મદને ટાળી નાંખવા અને સજ્જનોપર અનુગ્રહ કરવાને માટે થાય છે[૨૦] હે વ્યાપક ! હે ભગવાન ! હે પરમાત્મા ! હે યોગેશ્વર ! આપ કે જે યોગમાયાનો વિસ્તાર કરીને ક્રીડા કરોછો, તેમની લીલાઓને, ક્યાં છે? કેવી રીતે છે? ક્યારે છે? અને કેટલી છે? એમ ત્રૈલોક્યમાં કોણ જાણેછે?[૨૧] એટલા માટે આ સઘળું જગત કે જે આપના નિત્ય, સુખ અને ચૈતન્યમય અનંત સ્વરૂપમાં માયાથી ઉત્પન્ન થવાને લીધે અને પાછું લય પામવાને લીધે જાણે નિત્ય, સુખ અને ચૈતન્યરૂપ હોય એવુ જણાયછે. તે વાસ્તવિક રીતે મિથ્યારૂપ, સ્વપ્ન સરખું, પ્રતિભાસ રહિત અને ભારે દુઃખ કરતાં પણ દુઃખરૂપ છે[૨૨] સાચા તો આપ એકજ છો, કેમકે આત્મા છો. જે દૃશ્ય છે તે અસત્ય દેખાયછે અને આત્મા દૃશ્ય નથી માટે સત્ય છે જેમાં વિકાર હોય છે તે અસત્ય દેખાયછે, પણ આપના સ્વરૂપમાં જન્માદિક વિકાર નથી માટે સત્ય છો, સર્વના કારણ રૂપ છો માટે આપને જન્મ નથી, કાર્યથી પેહેલાં રહોછો માટે કારણરૂપછો, સર્વથી પ્રથમ રહોછો તેથી પુરૂષ કહેવાઓ છો સનાતન છો માટે જન્મ થયા પછી તમને અસ્તિત્વ મળ્યુ છે એમ નથી પૂર્ણ છો તેથી આપની વૃદ્ધિ થતી નથી, નિરંતર સુખરૂપ છો તેથી આપનો વિપરિણામ(કશો ફેરફાર) થતો નથી, અક્ષર છો તેથી આપનો ક્ષય થતો નથી, અમૃત છો તેથી આપનો વિનાશ થતો નથી, અનંત અને અદ્વૈત છો તેથી આપને દેશકાળનો પરિચ્છેદ નથી, સ્વયંપ્રકાશ છો તેથી અન્ય સાધનવડે આપની પ્રાપ્તી થતી નથી, ઉપાધથી રહિત અસંગ છો તેથી કશી વસ્તુ આપમાંથી કાઢી નંખાય એમ નથી, નિરંજન છો, તેથી આપના સ્વરૂપમાં કોઈ જાતનો સંસ્કાર લગાવાય એમ નથી.[૨૩] એવા સર્વ આત્માના પણ આત્મા આપને જે લોકો ગુરૂરૂપ સૂર્ય પાસેથી મળેલા જ્ઞાનરૂપ ઉત્તમ ચક્ષુથી પોતાના સ્વરૂપભૂત જાણેછે, 'તેઓ સંસારરૂપી ખોટા સમુદ્રને જાણે તરીજ જાયછે.[૨૪] પોતાને પોતારૂપથી નહીં જાણનારાઓને તેજ અજ્ઞાનથી આ સઘળો પ્રપંચ ઉભો થયો છે. એ પ્રપંચ પોતાને પોતારૂપ જાણવાથી પાછો લીન થઇ જાયછે. જેમ રજ્જુ (સીંદરી) ને રજ્જુરૂપ નહીં જાણવાથી સર્પ ઉત્પન્ન થાયછે અને તે સર્પ પાછો રજ્જુને રજ્જુરૂપ જાણવાથી લીન થઈ જાયછે, તેમ ઉપરના સિદ્ધાંતમાં સમજવાનુ છે, માટે અજ્ઞાનથી થયેલા સંસારને જ્ઞાનથી તરેછે એમ મે કહ્યુછે.[૨૫] બંધ અને મોક્ષ અજ્ઞાનથીજ માનેલાછે, માટે તે બન્ને સત્યજ્ઞાનસ્વરૂપ આત્માથી ભિન્ન નથી. અખંડ અનુભવરૂપ, કેવળ અને શુદ્ધ આત્માનો વિચાર કરતાં, સૂર્યમાં જેમ રાત્રિ કે દિવસ કાંઇ નથી તેમ આત્મામાં અજ્ઞાન કે બંધન કાંઈજ નથી, અને એટલા માટેજ જ્ઞાન કે મોક્ષ પણ કાંઇજ નથી. આ કારણ ઉપરથી સંસાર જો વાસ્તવિક હોય તો તેને તરવો ઘટે, પણ તેમ નથી, માટે 'જાણે તરીજ જાયછે' એમ મેં કહ્યુંછે.[૨૬] આપ કે જે આત્મા છો તેમાં દેહાદિકમાં આત્માનો અધ્યાસ કરીને આમાં ખોવાએલા આત્માને બહાર શોધવો એ અજ્ઞાની લોકોની મૂર્ખાઇ છે!!! ઘરમાં ખોવાયું હોય તે વનમાં શોધાય નહીં. આ કારણ ઉપરથી 'આપને પોતાના સ્વરૂપભૂત જાણવાથી સંસારને તરેછે' એમ મે કહ્યુછે.[૨૭] હે અનંત ! વિવેકી પુરૂષો તો આ શરીરમાંજ જડ ભાગનો ત્યાગ કરતાં કરતાં આપને શોધેછે, કેમકે સમીપમાં સર્પ નહીં છતાં પણ તેનો નિષેધ કર્યા વિના સમીપમાં રહેલી પણ સાચી દોરી જાણવામાં આવતી નથી. આ પ્રમાણે જે કે જ્ઞાન-

થીજ મોક્ષ થાયછે અને તે જ્ઞાન મળવું સુગમજ છે, તોપણ આપના ચરણારવિંદની થોડી પણ કૃપા મળે તોજ આપના મહિમાનું તત્વ જણાય છે. અને કૃપા મળ્યાવિના ઘણા કાળસુધી જડ ભાગનો અપવાદ કરી કરીને વિચાર કર્યા કરે તોપણ કોઇના જાણવામાં આવે નહીં. [28-29]એટલામાટે હે નાથ ! આ જન્મમાં અથવા કોઇ પશુ પક્ષીના જન્મમાં પણ મને એવું સારૂં ભાગ્ય મળજો કે જે ભાગ્યથી હું આપના ભક્ત લોકોમાંનો કોઇ પણ થઈને આપના ચરણારવિંદનું સેવન કરૂં.[30]અહો ! ! વ્રજની ગાયો અને ગોપીઓ બહુજ ભાગ્યશાળી છે, કેમકે જેને તૃપ્ત કરવાને યજ્ઞો પણ અદ્યાપિ સુધી સમર્થ થતા નથી, તે આપે વાછડાં અને પુત્રોના રૂપથી તેઓનુ દૂધરૂપી અમૃત બહુજ પ્રેમપૂર્વક પીધુ.[31]અહો ! નંદરાયના વ્રજમાં રહેનારાઓનુ મોટુ ભાગ્યછે, મોટુ ભાગ્ય છે, કેમકે પરમાનંદ, પૂર્ણ અને સનાતન સાક્ષાત્ પરમાત્મા એઓના મિત્રરૂપ થયેલછે.[32] હે અચ્યુત ! એ વ્રજવાસીઓના ભાગ્યનો મહિમા તો અપૂર્વ અને કોઈથી વર્ણન કરી શકાય એવો નથી, પરંતુ દશ ઇંદ્રિયો અને મન, બુદ્ધિ તથા અહંકારના અધિષ્ઠાતા અમે તેર દેવો કે જેઓમાં રૂદ્ર મુખ્ય છે તેઓ પણ મહાભાગ્યશાળી છીએ, કેમકે આ વ્રજવાસીઓની ઇન્દ્રિયોરૂપપ્યાલાઓથીઆપનાચરણારવિંદનામકરંદરૂપી મીઠા આસવને પીએછીએ. એક એક ઇન્દ્રિયના અભિમાની અમે જ્યારે આપના ચરણની કીર્ત્તિ, શોભા અને સુગંધતા આદિ એકએકભાગનું સેવન કરવાથી પણ કૃતાર્થ છીએ, ત્યારે સઘળી ઇંદ્રિયોથી એ કીર્ત્તિઆદિ સઘળા પદાર્થોનુ સેવન કરનારા વ્રજવાસીઓના ભાગ્યના મહિમાની તો શીજ વાત કરવી ![33] એટલામાટે મનુષ્ય લોકમાં, તેમાં પણ વનમાં અને તેમાં પણ ગોકુળમાં ગમે તે અવતાર આવે તેપણ મોટું ભાગ્ય છે, કેમકે ગોકુળમાં અવતાર આવવાથી કોઇપણ ગોકુળવાસી જનની ચરણરજ માથે પડે. જેના ચરણારવિંદની રજને શ્રુતિઓ પણ અદ્યાપિ સુધી શોધ્યાજ કરેછે, એવા ભગવાન જે વ્રજવાસીઓનાં સઘળાં જીવિતરૂપ છે તે વ્રજવાસીઓની ચરણ રજ મળે એ મોટો અલભ્ય લાભ છે.[34] હે દેવ ! 'આપ આ વ્રજવાસીઓને કોઈ સમયે પણ સર્વ ફળરૂપ આપનાં સ્વરૂપ કરતાં બીજુ અધિકફળ કયુ આપશો'એ વિચારમાં ઘુમ્યાકરતુ અમારૂ મન મુંઝાયછે. આપનું સ્વરૂપ આપીને એ લોકોના ઋણમાંથી આપ છૂટી શકો એમ નથી, કેમકે ભક્તના સરખો વેષ ધરવાથી આપે દુષ્ટ પૂતનાને પણ પોતાનુ સ્વરૂપ આપ્યુંછે, તો આ સાચા ભક્તોને એથી અધિક ફળ આપવુજ જોઈએ અને એથી અધિક ફળ કાંઈ જોવામાં આવતુ નથી સાચા ભક્ત વ્રજવાસીઓના સંબંધીઓને પણ આપનુ સ્વરૂપ આપી આપ વ્રજવાસીઓના ઋણથી છૂટી શકો એમ નથી, કેમકે પૂતનાના સંબંધી બકાસુર અને અઘાસુરને પણ આપ આપનુ સ્વરૂપઆપીચૂકયા છો જે વ્રજવાસીઓનાં ઘર, ધન, સંબંધી, મિત્ર, પ્રિય, દેહ, પુત્ર પ્રાણ અને અંતઃકરણ આપને માટેજ છે, તેઓને પણ પૂતનાના જેટલોજ લાભ આપો તો તે પુરતો કહેવાય નહી.[35] હે કૃષ્ણ ! રાગદ્વેષાદિક ત્યાં સુધીજ ચોરનુ કામ કરેછે, ઘર ત્યાંસુધીજ બંધનના સ્થાનરૂપ થાય છે અને મોહ પણ ત્યાં સુધીજ પગમાં બેડીરૂપ થાય છે, કે જ્યાંસુધી આપની સાચી ભક્તિ કરવામાં આવે નહીં[36] આપ પ્રપંચરહિત છો તોપણ શરણાગત લોકોને આનંદના સમૂહ આપવાસારૂ પૃથ્વીમાં અવતાર ધરોછો[37]હે પ્રભુ ! આપને જાણતા હોય તે ભલે જાણે, પણ હુ તો શુ વધારે કહુ ? મારૂ મન, શરીર કે વચન આપના મહિમાને પોહોચી શકે એમ નથી.[38] હે કૃષ્ણ ! મને સત્ય લોકમાં જવાની આજ્ઞા આપો. આપ સર્વના દ્રષ્ટા હોવાથી આપના મહિમાને અને અમ જેવાની શક્તિને જાણોજ છો. જગતના સ્વામી આપજ છો, એટલા માટે મમતાના સ્થાનરૂપ આ જગત અને આ શરીર આપને અર્પણ કરૂ છું.[39] હે શ્રીકૃષ્ણ ! હે યાદવોના કુળરૂપી કમળને પ્રીતિ આપવાથી સૂર્ય જેવા ! હે પૃથ્વી, દેવ, બ્રાહ્મણ અને પશુરૂપ સમુદ્રોને વૃદ્ધિ આપવાથી ચંદ્ર જે-

વા ! હે પાખંડરૂપી અંધારાને હરવાથી સૂર્ય તથા ચંદ્ર જેવા ! હે ઉગતાંજ પૃથ્વીમાં રાક્ષસ-તુલ્ય કંસાદિકનો દ્રોહ કરવાથી પણ સૂર્ય જેવા ! હે સૂર્યપર્યંત સઘળાઓના પૂજ્ય ! હે ભગવાન ! કલ્પ પૂરો થતાંસુધી આપને મારા પ્રણામ હોજો.[૪૦]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે પ્યારા ભગવાનની સ્તુતિ કરી, ત્રણવાર પ્રદક્ષિણા કરી, અને ચરણમાં નમસ્કાર કરીને બ્રહ્મા પોતાના લોકમાં ગયા.[૪૧] પછી શ્રીકૃષ્ણ ભગવાન બ્રહ્માની સંમતિ લઈને આગળની પેઠેજ જેમાં પોતાના મિત્રો બેઠા હતા એવા યમુનાજીના કાંઠા ઉપર, વાછડાંઓ કે જેઓ આગળની પેઠેજ ઉભાં હતાં તેઓને લાવ્યા.[૪૨] વચમાં એક વર્ષ નીકળી ગયુ અને તે વળી પોતાના પ્રાણનાથ ભગવાન વિના નીકળ્યું, તોપણ ભગવાનની માયાથી ઘેરાએલા બાળકોએ તેટલા કાળને અરધો ક્ષણ માન્યો.[૪૩] ભગવાનની માયા કે જેણે મોહ પમાડેલું સઘળુ જગત વારવાર પોતાના આત્માને પણ ભૂલી જાયછે તે માયાથી મોહ પામેલા લોકો અહીં શું શુ ભૂલી ન જાય ?[૪૪] એ મિત્રોએ ભગવાનને કહ્યું કે—'તમે તુરત આવ્યા એ બહુજ સારૂ થયુ હજી અમે એકે કોળીઓ જમ્યા નથી, અહીં આવો, સારી રીતે જમો '[૪૫]પછી હાસ્ય કરતા ભગવાન બાળકોની સાથે જમીને અજગરનું ચામડુ દેખાડતા દેખાડતા વનમાંથી વ્રજમાં જવાને પાછા વળ્યા [૪૬]ભગવાને મોરપીછ, ફૂલ અને વનના ધાતુઓથી પોતાના શરીરને વિચિત્ર કર્યુ હતુ, વેણુ અને શીંગડીના શબ્દનો ભારે ઉત્સવ કરતા હતા, વાછડાંઓને લાડના શબ્દોથી બોલાવતા હતા અને ગોવાળીઆઓ તેમની પવિત્ર કીર્તિને ગાતા આવતા હતા એવી રીતે ભગવાન કે જેમનુ દર્શન ગોપીઓની દૃષ્ટિઓને ઉત્સવરૂપ થતુ હતુ તે પોતે વ્રજમાં પધાર્યા.[૪૭] 'આનંદ આપનારા આ યશોદાના પુત્રે આજ મોટા અજગરને માર્યો અને એ અજગરથી અમારી રક્ષા કરી' એમ બાળકોએ વ્રજમાં કહ્યુ.[૪૮]

પરીક્ષિત રાજા પૂછેછે—વ્રજવાસીઓને પોતાના ઔરસ પુત્રોમાં પણ જેવો પ્રેમ પૂર્વે થયો ન હતો તેવો પ્રેમ, પરાયા પુત્ર શ્રીકૃષ્ણમાં શાથી થયો ? તે કહો.[૪૯]

શુકદેવજી કહેછે—હે રાજા ! સઘળાં પ્રાણીઓને પોતાનો આત્માજ મુખ્યત્વે કરી પ્યારો છે. સંતાન અને ધન આદિ બીજા પદાર્થોમાં પ્યાર થાયછે, તે તો આત્મા ઉપરના પ્યારને લીધેજ થાયછે.[૫૦]મમતાનાં સ્થાનકરૂપ પુત્ર, ઘર અને ધન આદિ કરતાં અહંતાના સ્થાનકરૂપ પોતપોતાના દેહમાં વધારે પ્યાર હોયછે તે પણ તેમાં આત્માના અધ્યાસનો વધારો હોવાથી હોયછે.[૫૧] હે મોટા રાજા ! જે પુરૂષો દેહને આત્મા કહેછે તે પુરૂષોને પણ જેવો દેહ પ્યારો હોયછે તેવાં, દેહની પછવાડે પ્રાપ્ત થયેલાં પુત્ર અને ધનાદિક પ્યારા હોતાં નથી.[૫૨] વિવેકી પુરૂષ દેહને 'હુ' કરી નહી માનતાં 'મારો' કરી માનેછે, ત્યારે તે દેહ આત્મા જેવો પ્યારો રહેતો નથી, કેમકે દેહ બહુજ જીર્ણ અને બહુજ માંદો થયો હોય ત્યારે જીવવાની આશા કે જે બળવત્તર છે, તે નહીં રાખતાં વિવેકી પુરૂષ એમ બોલેછે કે—'આ દેહ પડીજાય તો મને સુખ મળે.' આ ઉપરથી સિદ્ધ થાયછે કે સઘળાં પ્રાણીઓને વાસ્તવિક રીતે અત્યંત પ્રિય પોતાનો આત્માજ છે, અને આ સ્થાવર જંગમ સઘળા જગત ઉપર જે પ્રેમ થાય છે તે આત્માના સુખનેમાટેજથાયછે,એટલે આત્મા ઉપરનાપ્યારનેલીધેજ જગત્ઉપરપ્યારથાયછે.[૫૩-૫૪] આવી રીતે સઘળાં પ્રાણીઓને પરમ પ્રેમનું પાત્રજે આત્મા છે તેજ શ્રીકૃષ્ણ છે, તેથી તે ઉપર સર્વોત્તમ પ્રેમ થવો સંભવેછે એમ જાણો. એ સર્વના આત્મા શ્રીકૃષ્ણ જગતનું કલ્યાણ કરવા સારૂ માયાને લીધે જાણે દેહધારી થયા હોય એવા જણાયછે.[૫૫] શ્રીકૃષ્ણ ભગવાન્ કેવળ, પ્રાણીઓનાજ આત્મા છે એમ નથી, પણ જડ પદાર્થોના પણ આત્માછે. વાસ્તવિક રીતે સર્વ જગતનુ કારણ શ્રીકૃષ્ણજ છે એમ જાણનારા પુરૂષો ! સઘળુ સ્થાવર જંગમ ભગવદ્રૂપજ છે. કોઇ પણ વસ્તુ ભગવાનથી ભિન્ન છેજ નહીં.[૫૬] સઘળી વસ્તુઓનુ પરમાર્થરૂપ વિચારીએ તો કોઇ પણ વસ્તુ પોતપોતાના કારણથી નોખી પ-

ડતી નથી, અને જેજે કારણો છે તે કોઇ ભગવાનથી નોખાં પડતાં નથી, એટલે કારણનું પણ કારણ ભગવાન્ છે. માટે ભગવાનથી ભિન્ન કઇ વસ્તુછે? તે કહો.[૫૭]પવિત્ર કીર્તિવાળા ભગવાનનું ચરણારવિંદરૂપી વાહાણ કે જે મહાત્માઓના સ્થાનકરૂપ છે, તેનો આશ્રય કરીને જે લોકો રહેછે તેઓને સંસારરૂપી સમુદ્ર વાછડાના પગલાંના ખાબોચિયા જેવો થાય છે, પરમ પદ મળેછે અને વિપત્તિઓના સ્થાનકરૂપ પુનર્જન્મ કદી પણ થતો નથી.[૫૮]ભગવાને કુમાર અવસ્થામાં કરેલાં ચરિત્રની વાત બાળકોએ પૌગંડ અવસ્થામાં કહ્યાનું કારણ જે તમે મને પૂછ્યુ હતું તે સઘળુ તમને કહી સંભળાવ્યુ.[૫૯] ભગવાને મિત્રોની સાથે ક્રીડા કરી, અઘાસુરને માર્યો, લીલાં ખડવાળા પ્રદેશમાં જમણ કર્યું, શુદ્ધ સત્વાત્મક રૂપ દેખાડયુ અને બ્રહ્માએ તેમની ઘણી સ્તુતિ કરી, આ સઘળા વિષયને જે માણસ સાંભળે અથવા ગાય તેને સઘળા પુરૂષાર્થોની પ્રાપ્તી થાય.[૬૦] આવી રીતે છૂપીજવાં, પાજ બાંધવી અને વાંદરાની પેઠે ઠેકવાં ઈત્યાદિક કુમાર અવસ્થાના વિહારોથી શ્રીકૃષ્ણ અને બળભદ્રે વ્રજમાં કુમાર અવસ્થા પૂરીકરી.[૬૧]

एवं विहारैः कौमारैः कौमारं जहतुर्व्रजे ।
निलायनैः सेतुबंधैर्मर्कटोत्प्लवनादिभिः ॥ ६१ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ચોદમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૧૫ મો.*

### ધેનુકાસુરનો વધ તથા તાડવનમાં ભગવાને કરેલી લીલા.

श्रीशुकउवाच.

ततश्च पौगंडवयः श्रितौ व्रजे
बभूवतुस्तौ पशुपालसम्मतौ ।
गाश्चारयंतौ सखिभिः समं पदै-
र्वृंदावनं पुण्यमतीव चक्रतुः ॥ १ ॥

શુકદેવજી કહેછે—પછી પૌગંડ અવસ્થામાં આવેલા તે બન્ને ભાઇઓ ગાયોનું પાલન કરવાને લાયક થયા. ગાયોને ચારતા એ બે ભાઈઓ મિત્રોની સાથે ફરીને વૃંદાવનને બહુજ પવિત્ર કરતા હતા.[૧] પોતાના યશનું ગાયન કરતા ગોવાળીઆઓથી વીંટાએલા અને વેણુ વગાડતા ભગવાન્ પશુઓને આગળ કરીને વિહાર કરવાની ઈચ્છાથી પશુઓને હિતકારક અને ફૂલની સમૃદ્ધિવાળા એ વનમાં બળભદ્રની સાથે પધાર્યા.[૨] સુંદર શબ્દ કરનારા ભ્રમર, મૃગ અને પક્ષીઓથી વ્યાપ્ત અને મહાત્મા પુરૂષોના મનની પેઠે સ્વચ્છ જળથી ભરેલા તળાવમાંથી આવતા તથા કમળની સુગંધીવાળા પવને સેવેલુ તે વન જોઇને ભગવાને રમવાનુ મન કર્યું.[૩] ત્યાં ત્યાં રાતાં કુંપળિયાંઓની શોભાની સાથે ફળ અને ફૂલના ઘણા ભારથી જેઓની શાખાઓનાં અગ્ર પગને અડકતાં હતાં, એવાં વૃક્ષોને જોઈને આનંદથી જાણે હસતા હોય એવા ભગવાને પોતાના મોટા ભાઈ બળભદ્રને કહ્યું કે—[૪]

ભગવાન્ કહેછે—અહો! હે દેવતાઓમાં ઉત્તમ! આ વૃક્ષો પોતાને વૃક્ષનો અવતાર આપનારાં પાપનો નાશ કરવા માટે પોતાની શિખાઓથી ફૂલ તથા ફળરૂપી પૂજનના પદાર્થો લઇને તમારૂં ચરણારવિંદ કે જે દેવતાઓએ પણ પૂજેલુ છે તેને પ્રણામ કરેછે.[૫] હે આદિ પુરૂષ! સર્વ લોકોને તીર્થજેવી આપની કીર્ત્તિનુ ગાયન કરતા આ ભ્રમરાઓ પગલે પગલે આપની સેવા કરેછે, માટે ઘણુ કરીને આ ભ્રમરાઓ આપના સેવકોમાં મુખ્ય મુનિઓ જણાયછે, કેમકે પોતાના દૈવતરૂપ આપ વનમાં મનુષ્યના વેષથી ગુપ્ત રહ્યાછો, તો આપને એ મુનિઓ ભ્રમરના વેષથી ગુપ્ત થઇને પણ છોડતા નથી.[૬] હે સ્તુતિ કરવા યોગ્ય! આપની પાસે આ મયૂરો નાચ કરેછે, મૃગલીઓ આનંદથી જોઈને ગોપીઓની પેઠે આપને રાજી કરેછે અને કોયલનાં ટોળાંઓ સુંદર શબ્દોથી આપની સેવા કરેછે,

*આ પંદરમા અધ્યાયમા ગાયોને પાળી, ધેનુકાસુરને માર્યો અને કાલિયનાગના ઝેરથી ગોવાળીઆઓનું રક્ષણ કર્યું એ કથા કહેવાશે અજગરના મોઢામા પેસવાથી વૃથા ખેદ પામેલા મિત્રોને પાકા ફળવાળા તાલવનમા ભગવાને પેસાડ્યા એ કથા પણ કહેવામાં આવશે.

માટે આ વનવાસીઓ ભાગ્યશાળી છે. પોતાની પાસે જે કાંઈ હોય તે ઘેર આવેલા મહાત્મા પુરૂષને અર્પણ કરવું એજ સજ્જનોનો સ્વભાવ છે.[૭] આજ આ પૃથ્વી, ખડ અને લતાઓ આપના ચરણારવિંદનો સ્પર્શ કરવાથી ભાગ્યશાળી થાયછે. આ ઝાડ અને લતાઓ આપના નખનો સ્પર્શ મળવાથી ભાગ્યશાળી થાયછે. નદી, પર્વત પક્ષી અને પશુઓ આપના કૃપા ભરેલા જોવાથી ભાગ્યશાળી થાયછે, અને ગોપીઓ લક્ષ્મીએ પણ ઇચ્છેલું આપનુ વક્ષઃસ્થળ મળવાથી ભાગ્યશાળી થાયછે.[૮]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે વૃન્દાવનની શોભા જોઇને રાજી થતા અને પર્વત પાસેની નદીઓના કાંઠાઓમાં પશુઓને ચરાવતા ભગવાન ગોવાળીઆઓની સાથે રમતા હતા.[૯] માળા ધરનાર, બળભદ્ર સહિત અને ગોવાળીઆઓ જેમનાં ચરિત્રને ગાતા હતા, એવા ભગવાન કોઇ સમયે મદોન્મત્ત ભ્રમરાઓ ગાયન કરતા તેઓની સાથે પોતે પણ ગાતા હતા, કોઇ સમયે હંસો બોલતા હોય તેઓની પાછળ બોલતા હતા, કોઇ સમયે નાચ કરતા મોરની સામે મિત્રોને હસાવવા સારૂ પોતે નાચવા લાગતા હતા.[૧૦-૧૧] કોઈ સમયે મેઘના સરખી ગંભીર અને આચો તથા ગોવાળીઆઓના મનને ગમે એવી વાણીથી નામ લઇને, દૂર ગયેલાં પશુઓને પ્રીતિપૂર્વક બોલાવતા હતા.[૧૨] ચકોર, કૌંચ, ચક્રવાક, ભારદ્વાજ અને મોર બોલતા હોય તેઓની પછવાડે તેઓના જેવાજ શબ્દ કરતા હતા, અને પશુઓ વાઘ તથા સિંહથી ભાગતાં હોય ત્યાં પોતે પણ બીનેલાની પેઠે ભાગતા હતા[૧૩] કોઇ સમયે ક્રીડાથી થાકીને ગોવાળીઆના ખોળાનું ઓશીકુ કરી બળભદ્ર પોઢ્યા હોય ત્યાં પોતે પગ ચાંપવા આદિથી તેમનો પરિશ્રમ મટાડતા હતા.[૧૪] કોઈ સમયે પરસ્પરના હાથ ઝાલી ઉભેલા અને હસતા એ બે ભાઇઓ પરસ્પર નાચતા, ગાતા, ઠેકતા અને યુદ્ધ કરતા ગોવાળીઆઓને વખાણતા હતા.[૧૫] કોઇ સમયે મલ્લયુદ્ધના પરિશ્રમથી ઘેરાઈ જઇને ઝાડનાં મૂળની પાસે ગોવાળીઆના ખોળામાં માથુ મૂકીને પાંદડાંની શય્યામાં પોઢલા હતા.[૧૬] કેટલાએક નિર્દોષ ગોવાળીઆઓ મહાત્મા શ્રીકૃષ્ણના પગ ચાંપતા હતા, અને કેટલાએક પાંદડાં આદિથી કરેલા વીંઝણાઓવતે તેમને પવન નાંખતા હતા.[૧૭] હે મોટા રાજા! સ્નેહથી આર્દ્રબુદ્ધિવાળા કેટલાએક ગોવાળીઆઓ મનને ગમે એવાં અને ભગવાનને ઘટે એવાં ગાયન ધીરે ધીરે કરતા હતા.[૧૮] એ પ્રમાણે ચરિત્રોથી ગોવાળના દીકરાપણું બજવતા, માયાથી પોતાનો સ્વભાવ ગુપ્ત રાખતાં છતાં પણ વચમાં વચમાં જેની ઇશ્વરસબંધી લીલા જોવામાં આવતી હતી એવા, અને લક્ષ્મીજીએ લડાવેલાં ચરણારવિંદવાળા શ્રીકૃષ્ણ ભગવાન ગામડિયા લોકોની સાથે રમતા હતા.[૧૯] શ્રીકૃષ્ણ અને બળભદ્રનો સખા શ્રીદામા નામનો ગોવાળીઓ અને સુબલ તથા સ્તોકકૃષ્ણાદિક બીજાઓ પણ પ્રેમથી આવુ બોલ્યા કે—'હે બળભદ્ર, હે બળભદ્ર! હે મોટા બાહુબળવાળા! હે કૃષ્ણ! હે દુષ્ટ લોકોને મારનાર! અહીંથી થોડેક છેટે તાડની પંક્તિઓવાળુ ભારે મોટુ વન છે.[૨૦-૨૧] એ વનમાં ઘણાં ફળ પડેલાંછે અને પડેછે, પણ દુરાત્મા ધેનુકાસુરે તેઓને રોકેલાંછે.[૨૨] હે બળભદ્ર! હે કૃષ્ણ! એ ઘણા બળવાળો દૈત્ય ગધેડાનુ રૂપ ધરીને રહ્યોછે અને તેની સાથે તેનાજ જેવા બીજા ઘણા દૈત્યો છે.[૨૩] હે શત્રુઓને મારનાર! મનુષ્યોને ખાઈ જનારા એ દૈત્યની બીકથી કોઇ મનુષ્યો તે વનમાં જતાં નથી અને પશુઓ તથા પક્ષીઓએ પણ તે વનને છોડી દીધુંછે.[૨૪] એ વનનાં સુગંધી ફળો અમે કોઇ દિવસ ખાધાં નથી જુઓ આ ચારેકોર પ્રસરતો તેઓનો સુગંધ ચાલ્યો આવેછે.[૨૫] હે કૃષ્ણ! ગંધથી લલચાએલા ચિત્તવાળા અમોને તે ફળ આપો. અમોને મોટી ઈચ્છા છે, માટે હે બળભદ્ર! જે રૂચિ થતી હોય તો ત્યાં ચાલો.'[૨૬] એ પ્રમાણે મિત્રોનું વચન સાંભળી તેઓનું પ્રિય કરવાની ઇચ્છાથી શ્રીકૃષ્ણ અને બળભદ્ર, બન્ને હસીને તેઓને સાથે લઈ તાડના વનમાં ગયા.[૨૭] બળભદ્ર અંદર પેશીને હાથીની પેઠે બળથી હાથવતે તાડને હલાવી હલાવી ફળ પાડવા

લાગ્યા.[૨૮] પડતાં વૃક્ષોનો શબ્દ સાંભળી ઝાડ સહિત ધરતીને ધ્રુજાવી નાંખતો એ દૈત્યગધેડો બળભદ્ર ઉપર દોડયો.[૨૯] તુરત આવીને બળભદ્રની છાતીમાં પાછલા બે પગની પાટુ મારી ભુંકાર કરતો એ બળવાન નીચ દૈત્ય આરેફાર દોડવા લાગ્યો.[૩૦] હે રાજા! ક્રોધ પામેલા એ ગધેડાએ પાછો આવી પાછે મોઢે ઉભો રહીને ક્રોધથી બળભદ્રઉપર પાછલા પગ નાંખ્યા.[૩૧] બળભદ્રે એક હાથથી તેના પાછલા પગ ઝાલીલઇ ફેરવીફેરવીને તેના પ્રાણકાઢીનાંખતાં તેને તાડના ઝાડમાં પછાડયો.[૩૨] એ દૈત્યનુ શરીર પછાડવાથી ધ્રુજતો અને પડખેના તાડને પણ ધ્રુજાવતો એ મોટા માથાવાળો મોટો તાડ ભાંગી પડયો તેણે બીજાને ભાંગી નાંખ્યો અને તેણે વળી ત્રીજાને ભાંગી નાંખ્યો.[૩૩] બળભદ્રે લીલાથી ફેંકેલા ગધેડાના શરીર ...ં પડી જતા તાડોના આઘાતથી સઘળા તાડો જાણે ભારે પવને હલાવેલા હોય તેમ હાલી ગયા [૩૪] અનંત અને જગતના ઇશ્વર ભગવાન્ બળભદ્ર કે જેમાં આ જગત્ તાંતણાઓમાં વસ્ત્રની પેઠે ઓતપ્રોત છે, તેમણે આવુ બળ દેખાડયુ એ કાંઇ આશ્ચર્ય ગણવા જેવુ નથી.[૩૫] પછી ધેનુકાસુરના સંબધી બીજા ગધેડાઓ કે જેઓનો બાંધવ માર્યો ગયો તે સઘળા ક્રોધ કરીને શ્રીકૃષ્ણ અને બળભદ્ર ઉપર દોડ્યા.[૩૬] હે રાજા! જે જે ગધેડાઓ આવ્યા તેઓના પાછલા પગ ઝાલીને શ્રીકૃષ્ણ અને બળભદ્રે લીલાથી તાડનાં વૃક્ષોમાં પછાડ્યા.[૩૭] ફળના સમૂહોથી, મરણ પામેલા દૈત્યોનાં શરીરોથી અને તાડની શાખાઓથી વ્યાપ્ત થયેલી પૃથ્વી, વાદળાંઓથી છવાએલા આકાશની પેઠે શોભવા લાગી.[૩૮] શ્રીકૃષ્ણ અને બળભદ્રનુ એ મોટું કામ જોઇને દેવાદિક લોકો ફૂલની વૃષ્ટિ કરવા લાગ્યા, વાજા વગાડવા લાગ્યા અને સ્તુતિ કરવા લાગ્યા.[૩૯] પછી ધેનુકાસુર મરી જતાં એ વનમાં માણસો નિર્ભય થઇને તાડનાં ફળ ખાવા લાગ્યા, અને પશુઓ ખડ ચરવા લાગ્યાં.[૪૦] કમળપત્ર સરખાં નેત્રવાળા, પવિત્ર શ્રવણ અને કીર્ત્તનવાળા, અને અનુચર ગોવાળીઆઓ જેની સ્તુતિ કરતા હતા એવા ભગવાન્, બળભદ્રસહિત વ્રજમાં પધાર્યા.[૪૧] ગાયોની રજથી ઘેરાએલા, કેશમાં બાંધેલાં મોરપીંછથી અને વનનાં પુષ્પોથી ભગવાન શોભી રહ્યા હતા. નેત્ર તથા હાસ્ય બહુજ સુંદર હતાં. વેણુ વગાડતા હતા અને અનુચરો પછવાડે કીર્તિનું ગાયન કરતા આવતા હતા. એવા ભગવાનને જોવા સારૂ ઘણી ઉત્કંઠાથી ગોપીઓ ભેળી થઈને સામી આવી.[૪૨] ભગવાનના મુખરૂપી મધને નેત્રરૂપી ભ્રમરોથી પીવાનેલીધે વ્રજની સ્ત્રીઓને દિવસના વિરહનો તાપ મટીગયો. ગોપીઓએ લાજસહિત હાસ્ય અને વિનયપૂર્વક કટાક્ષ મારવારૂપ જે સત્કાર કર્યો તેનો સ્વીકાર કરી ભગવાન વ્રજમાં પધાર્યા.[૪૩] પુત્ર ઉપર પ્રીતિવાળી યશોદા અને રોહિણી, પોતાના બે પુત્રોને તેઓની ઇચ્છાપ્રમાણે સમયે સમયે સઘળી સુખની ઉત્તમ સગવડો કરી આપતી હતી.[૪૪] ઘેર આવીને સ્નાન અને મર્દનાદિકથી એ બે ભાઇઓનો માર્ગનો શ્રમ મટી ગયો. સુંદર વસ્ત્ર પેહેરી લીધાં, દિવ્ય માળાઓ અને ચંદનથી શણગાર્યા, ઘણાં લાડથી માતાઓએ લાવી આપેલુ મીઠું અન્ન જમ્યા અને પછી ઉત્તમ શયનમાં સૂઇને સુખથી પોઢી રહ્યા.[૪૫-૪૬] એ પ્રમાણેપ્રત્યેક દિવસે વૃંદાવનમાં ફરતા ભગવાન એક દિવસે બળભદ્ર વિના બીજા મિત્રોની સાથે યમુનાજીને કાંઠે ગયા.[૪૭] ત્યાં ગ્રીષ્મઋતુના તડકાથી પીડાએલી ગાયો અને ગોવાળીઆઓએ તરસના માર્યા ઝેરથી દૂષિત થયેલું તે યમુનાનું દુષ્ટજળ પીધું [૪૮] હે રાજા! દૈવે જેઓની બુદ્ધિ હરી લીધી હતી એવાં એ ગાયો અને ગોવાળીઆ, તે ઝેરવાળા જળનો સ્પર્શ કરતાંજ મરી જઇને જળની પાસે સઘળાં પડીગયાં.[૪૯] જેઓના નાથ પોતેજ છે એવાં એ પ્રાણીઓને મરી ગયેલાં જોઈ યોગેશ્વરોના પણ ઇશ્વર શ્રીકૃષ્ણ ભગવાને પોતાની અમૃત વર્ષનારી દૃષ્ટિથી સઘળાંઓને જીવતાં કર્યાં.[૫૦] સારી રીતે જેઓને સ્મૃતિ આવી એવાં એ લોકો જળ પાસેથી ઉઠીને બહુજ વિસ્મય પામ્યાં અને એક બીજાની

સામે જોવા લાગ્યાં.[૫૧] હે રાજા! ઝેર પીને મરી જવા છતાં પાછાં પોતે ઉઠયાં એ કેવળ ભગવાનની કૃપાદૃષ્ટિથી થયુ એમ સઘળાંઓએ માન્યું.[૫૨]

अन्वमंसत तद्राजन् गोविंदानुग्रहेक्षितम् ।
पित्वा विषं परेतस्य पुनरुत्थानमात्मनः ॥५२॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો પંદરમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૬ મો.*

### ભગવાને કાલિયનાગ નાથ્યો.

श्रीशुक उवाच.

विलोक्य दूषितां कृष्णां कृष्ण कृष्णाहिना प्रभुः
तस्या विशुद्धिमन्विच्छन् सर्पं तमुदवासयत् ॥१॥

શુકદેવજી કહેછે—શ્રીકૃષ્ણ ભગવાને યમુનાને કાળા નાગથી દૂષિત થયેલી જોઇ તેને શુદ્ધ કરવાની ઇચ્છાથી તે નાગને તેમાંથી બહાર કાઢયો.[૧]

પરીક્ષિત રાજા પૂછેછે—એ યમુનાના અગાધ જળની અંદર ભગવાને નાગને શી રીતે શિક્ષા કરી? અને તે નાગ ઘણા યુગ થયાં તેમાં શા કારણથી અને કયા પ્રકારથી રહેતો હતો? તે કહો.[૨] હે મહારાજ! સ્વચ્છંદ રીતે વર્ત્તનાર એ મહાત્મા શ્રીકૃષ્ણનું ગોવાળપણાના ઉદાર ચરિત્રરૂપી અમૃત પીતાં કોણ તૃપ્તિ પામે![૩]

શુકદેવજી કહેછે—યમુનાજીમાં ઝેરના અગ્નિથી જેનું પાણી ઉકળતુ હતું એવો એક કાળિય નાગનો ધ્રો હતો, કે જેમાં ઉપર ઉડતાં પક્ષીઓ પડીજતાં હતાં.[૪] એ ધ્રોને કાંઠે જે કોઇ સ્થાવર જંગમ પ્રાણીઓ હોય તેઓ તરંગના પવને ઉડાડેલી ઝેરી જળની કણીઓના સ્પર્શથી મરીજતાં હતાં[૫] ખળ લોકોનો નિગ્રહ કરવાસારૂજ જેણે અવતાર લીધોછે એવા શ્રીકૃષ્ણ ભગવાન, કાળિયનાગને બહુજ ભયંકર ઝેરના બળવાળો જાણીને અને તેણે નદીને દુષ્ટ કરી નાંખેલી જોઇને દૃઢ ભેઠ બાંધી ઉંચા કંદબ* ઉપર ચઢયા અને તે ઉપરથી ખંભી ઠોકીને એ ઝેરી પાણીમાં પડયા.[૬] અત્યંત દૃઢ પુરૂષના પડવાના વેગને લીધે ક્ષોભ પામેલા સર્પોનાં ઝેરથી જેના પાણીનો સમૂહ ઊંચો ચઢયો અને ઝેરથી ભયંકર મોજા ઉછળવા લાગ્યા એવો એ કાળિયનાગનો ધ્રો, જાણે દોડતો હોય એવી ચારેકોર સો સો ધનુષ સુધી ફેલાઇ ગયો. અનંત બળવાળા ભગવાનને એ કામ કોણ માત્ર છે?[૭] ધ્રોમાં વિહાર કરતા અને મદોન્મત્ત ઉત્તમ હાથીના સરખા પરાક્રમવાળા એ ભગવાનના ભુજદંડથી ઘુમેલા જળનો શબ્દ સાંભળી, અને તે પોતાના ઘરનો પરાભવ થયો જાણી અસહનતાથી કાલિયનાગ, ભગવાનની પાસે આવ્યો.[૮] જોવા યોગ્ય, સુકુમાર, મેઘની પેઠે શ્યામસુંદર, શ્રીવત્સને ધરનાર, પીળાં વસ્ત્રવાળા, મંદહાસ્યથી શોભતા મુખવાળા, નિર્ભય રીતે ક્રીડા કરતા અને કમળના ગર્ભ સરખા ચરણવાળા એ ભગવાનને કાલિયનાગે ક્રોધથી મર્મસ્થળોમાં કરડીને પોતાના શરીરથી આંટો લઇને ઢાંકી દીધા.[૯] ભગવાનના પ્રિયમિત્ર ગોવાળીઆઓ કે જેઓ ભગવાનનેજ પોતાના દેહ, સંબંધી, ધન અને સ્ત્રીના સુખરૂપ માનતા હતા, તેઓ નાગના શરીરથી વીંટાએલા અને જેની ચેષ્ટા જોવામાં આવતી ન હતી એવા ભગવાનને જોઇને બહુજ પીડા પામ્યા, અને દુઃખ, શોક, તથા ભયથી મૂઢ થઇને પડી ગયા.[૧૦] ગાયો, સાંઢ અને વાછડીઓ બહુજ દુઃખથી ચીસો નાંખવા લાગ્યાં, ભય પામી ગયાં, ભગવાનની સામુ જોઇ રહ્યાં અને જાણે રોતાં હોય તેમ ઉભાં રહ્યાં.[૧૧] પછી વ્રજમાં પૃથ્વીના+ આકાશના× અને શરીર† સંબંધી એમ ત્રણ પ્રકારના, અત્યંત દારૂણ અને 'ભય સમીપમાં છે' એમ સૂચવનારા ઉત્પાતો ઉઠયા.[૧૨] એ

---

* આ સોળમા અધ્યાયમા ભગવાને યમુનાજીના ધ્રોમાં કાલિયનાગનો નિગ્રહ કર્યો અને પછી તેની સ્ત્રીઓએ સ્તુતિ કરતા પાછો ભગવાને અનુગ્રહ કર્યો એ કથા કહેવામાં આવશે

* ભગવાનના ચરણારવિંદનો સ્પર્શ મળવાનુ પ્રારબ્ધ હોવાથી એ એક કદંબ સુકાઇ ગયો ન હતો અથવા ગરૂડજી અમૃત લાવીને ઉપર બેઠા હતા તેથી સુકાયો ન હતો એમ બીજા પુરાણમાં લખ્યુછે.

+ ભૂકંપાદિક. × ઉલ્કાપાતાદિક. † ડાબી આંખ ફરકવી ઇત્યાદિક.

ઉત્પાતોને જોઈ ભયથી ઉદ્વેગ પામેલા અને ભગવાનના સ્વરૂપને નહી જાણનારા નંદાદિક ગોવાળીઆઓ, ગાયો ચારવાને બળભદ્રવિના એકલા ગયેલા ભગવાનને જાણી અને તે અપશુકનો ઉપરથી તેમને મરણ પામેલા માની સઘળા ભગવાનના દર્શનની ઇચ્છાથી બાળક, વૃદ્ધ અને સ્ત્રીઓસહિત ગોકુળમાંથી બહાર નીકળ્યા. સર્વે ગોવાળીઆઓના પ્રાણ અને મન ભગવાનમાંજ હતાં. દુ:ખ, શોક તથા ભયથી આતુર અને દીન થઇ ગયા હતા.[૧૩-૧૫] એ ગોવાળીઆઓને એ પ્રમાણે ભય પામેલા જોઇ પોતાના નાના ભાઈના પ્રભાવને જાણનારા સમર્થ બળભદ્ર હસવા લાગ્યા, પણ કાંઈ બોલ્યા નહીં.[૧૬] પોતાના પ્યારા શ્રીકૃષ્ણને શોધવા લાગેલા તે ગોવાળીઆઓ, ભગવાનનાં પગલાંએ સૂચવેલા માર્ગથી યમુનાજીને કાંઠે ગયા.[૧૭] એ લોકો તે તે માર્ગમાં ગાયોનાં પગલાંની વચમાં વચમાં કમળ, યવ, અંકુશ, વજ્ર અને ધ્વજનાં ચિન્હવાળાં ભગવાનનાં પગલાંઓને જોતા જોતા ઉતાવળથી ત્યાં પોહોચ્યા.[૧૮] ધ્રોની અંદર ભગવાનને સર્પના શરીરથી વીંટાએલા અને શરીરની ચેષ્ટા વગરના જોઇ, જળને કાંઠે ગોવાળીઆઓને મૂઢ થઈ ગયેલા જોઇ અને પશુઓને ચીસ નાખતા જોઇ પીડા પામેલા તે ગોવાળીઆઓ બહુજ મુંઝાઇ ગયા.[૧૯] ભગવાનમાં જેઓનું મન લાગી રહ્યું હતુ એવી, ભગવાનનાં સ્નેહ, મંદહાસ્ય, કટાક્ષ અને વચનોને સંભારતી તથા ભગવાન સર્પથી લેવાઈ જતાં બહુજ દુઃખથી તપી ગયેલી ગોપીઓપોતાના પ્યારા શ્રીકૃષ્ણ વિનાના ત્રૈલોક્યને ઉજડ દેખવા લાગી.[૨૦] યશોદા પોતાના પુત્રની પછવાડે પાણીમાં પેસવા લાગ્યાં તેમને પકડી રાખીને આંસુ ખેર્યા કરતી, તેમના જેવીજ વ્યથાવાળી ભગવાનના સંબંધની તે તે વાતો કરતી અને ભગવાનના મુખ ઉપર દૃષ્ટિ રાખી રહેલી ગોપીઓ મુડદાં જેવી થઇ ગઇ.[૨૧] જેઓના પ્રાણરૂપ કૃષ્ણજ હતા એવા નંદાદિક ગોવાળીઆઓને તે ધ્રોમાં પેસતા જોઇ શ્રીકૃષ્ણના પ્રભાવને જાણનારા બળભદ્રે તેઓને રોક્યા.[૨૨] પછી મનુષ્યની રીતિને અનુસરતા ભગવાન એ પ્રમાણે પોતાના શરીરને બીજા ઉપાય વગરનુ જોઇ અને સ્ત્રીઓ તથા બાળકો સહિત ગોકુળને પોતાને માટે અતિદુઃખ પામતુ જોઇ બે ઘડીવાર એવીજ સ્થિતિમાં રહીને તુરત સર્પના બંધનમાંથી બહાર નીકળ્યા.[૨૩] ભગવાનનુ શરીર વધવા માંડતાં જેના શરીરના સાંધા ત્રુટવા લાગ્યા એવો કાલિયનાગ પોતાનો આંટો છોડી નાંખીને કોપથી પોતાની ફેણો ઊંચી કરી, કેવળ ભગવાનને જોયા કરતો ઉભો રહ્યો. નાસિકાનાં છિદ્રોમાં ઝેરવાળો, ઉબાડિયાંનાં સરખાં મોઢાંવાળો અને તપી ગયેલા તાવડા સરખીપ્રદીપ્ત તથા અક્કડ આંખોવાળો એ કાલિય ફુંફાટા માર્યા કરતો હતો.[૨૪] પ્રત્યેક મોઢામાં બબ્બેઅણીવાળી જીભથી ગલોફાં ચાટયા કરતા અને અત્યંત ભયંકર ઝેરરૂપી અગ્નિથી ભરેલી દૃષ્ટિવાળા એ કાલિયનાગની ચારેકોર ક્રીડા કરતા ભગવાન ગરૂડની પેઠે ફરવા લાગ્યા, અને લાગ જોયા કરતો એ કાલિયનાગ પણ ભગવાનની ચારેકોર ફરવા લાગ્યો.[૨૫] એ પ્રમાણે ફરવાથીજ જેની શક્તિ હણાઈ ગઈ એવા અને ઉંચી ફેણોવાળા કાલિયને નમાવી ભગવાન તેની મોટી ફેણો ઉપર ચઢી ગયા. એનાં માથાંનાં રત્નોના સમૂહના સ્પર્શથી જેનાં ચરણારવિંદ બહુજ રાતાં લાગવા માંડયાં એવા ભગવાન જો કે એનાં માથાં ચંચળ હતાં તોપણ પોતે નૃત્યાદિક સર્વ કળાઓના મુખ્ય આચાર્ય હોવાથી તેઓના ઉપર નાચવા લાગ્યા.[૨૬] ભગવાનને નાચવા તૈયાર થયેલા જોઇ તેમના સંબંધમાં રેહેનારાં ગંધર્વ, સિદ્ધ, દેવ, ચારણ અને અપ્સરાઓ પ્રીતિપૂર્વક મૃદંગ, પણવ, આનક, વાદ્ય, ગીત, પુષ્પ, નૈવેદ્ય અને સ્તુતિથી તુરત સેવા કરવા આવ્યાં.[૨૭] હે રાજા! જેનાં એકસો મુખ્ય માથાં હતાં એવો કાલિયનાગ કે જે આયુષ્ય ક્ષીણ થયા છતાં પણ ફર્યા કરતો હતો, તેનુ જે જે માથુ નમતુ નહોતુ તેને, ખળલોકોને શિક્ષા કરનારભગવાન પોતાના પગ મારીને નમાવવા લાગ્યા. મોઢામાંથી અને નાકમાંથી

ભયંકર લોહી નાંખતો કાલિયનાગ બહુજ કાળ પામ્યો [૨૮] ક્રોધથી ઉંચા ઉંચા શ્વાસ લેતા અને આંખોથી ઝેર નાંખતા એ નાગનાં માથાંઓમાં જે જે માથું ઉંચું થતું હતું તે તે માથાંને પોતાના નાચ કરતા પગથી નમાવી દેતા ભગવાને એ નાગનો મદ ઉતારી નાંખ્યો. અને એ સમયમાં દેવતાઓએ પુષ્પથી પૂજેલા ભગવાન્ સાક્ષાત્ પુરાણપુરૂષ જેવાજ ગોવાળીઆઓના જોવામાં આવ્યા ભગવાનનાં વિચિત્ર તાંડવથી જેની ફેણોરૂપી છત્ર ભાંગી પડયાં એવો, મોઢાંઓથી ઘણું લોહી નાંખતો, અને ગાત્રભંગ થયેલો કાલિયનાગ, શ્રીકૃષ્ણ ભગવાનને સ્થાવર જંગમના ગુરૂ, પુરાણપુરૂષ અને નારાયણ જાણીને મનથી તેમની શરણે ગયો [૩૦] જેના ઉદરમાં સઘળું જગત હતુ એવા ભગવાનના બહુજ ભારથી પીડિત, અને પેનીના પ્રહારથી જેનાં ફેણરૂપી છત્રો ભાંગી પડયાં એવા કાલિયનાગને જોઈને પીડા પામેલી અને જેનાં વસ્ત્ર ભૂષણ અને કેશબંધ શિથિલ થઇ જતા હતા એવી કાલિયનાગની સ્ત્રીઓ ભગવાનની શરણે આવી [૩૧] બહુજ ઉદ્વેગ પામેલી, પતિવ્રતા, પતિનો દુઃખથી છુટકારો થવાને ઇચ્છતી, અને પોતાનાં બચ્ચાંઓને આગળ કરીને શરણ દેનારા ભગવાનની શરણે આવેલી એ નાગપત્નીઓ હાથ જોડી પોતાના શરીરને ધરતી પર પાડી ભગવાનને પગે લાગી [૩૨]

નાગ પત્નીઓ સ્તુતિ કરેછે—શત્રુ અને દીકરાઓ ઉપર પણ તુલ્ય દૃષ્ટિ કરનારા આપે આ અપરાધીને શિક્ષા કરી એ યોગ્ય કર્યુંછે આપનો અવતાર દુષ્ટ લોકોના નિગ્રહને માટેજ છે, આપ જે દંડ કરોછો તે ફળનો વિચાર કરીનેજ કરોછો [૩૩] આપે અમારા ઉપર અનુગ્રહજ કર્યોછે આપે કરેલી શિક્ષા દુષ્ટ લોકોના પાપને મટાડેછે આ પ્રાણીને જેથી સર્પનો અવતાર આવ્યોછે તે પાપ આપના ક્રોધથી મટ્યું, માટે આપના ક્રોધને પણ અનુગ્રહરૂપ માનીએ છીએ [૩૪] પૂર્વે આ નાગે પોતે માન નહીં રાખતાં અને બીજાઓને માન દેતાં સર્વ જન ઉપર દયા રાખીને કર્યું તપ સારી રીતે કર્યું હશે અને કયો ધર્મ કર્યો હશે? કે જેથી સર્વને જીવાડનાર આપ પ્રસન્ન થયાછો. [૩૫] ઉત્તમ સ્ત્રી લક્ષ્મીજીએ પણ જેને પામવાની ઇચ્છાથી સર્વ વૈભવનો ત્યાગ કરી તથા ઘણા કાળ સુધી નિયમો પાળી તપ કર્યું હતુ, તે આપના ચરણરજના સ્પર્શનો અધિકાર આ સર્પને મળ્યો તે શા પુણ્યના પ્રભાવથી મળ્યો? એ અમે જાણતાં નથી. [૩૬] આપના ચરણારવિંદની રજને પામેલા પુરૂષો સ્વર્ગ, ચક્રવર્તીપણું, બ્રહ્માની પદવી, પાતાળનું રાજ્ય, યોગની સિદ્ધિઓ અથવા મોક્ષને પણ ઇચ્છતાં નથી [૩૭] હે નાથ! બીજાઓને ન મળે એવી તે આપની ચરણરજને તમોગુણથી ઉત્પન્ન થએલો અને ક્રોધને વશ આ નાગ પણ પામ્યો કે જે ચરણરજની સંસારચક્રમાં ભટકતો પ્રાણી ઇચ્છા કરે તેટલામાંજ જોઇતુ સુખ મળેછે [૩૮] અંતર્યામિ, મહાત્મા, આકાશાદિક પંચભૂતના આશ્રયરૂપ, સર્વના આદિકારણ અને કારણોથી અતીત આપ ભગવાનને પ્રણામ કરીએ છીએ [૩૯] જ્ઞાન તથા વિજ્ઞાનના ભંડાર, પરબ્રહ્મ, અનંત શક્તિવાળા, નિર્ગુણ, નિર્વિકાર અને પ્રકૃતિને પ્રવર્તાવનાર આપને પ્રણામ કરીએ છીએ [૪૦] કાળસ્વરૂપ, કાળશક્તિના આશ્રયરૂપ, સૃષ્ટિ આદિ કાળના અવયવોના સાક્ષી, વિશ્વરૂપ, વિશ્વના દ્રષ્ટા, વિશ્વના કર્ત્તા, સઘળાં કારણોરૂપ, પંચભૂત તન્માત્રા ઇંદ્રિય પ્રાણ મન બુદ્ધિ અને ચિત્તરૂપ, ત્રણ ગુણવાળા અહંકારથી પોતાના અંશરૂપ જીવોના અનુભવને ઢાંકનાર, અનંત, સૂક્ષ્મ, કૂટસ્થ, સર્વજ્ઞ, અનેક પ્રકારના વાદોને અનુસરનાર અને નામ રૂપના ભેદથી ભિન્ન ભિન્ન જણાતા આપને પ્રણામ કરીએછીએ [૪૧-૪૩] ઇંદ્રિયોની ઇંદ્રિયરૂપ, સ્વતઃસિદ્ધ જ્ઞાનવાળા, વેદરૂપી નિશ્વાસવાળા, અને પ્રવૃત્તિ તથા નિવૃત્તિનુ પ્રતિપાદન કરનાર વેદરૂપ આપને નમસ્કાર કરીએ છીએ [૪૪] શુદ્ધ સત્વમાં પ્રકાશનારા અને ઉપાસકોનુ પાલન કરનાર શ્રીકૃષ્ણ, બળભદ્ર, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધરૂપી આપને પ્રણામ કરીએ છીએ. [૪૫] અંતઃકર-

ર્થોનો પ્રકાશકરનાર, ગુણોથી પોતાના સ્વરૂપને ઢાંકનાર, ચિત્તાદિકની પ્રવૃત્તિઓ ઉપરથી જણાનાર, ચિત્તાદિકના સાક્ષી, અગોચર, અતર્ક્ય મહિમાવાળા, સર્વ કાર્યોની ઉત્પત્તિ અને પ્રકાશ ઉપરથી જણાતા, ઇંદ્રિયોને પ્રવર્તાવનાર, આત્મારામ અને સર્વદા આત્મારામપણુ જ જેનો સ્વભાવછેએવાઆપનેપ્રણામકરીએ છીએ.[૪૧-૪૭] સ્થૂળ સૂક્ષ્મની ગતિઓને જાણવાથી કોઇ ઠેકાણે આસક્ત નહીં થતા, સર્વના અધિષ્ઠાતા, સર્વનો નિષેધ કરતાં અવશેષ રહેનાર, જગતરૂપી વિવર્ત્તના અધિષ્ઠાન, અધ્યાસ અને અપવાદના સાક્ષી અને વિદ્યા તથા અવિદ્યાથી અપવાદ અને અધ્યાસના હેતુરૂપ આપને પ્રણામ કરીએ છીએ. [૪૮] હે પ્રભુ ! કાળશક્તિને ધારણ કરનાર અને વાસ્તવિક રીતે ક્રિયા રહિત આપ આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયને કરોછો. અમોઘ લીલાવાળા અને દૃષ્ટિથી સંસ્કારરૂપે રહેલા તે તે સ્વભાવોને જાગ્રત કરતા આપ ક્રીડા કરોછો [૪૯] ત્રૈલોક્યમાં શાંત, અશાંત અને મૂઢ અર્થાત્ સાત્વિક, રાજસ અને તામસ જેટલાં જેટલાં શરીર છે તે સઘળાં આપનાંજ ક્રીડાનાં સાધનરૂપ છે, તોપણ હમણાં સત્પુરૂષોના ધર્મને પાળવાની ઈચ્છાથી પ્રવૃત્તિ કરતા અને સત્પુરૂષોનુ પાલન કરવામાટે રહેલા આપને શાંત શરીરો પ્રિય છે.[૫૦] હે મહારાજ! દયા કરો, હવે આ સર્પના પ્રાણ જાયછે અમો કે જેઓ સાધુપુરૂષોએ શોક કરવા યોગ્ય સ્ત્રીઓ છીએ, તેઓને આ પતિરૂપ પ્રાણનુ દાન આપો [૫૧] સ્વામીએ એકવાર પોતાની પ્રજાએ કરેલા અપરાધનુ સહન કરવુ જોઈએ. હે શાંત સ્વભાવવાળા ! આ નાગ કે જે મૂઢ છે અને તમને જાણતો નથી તેના ઉપર ક્ષમા કરવી જોઈએ.[૫૨] આપે જે આજ્ઞા કરવાની હોય તે અમો કે જેઓ આપની દાસીઓ છીએ તેઓને કરો. આપની આજ્ઞાને શ્રદ્ધાથી પાળનાર પ્રાણી સઘળા ભયથી મૂકાયછે.[૫૩]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે નાગપત્નીઓએ આવી રીતે સ્તુતિ કરેલા ભગવાને મૂર્છા પામેલા અને પગવતે કૂટી નાખવાને લીધે જેનાં માથાં ભાગી ગયાં હતાં એવા નાગને છોડી દીધો. [૫૪] ધીરે ધીરે જેને ઇંદ્રિય અને પ્રાણ પાછાં મળ્યાં એવો, કષ્ટથી શ્વાસ લેતો અને દીન થઇ ગયેલો કાલિયનાગ હાથ જોડીને બોલ્યોકે—અમો જન્મથીજ ખળ, તમોગુણી અને લાંબા ક્રોધવાળા છીએ હે નાથ ! લોકોને જેથી મિથ્યા આગ્રહ થયોછે તે સ્વભાવ છોડી દેવાને અશક્ય છે [૫૫-૫૬] હે વિધાતા ! ગુણોથી નોખનોખા પ્રકારે સરજાએલુ અને જેનાં સ્વભાવ, શક્તિ, બળ, યોનિ, બીજ, સંસ્કાર અને આકૃતિઓ નોખનોખાં છે એવુ આ જગત આપે ઉત્પન્ન કરેલુંછે, તેમાં અમો જન્મથીજ મોટા ક્રોધવાળા સર્પો છીએ, તો આપેજ મોહ પમાડેલા અમો આપની દુસ્ત્યજ માયાને શી રીતે છોડી શકીએ ? [૫૭-૫૮] માયાનો ત્યાગ કરવામાં સર્વજ્ઞ અને જગદીશ્વર આપજ કારણ છો, માટે "મારી માયાથી આ લોકો પ્રાણીઓને ખાઇ જાયછે" એમ જાણી અમારાપર અનુગ્રહ કરવો યોગ્ય જણાય તો તે કરો, અને ઈશ્વરપણાથી નિગ્રહ કરવો યોગ્ય જણાય તો તે કરો [૫૯]

શુકદેવજી કહેછે—કાર્યથી મનુષ્યરૂપ થયેલા ભગવાન એ પ્રમાણે કાલિયનાગનુ વચન સાંભળી બોલ્યા કે—હે સર્પ ! તારે અહી રહેવુ નહી. તારાં જ્ઞાતિ, સંતાન અને સ્ત્રીઓને લઇને તુરત સમુદ્રમાં જા હવે ગાયો અને મનુષ્યો આ નદીનો ઉપભોગ લેશે. મેં આ જે તને શિક્ષા કરી તે વાતનુ જે માણસ સ્મરણ કરે અને બન્ને સંધ્યાકાળમાં કીર્ત્તન કરે તે માણસને તમારે ત્રાસ દેવો નહી મારી ક્રીડાના સ્થળરૂપ આ ધ્રોમાં નાહીને જે માણસ જળથી દેવાદિકનું તર્પણ કરશે અને ઉપવાસ કરીને સ્મરણ કરતાં મારૂ પૂજન કરશે, તે માણસ સઘળાં પાપથી મૂકાશે. તુ જેની બીકથી રમણક દ્વીપને મૂકીને આ ધ્રોમાં રહેછે તે ગરૂડ, હવે તને મારા પગની છાપ લાગવાને લીધે ખાશે નહી [૬૦-૬૩]

શુકદેવજી કહેછે--અદ્ભુત કર્મ કરનારા શ્રીકૃષ્ણ ભગવાને આજ્ઞા કરતાં તે કાલિયનાગ અને

તેની સ્ત્રીઓએ આદરથી ભગવાનની પૂજા કરી. [૧૪]દિવ્ય વસ્ત્ર, માળાઓ, મણિઓ, અમૂલ્ય ભૂષણ, દિવ્ય ચંદનનાં લેપન અને મોટી કમળની માળાથી જગતના નાથ ભગવાનની પૂજા કરી તથા તેમને પ્રસન્ન કરી રાજી થયેલો કાલિયનાગ આજ્ઞા લઈ, પ્રદક્ષિણા કરી તથા પ્રણામ કરી પોતાનાં સ્ત્રીઓ, સંબંધીઓ અને પુત્રોની સાથે સમુદ્રના દ્વીપમાં ગયો. તે દિવસથી લીલા માટે મનુષ્યરૂપને ધારણ કરનાર શ્રીકૃષ્ણના અનુગ્રહથી તે અમૃતસરખા જળવાળી યમુના નદી ઝેર રહિત થઈ[૧૫-૧૭]

तदैव सामृतजला यमुनानिर्विषाभवत् ।
अनुग्रहाद्भगवतः क्रीडा मानुषरूपिणः ॥६७॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો સોળમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૭ મો.*

### ભગવાને દાવાનળનું પાન કર્યું.

**राजोवाच.**

**नागालयंरमणकं कस्मात्तत्याजकालियः ।**
**कृतंकिंवासुपर्णस्य [illegible] ॥१॥**

પરીક્ષિત રાજા પૂછેછે—રમણક દ્વીપ કે જે નાગલોકોનુ સ્થાનકછે, તેને કાલિયનાગે શામાટે છોડયો હતો? અને તે એકલાએ ગરૂડજીનુ શું અપ્રિય કર્યું હતુ?[૧]

શુકદેવજી કહેછે—હે રાજા! ગરૂડના ભક્ષરૂપ નાગલોકોએ પૂર્વે પોતાને ગરૂડની પીડા મટાડવાસારૂ મહિને મહિને ગરૂડને માટે વૃક્ષના મૂળમાં બળિદાન મૂકવાનુ ઠરાવ્યુ હતું.[૨]એ પ્રમાણે નાગલોકો પોતાના રક્ષણને માટે પ્રત્યેક અમાવાસ્યાએ મહાત્મા ગરૂડજીને પોતપોતાનો ભાગ આપે જતા હતા.[૩]ઝેર અને બળના મદથી છકેલો કદ્રૂનો પુત્ર કાલિયનાગ ગરૂડને નહી ગણકારીને પોતે તે બળિદાન ખાઇ જવા લાગ્યો[૪]એ વાત સાંભળી મોટા વેગવાળા, અને ભગવાનને પ્રિય ગરૂડજી કાલિયનાગને મારી નાખવાસારૂ દોડયા.[૫]એ આવતા ગરૂડજીની સામે ઝેરરૂપી આયુધવાળો કાલિયનાગ પોતાનાં અનેક માથાં ઉંચાં કરીને વેગથી દોડયો. દાંતરૂપી આયુધવાળો, વિકરાળ જીભવાળો અને ઉપસાવેલી ઉગ્ર આંખ્યોવાળો તે કાલિયનાગ દાંતથી ગરૂડજીને કરડયો.[૬]ભગવાનના આસનરૂપ અને પ્રચંડ વેગ તથા ઉગ્ર પરાક્રમવાળા ગરૂડજીએ ક્રોધથી તેને ખસેડી નાંખી સોના જેવી કાંતિવાળી પોતાની ડાબી પાંખથી પ્રહાર કર્યો.[૭]ગરૂડની પાંખના પ્રહારથી બહુજ વિહ્વળ થયેલો કાલિયનાગ, યમુનાજીનો ઊંડો ધ્રો કે જેમાં ગરૂડજી જઇ શકે એમ ન હતું તેમાં પેશી ગયો.[૮]પૂર્વે ભૂખ્યા થયેલા ગરૂડજીએ એ ધ્રોમાંથી સૌભરિઋષિએ વાર્યા છતાં બળાત્કારથી પોતાના પ્રિય ભક્ષ્યરૂપ એક મોટા મત્સ્યને ઉપાડયો હતો.[૯]માછલાંઓનો અધિપતિ મરી જતાં માછલાંઓને દુઃખ પામેલાં જોઇ દયાથી તે ધ્રોમાં રહેનારાઓને સુખ કરી દેવાસારૂ સૌભરિ ઋષિ બોલ્યા હતા કે—"ગરૂડ અહીં આવીને માછલાંઓને ખાઇ જાય છે માટે હવે પછી જે અહી આવશે તો તેના પ્રાણ જતા રહેશે. આ વાત હું સત્ય કહુંછું."[૧૦-૧૧]આ વાતને કેવળ કાલિયનાગ જાણતો હતો બીજો કોઈ સર્પ જાણતો નહી. આ કારણથી, ગરૂડથી બીનેલો કાલિયનાગ એ ધ્રોમાં રહ્યો હતો તેને ભગવાને કાઢયો[૧૨] ધ્રોમાંથી નીકળેલા, મોટા મણિઓના સમૂહથી વ્યાપ્ત, સુવર્ણથી શણગારેલા, અને જેણે દિવ્ય માળા, ચંદન અને વસ્ત્ર ધર્યાં હતાં એવા ભગવાનને આવ્યા જોઇને, પ્રાણ આવતાં ઇંદ્રિયો જેમ ઉઠે તેમ ઉઠેલા અને આનંદથી પૂર્ણ ચિત્તવાળા ગોવાળીઆઓ પ્રીતિથીતેમનુ આલિંગન કરવા લાગ્યા.[૧૩-૧૪]હેરાજા! યશોદા, રોહિણી, નંદ, ગોપીઓ અને ગોવાળીઆએ સર્વને, ભગવાનને મળવાથી શરીરનું ભાન આવ્યું અને મનોરથ પૂરા થયા.[૧૫] ભગવાનના પ્રભાવને જાણનાર બળભદ્ર, ભગવાનનું આલિં-

---

* આ સત્તરમા અધ્યાયમા ભગવાને કાલિયનાગને સમુદ્રના દ્વીપમા મોકલ્યો અને પોતાના દુખથી થાકી જઇને સૂઇ ગયેલાં પોતાના બધુંઓની દાવાનળથી રક્ષા કરી એ કથા કહેલીમાં આવશે.

ગન કરીને હસ્યા. વૃક્ષ, ગાયો, સાંઢ અને વાછડાંઓ પરમ આનંદ પામ્યાં.[૧૬] ગુરૂ બ્રાહ્મણોએ પોતાની સ્ત્રીઓ સહિત આવીને નંદરાયને કહ્યું કે–"કાલિયનાગે ગળેલો તમારો પુત્ર છૂટયો એ ઘણું સારૂં થયું.[૧૭] તો હવે તેનો છુટકારો થયો તે કારણથી બ્રાહ્મણોને દાન આપો." હે રાજા! ત્યારે રાજી થયેલા નંદરાયે ગાયો અને સુવર્ણનાં દાન દીધાં.[૧૮] મહાભાગ્યશાળી, અને જેની પ્રજા નાશ પામ્યા જેવી થઇને પાછી મળી એવાં સતી યશોદાએ પુત્રનું આલિંગન કરી ખોળામાં બેસાડી વારંવાર આનંદનાં આંસુ ખેર્યાં.[૧૯] હે રાજા! ભૂખ, તરશ અને પરિશ્રમથી દુઃખી થયેલાં વ્રજવાસીઓ અને ગાયો યમુનાજીને કાંઠેજ તે રાત્રિ રહી ગયાં.[૨૦] એ સમયમાં ગ્રીષ્મઋતુને લીધે વનમાંથી ઉત્પન્ન થયેલો દાવાગ્નિ, મધરાતે સૂતેલા વ્રજને ચારેકોરથી ઘેરી લઇને બાળવા લાગ્યો.[૨૧] તેથી બળવા લાગેલા અને સંભ્રમ પામેલા વ્રજવાસીઓ ઉઠીને ઇશ્વર શ્રીકૃષ્ણ કે જે માયાથી મનુષ્ય થયા હતા તેમને શરણ ગયા, અને બોલ્યા કે–"હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે મોટા ભાગ્યશાળી! હે બળભદ્ર! હે અપાર પરાક્રમવાળા! આ અત્યંત ભયંકર અગ્નિ, અમો કે જેઓ તમારા છીએ તેઓને ગળી જાયછે.[૨૨-૨૩] હે પ્રભુ! અમો કે જેઓ આપનાં સંબંધી છીએ તેઓનું આ અતિદુસ્તર કાળાગ્નિથી રક્ષણ કરો. અમો મરણથી બીતા નથી, પણ આપના નિર્ભય ચરણારવિંદનો ત્યાગ કરી શકતા નથી, તેથી શરણ આવ્યા છીએ.[૨૪] જગતના ઇશ્વર, અનંત અને અનંત શક્તિને ધારણ કરનાર ભગવાન, એ પ્રમાણે પોતાના સંબંધીઓની વિહ્વળતા જોઇને તે તીવ્ર અગ્નિને પી ગયા.[૨૫]

**इत्थंस्वजनवैक्लव्यं निरीक्ष्यजगदीश्वरः ।**
**तमग्निमपिबत्तीव्रमनंतोऽनंतशक्तिधृक् ॥ २५॥**

ઇતિશ્રીમત્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો સત્તરમો અધ્યાય સંપૂર્ણ.

---

# અધ્યાય ૧૮ મો.*

## બળભદ્રે પ્રલંબાસુરનો કરેલો વધ.

**श्रीशुकउवाच.**

**अथकृष्णःपरिवृतो ज्ञातिभिर्मुदितात्मभिः ।**
**अनुगीयमानोन्यविशद्व्रजं गोकुलमंडितम् ॥१॥**

શુકદેવજી કહેછે–પછી રાજી થયેલા, જ્ઞાતિઓથી વીંટાએલા અને તેઓએ ગવાતા શ્રીકૃષ્ણ ભગવાન, ગાયોનાસમૂહથી શોભી રહેલા વ્રજમાં પધાર્યા.[૧] એ પ્રમાણે ગાયોનું પાલન કરવાના મિષવાળી માયાથી એ બે ભાઈઓ વ્રજમાં ક્રીડા કરતા હતા, ત્યાં પ્રાણીઓનેબહુ પ્યારી ન લાગે એવી ગ્રીષ્મઋતુ આવી.[૨] એ ઋતુ, વૃંદાવન કે જેમાં બળભદ્રની સાથે સાક્ષાત્ ભગવાન રહે છે, તેના ગુણોને લીધે વસંત જેવી દેખાવા લાગી.[૩] એ ઋતુમાં પણ ઝરણાંઓના શબ્દોથી વૃંદાવનમાં તમરાંઓના શબ્દો ઢંકાઇ જાયછે અને નિરંતર તે ઝરણાંઓના જળકણોથી વૃક્ષોનાં મંડળ સ્નિગ્ધ રહેછે.[૪] કલ્હાર, કમળ અને ઉત્પલની રજને લાવનાર નદી, તળાવ અને ઝરણાંઓના તરંગોના પવનને લીધે એ વનમાં રહેનારાંઓને ખડવગરની ભૂમિમાં પણગ્રીષ્મઋતુના અગ્નિ કે સૂર્યથી થતો તાપ લાગતો નથી.[૫] એ વનમાં કાંઠાઓને પોહોચી જતા અગાધ જળવાળી નદીઓના તરંગોથી જેમાં કાંઠાઓની સાથે બીજી માટી પણ ચારેકોર દ્રવિભૂત રહ્યા કરેછે એવી પૃથ્વીના રસને અને હરીઆળીપણાને સૂર્યનાં કિરણો ઝેર જેવાં ઉલ્બણ હોવા છતાં પણ હરી શકતાં નથી.[૬] એ પુષ્પની સંપત્તિવાળું વન કે જેમાં વિચિત્ર પ્રકારના પશુઓ અને પક્ષીઓ શબ્દ કર્યા કરતાં હતાં, મયૂર અને ભ્રમરો ગાતા હતા, અનેકોયલ તથા સારસો નાદ કરી રહ્યાં હતાં તેમાં ક્રીડા કરવાસારૂ વેણુ વગાડતા અને ગાયોના ધણથી વીંટાએલા શ્રીકૃષ્ણ ભગવાન બળભદ્ર અને ગોવા-

---

* આ અઢારમા અધ્યાયમા ગુણોથી વસંત જેવી લાગતી ગ્રીષ્મઋતુમાં ભગવાને લીલાથી બળભદ્ર પાસે પ્રલંબાસુરને મરાવ્યો, એ કથા કહેવામાં આવશે.

ળીઆઓની સાથે પધાર્યા [૭-૮] કુંપળીઆં, મોરપીંછ, ગુચ્છ, માળા અને ધાતુઓથી જેઓએ શણગાર કરી લીધા હતા, એવા બળભદ્ર અને શ્રીકૃષ્ણાદિક ગોવાળીઆઓ નાચવા લાગ્યા, મલ્લયુદ્ધ કરવા લાગ્યા અને ગાવા લાગ્યા [૯] શ્રીકૃષ્ણ ભગવાન નાચ કરતાં કેટલાએક ગોવાળીઆઓ ગાતા હતા, કેટલાએક ગોવાળીઆઓ વેણુ, હાથનાં તળાં અને શીંગડીઓ વગાડતા હતા અને કેટલાએક વખાણતા હતા. [૧૦] હે રાજા! ગોવાળીઆઓની જાતમાં ગુપ્ત રહેલા એ ગોવાળીઆરૂપી દેવતાઓ જેમ નટો નટને વખાણે તેમ શ્રીકૃષ્ણ અને બલભદ્રને વખાણતા હતા. [૧૧] કાકપક્ષ (જુલફાં)ને ધરનારા એ બન્ને ભાઇઓ કોઇ સમયે ફેરવવાં, ઠેકવાં, પછાડવાં, ઠોકવાં, અને ખેંચવાં ઇત્યાદિક મલ્લયુદ્ધના પ્રકારોથી ક્રીડા કરતા હતા. [૧૨] હે રાજા! કોઇ સમયે બીજાઓ નાચતાં એ બે ભાઇઓ પોતે ગાતા હતા, વાજાં વગાડતા હતા અને વાહ વાહ કરીને વખાણતા હતા [૧૩] કોઇ સમયે બીલાંઓથી, કોઈ સમયે દડાજેવાં કુંભવૃક્ષનાં ફળોથી, કોઇ સમયે આમળાંઓની મૂઠીઓથી, કોઇ સમયે સ્પર્શ કરવા ન દેવાથી, કોઈ સમયે આંખ મીંચામણીથી, કોઈ સમયે પશુ અને પક્ષીઓની ચેષ્ટાઓથી, કોઈ સમયે દેડકાની પેઠે ઠેકવાથી, કોઇ સમયે અનેક પ્રકારનાં હાસ્યોથી, કોઇ સમયે હીંચકાથી અને કોઈ સમયે રાજાની ચેષ્ટાથી રમતા હતા [૧૪-૧૫] એ પ્રમાણે એ બે ભાઇઓ લોકમાં પ્રસિદ્ધ રમતોથી વનમાં ક્રીડા કરતા કરતા નદીઓ, પર્વતોની ગુફાઓ, નિકુંજો, વનો અને તળાવોમાં ફરતા હતા [૧૬] એ વનમાં બલભદ્ર અને શ્રીકૃષ્ણ, ગોવાળીઆઓની સાથે પશુઓને ચારતા હતા ત્યાં તેઓને હરીજવાની ઈચ્છાથી ગોવાળીઆનું રૂપ ધરીને પ્રલંબાસુર આવ્યો [૧૭] સર્વજ્ઞ શ્રીકૃષ્ણ ભગવાન એ દૈત્યને જાણી ગયા હતા, તોપણ તેના વધનો વિચાર કરવાસારૂ પ્રથમ તેમણે તેની સાથે મિત્રતા સ્વીકારી લીધી [૧૮] પછી ક્રીડાઓના પ્રકારને જાણનારા ભગવાને ગોવાળીઆઓને બોલાવી કહ્યું કે—"હે ગોવાળીઆઓ! આપણે યથાયોગ્ય રીતેબે ટોળાંમાં વહેંચાઇને વિહાર કરીશું" [૧૯] પછી એ રમતમાં ગોવાળીઆઓએ બળભદ્ર અને શ્રીકૃષ્ણને બે ટોળાંના પટેલ કર્યા. કેટલાએક ભગવાનની ટોળીમાં મળ્યા અને બીજાઓ બળભદ્રની ટોળીમાં મળ્યા. [૨૦] જેઓ જીતે તેઓ માથે બેસે અને હારે તેઓ એઓને ઉપાડે, એવી રીતની અનેક પ્રકારની રમતો તેઓ કરવા લાગ્યા. [૨૧] ઉપાડતા, ચઢી બેસતા અને ગાયોને ચારતા એ શ્રીકૃષ્ણાદિક ગોવાળીઆઓ ભાંડીરક નામના વડ સુધી જતા હતા. [૨૨] બળભદ્રની ટોળીવાળા શ્રીદામા અને વૃષભઆદિ ગોવાળીઆઓ જ્યારે રમતમાં જીત્યા, ત્યારે કૃષ્ણાદિક ગોવાળીઆઓ તેઓને ઉપાડવા લાગ્યા. [૨૩] હારી ગયેલા શ્રીકૃષ્ણે શ્રીદામાને પોતાની પીઠપર ઉપાડયો, ભદ્રસેને વૃષભને ઉપાડયો અને પ્રલંબાસુરે બલભદ્રને ઉપાડયા. [૨૪] બળભદ્રને ઉપાડી ચાલેલો પ્રલંબાસુર શ્રીકૃષ્ણને બળવત્તર જાણી તેમની દૃષ્ટિ ચુકાવવાસારૂ બહુજ ઉતાવળો ચાલી ઉતારવાના સ્થાનકની પેલી કોર ઘણે દૂર ગયો. [૨૫] મોટા પર્વત જેવા ભારવાળા બલભદ્રને ઉપાડનાર, વેગ બંધ પડી જવાથી જેણે દૈત્ય જાતનું શરીર ધરી લીધું એવો, અને સોનાનાં ઘરેણાંવાળો તે પ્રલંબાસુર, ચંદ્રમાને ધારણ કરનાર અને વીજળીના ઝબકારાવાળા મેઘની પેઠે શોભવા લાગ્યો. [૨૬] આકાશસુધી પોહોંચેલું, અત્યંત વેગથી દીપ્ત દૃષ્ટિવાળું, ભ્રમરો સાથે લાગેલી ઉગ્ર દાઢોવાળું, બળતી શિખાવાળું અને કડાં, મુકુટ તથા કુંડળની કાંતિથી અદ્ભુત લાગતું એ દૈત્યનું શરીર જોઇને બળભદ્ર કાંઇક ત્રાસ પામ્યા. [૨૭] પછી સ્મૃતિ આવતાં નિર્ભય થયેલા બળભદ્રે આકાશ માર્ગથી પોતાના માલની પેઠે પોતાને લઈ જતા એ દૈત્યને, ઇંદ્રે જેમ વજ્રના વેગથી પર્વતને પ્રહાર દીધો તેમ ક્રોધવતે તેના માથામાં દૃઢ મૂઠીથી પ્રહાર દીધો [૨૮] પ્રહાર વાગવાથી તુરત માથું ફાટી જતાં મોઢામાંથી લોહી નાંખતો, શરીરનું ભાન ભૂલી ગયેલો અને મોટો નાદ કરતો એ પ્રલંબાસુર મરણ પામીને, ઇંદ્રના આ-

યુદ્ધથી હણાએલા પર્વતની પેઠે પડયો.[૨૯] બળવાળા બળભદ્રે પ્રલંબાસુરને મારેલો જોઇને બહુજ વિસ્મય પામેલા ગોવાળીઆઓ વાહ વાહ કહેવા લાગ્યા[૩૦] આશિર્વાદ દેતા અને ચિત્તમાં પ્રેમથી વ્યાકુળ થયેલા ગોવાળીઆઓ, વખાણવાને યોગ્ય અને જાણે મરણ પામીને પાછા આવ્યા હોય એવા બળભદ્રનુ આલિંગન કરીને વખાણવા લાગ્યા.[૩૧] પાપી પ્રલંબાસુર મરી જતાં બહુજ આનંદ પામેલા દેવતાઓએ બળભદ્ર ઉપર ફૂલની વૃષ્ટિ કરી અને 'સારૂં થયુ' 'સારૂં થયુ,' એમ કહ્યુ[૩૨]

पापे प्रलंबे निहते देवाः परमनिर्वृताः ।
अभ्यवर्षं बलंमाल्यैः शशंसुःसाधुसाध्विति ॥३२॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો અઢારમો અધ્યાય સંપૂર્ણ

---

## અધ્યાય ૧૯ મો.*

### ભગવાને દાવાનળનું પાન કરી ગોપ તથા ગાયોની રક્ષા કરી.

श्रीशुक उवाच

क्रीडासक्तेषु गोपेषु तद्गावो दूरचारिणीः ।
स्वैरं चरंत्यो विविशुस्तृणलोभेन गव्हरम् ॥ १ ॥

શુકદેવજી કહેછે—ગોવાળીઆઓ રમતમાં લાગી જતાં દૂર નીકળી ગયેલી અને પોતાની ઇચ્છા પ્રમાણે ચરતી ગાયો ખડની લાલચથી ઘાટા વનમાં ચાલી ગઇ[૧] એક વનમાંથી બીજા વનમાં જતાં ગરમીથી તરશી થયેલી અને ચીસો નાંખતી બકરીઓ, ગાયો તથા ભેંસો મુંજ જાતના ખડના ઘાટા વનમાં પેશી ગઇ[૨] પશુઓને નહી દેખવાથી પસ્તાવો પામેલા શ્રીકૃષ્ણઅને બળભદ્રાદિક ગોવાળીઆઓ શોધવા લાગ્યા. પણ 'ગાયો ક્યાં ગઇ' એ જાણવામાં આવ્યુ નહી' જીવિકાનુ સાધન જતુ રહેતાં મુંઝાઇ ગયેલ તે ગોવાળીઆઓ, ગાયોની ખરીઓ અને દાંતોવતે કપાએલાં ખડ ઉપરથી અને ધરતીમાં ઉઠેલાં તેઓનાં પગલાં ઉપરથી તે ગાયોના માર્ગમાં ગયા[૪] પછી થાકેલા અને તરશ્યા થયેલા તે ગોવાળીઆઓએ મુંજના વનમાં ભૂલુ પડેલુ અને ચીસો નાંખતુ પોતાની ગાયોનુ ધણ મળતાં ત્યાંથી તેને પાછુ વાળ્યુ.[૫] ભગવાને મેઘનાદ સરખી ગંભીર વાણીથી બોલાવેલી ગાયો પોતાના નામના શબ્દ સાંભળીને આનંદથી સામો નાદ કરવા લાગી.[૬] ત્યાં યદૃચ્છાથી વનમાં રહેનારાઓનો ક્ષય કરનાર, વાયુએ વધારેલો અને ભયંકર ઊંબાડીઆંઓથી સ્થાવરજંગમોને બાળી નાંખતો મોટો દાવાનળ ચારેકોરથી લાગ્યો.[૭] ચારેકોરથી આવતા એ દાવાનળને જોઇને ગોવાળીયાઓ અને ગાયો ભય પામ્યાં પછી જેમ સંસારના ભયથી પીડાએલા લોકો શરણે જઇને ઇશ્વરની પ્રાર્થના કરે, તેમ ગોવાળીઆઓએ શરણે જઇને બળભદ્રસહિત શ્રીકૃષ્ણની પ્રાર્થના કરી કે—"હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે મોટા બળવાળા! હે બળભદ્ર! હે અપાર પરાક્રમવાળા! અમો કે જેઓ દાવાનળથી બળતા અને શરણાગત છીએ, તેઓની તમારે રક્ષા કરવી જોઇએ.[૮-૯] હે કૃષ્ણ! હે સર્વ ધર્મોને જાણનાર! તમારા બાંધવોને પીડા નહી થવી જોઇએ. અમારા નાથ અને પરમ શરણ તમેજછો"[૧૦]

શુકદેવજી કહેછે—બંધુઓનુ એ દીન વચન સાંભળીને ભગવાને કહ્યુ કે—"બીઓમાં,આંખ્યો મીચી જાઓ." ઠીક, એમ કહીને તે સઘળાઓ આંખ્યો મીચી જતાં યોગેશ્વર ભગવાને પોતાના મુખવડે ભયંકર દાવાનળને પીજઇને તેઓને કષ્ટમાંથી મૂકાવ્યા[૧૧-૧૨] પછી ક્ષણમાત્રમાંજ ભાંડીરવડની પાસે પોહોચાડી દીધેલા તે ગોવાળીઆઓ આંખ્યો ઉઘાડીનેજુએછે, ત્યાં પોતાને અને ગાયોને દાવાગ્નિથી મૂકાએલાં જોઇને વિસ્મય પામ્યા +[૧૩] યોગમાયાના પ્રભાવવાળુ તે ભગવાનનુ, પોતાની દાવાગ્નિથી રક્ષા કરવારૂપ યોગબળ જોઇને તે ગોવાળીઆઓ

---

* આ ઓગણીશમા અધ્યાયમા મુંજારણ્યમા પેઠેલ ગોવાળીઆ અને ગાયોની ભગવાને દાવાનળ પીને તેથી રક્ષા કરી, એ કથા કહેવામાં આવી છે.

+ શ્રીદામાદિક ગોવાળીઆઓ પોતાના અંગ ઉપર ચઢીને રાજી થતા હતા તેઓને ભગવાને દાવાગ્નિ પીજઇને પોતાનુ ઐશ્વર્ય દેખાડયુ.

ભગવાનને દેવ માનવા લાગ્યા.[૧૪] ગોવાળીઆ-ઓએ સ્તુતિ કરાતા ભગવાન નાયકાળે ગાયોને પાછી વાળીને વેણુ વગાડતા વગાડતા બળભદ્ર સહિત ગોકુળમાં પધાર્યા[૧૫] ગોપીઓ કે જે-ઓને ભગવાનવિના એક ક્ષણ સોયુગ જેવો જતો હતો તેઓને ભગવાનનાં દર્શનથી મોટો આનંદ થયો.[૧૬]

**गोपीनां परमानंद आसीद्गोविंददर्शने ।**
**क्षणं युगशतमिव यासां येन विनाभवत् ॥१६॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૦ મો.*

### વર્ષા અને શરદઋતુનું વર્ણન.

**श्रीशुक उवाच.**

**तयोस्तदद्भुतं कर्म दावाग्नेर्मोक्षमात्मनः ।**
**गोपाः स्त्रीभ्यः समाचख्युः प्रलंबवधमेवच ॥१॥**

શુકદેવજી કહેછે–ગોવાળીઆઓએ વ્રજમાં જઇને પોતાને દાવાગ્નિથી મૂકાવવારૂપ અને પ્રલંબાસુરને મારવારૂપ એ બે ભાઈઓનું અદ્ભુત કર્મ પોતાની સ્ત્રીઓ પાસે કહી દેખાડ્યું[૧] વૃદ્ધગોવાળીઆ અને ગોપીઓ એ વાત સાંભળી વિસ્મય પામ્યાં, અને "ભગવાન તથા બળભદ્ર એ કોઈ વ્રજમાં મોટા દેવ આવ્યા છે" એમ માનવા લાગ્યાં.[૨] પછી સર્વ પ્રાણીઓને ઉત્પત્તિ અને જીવન આપનારી વર્ષાઋતુ આવી. સૂર્ય અને ચંદ્રમાને કુંડાળાં થવા લાગ્યાં, આકાશમાં ગડબડાટ ઉઠયો.[૩] વીજળી અને ગર્જનાઓ સહિત ઘાટાં શ્યામ વાદળાંઓથી ઢંકાએલું અને જેમાં પ્રકાશ સ્પષ્ટ દેખાતો ન હતો એવું આકાશ, ત્રણ† ગુણોથી ઢંકાએલા જીવના સ્વરૂપની પેઠે જણાવા લાગ્યું[૪] રાજા જેમ સમયપર પ્રજાપાસેથી ધન લઇને સમય પર પાછું આપેછે, તેમ સૂર્યનારાયણ પણ આઠ મહિના સુધી પૃથ્વીનું જળરૂપ ધન કે જે પોતે પોતાનાં કિરણોથી લીધું હતું તેને સમય આવતાં પાછું મૂકવા લાગ્યા.[૫] દયાળુ પુરૂષો જેમ દુઃખીજનને જોઈને તેઓને સુખી કરવા માટે દયાથી ધ્રુજીને પોતાનું જીવન પણ મૂકી દે, તેમ મોટા મેઘ વીજળીરૂપ નેત્રથી જગતને તાપ પામેલું જોઈ ભારે પવનથી ધ્રુજીને જીવન (જળ) મૂકવા લાગ્યા.[૬] જેમ સકામ તપ કરનારાનું શરીર પ્રથમ તપથી દુબળું થઇને પછી તપનું ફળ પામીને પુષ્ટ થાય, તેમ પૃથ્વી કે જે ગ્રીષ્મ ઋતુથી દુબળી થઈ હતી તે પણ પાછી મેઘનું જળ મળવાથી પુષ્ટ થઈ.[૭] જેમ કલિયુગમાં પાપને લીધે પાખંડમાર્ગ પ્રકાશે પણ વેદ પ્રકાશે નહી, તેમ પ્રદોષકાળમાં અંધારાને લીધે પતંગીઆ પ્રકાશવા લાગ્યા અને ગ્રહો પ્રકાશવા ન લાગ્યા.[૮] જેમ ચૂપ થઇને સૂઈ રહેલા શિષ્યો નિત્યકર્મને અંતે પોતાના આચાર્યનો શબ્દ સાંભળી ભણવા લાગે, તેમ આઠ માસ સુધી ચૂપ રહેલાં દેડકાંઓ વર્ષાઋતુમાં મેઘનો શબ્દ સાંભળીને બોલવા લાગ્યાં[૯] જે પુરૂષ ઇંદ્રિયોને પરતંત્ર હોય તેની જેમ ક્ષણિક દેહ અને ધનની સંપત્તિઓ અવળે માર્ગે ચાલે તેમ થોડીવારમાં સૂકાઇ જનારી નાની નદીઓ અવળે માર્ગે ચાલવા લાગી.[૧૦] રાજાની સેના જેમ અનેક રંગવાળી અને છત્રની છાયાવાળી દેખાય, તેમ પૃથ્વી લીલાં ખડને લીધે નીલવર્ણવાળી, ઇંદ્રગોપનામના રાતા કીડાઓને લીધે રાતા રંગવાળી અને શિલીંધ્રો (બીદડાની બળીઓ)થી છત્રની છાયાવાળી દેખાવા લાગી.[૧૧] ખેતરો ધાન્યોની સંપત્તિથી ખેડુતોને આનંદ આપવા લાગ્યાં અને 'લાભ થવો દૈવાધીન છે' એમ નહી જાણી ધાન્યનો ઘણો સંગ્રહ કરી રાખનારા વેપારીઓને સંતાપ દેવા લાગ્યાં.[૧૨] જેમ ભગવાનની સેવામાં પ્રવર્તેલા પુરૂષો સુંદર સ્વરૂપ ધારણ કરે તેમ જળ અને સ્થળમાં રહેનારા સઘળા જીવો નવા પાણીના સેવનથી સુંદરરૂપ ધરવા લાગ્યા.[૧૩] જેમ કામા

---

* આ વીશમા અધ્યાયમા વર્ષા અને શરદઋતુના વર્ણનથી ગોવાળીઆ અને બળભદ્ર સહિત ભગવાનની વર્ષાઋતુ સંબંધી લીલા કહેવામા આવશે † વીજળી, ગર્જના, અને વાદળાંઓને અનુક્રમથી સત્વ, રજ અને તમોગુણની ઉપમા આપીછે.

યોગીનું વાસનાવાળુ ચિત્ત વિષયોથી જોડાઈને ક્ષોભ પામે, તેમ પવનથી ઉઠતા તરંગોવાળો સમુદ્ર નદીઓથી જોડાઈને ક્ષોભ પામવા લગ્યો.[૧૪] જેમ ભગવાનમાં ચિત્ત રાખનારા ભક્તલોકો દુ:ખો પડવાથી પણ વ્યથા ન પામે, તેમ પર્વતો વરસાદની ધારાઓ પડવાથી વ્યથા ન પામ્યા.[૧૫] બ્રાહ્મણોએ અભ્યાસ કરવામાં નહી આવતા અને કાળ જતાં ભૂલી જવાયેલા વેદો જેમ સંદિગ્ધ થઈ જાય, તેમ લોકોની ફરહર વિનાના થયેલા અને ખડથી ઢંકાએલા માર્ગો સંદિગ્ધ થઇ ગયા.[૧૬] જેમ ક્ષણિક સ્નેહવાળી છીનાળ સ્ત્રીઓ ગુણવાન પુરૂષોમાં સ્થિરતા ન ધરે, તેમ ચપળ વીજળીઓ સર્વ લોકોના બંધુરૂપ મેઘોમાં સ્થિરતા પકડતી ન હતી.[૧૭] જેમ ગુણોની ગરબડવાળા પ્રપંચમાં આત્મા નિર્ગુણ છતાં પણ શોભેછે, તેમ ગર્જનાની ગરબડવાળા આકાશમાં ઇંદ્રધનુષ દોરી વગરનું છતાં પણ શોભવા લાગ્યુ.[૧૮] આત્માથીજ પ્રકાશ પામેલા અહંકારથી ઢંકાએલો આત્મા જેમ દીપતો નથી, તેમ ચંદ્રથીજ પ્રકાશ પામેલા મેઘથી ઢંકાએલો ચંદ્ર દીપતો નહતો.[૧૯] જેમ ઘરમાં સંતાપ પામેલા વિરક્ત પુરૂષો વૈષ્ણવજનના સમાગમથી રાજી થઇને તેઓને વાણીથી અભિનંદન આપે, તેમ ગરમીથી તપેલા મયૂરો મેઘ આવવાના ઉત્સવથી રાજી થઇને તેઓને ટૌકારથી અભિનંદન આપવા લાગ્યા.[૨૦] જેમ પ્રથમ તપ કરવાથી દુબળા થયેલા અને થાકી ગયેલા પુરૂષો સંસારનાં વિષયસુખ ભોગવવાથી પ્રફુલ્લિત થાય તેમ ઉનાળાથી દુર્બળ થયેલાં વૃક્ષો પોતાનાં મૂળવતે પાણી પીવાથી પ્રફુલ્લિત થઈ ગયાં.[૨૧] જો કે ઘર અનેક પ્રકારના કર્તવ્યની પીડાથી ભરેલાં છે, તોપણ તેઓમાં વિષયની ઇચ્છાવાળા પામર પુરૂષો જેમ વસેછે, તેમ તળાવો જો કે કીચ અને કાંટા ભરેલા કાંઠાઓવાળાં હતાં તોપણ તેઓમાં સારસપક્ષીઓ રહેતાં હતાં.[૨૨] જેમ કળિયુગમાં પાખંડીઓના નીચ વાદોથી વેદમાર્ગ તૂટી જાય તેમ મેઘ વરસતાં પાણીના પ્રવાહોથી પાજો તૂટી ગઇ.[૨૩] જેમ રાજાઓ સમયે સમયે પુરોહિતોની પ્રેરણાથી લોકોને સુખ આપે, તેમ વાદળાં વાયુઓની પ્રેરણાથી પ્રાણીઓને અમૃત સરખું જળ આપવા લાગ્યાં.[૨૪] એ પ્રમાણે સમૃદ્ધિવાળાં અને પાકેલાં ખજુર તથા જાંબુવાળા તે વનમાં વિહાર કરવાને માટે ગાયો અને ગોવાળીઆઓથી વીંટાએલા શ્રીકૃષ્ણ ભગવાન બળભદ્રસહિત પધાર્યા.[૨૫] આઉના મોટા ભારથી મંદ મંદ ચાલતી અને જેઓના આંચળોમાંથી દૂધ ચાલ્યાં જતાં હતાં એવી ગાયો પ્રીતિથી ભગવાને બોલાવવાને લીધે તુરત ચાલવા લાગી.[૨૬] રાજી થયેલી ભીલડીઓને, રસને ઝર્યા કરતી વનની પંક્તિઓને, પર્વતોમાંથી પડતી જળની ધારાઓને અને પાસે આવેલી ગુફાઓને ભગવાન જોતા હતા, અને મેઘની ગર્જનાઓને સાંભળતા હતા.[૨૭] કોઇ સમયે વરસાદ વરસતાં ઝાડની કોતરાડમાં અને ગુફામાં પેશીને ભગવાન રમતા હતા, અને કંદ, મૂળ તથા ફળ ખાતા હતા.[૨૮] બળભદ્ર સહિત શ્રીકૃષ્ણ ભગવાન સાથે જમાડવા જેવા ગોવાળીઆઓની સાથે પાણીને કાંઠે શિલાઉપર બેસીને ઘેરથી આણેલાં દહીંભાતને જમતા હતા.[૨૯] તૃપ્ત થઈને લીલાં ખડવાળી પૃથ્વી ઉપર બેસી આંખ્યો મીંચીને ઓગાળતા બળદો, વાછડાં અને આઉના ભારથી થાકી રહેલી ગાયોને જોઇને ભગવાન એ પોતાની શક્તિથી વૃદ્ધિ પામેલી અને સર્વ પ્રાણીઓને સુખ દેનારી વર્ષાઋતુની શોભાને વખાણતા હતા.[૩૦-૩૧] એ પ્રમાણે તે શ્રીકૃષ્ણ અને બળભદ્ર વ્રજમાં રહેતાં શરદઋતુ આવી, વાદળાંનો ધમધોર મટી ગયો, જળ સ્વચ્છ થઇ ગયાં અને પવનની કઠોરતા મટી ગઈ.[૩૨] જેમ યોગમાંથી ભ્રષ્ટ થયેલાઓનાં ચિત્ત પાછાં યોગનું સેવન કરવાથી સ્વચ્છ થાય, તેમ પાણી કમળોને ઉપજ કરનારી શરદઋતુથી પાછાં સ્વચ્છ થયાં.[૩૩] જેમ ભગવાનની ભક્તિ, ગુરૂને માટે પાણી ભરી આવવાના બ્રહ્મચારીના કષ્ટને હરેછે (કેમકે ભક્તિથી પૂર્ણ થયેલાને તેવું કષ્ટ ભોગવવાનો ઉપયોગ નથી અને ગુરૂ પણ તેવા કૃતાર્થ શિષ્યને તેવા કામમાં આજ્ઞા કરે નહી),

તેમ શરદઋતુએ આકાશનાં વાદળાંને હરી લીધાં. જેમ ભગવાનની ભક્તિ, ગૃહસ્થાશ્રમવાળાની રાતાનાદિકની સાંકડને હરેછે,) કેમકે ભક્તાને એકાંતવાસમાં રૂચિ ઉત્પન્ન થાયછે) તેમ શરદઋતુએ પ્રાણીઓ કે જેઓ વરસાદની બીકથી એકઠાં થઇને સાંકડમાં ભરાઇ રહેતાં હતાં તેઓની સાંકડને હરી લીધી. જેમ ભગવાનની ભક્તિ, વાનપ્રસ્થ આશ્રમવાળાના મળધારણને હરેછે (કેમકે ભક્તિ થયાપછી વાનપ્રસ્થ રહીને અંગ તથા કેશાદિકમાં મેલ રાખવાની કશી આવશ્યકતા નથી), તેમ શરદઋતુએ પૃથ્વીના કાદવને હરી લીધો. જેમ ભગવાનની ભક્તિ, સંન્યાસીઓના કામાદિ વાસના રૂપ મેલને હરેછે, તેમ શરદઋતુએ જળનો મેલ હરી લીધો [૩૪] જેમ સઘળી તૃષ્ણા છોડી દઈને સ્વચ્છ થયેલા શાંત મુનિલોકો શોભે, તેમ પોતાનું સર્વસ્વ નાંખી દઈને ધોળાં થયેલાં વાદળાં શોભવા લાગ્યાં.[૩૫] જેમ જ્ઞાની લોકો પોતાનું જ્ઞાનરૂપી અમૃત કોઇ (અધિકારી) ને આપે અને કોઇ (અધિકાર વગરના) ને ન આપે, તેમ પર્વતો પોતાનું સુંદર જળ કોઇ ઠેકાણે મૂકવા લાગ્યા અને કોઈ ઠેકાણે ન મૂકવા લાગ્યા [૩૬]જેમ મૂઢ કુટુંબી માણસો આયુષ્યને પ્રત્યેક દિવસે ખૂટતું જતું જાણતા નથી, તેમ છીછરા જળમાં રહેનારાં જંતુઓ જળને પ્રત્યેક દિવસે ખૂટતું જતું જાણતાં નહતાં.[૩૭]જેમ દરિદ્રી, કંગાલ અને અજીતેંદ્રિય કુટુંબી માણસો સંસારના તાપને પામે, તેમ છીછરા જળમાં રહેનારાં જળજંતુઓ સૂર્યના તાપને પામવા લાગ્યાં [૩૮]જેમ જ્ઞાનીલોકો દ્રવ્યાદિક અનાત્મ પદાર્થોમાં ધીરે ધીરે મમતા છોડી દે, તેમ સ્થળો ધીરે ધીરે કાદવને છોડી દેવા લાગ્યાં, અને જેમ જ્ઞાની લોકો શરીરાદિક અનાત્મ પદાર્થોમાં ધીરે ધીરે અહંતા છોડી દે, તેમ લતાઓ ધીરે ધીરે પોતાનું કાચાપણું છોડી દેવા લાગી [૩૯] જેમ અંતઃકરણ સારી રીતે ઉપરામ પામતાં મુનિજન વેદ ભણવાનો ઘોંઘાટ છોડી દઇને ચૂપ થઇ જાય, તેમ શરદઋતુ આવતાં જેનું જળ નિશ્ચળ થઈ ગયું એવો સમુદ્ર પોતાનો ઘોંઘાટ છોડી દઇને ચૂપ થયો.[૪૦]જેમ યોગીઓ ઇંદ્રિયો રૂપ દ્વારથી પોતાના જતા રહેતા જ્ઞાનને ઇંદ્રિયોના રોધથી પકડી રાખે, તેમ ખેડુતો અનેક માર્ગોથી ચાલ્યા જતા જળને ક્યારાઓને માટે દૃઢ બંધ બાધીને પકડી રાખવા લાગ્યા.[૪૧]જેમ બોધ દેહાભિમાનથી થયેલા તાપને હરી લેછે, અને જેમ ભગવાન ગોપીઓના તાપને હરી લેછે, તેમ ચંદ્રમા લોકોના શરદ્ઋતુના સૂર્યનાં કિરણોથી થયેલા તાપને હરવા લાગ્યો.[૪૨]જેમ રજોગુણ તથા તમોગુણથી રહિત થયેલું અને જેમાં વેદનો યથાર્થ અર્થ પ્રકાશ્યો હોય એવું ચિત્ત શોભે, તેમ વાદળાંરહિત થયેલું અને શરદઋતુના ચોખ્ખા તારાઓના પ્રકાશવાળું આકાશ શોભવા લાગ્યું.[૪૩]જેમ યાદવોના પતિ ભગવાન, યાદવોના મંડળથી વીંટાઇને પૃથ્વીમાં શોભતા હતા, તેમ સંપૂર્ણ મંડળવાળો ચંદ્રમા આકાશમાં તારાગણોથી વીંટાઇને શોભવા લાગ્યો [૪૪] પુષ્પવનમાં સમશીતોષ્ણ પવનનું આલિંગન કરવાથી સઘળા લોકોનો તાપ મટી જતો હતો, પરંતુ ભગવાને જેઓનું ચિત્ત હરી લીધું હતું એવી ગોપીઓનો તાપ મટતો ન હતો (પવન શૃંગારનો ઉદ્દીપક વિભાવ હોવાને લીધે ઉલટો તેથી કામજ્વર વધતો હતો.)[૪૫]ગાયો,મૃગલીઓ, પક્ષીણીઓ અને સ્ત્રીઓની પછવાડે શરદઋતુના પ્રભાવનેલીધે તેઓની ઈચ્છા વગર પણ તે તે જાતિના પુરૂષો દોડતા હતા, તેથી તેઓ, ઇશ્વરના આરાધનની ક્રિયાઓ જેમ આરાધના કરનારની ઇચ્છા વગર પણ ફળવાળી થાય તેમ ગર્ભવાળી થવા લાગી.[૪૬] હે રાજા ! જેમ ચોર વિના બીજા સઘળા લોકો રાજાના ઉદયથી નિર્ભય થાય, તેમ કુમુદવિના બીજા કમળો સૂર્યના ઉદયથી પ્રફુલ્લિત થવા લાગ્યાં.[૪૭]પાકેલાં ધાન્યોની સમૃદ્ધિવાળી પૃથ્વી નગરોમાં અને ગામોમાં નવીન અન્ન ખાવાના વૈદિક યજ્ઞોથી અને ઇંદ્રિયોને સુખ આપનારા લૌકિક ઉત્સવોથી પણ શોભવા લાગી, અને તેમાં શ્રીકૃષ્ણ અને બળભદ્રના ફરવાને લીધે તો બહુજ શોભતી હતી.[૪૮] જેમ મંત્ર અને યોગાદિકથી સિદ્ધ થયેલા પુરૂષો આ-

પુણ્યના બંધનથી મનુષ્યદેહમાં રોકાઈ રહ્યા હોય તેઓ સમય આવતાં દેવાદિકના અવતારને પામે છે, તેમ વરસાદથી રોકાએલા વેપારી, સન્યાસી, રાજા અને બ્રહ્મચારીઓ શરદઋતુમાં ઘેરથી નીકળીને પોતપોતાના અર્થોને પામ્યા. (વેપારીઓ વેપાર કરવા લાગ્યા, સન્યાસીઓ સ્વેચ્છાથી ફરવા લાગ્યા, રાજાઓ દિગ્વિજય કરવા નીકળ્યા અને બ્રહ્મચારીઓ વિદ્યાધ્યયન કરવા લાગ્યા.)[૪૯]

**वणिङ्मुनिनृपस्नाता निर्गम्यार्थान् प्रपेदिरे।**
**वर्षरुद्धा यथा सिद्धाः स्वपिंडान् काल आगते॥४९॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો વીશમો અધ્યાય સંપૂર્ણ.

—o—

## અધ્યાય ૨૧ મો.*

### વેણુગીતનું ગોપીઓએ કરેલું વર્ણન.

**શ્રી શુકઉવાચ.**

**इत्थं शरत्स्वच्छजलं पद्माकरसुगंधिना।**
**न्यविशद्वायुना वातं सगोगोपालकोऽच्युतः॥१॥**

શુકદેવજી કહેછે—આવી રીતે વૃંદાવન કે જે શરદઋતુને લીધે સ્વચ્છ અજવાળુ અને કમળોના સમૂહની સુગંધીવાળા વાયુથી વ્યાપ્ત હતુ, તેમાં ગાયો અને ગોવાળીઆઓની સાથે ભગવાન પધાર્યા.[૧] ફૂલવાળી વનની પંક્તિઓના મદોન્મત્ત ભ્રમરો અને પક્ષિઓનાં ટોળાંઓ જેનાં તળાવ, નદીઓ અને પર્વતોમાં શબ્દ કરતાં હતાં એવા તે વનમાં બળભદ્ર અને ગોવાળીઆઓની સાથે પ્રવેશ કરીને ગાયોને ચારતા ભગવાને વેણુ વગાડયો.[૨] કેટલીએક વ્રજની સ્ત્રીઓ કામદેવને ઉત્પન્ન કરનાર વેણુનાદ સાંભળીને શ્રીકૃષ્ણની પરોક્ષ પોતાની સખીઓ પાસે તેનુ વર્ણન કરવા લાગી.[૩] ભગવાન્‌ની લીલાનુ સ્મરણ કરતી તે ગોપીઓએ વર્ણન કરવા માંડયું પણ કામદેવના વેગથી મન વ્યાકુળ થઇ જતાં કરી શકાયું નહી.[૪] મસ્તકમાં મોરપીછનો મુકુટ, કાનમાં કર્ણિકારનાં ફૂલ, શરીરપર સોના જેવુ પીળુ વસ્ત્ર અને કંઠમાં વૈજયંતી માળાને ધારણ કરતા, નટની પેઠે શોભતા, ઉત્તમ શરીરવાળા, પોતાના અધરની સુધાથી વેણુનાં છિદ્રોને પૂરતા* અને ગોવાળીઆના સમૂહો જેમની કીર્ત્તિનુ ગાયન કરતા હતા એવા ભગવાન્, પોતાનાં પગલાંનાં ચિન્હોથી લોકોને પ્રીતિ આપનારા વૃંદાવનમાં પધાર્યા હતા, તેમના સ્મરણથી ગોપીઓનુ મન કામાતુર થઇ ગયું હતુ.[૫] હે રાજા! એ પ્રમાણે સર્વ પ્રાણીઓના મનને હરનાર વેણુનાદ સાંભળીને કામાતુર થઈ જતાં પણ વર્ણન કરવા લાગેલી સઘળી વ્રજાંગનાઓ વર્ણન કરતાં કરતાં પદેપદે મનથી ભગવાનનુ આલિંગન કરતી હતી.[૬] હે સખીઓ! મિત્રોની સાથે પશુઓને વનમાં લઇ જતા બળભદ્ર અને શ્રીકૃષ્ણનું વેણુ વગાડતું અને સ્નેહ ભરેલા કટાક્ષોને મૂકતુ મુખારવિંદ જે લોકોએ નીરખી જોયું તેઓનેજ નેત્રનું ફળ મળ્યુ, એ વિના નેત્રવાળાઓને પોતાનાં નેત્રોનું બીજુ કાંઇ ફળ અમો જાણતી નથી[૭] વચમાં+ વચમાં લગાવી દીધેલાં આંબાનાં કુંપળીઆં, મોરપીછ, ફૂલના ગુચ્છ, ઉત્પલ અને કમળોની માળાઓને લીધે શોભતાં નીલ અને પીતવસ્ત્રોથી વિચિત્રવેષવાળા બળભદ્ર અને શ્રીકૃષ્ણ કોઈ સમયે ગાયન કરતાં નાટકશાળામાં ઉત્તમ નટનીપેઠે ગોવાળીઆઓની સભામાં બહુજ શોભતા હતા![૮] અહો! ગોવાળીઆઓનાપુણ્યનીશીવાત!! હે-ગોપીઓ! જોક ભગવાનના અધરનું અમૃત ગોપીઓનુ જ આવવું ભોગ્યછે, તોપણ તેને આ વેણુ થોડો જ રસ અવશેષ રહે એવી રીતે પીએછે, કે જે જોઇને તેને પોતાના પયથી ઉછેરનારી તેની મા જેવી નદીઓ ઉઘડી રહેલાં કમળોના મિષથી રોમાંચિત થયેલી જણાયછે, અને વૃક્ષો કે જેઓના વંશમાં એ વેણુ ઉત્પન્ન થયેોછે તેઓ, જેમ પોતાના વંશમાં ભ-

* આ એકવીશમા અધ્યાયમા શ્રીકૃષ્ણ સુંદર વૃંદાવનમા પધારતા તેમનો વેણુનાદ સાંભળીને ગોપીઓએ કહેલું વર્ણન કહેવામાં આવશે.

* ભગવાનના અધરની સુધાજ વેણુમાંથી નીકળીને ગાનની પેઠે ફેલાયછે એવો અભિપ્રાયછે + બીજી ગોપીઓ કહેછે – કેટલીએક ગોપીએ કહેછે.

ગવત્સેવકને ઉત્પન્ન થયેલો જોઈ કુળના વૃદ્ધ પુરૂષો રોમાંચિત થઇને આનંદનાં અશ્રુ મૂકે તેમ પ્રફુલ્લિત થઇને મકરંદની ધારાના મિષથી આંસુ મૂકેછે, માટે એ વેણુએ કયું પુણ્ય કર્યું હશે? હે *સખી! આ વૃંદાવન સ્વર્ગ કરતા પણ પૃથ્વીની કીર્તિને વધારેછે. કેમકે દેવકીના પુત્રનાં ચરણારવિંદ ફરવાથી તેને ભારે શોભા મળીછે અને આ વૃંદાવનમાં ભગવાનના વેણુનાદને સાંભળીને તેને મંદ ગર્જનાવાળો નીલમેઘ માની મોર નાચવા મંડી જાયછે, અને તે નાચને જોઇને પર્વતનાં શિખરોમાં બીજા સઘળાં પ્રાણીઓ પોતપોતાની ક્રિયા છોડી દેછે. આવો આનંદ બીજા કોઇ લોકમાં નથી.[10] હે +સખી! આ મૃગલીઓ મૂઢબુદ્ધિવાળી છતાં પણ ધન્ય છે કે જેઓ વેણુનાદને સાંભળી સ્નેહપૂર્વક દૃષ્ટિ કરીને વિચિત્ર વેષવાળા નંદકુમારનું સન્માન કરેછે, અને તે પણ પોતાના પતિ કાળીઆર મૃગોની સમક્ષમાં કરેછે (આપણા પતિ ગોવાળીઆઓ તો એવા ક્ષુદ્ર છે કે આપણે તેઓની સમક્ષમાં એમ કરીએતો કદી સહન કરે નહીં)[11] હે ગોપીઓ! †આશ્ચર્યની વાત સાંભળો જેમનાં રૂપ અને વેષ સ્ત્રીઓને ઉત્સવ આપનાર છે એવા શ્રીકૃષ્ણને જોઇ તથા તેમણે વગાડેલા વેણુનું વિચિત્ર ગાયન સાંભળીને, વિમાનોમાં બેસીને જતી દેવાંગનાઓ પોતાના સ્વામીઓના ખોળામાં બેઠેલી છતાં પણ કામદેવથી વ્યાકુળ થઇને મોહ પામી જાયછે, તેઓના ચોટલામાંથી ફૂલ ખસી જાયછે અને વસ્ત્ર છૂટી જાયછે![12] ગાયો અને વાછડાં ભગવાનના મુખથી નીકળેલા વેણુગીત રૂપ અમૃતને ઉંચા કરેલા કાનરૂપી પડીઆઓથી પીતાં પીતાં આંસુ આવી જવાથી પોતાની સઘળી ક્રિયા ભૂલી જાયછે વાછડાં ધાવવા લાગ્યાં હોય ત્યાં તેઓને વેણુગીત કાને પડવાથી તેઓ ધાવવુ છોડી દેછે અને મોઢામાં જે દૂધ આવ્યું હોય તેનો ઘુંટડો નહી ઉતારતાં એમને એમ રાખી મેલે છે, અને ગાયો પણ દૃષ્ટિથી મનમાં ભગવાનનું આલિંગન કરવા લાગી જાયછે.[13] હે મા! આ વનમાં જે પક્ષીઓ છે તેઓ ઘણુ કરીને મુનિઓ હોવા જોઇએ, કેમકે મુનિઓ ભગવાનનું દર્શન થાય એવી રીતે વેદોક્ત કર્મોનાં ફળોનો ત્યાગ કરી વેદની શાખાઓ ઉપર આધાર રાખી તેઓનાં કુંપળિયાંરૂપ કર્મોનુંજ ગ્રહણ કરતાં સુખી થઇને ભગવાનનુ વર્ણનજ સાંભળે, તેમ આ પક્ષીઓ પણ ભગવાનનુ દર્શન થાય એવી રીતે ફળાદિકનુ અંતર રાખ્યાવિના ઝાડની શાખાઓ ઉપર બેસી તેઓનાં કુંપળિયાંઓનેજ વળગી રહેતાં સુખથી આંખો મીચીને તથા બોલવુ ચાલવુ બંધ કરીને ભગવાનના વેણુનાદનેજ સાંભળેછે[14] આ સચેતન પ્રાણીઓની વાતતો એક કોરે રહી, પરંતુ નદીઓ કે જેઓનો વેગ પાણીની ચકરીના મિષથી ઉત્પન્ન થયેલા કામદેવને લીધે બંધ પડી જાયછે, તેઓ પણ પોતાના તરંગરૂપ હસ્તોથી ભગવાનના ચરણારવિંદને કમળનું અર્પણ કરી તથા આલિંગનથી ઢાંકી દઇને તેનુંજ ધારણ કરી રહેછે.[15] તડકામાં બળભદ્ર અને ગોવાળીઆઓની સાથે વ્રજનાં પશુઓને મારતા અને વેણુનો નાદ કરતા પોતાના મિત્ર* ભગવાનને જોઇને મેઘ તેમના ઉપર પ્રેમથી વૃદ્ધિ પામી ફૂલ જેવા પોતાના છાંટા નાખેછે, અને પોતાના શરીરથી છત્રછાયા કરેછે.[16] પ્રથમ પ્રિયાઓના સ્તન ઉપર ચોપડાએલુ કેસર કે જે પાછીથી રતિના સમયમાં ભગવાનના ચરણારવિંદમાં લાગીને તેની રતાશથી વધારે શોભા પામતાં, ભગવાનના વનમાં ફરવાને લીધે ખડમાં લાગી ગયેલું હોયછે તેને જોઇ કામદેવ ઉત્પન્ન થવાથી વ્યાકુળ થયેલી ભીલડીઓ તે કેસરને ખડ ઉપરથી લઇને પોતનાં મોઢાં પર અને સ્તન ઉપર ચોપડેછે, અને એમ કરીને પણ પોતાના કામજ્વરને શાંત

* બીજી ગોપીઓ કહેછે + ગોપીઓ કહેછે † આ સઘળા શ્લોકોમાં બોલનાર તેમ સાંભળનાર તથા ... વાક્યોની સંગતિ મળવાની કશી અપેક્ષા નથી, ૧ ગીતરૂપ અમૃત નીકળી જવાની બીકથી કાન ઊંચા રાખછે.

* મેઘનો લોકોની પીડા મટાડવા આદિના સ્વભાવ ભગવાનમાં પણ છે તેથી ભગવાનને મેઘના મિત્ર કહ્યાછે.

કરેછે, માટે ભીલડીઓ ભાગ્યશાળી છે. ( મારા જેવીઓને તો એવી રીતનો પણ કામશાંતિનો ઉપાય મળતો નથી )[૧૭] હે સખીઓ! આ ગોવર્દ્ધન પર્વત અવશ્ય ભગવાનનો કેઈ મોટો ભક્ત જણાય છે, કેમકે તેને બળભદ્ર અને ભગવાનના ચરણનો સ્પર્શ મળતાં તૃણાદિક બહાર નીકળી આવવાના મિષથી રૂંવાડાં ઉભાં થઇ જતાં દેખાયછે. અને પાણી, સારાં ખડ, ગુફા, કંદ અને મૂળથી, ગાયો અને મિત્રોસહિત એ બે ભાઇઓને માન આપેછે.[૧૮] ગાયોનાં નોઝણાં માથાપર વીંટી લેવાથી અને શીશકીઓ ખભા ઉપર રાખવાથી મોટા ગોવાળપણાની શોભા દેખાડતા એ બે ભાઈઓ જ્યારે ગોવાળીઆઓને સાથે લઈ વનમાં ગાયો ચારેછે, ત્યારે તેઓના મધુર પદવાળા વેણુના નાદ સાંભળી પ્રાણીઓમાં જેઓ જંગમ હોયછે તેઓ સ્થાવરની પેઠે સ્થિર થઈ જાયછે, અને ઝાડ આદિ જેઓ સ્થાવર હોયછે તેઓમાં રોમાંચાદિક જંગમનો ધર્મ દેખાયછે એથી ભારે આશ્ચર્ય થાયછે.[૧૯]

શુકદેવજી કહેછે—આ પ્રમાણે વૃંદાવનમાં ફરનારા ભગવાનની ક્રીડાઓનું પરસ્પરની પાસે વર્ણનકરતીગોપીઓભગવન્મયથઇગઇહતી [૨૦]

**एवं विधा भगवतो या वृंदावनचारिणः ।**
**वर्णयंत्यो मिथो गोप्यः क्रीडास्तन्मयतां ययुः॥२०॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો વેણુગીતનામનોએકવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૨ મો.*

### ભગવાને કરેલી ચીરહરણ લીલા.

**श्रीशुकउवाच.**

**हेमंते प्रथमे मासि नंदव्रजकुमारिकाः ॥**
**चेरुर्हविष्यं भुंजानाः कात्यायन्यर्चनव्रतम् ॥१॥**

શુકદેવજી કહેછે—હેમંત ઋતુના પહેલા મહિના (માગશર માસ) માં નંદરાયના વ્રજની કુમારિકાઓ હવિષ્ય જમવાનો નિયમ રાખીને જગદંબાના પૂજનનું વ્રત કરતી હતી.[૧] હે રાજા! યમુનાજીના જળમાં નાહીને, સૂરજ ઉગ્યા પછી વેળુની મૂર્તિ કરીને તેમાં સુગંધી ચંદન, ફૂલ, બળિ, ધુપ, દીપ, અનેક પ્રકારનાં નૈવેદ્યો, કુંપળિયાં, ફળ અને ચોખાથી જગદંબાનું પૂજન કરતી હતી.[૨-૩] "હે કાત્યાયનિ ! હે મહામાયા ! હે મહાયોગિનિ ! હે અધીશ્વરિ ! શ્રીકૃષ્ણને મારા પતિ કરજો. તમને નમન કરૂંછું."[૪] પ્રત્યેક આ મંત્રનો જપ કરતી એ કુમારિકાઓ પૂજા કરતી. આ પ્રમાણે જેઓનાં ચિત્ત ભગવાનમાં લાગી રહ્યાં હતાં એવી કુમારિકાઓએ એક મહિના સુધી વ્રત કર્યું [૫] નંદરાયના કુમાર અમારા પતિ હોજો, એવી ઈચ્છાથી દેવીનું પૂજન કરતી હતી એક બીજીઓને નામથી બોલાવી સવારમાં ઉઠી એક બીજીઓના હાથ ઝાલીને ઊંચા સ્વરથી ભગવાનનું ગાયન કરતી કરતી. પ્રત્યેક દિવસે યમુનાજીમાં નાહાવાને માટે જતી હતી. કોઇ દિવસે યમુનાજીમાં આવી પ્રથમની પેઠે પોતાનાં લૂગડાં કાંઠે મૂકી ભગવાનનું ગાયન કરતાં કરતાં આનંદથી જળમાં વિહાર કરતી હતી. ત્યાં યોગેશ્વરોના ઈશ્વર* શ્રીકૃષ્ણ ભગવાન તે વાત જાણીને તેઓના વ્રતનું ફળ દેવાસારૂ પોતાના મિત્રોની સાથે પધારી તેઓનાં લૂગડાં લઇ તુરત કદંબના ઝાડ ઉપર ચઢી જઇને હસવા લાગ્યા, અને તેમની સાથેના બાળકો પણ હસવા લાગ્યા. પછી ભગવાને એ કુમારિકાઓને હાસ્યનું વચન કહ્યું કે—

શ્રીભગવાન કહેછે—હે સ્ત્રીઓ ! અહીં આવીને ભલે પોતપોતાનાં લૂગડાં મારી પાસેથી લ્યો.[૬-૧૦] આ હું સાચી વાત કહુંછું, હાંસીની વાત કરતો નથી; કેમકે તમે વ્રત કરવાને લીધે થાકી ગયેલી છો હું કોઇ દિવસ ખોટું બોલ્યો નથી તે આ ગોવાળીઆઓ જાણેછે [૧૧] હે સુંદરીઓ ! ઇચ્છા હોય તો એકેક જણી અહીં આવીને લ્યો અથવા સઘળી સાથે આવીને લ્યો.

---

* આ બાવીશમાઅધ્યાયમાં વસ્ત્ર લઇલેવાની લીલાથી કુમારિકાઓને વરદાન આપી ભગવાન યજ્ઞશાળાની પાસે પધાર્યા, એ કથા કહેવામાં આવશે.

* આ વિશેષણ પ્રત્યેક ગોપીઓના તેવા મનોરથ પૂરવાનું ભગવાનનું સામર્થ્ય છે એમ જણાવેછે.

શુકદેવજી કહેછે—એ પ્રમાણે ભગવાને એ હાંસી કરેલી જોઇને પ્રેમરસમાં ડુબેલી અને એક બીજીએ સામું જોઇને હસી પડેલી ગોપીઓ લાજનેલીધે બહાર નીકળી નહી ભગવાનનાં વચન સાંભળી હાસ્યવચનથી મોહ પામેલી અને ટાઢા જળમાં કંઠ સુધી ડુબવાને લીધે ધ્રુજતી એ ગોપીઓએ ભગવાનને કહ્યુ કે–હે+ કૃષ્ણ ! અનીતિ નહી કરો. તમે નંદરાયના પ્યારા પુત્ર અને વ્રજમાં સરસ છો એમ જાણીએ છીએ. અમે ધ્રુજીએ છીએ માટે વસ્ત્ર આપો. [૧૨-૧૪] હે શ્યામ સુંદર ! અમે તમારી દાસીઓ છીએ અને જેમ તમે કહેશો તેમ કરીશુ. હે ધર્મને જાણનાર ! વસ્ત્ર આપો, નહી× આપો, તો રાજાને કહી દેશું [૧૫] શ્રીભગવાન કહેછે—હે સુંદર મંદહાસ્યવાળી સ્ત્રીઓ ! તમે જો મારી દાસીઓ છો, અને તમારે મારૂ કહ્યુ કરવુ હોય તો અહી આવીને પોતપોતાનાં વસ્ત્ર લ્યો.[૧૬]

શુકદેવજી કહેછે—પછી ટાઢથી ધ્રુજતી અને મુંઝાએલી સઘળી કુમારિકાઓ બે હાથવતે પોતાની યોનિને ઢાંકીને જળાશયમાંથી બહાર નીકળી.[૧૭] તેઓએ શુદ્ધ અંતઃકરણથી પ્રસન્નકરેલા ભગવાન અક્ષત ગુહ્યઅંગ વાળી તે કુમારિકાઓને જોઈ રાજી થઇ તેઓનાં વસ્ત્ર પોતાના ખભાપર મૂકી મંદ મંદ હસીને બોલ્યા કે—

શ્રીભગવાન કહેછે—વ્રતનુ ધારણ કર્યા છતાં તમે નગ્ન થઇને જળમાં નાહી, એ દેવનો અપરાધ કર્યોછે, માટે એ અપરાધને ટાળવા સારૂ માથા ઉપર હાથ જોડી નીચે પ્રણામ કરીને લૂગડાં લ્યો.[૧૮-૧૯]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે ભગવાને સૂચવેલુ નગ્નસ્નાન, વ્રતનો ભંગ કરનાર છે એમ માની તે વ્રતને પૂર્ણ કરવાની ઇચ્છાથી ગોપીઓ સર્વ કર્મોનાફળરૂપ તે ભગવાનનેજ પગેલાગી, કેમકે તેજ સઘળા દોષને મટાડનારછે.[૨૦] દેવકીના પુત્ર દયાળુ ભગવાને તે ગોપીઓને એ પ્રમાણે નમેલી જોઈ તેથી પ્રસન્ન થઇને તેઓને વસ્ત્ર આપ્યાં[૨૧] જો કે ભગવાને એ ગોપીઓનાં લૂગડાં લઇ લીધાં બહુજ છેતરી* લીધી, લાજ રહિત+ કરી, હાંસી† કરી, અને રમકડાંની પેઠે રમાડી‡ તોપણ પ્રિયના સમાગમથી અત્યંત આનંદ પામેલી તે ગોપીઓએ ભગવાન ઉપર દોષદૃષ્ટિ કરી નહી.[૨૨] પોતપોતાનાં વસ્ત્ર પેહેરી પ્રિયના સમાગમે વશ કરેલી અને લાજના વિલાસથી ભગવાનની સામું જોયા કરતી ગોપીઓ પોતાનાં ચિત્ત પકડાઇ જવાને લીધે ત્યાંથી ખશી નહી [૨૩] દામોદર § ભગવાને, પોતાના ચરણના સ્પર્શની ઇચ્છાથી જેઓએ વ્રત કર્યું હતું એવી ગોપીઓનો સંકલ્પ જાણી લઇને તે સ્ત્રીઓને કહ્યું.[૨૪]

શ્રી ભગવાન કહેછે—હે ભલી સ્ત્રીઓ ! મારૂં પૂજન કરવાનોજજેતમારો મનોરથ છે તેતમે લાજથીબોલતી નથી,તોપણ મે જાણીલીધોછે, અને તેમાં મારી સંમતિછે,માટેતેમનોરથ સફળથવાનેયોગ્ય છે.[૨૫] મારામાં મન રાખનારાઓની પણ ઈચ્છા મારાથીજ પૂર્ણ થઇને પાછી શાંતિજ આપેછે, પણ પછી બીજી ઇચ્છાને ઉત્પન્ન થવા દેતી નથી. બળેલુ અથવા રાંધેલુ બીજ ઘણું કરીને બીજા બીજને ઉત્પન્ન કરેજ નહી.[૨૬] હેસ્ત્રીઓ! વ્રજમાં જાઓ. તમારો મનોરથ સિદ્ધ થશે. આ આવતી રાત્રિઓમાં મારી સાથે રમણ કરશો, કેમકે હે સતીઓ ! મારા ઉદ્દેશથી આ જગદંબાના પૂજનરૂપ વ્રત તમે કર્યુંછે.[૨૭]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે ભગવાને આજ્ઞા કરતાં જેઓના મનોરથ પૂર્ણ થયા એવી અને ભગવાનના ચરણારવિંદનુંજ ધ્યાન કરતી ગોપીઓ માંડમાંડ વ્રજમાં ગઇ.[૨૮] પછી ગોવાળીઆઓથી વીંટાએલા દેવકીના પુત્ર ભગવાન, બળભદ્ર સહિત ગાયો ચારતા ચારતા વૃંદાવનથી

+ મુંઝાઓ કહેછે. × પ્રોક્ષઓ કહેછે.

* તમે નગ્ન નાહી ઇત્યાદિક વચનથી + અહી આવીને વસ્ત્ર લ્યો ઇત્યાદિક વચનથી † સાચી વાત કહું છું હાસી કરતો નથી ઇત્યાદિક વચનથી ‡ હાથ જોડી પ્રણામ કરનારૂપ પ્રાયશ્ચિત કહેવાના મિષથી § યશોદાએ દોરે દામણાથી બંધાયા હતા એ અર્થવાળો દામોદર શબ્દ ભગવંતનું ભક્તવત્સળપણું જણાવેછે – યોગ્ય છે એમ કહીને સંપૂર્ણ રીતે સરળ નહી થાય એમ જણાયુ છે,

દૂર નીકળી ગયા.[૧૮] તીક્ષ્ણ ગરમીવાળા સૂર્યના તડકામાં છાયાથી પોતા ઉપર છત્રરૂપ થઈ રહેલાં વૃક્ષોને જોઇને ભગવાને ગોવાળીઆઓને કહ્યું કે-

શ્રીભગવાન કહેછે-હે સ્તોકકૃષ્ણ! હે અંશુ! હે શ્રીદામા! હે સુબલ! હે અર્જુન! હે વિશાલ! હે ઋષભ! હે તેજસ્વી! હે દેવપ્રસ્થ! હે વરૂથપ! * ભાગ્યશાળી અને જેઓનુ જીવન મુખ્યત્વે કરી પારકાંને માટેજ છે એવાં આ વૃક્ષોને જુઓ. પોતે વાયુ, વરસાદ, તડકા અને ટાઢનું સહન કરીને આપણને એ પીડાઓનુ નિવારણ કરેછે.[૧૯-૩૨] અહો! આ વૃક્ષો કે જેઓની પાસેથી અર્થીલોકો જેમ કોઇ સુજન પાસેથી નિરાશ ન જાય તેમ નિરાશ જતા નથી તેઓના સર્વ પ્રાણીઓના જીવનરૂપ જન્મને ધન્ય છે.[૩૩] પાંદડાં, ફૂલ, ફળ, છાયા, મૂળ, છાલ, લાકડાં, ગંધ, ગુંદર, ભસ્મ, ઠળિયા અને અંકુરોથી બીજાઓની ઇચ્છાને પરિપૂર્ણ કરેછે.[૩૪] આ સંસારમાં પ્રાણીઓના જન્મની સફળતા એટલીજ છે કે પ્રાણથી, ધનથી, બુદ્ધિથી અને વાણીથી સર્વદા પ્રાણીઓનું ભલુ જ કરવું.[૩૫]

શુકદેવજી કહેછે-એ પ્રમાણે વૃક્ષોનાં વખાણ કરતા ભગવાન કુંપળિયાં, ગુચ્છ, ફળ, ફૂલ અને પાંદડાંના સમૂહોથી જેઓની શાખાઓ નમી રહેલી હતી એવાં વૃક્ષોના મધ્યમાં થઇને યમુનાજીને કાંઠે પધાર્યા.[૩૬] હે રાજા! ત્યાં ગાયોને સ્વચ્છ, શીતળ અને શુભ યમનાનુ જળ પાઇને પછી ગોવાળીઆઓએ પોતે એ મીઠું જળ સારી પેઠે પીધુ.[૩૭] એ નદીના ઉપવનમાં યથેષ્ટ રીતે પશુઆને ચારતા ગોવાળીઆઓ બહુજ ભૂખ્યા થઈ જવાથી શ્રીકૃષ્ણ અને બળભદ્રની પાસે આ પ્રમાણે બોલ્યા.[૩૮]

तस्या उपवने कामं चारयंतः पशून्नृप ।
कृष्णरामावुपागम्य क्षुधार्त्ता इदमब्रुवन् ॥३८॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો બાવીશમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૨૩ મો.*

## યજ્ઞમાં ભગવાને અન્નની યાચના કરાવી વિપ્રપત્નિઓ ઉપર કરેલો અનુગ્રહ.

॥ गोपा ऊचुः ॥

राम राम महावीर्य कृष्ण दुष्टनिबर्हण ।
एषा वै बाधते क्षुन्नस्तच्छान्ति कर्तुमर्हथ ॥१॥

ગોવાળીઆઓ કહેછે-હે બળભદ્ર! હે બળભદ્ર! હે મોટા પરાક્રમવાળા! હે કૃષ્ણ! હે દુષ્ટોને મારનાર! આ ભૂખ અમને પીડા કરેછે, માટે તમારે તેની શાંતિ કરવી જોઇએ.[૧]

શુકદેવજી કહેછે-એ પ્રમાણે ગોવાળીઆએ પ્રાર્થના કરાતા દેવકીના પુત્ર ભગવાન, પોતાની ભક્ત બ્રાહ્મણની સ્રીઓ ઉપર કૃપા કરવાનો વિચાર કરી બોલ્યા કે-'હે ગોવાળીઆઓ! વેદ જાણનારા બ્રાહ્મણો સ્વર્ગ પામવાની ઇચ્છાથી આંગિરસ નામનું સત્ર આરંભી બેઠા છે, તે યજ્ઞભૂમિમાં જાઓ અને ત્યાં જઇને આ મોટા ભાઇનુ તથા મારૂં નામ લઇને તેઓની પાસે અન્ન માગો. અમારા મોકલવાથી ત્યાં જવાનુ છે, માટે તમારે લજવાનુ કશુ કારણ નથી.'[૨-૪] એ પ્રમાણે ભગવાને આજ્ઞા કરતાં ગોવાળીઆઓએ ત્યાં જઈ, બ્રાહ્મણોને દંડવતપ્રણામ કરી હાથ જોડીને માગ્યું કે-'હે બ્રાહ્મણો! અમારી વિજ્ઞપ્તિ સાંભળો, અમો ગોવાળીઆઓ ભગવાનની આજ્ઞાથી અને બળભદ્રની પ્રેરણાથી તમારી પાસે આવ્યા છીએ.[૫-૬] ભગવાન અને બળભદ્ર આ સ્થળથી થોડેક છેટે ગાયોને ચારતા ચારતા આવ્યાછે, તેઓ ભૂખ્યા થવાને લીધે તમારી પાસેથી અન્ન લેવાની ઇચ્છા કરેછે, માટે

* ભક્તિથી તે કન્યાઓ ઉપર અનુગ્રહ કરીને હવે ભક્તિ વગરના બ્રાહ્મણોની સ્રીઓ ઉપર અનુગ્રહ કરી તે બ્રાહ્મણોના કર્મકાંડ સંબંધી મોટા મદને ભગવાને મટાડશે, એ કથા કહેવાની છે તે પ્રસંગમાં યજ્ઞના સ્થળમાં જતા ભગવાને બ્રાહ્મણોનુ કઠણપણુ ધારીને 'તેઓના કરતા તો આ ઝાડ સારાંછે' એમ વૃક્ષોની પ્રશંસા કર્યાનું કહેછે.

* આ તેવીશમા અધ્યાયમા ગોવાળીઆઓ પાસે અન્નની માગણી કરાવવાનામિષથી બ્રાહ્મણોની સ્રીઓ ઉપર અનુગ્રહ કરીને ભગવાને બ્રાહ્મણોને પસ્તાવો કરાવ્યો, એ કથા કહેવામા આવશે.

હે ઉત્તમ ધર્મ જાણનારાઓ ! શ્રદ્ધા હોય તો એ બે ભાઇઓ કે જેઓને તમારો અર્થ પડેલો છે, તેઓને માટે અન્ન આપો.[७] હે ઉત્તમ બ્રાહ્મણો ! દીક્ષાથી* માંડી અગ્નિષોમ હેત્રનો પશુ મરાયા પેહેલાં દીક્ષિતનું અન્ન ખાવાનો દોષ છે, પણ તે પશુ મરાયા પછીઅને સૌત્રામણી નામના યજ્ઞવિના દીક્ષિતનું અન્ન ખાવામાં કશો દોષ નથી.[८] સ્વર્ગાદિક તુચ્છ ફળની આશા રાખનારા, બહુજ શ્રમ ભરેલાં વેદોક્ત કર્મ કરનારા અને મૂર્ખ છતાં પોતાને જ્ઞાનવાળા માનનારા એ બ્રાહ્મણોએ એ પ્રમાણે ગોવાળીઆઓના મોઢાથી ભગવાનની માગણી સાંભળી, તોપણ તેને કાન દીધા નહી.[९] દેશ, કાળ, નોખનોખા પદાર્થો, મંત્ર, તંત્ર, ઋત્વિજ, અગ્નિઓ, દેવતા, યજમાન, યજ્ઞ અને ધર્મ એ સઘળાં જે ભગવાનમય છે, તે સાક્ષાત્ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ ભગવાનને મનુષ્ય માની, એ દુર્બુદ્ધિવાળા અને અમે મોટા છીએ એમ અભિમાન ધરાવનારા બ્રાહ્મણોએ તેમની માગણીને માન આપ્યું નહીં.[१०-११] હે રાજા ! એ બ્રાહ્મણો જ્યારે હા કે ના કઈ પણ બોલ્યા નહીં, ત્યારે નિરાશ થયેલા ગોવાળીઆઓએ પાછા આવીને બળભદ્ર અને ભગવાનની પાસે તે વાત કહી સંભળાવી[१२] જગતના ઈશ્વર ભગવાને તે વાત સાંભળી હસીને 'કામ કાઢવુ હોય તેઓએ થાકી જવુ નહી અને માગવા જનારનુ અપમાન થયા વગર રહેજ નહી' ઈત્યાદિક લોકની રીતિ દેખાડતાં ગોવાળીઆઓને ફરીવાર કહ્યું કે-'ત્યારે હવે તેઓની સ્ત્રીઓ પાસે બળભદ્રસહિત મારા આવવાનુ જણાવો કેવળ દેહથી ઘરમાં રહેતી પણ સ્નેહ ભરેલી બુદ્ધિથી મારામાં રહેનારી તે સ્ત્રીઓ તમને સારીપેઠે અન્ન આપશે[१३-१४] પછી ગોવાળીઆઓએ બ્રાહ્મણોની સ્ત્રીઓની શાળામાં જઇ ત્યાં બેઠેલી અને સારી પેઠે શણગારેલી બ્રાહ્મણીઓને જોઇ પ્રણામ કરી નમ્રતાથી બોલ્યા કે-'હે બ્રાહ્મણીઓ ! તમોને નમન કરીએ છીએ. અમારી વાત સાંભળો. અહીંથી થોડેક છેટે આવેલા શ્રીકૃષ્ણે અમને અહીં મોકલ્યા છે.[१५-१६] ગાયો ચારતા ભગવાન, ગોવાળીઆઓ અને બળભદ્ર સહિત વ્રજથી દૂર આવ્યાછે અને પોતાના અનુચરો સહિત ભૂખ્યા થયાછે, માટે તેમને માટે અન્ન આપો.'[१७] ભગવાનની કથાઓથી મન હરાતાં નિરંતર તેમના દર્શનને માટે ઉત્કંઠા ધરાવનારી તે સ્ત્રીઓ ભગવાનને પાસે આવ્યા સાંભળી ત્યાં જવાને સારૂ બહુજ સંભ્રમ કરવા લાગી[१८] ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય, એમ ચાર પ્રકારનું અન્ન પાત્રોમાં લઇને તેઓ સઘળી પોતાને પ્રિય ભગવાનની પાસે ચાલી. લાંબા દિવસના શ્રવણને લીધે જેઓનુ ચિત્ત ઉત્તમશ્લોક ભગવાનમાંજ લાગી રહ્યુ હતુ એવી તે સ્ત્રીઓને તેઓના પતિ, ભાઈઓ, બંધુઓ અને પુત્રો રોકવા લાગ્યા, તોપણ તેઓને નહી ગણકારીને, નદીઓ જેમ કોઈ સ્થળમાં નહી રોકાતાં સમુદ્રની પાસેજ જાય તેમ તે સઘળી ભગવાનની પાસે ગઈ.[१९-२०] આસોપાલવનાં નવીન પલ્લવોથી શોભી રહેલા યમુનાજીના ઉપવનમાં બળભદ્ર સહિત અને ગોવાળીઆઓથી વીંટાએલા ભગવાનને તે બ્રાહ્મણીઓએ દીઠા[२१] ભગવાને સુવર્ણ જેવાં પીળાં વસ્ત્ર પેહેર્યાં હતાં. વર્ણ શ્યામ હતો વનનાં ફૂલ, મોરપીંછ, ધાતુ અને કુંપળિયાંઓથી નટના જેવો વેષ લાગતો હતો, એક હાથ પોતાના મિત્રના ખભા ઉપર ધર્યો હતો અને બીજા હાથથી કમળ હલાવતા હતા, કાનમાં ફૂલ ખોશ્યાં હતાં, કેશ મોઢા ઉપર આવ્યા હતા અને મંદ મંદ હસતા હતા[२२] કાનને કૃતાર્થ કરનારા બહુજ પ્રિય ગુણો ઘણીવાર સાંભળવાને લીધે પોતાનાં મન જેમાં લાગી રહ્યાં હતાં તે ભગવાનને નેત્રરૂપ દ્વારથી પોતાના હૃદયમાં પેસાડીને ઘણીવાર સુધી આલિંગન કરી તે સ્ત્રીઓએ, જેમ અહંવૃત્તિના સાક્ષી પ્રાજ્ઞને મળીને સઘળા તાપ છોડી દે તેમ તાપ છોડી દીધા.[२३] સર્વની બુદ્ધિઓના સાક્ષી ભગવાન્, તે સ્ત્રીઓને સઘળી

* અમે દીક્ષિત હોવાને લીધે અમારૂ અન્ન કોઇનાથી ખવાય નહી એમ તેઓ બોલશે એવી શંકાથી ગોવાળીઆઓ પેહેલાથીજ બંધવાળેછે

આશાઓ છોડી દઇને પોતાનાં દર્શનની ઇચ્છાથીજ આવેલી જાણતાં છતાં પણ હસીને બોલ્યા કે-'હે ભાગ્યશાળી બ્રાહ્મણીઓ! તમે ભલે આવી. બેસો, અમે તમારૂં શું કામ કરીએ? કોઇ પણ પ્રતિબંધને નહી ગણતાં મને જોવાને માટે તમે આવી એ તમને ઘટે છે.[૨૪-૨૫] કુશળ અને પોતાના પુરૂષાર્થ ઉપર લક્ષ રાખનારા લોકો, હું કે જે આત્મા અને પ્રિય છું તેમાં સાક્ષાત્ નિષ્કામ અને ભેદ રહિત ભક્તિ યથાર્થ રીતે રાખેછે[૨૬]પ્રાણ, બુદ્ધિ, મન, સંબંધી, દેહ, સ્ત્રી, પુરૂષ અને ધનાદિક પદાર્થો જે આત્માના સંબંધનેલીધેજ પ્રિય લાગેછે તે આત્માથી વધારે પ્રિય બીજો કોણ છે? [૨૭]તમે મારા દર્શનથીજ કૃતાર્થ થઇછો, તોપણ યજ્ઞના સ્થાનકમાં જાઓ, કેમકે તમે જશો ત્યારેજ ગૃહસ્થાશ્રમવાળા તમારા પતિ બ્રાહ્મણો પોતાના યજ્ઞને પૂરો કરી શકશે'[૨૮]

બ્રાહ્મણીઓ કહેછે-હે પ્રભુ! આપે આવુ કઠણ વચન નહી કહેવું જોઇએ. 'મારો ભક્ત કોઇ રીતે દુખી નજ થાય' એવી જે આપની પ્રતિજ્ઞા છે તેને અથવા 'ભગવાનને પામેલો પાછો ફરેજ નહી, એવું વેદમાં કહ્યુંછે તેને આપ સત્ય કરો. અમો સઘળા બંધુઓનુ ઉલ્લંઘન કરીને આપે ચરણારવિંદથી ફગાવી નાંખેલી તુલસીની માળાને કેશથી ધારણ કરવા સારૂ (દાસી થવાસારૂ) આવેલી છીએ.[૨૯]પતિ, માબાપ, દીકરા, ભાઈઓ, બંધુઓ અને સ્નેહીઓ પણ હવે અમારૂં ગ્રહણ કરશે નહીં, ત્યારે બીજાઓ તો કેમજ ગ્રહણ કરે? તેમજ હે પ્રભુ! અમે કે જેઓ આપનાં ચરણની આગળ પડેલી છીએ તેઓની સ્વર્ગાદિક કોઇ બીજી ગતિ પણ નહીંજ થવી જોઇએ, માટે અમોને આપ પોતાની દાસીજ કરો.[૩૦]

ભગવાન કહેછે-હવે મારી આજ્ઞાનેલીધે પતિ, માબાપ, ભાઇઓ અને પુત્ર આદિ કોઇ પણ તમારો દોષ નહીં ગણે. (દેવતાઓને પ્રત્યક્ષ દેખાડીને કહેછે) જુઓ, આ દેવતાઓ પણ તમોને સંમતિ આપેછે[૩૧] મનુષ્યોને* પરસ્પર અંગનો સંગ કાંઇ પ્રીતિ કે સ્નેહની વૃદ્ધિને માટે સાધનરૂપ હોતો નથી માટે મારામાં મન રાખવાથીજ થોડા કાળમાં મને પામશો.[૩૨]

શુકદેવજી કહેછે-એ પ્રમાણે ભગવાનનાં વચન સાંભળી તે મુનિઓની સ્ત્રીઓ પાછી યજ્ઞના સ્થાનકમાં ગઇ, અને તેઓના પતિઓએ પણ તેઓના ઉપર દોષદૃષ્ટિ નહી લાવતાં તેઓની સાથે રહી પોતાનો યજ્ઞ પૂરો કર્યો[૩૩]એ સઘળી સ્ત્રીઓ ભગવાનની પાસે જતી હતી તે સમયે એક સ્ત્રીને તેના પતિએ રોકી રાખી હતી. તે સ્ત્રીએ પોતાના સાંભળ્યા પ્રમાણે ભગવાનનુ હૃદયથી આલિંગન કરી કર્મથી બંધાએલો દેહ છોડી દીધો અને ચૈતન્યરૂપથી ભગવાનને પામી ગઇ[૩૪]ગોવિંદ ભગવાન પણ ચાર પ્રકારના તેજ અન્નથી ગોવાળીઆઓને જમાડી પોતે પણ જમ્યા.[૩૫]એ પ્રમાણે લીલાથી મનુષ્યરૂપ થયેલા, મનુષ્યોની રીતિનુ અનુકરણ કરતા અને રૂપ, વાણી તથા કામોથી ગાયો, ગોવાળીઆ અને ગોપીઓને રમાડતા ભગવાન ક્રીડા કરતા હતા. [૩૬]પછી 'મનુષ્યોનુ અનુકરણ કરતા અને જગતના ઇશ્વર શ્રીકૃષ્ણ અને બળભદ્રની માગણીને માન આપ્યુ નહી' એ વાતને સંભારી પોતાને અપરાધી ગણતા તે બ્રાહ્મણો પસ્તાવા લાગ્યા[૩૭] ભગવાન શ્રીકૃષ્ણમાં સ્ત્રીઓની અલૌકિક ભક્તિ જોઇને પસ્તાએલા બ્રાહ્મણો ભક્તિ વિનાના પોતાના આત્માને ધિક્કારવા લાગ્યા.[૩૮]'આપણે કે જેઓ ભગવાનથી વિમુખ છીએ, તેઓના ત્રણ× પ્રકારના જન્મને, બ્રહ્મચર્યને, ઘણું જાણનારપણાને, કુળને, ક્રિયાઓને અને ચાતુરીને ધિક્કાર છે[૩૯]ભગવાનની માયા યોગીઓને પણ મોહ કરનારીછે, કેમકે આપણે મનુષ્યોના ઉપદેશક છતાં પણ સ્વાર્થમાં ભૂલી ગયાછીએ[૪૦]અહો!

* તોપણ 'અમે તમારો ત્યાગ કરી શકતી નથી' એમ સ્ત્રીઓ કહે તો તેનો પેહેલાથીજ બંધવાળેછે

× શુદ્ધ માતાપિતાથી, ગાયત્રીનો ઉપદેશ લેવાથી અને યજ્ઞની દીક્ષા લેવાથી અનુક્રમે શૌક્લ, સાવિત્ર અને દૈક્ષ એવા નામના ત્રણ જન્મ થાયછે.

સ્ત્રીઓને પણ જગતના ગુરૂ ભગવાનમાં કેવો અપાર ભાવ છે ! કે જે ભાવે ઘર નામના મૃત્યુના પાશ કાપી નાંખ્યા [41] આ સ્ત્રીઓને ઉપનયસંસ્કાર, ગુરૂને ઘેર નિવાસ, તપ, આત્મવિચાર, પવિત્રતા કે શુભ ક્રિયાઓ એમાંનુ કાંઈ પણ થયું નથી, તે છતાં યોગેશ્વરોના ઈશ્વર અને મોટી કીર્તિવાળા ભગવાનમાં દૃઢભક્તિ ઉત્પન્નથઈ છે, અને આપણને સંસ્કારાદિક થયા છતાં પણ ભક્તિ ઉત્પન્ન થઈ નથી ! ! [42-43] અહો ! આપણે કે જેઓ સ્વાર્થમાં મૂઢ અને ઘરના કામ કાજને લીધે પ્રમત્ત છીએ તેઓને ગોવાળીઆઓના વચનોથી ભગવાને પોતાનું સ્મરણજ આપ્યું [44] નહીતર, પૂર્ણકામ અને મોક્ષાદિક પુરૂષાર્થોના સ્વામી ભગવાનને આપણે કે જેઓ પામર છીએ તેઓનુ શું પ્રયોજન હોય ? એ તો ઈશ્વરે મનુષ્ય લોકની ચેષ્ટા કરી. [45] વારંવાર જેના ચરણસ્પર્શની આશાથી લક્ષ્મી પણ બીજાઓનો ત્યાગ કરી તથા પોતાના ચંચળપણા આદિ દોષ છોડી દઇને જેને ભજેછે, તે ભગવાન બીજાની પાસે માગણી કરે એ તો કેવળ લોકોને ભૂલાવનાર છે. [46] દેશ, કાળ, નોખનોખા પદાર્થો, મંત્ર, તંત્ર, ઋત્વિજ, અગ્નિઓ, દેવતા, યજમાન, યજ્ઞ, અને ધર્મ એ સઘળાં જે રૂપ છે તે સાક્ષાત્ યોગેશ્વરોના ઇશ્વર વિષ્ણુ યાદવોમાં જન્મ્યાછે એમ આપણે સાંભળ્યુ છે, તોપણ આપણે મૂઢપણાથી ચેત્યા નહી [47-48] અહો ! આપણે બહુજ ભાગ્યશાળી છીએ કે જેઓના ઘરમાં તેવી સ્ત્રીઓ છે એ સ્ત્રીઓની ભક્તિથી આપણી બુદ્ધિપણ ભગવાનમાં નિશ્ચળ થઇછે ' અમે જેની માયાથી મોહ પામીને કર્મોના માર્ગોમાં ભમ્યા કરીએ છીએ, તે અખંડજ્ઞાનવાળા આપ શ્રીકૃષ્ણને પ્રણામ કરીએ છીએ [50] પોતાની માયાએ મોહ પમાડેલા અને પ્રભાવને નહી જાણનારા આપણ લોકોના અપરાધની તે આદિપુરૂષ ભગવાને ક્ષમા કરી જોઇએ [51] ભગવાનનુ અપમાન કરનારા તે બ્રાહ્મણોને એ પ્રમાણે પોતાના અપરાધનુ સ્મરણ આવવાથી શ્રીકૃષ્ણ અને બળભદ્રનુ દર્શન કરવાની ઈચ્છા થઇ, તોપણ કંસની બીકથી તેઓ ગયા નહીં. [52]

इति स्वाघमनुस्मृत्य कृष्णे ते [illegible]तहेलना ।
दिदृक्षवोऽप्यच्युतयोः कंसाद्भीता [illegible] ॥५२॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ત્રેવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૪ મો.*

### ભગવાને કરાવેલો ગોવર્ધન મહોત્સવ.

॥ श्रीशुकउवाच ॥

भगवानपि तत्रैव बलदेवेन संयुतः ।
[illegible] गोपानिंद्रयागकृतोद्यमान् ॥ १ ॥

શુકદેવજી કહેછે—પછી બળભદ્રની સાથે વ્રજમાં રહેતા ભગવાને એક દિવસે ગોવાળીઆઓને ઇંદ્રનો યજ્ઞ કરવાનો ઉદ્યમ કરતા જોયા. [1] સર્વના આત્મા અને સર્વજ્ઞ ભગવાન પોતે જાણતા હતા, તોપણ તેમણે નંદાદિક વૃદ્ધ ગોવાળીઆઓને નમ્રતાથી પૂછ્યું કે–' હે પિતા ! તમે આ શી ધામધુમ કરવા લાગ્યાછો, તે મને કહો આ કોઈ યજ્ઞને માટે ધામધુમ હોય તો તે યજ્ઞમાં શું ફળ છે ? તેનો દેવતા કોણ છે ? અને કયા અધિકારીથી તથા કયા સાધનથી તે યજ્ઞ થાયછે ? હે પિતા ! હું કે જે સાંભળવાને ઈચ્છું છું તેને આ વાત કહો. તમને કોઇ મોટો મનોરથ દેખાયછે ( નંદરાય કાંઇ નબોલતાં વળી ભગવાન કહેછે.) સર્વ પદાર્થોમાં આત્મદૃષ્ટિ રાખનાર સાધુ પુરૂષોને કાંઈ પણ ગુપ્ત રાખવા યોગ્ય હોતુ નથી. [2-4] સાધુપુરૂષોને મિત્ર, ઉદાસીન કે શત્રુ હોતાજ નથી, તેથી તેઓને 'આ પોતાનો અને પારકો' એવી દૃષ્ટિ હોયજ નહીં. કદાચ ભેદદૃષ્ટિ હોય તોપણ ઉદાસીન ( જે ધણીને શત્રુ પણ ન હોય અને મિત્રપણ ન હોય તે ) ને શત્રુની પેઠે છોડી દેવો, પરંતુ જે મિત્ર હોય તે તો પોતા તુલ્યજ

---

* આ ચોવીશમા અધ્યાયમા ઘણા કારણોથી ઇંદ્રનો યજ્ઞ બંધ પડાવીને ભગવાને ગોવર્દ્ધન પર્વતનો મહોત્સવ કરાવ્યાની કથા કહેવાશે. ભૂમિના દેવો ('બ્રાહ્મણો')નો ગર્વ ઉતારી, હવે સ્વર્ગના દેવોમાં પણ ઇંદ્રનો ગર્વ ઉતારવાસારૂ ઇંદ્રનો યજ્ઞ બંધ રખાવેછે.

છે, તેથી તેને વિચારમાં સાથે લેવોજ જોઈએ.[૫] (સ્નેહીઓની સાથે વિચાર કરી સમજીનેજ કામ કરવું જોઇએ પણ ગાડરિયા પ્રવાહની પેઠે નહી કરવું જોઇએ.) માણસો સમજીને અને સમજ્યા વગર પણ કર્મ કરેછે. તેઓમાં સમજીને કરનારને જેવી કર્મની સિદ્ધિ થાયછે તેવી સમજ્યાવગર કરનારને થતી નથી.[૬] પ્રથમ તો તમે આ જે ક્રિયા કરવાનું ધારોછો તે શાસ્ત્રની રીતથી પ્રાપ્તછે કે લોકની રીતથી પ્રાપ્તછે? આ વાત હું પૂછું છું, તો તેનો યુક્તિસહિત ઉત્તર મને મળવો જોઇએ.[૭]

નંદરાય કહેછે—ઇંદ્ર મહારાજ મેઘરૂપછે, કેમકે મેઘ એ તેમની પ્રિય મૂર્તિઓછે, એ મેઘ પ્રાણીઓને તૃપ્તિ અને જીવન આપનાર જળને વરસેછે, માટે તે મેઘોના સ્વામી અને મહાસમર્થ ઇંદ્ર મહારાજનું અમે તથા બીજા માણસો પણ વૃષ્ટિના જળથી સિદ્ધ થયેલા પદાર્થોવડે પૂજન કરીએ છીએ, અને પૂજન કરતાં જે વધેછે તેથી ધર્મ, અર્થ અને કામની સિદ્ધિને માટે પોતાની આજીવિકા કલ્પેછે. એકલા ખેડ આદિ પુરૂષાર્થોથી કાંઇ થતું નથી, કેમકે પુરૂષોના પુરૂષાર્થોનું ફળ આપનાર મેઘજછે.[૮-૧૦] આ પ્રમાણે આ ધર્મ લોકોની જુની પરંપરાથી ચાલ્યો આવેછે, તેને કામથી, લોભથી, ભયથી કે દ્વેષથી જે માણસ છોડી દે તેનું કલ્યાણ થાય નહી.[૧૧]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે નંદરાયનું અને બીજા ગોવાળીઆઓનું વચન સાંભળીશ્રીકૃષ્ણભગવાને, માત્ર ઇંદ્રને ક્રોધ ચઢાવી તેનો ગર્વ ઉતારવા સારૂ પોતાના પિતા નંદરાયને આ પ્રમાણેકહ્યું.[૧૨]

શ્રીભગવાનકહેછે—જીવપોતાનાંકર્મથીજ જન્મે છે, કર્મથીજ મરેછેઅને સુખ,દુઃખ ભયતથા કલ્યાણને પણ કર્મથીજપામેછે, માટેદેવતાઓકર્મનાંફળ આપેછે એમ માનવું યોગ્ય નથી.[૧૩] પૂર્વમીમાંસાની રીતિપ્રમાણે કર્મજ પરબારાં ફળ આપે છે એમ નિશ્ચય છે, તો તેમાં દેવતાઓને વચ્ચે ઘાલવાની કશી અગત્ય નથી પણ કેટલાએકના માનવા પ્રમાણે કોઈ ઇશ્વર, જીવોએ કરેલાં કર્મોનાં ફળ આપેછે એમ ઘડીભર સ્વીકારીએ, તોપણ ઈશ્વર કર્મોને પરતંત્ર થશે; કેમકે કર્મ કરનારને તેણે જેવું કર્મ કર્યું હશે તેવું ફળ તે આપી શકે, પણ કર્મ નહી કરે તેને તે કશું ફળ આપી શકવાનો નથી.[૧૪] આ ઉપરથી પોતાની મેળેજ સિદ્ધ થાય છે કે ફળની સિદ્ધિ તો કર્માધીન છે, માટે કર્મને પરતંત્ર રહેવાનેલીધે બકરીના ગળાના આંચળ જેવા વ્યર્થ ઈશ્વરનું કશું કામ નથી. અહી ઇંદ્ર કે જે પોતપોતાનાં કર્મોને અનુસરનારા પ્રાણીઓનાં, પૂર્વજન્મના સંસ્કારેજ કરાવેલાં કર્મને ફેરવી નાંખવાને અસમર્થછે, તેનું શું કામછે?[૧૫] લોકો પોતાના પૂર્વસંસ્કારને આધીન હોવાથી પૂર્વસંસ્કારનેજ અનુસરે છે, અને દેવ, અસુર તથા મનુષ્યોસહિત આ સઘળું જગત્ પૂર્વસંસ્કારમાંજ રહેલું છે, માટે કર્મની પ્રવૃત્તિ સંસ્કારાધીન છે, તો તે પ્રવૃત્તિમાં અંતર્યામી (ઇશ્વર)ની પણ કશી અપેક્ષા નથી.[૧૬] પૂર્વસંસ્કાર પ્રમાણે થતું કર્મજ સર્વનું કારણ છે માટે કર્મનેજ પૂજવું જોઇએ. જીવ કર્મથીજ ઊંચાનીચા દેહ પામીને પાછા કર્મથીજ તેઓને છોડી દેછે. કર્મજ શત્રુ, મિત્ર, ઉદાસીન, ગુરૂ અને ઈશ્વર છે, માટે પૂર્વસંસ્કારને આધીન રહીને કર્મ કરનારાઓનાં નામ લઇને પદાર્થો હોમવા એજ કર્મ છે માટે દેવતાઓ વિના કર્મની સિદ્ધિ કેમ થશે? એમ તમારા મનમાં હોય તોપણ તે દેવતાઓ કર્મના અંગભૂત ઠરેછે, પણ મુખ્ય તો કોઈ રીતે ઠરતા નથી ઈશ્વરને કર્મનાં ફળ આપનાર સમજવામાં પણ ઉપર પ્રમાણે તેને કર્મમાં અંગપણું આવેછે વાસ્તવિક* વિચાર કરો તો જેથી જેની આજીવિકા અનાયાસે ચાલે તેજ તેનો દેવતા કહેવાય.[૧૭-૧૮] જેમ છીનાળ સ્ત્રી જાર પુરૂષને સેવવાથી કલ્યાણને પામે નહી તેમ જે માણસ એકેઆપેલીઆજીવિકાખાઇનેબીજાનું સેવનકરેતે માણસપણતેનેસેવવાથીસુખપામેજનહી.[૧૯] બ્રાહ્મણે વેદાધ્યયનાદિકથી, ક્ષત્રિયે પૃથ્વીની રક્ષાથી, વૈશ્યે વાર્તાથી અને શૂદ્રે દ્વીજલોકોની સેવાથી વર્તવું જોઇએ.[૨૦] ઉપર જે વાર્તા નામની આ-

* હવે હેતુવાદનો આધાર લઇને પર્વત અને ગાયો આદિરૂપ બીજા દેવતાઓનેજ સિદ્ધ કરેછે.

જીવિકા કહી, તેના ખેડ, વેપાર, ગાયોનું રક્ષણ અને વ્યાજ લેવુ એ ચાર પ્રકાર છે, તેઓમાં આપણી આજીવિકા ગાયોના રક્ષણથી નિરંતર ચાલેછે[21] આપણી આજીવિકા ગાયોથી ચાલે છે, પણ 'ગાયોની આજીવિકા ઈંદ્રને આધીન છે' એમ પણ સમજવુ નહી, કેમકે સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણ જગતની સ્થિતિ, ઉત્પત્તિ અને પ્રલયના કારણરૂપ છે અનેક પ્રકારવાળુ જગત રજોગુણથી થયેલા સ્ત્રીપુરૂષના સંયોગથી ઉત્પન્ન થાયછે[22] વાદળાં રજોગુણની પ્રેરણાથીજ સર્વ સ્થળમાં પાણી વરસાવેછે જો ઈંદ્ર વરસાવતો હોય તો સમુદ્ર, શિલા અને ખારી ધરતી આદિમાં તે સમજુના હાથથી મફતની વૃષ્ટિ નહી થવી જોઈએ આથી સિદ્ધ થાયછે કે સઘળી પ્રજા મેઘથીજ જીવેછે, તેમાં ઈંદ્રનુ કશુ કામ નથી.[23] આપણને યોગક્ષેમને માટે પણ ઈંદ્રાદિક દેવતાઓની અપેક્ષા નથી, કેમકે આપણને દેશ, નગર, ગામડાં કે ઘર કાંઇ પણ નથી આપણે તો વગડાઉ માણસ છીએ, અને નિરંતર વન તથા પર્વતોમાંજ રહીએ છીએ, માટે આપણુ યોગક્ષેમ કરનારા દેવ તો વન અને પર્વતોજ છે ( નવો ધર્મ ચલાવવો હોય તે બ્રાહ્મણોની સહાયતા વિના ચલાવી શકાય નહીં, માટે બ્રાહ્મણોને પણ પોતાના પક્ષમાં લેતાં પોતાના સિદ્ધાંત કહેછે. ) એટલા માટે ગાયો, બ્રાહ્મણો અને પર્વતોનો યજ્ઞ આરંભો. ઈંદ્રના યજ્ઞને માટે જે જે સામાન ભેળા કર્યાછે તે સામાનોથી આ યજ્ઞને સિદ્ધ કરો.[24-25] દૂધપાકથી તે દાળ સુધી અનેક પ્રકારની રસોઈ રંધાવો, લાપશી, માલપુવા અને જલેબી કરાવો દૂધ, દહી આદિ સઘળા દોહોવાથી થયેલા પદાર્થોને પણ એકઠા કરો[26] ( યજ્ઞની શોભાને માટે અને શ્રદ્ધા ઉત્પન્ન કરવાને સારૂ કહેછે ) વેદીઆ બ્રાહ્મણો પાસે અગ્નિઓમાં સારી રીતે હોમ કરાવજો, અને તે બ્રાહ્મણોને ઘણા પ્રકારનુ અન્ન, ગાયો તથા દક્ષિણા દેજો[27] કૂતરાં, ચાંડાળ અને પતિત પર્યંત બીજા પ્રાણીઓને પણ યથાયોગ્ય રીતે અન્ન આપતાં ગાયોને ખડ આપીને પર્વતને બલિદાન દેવું.[28] શણગારી, જમી, ચંદનાદિકનાં લેપન કરી તથા સારાં સારાં વસ્ત્ર પેહેરી ગાયો, બ્રાહ્મણો, અગ્નિઓ અને પર્વતને પ્રદક્ષિણા કરવી.[29] હે પિતા! આ પ્રમાણે મારો મત છે તે જો તમને રૂચે તે કરો (માથુ હલાવી સર્વની સંમતિ મેળવવા સારૂ કહેછે.) ગાયો, બ્રાહ્મણો, પર્વત અને હું એમ મોને આ યજ્ઞ કરવો ઠીક લાગેછે.[30]

શુકદેવજી કહેછે—ઈંદ્રના ગર્વને તોડવાને ઇચ્છતા કાળરૂપી ભગવાનનુ તે વચન સાંભળી નંદ આદિ ગોવાળીઆઓએ 'સારૂ સારૂ' એમ કહી તેનો સ્વીકાર કર્યો.[31] જે પ્રમાણે ભગવાને કહ્યુ તે પ્રમાણે તેઓએ સઘળુ કર્યું; સ્વસ્તિવાચન કરાવી, ઈંદ્રના યજ્ઞના પદાર્થોથી પર્વત અને બ્રાહ્મણોને બળિદાન આપી, ગાયોને આદરપૂર્વક ખડ ખવરાવી તથા ગાયોનાં ધણને આગળ કરી સઘળાઓએ ગોવર્દ્ધન પર્વતને પ્રદક્ષિણા કરી.[32-33] ભગવાનનાં પરાક્રમોનું ગાયન કરતી ગોપીઓ અને ગોવાળીઆઓએ બળદનાં ગાડાંઓ ઉપર બેશીને પ્રદક્ષિણા કરી તથા બ્રાહ્મણોના આશિર્વાદ લીધા[34] ગોવાળીઆઓને વિશ્વાસ બેસાડે એવુ બીજુ મોટું રૂપ ધરી 'હું પર્વત છુ' એમ બોલતા ભગવાન ઘણુ બળિદાન ખાઈ ગયા.[35] વ્રજના લોકોની સાથે પોતે શ્રીકૃષ્ણ ભગવાન પણ 'અહો! જુઓ આ પર્વતે દેહ ધરીને આપણાપર અનુગ્રહ કર્યો આ પર્વત પોતાનુ અપમાન કરનારા વનવાસીઓને યથેષ્ટરૂપ (સર્પાદિકરૂપ) થી મારી નાંખેછે, માટે આપણા અને ગાયોના કલ્યાણને માટે આને આપણે પ્રણામ કરીએ' એમ બોલતા બોલતા તે પોતાના બીજારૂપને પગે લાગ્યા[36-37] ભગવાને પ્રેરેલા તે ગોવાળીઆઓ એ પ્રમાણે પર્વત, ગાયો અને બ્રાહ્મણોના યજ્ઞને યથાર્થ રીતે સંપૂર્ણ કરી ભગવાનની સાથે વ્રજમાં ગયા *[38]

* કર્મજ ફળ આપવામાં સમર્થ છે, ઇશ્વર કર્મને પરતંત્ર છે, પૂર્વ સંસ્કારજ કર્મ કરાવેછે, દેવતાઓ અને ઈશ્વર કર્મના અંગભૂત છે પણ મુખ્ય નથી, પર્વત

इत्यद्रिगोद्विजमखं वासुदेवप्रचोदिताः ।
यथाविधाय ते गोपाः सहकृष्णा व्रजंययुः ॥३८॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમ સ્કંધનો ચોવીશમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૨૫ મો.*

### શ્રીકૃષ્ણે ગોવર્ધન ઉપાડીને વૃષ્ટિથી ગોકુળની રક્ષા કરી

श्रीशुक उवाच.

इंद्रस्तदात्मनः पूजां विज्ञाय विहतां नृप ।
गोपेभ्यः कृष्णनाथेभ्यो नंदादिभ्यश्चुकोप सः ॥१॥

શુકદેવજી કહેછે—હે રાજા! તે સમયમાં ઇન્દ્રે પોતાની પૂજાનો ભંગ થયો જાણી નંદાદિક ગોવાળીઆઓ કે જેઓના સ્વામી શ્રીકૃષ્ણજ છે તેઓના ઉપર કોપ કર્યો.[1] કોપ પામેલા ઇન્દ્રે પ્રલય કરનારા મેઘના સાંવર્ત્તક નામના ગણને વ્રજ ઉપર વરસવાની આજ્ઞા કરી, અને 'હુંજ ઈશ્વર છું' એવા અભિમાનથી કહ્યું કે—'અહો! વગડામાં રહેનારા ગોવાળીઆઓ કે જેઓએ મરીજનારા કૃષ્ણનો આશ્રય લઇ દેવનું અપમાન કર્યું તેઓને લક્ષ્મીનું કેવું અભિમાન આવ્યું છે, તે જુઓ.[2-3] બ્રહ્મવિદ્યાનો ત્યાગ કરી માત્ર નામના વહાણ જેવા, અદૃઢ અને ક્રિયાથી થાય એવા યજ્ઞોથી જેમ સંસારસમુદ્રને તરી જવાની ઇચ્છા કરે, તેમ કૃષ્ણ કે જે બહુ બકનાર, બાળક, પોતાને પંડિત માનનાર, નમ્રતા વગરનો અને મનુષ્ય છે તેનો આશ્રય લઇ ગોવાળીઆઓએ મારૂં અપ્રિય કર્યું છે[4-5] લક્ષ્મીથી છકેલા અને કૃષ્ણે બહેકાવેલા એ ગોવાળીઆઓની લક્ષ્મીના મદથી થયેલી અકડાઇને તોડી નાખો અને પશુઓનો ક્ષય કરી નાંખો.[6] હું પણ ઐરાવત હાથી ઉપર બેશી મોટા બળવાળા દેવતાઓના સૈન્યોની સાથે તમારી પછવાડેજ નંદના વ્રજનો નાશ કરવામાટે વ્રજમાં આવું છું'[7]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે ઇંદ્રે આજ્ઞા કરતાં બંધનમાંથી છોડેલા (મેઘોનો પ્રલયમાંજ ઉપયોગ હોવાથી પ્રલયકાળ આવતાં સુધી તેઓને બાંધી રાખ્યા હતા તે આ પ્રસંગમાં છોડયા) મેઘ ભારે બળથી ધારાઓ નાંખી નંદરાયના ગોકુળને પીડવા લાગ્યા.[8] વીજળીઓ ઝબકવા લાગી કડાકાઓ અને ગર્જના થવા લાગી, તીવ્ર પવનોના ઝપાટાથી કરા પડવા લાગ્યા.[9] વાદળાં વારવાર આડસર જેવી જાડી ધારાઓ મૂકવા માંડતાં જળના સમૂહથી ઢંકાવા માંડેલી પૃથ્વી ઉંચી કે નીચી દેખાતી ન હતી.[10] અત્યંત વરસાદ અને પવનથી ધ્રુજતાં અને ટાઢથી પીડાએલાં પશુ, ગોવાળીઆ અને ગોપીઓ ભગવાનને શરણે ગયાં[11] વરસાદથી પીડાયેલાં અને ધ્રુજતાં એ લોકો પોતાનાં માથાં અને છોકરાંઓને પોતાની કાયાથી ઢાંકીને ભગવાનનાં ચરણની પાસે આવ્યાં અને કહ્યું કે—'હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે મોટા ભાગ્યશાળી! હે પ્રભુ! હે ભક્તવત્સલ! આપે કોપ પામેલા ઇંદ્રથી અમારી રક્ષા કરવી જોઇએ.[12-13] ભગવાન પોતાના ગોકુળને પહાણા જેવા વરસાદથી પીડા પામતું અને મરણતોલ થયેલું જોઇને 'એ કામ કોપ પામેલા ઇંદ્રે કર્યું છે' એમ જાણી ગયા.[14] 'અમે યજ્ઞનો ભંગ કરતાં અમારો નાશ કરવાને માટે ઇંદ્ર આ ઋતુ વગર ઘણા પવનવાળી કરાની વૃષ્ટિ કરેછે, તો આ પ્રસંગમાં મારા યોગબળથી હું સારી રીતે ઉપાય કરીશ અને મૂઢપણાથી લોકપાળપણાનું અભિમાન રાખનાર દેવતાઓના લક્ષ્મીના મદરૂપી અંધારાને હરી લઇશ[15-16] સત્વગુણવાળા દેવતાઓને સમર્થપણાનું અભિમાન ન થવું જોઇએ, પણ થયું છે માટે તે દુષ્ટ લોકોને માનભંગ કરીશ તોજ તેઓપર અનુગ્રહ થશે.[17]

---

અને ગાયો આદિજ દેવતા છે, અને ગુણોજ ઉત્પત્તિ સ્થિતિ તથા પ્રલયના કર્તા છે, એ છ મત શ્રીકૃષ્ણે કેવળ દેવતાઓને ક્ષોભ ઉપજાવવાને સારૂ કહ્યાછે, પણ શ્રીકૃષ્ણને ઇષ્ટ નથી એમ સમજવું કેમકે તેઓ વાસ્તવિક રીતે શાસ્ત્રવિરૂદ્ધ છે

* આ પચીશમા અધ્યાયમાં વ્રજનો નાશ કરવાને માટે ઇંદ્રે વૃષ્ટિ કરતાં ભગવાને ગોવર્દ્ધન ઉપાડીને વરસાદથી ગોકુળની રક્ષા કરી, એ કથા કહેવાશે § ઇંદ્રની વાણી નિંદામાં જોડાએલી છતાં પણ ભગવાનના મહિમાને લીધે તેમની સ્તુતિ કરેછે એવા અભિપ્રાયથી શ્રીધરસ્વામીએ ટીકામાં ઇંદ્રના વચનને સ્તુતિપર પણ દર્શાવ્યાં છે.

એટલા માટે ગોકુળ કે જેનો સ્વામી હું જ છું, મે ગ્રહણ કર્યું છે અને મારેજ શરણે છે, તેની મારા યોગબળથી હું રક્ષા કરીશ, શરણાગતનું રક્ષણ કરવું એ મારો નિયમજ છે.[૧૮]એમ કહીને બાળક જેમ મીંદડાની બળીને ઉખેડીને હાથમાં લે તેમ ભગવાને લીલાથી એક હાથવડે ગોવર્દ્ધન પર્વતને ઉખેડી લઈને ધરી લીધો.[૧૯]પછી ભગવાને કહ્યું કે–"હે મા! હે પિતા! હે વ્રજવાસીઓ! તમે ગાયોનાં ધણ સહિત સુખેથી આ પર્વતના ખાડામાં પ્રવેશ કરો.[૨૦]અહીં મારા હાથમાંથી પર્વત પડીજવાની બીક રાખશો નહી. પવન અને વરસાદની બીક મટી ગઈ સમજો. આપણે આ સારૂં રક્ષણ કર્યુંછે.[૨૧]એ પ્રમાણે ભગવાને કરેલી આશ્વાસનાથી ધૈર્ય આવતાં ગાડાં, ધણ અને અનુજીવીઓ સહિત સઘળા ગોવાળિઆઓ પર્વતના ખાડામાં અવકાશ પ્રમાણે પેઠા.[૨૨]ભુખ તરશની પીડા અને સુખની અપેક્ષા છોડી દઈને તે વ્રજવાસીઓ જેમની સામુ જોયા કરતાં હતાં, એવા ભગવાન સાત દિવસ સુધી પર્વત ધરી રહ્યા અને એક પગલુ પણ ખસ્યા નહી.[૨૩]એ ભગવાનનું યોગબળ જોઇને બહુજ વિસ્મય પામેલા, ગર્વરહિત થયેલા અને જેનો સંકલ્પ ભાંગી પડયો એવા ઈંદ્રે પોતાના મેઘને વાર્યા.[૨૪] ગોવર્દ્ધનને ધારણકરનાર ભગવાન આકાશને વાદળાં વગરનું તથા સૂર્યના પ્રકાશવાળુ જોઇને અને દારૂણ પવન તથા વૃષ્ટિને શાંત થયેલી જોઇને બોલ્યા કે–"હે ગોવાળીઆઓ! સ્રીઓ, ધણ અને બાળકો સહિત બહાર નીકળો, ત્રાસ છોડી દો. વાયુ અને વરસાદ શાંત થઈ ગયાં અને નદીઓનાં પૂર ઘણાં ખરાં ઉતરી ગયાંછે [૨૫-૨૬] પછી ગોવાળીઆઓ, સ્રીઓ, બાળકો અને વૃદ્ધો પોતપોતાની ગાયોનાં ધણ લઇને તથા સરસામાન ગાડાંઓ ઉપર ભરીને ધીરે ધીરે બહાર નીકળ્યાં [૨૭] પ્રભુ શ્રીકૃષ્ણ ભગવાને પણ સર્વ પ્રાણીઓ જોઇ રહ્યા એવી રીતે લીલાથી એ પર્વતને પ્રથમની પેઠે તેને ઠેકાણે રાખ્યો [૨૮] પ્રેમના વેગથી પૂર્ણ થયેલા વ્રજવાસીઓ યથાયોગ્ય રીતે આલિંગનાદિક કરીને ભગવાનને મળ્યા, અને ગોપીઓએ સ્નેહ સહિત આનંદથી દહીં, અક્ષત તથા જળવડે ભગવાનની પૂજા કરી તથા ઉત્તમ આશિર્વાદ આપ્યા.[૨૯] યશોદા, રોહિણી, નંદરાય અને બળવાળાઓમાં શ્રેષ્ઠ બળભદ્ર, એઓએ સ્નેહથી પરવશ થઈને ભગવાનનું આલિંગન કરી આશિર્વાદ આપ્યા [૩૦] હે રાજા! આકાશમાં દેવતાઓના ગણ, સાધ્ય, સિદ્ધ, ગંધર્વ અને ચારણો રાજી થઇને સ્તુતિ કરવા તથા પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા.[૩૧] સ્વર્ગમાં દેવતાઓની આજ્ઞાથી શંખ અને દુંદુભી વાગવા લાગ્યાં. તુંબરૂ આદિ મોટા મોટા ગંધર્વો ગાયન કરવા લાગ્યા.[૩૨]હે રાજા! પછી સ્નેહભરેલા ગોવાળીઆઓથી વીંટાએલા ભગવાન્ બળભદ્ર સહિત પોતાના વ્રજમાં પધાર્યા. હૃદયમાં લાગી રહેલા ભગવાનનાં તેવાં કામોનું ગાયન કરતી અને રાજી થતી ગોપીઓ પણ વ્રજમાં ગઈ.[૩૩]

ततोऽनुरक्तैः पशुभिः परिश्रितो
राजन् स्वगोष्ठं सबलो व्रजद्धरिः ।
तथाविधान्यस्य कृतानि गोपिका
गायन्त्य ईयुर्मुदिता हृदिस्पृशः ॥ ३३ ॥

ઈતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો પચીશમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૨૬ મો.*

### શ્રીકૃષ્ણે કરેલાં અદ્દ્ભુત કર્મોનું વર્ણન.

॥ श्रीशुक उवाच ॥

एवं विधानि कर्माणि गोपाः कृष्णस्य वीक्ष्य ते ।
अतद्वीर्यविदः प्रोचुः समभ्येत्य सुविस्मिताः ॥१॥

શુકદેવજી કહેછે–શ્રીકૃષ્ણનાં એવાં કામ જોઇને વિસ્મય પામેલા ગોવાળીઆઓ ભગવાનની પરમશક્તિ નહી જાણવાથી નંદરાયને મળી કહેવા લાગ્યા કે–"બાળકનાં આ કામો અત્યંત અદ્દ્ભુત છે, માટે આપણે કે જેઓ ગામડિયા

* આ છવીશમા અધ્યાયમા શ્રીકૃષ્ણના અદ્દ્ભુત કર્મોથી વિસ્મય પામેલા ગોવાળીઆઓને નંદરાયે ગર્ગાચાર્યના વચન સંભળાવી તેના ઐશ્વર્યનું વર્ણન કર્યાની કથા કહેવામા આવશે.

લોકો છીએ તેઓમાં એ બાળકને ન ઘટે એવો જન્મ કેમ આવ્યો હશે ?[૧-૨] મોટા હાથી જેમ કમળને ધરી લે તેમ આ બાળકે સાત વર્ષની બાલ્યાવસ્થામાં એક હાથવતે લીલામાત્રથી મોટો પર્વત કેમ ઉપાડયો હશે ?[૩] ફરીરના વેગને જેમ કાળ પીજાય તેમ, આંખો મીચી સૂતેલા આ બાળકે મોટા બળવાળી પૂતનાનું તેના પ્રાણની સાથે સ્તન પીધું ! ![૪] ત્રણ મહિનાનો અને ગાડાં નીચે સૂતેલો આ બાળક રોઈને પોતાના પગ ઊંચા કરતાં તેના પગના ફણા વાગવાથી ગાડું ઊંધું પડયુ ! ![૫] એક વર્ષની અવસ્થામાં આ બાળક બેઠેલ હતો ત્યાં તેને તૃણાવર્ત્ત દૈત્ય આકાશમાર્ગમાં હરી જતાં એ દૈત્યને ગળુ પકડવાથી પરવશ કરીને આ બાળકે શી રીતે માર્યો હશે ?[૬] કોઈ સમયે માખણની ચોરી કરતાં માતાએ ખાંડણીઆમાં બાંધેલા અને આંજણિયાનાં બે ઝાડની વચ્ચે ગયેલા આ બાળકે પોતાના બે હાથવતે એ ઝાડને શીરીતે પાડી નાખ્યાં હશે ?[૭] વાછડાંઓને ચારતાં, વનમાં બાળકોથી વીંટાએલા અને બળભદ્ર સહિત આ બાળકે, મારવા આવેલા શત્રુ બકાસુરનું બે હાથવતે મોઢું પકડીને તેને ફાડી નાખ્યો હતો ! ![૮] મારવાની ઇચ્છાથી વાછડાંઓમાં વાછડાના રૂપથી પેઠેલા દૈત્યને મારી તેનું શબ પછાડવાથી લીલામાત્રમાં કોઠનાં ઝાડ પાડીનાંખ્યાં હતાં ! ![૯] બળભદ્ર સહિત આ બાળકે ગધેડાના રૂપવાળા ધેનુકાસુર અને તેના બંધુઓને મારી નાખી પાકાં ફળવાળુ તાલવન સર્વને કામ આવે એવુ કરી દીધુ ! ![૧૦] બળવાળા બળભદ્રની પાસે પ્રલંબાસુરને મરાવી નાંખતાં વ્રજનાં પશુઓને અને ગોવાળીઆઓને દાવાનળથી છોડાવ્યાં હતાં ! ![૧૧] ભારે ઝેરવાળા મોટા નાગનુ દમન કરી મદ રહિત કરતાં તેને બળાત્કારથી કાઢીને યમુના નદીને ઝેરવગરના પાણીવાળી કરી ! ![૧૨] હે નંદરાય ! અમો સધળા વ્રજવાસીઓથી આ તમારા પુત્ર ઉપરનો સ્નેહ કેમે છોડી શકાય એવો નથી, અને તમારો પુત્ર પણ અમારા ઉપરના સ્નેહને છોડે એમ નથી. આવી રીતે પરસ્પર સ્વાભાવિક સ્નેહ થયોછે ![૧૩] હે વ્રજના સ્વામી ! સાત વર્ષને બાળક ક્યાં અને મોટા પર્વતનું ધારણ કરવું, ક્યાં ? એટલામાટે તમારા પુત્રવિષે અમને શંકા થાયછે કે રખેને એ સર્વનો આત્મા હોય.[૧૪]

નંદરાય કહેછે—હે ગોવાળીઆઓ ! આ કુમારના ઉદ્દેશથી ગર્ગાચાર્યે મને જે કહ્યુંછે તે મારી પાસેથી સાંભળો કે જેથી તમારી શંકા મટી જાય. ગર્ગાચાર્યે મને કહ્યુંછે કે—"પ્રત્યેક યુગમાં અવતાર ધરતા આ બાળકના ધોળો, રાતો અને પીળો એવા ત્રણ વર્ણ થયા હતા, અને હમણાં શ્યામ વર્ણ થયોછે[૧૫-૧૬] પૂર્વે કોઈ સમયમાં આ તમારો પુત્ર વસુદેવનો થયો હતો. તેથી સમજુ લોકો આને 'શ્રીમાન્ વાસુદેવ કહે છે[૧૭] આ તમારા પુત્રના ગુણ અને કર્મ ઉપરથી થયેલાં નામ અને રૂપ ઘણાંછે. તેઓને હું કે બીજા પણ કોઇ લોકો જાણતા નથી.[૧૮] ગોવાળીઆ અને ગોકુળને રાજીકરનાર આ પુત્ર તમલોકોનુ કલ્યાણ કરશે અને આના પ્રભાવથી તમલોકો સઘળાં કષ્ટોને અનાયાસે તરી જશો.[૧૯] હે વ્રજના પતિ ! પૂર્વે કોઈ રાજા નહતો તે સમયમાં ચોર લોકોએ પીડેલા સાધુલોકોની આ તમારા પુત્રે રક્ષા અને વૃદ્ધિ કરતાં તે સાધુઓ ચોર લોકોને જીત્યા હતા.[૨૦] જે ભાગ્યશાળી માણસો આના ઉપર પ્રીતિ કરેછે તેઓનો દૈત્યો જેમ વિષ્ણુના પક્ષવાળાઓનો પરાભવ ન કરે તેમ કોઇ શત્રુઓ પરાભવ કરતા નથી.[૨૧] માટે હે નંદ ! આ તમારો પુત્ર ગુણ, લક્ષ્મી, કીર્તિ અને પ્રભાવથી નારાયણ સમાનછે" આ પ્રમાણે ગર્ગાચાર્ય કહ્યુંછે માટે આ બાળકનાં કામોમાં કાંઇ આશ્ચર્ય જેવુ નથી.[૨૨] મને આજ્ઞા કરી ગર્ગાચાર્ય પોતાને ઘેર ગયા પછી હું આ મોટાં કામ કરનારા કૃષ્ણને નારાયણનો અંશ માનું છું.[૨૩]

શુકદેવજી કહેછે—આ પ્રમાણે નંદરાયના મુખથી ગર્ગાચાર્યનાં વચન સાંભળી ગોવાળીઆઓ કે જેઓએ અપાર તેજવાળા શ્રીકૃષ્ણનાં પરાક્રમ જોયાં અને સાંભળ્યાં હતાં, તે તો વિસ્મય રહિત થઇ તથા રાજી થઈ નંદ

રાય અને શ્રીકૃષ્ણનો ભારે સત્કાર કરવા લાગ્યા [24] યજ્ઞનો ભંગ કરવાના કોપથી ઇંદ્રે વૃષ્ટિ કર્તાં કરા અને કઠણ પવનોથી જેના ગોવાળીઆ, પશુઓ અને સ્ત્રીઓ પીડાતાં હતાં એવા ગોકુળને પોતાની શરણ આવેલું જોઈ પોતાની કૃપા પ્રકટ કરતા જે દયાળુ ભગવાને ગોવર્દ્ધન પર્વતને ઉખેડી, બાળક જેમ લીલાથી બીલાડાંની ભાજી (વરસાદમાં થતાં ટોપ આકારના ઉદ્ભિજ્જ) નું ધારણ કરે તેમ એક હાથથી તે પર્વતનું ધારણ કરી ગોકુળની રક્ષા કરી અને ઇંદ્રનું અભિમાન તોડયું, તે ગાયોના ઇંદ્ર+ શ્રીકૃષ્ણ ભગવાન અમને પ્રસન્ન થજો.[25]

**देवे वर्षति यज्ञविप्लव॰। वर्षाश्मपर्षानिलैः**
**सीदत्पालपशुस्त्रियात्मशरणं दृष्ट्वाऽनुकंप्युत्स्मयन्**
**उत्पाट्यैककरेण शैलमबलो लीलोच्छिलीध्रं यथा**
**बिभ्रद्गोष्ठमपान्महेंद्रमदभित्प्रीयान्न इंद्रो गवाम् ॥२६॥**

ઇતિશ્રીમત્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો છવીશમો અધ્યાય સંપૂર્ણ

---

## અધ્યાય ૨૭ મો.*

### કામધેનુએ તથા ઇંદ્રે શ્રીકૃષ્ણને કરેલો અભિષેક.

**શ્રીશુકઉવાચ.**

**गोवर्द्धने धृते शैले आसाराद्रक्षिते व्रजे ।**
**गोलोकादाव्रजत्कृष्णं सुरभिः शक्र एव च ॥१॥**

શુકદેવજી કહેછે—ભગવાને ગોવર્દ્ધન પર્વતનું ધારણ કરતાં ઇંદ્ર બીકનેલીધે સ્વર્ગમાંથી ભગવાનની પાસે આવ્યો, અને ભગવાને વરસાદથી વ્રજની રક્ષા કરતાં કામધેનુ હર્ષ લીલે ગોલોક માંથી ભગવાનની પાસે આવી [1] અપરાધથી લજવાયેલા ઇંદ્રે એકાંતમાં મળીને પોતના સૂર્યસરખા તેજસ્વી મુકુટથી ભગવાનનાં ચરણનો સ્પર્શ કર્યો [2] અપાર તેજવાળા શ્રીકૃષ્ણનો પ્રભાવ દેખવા અને સાંભળવાથી જેને ત્રૈલોક્યના સ્વામીપણાનું અભિમાન મટીગયું એવો ઇંદ્ર હાથ જોડીને આ પ્રમાણે બોલ્યો.[3]

ઇંદ્ર સ્તુતિ કરેછે—તમારૂં સ્વરૂપ શુદ્ધ, સત્વમય, શાંત, સત્વગુણ અને રજોગુણ તથા તમોગુણ વગરનું છે. આ માયામય સંસારકે જે અજ્ઞાનથીજ બંધાએલોછે તે તમને નથી, ત્યારે સંસારના સંબંધે કરેલા અને ફરીવાર સંબંધ આપનારા લોભાદિક કે જેઓ અજ્ઞાનીપણાને સૂચવનારા છે તેઓ તો ક્યાંથીજ હોય? તોપણ તમે ધર્મના રક્ષણને માટે અને ખળ પુરૂષોના નિગ્રહને સારૂં દંડનું ધારણ કરોછો [4-5] જગતના પિતા, ગુરૂ, ઈશ્વર અને પ્રબળ કાળરૂપ આપ જગતના ઇશ્વરપણાનું અભિમાન ધરાવનારા અમ લોકોના માનનો ભંગ કરી હિત કરવાને માટે દંડનું ગ્રહણ કરી પોતાની ઇચ્છા પ્રમાણે ધરેલા અવતારોથી લીલા કરો છો.[6] જગતના ઇશ્વરપણાનું અભિમાન ધરાવનારા હું જેવા મૂર્ખલોકો, ભયના સમયમાં પણ તે ભયને નહીં ગણકારતા આપને જોઇ તુરતજ તે અભિમાનને છોડી દેતાં ગર્વ રહિત થઇને ઉત્તમ માર્ગ પકડેછે, માટે આપની જે લીલા છે તેજ ખળ પુરૂષોને દંડરૂપ છે.[7] હે પ્રભુ! એટલા માટે હું કે જે ઐશ્વર્યના મદથી ઘેરાએલો, તમારો અપરાધી, તમારા પ્રભાવને નહીં જાણનાર અને મૂઢ બુદ્ધિવાળો છું તેના ઉપર આપે ક્ષમા કરવી જોઇએ, અને માગુંછું કે ફરીવાર મારી આવી દુષ્ટબુદ્ધિ થશો માં.[8] હે દેવ! હે મહારાજ! પોતે ભારરૂપ અને ઘણા ભારને ઉત્પન્ન કરનારા સેનાપતિઓના નાશને માટે અને તમારા ચરણની સેવા કરનારાઓના કલ્યાણને માટે આ પૃથ્વીમાં તમારો અવતાર થયો છે (માટે હું અત્યંત અપરાધી છતાં પણ તમારો સેવક છું તેથી મારા ઉપર ક્ષમા કરવી જોઇએ [9] સર્વના અંતર્યામી, પરિચ્છેદ રહિત, સર્વના નિવાસરૂપ અને યાદવોના પતિ આપ શ્રીકૃષ્ણ ભગવાનને પ્રણામ કરૂં છું.[10] ભક્તોની ઇચ્છા પ્રમાણે અવતાર ધરનાર, શુદ્ધ જ્ઞાનરૂપ મૂર્ત્તિવાળા, માયાથી સર્વરૂપ, સર્વના કારણરૂપ

+ આ કથા હવે પછીના અધ્યાયમાં કહેવાશે

* આ સત્યાવીશમા અધ્યાયમા શ્રીકૃષ્ણનો મોટો પ્રભાવ જોઇને કામધેનુ તથા ઇંદ્રે તેમના અભિષેકનો મોટો ઉત્સવ કર્યાની કથા કહેવાશે

અને સર્વ પદાર્થોના આત્મા આપને નમન કરૂંછું.[11] હે ભગવાન ! યજ્ઞનો ભંગ થતાં તીવ્ર અભિમાન અને ક્રોધને લીધે વરસાદ અને વાયુથી વ્રજનો નાશ કરવાને માટે આ ગોઠવણ મે કરી હતી.[12] હે ઇશ્વર ! તમે મારા ઉદ્યમને વ્યર્થ કરી ગર્વનો નાશ કર્યો એ મારા ઉપર અનુગ્રહ કર્યોછે, હવે હું ઈશ્વર, ગુરૂ અને પરમાત્મા આપના શરણે આવેલોછે.[13]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે ઇન્દ્રે સ્તુતિ કરતાં શ્રીકૃષ્ણ ભગવાને હસીને મેઘનાદરૂપી ગંભીરવાણીથી તેને આ પ્રમાણે કહ્યું.[14]

ભગવાન કહેછે—હે ઇદ્ર ! તું કે જે દેવતાઓના રાજ્યથી બહુજ ઉન્મત્ત થઇ ગયો હતો તેને નિરંતર મારૂં સ્મરણ રહેવાને માટે મે અનુગ્રહ કરીને તારા યજ્ઞનો ભંગ કર્યોછે.[15] હું કે જેના હાથમાં દંડછે તેને ઐશ્વર્ય અને લક્ષ્મીના મદથી આંધળો થયેલોપુરૂષ દેખતો નથી, માટે હું જેના ઉપર અનુગ્રહ કરવા ધારૂં છું તેને સંપત્તિઓથી ભ્રષ્ટ કરૂં છું.[16] હે ઇદ્ર ! જાઓ, તમારૂં ભલુ થશે. હવે મારી આજ્ઞા પ્રમાણે ચાલો સાવધાન અને ગર્વરહિત રહીને તમલોકો* પોતપોતાના અધિકારમાં આગળ પ્રમાણે રહો.[17]

[શુ]કદેવજી કહેછે—પછી પોતાનાં સંતાન સહિત ઉદાર મનવાળી કામધેનુએ ગોવાળીઆના સ્વરૂપવાળાઇશ્વર શ્રીકૃષ્ણને પ્રણામ કરી તથા 'હે કૃષ્ણ ! હે કૃષ્ણ !' એમ સંબોધનઆપીને આ પ્રમાણેકહ્યું [18]

કામધેનુ કહેછે—હે કૃષ્ણ ! હે કૃષ્ણ ! હે મોટા યોગી ! હે જગતના આત્મા ! હે જગતને ઉત્પન્ન કરનાર ! હે અચ્યુત ! ઇન્દ્રે તો અમને મારી નાંખ્યાં હતાં, પણ જગતના નાથ આપે અમારી રક્ષા કરી.[19] અમારા ઇષ્ટદેવ તમે છો, માટે હે જગતના પતિ ! ગાયો, બ્રાહ્મણો, દેવ અને સાધુ લોકોના કલ્યાણને માટે આજથી તમેજ ઇંદ્ર થાઓ.[20] બ્રહ્માની પ્રેરણાથી અમે તમનેજ ઈન્દ્ર પદવીનો અભિષેક કરીશું. હવે અદિતિના પુત્ર ઇન્દ્રનું અમારે કશું કામ નથી.

* વરુણાદિક દેવને પણ સાથે ગણી બહુ વચન આપ્યુંછે.

હે જગતના આત્મા ! તમે પૃથ્વીનો ભાર ઉતારવા માટે અવતર્યાછો.[21]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે ભગવાનની આજ્ઞા લઈ કામધેનુએ પોતાના દૂધથી ભગવાનનો અભિષેક કર્યો, અને દેવતાઓ તથા ઋષિઓ સહિત ઇંદ્રે પણ દેવમાતાઓની પ્રેરણાથી ઐરાવત હાથીની સુંઢવતે ઉપડાવેલાં આકાશ ગંગાનાં જળોથી ભગવાનનો અભિષેક કર્યો, અને 'ગોવિંદ' એવું નામ રાખ્યું.[22-23] ત્યાં આવેલા ગંધર્વ, વિદ્યાધર, સિદ્ધ, ચારણો, તંબરૂ અને નારદાદિક લોકો જગતનાં પાપ મટાડનારી ભગવાનની કીર્ત્તિનું ગાયન કરવા લાગ્યા અને અપ્સરાઓએ આનંદથી નાચ કર્યો.[24] મુખ્ય દેવતાઓએ તેમની સ્તુતિ કરી અને અદ્ભુત પુષ્પની વૃષ્ટિઓથી વધાવ્યા, ત્રણે લોક પરમ સુખ પામ્યા, ગાયોએ પૃથ્વીને દૂધથી ભીની કરી નાંખી.[25] નદીઓમાં દૂધ આદિ રસ ચાલવા લાગ્યા, વૃક્ષોમાંથી રસ નીકળવા લાગ્યા, અન્ન ખેડયા વગર પાકી ગયાં અને પર્વતોએ મણિ પ્રકટ કર્યા[26] હે રાજા ! જે પ્રાણીઓ સ્વભાવથીજ ક્રૂર હતાં તેઓ પણ ભગવાનનો અભિષેક થતાં વૈર મૂકીબેઠાં.[27] એ પ્રમાણે ગાયો અને ગોકુળના પતિ ભગવાનનો અભિષેક કરી તેમની આજ્ઞા લઈ દેવાદિકની સાથે ઈંદ્ર સ્વર્ગમાંગયો.[28]

इतिगोगोकुलपतिं गोविंदमभिषिच्यसः ।
अनुज्ञातोययौशक्रो वृतोदेवादिभिर्दिवम् ॥२८॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો સત્યાવીશમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૨૮ મો.

### શ્રીકૃષ્ણે વરૂણલોકમાંથી નંદરાયને પાછા આણ્યા અને ગોપલોકોને વૈકુંઠ દેખાડ્યું.

શ્રીશુકउवाच.

एकादश्यांनिराहारः समभ्यर्च्यजनार्दनम् ।
स्नातुंनंदस्तुकालिंद्या द्वादश्यांजलमाविशत् ॥१॥

* આ અઠાવીશમા અધ્યાયમા ભગવાન્, વરૂણલોકમાથી નંદરાયને લાવ્યા અને ગોવાળીઆઓને વૈકુંઠલોક દેખાડ્યો, એ કથા કહેવાશે. ઇંદ્રને વશ કરી હવે વરૂણને પણ વશ કરવાનું કહેવાનો આ અધ્યાયનો ઉદ્દેશ છે.

શુકદેવજી કહેછે—એકાદશીને દિવસ નારાયણનું પૂજન કરી જેણે ઉપવાસ કર્યો હતો એવા નંદરાય બારશને દિવસે સ્નાન કરવાને માટે યમુનાજીના જળમાં પેઠા.[1] બારશમાં વેહેલું પારણું કરવાનેસારૂ આસુરી વેળાને નહીં જાણીને શાસ્ત્રની+ આજ્ઞા પ્રમાણે રાતના પાણીમાં પેઠેલા તે નંદરાયને પકડીને વરૂણનો અનુચર એક દૈત્ય વરૂણદેવની પાસે લઈ ગયો.[2] ગોવાળીઆઓ નંદરાયને નહીં દેખવાથી 'હે કૃષ્ણ! અને હે બળભદ્ર!' એમ બરકવા લાગ્યા. ભક્તોને અભય આપનાર શ્રીકૃષ્ણ ભગવાન, ગોવાળીઆઓ પાસેથી પોતાના પિતાને વરૂણદેવે પકડી મંગાવેલા જાણી પોતે વરૂણદેવની પાસે ગયા.[3] ભગવાનને આવેલા જોઇ તેમના દર્શનથી મોટો આનંદ પામેલા લોકપાળ વરૂણદેવે મોટી પૂજાથી તેમનું પૂજન કરીને આ પ્રમાણે કહ્યું.[4]

વરૂણદેવ કહેછે—આજ મારે જન્મ સફળ થયો, હે પ્રભુ! આજ મને સર્વોત્તમ લાભ મળ્યો, આજ મારો સંસાર પણ મટી ગયો, કેમકે આપના ચરણારવિંદનું ભજન કરનારા પુરૂષો મોક્ષ પામી ગયાછે.[5] પરમાત્મા પરબ્રહ્મ આપ ભગવાન્ કે જેમના સ્વરૂપમાં લોકોની સૃષ્ટિની કલ્પના કરનારી માયા સાંભળવામાં પણ આવતી નથી તેમને પ્રણામ કરૂં છું.[6] શાસ્ત્રમર્યાદાને તથા કર્તવ્યને નહીં જાણનારા મારા મૂઢ અનુચરે આ તમારા પિતાને અહીં આણેલાછે, તો તે વિષે આપે ક્ષમા કરવી.[7] હે શ્રીકૃષ્ણ! સર્વના સાક્ષી આપે મારા ઉપર પણ અનુગ્રહ કરવો. હે પિતા ઉપર પ્યાર રાખનાર ગોવિંદ! આ તમારા પિતાને લઇ જાઓ.[8]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે વરૂણદેવે પ્રસન્ન કરેલા, અને ઇશ્વરોના ઇશ્વર શ્રીકૃષ્ણ ભગવાન પોતાના પિતાને લઈ આવ્યા, અને સંબંધીઓને આનંદ આપ્યો.[9] કોઈ દિવસે નહીં દેખેલું વરૂણદેવનું ઐશ્વર્ય જોઈને એઓ સઘળા શ્રીકૃષ્ણને નમ્યા, તે જોઇને વિસ્મય પામેલા નંદરાયે તે વાત સંબંધીઓની પાસે કહી દેખાડી.[10] હે રાજા! ગોવાળીઆઓ ભગવાનને ઈશ્વર માની મોટા ઉત્સાહથી સંકલ્પ કરવા લાગ્યા કે 'ઇશ્વર અમોને પોતાનું સ્થાનક અને પોતાનું સૂક્ષ્મ સ્વરૂપ દેખાડશે?'[11] સર્વજ્ઞ ભગવાને એ પ્રમાણે સંબંધીઓનો સંકલ્પ પોતે જાણી લઈને તેઓનો સંકલ્પ સિદ્ધ કરવાને સારૂ દયાથી વિચાર કર્યો કે—'દેહાદિકમાં અહંબુદ્ધિ, તેથી થયેલી તૃષ્ણા અને તેથી થયેલાં કર્મોથી ઉંચા નીચા અવતારોમાં ભટકતો માણસ આ લોકમાં પોતાની ગતિને જાણતો નથી.'[12-13] આ પ્રમાણે વિચાર કરીને મહાદયાળુ શ્રીકૃષ્ણ ભગવાને ગોવાળીઆઓને પ્રકૃતિથી પર પોતાનું બ્રહ્મસ્વરૂપ દેખાડયું, અને પછી વૈકુંઠલોક પણ દેખાડયો.[14] સત્ય, જ્ઞાનરૂપ, અનંત, સ્વયંપ્રકાશ, અને નિરંતર સિદ્ધ પોતાનું બ્રહ્મસ્વરૂપ કે જેને જ્ઞાની લોકો જડ પદાર્થનો ત્યાગ કરીને દેખેછે તે પ્રથમ દેખાડયું.[15] પરબ્રહ્મરૂપી ધ્રોમાં લઇ જઇને પાછા શ્રીકૃષ્ણે તેમાંથી કાઢેલા તે લોકોએ વૈકુંઠલોક દીઠો, કે જેમાં પૂર્વે અક્રૂર ગયા છે.*[16] એ લોક જોઇને તથા તેમાં વેદ જેમની સ્તુતિ કરતા હતા એવા ભગવાનને જોઇને નંદાદિક ગોવાળીઆઓ બહુજ આનંદ પામ્યા, અને ત્યાંથી શ્રીકૃષ્ણે કાઢતાં પાછા આગળના જેવાજ શ્રીકૃષ્ણને જોઇને અત્યંત વિસ્મય પામ્યા.[17]

नंदादयस्तु तदृष्ट्वा परमानंदनिवृताः ।
कृष्णंचतत्रछंदोभि स्तूयमानं सुविस्मिताः ॥१७॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો અઠયાવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

+ શાસ્ત્રમાં લખ્યું છે કે સૂર્યોદય પછી માત્ર અર્ધીજ કળા દ્વાદશી રહેતી હોય તો મધ્યાન્હ સુધીની સઘળી ક્રિયાઓ મધ્યરાતના સમય પછી કરી લેવી, એવી સદાશિવની આજ્ઞા છે.

* જો કે અક્રૂર વૈકુંઠમા ગયાનો પ્રસંગ ગોવાળીઆઓએ વૈકુંઠ જોયા પછી ઘણે કાળે થયોછે, તોપણ એ પ્રસંગ શુકદેવજી તથા પરીક્ષિતના સંવાદથી પેહેલાં થયેલો હોવાને લીધે આ સ્થળમા ભૂતકાળ આપીને લખ્યોછે.

# અધ્યાય ૨૯ મો.*

## રાસલીલાના સમારંભમાં ભગવાનનું અંતર્ધાન થવું.

**श्रीशुकउवाच.**

**भगवानपि ता रात्रीः शरदोत्फुल्लमल्लिकाः ।**
**वीक्ष्य रंतुं मनश्चक्रे योगमायामुपाश्रितः ॥१॥**

શુકદેવજી કહેછે—ભગવાને પણ શરદૠતુથી પ્રફુલ્લિત મલ્લિકા (એક જાતનાં સુગંધી ફૂલ) વાળી અને જેઓમાં રમણ કરવાનું ગોપીઓને પોતે વચન આપ્યું હતું તે રાત્રિઓને જોઇને યોગમાયાના આશ્રયથી રમણ કરવાનું મન કર્યું.[1]+ તે સમયમાં ઘણેકાળે મળેલો પતિ જેમ પોતાની પ્યારીના મુખને કેસરથી લીપે તેમ પૂર્વદિશાના મુખને સુખકારી કિરણોનીરતાશથી લીંપતો અને લોકોના તાપને મટાડતો ચંદ્રમા ભગવાનને પ્રસન્ન કરવાસારૂ ઉગ્યો.[2] સંપૂર્ણ મંડળવાળા અને લક્ષ્મીજીના મુખની પેઠે શોભતા ચંદ્રમાને તથા તેનાં કોમળ કિરણોથી રંગાએલા વનને જોઇને ભગવાન, સ્ત્રીઓનાં મન ખેંચાય એવી રીતે મધુર ગાયન કરવા લાગ્યા.[3] જેઓનાં મન ભગવાને ખેંચી લીધાં હતાં, એવી વ્રજાંગનાઓ કામદેવને વધારનારા તે ગાયનને સાંભળી આગવું સુખ લેવાનેમાટે પોતપોતાની તૈયારી પરસ્પરને નહી જાણવા દેતાં જ્યાં પ્યારા શ્રીકૃષ્ણ ઉભા હતા તે સ્થળમાં વેગથી આવી, કે જે વેગથી કાનના કુંડળ હાલતાં હતાં.[4] કેટલીએક,* દોહતી હતી તે દોહોવું મૂકી દઈને ઉત્કંઠાથી આવી, કેટલીએક, ઉનુ કરવા મૂકેલા દૂધને ચૂલેથી ઉતાર્યા વગર આવી, કેટલીએક રાંધવા મૂકેલા ઘઉંની ખીર પાકી રહ્યા છતાં પણ તેને ઉતાર્યા વગર આવી[5] કેટલીએક પીરસતી હતી તે પીરસવું મૂકીને આવી કેટલીએક છોકરાંઓને ધવરાવતી હતી તે ધવરાવવું મૂકીને આવી; કેટલીએક પતિઓની સેવા કરતી હતી તે સેવા મૂકી દઇને આવી.[1] કેટલીએક લીપતી હતી તે લીપવું મૂકી દઇને આવી, કેટલીએક અંગને સ્વચ્છ કરતી હતી તે સ્વચ્છ કરવું મૂકી દઈને આવી, કેટલીએક આંખ્યો આંજતી હતી તે આંજવું મૂકી દઇને આવી, કેટલીએક× ઉતાવળને લીધે વસ્ત્ર તથા આભરણ અવળાં પેહેરી તથા એકને ઠેકાણે બીજાં પંહેરીને આવી[7] મોહને પામેલી તે સ્ત્રી પોતાના પતિ, માબાપ, ભાઈઓ અને બંધુઓ વારતાં છતાં પણ ભગવાનમાંજ ચિત્ત ખેંચવાનેલીધે પાછી વળી નહી.[8] કેટલીએક ગોપીઓ કે જેઓથી કોઇ રીતે નીકળી શકાયું નહી તેઓ પરમભાવવાળી હોવાને લીધે ઘરની અંદરજ આંખ્યો મીંચીને શ્રીકૃષ્ણનું ધ્યાન કરવા લાગી.[9] એ ધ્યાન કરનારી ગોપીઓ જો કે તે પરમાત્મા શ્રીકૃષ્ણને જારપુરૂષ સમજીને ધ્યાનથી પ્રાપ્ત થઇ હતી, તોપણ જેમ અમૃતને બીજું કાંઇ સમજીને પીધા છતાં પણ પીનારને મરણનો ભય મટેછે, તેમ તે ગોપીઓને ત્રિગુણમય દેહનું બંધન મટી ગયું. (મોક્ષ મળ્યો) પ્રારબ્ધકર્મનું બંધન હોય ત્યાં સુધી વિદેહમુક્ત થાય નહીં એવો સિદ્ધાંત છે, તો તે

---

* આ ઓગણત્રીશમા અધ્યાયમા રાસને માટે ગોપીઓની સાથે ભગવાનના ઉત્તર અને પ્રત્યુત્તરની તથા રાસના સમારંભમા ભગવાન અંતર્ધાન થયાની કથા કહેવામા આવશે

+ ઇંદ્ર તથા વરૂણનો ગર્વ તોડીને હવે બ્રહ્માદિકને જીતી લેવાથી બહુજ છકી ગયેલા કામદેવનો ગર્વ તોડવાસારૂ ભગવાન ગોપીઓની સાથે રાસલીલા કરેછે જોકે પરસ્ત્રીઓની સાથે વિનોદ કરીને કામદેવને જીતી લીધાનું જણાવવું એ વિપરીત છે, તોપણ 'આત્મારામ છતા પણ યોગમાયાના આશ્રયથી રમ્યા' 'કામદેવના પણ કામદેવ' અને 'પોતાના વીર્યને સ્ખલિત થવા દીધું નહી' ઇત્યાદિક વચનોથી આ પ્રકરણમા ભગવાનની સ્વતંત્રતાજ વર્ણવીછે, માટે વિપરીત સમજવું નહી શૃંગારની કથાના મિષથી, નિવૃત્તિનો ઉપદેશ કરવાને માટેજ આ પંચાધ્યાયી છે એમ સ્થળે સ્થળે પ્રકટ કરીશું.

* શ્રીકૃષ્ણને સૂચવનારો શબ્દ સાંભળવાથી સાચા ભક્તોને તે દિશેજ ધર્મ, અર્થ તથા કામ સંબંધી કર્મની નિવૃત્તિ થઇ જાય એમ સૂચવેછે × ભગવાનમા આસક્તિ રાખીને જે કર્મ કર્યું હોય તેમા ફેરફાર થઇ જાય તોપણ તે કર્મ નકામું થયાવિના રહેતું નથી એમ જણાવવાને માટે કહેલ + ભગવાનમા જેઓનું મન લાગ્યું હોય તેઓને વિઘ્ન પણ નડી શકતાં નથી એમ જણાવવાને સારૂ કહેછે.

પ્રમાણે તેઓનું પુણ્યપાપાત્મક પ્રારબ્ધ પણ તુરતજ મટી ગયું; કેમકે પ્યારા શ્રીકૃષ્ણના સહન ન થાય એવા વિરહના તીવ્રતાપનું દુઃખ ભોગવવાથી તેઓનાં પાપ મટી ગયાં, અને ધ્યાનથી મળેલા-શ્રીકૃષ્ણના આલિંગનથી પ્રાપ્ત થયેલા પરમ સુખના ભોગથી તેઓનાં પુણ્ય પણ મટી ગયાં પ્રથમ વિરહનું દુઃખ પણ અત્યંત થયું અને પછી આલિંગનનું સુખ પણ અત્યંત થયું, તેથી સઘળાં પાપ અને પુણ્યનો એક સામટો ક્ષય થવાથી પ્રારબ્ધકર્મ તૂટી જતાં દેહ પડી ગયો અને ભગવત્પ્રાપ્તિ થઈ.[૧૦-૧૧]

પરીક્ષિત રાજા પૂછેછે—હે શુકદેવજી! એ ગોપીઓ શ્રીકૃષ્ણને કેવળ કામના કરવા યોગ્ય જાણતી હતી, પણ 'પરબ્રહ્મ છે' એમ જાણતી નહતી, તો વિષયમાં લંપટ બુદ્ધિવાળી તે ગોપીઓને ગુણના પ્રવાહરૂપ સંસાર કેમ મટી ગયો? (પતિ પુત્રાદિક પણ વાસ્તવિક રીતે પરબ્રહ્મજ છે, તોપણ તેઓને પરબ્રહ્મરૂપ નહી સમજવાનેલીધે તેઓનું ભજન કરનારને જેમ મોક્ષ થતો નથી, તેમ શ્રીકૃષ્ણ જો કે વાસ્તવિક રીતે પરબ્રહ્મજ છે, તોપણ તેમને પરબ્રહ્મ નહીં સમજીને કેવળ કામનાથી ભજનારી ગોપીઓને મોક્ષ થવો નહીં જોઇએ તે શી રીતે થયો?)[૧૨]

શુકદેવજી કહેછે—આ વાત તમને આગળ કહી છે કે શિશુપાળ ભગવાનનો દ્વેષ કરતાં છતાં પણ મુક્તિ પામ્યો, ત્યારે ભગવાન ઉપર પ્રેમ રાખનારને મુક્તિ થાય તેમાં તો શુંજ કહેવું? (જીવમાં બ્રહ્મપણું આવરણવાળું છે અને શ્રીકૃષ્ણમાં બ્રહ્મપણું તો આવરણ રહિત છે, માટે શ્રીકૃષ્ણને પરબ્રહ્મરૂપ સમજવાની કશી અગત્ય નહી રહેતાં માત્ર તેમની ભક્તિ કરવાથીજ ગોપીઓને મુક્તિ થઈ.)[૧૩] હે રાજા! ભગવાન કે જે અવિનાશી, અપ્રમેય અને ગુણોના નિયંતા છતાં પણ નિર્ગુણ છે તેમનો અવતાર મનુષ્યોના કલ્યાણને માટેજ છે (માટે શ્રીકૃષ્ણને જીવતુલ્ય કહેવા એ સંભવતુંજ નથી.)[૧૪] ભગવાનમાં જેઓ નિરંતર કામ, ક્રોધ, ભય, સ્નેહ, સંબંધ કે ભક્તિ રાખેછે તેઓ ભગવન્મયપણું પામેછે.[૧૫] અજન્મા અને યોગેશ્વરોના ઈશ્વર શ્રીકૃષ્ણ ભગવાન્ કે જેથી સ્થાવરાદિકને પણ મુક્તિ મળે છે, તેમના વિષયમાં તમારે કશું આશ્ચર્ય નહી માનવું જોઇએ.[૧૬] તે વ્રજાંગનાઓને પાસે આવેલી જોઇ બોલનારાઓમાં શ્રેષ્ઠ અને વચનના વિલાસોથી મોહ ઉપજાવતા ભગવાન બોલ્યા.[૧૭]

ભગવાન કહેછે—હે ભાગ્યશાળી ગોપીઓ! તમે ભલે આવી હું તમારૂં કયું પ્રિય કરી આપું? (સઘળીને રંગભરી આવેલી જોઇને કહેછે) વ્રજમાં તો કુશળછે? આવવાનું કારણ કહો.[૧૮] (ગોપીઓએ લાજથી મંદહાસ્ય કરવા માંડયું તે જોઇને કહેછે) આ રાત્રિ ભયંકર પ્રાણીઓએ સેવેલી છે અને પોતે પણ ભયંકર રૂપવાળી છે, માટે વ્રજમાં પાછી જાઓ. હે સુંદરીઓ! સ્ત્રીઓએ અહી ઉભવું નહી જોઇએ.[૧૯] તમારાં માબાપ, દીકરા, ભાઇઓ અને પતિઓ તમને ઘરમાં નહીં દેખીને ચારેકોર શોધતા હશે, માટે સંબંધીઓને ત્રાસ નહી આપો.[૨૦] (ગોપીઓએ કાંઇક પ્રેમની રીસથી આડું જોવા માંડયું તે જોઈને કહેછે) ઉઘડેલાં ફૂલવાળું, પૂર્ણચંદ્રનાં કિરણોથી રંગાએલું અને યમુનાજીના પવનની મંદગતિથી હાલતાં વૃક્ષોનાં પાંદડાંઓથી શોભી રહેલું વન તમોએ જોઇ લીધું, તો હવે તુરત વ્રજમાં જાઓ, અને પતિઓની સેવા કરો, હે સતીઓ! તમારાં વાછડાં અને છોકરાં ચીસો નાંખતાં હશે માટે તેઓને ધવરાવો.[૨૧-૨૨] (ગોપીઓનાં નેત્રને ક્રોધથી ક્ષોભ પામેલાં જોઈને કહે છે.) અથવા તમો મારા ઉપરના સ્નેહના બંધનથી ખેંચાઇને અહી આવેલીછો, તો એ તમોને યોગ્ય છે, કેમકે મારા ઉપર લોકો પ્રીતિ રાખે છે.[૨૩] હે ભલી સ્ત્રીઓ! નિષ્કપટપણાથી ભર્ત્તાનું તથા ભર્ત્તાના બંધુઓનું સેવન કરવું, અને છોકરાંઓનું પોષણ કરવું એજ સ્ત્રીઓનો ઉત્તમ ધર્મછે.[૨૪] પતિ દુષ્ટ સ્વભાવનો, દુર્ભાગિયો, વૃદ્ધ, જડ, રોગી કે નિર્ધન, ગમે તેવો હોય, તોપણ તે મહાપાપી ન થયો હોય, ત્યાં સુધી પોતાનું શુભ ઈચ્છનારી સ્ત્રીઓએ તેનો ત્યાગ નહી કરવો જોઈએ.[૨૫] સારા કુળની સ્ત્રીને

જારપુરૂષનું સુખ સ્વર્ગની હાનિ કરનાર, કીર્ત્તિને તોડનાર, તુચ્છ, કષ્ટરૂપ, ભયંકર અને સર્વ પ્રકારે નિંદિતછે.[26] સાંભળવાથી, દર્શનથી, ધ્યાનથી અને કીર્ત્તનથી જેવો મારામાં ભાવ રહેછે તેવો અંગસંગ કરવાથી રહે નહી, માટે ઘેર જાઓ.[27]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે શ્રીકૃષ્ણનું વિપ્રિય ભાષણ સાંભળીને ખેદ પામેલી અને જેઓનો સંકલ્પ ભાંગી ગયો એવી ગોપીઓ અપાર ચિંતામાં પડી.[28] શોકના નિશાસાથી જેઓના લાલ હોઠ સૂકાતા હતા એવાં મોઢાં નીચાં કરી પગના અંગુઠાથી ધરતી ખોતરતી, આંજણવાળાં આંસુઓથી સ્તન ઉપરનાં કેસરને ધોતીઅને બહુજ દુઃખથી દબાએલી ગોપીઓ ચૂપ થઇને ઉભી રહી.[29] સ્નેહ પામેલી અને જેઓએ ભગવાનની પ્રાપ્તિને માટેજ સંસારનાં સઘળાં સુખ છોડી દીધાં હતાં એવી ગોપીઓએ રોઇરોઇને ઉપસી ગયેલી આંખ્યોને લુઇ નાંખી, શ્રીકૃષ્ણ કે જે પ્યારા છતાં પણ શત્રુની પેઠે બોલતા હતા, તેમને કાંઇક ક્રોધના આવેશને લીધે ગદ્‌ગદ વચનથી આ પ્રમાણે કહ્યું.[30]

ગોપીઓ કહેછે—હે પ્રભુ! આપે આવું ક્રૂર વચન નહી બોલવું જોઇએ. હે સ્વતંત્ર! અમે કે જેઓ સઘળા વિષયોનો ત્યાગ કરી આપના ચરણારવિંદને સેવનારી છીએ, તેઓને જેમ નારાયણ મુમુક્ષુઓને ભજેછે તેવી રીતે ભજો, ત્યાગ કરોમાં.[31] હે શ્રીકૃષ્ણ! ધર્મને જાણનારા આપે કહ્યું કે 'પતિ, સંતાન અને સંબંધીઓને અનુસરવું એજ સ્ત્રીઓનો સ્વધર્મ છે' તો તે સઘળો સ્વધર્મ આપના સેવનથીજ અમને સિદ્ધ થશે, કેમકે સઘળાં ઉપદેશનાં વાક્યો ઇશ્વરની સેવાનેજ લાગુ પડેછે. અને આપજ સર્વ પ્રાણીઓના આત્મા હોવાથી ઈશ્વર, પ્રિય અને બંધુ છો. અથવા તમે જો ધર્મના ઉપદેશક હો અને અમે જો ધર્મને જાણવાને ઇચ્છતી હોઇએ, તો ધર્મને જાણનારા આપે જે કહ્યું તે યોગ્ય ગણાય, પરંતુ તમે ધર્મના ઉપદેશક નથી પણ સર્વના આત્મા છો, અને અમે ધર્મ જાણવાને ઇચ્છતી નથી પણ ધર્મના ફળરૂપ આપની સેવાનેજ ઇચ્છીએ છીએ, માટે આપનુ કહેવુ યોગ્ય નથી. અથવા પતિ આદિની સેવા કરવી એ ધર્મ છે એમ જે આપે કહ્યુ તે આપની સેવાથી અમને સિદ્ધ થશે, કેમકે પતિ આદિક સર્વનું અધિષ્ઠાન જે આત્મા છે તે આપજછો. અધિષ્ઠાનરૂપ આપવિના બીજો કોઇ પતિપુત્રાદિક છેજ નહી, તેથી આપના સેવનથી એ સઘળાનુ સેવન પોતાની મેળેજ થઇ જશે.[32] શાસ્ત્રમાં* નિપુણ પુરૂષો પોતાના આત્મારૂપ આપમાંજ પ્રીતિ રાખેછે. પીડા આપનારા પતિ અને પુત્રાદિકમાં પ્રીતિ રાખવાનુ શું પ્રયોજન છે? એટલામાટે હે પરમેશ્વર! અમારા ઉપર કૃપા કરો. હે કમળ સરખાં નેત્રવાળા! ઘણા કાળથી આપમાં ધરેલી આશાને તોડી નાંખોમાં.[33] આપે અમોને પાછું જવાનુ કહ્યું પણ તે અમારાથી થઈ શકે એમ નથી; કેમકે જે અમારૂ ચિત્ત આજ દિવસ સુધી સુખેથી ઘરમાં લાગતુ હતુ તે આપે હરી લીધુ છે, અને જે હાથ ઘરના કામકાજમાં લાગતા હતા તે પણ આપે હરી લીધાછે. અમારા પગ તમારા ચરણારવિંદના મૂળ પાસેથી પગલુ એક પણ ખસતા નથી, માટે વ્રજમાં શી રીતે જઇએ અને શું કરીએ?[34] હે શ્રીકૃષ્ણ! તમારા હાસ્ય સહિત જોવાથી અને સુંદર ગાયનથી ગયેલા અમારા કામાગ્નિને તમારા અધરામૃતરૂપી પીચકારીથી ઠારી નાંખો, અને નહીં ઠારો તો એક કામાગ્નિ અને બીજા વિરહાગ્નિથી બળી જઇને યોગીઓની પેઠે ધ્યાન કરવાથીજ તમારા ચરણારવિંદને પામીશુ.[35] હે કમળનેત્ર! વનમાં રહેનારા મુનિલોકો ઉપર પ્રેમ ધરાવનારા આપનું ચરણારવિંદ કે જેની સેવા કરવાનુ લક્ષ્મીજીને પણ કોઇ સમયેજ મળેછે, તેનો જ્યારથી અમોએ સ્પર્શ કર્યો છે અને તે સ્પર્શ કરવામાં આપે આનંદ આપ્યોછે, ત્યારથી અમો બીજાની પાસે ઉભી પણ શકતી નથી. (અમારા તુચ્છ પતિઓ અમને ગમતા નથી.)[36] લક્ષ્મીજી કે જેની દૃષ્ટિ

---

* વેદમા જ્ઞાની લોકોએ કહ્યુછે કે અમને આત્મારૂપ લોકની પ્રાપ્તિ થઇ ચૂકી તો હવે પ્રજાનું અમારે શું કામછે

પોતાની ઉપર પડવાને માટે બીજા દેવતાઓ પ્રયાસજ કરેછે તે પોતે, તમારા વક્ષસ્થળમાં આગવું સ્થાનક પામ્યા છતાં પણ આપના ચરણારવિંદની રજ કે જેમાં તુલસી શોક્યની પેઠે ભાગ પડાવનારછે, અને વળી જે રજ સર્વ દાસોએ સેવીછે તેને ઇચ્છેછે, તો તે લક્ષ્મીજીની પેઠે અમે પણ તેજ રજને પ્રાપ્ત થયેલી છીએ.[૩૭] એટલા માટે હે દુઃખોને મટાડનાર ! અમે કે જેઓ યોગીઓની પેઠે તમારી સેવાની આશાથી ઘરબાર છોડી દઇને આવેલી છીએ, તેઓના ઉપર કૃપા કરો. હે પુરૂષોમાં રત્નરૂપ ! તમારા સુંદર મંદહાસ્ય સહિત જોવાનેલીધે થએલા તીવ્ર કામદેવથી તપી ગયેલી અમોને દાસીપણું આપો [૩૮] કેશથી વીંટાએલું, ગંડસ્થળમાં કુંડળની શોભાવાળું અને અધરમાં સુધાથી ભરેલું તમારૂં મુખારવિંદ જોઇને, અભય આપનારા તમારા બે ભુજદંડને જોઇને અને લક્ષ્મીજીની મુખ્ય પ્રીતિના સ્થાનકરૂપ તમારા વક્ષસ્થળને જોઇને અમો ઘર આદિની ધણીપત મૂકી તમારી દાસી થવાનુંજ માગીએ છીએ [૩૯] હે કૃષ્ણ ! આપે વ્યભિચારને નિંદિત કહ્યો, પણ તમારાં સુંદર પદવાળાં અને મૂર્ચ્છનાવાળાં વેણુગીતથી અને સઘળા ત્રૈલોક્યમાં સર્વોત્તમ સુંદરતાવાળું આ તમારૂં રૂપ જોવાથી મોહ પામેલી કયી સ્ત્રી પોતાના ઉત્તમ પતિવ્રતાપણાના ધર્મથી ભ્રષ્ટ ન થાય ? કે જે ગીત સાંભળી તથા રૂપ જોઈને ગાયો, પક્ષીઓ, ઝાડ અને મૃગોનાં પણ રૂંવાડાં ઉભાં થઈ જાયછે (માત્ર તમને જણાવનારો શબ્દ સાંભળીને પણ સ્વધર્મનો ત્યાગ કરવો યોગ્ય છે, ત્યારે તમારો અનુભવ કરીને ધર્મનો ત્યાગ કરવો યોગ્ય હોય તેમાં તો શુંજ કહેવું ?)[૪૦] જેમ આદિપુરૂષ નારાયણ દેવલોકની પીડાને હરેછે, તેમ તમે અવશ્ય વ્રજના ભય અને પીડાને હરવા સારૂ જન્મ્યાછો એટલામાટે હે દીનબંધુ ! અમો દાસીઓનાં કામદેવથી તપીગયેલાં સ્તન ઉપર અને મસ્તક ઉપર આપનું હસ્તકમળ ધરો [૪૧]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે તે વ્રજાંગનાઓના કાલાવાલા સાંભળીને યોગેશ્વરોના પણ ઈશ્વર ભગવાને હસીને પોતે આત્મારામ છતાં પણ દયાથી તે ગોપીઓને રમાડી.[૪૨] મળેલી અને પ્રિયના દર્શનથી પ્રફુલ્લિત મોઢાંવાળી તે ગોપીઓથી વીંટાએલા, ઉદાર લીલાવાળા, અને સુંદર હાસ્યમાં તથા દાંતોમાં કુંદના ફૂલ સરખી શોભાવાળા ભગવાન, નક્ષત્રોથી વીંટાએલા ચંદ્રમાની પેઠે શોભવા લાગ્યા.[૪૩] સેંકડો સ્ત્રીઓના યુથના અધિપતિ, સ્ત્રીઓએ ગવાતા, પોતે ગાતા, વૈજયંતી માળાને ધારણ કરતા અને વનને શોભા આપતા ભગવાન તે વનમાં ફરતા હતા.[૪૪] ગોપીઓની સાથે ટાઢી વેળુવાળા યમુના નદીના કાંઠા ઉપર જઇને તે નદીના તરંગોથી આનંદ પામતાં કુમુદોની સુગંધીવાળા વાયુથી બહુજ પ્રસન્ન થયા.[૪૫] હાથ લાંબા કરવાથી, આલિંગનથી, હાથ કેશ સાથળ નાડી અને સ્તનના સ્પર્શથી, હાસ્યનાં વચનથી, નખની અણીઓ મારવાથી, ક્રીડાથી, જોવાથી અને હાસ્યથી વ્રજાંગનાઓના કામદેવને બહુજ વૃદ્ધિ આપતા શ્રીકૃષ્ણ ભગવાન તેઓને રમાડવા લાગ્યા.[૪૬] એ પ્રકારે મહાત્મા અને માની શ્રીકૃષ્ણથી જેઓને માન મળેલુંછે એવી ગોપીઓએ પૃથ્વીની સઘળી સ્ત્રીઓના આત્માથી પોતાના આત્માને શ્રેષ્ઠ માન્યો.[૪૭] બ્રહ્માને અને રૂદ્રને પણ વશ કરનાર ભગવાન, તે ગોપીઓની કેટલીક સ્વતંત્રપણાની વર્ત્તણુક તથા અભિમાનને જોઈ તેની શાંતિ કરવા અને પછી પ્રસન્ન થવાને માટે ત્યાંજ અંતર્ધાન થઈ ગયા.[૪૮]

तासां तत्सौभगमदं वीक्ष्य मानं च केशवः ।
प्रशमाय प्रसादाय तत्रैवांतरधीयत ॥ ४८ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો
ઓગણત્રીસમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૩૦ મો.*

### ગોપીઓ વનમાં ભગવાનને શોધેછે.

શુકઉ૦-અંતર્હિતે ભગવતી સહસૈવ વ્રજાંગનાઃ ।
અતપ્યંસ્તમચક્ષાણાઃ કરિણ્ય ઇવ યૂથપમ્ ॥૧॥

શુકદેવજી કહેછે—ભગવાન તુરતજ અંતર્ધાન થઈ જતાં જેમ હાથણીઓ હાથીને નહીં દેખવાથી પરિતાપ પામે, તેમ ગોપીઓ ભગવાનને નહીં દેખવાથી પરિતાપ પામવા લાગી.[૧] ભગવાનનાં ગતિ, સ્નેહ, લીલાસહિત જોવા, સુંદર ભાષણ, ક્રીડા અને બીજા પણ વિલાસોથી જેઓનાં મન ખેંચાઇ ગયાં હતાં એવી અને તેથી ભગવદ્રૂપ થયેલી વ્રજાંગનાઓ ભગવાનની તે તે લીલાસરખી લીલા કરવાલાગી.[૨] પ્યારા શ્રીકૃષ્ણનાં ચાલવાં, મંદહાસ્ય, જોવાં અને ભાષણાદિકમાં જેઓનાં શરીર તન્મય થઇ ગયાં હતાં એવી અને તેને લીધે ભગવાનની પેઠેજ ક્રીડા અને વિલાસ કરતી ભગવદ્રૂપ ગોપીઓ 'હુંજ કૃષ્ણ છું' એમ પરસ્પર જણાવવા લાગી.[૩] મળીને ઉંચા સ્વરથી ભગવાનનુંજ ગાયન કરતી ગોપીઓ ઉન્મત્તની પેઠે એક વનથી બીજા વનમાં શોધવા લાગી, અને ભગવાન કે જે સર્વ પદાર્થોમાં બહાર અને અંદર વ્યાપક છે તેમના સમાચાર વૃક્ષોને પૂછવા લાગી.[૪]

ગોપીઓ વૃક્ષાદિકને પૂછેછે—હે + પીપળા! હે વડ! હે પીપળ! પ્રેમ સહિત હાસ્ય અને અવલોકનથી અમારા મનથી ચોરી કરીને ભગવાન ગયાછે તે તમારા જોવામાં આવ્યા છે?[૫] હે † કુરબક! હે આસોપાલવ! હે નાગ! હે પુન્નાગ! હે ચંપક! માનવતી સ્ત્રીઓનાં માનને હરનાર મંદહાસ્યવાળા શ્રીકૃષ્ણ, અહીં તમારી પાસે થઇને નીકળ્યા હતા?[૬] હે ભગવાનનાં ચરણપર પ્રેમ રાખનારી ભલી તુળસી! ભ્રમરોની સાથે તારૂં ધારણ કરનાર અને તને અત્યંત પ્યારા શ્રીકૃષ્ણ તારા જોવામાં આવ્યા છે?[૭] હે ‡ માલતી! હે મલ્લિકા! હે જાતિ! હે જુઈ! તમોએ ભગવાનને દીઠાછે? અને હાથના સ્પર્શથી તમોને રાજી કરતા અહીંથી ગયાછે?[૮] હે* આંબા! હે રાયણ! હે પનસ! હે અસન! હે કોવિદાર! હે જાંબુ! હે આકડા! હે બોલસરી! હે ×આમ્ર! હે કદંબ! હે –નીપ! અને હે બીજા પણ વૃક્ષો! તમારો જન્મ પરોપકારને માટેજ છે. અને વળી તમો યમુનાજીને કાંઠે રહેનારાં હોવાથી તીર્થવાસી છો, માટે શૂન્યચિત્તવાળી અમોને શ્રીકૃષ્ણનો માર્ગ કહો.[૯] હે પૃથ્વી! તેં કયું તપ કર્યું છે? કેમકે ભગવાનના ચરણનો સ્પર્શ મળવાથી તને આનંદ થયોછે, અને તેથી તારાં રૂંવાડાં ઉભાં થયેલાં જણાયછે. આ આનંદ તને હમણાંજ ભગવાનના ચરણનો સ્પર્શ મળવાથી થયોછે કે વામનાવતારમાં ભગવાનના ચરણથી તું મપાએલીછે તેથી મળ્યોછે? અથવા વરાહાવતાર ભગવાનના શરીરનું આલિંગન મળ્યું છે તેથી થયોછે?[૧૦] હે મૃગલી† હે સખી! પોતાના અવયવોથી તમારી દૃષ્ટિઓને આનંદ આપતા ભગવાન પ્યારીની સાથે અહીં તમારી પાસે આવ્યા હતા? કેમકે શ્રીકૃષ્ણે પેહેરેલી કુંદ પુષ્પની માળા કે જે પ્યારીનો અંગસંગ કરવાના સમયમાં તેના સ્તન ઉપરના કેસરથી રંગાએલી હશે તેનો સુગંધ અહીં આવેછે[૧૧] હે વૃક્ષો +! એક હાથ પ્યારીના ખભા ઉપર ધરી અને બીજા હાથમાં કમળ લઇ અહીં ફરતા અને તુળસીના મદોન્મત્ત ભ્રમરો જેમની પાછળ ઉડયા કરેછે એવા

---

* આ ત્રીશમા અધ્યાયમા ઉન્મત્તની પેઠે અનિર્વચનીય રીતે વનેવન ફરતી અને વિરહથી તપી ગયેલી ગોપીઓ ભગવાનને શોધે છે, એ કથા કહેવાશે + આ વૃક્ષો મોટા હોવાથી ભગવાનને દેખતા હશે એવી આશાથી પીપળા આદિને પુછેછે † આ વૃક્ષો મોટા છે અને વળી પોતાનાં ફૂલોથી ઘણાનો ઉપકાર કરનારાં છે, તો આપણને અવશ્ય સમાચાર દેશે એવી આશાથી પૂછેછે ‡ સ્પર્શન ગુણવાળાં હોવા છતાં પણ આ લતાઓ નમ્ર છે માટે આ અવશ્ય ઉત્તર આપશે એવી આશાથી પૂછેછે * ઉંચા અને ફલાદિકથી સર્વ પ્રાણીઓને તૃપ્ત કરનારા આ વૃક્ષો અવશ્ય ઉત્તર આપશે એવી આશાથી પૂછેછે × બીજી જાતનો આંબો – બીજી જાતનો કદંબ. † મૃગલીની આંખ્યો મોટી હોવાથી તેણે ભગવાનને દીઠા હશે એમ ધારી પૂછેછે + ફળના ભારથી નમી રહેલાં વૃક્ષોને જોઇ તેઓ ભગવાનને પ્રણામ કરતા હશે એમ ધારી કેટલીક ભગવાનના વિલાસની સંભાવનાકરી પૂછેછે.

ભગવાન, સ્નેહપૂર્વક જોઈને તમારા પ્રણામનો સ્વીકાર કરેછે કે શું ?[૧૨] હે ઇસખીઓ ! આ લતાઓ અવશ્ય શ્રીકૃષ્ણને મળેલી હોવી જોઈએ; કેમકે પોતાના પતિ (વૃક્ષ)ના બાહુ (શાખા) ને આલિંગન કરી રહેલી છતાં પણ ( પોતાના પતિના સમીપમાં પણ ) પોતાનાં મોટાં ભાગ્યને લીધે ભગવાનના નખનો સ્પર્શ મળવાથી રોમાંચિત થઈ રહેલીછે. માટે આ લતાઓને પૂછો. ( પોતાના પતિના સમાગમમાં કદી પણ આવાં રોમાંચ થવાનો સંભવ નથી )[૧૩] (શુકદેવજી કહેછે) એ* પ્રમાણે ઉન્મત્તના જેવાં વચન બોલતી ભગવાનને શોધવાથી વિહ્વળ થયેલી અને ભગવાનમાંજ જેઓનાં ચિત્ત લાગી રહ્યાં હતાં એવી ગોપીઓ ભગવાનની તે તે લીલાઓનુ અનુકરણ કરવા લાગી.[૧૪] ભગવાનના જેવી લીલા કરતી કોઈ ગોપીએ પૂતનારૂપ થએલી બીજી ગોપીનું સ્તનપાન કર્યું.બાળક થઇને રોતી એક ગોપીએ ગાડારૂપ થયેલી બીજી ગોપીને પાટુ મારી [૧૫] એક ગોપી દૈત્યરૂપ થઇને શ્રીકૃષ્ણના બાળકપણાની ભાવના કરનારી બીજી ગોપીને હરીગઇ. એક ગોપી શ્રીકૃષ્ણરૂપ થઇ, તે ઘુઘરીઓના ઘમકાર સહિત પગને ઘસડતી ભાંખડીયાભેર ચાલવા લાગી.[૧૬] બે ગોપીઓ રામકૃષ્ણરૂપ થઇ, અને બીજી કેટલીક ગોવાળીઆરૂપ થઈ એક ગોપીએ વાછડા જેવી થયેલી બીજી ગોપીને પ્રહાર કર્યો, અને એક બગલારૂપ થયેલીને પ્રહાર કર્યો[૧૭] એક છેટે ગયેલી ગાયોને જેમ શ્રીકૃષ્ણ બોલાવતા હતા તેમ બોલાવીને તેનુ અનુકરણ કરતી હતી, વેણુ વગાડતી હતી અને ક્રોડા કરતી હતી, તેને બીજી ગોપીઓ વાહ વાહ ! કહેવા લાગી [૧૮]એક ગોપીના ઉપર હાથ મૂકીને ચાલતી અને ભગવાનમાંજ જેનું મન લાગ્યુ હતુ એવી બીજી ગોપી બોલી કે–'હુ કૃષ્ણ છુ મારી સુંદર ચાલ જુઓ'[૧૯] એક ગોપીએ 'વાયુ તથા વરસાદથી બીશો નહી, તેથી રક્ષણનો ઉપાય હું કરૂ છુ'

એમ કહી યત્ન કરીને પોતાનું વસ્ત્ર ઊંચું ઉપાડ્યુ.[૨૦] એક ગોપી બીજી ગોપી ઉપર ચઢી તેના માથાને પગથી દબાવીને બોલી કે–' હે દુષ્ટ સર્પ ! જતો રહે. ખળ લોકોને શિક્ષા કરવાસારૂ હુ અવતર્યો છુ'[૨૧] ત્યાં એક ગોપી બોલી કે–'હે ગોવાળીઆઓ ! આ ભયંકર દાવાનળને જુઓ. તુરત આંખ્યો મીંચી જાઓ, હું તમારૂં રક્ષણ સેહેજમાં કરીશ.'[૨૨] ત્યાં એક ગોપીએ માળાથી ખાંડણીઆ સાથે બાંધેલી ગોપીને જોઈ બીજી સારી આંખ્યોવાળી અને પાતળી ગોપી પોતાનું મોઢું ઢાંકીને ભયનું અનુકરણ કરવા લાગી.[૨૩] એ પ્રમાણે વૃંદાવનની લતાઓ અને વૃક્ષોને ભગવાનના સમાચાર પૂછતી (અને ભગવાનની લીલાનુ અનુકરણ કરતી ) ગોપીઓએ વનના પ્રદેશમાં ભગવાનનાં પગલાં દીઠાં, અને જોઇને વિચાર્યું કે–' ધ્વજ, કમળ, વજ્ર, અંકુશ અને યવ આદિ રેખાનાં ચિન્હો ઉપરથી અવશ્ય આ મહાત્મા શ્રીકૃષ્ણનાં પગલાં જણાયછે.'[૨૪-૨૫]પછી તે તે પગલાં ઉપરથી ભગવાનના માર્ગને શોધતી તે સ્ત્રીઓ આગળ જતાં એક સ્ત્રીનાં પગલાંથી મળેલાં ભગવાનનાં પગલાં જોઇ ખેદ પામીને બોલી કે–'હાથીની સાથે જેમ હાથણી જાય તેમ ભગવાનની સાથે ગયેલી અને ભગવાનના ખભા ઉપર પોતાનુ કાંડુ મૂકનારી આ કઇ ગોપીનાં પગલાં છે ?[૨૬-૨૭] આ ગોપીએ અવશ્ય પ્રભુની આરાધના કરેલી હોવી જોઇએ; કેમકે આપણને છોડી દઈને તેના ઉપર રાજી થયેલા શ્રીકૃષ્ણ તેને એકાંતમાં લઈ ગયા [૨૮] હે સખીઓ ! અહો ! આ ભગવાનના ચરણકમળની રજ અત્યંત પવિત્ર છે, કે જે રજને બ્રહ્મા, સદાશિવ અને લક્ષ્મીજી પણ પાપ મટાડવાને સારૂ પોતાના મસ્તક ઉપર ધરેછે (આપણે પણ આ રજમાં નાહીએ તો બ્રહ્માદિકને ભગવાન જેમ મળ્યા તેમ આપણને પણ મળે. )[૨૯] બીજી ગોપીઓ બોલી કે " તે સ્ત્રી કે જે સર્વ ગોપીઓને સરખા ભગવાનના અધરામૃતને હરી જઈને એકાંતમાં એકલીજ ભોગવેછે તેનાં પગલાં આ ભગવાનનાં પગલાંની સાથે છે એમ આપણને

§ કેટલીએક ગોપીઓ કહેછે

* ઉન્મત્તની પેઠે પ્રશ્ન કર્યાનો વિસ્તાર કહ્યો હવે ભગવાનની લીલાનુ અનુકરણ કરવાનો વિસ્તાર કહેછે.

મુંઝવણ છે. (નકરાં ભગવાનનાંજ પગલાં હોય તો તેઓની રજમાં નાહાવાને આપણને કશો પ્રતિબંધ નથી.)[30] આ* ઠેકાણે એ સ્ત્રીનાં પગલાં દેખાતાં નથી, પણ તેનું કારણ અવશ્ય એ હોવું જોઇએ કે 'ખડના અંકુરોથી તેના કોમળ પગ પીડાતાં તે પ્યારીને પ્યારા ભગવાને પોતાના ખભાપર તેડી લીધી હશે.'[31] આ+ ઠેકાણે તે પ્યારીને માટે પ્યારા ભગવાને વૃક્ષો ઉપરથી ફૂલ વીણેલાં જણાયછે. જુઓ કે પેનીઓ ઊંચી કરવી પડતાં ધરતીપર પગના આગલ્યા ભાગનુંજ દબાણ આવવાથી અધુરાં પગલાં ઉઠી રહ્યાંછે.[32] આ† ઠેકાણે કામી ભગવાને તે કામનીના કેશ ગુંથેલાછે, કેમકે તેના ચોટલામાં ફૂલ ગુંથાતાં અવશ્ય શ્રીકૃષ્ણ આ સ્થળમાં બેઠેલા હોવા જોઈએ."[33]

શુકદેવજી કહેછે—શ્રીકૃષ્ણ ભગવાન પોતાથીજ સંતુષ્ટ, આત્મારામ અને સ્ત્રીઓના વિલાસમાં નહી લલચાએલા છતાં પણ સ્ત્રી‡ઓની ભૂંડાઈ અને કામીપુરૂષોની દીનતા દેખાડવાસારૂ તે સ્ત્રીની સાથે રમતા હતા.[34] જે ગોપીને શ્રીકૃષ્ણ લઇ ગયા હતા, તે સિવાય બીજી ગોપીઓએપ્રકારેપરસ્પરબતાવતી અનેવિહ્વળ થઇ વનમાંફરતી હતી.[35] કામનાવાળી÷બીજીગોપીઓનેમૂકીદઇનેઆપ્યારાશ્રીકૃષ્ણમનેભજેછેમાટેસધળી સ્ત્રીઓમાં હુંજ શ્રેષ્ઠ છું એમ તે સ્ત્રી માનવા લાગી.[36] પછી વનના એક પ્રદેશમાં જઇને ગર્વ પામેલી તે સ્ત્રીએ ભગવાનને કહ્યું કે—'હું ચાલી શકતી નથી માટે જ્યાં તમારૂ મન હોય ત્યાં મને તેડીને લઈ જાઓ.'[37] એ÷ પ્રમાણે તે સ્ત્રી બોલતાં ભગવાને કહ્યું કે—'ત્યારે મારી કાંધ ઉપર બેશ' પછી+ એ સ્ત્રી કાંધ ઉપર બેસવાને સજ્જ થતાં ભગવાન અંતર્ધાન થઈ ગયા. એમ થતાં એ સ્ત્રી પસ્તાઇને બોલવા લાગી કે—'હે નાથ! હે સુંદર! હે પ્યારા! હે મહાભુજ! હાય હાય ક્યાં છો? ક્યાં છો? હે સખા! હું કે જે તમારી કંગાલ દાસી છું તેને દર્શન દો.'[38-39] એટલામાં ભગવાનના માર્ગને શોધતી શોધતી ચાલી આવતી પેલી સધળી ગોપીઓએ પોતાના સમીપમાં પ્યારાના વિયોગથી મોહ પામેલી અને દુઃખ પામેલી તે પોતાની સખીને દીઠી.[40] ભગવાને પ્રથમ માન આપ્યું અને પછી ભૂંડાઈ જોઇને અપમાન કર્યું એ સધળી વાત તેના મોઢાથી સાંભળીને સધળી ગોપીઓ મોટા વિસ્મય પામી.[41] પછી જ્યાંસુધી ચંદ્રમાનું અજવાળું દેખાયું ત્યાંસુધી તેઓ એ સખીને સાથે લઈ વનમાં આગળ આગળજ ચાલી ગઇ. પછી અંધારૂં† આવ્યું જોઇને તે સ્ત્રીઓ પાછી વળી.[42] એ ગોપીઓ કે જેઓનાં મન ભગવાનમાંજ લાગ્યાં હતાં, ભાષણ ભગવાનસંબંધીજ હતું, ભગવાનનીજ લીલા કરતી હતી, ભગવદ્રૂપ થઈ ગઇ હતી અને ભગવાનનાજ ગુણો ગાતી હતી, તેઓને પોતાના ઘરનું સ્મરણજ આવ્યું નહીં.[43] ભગવાનનુંજ ધ્યાન કરતી તે ગોપીઓ પાછી યમુનાજીને કાંઠે આવીને ભગવાનના પાછા પધારવાની આશા રાખી ભેળી થઇને ભગવાનનું ગાયન કરવા લાગી.[44]

**पुनः पुलिनमागत्य कालिंद्याः कृष्णभावनाः।**
**समवेता जगुः कृष्णं तदागमनकांक्षिताः ॥४४॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

* શોક્યના પગલાથી નહી ભળેલાં કેવળ ભગવાનના પગલાંનેજ શોધતી તે ગોપીઓ આગળ જતાં તેવાં પગલાં જોઇને વળી બહુ સંતાપ પામી એ વાત કહેછે.
+ આગળ વધી વળી બીજા પગલાં જોઇને કહેછે. † ભગવાનના બે ગોઠણ વચ્ચે બેઠેલી સ્ત્રીનું ચિન્હ જોઇને કહેછે. ‡ સ્ત્રીઓની ભૂંડાઈ કહેછે.
÷ કામી પુરૂષોની દીનતા કહેછે.

+ ભગવાનનું સ્ત્રીઓના વિલાસમાં નહી લલચાએલાપણું કહેછે.
† આ અંધારૂં ઘણી ઝાડીનું હશે એમ સમજાયછે; કેમકે પુનમની રાતમાં બીજું અંધારૂં થવાનો સંભવ નથી.

## અધ્યાય ૩૧ મો.*

### ગોપિકા ગીત.

॥ गोप्य ऊचुः ॥

जयतिते धिकं जन्मना व्रजः
श्रयत इंदिरा शश्वदत्रहि ।
दयितदृश्यतां दिक्षुतावका-
स्त्वयि धृतासवस्त्वां विचिन्वते ॥ १ ॥

ગોપીઓ ગાયછે–હે પ્યારા ! તમારા જન્મથી વ્રજનો વધારે ઉત્કર્ષ થયોછે, અને તેનેલીધેજ લક્ષ્મીજી નિરંતર વ્રજને શોભા આપેછે. આ પ્રમાણે સઘળુ વ્રજ આનંદ પામ્યા કરેછે, તેમાં તમારી ગોપીઓજ કે જેઓએ તમારે માટેજ પ્રાણ રાખેલાછે તેઓ તમને ચારેકોર શોધવામાં દુઃખી થાયછે માટે દર્શન આપો.[1] હે સંભોગના પતિ ! હે મનોરથ પૂરનાર ! તમારી દૃષ્ટિ કે જે શરદઋતુના તળાવમાં સારી રીતે ઉત્પન્ન થયેલા પ્રફુલ્લિત કમળના ગર્ભની શોભાને હરી લેનાર છે, તેથી અમો વગર પગારની દાસીઓને તમે મારોછો તે શું તમે વધ કરતા નથી ? શસ્ત્રથી જે વધ થાય તેજ વધ કહેવાય અને દૃષ્ટિથી વધ થાય તે વધ ન કહેવાય ? કહેવાયજ માટે દૃષ્ટિથી હરી લીધેલા અમારા પ્રાણને પાછા આપવાસારૂ તમે દર્શન આપો[2] ઝેરવાળા જળથી થયેલા નાશથી, અઘાસુરથી, વરસાદ પવન અને વીજળીઓ પડવાથી, અરિષ્ટાસુરથી, વ્યોમાસુરથી અને બીજા પણ સઘળા પ્રકારના ભયથી તમે અમારી વારંવાર રક્ષા કરીછે, તો હમણાં કેમ ઉપેક્ષા કરોછો ? કૃપા કરી ઘણા પ્રકારનાં મૃત્યુથી રક્ષા કરીને હમણાં દૃષ્ટિથી કામદેવને મોકલી અમને શામાટે મારી નાંખોછો ?[3] હે મિત્ર ! તમે કાંઈ યશોદાના પુત્ર નથી, પણ સર્વ પ્રાણીઓની બુદ્ધિના સાક્ષી ઈશ્વર છો જગતના રક્ષણને માટે બ્રહ્માએ પ્રાર્થના કરવાથી યાદવોના કુળમાં અવતર્યાછો જગતના પાલનને માટે અવતરેલા આપ ભક્તજનની ઉપેક્ષા કરોછો એ અત્યંત અયોગ્ય છે.[4] હે યાદવોમાં ઉત્તમ ! હે કાંત ! આપનુ હસ્તકમળ કે જે સંસારના ભયથી શરણે આવેલાઓને અભય આપનાર, મનોરથોને પૂરનાર અને લક્ષ્મીજીનો હાથ ઝાલનાર છે, તે અમારા મસ્તકઉપર ધરો.[5] હે વ્રજવાસીઓની પીડાને હરનાર ! હે વીર ! હે પોતાના ભક્તોના ગર્વને મંદહાસ્યથી નાશ કરનાર ! હે મિત્ર ! અમો કે જેઓ તમારી દાસીઓ છીએ, તેઓને તમે ભજો, અને પ્રથમ તો અમો સ્ત્રી લોકોને તમારૂં કમળ સરખું મુખ દેખાડો.[6] તમારૂ ચરણારવિંદ કે જે નમનાર પ્રાણીઓના પાપને મટાડનાર, કૃપાનેલીધે પશુઓની પાછળ જનાર, સૌભાગ્યને લીધે લક્ષ્મીના સ્થાનકરૂપ, અને પરાક્રમનેલીધે કાલિયનાગની ફેણો ઉપર નાચેલુ હતુ, તેને અમારાં સ્તનઉપર ધરો અને કામજ્વરને મટાડો.[7] હે કમળ સરખાં નેત્રવાળા ! હે વીર ! સુંદર વાક્યોવાળી, અને સમજુઓના મનને ગમે એવી તમારી મધુર વાણીથી મોહ પામતી આ અમો દાસીઓને અધરામૃત પાઇને જીવાડો.[8] તમારા વિરહથી અમોને મોત આવ્યુ જ હતુ, પરંતુ ભાગ્યશાળી લોકોએ અમોને તમારી કથારૂપ અમૃત પાઈને તે મોતને કાઢી મેલ્યુ છે. તમારી કથાજ વાસ્તવિક રીતે અમૃત છે; કેમકે તે તાપ પામેલાઓને જીવાડનાર છે. બ્રહ્મવેત્તાઓ પણ એજ અમૃતનાં વખાણ કરેછે, અને દેવતાઓને પીવાના અમૃતને તો તુચ્છ ગણેછે. કથારૂપી અમૃત કામ અને કર્મને મટાડનાર છે, અને દેવતાઓનું અમૃત તો કામ તથા કર્મને વધારનાર છે. કથારૂપી અમૃત સાંભળવા માત્રથીજ કલ્યાણ આપેછે, અને દેવતાઓનુ અમૃત તો યજ્ઞાદિક કરીએ ત્યારે મળેછે કથારૂપી અમૃત શાંત છે અને દેવતાઓનુ અમૃત તો માદક છે તમારી કથારૂપી આવા અમૃતનુ ભૂલોકમાં જેઓ વિસ્તારથી નિરૂપણ કરેછે તેઓને જીવન આપનારા ગણીએ છીએ આ પ્રમાણે જ્યારે તમારી કથા પણ અમૃતથી અધિક છે ત્યારે તમારૂં દર્શન તો સ-

* આ એકત્રીસમા અધ્યાયમા નિરાશ થએને પાછી યમુનાજીને કાંઠે આવેલી સ્ત્રીઓ ભગવાનનુ ગાયન કરીને તેમના આવવાનુ માગેછે, એ કથા કહેવામાં આવશે.

વેત્તમ હોય એમાં શુંજ કહેવું ? માટે માગીએ છીએ કે દર્શન દો.[૯] હે પ્રિય ! હે કપટી ! તમારૂ હસવુ, પ્રેમથી જોવુ, ધ્યાનમાં સુખ આપનાર વિહાર, અને હૃદયમાં લાગી રહેલી એકાંતની વાતો અમારા મનને ક્ષોભ પમાડેછે, માટે જો કે તમારી કથાનું શ્રવણજ સુખદાઇછે, તોપણ તેમાં અમારૂં મન શાંતિ પામતુ નથી,માટે દર્શન દો [૧૦]હે નાથ ! હે કાંત ! જ્યારે પશુઓને ચારવાને માટે વ્રજમાંથી તમે પધારોછો ત્યારે કમળ જેવા કોમળ તમારાં ચરણ કાંકરીઓ, ખડ અને અંકુરોથી ક્લેશ પામતાં હશે એમ જાણી અમારૂ મન અસ્વસ્થ થઈ જાયછે, તો આવી રીતે અમો તમારા ઉપર બહુજ પ્રેમ રાખીએછીએ, તે છતાં તમે અમારી સાથે શામાટે કપટે રમોછો ? [૧૧] હે વીર ! સાયકાળે શ્યામ કેશથી વીંટાવાનેલીધે અને ગાયોની રજ ઉડવાનેલીધે ભ્રમરોથી ઘેરાએલા અને પરાગથી વ્યાપ્ત થયેલા કમળ સરખુ મુખ ધારણ કરીને આવતા આપ તે મુખ વારવાર દેખાડીને કેવળ અમારા મનમાં કામદેવ ઉત્પન્ન કરોછો, પણ સંગ આપતા નથી માટે તમે કપટી છો.[૧૨]હે મનની પીડાને મટાડનાર ! હે પ્રિય ! એટલામાટે હવે કપટ મૂકી દઇને આપનું ચરણારવિંદ કે જે બ્રહ્માએ પૂજેલુ, પૃથ્વીના શણગારરૂપ, કષ્ટના સમયમાં ધ્યાન કરવાથીજ કષ્ટ મટાડનાર અને સેવાના સમયમાં પણ પરમ સુખરૂપ છે તેને અમારા કામજ્વરની શાંતિને માટે અમારા સ્તનો ઉપર ધરો.[૧૩]હે વીર ! તમારૂ અધરામૃત કે જે સંભોગને વધારનાર, શોકનો નાશ કરનાર, સ્વરવાળા વેણુએ સારી રીતે ચૂસેલ અને મનુષ્યોને બીજા સર્વ સુખોની ઇચ્છાને ભૂલાવનાર છે તે અમને આપો.[૧૪]જ્યારે તમે દિવસે વનમાં ફરોછો ત્યારે તમને નહિ દેખવાથી અમને ત્રુટિ ( બહુજ અલ્પકાળ ) પણ યુગ જેવડો થઇ પડેછે, અને સાયકાળે પાછું વાંકા કેશવાળુ તમારૂ શ્રીમુખ જ્યારે જોઇએછીએ, ત્યારે અમારાં નેત્રોની પાંપણો આડી આવતાં તેટલો દર્શનનો પ્રતિબંધ પણ નહી ખમી શકાયાથી તે પાંપણોને બનાવનાર બ્રહ્મા ઉપર અમને દ્વેષ આવેછે. એટલામાટે ક્ષણમાત્ર પણ તમારૂ દર્શન નહી મળતાં દુઃખ અને મળતાં સુખ થાયછે, એમ જોઇને સર્વ સંગનો ત્યાગ કરી સન્યાસીઓની પેઠે અમો તમારી પાસે આવેલી છીએ, તે છતાં તમે અમારો ત્યાગ કરવનુ મન કેમ કરોછો ?[૧૫]હે પ્રભુ ! હે કપટી ! અમે, કે જેઓ પતિ, પુત્ર, સંબંધીઓ, ભાઇઓ અને બાંધવોને નહી ગણકારતાં, અમારા આવવાના કારણને જાણનારા આપની પાસે આપના ગાયનથી મોહ પામીને પોતાની મેળે ચાલી આવેલી સ્ત્રીઓ છીએ, તેઓનો રાત્રિના સમયમાં તમારા વિના બીજો કોણ ત્યાગ કરે ?[૧૬]તમારૂં હસતું મુખારવિંદ, પ્રેમપૂર્વક જોવુ, લક્ષ્મીના સ્થાનકરૂપ મોટું વક્ષસ્થળ, એકાંતના સંકેત અને તેથી થયેલો અમારા મનમાં કામદેવનો ઉદય જોઇને અમોને બહુજ ઈચ્છા થઇ છે અને મન વારવાર મુંઝાયછે.[૧૭]હે શ્રીકૃષ્ણ ! આપનું પ્રાકટ્ય વન અને વ્રજમાં રહેનારાઓના દુઃખને મટાડનાર, અને જગતના અત્યંત મંગળરૂપ છે, માટે અમો કે જેઓનાં મન તમારી કામનાથીજ વ્યાપ્ત છે તેઓને, પોતાના ભક્તજનોના હૃદયના રોગનો નાશ કરનાર જે અત્યંત ગુપ્ત ઔષધ છે તે થોડુંક પણ આપો. એ ઔષધને તમેજ જાણોછો.[૧૮] ( અત્યંત પ્રેમથી વ્યાકુળ થઈ રોતી રોતી બોલે છે) હે પ્રિય ! તમારા જે સુકોમળ ચરણારવિંદને અમે અમારાં કઠણ સ્તન ઉપર બીતી બીતી ધરીએ છીએ, તે ચરણારવિંદથી તમે તો વનમાં ફરોછો, તો એ ચરણારવિંદ ઝીણી કાંકરીઓ આદિથી વ્યથા નહીં પામતુ હોય ? એવી રીતે અમે કે જેઓના જીવનરૂપ તમેજ છો તેઓની બુદ્ધિ મુંઝાયછે[૧૯]

> यत्ते सुजात चरणांबुरुहंस्तनेषु
> भीताः शनैः प्रिय दधीमहि कर्कशेषु ।
> तेनाटवीमटसि तद्व्यथते नकिंचित्
> कूर्पादिभिर्भ्रमतिधीर्भवदायुषां नः ॥ १९ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ' ગોપિકાગીત ' એવા નામનો એકત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

# અધ્યાય ૩૨ મો.*

## ભગવાને પ્રગટ થઇ ગોપીઓને શાંતકરી.

**श्रीशुक उवाच.**

**इति गोप्यः प्रगायंत्यः प्रलपंत्यश्च चित्रधा ।**
**रुरुदुः सुस्वरं राजन् कृष्णदर्शनलालसाः ॥१॥**

શુકદેવજી કહેછે-હે રાજા! એ પ્રમાણે ગાતી અને વિચિત્ર પ્રકારે પ્રલાપ કરતી ગોપીઓ ભગવાનના દર્શનની ઇચ્છાથી ઉંચે સ્વરે રોવા લાગી.[1] પીતાંબર તથા માળાને ધરનાર, સાક્ષાત કામદેવને પણ મોહ કરનાર અને જેમનુ મુખારવિંદ હસતુ હતુ એવા ભગવાન તે ગોપીઓની વચમાં પ્રકટ થયા.[2] તે પ્રિય શ્રીકૃષ્ણને આવ્યા જોઇ જેઓની દૃષ્ટિઓ પ્રીતિથી પ્રફુલ્લિત થઈ એવી સઘળી સ્રીઓ જેમ પ્રાણ આવવાથી ઇંન્દ્રિયો ઉઠે તેમ એક સામટી ઉભી થઇ.[3] કોઇ ગોપીએ પ્રીતિથી ભગવાનનુ હસ્તકમળ પોતાની અંજલિમાંલીધુ, કોઇએચ દનથીશોભી રહેલા ભગવાનના હાથને પોતાના ખભાપર ધર્યો.[4] કોઈએ ભગવાનનુ ચાવેલુ પાન પોતાની અંજલિમાં લીધુ. કામજ્વરથી તપી રહેલી કોઈ ગોપીએ ભગવાનનુ ચરણકમળ પોતાના સ્તન ઊપર ધર્યું.[5] સ્નેહના કોપથી પરવશ થયેલી કોઈ ગોપી હોઠ ડસીને તથા ભમર ચઢાવીને કટાક્ષ નાખવાથી જાણે પ્રહાર દેતી હોય એમ જોવા લાગી [6] નહી મીચેલી આંખ્યોથી તેમના મુખારવિંદને સારી રીતે જોયા છતાં પણ વારંવાર જોયા કરતી કોઇ ગોપી, જેમ તેમના ચરણના સેવનથી સત્પુરૂષો તૃપ્તિ ન પામે તેમ તૃપ્તિ ન પામી.[7] નેત્રરૂપ દ્વાથી ભગવાનને હૃદયમાં લઇ આંખ્યો મીચી જઈ જેનાં રૂવાડાં ઉભાં થઇ ગયાં હતાં એવી કોઇ ગોપી યોગીની પેઠે ભગવાનનુ આલિંગન કરીને આનંદમાંજ ડૂબી ગઈ.[8] શ્રીકૃષ્ણના દર્શનના પરમ ઉત્સવથી સુખ પામેલી તે સઘળી ગોપીઓએ, જેમ ઇશ્વરને પામી મુમુક્ષુલોકો તાપ છોડી દે, જેમ બ્રહ્મવેત્તાને પામી સંસારીલોકો તાપ છોડી દે, અને જેમ સુષુપ્તિના સાક્ષીને પામી વિશ્વ અને તૈજસ જીવ તાપ છોડી દે તેમ વિરહનો તાપ છોડી દીધો.[9] હે રાજા! શોક રહિત થયેલી તે વ્રજાંગનાઓથી વીંટાએલા શ્રીકૃષ્ણ, પરમાત્મા જેમ સત્વાદિક શક્તિઓથી શોભે, ઉપાસક પુરૂષ જેમ જ્ઞાનાદિક શક્તિઓથી શોભે, અને જીવ જેમ અવિદ્યા આદિ ઉપાધિઓથી શોભે તેમ અત્યંત શોભવા લાગ્યા.[10] એ સમયે શ્રીકૃષ્ણ ભગવાન એ સ્રીઓને લઈ યમુનાજીના કાંઠા ઉપર પધાર્યા. એ સુખકારી કાંઠામાં ઉઘડી રહેલાં કુંદ અને મંદારનાં પુષ્પોની સુગંધીવાળા પવનને લીધે ભ્રમરો ઉડતા હતા.[11] શરદઋતુના ચંદ્રમાનાં કિરણોના સમૂહથી રાત્રિનું અંધારૂં મટીગયુ હતુ. યમુનાજીએ પોતાના હાથસરખા તરંગોથી કોમળ રેતી પાથરી દીધી હતી.[12] જેમ કર્મકાંડમાં પરમાત્માને નહીં દેખવાને લીધે તે તે કામનાઓથી અપૂર્ણ જેવી જણાતી શ્રુતિઓ જ્ઞાનકાંડમાં પરમાત્માને દેખી તેના આનંદથી પૂર્ણ થવાનેલીધે સઘળી કામનાઓને છોડી દેછે, તેમ પ્રથમ ભગવાનનાં અદર્શનથી આતુર થયેલી ગોપીઓએ પછી ભગવાનનાં દર્શનના આનંદથી પૂર્ણકામ થઇને હૃદયના સઘળા સંતાપ છોડી દીધા. (ગોપીઓના મનોરથોનો છેડો આવી ગયો) આવી રીતે પૂર્ણકામ થયા છતાં પણ પ્રેમનેલીધે તે ગોપીઓએ શ્રીકૃષ્ણ કે જે અંતર્યામી છે તેમને માટે સ્તનનાં કેસરોનાં ચિન્હવાળાં પોતાનાં ઉત્તરીય વસ્રોથી આસન કરી આપ્યું.[13] ગોપીઓએ માન આપેલા, ગોપીઓની સભામાં બેઠેલા, ત્રૈલોક્યની શોભાના એક સ્થાનરૂપ શરીરને ધારણ કરતા અને યોગેશ્વરોના અંતઃકરણમાં આસન કરનારા ભગવાન, તે ગોપીઓએ આપેલા આસનપર બેસીને શોભવા લાગ્યા.[14] તેમના ચરણ અને હસ્તને પોતાના ખોળામાં લઇ ચાંપતાં હાસ્ય તથા લીલાસહિત જોવાંથી રમતિયાળ થતી ભ્રકુટિવતે, તે કામદેવને વધારનાર ભગવાનનો સત્કાર કરી, બીજી વાતોના મં-

* આ બત્રીશમા અધ્યાયમા વિરહના વચનો સાભળવાથી જેમનુ હૃદય પીગળી ગયુ એવા ભગવાને ત્યા પ્રકટ થઇને માન દેતા તે ગોપીઓની સાંત્વના કરી, એ કથા કહેવામા આવશે.

સંગમાં લાવી કાંઈક રીસનેલીધે ગોપીઓએ આ પ્રમાણે ભગવાનને પૂછ્યુ.[૧૫]

ગોપીઓ પૂછેછે*- હે શ્રીકૃષ્ણ! કેટલાએક પુરૂષો પોતાને ભજનારાઓને તેઓના ભજનના પ્રમાણમાં ભજેછે, કેટલાએક તેઓના ભજનની અપેક્ષા નહીં રાખનાં નહી ભજનારાઓને પણ ભજેછે, અને કેટલાએક ભજનારાઓને પણ ભજતા નથી અને નહી ભજનારાઓને પણ ભજતા નથી. આ વિષયનુ અમારી પાસે સારી રીતે વિવેચન કરી કહો.[૧૬]

શ્રી ભગવાન કહેછે–+ હે સખીઓ! જેઓ પરસ્પરને ભજેછે એટલે ભજનારાઓને ભજેછે, તેઓ બીજાને ભજતા નથી પણ પોતાનેજ ભજે છે, કેમકે એ લોકોનુ ભજન કેવળ પોતાનો સ્વાર્થ મેળવવાના ઉદ્યમરૂપ છે. એ ભજન વાસ્તવિકરીતે ગાય ભેંશની ચાકરી કર્યા જેવુ સ્વાર્થરૂપ છે, માટે તેવા ભજનમાં સાચો સ્નેહ નહીં રહેવાને લીધે સુખ નથી અને દેખીતા ફળનો ઉદ્દેશ હોવાને લીધે ધર્મ પણ નથી [૧૭] હે સુંદરીઓ! નહીભજનારાઓને પણ ભજનારા બે પ્રકારના છે. એક તો દયાળુ લોકો અને બીજા માતાપિતા જેવા સ્નેહી લોકો. દયાળુ થઇને ભજવામાં નિર્દોષ ધર્મ રહ્યોછે અને માતા પિતાની પેઠે સ્નેહથી ભજવામાં સાચો પ્રેમ રહ્યોછે.[૧૮] હવે ત્રીજા પ્રશ્નવિષે કહુંછું. જેઓ ભજનારાઓને પણ ભજતા નથી ત્યારે નહી ભજનારાઓને તો ક્યાંથીજ ભજે એવા હોયછે, તેઓ ચાર પ્રકારમાં સમાયછે. એક તો આત્મારામ (આત્મામાંજ ધ્યાન રાખવાનેલીધે બહિર્દૃષ્ટિ વગરના,) બીજા પૂર્ણકામ (પ્રિય પદાર્થ દેખવામાં આવતાં પણ પોતે પૂર્ણકામ હોવ ને લીધે ભોગનીઇચ્છા વગરના અર્થાત્ જેઓને સઘળું સંપૂર્ણ હોવાથી કશા પદાર્થની અપેક્ષા નથી તેઓ.) ત્રીજા અકૃતજ્ઞ (બીજાએ કરેલા ઉપકારને નહીં જાણનારા મૂઢ લોકો,) ચોથા ગુરૂદ્રોહી (જે ઉપકાર કરનાર હોય તે ગુરૂતુલ્ય ગણાય તેઓનો પણ દ્રોહ કરનારા, અર્થાત્ અત્યંત કઠણ મનવાળા)[૧૯] હે સખીઓ! * હુ તો એઓમાં કોઇ પણ પ્રકારનો નથી, પણ પરમ દયાળુ અને પરમ સ્નેહી છુ, કેમકે ભજનારાઓનુ મારામાં નિરંતર ધ્યાન રહેવાને માટે હુ ભજતો હોય તેઓને પણ ભજતો નથી. જેમ નિર્ધન માણસ પોતાને મળેલુ ધન જતું રહેતાં તેની ચિંતાથી એવો વ્યાપ્ત થઇ જાય કે તેને બીજાં ભૂખ તરશ આદિનુ પણ જ્ઞાન ન રહે, અર્થાત્ તેનુ ધ્યાન નિરંતર ધનમાંજ રહે. એવી રીતે તમો કે જેઓએ યોગ્ય અયોગ્ય નહી જોવાથી લોકનો, ધર્મ અધર્મ નહી જોવાથી વેદનો, અને સ્નેહ છોડી દેવાથી સબંધીઓનો પણ મારે માટે ત્યાગ કર્યો છે, તેઓનુ ધ્યાન મારામાંજ નિરંતર રહેવાને માટે હુ અંતર્ધાન થઇ ગયો હતો, અને એવી રીતે અદૃષ્ય રહીને પણ તમારાં પ્રેમનાં વચન સાંભળતો હતો. માટે હે પ્યારી સ્ત્રીઓ! તમોએ હુ કે જેને એમ કરવુંજ વહાલુ છે, તેના ઉપર દોષનો આરોપ નહીં કરવો જોઇએ.[૨૦-૨૧] આ વાત પડતી મૂકીને હવે વાસ્તવિક વાત કહુછુ તે સાંભળો. તમો કે જેઓ મારી સાથે નિર્દોષ રીતે જોડાએલીછો, તેઓનો ઘણા કાળથી પણ પ્રત્યુપકાર કરવાને (યોગ્ય બદલો આપવાને) હુ સમર્થ નથી. કાપી કપાય નહીં એવી ઘરરૂપ બેડીઓને અત્યંત કાપી નાંખીને તમોએ મારૂં સેવન કર્યુંછે, એ તમારા ઉપકારનું ઋણ તમારી સુશીલતાથીજ મારા ઉપરથી ઉતરવુ જોઇએ, પણ મે કરેલા પ્રત્યુપકાર (સામા ઉપકાર)થી ઉતરે એમ નથી. (તમારે તો એક મારા ઉપરજ પ્રેમ રાખવાનો તેથીતમારૂં

* 'ભગવાન અકૃતજ્ઞ છે' (બીજાએ કરેલા ઉપકારને જાણતા નથી) એ વાત તેમના મોઢાથીજ સિદ્ધ કરાવવાની ધારણાથી પોતાનો અભિપ્રાય ગુપ્ત રાખી જાણે સાધારણ રીતે લોકોની રીતભાતવિષે પૂછતી હોય એવા ડોળથી પૂછેછે. + ભગવાન મોટા પ્રપંચી અને ભારે પોહોચેલા હોવાથી ગોપિયોનો અભિપ્રાય જાણી લઇને ઉત્તર આપેછે.

* પોતાને વાતમાં સપડાયે જાઇને ચાર પ્રકારમાની છેલ્લી કોટિમાં આવી ગયેલા માની તે ગોપીઓ પરસ્પરને આંખ મીચારા દેવા લાગી અને છાનું છાનું હસવા લાગી તે જોઇને ભગવાન કહેછે.

ચિત્ત એક નિષ્ઠાવાળું રહ્યું પણ મારે તો ઘણા ઉપર પ્રેમ રાખવાનો તેથી મારૂં ચિત્ત એક નિષ્ઠાવાળું રહેજ નહીં, માટે તમારૂં ઋણ મારા ઉપરથી ઉતરે એમ નથી, તો તમારેજ પોતાના સુજન પણાથી તે ઋણ છોડી દેવું.)[२२]

> न पारयेऽहं निरवद्य संयुजां
> स्वसाधुकृत्यं विबुधायुषापि वः
> या माऽभजन् दुर्जरगेहशृंखलाः
> संवृश्च्य तद्वः प्रतियातु साधुना ॥ २२ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો બત્રીસમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૩૩ મો.*

### રાસલીલા તથા જળલીલા

**શ્રીશુકઉવાચ.**

> **इत्थं भगवतो गोप्यः श्रुत्वावाचः सुपेशलाः।**
> **जहुर्विरहजं तापं तदंगोपचिताशिषः ॥ १॥**

શુકદેવજી કહેછે—હે રાજા! એ પ્રમાણે ભગવાનનાં અત્યંત કોમળ વચન સાંભળીને જેઓના મનોરથ પૂર્ણ થયા એવી ગોપીઓનો વિરહથી થયેલો તાપ મટી ગયો [१]પછી ત્યાં ભગવાને પોતાને અનુસરનારી, રાજી થયેલી અને પરસ્પરના હાથની સાથે હાથ ગુંથી લઈને ઉભેલી એ ઉત્તમ વ્રજાંગનાઓની સાથે રાસક્રીડા કરવાનો આરંભ કર્યો [२]સઘળી ગોપીઓ મંડલાકારથી ઉભી ગઇ, શ્રીકૃષ્ણ ભગવાન પોતાની અચિંત્ય યોગશક્તિના મહિમાથી બે બે ગોપીઓની વચમાં એક એક રૂપથી પેઠા અને તેમણે પોતાના બન્ને પડખાની ગોપીઓના કંઠોમાં હાથ નાંખ્યા. પ્રત્યેક ગોપી એમ માનવા લાગી કે ભગવાન મારી પાસેજ છે અને મારૂંજ આલિંગન કર્યુંછે. એવી રીતે રાસોત્સવ ચાલુ થયો, તેટલી વારમાં ઉત્સાહથી ચિત્ત ખેંચાયાનેલીધે પોતપોતાની સ્ત્રી સહિત દેવતાઓ જોવા આવ્યા તેઓનાં સેંકડો વિમાનોની આકાશમાં ભીડ થઇ. [३-४]પછી દુંદુભિ વાગવા લાગ્યાં. ફૂલની વૃષ્ટિઓ પડવા લાગી, સ્ત્રીઓસહિત મોટા મોટા ગંધર્વો ભગવાનના નિર્મળ યશને ગાવા લાગ્યા.[५] એ રાસમંડળનાં શ્રીકૃષ્ણ સહિતગોપીઓના કંકણ, ઝાંઝર અને ઘુઘરીઓનો તુમુલશબ્દ થઈ રહ્યો.[६] જેમ બબે સોનાના મણિઓની વચમાં નીલમણિ શોભે, તેમ સોના જેવા વર્ણવાળી તે બબે વ્રજાંગનાઓની વચમાં દેવકીના પુત્ર ભગવાન શોભવા લાગ્યા.[७] પગ માંડવા, હાથ હલાવવા, મંદહાસ્ય સહિત ભ્રકુટીના વિલાસ, જાણે કટકા થઇ જતી હોય તેમવળતી કટિઓ, હાલતા સ્તન, હાલતાંવસ્ત્ર, ગંડસ્થળમાંહાલતાં કુંડળ અને પસીનાવાળાં મોઢાંઓથી શોભતી, ભગવાનનું ગાયન કરતી અને જેઓના કેશ તથા કટિમેખળાઓની ગાંઠો પોચી પડી જતી હતી એવી ગોપીઓ મેઘના સમૂહમાં વીજળીઓની પેઠે શોભતી હતી*[८] નાચતી, અનેક પ્રકારના રાગોથી રંગાએલાં ગળાંવાળી, રતિમાં પ્રીતિવાળી અને ભગવાનના સ્પર્શથી રાજી થયેલી ગોપીઓ ઉંચા સ્વરોથી ગાવા લાગી, કે જેઓના ગાયનથી સઘળું જગત્ ભરપૂર થઈ રહ્યું.[९] કોઇ ગોપીએ ભગવાનના સ્વરની સાથે પોતાના સ્વરની ગતિઓ નહી મળતાં તે સમયેજ ધ્રુવ તાળ કરીને પોતાના સ્વર ઉંચા કર્યા, તેથી ભગવાને રાજી થઈને તેને વાહવાહ કહેવાનો સત્કાર કર્યો અને ઘણું માન આપ્યું.[१०] રાસથી થાકેલી અને જેનાં કંકણ તથા મલ્લિકાનાં ફૂલ શિથિલ થઈ જતાં હતાં એવી કોઈ ગોપી પોતાના હાથથી પડખામાં ઉભેલા ભગવાનનો ખભો ઝાલીને ઉભી રહી [११] કોઇ ગોપી કમળસરખી સુગંધીવાળા, ચંદનથી લીંપાએલા અને પોતાના ખભા ઉપર રહેલા શ્રીકૃષ્ણના હાથને સુંઘી રૂંવાડાં ઉભાં થઈ જતાં ચુંબન કરવા લાગી.[१२] કોઇ ગોપી, નાચવાથી હાલતાં કુંડળોની કાંતિથી શોભી રહેલું

---

*આ તેત્રીશમા અધ્યાયમા ગોપીઓના મંડળના મધ્યમા આવેલા ભગવાને જળ અને સ્થળની ક્રીડાઓથી તે પ્યારીઓને રમાડ્યાની કથા કહેવામાં આવશે.

* મેઘના સમૂહને ઠેકાણે ભગવાનના અનેક શરીર, વીજળીઓને ઠેકાણે ગોપીઓ, જળની કણીઓને ઠેકાણે પસીના અને ગર્જનાને ઠેકાણે ગાયન, ઇત્યાદિક યથાયોગ્ય સમજી લેવું.

ગંડસ્થળ પોતાના ગંડસ્થળ (ગાલ) સાથે લગાવતાં ભગવાને તેને ચાવેલું પાન આપ્યું[૧૩] નાચતી, ગાતી અને જેનાં ઝાંઝર તથા કટિમેખળા શબ્દ કરતાં હતાં એવી કોઈ ગોપીએ થાકી જવાને લીધે, પડખામાં ઉભેલા શ્રીકૃષ્ણનું સુખકારી હસ્તકમળ પોતાનાં સ્તન ઉપર ધર્યું.[૧૪] લક્ષ્મીજીના પરમ પ્રિય ભગવાનનો પતિરૂપે સમાગમ પામી તેમનું ગાયન કરતી અને તેમના હાથ જેઓના ગળામાં લાગ્યા હતા એવી ગોપીઓ વિહાર કરતી હતી.[૧૫] ત્યાં સ્ત્રીઓ સહિત ગંધર્વો અને કિન્નરાદિક કે જેઓ વાજા વગાડતા હતા અને ગવૈયા બન્યા હતા, તેઓ સઘળા રસના આવેશથી મોહ પામતા અને નાચવા લાગીજતાં કંકણ અને ઝાંઝરજ જેમાં વાજાંનું કામ કરતાં હતાં, અને ભ્રમરાઓજ જેમાં ગવૈયાનું કામ કરતા હતા એવી તે રાસમંડળીમાં ગોપીઓ ભગવાનની સાથે નાચતી હતી, કાન ઉપરનાં કમળ, કેશથી શોભી રહેલા ગાલ અને પસીનાની કણીઓથી તેઓનાં મોઢાં શોભી રહ્યાં હતાં. નાચ કરતાં કેશમાંથી ફૂલની માળાઓ ખરી પડતી હતી તેથી એવું લાગતું હતું કે 'તાળની ગતિથી રાજી થયેલા કેશ જાણે માથાં હલાવીને પગ ઉપર ફૂલની વૃષ્ટિ કરતા હોય'[૧૬] ગોપીઓ જેમ ભગવાનની સાથે નાના પ્રકારના વિલાસોથી રમતી હતી તેમ લક્ષ્મીના પતિ ભગવાન પણ આલિંગન, હાથના સ્પર્શ, સ્નેહભરેલાં જોવાં, ઉત્તમ વિલાસ અને હાસ્યથી તે વ્રજાંગનાઓની સાથે રમતા હતા બાળક જેમ પોતાનાં પ્રતિબિંબોની સાથે ક્રીડા કરે તેમ ભગવાન ગોપીઓની સાથે ક્રીડા કરતા હતા *[૧૭] હે +રાજા! ભગવાનનો અંગસંગ મળવાની પ્રીતિથી પરવશ થયેલી અને જેઓનાં માળા તથા આભરણ ખસી જતાં હતાં એવી વ્રજાંગનાઓ પોતાના કેશ, વસ્ત્ર કે સ્તન ઉપરના વસ્ત્રના છેડા શિથિલ થઈ જતા હતા તેઓની સંભાળ કરવાને પણ સમર્થ રહી નહી હતી.[૧૮] ભગવાનની રાસક્રીડા જોવાથી દેવતાઓની સ્ત્રીઓ પણ કામાતુર થઈને મોહ પામી ગઇ અને ચંદ્રમા પણ ગ્રહનક્ષત્રાદિકના મંડળસહિત વિસ્મય પામી ગયો.†[૧૯] જેટલી વ્રજાંગનાઓ હતી તેટલાંજ પોતાનાં શરીર કરીને ભગવાન પોતે આત્મારામ છતાં પણ તેઓની સાથે રમ્યા.‡[૨૦] હે રાજા! દયાળુ ભગવાન અત્યંત વિહારથી થાકી ગયેલી એ વ્રજાંગનાઓનાં મોઢાં પોતાના પરમ સુખદાયી હાથથી લ્હોતા હતા[૨૧] ચળકતાં સોનાનાં કુંડળ અને કેશની કાંતિથી થએલી કપોળની શોભાને અમૃત સમાન લાગતાં મંદહાસ્ય સહિત જોવાથી ભગવાનને માન આપતી અને ભગવાનના નખના સ્પર્શથી પરમ સુખ પામતી ગોપીઓ ભગવાનનાં પવિત્ર કર્મોનાં ગાયન કરતી હતી[૨૨] થાકી*રહેલા અને જેણે લોક તથા વેદની મર્યાદાનું ઉલ્લંઘન કર્યું હતું એવા ભગવાન, જેમ ખરતાલી રહેલો હાથી હાથણીઓની સાથે જળમાં પ્રવેશ કરે તેમ ગોપીઓની સાથે થાક ઉતારવા માટે જળમાં પેઠા, અને તે સમયમાં અંગસંગથી મર્દન પામેલી અને સ્તનનાં કેસરથી રંગાએલી માળાના ભ્રમરાઓ પણ ગંધર્વોની પેઠે ગાયન કરતા તેમની પાછવાડે ગયા. [૨૩] હે રાજા! બહુજ હાસ્ય કરતી જુવાન સ્ત્રીઓએ ચારેકોરથી પાણીવતે અત્યંત ભીંજવાતા, પ્રેમથી જોવાતા અને પુષ્પની વૃષ્ટિ કરનારા વિ-

---

* ગોપીઓના વિલાસોમાં આસક્ત નહી થયા છતાં રતિ કરવાવિષે બાળકનું દૃષ્ટાંત આપ્યું છે, અને એથી એવું પણ સૂચવ્યું છે કે પ્રતિબિંબમાં જે કાંઈ સૌંદર્યાદિક આવે તે જેમ સઘળું બાળકનુંજ હોયછે, તેમ ગોપીઓમાં જે કાંઈ કુશળતા, રૂપ અને માધુર્યાદિક હતાં તે સઘળાં ભગવાને પોતામાંથી ગોપીઓમાં નાખ્યાં હતાં

\+ ગોપીઓ તો ભગવાનના વિલાસોમાં આસક્ત થઇ ગઇ હતી એમ કહેછે

† ચંદ્રમા વિસ્મય પામીને પોતાની ગતિ ભૂલી જતા તેની આગળના સઘળા ગ્રહો પણ પોતપોતાની ગતિ ભૂલી જઈને જ્યાં હતા ત્યાંજ ઉભા રહ્યા તેથી રાત્રિઓ બહુજ લાંબી થઈ એમ સમજવાનું છે

‡ ગોપીઓએ દેવી પાસે 'ભગવાન્ પ્રત્યેકના પતિ થાય' એવું માગ્યું હતું અને ભગવાને પણ પોતે તે મનોરથ પૂર્ણ કરવાનું વચન આપ્યું હતું તેથી જેટલી ગોપીઓ હતી તેટલા ભગવાને પોતાનાં રૂપ કર્યાં હતાં.

* હવે જળમાં ક્રીડા કર્યાનું વર્ણન કરે છે.

માનવાળાઓએ સ્તુતિ કરાતા એ ભગવાન પોતે આત્મારામ છતાં પણ મોટા હાથીના જેવી લીલાથી જળમાં રમ્યા.[૨૪] પછી× નરો અને સ્ત્રીઓનાં ટોળાંથી વીંટાએલા ભગવાન, જેમ મઝરતો હાથી હાથણીઓની સાથે ફરે તેમ જળ અને સ્થળનાં પુષ્પોની સુગંધીવાળા પવનથી જેની દિશાઓ અને સ્થળ વ્યાપ્ત હતાં એવા યમુનાજીના ઉપવનમાં ફર્યા.[૨૫] એ પ્રમાણે સત્ય સંકલ્પવાળા, સ્નેહ ભરેલી સ્ત્રીઓના સમૂહમાં રહેલા અને જેણે પોતાના વીર્યને સ્ખલિત થવા દીધું નહી* એવા ભગવાને ચંદ્રમાના કિરણોથી શોભી રહેલી રાત્રિઓમાં, શરદ્ ઋતુમાં કરવાની જે જે લીલાઓ સાહિત્યના ગ્રંથોમાં લખેલીછે તે સઘળી કરી.[૨૬]

પરીક્ષિતરાજા પૂછેછે—હે મહારાજ! ધર્મનું સ્થાપન કરવાને માટે અને અધર્મનો નાશ કરવાને માટે જગતના ઈશ્વર ભગવાન પોતાના અંશની સાથે અવતર્યાછે, તો ધર્મની મર્યાદાઓને કહેનારા, કરનારા અને રક્ષણકરનારા તે ભગવાને માત્ર અધર્મરૂપ એટલુંજ નહી પણ મહાસાહસરૂપ પરસ્ત્રીઓનો સંગ કેમ કર્યો? [૨૭-૨૮] હે મુનિ! ભગવાન પૂર્ણકામ હોવાને લીધે તેમણે કરેલું આ કામ અધર્મરૂપ ન કહેવાય એમ આપ ધારતા હો તો, ત્યારે કાંઇ પણ કામના નહી હોવા છતાં આવું નિંદિત કામ શા અભિપ્રાયથી કર્યું? એ વિષયનો અમારો સંશય કાપો.[૨૯]

શુકદેવજી કહેછે—બ્રહ્મા, ઇંદ્ર, ચંદ્રમા અને વિશ્વામિત્ર આદિ મહાત્મા પુરૂષોએ ધર્મનું ઉલ્લંઘન અને સાહસ પણ કરેલાંછે, પરંતુ અગ્નિને જેમ સર્વ પદાર્થોનું ભક્ષણ કરવાથી દોષ લાગતો નથી, તેમ તેજસ્વી પુરૂષોને ધર્મનું ઉલ્લંઘન કરવાનો કે સાહસકર્મ કરવાનો દોષ લાગતો નથી.[૩૦] આ ઉપરથી એમ સમજવું નહી કે, ત્યારે તો મોટાઓનું જોઇને બીજા પુરૂષો પણ એ પ્રમાણે કરશે.' કેમકે દેહાદિકના અભિમાનવાળા જીવકોટીના પુરૂષે તો મનથી પણ કદી આવું કામ કરવું યોગ્ય નથી. સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલું ઝેર સદાશિવ પીગયા હતા, પણ તેનું જોઈને બીજો કોઈ ઝેર પીએ તો જેમ મરણ પામ્યાવિના રહેજ નહી, તેમ મૂર્ખપણાથી બીજો કોઇ આવું કામ કરે, તો તેનું અકલ્યાણ થયાવિના રહેજ નહી.[૩૧] આ ઉપરથી સદાચારનું પ્રમાણપણું મટીજાયછે એમ સમજવું નહી; કેમકે મોટા પુરૂષોનું વચન નિરંતર પ્રમાણરૂપ છે, પણ તેઓનું આચરણ તો કોઇ સમયેજ પ્રમાણરૂપ ગણાયછે. એટલામાટે તેઓના પોતાના વચનથી વિરૂદ્ધ નહી પડતું જે જે તેઓનું આચરણ હોય તે પ્રમાણેજ બુદ્ધિમાને ચાલવું જોઇએ.[૩૨] હે રાજા! દેહાભિમાન વગરના એ મહાત્મા પુરૂષોને સત્કર્મ કરવાથી કશો લાભ થતો નથી અને દુષ્કર્મ કરવાથી કશો અનર્થ થતો નથી. માત્ર પોતાનાં પ્રારબ્ધકર્મનો ક્ષય કરવાને માટેજ મહાત્મા પુરૂષો કોઇ સમયે અયોગ્ય કામ કરેછે, પણ તેઓને બીજો કશો હેતુ હોતો નથી.[૩૩] આપ્રમાણે જ્યારે બીજા મહાત્મા પુરૂષોને પણ પાપપુણ્યનો સંબંધ નથી, ત્યારે શ્રીકૃષ્ણ ભગવાન કે જે પશુ, પક્ષી, મનુષ્ય અને દેવતા આદિ પોતાના નિયમ તળે રહેનારાં સર્વ પ્રાણીઓના નિયામક છે, તેમને તો પાપ કે પુણ્યનો સંબંધ કેમજ હોય?[૩૪] જેના ચરણારવિંદની રજના સેવનથી તૃપ્તિ પામેલા અને યોગના પ્રભાવથીજ સઘળાં કર્મબંધનોને તોડી નાંખનારા મુનિઓ પણ બંધન નહી પામતાં યથેષ્ટ આચરણ કરેછે, તો પોતાની ઈચ્છાથી અવતારધરનારા તે ભગવાનને તો ક્યાંથીજ બંધન થાય? આ સમાધાન ગોપીઓનું પરસ્ત્રીપણુ સ્વીકારીને થાયછે, પણ વાસ્તવિક વિચારીએ તો ભગવાનને કોઈ પરસ્ત્રીજ નથી, કેમકે ગોપીઓના, તેઓના પતિઓના અને સઘળાં પ્રાણીઓના અંતર્યામી અને બુદ્ધિ આદિના સાક્ષી જે છે તેજ ઇશ્વર લીલાથી અહીં દેહધારી થયા હતા. કાંઇ આપણ જેવા ન હતા કે જેથી તેમને દોષ લાગે.[૩૫-૩૬]

× સ્થળ અને જળની ક્રીડાનું વર્ણન કરી હવે વનમાં ક્રીડા કર્યાનું વર્ણન આપેછે. * આ ઉપરથી ભગવાને કામદેવને જીત્યો એમ સમજવાનું છે.

પોતે પૂર્ણકામ છતાં એવા કામમાં પ્રવૃત્તિ કરી તેનું એ કારણ છે કે પ્રાણીઓ ઉપર અનુગ્રહ કરવાને માટે તેમણે મનુષ્યદેહ ધર્યો હતો તે દેહ ધરીને એવી ક્રીડા કરી કે જે ક્રીડાઓને સાંભળી સાંભળનારાઓનુ મન તેમનામાંજ લાગે. શૃંગારરસમાં જેઓનુ મન લાગીજ ગયું હોય એવા અત્યન્ત બહિર્મુખ લોકોને પણ પોતામાં રૂચિ કરાવવાસારૂ એવું કામ કર્યુ હતુ.[૩૭] ભગવાનની માયાથી મોહ પામેલા અને તેથી પોતાની સ્ત્રીઓ ભગવાનની પાસે ગયા છતાં પણ તેઓને પોતપોતાના પડખામાંજ સૂતેલી માનતા ગોવાળીઆઓને ભગવાનની ઉપર કાંઇ પણ દ્વેષ આવ્યો નહીં (હે રાજા! આવુ ઐશ્વર્ય નહીં છતાં જે નીચલોકો ઠગાઈથી પોતાના દુષ્કર્મને પણ ભગવાનના જેવુ જ ઠરાવે તે લોકોને મોટા પાપીજ સમજવા.)[૩૮] ભગવાન ઉપર પ્રેમ ધરાવનારી ગોપીઓ જો કે પોતાને ત્યાંથી જવાની ઇચ્છા નહો હતી તો પણ પાછલી બે ઘડી રાત રહી તે સમયે ભગવાનની આજ્ઞાથી પોતાને ઘેર ગઇ.[૩૯] વ્રજાંગનાઓની સાથે શ્રીકૃષ્ણે વિહાર કર્યાની આ કથાને જે માણસ શ્રદ્ધાથી સાંભળે અથવા વર્ણન કરે તે માણસ ભગવાનમાં પરમ ભક્તિ મળવાથી થોડા કાળમાં ધીર થઇને તુરત હૃદયના રોગરૂપ કામદેવનો ત્યાગ કરેછે. (કામદેવને જીતી લેવાય એજ આ રાસક્રીડાના શ્રવણાદિકનુ ફળ છે, કેમકે ભગવાને કામદેવને જીતવાને માટે પણ રાસક્રીડા કરી હતી)[૪૦]

विक्रीडितं व्रजवधूभिरिदं च विष्णोः
श्रद्धान्वितोऽनुशृणुयादथ वर्णयेद्यः ।
भक्तिं परां भगवति प्रतिलभ्य कामं
हृद्रोगमाश्वपहिनोत्यचिरेण धीरः ॥ ४० ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો 'રાસક્રીડાવર્ણન' એવા નામનો તેત્રીશમો અધ્યાય સંપૂર્ણ

---

# અધ્યાય ૩૪ મો.*

## અજગરનો મોક્ષ અને શંખચૂડનો વધ.

શ્રીશુકઉવાચ.

एकदा देवयात्रायां गोपाला जातकौतुकाः
अनोभिरनडुद्युक्तैः प्रययुस्तेऽम्बिकावनम् ॥ १ ॥

શુકદેવજી કહેછે—+ એક દિવસે ગોવાળીઆઓ પોતાના દેવની યાત્રા કરવાનો ઉત્સાહ થવાથી બળદનાં ગાડાં જોડી અંબાજીના વનમાં ગયા[૧] હે રાજા! ત્યાં સરસ્વતી નદીમાં નાહી પશુપતિ સદાશિવની અને દેવી અંબિકાની પૂજનના પદાર્થોથી પૂજા કરી[૨] 'અમારા ઉપર દેવ પ્રસન્ન થજો' એમ બોલી સઘળા ગોવાળીઆઓએ આદરભાવથી બ્રાહ્મણોને ગાયો, સુવર્ણ, વસ્ત્ર, મધ અને મધુર અન્નના દાન આપ્યાં[૩] વ્રતધરનારા નંદ અને સુનંદ આદિ ભાગ્યશાળી ગોવાળીઆઓ કેવળ પાણી પીને ઉપવાસ કરતાં સરસ્વતીને કાંઠે તે રાત્રિ રહ્યા[૪] તે વનમાં બહુજ ભૂખ્યો થયેલો કોઈ મોટો અજગર સર્પ અણધાર્યો આવીને સૂતેલા નંદરાયને ગળવા લાગ્યો[૫] સર્પે ગળવા માંડેલા તે નંદરાય બરકવા લાગ્યા કે—હે 'કૃષ્ણ! હે કૃષ્ણ! આ મોટો સર્પ મને ગળી જાયછે માટે હે બાપ! હુ કે જે શરણાગત છુ તેને છોડાવો[૬] નંદરાયની ચીસો સાંભળી તુરત ઉઠેલા ગોવાળીઆઓ નંદરાયને ગળેલા જોઇ બળતાં લાકડાંઓથી અજગરને મારવા લાગ્યા[૭] બળતાં લાકડાં વાગતાં પણ સર્પે જ્યારે નંદરાયને છોડ્યા નહી, ત્યારે યાદવોના પતિ ભગવાને આવીને તેને પોતાનો પગ અડાડયો[૮] ભગવાનના સુંદર ચરણારવિંદના સ્પર્શથી જેનુ પાપ મટી ગયુ એવો એ સર્પ અજગરનુ સ્વરૂપ છુટી જતાં વિદ્યાધરોએ પૂજેલુ સ્વરૂપ પામ્યો[૯] સોનાની મા-

* આ ચોત્રીશમા અધ્યાયમા શ્રીકૃષ્ણે નંદરાયને અજગરથી અને સુદર્શન વિદ્યાધરને બ્રાહ્મણોના શાપથી મુકાવ્યાનો અને શંખચૂડને મારવાની કથા કહેછે.

\+ અનુગ્રહ કરવાના મિષથી કામદેવને દાસ કર્યાનુ વર્ણન આપી હવે તેવીજ રીતે વિદ્યાધરને દાસ કરવાનુ વર્ણન આપેછે.

ળાવાળા, દીપતા શરીરવાળા અને માથુ નમાવીને સામા ઉભેલા એ પુરૂષને ભગવાને પૂછ્યુ કે–'તુ કે જે ભારે શોભાથી પ્રકાશી રહ્યોછે અને અદ્ભુત દર્શનવાળો છે તે કોણ છે? અને કેવી રીતે પરવશ થઇને અજગરની નીચ યોનિને પામ્યો હતા?[10-11]

સર્પ કહેછે—હુ લક્ષ્મીઅનેરૂપનીસંપત્તિથી પ્રખ્યાતસુદર્શનનામનો કોઇ વિદ્યાધર હતો, તે વિમાનમાં બેશી દિશાઓમાં ફરતો હતો[12] રૂપના અભિમાનનેલીધે મે અંગિરાના કુળના ઋષિઓ કે જેઓ કરૂપડા હતા તેઓની હાંસી કરી, તેથી તેઓએ મારા પાપની જોગવાઈથીજ મને આ નીચ અવતાર આપ્યો હતો[13] હુ ધારૂ છુ કે એ દયાળુ બ્રાહ્મણોએ મારા ઉપર અનુગ્રહ કરવા સારૂજ શાપ આપ્યો હતો, કેમકે પાપ મટી જતાં આપ પરમેશ્વરના ચરણનો મને સ્પર્શ મળ્યો[14] હે દુખનો નાશ કરનાર! હુ કે જે શાપથી છુટેલોછુ તે પોતાના લોકમાં જવાનેમાટે સંસારથી બીનેલા શરણાગતોના ભયને મટાડનારા આપની આજ્ઞા માગુંછુ[15] હે મોટા યોગી! હે મહાપુરૂષ! હે સત્પુરૂષોના પતિ! હુ આપને શરણે છુ હે સર્વ લોકનાઇશ્વરોના ઇશ્વર! મને આજ્ઞા આપો[16] હે અચ્યુત! તમારૂ દર્શન મળતાં હુ તુરત બ્રાહ્મણોના શાપથી છુટ્યો જેનુ નામ લેનારો પુરૂષ સઘળા સાંભળનારાઓને અને પોતાને પણ તુરત પવિત્ર કરેછે તે આપના ચરણનોસ્પર્શમળવાથીહુ પવિત્રથાઉંતેમાંશુ કહેવુ.[17]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે ભગવાનની આજ્ઞા લઈ પ્રદક્ષિણા કરી પ્રણામ કરી સુદર્શન સ્વર્ગમાં ગયો અને નંદરાય કષ્ટમાંથી છુટયા[18] એ ભગવાનના વૈભવને જોઇ વિસ્મય પામેલા ગોવાળીઆઓ પછી એ સ્થળમાં પોતાનો નિયમ પૂરો કરી પ્રીતિથી તે વિષયનીજ વાતો કરતા કરતા પાછા વ્રજમાં ગયા[19] કોઈ સમયે અદ્ભુત પરાક્રમવાળા શ્રીકૃષ્ણ અને બળભદ્ર, એ બન્ને ભાઈઓ રાત્રિએ વ્રજાંગનાઓના મધ્યમાં વિહાર કરતા હતા[20] સ્નેહથી બંધાએલી સ્ત્રીઓ સુંદર રીતે તેમનુ ગાયન કરતી હતી શરીરમાં શણગાર અને લેપન કર્યાં હતાં, માળાઓ પેહેરી હતી તથા નિર્મળ વસ્ત્રો ધર્યાં હતાં.[21] પ્રદોષકાળ કે જેમાં ચંદ્રમા અને તારાઓ ઉગ્યા હતા, મલ્લિકાની સુગંધીથી ભ્રમરો મદોન્મત્ત થયાહતા અને કુમુદનો વાયુ વાતો હતો, તેને માન દેવાસારૂ એકસામટી સ્વરમંડળોની મૂર્ચ્છના કરતા એ બે ભાઈઓ સર્વ પ્રાણીઓના મનને અને કાનને પ્રિય લાગે એવું ગાયનકરતાહતા.[22-23] હેરાજા! તેઓનુ ગાયન સાંભળીતેમાંઆસક્તિપામી ગયેલી ગોપીઓને પોતાનાં વસ્ત્રખસીજવાનું અને કેશમાંથી માળા પડીજવાનુ જ્ઞાનપણરહ્યુંનહતુ[24] એ પ્રમાણે એ બે ભાઈઓ મનગમતી રીતે ક્રીડા કરતા હતા અને પ્રમત્તની પેઠે ગાતા હતા, ત્યાં શંખચૂડ નામનો કુબેરજીનો અનુચર એક યક્ષ આવ્યો[25] હે રાજા! એ બે ભાઇઓ જોતાં છતાં તેઓના સ્વામીત્વ નીચે રહેલી અને ચીસો પાડતી સ્ત્રીઓને તે યક્ષ નિર્ભય રીતે ઉત્તરદિશામાં હરીજવા લાગ્યો[26] પોતાની ગોપીઓને 'હે કૃષ્ણ! અને હે બળભદ્ર!' એમ વાઘે પકડેલી ગાયોની પેઠે બરકતી જોઇ એ બે ભાઇઓ તે યક્ષની પછવાડે દોડયા[27] 'બીશો નહી, બીશો નહી' એમ અભયવચન બોલતા, વેગવાળા અને શાલનાં ઝાડ જેઓએ હાથમાં ઉપાડયાં હતાં એવા એ બે ભાઇઓ તુરત તે યક્ષને પોહોચ્યા.[28] કાળ અને મૃત્યુ સરખા એ બે આવ્યા, તેઓને જોઈ ઉદ્વેગ પામેલો તે મૂઢ યક્ષ સ્ત્રીઓને છોડી દઇને જીવવાની ઈચ્છાથી ભાગ્યો[29] તે યક્ષ દોડીને જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં ભગવાન તેના માથાનો મણિ લઇ લેવાસારૂ પછવાડે દોડયા, અને બળભદ્ર સ્ત્રીઓની રક્ષા કરવાસારૂ ઉભારહ્યા[30] ભગવાને તે દૂર ગયા છતાં પણ તુરતજ પોહોચી લઈને પોતાની મૂઠીથીજ તે દુષ્ટના માથા શીખે ચુડામણિ લઇ લીધો.[31] એ પ્રમાણે સ્ત્રીઓ જોતાં છતાં શંખચૂડને મારી નાંખી તેનો કાંતિવાળો મણિ લાવીને શ્રીકૃષ્ણ ભગવાને પ્રીતિથી મોટા ભાઈને આપ્યો[32]

**शंखचूडं निहत्यैवं मणिमादाय भास्वरम् ।**
**अग्रजायाऽददत् प्रीत्या पश्यंतीनां च योषिताम् ॥३२॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ચોત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

# અધ્યાય ૩૫ મો.*

## ગોપીઓએ ગાયેલું યુગલગીત.

### श्रीशुकउवाच.

**गोप्यः कृष्णे वनं याते तमनुद्रुतचेतसः ।**
**कृष्णलीला प्रगायंत्यो निन्युर्दु खेन वासरान् १**

શુકદેવજી કહેછે—રાત્રિઓમાં શ્રીકૃષ્ણે મનગમતી રીતે રમાડેલી ગોપીઓ, દિવસે શ્રીકૃષ્ણ વનમાં જતાં તેમાંજ ચિત્ત લાગી રહેવાનેલીધે તેમની લીલાઓનુ ગાયન કરીને માંડ માંડ દિવસો કાઢતી હતી.[1]

ગોપીઓ ગાયછે—હે ગોપીઓ! ડાબા ખભા ઉપર ડાબો ગાલ રાખી ચંચળ ભ્રકુટિવાળા ભગવાન પોતાના અધરમાં રાખેલા વેણુને જ્યારે તેના સ્વરનાં છિદ્રો ઉપર કોમળ આંગળીઓ ફેરવીને વગાડે છે, ત્યારે સિદ્ધલોકોની સ્ત્રીઓ પોતાના પતિઓની સાથે છતાં પણ તે ગાયન સાંભળી વિસ્મય ઉપજતાં કામદેવનાં બાણથી પરવશ થઇને લજાઈ જતાં મોહ પામે છે, અને તેઓને પોતાનાં વસ્ત્રો ખસી ગયાનુ પણ ભાન રહેતુ નથી.[2-3] હે સ્ત્રીઓ! આ આશ્ચર્ય સાંભળો કે હાર જેવા ઉજ્વળ હાસ્યવાળા, પીડિત લોકોને સુખ આપનાર અને જેના વક્ષસ્થળમાં લક્ષ્મીજી વીજળીની પેઠે ચચળ છતાં પણ સ્થિર રહેછે એવા ભગવાન જ્યારે વેણુ વગાડેછે ત્યારે તે વાજાથી ચિત્ત હરાઇ જતાં ટોળેટોળાં બળદો, મૃગો અને ગાયો દૂરથીજ દાંતમાંજ કોળિયા રાખી મેલી અને કાન ઉંચા કરી જાણે ઉધી ગયાં હોય અને જાણે ચિત્રમાં આળખેલાં હોય એવાં થઇ જાયછે.[4-5] હે સખી! મોરપીંછ, ગુચ્છ, ધાતુ અને પાંદડાંથી, ભેઠ બાંધી ઉભેલા, મલ્લનું અનુકરણ કરનાર અને બળભદ્ર તથા ગોવાળીઆઓ સહિત શ્રીકૃષ્ણ જ્યારે વેણુ વગાડીને ગાયોને બોલાવેછે ત્યારે નદીઓ જાણે પવને આણેલી તેમના ચરણારવિંદની રજને ઇચ્છતી હોય તેમ પોતાની ગતિને બંધ કરી દેછે, પણ આપણી પેઠે તેઓને પણ થોડાં ભાગ્યશાળી હોવાનેલીધે તે રજને પામી શકતી નથી, એટલે કેવળ પોતાના તરંગરૂપી હાથ પ્રેમથી હલાવ્યા કરેછે અને જળને થંભાવી રાખેછે (ગોપીઓ પણ નેત્રનાં જળને થંભાવી રાખેછે)[6-7] નારાયણની પેઠે અવિચળ લક્ષ્મીવાળા અને ગોવાળીઆઓ તથા દેવાદિક પણ જેનાં પરાક્રમોને ગાયછે એવા ભગવાન જ્યારે વનમાં ફરતાં પર્વતોના તટોમાં ચરતી ગાયોને વેણુનાદથી બોલાવેછે, ત્યારે ભારથી નમેલી શાખાઓવાળી વનની લતાઓ જાણે પોતાના હૃદયમાં પ્રકટ થયેલા વિષ્ણુને સૂચવતી હોય તેમ પ્રેમથી પુષ્ટ થઇને ફૂલ ફળથી સંપન્ન થતાં મકરંદની ધારાઓને વરસાવવા લાગેછે, અને તેઓના પતિ વૃક્ષોને પણ તેવોજ આનંદ થાયછે, (આ સઘળાં વિષ્ણુ ભક્તિનાં લક્ષણ છે)[8-9] વનમાળાઓમાં દિવ્ય ગંધવાળી તુલસીના મકરંદથી મત્ત થયેલા ભ્રમરાઓના ઉંચા તથા અનુકુળ ગાયનને માન આપતા અને સુંદરમાં શિરોમણિ ભગવાન જ્યારે વેણુનાદ કરેછે, ત્યારે તળાવનાં સારસ, હંસ અને બીજાં પણ પક્ષીઓ તે સુંદર ગાયનથી ચિત્ત ખેંચાતાં પોતાનાં સ્થાનકમાંથી આવીને આંખો મીચી તથા મૌન પકડી ભગવાનની પાસે બેસેછે!![10-11] હે ગોપીઓ! બળભદ્રસહિત, મોતીની માળાનાં આભૂષણથી વિલાસ પામેલા, પર્વતોની આસપાસ ફરતા, આનંદ પામેલા અને બીજાને આનંદ પમાડતા ભગવાન જ્યારે વેણુના શબ્દથી જગતને પરિપૂર્ણ કરી મેલેછે, ત્યારે મેઘ પણ તે મહાત્માના અપરાધથી ભય પામીને આગળ વધતો નથી અને મોટી ગર્જના કરતો નથી, પણ ત્યાંજ સ્થિર રહીને વેણુના શબ્દની પછવાડે મંદમંદ ગર્જના કરેછે, અને જગતની પીડા હરવાને લીધે પોતાના સરખા શ્રીકૃષ્ણની ઉપર છાયાથી છત્ર કરીને ઝીણાં ઝીણાં બિંદુરૂપ પુષ્પની વૃષ્ટિ કરેછે[12-13] હે યશોદા! તમારો અનેક પ્રકારની ગોવાળીઆઓની ક્રીડાઓમાં ચતુર પુત્ર

---

* આ પાંત્રીશમા અધ્યાયમા ભગવાન વનમા પધારતા ગોપીઓ યુગલગીત (બે બે શ્લોકના ભેળા અન્વયવાળુ ગીત) ગાઇને માડ દિવસો કાઢતી હતી એ કથા કહેવાશે

જ્યારે પોતાના ઘોલાસરખા લાલ અધરમાં વેણુ રાખીને પોતેજ નવી ઉત્પન્ન કરેલી સ્વરની જાતિઓને પ્રકટ કરેછે, ત્યારે ઇંદ્ર, સદાશિવ અને બ્રહ્મા આદિક દેવતાઓ તે ગાયનનો શબ્દ મંદ, મધ્યમ અને ઉંચા પ્રકારથી જે દિશામાંથી આવેછે તે દિશામાં પોતાની ડોક અને ચિત્ત નમાવીને સાંભળતાં છતાં અને પોતે વિદ્વાન છતાં પણ તે ગાયનનો ભેદ નહીં સમજાયાથી મોહ પામી જાયછે[૧૪-૧૫] ધ્વજ, વજ્ર, કમળ, અને અંકુશનાં વિચિત્ર ચિન્હોવાળાં પોતાનાં ચરણરૂપ કમળપત્રથી વ્રજની પૃથ્વીની અને પશુઓની ખરીઓ વાગવાની પીડાને શમાવતા અને હાથીસરખી ચાલવાળા ભગવાન જ્યારે વેણુનો નાદ કરતા ચાલેછે, ત્યારે તેમના વિલાસ ભરેલા જોવાનેલીધે કામદેવના વેગથી વ્યાપ્ત થયેલી અને તેથી ઝાડના જેવી સ્થિતિને પામેલી અમોને મોહના બળથી વસ્ત્રનુ કે કેશનુ પણ ભાન રહેતુ નથી[૧૬-૧૭] મણિઓની માળાને ધરનાર, કોઇ સમયે તે મણિઓથી ગાયોને ગણતા અને પ્યારા ગંધવાળી તુલસીની માળાને પહેરનાર ભગવાન પોતાના સ્નેહી અનુચરના ખભા ઉપર હાથ મેલીને જ્યારે ગાયછે, ત્યારે વેણુના શબ્દથી જેઓનાં ચિત્ત હરાઈ જાયછે એવી કાળિયાર મૃગની સ્ત્રીઓ ગોપીઓની પેઠે ઘરની આશા છોડી દઇને અનેક ગુણના સમુદ્રરૂપ ભગવાનની પાસે જઇ તેમનેજ અનુસરેછે, પણ પાછી વળતી નથી[૧૮-૧૯] હે યશોદા! ઉત્સવને લીધે કુંદના ફૂલની માળાને ધરનાર ગોવાળીઆ તથા ગાયોના વાંદુથી વીંટાએલા અને સ્નેહીઓને આનંદ આપનાર તમારા પુત્ર નંદકુમાર જ્યારે યમુનાજીમાં વિહાર કરેછે ત્યારે પોતાના સ્પર્શથી ભગવાનને માન આપતો દક્ષિણનો મંદ પવન અનુકૂળ રીતે વાયછે, અને ગંધર્વાદિકનાં ટોળાં બંદિજનની પેઠે સ્તુતિ, વાજાં વગાડવાં, ગાયન અને ભેટ ધરવાથી તે ભગવાનનુ સેવન કરવા મંડી જાયછે[૨૦-૨૧] ગોવર્દ્ધન પર્વતનુ ધારણ કરવા આદિ કામોથી વ્રજ અને ગાયોનુ રક્ષણ કરનાર, પરિશ્રમવાળી કાંતિથી પણ નેત્રોને આનંદ આપનાર, ખરીઓની રજથી ભરાઇ રહેલી માળાવાળા, ભક્તોના મનોરથોને પરિપૂર્ણ કરવા સારૂ દેવકીના ઉદરથી ઉત્પન્ન થયેલા, વેણુનો નાદ કરતા અને અનુચરલોકો જેમની કીર્તિને ગાયછે એવા આ શ્રીકૃષ્ણરૂપ ચંદ્રમા સાયંકાળે સઘળી ગાયોના ધણને વાળીને જ્યારે વ્રજમાં પધારેછે, ત્યારે માર્ગમાં બ્રહ્માદિક પુરૂષો તેમના ચરણમાં પ્રણામ કરવા લાગેછે તેથી આવતાં કેટલીક વાર લાગેછે[૨૨-૨૩] કાંઇક મદથી ઘૂમતાં નેત્રવાળા, પોતાના સ્નેહીઓને માન આપનાર, થોડાક પાકેલા બોરની પેઠે પાંડુ વર્ણના મુખવાળા, વનમાળાને ધરનાર, સોનાનાં કુંડળની શોભાથી કોમળ ગંડસ્થળને શોભાવનાર, હાથીના જેવી ચાલવાળા આ યાદવોના * પતિ ભગવાન સાયંકાળે હસતે મોઢે જ્યારે વ્રજમાં પધારેછે, ત્યારે ચંદ્રમાની પેઠે, આપણે કે જેઓ વ્રજમાં બાંધી રાખેલી ગાયો છીએ તેઓના દિવસમાં થયેલા ભારે તાપને શમાવેછે (આવા ભગવાનને વિરહ આપણાથી શી રીતે ખમી શકાય?)[૨૪-૨૫]

શુકદેવજી કહેછે—હે રાજા! આવી રીતે જેઓનું જીવિત અને મન ભગવાનમાંજ હતુ એવી મહા ભાગ્યશાળી ગોપીઓ ભગવાનની લીલાઓનુ ગાયન કરીને દિવસમાં પણ રાજી રહેતી હતી[૨૬]

**एवं व्रजस्त्रियो राजन् कृष्णलीलानुगायतीः ॥**
**रेमिरेऽहस्सु तच्चितास्तन्मनस्का महोदयाः॥२६॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો
'युगलगीत' એવા નામનો પાંત્રીશમો
અધ્યાય સંપૂર્ણ.

---

* ગર્ગાચાર્યના વચન પ્રસિદ્ધ થવા ઉપરથી અથવા ભગવાનને યથાર્થ રીતે જાણવાથી કેટલીએક ગોપીઓએ ભગવાનને યાદવોના પતિ અને નારાયણ કહ્યાછે, અને કેટલીએક મુગ્ધાઓએ નારાયણ જેવા કહ્યાછે.

# અધ્યાય ૩૬ મો.*

## અરિષ્ટાસુરનો વધ તથા શ્રીકૃષ્ણ બળદેવને મથુરા તેડી લાવવાને કંસે અક્રુરને આજ્ઞા કરી.

॥ श्रीशुकउवाच ॥

अथ तर्ह्यागतो गोष्ठमरिष्टो वृषभासुर ।
महीं महाककुत्काय कंपयन खुरविक्षताम् ॥१॥

શુકદેવજી કહેછે—પછી બળદના રૂપને ધારણ કરનાર અરિષ્ટાસુર વ્રજમાં આવ્યો એ દૈત્યની કાંધ અને કાયા ભારે મોટાં હતાં ખરીઓથી ખોદી નાખેલી ધરતીને ધ્રુજાવતો હતો [1] અત્યંત કઠોર રીતે 'ઉંગૂધાં' ના શબ્દ કરતો હતો, પગથી ધરતીને ઉખેડતો હતો, પૂછડું ઉંચુ કરી શીંગડાંની અણીઓથી કાંઠા ખોદતો હતો.[2] વચમાં વચમાં થોડા થોડા પોદરા કરતો હતો, મૂતરતો હતો, અને એક નજરે જોઈ રહ્યો હતો. એનો કઠોર નાદ સાંભળી બીકનેલીધે ગાયોના અને મનુષ્યોના ગર્ભ અચાનક પડી તથા સ્રવી જતા+ હતા. એની કાંધને પર્વત સમજીને વાદળાં તેના ઉપર બેસતાં હતાં.[3-4] હે રાજા! તીક્ષ્ણ શીંગડાંવાળા એ બળદરૂપી અરિષ્ટાસુરને જોઈને ગોપીઓ અને ગોવાળીઆઓને ત્રાસ થયો ભય પામેલાં પશુઓ ગોકુળને છોડી દઇને ભાગવા લાગ્યાં[5] એ સઘળાં 'હે કૃષ્ણ! હે કૃષ્ણ!' એમ બોલતાં ભગવાનની શરણે ગયાં. ભગવાને પણ ગોકુળને ભયથી ભાગતું જોઈ 'બીશો માં' એવાં વચનથી ધીરજ આપી અરિષ્ટાસુરને બોલાવ્યો કે 'હે મંદ! હે મહાદુષ્ટ! ગોવાળિયા અને પશુઓને બીવરાવવામાં શું? તું જેવા દુષ્ટ અને દુરાત્માઓના બળ તથા ગર્વને હણનારો તો હું છું.' આ પ્રમાણે બોલતા, ખભા ઠોકતા અને હાથનાં તાળાંના શબ્દથી અરિષ્ટાસુરને ક્રોધ ઉત્પન્ન કરતા ભગવાન પોતાનો હાથ મિત્રના ખભા ઉપર લાંબો કરી ઉભા રહ્યા એ પ્રમાણે કચવાવેલો, ખરીથી ધરતીને ઉખેડતો અને પૂછડુ ઉપર જવાને લીધે જેના શરીર ઉપરનાં વાદળાં ફરતાં હતાં, એવો અરિષ્ટાસુર ક્રોધ કરીને ભગવાનની સામે દોડયો [6-8] જેની આંખ્યો લોહીજેવી લાલ અને અક્કડ હતી,એવો એ દૈત્ય કટાક્ષથી આડું જોઈ તથા શીંગડાં આગળ રાખી ઇંદ્રે મૂકેલા વજ્રની પેઠે તુરત ભગવાન ઉપર દોડયો.[10] હાથી જેમ સામા હાથીને હઠાવે તેમ ભગવાને તેનાં શીંગડાં ઝાલીને તેને અઢાર પગલાં પાછળ હઠાવ્યો.[11] ભગવાને હઠાવીને પછાડેલો તે દૈત્ય કે જેનાં સર્વ અંગમાં પરસેવો વળ્યો હતો, હાંફતો હતો અને ક્રોધથી વ્યાપ્ત થયો હતો, તે તુરત પાછો ઉઠીને ભગવાન ઉપર આવ્યો.[12] આવતા તે દૈત્યનાં શીંગડાં પકડી તેને ધરતી પર પછાડી પગથી દબાવીને ભગવાને ભીના લૂગડાની પેઠે નીચોવ્યો, અને શીંગડુ કાઢી લઇ તેથીજ તેને માર્યો એટલે તે ભગી જવા પડયો [13] લોહી નાંખતો, મૂત્ર તથા વિષ્ટા કરતો, પગ પછાડતો અને જેની આંખ્યો ઠેકાણે રહી નહી એવો તે દૈત્ય ઘણું કષ્ટ પામીને મરી ગયો. દેવતાઓ ભગવાનને ફૂલથી વધાવવા લાગ્યા અને સ્તુતિ કરવા લાગ્યા [14] એ પ્રમાણે બળદને મારી ગોવાળિયાઓ જેનીસ્તુતિ કરતા હતા એવાઅને ગોપીઓનાં નેત્રોને ઉત્સવરૂપ ભગવાન બળભદ્રસહિત વ્રજમાં પધાર્યા.[15] અદ્ભુત કર્મ કરનારા શ્રીકૃષ્ણે અરિષ્ટાસુરને મારતાં દેવસરખા જ્ઞાનવાળા નારદજીએ કંસને કહ્યુ કે—'જે કન્યા હતી તે યશોદાની દીકરી હતી કૃષ્ણ દેવકીનો પુત્ર છે અને બળભદ્ર રોહિણીનો પુત્ર છે એ બે પોતાના પુત્રોને વસુદેવે તારી બીકથી પોતાના મિત્ર નંદને આપેલાછે, કે જેઓએ તારા અનુચરોને માર્યા.' એ વાત સાંભળી કોપને લીધે જેની ઇંદ્રિયો ચળાયમાન થઇ ગઇ એવા કંસે વસુદેવને મારી નાંખવાસારૂ સજાવેલી તરવાર ઉપાડી. ત્યાં 'વસુદેવને

---

* આ અધ્યાયમાં ભગવાને અરિષ્ટાસુરને મારતા નારદજીના વચનથી એ શ્રીકૃષ્ણ અને બળભદ્રને વસુદેવના દીકરા જાણી કંસે અક્રૂરને આજ્ઞા કરી, એ કથા કહેવાશે.

+ ચોથા મહિનાસુધી ગર્ભનો સ્રાવ કહેવાય, પાંચમા અને છઠ્ઠા મહિનામાં ગર્ભનો પાત કહેવાય અને તે પછી પ્રસવ કહેવાય એવો વિભાગ છે.

મારી નાંખીશ તો તેના પુત્રો ભાગી જશે માટે વસુદેવને હમણાં મારવો નહીં' એવો વિચાર કહીને નારદજીએ કંસને વાર્યો. પછી વસુદેવના પુત્રોને પોતાના મૃત્યુરૂપ જાણી વસુદેવને અને દેવકીને કંસે લોઢાની બેડીઓથી બાંધી લીધાં. નારદજી ગયા પછી કંસે કેશી દૈત્યને બોલાવી 'તારે બળભદ્રને અને કૃષ્ણને મારવા' એવી ભલામણ આપી ગોકુળ ઉપર મોકલ્યો પછી મુષ્ટિક, ચાણુર, શલ અને તોશલ આદિ મલ્લોને, મંત્રિઓને અને હાથીઓના રક્ષકોને બોલાવી કંસે કહ્યું કે-'હે વીરલોકો! હે ચાણુર! હે મુષ્ટિક! મારૂં વચન સાંભળો.[૧૬-૨૨] વસુદેવના પુત્ર બળભદ્ર અને કૃષ્ણ નંદરાયના વ્રજમાં રહેછે તેઓના હાથથી મારૂં મરણ થવાનુ દેવતાઓએ કહેલુ છે[૨૩] માટે એ બે જણ અહી આવે એટલે તમારે મલ્લયુદ્ધમાં તેઓને મારીનાંખવા મલ્લના અખાડાને ફરતા અનેક પ્રકારના બેસવાના મંચ તૈયાર કરાવો[૨૪] સઘળા નગરના અને દેશના લોકોને એ યથેષ્ટ યુદ્ધ જોવાની છુટ આપવી હે મહામાત્ર (હાથીના મહાવત)! તારે અખાડાના દ્વારમાં આપણો કુવલયાપીડ હાથી રાખવો અને તેની પાસે મારા શત્રુને મરાવી નાંખવા ચૌદશને દિવસે વિધિ પ્રમાણે ધનુર્યાગ (ધનુષના યજ્ઞ)નો આરંભ કરવો વર આપનારા ભૂતનાથના ઉદ્દેશથી પવિત્ર પશુઓને કાપવાં.'[૨૫-૨૬] પોતાના સ્વાર્થનાજ સિદ્ધાંતને જાણનાર કંસે મલ્લાદિકને એ પ્રમાણે આજ્ઞા કરી પછી યાદવોમાં ઉત્તમ અક્રૂરજીને બોલાવી તેમનો હાથ પોતાના હાથથી ઝાલી કહ્યું કે-'હે અક્રૂર! તમે મારે માટે મિત્રે કરવાનુ કામ કરો ભોજ અને વૃષ્ણિકુળના યાદવોમાં મારો તમજેવો સ્નેહી અને આદરવાળો બીજો કોઈ નથી[૨૭-૨૮] એટલામાટે હે ભલા માણસ! જેમ વિષ્ણુનો આશ્રય લઇ ઇન્દ્રે સ્વાર્થ મેળવ્યોછે, તેમ સ્વાર્થ મેળવવાને માટે તમે કે જે મોટા કામના સાધનરૂપ છો તેમનો હુ આશ્રય લઉ છુ.[૨૯] નંદના વ્રજમાં જાઓ, અને ત્યાં બે વસુદેવના દીકરા રહેછે તેઓને આ રથમાં બેસાડીને તુરત અહી તેડી આવો[૩૦] વિષ્ણુના આશ્રયવાળા દેવતાઓએ એ બે જણના હાથથી મારૂં મરણ ઠરાવ્યુંછે, માટે એ બે જણને નંદાદિક ગોવાળીઆઓની સાથે અહી લાવો મારે માટે ભેટ લાવવાનુ પણ ગોવાળિયાઓને કહેજો.[૩૧] એ બે જણ અહીં આવશે એટલે કાળજેવા હાથીની પાસે તેઓને મરાવી નાંખીશ અને એમાથી છુટશે તો પછી વીજળીના અગ્નિ જેવા મલ્લોની પાસે મરાવી નાંખીશ[૩૨] એ બેને મારી નાંખ્યા પછી બહુજ સંતાપ પામેલા વસુદેવ આદિ તેના સંબંધીઓને અને બીજા પણ (મારાથી વિરૂદ્ધ ચાલનારા) વૃષ્ણિ, ભોજ અને દાશાર્હકુળના યાદવોને મારી નાંખીશ[૩૩] વૃદ્ધ છતાં રાજ્યનીઇચ્છા રાખનારા મારા બાપ ઉગ્રસેનને, તેના ભાઇ દેવકને અને બીજા પણ મારા શત્રુઓ છે તેઓને હું મારી નાંખીશ.[૩૪] પછી હે મિત્ર! આ પૃથ્વી નિષ્કંટક થઈ રહેશે જરાસંધ મારો સસરો છે, દ્વિવિદ વાનરો મારો પ્યારો સખા છે શંબરાસુર, નરકાસુર અને બાણાસુર મારી સાથેજ સ્નેહ રાખે છે એઓની સહાયતાથી હું દેવતાઓના પક્ષના રાજાઓને મારી નાંખીને પૃથ્વીનુ રાજ્ય કરીશ[૩૫-૩૬] આ હેતુ જાણીને એ બાળક બળભદ્ર અને કૃષ્ણને ધનુષનો યજ્ઞ જોવાના અને મથુરાની શોભાજોવાનાબહાનાથીતુરતઅહી તેડીઆવો.'[૩૭]

અક્રૂરજી કહેછે—હે રાજા! તમારો વિચાર સારો છે અને તે તમારા મરણને મટાડે એવો છે, તોપણ આવડો બધો અભિનિવેશ નહી રાખતાં કામની સિદ્ધિ અને અસિદ્ધિમાં સમભાવે રહેવુ જોઇએ, કેમકે ફળ આપવુ એ દૈવના હાથમાં છે.[૩૮] જેઓને દૈવ તોડી નાખનાર હોય એવા મનોરથોને પણ લોકો ભારે અભિનિવેશથી કરેછે અને એમ કરવાથી હર્ષ અને શોકની પ્રાપ્તી થાયછે, તો પણ હુ તમારી આજ્ઞા પ્રમાણે કરીશ[૩૯]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે અક્રૂરજીને આજ્ઞા કરી અને મંત્રિઓનુ વિસર્જન કરી કંસ પોતાના ઘરમાં પેઠો અને અક્રૂરજી પોતાને ઘેરગયા.[૪૦]

एवमादिश्य चाक्रूरं मंत्रिणश्च विसृज्य सः ।
प्रविवेश गृहं कंसस्तथाऽक्रूर स्वमालयम् ॥४०॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમ-
સ્કંધનો છત્રીશમો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૩૭ મો.*

### શ્રીકૃષ્ણે કેશી તથા વ્યોમાસુરને માર્યા.

॥ श्री शुकउवाच ॥

केशी तु [illegible] खुरैर्महीं
महाहयो निर्जरयन् मनोजवः ।
सटावधूताभ्रविमानसंकुलं
कुर्वन्नभो हेषितभीषिताखिलः ॥ १ ॥

શુકદેવજી કહેછે—પછી કંસે મોકલેલો કેશી દૈત્ય મોટા ઘોડાનું રૂપ ધરીને ગોકુળમાં આવ્યો મન સરખા વેગવાળો એ દૈત્ય ખરીઓથી ધરતીને ચીરી નાંખતો હતો, આકાશને કેશવાળીથી ચારે કોર ફેંકી નાખેલાં વાદળાંથી અને વિમાનોથી સંકીર્ણ કરી મેલતો હતો, અને પોતાના હણહણાટથી સર્વને બીવરાવતો હતો[૧] તેની આંખો મોટી હતી, મુખ ભયંકર કોતર સરખું જણાતું હતું, ગળું મોટું હતું અને શરીર કાળા અને મોટા મેઘના જેવું હતું એ દુષ્ટના વિચાર કંસનું ભલું કરવાના હતા. અને તે નંદના વ્રજને કંપાવતો હતો[૨] કઠોર હણહણાટથી ગોકુળને ત્રાસ આપનાર, પૂછડાંના વાળોથી વાદળાંઓને ધુમાવનાર, અને યુદ્ધને માટે પોતાને શોધતા આવતા એ દૈત્યને ભગવાને આગળ થઇને પોતાની પાસે બોલાવ્યો, અને તે ભગવાનનું વચન સાંભળીને તેણે સિંહની પેઠે ગર્જના કરી.[૩] ભગવાનને જોઈ તે ઘોડો કેજે ભયંકર વેગવાળો, પરાભવ કરવાને અશક્ય અને બીજાનો માર્યા મરે નહી એવો હતો, તે જાણે આકાશને પી જતો હોય તેમ મોઢું ફાડીને ભગવાનની સામે ગયો, અને પાછલા બે પગની ભગવાનને પાટુ મારી[૪] ભગવાને તે પ્રહાર પોતાને વાગવા નહી દેતાં ક્રોધથી તેના પગ ઝાલી લઈ આકાશમાં ફેરવીને લીલા માત્રમાં સો ધનુષને છેટે ફેંકી નાંખ્યો, અને પછી સર્પને ફેંકીને જેમ ગરૂડજી ઉભા રહે તેમ ઉભા રહ્યા[૫] પછી ભાન આવતાં તે કેશી દૈત્ય પાછો ઉઠી ક્રોધથી મોઢું ફાડીને તુરત ભગવાન ઉપર આવ્યો ભગવાને પણ હસતાં હસતાં જેમ સર્પને દરમાં ઘાલે તેમ પોતાના ડાબા હાથને તેના મોઢામાં ઘાલી દીધો.[૬] જેમ તપાવેલા લોઢાને અડવાથી પડી જાય તેમ ભગવાનના હાથને અડવાથી તેના દાંત પડી ગયા, અને તેના દેહમાં ગયેલો ભગવાનનો હાથ, જેમ ઓષધાદિક ઉપચાર નહીં કરવાથી જળોદર વધે તેમ વધ્યો[૭] પછી વૃદ્ધિ પામેલા ભગવાનના હાથથી શ્વાસ રોકાઈ જતાં તેને પસીનો વળી ગયો, પગ પછાડવા લાગ્યો, આંખો ફાટી ગઇ, લીંડાં કરવા માંડયાં અને પ્રાણ નીકળી જતાં ધરતીપર પડયો[૮] પ્રાણરહિત થયેલા કાકડી સરખા તેના દેહમાંથી ભગવાને કાંઇ પણ ગર્વ નહી કરતાં પોતાનો હાથ કાઢી લીધો. વિસ્મય પામેલા દેવતાઓ, જેણે વગર પરિશ્રમે શત્રુને મારી નાંખ્યો એવા ભગવાન ઉપર ફૂલની વૃષ્ટિ કરવા લાગ્યા અને સ્તુતિ કરી.[૯] હે રાજા ! પછી વૈષ્ણવોમાં ઉત્તમ નારદજીએ એ મોટાં કામ કરનારા ભગવાનને મળી આ પ્રમાણે એકાંતમાં કહ્યું.[૧૦]

નારદજી કહેછે—હે કૃષ્ણ ! હે કૃષ્ણ ! હે પ્રમાણમાં ન આવે એવા સ્વરૂપવાળા ! હે યોગેશ્વર ! હે જગતના ઇશ્વર ! હે વાસુદેવ ! હે સર્વના નિવાસરૂપ ! હે યાદવોમાં ઉત્તમ ! હે પ્રભુ ! સર્વ પદાર્થોના આત્મા તમે એકજ છો લાકડાંઓમાં અગ્નિની પેઠે સર્વમાં ગૂઢરૂપે રહ્યાછો બુદ્ધિના પણ સાક્ષીછો અલ્પ મતિવાળા પુરૂષો તમને જાણતા નથી. સર્વ જીવના ઇશ્વર તમેજછો[૧૧-૧૨] તમે પૂર્વે કોઇ બીજા સાધનોની અપેક્ષા નહીં રાખતાંજ સ્વતંત્ર રીતે પોતામાંથી માયાવડે ગુણોને ઉત્પન્ન કર્યાછે. અને સત્યસંકલ્પવાળાઇશ્વર

* આ સાડત્રીશમા અધ્યાયમા ભગવાને કેશી દૈત્યને માર્યા પછી ભવિષ્યકાળના કર્મો કહીને નારદજીએ તેમની સ્તુતિ કરી અને તે પછી ભગવાને ક્રીડા કરતા વ્યોમાસુરને માર્યો, એ કથા કહેવાશે.

આપ તેજ ગુણોથીઆ જગતને સર્જોછો,પાળોછો અને પ્રલય કરોછો [13]તે આપ હમણાં રાજાઓ-ના રૂપથી અવતરેલાદૈત્ય,પ્રમથઅનેરાક્ષસોનો વિ-નાશ કરવા માટે અને ધર્મની મર્યાદાનુ રક્ષણ કરવા સારૂ અવતર્યાછો. [14]આ ઘોડાના રૂપવાળો દૈત્ય કે જેના શબ્દથી ત્રાસ પામીને દેવતાઓ સ્વર્ગને છોડી દેતા હતા,તેને આપે લીલામાત્રથી માર્યો એ ઘણુ સારૂ કર્યું [15]હવે આવતે પરમ દહાડે આપ ચાણૂર, મુષ્ટિક, બીજા મલ્લો, હાથી અને કંસને મારશો તે હુ જોઈશ. [16]તે પછી હે જગતના પતિ! તમે પંચજન, કાળયવન, મુર અને નરકાસુરને મારશો,પારિજાતકનુ હરણ કરી આવશો, ઇંદ્રનો પરાજય કરશો, પરાક્રમરૂપી મૂલ્યાદિક આપીને રાજાઓની કન્યાઓને પર-ણશો, દ્વારકામાં નૃગ રાજાને તેના પાપથી છોડા-વશો, [17-18]જાંબવતીની સાથે સ્યમંતકમણિને લાવશો, બ્રાહ્મણના મરીગયેલા પુત્રને મહાકાળના પુરમાંથી પાછો જીવતો લાવી આપશો, [19]મિથ્યા વાસુદેવને મારશો, કાશીપુરીને બાળશો, દંતવક્રને મારશો, રાજસૂય યજ્ઞમાં શિશુપાળને મારશો અ-ને એવાં બીજા પણ પૃથ્વીમાં કવિઓએ ગાવા-યોગ્ય જે જે પરાક્રમ દ્વારકામાં રહીને આપ કર-શો તે હુ જોઇશ [20-21]પછી કાળરૂપ અને આ પૃથ્વીના ભારને ઉતારવાની ઇચ્છા રાખનાર આપ અર્જુનના સારથિ થઇને અક્ષૌહિણીઓનો નાશ કરાવશો તે પણ હુ જોઇશ [22] આપ કે જે શુદ્ધ જ્ઞાનરૂપ, સ્વરૂપની સારી સ્થિતિથીજ સ-ઘળી રીતે પૂર્ણકામ અને પોતાની ચૈતન્યશક્તિ-નેલીધે જેમાં માયાના કાર્યરૂપ સંસારનો પ્રવાહ નિરંતર નિવૃત્તિ પામેલોજ છે એવાછો, તેમને અમે શરણ આવેલા છીએ [23] ઇશ્વર, સ્વતંત્ર, પોતાની માયાથી સર્વ પ્રકારના વિશેષોની કલ્પ-ના કરનાર, હમણાં ક્રીડાને માટે મનુષ્યદેહનુ ગ્રહણ કરનાર,અને યદુ, વૃષ્ણિ તથા સાત્વતોના અગ્રણી આપને પ્રણામ કરૂ છુ. [24]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે યાદવોના પતિ ભગવાનને પ્રણામ કરી, આજ્ઞા લઇ તેમના દ-ર્શનથી રાજી થયેલા મહાવૈષ્ણવ નારદજી ત્યાંથી ગયા. [25]વ્રજને સુખ આપનારા ભગવાન શ્રીકૃષ્ણ પણ યુદ્ધમાં કેશીદૈત્યને મારીનેરાજી થયેલા ગો-વાળિયાઓની સાથે પશુઓનુ પાળન કરવા લાગ્યા [26]એકદિવસે* પર્વતનાં શિખરો ઉપર પશુઓને ચારતા ગોવાળિયાઓ ચોર અને ઘેટાં-ઓના પાલક થઇને છૂપાઇ જવાની રમતો કર-તા હતા. [27]ગોવાળિયાઓમાં કેટલાએક ચોર થ-યા હતા, એટલાએક પાલક થયા હતા અને કેટ-લાએક ઘેટા થયા હતા. ગોવાળિયાઓએ એવી રીતે ભય રહિત થઇને રમત માંડી હતી. [28]ત્યાં મોટી માયાવાળો અને ગોવાળીઆનો વેષ ધરી આવેલો મયદાનવનો પુત્ર વ્યોમાસુર ઘણીખરી વાર ચોર થઇને, ઘેટારૂપ થયેલા ઘણા ગોવાળિ-યાઓને હરી ગયો અને એક એકને હરી જઈ પર્વતની ગુફામાં નાંખીને તે ગુફાના દ્વારને શિ-લાથી બંધ કરી દેતો હતો. એમ કરતાં ચાર પાંચ ગોવાળિયાજ અવશેષ રહ્યા. [29-30] સત્પુરૂ-ષોને આશ્રય આપનાર ભગવાને તેનુ એ કામ જાણીને, સિંહ જેમ નાહારને પકડે તેમ ગોવા-ળિયાઓને લઈ જતા એ દૈત્યને બળાત્કારથી પક-ડયો. [31] પકડવાથી આતુર થયેલા એ બળવાન દૈત્યે મોટા પર્વત જેવડુ પોતાનું રૂપ ધરીને પોતાના શરીરને છોડાવવા માંડયુ પણ છોડાવી શકયો નહી [32]ભગવાને તેને બે હાથથી પકડી ધરતી પર પાડીને, આકાશમાં દેવતાઓ જોઇ રહ્યા એવી રીતે, પશુને જેમ મારે તેમ મારી નાંખ્યો. [33]ગુફાના ઢાંકણાને તોડી નાંખી ગોવા-ળિયાઓને દુઃખમાંથી કાઢયા પછી દેવતા અને ગોવાળિયાઓ જેની સ્તુતિ કરવા લાગ્યા એવા ભગવાન પોતાના ગોકુળમાં પધાર્યા. [34]

गुहापिधानं निर्भिद्य गोपान्निःसार्य कृच्छ्रतः।
स्तूयमानः सुरैर्गोपैः प्रविवेश स्वगोकुलम् ॥३४॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો સાડત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

* વ્યોમાસુરનો વધ જો કે પેહેલાજ ભગવાને કર્યોછે તોપણ વેષધારીઓના વધના પ્રસંગનેલીધે શુકદેવજીએ તેનું અહી વર્ણન આપ્યુંછે.

# અધ્યાય ૩૮ મો.*

## અક્રૂરનું ગોકુળમાં જવુ

॥ શ્રીશુક ઉવાચ ॥

अक्रूरोऽपि च तां रात्रिं मधुपुर्यां महामतिः ।
उषित्वा रथमास्थाय प्रययौ नंदगोकुलम् ॥ १ ॥

શુકદેવજી કહેછે—મોટી બુદ્ધિવાળા અક્રૂરજી પણ તે રાત્રિમથુરામાં રહીને બીજે દહાડે રથમાં બેસી નંદરાયના ગોકુળમાં જવા નીકળ્યા.[1] માર્ગમાં ચાલતાં શ્રીકૃષ્ણ ભગવાનમાં જેને પરમ ભક્તિ ઉત્પન્ન થઇ એવા અક્રૂરજી આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા.[2]

અક્રૂરજી વિચાર કરેછે—મે કયુ કલ્યાણ કર્યુ હશે ? કયું મોટુ તપ કર્યું હશે ? અને પાત્રને કયુ દાન આપ્યું હશે કે જેના પ્રભાવથી આજ મને ભગવાનનુ દર્શન થશે.[3] જેમ શૂદ્રજાતિના માણસને વેદનુ ઉચ્ચારણ દુર્લભછે, તેમ હુ કે જે વિષયોમાં આસક્તછુ તેને ભગવાનનુ દર્શન પણ દુર્લભછે, એમ માનુછુ.[4] અથવા એમ નહી, હું અધમ છતાં પણ મને ભગવાનનુ દર્શન મળશેજ. જેમ નદીમાં તણાતા જતા ખડ આદિ પદાર્થોમાં કોઈ પદાર્થ કોઇ સમયે કાંઠે આવેછે, તેમ કર્મનેલીધે કાળરૂપ નદીમાં તણાતા જતા જીવોમાં પણ કોઇ જીવ તરીને પાર પામે એ વાત સભવેછે.[5] મારી આ પ્રવૃત્તિથીજ મારૂ સઘળું પાપ નાશ પામ્યું અને જન્મ સફળ થયો જણાયછે કે જેથી યોગીઓએ ધ્યાન કરવા યોગ્ય ભગવચ્ચરણારવિંદને હુ પ્રણામ કરીશ.[6] અહો ! કંસે મારા ઉપર મોટો અનુગ્રહ કર્યો, કેમકે તેણે મોકલેલો હુ પૃથ્વીમાં અવતરેલા પરમેશ્વરના ચરણારવિંદનું દર્શન કરીશ, કે જે ચરણારવિંદના નખમંડળની કાંતિથી પૂર્વના મહાત્મા લોકો આ અપાર સંસારરૂપી અંધારાને તરી ગયાછે.[7] બ્રહ્મા અને રુદ્રાદિક આદિ દેવતાઓએ, લક્ષ્મી દેવીએ અને ભક્તજનસહિત મુનિઓએ પૂજેલુ અર્થાત્ પરમ સૌભાગ્ય અને પરમ પુરૂષાર્થરૂપ એ ચરણારવિંદ કૃપાળુપણાથી અનુચરોની સાથે ગાયોને ચારવા માટે વનમાં ફરેછે અને વળી એ માત્ર પ્રેમથીજ સુલભછે; કેમકે ગોપીઓનાં પણ સ્તન ઉપરનાં કેસરથી રંગાએલુ છે.[8] હસીને જોનાર, રાતાં કમળ સરખાં નેત્રવાળુ, વાંકા કેશોથી વીંટાએલુ અને જેમાં કપોલ તથા નાસિકા સુંદરછે એવુ ભગવાનનુ મુખારવિંદ હુ અવશ્ય દેખીશ, કેમકે આ હરણો મને જમણાં ઉતરેછે.[9] પૃથ્વીનો ભાર ઉતારવાને માટે પોતાની ઈચ્છાથી મનુષ્યરૂપે અવતરેલા વિષ્ણુના સુશોભિત સ્વરૂપનુ મને આજ દર્શન થશે ? અને જો તે દર્શન થાય તો અનાયાસે મારાં નેત્રનું સાફલ્ય નહી થાય એમ નહી.[10] પોતાની×દૃષ્ટિથીજ કાર્યો તથા કારણોના કર્ત્તા છતાં પણ અહંકાર રહિત જે ઈશ્વર, પોતાના નિત્યસ્વરૂપના સાક્ષાત્કારનેલીધે અજ્ઞાન, ભેદ અને ભ્રમથી રહિત છે, તોપણ પોતાનેજ આધીન રહેનારી માયાએ પોતાનીજ દૃષ્ટિના પ્રભાવથી પ્રાણ, ઇંદ્રિયો અને બુદ્ધિની સાથે પોતામાંજ રચેલા જીવોને, જાણે વૃંદાવનનાં વૃક્ષોમાં અને ગોપીઓનાં ઘરોમાં લીલાથી કર્મ કરતા હોય અને આસક્ત થઇ ગયા હોય એવા જણાયછે.[11] જે* ઇશ્વરનાં સર્વ લોકોનાં પાપોને ટાળનાર અને મહામંગળરૂપ ગુણ, જન્મ અને કર્મોના વર્ણનવાળી વાણી જગતને જીવાડેછે, શોભા આપેછે અને પવિત્ર કરેછે, અને તેવા વર્ણન વગરની વાણી સારી રીતના અલંકારવાળી છતાં પણ વસ્ત્રાદિકથી શણગારેલા શબ જેવી માનેલીછે, તે ઇશ્વર પોતે કરેલી વર્ણાશ્રમની મર્યાદાઓને પાળનારા લોકપાળોને સુખ આપવાસારૂ યાદવોના વંશમાં

* આ આડત્રીશમા અધ્યાયમા અક્રૂરજી માર્ગમા જેવો વિચાર કરીને ગોકુળમા ગયા તે પ્રમાણેજ શ્રીકૃષ્ણ અને બળભદ્રે તેમને પોતાને ઘેર તેડી જઇને તેમનો સારી રીતે સત્કાર કર્યો એ કથા કહેવામાં આવશે.

× 'આપણી પેઠે સ્થળે સ્થળે કર્ત્તા અને ભોક્તાપણા આદિ ધર્મો જેમા દેખાયછે તે શ્રીકૃષ્ણને વિષ્ણુ શી રીતે જણાય' એ આશંકાને પોતાના વિચારથી મટાડતા 'તેમને હુ દેખીશ' એવો મનોરથ કરેછે

* ઇશ્વર સર્વ પ્રકારે અહંકારાદિકથી રહિત છતા પણ પોતે લોકોપર અનુગ્રહ કરવા સારૂ લીલા કરેછે,એમ કહેછે.

અવતરેલાછે, અને દેવતાઓ જેનું ગાયન કરેછે એવા સર્વ મંગળરૂપ યશને વિસ્તારતા વ્રજમાં રહેછે.[૧૨-૧૩] મહાત્માઓના ગુરૂ અને ગતિરૂપ તે ઈશ્વર કે જે ત્રૈલોક્યમાં સર્વોત્તમ, લક્ષ્મીના પ્રિય સ્થાનકરૂપ અને નેત્રવાળાઓને મોટા ઉત્સવરૂપ શરીરને ધરી રહ્યાછે, તેમને હું આજ દેખીશ, કેમકે પ્રાતઃકાળમાં મને સારા શકુન થયા છે.[૧૪] દર્શન થતાં તુરતજ રથમાંથી ઉતરીને એ મુખ્ય પુરૂષ શ્રીકૃષ્ણ અને બળભદ્રનાં ચરણ કે જેઓનું યોગીઓ પણ સ્વરૂપની પ્રાપ્તિને માટે કેવળ બુદ્ધિથીજ ધ્યાન કરેછે તેઓમાં હું સાક્ષાત્ પ્રણામ કરીશ અને એમની સાથે જે તેઓના મિત્ર ગોવાળીઆઓ હશે તેઓને પણ પ્રણામ કરીશ.[૧૫] હું એમના ચરણના મૂળમાં પડીશ તે સમયે શ્રીકૃષ્ણ ભગવાન પોતાનું હસ્તકમળ કે જે કાળરૂપી સર્પે બીવડાવેલા અને શરણને ઈચ્છનારા મનુષ્યોને અભય દેનારછે તેને મારા મસ્તક ઉપર ધરશે?[૧૬] ઇંદ્ર અને બળિરાજા જે હસ્તકમળમાં પૂજનરૂપ દાન આપીને ત્રણ લોકના સ્વામીપણાને પામેલાછે અને સૌગંધિક નામના કમળજેવી સુગંધીવાળા જે હસ્તકમળે રાસક્રીડાના સમયમાં પોતાના સ્પર્શથી વ્રજાંગનાઓનો પરિશ્રમ ટાળ્યો હતો.[૧૭] હું જો કે કંસનો મોકલેલો દૂત છું, તોપણ ભગવાન મને 'આ શત્રુનો છે' એમ ગણશેજ નહી, કેમકે એ પોતે સર્વજ્ઞ અને અંતર્યામી હોવાનેલીધે પોતાના નિત્યજ્ઞાનથી મારા મનની અને બહારની ચેષ્ટાને જાણે છે.[૧૮] હું બહારથી કંસને અનુસરૂં છુ અને અંદરથી ભગવાનને અનુસરૂં છુ એ સઘળુ ભગવાન જાણેછે હું એમના ચરણની પાસે સાવધાનપણાથી હાથ જોડી ઉભો રહીશ, ત્યારે હસીને કોમળ દૃષ્ટિથી ભગવાન મારી સામુ જોશે તો તે સમયે તુરતજ સર્વ પાપથી અને શંકાથી મુક્ત થઇને હું ભારે આનંદ પામીશ.[૧૯] હું કે જેનો ભગવાન વિના બીજો કોઇ ઈષ્ટદેવ નથી અને વળી તેમનો બહુજ સ્નેહી પિત્રાઇ છું, તેનું એ ભગવાન પોતાના મોટા હાથથી જ્યારે આલિંગન કરશે ત્યારેજ મારો દેહ અત્યંત પવિત્ર થશે, અને આ દેહમાંથી કર્મબંધન પોચું પડી જશે.[૨૦] હું પ્રણામ કરી હાથ જોડી ઉભો રહીશ ત્યારે મને આલિંગન આપીને મોટી કીર્તિવાળા ભગવાન જ્યારે હે અક્રૂર! હે કાકા! એમ કહી બોલાવશે ત્યારેજ મારો જન્મ સફળ થશે. ભગવાન જેનો આદર કરે તેના જન્મને ધિક્કારછે.[૨૧] જો કે તે શ્રીકૃષ્ણને પ્રિય, અપ્રિય, હિતકારી, દ્વેષનું પાત્ર કે ઉપેક્ષાનું પાત્ર કોઇપણ નથી, તોપણ આશ્રય લેનારાઓને પુરૂષાર્થ આપનાર એ ભગવાન કલ્પવૃક્ષની પેઠે ભજનારાઓને ભજેછે.[૨૨] હું જ્યારે પ્રણામ કરી હાથ જોડીશ ત્યારે મારા હાથ ઝાલીલેતાં હાસ્યપૂર્વક આલિંગન કરી ઘરમાં તેડી જઈ સઘળા સત્કાર આપીને મોટા ભાઈ બળભદ્ર પોતાના બંધુઓવિષે કંસે ચલાવેલી વર્તણુક વિષે મને પૂછશે?[૨૩]

શુકદેવજી કહેછે–હે રાજા! એ પ્રમાણે માર્ગમાં ભગવાનનું ચિંતન કરતા જતા અક્રૂરજી રથથી ગોકુળમાં આવ્યા ત્યાં સૂર્ય અસ્તાચળમાં ગયો (આથમી ગયો.)[૨૪] ભગવાન કે જેમનાં ચરણારવિંદની પવિત્ર રજને સઘળા લોકપાળો પોતાના મુકુટોપર ધરેછે, તેમનાં કમળ, યવ અને અંકુશ આદિની રેખાઓ ઉપરથી ઓળખાઈ આવતાં પગલાં કે જેઓ પૃથ્વી ઉપર જાણે પૃથ્વીના શણગારજ હોય એવી રીતે ઉઠી રહ્યાં હતાં, તેઓને અક્રૂરજીએ દીઠાં.[૨૫] એ પગલાંનાં દર્શનના આનંદથી અક્રૂરજીને ભારે સંભ્રમ વધ્યો, પ્રેમથી રૂંવાડાં ઉભાં થઇ ગયાં, અને આંખ્યો આંસુનાં ટીપાંઓથી વ્યાકુળ થઇ ગઈ. અહો! આ પ્રભુના ચરણની રજ દુર્લભ છે, એમ ધારીને રથમાંથી હેઠા ઉતરી અક્રૂરજી તેઓમાં લોટીપડયા.[૨૬] અક્રૂરજીને કંસના સંદેશાથી માંડીને ભગવાનનાં દર્શન અને શ્રવણાદિક વિષેનો જે પુરૂષાર્થ વર્ણન કરવામાં આવ્યો, તે પુરૂષાર્થ જો બીજા મનુષ્યોથી પણ દંભ, ભય અને શોકને છોડી દેતાં કરી શકાય તો પછી એથી ઉપરાંત મનુષ્ય જન્મ આવવાનું બીજું કશું ફળ નથી.[૨૭] શ્રીકૃષ્ણ અને બળભદ્ર પ્ર-

જમાં ગાયો દોહોવાના સ્થાનકમાં ગયા હતા ત્યાં તેઓને અક્રૂરજીએ દીઠા. શ્રીકૃષ્ણે પીળાંવસ્ત્ર પેહેર્યાં હતાં, અને બળભદ્રે શ્યામ વસ્ત્ર પેહેર્યાં હતાં. બન્નેની આંખ્યો શરદૃઋતુના કમળસરખી હતી.[૨૮] એકનો વર્ણ શ્યામ હતો અને બીજાનો શ્વેત હતો, અવસ્થા કિશોર હતી, હાથ મોટા હતા. બન્ને લક્ષ્મીના નિવાસરૂપ હતા, મુખ સુંદર હતાં, ચાલ નાના હાથીના જેવી હતી, કાન્તિ સર્વોત્તમ હતી.[૨૯] એ બન્ને મહાત્મા ધ્વજ, વજ્ર, અંકુશ અને કમળની રેખાના ચિન્હવાળાં ચરણથી વ્રજને શોભા આપતાહતા; દયાપૂર્વક હસીને જોતા હતા.[૩૦] ઉદાર અને મનોહર ક્રીડા કરતા હતા, રત્નની માળા તથા વનમાળા પણ પેહેરી હતી. ઉત્તમ ચંદનનું શરીરમાં લેપન કર્યું હતું, નાહ્યા હતા, વસ્ત્ર સ્વચ્છ પેહેર્યાં હતાં.[૩૧] પોતાની કાંતિથી દિશાઓનો અંધકાર મટાડતા હતા. જેમ સુવર્ણથી વ્યાપ્ત થયેલા મરકત મણિના અને રૂપાના પર્વત શોભે, તેમ સુવર્ણના અલંકારોથી બન્ને શોભતા હતા. મુખ્ય પુરૂષ, સર્વના આદિ, જગતના કારણરૂપ, જગતના પતિ અને પૃથ્વીનો ભાર ઉતારવાસારૂજ ભિન્ન ભિન્ન શરીરથી અવતરેલા એ બળભદ્ર અને શ્રીકૃષ્ણને જોઈ સ્નેહથી વિન્હળ થયેલા તે અક્રૂરજી તુરત રથમાંથી ઉતરીપડી તેઓના ચરણની પાસે દંડ (લાકડી)ની પેઠે પડ્યા[૩૨-૩૪] હે રાજા! ભગવાનના દર્શનનો આનંદ થવાને લીધે આંસુથી નેત્ર વ્યાકુળ થઇ જતાં અને ઉત્કંઠાથી રૂવાડાં ઉભાં થઇ જતાં અક્રૂરજી પોતાનું નામ લઈને 'હું પ્રણામ કરૂં છું' એમ કહી શક્યા નહી[૩૫] પ્રસન્ન થયેલા અને ભક્તોપર પ્રીતિ રાખનારા ભગવાને તેમના મનની સઘળી વાત જાણી લઈ ચક્રનાં ચિન્હવાળા* પોતાના હાથથી તેમનેખેંચી લઇને આલિંગન કર્યું.[૩૬] શ્રીકૃષ્ણ સહિત મોટા મનવાળા બળભદ્ર પણપોતાને નમેલા અક્રૂરજીનું આલિંગન કરી પોતાના હાથથી તેમના બન્ને હાથ ઝાલીને ઘેર તેડી ગયા.[૩૭] પછી 'ભલે આવ્યા' એમ કહી કુશળ પ્રશ્ન પૂછી તેમને સુંદર આસન આપ્યું અને વિધિપ્રમાણે તેમના પગ ધોઇ મધુપર્કના પૂજનનું અર્પણ કર્યું તથા ગાયનું નિવેદન કરી પગ ચાંપ્યા. પ્રીતિવાળા બળભદ્રે અક્રૂરજીનો થાક ઉતરી ગયા પછી તેમને ઘણા ગુણવાળું પવિત્ર અન્ન શ્રદ્ધાથી જમવા આપ્યું.[૩૮]

[૩૯] પરમ ધર્મ જાણનારા બળભદ્રે અક્રૂરજી જમી રહ્યા પછી પ્રીતિથી મુખવાસ, ચંદન અને પુષ્પ આપીને તેમને વળી બહુજ રાજી કર્યા.[૪૦] સારી રીતે સત્કાર કર્યા પછી નંદરાયે અક્રૂરજીને પૂછ્યું કે–હે અક્રૂરજી! નિર્દય કંસ જીવે છે ત્યાંસુધી કસાઇના રક્ષણતળે બંધાએલા ઘેટાઓના જેવી સ્થિતિવાળા તમો કયા પ્રકારથી જીવોછો?[૪૧] ખળ અને પોતાની ઇંદ્રિયોને તૃપ્ત કરનારા જે કંસે પોતાની બેન ચીસો નાંખતાં છતાં તેનાં બાળકોને મારી નાંખ્યાં, તેની પ્રજા થઇને રહેલા તમ લોકોને જીવન પણ દુર્લભછે, ત્યાં કુશળનો તો શોજ વિચાર કરીએ?[૪૨] એ પ્રમાણે નંદરાયે મધુર વચનથી સારી રીતે સત્કાર કરેલા અક્રૂરજીનો માર્ગનો પરિશ્રમ તો નંદરાયના પૂછવાથીજ મટી ગયો[૪૩]

इत्थं सूनृतया वाचा नंदेन सुसभाजितः ।
अक्रूरः परिपृष्टेन जहावध्वपरिश्रमम् ॥४३॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો આડત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૩૯ મો.*

### ગોપીઓનો વિરહવિલાપ.

**श्रीशुक उवाच.**

सुखोपविष्टः पर्यंके रामकृष्णोरुमानितः ।
लेभे मनोरथान् सर्वान् पथियान् सचकारह ॥१॥

---

* હાથમાં ચક્રનું ચિન્હ દેખાડીને જાણે કંસને મારવાનું પોતાનું સામર્થ્ય દેખાડ્યું હોય.

* આ ઓગણચાળીશમા અધ્યાયમા ભગવાન્ મથુરામાં પધારતા ગોપીઓએ વિરહના વિલાપ કર્યા અને અક્રૂરજીને યમુનાજીમાં વિષ્ણુના લોકનું દર્શન થયું, એ કથા કહેવાશે.

શુકદેવજી કહેછે—પલંગપર સુખથી બેઠેલા અને બળભદ્ર તથા શ્રીકૃષ્ણે ઘણુ માન આપેલા અક્રૂરજીના સઘળા મનોરથો સિદ્ધ થયા કે જે તેમણે માર્ગમાં કર્યા હતા.[૧] લક્ષ્મીના નિવાસરૂપ ભગવાન પ્રસન્ન થાય ત્યારે કશી વસ્તુ દુર્લભ રહેતી નથી, તોપણ હે રાજા! ભગવાનના સાચા ભક્તો કોઈ વસ્તુની ઇચ્છા કરતા નથી.[૨] દેવકીના પુત્ર ભગવાને રાતનુ વ્યાળુ કરીને 'કંસ સબંધીઓ સાથે કેવી રીતે ચાલે છે તથા તેણે બીજુ શુ કરવા ધારેલુ છે' એ વિષે અક્રૂરજીને આ પ્રમાણે પૂછ્યુ [૩]

ભગવાન પૂછેછે—હે તાત! હે સૌમ્ય! તમે પ્રસન્નતાથી આવ્યાછો? તમારૂ ભલુ થજો. આપણા સપિંડ, બંધુ અને સંબંધીઓ સુખી છે? તથા રોગરહિત છે?[૪] આવી રીતનુ પૂછવુ પણ આ સમયમાં ઘટતુ નથી, કેમકે કુળમાં રોગરૂપ અને અમારો મામો કહેવાતો કંસ વૃદ્ધિ પામેછે, ત્યાં આપણા જ્ઞાતિલાઓનુ અને તેની પ્રજાનુ શું કુશળ પૂછુ?[૫] અહો! અમારે માટે અમારાં નિરપરાધી માબાપને બહુ દુઃખ પડયુ. તેઓના પુત્રોનુ મરણ તથા તેઓને બંધન મારે માટેજ થયુંછે[૬] હે સૌમ્ય! તમે કે જે પોતાના છો તેમના દર્શનને હુ ઇચ્છતોજ હતો, તે આજ થયુ, એ ઘણુ સારૂં થયુ, હે તાત! હવે જે તમારે આવવાનુ કારણ હોય તે કહો.[૭]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે ભગવાને પૂછતાં યાદવોની સાથે કંસે રાખેલો વેરાનુબંધ, કંસે કરેલો વસુદેવના વધનો ઉદ્યમ, જે ધનુર્યાગના સમાચાર લઇને પોતે આવ્યાછે તે, ચાણૂરાદિક પાસે મરાવી નાંખવાને પોતાને દૂતરૂપે મોકલેલછે તે, અને નારદજીએ કંસની પાસે વસુદેવથી ભગવાનનો જન્મ થયાની વાત કહી હતી તે, એ સઘળુ અક્રૂરજીએ કહી દેખાડયુ[૮] અક્રૂરજીનુ વચન સાંભળીને મારનાર ભગવાન અને બળભદ્રે હસીને પોતાના પિતા નંદરાયની પાસે કંસ રાજાએ આજ્ઞા કર્યાની વાત કહી દેખાડી[૧૦] નંદરાયે પણ ગોવાળીઆઓને આજ્ઞા કરી કે—'સઘળા પ્રકારના ગોરસમાં રસક* અને ઉત્તમ ઉત્તમ વસ્તુઓને સાથે લ્યો અને ગાડાં જોડો. આવતી કાલે મથુરામાં જઇશું, રાજાને 'રસક×' દેઇશું અને મોટો ઉત્સવ જોઇશું. દેશી લોકો મથુરામાં જાયછે' એ પ્રમાણે નંદરાયે પોતાના ગોકુળમાં કોટવાળ પાસે સાદ ફેરવાવ્યો.[૧૧-૧૨] એ વાત સાંભળી અને બળભદ્ર તથા શ્રીકૃષ્ણને મથુરામાં લઇ જવાસારૂ અક્રૂરજી વ્રજમાં આવેલ જાણી ગોપીઓ બહુજ ખેદ પામી.[૧૩] કેટલીએક ગોપીઓનાં મુખની શોભા એ વાતથી ઉત્પન્ન થયેલા હૃદયના તાપથી અને તેથી થયેલા શ્વાસથી કરમાઇ ગઈ કેટલીએક ગોપીઓનાં વસ્ત્ર કંકણ અને કેશની ગાંઠો શિથિલ થઈ જવા લાગ્યાં.[૧૪] ભગવાનના ધ્યાનને લીધે કેટલીએક ગોપીઓની સઘળી ઇંદ્રિયોની વૃત્તિઓ બંધ પડીજતાં મુક્તલોકોની પેઠે તેઓને પોતાના દેહનું પણ ભાન રહ્યુ નહીં.[૧૫] સ્નેહપૂર્વક મંદહાસ્યે પ્રેરેલી, હૃદયમાં લાગી રહેલી અને વિચિત્ર પદવાળી ભગવાનની વાતોને સંભારતી કેટલીએક સ્ત્રીઓ મૂર્ચ્છા પામી ગઇ.[૧૬] ભગવાનની સુંદર ચાલ, ચેષ્ટા, સ્નેહ ભરેલા હાસ્યપૂર્વક જોવુ, શોકને મટાડનાર હાંસીનાં વચનો, અને સર્વોત્તમ ચરિત્રોનું ચિંતન કરતી, ભગવાનની લીલાના વિરહથી બીતી અને ભગવાનમાંજ જેઓનાં ચિત્ત લાગ્યાં હતાં એવી તે ગોપીઓ ટોળે ટોળાં મળીને રોતી રોતી આ પ્રમાણે બોલવા લાગી [૧૭-૧૮]

ગોપીઓ કહેછે—હે દૈવ! તને કોઇના ઉપર દયા આવતી નથી. એકવાર મિત્રના કાર્યથી અને સ્નેહથી પ્રાણીઓને ભેળાં કરી તેઓને હજુ પૂરાં સુખ મળ્યાં ન હોય તે પહેલાં તુ વૃથા વૃથા નોખાં પાડી નાંખેછે, માટે તારી ક્રીડા બાળકોની રમત જેવી પણછે.[૧૯] તુ શ્યામ કેશથી વીંટાયલુ, સુંદર કપોળવાળું, રૂપાળી નાસિકાવાળું અને શોકને મટાડનારા ગૂઢ મંદહા-

---

* દૂધ દહિં, ઘી, વિગેરે × 'રસ દેઇશુ' એમ કહેવામા શબ્દચ્છળથી એવો પણ અભિપ્રાય સૂચવ્યોછે કે અસાધ્ય રોગની ચિકિત્સાને માટે રસ દેઇશું.

એવી સુંદર એવું ભગવાનનું મુખારવિંદ એક-વાર દેખાડીને પાછું અદૃશ્ય કરેછે, માટે તારૂં કામ ધિક્કારવા જેવુ છે.[20]તુ કે જે ક્રૂર છે, તે વિના બીજા કોઇથી આવું કામ થાય નહી, માટે અ-ક્રૂરનું નામ ધરી તુંજ આવેલછે તે આપેલાં જે ચક્ષુથી ભગવાનના એક એક અંગમાં તારૂં સઘળી સૃષ્ટિનુ ડહાપણ અમે જોયુ છે,તે અમારાં ચક્ષુને મૂર્ખની પેઠે તુ હરી લઈ અમને આંધ-ળી કરીમેલેછે. (મારૂ સઘળું રહસ્ય આ ગોપી-ઓએ જાણી લીધુ એવી અસહનતાથી ભગવા-નનો વિયોગ કરાવી અમોને તુ આંધળી કરેછે ) [21]અરેરે !* ઘર, સ્વજન, પુત્ર અને પતિઓનો ત્યાગ કરી સાક્ષાત્ દાસીપણુ પામેલી અને તે-મણે કરેલા હાસ્યાદિકથી પરવશ થયેલી આપ-ણને, આ ક્ષણભંગુર સ્નેહવાળા અને જેને નવુ નવુંજ પ્યારૂં લાગેછે એવા શ્રીકૃષ્ણ જોતા પણ નથી, માટે એમને આપણે રોકીશુ.[22]મથુરાની +સ્ત્રીઓને અવશ્ય આજની રાત્રિનું પ્રભાત સારા શકુનવાળુ થયું હશે અને તેઓના મનોરથ પણ સત્યજ થયા, કે જે સ્ત્રીઓ મથુરામાં પધા-રેલા ભગવાનનુ મુખ કે જે નેત્રની અણી-ઓથી વધેલા સ્મિતનેલીધે આસવરૂપજ છે તેનુ પાન કરશે.[23]હે સ્ત્રીઓ ! શ્રીકૃષ્ણ જો કે માબાપ આદિને પરાધીન છે અને ધીર છે, તોપણ તે સ્ત્રીઓમાં મધની પેઠે મીઠાં ભાષણોથી તેમનુ ચિત્ત વશ્ય થઇ જશે, અને તેઓનાં લાજભરેલાં મંદહાસ્યોથી તથા વિલાસોથી ભમી જશે, તેથી આપણે કે જેઓ ગામડાની રહેનારી છીએ, તે-ઓની પાસે પાછા શી રીતે આવશે ?[24]આજ મથુરામાં દાશાર્હ, ભોજ, અંધક, વૃષ્ણિ અને સાત્વતકુળના યાદવોની દૃષ્ટિઓને અવશ્ય મોટો ઉત્સવ થશે, કે જેઓ લક્ષ્મીના પ્યારા અને ગુ-ણોના સ્થાનરૂપ શ્રીકૃષ્ણને માર્ગમાં દેખશે [25] આવુ× કામ કરનારા નિર્દય માણસનું 'અક્રૂર' એવું નામ નહી હોવુ જોઇયે, કેમકે અત્યંત ક્રૂર સ્વભાવવાળો આ માણસ, બહુજ દુઃખ પા-મેલી આપણને ધારણા આપ્યા વિના પ્રાણથી પણ પ્યારા શ્રીકૃષ્ણને આપણે ન દેખીએ એવા દૂર સ્થળમાં લઇ જશે [26]અરે+ ! કઠણ મનવા-ળા આ શ્રીકૃષ્ણ રથમાં બેઠા. આ છકેલા ગોવા-ળીઆઓ વળી તેની પછવાડે ગાડાંઓમાં બેસી ઉતાવળ કરેછે. આ અનીતિ જોઇને ઘરડેરા કો-ઈ ના પાડતા નથી આ સમયમાં કોઇ ગોવાળી-આને વિઘ્ન, અકસ્માત, વજ્રપાત કે બીજુ પણ કાંઇ અનિષ્ટ થતુ નથી કે જેથી આને રોકાવુ પડે. માટે આજ દૈવજ આપણુ પ્રતિકુળ કરવા ધારેછે.[27]આપણે† બધી ભેળી થઇ ભગવાનને રોકીએ, કુળના ઘરડેરા અને બાંધવો આપણને શુ કરી નાંખશે ? અરધા નિમેષકાળ સુધી પણ છોડી શકાય નહી એવા ભગવાનના પ્રસંગનો વિયોગ આપીને જેઓનાં ચિત્તને દૈવે દીન કરી નાંખ્યાંછે એવી આપણને હવે મોતની પણ બીક નથી [28] હે ‡ ગોપીઓ ! રાસક્રીડાની સભામાં સ્નેહ ભરેલી રીતે જે ભગવાનનુ સુંદર મંદહા-સ્ય, સુંદર વિચાર, લીલાપૂર્વક દર્શન અને આ-લિંગન મળવાથી આપણને ઘણી રાત્રિઓ ક્ષણ સમાન લાગી હતી તે ભગવાન વિના વિર-હના અપાર દુઃખને આપણે શી રીતે તરી શ-કીએ ? માટે આ કારણથી આપણે અવશ્ય સાહસ કરવુ જોઇએ [29]સાયંકાળે § બળભદ્રસહિત, ગોવા-ળીઆઓથી વીંટાએલા, વેણુ વગાડતા અને જેમના કેશ તથા માળા ખરીઓની રજથી ભરાઇ રહેલાં હોય છે એવા ભગવાન વ્રજમાં પધારતાં મંદહા-સ્યપૂર્વક કટાક્ષના જોવાથી આપણા ચિત્તને હ-રીલેછે તે ભગવાન વિના આપણે શી રીતે જીવીએ ?[30]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે બોલતી, વિર-હથી આતુર થયેલી અને જેઓનાં મન શ્રીકૃષ્ણ-માંજ લાગ્યાં હતાં એવી વ્રજાંગનાઓ લાજ મૂકી

* વિધતાને છોડી દઈ પરસ્પર વાતો કરે છે- + ઇર્ષ્યાથી બોલેછે × અક્રૂરજીને ગાળો દેતાં બોલેછે.

+ એટલી વારમાં ભગવાન રથમાં બેઠા તેમને જોઇ કહેછે † પરસ્પર વિચાર કરી સાહસ કરવા ઉપર આવી જઇને કહેછે ‡ સાહસ કરવાનુ સબળ કારણ કહેછે § દુઃખને તરવુ એ તો એક કોર, પણ આપણા પ્રાણુજ શી રીતે રહેશે એમ કહેછે.

દઇને 'હે ગોવિંદ ! હે દામોદર ! હે માધવ !' એમ ઊંચા સ્વરથી રોવા લાગી [31] પછી સૂર્ય ઉગતાં અક્રુરજીએ સ્નાન સંધ્યાદિક સઘળુ કર્મ પોહોચી લઇને, સ્રીઓના રોવા ઉપર કાંઇ પણ ધ્યાન નહી આપતાં રથ હાંક્યો.[32] નંદાદિક ગોવાળીઆઓ ઘણા ઉત્તમ પદાર્થો અને ગોરસથી ભરેલા ઘડાઓને ગાડાંઓમાં ભરી તેમની પછવાડે ચાલ્યા.[33] ગોપીઓ પોતાના પ્યારા શ્રીકૃષ્ણની પાછળ જતી હતી, ત્યાં શ્રીકૃષ્ણે પાછું વાળી જોવા આદિથી તેઓને કાંઈક રાજી કરી, એટલે તેઓ ભગવાનનો પ્રત્યુત્તર મળવાની આશા રાખી ઉભી રહી.[34] પોતાના પ્રયાણના સમયમાં એ પ્રમાણે તાપ પામતી તે ગોપીઓને જોઈ ભગવાને 'હુ આવીશ' એવાં પ્રેમભરેલાં વચન દૂતની પાસે કહેવરાવી તેઓની સાંત્વના કરી.[35] જ્યાં સુધી રથની ધ્વજા અને રથની રજ દેખાણી ત્યાં સુધી જેઓએ પોતાનાં ચિત્ત ભગવાનની સાથેજ મોકલ્યાં હતાં એવી ગોપીઓ આળેખેલી પૂતળીઓની પેઠે નિશ્ચળ થઈને ઉભી રહી [36] પછી ભગવાનના પાછા વળવામાં નિરાશ થયેલી તે ગોપીઓ પાછી વળી અને ભગવાનની લીલાનુ ગાયન કરવારૂપ સાધનથી શોક રહિત થઈને રાત્રિ દિવસ કાઢવા લાગી [37] બળભદ્ર અને અક્રૂરજીની સાથે ભગવાન પણ વાયુસરખા વેગવાળા રથથી, પાપનો નાશ કરનારી યમુના નદીને કાંઠે પોહોચ્યા.[38] ત્યાં મણિસરખા સ્વચ્છ પાણીમાં નાહી તથા તેનું પાન કરીને ઝાડના સમૂહની પાસે આવી બળભદ્રસહિત રથમાં બેઠા.[39] શત્રુઓની શંકાથી એ બે ભાઇઓને રથમાં બેસાડી તેઓને પૂછીને અક્રૂરજીએ યમુનાજીના ધ્રોમાં આવી વિધિસહિત સ્નાન કર્યું [40] તે *જળમાં ડુબકી મારીને ગાયત્રીના જપ કરતા અક્રૂરજીએ સાથે બેઠેલા તેજ બળભદ્ર અને શ્રીકૃષ્ણને જળમાં દીઠા [41] 'એ બે વસુદેવના પુત્રો રથમાં બેઠાછે માટે જળમાં આવવા કેમ સંભવે ? અને અહીં છે તો હવે રથમાં નહી હોય' એવા વિચારથી અક્રૂરજીએ પાણીથી બહાર નીકળીને જોયુ ત્યાં રથમાં પણ પ્રથમની પેઠેજ બેઠેલા એ બે ભાઈઓને દીઠા. 'ત્યારે મેં જે પાણીમાં દીઠા તે શું ખોટા દીઠા ?' એવા વિચારથી અક્રૂરજીએ ફરીવાર ડુબકી મારી, તો ત્યાં પણ ફરીવાર શેષનાગનાં દર્શન થયાં. સિદ્ધ, ચારણ, ગંધર્વ અને અસુરો પોતાનાં માથાં નમાવીને તેમની સ્તુતિ કરતા હતા. એ દેવને મસ્તક હજાર હતાં, હજાર ફેણોમાં મુકુટ પેહેર્યા હતા, વસ્ર શ્યામ હતાં, કાંતિ કમળના નાળની પેઠે શ્વેત હતી, અને શિખરોથી ધોળા કૈલાસની પેઠે શોભતા હતા. [42-45]એ શેષનાગના કુંડળી વળેલા શરીર ઉપર શાંતસ્વરૂપ ભગવાનને પોઢેલા જોયા એ પરમપુરૂષ નારાયણની કાંતિ મેઘના સરખી શ્યામ હતી, પીળાં રેશમી વસ્ત્ર પેહેર્યાં હતાં, ભુજા ચાર હતી, નેત્ર કમળપત્ર સરખાં રાતાં હતાં [46]મુખ સુંદર અને પ્રસન્ન હતુ, મનોહર હાસ્યપૂર્વક જોતા હતા, ભ્રુકુટિ સુંદર હતી, નાસિકા, કાન અને કપોળ મનોહર હતાં, હોઠ રાતા હતા [47]હાથ લાંબા અને પુષ્ટ હતા, ખભા ઉંચા હતા, વક્ષઃસ્થળમાં લક્ષ્મીજી હતાં, કંઠ શંખ જેવો હતો, નાભિ ઊંડી હતી, પીપળાના પાંદડા સરખા પેટમાં ત્રણ વળીઓ* પડી હતી [48] કટિ અને નિતંબ મોટાં હતાં, બે સાથળ, ઉપર જાડા અને નીચે નીચે પાતળા હતા, બે ગોઠણ અને બે પીંડીઓ શોભી રહી હતી [49]ઊંચી ઘુંટીઓથી અને રાતા નખના સમૂહની કાંતિથી વીંટાએલા હતા, કોમળ આંગળીઓ અને અંગુઠારૂપ પાંખડીઓથી ચરણકમળ શોભી રહ્યાં હતાં [50]અનેક અમૂલ્ય મણિવાળાં કિરીટ, કડાં, બાજુબંધ, કટિમેખળા, જનોઈ, હાર, ઝાંઝર, અને કુંડળોથી દીપી રહ્યા હતા [51]ચાર હસ્તમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધર્યાં હતાં, વક્ષસ્થળમાં શ્રીવત્સનું ચિન્હ હતું, કૌસ્તુભમણિ શોભતો હતો, વનમાળા પેહેરી હતી.[52]સુનંદ અને નંદ આદિ પાર્ષદો, સનકા-

* આ એ બાળક ક્યાં અને પેલા બે મલ્લ ક્યાં ? એવી અક્રૂરને શંકા થતા ભગવાને તેમને જળમાં મોટા આશ્ચર્યમય રૂપ દેખાડયું એ કથા કહેછે.

*પેટ ઉપર ચામડીના ત્રણ વીંટા પડી રહેછે તે.

દિક, બ્રહ્મા તથા રૂદ્ર આદિ મોટા દેવ, મરીચિ આદિ નવ બ્રહ્મર્ષિઓ, અને પ્રહ્લાદ નારદ તથા ઉપરિચર વસુ આદિ મોટા વૈષ્ણવો નિર્મળ અંતઃકરણથી નોખનોખા પ્રકારનાં વચનો-વડે સ્તુતિ કરતા હતા.[૫૩-૫૪] લક્ષ્મી, પુષ્ટિ, સરસ્વતી, કાંતિ, કીર્તિ, ઇલા, ઉર્જા વિદ્યા, અ-વિદ્યા, માયા, અને બીજી પણ શક્તિઓ સેવા કરતી હતી.[૫૫] એવા ભગવાનને જોઈ બહુજ રાજી થયેલા, પરમ ભક્તિવાળા, રોમાંચિત થ-યેલા અને ભાવને લીધે જેનાં નેત્ર તથા અંતઃકરણ આર્દ્ર થઇ ગયાં એવા અક્રૂરજી ધીરજ રાખી, મસ્તકથી પ્રણામ કરી, હાથ જોડી અને સાવધાન થઇ ધીરે ધીરે ગદ્ગદ વાણીથી આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા.[૫૬-૫૭]

गिरा गद्गदयाऽस्तौषीत्सत्वमालंब्य सात्वतः ।
प्रणम्य मूर्ध्नाऽवहितः कृतांजलिपुटः शनैः ॥५७॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો આગણચાળીશમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૪૦ મો.*

### અક્રૂરે ભગવાનની કરેલી સ્તુતિ.

॥ अक्रूर उवाच ॥

नतोऽस्म्यहं त्वाखिलहेतुहेतुं
नारायणं पूरुषमाद्यमव्ययम् ।
यन्नाभिजातादरविंदकोशाद्-
ब्रह्माविरासीद्यत एष लोकः ॥ १ ॥

અક્રૂરજી સ્તુતિ કરેછે—સઘળાં કારણોના કા-રણ, આદિપુરૂષ અને અવિનાશી આપ નારા-યણ કે જેની નાભિમાંથી ઉત્પન્ન થયેલા કમળ-ના કોશમાંથી લોકોના કર્ત્તા બ્રહ્મા પ્રકટ થયાછે, તેમને હું પ્રણામ કરૂં છું.[૧] પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, અહંકાર, માયા, પુરૂષ, મન, ઇ-ન્દ્રિયો, સઘળા વિષયો અને દેવતાઓ કે જેઓ જગતનાં કારણરૂપ છે તે સઘળાં આપના અંગ-રૂપ છે.[૨] જડ અને જડપણાને લીધે પ્રત્યક્ષાદિકથી જાણવામાં આવતા એ માયા આદિ પદા-ર્થો, સર્વના આત્મા આપના સ્વરૂપને જાણતા નથી, અને જીવ કે જે એ સર્વને જાણેછે તે પણ માયાના ગુણોથી બંધાએલો હોવાને લીધે ગુણથી પર આપના સ્વરૂપને જાણતો નથી[૩] યોગીઓ સાક્ષાત્ મહાપુરૂષ અને અંતર્યામી ઇશ્વરરૂપે આ-પને ભજેછે કે જે આપ ગોલક, ઇંદ્રિયો અને દેવતાઓના સાક્ષીછો[૪] કર્મયોગવાળા કેટલાએક દ્વિજલોકો અનેક પ્રકારના રૂપવાળા દેવતાઓનાં નામથી મોટા મોટા યજ્ઞોકરી ત્રણવેદરૂપ કર્મકાં-ડનીવિદ્યાથી તમને ભજેછે,[૫] સર્વ કર્મોનો ત્યાગ કરી ઉપશમ પામેલા કેટલાએક જ્ઞાનીલોકો જ્ઞાનમયરૂપ વાળા આપને સમાધિરૂપ યજ્ઞથી ભજેછે[૬] આપે કહેલા પંચરાત્ર શાસ્ત્ર પ્રમાણે સંસ્કાર પામેલા અને પોતાને આપરૂપજ ચિં-તન કરતા બીજા લોકો ઘણી મૂર્ત્તિવાળા અને નારાયણરૂપે એક મૂર્ત્તિવાળા આપને ભજેછે.[૭] કેટલાએક લોકો વળી નોખાનોખા આચાર્ય રૂપે સદાશિવે કહેલા પાશુપતાદિક માર્ગોથી શિવરૂપી આપને ભજેછે.[૮] હે પ્રભુ! જે લોકો બીજા દેવતાઓના ભક્ત છે તેઓની બુદ્ધિ જો કે બીજાઓમાં હોયછે, તો પણ વાસ્તવિક વિચારતાં તે સઘળા, આપ કે જે સર્વ દેવમય અને ઇશ્વર છો તેમનેજ ભજેછે.[૯] હે પ્રભુ! જે-મ પર્વતથી ઉત્પન્ન થયેલી નદીઓ વરસાદથી ઘણા પ્રવાહવાળી થઇને અંતે સઘળીકારથી સમુદ્રમાંજ પ્રવેશ કરેછે, તેમ સઘળા ભજનના માર્ગો અંતે આપનેજ લાગુ પડેછે[૧૦] સત્વ, ર-જ અને તમ એ ત્રણ ગુણો તમારી માયાનાછે. સ્થાવરથી તે બ્રહ્મા સુધીના સઘળા જીવો તે ગુ-ણોમાં પરોવાએલાછે, ગુણો માયામાં પરોવાએ-લાછે અને માયા આપમાં પરોવાએલીછે.[૧૧] ગુ-ણોના લેપ વગરની બુદ્ધિવાળા, સર્વના આત્મા અને સર્વની બુદ્ધિઓના સાક્ષી આપને પ્રણામ કરૂં છું. અવિદ્યાએ કરેલો આ ગુણમય સંસાર-નો પ્રવાહ તો દેવ, માણસ અને પશુ પક્ષીઓ-નાં શરીરોને પોતારૂપ માનનારાઓમાંજ પ્રવર્ત્તે છે.[૧૨] અગ્નિ તમારૂં મુખ છે; પૃથ્વી પગ છે;

* આ ચાળીશમા અધ્યાયમા અક્રૂરજીએ શ્રીકૃષ્ણને પરમેશ્વર માની પ્રણામ કરતા સગુણ અને નિર્ગુણ ભે-દથી ભક્તિપૂર્વક સ્તુતિ કરી, એ કથા કહેવામાં આવશે.

સૂર્ય નેત્ર છે; આકાશ નાભિ છે, દિશાઓ કાન છે, સ્વર્ગલોક મસ્તક છે, દેવતાઓ હાથ છે, સમુદ્રો પેટ છે, વાયુ પ્રાણ અને બળરૂપ કલ્પાએલા છે,[13] વૃક્ષ અને ઔષધિઓ રૂંવાડાં છે, મેઘ કેશ છે, પર્વતો અસ્થિ અને નખરૂપ છે, રાત્રિ અને દિવસ નિમેષરૂપ છે, પ્રજાપતિ શિશ્નરૂપ છે અને વૃષ્ટિ વીર્યરૂપ છે.[14] હે અવિનાશી! ઘણા જીવોથી વ્યાપ્ત આ લોકપાળ સહિત લોકો મનની વૃત્તિથી જણાતા આપના સ્વરૂપમાં કલ્પાએલા છે, જળમાં સૂક્ષ્મ જળજંતુઓની પેઠે અને ઉંબરાના ફળમાં મસલાંઓની પેઠે એક બીજાની વાતને નહીં જાણતાં અનેક બ્રહ્માંડો આપના સ્વરૂપમાંજ ફર્યા કરેછે[15] આપ ક્રીડાને માટે જે જે રૂપ ધરોછો તે તે રૂપથી જેઓના શોક મટી જાયછે એવા લોકો પ્રીતિથી તમારી કીર્તિ ગાય છે[16] પ્રલયના સમુદ્રમાં ફરનાર મત્સ્યાવતારરૂપ આપને પ્રણામ કરૂં છું મધુકૈટભને મારનાર હયગ્રીવરૂપ આપને પ્રણામ કરૂં છું.[17]મંદરાચળને ધારણ કરનાર કચ્છપાવતારરૂપ આપને પ્રણામ કરૂં છું, પૃથ્વીને જળમાંથી બહાર કાઢવારૂપ વિહાર કરનાર વરાહરૂપ આપને પ્રણામ કરૂં છું[18]હે સાધુલોકોના ભયને મટાડનાર! અદ્ભુત નૃસિંહરૂપ આપને પ્રણામ કરૂં છું. ત્રૈલોક્યને ભરી લેનાર વામનરૂપ આપને પ્રણામ કરૂં છું.[19]ગર્વવાળા ક્ષત્રિયોરૂપી વનને કાપનારા પરશુરામરૂપ આપને પ્રણામ કરૂં છું. રાવણનો નાશ કરનાર રામચંદ્રરૂપ આપને પ્રણામ કરૂં છું.[20]ભક્તોના રક્ષક વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધરૂપ આપને પ્રણામ કરૂં છું[21]શુદ્ધ છતાં દૈત્યદાનવોને ધર્મથી ભ્રષ્ટ કરનાર બુદ્ધરૂપ આપને પ્રણામ કરૂં છું, ઘણા મરા મ્લેચ્છરૂપ થયેલા ક્ષત્રિયોને હણનાર કલ્કિરૂપ આપને પ્રણામ કરૂં છું.[22]હે ભગવાન! તમારી માયાથી મોહ પામેલો અને દેહાદિકમાં 'હું અને મારૂં' એવા આગ્રહ ધરનાર આ જીવલોક કર્મના માર્ગોમાં ભટક્યાં કરેછે.[23]હે પ્રભુ! અત્યંત મૂઢ હું પણ દેહ, પુત્ર, ઘર, સ્ત્રી, ધન અને સ્વજનાદિક સ્વપ્ન જેવા પદાર્થોમાં તેઓને સાચા માની ભટક્યા કરૂં છું.[24]અનિત્ય કર્મફળને નિત્ય માનનાર, અનાત્મા દેહને આત્મા માનનાર, દુઃખરૂપ ઘર આદિને સુખરૂપ માનનાર, સુખદુઃખાદિકમાંજ રમનાર અને અજ્ઞાનથી વ્યાપ્ત થયેલો હું, પરમ પ્રેમના સ્થાનકરૂપ આત્મા આપને જાણતો નથી.[25] જેમ મૂર્ખ માણસ ખડથી ઢંકાએલા પાણીને છોડી દઇ ઝાંઝવાંનાં પાણી ઉપર દોડે, તેમ હું પણ આપને મૂકી દઇ દેહાદિક ઉપર દોડયા કરૂં છું[26]વાસના ભરેલી બુદ્ધિવાળો હું મારૂં મન કે જે કામ તથા કર્મથી ક્ષોભ પામેલું છે, અને બળવત્તર ઇંદ્રિયોથી ચારે કોર ખેંચાયું જાય છે તેને રોકવાને સમર્થ નથી. [27]હે પરમેશ્વર! હે પદ્મનાભ! એ હું, વિષયીપુરૂષોને ન મળે એવા આપના ચરણારવિંદને શરણ આવેલો છું. અને તે શરણે આવવું પણ આપના અનુગ્રહથીજથયુંછેએમમાનું છું. જ્યારે જીવને જન્મમરણની સમાપ્તી થવાની હોય ત્યારેજ મહાત્મા પુરૂષોની સેવાથી આપના ભજનનું મન થાયછે.[28]વિજ્ઞાનરૂપ, સર્વજ્ઞાનના કારણરૂપ,પુરૂષને સુખદુઃખાદિક આનાર કાળ, કર્મ અને સ્વભાવાદિકના નિયંતા અને અનંત શક્તિવાળા પરબ્રહ્મ આપને નમન કરૂંછું.[29]વાસુદેવ અને સર્વ પદાર્થોના અધિષ્ઠાનરૂપ આપને પ્રણામ કરૂંછું હે ઇંદ્રિયોના સ્વામી! આપને નમું છું. હે પ્રભુ! હું કે જે શરણાગત છું તેની રક્ષા કરો.[30]

नमस्ते वासुदेवाय सर्वभूतक्षयाय च ।
हृषीकेश नमस्तुभ्यं प्रपन्नं पाहि मां प्रभो ॥३०॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ચાળીશમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૪૧ મો.*

**શ્રીકૃષ્ણે મથુરામા રંગારાને માર્યો તથા સુદામામાળી અને દરજી ઉપર પ્રસન્ન થયા.**

श्रीशुकउवाच.

स्तुवतस्तस्य भगवान् दर्शयित्वा जले वपुः ।
भूयः समाहरत् कृष्णो नटो नाट्य मिवात्मनः ॥१

* આ એકતાળીશમા અધ્યાયમાં મથુરામાં પેસતા ભગવાને રંગારાને માર્યો અને પછી સુદામા માળી અને દરજી ઉપર પ્રસન્ન થઇને તેઓને વર આપ્યા એ કથા કહેવામાં આવશે.

શુકદેવજી કહેછે—એ પ્રમાણે શ્રીકૃષ્ણે અક્રૂરજીને જળમાં પોતાનું શરીર દેખાડી તે હજી સ્તુતિ કરતાજ હતા, ત્યાં નટ જેમ પોતાના નાટકને સમેટી લે તેમ સમેટી લીધું.[૧] વિસ્મય પામેલા અક્રૂરજી પણ ભગવાનને અંતર્ધાન થયેલા જોઇ પાણીમાંથી બહાર નીકળી પોતાનું સઘળુ આવશ્યક કર્મ પોહોચી લઇ તુરત રથની પાસે આવ્યા.[૨] ભગવાને અક્રૂરજીને પૂછ્યું કે–' તમે પૃથ્વીમાં, આકાશમાં કે જળમાં કાંઈ અદ્‌ભુત જેવું દીઠુ ? તમે કાંઇ અદ્‌ભુત દીઠું હોય એમ તમારી આકૃતિ ઉપરથી જણાયછે.[૩]

અક્રૂરજી કહેછે—આ જગતમાં પૃથ્વીમાં, આકાશમાં અને જળમાં જેટલાં અદ્‌ભુત છે તે સઘળાં તમે કે જે સર્વજગતરૂપ છો તેમાંજ છે, તો તમનેજ મેં જોયા માટે સઘળુ અદ્‌ભુત મારા જોવામાં આવ્યું.[૪] હે પરમેશ્વર ! તમે કે જેમાં સઘળા અદ્‌ભુત પદાર્થો રહ્યા છે તેમને હુ દેખુંછુ, તો પૃથ્વી, આકાશ કે જળમાં તમારા વિના બીજુ શુ અદ્‌ભુત જોયુ હોય ?[૫]

શુકદેવજી કહેછે—એમ કહી અક્રૂરજીએ રથ હાંક્યો, અને નમતે પોહોરે બળભદ્ર તથા શ્રીકૃષ્ણને મથુરામાં પોહોચાડ્યા.[૬] હે રાજા ! માર્ગમાં સ્થળે સ્થળે મળેલા ગામના લોકો એ બે વસુદેવના પુત્રોને જોઇને રાજી થતાંપોતાની દૃષ્ટિને પાછીજ નહીં ખેચતા હતા.[૭] અક્રૂરજીનોરથપોહોચ્યો તે પેહેલાંજ નંદાદિક ગોવાળીઆએ આગળથી મથુરાની વાડીપાસે આવી વાટ જોઇને ત્યાંજ ઉભા હતા.[૮] એઓને મળીને શ્રીકૃષ્ણ ભગવાને નમ્રતાવાળા અક્રૂરજીનો હાથ પોતાના હાથથી ઝાલી જાણે હસતા હોયતેમ આ પ્રમાણે કહ્યું.[૯]

ભગવાન કહેછે—તમે રથસહિત આગળથી નગરીમાં જાઓ અને તમારે ઘેર જાઓ. અમે તો અહીં ઉતારો કરીને પછી મથુરાને જોઇશું.[૧૦]

અક્રૂરજી કહેછે—હે પ્રભુ ! હે નાથ ! હે ભક્તવત્સળ ! તમો બે જણાવિના હું એકલો મથુરામાં નહીં જાઊં. હું કે જે તમારો ભક્ત છું તેનો તમારે ત્યાગ નહીં કરવો જોઈએ.[૧૧] હે શ્રીકૃષ્ણ ! આવો, [illegible] સાથે જઇએ. મોટા ભાઈ, ગોવાળીઆ અને મિત્રોની સાથે પરમસ્નેહી આપ અમારે ઘેર પધારીને અમારા ઘરને ધણિયાતાં કરો.[૧૨] આપનાં ચરણ કે જેઓને ધોવાનું જળ આંગણે પડવાથી પિતૃ, અગ્નિ અને દેવતાઓ તૃપ્ત થાયછે, તે ચરણના રજથી અમો કે જેઓ ગૃહસ્થ છીએ તેઓનાં ઘરને પવિત્ર કરો.[૧૩] મહાત્મા બળિરાજા આપનાં બે ચરણારવિંદને ધોવાથી પવિત્ર કીર્ત્તિને યોગ્ય થયેલછે, અને સર્વોત્તમ ઐશ્વર્યને તથા સાચા ભક્તલોકોની ગતિને પામેલછે.[૧૪] તમારાં ચરણ ધોવાના પવિત્ર જળે (ગંગાજીએ) ત્રણે લોકને પવિત્ર કરેલ છે, કે જે જળને સદાશિવે પોતાના મસ્તકઉપર ધરેલછે, અને જેના પ્રભાવથી સગર રાજાના પુત્રો સ્વર્ગમાં ગયાછે[૧૫] હે દેવના દેવ ! હે જગતના નાથ ! હે યાદવોમાં ઉત્તમ ! હે ઉત્તમ કીર્ત્તિવાળા ! હે નારાયણ ! આપ કે જેનું શ્રવણ તથા કીર્તન પવિત્રછે, તેમને હું પ્રણામ કરૂંછું.[૧૬]

શ્રીકૃષ્ણ કહેછે—યાદવોના મંડળનો દ્રોહ કરનારા કંસને માર્યા પછી મોટા ભાઇની સાથે હુ તમારે ઘેર આવીશ અને સંબંધીઓને આનંદ આપીશ.[૧૭]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે શ્રીકૃષ્ણ બોલતાં જાણે કચવાઈ ગયા હોયએવા અક્રૂરજી મથુરામાં ગયા, અને પોતે કરેલા કામની વાત કંસની પાસે કહીને પોતાને ઘેર ગયા.[૧૮] પછી પાછલે પોહોરે બળભદ્ર સહિત અને ગોવાળીઆઓથી વીંટાએલા ભગવાન, જોવાની ઇચ્છાથી મથુરામાં પધાર્યા.[૧૯] સ્ફટિકમણિનાં ઊંચાં નાકાં અને દ્વારવાળી, મોટાં મોટાં સોનાનાં કમાડ અને તોરણવાળી, ખાઇઓનેલીધે શત્રુઓથી પેસાય નહી એવી, દૂર તથાસમીપની વાડીઓથી શોભી રહેલી અને જેમાં ચોહાર તથા ચૌટા અને સ્થાનકો ત્રાંબાનાં અને પીતળનાં હતાં એવી મથુરાને ભગવાન જોવા લાગ્યા.[૨૦] સોનાના [illegible], [illegible] નવાળાઓનાં ઘર, ઘર આગળનાં ઉપવન, [illegible] ધંધાથી જીવનારા લોકોનાં બેસવાનાં સ્થાનક [illegible] અને બીજાં ઘરોથી પણ મથુરા [illegible]

વૈડૂર્યમણિ, હીરા, સ્ફટિક, નીલમણી, પરવાળાં, મોતી અને હરિતમણિથી જડેલાં ગોખનાં છિદ્રો, છાજલીઓ, વેદીઓ તથા બાંધેલી ભૂમિકાઓમાં બેઠેલાં પારેવાં અને મોર નાદ કરી રહ્યાં હતાં. રાજમાર્ગ, બજાર, માર્ગ અને આંગણાંઓમાં પાણી છાંટયાં હતાં ફૂલ, જવારા, શાળ અને ચોખા ચારેકોર વેરાએલા હતા.[૨૧-૨૨] પ્રત્યેક ઘરનાં દ્વારો બન્ને પડખામાં ચોખાના ઢગલા ઉપર રાખેલા જળ ભરેલા કુંભોથી શણગારેલાં હતાં. તે કુંભોની ઉપર દહીં અને ચંદન છાંટેલાં હતાં, કુંભોની ઉપર ચારેકોર ફૂલની માળાઓ રાખેલી હતી. કુંભોના ગળામાં વસ્ત્રો વીંટયાં હતાં, મુખમાં આંબા આદિનાં પાંદડાં ખોસેલાં હતાં, ઉપર બીજા પાત્ર મૂકી તેઓમાં અનેક દીવા કર્યા હતા, ધ્વજાઓ ચઢાવેલી હતી અને આસપાસમાં લુમખાસહિત કેળો તથા સોપારીનાં ઝાડ લગાવી દીધાં હતાં[૨૩] હે રાજા ! એ નગરીમાં રાજમાર્ગથી આવેલા અને મિત્રોથી વીંટાએલા શ્રીકૃષ્ણ તથા બળભદ્રને જોવાસારૂ ગામની સ્ત્રીઓ ઉત્કંઠાથી અને ઉતાવળથી ભેળી થવા લાગી અને કેટલીએક પોતાના મ્હેલઉપર ચઢી[૨૪] કેટલીએકે લૂગડાં અને ઘરેણાં ઊંધાં પેહેરી લીધાં હતાં કેટલીએક, બબે ઘરેણાંમાં એકએકને ભૂલી ગઈ હતી, કેટલીએકે કાન ઉપર એકએક પત્ર લગાવ્યાં હતાં, કેટલીએકે એકએક ઝાંઝર પેહેરી લીધાં હતાં અને કેટલીએક સ્ત્રીઓ બીજી આંખ્ય આંજ્યા વિનાજ આવી હતી[૨૫] કેટલીએક જમતી હતી તે જમવું મૂકી દઇને ઉત્સવથી આવી, કેટલીએક તેલથી પોતાના શરીરનું મર્દન કરાવતી હતી, તેઓ નાહ્યા વગરજ આવી, કેટલીએક સૂતી હતી તેઓ શબ્દ સાંભળી ઉઠીને આવી અને કેટલીએક છોકરાં ધવરાવતી હતી તેઓ છોકરાંઓને પડતાં મૂકીને આવી[૨૬] મોટા મદોન્મત હાથીની પેઠે ચાલતા અને લક્ષ્મીજીને પ્રીતિ આપનારા શ્રીઅંગથી દૃષ્ટિઓને ઉત્સવ આપતા શ્રીકૃષ્ણ ભગવાન્ પ્રૌઢ લીલાસહિત પોતાનાં હસવાં અને જોવાંથી તેઓના મનને હસતા હતા.[૨૭] હે કામદેવને જીતનાર રાજા* વારવાર સાંભળેલા હોવાને લીધે તેમનામાંજ જેઓનું મન લાગી રહ્યું હતું એવી, તેમના જોવા તથા હસવારૂપ અમૃતના સેચનથી માન પામેલી અને રોમાંચિત થયેલી સ્ત્રીઓએ નેત્રરૂપદ્વારથી આનંદમય ભગવાનને હૃદયમાં પધરાવી તેમનું આલિંગન કરી, પોતામે પ્રથમ ભગવાન્ નહીં મળવાથી મનમાં જે ઘણી વ્યથા હતી તેને છોડી દીધી[૨૮] મ્હેલના શિખરોપર ચઢેલી અને પ્રીતિથી પ્રફુલ્લિત મુખારવિંદવાળી સ્ત્રીઓ બળભદ્ર તથા શ્રીકૃષ્ણને ફૂલના સમૂહોથી વધાવતી હતી[૨૯] રાજી થયેલા દ્વિજલોકો સ્થળે સ્થળે જળનાં પાત્રસહિત દહીં, અક્ષત, માળા, ચંદન, અને ભેટોથી એ બે ભાઈઓનો સત્કાર કરવા લાગ્યા હતા[૩૦] મથુરાની સ્ત્રીઓ બોલતી હતી–કે 'અહો ! ગોપીઓએ કયું મોટું તપ કર્યું હશે ! કે જેઓ મનુષ્યલોકના મહોત્સવરૂપ આ શ્રીકૃષ્ણ તથા બળભદ્રને સર્વદા દેખેછે.[૩૧] મથુરામાં ચાલતાં ભગવાને કોઇ રંગારા ધોબીને આવતો જોઈ તેની પાસે ધોએલાં અને અતિ ઉત્તમ વસ્ત્ર માગ્યાં[૩૨] ભગવાને કહ્યું કે–' હે ધોબી ! અમો બે જણા કે જેઓ યોગ્ય છીએ તેઓને જેવાં જોઇએ તેવાં વસ્ત્ર આપ અને આપવાથી તારૂં પરમ કલ્યાણ થશે એમાં સંશય નથી'[૩૩] સર્વ પ્રકારે પરિપૂર્ણ ભગવાને એ પ્રમાણે માગણી કરતાં એ રાજાનો ચાકર મહોન્મત્ત ધોબી ક્રોધ કરી તરછોડી નાંખીને બોલ્યો કે–' હે છેલા લોકો ! તમો પર્વતોમાં અને વનોમાં ફરનાર થઇને નિત્યે આવાંજ લૂગડાં પેહેરતા હશો નહિં' કે જેથી રાજાના પદાર્થોને માગો છો[૩૪-૩૫] અરે મૂર્ખ લોકો ! જતા રહો. જો જીવવાની ઇચ્છા હોય તો આવી માગણી કરવી નહીં. રાજાના ચાકરો અભિમાની માણસને બાંધી મૂકે, લૂટી લે અને મારી પણ નાંખે.'[૩૬] એ પ્રમાણે ધોબીએ બકવાદ કરતાં કોપ પામેલા

* શૃંગાર રસની વાત સાભળી તે રસમા ડૂબી જશો મા એમ કહેવાને માટે 'કામદેવને જીતનાર' એ સંબોધન આપ્યુંછે.

ભગવાને પોતાના હાથના અગ્રવતે તેની કાયા ઉપરથી માથુ પાડી નાંખ્યુ.[૩૭] તેના હાથ નીચેના સઘળા ધોબીઓ વસ્ત્રોનાં ગાંઠડાં મૂકી મૂકીને માર્ગમાં ચારેકોર ભાગી ગયા અને ભગવાને વસ્ત્ર લઇ લીધાં.[૩૮] ભગવાન્ અને બળભદ્રે પોતાને વાહાલાં લાગ્યાં એવાં વસ્ત્ર પેહેરી લઇને અવશેષ રહ્યાં તે ગોવાળીઆઓને માટે લઈ લીધાં અને કેટલાંએક ધરતીપર પડતાં મૂક્યાં.[૩૯] પછી રાજી થયેલા એક દરજીએ વિચિત્ર વર્ણવાળાં વસ્ત્રોથી અને આભરણથી તેઓને જેવો જોઈએ તેવો શણગાર કરી આપ્યો.[૪૦]અનેક લક્ષણોવાળા વેષોથી શણગારેલા એ શ્રીકૃષ્ણ અને બળભદ્ર ઉત્સવમાં શણગારેલા ધોળા અને કાળા બે હાથીઓની પેઠે શોભવા લાગ્યા.[૪૧]એ દરજી ઉપર પ્રસન્ન થઇને ભગવાને તેને પોતાના સરખુ રૂપ, જગતમાં ઉત્તમ લક્ષ્મી, બળ, ઐશ્વર્ય, સ્મરણ અને ઇંદ્રિયોની શક્તિ આપી.[૪૨]પછી એ બે ભાઇઓ સુદામા નામના માળીને ઘેર ગયા. એઓને જોઈ માળી ઉભો થઇને પૃથ્વીપર મસ્તકથી પગે લાગ્યો.[૪૩]ગોવાળીઆઓ સહિત એ બે ભાઇઓને આસન તથા પગ ધોવાનુ જળ આપી માળા, તાંબૂલ, ચંદન અને બીજા પણ ઉત્તમ પદાર્થોથી તેઓની પૂજા કરીને માળી બોલ્યો કે-'હે પ્રભુ! આજ તમારા આવવાથી મારો જન્મ સફળ થયો, મારૂ કુળ પવિત્ર થયુ, અને પિતૃ, દેવ તથા ઋષિઓ પણ મારા ઉપર પ્રસન્ન થયા.[૪૪-૪૫]તમો કે જેઓ આ સઘળા જગતના પરમ કારણરૂપ છો તેઓ જગતની વૃદ્ધિ અને અભયને માટે અંશોની સાથે પૃથ્વીમાં અવતરેલાછો.[૪૬]તમો જો કે ભજતો હોય તેને ભજોછો, તોપણ સર્વ પ્રાણીઓમાં સમાન, સર્વના સુહૃદ અને જગતના આત્મા છો તેથી તમો વિષમદૃષ્ટિથી વર્તોછો એમ કહી શકાય નહી.[૪૭]હુ કે જે દાસ છુ તેને આપ આજ્ઞા કરો. હું આપનુ શું કામ કરૂ? આપ આજ્ઞા કરો એજ, પુરૂષના ઉપર મોટો અનુગ્રહ છે.'[૪૮]આ પ્રમાણે બોલતા સુદામા માળીએ એઓનો અભિપ્રાય જાણી રાજી થઇને સારાં અને સુગંધી ફૂલોથી રચેલી માળાઓ તેઓને આપી.[૪૯]એ માળાઓથી શણગારેલા, ગોવાળીઆઓ-સહિત પ્રસન્ન થયેલા અને વર આપનારા એ બે ભાઇઓએ નમેલા અને શરણાગત થયેલા એ માળીને વરદાન માગવાનુ કહ્યું.[૫૦]સુદામાએ પણ સર્વના આત્મા તે ભગવાનમાં અવિચળ પ્રીતિ, ભગવાનના ભક્તોઉપર સ્નેહ અને પ્રાણીઓ ઉપર પરમદયા માગી.[૫૧] બળભદ્ર સહિત ભગવાન તેના માગ્યાપ્રમાણે તેને વરદાન આપી અને નહી માગ્યા છતાં પણ 'તેના વંશમાં લક્ષ્મી વધતી જશે' એવુ વચન, બળ, આયુષ્ય, યશ અને કાંતિ આપીને ત્યાંથી પધાર્યા.[૫૨]

इति तस्मै वरं दत्वा श्रियं चान्वयवर्द्धिनीम् ।
बलमायुर्यशः कांतिं निर्जगाम सहाग्रजः ॥५२॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો એકતાળીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૪૨ મો.*

### શ્રીકૃષ્ણે કુબ્જાનો ઉદ્ધાર કર્યો.

श्रीशुक उवाच

अथ व्रजन् राजपथेन माधव
स्त्रियं गृहीतांगविलेपभाजनाम् ।
विलोक्य कुब्जां युवतिं वरानना
पप्रच्छ यांतीं प्रहसन् रसप्रदः ॥ १ ॥

શુકદેવજી કહેછે—પછી રાજમાર્ગમાં ચાલતા ભગવાને એક રૂડા મોઢાવાળી જુવાન કુબ્જા સ્ત્રી કે જેણે શરીરમાં લેપન કરવાના ચંદનનુ પાત્ર હાથમાં લીધુ હતુ તેને જતી દીઠી. એને જોઇને સુખ આપનારા ભગવાને તેને પૂછ્યુ કે-'હે સુંદરી! હે ઉત્તમ સાથળવાળી! તું કોણ છે? અને આ ચંદન કોનુ છે? અમારી પાસે સારી રીતે વાત કર અને અમોને આ ઉત્તમ લેપન દે જેને કરવાથી તારૂ તુરતજ કલ્યાણ થશે[૧-૨]

* આ બેતાળીશમા અધ્યાયમા ભગવાને કુબ્જાને સરખી કરી, ધનુષ્ય ભાગ્યુ અને ધનુષ્યનુ રક્ષણ કરનારાઓને માર્યા એ કથા કહ્યા પછી કંસને અપશુકન દેખાયાની અને અખાડાના ઉત્સવ આદિની કથા કહેવામાં આવશે.

કુબ્જા કહેછે–હે સુંદર ! હું ત્રિવક્રા નામની દાસી છુ, અને લેપનનું ચંદન કરવાના કામમાં કંસને પ્યારી છું. મારૂ ઘસેલુ ચદન કંસને બહુજ વહાલું છે, તો તે ચદનને તમારા વિના બીજો કોણ યોગ્ય છે ? [3](શુકદેવજી કહેછે) રૂપ, સુ-કુમારપણુ, રસિકપણુ, હસવુ, બોલવુ અને જોવુ, એઓથી પરવશ થયેલી તે કુબ્જાએ તે બન્ને શ્રીકૃષ્ણ અને બળભદ્રને ઘાટુ ચદન આપ્યું.[4] પીળાઆદિ વર્ણથી શોભતા તે ચદનથી નાભિ ઉપરના ઘણાખરા ભાગમાં જેઓએ લેપન કરી લીધુ એવા બે ભાઇઓ શોભવા લાગ્યા [5] પ્રસન્ન થયેલા ભગવાને તુરતજ પોતાના દર્શનનુ ફળ દેખાડવા માટે એ રૂપાળા મોઢાવાળી અને ત્રણ ઠેકાણે વાંકી કુબ્જાને સરખી કરવાનુ મન કર્યું [6] તેના બે પગના આગલ્યા ભાગને પોતાના બે પગથી દબાવી, જેની બે આંગળીઓ ઊંચી રાખી હતી એવા હાથથી તેની દાઢી પકડીને ભગવાને તેના શરીરને ઊંચુ કર્યું.[7] એમ કરવાથી અગ સરળ અને સમાન થઈ જતાં મોટા નિતંબવાળી અને મોટા સ્તનવાળી તે કુબ્જા ભગવાનના સ્પર્શના મહિમાનેલીધે સ્ત્રીઓમાં શ્રેષ્ઠ થઇ [8] પછી રૂપ, ગુણ અને ઉદારતાથી ભરેલી, હસતી અને કામદેવથી વ્યાકુળ થયેલી તે કુબ્જાએ ભગવાનના વસ્ત્રનો છેડો તાણીને તેમને કહ્યુ કે–' હે વીર ! ચાલો, આપણે ઘેર જઈએ, હુ તમને અહીં મૂકી દેવાને ઇચ્છતી નથી હે પુરૂષોમાં ઉત્તમ ! હું કે જેના ચિત્તને તમે પરવશ કરી નાખ્યુ તેના ઉપર કૃપા કરો [9-10] બળભદ્ર દેખતાં એ પ્રમાણે એ સ્ત્રીએ માગણી કરતાં ભગવાને પોતાના અનુચરોનાં મોઢાં જોઇ હસતાં હસતાં તેને કહ્યુ કે–' હે સુદરી ! તારૂ ઘર કે જે પુરૂષોના મનની પીડાને શમાવનાર છે ત્યાં હુ મારૂ કામ પોહોચી રહ્યા પછી આવીશ' અમો કે જેઓ ઘર વિનાના વટેમાર્ગુ છીએ, તેઓને આશરો લેવાનુ ઠેકાણુ તુજ છે ' [11-12] એ પ્રમાણે મધુર વચનથી તેનુ વિસર્જન કરી શ્રીકૃષ્ણ માર્ગમાં ચાલ્યા જતા હતા, ત્યાં વેપારીઓએ અનેક પ્રકારની ભેટો, પાનબીડાં, માળાઓ અને સુગધવાળા પદાર્થોથી તેમનું અને તેમના મોટા ભાઈનુ પૂજન કર્યું.[13] ભગવાનના દર્શનથી કામદેવ ઉત્પન્ન થવાને લીધે ચિત્રમાં આળેખેલીજેવી થઈ રહેલી અને જેઓનાં વસ્ત્ર, કંકણ તથા કેશ ખસીજતાં હતાં એવી સ્ત્રીઓને પોતાના શરીરનુ ભાન પણ રહેતુ ન હતુ.[14] પછી ગામના લોકોને ધનુષ્યનુ ઠેકાણુ પૂછતા-જતા ભગવાને તે સ્થળમાં જઇને જાણે ઈંદ્રનું હોય એવુ અદ્ભુત ધનુષ જોયુ.[15] ઘણા પુરૂષોએ રક્ષણ કરેલા, પૂજેલા અને મોટી શોભાવાળા તે ધનુષને શ્રીકૃષ્ણે પોતાને લોકો વારતાં છતાં પણ બળાત્કારથી ઉપાડયુ.[16] માણસો જોતા છતાં લીલા માત્રમાં ડાબા હાથથી ઉપાડેલા તે ધનુષને આંખ મીચી ઉઘાડીએ એટલી વારમાં સજ્જ કરી ખેચીને, ભગવાને જેમ મદોન્મત્ત હાથી શેલડીના સાંઠાને ભાંગી નાંખે તેમ વચમાંથી ભાંગી નાંખ્યુ.[17] ધનુષ ભાંગતાં તેનો શબ્દ સ્વર્ગ, અતરિક્ષ, પૃથ્વી અને દિશાઓમાં વ્યાપ્ત થઈ રહ્યો કે જે શબ્દને સાંભળી કંસ ત્રાસ પામ્યો.[18] કોપ પામેલા ધનુષના રક્ષકો પોતાના અનુચરો-સહિત શસ્ત્રો ઉપાડીને ભગવાનને પકડી લેવાસારૂ 'પકડો અને બાંધો', એમ બોલતા બોલતા ભગવાનને ઘેરી વળ્યા.[19] પછી તેઓનો દુષ્ટ અભિપ્રાય જોઇ ક્રોધ પામેલા બળભદ્ર અને શ્રીકૃષ્ણે ધનુષ્યના કટકા લઈ તેઓથી એ લોકોને માર્યા અને કંસે મોકલેલા બીજા સૈન્યને પણ માર્યું. પછી એ ધનુષની શાળાના દ્વારમાંથી બહાર નીકળીને એ બે ભાઇઓ ગામમાં ફરવા લાગ્યા અને ગામની શોભા જોઇને રાજી થયા [20-21] એઓનું એ અદ્ભુત પરાક્રમ, તેજ, દૃઢતા અને રૂપ જોઇને ગામના રહેવાશીઓ એ બે ભાઇઓને 'કોઈ ઉત્તમ દેવ છે ' એમ માનવા લાગ્યા [22] એ પ્રમાણે મનગમતી રીતે ફરતાં સૂર્ય આથમી ગયો, એટલે ગોવાળીઆઓથી વીંટાએલા શ્રીકૃષ્ણ અને બળભદ્ર ગામમાંથી ઉતારે આવ્યા.[23] ભગવાન વ્રજમાંથી પધાર્યા તે સમયમાં વિરહથી આતુર થયેલી ગોપીઓએ મથુરામાં જે જે થવાની કલ્પના કરી હતી તે સઘળી કલ્પનાઓ, ભગવા-

નનું ગાત્ર કે જેમાં લક્ષ્મીજી પોતાને ભજનારા બીજાઓને છોડી દઇ નિવાસ કરીને રહેલછે તેની શોભાને જોનારા મથુરાના લોકોમાં સાચી થઈ.[૨૪] પછી શ્રીકૃષ્ણ તથા બળભદ્ર પોતાના પગ ધોઈ તથા દૂધવાળુ અન્ન જમી અને કંસે જે કરવાનુ ધાર્યુ હતુ તે જાણી લઈ તે રાત્રિ ઉતારામાંજ સુખથી રહ્યા.[૨૫] ધનુષનો ભંગ અને ધનુષની રક્ષા કરનારાઓનો તથા પોતાના બીજા સૈન્યનો વધ કે જે કેવળ ભગવાન તથા બળભદ્રે લીલામાત્રમાંજ કર્યો તે સાંભળીને લાંબા ઉજાગરાવાળો અને બીનેલો દુર્બુદ્ધિ કંસ સ્વપ્નમાં અને જાગ્રતમાં મૃત્યુને સૂચવનારાં ઘણાં ઘણાં દુષ્ટ નિમિત્ત દેખવા લાગ્યો. [૨૬-૨૭] પ્રતિબિંબ દેખાતાં છતાં પણ તેમાં પોતાનુ માથુ દેખતો નહતો. ચક્ષુમાં ફેરફાર કરનાર બીજો પદાર્થ નહી છતાં પણ ચંદ્રાદિકનાં બબ્બે બિંબ દેખતો હતો.[૨૮]પડછાયામાં છિદ્ર દેખાતાં હતાં કાનને બંધ કરતાં અંદર જે શબ્દ સાંભળવામાં આવેછે તેને સાંભળતો નહતો. વૃક્ષોને સોનાનાં દેખતો હતો. રજ અને કીચ આદિમાં પોતાનાં પગલાં દેખતો ન હતો.[૨૯] સ્વપ્નમાં મુડદાનુ આલિંગન કરતો હતો, ગધેડાપર ચઢીને જતો હતો, ઝેર ખાતો હતો, જાસુદના ફૂલની માળા પેહેરી તેલથી ખરડાએલો અને નાગો નાગો એકલો જતો હતો[૩૦]સ્વપ્ન અને જાગ્રતમાં એવી રીતનાં બીજા પણ કેટલાંએક નિમિત્ત દેખીને મરણથી ત્રાસ પામેલા કંસને ચિંતાને લીધે નિદ્રાજ આવી નહીં.[૩૧]હે રાજા! માંડ માંડ પ્રભાત પડતાં અને જળમાંથી સૂર્ય બહાર નીકળતાં કંસે મલ્લોની રમતનો મહોત્સવ કરાવ્યો [૩૨] લોકોએ અખાડાની પૂજા કરી. તૂરી અને ભેરી વાગવા લાગ્યાં. માળા, પતાકા અને વસ્ત્રનાં તોરણોથી બેસવાના મંચોને શણગાર્યા.[૩] બ્રાહ્મણ અને ક્ષત્રિય આદિ નગરના લોકો અને દેશના લોકો તે મંચો ઉપર બેઠા તથા રાજાઓ પણ જેમ પોતાને અનુકુળ આવે તેમ આસનો નાંખીને તેઓ ઉપર બેઠા.[૩૪] કાર્યભારીઓથી વીંટાએલો અને જેનું હૃદય કચવાયા કરતુ હતું એવો કંસ પોતાની નીચેના રાજાઓના મધ્યમાં રાજમંચ ઉપર બેઠો.[૩૫] જેઓની ઉપર મલ્લતાલ સંભળાતો હતો એવી તૂરીઓ વાગતાં શણગારેલા અને ગર્વવાળા મલ્લો પોતાના આચાર્યો સહિત આવ્યા [૩૬] સુંદર વાજાથી રાજી થયેલા ચાણુર, મુષ્ટિક, કૂટ, શલ અને તોશલ, એ મલ્લો અખાડામાં આવ્યા.[૩૭] કંસે બોલાવેલા નંદ આદિ ગોવાળીઆઓ પણ કંસને ભેટો આપીને એક મંચ ઉપર બેઠા [૩૮]

**नंदगोपादयो गोपा भोजराजसमाहुताः ।**
**निवेदितोपायनास्ते एकस्मिन्मंचआविशन् ॥३८॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો બેતાળીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૪૩ મો.*

### શ્રીકૃષ્ણે કુવલયાપીડ હાથીને માર્યો તથા મલ્લના અખાડામાં પ્રવેશ કર્યો.

**श्रीशुकउवाच.**

**अथ कृष्णश्च रामश्च कृतशौचौ परंतप ।**
**मल्लदुंदुभिनिर्घोषं श्रुत्वा द्रष्टुमुपेयतुः ॥ १ ॥**

શુકદેવજી કહેછે–'હે રાજા! અમોએ ધનુષને ભાંગી નાંખવા આદિ કામ કરીને પોતાનું ઐશ્વર્ય સૂચવ્યા છતાં પણ અમારાં માબાપને છોડતો નથી અને અમને પણ વળી મારી નાંખવાની ઇચ્છા કરેછે માટે એ મામો છતાં પણ તેને મારી નાંખવામાં અમને કશો દોષ નથી.' એવી રીતે પેહેલેજ દિવસે જેઓએ પોતાની પવિત્રતા કરી લીધી એવા શ્રીકૃષ્ણ અને બળભદ્ર મલ્લોનાં નગારાંનો શબ્દ સાંભળીને તે જોવાને માટે ગયા.[૧] અખાડાના દ્વારની આગળ આવ્યા, ત્યાં તે ઠેકાણે ઉભેલો કુવલયાપીડ નામનો હાથી કે જેને અંબષ્ઠ (મહાવત) હાંકતો હતો તેને ભગવાને દીઠો.[૨] ભેઠ બાંધી તથા પોતાના વાંકા કેશ બાંધીને ભગવાને મેઘની ગર્જના સરખી

---

* આ ત્રેતાળીશમા અધ્યાયમા કુવલયાપીડ હાથીને મારી શ્રીકૃષ્ણે તથા બળભદ્રે અખાડામા પ્રવેશ કરવાનુ સૌભાગ્ય તથા ત્યાં ચાણુરે કરેલુ ભાષણુ કહેવામા આવશે.

ગંભીર વાણીથી એ હાથીના રક્ષક અંબષ્ઠને કહ્યું કે—'હે અંબષ્ઠ! હે અંબષ્ઠ! અમને માર્ગ દે. તુરત ખસીજા, અને જો નહી ખસે તો તને તથા તારા હાથીને હમણાં યમપુરીમાં મોકલી આપું છું.[૩-૪] એ પ્રમાણે તરછોડેલા અને કોપેલા અંબષ્ઠે મૃત્યુ, મૃત્યુનું નિમિત્તકાળ અને મૃત્યુના નિયંતા યમ જેવા હાથીને ભગવાનની સામે હાંક્યો,[૫] હાથીએ સામે દોડીને તુરત પોતાની સુંઢથી ભગવાનને પકડ્યા ભગવાન સુંઢમાંથી છટકી તથા તેને મૂઠી મારીને તેના ચાર પગમાં છુપી ગયા.[૬] ભગવાનને નહી દેખતાં ક્રોધ પામેલા અને સુંધીને જાણનારા તે હાથીએ વળી ભગવાનને સૂંઢમાં પકડયા, પણ ભગવાન બળાત્કારથી નીકળી ગયા[૭] ગરૂડ જેમ નાગને ખેંચે તેમ ભગવાને એ મોટા બળવાળા હાથીને તેનું પૂછડું ઝાલીને લીલામાત્રથી પચીશ ધનુષ જેટલા પ્રદેશમાં પાછળ પગે ખેંચ્યો.[૮] જેમ કોઈ બાળક, ફેરવાતા ગાયના વાછડાની સાથે ફરે, તેમ બાળક શ્રીકૃષ્ણ, ડાબી અને જમણી કોર ફર્યા કરતા તે હાથીની સાથે ફરવા લાગ્યા[૯] પછી સામે આવી પોતાના હાથથી હાથીને પ્રહાર દઇ ભાગતા ભગવાનને પગલે પગલે તેને પોતાનો સ્પર્શ કરવા દેતાં પાડી નાંખ્યો[૧૦] દોડતા ભગવાન ક્રીડાથી પૃથ્વી ઉપર પડીને પાછા તુરત ઉઠી ગયા. ભગવાનને પડેલા માની તે ક્રોધ પામેલા હાથીએ પોતાના દાંત ધરતીમાં માર્યા[૧૧] પોતાનુ પરાક્રમ વ્યર્થ જતાં બહુજ ક્રોધ પામેલો અને મહામાત્રો (માહાવતો) જેને હાંકયા કરતા હતા એવો હાથી ક્રોધથી ભગવાનની સામો દોડયો[૧૨] એ દોડયા આવતા હાથીની સામે જઇ ભગવાને પોતાના હાથથી તેની સુંઢ પકડીને તેને પાડી નાંખ્યો[૧૩] એ પડેલા હાથીને સિંહની પેઠે પગથી દબાવી રમતાં રમતાં તેનો દાંત કાઢી લઇને ભગવાને તે દાંતથી તે હાથીને તથા તેના રક્ષકોને પણ માર્યા[૧૪] મરી ગયેલા હાથીને છોડી દઇ તેનો દાંત હાથમાં લઇને ભગવાન્ અખાડામાં પધાર્યા. હાથીનો દાંત ખભા ઉપર રાખ્યો હતો, પોતાના શરીરમાં તે હાથીના મદ તથા લોહીના છાંટા ઉડયા હતા.[૧૫] અને મુખારવિંદ ઉપર પરસેવાની કણીઓ લાગી રહેવાથી શોભતા હતા. હે રાજા! કેટલાએક ગોવાળીઆઓથી વીંટાએલા અને હાથીના દાંતરૂપી ઉત્તમ આયુધવાળા એ બે ભાઈઓ અખાડાના સ્થાનકમાં પેઠા.[૧૬] મલ્લોને વજ્રરૂપ જણાતા, મનુષ્યોને ઉત્તમ મનુષ્ય જણાતા, સ્ત્રીઓને દેહધારી કામદેવરૂપ જણાતા, ગોવાળીઆઓને સ્વજન જણાતા, દુષ્ટ રાજાઓને દંડ આપનાર જણાતા, પોતાનાં માબાપને બાળક જણાતા, કંસને મૃત્યુરૂપ જણાતા, અજ્ઞાનીઓને લોહીથી ખરડાવાને લીધે સુગામણા જણાતા, યોગીઓને પરમાત્મારૂપ જણાતા અને યાદવોને પરમ દૈવતરૂપ જણાતા શ્રીકૃષ્ણ ભગવાન પોતાના મોટા ભાઇની સાથે અખાડામાં ગયા.* હે રાજા! કુવલયાપીડ હાથીને મારેલો જાણી અને તે બે ભાઇઓને પણ જીતી લેવા કઠણ જાણી કંસ, દૃઢ મનવાળો છતાં પણ તે સમયમાં બહુજ ઉદ્વેગ પામ્યો[૧૮] અખાડામાં આવેલા, મોટા હાથવાળા, પોતાની કાંતિથી જોનારાઓના મનનુ હરણ કરતા અને જેઓએ વિચિત્ર વેષનાં આભરણ, માળા અને વસ્ત્ર ધર્યા હતાં એવા એ બે ભાઇઓ ઉત્તમ વેષ ધરનારા બે નટની પેઠે શોભતા હતા[૧૯] એ બે ઉત્તમ પુરૂષને જોઈને જેઓનાં નેત્ર તથા મોઢાં આનંદના વેગથી પ્રફુલ્લિત થયાં એવા રાજાઓ, નગરના લોકો અને દેશના લોકો તેમનાં મોઢાંને નેત્રથી બહુજ જોવા લાગ્યા અને જોતાં તૃપ્તી પામતા નહતા. તેથી નેત્રથી પાન કરતા હોયની! જીભ્હાથી ચાટતા હોયની! નાકથી સુંઘતા હોયની! અને હાથથી આલિંગન કરતા હોયની! તેમ જણાતા હતા[૨૦-૨૧] ભગવાનનાં રૂપ, ગુણ, મીઠાશ અને પ્રૌઢપણાએ જાણે સ્મરણ આપેલું હોય એવી રીતે બધળા લોકો ભગવાનનાં દેખેલાં અને સાંભ-

* મલ્લોને વજ્રરૂપ જણાતા ઇત્યાદિક દશ વિશેષણોથી એક શ્રીકૃષ્ણમા રૌદ્ર, અદ્ભુત, શૃંગાર, હાસ્ય, વીર, કરુણ, ભયાનક, બીભત્સ, શાંત અને વાત્સલ્ય એ દશ રસ અનુક્રમે દેખાડેલાછે.

બેસાં પરાક્રમોવિષે પરસ્પર વાતો કરવા લાગ્યા.[૨૨] 'આ બે જણા, સાક્ષાત્ નારાયણ ભગવાનના અંશથી અહીં વસુદેવના ઘરમાં અવતરેલા છે.[૨૩] આ કૃષ્ણ દેવકીના ઉદરથી જન્મતાં તેમને ગોકુળમાં લઈ જવામાં આવેલછે અને આટલાં વર્ષસુધી નંદરાયના ઘરમાં ગુપ્ત રીતે રહીને મોટા થયેલ છે.[૨] પૂતના, તૃણાવર્ત્ત, યમલાર્જુન, શંખચૂડ, કેશી, ધેનુકાસુર અને બીજા પણ એવા દુષ્ટ લોકોને આ કૃષ્ણેજ પૂરા કર્યાછે.[૨૫] આ કૃષ્ણે ગોવાળીઆ અને ગાયોને દાવાનળમાંથી મૂકાવી હતી, કાલિયનાગનું દમન કર્યું હતું અને ઇન્દ્રનો મદ ઉતાર્યો હતો[૨૬] સાત દિવસ સુધી એક હાથથી ગોવર્દ્ધન પર્વત ધર્યો હતો અને વરસાદ, પવન તથા કડાકાથી ગોકુળનું રક્ષણ કર્યું હતુ.[૨૭] આનુ મુખ કે જેમાં જોવું અને હસવું નિરંતર આનંદ ભરેલુંજ છે, તેને પ્રેમથી જોયા કરતી ગોપીઓ, વગર પરિશ્રમે અનેક પ્રકારના તાપોને તરતી હતી[૨૮] કહેવાય છે કે આ કૃષ્ણે રક્ષા કરેલો યદુવંશ બહુજ પ્રખ્યાત થઈને લક્ષ્મી, યશ તથા મોટાઈને પામશે.[૨૯] આ કમળ સરખા નેત્રવાળા બળભદ્ર આના મોટા ભાઈ થાયછે, કે જેમણે પ્રલંબાસુર, વત્સાસુર અને બકાસુર આદિને માર્યાછે*[૩૦] એ પ્રમાણે લોકો વાતો કરતા હતા અને વાજાં વાગતાં હતાં તે સમયમાં શ્રીકૃષ્ણ અને બળભદ્રને બોલાવીને ચાણુરમલ્લે કહ્યું કે-'હે નંદના પુત્ર! હે બળભદ્ર! તમો બે જણા, વીર લોકોમાં માન પામેલા અને મલ્લયુદ્ધ કરવામાં કુશળ છો એમ સાંભળી તે મલ્લયુદ્ધ જોવાની ઈચ્છાથી રાજાએ તમોને અહીં બોલાવેલા છે.[૩૧-૩૨] જે પ્રજા મનથી, કર્મથી અને વાણીથી રાજાને પ્રસન્ન કરે તેઓનુ કલ્યાણ થાયછે, અને એથી વિરૂદ્ધ ચાલે તેઓનુ અકલ્યાણ થાયછે.[૩૩] ગાયો અને વાછડાંઓનું પાલન કરનારા લોકો વનમાં નિરંતર આનંદ કરેછે, અને મલ્લયુદ્ધની ક્રીડાઓ કરતાં ગાયોને ચારેછે એ વાત પ્રસિદ્ધજ છે.[૩૪] માટે અમારે અને તમારે રાજાનું પ્રિય કરવુ જોઇએ. રાજા પ્રસન્ન થાય એટલે સર્વ પ્રાણીઓ પ્રસન્ન થયાં એમ સમજવુ, કેમકે રાજા સર્વ દેવતારૂપછે.'[૩૫] મલ્લયુદ્ધને પોતાને પ્યારૂં માનતા શ્રીકૃષ્ણ ભગવાન, એ ચાણુરનુ વચન સાંભળી તથા તેનો સત્કાર કરી દેશકાળને અનુસરતું વચન બોલ્યા કે-'તમો અને વનમાં ફરનારા અમો પણ કંસ રાજાની પ્રજા છીએ, માટે આપણે નિરંતર કંસરાજાને રાજી કરવા જોઈએજ, અને એવી રીતની આપણને રાજાની આજ્ઞા મળે એજ મોટો અનુગ્રહ સમજવો.[૩૬-૩૭] પરંતુ અમો બાળક છીએ માટે અમારા વડિયાસાથે લડીશુ, કેમકે મલ્લયુદ્ધ યોગ્ય રીતે થાય તો મલ્લોની સભાના અધિકારીઓને અધર્મનો સ્પર્શ ન થાય'[૩૮]

ચાણુર બોલ્યોકે-'તુ બાળક નથી અને કિશોર પણ નથી, કેમકે તે હજાર હાથીના બળવાળા કુવલયાપીડ હાથીને રમતાં રમતાં મારી નાંખ્યો. તેમજ બળભદ્ર પણ બળવાળાઓમાં ઉત્તમછે,[૩૯] માટે તમો બે ભાઈઓએ બળવાળાઓનીસાથે લડવુ પડશે એમાં કાંઇ પણ અનીતિ નથી હે કૃષ્ણ! તુ મારી સાથે લડ અને બળભદ્રે મુષ્ટિકની સાથે લડવુ.[૪૦]

**तस्माद्भवद्भ्यां बलिभिर्योद्धव्यं नानयोऽत्रवै ।**
**मयि विक्रम वार्ष्णेय बलेन सह मुष्टिकः ॥ ९० ॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો તેંતાળીશમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૪૪ મો.*

### ભગવાને મલ્લોનો તથા કંસનો વધ કર્યો.

**શ્રીશુક ઉવાચ**

एवं चर्चितसंकल्पो भगवान् मधुसूदनः ।
आससादाथ चाणूरं मुष्टिकं रोहिणीसुतः ॥१॥

શુકદેવજી કહેછે-એ પ્રમાણે વાત થતાં જેણે

* જોકે વત્સાસુર અને બકાસુરને શ્રીકૃષ્ણેજ માર્યાછે તો પણ અહીં બળભદ્રે માર્યાનુ કહ્યું તે લોકોની વાતોમાં કંઇક ફેરફાર થવો સ્વાભાવિક હોયછે. તેથી કહ્યુ છે.

* આ ચુંવાળીશમા અધ્યાયમા એ બે ભાઇઓએ મલ્લ લોકોને તથા કંસાદિકને માર્યા, કંસની સ્ત્રીઓની આશ્વાસના કરી અને માતાપિતાનું દર્શન કર્યું એ કથાકહેવાશે.

પ્રથમથીજ નિશ્ચય કરી રાખ્યો હતો એવા ભગવાન ચાણૂર મલ્લની સાથે અને બળભદ્ર મુષ્ટિક મલ્લની સાથે મલ્લયુદ્ધ કરવા લાગ્યા.[1] સામસામા હાથથી હાથ અને પગથી પગ મેળવીને જીતવાની ઇચ્છાનેલીધે એક બીજાને ખેંચવા લાગ્યા.[2] એકબીજાના અરત્ની (કનિષ્ઠા અગુંલિને છુટી રાખી મૂઠીવાળો હાથ)માં અરત્નિ, ગોઠણમાં ગોઠણ, માથામાં માથુ અને છાતીમાં છાતી પછાડવા લાગ્યા.[3] હલાવવું, ધક્કો દેવો, બાથમાં લઇને દાબવૂ, નીચે પછાડવુ, મૂઠી દઇને આગળ જવુ અને પાછળ હઠવું, એવી ક્રિયાઓથી એકબીજાને પ્રતિબધ કરતા હતા.[4] ગોઠણ અને પગનો ગોટાવાળી પડેલાને ખસેડવો, હાથથી ઉપાડીને લઇ જવો, બળગી રહેલાને દૂર કરવો, અને પગ આદિ અવયવોનો ગોટા વાળવો, એવી ક્રિયાઓથી એ બબ્બે જણા જયની ઇચ્છાને લીધે એકબીજાના શરીરને પીડા કરતા હતા.[5] હે રાજા! એ બળિયા અને નબળાનુ યુદ્ધ જોઇને દયા આવતાં સઘળી સ્ત્રીઓ ટોળેટોળાં મળીને પરસ્પરમાં આ પ્રમાણે વાતો કરવા લાગી.[6]

સ્ત્રીઓ વાતો કરેછે—અરેરે! આ રાજાના સભાસદો કે જેઓ રાજા જોતાં છતાં બળિયા અને નબળાના યુદ્ધને પોતે પણ સ્વીકારેછે તેઓને આ મોટો અધર્મ લાગેછે[7] જેઓનાં સઘળાં અગ વજ્રજેવાં કઠણ છે એવા અને મોટા પહાડ જેવડા આ બે મલ્લ ક્યાં? અને અત્યત સુકોમળ અગવાળા તથા જેઓને હજી જુવાની પણ આવી નથી એવા આ બે બાળક ક્યાં?[8] આ સભામાં અવશ્ય ધર્મનુ ઉલ્લઘન થવાનું છે, અને જ્યાં અધર્મ ઉઠે ત્યાં કદી પણ ઉભુ રહેવુ નહી જોઇએ[9] સભાસદોને× કેવા કેવા પ્રકારના દોષ લાગેછે એ જાણનાર સમજુ માણસે સભામાં આવવુ જ નહી જોઈએ, કેમકે જાણતાં છતાં ચૂપ રહેનાર અથવા અવળુ બોલનાર મૂર્ખ માણસને દોષ લાગેછે[10] શત્રુની ચારેકોર દોડ કરતા આ શ્રીકૃષ્ણનુ મુખારવિદ, જળનાં બિંદુઓથી કમળના પોટાની પેઠે પસીનાથી વ્યાપ્ત થઇ રહ્યુંછે તે જુઓ.[11] બળભદ્રનુ મુખ કે જે રાતાં નેત્રવાળું, મુષ્ટિકની ઉપર ક્રોધથી ભરાએલું અને હાસ્યથી થયેલા આવેશનેલીધે શોભી રહેલુ છે, તેને તમો કેમ જોતી નથી![12] મનુષ્યદેહથી ગુઢ, વનનાં વિચિત્ર પુષ્પોને પેહેરનાર, ગાયોને ચારતા, વેણુ વગાડતા અને જેનાં ચરણને સદાશિવ તથા લક્ષ્મીજી પણ પૂજેછે એવા આ પુરાણપુરૂષ શ્રીકૃષ્ણ જે વ્રજભૂમિમાં બળભદ્રની સાથે અનેક પ્રકારની ક્રીડા કરતા ફરેછે તે વ્રજભૂમિને ધન્ય છે.[13] આ સભાને તો ધિક્કાર છે, કે જેમાં આ શ્રીકૃષ્ણ દુ ખ પામે છે. આ ભગવાનનુ રૂપ કે જે લાવણ્યનેલીધે સુ દર, સ્વાભાવિક, સમયે સમયે નવીન લાગે એવું, યશ, લક્ષ્મી અને ઐશ્વર્યના અવિચળ સ્થાનકરૂપ, બીજાને નમળે એવુ અને જેના સમાન અથવા અધિક કોઈ પણ નથી એવુ છે તેને ગોપીઓ પોતાનાં નેત્રોથી જાણે પીજતી હોય તેમ જુએ છે, માટે તે ગોપીઓએ કયુ તપ કર્યું હશે?[14] આપણાં પુણ્યતો થોડાંજ, કેમકે આપણે આવા અવસરમાં આ રૂપને જોઇએ છીએ, ભગવાનનું જ ચિતન કરતી અને પ્રેમનેલીધે આંસુથી ભરાએલા કંઠવાળી ગોપીઓ ખાંડતાં, છાશ કરતાં, લીપતાં, હીચકતાં, છોકરાં રોતાં, પાણી છાંટતાં અને વાશીદુ વાળવા આદિ ક્રિયા કરતાં આ ભગવાનનુ જ ગાયન કરેછે માટે મહાભાગ્યશાળીછે.[15] ગાયોની સાથે પ્રાતઃકાળે વ્રજમાંથી જતાં અને સાયંકાળે પાછા વ્રજમાં આવતાં આ ભગવાન વેણુ વગાડેછે ત્યારે ભાગ્યશાળી ગોપીઓ તે વેણુનાદને સાંભળી તુરત ઘરમાંથી બહાર નીકળી માર્ગમાં આ ભગવાનના દયાસહિત દર્શનવાળા અને મ દ મ દ હસતા મોઢાનેજુએછે.[16]

શુકદેવજી કહેછે—હે રાજા! એ પ્રમાણેસ્ત્રીઓ વાતો કરતાં યોગેશ્વર ભગવાને તેઓનો ભય મટાડવામાટે શત્રુને મારી નાંખવાનુ મન કર્યું.[17] સ્ત્રીઓની ભયભરેલી વાતો સાંભળી પુત્રના સ્નેહનેલીધે શોકાતુર થયેલાં અને પુત્રના બળને નહી જાણતાં માતાપિતા (દેવકી અને વસુદેવ)

× બીજી સ્ત્રીઓ બોલેછે.

પરિતાપ પામવા લાગ્યાં.[૧૮] તે તે અનેક પ્રકારના મલ્લયુદ્ધના પ્રકારોથી શ્રીકૃષ્ણ અને ચાણૂર તથા બળભદ્ર અને મુષ્ટિક ન્યાય પ્રમાણે મલ્લયુદ્ધ કરતા હતા.[૧૯] ભગવાનના શરીરના વજ્ર પડવા જેવા કઠણ પ્રહારોથી અંગ ભાંગીજવા માંડતાં ચાણૂરમલ્લ વારવાર ગ્લાનિ પામવા લાગ્યો.[૨૦] ક્રોધ પામેલા તે ચાણૂરે શકરાનાજેવા વેગથી ઉછળી બે હાથની મૂઠીઓ વાળીને ભગવાનની છાતીમાં મારી[૨૧] જેમ ફૂલની માળા વાગવાથી હાથી કંપે નહીં તેમ ચાણૂરના પ્રહારથી ભગવાન કંપ્યા નહી પછી ભગવાને ચાણૂરને બે હાથમાં પકડી ઘણીવાર ફેરવીને તેના જીવિતને ક્ષીણ કરી નાંખતાં બળથી ધરતી ઉપર પછાડયો. જેનાં ભૂષણ, કેશ અને માળા વિખાઇ ગયાં એવો ચાણૂર ઇંદ્રના* ધ્વજની પેઠે પડયો[૨૨-૨૩] એ પ્રમાણેજ મુષ્ટિક કે જેણે બળભદ્રને પ્રથમ મૂઠી મારી હતી તે બળવાળા બળભદ્રના હાથના તળાના ભારે પ્રહારથી પીડાતાં ધ્રુજતો અને મોઢામાંથી લોહી નાંખતો પ્રાણ રહિત થઇને પવને ઉખેડી નાંખેલા વૃક્ષની પેઠે ધરતીપર પડયો[૨૪-૨૫] હે રાજા! પછીભારે પ્રહાર દેનારા બળભદ્રે પોતાની સામે આવેલા કૂટ નામના મલ્લને અપમાનથી ડાબી મૂઠી મારીને લીલામાત્રમાં મારી નાંખ્યો[૨૬] તે સમયમાંજ શ્રીકૃષ્ણ ભગવાને શલ નામના મલ્લનું માથુ પાટુથી ભાગી નાંખ્યુ અને તોશલ નામના મલ્લનાં બે ફાડિયાં કરી નાંખ્યાં, તેથી તે બે મલ્લ પણ પડીગયા.[૨૭] ચાણૂર, મુષ્ટિક, કૂટ, શલ અને તોશલ માર્યા જતાં અવશેષ રહેલા મલ્લો પ્રાણના રક્ષણની ઇચ્છાથી સઘળા ભાગીગયા[૨૮] વાજાં વાગતાં, નાચતાં અને જેઓએ ઝાંઝર પેહેર્યાં હતાં એવા શ્રીકૃષ્ણ અને બળભદ્ર, પોતાના સરખી અવસ્થાવાળા ગોવાળીઆઓને હાથથી અખાડામાં ખેંચી લઇ તેઓની સાથે મળીને રમવા લાગ્યા[૨૯] શ્રીકૃષ્ણ અને બળભદ્રનુ કામ જોઇને એક કંસવિના બીજા સઘળા બ્રહ્માદિક લોકો રાજી થયા અને 'સારૂં થયુ સારૂં થયુ' એમ બોલવા લાગ્યા.[૩૦] પાંચ મલ્લ માર્યા જતાંઅને બીજા ભાગી જતાં કંસ પોતાનાં વાજાં બંધ પડાવી આ પ્રમાણે બોલ્યો.[૩૧]

કંસ બોલેછે—વસુદેવના આ દુષ્ટ પુત્રોને ગામમાંથી કાઢી મૂકો, ગોવાળીઆઓનું ધન લુટી લ્યો, અને દુષ્ટબુદ્ધિવાળા નંદને બાંધી લ્યો[૩૨] આ અત્યંત દુષ્ટ અને દુર્બુદ્ધિ વસુદેવને તો તુરત મારીજ નાંખો. મારો બાપ ઉગ્રસેન કે જે શત્રુના પક્ષને મળતો છે તેને પણ તેના મળતીઆઓની સાથે મારી નાંખો[૩૩]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે કંસ બકવાદ કરતાં કોપ પામેલા શ્રીકૃષ્ણ પોતાની ચાલાકીથી ઠેકીને તુરત ઉંચા મંચ ઉપર ચઢી ગયા[૩૪] એ પોતાના મૃત્યુરૂપ ભગવાનને આવતા જોઈ ઉત્સાહ (હિમ્મત) વાળા કંસે તુરત આસનપરથી ઉઠીને ઢાલતરવાર લીધી[૩૫] શકરો જેમ આકાશમાં ફરે તેમ તરવાર લઈને ડાબો જમણો ફર્યાં કરતા એ કંસને અસહ્ય અને ઉગ્ર તેજવાળા ભગવાને, ગરૂડ જેમ નાગને પકડે તેમ બળાત્કારથી પકડયો[૩૬] કેશ પકડી તેનો મુકુટ ઉડાડી નાંખતાં એ કંસને ઊંચા મંચ ઉપરથી અખાડામાં નાંખ્યો, અને તેની ઉપર સર્વ જગતના આશ્રયરૂપ* અને સ્વતંત્ર ભગવાન પોતે પડયા.[૩૭] સિંહ જેમ મારેલા હાથીને ખેંચે તેમ ભગવાને સર્વ લોકો દેખતાં એ મરી ગયેલા કંસને ધરતી ઉપર ખેંચ્યો (ઘસડયો) તે સમયમાં હે રાજા! સર્વ લોકોના મોઢામાંથી મોટો હાહાકાર નીકળ્યો.[૩૮] એ કંસ નિરંતર ઉદ્વેગને લીધે પીતાં, બોલતાં, ફરતાં, સૂતાં અને શ્વાસ લેતાં પોતાની આગળ ભગવાનનેજ દેખતો હતો તેથી બીજાને ન મળે એવા એજ ભગવાનના સ્વરૂપને પામ્યો.[૩૯] કંક અને ન્યગ્રોધ આદિ તે કંસના આઠ નાના ભાઈઓ ક્રોધ કરી ભાઈનુ વેર વાળવાસારૂ યુદ્ધ કરવા દોડ્યા.[૪૦] એવી રીતે મોટા વેગવાળાઅનેસ-

* ગોડ દેશમા કોઇ ઉત્સવના સબંધમા પુરૂષ આકારે થાભલો ઉભો કરી ધ્વજા પતાકા આદિથી શણગારી તેને 'ઇન્દ્રધ્વજ' એવુ નામ આપેછે. એ થાભલો જેમ પડે તેમ ચાણૂર પડયો.

* ભગવાનના શરીરમા ભાર બહુજ થયો એ સૂચવવાને માટે 'સર્વજગતના આશ્રયરૂપ' એ વિશેષણ આપ્યુછે.

જજ થયેલા એ લોકોને, બળભદ્રે સિંહ જેમ પશુઓને મારે તેમ ભોગળ ઉપાડીને મારી નાંખ્યા.[41] આકાશમાં દુંદુભિ વાગ્યાં,બ્રહ્મા અને સદાશિવ આદિ દેવ કે જેઓ ભગવાનનીજ વિભૂતિરૂપછે તેઓ પ્રેમથી પુષ્પવડે ભગવાનને વધાવતાં વખાણ કરવા લાગ્યા અને અપ્સરાઓ નાચવા લાગી.[42] હે રાજા! પતિઓના મરણથી દુઃખ પામેલી એ લોકોની સ્ત્રીઓ રોતી અને માથાં કૂટતી કૂટતી ત્યાં આવી.[43] રણભૂમિમાં સૂતેલા પોતાના પતિઓનું આલિંગન કરી શોક કરતી અને વારંવાર આંસુ ખેરતી તે સ્ત્રીઓ ઉંચા સ્વરથી વિલાપ કરવા લાગી કે-'હે નાથ! હે પ્રિય! હે ધર્મને જાણનાર! હે દયાળુ! હે દીનબંધુ! તમે પોતે હણાઈ જઇને ઘર અને પ્રજાસહિત અમોને પણ હણી નાંખીછે[44-45] હે પુરૂષોમાં ઉત્તમ! તમે કે જે સ્વામી છો તેનો વિયોગ પામેલી અને જેમાં ઉત્સવ તથા મંગળ કાર્યબંધ પડી ગયાં એવી આ નગરી અમારી પેઠેજ શોભારહિત થઈછે.[46] તમે નિરપરાધી પ્રાણીઓનો ભારે દ્રોહ કર્યો તેથી આ દશાને પામ્યાછો. પ્રાણીઓનો દ્રોહ કરવાથી કોનું સારૂ થાય ?[47] આ શ્રીકૃષ્ણ સર્વ પ્રાણીઓના ઉત્પન્ન કરનાર, રક્ષણ કરનાર અને પ્રલય કરનારછે, તો તેનો દ્રોહ કરનાર કદી પણ સુખ પામે નહી.'[48]

શુકદેવજી કહેછે-પછી લોકોના રક્ષક શ્રીકૃષ્ણ ભગવાને એ રાણીઓની આશ્વાસના કરી અને મરી ગયેલાઓને માટેજ કાંઇ લૌકિક કાર્ય કરવાનું કહેવાયછે તે કરાવ્યું[49] શ્રીકૃષ્ણ અને બલભદ્રે પોતાનાં માતાપિતાને બંધનમાંથી છોડાવી થોડોક સ્પર્શ કરીને તેઓના ચરણમાં પોતાના મસ્તકથી પ્રણામ કર્યા.[50] પુત્રો પગે લાગ્યા, તોપણ એઓને જગતના ઈશ્વર જાણી શંકાને લીધે દેવકી અને વસુદેવે તેઓનું આલિંગન કર્યું નહી (પણ હાથ જોડીને ઉભાં રહ્યાં)[51]

देवकी वसुदेवश्च विज्ञाय जगदीश्वरौ ।
कृतसंवंदनौ पुत्रौ सस्वजाते न शंकितौ ॥५१॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ચુંવાળીશમો અધ્યાય સંપૂર્ણ.

# અધ્યાય ૪૫ મો.*

## શ્રીકૃષ્ણ બળદેવે ઉગ્રસેનને રાજ્યાભિષેક કર્યો અને ગુરૂને પુત્ર લાવી આપ્યો.

श्रीशुक उवाच.

पितरावुपलब्धार्थौ विदित्वा पुरुषोत्तमः ।
मा भूदिति निजां मायां ततान जनमोहिनीम् ॥१॥

શુકદેવજી કહેછે-'હું પ્રસન્ન થતાં આ માતાપિતાને જ્ઞાન તો કાંઇ દુર્લભજ નથી, પણ મને પુત્ર સમજીને મારા ઉપર પ્રેમજ દુર્લભ છે, માટે હમણાં આ માતા પિતાને મારાથી થવાનું સાંસારિક સુખ ભોગવ્યા પેહેલાં મારી ઈશ્વરતાનું જ્ઞાન થયું તે ઠીક નહી.' એમ વિચારી ભગવાને લોકોને મોહ કરનારી પોતાની માયાનો તેઓના ચિત્તમાં વિસ્તાર કર્યો.[1] પછી મોટા ભાઇ સાહત પાસે આવીને સ્નેહથી નમતા અને 'હે મા! હે બાપ! એમ આદરથી બોલતા ભગવાને તે માબાપને આ પ્રમાણે કહ્યું.[2]

ભગવાન્ કહેછે-હે પિતા! તમો બન્ને જણાં અમો દીકરાઓને માટે નિરંતર ઉત્કંઠા રાખતાં હતાં, તો પણ અમારી બાલ્ય, પૌગંડ અને કિશોર અવસ્થાનાં જે સુખ તમોને મળવાં જોઇએ તે કદી પણ મળ્યાં નથી.[3] અમારા દુર્દૈવના યોગથી અમોને તમારી પાસે રહેવાનું મળ્યું નથી, અને માબાપને ઘેર રહેવાથી લાડ પામેલા બાળકોને જે આનંદ મળેછે તે પણ મળ્યો નથી.[4] સુખની હાનિ તો તમોને તથા અમોને સરખી થઇ, પણ તમારી સેવાનો લોપ થયાનેલીધે અમોને તો ધર્મની હાનિ પણ થઇછે. ધર્માદિક સઘળા પુરૂષાર્થો જેથી થાયછે એવો દેહ જેઓથી ઉત્પન્ન થયોછે અને જેઓએ તેનું પોષણ કર્યું છે એવાં માતાપિતાના ઋણમાંથી પુત્ર સો વર્ષનું આયુષ્ય ભોગવતાં પણ છૂટી શકતો નથી. જે દીકરો પોતે સમર્થ છતાં પણ પોતાના દેહથી અને ધનથી તે માતાપિતાને આજીવિકા ન આપે

* આ પીસતાલીશમા અધ્યાયમા ભગવાને માતા પિતાની અને નંદાદિકની સાંત્વના કરી, ઉગ્રસેનનો રાજ્યાભિષેક કર્યો અને પોતે ગુરૂને ઘેર રહીને પાછા મથુ. । પધાર્યા, એ કથા કહેવાશે.

તે દીકરાને પરલોકમાં યમદૂતો તેનું પોતાનુંજ માંસ ખવરાવેછે.[૬] પોતે સમર્થ છતાં જે પુરૂષ મા, વૃદ્ધ પિતા, પતિવ્રતા સ્ત્રી, બાળક પુત્ર,ગુરૂ, અને આશ્રિત બ્રાહ્મણનું પોષણ ન કરે તેને જીવતે મુવો જાણવો.[૭] તો અમો કે જેઓ અસમર્થ અને કંસથી નિરંતર ઉદ્વેગ પામતા હતા, તેઓના આટલા દિવસો તમારૂં પૂજન નહીં થવાને લીધે વ્યર્થ ગયાછે.[૮] હે પિતા! હે માતા! એટલામાટે અમો કે જેઓ શત્રુની ઘણી કચવાટ અને પરતંત્રતાને લીધે તમારી સેવા કરી શક્યા નથી તેઓના ઉપર તમોએ ક્ષમા કરવી જોઇએ.[૯]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે માયાથી મનુષ્યરૂપ થયેલા વિશ્વાત્મા ભગવાનની વાણીથી મોહ પામેલાં દેવકી અને વસુદેવ પોતાના પુત્રોને ખોળામાં બેસાડી આલિંગન કરીને આનંદ પામ્યાં.[૧૦] આંસુની ધારાઓથી નવરાવતાં સ્નેહરૂપી પાશથી બંધાએલાં, મોહ પામેલાં અને જેઓના ગળા સુધી આંસુ પોહોચી ગયાં હતાં એવાં દેવકી અને વસુદેવ પ્રેમના ભારથી કાંઇ પણ બોલી શક્યાં નહી.[૧૧] દેવકીના પુત્ર ભગવાને એ પ્રમાણે માતાપિતાની આશ્વાસના કરી પોતાના માતામહ (માના બાપ) ઉગ્રસેનને યાદવોનું રાજ્ય આપ્યું અને કહ્યું કે—'હે મહારાજ! અમો કે જેઓ તમારી પ્રજા છીએ, તેઓને આપે આજ્ઞા કરવી જોઈએ. યયાતિ રાજાના શાપનેલીધે યદુવંશીઓથી રાજ્યાસન ઉપર બેસાય નહી, એટલામાટે હું રાજ્ય કરીશ નહીં અને તમે પણ જો કે યદુવંશી છો તોપણ મારી આજ્ઞાનેલીધે તમને કશો દોષ નથી[૧૨-૧૩] હું ભૃત્ય થઇને તમારી પાસે રહીશ એટલે દેવ આદિ લોકો પણ તમને નમીને કર આપશે, ત્યારે બીજા રાજાઓની તો શી વાત કરવી?'[૧૪] પછી જગતના કર્ત્તા ભગવાને યદુ, વૃષ્ણિ, અંધક, મધુ, દાશાર્હ અને કુકુર આદિ પોતાના જ્ઞાતિ અને સંબંધીઓ કે જેઓ કંસના ભયને લીધે પરદેશમાં ભાગી ગયા હતા અને પરદેશમાં રહેવાથી દુઃખી થઇ ગયા હતા, તેઓને પરદેશમાંથી તેડાવી, આશ્વાસના કરી, સત્કાર કરી તથા ધનથી તૃપ્ત કરી પોતપોતાનાં ઘરોમાં રાખ્યા.[૧૫-૧૬] શ્રીકૃષ્ણ અને બળભદ્રના હાથથી રક્ષણ પામેલા, પૂર્ણ થયેલા અને શ્રીકૃષ્ણ તથા બળભદ્રના પ્રતાપથી તાપ મટી જતાં જેઓના સઘળા મનોરથ સિદ્ધ થયા એવા યાદવો ઘરમાં રમવા લાગ્યા.[૧૭] નિરંતર આનંદ ભરેલું, શોભાવાળું અને દયાસહિત મંદહાસ્ય પૂર્વક જોવાવાળું ભગવાનનું મુખારવિંદ પ્રત્યેક દિવસે જોવામાં આવતાં યાદવોમાં જેઓ વૃદ્ધ હતા તેઓ પણ જુવાન થઇ ગયા, અને ભગવાનનું મુખારવિંદરૂપી અમૃત વારંવાર નેત્રથી પીવામાં આવતાં યાદવોના શરીરની તથા ઇંદ્રિયોની શક્તિ પણ બહુજ વધી.[૧૮-૧૯] પછી હે રાજા! દેવકીના પુત્ર શ્રીકૃષ્ણ અને બળભદ્ર નંદરાયની પાસે આવી તેમનું આલિંગન કરી આ પ્રમાણે બોલ્યા.[૨૦]

શ્રીકૃષ્ણ તથા બળભદ્ર કહેછે—હે પિતા! સ્નેહ ભરેલાં તમો બન્ને જણાંએ અમોને ઉછેર્યાછે અને બહુજ લડાવેલાછે માબાપને પોતાના શરીર કરતાં પણ પુત્રો ઉપર ઘણીજ વધારે પ્રીતિ હોછે.[૨૧] પોષણ અને રક્ષણ કરવામાં અસમર્થ બંધુઓએ છોડી દીધેલા બાળકોનું જેઓ પોતાના પુત્રની પેઠે રક્ષણ કરે તેઓજ પિતા અને માતા ગણાય.[૨૨] હે પિતા! તમો વ્રજમાં જાઓ. અહીં સંબંધીઓને સઘળી સુખની સગવડ કરી આપ્યા પછી અમો પણ તમો કે જેઓ સ્નેહથી દુઃખ પામનારા સંબંધીઓ છો તેઓને જોવા માટે આવીશું.[૨૩]

શુકદેવજી કહેછે—એવી રીતે શ્રીકૃષ્ણ ભગવાને નંદરાયની અને ગોવાળીઆઓની આશ્વાસના કરતાં વસ્ત્ર, અલંકાર અને કાંસા પીતળનાં પાત્ર આદિ આપીને તેઓનું પ્રીતિપૂર્વક પૂજન કર્યું.[૨૪] એવાં ભગવાનનાં વચન સાંભળી ગોવાળીઆઓસહિત પ્રેમથી વિહ્વલ થયેલા અને આંસુથી નેત્રને ભરી મૂકતા નંદરાય એ શ્રીકૃષ્ણ તથા બળભદ્રનું આલિંગન કરી વ્રજમાં ગયા.[૨૫] પછી શૂરના પુત્ર વસુદેવે પોતાના ગોર ગર્ગાચાર્ય અને બીજા બ્રાહ્મણોની પાસે પોતાના બે પુત્રોનો

શાસ્ત્રવિધિપ્રમાણે ઉપનયન (જનોઈ દેવાનો) સંસ્કાર કરાવ્યો [૨૬] શણગારેલા બ્રાહ્મણોનુ પૂજન કરી તેઓને દક્ષિણા આપી અને સોનાની માળાવાળી, શણગારેલી, વાછડાંવાળી તથા જેઓને રેશમી વસ્ત્ર ઓઢાડ્યાં હતાં એવી ગાયો આપી. [૨૭] કંસે અધર્મથી હરી લેવાનેલીધે શ્રીકૃષ્ણ તથા બળભદ્રના જન્મને દિવસે પોતે જે ગાયો દેવાનો સંકલ્પ કરી મૂકયો હતો તેનુ સ્મરણ કરીને પુત્રોના જન્મનક્ષત્રને દિવસે મોટી મતિવાળા વસુદેવે તે ગાયો પણ આપી. [૨૮] પછી ઉપનયનસંસ્કાર થતાં દ્વિજપણું પામેલા અને સારા નિયમ પાળનારા એ બે ભાઈઓએ યદુકુળના આચાર્ય ગર્ગમુનિના કહેવા પ્રમાણે ગાયત્રી સંબંધી વ્રત (બ્રહ્મચર્ય) પાળ્યુ [૨૯] પછી સર્વ વિદ્યાઓને ઉત્પન્ન કરનાર, સર્વજ્ઞ અને જગતના ઇશ્વર છતાં પણ મનુષ્યચેષ્ટાથી પોતાના સ્વતસિદ્ધ નિર્મળ જ્ઞાનને ઢાંકતા એ બે ભાઇઓ ગુરૂકુળમાં નિવાસ કરવાની ઇચ્છાથી ઉજ્જેણના રહેવાશી સાંદીપનિ નામના બ્રાહ્મણની પાસે ગયા, કે જે સાંદિપનિ 'કાશ્ય' પણ કહેવાતા હતા. [૩૦-૩૧] બીજાઓને સર્વોત્તમ ગુરૂની સેવા કરવાનુ શીખવવાસારૂ પોતે પણ ગુરૂની પાસે યોગ્ય રીતે જઇને જીતેંદ્રિયપણાથી અને પ્રીતિથી દેવની પેઠે ગુરૂની સેવા કરવા લાગ્યા. [૩૨] શુદ્ધ ભાવવાળી સેવાથી પ્રસન્ન થયેલા ઉત્તમ બ્રાહ્મણ સાંદીપનિ ગુરૂએ તે બે ભાઇઓને અંગ અને ઉપનિષદસહિત સધળા વેદ ભણાવ્યા [૩૩] મંત્ર અને દેવતાઓના જ્ઞાન સહિત ધનુર્વેદ, ધર્મશાસ્ત્ર, મીમાંસાદિક શાસ્ત્ર, તર્કશાસ્ત્ર તથા ૭ * પ્રકારની રાજનીતિપણ ભણાવી [૩૪] હે રાજા! સર્વ વિદ્યાઓના ચલાવનાર અને મનુષ્યોમાં સર્વોત્તમ એ બે જણા, ગુરૂના એકવારના કહેવાથીજ સધળું શીખી ગયા [૩૫] જીતેંદ્રિયપણાથી રહેલા એશ્રીકૃષ્ણઅને બળભદ્ર ચોસઠ અહોરાત્રમાં ચોસઠ કળા*શીખ્યા. પછી હે રાજા! પોતાના ગુ-

* સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ અને સમાશ્રય, એ ૭ પ્રકારની રાજનીતિ ગણાયછે.

* ૧ ગીત=ગાયન. ૨ વાદ્ય=વાજા વગાડવા. ૩ નૃત્ય=નાચવુ ૪ લેખ્ય=લખવાની ચાતુરી ૫ વિશેષકચ્છેદ્ય=જૂદા જૂદા પ્રકારના ચાદલાને માટે કાતરવાની રીત. ૬ ચિત્રક્રમ= ચીતરામણ ૭ તંડુલકુસુમબલિપ્રકાર =દેવમંદિરોમાં ચોખાથી અને ફૂલોથી સાથીઆ વગેરે જૂદા જૂદા આકારો કરવા, જેમ હાલ જૈનની સ્ત્રીઓ કરેછે ૮ પુષ્પાસ્તરણ=ફૂલ પાથરવાની રીત ૯ દશનવસનાગરાગ=દાત અને કપડા વગેરેને રંગ ચઢાવવો ૧૦ મણિભૂમિકાકર્મ=આગળના વખતમા ઘરમા અથવા બગીચામા તરેહવાર બેઠક બનાવવાની રીત હતી કે જે ઉપર ઉનાળામા ખાવાપીવા વગેરેની મોજ કરતા હતા ૧૧ શયનરચન=શયનની રચના ૧૨ ઉદકવાદ્ય=જળવાજા, ૧૩ ઉદકાઘાત=પાણીમા તરવુ, પીચકારી મારવી અને સુગંધી જળ છાટવુ. ઈત્યાદિ ૧૪ ચિત્રયોગ=વિચિત્ર પ્રકારની યોજના અર્થાત ચમત્કારી અખતરાઓ ૧૫ માલ્યગ્રથનવિકલ્પ=ફૂલ ગુંથવાની રીતો, જેવી કે ફૂલના પંખા બનાવવા વગેરે ૧૬ શેખરાપીડયોજન=ભાતભાતની પાઘડીઓ તથા ટોપી વગેરે બનાવવા, કે જે માથે પેહેરવામા ઉપયોગી થાય ૧૭ નેપથ્યપ્રયોગ=શણગાર કરવાની રીત ૧૮ કર્ણપત્રભંગ=કરણફૂલ વગેરે કાનના ઘરેણા બનાવવા ૧૯ સુગંધયુક્તિ=જાતજાતના સુગંધ બનાવવાની યુક્તિ ૨૦ ભૂષણયોજન=ઘરેણા ગાઠવાની રીત ૨૧ ઐંદ્રજાલ=જાદુના પ્રયોગો ૨૨ રૂપપરીક્ષા=રૂપની પરીક્ષા, સામુદ્રિક વગેરે ૨૩ ચિત્રશાકાપૂપભક્ષ્યવિકાર=જાત જાતની રસોઇ ૨૪ કૌચુમારયોગ=પ્રીતિ ઉપજાવનારા તથા શરીરને સારૂ કરનાર ઇત્યાદિ ઉપાયો જે કુચુમાર નામના આચાર્યે બનાવેલાછે જેવા કે પૌષ્ટિક ઔષધો, તથા અંગસંકોચના પ્રયોગો ૨૫ હસ્તલાઘવ=કોઇ વસ્તુ ઉડાડી દેવી ઇત્યાદિહાથની ચાલાકી ૨૬ પાનકરસરાગયોજન=શરબ અને શરબતો બનાવવાની રીત ૨૭ સૂચીકર્મ=સીવવા તથા ભરવાની રીત ૨૮ સૂત્રક્રીડા=દોરી સંચારો ૨૯ પ્રેહેલિકા=પરોલી, જેમકે, "છ પગનુ છુછુ મુચુ, નામ દઇને કહુછુ, જુવો બાપા જુવો" અર્થ-જુવો નામનો જીવડોને તથા "ઓણુ નહી આવતડો, એવે નામે નામ, બરડાની આથમણી કોરે ગોતી લેજો ગામ"-પોરબંદર, તથા, "અગમગ ત્રણ પગ, લક્કડ ખય ને પાણી પીએ ને બેઠુ રહે" અર્થ-ઓરશીઓ ઈત્યાદિ ૩૦ પ્રતિમાલા=સંસ્કૃતના અભ્યાસવાળા ઉછરતા છોકરાઓ સામસામી અંત્યાક્ષરી બોલેછે તે. જેમ કે પેહેલા જણના શ્લોકમા જે અંતે અક્ષર આવે તે અક્ષર જેના આરંભમા હોય એવો શ્લોક બીજાએ બોલવો વળી તે શ્લોકને અંતે જે અક્ષર આવે તે અક્ષર જેના આરંભમા હોય એવો શ્લોક પેહેલાએ બોલવો એમ કરતા જેની પાસે ખુટી જાય તે હાર્યો કહેવાયછે ૩૧ દુર્વાચકયોગ=જેનુ વારવાર અને જલદીથી ઉચ્ચારણ કરતા ગડબડ થઇ જાય એવાં

રૂને મનગમતી ગુરૂદક્ષિણા માગવાનુ કહ્યું.[૩૬] સાંદીપનિ ગુરૂએ મનુષ્યોમાં ન હોય એવી બુદ્ધિરૂપ તેઓનો અદ્‌ભુત મહિમા જોઇને પોતાની સ્ત્રીની સાથે વિચાર કરી પ્રભાસમાં મહાસાગરમાં મરી ગયેલો પોતાનો બાળક પુત્ર લાવી દેવાનુ તેઓની પાસે માગ્યુ [૩૭]ગુરૂના વચનનો સ્વીકાર કરી અપાર પરાક્રમવાળા એ મહારથી શ્રીકૃષ્ણ અને બળભદ્ર રથમાં બેસી સમુદ્રને કાંઠે આવીને થોડીવાર બેઠા ત્યાં એઓને ઇશ્વર જાણી સમુદ્ર તેઓને સારૂ પૂજન લાવ્યો.[૩૮] ભગવાને સમુદ્રને કહ્યુ કે–'અમારા ગુરૂનો બાળક પુત્ર કે જેને તે અહીં મોટા તરંગથી લીધોછે તેને તુરત આપી દે.'[૩૯]સમુદ્ર બોલ્યોકે–'હે દેવ! એ બાળકને મે લીધો નથી પણ મારા જળની અંદર ફરનાર અને શંખનું રૂપ ધરનાર એક પંચજન નામનો મોટો દૈત્ય છે તેણે લીધો હશે.' એ વાત સાંભળી ભગવાને તુરત જળમાં જઇને તે દૈત્યને માર્યો, પણ તેના પેટમાં બાળકને દીઠો નહી, એટલે માત્ર તેના અંગમાંથી ઉત્પન્ન થયેલો શંખ લઇને ભગવાન પાછા રથમાં આવ્યા. પછી યમની પ્યારી સંયમની નામની પુરીમાં જઈને બળભદ્રસહિત ભગવાને શંખનાદ કર્યો. પ્રજાઓને દંડ આપનારા યમરાજાએ તે શંખનાદ સાંભળી એ બે ભાઈઓની ઘણી ભક્તિથી મોટી પૂજા કરી પછી પ્રણામ કરી સર્વ પ્રાણીઓના અંતર્યામી શ્રીકૃષ્ણને કહ્યુંકે–'હે લીલાથી મનુષ્ય થયેલા વિષ્ણુ! હું તમારૂ શું કામ કરૂ.' ભગવાને કહ્યુ કે–'હે મહારાજ! અમારા ગુરૂનો પુત્ર કે જેને તમે તેના કર્મબંધનને લીધે અહીં આણેલોછે તેને મારી આજ્ઞા મા-

---

વાક્યો સારી રીતે બોલતા આવડવા જેવા કે "તાડ ઉપર કાગ બેઠો. ઉતર કાગ તાડ ખાઊં" "રામ નામ લેનાર ભલો કે લેવરાવનાર ભલો." "કોકડી ઉપર બોકડી, ઉતર બોકડી કોકડી ખાઊં" ઇત્યાદિ ૩૨ પ્રતિમાકરણ=નકલ કરવી જેવી કે મીણ અને માટી વગેરેમાથી માણસ કે પશુપક્ષી વગેરેના પૂતળા બનાવવા ૩૩ પુસ્તકવાચન=ગ્રંથો વાચવાની કળા. ૩૪.નાટકાખ્યાયિકાદર્શન=નાટક અને આખ્યાન વગેરે બરાબર દેખાડી દેવા ૩૫ કાવ્યસમસ્યાપૂરણ=કવિતાની સમસ્યા પૂરવી ૩૬ પટ્ટિકાવેત્રવાનવિકલ્પ=પાટી અને નેતર ભરવાની રીતો. ૩૭ તર્કુકર્મ=સુતર કાતવાની તથા ત્રાકડી ઉપર ચડાવી સોનેરી વગેરે વીંટવાની રીત ૩૮ તક્ષણકર્મ=સુતારનુ કામ ૩૯ વાસ્તુવિદ્યા=ઇમારત બાંધવાની રીત ૪૦ રૂપ્યરત્નપરીક્ષા=શિક્કા તથા જવાહીર વગેરેની પરીક્ષા ૪૧ આકરજ્ઞાન=ખાણ જાણવાની કળા ૪૨ ધાતુવાદ=મટોડીમાંથી ધાતુ કાઢવાના ઉપાયો. ૪૩ મણિરાગજ્ઞાન=જાતજાતના નંગોને રંગ આપવો અને ડાખ મૂકવાની રીત ૪૪ વૃક્ષાયુર્વેદયોગ=ઝાડપાન ઉછેરવાની તથા તેના દરદ મટાડવાની રીતો ૪૫ મેષકુક્કુટલાવકયુદ્ધવિધિ=બોકડા, કુકડા અને લાવા લડાવવાની રીત ૪૬ શુકસારિકાપ્રલાપન=મેનાપોપટને બોલતા શીખવવા ૪૭ ઉત્સાદન–પ્રસાદન=શરીરને સાફ કરવાનુ તથા અભ્યંગ કરવાનુ ડાહાપણ ૪૮ અક્ષરમુષ્ટિકથન=કરપલ્લવી ભાષા, જેમકે "અહિફેન કમલ ચક્ર ટકારા, તેગ પવન યૌવન શૃંગારા, અંગુલિ અક્ષર ચકુટી હિ માત્રા, રામ કહત સીતાસે બાતા" અર્થ–અહિફેન એટલે અકારાદિસ્વર સમજવા, કમલ એટલે કવર્ગ, ચક્ર એટલે ચવર્ગ ટકાર એટલે ટવર્ગ તેગ એટલે તવર્ગ પવન એટલે પવર્ગ યૌવન એટલે યરલવ શૃંગાર એટલે શષસહ, તેમા જેટલામી આંગળી ઊંચી કરે તેટલામો અક્ષર અને જેટલી ચપટી વગાડે તે પ્રમાણે કકા કિકી વગેરે માત્રા સમજવી ઇત્યાદિ ૪૯ મ્લેચ્છિતકવિકલ્પ=ભાષાને બગાડીને બોલવાની રીત જેમકે સ્મ વચમા નાખીને અને ચ આગળ નાખીને બોલવા વગેરે 'તારૂ માથુ ભાગીશ' એમ કહેવુ હોય ત્યા 'તાસ્મારૂ માસ્માથુ ભાસ્માગીશ' 'કાતર' કહેવી હોય ત્યા 'ચકાચતર.' આવી ભાષાઓ ત્રીજા જણને સમજવા દેવો ન હોય ત્યારે વપરાય છે- તેમજ શશિદેવ–મૂલદેવની કલ્પેલી એક ભાષા છે જેમા અક્ષરો અદલબદલ કરીને બોલાયછે, જેમકે અનતજી કહેવુ હોય ત્યા 'કનપડો' બોલાય. આ ભાષા ઘણુ કરીને નાગર લોકો બોલેછે ૫૦ દેશભાષાવિજ્ઞાન=જુદા જુદા દેશોની ભાષા જાણવી, ઇંગ્રેજી, અરબી, હિબરૂ ઈત્યાદિ ૫૧ માનસીચિંતા=મનની વાત પારખવી ૫૨ અભિધાનકોશ=શબ્દોના કોશ જાણવા. ૫૩ છલિતકયોગ=ઉંધુ સવળુ સમજાવવા તથા ફસાવી દેવા વગેરે છળવાના ઉપાયો ૫૪ વસ્તુગોપન=વસ્તુ છુપાવી રાખવાની કળા ૫૫ દ્યુતવિશેષ=જુદા જુદા પ્રકારના જુગાર રમવાની રીતો ૫૬ બાલક્રીડનક=બાળકોની રમતો, જેવાંકે દડે રમવું ફુડતતન, આંબલીપીપળી અને આંખમીચામણી ઇત્યાદિ ૫૭ વૈનયિકી વિદ્યા=સભ્યતા જાળવવાની રીત ૫૮ વૈજયિકી વિદ્યા=લશ્કરી કવાયત વગેરે જય મેળવવાની કળા ૫૯ વ્યાયામિકીવિદ્યા=કસરત, દંડ પીલવા અને હાથ જોડી ફેરવવી ઇત્યાદિ ૬૦ આકર્ષક્રીડા=સોગટાબાજી. ૬૧ યંત્રમાતૃકા=જુદા જુદા યંત્રો કરવાની રીત, જે વિષે કહેછે કે વિશ્વકર્માએ કરેલો એક ગ્રંથ છે ૬૨ ધારણમાતૃકા=ધારણા (અષ્ટાવધાન વગેરે) શક્તિ વધારવાની રીત ૬૩ છંદોજ્ઞાન=જુદા જુદા આર્યા તથા ઇંદ્રવજ્રા વગેરે વૃત્તોનુ જ્ઞાન ૬૪ કેશસમાર્જનકૌશલ=કેશને સાફ અને સારા રાખવાનુ ડહાપણ.

થૈ ચઢાવીને લાવી આપો.' [૪૦-૪૫] એ આજ્ઞા માથે ચઢાવીને તેણે લાવી આપેલો ગુરૂનો પુત્ર પોતાના ગુરૂને આપીને 'વળી પણ માગો' એમ શ્રીકૃષ્ણ તથા બળભદ્રે ગુરૂને કહ્યું.[૪૬] ગુરૂ બોલ્યા કે–'હે પુત્રો! તમોએ ગુરૂદક્ષિણા ઘણીજ સારી રીતે આપી. તમજેવાના ગુરૂની કયી ઇચ્છા અપૂર્ણ રહે.[૪૭] હે વીર પુરૂષો! તમે ઘેર જાઓ, તમારી પવિત્ર કીર્ત્તિ થજો. આ લોકમાં અને પરલોકમાં તમારા વેદ સફળ થજો.[૪૮] એ પ્રમાણે ગુરૂએ આજ્ઞા આપતાં એ બે ભાઇઓ પવન સરખા વેગવાળા અને મેઘસરખા નાદવાળા રથમાં બેસીને પાછા મથુરામાં આવ્યા. પ્રજાના સઘળા લોકો કે જેઓએ ઘણા દિવસ થયા એ શ્રીકૃષ્ણ તથા બળભદ્રને નહીં દીઠા હતા તેઓ એ દિવસે તે બે ભાઈઓને જોઇને, ગયેલુ ધનપાછું મળતાં જેમ રાજી થાય તેમ રાજી થયા [૪૯-૫૦]

**समनंदन् प्रजाः सर्वा दृष्ट्वा रामजनार्द्दनौ ।**
**अपश्यन्त्यो बह्वहानि नष्टलब्धधना इव ॥ ५० ॥**

ઈતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો પીસતાલીસમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૪૬ મો.*

### શ્રીકૃષ્ણે ઉદ્ધવજી સાથે સંદેશો મોકલીને નંદ યશોદાનો શોક ટાળ્યો.

**श्रीशुकउवाच.**

**वृष्णीनां प्रवरो मंत्री कृष्णस्य दयितः सखा ।**
**शिष्यो बृहस्पतेः साक्षादुद्धवो बुद्धिसत्तमः ॥१॥**

શુકદેવજી કહેછે–+યાદવોના ઉત્તમ મંત્રી, બૃહસ્પતિના સાક્ષાત્ શિષ્ય અને શ્રેષ્ઠ બુદ્ધિવાળા ઉદ્ધવજી ભગવાનના પ્યારા સખા હતા.[૧] ભક્તોની પીડા હરનાર ભગવાને એક દિવસે એ પોતાના પ્યારા અને સાચા ભક્ત ઉદ્ધવજીને તેનો હાથ પોતાના હાથથી ઝાલીને આ પ્રમાણે કહ્યું.[૨]

ભગવાન કહેછે–હે સૌમ્ય ઉદ્ધવ! તમે વ્રજમાં જાઓ અને અમારાં માબાપ (નંદયશોદા)ને રાજી કરો. ગોપીઓના મનમાં મારા વિયોગની પીડાછે, તેને મારા સંદેશા આપીને નિવૃત્ત કરો.[૩] એ ગોપીઓનાં મન અને પ્રાણ મારામાંજ છે અને મારે માટે તેઓએ પતિ પુત્રાદિકનો ત્યાગ કર્યો હતો, તો હે ઉદ્ધવ! જે લોકો મારે માટે આ લોક તથા પરલોકનાં સુખનો ત્યાગ કરેછે તેઓને હું સુખ આપુંછું.[૪] પ્યારામાં પ્યારો હું હમણાં દૂર રહેતાં મારૂં સ્મરણ કરતી અને વિરહની ઉત્કંઠાથી પરવશ થયેલી તે ગોપીઓ મુંઝાયછે.[૫] મારામાંજ જેઓનો આત્મા છે એવી એ ગોપીઓ, ગોકુળમાંથી નીકળવાના સમયમાં મેં તેઓને પાછું આવવાનું વચન આપ્યુંછે, તે ઉપરથી કેમે કરી માંડમાંડ જીવેછે. જો તેઓનો આત્મા પોતાના દેહમાં હોય તો વિરહના તાપથી બળી ગયાવિના રહેજ નહીં, પણ મારામાં છે તેથી માંડમાંડ જીવેછે.[૬]

શુકદેવજી કહેછે–હે રાજા! એ પ્રમાણે ભગવાને આજ્ઞા કરતાં તેમનો સંદેશો લઈ રથમાં બેસીને ઉદ્ધવજી ગોકુળમાં ગયા.[૭] સૂર્ય આથમ્યો તે સમયે, વ્રજમાં જતી ગાયોની ખરીની રજથી જેનો રથ* ઢંકાઇ ગયો હતો એવા ઉદ્ધવજી સુંદર વ્રજમાં પોહોચ્યા.[૮] એ સમયે વ્રજમાં ગાયોને માટે લડતા મદોન્મત્ત ખુંટો (આખલા) નાદ કરી રહ્યા હતા. આઉના ભારવાળી ગાયો પોતાનાં વાછડાંઓની પાસે દોડી જતી હતી.[૯] ચારે કોર ઠેકતાં ધોળાં વાછડાંઓથી શોભા થઇરહી હતી. દૂધ દોહોવાના ધમકારા, 'મૂક, મૂકમાં, લઇજા, લાવીદે, આપ અને લે.' ઇત્યાદિક દોહોવાના સમયના શબ્દો અને વેણુના શબ્દો વ્યાપી રહ્યા હતા.[૧૦] બળભદ્ર તથા શ્રીકૃષ્ણનાં શુભ કર્મોનું ગાયન કરતી અને શણગારેલી ગોપીઓ

---

* આ છેતાલીશમા અધ્યાયમા ઉદ્ધવજીને વ્રજમા મોકલી ભગવાને તેમની વાણીથી યશોદા અને નંદરાયનો શોક ટાળ્યો, એ કથા કહેવાશે +ઉપનયનસંસ્કાર થયા પછી યથેષ્ટ આચરણનો ત્યાગ કરી તથા ગુરૂપાસેથી જ્ઞાન મેળવી બહુજ જિતેંદ્રિયપણાથી રહેલા શ્રીકૃષ્ણે પોતાના મિત્રની પાસે ગોપીઓને ઉપદેશ કરાવ્યો એ પ્રસંગ કહેછે.

* આ ઉપરથી એમ સૂચવ્યુંછે કે રજથી રથ ઢંકાઇ જતા ઉદ્ધવજી આવ્યાનું ગોપીઓના જાણવામાં ન આવ્યું તેથી ઉદ્ધવજીને નંદરાયનો સમાગમ થયો.

તથા ગોવાળીઆઓ શોભી રહ્યા હતા.[૧૧] અગ્નિ, સૂર્ય, અતિથિ, ગાયો, બ્રાહ્મણો, પિતૃ અને દેવતાઓનાં પૂજન જેઓમાં થતાં હતાં એવાં ગોવાળીઆઓનાં ઘરોથી અને ધુપ, દીપ તથા પુષ્પોથી મનનુ હરણ થતુ હતું.[૧૨] ચારેકોર વન પ્રફુલ્લિત થઇ રહ્યાં હતાં. પક્ષીઓ અને ભ્રમરો નાદ કરી રહ્યા હતા. હંસ અને કારંડવ પક્ષીઓથી વ્યાપ્ત થયેલાં કમળનાં વન શોભા આપતાં હતાં.[૧૩] નંદરાયે વ્રજમાં આવેલા એ ભગવાનના પ્રિય અનુચરને મળી આલિંગન કરી ઈશ્વરબુદ્ધિથી તેમનું પૂજન કરયુ.[૧૪] દૂધપાક જમાડયો, સારી તળાઈ ઉપર સુખથી સુવાડ્યા અને પગ ચાંપવા આદિથી તેમનો પરિશ્રમ મટાડયો. પછી નંદરાયે પૂછ્યું કે—'હે ભાગ્યશાળી ઉદ્ધવ! કષ્ટમાંથી છુટેલા, પુત્રાદિકનો સમાગમ પામેલા અને સંબંધીઓથી વીંટાએલા અમારા સખા વસુદેવ કુશળ છે?[૧૫-૧૬] પાપી કંસ કે જે સાધુ અને ધર્માત્મા યાદવોનો સર્વદા દ્વેષ કરતો હતો તે પોતાના અનુચરો સહિત પોતાનાં પાપથી માર્યો ગયો એ સારૂ થયુ.[૧૭] શ્રીકૃષ્ણ અમને, એમની માને, સંબંધીઓને, મિત્રોને, ગોવાળીઆઓને ગાયોને, વૃંદાવનને, ગોવર્દ્ધનપર્વતને અને પોતેજ જેના નાથ છે એવા વ્રજને સંભારેછે?[૧૮] સ્વજનોને જોવાસારૂ શ્રીકૃષ્ણ એકવાર અહીં આવશે? જ્યારે આવશે ત્યારે નાસિકા, મંદહાસ્ય અને નેત્ર જેમાં સુંદર છે એવા એ શ્રીકૃષ્ણના મુખને દેખીશુ.[૧૯] દાવાનળ, પવન સહિત વરસાદ, અરિષ્ટાસુર, અઘાસુર અને એવાજ બીજા ભયંકર ત્રાસોથી મહાત્મા શ્રીકૃષ્ણે અમારી રક્ષા કરીછે.[૨૦] શ્રીકૃષ્ણનાં પરાક્રમ, લીલાપુર્વક નેત્રની અણીઓથી જોવાં, હાસ્ય અને ભાષણને સંભારતાં અમારી સઘળી ક્રિયાઓ શિથિલ થઈ જાયછે.[૨૧] શ્રીકૃષ્ણનાં પગલાંથી શોભી રહેલાં નદી, પર્વત, વનના પ્રદેશો, અને બીજાં પણ તેમનાં રમવાનાં સ્થાનકોને જોતાં અમારૂં મન શ્રીકૃષ્ણરૂપ થઇ જાય છે.[૨૨] ગર્ગાચાર્યના વચન પ્રમાણે શ્રીકૃષ્ણ અને બળભદ્ર દેવતાઓનું મોટુ કામ કરવાને માટે પૃથ્વીમાં કોઇ મોટા દેવ આવ્યાછે તેમ માનુંછુ.[૨૩] સિંહ જેમ પશુને મારે તેમ દશ હજાર હાથીના બળવાળા કંસને, મલ્લને અને કુવલયાપીડ હાથીને લીલામાત્રમાં મારી નાંખ્યા તથા હાથી જેમ લાકડીને ભાંગી નાખે તેમ ત્રણ તાડ જેવડા અત્યંત દૃઢ ધનુષને ભાંગી નાંખ્યું. સાત દિવસ સુધી એક હાથથી પર્વતને ધરી રાખ્યો. અને પ્રલંબાસુર, ધેનુકાસુર, તૃણાવર્ત, બકાસુર અને એવાજ બીજા પણ જગતને જીતી લેનારા દૈત્યોને લીલાથી મારી નાંખ્યા એ જોવાથી પણ શ્રીકૃષ્ણ તથા બળભદ્ર કોઈ મોટા દેવ છે એમ માની શકાયછે.'[૨૪-૨૬]

શુકદેવજી કહેછે—જેની બુદ્ધિ ભગવાનમાં લાગી રહી હતી એવા બહુજ ઉત્કંઠાવાળા અને પ્રેમના પ્રસારથી વિહ્વળ થયેલા નંદરાય એ પ્રમાણે સંભારી સંભારી પછી ચુપ રહ્યા.[૨૭] વર્ણન કરાતાં પોતાના પુત્રનાં ચરિત્ર સાંભળી સ્નેહને લીધે જેના સ્તનમાંથી દૂધ ઝરવા લાગ્યુ એવાં યશોદાજી આંસુ ખેરવા લાગ્યાં.[૨૮] એવી રીતે શ્રીકૃષ્ણ ભગવાનમાં એ નંદયશોદાનો પરમ પ્રેમ જોઈ ઉદ્ધવજીએ પ્રીતિથી નંદરાયને આ પ્રમાણે કહ્યુ.[૨૯]

ઉદ્ધવજી કહેછે—હે માન આપનારા! સર્વના ગુરૂ નારાયણમાં તમોએ આવી રીતની બુદ્ધિ રાખીછે, તેથી તમો બન્ને જણાં આ લોકના સઘળા પ્રાણીઓમાં બહુજ વખાણવા યોગ્ય છો.[૩૦] જગતના નિમિત્ત અને ઉપાદાન કારણરૂપ જે પુરૂષ અને પ્રકૃતિ કહેવાયછે તે એ શ્રીકૃષ્ણ અને બળભદ્રજ છે. સર્વ શરીરોમાં પ્રવેશ કરી તે તે ઉપાધિઓથી ભિન્ન ભિન્ન જણાતા જીવોના નિયંતા પણ એજ પુરાણપુરૂષો છે.[૩૧] હે મહાત્મા! માણસ પ્રાણ જવાના સમયમાં ક્ષણમાત્ર પણ પોતાનુ શુદ્ધ મન જેમાં રાખે તો તુરત કર્મની વાસનાનો ત્યાગ કરી જ્ઞાની અને શુદ્ધ સત્વમય થઇને પરમ ગતિ પામેછે, તે સર્વના આત્મા કારણરૂપ અને પ્રયોજનથી જેણે મનુષ્ય દેહ ધર્યોછે એવા ભગવાનમાં તમો બન્ને જણાં સર્વદા ભાવ રાખોછો, તો હવે તમારે શ્રી-

જાું કર્યું કૃત્ય અવશેષ રહ્યુછે ? [32-33] યાદવો ના પતિ શ્રીકૃષ્ણ ભગવાન થોડા કાળમાં વ્રજમાં પધારશે, અને તમો કે જેઓ તેમનાં માતાપિતા છો તેઓનું પ્રિય કરશે.[34] સર્વ યાદવોથી વિરૂદ્ધ ચાલનારા કંસને અખાડાની વચમાં માર્યા પછી શ્રીકૃષ્ણે તમોને મળીને જે કહ્યુછે તે સાચુ કરશે.[35] હે મોટા ભાગ્યવાળા ! ખેદ કરોમાં. ભગવાનને તમે પાસેજ દેખશો, કેમકે કાષ્ટમાં અગ્નિની પેઠે તે સર્વ પ્રાણીઓની અંદર રહે છે.[36] પોતાનાં પ્યારાં માબાપ આદિને મૂકીને અહી કેમ આવશે એવી શંકા રાખશો નહીં, કેમકે નિરભિમાન અને સર્વમાં સમાન એ ભગવાનને કોઈ પ્રિય નથી, કોઇ અપ્રિય નથી, કોઇ ઉત્તમ નથી અને કોઇ અધમ પણ નથી [37] એમને માતા, પિતા, ભાર્યા, પુત્રાદિક, પોતાનો, પરાયો, દેહ કે જન્મ એ કાંઇ પણ નથી [38] એમને કર્મ પણ નથી તોપણ લોકમાં ક્રીડા કરવાને માટે અને સાધુ લોકોના રક્ષણને માટે સારી નરસી અને મિશ્ર યોનિઓ માં પ્રકટ થાયછે.[39] એ અજન્મા ભગવાન પોતે નિર્ગુણ હોવાને લીધે ક્રીડારહિત છતાં પણ સત્વ, રજ, અને તમ એ માયાના ગુણોને ભજેછે અને તે ગુણોથી ક્રીડા કરતાં સૃષ્ટિ, સ્થિતિ તથા પ્રલય કરેછે.[40] જેમ ફુદડી ફરનાર માણસની ફર્યા કરતી દૃષ્ટિથી જાણે પૃથ્વીજ ફરતી હોય એમ જણાયછે અને જેમ કર્મ કર્યા કરતા ચિત્તથી તેમાં અધ્યાસને લીધે જાણે આત્માજ કર્મ કરતો હોય એમ જણાય છે, તેમ સૃષ્ટિઆદિ સઘળું માયાથી થતાં છતાં પણ જાણે એ પરમાત્મા કરતા હોય એમ જણાયછે [41] એ શ્રીકૃષ્ણ ભગવાન, કેવળ તમારાજ પુત્ર નથી પણ સર્વના પુત્ર છે, અને પુત્ર છે એટલુજ નહીં પણ સર્વના આત્મા, પિતા, માતા અને ઇશ્વર પણ એજ છે [42] દેખેલી, સાંભળેલી. ભૂત ભવિષ્ય, વર્ત્તમાન, સ્થાવર, જંગમ, નાની કે મોટી કાંઈ પણ વસ્તુ ભગવાનવિના નોખી સત્તાવાળી કહી શકાતીજ નથી, માટે સર્વરૂપ એ ભગવાનજ એક સત્ય છે.[43]

શુકદેવજી કહેછે–હે રાજા ! નંદરાય અને ભગવાનના અનુચર ઉદ્ધવજી એ પ્રમાણે વાતો કરતાં તે રાત્રિ વીતી ગઇ. ગોપીઓ ઉઠી દીવા કરી ઘરને સ્વચ્છ કર્યા પછી છાશ કરવા લાગી.[44] એ ગોપીઓ જેઓમાં અનેક કંકણ પેહેર્યાં હતાં એવા હસ્તોથી નેતરાં ખેંચતી હતી. નિતંબ, સ્તન અને હાર હાલતા હતા. કપોલ, કુંડળથી શોભી રહ્યાં હતાં. મોઢાં ઉપર રાતાં કેસર લગાવ્યાં હતાં અને આભૂષણના મણિઓ દીવાથી દીપી રહેતાં બહુજ શોભતી હતી.[45] ભગવાનનુ ગાયન કરતી વ્રજાંગનાઓનો શબ્દ કે જે દહીંના મથનના શબ્દથી મિશ્રિત થયો હતો અને જેથી દિશાઓનુ અમંગળ ટળીજતુ હતું, તે છેક આકાશ સુધી પોહોચતો હતો [46] સૂર્યનારાયણ ઉગતાં વ્રજના દ્વારમાં સોનાનો રથ જોઇને ગોપીઓ પરસ્પરમાં વાતો કરવા લાગી કે– 'આ રથ કોનો છે ?[47] કંસનો અર્થ સાધનાર અક્રૂર કે જે કમળ સરખા નેત્રવાળા શ્રીકૃષ્ણને મથુરામાં લઇ ગયોછે તે ફરીવાર આવ્યો કે શુ ? [48] એનો ધણી કંસ કે જે મરી ગયોછે તેને આપણાં માંસના પિંડ દેવા આવ્યોછે કે શુ ?' એ પ્રમાણે સ્ત્રીઓ વાતો કરતી હતી ત્યાં યમુનાજીમાં પોતાના સ્નાનાદિક નિયમ પૂરા કરીને ઉદ્ધવજી આવ્યા [49]

**किं साधयिष्यत्यस्माभिर्भर्तुः प्रेतस्य निष्कृतिम् ।**
**इति स्त्रीणां वदंतीनामुद्धवोऽगात् कृताह्निकः ॥४९॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો છેતાલીસમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૪૭ મો.*

### ઉદ્ધવજી ગોપીઓને તત્વનો ઉપદેશ કરીને પાછા મથુરાં આવ્યાં.

**श्री शुक उवाच.**

**तं वीक्ष्य कृष्णानुचरं व्रजस्त्रियः**
**प्रलंबबाहुं नवकंजलोचनम् ।**

* આ સડતાલીશમા અધ્યાયમા ભગવાનની આજ્ઞાથી ગોપીઓને તત્વનો ઉપદેશ કરી તેઓની આજ્ઞા લઇને ઉદ્ધવજી પાછા મથુરામા આવ્યા, એ કથા કહેવામાં આવશે

पीतांबरं पुष्करमालिनं लस-
न्मुखारविंदं परिमृष्टकुंडलम् ॥ १ ॥

શુકદેવજી કહેછે–એ ભગવાનના અનુચર ઉદ્ધવજી કે જેના હાથ લાંબા હતા, નેત્ર નવીન કમળ સરખાં હતાં, વસ્ત્ર પીળાં હતાં, કમળની માળા પેહેરી હતી, મુખારવિંદ શોભતુ હતુ અને કુંડળ સ્વચ્છ હતાં [1] તેમને જોઈ 'આ રૂપાળો અને ભગવાનના સરખાજ વેષ તથા ભૂષણવાળો કોણછે? ક્યાંથી આવ્યો છે? અને કોનો છે?' એમ બોલતી અને સુંદર હાસ્ય કરતી સઘળી ગોપીઓ ભગવાનના ચરણારવિંદના ભક્ત એ ઉદ્ધવજીને ઉત્કંઠાથી ઘેરી વળી [2] વિશ્વાસથી નમન કરતી ગોપીઓ એ ઉદ્ધવજીને ભગવાનનો સંદેસો લાવેલાં જાણી લાજસહિત હાસ, જોવાં અને પ્રિયવચનાદિકથી સત્કાર કરી એકાંતમાં આસનપર બેસાડી આ પ્રમાણે કેહેવા લાગી.[3]

ગોપીઓ કહેછે–તમે ભગવાનના પાર્ષદ અહીં આવેલાછો તેઅમે જાણીએછીએ. ભગવાને માબાપને રાજી કરવાસારૂ તમને અહીં મોકલ્યા છે, કેમકે બંધુઓનો સ્નેહસંબંધ મુનિથી પણ છોડાવો બહુ કઠણછે આ વ્રજમાં માબાપવિના બીજા કોઇનું ભગવાન સ્મરણ કરે તે અમો ધારતી નથી.[4]–[5]સ્વાર્થને માટે બીજાઓની સાથે કેટલી મૈત્રી? તો સ્વાર્થ સરે ત્યાંસુધીની, નામમાત્રની અને પુરૂષો જેવી સ્ત્રીઓની સાથે કરેછે અને ભ્રમરો જેવી પુષ્પની સાથે કરેછે એવીછે [6]જેમ વેસ્યાઓ નિર્ધન પતિને છોડીદે, પ્રજા અશક્ત રાજાને છોડીદે, ભણી રહેલા શિષ્યો આચાર્યને છોડીદે, ઋત્વિજો દક્ષિણા લીધા પછી યજમાનને છોડીદે, પક્ષીઓ ફળ જતાં રેહેતાં વૃક્ષને છોડીદે, અતિથિઓ જમીને ઘરને છોડીદે અને મૃગો બળીગયેલા વનને છોડીદે, તેમ જારપુરૂષ પ્રેમવાળી સ્ત્રીને ભોગવીને છોડીદેછે [7–8]

શુકદેવજી કહેછે–એ પ્રમાણે શ્રીકૃષ્ણના દૂત ઉદ્ધવજી વ્રજમાં આવતાં, ભગવાનનાં કર્મો કે જે તેમણે બાળ અને કિશોર અવસ્થામાં કર્યા હતાં તેઓને સંભારી સંભારી લાજ મૂકીને રોતી અને જેઓનાં મન, વચન તથા કાયા ભગવાનમાંજ લાગી રહ્યાં હતાં એવી ગોપીઓ લૌકિક વ્યવહાર છોડીને પૂછતી હતી.[9–10] ભગવાનના સમાગમનુ ધ્યાન કરતી કોઈ ગોપી ભ્રમરાને જોઈ તેને ભગવાને મોકલેલો દૂત કલ્પીને ઉદ્ધવજીના ઉદ્દેશથી આ પ્રમાણે બોલી.[11]

ગોપી ભ્રમરને કહેછે–હે ભ્રમર! હે ધૂતારાના મિત્ર! શોક્યના સ્તનથી મર્દાએલી શ્રીકૃષ્ણની વનમાળાનાં કેસરથી ખરડાએલી મૂછોવડે મારા પગનો સ્પર્શ કર માં. જેનો તું આવો દૂત છે તે ભગવાન્ મારી શોક્યોનેજ ભલે મનાવે કે જે વાતની યાદવોની સભામાં હાસી થતી હશે.[12] તારા જેવા સ્વાર્થી ભગવાને અમોને પોતાનુ મોહક અધરામૃત એકવાર પાઇને પછી ફૂલની પેઠે તુરત છોડી દીધીછે. અરે! લક્ષ્મીજી એવા આપસ્વાર્થી ભગવાનના ચરણારવિંદને કેમ સેવેછે? હુ ધારૂ છુ કે ભગવાનની ખોટી વાતોથી લક્ષ્મીજીનુ ચિત્ત હરાઈ ગયુ હશે તેથી તે સેવેછે, પણ અમોને એવી ભોળી સમજવી નહી.[13] હે ભ્રમર! અમો કે જેઓ ઘર વગરની છીએ તેઓની આગળ વારવાર યાદવોના પતિનુ ગાયન તું શામાટે કરેછે? અમે તો એ કૃષ્ણને બહુજ જોઇ મૂક્યા છે હમણાં જે સ્ત્રીઓ એ કૃષ્ણની સખીઓ થયેલી છે તેઓની પાસે તે કૃષ્ણના પ્રસંગનું ગાયન કર. જેઓના કામજ્વરને ભગવાન્ મટાડે છે એવી એ ભગવાનની પ્યારીઓ તને જે જોઈતુ હશે તે દેશે[14] હે કપટી! સુંદર હાસ અને ભ્રુકુટીના ચાળા કરનારા તે ભગવાનને સ્વર્ગ, પૃથ્વી અને પાતાળમાંની કયી સ્ત્રીઓ ન મળે એમ છે? લક્ષ્મીજી પણ તેમના ચરણની રજને સેવેછે ત્યારે અમે કોણમાત્ર છીએ? તોપણ તારે ભગવાનને એટલુ કહેવુ કે–'જે પુરૂષ દીન ઉપર દયા કરે તેજ મહાત્મા અને મોટી કીર્ત્તિવાળો કહેવાય છે.'[15] મારા પગમાં માથુ મુક માં. ભગવાનની પાસેથી શીખી આવી કાલાવાલા કરી તુ અમારી પ્રાર્થના કરેછે તે સઘળું હું જાણુંછું. અમો કે જેઓએ ભગવાનને માટે સંતાન, પતિ અને પરલોકનો ત્યાગ કર્યો તેઓને

એ ચચળ મનના ભગવાને છોડી દીધીછે તો હવે તેની સાથે શુ સમાધાન કરવુ ?[16] રામાવતારમાં એ ભગવાને પારાધી જેવું કામ કરીને વાળી વાનરાને વીધી નાખ્યો હતો અને સ્રીને પરવશ થઇને શૂર્પણખા કે જે કામનાથી આવી હતી તેનાં કાન નાક કાપી નાંખ્યાં હતાં. તેમજ વામનાવતારમાં કાગડા જેવું આચરણ કરી બળિરાજાનું સઘળું ખાઇ જતાં પાછો તેને બાંધી લીધો હતો તો, એવી એવી વાતો સંભારીને હું એ ભગવાનથી બીઉંછુ, માટે હવે એમની સાથે મૈત્રી કરવાનુ કશું કામ નથી, તોપણ તેમની વાત કરવાનુ તો છોડી શકાય એમ નથી [17] એ ભગવાનના ચરિત્રરૂપી કર્ણામૃતની કણી એકવાર સેવાઈ ગયાથી પણ રાગદ્વેષાદિક મટી જતાં ઘરનાં રાંક કુટુબને તુરત છોડી દઇ, કગાલ તથા જીવતે મુવાજેવા થઈઅને પક્ષીઓની પેઠે કેવળ આહારનીજ આવશ્યકતા રાખી આ જગતમાં ઘણા જણ ભીખ માગતા થયાછે,તોપણ એ ભગવાનની વાત કરવાનુ અમારાથી છોડો શકાતું નથી [18] જેમ કાળિયારની સ્રી ભોળી મૃગલીઓ પારાધીના ગાયનને નિષ્કપટ માનવાથી બાણથી ઘવાઇને પછી એકલી પીડાજ દેખેછે, તેમ અમે પણ એ કપટી ભગવાનના બોલવાને સાચું માનવાથી નખક્ષત (નખના ઘા) આદિથી ઘવાઈને હવે કામદેવ કે જે તેમના નખના સ્પર્શથી બહુજ વધ્યોછે તે સબંધી પીડાને વારવાર દેખીએ છીએ, માટે હે દૂત! એ વિના બીજી વાત કર.[19] હે પ્યારા મિત્ર! તુ એકવાર અહીથી જઈને પાછો આવ્યો તે, પ્યારાના મોકલવાથી આવ્યો ? તારે શુ જોઇએછે ? માગી લે કેમકે તૂ મારે પૂજ્ય છો. જેનો સમાગમ છોડવો કઠણ પડે એવા ભગવાનની પાસે તુ અમને લઇ જવા માગેછે ? હે સૌમ્ય! લક્ષ્મી વહુ તો સર્વદા તેમની સાથેજ રહેછે અને વળી છાતીમાં રહેછે, માટે અમારૂ શું પ્રયોજન છે ? [20] હે સૌમ્ય! શ્રીકૃષ્ણ ગુરૂને ઘેરથી આવીને હમણાં મથુરામાં છે ? બાપના ઘરને અને પોતાના મિત્ર ગોવાળીઆઓને સભારેછે ? કોઈ સમયે પણ અમો દાસીઓની વાત કાઢે છે ? પોતાના અગરૂ જેવા સુગધી હાથને અમારા મસ્તકપર ક્યારે ધરશે ![21]

શુકદેવજી કહેછે—એ સઘળું સાંભળી ઉદ્ધવજીએ ભગવાનના દર્શનની તૃષ્ણાવાળી એ ગોપીઓને ભગવાનના સંદેશાથી સાંત્વના કર્યાં પેહેલાં આ પ્રમાણે કહ્યું.[22]

ઉદ્ધવજી કહેછે—અહો! તમો કે જેઓનું મન વાસુદેવ ભગવાનમાં આવી રીતે લાગી રહ્યુંછે તેઓ કૃતાર્થ અને જગતમાં સત્કાર પામનારીછો.[23] દાન, વ્રત, તપ, હોમ, જપ, વેદાધ્યયન, નિયમો અને બીજાં પણ અનેક શુભ સાધનોથી ભગવાનમાં ભક્તિ પ્રાપ્ત થાયછે.[24] મોટી કીર્ત્તિવાળા ભગવાનની મુનિઓને પણ ન મળે એવી ઉત્તમ ભક્તિ તમે કરોછો એ ઘણું યોગ્ય છે. પતિ, પુત્ર, દેહ, સ્વજન અને ઘરને છોડી દઇ તમો શ્રીકૃષ્ણનામના પરમપુરૂષને વરી, એ ઘણું સારૂં કર્યું.[25-26] હે ભાગ્યશાળી ગોપીઓ! તમોને વિરહથી ભગવાનની સાચી ભક્તિ મળીછે અને એ ભક્તિ દેખાડવાથી મારા ઉપર મોટો અનુગ્રહ કર્યો છે.[27] હે ભલી સ્રીઓ! હવે તમોને સુખ આપનાર ભગવાનનો પ્યારો સદેશો સાંભળો કે જે સંદેશો લઇને ભગવાનનાં રહસ્ય કામ કરનારો હું આવેલોછું.[28]

ભગવાને કહ્યું છે કે—તમોને મારો વિયોગ કોઈ સમયે પણ સર્વથા નથી, કેમકે આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી એ પાંચ મહાભૂતો જેમ સ્થાવરજંગમ સઘળા પદાર્થોમાં રહ્યાંછે તેવી રીતે હુ પણ ભૂત, ઇંદ્રિય અને ગુણના અધિષ્ઠાનપણાથી સર્વમાં રહ્યો છું. હુ પોતાની માયાના પ્રભાવથી પોતાના સ્વરૂપમાં ભૂત, ઇંદ્રિય અને ગુણરૂપે પોતાથીજ પોતાને સર્જું છું, પાલન કરૂ છું અને પ્રલય કરૂ છું. ભૂતાદિકરૂપ થવાથી આત્માને કશો દોષ લાગતો નથી; કેમકે આત્મા તો શુદ્ધ છે, કોઇ ગુણમાં સંબધ પામતો નથી, સર્વ ગુણથી જૂદો છેઅને જ્ઞાનસ્વરૂપ છે. માયાથી થયેલાં મનની વૃત્તિરૂપ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ નામની અવસ્થાઓનેલીધે

વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞરૂપે જણાયછે, પણ પોતાથીતે રૂપ નથી.[૨૯-૩૨]જાગેલો પુરૂષ જેમ સ્વપ્નને ખોટુંજ જાણેછે તેમ વિદ્વાનો જેઓને ખોટાજ ગણેછે, એવા વિષયોનું જે મનથી ચિંતન થાયછે અને ચિંતન કરતાં કરતાં ઇંદ્રિયોને પ્રાપ્ત થાયછે તે મનને આળસ મૂકીને રોકવું જોઇએ.[૩૩]વેદ, અષ્ટાંગયોગ, આત્મા અનાત્માનો વિવેક, સંન્યાસ, સ્વધર્મ, ઇંદ્રિયોનું દમન અને સત્ય, એઓનું ફળ મનનો નિરોધજ છે. જેમ સઘળી નદીઓ અંતે સમુદ્રમાં પોહોંચેછે, તેમ વિદ્વાનોએ ઠરાવેલાં એ સઘળાં સાધનો અંતે મનના નિરોધરૂપ ફળનેજ લાગુ પડેછે.[૩૪] તમોને * પ્યારો હું તમારી દૃષ્ટિઓથી દૂર રહુંછું તે તમોને મારૂ ધ્યાન કરાવવાની ઈચ્છાથી અને ધ્યાન કરાવીને તમારા મનને મારી પાસે રાખવાને માટે રહુ છું.[૩૫]દૂર રહેલા પ્યારામાં સ્ત્રીઓનુ મન જેવુ લાગી રહેછે તેવુ પ્રત્યક્ષ રીતે પાસે રહેલો હોય તો તેમાં લાગતુ નથી.[૩૬] સઘળી વૃત્તિઓને છોડી દેતાં સઘળુ મન મારામાંજ રાખી નિરંતર મારૂ સ્મરણ કરવાને લીધે તમો થોડાકાળમાં મને પામશો [૩૭] હે ભલીસ્ત્રીઓ ! હુ જે સમયમાં વૃંદાવનમાં રાત્રિએ ક્રીડા કરતો હતો તે સમયમાં પોતાના સ્વામીઓએ રોકી રાખવાને લીધે જે સ્ત્રીઓને મારી સાથે રાસ રમવાનુ નહી મળ્યું હતુ. તે સ્ત્રીઓમારા પરાક્રમોના ચિંતનથીજ મને પામી ગઇછે [૩૮]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે પ્રાણપ્રિય ભગવાનના સંદેશા સાંભળી રાજી થયેલી અને તેમના સંદેશાથી જેઓને સ્મરણ પ્રાપ્ત થયું એવી ગોપીઓએ ઉદ્ધવજીને આ પ્રમાણે કહ્યુ [૩૯]

ગોપીઓ કહેછે--યાદવોના શત્રુ અને દુઃખદાયી કંસને તેના અનુચરોસહિત માર્યો એ ઘણું સારૂં કર્યું. અને જેઓના સર્વ મનોરથ પૂરા થયા એવાં સંબંધીઓની સાથે હમણાં ભગવાન આનંદથી વર્તેછે એ ઘણુ સારૂ થયુ.[૪૦] હે સૌમ્ય ! સ્નેહ અને લાજસહિત હાસ્ય કરીને અને ઉદાર રીતે જોઇને અમોએ પૂજેલા ભગવાન અમારા ઉપર જે પ્રીતિ કરવી જોઇએ તે પ્રીતિને મથુરાની સ્ત્રીઓ ઉપર કરે છે ![૪૧]રતિના પ્રકારોને જાણનાર, ઉત્તમ સ્ત્રીઓને પ્યારા લાગે એવા અને ઉત્તમ સ્ત્રીઓએ પોતાનાં વાક્ય તથા વિલાસોથી સત્કાર કરેલા ભગવાન તે સ્ત્રીઓમાં કેમ ન બંધાય ![૪૨] હે સૌમ્ય ! નગરની સ્ત્રીઓની સભામાં યથેષ્ટ વાતો કરતાં કોઈ પ્રસંગે ભગવાન અમો ગામડાની રહેનારીઓને સંભારેછે ![૪૩] કુમુદ, કુંદપુષ્પ અને ચંદ્રમાથી શોભી રહેલા વૃંદાવનમાં ઝાંઝરના ઝમકારાવાળી રાસમંડળીમાં અમારી સાથે ભગવાન જે રાત્રિઓમાં રમ્યા હતા અને અમોએ તેમની મનોહર કથાની સ્તુતિ કરી હતી તે રાત્રિઓને ભગવાન કોઈ સમયે સંભારે છે ![૪૪] જેમ ઇંદ્ર મેઘથી વનને જીવાડે તેમ પોતે આપેલા શોકથી તપી રહેલી અમોને પોતાના ગાત્રનો સ્પર્શ આપી જીવાડવા સારૂ શ્રીકૃષ્ણ અહીં આવશે ![૪૫] શ્રીકૃષ્ણ કે જેમને રાજ્ય મળ્યું, શત્રુ મરી ગયા, સર્વ સંબંધીઓનો સમાગમ થયો અને વળી રાજાઓની કન્યાઓને પરણી પ્રીતિ પામ્યા તે અહીં શા માટે આવે ![૪૬] મહાત્મા શ્રીકૃષ્ણ કે જેમને સર્વ મનોરથ પ્રાપ્ત છે અને પોતે પૂર્ણ છે તેમને વગડામાં રહેનારી અમો અથવા બીજીઓ પણ શુ કરી આપે એમ છે ![૪૭] પિંગલા વેશ્યાએ પણ કહ્યુ છે કે—'આશા ન રાખવી એજ મોટુ સુખ છે.' એ વાતને અમે જાણીએ છીએ તો પણ શ્રીકૃષ્ણની આશા છોડાતી નથી.[૪૮] ઉત્તમ કીર્ત્તિવાળા ભગવાન પોતે લક્ષ્મીને ઈચ્છતા નથી, તોપણ તેમના અંગમાંથી લક્ષ્મી કદી પણ ખસતી નથી. એવા ભગવાનની એકાંતની વાતોને કોણ છોડી શકે ![૪૯] હે ઉદ્ધવ! બળભદ્રસહિત શ્રીકૃષ્ણ જેઓમાં ફર્યા હતા એવા આ નદી, પર્વત અને વનના પ્રદેશો તથા વેણુના શબ્દો વાર વાર એ નંદકુમારનું અમને સ્મરણ આપેછે. લક્ષ્મીના સ્થાનકરૂપ તેમનાં પગલાં જોઇને અમો વિસ્મર-

* 'બીજાઓની પેઠે અમોને આત્મવિદ્યાથી લલચાવોમાં. અમારાથી તો તમારો વિરહ ખમી શકાશેજ નહી' એમ જો ગોપીઓ કહે તો તેનો પેહેલાથીજ બાધ વાળેછે.

ણુ પણ કરી શકતી નથી.[૫૦-૫૧] તેમની સુંદર ગતિ, ઉદાર હાસ્ય, લીલા એવાં અને મધુરવાણીથી જેઓનાં મન હરાઈ ગયાંછે એવી અમો શી રીતે ભૂલી જઈએ?[૫૨] હે નાથ! હે લક્ષ્મીના નાથ! હે વ્રજના નાથ! હે પીડાના નાશ કરનાર! હે ગોવિંદ! દુ:ખરૂપી સમુદ્રમાં ડુબેલા ગોકુળને તેમાંથી બહાર કાઢો.[૫૩]

શુકદેવજી કહેછે—પછી ભગવાનના સંદેશાથી જેઓનો વિરહતાપ મટી ગયો એવી ગોપીઓએ ભગવાનને પરમાત્મા જાણી અને પરમાત્માને પોતાના આત્મા જાણી ઉદ્ધવજીની પૂજા કરી[૫૪] ગોપીઓનો શોક મટાડતા ઉદ્ધવજીએ કેટલાએક મહીના સુધી ત્યાં રહીને ભગવાનની લીલાની કથાઓનું ગાયન કરી ગોકુળને આનંદ આપ્યો.[૫૫] એ ઉદ્ધવજી જેટલા દિવસ નંદરાયના વ્રજમાં રહ્યા તેટલા દિવસો ભગવાનની વાતો ચાલવાને લીધે વ્રજવાસીઓને એકક્ષણ જેવા લાગ્યા[૫૬] નદી, વન, પર્વતની ગુફાઓ અને પુષ્પવાળા વૃક્ષોને જોતા અને તે પ્રત્યેક સ્થળમાં લીલાના પ્રશ્નો કરી ભગવાનનું સ્મરણ કરાવતા એ ભગવાનના દાસ ઉદ્ધવજી વ્રજમાં આનંદથી રહ્યા.[૫૭] ભગવાનના આવેશને લીધે એવી એવી રીતે ગોપીઓના મનની વિહ્વળતા જોઈને બહુજ રાજી થયેલા ઉદ્ધવજીએ ગોપીઓને પ્રણામ કરવાનું ધારી પોતાનામનમાં આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા[૫૮]

ઉદ્ધવજી મનમાં વિચાર કરેછે—પૃથ્વીમાં કેવળ આ ગોપીઓનોજ જન્મ સફળ છે, કેમકે સંસારથી ભય પામતા મુનિઓ અને અમો સર્વના આત્મા શ્રીકૃષ્ણમાં જેવો ભાવ રાખવાને ઇચ્છીએજ છીએ તેવો ભાવ આ ગોપીઓને દૃઢ થઇ ગયોછે. ભગવાનની કથામાં રંગ લાગે તો પછી બ્રાહ્મણનાં જન્મ અને કર્મોનું પણ શું પ્રયોજનછે?[૫૯] વનમાં ફરનારી અને વ્યભિચારના દોષવાળી આ સ્ત્રીઓ કયાં? અને પરમાત્મા શ્રીકૃષ્ણમાં આવો દૃઢ થયેલો ભાવ કયાં? પોતાને ભજનારા અજ્ઞાન લોકોને પણ ઇશ્વર ભજે છે અને પીધેલા અમૃતની પેઠે સાક્ષાત્ કલ્યાણ કરેછે.[૬૦] રાસોત્સવમાં પોતાના ભુજદંડથી કંઠનું આલિંગન કરી વ્રજની ગોપીઓ ઉપર ભગવાને જેવી કૃપા કરી તેવી કૃપા નિરંતર પ્રીતિ રાખનાર લક્ષ્મીજી ઉપર પણ નથી કરી, અને કમળસરખા સુગંધ તથા કાંતિવાળી અપ્સરાઓની ઉપર પણ નથી કરી, ત્યારે બીજીઓની તો શી વાત કરવી.?[૬૧] અહો! આ ગોપીઓ કે જેઓ ત્યાગ કરવાને અશક્ય સ્વજન અને ધર્મમાર્ગનો ત્યાગ કરી શ્રુતિઓ પણ જેમે શોધ્યા કરેછે એવી ભગવાનની પદવી પામી છે, તેઓનાં ચરણની રજ જેઓના ઉપર પડેછે એવાં ગુચ્છ, લતા અને ઔષધિની જાતમાં વૃંદાવનની અંદર મારો કોઇ પણ અવતાર થાય તો ઠીક[૬૨] લક્ષ્મીએ પૂજેલું અને પૂર્ણ કામનાવાળા બ્રહ્માદિક તથા યોગેશ્વરોએ પણ હૃદયમાંજ પૂજેલું શ્રીકૃષ્ણ ભગવાનનું ચરણારવિંદ પોતાનાં સ્તન ઉપર મૂકી તેનું આલિંગન કરી જેઓએ પોતાના તાપનો ત્યાગ કર્યો હતો એવી ગોપીઓનાં ચરણની રજ મારે માથે પડે એવી હું આશા રાખું છું[૬૩] નંદરાયના વ્રજની સ્ત્રીઓ કે જેઓએ કરેલું ભગવાનની કથાનું ઉંચું ગાયન ત્રૈલોક્યને પવિત્ર કરેછે તેઓના ચરણની રજને હું વારંવાર વંદન કરૂં છું.[૬૪]

શુકદેવજી કહેછે—પછી ગોપીઓની, યશોદાની તથા નંદરાયની અનુજ્ઞા લઇ અને ગોવાળીઆઓને પૂછી, જવાને સજ્જ થયેલા ઉદ્ધવજી રથમાં બેઠા[૬૫] નીકળેલા ઉદ્ધવજીની પાસે અનેક પ્રકારની ભેટો લઇ આવેલા સ્નેહથી જેઓનાં નેત્રમાં આંસુ આવી ગયાં હતાં એવા નંદાદિક ગોવાળીઆઓ બોલ્યા કે—'અમારા મનની વૃત્તિઓ શ્રીકૃષ્ણના ચરણારવિંદમાં રહેજો, વાણી ભગવાનના નામોનું ઉચ્ચારણ કર્યાં કરજો અને કાયા તેમને પ્રણામ કરવા આદિ કામોમાં તત્પર રહેજો[૬૬-૬૭] ઇશ્વરની ઇચ્છાથી ગોઠવાએલાં કર્મોથી અમો જે કોઈ પણ યોનિમાં ભટકીએ ત્યાં સદાચરણ અને દાનદ્વારા પરમેશ્વર કૃષ્ણમાં અમારી આસક્તિ રહેજો.'[૬૮] હે રાજા! એવી રીતે ભગવાનની ભક્તિને લીધે ગોવાળી-

ઓએ સત્કાર કરેલા ઉદ્ધવજી ભગવાને પાળેલી મથુરાપુરીમાં ફરીવાર આવ્યા.[૬૯] શ્રીકૃષ્ણને પ્રણામ કરી વ્રજવાસીઓની ભક્તિના ઉત્કર્ષની વાત કહી સંભળાવી, અને શ્રીકૃષ્ણને, વસુદેવને, બળભદ્રને તથા રાજાને, ત્યાંથી મળેલી ભેટની ઉત્તમ વસ્તુઓ આપી.[૭૦]

कृष्णाय प्रणिपत्याह भक्त्युद्रेकं व्रजौकसाम् ।
वसुदेवाय रामाय राज्ञे चोपायनान्यदात् ॥७०॥

ઇતિશ્રીમત્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો સુડતાળીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૪૮ મો.*

### ભગવાને કુબ્જાની સાથે વિહાર કર્યો અને અક્રૂરને હસ્તિનાપુર મોકલ્યા.

श्रीशुकउवाच.

अथ विज्ञाय भगवान् सर्वात्मा सर्वदर्शनः ।
सैरंध्याः कामतप्तायाः प्रियमिच्छन् गृहं ययौ ॥१

શુકદેવજી કહેછે–પછી સર્વના આત્મા અને સર્વને જાણનાર ભગવાન કામદેવથી તપી ગયેલી કુબ્જાને પોતે આપેલું વચન સંભારી તેને રાજી કરવા સારૂ તેને ઘેર ગયા[૧] એ કુબ્જાના ઘરમાં મોટા મૂલ્યના સરસામાન ભરપૂર હતા. કામદેવને પ્રદીપ્ત કરનારાં રતિ સંબંધી આસનોનાં ચિત્રો આળખેલાં હતાં. મોતીની માળાઓ, પતાકા, ઉલેચ, શયનાદિક, સુગંધી ધૂપ, દીપ, ફૂલની માળાઓ અને ચંદનાદિક સુગંધીઓથી શોભી રહેલુ હતુ[૨] ભગવાનને ઘેર આવતા જોઈ કુબ્જા મોટા સંભ્રમથી તુરત આસનપરથી ઉઠી અને સખીઓની સાથે યથા યોગ્ય રીતે ભગવાનને મળી ઉત્તમ આસન આદિ આપીને તેમનુ સન્માન કર્યું.[૩] એવી રીતેજ કુબ્જાએ સારી રીતે માન આપેલા ઉદ્ધવજી આસનનો સ્પર્શ કરીને ધરતી ઉપર બેશી ગયા પછી લોકોના આચરણને અનુસરેલા ભગવાન તુરતજ મોટા મૂલ્યવાળા તે કુબ્જાના શયનમાં પધાર્યા.[૪] સ્નાન, લેપન, વસ્ત્ર, ભૂષણ, માળા, સુગંધ, તાંબુલ અને અમૃતસરખા પીવાના માદક પદાર્થોથી પોતાના શરીરને યોગ્ય કરી તે કુબ્જા લાજભરેલી લીલાથી હસતી, વિલાસ કરતી અને જોતી જોતી ભગવાનની પાસે ગઇ.[૫] ભગવાન્ નવા સંગમની લાજથી શંકા પામતી તે સુંદરીને બોલાવી, કંકણથી શોભતો તેનો હાથ પકડીને શયનમાં સૂવાડતાં તે કુબ્જા કે જેનું પોતાને ચંદન આપવા ઉપરાંત બીજું કાંઈ પુણ્ય હતુ નહી તેની સાથે રમવા લાગ્યા.[૬] ભગવાનના ચરણને જાણે સુંઘતી હોય તેમ તે ચરણને કામદેવથી તપી રહેલાં પોતાનાં સ્તન ઉપર, છાતી ઉપર તથા આંખો ઉપર મૂકી મૂકીને કામદેવની પીડાને શાંત કરતી તે કુબ્જાએ પ્યારા અને આનંદમય ભગવાનને સ્તનના ભીડામાં લઈ બે હાથથી આલિંગન કરીને પોતાના ઘણા દિવસના કામજ્વરને મટાડયો.[૭] મોક્ષનાં નાથ અને બીને દુર્લભ પ્રભુને કેવળ ચંદન આપવારૂપ પુણ્યથીજ પામીને એ કુબ્જા કે જેની ગોપીઓના જેવી એક નિષ્ઠા હતી નહી તેણે પોતાની જીભથી માગ્યું કે–'હે પ્યારા ! હે કમળસરખાં નેત્રવાળા ! અહીંજ કેટલાક દિવસ સુધી રહો અને મારી સાથે રમણ કરો તમારા સંગને હું શકતી નથી.[૮–૯] પછી માન આપનારા, સર્વેશ્વર અને કુબ્જાએ પૂજેલા ભગવાન તે કુબ્જાને કામદેવરૂપીજ વરદાન આપી તથા ભૂષણાદિક દઇને તેનુ સન્માન કરી ઉદ્ધવજીની સાથે પોતાને ઘેર પધાર્યા.[૧૦] સઘળા ઇશ્વરના ઇશ્વર અને ઘણા પ્રયત્નથી પ્રસન્ન થાય એવા ભગવાનને પ્રસન્ન કરી જે માણસ વિષયના તુચ્છ સુખને માગે તેની બુદ્ધિ અલ્પ સમજવી.[૧૧] પછી પણ શ્રીકૃષ્ણ અક્રૂરજીને રાજી કરવાસારૂ અને તેમની પાસે કાંઇ કામ કરાવવાસારૂ બળભદ્ર અને ઉદ્ધવજીની સાથે અક્રૂરજીને ઘેર પધાર્યા.[૧૨] અક્રૂરજી, મનુષ્યોમાં સર્વોત્તમ એ પોતાના બાંધવોને જોઇ દૂરથીજ સામા ઉઠયા પછી આનંદથી આલિંગન કરી તથા અભિનંદન આપી શ્રીકૃષ્ણ તથા બળ-

* આ અડતાળીશમા અધ્યાયમા ભગવાને કુબ્જાની સાથે વિહાર કર્યો અને અક્રૂરજીને ઘેર જઇ તેમને હસ્તિનાપુરમાં જવાની આજ્ઞા કરી, એ કથામાં આવશે.

ળભદ્રને પગે લાગ્યા અને તેઓ પણ તેમને પગે લાગ્યા. હે રાજા! આસનોપર બેસાડી વિધિ સહિત પૂજા કરતાં અક્રૂરજીએ તેમના ચરણ ધોવાના જળને પોતાને માથે ચઢાવ્યુ, ભેટ, દિવ્યવસ્ત્રો, સુગંધ, માળા અને ઉત્તમ ભૂષણોથી પૂજન કરી, મસ્તકથી પ્રણામ કરી ખોળામાં ચરણારવિંદ લઇને ચાંપતા અને પ્રેમથી નમેલા અક્રૂરજીએ શ્રીકૃષ્ણ તથા બળભદ્રને આ પ્રમાણે કહ્યુ.[૧૩-૧૬]

અક્રૂરજી કહેછે–તમોએ પાપી કંસને તેના પરિવાર સહિત માર્યો અને તમારા આ કુળને અપાર કષ્ટમાંથી કાઢયું તથા વધાર્યુ એ ઘણુ સારૂ કર્યું.[૧૭] તમો બન્ને જગતના કારણ, પ્રધાનપુરૂષરૂપ અને તેથીજ જગતરૂપ છો. કાંઇ કારણ અથવા કાર્ય તમારા વિના છેજ નહી.[૧૮] હે પરમેશ્વર! રજોગુણ આદિ શક્તિઓથી પોતેજ સજેલા આ જગત્તમાં કારણપણાનેલીધે પ્રવેશ નહી કર્યા છતાં જાણે પ્રવેશ કરી રહ્યા હો એવા તમેજ સાંભળવામાં અને દેખવામાં આવતા પદાર્થોરૂપ અનેક પ્રકારના દેખાઓછો[૧૯] જેમ પૃથ્વીઆદિ પંચભૂતોનાજ રૂપાંતરરૂપ સ્થાવર જંગમોમાં પૃથ્વીઆદિ પંચભૂત કારણ છતાંજ અનેક પ્રકારનાં દેખાયછે એવી રીતે કેવળ, આત્મા અને સ્વતંત્ર આપ પોતાનાં કાર્યરૂપ સર્વ પદાર્થોમાં અનેક પ્રકારે દેખાઓછો[૨૦] પોતાની શક્તિરૂપ રજોગુણ, તમોગુણ અને સત્વગુણથી તમે જગતને સજો છો, પ્રલય કરોછો અને રક્ષણ કરોછો, તે છતાં તે ગુણોથી અથવા કર્મોથી બંધાતા નથી જ્ઞાનસ્વરૂપ આપમાં કોઇ સમયે પણ બંધન કરનારી અવિદ્યા હોતીજ નથી[૨૧] આપને બંધન થવાની શંકા તો એક કોર, પણ વાસ્તવિક વિચાર કરતાં તો જીવને પણ જન્મ અથવા જન્મથી થતા ભેદ નથી, કેમકે દેહાદિક ઉપાધિનુ કોઇ રીતે નિરૂપણ થઈ શકતું નથી અવિદ્યા નહી હોવાને લીધે તમને બંધ કે મોક્ષ કાંઇ પણ નથી જે બંધ અને મોક્ષ દેખાયછે તે કેવળ અમારા અજ્ઞાનરૂપજ છે.[૨૨] જગતના કલ્યાણને માટે આપે કહેલો પ્રાચીન વેદમાર્ગ જ્યારે જ્યારે દુષ્ટ પાખંડ માર્ગોથી ત્રુટવા લાગે ત્યારે ત્યારે આપ સત્વગુણથી અવતાર ધરોછો.[૨૩] હે પ્રભુ! તે આપ દૈત્યોના અંશોરૂપ રાજાઓની સેંકડો અક્ષૌહિણીઓને મારી પૃથ્વીનો ભાર ઉતારવા સારૂ અને લોકમાં આ કુળની કીર્ત્તિ વધારવા સારૂ હમણાં બળભદ્રની સાથે વસુદેવના ઘરમાં અવતર્યાછો.[૨૪] હે ઇશ્વર! આજ અમારાં ઘર તપોવન કરતાં પણ વધારે પવિત્ર થયાં, કેમકે સઘળા દેવ, પિતૃ, ભૂત અને રાજાઓ જેના સ્વરૂપમાં છે એવા અને જેના ચરણ ધોવાનુ જળ (ગંગાજી) ત્રૈલોકયને પવિત્ર કરેછે એવા જગદીશ્વર આપ આ ઘરમાં પધાર્યાછો.[૨૫] હે પ્રભુ! આપ કે જે ભકતોપર પ્રેમ રાખનાર, સત્યવક્તા, સર્વના સ્નેહી અને કૃતજ્ઞ છો, તેથી બીજાને શરણે કયો સમજુ માણસ જાય? કેમકે આપજ ભક્તિ કરનારા લોકોને સઘળાં સુખ, સ્નેહી અને જેમાં વધારો કે ઘટાડો નથીજ એવા પોતાના સ્વરૂપને પણ આપોછો[૨૬] હે વિષ્ણુ! દેવતા અને યોગેશ્વરો પણ જેના સ્વરૂપને ઘણા પ્રયત્નથી પામેછે એવા આપે અહીં આજ અમને દર્શન દીધું એ બહુજ સારૂં કર્યું. અમોને પુત્ર, સ્ત્રી, ધન, સગાં, ઘર અને દેહાદિકમાં મોહ થવારૂપી બેડી કે જે તમારી માયારૂપ છે તેને તુરત કાપો.[૨૭]

શુકદેવજી કહેછે–એ પ્રમાણે ભક્ત અક્રૂરજીએ પૂજન અને સ્તુતિ કરતાં શ્રીકૃષ્ણ ભગવાને જાણે વાણીની મોહ કરતા હોય તેમ હસીને અક્રૂરજીને આ પ્રમાણે કહ્યુ[૨૮]

ભગવાન્ કહેછે–તમે અમારા ગુરૂ, કાકા અને સર્વદા વખાણવાજેવા બંધુ છો અને અમે તો તમારા દયાપાત્ર પુત્રો છીએ, માટે તમારે અમારી રક્ષા કરવી અને પોષણ કરવું.[૨૯] કલ્યાણની ઇચ્છા ધરાવનારા મનુષ્યોએ તમજેવા ભાગ્યશાળી ઉત્તમ સાધુઓનુ સેવન કરવુ જોઇએ દેવતાઓ પોતાનુ કાર્ય સાધવામાં તત્પર હોયછે. અને સાધુપુરૂષો તો બીજાઓની ઉપર અનુગ્રહ કરવામાંજ તત્પર હોયછે, માટે વાસ્ત-

વિક રીતે સાધુપુરૂષોજ દેવ હોવાથી તેઓનુ જ સેવન કરવુ જોઇએ.[૩૦] તીર્થો માત્ર પાણીજ છે અને દેવતાઓ માટી તથા શિલારૂપજ છે એમ નથી, કેમકે તેઓમાં ચમત્કાર રહ્યોછે, પરંતુ તેઓ ઘણા કાળની સેવાથી પવિત્ર કરેછે અને સાધુપુરૂષો તો દર્શનમાત્રથીજ પવિત્ર કરેછે.[૩૧] તમે અમારા સબંધીઓમાં શ્રેષ્ઠ છો માટે પાંડવોનુ વૃત્તાંત જાણવાસારૂ અને તેઓનુ કલ્યાણ કરવાની ઈચ્છાથી હસ્તિનાપુરમાં જાઓ.[૩૨] પાંડુરાજા મરીજતાં પિતાવગરના બહુજ દુખિયા પાંડવોને તેઓની મા કુંતીનીસાથે ધૃતરાષ્ટ્રરાજાએ હસ્તિનાપુરમાં તેડાવ્યાછે અને તેઓ હમણાં ત્યાં રહેછે એવુ અમે સાંભળ્યુંછે.[૩૩] પરંતુ પોતાના દુષ્ટપુત્રોને આધીન રહેનાર અને કંગાલ મનનો આંધળો ધૃતરાષ્ટ્રરાજા પોતાના ભાઇના પુત્ર પાંડવોની સાથે સમદૃષ્ટિથી વર્ત્તતો નથી.[૩૪] માટે હસ્તિનાપુરમાં તમે જાઓ અને હમણાં તેની સારી અથવા નઠારી જે વર્ત્તણુક હોય તેનો નિશ્ચય કરો. આપણે બધી વાતનો નિશ્ચય કરી જેવી રીતે સંબધીઓનું કલ્યાણ થશે તેમ યોજના કરીશું.[૩૫]

શુકદેવજી કહેછે–સર્વના ઇશ્વર શ્રીકૃષ્ણ ભગવાન એવી રીતે અક્રૂરજીને આજ્ઞાકરી પછી બળભદ્ર અને ઉદ્ધવજીની સાથે પોતાને ઘેર પધાર્યા.[૩૬]

**इत्यक्रूरं समादिश्य भगवान् हरिरीश्वरः ।**
**संकर्षणोद्धवाभ्यां वै ततः स्वभवनं ययौ ॥३६॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો અડતાલીશમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૪૯ મો.*

### અક્રૂર હસ્તિનાપુર જઇધૃતરાષ્ટ્રની વર્તણુંક જોઇને મથુરામાં આવ્યા.

**श्रीशुक उवाच.**

**स गत्वा हास्तिनपुरं पौरवेंद्रयशोंकितम् ।**
**ददर्श तत्रांबिकेयं सभीष्मं विदुरं पृथाम् ॥१॥**

શુકદેવજી કહેછે–પુરૂવંશનાં મોટા રાજાઓએ કરાવેલાં દેવાલયાદિકનાં ચિન્હવાળા હસ્તિના પુરમાં જઇને અક્રૂરજીએ ત્યાં ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, વિદુર, કુંતી, સોમદત્ત, સોમદત્તનો પિતા બાલ્હીક, દ્રોણ, કૃપાચાર્ય, કર્ણ, દુર્યોધન, અશ્વત્થામા અને બીજા સબંધીઓને પણ દીઠાં.[૧-૨]અક્રૂરજી બંધુઓની સાથે યથાયોગ્ય રીતે મળ્યા તેઓએ સબંધીઓની વાત પૂછી અને પોતે પણ સર્વેને કુશળ પૂછ્યુ.[૩]થોડી ધીરજવાળો અને ખળપુરૂષોની ઈચ્છા પ્રમાણે ચાલનાર ધૃતરાષ્ટ્રરાજા કે જેના પુત્રો દુષ્ટ હતા તેની વર્ત્તણુક જાણવાની ઈચ્છાથી અક્રૂરજી કેટલાક મહિના સુધી હસ્તિનાપુરમાં રહ્યા.[૪]ત્યાં પાંડવોમાં પ્રભાવ, શસ્ત્રાદિકમાં નિપુણતા, બળ, શૂરપણુ, નમ્રતાઆદિ શુભ ગુણો અને પ્રજાનો સ્નેહ નહી ખમી શકાયાને લીધે ધૃતરાષ્ટના પુત્રોએ જે કાંઈ પાંડવોવિષે કરવાનુ ધાર્યું હતુ તથા ઝેર દેવા આદિ જેટલા અન્યાય કર્યા હતા તે વિષેની સઘળી વાત કુંતીએ તથા વિદુરજીએ અક્રૂરજીની પાસે કહી દેખાડી[૫-૬]પોતાના ભાઈ અક્રૂરજી ત્યાં આવ્યા તેમની પાસે જઇ જન્મભૂમિને સભારતાં અને આંસુનાં ટીપાં જેનાં નેત્રમાં આવી જતાં હતાં એવાં કુંતીએ ઉપરની વાત કહ્યા પેહેલાં અક્રૂરજીને આ પ્રમાણે કહ્યુ હતુ[૭]

કુંતી કહેછે–હે સૌમ્ય! મારાં માબાપ, ભાઇઓ, બેનો, ભાઇના દીકરા, કુળની સ્રીઓ અને સખીઓ અમને સભારે છે[૮] મારા ભાઈના પુત્ર, શરણાગતનુ રક્ષણ કરનાર અને ભક્તવત્સળ શ્રીકૃષ્ણ તથા કમળસરખાં નેત્રવાળા બળભદ્ર એમની ફઇના (મારા) દીકરાઓને સભારેછે[૯] હુ કે જે નહારોની વચમાં મૃગલીની પેઠે શત્રુઓની વચમાં શોક કર્યા કરૂ છુ તેને અને બાપ વગરના મારા બાળકોને વચનથી ધીરજ આપશે ?[૧૦] હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે મોટા યોગી! હે જગતના આત્મા! હે જગતને પાળનાર! હે ગોવિંદ! હું કે જે શરણાગત અને બાળકોની સાથે પીડા પામું છું તેની રક્ષા કરો.[૧૧]મૃત્યુરૂપ સંસારથી ભય પામતાં માણસોને આપ ઈશ્વરના મોક્ષ આપનારા

* આ ઓગણપચાશમા અધ્યાયમા અક્રૂરજી હસ્તિનાપુરમાં જઇ, ધૃતરાષ્ટ્રરાજા પોતાના પુત્રોમા અને ભાઇના પુત્ર પાડવોમાં વિષમદષ્ટિથી વર્તે છે એ જાણીને પાછા મથુરામાં આવ્યા, એ કથા કહેવામાં આવશે.

ચરણારવિંદ વિના બીજું કોઇ શરણુ હુ દેખતી નથી.[12] શુદ્ધ, પરબ્રહ્મ, પરમાત્મા, યોગેશ્વર અને જ્ઞાનસ્વરૂપ આપ શ્રીકૃષ્ણને પ્રણામ કરૂ છુ. આપને શરણે આવીછુ.[13]

શુકદેવજી કહેછે—હે રાજા ! એ પ્રમાણે સ્વજનને અને જગતના ઈશ્વર શ્રીકૃષ્ણને સભારી દુ ખ પામેલાં તમારી પરદાદી (કુતી) રોવા લાગ્યાં.[14] જેને સુખ દુ ખ સમાન હતાં એવા અને મોટી કીર્તિવાળા અક્રૂરજીએ તથા વિદુરજીએ એ કુતીને તેના પુત્રોના જન્મનાં કારણો કહીને સાંત્વના કરી.[15] પછી અક્રૂરજી હસ્તિનાપુરમાંથી જવાના થયા ત્યારે ધૃતરાષ્ટ્રરાજા કે જે વિષમ રીતે વર્તનાર અને પ્રેમથી કુપુત્રોને અનુસરતો હતો તેને શ્રીકૃષ્ણ તથા બળભદ્રઆદિ બધુઓએ જે સ્નેહથી કહેવાનુ કહ્યુ હતુ તે અક્રૂરજીએ સંબંધીઓ સાંભળતા આ પ્રમાણે કહ્યું.[16]

અક્રૂરજી કહેછે—હે વિચિત્રવીર્યના પુત્ર ! હે કુરૂકુળની કીર્ત્તિને વધારનાર ! તમારો ભાઈ પાંડુરાજા મરણ પામતાં તેના પુત્રો છતાં પણ તમે હમણાં રાજ્યાસન ઉપર બેઠાછો[17] આમ કર્યા છતાં પણ જો તમે ધર્મમાર્ગમાંથી પૃથ્વીનુ પાલન કરશો, પ્રજાઓને શીલથી રાજી રાખશો અને સબધીઓમાં સમદૃષ્ટિથી વર્ત્તશો તો તમને કલ્યાણ અને કીર્ત્તિ પ્રાપ્ત થશે[18] પણ આથી ઉલટી રીતે ચાલશો તો જગતમાં નિંદાનું પાત્ર થઇને અતે નરકમાં પડશો માટે પાંડવોમાં અને પોતાના પુત્રોમાં સમદૃષ્ટિથી વર્ત્તો[19] હે રાજા ! આ જગતમાં કદી પણ કોઈની સાથે નિરતર સહવાસ રહેતો નથી પોતાના દેહની સાથે પણ સહવાસ રહેતો નથી ત્યારે બીજાં સ્ત્રી અને પુત્રાદિકની સાથે નરહે તેમાં તો શુ જ કહેવું ?[20] જીવ એકલોજ જન્મેછે, એકલોજ મરેછે, એકલોજ પુણ્ય ભોગવેછે અને પાપ પણ એકલોજ ભોગવેછે[21] જેમ માછલાના જીવનરૂપ જળને માછલાંનાં બચ્ચાં લઇ જાયછે, તેમ અલ્પ બુદ્ધિવાળા માણસે અધર્મથી ભેળા કરેલા ધનને તેના પુત્રાદિક લોકો 'અમો પોષણ કરવા યોગ્ય છીએ, એવી ભૂલમાં નાખીને હરી જાયછે.[22] જેઓને પોતાના સમજી અધર્મથી પોષણ કરેછે તે પ્રાણ, ધન અને પુત્રાદિક લોકો, તે પોષણ કરનારા મૂર્ખ માણસને ભોગનું સુખ ન મળ્યુ હોય તે પેહેલાંજ છોડી દેછે.[23] તેઓએ છોડી દીધેલો, પોતાના સાચા સ્વાર્થને નહીં જાણનાર, સ્વધર્મથી વિમુખ અને જેનું પ્રયોજન સિદ્ધ થતુ નથી એવો તે માણસ પોતે કરેલા પાપનેજ સાથે લઇને નરકમાં પડેછે.[24] માટે હે રાજા ! આ લોકને સ્વપ્ન, માયા તથા મનોરથ જેવો મિથ્યા જાણીને બુદ્ધિથી મનને વશ રાખતાં શાંતિ ધરી સમદૃષ્ટિ રાખો.[25]

ધૃતરાષ્ટ્રકહેછે—હે અક્રૂરજી ! મનુષ્ય જેમ અમૃત પીવાથી તૃપ્તિ ન પામે તેમ હુ તમે કહેલી આ શુભ વાણીથી તૃપ્ત થતો નથી.[26] હે સૌમ્ય ! તમારી વાણી મને બહુજ સારી લાગે છે, તોપણ પુત્રો ઉપર સ્નેહથી વિષમ થયેલા મારા ચચલ હૃદયમાં, સુદામા પર્વતની દિશામાં થએલી વીજળીની પેઠે સ્થિર રહેતી નથી.[27] ઇશ્વર કે જે પૃથ્વીનો ભાર ઉતારવા સારૂ યદુકુળમાં અવતર્યા છે તેમણે જે ધાર્યું હશે તેને ફેરવી નાંખવાને કયો પુરૂષ સમર્થ છે ?[28] જાણવામાં ન આવે એવી લીલાથીજ બનાવેલા સસારરૂપ ચક્રને ગતિ આપનાર જે ઈશ્વર, તર્કમાં ન આવે એવા માર્ગવાળી પોતાની માયાથી આ જગતને સજતાં તેમાં પ્રવેશ કરીને કર્મોને અને કર્મોનાં ફળને વિવેચનપૂર્વક આપેછે તે પરમેશ્વરને પ્રણામ કરૂ છુ.[29]

શુકદેવજી કહેછે—હે રાજા ! અક્રૂરજી એ પ્રમાણે ધૃતરાષ્ટ્રરાજાનો અભિપ્રાય જાણી, સબંધીઓની અનુજ્ઞા લઇને પાછા મથુરામાં આવ્યા અને પાંડવો વિષે ધૃતરાષ્ટ્રની વર્ત્તણુક કે જેને જાણવાને માટે પોતાને મોકલ્યા હતા, તે સબંધની સઘળી વાત બળભદ્ર અને શ્રીકૃષ્ણની પાસે કહી દેખાડી.[30-31]

**शशंस रामकृष्णाभ्यां धृतराष्ट्रविचेष्टितम् ।**
**पांडवान् प्रति कौरव्य यदर्थं प्रेषितः स्वयम् ॥३१॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કધનો ઓગણપચાશમો અધ્યાય સપૂર્ણ.

## समाप्तमिदं दशमस्कंधपूर्वार्द्धम्.



दशमस्कंध, उत्तरार्ध रुक्मिणीहरण

# अथ दशमस्कंध उत्तर छ प्रारंभः

## અધ્યાય ૫૦ મો.*

### શ્રીકૃષ્ણે જરાસંધથી ડરીને પોતાના સંબંધીઓને દ્વારકામાં વસાવ્યા.

**શ્રીશુક ઉવાચ.**

**अस्तिः प्राप्तिश्च कंसस्य महिष्यौ भरतर्षभ।**
**मृते भर्त्तरि दुःखार्त्ते ईयतुः स्म पितुर्गृहान् ॥१॥**

શુકદેવજી કહેછે×—હે રાજા! કંસની અસ્તિ અને પ્રાપ્તિ એવા નામની બે રાણીઓ હતી, તેઓ પોતાનો સ્વામી મરણ પામતાં દુઃખથી પીડાઈને પોતાના બાપને ઘેર ગઈ[૧] દુઃખ પામેલી એ બે સ્ત્રીઓએ મગધ દેશના રાજા અને પોતાના બાપ જરાસંધની પાસે પોતાને વિધવા થવાનું સઘળું કારણ કહી દેખાડ્યું.[૨] હે રાજા! એ અપ્રિય વાત સાંભળી શોક અને અસહનતાથી ભરાએલા જરાસંધે પૃથ્વીને યાદવ વગરની કરવાસારૂ મોટો ઉદ્યમ કર્યો.[૩] ત્રેવીશ અક્ષોહિણી સૈન્ય સાથે લઇને તેણે યાદવોની રાજધાની મથુરાને સઘળી દિશાઓમાં ઘેરી લીધી.[૪] જાણે મર્યાદા મૂકીને સમુદ્ર આવેલો હોય એવા એ સૈન્યને, તેથી ઘેરાએલી પોતાની નગરીને અને ભયથી વ્યાકુળ થયેલા પોતાના સંબંધીઓને જોઇ કારણથી મનુષ્ય થયેલા ભગવાન તે દેશકાળને અનુકુળ આવે એવી રીતે પોતાના અવતારનું પ્રયોજન વિચારવા લાગ્યા કે—'જરાસંધને મૂકી દઈ તેનું સૈન્યજ મારવું કે સૈન્યને મૂકી દઈ એકલા જરાસંધનેજ મારવો અથવા બન્નેને મારવાં?' પછી નિશ્ચય કર્યો કે—'જેમાં પ્યાદા, ઘોડા, રથ અને હાથીઓ અક્ષૌહિણીઓની સંખ્યાથી ગણવામાં આવેછે એવું અને પૃથ્વીઉપર થયેલા ભારરૂપ આ સૈન્ય કે જે પોતાના વશમાં રહેનારા સઘળા રાજાઓ પાસેથી જરાસંધે આણેલું છે તેને હું મારી નાંખીશ. જરાસંધને તો હમણાં મારવો નહી; કેમકે જીવતો હશે તો ફરીવાર પણ સૈન્ય લાવવાનો ઉદ્યમ કરશે અને એમ થશે તોજ પૃથ્વીનો ભાર ઉતારવાની મારે સગવડ થશે.[૫-૮] પૃથ્વીનો ભાર ઉતારવાસારૂ, સાધુઓનું રક્ષણ કરવાસારૂ અને દુષ્ટ લોકોને મારવા સારૂજ મે આ અવતાર ધર્યોછે.[૯] હું બીજા અવતારો પણ ધર્મની રક્ષા કરવાસારૂ અને કોઇ સમયે ઉત્પન્ન થતા અધર્મનો નાશ કરવા સારૂ ધરૂંછું'[૧૦] એ પ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાન વિચાર કરતા હતા ત્યાં આકાશમાંથી તુરતજ સૂર્યસરખા તેજવાળા, સારથિસહિત તથા સરસામાન સહિત બે રથ ઉતર્યા અને પોતાનાં જૂનાં દિવ્ય આયુધો પણ યદૃચ્છાથી ઉતર્યાં. એઓને જોઈ ભગવાને બળભદ્રને કહ્યું કે—'હે મોટા ભાઇ! જેઓના રક્ષક તમે છો એવા યાદવોને કષ્ટ આવી પડયું તે જુઓ. તમારે માટે આ રથ અને પ્યારાં આયુધો પણ આવ્યાંછે, માટે રથમાં બેસીને આ સૈન્યને મારો અને સંબંધીઓને કષ્ટમાંથી કાઢો. હે પ્રભુ! ભાર ઉતારવાસારૂ અને સાધુઓને સુખ આપવાસારૂજ આપણનો જન્મ છે.[૧૧-૧૪] માટે પૃથ્વીના આ ત્રેવીશ અક્ષૌહિણીરૂપ ભારને ઉતારો.' એ પ્રમાણે વિચાર કરી એ શ્રીકૃષ્ણ તથા બળભદ્ર કવચ પેહેરી, પોતાનાં આયુધો લઈ, રથમાં બેશી થોડાક સૈન્યની સાથે મથુરામાંથી બહાર નીકળ્યા. જેનો દારૂક નામનો સારથિ હતો એવા ભગવાને બહાર નીકળીને શંખનાદ કર્યો[૧૫-૧૬] એ શંખના નાદથી શત્રુના સૈન્યોના હૃદયમાં ત્રાસ અને કંપ ઉત્પન્ન થયા. એ બે ભાઇઓને જોઇને જરાસંધે કહ્યું કે—'હે કૃષ્ણ! હે પુરૂષોમાં અધમ! તું કે જે બાળક અને એકલોછે તેની સાથે લાજનેલીધે હું યુદ્ધ કરવાને ઇચ્છતો નથી. હે મંદબુદ્ધિવાળા! હે બંધુઓને મારનાર! તું કે જે છાનો રહ્યો હતો તેની સાથે હું યુદ્ધ નહી કરૂ, જતો રહે.[૧૭-૧૮] હે બળભદ્ર! તારી જો ઇચ્છા હોય તો તું યુદ્ધ કર, ધીરજ રાખજે. મારાં બાણોથી કપાએલા

---

* આ પચાશમા અધ્યાયમા ભગવાન જાણે જરાસંધથી બીન્યા હોય તેમ સમુદ્રમા ગઢ કરાવી તેમા પોતાના સંબંધીઓને લઇ ગયા, એ કથા કહેવાશે × કપટી દૈત્યોને કપટથીજ મારી હવે ધર્મવાળા જરાસંધને ધર્મથીજ જીતી લીધો, એ પ્રસંગ કહેછે.

દેહને છોડી સ્વર્ગમાં જા અથવા મને મારીનાંખ.[૧૯]

ભગવાન કહેછે—હે રાજા ! શૂર પુરૂષો બકવાદ ન કરે પણ પરાક્રમજ દેખાડે. તું કે જે આતુર અને મરવામાં સજ્જ થયેલોછે તેનાં વચનનો અમે સ્વીકાર કરતા નથી.[૨૦]

શુકદેવજી કહેછે—વાયુ જેમ વાદળાંથી સૂર્યને અને ધુળથી અગ્નિને ઢાંકી દે, તેમ જરાસંધે સૈન્ય, વાહન, ધ્વજ અને સારથિ સહિત એ બે ભાઇઓને પાસે આવીને ભારે અળવાળા પોતાના સૈન્યના સમૂહથી ઘેરી લીધા. [૨૧]મથુરાની અગાશીઓ, મોટાં ઘર અને દરવાજા ઉપર જોવા ચઢેલી સ્ત્રીઓ ભગવાનના ગરૂડના ચિન્હવાળા રથને અને બળભદ્રના તાલના ચિન્હવાળા રથને યુદ્ધમાં નહી દેખતાં શોકથી પીડાઇને મુઝાવા લાગી [૨૨]પોતાના સૈન્યને શત્રુના સૈન્યરૂપી મેઘની બાણરૂપી મહાભયકર વૃષ્ટિથી પીડાએલું જોઈ ભગવાને દેવદૈત્યોએ માન આપેલા પોતાના શારંગ નામના ઉત્તમ ધનુષનો મોટો ચમત્કાર દેખાડયો.[૨૩] ભગવાન નિરંતર ભાથામાંથી બાણ લેતા હતા, દોરીમાં સાંધતા હતા, દોરી ખેંચીને તે સજાવેલાં અનેક બાણોને મૂકતા હતા અને રથ, હાથી, ઘોડા તથા પ્યાદાઓને મારતા હતા, તે સમયે ઊંબાડિયાના ચક્રની પેઠે તે ધનુષ્ લાગતુ હતુ [૨૪] જેઓનાં કુંભસ્થળ ભેદાઈ ગયાં એવા હાથીઓ, બાણોથી જેઓનાં ગળાં કપાઈ ગયાં એવા ઘોડાઓ, જેઓના ઘોડા, ધ્વજ, સારથિ અને રથી નાશ પામ્યા એવા રથો, અને જેઓના હાથ, સાથળ અને કંઠ કપાઇગયાં એવા પ્યાદાઓ એ યુદ્ધમાં ઘણા ઘણા પડ્યા [૨૫]અપાર તેજવાળા અને મુશળથી મદોન્મત્ત શત્રુઓને મારતા બળભદ્રે માણસ, હાથી, અને ઘોડાઓનાં શરીરોને કાપી નાંખી તેઓમાંથી સેંકડો લોહીની નદીઓ યુદ્ધભૂમિમાં ચલાવી દીધી' એ નદીઓમાં હાથરૂપી સર્પો હતા, માણસોનાં માથાંરૂપી કાચબા હતા, મરીગયેલા હાથીઓરૂપી બેટ હતા, ઘોડારૂપી અનેક ઝૂડ હતાં, હાથ અને સાથળોરૂપી માછલાં હતાં, માણસોના કેશરૂપી શેવાળ હતી, ધનુષરૂપી તરંગ હતા, આયુધોરૂપી ગુચ્છો હતા, ઢાલરૂપી ચકરીઓથી ભયંકર લાગતી હતી, ભારે ઉત્તમ મણિ અને આભરણોરૂપી પહાણા અને કાંકરીઓ હતી. એ નદીઓ બીકણ લોકોને ભયકર અને વીરલોકોને હર્ષ આપનારી હતી. [૨૬—૨૮]હે રાજા ! સમુદ્રની પેઠે વિષમ તથા ભયંકર અને અંત તથા પારવગરનું એ જરાસંધે પાળેલુ સૈન્ય શ્રીકૃષ્ણ તથા બળભદ્રે હણી નાખ્યું, એ કેવળ એ જગતના ઇશ્વરોની ક્રીડામાત્રજ છે, પણ તેઓનુ તેમાં પરાક્રમ સમજવું નહીં. [૨૯]અનંત ગુણવાળા જે ઇશ્વર પોતાની લીલાથીજ ત્રૈલોકયની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરેછે, તેમણે શત્રુના પક્ષને શિક્ષા કરી એ જો કે કાંઈ આશ્ચર્યરૂપ નથી, તોપણ મનુષ્યાવતાર ધર્યો હતો તેથી આટલુ વર્ણન કર્યુંછે [૩૦] મોટા બળવાળો જરાસંધ કે જેનો રથ ભાંગી પડયો હતો અને સૈન્ય મરીજતાં કેવળ પ્રાણજ અવશેષ રહ્યા હતા, તેને બળભદ્રે સિંહ જેમ સિંહને પકડે તેમ બળથી પકડી લીધો.[૩૧]જેણે ઘણા શત્રુઓને માર્યા હતા એવા જરાસંધને બળભદ્રે વરૂણના તથા માણસોના પાશોથી બાંધવા માંડયો ત્યારે તેની પાસે વધારે કાર્ય કરાવવાની ઈચ્છાથી ભગવાને બળભદ્રને વાર્યા [૩૨]જગતના નાથ શ્રીકૃષ્ણ તથા બળભદ્રે મૂકી દીધેલો અને લજાએલો એ વીરલોકોમાં માન પામેલો જરાસંધ તપ કરવાનો સંકલ્પ કરીને વનમાં જતો હતો, પણ માર્ગમાં તેને રાજાઓએ ધર્મોપદેશનાં તથા લોકરીતિનાં નીતિભરેલાં વાકયોથી વાર્યો કે—'તમે મોટા છતાં તુચ્છ યાદવોના હાથથી હારીગયા એ કેવળ તમારાં પૂર્વકર્મોનું ફળ છે પણ બીજું કાંઈ નથી, માટે તમારે લજાઇને તપ કરવા જવું નહી '[૩૩-૩૪]એ વાત મનમાં ઉતારતાં જેનુ સઘળુ સૈન્ય મરાઇગયુ હતું અને ભગવાને જવા દીધો હતો એવો જરાસંધ કચવાતો કચવાતો મગધદેશમાં ગયો.[૩૫]પોતાનું સૈન્ય અખંડ રહેતાં શત્રુના સૈન્યરૂપી સમુદ્રને તરી ભગવાન મથુરામાં પધાર્યા દેવતાઓ વાહવાહ કહીને પુષ્પની વૃષ્ટિથી વધાવવા લાગ્યા.[૩૬] તાપ મટીજતાં

પ્રસન્ન થયેલા મથુરાના લોકોની સાથે મળીને સૂત, માગધ તથા બંદીજનો તેમના વિજયનું ગાયન કરતા હતા.[૩૭]ભગવાન મથુરામાં પધારતાં અનેક શંખ, દુંદુભિ, ભેરી, તૂરી, વીણા, વેણુ અને મૃદંગો વાગી રહ્યાં.[૩૮] મથુરાના માર્ગોમાં પાણી છાંટયાં હતાં, ઉત્સવનેલીધે તોરણો બાંધ્યાં હતાં, લોકો રાજી થતા હતા, વેદના મંત્રોનો કોલાહળ થઈ રહ્યો હતો અને પતાકાઓ શોભી રહી હતી[૩૯] સ્ત્રીઓ ભગવાનને ફૂલ, દહી, અક્ષત અને અંકુરોથી વધાવતી હતી અને પ્રીતથી પ્રફુલ્લિત નેત્રોવડે સ્નેહસહિત જોતી હતી.[૪૦]રણભૂમિમાં વીરલોકોનાં આભરણરૂપી જે અપાર ધન પડયું હતુ તે સઘળુ લાવીને ભગવાને યાદવોના રાજા ઉગ્રસેનને આપ્યુ.[૪૧]પરાજય થતાં પણ એવીજ રીતે સૈન્યની અક્ષૌહિણીઓ લઇને જરાસંધ રાજાએ યાદવો કે જેઓના રક્ષક ભગવાન હતા તેઓની સાથે સત્તરવાર યુદ્ધ કર્યુ[૪૨]ફેરે ફેરે ભગવાનના પ્રભાવથી યાદવો તેના સઘળા સૈન્યને મારી નાખતા હતા અને સૈન્યો મરીગયા પછી શત્રુઓ છોડી દેતાં જરાસંધ પાછો જતો હતો[૪૩]એ જરાસંધ સંગ્રામ કરવાસારૂ અઢારમી વાર આવનાર હતો તેટલામાં અકસ્માત્ નારદજીએ મોકલેલા મહાવીર કાલયવને યાદવોને પોતાનો દેખાવ આપ્યો.[૪૪]મનુષ્યલોકમાં જેની સામે કોઇ પણ ટક્કર લઈ શકતો ન હતો એવા એ કાળયવને યાદવોને પોતાના જેવા બળવાન સાંભળીને ત્રણ કરોડ મ્લેચ્છોના સૈન્યથી આવી મથુરાને ઘેરો ઘાલ્યો.[૪૫]એ યવનને જોઇ શ્રીકૃષ્ણે બળભદ્રની સાથે વિચાર કર્યો કે–'અહો! યાદવોને બન્ને કોરથી મોટું દુઃખ પ્રાપ્ત થયુ.[૪૬]આજ તો આ મોટા બળવાળા યવને આપણને ઘેરો ઘાલ્યોછે, ત્યાં જરાસંધ પણ આજ, કાલ કે પરમ દિવસે અવશ્ય આવશે.[૪૭]આપણે બન્ને ભાઇઓ આની સાથે યુદ્ધ કરતા હશુ ત્યાં બળવાન જરાસંધ આવશે તો આપણા સંબંધીઓને મારી નાંખશે, અથવા પોતાના પુરમાં લઈ જશે.[૪૮] માટે હમણાં મનુષ્યોથી જઇશકાય નહી એવો ગઢ બનાવીશું. એ ગઢમાં આપણા સંબંધીઓને રાખી પછી યવનને મરાવીશું.'[૪૯]

એ પ્રમાણે વિચાર કરી ભગવાને સમુદ્રની અંદર બાર યોજનનુ અને સઘળી રીતે ભારે અદ્ભુત નગર કરાવ્યું.[૫૦] એ નગરમાં (દ્વારકામાં) વિશ્વકર્માનુ જ્ઞાન અને શિલ્પ સંબંધી સઘળી ચાતુરી દેખાતી હતી. ઘરની રચનાને અનુકૂળ આવે એવી રીતે રાજમાર્ગ, ઉપમાર્ગ અને આંગણાં કર્યાં હતાં[૫૧]દેવતાઇ વૃક્ષ અને લતાઓવાળી વાડીઓ અને વિચિત્ર બગીચાઓ શોભી રહ્યાં હતાં. અત્યંત ઊંચી સ્ફટિકમણિની ભૂમિકાઓ અને દ્વારો ઉપર સોનાનાં ઇંડાં હતાં[૫૨] ઘોડારઆદિ શાળાઓ રૂપાની અને પીળા લોઢાની કરી હતી તેઓને વળી સોનાના કુંભો મૂકીને શણગારી હતી મોટા મરકતમણિનાં સ્થળવાળાં સોનાનાં ઘરોનાં શિખર માણેક આદિ રત્નોની કર્યાં હતાં[૫૩]દેવતાઓનાં મંદિર અને અગાશીઓની ભારે રચના કરી હતી. એ નગરમાં ચારે વર્ણના લોકો ઘણા ઘણા રહેતા હતા રાજાનાં અનેક ઘરોથી શોભી રહ્યુ હતુ.[૫૪]ઈંદ્રે એ નગરમાં ભગવાનને માટે સુધર્મા સભા અને પારિજાતક નામનુ ઝાડ મોકલ્યુ કે જ્યાં રહેનારા માણસને ભૂખ અને તરશ આદિ દેહના ધર્મો પ્રાપ્ત થાય નહી.[૫૫]વરૂણદેવે સાવ ધોળા, મન સરખા વેગવાળા અને એક એક કાન જેઓનો કાળો હતો એવા ઘોડા મોકલ્યા લોકપાળ કુબેરજીએ પોતાની વિભૂતિરૂપ આઠ ભંડાર મોકલ્યા[૫૬]હે રાજા! ભગવાને એ દેવતાઓના પોતપોતાના અધિકારની સિદ્ધિને માટે તેઓને જે જે કાંઇ ઐશ્વર્ય આપ્યુ હતુ તે સઘળુ ભગવાન પૃથ્વીમાં પધારતાં તે દેવતાઓએ તેમને પાછું આપ્યુ[૫૭]ભગવાન પોતાના યોગના પ્રભાવથી એ નગરમાં સર્વ સંબંધીઓને લઇ ગયા. પછી પ્રજાનુ પાલન કરવા બળભદ્રને રાખી ભગવાન તેમની સંમતિથી કાંઇ પણ આયુધ પાસે નહી રાખતાં માત્ર કમળની માળા પેહેરીને મથુરાંના દ્વારમાંથી બહાર નીકળ્યા.[૫૮]

प्रजापालेन रामेण कृष्णः समनुमंत्रितः ।
निर्जगाम पुरद्वारात् पद्ममाली निरायुधः ॥५८॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો
પચાશમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૫૧ મો.*

### ભગવાને મુચુકુંદ પાસે કાળયવનનો નાશ કરાવ્યો.

શ્રીશુકઉવાચ.

तं विलोक्य विनिष्क्रांतमुज्जिहानमिवोडुपम् ।
दर्शनीयत्तमं श्यामं पीतकौशेयवाससम् ॥१॥

શુકદેવજી કહેછે—અત્યંત સુંદર, શ્યામ, પીળાં રેશમી વસ્ત્રવાળા, વક્ષઃસ્થળમાં શ્રીવત્સના ચિન્હવાળા, કંઠમાં શોભતા કૌસ્તુભમણિવાળા, પુષ્ટ અને લાંબા ચાર હાથવાળા, નવીન કમળની પેઠે રાતાં નેત્રવાળા, અને જેનું મુખારવિંદ નિરંતર આનંદવાળું, શોભાયુક્ત, સારા ગાલવાળું, સુંદર હાસ્યવાળું તથા ચળકતાં મકરાકૃતિ કુંડળવાળું હતું એવા ભગવાન ઉગતા ચંદ્રમાની પેઠે ગામમાંથી બહાર નીકળ્યા તેમને જોઇ કાળયવને+ વિચાર્યું કે—'નારદજીએ કહેલાં લક્ષણ પ્રમાણે શ્રીવત્સના ચિન્હવાળો, કમળસરખાં નેત્રવાળો, વનમાળાને ધરનાર અને અત્યંત સુંદર આ પુરૂષજ વસુદેવનો પુત્ર કૃષ્ણછે, બીજો નહી હોવો જોઇએ. આ કૃષ્ણની પાસે આયુધ નથી અને પાળો ચાલેછે, માટે હું પણ આયુધવગર અને પાળો ચાલીને આની સાથે યુદ્ધ કરીશ'[૨-૫]એવો નિશ્ચય કરીને એ યવન, વિમુખ થઇને ભાગતા અને યોગીઓ પણ જેને પોહોચી શકતા નથી એવા એ ભગવાનને પકડવાસારૂ પછવાડે દોડયો[૬] પગલે પગલે પોતાને હાથ પોહોચી જાય એવી રીતે દેખાતા ભગવાન્ એ યવનોના રાજાને ઘણે છેટે પર્વતની ગુફામાં લઈ ગયા[૭] 'તું કે જે યદુકુળમાં જન્મેલો છે તેને ભાગવું યોગ્ય નથી' [illegible] તિરસ્કાર કરતો અને જેનાં અશુભ કર્મ [illegible] થયાં ન હતાં એવો એ કાળયવન પછવાડે [illegible]ડયો ગયો, તોપણ ભગવાનને પોહોચ્યો નહીં.[૮] ભગવાન તિરસ્કાર કરાયા છતાં પણ પર્વતની ગુફામાં પેશી ગયા, એટલે કાળયવન પણ પછવાડે પેઠો, ત્યાં તેણે બીજા નરને સુતેલો દીઠો.[૯] કાળયવને ભૂલથી વિચાર્યું કે 'આ કૃષ્ણ મને દૂર લાવીને અહીં સાધુની પેઠે સૂઈગયોછે.' આ પ્રમાણે તેને ભગવાન માનીને કાળયવને પાટુ મારી.[૧૦] ઘણા કાળ થયા સૂઈ રહેલો તે પુરૂષ પાટુ વાગવાથી ઉઠીને ધીરે ધીરે આંખો ઉઘાડી ચારેકોર જોવા લાગ્યો, ત્યાં તેણે પડખામાં ઉભેલા કાળયવનને દીઠો.[૧૧] ક્રોધ પામેલા એ પુરૂષની દૃષ્ટિ પડતાં તુરતજ દેહમાંથી ઉત્પન્ન થયેલા અગ્નિથી બળીગયેલો કાળયવન ભસ્મ થઇ ગયો.[૧૨]

પરીક્ષિતરાજા પૂછેછે—હે મહારાજ! એ યવનને બાળીદેનારો પુરૂષ કોણ હતો, કોના વંશનો હતો, કેવા પ્રભાવવાળો હતો, કોનો પુત્ર હતો અને ગુફામાં જઇને શામાટે સૂતો હતો?[૧૩]

શુકદેવજી કહેછે–ઇક્ષ્વાકુના કુળમાં જન્મેલો, માંધાતા રાજાનો દીકરો, બ્રાહ્મણોને માનનાર અને સાચી પ્રતિજ્ઞાવાળો એ મુચુકુંદ નામનો રાજા હતો.[૧૪] દૈત્યોથી ત્રાસ પામેલા ઇંદ્રાદિક દેવતાઓએ પોતાના રક્ષણને માટે પ્રાર્થના કરતાં તેણે દેવતાઓની ઘણા દિવસ સુધી રક્ષા કરી હતી.[૧૫] પછી દેવતાઓને કાર્તિકયસ્વામી સેનાપતિ મળતાં તેઓએ મુચુકુંદને કહ્યુ કે–'હે રાજા! હવે તમે અમારૂ પાલન કરવાનો પરિશ્રમ છોડી દો[૧૬] હે વીર! તમે મનુષ્ય લોકમાં પોતાનું નિષ્કંટક રાજ્ય છોડી દઇને અમારૂં પાલન કરતાં તમારાં સઘળાં સુખ ગયાંછે.[૧૭] તમારા પુત્રો, રાણીઓ, ભાયાતો, સાથે રહેનારાઓ, મંત્રીઓ અને તે સમયની પ્રજાઓ કાળથી નાશ પામતાં હમણાં એકે અવશેષ નથી.[૧૮] ગોવાળ જેમ પશુઓને આમતેમ ફેરવે તેમ બળવાનોમાં બળવાન્ અને અવિનાશી ઈશ્વરરૂપ

* આ એકાવનમા અધ્યાયમા ભગવાને કાળયવનને મુચુકુંદની દૃષ્ટિથી મરાવ્યો, અને પછી મુચુકુંદે સ્તુતિ કરતા તે મુચુકુંદ ઉપર કૃપા કરી, એ કથા કહેવાશે

+ગાર્ગ્ય મુનિને તેના સાળાએ તું નપુંસક છે, એમ કહેતા યાદવોએ હાંસી કરી હતી, તે ઉપરથી ક્રોધ પામેલા ગાર્ગ્ય મુનિએ મહાદેવને પ્રસન્ન કરી યાદવોને ત્રાસ આપનાર પુત્ર થવાનું વરદાન લીધું હતું પછી યવનનો રાજા કે જે અપુત્ર હતો તેણે પોતાની સ્ત્રીમા પુત્ર ઉત્પન્ન કરવાસારૂ ગાર્ગ્ય મુનિની પ્રાર્થના કરતા તેમણે તે યવનના રાજાની સ્ત્રીમા જે પુત્ર ઉત્પન્ન કર્યો તે કાળયવન કહેવાયો, એવી પુરાણમા કથા છે.

[illegible] પ્રભુ પોતાની ક્રીડાથી પ્રજાઓને આમતેમ [illegible].[19] તમારૂં કલ્યાણ થાઓ, અને આજ [illegible] પાસેથી મોક્ષવિના બીજો વર માગીલ્યો; [illegible] સ્વામી તો એક અવિનાશી ભગવાનવિષ્ણુજ છે.'[20] આ પ્રમાણે દેવતાઓએ કહેતાં મોટી કીર્તિવાળા તે મુચુકુંદે દેવતાઓને પગે લાગીને શ્રમથી થાકી જવાને લીધે નિદ્રા માગી, અને વચન લીધું કે–"હે દેવતાઓ! જે કોઇ વચમાં મારી નિદ્રાનો ભંગ કરે, તે તરત બળીને ભસ્મ થાય." દેવતાઓએ તે સ્વીકાર્યું, તેથી તે રાજા તેઓએ આપેલી નિદ્રાથી ગુફામાં જઈને સૂઈ રહ્યો હતો.[21-22] દેવતાઓએ તેને કહ્યું હતું કે 'તુ સૂતો હશે ત્યાં વચમાં જે કોઈ તને જગાડશે તે પ્રાણી તારી દૃષ્ટિ પડતાંજ તુરત પ્રાણરહિત થઇને ભસ્મ થઇ જશે.'[23] એ પ્રમાણે કાળયવનને પરભાર્યો ભસ્મ કરાવી યાદવોમાં ઉત્તમ શ્રીકૃષ્ણે એ બુદ્ધિમાન્ મુચુકુંદને પોતાનું દર્શન દીધું.[24] ઘનશ્યામ, પીળાં રેશમી વસ્ત્રવાળા, વક્ષઃસ્થળમાં શ્રીવત્સના ચિન્હવાળા, ચળકતા કૌસ્તુભમણિથી શોભી રહેલા, ચાર ભુજાવાળા, વૈજયંતી માળાથી શોભતા, સુંદર તથા પ્રસન્ન મુખવાળા, ચળકતાં મકરાકૃતિ કુંડળવાળા, મનુષ્ય લોકોએ જોવાજેવા, સ્નેહભરેલા મંદહાસ્યપૂર્વક જોતા, સુંદર અવસ્થાવાળા તેજથી અસહ્ય લાગતા અને સિંહની પેઠે ઉદાર પરાક્રમવાળા તે ભગવાનને જોઈ તેમના તેજથી અંજાઇ ગયેલા અને શંકા પામેલા તે બુદ્ધિમાન્ રાજાએ આ પ્રમાણે પૂછ્યું.[25-28]

મુચુકુંદ પૂછેછે–અહીં આવેલા તમે કોણ છો? વનમાં અને તેમાં પણ ઘણા કાંટાવાળા પર્વતના વિષમ પ્રદેશમાં કમળની પાંખડીઓસરખા પગથી ફરોછો.[29] તમે તેજસ્વીલોકોનું તેજ છો? અગ્નિદેવ છો? સૂર્ય, ચંદ્ર કે બીજા કોઇ લોકપાળ છો?[30] હે દેવ! તમે પોતાની કાંતિથી દીવાની પેઠે ગુફાના અંધકારને મટાડો છો માટે હું ધારૂંછું કે ત્રણ મોટા દેવમાંના વિષ્ણુ છો.[31] હે મનુષ્યોમાં ઉત્તમ! અમે સાંભળવા ઇચ્છીએ છીએ, માટે જો તમારી રૂચિ હોય તો પોતાના જન્મ, કર્મ અને ગોત્રની વાત કહો.[32] હે પુરૂષોમાં સિંહતુલ્ય! અમો તો ઈક્ષ્વાકુના વંશના ક્ષત્રિયો છીએ, હું માંધાતાનો દીકરો મુચુકુંદ એવા નામથી ઓળખાઉંછું.[33] ઘણા કાળના ઉજાગરાથી થાકીને નિદ્રાથી ઇંદ્રિયો પરવશ થતાં આ એકાંત સ્થળમાં સુખથી સૂઇ રહ્યો હતો, ત્યાં હમણાં કોઇએ મને ઉઠાડયો.[34] એ ઉઠાડનાર પણ પોતાના પાપથીજ ભસ્મ થઇ ગયો. તે પછી શત્રુઓને મારનાર શોભાયમાન આપ જોવામાં આવ્યાછો.[35] હે ભાગ્યશાળી! તમારા અસહ્ય તેજથી અંજાઈ જવાનેલીધે હુ તમને સારી પેઠે જોઇ શકતો નથી, તમે પ્રાણીઓએ માન દેવા યોગ્ય છો[36]

શુકદેવજી કહેછે–એ પ્રમાણે રાજાએ બોલાવેલા જગતને પાળનાર ભગવાન્ હસીને મેઘના નાદસરખી ગંભીર વાણીથી આ પ્રમાણે બોલ્યા.[37]

શ્રી ભગવાન કહેછે–હે રાજા! મારાં જન્મ, કર્મ અને નામ હજારો છે અનંતપણાનેલીધે તેઓની સંખ્યા મારાથી પણ કહી શકાતી નથી.[38] કોઇ પુરૂષ ઘણા જન્મોથી પૃથ્વીના રજકણને પણ ગણી શકે, પરંતુ મારા ગુણ, કર્મ, નામ અને જન્મને કદી ગણી શકે નહી.[39] હે રાજા! ત્રણ કાળમાં થતા મારા જન્મ અને કર્મોને મોટા મોટા ઋષિઓ ગણ્યા કરેછે, તો પણ તેઓનો પાર પામતા નથી.[40] તો હમણાંનાં જન્મ અને કર્મો કહુ છુ તે સાંભળો પ્રથમ ધર્મના રક્ષણને માટે અને પૃથ્વીને ભારરૂપ થઇ પડેલા અસુરોનો ક્ષય કરવાને માટે બ્રહ્માએ પ્રાર્થના કરવા ઉપરથી હું યદુકુળમાં વસુદેવના ઘરમાં અવતરેલોછુ. હુ વસુદેવનો પુત્ર છુ તેથી મને 'વાસુદેવ' કહેછે.[41-42] કંસ કે જે પૂર્વજન્મમાં કાળનેમી દૈત્ય હતો તેને અને પ્રલંબાસુર આદિ બીજા શત્રુઓને મેં માર્યા, અને હે રાજા! આ યવનને તમારા તીક્ષ્ણ ચક્ષુથી બાળી નખાવ્યો.[43] એ હુ કે જે ભક્તો ઉપર પ્રેમ રાખનારછું તેની તમે પૂર્વે ઘણી ભક્તિ કરી હતી તેથી તમારા પર અનુગ્રહ કરવાને માટે આ ગુફામાં આવ્યોછું.[44] હે રાજા! વરમાગો,

તમારી સઘળી ઇચ્છા પરિપૂર્ણ કરૂ. મને શરણ થયેલો કોઇ પણ પુરૂષ ફરીવાર સંતાપ પામવાને યોગ્યજ રહેતો નથી.[૪૫]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે ભગવાનનાં વચન સાંભળી આનંદ પામેલા મુચુકુંદે પોતાને વૃદ્ધ ગર્ગ મુનિનાં વચનનું સ્મરણ આવતાં તેમને નારાયણદેવ જાણીને આ પ્રમાણે સ્તુતિ કરી [૪૬]

મુચુકુંદ સ્તુતિ કરેછે—હે ઇશ્વર ! તમારી માયાથી મોહ પામવાનેલીધે તમારા વાસ્તવિક સ્વરૂપને નહીં જાણનારા આ સ્રીઓ અને પુરૂષોરૂપી સર્વ લોકો તમને ભજતા નથી, અને એકબીજાથી ઠગાઇને ઘર કે જે દુઃખનું જ સ્થાનક છે તેમાં સુખની ઇચ્છાથી બંધાઈ રહેછે [૪૭] હે નિર્દોષ ઇશ્વર ! આ કર્મભૂમિમાં કરોડો ઉદ્યમથી પણ ન મળે એવો અને તેમાં વળી સઘળા પરિપૂર્ણ અવયવવાળો મનુષ્યદેહ પ્રયત્ન વગર આવ્યા છતાં પશુની પેઠે વિષયસુખમાંજ પ્રીતિ રાખનારા અને ઘરરૂપી ઊંડી ખાડમાં પડેલા લોકો તમારા ચરણારવિંદને ભજતા નથી [૪૮] હે પ્રભુ ! હું કે જે રાજ્યલક્ષ્મીથી મદોન્મત્ત થયેલો, દેહને આત્મા કરી માનનાર અને અપાર ચિંતાથી પુત્ર, સ્રીઓ, ભંડાર અને પૃથ્વીમાંજ આસક્ત થઈ રહેલો રાજા છું તેનો આટલો કાળ વ્યર્થ ગયોછે [૪૯] ઘડા અને ભીંતસરખા આ જડ દેહમાં 'હું રાજા છું' એવું દૃઢ અભિમાન ધરાવનાર અને રથ, હાથી, ઘોડા તથા પ્યાદાઓના સેનાપતિઓથી વીંટાઈને તમને નહીં ગણકારતાં પૃથ્વીપર ફરનાર હું આટલા કાળસુધી મદોન્મત્ત થઇ રહ્યો હતો [૫૦] 'અમુક અમુક કામ આવી રીતે કરવાં' એવી ચિંતાથી પ્રમત્ત રહેનાર મનોરથો ભાંગી જતાં છતાં પણ વિષયોમાં ઉત્કંઠા ધરાવનાર, અને મનોરથો પ્રાપ્ત થાય તો વળી જેને તૃષ્ણા વધતી જાયછે એવા મનુષ્યને, જેમ ભૂખથી ગલોફાં ચાટતો સર્પ ઉંદરને ઝડપમાં લેછે તેમ અપ્રમત્ત (સાવચેત) કાળરૂપી તમે ઝડપમાં લ્યોછો.[૫૧] પ્રથમ 'રાજા' એવું નામ ધરાવી જે દેહ સેનાથી શણગારેલા રથોથી અથવા હાથીઓથી ફરતો હોય તેજ દેહ, ટાળ્યો ટળે નહીં એવા કાળરૂપ આપ પ્રાપ્ત થતાં અંતે કોઇ ખાઇજાય તો 'વિષ્ટા' એવું નામ ધરાવેછે, પડયો રહે તો 'કીડા' એવું નામ ધરાવેછે, અને બાળી નાંખવામાં આવે તો 'ભસ્મ' એવું નામ ધરાવેછે.[૫૨] હે ઇશ્વર ! સઘળી દિશાઓને જીતી લેવાથી જેને કોઈ સંગ્રામ કરવો રહ્યો નહોય એવો, ઉત્તમ સિંહાસનપર બેઠેલો અને સઘળા રાજાઓ જેને પ્રણામ કરતા હોય એવો પુરૂષ પણ, માત્ર મૈથુનનાંજ સુખવાળાં સ્રીઓનાં ઘરમાં મુંડાના વાંદરાની પેઠે ચારેકોર રઝળેછે.[૫૩] પ્રથમ રાજ્ય મેળવવાની ઇચ્છાથી તપ કરવામાં નિષ્ઠા રાખી ભોગ ભોગવવાનું છોડી દેછે અને જે પાસે હોય તે આપી દેછે. પછી રાજ્ય મળતાં વળી 'બીજા જન્મમાં હું ચક્રવર્ત્તી થાઊં' એવી તૃષ્ણા વધવાથી સુખ ભોગવવાનો અવસરજ મળતો નથી.[૫૪] હે ભગવાન્ સંસારમાં ભટકયા કરતા માણસને તમારા અનુગ્રહથી જ્યારે બંધનનો છેડો આવ્યો હોય ત્યારે તેને સાધુલોકોનો સમાગમ મળેછે, અને સાધુલોકોનો સમાગમ મળે ત્યારેજ તમે કે જે સત્પુરૂષોની ગતિરૂપ અને કાર્ય તથા કારણોના નિયંતા છો તેમની ભક્તિ પ્રાપ્ત થાયછે [૫૫] હે ઇશ્વર ! મને તો સત્સંગવિના યદૃચ્છાથીજ રાજ્યાદિકનો સંબંધ મટયો છે, એ તમારો મારા ઉપર મોટો અનુગ્રહ થયો એમ માનું છું, કેમકે સર્વથી અલગ થઇને વનમાં જવાની ઈચ્છા કરતા ઉત્તમ ચક્રવર્ત્તી રાજાઓ પણ પોતાથી એ સંબંધને નહી છોડી શકાતાં તે છોડવાની પ્રાર્થનાજ કરેછે [૫૬] હે પ્રભુ ! તમારા ચરણનું સેવન કે જેને દેહાભિમાનરહિત પુરૂષો બહુજ માગ્યા કરેછે તે વિના બીજા કશા વરને હું ઇચ્છતો નથી. હે વિષ્ણુ ! મોક્ષ આપનારા આપને પ્રસન્ન કરી કયો સમજુ પુરૂષ જેથી પોતાને બંધન થાય એવું વરદાન માગે ?[૫૭] માટે હે ઇશ્વર ! રજોગુણ, તમોગુણ અને સત્વગુણથી બંધાએલી સર્વ સુખની ઇચ્છાઓને છોડી દેતાં તમે કે જે નિરંજન, નિર્ગુણ, અદ્વૈત અને જ્ઞાનમાત્ર પરમ પુરૂષ છો તેમનું હું શરણ લઉંછું.[૫૮]

રક્ષણ આપનાર! હે પરમાત્મા! હે પરમેશ્વર! હું કે જે ઘણા કાળ થયા આ સંસારમાં કર્મો-નાં ફળથી પીડાએલો, કર્મોની વાસનાઓથી તપતો અને જેના છ ઇંદ્રિયોરૂપી શત્રુઓ તૃષ્ણા રહિત થતાજ નથી એવો છુ, તે માંડમાંડ શાંતિ મળતાં નિર્ભય, સત્ય અને શોકરહિત તમારા ચરણારવિંદની શરણે આવેલોછુ માટે હુ કે જે દુ:ખી છુ તેનું રક્ષણ કરો.[૫૮]

ભગવાન કહેછે—હે ચક્રવર્તી રાજા! તમારી બુદ્ધિ નિર્મળ અને વૃદ્ધિ પામેલીછે, કેમકે વરદાનની લાલચ આપી તોપણ લલચાઇ નહીં.[૬૦] મેં તમને વરદાનની લાલચ આપી તે પ્રમાણે તમે કદાચ વર માગો, તોપણ તમને પ્રમાદ થાયજ નહીં એમ સમજવુ, કેમકે મારા સાચા ભક્તોની બુદ્ધિ કદી પણ સંસારનાં સુખોમાં આસક્ત થાય નહ.[૬૧] હે રાજા! જેઓ મારા અભક્ત હોય તેઓ પ્રાણાયામાદિક સાધનોથી મનને વશ કરે તોપણ જેની વાસના ક્ષીણ થતી નથી એવુ તેઓનુ મન ફરી પણ વિષયોથી લલચાયછે[૬૨] તમે મારામાં મન રાખી ઇચ્છાપ્રમાણે પૃથ્વીમાં ફરો. તમને કદી પણ મટે નહી એવી મારી ભક્તિ સર્વદા રહેશે[૬૩] તમે * ક્ષત્રિય ધર્મમાં રહી મૃગયાઆદિ કરીને ઘણા જીવ માર્યા છે, તે પાપ મારો આશ્રય રાખી એકાગ્રપણાથી તપ કરીને ટાળો. હે રાજા! તમે હવે પછીના જન્મમાં સર્વ પ્રાણીઓના મિત્ર ઉત્તમ બ્રાહ્મણ થઇને મારા અદ્વૈત સ્વરૂપને પામશો.[૬૫]

**जन्मन्यनंतरे राजन् सर्वभूतसुहृत्तमः ।**
**भूत्वा द्विजवरस्त्वं वै मामुपैष्यसि केवलम् ॥६६॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો એકાવનમો અધ્યાય સંપૂર્ણ

—∘—

* વાસ્તવિક રીતે નહીં પણ યુક્તિથી બીવરાવવા લોકસંગ્રહ કરવા સારૂ ભગવાન તપની પ્રવૃત્તિ કરાવેછે.

# અધ્યાય પર મો.*

## શ્રીકૃષ્ણ મથુરાથી દ્વારકાં જઇ વસ્યા અને રૂક્મણીનો સંદેશો સ્વીકાર્યો.

**શ્રીશુકઉવાચ.**

**इत्थं सोऽनुगृहीतोंऽग कृष्णेनेक्ष्वाकुनंदनः ।**
**तं परिक्रम्य संनम्य निश्चक्राम गुहामुखात् ॥१॥**

શુકદેવજી કહે–હે રાજા! એવી રીતે શ્રીકૃષ્ણે અનુગ્રહ કરતા તે મુચુકુંદરાજા શ્રીકૃષ્ણને પ્રદક્ષિણા કરી તથા પ્રણામ કરી ગુફાના મોઢામાંથી બહાર નીકળ્યા.[૧] મનુષ્ય, પશુ, લતા અને વનસ્પતિઓ નાના નાના પ્રમાણનાં થઈ ગયાં હતાં, તે જોઈ કળિયુગ આવ્યો માનીને તે મુચુકુંદ ઉત્તરદિશામાં ગયા.[૨] તપમાં શ્રદ્ધાવાળા, ધીર, સંગરહિત અને જેના સંશય મટીગયા હતા એવા તે મુચુકુંદ ભગવાનમાં મન રાખીને ગંધમાદન પર્વતમાં ગયા[૩] ત્યાં નરનારાયણના સ્થાનરૂપ બદરિકાશ્રમમાં જઇ સર્વ સુખ દુ:ખાદિક દ્વંદ્વ પદાર્થોનું સહન કરી તથા શાંત રહી તપથી ભગવાનની આરાધના કરવા લાગ્યા.[૪] શ્રીકૃષ્ણ ભગવાન યવનોએ ઘેરેલી મથુરામાં પાછા આવી મ્લેચ્છોનું સૈન્ય મારીને તેનુ ધન દ્વારકામાં મોકલવા લાગ્યા.[૫] ભગવાનની પ્રેરણાથી બળદો તથા માણસો દ્વારકામાં ધન લઇ જતા હતા ત્યાં ત્રેવીશ અક્ષૌહિણી સૈન્ય લઈને જરાસંધ આવ્યો[૬] હે રાજા! શત્રુના સૈન્યના વેગનો વધારો જોઇ શ્રીકૃષ્ણ અને બળભદ્ર મનુષ્યની ચેષ્ટાનો સ્વીકાર કરી તુરત ભાગ્યા.[૭] નહીં બીનેલા છતાં બહુજ બીનેલાની પેઠે ઘણુ કધન પડતુ મૂકીને કમળની પાંખડીઓ સરખાં ચરણથી ઘણા યોજન સુધી ચાલ્યા ગયા.[૮] એ બે ભાઈઓને ભાગતા જોઇ હસતો અને ઇશ્વરના પ્રમાણને નહી જાણતો બળવાન જરાસંધ રથનાં સૈન્યોથી તેઓની પછવાડે દોડયો. ઘણા દૂર સુધી દોડીને થાકી રહેલા એ બે ભાઈઓ પ્રવર્ષણ નામના ઉંચા પર્વતઉપર ચઢી, ગયા કે

* આ બાવનમા અધ્યાયમા જાણે બીન્યા હોય તેમ દોડીને દ્વારકામા ગયેલા ભગવાને એક બ્રાહ્મણે કહેલા રૂક્મિણીના સંદેશાને સ્વીકાર્યો, એ કથા કહેવામા આવશે.

જે પર્વતમાં ઇંદ્ર પ્રત્યેક દિવસે વૃષ્ટિ કરેછે[૧૦] હે રાજા ! એ બે ભાઇઓને પર્વતમાં છુપેલા જાણી શોધ કરતાં પણ પત્તો નહીં મળતાં જરાસંધે ચારેકોર લાકડાં મૂકી અગ્નિ સળગાવીને તે પર્વતને બાળ્યો.[૧૧] શિખરો બળવા લાગતાં અગિયાર યોજન ઉંચા તે પર્વત ઉપરથી ઠેકીને એ બે ભાઈઓ શત્રુઓ ન દેખે એવા પ્રદેશમાં નીચે ધરતી ઉપર પડયા[૧૨] હે રાજા ! શત્રુ અને શત્રુના અનુચરોના જોવામાં નહીં આવેલા એ બે ભાઇઓ સમુદ્રરૂપી ખાઇવાળી પોતાની દ્વારકાંપુરીમાં પાછા આવ્યા.[૧૩] જરાસંધ પણ શ્રીકૃષ્ણ અને બળભદ્ર બળી ગયા એવી ખોટી સમજણથી પોતાનું મોટું સૈન્ય પાછું વાળીને મગધ દેશમાં ગયો.[૧૪] લક્ષ્મીવાળા આનર્ત્ત દેશના રાજા રેવતે બ્રહ્માની પ્રેરણાથી પોતાની દીકરી રેવતી બળભદ્રને આપી હતી, એ હું આગળ (નવમસ્કંધમાં) કહી ગયોછું.[૧૫] હે રાજા ! શ્રીકૃષ્ણ ભગવાન પણ ભીષ્મક રાજાની કુંવરી અને લક્ષ્મીજીના અંશરૂપ રૂક્મિણીને સ્વયંવરમાં પરણ્યા[૧૬] ગરૂડે જેમ દેવતાઓનું મથન કરીને અમૃતનું હરણ કર્યું હતું તેમ શ્રીકૃષ્ણ ભગવાને, સર્વે લોકો જોતાં છતાં શિશુપાળના પક્ષના શાલ્વઆદિ રાજાઓનું મથન કરી રૂક્મિણીનું હરણ કર્યું[૧૭]

પરીક્ષિત રાજા પૂછેછે—ભગવાન સુંદર મોઢાવાળી ભીષ્મક રાજાની કુંવરી રૂક્મિણીને રાક્ષસવિવાહની રીતિથી એટલે યુદ્ધમાં હરણ કરીને પરણ્યા એમ તમે કહી ગયા, તો હે મહારાજ ! અમિત તેજવાળા ભગવાન, જરાસંધ અને શાલ્વઆદિ રાજાઓને જીતી લઇ જેવી રીતે કન્યાને હરી લાવ્યા તે સઘળી વાત વિસ્તારથી સાંભળવાને ઇચ્છીએ છીએ[૧૮-૧૯] હે મહારાજ ! પવિત્ર, મધુર, જગતનાં પાપને મટાડનાર અને સર્વદા નવીન લાગે એવી ભગવાનની કથાઓ સાંભળતાં સાંભળવાના સારને જાણનાર કયો પુરૂષ તૃપ્તિ પામે?[૨૦]

શુકદેવજી કહેછે—વિદર્ભ દેશનો અધિપતિ ભીષ્મક નામે મોટો રાજા હતો, તેને પાંચ દીકરા હતા અને એક રૂડા મોઢાવાળી દીકરી હતી.[૨૧] સૌથી મોટો રૂક્મિ નામે હતો અને તેથી નાના રૂક્મરથ, રૂક્મબાહુ, રૂક્મકેશ અને રૂક્મમાલી નામના પુત્રો હતા. એઓની સતી બેહેનનું નામ 'રૂક્મિણી' હતું.[૨૨] ઘેર આવેલા લોકો ગાયન કરતાં તેઓની પાસેથી ભગવાનનાં રૂપ, પરાક્રમ, ગુણ અને લક્ષ્મીની વાત સાંભળી રૂક્મિણીએ ભગવાનેજ પોતાને યોગ્ય પતિ માન્યા.[૨૩] તેમજ ભગવાનને પણ બુદ્ધિ, લક્ષણ, ઉદારતા, રૂપ, શીલ અને ગુણોના આશ્રયરૂપ તે રૂક્મિણીને પોતાને યોગ્ય સ્ત્રી માની તેમે પરણવાનું મન કર્યું.[૨૪] હે રાજા ! સઘળાં સંબંધીઓ એ કન્યા ભગવાનનેજ દેવા ઇચ્છતાં હતાં તે છતાં ભગવાનનો દ્વેષ કરનારા રૂક્મિએ તે વાત બંધ પડાવી તે કન્યાનું શિશુપાળની સાથે સગપણ કરાવ્યું.[૨૫] તે વાત જાણી બહુજ કચવાએલાં શ્યામ કટાક્ષવાળાં રૂક્મિણીએ વિચાર કરી તુરત પોતાના વિશ્વાસપાત્ર અને સત્યવક્તા એક બ્રાહ્મણને ભગવાનની પાસે મોકલ્યો[૨૬] દ્વારકામાં આવેલા અન દ્વારપાળોએ અંદર જવા દીધેલા તે બ્રાહ્મણે સોનાના આસનપર બેઠેલા શ્રીકૃષ્ણ ભગવાનને દીઠા.[૨૭] બ્રાહ્મણોને માનઆપનાર ભગવાને એ બ્રાહ્મણને જોઇ પોતાના આસન ઉપરથી ઉઠી તે આસન ઉપર તેને બેસાડયો, અને પોતાની જેમ દેવતાઓ પૂજા કરેછે તેમ પોતે એ બ્રાહ્મણની પૂજા કરી.[૨૮] તે બ્રાહ્મણે જમીને વિશ્રામ લીધો, તે પછી ભગવાને તેની પાસે જઇ પોતાના હાથથી ધીરે ધીરે તેના પગ ચાંપતાં ધીરજથી આ પ્રમાણે તેને પૂછ્યું[૨૯]

ભગવાન પૂછેછે—હે બ્રાહ્મણોમાં સર્વોત્તમ ! તમારો વૃદ્ધ લોકોએ સ્વીકારેલો ધર્મ મનમાં સર્વદા સંતોષ રહેતાં ઘણું કષ્ટ ભોગવ્યા વગર ચાલેછે?[૩૦] પોતાના ધર્મથી ભ્રષ્ટ નહીં થતો બ્રાહ્મણ જો જે કાંઈ મળે તેથી સંતોષ રાખીને વર્ત્તે તો તે ધર્મ તેના સઘળા મનોરથ પરિપૂર્ણ કરેછે.[૩૧] જો અસંતોષ હોય તો ઇંદ્રની પદવી મળતાં પણ લોકોમાં સુખથી એક ઠેકાણે

બેસી શકાતું નથી, અને સંતોષ હોય તો નિષ્કંચન છતાં પણ સર્વ અંગમાં તાપરહિત થઇને સુખે રહે છે.[૩૨] જે બ્રાહ્મણો પોતાની મેળે મળતા લાભથી સંતોષ રાખનાર, સ્વધર્મમાં નિષ્ઠાવાળા, સર્વપ્રાણીઓના પરમ મિત્ર, અહંકારરહિત અને શાંત હોય, તેઓને હું વારંવાર મસ્તકથી પ્રણામ કરૂં છું.[૩૩] હે બ્રાહ્મણ! રાજદ્વારથી તો તમારૂં કુશળ છે? જે રાજાના દેશમાં પાલન પામતી પ્રજા સુખથી રહેછે, તે રાજા મને પ્યારો થાયછે.[૩૪] તમે આ મહાસાગરને ઉતરી જ્યાંથી અને જે કામની ઇચ્છાથી અહીં આવ્યાછો તે સઘળી વાત જો ગુહ્ય ન હોય તો અમારી પાસે કહો. અમે તમારૂં શું કામ કરીએ?[૩૫]

શુકદેવજી કહેછે—લીલાથી જેણે અવતાર ધર્યો હતો એવા ભગવાને એ પ્રમાણે પ્રશ્ન પૂછતાં તે બ્રાહ્મણે સઘળી વાત કહી દેખાડી[૩૬] (રૂક્મિણીએ એકાંતમાં પોતાના હાથથી જે પત્ર લખીને આપ્યો હતો તે પત્ર ફોડીને ભગવાનને દેખાડતાં ભગવાનની આજ્ઞાથી તે બ્રાહ્મણ વાંચી સંભળાવેછે.)

રૂક્મિણીએ લખ્યુંછેકે—હે ત્રૈલોક્ય સુંદર! હે પ્રભુ! સાંભળનારાઓના કાનનાં છિદ્રોથી તેઓના હૃદયમાં પેશી તેઓના તાપને હરનારા તમારા ગુણો અને દૃષ્ટિવાળાઓની દૃષ્ટિઓને સર્વ મનોરથોના લાભરૂપ તમારૂં રૂપ સાંભળીને લાજવગરનું મારૂં ચિત્ત તમારામાં લાગી રહ્યુંછે.[૩૭] હે મુકુંદ! હે મનુષ્યોમાં સિંહરૂપ! આપ કે જે કુળ, શીલ, રૂપ, વિદ્યા, અવસ્થા, ધન અને પ્રભાવથી પોતાતુલ્યજ છો અને મનુષ્યલોકના મનને પ્યારા લાગો એવા છો, તેમને સારા કુળની, ઉંચા ગુણવાળી અને બુદ્ધિવાળી કયી કન્યા વિવાહના અવસરમાં ન વરે?[૩૮] એટલામાટે હે પ્રભુ! હે કમળસરખાં નેત્રવાળા! હું તમને પતિ કરીને વરી ચુકી છું અને મારો દેહ આપને અર્પણ કરેલોછે, માટે અહીં પધારીને મને ભાર્યા કરો. સિંહના ભાગને શિયાળિયાની પેઠે, હું કે જે આપ મહાવીરના ભાગરૂપ છું તેને શિશુપાળ આવીને તુરત સ્પર્શ ન કરે એમ થવું જોઇએ.[૩૯] જળાશયાદિકનું નિર્માણ, અગ્નિહોત્રાદિ યજ્ઞ, દાન, નિયમ, વ્રત અને દેવ બ્રાહ્મણ તથા ગુરૂના પૂજનાદિકથી પરમેશ્વર ભગવાનની જો મે પૂર્વજન્મોમાં પણ આરાધના કરી હોય તો તમે આવીને મારૂં પાણિગ્રહણ કરજો, શિશુપાળઆદિ બીજા કોઇ કરશો નહીં.[૪૦] હે અજિત! વિવાહને આગલે દિવસે તમે પ્રથમ ગુપ્ત રીતેજ વિદર્ભ દેશમાં આવી પછી સેનાપતિઓથી વીંટાઇને શિશુપાળ તથા જરાસંધના સૈન્યનું મથન કરી નાખતાં બળાત્કારથી હું કે જેનું મૂલ્ય (દેય) પરાક્રમજ છે તેને રાક્ષસ* વિવાહની રીતિથી પરણો.[૪૧] "તું કે જે અંતપુરની અંદર રહેનારી છે, તેને તારાબંધુઓને માર્યા વિના શી રીતે પરણી શકું?" એમ તમને શંકા આવશે માટે તેનો ઉપાય કહું છું. વિવાહથી પહેલે દિવસે અમારા કુળમાં કુળદેવીની યાત્રા કરવાની રીતિ છે, કે જે યાત્રામાં લગ્નલીધેલી કન્યાને ગામબહાર પાર્વતીનાં દર્શન કરવા જવું પડે છે. (તો ત્યાં માતાજીના મંદિરમાંથી મારૂં હરણ કરવું સેહેલું પડશે.)[૪૨] હે કમળસરખાં નેત્રવાળા! સદાશિવની પેઠે બીજા મહાત્માલોકો પણ પોતાનું અજ્ઞાન મટાડવાને માટે જેના ચરણારવિંદની રજમાં નાહાવાને ઇચ્છેછે એવા આપની કૃપા મને નહીં મળે તો મારા પ્રાણને વ્રતથી દુબળા કરી નાખી તેઓનો ત્યાગ કરી દઇશ એમ વારંવાર કરતાં સેંકડો જન્મથી પણ આપની કૃપા મેળવવીછે.[૪૩]

બ્રાહ્મણ કહેછે—હે યાદવોમાં ઉત્તમ! આ પ્રમાણે આ છાના સંદેશા મે આપની પાસે વાંચી સંભળાવ્યા, હવે આ વિષયમાં જે કરવાનું હોય તેનો વિચાર કરીને તુરત કરો.[૪૪]

इत्येते गुह्यसंदेशा यदुदेव मयाहृताः ।
विमृश्य कर्तुं यच्चात्र क्रियतां तदनंतरम् ॥४४॥

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો
બાવનમો અધ્યાય સંપૂર્ણ.

---

* યુદ્ધથી હરણ કરીને કન્યાને પરણવી એ રાક્ષસવિવાહ કહેવાયછે.

## અધ્યાય ૫૩ મો.*

### શ્રીકૃષ્ણે રૂક્મિણીનું કરેલું હરણ.

**શ્રીશુકउवाच.**

**वैदर्भ्याः स तु संदेशं निशम्य यदुनंदनः ।**
**प्रगृह्य पाणिना पाणिं प्रहसन्निदमब्रवीत् ॥१॥**

શુકદેવજી કહેછે–ભગવાને રૂક્મિણીનો સંદેશો સાંભળી તે બ્રાહ્મણનો હાથ પોતાના હાથથી ઝાલી હસતાં હસતાં આ પ્રમાણે કહ્યું[1]

ભગવાન કહેછે–એ પ્રમાણેજ મારૂં ચિત્ત પણ રૂક્મિણીમાંજ લાગ્યું છે, અને તેની ચિંતાનેલીધે રાતની નિદ્રાપણ આવતી નથી રૂક્મિએ દ્વેષનેલીધે મારા વિવાહને અટકાવ્યોછે તે હું જાણુંછું[2] લાકડાનું મથન કરી જેમ અગ્નિની શિખાને લાવે, તેમ યુદ્ધમાં નીચ રાજાઓનું મથન કરી મને પરાયણ અને નિર્દોષ અંગવાળી તે રૂક્મિણીને હું લાવીશ.[3]

શુકદેવજી કહેછે–પરમ દિવસે રાત્રિમાં રૂક્મિણીના વિવાહનું નક્ષત્ર છે એમ જાણી ભગવાને પોતાના સારથિને કહ્યું કે–'હે દારૂક ! મારા રથને તુરત જોડ'[4] શૈબ્ય, સુગ્રીવ, મેઘપુષ્પ અને બલાહક નામના ચાર ઘોડાથી જોડેલો રથ પાસે લાવીને તે સારથિ હાથ જોડીને આગળ ઉભો રહ્યો.[5]ભગવાન્ પોતે રથમાં બેશી તથા બ્રાહ્મણને સાથે બેસાડી ઘોડાઓને ઉતાવળા ચલાવી ઓખાદેશમાંથી એક રાતેજ વિદર્ભ દેશમાં ગયા[6]સ્નેહનેલીધે પુત્રની ઈચ્છાપ્રમાણે ચાલેલો કુંડિનપુરનો પતિ ભીષ્મકરાજા પોતાની કન્યા શિશુપાળને પરણાવવાસારૂ સઘળી ધામધૂમ કરવા લાગ્યો.[7]ગામના માર્ગ, રાજમાર્ગ અને ચોવટાઓને સ્વચ્છ કરાવી તેઓમાં પાણી છટાવ્યાં સ્ત્રીઓ અને પુરૂષોએ માળા, સુગંધ, પુષ્પ, આભરણ અને સ્વચ્છ વસ્ત્રોથી શણગાર કર્યા ઘેરઘેર અગરૂના ધૂપની શોભા થઇ રહી વિચિત્ર ધ્વજા, પતાકા અને તોરણોથી નગર શણગાર્યું

[8-9]પિતૃ અને દેવતાઓની વિધિસહિત પૂજા કરી, તથા બ્રાહ્મણોને યોગ્ય રીતે જમાડી સ્વસ્તિવાચન કરાવવા લાગ્યો.[10]સારા દાંતવાળી કન્યાને સારી પેઠે નવરાવી, કૌતુકથી વિવાહસૂત્ર પેહેરાવવાનું મંગળ કરી અને બે નવાં વસ્ત્ર તથા ઉત્તમ ભૂષણો પેહેરાવી સ્વસ્તિવાચન કરાવ્યું[11]ઉત્તમ બ્રાહ્મણોએ ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદના મંત્રોથી કન્યાની રક્ષા કરી. અથર્વવેદના મંત્રોને જાણનાર ગોરે ગ્રહશાંતિને માટે હોમ કર્યો.[12]વિધિ જાણનારાઓમાંઉત્તમ ભીષ્મક રાજાએ બ્રાહ્મણોને સોનાં, રૂપાં, વસ્ત્ર, તલ, ગોળ અને ગાયોનાં દાન દીધાં.[13]એ પ્રમાણેજ ચેદીના પતિ દમઘોષ રાજાએ પણ પોતાના પુત્ર શિશુપાળને માટે મંત્ર જાણનાર બ્રાહ્મણોની પાસે સઘળું વિવાહને યોગ્ય કર્મ કરાવ્યું.[14]પછી મદ ઝરનારા હાથી, સોનાની માળાઓવાળા રથ, પ્યાદા અને ઘોડાઓની ભાડભીડવાળાં સૈન્યોથી વીંટાઇને કુંડિનપુરમાં ગયો.[15]વિદર્ભ દેશના પતિ ભીષ્મકરાજાએ તે દમઘોષનું સામૈયું કરી તથા સત્કાર કરી પ્રીતિથી કરાવી રાખેલા બીજા ઘરમાં ઉતારો આપ્યો[16]શાલ્વ, જરાસંધ, દંતવક્ત્ર, વિદૂરથ અને પૌંડ્રક આદિ શિશુપાળના પક્ષના હજારો રાજાઓ કે જેઓ શ્રીકૃષ્ણ તથા બળભદ્રના શત્રુ હતા, તેઓ સજ્જ થઇને એ જાનમાં આવ્યા હતા. 'બળભદ્રાદિક યાદવોથી વીંટાએલો કૃષ્ણ જો અહીં આવીને કન્યાનું હરણ કરશે તો તે કન્યા શિશુપાળને અપાવવાસારૂ સઘળા એક થઇને કૃષ્ણની સાથે યુદ્ધ કરીશું' એવો દૃઢ નિશ્ચય કરી પોતપોતાનાં સઘળાં સૈન્ય અને વાહનોને સાથે લઇ એ સર્વ રાજાઓ આવ્યા હતા.[17-19]આવી રીતનો શત્રુના પક્ષના રાજાઓનો ઉદ્યમ સાંભળી અને કન્યાનું હરણ કરવા શ્રીકૃષ્ણને એકલા ગયેલા જાણી કજીયાની શંકાથી બળભદ્ર પણ હાથી, ઘોડા, રથ અને પ્યાદાઓનું મોટું સૈન્ય લઇ ભાઇના સ્નેહથી વ્યાપ્ત થવાનેલીધે તુરત કુંડિનપુરમાં આવ્યા.[20-21]સુંદર શરીરવાળી ભીષ્મક રાજાની કન્યા રૂક્મિણી કે જે ભગવાનના આવવાની વાટ જોતાં હતાં,

* આ ત્રેપનમા અધ્યાયમા અદ્દ્ભુત કર્મ કરનારા શ્રીકૃષ્ણે વિદર્ભ દેશમા જઇને શત્રુઓ જોતા છતા બળાત્કારથી રૂક્મિણીનુ હરણ કર્યું, એ કથા કહેવામા આવશે.

તે પોતે મોકલેલા બ્રાહ્મણને પાછો આવ્યો નહીં દેખીને તે સમયમાં ચિંતા કરવા લાગ્યાં કે—'અહો ! હું કે જે મંદભાગ્યવાળી છું તેના વિવાહને એકજ રાત આડી રહી અને હજીસુધી ભગવાન આવતા નથી, આ વિષયનું કારણ મારા જાણવામાં આવતું નથી.[૨૨-૨૩]મારો સંદેશો લઈ જનાર તે બ્રાહ્મણ પણ હજીસુધી પાછો આવતો નથી. મારૂં પાણિગ્રહણ કરવામાં સજ્જ થઇને રખેને પછી કાંઈ મારામાં દોષ જાણવામાં આવતાં નિર્દોષ ભગવાન રોકાઈ ગયા હોય ! ![૨૪]હું કે જે ભાગ્યરહિત છું તેને વિધાતા, સદાશિવ અથવા સદાશિવનાં પત્ની સતી પાર્વતીદેવી વિમુખ હોવાથી રખેને તે ભગવાન કાંઈ માર્ગમાંજ અડચણ પડવાથી રોકાઇ ગયા હોય ! [૨૫]આ પ્રમાણે વિચાર કરતાં અને જેનું મન ભગવાનમાંજ લાગી રહ્યું હતું, એવાં તે રૂક્મિણી 'હજી ભગવાનને આવવાનો સમય થયો નથી' એમ માની કાંઇક ધારણા મળતાં આંસુનાં ટીપાંઓથી વ્યાકુળ થયેલી પોતાની આંખોને મીચી ગયાં [૨૬]હે રાજા! એવી રીતે તે રૂક્મિણી ભગવાનના આવવાની વાટ જોતાં હતાં ત્યાં તેમનાં પ્રિય સૂચવનારાં ડાબો સાથળ, ડાબો હાથ અને ડાબી આંખ ફરક્યાં.[૨૭]તેટલીવારમાંજ ભગવાને મોકલેલો તેજ બ્રાહ્મણ આવ્યો અને તેણે અંતપુરમાં રહેનારાં તે રાજકુવરીને તેવી સ્થિતિમાં દીઠાં. [૨૮] સ્વસ્થ રીતે ચાલ્યા આવતા અને જેનું મોઢું રાજી થતુ હતું એવા તે બ્રાહ્મણને જોઈ 'દૂત કામ કરી આવ્યોછે કે નહીં'' એ વાતને તેના લક્ષણ ઉપરથીજ જાણી જનારાં રૂક્મિણીએ મનોહર રીતે હસીને તે બ્રાહ્મણને પૂછ્યું.[૨૯] એ બ્રાહ્મણે ભગવાન આવી પોહોચ્યાની તથા તેમણે પાણિગ્રહણ કરવાનુ જે સત્ય વચન આપ્યુ હતુ તેની સઘળી વાત રૂક્મિણીને કહીસંભળાવી.[૩૦] ભગવાનને આવ્યા જાણી રાજી થયેલાં રૂક્મિણીએ એવી સર્વોત્તમ વધામણીમાં દેવા જેવી બીજી કોઇ પ્રિય વસ્તુ નહી દેખતાં એ બ્રાહ્મણને નમસ્કાર કર્યો. (હું કે જે લક્ષ્મીનો અવતાર છુ તેને જેઓ નમે તેઓને પણ સઘળી સંપત્તિઓ મળે ત્યારે હુ પોતે જેને નમું તેને શી મણા રહે? એવા વિચારથી તેને લાયક બીજી કોઇ વસ્તુ નહી દેખતાં રૂક્મિણીએ પોતે પ્રણામ કર્યો.)[૩૧] શ્રીકૃષ્ણ તથા બળભદ્રને પોતાની દીકરીનો વિવાહ જોવાના ઉત્સાહથી આવેલા સાંભળી ભીષ્મકરાજાએ પૂજનના પદાર્થો લઈ ગાજતેવાજતે તેઓનુ સામૈયુ કર્યું, [૩૨] મધુપર્ક, સ્વચ્છ વસ્ત્રો તથા પ્યારી ભેટો લાવીને વિધિસહિત તેઓનો સત્કાર કર્યો.[૩૩] મોટી બુદ્ધિવાળા ભીષ્મક રાજાએ સારો ઉતારો આપી તેઓની તથા તેઓના અનુચરો અને સૈન્યોની યથાયોગ્ય મેહેમાની કરી.[૩૪] એ પ્રમાણેજ જેઓ બીજા રાજા આવ્યા હતા તેઓની પણ તેઓના બળ અને ઐશ્વર્યના પ્રમાણમાં યોગ્ય પદાર્થોથી મેહેમાની કરી.[૩૫] કુંડિનપુરનાં રહેવાશીઓ ભગવાનને આવ્યા સાંભળી ત્યાં આવીને પોતાનાં નેત્રરૂપ અંજલિથી તેઓના મુખારવિંદને પીવા લાગ્યાં, અને કહેવા લાગ્યાં કે--"રૂક્મિણીજ આની સ્ત્રી થવાને યોગ્ય છે, બીજી કોઇ નહી અને નિર્દોષ અંગવાળા આ (શ્રીકૃષ્ણજ) રૂક્મિણીના પતિ થવાને યોગ્ય છે[૩૬-૩૭] આપણુ કાંઇ પુણ્ય હોય અને તેથી પરમેશ્વર પ્રસન્ન થઇને અનુગ્રહ કરવાના હોય તો 'આ શ્રીકૃષ્ણ રૂક્મિણીનુ પાણિગ્રહણ કરે' એજ અનુગ્રહ કરજો"[૩૮] એ પ્રમાણે પ્રેમથી બંધાએલાં લોકો વાનો કરતાં હતાં તેટલી વારમાં ઘણા યોદ્ધાઓના રક્ષણ તળે કન્યા પણ અંબાજીના મંદિરમાં જવાસારૂ અંતપુરમાંથી બહાર નીકળ્યાં.[૩૯] અંબાજીનાં ચરણારવિંદનુ દર્શન કરવાસારૂ પગથીજ ચાલ્યાં જતાં તે રૂક્મિણીના મનમાં ભગવાનના ચરણારવિંદનું ધ્યાનજ સારી રીતે લાગ્યુ હતુ.[૪૦] માતાઓ સાથે હતી, મોનવ્રત રાખ્યુ હતુ અને સખીઓ ચારેકોર વીટીને ચાલતી હતી. શૂર, સજ્જ અને જેઓએ આયુધ ઉપાડયાં હતાં એવા યોદ્ધાઓ રક્ષણ કરતા આવતા હતા મૃદંગ, શંખ, પણવ, તૂરી અને ભેરીઓ વાગતાં હતાં.[૪૧]હજારો ઉત્તમ વેશ્યા-

ઓ અનેક પ્રકારના ઉપહાર અને બળિઓ લઇને સાથે આવતી હતી. તેમજ માળા, સુગંધ, વસ્ત્ર અને આભરણોથી શણગારેલી બ્રાહ્મણોની સ્ત્રીઓ પણ સાથે હતી.[૪૨] ગાતા તથા સ્તુતિ કરતા ગવૈયાઓ, વાજા વગાડનારા, સૂત, માગધ અને બંદિજનો એ કન્યાને વીંટળાઇને જતા હતા.[૪૩] દેવીના મંદિરની પાસે આવી, હાથપગ ધોઈ, આચમન લઈ પવિત્રતાથી તથા ધીરજથી કન્યાએ દેવીના મંદિરમાં પ્રવેશ કર્યો.[૪૪] વિધિ જાણનારી બ્રાહ્મણોની વૃદ્ધ સ્ત્રીઓએ તે કન્યાને સદાશિવ સહિત પાર્વતીના ચરણમાં પ્રણામ કરાવ્યા.[૪૫] હે અંબિકા! પોતાનાં સંતાનોસહિત અને પરમ મંગળરૂપ આપને હું વારંવાર પ્રણામ કરૂં છું. શ્રીકૃષ્ણ ભગવાન મારા પતિ થાય એવી મારા ઉપર આપ કૃપા કરજો[૪૬] આ મંત્ર બોલીને જળ, ગંધ, અક્ષત, ધૂપ, વસ્ત્ર, માળા, ફૂલ, આભરણ, અનેક પ્રકારના ઉપહાર, બળિ અને દીપમાળાઓથી કન્યાએ નોખનોખી પૂજા કરી.[૪૭] સૌભાગ્યવતી બ્રાહ્મણોની સ્ત્રીઓએ પણ તે પદાર્થોથી તથા મીઠું, માલપુવા, તાંબૂલ, કંઠસૂત્ર, ફળ અને શેલડીઓથી દેવીની પૂજા કરી.[૪૮] તે સ્ત્રીઓએ રૂક્મિણીને શેષા આપી તથા આશિર્વાદ દીધા. રૂક્મિણીએ પણ બ્રાહ્મણીઓને અને દેવીને પ્રણામ કર્યા તથા શેષા લીધી[૪૯] પછી મૌનવ્રત છોડી દઈ રત્નની વીંટીઓથી શોભી રહેલા હાથથી દાસીનો હાથ ઝાલી તે કન્યા, દેવીના મંદિરમાંથી બહાર નીકળ્યાં[૫૦] દેવતાઓની માયાની પેઠે વીર લોકોને મોહ કરનારાં, સારી કટિવાળાં, કુંડળથી શોભીતા મુખવાળાં, જુવાન, નિતંબ ઉપર રત્નની કટિમેખળાવાળાં, ઉપડતાં સ્તનવાળાં, જાણે કેશની શંકાથી હોય તેમ ચપળ નેત્રવાળાં, સ્વચ્છ મંદહાસ્યવાળાં, ઘોલાસરખા નીચલા હોઠની કાંતિથી જેના દાંતરૂપી મોગરાનાં ફૂલ રાતાં લાગતાં હતાં એવાં, હંસના સરખી ચાલવાળાં અને શબ્દ કરતાં સુંદર ઝાંઝરની દીપ્તિથી શોભી રહેલા પગથી ચાલતાં તે રૂક્મિણીને જોઇને તેણે ઉત્પન્ન કરેલા કામદેવથી પીડાએલા યશસ્વી વીરલોકો કે જેઓ ત્યાં ભેળા થયા હતા તેઓ સઘળા મોહ પામી ગયા. ચાલવાના મિષથી પોતાની શોભા ભગવાનને દેખાડતી ત્યાં તે રૂક્મિણીને જોઇને સઘળા રાજાઓ તેનાં ઉદાર હસવાં અને લાજસહિત જોવાંથી ચિત્ત હરાઈ જતાં હથિયાર છોડી દઈ મૂઢ થઇને હાથી, રથ તથા ઘોડાઓ ઉપરથી પડવા લાગ્યા.[૫૧-૫૪] પોતાનાં ચરણકમળને ધીરે ધીરે ચલાવતાં અને તે સમયમાં ભગવાનના આવી પોહોચવાની વાટ જોતાં તે રૂક્મિણીએ ડાબા હાથના નખવતે પોતાના કેશ ઊંચા કરીને નેત્રની અણીઓથી ત્યાં આવેલા રાજાઓને લાજથી જોયા, ત્યાં તુરત ભગવાન જોવામાં આવ્યા.[૫૫] એ રાજકન્યા રથ ઉપર ચઢવા જતાં હતાં તેટલી વારમાં શ્રીકૃષ્ણે સઘળા શત્રુઓ જોઈ રહેતાં તેમનું હરણ કર્યું. શ્રીકૃષ્ણ ભગવાન રાજાઓનો પરાભવ કરી તે કન્યાને પોતાના ગરૂડના ચિન્હવાળા રથમાં બેસાડી, જેમ શિયાળિયાના ટોળામાંથી પોતાનો ભાગ લઇને સિંહ જાય તેમ ત્યાંથી બળભદ્રઆદિ યાદવોની સાથે ધીરે ધીરે ચાલ્યા[૫૬] જરાસંધના વશમાં રહેનારા બીજા અભિમાની રાજાઓ કીર્તિનો ક્ષય કરનારા એ પોતાના પરાભવને સહન કરી શક્યા નહી, અને કહેવા લાગ્યા કે—'અહો! આપણા હાથમાં હથિયારો છતાં, જેમ કેસરીઓના યશને મૃગ લઈ જાય તેમ આપણા યશને ગોવાળીઆઓ લઇ ગયા, આપણને ધિક્કાર છે[૫૭]

तं मानिनः स्वाभिभवं यशःक्षयं-
परे जरासंधवशा न सेहिरे ।
अहो धिगस्मान् यश आत्तधन्विनां
गोपैर्हृतं केसरिणां मृगैरिव ॥ ५७ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો "રૂક્મિણી હરણ" એવા નામનો ત્રેપનમો અધ્યાય સંપૂર્ણ.

# અધ્યાય ૫૪ મો*

## શ્રીકૃષ્ણે રૂક્મિણીનું પાણિગ્રહણ કર્યું.

### શ્રીશુકઉવાચ.

इति सर्वे सुसंरब्धा वाहानारुह्य दंशिताः ।
स्वैःस्वैर्बलैः परिक्रांता अन्वीयुर्धृतकार्मुकाः॥१॥

શુકદેવજી કહેછે—એ પ્રમાણે ક્રોધના આવેશથી વાહનો ઉપર બેશી, કવચો પેહેરી તથા ધનુષો હાથમાં લઇ પોતપોતાનાં સૈન્યોથી વીંટાએલા સઘળા રાજાઓ ભગવાનની પછવાડે દોડયા.[1] હે રાજા! એ લોકોને આવતા જોઈ યાદવોના સૈન્યના યૂથપતિઓ પોતાનાં ધનુષોનો ટંકાર કરી તેઓની સામા થઇ ઉભા.[2] ઘોડા, હાથી અને રથો ઉપર બેસવામાં બહુજ નિપુણતાવાળા એ રાજાઓ, જેમ વાદળાં પર્વતોઉપર પાણીની વૃષ્ટિ કરે તેમ યાદવોઉપર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા.[3] રૂક્મિણી પોતાના પતિના સૈન્યને બાણની વૃષ્ટિઓથી ઢંકાએલું જોઇ ભયથી વિહ્વળ નેત્રવડે લાજ ભરેલી રીતે ભગવાનના મુખને જોવા લાગ્યાં.[4] ભગવાને હસીને કહ્યું કે—'હે સુંદર નેત્રવાળાં! બીશો નહી. તમારા સંબંધીઓના હાથથી હમણાંજ આ શત્રુઓનું સૈન્ય નાશ પામશે.'[5] એ રાજાઓના પરાક્રમને નહીં સહન કરતા ગદ અને બળભદ્રઆદિ યાદવો બાણોથી તે શત્રુઓના હાથી, ઘોડા અને રથોને તોડવા લાગ્યા.[6] રથ, ઘોડા અને હાથીઓપર બેઠેલા યોદ્ધાઓનાં કુંડળ, કિરીટ તથા પાઘડીઓસહિત કરોડો માથાં ધરતીપર પડયાં.[7] તરવાર, ગદા અને ધનુષ સહિત હાથ, લાંબા હાથવાળાં કાંડાં, સાથળ, પગ અને ઘોડા, ખચ્ચર, હાથી, ઊંટ, ગધેડાં તથા મનુષ્યોનાં માથાં પડવા લાગ્યાં.[8] જયને ઇચ્છનારા યાદવોએ જેઓનાં સૈન્યોને મારવાજ માંડ્યાં એવા જરાસંધાદિક રાજાઓ વિમુખ થઇને ચાલ્યા ગયા.[9] શિશુપાળ કે જેની કાંતિ નાશ પામી હતી, ઉત્સાહ જતો રહ્યો હતો, મોઢું સૂકાતું હતું અને જાણે પોતાની પરણેલી સ્ત્રી હરાઇ ગઈ હોય તેમ આતુર થયો હતો, તેને મળીને તે રાજાઓએ કહ્યું કે—'હે પુરૂષોમાં સિંહરૂપ! આ વિષયનો ખેદ છોડી દે. હે રાજા! પ્રાણીઓમાં પ્રિય કે અપ્રિયની સ્થિરતા દેખાતીજ નથી.[10-11] જેમ લાકડાની પૂતળી, નચાવનારા ઢોંગીની ઈચ્છાપ્રમાણે નાચેછે તેમ સઘળાં પ્રાણીઓ ઈશ્વરના તંત્રમાં રહીને સુખદુઃખ પામ્યા કરેછે.[12] હુ કૃષ્ણના હાથથી સત્તરવાર ત્રેવીશ ત્રેવીશ અક્ષૌહિણીઓની સાથે હારી ગયો હતો અને કેવળ એકવારજ જીત્યોછુ, તોપણ જગતને અદૃષ્ટયુક્ત કાળથી ખેંચાતુ જાણી કદી પણ શોક કરતો નથી અને રાજી પણ થતો નથી.[13-14] હમણાં પણ આપણે સઘળા કે જેઓ વીરલોકોના યૂથપતિઓના પણ યૂથપતિ છીએ તેઓ કૃષ્ણે પાળેલા અને થોડાં સૈન્યવાળા યાદવોના હાથથી હારી ગયા.[15] હમણાં શત્રુઓ પોતાને કાળ અનુકૂળ હોવાને લીધે જીતી ગયા, અને હવે જ્યારે આપણને કાળ અનુકૂળ થશે ત્યારે આપણે જીતીશું.'[16] એ પ્રમાણે મિત્રોએ સમજાવતાં શિશુપાળ પોતાના અનુચરોસહિત પોતાના પુરમાં ગયો અને મરતાં અવશેષ રહેલા તે રાજાઓ પણ પોતપોતાના નગરોમાં ગયા.[17] બેનનો જે રાક્ષસવિવાહ થયો તેને નહી ખમી શકતો બળવાન રૂક્મિ તો એક અક્ષૌહિણી સેના સાથે લઇને ભગવાનની પાછળ ગયો[18] અસહનતાવાળા, મોટા હાથવાળા અને ક્રોધપામેલા રૂક્મિએ કવચ પેહેરી તથા ધનુષ હાથમાં લઇ સઘળા રાજાઓ સાંભળતાં પ્રતિજ્ઞા કરી કે—'યુદ્ધમાં કૃષ્ણને માર્યા વિના અને રૂક્મિણીને પાછી લાવ્યા વિના હુ કુંડિનપુરમાં પ્રવેશ નહીં કરૂં. તમારી પાસે હું આ સાચી પ્રતિજ્ઞા કરૂ છુ.'[19-20] આ પ્રમાણે બોલી રથમાં બેશી ઉતાવળથી સારથિને કહ્યું કે—'જ્યાં કૃષ્ણ છે ત્યાં ઘોડા હાંકીજા કે તેની સાથે મારે યુદ્ધ થાય.[21] આજ હું એ ભારે દુર્બુદ્ધિવાળા ગોવાળિયાના પરાક્રમના અભિમાનને સજાવેલાં બાણથી ઉતારી

---

* આ ચોપનમા અધ્યાયમા ભગવાને શત્રુના પક્ષના રાજાઓને જીતી તથા રૂક્મિને વિરૂપ કરી દ્વારકામા રૂક્મિણીનું પાણિગ્રહણ કર્યું. એ કથા કહેવામાં આવશે.

નાંખીશ, કે જે બળાત્કારથી મારી બેનને હરી ગયોછે.'[૨૨] એ પ્રમાણે બકતા અને ઈશ્વરના પ્રમાણને નહી જાણતા એ દુર્બુદ્ધિ રૂક્મિએ એક રથથી ભગવાનને પોહોચી લઇ 'ઉભો રહે, ઉભો રહે' એવી હાકલ કરી.[૨૩] ધનુષને બહુજ ખેંચીને શ્રીકૃષ્ણને ત્રણ બાણ માર્યાં, અને કહ્યું કે—'હે યાદવોના કુળને વટલાવનારા! અહીં ક્ષણમાત્ર ઉભો રહે.[૨૪] કાગડો જેમ યજ્ઞના હવિને લઇ જાય તેમ મારી બેનને લઇને તું ક્યાં જાયછે? હે મંદબુદ્ધિવાળા! તુ કે જે માયા કરનાર અને કપટથી યુદ્ધ કરનાર છે તેનો મદ આજ હુ ઉતારીશ.[૨૫] મારાં બાણોથી મરણ પામીને તુ સૂઈ ગયો નથી તે પેહેલાં મારી બેનને મૂકી દે' એ વચન સાંભળી ભગવાને હસતાં હસતાં તે રૂક્મિનુ ધનુષ કાપી નાંખી છ બાણથી તેને વીંધ્યો, આઠ બાણથી ચાર ઘોડાને વીંધ્યા, બે બાણથી સારથિને વીંધ્યો અને ત્રણ બાણથી તેની ધ્વજાને વીંધી રૂક્મિએ બીજુ ધનુષ લઇ ભગવાનને પાંચ બાણ માર્યાં.[૨૬-૨૭] ઘણાં બાણથી પ્રહાર પામેલા ભગવાને તેનુ ધનુષ કાપી નાંખ્યુ રૂક્મિએ બીજુ ધનુષ લીધુ તો તે પણ ભગવાને કાપી નાખ્યુ[૨૮] એ પ્રમાણેજ પરિઘ, પટ્ટિશ, શૂલ, ઢાલ તરવાર, સાંગ, અને તોમર આદિ જે જે આયુધ રૂક્મિએ લીધાં તે સઘળાં આયુધ ભગવાને કાપી નાંખ્યાં[૨૯] પછી રૂક્મિ રથમાંથી ઉતરી પડી હાથમાં ખડ્‌ગ લઇને પતંગિયો જેમ અગ્નિ સામો દોડે તેમ મારી નાંખવાની ઈચ્છાથી ભગવાનની સામે દોડયો.[૩૦] એ રૂક્મિ આવતો હતો ત્યાં માર્ગમાંજ તેની તરવારને તથા ઢાલને પોતાનાં બાણોવતે તિલ તિલ જેટલા કટકા કરી કાપી નાંખતાં ભગવાને તેને મારી નાંખવા સારૂ તીક્ષ્ણ તરવાર લીધી[૩૧] ભાઈના વધનો ઉદ્યોગ જોઈ ભયથી વિહ્વળ થયેલાં સતી રૂક્મિણી સ્વામીના પગમાં પડીને દીન વચન બોલ્યાં કે—'હે યોગેશ્વર! હે પ્રમાણમાં ન આવે એવા સ્વરૂપવાળા! હે દેવના દેવ! હે જગતના પતિ! હે કલ્યાણરૂપ! હે મહાબાહુ! તમારે મારા ભાઈને મારી નાંખવો નહી જોઇએ.[૩૨-૩૩]

શુકદેવજી કહેછે—રૂક્મિણી કે જેનાં અંગ ત્રાસથી ધ્રુજતાં હતાં, શોકથી મોઢું સૂકાતું હતું, કંઠ રોકાઇ ગયો હતો અને વિહ્વળપણાને લીધે સુવર્ણની માળા ખશી ગઈ હતી, તેમણે ચરણનું ગ્રહણ કરતાં દયાળુ ભગવાન્ રૂક્મિને મારવાથી અટકયા.[૩૪] એ ભુંડુ કરનારા રૂક્મિને વસ્ત્રથી બાંધી લઇ ભગવાને, ઠેકાણે ઠેકાણે થોડી થોડી દાઢી, મૂછ અને માથાના મોવાળા રહી જાય એવી રીતે મુંડી નાંખીને વિરૂપ કરી નાંખ્યો. તેટલી વારમાં હાથીઓ જેમ કમલિનીનુ મર્દન કરી નાંખે તેમ યાદવોના વીર યોદ્ધાઓએ રૂક્મિના અદ્‌ભુત સૈન્યનુ મર્દન કરી નાંખ્યુ[૩૫] યાદવો ભગવાનની પાસે આવ્યા ત્યાં તેઓએ રૂક્મિને એવી સ્થિતિમાં દીઠો. બંધાએલા અને એવી રીતે હતપ્રાય થયેલા રૂક્મિને જોઇ દયાળુ બળભદ્રે તેને છોડી મૂકી ભગવાને કહ્યુ કે—'હે કૃષ્ણ! તમે આ આપણી નિંદા થાય એવુ ભૂંડું કામ કર્યું. દાઢી મૂછ અને માથાના મોવાળા મુંડી નાંખી, રૂપ બગાડી નાંખવુ એ સંબંધીનો વધ કર્યોજ કહેવાયછે.[૩૬-૩૭] (રૂક્મિણીને કહેછે) હે સારા સ્વભાવવાળાં! ભાઇને વિરૂપ કરી નાંખ્યો તેની ચિંતાથી અમારા ઉપર દ્વેષ લાવશો નહી. સુખ દુઃખ આપનારો બીજો કોઈ છેજ નહી, કેમકે પુરૂષને પોતાનું કરેલુંજ ભોગવવુ પડેછે.[૩૮] (ભગવાનને કહેછે) સંબંધીએ દેહાંત શિક્ષાને લાયક અપરાધ કર્યો હોય તોપણ તેને સંબંધીએ નહી મારવો જોઈએ પણ છોડી દેવો જોઈએ, કેમકે પોતાના દોષથીજ તે મરી ગયોછે, તેને ફરીવાર શામાટે મારવો?[૩૯] (રૂક્મિણીને કહેછે) ક્ષત્રીઓનો આ ધર્મ કે જેથી ભાઈ પણ ભાઈને મારી નાંખે તે બ્રહ્માએજ કરેલોછે, માટે આ ધર્મજ અત્યંત દારૂણ હોવાને લીધે આમાં અમારો અપરાધ નહી લેખવો જોઈએ[૪૦] (ભગવાનને કહેછે) જેઓ લક્ષ્મીના મદથી આંધળા થયેલા અભિમાની લોકો છે તેઓ રાજ્યના, પૃથ્વીના, ધનના, મા-

નના કે તેજના કારણથી અથવા બીજા કોઈ કારણથી સંબધીઓનુ અપમાન કરેછે, પણ આપણા હાથથી તેવુ કામ થવુ યોગ્ય નથી.[૪૧] (રૂક્મિણીને કહેછે) તમારા ભાઇઓ કે જેઓ સર્વ પ્રાણીઓના શત્રુરૂપ છે તેઓનુ અજ્ઞાનીની પેઠે તમે સર્વદા સારૂ ઇચ્છોછો એ તમારીજ બુદ્ધિની ભૂલ છે, કેમકે તેઓનુ સારૂં ઈચ્છવાથી બીજા સંબધીઓનુ ભૂડું થાય.[૪૨] દેહને આત્મા કરી માનનારા મનુષ્યોને આ મિત્ર, આ શત્રુ અને આ ઉદાસીન, એવી રીતનો અંતઃકરણનો મોહ ઇશ્વરની માયાથીજ થયોછે.[૪૩] સર્વ પ્રાણીઓમાં શુદ્ધ આત્મા એકજછે તોપણ, જેમ નાખનોખાં જળમાં ચંદ્રમા નોખનોખો જોવામાં આવેછે, અને નોખનોખા ઘટાદિકમાં આકાશ નોખનોખુ જોવામાં આવેછે તેમ મૂઢ લોકોના જાણવામાં નોખનોખો આવેછે.[૪૪] આદિ અંતવાળો અને ગોલક, ઇંદ્રિય તથા ઇંદ્રિયોના દેવતાઓના સમૂદાયરૂપ આ દેહ કે જે અજ્ઞાનને લીધે આત્માને ઠેકાણે કલ્પાએલ છે તે જીવને જન્મ મરણ આપ્યા કરેછે.[૪૫] હે સતી! આત્મા વિના બીજા સઘળા પદાર્થ ખોટાજછે, તેથી આત્માને બીજા દેહાદિક પદાર્થોનો સંયોગ કે વિયોગ થતોજ નથી. જેમ દૃષ્ટિ અને રૂપ પ્રકાશ્ય અને પ્રકાશપણાથી વર્તેછે, તોપણ તે બન્નેની પ્રસિદ્ધી સૂર્યથીજ છે અને તે બન્ને પદાર્થ તૈજસ હોવાને લીધે સૂર્યથી અભિન્ન અને કેવળ નામમાત્રજ છે, તેમ ગોકલ, ઇન્દ્રિયોના દેવતાઓ જો કે પરસ્પરના સંબધથી વર્તેછે તોપણ સઘળાંની પ્રસિદ્ધિ આત્માથીજ છે, અને તે સઘળા પદાર્થો આત્માનાં કાર્યરૂપ હોવાને લીધે આત્માથી અભિન્ન અને કેવળ નામ માત્રજ છે.[૪૬] જેમ વધવુ અને ઘટવુ એ ચંદ્રમાની કળાઓનુંજ છે પણ ચદ્રમાનુ નથી, તેમ જન્મ મરણાદિક સઘળી વિક્રિયાઓ દેહનીજછે, આત્માની કદી નથી. અમાવાસ્યામાં કળાનો ક્ષય થતાં જેમ ચદ્રમાનો ક્ષય થયો કહેવાયછે,તેમ દેહનો નાશ થતાં આત્માનો નાશ થયો કહેવાયછે[૪૭] જેમ સૂતેલો માણસ સ્વપ્નમાં સઘળા દૃશ્ય પદાર્થો મિથ્યા છતાં પણ ભોક્તા, ભોગ્ય અને ભોગનો અનુભવ કરેછે તેમ અજ્ઞાની માણસ સઘળા દૃશ્ય પદાર્થો મિથ્યા છતાં પણ સંસારનો અનુભવ કરે છે.[૪૮] એટલા માટે હે સુંદર મંદહાસ્યવાળાં રૂક્મિણી! અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો શોક કે જે મનને શોષ તથા મોહ કરનાર છે તેને તત્વજ્ઞાનથી દૂર કરી તમે સ્વસ્થ થાઓ.[૪૯]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે મહાત્મા બળભદ્રે સમજાવતાં રૂક્મિણીએ ખેદ છોડી દઇને બુદ્ધિથી પોતાના મનને સ્થિર કર્યું.[૫૦] જેના પ્રાણજ અવશેષ રહ્યા એવો, શત્રુઓએ છોડી દીધેલો, વિરૂપકરણને સંભારતો, વ્યર્થ ગયેલા મનોરથોવાળો અને જેનાં બળ તથા કાંતિ હણાઇ ગયાં એવો રૂક્મિ પ્રથમ બોલ્યો હતો કે—' દુષ્ટબુદ્ધિવાળા કૃષ્ણને માર્યા વિના અને રૂક્મિણીને પાછી લીધા વિના હુ કુંડિનપુરમાં પ્રવેશ કરીશ નહી ' તેથી જ્યાં પોતે વિરૂપ થયો ત્યાંજ ભોજકટ નામનુ નવું પુર વસાવીને રહ્યો [૫૧-૫૨]હે રાજા! એ પ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાન સઘળા રાજાઓને જીતી લઇ ભીષ્મકરાજાની કુંવરીને દ્વારકામાં લાવી તેને શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે પરણ્યા.[૫૩]એ સમયેદ્વારકાંનાં માણસો કે જેઓને યાદવોના પતિ શ્રીકૃષ્ણમાં અનન્ય ભક્તિ હતી તેઓને ઘેર ઘેર મોટો ઉત્સવ થઇ રહ્યો.[૫૪] જેઓએ સ્વચ્છ મણિઓનાં કુંડળો પેહેર્યા હતાં એવાં અને પ્રસન્ન થયેલાં સ્ત્રી પુરૂષો, વિચિત્રવસ્ત્રોવાળાં એ વહુ વરને માટે વધાવામાં દેવાના પદાર્થો લાવ્યા.[૫૫] એ યાદવોની નગરી દ્વારકા ઉંચા કરેલા ઇંદ્રધ્વજો, વિચિત્ર પુષ્પો, વસ્ત્રો, રત્નો, તોરણો, પ્રત્યેક દ્વારમાં કરેલાં મંગળો, પૂર્ણ કુંભો, અગરૂના ધુપો અને દીવાઓથી શોભી રહી હતી.[૫૬] માર્ગોમાં પાણી છાંટયાં હતાં, બોલાવેલા પ્યારા રાજાઓના મદ ઝરનારા હાથીઓએ દ્વારમાં ઉંચી કરેલી કેળો અને સોપારીનાં વૃક્ષોથી શોભી રહી હતી [૫૭] ઉત્સાહથી ચારેકોર દોડાદોડ કરતાં બંધુઓમાં કુરૂ, સૃંજય, કૈકેય, વિદર્ભ, યદુ અને કુંતિ દેશના રાજાઓ પરસ્પર મળીને આનંદ પામ્યા.[૫૮] રાજાઓ અને રાજકન્યાઓ ચારેકોર -

ગયાનું રૂક્મિણીનુ હરણ સાંભળીને બહુજ વિસ્મય પામ્યા.[૫૯] હે રાજા ! લક્ષ્મીના પતિ ભગવાનને લક્ષ્મીના અવતારરૂપ રૂક્મિણીની સાથે મળેલા જોઈ દ્વારકાના રહેવાશીઓને મોટો આનંદ થયો.[૬૦]

**द्वारकायामभूद्राजन् महामोदः पुरौकसाम् ।**
**रुक्मिण्या रमयोपेतं दृष्ट्वा कृष्णं श्रियःपतिम् ॥६०॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ચોપનમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૫૫ મો.*

### પ્રદ્યુમ્નનો જન્મ અને તેણે શંબરાસુરનો કરેલો વધ.

**॥ श्री शुकउवाच ॥**

**कामस्तु वासुदेवांशो दग्धः प्राग्रुद्रमन्युना ।**
**देहोपपत्तये भूयस्तमेव प्रत्यपद्यत ॥ १ ॥**

શુકદેવજી કહેછે—+સૃષ્ટિનુ કારણ હોવાનેલીધે વિષ્ણુના અંશરૂપ કામદેવ કે જે પૂર્વે મહાદેવના ક્રોધથી બળી ગયો હતો તે પાછો પોતાને દેહની પ્રાપ્તિ થવાને માટે ભગવાનનેજ પ્રાપ્ત થયો.[૧] એ કામદેવ રૂક્મિણીમાં ભગવાનના વીર્યથી ઉત્પન્ન થયો, અને તેનું પ્રદ્યુમ્ન એવુ નામ પાછળથી પ્રખ્યાત થયુ હતું એ પ્રદ્યુમ્ન કોઇ રીતે પોતાના પિતાથી ન્યૂન ન હતા[૨] કામદેવનો શત્રુ શંબરાસુર એ પ્રદ્યુમ્નને પોતાના શત્રુ જાણી તેમના જન્મને હજી દશ દિવસ પૂરા થયા ન હતા, ત્યાંજ તે બાળકને યથેષ્ટ રૂપ ધરીને હરી ગયો, અને તેમને સમુદ્રમાં નાંખી દઈ પોતાને ઘેર ગયો.[૩] પ્રદ્યુમ્નને સમુદ્રમાં કોઈ મોટુ માછલું ગળી ગયું. એ માછલાને મછીમારોએ મોટી જાળથી વીંટી લઈને બીજાં માછલાંઓની સાથે પકડી લીધું.[૪] મછીમારો એ મોટા માછલાને શંબરાસુરની પાસે ભેટ લાવ્યા. શંબરાસુરના રસોઈયાઓએ એ અદ્‌ભુત માછલાને રસોડામાં લઇ જઇને છરીથી કાપ્યું.[૫] માછલાના પેટમાંથી પુત્ર નીકળ્યો તેને જોઇ તે પુત્રને રસોઇયાઓએ માયાવતીને આપ્યો. માયાવતીને શંકા આવતાં નારદજીએઆવીનેતેને કહ્યું કે—'આ તારો પતિ કામદેવ છે તે શ્રીકૃષ્ણથી રૂક્મિણીમાં ઉત્પન્ન થયેલ છે અને શંબરાસુરના હરી જવાથી માછલાના પેટમાં આવેલ છે.' એ માયાવતી કામદેવની રતિ નામની પતિવ્રતા સ્ત્રી હતી તે બળી ગયેલા પોતાના પતિને દેહની પ્રાપ્તી થવાની વાટ જોતી હતી.[૭] રૂપ અને નામ બદલાવીને આવેલી હોવાનેલીધે શંબરાસુરે તેને દાળભાત કરવાના કામમાં રાખી હતી. એ રતિએ તે બાળકને કામદેવ જાણી તેના ઉપર સ્નેહ કર્યો.[૮] થોડા કાળમાંજ જેને જુવાની આવી એવા તે પ્રદ્યુમ્ન પોતાને જોનારી સ્ત્રીઓને મોહ કરવા લાગ્યા હે રાજા ! કમળની પાંખડીઓના સરખાં મોટાં નેત્રવાળા, લાંબા હાથવાળા અને મનુષ્યલોકમાં સર્વોત્તમ રૂપાળા એ પતિ સામુ લાજસહિત હાસ્યથી ઉંચી કરેલી ભ્રકુટીથી જોતી રતિ પ્રીતિથી તેને કામનાના ભાવથી સેવવા લાગી.[૧૦] એ રતિને પ્રદ્યુમ્ને કહ્યું કે 'હે મા ! તમારી બુદ્ધિ વિપરીત થઇ છે કે જેથી માપણું મૂકીને સ્ત્રીની પેઠે વર્તોછો.'[૧૧]

રતિએ કહ્યુ કે—હે પ્રભુ ! તમે નારાયણના પુત્ર છો અને શંબરાસુર નારાયણના ઘરમાંથી લાવ્યોછે. હુ રતિ નામે તમારી અધિકારવાળી સ્ત્રીછુ અને તમે કામદેવછો.[૧૨] તમને દશ દિવસ થયા ન હતા ત્યાંજ આ શંબરાસુરે સમુદ્રમાં નાંખ્યા હતા અને સમુદ્રમાં માછલું ગળી ગયું હતું. હે પ્રભુ ! માછલાના ઉદરમાંથી અહીં આવ્યાછો.[૧૩] સેંકડો માયાને જાણનાર અને વળી મેહેનતથી જીતાય એવા પોતાના તે જબરા શત્રુને મોહનાદિ માયાથી મારો.[૧૪] જેનો પુત્ર

---

* આ પંચાવનમા અધ્યાયમા શ્રીકૃષ્ણથી પ્રદ્યુમ્નનો જન્મ થયો, એ પ્રદ્યુમ્નને શંબરાસુર હરી ગયો, અને પાછા શંબરાસુરને મારી પ્રદ્યુમ્ન પોતાની સ્ત્રીનીસાથે દ્વારકામા આવ્યા એ કથા કહેવાશે + જાંબવતી આદિ સ્ત્રીઓના વિવાહોથી પેહેલાજ પ્રદ્યુમ્નનો જન્મ થયોછે અને વિવાહો થયા પછી શંબરાસુરના ઘરથી પ્રદ્યુમ્ન પાછા આવ્યાછે, માટે જો કે આ સમયમા જન્મ થઇને હરણ થયાની વાતજ કહેવી જોઇએ, તોપણ પ્રસંગ પૂરો કરવાસારૂ તેમના પાછા આવવાની વાત પણ સાથેજ કહેછે.

જતો રહ્યોછે એવાં, પુત્રના સ્નેહથી વ્યાકુળ અને વાછડાં વિનાની ગાયની પેઠે દુઃખ ભોગવતાં તમારી મા ટીટોડીની પેઠે રૂવેછે.[૧૫]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે કહી તે માયાવતીએ મહાત્મા પ્રદ્યુમ્નને સઘળી માયાઓનો વિનાશ કરનારી મહામાયા નામની વિદ્યાનો ઉપદેશ કર્યો.[૧૬] પછી પ્રદ્યુમ્ને શંબરાસુરની પાસે આવી અસહ્ય ગાળો દઇ અને તિરસ્કાર કરી કજીયો ઉત્પન્ન કરતાં તેને યુદ્ધ કરવામાટે હાકલ કરી.[૧૭] દુર્વચનોથી તિરસ્કાર કરેલો તે શંબરાસુર પગથી મારેલા સર્પની પેઠે ક્રોધથી આંખો રાતી કરી ગદા હાથમાં લઇને નીકળ્યો.[૧૮] વેગથી ગદાને ફેરવી મહાત્મા પ્રદ્યુમ્નની ઉપર નાંખી અને વજ્રના કડાકા જેવી કઠણ ગર્જના કરી[૧૯] હે રાજા! ક્રોધ પામેલા પ્રદ્યુમ્ને તે આવતી ગદાને પોતાની ગદાથી દૂર કરી નાંખતાં શંબરાસુર ઉપર પોતાની ગદા નાંખી[૨૦] પછી મયદાનવે ઉત્પન્ન કરેલી દૈત્યોની માયાનો આશ્રય કરી આકાશમાં ઉભેલો તે શંબરાસુર પ્રદ્યુમ્ન ઉપર અસ્ત્રોની વૃષ્ટિ કરવા લાગ્યો[૨૧] અસ્ત્રની વૃષ્ટિથી પીડા કરાતા રૂક્મિણીના પુત્ર મહારથી પ્રદ્યુમ્ને સર્વ માયાઓનો નાશ કરનારી પોતાની સત્વગુણમય મહા વિદ્યાનો પ્રયોગ કર્યો.[૨૨] પછી શંબરાસુરે યક્ષ, ગંધર્વ, પિશાચ, સર્પ અને રાક્ષસોની સેંકડો માયાના પ્રયોગ કર્યા. તે સઘળી માયાઓને પ્રદ્યુમ્ને ટાળીનાંખી.[૨૩] પ્રદ્યુમ્ને સજાવેલી તરવાર કાઢીને કિરીટ તથા કુંડળસહિત અને રાતી દાઢીમૂછોવાળુ શંબરાસુરનું માથુ તેના ધડ ઉપરથી કાપી લીધુ[૨૪] સ્તુતિ કરતા દેવતાઓએ પુષ્પના સમુહોથી પ્રદ્યુમ્નને વધાવ્યા. પછી આકાશમાં ચાલનારી તેમની સ્ત્રી રતિ આકાશમાર્ગથી તેમને દ્વારકામાં તેડીગઇ[૨૫] હે રાજા! સેંકડો સ્ત્રીઓથી ભરેલા ભગવાનના ઉત્તમ અંતઃપુરમાં પ્રદ્યુમ્ને આકાશમાંથી જેમ વીજળીની સાથે મેઘ પ્રવેશ કરે તેમ સ્ત્રીની સાથે પ્રવેશ કર્યો.[૨૬] મેઘ જેવા શ્યામ, પીળાં રેશમી વસ્ત્રવાળા, લાંબા હાથવાળા, રાતી આંખોવાળા, સુંદર મંદહાસ્ય કરતા, રૂડા મુખવાળા અને શ્યામ તથા વાંકા કેશરૂપી ભ્રમરોથી જેનું મુખારવિંદ શોભી રહ્યુ હતુ એવા એ પ્રદ્યુમ્નને જોઈ તેમને શ્રીકૃષ્ણ માનીને લજ્જાએલી શ્રીકૃષ્ણની સ્ત્રીઓ ચારેકોર છુપાવા લાગી.[૨૭-૨૮] પછી થોડાક ભિન્નપણાથી નિશ્ચય કરી રાજી થયેલી અને બહુજ વિસ્મય પામેલી સ્ત્રીઓ એ પ્રદ્યુમ્નની અને તેમની રત્નજેવી સ્ત્રીની પાસે આવી.[૨૯] પછી શ્યામ કટાક્ષવાળાં અને મધુર બોલનારાં રૂક્મિણીને પોતાના સ્તનમાંથી સ્નેહનેલીધે દૂધ ઝરતાં પોતાનો જતો રહેલો પુત્ર સાંભર્યો.[૩૦] 'આ કમળસરખાં નેત્રવાળો રત્નજેવો પુરૂષ કોણ છે? કોનો હશે? કોના પેટમાં રહ્યો હશે? અને આ કોણ સ્ત્રી આને મળીછે?[૩૧] મારો પુત્ર પણ સુવાવડના ઘરમાંથી હરાઇ જવાનેલીધે જતો રહ્યોછે, તે જો કોઇ ઠેકાણે જીવતો હોય તો તેની અવસ્થા અને રૂપ આના જેવાંજ હોય!![૩૨] આકૃતિ, અવયવો, ગતિ, સ્વર, હાસ અને જોવાની ઢબમાં આને શ્રીકૃષ્ણનુ સમાનપણુ શીરીતે મળ્યુ હશે?[૩૩] જે બાળક મારા ગર્ભમાં રહ્યો હતો તેજ આ અવશ્ય કરીને હોવો જોઇએ આના ઉપર મને બહુ પ્રીતિ ઉત્પન્ન થઇછે અને મારો ડાબો હાથ પણ ફરકેછે'[૩૪] આ પ્રમાણે રૂક્મિણી વિચાર કરતાં હતાં તેટલી વારમાં દેવકી અને વસુદેવની સાથે શ્રીકૃષ્ણ ત્યાં આવ્યા[૩૫] શ્રીકૃષ્ણ ભગવાન સઘળુ જાણતા હતા, તોપણ ચુપ રહ્યા. અને નારદજીએ સઘળી 'શંબરાસુર હરી ગયો હતો' ઇત્યાદિક વાત કહીદેખાડી[૩૬] આ મોટા આશ્ચર્યની વાત સાંભળી જાણે મરણપામીને પાછાઆવેલહોયતેમઘણાંવર્ષ સુધી ખોવાઇને પાછા આવેલા એ પ્રદ્યુમ્નનો ભગવાનના અંતઃપુરની સ્ત્રીઓએ સત્કાર કર્યો.[૩૭] દેવકી, વસુદેવ, શ્રીકૃષ્ણ, બળભદ્ર, રૂક્મિણીતથા સ્ત્રીઓ એ સ્ત્રી પુરૂષના જોડાનુ આલિંગન કરી આનંદ પામ્યાં[૩૮] ખોવાઇ ગએલા પ્રદ્યુમ્નને પાછા આવેલા સાંભળી દ્વારકાનાં માણસો 'અહો! જાણે મરી ગયા પછી પાછો આવેલ હોય તેમ આ બાળક પાછો આવ્યો. ઘણુ જ સારૂ થયુ.' એમ બોલવા લાગ્યાં.[૩૯] પ્રદ્યુમ્નનુ શ્રીકૃષ્ણસમાન રૂપ જોઈ તેમાં વારંવાર સ્વામીની ભાવના થતાં તેમની

માતાઓ પણ પ્રથમ એકાંતમાં ઘણો પ્રેમ ધરી ભ્રાંતિથી ભૂલી ગઈ એ કાંઈ આશ્ચર્ય સમજવુ નહી, કેમકે જે કામદેવ સ્મરણમાત્રથીજ ચિત્તને ક્ષોભ ઉપજાવનાર છે, તેજ પોતે વળી શ્રીકૃષ્ણના પુત્ર થઇને પ્રત્યક્ષ જોવામાં આવે ત્યારે એમ થવું સંભવિતજ છે. જ્યારે માતાઓની પણ પ્રથમ એ પ્રમાણે ભૂલ થઇ ત્યારે બીજી સ્ત્રીઓની તો ભૂલ થાય એમાં શુંજ કહેવુ [40]

यं वै मुहुः पितृसरूपनिजेशभावा-
स्तन्मातरो यदभजन् रहरूढभावाः ।
चित्रं न तत्खलु रमास्पदबिंबबिंबे
कामे स्मरेऽक्षिविषये किमुतान्यनार्यः ॥४०॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો પંચાવનમો અધ્યાય સંપૂર્ણ

---

## અધ્યાય ૫૬ મો.*

### મિથ્યાકલંક લાગવાથી ભગવાને મણિ આણી આપ્યો, અને પછી જાંબવતી તથા સત્યભામાને પરણ્યા

॥ श्रीशुकउवाच ॥

सत्राजित स्वतनयां कृष्णाय कृतकिल्बिषः ।
स्यमंतकेन मणिना स्वयमुद्यम्य दत्तवान् ॥ १ ॥

શુકદેવજી કહેછે×–સત્રાજીત યાદવે પોતે શ્રીકૃષ્ણના અપરાધમાં આવતાં તે અપરાધને શાંત કરવા સારૂ પોતેજ ઉદ્યમ કરીને પોતાની કન્યા સત્યભામા સ્યમંતક નામના મણિની સાથે ભગવાનને આપી હતી [1]

પરીક્ષિતરાજા પૂછેછે-હે મહારાજ! સત્રાજીતે ભગવાનનો શો અપરાધ કર્યો હતો? તેને સ્યમંતક મણિ ક્યાંથી મળ્યો હતો? અને ભગવાનને કન્યા શા કારણથી આપી [2]

શુકદેવજી કહેછે–સત્રાજીત યાદવ સૂર્યનો ભક્ત હતો અને સૂર્યદેવ તેના સ્વામી છતાં પણ પરમમિત્ર જેવા થઈને રહ્યા હતા. સૂર્યે પ્રસન્ન થઇને તેને સ્યમંતક નામનો મણિ આપ્યો [3] હે રાજા! એ મણિને ગળામાં બાંધી સૂર્યની પેઠે પ્રકાશતો તે સત્રાજીત દ્વારકામાં આવ્યો, ત્યાં તેજનેલીધે ઓળખાયો નહીં [4] તેના તેજથી જેઓનાં નેત્ર અંજાઇ ગયાં એવા લોકોએ દૂરથી તેને જોઇ સૂર્યની શંકાથી ભગવાન કે જે તે સમયે ચોપટ રમતા હતા તેમની પાસે જઈને કહ્યું કે–'હે નારાયણ! હે શંખ, ચક્ર, તથા ગદાને ધરનાર! હે દામોદર! હે કમળસરખાં નેત્રવાળા! હે યદુનંદન! હે જગતના પતિ! પોતાનાં કિરણોના સમૂહથી મનુષ્યોની આંખોનુ હરણ કરતા આ તીવ્રકિરણોવાળા સૂર્યદેવ તમારૂ દર્શન કરવાને માટે આવે છે! [5-7] ત્રૈલોક્યમાં મોટા મોટા દેવતાઓ પણ આપના માર્ગને શોધેછે. હે પ્રભુ! હમણાં આપને યાદવોમાં ગુઢ રીને રહેલા જાણી સૂર્યદેવ તમારૂં દર્શન કરવા આવે છે' [8] આ પ્રમાણે અજાણ્યાં માણસોનુ બોલવું સાંભળી ભગવાને હસીને કહ્યું કે–'આ સૂર્યદેવ નથી પણ મણિથી પ્રકાશી રહેલો સત્રાજીત છે.' [9] પછી સત્રાજીત યાદવે પોતાનું ઘર કે જેમાં ઉત્સવનેલીધે મંગલકાર્ય કર્યા હતાં તેમાં પ્રવેશ કરી બ્રાહ્મણોની પાસે તે મણિનુ દેવમંદિરમાં સ્થાપન કરાવ્યુ [10] હે રાજા! એ મણિ દિવસે દિવસે આઠ ભાર* સોનુ આપતો હતો. એ મણિનુ જ્યાં પૂજન થતુ હોય ત્યાં દુર્ભિક્ષ, અકાળ મૃત્યુ, અકલ્યાણ, સર્પ, આધિ, વ્યાધિ કે બીજા કોઈ અશુભનાં કારણ હોતાં નથી.[11] જ્યાં એ મણિની પૂજા થતી હોય ત્યાં માયાવી લોકો પણ રહેતા નથી કોઇ દિવસે ભગવાનેયાદવોના રાજા ઉગ્રસેનને માટે સત્રાજીતની પાસે એ મણિની માગણી કરી હતી, પણ ધનના+ લાલચુ

---

* આ છપ્પનમા અધ્યાયમા ભગવાને પોતાની ઉપર ખોટો અભિશાપ આવવા મણિ લાવી આપ્યો, અને પછી જાંબવાનની અને સત્રાજીતની કન્યાઓને પરણ્યા, એ કથા કહેવાશે

× સંસારના પુત્રાદિક સંબંધી સુખની સ્થિતિ અસત ચંચળ છે એમ પૂર્વ અધ્યાયમા કહીને હવે સ્યમંતકમણિના ઇતિહાસ ઉપરથી ધનનુ અનર્થરૂપપણું કહેછે.

* ચારસો તેલાની એક તુલા ગણાય છે એવી વીશ તુલાનો એક ભાર ગણાય છે + ભગવાનને અર્પણ કર્યાવિના કોઇ વસ્તુનો પોતે ઉપયોગ કરે તો તે વસ્તુ સર્વ અનિષ્ટને ટાળનારી હોય તોપણ અનિષ્ટ કરનારીજ થાયછે, એ વિષયનું આ કથામા સૂચન આપે છે.

સત્રાજીતે ભગવાનની માગણી તોડવાના પરિણામનો વિચાર નહી કરતાં તે મણિ આપ્યો ન હતો.[૧૨] સત્રાજીતનો ભાઇ પ્રસેન એક દિવસે એ મોટી કાંતિવાળા મણિને ગળે બાંધી ઘોડા ઉપર બેશીને વનમાં મૃગયા કરતો હતો, ત્યાં તેને એક કેસરીસિંહ તેના ઘોડાસહિત મારી નાંખી મણિ ખેંચી લઇને પર્વતમાં ગયો, ત્યાં તે સિંહને પણ જાબવાને મણિ લઇ લેવાની ઇચ્છાથી મારી નાંખ્યો.[૧૩-૧૪] જાબવાને એ મણિ લઈને પોતાની ગુફામાં તેને બાળકના રમકડારૂપે રાખ્યો પોતાના ભાઇ પ્રસેનને નહી દેખતો તેનો ભાઇ સત્રાજીત પરિતાપ પામવા લાગ્યો અને કહ્યુ કે-'કંઠમાં મણિ પેહેરીને મારો ભાઇ વનમાં ગયો હતો તેને ઘણુ કરીને કૃષ્ણે મારી નાંખ્યો હશે' આ વાત સાંભળી લોકો કાનોકાન ગુપ્ત રીતે કહેવા લાગ્યા [૧૫-૧૬] શ્રીકૃષ્ણ ભગવાન આ વાત સાંભળીને પોતાને પ્રાપ્ત થયેલી તે અપકીર્તિ મટાડવાસારૂ ગામના લોકોની સાથે પ્રસેનનો શોધ કરવા ગયા [૧૭] વનમાં પ્રસેનને અને તેના ઘોડાને કેસરીએ મારી નાંખેલા જોઇ આગળ ચાલેલા લોકોએ તે કેસરીને પણ પર્વતની પીઠ ઉપર રીંછે મારી નાંખેલો જોયો [૧૮] પછી ઘાટા અંધારાવાળી રીંછના રાજાની ભયંકર ગુફા જોવામાં આવતાં બીજા લોકોને બહાર બેસાડી તેમાં એકલા ભગવાનજ પેઠા [૧૯] એ ગુફામાં સ્યમંતકમણિને બાળકનુ રમકડું કરેલો જોઇ તેને લઈ લેવાના વિચારથી ભગવાન બાળકની પાસે ઉભા રહ્યા.[૨૦] એ કોઇ દિવસ નહીં જોયેલા પુરૂષને જોઈ ધવરાવનારીએ બીકથી ચીસ નાંખી. એ સાંભળી ક્રોધ પામેલા મહાબળવાન જાબવાન દોડી આવ્યા.[૨૧] ક્રોપ પામેલા અને તેમના પ્રભાવને નહી જાણતા જાંબવાન તે પોતાના સ્વામીને કોઈ પ્રાકૃત પુરૂષ માની તેમની સાથે યુદ્ધ કરવા લાગ્યા.[૨૨] પરસ્પર જીતી લેવાને ઈચ્છતા એ બન્ને જણાને, જેમ માંસને માટે શકરાઓને યુદ્ધ થાય તેમ ભયંકર દ્વંદ્વ યુદ્ધ થયુ. આયુધ, પથરા, ઝાડ, હાથ અને વજ્ર પડવા જેવી કઠણ એક બીજાની મૂઠીઓથી રાતદિવસ વિસામો લીધાવગર યુદ્ધ કરતાં અઠ્ઠાવીશ દિવસ થયા.[૨૩-૨૪] ભગવાનની મૂઠીઓ પડવાથી જાબવાનના અંગોની સંધિઓ શિથિલ થઇ ગઇ, બળ ક્ષીણ થયુ, અને શરીરમાં પસીનો વળી ગયો, તેથી બહુજ વિસ્મય પામીને જાબવાન્ આ પ્રમાણે બોલ્યા.[૨૫]

જાબવાન્ કહેછે-સર્વ પ્રાણીઓના પ્રાણરૂપ, ઇંદ્રિય હૃદય તથા દેહના બળરૂપ, પુરાણપુરૂષ, સર્વના પ્રભુ અને સર્વને વશ કરનારા આપને મે જાણ્યા [૨૬] જગતના સૃજનારાઓને સૃજનારા, સઘળાં કાર્યોના ઉપાદાન કારણરૂપ અને જગતને વશ કરનારાઓને પણ વશ કરનારા કાળરૂપ આપ સર્વ જીવોના શુદ્ધ સ્વરૂપ છો [૨૭] મારા ઇષ્ટદેવ રામચંદ્રજી કે જેણે કિંચિત્ પ્રદીપ્ત થયેલા ક્રોધની કટાક્ષો નાંખતાં સમુદ્રના ઝૂડ અને મોટા મઘરો ક્ષોભ પામી ગયા, સમુદ્રે માર્ગ દીધો, કીર્તિરૂપ સેતુ બંધાયો, લંકા બળી ગઈ અને રાવણનાં માથા બાણથી કપાઇને ધરતીપર પડ્યાં, તેજ આપ છો [૨૮]

શુકદેવજી કહેછે-હે રાજા! એ પ્રમાણે રીંછના રાજાને જ્ઞાન પ્રાપ્ત થતાં દેવકીના પુત્ર ભગવાને પરમ કૃપાથી પોતાનો સુખકારી હાથ તે ભક્તના શરીરપર ફેરવીને પ્રેમપૂર્વક ગંભીર વાણીથી તેમને કહ્યુ કે-'હે રીંછના રાજા! અમે મણિને શોધતાં શોધતાં આ ગુફાના દ્વાર આગળ આવ્યા હતા અને આ મણિથી મારા ઉપરનો ખોટો અભિશાપ ટાળવાસારૂ હુ અંદર આવેલોછુ [૨૯-૩૧] આ પ્રમાણે ભગવાનનાં વચન સાંભળી જાબવાને ભગવાનનો સત્કારસારૂ પ્રીતિથી પોતાની દીકરી જાબવતીનુ સ્યમંતક મણિની સાથે ભગવાનને દાન દીધુ [૩૨] ગુફામાં પેઠેલા ભગવાનના પાછા નીકળવાની બાર દિવસ સુધી વાટ જોઈ તો પણ બહાર નહીં નીકળતાં દુઃખ પામેલા દ્વારકાના લોકો પાછા દ્વારકામાં ગયા હતા [૩૩] દેવકી, રૂક્મિણી, વસુદેવ, સંબંધીઓ અને જ્ઞાતિઓ ભગવાનને ગુફામાંથી બહાર નહીં નીકળેલા સાંભળી શોક કરતાં હતાં,

[34] દુઃખ પામેલાં અને સત્રાજીતને ગાળો દેતાં દ્વારકાનાં માણસોએ શ્રીકૃષ્ણની પ્રાપ્તી થવાસારૂ ચંદ્રભાગા નામે મહામાયા દુર્ગાદેવીની ભક્તિ કરવા માંડી હતી.[35] ભજન કરવાનેલીધે દેવીએ આશિર્વાદ આપતાં તે સમયેજ સ્ત્રીસહિત અને જેમનું કામ સિદ્ધ થયુ હતુ એવા ભગવાન સર્વને રાજી કરતા પ્રગટ થયા.[36] મરણ પામીને જાણે પાછા આવ્યા હોય એવા ભગવાનને સ્ત્રી-સહિત તથા ગળામાં મણિસહિત જોઇને સર્વને મોટો ઉત્સવ થયો [37] પછી ભગવાને રાજાની સમક્ષ સભામાં સત્રાજીતને બોલાવી મણિ મળવાની સઘળી વાત કહી સંભળાવીને તેને મણિ આપી દીધો.[38] મણિ લઇને બહુજ લજાએલો અને પોતાના પાપથી પસ્તાતો તે સત્રાજીત નીચુ મોઢુ કરીને ત્યાંથી પોતાને ઘેર ગયો.[39] બળિયાસાથે વિરોધ થવાનેલીધે વ્યાકુળ થયેલો તે સત્રાજીત પોતાના મનમાં તેજ વાતનુ ધ્યાન લાગી રહેતાં વિચાર કરવા લાગ્યો કે-'હવે હુ મારો અપરાધ શી રીતે મટાડુ ? ભગવાન શી રીતે પ્રસન્ન થાય ? કેમ કરવાથી મારૂં સારૂ થાય ? હુ કે જે લાંબી દૃષ્ટિથી નહી જોનારો, ક્ષુદ્ર, મૂઢ, અને ધનનો લાલચુ છું તેને માણસો શી રીતે ગાળો ન આપે ?[40-41]હુ સ્ત્રીયોમાં રત્ન રૂપ મારી દીકરી સત્યભામા તથા મણિએ બન્ને ભગવાનને આપીશ આ ઉપાય સારો છે તે વિના બીજી રીતે અપરાધની શાંતિ થશે નહી ' [42] સત્રાજીતે આ પ્રમાણે મનમાં નિશ્ચય કરીને પોતાથીજ ઉધમ કરી પોતાની કન્યા ભગવાનને આપીઅને મણિ પણ આપ્યો.[43]શીલ, રૂપ, ઉદારતા અને ગુણવાળાં તે સત્યભામા કે જેના ઉપર ઘણાઓનાં માગાં હતાં તેને ભગવાન વિધિપ્રમાણે પરણ્યા [44] પરણીને ભગવાને સત્રાજીતને કહ્યુ કે-'તમારો મણિ અમે રાખીશુ નહી તમે સૂર્યના ભક્ત છો તેથી તમારી પાસેજ ભલે રહે, અમે તો એમાંથી થતુ ફળ લેવાના છીએ' (તમે અપુત્ર હોવાને લીધે તમારૂ ધન અંતે અમારૂંજ થવાનુ છે એમ ગુઢ અભિપ્રાય રાખીને ભગવાને આ વચન કહ્યુછે.)[45]

भगवानाह न मणिं प्रतीच्छामो वयं नृप ।
तवास्तां देवभक्तस्य वयं च फलभागिनः ॥४५॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો છપ્પનમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૫૭ મો.*

### શતધન્વાને મારવાથી ફરી મણિ ચોરવાનો આરોપ આવ્યો તેથી ભગવાને અક્રૂર પાસેથી મણિ મંગાવીને દૂરકર્યો.

શ્રીશુક ઉવાચ.

विज्ञातार्थोऽपि गोविंदो दग्धानाकर्ण्य पांडवान् ।
कुंतीं च कुल्यकरणे सहरामो ययौ कुरून् ॥१॥

શુકદેવજી કહેછે-'પાંડવો ભોંયરામાં થઇને લાખના ઘરમાંથી નીકળી ગયાછે' એવાત ભગવાન્ જાણતા હતા, તોપણ પાંડવોને અને કુંતીને બળી ગયેલાંસાંભળીબળભદ્રનેસાથેલઇનેલૌકિકવ્યવહાર સાચવવા સારૂ હસ્તિનાપુરમાં ગયા +[1] ભીષ્મપિતામહ, કૃપાચાર્ય, વિદુર, ગાંધારી અને દ્રોણાચાર્ય, એઓને મળી તેઓના જેવુ જ દુઃખ ધરાવનારા એ બે ભાઇઓએ 'હાય, ભૂંડુ થયુ,' એમ કહ્યુ [2]હે રાજા ! આ તાકડો મળતાં દ્વારકાંમાં અક્રૂરજી તથા કૃતવર્માએ શતધન્વા નામના યાદવને શીખવ્યુ કે-'તુ સત્રાજીત પાસેથી મણિને શા માટે લઇ લેતો નથી ?[3]જેણે રત્નજેવી કન્યા આપવાની આપણને હા કહીને પછી કૃષ્ણને આપી દીધી તે સત્રાજીત તેના ભાઇ પ્રસેનની પાસે શા માટે નહી જવો જોઇએ ? (તેને મારી નાંખવોજ જોઈએ )[4]આ પ્રમાણે તે બે જણાએ બુદ્ધિ ફેરવતાં જેનુ મોત આવ્યુ હતુ એવા એ પાપી અને અત્યંત ક્રૂર શતધન્વાએ સત્રાજીતને

---

* આ સત્તાવનમા અધ્યાયમા શતધન્વાને મારવાના પ્રસંગમા પોતાની ઉપર ફરીવાર આવેલા અભિશાપને ભગવાને અક્રૂરજી પાસેથી મણિ મંગાવીને મટાડયો, એ કથા કહેવાશે

+ મણિ રાખવાનું પાત્ર અક્રૂરજીજ છે એમ માની અક્રૂરજીને એકાંતમા ભલામણ દઇને ભગવાન્ બળભદ્રસહિત હસ્તિનાપુરમાં ગયા હતા એમ કહેવાયછે.

સૂતો માર્યો.*[૫]સ્ત્રીઓ અનાથની પેઠે ચીસો પાડતાં અને રોતાં જેમ કસાઇ પશુને મારે તેમ સત્રાજીતને મારી નાખી શતધન્વા મણિ લઇ ગયો.[૬]પોતાના બાપને મારી નાંખેલો જોઇ શોકથી વ્યાપ્ત થયેલાં અને મુંઝાએલાં સત્યભામા 'હે બાપ! હે બાપ! હાય! હુ મરી ગઇ' એમ વિલાપ કરવા લાગ્યાં[૭]પછી મરી ગયેલા બાપને તેલની કોઠીમાં નાખી તાપ પામેલાં સત્યભામા હસ્તિનાપુરમાં ગયાં, અને ત્યાં જઇને ભગવાન કે જે તે વાત જાણતાજ હતા તેમની પાસે પોતાના બાપનો વધ થવાની વાત કરી.[૮]હે રાજા! આ વાત સાંભળી શ્રીકૃષ્ણ તથા બળભદ્ર કે જેઓ ઇશ્વર હતા તેઓ પોતાના મનુષ્યાવતારને અનુસરી આંખોમાં આંસુ લાવીને 'અહો! અમને મોટી વિપત્તિ આવી,' એમ વિલાપ કરવા લાગ્યા.[૯]પછી સત્યભામા અને બળભદ્રની સાથે ભગવાન હસ્તિનાપુરમાંથી દ્વારકાંમાં આવીને શતધન્વાને મારવાની અને તેની પાસેથી મણિ લઈ લેવાની ગોઠવણ કરવા લાગ્યા[૧૦]ભગવાનને એવી ગોઠવણમાં લાગેલા જાણી ભય પામેલા તે શતધન્વાએ પોતાને સહાયતા આપવા માટે કૃતવર્માની પ્રાર્થના કરી, ત્યારે કૃતવર્માએ કહ્યુ કે—'શ્રીકૃષ્ણ અને બળભદ્ર કે જેઓ મોટા સમર્થ છે તેઓનો અપરાધ હુ નહી કરૂ. એઓનો અપરાધ કરવાથી કોણ સુખી થાય?[૧૧-૧૨]એઓનો દ્વેષ કરવાથી પોતાના અનુચરોસહિત કંસ રાજ્યલક્ષ્મીથી ભ્રષ્ટ થઈને મરી ગયો અને જરાસંધ પણ સત્તર સંગ્રામમાં હાર ખાઈને જતો રહ્યો હતો.'[૧૩]એ પ્રમાણે કૃતવર્માએ ના પાડતાં તે શતધન્વાએ પોતાને પડખે રહેવાને માટે અક્રૂરજીની પ્રાર્થના કરી, ત્યાં અક્રૂરજીએ પણ કહ્યુ કે—'શ્રીકૃષ્ણ અને બળભદ્ર કે જેઓ ઈશ્વર છે તેઓના બળને જાણનારો કયો પુરૂષ તેઓની સાથે વિરોધ કરે?[૧૪]જે ભગવાન આ જગતને પોતાની લીલાથી સરજેછે, પાળેછે અને નાશ પમાડેછે; જેની ગતિને માયાથી મોહ પામેલા બ્રહ્માદિક પણ જાણતા નથી અને જેણે સાત વર્ષની બાલ્યાવસ્થામાં બાળક જેમ બિલાડાંના ટોપને ઉખેડી લે તેમ લીલામાત્રમાં પર્વતને ઉખેડીને એક હાથથી ધર્યો હતો તે અદ્ભુત કર્મ કરનાર, અનંત, સર્વના કારણ, અવિનાશી અને પરમાત્મા શ્રીકૃષ્ણ ભગવાનને હું પ્રણામ કરૂંછુ.'[૧૫-૧૭]આ પ્રમાણે અક્રૂરજીએ પણ ના પાડતાં તે શતધન્વા પોતાના મોટા મણિને અક્રૂરજીની પાસે થાપણ રાખી એક દિવસે સો યોજન ચાલવાની શક્તિવાળા ઘોડાપર બેશીને ભાગી ગયો[૧૮]હે રાજા! શ્રીકૃષ્ણ અને બળભદ્ર ગરૂડની ધ્વજાવાળા રથમાં બેશીને મોટા વેગવાળા ઘોડાઓથી, એ પોતાના સસરાને મારનારા શતધન્વાની પછવાડે ગયા.[૧૯]મિથિલા નગરીના ઉપવનમાં ઘોડો પડી જતાં તેને છોડી દઈ ત્રાસ પામેલો શતધન્વા પગથી દોડયો, ત્યારે ભગવાન પણ ક્રોધથી તેની પછવાડે પગથીજ દોડયા.[૨૦]પાળા ભગવાને એ પાળા શતધન્વાનુ માથુ તીક્ષ્ણ ધારાવાળા ચક્રથી કાપી નાંખીને તેનાં લૂગડાંઓમાં મણિને શોધ્યો.[૨૧]મણિ નહી મળતાં ભગવાને મોટા ભાઇ બળભદ્રની પાસે આવીને કહ્યુ કે—'શતધન્વાને વૃથા માર્યો. તેની પાસે મણિ નથી.'[૨૨]આથી બળભદ્રને શક આવ્યો કે—'ભગવાન પોતાની સ્ત્રીને આપવાસારૂ પોતાની પાસે મણિ રાખીને મને ઠગેછે,'[૨૩]તોપણ તે વાત મનમાં રાખી અરૂચિથી ભગવાનને કહ્યુ કે—'એ મણિ શતધન્વાએ કોઇને ત્યાં થાપણ રાખેલો હશે, માટે તેની શોધ કરો અને દ્વારકામાં જાઓ.[૨૪]હું તો વિદેહરાજા કે જે મને બહુજ પ્યારોછે તેને જોવાની ઇચ્છા રાખુ છુ.' એમ કહીને બળભદ્ર મિથિલા નગરીમાં ગયા.[૨૫]પૂજન કરવા યોગ્ય એ બળભદ્રને આવ્યા જોઇ રાજી થયેલા મિથિલા નગરીના પતિ વિદેહરાજાએ (જનકરાજાએ) તુરત ઉઠીને પૂજનના પદાર્થોથી વિધિપ્રમાણે તેમની પૂજા કરી. બળભદ્ર કેટલાંક વર્ષ સુધી મિથિલામાંજ રહ્યા. ત્યાં યોગ્ય સમયમાં ધૃતરાષ્ટ્રનો દીકરો દુર્યોધન કે જેને પ્રીતિવાળા મહાત્મા જનકરાજાએ માન દઇને રાખ્યો

* ભગવાનની આજ્ઞાનો ભંગ કરેલ તેથી સત્રાજીતને અનિષ્ટ ફળ થયું.

હતો તે બળભદ્રની પાસેથી ગદાયુદ્ધ શીખ્યો.[૨૬] સત્યભામાને રાજી કરનારા ભગવાને દ્વારકામાં આવીને શતધન્વાને મારી નાંખવાની અને મણિ નહી મળવાની વાત કરી દેખાડી. (સત્યભામાને પણ ભગવાન ઉપર શક આવ્યો કે મણિ પોતાના મોટા ભાઇને આપી તેમને મિથિલામાં રાખી આવ્યાછે અને ખોટુ બોલીને મને ઠગેછે.)[૨૭] પછી ભગવાને મરણ પામેલા સસરાની જે જે પરલોકસબંધી ક્રિયાઓ કરવી જોઇએ તે સઘળી સબંધીઓને સાથે રાખીને કરાવી.[૨૮] શતધન્વાને શીખવનારા અક્રૂરજી અને કૃતવર્મા શતધન્વાને મારી નાંખવાની વાત સાંભળી બીકના માર્યા દ્વારકામાંથી ભાગી ગયા.[૨૯] અક્રૂરજી દ્વારકામાંથી જતા રહેતાં દ્વારકાના રહેવાશીઓને શરીરમાં અને મનમાં દેવ તથા ભૂતસબંધી કેટલાએક તાપ અને અરિષ્ટ થવા લાગ્યાં' એમ કેટલાએક મુનિઓ પોતેજ કહેલા શ્રીકૃષ્ણના મહાત્મ્યને ભૂલી જઇને કહેછે, કેમકે મુનિઓના નિવાસરૂપ શ્રીકૃષ્ણ જ્યાં રહેતા હોય ત્યાં ઉત્પાત દેખાવા ઘટેજ કેમ?[૩૦-૩૧] એ કેટલાએક મુનિઓ કહેછે કે—" અક્રૂરજી જતા રહેતાં દ્વારકાના વૃદ્ધ લોકો કહેવા લાગ્યા કે 'જે સમયે ઇંદ્ર વૃષ્ટિ કરતો ન હતો તે સમયે કાશીના રાજાએ કાશીમાં આવેલા શ્વફલ્ક યાદવને પોતાની ગાંદિની નામની કુવરી આપી હતી, તેથી કાશી દેશમાં વૃષ્ટિ થઈ હતી તો એ શ્વફલ્કના પુત્ર અક્રૂરજી પણ પોતાના બાપ જેવાજ પ્રભાવવાળા છે, માટે તે જ્યાં હોય ત્યાં ઇંદ્ર વૃષ્ટિ કરે અને ઉત્પાત કે અકાળમૃત્યુ પણ ન થાય'[૩૨-૩૩] એવું વૃદ્ધ લોકોનું બોલવુ સાંભળી તથા આમ થવામાં આટલુજ કારણ નથી પણ મણિ ગયો છે એ પણ કારણ છે એમ માની ભગવાને કાશીમાંથી અક્રૂરજીને તેડાવ્યા " (વાસ્તવિક તો એમ છે કે—જેના હાથમાં મણિ હતો એવા અક્રૂરજી પોતાનું 'દાનપતિ' એવુ નામ ધરી કાશીમાં રહીને સોનાની વેદીવાળા યજ્ઞો કરવા લાગતાં વળી પણ 'ભગવાનેજ અક્રૂરજીને કાશીમાં મોકલ્યા છે' એમ લોકો છાની છાનીવાતો કરવા લાગ્યા અને બળભદ્ર તથા સત્યભામાને પણ પોતાના ઉપર શક આવ્યો હતો તેથી સઘળી રીતનું સમાધાન કરવાને માટે ભગવાને અક્રૂરજીને કાશીમાંથી તેડાવ્યા.) અક્રૂરજીને તેડાવીને તેમનો સત્કાર કરી બોલાવી તથા પ્રિય લાગે એવી વાતો કરી સર્વને તથા સર્વના ચિત્તને જાણનારા ભગવાને હસતાં હસતાં કહ્યું કે—' હે દાનપતિ! શતધન્વાએ સ્યમંતક નામનો ઉત્તમ મણિ તમારી પાસે થાપણ મૂકેલોછે એ વાત પ્રથમથીજ અમારા જાણવામાં છે.[૩૪-૩૬] જો કે સત્રાજીત અપુત્ર હોવાનેલીધે તેને જળદાન તથા પિંડદાન દઈ તથા તેનુ અવશેષ રહેલું કરજ ફીટાડી તેની સઘળી મિલકત લેવાને ધર્મશાસ્ત્ર પ્રમાણે તેની દીકરીના દીકરાઓ અધિકારી છે, તોપણ એ મણિ તમવિના બીજાઓથી રાખી શકાય એમ નથી, માટે તમે કે જે સારા નિયમો પાળનારા છો તેમની પાસેજ રહેવા દઈશુ, પરંતુ મણિના વિષયમાં મોટા ભાઈ મારો સંપૂર્ણ વિશ્વાસ કરતા નથી, માટે એ મણિ દેખાડો અને બંધુઓમાં પરસ્પર મનદુખ થયુ છે તેની શાંતિ કરો. મણિના વિષયમાં તમારાથી ના પડાય એમ તો છેજ નહી, કેમકે હમણાંસુધી સોનાની વેદીવાળા તમારા યજ્ઞો ચાલ્યા કરેછે'[૩૭-૩૯] એ પ્રમાણે ભગવાનનાં સામ વચન જેના હૃદયમાં લાગી ગયાં એવા અક્રૂરજીએ સૂર્યસરખી કાંતિવાળો મણિ હાથમાં લઇ વસ્ત્રથી ઢાંકીને ભગવાનને આપ્યો.[૪૦] જ્ઞાતિઓને એ સ્યમંતક મણિ દેખાડી અને તેથી પોતા ઉપરનો અભિશાપ ટાળીને ભગવાને તે મણિ પાછો અક્રૂરજીનેજ આપ્યો.[૪૧] આ આખ્યાન કે જે જગતના ઇશ્વર વિષ્ણુ ભગવાનના પરાક્રમવાળું, દુઃખને હરનાર અને મહામંગળરૂપ છે, તેનો જે કોઈ માણસ પાઠ કરે, સાંભળે અથવા સ્મરણ કરે તે પોતાની અપકીર્તિને અને તે કરાવનારા પાપને દૂર કરી શાંતિ પામેછે.[૪૨]

यस्त्वेतद्भगवत ईश्वरस्य विष्णो-
र्वीर्याढ्यं वृजिनहरं सुमंगलं च।

आख्यानं पठति शृणोत्यनुस्मरेद्वा
दुष्कीर्तिं दुरितमपोह्ययातिशांतिम् ॥४२॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો સત્તાવનમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૫૮ મો.*

### શ્રીકૃષ્ણનું પાંચ સ્ત્રીઓ સાથે પાણિગ્રહણ.

**श्री शुकउवाच.**

**एकदा पांडवान् द्रष्टुं प्रतीतान् पुरुषोत्तमः ।**
**इंद्रप्रस्थं गतः श्रीमान् युयुधानादिभिर्वृतः ॥१॥**

શુકદેવજી કહેછે—પાંડવો કે જેઓ પ્રથમ લાખના ઘરમાં બળી ગયેલા જણાયા હતા અને પછી દ્રુપદ રાજાને ઘેર સર્વ લોકોના જોવામાં આવ્યા હતા, તેઓને જોવામાટે એક દિવસે શ્રીકૃષ્ણ ભગવાન સાત્યકિ આદિ યાદવોની સાથે ઇંદ્રપ્રસ્થમાં પધાર્યા.[1] સર્વ લોકોના ઈશ્વર તે શ્રીકૃષ્ણને આવેલા જોઇ વીર પાંડવો જેમ પ્રાણઆવતાં ઇંદ્રિયો ઉઠે તેમ એકસામટા ઉભા થયા.[2] ભગવાનનું આલિંગન કરી તેમના શ્રીઅંગના સમાગમથી જેઓનાં પાપ મટી ગયાં એવા પાંડવો સ્નેહ ભરેલા મંદહાસ્યવાળું તેમનું મુખ જોઇને આનંદ પામ્યા.[3] યુધિષ્ઠિર અને ભીમસેન કે જેઓ પોતાથી મોટા હતા તેઓને ભગવાન પગે લાગ્યા, અર્જુનનું આલિંગન કર્યું અને નકુલ સહદેવ તેમને પગે લાગ્યા.[4] નવાં પરણી આવેલાં પતિવ્રતા દ્રૌપદી ઉત્તમ આસનપર બેઠેલા ભગવાનની પાસે કાંઇક લજ્જાનાં ધીરે ધીરે આવીને તેમને પગે લાગ્યાં.[5] એ પ્રમાણે પાંડવોએ પૂજેલો અને પ્રણામ કરેલો સાત્યકિ અને બીજાઓ પણ યોગ્ય પૂજા અને સન્માન પામીને આસનો પર બેઠા.[6] ભગવાન પોતાનાં ફોઇ કુંતીની પાસે આવીને તેમને પગે લાગ્યા. ઘણા સ્નેહથી જેની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં એવાં એ ફોઇએ ભગવાનનું આલિંગન કર્યું. ફોઇએ બાંધવોનું કુશળ પૂછતાં ભગવાને પણ તેમને અને તેમની વહુ દ્રૌપદીને કુશળ પૂછ્યું.[7] પ્રેમની પરવશતાથી જેનો કંઠ રોકાઈ ગયો અને નેત્રમાં આંસુ આવ્યાં એવાં કુંતીએ પોતા ઉપર પડેલાં ઘણાં કષ્ટોને સંભારી શ્રીકૃષ્ણ ભગવાન કે જેમનું દર્શન કલેશને મટાડનાર છે તેમને કહ્યું કે—"હે કૃષ્ણ! જ્યારેઅમો બંધુઓને સંભારીને તમે મારા ભાઈ અક્રૂરજીને મોકલ્યા હતા ત્યારથીજ અમારૂં કુશળ થઇ ચુક્યું છે અને તમે અમને ધણિયાતાં કર્યાંછે.[8-9] જગતના મિત્ર અને આત્મારૂપ આપને 'આ પોતાનો અને આ પારકો' એવી ભ્રાંતિ નથી, તોપણ સ્મરણ કરનારાઓના હૃદયમાં રહીને નિરંતર તેઓના કલેશોને મટાડો છો."[10] યુધિષ્ઠિરે ભગવાનને કહ્યું કે—'હે પ્રભુ! અમે કયું પુણ્ય કર્યું છે કે જેના પ્રભાવથી, આપનાં યોગેશ્વરોને પણ દુર્લભ દર્શન અમો વિષયલંપટ લોકોને થયાં તે હું જાણતો નથી.'[11] યુધિષ્ઠિરરાજાની પ્રાર્થના ઉપરથી ભગવાન વર્ષાઋતુના ચાર મહિના સુધી આનંદથી ઇંદ્રપ્રસ્થમાં રહ્યા અને ત્યાંના રહેવાસીઓનાં નેત્રોને આનંદ આપ્યો.[12] એક દિવસે શત્રુઓને મારનાર અર્જુન શ્રીકૃષ્ણભગવાનની સાથે સજ્જ થઇ વાનરની ધ્વજાવાળા રથમાં બેસી અને ગાંડીવ ધનુષ તથા અક્ષય બાણુવાળા ભાથા લઈ, ઘણા સર્પ અને મૃગોથી ભરેલા ઘાટા વનમાં મૃગયા કરવાસારૂ ગયા.[13-14] એ વનમાં વાઘ, સૂવર, પાડા, રૂરૂ, શરભ, રોઝ, ગેંડા, હરણ, સસલા અને શેળાઓને બાણોથી વીંધી નાંખ્યા.[15] પર્વણીનો દિવસ હતો તેથી એ પવિત્ર પશુઓને કિંકર લોકો રાજાની પાસે લઇ ગયા તરશથી વ્યાપ્ત અને થાકેલા અર્જુન યમુનાજીની પાસે આવ્યા.[16] મહારથી શ્રીકૃષ્ણ અને અર્જુને સ્વચ્છ પાણીનું આચમન અને પાન કર્યા પછી ત્યાં ફરતી એક રૂપાળી કન્યાને દીઠી.[17] ભગવાને મોકલેલા અર્જુને સુંદર નિતંબવાળી, સારા દાંતવાળી અને રૂચિર મોઢાવાળી એ ઉત્તમ સ્ત્રીની પાસે જઇને પૂછ્યું કે—'હે રૂડા નિતંબવાળી! તું કોણ છે? કોની

---

*આ અઠ્ઠાવનમા અધ્યાયમા કાલિંદી, મિત્રવિંદા, સત્યા, ભદ્રા, અને લક્ષ્મણા, એ પાંચ સ્ત્રીઓનું ભગવાને પાણિગ્રહણ કર્યું, એ કથા કહેવામાં આવશે.

છે ? ક્યાંથી આવીછે અને શું કરવા ઇચ્છે છે ? હું ધારૂં છુ કે તને પતિની ઇચ્છા છે માટે હે સુંદરી ! તુ સઘળું કહે.[૧૮-૧૯]

કાલિંદી કહેછે-હુ સૂર્યદેવની દીકરી છું, અને 'વરદાન દેનારા મહાપ્રભુ વિષ્ણુ મારા પતિ થાય' એવી ઇચ્છાથી મોટુ તપ કરૂં છુ.[૨૦] હે વીર ! લક્ષ્મીના નિવાસરૂપ એ વિષ્ણુ વિના બીજા પતિને હુ માગતી નથી. અનાથલોકોના આશ્રયરૂપ તે મુકુંદ ભગવાન મને પ્રસન્ન થજો.[૨૧] મારૂં નામ 'કાલિંદી' છે અને આ યમુનાના જળમાં મારા પિતાએ રચી આપેલા ઘરમાં હુ ભગવાનનુ દર્શન થવાસુધી રહેવાનીછુ[૨૨]

શુકદેવજી કહેછે-અર્જુને ભગવાનની પાસે તે વાત કહી એટલે ભગવાન કે જે પોતે પ્રથમ થીજ જાણતા હતા તે, એ કાલિંદી નામની કન્યાને રથમાં બેસાડી અર્જુનની સાથે યુધિષ્ઠિર રાજાની પાસે આવ્યા[૨૩] પાંડવોની પ્રાર્થનાથી ભગવાન ઇંદ્રપ્રસ્થમાં રહ્યા હતા, તે સમયમાં તેમણે વિશ્વકર્માની પાસે પાંડવોનેમાટે ભારે અદ્ભુત નગર કરાવી દીધુ હતુ[૨૪] સબંધીઓનુ પ્રિય કરવાની ઇચ્છાથી ત્યાં રહેલા શ્રીકૃષ્ણ પોતે ઇશ્વર હતા, તોપણ અર્જુને અગ્નિને ખાંડવ વન બાળવા આપ્યું તે પ્રસંગમાં અર્જુનને ધનુષ આદિનો લાભ કરી દેવાનેમાટે તેના સારથિ થયા હતા.[૨૫] અગ્નિએ પ્રસન્ન થઇને અર્જુનને ધનુષ, ધોળા ઘોડા, રથ, અખૂટ બાણવાળાં ભાથાં અને અસ્ત્રવાળાઓથી તોડી શકાય નહી એવુ કવચ આપ્યુ હતુ.[૨૬] અગ્નિમાંથી મૂકાવેલા મયદાનવે પોતાના મિત્ર અર્જુનને એવી સભા કરી આપી હતી કે જે સભામાં જળનુ સ્થળ અને સ્થળનુ જળ સમજાયાની દુર્યોધનને ભ્રાંતિ થઇ હતી[૨૭] યુધિષ્ઠિર રાજાની આજ્ઞા લઈ અને સંબધીઓની સંમતિ લઇ ભગવાન સાત્યકિ આદિ પોતાના અનુચરોની સાથે પાછા દ્વારકાંમાં પધાર્યા[૨૮] ત્યાં આવીને સંબધીઓને પરમ આનંદ અને પરમ મંગળ આપતા ભગવાન સારી ઋતુ અને ઉત્તમ નક્ષત્રવાળા માંગલિક સમયમાં કાલિંદીને પરણ્યા.[૨૯] માળવાના રાજા વિંદ અને અનુવિંદ કે જેઓ દુર્યોધનની ઇચ્છાપ્રમાણે ચાલનારાહતા, તેઓએ પોતાની બેન મિત્રવિંદા સ્વયંવરમાં શ્રીકૃષ્ણમાં આસક્ત થયા છતાં પણ તેને રોકી હતી.[૩૦] શ્રીકૃષ્ણ ભગવાન એ મિત્રવિંદા કે જે પોતાની ફોઇ રાજાધિદેવીની દીકરી હતી તેને સર્વ રાજાઓ જોઈ રહેતાં બળાત્કારથી હરી ગયા.[૩૧] હે રાજા ! કોસલ દેશનો નગ્નજીત નામે એક મોટો ધાર્મિક રાજા હતો, તેની 'સત્યા' નામની રૂપાળી કન્યા હતી. તે 'નાગ્નજીતી' એવા નામથી ઓળખાતી હતી.[૩૨] તીક્ષ્ણ શીંગડાંવાળા, પરાભવ કરી શકાય નહી એવા, ખળ અને શૂર પુરૂષોના ગંધને પણ સહન નહી કરતા હતાએવા સાત બળદિયાઓને જીત્યા વિના રાજાઓ તેને પરણી શકતા ન હતા[૩૩] બળદિયાઓને જે જીતે તેનેજ કન્યા મળે એ વાત સાંભળી યાદવોના પતિ શ્રીકૃષ્ણ ભગવાન મોટું સૈન્ય લઇ એ રાજાના પુરમાં ગયા.[૩૪] પ્રસન્ન થયેલા તે કોસલદેશના રાજાએ પ્રત્યુત્થાન(સામુ ઉઠવુ),આસનાદિક અનેભારે પૂજનના પદાર્થોથી ભગવાનની પૂજા કરી, અને ભગવાને પણ તેને માન આપ્યુ[૩૫] રાજાની કન્યાએ પોતાને જોઇએ તેવા એ ભગવાન વર થવા આવ્યા તેમને જોઇ તેને વરવાનીજ ઈચ્છા કરી, અને મનમાં કહેવા લાગી કે-'જો અનેક વ્રત કરીને મે ભગવાનને મનમાં ધર્યા હોય તો આ ભગવાન મારા પતિ થજો અને મારા શુભ મનોરથોને સફળ કરજો.[૩૬] લક્ષ્મી, બ્રહ્મા, સદાશિવ, અને લોકપાળ દેવતાઓ પણ જેના ચરણની રજને પોતાનાં મસ્તકો ઉપર ધરેછે અને પોતે કરેલી ધર્મમર્યાદાઓનુ રક્ષણ કરવાનેમાટે જે ઈશ્વર સમયે સમયે લીલાવતાર ધરેછે, તે ભગવાન મને શા ઉપાયથી પ્રસન્ન થાય ? રાજાએ ભગવાનની પૂજા કરીને વળી કહ્યું કે-'હે નારાયણ ! હે જગતના પતિ ! તમે કે જે આત્માનંદથીજ પરિપૂર્ણ છો તેમનુ હું ક્ષુદ્ર રાજા શુ કામ કરૂં ?[૩૮] હે રાજા ! રાજી થયેલા ભગવાને આસનનો સ્વીકાર કરી મેઘનાદ સરખી ગંભીર વાણીથી મંદહાસ્યપૂર્વક તે રાજાને આ પ્રમાણે કહ્યું.[૩૯]

ભગવાન કહેછે–હે રાજા ! પોતાના ધર્મમાં વર્ત્તનાર ક્ષત્રિય કોઈની પાસે માગણી કરે, એ કામ વિદ્વાનોએ ધિક્કારેલુ છે, તોપણ તમારી સાથે સ્નેહ સંબધ કરવાની ઇચ્છાથી તમારી કન્યાને માગુંછું.અમે કન્યા પરણવાનેમાટે કન્યાના પિતાને દ્રવ્યાદિક આપનારા નથી.[૪૦]

નગ્નજીતકહેછે–હેનાથ!ગુણોનામુખ્યસ્થાનરૂપ આપ કે જેમના અંગમાંલક્ષ્મીજી સર્વદા રહેછે, તેમનાથી અધિક અહી બીજો કન્યાનો કયો વર ધારીએ ? પરંતુ હે યાદવોમાં ઉત્તમ ! પુરૂષોનાં પરાક્રમની પરીક્ષાને માટે અનેકન્યાનો વર શોધવાને માટે અમે પ્રથમ ઠરાવ કર્યોછે.[૪૧-૪૨]હે વીર ! વગર પલોટેલા અને પકડી શકાય નહી એવા આ સાત બળદો છે. આ બળદોએ ઘણા ઘણા રાજકુમારોનાં ગાત્ર ભાંગી નાંખીને તેઓને હરાવ્યા છે.[૪૩] હે યદુનંદન ! હે લક્ષ્મીના પતિ ! જો આ બળદોને આપજ પકડો તો આપને હું મારી દીકરીના વર સ્વીકારૂં છું.[૪૪]

શુકદેવજી કહે છે–આવી રીતનો ઠરાવ સાંભળી ભગવાને ભેડ બાંધીને પોતાનાં સાત સ્વરૂપ કરી રમતમાત્રમાંજ તે બળદોને પકડી લીધા.[૪૫]જેઓનો ગર્વ અને શક્તિ નાશ પામ્યાં એવા એ બળદોને નાડાંઓથી બાંધીને, બાળક જેમ લાકડાના બળદોને ખેંચે તેમ લીલાથી ખેંચ્યા.[૪૬]પછી પ્રસન્ન થયેલા અને વિસ્મય પામેલા નગ્નજિત્રાજાએ પોતાની કુંવરી ભગવાનને દીધી. પ્રભુ ભગવાને પોતાને યોગ્ય એ સ્ત્રીનો વિધિપ્રમાણે પ્રતિગ્રહ કર્યો. [૪૭]દીકરીને પ્યારા પતિ ભગવાન્ મળવાથી રાજાની રાણીઓને મોટો આનંદ મળ્યો અને ભારે ઉત્સવ થયો.[૪૮]શંખ, ભેરી, આનક અને બીજા વાજા વાગવા લાગ્યાં. ગાયન થવા લાગ્યાં. બ્રાહ્મણો આશિર્વાદ દેવા લાગ્યા. પુરૂષો અને સ્ત્રીઓએ રાજી થઈને સારાં સારાં વસ્ત્ર અને માળાઓના શણગાર ધર્યા.[૪૯]સમર્થ નગ્નજિત્રાજાએ દીકરી અને જમાઇના સત્કારમાં દશ હજાર ગાયો, ગળામાં પદકવાળી અને સારાં વસ્ત્રવાળી ત્રણ હજાર દાસીઓ, નવ હજાર હાથી, હાથીઓથી સોગણા રથ, રથોથી સોગણા ઘોડા, અને ઘોડાઓથી સોગણા પાળા આપ્યા.[૫૦-૫૧]જેનુ હૃદયસ્નેહથી ભીંજાઇ ગયું એવા એ રાજાએ દીકરી તથા જમાઇને રથમાં બેસાડી સાથે મોટી સેના આપીને વળાવ્યાં.[૫૨]યાદવોએ અને બળદોએ પ્રથમ જેઓનાં બળ ભાંગી નાખ્યાં હતાંએવા રાજાઓએ 'ભગવાન્ કન્યાને પરણી લઇ જાય છે' એ વાત સાંભળી મોટી અસહનતાથી તેમને માર્ગમાં રોક્યા [૫૩]બંધુનુ પ્રિય કરનારા અર્જુને અનેક બાણ નાંખનારા એ રાજાઓને, સિંહ જેમ ક્ષુદ્ર મૃગોને મારી નાંખે તેમ મારી નાંખ્યા.[૫૪]યાદવોમાં ઉત્તમ દેવકીના પુત્ર ભગવાન્ સસરાએ આપેલી સઘળી વસ્તુઓ લઈ દ્વારકામાં આવીને સત્યાની સાથે રમવા લાગ્યા [૫૫]કેકય દેશમાં ઉત્પન્ન થયેલી અને શ્રુતકીર્ત્તિ નામની પોતાની ફોઇની દીકરી ભદ્રાને તેના સંતર્દન આદિ ભાઇઓએ આપવાથી ભગવાન્ પરણ્યા.[૫૬]મદ્રદેશના રાજાની દીકરી સારાં લક્ષણવાળી લક્ષ્મણાને, ગરૂડ જેમ અમૃતને હરી લાવ્યા હતા તેમ ભગવાન્ સ્વયંવરમાં એકલાજ હરી લાવ્યા *
[૫૭]એવીજ રીતે બીજી પણ ભગવાનની હજારો રૂપાળી સ્ત્રીઓ હતી કે જેઓને નરકાસુરના બંધનમાંથી નરકાસુરને મારીને લાવ્યા હતા [૫૮]

**अन्याश्चैवंविधा भार्याः कृष्णस्यासन् सहस्रशः।**
**भौमं हत्वा तन्निरोधादाहृताश्चारुदर्शनाः ॥५८॥**

ઈતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો અઠ્ઠાવનમો અધ્યાય સંપૂર્ણ

---

* રૂક્મિણી, જાંબવતી, સત્યભામા, નાગ્નજીતી, ભદ્રા, લક્ષ્મણા, કાલિંદી અને મિત્રવિંદા, એ આઠ શ્રીકૃષ્ણની પટરાણીઓ થઇ.

# અધ્યાય ૫૯ મો.*

## નરકાસુરનો વધ અને પારિજાતકનું હરણ.

### राजोवाच.

**यथा हतो भगवता भौमो येन च ताः स्त्रियः ।**
**निरुद्धा एतदाचक्ष्व विक्रमं शार्ङ्गधन्वनः ॥१॥**

પરીક્ષિત કહે છે–નરકાસુર કે જેણે તે સ્ત્રીઓને રોકી મૂકી હતી તેને શ્રીકૃષ્ણે જેવી રીતે માર્યો તે પ્રકારનું ભગવાનનું પરાક્રમ અને નરકાસુરે રોકી મૂકવાનું કારણ પણ મને કહો.[1]

શુકદેવજી કહેછે–નરકાસુરે વરૂણદેવનું છત્ર હરી લીધું હતું, દેવતાઓની મા અદિતિનાં કુંડળ હરી લીધાં હતાં અને મેરૂપર્વતમાં મણિપર્વત નામનું ઇદ્રનું સ્થાનક હતું તે પણ હરી લીધું હતું, તેથી ઇદ્રે સત્યભામાના ઘરમાં આવીને તે સઘળા નરકાસુરના અપરાધોનું નિવેદન કરતાં શ્રીકૃષ્ણભગવાન્ ગરૂડજી ઉપર બેસીને સત્યભામાની× સાથે નરકાસુરના પ્રાગ્જ્યોતિષ્ નામના પુરમાં ગયા.[2] એ પુરને પર્વતોના તથા શસ્ત્રોના ગઢ હતા. જળ, અગ્નિ અને વાયુ ચારેકોર રાખેલા હોવાનેલીધે ત્યાં જવું ઘણું કઠણ પડે એવું હતું મુર નામના દૈત્યે નાંખી મૂકેલા ભયંકર અને દૃઢ હજારો પાશોથી ચારેકોર વીંટાએલું હતું.[3] ભગવાને ત્યાં જઇને પર્વતના ગઢને ગદાથી, શસ્ત્રના ગઢને બાણોથી, અગ્નિ જળ તથા વાયુને ચક્રથી, મુરદૈત્યના પાશોને તરવારથી, યન્ત્રોને તથા વીરપુરૂષોનાં હૃદયોને શંખનાદથી અને ગઢને મોટી ગદાથી તોડી નાંખ્યાં [4-5] પાંચજન્ય શંખના પ્રલયકાળના કડાકાની પેઠે ભયંકર શબ્દને સાંભળી પાંચ માથાંવાળો મુરદૈત્ય કે જે ખાઇના જળમાં સૂતો હતો તે ઉઠયો.[6] જેની સામું જોઇ શકાય નહીં એવો એ ભયંકર દૈત્ય પ્રલયકાળના સૂર્ય અને અગ્નિના સરખા તેજવાળું ત્રિશૂળ ઉગામીને પાંચ મોઢાંથી જાણે ત્રૈલોક્યને ગળી જતો હોય એવી રીતે, સર્પ જેમ ગરૂડની સામે દોડે તેમ ભગવાનની સામે દોડયો.[7] વેગથી ત્રિશૂળ ફેરવીને ગરૂડ ઉપર નાખતાં તેણે પાંચ મોઢાંથી ગર્જના કરી. એ મોટા શબ્દથી સઘળી દિશાઓ અને આકાશ પૂરાઈ જતાં આખું બ્રહ્માંડ ઘેરાઈ ગયું.[8] ગરૂડ ઉપર આવી પડતા એ ત્રિશૂળના, ભગવાને પોતાના બળથી બે બાણવતે ત્રણ કટકા કરી નાંખ્યા અને એ દૈત્યનાં મોઢાંઓમાં પણ કેટલાંક બાણ માર્યાં. દૈત્યે પણ ક્રોધથી ભગવાન્ ઉપર ગદા નાંખી.[9] એ ગદા આવતી હતી તેટલામાં ભગવાને યુદ્ધમાં પોતાની ગદાથી તે ગદાના હજાર કટકા કરી નાંખ્યા. પછી પોતાના અનેક હાથને ઊંચા કરી તે દૈત્ય યુદ્ધમાં સામો દોડયો આવતો હતો તેનાં પાંચે માથાં ભગવાને ચક્રવતે લીલા માત્રમાં કાપી નાંખ્યાં.[10] માથાં કપાતાં પ્રાણરહિત થયેલો તે દૈત્ય, ઇંદ્રના વજ્રથી શિખરો કપાતાં જેમ પર્વત પડે તેમ પાણીમાં પડયો. પછી બાપના વધથી આતુર થયેલા તેના સાત દીકરાઓ વેરવાળવાને માટે ક્રોધ કરીને સજ્જ થયા.[11] તામ્ર, અંતરિક્ષ, શ્રવણ, વિભાવસુ, વસુ, નભસ્વાન્ અને અરૂણ એ સાત દૈત્યો નરકાસુરની પ્રેરણાથી હથિયારો લઇ તથા પીઠ નામના સેનાપતિને આગળ કરી બહાર નીકળ્યા.[12] યુદ્ધમાં આવી ક્રોધને લીધે બહુજ ભયંકર લાગતા એ દૈત્યો ભગવાન ઉપર બાણ, તરવાર, ગદા, સાંગ, ઋષ્ટિ અને ત્રિશૂળોને નાંખવા લાગ્યા. અમોઘ પરાક્રમવાળા ભગવાને પોતાનાં બાણોથી એ શસ્ત્રોના સમૂહના તિલ તિલ જેવડા કટકા કરી નાંખ્યા.[13] એ પીઠાદિક યોદ્ધાઓનાં માથાં, સાથળ, હાથ, પગ અને કવચો કાપી નાંખીને તેઓને યમપુરીમાં મોકલ્યા. એ પ્રમાણે ભગ-

---

* આ ઓગણસાઠમા અધ્યાયમા ભગવાન્ નરકાસુરને મારી તેણે હરી આણેલી હજારો કન્યાઓને પરણ્યા અને સ્વર્ગમાથી પારિજાતકનુ ઝાડ લાવ્યા, એ કથા કહેવાશે ×સત્યભામાને કૌતુક દેખાડવાસારૂ તેમને સાથે લઇ ગયા અથવા તારી આજ્ઞાથીજ તારા પુત્રને મારીશ એમ પોતે પૃથ્વીને વરદાન આપેલુ હોવાથી પૃથ્વીના દીકરા નરકાસુરને મારવા સારૂ પૃથ્વીના અંશરૂપ સત્યભામાને સાથે તેડી ગયા અથવા નારદજીએ લાવેલુ પારિજાતકનુ એક ફૂલ રૂક્મિણીને આપતા સત્યભામા રીસાયા હતા તેમની સાંત્વના કરતા તમને પારિજાતકનુ આખુ ઝાડ આપીશ એમ પોતે પ્રતિજ્ઞા કરેલી હોવાથી તેમને સાથે તેડી ગયા એમ સમજવું

[illegible]નમાં ચક્ર અને બાણોથી પોતાના સેનાપતિઓને મરણ પામેલા સાંભળી અસહનતાવાળો પૃથ્વીનો દીકરો નરકાસુર, સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલા અને મદઝરતા હાથીઓનું સૈન્ય લઇને બહાર નીકળ્યો. જેમ સૂર્યની ઉપર વિજળીસહિત મેઘ બેઠેલો હોય તેમ ગરૂડ ઉપર સત્યભામાની સાથે બેઠેલા ભગવાનને જોઈ તેમના ઉપર તેણે શતઘ્ની નામનુ હાથયાર નાંખ્યુ, અને સઘળા યોદ્ધાઓ પણ ભગવાનને એક સામટા વીંધવા લાગ્યા.[૧૪-૧૫]ભગવાને વિચિત્ર પુ ખવાળાં સજાવેલાં બાણોથી તે નરકાસુરના સૈન્યના હાથ, સાથળ, કંઠ અને શરીર કાપી નાંખ્યાં તથા ઘોડા અને હાથીઓને પણ મારી નાંખ્યા.[૧૬]હે રાજા! યોદ્ધાઓએ જે જે શસ્ત્રોઅને અસ્ત્રોનાખ્યાં તે પ્રત્યેકને ભગવાન્ કે જે પાંખોથી હાથીઓને મારનારા ગરૂડની ઉપર બેઠાહતા તેમણે ત્રણત્રણ બાણથી કાપી નાંખ્યાં. ગરૂડે ચાંચ, પાંખો અને નખોથી મારવા માંડેલા હાથીઓ પીડા પામીને ગામમાં પેશી ગયા. પછી નરકાસુર યુદ્ધ કરવા લાગ્યો. પોતાના સૈન્યને ગરૂડે ભગાડેલુ અને પીડેલુ જોઇ નરકાસુરે પોતાની સાંગ કે જેથી વજ્રને પણ રોક્યુ હતુ તેથી ગરૂડને પ્રહાર કર્યો. ભાલાના પ્રહારથી જેમ હાથી કંપેનહી તેમ ગરૂડ સાંગના પ્રહારથી કંપ્યા નહીં.[૧૭-૨૦]પોતાનો ઉદ્યમ વ્યર્થ જતાં નરકાસુરે ભગવાનને મારવા સારૂ ત્રિશૂળ ઉપાડયું એ ત્રિશૂળને નાંખ્યા પહેલાંજ ભગવાને સજીયા જેવી ધારાવાળા ચક્રથી એ હાથી ઉપર બેઠેલા નરકાસુરનુ માથુ કાપી નાંખ્યુ.[૨૧]કુંડળ સહિત અને સુંદર મુકુટ તથા ભૂષણોવાળુ તેનું માથુ પૃથ્વીપર પડયા છતાં પણ શોભવા અને ચળકવા લાગ્યુ, દૈત્યો હાહાકાર કરવા લાગ્યા, ઋષિઓ સારૂ સારૂં કહેવા લાગ્યા, મોટા દેવતાઓ પુષ્પોથી ભગવાનને વધાવતાં સ્તુતિ કરવા લાગ્યા.[૨૨]પછી પૃથ્વીએ ભગવાનની પાસે આવીને તેમને તપાવેલાં સુવર્ણમાં જડેલાં રત્નોથી ચળકતાં કુંડળ, વૈજયંતી વનમાળા, વરૂણદેવનું છત્ર અને મોટા મણિ આપ્યાં.[૨૩]હે રાજા! તે પછી નમેલાં પૃથ્વીદેવીએ હાથ જોડીને ભક્તિથી નમ્ર બુદ્ધિવડે, ઉત્તમ દેવતાઓએ પૂજેલા ભગવાનની આ પ્રમાણે સ્તુતિ કરી.[૨૪]

પૃથ્વી સ્તુતિ કરે છે-હે દેવના દેવ! હે ઈશ્વર! હે શંખ ચક્ર ગદાને ધરનાર! આપને હું નમસ્કાર કરૂ છુ. હે પરમાત્મા! આપ કે જેમણે ભક્તોની ઇચ્છાથી અવતાર ધર્યોછે, તેમને પ્રણામ કરૂ છુ.[૨૫]આપ કે જેમની નાભિમાંથી કમળ થયુ હતુ તેમને પ્રણામ કરૂંછુ. કમળોની માળા પેહેરનારા આપને પ્રણામ કરૂ છુ કમળ સરખાં નેત્રવાળા આપને પ્રણામ કરૂંછુ. કમળસરખાં ચરણવાળાઆપને પ્રણામ કરૂ છુ.[૨૬]સર્વ પદાર્થોના આશ્રયરૂપ,વ્યાપક અને સર્વોત્તમઐશ્વર્યવાળા આપને પ્રણામ કરૂંછું. પૂર્ણબોધ,સર્વથી પેહેલાં રેહેનાર અને કારણના કારણરૂપ આપને પ્રણામ કરૂ છું.[૨૭]અજન્મા, જગતને ઉત્પન્ન કરનાર, મોટા અને અનંત શક્તિવાળા આપને પ્રણામ કરૂ છુ. હે કાર્યકારણોના આત્મા! હે જીવોના સ્વરૂપભૂત! હે પરમાત્મા! આપને મારૂં નમન હોજો.[૨૮]હે પ્રભુ! હે જગતના પતિ! જ્યારે આપ જગતને સરજવાની ઇચ્છા કરોછો, ત્યારે વૃદ્ધિ પામેલા રજોગુણને સરજોછો, પ્રલય કરવાને માટે ભારે તમોગુણને સરજોછો, અને પાલન કરવાને માટે તે પ્રકારના સત્વગુણને સરજોછો. એ પ્રમાણે કરતાં છતાં પણ તે ગુણોનુ આપને આવરણ થતુ નથી. કાળ, પ્રધાન અને પુરૂષ આપથી જૂદા નથી પણ આપ સર્વથી જૂદા છો.[૨૯]હે પ્રભુ! હુ, જળ, વાયુ, આકાશ, વિષયો, દેવતાઓ, મન, ઇંદ્રિયો, અહંકાર અને મહત્તત્વ, એઓથી થયેલું આ સ્થાવર જંગમ સઘળુ જગત્ આપના અદ્વિતીય સ્વરૂપમાં કેવળ ભ્રાંતિરૂપ છે.[૩૦]હે શરણાગતોની પીડાને હરનાર! નરકાસુરનો પુત્ર આ ભગદત્ત આપથી બીનો હતો તેથી હુ તેને આપના ચરણારવિંદની પાસે લાવીછુ. માટે આનુ પાલન કરો અને સર્વ પાપને મટાડનારૂં હસ્તકમળ આના માથા ઉપર ધરો.[૩૧]

શુકદેવજી કહેછે-એ પ્રમાણે ભક્તિથી નમેલાં

પૃથ્વીદેવીએ પોતાની વાણીથી જેમની પ્રાર્થના કરી એવા ભગવાન અભયદાન આપીને નરકાસુરના સઘળી સંપત્તિવાળા ઘરમાં પધાર્યા.[૩૨] ત્યાં રાજાઓની સોળ હજાર અને એક સો કન્યાઓ કે જેઓને પરાક્રમથી નરકાસુરે રાજાઓની પાસેથી હરી આણેલી હતી તેઓને ભગવાને દીઠી.[૩૩] મનુષ્યોમાં વીર ભગવાનને આવેલા જોઇ મોહ પામેલી તે કન્યાઓ દૈવે પ્રાપ્ત કરેલા તેજ પ્યારા પતિને મનથી વરી.[૩૪] 'આ ભગવાન મારા પતિ થજો અને એ વિષયમાં દૈવ સંમતિ આપજો' એવી રીતે સઘળી કન્યાઓએ નોખનોખા પ્રેમથી ભગવાનમાં મન ધર્યું[૩૫] સુંદર અને સ્વચ્છ વસ્ત્રવાળી તે સ્ત્રીઓને પાલખીઓ આદિમાં બેસાડીને ભગવાને દ્વારકામાં મોકલી દીધી અને તે ઉપરાંત મોટા ભંડાર, હાથી, ઘોડા અને ઘણુંક ધન પણ મોકલી દીધુ. ચાર ચાર દાંતવાળા, વેગવાળા, ધોળા અને ઐરાવતના કુળમાં ઉત્પન્ન થયેલા ચોસઠ હાથીઓ મોકલી દીધા.[૩૬-૩૭] પછી સ્વર્ગમાં જઇને અદિતિને કુંડળ આપ્યાં અને ઇંદ્રે તથા ઇંદ્રાણીએ ભગવાન તથા સત્યભામાની પૂજા કરી.[૩૮] સત્યભામાની પ્રેરણાથી પારિજાતકના ઝાડને ઊખેડી ગરૂડ ઉપર મૂકીને ઇંદ્રાદિક દેવતાઓનો પરાજય કરી તે ઝાડને દ્વારકામાં લાવ્યા.[૩૯] એ ઝાડને સત્યભામાના ઘરના બગીચાની શોભા કરવાસારૂ ત્યાં વાવ્યું એ ઝાડના સુગંધરૂપ આસવમાં લલચાએલા ભ્રમરો સ્વર્ગમાંથી તે ઝાડની પછવાડે આવ્યા.[૪૦] ઇંદ્રે પ્રથમ પોતાના મુકુટની અણીઓથી ભગવાનના ચરણનો સ્પર્શ કરતાં પોતાનુ કામ કરીદેવાની ભગવાનની પાસે પ્રાર્થના કરી હતી અને પછી પોતાનું કામ સિદ્ધ થતાં ભગવાનની સાથે વિરોધ કર્યો અહો! દેવતાઓને ભારે ક્રોધ ચઢેછે!! ધનવાનપણાનેજ ધિક્કાર છે.[૪૧] પછી જેટલી સ્ત્રીઓ હતી તેટલાં રૂપ ધરીને શ્રીકૃષ્ણ ભગવાન નોખનોખાં ઘરોમાં એકજ મુહૂર્ત્તમાં તે સઘળી સ્ત્રીઓને વિધિસહિત પરણ્યા.[૪૨] જેઓના સમાન અથવા અધિક કોઇ પણ ઘર નથી એવાં તે સ્ત્રીઓનાં ઘરમાં સર્વદા રહેતા અને પોતાના સ્વરૂપાનંદથી પૂર્ણ છતાં પણ બીજાની પેઠે ગૃહસ્થાશ્રમના ધર્મોને પાળતા ભગવાન, લક્ષ્મીના અંશરૂપ તે સ્ત્રીઓની સાથે રમતા હતા.[૪૩] બ્રહ્માદિક પણ જેમની પદવીને જાણતા નથી એવા લક્ષ્મીના પતિ ભગવાનને પોતાના પતિરૂપે પામી તે સ્ત્રીઓ, નિરંતર વૃદ્ધિ પામતી પ્રીતિથી સ્નેહ ભરેલા હાસ્યપૂર્વક જોતી હતી, નવીન નવીન સંગમ કરતી હતી, ભાષણ કરતી હતી અને લાજ દેખાડતી હતી.[૪૪] જો કે પ્રત્યેકની પાસે સૈકડો દાસીઓ હતી તોપણ સામું જવુ, આસન દેવું, સુંદર પૂજન કરવુ, પગધોવા, બીડી દેવી, પગ ચાંપવા, પંખા નાંખવા, ચંદન પુષ્પ દેવાં, કેશ સ્વચ્છ કરવા, સૂવડાવવા, નવરાવવા અને ભોજન દેવું, એવા એવા ઉપચારોથી તે સ્ત્રીઓ ભગવાનની પાસે દાસીપણુ કરતી હતી[૪૫]

> प्रत्युद्गमासनवरार्हणपादशौच
> तांबूलविश्रमणवीजनगंधमाल्यैः ।
> केशप्रसारशयनस्नपनोपहार्यैं
> दासीशताअपि विभोर्विदधुःस्म दास्यम्॥४५

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ઓગણસાઠમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૬૦ મો.*

### શ્રીકૃષ્ણે રૂકિમણીનું કરેલું હાસ્ય તથા સાન્ત્વન.

**श्रीशुकउवाच.**

> कर्हिचित्सुखमासीनं स्वतल्पस्थं जगद्गुरुम् ।
> पतिं पर्यचरद्भैष्मी व्यजनेन सखीजनैः ॥ १ ॥

શુકદેવજી કહેછે—એક દિવસે પોતાની સખીઓની સાથે રૂકૂમિણી, પોતાના પલંગ ઉપર સુખેથી બેઠેલા જગતના ગુરૂ શ્રીકૃષ્ણ ભગવાનની ચમર ઢોળીને સેવા કરતાં હતાં.[૧] જે ઈશ્વર પોતાની લીલાથી આ જગતને સૃજેછે, પાળેછે અને

---

* આ સાઠમા અધ્યાયમા ભગવાને હાસીના વચનોથી રૂકિમણીને કચવાવ્યા અને પછી પ્રેમના કજીયામાં તેમની સાંત્વના કરી, એ કથા કહેવામાં આવશે.

નાશ પમાડેછે, તેજ અજન્મા ઇશ્વર પોતાની કરેલી મર્યાદાઓના રક્ષણને માટે યાદવકુળમાં જન્મ્યાછે.[૨]એ રૂક્મિણીનુ શયનગૃહ શોભતી મોતીની માળાઓનાં લટકણિયાંવાળા ઉલેચથી દીપી રહ્યું હતું. મણિના દીવા પ્રકાશી રહ્યા હતા.[૩] મલ્લિકાની માળાઓ અને પુષ્પોની સુગંધી લેવા આવેલા અનેક ભ્રમરાઓ ગુંજાર કરી રહ્યા હતા. ચંદ્રમાની નિર્મળ કિરણો જાળિયાંઓનાં છિદ્રોમાં પેશી રહેલી હતી.[૪]બગીચામાં શોભનાર પારિજાતકના વનનો સુગંધી વાયુ ફેલાઈ રહેલો હતો. હે રાજા! અગરૂના ધૂપના ધુમાડા જાળિયાંનાં છિદ્રોમાંથી નીકળતા હતા.[૫]એ ઘરમાં રૂક્મિણી પલંગ પર દૂધના ફીણ જેવી ધોળી ઉત્તમ તળાઈમાં સુખેથી બેઠેલા પોતાના પતિ જગન્નાથ ભગવાનની સેવા કરતાં હતાં.[૬]રત્નની દાંડીવાળો ચમર સખીના હાથમાંથી લઇને તેથી પવન ઢોળતાં રૂક્મિણી પ્રભુની પાસે બેઠાં હતાં.[૭] ભગવાનની પાસે મણિનાં ઝાંઝરના ઝમકારા કરતાં અને વીંટીઓ, કંકણ તથા ચમર જેના હસ્તમાં શોભતાં હતાં એવાં રૂક્મિણી વસ્ત્રના છેડાથી ઢાંકેલાં કુચ ઉપર કેસરથી રંગાએલા હારથી અને નિતંબ ઉપર ધરેલી અમૂલ્ય કટિમેખળાથી શોભતાં હતાં.[૮]પોતે ( શ્રીકૃષ્ણે ) લીલાથી ધરેલા અવતારને યોગ્ય રૂપવાળાં અને પોતા વિના બીજો કોઇ જેનો આશ્રય નથી એવાં એ સાક્ષાત્ લક્ષ્મીરૂપ રૂક્મિણી કે જેના કેશ, બે કુંડળ અને પદકવાળા કંઠથી ચારે દિશામાં શોભી રહેલા મુખમાં મંદહાસ્યરૂપી અમૃત દીપી રહ્યુ હતુ. તેમને જોઇને પ્રસન્ન થયેલા શ્રીકૃષ્ણ ભગવાન હસતાં હસતાં આ પ્રમાણે બોલ્યા [૯]

ભગવાન કહેછે—હે રાજપુત્રી ! લોકપાળ સરખાં ઐશ્વર્યવાળા, મોટા પ્રભાવવાળા, ધનવાન, અને રૂપ, ઉદારતા તથા બળથી વૃદ્ધિ પામેલા રાજાઓ પ્રથમ તમને ઈચ્છતા હતા અને પછી તમારા ભાઇએ તથા પિતાએ તેઓના સંબંધમાં તમારૂં સગપણ કર્યુ હતુ તે છતાં, એ કામાતુર શિશુપાળ આદિ રાજાઓ કે જેઓ તમને પરણવાસારૂ આવી ચૂક્યા હતા, તેઓને છોડી દઇને અમો કે જેઓ તમારા સમાન નથી તેઓને તમે શા માટે વર્યાં [૧૦-૧૧]હે સુંદરી ! અમો કે જેઓ ઘણું કરીને રાજાઓથી ભય પામીને સમુદ્રની શરણે આવેલા, બળવાનોની સાથે દ્વેષ કરનારા અને રાજ્યાસનનો ત્યાગ કરનારા છીએ તેઓને તમે શા માટે વર્યાં [૧૨]હે સુંદરી ! અજાણી રીતભાતવાળા અને લોકથી ન્યારા માર્ગવાળા પુરૂષોના પનારામાં પડેલી સ્ત્રીઓ ઘણુ કરીને સીદાયછે.[૧૩]અમો તો નિરંતર નિષ્કિંચન છીએ, અને નિષ્કિંચન લોકોને પ્યારા તથા તેઓ ઉપર પ્રીતિ રાખનારા છીએ, એટલામાટે હે સુંદરી ! ઘણુ કરીને સમૃદ્ધિવાળા લોકો મને ભજતા નથી [૧૪]જેઓનાં ધન, જન્મ, ઐશ્વર્ય, અને આવતા સમયની સ્થિતિ, પરસ્પર સમાન હોય તેઓ વચ્ચેજ વિવાહ અને મૈત્રી થવી યોગ્ય છે, પણ ઉત્તમ અને અધમની વચ્ચે કદી યોગ્ય નથી [૧૫]હે રૂક્મિણી ! તમે ટુંકી દૃષ્ટિથી આ સઘળી વાત નહી જાણતાં અમો કે જેઓ ગુણરહિત અને ભીખારીઓએ વખાણેલા છીએ, તેઓને વૃથા વર્યાંછો [૧૬]માટે હજી પણ તમે પોતાને યોગ્ય હોય એવા કોઈ ઉત્તમ ક્ષત્રિયને વરો કે જેથી આ લોકમાં અને પરલોકમાં તમે સાચાં સુખોને પામી શકશો.[૧૭]શિશુપાળ, શાલ્વ, જરાસંધ અને દંતવક્ત્ર આદિ રાજાઓ તથા તમારો મોટો ભાઇ રૂક્મિ પણ મારો દ્વેષ કરતા હતા.[૧૮]પરાક્રમના મદથી આંધળા એ અભિમાની લોકોનો ગર્વ ઉતારવાસારૂ હે રૂક્મિણી ! દુષ્ટ લોકોના તેજનો નાશ કરનાર હુ તમને હરી લાવ્યોછુ.[૧૯]અમો સ્ત્રી, સંતાન કે ધનની ઇચ્છા રાખનારા નથી, પણ દેહ તથા ઘરની લાલચવગરના, દીવાની પેઠે સાક્ષીમાત્રપણાથી રહીને ક્રિયારહિત રહેનારા અને પોતાના સ્વરૂપના લાભથીજ પૂર્ણ છીએ.[૨૦]

શુકદેવજી કહેછે—રૂક્મિણી કે જે પોતાથી ભગવાન અળગા નહી પડવાનેલીધેપોતાને બહુજ પ્યારી માનતાં હતાં તેનો ગર્વ ઉતારવાસારૂ શ્રીકૃષ્ણ ભગવાન એટલાં વચન બોલીને બંધ પડ્યા.[૨૧] ત્રૈલોક્યના સ્વામીઓના પણ સ્વામી અને પો-

તાના પ્યારા ભગવાનનું એ પ્રમાણે કદી નહીં સાંભળેલું અપ્રિય વચન સાંભળી હૃદયમાં બીનેલાં, રોતાં અને જેને ધ્રુજ ચાલી એવાં રૂક્મિણી અપાર ચિંતામાં પડ્યાં.[22] નખનેલીધે રાતી કાંતિવાળા કોમળ ચરણથી ધરતીને ખોતરતાં, કેસરના લેપનવાળાં પોતાનાં સ્તનને આંજણને લીધે કાળાં થયેલાં આંસુવડે નવરાવતાં અને ઘણાં દુઃખને લીધે વાણી પણ જેની રોકાઈ ગઈ હતી એવાં રૂક્મિણી નીચું મોઢું કરી બેશી રહ્યાં.[23] અપ્રિય સાંભળવાથી અત્યંત દુઃખ, ત્યાગ કરવાની શંકાથી ભય, અને પશ્ચાત્તાપથી જેની બુદ્ધિ વ્યાકુળ થઈ ગઇ એવાં તે રૂક્મિણીના હાથમાંથી ચામર પડી ગયો અને કંકણપણ પડવા લાગ્યાં પરવશબુદ્ધિવાળાં રૂક્મિણીનો દેહ પણ મૂર્છા પામતાં વાયુએ પાડી નાંખેલી કેળની પેઠે તુરત ધરતી પર પડી ગયો અને કેશ છુટા છુટા થઇ ગયા.[24] હાસ્યની ગંભીરતાને નહીં જાણનારાં પ્યારીનું એ પ્રેમબંધન જોઈને તે દયાળુ શ્રીકૃષ્ણ ભગવાનને દયા આવી.[25] ઉઠાડવું, આલિંગન કરવું અને મોઢું લોહોવું ઇત્યાદિક કામોને માટે જેણે ચાર ભુજા પ્રકટ કરી એવા ભગવાને પલંગપરથી નીચા ઉતરી તે રૂક્મિણીને ઉઠાડી તેમના કેશ સમા કરતાં કમળસરખા હાથથી તેમનું મોઢું લોહ્યું[26] હે રાજા! આંસુથી શોભતાં તેમનાં નેત્ર અને આંસુથી ખરડાયેલા તેમના સ્તનને લુહીને ભગવાને જેની પોતાવિના બીજી કોઇ ગતિ નથી એવાં એ સતી રૂક્મિણીનું હાથથી આલિંગન કર્યું.[27] પછી સાંત્વના કરવામાં ચતુર અને સજ્જનોના શરણરૂપ ભગવાને હાસ્યની ગંભીરતાથી જેનું ચિત્ત ભમતું હતું એવાં અને તેવી હાંસી કરવાને યોગ્ય નહીં એવાં રૂક્મિણીની આ પ્રમાણે સાંત્વના કરી.[28]

ભગવાન કહેછે–હે રૂક્મિણી! મારા ઉપર તમારે દોષદૃષ્ટિ કરવી નહીં હું જાણુંછું કે તમે મનેજ આશ્રયરૂપ ગણોછો. હે સુંદરી! તમારો પ્રત્યુત્તર સાંભળવાની ઇચ્છાથી મે હસતાં હસતાં કહ્યુંછે. કાંઈ વાસ્તવિક રીતે કહ્યું નથી.[29] તમારા મુખને પ્રેમના કોપથી ફરકતા હોઠવાળું, કટાક્ષો નાંખવાનેલીધે રાતી થયેલી નેત્રની અણીઓવાળું, અને તેથીજ વાંકી થયેલી ભમરોવાળું જોવાસારૂ મે આ તમારી હાંસી કરી છે.[30] હે ભીરૂ ભામિની! પ્યારીની સાથે હાસ્યનાં વચનોથી સમય કાઢવામાં આવે એજ ગૃહસ્થાશ્રમવાળાઓને ઘરમાં મોટો લાભ છે.[31]

શુકદેવજી કહેછે–હે રાજા! એ પ્રમાણે ભગવાને સાંત્વના કરેલાં રૂક્મિણીએ એ વચનોને હાસ્યરૂપ જાણી 'પતિ ત્યાગ કરશે' એવી બીકને છોડી દીધી[32] પછી લાજસહિત હાસ્યથી સુંદર અને સ્નેહ ભરેલી નેત્રની અણીઓથી ભગવાનના મુખને જોતાં રૂક્મિણીએ તેમને આ પ્રમાણે કહ્યું.[33]

રૂક્મિણી કહેછે–હે કમળ સરખાં નેત્રવાળા! આપે કહ્યું કે–'અમો તારા સમાન નથી' એ વાત સાચીજ કહી છે, કેમકે પોતાના સ્વરૂપાનંદમાંજ મગ્ન રહેનારા અને બ્રહ્માદિકના પણ સ્વામી આપ ક્યાં? અને પામર તથા અજ્ઞાની લોકો જેના ચરણનું સેવન કરેછે એવી લક્ષ્મીરૂપ હું ક્યાં?[34] હે મોટા પરાક્રમવાળા! આપે કહ્યું કે–'અમો રાજાઓથી ભય પામીને સમુદ્રની શરણે આવેલા છીએ' તે પણ સાચુંજ કહ્યુંછે, કેમકે જાણે શબ્દસ્પર્શાદિક વિષયોરૂપી રાજાઓની બીકનેલીધે હોય તેમ આપ, સમુદ્રની પેઠે અગાધ અર્થાત્ વિષયોથી ક્ષોભ નહીં પામેલા હૃદયમાં ચૈતન્યઘન આત્મારૂપે નિશ્ચળપણાથી પ્રકાશોછો આપે કહ્યું કે 'અમો બળવાનોની સાથે દ્વેષ કરનારા છીએ' તે પણ સાચુંજ કહ્યુંછે, કેમકે વિષયોમાં લાગનારી ઇંદ્રિયો કે જેઓ બળવાન છે તેઓની સાથે આપ નિરંતર દ્વેષજ રાખોછો. અર્થાત્ તેવી ઇંદ્રિયોથી આપ જણાતા નથી આપે કહ્યું કે–'અમો રાજ્યાસનનો ત્યાગ કરનારા છીએ તે પણ સાચુંજ કહેલું છે કેમકે રાજ્યાસન કે જે ધાટા અજ્ઞાનરૂપજ છે, તેને આપના સેવકોએ પણ છોડી દીધેલું છે, ત્યારે આપ પોતે છોડી દ્યો તેમાં તો શું જ કહેવું!' આપે

કહ્યું કે–'અમો અજાણી રીતભાતવાળા છીએ' તે પણ સાચુ જ કહ્યુ છે; કેમકે હે પ્રભુ! આપના ચરણકમળના રસને સેવનારા મુનિઓની રીતભાત પણ પશુજેવાં માણસોના જાણવામાં આવતી નથી, ત્યારે આપની પોતાની રીતભાત તો અજાણીજ હોય એમાં શુ કહેવુ? આપે કહ્યુ કે-'અમો લોકથી ન્યારા માર્ગવાળા છીએ' તે પણ સાચુ જ કહ્યુછે; કેમકે જે લોકો આપને અનુસરનારા હોયછે તેઓનો માર્ગ પણ લોકોથી ન્યારો હોયછે, ત્યારે આપ કે જે ઇશ્વરજ છો તેમનો પોતાનો હોય તેમાં તો શુજ કહેવુ![36] આપે કહ્યુ કે–'અમો નિષ્કિંચન છીએ' તે પણ સાચું જ કહ્યુછે, કેમકે આપનાથી ન્યારૂ બીજુ કાંઈજ નથી માટે આપ નિષ્કિંચન છો. નિષ્કિંચનપણાનો બીજો અર્થ જે દરિદ્રતા છે તે તો આપમાં ઘટતોજ નથી, કેમકે બીજાઓની પાસેથી પૂજા લેનારા બ્રહ્માદિક પણ આપનુ પૂજન કરેછે. આપે કહ્યુ કે–'અમો નિષ્કિંચન લોકોને પ્યારા અને તેઓની ઉપર પ્રીતિ રાખનારા છીએ' તે પણ સાચુ જ કહ્યું છે, કેમકે નિષ્કિંચન એટલે જેઓને કાંઈપણ દેહાભિમાન નથી એવા બ્રહ્માદિક બ્રહ્મવેત્તાઓને આપ પ્યારા છો અને તેઓ આપને પ્યારા છે. આપે કહ્યુ કે–'સમૃદ્ધિવાળા લોકો મને ભજતા નથી' તે પણ સાચુ જ કહ્યુંછે; કેમકે ધનવાનપણાના અભિમાનથી આંધળા થયેલા લોકો આપ કે જે કાળસ્વરૂપ છો તેમને જાણતા નથી તેથી તેઓ ઇંદ્રિયોનેજ તૃપ્ત કરેછે પણ આપને ભજતા નથી.[37] આપે કહ્યુ કે–'ઉત્તમ અને અધમની વચ્ચે વિવાહ કે મૈત્રી થવી યોગ્ય નથી' એ પણ સાચુંજ કહ્યુંછે; કેમકે આપ સઘળા પુરૂષાર્થમય અને પરમાનંદરૂપ છો એમ જાણીને પરમાનંદની પ્રાપ્તિની ઈચ્છાથી જે બુદ્ધિમાન લોકો બીજા સઘળાંને છોડી દે છે તેઓનેજ આપનો સંબંધ યોગ્ય છે, પણ સુખદુઃખથી વ્યાકુળ અને પરસ્પર પ્રીતિની ગાંઠ બાંધી રહેલાં પામર સ્ત્રીપુરૂષોને યોગ્ય નથી.[38] આપે કહ્યુ કે–'અમો ભીખારીઓએ વખાણેલા છીએ' તે પણ સાચુંજ કહ્યું છે, કેમકે ભીખારીઓ એટલે સર્વને અભયદાન દઈને ભિક્ષુક (સન્યાસી) થયેલા મુનિલોકો આપનાં વખાણ કરેછે. આપે કહ્યું કે–'તું અમને વૃથા વરીછે' પરંતુ તેમ નથી; કેમકે જેને માટે સઘળું પ્યારૂ લાગે છે તે આત્મારૂપ અને પોતાના સ્વરૂપને આપનારા આપ છો તેથી હું આપને વરીછુ. હુ એવી રીને સમજીને આપને વરીછુ તેથી 'નહીં જાણતાં વરીછે' એ આપનુ કહેવુ પણ યથાર્થ નથી. બીજાઓની વાત તો શુ કરૂં? પણ બ્રહ્મા અને ઇંદ્રાદિકને પણ આપની ભ્રકુટિથી પ્રેરાએલા કાળના વેગથી જેઓનાં સુખ નાશ પામેછે એવા જાણી તેઓનો ત્યાગ કરીને હુ આપને વરીછુ, તેથી મારા ઉપર આપે મૂકેલો 'ટુંકી દૃષ્ટિ રાખ્યાનો દોષ' રહેતો નથી[39] હે શ્રીકૃષ્ણ! હે પ્રભુ! સિંહ જેમ પશુઓને ભગાડીને પોતાનુ ભક્ષ્ય લઈ જાય તેમ તમે શારંગધનુષના નાદથીજરાસંધાદિકરાજાઓને ભગાડીને પોતાના ભાગરૂપ મને હરી લાવ્યાછો, માટે 'એઓના ભયથી સમુદ્રનુ શરણ લેવાનુ' આપ જે કહોછો તે આપનુ વચન યથાર્થ નથી પણ અજ્ઞાન ભરેલુ છે.[40] આપે કહ્યુ કે–'અમારે પનારે જેઓ પડેલાં હોય તેઓ સીદાયછે,' પણ તે વાત ખોટી છે, કેમકે બીજા રાજાઓના શિરોમણિ સરખા અંગ, પૃથુ, ભરત, યયાતિ અને ગય આદિ રાજાઓ પણ આપનુ ભજન કરવાની ઇચ્છાથી પોતાના ચક્રવર્તિ રાજ્યને છોડી દઇ વનમાં ગયા હતા. માટે હે કમળસરખાં નેત્રવાળા! આપને પનારે જેઓ પડેલા હોય તેઓ સીદાય છે? નથીજ સીદાતા, પણ તમારા સ્વરૂપને પામે છે[41] ગુણોના* સ્થાનકરૂપ (આથી 'અમો ગુણરહિત છીએ' એમ જે ભગવાને કહ્યુછે તેનુ ખંડન કર્યું સમજવુ) આપના ચરણકમળનો સુગંધ કે જે લોકોને મોક્ષરૂપ અને સત્પુરૂષોએ વર્ણન કરેલોછે તેને સુંઘી પછી તેનો અનાદર કરીને કઈ સ્ત્રી,

* ભગવાને કહ્યુછે કે 'હજીપણ તમે પોતાને યોગ્ય હોય એવા કોઇ ઉત્તમ ક્ષત્રિયને વરો' તેનો પ્રત્યુત્તર આપેછે.

બીજા સર્વદા ઘણા ભયથી દબાયેલા પતિને વરે? જેને માથે મોત હોય અને જે પોતાના સાચા સ્વાર્થમાં યથાર્થ સમજતી હોય એવી તો કોઇ પણ સ્ત્રી બીજા પતિને ન વરે.[૪૨] એટલા માટે સર્વ પ્રકારથી યોગ્ય, જગતના સ્વામી, આ લોક તથા પરલોકમાં સર્વ મનોરથોને પૂરનાર અને પોતાના આત્મારૂપ આપનેજ હુ વરીછું. અનેક અવતારોમાં ભટકતી હુ માગુ છુ કે આપનુ આ ખોટા સસારનો છેડો લાવનાર ચરણારવિંદ કે જે ભજનારા માણસને પોતાનુ કરી લેછે તેજ સઘળા અવતારોમાં મારૂ શરણ થજો [૪૩] હે + અચ્યુત! હે શત્રુઓનો નાશ કરનાર! તમે કહેલા બીજા રાજાઓ કે જેઓ સ્ત્રીઓના ઘરમાં ગધેડાનીપેઠે કેવળ ભાર ઉપાડનારા, બળદનીપેઠે સર્વદા રળનારા, કુતરાઓની પેઠે અપમાન પામનારા, મીદડાની પેઠે કંગાળ તથા ક્રૂર અને નોકરોની પેઠે ઓશિયાળા છે, તેઓ તે દુર્ભાગ્ગણી સ્ત્રીના પતિ થાય કે જે સ્ત્રીના કાન ઉપર સદાશિવ અને બ્રહ્માની સભાઓમાં ગવાએલી તમારી કથા આવે નહી [૪૪] તમારા ચરણકમળના મકરદને નહી સુઘનારી જે સ્ત્રી મૂઢ હોય તે સ્ત્રી, જીવતે મુવેલા માણસને 'આ પતિ છે' એમ માનીને ભજે છે કે જે માણસ બહાર ચામડી, દાઢી, મૂછ, રૂવાડાં, નખ અને મોવાળાથી મઢાએલો અને અદર માંસ, હાડકાં, લોહી, કીડા, વિષ્ટા, કફ, પિત્ત અને વાયુમય હોયછે [૪૫] આપના કહ્યા પ્રમાણે જો કે આપ કોઈની અપેક્ષા વગરના અને મને પણ ઉત્કૃષ્ટ નહીં સમજનારાછો, તોપણ મને આપના ચરણારવિંદમાંજ પ્રેમ હોજો, કેમકે એ પ્રેમજ મને મોટા લાભછે આ જગતની વૃદ્ધિ કરવા સારૂ રજોગુણની ભારે માત્રા લઈને કોઇ સમયે (સૃષ્ટિના સમયમાં) હુ કે જે માયારૂપ છુ તેની સામુ જુઓછો એજ મારા ઉપર મોટો અનુગ્રહ છે! [૪૬] હે મધુદૈત્યને મારનાર! આપે મને 'હવે બીજા ઉપર પ્રેમ કરવાનુ કહ્યુ' તે વાતને હું ખોટી માનતી નથી, કેમકે કાશીના રાજાની અબા નામની કુવરીનેકુવારાપણામાંજ જેમ શાલ્વરાજા ઉપર પ્રીતિ થઇ હતી, તેમ કોઈ સમયે કન્યાપણામાં પણ પુરૂષઉપર પ્રેમ થાય છે અને કોઈ સમયે પરણ્યા પછી પણ છીનાળ સ્ત્રીનુ મન નવાનવા પતિ ઉપર જાયછે એવાં ઘણાં ઉદાહરણ છે, પરતુ મારી તો તમારામાંજ પ્રીતિ છે. વિદ્વાન પુરૂષે વ્યભિચારિણિ સ્ત્રીને ઘરમાં રાખવીજ નહી જોઇએ; કેમકે એવી સ્ત્રીને રાખનાર પુરૂષ આ લોક તથા પરલોકમાંથી પણ ભ્રષ્ટ થાયછે.[૪૭-૪૮]

શ્રીભગવાન કહેછે—હે પતિવ્રતા! હે રાજપુત્રી! તમારા મુખથી આવાં વચન સાંભળવાની ઇચ્છાથી મેં તમારી હાંસી કરી હતી. મારા વચનોના તમે જે પ્રત્યુત્તર કહ્યા તે સઘળા સાચાજ છે [૪૯] હે ભામિની! જેજે મનોરથોને તમે ઈચ્છોછો તે સઘળા મનોરથો તમને મારામાં સાચી ભક્તિ હોવાથી સર્વદા પ્રાપ્તજ છે, એટલુજ નહી પણ હે કલ્યાણી! તે મનોરથોનુ પરિણામે વલણ પણ મોક્ષ ઉપર થશે.[૫૦] હે નિર્દોષપત્નિ! તમારો પતિ ઉપર પ્રેમ અને પતિવ્રતાપણુ પણ સારી રીતે જાણવામાં આવ્યાં, કેમકે વચનો બોલીને તમને ચળાયમાન કરવા માંડયાં તો પણ મારામાં લાગેલી તમારી બુદ્ધિ બીજા વિષયમાં ગઇજ નહી.[૫૧] હું કે જે મોક્ષનો સ્વામી છુ તેને જે વિષયીલોકો તપ અને વ્રતો પાળીને દપતિસબધી સુખભોગને માટે યજેછે, તેઓને મારી માયાથી મોહ પામેલા સમજવા [૫૨] હે માનિની! હુ કે જેમાં મોક્ષ અને સપત્તિઓ પણ રહેલીછે તેને પ્રસન્ન કરી જે લોકો સપત્તિરૂપ વિષયસુખનેજ ઇચ્છેછે, પણ હુ કે જે સપત્તિઓનો સ્વામી છું તેને ઇચ્છતા નથી, તે લોકોને મદભાગ્યવાળાજ જાણવા, કેમકે વિષયનાં સુખતો માણસોને નરકમાં પણ મળેછે અને વિષયસુખમાં ચિત્ત રહેવાથી નરકનીજ પ્રાપ્તિ થાયછે.[૫૩] હે ઘરની ધણીઆણી! મારી સંસારમાંથી છોડાવે એવી નિષ્કામ

---

+ ભગવાને જે બીજા રાજાઓના ઘણા વખાણ કર્યા છે તે વિષે ઇર્ષ્યાથી, ગાળો દઈને બે હાથની આગળીઓથી કડકડા મોરીને કહેછે.

સેવા કે જે ખળ લોકોથી થઇ શકે નહી તે તમે ઘણીવાર કરી એ સારૂં થયું દુષ્ટ અભિપ્રાય વાળી, ઇંદ્રિયોનેજ તૃપ્ત કરનારી અને દગાઇ કરનારી સ્ત્રીથી આવી સેવા કદીપણ બની શકેજ નહીં.[૫૪] હે માનિની! નિષ્કામ રહીને પ્રેમથીજ મારી સેવા કરનારી મારા ઘરમાં ઘણી સ્ત્રીઓ છે, તોપણ તમારા જેવી પ્રેમવાળી હું કોઇને દેખતો નથી, કેમકે તમે પોતાના વિવાહ સમયમાં આવેલા રાજાઓને તુચ્છ ગણીને કેવળ મારી કીર્તિ સાંભળવા ઉપરથીજ થયેલા પ્રેમને લીધે બ્રાહ્મણને ગુપ્ત સમાચાર આપીને મારી પાસે મોકલ્યો હતો.[૫૫] તમારા ભાઇને યુદ્ધમાં જીતી લઇને અમે વિરૂપ કર્યો તથા અનિરૂદ્ધના* વિવાહના ઉત્સવમાં જુગારની સભામાં મારી નાંખ્યો તે વાતને તથા તેથી સમયે સમયે મનમાં ઉભરાઇ આવતા દુઃખને તમે અમારી સાથે વિયોગ થવાની બીકથી સહન કરી રહ્યાં છો અને કાંઇ પણ બોલ્યાં નથી, તેથી તમે અમોને વશ કરી લીધા છે.[૫૬] મારી પ્રાપ્તિને માટે ગુપ્તવિચારો આપીને તમે દૂત મોકલ્યો હતો, તથા મારા આવી પોહોચવાને વિલંબ થતાં આ જગતને શૂન્ય માની બીજાને યોગ્યનહી એવું આ શરીર છોડી દેવાની ઈચ્છાકરી હતી, તેનો બદલો અમારાથી વાળી શકાય એમ નથી. અમેતો કેવળ વખાણ કરી તમને રાજી કરીએ એટલુજ છે.[૫૭]

શુકદેવજી કહેછે—જગતના ઇશ્વર ભગવાન પોતે આત્મારામ છતાં પણ મનુષ્યલોકની લીલા કરવા સારૂ આવી રીતની સુરતસંબધી હાંસીની વાતોથી લક્ષ્મીજીના અવતારરૂપ રૂક્મિણીની સાથે રમતા હતા.[૫૮] લોકોના ગુરૂ શ્રીકૃષ્ણ ભગવાન બીજી સ્ત્રીઓના ઘરમાં પણ એવીજ રીતે ગૃહસ્થાશ્રમ સંબધી ધર્મોને ગૃહસ્થની પેઠે અનુસરતા હતા.[૫૯]

तथान्यासामपि विभुर्गृहेषु गृहवानिव।
आस्थितो गृहमेधीयान् धर्माल्लोकगुरुर्हरिः॥५९॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો સાઠમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૬૧ મો.*

### ભગવાનના પુત્ર પૌત્રાદિકની કથા તથા બળભદ્રે કરેલો રૂક્મિનો નાશ.

॥ श्रीशुक उवाच ॥

एकैकशस्ताः कृष्णस्य पुत्रान् दश दशाबलाः।
अजीजनन्ननवमान् पितुः सर्वात्मसंपदा॥१॥

શુકદેવજી કહેછે—ભગવાનની એ સોળ હજાર એક સો આઠ સ્ત્રીઓએ પ્રત્યેકે દશ દશ પુત્રો જણ્યા, અને તે પુત્રો સઘળી રીતે પિતાથી ન્યૂન નહી હતા. ભગવાનના આત્મારામપણાને નહીં જાણતી એ ભગવાનની પત્નિ રાજપુત્રીઓ ભગવાનને પોતપોતાના ઘરમાં રહેલા અને ઘર છોડીને નહી જતા જોઈને તેમને પોતપોતાનાજ પ્યારા માનતી હતી.[૨] ભગવાનનુ સુંદર કમળના કોશ જેવુ મુખ, લાંબા હાથ તથા નેત્ર, પ્રેમસહિત હાસ્યરસથી જોવાં અને મનોહર ભાષણોથી મોહ પામેલી એ સ્ત્રીઓ પોતાના અનેક વિલાસોથી ભગવાનના મનનુ હરણ કરવાને સમર્થ થતી નહતી.[૩] ગુઢ હાસ્યયુક્ત કટાક્ષથી સૂચવેલા અભિપ્રાયને લીધે મનનું હરણ કરનાર ભ્રકુટીના મંડળથી યોજેલા સુરતસંબધી વિચારોમાં પોહોચેલાં કામદેવનાં બાણોથી અને બીજા પણ કામશાસ્ત્રમાં પ્રસિદ્ધ ઉપાયોથી ભગવાનના મનને વશ કરવામાં એ સ્ત્રીઓ સોળ હજાર એક સો અને આઠ છતાં પણ સમર્થ થતી નહતી.[૪] બ્રહ્માદિક પણ જેમની પદવીને જાણતા નથી એવા એ લક્ષ્મીના પતિ ભગવાનને સ્વામી પામીને એ સ્ત્રીઓ નિરંતર વૃદ્ધિ પામતી પ્રીતિથી એ પ્રમાણે સ્નેહસહિત હાસ્ય, કટાક્ષ અને નવીન સંગમમાં ઉત્સુકપણુ, ઇત્યાદિક વિહારો કરતી હતી.[૫] જો કે પ્રત્યેકની પાસે સૈકડો દાસીઓ હતી તો પણ સામુ જવુ, આસન દેવું, સુંદર પૂજન કરવુ, પગ ધોવા, પાનબીડી દેવી, પગ ચાંપવા, પંખા નાંખવા, ચંદન પુષ્પ દેવાં,

* આ વચન ઉપરથી જણાય છે કે અનિરૂદ્ધનો વિવાહ થયા પછી ભગવાને રૂક્મિણીની આ હાસી કરીછે.

* આ એકસઠમા અધ્યાયમાં ભગવાનના પુત્ર પૌત્રાદિક સંતાતની અને અનિરૂદ્ધના વિવાહમાં બળભદ્રે રૂક્મિને મારી નાખવાની કથા કહેવામાં આવશે.

કેશ સ્વચ્છ કરવા, સૂવડાવવા, નવરાવવા અને ભોજન દેવુ એવા એવા ઉપચારોથી તે સ્રીઓ ભગવાનની પાસે દાસીપણુ કરતી હતી.[૬] પ્રત્યેક દશ દશ દીકરાવાળી એ ભગવાનની સ્રીઓમાં જે આઠ પટરાણીઓ કહેલી છે તેઓના પુત્ર પ્રદ્યુમ્નાદિકનાં નામ હુ તમારી પાસે કહુંછુ.[૭] શ્રીકૃષ્ણ ભગવાનને રૂક્મિણીમાં પ્રદ્યુમ્ન, ચારૂદેષ્ણ, સુદેષ્ણ, ચારૂદેહ, સુચારૂ, ચારૂગુપ્ત, ભદ્રચારૂ, ચારૂચંદ્ર, વિચારૂ, અને ચારૂ, એ દશ પુત્રો થયા હતા, કે જેઓ પિતાથી ન્યૂન નહતા.[૮-૯] ભાનુ સુભાનુ, સ્વર્ભાનુ, પ્રભાનુ, ભાનુમાન્, ચંદ્રભાનુ, બૃહદ્ભાનુ, અતિભાનુ, શ્રીભાનુ અને પ્રતિભાનુ, એ દશ સત્યભામાના પુત્રો હતા. સાંબ, સુમિત્ર, પુરૂજિત્, શતજિત, સહસ્રજિત, વિજય, ચિત્રકેતુ, વસુમાન, દ્રવિણ, અને ક્રતુ, એ દશ જાંબવતીના પુત્રો હતા, કે જેઓ પિતાને પ્યારા હતા.[૧૦-૧૨] વીર, ચંદ્ર, અશ્વસેન, ચિત્રગુ, વેગવાન, વૃષ, આમ, શંકુ, વસુ, અને કુંતિ, એ દશ નાગ્નજીતીના પુત્રો હતા.[૧૩] શ્રુત, કવિ, વૃષ, વીર, સુબાહુ, ભદ્ર, શાંતિ, દર્શ, પૂર્ણમાસ અને સોમક, એ દશ કાલિંદીના પુત્રો હતા[૧૪] પ્રઘોષ, ગાત્રવાન, સિંહ, બલ, પ્રબલ, ઉર્ધ્વગ, મહાશક્તિ, સહ, ઓજ, અને અપરાજિત, એ દશ લક્ષ્મણાના પુત્રો હતા.[૧૫] વૃક, હર્ષ, અનિલ, ગૃધ્ર, વર્દ્ધન, અન્નાદ, મહાશ, પાવન, વન્હિ, અને ક્ષુધિ, એ દશ મિત્રવિંદાના પુત્રો હતા[૧૬] સંગ્રામજિત્, બૃહત્સેન, શૂર, પ્રહરણ, અરિજિત, જય, સુભદ્ર, વામ, આયુ અને સત્યક, એ દશ ભદ્રા (શૈબ્યા)ના પુત્રો હતા[૧૭] ભગવાનને સોળ હજાર અને એક સો સ્રીઓમાંની રોહિણીમાં દીપ્તમાન્, અને તામ્રતપ્ત આદિ પુત્રો થયા હતા હે રાજા! ભોજકટ નામના પુરમાં રૂક્મિની કુંવરી રૂક્મવતીને પ્રદ્યુમ્ન પરણ્યા હતા, તેમાં પ્રદ્યુમ્નને મહા બળવાન્ અનિરૂદ્ધ નામે પુત્ર થયો હતો શ્રીકૃષ્ણના બીજા પુત્રોના પણ પુત્રો અને પૌત્રો કરોડો થયા હતા. શ્રીકૃષ્ણના પુત્રોની મા સોળ હજાર એક સો અને આઠ હતા, તેથી તેઓની સંતતિ ઘણીજ થઇ.[૧૮-૨૦]

પરીક્ષિત રાજા પૂછેછે—રૂક્મિ કે જે શ્રીકૃષ્ણના હાથથી યુદ્ધમાં પરાભવ પામવાનેલીધે શ્રીકૃષ્ણને મારવાનોજ લાગ જોતો હતો, તેણે પોતાના શત્રુ શ્રીકૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્નને પોતાની દીકરી કેમ આપી? હે સર્વજ્ઞ! શત્રુઓને પરસ્પર વેહેવાઈનો સબંધ થયો તેનુ કારણ કહો.[૨૦] રૂક્મિનો અભિપ્રાય તમારાથી અજાણ્યો નહીં હોવો જોઇએ, કેમકે જે વસ્તુ ભૂત, ભવિષ્ય, વર્ત્તમાન, ઇંદ્રિયોથી અગમ્ય, દૂર કે અંતરવાળી હોય તેને પણ યોગીઓ સારી રીતે જાણી શકેછે.[૨૧]

શુકદેવજી કહેછે—પ્રદ્યુમ્ન કે જે સાક્ષાત્ અનંગ (કામદેવ)ના અગવાળા અવતારરૂપ હતા તેમને સ્વયંવરમાં રૂક્મવતી વરતાં તેમણે પોતાના એક રથથી, ત્યાં ભેળા થયેલા રાજાઓને યુદ્ધમાં જીતી લઇને રૂક્મવતીનુ હરણ કર્યું હતું.[૨૨] ભગવાને અપમાન કરેલા રૂક્મિને જો કે વૈર સાંભરતું હતુ, તોપણ તેણે પોતાની બેન રૂક્મિણીને રાજી રાખવાસારૂ પોતાના ભાણેજને કન્યા આપવામાં વાંધો નહી લીધો હતો.[૨૩] હે રાજા! રૂક્મિણીની કુંવરી મોટા નેત્રવાળી ચારૂમતી નામની કન્યાને બળવાન કૃતવર્માનો દીકરો પરણ્યો હતો.[૨૪] રૂક્મિએ ભગવાનની સાથે વૈર બાંધ્યુ હતુ, તોપણ ભગવાનના પૌત્ર અનિરૂદ્ધને પોતાની પૌત્રી રોચના આપી હતી. જો કે શત્રુની સાથે સબંધ કરવો અયોગ્ય છે એમ પોતે જાણતો હતો, તોપણ સ્નેહરૂપી પાશથી બંધાઇને પોતાની બેનનેસારૂ લગાડવાસારૂ એ કામ પણ રૂક્મિએ કર્યું હતુ.[૨૫] હે રાજા! એ અનિરૂદ્ધના વિવાહના ઉત્સવમાં રૂક્મિણી, બળભદ્ર, ભગવાન, સાંબ અને પ્રદ્યુમ્ન આદિ યાદવો ભોજકટપુરમાં ગયા હતા[૨૬] એ વિવાહની ક્રિયા સંપૂર્ણ થયા પછી અભિમાની કાલિંગ (કલિંગ દેશનો રાજા) આદિ રાજાઓએ રૂક્મિને કહ્યું કે—'જુગારમાં બળભદ્રને જીતી લે.[૨૭] બળભદ્રને પાસા નાંખવાનુ જ્ઞાન નથી, તોપણ તે વાતનુ મારે વ્યસન છે.' આ પ્રમાણે રાજાઓના કહેવાથી બળભદ્રને બોલાવી તેમની સાથે રૂક્મિ જુગાર રમવા લાગ્યો.[૨૮] એ પ્રસંગમાં બળભદ્રે સો, હ-

જાર અને દશહજારની મૂઠો માંડી, તેમાં રૂક્મિ જીત્યો, એટલે કાલિંગ રાજાએ દાંત દેખાડીને બળભદ્રની ઊંચા સાદથી હાંસી કરી, તે બળભદ્રથી સહન થઈ શકી નહીં.[૨૯]પછી રૂક્મિએ એક લાખની મૂઠ માંડી તેમાં બળભદ્ર જીત્યા, તોપણ કપટથી રૂક્મિએ કહ્યું કે-'હું જીત્યો.' [૩૦]સમુદ્ર જેમ પુનમમાં ક્ષોભ પામે તેમ ક્રોધથી ક્ષોભ પામેલા અને જેમનાં જન્મથી રાતાં નેત્ર ક્રોધથી અત્યંત રાતાં થઇ ગયાં એવા બળભદ્રે દશ કરોડની મૂઠ માંડી.[૩૧]એ રમતમાં પણ ધર્મની રીતે બળભદ્ર જીત્યા, તો પણ છળ ધરાવનારો રૂક્મિ બોલ્યોકે-'હું જીત્યોછું' આ વિષયમાંઆ સભાસદો કહેશે.'[૩૨]એ સમયમાં આકાશવાણી બોલી કે-'આ મૂઠમાં બળભદ્રજ ધર્મની રીતે જીત્યાછે અને રૂક્મિ તો કેવળ વચનથીજ ખોટું બોલેછે.'[૩૩]દુષ્ટ રાજાઓએ પ્રેરેલો અને જેનું મોત આવ્યું હતું એવો રૂક્મિ એ આકાશવાણીનો અનાદર કરી બળભદ્રની હાંસી કરતાં બોલ્યોકે-'તમો વનમાં ફરનારા ગોવાળિયાઓ પાસાની રમતમાં જાણોજ નહી. રાજાઓજ પાસાઓથી અને બાણોથી રમી જાણે પણ તમજેવા જાણે નહી.'[૩૪-૩૫]એ પ્રમાણે રૂક્મિએ તિરસ્કાર કરતાં અને રાજાઓએ ઉપહાસ કરતાં ક્રોધ પામેલા બળભદ્રે એ માંગલિક સભામાં ભોગળ ઉપાડીને રૂક્મિને મારી નાંખ્યો.[૩૬]કલિંગ દેશનો રાજા ભાગવા લાગતાં તેને દશમે પગલે પકડી લઇને ક્રોધથી તેના દાંત પાડી નાંખ્યા કે જે રાજા દાંત ઉઘાડા કરીને હસ્યો હતો.[૩૭]બળભદ્રે ભોગળથી પીડા કરેલા, લોહીથી ખરડાએલા અને જેઓનાં હાથ, સાથળ અને માથાં ભાંગી પડયાં હતાં એવા બીજા રાજાઓ બીકથી ભાગી ગયા.[૩૮]હે રાજા! શ્રીકૃષ્ણ ભગવાન પોતાનો સાળો રૂક્મિ મરણ પામતાં રૂક્મિણી અને બળભદ્રની સાથે સ્નેહ ત્રુટી જવાની બીકથી સારૂ કે નરસું કાંઈપણ બોલ્યા નહી.[૩૯]પછી ભગવાનના આશ્રયનેલીધે જેઓના સઘળા મનોરથો પૂર્ણ થયા એવા બળભદ્ર આદિ યાદવો વર અનિરૂદ્ધને એ નવી પરણેલી વહુની સાથે રથમાં બેસાડીને ભોજકટપુરમાંથી દ્વારકામાં ગયા.[૪૦]

ततोऽनिरुद्धं सहसूर्यया वरं
रथं समारोप्य ययुः कुशस्थलीम् ।
रामादयो भोजकटाद्दशार्हाः
सिद्धाऽखिलार्था मधुसूदनाश्रयाः ॥४०॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો એકસઠમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૬૨ મો.*

### ઉષાસાથે રમણ કરવાથી અનિરૂદ્ધને બાણાસુરે કેદ કર્યો.

### राजोवाच.

बाणस्य तनयामूषामुपयेमे यदूत्तमः
तत्र युद्धमभूद्घोरं हरिशंकरयोर्महत् ॥१॥

પરીક્ષિત રાજા પૂછેછે—હે મોટા યોગી! બાણાસુરની દીકરી ઊષાને અનિરૂદ્ધ પરણ્યા હતા તે પ્રસંગમાં શ્રીકૃષ્ણ અને સદાશિવને મોટું અને ભયંકર યુદ્ધ થયું હતું. એ સઘળી વાત આપે કહેવી જોઇએ.[૧]

શુકદેવજી કહેછે—બળિરાજાના સો પુત્રોમાં બાણાસુર નામે મોટો પુત્ર હતો, કે જે બળિરાજાએ વામનરૂપ ધરી આવેલા વિષ્ણુને પૃથ્વીનું દાન દીધું હતું.[૨]એ બળિરાજાનો ઔરસ પુત્ર બાણાસુર નિરંતર સદાશિવની ભક્તિમાં લાગેલો, માન દેવા યોગ્ય, ઉદાર, બુદ્ધિમાન, સાચી પ્રતિજ્ઞાવાળો અને દૃઢ નિયમવાળો હતો.[૩]એ બાણાસુર પૂર્વે શોણિતપુરમાં રાજ્ય કરતો હતો. સદાશિવની કૃપાથી દેવતાઓ તેની પાસે કિંકર જેવા થઇ રહ્યા હતા. હજાર હાથવાળા એ બાણાસુરે તાંડવ(નાચ) કરીને મહાદેવને પ્રસન્ન કર્યાં હતા.[૪]સર્વ પ્રાણીઓના સ્વામી, શરણે જવા યોગ્ય અને ભક્તવત્સળ સદાશિવે બાણાસુરને મનવાંછિત વર માગવાનું કહેતાં 'તમારે મારા પુરનું

* આ બાસઠમા અધ્યાયમા ઘણા હાથવાળા બાણાસુરે અનિરૂદ્ધને પોતાની કન્યા ઉષાની સાથે રમણ કરવાના અપરાધથી બાંધીને રોકી મૂક્યા, એ કથા કહેવામાં આવશે.

પાલન કરવા રહેવું' એવુ માગ્યુ હતુ [૫] પરાક્રમથી છકેલા બાણાસુરે એક દિવસે પોતાની પાસે રહેલા સદાશિવને પોતાના સૂર્ય સરખા તેજસ્વી મુકુટથી તેમના ચરણારવિંદનો સ્પર્શ કરીને કહ્યું કે-'હે મહાદેવ! આપ કે જે લોકોના ગુરૂ, ઈશ્વર અને જેઓની કામના પૂરી થઇ નથી એવા પુરૂષોની કામનાને પરિપૂર્ણ કરનાર કલ્પવૃક્ષરૂપ છો, તેમને હુ પ્રણામ કરૂ છું.[૬-૭]આપે મને હજાર હાથ આપેલાછે, પરંતુ તેઓ મને ભારરૂપ થઈ પડયાછે, કેમકે ત્રૈલોક્યમાં એક તમારા વિના બીજો કોઇ મારા તુલ્ય અને મારી સામો લડનાર મને મળતો નથી.[૮]હે આદિપુરૂષ! હસ્તોમાં ખજવાળ આવતાં હુ યુદ્ધ કરવાની ઇચ્છાથી પર્વતોને ચૂર્ણ કરી નાંખતો દિશાઓના હાથીઓની પાસે ગયો હતો તો તેઓ પણ મારી બીકથી ભાગી ગયા.'[૯]આવાં વચન સાંભળી ક્રોધ પામેલા સદાશિવે કહ્યું કે-'હે મૂઢ! જ્યારે તારી ધ્વજા ભાંગશે ત્યારે તને મારા જેવાની સાથે તારો ગર્વ ઉતારી નાંખે એવુ યુદ્ધ થશે.'[૧૦]હે રાજા! એ પ્રમાણે સદાશિવ બોલતાં રાજી થયેલો દુર્મતિ બાણાસુર પોતાને ઘેર ગયો, અને કુબુદ્ધિપણાનેલીધે પોતાના પરાક્રમનો નાશ કરનાર સદાશિવનું વચન સફળ થવાની વાટ જોવા લાગ્યો.[૧૧]એ બાણાસુરની ઊષા નામની કુવારી દીકરી હતી, તેને રૂપાળા અનિરૂદ્ધ કે જેને તેણે પૂર્વે દીઠા કે સાંભળ્યા પણ ન હતા તેમની સાથે સ્વપ્નમાં સમાગમ થયો.[૧૨]પછી સ્વપ્નામાંજ તેમને નહી દેખતાં તે ઊષા 'હે પતિ! કયાં છો' એમ બોલતી ઉઠી, અને સખીઓના મધ્યમાં વિહ્વળ થઇને બહુજ લજાઇ ગઈ[૧૩] કુભાંડ નામે બાણાસુરનો મંત્રી હતો તેની દીકરી ચિત્રલેખા કે જે ઊષાની સખી થતી હતી તેણે કૌતુકનેલીધે પોતાની સખી ઉષાને પૂછ્યુ કે-'હે સુંદરી! હે રાજકુમારી! તુ કોને શોધે છે? તારો મનોરથ કેવો છે? હજી સુધી તારૂ પાણિગ્રહણ કરનાર કોઇ વર મારા જાણવામાં નથી'[૧૪-૧૫]

ઊષા બોલીકે-શ્યામ, કમળસરખાં નેત્રવાળો, પીળાં વસ્ત્રવાળો, મોટા હાથવાળો અને સ્ત્રીઓનાં મનને ગમે એવો કોઇ નર સ્વપ્નમાં મારા જોવામાં આવ્યો[૧૬] એ નર મને પ્રથમ પોતાનુ અધરામૃત પાઇને પછી હુ કે જે તેનીજ ઇચ્છા કરતી હતી તેને દુઃખના સમુદ્રમાં નાખી દેતાં કયાંય જતો રહ્યોછે, તે પ્યારાને હું શોધુ છુ.[૧૭]

ચિત્રલેખા કહેછે-તારૂં દુઃખ હુ મટાડી દેઉંછુ. જેણે તારા મનનું હરણ કર્યુંછે તે જો ત્રૈલોક્યમાં હશે તો તેને હું લાવી આપીશ, માટે મને ઓળખાવ.[૧૮]

શુકદેવજી કહેછે-એ પ્રમાણે બોલીને તે ચિત્રલેખાએ વસ્ત્રમાં દેવ, ગંધર્વ, સિદ્ધ, ચારણ, નાગ, દૈત્ય, વિદ્યાધર, યક્ષો અને મનુષ્યોને યથાર્થ રીતે આળેખ્યા.[૧૯]મનુષ્યોમાં તેણે શૂર, વસુદેવ, બળભદ્ર, શ્રીકૃષ્ણ અને પ્રદ્યુમ્નને આળેખ્યા. પદ્યુમ્નને જોઇને તે ઊષા લજાઈ ગઇ.[૨૦]હે રાજા! પછી અનિરૂદ્ધને આળેખેલા જોઇ હસતી ઉષાએ લાજથી નીચુ મુખ કરીને 'તે આ, તે આ,' એમ કહ્યું.[૨૧]યોગવાળી ચિત્રલેખા તેમને શ્રીકૃષ્ણના પૌત્ર જાણીને આકાશમાર્ગથી શ્રીકૃષ્ણે પાળેલી દ્વારકામાં ગઈ[૨૨] ચિત્રલેખાએ દ્વારકામાં સારા પલંગ પર સૂતેલા પોતાની સખીના પ્રિય અનિરૂદ્ધને યોગના પ્રભાવથી ઉપાડી શોણિતપુરમાં જઇને પોતાની સખીને દેખાડયા.[૨૩] તે સુંદર વર અનિરૂદ્ધને જોઈ જેનુ મુખ પ્રફુલ્લિત થયું એવી એ ઊષા પુરૂષોથી જોઈ શકાય નહીં એવા પોતાના ઘરમાં તેમની સાથે રમણ કરવા લાગી.[૨૪] અમૂલ્ય વસ્ત્ર, માળા, સુગંધ, ધુપ, દીપ, આસનાદિક, પાન, ભોજન, ભક્ષ્ય, અને સારાં વચનપૂર્વક સેવાથી પૂજેલા, કન્યાના અંતઃપુરમાં ગુપ્ત રહેલા અને જેને સ્નેહ વધ્યો એવી ઊષાએ મોહ પમાડી દીધેલા અનિરૂદ્ધને ઘણા ઘણા દિવસો ગયા તેની ખબર પડી નહી.[૨૫-૨૬] એ પ્રમાણે અનિરૂદ્ધે ભોગવાતી અને રાજી થયેલી ઊષાને ચોકીવાળાઓએ છાનાં રહે નહીં એવાં ચિન્હો ઉપરથી વ્રતભંગ થયેલી જાણી લીધી.[૨૭] પછી તે ચોકીવાળાઓએ બાણાસુરની પાસે વાત કરી કે-'હે રાજા! તમારી કુંવારી કન્યાની કુળને કલંક લગાડે એવી કુચાલ અમારા

જાણવામાં આવીછે.[૨૮] હે સ્વામી! અમો સાવધાનપણાથી ઘરની ચોકી કરીએ છીએ, અને પુરૂષો તે કન્યાને જોઇ શકે એમ પણ નથી, તો પણ એ કન્યાને દૂષણ ક્યાંથી આવ્યું? તે અમો જાણતા નથી.[૨૯] પછી દીકરીના દૂષણની વાત સાંભળી બહુજ વ્યથા પામેલો બાણાસુર તુરત કન્યાના ઘરમાં ગયો, ત્યાં અનિરૂદ્ધ તેના જોવામાં આવ્યા.[૩૦] ત્રૈલોક્યમાં સર્વોત્તમ, રૂપાળા, શ્યામ, પીળાં વસ્ત્રવાળા, કમળ સરખાં નેત્રવાળા, મોટી ભુજાવાળા, સર્વ મંગળરૂપ, પ્યારીની સાથે પાસાથી રમતા, પ્યારીના અંગસંગને લીધે જેમાં સ્તનનું કેસર લાગી ગયું હતું એવી વસંતઋતુસંબંધી મલ્લિકાનાં પુષ્પોની માળાને વક્ષ:સ્થળમાં ધારણકરનાર, અને કુંડળ તથા કેશની કાંતિથી તથા હાસ્યપૂર્વક કટાક્ષથી જેમનુ મુખ શોભી રહ્યું હતુ એવા એ કામદેવ (પ્રદ્યુમ્ન)ના પુત્ર અનિરૂદ્ધને તે કન્યાની આગળ બેઠેલા જોઇને બાણાસુર વિસ્મય પામ્યો.[૩૧-૩૨] શસ્ત્ર ધરનારા અનેક યોદ્ધાઓથી વીંટાએલા બાણાસુરને ઘરમાં આવેલો જોઇ અનિરૂદ્ધ, તેને મારી નાંખવાની ઈચ્છાથી લોઢાની ભોગળ ઉપાડીને દંડ ધરનારા કાળની પેઠે ઉભા રહ્યા.[૩૩] મોટા સૂવર જેમ કુતરાઓને મારે તેમ પકડી લેવાની ઇચ્છાથી ચારેકોરથી આવતા એ યોદ્ધાઓને અનિરૂદ્ધે મારવા માંડ્યા. માર ખાતા અને જેઓનાં માથાં સાથળ તથા હાથ ભાંગી પડયા એવા તે યોદ્ધાઓ ઘરમાંથી નીકળીને ભાગી ગયા.[૩૪] પોતાના સૈન્યને મારતા એ અનિરૂદ્ધને બળવાન બાણાસુરે કોપથી નાગપાશવડે બાંધી લીધા. અનિરૂદ્ધને બંધાએલા જોઇ શોક તથા ખેદથી વિન્હળ થયેલી અને જેને આંસુનાં ટીપાં નેત્રમાંથી ચાલ્યાં જતાં હતાં એવી ઊષા બહુજ રોવા લાગી.[૩૫]

तं नागपाशैर्बलिनंदनो बली
घ्नंतं स्वसैन्यं कुपितो बबंधह ।
ऊषा भृशं शोकविषादविन्हला
बद्धं निशम्याश्रुकलाक्ष्यरौदिषीत् ॥ ३५ ॥

ઈતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો બાસઠમો અધ્યાય સંપૂર્ણ.

# અધ્યાય ૬૩ મો.*

## શ્રીકૃષ્ણે બાણાસુરના હાથ કાપી નાંખ્યા.

श्रीशुक उवाच.

अपश्यतां चानिरुद्धं तद्बंधूनां च भारत ।
चत्वारो वार्षिका मासा व्यतीयुरनुशोचताम् ॥ १ ॥

શુકદેવજી કહેછે–હે રાજા! અનિરૂદ્ધને નહીં દેખતાં અને તેમનો શોક કરતાં તેમનાં સંબંધીઓને વર્ષાઋતુના ચાર મહિના વીતી ગયા.[૧] પછી નારદજીના કહેવાથી અનિરૂદ્ધ બંધાયાની વાત તથા તેમણે કરેલુ કામ જાણવામાં આવતાં શ્રીકૃષ્ણને અનુસરનારા યાદવો શોણિતપુરમાં ગયા.[૨] શ્રીકૃષ્ણ તથા બળભદ્રની સાથે પ્રદ્યુમ્ન, સાત્યકિ, ગદ, સાંબ, સારણ, નંદ, ઉપનંદ તથા ભદ્ર આદિ ઉત્તમ યાદવોએ બાર અક્ષૌહિણી સૈન્યથી ચારેકોર બાણાસુરના નગરને ઘેરી લીધુ.[૩-૪] સઘળી દિશાઓમાં પુર, બગીચા, ગઢ, કોઠા અને દરવાજા ભાંગતાં જોઈ ક્રોધથી ભરાએલો બાણાસુર બાર અક્ષૌહિણી સૈન્ય લઇને યુદ્ધ કરવા નીકળ્યો.[૫] બાણાસુરને માટે પોતાના પુત્રો અને પાર્ષદોથી વીંટાએલા સદાશિવ નંદિકેશ્વર ઉપર બેસીને બળભદ્ર તથા ભગવાનની સાથે યુદ્ધ કરવા લાગ્યા.[૬] હે રાજા! શ્રીકૃષ્ણ તથા સદાશિવને અને પ્રદ્યુમ્ન તથા કાર્તિકેય સ્વામીને પણ ભારે તુમુલ, અદ્ભુત અને રૂવાડાં ઉભાં કરે એવુ યુદ્ધ થયું[૭] બળભદ્રની સાથે કુભાંડ અને કુપકર્ણ નામના બાણાસુરના મંત્રીઓ યુદ્ધ કરવા લાગ્યા, સાંબની સાથે બાણાસુરનો પુત્ર અને સાત્યકિની સાથે બાણાસુર યુદ્ધ કરવા લાગ્યો[૮] બ્રહ્માદિક મોટા દેવતાઓ, મુનિઓ, સિદ્ધ, ચારણ, ગંધર્વ, અપ્સરા અને યક્ષો વિમાનોમાં બેસીને જોવા આવ્યાં[૯] ભૂત, પ્રમથ, યક્ષ, ડાકણ્યો, રાક્ષસો, વેતાલ, વિનાયક, પ્રેત, માતૃગણ, પિશાચ, કુષ્માંડ અને બ્રહ્મરાક્ષસ આદિ સદાશિવના અનુચરોને શ્રીકૃષ્ણે શારંગધ-

* આ ત્રેસઠમા અધ્યાયમા બાણાસુર અને યાદવોને યુદ્ધ થના જ્વરે અને સનાશિવે બાણાસુરના હાથ કાપી નાંખનાર શ્રીકૃષ્ણની સ્તુતિ કરી એ કથા કહેવામાં આવશે.

નુષમાંથી મૂકેલાં તીક્ષ્ણ બાણોથી નસાડી મૂક્યાં.[10-11] વિસ્મય નહીં પામેલા શ્રીકૃષ્ણે, મહાદેવે પોતાની સામે મૂકેલાં અનેક પ્રકારનાં અસ્ત્રોને સામાં અસ્ત્રોથી સમાવી દીધાં.[12] બ્રહ્માસ્ત્રની સામે બ્રહ્માસ્ત્ર, વાયુના અસ્ત્રની સામે પર્વતનું અસ્ત્ર, અગ્નિના અસ્ત્રની સામે મેઘનું અસ્ત્ર અને પાશુપતાસ્ત્રની સામે નારાયણાસ્ત્ર મૂક્યું.[13] જૃંભણાસ્ત્રથી મહાદેવને મોહ ઉપજાવતાં તે બગાસાં ખાવા લાગી ગયા, તેટલામાં ભગવાને તરવાર, ગદા અને બાણોથી બાણાસુરની સેનાને કાપી નાંખી.[14] ચારેકોર પ્રદ્યુમ્નનાં બાણોથી પીડા પામતા અને જેમનાં ગાત્રોમાંથી લોહી નીકળતું હતું એવા કાર્તિકેય સ્વામી મોર ઉપર બેસીને યુદ્ધમાંથી ભાગી ગયા.[15] બળભદ્રના મુશળથી પીડા પામેલા કુભાંડ અને કુપકર્ણ પડી ગયા જેઓના મુખ્ય મરણ પામ્યા એવાં બાણાસુરનાં સૈન્યો ચારેકોર ભાગવા લાગ્યાં.[16] પોતાના સૈન્યને વીખાવા લાગેલું જોઈ બહુજ ક્રોધ પામેલો બાણાસુર સાત્યકિને છોડી દઇ યુદ્ધમાં રથમાં બેસીને ભગવાનની સામે દોડ્યો[17] યુદ્ધમાં મદોન્મત્ત બાણાસુર એક સામટાં પાંચસો ધનુષ ખેંચીને તે પ્રત્યેકમાં બબ્બે બાણ સાંધતો હતો.[18] ભગવાને એ ધનુષોને એક સામટાંજ કાપી નાંખ્યાં અને બાણાસુરના સારથિ, તથા ઘોડાઓને કાપી નાંખીને શંખનાદ કર્યો[19] બાણાસુરની મા કોટરા પોતાના પુત્રના પ્રાણ બચાવવાસારૂ મોવાળા છુટા મૂકી નાગી થઇને ભગવાનની સામે આવીને ઉભી રહી.[20] પછી નાગીને નહીં જોવા સારૂ ભગવાન આડું મોઢું કરી ગયા, તેટલી વારમાં રથવગરનો અને જેનુ ધનુષ કપાઈ ગયુ હતુ એવો બાણાસુર ગામમાં પેસી ગયો.[21] ભગવાને ભૂતપ્રેતોને ભગાડી મૂકતાં ત્રણ માથાં અને ત્રણ પગવાળો તાવ જાણે દશે દિશાઓને બાળતો હોય તેમ ભગવાન સામો યુદ્ધ કરવા આવ્યો.[22] ભગવાને એ તાવને જોઇને તેની સામે પોતાનો શીતજ્વર મૂક્યો. શિવનો તાવ તથા વિષ્ણુનો તાવ બેય યુદ્ધ કરવા લાગ્યા.[23] વિષ્ણુના તાવે પોતાના બળથી પીડેલો, ચીસો પાડતો, બીનેલો અને સંરણને ઇચ્છતો શિવનો તાવ બીજા કોઇથી અભય નહીં મળતાં હાથ જોડીને આ પ્રમાણે ભગવાનની સ્તુતિ કરવા લાગ્યો.[24]

શિવનો તાવ સ્તુતિ કરેછે—અપાર શક્તિવાળા, પરમેશ્વર, સર્વના આત્મા, જ્ઞાનસ્વરૂપ, શાંત, વેદથી જાણવામાં આવે એવા, અને જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયના કારણરૂપ આપ કે જે પરબ્રહ્મ છો તેમને પ્રણામ કરૂંછું.[25] કાળ, કર્મ, ફળ દેવામાં સજ્જ થયેલું કર્મ, કર્મનો સંસ્કાર, જીવ, પાંચ વિષયો, શરીર, પ્રાણ, અહંકાર, અગિયાર ઇંદ્રિયો, પંચમહાભૂત, લિંગશરીર અને દેહથી કર્મ તથા કર્મથી દેહ એમ ચાલતો પ્રવાહ, એ સઘળુ તમારી માયારૂપ છે, માટે તે માયાનો નિષેધ કરતાં અવધિરૂપ જે આપ રહોછો તેમની શરણે હું આવેલોછુ.[26] આપ સઘળી ઉપાધિઓથી મુક્ત થતાંજ લીલાથી સ્વીકાર કરેલા અનેક અવતારોથી દેવ, સાધુ અને વર્ણાશ્રમની મર્યાદાઓને પાળોછો અને જગતને પીડા કરનારા કુમાર્ગી લોકોને હણોછો. આ આપનો જન્મ પૃથ્વીનો ભાર ઉતારવાસારૂ છે.[27] આપે ઉત્પન્ન કરેલા અસહ્ય અને મહાભયકર આ શીતજ્વરથી હું પીડાયોછુ. પ્રાણીઓ આશામાં બંધાઇને જ્યાં સુધી આપના ચરણના મૂળને સેવે નહી ત્યાં સુધીજ તેઓને તાપ રહેછે.[28]

ભગવાન કહેછે—હે ત્રણ માથાંવાળા! હું તને પ્રસન્ન થયોછું. તને મારા તાવની બીક મટો. આપણા આ સંવાદનું જે સ્મરણ કરે તેને તારે ભય આપવો નહીં.[29]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે ભગવાને કહેતાં તેમની આજ્ઞાને માથે ચઢાવી પ્રણામ કરીને સદાશિવનો તાવ ત્યાંથી ગયો. તેટલામાં બાણાસુર યુદ્ધ કરવા સારૂ રથમાં બેસીને ભગવાનની સામે આવ્યો.[30] હે રાજા! પછી અનેક આયુધોને ધરનાર અને બહુજ ક્રોધ પામેલો બાણાસુર પોતાના હજાર હાથથી ભગવાન ઉપર બાણ મૂકવા લાગ્યો. વાર વાર અસ્ત્રોને નાંખતા તે બાણાસુરના હસ્તોને ભગવાને સજીયા સરખી ધા-

[illegible] ચક્રથી વૃક્ષની શાખાઓની પેઠે કાપી નાંખ્યા.[૩૨] બાણાસુરના હાથ કપાવા લાગતાં ભક્તવત્સળ સદાશિવે ભગવાનની પાસે આવીને તેમને આ પ્રમાણે કહ્યુ.[૩૩]

સદાશિવ કહેછે–વેદમાં પણ છાના રહેલા અને પરમ પ્રકાશરૂપ પરબ્રહ્મ આપ છો કે જેમને નિર્મળ બુદ્ધિવાળાઓ આકાશની પેઠે નિરંજનરૂપ જોયછે. (માટે આપને જાણ્યાવિના આ બાણાસુર યુદ્ધ કરેછે એ કાંઈ આશ્ચર્ય નથી.)[૩૪] નિરંજનની વાત તો એક કોર પણ તમારા વિરાટ સ્વરૂપને પણ કોઇ જાણતા નથી કે જે સ્વરૂપમાં આકાશ નાભિરૂપ છે, અગ્નિ મુખરૂપ છે, જળવીર્યરૂપ છે, સ્વર્ગ મસ્તકરૂપ છે, દિશાઓ કાનરૂપ છે, પૃથ્વી પગરૂપ છે, ચંદ્રમા મનરૂપ છે, સૂર્ય દૃષ્ટિરૂપ છે, હુ અહંકારરૂપ છું, સમુદ્ર પેટરૂપ છે, ઇંદ્ર ભુજારૂપ છે, ઔષધિઓ રૂવાડાંરૂપ છે, મેઘ કેશરૂપ છે, બ્રહ્મા બુદ્ધિરૂપ છે, પ્રજાપતિ શિશ્નરૂપ છે, અને ધર્મ હૃદયરૂપ છે. જગતરૂપી કલ્પાએલા તે આપ પરમ પુરૂષ છો.[૩૫-૩૬] હે અખંડ સ્વરૂપવાળા! ધર્મના રક્ષણને માટે અને જગતના કલ્યાણને માટે આ તમારો અવતાર છે. અમે સઘળા લોકપાળો આપથીજ રક્ષણ પામીને સાતે લોકનું પાલન કરીએ છીએ[૩૭] પરબ્રહ્મ, સજાતીય ભેદથી રહિત, આદિપુરૂષ, શુદ્ધ, સ્વયપ્રકાશ, વિજાતીય ભેદથી પણ રહિત, સર્વના કારણરૂપ અને પોતે કારણ રહિત તમે છો, તોપણ સર્વ વિષયોનો પ્રકાશ કરવા માટે પોતાની માયાથી પ્રત્યેક શરીરમાં જીવરૂપે નોખનોખા જણાઓ છો.[૩૮] હે ઇશ્વર! પોતાની મેઘરૂપ છાયાથી સૂર્ય ઢંકાએલો જણાતાં છતાં પણ જેમ મેઘને અને મેઘથી વ્યવધાન પામેલા ઘટાદિક પદાર્થોને પણ પ્રકાશ આપેછે, એવી રીતે સ્વયંપ્રકાશ તમે જીવની દૃષ્ટિમાં પોતાના કાર્યરૂપ અહંકારથી ઢંકાએલા જણાતાં છતાં પણ સત્વાદિક ગુણરૂપ ઉપાધિઓને અને તે ઉપાધિઓથી વ્યવધાન પામેલા જીવોને પણ પ્રકાશ આપોછો.[૩૯] આપની માયાથી મોહ પામીને પુત્ર, સ્ત્રીઓ અને ઘર આદિમાં લાગી રહેલા લોકો દુઃખના સમુદ્રરૂપ સંસારમાં ઊંચીનીચી યોનિઓ પામ્યા કરેછે[૪૦] આપે આપેલા આ મનુષ્યદેહને પામી જે અજીતેંદ્રિય પુરૂષ આપના ચરણનુ ભજન ન કરે તે પુરૂષ શોક કરવા યોગ્ય અને પોતાનેજ ઠગનારો સમજવો.[૪૧] જે પુરૂષ જડ, અપ્રિય અને અનીશ્વર પુત્રાદિકને માટે ચૈતન્ય, પ્રિય અને ઈશ્વરસ્વરૂપ આપને છોડી દેછે, તે પુરૂષ અમૃતને મૂકીને ઝેર ખાયછે.[૪૨] હું, બ્રહ્મા, દેવતાઓ અને નિર્મળ મનવાળા ઋષિઓ પણ પ્રિય, ઈશ્વર અને આત્મારૂપ આપનેજ સર્વ પ્રકારે ભજીએ છીએ[૪૩] જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયના કારણરૂપ, સમ, શાંત, મિત્ર, આત્મારૂપ, ઇષ્ટદેવ, સજાતીય તથા વિજાતીય ભેદથી રહિત અને જગતના જીવોના અધિષ્ઠાનરૂપ આપ ઇશ્વરને સંસારમાંથી છુટવાને માટે ભજીએ છીએ[૪૪] હે દેવ! આ બાણાસુર મારો માનકારી અને પ્યારો ભક્ત છે, અને તેને મે અભય આપેલછે, માટે આપે જેવી પ્રલ્હાદ ઉપર કૃપા કરીછે તેવી આના ઉપર કૃપા કરો.[૪૫]

ભગવાન કહેછે–હે સદાશિવ! આપ જેવું કહો છો તે પ્રમાણે હુ આપને રાજી કરૂ છું. આપ જે ધારો છો તેમાં હુ સારી રીતે સંમતિ આપુ છુ.[૪૬] બળિરાજાના દીકરા આ બાણાસુરને મારે પણ મારવો નથી, કેમકે 'તમારા વંશને હુ મારીશ નહી' એવુ મે પ્રલ્હાદને વરદાન આપ્યુ છે.[૪૭] ગર્વ ઉતારવાસારૂ આના મે હાથ કાપ્યાછે અને પૃથ્વીને ભારરૂપ લાગતું ઘણું સૈન્ય માર્યું છે[૪૮] આના ચાર હાથ અવશેષ રહ્યાછે તે અજર અને અમર થશે. તમારા પાર્ષદોમાં મુખ્ય આ અસુરને હવે કોઇ પણ સ્થળથી ભય થશે નહીં.[૪૯]

શુકદેવજી કહેછે–આ પ્રમાણે બાણાસુર અભય પામી અને શ્રીકૃષ્ણને મસ્તકથી પ્રણામ કરી અનિરૂદ્ધને પોતાની દીકરી ઊષાની સાથે રથમાં બેસાડીને લાવ્યો[૫૦] બાણાસુરે આપેલી એક અક્ષૌહિણી સેનાથી વીંટાએલા અને સારાં વસ્ત્ર-અલંકારોથી શણગારેલી સ્ત્રીસહિત અનિરૂદ્ધને

આગળ કરી શ્રીકૃષ્ણ ભગવાન સદાશિવની સમતિ લઈને ત્યાંથી ચાલ્યા.[૫૧] નગરના લોકો, સબંધીઓ અને દ્વિજલોકોએ જેમનુ સામૈયુ કર્યું એવા ભગવાન શંખ, આનક અને દુદુભિઓ વાગતાં તોરણ અને ધ્વજાઓથી શણગારેલી તથા જેના માર્ગ અને ચત્વરોમાં પાણી છાંટયાં હતાં એવી પોતાની રાજધાની દ્વારકામાં પધાર્યા.[૫૨] આ પ્રમાણે સદાશિવની સાથે યુદ્ધ થયાની અને ભગવાનનો જય થયાની કથાને જે માણસ પ્રાતઃકાળમાં ઉઠીને સભારે તેનો પરાજય થાય નહી.[૫૩]

**य एवं कृष्णविजयं शंकरेण च संयुगम् ।**
**संस्मरेत् प्रातरुत्थाय न तस्य स्यात् पराजयः ॥ ५३ ॥**

ઇતિશ્રીમાન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કધનો ત્રેસઠમો અધ્યાય સપૂર્ણ.

—o—

## અધ્યાય ૬૪ મો.*

### શ્રીકૃષ્ણે નૃગરાજાને શાપમુકત કર્યો.

**શ્રીશુકઉવાચ.**

**एकदोपवनं राजन् जग्मुर्यदुकुमारकाः ।**
**विहर्तुं साम्बप्रद्युम्नचारुभानुगदादयः ॥ १ ॥**

શુકદેવજી કહેછે—હે રાજા ! એક દિવસે સાંબ, પ્રદ્યુમ્ન, ચારૂ, ભાનુ અને ગદ આદિ યાદવકુમારો વાડીમાં રમવાને માટે ગયા હતા.[૧] ઘણીવાર સુધી રમીને તરશ લાગતાં પાણી શોધતા હતા, ત્યાં એક પાણી વગરના કુવામાં અદ્ભુત જીવ તેઓના જોવામાં આવ્યો.[૨] એ પહાડ જેવડા કાચંડાને જોઇ વિસ્મય પામતાં દયાનેલીધે તેઓએ તેને બહાર કાઢવાનુ યત્ન કર્યું.[૩] પડેલા કાચડાને ચામડાના અને સૂતરના પાશોથી બાંધીને તે બાળકોએ કાઢવા માંડયો, તોપણ નહી કાઢી શકાતાં તેઓએ ઉત્સાહથી ભગવાનની પાસે વાત કરી.[૪] જગતના રક્ષક અને કમળસરખાં નેત્રવાળા ભગવાને ત્યાં આવી કાચંડાને જોઇને લીલામાત્રમાં તે કાચડાને ડાબા હાથથી કાઢી લીધો.[૫] ભગવાનના હસ્તનો સ્પર્શ થતાંજ તેણે તુરત કાચડાનુ સ્વરૂપ છોડી દીધું. અને તપાવેલા સુવર્ણ સરખા સુંદર વર્ણવાળો તથા અદ્ભુત અલકાર, વસ્ત્ર અને માળાવાળો દેવ થઈ રહ્યો.[૬] ભગવાન પોતે તેના કારણને જાણતા હતા, તોપણ તેમણે લોકોમાં પ્રખ્યાત કરવાસારૂ તે દેવને પૂછ્યુ કે—"હે ભાગ્યશાળી ! ઉત્તમ રૂપવાળો તુ કોણછે ? હું ધારૂ છુ કે તું કોઇ ઉત્તમ દેવ છે. હે સૌમ્ય ! તુ કે જે આ દશાને યોગ્ય નથી તેને કયા કર્મે આ દશા પ્રાપ્ત કરી હતી ? જો તને અમારી પાસે વાત કરવાને યોગ્ય લાગે તો અમો કે જેઓ જાણવા માગીએ છીએ તેઓની પાસે તારી વાત કહે."[૮]

શુકદેવજી કહેછે—અનત મૂર્તિવાળા ભગવાને એ પ્રમાણે પૂછતાં સૂર્ય સરખા તેજવાળા મુકુટથી ભગવાનનેપ્રણામકરીતેઆ પ્રમાણે બોલ્યો.[૯]

નૃગરાજા કહેછે—હે પ્રભુ ! ઇક્ષ્વાકુનો દીકરો હું નૃગ નામનો રાજા છુ દાન કરનારાઓનાં નામ કહેવાતાં તમારા કાન ઉપર મારૂં નામ પણ આવ્યુ હશે.[૧૦] સર્વ પ્રાણીઓની બુદ્ધિના સાક્ષી અને કાળથી જેના જ્ઞાનનો લોપ થતો નથી એવા આપથી શું અજાણ્યુ છે ? તોપણ હે ઇશ્વર ! આપની આજ્ઞાથી કહુંછુ.[૧૧] જેટલા પૃથ્વીમાં રજકણ છે, આકાશમાં જેટલા તારાછે, અને વરસાદની જેટલી ધારાઓ છે, તેટલી ગાયો મે આપી હતી.[૧૨] દૂધાળી, જુવાન, શીલરૂપ તથા ગુણથી સંપન્ન, કપિલ વર્ણવાળી, સોનાનાં શીગડાંવાળી, ન્યાયમાર્ગથી મેળવેલી, રૂપાની ખરીઓવાળી, વાછડાંસહિત અને વસ્ત્ર તથા માળાઓથી શણગારેલી ગાયો મે આપી હતી.[૧૩] સારી રીતે શણગારેલા, સારા ગુણ તથા સ્વભાવવાળા, નિષ્કપટ આચરણવાળા, તપથી પ્રખ્યાત, વેદ ભણનારા, જુવાન અને જેઓનાં કુટુબ દરિદ્રતાને લીધે સીદાતાં હતાં એવા સુપાત્ર ઉત્તમ બ્રાહ્મણોને મેં ગાયો દીધી હતી.[૧૪] ગાયો, પૃથ્વી, સુવર્ણ, ઘર, ઘોડા, હાથી, દાસી-

* આ ચોસઠમા અધ્યાયમા ભગવાને નૃગરાજાને શાપથી છોડાવ્યો અને બ્રાહ્મણનુ ધન લઇ લેવાના દોષ કહીને અભિમાની રાજાઓને શીખામણ આપી, એ કથા કહેવાશે.

સહિત કન્યાઓ, તિલ, રૂપું, શય્યાઓ, વસ્ત્ર, રત્ન, સરસામાન અને રથોનાં પણ મેં દાન કર્યાં હતાં, યજ્ઞો કર્યા હતા. અને જળાશય કરવા આદિ કામો પણ કર્યા હતાં.[૧૫] કોઇ ઉત્તમ બ્રાહ્મણના ઘરની ગાય ભૂલી પડતાં મારી ગાયોના ધણમાં ભળી ગઈ હતી, તે ગાય મેં અજાણતાં બીજા બ્રાહ્મણને આપી દીધી.[૧૬] તે ગાયને લઇ બ્રાહ્મણ જતો હતો ત્યાં તેને તેનો પ્રથમનો સ્વામી જોઈને બોલ્યો કે-'આ ગાય મારી છે.' પ્રતિગ્રહ કરનાર બોલ્યો કે-'આ ગાય મારી છે અને તે નૃગરાજાએ મને આપીછે.'[૧૭] વિવાદ કરતા અને સ્વાર્થ સાધવા માગતા એ બે બ્રાહ્મણોએ મને કહ્યુ તેમાં એકે કહ્યુ કે-'તેં મને આ ગાય આપીછે' બીજો બોલ્યા કે-'તેં મારી ગાય હરી લીધીછે' આ વાત સાંભળીહુ વ્યાકુળ થઈ ગયો.[૧૮] ધર્મસંકટ આવી પડતાં મેં બન્ને બ્રાહ્મણને સમજાવવા માંડયા કે-'આ ગાયને મૂકી દો અને જે મૂકી દેશે તેને હુ એક લાખ ઉત્તમગાયો આપીશ[૧૯] હું કે જે કિંકર અને જાણતો નથી તેના ઉપર તમો અનુગ્રહ કરોઅને અપવિત્ર નરકમાં પડવ ના કષ્ટમાંથી મને કાઢો.[૨૦] તેનો પેહેલો ધણી 'હેરાજા!હુ દાન લેતો નથી' એમ કહીને ચાલ્યો અને પ્રતિગ્રહ કરનાર પણ 'એકલાખ અને માથે દશ હજાર આપોતોપણ આ ગાયવિનાબીજીલેવાનેહુ ઇચ્છતોનથી'એમ દુરાગ્રહથી બોલીને જતો રહ્યો[૨૧] હે દેવના દેવ!હે જગતના પતિ! આ સમયમાં યમદૂતો મને યમપુરીમાં લઇ ગયા. ત્યાં યમે મને પૂછ્યુ કે-'હે રાજા! તુ પ્રથમ પાપ ભોગવીશ કે પુણ્ય ભોગવીશ? તારા દાનનો, ધર્મનો અને તેથી મળવાના ઉત્તમ લોકનો પણ હુ અંત દેખતો નથી.[૨૨-૨૩] મેં કહ્યુ કે-'હે દેવ! હુ પ્રથમ પાપ ભોગવવા ઇચ્છુ છુ.' યમરાજાએ કહ્યુ કે-'ત્યારે નીચ યોનિમાં પડ' તેટલીવારમાં હે પ્રભુ! ત્યાંથી ભ્રષ્ટ થઇને મેં મારા દેહને કાચડારૂપ જોયો. હે શ્રીકૃષ્ણ! હું કે જે બ્રાહ્મણોને માનનાર, ઉદાર, તમારો દાસ અને તમારા દર્શનને ઇચ્છનાર હતો તેને એ વાતનુ સ્મરણ અદ્યાપિ સુધી મટયુ નથી.[૨૫] હે પ્રભુ! આપ કે જે યોગેશ્વરોએ પણ ઉપનિષદરૂપ ચક્ષુથી નિર્મળ હૃદયમાંજ ચિંતવવા યોગ્ય અને ઇંદ્રિયો જેમને સાક્ષાત્ પોહોચી શકતી નથી એવા પરમાત્મા છો તે આજ મારાં નેત્રને પ્રત્યક્ષ કેમ થયા? જેને સંસારનો છેડો આવવાનો હોય તેને આપનાં દર્શન થાય, પણ હુ કે જે કાચડાના અવતાર સંબંધી ઘણાં કષ્ટોથી આંધળી બુદ્ધિવાળો છુ તેને આપનાં દર્શન થયાં એ તો આશ્ચર્યરૂપ છે હે દેવ! હે દેવ! હે જગતના નાથ! હે ગોવિંદ! હે પુરૂષોત્તમ! હે નારાયણ! હે ઇંદ્રિયોના સ્વામી! હે પવિત્ર કીર્ત્તિવાળા! હે અચ્યુત! હે અવ્યય! હે કૃષ્ણ! હે પ્રભુ! મને દેવલોકમાં જવાની આજ્ઞા આપો, અને હુ ગમે ત્યાં રહેતો હોઊં, ત્યાં પણ મારૂ ચિત્ત તમારાં ચરણમાંજ રહેવુ જોઇએ[૨૭-૨૮] સર્વને ઉત્પન્ન કરનાર, પરબ્રહ્મ, અનંત શક્તિવાળા, સર્વ પ્રાણીઓના આશ્રયરૂપ, કર્મોનાં ફળ આપનાર અને પરમાનંદરૂપ આપને પ્રણામ કરૂ છુ. (જો કે આપને મૂકીને હુ જવાની ઈચ્છા કરતો નથી, તોપણ તમે આપેલાં કર્મફળ ભોગવવાનેવાસ્તે મારે જવુ પડશે)[૨૯]

શુકદેવજી કહેછે-એ પ્રમાણે કહી, પ્રદક્ષિણા કરી પોતાના માથાથી તેમનાં ચરણનો સ્પર્શ કરી તે નૃગરાજા, લોકો જોઇ રહેતાં આજ્ઞા લઇને ઉત્તમ વિમાનમાં ચઢયો[૩૦] પછી બ્રાહ્મણોને માનનાર અને ધર્માત્મા દેવકીના પુત્ર શ્રીકૃષ્ણ ભગવાને રાજાઓને શીખામણ દેવાસારૂ પોતાના પુત્ર આદિને આ પ્રમાણે કહ્યુ.[૩૧]

શ્રીભગવાન કહેછે-બ્રાહ્મણનું ધન થોડુંક પણ ખવાયુ હોય તો તે અગ્નિ જેવા તેજસ્વીને પણ પચવુ કઠિન છે, ત્યારે સમર્થપણાનુ મિથ્યા અભિમાન ધરાવનારા રાજાઓને તો કેમજ પચે?[૩૨] હુ હળાહળને વિષ સમજતો નથી, કે જેનો ઉપાય થઇ શકેછે, પણ પૃથ્વીમાં જેનો ઉપાયજ નથી એવા બ્રહ્મસ્વ( બ્રાહ્મણના દ્રવ્ય )ને વિષ માનુ છુ.[૩૩] ઝેર કેવળ ખાનારનેજ મારેછે, અને અગ્નિ સંસર્ગથીજ બાળી નાંખનાર છે,

તોપણ જળથી શાંત થાયછે, પણ બ્રાહ્મણના ધનરૂપી અરણિમાંથી ઉત્પન્ન થયેલો પાપરૂપ અગ્નિ તો કુળનો તેનાં મૂળસહિત નાશ કરેછે.[34] બ્રાહ્મણની સંમતિ લીધાવગર બ્રાહ્મણનું ધન ખવાયું હોય તો તે ત્રણ પેઢીને નરકમાં નાંખે છે, અને હઠથી અથવા રાજાદિકના આશ્રયના બળથી ખવાયુ હોય તો દશ પેહેલી અને દશ પાછળની પેઢીઓને પણ નરકમાં નાખેછે.[35] રાજલક્ષ્મીથી અંધ થયેલા જે રાજાઓ બ્રાહ્મણના ધનની ઇચ્છા કરેછે તેઓ નરકનીજ ઇચ્છા કરેછે, અને મૂર્ખપણાથી પોતાની હાનિને દેખતા નથી.[36] ઉદાર અને કુટુંબવાળા બ્રાહ્મણો પોતાની આજીવિકાનું હરણ થતાં રોતા હોય તેઓનાં આંસુના છાંટાઓથી જેટલા રજકણ ભીજાય તેટલાં વર્ષ સુધી રાજાઓ અને રાજાના આશ્રિતો કુંભીપાક નરકમાં રંધાયછે, કે જેઓએ નિરંકુશ થઇને બ્રાહ્મણના ધનનું હરણ કર્યું હોય [37-38] પોતે આપેલી અથવા બીજાએ આપેલી બ્રાહ્મણની આજીવિકાનું જે હરણ કરે તે માણસ સાઠ હજાર વર્ષ સુધી વિષ્ટામાં કીડો થાયછે [39] મારા ઘરમાં બ્રાહ્મણનું ધન આવશોમાં, કે જે ધનની લાલચ રાખવાથી રાજાઓ અલ્પ આયુષ્યવાળા, હારીગયેલા, રાજ્યથી ભ્રષ્ટ થયેલા અને સર્પની પેઠે ઉદ્વેગ આપનારા થાયછે.[40] હે મારા સબંધીઓ! બ્રાહ્મણે અપરાધ કર્યો હોય તોપણ તમો તેનો દ્રોહ કરશોમાં. બ્રાહ્મણ મારતો હોય અથવા ઘણી ગાળો દેતો હોય તોપણ તમો તેને નિરંતર પ્રણામ કરજો.[41] હું જેમ સાવધાન રહીને પ્રત્યેક સમયમાં બ્રાહ્મણોને પ્રણામ કરૂં છું, તેમ તમો પણ પ્રણામ કરજો આથી જે ઉલટો ચાલશે તેને હું શિક્ષા કરીશ [42] આ નૃગરાજાને અજાણતાં પણ બ્રાહ્મણની ગાયે જેમ નીચ અવતારમાં નાંખ્યો, એ પ્રમાણે બીજા હરણ કરનારને પણ હરાએલુ બ્રાહ્મણનુ ધન નીચ અવતારમાં નાંખેછે.[43]

શુકદેવજી કહેછે—સર્વ લોકોને પવિત્ર કરનાર મુકુંદ ભગવાન એવી રીતે દ્વારકાવાસીઓને સંભળાવી પોતાના ઘરમાં પધાર્યા.[44]

एवं विश्राव्य भगवान् मुकुंदो द्वारकौकसः।
पावनः सर्वलोकानां विवेश निजमंदिरम् ॥४४॥

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ચોસઠમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૬૫ મો.*

### બળભદ્રજીએ યમુનાજીને ખેંચ્યાં.

શ્રીશુકઉવાચ.

बलभद्रः कुरुश्रेष्ठ भगवान् रथमास्थितः ।
सुहृद्दिदृक्षुरुत्कंठः प्रययौ नंदगोकुलम् ॥१॥

શુકદેવજી કહેછે—હે રાજા! સંબધીઓને જોવાની ઉત્કંઠાથી રૂડા સમર્થ બળભદ્ર રથમાં બેશીને નંદરાયના ગોકુળમાં ગયા[1] ઘણાકાળની ઉત્કંઠાવાળા ગોવાળિયા અને ગોપીઓએ જેમનુ આલિંગન કર્યું એવા બળભદ્ર માબાપને પગે લાગ્યા અને તેઓએ આશિર્વાદથી તેમનો સત્કાર કર્યો.[2] 'હે યાદવ! જગતના ઇશ્વર તમે અને તમારા નાના ભાઇ ઘણા કાળસુધી અમારૂં પાલન કરજો' એમ બોલી બળભદ્રને ખોળામાં બેસાડી તથા આલિંગન કરી તેમને નંદ અને યશોદાએ નેત્રના જળથી ભીંજવી દીધા.[3] બળભદ્ર વૃદ્ધ ગોવાળિયાઓને પગે લાગ્યા અને પોતાની અવસ્થા, મિત્રતા અને સંબંધ પ્રમાણે નાની અવસ્થાના ગોવાળિયાઓ તેમને પગે લાગ્યા.[4] પછી આવેલા ગોવાળિયાઓએ હાસ્ય અને હાથ ઝાલવા આદિથી તેમનો સમાગમ કરી તે બળભદ્ર વિશ્રામ લઇને સુખથી બેઠા પછી પ્રેમથી ગદ્ગદ વચનવડે તેમને તેમના સંબંધીઓનું કુશળ પૂછ્યુ, અને બળભદ્રે પણ કમળપત્ર સરખાં નેત્રવાળા શ્રીકૃષ્ણને પામવાસારૂ જેઓએ સઘળા વિષયો છોડી દીધા હતા એવા તે ગોવાળિયાઓને કુશળ પૂછ્યુ.[5-6] ગોવાળિ-

* આ પાસઠમા અધ્યાયમા ગોકુળમા આવેલા બળભદ્રે ગોપીઓની સાથે રમતા મદને લીધે યમુનાજીને ખેંચ્યા એ કથા કહેવામા આવશે.

યાઓએ બળભદ્રને પૂછ્યું કે-"હે બળરામ! આપણા સઘળા બાંધવો કુશળ છે? સ્ત્રીઓને પુત્રોવાળા થયેલા તમો અમને સંભારોછો?[૭] પાપી કંસ મરણ પામ્યો, સંબંધીઓ છુટયા અને તમો શત્રુઓને મારી તથા જીતીને દ્વારકાના ગઢમાં રહ્યા એ સઘળુ સારૂં થયું."[૮] બળભદ્રનાં દર્શનથી આદર પામેલી ગોપીઓએ હસતાં હસતાં પૂછ્યું કે-"જેને નગરની સ્ત્રીઓ વાહાલી છે એવા શ્રીકૃષ્ણ સુખી છે?[૯] બંધુઓને અને માબાપને તે કોઈ સમયે સભારેછે? મોટી ભુજાવાળા એ ભગવાન પોતાની મા યશોદાને જોવાસારૂ એકવાર પણ અહીં આવશે? અમે કરેલી સેવાને એ સંભારેછે?[૧૦] હે યાદવ! હે પ્રભુ! મા, બાપ, ભાઇઓ, પતિ, પુત્રો, બેહેનો અને છોડી શકાય નહી એવાં બીજા સબંધીઓને પણ અમે જેને માટે છોડી દીધાં હતાં, તે ભગવાન અમારો ત્યાગ કરી ગયા અને તુરત સ્નેહ તોડી નાંખ્યો ભગવાનનુ ભાષણ એવુ મનોહર છે કે સ્ત્રીઓને તેના ઉપર વિશ્વાસ આવ્યા વગર કેમજ રહે?[૧૧-૧૨] અમને આશ્ચર્ય લાગેછે કે, કૃતઘ્ન અને જેનું ચિત્ત સ્થિર નથી એવા ભગવાનનાં વચનોને દ્વારકાની ચતુર સ્ત્રીઓ શીરીતે સ્વીકારતી હશે? પણ અમો ધારીએ છીએ કે વિચિત્ર વાતો કરનારા એ શ્રીકૃષ્ણના સુદર હાસ્યપૂર્વક કટાક્ષો પડવાનેલીધે વૃદ્ધિ પામેલા કામદેવથી આતુર થઇને સ્વીકારતી હશે.[૧૩] (બીજી ગોપીઓ કહેછે.) 'હે ગોપીઓ! તેમની વાતો કરવાથી આપણુ શુ વળશે? બીજી વાતો કરો. તેમનો સમય આપણા વિના જાયછે તો આપણો સમય પણ તેમના વિના જાયછે. (પણ ફરક એટલોછે કે તેમનો કાળ સુખથી અને આપણો દુઃખથી જાયછે)'[૧૪] હે રાજા! એ પ્રમાણે ભગવાનનાં હાસ્ય, ભાષણ, સુંદર કટાક્ષ, ગતિ, પ્રેમ અને આલિંગનને સંભારતી ગોપીઓ રોઈ પડી.[૧૫] અનેક પ્રકારે સમજાવવામાં ચતુર બળભદ્રે મનને મીઠા લાગે એવા ભગવાનના સદેશા આપીને તેઓની સાંત્વના કરી[૧૬] બળભદ્ર ચૈત્ર અને વૈશાખ એ બે મહિના સુધી ત્યાંજ રહ્યા.

શ્રીકૃષ્ણે રાસક્રીડા કરી હતી તે સમયમાં જે ગોપીઓ અત્યંત બાળક હતી અને જેઓ જન્મીજ નહતી તેઓની સાથે રાત્રિઓમાં રમણ કરતા હતા.[૧૭] પૂર્ણ ચંદ્રમાનાં કિરણોથી ઉજ્વળ અને કુમુદોની સુગધીવાળા પવને સેવેલા યમુનાજીના ઉપવનમાં સ્ત્રીઓનાં ટોળાંઓથી વીંટાઇને વિહાર કરતા હતા.[૧૮] તે સમયમાં વરૂણદેવે મોકલેલી વારૂણી નામની મદિરા વૃક્ષની કોતરાડમાંથી પડીને પોતાના સુગંધથી તે આખા વનને સુગધમય કરવા લાગી.[૧૯] વાયુએ આણેલા તે મદિરાના ગધને સૂંઘી બળભદ્રે ત્યાં જઇને સ્ત્રીઓની સાથે તે મદિરા પીધી.[૨૦] મત્ત, મદથી વિકળ નેત્રવાળા અને સ્ત્રીઓ જેમનાં ચરિત્રને ગાતી હતી એવા બળભદ્ર વનમાં ફરવા લાગ્યા.[૨૧] વૈજયંતી માળાને ધરનાર, એક કુંડળવાળા, મત્ત, અને જેમના મદહાસ્યવાળા મુખારવિંદ ઉપર પસીનારૂપી હિમ શોભી રહ્યુ હતુ એવા તે ઇશ્વરબળભદ્રે જળમાં ક્રીડા કરવાને માટે યમુનાજીને બોલાવ્યાં મત્ત સમજીને પોતાના વાક્યનો અનાદર કરતાં નહીં આવેલાં યમુનાજીને કોપ પામેલા બળભદ્રે હળના અગ્રથી ખેંચ્યાં, અને કહ્યુ કે-"હે દુષ્ટ! મેં બોલાવ્યા છતાં મારૂ અપમાન કરીને તું આવી નહીં, માટે તુ કે જે સ્વચ્છદ રીતે ચાલનારી છે તેને હળના અગ્રથી સૈકડો વિભાગમાં વેહેંચી નાંખીશ."[૨૨-૨૪] એ પ્રમાણે તિરસ્કાર થતાં બીનેલાં યમુનાજી ધ્રુજીને અને તેમના ચરણમાં પડીને બોલ્યાં કે-"હે રામ! હે રામ! હે જગતના પતિ! હે મહાબાહુ! તમે કે જેમના એક અંશે પૃથ્વીને ધરી રાખીછે તેમના પરાક્રમને હુ જાણતી નથી.[૨૫-૨૬] હે જગતના આત્મા! હે ભક્તવત્સલ! હું કે જે તમારા પરમ સ્વરૂપને જાણતી નથી અને શરણાગત છું, તેને આપે મૂકી દેવી જોઇએ."[૨૭] આ પ્રમાણે યમુનાજીએ પ્રાર્થના કરતાં સમર્થ બળભદ્રે તેમને છોડી દીધાં, અને પછી હાથણીઓની સાથે મોટા હાથીની પેઠે સ્ત્રીઓની સાથે તે નદીના જળમાં પેઠા.[૨૮] પોતાની ઇચ્છા પ્રમાણે વિહાર કરી બળભદ્ર જળમાંથી બહાર

નીકળતાં લક્ષ્મીજીએ તેમને શ્યામ વસ્ત્ર, ઘણાં મૂલ્યનાં ભૂષણ અને સુંદર માળા આપી.[૨૯] શ્યામ વસ્ત્ર પેહેરી, તથા સોનાની માળા ગળામાં પેહેરી સારી રીતે શણગારેલા અને જેમણે ચંદનાદિકનું લેપન કર્યું હતુ એવા બળભદ્ર ઇંદ્રના હાથીની પેઠે શોભવા લાગ્યા[૩૦] હે રાજા! બળભદ્રે ખેંચવાનેલીધે તે સ્થળમાં યમુનાજી અદ્યાપિ સુધી, અનંત પરાક્રમવાળા તે બળભદ્રના પરાક્રમને જાણે સૂચવતાં હોય એવાં જેવામાં આવેછે.[૩૧] એ પ્રમાણે વ્રજમાં વિહાર કરતા અને ગોપીઓના વિલાસોથી જેમનું ચિત્ત ખેંચાઈ ગયુ હતુ એવા બળભદ્રને સઘળી રાત્રિઓ એકરાત્રિની પેઠે ગઈ.[૩૨]

**एवं सर्वा निशा याता एकेव रमतो व्रजे ।**
**रामस्याक्षिप्तचित्तस्य माधुर्यैर्व्रजयोषिताम् ॥३२॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો પાંસઠમો અધ્યાય સંપૂર્ણ

---

## અધ્યાય ૬૬ મો.*

### ભગવાને પૌંડ્રકનો અને તેના મિત્રનો કરેલો નાશ

**શ્રીશુકઉવાચ.**

**नंदव्रजं गते रामे करूषाधिपतिर्नृप ।**
**वासुदेवोऽहमित्यज्ञो दूतं कृष्णाय प्राहिणोत् ॥१॥**

શુકદેવજી કહેછે-હે રાજા! બળભદ્ર નંદરાયના વ્રજમાં ગયા હતા ત્યાં પછવાડે કરૂષદેશનો રાજા પૌંડ્રક કે જે પોતાને વાસુદેવ સમજતો હતો તેણે મૂર્ખપણાથી ભગવાનની પાસે એક દૂત મોકલ્યો[૧] 'તમેજ જગતના પતિ ભગવાન્ વાસુદેવ અવતરેલાછો' એ પ્રમાણે મૂર્ખલોકોએ સ્તુતિથી બેહેકાવેલો તે પૌંડ્રકરાજા પોતાને વિષ્ણુ માનતો હતો[૨] છોકરાઓ જેમ રમતમાં એકને રાજા ઠરાવેછે, તેમ મૂર્ખ લોકોએ વિષ્ણુ ઠરાવેલા તે મંદ રાજાએ દ્વારકામાં અચિન્ત્ય માર્ગવાળા શ્રીકૃષ્ણની પાસે દૂત મોકલ્યો.[૩] દૂતે દ્વારકામાં આવીને, સભામાં બેઠેલા અને કમળપત્ર સરખાં નેત્રવાળા શ્રીકૃષ્ણ ભગવાનને આ પ્રમાણે તે રાજાનો સંદેશો કહ્યો.[૪]

દૂત કહેછે-પ્રાણીઓપર દયા કરવાને માટે પૃથ્વીપર અવતરેલો વાસુદેવ હું એકજ છું, બીજો કોઇ વાસુદેવ નથી, માટે તું ખોટું નામ છોડીદે[૫] હે યાદવ! તું મૂઢપણાથી જે અમારાં ચિન્હો ધારણ કરેછે તે સઘળાં છોડી દઇને મારા શરણમાં આવ, અને એમ ન કરવું હોય તો મારી સાથે યુદ્ધ કર[૬]

શુકદેવજી કહેછે-અલ્પ બુદ્ધિવાળા તે પૌંડ્રકનો બકવાદ સાંભળીને તે સમયમાં ઉગ્રસેન આદિ સભાસદો ઊંચે સાદે હસવા લાગ્યા[૭] હસવાની વાતો થઈ રહ્યા પછી ભગવાને દૂતને કહ્યું કે "હે મૂઢ! જે ચિન્હોથી તું આ પ્રમાણે બકે છે તે ચિન્હોને હું છોડાવી દઇશ[૮] હે મૂર્ખ! તે સમયમાં મરણ પામેલો તું મોઢું ઢાંકી તથા કાગડા, ગરંજો અને વટ નામના પક્ષીઓથી વીંટાઈને સૂઈ જશે અને કુતરાંઓના આશ્રયરૂપ થશે" એમ તું તારા રાજાને કહેજે.[૯]

શુકદેવજી કહેછે-આ પ્રમાણે ભગવાને જે તિરસ્કારનાં વચનો કહ્યાં તે પેલા દૂતે પોતાના સ્વામી પૌંડ્રકની પાસે સઘળાં કહ્યાં. તે સમયમાં પૌંડ્રકરાજા તેના મિત્રની નગરી કાશીમાં હતો, તેથી ભગવાન્ પણ રથમાં બેશીને કાશીએ ગયા.[૧૦] ભગવાનનો ઉદ્યોગ જાણીને મહારથી પૌંડ્રકરાજા પણ બે અક્ષૌહિણી સેન્ય લઇને તુરત કાશીમાંથી બહાર નીકળ્યો[૧૧] એનો મિત્ર કાશીનો રાજા તેનો પક્ષ લઇને ત્રણ અક્ષૌહિણી સૈન્ય લઇ તેની પછવાડે આવ્યો. ભગવાને પોંડ્રકરાજાને દીઠો[૧૨] એ રાજાએ શંખ, ચક્ર, ગદા, શારંગ, અને શ્રીવત્સ ઈત્યાદિક ધર્યા હતાં, કૌસ્તુભમણિ ગળામાં પેહેર્યો હતો, વનમાળાથી શોભી રહ્યો હતો, પીળાં રેશમી વસ્ત્ર પેહેર્યાં હતાં, ધ્વજમાં ગરૂડનું ચિન્હ હતુ, મુકુટ અને આભરણો અમૂલ્ય હતાં અને મકરાકૃતિ કુંડળો ચળકતાં હતાં.[૧૩-૧૪] નાટકશાળામાં આવેલા ન-

---

* આ છાસઠમા અધ્યાયમા ભગવાને કાશીમા જઈને પૌંડ્રકને અને તેના મિત્રને માર્યો અને તે પછી સુદક્ષિણાની મરણ આદિ કામ થયા એ કથા કહેવામાંઆવશે.

ટની પેઠે પોતાના જેવો કૃત્રિમ વેષ ધરીને આવેલા તે પૌંડ્રકને જોઇને ભગવાન્ બહુજ હસ્યા.[૧૫] ત્રિશૂળ, ગદા, પરિઘ, સાંગ્ય, ઋષ્ટિ, પ્રાસ, તોમર, તરવાર, પટ્ટિશ અને બાણોથી શત્રુઓ ભગવાન્ પર પ્રહાર કરવા લાગ્યા[૧૬] પૌંડ્રક અને કાશીના રાજાના હાથી, ઘોડા, રથ અને પ્યાદલવાળા તે સૈન્યનો શ્રીકૃષ્ણ ભગવાને, જેમ પ્રલયકાળમાં અગ્નિ નોખનોખી પ્રજાઓનો નાશ કરે તેમ ગદા, તરવાર, ચક્ર અને બાણોથી બહુજ નાશ કરી નાંખ્યો[૧૭] ચક્રથી કપાએલા રથ, ઘોડા, હાથી, માણસ, ખચ્ચર અને ઊંટોથી વ્યાપ્ત થયેલું અને વીરલોકોને આનંદ આપે એવુ તે યુદ્ધનુ સ્થળ રૂદ્રને ક્રીડા કરવાના સ્થળની પેઠે ભયકર થઇ પડયુ.[૧૮] પછી ભગવાને પૌંડ્રકને કહ્યુ કે–"હે પૌંડ્રક ! દૂતના મોઢાથી તે મને કેહેવરાવ્યુ હતુ તે પ્રમાણે તે શસ્ત્રો તારા ઉપરજ મૂકુંછુ.[૧૯]હે મૂર્ખ ! તે જે મારૂં ખોટુ નામ ધર્યુંછે તે હુ આજ છોડાવી દઇશ, અને યુદ્ધની ઈચ્છા નહી હોય તો તારા શરણમાં આવીશ."[૨૦] આ પ્રમાણે તિરસ્કાર કરી તથા સજાવેલાં બાણોથી તેને રથ વગરનો કરી, ભગવાને, ઇદ્ર જેમ વજ્રથી પર્વતનુ શિખર કાપે તેમ ચક્રથી તે પૌંડ્રકનુ માથું કાપી નાંખ્યુ[૨૧] એ પ્રમાણેજ કાશીના રાજાનું માથુ પણ બાણોથી કાપી નાંખીને ભગવાને તે માથાને, વાયુ જેમ કમળના પોટાને પાડે તેમ કાશીમાં પાડયુ.[૨૨] એ રીતે મત્સરવાળા પૌંડ્રકરાજાને તથા તેના મિત્રને મારી નાંખી, સિદ્ધલોકો જેની કથારૂપી અમૃતનુ ગાયન કરતા હતા એવા ભગવાન્ દ્વારકામાં પધાર્યા.[૨૩] નિરંતર ભગવાનનુ ધ્યાન રહેવાથી સઘળાં કર્મબંધન મટી ગયાં હતાં અને ભગવાનનુજ રૂપ ધરતો હતો તેથી તે પૌંડ્રક રાજા ભગવાનની સાથે એકતા પામી ગયો.[૨૪] રાજદ્વારમાં કુંડળસહિત માથુ પડેલુ જોઈને 'આ શુ ? અને આ મોઢુ કોનુ ?' એમ લોકો સંશયમાં પડયા.[૨૫] પછી કાશીના રાજાનુ છે એમ જાણવામાં આવતાં તેની રાણીઓ, પુત્રો, બાંધવો અને પ્રજા "હે રાજા ! હે નાથ ! હે નાથ ! હાય, તમો મરણ પામતાં અમો મરી ગયાં" એમ રોવા લાગ્યાં.[૨૬] એ રાજાના દીકરા સુદક્ષિણે પિતાની ઉત્તરક્રિયા કરીને નિશ્ચય કર્યો કે–'પિતાના મારનારને મારીને હું પિતાનુ વેર વાળીશ.'[૨૭] બુદ્ધિમાં આવો નિશ્ચય કરીને સુદક્ષિણે પોતાના ઉપાધ્યાયો સહિત મોટી એકાગ્રતાથી સદાશિવનુ પૂજન કર્યું.[૨૮] પ્રસન્ન થયેલા કાશીવિશ્વનાથે તેને વરદાન માગવાનુ કહેતાં તેણે પોતાના પિતાના મારનારને મારવાનો ઉપાય કે જે પોતાને જોઇતો હતો તે માગ્યો[૨૯] સદાશિવે કહ્યુ કે–"દક્ષિણાગ્નિ કે જે ઋત્વિજની પેઠે કહેલું કામ કરનારછે, તેનુ બ્રાહ્મણોની સાથે અભિચાર (મારણપ્રયોગના) વિધાનથી તુ પૂજન કર, અને એમ કરીશ તો તે ભૂતપ્રેતાદિકથી વીંટાઇને તારી ઈચ્છા પૂરી કરશે, પણ જેના ઉપર તુ એ અગ્નિનો ઉપયોગ કરીશ, તે જો બ્રાહ્મણોને મારનાર નહી હશે તો" આ પ્રમાણે સદાશિવે આજ્ઞા કરતાં શ્રીકૃષ્ણ ઉપર અભિચાર કરવાના નિયમો તેણે લીધા.[૩૦-૩૧] એ નિયમો લેવાથી કુંડમાંથી દેહધારી, મહાભયંકર, તપાવેલા ત્રાંબા જેવી શિખા અને દાઢી મૂછવાળો તથા નેત્રમાંથી અંગારા કાઢનારો અગ્નિ નીકળ્યો[૩૨] એનુ મોઢું દાઢોથી અને લાકડીઓજેવી ઉગ્ર ભમરોથી ભારે વિકરાળ હતું, પોતાની જીભથી ગલોફાં ચાટતો હતો, ત્રણ શિખાવાળા બળતા ત્રિશૂળને હલાવતો હતો, તાડ જેવડા બે પગથી ધરતીને ધ્રુજાવતો હતો અને નાગો હતો. ભૂતોથી વીંટાએલો અને દિશાઓને બાળતો તે અગ્નિ દ્વારકા ઉપર દોડયો.[૩૩-૩૪]એ અભિચારના અગ્નિને આવતો જોઇ, જેમ વન બળતાં મૃગો ત્રાસ પામે તેમ સઘળા દ્વારકાના રહેવાસીઓ ત્રાસ પામ્યા.[૩૫] ભયથી આતુર થયેલા એ લોકોએ સભામાં પાસાઓથી રમતા શ્રીકૃષ્ણને કહ્યુ કે–";હે ત્રૈલોક્યના નાથ ! નગરને બાળી નાંખતા આ અગ્નિથી રક્ષણ કરો."[૩૬] લોકોનો તે ગભરાટ સાંભળીને અને પોતાનાઓની પીડા જોઈને શરણે જવા યોગ્ય ભગવાને હસીને કહ્યુ કે બીશો

નહી, હું રક્ષા કરીશ.[૩૭] બહાર અને અંદર સર્વના સાક્ષી ભગવાને 'એ સદાશિવે મોકલેલી કૃત્યા (મૃત્યુ) છે' એમ જાણી તેનો નાશ કરવાને માટે પોતાના પડખામાં રહેલા ચક્રને આજ્ઞા કરી.[૩૮] કરોડ સૂર્યજેવા પ્રલયના અગ્નિ સરખી કાંતિવાળા અને પોતાના તેજથી આકાશ, દિશાઓ, સ્વર્ગ તથા પૃથ્વીને બહુજ પ્રકાશ આપતા એ ભગવાનના અસ્ત્ર સુદર્શને અગ્નિને પીડા કરી.[૩૯] હે રાજા! ભગવાનના ચક્રના તેજથી હણાએલા અને જેનુ મોઢું ભાંગી ગયુ એવા એ અભિચારના અગ્નિએ પાછો વળીને કાશીમાં આવીને પોતાને ઉત્પન્ન કરનાર સુદક્ષિણને, ઋત્વિજ બ્રાહ્મણોને અને લોકોને બાળી નાંખ્યા[૪૦] તેની પછવાડે સુદર્શન ચક્ર ગયુ, તેણે વળી મંચ, સભા, ઘર, હાટ, દરવાજા, અગાશીઓ, ભંડાર, હાથીની શાળા, ઘોડાર, રથોની શાળા અને અન્નની શાળાઓ સહિત કાશીને બાળી નાંખી ભગવાનનુ સુદર્શન ચક્ર સઘળી કાશીને બાળી નાંખીને પાછુ યોગ્ય કામ કરનારા શ્રીકૃષ્ણની પાસે આવ્યુ[૪૧-૪૨] જે માણસ સાવધાન રહીને આ ભગવાનનું પરાક્રમ સભળાવે અથવા સાંભળે તે માણસ સઘળાં પાપોથી છુટે[૪૩]

**य एनं श्रावयेन्मर्त्य उत्तमश्लोकविक्रमम् ।**
**समाहितो वा शृणुयात् सर्वपापैः प्रमुच्यते ॥४३॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો છાસઠમો અધ્યાય સપૂર્ણ.

## અધ્યાય ૬૭ મો.*

### બળભદ્રે દ્વિવિદ વાનરને માર્યો

**राजोवाच.**

**भूयोऽहं श्रोतुमिच्छामि रामस्याद्भुतकर्मणः ।**
**अनंतस्याप्रमेयस्य यदन्यत् कृतवान् प्रभुः ॥ १ ॥**

પરીક્ષિતરાજા પૂછેછે-ફરીવાર પણ અદ્ભુત કર્મ કરનાર, અનત અને પ્રમાણમાં ન આવે એવા પ્રભુ બળભદ્રે જે કાંઈ બીજું પણ ચરિત્ર કર્યું હોય તે હું સાંભળવા ઇચ્છુંછું.[૧]

શુકદેવજી કહે છે-સુગ્રીવનો મંત્રી, મૈંદનો ભાઇ અને પરાક્રમી દ્વિવિદ નામનો કોઈ વાનર નરકાસુરનો સખા હતો.[૨] તે વાનરો પોતાના મિત્રનુ વૈરવાળવાની ઇચ્છાથી દેશનો નાશ થઇ જાય એવી રીતે પુર, ગામ, ખાણો અને વ્રજોમાં અગ્નિ મૂકીને તેઓને બાળતો હતો.[૩] કોઇ સમયે પર્વતોને ઉપાડીને તેઓથી દેશોને ચૂર્ણ કરતો હતો. તેઓમાં આનર્ત્ત દેશ કે જેમાં તેના મિત્રને મારનાર ભગવાન રહ્યા હતા, તેને તો બહુજ સતાવતો હતો.[૪] દશ હજાર હાથીઓના બળવાળો એ વાનર કોઇ સમયે સમુદ્રની વચમાં ઉભીને હાથવતે તેનું જળ ઉછાળી કાંઠાના દેશને બોળી દેતો હતો.[૫] મોટા ઋષિઓના આશ્રમોનાં ઝાડ ભાંગી નાંખીને એ દુષ્ટ વાનર યજ્ઞના અગ્નિઓને વિષ્ટા અને મૂત્રથી અભડાવતો હતો[૬] જેમ ભમરી કીડાને દરમાં નાંખી રોકી મેલે, તેમ એ ગર્વવાળો વાનર પુરૂષ અને સ્ત્રીઓને પર્વતોની કોતરાડ અને ગુફાઓમાં નાંખીને તે સ્થાનકોને મોટી શિલાઓથી ઢાંકીદેતો હતો[૭] એ પ્રમાણે દેશોને દુખ દેતો અને સારા કુળની સ્ત્રીઓને દૂષિત કરતો એ વાનર સુદર ગાયન સાંભળીને રૈવતક નામના પર્વતમાં ગયો.[૮] એ પર્વતમાં કમળની માળાવાળા, સઘળાં સુદર અગવાળા, સ્ત્રીઓના ટોળાના મધ્યમાં બેઠેલા, વારૂણી મદિરા પીને ગાયન કરતા, મદથી વિહ્વળ નેત્રવાળા, મદ ઝરનારા હાથીની પેઠે શરીરથી શોભતા બળભદ્ર તેના જોવામાં આવ્યા.[૯-૧૦] એ દુષ્ટ વાનર શાખાપર ચઢી વૃક્ષોને કંપાવતાં પોતાનુ શરીર દેખાડીને કીકિયાટી કરવા લાગ્યો.[૧૧] જુવાન, જાતિથી ચપળ અને જેઓને હાસ્ય વહાલુ હતુ એવી બળભદ્રની સ્ત્રીઓ તે વાનરનું ધૃષ્ટપણું જોઇને હસવા લાગી.[૧૨] બળભદ્ર જોતાં છતાં તે સ્ત્રીઓને પોતાનુ ગુહ્ય દેખાડતો તે વાનર ભમરના ચાળાઓથી અને સામાં આવવાં આદિથી તેઓનું અપમાન કરવા લા-

* આ સડસઠમા અધ્યાયમા રૈવતક પર્વતમા મદિરા પીને સ્ત્રીઓની સાથે સ્વચ્છદ રીતે ક્રીડા કરતા બળભદ્રે દુષ્ટ દ્વિવિદ વાનરને માર્યો એ કથા કહેવામા આવશે.

ર્યો.[13] પ્રહાર કરનારાઓમાં ઉત્તમ બળભદ્રે ક્રોધ કરીને તેના ઉપર પથરો ફેંક્યો. પથરો પોતાને વાગવા નહી દેતાં ધૂર્ત; બળભદ્રને ક્રોધ ચઢાવતો અને હસતો એ વાનર મદિરાના કળશને ઉપાડીને અપમાન કરવા લાગ્યો. મદોન્મત્ત, ધૃષ્ટ અને બળવાન્ એ વાનર કળશને ફોડી નાંખી બળભદ્રને નહીં ગણકારતાં સ્ત્રીઓનાં વસ્ત્ર ખેંચી ખેંચીને ફાડી નાંખવા લાગ્યો.[14] [15] તે વાનરની એ અનીતિ જોઈને અને તેણે ઉપદ્રવ પમાડેલા દેશોને જોઇને ક્રોધ પામેલા બળભદ્રે તે શત્રુને મારી નાંખવાની ઇચ્છાથી હળ અને મુશળ લીધાં.[16] મોટા બળવાળા દ્વિવિદે પણ હાથથી શાલનું ઝાડ ઉપાડી વેગથી બળભદ્રની સામે આવી તે ઝાડ બળભદ્રના માથામાં માર્યું.[17] પર્વત જેવા બળભદ્રે પોતાના માથાપર પડતા તે ઝાડને પકડી લીધુ, અને તે વાનરાને સુનંદ નામના મુશળનો માર માર્યો [18] મુશળથી માથાનો અવયવ ભાંગીજતાં પણ તે પ્રહારને નહી ગણકારતો દ્વિવિદ વાનર, પર્વત જેમ ગેરૂથી શોભે તેમ લોહીની ધારાથી શોભવા લાગ્યો.[19] ક્રોધ પામેલા તે વાનરે ફરી બીજું ઝાડ ઉખેડી તેને પોતાના બળથી પાંદડાં વગરનુ કરી તેથી બળભદ્રને પ્રહાર કર્યો, તે ઝાડના બળભદ્રે સો કટકા કર્યા.[20] પછી ક્રોધથી બીજું ઝાડ બળભદ્રને માર્યું તો તે ઝાડના પણ તેમણે સો કટકા કર્યા. એ પ્રમાણે બળભદ્રની સાથે યુદ્ધ કરતા તે વાનરે વારવાર વૃક્ષો ભાંગી જતાં ચારેકોરથી વૃક્ષો ખેંચી લઇને તે વનને વૃક્ષ વગરનુ કરી મૂક્યુ. પછી ક્રોધ પામેલો તે વાનર બળભદ્રની ઉપર પથરાની વૃષ્ટિ કરવા લાગ્યો. મુશળના આયુધવાળા બળભદ્રે તે સઘળા પથરાઓનો લીલામાત્રમાં ભૂકો કરી નાંખ્યો [21] [22] મોટા વાનર દ્વિવિદે તાડ જેવડા બે હાથની મૂઠીઓવાળી, પાસે જઇને તે મૂઠીઓ બળભદ્રની છાતીમાં મારી.[23] બળભદ્રે પણ ક્રોધ કરીને હળમુશળ છોડી દેતાં તે વાનરની હાંસડીમાં પોતાના બે હાથથી પ્રહાર કર્યો. એ પ્રહારથી લોહી નાંખતો એ વાનર પડી ગયો.[24] હે રાજા! પાણીમાં વહાણ જેમ વાયુથી કંપે તેમ જળનાં છિદ્રો અને વનસ્પતિઓ સહિત એ પર્વત દ્વિવિદ વાનરના પડવાથી કંપવા લાગ્યો.[25] આકાશમાં ફૂલની વૃષ્ટિ કરતા દેવ, સિદ્ધ અને મોટા મુનિઓ 'જય જય, નમોનમ. અને સારૂં થયું, સારૂ થયુ' એમ બોલવા લાગ્યા.[26] એ પ્રમાણે જગતને દુઃખ દેનારા દ્વિવિદ વાનરને મારી લોકોએ સ્તુતિ કરાતા બળભદ્ર દ્વારકામાં પધાર્યા.[27]

एवं निहत्य द्विविदं जगद्व्यतिकरावहम् ।
संस्तूयमानो भगवान् जनैः स्वपुरमाविशत् ॥२७

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો સડસઠમો અધ્યાય સંપૂર્ણ

---

## અધ્યાય ૬૮ મો.*

### સાંબને છોડાવીને બળભદ્રે હસ્તિનાપુરને ખેંચ્યું.

श्रीशुक उवाच.

दुर्योधनसुतां राजन् लक्ष्मणां समितिंजयः ।
स्वयंवरस्थामहरत् सांबो जांबवतीसुतः ॥ १ ॥

શુકદેવજી કહેછે—હે રાજા! જાંબવતીના પુત્ર યુદ્ધમાં જય મેળવનાર સાંબે સ્વયંવરમાં રહેલી દુર્યોધનની કુંવરી લક્ષ્મણાનું હરણ કર્યું.[1] કૌરવો કોપ કરીને બોલવા લાગ્યા કે—“ આ વિનય વગરનો છોકરો આપણને નહીં ગણકારતાં આપણી કન્યા કેજેને તેના ઉપર ઈચ્છાનહી હતી તેને બળાત્કારથીહરી ગયોછે.[2] માટે એ ઉદ્ધત છોકરાને બાંધી લ્યો. યાદવો કે જેઓ આપણે કૃપા કરી આપેલી પૃથ્વીને ભોગવેછે તેઓ શું કરશે? પુત્રને પકડેલો સાંભળી યાદવો જો અહી આવશે તો અભિમાન ભાગી જતાં તેઓ દમન કરેલી ઇંદ્રિયોની પેઠે શાંત થઇ જશે ”[4] આ પ્રમાણે બોલી ભીષ્મપિતામહની સંમતિથી કર્ણ, શલ, ભૂરિ, યજ્ઞકેતુ અને દુર્યોધન, એઓએ સાંબને બાંધવાની ગોઠવણ કરી.[5] મહારથી સાંબ પોતાની

* આ અડસઠમા અધ્યાયમા કૌરવોએ યુદ્ધ કરી સાંબને રોકી મૂકતા તેને છોડાવવા આવેલા બળભદ્રે હસ્તિનાપુરને ખેંચ્યુ, એ કથા કહેવામા આવશે.

પાછળ દોડતા કૌરવોને જોઈ સુંદર ધનુષ હાથમાં લઈને સિંહની પેઠે એકલો તેઓની સામે ઉભો.[૬] ક્રોધ પામેલા, પકડી લેવાને ઈચ્છતા 'ઊભો રહે ઊભો રહે' એમ બોલતા એ કર્ણાદિક ધનુષધારીઓ સાંબને પોહોચીને તેનાઉપર બાણ નાંખવા લાગ્યા.[૭] હે રાજા! ક્ષુદ્ર મૃગોએ સિંહની પેઠે કૌરવોએ વીંધેલો એ યાદવોને રાજી કરનાર શ્રીકૃષ્ણનો પુત્ર તે સહન કરી શક્યો નહીં.[૮] વીર સાંબે પોતાના સુંદર ધનુષનો ટંકાર કરી ભીષ્મ પિતામહ સહિત એ છ મહારથીઓને એક સામટો આ પ્રમાણે પ્રત્યેકને છ છ બાણથી પ્રહાર કર્યો.[૯] ચાર ચાર બાણથી તેઓના ચાર ચાર ઘોડાઓને, એક એક બાણથી એક એક સારથિને અને એક એક બાણથી રથમાં બેસનારાઓને વીંધી નાંખ્યા એ સાંબના કામને તેઓએ પણ વખાણ્યુ[૧૦] એ છ જણાઓએ સાંબને રથવિનાનો કર્યો ચાર જણાએ ચાર ઘોડા મારી નાંખ્યા, એકે સારથિને મારી નાંખ્યો અને એકે ધનુષ કાપી નાંખ્યુ[૧૧] કૌરવો યુદ્ધમાં ઘણા પરિશ્રમથી તેને રથ વગરનો કરી બાંધી લેતાં જય મેળવીને તેને તથા પોતાની કન્યાને લઈને પોતાના પુરમાં ગયા[૧૨] હે રાજા! નારદજીના કહેવાથી આ વાત સાંભળવામાં આવતાં ક્રોધ પામેલા અને ઉગ્રસેન રાજાએ પ્રેરેલા યાદવો કૌરવો ઉપર ઉદ્યમ કરવાલાગ્યા[૧૩] કળિયુગનામેલનેટાળનાર બળભદ્ર કૌરવો અને યાદવો વચ્ચે કજીયો વધવામાં રાજી ન હતા, તેથી સજ્જ થયેલા મોટા મોટા યાદવોની સાંત્વના કરી સૂર્યસરખા તેજસ્વી રથમાં બેસી હસ્તિનાપુરમાં ગયા ગ્રહોથી ચંદ્રમાની પેઠે બ્રાહ્મણોથી અને કુળના વૃદ્ધ પુરૂષોથી વીંટાએલા તે બળભદ્ર હસ્તિનાપુરમાં જઇને બહારની વાડીમાં ઉતર્યા, અને ત્યાં રહીનેઅભિપ્રાયજાણવાસારૂતેમણેઉદ્ધવજીનેધૃતરાષ્ટ્રનીપાસેમોકલ્યા[૧૪-૧૬] ધૃતરાષ્ટ્ર,ભીષ્મ,દ્રોણ, બાલ્હિક અનેદુર્યોધનનેરીતિપ્રમાણેપ્રણામકરી ઉદ્ધવજીએ બળભદ્ર આવ્યાના સમાચાર આપ્યા[૧૭] પોતાના પરમ સ્નેહી બળભદ્રને આવ્યા સાંભળી બહુજ રાજી થયેલા તે કૌરવો ઉદ્ધવજીનો સત્કાર કરી હાથમાં ભેટ દેવાની ઉત્તમ વસ્તુઓ લઈને બળભદ્રની પાસે ગયા.[૧૮] બળભદ્રને યથાયોગ્ય રીતે મળીને ગાય તથા અર્ધ્યનું નિવેદન કર્યું. એઓમાં જેઓ બળભદ્રના પ્રભાવને જાણતા હતા તેઓએ મસ્તકવતે બળભદ્રને પ્રણામ કર્યા.[૧૯] પરસ્પર કલ્યાણ તથા આરોગ્ય પૂછી સંબંધીઓનું કુશળ સાંભળી પછી બળભદ્રે આ પ્રમાણે તેજ ભરેલું વચન કહ્યુ.[૨૦]

બળભદ્ર કહેછે—મહારાજાધિરાજ ઉગ્રસેને તમોને જે આજ્ઞા કરીછે તે સાવધાનપણાથી સાંભળીને તે પ્રમાણે કરો, વિલંબ કરશો નહી.[૨૧] ઉગ્રસેને કહ્યુ છે કે—"તમોએ ઘણા જણ થઇ અધર્મ કરીને ધર્મવાળા અમારા બાળકને જીતી લઇ બાંધી લીધોછે, તોપણ સંબંધીઓમાં સંપ રાખવાની ઇચ્છાથી તે વાત હું સહન કરૂ છું, તો હવે એ બાળકને છોડી આપો."[૨૨]

શુકદેવજી કહેછે—પ્રભાવ, ઉત્સાહ અને બળને લીધે ઉચ્છૃંખલ તથા તેમની શક્તિને યોગ્ય બળભદ્રનું વચન સાંભળી કોપ પામેલા કૌરવો બોલ્યા કે—[૨૩]"અહો! કાળની દુરતગતિથી આ મોટુ આશ્ચર્ય થયુંછે કે મુકુટે સેવેલા મસ્તક ઉપર પગરખુ ચઢી બેસવાને ઈચ્છેછે[૨૪] આ યાદવોની સાથે વેહેવાહનો સંબંધ કરી, રાજ્યાસન આપી તથા શય્યા આસન અને ભોજન સાથે કરવા આપીને એઓને આપણે આપણા જેવા કર્યાછે[૨૫] આપણે આગ્રહ રાખતા નથી, તેથીજ આ યાદવો ચામર, વીંજણા, શંખ, ધોળું છત્ર, કિરીટ, આસન અને શય્યાને ભોગવેછે.[૨૬] ખેદની વાત છે કે આપણી કૃપાથી વધેલા યાદવો આજ નિર્લજ્જ થઇને આપણા ઉપર આજ્ઞા કરેછે. સર્પોને પાયેલુ દૂધ જેમ પાનારનુંજ ભૂડું કરે, તેમ યાદવોને આપણે આપેલાં રાજચિન્હ કે જેઓથી આપણુંજ અવગુ થાયછે તે હવે બંધ પડાવવાં જોઇએ[૨૭] ભીષ્મ, દ્રોણ, અને અર્જુનાદિક કૌરવોએ જે ન આપેલુ હોય તેને ઈંદ્ર પણ કેમજ લઈ શકે? સિંહની વસ્તુને તેના આપ્યા વિના ઘેટા લઇ શકેજ નહી."[૨૮]

શુકદેવજી કહેછે—હે રાજા! જન્મ, બંધુ અને

લક્ષ્મીથી મદોન્મત્ત થયેલા એ અસભ્ય લોકો બળભદ્રને એવાં દુર્વચન સંભળાવી હસ્તિનાપુરમાં ગયા.[२९]કૌરવોનો દુષ્ટ સ્વભાવ જોઇને અને તેઓનાં દુર્વચન સાંભળીને કોપના વેગમાં આવેલા અને તેનેલીધે સામુ જોઇ શકાય નહી એવા બળભદ્રવારંવાર હસીને આપ્રમાણે બોલ્યા.[३०]

બળભદ્ર બોલેછે—અનેક પ્રકારના મદોથી છકેલા નીચ પુરૂષો શાંતિને ઈચ્છેજ નહી. પશુઓ જેમ લાકડીથીજ શાંત થાય તેમ એવા લોકો દંડથીજ પાંશરા થાય. અહો! બહુજ વેગમાં આવેલા યાદવોને અને કોપ પામેલા શ્રીકૃષ્ણને ધીરેધીરે સમજાવી એઓ અને આ લોકોની વચ્ચે સમાધાન રાખવાની ઇચ્છાથી હુ અહી આવ્યો, પણ મંદબુદ્ધિવાળા, કજીયામાં પ્રીતિ રાખનારા, અભિમાની અને ખળતા ભરેલા આ લોકો મારૂં અપમાન કરીને વારંવાર ન બોલવાનાં વચન બોલીગયા!![३२-३] ભોજ, વૃષ્ણિ અને અંધકકુળના સ્વામી ઉગ્રસેન કે જેની આજ્ઞામાં ઇંદ્રાદિક લોકપાળો પણ વર્તેછે, તેમને આ લોકો તો રાજાજ ગણતા નથી![३४]શ્રીકૃષ્ણ કે જેમણે દેવતાઓની સુધર્મા સભા દબાવીછે અને દેવતાઓના વૃક્ષ પારિજાતકને પણ સ્વર્ગમાંથી લાવીને જે ભોગવેછે, તેતો આ લોકોના મનમાં સિંહાસનને યોગ્યજ નથી![३५] સર્વ જગતની ઇશ્વરી સાક્ષાત્ લક્ષ્મી પણ જેનાં ચરણને સેવેછે એવા લક્ષ્મીના પતિ શ્રીકૃષ્ણ, આ લોકોના મનમાં રાજચિન્હોને ધારણ કરવાને યોગ્યજ નથી![३६] ગંગાજીને પણ તીર્થપણુ આપનાર જેમના ચરણારવિંદની રજને સઘળા લોકપાળો પોતાના ઉત્તમ મુકુટો ઉપર ધરેછે, અને બ્રહ્મા, સદાશિવ, લક્ષ્મી તથા હું પણ જેમના અંશના અંશરૂપ અને ચરણરજને અનાદિકાળથી ધારણ કરનારા છીએ, તે ભગવાનને રાજ્યાસન ક્યાંથીજ હોય! [३७]કૌરવોએ આપેલા પૃથ્વીના કટકાને યાદવો ભોગવેછે!! અમો પગરખાં છીએ, અને કૌરવો તો પોતે મસ્તકરૂપ છે!!![३८]અહો! ઐશ્વર્યથી મદિરા પીનારની પેઠે મત્ત થયેલા અભિમાની લોકોની અસંબદ્ધ અને કઠોર વાણીને શિક્ષા કરવાનું સામર્થ્ય ધરાવનાર કયો પુરૂષ સહન કરે! આજ હું પૃથ્વીને કૌરવવગરની કરી નાંખીશ.

શુકદેવજી કહેછે—આ પ્રમાણે જાણે જગતને બાળવા ધારતા હોય તેમ ક્રોધ પામેલા બળભદ્ર હાથમાં હળ લઈને ઊઠયા.[३९-४०]ક્રોધ પામેલા બળભદ્રે હળના અગ્રથી હસ્તિનાપુરને ઉખેડી ગંગાજીમાં નાંખી દેવાસારૂ ખેંચ્યુ.[४१]હસ્તિનાપુરને ખેંચાતું, ગંગાજીમાં પડતુ અને વહાણની પેઠે હાલતુ જોઇને કૌરવો સંભ્રમમાં પડયા.[४२]કુટુંબસહિત જીવવાને ઇચ્છતા કૌરવો લક્ષ્મણાસહિત સાંબને આગળ કરી હાથ જોડીને તેજ પ્રભુ બળભદ્રને શરણે ગયા.[४३]

કૌરવો કહેછે—હે બળરામ! હે બળરામ! હે સર્વના આધારરૂપ! તમારા પ્રભાવને અમે જાણતા નથી. અમે કે જેઓ મૂઢ અને કુબુદ્ધિવાન્ છીએ, તેઓના અપરાધની ક્ષમા કરવી જોઈએ.[४४]એક અને આશ્રયરહિત તમેજ સ્થિતિ, ઉત્પત્તિ અને પ્રલયના કારણરૂપ છો. હે ઈશ્વર! આ સર્વ લોકોને ક્રીડા કરનાર આપનાં રમકડાંરૂપ કહેછે.[४५]હે અનંત! હે હજાર મસ્તકવાળા! તમેજ આ ભૂમંડળને એક મસ્તક ઉપર ધરી રહ્યાછો અને પ્રલયકાળમાં પોતાના સ્વરૂપમાં જગતનો લય કરી અદ્વિતીય અને અવશેષ રહેનારા તમેજ શેષનાગ પર પોઢોછો.[४६]હે મહારાજ! આપ કે જે સત્વગુણને ધરનારછો તેમનો કોપ દ્વેષથી કે મત્સરથી નથી પણ સર્વને શીખામણ દેવાને માટે છે, અને તેનું તાત્પર્ય જગતના રક્ષણ ઉપર છે[४७]હે સર્વ પદાર્થોના આત્મા! હે સર્વ શક્તિઓને ધરનાર! હે અવિનાશી! હે સર્વ કર્મોના સ્વામી! અમે તમારે શરણે આવેલા છીએ, અને પ્રણામ કરીએ છીએ.[४८]

શુકદેવજી કહેછે—આ પ્રમાણે શરણાગત, ઉદ્વેગ પામેલા અને જેઓનું નગર ધ્રુજતુ હતુ એવા કૌરવોએ પ્રસન્ન કરતાં બળભદ્રે પ્રસન્ન થઇને 'બીશોમાં' એમ અભયદાન દીધુ.[४९] દુર્યોધને પ્રેમને લીધે સાઠ સાઠ વર્ષના બારસો હાથી, બાર અયુત (દશ હજાર) ઘોડા, સોનાના સૂર્યસરખા તેજસ્વી છ હજાર રથો અને જેઓના કંઠમાં પદક

પેહેરાવ્યાં હતાં એવી એક હજાર દાસીઓ પોતાની દીકરીને આપ્યાં.[૫૦-૫૧] યાદવોમાં ઉત્તમ અને સબંધીઓએ માન આપેલા બળભદ્ર એ સઘળું લઇ દીકરા અને વહુની સાથે ત્યાંથી ચાલ્યા.[૫૨] પછી બળભદ્રે દ્વારકામાં આવી સ્નેહભરેલા સંબંધીઓને મળી મુખ્ય યાદવોની સભામાં કૌરવો સાથેની સઘળી પોતાની વર્ત્તણુકની વાત કહી દેખાડી[૫૩] બળભદ્રના પરાક્રમને સૂચવતું એ હસ્તિનાપુર હજુસુધી પણ દક્ષિણ દિશાની કોર ઊંચું અને ગંગાજીની કોર ઢળતુ દેખાયછે.[૫૪]

अद्यापि च पुरं ह्येतत्सूचयद्रामविक्रमम् ।

समुन्नतं दक्षिणतो गंगायामनुदृश्यते ॥ ५४ ॥

ઈતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો અડસઠમો અધ્યાય સંપૂર્ણ

---

## અધ્યાય ૬૯ મો.*

### પ્રત્યેક રાણીના ઘરમાં ભગવાનને જોઇને નારદજી આશ્ચર્ય પામ્યા.

॥ श्रीशुक उवाच ॥

नरकं निहतं श्रुत्वा तथोद्वाहं च योषिताम् ।

कृष्णेनैकेन बह्वीनां तद्दिदृक्षुः स्म नारदः ॥१॥

શુકદેવજી કહેછે—નરકાસુરને માર્યો સાંભળી તથા એક શ્રીકૃષ્ણે ઘણી સ્ત્રીઓનો વિવાહ કર્યો સાંભળી નારદજીને તે જોવાની ઈચ્છા થઈ[૧] "આશ્ચર્ય છે કે એક શરીરથી એક સમયમાંજ નોખનોખાં ઘરોમાં એક શ્રીકૃષ્ણ સોળ હજાર સ્ત્રીઓને પરણ્યા."[૨] આ જોવાની ઉત્કંઠાથી નારદજી દ્વારકામાં આવ્યા દ્વારકામાં ફૂલવાળા બગીચા અને વાડીઓમાં પક્ષીઓ અને ભ્રમરાઓનાં ટોળાં નાદ કરી રહ્યાં હતાં[૩] ઉઘડી રહેલાં ઇંદીવર, અંભોજ, કલ્હાર, કુમુદ અને ઉત્પલોથી ઘેરાઈ રહેલ તળાવોમાં હંસ અને સારસો ઊંચા સ્વર કરી રહ્યાં હતાં[૪] સ્ફટિકના, રૂપાના, મોટા મરકતમણિથી શોભી રહેલા અને સુવર્ણ તથા રત્નના સામાનવાળા નવ લાખ મોહોલ દીપી રહ્યા હતા.[૫] વિભાગ પાડેલા રાજમાર્ગ, ચોવટા, બજાર, શાળા, સભા અને દેવમંદિરો શોભી રહ્યાં હતાં માર્ગ, આંગણાં, ગલીઓ અને ડેલીઓમાં પાણી છાંટયાં હતાં. ઉડતી ધ્વજા અને પતાકાઓથી તડકાનુ નિવારણ થતુ હતું.[૬] એ દ્વારકામાં સુશોભિત, સર્વ લોકપાળોએ પૂજેલ, સોળ હજાર ઘરોથી દીપી રહેલ અને જેમાં વિશ્વકર્માએ પોતાનુ સઘળુ ડાહાપણ દેખાડયું હતુ એવા ભગવાનના અંતપુરમાં જઈને તેમાં ભગવાનની સ્ત્રીના એક મોટા ઘરમાં નારદજી ગયા[૭-૮] એ ઘરમાં વૈદૂર્યમણિનાં ઉત્તમ પાટિયાંવાળા વિદ્રુમ મણિના થાંભલા લાગી રહ્યા હતા. ઇંદ્રનીલમણિની ભીંતો, અખંડિત કાંતિવાળી ઈંદ્રનીલમણિની પૃથ્વી, વિશ્વકર્માએ કરેલાં મોતીની માળાનાં લટકણિયાંવાળા ચંદરવા, ઉત્તમ મણિથી જડેલાં દાંતનાં આસન અને પલંગ, સારાં વસ્ત્રવાળી અને ગળામાં પદક પેહેરનારી દાસીઓ, અને ગુલડી, પાઘડીએ, સારાં વસ્ત્ર તથા મણિનાં કુંડળવાળા પુરૂષોથી એ ઘર શોભી રહ્યુ હતુ[૯-૧૧] રત્નના અનેક દીવાઓની કાંતિથી અંધકાર દેખાતોજ નહતો. એ ઘરમાં જાળિયામાંથી નીકળતા અગરૂના ધુપને જોઇ તેને મેઘ જાણી ઊંચો નાદ કરતા મયૂરો વિચિત્ર છાજલીઓપર નાચતા હતા.[૧૨] એ ઘરમાં સર્વ કાળમાં પોતાના સરખાંજ ગુણ, રૂપ અને અવસ્થાવાળી તથા સારા વેષવાળી હજારો દાસીઓ સહિત રૂક્મિણીજી સોનાની ડાંડીવાળો ચમર લઇને જેને પવન ઢોળતા હતાં એવા શ્રીકૃષ્ણ ભગવાનને નારદજીએ દીઠા[૧૩] નારદજીને જોઈ સઘળા ધર્મધારીઓમાં ઉત્તમ શ્રીકૃષ્ણ ભગવાને તુરત રૂક્મિણીના પલંગપરથી ઉઠી, કિરીટવાળા મસ્તકથી તેમના ચરણમાં પ્રણામ કરી હાથ જોડીને પોતાના આસનપર બેસાડયા[૧૪] સત્પુરૂષોના પતિ અને જેમનાં ચરણ ધોવાનુ જળ (ગંગાજી) સર્વના તીર્થરૂપ છે એવા ભગવાને પોતે જગતમાં સર્વોત્તમ છતાં પણ નારદજીનાં

* આ ઓગણોતેરમા અધ્યાયમા પ્રત્યેક ઘરમા ભગવાનનુ ગૃહસ્થપણુ જોઇ વિસ્મય પામેલા નારદજી વખાણુ કરતા કરતા દ્વારકામાથી ગયા, એ કથા કહેવામા આવશે.

ગ્રહણ કોઇને તેનું જળ પોતાના માથાપર ચઢાવ્યું. પોતાનુ ગુણ ઉપરથી થયેલુ 'બ્રહ્મણ્યદેવ' એવુ નામ છે તેથી તે નામની યોગ્યતા પ્રમાણે ભગવાને એ કામ યોગ્યજ કર્યું.[૧૫] નરના સખા અને જૂના ઋષિ નારાયણ ભગવાને નારદનુ પૂજન કરી તથા થોડા અક્ષરવાળી અને અમૃતની પેઠે મીઠીવાણીથી બોલાવીને કહ્યુ કે-"હે મહારાજ ! કયું કામ કરી આપવાની આજ્ઞા છે "[૧૬]

નારદજી કહેછે-હે વિભુ! હે સર્વ લોકના નાથ ! હે વેદ જેનુ ગાયન કરેછે એવા ! આપ સઘળા સજ્જનો ઉપર સ્નેહ રાખોછો, અને ખળપુરૂષોને શિક્ષા કરોછો એ કાંઇ આશ્ચર્ય નથી, કેમકે જગતનું ધારણ, પાલન અને કલ્યાણ કરવાને માટેજ આ આપનો ઇચ્છાવતાર છે, એ અમે સારી રીતે જાણીએ છીએ[૧૭] આપનાં ચરણ કે જે લોકોને મોક્ષરૂપ, અગાધ જ્ઞાનવાળા બ્રહ્માદિકોએ પણ હૃદયમાં ધ્યાન કરવા યોગ્ય અને સંસારરૂપી કુવામાં પડેલાઓને બહાર નીકળવાના આશ્રયરૂપ છે તેઓનાં મને દર્શન થયાં તો હવે મને આપનું સ્મરણ રહે એવો અનુગ્રહ કરો કે જેથી તે ચરણનુ જ ધ્યાન કરતાં ફર્યા કરૂ[૧૮]

શુકદેવજી કહેછે-હે રાજા ! પછી તે નારદજી ભગવાનની યોગમાયાને જાણવાસારૂ ભગવાનની બીજી સ્ત્રીના ઘરમાં ગયા.[૧૯] ત્યાં પણ પ્યારી અને ઉદ્ધવજીની સાથે પાશાની ક્રીડા કરતા ભગવાનને દીઠા ભગવાને પરમ ભક્તિથી ઉભા થઈ તથા આસનાદિક આપીને નારદજીની પૂજા કરી અને જાણે અજાણ્યા હોય તેમ પૂછ્યુ કે-"આપ કયારે પધાર્યાછો ? મારા જેવા અપૂર્ણ લોકોથી આપ જેવા પૂર્ણ લોકોનું શુ કામ થઇ શકે ? તોપણ હે મહારાજ ! જે કામ હોય તે કહો, અને આ અમારા જન્મને પવિત્ર કરો " વિસ્મય પામેલા નારદજી ત્યાંથી ચુપાચુપ ઉઠીને બીજા ઘરમાં ગયા.[૨૦-૨૨] ત્યાં પણ પોતાના બાળક પુત્રોને રમાડતા ભગવાન જેવામાં આવ્યા પછી બીજા ઘરમાં ભગવાન નહાવાનો ઉદ્યોગ કરતા જેવામાં આવ્યા.[૨૩] કોઈ ઘરમાં અગ્નિહોત્રને હોમ કરતા અને વૈશ્વદેવ આદિ પંચમહાયજ્ઞ કરતા જેવામાં આવ્યા કોઈ ઘરમાં બ્રાહ્મણોને જમાડતા અને અવશેષ રહેલું અન્ન જમતા જેવામાં આવ્યા.[૨૪] કોઈ ઘરમાં સંધ્યાની ઉપાસના કરતા અને મૌન ધરીને ગાયત્રીનો જપ કરતા જેવામાં આવ્યા. કોઇ ઘરમાં ઢાલ તરવારથી પટા ખેલતા જેવામાં આવ્યા[૨૫] કોઇ ઘરમાં હાથી, ઘોડા અને રથ ઉપર બેસીને ફરતા જેવામાં આવ્યા. કોઈ ઘરમાં પલંગપર પોઢેલા અને બંદિજનોએ સ્તુતિ કરતા જેવામાં આવ્યા.[૨૬] કોઈ ઘરમાં ઉદ્ધવાદિક મંત્રીઓની સાથે વિચાર કરતા જેવામાં આવ્યા. કોઇ ઘરમાં ઉત્તમ વેશ્યાઓથી વીંટાઇને જળક્રીડામાં લાગેલા જેવામાં આવ્યા.[૨૭] કોઈ ઘરમાં ઉત્તમ બ્રાહ્મણોને શણગારેલી ગાયો દેતા જેવામાં આવ્યા કોઇ ઘરમાં મંગળરૂપ ઈતિહાસ અને પુરાણોને સાંભળતા જેવામાં આવ્યા[૨૮] કોઇ ઘરમાં સ્ત્રીની સાથે હસવાની વાતથી હસતા જેવામાં આવ્યા કોઇ ઘરમાં ધર્મને, કોઇ ઘરમાં અર્થને અને કોઇ ઘરમાં કામને સેવતા જેવામાં આવ્યા[૨૯] કોઇ ઘરમાં એકલા બેશીને પ્રકૃતિથી પર આત્માનુ ચિંતન કરતા જેવામાં આવ્યા કોઈ ઘરમાં કામ, ભોગ અને પૂજનના બીજા પદાર્થોથી ગુરૂઓની સેવા કરતા જેવામાં આવ્યા.[૩૦] કોઇ ઘરમાં બીજાઓની સાથે સંધિ કરતા અને કોઇ ઘરમાં વિગ્રહ કરતા જેવામાં આવ્યા કોઈ ઘરમાં બળભદ્રની સાથે સત્પુરૂષોના કલ્યાણનો વિચાર કરતા જેવામાં આવ્યા[૩૧] કોઈ ઘરમાં મોટી ધામધુમથી પુત્રોને યોગ્ય સ્ત્રીઓની સાથે અને દીકરીઓને યોગ્ય વરોની સાથે પરણાવતા જેવામાં આવ્યા.[૩૨] કોઇ ઘરમાં પોતાનાં સંતાનોને મોકલવાના અને પાછાં તેડી આવવાના મહોત્સવ કે જેઓને જેઇને લોકો વિસ્મય પામતા હતા તેઓની ગોઠવણ કરતા જેવામાં આવ્યા.[૩૩] કોઇ ઘરમાં ભારે ભારે યજ્ઞોથી સર્વ દેવતાઓનું પૂજન કરતા જેવામાં આવ્યા. કોઈ ઘરમાં કુવા, વાડીઓ અને મઠ આદિ રચાવીને ધર્મસંબંધી પૂર્ત્ત કરતા જેવામાં આવ્યા.[૩૪] કોઇ ઘરમાં સિંધુદેશના

ઘોડા ઉપર ચઢીને મૃગયામાં પવિત્ર પશુઓને મારતા અને મોટા મોટા યાદવોથી વીંટાએલા જોવામાં આવ્યા.[૩૫] કોઇ ઘરમાં મંત્રીઓ અને અંતઃપુર આદિના તે તે મનોભાવ જાણવાસારૂ વેષ બદલાવીને ફરતા જોવામાં આવ્યા.[૩૬] પછી મનુષ્યાવતારની લીલા કરતા ભગવાનની યોગમાયાનો એ સઘળો ઉદય જોઇને જાણે હસતાહોય એવા નારદજીએ ભગવાનને આ પ્રમાણે કહ્યું.[૩૭]

નારદજી કહેછે–હે યોગેશ્વર! માયાવાળા પુરૂષોથી પણ જાણી શકાય નહીં એવી તમારી યોગમાયાઓ કે જેઓ તમારા ચરણની સેવાથી મનમાં જણાયછે તેઓનેજ અમો જાણીએ છીએ, પણ તમારા પરમાર્થ સ્વરૂપને જાણતા નથી.[૩૮] હે દેવ! મને આજ્ઞા આપો કે ત્રૈલોક્યને પવિત્ર કરનારી તમારી લીલાનું ગાયન કરતાં તમારા યશથી વ્યાપ્ત થયેલા લોકોમાં ફરૂં.[૩૯]

ભગવાન કહેછે–હે પુત્ર! હે નારદ! ધર્મનો કહેનાર, કરનાર અને સંમતિ આપનાર હું લોકને ધર્મ શીખવવાસારૂ આ ધર્મ પાળું છું માટે તમે મુંઝાશો માં.[૪૦]

શુકદેવજી કહેછે–આ પ્રમાણે ગૃહસ્થાશ્રમવાળાઓના પવિત્ર ઉત્તમ ધર્મોનું પાળનકરતા એકજ ભગવાનને નારદજીએ સઘળાં ઘરોમાં રહેલા દીઠા.[૪૧] અનંત શક્તિવાળા ભગવાનની યોગમાયાનો મોટો ઉદય વારંવાર જોઇને જેને કૌતુક ઉત્પન્ન થયું હતું એવા નારદજી વિસ્મય પામ્યા[૪૨] અર્થ, કામ અને ધર્મમાં એ પ્રમાણે શ્રદ્ધા રાખનારા શ્રીકૃષ્ણ ભગવાને સારી રીતે સત્કાર કરતાં પ્રસન્ન થયેલા નારદજી તેમનુંજ સ્મરણ કરતા કરતા ત્યાંથી ગયા.[૪૩] હે રાજા! એ પ્રમાણે મનુષ્યલીલાને અનુસરતા, સર્વના કલ્યાણને માટે અનેક અવતારો ધરનાર અને સોળ હજાર ઉત્તમ સ્ત્રીઓનાં લાજસહિત સ્નેહભરેલાં જોવાં તથા હસવાંથી પ્રીતિપામેલા નારાયણ ભગવાન રમતા હતા[૪૪] હે રાજા! જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયના કારણરૂપ ભગવાને જે જે અસાધારણ કર્મો કર્યાં છે, તેઓને જે માણસ ગાય, સાંભળે અથવા વખાણે તે માણસને મોક્ષના માર્ગરૂપ ભગવાનની ભક્તિ પ્રાપ્ત થાય.[૪૫]

यानीह विश्वविलयोद्भववृत्तिहेतुः
कर्माण्यनन्यविषयाणि हरिश्चकार।
यस्त्वंग गायति शृणोत्यनुमोदते वा
भक्तिर्भवेद्भगवति ह्यपवर्गमार्गे ॥ ४५ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ઓગણોતેરમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૭૦ મો.*

### શ્રીકૃષ્ણનું આન્હિક અને દૂતનો સંદેશો.

**श्रीशुक उवाच.**

अथोषस्युपवृत्तायां कुक्कुटान् कूजतोऽशपन्।
गृहीतकंठ्यः पतिभिर्माधव्यो विरहातुराः ॥१॥

શુકદેવજી કહેછે–રાત્રિઓમાં શ્રીકૃષ્ણે કંઠમાં આલિંગન કરેલી શ્રીકૃષ્ણની સ્ત્રીઓ પ્રાતઃકાળ થવા આવે ત્યારે કુકડાં બોલતાં તેઓના શબ્દ સાંભળી શ્રીકૃષ્ણ ઉઠી જશે એમ જાણી વિરહથી આતુરતાને લીધે તે કુકડાંઓને ગાળો દેતી હતી.[૧] પારિજાતકના વનના સુગંધી વાયુનેલીધે ભ્રમરાઓ ગાયન કર્યાં કરતાં જેઓની નિદ્રા જતી હતી એવાં પક્ષીઓ બંદિજનોની પેઠે જાણે શ્રીકૃષ્ણને જગાડતાં હોય તેમ શબ્દ કરતાં હતાં.[૨] પોતાના પતિની બાથમાં રહેલી શ્રીકૃષ્ણની સઘળી સ્ત્રીઓને પતિનું આલિંગન છૂટી જવાથી તે સમય જરાપણ સારો લાગ્યો નહીં.[૩] શ્રીકૃષ્ણ બ્રાહ્મમુહૂર્ત્તમાં ઉઠી જળનો સ્પર્શ કરી ઇંદ્રિયોને સ્વચ્છ કર્યા પછી માયાથી પર, એક, સ્વયંપ્રકાશ, ઉપાધિરહિત, અવિનાશી, પોતાની સ્થિતિથી અવિદ્યાને નિરંતર દૂર રાખનાર તથા આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશનાં કારણરૂપ પોતાની શક્તિઓથી જેનો સ્વરૂપાનંદ જણાયછે એવા પરબ્રહ્મરૂપ પોતાના આત્માનું ધ્યાન કરતા હતા.[૪–૫] પછી નિર્મળ જળમાં નાહી બે વસ્ત્ર

---

* આ સીત્તેરમા અધ્યાયમા શ્રીકૃષ્ણના આન્હિક કર્મની તથા દૂત અને નારદજીએ કહેલા કામના સંબંધમાં વિચાર કર્યાની કથા કહેવામાં આવશે.

પેહેરીને વિધિપ્રમાણે સંધ્યોપાસન આદિ ક્રિયાઓ કરતા હતા.પોતે યજુર્વેદની કણ્વશાખાવાળા હોવાથી સૂર્યોદયથી પેહેલાંજઅગ્નિમાં હોમ કરીને મૌન વ્રતથી ગાયત્રીનો જપ કરતા હતા. એ સર્વથીઉત્તમ અને ધીર શ્રીકૃષ્ણ ભગવાન્ ઉગતા સૂર્યનું ઉપસ્થાન કરીપોતાની કળારૂપ દેવ,ઋષિ અને પિતૃઓનું તર્પણ કરી તથા બ્રાહ્મણ અને વૃદ્ધ લોકોની પૂજા કરી પ્રત્યેક દિવસે અને પ્રત્યેક ઘરમાં સુવર્ણનાં શીંગડાંવાળી, રૂપાની ખરીઓવાળી, ભલી, મોતીની માળાવાળી, દૂધાળ, પેહેલવેતરી, વાછડાંવાળી અને સારાં વસ્ત્રવાળી તેર હજાર અને ચોરાશી ગાયો શણગારેલા બ્રાહ્મણોને આપતા હતા. અને તેઓની સાથે રેશમી વસ્ત્ર, મૃગચર્મ અને તિલનાં દાન પણ કરતા હતા. [-૯] પોતાની વિભૂતિરૂપ સર્વ ગાય, બ્રાહ્મણ, દેવતા, વૃદ્ધ, ગુરૂ અને સર્વ પ્રાણીઓને પ્રણામ કરી મંગળ પદાર્થોનો સ્પર્શ કરતા હતા [૧૦] મનુષ્યલોકના આભૂષણરૂપ પોતાના શરીરને પોતાનાં વસ્ત્ર, ભૂષણ, દિવ્ય માળા અને દિવ્ય ચંદનોથી શણગારતા હતા [૧૧] ઘીમાં મોઢું જોઈ તથા અરીસો જોઇ ગાય, બળદ, બ્રાહ્મણ તથા દેવતાઓનાં દર્શન કરી નગરના તથા અંતઃપુરમાં રહેનારા સર્વ વર્ણોને જોઈતા પદાર્થો દેવરાવી અને મંત્રીઓને તે તે પદાર્થોથી રાજી કરી માન આપતા હતા.[૧૨] પ્રથમ બ્રાહ્મણોને અને પછી મિત્ર, કારભારીઓ તથા સ્ત્રીઓને માળા, તાંબુલ અને ચંદનના ભાગ આપીને પછી તે વસ્તુઓને પોતે ઉપયોગમાં લેતા હતા.[૧૩] એટલીવારમાં દારૂકસારથિ, સુગ્રીવ આદિ ઘોડાઓથી જોડેલા પરમ અદ્ભુત રથને લાવી પ્રણામ કરી આગળ ઉભતો હતો.[૧૪] પોતાના હાથથી સારથીના હાથ ઝાલી સાત્યકિ તથા ઉદ્ધવજી સહિત ભગવાન્, સૂર્ય જેમ ઉદયાચળ ઉપર ચઢે તેમ રથ ઉપર ચઢતા હતા.[૧૫] અંતઃપુરમાંથી પધારવાના સમયમાં અંતઃપુરની સ્ત્રીઓ લાજસહિત પ્રેમભરેલી રીતે જોઇ રહેતી હતી અને તેમનાં દર્શનને માંડમાંડ છોડી શકતી હતી. સર્વના મનનું હરણ કરતા અને હસતા ભગવાન્ અંતઃપુરમાંથી ભિન્નભિન્નરૂપે બહાર નીકળી પાછા એકરૂપ થઈ સઘળા યાદવોથી વીંટાઇને સુધર્મા નામની સભામાં પધારતા હતા કે જે સભામાં પેઠેલાઓને ભૂખ તરશ આદિ છ ઊર્મિઓ બાધ કરતી નહતી.[૧૬-૧૭]તે સભામાં ઉત્તમ આસનપર બિરાજેલા, પોતાની કાંતિથી દિશાઓમાં પ્રકાશ કરતા અને મનુષ્યોમાં સિંહસરખા ઉત્તમ યાદવોથી વીંટાએલા શ્રીકૃષ્ણ ભગવાન, આકાશમાં તારાઓના સમૂહોથી જેમ ચંદ્રમા શોભે તેમ શોભતા હતા.[૧૮]હે રાજા! એ સભામાં ઉપમંત્રીઓ અનેક પ્રકારના હાસ્યરસોથી ભગવાનને પ્રસન્ન કરતા હતા અને નટ લોકોના આચાર્યો તથા નાચનારી સ્ત્રીઓ પણ પોતપોતાના સમૂદાયથી આવી નૃત્યાદિકથી ભગવાનનું સેવન કરતાં હતાં.[૧૯]સૂત, માગધ અને બંદિજનો મૃદંગ, વીણા, મુરજ, વેણુ, તાલ અને શંખના શબ્દોથી નાચતા હતા, ગાતા હતા અને સ્તુતિ કરતા હતા [૨૦]એ સભામાં બેઠેલા કેટલાએક વાદમાં ચતુર બ્રાહ્મણો વેદમંત્રોનુ વ્યાખ્યાન કરતા હતા અને પવિત્ર કીર્ત્તિવાળા પ્રાચીન રાજાઓની કથા કહેતા હતા.[૨૧]આ પ્રમાણે પ્રત્યેક દિવસે ભગવાન કરતા હતા. ત્યાં એક દિવસે કોઇ સમયે નહી દેખેલો એક પુરૂષ ત્યાં આવ્યો. ભગવાનને ખબર આપીને દ્વારપાળ લોકોએ તેને અંદર જવા દીધો.[૨૨]એ દૂતે પરમેશ્વર શ્રીકૃષ્ણને પ્રણામ કરી હાથ જોડીને તેમની પાસે રાજાઓને જરાસંધે રોકી મૂકવાથી (કેદ કરવાથી) થયેલા દુઃખનુ નિવેદન કર્યું [૨૩]જે રાજાઓ જરાસંધના દિગ્વિજય કરવાના સમયમાં જરાસંધને નમ્યા નહતા, તે વીશ હજાર રાજાઓને જરાસંધે બળાત્કારથી ગિરિવ્રજ નામના કિલ્લામાં કેદ કર્યા હતા, તેઓના ઉપર કહેલા દૂતે તેઓની વતી શ્રીકૃષ્ણની પાસે આ પ્રમાણે કહ્યું.[૨૪]

રાજાઓ કહેછે–હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે પ્રમાણમાં ન આવે એવા સ્વરૂપવાળા! હે શરણાગતોના ભયને ભાંગનાર! અમે કે જેઓ ભેદદૃષ્ટિવાળા છીએ, તેઓ સંસારથી ભય પામીને તમને શરણાગત થયા છીએ.[૨૫]નિષિદ્ધ અને સકામ

કર્મમાં બહુજ લાગેલો લોક હજી આપે કહેલા અને પોતાના પવિત્ર ધર્મરૂપ આપના પૂજનમાં પ્રમાદ ધરાવતો હોય તેટલામાંજ જે બળવાન્ કાળ અહીં તે લોકની જીવવાની આશાને તુરત કાપી નાંખેછે તે કાળરૂપ આપને પ્રણામ કરીએ છીએ.[26] હે ઈશ્વર ! જગતના સ્વામી આપ સજ્જનોના રક્ષણને માટે અને ખળ લોકોને શિક્ષા કરવા માટે અંશની સાથે અવતર્યાછે, તો તે છતાં પણ બીજા કોઇ લોકો ( જરાસંધાદિક ) આપની આજ્ઞાનુ પણ ઉલ્લંઘન કરેછે, અને આપના રક્ષણ તળે રહેલા લોકો પોતાના કર્મથી થયેલાં દુઃખ પામેછે, એ શાથી થાયછે ? તે અમે જાણતા નથી ![27] હે ઇશ્વર ! રાજ્યસબંધી સુખ વિષયથી પ્રાપ્ત કરવાનું હોવાનેલીધે પરતંત્ર છે અને તેથી સ્વપ્નમાં થયેલા સુખ જેવુ છે અને આ શરીર પણ નિરંતર ભયભરેલુ અને મુડદા જેવુ છે, તોપણ આ શરીરથી અમે કેવળ સ્ત્રીપુત્રાદિકની ચિંતાનેજ ઉપાડીએ છીએ, અને નિષ્કામ લોકોએ આપની પાસેથી મેળવવાનું સ્વતસિદ્ધ સુખ છોડી દેતાં આપની માયાથી અત્યંત કંગાલ બનીને અહીં કલેશ ભોગવ્યા કરીએ છીએ[28] એટલામાટે પ્રણામ કરનારાઓના શોકને હરનારાં ચરણારવંદવાળા આપ અમો બંધાએલા લોકોને જરાસંધ નામના કર્મબંધનમાંથી છોડાવો એકલો છતાં દશ હજાર હાથીનું બળ ધરાવનાર એ જરાસંધે, સિંહ જેમ ઘેટાઓને રોકી મૂકે તેમ પોતાના ઘરમાં અમો રાજાઓને રોકી મેલ્યાછે[2] હે ચક્રધારી ! હે અજીત ! આપની સાથે અઢાર વાર થયેલા સંગ્રામમાં આપે એ જરાસંધને સત્તરવાર તો હરાવ્યો હતો, પણ અઢારમી વારના સંગ્રામમાં આપ અનંત પરાક્રમવાળા છતાં મનુષ્યદેહની લીલા કરવા લાગતાં એકવાર આપને જીતી લઇને તે જરાસંધ ભારે ગર્વ ધરાવેછે અને અમે કે જેઓ આપની પ્રજા છીએ તેઓને પીડેછે. માટે આ વિષયમાં જે યોગ્ય લાગે તે કરો.[30]

દૂત કહેછે—જરાસંધે રોકેલા, આપના દર્શનને ઇચ્છતા અને આપના ચરણના મૂળને શરણ થયેલા રાજાઓએ આ પ્રમાણે આપને વિજ્ઞપ્તી કરી છે, માટે એ દીનલોકોનુ કલ્યાણ કરો.[31]

શુકદેવજી કહેછે—રાજાઓનો દૂત એ પ્રમાણે બોલતો હતો, ત્યાં મોટી કાંતિવાળા અને પીંગળી જટાને ધરનાર નારદજી સૂર્યની પેઠે પ્રકટ થયા.[32] નારદજીને જોઇ સર્વ લોકોના ઈશ્વરોના ઈશ્વર શ્રીકૃષ્ણ ભગવાન, સભાસદો અને અનુચરો સહિત આનંદથી ઉભા થઇને તેમને મસ્તકવતે પગે લાગ્યા[33] આસનનો સ્વીકાર કરી બેઠેલા નારદજીનો વિધિપૂર્વક સત્કાર કરી શ્રદ્ધાથી રાજી કરતા ભગવાને મધુર વચનથી તેમને આ પ્રમાણે કહ્યું.[34]

ભગવાન કહેછે—હમણાં ત્રણે લોક સારી રીતે નિર્ભય છે ? આપ સઘળા લોકોમાં ફરોછો તેથી અમોને લોકોનુ વૃત્તાંત જાણવાનો મોટો લાભ થાયછે[35] ઈશ્વરે કરેલા લોકોમાં આપથી અજાણ્યુ કાંઇ નથી, માટે હમણાં પાંડવો શુ કરવા ધારેછે ? એ આપને પૂછુ છુ[36]

નારદજી કહેછે—હે પ્રભુ ! હે વ્યાપક ! આપ કે જે બ્રહ્માને પણ મોહ ઉપજાવનાર અને પોતાની શક્તિઓથી પ્રાણીઓમાં અંતર્યામી રૂપે રહેતાં છતાં પણ કાષ્ઠમાં રહેલા અગ્નિની પેઠે ગુપ્ત પ્રકાશવાળા છો તેમની માયા મેં ઘણીવાર જોયેલીછે, માટે આ આપે કરેલુ પ્રશ્નાદિક મને અદ્ભુત લાગતું નથી[37] આ જગત્ કે જે મિથ્યા છતાં આપની માયાનેલીધે વિદ્યમાન લાગેછે તેને સૃજનારા અને પ્રલય કરનારા આપનુ ધારેલું કયો પુરૂષ સારી રીતે જાણી શકે ? કોઇ પણ ન જાણી શકે, માટે આપ કે જે સ્વરૂપથી અચિંત્ય જ છો તેમને પ્રણામ કરૂ છુ[38] આપ કે જેમણે જન્મમરણ પામ્યા કરતા અને અનર્થ આપનારા શરીરથી છુટકારો થવાનો ઉપાય નહી જાણતા જીવને માટે તેના અજ્ઞાનરૂપી અંધારાને મટાડનાર પોતાના યશરૂપી દીવો લીલાથી અવતારો ધરીને પ્રકટ કર્યોછે તે આપને હું શરણે આવ્યો છુ.[39] હે મહારાજ ! આમ છે, તોપણ મનુષ્યલોકનુ અનુકરણ કરનારા આપને, આપના ભક્ત અને ફોઈના દીકરા યુધિષ્ઠિર રાજાએ જે કરવા ધારેલુ છે તે કહી સંભળાવુ છું.[40] હે દેવ !

યુધિષ્ઠિર રાજા ચક્રવર્તીપણું મેળવવાની ઇચ્છાથી રાજસૂય નામનો મોટો યજ્ઞ કરીને આપનું પૂજન કરવા ધારેછે, તો એ ક્રમમાં આપે સંમતિ આપવી, એટલુંજ નહી પણ ત્યાં અવશ્ય આવવું. કેમકે એ મોટા યજ્ઞમાં દેવતા આદિ અને મોટી કીર્તિવાળા રાજાઓ પણ આપનાં દર્શન કરવાની ઉત્કંઠાથી ભેળા થશે.[૪૧-૪૨] હે પ્રભુ! આપ કે જે પરબ્રહ્મ છો તેમના શ્રવણથી, કીર્તનથી અને ધ્યાનથી ચાંડાળો પણ પવિત્ર થાય છે ત્યારે આપનાં દર્શન અને સ્પર્શ કરનારા લોકો પવિત્ર થાય તેમાં શું કહેવું?[૪૩] હે સર્વ લોકોને મંગળરૂપ! દિશાઓના અલંકારરૂપ અને પૃથ્વીમાં પ્રખ્યાત જેના યશ જગતને પવિત્ર કરેછે, અને સ્વર્ગમાં મંદાકિની એવા નામથી, પાતાળમાં ભોગવતી એવા નામથી તથા પૃથ્વીમાં ગંગા એવા નામથી પ્રખ્યાતિ પામેલું જેનું ચરણારવિંદ ધોયાનું જળ જગતને પવિત્ર કરેછે, તે આપના ત્યાં પધારવાથી સઘળું મંગળ અને પવિત્ર થશે.[૪૪]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે નારદજી બોલ્યા પછી પોતાના પક્ષના યાદવો જરાસંધને જીતવાની ઇચ્છાથી યુધિષ્ઠિરના યજ્ઞમાં જવાની સંમતિ નહીં આપતાં હસતા શ્રીકૃષ્ણ ભગવાને મધુર વાણીથી પોતાના ભૃત્ય ઉદ્ધવજીને આ પ્રમાણે કહ્યું.[૪૫]

ભગવાન કહેછે—તમે અમારા સંબંધી અને વળી વિચારથી સિદ્ધ કરવાની વસ્તુઓના પરિણામ જાણનાર હોવાને લીધે અમારી ઉત્તમ આંખરૂપ છો, માટે આ વિષયમાં શું કરવું યોગ્ય છે, તે કહો; અને જે કહેશો તે અમે સ્વીકારીને કરીશું.[૪૬]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે ભગવાને સર્વજ્ઞ છતાં પણ નહી સમજનારની પેઠે પૂછતાં તેમની આજ્ઞાને માથે ચઢાવી ઉદ્ધવજી બોલ્યા.[૪૭]

इत्युपामंत्रितो भर्त्रा सर्वज्ञेनापि मुग्धवत् ।
निदेशं शिरसाधाय उद्धवः प्रत्यभाषत ॥४७॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો સીત્તેરમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૭૧ મો.*

### શ્રીકૃષ્ણનું ઇંદ્રપ્રસ્થમાં પધારવું.

॥ શ્રી શુકઉવાચ ॥

इत्युदीरितमाकर्ण्य देवर्षेरुद्धवोऽब्रवीत् ।
सभ्यानां मतमाज्ञाय कृष्णस्य च महामतिः ॥१॥

શુકદેવજી કહેછે—એ પ્રમાણે ભગવાનનું વચન સાંભળી રાજસૂયમાં જવાનો નારદજીનો મત, રાજાઓની રક્ષા કરવાનો સભાસદોનો મત અને તે બન્ને કરવાનો ભગવાનનો મત જાણીને મોટી બુદ્ધિવાળા ઉદ્ધવજી આ પ્રમાણે બોલ્યા.[૧]

ઉદ્ધવજી કહેછે—હે દેવ! નારદજીના કહેવા પ્રમાણે યજ્ઞ કરવાને ઇચ્છતા આપની ફોઈના દીકરા યુધિષ્ઠિર રાજાને આપે સહાયતા આપવી જોઇએ, અને શરણ ઇચ્છનારા રાજાઓની રક્ષા પણ કરવી જોઇએ.[૨] હે પ્રભુ! રાજસૂયયજ્ઞ કરવાનો છે તેમાં દિગ્વિજય કરવોજ પડશે અને તે પ્રસંગે જરાસંધ પણ જીતાશે, માટે તેમ કરવામાં શરણાગતની રક્ષા અને રાજસૂય એ બન્ને સિદ્ધ થશે એમ હું માનુંછું. હે ગોવિંદ! આમ કરવાથીજ આપણું મોટું પ્રયોજન સિદ્ધ થશે અને બંધાએલા રાજાઓને છોડાવવાથી તમારી કીર્ત્તિ પણ થશે. (યાદવોને મોટા ઉત્સાહથી તુરતજ જરાસંધનો વધ કરવાની ઇચ્છા કરતા જોઈને કહેછે.)[૪] બળમાં દશ હજાર હાથી સરખો તે જરાસંધ રાજા બીજા તેથી વધારે બળવાળાઓથી પણ મારી શકાય એમ નથી. કેવળ ભીમજ તેને મારી શકે એમ છે એ કે ભીમમાં તેના જેટલુંજ બળ છે, તોપણ ભીમના હાથથીજ તેનો વધ સરજાએલોછે[૫] તે જરાસંધને દ્વંદ્વયુદ્ધમાં જીતવો, પણ સો અક્ષૌહિણી સૈન્ય ભેળું કરવાનો તેને લાગ આવવા દેવો નહી. આમ કરવાનો ઉપાય આ છે કે ભીમે બ્રાહ્મણનો વેષ ધરી તેની પાસે જઈને દ્વંદ્વયુદ્ધ માગી લેવું જરાસંધ બ્રાહ્મણોને માનનાર છે તેથી

* આ ઈકોતેરમા અધ્યાયમા ઉદ્ધવજીના વિચારથી શ્રીકૃષ્ણ ભગવાન ઇંદ્રપ્રસ્થમા જતા પાંડવોને પરમ ઉત્સવ થવાની વાત કહેવામા આવશે.

બ્રાહ્મણો તેની પાસે કાંઇ માગેછે તો ના કહેતો નથી. આમ બનશે અને તમે પાસે હશો તો ભીમ તેને મારશેજ, એમાં કશો સંદેહ નથી.[૭] નિરાકાર કાળરૂપી ઇશ્વર આપજ જગતની સૃષ્ટિ કરોછો અને પ્રલય કરોછો, તેમાં જેમ બ્રહ્મા અને રૂદ્ર માત્ર નિમિત્તરૂપજ થાયછે એવી રીતે પાસે ઉભેલા આપજ તે જરાસંધને મારશો અને ભીમ તો માત્ર નિમિત્તરૂપજ થશે.[૮] જેમ ગોપીઓ શંખચુડને મારવારૂપ અને તેથી પોતાને છોડાવવારૂપ આપના પવિત્ર કર્મને ગાય છે, જેમ શરણાગત લોકો ગ્રુડને મારવારૂપ અને તેથી ગજેદ્રને છોડાવવારૂપ આપના પવિત્ર કર્મને ગાયછે, જેમ મુનિઓ રાવણને મારવારૂપ અને તેથી સીતાજીને છોડાવવારૂપ આપના પવિત્ર કર્મને ગાયછે અને જેમ અમો કંસને મારવારૂપ અને તેથી માતા પિતાને છોડાવવારૂપ આપના પવિત્ર કર્મને ગાઈએ છીએ, તેમ જરાસંધે પકડી રાખેલા રાજાઓની સ્ત્રીઓ પણ પોતાનાં ઘરોમાં બાળકને રમાડવા આદિ કામ કરતાં "હે પુત્ર! રૂદન કર માં કરૂણાના સાગરરૂપ શ્રીકૃષ્ણ જરાસંધને મારશે અને તારા બાપને છોડાવશે" એવી રીતે આપના પવિત્ર કર્મને ગાયછે.[૯] હે કૃષ્ણ! જરાસંધને મારવાથી બીજાં પણ ઘણાં પ્રયોજન સિદ્ધ થશે, કેમકે તે મરવાથી શિશુપાળ આદિ શત્રુઓ નબળા પડી જશે. હુ ધારૂંછું કે ઘણુ કરીને રાજાઓના પુણ્યનો પાકકાળ આવવાથી અને જરાસંધઆદિના પાપોનો પાકકાળ આવવાથી રાજસૂય કરાવવા તમને રૂચિ થઇછે.[૧૦]

શુકદેવજી કહેછે—આ પ્રમાણે સઘળી રીતે સુખકાર અને ઉત્તમ યુક્તિથી ભરેલાં ઉદ્ધવજીનાં વચનને નારદજી, વૃદ્ધ યાદવો અને શ્રીકૃષ્ણ ભગવાને માન આપીને સ્વીકારી લીધુ. (આ ઉપરથી સમજાયછે કે અનિરૂદ્ધાદિક જુવાનોને આ વાત સારી લાગી નહીં)[૧૧] પછી શ્રીકૃષ્ણ ભગવાને વસુદેવ આદિ ગુરૂજનની સંમતિ લઇને પ્રયાણ કરવા માટે દારૂક અને જૈત્ર આદિ ભૃત્ય લોકોને આજ્ઞા કરી.[૧૨] હે શત્રુને મારનાર! પોતાની સ્ત્રીઓને પુત્રોસહિત અને દાસીદાસ તથા સરસામાન સહિત દ્વારકામાંથી પ્રયાણ કરાવી અને બળભદ્ર તથા ઉગ્રસેનની આજ્ઞા લઈ શ્રીકૃષ્ણ ભગવાન સારથિએ આણેલા અને જેની ધ્વજામાં ગરૂડનું ચિન્હ હતું એવા રથમાં બેઠા.[૧૩] પછી રથ, હાથી, પાળા, ઘોડેસ્વાર અને નાયકોથી ભય કર લાગે એવી પોતાની સેનાથી વીંટાએલા ભગવાન મૃદંગ, ભેરી, આનક, શંખ અને ગોમુખ નામનાં વાજાઓના શબ્દોથી ઘોંઘાટવાળી થયેલી દિશામાંથી નીકળ્યા.[૧૪] ઉત્તમ આભૂષણ, વસ્ત્ર, લેપન અને માળાવાળી તથા ઢાલ તરવારવાળા મનુષ્યોથી વીંટાએલી પતિવ્રતા સ્ત્રીઓ, પુત્રોની સાથે મનુષ્યનાં વાહન, ઘોડાના રથ અને પાલખીઓમાં બેશીને પોતાના પતિ ભગવાનની પછવાડે ચાલવા લાગી[૧૫] સારી રીતે શણગારેલી પરિજનની સ્ત્રીઓ અને વેશ્યાઓ સાદડીઓનાં ઘર, ધાબળા અને વસ્ત્રાદિક સામાનો લઈ તથા તે સામાનોને ગાડાંઓ આદિ ઉપર સારી રીતે બાંધીને માણસ, ઉંટ, બળદ, પાડા, ખચ્ચર, ગધેડાં, ગાડાં અને હાથણીઓ ઉપર બેશી ચારેકોરથી ચાલતી થઇ.[૧૬] ભારે શબ્દવાળુ તે મોટુ સૈન્ય, ધ્વજા, છત્ર, ચામર, ઉત્તમ આયુધ, આભરણ, કિરીટ, કવચ અને સૂર્યનાં કિરણોથી, સમુદ્ર જેમ ક્ષોભ પામેલા મત્સ્યો અને કલ્લોલોથી શોભે તેમ દિવસમાં શોભવા લાગ્યુ.[૧૭] પછી ભગવાને સત્કાર કરી પૂજેલા અને ભગવાનનાં દર્શનથી પરમ આનંદ પામેલા નારદજી ભગવાનનેપ્રણામ કરી તથા તેમનો નિશ્ચય સાંભળી હૃદયમાં તેમનુંજ ધ્યાન કરતા કરતા આકાશમાર્ગથી ગયા.[૧૮] પછી વચનથી પ્રસન્ન કરતા ભગવાને રાજાઓના દૂતને કહ્યું કે,—"હે દૂત! તું રાજાઓને કહેજે કે બીશો નહી, તમારૂ ભલુ થશે. હુ જરાસંધને મરાવીશ."[૧૯] આ પ્રમાણે ભગવાને કહેતાં ત્યાંથી ગયેલા દૂતે રાજાઓની પાસે તે વાત યથાસ્થિત કહી સંભળાવી. છુટવાને ઇચ્છતા રાજાઓ પણ ભગવાનના દર્શનની વાટ જોવા લાગ્યા.[૨૦] આનર્ત્ત, સૌવીર અને મરૂદેશને મૂકી કુરૂક્ષેત્ર, પર્વતો, ન-

દીઓ, પુર, ગ્રામ, વ્રજ અને ખાણોના પ્રદેશાને ભગવાન મૂકી ગયા.[21] પછી દૃષદ્વતી તથા સરસ્વતી નદીને ઉતરી અને પંચાલ તથા મત્સ્યદેશને મૂકી ઇંદ્રપ્રસ્થમાં આવ્યા.[22] જેનાં દર્શન મનુષ્યોને દુર્લભ છે એવા ભગવાનને આવ્યા સાંભળી રાજી થયેલા યુધિષ્ઠિર રાજા પોતાના ઉપાધ્યાયો અને સંબધીઓની સાથે સામા આવ્યા.[23] ઇંદ્રિયો જેમ પ્રાણને મળે તેમ આદરવાળા યુધિષ્ઠિર રાજા ગાજતેવાજતે અને વેદનો ભારે ઘોષ થતે ભગવાનને મળ્યા.[24] ભગવાનને જોઇ સ્નેહથી જેનું હૃદયપલળી ગયુ એવા યુધિષ્ઠિર રાજાએ ઘણે દિવસે દેખેલા પરમ પ્યારા ભગવાનનું વારવાર આલિંગન કર્યું.[25] લક્ષ્મીજીના સુંદર ઘરરૂપ શ્રીકૃષ્ણના શ્રીઅંગનું આલિંગન કરી જેનાં પાપ નાશ પામ્યાં છે એવા યુધિષ્ઠિરરાજાનાં નેત્રમાં ઘણુ સુખ મળવાથી હર્ષાશ્રુ આવ્યાં,રૂંવાડાં ઉભાં થયાં ને તે બીજું કર્તવ્ય ભૂલી ગયા.[26] હસતા અને પ્રેમના વેગથી આકુળ ઇંદ્રિયોવાળા ભીમસેને એ પોતાના મામાના પુત્રનું આલિંગન કર્યું, અને તેથી તે ભીમસેનને પરમ સુખ મળ્યું. આનંદથી જેઓને આંસુ વધી પડયાં એવા અર્જુન, નકુલ અને સહદેવ, એઓએ પણ ભગવાનનુ આલિંગન કર્યું.[27] અર્જુન સમાનવયના હોવાને લીધે ભગવાનને કેવળ મળ્યાજ અને નકુલ તથા સહદેવ તો મળવા ઉપરાંત પગે પણ લાગ્યા. બ્રાહ્મણોને અને વૃદ્ધલોકોને યથાયોગ્ય રીતે નમસ્કાર કરી માન પામેલા ભગવાને કુરૂ, સૃંજય, કૈકય, સૂત, માગધ, ગંધર્વ, બંદિજનો અને ઉપમંત્રીઓને માન આપ્યુ.[28-29] મૃદંગ, શંખ, ઢોલ, વીણા, પણવ અને ગોમુખ નામનાં વાજા વાગવા લાગ્યાં બ્રાહ્મણો પણ ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા, નાચવા લાગ્યા અને ગાવા લાગ્યા.[30] એ પ્રમાણે પવિત્ર કીર્તિવાળા પુરૂષોના ચૂડામણિરૂપ અને સંબધીઓથી વીંટાએલા તથા સ્તુતિ કરાતા ભગવાન્ શણગારેલા ઇંદ્રપ્રસ્થપુરમાં પધાર્યા.[31] એ પુરના માર્ગોમાં હાથીઓના મદ અને સુગંધી જળોના છંટકાવ થઇ રહ્યા હતા. વિચિત્ર ધ્વજા, સોનાનાં તોરણ અને પૂર્ણ કુંભોથી શોભી રહ્યુ હતુ. સ્વચ્છ શરીરવાળાં અને નવાં વસ્ત્ર, ઘરેણાં, માળા તથા સુગંધીને ધારણ કરનારાં પુરૂષો અને સ્ત્રીઓથી શોભી રહ્યું હતું.[32] ઘેરેઘેર દીવા અને પુષ્પાદિકના સમૂહો શોભી રહ્યા હતા,જાળિયાંઓમાંથી નીકળતા ધુપના ધુમાડાઓથી મનોહર લાગતું હતું, પતાકાઓ શોભી રહી હતી. ઉપર સોનાના કળશવાળાં અને કળશોની નીચે રૂપાનાં શિખરોવાળાં ઘરોવાળું યુધિષ્ઠિરનુ નગર ભગવાને જોયુ.[33] પુરૂષોનાં નેત્રો પણ જેમાં લાગીજ રહે એવા ભગવાનને પધાર્યા સાંભળી ઉત્સાહનેલીધે જેઓના કેશ અને વસ્ત્રોનાં બંધનો શિથિલ થઇ ગયાં એવી જુવાન સ્ત્રીઓ ઘરનાં કામકાજને છોડી દઇ અને પતિઓને શય્યામાંજ છોડી દઈ રાજમાર્ગમાં જોવા આવી.[34] હાથી, ઘોડા, રથ અને માણસોથી બહુજ ભીડવાળા રાજમાર્ગમાં સ્ત્રીઓ સહિત ભગવાનને આવેલા જાણી ઘર ઉપર ચઢેલી કેટલીએક સ્ત્રીઓ ફૂલથી વધાવી તથા મનથી આલિંગન કરીને ઉત્સાહભરેલા કટાક્ષોથી જ માન આપવા લાગી [35] ચંદ્રની સાથે તારાઓની પેઠે માર્ગમાં ભગવાનની સાથે તેમની સ્ત્રીઓને જોઇને ઇંદ્રપ્રસ્થની સ્ત્રીઓ વાતો કરવા લાગી કે—"આ સ્ત્રીઓ કે જેઓનાં નેત્રોને પુરૂષોત્તમ ભગવાન પોતાના મંદહાસ્યથી અને લીલાપૂર્વક જોવાની કળાથી ઉત્સવ આપે છે તેઓએ શાં શાં પુણ્ય કર્યા હશે ?"[36] પાપરહિત થયેલા પૌર લોકો અને એક શિલ્પથી જીવનારાં ટોળાંઓના મુખ્ય લોકો હાથમાં મંગળપદાર્થ રાખી સ્થળે સ્થળે ભગવાનને મળીને તેમની પૂજા કરવા લાગ્યા.[37] પ્રીતિથી પ્રફુલ્લિત નેત્રવાળી અને ઘણા સંભ્રમવાળી અંતઃપુરની સ્ત્રીઓએ સામે જઇને જેમને માન આપ્યુ, એવા ભગવાન રાજાના ઘરમાં પધાર્યા.[38] ત્રૈલોક્યના ઈશ્વર અને પોતાના ભાઇના પુત્ર ભગવાનને જોઇ રાજી થયેલાં કુંતીએ પોતાની વહુ દ્રૌપદી સહિત ઢોલિયાપરથી ઉઠીને તેમનું આલિંગન કર્યું.[39] આદરવાળા યુધિષ્ઠિરરાજા મોટા દેવતાઓના પણ

સ્વામી શ્રીકૃષ્ણને પોતાને ઘેર તેડી લાવીને પ્રેમથી વિકળ થઇ જવાનેલીધે પૂજનના કેટલાએક પ્રકારોને પણ ભૂલી ગયા.[૪૦] હે રાજા ! શ્રીકૃષ્ણભગવાન પોતાની ફોઇને અને ગુરૂજનની સ્ત્રીઓને પગે લાગ્યા, અને દ્રૌપદી તથા સુભદ્રા તેમને પગે લાગ્યાં.[૪૧] સાસુએ પ્રેરણા કરવાથી દ્રૌપદીએ રૂક્મિણી, સત્યભામા, ભદ્રા, જાંબવતી, કાલિંદી, મિત્રવિંદા, શૈબ્યા, નાગ્નજિતી અને બીજી પણ ભગવાનની જે સ્ત્રીઓ આવી હતી તેઓની વસ્ત્ર, માળા અને આભરણાદિકથી પૂજા કરી.[૪૩-૪૪] ભગવાનને, તેમના સૈન્યને, અનુચરોને, મંત્રીઓને અને સ્ત્રીઓને યુધિષ્ઠિર રાજાએ 'પ્રત્યેક દિવસે નવાં નવાં લાગે એવાં સુખથી ઇંદ્રપ્રસ્થમાં રાખ્યાં. પ્રેમથી અર્જુનની સાથે નિરંતર રહેતા ભગવાને અર્જુનને સહાયતા આપી, ખાંડવવનથી અગ્નિને તૃપ્ત કરાવ્યો અને મયદાનવ કે જેણે પછીથી યુધિષ્ઠિર રાજાને દિવ્ય સભા કરી આપી હતી તેને અગ્નિમાંથી છોડાવ્યો.[૪૫] અર્જુનની સાથે રથમાં બેસી યોદ્ધાઓથી વીંટાઇને વિહાર કરતા ભગવાન રાજાનું પ્રિય કરવાની ઈચ્છાથી કેટલાએક મહિના સુધી ઇંદ્રપ્રસ્થમાં રહ્યા.[૪૬]

**उवास कतिचिन्मासान् राज्ञः प्रियचिकीर्षया ।**
**विहरन् रथमारुह्य फाल्गुनेन भटैर्वृतः ॥४६॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ઇકોતેરમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૭૨ મો.*

### ભગવાને ભીમસેનના હાથથી જરાસંધનો કરાવેલો નાશ

**શ્રીશુકઉવાચ.**

**एकदा तु सभामध्य आस्थितो मुनिभिर्वृतः ।**
**ब्राह्मणैः क्षत्रियैर्वैश्यैर्भ्रातृभिश्चयुधिष्ठिरः ॥१॥**

* આ બોતેરમા અધ્યાયમા યુધિષ્ઠિર રાજાએ પોતાના કામનું નિવેદન કરતા ભગવાને, જરાસંધને જીતી લેવો કારણ જાણીને તેને ભીમના હાથથી મરાવ્યો, એ કથા કહેવામાં આવશે.

શુકદેવજી કહેછે—એક દિવસે મુનિ, બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, ભાઇઓ, આચાર્યો, કુળના વૃદ્ધ પુરૂષો, જ્ઞાતિ, સંબંધી અને બાંધવોથી વીંટાઇને સભાની અંદર સિંહાસનપર બેઠેલા યુધિષ્ઠિરરાજાએ એ સઘળા લોકો સાંભળતાં ભગવાનને સંબોધન આપીને આ પ્રમાણે કહ્યું.[૧-૨]

યુધિષ્ઠિર રાજા કહેછે—હે ગોવિંદ ! હે પ્રભુ ! સર્વ યજ્ઞોના રાજા રાજસૂય નામના યજ્ઞથી હું આપના અંશરૂપ દેવતાઓનું પૂજન કરવા ધારૂં છુ, તો તે અમારૂં કામ આપ સિદ્ધ કરી આપો.[૩] હે પદ્મનાભ ! હે ઇશ્વર ! જે પવિત્ર લોકો અકલ્યાણનો નાશ કરનારી આપની પાદુકાનું દેહથી નિરંતર સેવન કરેછે, મનથી ધ્યાન કરેછે અને વાણીથી વર્ણન કરેછે, તેઓ મોક્ષ પામેછે, અને જો ઇચ્છા હોય તો સંસારસંબંધી સુખોને પણ તેઓજ પામેછે, પરંતુ ભક્તિ વગરના ચક્રવર્તીઓ પણ પામતા નથી.[૪] એટલામાટે હે દેવના દેવ ! આ લોકો આપના ચરણારવિંદની સેવાના પ્રભાવને દેખે એમ આ વિષયમાં થવું જોઇએ. હે પ્રભુ ! આ કુરૂ અને સૃંજય રાજાના વંશના કેટલાએક પુરૂષો કેજેઓ કર્માદિકને પ્રધાન ગણીને આપની ભક્તિને ઉત્તમ માનતા નથી, તેઓને આપનું ભજન કરનારાઓની અને ન કરનારાઓની સ્થિતિ દેખાડો.[૫] આપ કે જે ઉપાધિરહિત, સર્વના આત્મા, સમદૃષ્ટિવાળા અને સ્વરૂપસુખના અનુભવરૂપ છો, તેમને જો કે પોતાના પારકાની ભેદબુદ્ધિ નજ હોય, તોપણ કલ્પવૃક્ષની પેઠે આપને સેવનારાઓનેજ આપનો પ્રસાદ મળેછે, પણ બીજાઓને મળતો નથી અને તેમાં પણ જે ફળ મળેછે તે સેવાના પ્રમાણમાં મળેછે એમાં ફેરફાર થતોનથી.[૬]

શ્રીભગવાન કહેછે—હે રાજા ! હે શત્રુઓનો નાશ કરનાર ! તમે બહુજ સારો નિશ્ચય કર્યોછે કે જેથી તમારી પવિત્ર કીર્તિ લોકોમાં ફેલાઇ જશે.[૭] ઋષિઓ, પિતૃ, દેવ, અમો સંબંધીઓ અને સઘળાં પ્રાણીઓને પણ એ મોટા યજ્ઞ પ્યારો છે.[૮] સઘળા રાજાઓને જીતી, સઘળી પૃથ્વીને વશ કરી અને સઘળા સામાન ભેળા કરીને મોટો

યજ્ઞ કરો.[9] હે રાજા ! આ તમારા ભાઇઓ લોકપાળના અંશોથી ઉત્પન્ન થયાછે, અને હું કે જે અજિતેંદ્રિય પુરૂષોને વશ થતો નથી, તેને પણ તમે પોતાના જિતેંદ્રિયપણાથી વશ કર્યોછે.[10] જે પુરૂષ મારો ભક્ત હોય તેને કોઇ દેવતા પણ તેજથી, યશથી, લક્ષ્મીથી અથવા સૈન્યાદિક સામગ્રીઓથી પરાભવ ન કરી શકે, ત્યારે રાજાની તો શીજ વાત કરવી ![11]

શુકદેવજી કહેછે—ભગવાનનું વચન સાંભળી આનંદથી પ્રફુલ્લિત મુખવાળા યુધિષ્ઠિર રાજાએ વિષ્ણુના તેજથી વૃદ્ધિ પામેલા ભાઈઓને દિગ્વિજય કરવાની આજ્ઞા કરી.[12] સહદેવને સૃંજયકુળના ક્ષત્રિયોની સાથે દક્ષિણદિશામાં મોકલ્યા, નકુળને કેકયદેશના ક્ષત્રિયોની સાથે પશ્ચિમદિશામાં મોકલ્યા, અર્જુનને મદ્રદેશના ક્ષત્રિયોની સાથે ઉત્તરદિશામાં મોકલ્યા અને ભીમસેનને મત્સ્યદેશના ક્ષત્રિયોની સાથે પૂર્વદિશામાં મોકલ્યા.[13] હે રાજા ! એ વીર પુરૂષોએ પરાક્રમથી રાજાઓને જીતીને યજ્ઞ કરવાને ઇચ્છતા યુધિષ્ઠિર રાજાને દિશાઓમાંથી ઘણું ધન લાવી આપ્યું.[14] એ દિગ્વિજયમાં જરાસંધને નહીં જીતાએલો સાંભળી યુધિષ્ઠિરરાજા ચિંતામાં પડતાં ભગવાને તેજ ઉપાય કહ્યો કે જે ઉદ્ધવજીએ કહ્યો હતો [15] પછી ભીમસેન, અર્જુન અને શ્રીકૃષ્ણ એ ત્રણ બ્રાહ્મણનો વેષ ધરીને ગિરિવ્રજમાં ગયા, કે જ્યાં જરાસંધ હતો [16] બ્રાહ્મણનો વેષ ધરનારા એ ક્ષત્રિયોએ બ્રાહ્મણોને માનનારા અને ગૃહસ્થનો ધર્મ પાળનારા જરાસંધને ઘેર અતિથિના પૂજનના સમયમાં જઈને માગ્યું કે—હે રાજા ! અમોને, માગવાની ઈચ્છાને લીધે દૂરથી આવેલા અતિથિ જાણો, અને એટલા માટે અમો જે ઈચ્છીએ છીએ તે આપો.[17-18] જેમ નીચ પુરૂષોને કાંઈ પણ ન કરવાનું નથી, તેમ સહનશીલ[1] પુરૂષોને કાંઈપણ અસહ્ય નથી અત્યંત[2] ઉદાર પુરૂષોને નહી દેવાનું કાંઇ પણ નથી, અને સમદૃષ્ટિવાળા[3] પુરૂષોને કોઇ પણ પરાયો નથી.[19] જે પુરૂષ પોતે સમર્થ છતાં આ અનિત્ય શરીરથી, સત્પુરૂષોએ ગાવા જેવા અવિચળ યશને મેળવતો નથી તે નિંદાનુ અને ખેદ કરવાનુ પાત્ર થાય છે [20] હરિશ્ચંદ્ર,[4] રંતિદેવ,[5] ઉંછવૃત્તિ,[6] શિબિ,[7] બળિ,[8] પારાધિ,[9] હોલો[10] અને બીજા પણ ઘણા લોકો આ અનિત્ય શરીરથી અવિચળ પદ પામી ગયાછે.[21]

શુકદેવજી કહેછે—સ્વર, આકૃતિ અને જેઓમાં ધનુષની દોરીઓ વાગવાના ડાઘ હતા એવાં કાંડાં ઉપરથી તેઓને ક્ષત્રિય જાણીને અને વળી કોઇ સમયે જોયેલા જાણીને જરાસંધે વિચાર કર્યો કે—"આ લોકો જાતના ક્ષત્રિય છતાં પણ બ્રાહ્મણનો વેષ પેહેરી આવ્યાછે માટે આ લોકોને મારે અત્યંત પ્રિય શરીર આપવું પડશે તો પણ આપીશ.[22-23] બળિરાજા કે જેને બ્રાહ્મણનો વેષ ધરી આવેલા વિષ્ણુએ ઐશ્વર્યથી ભ્રષ્ટ કર્યો હતો તેની સર્વત્ર ફેલાએલી પવિત્ર કીર્તિ સાંભળવામાં આવેછે.[24] બળિરાજાને શુક્રાચાર્યે વારવા માંડયો અને વળી પોતે જાણતો હતો, તોપણ વિષ્ણુ કે જે ઇંદ્રને રાજ્ય અપાવવાની ઇચ્છાથી બ્રાહ્મણનુ રૂપ ધરી આવ્યા હતા તેમને તેણે પૃથ્વીનુ દાન દીધુ હતુ.[25] ક્ષત્રિય જાતનો દેહ જીવતાં છતાં

---

૧ જે પુત્રાદિકનો વિયોગ અત્યંત અસહ્ય છે તે કેમ આપી શકાય ? એમ જો જરાસંધ કહે તો તેને માટે કહેછે.

૨. રાજાના શણગારરૂપ કિરીટાદિક શી રીતે આપી શકાય? એમ જો જરાસંધ કહે તો તેને માટે કહેછે.

૩ અત્યંત રમણીય આભરણાદિક કે જે પુત્રાદિકનેજ યોગ્ય છે તે પરાયાને કેમ આપી શકાય ? એમ જો જરાસંધ કહે તો તેને માટે કહેછે ૪ વિશ્વામિત્રનુ ઋણ ઉતારવાસારૂ હરિશ્ચંદ્ર રાજા સર્વસ્વ આપી દઇને સ્વર્ગમાં ગયા હતા. ૫ રંતિદેવ રાજા અડતાળીશ દિવસ સુધી ભૂખ્યાતરસ્યા રહ્યા હતા પણ છેલ્લે દિવસે જે કાઇ અન્નાદિક માગ્યુ હતુ તે અર્થિઓને આપીને બ્રહ્મલોકમાં ગયા હતા ૬ ઉંછવૃત્તિથી વર્ત્તનારો મુદ્‌ગલ બ્રાહ્મણ છ માસ સુધી કુટુંબસહિત ભૂખ્યો હતો તોપણ અતિથિને અન્ન આપવાથી બ્રહ્મલોકમા ગયો હતો ૭ શિબિ રાજા શરણે આવેલા હોલાની રક્ષા કરવાસારૂ પોતાનુ માંસ શકરાને આપી દેવાથી સ્વર્ગમા ગયો હતો ૮ બળિરાજાએ પોતાનુ સર્વસ્વ વામનજીને આપી દેવાથી વામનજીને પોતાના કરી લીધા હતા ૯ પારાધી, હોલાહોલીનુ ધૈર્ય જોઇને પોતાનુ શરીર બાળી નાંખવાથી સ્વર્ગમા ગયો હતો. ૧૦ હોલો અતિથિ થયેલા પારાધીને પોતાનું માંસ આપીને સ્વર્ગમાં ગયો હતો.

પણ બ્રાહ્મણનો અર્થ સંપાદન કરીને મોટી કીર્તિ ન મેળવે તો તે દેહનુ પ્રયોજન પણ શું છે ?"[26] આવો વિચાર કરી ઉદાર બુદ્ધિવાળા જરાસંધે શ્રીકૃષ્ણ, અર્જુન અને ભીમસેનને કહ્યું કે-'હે બ્રાહ્મણો ! જે જોઈએ તે માગી લ્યો. મારૂ માથું માગશો તો તે પણ હું આપીશ.'[27]

ભગવાન કહેછે-હે મોટા રાજા ! જો તમારે દેવાની ઇચ્છા હોય તો અમને દ્વંદ્વયુદ્ધ આપો. અમે ક્ષત્રિય છીએ અને યુદ્ધની ઇચ્છાથી આવ્યા છીએ, અન્નની ઇચ્છાથી આવ્યા નથી.[28] આ કુંતીનો પુત્ર ભીમસેન છે. આ તેનો ભાઈ અર્જુન છે અને હું આ બેના મામાનો દીકરો અને તમારો શત્રુ કૃષ્ણ છું એમ જાણો.[29]

શુકદેવજી કહેછે-આ પ્રમાણે શ્રીકૃષ્ણે વાત કહેતાં જરાસંધ ઊંચા સ્વરથી હસ્યો અને ક્રોધથી બોલ્યો કે-"હે મૂઢલોકો ! એમ હોય તો ત્યારે હું તમોને યુદ્ધ આપુ છું.[30] બીકણ અને યુદ્ધમાં વિકળ ચિત્તવાળો તું કે જે પોતાની નગરી મથુરાને છોડીને સમુદ્રની શરણે ગયોછે તેની સાથે હું યુદ્ધ નહી કરૂં.[31] આ અર્જુન અવસ્થાથી પણ મારા સરખો નથી, બહુ બળવાન નથી અને શરીરથી પણ મારા સરખો નથી, માટે તે યોગ્ય યોદ્ધો નહીં હોવાથી, ભીમ કે જેમાં મારા સરખુંજ બળ છે તેણે મારી સાથે યુદ્ધ કરવું." આ પ્રમાણે બોલી એક મોટી ગદા ભીમને આપી, અને બીજી મોટી ગદા પોતે લઇને જરાસંધ ગામ બાહાર નીકળ્યો.[33] પછી યુદ્ધભૂમિમાં ભેળા થયેલા અને યુદ્ધમાં મદોન્મત્ત એ બે વીરપુરૂષો વજ્ર જેવી ગદાઓથી એકબીજાને પ્રહાર કરવા લાગ્યા.[34] અખાડામાં પટા ખેલતા નટોની પેઠે ડાબાં જમણાં વિચિત્ર મંડળોમાં ફરતા એ બે જણનું યુદ્ધ શોભવા લાગ્યું.[35] હે રાજા ! પછી ફેંકવામાં આવતી બે ગદાઓનો વજ્ર પડવા સરખો કડાકાનો શબ્દ યુદ્ધ કરતા બે હાથીઓના દાંતના શબ્દ જેવો જણાવા લાગ્યો.[36] યુદ્ધ કરતા અને પ્રદીપ્ત ક્રોધવાળા બે હાથીઓની આકડાની શાખાઓ જેમ અંગમાં પછડાઇને ભાંગી પડે, તેમ હાથના વેગથી ફેંકવામાં આવતી એ બે ગદાઓ એક બીજાના ખભા, કેડ, પગ, હાથ, સાથળ અને હાંસડીઓમાં પછડાઇને ચૂર્ણ થઈ ગઈ.[37] એ પ્રમાણે ગદાઓ ભાંગી પડતાં ક્રોધ પામેલા એ બે વીરપુરૂષો લોઢાસરખા સ્પર્શવાળી પોતાની મુઠીઓથી એક બીજાનાં ગાત્રને ભાંગવા લાગ્યા. હાથીની પેઠે પ્રહાર કરતા એ બે જણાઓનો તળાં મારવાથી ઉઠેલો શબ્દ કડાકા અને વજ્રના જેવો ભયંકર થતો હતો.[38] હે રાજા ! અભ્યાસ, ધૈર્ય અને પ્રભાવમાં સરખા તથા જેઓનો વેગ ક્ષીણ થતો નહતો એવા એ ભીમ અને જરાસંધને સરખેસરખું યુદ્ધ થવા લાગ્યું.[39] એ પ્રમાણે દિવસના યુદ્ધ કરતા અને રાત્રિમાં મિત્રની પેઠે રહેતા એ બે જણાને તે સ્થળમાં સત્યાવીશ દિવસ નીકળી ગયા.[40] હે રાજા ! એક દીવસે ભીમસેને પોતાના મામાના પુત્ર ભગવાનને કહ્યું કે-'હે કૃષ્ણ ! હું યુદ્ધમાં જરાસંધને જીતવાને સમર્થ નથી.'[41] જરાસંધ બે ફાડિયારૂપે જનમ્યો હતો અને પાછો બે ફાડિયાં થઈનેજ મરશે એમ જાણતા અને તેને જરા નામની રાક્ષસીએ જીવાડેલો જાણતા શ્રીકૃષ્ણ ભગવાને પોતાની શક્તિથી ભીમને વૃદ્ધિ પમાડતાં જરાસંધનાં ફાડિયાં કરી નાંખવાનો વિચાર કર્યો.[42] અમોઘ જ્ઞાનવાળા ભગવાને જરાસંધને મારવાના ઉપાયનો વિચાર કરીને હાથમાં ઝાડની શાખા લઈ તેને ફાડી નાંખતાં તે સંકેતથી તે ઉપાય ભીમને દેખાડયો.[43] મહાબળવાન અને યુદ્ધ કરનારાઓમાં ઉત્તમ ભીમસેને તે સંકેત જાણી લઇને જરાસંધને તેના પગ ઝાલીને ધરતીપર પછાડયો.[44] ભીમસેને પોતાના પગથી તેનો એક પગ દબાવી અને બીજો પગ બે હાથથી પકડીને હાથી જેમ શાખાને ચીરી નાંખે તેમ તે જરાસંધને ગુદાથી ચીરી નાંખ્યો.[45] જેઓમાં પગ, સાથળ, વૃષણ, કેડ, વાંસાનો ભાગ, સ્તન, ખભો, હાથ, આંખ, ભમર અને કાન એક એક હતાં એવાં તે બે ફાડિયાં લોકોએ જોયાં.[46] મગધ દેશનો સ્વામી જરાસંધ મરણ પામતાં મોટો હાહાકાર થઇ રહ્યો.

અર્જુન અને ભગવાને ભીમસેનનું આલિંગન કરી તેનો સત્કાર કર્યો.[૪૭] પ્રાણીઓના રક્ષક અને પ્રમાણમાં ન આવે એવા સ્વરૂપવાળા પ્રભુ શ્રીકૃષ્ણે જરાસંધના દીકરા સહદેવનો મગધ દેશમાં રાજ્યાભિષેક કર્યો, અને જે રાજાઓને જરાસંધે કેદ કર્યાં હતા તેઓને છોડાવ્યા.[૪૮]

**अभ्याषिंचदमेयात्मा मगधानां पतिं प्रभुः ।**
**मोचयामास राजन्यान् संरुद्धा मागधेन ये ॥४८॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો બોતેરમો અધ્યાય સંપૂર્ણ.

---

# અધ્યાય ૭૩ મો.*

## કેદમાંથી છોડાવેલા રાજાઓને તેઓનાં રાજ્ય પાછાં સોંપ્યાં.

॥ श्रीशुकउवाच ॥

**अयुते द्वे शतान्यष्टौ लीलया युधि निर्जिताः ।**
**ते निर्गता गिरिद्रोण्या मलिना मलवाससः ॥१॥**

શુકદેવજી કહેછે--વીશ હજાર અને આઠસો રાજાઓ કે જેઓને જરાસંધે લીલામાત્રથી યુદ્ધમાં જીતી લઇને પર્વતની ગુફામાં કેદ કર્યાં હતા તેઓ ગુફામાંથી બહાર નીકળ્યા. મેલા, મેલાં વસ્ત્રવાળા, ભૂખથી દુબળા, સૂકાએલાં મોઢાંવાળા અને કેદમાં રહેવાને લીધે દુબળા થયેલા તે રાજાઓએ પીળાં રેશમી વસ્ત્ર ધરનારા, શ્રીવત્સનાં ચિન્હવાળા, ચાર ભુજાવાળા, કમળના ગર્ભ સરખાં રાતાં નેત્રવાળા, સુંદર પ્રસન્ન મુખવાળા, ચળકતાં મકરાકૃતિ કુંડળવાળા, શંખ ચક્ર ગદા અને કમળથી શોભતા, કિરીટ, હાર, કડાં કટિમેખળા તથા બાજુબંધથી શોભી રહેલા, કૌસ્તુભમણિથી શોભતા ગળાવાળા, અને વનમાળાથી વીંટાએલા ઘનશ્યામ ભગવાનને દીઠા. જાણે નેત્રથી પીતા હોય, જીભથી ચાટતા હોય, નાકથી સુંઘતા અને હાથથી આલિંગન કરતા હોય તેમ દેખાવ આપતા એ નિષ્પાપ રાજાઓ તે ભગવાનના ચરણમાં મસ્તક મૂકીને પગે લાગ્યા.[૧-૬] ભગવાનના દર્શનના આનંદથી જેઓને કેદ રહેવાનો પરિશ્રમ મટી ગયો એવા એ રાજાઓ હાથ જોડીને વચનથી આ પ્રમાણે ભગવાનને વખાણવા લાગ્યા.[૭]

રાજાઓ કહેછે -હે દેવ ! હે દેવ ! હે ઇશ્વર ! હે શરણાગતોની પીડાને હરનાર ! હે અવિનાશી ! આપને પ્રણામ કરીએ છીએ. હે કૃષ્ણ ! ભય કરસંસારથી ખેદ પામીને શરણાગત થયેલા અમોનુ રક્ષણ કરો.[૮] હે નાથ ! હે મધુસૂદન ! આ જરાસંધ ઉપર અમે દોષ મૂકતા નથી. કેમકે રાજાઓ રાજ્યથી ભ્રષ્ટ થાય એ તમારો અનુગ્રહ ગણવો જોઇએ.[૯] રાજ્યસંબંધી ઐશ્વર્યના મદથી છકી ગયેલો રાજા તમારી માયાથી મોહ પામીને અનિત્ય સંપત્તિઓને અવિચળ માને છે અને કલ્યાણને પામતો નથી.[૧૦] જેમ બાળકો ઝાંઝવાંના પાણીને જળાશય માને, તેમ અવિવેકી લોકો અનેક વિકારવાળી માયાને સાચી માનેછે.[૧૧] હે શ્રીકૃષ્ણ ! અમે કે જેઓ પૂર્વે લક્ષ્મીના મદથી આંધળા થયેલા આ પૃથ્વીને જીતી લેવાની ઇચ્છાથી એકબીજાનો દ્વેષ કરનારા અને માથે મૃત્યુરૂપ આપને નહીં ગણકારતાં મદોન્મત્ત થઇને અત્યંત નિર્દયપણાથી પોતાની પ્રજાઓને મારતા હતા, તેઓજ આજ તમારી કૃપાથી ગંભીર વેગવાળા તમારા શરીરરૂપ અને અપાર બળવાળા કાળનેલીધે લક્ષ્મીથી ભ્રષ્ટ થતાં ગર્વરહિત થઇને તમારાં ચરણનુ સ્મરણ કરવાની આશા રાખીએ છીએ, માટે રાજ્યથી ભ્રષ્ટ થવુ એ આપનો અનુગ્રહજ છે.[૧૨-૧૩] હવે અમે નિરંતર ક્ષીણ થતા જતા અને રોગોના ક્ષેત્રરૂપ આ દેહથી ભોગવવા યોગ્ય તથા ઝાંઝવાંનાં પાણીજેવા રાજ્યને કે માત્ર કાનનેજ રૂચિ ઉપજાવનારા અને પરલોકમાં ભોગવવાના કર્મફળરૂપ સ્વર્ગાદિકને પણ ઇચ્છતા નથી.[૧૪] એટલામાટે અમે અનેક યોનિઓમાં જતાં પણ જે ઉપાયથી અમને તમારા ચરણારવિંદનું સ્મરણ મટે નહીં એવા ઉપાયનો ઉપદેશ કરો.[૧૫] કૃષ્ણ, વાસુદેવ, હરિ, પરમાત્મા, ગોવિંદ અને

---

* આ તોતેરમા અધ્યાયમા રાજાઓને છોડાવી તથા તેઓને ઘટે તેવી રીતે તેઓને પોતપોતાના દેશોમાં મોકલી ભગવાન પાછા ઇંદ્રપ્રસ્થમાં પધાર્યા એ કથા કહેવામાં આવશે.

નમેલા લોકોના ક્લેશનો નાશ કરનારા આપને વારંવાર પ્રણામ કરીએ છીએ.[૧૬]

શુકદેવજી કહેછે–બંધનથી છૂટેલા રાજાઓ એ પ્રમાણે સ્તુતિ કરતાં દયાળુ અને શરણાગતોનું રક્ષણ કરનાર ભગવાને મધુર વાણીથી તેઓને આ પ્રમાણે કહ્યું.[૧૭]

ભગવાન કહેછે–હે રાજાઓ! તમો જેવું ધાછો તે પ્રમાણેજ આજથી માંડી તમોને હું કે જે સર્વનો ઈશ્વર આત્મા છું તેમાં અત્યંત દૃઢ ભક્તિ થશે[૧૮] હે રાજાઓ! તમોએ ઠીક ધાર્યુ છે અને સાચી વાત કરીછે. લક્ષ્મી અને ઐશ્વર્યના મદથી થતો યથેષ્ટાચાર લોકોને ઉન્મત્ત કરનાર છે એમ જોવામાં આવેછે.[૧૯] સહસ્રાર્જુન, નહુષ, વેન, રાવણ, નરકાસુર અને બીજા પણ દેવ, દૈત્ય તથા મનુષ્યના રાજાઓ લક્ષ્મીના મદથી સ્થાનભ્રષ્ટ થયાછે.[૨૦] તમે આ દેહાદિક જન્મવાળા પદાર્થોને નાશ પામનારા જાણી સાવધાનપણે ધર્મથી પ્રજાનુ રક્ષણ કરજો અને યજ્ઞોથી મારૂ પૂજન કરજો[૨૧] તમે પુત્રપૌત્રાદિક વંશનો વિસ્તાર કરતાં અને સુખ, દુઃખ, લાભ કે અલાભ જે કાંઈ આવે તેનુ સેવન કરતાં મારામાં ચિત્ત રાખીને ફરજો[૨૨] મારામાં સારી રીતે મન રાખીને દેહાદિકમાં ઉદાસીન, આત્મારામ અને નિયમસહિત રહેવાથી અંતે હુ કે જે પરબ્રહ્મ છુ તેને પામશો[૨૩]

શુકદેવજી કહેછે–લોકોના ઇશ્વર શ્રીકૃષ્ણભગવાને રાજાઓને એ પ્રમાણે આજ્ઞા કરીને તેઓને સ્નાનાદિક કરાવવાસારૂ કેટલાએક પુરૂષો અને સ્રીઓને આજ્ઞા કરી[૨૪] હે રાજા! સહદેવ પાસે રાજાને યોગ્ય વસ્ત્ર, ભૂષણ, માળા અને લેપન કરવાનાં ચંદનો અપાવીને તેઓની પૂજા કરાવી[૨૫] સારી રીતે નવરાવી, શણગારી, ઉત્તમ અન્નથી જમાડી તથા રાજાને યોગ્ય તાંબુલ આદિ અનેક ભોગ ભોગવાવીને ભગવાને સત્કાર કરેલા અને સ્વચ્છ કુંડળ ધરનારા એ રાજાઓ ક્લેશથી મૂકાવવાનેલીધે, વર્ષાઋતુના અંતમાં ગ્રહોની પેઠે શોભવા લાગ્યા[૨૬-૨૭] સારા ઘોડાવાળા અને મણિ તથા સુવર્ણથી શણગારેલા રથોમાં બેસાડી તથા મધુર વચનોથી પ્રસન્ન કરી ભગવાને તેઓને પોતપોતાના દેશમાં મોકલ્યા.[૨૮] એ પ્રમાણે મહાત્મા શ્રીકૃષ્ણ ભગવાને કષ્ટમાંથી છોડાવેલા રાજાઓ તે ભગવાનનું અને તેમનાં કર્મોનું ધ્યાન કરતા કરતા પોતપોતાના દેશોમાં ગયા.[૨૯] તેઓએ સ્વદેશમાં જઇને ભગવાને કરેલું કામ પોતાના મંત્રીઓ આદિની પાસે કહી સંભળાવ્યું, અને ભગવાને આજ્ઞા કરી હતી તે પ્રમાણે આળસ મૂકીને સઘળું કરવા લાગ્યા.[૩૦] ભગવાન, ભીમસેનના હાથથી જરાસંધને મરાવ્યા પછી સહદેવે કરેલી પૂજાનો સ્વીકાર કરી અર્જુન તથા ભીમસેનની સાથે ઇંદ્રપ્રસ્થમાં આવ્યા.[૩૧] શત્રુને જીતી આવેલા, સંબંધીઓને રાજી કરતા અને શત્રુઓને પીડા કરનારા એ ત્રણે જણાએ ઇંદ્રપ્રસ્થમાં આવીને શંખનાદ કર્યો[૩૨] એ શંખનાદ સાંભળી રાજી થયેલા ઇંદ્રપ્રસ્થના રહેવાશીઓએ જરાસંધ મરણ પામવાનો નિશ્ચય કર્યો અને યુધિષ્ઠિર રાજાના સઘળા મનોરથ પૂર્ણ થયા.[૩૩] ભીમ, અર્જુન અને ભગવાને યુધિષ્ઠિર રાજાને પ્રણામ કરી પોતે જે કરી આવ્યા હતા તે સઘળી વાત કહી સંભળાવી[૩૪] ભગવાને અનુગ્રહ કર્યાની વાત સાંભળી આનંદથી આંસુનાં ટીપાં ખેરતા યુધિષ્ઠિર રાજા પ્રેમના દબાણથી કાંઇ પણ બોલ્યા નહી.[૩૫]

निशम्य धर्मराजस्तत् केशवेनानुकंपितम् ।
आनंदाश्रुकलामुंचन् प्रेम्णा नोवाच किंचन।३५।

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો તોંતેરમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૭૪ મો.*

### યુધિષ્ઠિરના રાજસૂયયજ્ઞમાં શ્રીકૃષ્ણે શિશુપાળનો કરેલો વધ.

श्रीशुक उवाच.

एवं युधिष्ठिरो राजा जरासंधवधं विभोः ।
कृष्णस्य चानुभावं तं श्रुत्वा प्रीतस्तमब्रवीत्॥१॥

* આ ચુવોતેરમા અધ્યાયમા યુધિષ્ઠિરે રાજસૂય કર્યો અને તેમા અગ્રપૂજાના પ્રસંગમાં ભગવાને શિશુપાળને માર્યો ઇત્યાદિ કથા કહેવામાં આવશે.

શુકદેવજી કહેછે—એ પ્રમાણે જરાસંધનો વધ અને પ્રભુ શ્રીકૃષ્ણનો પ્રભાવ સાંભળીને તથા શ્રીકૃષ્ણનું પોતાની આજ્ઞાને અનુસરનારપણું જોઈ પ્રસન્ન થયેલા યુધિષ્ઠિરરાજાએ શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહ્યું.[૧]

યુધિષ્ઠિર કહેછે--હે ઇશ્વર! ત્રૈલોક્યના ગુરૂ સનકાદિક, સર્વે લોકો અને લોકપાળ દેવતાઓ જે આપની આજ્ઞાને દુર્લભ માનીને ઘણા માનથી માથે ચઢાવેછે તે આપ, અમો કે જેઓ દીન અને સમર્થપણાનું મિથ્યાભિમાન ધરાવનારા છીએ, તેઓની આજ્ઞાને માથે ચઢાવોછો એ આપને ન ઘટે એવું અનુકરણ છે.[૨-૩] અથવા આપ કે જે એક, અદ્વિતીય, પરમાત્મા અને પરિપૂર્ણ છો તેને બીજાની આજ્ઞા માનનારપણુ વાસ્તવિક તો છેજ નહી, માટે ભક્તો ઉપર અનુગ્રહ કરવાસારૂ આવાં કર્મ કરવાથી તમારૂ તેજ વધતું કે ઘટતુ નથી. ઉગવા અને આથમવા આદિ કર્મોથી સૂર્યનુ તેજ વધવુ કે ઘટવું સંભવેજ નહી [૪] હે અજીત! હે માધવ! અજ્ઞાન લોકોને જેવી શરીરના સંબંધમાં 'હું, મારૂં, તું અને તારૂં,' એવી ભેદબુદ્ધિ હોયછે, એવી તમારા ભક્તોને પણ હોતી નથી, ત્યારે તમને પોતાને તો ક્યાંથીજ હોય?[૫]

શુકદેવજી કહેછે—આ પ્રમાણે કહી ભગવાનની સંમતિથી યજ્ઞને યોગ્ય સમયમાં તે યુધિષ્ઠિર રાજાએ બ્રહ્મવાદી યોગ્ય બ્રાહ્મણોનુ હોતા આદિ ઋત્વિજરૂપે વરણ કર્યું.[૬] વેદવ્યાસ, ભરદ્વાજ, સુમંતુ, ગૌતમ, અસિત, વસિષ્ઠ, ચ્યવન, કણ્વ, મૈત્રેય, કવષ, ત્રિત, વિશ્વામિત્ર, વામદેવ, સુમતિ, જૈમિનિ, ક્રતુ, પૈલ, પરાશર, ગર્ગ, વૈશંપાયન, અથર્વા, કશ્યપ, ધૌમ્ય, પરશુરામ, આસુરિ, વીતિહોત્ર, મધુચ્છંદા, વીરસેન અને અકૃતવ્રણ એ મુનિઓને યજ્ઞમાં વરાવ્યા.[૭-૮] તેમજ યુધિષ્ઠિરના નિમંત્રણને લીધે બીજા પણ દ્રોણ, ભીષ્મ, કૃપાચાર્યઆદિ, પુત્રો સહિત ધૃતરાષ્ટ્ર, મોટી બુદ્ધિવાળા વિદુર, બ્રાહ્મણો, ક્ષત્રિયો વૈશ્યો, શુદ્રો, સઘળા રાજાઓ અને રાજાઓના મંત્રી આદિ પણ યજ્ઞ જોવાની ઇચ્છાથી ત્યાં આવ્યા.[૧૦-૧૧] પછી બ્રાહ્મણોએ દેવતાઓનું યજન કરવાની ભૂમિને સુવર્ણનાં હળોથી ખેડાવીને ત્યાં વેદનાં વચન પ્રમાણે યુધિષ્ઠિર રાજાને દીક્ષા આપી.[૧૨] એ યજ્ઞમાં પૂર્વે વરૂણદેવના યજ્ઞની પેઠે, સરસામાન સોનાના કર્યા હતા. ઈંદ્રાદિક લોકપાળ, બ્રહ્મા, સદાશિવ, તેઓના પાર્ષદો, સિદ્ધ, ગંધર્વ, વિદ્યાધર, મોટા નાગ, મુનિઓ, યક્ષ, રાક્ષસ, પક્ષી, કિન્નર, ચારણ, રાજાઓ અને સઘળી રાજાઓની સ્ત્રીઓ પણ યુધિષ્ઠિર રાજાના યજ્ઞમાં તેમના બોલાવવાથી આવ્યાં.[૧૩-૧૫] એ સઘળાં કાંઈ પણ વિસ્મય નહીં પામતાં 'ભગવાનના ભક્તને એ સઘળું ઘટેછે' એમ માનવા લાગ્યાં દેવ સરખા તેજવાળા ઋત્વિજો, જેમ વરૂણને દેવતાઓએ યજન કરાવ્યું હતુ તેમ વિધિસહિત રાજસૂયથી મહારાજ યુધિષ્ઠિરને યજન કરાવતા હતા.[૧૬] સારી પેઠે સાવધાન યુધિષ્ઠિર રાજાએ સોમવલ્લી ખાંડવાને દિવસે મહાભાગ્યશાળી ઋત્વિજો અને સભાપતિઓની પૂજા કરવા માંડી.[૧૭] 'સભાસદોમાં પહેલી પૂજા કોની કરવી?' એમ સભાસદો વિચાર કરતાં તે પૂજાને યોગ્ય ઘણા જણ હોવાને લીધે કાંઈ નિશ્ચય કરી શક્યા નહી, ત્યારે સહદેવ આ પ્રમાણે બોલ્યા.[૧૮]

સહદેવ કહેછે—યાદવોના પતિ શ્રીકૃષ્ણ શ્રેષ્ઠપણાને યોગ્ય છે, કેમકે શ્રીકૃષ્ણજ સર્વ દેવતા, દેશ, કાળ અને ધનાદિકરૂપ છે[૧૯] યજ્ઞો અને આ સઘળુ જગત્ શ્રીકૃષ્ણરૂપજ છે. અગ્નિઓ, આહુતિઓ, મંત્રો, સાંખ્ય અને ઉપાસના એ સઘળુ શ્રીકૃષ્ણને માટેજ છે.[૨૦] આ શ્રીકૃષ્ણ એકજ અદ્વિતીય છે. સઘળા જગતનુ મૂળતત્વ એજ છે. હે સભાસદો! અજન્મા અને સ્વાશ્રય ભગવાન પોતેજ આ જગતને સર્જેછે, પાળેછે અને પ્રલય કરેછે[૨૧] આ સર્વે લોકો શ્રીકૃષ્ણના અનુગ્રહથીજ અનેક પ્રકારનાં સત્કર્મ કરીને ધર્માદિકરૂપ પુરૂષાર્થને સિદ્ધ કરેછે.[૨૨] એટલા માટે મહાત્મા શ્રીકૃષ્ણનેજ ઉત્તમ પૂજા આપો, અને એમ કરશો તો સર્વ પ્રાણીઓનું અને

પોતાનું પણ પૂજન થશે.[૨૩] જે પુરૂષ દાનના અનંત ફળને ઇચ્છતો હોય તેણે શ્રીકૃષ્ણ કે જે સર્વ પ્રાણીઓના આત્મા, ભેદ મતિનો નાશ કરનાર, શાંત અને પૂર્ણ છે તેમનેજ દેવું જોઈએ.[૨૪]

શુકદેવજી કહેછે—ભગવાનના પ્રભાવને જાણનાર સહદેવ એટલું બોલીને ચુપ રહ્યા. આ વચન સાંભળીને સઘળા મહાત્મા પુરૂષો 'સારૂં સારૂં' એમ વખાણવા લાગ્યા.[૨૫] બ્રાહ્મણોનો શબ્દ સાંભળી અને સભાસદોનો અભિપ્રાય જાણી રાજી થયેલા અને સ્નેહથી વિહ્વળ થયેલા યુધિષ્ઠિરરાજાએ ભગવાનની પૂજા કરી.[૨૬] રાજા, તેમની સ્ત્રીઓ, ભાઈઓ અને મંત્રીઓએ તથા તેમનાં કુટુંબે ભગવાનનાં ચરણ ધોઈને જગતને પવિત્ર કરનાર તેનું જળ પ્રીતિથી માથે ચઢાવ્યું.[૨૭] પીળાં રેશમી વસ્ત્ર, અને ઘણા મૂલ્યનાં આભૂષણોથી ભગવાનનુ પૂજન કરી યુધિષ્ઠિરરાજા આંખોમાં આંસુ ભરાઇ આવવાથી તેમની સામુ જોઇ શક્યા નહીં.[૨૮] આ પ્રમાણે ભગવાનનો સત્કાર થયેલો જોઇ સર્વે લોકો હાથ જોડી 'નમો નમો જયજય' એવા શબ્દ કરી ભગવાનને નમ્યા અને પુષ્પની વૃષ્ટિઓ પડી.[૨૯] આ શબ્દો સાંભળી ભગવાનના ગુણોના વર્ણનથી જેને ક્રોધ ઉત્પન્ન થયો એવો શિશુપાળ સભામાં નિર્ભયપણે પોતાના આસનપરથી ઉભો થઈ હાથ ઉંચો કરીને અસહનતાથી ભગવાનને કઠણ વચન સંભળાવવાસારૂ આ પ્રમાણે બોલ્યો.[૩૦]

શિશુપાળ કહેછે--'કાળ અલંઘ્ય અને સમર્થ છે' એવી લોકોની વાત સાચી છે, કેમકે બાળકના વચનથી વૃદ્ધ લોકોની બુદ્ધિ પણ ફરી જાયછે[૩૧] હે સભાસદો! તમે પાત્ર જાણનારાઓમાં શ્રેષ્ઠ થઇને આ બાળકનું બોલવું કે જેથી કૃષ્ણ પૂજાને યોગ્ય માનવામાં આવેછે તેને માનોમાં,[૩૨] તપ વિદ્યા અને વ્રતને ધરનારા, જ્ઞાનથી સર્વ દોષ રહિત થયેલા, બ્રહ્મમાં નિષ્ઠાવાળા અને લોકપાળોએ પણ પૂજેલા મોટા ઋષિઓ કે જેઓ સભાના પતિ છે, તેઓને મૂકી દઇ* અને કુળને વટલાવનાર આ કૃષ્ણ પૂજાને યોગ્ય કેમ મનાયછે? કાગડો પુરોડાશને યોગ્ય હોયજ નહીં.[૩૩-૩૪] વર્ણ આશ્રમ તથા કુળથી ભ્રષ્ટ, સઘળા ધર્મોથી બહિષ્કૃત થયેલો, સ્વચ્છંદ રીતે વર્ત્તનાર અને ગુણ વગરનો આ કૃષ્ણ શી રીતે પૂજાને યોગ્ય ગણાય?[૩૫] યયાતિરાજાના શાપનેલીધે સત્પુરૂષોએ બહિષ્કૃત કરેલું અને નિરંતર વૃથા વૃથા મદિરા પીવામાં લાગેલુ આ લોકોનું કુળ શી રીતે પૂજાને યોગ્ય થાય?[૩૬] આ બાહારવટિયા લોકો (યાદવો) બ્રહ્મર્ષિઓએ સેવેલા દેશોને છોડી દઇ સમુદ્રરૂપી ગઢ કે જેમાં વેદસંબંધી તેજ રહેજ નહી, તેમાં રહીને પ્રજાઓને દુઃખ દેછે.[૩૭]

શુકદેવજી કહેછે—જેનુ પુણ્ય નાશ પામ્યું હતુ એવો શિશુપાળ એ પ્રમાણે ઘણાં દુર્વચન બોલ્યો, પણ ફ્યાઉડીના શબ્દને સાંભળીને જેમ સિંહ કાંઇ પણ ન બોલે, તેમ એ વચન સાંભળીને ભગવાન કાંઈ પણ ન બોલ્યા.[૩૮] સભાસદો એ ભગવાનની અસહ્ય નિંદાને સાંભળી ક્રોધથી શિશુપાળને ગાળો દેતા દેતા પોતાના કાન બંધ કરીને ઉઠી ગયા.[૩૯] ભગવાનની અથવા ભગવાનના ભક્તની નિંદા સાંભળીને તે સ્થળમાંથી જે માણસ ખસી ન જાય તે માણસ પોતાના પુણ્યમાંથી ભ્રષ્ટ થઈને નરકમાં પડેછે.[૪૦] પછી ક્રોધ પામેલા પાંડવો અને મત્સ્ય, કૈકય તથા સૃંજય વંશના ક્ષત્રિયો શિશુપાળને મારી નાંખવાની ઇચ્છાથી હથીઆર ઉચકીને ઉભા થયા [૪૧] હે રાજા! એ જોઈને સભામાં શ્રીકૃષ્ણના પક્ષના રાજાઓને ધિક્કારતા શિશુપાળે પણ નિર્ભય રીતે ઢાલ તરવાર લીધી.[૪૨] તેટલી વારમાં 'આ મારો પાર્ષદ મારા સરખોજ બળવાળો છે તેથી આ સઘળાઓને મારી નાંખશે, માટે મારેજ તુરત મારવો જોઇએ' એવા અભિપ્રાયથી ભગવાને તુરત પોતે ઉઠીને પોતાના પક્ષવાળાઓને વારતાં ક્રોધથી શિશુપાળ કે જે

* ભગવાનનીનિંદા કરવા જતાં પણ તેમના મહિમાને લીધે સ્તુતિજ થાયછે એવા અભિપ્રાયથી ટીકાકાર શ્રીધરસ્વામીએ શિશુપાળના નિંદાપર વચનોનો અર્થ સ્તુતિપર પણ લગાવેલોછે.

સામે આવતો હતો તેનું માથું સજીયા સરખી ધારાવાળા ચક્રથી કાપી નાંખ્યું.[૪૩] શિશુપાળ મરણ પામતાં ભારે કોલાહલ શબ્દ થઇ રહ્યો, અને શિશુપાળને અનુસરનારા રાજાઓ જીવવાની ઇચ્છાથી ભાગી ગયા.[૪૪] આકાશમાંથી પડેલી ઉલ્કા જેમ પૃથ્વીમાં પેશી જાય તેમ શિશુપાળના દેહમાંથી નીકળેલુ તેજ સઘળા પ્રાણીઓ દેખે એવી રીતે ભગવાનમાં પેઠું.[૪૫] ત્રણ જન્મમાં વારવાર થયેલાં વૈરના આવેશવાળી બુદ્ધિથી જેના મનમાં ભગવાનનુંજ ધ્યાન લાગી રહ્યું હતું એવો શિશુપાળ ભગવાનનું સ્વરૂપ પામ્યો; કેમકે મનની ભાવનાજ જન્મનુ કારણ છે.[૪૬] ચક્રવર્તી યુધિષ્ઠિરરાજાએ ઋત્વિજોને અને સભાપતિઓને મોટી દક્ષિણા આપી, અને સર્વ લોકોનુ પૂજન કરીને અવભૃથસ્નાન કર્યું.[૪૭] યોગેશ્વરોના ઈશ્વર શ્રીકૃષ્ણ ભગવાન યુધિષ્ઠિર રાજાનો યજ્ઞ સિદ્ધ કરાવીને પછી સબંધીઓની માગણી ઉપરથી કેટલાએક મહિના સુધી ત્યાંજ ( ઇંદ્રપ્રસ્થમાંજ ) રહ્યા.[૪૮] પછી ઈશ્વર ભગવાન, યુધિષ્ઠિરરાજાની ઇચ્છા ન હતી, તોપણ તેમની આજ્ઞા લઈને પોતાની સ્ત્રીઓ અને મંત્રિઓની સાથે દ્વારકામાં પધાર્યા.[૪૯] વૈકુંઠમાં રહેનારા જય વિજયના વારવાર જન્મ બ્રાહ્મણોના શાપનેલીધે થયા, એ આખ્યાન ઘણા વિસ્તારથી મે તમારી પાસે કહી સંભળાવ્યુ છે.[૫૦] રાજસૂયના અવભૃથસ્નાનથી નાહેલા યુધિષ્ઠિરરાજા બ્રાહ્મણો અને ક્ષત્રિયોની સભામાં ઇંદ્રની પેઠે શોભતા હતા.[૫૧] રાજાએ સત્કાર કરેલા અને શ્રીકૃષ્ણનાં તથા યજ્ઞનાં વખાણ કરતા દેવ માણસ અને પ્રમથ લોકો આનંદથી પોતપોતાનાં સ્થાનકોમાં ગયા.[૫૨] પાપી, કળિયુગના અંશરૂપ, અને કુરુરાજાના કુળમાં રોગરૂપ એક દુર્યોધન કે જે યુધિષ્ઠિરરાજાની વૃદ્ધિ પામેલી લક્ષ્મીને સહન કરી શક્યો નહીં, તે વિના બીજા સર્વ લોકો રાજી થયા.[૫૩] રાજાઓને છોડાવ્યા, યજ્ઞ કરાવ્યો અને શિશુપાળને માર્યો ઇત્યાદિક શ્રીકૃષ્ણની આ લીલાનું જે વર્ણન કરે તે સઘળાં પાપોથી છુટેછે.[૫૪]

य इदं कीर्तयेद्विष्णोः कर्मचैद्यवधादिकम् ।
राजमोक्षं वितानं च सर्वपापैः प्रमुच्यते ॥५४॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ચુંવોતેરમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૭૫ મો.*

### દુર્યોધનનો થયેલો માનભંગ.

राजोवाच.

अजातशत्रोस्तं दृष्ट्वा राजसूयमहोदयम् ।
सर्वे मुमुदिरे ब्रह्मन् नृदेवा ये समागताः ॥१॥

પરીક્ષિતરાજા પૂછેછે–હે મહારાજ ! યુધિષ્ઠિરરાજાના યજ્ઞમાં આવેલા મનુષ્યો, દેવતાઓ, રાજાઓ અને ઋષિઓ રાજસૂયનો મહોત્સવ જોઇને સઘળા રાજી થયા, પણ તેઓમાં એક દુર્યોધન રાજી ન થયો, એમ મે તમારી પાસેથી સાંભળ્યું, તો હવે તેમાં જે કારણ થયું હોય તે કહો.[૧-૨]

શુકદેવજી કહેછે–તમારા દાદા મહાત્મા યુધિષ્ઠિર રાજાના રાજસૂયમાં પ્રેમના બંધનનેલીધે તેમના બાંધવો કામકાજમાં લાગ્યા હતા.[૩] ભીમસેન રસોડાના ઉપરી થયા હતા, દુર્યોધન ધનનો ઉપરી થયો હતો, સહદેવ પૂજાનું કામ કરતા હતા, નકુલ ધન મેળવવાનું કામ કરતા હતા.[૪] અર્જુન ગુરૂજનની સેવાના કામમાં લાગ્યા હતા, શ્રીકૃષ્ણ મહાત્માઓના પગ ધોવાના કામમાં લાગ્યા હતા, દ્રૌપદી પીરસવાના કામમાં લાગ્યાં હતાં, ઉદાર મનવાળો કર્ણ દાનના કામમાં લાગ્યો હતો.[૫] હે રાજા ! સાત્યકિ, વિકર્ણ, કૃતવર્મા, વિદુરાદિક, ભૂરિઆદિ બાલ્હીક રાજાના પુત્ર અને સંતર્દનાદિક કે જેઓને મોટા યજ્ઞમાં નોખનોખાં કામના ઉપરી ઠરાવ્યા હતા, તેઓ સઘળા યુધિષ્ઠિર રાજાનું પ્રિય કરવાની ઈચ્છાથી તે તે કામોમાં લાગ્યા હતા.[૬-૭] ઋત્વિજ, સભાસદ, ઘણું જાણનારા અને પ્યારા સંબંધીઓનું મધુ-

* આ પંચોતેરમા અધ્યાયમા યજ્ઞના અવભૃથસ્નાનના ઉત્સવની અને ભ્રમ થવાથી અક્ષમાનેલીધે દુર્યોધનનો માનભંગ થયાની કથા કહેવામાં આવશે.

રવાણી, અલંકારસહિત અને દક્ષિણાઓથી પૂજન થયા પછી અને શિશુપાળ શ્રીકૃષ્ણના ચરણમાં પેઠા પછી સઘળાઓએ ગંગાજીમાં અવભૃથસ્નાન કર્યું.[૮] એ અવભૃથના ઉત્સવમાં મૃદંગ, શંખ, પણવ, ધુંધુરી, આનક અને ગોમુખ આદિ વિચિત્ર વાજાં વાગતાં હતાં.[૯] રાજી થયેલી વેશ્યાઓ નાચતી હતી, ટોળે ટોળાં ગવૈયાઓ ગાતા હતા, એઓનો વીણા, વેણુ અને તળનો મોટો શબ્દ આકાશસુધી વ્યાપ્ત થઇ રહ્યો હતો.[૧૦] સોનાની માળા પેહેરનારા રાજાઓ વિચિત્ર ધ્વજ તથા વિચિત્ર પતાકાનાં અગ્રવાળા મોટા હાથીઓ, રથ અને ઘોડાઓપર બેસીને શણગારેલા યોદ્ધાઓની સાથે ગામબહાર નીકળ્યા.[૧૧] સૈન્યોથી ધરતીને ધ્રુજાવતા યદુ, સંજય, કાંબોજ, કુરૂ, કૈકય અને સૃંજય વંશના ક્ષત્રિયો યજમાનને આગળ કરીને અવભૃથસ્નાન કરવા નીકળ્યા.[૧૨] સભાસદો, ઋત્વિજ અને મોટા મોટા બ્રાહ્મણો વેદનો ભારે શબ્દ કરતા કરતા નીકળ્યા. દેવ, ઋષિ, પિતૃ અને ગંધર્વો સ્તુતિ કરતા હતા તથા ફૂલની વૃષ્ટિ કરતા હતા [૧૩]સુગંધ, માળા, ભૂષણ અને વસ્ત્રોથી સારી રીતે શણગારેલી સ્ત્રીઓ અને પુરૂષો અનેક પ્રકારના દહી દૂધ આદિ રસોથી એક બીજાને લેપન કરી અને ભીજવીને વિહાર કરતાં હતાં [૧૪] તેલ, ગોરસ, સુગંધી જળ, હળદર અને ઘાટાં કેસરોથી પુરૂષોએ લેપન કરેલી અને પુરૂષોને તે પદાર્થોથી લેપન કરતી વેશ્યાઓ વિહાર કરતી હતી [૧૫] એ ઉત્સવ જોવાસારૂ ઉત્તમ વિમાનોમાં બેસીને જેમ દેવાંગનાઓ નીકળી હતી, તેમ યોદ્ધાઓએ રક્ષણ કરેલી રાજાઓની સ્ત્રીઓ પણ નાહાવા સારૂ નીકળી હતી. મામાના દીકરા અને મિત્રોએ ભીજવાતી અને લાજસહિત હસવાથી પ્રફુલ્લિત મુખવાળી તે રાજપત્નીઓ શોભતી હતી [૧૬] ઉત્સુકપણાનેલીધે છુટી ગયેલા જેઓના ચોટલાઓમાંથી ફૂલ ખરતાં હતાં એવી, અને વસ્ત્રો ભીજાઇ જવાને લીધે જેઓનાં ગાત્ર, સ્તન, સાથળ અને મધ્યભાગ સ્પષ્ટ દેખવામાં આવતાં હતાં એવી તે રાજ્યપત્નીઓ પોતાના દિયર અને મિત્રોને ચામડાંનાં યંત્રોથી પાણી નાખીને ભીજવતી હતી, અને એવા એવા સુંદર વિહારોથી કામી લોકોના મનમાં કામજ્વર ઉત્પન્ન કરતી હતી.[૧૭] સારા ઘોડાવાળા અને સુવર્ણની માળાઓવાળા રથમાં બેઠેલા તે ચક્રવર્તી યુધિષ્ઠિર રાજા,ક્રિયાઓથી જાણે દેહધારી રાજસૂય શોભતો હોય તેમ પોતાની સ્ત્રીઓથી શોભતાહતા.[૧૮]"પત્નીસંયાજ" નામનું કર્મ અને અવભૃથ સંબંધી કર્મ કરીને જેણે આચમન લીધું એવા તે રાજાને ઋત્વિજોએ ગંગાજીમાં દ્રૌપદીનીસાથેનવરાવ્યા.[૧૯]માણસોનાં દુંદુભિઓનીસાથે દેવતાઓનાં દુંદુભિ પણ વાગતાં હતાં. દેવ, ઋષિ, પિતૃ અને મનુષ્યો ફૂલની વૃષ્ટિ કરતાહતા.[૨] એ અવભૃથસ્નાનમાં વર્ણ આશ્રમવાળાં સઘળાં માણસો નાહ્યાં, કેમકે એ સ્નાન કરે તો મહાપાપી પણ તુરત પાપમાંથી મુક્ત થાય છે.[૨૧]પછી નવાં વસ્ત્ર પેહેરી સારી રીતે શણગારેલા રાજાએ આભરણ અને વસ્ત્રોથી ઋત્વિજ, સભાસદ અને બ્રાહ્મણો આદિની પૂજા કરી. [૨૨] નારાયણને આધીન યુધિષ્ઠિરરાજાએ બંધુ, જ્ઞાતિ, રાજાઓ, મિત્ર, સંબંધીઓ અને બીજા પણ સર્વ લોકોની વાર વાર પૂજા કરી.[૨૩] દેવતા સરખી કાંતિવાળા તથા મણિનાં કુંડળ, માળા, પાઘડી, ઝુલડી, વસ્ત્ર અને અમૂલ્ય હાર ધરનારા સર્વે પુરૂષો શોભતા હતા. કુંડળની જોડ અને કેશના સમૂહથી ચમકતી મુખની શોભાવાળી સ્ત્રીઓ પણ સોનાની કટિમેખળાથી શોભતી હતી. [૨૪]પછી ઉત્તમ સ્વભાવવાળા ઋત્વિજો, બ્રહ્મવાદી સભાસદો, બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રો, રાજાઓ, દેવ, ઋષિ, પિતૃ, ભૂત, અને અનુચરસહિત લોકપાળો કે જેઓ તે યજ્ઞમાં આવ્યા હતા, તેઓ સત્કાર પામી યુધિષ્ઠિર રાજાની સંમતિ લઇને પોતપોતાનાં સ્થાનકોમાં ગયા.[૨૫-૨] માણસ જેમ અમૃત પીતાં તૃપ્તી ન પામે તેમ એ સર્વે લોકો ભગવાનના ભક્ત યુધિષ્ઠિરરાજાના રાજસૂય સંબંધી ઉત્સવની પ્રશંસા કરતાં તૃપ્તી નહીં પામતા હતા.[૨૭]પછી યુધિષ્ઠિરરાજા કે જે પોતાના પ્રિય બાંધવોના વિરહને નહી ખમી શકે એવા હતા, તેમણે પ્રેમનેલીધે પોતાના મિત્રો, સંબંધીઓ, બાંધવો અને શ્રીકૃષ્ણને રૂં-

પ્રસ્થમાંજ રાખ્યા.[૨૮]યુધિષ્ઠિરરાજાનું પ્રિય કરનારા ભગવાન પણ સાંબ આદિક વીર યાદવોને દ્વારકામાં મોકલીને પોતે ઇંદ્રપ્રસ્થમાંજ રહ્યા.[૨૯]એ પ્રમાણે ધર્મના પુત્ર યુધિષ્ઠિરરાજા શ્રીકૃષ્ણની સહાયતાથી રાજસૂયના મનોરથરૂપી દુસ્તર મહાસાગરને તરીને સંતાપરહિત થયા.[૩૦]એક દિવસે, ભગવાનમાંજ ચિત્ત રાખનારા તે યુધિષ્ઠિરરાજાના અંતઃપુરની ભારે લક્ષ્મીને અને રાજસૂયના મહિમાને જોઇને દુર્યોધન મનમાં બળવા લાગ્યો [૩૧]યુધિષ્ઠિર રાજાના અંતઃપુરમાં મયદાનવે રચેલી, રાજાઓ, દૈત્યોના અધિપતિઓ અને દેવના અધિપતિઓની અનેક પ્રકારની વિભૂતિઓ શોભતી હતી. એ વિભૂતિઓની સાથે દ્રૌપદી પોતાના પતિઓને સેવતાં હતાં કે જેમાં મન લાગી રહેવાથી દુર્યોધનને પરિતાપ થયો.[૩૨]જે અંતઃપુરમાં નિતંબના ભારનેલીધે ધીરે ધીરે ઝમકતાં ઝાંઝરોથી શોભી રહેલા પગવાળી, સુંદર કટિવાળી, સ્તનનાં કેસરોથી રાતા થયેલા હારોવાળી, શોભતાં મુખવાળી અને હાલતાં કુંડળ તથા કેશોવાળી ભગવાનની હજારો સ્ત્રીઓ ફરતી હતી, તે અંતઃપુરની શોભા જોઇને દુર્યોધનના મનમાં અસહનતાથી પરિતાપ થયો.[૩૩]એક દિવસે મયદાનવે રચેલી સભામાં ભાઇઓ, બંધુઓ અને પોતાની આંખ સરખા શ્રીકૃષ્ણથી વીંટાઇને ચક્રવર્તી યુધિષ્ઠિરરાજા સોનાના સિંહાસન ઉપર સાક્ષાત્ ઇંદ્રની પેઠે બેઠા હતા, ચક્રવર્તીપણાની લક્ષ્મી દીપી રહી હતી અને બંદિજનો સ્તુતિ કરતા હતા.[૩૪-૩૫]હે રાજા ! તે સમયમાં અભિમાની, ભાઈઓથી વીંટાએલો, કિરીટ તથા માળાને ધરનારો અને જેના હાથમાં તરવાર હતી એવો દુર્યોધન, ક્રોધથી દ્વારપાળ આદિને ધમકી દેતો દેતો તે સભામાં આવ્યો.[૩૬] સભામાં જ્યાં સ્થળ હતું ત્યાં ભ્રાંતિને લીધે જળ માનીને દુર્યોધને પોતાનાં લૂગડાં ઉંચાં લીધાં, અને જ્યાં જળ હતું ત્યાં સ્થળ સમજવાથી જળમાં પડયો. આવી રીતે મયદાનવની માયાથી મોહ પામેલા દુર્યોધનને જોઇને ભીમસેન, સ્ત્રીઓ અને બીજા રાજાઓ, યુધિષ્ઠિરે વારવા માંડ્યા તો પણ શ્રીકૃષ્ણની સંમતિથી હાંસી કરવા લાગ્યા.[૩૭-૩૮] લજાએલો અને ક્રોધથી બળતો દુર્યોધન નીચું મોઢું કરી ચૂપાચૂપ સભામાંથી નીકળીને હસ્તિનાપુરમાં ગયો. આ જોઈને સત્પુરૂષો મોટા હાહાકાર કરવા લાગ્યા અને યુધિષ્ઠિરરાજા મનમાં કચવાએલા જેવા થઇ ગયા. પૃથ્વીનો ભાર ઉતારવાને ઈચ્છતા શ્રીકૃષ્ણ ભગવાન કે જેમની દૃષ્ટિથીજ દુર્યોધનને ભ્રાંતિ થઈ તે તો ચૂપજ રહ્યા. [૩૯]હે રાજા ! મોટા યજ્ઞ રાજસૂયમાં દુર્યોધને દુરાત્માપણું કરવાવિષે તમે જે મને અહીં પૂછયું હતું તે સઘળું મેં તમને કહી સંભળાવ્યું.[૪૦]

एतत्तेऽभिहितं राजन् यत्पृष्टोऽहमिहत्वया ।
सुयोधनस्य दौरात्म्यं राजसूये महाक्रतौ ॥४०॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો પંચોતેરમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૭૬ મો.*

### યાદવોને શાલ્વ સાથે થયેલું યુદ્ધ.

श्रीशुकउवाच.

अथान्यदपि कृष्णस्य शृणु कर्माद्भुतं नृप ।
क्रीडानरशरीरस्य यथा सौभपतिर्हतः ॥१॥

શુકદેવજી કહેછે—હે રાજા ! હવે ક્રીડાથી મનુષ્યરૂપે અવતરેલા શ્રીકૃષ્ણે શાલ્વને મારવાનું બીજું પણ અદ્ભુત કામ કર્યું હતું તેની કથા સાંભળો.[૧]શિશુપાળનો મિત્ર શાલ્વરાજા રૂક્મિણીના વિવાહમાં આવ્યો હતો, ત્યારે યુદ્ધમાં તેને યાદવોએ જીતી લીધો હતો અને જરાસંધ આદિ બીજા રાજાઓને પણ જીતી લીધા હતા.[૨]સર્વ રાજાઓ સાંભળતાં એ શાલ્વે પ્રતિજ્ઞા કરી હતી કે—'હું પૃથ્વીને યાદવો વગરની કરીશ. મારો પુરૂષાર્થ જુવો.'[૩]મૂઢ શાલ્વ રાજા આ પ્રમાણે પ્રતિજ્ઞા કરીને સદાશિવની આરાધના કરવા લાગ્યો અને તે કરતાં માત્ર ધુળની એક મૂઠી ફાકીનેજ રહેતો હતો [૪]સદાશિવ તુરત પ્રસન્ન થાય

---

* આ છોતેરમા અધ્યાયમા યાદવો અને શાલ્વને મોટુ યુદ્ધ થતા દ્યુમાનની ગદા વાગવાથી પ્રદ્યુમ્ન યુદ્ધમાંથી નીકળી ગયાની કથા કહેવામાં આવી છે.

એવા છે, તોપણ ભગવાનના દ્વેષી શાલ્વને વરદાન દેવુ વ્યર્થ જાણી એક વર્ષ પૂરૂં થયા પછી શાલ્વની પાસે પ્રકટ થયા અને શરણાગત શાલ્વને વર માગવાનુ કહ્યુ.[5]શાલ્વરાજાએ દેવ, અસુર, મનુષ્ય, ગંધર્વ, નાગ અને રાક્ષસોથી ભેદી શકાય નહી એવુ, ઈચ્છાપ્રમાણે પોહોચે એવુ અને યાદવોને ત્રાસ આપનારૂ વિમાન માગ્યુ.[6] तथास्तु એમ કહીને મહાદેવે આજ્ઞા કરતાં શત્રુઓના પુરને જીતનાર મયદાનવે સૌભ નામનુ લોઢાનુ વિમાન બનાવીને શાલ્વને આપ્યુ.[7]ઇચ્છા થાય ત્યાં પોહોચનાર, બીજાથી પમાય નહી એવુ અને અંધકારના સ્થાનકરૂપ વિમાન મેળવીને યાદવોએ કરેલા વૈરને સંભારતો તે શાલ્વરાજા દ્વારકા ઉપર આવ્યો.[8]હે રાજા ! મોટી સેનાથી દ્વારકાને ઘેરી લઇને તેના સઘળા બગીચા અને વાડીઓને ભાંગવા લાગ્યો.[9]ગોપુર, દ્વાર, પ્રાસાદ, મેડીઓ, ભીંતો અને વિહારનાં સ્થાનકોને ભાંગવા લાગ્યો. મોટા સૌભ વિમાનમાંથી શસ્ત્રની વૃષ્ટિઓ પડવા લાગી.[10]પથરા, ઝાડ, અશનિ, સર્પ અને ભારે કરાની વૃષ્ટિ થવા લાગી. ભયંકર વટોળીઓ વાયુ ઉત્પન્ન થયો અને ધુળથી દિશાઓ ઢંકાઈ ગઈ.[11] ત્રિપુરાસુરે પીડા કરવા માંડતાં જેમ પૃથ્વીને સુખ મળ્યું ન હતું, તેમ એ રીતે શાલ્વે બહુજ પીડા કરવા માંડતાં ભગવાનની નગરી દ્વારકાને કોઈ રીતે સુખ થયું નહી.[12]મહાવીર અને મોટી કીર્ત્તિવાળા પ્રદ્યુમ્ને પોતાની પ્રજાને પીડાતી જોઇ રથમાં બેશીને 'બીશો નહી' એમ કહ્યુ.[13]સાત્યકિ, ચારૂદેષ્ણ, સાંબ, અક્રૂરજી, અક્રૂરજીના ભાઇઓ, કૃતવર્મા, ભાનુવિંદ, ગદ, શુક, સારણ અને બીજા પણ મોટા ધનુષવાળા મહારથીઓના અધિપતિઓ કવચ પેહેરી રથ, હાથી, ઘોડા અને પાળાઓને સાથે લઇને બહાર નીકળ્યા.[14-15]પછી જેમ દૈત્યોને દેવતાઓની સાથે યુદ્ધ થયુ હતું તેમ શાલ્વની સેનાવાળાઓને યાદવોની સાથે તુમુલ અને રૂંવાડાં ઉભાં કરે એવું યુદ્ધ થયું.[16] જેમ સૂર્ય રાત્રિના અંધારાનો નાશ કરે, તેમ પ્રદ્યુમ્ને ક્ષણ માત્રમાં પોતાનાં દિવ્ય અસ્રોથી શાલ્વની તે માયાઓનો નાશ કરી નાંખ્યો.[17] સુવર્ણની પુંખવાળાં, લોઢાના મુખવાળાં અને નમેલી અણીવાળાં પચ્ચીશ બાણોથી પ્રદ્યુમ્ને શાલ્વના સેનાપતિને વીંધી નાંખ્યો.[18] સો બાણ શાલ્વને માર્યાં, એક એક બાણ તેના પ્રત્યેક યોદ્ધાઓને માર્યું, દશ દશ બાણ સારથિઓને માર્યાં અને ત્રણ ત્રણ બાણ વાહનોને માર્યાં.[19] મહાત્મા પ્રદ્યુમ્નનું એ મોટું અદ્‌ભુત કામ જોઇને સઘળા પોતાની તથા શત્રુની સેનાના યોદ્ધાઓ તેમનાં વખાણ કરવા લાગ્યા.[20] શાલ્વનુ તે વિમાન કોઈ સમયે એકરૂપ અને કોઇ સમયે બહુરૂપ થઇ જતુ હતુ. કોઇ સમયે દેખાતુ હતુ અને કોઇ સમયે દેખાતુ ન હતુ. આવી રીતે મયદાનવે માયાથી બનાવેલુ તે વિમાન શત્રુઓના ધારવામાં પણ આવતુ નહતુ.[21] કોઈ સમયે ધરતીમાં, કોઇ સમયે આકાશમાં, કોઇ સમયે પર્વતના શિખર ઉપર અને કોઇ સમયે જળમાં ફરતું તે સૌભવિમાન ઉંબાડીઆના ચક્રની પેઠે સ્થિર રહેતું ન હતું.[22] વિમાન અને યોદ્ધાઓ સહિત શાલ્વ જ્યાં જ્યાં દેખાતો હતો ત્યાં ત્યાં યાદવોના યૂથપતિઓ બાણો નાખતા હતા.[23] અગ્નિ અને સૂર્યના સરખા સ્પર્શવાળા, અને સર્પની પેઠે ત્રાસ આપનારા યાદવોએ મૂકેલાં બાણોથી પોતાનુ વિમાન અને યોદ્ધાઓ પીડા પામતાં શાલ્વ મુઝાઈ ગયો.[24] આ લોક તથા પરલોકમાં સુખ પામવાની ઇચ્છાવાળા વીર યાદવો શાલ્વના સેનાપતિનાં ઘણાં શસ્રોથી બહુજ પીડાતા હતા, તોપણ પોતપોતાની રણભૂમિને છોડતા નહી હતા.[25] પ્રથમ પ્રદ્યુમ્ને પીડેલા શાલ્વના બળવાન મંત્રી દ્યુમાને, પ્રદ્યુમ્નસામો આવી તેમને મોટી ગદા મારીને ગર્જના કરી.[26] શત્રુઓને મારનાર પ્રદ્યુમ્ન કે જેમનું વક્ષઃસ્થળ ગદાથી ફાટી ગયુ તેમને, ધર્મ જાણનારો દારૂકનો પુત્ર સારથિ, યુદ્ધમાંથી આઘા લઇ ગયો.[27] થોડીવારમાં ભાન આવતાં પ્રદ્યુમ્ને સારથિને કહ્યું કે-"અહો ! હે સારથિ ! તું યુદ્ધમાંથી મને દૂર લઇ ગયો એ ભૂડું કર્યું.[28] હું કે જેને નપુંસક સરખા ચિત્તવાળા સારથિએ દૂષિત કરી

દીધો તે વિના બીજો કોઇ યાદવના કુળમાં જન્મેલો યુદ્ધમાંથી ભાગેલો સાંભળવામાં આવ્યો નથી.[૨૯] હું કે જે યુદ્ધમાંથી ખસી ગયો તે હવે મારા પિતા શ્રીકૃષ્ણ અને બળભદ્રને મળીને તેઓ પૂછશે ત્યારે મારી યોગ્યતા વિષે સારી રીતે શું બોલી શકીશ?[૩૦] મારા ભાઈઓની સ્ત્રીઓ "હે વીર! બીજાઓની સાથે યુદ્ધ કરતાં તમારૂં કેમ થયું હતું તે કહો" એમ હસતાં હસતાં બોલીને અવશ્ય મને નપુંસક ઠરાવશે.[૩૧]

સારથિ કહેછે—હે મોટા આયુષ્યવાળા! હે પ્રભુ! મે ધર્મ સમજીને આ કામ કર્યું. રથમાં બેસનારને કષ્ટ પડે ત્યારે સારથિએ તેની રક્ષા કરવી જોઇએ, અને સારથિને કષ્ટ પડે ત્યારે રથમાં બેસનારાએ તેની રક્ષા કરવી જોઈએ[૩૨] તમને શત્રુની ગદાનો પ્રહાર વાગવાથી પીડા પામીને મૂર્છિત થઇ ગયા જાણી હું યુદ્ધમાંથી દૂર લઇ ગયો હતો.[૩૩]

एतद्विदित्वा तु भवान् मयापोवाहितो रणात् ।
उपसृष्टः परेणेति मूर्छितो गदया हतः ॥३३॥

ઈતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો છોંતેરમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૭૭ મો.*

### માયાવી શાલ્વનો તથા તેના વિમાનનો શ્રીકૃષ્ણે નાશ કર્યો.

श्रीशुकउवाच.

स उपस्पृश्य सलिलं दंशितो धृतकार्मुकः ।
नय मां द्युमत· पार्श्वं वीरस्येत्याह सारथिम्॥१॥

શુકદેવજી કહેછે—જળનું આચમન લઇ ધનુષ્ ધરીને સજ્જ થયેલા તે પ્રદ્યુમ્ને સારથિને કહ્યું કે—"મને વીર દ્યુમાનની પાસે લઇજા"[૧] પોતાનાં સૈન્યોનો નાશ કરતા દ્યુમાનને રોકીને પ્રદ્યુમ્ને હસતાં હસતાં તેને આઠ બાણથી વીંધ્યો.[૨] તેમાં ચાર બાણથી ચાર ઘોડા માર્યા, એક બાણથી સારથિને માર્યો, બે બાણથી ધનુષ્ તથા ધ્વજા કાપી નાંખ્યાં અને એક બાણથી દ્યુમાનનું માથું કાપી નાંખ્યુ[૩] ગદ, સાત્યકિ અને સાંબઆદિ યાદવો શાલ્વના સૈન્યને મારવા લાગ્યા. માથાં કપાઇજતાં સોભવિમાનમાં બેઠેલા સર્વ લોકો સમુદ્રમાં પડવા લાગ્યા[૪] આવી રીતે યાદવો અને શાલ્વના પક્ષના લોકો એક બીજાને મારતાં તે તુમુલ અને ભયંકર યુદ્ધ સત્યાવીશ રાત્રિ સુધી ચાલ્યું.[૫] યુધિષ્ઠિર રાજાએ બોલાવવાથી ઇંદ્રપ્રસ્થમાં ગયેલા શ્રીકૃષ્ણ ભગવાન રાજસૂય પૂરો થયા પછી અને શિશુપાળ મરી ગયા પછી વૃદ્ધ કૌરવોની, મુનિઓની અને પુત્રોસહિત કુંતીની આજ્ઞા લઈ અત્યંત ભયંકર શુકનો જોતા જોતા દ્વારકામાં જવા નીકળ્યા.[૬-૭] માર્ગમાં વિચાર કરવા લાગ્યા કે—"હું બળભદ્ર સહિત અહીં આવ્યોછું, તો શિશુપાલના પક્ષના રાજાઓ અવશ્ય મારી નગરીને મારતા હશે."[૮] વિચાર કરતાં કરતાં દ્વારકા પાસે આવ્યા ત્યાં સૌભને, શાલ્વરાજાને અને તેથી થતા પોતાના સૈન્યના કદનને જોઇ દ્વારકાની રક્ષા કરવા માટે બળભદ્રને મોકલ્યા પછી ભગવાને દારૂક સારથિને કહ્યું કે—"હે સારથિ! મારા રથને શાલ્વની પાસે તુરત પોહોચાડીદે. આમાં તારે સંભ્રમ કરવો નહી, કેમકે આ શાલ્વરાજા માયાવી છે"[૯-૧૦] આ પ્રમાણે ભગવાને આજ્ઞા કરતાં દારૂકે રથ ઉપર સારી રીતે બેશીને તેને હાંકયો પોતાના અને પરાયા સઘળા લોકોએ યુદ્ધમાં ભગવાનની ધ્વજામાં રહેલા ગરૂડને આવતાં જોયા.[૧૧] જેના ઘણાખરા સેનાપતિઓ મરણ પામ્યા હતા એવા શાલ્વરાજાએ યુદ્ધમાં ભગવાનને આવ્યા જોઇ તેમના સારથિ ઉપર ભયંકર શબ્દવાળી સાંગ નાંખી.[૧૨] આકાશમાં ભારે વીજળીની પેઠે વેગથી આવતી અને દિશાઓમાં પ્રકાશ કરતી તે સાંગને શ્રીકૃષ્ણે પોતાનાં બાણોથી અનેક કટકા કરી કાપી નાંખી.[૧૩] સોળ બાણથી શાલ્વને પણ વીંધી નાંખતાં, સૂર્ય જેમ પોતાનાં કિરણોથી આકાશને વીંધે તેમ આકાશમાં ફરતા, સૌભવિમા-

* આ સિત્યોતેરમા અધ્યાયમા ભગવાને આવીને અનેક માયા જાણનારા શાલ્વને માર્યો અને સૌભ વિમાનને ચૂર્ણ કરી નાંખ્યું, એ કથા કહેવામાં આવશે.

નને બાણના સમૂહથી વીંધી નાંખ્યુ.[14] શાલ્વરાજાએ શ્રીકૃષ્ણનો ડાબો હાથ કે જેમાં શારંગધનુષ હતું તેને ભેદી નાંખ્યો, તેથી ભગવાનના હાથમાંથી શારંગ ધનુષ પડીગયું, એ ભારે અદ્ભુત થયું.[15] તે સમયમાં જોનારાં પ્રાણીઓએ મોટો હાહાકાર કરી મેલ્યો. શાલ્વરાજાએ મોટી ગર્જના કરીને ભગવાનને કહ્યું કે—"હે મૂઢ! અમે જોતાં છતાં અમારા મિત્રની સ્ત્રીને તું હરી ગયોછે; વળી રાજસૂયની સભાની અંદર અમારા મિત્રના પ્રમાદનો લાભ લઈને તેં તેને મારી નાંખ્યોછે, એટલામાટે તું કે જે અપરાજીતપણાનું મિથ્યાભિમાન ધરાવે છે તે મારી આગળ ઊભો રહેશે તો તને આજ સજાવેલાં બાણોથી ત્યાં મોકલી આપીશ કે જ્યાંથી પાછુ અવાતુ નથી."[16-18]

શ્રીકૃષ્ણ કહેછે—હે મૂર્ખ! તું વૃથા બકેછે અને પાસે કાળ આવ્યોછે તેને દેખતો નથી.શૂર પુરૂષો પોતાનો પુરૂષાર્થ દેખાડે પણ ઘણું બોલે નહી [19]

શુકદેવજી કહેછે—આ પ્રમાણે કહીને ક્રોધ પામેલા ભગવાને શાલ્વની હાંસડીમાં ભયંકર વેગવાળી પોતાની ગદા મારી. શાલ્વરાજા કંપવા અને લોહી ઓકવા લાગ્યો.[20] ગદા પાછીવળ્યા પછી શાલ્વ અંતર્દ્ધાન થઇ ગયો. પછી થોડીકવારમાં એક પુરૂષ આવી ભગવાનને મસ્તકથી પ્રણામ કરી 'મને દેવકીએ મોકલ્યોછે' એમ કહી રોતો રોતો બોલ્યો કે—"હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે મહાબાહુ! હે પિતા ઉપર પ્રીતિ રાખનાર! કસાઇ જેમ પશુને લઇ જાય તેમ શાલ્વરાજા તમારા પિતાને બાંધીને લઇ ગયોછે."[21-22] આ અપ્રિય વાત સાંભળી મનુષ્યની પ્રકૃતિને પામેલા દયાળુ ભગવાન મનમાં કચવાઇને પ્રાકૃતપુરૂષની પેઠે બોલ્યા કે—"સંભ્રમ ન પામનાર અને દેવ તથા દૈત્યો પણ જેને જીતી શકે નહી એવા બળભદ્રને જીતી લઈ નીચ અને તુચ્છ શાલ્વ મારા પિતાને શી રીતે લઇ ગયો હશે? પણ દૈવ બળવાનૂછે."[23-24] આ પ્રમાણે ભગવાન બોલતા હતા, તેટલીવારમાં માયાનો વસુદેવ લાવીને શાલ્વ આવ્યો, અને તેણે ભગવાનને કહ્યું કે—"હે મૂર્ખ! તને જન્મ આપનાર આ તારો બાપ છે કે જેને માટે તું જીવેછે, તું જોતાં છતાં આને હું મારી નાંખીશ. જો તારી શક્તિ હોય તો આની રક્ષા કર."[25-26] માયાવી શાલ્વ આ પ્રમાણે ભગવાનનો તિરસ્કાર કરી ખડ્ગવતી વસુદેવનું માથું કાપી નાંખી તે માથું લઇને આકાશમાં રહેલા સૌભવિમાનમાં ગયો.[27] ભગવાન સ્વતઃસિદ્ધ જ્ઞાનવાળા છતાં પણ થોડીવાર સ્વજન ઉપર સ્નેહનેલીધે મનુષ્યના સ્વભાવમાં મગ્ન થઇ રહ્યા. પછી મોટા પ્રભાવવાળા શ્રીકૃષ્ણ ચેત્યા કે—"મયદાનવે શીખવેલી આ આસુરી માયાજ શાલ્વે ચલાવી છે." આમ ચેત્યા એટલે ત્યાં, જાગેલો માણસ જેમ સ્વપ્નના પદાર્થને દેખે નહીં તેમ ભગવાને દૂતને કે પિતાના દેહને પણ દીઠો નહીં. પછી સૌભમાં બેસી આકાશમાં ફરતા શત્રુને જોઈને તેને મારી નાંખવાને સજ્જ થયા. [28-29] હે રાજા! પૂર્વાપરનું અનુસંધાન નહીં રાખનારા કેટલાએક ઋષિઓ આ પ્રમાણે વાત કરેછે, પણ તેઓ પોતાનાજ વચનને જે વિરોધ આવેછે તેનુ સ્મરણ કરતા નથી.(તેઓએ પ્રથમ કહ્યુ છે કે—"બળભદ્રની આજ્ઞા લઇને એટલે બળભદ્રને દ્વારકામાં રાખીને ભગવાન રાજસૂયમાં પધાર્યા હતા" અને પછીથી કહેછે—કે "ઇંદ્રપ્રસ્થમાંથી આવીને શાલ્વને યુદ્ધ કરતો જોઈ બળભદ્રને દ્વારકાની રક્ષા કરવાસારૂ મોકલ્યા." એ તેઓના વચનમાંજ પૂર્વાપર વિરોધ આવેછે.)[30] શોક, મોહ, સ્નેહ અને ભય કે જેઓ અજ્ઞાની માણસોમાંજ સંભવેછે તેઓ ક્યાં? અને અખંડિત તથા જેમનાં જ્ઞાન વિજ્ઞાન અને ઐશ્વર્ય અખંડિત છે એવા શ્રીકૃષ્ણ ક્યાં? આ કારણથી પણ ભગવાનને મોહ થવો સંભવતોજ નથી.[31] જેમના ચરણની સેવા કરવાથી વૃદ્ધિ પામેલી આત્મવિદ્યાના પ્રભાવથી સત્પુરૂષો અનાદિ કાળની દેહાત્મબુદ્ધિનો નાશ કરી અનંત અને ઇશ્વરના પદરૂપી આત્માને પામેછે, તે સર્વોત્કૃષ્ટ અને સત્પુરૂષોના શરણરૂપ ભગવાનને મોહ થવો સંભવેજ કેમ?[32] માટે આ વાતમાં સત્ય એ-

આ છે કે—અમોઘ પરાક્રમવાળા શ્રીકૃષ્ણે અનેક શસ્ત્રોથી પ્રહાર કરતા શાલ્વને પોતાના સામર્થ્યથી બાણોવતે વીંધી નાંખીને તેનાં કવચ, ધનુષ અને માથાના મણિને કાપી નાંખતાં તે શત્રુના સૌભવિમાનને પણ ગદાથી ભાંગી નાંખ્યું.[૩૩] શ્રીકૃષ્ણના હાથથી ફેંકાએલી ગદાથી હજારો કટકા થઇ ગયેલું તે વિમાન જળમાં પડ્યું. વિમાનને છોડી દઇ ધરતી પર ઉભેલો શાલ્વ ગદા ઉગામીને તુરત ભગવાનની સામો દોડયો.[૩૪] દોડયા આવતા શાલ્વના ગદાસહિત હાથને ભાલાથી કાપી નાંખીને તેના વધને માટે જેમણે પ્રલયકાળના સૂર્ય જેવું ચક્ર ધર્યું એવા ભગવાન સૂર્યવાળા ઉદયાચળની પેઠે શોભવા લાગ્યા.[૩૫] ઇંદ્રે જેમ વજ્રથી વૃત્રાસુરનું માથુ કાપી નાંખ્યું હતું, તેમ ભગવાને ઘણી માયા કરનારા શાલ્વનું કિરીટ અને કુંડળસહિત માથું તે ચક્રથી કાપી નાંખ્યું. તે સમયમાં લોકો હાહાકાર કરવા લાગ્યા.[૩૬] હે રાજા! એ પાપી શાલ્વ મરણ પામતાં અને સૌભવિમાન ગદાથી ભાંગીજતાં આકાશમાં દેવતાઓનાં દુંદુભિ વાગ્યાં. પછી પોતાના મિત્રોનુ વેર વાળવા ક્રોધથી દંતવક્ત્ર આવ્યો.[૩૭]

नेदुर्दुंदुभयो राजन् दिवि देवगणेरिताः ।
सखीनामपचितिं कुर्वन् दंतवक्त्रोरुषाऽभ्यगात्३७

ઇતિશ્રીમત્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો સીત્યોતેરમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૭૮ મો.*

### શ્રીકૃષ્ણે દંતવક્ત્ર તથા વિદૂરથને માર્યા અને બળભદ્રે રોમહર્ષણને માર્યો.

श्रीशुक उवाच.

शिशुपालस्य शाल्वस्य पौंड्रकस्यापि दुर्मतिः ।
परलोकगतानां च कुर्वन् पारोक्ष्यसौहृदम् ॥१॥

શુકદેવજી કહેછે—હે રાજા! શિશુપાળ, શાલ્વ અને પૌંડ્રક કે જેઓ મરણ પામ્યા હતા તેઓનો પરોક્ષ સ્નેહ દેખાડતો, એકલો, પાળો, મોટા બળવાળો, હાથમાં ગદા ધરનારો અને પગથી ધરતીને ધ્રુજાવતો દંતવક્ત્ર દેખવામાં આવ્યો.[૧-૨] એ પ્રમાણે આવતા દંતવક્ત્રને જોઇ, ભગવાને તુરત રથમાંથી ઉતરી ગદા લઇને, કાંઠો જેમ સમુદ્રને રોકે તેમ તેને રોકયો.[૩] મદોન્મત્ત દંતવક્ત્રે ગદા ઉગામીને ભગવાનને કહ્યું કે—"તું+ આજ મારી દૃષ્ટિએ ચઢયો એ ઘણુંજ સારૂં થયું.[૪] હે કૃષ્ણ! અમારા મામાનો દીકરો અને મિત્રોનો દ્રોહ કરનાર તું મને મારી નાંખવા ઇચ્છેછે માટે હે મૂર્ખ! વજ્ર જેવી ગદાથી હું તને મારી નાંખીશ.[૫] હે અજ્ઞ! જેમ દેહમાં ફરનારા રોગને હણે તેમ તું કે જે બંધુરૂપે શત્રુ છે તેને હું હણીશ, ત્યારેજ હુ કે જે મિત્રો ઉપર પ્રેમ રાખનાર છું તે મિત્રોના ઋણથી મુક્ત થઇશ."[૬] આ પ્રમાણે ગાંજડાઓથી જેમ હાથીને પીડા કરે તેમ કઠણ વચનોથી શ્રીકૃષ્ણને પીડા કરતા દંતવક્ત્રે શ્રીકૃષ્ણના માથામાં ગદા મારી અને સિંહની પેઠે ગર્જના કરી. યુદ્ધમાં ગદા વાગ્યા છતાં ભગવાન્ કંપ્યા નહી, અને તેમણે પણ કૌમોદકી નામની ભારે ગદા દંતવક્ત્રની છાતીમાં મારી.[૮] ગદાથી છાતી ફાટી પડતાં મોઢામાંથી લોહી ઓકતો તે દંતવક્ત્ર કેશ, હાથ અને પગને ધરતી પર લાંબા કરી પ્રાણરહિત થઇને પડયો.[૯] હે રાજા! પછી શિશુપાળનુ તેજ જેમ ભગવાનમાં પેશી ગયું હતું તેમ દંતવક્ત્રનું અત્યંત સૂક્ષ્મ તેજ પણ સર્વ પ્રાણીઓ જોતાં છતાં ભગવાનમાં પેસી ગયુ.[૧૦] ભાઇના શોકથી વ્યાપ્ત થયેલો તે દંતવક્ત્રનો ભાઇ વિદૂરથ ભગવાનને મારી નાંખવાની ઇચ્છાથી હાંફતો હાંફતો ઢાલ તરવાર લઇને આવ્યો [૧૧] એ વિદૂરથ આવતો હતો ત્યાંજ ભગવાને સજીયા સરખી ધારાવાળા ચક્રથી તેનું કિરીટ અને કુંડળ સહિત માથુ કાપી નાંખ્યું.[૧૨] આ પ્રમાણે સૌભ, શાલ્વ, દંતવક્ત્ર અને તેનો ભાઇ વિદૂરથ કે જેઓ બીજાઓથી જીતાય એ-

*આ ઇઠ્યોતેરમા અધ્યાયમા દંતવક્ત્ર તથા વિદૂરથને મારીને ભગવાન્ દ્વારકામાં રમવા લાગ્યા, અને તે પછી બળભદ્રે રોમહર્ષણને માર્યો, એ કથા કહેવામાં આવશે.

+ આ દંતવક્ત્રના વચનનો અર્થ શ્રીધર સ્વામીએ યુક્તિથી સ્તુતિપર પણ લગાડયોછે.

વા નહતા તેઓને ભગવાને મારતાં દેવ અને મનુષ્યો ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા.[૧૩] મુનિ, સિદ્ધ, ગધર્વ, વિદ્યાધર, મોટા નાગ, અપ્સરાઓ, પિતૃગણ, યક્ષ, કિન્નર અને ચારણો ભગવાનનો વિજય ગાવા લાગ્યા અને પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા. પછી યાદવોથી વીંટાએલા ભગવાન એવી ધામધુમથી દ્વારકામાં પધાર્યા. એ સમયમાં દ્વારકાને શણગારી હતી.[૧૪-૧૫] એ પ્રમાણે યોગેશ્વર અને જગતના ઇશ્વર શ્રીકૃષ્ણ ભગવાન સર્વદા જીતેજછે, તોપણ કોઈ સમયે મુર્ખબુદ્ધિવાળા જરાસધાદિકથી હારી ગયેલા જણાયછે.[૧૬] *પાંડવોની સાથે કૌરવોએ યુદ્ધનો ઉદ્યમ કરેલો સાંભળી બળભદ્ર કે જે ત્રાહિત હતા તે તીર્થસ્નાન કરવાના મિષથી દ્વારકામાંથી ચાલી નીકળ્યા.[૧૭] બ્રાહ્મણોથી વીંટાએલા બળભદ્ર પ્રભાસમાં સ્નાન કરી દેવ, ઋષિ, પિતૃ અને મનુષ્યોનુ તર્પણ કરી સરસ્વતી નદીની સામે ચાલ્યા.[૧૮] પૃથૂદક, બિંદુસર, ત્રિતકૂપ, સુદર્શન, વિશાલ, બ્રહ્મતીર્થ, ચક્રતીર્થ, પ્રાચીસરસ્વતી અને ગગા તથા યમુનાને અનુસરતાં જે બીજાં તીર્થોછે ત્યાં જઇને નૈમિષારણ્યમાં ગયા, કે જ્યાં ઋષિઓ સત્રયાગ કરવા બેઠા હતા.[૧૯-૨૦] લાંબા કાળનો સત્ર માંડી બેઠેલા ઋષિઓએ તેમને ઓળખીને પ્રત્યુત્થાન, પ્રણામ તથા ન્યાય પ્રમાણે અભિવદન કરતાં તેમની પૂજા કરી[૨૧] પરિવારસહિત પૂજાએલા બળભદ્ર આસનનો સ્વીકાર કરીને બેઠા,ત્યાં વેદવ્યાસનો શિષ્ય રોમહર્ષણ એક ઉંચા આસન પર બેઠેલો તેમના જોવામાં આવ્યો[૨૨] એ સૂત× જાતિનો રોમહર્ષણ કે જે બ્રાહ્મણો કરતાં પણ ઉચા આસન પર બેઠેલો હતો, અને જેણે પ્રત્યુત્થાન, નમ્રતા કે હાથ જોડવાનો વિવેક પણ કર્યો નહીં, તેને જોઇ બળભદ્રને રીસ ચઢી[૨૩] "આ પ્રતિલોમ જાતિનો છતાં આ બ્રાહ્મણો અને ધર્મનુ પાલન કરનારા અમોથી ઉંચા આસનપર શા માટે બેઠોછે? આમ કરવાથી આ દુર્બુદ્ધિ સૂત મારી નાખવાને યોગ્ય છે.[૨૪] મહાત્મા વેદવ્યાસમુનિનો શિષ્ય થઇ તેમની પાસેથી ઇતિહાસ પુરાણસહિત ઘણા ગ્રથો અને સઘળાં ધર્મશાસ્ત્રો ભણ્યા છતાં આ સ્ત અયોગ્ય વર્ત્તણુક ચલાવેછે. નટની પેઠે વેષધારી, મનને તથા ઇંદ્રિયોને નહી જીતનાર, વિવેકરહિત અને પડિતપણાનું મિથ્યાભિમાન ધરાવનારા પુરૂષને શાસ્ત્રાભ્યાસથી પણ કશો ગુણ પ્રાપ્ત થતો નથી.[૨૫-૨૬] અધર્મનું નિવારણ કરવાને માટેજ આ લોકમાં મેં અવતાર ધર્યોછે, ધર્મનો ઢોંગ ધરાવનારા લોકોને મારી નાંખવાજ જોઇએ, કેમકે તેઓ મોટા પાપી છે."[૨૭] બળભદ્ર જો કે દુષ્ટ લોકોને મારવાથી નિવૃત્તિ પામ્યા હતા, તોપણ ભવિષ્યને લીધે એટલુ બે ને તેમણે પોતાના હાથમાં રહેલા દર્ભની ણીથી તે સૂતને મારી નાંખ્યો.[૨૮] હાહાકાર કરતા અને ખેદ પામેલા સર્વે મુનિઓએ બળભદ્રને કહ્યુ કે—"હે પ્રભુ! તમે અધર્મ કર્યો[૨૯] હે યદુનંદન! યજ્ઞ પૂરો થતાં સુધી અમારી પાસે પુરાણોની કથા કહેવાસારૂ અમોએ આ સૂતને બ્રહ્માસન આપ્યું હતું, અને જેમાં શરીરને ખેદ ન થાય એવું આયુષ્ય પણ આપ્યું હતુ. તમે અજાણતાં આ બ્રહ્મહત્યા જેવું કામ કર્યુંછે.[૩૦] હે જગતને પવિત્ર કરનાર! જો કે તમે યોગેશ્વર હોવાથી વેદમાં કહેલો બ્રહ્મહત્યાનો નિષેધ તમને લાગુ પડતો નથી, તોપણ આપ પોતાથી આ બ્રહ્મહત્યા જેવા પાપનુ પ્રાયશ્ચિત કરશો તોજ જગતમાં મર્યાદા રહેશે."[૩૧]

બલભદ્ર કહેછે—જગતની મર્યાદા રાખવા સારૂ હુ વધનુ પ્રાયશ્ચિત્ત કરીશ, માટે મુખ્ય પક્ષમાં જે કાંઈ નિયમ રાખવાનો હોય તેનો ઉપદેશ કરો.[૩૨] આ રોમહર્ષણનું લાંબુ આયુષ્ય, બળ અને ઇંદ્રિયોનું સામર્થ્ય થવા વિષે જે કાંઇ તમારી ઇચ્છા હોય તે કહો એટલે હુ મારી યોગમાયાની શક્તિથી કરી આપીશ.[૩૩]

ઋષિઓ કહેછે—હે બળભદ્ર! જેવી રીતે ત-

* પૂતનાથી તે વિદૂરથ સુધી દૈત્યોના કુળને મારી ભગવાન વિરામ પામ્યા અને તે પછી બળભદ્રે રોમહર્ષણ તથા બલ્વલને મારયા.

× બ્રાહ્મણીમા ક્ષત્રિયના વીર્યથી જે ઉત્પન્ન થયેલ હોય તે સુત જાતિ કહેવાય છે.

મારા અમની, તમારા પરાક્રમની અને મૃત્યુની પણ સત્યતા થાય તથા અમે આપેલું વચન પણ સત્ય થાય તેવી રીતે કરી આપો.[૩૪]

બળભદ્ર કહેછે—'પિતાજ પુત્રરૂપથી ઉત્પન્ન થાયછે' એવી વેદની આજ્ઞા છે, એટલામાટે આનો પુત્ર ઉગ્રશ્રવા તમને પુરાણ સંભળાવનાર થશે, અને આયુષ્ય, ઇંદ્રિયનીશક્તિતથાશરીરના બળથી પણ સંપન્ન થશે. (આરોમહર્ષણ પોતેજીવતો નહીં થાય તેથી મૃત્યુની અને મારા અમની સત્યતા થશે અને એના પુત્રને આયુષ્યાદિક પ્રાપ્ત થવાથી તમારા વચનની પણ સત્યતા થશે.)[૩૫] હે મોટા મુનિઓ! તમારે બીજી પણ શી ઇચ્છા છે? તે કહો. જે કહેશો તે હું કરી આપીશ. હે વિદ્વાનો! હું કે જે પ્રાયશ્ચિતને જાણતો નથી તેના પ્રાયશ્ચિત્તવિષે પણ વિચાર કરો.[૩૬]

ઋષિઓ કહેછે—ઇલ્વલનો દીકરો બલ્વલ નામે એક ભયંકર દૈત્ય છે, તે પ્રત્યેક પર્વમાં આવીને અમારા યજ્ઞને અભડાવેછે.[૩૭] હે દાશાર્હ! એ પાપી દૈત્ય કે જે પરૂ, લોહી, વિષ્ટા, મૂત્ર, મદિરા અને માંસની વૃષ્ટિ કરેછે તેને તમે મારો, એજ અમારી મોટી સેવા છે.[૩૮] પછી સારી રીતે સાવધાનપણાથી બાર મહિના+ સુધી ભરતખંડની પ્રદક્ષિણા કરી તીર્થોમાં સ્નાન કરવાથી તમે પવિત્ર થશો.[૩૯]

ततश्च भारतं वर्षं परीत्य सुसमाहितः ।
चरित्वा द्वादश मासांस्तीर्थस्नायी विशुद्ध्यसे ३९

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો અઠયોતેરમો અધ્યાય સંપૂર્ણ.

---

# અધ્યાય ૭૯ મો.*

## બળભદ્રે બલ્વલને મારી નાંખીને તીર્થયાત્રા કરી.

શ્રીશુકઉવાચ.

ततः पर्वण्युपावृत्ते प्रचंडः पांसुवर्षणः ।
भीमो वायुरभूद्राजन् पूयगंधस्तु सर्वशः ॥ १ ॥

શુકદેવજી કહેછે—હે રાજા! પછી પર્વણી આવતાં ભયંકર અને પ્રચંડ વાયુ ઉત્પન્ન થયો, ધુળની વૃષ્ટિ થવા લાગી, અને ચારેકોર પરૂનો ગંધ વ્યાપી ગયો.[૧] પછી યજ્ઞની શાળામાં બલ્વલ દૈત્યે કરેલી અપવિત્ર પદાર્થોની વૃષ્ટિ થવા લાગી, અને જેના હાથમાં ત્રિશૂળ હતું એવો તે દૈત્ય દેખાયો.[૨] મોટી કાયાવાળો, ભેદેલા આંજણના ઢગલા સરખો, તપાવેલા ત્રાંબા જેવી મૂછો તથા શિખાવાળો અને દાઢો તથા ભ્રકુટિથી ભયંકર મુખવાળો તે દૈત્ય જોવામાં આવતાં બળભદ્રે શત્રુના સૈન્યને ચીરી નાખનારા પોતાના હળનું અને દૈત્યોનું દમન કરનારા મુશળનું સ્મરણ કર્યું. હળમુશળ તુરતજ આવ્યાં.[૩-૪] ક્રોધ પામેલા બળભદ્રે આકાશમાં ફરનારા તે બ્રહ્મદ્રોહી બલ્વલ દૈત્યને હળની અણીથી ખેંચીને તેના માથામાં મુશળ માર્યું. કપાળ ફાટી પડતાં લોહી નાખતો, લોહીથી રાતો થયેલો અને ચીસો નાખતો તે દૈત્ય, વજ્રથી હણાએલા અને ધાતુથી રંગાએલા પર્વતની પેઠે ધરતી પર પડયો. ભાગ્યશાળી મુનિઓએ બળભદ્રની સ્તુતિ કરી તથા સત્ય આશિર્વાદ આપીને દેવતાઓ જેમ ઇંદ્રનો અભિષેક કરે તેમ તેમનો અભિષેક કર્યો.[૭] મુનિઓએ નહીં કરમાય એવી અને લક્ષ્મીના સ્થાનરૂપ કમળોવાળી વૈજયંતી માળા, બે દિવ્ય વસ્ત્ર અને દિવ્ય આભરણો બળભદ્રને આપ્યાં.[૮] પછી તે મુનિઓની આજ્ઞા લઇ બ્રાહ્મણોની સાથે કૌશિકી નદીમાં આવી સ્નાન કરીને જેમાંથી સરયૂ નદી ચાલીછે તે સરોવરમાં

---

+ જો કે ધર્મશાસ્ત્રમા બ્રહ્મહત્યા જેવા પાપનું પ્રાયશ્ચિત્ત બહુ ભારે લખ્યુંછે, તોપણ કામક્રોધાદિકના જયનો ઉપદેશ પણ આપે કરવાનેલીધે અહીં એક વર્ષનુંજ પ્રાયશ્ચિત્ત કહ્યુંછે.

* આ ઓગણાએશીમા અધ્યાયમાં બળભદ્રે બ્રાહ્મણોને રાજી કરવાસારૂ બલ્વલ દૈત્યને માર્યા પછી તીર્થસ્નાનાદિકથી સૂતની હત્યાનું પ્રાયશ્ચિત્તકર્યું, એ કથા કહેવાશે.

આવ્યા.[૯] પછી સરયૂને કાંઠે કાંઠે થઇને પ્રયાગમાં આવ્યા, અને ત્યાં સ્નાન કરી તથા દેવાદિકનું તર્પણ કરીને હરિક્ષેત્રમાં આવ્યા.[૧૦] ગોમતી, ગંડકી તથા વિપાશા નદીમાં સ્નાન કરી શોણ નદમાં નાહ્યા. પછી ગયામાં જઇ પિતૃનું પૂજન કરી ગંગાસાગરના સંગમમાં નાહ્યા.[૧૧] પછી મહેંદ્રાચળમાં પરશુરામનાં દર્શન કરી તથા પ્રણામ કરીને સપ્તગોદાવરી, વેણ્ણા, પંપા અને ભીમરથીમાં નાહ્યા.[૧૨] કાર્તિકેય સ્વામીનાં દર્શન કરી સદાશિવના નિવાસરૂપ શ્રીશૈલપર્વતમાં ગયા. પછી દ્રવિડ દેશમાં મહાપવિત્ર વેંકટાચળનાં દર્શન કરીને કામકોષ્ણી અને કાંચીપુરીમાં ગયા. ઉત્તમ નદી કાવેરીમાં સ્નાન કર્યું. મહાપવિત્ર શ્રીરંગ નામનું ક્ષેત્ર કે જ્યાં ભગવાન સન્નિહિત રહ્યાછે ત્યાં ગયા.[૧૩-૧૪] ભગવાનના ક્ષેત્રરૂપ ઋષભાદ્રિ અને દક્ષિણ મથુરામાં જઈને મહાપાપને મટાડનારા સેતુની પાસે ગયા, કે જેને રામચંદ્રજીએ સમુદ્રમાં બાંધેલ છે.[૧૫] ત્યાં જઇને બળભદ્રે બ્રાહ્મણોને દશહજાર ગાયો આપી. કૃતમાલા અને તામ્રપર્ણી નદીમાં સ્નાન કરી મલય નામના કુલપર્વતમાં ગયા.[૧૬] ત્યાં બેઠેલા અગસ્ત્યમુનિને નમસ્કાર તથા અભિવાદન કરતાં તેમણે આશિર્વાદ આપ્યા. પછી તેમની આજ્ઞા લઈને બળભદ્ર દક્ષિણ સમુદ્રની પાસે ગયા ત્યાં કન્યા નામનાં દુર્ગાદેવીનું દર્શન કર્યું.[૧૭] પછી અનંતપુરમાં આવીને પંચાપ્સરસ નામનુ ઉત્તમ તળાવ કે જેમાં વિષ્ણુ સન્નિહિત રહ્યાછે, ત્યાં સ્નાન કરીને દશ હજાર ગાયોનું દાન દીધું[૧૮] પછી કેરલ અને ત્રિગર્ત્ત દેશમાં જઇને ગોકર્ણ નામનું સદાશિવનું ક્ષેત્ર કે જેમાં સદાશિવનુ સાન્નિધ્ય છે ત્યાં ગયા[૧૯] ત્યાંથી આર્યા દ્વૈપાયનીનુ દર્શન કરીને બળભદ્ર શૂર્પારક તીર્થમાં ગયા. તાપી, પયોષ્ણી અને નિર્વિંધ્યા નદીમાં સ્નાન કરી દંડકારણ્યમાં થઇને રેવાનદી કે જ્યાં માહિષ્મતી નગરી છે ત્યાં ગયા મનુતીર્થમાં સ્નાન કરીને પાછા પ્રભાસમાં આવ્યા.[૨૦-૨૧] ત્યાં બ્રાહ્મણોના કહેવાથી કૌરવ પાંડવોના યુદ્ધમાં સર્વ રાજાઓનો નાશ થયો સાંભળીને બળભદ્રે પૃથ્વીનો ભાર ઉતર્યો માન્યો.[૨૨] 'ભીમ અને દુર્યોધન રણભૂમિમાં ગદાઓથી યુદ્ધ કરેછે' એમ સાંભળી તેઓને વારવાસારૂ બળભદ્ર કુરૂક્ષેત્રમાં ગયા.[૨૩] યુધિષ્ઠિર, નકુલ, સહદેવ, શ્રીકૃષ્ણ અને અર્જુન તેમને આવ્યા જોઇ અભિવાદન કરીને 'બળભદ્ર અહીં આવીને શું બોલશે' એવી બીકથી ચૂપ થઈ ગયા.[૨૪] ક્રોધ પામેલા, જીતવાને ઈચ્છતા અને ગદા હાથમાં લઇને વિચિત્ર મંડળોમાં ફરતા એ ભીમ તથા દુર્યોધનને બળભદ્રે આ પ્રમાણે કહ્યું.[૨૫]

બળભદ્ર કહેછે—હે દુર્યોધન રાજા ! હે ભીમસેન ! તમે બન્ને સરખા બળવાળા વીરપુરૂષ છો, તેઓમાં હું ધારૂ છું કે એકમાં બળ અધિક છે અને એકમાં શિક્ષા અધિક છે, માટે સરખા બળવાળા તમે બેયમાંથી કોઇનો જય કે કોઇનો પરાજય થાય એમ જોવામાં આવતુ નથી, તેથી આ નિષ્ફળ યુદ્ધ બંધ પડવું જોઈએ.[૨૬-૨૭]

શુકદેવજી કહેછે—હે રાજા ! એક બીજાનાં દુર્વચન અને દુષ્ટ કૃત્યને સંભારતા અને જેઓ વચ્ચે દૃઢ વૈર બંધાઈ ગયુ હતુ એવા એ બે જણાએ બળભદ્રનું તે ઉત્તમ વચન માન્યુ નહી.[૨૮] પછી તે વાત દૈવનેજ કર્ત્તવ્ય છે એમ માની બળભદ્ર દ્વારકામાં આવ્યા અને ત્યાં પ્રસન્ન થયેલા ઉગ્રસેનાદિક જ્ઞાતિજનોની સાથે મળ્યા.[૨૯] યજ્ઞમૂર્ત્તિ અને જેના સ્વરૂપમાંથી સર્વ ક્લેશ નિવૃત્તજ હતા એવા એ બળભદ્ર પાછા નૈમિષારણ્યમાં ગયા, ત્યાં બ્રાહ્મણોએ પ્રીતિથી તેમને સઘળા યજ્ઞોથી યજન કરાવ્યુ[૩૦] પ્રભુ બળભદ્રે તે ઋષિઓને શુદ્ધ જ્ઞાન આપ્યુ કે જે જ્ઞાનથી 'આત્મારૂપ અધિષ્ઠાનમાં આ જગત્ રહ્યુંછે અને જગતમાં આત્મા વ્યાપી રહેલછે' એવો નિશ્ચય થાય છે[૩૧] અવભૃથ સ્નાન કરીને જ્ઞાતિ, બંધુ અને મિત્રોથી વીંટાએલા, સારાં વસ્ત્ર ધરનાર અને સારી રીતે શણગારેલા બળભદ્ર, ચંદ્રમા જેમ પોતાની ચાંદનીથી શોભે તેમ પોતાની સ્ત્રીથી શોભવા લાગ્યા.[૩૨] મહા બળવાન, અનંત, અપ્રમેય અને માયાથી મનુષ્યરૂપ થયેલા બળભદ્રનાં એવાં એવાં કર્મો અસંખ્યાત છે.[૩૩] અનંત અને

અદ્ભુત કર્મ કરનારા બળભદ્રનાં કર્મોને જે પુરૂષ સાંજે અને પ્રાત:કાળે સંભારે તે વિષ્ણુને પ્રિય થાય.[३४]

योऽनुस्मरेत रामस्य ण्यद्भुतकर्मणः ।
सायंप्रातरनंतस्य विष्णो सदयितो भवेत् ॥३४॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમ સ્કંધનો ઓગણાશીમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૮૦ મો.*

### શ્રીકૃષ્ણને બાળમિત્ર સુદામાનો મેળાપ.

### राजोवाच.

भगवन् यानि चान्यानि मुकुंदस्य महात्मनः ।
वीर्याण्यनंत र्यिस्य श्रोतुमिच्छामहे प्रभो ॥१॥

પરીક્ષિતરાજા પૂછેછે—હે મહારાજ ! હે પ્રભુ ! અનંત પરાક્રમવાળા મહાત્મા શ્રીકૃષ્ણનાં બીજા પરાક્રમોનું પણ શ્રવણ કરવાને ઈચ્છીએ છીએ. [१]હે બ્રાહ્મણ ! એકવાર ભગવાનની મનોહર કથા સાંભળીને તેના સારને જાણનાર, કામદેવના બાણોથી ખેદ પામેલો કયો પુરૂષ તે કથાઓથી વિરામ પામે ?[२]જેથી ભગવાનના ગુણ ગવાય તેજ વાણી સફળ છે, જેથી ભગવાનની સેવા થાય તેજ હાથ સફળછે, જેથી સ્થાવર જંગમમાં રહેનારા ભગવાનનુ સ્મરણ થાય તેજ મન સફળ છે, જેથી ભગવાનની પવિત્ર કથા સંભળાય તેજ કાન સફળ છે, જેથી ભગવાનની સ્થાવર જગમ મૂર્ત્તિને પ્રણામ થાય તેજ માથું સફળ છે, અને જેથી ભગવાનનાં અને ભગવાનના ભક્તોનાં ચરણોદકનું નિરંતર સેવન થાય તેજ અંગ સફળ છે.[३-४]

સૂત શૌનકને કહેછે—એ પ્રમાણે પરીક્ષિત રાજાએ પૂછતાં જેમનું હૃદય ભગવાનમાં મગ્ન થઈ ગયું એવા શુકદેવજી આ પ્રમાણે બોલ્યા.[५]

શુકદેવજી કહેછે—શ્રીકૃષ્ણનો સખા કોઇ બ્રાહ્મણ હતો. એ બ્રાહ્મણ મોટો બ્રહ્મવેત્તા, વિષયોમાં વૈરાગ્યવાળો, શાંત અંત:કરણવાળો, જીતેંદ્રિય, યદૃચ્છાથી જે મળે તેથી નિર્વાહ ચલાવનાર અને ગૃહસ્થાશ્રમી હતો. જુનાં લુગડાં પેહેરનાર એ બ્રાહ્મણની સ્ત્રી પણ જૂનાં લુગડાં પેહેરનારી, ભૂખથી દૂબળી અને પતિવ્રતા હતી. દરિદ્ર અને પીડા પામતી એ પતિવ્રતા સ્ત્રી કરમાતે મોઢે ધ્રુજતી ધ્રુજતી આવીને પતિ પાસે બોલી કે—" હે મહારાજ ! બ્રાહ્મણોને માનનાર, શરણાગતનુ રક્ષણ કરનાર, યાદવોમાં ઉત્તમ અને સાક્ષાત્ લક્ષ્મીના પતિ શ્રીકૃષ્ણ ભગવાન તમારા સખા છે.[६-९] માટે સાધુપુરૂષોના મોટા શરણરૂપ એ શ્રીકૃષ્ણની પાસે જાઓ, અને જશો તો તમે કે જે સીદાતા અને કુટુંબી ગૃહસ્થ છો તેમને ઘણુ ધન આપશે.[१०] એ ભગવાન હમણાં દ્વારકામાં છે અને જે પોતાના ચરણકમળનુ સ્મરણ કરે તેને પોતાનુ સ્વરૂપ પણ આપેછે એ ભગવાન યાદવોના આધપતિ હોવાથી તેના સ્વીકારનેલીધે બીજા ભોજ, વૃષ્ણ અને અંધકકુળના યાદવો પણ તમને ધન દેશે.[११] હમણાં જગતના ગુરૂ ભગવાન જો કે પોતાને અર્થ અને વિષયભોગ બહુ પ્યારા નથી, તોપણ તેઓને સેવેછે, માટે તમને પણ આપશે." આવી રીતે સ્ત્રીએ કોમળ રીતે ઘણી ઘણી વાર પ્રાર્થના કરતાં 'ભગવાનનુ દર્શન થશે એજ મોટો લાભ છે' એમ મનમાં વિચારી જવાનું તેણે મન કર્યું. પછી એ બ્રાહ્મણે સ્ત્રીને કહ્યુ કે 'હે કલ્યાણી ! ઘરમાં કાંઈ ભેટ લઇ જવા જેવું છે ? હોય તો આપ."[१२-१३] પછી એ બ્રાહ્મણીએ ચાર મૂઠી પહુઆ માગી આવીને તે પહુઆને લુગડાના કટકામાં બાંધી પોતાના સ્વામીને ભેટસારૂ આપ્યા.[१४] એ પૌંવા લઇ "મને ભગવાનનુ દર્શન શી રીતે થાય ? " એમ વિચાર કરતો કરતો તે બ્રાહ્મણ દ્વારકામાં ગયો.[१५] સ્વધર્મ પાળનારા અને બીજા કોઇથી પાસે પણ જવાય નહીં એવા અંધક અને વૃષ્ણિ કુળના યાદવોનાં ઘરોની વચ્ચે તે બ્રાહ્મણ ત્રણ ચોકી અને ત્રણ હોઢીઓને મૂકીને ભગવાનની સોળ હજાર સ્ત્રીઓમાંથી એક સ્ત્રીના સુંદર ઘરમાં

* આ એશીમા અધ્યાયમા ભગવાને ધનની લાલચથી પોતાને ઘેર આવેલા શ્રીદામા બ્રાહ્મણની પૂજા કરીને તેને પ્રીતિથી ગુરૂને ઘેર રહેવાની વાત પૂછી, એ કથા કહેવામાં આવશે.

ગયો, અને ત્યાં જઈને તેને બ્રહ્માનંદ જેવું સુખ મળ્યું.[૧૬-૧] પ્યારીના પલંગપર બેઠેલા ભગવાને દૂરથી તે બ્રાહ્મણને જોઇ, તુરત ઉઠી સામા આવીને પ્રીતિથી બે હાથવતે તેનું આલિંગન કર્યું.[૧૮] પોતાના પ્રિયમિત્ર એ બ્રાહ્મણના શરીરનો સ્પર્શ મળવાથી બહુજ સુખ પામેલા ભગવાન્ પ્રીતિનેલીધે નેત્રમાંથી આંસુનાં ટીપાં મૂકવા લાગ્યા.[૧૯] પછી તે મિત્ર બ્રાહ્મણને પલંગપર બેસાડી તેના પૂજનનો સામાન પોતાના હાથથી લાવીને ભગવાને તેના પગ ધોયા, અને પોતે લોકપાવન છતાં પણ તે પગધોયાનું જળ પોતાને માથે ચઢાવ્યું. દિવ્ય ગંધ, ચંદન, અગરૂ અને કુંકુમનું તેના શરીર પર લેપન કર્યું.[૨૦-૨] સુગંધી ધુપ અને દીપમાળાથી પ્રીતિપૂર્વક તેનુ પૂજન કરી તાંબુલ તથા ગાયનું નિવેદન કરીને 'ભલે આવ્યા' એમ કહ્યું.[૨૨] જૂનાં લુગડાંવાળા, મેલા, દુબળા અને નસોથી વ્યાપ્ત શરીરવાળા એ બ્રાહ્મણને ભગવાનની સ્ત્રી શૈબ્યા ચામર લઇને પવન ઢોળવા લાગ્યાં.[૨૩] નિર્મળ કીર્ત્તિવાળા શ્રીકૃષ્ણે બહુ પ્રીતિથી તે મલિન બ્રાહ્મણનો સત્કાર કરેલો જોઈ અંતઃપુરના લોકો વિસ્મય પામી ગયા.[૨૪] એ લોકોને વિસ્મય થયો કે—"નિર્ધન, અધમ, નિંદિત, લક્ષ્મી રહિત અને મેલા આ ભીખારીએ આ લોકમાં શું પુણ્ય કર્યું હશે? કે જે પુણ્યના પ્રભાવથી, ત્રૈલોક્યના ગુરૂ અને લક્ષ્મીના નિવાસરૂપ ભગવાને માન આપ્યું તથા પલંગપર બેઠેલાં લક્ષ્મીસમાન સ્ત્રીને મૂકીને મોટા ભાઈનુ જેમ આલિંગન કરે તેમ આલિંગન કર્યું."[૨૫-૨૬] હે રાજા! પછી એ ભગવાન્ અને ભીખારી બ્રાહ્મણ એકબીજાના હાથ ઝાલીને આગળ પોતે ગુરૂને ઘેર સાથે રહ્યા હતા તે સંબંધી સુંદર વાતો કરવા લાગ્યા[૨૭]

ભગવાન્ પૂછેછે—હે*મહારાજ! હે ધર્મને જાણનાર! તમે ગુરૂદક્ષિણા આપી ગુરૂને ઘેરથી આવીને જોઇએ તેવી સ્ત્રી પરણ્યાછો કે નહી?[૨૮] હે+વિદ્વાન્! ત્યારે હું ધારૂંછું કે ઘરમાં પણ ઘણું કરીને તમારૂં ચિત્ત વિષયોમાં લંપટ નહીં થતું હોય અને તમને વસ્ત્રાદિક ધન ઉપર પણ ઘણી રૂચિ નહી હોય! ' વિદ્વાનને આ પ્રમાણેજ રાખવું ઘટેછે.[૨૯] ઈશ્વરની† માયાથી રચાએલી વિષયવાસનાઓનો ત્યાગ કરતા કેટલાએક પુરૂષો મારી પેઠે લોકમર્યાદાસારૂ કામનાઓથી ચિત્ત નહીં ખેંચાયા છતાં પણ કર્મ કરેછે[૩૦] હે મહારાજ! આપણે ગુરૂને ઘેર સાથે રહ્યા હતા એ વાતનું તમને સ્મરણ છે? કે જ્યાં રહેવાથી આત્માનું તત્વ જાણીને દ્વિજલોક સંસારનો પાર પામેછે.[૩૧] જેથી જન્મ મળ્યોછે તે પિતા આ લોકમાં પેહેલો ગુરૂ છે, દ્વિજલોકને ઉપનયન સંસ્કાર આપીને જે વેદ ભણાવેછે તે બીજો ગુરૂ છે, અને આશ્રમવાળાઓને જે બ્રહ્મવિદ્યા આપે છે તે ત્રીજો ગુરૂ છે. આ ત્રણ ગુરૂઓમાં પેહેલો પૂજ્ય છે, બીજો મારી પેઠે પૂજ્ય છે અને ત્રીજો તો સાક્ષાત્ હું રૂપજ છે.[૩૨] હે બ્રાહ્મણ! આ મનુષ્યજન્મમાં વર્ણાશ્રમવાળા જે પુરૂષો જ્ઞાન આપનાર ગુરૂ કે જે હું રૂપ છે તેના ઉપદેશમાત્રથી અનાયાસે સંસારરૂપી સમુદ્રને તરેછેતેઓને પોતાનો અર્થ સાધવામાં ચતુર સમજવા.[૩૩] સર્વ પદાર્થોનો આત્મા હું ગુરૂની સેવાથીજેવો સંતુષ્ટ થાઉછું તેવો યજ્ઞ, બ્રહ્મચર્ય, વાનપ્રસ્થના ધર્મ કે સંન્યાસીના ધર્મથી પ્રસન્ન થતો નથી.[૩૪] હે બ્રાહ્મણ! આપણે ગુરૂને ઘેર રહેતા તે સમયમાં ગુરૂની સ્ત્રીએ આપણને એક દિવસ લાકડાં લેવા મોકલતાં દૈવગતિથી જે કાંઈ થયું હતું તે તમને સાંભરેછે?[૩૫] લાકડાં લેવા સારૂ આપણે મોટા વનમાં પેઠા હતા, ત્યાં ઋતુ વગર પણ મહાતીવ્ર વાયુ અને વરસાદ થયા હતા તથા કઠોર ગર્જના થવા લાગી હતી.[૩૬] થોડીવારમાં સૂર્ય આથમી ગયો, અંધારાથી દિશાઓ ઘેરાઈ ગઇ અને સઘળુ જળમય થઇ જવાથી નીચાં કે ઉંચાં

*ગૃહસ્થના ચિન્હ દેખાયછે અને ભોગ દેખાતો નથી તેથી પ્રશ્ન કરેછે.

+ ના નહીં પાડવાથી વિવાહ કર્યાનું સ્વીકારેલું માનીને કહેછે. † વિષયમાં લંપટતા ન હોય તો હું શામાટે ઘરના ક્લેશમાં પડું એમ જો એ બ્રાહ્મણ કહે તો તેનો પ્રથમથી બચવાળેછે.

સ્થળ પણ કાંઇ જાણવામાં આવતાં નહતાં.[૩૭] જળમય થઈ ગયેલા તે વનમાં ભારે પવન અને પાણીથી વારંવાર પીડા પામતા, દિશાઓને નહીં જાણતા અને આતુર થયેલા આપણે એક બીજાના હાથ ઝાલીને લાકડાની ભારીઓ ઉપાડી રહ્યા હતા.[૩૮] આ વાત જાણી સૂર્યોદય થયા પછી સાંદીપનિ ગુરૂ આપણને શોધતા શોધતા આવ્યા, તેમણે આતુર થયેલા આપણ વિદ્યાર્થીઓને દીઠા.[૩૯] જોઇને તેમણે કહ્યું કે–"અહો! હે દીકરાઓ! આ દેહ કે જે પ્રાણીઓને બહુજ પ્યારો છે તેનો અનાદર કરી મારી સેવા કરનારા તમે મારે માટે બહુજ દુખી થયા.[૪૦] દેહ કે જેથી સર્વ પુરૂષાર્થ પ્રાપ્ત થાયછે તેનું શુદ્ધભાવથી ગુરૂને અર્પણ કરવું એટલીજ સારા શિષ્યોએ ગુરૂનો પ્રત્યુપકાર કરવાનો છે.[૪૧] હે ઉત્તમ દ્વિજો! હું પ્રસન્ન થયોછું. આ લોક અને પરલોકમાં તમારા મનોરથ સફળ થજો અને મારી પાસેથી શીખેલા વેદ સારભરેલા થજો."[૪૨] આપણે ગુરૂને ઘેર રહેતા હતા ત્યાં આવા પ્રકારનાં ઘણાં વૃત્તાંત થયાં હતાં તે તમને સાંભરેછે? ગુરૂના અનુગ્રહથીજ પુરૂષ શાંતિને પરિપૂર્ણ રીતે પામેછે.[૪૩]

બ્રાહ્મણ કહેછે–હે દેવના દેવ! હે જગતના ગુરૂ! અમે કે જેઓને સત્ય સંકલ્પવાળા આપની સાથે ગુરૂને ઘેર રહેવુ થયું હતું તેઓને શું જ અપૂર્ણ હોય?[૪૪] હે વિભુ' કલ્યાણોની ઉત્પત્તિનું સ્થાનક વેદરૂપ બ્રહ્મ જેની મૂર્ત્તિરૂપ છે તે આપ ગુરૂને ઘેર રહ્યા હતા એ તો અત્યંત મનુષ્યલીલાના અનુકરણ માત્ર છે.[૪૫]

यस्य च्छंदोमयं ब्रह्म देह आवपनं विभो।
श्रेयसां तस्य गुरुषु वासोऽत्यंतविडंबनम्॥४५॥

ઇતિ શ્રીમત્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો એંશીમો અધ્યાય સંપૂર્ણ.

---

# અધ્યાય ૮૧ મો.*

## ભગવાને સુદામાને ઇંદ્રના જેવી રાજ્યલક્ષ્મી આપી.

श्री शुकउवाच

स इत्थं द्विजमुख्येन सह संकथयन् हरिः।
सर्वभूतमनोऽभिज्ञः स्मयमान उवाच तम्॥१॥

શુકદેવજી કહેછે–એ પ્રમાણે તે ઉત્તમ બ્રાહ્મણની સાથે વાતો કરતા શ્રીકૃષ્ણ ભગવાન કે જે સર્વ પ્રાણીઓના મનને જાણતા હતા (આ બ્રાહ્મણ પૌંવા લાવ્યા છતાં દેવામાં લજાયછે એમ જાણતા હતા), તેમણે હસતાં હસતાં તેને કહ્યું.[૧] હાંસી કરતા, પ્રેમ ભરેલી દૃષ્ટિથી જોતા, સત્પુરુષોના શરણરૂપ અને બ્રાહ્મણને માનનાર ભગવાન બોલ્યા.[૨]

ભગવાન કહેછે–હે બ્રાહ્મણ! તમે મારેમાટે તમારે ઘેરથી શી ભેટ લાવ્યાછો? ભક્તો પ્રેમથી થોડું લાવ્યા હોય, તોપણ તેને હું ઘણું માનુ છુ, અને અભક્તો ઘણું લાવે તોપણ તેથી હુ પ્રસન્ન થતો નથી.[૩] શાંતબુદ્ધિવાળો પુરૂષ ભક્તિપૂર્વક મને પાંદડાં, ફૂલ, ફળ કે પાણી આપે તો તે ભક્તિથી લાવેલું હોવાનેલીધે હુ સ્વીકારૂ છું.[૪]

શુકદેવજી કહે છે–હે રાજા! આ પ્રમાણે ભગવાને કહ્યુ તો પણ લજાઇને નીચું મોઢું કરી બેઠેલા તે બ્રાહ્મણે લાજને લીધે લક્ષ્મીના પતિ ભગવાનને પૌંવા આપ્યા નહી.[૫] સર્વ પ્રાણીઓના અંતઃકરણના સાક્ષી ભગવાને તેના આવવાનુ કારણ જાણીને વિચાર કર્યો કે–"આ મારો સખા બ્રાહ્મણ પૂર્વે લક્ષ્મીની ઇચ્છાથી મને ભજ્યો નથી, પણ હમણાં પોતાની પતિવ્રતા સ્ત્રીને રાજી કરવાસારૂ મારી પાસે આવ્યો છે, માટે દેવતાઓને પણ ન મળે એવી સંપત્તિઓ હું આને આપીશ."[૬-૭] આ પ્રમાણે વિચાર કરી તે બ્રાહ્મણ પાસેથી ચીંથરામાં બાંધેલા પૌંવાને 'આ શુ છે?' એમ કહીને ભગવાને પોતાના હાથથી તેના વસ્ત્રમાંથી લઇ લીધા,

* આ એકાશીમા અધ્યાયમાં ભગવાને મિત્રના પૌંવા ખાઇને તેના આશ્રમમાં ઇંદ્રને પણ દુર્લભ એવી લક્ષ્મી કરી આપી, એ કથા કહેવામાં આવશે.

અને કહ્યુંકે-"હે મિત્ર ! આ તો હું બહુજ રાજી થાઉં એવી વસ્તુ આણેલીછે. હુ કે જે જગતનો આત્મા છુ તેને આ પૌંવા રાજી કરે છે."[૮-૯] એમ બોલીને એક મૂઠી ખાધા, પછી પૌંવાની બીજી મૂઠી લીધી તેટલામાં લક્ષ્મી કે જે ભગવાનની પાસેજ રહેનાર છે તેમણે ભગવાનનો હાથ પકડયો અને કહ્યું કે-"હે જગતના આત્મા ! તમે રાજી થાઓ એવી રીતે આ લોકમાં અથવા પરલોકમાં પુરૂષને સઘળી સંપત્તિઓની સમૃદ્ધિને માટે આટલુંજ કરવું ઘણુ છે. ( હવે બીજી મૂઠી ખાઇને મને પણ એના સ્વાધીનમાં નહી આપવી જોઈએ. )"[૧૦-૧૧] પછી એ બ્રાહ્મણ ભગવાનના ઘરમાં તે રાત્રિ રહી ખાઈ પીને પોતે જાણે સ્વર્ગમાં આવ્યો હોય તેવુ સુખ માનવા લાગ્યો.[૧૨] સૂર્યોદય થતાં જગતના રક્ષક અને સ્વરૂપાનંદથી પૂર્ણ ભગવાને પ્રણામ કરી માર્ગમાં વળાવા જઇને વિનયનાં વચનોથી રાજી કરેલો તે બ્રાહ્મણ પોતાને ઘેર ગયો.[૧૩] એ બ્રાહ્મણને શ્રીકૃષ્ણ પાસેથી દ્રવ્ય મળ્યું નહી, તથાપિ તેણે સ્વત માગ્યુ નહીં. અને ઘેર જતાં માર્ગમાં વિચાર કરવા લાગ્યો કે-"અહો ! બ્રાહ્મણ્યદેવ ભગવાનનુ બ્રાહ્મણ્યપણુ મારા જોવામાં આવ્યુ ! ! વક્ષસ્થળમાં લક્ષ્મીને ધરનારા ભગવાને હુ કે જે મહાદરિદ્ર છુ તેનુ આલિંગન કર્યુ[૧૪-૧૫] દરિદ્ર અને નીચ હુ ક્યાં ? અને લક્ષ્મીના નિવાસરૂપ ભગવાન ક્યાં ? મને કેવળ બ્રાહ્મણ જાતનો જાણીને ભગવાને પોતાના બે હાથથી મારૂ આલિંગન કર્યું, સ્રીને બેસવાના પલંગપર જેમ ભાઇઓને બેસાડે તેમ બેસાડયો, થાક ઉતારવાસારૂ ભગવાનની રાણીએ હાથમાં ચમર લઇને પવન નાંખ્યો અને દેવના તથા બ્રાહ્મણોના દેવ ભગવાને મોટી સેવાથી તથા પગચંપી કરવા આદિથી દેવની પેઠે મારી પૂજા કરી.[૧૬-૧૮] જો કે તે ભગવાનના ચરણનું પૂજન પુરૂષોને સ્વર્ગનુ, મોક્ષનુ, પાતાળ તથા પૃથ્વીની સંપત્તિઓનું અને સઘળી સિદ્ધિઓનું પણ કારણ છે, તોપણ 'આ નિર્ધન બ્રાહ્મણને ધન મળશે તો બહુજ મહોન્મત્ત થઇ જઈને મારૂં સ્મરણ નહીં કરે' એવી કરૂણાથી ભગવાને મને થોડું પણ ધન આપ્યું નહી."[૧૯-૨૦] એમ મનમાં વિચાર કરતો કરતો પોતાના ઘરની પાસે આવ્યો, ત્યાં તે ઘર સૂર્ય, અગ્નિ અને ચંદ્રમા સરખા સાત સાત ભૂમિના મ્હેલોથી ચારેકોરે વીંટાએલુ જોવામાં આવ્યું.[૨૧] વિચિત્ર બગીચા અને વાડીઓમાં પક્ષીઓનાં ટોળાં ભારે શબ્દ કરી રહ્યાં હતાં. જલાશયોમાં કુમુદ, અંભોજ, કલ્હાર અને ઉત્પલ પ્રફુલ્લિત થઈ રહ્યાં હતાં.[૨૨] શણગારેલા પુરૂષો અને મૃગસરખાં નેત્રવાળી સ્રીઓ હરફર કરી રહ્યાં હતાં. 'આ શુ ? આ સ્થાનક કોનુ ? આ આવુ કેમ થઇ ગયું ?' એમ તે બ્રાહ્મણ વિચાર કરતો હતો, ત્યાં દેવ સરખી કાંતિવાળા પુરૂષો અને સ્રીઓ ભારે ગાયન અને વાજાઓની ધામધુમથી તેને માન આપવા લાગ્યાં[૨૩-૨૪] પતિને આવેલો જાણી બહુજ આનંદ પામેલી, ભારે આદરવાળી તથા લક્ષ્મીજેવી રૂપાળી તેની સ્રી ઘરમાંથી તુરત બહાર નીકળી[૨૫] પતિને જોઇ પ્રેમ અને ઉત્કંઠાનેલીધે જેની આંખોમાં આંસુ આવી ગયાં એવી તે પતિવ્રતા આંખો મીંચીને દૃઢ ભાવથી તેને પગેલાગી અને મનથી આલિંગન કર્યું.[૨૬] વિમાનમાં બેસનારી દેવાંગનાની પેઠે ચળકતી, અને કંઠભૂષણથી શણગારેલી દાસીઓના મધ્યમાં દીપી રહેલી પોતાની સ્રીને જોઇને તે બ્રાહ્મણ વિસ્મિત થયો.[૨૭] રાજી થઇ તેની સાથે પોતે પોતાના ઘરમાં ગયો. એ ઘરમાં ઇંદ્રના ઘરની પેઠે મણિના સેંકડો થંભ લાગી રહ્યા હતા.[૨૮] દૂધનાં ફીણ જેવી શય્યાઓ હતી, પલંગ હાથીદાંતના અને સોનાના સામાનવાળા હતા, ચામર અને વીંઝણા સોનાની દાંડીવાળા હતા[૨૯] આસનો સોનાનાં અને કુણાં કુણાં પાથરણાંવાળાં હતાં. ઉલેચો મોતીની માળાઓનાં લટકણિયાંવાળા અને ભારે દીપ્તિવાળા હતા.[૩૦] સ્વચ્છ સ્ફટિકમણિની ભીંતોમાં અને મોટા મરકતમણિનાં સ્થળોમાં રત્નના દીવા શોભી રહ્યા હતા અને રત્નજેવી સ્રીઓ આળેખેલી હતી.[૩૧] એ

ઘરમાં જાણેલા કારણ વગર પ્રાપ્ત થયેલી સઘળી સંપત્તિઓની સમૃદ્ધિ જોઇને એ બ્રાહ્મણ સ્થિર થઇ વિચાર કરવા લાગ્યો કે—"આ સમૃદ્ધિ ક્યાંથી આવી ?[૩૨] અહો ! હું કે જે દુર્ભાગ્ય અને નિરંતર દરિદ્ર હતો તેને આવી સમૃદ્ધિ મળવાનું કારણ, મોટી લક્ષ્મીવાળા ભગવાનની કૃપાદૃષ્ટિ વિના બીજું કાંઇ સંભવતું નથી.[૩૩] જેમ સમુદ્રને પૂરનાર મહા ઉદાર મેઘ કોઇ સમયે ઘણી વૃષ્ટિને પણ થોડી માનીને જાણે લજાતો હોય તેમ સમક્ષ નહીં વરસતાં રાતનો ખેડુ સૂઇ ગયો હોય ત્યાં તેના ખેતરને જળથી ભરી આપેછે, તેમ મારા સખા શ્રીકૃષ્ણ પણ ભક્તને દેવાના ઇંદ્રાદિક પદને પણ તુચ્છ માનીને અને તેણે કરેલા ભજનને ઘણું માનીને સમક્ષ નહીં બોલતાંજ આપી દેછે ![૩૪] ભગવાન પોતે ઘણું આપ્યું હોય તેને પણ થોડું માનેછે અને ભક્તે થોડું કર્યું હોય તેને પણ ઘણું માનેછે. મેં પ્રાપ્ત કરેલી પૌંવાની એક મૂઠીને પણ મહાત્મા ભગવાને પ્રીતિથી પોતે લઈ લીધી.[૩૫] મને પ્રત્યેક જન્મમાં તેમના સંબંધમાંજ પ્રેમ હિતેચ્છુપણું, ઉપકાર કરનારપણું અને સેવકપણું પ્રાપ્ત થજો; અને મોટા પ્રભાવવાળા તથા ગુણોના સ્થાનકરૂપ તે ભગવાનની સાથે લાગતાં તેમના ભક્તોનો ઉત્તમ પ્રસંગ મળજો, પણ સંપત્તિ મળશો નહી.[૩૬] ધનવાળાઓને ધનના મદથી તથા નીચ અવતારને જોતા વિચક્ષણ ભગવાન પોતાના અવિવેકી ભક્તને પણ વિચિત્ર સંપત્તિ, રાજ્ય કે વિભૂતિઓ આપતા નથી, પણ દૃઢ ભક્તિજ આપેછે. મને તો ભક્તિ નહીં હોવાથી આ સંપત્તિનુંજ સુખ મળ્યું, માટે હવે તો તેમની ભક્તિનેજ માગું છું." આ પ્રમાણે બુદ્ધિથી નિશ્ચય કરી ભગવાનનો અત્યંત ભક્ત એ બ્રાહ્મણ વિષયોનો ત્યાગ કરવાનો ધીરે ધીરે અભ્યાસ કરતાં બહુ આસક્તિથી રહિત થઇને સ્ત્રીની સાથે વિષયોને ભોગવવા લાગ્યો.[૩૮] દેવના દેવ અને યજ્ઞોના પતિ એ પ્રભુ શ્રીકૃષ્ણને બ્રાહ્મણોજ ઇષ્ટદેવરૂપ છે. બ્રાહ્મણોથી વધારે બીજું કાંઇ પણ માન્ય નથી. એ પ્રમાણે ભગવાનનો મિત્ર એ બ્રાહ્મણ તે સમયમાં અજીત ભગવાનને પણ ભક્તોની પાસે પરાજય પામતા જોઇ તેમના ધ્યાનના વેગથી દેહાભિમાન છુટી જતાં થોડાકાળમાં સત્પુરૂષોની ગતિરૂપ તેમના ધામને પામી ગયો.[૪૦] બ્રહ્મણ્યદેવ ભગવાનના આ બ્રહ્મણ્યપણાની કથા સાંભળવાથી માણસ ભગવાનની ભક્તિ પામીને કર્મના બંધનમાંથી છુટેછે.[૪૧]

**एतद्ब्रह्मण्यदेवस्य श्रुत्वा ब्रह्मण्यतां नरः ।**
**लब्धभावो भगवति कर्मबंधाद्विमुच्यते ॥४१॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો એકાશીમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૮૨ મો.*

### સૂર્યગ્રહણ પ્રસંગે કુરુક્ષેત્રમાં આવેલા રાજાઓએ કરેલી ભગવાનની વાતો.

**શ્રીશુકઉવાચ.**

**अथैकदा द्वारकायां वसतो रामकृष्णयोः ।**
**सूर्योपरागः सुमहानासीत् कल्पक्षये यथा ॥१॥**

શુકદેવજી કહેછે—શ્રીકૃષ્ણ અને બળભદ્ર દ્વારકામાં રહેતા હતા ત્યાં એક દિવસે જેવું પ્રલયકાળમાં થાયછે તેવુ મોટું સૂર્યગ્રહણ થયું હતું.[૧] હે રાજા ! જોશીઓના કહેવાથી સૂર્યગ્રહણ થવાનું જાણીને પુણ્ય કરવાની ઇચ્છાથી સર્વ દેશનાં માણસો પ્રથમથીજ કુરુક્ષેત્રમાં ગયાં હતાં, કે જે ક્ષેત્રમાં શસ્ત્રધારીઓમાં ઉત્તમ પરશુરામે પૃથ્વીને નિક્ષત્રિય કરતાં રાજાઓના લોહીના ઓઘથી મોટા ધરો કર્યા હતા, અને જ્યાં ભગવાન પરશુરામે પોતાને પાપનો સ્પર્શ નહી છતાં પણ લોકોને ધર્મની મર્યાદા શીખવવા સારૂ બીજા પ્રાકૃત મનુષ્યની પેઠે પાપ મટાડવાસારૂ યજ્ઞો કર્યા હતા.[૨-૪] એ મોટી તીર્થયાત્રા કરવાસારૂ ભરતખંડની પ્રજા અને અક્રૂર, વસુદેવ, ઉગ્રસેન, ગદ, પ્રદ્યુમ્ન, તથા સાંબ આદિ યાદવો પણ પોતાનાં પાપનો નાશ કરવાસારૂ તે ક્ષેત્રમાં આવ્યા

* આ બ્યાશીમા અધ્યાયમાં સૂર્યગ્રહણમા કુરૂક્ષેત્રમાં આવેલા રાજાઓએ યાદવોને જોઇને પ્રીતિથી પરસ્પર ભગવાનની વાતો કરી, એ કથા કહેવામાં આવશે.

હતા. અનિરૂદ્ધ અને સેનાપતિ કૃતવર્મા એ બે યાદવો સુચંદ્ર, શુક અને સારણની સાથે દ્વારકાની રક્ષા કરવાસારૂ રહ્યા હતા.[૫-૬] વિમાન સરખા રથ, તરંગની પેઠે ચાલનારા ઘોડા, નાદ કરતા વાદળાં જેવા હાથીઓ અને વિદ્યાધર સરખી કાંતિવાળાં મનુષ્યોથી તેઓ કુરૂક્ષેત્રમાં ગયા હતા. મોટા તેજવાળા, સુવર્ણની માળા પેહેરનારા અને માળા, વસ્ત્ર તથા કવચો જેઓનાં દિવ્ય હતાં એવા તે લોકો સ્ત્રીઓની સાથે દેવતાઓની પેઠે માર્ગમાં શોભતા હતા.[૮] એ ભાગ્યશાળી લોકોએ સાવધાન અંતઃકરણથી કુરૂક્ષેત્રમાં નાહીને બ્રાહ્મણોને વસ્ત્ર, ફૂલની માળા તથા સુવર્ણની માળાવાળી ગાયોનાં દાન દીધાં.[૯] પછી યાદવોએ પરશુરામના દ્રહોમાં વિધિસહિત પાછું મોક્ષસ્નાન કરીને ' અમને ભગવાનની ભક્તિ હોજો' એવો સંકલ્પ કરી ઉત્તમ બ્રાહ્મણોને ઉત્તમ અન્નનાં દાન દીધાં.[૧૦] શ્રીકૃષ્ણનેજ ઈષ્ટદેવ માનનારા યાદવો પોતે પણ બ્રાહ્મણોની આજ્ઞા લઇ જમીને શીતળ છાયાવાળા વૃક્ષોના મૂળમાં ઈચ્છા પ્રમાણે બેઠા[૧૧] ત્યાં આવેલા મત્સ્ય, ઉશીનર, કોસલ્ય, વિદર્ભ, કુરૂ અને સૃંજય વંશના પોતાના મિત્ર અને સંબંધી રાજાઓને યાદવોએ દીઠા.[૧૨] કાંબોજ, કેકય, મદ્ર, કુંતી, આનર્ત્ત અને કેરલ દેશના રાજાઓ, બીજા પણ પોતાના પક્ષના તથા પરપક્ષના સેંકડો લોકો, પ્રિય સ્નેહી નંદ આદિ ગોવાળીઆઓ અને ઘણા કાળની ઉત્કંઠાવાળી ગોપીઓ પણ જોવામાં આવી.[૧૩] પરસ્પરના દર્શનથી થયેલા હર્ષના વેગથી પ્રફુલ્લિત થએલાં હૃદય તથા મુખકમળની શોભાવાળા, રોમાંચિત થયેલા, પ્રેમથી રોકાઇ ગયેલી વાણીવાળા અને જેઓનાં નેત્રોમાંથી આંસુ ઝરતાં હતાં એવા એ સર્વે લોકો પરસ્પરનું દૃઢ આલિંગન કરીને આનંદ પામ્યા.[૧૪] સ્નેહનેલીધે આંસુભરેલાં નેત્રવાળી અને બહુજ પ્રેમથી થતા મંદહાસ્યથી નિર્મળ દૃષ્ટિઓની અણીવાળી સ્ત્રીઓ પરસ્પર જોઇને અને કેસરના લેપનવાળાં સ્તનોને પરસ્પરના સ્તનોની સાથે પછાડીને હાથથી આલિંગન કરવા લાગી.[૧૫] પછી જેઓને નાની અવસ્થાવાળા પગે લાગ્યા એવા તે લોકો વૃદ્ધ લોકોને પોતે પગે લાગીને તથા સ્વાગત અને કુશળ પૂછીને પરસ્પર ભગવાનની વાતો કરવા લાગ્યા.[૧૬] કુંતીએ ભાઇઓ, બેનો, તેઓના દીકરા, માબાપ, ભાઇઓની સ્ત્રીઓ અને ભગવાનને જોઇને તેઓની સાથે પરસ્પર પ્રેમની વાત કરવાથી સઘળા શોક છોડી દીધા.[૧૭]

કુંતી વસુદેવને કહેછે—હે આર્ય! હે ભાઇ! હું મારા આત્માને અપૂર્ણ મનોરથવાળો માનું છું. કેમકે તમે સમર્થ છતાં મને વિપત્તિઓ પડવાના સમયમાં પણ મારી સંભાળ લેતા નથી.[૧૮] જેને દૈવ પ્રતિકૂળ હોય તે માણસ સ્વજન હોય તોપણ તેને સંબંધી, જ્ઞાતિ, પુત્રો, ભાઇઓ કે માબાપ પણ સંભારે નહી.[૧૯]

વસુદેવ કહેછે—હે કલ્યાણી! દૈવના રમકડા જેવા માણસજાતના અમો ઉપર દોષ મૂકો નહીં, કેમકે જગતમાં કરવુ અથવા કરાવવુ ઇશ્વરની ઈચ્છાપ્રમાણે જ થાયછે.[૨] હે બેન! કંસે આપેલા દુઃખથી અમે સઘળા દિશાઓમાં ભાગી ગયા હતા તેઓ દૈવની ઇચ્છાથી હમણાંજ ઠેકાણે આવ્યા છીએ.[૨૧]

શુકદેવજી કહેછે—વસુદેવ અને ઉગ્રસેન આદિ યાદવોએ પૂજેલા તે રાજાઓ ભગવાનના દર્શનના પરમ આનંદથી બહુજ સંતોષ પામ્યા.[૨૨] ભીષ્મ, દ્રોણ, ધૃતરાષ્ટ્ર, ગાંધારીના પુત્રો, સ્ત્રીસહિત પાંડવો, કુંતી, સંજય, વિદુર, કૃપાચાર્ય, કુંતિભોજ, વિરાટ, ભીષ્મક, નગ્નજિત્, પુરૂજિત્, દ્રુપદ, શલ્ય, ધૃષ્ટકેતુ, કાશીનો રાજા, દમઘોષ, વિશાલાક્ષ, મિથિલાનો રાજા, મદ્રદેશનો રાજા, કેકયદેશનો રાજા, યુધામન્યુ, સુશર્મા, બાહ્લિકાદિક, તેઓના પુત્રો અને યુધિષ્ઠિરને અનુસરતા જે બીજા પણ રાજાઓ હતા, તેઓ લક્ષ્મીના નિવાસરૂપ ભગવાનના શરીરને અને તેમની સ્ત્રીઓને જોઇને વિસ્મય પામ્યા.[૨૩-૨૬] બળભદ્ર અને શ્રીકૃષ્ણે જેઓનું સારી રીતે પૂજન કર્યું એવા તે લોકો પ્રીતિ પામીને યાદવો કે જેઓને ભગવાને સ્વીકૃત કર્યા હતા, તેઓને વખાણવા લાગ્યા કે— "અહો! હે ઉગ્રસેન રાજા! અહીં મનુષ્યોમાં

તમારો જન્મ સફળ છે. કેમકે જેનાં દર્શન યોગીઓને પણ દુર્લભ છે તે ભગવાનને તમે વારંવાર દેખોછો.[૨૭-૨૮] વેદે વખાણેલી જેની કીર્ત્તિ, જેનાં ચરણ ધોયાનું જળ ગંગાજી અને જેના વચનરૂપ વેદ આ જગતને અત્યંત પવિત્ર કરેછે, તથા આ પૃથ્વી કાળની ગતિથી શક્તિરહિત થઈ ગઇ છે, તોપણ જેનાં ચરણારવિંદના સ્પર્શથી ઉત્તમ શક્તિ પામીને અમોને સઘળી વસ્તુ પૂરી પાડેછે તે ભગવાનની સાથે દર્શન, સ્પર્શ, અનુસાર, ગોષ્ઠિ, શય્યા, આસન, ભોજન, વિવાહ અને સપિંડતાના સંબંધથી તમે જોડાએલાછો, અને તમે નરકના માર્ગરૂપ ઘરમાં રહ્યા છતાં પણ તમારા ઘરમાં સ્વર્ગ તથા મોક્ષની તૃષ્ણા મટાડનારા વિષ્ણુ પોતાથીજ પ્રકટ થયાછે, માટે તમલોકોના જન્મ સફળ છે."[૨૯-૩૦] કુરૂક્ષેત્રમાં વાસ કરવા સારૂ સઘળા પદાર્થો ગાડાંઓમાં ભરીને ત્યાં આવેલા નંદરાય શ્રીકૃષ્ણ આદિ યાદવોને ત્યાં આવેલા જાણી ગોવાળીઆઓની સાથે દર્શન કરવાની ઈચ્છાથી આવ્યા.[૩૧] નંદરાયને જોઇ રાજી થયેલા અને ઘણે કાળે દર્શન થવાથી સંભ્રમ કરતા યાદવોએ પ્રાણની સામે જેમ શરીર ઉભાં થાય, તેમ નંદરાયની સામા ઉભા થઇને દૃઢ આલિંગન કર્યું.[૩૨] પ્રેમથી વિહ્વળ, કંસે આપેલાં દુઃખોને અને ગોકુળમાં દીકરાઓરૂપી થાપણ મૂકી હતી તે વાતને સંભારતા વસુદેવ નંદરાયનું આલિંગન કરીને બહુજ રાજી થયા.[૩૩] હે રાજા! શ્રીકૃષ્ણ અને બળભદ્ર, પોતાનાં માબાપ નંદ અને યશોદાનું આલિંગન કરી તથા પ્રણામ કરી પ્રેમનાં આંસુ ગળામાં આવી જતાં કાંઇ પણ બોલ્યા નહીં.[૩૪] ભાગ્યશાળી નંદ અને યશોદા એ બે પુત્રોને પોતાના આસન પર બેસાડી હાથથી આલિંગન કરી આંસુ ઝેરવા લાગ્યાં.[૩૫] યશોદાએ કરેલી મૈત્રીનું સ્મરણ આવતાં આંખનાં આંસુ જેઓના કંઠસુધી ભરાઇ ગયાં એવાં દેવકી અને રોહિણીએ યશોદાનું આલિંગન કરીને કહ્યું કે—"હે વ્રજની ઈશ્વરી! તમારી નહી બંધ પડેલી મૈત્રી કે જેનો બદલો ઇંદ્રનું ઐશ્વર્ય મળતાં પણ વાળી શકાય નહીં તેને કોણ ભૂલે?[૩૬-૩૭] જેઓએ માબાપ જોયાં પણ ન હતાં એવા આ બે અમારા પુત્રો કે જેઓ, પાંપણના રક્ષણ તળે જેમ આંખો રાખેલીછે તેમ તમારા રક્ષણ તળે રાખેલા હતા, તેઓ માતાપિતારૂપ તમારા હાથથી લાડ, અભ્યુદય, પોષણ અને પાલનને પામી નિર્ભય રીતે રહ્યા. 'આ પોતાનો, આ પારકો' એવી વિષમતા સત્પુરૂષોને હોતીજ નથી."[૩૮] જેને જોવામાં નેત્રની પાંપણો આડી આવતાં તે પાંપણોને કરનારા વિધાતાને પોતે ગાળો દેતી હતી, તે પ્યારા શ્રીકૃષ્ણ ઘણે કાળે જોવામાં આવતાં નેત્રરૂપ દ્વારથી તેમને હૃદયમાં પેસાડી આલિંગન કરીને સઘળી ગોપીઓ સમાધિમાં નિષ્ઠા રાખનારાઓને પણ ન મળે એવા તદ્રૂપપણાને પામી ગઇ.[૩૯] એ પ્રમાણે થએલી તે ગોપીઓને ભગવાને એકાંતમાં મળી આલિંગન કરી તથા આરોગ્ય પૂછી હસતાં હસતાં આ પ્રમાણે કહ્યું.[૪૦]

ભગવાન્ કહેછે—હે સખીઓ! અમે કે જેઓ સંબંધીઓનું કાર્મ કરવાની ઈચ્છાથી ગયેલા અને તે પ્રસંગમાં શત્રુઓના પક્ષનો નાશ કરવામાં ચિત્ત લાગતાં ઘણા કાળસુધી રોકાઇ ગયા છીએ તેઓને સંભારો છો?[૪૧] થોડીક 'કર્યા ઉપકારને જાણતા નથી' એવી શંકાથી અમારા ઉપર તમને રીસ ચઢીછે? કાળજ પ્રાણીઓને ભેળાં કરેછે અને નોખાં પાડેછે એ વાત અવશ્ય છે.[૪૨] જેમ વાયુ વાદળાંના સમૂહને, ખડને, તૃણને અને રજને ભેળાં કરીને પાછાં નોખાંપાડી નાંખેછે, તેમ કાળ પ્રાણીઓને ભેળાં કરીને પાછાં નોખાંપાડી નાંખેછે.[૪૩] મારી ભક્તિ પ્રાણીઓને મોક્ષ આપવાને સમર્થ છે, માટે તમને મારી પ્રાપ્તિ કરે એવો મારામાં સ્નેહ થયોછે એ ઘણું સારૂં થયુંછે.[૪૪] હે સ્ત્રીઓ! જેમ આકાશ, જળ, પૃથ્વી, વાયુ અને તેજ એ પાંચમહાભૂતજ ઘટાદિક પદાર્થોના આદિ, અંત, અભ્યંતર અને બાહ્યરૂપ છે, તેમ હું સર્વ પદાર્થોના આદિ, અંત, અભ્યંતર અને બાહ્યરૂપ છું.[૪૫] એમજ જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ એ ચાર પ્રકારનાં પ્રાણીઓ પોતાનાં કારણરૂપ પંચ-

જાંબવતી કહેછે—મારા પિતાએ આ શ્રીકૃષ્ણને 'પોતાના ઇષ્ટદેવ અને સ્વામી રામચંદ્ર છે' એમ નહીં જાણતાં એમની સાથે સત્યાવીશ દિવસ સુધી યુદ્ધ કર્યું. પછી 'સાક્ષાત્ રામચંદ્રજ આ છે' એવી પરીક્ષા પડતાં મારા પિતાએ પગમાં પડીને પૂજનરૂપે મણિની સાથે શ્રીકૃષ્ણને મારૂં પણ દાન આપ્યું. એ શ્રીકૃષ્ણની હું દાસી છું.[૧૦]

કાલિંદી કહેછે—મને પોતાના ચરણના સ્પર્શની ઇચ્છાથી તપ કરતી જાણીને પ્રથમ પોતાના મિત્ર અર્જુન દ્વારા મળીને જેણે મારૂં પાણિગ્રહણ કર્યું તે ભગવાનના ઘરમાં હું વાશીદું વાળનારી છું.[૧૧]

મિત્રવિંદા કહેછે—લક્ષ્મીના નિવાસરૂપ જે ભગવાન સ્વયંવરમાં આવીને રાજાઓને તથા અપકાર કરતા મારા ભાઇઓને પણ જીતી લઈ સિંહ જેમ કુતરાઓના ટોળામાંથી પોતાના ભાગને લઈ જાય તેમ મને દ્વારકામાં લઈ ગયા, તે ભગવાનનાં ચરણ ધોવાનું કામ મને પ્રત્યેક જન્મમાં મળજો.[૧૨]

નાગ્નજિતી કહેછે—મારા પિતાએ રાજાઓના બળની પરીક્ષા લેવાને માટે સાંઢેલા, તીક્ષ્ણ શીંગડાંવાળા, ભારે બળવાળા અને વીરપુરૂષોના દુષ્ટ અભિમાનને ઉતારનારા સાત બળદોને, બાળકો જેમ બકરીનાં બચ્ચાંને બાંધી લે તેમ ભગવાને રમતાં રમતાં બાંધી લીધા હતા[૧૩] એ પ્રમાણે હું કે જેનું મૂલ્ય પરાક્રમજ હતુ તેને પરણી માર્ગમાં રાજાઓને જીતીને મારા પિતાએ આપેલી દાસીઓ તથા ચાર અંગવાળી સેનાની સાથે મને ભગવાન દ્વારકામાં તેડી ગયા. તે ભગવાનનું દાસીપણું મને પ્રાપ્ત હોજો.[૧૪]

ભદ્રા કહેછે—હે દ્રૌપદી! મારા પિતાએ હું કે જેનું ચિત્ત ભગવાનમાંજ હતુ તેને, મામાના દીકરા શ્રીકૃષ્ણને બોલાવી એક અક્ષૌહિણી સેનાની અને સખીઓની સાથે પોતાથીજ આપી.[૧૫] હું કે જેને કર્મો ભમાવ્યા કરેછે તેને પ્રત્યેક જન્મમાં તે ભગવાનના ચરણનોજ સ્પર્શ મળજો, કેમકે જીવને એજ પુરૂષાર્થછે.[૧૬]

લક્ષ્મણા કહેછે—હે દ્રૌપદી! વારંવાર નારદજીના ગાયનમાંથી ભગવાનનાં જન્મ કર્મ સાંભળવામાં આવતાં લક્ષ્મીજી પણ લોકપાળોને મૂકીને ભગવાનનેજ વર્યાછે, એવો વિચાર કરી મારૂં ચિત્ત પણ ભગવાનમાંજ લાગ્યું હતું.[૧૭] દીકરીપર પ્રીતિ રાખનારા બૃહત્સેન નામના મારા પિતાએ મારો અભિપ્રાય જાણી શ્રીકૃષ્ણની પ્રાપ્તિને માટે ઉપાય કર્યો.[૧૮] હે દ્રૌપદી! જેમ તમારા સ્વયંવરમાં અર્જુનને આપવાની ઇચ્છાથી મત્સ્ય કર્યો હતો, તેમ મારા સ્વયંવરમાં પણ મત્સ્ય કર્યો હતો, પરંતુ તમારો મત્સ્ય બહારજ ઢાંકેલો હોવાથી થાંભલામાં લગાવેલી ઉંચી દૃષ્ટિથી જોવામાં આવે એમ હતો, અને મારો મત્સ્ય તો થાંભલા પાસે રાખેલા કળશના જળમાંજ દેખાય એમ હતુ, માટે દૃષ્ટિ નીચે અને નિશાન ઉપર હોવાથી એ મત્સ્ય શ્રીકૃષ્ણ વિના બીજા કોઇથી ભેદાય એમ નહતો.[૧૯] આ વાત સાંભળી સર્વ અસ્ત્ર તથા શસ્ત્રના તત્વને જાણનારા હજારો રાજાઓ પોતપોતાના ઉપાધ્યાયોની સાથે મારા પિતાના પુરમાં આવ્યા હતા.[૨૦] સૌ સૌનાં પરાક્રમ અને અવસ્થા પ્રમાણે મારા પિતાએ પૂજેલા રાજાઓએ સભામાં મત્સ્યવેધ કરવાસારૂ ધનુષબાણ લીધાં, પણ સર્વેનાં મન મારામાં લાગવાથી વીંધી શક્યા નહી.[૨૧] કેટલાએક ધનુષબાણ લઇને મૂકી દીધાં, કેટલાએક ધનુષમાં દોરીજ ચઢાવી શક્યા નહી, અને કેટલાએક કાંડા સુધી દોરી ખેંચી પણ ધનુષનો ઝપાટો લાગવાથી પડી ગયા.[૨૨] જરાસંધ, અંબષ્ઠ, શિશુપાળ, ભીમ, દુર્યોધન, કર્ણ અને બીજા વીરલોકોએ ધનુષમાં દોરી પૂરી રીતે ચઢાવી, પણ તેઓ કોઇ મત્સ્યની સ્થિતિનેજ જાણી શક્યા નહી.[૨૩] પછી અર્જુને જળમાં મત્સ્યનો આભાસ જોઇ તથા તેની સ્થિતિ પણ જાણી લઇને સાવધાનપણાથી બાણ નાંખ્યું, અને તે બાણ મત્સ્યને અડયુ પણ તેથી તે કપાયો નહીં.[૨૪] એ પ્રમાણે અભિમાની ક્ષત્રિયો માનભંગ પામીને અટકતાં શ્રીકૃષ્ણે ધનુષ લઇ, દોરી ચઢાવી તથા લીલામાત્રથી તેમાં બાણ ચઢાવીને મધ્યાન્હ કાળના અ-

ભિજિત મુહૂર્ત્તમાં એકવાર જળમાં મત્સ્ય જોઈને તેને બાણથી કાપીને પાડી દીધો.[૨૫-૨] આ સમયમાં પૃથ્વી અને સ્વર્ગમાં દુંદુભિ વાગવા લાગ્યાં અને જય જય શબ્દ થવા લાગ્યા. હર્ષથી વિહ્વળ થએલા દેવતાઓ પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા.[૨૭]પછી નવાં ઉત્તમ રેશમી વસ્ત્ર પેહેરી અને ચોટલામાં માળાઓ ગુંથીને લાજસહિત હસતા મોઢાવાળી હું સુવર્ણની ઉત્તમ રત્નોવાળી માળા હાથમાં લઇને ઝાંઝરના ઝમકારાવાળા પગથી તે સભામંડપમાં આવી.[૨૮]હું કે જેના હૃદયમાં પ્રેમ હતો, તેણે ઘણા કેશવાળું અને કુંડળથી શોભી રહેલા ગાલવાળું મોઢું ઉચું કરી તથા શીતળ હાસ્યસહિત કટાક્ષોથી ચારેકોર ધીરે ધીરે રાજાઓને જોઇને શ્રીકૃષ્ણના ગળામાં પોતાની માળા પેહેરાવી.[૨૯] તેટલી વારમાં મૃદંગ, પટહ, શંખ, ભેરી અને આનક આદિ વાજાં વાગવા લાગ્યાં, નટ અને નાચણો નાચવા લાગ્યાં, અને ગવૈયાઓ ગાવા લાગ્યા.[૩૦]હે દ્રૌપદી ! એ પ્રમાણે હુ પ્રભુ શ્રીકૃષ્ણને વરતાં સ્પર્દ્ધા કરનારા અને કામદેવથી પરવશ થયેલા મોટા મોટા રાજાઓ તે વાતનું સહન કરી શક્યા નહીં.[૩૧]એટલીવારમાં ચાર ઉત્તમ ઘોડાથી જોડેલા રથમાં મને બેસાડી બે હાથથી મારૂં આલિંગન કરી અને બે હાથથી ધનુષબાણ લઇ શ્રીકૃષ્ણ યુદ્ધમાં સજ્જ થઈ ગયા.[૩૨]દારૂક સારથિએ સોનાના સામાનવાળો રથ હાંક્યો. મૃગો જોઇ રહેતાં જેમ સિંહ ચાલ્યો જાય તેમ રાજાઓ જોઈ રહેતાં ભગવાન ચાલ્યા ગયા.[૩૩] કેટલાએક રાજાઓ ધનુષ ઉપાડીને, જેમ કૂતરા સિંહની પછવાડે દોડે તેમ ભગવાનને રોકવાસારૂ તેમની પછવાડે દોડ્યા, અને કેટલાએક રાજાઓ આગળથી જઇને માર્ગમાં સજ્જ થઈ ગયા.[૩૪]શારંગ ધનુષમાંથી નીકળેલાં બાણોના સમૂહોથી જેઓના હાથ, પગ અને ગળાં કપાઈ ગયાં એવા તે રાજાઓ યુદ્ધમાં પડી ગયા અને કેટલાએક યુદ્ધ મૂકીને ભાગી ગયા.[૩૫]પછી સૂર્ય જેમ અસ્તાચળમાં જાય તેમ શ્રીકૃષ્ણ બહુજ શણગારેલી, પૃથ્વીમાં તથા સ્વર્ગમાં વખાણાએલી, સૂર્યને ઢાંકનાર ધ્વજાવાળી અને વિચિત્ર તોરણોવાળી પોતાની દ્વારકા નગરીમાં પધાર્યા.[૩૬]મારા પિતાએ ઘણાં મૂલ્યનાં વસ્ત્ર, અલંકાર, શય્યા, આસન અને બીજા સામાનોથી મિત્રો, સંબંધીઓ અને બાંધવોની પૂજા કરી.[૩૭]શ્રીકૃષ્ણ પૂર્ણ છે, તોપણ તેમને ભક્તિને લીધે દાસીઓ, સર્વ પ્રકારની સંપત્તિઓ, યોદ્ધા, હાથી, રથ, ઘોડા અને સર્વોત્તમ આયુધો આપ્યાં.[૩૮]આ અમે આઠજણી, સર્વ સંગની નિવૃત્તિ અને તપના પ્રભાવથી તે આત્મારામ સાક્ષાત્ શ્રીકૃષ્ણના ઘરની દાસીઓ થયેલી છીએ.[૩૯]

સોળ હજાર અને એકસો સ્ત્રીઓ કહેછે—નરકાસુરે દિગ્વિજયમાં જીતી લીધેલા રાજાઓની કન્યાઓ અમોને નરકાસુરે રોકી મૂકેલી અને સંસારથી છોડાવનારા પોતાના ચરણારવિંદનું સ્મરણ કરતી જાણીને શ્રીકૃષ્ણ ભગવાન્ પોતે પૂર્ણકામ છતાં પણ યુદ્ધમાં નરકાસુરને અને તેના પરિવારને મારી નાંખીને પરણ્યા છે.[૪૦] હે દ્રૌપદી ! અમે ચક્રવર્ત્તિપણાને, ઇંદ્રપદવીને, તે બન્ને પ્રકારના વૈભવને, અણિમા આદિ સિદ્ધિઓને, બ્રહ્માની પદવીને, સાલોક્યાદિક મુક્તિઓને અથવા કૈવલ્યમોક્ષને પણ ઇચ્છતી નથી, પરંતુ લક્ષ્મીજીના સ્તન ઉપર ચોપડેલા કેસરની સુગંધીવાળી એ ભગવાનની સર્વોત્તમ ચરણરજનેજ માથે ધરવાને ઈચ્છીએ છીએ.[૪૧-૪૨] મહાત્મા છતાં પણ ગાયો ચારનારા ભગવાનના ચરણની રજને ગોપીઓ, ભીલડીઓ, ખડ અને લતાઓ જેમ ઈચ્છેછે, અને ગોવાળીઆઓ પણ જેમ તેમના ચરણના સ્પર્શને ઇચ્છેછે તેમ અમે પણ ઇચ્છીએ છીએ.[૪૩]

**व्रजस्त्रियो यद्वाञ्छंति पुलिंद्यस्तृणवीरुधः ।**
**गावश्चारयतो गोपाः पादस्पर्शं महात्मनः ॥४३॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ત્યાશીમો અધ્યાય સંપૂર્ણ.

# અધ્યાય ૮૪ મો.*

## કુરુક્ષેત્રમાં વસુદેવજીએ કરેલો યજ્ઞ.

श्रीशुक उवाच.

श्रुत्वा पृथा सुबलपुत्र्यथ याज्ञसेनी
माधव्यथ क्षितिपपत्न्य उत स्वगोप्यः ।
कृष्णेऽखिलात्मनि हरौ प्रणयानुबन्धं
सर्वा विसिस्म्युरलमश्रुकलाकुलाक्ष्यः ॥१॥

શુકદેવજી કહેછે—કુંતી, ગાંધારી, દ્રૌપદી, સુભદ્રા, રાજાઓની સ્ત્રીઓ અને શ્રીકૃષ્ણની ભક્ત ગોપીઓ, એ પ્રમાણે ભગવાનની સ્ત્રીઓની સર્વના આત્મા શ્રીકૃષ્ણ ભગવાનમાં સ્નેહબંધનની વાત સાંભળી સઘળી બહુજ વિસ્મય પામી અને સર્વનાં નેત્ર આંસુનાં ટીપાંઓથી વ્યાકુળ થઈ ગયાં.[1] એ પ્રમાણે સ્ત્રીઓની સાથે સ્ત્રીઓ અને પુરૂષોની સાથે પુરૂષો વાતો કરતાં હતાં, ત્યાં શ્રીકૃષ્ણ અને બળભદ્રનાં દર્શન કરવાની ઇચ્છાથી વેદવ્યાસ, નારદ, ચ્યવન, દેવલ, અસિત, વિશ્વામિત્ર, શતાનંદ, ભરદ્વાજ, ગૌતમ, શિષ્યોસહિત મહાત્મા પરશુરામ, વસિષ્ઠ, ગાલવ, ભૃગુ, પુલસ્ત્ય, કશ્યપ, અત્રિ, માર્કંડેય, બૃહસ્પતિ, દ્વિત, ત્રિત, એકત, બ્રહ્માના પુત્ર અંગિરા, અગસ્ત્ય, યાજ્ઞવલ્ક્ય અને બીજા વામદેવ આદિ ઋષિઓ પણ કુરુક્ષેત્રમાં આવ્યા.[2-5] પ્રથમથી બેઠેલા પાંડવો, બળભદ્ર અને બીજા રાજાઆદિ લોકો પણ જેઓને જગત નમેછે એવા તે ઋષિઓને જોઈ તુરત ઉભા થઇને પગે લાગ્યા.[6] સર્વે લોકોએ તથા ભગવાને સ્વાગત, આસન, પાદ્ય, અર્ધ્ય, પુષ્પ, ધુપ અને ચંદનથી તેઓની યથાયોગ્ય પૂજા કરી.[7] ધર્મનું રક્ષણ કરવામાટે જેણે દેહ ધર્યો હતો એવા ભગવાને તે મોટી સભા મૌન રાખીને સાંભળતાં સુખથી બેઠેલા તે મુનિઓને આ પ્રમાણે કહ્યું.[8]

ભગવાન કહેછે—અહો! દેવતાઓને પણ ન મળે એવું યોગેશ્વરોનું દર્શન થયું તેથી અમારો જન્મ સફળ થયો, અને જન્મ ધરવાનું સઘળું ફળ મળ્યું.[9] માત્ર તીર્થ સ્નાનાદિકને તપ માનનારાં અને મૂર્ત્તિનેજ દેવરૂપ માનનારાં મનુષ્યોને આપ લોકોનાં દર્શન, સ્પર્શ, પ્રશ્ન, નમસ્કાર અને ચરણપૂજન આદિની પ્રાપ્તિ ક્યાંથીજ હોય![10] તીર્થો માત્ર પાણીરૂપજ છે એમ નથી અને દેવતાઓ માત્ર માટીના કે શિલાનાજ છે એમ નથી, પણ તેઓ ઘણે કાળે પવિત્ર કરેછે, અને સાધુ લોકો તો દર્શનથીજ પવિત્ર કરેછે.[11] અગ્નિ, સૂર્ય, ચંદ્ર, તારા, પૃથ્વી, જળ, આકાશ, વાયુ, વાણી અને મન એઓની ઉપાસના કરી હોય, તોપણ તેઓ ભેદબુદ્ધિ કરનાર હોવાને લીધે અજ્ઞાનને મટાડતાં નથી, અને જ્ઞાનીલોકો તો ભેદબુદ્ધિને મટાડનાર હોવાથી ક્ષણમાત્રની સેવાથીજ અજ્ઞાનને મટાડે છે.[12] જે માણસ વાત, પિત્ત અને કફમય શરીરનેજ આત્મારૂપ સમજેછે, સ્ત્રી ઈત્યાદિકનેજ પોતાનાં સમજેછે અને મૂર્ત્તિનેજ પૂજ્ય સમજેછે, પણ તત્વવેત્તા પુરૂષોને આત્મારૂપ, પોતાના પૂજ્ય અને પવિત્ર સમજતા નથી, તે માણસ બળદ કરતાં પણ વધારે અવિવેકીછે.[13]

શુકદેવજી કહેછે—અકુંઠ બુદ્ધિવાળા ઇશ્વર ભગવાનનું એવું દીનતા ભરેલું વચન સાંભળી જેઓની બુદ્ધિમાં ભ્રમ થઇ ગયો એવા બ્રાહ્મણો ચૂપ થઈ ગયા.[14] પછી એ મુનિઓએ ભગવાનને દેખાડેલી દીનતાવિષે ઘણીવાર સુધી વિચાર કરીને હસતાં હસતાં ભગવાનને આ પ્રમાણે કહ્યું કે, આ દીનતા લોકોની મર્યાદા રાખવાને માટેજ આપ કરોછો.[15] આપની માયા કે જેથી આપ મનુષ્યલીલા કરવા સારૂ ગૂઢ રહીને અનીશ્વરની પેઠે ચેષ્ટા કરોછો, તે માયાથી તત્વવેત્તાઓમાં ઉત્તમ અમો અને પ્રજાપતિઓના અધિપતિઓ પણ મોહ પામેલાછે. આપ તો માયાના અધિપતિ છતાં તેથી મોહ પામેલાની પેઠે આચરણ કરોછો તેથી આપની લીલા અતર્ક્ય જણાયછે.[16] આપ ક્રિયારહિત રહીને એક છતાં પણ, પૃથ્વી જેમ ઘટાદિક વિકારોથી ઘણાં નામ રૂપવાળી થાયછે તેમ પોતાથીજ આ જગતને સર્જોછો, પાળોછો અને પ્રલય કરોછો (પણ

* આ ચોરાશીમા અધ્યાયમા મુનિઓનો સમાગમ થતાં વસુદેવના યજ્ઞના ઉત્સાહની અને સંબંધીઓને મોકલવા આદિક કથા કહેવામાં આવશે.

નામ રૂપ ધરોછો. ) અહો ! પરિપૂર્ણ એવા આપનુ આ જન્મ ધરવા આદિ ચરિત્ર, માત્ર અનુકરણરૂપ છે.[17] આપ એવી રીતે નિરંજન છો, તોપણ સમયસર ભક્ત લોકોનુ રક્ષણ કરવાસારૂ અને ખળ પુરૂષોને શિક્ષા કરવાસારૂ શુદ્ધ સત્વમય અવતાર ધરોછો અને પોતાનાં આચરણથી સનાતન વેદ માર્ગનું પાલન કરો છો. વર્ણ તથા આશ્રમોના આશ્રયરૂપ આપ પરમ પુરૂષ છો.[18] જે વેદ છે તે તમારૂ શુદ્ધ અંતરંગરૂપ છે કે જે વેદમાં તપ, સ્વાધ્યાય અને સંયમોથી કાર્ય કારણરૂપ અને તેઓથી પણ ન્યારૂ પરબ્રહ્મ જાણવામાં આવેછે.[19] હે મહારાજ ! એટલા માટેજ વેદને પ્રવર્ત્તાવનાર બ્રાહ્મણોનું કુળ કે જે વેદથી જણાતા આપને જાણવાના એક સાધનરૂપ છે તેને આપ પૂજેછો, અને તેને લીધેજ બ્રહ્મણ્ય લોકોમાં મુખ્ય થઇને કર્મ કરોછો.[20] સત્પુરૂષોની ગતિરૂપ આપનો સમાગમ થવાથી આજ અમારાં જન્મ, વિદ્યા, તપ અને જ્ઞાનની સફળતા થઇ, કેમકે આપ કલ્યાણોના પરમ અવધિરૂપ છો [21] આપ શ્રીકૃષ્ણ ભગવાન કે જે અકુંઠિત જ્ઞાનવાળા અને પોતાની યોગમાયાથી ગૂઢ મહિમાવાળા પરમાત્મા છો તેમને પ્રણામ કરીએ છીએ.[22] આ આપની સાથે રેહેનારા રાજાઓ અને યાદવો પણ માયારૂપી પડદાથી ઢંકાયેલા, ઇશ્વર, પરમાત્મા અને કાળરૂપ આપને જાણતા નથી.[23] જેમ સ્વપ્ન અવસ્થામાં તે અવસ્થાના વિષયોને સાચા લેખતો સૂતેલો પુરૂષ, પોતાને નામ માત્ર અને મનથીજ જણાએલા સિંહાદિકરૂપ જાણેછે, પણ તે રૂપોથી રહિત પોતાના જાગ્રત અવસ્થાના રૂપને જાણતો નથી, તેમજ નામ માત્ર અને મનથીજ જણાએલા જાગ્રત અવસ્થાના વિષયોમાં ઇંદ્રિયોની પ્રવૃત્તિરૂપ માયાથી ભમી ગયેલા ચિત્તવાળો પુરૂષ વિવેકનો નાશ થવાને લીધે તમારા વાસ્તવિક સ્વરૂપને જાણતો નથી.[24-25] પાપના ઓધને મટાડનાર, ગંગાજીના આશ્રયરૂપ અને પરિપક્વ યોગવાળા પુરૂષોએ પણ માત્ર હૃદયમાંજ ધારેલા આપના ચરણારવિંદને ઘણાં પુણ્યોના યોગથી આજ અમે પ્રત્યક્ષ દીઠું છે, માટે અમોને ભક્ત કરીને અમારા ઉપર અનુગ્રહ કરો. વૃદ્ધિ પામેલી ભક્તિથી જેઓનું લિંગ શરીર નષ્ટ થઈ ગયુ હતું એવા લોકોજ આપને પામ્યાછે પણ કોઇ બીજા પામ્યા નથી.[26]

શુકદેવજી કહેછે–હે રાજા ! એ પ્રમાણે સ્તુતિ કરી તથા શ્રીકૃષ્ણ, ધૃતરાષ્ટ્ર, અને યુધિષ્ઠિરની આજ્ઞા લઇ મુનિઓએ પોતપોતાના આશ્રમોમાં જવાનું મન કર્યું.[27] મોટી કીર્ત્તિવાળા વસુદેવે એઓને આશ્રમોમાં જતા જોઇ તેઓની પાસે આવી, પ્રણામ કરી અને પગ ઝાલીને સાવધાનપણાથી આ પ્રમાણે કહ્યું.[28]

વસુદેવ કહેછે–હે ઋષિઓ ! સઘળા દેવતાઓના નિવાસરૂપ આપ લોકોને પ્રણામ કરૂંછુ. મારી વિજ્ઞપ્તિ સાંભળવી જોઇએ. જે કર્મ જેવી રીતે કરવાથી કર્મોનો નાશ થાય તે અમને કહો.[29]

નારદજી કહેછે–હે બ્રાહ્મણો ! શ્રીકૃષ્ણને પોતાના બાળક માનીને વસુદેવ પોતાના કલ્યાણનું સાધન જાણવાની ઈચ્છાથી આપણને પૂછેછે એ મોટું આશ્ચર્ય નથી.[30] આ જગતમાં પાસે રહેવું એ અનાદરનુ કારણ થાયછે. ગંગાજીને કાંઠે રહેનારો માણસ ગંગાજીના જળને મૂકીને પોતાની શુદ્ધિને માટે બીજા તીર્થમાં જાયછે [31] જેનું જ્ઞાન કોઇ કાળથી આ જગતનાં ઉત્પત્તિ લયાદિકથી, પોતાથી, બીજાથી કે રૂપાંતરાદિક થવાથી પણ નાશ પામતુ નથી, તે શ્રીકૃષ્ણ કે જે અદ્વિતીય, ઇશ્વર અને અખંડિત જ્ઞાનસ્વરૂપ છે તેને બીજા લોકો, જેમ સૂર્યને વાદળાં, હિમ અને રાહુથી ઢંકાએલો માને, તેમ કલેશ, કર્મ, સુખદુઃખ, ગુણના પ્રવાહ અને પોતાનાં કાર્યરૂપ પ્રાણાદિકથી ઢંકાએલા માને એ કાંઇ આશ્ચર્ય નથી [32-33]

શુકદેવજી કહેછે–પછી હે રાજા ! એ મુનિઓએ સર્વે રાજાઓ તથા શ્રીકૃષ્ણ અને બળભદ્ર સાંભળતાં વસુદેવને સંબોધન આપીને આ પ્રમાણે કહ્યુ.[34]

બ્રાહ્મણો કહેછે–સર્વ યજ્ઞોના ઈશ્વર વિષ્ણુનું યજ્ઞોથી શ્રદ્ધાપૂર્વક યજન કરવું એજ સોથી...

સારો કર્મથી કર્મ મટાડવાનો ઉપાય વિદ્વાનોએ કહેલોછે.[૩૫] વિદ્વાનોએ શાસ્ત્રરૂપ દૃષ્ટિથી ચિત્તના ઉપશમનો ઉપાય, મોક્ષનો ઉપાય અને ધીરે ધીરે અંત:કરણને શુદ્ધ કરનાર સુગમ સ્વધર્મ રૂપ પણ એજ દેખાડેલ છે.[૩૬] ન્યાય માર્ગે મેળવેલા ધનથી શ્રદ્ધાપૂર્વક ઈશ્વરનું યજન કરવુ એજ ગૃહસ્થાશ્રમવાળા દ્વિજલોકને કલ્યાણ આપનારો માર્ગછે.[૩૭] હે વસુદેવ! સમજુ પુરૂષે ધનનાં ફળરૂપ યજ્ઞો અને દાનો કરીને ધનની ઈચ્છા છોડી દેવી, ઘરના ભોગ ભોગવીને સ્ત્રી અને પુત્રની તૃષ્ણા છોડી દેવી અને જગતને નાશ પામનારૂં જાણીને પોતાને પ્રતિષ્ઠાની તથા સ્વર્ગાદિક લોકની તૃષ્ણા પણ છોડી દેવી.[૩૮] સઘળા ધીર પુરૂષો ગામની સઘળી તૃષ્ણા છોડી દઈને તપોવનમાં ગયાછે હે વસુદેવ! દેવ, ઋષિ અને પિતૃનાં ત્રણ ઋણ સાથે લઈને દ્વિજ લોકો જન્મેછે. માટે યજ્ઞથી દેવના ઋણને, વેદાધ્યયનથી ઋષિઓના ઋણને અને પુત્ર ઉત્પન્ન કરવાથી પિતૃના ઋણને ફીટાડ્યા વિના જે સંસારનો ત્યાગ કરે તે પતિત થાય.[૩૯] હે મોટી બુદ્ધિવાળા! તમે તો હમણાં ઋષિ અને પિતૃના બે ઋણથી મુક્ત થયાછો અને હવે યજ્ઞો કરવાથી દેવનું ઋણ ફીટાડીને ઋણમુક્ત થઇ ઘરમાંથી ચાલી નીકળો.[૪૦] હે વસુદેવ! તમે અવશ્ય જગતના ઇશ્વર વિષ્ણુને પરમ ભક્તિથી પૂજ્યાછે, કેમકે એ વિષ્ણુ તમારે ઘેર પુત્ર થઈને અવતર્યાછે.[૪૧]

શુકદેવજી કહેછે—મોટા મનવાળા વસુદેવે એ પ્રમાણે તેઓનું વચન સાંભળી તે ઋષિઓને મસ્તકથી પ્રણામ કરી તથા રાજી કરીને ઋત્વિજનું કામ કરવાસારૂ વરાવ્યા [૪૨] હે રાજા! ધર્મની રીતે વરાવેલા તે ઋષિઓ એ કુરૂક્ષેત્રમાં ધર્માત્મા વસુદેવને ઉત્તમ રચનાવાળા યજ્ઞોથી યજન કરાવવા લાગ્યા [૪૩] વસુદેવે યજ્ઞની દીક્ષા લેતાં યાદવો અને રાજાઓએ નાહી, સારાં વસ્ત્ર અને કમળની માળાઓ પેહેરીને ઉત્તમ શણગાર ધરી લીધા.[૪૪] રાજી થયેલી, ચંદનાદિકનાં લેપનવાળી, કંઠમાં આભૂષણવાળી અને સારાં વસ્ત્ર ધરનારી વસુદેવની સ્ત્રીઓ પૂજનના પદાર્થ હાથમાં લઈને દીક્ષાની શાળામાં આવી.[૪૫] મૃદંગ, પટહ, શંખ, ભેરી અને આનક આદિ વાજાં વાગવા લાગ્યાં, નટ અને નાચણો નાચવા લાગ્યાં, સૂત અને માગધો સ્તુતિ કરવા લાગ્યા, સારા સ્વરવાળી ગંધર્વની સ્ત્રીઓ પોતાના પતિઓની સાથે ગાયન કરવાલાગી[૪૬] ચંદ્રમાનેજેમતારાઓની સાથે અભિષેક કર્યો હતો, તેમવસુદેવનો પણ તેમના નેત્રમાં આંજણ અંજાવી તથાશરીરમાં માખણનું લેપન કરાવીતેમનીઅઢાર સ્ત્રીઓ સાથે ઋત્વિજોએ અભિષેક કર્યો.[૪૭] દીક્ષા પામેલા અને મૃગચર્મ જેણે ઓઢયુ હતું એવા વસુદેવ વસ્ત્ર, કંકણ, હાર, ઝાંઝર અને કુંડળોથી સારી રીતે શણગારેલી સ્ત્રીઓથી શોભતા હતા.[૪૮] હે રાજા! ઇંદ્રના યજ્ઞમાં જેમ ઋત્વિજો અને સભાસદો શોભ્યાહતા, તેમ વસુદેવના યજ્ઞમાં પણ ઋત્વિજો અને સભાસદો શોભતા હતા, અને તેઓએ રત્ન તથા રેશમી વસ્ત્ર ધર્યાં હતાં.[૪૯] તે સમયમાં સર્વ જીવોના સ્વામી શ્રીકૃષ્ણ અને બળભદ્ર પણ પોતપોતાના બંધુઓની સાથે પુત્રોથી, સ્ત્રીઓથી અને પોતાની વિભૂતિઓથી શોભતા હતા.[૫૦] પ્રત્યેક યજ્ઞમાં વિધસહિત અગ્નિહોત્રાદિક પ્રકૃતિ* અને વિકૃતિરૂપ યજ્ઞોથી દ્રવ્ય, મંત્ર અને કર્મોના ઇશ્વર વિષ્ણુનું યજન કર્યું [૫૧] પછી સમયસર શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે સારી રીતે શણગારેલા ઋત્વિજ બ્રાહ્મણોને ગાય, પૃથ્વી, કન્યા અને ઉત્તમ ધનની દક્ષિણાઓ આપી.[૫૨] 'પત્નીસંયાજ' અને 'અવભૃથ્ય' નામની ક્રિયાઓ કરાવીને પછી મોટા ઋષિઓ અને બ્રાહ્મણો યજમાનને અગ્રણી કરી પરશુરામના ધ્રોમાં નાહ્યા.[૫૩] નાહી તથા સારા શણગાર ધરીને વસુદેવે તથા તેમની સ્ત્રીઓએ બંદિજનોને અલંકાર તથા વસ્ત્રો આપ્યાં અને સર્વે વર્ણોને તથા કુતરાં પર્યંત સઘળાં પ્રાણીઓને પણ અન્નથી પ્રસન્ન કર્યાં.[૫૪] બંધુઓ, બંધુઓની સ્ત્રીઓ, તેઓના પુત્રો, સભા-

* જેના સંપૂર્ણ અંગ શાસ્ત્રમાં કહ્યાછે તે પ્રકૃતિયજ્ઞ કહેવાયછે, અને જેમા કેટલાએક અંગો વિષે આગળ કહેલા યજ્ઞોની પેઠે કરવું એમ કહ્યુંછે તે વિકૃતિયજ્ઞ કહેવાયછે.

સદો, ઋત્વિજો, દેવના ગણ, મનુષ્ય, ભૂત, પિતૃ, ચારણ અને વિદર્ભ, કોસલ, કુરૂ, કાશિ, કેકય તથા સૃંજય વંશના ક્ષત્રિઓનું ઘણી ઘણી પેહેરામણીથી પૂજન કર્યું. એ સર્વ લોકો ભગવાનની આજ્ઞા લઈ યજ્ઞનાં વખાણ કરતા કરતા ત્યાંથી ગયા.[૫૫] ધૃતરાષ્ટ્ર, વિદુર, ભીષ્મ, દ્રોણ, કુંતી, યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુલ, સહદેવ, મહાત્મા નારદજી, વ્યાસ, મિત્રો, સંબધીઓ અને બાંધવો કે જેઓનાં ચિત્ત સ્નેહથી પલળી ગયાં હતાં, તેઓ પોતાના સંબંધી યાદવોનું આલિંગન કરી વિરહના કષ્ટથી માંડમાંડ સ્વદેશમાં ગયા, અને બીજા લોકો પણ ગયા.[૫૭-૫૮] શ્રીકૃષ્ણ, બળભદ્ર અને ઉગ્રસેન આદિ યાદવોએ મોટી પૂજાથી પૂજેલા અને બંધુઓ પર પ્રીતિ ધરાવનાર નંદરાય તો ગોવાળીઆઓની સાથે કેટલાક દિવસ સુધી ત્યાંજ રહ્યા. અનાયાસથી મનોરથરૂપી મહાસાગરનો પાર પામી રાજી થયેલા અને સંબધીઓથી વીંટાએલા વસુદેવે હાથ ઝાલીને નંદરાયને આ પ્રમાણે કહ્યું[૬૦]

વસુદેવ કહેછે—હે ભાઈ! મનુષ્યોને સ્નેહ નામનો જે પાશ ઇશ્વરે નાંખેલોછે, તે પાશ શૂર પુરૂષોથી અને યોગીઓથી પણ છોડાવો કઠણ છે એમ માનું છું.[૬૧] કર્યા ઉપકારને નહી જાણનારા અમ લોકોની સાથે તમો મહાત્મા લોકોએ કરેલી અનુપમ મૈત્રી જો કે પ્રત્યુપકાર વગરની છે, તોપણ કદી મટતીજ નથી, તેથી એ તમોને ઈશ્વરે નાંખેલો પાશછે એમ જણાય છે[૬૨] હે ભાઇ! આગળ અમો અશક્ત હોવાથી તમારૂં કાંઇ ભલું કરી શક્યા નથી, અને હમણાં લક્ષ્મીના મદથી આંધળા થઇ જવાને લીધે આગળ ઉભેલા મહાત્માઓને દેખતા પણ નથી.[૬૩] હે માન આપનાર! કલ્યાણને ઇચ્છનારા પુરૂષને રાજ્યલક્ષ્મી પ્રાપ્ત થશોમાં, કેમકે એથી આંધળો થએલો પુરૂષ પોતાના આશ્રિતોને અને બંધુઓને પણ દેખતો નથી.[૬૪]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે સ્નેહથી ચિત્ત શિથિલ થઈ જતાં જેનાં નેત્રમાં અશ્રુ આવી ગયાં એવા વસુદેવ, નંદરાયે કરેલા ઉપકારને સંભારીને રોઈ પડ્યા.[૬૫] યાદવોએ માન આપેલા અને પોતાના મિત્ર વસુદેવને રાજી કરતા નંદરાય શ્રીકૃષ્ણ અને બળભદ્રના પ્રેમથી આજ કાલ કરતાં ત્રણ મહિના સુધી ત્યાં રહ્યા.[૬૬] પછી અમૂલ્ય આભરણ, રેશમી વસ્ત્ર અને અનેક પ્રકારના અમૂલ્ય સામાનોથી જેની ઈચ્છા પરિપૂર્ણ કરવામાં આવતી હતી એવા નંદરાય, વસુદેવ, ઉગ્રસેન, શ્રીકૃષ્ણ, ઉદ્ધવ અને બળભદ્ર આદિ યાદવોએ આપેલી પેહેરામણી લઇને વ્રજ અને બાંધવોની સાથે ત્યાંથી ચાલ્યા. યાદવોએ તેમને પોહોચાડવા સારૂ મોટું સૈન્ય સાથે મોકલ્યું.[૬૭-૬૮] શ્રીકૃષ્ણના ચરણારવિંદમાં નાંખેલા મનને પાછું નહી ખેંચી શકતા નંદરાય, ગોવાળીઆ અને ગોપીઓ મથુરામાં ગયાં.[૬૯] બંધુઓ ગયા પછી શ્રીકૃષ્ણને ઈષ્ટદેવ માનનારા યાદવો વર્ષાઋતુને પાસે આવેલી જોઇ પાછા દ્વારકામાં ગયા.[૭૦] તેઓએ તીર્થયાત્રામાં વસુદેવના યજ્ઞનો મહોત્સવ અને સંબધીઓના સમાગમ આદિ જે કાંઇ થયું હતું તે સઘળી વાત લોકોની પાસે કહી દેખાડી.[૭૧]

जनेभ्यः कथयांचक्रुर्यदुदेवमहोत्सवम् ।
यदासीत्तीर्थयात्रायां सुहृत्संदर्शनादिकम् ॥७१॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ચોરાશીમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૮૫ મો.*

### શ્રીકૃષ્ણ બળદેવે દેવકીજીને મરેલા પુત્રો આણી આપ્યા.

श्रीबादरायणिरुवाच.

अथैकदात्मजौ प्राप्तौ कृतपादाभिवंदनौ ॥
वसुदेवोऽभिनंद्याह प्रीत्या संकर्षणाच्युतौ ॥१॥

શુકદેવજી કહેછે—પછી એક દિવસે પાસે આવીને પગે લાગેલા પોતાના પુત્ર શ્રીકૃષ્ણ અને બળભદ્રને વસુદેવે પ્રીતિથી સત્કાર કરીને કહ્યું.[૧] પુત્રોના પ્રભાવને સૂચવનારૂં મુનિઓનું વચન

* આ પચાશીમા અધ્યાયમા પ્રાર્થના કરેલા શ્રીકૃષ્ણ અને બળભદ્રે પિતાને જ્ઞાન અને માતાને મરી ગયેલા દીકરા આણી આપ્યા, એ કથા કહેવામાં આવશે.

સાંભળી વસુદેવ કે જેને તે પુત્રોનાં પરાક્રમોથી પણ વિશ્વાસ આવ્યો હતો તેમણે સંબોધન આપીને આ પ્રમાણે કહ્યું.[૨]

વસુદેવ કહેછે—હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે મોટા યોગી! હે સંકર્ષણ! હે સનાતન! તમો આ જગતના કારણરૂપી પ્રધાનપુરૂષ અને પ્રધાન તથા પુરૂષના પણ ઈશ્વરછો એમ જાણુ છુ.[૩] જેમાં, જેણે, જેણે કરી, જેથી, જેનુ, જેને માટે, જેને, જે, જેવી રીતે અને જ્યારે આ જગત સ્થિતિ પામેછે અને સ્થિતિ પમાડવામાં આવેછે તે સર્વરૂપ ભોગ્ય અને ભોક્તાના નિયતા સાક્ષાત્ તમેજ છો.[૪] હે પ્રભુ! તમે કે જે અજન્મા છો તે પોતે સ્રજેલા આ અનેક પ્રકારના જગતમાં પોતાના રૂપથી પ્રવેશ કરી ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિરૂપ થઇને તેનુ પોષણ અને ધારણ કરોછો.[૫] જગતનાં કારણરૂપ પ્રાણાદિકની જે શક્તિઓ છે તે તમો ઈશ્વરનીજ છે, કેમકે ચેષ્ટા કરનારા પ્રાણાદિક પદાર્થો પરતંત્ર છે, જડ છે અને ચેષ્ટાવાળાજ છે, પણ શક્તિવાળા નથી જેમ ખડ આદિ પદાર્થોમાં ચલન છે પણ તે વાયુની શક્તિથીજ છે, અને બાણમાં વેગ દેખાયછે તે પુરૂષની શક્તિથીજ છે, તેમ સર્વ પદાર્થોની ચેષ્ટા તમારી શક્તિથીજ છે.[૬] ચંદ્રની કાંતિ, અગ્નિનું તેજ, સૂર્યની પ્રભા, નક્ષત્ર તથા વીજળીઓનીસ્ફુરણસત્તા, પર્વતોની સ્થિરતા અને પૃથ્વીની આધારતા તથા ગંધ એ સઘળી આપનીજ શક્તિ છે.[૭] જળ, તેની તૃપ્ત કરવાની શક્તિ, જીવાડવાની શક્તિ અને તેઓનો રસ, એ સઘળુ તમેજ છો. હે ઈશ્વર! વાયુનાં જે ઓજ, સહ, બળ, ચેષ્ટા અને ગતિ છે તે તમારાં છે.[૮] દિશાઓનો અવકાશ, દિશાઓ, આકાશ, પરાવાણી, પશ્યંતીવાણી, મધ્યમા વાણી, અને સ્પષ્ટ અક્ષરોરૂપ થઇને આકૃતિઓને ભિન્ન ભિન્ન કહેનારી વૈખરીવાણી પણ તમેજ છો.[૯] ઇંદ્રિયોમાં વિષયોનો પ્રકાશ કરવાની શક્તિ, ઇંદ્રિયોના દેવતાઓ, તેઓની અધિષ્ઠાનશક્તિ, બુદ્ધિની નિશ્ચય શક્તિ અને અંતઃકરણની ઉત્તમ અનુસંધાન શક્તિ તમેજ છો.[૧૦] પાંચભૂતનુ કારણ તામસાહંકાર, ઇંદ્રિયોનું કારણ રાજસાહંકાર, ઇંદ્રિયોના દેવતાઓનું કારણ સાત્વિકાહંકાર અને જીવોને સંસારનું કારણ પ્રધાન તમેજ છો.[૧૧] જેમ નાશ પામનારા ઘટ અને કુંડળાદિક પદાર્થોમાં માટી અને સુવર્ણાદિક દ્રવ્ય નાશ પામનાર નથી, તેમ નાશ પામનારા ઉપર કહેલા સઘળા પદાર્થોમાં જે નહી નાશ પામનાર પદાર્થ છે તે તમે છો. સત્વગુણ, રજોગુણ, તમોગુણ અને તેઓના પરિણામરૂપ મહત્તત્વાદિક પદાર્થો સાક્ષાત્ આપરૂપ પરબ્રહ્મમાં માયાથી કલ્પાએલાછે.[૧૩] જ્યારે એ પદાર્થો કલ્પાય છે ત્યારેજ પ્રતીતિ માત્રથી તમારામાં છે અને તમે કારણપણાથી તેઓમાં અનુગત છો. અને જ્યારે કલ્પના નથી હોતી ત્યારે નિર્વિકલ્પ તમેજ અવશેષ રહોછો.[૧૪] આ ગુણોના પ્રવાહરૂપ સંસારમાં સર્વના આત્મા આપની સૂક્ષ્મગતિને નહી જાણનારા લોકો દેહાભિમાનથી કરેલાં કર્મોને લીધે જન્મ મરણ પામ્યા કરેછે.[૧૫] હે ઈશ્વર! સમર્થ ઇંદ્રિયોવાળો મનુષ્યદેહ કે જે અહી દુર્લભ છે તેને પામ્યા છતાં હુ જે તમારી માયાથી સ્વાર્થ સાધવામાં પ્રમાદ ધરાવનાર છું, તેની ઘણી અવસ્થા જતી રહી.[૧૬] આ દેહમાં 'હુ છુ' એવા સ્નેહપાશથી અને દેહના પુત્રાદિકોમાં 'આ મારાજ છે' એવા સ્નેહપાશથી તમે આ સઘળા જગતને બાંધી લ્યોછો.[૧૭] તમો અમારા પુત્ર નથી પણ પ્રધાન તથા પુરૂષના ઇશ્વર છો અને પૃથ્વીના ભારરૂપ ક્ષત્રિયોનો નાશ કરવાસારૂ અવતર્યાછો, કેમકે તમે એ પ્રમાણેજ કહેલુ છે.[૧૮] હે દીનબંધુ! એટલા માટે શરણાગતોના સંસારરૂપી ભયને મટાડનારા આપના ચરણારવિંદને આજ હુ શરણે આવેલો છું. વિષયોની તૃષ્ણા આટલી રાખી તેટલાથીજ ઘણું છે, કે જે તૃષ્ણાથી મને શરીરમાં આત્મબુદ્ધિ અને આપ ઈશ્વરમાં પુત્રબુદ્ધિ થયેલીછે.[૧૯] આપે સુવાવડના ઘરમાંજ અમોને કહ્યુછે કે—"તમારૂ જ્યારે સુતપા અને પૃશ્નિરૂપ જોડુ હતું અને તે પછી કશ્યપ અને અદિતિરૂપ જોડુ હતુ ત્યારે અને હમણાં વસુદેવ અને દેવકીરૂપ જોડું છે ત્યારે તમારાથી હુ અજન્મા છતાંજ જન્મ્યો હતો, અને જન્મ્યોછુ." તમે આકાશની પેઠે અ-

સંગ રહીનેજ અનેક અવતાર ધરોછો અને મૂકોછો. હે પ્રભુ! આપ સર્વ વ્યાપકની વિભૂતિરૂપ માયાનો કોણ નિશ્ચય કરી શકે ? [20]

શુકદેવજી કહેછે-યાદવોમાં ઉત્તમ અને શુભ ભાવથી નમેલા ભગવાને એ પ્રમાણે પિતાનુ વચન સાંભળી હસતાં હસતાં મધુર વાણીથી તેમને આ પ્રમાણે કહ્યુ [21]

ભગવાન કહેછે–હે પિતા! અમો કે જેઓ પુત્રો છીએ, તેઓના વિષયમાં તમે જે તત્વના સમૂહનુ સારી રીતે નિરૂપણ કર્યું, તે તમારા વચનને અમો યથાર્થ માનીએ છીએ [22] હે યાદવોમાં ઉત્તમ! હુ, તમો, આ મોટા ભાઇ, આ દ્વારકાના રહેવાશીઓ અને સઘળા આ સ્થાવર જંગમોના વિષયમાં પણ તમારે એવો વિચાર રાખવો ( સર્વ બ્રહ્મરૂપજ છે એવો વિચાર રાખવો ) [23] જેમ આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી એ પંચમહાભૂત પોતાથી થયેલા ઘટાદિક પદાર્થોમાં અનેક પ્રકારે દેખાયછે, તથા ઉપાધિના પ્રમાણમાં આવિર્ભાવ અને તિરોભાવાદિ રૂપથી જણાયછે, તેમ આ આત્મા પણ પોતે સરજેલા ગુણોને લીધે તે ગુણોએ કરેલા દેહોમાં અનેક પ્રકારે દેખાયછે, તથા ઉપાધિના પ્રમાણમાં આવિર્ભાવ અને તિરોભાવાદિરૂપથી જણાયછે, પણ વાસ્તવિક રીતે તેમ નથી. કેમકે એક છતાં અનેક પ્રકારે, સ્વયંપ્રકાશ છતાં દૃશ્યરૂપે, નિત્ય છતાં અનિત્યરૂપે, ભિન્ન છતાં અભિન્નરૂપે, નિર્ગુણ છતાં સગુણરૂપે અને વ્યાપક છતાં પરિચ્છિન્નરૂપે જણાયછે [24-25]

શુકદેવજી કહેછે- હે રાજા! એ પ્રમાણે ભગવાનનાં વચન સાંભળી રાજી થયેલા અને જેની ભેદબુદ્ધિ મટી ગઇ એવા વસુદેવ ચૂપ રહ્યા. [26] પછી પોતાના પુત્રોએ ગુરૂના પુત્રને લાવી દીધેલો સાંભળી બહુજ વિસ્મય પામેલાં, કંસે મારી નાંખેલા પોતાના આગલ્યા પુત્રોને સંભારતા, સર્વમાં માન પામેલાં અને વિહ્વળતાથી જેનાં નેત્રમાં આંસુ આવી ગયાં હતાં એવાં દેવકીએ ત્યાં શ્રીકૃષ્ણ અને બળભદ્રને બોલાવીને આ પ્રમાણે દીનવચન કહ્યુ. [27-28]

દેવકી કહેછે–હે બળભદ્ર! હે બળભદ્ર! હે પ્રમાણમાં ન આવે એવા સ્વરૂપવાળા! હે કૃષ્ણ! હે યોગેશ્વરોના ઇશ્વર! તમો બન્ને, પ્રજાપતિઓના ઇશ્વર અને આદિ પુરૂષછો એમ હુ જાણુછુ [29] કાળથી સત્વગુણ નાશ પામતાં શાસ્ત્રોને ઉલ્લંઘન કરી વર્ત્તનારા અને પૃથ્વીને ભાર જેવા લાગતા રાજાઓનો નાશ કરવાનેમાટે તમો મારા ઉદરથી અવતર્યા છો. [30] હે વિશ્વના આત્મા! હે આદ્ય! જેના અંશના અંશરૂપ માયાના ગુણોના લેશથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય થાયછે તે આપને હુ શરણાગત છુ. [31] હે યોગેશ્વરોના ઇશ્વર! ઘણા કાળથી મરી ગયેલા પુત્રને લાવી આપવા ગુરૂએ આજ્ઞા કરતાં તમોએ યમલોકમાંથી તે પુત્રને લાવી ગુરૂને ગુરૂદક્ષિણારૂપે આપ્યો હતો, તે પ્રમાણે મારી ઇચ્છાને પરિપૂર્ણ કરો. કંસે મારી નાંખેલા મારા પુત્રોને તમોએ અહીં લાવી આપેલા જોવાને હું ઇચ્છુ છું. [32-33]

શુકદેવજી કહેછે–હે રાજા! એ પ્રમાણે જનનીએ પ્રેરેલા બળભદ્ર અને શ્રીકૃષ્ણ પોતાની યોગમાયાના બળથી સુતલ પાતાળમાં ગયા. [34] જગતના આત્મા તથા દેવરૂપ અને પોતાના તો અત્યંત ઇષ્ટદેવ એ બે ભાઈઓને પાતાળમાં આવેલા જોઇ તેમનાં દર્શનના આનંદથી જેનુ અંતઃકરણ વ્યાપ્ત થઇ ગયુ એવા બળિરાજા તુરત ઉઠીને પોતાના પરિવાર સહિત પગે લાગ્યા, અને પ્રીતિથી તેઓને ઉત્તમ આસન લાવી આપ્યુ તેઓ બેઠા પછી તેઓનાં ચરણ ધોઇને તે જળ કે જેણે બ્રહ્માપર્યંત જગતને પવિત્ર કર્યું છે તેને બળિરાજાએ તથા તેના પરિવારે માથે ચઢાવ્યુ. [35-36] ઉત્તમ વસ્ત્ર, આભરણ, લેપન, તાંબુલ, દીપ અને અમૃતભોજન આદિ વિભૂતિઓથી તથા પોતાના વંશ, ધન અને દેહના અર્પણથી બળિરાજાએ તેઓની પૂજા કરી. [37] હે રાજા! પ્રેમથી આર્દ્ર થયેલી બુદ્ધિથી ભગવાનનાં ચરણારવિંદને વારંવાર ધારણ કરતા, આનંદનાં આંસુથી વ્યાકુળ નેત્રવાળા અને જેનાં રૂવાડાં

ઉભાં થઇ ગયાં એવા બળિરાજાએ ગદ્‌ગદ વાણી-થી તેઓને આ પ્રમાણે કહ્યું.[૩૮]

બળિરાજા કહેછે—મોટા શેષ નાગરૂપી આપને પ્રણામ કરૂ છુ જગતના વિધાતા, સાંખ્ય તથા યોગને વિસ્તારનાર, બ્રહ્મ અને પરમાત્મારૂપ આપ શ્રીકૃષ્ણને પ્રણામ કરૂ છુ [૩૯] જો કે આપનું દર્શન પ્રાણીઓને દુર્લભ છે, તો પણ કેટલાએકને સુલભ છે. કેમકે રજોગુણી અને તમોગુણી સ્વભાવવાળા અમોને યદૃચ્છાથી તમોએ દર્શન દીધુ [૪૦] દૈત્ય, દાનવ, ગંધર્વ, સિદ્ધ, વિદ્યાધર, ચારણ, યક્ષ, રાક્ષસ, પિશાચ, ભૂત, પ્રમથના પતિઓ, અમો તથા તેવાજ બીજા પણ લોકો કે જેઓ સાક્ષાત્ શુદ્ધ સત્વમય અને વેદરૂપી શરીરવાળા આપની સાથે નિરંતર વેર રાખનારા તેઓને પણ તમારૂં દર્શન મળેછે, માટે એટલુ દુર્લભજછે એમ કહી શકાતું નથી [૪૧-૪૨] જેમ કેટલાએક લોકો વેરથી, કેટલાએક ભક્તિથી અને કેટલાએક કામનાથી તમારા સ્વરૂપને પામ્યાછે, તેવી રીતે સત્વ ગુણવાળાદેવતાઓપણપામ્યા નથી [૪૩] હે યોગેશ્વરોના ઇશ્વર! ઘણુ કરીને યોગેશ્વરો પણ તમારી માયાને 'આ તે આમજ' એમ જાણતા નથી, ત્યારે અમો તો ક્યાંથીજ જાણીએ? [૪૪] એટલા માટે અમારા ઉપર એવી કૃપા કરો કે જે કૃપાથી, નિષ્કામપુરૂષોએ પણ શોધવા યોગ્ય આપના ચરણારવિંદરૂપી આશ્રયથી ન્યારી ઘરરૂપી ઉંડા ખાડામાંથી નીકળીને વૃક્ષોના મૂળમાં પોતાથીજ પડેલાં ફૂલાદિકથી આજીવિકા મેળવી હુ શાંત થઇને એકલોજ અથવા સર્વના મિત્રરૂપ મહાત્મા પુરૂષોની સાથે ફરૂ [૪૫] હે સર્વ જીવોના સ્વામી! અમોને આજ્ઞા કરી નિષ્પાપ કરો કે જે આજ્ઞાને શ્રદ્ધાથી પાળનાર પુરૂષ વિધિનિષેધના બંધનમાંથી છુટેછે [૪૬]

એ સઘળી વાતની હા પાડીને ભગવાન કહેછે—સ્વાયંભુવ મન્વંતરમાં મરીચિઋષિને ઉર્ણા નામની સ્ત્રીમાં છ પુત્રો થયા હતા એ છ દેવો, પુત્રીમાં મૈથુન કરવા સજ્જ થયેલા બ્રહ્માને જોઇને હસ્યા હતા.[૪૭] તે પાપકર્મથી તુરતજ અસુરની યોનિ પામીને હિરણ્યકશિપુના પુત્રો થયા હતા. પછી તેઓને ત્યાંથી યોગમાયા લઇ જતાં દેવકીના ઉદરથી જન્મ્યા હતા કે જેઓને કંસે મારી નાંખ્યા એ પોતાના પુત્રોનો દેવકી શોક કરેછે તે આ છ જણ તમારી પાસે બેઠા છે, માટે માતાનો શોક મટાડવાસારૂ એઓને અહીંથી લઇ જઈશું ત્યાંથી શાપમાંથી છુટી સંતાપરહિત થઇને દેવલોકમાં જશે.[૪૮-૫૦] સ્મર, ઉદ્‌ગીથ, પરિષ્વંગ, પતંગ, ક્ષુદ્રભૃત અને ઘૃણી એ આ છ જણ મારી કૃપાથી દેવલોક પામ્યા પછી પાછા મોક્ષ પામશે.[૫૧]

શુકદેવજી કહેછે -બળિરાજાએ પૂજેલા શ્રીકૃષ્ણ અને બળભદ્રે એ પ્રમાણે કહી, તેઓને લઈ પાછા દ્વારકામાં આવીને તે પુત્રો પોતાની મા દેવકીને આપ્યા.[૫૨] એ બાળકોને જોઇ પુત્રના સ્નેહથી જેને પાનો આવ્યો એવાં દેવકી તેઓનું આલિંગન કરી ખોળામાં બેસાડીને વારવાર તેઓનાં માથાં સુંઘવા લાગ્યા [૫૩] જગતની સૃષ્ટિને પ્રવર્ત્તાવનારી વિષ્ણુની માયાથી મોહ પામેલાં અને પુત્રોના સ્પર્શથી આનંદમાં મગ્ન થયેલાં દેવકીએ પ્રીતિથી તેઓને સ્તન ધવરાવ્યાં.[૫૪] ભગવાને પીવાથી અવશેષ રહેલુ તે દેવકીનું અમૃત સરખુ દૂધ પીવાથી અને નારાયણના અંગના સ્પર્શથી જેઓને આત્મજ્ઞાન મળ્યુ એવા એ છ જણ ભગવાનને, દેવકીને, વસુદેવને અને બળભદ્રને પ્રણામ કરી સર્વે લોકો જોઈ રહેતાં દેવલોકમાં ગયા [૫૫-૫૬] મુવેલાઓનુ આવવુ અને પાછુ જવું જોઈને વિસ્મય પામેલાં દેવકીએ એ સઘળી ભગવાને રચેલી માયાજ માની [૫૭] હે રાજા! અનંત શક્તિવાળા પરમાત્મા શ્રીકૃષ્ણનાં એવાં અદ્‌ભુત ચરિત્રો અનંત છે.[૫૮]

સૂત શૌનકઋષિને કહેછે- શુકદેવજીએ વર્ણવેલા, જગતનાં પાપોને અત્યંત મટાડનારા અને ભક્તોના કાનને ઉત્તમ આભુષણરૂપી આ મનોહર કીર્ત્તિવાળા શ્રીકૃષ્ણનાં ચરિત્રને જે માણસ ભગવાનમાં ચિત્ત રાખીને સાંભળે અથવા સંભળાવે તે માણસ ભગવાનના નિર્ભય સ્થાનકને પામે.[૫૯]

यइदमनुशृणोति श्रावयेद्वा मुरारे
श्चरितममृतकीर्तेर्वर्णितं व्यासपुत्रैः ।
जगदघभिद्लंतद्भक्तसत्कर्णपूरं
भगवतिकृतचित्तो याति तत्क्षेमधाम ॥५९॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો પંચાશીમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૮૬ મો.*

### અર્જુને કરેલું સુભદ્રાનુ હરણ

રાજોવાચ

ब्रह्मन्वेदितुमिच्छामः स्वसारं रामकृष्णयोः ॥
यथोऽपयेमे विजयो या ममासीत् पितामही ॥१॥

પરીક્ષિતરાજા પૂછેછે-હે મહારાજ ! બળભદ્ર તથા શ્રીકૃષ્ણનાં બેન સુભદ્રા કે જે મારી દાદી હતાં તેમને અર્જુન જેવી રીતે પરણ્યા તે જાણવાને ઇચ્છુ છુ [1]

શુકદેવજી કહેછે-સમર્થ અર્જુન તીર્થયાત્રા કરવા સારૂ પૃથ્વીમાં ફરતાં પ્રભાસમાં ગયા હતા, ત્યાં તેમણે સાંભળ્યુ કે-" વસુદેવ કે જે પોતાના મામા થાય તેમની દીકરી સુભદ્રાને બળભદ્ર દુર્યોધનને આપશે અને તે સગપણ કરવામાં બીજાઓનો મત નથી " આ ઉપરથી તે કન્યાને મેળવવાની ઈચ્છાને લીધે અર્જુન ત્રિદંડી સંન્યાસી થઇને દ્વારકામાં ગયા [2-3]સ્વાર્થ સાધવા સારૂ તે અર્જુન ત્યાં ચોમાસાના ચાર મહિના સુધી રહ્યા અને ગામના લોકો તથા અજાણ્યા બળભદ્ર પણ તેમનો વારંવાર સત્કાર કરતા હતા [4]એક દિવસે આતિથ્યનુ નોંતરૂ આપી ઘેર તેડી આવીને બળભદ્રે શ્રદ્ધાથી ભિક્ષા આપી, તે અર્જુન જમ્યા. [5]ત્યાં વીરપુરૂષોના મનને હરનારી મોટી કન્યા તેમના જોવામાં આવી એઇને પ્રીતિથી જેનાં નેત્ર પ્રફુલ્લિત થયાં એવા અર્જુનનુ રતિની ઈચ્છાથી ક્ષોભ પામેલુ મન તેમાં ગયુ. [6] તેમજ તે કન્યા પણ સ્ત્રીઓના મનને પ્રિય લાગનાર અર્જુનની ઇચ્છા કરતી હતી, તેથી તે તેની સામુ લજ્જિત થઇ હસવા લાગી. મનથી તેનોજ વિચાર કરવા લાગી, અને નેત્રથી તેનેજ જોવા લાગી [7]પછી તેનુંજ ધ્યાન કરતા, હરણ કરવાનો લાગ જોતા અને અત્યંત બળવાન કામદેવથી જેમનુ ચિત્ત ભમતું હતુ એવા અર્જુનને સુખ વળ્યુ નહી [8]પછી મોટી દેવયાત્રાના પ્રસંગમાં રથમાં બેસીને ગઢમાંથી બહાર નીકળેલાં સુભદ્રાને તેમનાં માબાપ અને શ્રીકૃષ્ણની સંમતિથી મહારથી અર્જુન હરીગયા. [9] રથમાં બેઠેલા અર્જુન ધનુષ લઇને, જે શૂરા યોદ્ધાઓ પોતાને રોકવા આવ્યા તેઓને ભગાડીને સિંહ જેમ પોતાના ભાગને લઈ જાય તેમ સંબધીઓ કોલાહળ કરતાં સુભદ્રાને લઈગયા. [10] આ વાત સાંભળી પુનમની રાતમાં સમુદ્રની પેઠે બળભદ્ર બહુજ ક્ષોભ પામ્યા, પણ શ્રીકૃષ્ણ તથા બીજાં સંબધીઓ પગમાં પડતાં શાંત થયા. [11] પછી બળભદ્રે આનંદથી તે વહુવરને ઘણા મૂલ્યના સરસામાન, હાથીઓ, રથ, ઘોડા, દાસ અને દાસીઓ આદિ પ્રીતિથી આપવાના પદાર્થો મોકલાવ્યા [12]

એક શ્રુતદેવ નામનો ઉત્તમ બ્રાહ્મણ શ્રીકૃષ્ણનો ભક્ત હતો. એ બ્રાહ્મણ કેવળ ભગવાનનીજ ભક્તિથી પોતાને કૃતાર્થ માનનાર, શાંત, વિદ્વાન અને વિષયોમાં વૈરાગ્યવાળો હતો. [13] વિદેહ દેશની મિથિલા નગરીમાં એ ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણ રહેતો હતો ઉદ્યમ વગર જે કાંઇ અન્નાદિક આવે તેથી પોતાની ક્રિયાઓ કરતો હતો. [14]પ્રત્યેક દિવસે દૈવગતિથી તેને નિર્વાહ જેટલું મળી રહેતુ હતું, પણ તેથી વધારે મળતુ નહીં હતુ એ બ્રાહ્મણ તેટલાથીજ સંતોષ રાખીને યથાયોગ્ય ક્રિયાઓ કરતો હતો. [15] હે પરીક્ષિત રાજા ! એ દેશનો રાજા જનકના વંશનો બહુલાશ્વ પણ એવી રીતેજ અહંકાર રહિત અને ભગવાનનો ભક્ત હતો એ બન્ને શ્રીકૃષ્ણને પ્રિય હતા [16] એ બન્ને ઉપર પ્રસન્ન થયેલા શ્રીકૃષ્ણભગવાન દારૂકે લાવેલા રથમાં બેશીને મુનિઓની સાથે વિદેહ દેશમાં પધાર્યા. [17] નારદ, વા-

* આ છાશીમા અધ્યાયમા અર્જુને સુભદ્રાનુ હરણ કર્યું અને શ્રીકૃષ્ણે મિથિલા નગરીમા જઇને રાજા અને બ્રાહ્મણને રાજી કર્યા, એ કથા કહેવામાં આવશે.

મહેવ, અત્રિ, વેદવ્યાસ, પરશુરામ, અસિત, અરૂણિ, હું, બૃહસ્પતિ, કણ્વ, મૈત્રેય અને ચ્યવન આદિ મુનિઓ તેમની સાથે હતા.[૧૮] હે રાજા! વિદેહ દેશમાં જતાં ભગવાન જ્યાં જ્યાં આવ્યા ત્યાં ત્યાં નગરના અને દેશના લોકો હાથમાં અર્ઘ લઇને તેમની સામા આવતા હતા. ગ્રહોની સાથે ઉગેલા સૂર્યને જેમ માન આપે તેમ સર્વે લોકો મુનિઓની સાથે આવતા શ્રીકૃષ્ણને માન આપતા હતા[૧૯] આનર્ત્ત, ધન્વ, કુરૂ, જાગલ, કંક, મત્સ્ય, પાંચાલ, કુંતિ, મધુ, કેકય, કોસલ અને ઋણ દેશમાં રહેનારાં તથા બીજા પણ પુરૂષો અને સ્ત્રીઓ ઉદાર હાસ્ય અને સ્નેહ ભરેલી દૃષ્ટિવાળા તે ભગવાનના મુખારવિંદને નેત્રોથી પીતાં હતાં.[૨૦] પોતાનાં દર્શનથી જેઓનુ અજ્ઞાન નાશ પામ્યુ એવાં તે લોકોને અભય તથા તત્વજ્ઞાન આપતા અને દિશાઓના છેડા સુધી ફેલાએલી, અશુભ મટાડનારી તથા દેવ મનુષ્યોએ ગાયેલી પોતાની ઉજ્વળ કીર્તિને સાંભળતા શ્રીકૃષ્ણ ભગવાન ધીરે ધીરે વિદેહ દેશમાં પધાર્યા[૨૧] હે રાજા! ભગવાનને આવેલા સાંભળી રાજી થયેલા નગરના તથા દેશના લોકો હાથમાં પૂજનના પદાર્થો લઈને તેમની સામા આવ્યા.[૨૨] તે મોટી કીર્ત્તિવાળા ભગવાનને તથા પૂર્વે સાંભળેલા મુનિઓને જોઇ જેઓનાં મુખ અને અંતઃકરણ પ્રીતિથી પ્રફુલ્લિત થયાં હતાં એવા તે લોકો જેઓના ઉપર અંજલિઓ ધરી હતી એવાં માથાંઓથી તેઓને પગે લાગ્યા.[૨૩] તે જગતના ગુરૂ ભગવાનને પોતાના ઉપર અનુગ્રહ કરવા સારૂ આવેલા માનતા એ બહુલાશ્વ રાજા અને શ્રુતદેવ બ્રાહ્મણ ભગવાનના પગમાં પડયા[૨૪] બહુલાશ્વે અને શ્રુતદેવે હાથ જોડીને ભગવાનને બ્રાહ્મણોની સાથે એકજ સમયમાં મેહેમાનીનાં નોતરાં આપ્યાં.[૨૫] એ નોંતરાંનો સ્વીકાર કરી બન્નેને રાજી કરવાસારૂ ભગવાન બ્રાહ્મણોની સાથે બે રૂપ કરીને બન્નેને ઘેર એક સમયમાં પધાર્યા, અને તે વાત બહુલાશ્વ તથા શ્રુતદેવના જાણવામાં આવી નહી.[૨૬] વૃદ્ધિ પામેલી ભક્તિથી હૃદયમાં બહુ રાજી થયેલા અને આંસુથી ભીનાં નેત્રવાળા ઉદાર જનકરાજાએ (બહુલાશ્વે) પોતાને ઘેર આવેલા અને નીચ પુરૂષોના તો સાંભળવામાં પણ ન આવે એવા એ મહાત્મા પુરૂષોને પોતે આણેલાં ઉત્તમ આસનોપર સારી રીતે બેસાડી પ્રણામ કરીને તેઓના પગ ધોયા, અને લોકોને પવિત્ર કરનારાં પગ ધોવાના જળને પોતાના કુટુંબસહિત માથે ચઢાવ્યું. ગંધ, પુષ્પ, વસ્ત્ર, અલંકાર, ધુપ, દીપ, અર્ઘ, ગાય અને બળદોથી તે મહાત્માઓનુ પૂજન કર્યું.[૨૭-૨૯] અન્નથી તૃપ્ત કરેલા એ મહાત્માઓને મધુરવાણીથી રાજી કરતો અને ખોળામાં લીધેલાં ભગવાનનાં ચરણને પ્રેમથી ધીરે ધીરે સ્પર્શ કરતો જનકરાજા આ પ્રમાણે બોલ્યો[૩૦]

બહુલાશ્વ કહેછે–હે પ્રભુ! આપ સર્વ પ્રાણીઓને ચેતના આપનાર, સાક્ષી અને સ્વયંપ્રકાશ છો, એટલામાટે અમો કે જેઓ આપના ચરણારવિંદનુ સ્મરણ કરનારા છીએ, તેઓને આપે દર્શન દીધુ છે[૩૧] "મારા સાચા ભક્ત કરતાં મને શેષનાગ, લક્ષ્મી કે બ્રહ્મા પણ વધારે પ્યારા નથી" એમ જે આપે કહ્યુ છે તે આપના વચનને સત્ય કરવાસારૂ આપે અમને દર્શન દીધુ[૩૨] આવાં આપનાં વચનને જાણનારો કયો પુરૂષ આપના ચરણારવિંદનો ત્યાગ કરે? કે જે આપ નિષ્કંચન અને શાંત મુનિઓને પોતાનુ સ્વરૂપ આપોછો[૩૩] જેણે યદુવંશમાં અવતરી અહીં જન્મ મરણ પામતાં મનુષ્યોને સંસારમાંથી છોડાવવાસારૂ ત્રૈલોક્યના પાપને મટાડનાર કીર્તિ વિસ્તારીછે તે અખંડ જ્ઞાનવાળા, અત્યંત શાંતિ ભરેલું તપ કરનાર નારાયણ ઋષિરૂપ આપ શ્રીકૃષ્ણ ભગવાનને પ્રણામ કરૂં છું.[૩૪-૩૫] હે પ્રભુ! બ્રાહ્મણોની સાથે કેટલાએક દિવસ સુધી અમારા ઘરમાં રહો, અને ચરણરજથી આ નિમિરાજાના કુળને પવિત્ર કરો.[૩૬]

શુકદેવજી કહેછે–આ પ્રમાણે રાજાએ પ્રાર્થના કરતાં લોકોના રક્ષક ભગવાન મિથિલા નગરીના પુરૂષો અને સ્ત્રીઓનું કલ્યાણ કરવાસારૂ ત્યાં રહ્યા.[૩૭] પોતાને ઘેર આવેલા ભગવાનને

તથા મુનિઓને પ્રણામ કરી જનકરાજાની પેઠે બહુજ રાજી થયેલો શ્રુતદેવ બ્રાહ્મણ પણ પોતાનું વસ્ત્ર હલાવીને નાચવા લાગ્યો.[૩૮] પોતે આણેલાં ખડ, પાટલા અને સાદડીઓ પર તેઓને બેસાડી, સ્વાગત વચનથી સત્કાર કરતાં પોતાની સ્ત્રીસહિત પ્રેમથી તેઓના પગ ધોયા.[૩૯]ભાગ્યશાળી, બહુજ હર્ષ પામેલ અને જેના સઘળા મનોરથ પૂરા થયા એવા એ શ્રુતદેવ બ્રાહ્મણે તેઓના પગ ધોવાના જળથી પોતાના શરીરને અને ઘરના કુટુંબને નવરાવ્યાં[૪૦]ફળ, પૂજનના પદાર્થ, વાળાથી વાસેલાં શીતળ મીઠાં જળ, સુગંધી માટી, તુલસી, દર્ભ, કમળો, સત્વગુણને વધારનાર અન્ન અને બની શકી તેવી પૂજાથી તે મહાત્માઓની આરાધના કરી[૪૧]એ બ્રાહ્મણ વિચાર કરવા લાગ્યો કે-" હું કે જે ઘરરૂપી ઊંડા ખાડમાં પડેલોછું તેને સર્વ તીર્થોના સ્થાનકરૂપી ચરણરજવાળા શ્રીકૃષ્ણ અને એમના પોતાના નિવાસસ્થાનરૂપ બ્રાહ્મણોનો સમાગમ શા પુણ્યથી થયો?"[૪૨]પછી સુખથી બેઠેલા અને જેઓનું આતિથ્ય કર્યું એવા એ મહાત્માઓની પાસે પોતાનાં સ્ત્રી, સ્વજન અને સંતાનોની સાથે બેઠેલો અને પગ ચાંપતો શ્રુતદેવ બ્રાહ્મણ આ પ્રમાણે બોલ્યો[૪૩]

શ્રુતદેવ કહેછે-આપ કે જે પરમ પુરૂષ છો તે આજજ અમને મળ્યા છો એમ નથી, પણ જ્યારે પોતાની શક્તિરૂપ સત્વાદિક ગુણથી આ જગતને સજીને તેમાં પોતાની સત્તાથી પેઠાછો ત્યારેજ મળ્યા છો, પરંતુ પ્રત્યક્ષ દર્શન આજજ થયું છે[૪૪]જેમ સૂતેલો પુરૂષ પોતાની અવિદ્યાનેલીધે મનથીજ સ્વપ્નઅવસ્થાના બીજા દેહને સજીને તેમાં જાણે પેઠો હોય તેમ લાગેછે, તેમ આપ પણ આ જગતને સજીને જાણે તેમાં પેઠા હો એમ જણાઓછો.[૪૫]તમારૂં નિરંતર શ્રવણ કરતા, કીર્તન કરતા, તમને પૂજતા, પ્રણામ કરતા અને તમારીજ વાતો કરતા નિર્મળ મનવાળા મનુષ્યોને પણ તમે હૃદયમાંજ દર્શન આપોછો, અને મને તો પ્રત્યક્ષ દર્શન દીધું, તેથી હું મારૂં અહો ભાગ્ય સમજુંછું.[૪૬]તમે જો કે હૃદયમાંજ રહ્યાછો, તોપણ કર્મથી વિક્ષેપ પામેલી બુદ્ધિવાળાઓને અત્યંત દૂર રહ્યાછો. તેમજ તમે અહંકારાદિકથી વ્યવધાન પામેલાછો, તોપણ જેઓના અંતઃકરણમાં શ્રવણ કીર્ત્તનાદિકનો સંસ્કાર લાગેલો હોયછે તેઓને તમે પાસેજ છો.[૪૭] તમે કે જે દેહાદિકના અભિમાનથી રહિત પુરૂષોને મોક્ષ આપનાર, દેહાદિકના અભિમાન ધરાવનાર, જીવને પોતાથી સંસારનો ભાગ આપનાર, મહત્તત્વાદિકાર્ય અને તેના કારણરૂપ માયા નામની ઉપાધિના નિયંતા, પોતાની માયાથી નહી લોપાએલા ઐશ્વર્યવાળા અને માયાથી બીજાઓના જ્ઞાનને રોકનારાછો, તેમને મારા પ્રણામ હોજો.[૪૮] હે દેવ! તે પરમેશ્વર આપ, પોતાના દાસ અમલોકોને આજ્ઞા કરો અમો શું કામ કરીએ? આપનાં પ્રત્યક્ષ દર્શન થાય ત્યારે મનુષ્યોના ક્લેશનો અંત થાયછે.[૪૯]

શુકદેવજી કહેછે-એ પ્રમાણે શ્રુતદેવનાં વચન સાંભળી, ભક્તોની પીડાને હરનાર ભગવાને પોતાના હાથથી તેનો હાથ ઝાલી હસીને આ પ્રમાણે કહ્યું (પોતાના ઉપર શ્રુતદેવનો અધિક આદર જોઈ અને બ્રાહ્મણો ઉપર મંદજેવો જોઈ લોકસંગ્રહ કરવાને વાસ્તે ભગવાને શ્રુતદેવને આ પ્રમાણે કહ્યું)[૫૦]

ભગવાન કહેછે-હે બ્રાહ્મણ! આ મુનિઓ તમારા ઉપર અનુગ્રહ કરવાસારૂ આવેલા છે એમ જાણો પોતાની ચરણરજથી લોકોને પવિત્ર કરતા આ બ્રાહ્મણો મારી સાથે ફરેછે.[૫૧] દેવ, ક્ષેત્રો અને તીર્થો દર્શન, સ્પર્શન અને પૂજનથી ઘણે કાળે પવિત્ર કરેછે, અને આ બ્રાહ્મણો તો તુરતજ પવિત્ર કરેછે. દેવાદિકમાં પવિત્ર કરવાની જે શક્તિ છે તે પણ આવા મહાત્માઓની દૃષ્ટિ પડવાથીજ છે.[૫૨] બ્રાહ્મણ જન્મથીજ આ જગતનાં સઘળાં પ્રાણીઓમાં ઉત્તમ છે, તેમાં વળી જે બ્રાહ્મણ તપ, વિદ્યા, સંતોષ અને મારી ઉપાસનાથી યુક્ત હોય તેની તો શીજ વાત કરવી?[૫૩] આ મારૂં ચતુર્ભુજરૂપ પણ મને બ્રાહ્મણ કરતાં વધારે પ્યારૂં નથી, બ્રાહ્મણ સર્વ વેદમય છે અને હું સર્વ દેવમય

ણું, માટે દેવતાઓની સિદ્ધિ તેના પ્રમાણરૂપ વેદને આધીન હોવાને લીધે બ્રાહ્મણ મને આ રૂપ કરતાં પણ વધારે પ્રિય છે.[૫૪] ગુણમાં દોષનો આરોપ કરનારા અને મૂર્તિઆદિકમાંજ પૂજ્ય બુદ્ધિ ધરાવનારા દુર્બુદ્ધિ લોકો આ પ્રમાણે નહી સમજીને ગુરૂ, હું અને આત્મારૂપ બ્રાહ્મણનું અપમાન કરેછે.[૫૫] 'આ સ્થાવર જંગમ જગત્ અને તેના કારણરૂપ મહત્તત્વાદિક પદાર્થો ભગવાનનાંજ રૂપ છે' એમ બ્રાહ્મણ સર્વ ઠેકાણે બ્રહ્મદૃષ્ટિથી પોતાના ચિત્તમાં જાણેછે.[૫૬] હે બ્રાહ્મણ! એટલા માટે મારા પર વિશ્વાસથી આ બ્રાહ્મણોની પૂજા કરો, અને એમ કરશો તોજ સાક્ષાત્ મારૂં પૂજન થશે આમ કર્યા વિના ઘણા વૈભવોથી પણ મારૂં પૂજન થતું નથી.[૫૭]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે ભગવાને આજ્ઞા કરતાં તે શ્રીકૃષ્ણ સહિત બ્રાહ્મણોની એક ભાવનાથી આરાધના કરી શ્રુતદેવ બ્રાહ્મણ શુભગતિ પામ્યો, અને મિથિલાનો રાજા બહુલાશ્વ પણ શુભ ગતિ પામ્યો[૫૮] હે રાજા! એ પ્રમાણે ભક્તોપર પરમ પ્રીતિ રાખનાર શ્રીકૃષ્ણ ભગવાન ત્યાં રહીને પોતાના ભક્ત એ બ્રાહ્મણ તથા રાજાને સન્માર્ગનો એટલે 'કર્મકાંડ, ઉપાસનાકાંડ અને જ્ઞાનકાંડના વિષયવાળા વેદો પરબ્રહ્મમાં કેવી રીતે લાગુ પડેછે' તે પ્રકારનો ઉપદેશ કરી પાછા દ્વારકામાં પધાર્યા.[૫૯]

**एवं स्वभक्तयो राजन् भगवान् भक्त भक्तिमान् उषित्वाऽदिश्य सन्मार्गं पुनर्द्वारवतीमगात्॥५९॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો છાશીમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૮૭ મો.*

### વેદોએ કરેલી નિર્ગુણ બ્રહ્મની સ્તુતિ

**परीक्षिदुवाच.**

**ब्रह्मन् ब्रह्मण्य निर्देश्ये निर्गुणे गुणवृत्तयः ॥ कथं चरंति श्रुतयः साक्षात्सदसतः परे ॥ १ ॥**

પરીક્ષિતરાજા પૂછેછે—હે શુકદેવજી! તમે કહી ગયા કે "વેદ પરબ્રહ્મમાં કેવી રીતે લાગુ પડેછે તે પ્રકારનો ઉપદેશ કરી ભગવાન પાછા દ્વારકામાં પધાર્યા." પણ વેદ કે જે શબ્દરૂપ છે તેની પ્રવૃત્તિ પરબ્રહ્મમાં થવી ઘટતી નથી કેમકે મુખ્યા, લક્ષણા અને ગૌણી એ ત્રણ પ્રકારની વૃત્તિથી શબ્દો પ્રવર્ત્તેછે. મુખ્યા વૃત્તિમાં રૂઢિ અને યોગ એ બે પ્રકાર રહ્યાછે તેમાં સ્વરૂપથી, જાતિથી અથવા ગુણથી+ જે વસ્તુ નિર્દેશ કરવાને યોગ્ય હોય તેમાં શબ્દ અને અર્થના સંકેતરૂપ શક્તિથી†રૂઢિ પ્રવર્ત્તેછે. જેમ કે 'ડિત્થ' એ સંજ્ઞા શબ્દ કે જે જાતિ, ગુણ કે ક્રિયા વગરના કોઇ અમુક પદાર્થનેજ કહેનારોછે, તે શબ્દ માત્ર સ્વરૂપથીજ નિર્દેશ કરવાને યોગ્ય વસ્તુમાં પ્રવર્ત્યો, તેથી તે સ્વરૂપરૂઢિ પ્રવર્ત્તી એમ માનવામાં આવેછે 'ગો' (ગાય) એ શબ્દ જાતિથી નિર્દેશ કરવાને યોગ્ય વસ્તુમાં પ્રવર્ત્તે છે, તેથી તે જાતિરૂઢિ પ્રવર્ત્તી એમ માનવામાં આવેછે. તેમજ 'શુક્લ' (ધોળો) એ શબ્દ શ્વેતપણારૂપ ગુણથી નિર્દેશ કરવાને યોગ્ય વસ્તુમાં પ્રવર્ત્તે છે, તેથી તે ગુણ રૂઢિ પ્રવર્ત્તી એમ માનવામાં આવે છે *લક્ષણા નામની બીજી વૃત્તિ શબ્દ અને અર્થના સંકેતથી કહેવાયેલા પદાર્થમાં પ્રવૃત્તિનો બાધ આવવાથી તે પદાર્થની સંબંધી વસ્તુમાં પ્રવર્ત્તેછે જેમકે 'गंगायांघोष' (ગંગાજીમાં આહેરલોકોનું ગામછે) એ ઠેકાણે ગંગારૂપ શબ્દ અને પ્રવાહરૂપ અર્થના સંકેતથી જે પદાર્થ કહેવાયછે તેમાં આહેરના ગામની સ્થિતિ અસંભવિત હોવાને લીધે પ્રવૃત્તિનો બાધ આવવાથી તે પદાર્થની સાથે સંબંધ ધરાવનારા તીરમાં

---

* આ સત્યાશીમા અધ્યાયમા નારાયણ અને નારદજીનો સંવાદ લઇને વેદોએ કરેલી ગુણોના અવલંબનવાળી સ્તુતિ પરિણામે નિર્ગુણને પોહચેછે એ વાત કહેવામા આવશે.

+ જોકે ક્રિયાથી થતી ચોથી રૂઢિવૃત્તિ પણ બીજા ગ્રંથોમા લખેલીછે, તોપણ અહી ક્રિયાનો ગુણમા સમાવેશ કરીને ત્રણ રૂઢિવૃત્તિજ લખીછે એમ સમજવુ

†આ શબ્દમાથી આ અર્થ સમજવો એવી ઇશ્વરેચ્છા રૂપ શક્તિ શબ્દ અને અર્થ એ બન્નેમા રહેછે એવો સિદ્ધાન્તછે

* આ સ્થળમા મુખ્યાનો બીજો ભેદ યોગવૃત્તિ લખવી જોઇએ પણ તે, લક્ષણા અને ગૌણીવૃત્તિ સમજાયા પછી સમજાય એવીછે, માટે પ્રથમ લક્ષણા અને ગૌણીવૃત્તિનાં સ્વરૂપ લખી પછી તે લખીશું.

લક્ષણાવૃત્તિ પ્રવર્ત્તેછે. ગૌણી નામની ત્રીજી વૃત્તિ શબ્દ અને અર્થના સંકેતથી કહેવાયેલા પદાર્થે જણાવેલા ગુણોવાળી વસ્તુમાં પ્રવર્ત્તેછે. જેમકે 'सिंहोदेवदत्त.' (દેવદત્ત નામનો માણસ સિંહછે) એ ઠેકાણે સિંહરૂપ શબ્દ અને તેના સાહસી પશુરૂપ અર્થના સંકેતથી જે પદાર્થ કહેવાયછે, તેણે જણાવેલા સાહસીપણા આદિ ગુણોવાળા દેવદત્તમાં સિંહ શબ્દની ગૌણીવૃત્તિ પ્રવર્ત્તેછે. મુખ્યાનો બીજો ભેદ યોગવૃત્તિએ પ્રતિપાદન કરેલા પદાર્થોના અથવા તેવાજ પ્રકૃત્યર્થ અને પ્રત્યયાર્થના યોગથી પ્રવર્ત્તેછે, જેમકે 'पङ्कजम्' એ શબ્દમાં 'सप्तम्याजनेर्डे' પાણિનીય ૩-૨-૯૭ સૂત્ર પ્રમાણે સપ્તમ્યંત પંક શબ્દને ઊપપદ રાખી जन् ધાતુથી ड પ્રત્યય કરેલોછે. તેમાં પ્રકૃતિરૂપ जन् ધાતુનો જન્મમાં સંકેત છે અને ड પ્રત્યયનો કર્ત્તામાં સંકેતછે આમાં માત્ર જાતિ, ગુણ કે ક્રિયા વગરના जन् અને ड રૂપ સંજ્ઞા શબ્દો એક એક વ્યક્તિનેજ ઊપસ્થિત કરનારાછે, માટે સ્વરૂપ રૂઢિએ પ્રતિપાદન કરેલા પ્રકૃત્યર્થ જન્મ અને પ્રત્યયાર્થ કર્ત્તાના યોગથી યોગવૃત્તિ પ્રવર્ત્તીછે 'औपगव' (ઊપગુનો પુત્ર) એ શબ્દમાં ઉપગુનો* એક દેશ ગો શબ્દ છે તે જાતિ શબ્દ છે, અને प्राग्दीव्यतोण् પાણિનીય ૪—૧—૮૩ અધિકાર સૂત્ર પ્રમાણે કરેલો अण् પ્રત્યય પણ અનેક અર્થોને કહેનારો હોવાથી જાતિ શબ્દ છે, માટે જાતિરૂઢિએ પ્રતિપાદન કરેલા પ્રકૃત્યર્થ ઊપગુનામનો પુરૂષ અને પ્રત્યયાર્થ પુત્રના યોગથી યોગવૃત્તિ પ્રવર્ત્તીછે 'पाचक' (રાંધનાર) એ શબ્દમાં पच् ધાતુ રાંધવારૂપ ક્રિયાને કહેનાર હોવાથી ગુણ શબ્દ છે, અને 'ण्वुल्तृचौ' પાણીનીય ૩-૧-૧૩૩ સૂત્ર પ્રમાણે થયેલો ण्वुल પ્રત્યય પણ રાંધનારના વ્યાપાર રૂપ ગુણને કહેનાર હોવાથી ગુણ શબ્દ છે, માટે ગુણ રૂઢિએ પ્રતિપાદન કરેલા પ્રકૃત્યર્થ ક્રિયા અને પ્રત્યયાર્થ વ્યાપારના યોગથી યોગવૃત્તિ પ્રવર્તેલીછે. જો કે ड અને ण्वुल् એ બન્ને પ્રત્યય कर्त्तरिकृत પાણિનીય ૩–૪–૬૭ સૂત્ર પ્રમાણે કર્ત્તાનેજ કહેનાર છે, તોપણ સકર્મક पच् ધાતુના સન્નિધિના બળથી ण्वुल् વ્યાપાર સહિત કર્ત્તાને કહેનાર હોવાને લીધે ગુણ શબ્દ છે અને ड પ્રત્યય તો અકર્મક जन् ધાતુના સન્નિધિના બળથી વ્યાપાર રહિત માત્ર કર્ત્તાને કહેનાર હોવાને લીધે સંજ્ઞા શબ્દ છે. જન્મવુ એ કર્ત્તાનો વિકારછે અને પચન તો કર્ત્તાના વ્યાપારથી થનાર છે, માટે એ બન્ને પ્રત્યયોમાં મોટો અંતર છે. नीलरक्तोघट + (ઘડોશ્યામ અને રાતોછે) એ વાક્યમાં नील અને रक्त એ બે ગુણવાચક શબ્દ છે અને घट એ દ્રવ્યવાચક શબ્દ છે, તો नीलरक्त અને घटનું વિશેષણવિશેષ્ય ભાવથી સામાનાધિકરણ્ય (પ્રવૃત્તિનાં નિમિત્તો ભિન્ન ભિન્ન હોઈને એક અર્થને કહેનારપણુ) નહી બનવાને લીધે नील અને रक्त શબ્દની નીલ રૂપવાન અને રક્ત રૂપવાનમાં લક્ષણ સ્વીકારીને તેઓમાં દ્રવ્યવાચકપણુ સ્વીકારેલુંછે તો આ સ્થળમાં લક્ષણા વૃત્તિથી પ્રતિપાદન કરેલા નીલરૂપવાન્ અને રક્ત રૂપવાન્ પદાર્થના યોગથી યોગવૃત્તિ પ્રવર્ત્તેલીછે. તેમજ सिंहाग्निर्देवदत्त (દેવદત્ત નામનો પુરૂષ સિંહ અને અગ્નિછે) એ વાક્યમાં સાહસીપણાઆદિ સિંહના અને પિંગલપણા આદિ અગ્નિના ગુણોવાળા દેવદત્તમાં ગૌણીવૃત્તિએ પ્રતિપાદન કરેલા સિંહસદૃશ અને અગ્નિ સદૃશ પદાર્થોના વિભક્તિ મૂલક યોગથી યોગવૃત્તિ પ્રવર્ત્તેલી છે. *આ પ્રમાણે શબ્દોની પ્રવૃત્તિનો સિદ્ધાંત છે, તો શબ્દરૂપ વેદની શ્રુતિઓની પરબ્રહ્મમાં સાક્ષાત્ પ્રવૃત્તિરૂઢિની રીતે સંભવતી નથી. કેમકે સ્વરૂપ, જાતિ, ગુણ કે ક્રિયાથી પરબ્રહ્મનો નિર્દેશ થઇ શકતો નથી યોગવૃત્તિની રીતે પણ પ્રવૃત્તિ થવી સંભવતી નથી. કેમકે પરબ્રહ્મ કાર્ય અને કાર-

* જો કે પ્રકૃતિરૂપ ઊપગુ શબ્દ પોતે સંજ્ઞા શબ્દ છે તો પણ उप समीप गावोयस्य જેની પાસે ગાયછે તે ઊપગુ એ અર્થ હોવાથી તેના એક ભાગ રૂપ 'ગૌ' શબ્દ જાતિ શબ્દ છે

\+ રૂઢિવૃત્તિએ પ્રતિપાદન કરેલાના ત્રણ ઉદાહરણ આપી હવે લક્ષણાવૃત્તિ અને ગૌણીવૃત્તિએ પ્રતિપાદન કરેલાનાં ઉદાહરણ આપે છે

* આટલા સુધી પીઠિકા બાંધીનેહવે પૂછવાનો ભાગકહેછે.

કોઈથી પર અને અસંગછે, તેથી તે કોઇ પ્રકારના પણ યોગથી રહિત છે. લક્ષણાવૃત્તિની રીતે પણ સંભવતી નથી. કેમકે લક્ષણામાં સંબંધની આવશ્યકતા છે અને પરબ્રહ્મને કોઇથી પણ સંબંધ નથી. તેમ ગૌણીવૃત્તિની રીતે પણ સંભવતી નથી, કેમકે શ્રુતિઓ કદાચ ગુણનુ નિરૂપણ કરે પણ પરબ્રહ્મ પોતે નિર્ગુણછે. આમછે માટે શ્રુતિઓ પરબ્રહ્મમાં શી રીતે પ્રવર્તેછે ? તે કહો.'

શુકદેવજી ઉત્તર આપેછે—માયોપાધિક છતાં પણ તે ઉપાધિને વશ નહી રહેવાને લીધે નિત્ય મુક્તપણું ધરાવનારા, સર્વજ્ઞ, સર્વશક્તિવાળા, સર્વના સ્વામી, સર્વના નિયંતા, સઘળાઓએ ઉપાસના કરવા યોગ્ય, સર્વ કર્મોનાં ફળ આપનાર, સઘળા શુભ ગુણોના ભંડારરૂપ અને સચ્ચિદાનંદ ઈશ્વરે પ્રલયકાળમાં પોતાનામાં સુઇ ગયેલા જીવોને વિષયભોગરૂપ અર્થ દેવાસારૂ જન્મથી માંડી કર્મ કરવારૂપ ધર્મ દેવાસારૂ, પરલોકમાં મોકલીને તે તે લોકનાં સુખ ભોગરૂપ કામ દેવાસારૂ અને કલ્પનાની નિવૃત્તિરૂપ મોક્ષ દેવાસારૂ બુદ્ધિ, ઇંદ્રિયો, મન અને પ્રાણને સર્જ્યાંછે. બુદ્ધિ, ઇંદ્રિયો, મન અને પ્રાણરૂપ અંતઃકરણ અથવા લિંગશરીર ન હોય તો અર્થ, ધર્મ, કે કામ થઇશકે નહીં, અને સ્વરૂપનો વિચાર નહી થઈ શકવાને લીધે મોક્ષ પણ થાય નહી. સંસારી જીવને સંસારની નિવૃત્તિ કરવાસારૂ 'તે ઉપર કહેલા ગુણવાળો ઈશ્વર તું છે' એમવેદનાં વાક્યોસમજાવે છે. આમાં નિત્યમુક્ત ઈશ્વરને કહેનાર 'તે' પદ અને સંસારી જીવને કહેનાર 'તું' પદનું એક અર્થને કહેનારપણું બીજાકોઇ પ્રકારથી નહી ઘટતાં 'પરબ્રહ્મરૂપથી તમેબન્નેએક છો'એવો અભિપ્રાય લઇએ તો ઘટેછે, બીજા કોઇ પ્રકારથી ઘટતુ નથી; તે આરીતે કે જેમ 'વિશ્વદેવા જેના દેવતા છે એવી આમિક્ષા (ઉના ઉના દૂધમાં દહી નાંખવાથી ફાટી જઇને જે વિકૃતિ થાયછે તે) છે.' એ અર્થવાળા वैश्वदेवी आमिक्षा એ વાક્યમાં શાસ્ત્ર રીતિપ્રમાણે वैश्वदेवी એ પદજ સઘળો અર્થ જણાવેછે અને आमिक्षा એ પદતો માત્ર તાત્પર્ય આહક છે; માટે એ વાક્યમાં બે પદ નથી, એકજ

અર્થ કહેવામાં આવેછે. તેમ 'તે તું છે' એ વાક્યમાં તે અને તુ પદથી એકજ અર્થ કહેવામાં આવતો નથી. કેમકે સર્વજ્ઞત્વાદિક ગુણવાળો માયોપાધિક ઈશ્વર "તે" પદનો અર્થ અને અલ્પજ્ઞત્વાદિક ગુણવાળો અવિદ્યોપાધિક જીવ "તું" પદનો અર્થ હોવાથી બન્ને પદનું પરસ્પરથી ભિન્નાર્થપણું છે. 'नीलंउत्पलं' (શ્યામ કમળ) એ વાક્યમાં જેમ શ્યામ ગુણને કહેનારું नील પદ પોતાના અર્થને નહી છોડતાં નિરૂઢ અનાદિકાળની પરંપરાથી ચાલી આવેલી લક્ષણા દ્વારા નીલરૂપવાળું એ અર્થમાં આવીને ઉત્પલનું વિશેષણ થાયછે, અને એવી રીતે नील અને उत्पल એ બે પરસ્પર અવિરૂદ્ધ સ્વભાવવાળા હોવાથી વિશેષણ વિશેષ્યભાવ પામીને એક અર્થને કહેનારાં થાયછે, તેમ 'તે તુ છે' એ વાક્યમાં તે અને તું એ બે પરસ્પર વિરૂદ્ધ સ્વભાવવાળાં છે, તેથી વિશેષણ વિશેષ્યભાવની રીતે પણ એક અર્થને કહેનારાં ઘટતાં નથી. તેમજ 'પ્રફુલ્લિત વૃક્ષવાળી ગંગા' એ વાક્યમાં જેમ ગંગા એ પદના પ્રવાહરૂપ અર્થને તમામ છોડી દઇને संबंधी लक्षणाथी પ્રવાહની સાથે સંબંધ રાખનારા તીરને કહી 'પ્રફુલ્લિત વૃક્ષવાળી' એ પદની સાથે એક અર્થને કહેનાર થાયછે. 'તે તું છે' એ વાક્યમાં કોઈ પદ પોતાનો સર્વ અર્થ છોડી દઇને કોઈ ત્રીજા સંબંધીમાં લાગુ પડનાર નહી હોવાથી સંબંધી લક્ષણાથી પણ એ બે પદનુ એક અર્થને કહેનારપણું ઘટતુ નથી. આ પ્રમાણે બીજા કોઈ પ્રકારથી એક અર્થને કહેનારપણું ઘટતુ નથી, માટે 'सोयंदेवदत्त.' (તે આ દેવદત્તછે) એ વાક્યની પેઠે વિરૂદ્ધ અંશનો ત્યાગ અને બન્નેમાં અનુગત સમાન અંશનુ ગ્રહણ કરી તે અને તું પદનું એકાર્થને કહેનારપણું થાયછે અને તેમાં 'પરબ્રહ્મરૂપથી તમે બન્ને એક છો' એવો વાસ્તવિક અભિપ્રાય આવેછે. એક સમયે કાશીમાં દેખેલો દેવદત્ત પાછો ઘણો કાળ વચમાં જતાં બીજા દેશમાં દેખવામાં આવતાં તેને એક માણસ ભૂલી જઇને આ બીજોછે એમ માનતો હતો, તેને કોઈ ઓળખનાર ડાહ્યા પુરૂષે કહ્યું કે 'તે આ દેવદત્ત છે'

એ વાક્યમાં તે શબ્દ, ઘણા દૂર દેશ અને કાળવાળા પદાર્થને કહેછે, અને આ શબ્દ, પાસેના દેશ અને કાળવાળા પદાર્થને કહેછે. તો આ વાક્યમાં દૂર અને સમીપવાળા પદાર્થોની એકતા નહીં ઘટતાં બન્નેમાંથી દેશ કાળરૂપ પરસ્પર વિરૂદ્ધ અંશનો ત્યાગ અને બન્નેમાં અનુગત દેવદત્તના પિંડરૂપી સમાન અંશનું ગ્રહણ કરી તે અને આ એ બે પદનું એકાર્થને કહેનારપણું થાયછે અને તેમાં 'દેવદત્તરૂપથી બન્ને એક છે' એવો વાસ્તવિક અભિપ્રાય આવેછે. એવી રીતે જીવ પણ કે જે વાસ્તવિક રીતે બ્રહ્મ છતાંજ અવિદ્યારૂપ ઉપાધિના દોષથી પોતાના સંસારી સ્વરૂપને અસંસારી બ્રહ્મથી અત્યંત ભિન્ન માનેછે, તેને શ્રુતિ કહેછે કે 'તે તું છે' આ વાક્યમાં તે શબ્દ, સર્વજ્ઞત્વાદિક ગુણવાળા પદાર્થને કહે છે; અને તું શબ્દ, અલ્પજ્ઞત્વાદિક ગુણવાળા પદાર્થને કહેછે, તો સર્વજ્ઞત્વાદિક અને અલ્પજ્ઞત્વાદિક ગુણવાળા પદાર્થોની એકતા નહી બનતાં બન્નેમાંથી ગુણરૂપ પરસ્પર વિરૂદ્ધ અંશનો ત્યાગ અને બન્નેમાં અનુગત ચૈતન્યરૂપી સમાન અંશનું ગ્રહણ કરી તે અને તુંએ બે પદનું એકાર્થને કહેનારપણું થાયછે, અને તેમાં ચૈતન્ય અર્થાત્ પરબ્રહ્મરૂપથી તમે બન્ને એક છો, એવો વાસ્તવિક અભિપ્રાય આવેછે. જેમ નિર્મળ અને મલિન એવા બે મોટા નાના અરીશામાં પડેલાં એક વસ્તુનાં બે નિર્મળ અને મલિન પ્રતિબિંબની એકતા કહેવી હોય તો ઉપાધિરૂપ બન્ને અરીશાનો ત્યાગ કરી બિંબભૂત એક વસ્તુસ્વરૂપે કહી શકાયછે, તેમ નિર્મળ અરીશારૂપ માયામાં અને મેલા નાના અરીશારૂપ અવિદ્યામાં પડેલાં પરબ્રહ્મનાં બે સર્વજ્ઞ ઇશ્વર અને અલ્પજ્ઞ જીવરૂપી પ્રતિબિંબની એકતા, ઉપાધિરૂપ માયા અને અવિદ્યાનો ત્યાગ કરી બિંબભૂત એક પરબ્રહ્મરૂપે કહી શકાયછે. આવી રીતે વિરૂદ્ધ ભાગનો ત્યાગ કરીને બેસતુ કરવુ એ, 'ભાગ ત્યાગ લક્ષણા 'અથવા' જહદજહત્ સ્વાર્થ લક્ષણા ' કરી કહેવાય છે. આથી એમ સિદ્ધ થયુ કે લક્ષણોનુ નિરૂપણ કરનારી 'સર્વજ્ઞ છે અને સર્વ શક્તિવાળા છે ' ઈત્યાદિ અર્થ વાળી શ્રુતિઓ, માત્ર સગુણ ઇશ્વરનુંજ પ્રતિપાદન કરેછે, અને 'તે તું છે' ઈત્યાદિક અર્થવાળી એકતાનું નિરૂપણ કરનારી શ્રુતિઓ ભાગ ત્યાગ લક્ષણાથી પોતાના અભિપ્રાયને શુદ્ધ બ્રહ્મ ઉપર લઈ જાયછે. 'જાડું નથી, પાતળુ નથી, ટુંકું નથી, લાંબું નથી' ઈત્યાદિક અર્થવાળી નિષેધનું નિરૂપણ કરનારી શ્રુતિઓ સગુણ સ્વરૂપને ચોખ્ખુ કરવામાં ઉપયોગી હોવાથી સાક્ષાત્ નિર્ગુણ પરબ્રહ્મમાંજ પોતાનો તોડ ધરાવેછે. ઉપાસનાનું નિરૂપણ કરનારી શ્રુતિઓ ઉપાસનાથી અંતઃકરણની શુદ્ધિ થવારૂપ જ્ઞાનના સાધનનો ઉપદેશ કરીને તે દ્વારા સાક્ષાત નહી પણ પરંપરાથી પરબ્રહ્મને લાગુ પડેછે અને સૃષ્ટિ, સ્થિતિ તથા પ્રલયનું નિરૂપણ કરનારી શ્રુતિઓ પણ અંતે અપવાદ કરવાને માટે પ્રથમ અધ્યારોપ પક્ષમાં ઠરાવેલાં અને આગમાપાથી (થનાર અને મરનાર) સૃષ્ટિ આદિકનુ નિરૂપણ કરી અને તે દ્વારા વૈરાગ્યરૂપ જ્ઞાનના સાધનનો ઉપદેશ કરીને તે દ્વારા સાક્ષાત્ નહી પણ પરંપરાથી પરબ્રહ્મમાં પ્રવર્ત્તે છે. (કર્માદિકનુ નિરૂપણ કરનારી શ્રુતિઓ તો બ્રહ્મવિચારમાં અત્યંત ઉપયોગી નથી તેથી તેઓ વિષે અહી કાંઇ કહ્યું નથી.)

આવી રીતે વેદની શ્રુતિઓની પરબ્રહ્મમાં પ્રવૃત્તિ થવાનો રહસ્ય નિર્ણય પૂર્વજોના પણ પૂર્વજોએ કરેલો છે, માટે શિષ્ટલોકોની અનાદિ પરંપરાથી આવેલો હોવાને લીધે જે માણસ શુષ્કતર્કાદિકનો અભિનિવેશ નહી રાખતાં શ્રદ્ધાથી તેનુ શ્રવણ મનનાદિક કરે, તે માણસ દેહાદિક ઉપાધનો ત્યાગ કરીને મોક્ષ પામે. આ વિષયમાં નારાયણના સંબંધવાળો એક ઇતિહાસ હુ તમારી પાસે કહીશ, કે જેમાં નારાયણ ઋષિ અને નારદજીનો સંવાદ છે.[૪]

એક દિવસે ભગવાનને પ્રિય નારદજી લોકોમાં ફરતા ફરતા નારાયણનાં દર્શન કરવાસારૂ નારાયણના આશ્રમમાં ગયા.[૫] એ નારાયણ ભગવાન આ ભરતખંડમાં મનુષ્યોને કલ્યાણ અને મુક્તિ આપવા સારૂ કલ્પના આરંભથી

ધર્મ, જ્ઞાન અને શાંતિવાળું તપ માંડી બેઠાછે.[૬] હે રાજા! કલાપ ગ્રામમાં રહેનારા મુનિઓથી વીંટાઇને ત્યાં બેઠેલા નારાયણઋષિને નારદજીએ પ્રણામ કરી આજ વાત તેમને પૂછી હતી.[૭] એ આશ્રમમાં ઋષિઓ સાંભળતાં નારાયણ ભગવાને બ્રહ્મવિચાર કહ્યો કે જે બ્રહ્મવિચાર જન લોકમાં રહેનારા સનકાદિકની વચ્ચે થયો હતો.[૮]

નારાયણ કહેછે—હે બ્રહ્માના પુત્ર નારદજી! પૂર્વે જનલોકમાં ત્યાં રહેલા, બ્રહ્માના મનથી ઉત્પન્ન થયેલા અને બાળબ્રહ્મચારી ચાર સનકાદિક વચ્ચે બ્રહ્મસત્ર થયો હતો. (સઘળા સરખા છતાં એકને વક્તા કરી બીજા શ્રોતા થઇને જે બ્રહ્મવિચાર કરે તે બ્રહ્મસત્ર કહેવાયછે).[૯] તમે શ્વેતદ્વીપના ઇશ્વર અનિરૂદ્ધનાં દર્શન કરવા સારૂ શ્વેતદ્વીપમાં ગયા હતા, ત્યારે પછવાડેથી જનલોકમાં આ બ્રહ્મવાદ થયો હતો, કે જેમાં સઘળી શ્રુતિઓનું તાત્પર્ય આવી જાયછે. તમે મને જે પૂછોછો તેજ પ્રશ્ન ત્યાં પણ થયો હતો[૧૦] જો કે ચારે સનકાદિક શાસ્ત્રાભ્યાસ, તપ અને સ્વભાવમાં સરખા છે અને જેઓને પોતાના શત્રુઓ અને ત્રાહિત સરખા છે એવા છે, તોપણ તેઓએ શ્રવણના કૌતુકને લીધે પોતામાંથી એકને વક્તા ઠેરાવ્યા અને બીજા શ્રોતા થયા.[૧૧]

વક્તા થયેલા સનંદન કહેછે—પોતે સરજેલા આ જગતનો પ્રલયના સમયમાં પોતામાં સંહાર કરીને યોગ કરવાને લીધે જાણે શક્તિઓની સાથે સૂતા હોય એમ જણાતા સગુણ ઈશ્વરને સૃષ્ટિના આરંભમાં તેમના પ્રથમ નિઃશ્વાસથી ઉત્પન્ન થયેલી શ્રુતિઓ તેમનું પ્રતિપાદન કરનારાં વાક્યોથી જગાડવા લાગી.[૧૨] જેમ સૂતેલા ચક્રવર્ત્તિ રાજાને તેમની પછવાડે જીવનારા બંદિજનો પરોઢીએ આવીને સારી કીર્ત્તિ ભરેલાં પરાક્રમો જણાવનારાં વચનોથી જગાડેછે, તેમ શ્રુતિઓ ઈશ્વરને નીચે લખેલાં વાક્યોથી જગાડવા લાગી હતી.[૧૩]

શ્રુતિઓ કહેછે—હે અજીત! આપના ઉત્કર્ષને પ્રકટ કરો, પ્રકટ કરો. જેમ વ્યભિચારિણી સ્ત્રી બીજાઓને ઠગવાસારૂ ગુણોનું ગ્રહણ કરેછે, તેમ આનંદાદિકનું આવરણ કરવાસારૂ સત્વાદિક ગુણોનુ ગ્રહણ કરનારી જીવોની અવિદ્યાને હણો. આપને માયા વશ હોવાને લીધે સ્વરૂપથીજ સઘળાં ઐશ્વર્ય પ્રાપ્ત છે, માટે આપમાં દોષ ધરવાની અવિદ્યામાં કાંઇ પણ શક્તિ નથી. આપજ સર્વના અંતર્યામી હોવાથી સર્વની શક્તિને પ્રકટતા આપનાર છો, તેથી જીવો પરતંત્ર હોવાને લીધે તેઓને જ્ઞાનાદિક આપથીજ અપાય એમ છે. અખંડિત જ્ઞાન ઐશ્વર્યાદિક ગુણોવાળા અને કર્મ તથા જ્ઞાનાદિક શક્તિઓને પ્રકટતા આપી જીવોની અવિદ્યાને હણનારા આપજ છો, એવિષયમાં હુ (વેદ)જ પ્રમાણછું. આપ કે જે કોઈ સમયેજ (સૃષ્ટિઆદિના સમયમાંજ) માયાથી ક્રીડા કરનાર છો અને સર્વ કાળમાં તો સત્ય, જ્ઞાન, અનંત અને આનંદમય સ્વરૂપથી રહોછો, તેમનું વેદ પ્રતિપાદન કરેછે.[૧૪] મંત્રોમાં ઇંદ્રાદિકનુ પ્રતિપાદન કરેલું પણ જોવામાં આવેછે, પરંતુ તે ઇંદ્રાદિક સર્વ આપનાંજરૂપછે એમ વિદ્વાનો જાણેછે. કેમકે સર્વનો અપવાદ થતાં આપજ અવશેષ રહોછો, અને ઘટાદિક વિકારની ઉત્પત્તિ અને લય, જેમ માટીમાંજ છે, તેમ સર્વની ઉત્પત્તિ અને લય, સર્વ વિવર્ત્તના અધિષ્ઠાન હોવાથી નિર્વિકાર અને આપમાંજ છે. આપના સ્વરૂપમાં સઘળું જગત્ ભ્રાંતિરૂપજ છે, તેથી જગતની ઉત્પત્તિ અને લય થતાં પણ આપ નિર્વિકારજ રહોછો. આ કારણથી મ ઓ અને મંત્રોના દ્રષ્ટાઓએ મનનું અને વચનનુ તાત્પર્ય આપમાંજ રાખ્યુંછે, પણ ભિન્ન ભિન્ન વિકારોમાં રાખ્યું નથી. જેમ પૃથ્વીપર ફરનાર પ્રાણીઓ પોતાનાં પગલાં માટી, પથરા કે ઇંટ આદિ ગમે તેની ઉપર મૂકે તો પણ તે પગલાં પૃથ્વી ઉપર નહીં મૂકાએલાં થતાં નથી, તેમ મંત્રો ગમે તો ઇંદ્રાદિક વિકારનું પ્રતિપાદન કરે પણ તેથી વાસ્તવિક રીતે આપનુજ પ્રતિપાદન નથી થતું એમ નથી.[૧૫] હે ત્રણ ગુણવાળી માયારૂપ મૃગીને નચાવનાર! હે પરમ! સર્વના કારણરૂપ હોવાથી આપજ પરમાર્થરૂપ છો એમ માનીને

વિવેકીપુરૂષોએ આપની સર્વ લોકના મેલને મ-
ટાડનાર કથારૂપી અમૃતના સમુદ્રનું સેવન કરી
પાપો અને દુઃખોનો ત્યાગ કર્યોછે. આ પ્રમાણે
આપની કથાથીજ જ્યારે પાપ અને દુ ખનો
ત્યાગ થાયછે, ત્યારે સ્વરૂપના સ્ફુરણથીજ અં-
તઃકરણના રાગાદિક અને કાળના જરા આદિ
ગુણોને છોડી દેનારા જે પુરૂષો અખંડ આનં-
દના અનુભવરૂપ આપના સ્વરૂપને સેવેછે તેઓ
પાપ અને દુ ખનો ત્યાગ કરે તેમાં તો શુંજ ક-
હેવું ? ૧૬ મનુષ્યો જે આપનુ ભજન કરે
તોજ તેઓનુ જીવવુ સફળ છે, નહીંતર તો
લુવારની ધમણોની પેઠે તેઓના શ્વાસોશ્વાસ
વ્યર્થ છે. જે આપના પ્રવેશથી સામર્થ્ય મળતાં
મહત્તત્વ અને અહંકારાદિક તત્વોએ આ સ-
મષ્ટિ અને વ્યષ્ટિરૂપ બ્રહ્માંડ સર્જ્યુ છે, તેમનું
ભજન નહી કરનારા કૃતઘ્ન લોકોને તો કામા-
દિક ફળ પણ પ્રાપ્ત થતું નથી. અન્નમય, પ્રા-
ણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય
એ પાંચ કોશ કે જેઓ દેહ, પ્રાણ, મન, બુદ્ધિ
અને અજ્ઞાનરૂપ કહેવાયછે, તેઓમાં પ્રવેશ કરી
અનુસ્યૂતપણાથી તેઓના સરખા આકારવાળા
જે આપ ચેતના આપોછો, તે આપ વેદમાં એ
કોશોનો ઉપદેશ કરીને સૌથી છેલ્લે જે પરબ્રહ્મ
કહેલછે તે છો. એ કોશોમાં અનુસ્યૂતપણાથી
આપનુ અસંગપણું મટતુ નથી, કેમકે સ્થુળ
સૂક્ષ્મ અન્નમયાદિકના સાક્ષી, એઓનો અપવાદ
થતાં અવશેષ રહેનાર અને સત્ય જે છે તે આપ
છો. બીજનો ચંદ્ર ઝાડની શાખા ઉપર છે એમ
જે કહેવામાં આવેછે, તે જેમ શુદ્ધ ચંદ્રને દેખા-
ડવાસારૂ છે, તેમ એ પાંચ કોશોમાં આપનો જે
અન્વય કર્યોછે તે આપના શુદ્ધ સ્વરૂપને દેખા-
ડવા સારૂ છે.૧૭ ઋષિઓના સંપ્રદાય માર્ગોમાં
સ્થુળ દૃષ્ટિવાળા શર્કરાક્ષના વંશના ઋષિઓ ઉ-
દરમાં મણિપૂરક ચક્રમાં રહેલા બ્રહ્મની ઉપા-
સના કરેછે, અને તેઓથી કાંઇક સૂક્ષ્મદૃષ્ટિવાળા
અરૂણના વંશના ઋષિઓ હૃદય કે જે નાડી-
ઓના પ્રસરણનુ સ્થાનક છે, તેમાં રહેલા આ-
પના કાંઇક સૂક્ષ્મરૂપની ઉપાસના કરેછે. હે અ-
નંત ! આપને જણાવાના સ્થાનકરૂપ સુષુમ્ણા
નાડી મૂલાધારથી માંડી હૃદયમાં આવીને ત્યાંથી
જ્યોતિર્મય બ્રહ્મરંધ્રમાં ગઇ છે, કે જે સુષુમ્ણાને
પામી પાછું આ સંસારમાં આવવું પડતું નથી.
આપનું નિરૂપાધિક સ્વરૂપ ઘણું ગંભીર હો-
વાથી નોખનોખા સંપ્રદાયના ઋષિઓ તે સ્વ-
રૂપને પોહોંચવાસારૂ પ્રથમ સોપાધિક સ્વરૂપોની
ઉપાસના કરેછે.૧૮ આપ સર્વનું ઉપાદાન કા-
રણ હોવાથી સૌથી પેહેલાંજ વર્ત્તમાન છો; તેથી
જો કે પોતે કરેલાં ઊંચ, નીચ અને મધ્યમ દે-
હાદિક સ્થાનકોમાં આપનો મુખ્ય પ્રવેશ થવો
સંભવતો નથી, તોપણ જાણે પેઠા હોય એમ
રહીને તે તે સ્થાનકોનું અનુકરણ કરવાથી ન્યૂ-
નાધિક ભાવે જણાઓછો. અગ્નિ જેમ પોતે તા-
રતમ્યથી રહિત છે,તોપણ કાષ્ઠના અનુસારથી તે તે
કાષ્ઠ જેવો લાંબો, ટુંકો, પાતળો અને સરખો જણાય
છે, તેમઆપપણન્યૂનાધિકપણાથીરહિતછો,તોપણ
તે તે દેહાદિકના અનુસારથી ઉંચ, નીચ અને
મધ્યમ પ્રકારના જણાઓછો. એટલા માટે આ
લોક તથા પરલોકમાં ભોગવવાનાં કર્મફલોથી
રહિત નિર્મળ બુદ્ધિવાળા લોકો એ મિથ્યાભૂત
દેહાદિક કાર્યોમાં આપના સ્વરૂપને સમાન, સત્ય
અને એકરસપણાથી રહેલુ જાણેછે, અને જા-
ણીને ઉપાધિથી થયેલું ન્યૂનાધિકપણુ છોડી
દેતાં તેવા અખંડિત ઐશ્વર્યવાળા સ્વરૂપનીજ
ઉપાસના કરેછે.૧૯ જીવ કે જે પોતાનાં કર્મથી
મેળવેલાં આ મનુષ્યાદિક શરીરોમાં ભોક્તાપ-
ણાથી રહેછે તે, સઘળી શક્તિઓના આશ્રય
અને પરિપૂર્ણ આપના સ્વરૂપભૂતજ છે એમ
કહેછે. કેમકે વાસ્તવિક રીતે કાર્યો અને કારણો
મિથ્યાજ હોવાથી તે જીવને કોઇનું આવરણ
નથી. આ પ્રમાણે જીવના તત્વનો નિર્ણય કરીને
આ નિર્ણય વિના બીજી રીતે પરબ્રહ્મને પ્રાપ્ત
થવાતુ નથી, એમ જાણતા વિદ્વાન લોકો આપનું
ચરણારવિંદ કે જે સંસારની નિવૃત્તિ કરનાર
છે અને જેમાં અર્પણ કરેલાં કર્મો મુક્તિરૂપ ફળ
આપેછે, તેને પરમ વિશ્વાસપૂર્વક અર્ચન અને
વંદનાદિકથી સેવેછે. મર્ત્ય લોકમાં એમ કહ્યુંજ

[illegible]છે. અવિદ્યા, કામ અને કર્મોથી જન્મ મરણ પામતો જીવ પણ બ્રહ્મજ છે એમ લક્ષણાથી સમજાઇને જ્યારે જીવને પણ વાસ્તવિક રીતે દેહાદિક ઉપાધિથી થયેલા દોષનો સંબંધ નથી એમ નિશ્ચય થાયછે; ત્યારે આપના સ્વરૂપમાં તે દોષનો સંબંધ તો કેમજ હોય? મીમાંસક લોકો કહેછે કે 'જીવ કે જે યજમાન થઈને યજ્ઞ કરવામાં ઉપયોગી થાયછે, તેનાં શ્રુતિઓએ ઇશ્વરપણું આરોપીને માત્ર વખાણજ કર્યાંછે,' પણ એ વાત ખોટી છે, કેમકે આપના અવતારોનું ચરણભજન કરવાથી અંતઃકરણ શુદ્ધ થઈને જીવને સાક્ષાત્ પોતાનુ પરમાત્માપણુજ સમજવામાં આવેછે એમ અમારો સિદ્ધાંત છે.[૨૦] હે ઇશ્વર! ભક્તિ એ તો એક અલ્પ સાધન છે એમ કહેવું અત્યંત અયોગ્યજ છે. કેમકે આપનું તત્વ કે જે જાણવું કઠણ છે તેને જણાવવાને માટે આપ જે અવતાર ધરોછો તે અવતારના ચરિત્રરૂપી મોટા અમૃતસાગરમાં નાહાવાથી શ્રમરહિત થયેલા કેટલાએક વિરલા પુરૂષો મોક્ષને પણ ઇચ્છતા નથી, ત્યારે ઇંદ્રપદાદિક સુખને તો કેમજ ઈચ્છે? આપના ચરણકમળમાં હંસની પેઠે રમતા ભક્ત લોકોના સંગથી શ્રવણ કીર્ત્તનાદિક સુખમાં મગ્ન થઇને એ લોકો પોતાના ઘર આદિ સુખને પણ છોડી દેછે, ત્યારે પરલોકનાં સુખો કે જેઓ જન્માંતરમાં પ્રાપ્ત થાય એવાં છે તેઓની તો શીજ વાત કરવી? ભક્તિ એ મુક્તિ કરતાં પણ અધિક છે એમ અમો પોતેજ કહીએ છીએ.[૨૧] તમારી સેવામાં ઉપયોગી આ શરીરાત્મા, સુહૃદ્ અને પ્રિયની પેઠે સ્વાધીન છતાં અને તમે સન્મુખ, હિતરૂપ, પ્રિય અને આત્મારૂપ હોવાથી સુખસેવ્ય છતાં પણ દેહાદિકને લડાવવાથી પ્રમાદમાં પડેલા લોકો અર્ચનાદિકથી તમારૂં સેવન કરતા નથી, એ મોટા ખેદની વાતછે. દેહાદિકને લડાવવાની વાસના ધરાવનારા લોકો નીચા નીચા અવતાર પામીને મહાભયરૂપ સંસારમાં ભટકયા કરેછે, માટે એઓ પોતાને હાથેજ પોતાને હણનારા છે.[૨૨] પ્રાણ, મન અને ઇંદ્રિયોને નિયમમાં રાખી દૃઢ યોગ કરનારા મુનિઓ હૃદયમાં જે તમારા તત્વની ઉપાસના કરેછે, તે તત્વને શત્રુઓ પણ માત્ર સ્મરણથીજ પામી ગયા છે, અને સ્ત્રીઓ કે જેઓ મોટા સર્પ સરખા લાંબા તમારા ભુજદંડમાં કામદેવથી આસક્તિ ધરાવનારી હતી તેઓ પણ પામી ગઇ છે. તમારા ચરણારવિંદને સારી રીતે ધરનારી અમો કે જેઓ તમારા દેશ, કાળ અને વસ્તુના પરિચ્છેદથી રહિત સ્વરૂપને જોઇએ છીએ તેઓના ઉપર પણ, તમે જેવી એ મુનિઓ, શત્રુઓ અને સ્ત્રીઓ ઉપર દયા રાખોછો તેવી દયા રાખોછો. તમારા સ્મરણનો પ્રભાવ એવો છે કે જે યોગીઓ હૃદયમાં તમારી ઉપાસના કરેછે, જે અમો તમને અપરિચ્છિન્ન જોઇએ છીએ, જેઓ કામદેવથી તમારા પરિચ્છિન્ન સ્વરૂપનું ધ્યાન કરેછે અને જેઓ દ્વેષથી તમારા પરિચ્છિન્ન સ્વરૂપનું ધ્યાન કરેછે, તે સઘળાંઓને તમારી પ્રાપ્તી કરાવેછે.[૨૩] આ જગતમાં જેની પછવાડે સઘળા દેવગણો ઉત્પન્ન થયાછે, તે અનાદિસિદ્ધ આપને, પાછળથી ઉત્પત્તિ અને નાશવાળો કયો પુરૂષ જાણી શકે? પાછળથી ઉત્પન્ન થયેલા, દેહાદિક ઉપાધિઓએ ઘણા અંતરમાં નાખી દીધેલા અને કાળને લીધે મલિન સત્વવાળા જીવોને તમારૂ સ્વરૂપ જાણવાનુ સામર્થ્ય નથી. તેમ પ્રલયનો સમય કે જેમાં ઘણુ અંતર રહેતું નથી તેમાં પણ જ્ઞાનનાં સાધનો નહી હોવાથી જીવોને તમારૂં સ્વરૂપ જાણવાનું સામર્થ્ય રહેતુ નથી. કેમકે જ્યારે તમે સર્વનો સંહાર કરીને પોઢોછો ત્યારે આકાશાદિક સ્થુળ પદાર્થ, મહત્તત્વાદિક સૂક્ષ્મ પદાર્થ, એ બન્નેમાંથી ઉત્પન્ન થયેલું શરીર, તેના કારણરૂપ કાળની વિષમતા, કાંઇ ઇંદ્રિય પ્રાણાદિક અને તેને જણાવનારૂં શાસ્ત્ર પણ રહેતુ નથી; એટલા માટે તમનેજ એક શરણરૂપ કરી શ્રવણ અને કીર્ત્તનાદિક ભક્તિ કરવી એજ સુગમ ઉપાય છે.[૨૪] ઉપદેશ કરનારાઓને પણ ઘણો શ્રમ થઈ ગયોછે તેથી પણ જ્ઞાન મળવું સુગમ રહ્યું નથી. કેટલાએક (વૈશેષિકાદિક લોકો) કહેછે કે આ જગત કે જે પ્રથમ કાંઇ હતુંજ નહીં તે ઉત્પન્ન થયુંછે. કે-

લાએક (યોગશાસ્ત્રવાળા લોકો ) કહેછે કે જીવમાં બ્રહ્મપણુ છેજ નહી, પણ યોગ કરવાને લીધે પાછળથી ઉત્પન્ન થાયછે. કેટલાએક ( નૈયાયિક લોકો) કહેછે કે છ ઇંદ્રિયો, છ પ્રકારનાં ઇંદ્રિયોનાં જ્ઞાન, છ વિષયો, સુખ, દુ:ખ અને શરીર એ એકવીશ પ્રકારનાં દુ ખનો નાશ થાય એજ મોક્ષ છે. કેટલાએક ( સાંખ્યાદિક લોકો ) કહેછે કે જીવ અને પરમાત્મા ભિન્ન ભિન્ન છે. વળી કેટલાએક (મીમાંસક લોકો) કહેછે કે કર્મનાં ફળો સત્ય છે આ સઘળા લોકો કેવળ ભ્રાંતિથીજ ઉપદેશ કરેછે પણ સાચી વાત સમજીને ઉપદેશ કરતા નથી. કેમકે એ સઘળાં મતો અમારા સિદ્ધાંતથી વિરૂદ્ધ છે વાસ્તવિક રીતે આત્મા જો ત્રિગુણમય હોય તો એ લોકોનુ કહેવું સાચુ થાય, પણ આત્મા ત્રિગુણમય છે એવી ખોટી સમજણથી જે કાંઈ ભેદાદિક કલ્પાએલ છે તે કલ્પના તમારા સ્વરૂપને નહી જાણવાથીજ ઉઠેલીછે. તમારા સ્વરૂપમાં અજ્ઞાનનો લેશ પણ નથી, કેમકે અજ્ઞાનથી પર, અજ્ઞાનના સંગથી રહિત અને જ્ઞાનઘન આપના સ્વરૂપમાં અજ્ઞાન સંભવતુ જ નથી વાસ્તવિક રીતે અજ્ઞાન પણ એક કલ્પિત પદાર્થછે [૨૫] માત્ર મનથીજ ઉત્પન્ન થયેલુ આ ત્રિગુણાત્મક જગત મિથ્યા છતાં પણ આપ કે જે તે જગતની કલ્પનાનુ અધિષ્ઠાન છો તેની સત્તાથી સાચા જેવુ જણાયછે.આ વાત એકલા પાંચ ભૌતિક પદાર્થનેજ લાગુ પડે છે એમ નથી, પણ વાસ્તવિક રીતે જીવની તમારાથી ભિન્ન સત્તાની પ્રતીતિ પણ માત્ર મનથીજ થયેલી છે. આત્મજ્ઞાની લોકો આ સઘળા ભોક્તા અને ભોગ્યરૂપ જગતને અધિષ્ઠાનરૂપ આત્માની સત્તાથીજ સત્તાવાળુ જાણેછે, પણ આત્માથી ભિન્ન સત્તાવાળુ જાણતા નથી કેમકે સુવર્ણના વિકારરૂપ કુંડલાદિક પદાર્થો સુવર્ણરૂપજ છે, એટલા માટે સુવર્ણની ઇચ્છાવાળા લોકો તે પદાર્થોને છોડી દેતા નથી, પણ સુવર્ણથી ભિન્ન જાણીને નથી છોડતા એમ નથી એટલા માટે તમે કરેલું આ જગત અને તેમાં પેઠેલો પુરૂષ (વ્યષ્ટિરૂપે જીવ) પણ તમારૂંજ સ્વરૂપ છે એવો નિશ્ચય કરેલોછે. આ મિથ્યાભૂત જગતમાં જે સત્તા અને સ્ફુરણ દેખાયછે, તે તમારાંજ સત્તા અને સ્ફુરણછે.[૨૬] 'બ્રહ્મ સત્ય, જ્ઞાન અને અનંતછે. અહીં ભિન્ન ભિન્ન કાંઇ નથી. જે પુરૂષ ભેદ દૃષ્ટિ રાખે તેજન્મ મરણ પામ્યાકરેછે.' ઇત્યાદિક અભિપ્રાયવાળી શ્રુતિઓ એવા પરમાત્માનુ પ્રતિપાદન કરેછે, માટે પરમાત્માને જાણવા સેહેલાછે તો ભક્તિનુ શુ પ્રયોજનછે એમ સમજવુ નહી, કેમકે તમને સર્વ પદાર્થોમાં રહેલા જાણી જે પુરૂષો તમારૂં સેવન કરેછે તેઓજ મૃત્યુનો તિરસ્કાર કરી મૃત્યુના માથાપર પગ મૂકીને મુક્તિ પામેછે. તમારી ભક્તિથી વિમુખ લોકો તો વિદ્વાન હોય તોપણ તેઓને તમે વેદવાણીથી પશુઓની પેઠે બાંધી લ્યોછો. તમારામાં પ્રેમ રાખનારા લોકો અવશ્ય પોતાને અને બીજાઓને પવિત્ર કરેછે, પણ વિમુખ લોકો તો પોતાને પણ પવિત્ર કરી શકતા નથી ત્યારે બીજાઓની શીજ વાત કરવી? જો કે બ્રહ્મ અપરોક્ષ છે, તેથી તેનુ જ્ઞાન અપરોક્ષજ થાયછે, તોપણ સંશય અને વિપરીત સમજણથી તિરસ્કાર થવાને લીધે મલિન ચિત્તવાળા પુરૂષોને પરોક્ષ જેવુ જ્ઞાન થાય અને તે સંસારરૂપી અપરોક્ષ ભ્રાંતિને મટાડવામાં સમર્થ થાયજ નહી. તમારી સેવાથી સારીરીતે નિર્મળ થયેલા ચિત્તવાળાઓને તો તમારી કૃપાથી અપરોક્ષ જ્ઞાન મળતાં યત્ન વગરજ મુક્તિ હસ્તગત થાયછે [૨૭] તમે પોતે ઇંદ્રિયો રહિત છતાંજ સર્વ પ્રાણીઓની ઇંદ્રિયોની શક્તિઓને પ્રવર્તાવનાર છો. તમારી જ્ઞાનશક્તિ સ્વત સિદ્ધ હોવાથી તમને ઇંદ્રિયોની અપેક્ષા નથી. જેમ કિંકરલોકોપોતાની સ્ત્રીઓસહિત, સ્વામીની સેવા કરેછે, તેમ ઇંદ્રાદિક દેવ અને તેઓના પૂજ્ય બ્રહ્માદિક પણ પોતાની અવિદ્યાસહિત, તમારી સેવા કરેછે, અને જેમ ખંડપતિ રાજાઓ પોતાની પ્રજાઓએ આપેલા કરો ભોગવતાં ચક્રવર્તિ રાજાને કર આપેછે, તેમ એ દેવતાઓ પોતે મનુષ્યોએ આપેલાં બલિદાન ભોગવતાં, તમે જે જે કામમાં તેઓને જોડેલા છે તે તે કામ કરવારૂપ કર તમને તમારાથી ભય

પામીને આવ્યા કરેછે. તમે કે જે કાળસ્વરૂપ છો, તેની બીકથીજ વાયુ વાય છે, સૂર્ય ઉગેછે, અગ્નિ બાળેછે, ઇંદ્ર વૃષ્ટિ કરેછે અને મૃત્યુ સમયસર સૌને પેહોચી જાયછે.[૨૮] હે નિત્યમુક્ત! તમે કે જે માયાથી અત્યંત દૂરછો તેમનો જ્યારે માયાની સાથે માત્ર કિંચિત્ સામું જેવારૂપ વિહાર થાયછે, ત્યારે તમારી દૃષ્ટિથીજ પ્રકટ થયેલાં કર્મો અથવા કર્મોવાળાં લિંગશરીરોથી જોડાએલા સ્થાવર જંગમ જાતિના દેહવાળા જીવો ઉત્પન્ન થાયછે. ઉંચ નીચ પ્રકારની વિષમ સૃષ્ટિ થવામાં વચ્ચમાં તે તે જીવોનાં પ્રાચીન કર્મોને નિમિત્તભૂત ન માનીએતો તમે કે જે વાણી અને મનના અગોચર હોવાથી શૂન્ય સરખાપણાને ધરનાર આકાશની પેઠે સર્વને સમાન અને પરમદયાળુ છો તેમાંથી વિષમ સૃષ્ટિ થવી સંભવતી નથી, કેમકે તમારે કોઈ પોતાનો કે કોઇ પરાયો સંભવેજ નહી. તમે ઇંદ્રિયોને પ્રવર્ત્તાવનાર છો અને જીવલોકો ઇંદ્રિયોને પરતંત્ર છે, તેથી જેમ તમારૂં ભજન કરવું યોગ્યછે, તેમ આ પ્રમાણે જીવલોકો તમથી ઉત્પન્ન થયેલા હોવાને લીધે પણ તેઓએ તમારૂં ભજન કરવુ યોગ્ય છે.[૨૯] કેટલાએક માનેછે કે "અવિદ્યારૂપ ઉપાધિને લીધે ઇશ્વરથી નોખા પડીને જન્મમરણ પામ્યા કરતા જીવો કે જેઓ ઇશ્વરના અંશ છે તેઓએ જન્મમરણથી છૂટવાને માટે ભજન કરવુ યોગ્ય છે એમ જે કહ્યું તે ઘટતુ નથી, કેમકે જો અવિદ્યા એક હોય તો જીવ પણ એક હોવાનેલીધે એકની મુક્તિ થતાં સર્વને મુક્તિથવી જોઇએ, અને અવિદ્યા અનેક હોય તો જીવોપણ અનંત હોવાનેલીધે ઇશ્વરના એક અંશને મુક્તિ થતાં પણ બીજા અંશને મુક્તિ નહી થવાથી કોઇ દિવસે સઘળે અંશે ઈશ્વર મુક્ત થતોજ નથી એમ માનવુ પડેછે, માટે અવિદ્યાથી નહી પણ વાસ્તવિક રીતે જીવ અનંત છે અને અનંતપણું સ્વીકારીને પણ જો તે જીવોને અણુ માનીએ તો તેઓનુ ચૈતન્ય આખા દેહમાં વ્યાપ્ત થવુ નહીં જોઈએ, અને જીવને દેહ જેવડા માનીએ તો પોતે અવયવવાળા પદાર્થો હોવાથી તે જીવોનું અનિત્યપણું માનવું પડેછે; માટે જીવ અનંત, સર્વવ્યાપક અને નિત્ય છે." આ વિષયમાં તેઓ ભૂલ કરેછે, કેમકે અવિદ્યાઓનું અથવા અવિદ્યાની શક્તિઓનુ અનેકપણુ સ્વીકારીએ એટલે તે અનેક ઉપાધિઓથી અનંત જીવ સિદ્ધ થતાં બંધ અને મોક્ષની વ્યવસ્થામાં કશી અડચણ આવતી નથી. જેમકે એક ઘડો ફૂટી જાય એટલે એક ઘટાકાશ મહાકાશરૂપ થઇ ગયુ, પણ સઘળાં ઘટાકાશ મહાકાશરૂપ થતાં નથી. વળી અવિદ્યાને અનેક માનતાં પણ 'ઈશ્વર સઘળે અંશે કોઇ દિવસે મુક્ત થતોજ નથી,' એ દોષ આવતો નથી; કેમકે ઇશ્વર એ મહાકાશની પેઠે અખંડરૂપ છે તેથી જેમ ઘટાકાશોમાં રજ અને ધુમાદિક દેખાતાં પણ મહાકાશને તેમાંનુ કાંઇપણ નથી, તેમ અવિદ્યારૂપ ઉપાધિઓમાં રહેલા જીવોમાં બંધ દેખાય તોપણ ઇશ્વરને તેમાંનું કાંઈ નથી. વાસ્તવિક રીતે ઘટાકાશને પણ જેમ રજ કે ધુમાદિકનો કાંઈ સ્પર્શ નથી તેમ જીવને પણ બંધનો સ્પર્શ નથી, ત્યારે મહાકાશ સરખા ઈશ્વરને તો ક્યાંથીજ હોય? સિદ્ધાંતમાં બંધ અને મોક્ષ એ બન્ને, સ્વરૂપમાં કલ્પિત છે માટે કશો દોષ આવેજ નહી. મહાકાશ જેમ સ્વરૂપથી સર્વમાં એકજ છે તેમ ઇશ્વરપણ સ્વરૂપથી સર્વમાં એકજ છે, અને સ્વરૂપભૂત ચૈતન્યને લઇનેજ સર્વ જીવોની એકતા કહેવાયછે. હે અવિનાશી! જીવ અનંત, સર્વવ્યાપક અને નિત્ય છે, એ પક્ષ અમારા સિદ્ધાંતથી વિરૂદ્ધ છે; કેમકે જીવ જો વાસ્તવિકરીતે અનંત, તે રૂપથીજ નિત્ય અને સર્વવ્યાપક માનીએ, તો નિત્ય અને સર્વવ્યાપકપણાથી તેઓ તમારા જેવાજ થઇ રહ્યા અને તમારી આજ્ઞામાં રહેવા લાયક રહ્યાજ નહી, તેથી તેઓનુ નિયમન (પોતાની આજ્ઞામાં રાખવુ) તમારાથી થાયજ નહીં. અને જો એમ ન માનીએ તો તેઓનું તમારા નિયમમાં રહેનારપણું ઘટેછે. એ ઘટના આ રીતે થાયછે કે, જે વસ્તુ ઉપાધિનેલીધે જે પદાર્થના વિકારરૂપ થયેલ હોય તે પદાર્થ તે વસ્તુનો નિયામક હોવોજ જોઇએ; કેમકે અનુ

સ્યુત રહેલો તે પદાર્થ કારણપણાથી તે વસ્તુને છોડતોજ નથી. આપના સ્વરૂપવિષે આવા 'જે' અને 'તે' શબ્દો કરતાં વધારે કાંઇ કહી શકાય એમ નથી; કેમકે જેઓ બ્રહ્મને જાણીએ છીએ એમ કહેછે તેઓ બ્રહ્મને જાણતાજ નથી. કારણ કે પરબ્રહ્મને કદી પણ જ્ઞાનનો વિષય થાયજ નહીં. જે જાણવામાં આવે તે દૃષ્ટ એટલે અનાત્મ પદાર્થ છે એમ શાસ્ત્રનો સિદ્ધાંત છે. એક એવી કથા છે કે વેદાંતશાસ્ત્ર ભણીને ગુરૂને ઘેરથી પુત્ર આવતાં તેના પિતાએ તેને પૂછ્યું કે 'બ્રહ્મને તે જાણ્યુ કે નહીં?' ત્યારે પુત્રે અનુત્તરથીજ તેનો ઉત્તર આપ્યો. શબ્દોની પ્રવૃત્તિનાં કારણરૂપ જાતિ અને ગુણાદિક કાંઇપણ પરબ્રહ્મમાં નહીં હોવાનેલીધે કાંઇપણ ન બોલતાં માત્ર મુખની કાંતિ આદિક ઉપરથીજ 'મને બ્રહ્મનો અનુભવ થયોછો' એમ પુત્રે સૂચવ્યું હતુ. આ ઉપરથી તેનો પિતાપણ ચુપ થઇ ગયો અને જાણી ગયો કે પુત્રને યથાર્થ બ્રહ્મજ્ઞાન થયુ છે" પરમાત્મામાંથી જીવો જન્મ્યાછે માટે પરમાત્મા નિયતા અને જીવો નિયમ્ય છે એમ કહ્યું. તેમાં કેટલાએક શંકા કરેછે કે "ત્યારે તો જીવ અનિત્ય થઇજવાને લીધે પ્રતિદિવસે કરેલાં કર્મો નાશ પામેછે અને નહી કરેલાં કર્મો ઉત્પન્ન થાયછે એમ માનવુ પડશે, અને એમ માનતાં મોક્ષ એટલે જીવના સ્વરૂપની હાનિજ એમ સિદ્ધ થાયછે. પણ આ વાત સિદ્ધાંતથી વિરૂદ્ધ જાયછે; કેમકે સ્વયંપ્રકાશ આનંદરૂપ આત્માને અવિદ્યાએ કરેલો અનર્થ મટે એજ મોક્ષ છે એમ સિદ્ધાંતમાં સ્વીકારેલું છે," આ શંકા ઠીક નથી, કેમકે વાસ્તાવકરીતે જીવ જન્મતા નથી પણ ઉપાધિના જન્મથીજ જન્મેછે વાસ્તવિક રીતે જીવોનુ જન્મવુ ઘટતુ નથી, તે આ રીતે કે પ્રકૃતિ જીવરૂપે થતી હોયતો જીવ જડ હોવા જોઇએ, અને પરમાત્મા જીવરૂપે થતા હોયતો પરમાત્મામાં વિકારીપણું પ્રાપ્ત થાય છે.પ્રકૃતિ અને પરમાત્મા બન્ને જીવરૂપે થાયછે,એ પક્ષ પણ ઉપરનાં કારણોથીજ સંભવતો નથી. વળી પ્રકૃતિ અને પરમાત્મા એ બન્ને અજન્મા હોવાથી તેઓનો જીવરૂપે જન્મ થવો સંભવેજ નહીં. માટે આત્મામાં પ્રકૃતિનો અધ્યાસ અને પ્રકૃતિમાં આત્માનો અધ્યાસ એમ પરસ્પરાધ્યાસ થવાથી પ્રાણાદિક ઉપાધિવાળા જીવ જન્મેછે; જેમ એકલા જળથી કે એકલા પવનથી પરપોટા થતા નથી પણ બન્ને મળવાથી થાયછે; તેમ પ્રકૃતિ અને આત્માનો પરસ્પર અધ્યાસ થવાથી જીવ થાયછે. (દેહોઽહમ્) દેહ હું છું એ સ્થળમાં દેહને ચૈતન્યરૂપ માનવામાં આવેછે, એ પ્રકૃતિમાં આત્માનો અધ્યાસ અને એ વાક્યનેજ ઉલટાવતાં અહંદેહ. હું દેહ છું એ સ્થળમાં હું એટલે ચૈતન્યરૂપ આત્મામાં દેહરૂપ જડ પ્રકૃતિનો અધ્યાસ સ્પષ્ટ દેખાયછે.) આ પ્રકૃતિ અને પુરૂષમાં પ્રકૃતિ નિમિત્ત કારણ છે અને પુરૂષ ઉપાદાન કારણ છે. પુરૂષને ઉપાદાન કારણ માનવામાં વિકારીપણુ પ્રાપ્ત થતુ નથી; કેમકે પરિણામવાદનો નહી, પણ વિવર્ત્તવાદનો સિદ્ધાંતમાં સ્વીકાર છે. (જેમ રજ્જુમાં સર્પ જે દેખાયછે તે રજ્જુનો પરિણામ નથી પણ વિવર્ત્ત છે, તેમ કેવળ આત્મામાં સૃષ્ટિ આદિક જે દેખાય છે, તે આત્માનો પરિણામ નથી પણ વિવર્ત્ત છે.) આ પ્રમાણે ઉપાધિના જન્મથીજ જીવનો જન્મ છે પણ વાસ્તવિક રીતે નથી એમ સિદ્ધ થયુ. તેમજ ઉપાધિનો લય થતાં જીવોનો પરમાત્મામાં લય થાય છે તેથી પણ એ વાત સિદ્ધ થાયછે. જીવો અનેક પ્રકારની કાર્યરૂપ ઉપાધિઓની સાથે તમારામાં લીન થાયછે એવો અમારો સિદ્ધાંત છે. તેમાં સુષુપ્તિ અને પ્રલયમાં જે લય થાયછે, તે મધમાં સર્વ રસોનો લય થવા જેવો છે; કેમકે જેમ મધમાં સઘળાં પુષ્પના રસો વિશેષપણે નથી દેખાતા તોપણ સામાન્યપણે દેખાયછે, તેમ સુષુપ્તિ અને પ્રલયમાં આપમાં લય પામેલા જીવો જો કે વિશેષરૂપે રહેતા નથી તોપણ તેઓનુ કારણશરીર (અજ્ઞાન) રહેવાથી સામાન્યરૂપે રહેછે. અને મુક્તિમાં તો તમારા નિરૂપાધિક સ્વરૂપમાં જે લય થાયછે તે સમુદ્રમાં નદીઓનો લય થવા જેવો છે કેમકે સમુદ્રમાં

નદીઓનો લય થતાં જેમ તેઓ નામરૂપથી મુક્ત થાયછે તેમ મુક્તિદશામાં તમારામાં લય થતાં કારણશરીરનો પણ લય થવાથી જીવો નામરૂપથી અત્યંત રહિત થાયછે.[૩૧] આ જીવોમાં તમારી માયાથી તમારા સ્વરૂપમાંથી જન્મીને કર્મ કરતાં પાછું તેમાંજ લીન થવારૂપ પરિભ્રમણ કે જેમાં વારવાર જન્મ મરણ થયા કરેછે તેને જાણી સુબુદ્ધિવાન્ પુરૂષો તમે કે જે ભવને નિવૃત્ત કરનાર છો તેમનું નિરંતર સેવન કરેછે. તમારૂં સેવન કરનારાઓને સંસારનો ભય કેમજ થાય? કેમકે જેઓના તમે રક્ષક નથી તેઓનેજ તમારી ભ્રકુટિરૂપ કાળ વારવાર જન્મ મરણાદિકનો ભય આપ્યા કરેછે.[૩૨]

હે અજન્મા! એવું સેવન મનનો નિગ્રહ થવાથી થાય, અને મનનો નિગ્રહ ગુરૂનું શરણ લેવાથી થાય છે. અત્યંત ચંચળ મનરૂપી ઘોડો કે જે ઇંદ્રિય અને પ્રાણને જીતનારાઓથી પણ વશ કરી શકાયો નથી તેને જે પુરૂષો ગુરૂનાં ચરણનો આશ્રય લીધા વિના નિયમમાં લેવાને યત્ન કરેછે તેઓ ઉપાયોમાં મુંઝાઈ જઇ સેંકડો દુઃખથી વ્યાકુળ થઇને આ સંસારરૂપી સમુદ્રમાંજ રહેછે. જે વેપારીઓ વાહાણ ચલાવનારાને રાખે નહી તેઓને સમુદ્રમાંજ રહેવું પડે[૩૩] જે પુરૂષ તમારૂં સેવન કરેછે તેને સર્વ સુખોના સ્થાનકરૂપ આપ છતાં સ્વજન, પુત્ર, દેહ, સ્ત્રી, ધન, ઘર, પ્રાણ અને રથ કે જેઓ મનુષ્યોને આત્માથી અતિ તુચ્છ છે તેઓનો શો ઉપયોગ છે? આવી રીતના સાચા પરમાર્થ સુખને નહીં જાણતા અને તેથીજ સ્ત્રીનીસાથે મળીને મિથ્યા સુખમાં પ્રવૃત્તિ કરતા લોકોને પોતાથીજ વિનાશી અને નિસ્સાર આ સંસારમાં કયો પદાર્થ આનંદ આપેછે? કોઈપણ આપતો નથી. માટે તમારૂં ભજન કરવુંજ યોગ્ય છે[૩૪] નિરહંકાર અને હૃદયમાં તમારા ચરણારવિંદનેજ રાખનારા ઋષિઓ જો કે તેઓનાંજ ચરણનાં જળ પાપનો નાશ કરનારાં છે, તોપણ પૃથ્વીમાં તમારા ભજનરૂપ મોટું પુણ્ય કરનારા મહાત્માઓના આશ્રમોને અને અત્યંત પવિત્ર તીર્થ તથા ક્ષેત્રોને સેવેછે પણ પુરૂષનાં વિવેકાદિકને હરનારાં ઘરોને સેવતા નથી ગુરૂના ઉપદેશથી તત્વ સમજી અને સારાસારના વિવેકથી સર્વમાં વૈરાગ્ય પામી મહાત્માઓના સંગથી તેજ તત્વને ઉત્તમ યુક્તિઓથી સારી રીતે ધારવાસારૂ મહાત્માઓના આશ્રમોનું, તીર્થોનું અને ક્ષેત્રોનું સેવન કરેછે તમે કે જે નિત્ય સુખરૂપ આત્મા છો તેમાં એકવાર પણ જે પુરૂષો મન ધરેછે તેઓ પણ ઘર આદિમાં આસક્ત થતા નથી ત્યારે એવા પુરૂષો તો કેમજ આસક્ત થાય?[૩૫] " आम्नायास्य क्रियार्थत्वादानर्थक्यमनदर्थानां तस्मादनित्यमुच्यते। એ પૂર્વમીમાંસાના સૂત્રમા એવી શંકા ઉઠાવીછે કે સઘળા વેદનો અભિપ્રાય કર્મ કરાવવા ઉપર છે એવો સિદ્ધાંત માનીશું તો વેદનાં કેટલાંએક વાક્યોમાં કર્મ કરાવવાની વાત નથી તો તે વાક્યોને વ્યર્થ ગણવાં પડશે. એટલામાટે વેદનાં સઘળાં વાક્યો કર્મ કરાવવાસારૂજ છે એ વાત નિયત રહેતી નથી. પછી એ શંકાનું સમાધાન કર્યુંછે કે तद्भूतानां क्रियार्थेन समन्वयोर्थस्यतन्निमित्तत्वात्। જે વાક્યોમાં કર્મ કરાવવાનો અર્થ નથી તે વાક્યોને કર્મ કરાવવાના અર્થવાળાં વાક્યોની સાથે જોડી દેવાં, કારણ કે પેટાના વાક્યાર્થો મુખ્ય વાક્યાર્થને માટેજ હોવા જોઇએ. કેમકે ' वायुर्वै क्षेपिष्ठादेवता। વાયુ મોટા વેગવાળો દેવ છે ' એ વાક્યમાં કર્મ કરાવવાની વાત નથી આવતી પણ તે વાક્યને ' वायव्यश्वेतमालभेत। વાયુદેવને માટે ધોળા પશુને મારવો. ' એ વાક્યની સાથે જોડી દેવું. અર્થાત્ આ કર્મ કરાવવાનાં વાક્યમાં જે વાયુદેવ લખેલ છે તેનું સ્વરૂપાદિક બતાવવાને માટેજ પેહેલું વાક્ય છે એમ સમજવું. આમ કરવાથી, સઘળાં વેદવાક્યો કર્મને લાગુ પડેછે. આ પ્રમાણે ઉપનિષદોનાં વાક્યો પણ યજમાનને ઇશ્વર ઠરાવી તેનાં વખાણ કરવાને માટેજ છે, પણ નિર્વિશેષ બ્રહ્મનું પ્રતિપાદન કરવાને માટે નથી એમ માનવું યોગ્ય છે મીમાંસા સૂત્રના તંત્રવાર્તિક કરનારાએ પણ લખ્યું છે કે ' एतन क्रत्वर्थकर्तृप्रतिपादनेनोपनिषदा नैराकांक्ष्यं व्याख्यातं '। પ્રમાણે

અંગભૂત જે યજમાન છે તેની સ્તુતિ કરવાથી ઉપનિષદો સાર્થક થાયછે, અર્થાત્ કર્મ કરાવવાને લાગુ પડેછે." એમ મીમાંસક લોકો કહેછે પણ એ વાત યથાર્થ નથી કેમકે 'બ્રહ્મ એકજ અને અદ્વિતીય છે બ્રહ્મ વિજ્ઞાન અને આનંદરૂપ છે. બ્રહ્મ ચક્ષુરહિત અને શ્રોત્રરહિત છે.' ઇત્યાદિક અર્થવાળાં ઉપનિષદોનાં વચનો યજમાનથી વિપરીત સ્વરૂપવાળા આત્માનું પ્રતિપાદન કરેછે યજમાન કદી પણ એકજ, અદ્વિતીય, વિજ્ઞાનરૂપ, આનંદરૂપ, ચક્ષુરહિત અને શ્રોત્રરહિત હોયજ નહી. આવો અદ્વિતીય પરમાનંદરૂપે જે આત્મા છે તે યજ્ઞનાં અંગરૂપ ઘટેજ નહીં વાસ્તવિક જોઇએ તો તંત્રવાર્તિક કરનારાને એ(આત્મા યજ્ઞના અંગરૂપ છે) એ વાત સંમત નથી. કેમકે सर्वत्रैवहिविज्ञानं संस्कारत्वेन गम्यते । पराङ्गं चात्मविज्ञानादन्यत्रेत्यवधार्यताम्॥ આત્મજ્ઞાન વિના બીજા સર્વ સ્થળમાં જે કાંઇ જ્ઞાન છે તે વાસનારૂપ છે અને પરાયુ અંગ છે એમ જણાયછે એમ વાર્તિકકારે પોતેજ લખ્યુ છે આવા મનનને માટેજ મુનિઓ તીર્થક્ષેત્રાદિકમાં ફરેછે એમ અમોએ કહ્યુંછે જોદ્વૈત સત્ય હોય તો કદાચ ઉપનિષદો યજમાનની સ્તુતિ કરેછે એમ કહી શકાય, પરંતુ દ્વૈતની સત્યતાજ સંભવતી નથી એમ આ પ્રમાણે શંકા અને સમાધાનોથી નિશ્ચય કરવો—**શંકા** આ જગત્ સત્ય છે* કારણકે સત્ય વસ્તુમાંથી (બ્રહ્મમાંથી) ઉત્પન્ન થયુ છે, જે, જે વસ્તુમાંથી ઉત્પન્ન થયું હોય તે, તેરૂપજ જોવામાં આવેછે જેમકે સુવર્ણમાંથી ઉત્પન્ન થયેલુ કુંડળ સુવર્ણરૂપજ છે. **સમાધાન**—આમ કરીને તમે જગતનો સત્યથી અભેદ સિદ્ધ કરવા માગોછો, પણ તે સિદ્ધ કરવામાં તમે જે કારણ બતાવ્યુ તે અભેદથી વિરૂદ્ધ જાયછે, કેમકે સત્યમાંથી ઉત્પન્ન થયુંછે એમ કહેતાંજ સત્યથી નોખુ પડ્યુ એવો અર્થ પ્રતીત થાયછે. સત્યથી જે નોખું પડે તે અસત્યજ ઠરેછે. **શંકા**—અમો અભેદ સિદ્ધ કરવા માગતા નથી પણ ભેદનો નિષેધ કરવા માગીએ છીએ, તે આ રીતે કે આ જગત્ સત્યથી ભિન્ન નથી, કારણકે સત્યથી થયુ છે. જે, જેથી થયુ હોય તે, તેથી ભિન્ન હોતું નથી. જેમકે સુવર્ણથી થયેલું કુંડળ સુવર્ણથી ભિન્ન નથી. જ્યારે ભેદનો નિષેધ કરવો હોય ત્યારે કઈ કઇ વસ્તુનો ભેદ નથી એમ બતાવવાને માટે તે વસ્તુઓનાં નામ આપવાંજ પડે છે. નામ આપ્યાવિના ભેદના અભાવનુ જ્ઞાન થતુ નથી, માટે જગત્ અને સત્ય એ બે વસ્તુનાં નામ આપ્યાં છે. આવી રીતે ભેદનો નિષેધ કરવાથી અભેદનોજ ફલિતાર્થ થાયછે **સમાધાન**—'જે, જેથી ઉત્પન્ન થયુ હોય તે, તેથી ભિન્ન હોતુ નથી' એ વાત નિયત રહેતી નથી, કેમકે પિતાથી થયેલો પુત્ર પિતાથી ભિન્ન હોયછે, અને મુદ્‌ગરથી થયેલો ઘટનો ધ્વંસ મુદ્‌ગરથી ભિન્ન હોયછે. **શંકા**—જે વસ્તુ જે ઉપાદાનથી+ થયેલ હોય તે વસ્તુ તે ઉપાદાનથી ભિન્ન હોતી નથી એ વાત નિયતજ છે કુંડળ એ સુવર્ણરૂપ ઉપાદાન કારણથી થયેલછે, માટે સુવર્ણથી ભિન્ન હોતુ નથી. પિતા અને મુદ્‌ગર એ કાંઇ પુત્રનું અને ઘટના ધ્વંસનુ ઉપાદાન કારણ નથી પણ નિમિત્ત કારણછે, માટે અમારા કહેવામાં કશો બાધ આવતો નથી. **સમાધાન**—જે વસ્તુ જે ઉપાદાનથી થયેલ હોય તે વસ્તુ તે ઉપાદાનથી ભિન્ન હોતી નથી એ વાત પણ નિયત રહેતી નથી, કેમકે રજ્જુરૂપ ઉપાદાનથી થયેલો સર્પ રજ્જુથી ભિન્નજ હોયછે રજ્જુ સત્ય હોયછે અને સર્પ મિથ્યા હોયછે સર્પ સત્ય હોય તો કુંડળનો જેમ બાધ થતો નથી તેમ સર્પનો બાધ ન થવો જોઈએ **શંકા**—રજ્જુથી થયેલા સર્પમાં એકલી રજ્જુજ કાંઇ ઉપાદાન કારણ હોતી નથી, પરંતુ અજ્ઞાન પણ તેની સાથે ઉપાદાન કારણ

---

* પક્ષ, સાધ્ય, હેતુ, વ્યાપ્તિ અને દષ્ટાંત એ પાંચ અવયવો દરેક અનુમાનમા જોઇએ તે પ્રમાણે આ અનુમાનમા 'જગત્' પક્ષ છે 'સત્યપણુ' સાધ્ય છે જે, જેમાથી ઉત્પન્ન થયુ હોય તે, તે રૂપજ જોવામા આવે છે' એ વ્યાપ્તિ છે, અને 'સુવર્ણમાથા ઉત્પન્ન થયેલુ કુંડળ સુવર્ણ રૂપજ છે' એ દષ્ટાંત છે.

\+ જે કારણ કાર્યની સાથે આવેછે તે ઉપાદાન કારણ કહેવાયછે જેમકે ઘડાને લેતા માટી પણ સાથે આવે છે માટે માટી ઘડાનુ ઉપાદાન કારણ છે.

હોયછે; તો આવાં ઉપાદાન કારણથી થયેલી વસ્તુનું મિથ્યાપણું ઘટેછે, પણ જગત્ તો એકલા સત્યરૂપ ઉપાદાન કારણથી થયેલ છે માટે જગતનુ મિથ્યાપણુ ઘટતુ નથી. સમાધાન–જગત્ પણ સત્ય (બ્રહ્મ) અને તેની સાથે રહેલ અજ્ઞાનરૂપ ઉપાદાન કારણથી થયેલછે માટે રજ્જુ–સર્પની પેઠેજ હોવાથી સત્ય ઠરતું નથી શંકા–ત્યારે બીજા પ્રકારના અનુમાનથી અમે જગતને સત્ય ઠરાવીએ છીએ, જેમકે આ જગત્ સત્ય (સાચુ) છે, કારણકે તેથી કામ થાયછે. જે સાચુ ન હોય તેથી કામ થતું નથી. જેમ છીપમાં મનાએલુ રૂપું સાચું નથી તો તેથી કામ થતું નથી સમાધાન-કામ એટલે વ્યવહાર તો ભ્રમથી સાચા માનેલા પદાર્થથી પણ થાયછે. ખોટા રૂપીઆથી પણ કોઈ સમયે વ્યવહાર થતો જોવામાં આવેછે માટે સાચાથીજ કામ થાયછે એ વાત નિયત રહેતી નથી. વ્યવહારને માટે અમે પણ ભ્રમથી કલ્પાએલું જગત્ માનીએ છીએ શંકા-જે વસ્તુ એક ઠેકાણે સાચી હોય તેનો બીજે ઠેકાણે આરોપ થાય એ ભ્રમ કહેવાયછે જેમકે સર્પ એક ઠેકાણે સાચો છે તેનો રજ્જુમાં જે આરોપ થાયછે તે ભ્રમ છે આ પ્રમાણે બ્રહ્મમાં જગતનો ભ્રમ થયો હોય તો એક ઠેકાણે જગત્ સાચુ હોવુજ જોઈએ આકાશનું પુષ્પ અત્યંત અસત્ છે તો તેનો બીજામાં આરોપ થતો નથી, તે પ્રમાણે જગત્ અત્યંત અસત્ હોય તો તેનો બ્રહ્મમાં આરોપ નહી થવો જોઇએ એ આરોપ થયોછે એમ તમે માનોછો તો જગત્ અત્યંત અસત્ નહી પણ એક ઠેકાણે સાચું છે એમ ઠર્યું માટે તમારૂં અદ્વૈત સિદ્ધ થયુ નહી સમાધાન–ભ્રમ, સંસ્કારથી ઉત્પન્ન થાય છે અને તે ભ્રમમાં સંસ્કારની સિદ્ધિને માટે વસ્તુની માત્ર પૂર્વ પ્રતીતિની જરૂર છે, પણ તેમાં તે વસ્તુની સત્યતા હોવાની કશી જરૂર નથી જે પુરૂષે સાચુ ખારેકડીનુ ઝાડ ન દીઠુ હોય અને માત્ર બાજીગરે બનાવેલુ ખોટુ ખારેકડીનુ ઝાડ દીઠું હોય તે પુરૂષને પણ ખજુરીના ઝાડમાં ખારેકડીની ભ્રાંતિ થાયછે માટે ભ્રમમાં પૂર્વદૃષ્ટ વસ્તુની સત્યતા હોવાની કશી જરૂર નથી અનાદિકાળથી મિથ્યા જગતની પ્રતીતિ ચાલીજ આવેછે એ તો અમે પણ માનીએછીએ, માટે અનાદિપણાનેલીધે પેહેલા પેહેલા ભ્રમથી દીઠેલા જગતનો ઉત્તરોત્તર આરોપ થવો સંભવિત છે. જગતની પ્રતીતિ છે અને વાસ્તવિક રીતે સત્યતા નથી માટે તેની સત્તા બ્રહ્મથી વ્યતિરિક્ત નથી તેથી અદ્વૈત સિદ્ધજ છે, અને કામકાજનો વ્યવહાર તો *અંધપરંપરાની રીતે પણ સિદ્ધ થાયછે તેથી જગતની સત્યતાને (તેથી કામ થાયછે) એ હેતુ સિદ્ધ કરી શકતો નથી માટે નકામો છે શંકા–'ચાતુર્માસ્યનામનો યજ્ઞ જે કરે તેનું પુણ્ય અક્ષય થાયછે' ઇત્યાદિક અર્થવાળાં વાકયોથી વેદ કર્મફળોની સત્યતાનુ પ્રતિપાદન કરેછે માટે દ્વૈત સત્યજ છે એમ જણાયછે. સમાધાન–કર્મનાં ફળો નિત્ય છે એવો કાંઈ વેદનો અભિપ્રાય નથી પણ કર્મનાં ફળોને વખાણવાનો વેદનો અભિપ્રાય છે, તેથી વખાણને માટે 'અક્ષય' ઈત્યાદિક શબ્દો તેમાં મૂકેલાછે જે સ્વતંત્ર વાકયોનથી પણ વિધિવાકયોના પેટાનાં અર્થવાદ વાકયો છે તેઓની એવી વ્યવસ્થા થાયછે. કર્મનાં ફળો નિત્ય છે એવો વેદનો અભિપ્રાય હોય તો 'જેમ અહીં ખેડવા આદિથી કરેલો પદાર્થ ખૂટી જાયછે તેમ પરલોકમાં પુણ્યથી મેળવેલુ સુખ પણ ખૂટી જાયછે' એમ પોતેજ વેદ પાછળથી કેમ

* એક આંધળાએ કોઇ દેખતા માણસ પાસેથી ભૂતની વાત સાભળી હતી પછી કોઇ દિવસે પક્ષીઓ ઝાડને હલાવતા તેનો ખડખડાટ સાભળી પ્રથમના સંસ્કારનેલીધે ભૂતનુ સ્મરણ આવતા ધ્રુજી ગયેલા તે આંધળાએ તે ઝાડમા ભૂત કલ્પીને બીજા આંધળા પાસે વાત કરી કે આ ઝાડના ભૂત રહેછે બીજાએ વળી ત્રીજા આંધળાપાસે અને ત્રીજાએ વળી ચોથા આંધળાપાસે એ વાત કરી એમ થવાથી ભૂતના વેહેમ ચાલતા એક ડાહ્યા માણસે આંધળા પાસેથી એ વાત સાંભળીને પૂછ્યુ કે તારા સાભળવામા આ વાત કયાથી આવી? તે આંધળાએ કહ્યું કે મેં ફલાણા આંધળા પાસેથી સાભળી વળી તેણે કયાથી સાભળી એમ પૂછતા તેણે પણ ફલાણા આંધળા પાસેથી સાંભળી એમ જણાવ્યુ એમ થતા છેવટ એ આંધળાનીજ કલ્પેલા અપ્રમાણ વાત છે એવો ડાહ્યા માણસે નિશ્ચય કર્યો. આ અંધપરંપરાન્યાય કહેવાયછે.

કહે ! કર્મની શ્રદ્ધાના ભારથી દબાઈને જેઓની બુદ્ધિ મંદ પડી ગઈ હોયછે તેઓને વેદવાણી ગૌણી અને લક્ષણા આદિ પોતાની વૃત્તિઓમાં ગુંચવી નાંખીને ભમાવી દેછે તેથી તેઓ વેદનાં વાક્યોનું વાસ્તવિક તાત્પર્ય નહી સમજતાં કર્મનાં ફળોને અવિનાશી માની બેસેછે, અને વેદનુ તાત્પર્ય વાસ્તવિક રીતે અદ્વૈત અને તેનાં સાધનભૂત અંતઃકરણશુદ્ધિ આદિ ઉપર છે તે સમજતા નથી.[૩૫] આ જગત સૃષ્ટિથી પેહેલાં હતું નહી અને પ્રલય થયા પછી રહેશે નહી, એટલામાટે વચમાં પણ તમે કે જે કેવળ છો તેમાં મિથ્યારૂપેજ દેખાયછે એવો નિશ્ચય છે. અને એટલામાટેજ માટી, સોનું અને લોઢું આદિ દ્રવ્યોના ઘટ, કુંડળ અને કોદાળી આદિ ભેદોના પ્રકાર સરખુ જગત કહેવાયછે જેમ ઘટ, કુંડળ અને કોદાળી આદિ બનેલા આકારો નામ માત્રજ છે અને તેનાં કારણોરૂપ માટી, સોનુ અને લોઢુ આદિજ સત્ય છે, તેમ આકાશાદિક કાર્યો નામ માત્રજ છે અને તેઓનુ કારણ પરબ્રહ્મજ સત્ય છે એમ અમો સ્પષ્ટ કહીએ છીએ આ પ્રમાણે આ જગતની સત્યતા વિષે કાંઇ પ્રમાણ નથી અને મિથ્યાપણાવિષે પ્રમાણો છે. માટે વ્યર્થ અને માત્ર મનનાજ વિલાસરૂપ આ જગતને જેઓ સત્ય જાણે છે તેઓ મૂર્ખ છે. આ વિષયમાં આવું અનુમાન કરવું કે જગત સત્ય નથી, કારણ કે આદિ તથા અંતમાં તે હોતુ નથી, વિકારી છે અને દૃશ્ય છે જે આદિ અંતમાં ન હોય, વિકારી હોય અને દૃશ્ય હોય તે સત્ય હોતુ નથી. જેમકે છીપમાં મનાએલુ રૂપુ આદિ તથા અંતમાં નથી, વિકારી છે અને દૃશ્ય છે માટે સત્ય નથી જે વસ્તુ આદિ તથા અંતમાં રહેતી હોય, નિર્વિકાર હોય અને અદૃશ્ય હોય તે અસત્ય હોતી નથી જેમ કે આત્મા જગતના આદિ તથા અંતમાં રહેછે, નિર્વિકારછે અને અદૃશ્ય છે, માટે અસત્ય નથી.[૩૭] શંકા—જ્યારે જગત એ કાંઇ વસ્તુજ નથી ત્યારે તે મિથ્યા જગતથી ચૈતન્યને સંબંધનો લેશ પણ નથી એમ સિદ્ધ થયુ. અને જ્યારે એમ છે ત્યારે જીવનો શો અપરાધ છે ! કે જેથી જીવ જન્મમરણ પામ્યા કરેછે, અને ઇશ્વરનુ શું પુણ્ય છે ! જેથી તે નિત્યમુક્તછે. તથા કર્મકાંડ કોને લાગુ પડેછે? સમાધાન—જીવ માયાને લીધે અવિદ્યાનું આલિંગન કરેછે, તેથી દેહ તથા ઇંદ્રિયાદિકને પોતારૂપ માનેછે, માનીને દેહ તથા ઇંદ્રિયાદિકના ધર્મોથી જોડાયછે, અને જોડાઇને આનંદાદિક ગુણ ઢંકાઈ જતાં જન્મમરણ પામેછે. અને તમે કે જે નિત્ય પ્રાપ્ત ઐશ્વર્યવાળા, અપાર ઐશ્વર્યવાળા અને આઠ સિદ્ધિઓ યુક્ત પરમ ઐશ્વર્યમાં બિરાજમાન છો તે તો, સર્પ જેમ પોતામાં રહેલી કાંચળીને પણ સારી સમજતો નથી તેમ પોતામાં રહેલી માયાને પણ સારી માનતા નથી, તેથી નિત્યમુક્ત છો, આ કારણથી સઘળુ કર્મકાંડ, ઉપર કહેલા જીવનેજ લાગુ પડેછે.[૩૮] હે ભગવાન ! જે સંન્યાસીઓ હૃદયમાં રહેલી કામની વાસનાઓને ઉખેડી નાંખતા નથી તો તે દુષ્ટ સંન્યાસીઓને તમે હૃદયમાં રહ્યા છતાં પણ મળતા નથી, જેમકે ભૂલાએલો કંઠનો મણિ કંઠમાં રહ્યા છતાં પણ મળતો નથી, એવા સંન્યાસીઓને તમે મળતા નથી એટલુજ નહી પણ તે પેટભરાઓને આ લોક તથા પરલોકમાં દુઃખજ રહેછે. લોકોને રાજી રાખવા અને ધન મેળવવુ ઇત્યાદિક ક્લેશ મટતા નથી અને ભોગના વૈભવ લોકોમાં પ્રકટ થઇ જવાની બીક પણ રહેછે તેથી આ લોકમાં દુઃખ છે તમારા સ્વરૂપની પ્રાપ્તિ નહી થવાને લીધે આશ્રમધર્મ કે જે અવિદ્યાવાળાએ અવશ્ય પાળવો જોઇએ તેનુ ઉલ્લંઘન થવાથી નરકમાં પડવું પડે, એ પરલોકમાં પણ દુઃખ છે[૩૯] જેને તમારૂ જ્ઞાન થયુ હોય તે પુરૂષ, તમારાથી પ્રકટ થયેલાં પોતાનાં પ્રાચીન પુણ્યપાપોનાં ફળરૂપ સુખ દુઃખોના સંબંધોને મનમાં ધારતો નથી અને તે સમયમાં દેહાભિમાનીઓને લાગુ પડનારાં વિધિનિષેધનાં વચનોને પણ મનમાં લેતો નથી. દેહાભિમાન મટી જવાનેલીધે કાર્ય કે અકાર્યનો સંબંધ નહીં રહેવાથી તે પુરૂષ વિધિનિષેધનો અધિકારી રહેતો નથી. હે સર્વ

ઐશ્વર્યવાળા ! પ્રત્યેક યુગમાં ચાલેલા સારા સ-પ્રદાયોના અનુસારે જે મનુષ્યો પ્રત્યેક દિવસે શ્રવણ કરીને ચિત્તમાં તમને ધરેછે તેઓને પણ તમે મોક્ષગતિરૂપ થાઓછો, એટલે તેઓને પણ જ્યારે વિધિનિષેધનો બાધ રહેતો નથી ત્યારે ત-ત્વજ્ઞાનીઓને તો કર્મના અધિકારની શંકા પણ ક્યાંથીજ હોય ? પરંતુ યોગના ઢોંગથી જેઓ વિષયના લાલચુ રહેછે, તેઓને તો આ લોકમાં તથા પરલોકમાં પણ દુ ખ છે.[૪૦] તમે કે જેના સ્વરૂપમાં, આકાશમાં રજના કણોની પેઠે કાળ-ચક્રને લીધે ઉત્તરોત્તર દશ દશ ગણાં આવરણો-વાળા બ્રહ્માંડોના સમૂહો સઘળા સાથેજ ફર્યા કરેછે તેમના અંતને બ્રહ્માદિક પણ પામ્યા ન-થી, કારણ કે જે કાંઈ વસ્તુ અંતવાળી છે તે ત મે નથી. બ્રહ્માદિક પામ્યા નથી એટલુંજ નહી પણ અનંતપણું હોવાનેલીધે તમે પણ તમારા અંતને જાણતા કે પામતા નથી. આટલાથી કાં-ઈ તમારૂ સર્વજ્ઞપણુ અને સર્વશક્તિમાનપણુ મટી જાયછે એમ નથી. જેમ સસલાનાં શીંગ-ડાંને નહી જાણવાથી સર્વજ્ઞપણુ મટતુ નથી અને સસલાનું શીંગડુ નહી મળવાથી સર્વ શક્તિવાળાપણુ મટતુ નથી; કારણ કે સસલા-નું શીંગડુ હોતુજ નથી. તેમ તમારો અંત કે જે છેજ નહીં તેને નહી જાણવાથી કે નહીં પામવાથી તમારા સર્વજ્ઞપણાને કે સર્વશક્તિમા-નપણાને કશો બાધ આવતો નથી. આ પ્રમાણે છે માટે શ્રુતિઓ તાત્પર્યવૃત્તિથી તમને લાગુ પડે છેપણ સાક્ષાત્ કહી શકતી નથી, સગુણ સ્વરૂપના ગુણ અનંત છે અને નિર્ગુણ સ્વરૂપને વાણી પોહોચી શકે નહી તેથી તમારૂ સંપૂર્ણ અને સાક્ષાત નિરૂપણ થઇ શકતુ નથી બ્રહ્મ જાડું નથી, પાતળુ નથી, બ્રહ્મને ઇંદ્રિયો નથી, જે દૃશ્ય પદાર્થ છે તે બ્રહ્મ નથી ઇત્યાદિક પ્રકા-રથી અનાત્મ પદાર્થોનો નિષેધ કરી તે દ્વારા અંતે તમનેજ શ્રુતિઓ લાગુપડેછે, કેમકે અવ-ધિ વગર નિષેધ કરવો સંભવતો નથી માટે નિ-ષેધના અવધિરૂપ જે તમે છો તેમાં શ્રુતિઓનો ચરિતાર્થ ઉતરેછે. નિષેધને અંતે જે વસ્તુ રહે તે નિષેધનો અધિ કહેવાયછે. તમે વાણી કે મ-નના વિષય નથી તેથી અવિષયપણારૂપેજ તમા-રૂ જ્ઞાન થાયછે માટે તમારૂ જ્ઞાન થવુ કઠણ ક-હેવાયછે. અને એવી રીતે જે તમને જાણેછે તે પુરૂષ સુખદુ ખને મનમાં ધરતો નથી અને વિ-ધિનિષેધનો પણ અધિકારી રહેતો નથી એમ અમે કહ્યુ છે.[૪૧]

નારાયણ કહેછે—આત્માનું સ્વરૂપ જાણીને જીવન્મુક્ત થયેલા સનકાદિકોએ એ પ્રમાણે આ બ્રહ્મનિરૂપણ સાંભળીને પછી સનંદ-નની પૂજા કરી.[૪૨] સૃષ્ટિમાં પ્રથમ ઉત્પ-ન્ન થયેલા, આકાશ માર્ગમાં ચાલનાર અને મહાત્મા સનકાદિકોએ આ પ્રમાણે સર્વ શ્રુતિઓના જુના રહસ્યનુ તાત્પર્ય કાઢયુ હતુ [૪૩] હે બ્રહ્માના પુત્ર નારદજી ! તમે પણ આ બ્રહ્મનિરૂપણ કે જે મનુષ્યોની વાસનાઓને બા-ળનાર છે તેને શ્રદ્ધાથી મનમાં ધરી જ્યાં ઈ-ચ્છા હોય ત્યાં પૃથ્વીમાં ફરો.[૪૪]

શુકદેવજી કહેછે—આ પ્રમાણે નારાયણઋ-ષિએ કહેલા બ્રહ્મનિરૂપણનુ શ્રદ્ધાથી ગ્રહણ કરી પૂર્ણકામ થયેલા, તે ઉપદેશને મનમાં ધરતાઅને નૈષ્ઠિક બ્રહ્મચારી નારદજીએ આ પ્રમાણે કહ્યું.[૪૫]

નારદજી કહેછે—નિર્મળ કીર્ત્તિવાળા જે શ્રી-કૃષ્ણ ભગવાન સર્વ પ્રાણીઓને મુક્તિ આપવા સારૂ મનોહર અવતારો ધરેછે તે રૂપ આપને પ્રણામ કરૂ છુ.[૪૬]

શુકદેવજી કહેછે—એ પ્રમાણે આદિ મુનિ નારાયણને અને તેમના મહાત્મા શિષ્યોને પ્રણા-મ કરી પછી નારદજી ત્યાંથી મારા પિતા વેદ-વ્યાસ કે જેમનુ વીર્ય અરણિમાં પડતાં હુ ઉ-ત્પન્ન થયેલ છું તેમના આશ્રમમાં આવ્યા.(આ પછી પ્રથમ સ્કંધમાં કહેલી નારદજી અને વેદ-વ્યાસના સમાગમની કથા મેળવી લેવી )[૪૭]વેદ-વ્યાસે સત્કાર કરેલા અને તેમણે આપેલા આ-સનપર બેઠેલા નારદજીએ પોતે જે નારાયણના મુખથી સાંભળ્યું હતું તે વેદવ્યાસની પાસે ક-હી સંભળાવ્યુ.[૪૮] હે રાજા ! તમે જે અમને પૂછ્યું હતું તે સઘળું તમને કહી સંભળાવ્યું કે

જે રીતે પરબ્રહ્મ નિર્દેશ કરવાને અશક્ય અને નિર્ગુણ છતાં પણ તેમાં શ્રુતિઓની પ્રવૃત્તિ થાયછે.[૪૯] ×અખંડ સ્વરૂપસ્થિતિથી માયાનો નિરાસ કરનાર અને ભય મટાડનાર તે ભગવાનનું નિરંતરધ્યાન કરવું, કે જે ભગવાન પોતામાં સૂતેલા જીવોને સર્વ પુરૂષાર્થોની સિદ્ધિને માટે સૃષ્ટિ સ્થિતિ તથા પ્રલયાદિક પ્રાપ્ત કરવાનો વિચાર કરનાર છે, જે આ જગતના આદિ મધ્ય અને અંતમાં વર્તનાર છે, માયા અને પુરૂષનું પણ જે ઉપાદાન કારણ છે, જેણે આ જગતને સજી જીવની સાથે પ્રવેશ કરીને જીવને ભોગ દેવાસારૂ નોખનોખાં શરીરો કર્યાછે, જીવને ભોગ આપતાં શરીરોને જે પાળે છે અને પ્રણામાદિકથી ઉપાસના કરનાર જીવ જેને પામીને,જેમસુષુપ્તિમાં સૂતેલો પુરૂષ શરીરને છોડી દેછે+ તેમ દેહાદિકરૂપ અવિદ્યાને છોડી દેછે.[૫૦]

योऽस्योत्प्रेक्षक आदिमध्यनिधने योऽव्यक्तजीवेश्वरो यःसृष्ट्वेदमनुप्रविश्य ऋषिणा चक्रे पुरःशास्तिताः॥ यं संपद्य जहात्यजामनुशयी सुप्तः कुलायं यथा तं कैवल्यनिरस्तयोनिमभयं ध्यायेदजस्रं हरिम्।५०।

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમ સ્કંધનો 'વેદસ્તુતિ' નામનો સત્યાશીમો અધ્યાય સંપૂર્ણ

---

## અધ્યાય ૮૮ મો.*

### વિષ્ણુના ભક્તને મોક્ષ મળેછે અને બીજા દેવના ભકતને એશ્વર્ય મળેછે.

राजोवाच.

देवासुरमनुष्येषु ये भजंत्यशिवं शिवम्। प्रायस्ते धनिनो भोजा न तु लक्ष्म्याः पतिं हरिम्१

×પરીક્ષિત રાજા પૂછેછે—દેવ, અસુર અને મનુષ્યોમાં જે લોકો, શિવ કે જેમણે ભોગસુખોનો તિરસ્કાર કરેલછે તેમને ભજેછે, તેઓ ઘણું કરીને ધનવાન્ અને ભોગ ભોગવનારા થાયછે, અને જેઓ, વિષ્ણુ કે જે લક્ષ્મીના પતિ છે તેમને ભજેછે તેઓ ધનવાન્ અને ભોગ ભોગવનારા થતા નથી આ વિષયનું કારણ જાણવાને ઇચ્છીએ છીએ. શિવ અને વિષ્ણુ કે જેઓ નિર્ધનપણા અને ધનવાનપણાને લીધે વિરૂદ્ધ સ્વભાવવાળા છે તેઓને ભજનારાઓની સ્થિતિ વિરૂદ્ધ થાયછે, એટલે શિવને ભજનારા ધનવાન્ થાય છે અને વિષ્ણુને ભજનારા નિર્ધન થાયછે, એ વિષયમાં અમને મોટો સંદેહ છે.[૧-૨]

શુકદેવજી કહેછે—ઈશ્વર કે જે માયારૂપ ઉપાધિવાળા હોવાને લીધે નિરંતર ગુણોથી વીંટાએલાછે તેમમાંજ બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ ત્રણ સ્વરૂપ છે વૈકારિક, તૈજસ અને તામસ એ ત્રણે પ્રકારનો અહંકાર કે જેનાંથી અગિયાર ઇન્દ્રિયો અનેપાંચ મહાભૂતરૂપસોળ+વિકાર થયાછેતે એ કે એ બ્રહ્મા વિષ્ણુ અને શિવ એ ત્રણે દેવમાં રહ્યાંછે, તોપણ બ્રહ્મામાં રજોગુણના અંશ વધારેછે, વિષ્ણુમાં સત્વગુણના અંશ વધારેછે અને શિવમાં તમોગુણના અંશ વધારેછે, માટે જે પુરૂષ જે ગુણના વધારાવાળા દેવને ભજેછે, તે પુરૂષ તે ગુણને લગતી સઘળી વિભૂતિઓને પામેછે.[૩-૪] આ પ્રમાણે જો કે વિષ્ણુને ભજવાથી સત્વગુણને લગતી વિભૂતીઓ મળેછે, તોપણ તેમને ભજવાથી પરિણામે નિર્ગુણ થવાયછે. કારણ કે સત્વગુણનો શાંતિરૂપ સ્વભાવ હોવાને લીધે વિષ્ણુ, માયાથી થયેલાં દેહાદિકથી અલગ રહીને સાક્ષીરૂપે સર્વને જાણનાર હોવાથી નિર્ગુણજ છે.[૫] તમારા દાદા યુધિષ્ઠિર રાજાએ પોતાના અશ્વમેધ યજ્ઞો પૂરા થયા પછી ભગવાન પાસેથી ધર્મસંબંધી વિષયોનું શ્રવણ કરતાં ભગવાનને આ

× સઘળા વસ્તુતત્વના અર્થનો સંગ્રહ કરીને તેનું સ્મરણ કરાવેછે

+ સુષુપ્તિવાળા માણસને બીજાઓ શરીરવાળો દેખે પણ સુષુપ્તિવાળો માણસ પોતે પોતાને શરીરવાળો દેખે નહી તેમ જીવન્મુક્તને પણ બીજાઓ શરીરવાળો દેખે પણ જીવન્મુક્ત પોતે પોતાને શરીરવાળો દેખે નહી

* આ અઠ્યાશીમા અધ્યાયમા વિષ્ણુના ભક્તને મોક્ષ મળે છે અને બીજા દેવના ભક્તને ઐશ્વર્ય મળેછે, એ કથા કહેવામાં આવશે.

× વિષ્ણુ ભજનારાઓના ભવના ફેરાને મટાડેછે એમ વેદસ્તુતિના છેલ્લા શ્લોકમા કહ્યું તે વિષે પરીક્ષિતરાજા પૂછેછે

+ ઇંદ્રિયો અને તેઓના દેવતાઓને અભિન્ન લેખીને સોળ વિકાર કહ્યાછે.

વાત પૂછી હતી.[૬] પ્રભુ ભગવાન કે જે મનુષ્યોનુ કલ્યાણ કરવાસારૂ યદુકુળમાં અવતર્યા હતા, તેમણે શ્રવણ કરવાની ઇચ્છા રાખનાર યુધિષ્ઠિર રાજાને પ્રસન્ન થઇને આ પ્રમાણે ઉત્તર આપ્યો હતો[૭]

ભગવાન કહેછે–જે મારો ભક્ત વિષયોને છોડી દેવાની ઇચ્છા કરતો હોય તોપણ વાસનાની પ્રબળતાથી છોડી શકતો ન હોય અને ભોગવતાં મુંઝાતો હોય તેના ઉપર અનુગ્રહ કરવાસારૂ હુ ધીરે ધીરે તેના ધનને હરીલઉ છું. પછી તે નિર્ધન અને બહુજ દુઃખી જેવો જણાતાં તેના સબધીઓ તેને છોડી દેછે[૮] એ ભક્ત પાછો બધુઓના અનુગ્રહથી ધન મેળવવાના ઉદ્યોગ કરે પણ મારા અનુગ્રહથી જ્યારે તેના ઉદ્યોગ વ્યર્થ જાય અને તેમ થતાં જ્યારે પ્રબળ વૈરાગ્ય થાય ત્યારે તે ભક્ત બીજા મારા ભક્તોની સાથે મિત્રતા કરે એટલે પછી તેના ઉપર હુ પરમ અનુગ્રહ કરૂ છુ.[૯] મારો પરમ અનુગ્રહ એજ થાય કે ચૈતન્યમાત્ર, સત્ય, અનંત અને સૂક્ષ્મપરબ્રહ્મની પ્રાપ્તિ થાય. આ પ્રમાણે હુ કે જેની આરાધના કરવી બહુજ કઠણ છે તેને છોડીને લોકો બીજા દેવતાઓને ભજેછે.[૧૦] પછી બીજા દેવતાઓ કે જેઓ તુરત પ્રસન્ન થાય એવાછે તેઓની પાસેથી રાજ્યલક્ષ્મી પ્રાપ્ત થતાં ઉદ્ધત અને મદોન્મત્ત થયેલા તે લોકો પ્રમાદમાં પડીને પોતાને વરદાન દેનારાઓને ભૂલી જાયછે એટલુજ નહી પણ તેઓનુ અપમાન કરેછે[૧૧]

શુકદેવજી કહેછે–હે પરીક્ષિત રાજા! બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ ત્રણે દેવ શાપ તથા અનુગ્રહ કરવામાં સમર્થ છે તેઓમાં શિવ અને બ્રહ્મા એ બે દેવ પ્રસન્ન પણ તુરત થાયછે અને શાપ પણ તુરત આપેછે, અને વિષ્ણુ તો તુરત પ્રસન્ન પણ થતા નથી અને તુરત શાપપણ દેતા નથી.[૧૨] સદાશિવ વૃકાસુરને વરદાન આપીને પોતે સકટ પામ્યા હતા, એ જુનો ઈતિહાસ આ વિષયમાં કહેવાયછે[૧૩] શકુનિના દીકરા દુર્બુદ્ધિવાન્ વૃકાસુરે માર્ગમાં નારદજીને જોઇને તેમને પુછ્યુ કે ત્રણ દેવમાં તુરત પ્રસન્ન થાય એવો કયો દેવ છે?[૧૪] નારદજીએ કહ્યુ કે "તુ સદાશિવને શરણે જા કે જે સદાશિવ થોડા ગુણથી તુરત પ્રસન્ન થાયછે અને થોડા દોષથી તુરત રીસ કરેછે, આમ કરીશ તો તને તુરત સિદ્ધિ મળશે[૧૫] રાવણ અને બાણાસુર સદાશિવની બદિજનની પેઠે સ્તુતિ કરતા હતા તેઓને પ્રસન્ન થઈને સદાશિવે ભારે ઐશ્વર્ય આપ્યુ હતુ પણ તેમાંથી સદાશિવનેજ ભારે સકટ પ્રાપ્ત થયુ હતુ. (રાવણે કૈલાસ ઉપાડ્યો હતો અને બાણાસુરના ગામની ચોકી કરવા સારૂ સદાશિવને રહેવું પડયું હતુ)"[૧૬] આ પ્રમાણે નારદજીએ કહેતાં તે વૃકાસુર કેદારક્ષેત્રમાં સદાશિવ ઉપર તપ કરવા લાગ્યો. મહાદેવને પ્રસન્ન કરવાસારૂ પોતાના શરીરમાંથી પોતાનું માંસ કાપી કાપીને અગ્નિ કે જે મહાદેવનુ મુખ છે તેમાં હોમવા લાગ્યો[૧૭] આમ કરતાંસાત દિવસ થયા તોપણ મહાદેવે દર્શન નહી દેતાં વૃકાસુરે કાયર થઇને પોતાનુ માથું કે જેના કેશ તે તીર્થમાં નાહાવાથી ભીના હતા તેને પોતાના હથીઆરથી કાપી નાંખવા માંડયુ[૧૮] તે સમયમાં મહાદયાળુ સદાશિવે અગ્નિમાંથી દેહધારી અગ્નિની પેઠે નીકળીને, આપણે જેમ કોઇ મરતો હોય તેને પકડીને વારીએ તેમ વૃકાસુરને પોતાના હાથથી તેના બે હાથ પકડીને વાર્યો. મહાદેવનો સ્પર્શ થતાં વૃકાસુરનો દેહ પાછો સાજો થઇ રહ્યો[૧૯] મહાદેવે તે વૃકાસુરને કહ્યુ કે "હે ભક્ત! થયુ થયું, વરદાન માગ. જે તને જોઇતુ હોય તે આપીશ અહો! હું મારા શરણાગતોને જળના અભિષેકથી પણ પ્રસન્ન થાઉંછુ, માટે તારા દેહનેતું વૃથાપીડાકરેછે"[૨૦] મહાપાપી વૃકાસુરે સદાશિવની પાસેથી લોકોને ત્રાસઆપેએવુ વરદાન માગ્યુ કે "હુ જેનેમાથેહાથ મૂકુ તે મરીજવો જોઈએ"[૨૧] હે રાજા! આ વચન સાંભળી જાણે કચવાએલા હોય એવા સદાશિવે, સર્પને જેમ દૂધ આપે તેમ હસીને તે દૈત્યને તથાસ્તુ એમ બોલીને તેવુ વરદાન આપ્યુ આવુ વરદાન પામીને તે દૈત્યને પાર્વતીનુ હરણું કરવાની ઇચ્છા થઇ. પછી તે વરદાનની પરીક્ષા

લેવાસારૂ તે દૈત્યે મહાદેવને માથેજ પોતાનો હાથ મૂકવાનો આરંભ કર્યો. મહાદેવ પોતાના કામથી પોતેજ બીન્યા દૈત્ય, પછવાડે દોડતાં ત્રાસ પામેલા અને ધ્રુજતા મહાદેવ સ્વર્ગના અને પૃથ્વીના અંતસુધી ભાગ્યા અને દિશાઓમાં ઉત્તરાદિ કોરપણ ગયા.[23-24] ઉપાય નહી જાણવામાં આવતાં સઘળા મોટા દેવતાઓ ચૂપ થઈ રહ્યા પછી અંધકારથી પર અને સુપ્રકાશિત શ્વેતદ્વીપમાં ગયા કે જે દ્વીપમાં શાંત અને સર્વને અભય આપનારા સન્યાસીઓની પરમગતિરૂપ સાક્ષાત્ નારાયણ રહ્યાછે, અને જે દ્વીપમાં ગએલાને પાછો ભવનો ફેરો રહેતો નથી.[25-26] મહાદેવનુ એ દુઃખ જોઈ, કષ્ટને મટાડનાર ભગવાન્ પોતાની યોગમાયાથી બટુક થઇને દૂરથી તે દૈત્યની સામે આવ્યા.[27] મેખળા, મૃગચર્મ, દંડ અને માળાને ધરનાર, તેજથી અગ્નિની પેઠે પ્રકાશતા અને જેના હાથમાં દર્ભ હતા એવા એ બટુકે નમ્રની પેઠે તે દૈત્યનું અભિવાદન કરી આ પ્રમાણે કહ્યું[28]

ભગવાન્ કહેછે–હે શકુનિના પુત્ર ! તમે અવશ્ય થાકી રહેલા જણાઓછો કેટલેક દૂરથી આવ્યા છો? થોડી વાર વિસામો લ્યો, કેમકે આ દેહ સર્વ મનોરથોને આપનાર છે માટે તેને બહુ પરિશ્રમ નહી દેવો જોઇએ.[29] હે સમર્થ! તમારૂ ધારેલુ અમને સંભળાવા યોગ્ય હોય તો તે કહો કેમકે બીજાઓની સંમતિ અને સહાયતા લેવાથી પુરૂષના સ્વાર્થ સિદ્ધથાયછે.[30]

શુકદેવજી કહેછે–આ પ્રમાણે જાણે અમૃત વરસતું હોય એવા વચનથી ભગવાને પૂછતાં જેનો પરિશ્રમ મટીગયો એવા વૃકાસુરે પોતે પ્રથમ કરેલી સઘળી વાત કહી દેખાડી.[31]

ભગવાન્ કહેછે–જો એમ હોય તો અમે મહાદેવના વચનને સાચુ માનતા નથી, કેમકે મહાદેવ તો દક્ષના શાપનેલીધે પિશાચપણુ પામેલછે અને પ્રેત તથા પિશાચોનો રાજા છે.[32] હે દાનવોના ઈંદ્ર ! એ જગતના ગુરૂ કહેવાતા મહાદેવ ઉપર તમને વિશ્વાસ હોય તો તમે પોતાના માથા ઉપર હાથ મૂકીને વચનની પરીક્ષા કરો.[33] હે દાનવોમાં ઉત્તમ! જો કોઇ રીતે પણ મહાદેવનું વચન ખોટું જણાય તો એ ખોટુ બોલનારને મારી નાંખજો કે જેથી ફરીવાર ખોટું ન બોલે.[34]

શુકદેવજી કહેછે–આ પ્રમાણે વિચિત્ર અને સુકોમળ ભગવાનનાં વચનોથી જેની બુદ્ધિ ફરી ગઈ એવા દુર્બુદ્ધિ વૃકાસુરે ભૂલ ખાઈને પોતાનો હાથ પોતાના માથા ઉપર મૂક્યો.[35] મૂકતાંજ જાણે વજ્ર વાગ્યું હોય તેમ માથું ફાટી પડતાં તે દૈત્ય પડીને મરી ગયો.દેવતાઓ 'જય જય, નમો નમ' સારૂ થયુ સારૂ થયુ,' એમ કહેવા લાગ્યા.[36] પાપી વૃકાસુર મરણ પામતાં દેવ, ઋષિ, પિતૃ અને ગંધર્વો ફૂલની વૃષ્ટિ કરવા લાગ્યા. આવી રીતે ભગવાને સદાશિવને સંકટમાંથી છોડાવ્યા.[37] કષ્ટથી મૂકાએલા સદાશિવની પાસે આવીને ભગવાને કહ્યુ કે-" અહો ! હે દેવ ! હે મહાદેવ ! એ પાપી પોતાના પાપથીજ મરીગયો હે ઇશ્વર! કોઇ જીવ બીજા મહાત્માઓનો અપરાધ કરે તો પણ તેનુ કલ્યાણ થાય નહીં, ત્યારે આપ કે જે જગતના ગુરૂ અને ઈશ્વર છો તેના અપરાધ કરનારનુ તો કેમજ કલ્યાણ થાય.[38-39] આ પ્રમાણે વાણી કે મનથી ન પોહોચાય એવી શક્તિઓના સમુદ્રરૂપ અને માયાથી પર સાક્ષાત પરમાત્મા ભગવાને સદાશિવને કષ્ટથી છોડાવ્યાની કથાને જે પુરૂષ કહે અથવા સાંભળે તે પુરૂષ જન્મ મરણથી તથા શત્રુઓથી પણ છુટેછે.[40]

> य एवमव्याकृत शक्त्युदन्वतः
> परस्य साक्षात् परमात्मनो हरेः ।
> गिरित्रमोक्षं कथयेच्छृणोति वा
> विमुच्यते संसृति भिस्तथारिभिः ॥४०॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો અઠયાશીમો અધ્યાય સંપૂર્ણ.

—o—

# અધ્યાય ૮૯ મો.*

## વિષ્ણુની મહત્તા તથા ભગવાને બ્રાહ્મણના પુત્રો આણી આપ્યા.

**શ્રી શુકઉવાચ.**

**सरस्वत्यास्तटे राजन् ऋषयः सत्रमासत ।**
**वितर्कः समभूत्तेषां त्रिष्वधीशेषु को महान् ॥१॥**

શુકદેવજી કહેછે—હે રાજા! સરસ્વતીને કાંઠે ઋષિઓ યજ્ઞ કરવા બેઠા હતા, તેઓને તર્ક ઉત્પન્ન થયો કે "ત્રણ દેવમાં કોણ મોટા હશે?" આ વાત જાણવાની ઇચ્છાથી તેનો નિશ્ચય કરવાસારૂ તેઓએ બ્રહ્માના પુત્ર ભૃગુઋષિને મોકલ્યા. ભૃગુઋષિ બ્રહ્માની સભામાં ગયા.[૧-૨] બ્રહ્માની મહત્તાની પરીક્ષા કરવાસારૂ ભૃગુઋષિ બ્રહ્માને નમ્યા નહીં અને સ્તુતિ પણ કરી નહીં. પોતાના તેજથી પ્રકાશતા બ્રહ્માએ ભૃગુ ઉપર ક્રોધ કર્યો.[૩] પછી બ્રહ્માએ પોતાના મનમાં ઉઠેલા ક્રોધને 'ભૃગુ મારો પુત્ર છે' એમ સમજીને શમાવ્યો. અગ્નિને શાંત કરવામાં જેમ અગ્નિથી ઉત્પન્ન થયેલું જળ કામ આવે તેમ બ્રહ્માનો ક્રોધ શાંત થવામાં ભૃગુનું પુત્રપણું કામ આવ્યું.[૪] પછી ભૃગુઋષિ કૈલાસ પર્વતમાં ગયા. ત્યાં સદાશિવે પ્રેમથી ઉભા થઇને તે પોતાના ભાઇ ભૃગુને મળવાનો આરંભ કર્યો.[૫] 'તું અવળે માર્ગે ચાલનાર છે' એમ કહીને ભૃગુએ સદાશિવને મળવાની ઇચ્છા ન કરી, તેથી સદાશિવને ક્રોધ ચડયો ભયંકર નેત્રવાળા સદાશિવે ત્રિશૂળ ઉપાડીને ભૃગુને મારી નાંખવાનો આરંભ કર્યો.[૬] પાર્વતીએ પગમાં પડીને વચનથી સદાશિવને શાંત કર્યા. પછી વૈકુંઠલોક કે જેમાં વિષ્ણુદેવ રહેછે ત્યાં ભૃગુઋષિ ગયા.[૭] લક્ષ્મીના ખોળામાં વિષ્ણુ સૂતા હતા ત્યાં તેમની છાતીમાં ભૃગુએ પાટુ મારી. સત્પુરૂષોના શરણરૂપ ભગવાન, લક્ષ્મીજીની સાથે જાગી પોતાના શયનમાંથી ઉતરીને મસ્તકથી ભૃગુને પગે લાગ્યા. ભગવાને કહ્યું કે—"હે મહારાજ! તમે ભલે આવ્યા. થોડીવાર આ આસનપર બેસો. હે પ્રભુ! તમારા પધારવાને અમો નહીં જાણતા હતા તેથી અમારા ઉપર આપે ક્ષમા કરવી જોઇએ.[૮-૯] હે બાપ! હે મોટા મુનિ! તમારા પગ તો બહુજ સુકોમળ છે તે મારી છાતીમાં વાગવાથી દુઃખતા હશે." એમ કહી પોતાના હાથથી ભૃગુના પગને ચાંપવા લાગ્યા[૧૦] વળી ભગવાન બોલ્યા કે—"તીર્થોને પણ પવિત્રપણું આપનાર આપના ચરણ ધોવાના જળથી મને, તથા મારામાં રહેલા લોકને અને લોકપાળોને પવિત્ર કરો.[૧૧] હે મહારાજ! હું આજ લક્ષ્મીના અવિચળ સ્થાનકરૂપ થયો તમારૂં ચરણ વાગવાથી મારાં પાપ મટીગયાં તેથી હવે મારી છાતીમાં લક્ષ્મી અવિચળ રહેશે."[૧૨] વિષ્ણુ ભગવાન આ પ્રમાણે બોલતાં ભૃગુઋષિ સુખ અને તૃપ્તિ પામીને ચુપ રહ્યા ભક્તિથી ઉત્કંઠા થવાને લીધે ભૃગુના નેત્રમાં આંસુ આવ્યાં[૧૩] હે રાજા! ભૃગુઋષિએ બ્રહ્મવાદી મુનિઓના યજ્ઞમાં પાછા આવીને જે કાંઇ પોતાના જાણવામાં આવ્યું તે સઘળું કહી સંભળાવ્યું.[૧૪] આ વાત સાંભળી વિસ્મય પામેલા મુનિઓએ સંશય છોડી દઇને વિષ્ણુને મોટા માન્યા કે જે વિષ્ણુમાં શાંતિ અને અભય છે.[૧૫] ધર્મ, અપરોક્ષજ્ઞાન, તેની સાથે રહેનારૂં વૈરાગ્ય,* આઠ પ્રકારની સિદ્ધિઓ અને અંતઃકરણના મેલને મટાડનાર યશ જેમાં રહેલ છે તે વિષ્ણુ સર્વોત્તમ છે એમ માન્યું.[૧૬] સર્વને અભય આપનાર, શાંત, સમચિત્તવાળા અને અભિમાન રહિત સાધુ મુનિઓના જે શરણરૂપ કહેવાય છે તે વિષ્ણુને મોટા માન્યા.[૧૭] સત્વગુણ

---

* આ નેવાશીમા અધ્યાયમા 'કોણ મોટા છે' એવો સંશય થતાં પરીક્ષા કરીને 'વિષ્ણુ મોટા છે એમ ભૃગુએ મુનિઓની પાસે કહ્યું તે તથા ભગવાને બ્રાહ્મણના પુત્રોને લાવી આપ્યા તે કથા કહેવામાં આવશે.

* યતમાન, વ્યતિરેક, એકેંદ્રિય અને વશીકૃત એ નામના, વૈરાગ્યના ચાર ભેદ છે વિષયોનો ત્યાગ ન થઈ શકતો હોય તો પણ વિષયોને માન દેવાની ઇચ્છાનો ત્યાગ થાય એ યતમાન નામનું પહેલું વૈરાગ્ય કહેવાયછે. વિષયોમા થોડાઘણાનો પણ ત્યાગ કરીને વર્તવું એ વ્યતિરેક નામનું બીજું વૈરાગ્ય કહેવાયછે મનમા રાગ નહી રાખના બાહ્ય ઇંદ્રિયોથીજ વિષયોને સેવવા એ એકેંદ્રિય નામનુ ત્રીજુ વૈરાગ્ય કહેવાયછે અને બાહ્ય ઇંદ્રિયોથી પણ વિષયોનો ત્યાગ કરવો એ વશીકૃત નામનું ચોથું વૈરાગ્ય કહેવાયછે.

જેના પ્રિય શરીરરૂપ છે, બ્રાહ્મણો જેના ઇષ્ટદેવ છે અને શાંત તથા નિપુણ બુદ્ધિવાળા નિષ્કામલોકો જેને ભજેછે તે વિષ્ણુને મોટા માન્યા.[૧૮] ગુણવાળી માયાએ સર્જેલા રાક્ષસો, અસુરો અને દેવતાઓ જો કે વિષ્ણુનીજ ત્રણ પ્રકારની મૂર્તિઓરૂપ છે, તોપણ તેઓમાં સત્વગુણજ વિષ્ણુની પ્રાપ્તિનું સાધનછે.[૧૯]

શુકદેવજી કહેછે–એ પ્રમાણે મનુષ્યોના સંશય મટાડવાને માટે નિશ્ચય કરીને ભગવાનના ચરણારવિંદની સેવા કરવાથી સરસ્વતીને કાંઠે રહેનારાબ્રાહ્મણોભગવાનનાસ્વરૂપનેપામ્યાહતા[૨૦]

સૂત શૌનકને કહેછે–એ પ્રમાણે શુકદેવજીના મુખ કમળમાંથી નીકળેલ, સુગંધી અમૃત સમાન, સંસારના ભયને મટાડનાર અને વર્ણન કરવા યોગ્ય આ ભગવાનના યશને સંસારરૂપી માર્ગમાં ફરનારો જે પુરૂષ કાનરૂપી પડીઆથી વારંવાર પીએ તેને સંસારરૂપી માર્ગમાં ભટકવાનો પરિશ્રમ મટી જાય.[૨૨]

શુકદેવજી કહેછે–હે રાજા! એક દિવસે દ્વારકામાં કોઇ બ્રાહ્મણની સ્ત્રીનો દીકરો જન્મતાંજ ધરતીને અડીને મરીગયો[૨૨] આતુર અને રાંક મનનો બ્રાહ્મણ એ શબને લઇ રાજદ્વારમાં મૂકીને વિલાપ કરતાં આ પ્રમાણે બોલ્યો[૨૩]

બ્રાહ્મણ કહેછે–બ્રાહ્મણોનો દ્વેષ કરનાર, લોભી, વિષયોમાં લંપટ અને શઠ બુદ્ધિવાળા ક્ષત્રિયોનાં કુકર્મને લીધે મારો બાળક મરણ પામ્યો છે.[૨૪] હિંસાને વિહારરૂપ માનનારા, અજીતેંદ્રિય અને દુષ્ટ સ્વભાવવાળા રાજાને ભજનારી પ્રજા પીડાયછે, દરિદ્રી રહેછે અને નિરંતર દુઃખીજ કહેવાયછે[૨૫]

શુકદેવજી કહેછે–આ પેહેલા બાળકને લાવીને બ્રાહ્મણ જેમ રાજદ્વારમાં બોલ્યો, તેમજ બીજી વારના અને ત્રીજીવારના બાળકને પણ રાજદ્વારમાં મૂકીને તે પ્રમાણેજ બોલ્યો.[૨૬] કોઈ દિવસે ભગવાનની પાસે અર્જુન બેઠા હતા ત્યાં નવમીવારનો બાળક મરણ પામતાં એ બ્રાહ્મણ એ પ્રમાણેજ બોલ્યો, તે સાંભળીને અર્જુને બ્રાહ્મણને આ પ્રમાણે કહ્યું.[૨૭]

અર્જુન કહેછે–હે બ્રાહ્મણ! તારા ગામમાં કોઇ ધનુષધારી ક્ષત્રિય નથી શું? ધન, સ્ત્રી અને પુત્રોમાં લાગી રહેલા આ યાદવો તો યજ્ઞમાં જમવા ભેળા થયેલા બ્રાહ્મણો જેવા જણાયછે. જે ક્ષત્રિયો જીવતાં છતાં બ્રાહ્મણો શોક કરે તે પેટભરા ક્ષત્રિયો તો ક્ષત્રિયના વેષથી નટ લોકોજ જીવેછે એમ સમજવુ.[૨૮-૨૯] હે મહારાજ! તમે સ્ત્રીપુરૂષ કે જેઓ બન્ને જણાં રાંક છો તેઓનાં છોકરાંનું હુ રક્ષણ કરીશ, અને જો આ મારી પ્રતિજ્ઞાને સાચી નહીં કરી શકું તો હું અગ્નિમાં પ્રવેશ કરીને પવિત્ર થઈશ.[૩૦]

બ્રાહ્મણ કહેછે–બળભદ્ર, શ્રીકૃષ્ણ, ધનુષ ધરનારાઓમાં ઉત્તમ પ્રદ્યુમ્ન અને જેની સામો યુદ્ધમાં કોઇ ઉભી શકે નહી એવા અનિરૂદ્ધથી પણ મારા બાળકોનું રક્ષણ કરી શકાયુ નથી, તો જે કામ જગતના ઈશ્વરોને પણ કરવું કઠણ લાગ્યુ છે તે કામને તુ મૂર્ખપણાથી કેમ કરવા ધારેછે? તુ ધારેછે પણ તે વાતનો અમે વિશ્વાસ કરતા નથી[૩૧-૩૨]

અર્જુન કહેછે–હે બ્રાહ્મણ! હુ બળભદ્ર, કૃષ્ણ, પ્રદ્યુમ્ન કે અનિરૂદ્ધ નથી પણ હું તો અર્જુન છુ, કે જેનુ ગાંડીવ નામનું ધનુષ પ્રખ્યાત છે.[૩૩] જેથી મહાદેવ પણ પ્રસન્ન થયા હતા, એવા મારા પરાક્રમનુ તારે અપમાન કરવું નહી. યુદ્ધમાં મૃત્યુને જીતીને પણ હુ તારી પ્રજાને લાવી આપીશ[૩૪]

શુકદેવજી કહેછે–હે રાજા! આ પ્રમાણે અર્જુને વિશ્વાસ આપતાં,અર્જુનનાં પરાક્રમોને સાંભળતોતે બ્રાહ્મણ રાજી થઈને પોતાને ઘેર ગયો.[૩૫] સ્ત્રીને પ્રસવનો સમય પાસે આવતાં આતુરથયેલાતે ઉત્તમ બ્રાહ્મણે 'મારીપ્રજાની મૃત્યુથીરક્ષાકરો,રક્ષા કરો' એમઅર્જુનને કહ્યુ.[૩૬] અર્જુનેપવિત્ર જળનું આચમન લઈ, શ્રીકૃષ્ણને બ્રાહ્મણોની ઉપેક્ષા કરનાર જાણી તેમને નમસ્કાર નહી કરતાં સદાશિવને નમસ્કાર કરી અને દિવ્ય અસ્ત્રોનુ સ્મરણ કરી દોરી ચઢાવેલુ ગાંડીવધનુષ ઉપાડયું.[૩૭] અનેક અસ્ત્રોથી જોડેલાં બાણોવતે આડુ, ઉંચું અને નીચુ સૂવાવડીના ઘરને રોકીને બાણોનું પાંજ-

રૂં કરીલીધું.[૩૮]પછી વાર વાર રૂદન કરતો બ્રાહ્મણીને દીકરો આવ્યો,તે તુરતજ તેના શરીરશીખે આકાશમાર્ગથી ગયો કે જે દેખવામાં પણ આવ્યો નહીં.[૩૯]તે સમયમાં બ્રાહ્મણ શ્રીકૃષ્ણના સમીપમાં અર્જુનની નિંદા કરતાં કરતાં બોલ્યો કે–" મારી મૂર્ખતા જુવો, કે મેં નપુંસકના બકવાદ ઉપર વિશ્વાસ રાખ્યો.[૪૦]પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, બળભદ્ર અને શ્રીકૃષ્ણ જેનું રક્ષણ કરી શક્યા નહીં તેનું રક્ષણ કરવાને બીજો કોણ સમર્થ થાય ?[૪૧]ખોટું બોલનારા અર્જુનને ધિક્કાર છે પોતાનાં વખાણ કરનાર અર્જુનના ધનુષને ધિક્કાર છે કે જે દુર્બુદ્ધિવાન્ અર્જુન દૈવે નહીં રાખવા ધારેલા પદાર્થને મૂઢતાથી રાખવા ધારેછે.[૪૨]આ પ્રમાણે બ્રાહ્મણ ગાળો દેતાં અર્જુન વિદ્યાનો ઉપયોગ કરી તુરત સંયમનીપુરીમાં ગયા કે જ્યાં મહારાજ યમ રહેછે.[૪૩] યમપુરીમાં બ્રાહ્મણનો પુત્ર નહી દેખવામાં આવતાં ત્યાંથી હથીઆર ઉપાડીને ઇંદ્ર, અગ્નિ, નિર્ઋતિ, સોમ, વાયુ અને વરૂણની પુરીઓમાં ગયા. ત્યાં પણ નહી દેખવામાં આવતાં પાતાળમાં, સ્વર્ગમાં અને બીજા સ્થાનકોમાં પણ ગયા.[૪૪]કોઇ સ્થાનકમાં બ્રાહ્મણનો પુત્ર નહી મળતાં પ્રતિજ્ઞા પૂરી નહી થવાને લીધે અર્જુને અગ્નિમાં પ્રવેશ કરવા માંડયો,ત્યાં તેને ના પાડીને શ્રીકૃષ્ણે કહ્યું કે–" હું તમને બ્રાહ્મણના પુત્ર દેખાડું છું કે જેથી નિંદા કરનારાં માણસોજ તમારી કીર્ત્તિને પૃથ્વીમાં અવિચળ કરશે. તમે પોતાથી પોતાનું અપમાન કરોમા." [૪૫-૪૬] એમ કહી પરમેશ્વર શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનની સાથે પોતાના દિવ્ય રથમાં બેશીને પશ્ચિમદિશામાં ચાલ્યા.[૪૭]સાત દ્વીપ, સાત સમુદ્ર, સાત સાત પર્વત અને લોકાલોક પર્વતને મૂકીને ભારે પ્રબળ અંધારામાં પેઠા.[૪૮]હે રાજા ! અંધારામાં પેસતાં શૈબ્ય, સુગ્રીવ, મેઘપુષ્પ અને બલાહક નામના ચાર ભગવાનના ઘોડા ચાલતાં અટકયા.[૪૯] એ જોઇને મોટા યોગેશ્વરોના ઇશ્વર શ્રીકૃષ્ણ ભગવાને હજાર સૂર્ય જેવા પોતાના ચક્રને આગળ ચલાવ્યું.[૫૦] બહુભારે તેજથી એ પ્રકૃતિના પરિણામરૂપ, મોટા અને પ્રબળ અંધારાને ચીરી નાંખતું ભગવાનનું ચક્ર, જેમ દોરીમાંથી છુટેલું રામનું બાણ સેનાઓમાં જતું તેમ મનસરખા વેગથી ચાલવા લાગ્યું.[૫૧] ચક્રે કરી આપેલા માર્ગથી ચાલતાં અંધારાથી ઘણું છેટું, અંત અને પાર વગરનું તથા વ્યાપ્ત થતું પરમ તેજ જોવામાં આવ્યું તેને જોઇને આંખો અંજાઇ જતાં અર્જુને બન્ને આંખો મીચી દીધી.[૫૨]પછી ભારે પવનથી ઉછળતા મોટામોટા કલ્લોલોથી શોભી રહેલા જળમાં પેઠા, ત્યાં મોટા પ્રકાશવાળું અને શોભી રહેલા હજારો મણિના થાંભલાઓથી દીપતું અદ્ભુત ઘર જોવામાં આવ્યું. [૫૩] એ ઘરમાં મહાભયંકર, અદ્ભુત, માથા ઉપર ફણોમાં રહેલા મણિઓની કાંતિઓથી શોભતા, ભયંકર બેહજાર નેત્રવાળા, ધોળા પર્વત સરખા અને કંઠ તથા જીભો જેનાં શ્યામ છે એવા શેષનાગ જોવામાં આવ્યા.[૫૪] એ શેષનાગના શરીરપર સુખથી પોઢેલા, મોટા પ્રભાવવાળા અને વ્યાપક પુરૂષોત્તમ ભગવાન જોવામાં આવ્યા એ પુરૂષોત્તમ ભૂમાભગવાનની કાંતિ ઘાટા મેઘના સરખી હતી વસ્ત્ર પીળાં ધર્યાં હતાં. મુખ પ્રસન્ન હતું નેત્ર સુંદર અને લાંબાં હતાં.[૫૫] અનેક મોટા મણિઓવાળાં કિરીટ અને કુંડળની કાંતિથી કેશનો જથો ચળકતો હતો. લાંબી અને સુંદર આઠ ભુજાઓ હતી. કૌસ્તુભ મણિ ધર્યો હતો. શ્રીવત્સને શોભા આપનારી વનમાળાથી વીંટાયા હતા.[૫૬] સુનંદ અને નંદ આદિ પોતાના પાર્ષદો, દેહધારી ચક્ર આદિ પોતાનાં આયુધો, પુષ્ટિ, લક્ષ્મી, કીર્તિ, માયા, અને આઠ સિદ્ધિઓ સેવતાં હતાં. શ્રીકૃષ્ણ અને શેષશાયીનાં દર્શનથી જેને ભય ઉત્પન્ન થયો એવા અર્જુન, એ સઘળા મહાત્માઓના પતિ અને પોતાના સ્વરૂપભૂત ભૂમાભગવાનને પગે લાગ્યા. શ્રીકૃષ્ણ અને અર્જુન હાથ જોડી રહ્યા હતા તેઓને ઇશ્વરોના ઈશ્વર ભૂમાભગવાને હસીને ગંભીર વાણીથી આ પ્રમાણે કહ્યું.[૫૭-૫૮]

ભૂમા ભગવાન કહેછે–તમોને જોવાની ઇચ્છાથી બ્રાહ્મણના પુત્રોને મેં અહીં લીધાછે. પૃથ્વીમાં ધર્મનું રક્ષણ કરવાને માટે તમે બન્ને

મારા અંશથી અવતર્યા છો તો હવે પૃથ્વીના ભારરૂપ દૈત્યોને મારવાનુ કામ પોહોચી લઇને તુરત મારી પાસે આવો.*[૫૯] તમો કે જેઓ ઋષિ નરનારાયણના અવતારરૂપ અને સર્વોત્તમ છો તેઓ જગતની સ્થિતિ અને મર્યાદા રાખવા સારૂ ધર્મનુ આચરણ કરજો[૬૦]

શુકદેવજી કહેછે—ભૂમાભગવાને આ પ્રમાણે આજ્ઞા કરતાં રાજી થયેલા શ્રીકૃષ્ણ અને અર્જુન તેમની આજ્ઞાને માથે ચઢાવી બ્રાહ્મણના પુત્રોને લઇ, ભૂમાભગવાનને પ્રણામ કરીને જે માર્ગે આવ્યા હતા તેજ માર્ગથી પાછા દ્વારકામાં આવ્યા. બ્રાહ્મણને પ્રથમના જેવાંજ રૂપ અને અવસ્થાવાળા તેના પુત્રો આપ્યા[૬૧-૬૨] વિષ્ણુનુ ધામ જોઇને બહુજ વિસ્મય પામેલા અર્જુને માન્યું કે—"જે કાંઇ પુરૂષોમાં પુરૂષાર્થ હોય તે સઘળો ભગવાનની કૃપાથીજ હોયછે."[૬૩] આ લોકમાં એવાં અનેક પરાક્રમો દેખાડતા શ્રીકૃષ્ણ ભગવાન સંસારસંબંધી વિષયોને ભોગવતા હતા અને ભારે સમૃદ્ધિવાળા યજ્ઞોથી યજન કરતા હતા[૬૪] શ્રેષ્ઠપણાને ધારણ કરતા ભગવાન ઇંદ્રની પેઠે બ્રાહ્મણાદિક પ્રજાઓને સમયસર સઘળા મનોરથો પુરતા હતા.[૬૫] અધર્મ કરનારા રાજાઓને મારીને તથા અર્જુનાદિકની પાસે મરાવીને યુધિષ્ઠિર આદિ ધાર્મિક રાજાઓદ્વારા અનાયાસથી ધર્મની પ્રવૃત્તિ કરાવતા હતા ×[૬૬]

हत्वानृपानधर्मिष्ठान् घातयित्वार्जुनादिभिः ।
अंजसावर्त्तयामास धर्मं धर्मसुतादिभिः ॥ ६६ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો નેવાશીમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૯૦ મો.*

### શ્રીકૃષ્ણે કરેલી લીલાઓનું સંક્ષિપ્ત વર્ણન.

॥ श्रीशुकउवाच ॥

सुखं स्वपुर्यां निवसन् द्वारकायां श्रियः पतिः ।
सर्वसंपत्समृद्धायां जुष्टायां वृष्णिपुंगवैः ॥१॥

શુકદેવજી કહેછે—સઘળી સંપત્તિઓની સમૃદ્ધિવાળી, મોટા યાદવોએ સેવેલી, ફૂલ તથા ફળની વાડીઓથી સંપન્ન, ચારેકોર ફૂલઝાડની પંક્તિઓમાં વિહાર કરતા ભ્રમર અને પક્ષીઓના નાદવાળી પોતાની પુરી દ્વારકા કે જેના માર્ગો મદઝરનારા હાથીઓ, શણગારેલા યોદ્ધા તથા ઘોડા અને સુવર્ણથી દીપતા રથોથી નિરંતર ભીડવાળાજ રહેતા હતા, તથા જેમાં ઉત્તમ વેષવાળી, નવીન યૌવનથી દીપતી, હવેલીઓમાં દડા આદિથી ક્રીડા કરતી અને વીજળી સરખી કાંતિવાળી સ્ત્રીઓ વિલાસ કરતી હતી, તેમાં સુખથી રહેતા, લક્ષ્મીના પતિ અને સોળ હજાર સ્ત્રીઓના એકજ પ્યારા ભગવાન મોટી સમૃદ્ધિવાળાં તે સ્ત્રીઓનાં ઘરોમાં તેટલાંજ વિચિત્ર રૂપ કરીને રમતા હતા.[૧-૫] એ ઘરોની અંદર નિર્મળ જળાશયોનાં જળ પ્રફુલ્લિત થયેલાં ઉત્પલ, કલ્હાર, કુમુદ અને પદ્મોના સુગંધથી વાસિત થયેલાં હતાં અને પક્ષીઓનાં ટોળાં શબ્દ કરતાં હતાં.[૬] મોટા વૈભવવાળા ભગવાન તળાવડીઓના જળમાં

---

* આ ચરિત્ર ભગવાને જો કે ભારતના યુદ્ધથી પેહેલાજ કર્યું છે, તો પણ શ્રેષ્ઠ કહેવાનો પ્રસંગ આવવાને લીધે અહીં કહ્યુંછે

× સત્યાશીમો, અઠયાશીમો અને આ નેવાશીમો અધ્યાય ક્ષેપક છે એમ કેટલાએક માનેછે, કારણ કે પરીક્ષિતે યદુવંશમા અવતરેલા વિષ્ણુ અને સંકર્ષણનુ ચરિત્ર પૂછ્યા તે કહેવાને માટેજ દશમસ્કંધનો આરંભ છે, તો સત્યાશીમા અને અઠયાશીમા અધ્યાયમા યદુવંશમા અવતરેલા વિષ્ણુ કે સંકર્ષણનુ ચરિત્રજ નથી અને નેવાશીમામા જો કે છેલ્લુ ચરિત્ર શ્રીકૃષ્ણનુ આવેછે, તો પણ "શ્રીકૃષ્ણજ પોતે ભગવાન છે" એમ જે વારંવાર પ્રતિપાદન કરેલુછે તેને ભૂમાભગવાનની કથાથી વિરોધ આવેછે ટીકાકારે સન્માર્ગ શબ્દમાથી ઉઠાવેલી વેદસ્તુતિની સંગતિ પણ તાણુ ખેંચથી કરેલી જણાયછે વિષ્ણુ તથા શિવનો અભેદ પ્રતિપાદન કરવાનો સિદ્ધાંત છતાં વૃકાસુરના અને ભૃગુના આખ્યાનમા શિવની નિકૃષ્ટતા જણાવી છે, માટે આ ત્રણ અધ્યાય ક્ષેપક છે, એમ માનવુ યોગ્યછે કેટલાએક કહેછે કે વત્સહરણની લીલાના ત્રણ અધ્યાય ક્ષેપક છે અને તેમા પણ કારણો બતાવેછે ગમે તેમ હોય પણ ત્રણ અધ્યાય ક્ષેપક માનવા પડેછે કારણકે શ્રીધરસ્વામીએ ટીકાના આરંભમા ભાગવતના અધ્યાય ત્રણસો બત્રીસ કહ્યાછે અને ગણી જોતા ત્રણમો પાત્રીસ થાયછે

* આ નેવુમા અધ્યાયમા ફરીવાર સંક્ષેપથી શ્રીકૃષ્ણની લીલા અને યદુવંશીઓનુ કારણપૂર્વક અસંખ્યાતપણુ કહેવામા આવશે.

પ્રવેશ કરીને વિહાર કરતા હતા. સ્ત્રીઓએ આલિંગન કરવાનેલીધે તેઓનાં કુચ ઉપરનાં કેસરોથી ભગવાનનુ શ્રીઅંગ લીંપાતુ હતું.[૭] પ્રેમથી મૃદંગ, પણવ, આનક અને વીણાઓને વગાડતા ગંધર્વલોકો અને સૂત, માગધ તથા બંદિજનો ભગવાનનુ ગાયન કરતા હતા.[૮] સ્ત્રીઓ હસતી હસતી ભગવાનને પચરકિયાંઓથી પલાળતી હતી અને ભગવાન તેઓને પલાળતા હતા. યક્ષીઓની સાથે જેમ કુબેરજી વિહાર કરે તેમ ભગવાન સ્ત્રીઓની સાથે વિહાર કરતા હતા.[૯] ભગવાનને પલાળતી, વસ્ત્ર ભીંજાવાનેલીધે જેઓના સાથળ અને સ્તનના પ્રદેશો દેખાઇ રહેતા હતા એવી, પચરકિયાંથી બચવાની ઈચ્છાને લીધે ભગવાનનુ આલિંગન કરતાં ઉત્પન્ન થયેલા કામદેવના ઉત્સવથી શોભતાં મુખવાળી, અને જેઓના મોટા ચોટલાઓમાંથી ફૂલ ખરતાં જતાં હતાં એવી તે સ્ત્રીઓ બહુજ દીપતી હતી[૧૦] ભગવાને પેહેરેલી માળાઓમાં સ્ત્રીઓના સ્તનનુ કેસર લાગી રહ્યું હતું અને પોતે ક્રીડાના અભિનિવેશથી કેશના બંધનોને હલાવતા હતા. સ્ત્રીઓને પલાળના અને સ્ત્રીઓએ વારવાર પલાળાતા ભગવાન હાથણીઓથી વીંટાએલા મોટા હાથીની પેઠે વિહાર કરતા હતા.[૧૧] નટ, નાચનારી, અને ગીત તથા વાજાંથી જીવનારાઓને શ્રીકૃષ્ણ ભગવાન ક્રીડાના અલંકાર અને વસ્ત્રો દેતા હતા અને ભગવાનની સ્ત્રીઓ પણ દેતી હતી.[૧૨] આ પ્રમાણે વિહાર કરતા શ્રીકૃષ્ણ ભગવાનનાં ગતિ, ભાષણ, જોવાં, હસવાં, હાસ્યનાં વચન અને આલિંગનથી સ્ત્રીઓની બુદ્ધિ હરાઇ હતી.[૧૩] ભગવાનનું ચિંતન કરતી અને ભગવાનમાંજ જેઓની બુદ્ધિ લાગી રહી હતી એવી તે સ્ત્રીઓ ઉન્મત્ત અને જડની પેઠે જે વચનો બોલતી હતી તે વચનો હું તમને કહુંછું, સાંભળો.[૧૪] સ્ત્રીઓ બોલેછે—હે ટીટોડી ! જગતમાં ગુપ્ત બોધવાળા શ્રીકૃષ્ણ રાત્રિમાં પોઢયાછે અને તુ વિલાપ કરી કરીને નિદ્રાનો ભંગ કરેછે પણ સૂતી નથી એ યોગ્ય નથી. હે સખી ! અમારી પેઠે તારૂં ચિત્ત પણ ભગવાનનાં ઉદાર હાસ્ય અને લીલાપૂર્વક જોવાથી અત્યંત ભેદાઇ ગયુંછે કે શુ ?[૧૫] હે ચકવી ! તુ નેત્ર કેમ મીંચી ગઈછે? રાત્રિમાં પતિને નહીં દેખવાથી તું દયામણી રીતે રૂવેછે કે શુ ? જેમ દાસીપણું પામેલી અમો ભગવાનના ચરણમાં રહેલી માળાને ચોટલામાં ધારણ કરવા ઈચ્છીએ છીએ, તેમ તું પણ ઈચ્છેછે કે શું ?[૧૬] હે સમુદ્ર ! ઉંઘ નહી આવતાં ઉજાગરો થવાથી તુ નિરંતર ચીસો પાડયા કરેછે, અથવા અમને જે ન મટે એવી દશા પ્રાપ્ત થઇછે તે દશાને તુ પણ પામ્યો છે કે શું ? જેમ અમારાં કુચકુંકુમાદિક લાંચ્છન ભગવાને હર્યાંછે તેમ તારાં પણ લક્ષ્મી અને કૌસ્તુભાદિક લાંછન ભગવાને હરી લીધાંછે.[૧૭] હે ચંદ્ર ! તુ ભારે ક્ષયરોગથી પકડાઇને ક્ષીણ થવાથી પોતાનાં કિરણોવડે અંધારાને મટાડતો નથી કે ભગવાનની રહસ્ય વાતો સંભારીને તેનીજ ચિંતામાંમગ્ન થવાથી અંધારાને મટાડતો નથી ? અમારી પેઠે તારૂં બોલવુ પણબંધથઈગયુ છે એમ જણાયછે.[૧૮] હે મલયાચળનાપવન!અમોએતારૂં શુ ભૂંડુ કર્યુંછે? કે જેથી તુ ભગવાનના નેત્રની અણીઓથીભેદાઈ ગયેલા અમારા હૃદયમાં કામદેવને મોકલેછે[૧૯] હે રૂપાળા મેઘ ! તારામાં પણ તાપ હરવાનો ગુણ હોવાને લીધે તુ અવશ્ય ભગવાનનો સખા છે અને તેથીજ પ્રેમથી બંધાઈને તું અમારી પેઠે ભગવાનનુ ધ્યાન કરતો જણાયછે. કેમકે બહુ ઉત્કંઠાથી હૃદય ઘેરાઈ જતાં તુ ભગવાનને સંભારી સંભારી અમારી પેઠેજ આસુની ધારાને વરસેછે. અરે ! તેની સાથે તારે મિત્રતા શામાટે કરવી પડી ? કેમકે ભગવાનનો પ્રસંગ તો વારંવાર દુઃખદાયીજ થાયછે.[૨૦] હે સુંદર કંઠવાળી ! હે કોયલ ! તું, મુવાને પણ જીવાડે એવી આ કોમળવાણીથી ભગવાનનાં પદ બોલેછે માટે આજ હુ તારૂં કયુ પ્રિય કરી આપુ ? મને કહે.[૨૧] હે ઉદાર બુદ્ધિવાળા પર્વત ! તું હાલતો નથી અને બોલતોપણ નથી, તેથી કોઇ મોટા વિષયનો વિચાર કરેછે એમ જણાયછે અમારી પેઠે તુ પણ ભગવાનનાં ચરણને સ્તન ઉપર ધરવામાટે ઈચ્છેછે કે શું ! જો એમ હશે તો

તારીપણ અમારા જેવી સ્થિતિ થશે.[22] હે સમુદ્રની સ્ત્રીઓ નદીઓ ! જેમ અમો ભગવાનના કૃપાકટાક્ષ નહી મળતાં હૃદય ચોરાઇ જવાથી બહુ દુર્બળ થયેલી છીએ, તેમ તમો પણ હમણાં મેઘદ્વારા સમુદ્રનુ જળ નહીં મળવાથી દુર્બળ, સૂકાઇ જતા ધ્રોવાળી અને કમળની શોભા વગરની થયેલીછો.[23] અરેરે !!! (દૈવગતિથી આવેલા હંસને ભગવાનનો દૂત કલ્પીને કહેછે.) હે હંસ ! તુ ભલે આવ્યો બેસી જા. દૂધ પી, ભગવાનની વાત કર તુ દૂત થઇને આવ્યો છે તે અમે જાણીએ છીએ ભગવાન્ સારી પેઠે છે ? ક્ષણિક સ્નેહ રાખનારા ભગવાન્, પોતે અમારી પાસે જે આગળ કહ્યુ હતુ તેને સંભારે છે ? હે ક્ષુદ્રના દૂત ! અમારે ભગવાનનું શુ કામ છે ? ભગવાન્ અમને સંભોગને માટે બોલાવતા હોય તો તેમનેજ અહી બોલાવી લાવ. પણ લક્ષ્મી અમોને ઠગીને એકલીજ ભગવાનને સેવેછે માટે લક્ષ્મીવિના એકલા ભગવાનને બોલાવી લાવજે. લક્ષ્મી એકનિષ્ઠાવાળી છે માટે તેને શી રીતે મૂકી દેવાય ? એમ તારા મનમાં હોય, તો સ્ત્રીઓમાં લક્ષ્મીજ એકનિષ્ઠાવાળી છે અને અમો તેવી નથી ?[24]

શુકદેવજી કહેછે–યોગેશ્વરોના ઇશ્વર ભગવાનમાં આવો પ્રેમ કરવાથી ભગવાનની સ્ત્રીઓ પરમ ગતિને પામી[25] ઘણાં ગીતોથી ગાતાં અને શ્રવણ કરતાં પણ જે ભગવાન્ સ્ત્રીઓનાં મનને બળાત્કારથી ખેંચી લેછે, તે ભગવાનને જોનારી સ્ત્રીઓનાં મન ખેંચાઈ જાય તેમાં શુ કહેવું ?[26] જે સ્ત્રીઓ જગતના ગુરૂ ભગવાનને પતિ સમજીને પ્રેમપૂર્વક પગ ચાંપવા આદિથી સેવતી હતી તેઓના તપનુ કેટલુક વર્ણન કરી શકાય ?[27] આ પ્રમાણે વેદોક્તધર્મ પાળતા અને સત્પુરૂષોના શરણરૂપ ભગવાને ધરજ ધર્મ, અર્થ અને કામનુ સ્થાનક છે એમ વારંવાર દેખાડ્યું[28] ગૃહસ્થાશ્રમ વાળાઓના ઉત્તમ ધર્મને પાળતા શ્રીકૃષ્ણ ભગવાનને સોળ હજાર, એક સો અને આઠ સ્ત્રીઓ હતી[29] સ્ત્રીઓમાં રત્ન જેવી રૂક્મિણી આદિ જે આઠ સ્ત્રીઓ પ્રથમ કહેલી છે તેઓના પુત્રોનાં નામ પણ પ્રથમ આપેલાં છે.[30] સત્યસંકલ્પવાળા ઇશ્વર શ્રીકૃષ્ણે જેટલી પોતાની સ્ત્રીઓ હતી તેઓ પ્રત્યેકમાં દશ દશ પુત્રો ઉત્પન્ન કર્યા હતા.[31] મહાપરાક્રમી એ પુત્રોમાં અઢાર તો મોટા યશવાળા મહારથી હતા. તેઓનાં નામ મારી પાસેથી સાંભળો.[32] પ્રદ્યુમ્ન, દિપ્તિમાન્, ભાનુ, સાંબ, મધુ, બૃહદ્ભાનુ, ચિત્રભાનુ, વૃક, અરૂણ, પુષ્કર, વેદબાહુ, શ્રુતદેવ, સુનંદન, ચિત્રબાહુ, વિરૂપ, કવિ અને ન્યગ્રોધ એ સત્તર અને અઢારમા પ્રદ્યુમ્નના પુત્ર અનિરૂદ્ધ એ મહારથી હતા[33-34] હે મોટા રાજા ! ભગવાનના એ સઘળા પુત્રોમાં પણ રૂક્મિણીના પુત્ર પ્રદ્યુમ્ન પોતાના પિતાની પેઠે સર્વોત્તમ મહારથી હતા[35] એ મહારથી પ્રદ્યુમ્ન રૂક્મીની પુત્રીને પરણ્યા હતા, તેમાં તેમને દશ હજાર હાથીના બળવાળા અનિરૂદ્ધ નામના પુત્ર થયા હતા[36] એ અનિરૂદ્ધ રૂક્મીની પૌત્રીને પરણ્યા હતા તેમનો વજ્રનાભ નામે પુત્ર થયો કે જે મુસળથી થયેલા નાશમાંથી અવશેષ રહેલ છે[37] વજ્રનાભનો પ્રતિબાહુ, તેનો સુબાહુ, તેનો શાંતસેન અને તેનો શતસેન નામે પુત્ર થયો.[38] એ કુળમાં જેઓ જન્મ્યા હતા તે કોઈ નિર્ધન, થોડી પ્રજાવાળા, થોડાં આયુષ્યવાળા, થોડાં પરાક્રમવાળા કે બ્રાહ્મણોને ન માને એવા થયા નહતા[39] હે રાજા ! પ્રખ્યાત કર્મવાળા યદુવંશમાં જન્મેલા પુરૂષોની સંખ્યા લાખો વર્ષે પણ કરી શકાય એમ નથી[40] યદુકુળના અસંખ્યાત કુમારોને ભણાવનારા અધ્યાપકો ત્રણ કરોડ અને અઠ્યાશીસો હતા એવુ અમે સાંભળ્યુ છે[41] મહાત્મા યાદવો કે જેઓમાં અનેક લાખ યાદવોની સાથે ઉગ્રસેન રહેતા હતા, તેઓની સંખ્યાને કોણ કરી શકશે ?[42] દેવ અને અસુરો વચ્ચેના સંગ્રામમાં જે ભયંકર દૈત્યો મરણ પામ્યા હતા તેઓ મનુષ્યોમાં ઉત્પન્ન થઇ ગર્વ ધરીને પ્રજાઓને પીડતા હતા.[43] એઓનો નાશ કરવાને માટે ભગવાનની આજ્ઞાથી યદુકુળમાં દેવતાઓ અવતર્યા હતા. હે રાજા ! તેઓનાં એક સો અને એક કુળ હતાં.[44] એ સ-

બળા યાદવોને શ્રીકૃષ્ણ ભગવાન પ્રભુતાનેલીધે પ્રમાણરૂપ હતા. ભગવાનને અનુસરનારા જે યાદવો હતા તેઓ સઘળા વૃદ્ધિ પામ્યા હતા.[૪૫] જેઓનું ચિત્ત ભગવાનમાંજ લાગી રહ્યું હતું એવા યાદવોને સૂતાં, બેસતાં, ફરતાં, બોલતાં, રમતાં, નહાતાં અને એવાં બીજાં કામો કરતાં પણ પોતાના શરીરનું ભાનજ રહેતું ન હતું.[૪૬] હે રાજા! પ્રથમ ભગવાનનાં ચરણ ધોવાના જળરૂપ ગંગાજીજ સર્વોત્તમ તીર્થરૂપ હતાં, પણ ભગવાનની કીર્તિરૂપ જે તીર્થ પાછળથી યાદવોમાં ઉત્પન્ન થયું તેણે એ ગંગાજીને પણ ન્યૂન કરી નાંખ્યાં શ્રીકૃષ્ણના સ્નેહીઓ અને શત્રુઓ પણ સ્વરૂપને પામી ગયા, એ કાંઇ આશ્ચર્ય સમજવું નહી, કેમકે એ મહાદયાળુ હતા કોઈને પ્રાપ્ત ન થયેલ એવી પરિપૂર્ણ લક્ષ્મી કે જેને માટે બ્રહ્માદિક પણ યત્ન કરેછે તે ભગવાનનીજ પાસે હતી એ પણ કાંઈ આશ્ચર્યરૂપ નથી, કેમકે સાંભળેલું અથવા ઉચ્ચારણ કરેલું ભગવાનનું કેવળ નામ પણ અમંગળને મટાડનારછે અને ઋષિઓના વંશમાં ધર્મ પણ ભગવાનેજ ચલાવેલો છે, કાળરૂપી અને ચક્રરૂપ આયુધવાળા એ ભગવાને પૃથ્વીનો ભાર ઉતાર્યો એ આશ્ચર્યરૂપ કહેવાયજ નહી[૪૭] જીવોના નિવાસરૂપ, કહેવામાત્રમાં દેવકીથી જન્મેલા પણ વાસ્તવિક રીતે અજન્મા, ઇચ્છા માત્રથી અધર્મને મટાડવામાં સમર્થ છતાં પણ ક્રીડાનેલીધે પોતાની ભુજાઓથી અધર્મને મટાડનાર, અધિકારની અપેક્ષા નહીં કરતાંજ વૃંદાવનમાં રહેલાં સ્થાવરજંગમોના સંસારરૂપી દુઃખને હણનાર, સુંદર મંદહાસ્યવાળા શ્રીમુખથી વ્રજની અને પુરની સ્ત્રીઓને ભોગદ્વારા મોક્ષ આપનાર અને મોટા મોટા યાદવો જેના સેવક હતા એવા શ્રીકૃષ્ણ ભગવાન સર્વોત્તમ છે[૪૮] પોતાના વેદમાર્ગની રક્ષા કરવાસારૂ લીલાથી અનેક અવતાર ધરનાર અને યાદવોમાં ઉત્તમ પરમાત્મા શ્રીકૃષ્ણનાં આવાં ચરિત્રો કે જેઓ કર્મબંધનને મટાડનારછે તેઓને ભગવાનના ચરણની સેવા ઇચ્છનારા પુરૂષે સાંભળવાં જોઇએ[૪૯] પ્રત્યેક સમયમાં શ્રીકૃષ્ણની સુંદર કથાનું શ્રવણ અને કીર્ત્તન સહિત ચિંતન કરવાનેલીધે વૃદ્ધિ પામેલી ભક્તિથી માણસ, ભગવાનનું ધામ કે જે કાળના દુસ્તર વેગને સમાપ્ત કરનાર છે તેને પામેછે મોટા મોટા રાજાઓ પણ એવી ભક્તિ કરવાની ઇચ્છાથીજ પોતાનાં નગર છોડીને વનમાં ગયા હતા.[૫૦]

मर्त्यस्तयाऽनुसवमेधितया मुकुंद
श्रीमत्कथाश्रवणकीर्त्तनचिंतयेति ।
तद्धामदुस्तरकृतांतजवापवर्गं
ग्रामाद्वनं क्षितिभुजोपि ययुर्यदर्थाः ॥ ९० ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધમાં 'શ્રીકૃષ્ણ ચરિત્ર વર્ણન' નામનો નેવુંમો અધ્યાય સંપૂર્ણ.

दशमस्कंध समाप्त.

श्रीमद्-

# भाग[illegible]तभाषांतर.

## एकाद[illegible]स्कंध.

શુદ્ધ ગુજરાતી ભાષાંતર.



એકાદશસ્કંધ - શ્રીકૃષ્ણ અને દારુક

ॐ

श्रीमद्

# भागवत भाषांतर.

## एकादशस्कंध.

### અધ્યાય ૧ લો.*

#### યાદવોને બ્રાહ્મણોથી થયેલો શાપ.

**श्रीशुकउवाच.**

**कृत्वा दैत्यवधं कृष्णः सरामो यदुभिर्वृतः ।**
**भुवोऽवतारयद्भारं जविष्ठं जनयन् कलिम् ॥१॥**

શુકદેવજી+ કહેછે–બળભદ્ર અને યાદવો સહિત શ્રીકૃષ્ણ ભગવાને દૈત્યોને માર્યા પછી કૌરવોપાંડવો વચ્ચે પ્રબળ કજીઓ ઉત્પન્ન કરીને પૃથ્વીનો ભાર ઉતાર્યો.[1] દુર્યોધનાદિક શત્રુઓએ દુષ્ટ જુગારની રમત, અપમાન, દ્રૌપદીના કેશ ખેંચવા અને લાખના ઘરમાં બાળવા આદિ દુષ્ટ કૃત્યો કરીને પાંડવોને ઘણીવાર કચવાવતાં તે કૌરવ અને પાંડવોની સહાયતા કરવાસારૂ બન્ને પક્ષમાં ભેળા થયેલા રાજાઓને એકબીજાના હાથથી મરાવીને† પ્રભુએ પૃથ્વીનો ભાર ઉતાર્યો.[2] પોતાની ભુજાઓવતે રક્ષણ કરેલા યાદવોના હાથથી પૃથ્વીના ભારરૂપ બીજા રાજાઓની સેનાઓને પણ મરાવીને જેનુ કર્તવ્ય કોઇના ધારવામાં ‡ આવતું નથી એવા ભગવાને વિચાર કર્યો કે "લોકો પૃથ્વીના ભારને ઉતર્યો માનેછે, પણ હું ધારૂંછું કે તે ઉતર્યો નથી ! ! કેમકે સહન ન થાય એવું યદુકુળ કે એને મારા પોતાના હાથથી મારવું અયોગ્ય છે તે હજુસુધી એમનુંએમ છે.[3] આ યદુકુળનો પરાભવ બીજાઓથી કોઇ રીતે થઇ શકે એમ નથી, કારણ કે તેને મારો આશ્રય છે. તેમ હાથી અને ઘોડા આદિ વૈભવોનેલીધે નિરંતર ઉચ્છૃંખલપણાથી વર્તેછે, માટે સંહાર કર્યા વિના પણ ચાલે એવું નથી. એટલામાટે વાંસના સમૂહમાં અગ્નિની પેઠે યદુકુળની અંદર અંદર કજીયો ઉત્પન્ન કરીને હું શાંતિ પામીશ, અને તે પછી સ્વધામમાં જઇશ."[4] હે રાજા ! સત્ય સંકલ્પવાળા ઇશ્વર શ્રીકૃષ્ણે આવો નિશ્ચય કરીને બ્રાહ્મણોના શાપના મિષથી પોતાના કુળનો સંહાર કર્યો[5] લોકોમાં જેના કરતાં વધારે શોભા હતીજ નહીં અને જેના સંબંધથીજ લોકોને શોભા મળતી હતી, એવા પોતાના શરીરથી મનુષ્યોનાં નેત્રોને અત્યંત આસક્ત કરી તથા પોતાની વાણીથી તે વાણીનું સ્મરણ કરનારાઓના ચિત્તને ખેંચી લઇ અને રજમાં ઉઠેલાં પોતાનાં પગલાંઓથી, તે પગલાંને જોનારાઓની બીજા

---

* આ પેહેલા અધ્યાયમા મુશળસંબંધી શાપના મિષથી યદુકુળના ક્ષયનો આરંભ વૈરાગ્યને સારૂ કહેવાશે
+ આ એકાદશ સ્કંધમા મોટા વિસ્તારથી બ્રહ્મવિદ્યાનુ નિરૂપણ કરવાનુ છે, તો તે બ્રહ્મવિદ્યામા મુખ્ય સાધનરૂપ વૈરાગ્ય ઉત્પન્ન કરવાને સારૂ યદુકુળનો ક્ષય થવાના આરંભની કથા કહેછે † પુતના આદિ જેઓ પ્રગટ દૈત્યો હતા તેઓને પોતાના હાથથીજ માર્યા અને જે દૈત્યો બાધવરૂપે રહ્યા હતા તેઓને પરસ્પરના હાથથીજ મરાવ્યા.

‡ ભગવાન્ આવુ કરવા ધારેછે એમ જાણી યાદવોએ તેમનો દ્રોહ કેમ ન કર્યો ? એ શંકા મટાડવાને માટે જેનુ કર્તવ્ય કોઇના ધારવામા આવતુ નથી એ વિશેષણ આપ્યું છે.

સ્થાનમાં જવા આદિ શરીરચેષ્ટાઓને રોકી લઈ, તથા ભવિષ્યકાળમાં ઉત્પન્ન થનારાં મનુષ્યો આથીજ અનાયાસે સંસારને તરશે એવી ધારણાથી, ઉત્તમ શ્લોકોમાં રચાએલી પોતાની કીર્તિને પૃથ્વીમાં વિસ્તારીને પરમેશ્વર શ્રીકૃષ્ણ સ્વધામમાં પધાર્યા.[૧-]

પરીક્ષિતરાજા પૂછેછે—જેઓ બ્રાહ્મણોને નહીં માનનારા, અદાતા કે અસેવકો હોય, તેઓના ઉપર બ્રાહ્મણો કોપ કરે, પણ યાદવો કે જેઓ બ્રાહ્મણોને માનનારા, ઉદાર અને નિરંતર વૃદ્ધોનુ સેવન કરનારા હતા તેઓને બ્રાહ્મણોએ શામાટે શાપ દીધો? બ્રાહ્મણોનો કોપ થયા છતાં પણ જેઓનું ચિત્ત ભગવાનમા હોય તેઓને શાપ નહી લાગવો જોઇએ; તે છતાં યાદવોને કેમ લાગ્યો?[૮] હે બ્રાહ્મણોમાં ઉત્તમ! એટલામાટે એ શાપ જે કારણથી થયો હોય અને જે પ્રકારનો થયો હોય તે સઘળું અને કહો. એક ચિત્તવાળાઓને પરસ્પર કજીયો કેમ થયો?[૯]

શુકદેવજી કહેછે—એમાં ઈશ્વરની ઇચ્છાજ કારણરૂપ થઇ હતી. શ્રીકૃષ્ણ કે જે સર્વોત્તમ રૂપાળા છતાં પણ વિષયોમાં તત્પર નહીં થતાં શુભ કર્મો કરતા હતા, શુભ કર્મ કરતા તે પણ કોઇ પ્રકારની કામનાથી નહી પણ પૂર્ણકામ રહીને કરતા હતા, પૂર્ણકામ છતાં પણ ઘરમાં રમનારાઓને કર્મ કરવાનુ શીખવવાસારૂ કરતા હતા, પોતાને ઘરમાં રહેવાનું કે કર્મ કરવાનુ પ્રયોજન નહી છતાં પ્રાણીઓને ઘણાં ફળ આપનારી પોતાની કીર્તિનો વિસ્તાર કરવા સારૂ કરતા હતા, અને ઘરમાં રહેતા હતા તે પણ પૃથ્વીનો ભાર ઉતારવાના કામમાં યદુકુળનો સંહાર કરવાનુ કામ અવશેષ રહી જતાં તે પૂર્ણ કરવાસારૂ રહેતા હતા, તેમણે કુળનો સંહાર કરવાની ઇચ્છા કરી.[૧૦] કેટલાંએક અશ્વમેધાદિક કર્મો કેવળ પુણ્યને ઉત્પન્ન કરેછે, કેટલાંએક પુત્રને રમાડવા આદિ કર્મો કેવળ સુખનેજ ઉત્પન્ન કરેછે, અને કેટલાંએક પ્રાયશ્ચિત્તાદિક કર્મો કેવળ પાપનેજ હરેછે, પરંતુ શ્રીકૃષ્ણ ભગવાન જે કર્મો કરતા હતા તે કર્મો તો કીર્તનાદિકથી પણ પુણ્ય આપનાર અત્યંત સુખરૂપ અને કીર્તન કરનારા લોકોના કળિયુગના મેલને હરનારાં હતાં. આવાં કર્મ કરવાસારૂ બોલાવેલા બ્રાહ્મણોને એ સઘળાં કર્મો પોહોચી લઈને ભગવાને પિંડારામાં જવાનું કહેતાં તેઓ પિંડારામાં ગયા હતા. શ્રીકૃષ્ણ ભગવાન પોતે કાળસ્વરૂપ હોવાથી વસુદેવના ઘરમાં રહીને પોતાના કુળનો સંહાર કરવાની ઈચ્છા કરતા હતા; તેથી તેમણે બ્રાહ્મણોને પિંડારામાં મોકલ્યા હતા.[૧૧] વિશ્વામિત્ર, અસિત, કણ્વ, દુર્વાસા, ભૃગુ, અંગિરા, કશ્યપ, વામદેવ, અત્રિ, વસિષ્ઠ અને નારદ આદિ ઋષિઓ ભગવાનના કહેવાથી પિંડારામાં રહ્યા હતા.[૧૨] યાદવોના કુમાર પુત્રો રમતા રમતા તેઓની પાસે ગયા. એ કુમારો જાબવતીના પુત્ર સાંબને સ્ત્રીનો વેષ પેહેરાવીને સાથે લઇ ગયા હતા. નમ્રતા વગરના એ કુમારોએ ખોટી નમ્રતા દેખાડી બ્રાહ્મણોના પગ ઝાલીને તેઓને પૂછ્યું કે "હે અમોઘ દર્શનવાળા બ્રાહ્મણો! આ ગર્ભવાળી સ્ત્રી કે જે જણવાની તૈયારીમાં છે અને પુત્ર આવવાને ઇચ્છેછે તે, આપ લોકોને મોઢામોઢ પૂછવાને લજાતાં અમારે મોઢે પૂછાવેછે, માટે કહો કે આ સ્ત્રી શુ જણશે?[૧૩-૧૫] હે રાજા! આ પ્રમાણે ઠગેલા મુનિઓએ કોપ કરીને તેઓને કહ્યું કે 'હે મંદભાગ્યો! આ સ્ત્રી તમારા કુળનો નાશ કરે એવુ મુશળ જણશે.'[૧૬] આ સાંભળી બહુજ ત્રાસ પામેલા તે કુમારોએ તુરત સાંબનુ પેટ છોડીને જોયું ત્યાં તેમાં કુળનો નાશ કરે એવું લોઢાનુ મુશળ જોવામાં આવ્યું.[૧૭] "અહો! મંદભાગ્યવાળા આપણે આ શુ કર્યું? લોકો આપણને શું કહેશે?" એમ વિહ્વળ થયેલા તે કુમારો મુશળ લઇને ઘેર ગયા.[૧૮] જેઓના મુખની શોભા કરમાઇ ગઈ હતી એવા એ કુમારોએ તે મુશળને સભામાં લઇ જઇને સર્વ યાદવોની સમક્ષ ઉગ્રસેન રાજાને તે વાત કહી સંભળાવી, પણ ભગવાનને કહી નહી.[૧૯] હે રાજા! બ્રાહ્મણોનો અમોઘ શાપ સાંભળી તથા તે મુશળ પ્રત્યક્ષ જોઈને દ્વારકાના લોકોને વિસ્મય થયો અને ભયથી ત્રાસ

વધી, યાદવોના રાજા ઉગ્રસેને ભગવાનને નહીં પૂછતાં તે મુશળનું ચૂર્ણ કરાવીને સમુદ્રના જળમાં નંખાવી દીધું, અને ચૂર્ણ કરતાં જે લોઢાની કટકી અવશેષ રહી હતી તેને પણ સમુદ્રમાં નંખાવી દીધી.[૨૧] એ કટકીને કોઇ મત્સ્ય ગળી ગયો, અને જે ચૂર્ણ હતાં તે પાણીમાં તણાતાં તણાતાં સમુદ્રના કાંઠામાં લાગ્યાં, તેઓમાંથી પાન ઉગી.[૨૨] મછીમારોએ સમુદ્રમાં જાળ નાંખીને બીજા માછલાંઓની સાથે તે મત્સ્યને પણ પકડયો. એ મત્સ્યના પેટમાંથી લોઢાની કણી નીકળતાં મછીમારે તેમાંથી બાણની અણી કરી.[૨૩] ભગવાન પોતે સઘળી વાત જાણતા હતા અને સમર્થ હતા, તોપણ તેમણે બ્રાહ્મણોના શાપને ફેરવી નાંખવાની ઇચ્છા ન કરી, પણ પોતે કાળરૂપ હોવાથી તેમાં સમ્મતિ રાખી.[૨૪]

भगवान् ज्ञातसर्वार्थ ईश्वरोऽपि तदन्यथा ।
कर्तुं नैच्छद्विप्रशापं कालरूप्यन्वमोदत ॥२४॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો પેહેલો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૨ જો.*

### નવયોગેશ્વરોના સંવાદથી નારદે વસુદેવને આપેલો ઉપદેશ.

श्रीशुकउवाच.

गोविंदभुजगुप्तायां द्वारवत्यां कुरूद्वह ।
अवात्सीन्नारदोऽभीक्ष्णं कृष्णोपासनलालसः ॥१॥

શુકદેવજી કહેછે—હે રાજા ! ભગવાન, નારદજીને વારંવાર દ્વારકાંથી કામ કરવાસારૂ બહાર મોકલતા હતા અને દક્ષના શાપનેલીધે નારદજીથી એક સ્થળમાં રહી શકાય એમ નહતુ, તોપણ ભગવાનની ઉપાસના કરવાની લાલચથી અને દ્વારકાપુરી ભગવાનની ભુજાથી રક્ષણ પામેલી હોવાને લીધે તેમાં શાપાદિકની શક્તિ ચાલે તેમ નહતુ, તેથી નારદજી ઘણું કરીને દ્વારકામાંજ રહેતા હતા.[૧] સર્વ સ્થળમાં જેને મૃત્યુ ફુરેછે એવો કયો ઇંદ્રિયવાળો પુરૂષ, મોટા દેવતાઓએ ઉપાસના કરવા યોગ્ય ભગવાનના ચરણારવિંદને ન ભજે ? હે રાજા ! નારદજી જેવા મુક્તપુરૂષોને પણ ભજનમાં આસક્તિ રહેછે, ત્યારે બીજા બદ્ધ પુરૂષોએ ભજન કરવું જોઈએ તેમાં તો કહેવુંજ શું ? જેઓને ઇંદ્રિયો હોય તે સઘળા ભગવાનના ભજનમાં અધિકારી છે.[૨] નારદજી એક દિવસે વસુદેવને ઘેર આવતાં તેમનું પૂજન કરી સારી રીતે બેસાડીને વસુદેવે પ્રણામ કરી આ પ્રમાણે કહ્યું.[૩]

વસુદેવ કહેછે—હે મહારાજ ! જેમ માબાપનું આવવું બાળકોના શુભને માટે છે અને જેમ ભગવાનના માર્ગરૂપ મહાત્માઓનું આવવું દીનલોકોના શુભને માટે છે, તેમ આપ કે જે નારાયણરૂપજ છો તેમનું આવવું સર્વ પ્રાણીઓના કલ્યાણને માટેછે[૪] દેવતાઓની વર્તણુક પ્રાણીઓનેવૃષ્ટિ આદિકથી સુખ આપેછે અને સમયપર અતિવૃષ્ટિ આદિકથી દુખ પણ આપે છે, અને ભગવાનમાં ચિત્ત રાખનારા આપ જેવાઓની વર્ત્તણુક તો કેવળ સુખ આપેછે.[૫] દેવતાઓ સુખ આપેછે તોપણજેણે જેટલું ભજન કર્યું હોય, તેને તે ભજનના પ્રમાણમાંજ સુખ આપેછે. કેમકે જેમ પુરૂષ જેટલુ કામ કરે તેટલુંજ તેનો પડછાયો કરે, તેમ પુરૂષ જેવાં કર્મ કરે તેવાંજ ફળ દેવતાઓ આપી શકેછે. અનેઆપ જેવા સાધુપુરૂષો તો દીનલોકો ઉપર દયાળુ હોવાથી, તેઓએ સેવા નહી કર્યા છતાં પણ સર્વોત્તમ ફળ આપોછો.[૬] હે મહારાજ ! આ પ્રમાણે જો કે આપના પધારવાથીજ અમે કૃતાર્થ થયા છીએ, તોપણ આપને ભગવત્સંબધી ધર્મો પૂછીએ છીએ કે જે ધર્મોને શ્રદ્ધાથી સાંભળીને માણસ સઘળા ભયથી છુટેછે.[૭] દેવની માયાથી મોહ પામીને મેં પૂર્વે મુક્તિ આપનારા ભગવાનની પૂજા પ્રજાને માટે કરી છે, પણ મુક્તિને માટે કરી નથી, કારણ કે જન્મ ધરવાના સમયમાં ભગવાને મને એ પ્રમાણે કહ્યુંછે, માટે મુક્તિનેસારૂ આપને પૂછવું પડેછે.[૮] હે મુનિ ! આપની કૃ-

---

* આ બીજા અધ્યાયમા વસુદેવે પૂછતાં નિમિરાજા અને યોગેશ્વરોનો સવાદ લાવીને નારદજીએ ભગવત્સંબધી ધર્મો કહ્યા, એ કથા કહેવામાં આવશે.

પાથી અમે આ વિચિત્ર દુઃખવાળા અને સર્વ સ્થળમાં ભયભરેલા સંસારમાંથી અનાયાસે છુટીએ એવી રીતે અમને અપરોક્ષ ઉપદેશ કરો.[૯]

શુકદેવજી કહેછે—હે રાજા ! આ પ્રમાણે બુદ્ધિમાન્ વસુદેવે પ્રશ્ન કરતાં ભગવાનના ગુણોનો પ્રસંગ આવવાથી જેને ભગવાનનું સ્મરણ થયું એવા નારદજીએ પ્રસન્ન થઈને વસુદેવને આ પ્રમાણે કહ્યું.[૧૦]

નારદજી કહેછે—હે યાદવોમાં ઉત્તમ ! તમે સર્વને પવિત્ર કરનારા ભગવત્સંબંધી ધર્મ પૂછોછો એ તમે સારૂં ધાર્યુંછે.[૧૧] હે વસુદેવ ! શ્રવણ કરવાથી અને સંમતિ આપવાથી પણ ભગવત્સબંધી ધર્મો, સઘળા જગતના દ્રોહ કરનારાઓને પણ તુરત પવિત્ર કરેછે.[૧૨] તમે પરમ કલ્યાણરૂપ અને જેનાં શ્રવણ તથા કીર્ત્તન પવિત્ર છે એવા ભગવાન્ નારાયણદેવનું આજ મને સ્મરણ આપ્યું એ મારો મોટો ઉપકાર કર્યો.[૧૩] આ ભગવત્સબંધી ધર્મોનો નિર્ણય કરવાના વિષયમાં ઋષભદેવજીના પુત્રોના અને મહાત્મા વિદેહરાજાના સંવાદરૂપી પુરાતન ઈતિહાસ કહેવામાં આવેછે.[૧૪] સ્વાયંભુવ મનુનો પ્રિયવ્રત નામે પુત્ર હતો. તેના આગ્નીધ્ર, તેનો નાભિ અને તેના ઋષભદેવજી નામે પુત્ર થયા હતા.[૧૫] એ ભગવાનના અંશરૂપ ઋષભદેવજી મોક્ષસંબંધી ધર્મો કહેવાની ઈચ્છાથી અવતર્યા હતા એમ કહેવાયછે એમના સો પુત્ર થયા કે જેઓ વેદનો પાર પામ્યા હતા.[૧૬] એઓમાં નારાયણના પરમ ભક્ત ભરત સર્વથી મોટા હતા, કે જેના નામ ઉપરથી આ અજનાભ નામનો ખંડ અદ્ભુત રીતે 'ભરતખંડ' નામથી પ્રખ્યાત થયોછે.[૧૭] એ ભરત પૃથ્વીના ભોગ ભોગવ્યા પછી પૃથ્વીનો ત્યાગ કરીને ઘરમાંથી નીકળ્યા હતા, તે વનમાં જઇ તપશ્ચર્યાથી ભગવાનની ઉપાસના કરતાં ત્રણ જન્મથી મોક્ષ પામ્યા હતા.[૧૮] બાકીના નવ્વાણું પુત્રોમાં નવ પુત્રો આ ભરતખંડના પેટાના નવ દ્વીપમાં રાજ્ય કરતા હતા. એકાશી પુત્રો કર્મમાર્ગને પ્રવર્ત્તાવનારા બ્રાહ્મણો થયા હતા.[૧૯] કવિ, હરિ, અંતરિક્ષ, પ્રબુદ્ધ, પિપ્પલાયન, આવિર્હોત્ર, દ્રુમિલ, ચમસ અને કરભાજન એ નામના નવ જણા મહાભાગ્યશાળી યોગેશ્વર થયા હતા. એ યોગેશ્વરો પરમાર્થનું નિરૂપણ કરનારા, આત્માભ્યાસમાં શ્રમ કરનારા, દિગંબર અને બ્રહ્મવિદ્યામાં નિપુણ હતા.[૨૦-૨૧] કાર્ય કારણરૂપ આ જગતને ભગવદ્રૂપ દેખતા અને તે ભગવદ્રૂપને પોતાથી અભિન્ન જોતા એ યોગેશ્વરો પૃથ્વીમાં ફરતા હતા.[૨૨] જે લોકમાં જવું ધારે ત્યાં વગરઅડચણે જઇ શકે એવા એ મુક્તલોકો દેવ, સિદ્ધ, સાધ્ય, ગંધર્વ, યક્ષ, અસુર, કિન્નર, નાગ, મુનિ, ચારણ, ભૂતનાથ, વિદ્યાધર, દ્વિજ, અને ગાયોના લોકોમાં પોતાની ઇચ્છા પ્રમાણે ફરતા હતા.[૨૩] એ લોકો એક દિવસે ભરતખંડમાં મહાત્મા નિમિરાજાનો યજ્ઞ કે જેને ઋષિઓ વિધિપૂર્વક ચલાવતા હતા તેમાં યદૃચ્છાથી ગયા.[૨૪] હે રાજા ! સૂર્ય સરખા એ મોટા વૈષ્ણવ યોગેશ્વરોને જોઇ યજમાન, અગ્નિઓ અને બ્રાહ્મણો સઘળા ઉભા થયા[૨૫] એ લોકોને નારાયણના પરમ ભક્ત જાણી રાજી થયેલા નિમિરાજાએ આસન પર બેસાડીને યોગ્ય રીતે તેઓની પૂજા કરી.[૨૬] બહુજ રાજી થયેલા નિમિરાજાએ સ્વાભાવિક કાંતિથીજ શોભતા અને સનત્કુમારાદિક સરખા એ નવ યોગેશ્વરોને ભક્તિભાવથી નમીને આ પ્રમાણે પૂછ્યું.[૨૭]

નિમિરાજા કહેછે—આપ લોકોને સાક્ષાત્ વિષ્ણુ ભગવાનના પાર્ષદ માનુંછું, કેમકે ભગવાનના પાર્ષદો લોકોને પવિત્ર કરવાસારૂ સર્વ સ્થળોમાં ફરેછે.[૨૮] ઘણા અવતારમાં ફરતા જીવોને આ મોક્ષના સાધનરૂપ મનુષ્યનો દેહ ક્ષણભંગુર છતાં પણ દુર્લભ છે, અને તેમાં પણ વૈષ્ણવોનું દર્શન દુર્લભ છે એમ માનુંછું.[૨૯] હે નિર્મળ પુરૂષો ! એટલા માટે સર્વોત્તમ કલ્યાણ શું છે ? તે આપ લોકોને પૂછુંછું; કારણકે આ સંસારમાં અરધા ક્ષણનો સત્સંગ પણ મનુષ્યોને ભંડાર મળવાની પેઠે પરમ આનંદ આપેછે.[૩૦] અમને સંભળાવવાને યોગ્ય હોય તો તે સર્વોત્તમ કલ્યાણને માટે ભગવત્સંબંધી ધર્મો

પણ કહો, કે જે ધર્મોથી પ્રસન્ન થઇને ભગવાન્ પોતાના ભક્તને પોતાનું સ્વરૂપ પણ આપેછે.[૩૧]

નારદજી કહેછે—હે વસુદેવ! એ પ્રમાણે નિમિરાજાએ પૂછતાં તે મહાત્મા યોગેશ્વરોએ પ્રીતિથી સભાસદો અને ઋત્વિજો સહિત તે રાજાનો સત્કાર કરીને આ પ્રમાણે કહ્યું *[૩૨]

કવિ કહેછે—આ+ સંસારમાં ભગવાનના ચરણારવિંદની ઉપાસના કરવી એ સર્વ પ્રકારના ભયને મટાડનાર સર્વોત્તમ કલ્યાણ છે એમ માનુંછું; કે જે ઉપાસના કરવામાં, દેહાદિક મિથ્યા પદાર્થોના અભિમાનથી સર્વદા ઉદ્વેગ પામેલાનો સંસારનો ભય સઘળો નિવૃત્ત થાય છે.[૩૩] ×ભગવાને મનુ અને યાજ્ઞવલ્કયાદિકના મુખદ્વારા વર્ણાશ્રમાદિકના ધર્મો કહીને અજ્ઞાની પુરૂષોને અનાયાસથીજ સ્વરૂપની પ્રાપ્તિને માટે જે ઉપાયો અતિ રહસ્ય હોવાને લીધે શ્રીમુખથીજ કહ્યાછે તે ભગવત્સંબંધી ધર્મો છે એમ જાણો.[૩૪] હે રાજા! યોગાદિકમાં જેમ વિઘ્નો નડવાથી દુઃખી થવાયછે, તેમ એ ભગવત્સંબંધી ધર્મો પાળવામાં કદી પણ વિઘ્નોથી માણસને દુઃખી થવું પડતું નથી. એ ભગવત્સંબંધી ધર્મોમાં આંખો મીચીને દોડયો જાય, તોપણ પ્રત્યવાય લાગતો નથી કે ફળથી ભ્રષ્ટ થવું પડતું નથી. આ સ્થળમાં આંખો એટલે શ્રુતિ અને સ્મૃતિ સમજવી, કારણ કે તેઓમાંથી એક ન હોય તો કાણો કહેવાયછે, અને બન્ને નહોય તો આંધળો કહેવાયછે. આ બે આંખોને મીંચીને એટલે નહી જાણીને દોડયો જાય એટલે દોડતો માણસ જેમ પગ મૂકવાના ઠેકાણાને મૂકીને તરત છેટે છેટે પગ માંડતો જાયછે, તેમ કાંઈક કાંઇક મૂકી મૂકીને કાંઇક કાંઈક પાળતો જાય તો પણ કશી અડચણ આવતી નથી.[૩૫] ‡શાસ્ત્રવિધિથી કરેલાં કર્મોજ નારાયણને અર્પણ કરવાં એમ નિયમ નથી; પણ કાયાથી, વાણીથી, મનથી, ઇંદ્રિયોથી, બુદ્ધિથી, અહંકારથી અને અધ્યાસથી માની લીધેલાં બ્રાહ્મણપણા આદિ સ્વભાવથી પણ જે કાંઇ કર્મ કરવામાં આવે તે સઘળું પરમેશ્વર નારાયણને અર્પણ કરી દેવું. આમ કરવાથી સર્વ પ્રકારની શરીરાદિકની ક્રિયા ભગવત્સંબંધી ધર્મરૂપ થાયછે.[૩૬] જો કે અજ્ઞાનથી કલ્પેલો ભય જ્ઞાનથીજ મટેછે, તોપણ ઇશ્વરથી વિમુખ પુરૂષને ઇશ્વરની માયાથી તે અજ્ઞાન (સ્વરૂપનું અસ્ફુરણ) થયું છે, અજ્ઞાનથી 'હું દેહ છું' એવી બુદ્ધિ થઈ છે, અને એવી બુદ્ધિથી ભય ઉત્પન્ન થયેલછે, માટે ગુરૂમાં ઇશ્વરઅનેઆત્માનીભાવના રાખતાંભયના મૂળ કારણરૂપ માયાના નિયંતાઈશ્વરનુંઅનન્ય ભક્તિથી સમજુપુરૂષેભજનકરવું જોઇએ.[૩૭] 'વિષયોથી ચિત્તમાં વિક્ષેપ થતો હોય તેથી અનન્ય ભક્તિ કેમ થઈ શકે અને અભય તો પછી ક્યાંથીજ થાય?' એમ સમજવું નહીં, કારણકે વિષયો વાસ્તવિક નથી પણ મનના વિલાસમાત્ર છે, માટે મનનો નિગ્રહ કરીને ભજન કરવાથી અભય થાયછે. આ દ્વૈતપ્રપંચ જોકે વિદ્યમાનજ નથી, તોપણ સ્વપ્ન અને મનોરથની પેઠે તેનું ચિંતન કરનારના મનથી પ્રતીત થાયછે, માટે સમજુ પુરૂષે કર્મોના સંકલ્પ અને વિકલ્પ કરનારા મનને રોકવું જોઇએ, અને તેમ કરવાથી અનન્ય ભક્તિથી ભજન થતાં અભય પામ્ર થાય છે.[૩૮] *ભગવાનનાં મહાકલ્યાણમય જન્મ, કર્મ, અને જન્મ તથા કર્મનાં અર્થવાળાં જે નામો જગતમાં પ્રસિદ્ધ છે + તેઓનું શ્રવણ કરતાં, ગાયન કરતાં અને તેમ કરવામાં લાજ નહીં રાખતાં નિઃસ્પૃહ થઈને ફરવું.[૩૯] આ પ્રમાણે

---

* ભગવત્સંબંધી ધર્મ, ભગવાનનો ભક્ત, માયા, માયાને તરવાનો ઉપાય, બ્રહ્મ, કર્મ, અવતારલીલા, અભક્તોની ગતિ અને યુગનો ક્રમ એ નવ વિષયોને જાણવાસારૂ નિમિરાજાએ નવ પ્રશ્ન કર્યાછે અને તેઓને અનુક્રમે એક એક યોગેશ્વરે ઉત્તર આપ્યોછે.

+ પ્રથમ સર્વોત્તમ કલ્યાણ વિષે કહેછે. × ભગવત્સંબંધી ધર્મોનું લક્ષણ કહેછે.

‡ ભગવત્સંબંધી ધર્મોના અમુક ભાગનું સ્વરૂપ કહેછે.

* મનનો નિગ્રહ કરવો અત્યંત અશક્ય લાગશે એમ ધારી સુગમ માર્ગ કહેછે.

+ ભગવાનનાં જન્મ, કર્મ અને નામ સઘળા જાણી શકાય એવા નથી 'માટે જે લોકમા પ્રસિદ્ધ છે તે' એમ કહ્યું છે.

નિયમ રાખનાર અને ભગવાનનાં નામકીર્તનથી પીગળી જતા હૃદયવાળો ભક્ત, લોકોને દેખાડવાસારૂ દાંભિકની પેઠે નહી પણ ગ્રહે પકડેલાની પેઠે પરવશ થઇને કોઈ સમયે ખડખડ હસેછે, (ભગવાનને ભક્તની પાસે હારી ગયેલા ધારીને હસેછે,) કોઈ સમયે ઘણા કાળસુધી ભગવાને પોતાની ઉપેક્ષા કરી ધારીને રૂવેછે, કોઇ સમયે બહુજ ઉત્સુકપણાથી ચીસો પાડેછે, કોઇ સમયે અતિ હર્ષથી ગાયછે અને કોઇ સમયે 'જય જય' એમ બોલીને નાચવા લાગેછે.[૪૦] આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, નક્ષત્રાદિક તેજ, પ્રાણીઓ, દિશાઓ, વૃક્ષાદિક, નદીઓ, સમુદ્રો અને જે કાંઇ પદાર્થ છે તે સઘળું ભગવાનનુ રૂપ છે એમ ધારી અનન્ય ભાવથી તેઓને પ્રણામ કરવા.[૪૧] 'આ ગતિ યોગીઓને પણ ઘણા જન્મથી દુર્લભ છે તો નામકીર્તનમાત્રથી એક જન્મમાં કેમ થાય?' એવી શકા રાખવી નહી, કેમકે જેમ ભોજન કરતા માણસને કોળીએ કોળીએજ નહીં પણ પ્રત્યેક કણીએ કણીએ સુખ, ઉદરપોષણ અને ક્ષુધાની નિવૃત્તિ થાયછે, તેમ ભગવાનનુ ભજન કરતા પુરૂષને પ્રેમલક્ષણા ભક્તિ, પ્રેમના સ્થાનકરૂપ ભગવાનના રૂપની સ્ફુર્તિ અને ઘર આદિમાં વૈરાગ્ય એ ત્રણ વાનાં ભજનના સમયમાં સામટાંજ થાયછે. જેમ ઘણા કોળીઆ જમવાથી સુખાદિક વધતાં જતાં પરમ સુખાદિક થાયછે, તેમ ઘણાં ભજન કરવાથી ભક્તિ આદિ વધતાં જતાં પરમ ભક્તિ આદિ પ્રાપ્ત થાયછે.[૪૨] હે રાજા! આ પ્રમાણે અવિચ્છિન્નપણાથી ભગવાનના ચરણનુ ભજન કરનારા વૈષ્ણવને ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય પ્રબળ થતાં અતે સાક્ષાત્ પરમ શાંતિ પ્રાપ્ત થાયછે.[૪૩]

નિમિરાજા પૂછેછે—* હવે વૈષ્ણવવિષે કહો વૈષ્ણવ કયા ધર્મમાં નિષ્ઠા રાખે? વૈષ્ણવનો સ્વભાવ કેવો હોય? મનુષ્યોમાં વૈષ્ણવ કેવુ આચરણ કરે? વૈષ્ણવ શુ બોલે? અને વૈષ્ણ કયાં ચિન્હો રાખવાથી ભગવાનને પ્રિય થાય?[૪૪]

હરિ નામના બીજા યોગેશ્વર કહેછે—'હું ચૈતન્યરૂપ પરબ્રહ્મપણાથી સર્વ પદાર્થોમાં અનુસ્યૂત છુ, અને સર્વ પદાર્થો મારા પરબ્રહ્મ સ્વરૂપમાં અધ્યસ્ત છે' એમ જે પુરૂષ યથાર્થ રીતે જાણે તે ઉત્તમ વૈષ્ણવ કહેવાયછે.[૪૫] જે પુરૂષ ઈશ્વર ઉ- ઉપર પ્રેમ, ઇશ્વરના ભક્તોની સાથે મૈત્રી, મૂર્ખો ઉપર કૃપા અને શત્રુઓ ઉપર ઉપેક્ષા રાખે તે મધ્યમ વૈષ્ણવ કહેવાયછે, કારણ કે તેને એટલી પણ ભેદબુદ્ધિ રહીછે[૪૬] જે પુરૂષ શ્રદ્ધા રાખીને મૂર્તિમાંજ ભગવાનની પૂજા કરે પણ ભગવાનના ભક્તોની પૂજા ન કરે અને બીજાઓની તો નજ કરે તે પુરૂષ પ્રાકૃત (જેણે ભક્તિ કરવાનો આરભ કર્યોછે એવો) વૈષ્ણવ કહેવાયછે.+[૪૭] ચિત્ત‡ ભગવાનમાંજ લાગેલુ હોવાથી ઉત્તમ વૈષ્ણવ વિષયોનુ ગ્રહણ નજ કરે, પણ કદાચ ઇંદ્રિયોથી વિષયોનું ગ્રહણ થાય તોપણ આ જગતને ભગવાનની માયારૂપ સમજીને જે પુરૂષ પ્રતિકૂળ વિષયોનો દ્વેષ ન કરે અને અનુકૂળ વિષયોથી રાજી ન થાય તે ઉત્તમ વૈષ્ણવ કહેવાયછે.[૪૮] ભગવાનનુ અવિચ્છિન્ન સ્મરણ રહેવાનેલીધે જે પુરૂષ દેહના ધર્મરૂપ જન્મમરણ, પ્રાણના ધર્મરૂપ ભૂખ તરસ, મનના ધર્મરૂપ ભય, બુદ્ધિના ધર્મરૂપ તૃષ્ણા અને ઇંદ્રિયોના ધર્મરૂપ શ્રમ એ સસારસબધી ધર્મોથી મુઝાય નહી તે ઉત્તમ વૈષ્ણવ કહેવાયછે.[૪૯] જેના ચિત્તમાં કામ, કર્મ કે વાસનાનો જન્મજ ન થતો હોય અને જેને એક ભગવાનનોજ આશ્રય હોય તે ઉત્તમ વૈષ્ણવ કહેવાય છે.[૫૦] જે × પુરૂષને ઉત્તમ કુળમાં જન્મ, તપ આદિ કર્મ, વર્ણ, આશ્રમ કે જાતિથી આ દેહમાં અહંકાર થાયજ નહી, તે પુરૂષ ભગવાનને પ્રિય થાયછે.[૫૧] જે † પુરૂષને ધનમાં પોતાના

* વૈષ્ણવને ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય થાયછે એમ ઉપર કહ્યું તેથી વૈષ્ણવનાં લક્ષણ પૂછેછે.

+આટલા સુધી વૈષ્ણવ કયા ધર્મમા નિષ્ઠા રાખે એ પ્રશ્નનો ઉત્તર કહ્યોછે ‡ વળી શ્રેષ્ઠપણાને લીધે ઉત્તમ વૈષ્ણવનાજ લક્ષણ કહે છે

* આથી 'વૈષ્ણવનો સ્વભાવ કેવો હોય' એ પ્રશ્નનો ઉત્તર આપ્યો ×'કયા ચિન્હોથી ભગવાનને પ્રિય થાય' એ પ્રશ્નનો ઉત્તર આપેછે. † 'વૈષ્ણવ કેવુ આચરણ કરે એ પ્રશ્નનો ઉત્તર આપેછે.

પારકાનો અને દેહમાં હું અને બીજો એવો ભેદ ન હોય અને જે સર્વ પ્રાણીઓમાં સમબુદ્ધિ રાખનાર અને શાંત હોય તે ઉત્તમ વૈષ્ણવ કહેવાયછે.[૫૨] જે પુરૂષ, ભગવાનમાંજ ચિત્ત રાખનારા દેવાદિક પણ દુર્લભપણાનેલીધે જેને શોધેછે એવા ભગવચ્ચરણારવિંદમાંથી કોઇ પોતાને ત્રૈલોક્યનું રાજ્ય આપવાનુ કહે તોપણ લવ અને નિમેષરૂપ અલ્પકાળ સુધી પણ ચળાયમાન ન થાય, એટલે ભગવાનના ચરણારવિંદ કરતાં બીજું સઘળું તુચ્છ છે એવું નિરંતર સ્મરણ રાખીને થોડીવાર પણ ભજનને ન મૂકે તે ઉત્તમ વૈષ્ણવ કહેવાયછે.[૫૩] તૃષ્ણાથી તાપ થતો હોય તો ભગવાનના ચરણારવિંદમાંથી ચળાયમાન થાય,‡ ભગવાનની સેવાનુ પરમ સુખ મળવાને રહે તૃષ્ણાનો તાપજ થતો નથી. ભગવાનના મોટા વિક્રમવાળા ચરણની આંગળીઓમાં રહેલા નખરૂપ મણિઓની શીતળ દીપ્તિથી જેનો તૃષ્ણાદિક તાપ મટી ગયો હોયછે એવા ભક્તોના હૃદયમાં તે તાપ પાછો કેમજ પ્રકટ થાય? ચંદ્રનો ઉદય થયા પછી સૂર્યનો તાપ પ્રકટ થાયજ નહી. ‡ [૫૪] પરવશપણામાં † માત્ર નામકીર્તન થાય તો પણ પાપના સમૂહને નાશ કરનાર ભગવાન પ્રેમરૂપ દોરીથી પોતાનુ ચરણ બધાઇ જવાનેલીધે જેનો હૃદયને પોતેજ મૂકે નહી તે પુરૂષ વૈષ્ણવોમાં ઉતમ કહેવાયછે.[૫૫]

विसृजति हृदयं न यस्य साक्षा-
द्धरिरवशाभिहितोऽप्यघौघनाशः ।
प्रणयरशनया धृताङ्घ्रिपद्मः
स भवति भागवतप्रधान उक्तः ॥५५॥

ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ.

---

‡ પ્રશ્નોના ઉત્તરોમા 'વૈષ્ણવ શુ બોલે' એ પ્રશ્નનો ઉત્તર રહી ગયોછે પણ આ પ્રકરણના તોડ ઉપરથી સમજવુ કે 'વૈષ્ણવ ભગવાનના નામ બોલેછે' ઉપર કહેલા સઘળાં લક્ષણોનો સાર કહેછે.

# અધ્યાય ૩ જો.*

## માયા, તેને તરવાના ઉપાય, બ્રહ્મ અને કર્મ વિષે.

### રાજોવાચ.

परस्य विष्णोरीशस्य मायिनामपि मोहिनीम् ।
मायां वेदितुमिच्छामो भगवंतो ब्रुवंतु नः ॥१॥

નિમિરાજા પૂછેછે—'આ જગતને ભગવાનની માયારૂપ સમજે તે ઉત્તમ વૈષ્ણવ કહેવાય' એમ તમે કહી ગયા, તો પરમેશ્વર ભગવાનની માયા કે જે માયાવાળાઓને પણ મોહ કરનારી છે તેને જાણવા અમે ઇચ્છીએ છીએ, માટે માયા એ શું છે તે કહો.[૧] હું કે જે સંસારના તાપોથી બહુજ તપેલો મનુષ્ય છુ તે, સંસારના તાપના ઔષધરૂપ ભગવાનની કથારૂપી અમૃતથી ભરેલું તમારૂં વચન સાંભળતાં તૃપ્ત થતો નથી.[૨]

અંતરિક્ષ નામના ત્રીજા યોગેશ્વર કહેછે—હે રાજા! પોતાના અંશરૂપ જીવોને ભોગ અને મોક્ષ દેવાસારૂ સર્વના કારણરૂપ ઇશ્વરે પોતે સર્જેલાં આ પંચમહાભૂતોમાંથી ઉંચા નીચા પ્રકારનાં શરીરો ઉત્પન્ન કર્યાં છે, એ ભગવાનની માયા છે.[૩] એ પ્રમાણે જીવોના ઉપકાર માટે પંચભૂતોથી સર્જેલાં શરીરોમાં અંતર્યામીરૂપથી પેઠેલા ભગવાન મનથી અને દશ ઇંદ્રિયોથી વિષયોના બિભાગ કરીને જીવોને તે વિષયો ભોગવાવેછે, એ ભગવાનની માયા છે.[૪] અંતર્યામીએ પ્રકાશ કરેલી ઇંદ્રિયોથી વિષયોને ભોગવતો અને આ ઉત્પન્ન થયેલા શરીરને પોતારૂપ માનતો જીવ આ શરીરાદિકમાં આસક્તિ પામેછે, એ ભગવાનની માયા છે.[૫] કર્મેંદ્રિયોથી વાસનાસહિત કર્મો કરતો અને તે તે કર્મોનાં સુખ દુખરૂપ ફળોને લેતો આ જીવ આ સંસારમાં ભટક્યા કરેછે પણ મુક્ત થતો નથી, એ ભગવાનની માયા છે.[૬] આ પ્રમાણે ઘણાં

---

* આ ત્રીજા અધ્યાયમા માયા, માયાને તરવાના ઉપાય, બ્રહ્મ અને કર્મ એ ચાર વિષયના પ્રશ્નોના ઉત્તર યોગેશ્વરોએ આપ્યા, તે કથા કહેવામાં આવશે.

દુઃખ આપનારી કર્મની ગતિઓને પામતો અને પરતંત્ર થયેલો જીવ, જગતનો પ્રલય થતાં સુધી જન્મમરણ પામ્યા કરેછે, એ ભગવાનની માયા છે.[૭] પ્રલયનો આરંભ થાય ત્યારે આદિ અને અંતથી રહિત કાળ આ સ્થુળ સૂક્ષ્મરૂપ જગતને ઇશ્વરમાં લઈજવા સારૂ ખેંચેછે, એ ભગવાનની માયાછે.[૮] પૃથ્વીમાં સો વર્ષસુધી મહાભયંકર અનાવૃષ્ટિ થશે અને તે સમયમાં વધારે ગરમ થયેલો સૂર્ય ત્રણે લોકને તપાવશે, એ ભગવાનની માયા સમજવી.[૯] પાતાળથી માંડીને બાળવા લાગેલો, ઉંચી શિખાઓવાળો અને વાયુએ પ્રેરેલો શેષનાગના મુખનો અગ્નિ ચારેકોર વૃદ્ધિ પામશે, એ ભગવાનની માયા સમજવી.[૧૦] પ્રલય કરનારા મેઘનો સમૂહ હાથીની સુંઢ સરખી ધારાઓથી સો વર્ષસુધી વર્ષશે અને બ્રહ્માંડ જળમાં લીન થશે, એ ભગવાનની માયા સમજવી.[૧૧] પછી બ્રહ્માંડરૂપ શરીરવાળા બ્રહ્મા બ્રહ્માંડરૂપ પોતાના શરીરને છોડી દઇ, જેમ કાષ્ટરહિત થયેલો અગ્નિ પોતાના સૂક્ષ્મરૂપમાં પ્રવેશ કરેછે તેમ સૂક્ષ્મ પરબ્રહ્મમાં પ્રવેશ કરશે, એ ભગવાનની માયા સમજવી.[૧૨] પછી પૃથ્વીનો ગંધ વાયુથી હરાતાં પૃથ્વી જળરૂપ થઇ જશે, અને જળનો રસ વાયુથી હરાતાં જળ તેજરૂપ થઇ જશે, એ ભગવાનની માયા સમજવી.[૧૩] પછી પ્રલયકાળના તમથી તેજનું રૂપ હરાઇ જતાં તેજ વાયુમાં લય પામશે, અને વાયુનો સ્પર્શ આકાશથી હરાઈ જતાં વાયુ આકાશમાં લય પામશે, એ ભગવાનની માયા સમજવી.[૧૪] પછી આકાશનો શબ્દગુણ કાળથી હરાઇ જતાં આકાશ તામસ અહંકારમાં લય પામશે, એ ભગવાનની માયા સમજવી ઇંદ્રિયો તથા બુદ્ધિ રાજસ અહંકારમાં, મન તથા ઇંદ્રિયોના દેવતાઓ સાત્વિક અહંકારમાં, અહંકાર પોતાનાં ત્રણ પ્રકારનાં કાર્યોની સાથે મહત્તત્વમાં અને મહત્તત્વ પ્રકૃતિમાં લય પામશે, એ ભગવાનની માયા સમજવી હે રાજા! સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય કરનારી આ ત્રણ ગુણવાળી ભગવાનની માયાનું અમોએ તમારી પાસે વર્ણન કરી સંભળાવ્યું. હવે*બીજું શું સાંભળવાઇચ્છોછો?[૧૫-૧૬]

નિમિરાજા પૂછેછે—હે મહર્ષિ! શરીરમાં અહંતા ધરાવનારા પુરૂષો, મનને વશ નહીં કરનારાઓથી તરી શકાય નહી એવી આ ઇશ્વરસંબંધી માયાને જે પ્રકારથી અનાયાસે તરી જાય તે પ્રકાર કહો.[૧૭]

પ્રબુદ્ધ નામના ચોથા યોગેશ્વર કહેછે—માયાને તરવાનો ભક્તિવિના બીજો કોઈ ઉપાય નથી, માટે ભક્તિ અને તેનાં સાધનો કહીએ છીએ. દુઃખ મટાડવાસારૂ અને સુખ મેળવવા સારૂ કર્મો કર્યા કરતાં અને સ્ત્રીપુરૂષનાં જોડાં થઇને પ્રવૃત્તિ કરનારાં માણસોને તેઓના ધાર્યા કરતાં ઉલટાં ફળ મળે છે તે જોવાં.[૧૮] કર્મો કરીને મેળવ્યા છતાં પણ ધનાદિ સુખ આપતાંજ નથી. નિરંતર પીડા આપનાર, દુર્લભ અને પોતાના મૃત્યુરૂપ ધન અને ઘર, સંતાન, સગાં તથા પશુઓ કે જેઓ ચચળ છે તેઓને મેળવવાથી પણ શી પ્રીતિ થાયછે? કશી પ્રીતિ થતી નથી.[૧૯] આ લોકનું સુખ અને લોક જેમ નાશ પામનાર છે, તેમ કર્મથી મેળવેલું પરલોકનું સુખ અને તે લોક પણ નાશ પામનાર છે એમ જાણવું. જેમ ખંડપતિ રાજાઓને પોતાથી તુલ્ય હોય તે ઉપર સ્પર્દ્ધા, અધિક ઉપર ઈર્ષ્યા અને સુખ જતું રહેવાનો ભય રહેછે, તેમ સ્વર્ગાદિક પરલોકમાં પણ સ્પર્દ્ધા, ઈર્ષ્યા અને ભય રહેછે, માટે વર્ત્તમાનકાળમાં પણ પરલોક દુઃખયુક્ત છે એમ વિચારવું.[૨૦] આ કારણથી, ઉત્તમ કલ્યાણ જાણવાની ઈચ્છાવાળા પુરૂષે, વેદમાં પોહોચેલ હોવાથી સંશય મટાડનાર અને પરબ્રહ્મમાં અપરોક્ષ અનુભવથી પોહોચેલ હોવાથી શિષ્યોના મનમાં પોતાનો બોધ પેસાડનાર ઘણી શાંતિવાળા ગુરૂને શરણે જવું.[૨૧] ગુરૂની પાસે રહી ગુરૂનેજ આત્મા અને ઇષ્ટદેવ સમજતાં નિષ્કપટ સેવાથી ભગવત્સંબંધી ધર્મ શીખવા, કે જે ધર્મોથી આત્મા

* નિમિરાજા માયાનું વર્ણન સાનળવાથી ભય પામતા યોગેશ્વર માયાની નિવૃત્તિનો ઉપાય પૂછવાની તેની ઇચ્છા જાણવા માગેછે.

અને ભકતોને પોતાનું સ્વરૂપ આપનાર ભગવાન્ પ્રસન્ન થાયછે.[૨૨] મનમાં સર્વ વિષયે થી વૈરાગ્ય, પ્રથમ સાધુપુરૂષોનો સગ, પોતાથી હીનપ્રાણી ઉપર દયા, સમાનની સાથે મૈત્રી અને ઉત્તમોની પાસે નમ્રતા કરવાનું શીખવુ.[૨૩] માટી તથા જળ આદિથી શરીરની પવિત્રતા, અગર્વ આદિથી મનની પવિત્રતા, સ્વધર્મનુ આચરણ, ક્ષમા, વૃથા બોલવાનો ત્યાગ, વેદ પાઠાદિક, સરળતા, ઋતુમાંજ પોતાની સ્ત્રીનો સગ કરવા આદિ બ્રહ્મચર્ય, પ્રાણીઓનો અદ્રોહ અને સુખદુ:ખ તથા શીત ઉષ્ણ આદિ જોટાના પદાર્થોમાં હર્ષ શોકથી રહિતપણું રાખવાનું શીખવું.[૨૪] સર્વ પદાર્થોમાં સત્ અને ચિત્ રૂપથી આત્મા રહેલછે એવો વિચાર, નિયતાપણાથી ઇશ્વર રહેલ છે એવો વિચાર, એકાંતમાં રહેનારપણું, ઘર આદિના અભિમાનથી રહિતપણું, નિર્જન સ્થાનમાં પડેલાં ચીથરાં અથવા શુદ્ધ વલ્કલનુ પરિધાન, અને જે કાંઇ મળે તેથી સતોષ રાખવાનુ શીખવું.[૨૫] ભગવાનનુ પ્રતિપાદન કરનારા શાસ્ત્રમાં શ્રદ્ધા, બીજાં શાસ્ત્રોની અનિંદા, પ્રાણાયામથી મનનો દડ, મૌનથી વાણીનો દડ,અનુદ્યમથી ક્રિયાનો દંડ, યથાર્થ ભાષણ, અતઃકરણનો નિગ્રહ અને ઇંદ્રિયોનો નિગ્રહ રાખવાનું શીખવુ.[૨૬]અદ્ભુત કર્મ કરનારા ભગવાનનાં જન્મ કર્મ અને ગુણોનુ શ્રવણ કીર્ત્તન ધ્યાન અને ભગવાનના ઉદ્દેશથીજ સર્વ કર્મ કરવાનું શીખવુ.[૨૭]યજન, દાન, તપ, જપ, સદાચાર, ગધ પુષ્પાદિક પોતાના પ્રિય પદાર્થ અને સ્ત્રી, પુત્ર, ઘર તથા પ્રાણ પણ સેવકપણાથી ઈશ્વિરને અર્પણ કરવાનું શીખવુ[૨૮]એ પ્રમાણેજ જેઓના ભગવાનજ આત્મા અને સ્વામી છે એવાં મનુષ્યોમાં સ્નેહ, સ્થાવર જગમોની સેવા, તેઓમાં પણ મનુષ્યોની વિશેષ સેવા, મનુષ્યોમાં પણ સ્વધર્મ પાળનારાઓની વિશેષ સેવા, અને સ્વધર્મ પાળનારાઓથી પણ વૈષ્ણવજનોની વિશેષ સેવા કરવાનુ શીખવું.[૨૯]પરસ્પરની સાથે ભગવાનના પવિત્ર યશનું વર્ણન અને યશના વર્ણનથીજ મનનું રમણ, સુખ તથા સર્વદુ:ખોની નિવૃત્તિ રાખવાનુંશીખવું.[૩૦]આ પ્રમાણે વર્ત્તનારા અને પાપના સમૂહને હરનારા ભગવાનનું સ્મરણ કરતા તથા પરસ્પરને સ્મરણ કરાવતા ભક્તોના શરીરમાં સાધનભક્તિથી ઉત્પન્ન થયેલી પ્રેમલક્ષણા ભક્તિથી રૂવાડાં ઉભાં થઇ જાય છે.[૩૧] આવા અલૌકિક ભક્તો કોઇ સમયે ભગવાનનુ ચિંતન કરતાં રૂવેછે, કોઈ સમયે હસેછે, કોઇ સમયે રાજી થાયછે, કોઇ સમયે વાતો કરેછે, કોઈ સમયે નાચેછે, કોઇ સમયે ગાયછે, કોઇ સમયે ભગવાનની લીલાનું અનુકરણ કરેછે, અને કોઇ સમયે તદાકાર થઇ જતાં સુખ પામીને ચૂપ થઇ જાયછે.[૩૨] આ પ્રમાણે ભગવત્સંબધી ધર્મોને શીખતો અને નારાયણને તત્પર રહેતો પુરૂષ એ ધર્મોથી ઉત્પન્ન થયેલી ભક્તિના પ્રભાવથી દુસ્તર માયાને પણ અનાયાસે તરેછે.[૩૩]

નિમિરાજા પૂછેછે—તમે કહી ગયા કે “નારાયણને તત્પર રહેતો પુરૂષ માયાને તરેછે ” તો નારાયણ નામના પરમાત્મા બ્રહ્મનું સ્વરૂપ અમને કહેવુ જોઈએ, કારણ કે તમો મોટા બ્રહ્મવેત્તા છો.[૩૪]

પિપ્પલાયન નામના પાંચમા યોગેશ્વર કહે છે—હે રાજા! આ જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય જેથી થાયછે,તથા જાગ્રત, સ્વપ્ન અનેસુષુપ્તિ એ ત્રણે અવસ્થામાં સાક્ષીપણાથી જે અનુસ્યૂતછે, તથા એ ત્રણે અવસ્થાથી નોખી સમાધિઆદિ અવસ્થાઓમાં પણ જે અનુસ્યૂતછે, અને દેહ, ઇદ્રિય, પ્રાણ તથા મન જેણે આપેલા ચૈતન્યથી પ્રવર્ત્તેછે, તે પરમ તત્વ નારાયણનુ સ્વરૂપ છે એમ જાણો. એ તત્વને મન, વાણી, ચક્ષુ, બુદ્ધિ, પ્રાણ અને બીજી ઇંદ્રિયો પણ જાણી શકતી નથી.[૩૫] જેમ અગ્નિને અગ્નિના અંશરૂપ તણખા આદિ પ્રકાશ આપી શકતા નથી અને બાળી પણ શકતા નથી, તેમ જડ પદાર્થરૂપ મન આદિની વૃત્તિઓમાં દેખાતો આત્મપ્રકાશ કે જે તે વૃત્તિઓનો પ્રકાશક છે, તેનો પ્રકાશ તે વૃત્તિઓથી થતો નથી. વેદ કે જે આત્મામાં પ્રમાણભૂત છે, તે પણ વાણીરૂપ હોવાથી આત્મતત્વને સા-

ક્ષાત્ નહીં પણ જેમ અર્થાત્ કહેવાઈ જાય તેવી રીતે કહેછે. કારણ કે વેદ પોતેજ કહે છે કે "વાણી કે મન આદિ જેટલા જણાવનારા પદાર્થ છે તેઓ કોઈ આત્મતત્વને પોહોચી શકતા નથી." આ ઉપરથી એમ સમજવુ નહી કે 'વેદ ત્યારે બ્રહ્મનું નિરૂપણ કરતો નથી' કારણ કે 'જે જાડું તે બ્રહ્મ નથી, જે ઝીણુ તે બ્રહ્મ નથી, વાણીથી જે કહેવાયછે તે બ્રહ્મ નથી' ઈત્યાદિક જે નિષેધ વેદે કરેલોછે તે નિષેધનો જે અવાધ છે તે બ્રહ્મ છે. અવાધ ન હોયતો નિષેધજ સિદ્ધ થાય નહીં. જે કાંઇ કાર્ય અને કારણો દેખાયછે તે સઘળું બ્રહ્મજ દેખાયછે; કારણ કે સર્વનુ પરમ કારણ બ્રહ્મજ છે. બ્રહ્મમાં માયા નામની શક્તિ મોટી છે, તેથી બ્રહ્મ એક છતાં અનેકરૂપે ભાસે છે.[३१] પ્રથમ જે એકજ બ્રહ્મ છે તેનેજ સત્વ, રજ અને તમ એવા ત્રણ પ્રકારવાળું પ્રધાન કહે છે. પછી તેનેજ ક્રિયાશક્તિ ઉપરથી સૂત્ર અને જ્ઞાનશક્તિ ઉપરથી મહત્તત્વ એવાં નામ આપેછે. પછી તેનેજ જીવનો ઉપાધરૂપ અહંકાર એવું નામ આપેછે. આ પ્રમાણે ચાલતાં ઈન્દ્રિયોના દેવ, ઇંદ્રિયો, વિષયો અને વિષયોના પ્રકાશ અથવા સુખાદિકરૂપે પણ એક બ્રહ્મજ ભાસેછે. સર્વ સ્વરૂપે પોતાથીજ પ્રતીત થતા બ્રહ્મને પોતાની સિદ્ધિને માટે કશા પ્રમાણની અપેક્ષાજ નથી, માટે કોઇ પ્રમાણ નહી પોહોચી શકવાને લીધે બ્રહ્મજ નથી એવી શંકા લાવવી નહી.[३७] આત્મા જન્મતો નથી, જન્મ્યા પછી છે નહી, વધતો નથી, વધ્યા પછી ફેરફાર પામતો નથી, ફેરફાર પામ્યા પછી ઘટતો જતો નથી અને મરતો પણ નથી, કારણકે એ છ વિકારવાળા દેહાદિકના તેતે વિકારના સમયનો દ્રષ્ટા છે. વિકારવાળાઓના દ્રષ્ટાને વિકાર હોયજ નહીં, સર્વ દેશમાં અને સર્વ કાળમાં અખંડરીતેચાલ્યુંઆવતુ જ્ઞાન તેજ આત્મા છે. નીલજ્ઞાન થયુ અને પીતજ્ઞાન નાશ પામ્યું એવી પ્રતીતિ ઉપરથી જ્ઞાનનો નાશ થાય છે એમ સમજવું નહી, કારણ કે એકજ જ્ઞાન ઇંદ્રિયોના બળથી અનેક પ્રકારનુ કલ્પાએલછે, એટલે તેમાં નીલ અને પીત આદિ આકાર પા-મેલી વૃત્તિઓજ થાયછે અને નાશ પામેછે, પણ જ્ઞાન થતું નથી અને નાશ પણ પામતું નથી. જ્ઞાન તો અખંડિતજ રહેછે.[३८] જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ શરીરો કે જેઓ બદલાઇ જાયછે, તેઓમાં જેમ પ્રાણ જીવની પછવાડે સર્વ શરીરોમાં એકનો એકજ રહ્યા કરેછે, તેમ દેહાદિક કે જેઓ અવસ્થાભેદથી બદલાયા કરેછે તેઓમાં આત્મા એકનો એકજ રહેછે; બદલાયા કરતો નથી. માટે બ્રહ્મ જોકે સર્વાત્મક છે, તોપણ સર્વના વિકારોનો તેને લેશમાત્ર પણ સ્પર્શ નથી. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાઓમાં આત્મા નિર્વિકારજ રહેછે. જાગ્રતમાં ઇંદ્રિયો કામ કરેછે અને સ્વપ્નમાં જાગ્રતના સંસ્કારવાળો અહંકાર કામ કરેછે, તેથી જોકે આત્મા નિર્વિકાર છતાં પણ સવિકાર જેવો જણાયછે, તોપણ સુષુપ્તિમાં ઇંદ્રિયોનો અને અહંકારનો લય થતાં લિંગશરીરરૂપ ઉપાધ નહી હોવાથી નિર્વિકારજ આત્માનો અનુભવ થાયછે. સુષુપ્તિમાંથી ઉઠયા પછી આપણને સ્મૃતિ થાયછે કે "આટલી વારસુધી હું સુખે સૂઈ રહ્યો હતો અને કાંઇ જાણતો ન હતો." તો આ સ્મૃતિ ઉપરથી સિદ્ધ થાયછે કે 'સુષુપ્તિમાં સુખ અને અજ્ઞાનને જાણનાર આત્મા છેજ.' જે વસ્તુ અનુભવમાંઆવેલી ન હોય તેનુ સ્મરણ થવું સંભવેજ નહીં.[३९] સુષુપ્તિમાં આત્માનો અનુભવ થતાં છતાં પણ પાછો સંસાર થાયછે તેનું કારણ એ છે કે "તે સમયમાં પણ અવિદ્યા અને તેના સંસ્કારો રહેછે." ધન, પુત્ર, અને પ્રતિષ્ઠા આદિની ઇચ્છા છોડી દઇને કેવળ ભગવાનના ચરણનીજ ઇચ્છા રાખવાનેલીધે થયેલી ભક્તિથી જ્યારે ચિત્તની અવિદ્યા અને ગુણકર્માદિકથી થયેલા તેના સંસ્કારરૂપ મેલ ધોવાઈ જાય, ત્યારે ચિત્ત શુદ્ધ થતાં આત્માનુ તત્વ અપરોક્ષ અનુભવમાં આવેછે. જેમ સૂર્યનો પ્રકાશ સ્વતઃસિદ્ધ છતાં પણ દૃષ્ટિ નિર્મળથાયત્યારે અનુભવમાંઆવે છે, તેમ આત્મા સ્વતઃસિદ્ધછતાં પણ ચિત્ત નિર્મળ થાય ત્યારેઅનુભવમાં આવેછે. આ પ્રમાણે [illegible]

જ્ઞાન થાય ત્યારેજ સંસારની અત્યંત નિવૃત્તિ થાય છે.[૪૦]

નિમિરાજા પૂછેછે—તમે જે ભક્તિ કહી તે કર્મયોગને આધીન છે માટે અમને કર્મયોગ કહો, કે જેથી સસ્કાર પામેલો પુરૂષ આ જન્મમાંજ તુરત કર્મોને છોડી દઇને આત્મજ્ઞાન કે જે કર્મની નિવૃત્તિથી પ્રાપ્ત થાય એવું છે તેને પામે.[૪૧] મારા પિતા ઇક્ષ્વાકુરાજાની પાસે સનકાદિક આવ્યા હતા, તે સમયે મારા પિતાની સમક્ષ મેં તેઓને આ પ્રશ્નજ પૂછ્યું હતું, પણ તેઓએ પોતે સર્વજ્ઞ છતાં પણ કાંઇ ઉત્તર આપ્યો ન હતો, તેનું કારણ શુ હશે તે કહો.[૪૨]

આવિર્હોત્ર નામના છઠ્ઠા યોગેશ્વર કહેછે—વેદમાં જે કરવાનું કહ્યું છે તે કર્મ કહેવાયછે, જે કરવાની ના પાડી છે તે અકર્મ કહેવાયછે, અને જે કરવાનુ કહ્યુંછે તે ન કરવું તે વિકર્મ કહેવાયછે. આ કર્મ, અકર્મ અને વિકર્મ એ ત્રણે વેદમાંથી સમજાય એવાં છે, લોકમાંથી સમજાતાં નથી. વેદ કોઈ પુરૂષે ઉત્પન્ન કરેલ નથી, પણ ઇશ્વરથી પ્રકટ થયેલ છે. પુરૂષના વાક્યમાં અર્થ સમજવો હોય તો વક્તાના અભિપ્રાય ઉપરથી સમજી શકાય, પણ ઇશ્વરના વાક્યમાં તો પૂર્વાપરનો વિચાર કરવા આદિથીજ તાત્પર્ય ધારી શકાય, અને તે ધારી શકાવો કઠણ પડેછે, માટે કર્માદિકના વિષયમાં વિદ્વાનો પણ મુઝાયછે, ત્યારે બીજાઓની તો શીજ વાત કરવી? આવા કારણથી, તે સમયમાં તમે બાળક હતા તેને લીધે સનકાદિકોએ ઉત્તર આપ્યો નહતો.[૪૩] વેદ પરોક્ષવાદરૂપ છે. જેમાં એક પ્રકારથી રહેલો વિષય ગુપ્ત રાખવાસારૂ બીજા પ્રકારથી કહેવામાં આવે તે પરોક્ષવાદ સમજવો, વેદમાં કર્મો કરવાની જે આજ્ઞા કરીછે તે કર્મો છોડાવી દેવાને સારૂ કરીછે, માટે વેદ પરોક્ષવાદરૂપ છે. જેમ પિતા પોતાના બાળક પુત્રને ઓસડ પાવાના સમયમાં ખાંડના લાડુ દેવાની લાલચ આપીને ઓષડ પાયછે અને પાછો ખાંડના લાડુ આપેછે પણ ખરો, પરંતુ એમ કરવાથી ઓસડ પીવાનું ફળ કાંઇ ખાંડના લાડુ મળ્યા એ નથી, પણ આરોગ્ય થાય એજ છે, તેમ વેદ પણ મનુષ્યોને કર્મ કરાવવા સારૂ વચમાં કેટલાક સ્વર્ગાદિક લોકની લાલચ આપેછે અને કર્મ કર્યા પછી તે તેફળો આપેછે પણખરો, પણએમ કરવાથી કર્મોનું ફળ કાંઇ સ્વર્ગાદિક મળે એ નથી, પણ કર્મથી છુટાય એજ છે. આ પ્રમાણે બાળકોને લાલચથી ફોસલાવવા જેવાં વેદનાં વચનછે, માટે વેદનુ તાત્પર્ય જાણવું કઠણ છે. આ ઉપરથી એમ નહી સમજવુ કે "કર્મો છોડી દેવાં એજ પુરૂષાર્થ છે માટે પ્રથમથીજ કર્મો છોડી દેવાં," કારણ કે જે પુરૂષ ઇંદ્રિયો નહીં જીતાવાથી જ્ઞાન થયુ હોય તે પહેલાંજ વેદોક્ત કર્મ ન કરે તે પુરૂષ, વેદોક્ત કર્મ નહીં કરવારૂપ અધર્મથી વાર વાર જન્મમરણ પામ્યા કરેછે. એટલામાટે નિષિદ્ધ કર્મોનો ત્યાગ કરી જ્ઞાન થાય ત્યાંસુધી વેદોક્ત કર્મ કરવા અને તે પણ આગ્રહ રાખીને કે સ્વર્ગાદિક ફળના ઉદ્દેશથી કરવાં નહી, પણ ઇશ્વરાર્પણબુદ્ધિથી કરવાં. આમ કરવાથી જ્ઞાનસિદ્ધિ કે જે કર્મોથી છુટવારૂપ છે તે પ્રાપ્ત થાયછે. વેદમાં ફળ થવાનું કહેછે માટે ફળની ઇચ્છા નહીં રાખતાં કર્મ કરીશું તોપણ ફળ થયા વિના રહેશે નહીં એમ સમજવું નહી, કેમકે ઓસડ પાવામાં ખાંડના લાડુની લાલચ દેવાની પેઠે કર્મમાં રૂચિ ઉત્પન્ન કરાવવાસારૂ વેદમાં ફળ થવાનું કહ્યુંછે. કર્મમાં રૂચિ ઉત્પન્ન થતાં વેદના અર્થને માણસ સારી રીતે વિચારે અને વિચાર કરતાં 'જે પુરૂષ આત્માને જાણ્યાવિના મરેછે તે કંગાલ છે અને એ આત્માને જાણવા માટેજ બ્રહ્મચર્ય, તપ અને યજ્ઞાદિક કરવામાં આવેછે' ઈત્યાદિ વચનો જોવામાં આવતાં નિષ્કામ કર્મોમાં પ્રવર્તે એવો વેદનો ગુહ્ય અભિપ્રાય છે. આવી રીતે કર્મ કરતાં નિષ્કામ રહે એટલે કર્મોનાં ફળ જે સ્વર્ગાદિક છે તે પણ થાય નહીં, કારણકે સ્વર્ગાદિકની ઇચ્છા રાખીને કર્મ કર્યા હોય તોજ સ્વર્ગાદિક પ્રાપ્ત થાય છે એમ વેદમાં કહ્યું છે. માટે સ્વર્ગાદિકની ઇચ્છા રાખ્યાવિના કર્મ કરે તો સ્વર્ગાદિક પ્રાપ્ત થાય નહીં એટલે જ્ઞાનરૂપ સિદ્ધિ

થાયછે.[૪૪-૪૬] જીવ * કે જે વાસ્તવિક રીતે બ્રહ્મજ છે તેના દેહાદિક અહંકારરૂપ બંધનને તુરત તોડી નાંખવાની જેની ઇચ્છા હોય તેણે તંત્રોક્ત અને વેદોક્ત એ બન્ને પ્રકાર સાથે લઇને ભગવાનની પૂજા કરવી.[૪૭] આચાર્યનો અનુગ્રહ મેળવી તેમની પાસેથી પૂજનનો પ્રકાર શીખી લેઇને ભગવાનની જે મૂર્તિ પોતાને પ્રિય હોય તે મૂર્તિમાં પૂજા કરવી.[૪૮] પવિત્રપણાથી મૂર્તિની સામે બેશી પ્રાણાયામ અને ભૂતશુદ્ધિ આદિકથી દેહની શુદ્ધિ કર્યા પછી ઉત્તમ ન્યાસોથી રક્ષા કરીને જે કોઇ ઉપચાર મળી આવ્યા હોય તેઓથી મૂર્તિની પૂજા કરવી.[૪૯] મૂર્તિ આદિકમાં અને હૃદયમાં પણ ભગવાનની પૂજા કરવી. પુષ્પાદિક પદાર્થોને તેઓમાંથી જીવાદિક કહાડી નાંખવાથી, પૃથ્વીને લીંપવા આદિથી, મનને અવ્યગ્રપણાથી અને મૂર્તિને વાશી ચંદનાદિક કાઢી નાંખવાથી યોગ્ય કર્યા પછી આસનનું પ્રોક્ષણ કરી પાદ્ય, અર્ઘ્ય તથા આચમનીય નામનાં ત્રણ પાત્ર સજ્જ કરી હૃદયમાં પૂજેલા ભગવાનનું મૂર્તિમાં ધ્યાન કરવું. પછી હૃદય, શિર, શિખા, કવચ, નેત્ર અને અસ્ત્રના મંત્રોથી તથા મૂળ મંત્રથી દેવના શરીરમાં ન્યાસ કરીને મૂળમંત્રોથી પૂજા કરવી.[૫૦-૫૧] હૃદયાદિક અંગ, ચક્રાદિક ઉપાંગ અને પાર્ષદો સહિત તે મૂર્તિનું મૂળમંત્ર બોલી બોલીને પૂજન કરવુ. પાદ્ય, અર્ઘ્ય, આચમનીય, મધુપર્ક, આચમન, સ્નાન, વસ્ત્ર, આભુષણ, ચંદન, પુષ્પ, અક્ષત,+ માળા, ધુપ, દીપ અને નૈવેદ્યથી વિધિપૂર્વક સાંગ પૂજન કરી સ્તોત્રોથી સ્તુતિ કરીને ભગવાનને પ્રણામ કરવા.[૫૨-૫૩] પોતાનો આત્મા ભગવદ્રૂપ છે એવુ ધ્યાન કરતાં ભગવાનની મૂર્તિની પૂજા કરવી. પછી જે નિર્માલ્ય હોય તેને માથે ચઢાવી લઇ, પૂજેલી મૂર્તિને પોતાના સ્થાનકમાં પધરાવીને

* વેદોક્ત કર્મયોગ કહીને હવે તંત્રોક્ત કર્મયોગ કહેછે.

+ અક્ષતનો તિલકમા ઉપયોગ કરવો પણ પૂજામા કરવો નહીં, કારણ કે અક્ષતથી વિષ્ણુને પૂજવા નહીં અને કેતકીથી શિવને પૂજવા નહીં એવું શાસ્ત્રનુંવચનછે.

પૂજાનો વિધિ સમાપ્ત કરવો.[૫૪] આ પ્રમાણે જે પુરૂષ અગ્નિ, સૂર્ય, જળાદિક, અતિથિ અને હૃદયમાં પણ ઇશ્વર ભગવાનનુ પૂજન કરે તે પુરૂષ તુરત મુક્ત થાયછે.[૫૫]

एवमग्न्यर्कतोयादावतिथौ हृदये च यः ।
यजतीश्वरमात्मानमचिरान्मुच्यते हि सः ॥५५॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૪ થો.*

### ભગવાને ધારણ કરેલા અવતારોની લીલા.

राजोवाच

यानियानीहकर्माणि यैर्यैः स्वच्छंदजन्मभिः ।
चक्रे करोति कर्त्ता वा हरिस्तानि ब्रवंतु नः॥१

નિમિરાજા પૂછેછે—ભગવાનની મૂર્તિનું પૂજનકરવાસારૂ ભગવાનના અવતાર જાણવા જોઇએ,અને સ્તુતિ કરવાસારૂ તેમના ગુણ તથા કર્મ પણ જાણવાં જોઇએ, માટે ભગવાન જે જે સ્વચ્છંદ અવતારોથી જે જે કર્મ કરી ગયાછે, કરેછે અને કરશે તે અવતારો તથા તે કર્મો અમને કહો.[૧]

દ્રુમિલ નામના સાતમા યોગેશ્વર કહેછે—ભગવાનના ગુણો કે જેઓ અનંત છે તેઓને જે પુરૂષ ગણવા ઈચ્છે તેને મંદબુદ્ધિવાળોજ જાણવો; કારણ કે કોઇ મોટી બુદ્ધિવાળો પુરૂષ ઘણે કાળે પૃથ્વીના રજકણોને કદાચ ગણી શકે પણ સઘળી શક્તિઓના આશ્રયરૂપ ભગવાનના ગુણોને તો ગણી શકેજ નહીં, માટે તમારા પૂછવા પ્રમાણે સઘળા અવતારાદિક કહી શકાય એમ નથી, તેથી કેટલાક અવતારાદિક વિષે સંક્ષેપથી કહુ છુ.[૨] પોતે સજેલાં પંચમહાભૂતમાંથી બ્રહ્માંડરૂપ દેહ રચીને તેમાં લીલા કરવાસારૂ પોતાના અંશથી પેઠેલા આદિદેવ નારાયણ 'પુરૂષ' એવું નામ પામ્યા, એ ભગવાનનો પેહેલો અવતાર કહેવાયછે.[૩] આ ત્રણ ભુવનની રચના એ પુરૂષની કાયારૂપછે. જીવની જ્ઞાનેંદ્રિય અને કર્મેન્દ્રિયો એ

* આ ચોથા અધ્યાયમા દ્રુમિલ નામના યોગેશ્વરે ભગવાનની અવતારલીલાના પ્રશ્નનો ઉત્તર આપ્યો, એ કથા કહેવાશે.

પુરૂષની ઇંદ્રિયોથી પ્રવર્ત્તેલી છે. એ પુરૂષને જ્ઞાન સ્વતઃસિદ્ધ છે. એ પુરૂષના પ્રાણથી જીવોની દેહશક્તિ અને ઇંદ્રિયોની શક્તિ થયેલીછે. ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયમાં રજ, સત્વ અને તમોગુણથી, પેહેલા કર્ત્તા પણ એજ છે.[૪]આ જગતની સૃષ્ટિ કરવાના કામસારૂ એમના રજોગુણથી બ્રહ્મા થયાછે. પાલન કરવાના કામસારૂ એમના સત્વગુણથી વિષ્ણુ થયાછે, કે જે વિષ્ણુ યજ્ઞોનાં ફળ આપનાર અને દ્વિજલોકોના તથા તેઓના ધર્મના પાલક છે. પ્રલય કરવાના કામસારૂ એમના તમોગુણથી રૂદ્ર થયાછે. આ પ્રમાણે જેથી ઉત્પન્ન થયેલા બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રથી પ્રજાનાં ઉત્પત્તિ સ્થિતિ અને લય થાયછે તે આદિપુરૂષ છે.[૫] ધર્મની સ્ત્રી અને દક્ષની દીકરી મૂર્તિમાં ઋષિઓમાં ઉત્તમ અને અત્યંત શાંત 'નરનારાયણ' નામે અવતાર થયો હતો. મોટા ઋષિઓ જેમનાં ચરણને સેવેછે એવા એ ભગવાને આત્મસ્વરૂપને જણાવનાર કર્મનો નારદાદિકને ઉપદેશ કર્યો હતો અને પોતે પણ તેવું કર્મ કર્યું હતુ. એ ભગવાન અદ્યાપિસુધી એવાંજ કર્મ કરેછે.[૬] એમનું તપ જોઈ 'મારૂં સ્થાનક લઈ લેવાને ઇચ્છેછે' એવી ઇંદ્રને શંકા આવતાં તેણે તપનો ભંગ કરવાસારૂ કામદેવને વસંતાદિક પરિવારની સાથે મોકલ્યો.ભગવાનના મહિમાને નહીંજાણનાર કામદેવ તેમના આશ્રમમાં અપ્સરાઓના સમૂહ, વસંત અને મંદવાયુની સાથે જઈને સ્ત્રીઓના કટાક્ષરૂપ બાણોથી તેમને વીંધવા લાગ્યો.[૭] એ અપરાધ ઇંદ્રે કરેલોછે એમ જાણ્યા છતાં પણ 'હું ધીર છું' એવા અભિમાનથી રહિત નારાયણ ભગવાને શાપના ભયથી ધ્રુજતા એ લોકોને હસીને કહ્યું કે " હે કામદેવ! હે વાયુ! હે દેવાંગનાઓ! બીઓ માં. અમારી પાસેથી મેહેમાની લઈને આ આશ્રમને અશૂન્ય કરો. જે આશ્રમમાં અતિથિઓનો સત્કાર ન થાય તે આશ્રમ શૂન્ય (ઉજડ) કહેવાયછે."[૮] હે રાજા! અભય આપનારા નારાયણ ભગવાન આ પ્રમાણે બોલતાં લાજથી જેઓનાં માથાં નમી ગયાં એવા દેવતાઓએ હર્ષભરેલી રીતે તેમને કહ્યું કે " હે પ્રભુ! આપ કે જે માયાથી પર, નિર્વિકાર અને ઘણા ઘણા આત્મારામ ધીર પુરૂષો જેમના ચરણારવિંદમાં નમે છે એવા છો, તેમાં આવું દયાળુપણું અને જીતેંદ્રિયપણું હોય એ કાંઇ આશ્ચર્ય ગણાય નહી.[૯] અમોએ જે અપરાધ કર્યો એ પણ આશ્ચર્ય નથી; કેમકે એવો અમારો સ્વભાવજ છે. તમારી સેવા કરનારા લોકો દેવતાઓના સ્થાનકનું ઉલ્લંઘન કરીને આપનુ જે પરમ સ્થાનક છે તેમાં જાયછે, માટે દેવતાઓ તેઓને ઘણાં વિઘ્ન કરેછે. આપની સેવા નહીં કરનારા બીજા લોકો કે જેઓ યજ્ઞમાં દેવતાઓને તેઓના ભાગરૂપ કર આપ્યા કરેછે તેઓને દેવતાઓ કશુ વિઘ્ન કરતા નથી. પરંતુ તમારી સેવા કરનારાઓના રક્ષક તમે છો તેથી તે સેવક લોકો વિઘ્નને માથે પગ મૂકેછે.[૧૦] અમો કે જેઓ ક્ષુધા, તૃષા, ટાઢ, તડકો, વરસાદ, પવન, જિંહ્વાના રસ અને શિશ્નના રસરૂપ છીએ, તેઓનું ઉલ્લંઘન કરીને જે પુરૂષો નિષ્ફળ ક્રોધને વશ્ય થાયછે તેઓ અપાર સમુદ્રોને તરીને ગાયના પગના ખાબોચિયામાં બુડી જાયછે. એ લોકો ક્રોધથી શાપાદિક આપીને પોતાના ભારે તપનો વૃથા વૃથા નાશ કરેછે."[૧૧]એ પ્રમાણે દેવતાઓ સ્તુતિ કરતા હતા ત્યાં ભગવાને તેઓનો ગર્વ શમાવવાસારૂ સેવા કરતી, શણગારેલી અને બહુજ રૂપાળી બીજી સ્ત્રીઓ પોતાના યોગબળથી ઉત્પન્ન કરીને દેખાડી.[૧૨] દેહધારી લક્ષ્મી જેવી તે સ્ત્રીઓને જોઇને, તેઓના ભારે રૂપથી જેઓની કાંતિ હણાઇ ગઈ એવા તે ઇંદ્રના અનુચરો તે સ્ત્રીઓના સુગંધથીજ મોહ પામી ગયા.[૧૩] મોટા દેવતાઓના પણ સ્વામી નારાયણ ભગવાને પોતાને નમેલા એ દેવતાઓને જાણે હસતા હોય તેમ કહ્યું કે "આમાંથી એક સ્ત્રીને તમો માગી લ્યો. 'અમો અતિતુચ્છ ક્યાં અને સ્ત્રીઓ ક્યાં?' એમ જો તમારા મનમાં હોય તો આમાંથી જે તમારા જેવા રૂપવાળી હોય તેને માગી લ્યો, અને સઘળી તમારાથી અધિક લાગતી હોય તો સ્વર્ગનું ભૂષણ કરવાસારૂ એક સ્ત્રીને માગી લ્યો."[૧૪] દેવના બંદિજનો નારા-

યણની આજ્ઞાને 'ઠીક' એમ કહી માથે ચઢાવીને અપ્સરાઓમાં ઉત્તમ ઉર્વશીને લઇ સ્વર્ગમાં ગયા.[૧૫] સભામાં ઇંદ્રને પ્રણામ કરીને તેઓએ દેવતાઓ સાંભળતાં નારાયણના બળની વાત કહી સંભળાવી. એ વાત સાંભળી ઇંદ્રને ત્રાસ તથા વિસ્મય થયો.[૧૬] ભગવાને હંસાવતાર ધરીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો હતો.દત્તાત્રેય સનકાદિક અને અમારા પિતા ઋષભદેવજી પણ વિષ્ણુજ જગતનું કલ્યાણ કરવાસારૂ અંશથી અવતર્યા હતા, અને તેઓએ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો હતો. વિષ્ણુ હયગ્રીવ અવતાર ધરી મધુદૈત્યને મારી શ્રુતિઓને લાવ્યા હતા.[૧૭] ભગવાને મત્સ્યાવતાર ધરીને પ્રલયમાં મનુની, પૃથ્વીની, અને ઔષધિઓની રક્ષા કરી હતી. વરાહ અવતાર ધરીને જળમાંથી પૃથ્વીને લાવતાં હિરણ્યાક્ષ નામના દૈત્યને માર્યો હતો. અમૃત મથનના સમયમાં કચ્છપાવતાર ધરીને પોતાની પીઠપર પર્વતને ધર્યો હતો પીડાથી શરણે આવેલા ગજેંદ્રને જેણે ગ્રુડથી મૂકાવ્યો હતો તે પણ ભગવાનનો અવતાર હતો.[૧૮] ભગવાને નોખનોખા અવતાર ધરીને આ પ્રમાણે કામ કર્યા હતાં. વાલખિલ્ય નામના તપસ્વી ઋષિઓ કે જેઓ કશ્યપને માટે સમિધ લેવા જતાં ગાયના પગલાના ખાબોચિયામાં બુડી ગયા હતા અને જેઓની ઇંદ્રે હાંસી કરી હતી, તેઓ સ્તુતિ કરતાં તેઓને કષ્ટમાંથી મૂકાવ્યા હતા. વૃત્રાસુરને મારવાથી ઇંદ્રને બ્રહ્મહત્યા લાગતાં તેને તે પાપમાંથી છોડાવ્યો હતો. દેવતાઓની દૈત્યના ઘરમાં રૂંધાએલી અનાથ સ્ત્રીઓને છોડાવી હતી. ભગવાને નૃસિંહાવતાર ધરીને જગતને અભય દેવાસારૂ હિરણ્યકશિપુને માર્યો હતો સર્વ મન્વંતરોમાં દેવ અને દૈત્ય વચ્ચેના સંગ્રામમાં પોતાના અવતારોથી દેવતાઓને માટે મોટા મોટા દૈત્યોને મારીને લોકોનું પાલન કર્યું હતુ ભગવાને વામન અવતાર ધરીને માગવાના છળથી બળિરાજા પાસેથી આ પૃથ્વીને હરી લીધી હતી અને દેવતાઓને આપી હતી.[૧૯-૨૦] હૈહય નામના ક્ષત્રિયકુળના નાશને માટે જાણે ભૃગુકુળમાંથી અગ્નિ ઉત્પન્ન થયેલ હોય એવો પરશુરામાવતાર ધરીને પૃથ્વીને એકવીશ વાર નિક્ષત્રિય કરી હતી. રામાવતાર ધરીને સમુદ્રમાં પાજ બાંધશે તથા લંકા સહિત રાવણને મારશે. લોકોનાં પાપને હણનારી કીર્તિવાળા સીતાના પતિ રામચંદ્રજી અવતારોમાં ઉત્તમ છે.[૨૧] પૃથ્વીનો ભાર ઉતારવાને માટે ભગવાન અજન્મા છતાં પણ યાદવોમાં બળભદ્ર અને શ્રીકૃષ્ણરૂપ અવતાર ધરીને દેવતાઓથી પણ ન થાય એવાં કામ કરશે. યજ્ઞ કરવાને યોગ્ય નહીં છતાં યજ્ઞ કરનારા દૈત્યોને બુદ્ધાવતાર ધરીને નાસ્તિક રીતિના વાદોથી મોહ પમાડશે. કળિયુગના અંતમાં કલ્કિ અવતાર ધરીને શૂદ્ર જાતના રાજાઓને મારશે.[૨૨] હે રાજા! જગતના પતિ અને ઘણી કીર્તિવાળા ભગવાનના આવા પ્રકારના ઘણા ઘણા જન્મ અને કર્મોનું મહાત્માઓએ વર્ણન કરેલુ છે.[૨૩]

एवंविधानि कर्माणि जन्मानि च जगत्पतेः ।
भूरीणि भूरियशसो वर्णितानि महाभुज॥२३॥

ઇતિશ્રીમત્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૫ મો.*

### ભક્તિ રહિત લોકોની ગતિ તથા પૂજાનો વિધિ.

राजोवाच.

भगवंतं हरिं प्रायो न भजंत्यात्मवित्तमाः ।
तेषामशांतकामानां कानिष्ठाऽविजितात्मनाम्॥१॥

નિમિરાજા પૂછેછે—હે મોટા બ્રહ્મવેત્તાઓ! તમો કહી ગયા કે "ભગવાનના ભક્તો વિઘ્નોને માથે પગ મૂકીને પરમગતિ પામેછે અને અભક્તોને તો વિઘ્ન થાયછે" ત્યારે હું પૂછું છું કે ઘણાખરા લોકો ભગવાનને ભજતા નથી, તો વગરજીતાએલા મનવાળા અને તેનેલીધેજ તેઓની

---

* આ પાંચમા અધ્યાયમાં 'ભક્તિ રહિત લોકોની શી ગતિ થાયછે અને યુગ યુગમાં પૂજાનો વિધિ કેવો હોય છે?' એ બે પ્રશ્નના ઉત્તર આપવામાં આવશે.

તૃષ્ણા શાંત થયેલી ન હોય એવા તે લોકોની શી ગતિ થાયછે?[૧]

ચમસનામના આઠમા યોગેશ્વર કહેછે—નારાયણનાં મુખ, હાથ, સાથળ અને પગમાંથી અનુક્રમે, બ્રાહ્મણઆદિ ચાર વર્ણો કે જેઓ ગુણોનેલીધે* ભિન્ન ભિન્ન થયેલાછે, તેઓ તથા ચાર આશ્રમો ઉત્પન્ન થયાછે.[૨] એઓમાં જે લોકો પોતાને ઉત્પન્ન કરનાર સાક્ષાત્ ગુરૂ (પિતા)રૂપ ઇશ્વર નારાયણને નહીં જાણીને ભજતા નથી અને જેઓ જાણતાં પણ અવજ્ઞા કરેછે, તેઓ કૃતઘ્ન હોવાનેલીધે વર્ણાશ્રમમાંથી ભ્રષ્ટ થઇને દુર્ગતિ પામેછે.[૩] જેઓને ભગવાનની કથાનું શ્રવણ અને ભગવાનનું કીર્ત્તન દૂરજ છે એવા કેટલાએક દ્વિજલોકો તથા સ્ત્રીઓ અને શૂદ્રાદિક કે જેઓ ભગવાનને નહી જાણીને ભજતા નથી તેઓના ઉપર તમજેવાઓએ કૃપા કરીને તેઓને સુધારવા જોઇએ.[૪] કેટલાએક બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો જો કે ઉપનયનસંસ્કારથી અને વેદના અધ્યયનાદિકથી ભગવાનના ભજનનો ઉત્તમ અધિકાર પામેલાછે, તોપણ વેદનાં ફળસ્તુતિનાં વચનોમાં મોહ પામીને જાણતાં છતાં પણ ભગવાનને ભજતા નથી અને કર્મો કરવામાં આસક્ત થઇ રહ્યાછે, તે અર્ધદગ્ધ લોકોને સુધારવાનો કશો ઉપાય નહી હોવાથી તમજેવાઓએ તેઓની ઉપેક્ષાજ કરવી.[૫] જે× પ્રકારથી કરેલું કર્મ બંધન કરનાર ન થાય તે પ્રકારને નહી જાણનારા, અનમ્રપણાથી વિદ્વાનોને પણ નહી પૂછનારા અને મૂર્ખો છતાં પણ પંડિતપણાનું અભિમાન ધરતા એ અર્દ્ધદગ્ધ લોકો વેદનાં ફળસ્તુતિનાં મીઠાં વચનોથી ઉત્સુક બનીને 'અપ્સરાઓની સાથે વિહાર કરીશું' ઈત્યાદિક મીઠી મીઠી વાતો કેવળ મૂર્ખપણાથી કરે છે.[૬] રજોગુણની વૃદ્ધિનેલીધે અભિચારાદિકના ભયંકર સંકલ્પ કરનારા, ભારે તૃષ્ણાવાળા, સર્પ સરખા ક્રોધવાળા, ઢોંગી, અભિમાની અને દુષ્ટ સ્વભાવવાળા એ અર્ધદગ્ધ કર્મકાંડી લોકો, ભગવાનના ભક્તોની હાંસી કરે છે.[૭] વૃદ્ધોની નહી પણ સ્ત્રીઓની ઉપાસના કરનારા એ લોકો, જેઓમાં મૈથુનનું સુખજ ઉત્તમ માનેલું હોયછે એવાં ઘરોમાં રહીને 'આજ મે આટલુ મેળવ્યુ, આ મારો મનોરથ પૂર્ણ થશે, મારી પાસે આટલુ ધનછે અને ફરી આટલું થશે,' ઈત્યાદિક સુખની વાતો એકબીજામાંકરેછે. પૂરેપૂરી દક્ષિણા કે અન્નદાન નહીં આપતાં દંભને માટે યજ્ઞ કરેછે, અને હિંસાના દોષ નહીં જાણીને કેવળ આજીવિકાનેવાસ્તે પશુઓને મારી નાંખેછે.[૮] સંપત્તિ, ઐશ્વર્ય, ઉત્તમ કુળમાં જન્મ, વિદ્યા, દાન, રૂપ, બળ અને કર્મથી થયેલા અભિમાનનેલીધે આંધળા થયેલા એ ખળ લોકો ઈશ્વરનુ અને ઇશ્વરના ભક્તોનું અપમાન કરેછે.[૯] આવી રીતની વર્ત્તણુક રાખવાથી એ મૂર્ખલોકો, વેદનો તત્વાર્થ જો કે સ્ફુટ છે તોપણ તેને જાણતા નથી. આત્માપણાથી તથા ઇશ્વરપણાથી સર્વ દેહધારીઓમાં સર્વદા રહેલા, તેમ છતાં પણ આકાશની પેઠે અસંગ, આત્મા હોવાથી પરમપ્રિય પુરૂષાર્થરૂપ અને વેદમાં સ્ફુટ રીતે ગાયેલા પ્રભુનુ એ લોકો શ્રવણ પણ કરતા નથી, અને વાસ્તવિક રીતે વેદ જો કે નિવૃત્તિનુંજ નિરૂપણ કરે છે, તોપણ મૈથુન કરવાની, માંસ ખાવાની અને મદ્ય પીવાની રૂચિથી 'તે વેદ પ્રવૃત્તિનુંજ નિરૂપણ કરેછે' એમ બોલેછે.[૧૦] "ઋતુમાં સ્ત્રીનો સંગ કરવો, હોમવાથી અવશેષ રહેલું માંસ ખાવુ, અને સૌત્રામણી નામના યજ્ઞમાં મદ્યના પ્યાલા પીવા" એવા અર્થવાળાં વેદનાં વચનોમાં જો કે મૈથુન, માંસભક્ષણ અને મદ્યપાન કરવાનુ કહેલુંછે એમ ઉપર ઉપરથી જણાય છે, તોપણ તલસ્પર્શ કરતાં તેઓની નિવૃત્તિ કરવાનો વેદનો અભિપ્રાયજ છે એમ સિદ્ધ થાય છે. તે આ રીતે કે—એ વાક્યો વિધિરૂપ છે એમ કહી શકાતું નથી. જે ક્રિયા અત્યંત અપ્રાપ્ત હોય તેને પ્રાપ્ત કરવાનાં જે વાક્ય હોય તે વિ-

* સત્વગુણથી બ્રાહ્મણ, સત્વ અને રજથી ક્ષત્રિય, રજ અને તમથી વૈશ્ય, તથા તમથી શૂદ્ર એવી કલ્પના થએલી છે. × ભક્તિ માર્ગની દૃઢતા કરવાનેવાસ્તે કર્મકાંડીઓના એવડું વર્ણન કરી તેઓની નિંદા કરેછે.

ધિવાક્ય કહેવાયછે. જેમકે સંધ્યા કરવી અને અગ્નિહોત્ર હોમવું ઇત્યાદિક ક્રિયાઓ કે જેઓ બીજી કોઈ રીતે પ્રાપ્ત નથી, તેઓને પ્રાપ્ત કરવાનાં જે વેદનાં વચનો છે તે વિધિવાક્ય છે. મૈથુન, માંસભક્ષણ અને સુરાપાન તો વેદનાં વચનો વિના પણ મનુષ્યોને સ્વાભાવિક પ્રીતિથીજ પ્રાપ્ત છે, માટે તેઓનું નિરૂપણ કરનારાં વેદનાં વાક્યો વિધવાક્ય કહી શકાય નહી. જેમ એ વાક્યો વિધિવાક્યરૂપ નથી તેમ નિયમવાક્યરૂપ પણ નથી. જે ક્રિયા એક પક્ષમાં અપ્રાપ્ત હોય તેને પ્રાપ્ત કરવાનાં જે વાક્યો હોય તે નિયમવાક્ય કહેવાયછે. જેમકે 'યજ્ઞમાં ઉપયોગી વ્રીહિ (ચોખાની સાળ) ને છડવી' એવા અર્થનુ જે વેદનુ વચનછે તે નિયમવાક્ય છે. ફોતરાં કાઢી નાંખવાને માટે જે પક્ષમાં વ્રીહિને નખથી ફોલીએ તે પક્ષમાં છડવુ અપ્રાપ્તછે તો એ એક પક્ષમાં અપ્રાપ્ત ક્રિયાને ઉપર કહેલા વચને પ્રાપ્ત કરી કે 'વ્રીહિને છડવીજ જોઈએ' માટે એ નિયમવાક્ય કહેવાયછે. તેમ મૈથુન, માંસભક્ષણ અને સુરાપાન પ્રીતિથી સર્વદા પ્રાપ્ત હોવાનેલીધે એક પક્ષમાં અપ્રાપ્ત નથી માટે તે કરવાનુ કહેનારાં વાક્યોને નિયમવાક્ય કહી શકાય નહીં. જેમ ઉપર પ્રમાણે એ વાક્યોને વિધવાક્ય અથવા નિયમવાક્યરૂપ કહી શકાતાં નથી, તેમ પરિસખ્યા વાક્યરૂપ કહેવાં પણ અયોગ્ય છે. બન્ને ક્રિયાની સામટી પ્રાપ્તિ થતી હોય ત્યારે જેમાં એકની નિવૃત્તિ કરવા ઉપરજ તાત્પર્ય હોય તે પરિસંખ્યા વાક્ય કહેવાયછે. જેમકે સ્વાભાવિક પ્રીતિથી સઘળા પચનખ (પાંચ નખવાળા) જતુઓનુ ભક્ષણ પ્રાપ્ત થતાં તેઓમાં "શેઢાઈ, શળો, ઘો, સસલો અને કાચબો એ પાંચ વિના બીજાઓનુ 'નજ ભક્ષણ કરવુ'" એવા અભિપ્રાયવાળું જે વાક્ય છે તે પરિસખ્યાવાક્ય છે. આ પ્રમાણે જો કે 'ઋતુમાં સ્રીનો સંગ કરવો, હોમવાથી અવશેષ રહેલું માંસ ખાવુ અને સૌત્રામણી નામના યજ્ઞમાં મધના પ્યાલા પીવા' એવા અર્થનાં વાક્યોને પરિસંખ્યાવાક્ય કહેવામાં અક્ષણુ લાગતી નથી, કારણ કે ઋતુમાં અને ઋતુ વગર પણ સ્રીસંગ સ્વાભાવિક પ્રીતિથી પ્રાપ્ત છે, તેમાં ઋતુ વગરના સમયમાં નજ કરવો, તેમજ હોમ કરીને અને હોમ કર્યા વગર પણ સ્વાભાવિક પ્રીતિથી માંસભક્ષણ પ્રાપ્ત છે તેમાં હોમ કર્યા વગર નજ કરવું, અને સૌત્રામણી યજ્ઞમાં તથા તે યજ્ઞ વગર પણ સ્વાભાવિક પ્રીતિથી સુરાપાન પ્રાપ્ત છે તેમાં સૌત્રામણી યજ્ઞ વગર નજ કરવુ, એવો અર્થ લઈએ તો ઉપરથી ઠીક બેસતું આવેછે, તોપણ વેદનાં વાક્યોમાં પરિસખ્યા માનીએ તો તેઓનું નિર્દોષપણું મટી જાયછે. स्वार्थत्याग, परार्थकल्पना અને प्राप्तबाध એ ત્રણ દોષ આવી પડેછે. 'ઋતુમાં સ્રીસંગ કરવો' એવો જે વાક્યનો પોતાનો અર્થ છે તેનો ત્યાગ થયો એ स्वार्थत्याग દોષ આવ્યો, 'ઋતુ વગર સ્રીસગ ન કરવો' એવો જે બીજો અર્થ થયો તે परार्थकल्पना દોષ આવ્યો, અને સ્વાભાવિક પ્રીતિથી જે પ્રાપ્ત છે તેનો બાધ થયો એ प्राप्तबाध દોષ આવ્યો. આ પ્રમાણે 'હોમવાથી અવશેષ રહેલુ માંસ ખાવું અને સૌત્રામણીનામના યજ્ઞમાં મધના પ્યાલા પીવા' એ બે વાક્યોમાં પણ ત્રણ દોષ સમજી લેવા. આ કારણથી તે વાક્યોને પરિસખ્યા વાક્યરૂપ કહેવાં પણ અયોગ્યછે. આ પ્રમાણે એ વાક્યોને વિધિરૂપ, નિયમરૂપ, કે પરિસંખ્યારૂપ કાંઇ પણ કહી શકાતાં નથી, માટે એ વાક્યો નિયમરૂપ છે, પણ તેઓમાં એક પક્ષમાં અપ્રાપ્તની પ્રાપ્તિ કરવારૂપ ફળ નહી હોવાથી તે નિયમદ્વારા ફલિતાર્થ પરિસંખ્યા થાયછે. આથી એમ સિદ્ધ થયું કે ઋતુમાં સ્રીનો સગ ન કરે, હોમવાથી અવશેષ રહેલું માંસ ન ખાય અને સૌત્રામણી યજ્ઞમાં સુરાપાન ન કરે તો દોષ લાગે એવી દૃઢ આજ્ઞારૂપ એ વાક્યો નથી પણ તેટલી છુટ આપવારૂપ છે. જે પુરૂષને મૈથુનવગર ચાલતુ જ ન હોય તેને પોતાની સ્રીમાં મૈથુન કરવાની અને તે પણ ઋતુમાંજ કરવાની છુટ છે; જે પુરૂષને માંસ ખાધા વગર નજ ચાલતું હોય તેને દેવના યજનમાં

હોમ કર્યા પછી અવશેષ રહેલું માંસ ખાવાની છુટ છે, અને જેને સુરાપાન કર્યા વગર નજ ચાલતું હોય તેને સૌત્રામણી યજ્ઞમાં સુરાપાન કરવાની છુટ છે, માટે બની શકેતો મૈથુન, માંસભક્ષણ અને સુરાપાન છોડીજ દેવાં એવો વેદનાં વાક્યોનો અભિપ્રાય છે. જે છોકરો બહુજ રમતીઆળ હોવાથી ભણતો ન હોય, તેને તેનો બાપ કહે કે 'તારે એક કલાક રમવુ ' એ વાક્યનો અર્થ ' તુ એક કલાક નહી રમશે તોહુ તને મારીશ ' એવો નથી, પણ તારે રમત કર્યાવિના નજ ચાલતુ હોય તો એક કલાક રમવાની છુટ છે માટે 'બનીશકે તો રમત છોડીજ દેવી' એવો અર્થ છે, માટે તે વાક્ય જેમ નિવૃત્તિનું નિરૂપણ કરેછે, તેમ વેદ પણ નિવૃત્તિનુ નિરૂપણ કરેછે, પ્રવૃત્તિનું નિરૂપણ કરતા નથી "જે પુરૂષ પોતે પાસે છતાં ઋતુમાં નાહેલી ભાર્યાનો સગ ન કરે તે પુરૂષને ગર્ભહત્યા જેટલુ ભયકર પાપ લાગેછે" ઈત્યાદિક સ્મૃતિનાં વચનો તો જે પુરૂષ, મનમાં કામના છતાં પણ સ્ત્રીઉપર અરૂચિથી અથવા દ્વેષાદિકથી તેનો સગ નકરે તેનેલાગુપડેછેએમ સમજવું.[11] મૈથુન, માંસભક્ષણ અને સુરાપાન આદિ મનોરથોથી વ્યાકુળ થયેલા લોકો પ્રિય આત્માનુ શ્રવણ કરતા નથી અને ધનનો અયોગ્ય ઉપયોગ કરે છે. ધર્મ કરવો એજ ધનનું ફળ છે, કારણ કે ધર્મ કરવાથી પરોક્ષજ્ઞાન અને તુરતજ શાંતિ આપે એવુ અપરોક્ષ જ્ઞાન થાયછે. આવા ધનને એ લોકો દેહાદિકના કામ માટે વાપરી નાંખેછે અને ભારે પ્રબળ મૃત્યુ કે જે દેહને માથે ફર્યાજ કરેછે તેને ધ્યાનમાં લેતા નથી[12] વેદમાંજે સુરાપાન આદિની યજ્ઞાદિકમાં છૂટ આપેલીછે તે પણ બીજા પ્રકારનીજ છે સુરાપાન કરવું એટલે નાકથી સુરાને સુઘવી એટલીજ દેવની આજ્ઞા છે પણ પીવાની આજ્ઞા નથી. યજ્ઞમાં દેવતાના ઉદ્દેશથી પશુની જે હિસા થાયછે તે હિંસાજ નથી, આપણે ખાવાના ઉદ્દેશથી જે હિસા કરીએ તેજ હિસા કહેવાય એવા અભિપ્રાયથી યજ્ઞમાં હિંસાકરવાની છૂટ આપીછે. મૈથુન કરવાની છૂટ આપીછે તેપણ પ્રજા ઉત્પન્ન કરવા સારૂ આપીછે, પણ ઇંદ્રિયને તૃપ્ત કરવા સારૂ આપીનથી. આવી રીતના પવિત્ર ધર્મને એ કર્મકાંડી લોકો જાણતા નથી.[13] આવા ધર્મને નહી જાણનારા, અક્કડ રહેનારા અને પોતામાં સત્પુરૂષપણાનુ અભિમાન ધરાવનારા જે લોકો નિશંક રહીને અને આમ કરવાથી મનોરથ પ્રાપ્ત થશે એવો વિશ્વાસ રાખીને પશુઓનો દ્રોહ કરેછે તે લોકો મરણ પામ્યા પછી તેઓને તે પશુઓ ખાયછે. (માં એટલે હુ કે જે માંસ ખાનારછુ તેને સ એટલે જેનુ માંસ ખાધું તે પશુ, પરલોકમાં ખાશે એવો માંસ શબ્દનો અર્થ વિદ્વાનોએ કરેલોછે).[14] પારકી કાયામાં રહેલા ઈશ્વર ભગવાન કે જે પોતાના પણ આત્મા છે તેનો દ્વેષ કરનારા અને આ શબતુલ્ય શરીરમાં તથા તેના પુત્રાદિક પરિવારમાં સ્નેહ બાંધનારા એ લોકો દુર્ગતિમાં પડેછે.[15] અજ્ઞાની લોકો તત્વજ્ઞાનીઓના અનુગ્રહથી તરી જાયછે અને તત્વજ્ઞાનીઓ તો પોતાથીજ તરેછે, પરંતુ અધવચ લટકતા એટલે જેઓ અત્યત અજ્ઞાની નથી અને તત્વજ્ઞાની પણ નથી તે લોકો ધર્મ, અર્થ અને કામનેજ મુખ્ય માનવાથી અને ઉપશંતિનો ક્ષણમાત્ર પણ અવસર નહી લેવાથી પોતાને હાથેજ પોતાના આત્માનો ઘાત કરેછે, એટલે આત્મસ્વરૂપને નહી જાણવાથી જન્મમરણ પામ્યા કરેછે[16] આવી રીતે આત્મહત્યા કરનારા, શાંતિરહિત, કર્મનેજ જ્ઞાનરૂપ માનનારા અને જેઓના મનોરથો પ્રાપ્ત થયા પછીપણ કાળથી નાશ પામેછે, એવા લોકો પોતાનુ જે અવશ્ય કર્ત્તવ્ય છે તેને કર્યાવિનાજ મરી જાયછે.[17] ભગવાનથી વિમુખ રહેનારા એ લોકો પોતે પરિશ્રમ કરીને મેળવેલાં ઘર, સતાન, સબધીઓ અને ધનને પોતાની ઈચ્છા નહી છતાં પણ છોડી દઇને નીચ યોનિમાં પડેછે.[18]

નિમિરાજા પૂછેછે--સઘળું છોડી દઈને ભગવાનની ભક્તિજ કરવી જોઇએ એમ તમો કહી ગયા, તો એ ભગવાન કયા કાળમાં, કેવા વર્ણના, કેવા આકારવાળા, કયા નામથી અને કયા વિ-

વિધિથી લોકોમાં પૂજાય છે તે મને કહો.[૧૯]

કરભાજન નામના નવમા યોગેશ્વર કહેછે—સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ એ ચાર યુગોમાં નોખનોખા વર્ણના, નોખનોખાં નામવાળા તથા નોખનોખી આકૃતિવાળા ભગવાન નોખનોખા પ્રકારના વિધિથી પૂજાયછે[૨૦] ભગવાન સત્યયુગમાં ધોળા, ચાર ભુજાવાળા, જટા ધરનાર અને વલ્કલવસ્ત્રવાળા રહેછે, તથા કાળીઆર મૃગનું ચર્મ, જનોઇ, માળા, દંડ અને કમંડલુને ધરી બ્રહ્મચારીનો વેષ રાખેછે.[૨૧] એ યુગમાં મનુષ્યો શાંત, વૈરરહિત, સર્વના મિત્ર અને સમદૃષ્ટિવાળા હોયછે. તેઓ ધ્યાનથી, શમથી અને જીતેંદ્રિયપણાથી ભગવાનનુ પૂજન કરેછે.[૨૨] હંસ, સુપર્ણ, વૈકુંઠ, ધર્મ, યોગેશ્વર, મનુ, ઇશ્વર, પુરૂષ, અવ્યક્ત અને પરમાત્મા એવાં ભગવાનનાં નામો કહેવાયછે[૨૩] ત્રેતાયુગમાં યજ્ઞમૂર્તિ ભગવાન રાતા વર્ણવાળા, ચાર ભુજાવાળા, ત્રેવડી મેખળાવાળા, સુવર્ણ સરખા કેશવાળા અને સ્રુચ તથા સરવા આદિ ચિન્હોને ધરનારા હોયછે.[૨૪] એ યુગમાં માણસો ધર્મિષ્ટ અને બ્રહ્મવાદી હોયછે, તેઓ સર્વ દેવમય વિષ્ણુ ભગવાનનુ ત્રણ વેદમાં કહેલાં કર્મોથી પૂજન કરેછે,[૨૫] વિષ્ણુ, યજ્ઞ, પૃશ્નિગર્ભ, સર્વદેવ, ઉરૂક્રમ, વૃષાકપિ, જયંત અને ઉરૂગાય એવાં ભગવાનનાં નામો કહેવાયછે[૨૬] દ્વાપરયુગમાં ભગવાન શ્યામ વર્ણવાળા, પીળાં વસ્ત્ર ધરનાર, પોતાના ચક્રાદિક આયુધવાળા અને શ્રીવત્સાદિક* શરીરનાં ચિન્હ તથા કૌસ્તુભાદિક બહારનાં ચિન્હોથી સુશોભિત હોયછે.[૨૭] એ યુગમાં માણસો ઇશ્વરને જાણવાની ઈચ્છા ધરાવેછે. તેઓ ચક્રવર્તિનાં છત્રચામરાદિક ચિન્હોવાળા ભગવાનનુ વેદમાર્ગ અને તંત્રમાર્ગથી પૂજન કરેછે[૨૮] વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, નારાયણઋષિ, પુરૂષ, મહાત્મા, વિશ્વેશ્વર, વિશ્વ અને સર્વ ભૂતોના આત્મા એવાં નામોથી દ્વાપરયુગમાં લોકો ભગવાનની સ્તુતિ કરેછે અને એક એક નામ બોલીને પ્રણામ કરેછે.[૨૯-૩૦] હે રાજા! હવે કલિયુગમાં પણ અનેક પ્રકારના તંત્રમાર્ગોને મુખ્ય લઈને જેવીરીતે પૂજનાદિક થાયછે તે સાંભળો,[૩૧] વર્ણથી શ્યામ છતાં પણ કાંતિથી ચળકતા અને અંગ, કૌસ્તુભાદિક ઉપાંગ, અસ્ત્ર તથા પાર્ષદો સહિત ભગવાનનું વિવેકી પુરૂષો જેઓમાં કીર્તન મુખ્ય છે એવાં અર્ચનોથી યજન કરેછે.[૩૨] "હે ભક્તલોકોને પાળનાર! હે મહાપુરૂષ! આપનું ચરણારવિંદ કે જે ધ્યાન કરવા યોગ્ય, ઇંદ્રિય તથા કુટુંબાદિકથી થતા તિરસ્કારને મટાડનાર, મનોરથોને પૂરનાર, ગંગાદિક તીર્થોના આશ્રયરૂપ, બ્રહ્મા તથા સદાશિવે સ્તુતિ કરેલું, સુખરૂપ, ભક્તમાત્રની પીડા મટાડનાર અને સંસારરૂપી સમુદ્રમાં વહાણરૂપ છે તેને પ્રણામ કરૂંછું.[૩૩] હે મહાપુરૂષ! હે રામચંદ્ર! આપ કે જે દેવતાઓએ પણ ઈચ્છેલી અને ત્યાગ કરી શકાય નહી એવી રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરીને પિતાના વચનથી ધર્મ પાળવાસારૂજ વનમાં પધાર્યા હતા, અને ત્યાંથી સીતાજીએ ઈચ્છેલા માયામય મૃગની પછવાડે સીતાજી ઉપરના પ્રેમનેલીધેજ દોડયા હતા તે આપના ચરણારવિંદને પ્રણામ કરૂંછું."[૩૪] આવી રીતે તે તે યુગનાં માણસો તે તે યુગમાં જેહએ એવાં નામરૂપથી સર્વ પદાર્થોના સ્વામી ભગવાનનું પૂજન કરેછે.[૩૫] ગુણને જાણનાર અને સારનું ગ્રહણ કરનારા મહાત્મા પુરૂષો ચારે યુગમાં કળિયુગને વખાણેછે કારણ કે સત્યયુગમાં ધ્યાનથી, ત્રેતાયુગમાં યજ્ઞ કર્યાથી અને દ્વાપર યુગમાં પૂજન કરવાથી જે ફળ પ્રાપ્ત થાયછે, તે સઘળુ ફળ કળિયુગમાં કીર્ત્તન કરવાથીજ મળે છે.[૩૬] આ સંસારમાં ભટકતાં પ્રાણીઓને કીર્તન સમાન બીજો કોઇ પણ મોટો લાભ નથી, કે જે કીર્તનથી પરમ શાંતિ મળેછે અને જન્મમરણ ટળેછે.[૩૭] હે રાજા! સત્ય, ત્રેતા અને દ્વાપર યુગનાં માણસો પોતાનો કલિયુગમાં જન્મ થવાની ઈચ્છા કરેછે. હે મોટા રાજા! કળિયુગમાં પણ કોઇ કોઇ સ્થળમાં નારાયણના પરમ ભ-

* છાતીના જમણા ભાગમાં પ્રદક્ષિણ રીતે રૂવાડાંના વાંકા વળાંકને શ્રીવત્સ કહેવામાં આવે છે.

ક્તો થશે,[૩૮] અને દ્રવિડ દેશ કે જેમાં તામ્રપર્ણી, કૃતમાલા, પયસ્વિની, મહાપવિત્ર કાવેરી અને મહા નદી પ્રતીચી છે, તેમાં તો નારાયણના પરમભક્તો ઘણા થશે. હે રાજા! જે મનુષ્યો એ નદીઓનાં નિર્મળ જળને પીશે, તેઓ ઘણાખરા નિર્મળ અંતઃકરણવાળા થઇને ભગવાનની ભક્તિ કરશે.[૩૯-૪૦]જે પુરૂષે ભેદબુદ્ધિને છોડી દેતાં સર્વ જગત્ ભગવદ્રૂપ છે એવા ભાવથી શરણાગતોનું રક્ષણ કરનાર ભગવાનનુ શરણ લીધુ હોય, તે પુરૂષને માથે દેવ, ઋષિ, પ્રાણીઓ, કુટુંબ કે પિતૃઓનુ ઋણ રહેતુ નથી, અને તેથીજ તેને વૈશ્વદેવાદિક પંચયજ્ઞ કરવાની આવશ્યકતા નથી. "પોતાથી ઉતરતા વર્ણનો જે માણસ નિર્ધન થઈ જતાં ઋણ દેવાને અસમર્થ હોય તેની પાસે લેણાવાળાએ કામ કરાવવુ" એવી ધર્મશાસ્ત્રની મર્યાદા પ્રમાણે ભેદબુદ્ધિ રાખનાર અભક્ત માણસ, દેવ અને ઋષિ આદિક સર્વનો કરજદાર હોવાથી કિંકર થઈને રહેછે અને તેથી તેને પંચયજ્ઞ કરવા પડેછે. જેમ જ્ઞાનીને વેદવિહિત કર્મો કરવાની આવશ્યકતા નથી તેમ પાપના નિવારણને માટે પ્રાયશ્ચિત કરવાની પણ આવશ્યકતા નથી.[૪૧]જે પુરૂષ દેહાદિકના અભિમાનને છોડી દઇને ભગવાનના ચરણારવિંદને ભજેછે તેની પાપમાં પ્રવૃત્તિ થવી સંભવતીજ નથી, તોપણ કદાચ પ્રમાદાદિકથી કાંઈ પાપ થઇ જાય તો તે ભક્તના હૃદયમાં રહેલા ભગવાનજ તે સઘળા પાપને મટાડેછે. આ વાતને યમરાજા નહી સ્વીકારે એમ સમજવુ નહી, કારણ કે ભગવાન યમાદિકના પણ સ્વામી છે. જો કે શ્રુતિ અને સ્મૃતિ ભગવાનની આજ્ઞારૂપજ છે, તોપણ એવો ભક્ત ભગવાનને પ્યારોછે તેથી તેણે કરેલા પોતાની આજ્ઞાના ભંગને પણ ભગવાન સહન કરેછે.[૪૨]

નારદજી કહેછે—મિથિલાના અધિપતિ નિમિરાજા તથા તેમના ઉપાધ્યાયોએ એ પ્રમાણે ભગવત્સંબંધી ધર્મો સાંભળી રાજી થઇને એ જયંતીના પુત્ર નવ યોગેશ્વરોની પૂજા કરી.[૪૩] પછી [illegible] અંતર્ધાન થઈ ગયા, અને નિમિરાજા પણ તે ધર્મો પાળીને પરમ ગતિ પામ્યા.[૪૪] હે ભાગ્યશાળી વસુદેવ! તમે પણ આ મારી પાસેથી સાંભળેલા ભગવત્સંબંધી ધર્મોને શ્રદ્ધા અને વૈરાગ્યપૂર્વક પાળશો તો મુક્તિ પામશો.[૪૫]આ તો એક શાસ્ત્રસંબંધી પદ્ધતિ તમારી પાસે કહી, પણ તમો બન્ને સ્ત્રી પુરૂષ તો ભગવાનના સંગથીજ કૃતાર્થ થયેલાં છો પરમેશ્વર વિષ્ણુ ભગવાન તમારા પુત્રરૂપ થયાછે માટે તમારી કીર્તિથી સઘળુ જગત્ વ્યાપ્ત થઇ રહ્યુંછે [૪૬]દર્શન, આલિંગન, ભાષણ, શયન, આસન અને ભોજનથી ભગવાનમાં પુત્રસ્નેહ રાખવાનેલીધે તમોએ તમારા અંતઃકરણને પવિત્ર કરેલુંજ છે, માટે બીજાઓની પેઠે તમારે અંતઃકરણ શુદ્ધ કરવાનું પ્રયત્ન કરવુ પડે એમ નથી.[૪૭] તમારે તો પુત્ર રમાડવાથીજ ભગવત્સંબંધી સઘળા ધર્મો સિદ્ધ થઇ ચુક્યા છે શિશુપાળ, પૌંડ્રક અને શાલ્વ આદિ રાજાઓ શયન અને આસનાદિક ક્રિયાઓમાં વૈરથી ભગવાનનું ધ્યાન કરતા હતા, તો પણ ભગવાનની ગતિ, વિલાસ અને કટાક્ષાદિકમાં તેઓની બુદ્ધિ તદાકાર થઇ જવાથી સારૂપ્ય મુક્તિ પામી ગયાછે, ત્યારે જેઓની બુદ્ધિ સ્નેહથી તદાકાર થયેલી હોય તેઓની તો શીજ વાત કરવી![૪૮] સર્વના આત્મા, ઇશ્વર, સર્વથી પર, અવિનાશી અને માયાનેલીધે મનુષ્યભાવથી જેનુ ઐશ્વર્ય ગુપ્ત છે એવા શ્રીકૃષ્ણને તમે તમારા પુત્ર ગણશો નહી [૪૯] પૃથ્વીના ભારરૂપ દૈત્યોરૂપી રાજાઓને મારવા અને સત્પુરૂષોનુ રક્ષણ કરવાસારૂ અવતરેલા ભગવાનની કંસવધાદિકરૂપ કીર્તિ જો કે ભગવાનના મહિમાને લઈને આશ્ચર્યરૂપ નથી, તોપણ મનુષ્યોને મુક્તિની પ્રાપ્તિ કરવાસારૂ લોકમાં આશ્ચર્યરૂપે વર્ણન કરવામાં આવેછે.[૫૦]

શુકદેવજી કહેછે—આ વાત સાંભળી બહુજ વિસ્મય પામેલા ભાગ્યશાળી વસુદેવ અને ભાગ્યશાળી દેવકીએ પોતાનો મોહ છોડી દીધો.[૫૧] જે પુરૂષ સાવધાનપણાથી આ પવિત્ર ઇતિહા-

સનો અભ્યાસ કરે તે પુરૂષ મોહ છોડીને જીવતાંજ મુક્ત થાયછે.[૫૨]

इतिहासमिमंपुण्यं धारयेद्यः समाहितः ॥
सविधूयेह शमलं ब्रह्मभूयाय कल्पते ॥५२॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશ સ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૬ ઠ્ઠો.*

### દેવતાઓએ સ્વધામમાં પધારવાને કરેલી ભગવાનની સ્તુતિ.

**श्रीशुक उवाच.**

अथब्रह्मात्मजैर्देवैः प्रजेशैरावृतोभ्यगात् ।
भवश्चभूतभव्येशो ययौ भूतगणैर्वृतः ॥१॥

શુકદેવજી કહેછે—પછી સનકાદિક દેવઅને પ્રજાપતિઓથીવીંટાએલાબ્રહ્મા, ભૂતનાસમૂહોથીવીંટાએલા ભૂત ભવિષ્યના સ્વામી સદાશિવ, મરૂત દેવથી વીંટાએલા મહારાજ ઇંદ્ર, વસુ, અશ્વિનીકુમાર, ઋભુ, અંગિરસ, રૂદ્ર, વિશ્વેદેવા, સાધ્યદેવ, ગંધર્વ, અપ્સરા, નાગ, સિદ્ધ, ચારણ, ગુહ્યક, ઋષિઓ, પિતૃ, વિદ્યાધર અને કિન્નર એ સઘળા લોકો શ્રીકૃષ્ણના અંગનું દર્શન કરવાની ઇચ્છાથી દ્વારકામાં ગયા, કે જે શ્રીઅંગથી મનુષ્યોના મનને રમાડનારા ભગવાને સર્વ લોકના પાપને મટાડનાર યશનો લોકોમાં વિસ્તાર કર્યો હતો.[૧-૪] મોટીસમૃદ્ધિઓથી ભરપૂર અને દીપી રહેલી દ્વારકામાં જેઓનાં નેત્રોને તૃપ્તિ થતી ન હતી એવા દેવતાઓએ અદ્ભુત સ્વરૂપવાળા શ્રીકૃષ્ણનું દર્શન કર્યું[૫] સ્વર્ગની વાડીઓનાં પુષ્પોથી શ્રીકૃષ્ણને ઢાંકી દેતા એ દેવતાઓએ વિચિત્ર પદ અને અર્થવાળી વાણીથી આ પ્રમાણે ભગવાનની સ્તુતિ કરી[૬]

દેવતાઓ સ્તુતિ કરેછે—હે નાથ! આપનું ચરણારવિંદ કે જેને કર્મરૂપી ભારે પાશથી છુટવાને ઇચ્છતા પુરૂષો પોતાના અંતઃકરણમાં ભાવથી ચિંતવેછે, તેને અમો બુદ્ધિ, ઇંદ્રિયો, પ્રાણ, મન અને વચનથી થતાં સાષ્ટાંગ પ્રણામથી નમીએ છીએ, માટે અમારૂં મોટું ભાગ્ય છે.[૭] હે અજીત! માયાના ગુણોમાં નિયંતાપણાથી રહેલા આપ મનથી પણ તર્કમાં લાવી શકાય નહીં એવા આ જગતને ત્રણ ગુણવાળી માયાથી પોતાના સ્વરૂપમાંજ સર્જોછો, પાળોછો અને પ્રલય કરોછો, તોપણ એ કર્મોથી લેપાતા નથી. કારણ કે આવરણ રહિત પોતાના આત્મસુખમાંજ રમનાર હોવાથી રાગાદિક દોષથી રહિત છો.[૮] આ પ્રમાણે આપ કર્મો કરતાં છતાં પણ આત્મારામપણાથી રહોછો, માટે મુમુક્ષુલોકો આપના ચરણનું ચિંતન કરેછે. હે સ્તુતિ કરવાયોગ્ય! હે ઉત્તમ! સત્વગુણની વૃદ્ધિવાળા સત્પુરૂષોને આપના યશમાં શ્રવણથી વૃદ્ધિ પામેલી શ્રદ્ધાથી જેવી શુદ્ધિ મળેછે તેવી શુદ્ધિ રાગીપુરૂષોને ઉપાસના, શાસ્ત્ર શ્રવણ, વેદાધ્યયન, દાન, તપ અને કર્મોથી મળતી નથી. માટે આપ આત્મારામ છતાં પણ પરમ પવિત્ર યશનો વિસ્તાર કરવાસારૂજ કર્મો કરોછો.[૯] આપના યશમાં શ્રદ્ધાજ શુદ્ધિ આપનાર છે અને અમે તો આપના ચરણારવિંદને દીઠું, માટે તમારૂં ચરણારવિંદ અમારી અશુભ વાસનાઓને અગ્નિની પેઠે બાળી નાંખજો, કે જે ચરણારવિંદને મુમુક્ષુલોકો પ્રેમથી ભીંજાએલા હૃદયમાં ચિંતવેછે, ભક્તલોકો આપના જેવું ઐશ્વર્ય પામવાસારૂ વાસુદેવાદિક વ્યૂહમાં પૂજેછે, ભક્તોમાં પણ કેટલાએક ધીર પુરૂષો વૈકુંઠની પ્રાપ્તિને માટે ત્રણે કાળમાં પૂજેછે, યજ્ઞ કરનારા લોકો હાથ ભેળા કરી તેઓમાં હવિ લઈને વેદમાં કહેલા ઇંદ્રાદિક દેવરૂપે યજ્ઞના અગ્નિમાં ચિંતવેછે, યોગીઓ મનના નિગ્રહરૂપ યોગ કરતાં સિદ્ધિઓ પામવાની ઇચ્છાથી ચિંતવેછે અને મહાવૈષ્ણવ મુક્ત લોકો સઘળી રીતે પૂજેછે[૧૦-૧૧] મુનિ, ભક્ત, ધીરભક્ત, યજ્ઞ કરનાર, યોગી અને મહાવૈષ્ણવ મુક્ત લોકો, એ છમાં મહાવૈષ્ણવો ઉપર આપને લક્ષ્મીજી કરતાં પણ વધારે પ્રીતિ છે. હે પ્રભુ!

---

* આ છઠ્ઠા અધ્યાયમાં બ્રહ્માદિકોએ સ્તુતિ કરીને સ્વધામમાં પધારવાની વિજ્ઞપ્તિ કર્યા પછી ઉદ્ધવજીએ પણ પોતાને સ્વધામમાં લઇ જવાની ભગવાનની પ્રાર્થના કરી, એ કથા કહેવાશે.

"હું જે વક્ષ સ્થળમાં વસું છું, તેજ વક્ષઃસ્થળમાં આ વનમાળા વાશી છતાં પણ વસેછે."એવી અસહનતાથી લક્ષ્મીજી જો કે વનમાળાની ઇર્ષ્યા કરેછે તોપણ એ વનમાળા ભક્તલોકોએ અર્પણ કરેલી છે એવી પ્રીતિથી જે આપ ભક્તલોકોએ વનમાળાથી કરેલા પૂજનને સારી રીતે સ્વીકારોછો તે આપનુ ચરણ સર્વદા અમારી અશુભ વાસનાઓને બાળજો.[૧૨] હે વ્યાપક ! હે ઇશ્વર ! જે આપનું ચરણ બળિરાજાને બાંધવાના સમયમાં બીજું પગલુ ભરતાં સત્યલોક સુધી પોહોચીને ધ્વજ જેવુ લાગતું હતું અને ત્રણ પ્રકારે પડતી ગંગાની ધારા તેની જાણે પતાકા હોય એવી લાગતી હતી, તથા જે ચરણે દેવની સેનાને અભય આપીને સ્વર્ગમાં રાખી છે અને અસુરોની સેનાને ભય આપીને પાતાળમાં રાખીછે, તે આપનુ ચરણ અમો કે જેઓ ભજન કરીએ છીએ તેઓના પાપને મટાડજો.[૧૩] સર્વને પ્રવર્ત્તાનાર અને પ્રકૃતિપુરૂષના પણ નિયંતા આપ પુરૂષોત્તમ કે જેને, પરસ્પર દ્વેષાદિકથી પીડા પામતા બ્રહ્માદિક પ્રાણીઓ પણ નાકમાં નાથેલા બળદોની પેઠે વશ છે તેમનુ ચરણ અમારૂં કલ્યાણ કરજો.[૧૪] આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયના કારણરૂપ આપ છો, કેમકે પ્રકૃતિ, પુરૂષ અને મહત્તત્વના પણ નિયંતા કહેવાઓછો સર્વના નાશમાં પ્રવર્તેલો, ગંભીરવેગ વાળો અને શીયાળા, ઉનાળાતથા ચોમાસારૂપ ત્રણ ભાગવાળો જે આ વર્ષરૂપ કાળ છે તે આપનુ જ સ્વરૂપ છે, તેથી આપ ઉત્તમ પુરૂષ છો. અમોઘ શક્તિવાળા પુરૂષે તમારી પાસેથીજ શક્તિ પામીનેમાયાની સાથે રહી આ જગતના ગર્ભ સરખાં મહત્તત્વને ઉત્પન્ન કર્યુંછે અને મહત્તત્વે પણ તમારી પાસેથીજ શક્તિ પામીને તે માયાથી અનુસ્યૂત રહી પોતામાંથી આ ઘણા પ્રકાશવાળુ બ્રહ્માંડ કે જેની ઉપર આઠ આવરણ છે તેને ઉત્પન્ન કર્યુંછે.[૧૫] હે ઇંદ્રિયોના પતિ ! માયાએ ક્ષોભ પમાડેલી ઇંદ્રિયોની વૃત્તિઓએ પ્રાપ્ત કરેલા વિષયોને આપ સેવોછો, તો પણ તેઓથી લેપાતા નથી, એટલા માટે સ્થાવર અને જંગમના સ્વામી આપજ છો. બીજા પુરૂષો તો પોતે વિષયોનુ સેવન છોડી દીધા છતાં પણ વાસના માત્રથી બંધાઇ જાયછે[૧૭] મંદહાસ્યથી શોભાયમાન કટાક્ષવડે જણાવેલા અભિપ્રાયથી મનને હરનાર ભ્રકુટિના મંડળે પ્રેરેલા રતિ સંબંધી વિચારોથી પ્રબળ થયેલ અને કામદેવને પણ મોહ કરનાર કામકળાદિક સાધનોથી સોળ હજાર સ્રીઓ પણ આપના ચિત્તને ક્ષોભ પમાડી શકી નહતી, માટે આપ વિષયોથી લેપાએલા નથી.[૧૮] એટલામાટે આપની અમૃતતુલ્ય કથારૂપી નદીઓ અને આપનાં ચરણ ધોવાના જળરૂપ ગંગાદિક નદીઓ ત્રૈલોક્યનાં પાપ મટાડવાને સમર્થ છે, તેઓમાં વેદે પ્રતિપાદન કરેલું કથારૂપી તીર્થ શ્રવણેંદ્રિયથી પવિત્ર કરેછે અને ચરણથી ઉત્પન્ન થયેલ ગંગાદિક તીર્થ નહાવાથી પવિત્ર કરેછે, પોતાના આશ્રમ ધર્મમાં રહેલા લોકો, ઉપર કહેલા બન્ને પ્રકારથી બન્ને તીર્થનુ સેવન કરેછે[૧૯]

શુકદેવજી કહેછે—આકાશમાં ઉભેલા સદાશિવ તથા દેવતાઓ સહિત બ્રહ્માએ એ પ્રમાણે સ્તુતિ કરીને ભગવાનને આ પ્રમાણે કહ્યું[૨૦]

બ્રહ્મા કહેછે—હે પ્રભુ ! હે સર્વના આત્મા ! પૃથ્વીનો ભાર ઉતારવા માટે પૂર્વે અમોએ વિજ્ઞપ્તિ કરી હતી તે પ્રમાણેજ આપે સઘળું કર્યું.[૨૧] આપે સાચી પ્રતિજ્ઞાવાળા સત્પુરૂષોમાં ધર્મનું સ્થાપન કર્યું, અને સર્વ લોકોનાં પાપને મટાડનારી કીર્તિને દિશાઓમાં વિસ્તારી.[૨૨] યદુના વંશમાં અવતરી સર્વોત્તમ રૂપનુ ધારણ કરનારા આપે જગતના કલ્યાણને માટે મોટા પરાક્રમવાળાં કામો કર્યાં કે જે કામોનુ નિરંતર શ્રવણ અને કીર્તન કરવાથી કળિયુગમાં સજ્જનો અનાયાસથી સંસારને પાર પામી જશે[૨૩-૨૪] હે સર્વના આધાર ! હેપુરૂષોત્તમ ! હેપ્રભુ ! આપે યદુવંશમાંઅવતારધર્યાને સવાસો વર્ષ થઈગયાં, તોહવેઆપને દેવનાં કાર્ય કરવામાં કાંઈ અવશેષ રહ્યું નથી, અને આ આપનુ કુળ પણ બ્રાહ્મણોના શાપથી નાશ પામ્યા જેવુંજ થઇ ચુક્યુ છે, માટે આપની ઇચ્છા હોય તો ઉત્તમ સ્વધામમાં

પધારો. અથવા હે પ્રભુ ! અમારા લોકમાં પધારીને લોકોનું તથા અમો લોકપાળોનું રક્ષણ કરો.[૨૫-૨૭]

ભગવાન કહેછે—હે દેવતાઓના સ્વામી ! તમે જે કહોછો તે મે ધારેલુ છે. તમારૂ સઘળુ કાર્ય કર્યું, પૃથ્વીનો ભાર ઉતાર્યો અને આ યાદવોનું કુળ કે જે વીર્ય તથા શૌર્યવાળી લક્ષ્મીથી લોકોનો નાશ કરી નાંખે એવુ છે તેને પણ, મહાસમુદ્રને જેમ કાંઠો રોકી રાખે તેમ મેં રોકી રાખ્યુ છે.[૨૮-૨૯] હવે ગર્વ પામેલા યાદવોનાં કુળનો સંહાર કર્યા વિના જો હું સ્વધામમાં જઈશ તો આ ઉચ્છૃંખલ યદુકુળથી લોકોનો નાશ થઇ જશે.[૩૦] હે બ્રહ્મા ! હમણાં બ્રાહ્મણોનો શાપ દેવરાવીને કુળનો નાશ કરવાનો આરંભ કર્યોછે, તો એ કામ પોહોચી લીધા પછી વૈકુંઠમાં છતાં હું તમારા લોકમાં પણ આવીશ.[૩૧]

શુકદેવજી કહેછે—આ પ્રમાણે ભગવાને કહ્યા પછી બ્રહ્મા તેમને પ્રણામ કરી સર્વે દેવતાઓની સાથે બ્રહ્મલોકમાં ગયા[૩૨] પછી તે દ્વારકામાં મોટા ઉત્પાત ઉઠેલા જોઇને ભેળા થયેલા વૃદ્ધ યાદવોને ભગવાને આ પ્રમાણે કહ્યું.[૩૩]

ભગવાન કહેછે—આ દ્વારકામાં આ મોટા ઉત્પાત ચારે કોરથી ઉઠેછે, અને આપના કુળને મટાડયો મટે નહી એવો બ્રાહ્મણોનો શાપ થયો છે.[૩૪] હે વૃદ્ધલોકો ! આપણે જીવવાની ઈચ્છા છે માટે અહીં નહી રહેવું જોઈએ આપણે મહાપવિત્ર પ્રભાસક્ષેત્રમાં* આજ જઇશુ, વિલંબ નહી કરો[૩૫] દક્ષના શાપનેલીધે ક્ષય રોગથી પકડાએલા ચંદ્રમાને પ્રભાસમાં નાહાવાથીજ રોગ મટી જઈને તુરત કળાની વૃદ્ધિ મળી હતી.[૩૬] આપણે પણ તે પ્રભાસમાં નાહી, પિતૃ તથા દેવતાઓનુ તર્પણ કરી, અનેક ગુણવાળા અન્નથી સારા બ્રાહ્મણોને જમાડી અને સુપાત્રરૂપી ક્ષેત્રોમાં શ્રદ્ધાથી મોટાં દાન વાળીને, વહાણથી જેમ સમુદ્રને તરે તેમ દાનથી સર્વ દુઃખોને તરી જઈશુ.[૩૭-૩૮]

શુકદેવજી કહેછે—હે રાજા ! એ પ્રમાણે ભગવાને આજ્ઞા કરતાં યાદવોએ તીર્થમાં જવાની ઇચ્છાથી રથ જોડવા માંડયા.[૩૯] એ જોઇ ભગવાનનાં વચન સાંભળી તથા ભયંકર ઉત્પાતો જોઇને નિરંતર ભગવાનને અનુસરનાર ઉદ્ધવજીએ જગતના ઇશ્વરોના પણ ઇશ્વર શ્રીકૃષ્ણને એકાંતમાં મળી મસ્તકથી તેમનાં ચરણમાં પ્રણામ કરી હાથ જોડીને આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરી.[૪૦-૪૧]

ઉદ્ધવજી કહેછે—હે દેવના દેવ ! હે ઈશ્વર ! હે યોગના સ્વામી ! હે શ્રવણ અને કીર્તનથી પવિત્ર કરનાર ! આપ અવશ્ય આ કુળનો સંહાર કરીને મનુષ્ય લોકનો ત્યાગ કરશો એમ જણાય છે, કારણ કે ઇશ્વરપણાને લીધે સમર્થ છતાં પણ આપે બ્રાહ્મણોના શાપને મટાડયો નહીં.[૪૨] હે કેશવ ! હે નાથ ! હુ આપના ચરણકમળને અરધા ક્ષણસુધી પણ ત્યાગ કરી શકુ એમ નથી, માટે મને પણ સ્વધામમાં લઈ જાઓ.[૪૩] હે કૃષ્ણ ! મનુષ્યોને મહા મંગળરૂપ અને કાનને અમૃતતુલ્ય લાગે એવાં આપનાં ચરિત્રનો સ્વાદ લેવાથી લોકોને બીજા સઘળા પ્રકારની તૃષ્ણા મટી જાયછે.[૪૪] જેઓએ શય્યા, આસન, ફરવુ, ઉભું રહેવુ, નાહાવુ, ક્રીડા અને ભોજન ઇત્યાદિક સર્વ સમયમાં આપની સેવા કરીછે, એવા અમો પરમપ્રિય આત્મારૂપ આપનો શી રીતે ત્યાગ કરી શકીએ ?[૪૫] હુ કાંઇ માયાના ભયથી આ પ્રાર્થના કરૂ છુ એમ નથી, પણ આપનો ત્યાગ નહી કરી શકવાને લીધે પ્રાર્થના કરૂ છુ. આપે ભોગવેલાં માળા, ચંદન, વસ્ત્ર અને અલંકારોને ધરનારા અને આપનું ઉચ્છિષ્ટ જમનારા અમો દાસ લોકો આપની માયાને તો અવશ્ય તરી જઇશુ.[૪૬] હે મોટા યોગી ! વાયુનું ભક્ષણ કરી રહેનારા, તપનો પરિશ્રમ કરનારા, બ્રહ્મચર્ય પાળનારા, શાંત અને નિર્મળ સંન્યાસીઓ તો બ્રહ્મચર્યાદિકના ક્લેશ ભોગવીને માંડમાંડ આપના બ્રહ્મરૂપ ધામને પામેછે,

* આ દેવતાઓના અંશરૂપ યાદવો પોતાના અધિકારોનેજ યોગ્ય છે પણ તુરત મોક્ષને યોગ્ય નથી, અને દ્વારકામા મરણ પામશે તો મુક્ત થઇ જશે માટે આ લોકોને કલ્યાણરૂપ ફળ આપનારા પ્રભાસમાંજ લઈ જવા એવા અભિપ્રાયથી ભગવાને પ્રભાસમાં જવાનું ઠરાવ્યુ.

એને અમો કે જેઓ કર્મના માર્ગોમાં ભટકીએ છીએ તેઓ તો આપના ભક્તોની સાથે આપની વાર્તા કરવાથીજ દુસ્તર સંસારને તરી જઈશું.[47-48] આપનાં કામ, ભાષણ, ગતિ, ઉત્તમ મંદહાસ્ય, અવલોકન અને પરિહાસ કે જેઓ મનુષ્યલોકનાં અનુકરણરૂપ છે, તેઓનું સ્મરણ અને કીર્ત્તન કરવાથીજ અમો તરી જઈશું. માટે માયાના ભયથી આ મારી પ્રાર્થના નથી પણ આપનો ત્યાગ થઈ શકતો નથી તેથી છે[49]

શુકદેવજી કહેછે—હે રાજા! આ પ્રમાણે ઉદ્ધવજીએ વિજ્ઞપ્તિ કરતાં દેવકીના પુત્ર ભગવાને પોતાના પ્યારા સાચા ભક્ત ઉદ્ધવજીને આ પ્રમાણે કહ્યું.[50]

> एवं विज्ञापितो राजन् भगवान् देवकीसुतः।
> एकांतिनं प्रियं भृत्यमुद्धवं समभाषत ॥५०॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૭ મો.*

### દત્તાત્રેયના આઠ ગુરૂનું વર્ણન.

**શ્રીભગવાનુવાચ.**

> यदात्थ मां महाभाग तच्चिकीर्षितमेव मे ॥
> ब्रह्मा भवो लोकपालाः स्वर्वासं मेऽभिकांक्षिणः ॥१॥

ભગવાન કહેછે—હે ઉદ્ધવ! તમે જે કહોછો તે પ્રમાણેજ કરવાની મારી ઇચ્છા છે. બ્રહ્મા, શિવ અને લોકપાળ દેવતાઓ મારા વૈકુંઠવાસને ઇચ્છેછે.[1] બ્રહ્માએ પ્રાર્થના કરવાથી હું જે કામ કરવાને માટે અંશની સાથે અહીં અવતર્યો છું તે સઘળું દેવતાઓનું કાર્ય મેં કરી દીધું છે.[2] શાપથી બળીગએલું આ કુળ પરસ્પરના કજીયાથી નાશ પામશે અને આ પુરીને સાતમે દિવસે સમુદ્ર બોળી દેશે[3] હે સજ્જન! હું આ મનુષ્યલોકનો ત્યાગ કરીશ તે સમયે તુરતજ આ લોકને કળિયુગ અત્યંત દબાવી દેશે અને સઘળું મંગળ નાશ પામશે.[4] હે ઉદ્ધવ! મેં તજી દીધેલી આ પૃથ્વીમાં તમારે પણ રહેવું નહી, કેમકે કળિયુગમાં લોકોની અધર્મમાં પ્રીતિ થશે.[5] તમે તો સ્વજન અને બંધુઓમાં સ્નેહ છોડી દઈ, મારામાં સારી રીતે મન રાખી સમદૃષ્ટિ કરીને પૃથ્વીમાં ફરજો.[6] મન, વાણી, ચક્ષુ અને શ્રવણાદિક ઇંદ્રિયોથી ગ્રહણ કરવામાં આવતું જે આ જગત્ છે તે સઘળું મનોમય હોવાથી માયારૂપ છે અને ક્ષણભંગુર છે એમ જાણજો.[7] જેનું મન વિક્ષેપ પામેલું હોય છે તે પુરૂષને ભ્રાંતિથી દેખાતા ભેદમાંજ ગુણદોષ રહેલાછે, માટે ગુણદોષના વિષયરૂપ ભેદ વાસ્તવિક નહી હોવાથી સર્વમાં સમદૃષ્ટિ રાખવી. જો કે વિધિ અને નિષેધનું પ્રતિપાદન કરવાને લીધે વેદજ ભેદની સત્યતા કહેછે એમ ઉપર ટપકેના વિચારથી જણાયછે, તોપણ વાસ્તવિક જોતાં જેની બુદ્ધિમાં ગુણદોષ હોય તેનેજ કર્મ, અકર્મ અને વિકર્મરૂપ વિધિ નિષેધના ભેદ લાગુ પડેછે. વેદ અવિદ્યાવાળાને માટેજ છે, પણ જ્ઞાનીને વાસ્તે નથી.[8] એટલા માટે ઇંદ્રિયોના સમૂહને અને ચિત્તને વશ કરીને "આ જગત્ તમારામાંજ કલ્પાયું છે અને તમે પોતે હું કે જે પરબ્રહ્મ અને ઇશ્વર છું તે રૂપજ છો." એવો નિશ્ચય કરો.[9] આ પ્રમાણે નિશ્ચય કરીને કર્મ નહીં કરૂં તો દેવતાઓ વિઘ્ન કરશે એવી શંકા રાખશો નહી, કેમકે વેદના તાત્પર્યનો નિશ્ચય અને તેના અર્થનો અનુભવ મેળવીને આત્માના અનુભવથીજ સંતુષ્ટ અને સઘળા દેવતાઓના પણ આત્મારૂપ થશો એટલે કોઇ પણ વિઘ્ન નડશે નહીં. આત્માનો અનુભવ ન થયો હોય ત્યાંસુધી વર્ણાશ્રમની રીતિ પ્રમાણે કર્મ કરવાંજ જોઇએ અને અનુભવ થયા પછી તો કોઇ પણ વિઘ્ન કરી શકે નહી.[10] આ ઉપરથી એમ નહી સમજવું કે "જ્ઞાનીપુરૂષ યથેષ્ટ આચરણ કરે." કેમકે જેમ બાળક, સંકલ્પથી રહિત છતાં પણ કાંઈક કરેછે અને કાંઇક છોડી દેછે, તેમ ગુણદોષના વિચારથી રહિત થયેલો જ્ઞાની પણ પૂર્વસંસ્કારથી નિ-

---

* આ સાતમા અધ્યાયમા ઉદ્ધવજીને આત્મજ્ઞાન સિદ્ધ કરવા સારૂ અવધૂતના ઇતિહાસમા કહેલા ગુરૂઓમાં ભગવાન્ આઠ ગુરૂઓનું વર્ણન આપેછે.

ષિદ્ધ કામ કરતોજ નથી, પણ તેમાં દોષ જાણીને નથી કરતો એમ નહીં, અને ઘણું કરીને વેદોક્ત કર્મ કરેછે, પણ તેમાં ગુણ જાણીને કરેછે એમ નહી.[11] આ પ્રમાણે જ્ઞાન તથા વિજ્ઞાનના નિશ્ચયવાળો, સર્વ પ્રાણીઓનો સ્નેહી, શાંત અને જગતને હું (બ્રહ્મ) રૂપ જોતો પુરૂષ પાછો જન્મ મરણ પામેજ નહીં.[12]

શુકદેવજી કહેછે—હે રાજા! આ પ્રમાણે ભગવાને આજ્ઞા કરતાં મહાવૈષ્ણવ ઉદ્ધવજીએ પ્રણામ કરીને તત્વ જાણવાની ઇચ્છાથી આ પ્રમાણે ભગવાનને કહ્યું.[13]

ઉદ્ધવજી કહેછે—હે યોગના સ્વામી! હે યોગ જાણનારાઓની ગુપ્ત થાપણરૂપ! હે યોગરૂપ! હે યોગને ઉત્પન્ન કરનાર! આપે જે મારા કલ્યાણને માટે ત્યાગ કરવા કહ્યું તે આપના મહિમા ઉપર દૃષ્ટિ રાખીને કહ્યુ, પણ મારો અધિકાર વિચારીને કહ્યું નહી. કારણ કે જેમ આરોગ્યને માટે સર્વસ્વનુ દાન કરવામાં આવેછે, પણ તે દાન કર્યા પછી જે ધન મળે તે લેવાની છુટ છે, તેમ આમાં એકવાર ત્યાગ કર્યા પછી પાછુ જે ઘરઆદિક મળે તે લેવાની છુટ હોય તો એવો ત્યાગ મારાથી બની શકે, પણ આ તો પાછું કાંઇ લેવાયજ નહીં એવો ત્યાગ કરવાનુ આપે કહ્યુ તે મારા જેવાથી થઇ શકે નહી[14] હે વ્યાપક! હે સર્વના આત્મા! જેઓનું ચિત્ત વિષયોમાં લાગ્યું હોય તે પુરૂષોથી આવો ત્યાગ થઈ શકવો કઠણ છે, તેમાં પણ જેઓ આપના અભક્ત હોય તેઓથી થવો તો બહુજ કઠણ છે.[15] આપે ત્યાગ કરવાનો મને ઉપદેશ કર્યો પણ હુ તો મૂઢ બુદ્ધિવાળો અને તમારી માયાએ રચેલા દેહ તથા પુત્રાદિકમાં અહંતા મમતાથી ડૂબી ગયેોછુ. માટે હે મહારાજ! આપે કહેલા વિષયને જેવી રીતે હુ દાસ અનાયાસે પોહોચી શકુ તેવી રીતે ધીરે ધીરે ઉપદેશ કરો[16] હે ઇશ્વર! આત્મા કે જે સત્ય અને સ્વયપ્રકાશ છે તેનો મને ઉપદેશ કરનાર આપવિના બીજો કોઇ દેવતાઓમાં પણ જોવામાં આવતો નથી; કારણકે આ બ્રહ્માદિક સઘળા પ્રાણીઓ તમારી માયાએ મોહ કરવાને લીધે વિષયોને સાચા માનેછે.[17] કેટલાએક દુષ્ટ સ્વભાવવાળા છે, કેટલાએક સેવ્યા છતાં ફળ દેવાના સમયમાં નાશ પામેછે, કેટલાએક જાણતાજ નથી, કેટલાએક રક્ષા કરવામાં અસમર્થ છે અને કેટલાએક સ્થાનથી ભ્રષ્ટ થાયછે, અને આપ તો નિર્દોષ, કોઇ પણ દેશ કાળમાં અવિનાશી, સર્વજ્ઞ, રક્ષા કરવામાં સમર્થ અને કાળાદિકના બાધથી રહિત વૈકુંઠલોકમાં સર્વદા રહેનારછો માટે વિષયોથી ખેદ પામેલો અને દુઃખોથી તપી રહેલો હુ આપ કે જે જીવના સખા નારાયણ છો તેમનુ શરણ લઉંછુ.[18]

ભગવાન્ કહેછે*—ઘણું કરીને આ જગતમાં લોકના તત્વની પરીક્ષા કરનારા માણસો પોતેજ પોતાને વિષયોની વાસનામાંથી કાઢી લેછે. ગુરૂના ઉપદેશની પણ કશી અપેક્ષા રહેતી નથી.[19] પશુ આદિકના શરીરમાં પણ હિત અહિત જાણવામાં પોતેજ પોતાના ગુરૂરૂપ થાય છે અને માણસના શરીરમાં તો વિશેષે કરી થાયછે. કારણકે મનુષ્યનાં શરીરમાં પ્રત્યક્ષ અને અનુમાન ઉપરથી પોતાનુ સ્વરૂપ જાણવુ સુગમ પડેછે.[20] પશુ આદિક કરતાં મનુષ્યમાં જ્ઞાનાદિક સઘળી શક્તિઓ બહુજ વધારેછે માટે મનુષ્યશરીરમાં આત્મા બહુજ પ્રત્યક્ષ છે એમ સાંખ્ય અને યોગમાં નિપુણ બુદ્ધિવાળા ધીરપુરૂષોએ નિશ્ચય કરેલોછે.[21] એક બે, ત્રણ અને ચાર પગવાળાં, ઘણા પગવાળાં તથા પગવિનાનાં ઘણાં ઘણાં શરીરો સરજાએલાંછે, તેઓમાં મનુષ્યનુ શરીર મને પ્રિય છે. આ મનુષ્ય શરીરમાં હુ કે જે બુદ્ધિઆદિક દૃશ્ય પદાર્થોથી ભિન્ન છું તેને સાવધાન પુરૂષો યથાર્થ રીતે શોધી લેછે તે આવી રીતે કે "બુદ્ધિઆદિક જડ પદાર્થોનો પ્રકાશ, એક સ્વયપ્રકાશ વસ્તુવિના ઘટતો નથી માટે સર્વ દૃશ્યને પ્રકાશ આપનાર

* અસભાવના (સંશય અને વિપરીત ભાવના હુ દેહરૂપ છુ એવી બુદ્ધિ) થી ઉદ્ધવજીનો તત્વમાં પ્રવેશ નહી થતો તે અસભાવના અને વિપરીત ભાવના મટાડવાસારૂ ગુરૂના ઉપદેશવિના પણ પોતાના વિચારથી તત્વજ્ઞાન થવાનુ કહેછે.

જે સ્વયંપ્રકાશ વસ્તુછે તે આત્મા છે." આ વિષયમાં આ પ્રમાણે અનુમાન પણ થાયછે બુદ્ધિઆદિક પદાર્થો, એક સ્વતંત્ર કર્ત્તાથી પ્રેરાય છે; કારણકે તેઓ સાધનરૂપ છે. જે જે સાધનરૂપ હોયછે તે બીજા સ્વતંત્ર કર્ત્તાથીજ પ્રેરાયછે, જેમકે વાંસલો અને સુડો આદિ સાધનરૂપ છે માટે સુતારથી પ્રેરાયછે, આ પ્રમાણે બુદ્ધિ આદિક દૃશ્યપદાર્થોને પ્રેરનાર જે સ્વતંત્ર કર્ત્તા છે તે આત્મા છે એવું અનુમાન * કરી સાવધાન પુરૂષો મનુષ્યશરીરમાં મને શોધી લે છે.[૨૩] પોતાની મેળે ઉદાહરણો લઇ વિચાર કર્યાથી પણ જ્ઞાન થાયછે. એ વિષયમાં ગુરૂદત્તાત્રેય અને ઘણા તેજવાળા યદુરાજાના સંવાદરૂપ ઇતિહાસ કહેવામાં આવેછે[૨૪] અવધુત વેષવાળા, મહા વિદ્વાન અને સર્વદા યૌવનવાળા ગુરૂદત્તાત્રેય કે જે નિર્ભય રીતે જગતમાં ફરેછે તેમને જોઇને ધર્મવેત્તા યદુરાજાએ આ પ્રમાણે પૂછ્યું હતુ.[૨૫]

યદુરાજા પૂછેછે-હે મહારાજ ! તમે કે જે કાંઇ પણ કામ કરતા નથી તેમની આ પ્રમાણે સર્વ લોકોથી વિલક્ષણ અને નિપુણ બુદ્ધિ શાથી થઇછે ? કે જે બુદ્ધિને પામીને આપ વિદ્વાન છતાં પણ બાળકની પેઠે લોકમાં ફરોછો.[૨૬] ઘણુ કરીને માણસો ધર્મ, અર્થ, કામ અને આત્મવિચારમાં પ્રવર્ત્તેછે અને તેમાં પણ આયુષ્ય, યશ કે લક્ષ્મીની કામનાથીજ પ્રવર્ત્તેછે.[૨૭] તમે તો સમર્થ, જ્ઞાનવાળા, નિપુણ, સુરૂપ, અને અમૃત જેવું બોલનારા છતાં પણ જડ, ઉન્મત્ત અને પિશાચની પેઠે કાંઇ કામ કરતા નથી, અને કાંઇ ઇચ્છતા પણ નથી.[૨૮] સઘળા લોકો કામ અને લોભરૂપી દાવાનળથી બળ્યા કરેછે તેઓમાં તમે, અગ્નિથી છુટીને ગંગાના જળમાં ઉભેલા હાથીની પેઠે કાંઇ પણ તાપ પામતા નથી, તો આવો મોટો આનંદ તમને શાથી થયો ?[૨૯] હે મહારાજ ! તમે કે જે વિષયભોગથી અને સ્રીપુત્રાદિકથી પણ રહિત છો તેમને ચિત્તમાં આવો આનંદ શાથી રહેછે ? તેનુ કારણ અમો પૂછીએ છીએ માટે કહો.[૩૦]

ભગવાન કહેછે-બ્રાહ્મણોને માનનાર અને ઉત્તમ બુદ્ધિવાળા યદુરાજાએ આ પ્રમાણે માન આપીને પૂછતાં ગુરૂદત્તાત્રેયે પ્રેમથી નમેલા યદુરાજાને આ પ્રમાણે કહ્યુ[૩૧]

ગુરૂદત્તાત્રેય કહેછે-હે રાજા ! મારા બુદ્ધિથીજ સ્વીકારેલા ગુરૂઓ ઘણા છે જે ગુરૂઓ પાસેથી શીખામણ લઇ મુક્ત થઇને હું ફરૂ છુ તે ગુરૂઓનાં નામ સાંભળો[૩૨] પૃથ્વી, વાયુ, આકાશ, જળ, અગ્નિ, ચંદ્રમા, સૂર્ય, હોલો, અજગર, સમુદ્ર, પતંગીઓ, મધમાખી, હાથી, મધને લઇ લેનાર પારાધી, હરિણ, માછલુ, પિંગલા નામની વેશ્યા, ટીંટોડો, બાળક, છોકરી, બાણને ઘડનાર, સર્પ, કરોળીઓ અને ભમરી એ ચોવીશને મે ગુરૂ માનેલાછે એઓની વૃત્તિઓ ઉપરથી મે પોતાની શીખામણો લીધીછે.[૩૩-૩૫] હે પુરૂષોમાં સિંહતુલ્ય યદુરાજા ! જેની પાસેથી મે જેવી રીતે અને જે શીખામણ લીધીછે તે હુ કહું છું, માટે સાંભળો.[૩૬]

૧ પૃથ્વીને પ્રાણીઓ દબાવેછે તોપણ પૃથ્વી પોતાના નિયમથી ચળાયમાન થતી નથી, તેમ દૈવાધીન પ્રાણીઓ ધીર પુરૂષને પીડે તોપણ તેઓનુ દૈવાધીનપણુ જાણનારા તે પુરૂષે પોતાના નિયમથી ચલાયમાન ન થવુ. એ પૃથ્વી પાસેથી શીખેલોછુ.[૩૭]

પર્વત પણ પૃથ્વીરૂપ છે તેની પાસેથી હુ આ પ્રમાણે શીખેલોછુ. પર્વતની ઝાડ, ખડ અને ઝરણાં આદિને ઉત્પન્ન કરવાની સઘળી ક્રિયાઓ નિરંતર પરોપકારને માટેજ છે અને પર્વતનો જન્મ પણ પરોપકારને માટેજ છે, તેમ સાધુ પુરૂષે પોતાની સઘળી ક્રિયાઓ અને જન્મ પણ પરોપકારને માટેજ રાખવાં

ઝાડ પણ પૃથ્વીરૂપ છે તેની પાસેથી હું આ પ્રમાણે શીખેલોછુ ઝાડ જેમ નિરંતર પરાધીનજ રહેછે, એટલે બીજા લોકો પોતાને કાપીને અથવા ઉખેડીને લઇ જાય તોપણ સ્વીકારેછે, તેમ સાધુએ પણ પરાધીન રહેવું, એટલે બીજાઓ

* આ ઉપરથી આત્મા અનુમાનથી સિદ્ધ થાયછે એમ સમજવું નહી, કેમકે જીવ દેહાદિકથી જુદો છે એટલુંજ અહી અનુમાનથી સિદ્ધ કરવાનું છે.

મારી નાખે અથવા ઉપાડી જાય તો પણ સ્વીકારવુ.[૩૮]

૨ પ્રાણ પણ વાયુરૂપ છે, તેની પાસેથી હું આ પ્રમાણે શીખેલોછુ. પ્રાણ જેમ માત્ર આહાર મળવાથી સંતુષ્ટ થાયછે, પણ રૂપ રસાદિક ઇંદ્રિયોના વિષયોની અપેક્ષા રાખતો નથી, તેમ યોગીએ પણ આહાર મળવાથીજ સતોષ રાખવો પણ તેમાં સારા કે નરસા આહારની અથવા બીજા વિષયોની અપેક્ષા રાખવી નહી. આહાર ન કરે તો મન વિકળ થઇ જઇને જ્ઞાનનો નાશ થાય, માટે દેહના નિર્વાહને માટે જેવો આહાર મળે તેવો કરી લેવો, પણ તેમાં સારા આહારની કે બીજા વિષયોની અપેક્ષા રાખેતોવાણી અને મનમાં વિક્ષેપ ઉત્પન્ન થાય.[૩૯]

વાયુ જેમ વનમાં હોય ત્યારે રાજી થતો નથી અને અગ્નિમાં હોય ત્યારે કચવાતો નથી, તેમ ગુણદોષથી રહિત બુદ્ધિવાળા યોગીએ શીત અને ઉષ્ણ ઈત્યાદિક અનેક ધર્મવાળા વિષયોમાં અનુકુળ મળે ત્યારે કોઈ રીતે રાજી થવુ નહી અને પ્રતિકૂળ મળે ત્યારે કોઈરીતે કચવાવુ નહી. વળી વાયુ જેમ સુગંધ દુર્ગંધાદિકવાળો જણાયછે પણ વાસ્તવિક રીતે તે વાળો નથી, તેમ આત્મા પૃથ્વીના વિકારરૂપ દેહાદિકમાં રહેવાથી જન્મ મરણાદિકવાળો જણાયછે પણ વાસ્તવિક રીતે તેવાળો નથી. એ હું બાહારના વાયુપાસેથી શીખેલોછુ[૪૦-૪૧]

૩ આકાશ જેમ સર્વમાં વ્યાપ્ત છે અને વ્યાપ્ત છતાં તેને કોઇનો સગ કે કોઈ પદાર્થથી પરિચ્છેદ (માપ) નથી, તેમ દેહની અદર રહ્યા છતાં પણ યોગીએ બ્રહ્મસ્વરૂપની ભાવનાથી પોતાના આત્માને સ્થાવર જંગમોમાં અનુસ્યૂતપણાથી વ્યાપ્ત અને તે પણ મણિઓમાં સૂત્રની પેઠે નહીં પણ સર્વ અશમાં વ્યાપ્ત સમજીને તે આત્માને કોઇ દેહાદિકનો સગ કે કોઈ પદાર્થથી પરિચ્છેદ નથી એમ વિચારવુ. વળી આકાશને જેમ વાયુએ પ્રેરેલા અને જનાર આવનાર મેઘ કે રજ આદિપદાર્થોનો સ્પર્શ નથી,તેમકાળે સજેલા પૃથ્વી,જળઅને તેજમય દેહાદિક પદાર્થો કે જેઓ જાયછે અને આવેછે તેઓનો પોતાને સ્પર્શ નથી એમ યોગીએ જાણવું. એટલુ આકાશ પાસેથી શીખ્યોછું.[૪૨-૪૩]

૪ જળ જેમ સ્વચ્છ, સ્વભાવથીજ સ્નિગ્ધ, મધુર, મનુષ્યોને પવિત્ર થવાનુ સ્થાન અને દર્શન, સ્પર્શ તથા કીર્તનથી પણ પવિત્ર કરનાર છે, તેમ યોગીએ પણ સ્વચ્છ, સ્વભાવથીજ સ્નિગ્ધ, મધુર બોલનાર, મનુષ્યોને પવિત્ર થવાનુ સ્થાન અને દર્શન, સ્પર્શ તથા કીર્તનથી પણ પવિત્ર કરનાર થવું એ હુ જળ પાસેથી શીખ્યોછું.[૪૪]

૫ અગ્નિ જેમ તેજસ્વી,પ્રતાપથી દીપ્ત, ક્ષોભ કરવાને અશક્ય અને પેટવિના બીજા પાત્રોને નહીં રાખનાર હોવાથી સર્વભક્ષી છતાં પણ દોષથી રહિત રહેછે, તેમ યોગી પણ જ્ઞાનના અતિશયથી તેજસ્વી, તપથી દીપ્ત, મુઝાવવાને અશક્ય અને પેટવિના બીજા પાત્રોને નહી રાખનાર હોય તો સર્વ વસ્તુ ખાતાં છતાં પણ દોષથી રહિત રહેછે[૪૫] વળી અગ્નિ જેમ કોઇ ઠેકાણે છાનો, કોઇ ઠેકાણે સ્પષ્ટ અને કલ્યાણની ઈચ્છાવાળાઓએ ઉપાસના કરવા યોગ્ય છે,તથા હવિ આપનારાઓનાં ભૂત ભવિષ્ય પાપોને બાળી નાંખતાં પરેચ્છાથી સર્વ સ્થળમાં ખાઇ લેછે,તેમ યોગીએ પણ કોઇ ઠેકાણે છાનુ, કોઈ ઠેકાણે સ્પષ્ટ અને કલ્યાણની ઇચ્છાવાળાઓએ ઉપાસના કરવા યોગ્ય રહેવુ તથા અન્ન આપનારાઓનાં ભૂત ભવિષ્ય પાપોને બાળી નાંખતાં પરેચ્છાથી સર્વ સ્થળમાં ખાઇ લેવુ[૪૬] વળી અગ્નિ જેમ કાષ્ઠોમાં રહેવાથી તે તે કાષ્ઠ સરખાં (લાંબાં ટુકાં આદિ )રૂપોવાળો જણાય છે, પણ વાસ્તવિક રીતે તેવાં રૂપોવાળો નથી, તેમ આત્મા પણ પોતાની અવિદ્યાએ સજેલા આ ઊંચનીચ દેહોમાં રહેવાથી ઊંચનીચપણાવાળો જણાયછે, પણ વાસ્તવિક રીતે ઊંચ કે નીચ નથી, એમ યોગીએ વિચારવુ

૬ જેમ વધવુ, ઘટવું, ઉત્પત્તિ અને નાશ ઇત્યાદિક સઘળું ચંદ્રમાની પ્રકાશરૂપ કળાઓ-

નેજ થાયછે પણ ચંદ્રમાને* તેમાંનું કશું થતું નથી, તેમ જન્મથી મરણસુધીના છ વિકારો પણ ગુપ્ત રીતે ચાલ્યા જતા કાળને લીધે દેહનેજ થાય છે પણ આત્માને થતા નથી. એ હું ચંદ્રમાપાસેથી શીખેલોછું.[48]

વળી અગ્નિની× જ્વાળાઓ જેમ ક્ષણે ક્ષણે નાશ પામેછે અને ક્ષણે ક્ષણે નવી ઉત્પન્ન થાયછે, પણ તે આપણા જાણવામાં આવતું નથી, તેમ પ્રવાહની પેઠે અવિચ્છિન્ન વેગવાળા કાળથી આત્માનાં શરીરો ક્ષણે ક્ષણે નાશ પામેછે અને ક્ષણે ક્ષણે નવાં ઉત્પન્ન થાયછે પણ તે આપણા જાણવામાં આવતું નથી, માટે દેહોને ક્ષણભંગુર સમજીને યોગીએ વૈરાગ્ય રાખવું, એ હું અગ્નિ પાસેથી શીખેલોછું.[49]

૭ સૂર્ય જેમ આઠ મહિનામાં પોતાનાં કિરણોથી જળને લઈ લેછે અને વર્ષાઋતુ આવે ત્યારે પાછું કિરણોથી મૂકેછે પણ તેમાં લીધા મૂક્યાનો અભિનિવેશ કરતો નથી, તેમ યોગીએ ઇંદ્રિયોથી અપેક્ષિત પદાર્થોનું ગ્રહણ કરવું અને કોઇ માગવા આવે ત્યારે તે પદાર્થોને આપી દેવા, પણ તેમાં 'આ મળ્યું કે આ દીધું' એવો અભિનિવેશ કરવો નહીં.[50] વળી સૂર્ય જેમ આકાશમાં પોતાના સ્વરૂપમાં રહેછે ત્યાં ભિન્ન ભિન્ન નથી પણ પાણીના કુંડાઆદિ ઉપાધિઓમાં પ્રતિબિંબરૂપે રહેછે ત્યારે ભિન્ન ભિન્ન દેખાય છે, તેમ આત્મા પોતાના સ્વરૂપમાં ભિન્ન ભિન્ન નથી પણ દેહાદિક ઉપાધિઓમાં રહેછે ત્યારે સ્થુળ બુદ્ધિવાળાઓને ભિન્ન ભિન્ન દેખાયછે, એમ યોગીએ વિચાર કરવો. એ હું સૂર્ય પાસેથી શીખેલોછું.[51]

૮ હું હોલા પાસેથી આ પ્રમાણે શીખ્યોછું. કોઇ પુરૂષે કોઈ પણ સ્થળમાં અતિ પ્રીતિ કે રમાડવા આદિ અત્યંત આસક્તિ કરવી નહીં, અને કરે તો કંગાલ બનીને હોલાની પેઠે સંતાપ પામેછે.[52] કોઈ એક હોલો વનમાં ઝાડમાં માળો કરીને તેમાં પોતાની સ્ત્રી હોલીની સાથે કેટલાંએક વર્ષ સુધી રહ્યો હતો.[53] સ્નેહથી બંધાએલા હૃદયવાળા એ ઘરબારી જોડાએ પરસ્પર દૃષ્ટિની સાથે દૃષ્ટિ, અંગની સાથે અંગ અને બુદ્ધિની સાથે બુદ્ધિ બાંધી દીધાં હતાં.[54] સૂવું, બેસવું, ફરવું, ઉભવું, વાતો કરવી, રમત કરવી અને ખાવું ઇત્યાદિકમા નિશ્શંકપણાથી ભેળાં રહીને વનની પંક્તિઓમાં ફરતાં હતાં.[55] હે યદુરાજા*! રાજી કરતી અને બહુજ પ્રેમનું પાત્ર થયેલી હોલી જે જે વસ્તુને ઇચ્છતી હતી તે તે વસ્તુને પેલો અજિતેંદ્રિય હોલો દુઃખ ભોગવીને પણ લાવી આપતો હતો.[56] એ પતિવ્રતા હોલીને અધરણીનો ગર્ભ રહેતાં તેણે સમયસર પોતાના માળામાં પોતાના પતિની પાસે ઇંડાં જણ્યાં.[57] એ જળથી ભરેલાં ઇંડાંઓમાં ભગવાનની માયાની અચિંત્ય શક્તિઓને લીધે કુણાં કુણાં અંગ અને રૂવાડાંવાળાં બચ્ચાં થયાં.[58] રાજી થયેલાં અને પુત્રપર પ્રેમ રાખનાર તે સ્ત્રીપુરૂષ પોતાનાં બચ્ચાંઓનું પોષણ કરતાં હતાં, તેઓનું બોલવું સાંભળતાં હતાં, અને પ્રિય લાગે એવા બોલવાથી સુખ પામતાં હતાં.[59] એ આનંદમાં રહેતાં બચ્ચાંઓનાં કુણાં પીંખડાં, બોલવાં, અણસમજની ચેષ્ટા અને સામાં આવવાંથી માબાપ રાજી થતાં હતાં[60] હૃદયમાં

---

* ચંદ્રમા જળમય મંડળ છે અને સૂર્ય તેજોમય મંડળ છે. એ બન્ને એક નક્ષત્રમા હોય ત્યારે ચક્ષુને એક દેશમા રહેલા સૂર્યમંડળથી વ્યવધાન આવવાને લીધે ચંદ્રમા દેખાતો નથી એ અમાવાસ્યા કહેવાયછે પછી સાઠ ઘડીએ ચંદ્રમા બીજા નક્ષત્રમા જાયછે. અને સૂર્ય તો તેર અહોરાત્રે બીજા નક્ષત્રમા જાયછે માટે પ્રતિપદાથી માંડીને વિષમ રીતે રહેલા સૂર્યમંડળનો પ્રતિદિવસ પંદરમો પંદરમો ભાગ જળમય મંડળમા પ્રતિબિંબિત થયેલો દેખાય છે તે કળા કહેવાયછે આમ થતાં પંદરમે દિવસે તેર નક્ષત્રનું અંતર પડે એટલે સત્યાવીશ નક્ષત્રરૂપ રાશિચક્રના મધ્યમા ચંદ્રમા અને સૂર્ય બન્ને સામસામા થઈ જાયછે ત્યારે પૃથ્વીની છાયાથી લાંછિત થયેલું સંપૂર્ણ પ્રતિબિંબ દેખાય છે તે પુનમ કહેવાયછે પુનમને દિવસે અમાવાસ્યાના પ્રતિબિંબની સાથે સોળ કળાવાળો ચંદ્રમા કહેવાય છે પાછા પ્રતિપદાથી માંડી એ બે મંડળો વિષમ થવા લાગતા પ્રતિદિવસે એક એક કળા ઘટતી જાયછે. એવી જ્યોતિઃશાસ્ત્રની પ્રક્રિયા છે.

× ફરીથી અગ્નિનું દૃષ્ટાંત દઇ વૈરાગ્યનું નિરૂપણ કરેછે.

* 'હે યદુરાજા' એવું સંબોધન આપીને, તમે પણ ભોવાજ છો એમ સૂચવ્યું છે.

પરસ્પર સ્નેહથી બંધાએલાં, ભગવાનની માયાથી મોહ પામેલાં અને રાંકબુદ્ધિવાળાં એ પક્ષીઓ પોતાનાં નાનાં બચ્ચાંઓનું પોષણ કરતાં હતાં[61] એક દિવસે એ બે કુટુંબી પક્ષીઓ બચ્ચાંઓને વાસ્તે અન્ન લેવા ગયાં હતાં. તે અન્નની લાલચથી તે વનમાં ઘણીવાર સુધી ફર્યાં[62] પછવાડેથી કોઇ વનમાં ફરનાર પારાધીએ યદૃચ્છાથી તે બચ્ચાંઓને માળાની પાસે ઉડતાં જોઈ જાળ નાંખીને પકડી લીધાં.[63] બચ્ચાંના પોષણમાં નિરંતર ઉત્સાહ ધરાવનારાં હોલી અને હોલો વનમાં ગયાં હતાં, તે ખાવાનું લઇને પોતાના માળાની પાસે આવ્યાં.[64] પોતાનાં બાળક બચ્ચાંઓને જાળથી વિંટાએલાં અને ચીસો નાખતાં જોઈ બહુજ દુઃખ પામેલી હોલી ચીસો નાંખતી નાંખતી તેઓની પાસે જવા દોડી.[65] વારવાર સ્નેહથી બંધાએલી અને ભગવાનની માયાથી રાંક ચિત્તવાળી તે હોલી બચ્ચાંઓને બંધાએલાં જોતાં છતાં પણ સ્મૃતિ ભૂલી જઈને પોતે પણ જાળમાં બંધાઈ ગઇ[66] પ્રાણ કરતાં પણ વધારે પ્યારાં બચ્ચાંઓને અને પોતાને જેવી જોઇએ તેવી સ્ત્રીને બંધાએલ જોઈ બહુજ દુઃખ પામેલો રાંક હોલો વિલાપ કરવા લાગ્યો કે–" અહો ! હું કે જે થોડા પુણ્યવાળો દુર્મતિ છું, તેનો આ ઘાણ નીકળી ગયો તે જુવો હું હજી તૃપ્તિ પામ્યો ન હતો અને મનોરથ પૂરા થયા ન હતા, ત્યાંજ ધર્મ, અર્થ અને કામને આપનાર ઘર ભાંગી ગયું.[67–68] જોઈએ તેવી અનુકુળ રહેનારી અને પતિવ્રતા આ સ્ત્રી ઉજડ ઘરમાં મને રઝળાવીને પોતાના સારા પુત્રોની સાથે સ્વર્ગમાં જાય છે.[69] રાંક, રાંડેલો, દુઃખરૂપી જીવતરવાળો, જેનાં છોકરાં મરી ગયાં એવો અને એકલો હું હવે આ ઉજડ ઘરમાં શા માટે જીવવાની ઈચ્છા કરૂં ?"[70] આ પ્રમાણે વિલાપ કરતો એ મૂર્ખ અને કંગાલ હોલો એવી રીતે એ લોકોને જાળથી વીંટાએલાં, મૃત્યુના ગ્રાસરૂપ થયેલાં અને તરફડતાં જોતાં, પણ પોતે જાળમાં પડયો.[71] એ ઘરબારી હોલો, બચ્ચાં અને હોલી મળવાથી જેનું કામ થઇ ગયું એવો ક્રૂર પારાધી પોતાને ઘેર ગયો.[72] જે કુટુંબી માણસ અશાંત ચિત્તવાળો, સુખદુઃખાદિક જોટાના પદાર્થોમાં લાગી રહેલો, કૃપણ અને કુટુંબનું પોષણ કર્યા કરતો હોય તે માણસ આ પ્રમાણે હોલાની પેઠે પોતાના પરિવારસહિત દુઃખી થાયછે.[73] ઘરની આસક્તિ પશુપક્ષીઓને પણ અનર્થ આપેછે, ત્યારે મનુષ્યને આપે એમાં તો શું જ કહેવું ? માટે મુક્તિના ખુલ્લા દ્વારરૂપ મનુષ્યાવતાર પામીને જે ધણી હોલાની પેઠે ઘરમાં આસક્ત થઈ રહે તે ધણી ચઢીને પડયો એમ વિદ્વાનો સમજે છે[74]

यः प्राप्य मानुषं लोकं मुक्तिद्वारमपावृतम् ॥
गृहेषु खगवत्सक्तस्तमारूढच्युतं विदुः ॥७४॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશ સ્કંધનો સાતમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૮ મો.*

### દત્તાત્રેયના બીજા નવ ગુરૂનું વર્ણન.

ब्राह्मणउवाच.

सुखमैंद्रियकं राजन् स्वर्गे नरक एव च ॥
देहिनां यद्यथा दुःखं तस्मान्नेच्छेतत द्बुधः ॥१॥

૯ ગુરૂદત્તાત્રેય કહેછે–હે રાજા ! જેમ અજગર ઉદ્યમરહિત રહીને સારૂં, નરસું, ગ્રાસું અથવા થોડું જે કાંઇ યદૃચ્છાથી આવી મળે તેને ખાયછે, તેમ યોગીએ પણ ઉદ્યમરહિત રહીને સારૂ, નરસું, ગ્રાસું અથવા થોડું જે કાંઇ ખાવાનું મળે તે ખાઇને રહેવું જેમ ઉદ્યમ કર્યાવગર પણ પ્રારબ્ધના અનુસારથી પોતાની મેળે દુઃખ પ્રાપ્ત થાયછે, તેમ સ્વર્ગ અને નરકમાં જ્યાં હોઈએ ત્યાં ઇંદ્રિયોસંબંધી સુખ પણ પોતાની મેળેજ પ્રાપ્ત થાયછે, માટે સુખને સારૂ ઉદ્યમો કરવામાં સમજુપુરૂષે વૃથા આયુષ્યનો વ્યય નહીં કરવો જોઇએ.[1–2] ખાવાનું ન મળે ત્યારે પણ ઉદ્યમ નહીં કરતાં પ્રારબ્ધ ઉપરજ આસ્થા રાખીને અજગરની પેઠે નિરાહારપણાથી ઘણા

---

*આ આઠમા અધ્યાયમા અજગરાદિક નવ ગુરૂ પાસેથી દત્તાત્રેયે જે શીખામણ લીધી છે તે કહેવામાં આવશે.

દિવસ સુધી સૂઈ રહેવું.[૩] ઇંદ્રિયોનુ, મનનુ તથા શરીરનું બળ હોય તો પણ દેહને ઉદ્યમ રહિત રાખીનેજ સૂઈ રહેવુ અને આત્મપ્રાપ્તિ-રૂપ સ્વાર્થમાં લક્ષ્ય રાખવુ. ઇંદ્રિયો પરિપૂર્ણ હોય તો પણ તેઓનો કાંઈ વ્યપાર કરવો નહી.[૪]

૧૦નિશ્ચળજળવાળોસમુદ્રજેમ બહાર પ્રસન્ન, અંદર ગંભીર, જેનો તલસ્પર્શ કે અતિક્રમ થઇ શકે નહી એવો, અંત તથા પારથી રહિત અને ગભડાવી શકાય નહીં એવો છે, તેમ યોગીએ પણ બહાર પ્રસન્ન, અંદર ગંભીર, તલસ્પર્શ કે અતિક્રમ કરવાને અશક્ય, સ્વરૂપના આવિર્ભાવને લીધે કાળથી તથા અંતથી અને દેશથી થતા પારથી રહિત અને રાગદ્વેષાદિક છોડી દઈને નિર્વિકાર રહેવુ જોઈએ[૫] વળી સમુદ્ર જેમ વર્ષાઋતુમાં અનેક નદીઓ મળતાં પણ વધી જતો નથી અને ગ્રીષ્મઋતુમાં તેટલી નદીઓ નહી મળતાં પણ સૂકાઇ જતો નથી, તેમ યોગીએ પણ નારાયણને પરાયણ રહીને વૈભવાદિક મળતાં રાજી થવુ નહી અને નહી મળતાં કચવાવુ નહીં.[૬]

૧૧ પતંગીઓ જેમ અગ્નિનુ રૂપ જોઇ લલચાઈને તેમાં પડેછે, તેમ અજીતેંદ્રિય પુરૂષ પ્રભુની માયારૂપ સ્રીનુ રૂપ જોઇ તેના વિલાસોમાં લલચાઇને મહા મોહમાં પડેછે[૭] સ્રી, સુવર્ણ, આભરણ અને વસ્ત્ર આદિ પદાર્થો કે જેઓ માયાએ રચેલાછે તેઓમાં ઉપભોગ બુદ્ધિથી લલચાઇને તેથી આંધળો થયેલો મૂઢપુરૂષ પતંગીઆની પેઠેનાશ પામેછે, માટે યોગીએ એવસ્તુઓની લાલચ રાખવી નહી એ હુ પતંગીઆ પાસેથી શીખેલોછુ[૮]

૧૨ ભ્રમર * જેમ ઘણી સુગંધના લોભથી એકજ કમળમાં વસેછે તો સૂર્યાસ્તના સમયમાં તે કમળ બીડાઇ જવાથી તેમાં બધાઇ રહેછે, તેમ યોગી પણ સારા પદાર્થો મળવાના લોભથી એકજ ઘરનો આશ્રય કરી રહે તો તેમાં બધાઇ જાયછે માટે ગૃહસ્થોને નહી સતાવતાં યોગીએ જેટલાથી દેહ રહે તેટલુજ થોડું થોડુ ખાવું જોઇએ, પણ ભ્રમરની પેઠે અંતલોભમાં નહી પડવુ જોઇએ.[૯]વળી ભ્રમર જેમ નાનાં મોટાં સઘળાં પુષ્પોમાંથી સાર લેછે તેમ વિદ્વાન્ યોગીએ પણ નાનાં મોટાં શાસ્રોમાંથી સાર લેવો જોઇએ.[૧૦]

મધમાખી જેમ મધનો સંગ્રહ કરેછે તો તેને મરવુ પડેછે, તેમ યોગી પણ જો સાંજને માટે કે આવતા દિવસને માટે અન્નાદિકનો સંગ્રહ કરે તો તેને મરવુજ પડે, માટે યોગીએ જેટલું હાથમાં સમાય તેટલુ લેવુ અને અન્ન ભરવાના ઠામ રૂપે પોતાનુ પેટજ રાખવું પણ બીજું કાંઇ ઠામ રાખવુ નહી[૧૧]સાંજને માટે કે આવતા દિવસને માટે અન્નાદિકનો સંગ્રહ કરવો નહીં, અને મધમાખીની પેઠે કરે તો અન્નાદિકની સાથે પોતાનો પણ વિનાશ થાયછે.[૧૨]

૧૩ હાથી જેમ પકડનારાઓએ સામી ઉભી રાખેલી હાથણીની લાલચથી, ખડઆદિથી ઢાંકી દીધેલા ખાડામાં પડીને બંધાઇ જાયછે,તેમ પુરૂષ પણ સ્રીના અંગનો સ્પર્શ કરવાની લાલચથી બંધાઇ જાયછે. માટે યોગીએ સાચી સ્રીનો તો શુ પણ લાકડાની પૂતળીનો પણ સ્પર્શ નહીં કરવો જોઇએ અને તે હાથથી તો શું પણ પગથી પણ નહી કરવો જોઇએ[૧૩]સ્રી કે જે પોતાના મૃત્યુરૂપજ છે તેનો વિચક્ષણ યોગીએ કદી પણ સંગ નહી કરવો જોઇએ, અને કરે તો હાથણીનો સંગ કરતાં બીજા બળવાન્ હાથીઓથી હાથી જેમ માર્યો જાયછે તેમ બીજા બળવાનોના હાથથી પોતે માર્યો જાયછે[૧૪]

૧૪ પારાધી જેમ મધમાખીઓએ ઘણા કષ્ટથી સંગ્રહ કરી રાખેલા મધને ભોગવેછે, તેમ લોભીઆઓએ ઘણાં સંકટ વેઠીને સંચી રાખેલુ ધન કે જે દેવાના કે ઉપભોગના કામમાં આવતુ નથી તેને બીજો બળવાન પુરૂષ ભોગવેછે, તેની પાસેથી પણ ત્રીજો બળવાન ભોગવેછે અને તેની પાસેથી લઈલેતાં વળી ચોથો બળવાન ભોગવેછે.[૧૫]ઝાડની કોતરાડ આદિ ગુપ્ત સ્થળમાં મધ હોય તેને જેમ પારાધી જાણેછે અને હરીલે-

* મૂળનો "મધુકૃત્" એ શબ્દ જેમ મધમાખીને લાગુ પડેછે તેમ ભ્રમરને પણ લાગુ પડેછે.

છે, તેમ લોભી માણસે ગુપ્ત સ્થળમા રાખેલા ધનને પણ બીજા લોકો જાણે છે અને હરીલેછે. માટે યોગીએ વસ્તુનો સગ્રહ નહીજ કરવો જોઇએ. વળી જેમ મધમાખીઓએ ઘણા કષ્ટથી એળવેલા મધને ભોગવ્યુ ન હોય તે પેહેલાં પારાધી ભોગવેછે, તેમ ગૃહસ્થલોકો કે જેઓ ઘણાં ઘણાં સંકટ વેઠીને મેળવેલાં ધનથી ઘરસબધી સુખોને ઈચ્છેછે તેઓએ રાંધેલા અન્નને ખાધુ ન હોય તે પેહેલાંજ યોગી ખાઇ લેછે, એટલે યોગીને ઉદ્યમવિના પણ ભોગ પ્રાપ્ત થાયછે. * એ હુ પારાધી પાસેથી શીખેલોછુ.[૧૬]

૧૫ હરિણ જેમ પારાધીના ગાયનથી મોહ પામીને બધાઈ જાયછે, તેમ વનમાં ફરનાર સન્યાસી પણ ગાયન સાંભળે તો તેમાં મોહ પામીને બધાઇ જાયછે માટે સન્યાસીએ કદી પણ વિષયસબંધી ગાયન સાંભળવુ નહી [૧૭]મૃગલીના પુત્ર ઋષ્યશૃગઋષિ, વેશ્યાઓના વિષયસબધી નાચ, વાજા અને ગાયનને સેવવાથીજ તે વેશ્યાઓને રમકડાની પેઠેવશ્ય થઇ ગયા હતા [૧૮]

૧૬ માછલુ જેમ જીભના રસની લાલચથી કુંઠિ ( ગિલ ) થી વીંધાઇને મરણ પામેછે, તેમ રસમાં મોહ પામેલો દેહાભિમાની મનુષ્ય પણ બહુજ દુખ દેનારી જીભની લાલચથી મરણ પામેછે[૧૯]વિદ્વાન પુરૂષો આહારનો ત્યાગ કરી દેવાથી બીજી ઇંદ્રિયોને તુરત જીતી શકેછે, પણ તેઓથી જીભ જીતાતી નથી કારણ કે આહારનો ત્યાગ કરવાથી ઉલટી જીભની લાલચ વધેછે. [૨૦]બીજી ઇંદ્રિયોને જીતી હોય પણ જ્યાં સુધી રસના ( જીભ ) ઇંદ્રિયને જીતી ન હોય ત્યાં સુધી પુરૂષ જીતેદ્રિય કહેવાયજ નહી અને રસના જીતાય તો સઘળી ઇંદ્રિયોને જીતાએલી સમજવી એટલામાટે રસનાની આસક્તિ છોડી દઇને યોગીએ ઔષધની પેઠે અન્ન ખાવું જોઈએ.*[૨૧]

૧૭ પિંગલા નામની વેશ્યા પાસેથી હું નિરાશપણાથી રહેવુ શીખેલોછું. હે રાજા ! પૂર્વે વિદેહરાજાના નગરમાં પિંગલા નામની વેશ્યા હતી.[૨૨] એ વેશ્યા એક દિવસે પુરૂષને પોતાના રતિસ્થાનમાં લઇ જવાસારૂ ઉત્તમ શણગાર ધરીને સાયકાળે ઘરના દ્વારથી બહાર બેઠી હતી. [૨૩] માર્ગમાં ધનવાન પુરૂષોને આવતા જોઇ ધનની લાલચવાળી એ વેશ્યા તે પુરૂષોને પોતાને મૂલ્ય આપે એવા અને સુરત કરવાને યોગ્ય માનતી હતી [૨૪] આવેલા પુરૂષો ગયા પછી સકેત વૃત્તિથી જીવનારી તે વેશ્યા વળી ધારતી હતી કે " હજી પણ ઝાઝું આપે એવો બીજો કોઇ ધનવાન મારી પાસે આવશે. " આ પ્રમાણે દુષ્ટ આશાથી જેને નિદ્રા નહી આવતી હતી એવી એ વેશ્યા, બેઠી હતી ત્યાંથી ઉઠીને ઘરમાં પેસતી હતી અને ઘરમાં પેશીને પાછી બાહાર આવતી હતી એમ કરતાં કરતાં મધરાત થઇ ગઇ.[૨૫-૨૬] ધનની આશાથી જેનુ મોઢુ સૂકાતુ હતુ એવી અને રાંક ચિત્તવાળી તે વેશ્યાને ચિતા કરતાં કરતાં "હવે આ ધધાથી બસ છે" એવી અત્યત અલબુદ્ધિ થઇ.[૨૭] જેના ચિત્તમાં નિર્વેદ ઉત્પન્ન થયો એવી એ વેશ્યાએ તે સમયમાં જે ગાયુ તે તમારી પાસે અક્ષરે અક્ષર કહુંછુ, સાંભળો નિર્વેદ ( હવે બસ છે એવી બુદ્ધિ ) તરવારની પેઠે પુરૂષના આશારૂપી પાશોને કાપનાર છે જ્યાં સુધી નિર્વેદ ઉત્પન્ન ન થાય ત્યાં સુધી દેહનુ બધન છોડી દેવાની ઇચ્છા થાય નહી.[૨૮]

પિંગલા ગાયછે—અહો ! વિવેક નહીં હોવાને લીધે હુ કે જેણે મનને જીત્યુ નથી તેના મોહનો વિસ્તાર જુઓ કે જેથી હુ તુચ્છ પુરૂષ પાસેથી કામનાની ઇચ્છા રાખુછું ! ![૨૯] આ અપરોક્ષ અતર્યામી ઈશ્વર કે જે નિરતર પાસે રહેનાર, ધન આપનાર અને આનંદ આપનારછે,

* 'સન્યાસી અને બ્રહ્મચારી એ બે રાંધેલા અન્નના ધણી છે, માટે તેઓને અન્ન દીધવિના ગૃહસ્થ જમે તો તેણે ચાદ્રાયણ કરવુ જોઇએ ' એવાં ધર્મશાસ્ત્રના વચનનેલીધે સન્યાસી અને બ્રહ્મચારીને અન્ન દીધાવિના ગૃહસ્થને ખાવુંજ નહીં.

* પ્રાણવાયુનો ગુરૂ કહ્યોછે તે પ્રસગમાં આ વાત કહેવાઇ ગઈ છે તો પણ રસનાને અત્યંત દુર્જય જણાવવાસારૂ આ સ્થળમાં ફરીવાર કહીછે.

તેને છોડી દઇને હુ, કામનાને નહી આપનાર પણ દુઃખ, ભયાદિક, શોક તથા મોહને આપનાર તુચ્છ પુરૂષને મૂર્ખપણાથી સેવુ છું.[30] અહોહું કે જે સ્ત્રીઓમાં લપટ, લોભી અને શોક કરવા યોગ્ય પુરૂષ પાસેથી મારા શરીરને વેચીને ધન અને રતિની ઇચ્છા કરૂંછું તેણે સંકેતવૃત્તિરૂપ અતિ નીચ ધંધાથી મારા અંતઃકરણને વૃથા પરિતાપ આપ્યો છે!!![31] પુરૂષના શરીરરૂપી ઘર કે જેમાં વળા, વળી અને આડસર હાડકાંઓનાંજ બનેલાં છે, નવ ખાળ વહ્યા કરેછે, તથા જે વિષ્ટા અને મૂત્રથી પૂર્ણ છે, અને ઉપર ચામડી, રૂવાડાં અને નખોથી મઢાએલછે, તેને હુ વિના બીજી કઇ સ્ત્રી કાંત સમજીને સેવે![32] આ મહાજ્ઞાની વિદેહ રાજાના પુરમાં હુ એકજ મૂઢ બુદ્ધિવાળી અને દુષ્ટ છુ, કેમકે સ્વરૂપને આપનારા આ અવિનાશી અંતર્યામીને છોડી દઇને બીજા ભોગની ઇચ્છા કરૂંછું.[33] આ ઇશ્વરજ પ્રાણીઓના મિત્ર અને પરમ પ્રિય આત્મારૂપ છે માટે મારૂ મન આપવાને બદલે તેમને વેચાતા લઇને હુ હવે તેમની સાથેજ લક્ષ્મીજીની પેઠે રમણકરીશ[34] વિષયો, વિષયોને આપનારા પુરૂષો અને દેવતાઓ પણ કે જેઓ આદિ અંતવાળા અને કાળના કોળીઆરૂપ છે તેઓએ હુ કે જે ભાર્યાછુ તેનુ શુ ભલુ કર્યુ છે? કાંઇ પણ કર્યું નથી. માટે આ લોક અને પરલોકમાં ઇશ્વરવિના બીજો કોઇ સેવવાને યોગ્ય છેજ નહી[35] કોઇ પ્રાચીન શુભ કર્મના યોગથી વિષ્ણુ ભગવાન મને પ્રસન્ન થયેલા જણાયછે કે જેથી મને આ નીચ આશામાંથી સુખ આપનાર વૈરાગ્ય ઉત્પન્ન થયો[36] મારૂ ભાગ્ય જો મંદ હોત તો મને આ પ્રમાણે વૈરાગ્ય આપનારા કલેશ થાતજ નહી, કે જે વૈરાગ્યથી પુરૂષ ઘર આદિ બંધનને છોડીનેશાંતિ પામે છે.[37] માટે પ્રભુએ આ વૈરાગ્ય આપવા રૂપી મારો જે ઉપકાર કર્યોછે તેને માથે ચઢાવી અને પામર લોકોને લાગુ પડતી દુષ્ટ આશાઓને છોડી દઈને હું તે ઇશ્વરનુંજ શરણ લઉ છું.[38] સંતોષ અને આ વિષયઉપર શ્રદ્ધા રાખતાં જે કાંઈ મળ્યુ છે તેટલાથી જીવીને હવે હું આ પ્રિય આત્માની સાથેજ વિહાર કરીશ.[39] જીવ કે જે સંસારરૂપી કુવામાં પડેલો, વિષયોએ આંધળો કરેલો અને કાળરૂપી સર્પથી ગ્રસ્ત થયેલોછે તેને ભગવાન વિના બીજો કોણ બચાવી શકે?[40] હું કાંઇ રક્ષણ મળવાની આશાથી ભગવાનને ભજીશ એમ નથી, કારણ કે જ્યારે આ જગતને કાળરૂપી સર્પથી ગ્રસ્ત થયેલું જુએ અને તેથી સાવચેત થઇને આ લોક તથા પરલોકના ભોગથી વૈરાગ્ય પામે ત્યારે પોતેજ પોતાનુ રક્ષણ કરવામાં સમર્થ થાયછે માટેહુ તે કેવળ પ્રેમથીજ ભગવાનને ભજીશ[41]

ગુરૂદત્તાત્રેય કહેછે—એ પિંગલા વેશ્યા આ પ્રમાણે નિશ્ચય કરી કાંતની તૃષ્ણાથી ઉત્પન્ન થયેલી દુષ્ટ આશાને કાપી નાંખતાં શાંતિ ધરીને શય્યામાં સૂતી. આમાંથી મે ફલિતાર્થ એવો લીધોછે કે આશા રાખવી એજ મોટુ દુઃખ છે અને આશાથી રહિત રહેવું એ મોટુ સુખ છે, કેમકે પિંગલાએ પતિની આશા છોડી દીધી ત્યારેજ તેને સુખથી નિદ્રા આવી.[43]

आशाहि परमं दुःखं नैराश्यं परमं सुखम् ।
यथा संछिद्य कान्ताशां सुखं सुष्वाप पिंगला॥४३॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો આઠમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૯ મો.*

## ટીંટોડા વગેરે બીજા ગુરૂઓનું વર્ણન.

॥ ब्राह्मण उवाच ॥

परिग्रहो हि दुःखाय यद्यत्प्रियतमं नृणाम् ।
अनंत सुखमाप्नोति तद्विद्वान् यस्त्वकिंचन ॥१॥

૧૮ ગુરૂદત્તાત્રેય કહેછે—એક ટીટોડો પોતાની ચાંચમાં માંસ લઈને જતો હતો, તેને બીજા બળવાન પક્ષીઓ કે જેઓની પાસે માંસ નહતું તેઓ મારવા લાગ્યા, ત્યારે એ ટીટોડો માંસ મૂકી દઇને સુખ પામ્યો હતો એ ઉપરથી મે

* આ નવમા અધ્યાયમા ટીટોડા આદિના પાસેથી તથા દેહપાસેથી જે શિખામણ લીધી છે તે સાભળીને યદુરાજ કૃતાર્થ થયા, એમ શ્રીકૃષ્ણ ઉદ્ધવજીને કહેછે.

શીખામણ લીધીછે કે જે જે બહુ પ્યારી વસ્તુ હોય તેનો પરિગ્રહ કરવો એજ દુ:ખદાયી છે, એમ જાણીને જે પુરૂષ પરિગ્રહનો ત્યાગ કરે તે પુરૂષ અનંત સુખ પામેછે.[૧-૨]

૧૯ બાળકને જેમ માન કે અપમાન નથી અને ઘર તથા છોકરાંવાળાઓને જે ચિંતા થાય છે તે પણ નથી, તેમ મને પણ માન કે અપમાન નથી અને ઘર તથા છોકરાંવાળાઓને જે ચિંતા થાયછે તે પણ નથી. હુ પોતાનીસાથેજ ક્રીડા અને પોતામાંજ પ્રીતિ રાખીને બાળકની પેઠે જગતમાં ફરૂ છુ.[૩] એક અજ્ઞાન તથા ઉદ્યમ રહિત બાળક અને બીજો ગુણથીપર ઈશ્વરને પામેલો પુરૂષ, એ બેજ ચિંતાથી મુક્ત અને પરમ આનંદમાં ડુબેલા રહેછે.[૪]

૨૦ કુંવારી કન્યા પાસેથી હું આ પ્રમાણે શીખેલો છું. કોઈ ગામમાં એક ગૃહસ્થને કુંવારી દીકરી હતી, તેને ઘરમાં રાખીને ગૃહસ્થ તથા બીજા ઘરનાં માણસો પણ કાંઇ કામના પ્રસંગથી બહાર ગયાં હતાં, તે સમયમાં તેનુ સગપણ કરવા માટે વરના પક્ષના લોકો કે જેઓની સાથે પેલા ગૃહસ્થે પત્રદ્વારા વાતચીત કરી મૂકેલી તેઓ પરગામથી આવતાં તે કુંવારી કન્યા તેઓની પોતેજ સરભરા કરવા લાગી.[૫] હે રાજા! તેઓને જમાડવાને માટે તે કન્યા એકાંતમાં શાળ ખાંડવા લાગતાં તેના હાથમાં પેહેરેલી ચુડીઓ બહુજ ખડખડવા લાગી.[૬] કન્યાએ જાણ્યુ કે "આ હુ પોતે શાળ ખાંડવા બેઠીછુ તે સારૂં નથી, અને આથી આ લોકો મારાં માવતરને દરિદ્રી જાણશે"તેથી તે બુદ્ધિવાળીકન્યાએ લજાઇને બન્ને હાથમાંથી ચુડીઓ કાઢી નાંખતાં માત્ર પ્રત્યેક હાથમાં બબ્બે ચુડીઓ જરાખી[૭] આ પ્રમાણે કરી ખાંડવા માંડતાં બબ્બે ચુડીઓ પણ ખડખડવા લાગી, તેથી પેલી કન્યાએ તેઓમાંથી પણ એકેક ચુડી કાઢી નાખી પછી એકેક ચુડી રહી તેઓમાંથી શબ્દ થયો નહીં.[૮] હે યદુરાજા! હુ કે જે લોકોનું તત્વ જાણવા સારૂ આ જગતમાં ફરૂ છુ, તેણે એ કન્યા પાસેથી ઉપદેશ લીધોછે કે, ઘણા જણ સાથે રહેવાથી કજીઓ થાયછે અને બે જણ સાથે રહે તો પણ વાત થયા વિના રહેતી નથી. માટે યોગીએ કુંવારીના કંકણની પેઠે એકલાંજ રહેવુ.[૯-૧૦]

૨૧ બાણ ઘડનારા પાસેથી હું આ પ્રમાણે શીખ્યોછુ. એક બાણ ઘડનારો માણસ બાણ ઘડતો હતો ત્યાં એ બાણનેસરખું કરવામાં તેનુ ચિત્ત એવુ લાગી ગયુ હતુ કે તેસમયમાં તેની પાસે થઇને ગાજતે વાજતે રાજા નીકળ્યો તેને તે બાણ ઘડનારે દીઠો નહી, તેમ જેનુ ચિત્ત બ્રહ્માકાર થયુ હોય એવો યોગી કોઇ બાહારના પદાર્થને કે મનનાં સુખદુઃખાદિકને પણ જાણે નહી. આસન જીતવાથી શ્વાસ જીતાયછે અને શ્વાસ જીતવાથી મન નિશ્ચળ થાયછે. ક્ષણ માત્ર નિશ્ચળ થયા પછી પણ વિષયોની વાસનાથી મનમાં વિક્ષેપ ઉઠવાની અથવા સુષુપ્તિમાં જેમ સર્વથા મન લીન થઇ જાયછે તેમ લીન થઈ જવાની બીક રહેછે, માટે દૃઢ વૈરાગ્યથી મનમાં વિક્ષેપ ઉઠવા દેવો નહી અને આળસ મૂકી દઈ અભ્યાસના યોગથી તે મનને પરમાનંદરૂપ ભગવાનમાં સ્થિર રાખ્યા કરવુ. આ રીતે મનને એક પરમાનંદરૂપ ભગવાનમાં જોડી દેવું કે જેમાં સ્થિતિ મળતાં મન ધીરે ધીરે પોતેજ વિષયોની વાસનાઓને છોડી દેછે, અને રજોગુણ તથા તમોગુણ કે જે વિક્ષેપ તથા લય થવાના મૂળરૂપ છે તેઓને પણવૃદ્ધિ પામેલા ઉપશમરૂપ સત્વ ગુણથી ટાળી નાખીને ગુણ તથા તેઓનાં કાર્યોથી રહિત થઇ જતાં વૃત્તિરહિત થઇને માત્ર ધ્યેય સ્વરૂપથી સ્થિતિ પામેછે. વૃત્તિઓથી રહિત થયેલુ મન બ્રહ્માકારપણાથી રહે એજ 'અસંપ્રજ્ઞાત' નામની સમાધિ કહેવાયછે. આ રીતે જેનું મન બ્રહ્માકાર થયુ હોય એવા યોગીને દ્વૈતનુ સ્ફુરણજ થતુ નથી.[૧૧-૧૪]

૨૨ સર્પ જેમ એકલો ફરેછે, પોતાનું એક રહેઠાણ રાખતો નથી, સાવચેત રહેછે, એકાંતમાં વસેછે, ગતિ ઉપરથી ઝેરી કે ઝેર વગરનો જણાતો નથી, કોઇને પોતાની સાથે રાખતો નથી અને થોડુંજ બોલેછે, તેમ મુનિએ પણ એકલાં ફરવુ, પોતાનું એક રહેઠાણ રાખવું ન-

હીં, સાવચેત રહેવું, એકાંતમાં વસવું, કોઈ રીતે બીજાઓને પોતાની રીતભાત જાણવા દેવી નહીં, કોઇને પોતાની સાથે રાખવો નહીં, અને થોડુંજ બોલવું.[14] વળી સર્પ જેમ પોતાને માટે દર કરતો નથી પણ કોઇએ કરેલા દરમાં પેશીનેજ સુખેથી વધ્યા કરેછે, તેમ યોગીએ પણ પોતાને માટે ઘર નહીં કરતાં બીજાએ કરેલા સ્થાનકમાં રહીને મોટું થવું, કેમકે ઘરનો આરંભ કરવો એ અત્યંત દુઃખદાયી છે અને દેહ અનિત્ય હોવાથી નિષ્ફળછે.[15]

૨૩ કરોળીઓ જેમ હૃદયમાંથી નીકળેલી લાળને મોઢાથી વિસ્તારી, તેની સાથે રમીને પાછો તે લાળને ગળી જાયછે, તેમાં બીજા કોઈ સાધનની અપેક્ષા રહેતી નથી, તેમ ઇશ્વર પોતામાંથીજ જગતને સજી, તેથી વિહાર કરીને પાછા તે જગતને ગળી જાયછે (પોતામાં લઈ લેછે), તેમાં બીજા કોઈ સાધનની અપેક્ષા રહેતી નથી. એ મે કરોળિયા પાસેથી જાણેલું છે. પોતાની માયાથી પૂર્વે સરજેલા આ જગતનો બીજા કોઇ સાધનની અપેક્ષા નહી કરતાં કલ્પાંત સમયમાં કાળશક્તિથી સંહાર કરીને સજાતીય* વિજાતીય તથા સ્વગત ભેદથી રહિત અને સર્વના આધષ્ઠાનરૂપ પ્રભુ નારાયણ દેવ પોતાના સ્વરૂપમાંજ રહ્યા હતા. એ સમયમાં પોતાના પ્રભાવરૂપ કાળ જગતના કારણરૂપ સત્વગુણાદિક સઘળી શક્તિઓને પ્રધાનમાં લઈ જતાં ઉપાધિ રહિત, સ્વયંપ્રકાશ અનુભવાત્મક આનંદના સમૂહરૂપ 'મોક્ષ' એવા નામથી કહેવા યોગ્ય, આદિપુરૂષ, પ્રધાન તથા પુરૂષના ઇશ્વર અને બ્રહ્માદિક તથા બીજા પણ મુક્ત જીવ જેને પામેછે એવા એક પરમાત્માજ રહેછે. એ પરમાત્મા પોતાના પ્રભાવરૂપ કેવળ કાળથીજ પોતાની ત્રિગુણાત્મક માયાને ક્ષોભ પમાડીને પ્રથમ તે માયામાંથી મહત્તત્વને ઉત્પન્ન કરે છે. હે રાગદ્વેષાદિક શત્રુઓને દમન કરનાર *યદુરાજા!, એ મહત્તત્વનેજ ત્રણ ગુણના કાર્યરૂપ અને પોતામાંથી ઉત્પન્ન થયેલા અહંકારરૂપ દ્વારથી અનેક પ્રકારના જગતને ઉત્પન્ન કરનાર કહેવાય છે. એ સમષ્ટિરૂપ મહત્તત્વ કે જેથી જીવ જન્માંતર ધર્યાં કરેછે તેમાંજ આ જગત ગુંથાઈ રહ્યું છે અને તેને લીધેજ મહત્તત્વનું 'સૂત્ર' એવું નામ કહેવાય છે.[16-21]

૨૪ હે યદુરાજા! ભમરીએ પકડીને દરમાં રોકી મૂકેલો કીડો ભયને લીધે ભમરીનુંજ ધ્યાન કરતાં જેમ પોતે ભમરીરૂપ બની જાયછે, તેમ પ્રાણી પણ સ્નેહથી, દ્વેષથી અથવા ભયથી જે જે વસ્તુમાં પોતાના મનને એકાગ્ર કરે તે તે વસ્તુરૂપ પોતે થઈ જાયછે. કીડો જ્યારે પોતાના તેના તે શરીરથીજ ભમરીરૂપ બની જાયછે, ત્યારે ભગવાનનું ધ્યાન કરનાર પુરૂષ બીજા શરીરથી ભગવદ્રૂપ થઈજાય, એમાંતો આશ્ચર્યજ શું?[22-23]

એ પ્રમાણે એ ચોવીશ ગુરૂઓ પાસેથી આ શીખામણ મેં લીધીછે. હવે મે મારા દેહ પાસેથી જે શીખામણો લીધી છે તે કહું છું; સાંભળો.[24] આ દેહ મારો પચીશમો ગુરૂ છે. કારણ કે મને વૈરાગ્ય અને વિવેક દેહે આપેલાછે. આ દેહ જન્મમરણને અને પરિણામે નિરંતર દુઃખ ભોગરૂપ ફળને ધરી રહ્યોછે, તેથી મને વૈરાગ્ય થયોછે અને તત્વોનો યથાર્થ વિચાર કરવારૂપી વિવેક પણ આ દેહથીજ મને પ્રાપ્ત થયો છે. આવી રીતે આ દેહ અત્યંત ઉપકારી છે, તો પણ તે ઉપર પ્રીતિ નહી રાખતાં 'એ કુતરાં કાગડાનુંજ ભક્ષ્ય છે' એવો નિશ્ચય રાખીને હું સર્વ સંગ છોડી દઇને ફરૂં છું.[25] ધન કે જેમાં માત્ર પ્રથમજ સુખ દેખવામાં આવેછે તેનો સંચય કરનારો પુરૂષ જે દેહને રાજી રાખવાની ઇચ્છાથી સ્ત્રી, પુત્ર, ધન, પશુ, ભૃત્ય, ઘર અને સંબંધીઓના વર્ગોને વ-

* એક વૃક્ષ બીજા વૃક્ષોથી જૂદું છે એ સજાતીય ભેદ કહેવાયછે, વૃક્ષ પોતાથી બીજી જાતના પર્વતાદિકથી જૂદું છે એ વિજાતીય ભેદ કહેવાયછે, અને એક વૃક્ષમાંજ શાખા, પત્ર અને પુષ્પ આદિ ભેદ રહેછે તે સ્વગત ભેદ કહેવાયછે. આવી રીતનો કોઇ ભેદ પરમાત્મામાં નથી.

* જીવને સંસારના કારણરૂપ મહત્તત્વ સમજાયા છતાં પણ તમારે બીવું નહીં એમ જણાવવાને માટે હે રાગદ્વેષાદિક શત્રુઓને દમન કરનાર, એ સંબોધન આપ્યુંછે.

ધારેછે અને તેઓનું પોષણ કરેછે, તે દેહ પોતાનું આયુષ્ય પૂરૂં થઈ રહેતાં નાશ પામેછે, માટે દેહમાં દુ:ખ ભોગવવા રૂપીજ ફળ રહ્યુંછે. દેહનો નાશ થતાં પણ દુઃખની સમાપ્તિ થતી નથી. કેમકે ઝાડ જેમ બીજને ઉત્પન્ન કરીને વિનાશ પામેછે, તેમ દેહ પણ બીજા દેહના બીજરૂપ કર્મને ઉત્પન્ન કરીને નાશ પામેછે.[૨૬] ઘણી શોક્યો જેમ એક ઘરધણીને સઘળી કોરથી તાણવા માંડે, તેમ આ દેહને અથવા દેહાભિમાની પુરૂષને એક કોરથી જીભ રસને માટે ખેંચેછે, બીજી કોરથી તરસ પાણીને માટે ખેંચે છે, ત્રીજી કોરથી શિશ્ન મૈથુનને માટે ખેંચે છે, ચોથી કોરથી ચામડા સ્પર્શને માટે ખેંચેછે, પાંચમી કોરથી પેટ અન્નને માટે ખેંચેછે, છઠ્ઠી કોરથી ઘ્રાણ સુગંધને માટે ખેંચેછે, સાતમી કોરથી ચપળ ચક્ષુ રૂપને માટે ખેંચેછે, અને તે ઉપરાંત વળી કર્મેન્દ્રિયો પણ પોત પોતાના વિષયોને માટે ખેંચેછે. માટે દેહને દુ:ખરૂપ જાણી મેં વૈરાગ્ય રાખ્યો છે.[૨૭] પ્રભુએ પોતાની શક્તિરૂપ માયાથી વૃક્ષ, સરીસૃપ (પેટથી ચાલનારાં સર્પાદિક), પશુ, પક્ષી, ડાંસ અને માછલાં આદિ અનેક પ્રકારનાં શરીરોને સૃજ્યાં, પણ 'તેઓમાં બ્રહ્મની બુદ્ધિ પરમાત્માને અપરોક્ષ કરવામાં સમર્થ નથી' એમ ધારીને હૃદયમાં સંતોષ નહી થતાં છેલ્લીવારે મનુષ્યદેહ કે જેની બુદ્ધિ પરમાત્માને અપરોક્ષ કરવામાં સમર્થ છે તેને સૃજીને પ્રભુ રાજી થયા હતા, માટે મનુષ્યદેહ કે જે અતિદુર્લભ છે તેને પામી ઇશ્વરમાં નિષ્ઠા રાખવી જોઈએ.[૨૮] ઘણા ઘણા જન્મને છેડે આ મનુષ્યદેહ કે જે પોતાને માથે મોત ફરવાથી અનિત્ય છતાં પણ પુરૂષાર્થ આપનારછે, તેને યદૃચ્છાથી પામીને ધીરપુરૂષે તે દેહ મરણ પામે નહી ને પેહેલાંજ તુરત કલ્યાણને માટે યત્ન કરવા જોઇએ વિષયોનું સુખ તો પશુ આદિ અવતારોમાં પણ મળેછે, માટે તેને સારૂ યત્ન કરવો નહી.[૨૯] આ પ્રમાણે ઘણા ગુરૂઓ પાસેથી લીધેલી સીખામણ ઉપરથી મનમાં વૈરાગ્ય અને જ્ઞાનરૂપી દીવો મળતાં હું સઘળી રીતે કામ કરવાને સમર્થ છતાં પણ સર્વ સંગ છોડી દઈ અહંકારરહિત થઇને આ પૃથ્વીમાં ફરૂંછું.[૩૦] જો કે જ્ઞાન આપનાર ગુરૂ એકજ કરવો જોઈએ, તો પણ તે ગુરૂ પાસેથી જ્ઞાન લીધા પછી પોતાની બુદ્ધિથી ઉપદેશને અનુકૂળ બીજાં દૃષ્ટાંત ન લઇએ તો એક ગુરૂ પાસેથી લીધેલું જ્ઞાન સ્થિર ન થાય અને સારી પેઠે વધે પણ નહીં માટે દૃષ્ટાંતરૂપે મેં ઘણા ગુરૂ કરેલાછે. આ અદ્વિતીય બ્રહ્મને કેટલાએક ઋષિઓ કહેછે કે પ્રપંચ રહિત છે, કેટલાએક ઋષિઓ કહેછે કે પ્રપંચ સહિત છે અને કેટલાએક વળી બીજા પ્રકારોથી પણ કહેછે. માટે તેઓથી થતી અસંભાવના અને વિપરીત ભાવના આદિને મટાડવાસારૂ પોતાની બુદ્ધિથી ઘણાં દૃષ્ટાંત લેવાં યોગ્ય છે.[૩૧]

ભગવાન્ કહેછે—યદુરાજાના પ્રણામ અને પ્રાર્થના ઉપરથી ગંભીર બુદ્ધિવાળા એ બ્રાહ્મણ ગુરૂદત્તાત્રેય એ પ્રમાણે કહ્યા પછી યદુરાજાની સંમતિ લઇને રાજી થઈ જેમ આવ્યા હતા તેમજ યદૃચ્છાથી ગયા.[૩૨] આપણા દાદા યદુરાજાએ ગુરૂદત્તાત્રેયનાં વચન સાંભળી સઘળા સંગ છોડી દઇને પરબ્રહ્મમાંજ ચિત્ત રાખ્યું. આપણા કુળમાં એવા મહાત્મા થઈ ગયાછે તેથી આપણા કુળને ઘણું માન છે[૩૩]

अवधूतवचः श्रुत्वा पूर्वेषां नः सपूर्वजः ॥
सर्वसंगविनिर्मुक्तः समचित्तो बभूवह ॥ ३३ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૧૦ મો.*

### સંસારનું મિથ્યાપણું.

॥ श्रीभगवानुवाच ॥

मयोदितेष्ववहितः स्वधर्मेषु मदाश्रयः ॥
वर्णाश्रमकुलाचारमकामात्मा समाचरेत् ॥ १ ॥

* આ દશમા અધ્યાયમા આત્માને દેહના સંબંધથીજ સંસારછે પણ વાસ્તવિક રીતે નથી, એ વિષયનું બીજા મતોનું ખંડન કરીને ભગવાન્ વર્ણન કરશે. ઉપરની પ્રક્રિયાથી દેહાત્મવિવેક થયા પછી તત્વજ્ઞાન થવાને માટે આદિથી માંડીને સાધનોનો ઉપદેશ કરેછે.

ભગવાન્ કહેછે—મેં પંચરાત્રાદિક શાસ્ત્રોમાં કહેલા વૈષ્ણવના ધર્મોમાં સાવધાન રહીને તે ધર્મોને વિરોધ ન આવે એવી રીતે નિષ્કામપણાથી વર્ણ, આશ્રમ અને કુળના આચાર પાળવા.[1] શુદ્ધ અંતઃકરણવાળા પુરૂષે, વિષયોમાં લાગી રહેલા લોકો વિષયોને સાચા માનીને જે જે ઉદ્યોગ કરેછે તે સઘળા ઉદ્યોગોનાં ફળ વિપરીત થાયછે તે જોયા કરવું, કારણકે એથી નિષ્કામપણુ પ્રાપ્ત થાયછે.[2] ઇંદ્રિયોથી જે જે વિષય જાણવામાં આવેછે તે સઘળા ખોટા છે, કારણકે તેઓ અનેક પ્રકારના હોયછે. 'જે જે અનેક પ્રકારનુ હોય તે તે ખોટુંજ હોયછે. જેમકે મનથી ઉત્પન્ન થતાં સ્વપ્ન અને મનોરથ અનેક પ્રકારનાં હોવાથી ખોટાં હોયછે.' આવું અનુમાન કરવાથી પણ નિષ્કામપણુ પ્રાપ્ત થાયછે.[3] મને તત્પર થયેલા પુરૂષે સકામ કર્મનો ત્યાગ કરવો અને નિત્ય તથા નૈમિત્તિક કર્મ કે જેઓ નિષ્કામ છે તેજ કરવાં. આત્મવિચારમાં સારી રીતે પ્રવૃત્તિ થયા પછી તો નિત્ય તથા નૈમિત્તિક કર્મનો પણ આદર ન કરવો.[4] મારામાં લાગેલા પુરૂષે અહિંસાદિક યમોને આદરથી સેવવા અને સ્નાનાદિક નિયમોને* તો આત્મજ્ઞાનમાં અડચણ ન આવે એવી રીતે બનતાં પ્રમાણે સેવવા.[5] યમોમાં પણ આદર મૂકીને શાંત, હું રૂપ અને મને જાણનાર ગુરૂની સેવા કરવી. ગુરૂનુ સેવન કરનારા પુરૂષે માન, મત્સર, આળસ કે સ્ત્રી પુત્રાદિકમાં મમતા રાખવાં નહી. ગુરૂમાં દૃઢ પ્રેમ રાખવો, વ્યગ્રતા રાખવી નહી, સાચા તત્વનો વિચાર કરવો, ઈર્ષ્યા રાખવી નહીં, વ્યર્થ બોલવું નહીં.[6] સ્ત્રી, સંતાન, ઘર, ક્ષેત્ર, સ્વજન અને ધન ઈત્યાદિકમાં ઉદાસીન રહેવું, અને વિચાર કરવો કે "સર્વ શરીરોમાં આત્મા એકજ છે માટે સર્વને સર્વનાં સ્ત્રી પુત્રાદિકથી જે સુખ મળે છે તે મનેજ મળેછે, તેની મારાં સ્ત્રી પુત્રાદિકમાં મારે શામાટે મમતા રાખવી ?" આવા વિચારથી સ્ત્રી પુત્રાદિકમાં ઉદાસીન રહીને ગુરૂની સેવા કરવી.[7] "સ્થુળ અને સૂક્ષ્મ દેહકે જે દૃશ્યછે તેથી તેનો દૃષ્ટા આત્મા જૂદો છે, જેમકે બાળવાનાં કાષ્ઠથી તેને બાળનારો અગ્નિ જૂદો છે. વળી સ્થૂળ અને સૂક્ષ્મ દેહ કે જે જડ છે તેથી તેનો જાણનાર સ્વયપ્રકાશ આત્મા જૂદો છે. જેમકે જેનો પ્રકાશ થાયછે એવાં કાષ્ઠથી તેને પ્રકાશ આપનારો અગ્નિ જૂદો છે" આવા વિચારથી આત્માને દેહાદિકથી જૂદો જાણવો કે જેને જાણવાથી સ્ત્રી પુત્રાદિકમાં મમતા મટીને ઉદાસીનપણું રહે.[8] લાકડામાં અંદર પેઠેલો અગ્નિ જેમ લાકડાને લીધેજ નાશ, ઉત્પત્તિ, નાનાપણું, મોટાપણુ, અને અનેકપણું પામેછે પણ પોતાથી નાશાદિક પામતો નથી, તેમ દેહની અંદર રહેલો આત્મા પણ દેહને લીધેજ અનિત્યતા આદિ દેહના ગુણોને પામેછે પણ પોતાથી અનિત્યતા આદિને પામતો નથી. વાસ્તવિક રીતે આત્મા નિત્ય, અનાદિ, મુક્ત તથા એક છે અને દેહ અનિત્ય, ઉત્પન્ન થયેલ, બદ્ધ, તથા અનેક છે માટે આત્મા દેહથી જૂદો છે.[9] "અગ્નિને તો કાષ્ઠના સંયોગથી કાષ્ઠના ધર્મ પ્રાપ્ત થાયછે, પણ આત્મા તો અસંગ હોવાથી તેને દેહથી અથવા દેહના ધર્મોથી સંબંધ શી રીતે ઘટે ? અને સંબંધ થયો હોય તો તેની નિવૃત્તિ કેમ થાય ?" એવી શંકા કરવી નહીં; કારણ કે આ સ્થુળ અને સૂક્ષ્મ દેહ કે જે ઈશ્વરને આધીન માયાના ગુણોથી રચાએલછે તેના અધ્યાસને લીધેજ જીવને સંસાર થયેલ છે માટે સ્વરૂપના જ્ઞાનથી તે સંસાર મટેછે.[10] એટલા માટે દેહાદિકમાં રહેલા કેવળ અને પર આત્માને વિચારથી સારી રીતે શોધી લઈ નેઅનુક્રમે દેહાદિકમાં સત્યતા બુદ્ધિનો ત્યાગ કરવો.[11] ગુરૂરૂપી નીચલી અરણી, શિષ્યરૂપી ઉપલી અરણી અને ઉપદેશ રૂપી વચલા મથન કરવાના કાષ્ઠમાંથી બ્રહ્મવિદ્યા રૂપ જે અગ્નિ ઉત્પન્ન થાયછે તે અગ્નિ પરમ સુખ આપનાર થાય છે.[12] નિપુણ શિષ્યે મેળવેલી અને નિપુણ ગુરૂએ આપેલી એ અત્યંત પવિત્ર બ્રહ્મવિદ્યા ગુણોના કાર્યરૂપ સંસારને અને જેઓમાંથી [illegible]

---

* બાર યમ અને બાર નિયમનાં સ્વરૂપ ઓગણીસમા અધ્યાયમાં કહેવાશે.

આ જગત જીવને સંસારના નિમિત્તરૂપ થાયછે તે ગુણોને પણ બાળીને પછી કાષ્ઠ વગરના અગ્નિની પેઠે પોતે પણ શાંત થઇ જાયછે. માટે કાર્યનું, કારણનું કે વિધાનું પણ વ્યવધાન નહીં રહેવાથી જીવ સાક્ષાત્ પરમાનંદરૂપ થઈ જાયછે.[13] "આત્મા સ્વયંપ્રકાશ, જ્ઞાનસ્વરૂપ, નિત્ય અને એકજ છે. આત્માને કર્તાપણું અને ભોક્તાપણું આદિ ધર્મો દેહરૂપ ઉપાધિને લઇનેજ પ્રાપ્ત થાયછે. આત્મા વિના બીજુ સઘળું અનિત્ય અને માયામય છે, માટે પુરૂષ સર્વથી વિરક્ત થઇને આત્મજ્ઞાનથી મુક્તિ પામેછે." એવો સિદ્ધાંત છે. પણ મીમાંસક લોકો એથી વિપરીત માનેછે. મીમાંસકો કહેછેકે–"હું છું એવી પ્રતીતિથી જાણવામાં આવતો આત્મા પ્રત્યેક શરીરમાં ભિન્ન ભિન્ન છે અને કર્મોનો કર્તા તથા સુખદુ:ખોનો ભોક્તા છે. એ આત્માના સ્વરૂપભૂત કોઈએક નિર્વિકાર પરમાત્મા નથી. ભોગના સ્થાનકરૂપ લોક, ભોગનો કાળ, ભોગના ઉપાયરૂપ કર્મોને જણાવનારો વેદ કે ભોગને ભોગવનારો આત્મા અનિત્ય હોય તો વૈરાગ્ય થવો સભવે, પણ તે સઘળાં નિત્યછે માટે વૈરાગ્ય થવો સભવતો નથી. ભોગ્ય પદાર્થો વચમાં ત્રુટી જતા હોય અથવા માયામય હોય તો પણ વૈરાગ્ય થવો સભવે, પણ જગતની અંદરના માળા અને ચદનાદિક સઘળા પદાર્થોની સ્થિતિ પ્રવાહરૂપથી નિત્ય છે અને સાચેસાચીછે માટે વૈરાગ્ય થવો સંભવતો નથી. હમણાં જે સ્થિતિમાં જગત જોવામાં આવેછે તે સ્થિતિમાં કોઇ સમયે નથી હોતુ એમ છેજ નહીં. એટલા માટે જગતનો કર્તા કોઈ ઈશ્વર પણ છેજ નહીં આત્મા પોતે નિત્ય જ્ઞાનરૂપ નથી પણ આત્મામાં અનેક પ્રકારના જ્ઞાનના ફેરફાર થાયછે જેમકે એક ક્ષણમાં ઘટનું જ્ઞાન થાયછે, બીજા ક્ષણમાં વળી પટનું જ્ઞાન થાયછે અને ત્રીજા ક્ષણમાં ત્રીજા પદાર્થનુ જ્ઞાન થાયછે ઇત્યાદિ. આ પ્રમાણે ઘટપટાદિક વસ્તુઓના ભેદને લીધે જ્ઞાન પણ નવુ નવું ઉત્પન્ન થાયછે અને તે વળી પેહેલા પેહેલા જ્ઞાનથી નોખું પડેછે, માટે આત્મા નિત્ય જ્ઞાનરૂપ નથી પણ આત્મામાં અનેક પ્રકારનાં અનિત્ય જ્ઞાનોના પરિણામ થયા કરેછે. જ્ઞાનના ફેરફારરૂપ વિકાર થવાથી કાંઈ આત્મા અનિત્ય થઇ જાયછે એમ નથી. કારણકે જ્ઞાનરૂપી વિકાર આત્માના નિત્યપણામાં કોઇ રીતે આડો આવે એમ નથી. મુક્તિમાં તો આત્મા ઇંદ્રિયાદિકથી રહિત થઈ જવાને લીધે તેમાં જ્ઞાનના પરિણામ નહીં થવાથી, ઉલટા જડ થઈ જાય માટે મુક્તિની પ્રાપ્તિ પુરૂષાર્થરૂપજ નથી તેથી પ્રવૃત્તિજ સારીછે, નિવૃત્તિ સારી નથી."[14-15]હે ઉદ્ધવ! તમે એ મીમાંસકોના મત પ્રમાણે માનોછો ? ચાલો, ઘડીભર એ પ્રમાણે માનીએ તોપણ પ્રવૃત્તિનો માર્ગ અનર્થના કારણ રૂપજ રહેછે કારણકે સઘળાં પ્રાણીઓને દેહના યોગને લીધે વર્ષ અને માસઆદિ કાળના અવયવોથી થતાં જન્મ મરણાદિક કે જે વારંવાર થયા કરેછે તે મીમાંસકોના મત પ્રમાણે મટતાં નથી.[16]મીમાંસકોના મત પ્રમાણે, કર્મના કરનાર અને સુખ દુ:ખના ભોગવનાર જીવને પરતત્રપણુ મટતુ નથી, અને એમ છતો પરતત્ર પુરૂષને કોઇ પુરૂષાર્થની પ્રાપ્તિ થતીજ નથી એમ માનવુ જોઇએ. જીવ જો સ્વતંત્ર હોય તો તેને દુષ્ટ કર્મ થવાં કે દુ ખના ભોગ પ્રાપ્ત થવા સભવે નહી.[17]જેઓ સારી રીતે કર્મ કરી જાણેછે તેઓ સુખીજ થાયછે અને જેઓ જાણતા નથી તેઓ દુ ખીજ થાયછે એવો પણ નિયમ નથી. કારણકે વિદ્વાન લોકોને પણ કોઈ સ્થળમાં અલ્પપણ સુખ જોવામાં આવતું નથી અને મૂઢ લોકોને પણ કોઇ સ્થળમાં અલ્પ પણ દુ ખ જોવામાં આવતુ નથી. માટે 'અમો કર્મ કરવામાં કુશળ હોવાથી સુખી છીએ' એવો તે લોકોનો અહકાર, માત્ર વૃથાજ છે.[18]કદાચ સ્વીકારીએ કે 'એ લોકો સુખની પ્રાપ્તિના અને દુ:ખની નિવૃત્તિના ઉપાયને જાણેછે' તોપણ એ લોકો એવો ઉપાય જાણતા નથી કે જેથી સાક્ષાત્ મોતજ ન આવે!!![19]મોત આવવાની જૂદી વાત, પણ જીવતાં સુધી તો કર્મ કરવાથી સુખ રહેશે એમ પણ નથી. કારણકે જેને માથે મોત ફરે તેને કયું ધન અથવા કયો ભોગ સુખ-

આપે ? મનુષ્યનો વધ કરવાના અપરાધીને ફાંસી દેવાના સ્થાનમાં લઇ જવાના સમયમાં તેને મનગમતું ખાનપાનાદિક આપવામાં આવેછે તોપણ પાસે આવતું મોત જેમ તેને સુખ આવવા દેતું નથી, તેમ મનુષ્યોને પણ નિરંતર માથે ફર્યા કરતું મોત કયા પ્રકારનું સુખ આવવા દેજ નહીં.[૨૦] આ પ્રમાણે આ લોકમાં જેમ સુખ નથી તેમ પરલોકમાં પણ નથી કારણકે સ્વર્ગાદિક લોકમાં પણ પરાયા સુખની અસહનતા, પરાયા ગુણોમાં દોષનો આરોપ, સુખનો નાશ અને બીજાને મળતુ સુખ પોતાને પ્રાપ્ત નહીં થવાનુ દુઃખ આ લોકની પેઠેજ રહેછે, માટે સ્વર્ગાદિક પરલોક પણ આ લોકની પેઠે દોષોથી ભરેલ છે. વળી જેમ ખેડ સફળ થવામાં પણ આડાં ઘણાં વિઘ્નોછે, તેમ યજ્ઞાદિકથી મળવાના સ્વર્ગાદિકમાં પણ કર્મમાં ભૂલચૂક થવાઆદિ ઘણાં વિઘ્નો આડાં રહેછે, માટે સ્વર્ગાદિક પણ નિસ્સારછે.[૨૧] "વિઘ્નો નડવા નહીં દેતાં કર્મ કરીએ તો સ્વર્ગાદિકનું જેવું જોઇએ તેવુ સુખ મળે" એમ સ્વીકારીએ, તોપણ તે સુખનો પરિણામે નાશ થવાનું દુઃખ કોઇ રીતે મટતુંજ નથી, તે આ રીતે કે "વિઘ્નોને આડાં નહી પડવા દેતાં જે કર્મ યથાર્થ રીતે કરવામાં આવ્યુ હોય તો તેથી પ્રાપ્ત થવાના સ્થાનમાં આ પ્રમાણે જાયછે.[૨૨]યજ્ઞ કરનાર માણસ અહી યજ્ઞોથી ઇંદ્રાદિક દેવતાઓને પૂજીને સ્વર્ગલોકમાં જાયછે, ત્યાં પોતે મેળવેલા દિવ્ય ભોગોને દેવની પેઠે ભોગવેછે. પોતાના પુણ્યને લીધે સર્વભોગથી સંપન્ન થયેલા સુંદર વિમાનમાં મનોહર વેષધરીને અપ્સરાઓની સાથે વિહાર કરતા એ પુરૂષની પાસે ગંધર્વલોકો તેના યશનુ ગાયન કરેછે.[૨૩-૨૪] ઘુઘરીઓના સમૂહથી શોભતા અને ઇચ્છા થાય ત્યાં જનારા વિમાનમાં બેસીને દેવતાઓના બગીચાઓમાં સ્ત્રીઓની સાથે વિહાર કરતો અને આનંદ પામેલો પુરૂષ પોતાની ત્યાંથી પડવાની વાતને જાણતો નથી.[૨૫] જ્યાંસુધી પુણ્યની સમાપ્તી થાય ત્યાંસુધી સ્વર્ગમાં આનંદ કરેછે, પણ પુણ્ય ક્ષીણ થાય ત્યારે કાળથી ચળાયમાન થઈને પોતાની ઇચ્છા નહીં છતાં પણ નીચે પડેછે "[૨૬] આ પ્રકાર વિધિના અનુસારથી સકામ કર્મ કરનારને માટે કહ્યો પણ વિધિનુ ઉલ્લંઘન કરીને અધર્મમાં પ્રવૃત્તિ કરનારને તો આ પ્રમાણે ગતિ થાય છે. "નીચ પુરૂષોના સંગથી અથવા અજીતેંદ્રિયપણાથી વિષયોમાં લાગેલો, કૃપણ, ભોગની તૃષ્ણાથી વ્યાકુળ અને સ્ત્રીઓમાં લંપટ થયેલો પુરૂષ જે અધર્મમાં લાગી જઇને પ્રાણીઓની હિંસા કરે, અને ધનાદિકની લાલચને લીધે અવિધિથી પશુઓને મારી પ્રેત અને ભૂતોના ગણોનું યજન કરે, તો તે પુરૂષ પરતંત્રપણાથી નરકમાં પડીને પછી સ્થાવરનો અવતાર પામેછે."[૨૭-૨૮] કર્મમાં પ્રવર્તેલા પુરૂષને સુખ મળતું નથી અને નિવૃત્તિ પણ થતી નથી, કેમકે દેહ ધરીને જેઓમાં પરિણામે દુઃખજ છે એવાં કર્મ કરેછે અને પાછો તે કર્મોને લીધે બીજો દેહ ધરેછે. આ પ્રમાણે મરણથી નહીં છુટેલા પ્રાણીને કયુ સુખ પ્રાપ્ત થાયછે ? કશું પણ થતું નથી.[૨૯] લોકો નિત્ય હોવાથી અને લોકપાળો અમર હોવાથી લોકપાળોને સુખ છે એમ પણ સમજવું નહીં, કેમકે લોકોને પણ હુ કે જે કાળરૂપ છું તેનો ભય રહેછે અને કલ્પપર્યંત જીવનારા લોકપાળોને પણ તે ભય રહેછે. જેનુ બે પરાર્દ્ધ સુધીનું મોટુ આયુષ્યછે એવા બ્રહ્માને પણ મારી બીક રહેછે. *[૩૦] આ પ્રમાણે પ્રવૃત્તિમાર્ગ અનર્થનું કારણ હોવાથી વૈરાગ્ય ધરીને તેથી નિવૃત્તિ કરવીજ યોગ્ય છે, આથી વૈરાગ્ય સંભવતો નથી" એવો મીમાંસકોનો મત જેમ ખોટો પડયો, તેમજ તેઓનો 'આત્મા કર્ત્તા છે' એ મત પણ ખોટો છે. કેમકે ઇંદ્રિયોજ કર્મ કરે છે પણ આત્મા કરતો નથી. આત્માજ ઇંદ્રિયોને પ્રવર્ત્તાવીને કર્મ કરેછે એમ સમજવું નહી. કારણ કે સત્વાદિક ગુણોજ ઇંદ્રિયોને પ્રવર્ત્તાવેછે પણ આત્મા પ્રવર્ત્તા-

* શ્રુતિમાં કહ્યુંછે કે કાળરૂપ ઇશ્વરના ભયથીજ સૂર્ય ઉગેછે, વાયુ વાયછે, અગ્નિ બાળેછે, ઇંદ્ર વૃષ્ટિ કરેછે અને મૃત્યુ સમયસર સર્વને ઝડપમાં લેછે.

વર્તો નથી. 'આત્મા ભોક્તા છે' એવો તેઓનો મત પણ ખોટો છે. કેમકે ઇંદ્રાદિક ઉપાધિમાં અહંકારને લીધેજ આત્મામાં કર્મ ફળોનું ભોક્તાપણું દેખાય છે પણ વાસ્તવિક રીતે નથી.[૩૧] 'આત્મા અનેક છે' એવો તેઓનો મત પણ ખોટોછે કારણ કે અહંકારાદિક કાર્યોરૂપ ઉપાધિનેલીધેજ આત્મામાં અનેકપણું દેખાયછે અને જ્યાં સુધી તે ઉપાધિ હોયછે ત્યાંસુધી રહે છે. એ અનેકપણું જ્યાંસુધી દેખાયછે ત્યાંસુધીજ આત્માને પરતંત્રપણું રહેછે અને પરતંત્રપણું રહેછે ત્યાંસુધીજ કાળનો ભય રહેછે. જે લોકો દેહાભિમાનથી થતા ભોગને અને કર્મને પોતામાં માનેછે તેઓ તે તે લોકોના અનિત્યપણાનેલીધે શોકથી વ્યાપ્ત થઇને દુઃખી થાયછે.[૩૨-૩૩] સ્વર્ગાદિક લોકો અનિત્ય છે એટલુંજ નહીં પણ અજ્ઞાનથી મારા સ્વરૂપમાં કલ્પિત પણાને લીધે મિથ્યા પણ છે. માયાનો ક્ષોભ થતાં મારા સ્વરૂપમાંજ કાળ, જીવ, વેદ, લોક, સ્વભાવ અને ધર્માદિક ઘણા પદાર્થોની કલ્પના થઇછે. વાસ્તવિક રીતે કોઇ પણ પદાર્થ મારાથી ભિન્ન નથી. આ પ્રમાણે છે માટે મીમાંસકોનો મત ખોટો છે અને પ્રવૃત્તિ સારી નથી પણ નિવૃત્તિજ સર્વોત્તમછે.[૩૪]

ઉદ્ધવજી પૂછેછે-હે પ્રભુ! આપે સિદ્ધાંત કર્યોકે 'આત્મા એકજ છે, તેને ગુણોના કાર્યરૂપ દેહના સંબંધનેલીધેજ સંસાર થાયછે અને પોતાનું સ્વરૂપ જાણવાથી મુક્તિ થાયછે' તેવિષે પૂછુ છુ કે-દેહાદિક અત્યંત ટળી ગયા પછી મુક્તિ થાયછે કે દેહાદિકમાં રહ્યા છતાં મુક્તિ થાયછે? પેહેલા પક્ષમાં, દેહાદિક અત્યંત ટળી જતાં જ્ઞાનનું સાધનજ ન રહે માટે મુક્તિ શી રીતે થાય? અને બીજા પક્ષમાં, દેહાદિકમાં રહ્યા છતાં તે દેહાદિકથી થતાં કર્મોમાં અને સુખાદિકમાં બંધાયા વગર શી રીતે રહે? 'આકાશની પેઠે આત્મા આવરણરહિતપણાને લીધે બંધાતો નથી' એમ આપનો મત હોય તો તેવો છતાં પ્રથમથીજ શામાટે બંધાયોછે? કે જેથી તેને મુક્તિની અપેક્ષા રહેછે.[૩૫] 'દેહાદિક રહ્યા છતાં પણ તેમાં અહંકાર કરવાથી બંધાયછે અને અહંકાર છોડી દેવાથી મુક્તિ પામેછે' એમઆપનોમતહોયતો 'અમુક પુરૂષ મુક્તછેઅને અમુક પુરૂષબદ્ધછે'એમજાણવામાંઆવવામાટેકહો કે-"બદ્ધ પુરૂષ શી રીતે વર્ત્તે? શી રીતે વિહાર કરે? કેવી રીતે ભોગ ભોગવે? શું છોડી દે? શી રીતે સૂવે? શી રીતે બેસે? શી રીતે ચાલે? તેમજ મુક્તપુરૂષ શી રીતે વર્ત્તે? શી રીતે વિહાર કરે? કેવી રીતે ભોગવે? શું છોડીદે? શી રીતે સૂવે? શી રીતે બેસે? અને શી રીતે ચાલે? તથા એ બે પુરૂષો કયાં લક્ષણોથી બીજાઓના જાણવામાં આવે?"[૩૬] હે પ્રશ્નના ઉત્તર દેનારાઓમાં ઉત્તમ શ્રીકૃષ્ણ! વળી બીજી પણ મને ભ્રાંતિ રહેછે કે-"એકજ આત્મા દેહાદિકના અનાદિ સંબંધનેલીધે અનાદિ કાળથી બદ્ધ છે એમ માનવું પડેછે, અને તેમ માનીને પછીથી તેને મુક્તિ થાયછે એમ માનીએ, તો મુક્તિ ઉત્પન્ન થયેલી હોવાને લીધે મુક્તિને અનિત્યતા આવી જાય, માટે તેજ આત્મા નિરંતર મુક્તજ છે એમ પણ માનવું પડેછે, તો એકને એક સમયમાંજ બદ્ધપણું અને મુક્તપણું એ બે સાથે રહેવાં શી રીતે ઘટે?" માટે આ પ્રશ્નનો પણ મને ઉત્તર આપો.[૩૭]

एतदच्युत मे ब्रूहि प्रश्नं प्रश्नविदां वर ॥
नित्यमुक्तो नित्यबद्ध एकएवेति मे भ्रमः॥३७॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો દશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૧ મો.*

### બદ્ધ, મુક્ત, સાધુ અને ભક્તિનાં લક્ષણ.

શ્રીભગવાનુવાચ.

बद्धो मुक्तइतिव्याख्या गुणतो मे न वस्तुतः॥
गुणस्य मायामूलत्वान्न मे मोक्षोनबंधनम् ॥१॥

ભગવાન્ કહેછે-તમારા પૂછવા પ્રમાણે બદ્ધપણાનો અને મુક્તપણાનો જે વિરોધ છે તે પ્રતીતિ માત્રથી છે, પણ વાસ્તવિક રીતે છેજ

* આ અગિયારમા અધ્યાયમાં બદ્ધ, મુક્ત, સાધુ અને ભક્તિનાં લક્ષણ વિષે ભગવાન્ કહેછે.

નહીં. કારણકે બંધ અને મોક્ષ એ બન્ને, મને આધીન રહેલા સત્વાદિ ગુણરૂપ ઉપાધિને લીધે છે પણ વાસ્તવિક નથી. વાસ્તવિક ન હોવાનું કારણ એ છે કે ઉપાધિરૂપ સત્વાદિક ગુણો પોતેજ માયાથી કલ્પિત છે. માયા (અજ્ઞાન) વિના બીજું એઓનું કાંઈ પણ મૂળ નથી. જે પદાર્થો અજ્ઞાનથી કલ્પાએલા હોય તેઓ રજ્જુસર્પની પેઠે મિથ્યાજ હોયછે, માટે બંધ અને મોક્ષ એ બે, સ્વરૂપમાં છેજ નહી એવો મારો પોતાનો સિદ્ધાંત છે. હું (ઇશ્વર) ગુણોને પરતંત્ર નહી પણ તેઓનો નિયંતા હોવાથી મને બંધ કે મોક્ષ છેજ નહીં.[1] જીવને પણ ઉપર કહ્યા પ્રમાણે વાસ્તવિક રીતે બંધ કે મોક્ષ નથી, પણ જીવ પોતે અજ્ઞાનથી ગુણરૂપ ઉપાધિને પરતંત્ર થઇ ગયેલછે તેથી તેને બંધ અને મોક્ષ માત્ર પ્રતીત થાયછે. સ્વપ્ન જેમ કેવળ બુદ્ધિનોજ વિવર્ત્ત છે, તેમ શોક, મોહ, સુખ, દુઃખ અને જન્મ મરણાદિક સંસાર પણ અજ્ઞાનનેલીધે બુદ્ધિનોજ વિવર્ત્ત છે (માત્ર બુદ્ધિથીજ કલ્પાએલ છે) પણ વાસ્તવિક નથી.[2] હે ઉદ્ધવ! પ્રાણીઓને મોક્ષ આપનારૂં જ્ઞાન અને બંધ આપનારૂં અજ્ઞાન એ બે મારી (ઇશ્વરની) અનાદિ શક્તિ છે અને તે માયાથીજ રચાએલછે, એમ સમજો. હું જ્યાં સુધી અજ્ઞાનને પ્રવર્ત્તાવુંછું, ત્યાંસુધી જીવને બંધ પ્રતીત થાયછે અને જ્યારે જ્ઞાન આપુંછું ત્યારે મોક્ષ સ્ફુરેછે એટલે બંધ અનાદિ છે અને મોક્ષ પણ નિત્યજ છે.[3] આથી કેટલાએક જીવને બંધ રહેછે અને કેટલાએકને મોક્ષ થાયછે એમ સમજવું નહીં, કારણકે જીવ અનેક નથી પણ સ્વરૂપે એકજ અને મારાથી અભિન્ન છે. આમ છતાં પણ જીવનેજ અજ્ઞાનથી અનાદિ કાળનો બંધ થયોછે અને જ્ઞાનથી મોક્ષ થાયછે, પણ મને બંધ કે મોક્ષ કાંઇ પણ નથી. "જ્યારે જીવ એકજ છે ત્યારે એકના બંધથી સર્વને બંધ, એકના મોક્ષથી સર્વને મોક્ષ, એકના સુખથી સર્વને સુખ અને એકના દુઃખથી સર્વને દુઃખ ઇત્યાદિક સુરબડ થઇ જાય અને જીવને બંધાદિક થાય ત્યારે ઇશ્વરને પણ બંધાદિક થયા વિના રહેજ નહીં" એમ સમજવું નહીં. કારણકે એક ઘટ.કાશમાં રજ કે ધુમાડાદિ ભરાય તો તેથી જેમ સઘળા ઘટાકાશ, રજ કે ધુમાડા આદિથી ભરાઈ જતાં નથી, તેમ એક જીવને સુખદુઃખાદિક થાય તો તેથી સઘળા જીવને તે સુખદુઃખાદિક થતાં નથી. સઘળાં ઘટાકાશ જેમ આકાશરૂપે એક છે અને ઘટરૂપ ઉપાધિના ભેદથી ભિન્ન ભિન્ન છે, તેમ સઘળા જીવ પણ ચૈતન્યરૂપે એક છે અને અવિદ્યારૂપ ઉપાધિના ભેદથી ભિન્ન ભિન્ન છે. માટે સુખદુઃખાદિકની કશી અવ્યવસ્થા થતી નથી.જેમ ચંદ્રમા એક છતાં પણ જળાદિક ઉપાધિને લીધે તેનો બિંબ અને પ્રતિબિંબરૂપે ભેદ થાયછે. તેમાં જળનેલીધે થયેલા કંપાદિક પ્રતિબિંબનેજ છે, અને વળી પ્રતિબિંબો પણ ઉપાધિના ભેદને લીધે પરસ્પરથી ભિન્ન હોવાથી, પાણીથી ભરેલો એક ઘડો ફૂટી જતાં તેમાં રહેલું પ્રતિબિંબજ બિંબની સાથે એક થઇ જાયછે પણ ઘડામાં રહેલાં પ્રતિબિંબ બિંબની સાથે એક થઇ જતાં નથી, તેમ હું એક છતાં પણ અવિદ્યારૂપ ઉપાધિને લીધે જીવ અને ઇશ્વરરૂપે ભેદ થયોછે, તેમાં અવિદ્યાને લીધે થતાં બંધમોક્ષ અને સુખદુઃખાદિક મારા અંશ સરખા જીવનેજ છે, અને વળી જીવો પણ અવિદ્યાના ભેદને લીધે પરસ્પરથી ભિન્ન હોવાથી એક અવિદ્યાનો નાશ થતાં એક જીવજ મારી સાથે એકતા પામેછે પણ બીજી અવિદ્યાવાળા જીવ મારી એકતા પામી જતા નથી. માટે જીવને બંધાદિક થાય ત્યારે ઇશ્વરને થતા નથી અને જીવને મોક્ષ થાય ત્યારે સઘળા જીવોને થઈ જતો નથી. તમે સૂક્ષ્મ બુદ્ધિવાળા છો માટે આ અત્યંત રહસ્ય વિષયનો પોતાની બુદ્ધિથી નિશ્ચય કરવો જોઈએ.[4] આ મેં બંધ મોક્ષાદિકની વ્યવસ્થા વિષે કહ્યું. હવે 'બદ્ધ અને મુક્ત વચ્ચે શો ભેદ છે?' એ વિષયના તમારા પ્રશ્નનો ઉત્તર આપું છું.એક જીવ ઇશ્વર વચ્ચેનો ભેદ અને બીજો જીવે જીવ વચ્ચેનો ભેદ, એમ બે પ્રકારના ભેદછે. તેમાં પેહેલો ભેદ આ પ્રમાણે છે એકજ શરીરમાં* રહેલા

* શરીર શબ્દથી સમષ્ટિ અને વ્યષ્ટિ, એ બન્ને પ્રકારનું શરીર સમજવું.

જીવ ઇશ્વરમાં જીવનો ધર્મ શોક છે અને ઈશ્વરનો ધર્મ આનંદ છે. જીવ નિયમ્યપણાથી રહેલો છે અને ઇશ્વર નિયંતા પણાથી રહેલોછે.[૫] વૃક્ષમાં માળો કરીને રહ્યા છતાં વૃક્ષથી પક્ષીઓ જેમ ભિન્ન છે, તેમ જીવ અને ઈશ્વર, શરીરરૂપી+ વૃક્ષમાં હૃદયરૂપી માળો કરીને રહ્યા છતાં શરીરથી ભિન્ન છે. એ બે ચૈતન્યરૂપે સરખા છે અને સાથેજ રહેવાથી તથા એક મતપણાથી પરસ્પરના સખા છે. એઓને શરીરરૂપી વૃક્ષમાં રહેવાનું કારણ જે માયા છે તે અવનિર્વચનીય છે એટલે આવાજ પ્રકારની છે એમ કહી શકાતુ નથી. એઓમાં જીવરૂપ પક્ષી એ શરીરરૂપી વૃક્ષની ટેટીઓને(કર્મોનાં ફળોને) ખાયછે(ભોગવેછે), અને બીજો ઇશ્વરરૂપ પક્ષી એ ટેટીઓને ખાતો નથીતોપણ પોતાના આનંદથી તૃપ્ત રહેછે. અનેજ્ઞાનાદિકશક્તિઓથીજીવકરતાંભારેપ્રબળછે.[૬] ઇશ્વર * કે જે કર્મોનાં ફળોને નહી ભોગવનાર અને સર્વજ્ઞ છે તે પોતાને જાણેછે અને જીવને પણ જાણેછે. અને કર્મનાં ફળોને ભોગવનાર જીવ કે જે અલ્પજ્ઞ છે તે પોતાને યથાર્થ રૂપે જાણતો નથી અને ઇશ્વરને પણ જાણતો નથી. એટલા માટે જીવ કે જે અવિદ્યાથી જોડાએલોછે, તે અનાદિ કાળથી બદ્ધ છે અને ઇશ્વર કે જે માયાથી જોડાએલો છતાં પણ માયામાં સત્વગુણના વધારાને લીધે સર્વજ્ઞ છે તે અનાદિકાળથી મુક્ત છે. માયામાં આવરણકરનારપણુ તથા આશ્રયને મોહકરનારપણું નથી, તેથી ઈશ્વર નિરંતર મુક્તજ છે.[૭] હવે જીવે જીવ વચ્ચેના ભેદ વિષે કહુ છુ. જેમ સ્વપ્નમાંથી ઉઠેલો જીવ સ્મરણમાં રહેલા સ્વપ્ન સબધી દેહમાં રહેલો છતાં પણ સ્વપ્ન અવસ્થાનાં સુખદુઃખનો અભાવ હોવાથી તે દેહમાં રહેલો નથી, તેમ જ્ઞાન પ્રાપ્ત થવાથી મુક્તિ પામેલો જીવ સસ્કારમાત્રથી દેહમાં રહેલો હોયછે તોપણ તે દેહસબધી સુખદુઃખાદિકને પોતામાં નહી માનવાને લીધે તે દેહમાં રહેલોજ નથી, અને જેમ સ્વપ્નના સમયમાં સ્વપ્નના દેહમાં રહેલો જીવ વાસ્તવિક રીતે તે દેહમાં નહીં રહેલો છતાં પણ તે દેહમાં રહેલોછે, તેમ અજ્ઞાની જીવપણ વાસ્તવિક રીતે દેહમાં નહીં રહેલો છતાં પણ દેહમાં સુખદુઃખાદિકને પોતામાં માની લેવાને લીધે દેહમાં રહેલોછે.[૮] ઇંદ્રિયોથી વિષયોનુ ગ્રહણ થતાં છતાં પણ રાગદ્વેષાદિકથી રહિત થયેલો મુક્ત જીવ, 'એ વિષયોનુ ગ્રહણ હું કરૂ છુ' એમ માને નહીં, કારણકે ઇંદ્રિયો વિષયોનું જે ગ્રહણ કરે છે તે, ગુણનાં કાર્યો ગુણનાં કાર્યોનું ગ્રહણ કરે છે તેમાં જ્ઞાનીપુરૂષ પોતાને કશું લાગતુ વળગતુ માને નહીં.[૯] અજ્ઞાનીપુરૂષ તો પૂર્વકર્મને આધીન રહેનારા આ શરીરમાં રહીને ઇંદ્રિયોથી થતાં કામોમાં 'હું કરૂંછુ ' એવો અહંકાર ધરાવવાને લીધે બધાઇ જાયછે. જ્ઞાની મુક્તપુરૂષ સુખદુઃખથી રહિત અને નિરભિમાન થઈને દેહમાં વર્તેછે, અને અજ્ઞાની બદ્ધપુરૂષ સુખદુઃખથી સહિત અને સાભિમાન થઇને દેહમાં વર્તેછે. એ બદ્ધ અને મુક્ત પુરૂષની વર્તણુકમાં ભેદછે.[૧૦] 'ઇંદ્રિયોનાં કર્મ વૃથા મને બાંધેછે' એમ સમજી વિરક્ત થયેલો જ્ઞાનીપુરૂષ જો કે શયન, આસન, ફરવુ, નાહાવું, જોવુ, અડવુ, સુધવું, જમવું અને સાંભળવુ ઇત્યાદિક ક્રિયાઓમાં ઇંદ્રિયોને ભોગ આપેછે, તોપણ તે ક્રિયાઓને પોતામાં નહી માનવાથી સાક્ષીપણાથી રહેછે એટલે અજ્ઞાનીની પેઠે તે ક્રિયાઓમાં બધાતો નથી.[૧૧] જેમ આકાશ સર્વમાં રહેલું છતાં પણ કોઇમાં બધાતું નથી, જેમ સૂર્ય જળમાં પ્રતિબિંબિત થયા છતાં પણ જળમાં બધાતો નથી, અને જેમ વાયુ સર્વમાં ફરતાં છતાં પણ કોઇમાં બંધાતો નથી, તેમ જ્ઞાનીપુરૂષ દેહમાં રહ્યા છતાં પણ દેહમાં બધાતો નથી. (આથી "બદ્ધ પુરૂષ શી રીતે ભોગ ભોગવે અને મુક્તપુરૂષ શી રીતે ભોગવે ?" ઇત્યાદિક પ્રશ્નનો ઉત્તર મળ્યો સમજવો.) [૧૨]વૈરાગ્યથી તીક્ષ્ણ થયેલી બ્રહ્મવિદ્યાથી જેના અસંભાવનાદિક દોષ કપાઇગયા હોયછે એવો જ્ઞાનીપુરૂષ, જાગેલો માણસ જેમ સ્વપ્નથી નિ-

+ છેદાઇ જવાના ધર્મ ઉપરથી થયેલો વૃક્ષ શબ્દ શરીરને પણ લાગુ પડેછે

* ઇશ્વરની જીવ કરતાં મુખ્યતાવિષે કહેછે.

વૃત્તિ પામેછે તેમ દેહાદિક પ્રપંચથી નિવૃત્તિ પામેછે, એટલે મુક્તપુરૂષ દેહાદિકના અભિમાનને છોડી દેછે અને બદ્ધપુરૂષ દેહાદિકનું અભિમાન રાખેછે.[૧૩] જે પુરૂષની પ્રાણ, ઇંદ્રિય, મન અને બુદ્ધિની વૃત્તિઓ સંકલ્પથી રહિત થઈ ગયેલી હોય તે પુરૂષ દેહમાં રહેલો છતાં પણ દેહના ગુણોથી મુક્ત છે, એટલે મુક્તપુરૂષ સંકલ્પથી રહિત થયેલી પ્રાણાદિકની વૃત્તિઓથી વિહાર કરે અને બદ્ધપુરૂષ સંકલ્પોથી ભરેલી પ્રાણાદિકની વૃત્તિઓથી વિહાર કરે એમ સમજવું.[૧૪] આ પ્રમાણે બદ્ધ તથા મુક્ત પુરૂષનો ભેદ કે જે તેઓના પોતાનાજ સમજવામાં આવે તે કહ્યો. હવે જે લક્ષણોથી તે પુરૂષો બીજાઓના જાણવામાં આવે તે લક્ષણો કહુ છુ. પીડા કરનારા દુર્જનો અથવા બીજા પ્રાણીઓ દેહને પીડા કરે અથવા કોઇ માણસ યદૃચ્છાથી કોઇક સ્થળે કાંઈક દેહનુ પૂજન કરે તેમાં જે પુરૂષ અત્યંત વિકાર ન પામે તેને મુક્ત સમજવો * અને જે પુરૂષ વિકાર પામે તેને બદ્ધ સમજવો.[૧૫] ગુણદોષથી રહિત થયેલો અને સમદૃષ્ટિવાળો જે મુનિપુરૂષ સારૂં કરનારા અથવા બોલનારાઓની સ્તુતિ ન કરે અને નરતુ કરનારા અથવા બોલનારાઓની નિંદા ન કરે તેને મુક્ત સમજવો, અને એથી ઉલટા પુરૂષને બદ્ધ સમજવો.[૧૬] કાંઇ સારૂં અથવા નરતુ કરે નહી, બોલે નહી અને તેવાનો વિચાર પણ ન કરે અને એવી વૃત્તિ રાખીને આત્મારામપણાથી જડની પેઠે ફરે તેને મુક્ત સમજવો અને એથી ઊલટાને બદ્ધ સમજવો.[૧૭] આ મુક્તપુરૂષનાં જે લક્ષણ કહ્યાં તેજ મુમુક્ષુપુરૂષનાં સાધન છે જે પુરૂષ વેદમાં યથાર્થ રીતે પોહોચીને પંડિત બનેલો હોય પણ ઉપર કહેલા સાધનોથી વેદના અર્થમાં નિષ્ઠા રાખીને પરબ્રહ્મનુ ધ્યાનાદિક ન કરે તેનો શાસ્ત્રાભ્યાસનો પરિશ્રમ વ્યર્થ ગયો સમજવો. જે ઘણા દહાડાની વીયાએલી ગાયમાંથી પાછુ દૂધ મળવાનુ ન હોય તેને દૂધ મળવાની આશાથી રાખનાર પુરૂષના પરિશ્રમનું ફળ પણ જેમ પરિશ્રમજ છે, તેમ ઉપર કહેલા પુરૂષના શાસ્ત્રાભ્યાસના પરિશ્રમનુ ફળ પણ પરિશ્રમજ છે પણ તેમાંથી કાંઇ પુરૂષાર્થ થવાનો સમજવો નહીં [૧૮] હે ઉદ્ધવ! જે પુરૂષ ઉપર કહ્યા પ્રમાણે ગાયને, કામના વગરની સ્રીને, ક્ષણે ક્ષણે દુઃખ આપનારા દેહને, આ લોક તથા પરલોકના સાધનથી રહિત પુત્રને, પાત્રને નહીં દેવાતાં અપકીર્તિ તથા પાપ આપનારા ધનને, અને મારા વર્ણનથી રહિત વાણીને રાખે તે પુરૂષને દુખીઆથી દુખીઓ સમજવો [૧૯] જે વાણીમાં આ જગતની ઉત્પત્તિ સ્થિતિ તથા પ્રલય કરવા રૂપી મારાં પવિત્ર કર્મનુ અથવા લીલાથી ધરેલા અવતારોમાં જગતને પ્યારા અવતારનું વર્ણન ન આવે તે વાંઝણી વાણીને બુદ્ધિમાન પુરૂષે રાખવી નહી.[૨૦] આ પ્રમાણે નિશ્ચય કરી વિચારના બળથી દેહાદિકના અધ્યાસને દૂર કરી અને સર્વવ્યાપક મારા સ્વરૂપમં મન ધરીને તૃપ્તી પામવી, પણ કેવળ પંડિતાઈ ધરીને તૃપ્તિ પામવી નહીં [૨૧] પરબ્રહ્મમાં આ પ્રમાણે મનને નિશ્ચળ રાખવાની તમારી શક્તિ ન હોય તો તેમ કરવાનુ પણ છોડી દેતાં નિષ્કામ રહીને સઘળાં કર્મો મને અર્પણ કરી દેવાનુ રાખો.[૨૨] હે ઉદ્ધવ! જે પુરૂષ શ્રદ્ધાથી પરમ મંગળરૂપ અને લોકોને પવિત્ર કરનારી મારી કથાઓને સાંભળ્યા કરે, મારા જન્મ અને કર્મોનુ વારંવાર ગાયન, સ્મરણ અને અનુકરણ કર્યા કરે, મારી પ્રીતિને માટેજ ધર્મ, અર્થ અને કામનુ સેવન કરે અને મારા આશ્રયથીજ રહે, તે પુરૂષને હુ કે જે સનાતન છું તેમાં નિશ્ચળ ભક્તિ પ્રાપ્ત થાયછે.[૨૩-૨] આ પ્રકારને લીધે સાધુના સંગથી મળેલી મારી ભક્તિથી તે ભક્ત મારૂં ધ્યાન કર્યા કરેછે અને સાધુ પુરૂષોએ દેખાડેલા સ્વરૂપને અવશ્ય અનાયાસથીજ પામે છે એટલે ભક્તિથીજ કૃતાર્થ થાયછે.[૨૫]

ઉદ્ધવજી પૂછેછે—હે ઉત્તમ કીર્તિવાળા પ્રભુ! પોતપોતાની બુદ્ધિથી કલ્પેલા સાધુઓ ઘણા છે, પરંતુ તમે કેવાં લક્ષણવાળાને સાધુ માનોછો?

* યાજ્ઞવલ્ક્યસ્મૃતિમા લખ્યુછે કે કોઇ માણસ કાટાથી વ્યથા કરે અથવા કોઇ માણસ ચંદનથી લેપન કરે તોપણ જે પુરૂષ બન્નેમાં સમદૃષ્ટિ રાખીને ક્રોધ ન કરે અને રાજી પણ ન થાય તેને જ્ઞાની સમજવો.

ભક્તિ પણ લોકમાં ઘણા પ્રકારની હોયછે, પરંતુ કેવા પ્રકારની ભક્તિ તમારામાં ઉપયોગી થાય? અને સત્પુરૂષો કેવા પ્રકારની ભક્તિનો આદર કરેછે? [૨૬] હે જીવોના, લોકોના તથા જગતના સ્વામી! આ વાત અત્યંત રહસ્ય છે માટે હું કે જે નમેલો, સ્નેહી અને શરણાગત છું તેને આપેજ કહેવી જોઇએ [૨૭] હે મહારાજ! આકાશની પેઠે અસંગ, પ્રકૃતિથી પર, પરમપુરૂષ અને પરબ્રહ્મ આપ ભક્તોની ઇચ્છાને લીધે પરિચ્છિન્ન શરીર ધરીને અવતર્યાછો માટે આપની પાસેથી હું ઉપરકહેલો લાભલેવા માગું છું. [૨૮]

ભગવાન કહેછે—સાધુનાં આ પ્રમાણે ત્રીશ લક્ષણ છે પરાયાં દુઃખોને નહીં સહન કરનાર, કોઈ પણ પ્રાણીનો દ્રોહ નહિ કરનાર, ક્ષમાવાળો, સત્યરૂપ બળવાળો, ઇર્ષ્યાદિકથી રહિત, સુખદુઃખમાં સમાન, યથાશક્તિ સર્વનો ઉપકાર કરનાર, વિષયોથી નહીં ક્ષોભ પામતા મનવાળો, ઇંદ્રિયોને જીતનાર, કોમળ ચિત્તવાળો, સારો આચાર પાળનાર, પરિગ્રહ નહીં કરનાર, આ લોકના સુખને માટે કશી ક્રિયા નહીં કરનાર, થોડું જમનાર, શાંત, સ્વધર્મમાં સ્થિર, મારાજ આશ્રયથી રહેનાર, મનન કરનાર, સાવધાન, નિર્વિકાર, કષ્ટના સમયમાં પણ ધૈર્ય રાખનાર, ક્ષુધા પિપાસા શોક મોહ જરા તથા મૃત્યુને પોતામાં નહી માનનાર, માનની ઇચ્છા નહી ધરાવનાર, બીજાઓને માન આપનાર, બીજાને જ્ઞાન દેવામાં ચતુર, કોઇને નહી ઠગનાર, કરૂણાથીજ સઘળી પ્રવૃત્તિ કરનાર અને સારી રીતના જ્ઞાનવાળો જે પુરૂષ હોય તે સાધુ કહેવાયછે [૨૯-૩૧] વેદ કે જે મારૂં સ્વરૂપ છે તેણે ઉપદેશ કરેલા સ્વધર્મો પાળવામાં અંતઃકરણની શુદ્ધિ થવા આદિ ગુણ છે અને નહી પાળવામાં દોષ છે, એમ સારી રીતે જાણતાં છતાં પણ "એ ધર્મો પ્રભુના ધ્યાનમાં વિક્ષેપ કરનારછે અને હું નહી પાળું તો પણ એ સઘળા ધર્મો ભક્તિથીજ સિદ્ધ થશે" એવા દૃઢ નિશ્ચયથી અથવા ભક્તિની દૃઢતાનેલીધે પોતાને ધર્મનો અધિકાર બંધ પડવાથી તે સઘળા ધર્મોનો ત્યાગ કરીને જે પુરૂષ મને ભજે તેને પણ ઉત્તમ સાધુ સમજવો. [૩૨] હું કે જે દેશકાળાદિકના પરિચ્છેદથી રહિત, સર્વનો આત્મા અને સચ્ચિદાનંદરૂપ છું તેને જાણીને અને વળી મનનાદિકથી વિશેષ જાણીને જે પુરૂષો દૃઢ અને એક ભાવથી ભજેછે તેઓને પણ હું ઉત્તમ સાધુ માનું છું. [૩૩] હવે ભક્તિનું લક્ષણ કહું છું. મારી મૂર્તિઓનું અને મારા ભક્તજનોનું દર્શન-સ્પર્શન અને પૂજન કરવું; એઓની સેવા સ્તુતિ અને ગુણ તથા કર્મોનું કીર્ત્તન નમ્રતાથી કરવું [૩૪] મારી કથા સાંભળવામાં શ્રદ્ધા રાખવી, મારૂં ધ્યાન કરવું, જે કાંઇ મળે તે સઘળું મને અર્પણ કરી દેવું, દાસપણાથી શરીરનું નિવેદન કરવું [૩૫] મારા જન્મ અને કર્મનું વર્ણન કરવું, મારા જન્માષ્ટમી આદિક ઉત્સવોનું અનુમોદન કરવું, ગાયન, નૃત્ય અને સભાઓથી મારા મંદિરમાં ઉત્સવ કરવો [૩૬] વર્ષમાં જે જે ઉત્સવના દિવસો આવેછે તેઓમાં યાત્રા અને મહાનૈવેદ્ય કરવાં, વેદ સંબંધી અથવા તંત્ર સંબંધી દીક્ષા લેવી, મારાં વ્રતોનું ધારણ કરવું. મારી મૂર્તિના સ્થાપનમાં શ્રદ્ધા રાખવી [૩૭] મારે માટે ફૂલવાડી, ફળવાડી, ક્રીડાનાં સ્થાન, નગર અને મંદિર કરવાના કામમાં સામર્થ્ય હોય તો પોતાથીજ અને ન હોય તો બીજાઓની સાથે મળીને ઉદ્યમ કરવો [૩૮] નિષ્કપટપણાથી વાશીદું, લીંપવું, જળાદિકથી પ્રોક્ષણ અને મંડળ ભરવાથી મારા મંદિરની દાસની પેઠે સેવા કરવી. [૩૯] અભિમાન અને દંભ રાખવાં નહી, પોતે કરેલો ઉપકાર કહી દેખાડવો નહી, મને અર્પણ થયેલા સ્થાવર પદાર્થનો પોતે ઉપયોગ કરવો નહી, બીજા દેવને નિવેદન થયેલો પદાર્થ મારા ઉપયોગમાં લાવવો નહી. [૪૦] લોકમાં જે જે વસ્તુ પોતાને બહુજ પ્રિય હોય અને અત્યંત ઉત્કંઠાનું પાત્ર હોય તે તે વસ્તુ મને નિવેદન કરવી, આવી રીતે કરેલું નિવેદન અક્ષય ફળ આપેછે. [૪૧] હે ઉદ્ધવ! સૂર્ય, અગ્નિ, બ્રાહ્મણ, ગાયો, વૈષ્ણવ, હૃદયાકાશ, પવન, જળ, પૃથ્વી, પોતાનો આત્મા અને સઘળાં પ્રાણીઓ, એ અગિયાર મારૂં પૂજન કરવાનાં સ્થાનક છે. [૪૨] ત્રણ વેદમાં કહેલાં સૂ-

તેથી ઉપસ્થાનાદિક કરીને સૂર્યમાં મારૂં પૂજન કરવું; અગ્નિમાં હવિષ્ય હોમીને મારૂં પૂજન કરવુ; ઉત્તમ બ્રાહ્મણમાં આતિથ્ય કરીને મારૂં પૂજન કરવું, ગાયોમાં ખડ આદિકથી મારૂં પૂજન કરવુ.[૪૩] વૈષ્ણવમાં તેનો બંધુની પેઠે સત્કાર કરીને મારૂં પૂજન કરવું, હૃદયાકાશમાં ધ્યાન નિષ્ઠા રાખીને મારૂ પૂજન કરવુ, વાયુમાં પ્રાણદૃષ્ટિથી મારૂ પૂજન કરવુ, જળમાં જળાદિક પદાર્થોથી તર્પણાદિક કરીને મારૂં પૂજન કરવું.[૪૪] પૃથ્વીમાં રહસ્યમંત્રના ન્યાસથી મારૂ પૂજન કરવુ, પોતાના આત્મામાં તેને ભોગ આપીને મારૂ પૂજન કરવું, સર્વ પ્રાણીઓમાં સમતા રાખીને હું કે જે તેઓમાં રહેલા ક્ષેત્રજ્ઞરૂપ છુ તેનુ પૂજન કરવુ.[૪૫] આ સ્થાનકોમાં શંખ, ચક્ર, ગદા અને કમળથી યુક્ત, ચારભુજાવાળા અને શાંત મારા સ્વરૂપનુ ધ્યાન કરતાં જીતેંદ્રિયપણુ રાખીને મંત્રમાં કહેલા પ્રકારથી મારૂ પૂજન કરવુ[૪૬] જીતેંદ્રિય રહેનારો જે પુરૂષ યજન અને વાડી કૂવા આદિક કરાવવાથી ઉપર પ્રમાણે મારૂ પૂજન કરે તેને મારી દૃઢ ભક્તિ મળેછે, અને દૃઢ ભક્તિવાળાને સાધુઓની સેવાથી મારૂં જ્ઞાન મળેછે.[૪૭] હે ઉદ્ધવ! ઘણું કરીને સત્સંગથી થતા ભક્તિયોગ વિના સંસારને તરવામાં બીજો કોઈ સરળ ઉપાય નથી. સત્પુરૂષોનો ઉત્તમ આશ્રય હું છુ માટે સત્સંગથી તુરત મારી પ્રાપ્તી થાયછે.[૪૮] હે+ઉદ્ધવ! હવે તમે શ્રદ્ધાથી સાંભળોછો, એટલામાટે એક વિષય જે કે અત્યંત રહસ્યરૂપ અને સર્વથી ગોપ્ય છે તોપણ તમારી પાસે કહીશ. તમે મારા દાસ, બંધુ અને સખા છો.[૪૯]

**अथैतत्परमं गुह्यं शृण्वतो यदुनंदन ॥**
**सुगोप्यमपिवक्ष्यामि त्वं मे भृत्यः सुहृत्सखा॥४९॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો અગીઆરમો અધ્યાય સંપૂર્ણ.

+ સાંખ્ય અને યોગાદિકને બીજા સાધનોની અપેક્ષા છે અને તે કર્યા પછી પણ ફળ અવસ્ય થાયજ એમ નથી, અને સત્સંગ તો પોતેજ સ્વતંત્ર રીતે સમર્થ છે અને તેનું ફળ પણ અવસ્ય થાય છે એમ વર્ણન કરવા સારૂ કહેછે.

# અધ્યાય ૧૨ મો.*

## સત્સંગ મહિમા અને કર્મ કરવાની તથા તેનો ત્યાગ કરવાની વ્યવસ્થા.

**શ્રીભગવાનુવાચ.**

**न रोधयति मां योगो न सांख्यं धर्म एवच ॥**
**न स्वाध्यायस्तपस्त्यागो नेष्टापूर्त्तं न दक्षिणा ॥१॥**

ભગવાન કહેછે—સઘળા સંગોને મટાડનારો સત્સંગ જેવી રીતે મને વશ કરેછે, તેવી રીતે યોગ, તત્વવિવેક, ધર્મ, વેદાધ્યયન, તપ, સંન્યાસ, યજ્ઞ, વાવ કુવા આદિ કરાવવારૂપ પૂર્ત્ત, દક્ષિણા, વ્રત, દેવપૂજન, મંત્રો, તીર્થ, નિયમ કે યમો મને વશ કરતા નથી[૧-૨] દૈત્યો, રાક્ષસો, મૃગો, પક્ષીઓ, ગંધર્વો, અપ્સરાઓ, નાગલોકો, સિદ્ધો, ચારણો, યક્ષો, વિદ્યાધરો, માણસોમાં પણ વૈશ્યો, શૂદ્રો, સ્ત્રીઓ અને અંત્યજો કે જેઓ રજોગુણી અને તમોગુણી સ્વભાવવાળા હતા, તેઓ પણ તે તે યુગમાં કેવળ સત્સંગથી મને પામ્યાછે હે ઉદ્ધવ! વૃત્રાસુર, પ્રલ્હાદ આદિ, વૃષપર્વા, બળિરાજા, બાણાસુર, મયદાનવ, વિભીષણ, સુગ્રીવ, હનુમાન, જાંબવાન, ગજેંદ્ર, જટાયુપક્ષી, તુલાધાર વાણીઓ, ધર્મવ્યાધ, કુબ્જા, વ્રજની ગોપીઓ, યજ્ઞ કરનારા બ્રાહ્મણોની સ્ત્રીઓ અને બીજાઓ પણ સત્સંગથીજ મને પામ્યાછે.[૩-૬] એઓએ વેદનુ અધ્યયન કર્યું ન હતુ, અધ્યયનને માટે મહાત્મા પુરૂષોની ઉપાસના કરી ન હતી, વ્રત કર્યા ન હતાં, અને તપ પણ કર્યાં ન હતાં, તોપણ સત્સંગથી (મારા અને મારા ભક્તોના સંગથી) મને પામ્યાછે.[૭] ગોપીઓ, ગાયો, વૃક્ષો, મૃગો, નાગ અને બીજાપણ મૂઢ બુદ્ધિવાળા જીવો સત્સંગથી મળેલા કેવળ ભાવથીજ કૃતાર્થ થઇને મને અનાયાસથી પામ્યા છે. વૃત્રાસુરાદિકને કદાચ બીજા સાધનોપણ હોય, પરંતુ ગોપી અને ગાયો આદિકને તો બીજા કોઇ સાધન હતાંજ નહી.[૮] યોગ, સાંખ્ય,

*આ બારમા અધ્યાયમા પ્રથમ સાધુના સંગનો મહિમા અને પછી કર્મ કરવાની તથા કર્મનો ત્યાગ કરવાની વ્યવસ્થા કહેવામાં આવશે.

દાન, વ્રત, તપ, યજ્ઞ, વ્યાખ્યાન, વેદાધ્યયન અને સંન્યાસનાં યત્ન કરે તોપણ જે મારા સ્વરૂપને પામતા નથી, તે સ્વરૂપને ઉપર કહેલાં પ્રાણીઓ કેવળ સત્સંગથીજ પામ્યાંછે.[૯] અક્રૂરજી મને બળભદ્રની સાથે મથુરામાં તેડી જતાં દૃઢ ભાવથી જેઓનુ ચિત્ત મારામાં લાગી રહ્યુ હતુ એવી અને મારા વિરહને લીધે તીવ્ર દુ:ખ પામેલી ગોપીઓએ હું વિના બીજો કોઇ પદાર્થને સુખકારી દીઠો નહતો[૧૦] હું કે જે અત્યંત પ્રિય અને વૃંદાવનમાં ફરતો હતો, તેનીસાથે રહેવાથી ગોપીઓને જે રાત્રિઓ અરધા ક્ષણ જેવી લાગી હતી, તેજ રાત્રિઓ પાછો મારો વિયોગ થતાં કલ્પ જેવડી થઇ પડી હતી[૧૧] જેમ સમાધિમાં મુનિઓને નામરૂપ જાણવામાં આવતાં નથી, તેમ ગોપીઓની બુદ્ધિપણ આસક્તિથી મારામાં લાગી રહેતાં તેઓને પતિપુત્રાદિકનુ, પોતાના દેહનું, આ લોકનું કે પરલોકનું ભાન રહ્યુ ન હતું, પણ સમુદ્રમાં જેમ નદીઓ પેશી જાયછે તેમ મારા સ્વરૂપમાં પેશી ગઈ હતી[૧૨] આ પ્રમાણે મારીજ કામના રાખનારી એ સૈકડો અને હજારો અબળાઓ જોકે મારા સ્વરૂપને જાણતી નહતી, તોપણ હુ કે જે તેઓએ જારબુદ્ધિથી સમજેલો પરબ્રહ્મ છુ તેને સત્સંગના મહિમાને લીધે પામી હતી[૧૩] હે ઉદ્ધવ! મારા ભજનનો પ્રભાવ એવો છે, એટલા માટે તમે શ્રુતિ, સ્મૃતિ, વિધિ, નિષેધ, પ્રવૃત્તકર્મ, નિવૃત્ત કર્મ, સાંભળવાનુ અને સાંભળેલુ છોડી દઇને હું કે જે સર્વ પ્રાણીઓનો એકજ આત્મા છુ તેનુજ 'સર્વ જગત્ ભગવત્સ્વરૂપ છે' એવા ભાવથી શરણ લ્યો અને મને પ્રાપ્ત થઇને સંસારના સઘળા ભયથી છૂટી જાઓ.[૧૪-૧૫]

ઉદ્ધવજી પૂછેછે—હે યોગેશ્વરોના ઇશ્વર! આપે પ્રથમ, 'સ્વધર્મમાં સાવધાન રહીને કર્મ કરવાં' એમ કહ્યુછે અને હમણાં કહોછો કે 'સર્વનો ત્યાગ કરીને મારૂ શરણ લેવુ' તો એ આપની વાણી સાંભળતાં 'આત્મામાં કર્ત્તાપણુ આદિ અને ભોક્તાપણુ આદિ ધર્મ છે કે નહીં અને કર્મ કરવાં કે છોડી દેવાં? એ સંશય મટતો નથી, કે જેથી મારૂ મન ભમ્યા કરેછે.[૧૬]

ભગવાન કહેછે—ઈશ્વરજ પોતાની માયાને લીધે પ્રપંચરૂપે ભાસેછે અને તે પ્રપંચના અધ્યાસને લીધે જીવલોકોને અનાદિ અવિદ્યાથી કર્ત્તાપણુ અને ભોક્તાપણુ આદિ થયેલછે અને તેથીજ વિધિનિષેધનો અધિકાર થયોછે. આ સઘળું હોય ત્યાંસુધી અંતઃકરણની શુદ્ધિને માટે કર્મ કરવાનુ મેં કહ્યુંછે, અંતઃકરણ શુદ્ધ થયા પછી જે કર્મો ભક્તિમાં વિક્ષેપ કરનારછે તેઓનો આદર છોડી દઇને દૃઢ વિશ્વાસથી ભજન કરવાનું મે કહ્યુછે અને જ્ઞાન ઉત્પન્ન થયા પછી તો કાંઇ પણ કરવાનુ રહેતું નથી. આવો સિદ્ધાંતછે તે યથાર્થ રીતે સમજાવવાસારૂ તેમાંના "ઇશ્વરમાંથી જીવને જન્મમરણ આપનારો પ્રપંચ કેવી રીતે ઉઠયોછે?" એ પેહેલા વિષયવિષે કહુ છુ. આ અપરોક્ષ પરમાત્મા કે જે શરીરમાંનાં આધારાદિક ચક્રોમાં નાદાદિકરૂપે જાણે જન્મ્યા હોય એમ જણાય છે, તે પ્રથમ, નાદવાળા પ્રાણરૂપે આધાર ચક્રમાં પેસેછે ત્યારે 'પરા વાણી' એવા નામથી કહેવાયછે. આધાર ચક્રમાં મર્યાદા અખંડ અને અસ્ફુટ અક્ષરવાળો જે નાદ ચાલ્યા કરે છે તે પરાવાણી છે, એમ સમજવુ પછી એ પરાવાણીરૂપ નાદાત્મક પરમેશ્વર મણિપૂર ચક્રમાં આવીને 'પશ્યંતી વાણી' એવા નામથી ઓળખાયછે. ઉચ્ચારણ કર્યા પેહેલાં મનથી અક્ષરો જોઈ લેવામાં આવેછે માટે તેને 'પશ્યંતી' એવુ નામ આપેલુ છે. તેપછી એજ પરમાત્મા વિશુદ્ધિ ચક્રમાં આવેછે ત્યારે 'મધ્યમા વાણી' એવા નામથી કહેવામાં આવેછે. પશ્યંતીથી ઉપર અને સ્પષ્ટ વૈખરીના સ્થાનથી નીચે રહેવાને લીધે 'મધ્યમા' એવુ નામ આપેલુ છે. તે પછી એજ પરમાત્મા મુખમાં આવે છે ત્યારે અતિ સ્થુળ થઇને 'વૈખરી' એવા નામથી કહેવાયછે વિખર એટલે અત્યંત સ્પષ્ટ, તે ઉપરથી 'વૈખરી' એવું નામ આપેલુ છે. હ્રસ્વાદિકમાત્રાઓ, ઉદાત્તાદિક સ્વર અને અકારાદિક ભેદ-

વર્ણો* એ વૈખરી વાણીનુ રૂપછે.[૧૭] જેમ અગ્નિ આકાશમાં અસ્ફુટ ગરમીરૂપે સર્વદા રહ્યોછે તે આગ્નિ બળથી કાષ્ઠમાં મથન કરાતાં પવનની સહાયતાથી ઝીણા તણખા રૂપે થાયછે, પછી તેજ અગ્નિ છાણાંનો ભૂકો પડવાથી કાંઇક વિશેષરૂપે થાયછે, અને પછી તેજ અગ્નિ ઘીની આહુતિ પડવાથી ભડકારૂપે વૃદ્ધિ પામેછે. એટલે અગ્નિ જેમ ચારરૂપે પ્રકટ થાયછે તેમ હુ (પરમાત્મા) પણ પરા, પશ્યતી, મધ્યમા અને વૈખરી એ ચારરૂપે પ્રકટ થઇછુ.[૧૮] વાણી જેમ અતિસૂક્ષ્મ, સૂક્ષ્મ, સ્થુળ અને અતિસ્થુળ એ ચારરૂપે પ્રકટ થઇ અને તે મારૂ જ રૂપ છે, તેમ હાથની વૃત્તિરૂપ કર્મ, પગની વૃત્તિરૂપ ગતિ, પાયુ અને ઉપસ્થની વૃત્તિરૂપ વિસર્ગ, સુઘવુ, રસન, દર્શન, સ્પર્શન, શ્રવણ, મનની વૃત્તિરૂપ સંકલ્પ, બુદ્ધિ તથા ચિત્તની વૃત્તિરૂપ વિજ્ઞાન, અહંકારની વૃત્તિરૂપ અભિમાન, પ્રધાનની વૃત્તિરૂપ સમષ્ટિ પ્રાણ અને સત્વ રજ તથા તમના વિકારરૂપ સઘળો પ્રપંચ પણ અતિસૂક્ષ્મ, સૂક્ષ્મ, સ્થુળ અને અતિસ્થુળ એ ચારરૂપે પ્રકટ થયેલ છે અને તે મારૂ જ સ્વરૂપ છે.[૧૯] આ પ્રમાણે હોવાને લીધે પ્રપંચ ઇશ્વરથી ભિન્ન નથી આ ઇશ્વર કે જે પ્રથમ ભિન્ન ભિન્નરૂપે નહીં પ્રકટ થયેલ અને એકજ હતા, તેજ ઇશ્વર કાળનેલીધે માયાશક્તિનુ આલિંગન કરવાથી જાણે ઇંદ્રિયાદિકરૂપે ઘણા પ્રકારના થયા હોય એમ જણાયછે. એજ ઇશ્વર ત્રણે ગુણોના આશ્રયરૂપ લોકાત્મક કમળના બીજરૂપ છે. જેમ એક બીજ ખેતરને પામીને ઘણા પ્રકારનુ થાયછે તેમ એ આદિ ઈશ્વરપણ કાળગતિથી માયાને પામીને સઘળા પ્રપંચરૂપ થયાછે.[૨૦] આ કારણને લીધે જગત્ ઈશ્વરની માયાથીજ વિલસિત હોવાને લીધે ઈશ્વરમાંજ રહ્યુંછે અને ઈશ્વરથી ભિન્ન નથી, તેમ જેમ તંતુઓમાં ઓતપ્રોત× થઇને રહેછે અને તંતુઓથી ભિન્ન નથી, તેમ આ સઘળું જગત સઘળીરીતે ઇશ્વરમાં રહ્યુછે અને ઈશ્વરથી ભિન્ન નથી આ પ્રમાણે સમષ્ટિવ્યષ્ટિરૂપ અને અવિદ્યાથી આત્મામાં અધ્યાસ કરી લીધેલુ પ્રપંચરૂપ વૃક્ષજ જીવને કર્તાપણા અને ભોક્તાપણા આદિ સંસારના કારણરૂપ છે, માટે યથાર્થ રીતે આત્માનુ સત્યપણુ અને પ્રપંચનુ મિથ્યાપણું જાણવામાં આવે ત્યારે કર્માદિક સર્વનો ત્યાગ કરવો એમ મેં કહ્યુંછે. આ અનાદિ અને પ્રવૃત્તિરૂપ સ્વભાવવાળુ પ્રપંચરૂપી ઝાડ ફૂલ તથા ફળને (ભોગ તથા મોક્ષને અથવા કર્મ તથા તેના ફળને) ઉત્પન્ન કરેછે.[૨૧] આ ઝાડનાં બે બીજ (પુણ્ય અને પાપ) છે, સૈકડો મૂળીઆં (વાસના) છે, ત્રણ થડ (ગુણ) છે, પાંચ સ્કંધ (ભૂત) છે, અગીઆર શાખા (ઇંદ્રિયો) છે, ત્રણ છાલ (વાત, પિત્ત, કફ) છે, બે ફળ (સુખદુખ) છે, આ ઝાડમાંથી પાંચ રસ (શબ્દાદિક વિષય) ઉત્પન્ન થાયછે. આ ઝાડમાં પક્ષીઓ (જીવ તથા ઇશ્વર)નો માળો છે. એ ઝાડ સૂર્યનામંડળસુધી વ્યાપ્ત છે, (સૂર્યના મંડળને ભેદીને જે જાય તેને સંસાર રહેતો નથી.)[૨૨] આ ઝાડના એક ફળ (દુખ)ને ગામમાં ફરનારા ગૃધ્રપક્ષીઓ (કામીગૃહસ્થો) ખાયછે અને બીજા ફળ (સુખ)ને વનમાં રહેનારા હંસપક્ષીઓ (વિવેકી સંન્યાસીઓ) ખાયછે (ભોગવે છે) આ પ્રમાણે પરમાત્મા કે જે પોતેજ માયાથી બહુરૂપે જણાયછે તેને ગુરુઓના ઉપદેશથી જે જાણે તેજ વેદના વાસ્તવિક અર્થને જાણેછે એમ સમજવું.[૨૩] આ પ્રમાણે ગુરુની ઉપાસના કરવાનેલીધેજ ઉત્પન્ન થયેલી ભક્તિથી સજેલા બ્રહ્મવિદ્યારૂપ કુવાડાથી સાવધાનપણે અને ધીરપણે લિંગ શરીરને કાપીને અને પરમાત્માને પામીને પછી સઘળાં સાધનોને છોડી દો.[૨૪]

एवंगुरूपासनयैक भक्त्या विद्याकुठारेणशितेनधीरः॥
विवृश्च्यजीवाशयमप्रमत्तः संपद्य चात्मानमथत्यजास्त्रम्॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો બારમો અધ્યાય સંપૂર્ણ.

---

* ૩ પ્રકારનો अ, ૩ પ્રકારની इ, ૩ પ્રકારનુ उ, ૩ પ્રકારનો ऋ, ૨ પ્રકારનો लृ, ૨ પ્રકારનો ए, ૨ પ્રકારનો ऐ, ૨ પ્રકારનો ओ, ૨ પ્રકારનો औ, ૩૩ क થી તે ह સુધીના વ્યંજનો, ૪ યમ, ૧ અનુસ્વાર, ૧ વિસર્ગ, ૧ જીવ્હા મૂળીય, ૧ ઉપધ્માનીય એ રીતે ત્રેસઠ અક્ષર સંસ્કૃત ભાષામાં છે. તેમાં ચાર યમ અક્ષર વેદમાંજ આવેછે.

× વસ્ત્ર ઉભા તાંતણાઓમા ઓત અને આડા તાંતણાઓમાં પ્રોત કહેવાયછે.

# અધ્યાય ૧૩ મો.*

## સત્વગુણથી વિદ્યાનો ઉદય તથા ચિત્ત અને ગુણ ભેદ.

**શ્રી ભગવાનુવાચ.**

**सत्वंरजस्तमइति गुणाबुद्धेर्नचात्मनः ॥**
**सत्वेनान्यतमौहन्यात्सत्वंसत्वेनचैवहि ॥ १ ॥**

ભગવાન કહેછે–ત્રણ ગુણની વૃત્તિઓ અડચણ કરતી હોય ત્યાં સુધી ઉપર કહેલી બ્રહ્મવિદ્યા ઉત્પન્ન થતી નથી, માટે એ વૃત્તિઓની નિવૃત્તિ કરીને બ્રહ્મવિદ્યા ઉત્પન્ન કરવાનો પ્રકાર કહુ છું. જો આનંદાદિકની પેઠે સત્વાદિક ગુણ આત્માના ધર્મ હોય તો તે આત્માના સ્વરૂપભૂત હોવાથી નિવૃત્તિ ન થતાં વિદ્યાની ઉત્પત્તિ ન થાય, પરંતુ સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો પ્રકૃતિના છે, આત્માના નથી માટે સત્વ ગુણને વધારીને રજોગુણ તથા તમોગુણની વૃત્તિઓનો નાશ કરવો, અને સત્ય તથા દયાદિરૂપ સત્વગુણ કે જે દુ ખદાયી છે તેનો ઉપશમરૂપ સત્વગુણથીજ નાશ કરવો.[1] વૃદ્ધિ પામેલા સત્વગુણથી પુરૂષને મારી ભક્તિરૂપ ધર્મ પ્રાપ્ત થાય એ સત્વગુણ સાત્વિક પદાર્થોના સેવનથી વધેછે અને તેની વૃદ્ધિથી ભક્તિરૂપ ધર્મ પ્રાપ્ત થાયછે.[2] સત્વગુણની વૃદ્ધિથી થયેલો ભક્તિરૂપ સર્વોત્તમ ધર્મ રજોગુણ તથા તમોગુણનો નાશ કરેછે અને એ બે ગુણનો નાશ થતાં રાગદ્વેષાદિક રજોગુણ અને પ્રમાદ તથા આલસ્યાદિક તમોગુણથી ઉત્પન્ન થતો અધર્મ પણ તુરત નાશ પામેછે[3] શાસ્ત્ર, જળ, લોકો, દેશ, કાળ, કર્મ, જન્મ, ધ્યાન, મંત્ર અને સંસ્કાર એ દશ પદાર્થો ત્રણ ગુણને વધારનારાછે[4] એ પદાર્થોમાં વિદ્વાનલોકો જેનાં વખાણ કરેછે તેને સાત્વિક પદાર્થ સમજવો, વિદ્વાન લોકો જેની નિંદા કરેછે તેને તામસ પદાર્થ સમજવો અને વિદ્વાન લોકો જેની નિંદા કે સ્તુતિ કાંઈ પણ કરતા નથી તેને રાજસ પદાર્થ સમજવો.[5] પુરૂષે સત્વગુણની વૃદ્ધિ કરવાસારૂ સાત્વિક પદાર્થોને સેવવા જોઇએ. જેમકે નિવૃત્તિ શાસ્ત્ર કે જેઓ સાત્વિક છે તેઓનેજ સેવવાં, પણ રજોગુણી પ્રવૃત્તિશાસ્ત્ર કે તમોગુણી પાખંડશાસ્ત્રને સેવવાં નહી. તીર્થનાં જળો કે જેઓ સાત્વિક છે તેઓનેજ સેવવાં, પણ રજોગુણી સુગંધી જળ કે તમોગુણી મદિરાદિકરૂપ જળને સેવવાં નહી નિવૃત્તિવાળા લોકો કે જેઓ સાત્વિક છે તેઓનેજ સેવવાં, પણ રજોગુણી પ્રવૃત્તિવાળા લોકો કે તમોગુણી દુરાચારી લોકોને સેવવા નહીં. એકાંત દેશ કે જે સાત્વિકછે તેને સેવવો, પણ રજોગુણી રાજમાર્ગ કે તમોગુણી જુગારના પ્રદેશને સેવવો નહી. પ્રભાતાદિક કાળ કે જે સાત્વિક છે તેનેજ ધ્યાનાદિકમાં સેવવો, પણ રજોગુણી પ્રદોષકાળ કે તમોગુણી મધ્યરાતના કાળને સેવવો નહીં નિત્યકર્મ કે જેઓ સાત્વિકછે તેઓને સેવવાં, પણ રજોગુણી કામ્યકર્મ કે તમોગુણી અભિચારાદિક કર્મને સેવવાં નહી. વૈષ્ણવ અથવા શૈવદીક્ષારૂપ જન્મ કે જે સાત્વિક છે તેને સેવવો, પણ રજોગુણી શાક્તદિક્ષા કે તમોગુણી ક્ષુદ્રદિક્ષારૂપ જન્મને સેવવો નહી વિષ્ણુનુ ધ્યાન કે જે સાત્વિક છે તેને સેવવું, પણ રજોગુણી સ્ત્રીનાં ધ્યાન કે તમોગુણી શત્રુનાં ધ્યાનને સેવવાં નહીં. પ્રણવાદિક મંત્ર કે જેઓ સાત્વિક છે તેઓને સેવવા, પણ રજોગુણી કામ્ય મંત્ર કે તમોગુણી ક્ષુદ્ર મંત્રોને સેવવા નહી મનને શુદ્ધ કરવાનો સંસ્કાર કે જે સાત્વિક છે તેને સેવવો, પણ રજોગુણી દેહના સંસ્કાર કે તમોગુણી માંસાદિકના સંસ્કારને સેવવા નહી. આ પ્રમાણે કરવાથી સત્વગુણની વૃદ્ધિ થતાં તેથી ભક્તિરૂપ ધર્મ પ્રાપ્ત થાયછે, અને ભક્તિરૂપ ધર્મથી જ્ઞાન ઉત્પન્ન થાયછે જો કે મહાવાક્યના શ્રવણથીજ જ્ઞાન ઉત્પન્ન થાયછે, તોપણ આત્માની અપરોક્ષતા અને સ્થૂળ દેહ તથા સૂક્ષ્મ દેહના કારણરૂપ ગુણોનો ત્યાગ થવા સુધીનુ જ્ઞાન ભક્તિરૂપ ધર્મથી પ્રાપ્ત થાયછે.[6] 'ગુણોના ક્ષોભથી ઉત્પન્ન થયેલો દેહ પોતાના આશ્રયરૂપ ગુણોને પોતાથીજ ઉત્પન્ન થયેલી વિદ્યા ( જ્ઞાન )થી

* આ તેરમા અધ્યાયમા સત્વગુણની વૃદ્ધિથી વિદ્યાના ઉદયનો ક્રમ અને હંસના ઇતિહાસથી ચિત્ત તથા ગુણોને નોખાં પાડવાની યુક્તિ કહેવાંમાં આવશે.

મટાડીને પોતે પણ શી રીતે મટી જાય?' એવી શંકા રાખવી નહીં, કેમકે વાંસના પરસ્પર ઘસાવાથી ઉત્પન્ન થયેલો અગ્નિ જેમ પોતાથીજ ઉત્પન્ન થયેલી જ્વાળાઓથી વાંસના વનને બાળીને પછી પોતે પણ ઠરી જા યછે, તેમ ગુણોના ક્ષોભથી ઉત્પન્ન થયેલો દેહ પોતાથીજ ઉત્પન્ન થયેલી વિદ્યાથી ગુણોને બાળીને પોતે પણ શાંત થઈ જાયછે."

ઉદ્ધવજી પૂછેછે–હે શ્રીકૃષ્ણ! જીતેદ્રિયપણાથી સાત્વિક પદાર્થોને સેવવામાં આવડો બધો પુરૂષાર્થ છે તોપણ અને રજોગુણી તથા તમોગુણી વિષયો દુઃખરૂપ છે એમ જાણતાં છતાં પણ ઘણાખરા મનુષ્યો કુતરા,* ગધેડા+ અને બોકડાની † પેઠે તે વિષયોને ભોગવે છે તે શા કારણથી? ૮

ભગવાન કહેછે–વિવેકરહિત માણસને દેહાદિકમાં 'હુ છુ' એવી ખોટી સમજણ પરિપૂર્ણ રીતે વ્યાપ્ત થઇ જાયછે, અને તે ખોટી સમજણને લીધે સત્વગુણના કાર્યરૂપ મનમાં દુઃખરૂપ રજોગુણ વ્યાપ્ત થાયછે રજોગુણ વ્યાપ્ત થવાથી મનમાં સંકલ્પ અને વિકલ્પ ઉઠેછે.૯ સંકલ્પ વિકલ્પ ઉઠતાં દુર્બુદ્ધિવાળા માણસને દુષ્ટ વિષયો સારા લાગતાં ઝાલી ઝલાય નહીં' એવી તૃષ્ણા ઉત્પન્ન થાયછે ૧૦ તૃષ્ણા ઉત્પન્ન થતાં રજોગુણના વેગથી મોહ પામેલો અજીતેદ્રિય પુરૂષ કર્મોને પરિણામે દુઃખરૂપ જાણતાં છતાં પણ તૃષ્ણાને વશ થઇને વિષયોને ભોગવવાસારૂ તે કર્મોને કરેછે માટે દેહાદિકમાં મિથ્યા અભિનિવેશથીજ વિષયોને ભોગવેછે એમ સમજવુ ૧૧ વિવેકી પુરૂષ તો યદ્યપિ કોઇ સમયે પોતાને રજોગુણ વિક્ષેપ ઉપજાવે અને તમોગુણ મોહ ઉપજાવે તોપણ પ્રમાદ છોડી દઇને મનને રોક્યા કરે અને વિષયોમાં દોષદૃષ્ટિ કર્યા કરે તેથી વિષયોમાં આસક્ત થાય નહીં.૧૨ વિષયોમાં દોષદૃષ્ટિ કરતાં છતાં પણ મનનો નિરોધ થઈ શકતો ન હોય તો તેનો આ પ્રમાણે સેહેલો ઉપાય કરવો. આળસ છોડી દઇ રોજ ત્રણ વાર આસનના જયનો અને પ્રાણાયામ કરવાનો નિયમ રાખી સાવધાનપણાથી ધીરે ધીરે મારામાં મનને લગાવી દેવુ કે જેમ કરવાથી તે મન વિષયોમાં જતુ અટકી જાય.૧૩ સર્વ વિષયોમાંથી મનને ખેચી લઇને સાક્ષાત મારા સ્વરૂપમાંજ પરિપૂર્ણ રીતે પેસાડી દેવુ એજ યોગ છે, એમ મારા શિષ્ય સનકાદિકોએ નિર્ણય કરેલો છે, માટે વિષયોથી ગુથાએલુ મન વિષયોને નોખુ પડીને ઇશ્વરમાં નિષ્ઠા પામે એ વાત અસંભવિત સમજવી નહી ૧૪

ઉદ્ધવજી પૂછેછે–'હે શ્રીકૃષ્ણ! સનકાદિક કે જેઓ અત્યંત વૃદ્ધ છે તેઓને આપે આ અવતારમાં શિષ્ય કર્યા હોય એમ તો સંભવતું નથી, માટે આપે સનકાદિકને જ્યારે અને જે રૂપથી યોગનો ઉપદેશ કર્યો છે તે કાળને અને તે રૂપને જાણવા ઇચ્છુ છુ' ૧૫

ભગવાનકહેછે–બ્રહ્માનામનથી ઉત્પન્ન થયેલા પુત્ર સનકાદિકોએ પોતાના પિતા બ્રહ્માને યોગની સૂક્ષ્મ પરાકાષ્ઠાવિષે આ પ્રમાણે પૂછયું હતુ.૧૬

સનકાદિક પૂછેછે–હે પ્રભુ! ચિત્ત પોતાના સ્વભાવથીજ રાગાદિકને લીધે વિષયોમાં પ્રવેશ કરેછે અને અનુભવ કરેલા વિષયો વાસના રૂપથી ચિત્તમાં પ્રવેશ કરેછે, તો વિષયોનો ત્યાગ કરવાને ઇચ્છતા મુમુક્ષુ પુરૂષે પરસ્પરને પરસ્પરથી શી રીતે નોખાં પાડવાં?૧૭

ભગવાન કહેછે–એ પ્રમાણે સનકાદિકોએ પૂછતા જગતના સ્રજનાર મોટા દેવ બ્રહ્મા વિચાર કરવા લાગ્યા, તોપણ તેમની બુદ્ધિ બીજા કામોમાં ગુંચવાએલી હોવાને લીધે તેમને પ્રશ્નનું બીજ કે જે નહીં જાણવાથી એ પ્રશ્ન ઉઠયોછે તે જાણવામાંજ આવ્યુ નહીં ૧૮ પછી એ પ્રશ્નનો અભિપ્રાય અને ઉત્તર જાણવાની ઇચ્છાથી બ્રહ્મા મારૂ ધ્યાન કરતાં તે સમયે હંસનું રૂપ * ધરીને હુ તેમની પાસે ગયો.૧૯ મને

* કુતરા તિરસ્કાર પામતા છતા પણ ભોગવેછે
+ ગધેડા પાટુ વાગતાં પણ ગધેડીની પછવાડે દોડેછે
† બોકડા મારી નાખવાને આણેલા છતા પણ તે સમયે નિર્લજ્જપણું કરેછે.

* હંસ જેમ દૂધ અને પાણીને જુદા કરી શકેછે, તેમ હુ ગુણ અને ચિત્તને જૂદા પાડવાને સમર્થ છું, એમ જણાવવા માટે હંસનું રૂપ ધર્યું.

જોઇ એ સનકાદિકોએ બ્રહ્માને અગ્રણી કરી, મારી પાસે આવી પગમાં પ્રણામ કરીને મને પુછયું કે-'તમે કોણછો?'[20] હે ઉદ્ધવ! તત્વ જાણવાની ઇચ્છાવાળા મુનિઓએ એ પ્રમાણે પૂછતાં મેં તેઓને જે કહ્યું તે મારી પાસેથી સાંભળો.[21] મેં કહ્યું + કે-તમો આત્માને લઈને પૂછોછો કે આત્માની ઉપાધરૂપ ભૂતના સમૂહને લઇને પૂછોછો! આત્માને લઇને પૂછયુ હોય તો પરમાર્થરૂપ આત્મામાં ભેદ નહીં હોવાથી 'તમે કોણ છો?' એવુ પૂછવુ, કે જે ઘણામાંથી એકનો નિશ્ચય કરવારૂપ છે, તે ઘટતુ નથી. અને હુ કે જે ઉત્તર આપનાર છુ તેણે કયો વિશેષ લઈને ઉત્તર આપવો? જાતિ કે ગુણાદિકરૂપ કાંઇ વિશેષ આત્મામાં હોય તો તેને લઇને ઉત્તર અપાય કે-'હુ અમુક જાતિનો કે અમુક ગુણવાળો છું' પરતુ આત્મામાં તેવો કોઈ વિશેષ નથી માટે ઉત્તર આપી શકાય એમ નથી [22] આત્માના ઉપાધિરૂપ ભૂતના સમૂહને લઈને પુછયું હોય તોપણ દેવ અને મનુષ્યાદિકનાં સઘળાં શરીરો પંચભૂતાત્મકપણાને * લીધે પરસ્પરથી ભિન્ન નથી અને પરમ કારણ (પરબ્રહ્મ) રૂપે પણ પરસ્પરથી ભિન્ન નથી, માટે 'તમે કોણ છો?' એવુ તમારૂં પૂછવુ વ્યર્થ અને કેવળ બોલવા માત્રજ છે[23] મન, વચન, દૃષ્ટિ અને બીજી ઇંદ્રિયોથી પણ જે કાંઇ ગ્રહણ કરવામાં આવેછે તે હુ જ છું મારાથી ભિન્ન કાંઈ નથી એમ તત્વ વિચારથી જાણો. (આ વાક્યથી 'હુ સર્વાત્મક છુ' એમ પ્રશ્નનો ઉત્તર પણ સાથે અપાયો સમજવો)[24] હે † પુત્રો! વિષયોમાં પ્રવેશ કરનારૂં ચિત્ત અને ચિત્તમાં પ્રવેશ કરનારા વિષયો એ બન્ને, જીવ કે જે હું રૂપ છે તેની અધ્યાસ કરેલી ઉપાધિરૂપ છે, જીવના સ્વરૂપભૂત નથી.[25] માટે ચિત્ત અને વિષયો કે જેઓ ગુંથાઇ ગયેલ છે તે બન્નેને મિથ્યા સમજી પોતામાં બ્રહ્મપણાની ભાવના કરી એટલે રાગાદિક નહીં થવાથી ચિત્ત અને વિષયો પોતાની મેળેજ જુદા પડી જશે વિષયોના સસ્કારને લીધે વાર વાર વિષયોમાં પ્રવેશ કરતું ચિત અને વાસનારૂપથી ચિત્તમાં પ્રકટ થતા વિષયો એ બન્નેનો પોતે બ્રહ્મસ્વરૂપ થઇને ત્યાગ કરવો.[26] 'જીવ કે જે જાગ્રત આદિ અવસ્થાવાળો છે તેને પરબ્રહ્મરૂપપણુ કેમ ઘટે?' એવી શકા કરવી નહી. કેમકે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થા બુદ્ધિની વૃત્તિઓ છે, અને તે સ્વાભાવિક નથી પણ અનુક્રમે સત્વ, રજ અને તમથી થાયછે, જીવ તો તે અવસ્થાઓનો સાક્ષી છે માટે તે અવસ્થાઓથી રહિતજ છે એવો નિશ્ચય છે.[27] પોતામાં બુદ્ધિનો જે અધ્યાસ થયોછે તેથીજ હુ જાગુંછુ અને હુ સૂતોછું ઇત્યાદિક પ્રતીતિ થાયછે. વાસ્તવિક રીતે આત્માને અવસ્થાઓ છેજ નહી, માટે સાક્ષી સ્વરૂપમાં રહીને જ્યારે એ મિથ્યાભૂત બુદ્ધિના અધ્યાસનો ત્યાગ કરે ત્યારે ચિત્તથી વિષયો અને વિષયોથી ચિત્ત પોતાની મેળેજ જૂદાં પડેછે. પોતાને અહંકારે કરેલો બ ધજ આનંદાદિકનું આવરણ કરીને અનર્થનું કારણ થયો છે. એમ જાણી આ સઘળો સસાર દુ ખરૂપ છે એમ સમજી ત્રણે અવસ્થાથી ન્યારા ચોથા સ્વરૂપમાં રહીને બુદ્ધિના અધ્યાસને અને તેણે કરેલી ભોગની ચિંતાને છોડી દેવી[28-29] જ્યાંસુધી પુરૂષને યુક્તિઓથી ભેદદૃષ્ટિ નિવૃત્ત ન થાય ત્યાંસુધી તે પુરૂષ કર્માદિકમાં, જાગતો જાણતાં છતાં પણ સ્વપ્નમાં પોતે જાગતો માનતા માણસની પેઠે સ્વપ્નોનેજ દેખેછે એમ સમજવુ. કારણકે તેને યથાર્થ જ્ઞાન થયુ નથી.[30] 'વર્ણ, આશ્રમ અને તે સબધી કર્માદિકની ભેદદૃષ્ટિ વેદે નિરૂપણ કરેલીછે તે કેમ નિવૃત્ત થાય?' એવી શંકા રાખ-

+ દેહાદિકથી જૂદો આત્મા જાણવામા આવે તો તે આત્મામા નિષ્ઠા રાખનારને રાગાદિક થવાનો સંભવ નહી હોવાને લીધે પોતાની મેળેજ વિષય અને ચિત્ત જૂદા પડી જાય એમ કહેવાને માટે પ્રશ્નનુ ખડન કરવાના મિષથીજ પ્રથમ આત્મા અને અનાત્માનો વિવેક કરાવેછે

* પંચભૂતાત્મકપણુ તે પ્રત્યક્ષાદિક પ્રમાણથી સિદ્ધજ છે માટે તેવિષે નહીં બોલતા દેહાદિકના પરમ કારણથી અભિન્નપણાવિષે કહેછે

† પ્રશ્નનુ ખંડન કરવાના મિષથીજ સામાન્ય રીતે આત્માના સ્વરૂપનુ નિરૂપણ કરીને હવે બ્રહ્માથી પણ જેનુ સમાધાન થઇ શક્યુ નથી તે પ્રશ્નનો ઉત્તર આપે છે.

વી નહીં કારણકે દેહાદિક પદાર્થો મિથ્યા છે,
માટે તે પદાર્થોએ કરેલા વર્ણાશ્રમાદિક ભેદ,
સ્વર્ગાદિક ફળો અને તે ફળો આપનારાં કર્મો
પણ આત્માને મિથ્યા છે. સ્વપ્ન અવસ્થાને જો-
તા જીવને સ્વપ્નમાં દેહાદિક મિથ્યા હોવાથી
જેમ તે દેહાદિકે કરેલા ભેદ, ફળો અને કર્મો
મિથ્યા છે તેમ આત્માને ઉપર કહેલાં સર્વ મિ-
થ્યા છે. અજ્ઞાનવાળા પુરૂષનેજ વેદ લાગુ પડે
છે પણ જ્ઞાનીને લાગુ પડતો નથી એમ સમ-
જવુ.[31] જે યુક્તિઓથી ભેદદૃષ્ટિ નિવૃત્ત થાય
તે યુક્તિઓ કહુ છુ, જાગ્રત અવસ્થામાં જેઓ-
ની ક્ષણે ક્ષણે સ્થિતિ બદલાયા કરેછે એવા બ-
હારના દેહાદિક પદાર્થોને સઘળી ઇંદ્રિયોથી જે
ભોગવેછે, સ્વપ્ન અવસ્થામાં જેઓની સ્થિતિ ક્ષ-
ણે ક્ષણે બદલાયા કરેછે એવા તથા મનમાંજ
ઉત્પન્ન થયેલા જાગ્રત અવસ્થામાં દીઠેલા સર-
ખા વાસનામય દેહાદિક પદાર્થોને જે ભોગવેછે
અને સુષુપ્તિ અવસ્થામાં એ સઘળાંને જે સમેટી
લેછે તે એકજછે, કારણ કે ત્રણે અવસ્થાઓનો એ
દૃષ્ટા છે જો કે જાગ્રત અવસ્થાને સઘળી ઇંદ્રિયો
જુએ છે, સ્વપ્ન અવસ્થાને મન જુએ છે અને
સુષુપ્તિ અવસ્થાને જાગ્રત તથા સ્વપ્નના અવ-
શેષ સસ્કારવાળી બુદ્ધિ જુએછે એમ જણાયછે,
તો પણ તે સઘળી ઇંદ્રિયો, મન અને બુદ્ધિનો
નિયતા આત્માજ છે, માટે આત્માજ એ અવ-
સ્થાઓનો દ્રષ્ટા છે એમ સમજવુ. શાસ્ત્રમાં જા-
ગ્રતનો દ્રષ્ટા વિશ્વ, સ્વપ્નનો દ્રષ્ટા તૈજસ અને
સુષુપ્તિનો દ્રષ્ટા પ્રાજ્ઞ છે, એમ જૂદાં જૂદાં નામ
આપેલાંછે, પરતુ તે નામોવાળો દ્રષ્ટા એકજ છે
કારણ કે 'જે હુ સ્વપ્નોને દેખતો હતો અને તે
પછી કાંઇ પણ જાણતો ન હતો તેજ હુ હમણાં
જાગુ છુ' એવી સ્મૃતિ થાયછે, માટે સઘળી અ-
વસ્થાઓમાં એકનોજ અન્વય છે વિશ્વાદિક ના-
મનો વ્યવહાર તો અવસ્થારૂપ ઉપાધિના ભેદને
લઇને છે. (બાલ્ય અને યૌવનાદિક અવસ્થાઓ-
માં પણ એવી રીતેજ આત્માની એકતા જાણી
લેવી.) [32]આ ત્રણ અવસ્થાઓ કે જેઓ ગુણો
નેલીધે મનનેજ થાયછે, તેઓ મારા અજ્ઞાનથી
મારામાં કલ્પી લીધેલીછે,એમ વિચાર કરી આ
ત્મસ્વરૂપનો નિશ્ચય કરતાં તમો અનુમાનોથી
અને સદ્ગુરૂના ઉપદેશોથી સજેલા જ્ઞાનરૂપી
ખડ્ગવતે સર્વ સશયોના સ્થાનકરૂપ અહકારને
કાપી નાંખી હુ કે જે હૃદયમાંજ રહેલોછુ તેને
ભજો જેઓથી જ્ઞાનરૂપી ખડ્ગ સજાયછે તે
અનુમાનો દેખાડુ છુ [33]આ જગત્ ભ્રાંતિ માત્ર
છે, કારણ કે મનના વિલાસરૂપ છે, દેખાયછે
અને નાશ પામેછે. જે જે મનના વિલાસરૂપ દે-
ખાતું અને નાશ પામતું હોય તે ભ્રાંતિરૂપજ
હોય છે જેમકે સ્વપ્ન મનના વિલાસરૂપછે, દે-
ખાયછે અને નાશ પામેછે માટે ભ્રાંતિરૂપ છે વ-
ળી આ જગત્ ભ્રાંતિરૂપ છે કારણ કે અત્યંત
ચંચળ છે જે જે અત્યંત ચચળ હોય તે ભ્રાંતિ-
રૂપજ હોયછે જેમકે ઉબાડીઆનુ ચક્કર અત્યં-
ત ચંચળ છે માટે ભ્રાંતિરૂપ છે બ્રહ્મમાં આ
ઘણા પ્રકારવાળા જગતની ભ્રાંતિ થઇછે, માટે
ભ્રાંતિના અધિષ્ઠાનરૂપ એક બ્રહ્મજ જાણે ઘણા પ્ર-
કારવાળુ થયુ હોય એમ જણાયછે વાસ્તવિક વિ-
ચારતાં ગુણના પરિણામથી થયેલો આ અધ્યાત્મ,
અધિભૂત અને અધિદૈવ એ ત્રણ પ્રકારનો ભેદ
(સઘળો પ્રપચ) માયા માત્રજછે.[34] એટલા માટે
દૃશ્યમાંથી દૃષ્ટિને ખેંચી લઇને પોતાના સ્વરૂપસુ-
ખનો અનુભવ કરવો અને તે અનુભવની નિશ્ચળ-
તા કરવાસારૂ તૃષ્ણારહિત, ચૂપ અને ચેષ્ટારહિત
એટલે મન, વાણી તથા કાયાના વ્યાપારથી
રહિત થવુ. 'દેહધારીને દ્વૈતદૃષ્ટિ સર્વથા મટીજવી
સભવતી નથી, માટે પાછો વળી સસાર થશે'
એવી શકા રાખવી નહી કારણ કે આહારાદિક
અવશ્ય કર્મોમાં જો કે દ્વૈત દેખવામાં આવે તો
પણ મિથ્યાજાણીને જે છોડી દીધેલુ હોય તે પા-
છું મોહ ઉત્પન્ન કરી શકતુ નથી જીવન્મુક્તને
દેહ પડીજવા સુધી માત્ર સસ્કારથીજ દ્વૈતનો
અવભાસ રહે છે, પણ તે મોહને ઉત્પન્ન કરી
શકતો નથી [35]મદિરાના મદથી ભાનરહિત થયેલો
પુરૂષ જેમ પેહેરેલા લૂગડાન ગયેલુ કે રહેલુ
જાણતો નથી, તેમ જીવન્મુક્ત જ્ઞાનીપુરૂષ પણ આ
વિનાશી દેહને આસનથી ઉઠેલો, ઉઠીને ત્યાંજ

ઉભેલો, બાહાર ગયેલો અથવા બાહારથી પાછો તે ઠેકાણે આવેલો દેખતો નથી. કેમકે સ્વરૂપને જાણી ચૂકયો છે.[36] 'દેહ કે જે પાલન કરતાં છતાં પણ મરવાને સજ્જ થાયછે તેને જીવન્મુક્ત પુરૂષ સભાળે નહીં તો દેહ પડીજ જાય' એવી શકા રાખવી નહીં. કારણકે પ્રારબ્ધકર્મને લીધે ચાલતો દેહ જ્યાંસુધી પોતાને ઉત્પન્ન કરનારૂં પ્રારબ્ધકર્મ હોય ત્યાંસુધી પ્રાણ અને ઇંદ્રિયોની સાથે રહીને જીવ્યા કરેછે, 'ત્યારે જીવતા દેહમાં કોઇ સમયે જ્ઞાની આસક્ત થઇ જાય' એવી શકા પણ રાખવી નહી કારણ કે સમાધિ પર્યંત યોગને પ્રાપ્ત થયેલો અને તેથીજ જેણે પરમાર્થ વસ્તુ જાણેલીછે એવો પુરૂષ સ્વપ્ન સરખા આ દેહમાં પાછો આસક્ત થાયજ નહી. [37]હે બ્રાહ્મણો ! સાંખ્ય અને યોગ માર્ગનુ જે રહસ્ય છે તે મે તમારી પાસે કહ્યુ તમોને જ્ઞાનનો અને ધર્મનો ઉપદેશ કરવાસારૂ હુ વિષ્ણુ આવ્યોછુ એમ જાણો ( આ ઉપરથી જણાયછે કે હસાવતારે સનકાદિકને વર્ણાશ્રમાદિકના ધર્મોનો પણ ઉપદેશ કરેલોછે ) [38]હે ઉત્તમ બ્રાહ્મણો ! યોગ, સાંખ્ય, જાણવામાં આવતો ધર્મ, પાળવામાં આવતો ધર્મ, પ્રભાવ, લક્ષ્મી, કીર્તિ અને જીતેદ્રિયપણુ, એ સાધનોથી પ્રાપ્ત કરવાનો જે પદાર્થ છે તે હું છુ [39]હું કે જે નિર્ગુણ, અપેક્ષારહિત, સર્વનો બધુ, પ્રિય અને આત્મારૂપ ઇશ્વર છુ તેમાં સમતા અને અસગપણાદિ સઘળા ગુણો સર્વદા રહેલાછે; માટે મારા વચન ઉપર દૃઢ વિશ્વાસ રાખજો.[40]હે ઉદ્ધવ ! એ પ્રમાણે મે સદેહ કાપી નાંખતાં સનકાદિક મુનિઓએ પરમભક્તિથી મારો સત્કાર કરીને સ્તોત્રોથી સ્તુતિ કરી [41]એ મોટા ઋષિઓએ સારી રીતે પૂજા અને સ્તુતિ કર્યા પછી બ્રહ્મા જોતાં છતાં હું મારા ધામમાં પાછો આવ્યો [42]

**तैरहं पूजितः सम्यक्संस्तुतः परमर्षिभिः ॥**
**प्रत्येयाय स्वकं धाम पश्यतः परमेष्ठिनः ॥४२॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશ સ્કંધનો 'हंसगीता' નામનો તેરમો અ૦ સ૦

---

# અધ્યાય ૧૪ મો.*

## ભક્તિની ઉત્તમતા, સાધનો સહિત ધ્યાનયોગ.

**उद्धव उवाच.**

**वदंति कृष्ण श्रेयांसि बहूनि ब्रह्मवादिनः ॥**
**तेषां विकल्पप्राधान्यमुताहो एकमुख्यता ॥ १ ॥**

ઉદ્ધવજી પૂછેછે—હે શ્રીકૃષ્ણ ! વેદવેત્તાપુરૂષો ઘણાં સાધનો કહેછે, તો એ પ્રત્યેક સાધનો મુખ્ય છે કે તેઓમાં એક મુખ્ય છે ?[1]હે સ્વામી ! જેથી મન સર્વમાં સગ છોડી દઇને તમારામાં લાગી રહે એવો નિષ્કામ ભક્તિયોગ સાધન છે એમ તમે કહ્યું, અને બીજાઓ વળી બીજા સાધનો કહેછે, તેથી હુ પૂછુ છુ કે 'એ પ્રત્યેક સાધનો ફળ આપવામાં મુખ્ય છે કે તેઓમાં કેટલાંએક મુખ્ય અને કેટલાંએક તેઓનાં અંગભૂત છે ? પ્રત્યેક સાધનો ફળ આપનારાં હોય તો પણ સઘળાંનાં ફળ સરખાં છે કે તેઓમાં કાંઈ ભેદછે ?'[2]

ભગવાન કહેછે—સર્વોત્તમ ફળ આપનારી હોવાથી ભક્તિજ મુખ્ય છે, અને બીજાં સાધનો તો પોતપોતાના સ્વભાવ પ્રમાણે લોકોએ અજ્ઞાનથી મુખ્ય કલ્પેલાંછે અને તેઓ સઘળાં ક્ષુદ્રફળ આપેછે. પ્રલયમાં કાળથી નાશ પામી ગયેલી આ વેદરૂપ વાણી, કે જેમાં મારામાં ચિત્ત રખાવે એવા ધર્મનુ નિરૂપણ કરેલુ છે, તે વાણી મેં પ્રથમ બ્રહ્માને કહી હતી. બ્રહ્માએ પોતાના મોટા પુત્ર મનુને કહી. મનુ પાસેથી મોટા ભૃગુ આદિક સાત પ્રજાપતિઓ શીખ્યા.[4] તે પ્રજાપતિઓની પાસેથી તેઓના પુત્રો દેવ, દાનવ, યક્ષ, મનુષ્ય, સિદ્ધ, વિદ્યાધર, ચારણ, કિંદેવ, + કિંન્નર, † નાગ, રાક્ષસ અને કિંપુરૂષાદિક ‡ શીખ્યા. રજોગુણ, સત્વગુણ અને તમો-

* આ ચૌદમા અધ્યાયમા ભક્તિજ ઉત્તમ સાધન છે, બીજુ કાંઇ ઉત્તમ સાધન નથી એ વિષયનુ તથા સાધનો સહિત ધ્યાનયોગનુ વર્ણન કરવામા આવશે + ક્લમ, પસીનો કે દુર્ગંધ આદિ નહી હોવાને લીધે 'આ તે દેવ છે કે મનુષ્ય છે ?" એવો સદેહ જેઓમા થાયછે એવા દ્વીપાતરના મનુષ્યો. † મુખથી અથવા શરીરથી મનુષ્ય જેવા લોકો. ‡ કાંઇક પુરૂષ સરખા વાનરાદિક.

ગુણથી થયેલી તેઓની વાસનાઓ ઘણા પ્રકાર-નીછે, કે જે વાસનાઓથી પ્રાણીઓનાં જૂદાં જૂદાં શરીર અને જૂદી જૂદી બુદ્ધિઓ થયેલી છે. એ સહુએ જેવી જેવી પોતાની વાસના હતી તે પ્રમાણે વેદ વચનના અર્થ જૂદા જૂદા કરેલાછે. [૫-૭]આ પ્રમાણે કેટલાએક મનુષ્યોની બુદ્ધિઓ સ્વભાવની વિચિત્રતાને લીધે જૂદી પડેછે. કેટલાએક ભણ્યાગણ્યા ન હોય તોપણ તેઓની બુદ્ધિઓ જૂનીરૂઢીને લીધે જૂદી પડેછે, અને કેટલાએકની બુદ્ધિઓ તો વેદથી વિરૂદ્ધ પાખંડ વિષયમાંજ લાગી રહેલીછે.[૮]હે ઉદ્ધવ! મારી માયાથી મોહ પામેલી બુદ્ધિવાળા પુરૂષો પોતપોતાનાં કર્મ અને રૂચિપ્રમાણે જૂદા જૂદા પ્રકારનાં કલ્યાણનાં સાધન કહેછે [૯]મીમાંસક લોકો ધર્મને,* સાહિત્ય શાસ્ત્રીઓ યશને,+ વાત્સ્યાયનાદિક કામશાસ્ત્રીઓ કામને, યોગશાસ્ત્ર કરનારાઓ સત્ય, દમ તથા શમને, રાજનીતિ કરનારાઓ ઐશ્વર્યને,† ચાર્વાકના મતવાળાઓ દેવા તથા ભોગવવાને, અને બીજાલોકો યજ્ઞ, તપ, દાન, વ્રત, નિયમ તથા યમોને પુરૂષાર્થ કહેછે.[૧૦]એ સઘળા લોકોને પોતપોતાનાં કર્મથી જે લોકો ફળરૂપે મળેછે તેઓ આદિઅંતવાળા, પરિણામે દુઃખ ભરેલા, તુચ્છ આનંદવાળા, અને શોકથી વ્યાપ્ત હોયછે [૧૧]હે ઉદ્ધવ! એટલા માટે ભક્તિ સર્વોત્તમ છે મારામાં ચિત્ત રાખનાર અને બીજા સઘળા વિષયોમાં તૃષ્ણા રહિત પુરૂષને મારા પરમાનંદ સ્વરૂપના સ્ફુરણથી જે સુખ પ્રાપ્ત થાયછે, તે સુખ વિષયોમાં લાગી રહેલાઓને ક્યાંથીજ પ્રાપ્ત થાય ?[૧૨]બીજાઓને પરિચ્છિન્ન સુખ મળેછે અને ભક્તને તો પરિપૂર્ણ સુખ મળેછે. નિરભિમાન, જીતેંદ્રિય, શાંત, મારી પ્રાપ્તિથીજ સંતોષ પામેલ અને સમદૃષ્ટિવાળા પુરૂષને સઘળી દિશાઓ સુખમય થાયછે.[૧૩]પોતાના ચિત્તને મારામાં અર્પણ કરીદેનાર ભક્ત બ્રહ્માની પદ્વીને, ઇંદ્રના આસનને, ચક્રવર્તીપણાને, પાતાળના રાજ્યને કે બીજાકોઇ પદાર્થને ઇચ્છતો નથી. ભક્તનેમારા ઉપરજ પરમ પ્રેમ હોય તેથી તે મારાવિના બીજા કશાને ઇચ્છેજ નહી.[૧૪] મને પણ એ ભક્તજ પ્યારો છે હે ઉદ્ધવ! મને જેવા તમે* વહાલા છો તેવા બ્રહ્મા મારા પુત્ર છતાં પણ વહાલા નથી, સદાશિવ મારા સ્વરૂપભૂત છતાંપણ વહાલા નથી, બળભદ્ર ભાઇ છતાં પણ વહાલા નથી, લક્ષ્મીજી સ્ત્રી છતાંપણ વહાલાં નથી, અને મારી મૂર્તિપણ મને તેવી વહાલી નથી.[૧૫] તૃષ્ણારહિત, શાંત, નિર્વૈર, અને સમ બુદ્ધિવાળા ભક્તની પછવાડે હુ પણ "એ ભક્તનાં ચરણની રજથી મારામાં રહેલાં બ્રહ્માંડોને પવિત્ર કરૂં" એવા ભાવથી ચાલ્યો જાઉ છુ.[૧૬] કશી વસ્તુનો પરિગ્રહ નહી રાખનાર, મારામાંજ લાગી રહેલા ચિત્તવાળા, શાંત, નિરભિમાન, સર્વ જીવોપર પ્રેમ રાખનાર અને જેઓના ચિત્તને વિષયો સ્પર્શ કરતા નથી, એવા જે મારા ભક્તો મને પ્રસન્ન કરેછે, તેઓજ નિરપેક્ષપણાના સુખને જાણેછે, બીજા કોઈ જાણતા નથી.[૧૭] આવા ઉત્તમ ભક્તની વાત તો એક કોર, પરંતુ મારો પ્રાકૃતભક્તપણ કૃતાર્થજછે જેની ઇંદ્રિયો જીતાઇ નથી એવો મારો પ્રાકૃતભક્ત વિષયોથી ખેંચાવા લાગે તોપણ ઘણુ કરીને ભક્તિના સામર્થ્યનેલીધે વિષયોથી પરાભવ પામે નહી.[૧૮] હે ઉદ્ધવ! મોટી જ્વાળાઓવાળો અગ્નિ જેમ કાષ્ટોને ભસ્મ કરી નાખેછે તેમ મારી ભક્તિ સઘળાં પાપોને ભસ્મ કરી નાંખેછે.[૧૯] જેવી રીતે વૃદ્ધિ પામેલી મારી ભક્તિ મને વશ કરેછે તેવીરીતે યોગ, સાંખ્ય, ધર્મ, વેદાધ્યયન, તપ કે દાન પણ મને વશ કરતાં નથી.[૨૦] પ્રિય આત્મારૂપ હુ શ્રદ્ધાથી થયેલી એકલી ભક્તિથીજ સત્પુરૂષોને વશ્ય થાઉંછુ. મારી ભક્તિ ચાંડાળ

* કહ્યું છે કે મુમુક્ષુએ કામ્ય કે નિષિદ્ધ કર્મમા પ્રવર્ત્તવુ નહી કેવળ પ્રત્યવાયથી છૂટવાસારૂ નિત્યનૈમિત્તિક કર્મ કરવા.

+ સાહિત્ય શાસ્ત્રમા કહ્યું છે કે મનુષ્યની પવિત્ર કીર્તિ જેટલા વર્ષ સુધી જગતમા ગવાયછે તેટલા હજાર વર્ષ સુધી તે મનુષ્ય સ્વર્ગ લોકમા પૂજાયછે. † ઐશ્વર્ય આપનાર સામદાનાદિક ઉપાયોજ ઉત્તમ સાધન છે એમ નીતિગ્રંથોમાં કહ્યુંછે.

* જેવો ભક્ત વહાલો છે' એમ કહેવુ જોઇએ તે ઠેકાણે જેવા તમે વહાલાછો' એમ ભભકથી ભગવાને કહ્યુ છે.

લોકોને જાતિદોષથી પણ પવિત્ર કરેછે.[૨૧] સત્ય અને દયાથી યુક્ત ધર્મ, અને તપથી યુક્ત વિદ્યાપણ મારી ભક્તિથી રહિત ચિત્તને સંપૂર્ણ રીતે પવિત્ર કરતાં નથી.[૨૨] શરીરમાં રૂવાડાં ઉભાં થયાવિના, ચિત્ત પીગળી જવાવિના અને આનંદનાં આંસુનાં ટીપાં પડ્યાવિના ભક્તિ શી રીતે જણાય, અને ભક્તિવિના અંતઃકરણ શી રીતે શુદ્ધ થાય?[૨૩] જે પુરૂષની વાણી ગદ્ગદ સ્વરવાળી થઇ જાય, તથા ચિત્ત વારંવાર પીગળી જાય, અને જે પુરૂષ લાજ મૂકીને કોઇ સમયે રૂવે, કોઈ સમયે હસે, કોઈ સમયે ઊંચા સ્વરથી ગાય અને કોઇ સમયે નાચવા લાગે તે મારી ભક્તિવાળો પુરૂષ સર્વ લોકને પવિત્ર કરેછે, ત્યારે પોતાને પવિત્ર કરે તેમાં તો શું કહેવું?[૨૪] જેમ સોનું અગ્નિમાં તપાવવાથીજ પોતાની અંદરના મેલનો ત્યાગ કરેછે અને પાછું પોતાના સ્વરૂપને પામેછે, તેમ ચિત્તપણ મારી ભક્તિના યોગથીજ પોતાની કર્મવાસનાઓનો ત્યાગ કરેછે અને પાછું હુરૂપ થઇ જાય છે.[૨૫] મારી પવિત્ર કથાનાં શ્રવણ અને વર્ણનોથી જેમ જેમ ચિત્ત સ્વચ્છ થતું આવે તેમ તેમ સૂક્ષ્મ વસ્તુરૂપ પરબ્રહ્મ તેના જોવામાં આવેછે નેત્ર જેમ જેમ અંજનથી ચોખ્ખું થતું આવે તેમ તેમ ઝીણી વસ્તુ જોવામાં આવેછે જે આત્મજ્ઞાનથી મુક્તિ થાય તે આત્મજ્ઞાન મારી ભક્તિવિના થતું નથી[૨૬] ચિત્ત હું રૂપ થઇ જાય એજ જ્ઞાન કહેવાયછે, અને તેવું જ્ઞાન મને ભજનાર પુરૂષને પોતાની મેળેજ પ્રાપ્ત થાય છે, બીજા કશા યત્નની અપેક્ષા રાખતું નથી જેમ વિષયોનું ધ્યાન કરનારનું ચિત્ત વિષયોમાંજ લાગ્યું રહેછે, તેમ મારૂં સ્મરણ કરનારનું ચિત્ત મારામાંજ લાગ્યું રહેછે[૨૭] બીજા સાધનો અને બીજા ફળો સ્વપ્ન અને મનોરથની પેઠે માત્ર ખોટી કલ્પનારૂપ છે, એટલામાટે તેઓને છોડી દઇને મારા ભજનથી શુદ્ધ કરેલા ચિત્તને મારામાંજ સ્થિર કરો[૨૮] સ્ત્રીઓના અને સ્ત્રીઓના સંગીઓના સંગને દૂરથીજ છોડી દેતાં ધીર થઇને નિર્ભય અને એકાંત સ્થળમાં બેશી આળસ નહી રાખતાં મારૂં ચિંતન કરવું.[૨૯] સ્ત્રીઓના સંગથી અને તેઓના સંગીઓના સંગથી પુરૂષને જેવું બંધન અને ક્લેશ થાયછે, તેવું બંધન અને ક્લેશ બીજાના પ્રસંગથી થતાં નથી એટલામાટે કામશાસ્ત્રમાં કહેલા માર્ગોને અત્યંત છોડીદેવા જોઇએ.[૩૦]

ઉદ્ધવજી પૂછેછે-હે શ્રીકૃષ્ણ! મને તો તમારા દાસપણારૂપી પુરૂષાર્થ મળી ચુકયો છે, તેથી જો કે મારે મોક્ષનીપણ ઇચ્છા નથી, તોપણ જેને મોક્ષની ઈચ્છા હોય તેણે જેવીરીતે, જેવા અને જેમય તમારા સ્વરૂપનું ધ્યાન કરવું જોઇએ તે મને કહો.[૩૧]

ભગવાન કહેછે—અતિ ઉંચું નહી અને અતિ નીચુંપણ નહી એવા કંબલાદિક સમ આસનપર જેમ પોતાને અનુકુળ* આવે તેમ બેશી કાયાને સરખી રાખતાં ચિત્તની સ્થિરતાને માટે પોતાના નાકની અણી ઉપર દૃષ્ટિ× રાખી અને બન્ને હાથને ખોળામાં મૂકીને પૂરક, કુંભક અને રેચકના + ક્રમથી અથવા વિપરીત ક્રમથી † પ્રાણના માર્ગને શુદ્ધ કરવો, વિષયોમાંથી ઇંદ્રિયોને ખેંચી લઇને ધીરે ધીરે એ પ્રમાણે અભ્યાસ કરવો[૩૨-૩૩] એક સગર્ભ અને બીજો અગર્ભ એવી રીતે બે પ્રકારનો પ્રાણાયામ થાયછે, તેમાં સગર્ભ એટલે ૐકારસહિત પ્રાણાયામવિષે કહું છું ૐકાર કે જે મૂલાધારથી માંડી બ્રહ્મરંધ્રના છેડાસુધી કમળના નાળના તંતુની પેઠે સૂક્ષ્મ અને અવિચ્છિન્ન છે, તેને મનમાં પ્રાણથી પ્રકટ કરીને પછી તે ૐકારમાં ઘંટાના નાદ સરખો ઉદાત્તનાદ સ્થિર કરવો.[૩૪]

---

* સ્વસ્તિકાદિક આસનથી બેસવું એવો કાંઇ નિયમ નથી.

× નેત્ર મીંચવાથી નિદ્રા આવે અને ઉઘાડા રાખવાથી વિષયોના દર્શનરૂપી વિક્ષેપ ઉઠે એટલા માટે નાકની અણી ઉપર નેત્ર રાખવાનું કહ્યું, કે જેથી અરધા ઉઘાડા અને અરધા મીંચેલા નેત્ર રહેવાથી લક્ષ્ય અંદર અને દૃષ્ટિ બહાર રહેવાથી નિદ્રા કે વિક્ષેપ ન થાય.

+ વાયુને ચ્હડાવવો, ઘુંટવો અને ઉતારવો એ અનુક્રમથી પૂરક કુંભક અને રેચક કહેવાયછે

† પ્રથમ રેચક પછી કુંભક અને પછી પૂરક કરવાનો ક્રમ અથવા દક્ષિણ નાડીથી પુરીને વામ નાડીથી છોડી દેવાનો ક્રમ.

આ પ્રમાણે પ્રત્યેક દિવસે ત્રણ સમયમાં દશ દશવારજ ૐકાર સહિત પ્રાણાયામનો અભ્યાસ કરે તો તે પુરૂષને એક મહિનાની અંદર પ્રાણવાયુ વશ થાયછે [૩૫] ધ્યાન કરવાની રીતિ કહી, અને હવે જેવા સ્વરૂપનુ ધ્યાન કરવુ જોઈએ તેવિષે કહુછુ દેહની અંદર હૃદયકમળ કે જે ઉંચા નાળવાળુ, નીચા મોઢાવાળુ અને કેળના ફૂલની પેઠે વગર ઉઘડેલુ છે, તેને નીચા નાળવાળુ, ઉંચા મોઢાવાળુ ઉઘડેલુ, આઠ પાંખડીવાળું અને ડોડીવાળુ ચિંતવીને તે ડોડીમાં સૂર્ય, ચંદ્ર અને અગ્નિનુ એક બીજાથી ઉપર ઉપર ચિંતન કરવુ તે અગ્નિના મધ્યમાં નીચે પ્રમાણે ધ્યાનના શુભ વિષયરૂપ મારા સ્વરૂપનુ ચિંતન કરવુ [૩૬-૩૭] યોગ્ય અવયવવાળું, શાંત, સુંદર મુખવાળુ, લાંબા અને સુંદર ચાર હાથવાળુ, અત્યંત રમણીય, સુંદર કંઠવાળુ, સુંદર ગાલવાળુ, સ્વચ્છ, મંદ હાસ્યવાળુ, કાનમાં પેહેરેલાં સરખાં અને ચળકતાં મકરાકૃતિ કુંડળવાળુ, સુવર્ણ સરખાં પીળાં વસ્ત્રવાળુ, મેઘની પેઠે શ્યામ, વક્ષસ્થળના જમણા ભાગમાં શ્રીવત્સ અને ડાબા ભાગમાં લક્ષ્મીથી યુક્ત, શંખ ચક્ર ગદા પદ્મ અને વનમાળાથી શણગારેલું, ઝાંઝરથી શોભતા પગવાળુ, કૌસ્તુભની કાંતિથી યુક્ત, તેજસ્વી કિરીટ, કટિમેખળા અને બાજુબંધથી ચારેકોર શણગારેલ, સર્વ અંગોમાં સુંદર, મનોહર, પ્રસન્નતાને લીધે પ્રફુલ્લિત મુખ અને નેત્રવાળુ અને અત્યંત કોમળ મારૂ રૂપ તેનાં સઘળાં અંગોમાં મન રાખીને ચિંતવવુ ધીરપુરૂષે મનવડે ઇંદ્રિયોને વિષયોમાંથી ખેંચી લઇને તે મનને બુદ્ધિની સહાયતાથી મારા સર્વ અંગ યુક્ત સ્વરૂપમાં સારી પેઠે લઇ જવુ [૩૮-૪૨] હવે જેમય સ્વરૂપનુ ધ્યાન કરવુ જોઇએ તેવિષે કહુછુ. સર્વ અંગોમાં વ્યાપ્ત થયેલા તે ચિત્તને ખેંચીને પછી એક એક અંગમાં જોડતુ જવું અને બીજા અંગોનુ ધ્યાન છોડી દેવુ. તેમાંપણ સૌથી છેલ્લે સુંદર મંદહાસ્યવાળા મુખમાં ઘણી વાર સુધી ચિત્તને જોડી રાખવું.[૪૩] ચિત્ત મારા મુખમાં સારીરીતે સ્થિર થાય ત્યારે તેને મુખમાંથી ખેંચી લઇને મારૂ કારણ સ્વરૂપ કે ઉપર કહેલુ પરિચ્છિન્ન સ્વરૂપ જેમય છે તેમાં લગાવી દેવુ પછી એ કારણસ્વરૂપના ધ્યાનનેપણ છોડી દઇ શુદ્ધ બ્રહ્મમાં ચઢીને કાંઇ પણ ચિંતન કરવુ નહી. (ધ્યાતા અને ધ્યેયના વિભાગને પણ છોડી દેવો).[૪૪] આ પ્રમાણે સમાધિ પર્યંત ધ્યાન કરવાવાળો પુરૂષ મનેજ પોતામાં દેખેછે અને પોતાને તેજમાં તેજની પેઠે સર્વાત્મક મારા સ્વરૂપમાં જોડાઇ ગયેલ દેખેછે [૪૫] આ પ્રમાણે અત્યંત તીવ્ર ધ્યાનથી મનનું સમાધાન કરતા યોગીનો અધિભૂત, અધ્યાત્મ અને અધિદૈવરૂપ અથવા દૃશ્ય, દ્રષ્ટા અને દર્શનરૂપ ભ્રમ (સઘળો પ્રપંચ) તુરત સારીરીતે શાંત થઇ જશે [૪૬]

**ध्यानेनेत्थं सुतीव्रेण युंजतो योगिनो मनः**
**संयास्यत्याशु निर्वाणं द्रव्यज्ञानक्रियाभ्रमः॥४६॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો ચૌદમો અધ્યાય સંપૂર્ણ

---

## અધ્યાય ૧૫ મો.*

### વિષ્ણુપદ પામવામાં વિઘ્નરૂપ સિદ્ધિઓ.

**श्रीभगवानुवाच.**

**जितेंद्रियस्य युक्तस्य जितश्वासस्य योगिनः ॥**
**मयि धारयतश्चेत उपतिष्ठंति सिद्धयः ॥ १ ॥**

ભગવાન કહેછે—ઇંદ્રિયોનેઅનેશ્વાસનેજીતનારા, સ્થિર ચિત્તવાળા અને ચિત્તનુ મારામાં ધારણ કરતા યોગીને સિદ્ધિઓ પાસે આવેછે [૧]

ઉદ્ધવજી પૂછેછે—હે શ્રીકૃષ્ણ! કેવા કેવા પ્રકારની ધારણાથી કઇ કઈ અને કેવા પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત થાયછે અને ધારણાઓ કેટલી છે? તે કહો. યોગીઓને સિદ્ધિઓ આપનારા તમેજ છો, માટે તમારા વિના બીજો આ વિષયને યથાર્થ જાણનારો ન હોવો જોઇએ [૨]

ભગવાન કહેછે—યોગનો પાર પામનારાઓએ સિદ્ધિઓ અને ધારણાઓ અઢાર અઢાર કહેલી

* આ પંદરમા અધ્યાયમા ધારણાને અનુસરનારી અને વિષ્ણુપદની પ્રાપ્તિ થવામા વિઘ્નરૂપે માનેલી સિદ્ધિઓ કહેવાશે.

છે.અઢાર સિદ્ધિઓમાં આઠ સિદ્ધિઓ તો મુખ્યત્વે એટલે સંપૂર્ણ રીતે મારામાંજ રહેલી છે. મારી સારૂપ્યમુક્તિને પામેલા બીજા પુરૂષોમાં પણ રહેછે ખરી, પરંતુ કાંઈક ન્યૂન અંશે રહેછે. અવશેષ રહેલી દશ સિદ્ધિઓ તો સત્વગુણના વધારાથી મળવાની હોવાને લીધે બીજા યોગીઓને પણ પ્રાપ્ત થાયછે.[૩] **અણિમા** ( મોટા શરીરમાંથી અત્યંત નાનું શરીર કરી નાંખવું ), **મહિમા** (નાના શરીરમાંથી મોટું કરી નાંખવું), **લઘિમા** ( ભારે શરીરમાંથી હલકું કરી નાખવું), **પ્રાપ્તિ** ( સર્વ પ્રાણીઓની ઇંદ્રિયો સાથે તે તે ઇંદ્રિયોના દેવરૂપે સંબંધ), **પ્રાકાશ્ય** (પરલોકના તથા આ લોકના સઘળા વિષયોમાં ભોગ જોવાનું સામર્થ્ય), **ઈશિતા** (ઇશ્વરમાં માયાની અને બીજાઓમાં માયાના અંશોની પ્રેરણા કરવાનું સામર્થ્ય), **વશિતા** ( વિષયોના ભોગમાં અસંગ), અને **પ્રાકામ્ય** ( જે જે સુખની ઇચ્છા થાય તે તે સુખની પરાકાષ્ટાને પોહોચવું ) હે ઉદ્ધવ! એ આઠ સિદ્ધિઓ મારામાં સ્વાભાવિક છે અને મારાથી વધારે કોઈમાં નથી[૪-૫] હવે સત્વગુણના વધારાથી મળવાની દશ સિદ્ધિઓનાં નામ આપુંછું. **અનૂર્મિમત્વ** ( આ શરીરમાં ક્ષુધા પિપાસાદિકથી રહિતપણું), **દૂરશ્રવણ** ( દૂરથી સાંભળવું ), **દૂરદર્શન** ( દૂરથી દેખવું ), **મનોજવ** ( મન જાય ત્યાં શરીરનું પોહોચવું ), **કામરૂપ** ( ધારેલા રૂપની પ્રાપ્તિ ), **પરકાયપ્રવેશન** ) પરાયા શરીરમાં પેસવું ), **સ્વચ્છંદ મૃત્યુ** (પોતાની ઇચ્છા પ્રમાણે મરણ), **દેવ સહ ક્રીડાનુદર્શન** (દેવતાઓ અપ્સરાઓની સાથે જે ક્રીડાઓ કરેછે તે ક્રીડાઓની પ્રાપ્તિ), **યથાસંકલ્પ સંસિદ્ધિ** ( સંકલ્પ પ્રમાણે પ્રાપ્તિ ), અને **અપ્રતિહતાજ્ઞા** ( કોઈ પણ સ્થળમાં આજ્ઞાનો ભંગ ન થવો ), એ દશ, સત્વગુણના વધારાથી મળવાની સિદ્ધિઓ છે[૬-૭] આ અઢાર સિદ્ધિઓ ઉપરાંત બીજી પાંચ ક્ષુદ્ર સિદ્ધિઓ છે. **ત્રિકાલજ્ઞત્વ** ( ત્રણે કાળને જાણનારપણું ), **અપદ્વંદ્વ** ( શીત અને ઉષ્ણાદિકથી પરાભવ નહી થવો), **પરચિત્તાદ્યભિજ્ઞતા** ( પરાયા ચિત્તાદિકને જાણનારપણું ), **પ્રતિષ્ટંભ** ( અગ્નિ, સૂર્ય, જળ કે ઝેર આદિથી શરીરને કશી હાનિ નહી પોહોચવી ) અને **અપરાજય** ( કોઈ પણ સ્થળમાં હારવું નહી ), એ પાંચ ક્ષુદ્ર સિદ્ધિઓ છે.[૮] યોગધારણાથી થવાની સિદ્ધિઓમાં આ મુખ્ય મુખ્ય મે તમારી પાસે કહી. હવે જે જે ધારણાથી જે જે સિદ્ધિ જેવા જેવા પ્રકારની થાયછે તે મારી પાસેથી સાંભળો.[૯] મનને ભૂતસૂક્ષ્મનો એટલે પંચમહાભૂતનાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધરૂપ સૂક્ષ્મ તત્વનો આકાર આપીને તે મનને એ ભૂત સૂક્ષ્મરૂપ ઉપાધિવાળા મારા સ્વરૂપમાં જે પુરૂષ ધારણ કરે, તે સૂક્ષ્મરૂપનો ઉપાસક મારી **અણિમા** સિદ્ધિને પામેછે[૧૦] મનને જ્ઞાનશક્તિવાળા મહત્તત્વનો આકાર આપીને તે મહત્તત્વરૂપ ઉપાધિવાળા મારા પર સ્વરૂપમાં જે પુરૂષ ધારણ કરે તે પુરૂષ, **મહિમા** સિદ્ધિને પામેછે આકાશાદિક ભૂતરૂપ ઉપાધિવાળા મારા સ્વરૂપમાં મનનું ધારણ કરનાર પુરૂષ પણ તે તે ભૂતની મોટાઈરૂપ **મહિમા** સિદ્ધિને પામેછે[૧૧] પૃથ્વી, જળ, તેજ અને વાયુ એ ચાર ભૂતના પરમાણુરૂપ ઉપાધિવાળા મારા સ્વરૂપમાં મનનું ધારણ કરનાર યોગી પરમાણુ સમાન થવારૂપ **લઘિમા** સિદ્ધિને પામેછે[૧૨] સાત્વિક અહંકારરૂપ ઉપાધિવાળા મારા સ્વરૂપમાં સઘળી રીતે મનનું ધારણ કરનાર પુરૂષ **પ્રાપ્તિ** સિદ્ધિને પામેછે.મારામાં મન રાખવાના પ્રભાવથીજ આ સિદ્ધિ મળે છે, માટે તેમાં કારણનું અત્યંત મળતાપણું હોવાની આવશ્યકતા નથી[૧૩] ક્રિયાશક્તિવાળો મહત્તત્વનો આકાર આપીને મનને તે ઉપાધિવાળા મારા સ્વરૂપમાં ધારણ કરે તે પુરૂષ, હું કે જે તે મહત્તત્વરૂપ ઉપાધિવાળો છું તેની સર્વોત્તમ **પ્રાકાશ્ય** સિદ્ધિને પામેછે.[૧૪] જે પુરૂષ ત્રણ ગુણવાળી માયાના નિયંતા અંતર્યામી વિષ્ણુમાં મનનું ધારણ કરે તે પુરૂષ, જીવોમાં માયાના અંશોની પ્રેરણા કરવારૂપ **ઈશિતા** સિદ્ધિને પામેછે. ઈશ્વરમાં માયાની

પ્રેરણા કરવારૂપ **ઇશિતા** સિદ્ધિ કે જેથી જગતની સૃષ્ટિ આદિક ક્રિયા થઇ શકે તે તો મારામાંજ રહેલીછે.[૧૫] વિરાટ, હિરણ્યગર્ભ અને કારણરૂપ ઉપાધિઓથી રહિત ઇશ્વરનું ચોથુ નારાયણ રૂપ કે જેમાં સર્વ પ્રકારનું ઐશ્વર્ય, ધર્મ, યશ, લક્ષ્મી, જ્ઞાન અને વૈરાગ્ય નામના છ ભગ રહેલછે, તેમાં મનનું ધારણ કરનાર અને મારા ધર્મ પાળનાર યોગી **વશિતા** સિદ્ધિને પામેછે.[૧૬] હુ, કે જે નિર્ગુણ પરબ્રહ્મ છુ, તેમાં પોતાના સ્વચ્છ મનનું ધારણ કરનાર યોગી પરમાનંદરૂપ **પ્રાકામ્ય** સિદ્ધિ કે જે સુખની સીમારૂપ છે તેને પામેછે[૧૭] હુ કે જે શ્વેતદ્વીપનો પતિ, સત્વગુણમય અને ધર્મમય છુ, તેમાં મનનુ ધારણ કરનાર યોગી શુદ્ધરૂપ થઇને **અનૂર્મિમત્વ** સિદ્ધિને પામેછે[૧૮] સમષ્ટિ પ્રાણરૂપ મારા સ્વરૂપમાં મનથી નાદનુ ચિંતન કરનાર જીવ આકાશમાં જ્ઞાતા થઇને પ્રાણીઓની વિચિત્ર વાણીઓ સાંભળવારૂપ **દૂરશ્રવણ** સિદ્ધિને પામેછે.[૧૯] આદિત્યમાં ચક્ષુને અને ચક્ષુમાં આદિત્યને જોડીને તે બન્નેના સંયોગમાં મનથી મારૂ ધ્યાન કરનાર સૂક્ષ્મદૃષ્ટિવાળો યોગી જગતને દેખવારૂપ **દૂરદર્શન** સિદ્ધિને પામેછે.[૨૦] મનને, દેહને અને તેઓને અનુસરનાર વાયુને મારા સ્વરૂપમાં સારી રીતે જોડી દઇને મારી ધારણા કરવામાં આવે તો તે ધારણાના પ્રભાવથી **મનોજવ** સિદ્ધિને પામેછે, એટલે જ્યાં મન જાય ત્યાં શરીર પોહોચે.[૨૧] હુ કે જે અચિંત્ય શક્તિવાળો અને અનેક પ્રકારના આકારવાળો છુ, તેમાં મનની ધારણા કરે, તો તે ધારણાના પ્રભાવના આશ્રયથી તે યોગી જ્યારે જ્યારે મનને ઉપાદાન કારણરૂપ કરીને જે જે દેવાદિકરૂપ થવાને ઇચ્છે, ત્યારે ત્યારે તે તે મન ગમતો આકાર પામવારૂપ **કામરૂપ** સિદ્ધિને પામેછે.[૨૨] પરાઇ કાયામાં પ્રવેશ કરવો હોય ત્યારે યોગી તે કાયામાં પોતાના આત્માનુ ચિંતન કરી પોતાના સ્થુળ દેહને છોડી દેતાં લિંગશરીરરૂપ ઉપાધિને સાથે લઇ, ભ્રમર જેમ એક ફૂલમાંથી બીજા ફૂલમાં પરિશ્રમ વગર પેશી જાયછે, તેમ વાયુરૂપ માર્ગથી તે પરાઈ કાયામાં અનાયાસે પેશી શકવારૂપ **પરકાયપ્રવેશન** સિદ્ધિને પામેછે.[૨૩] પેનીથી ગુદને દબાવી રાખી પ્રાણરૂપ ઉપાધિવાળા આત્માને અનુક્રમથી હૃદય, છાતી, કંઠ અને મસ્તકમાં ચઢાવતાં બ્રહ્મરંધ્રરૂપ દ્વારથી મનવડે પરાઇ કાયામાંલઇ જઇને પોતાના સ્થુળદેહનો ત્યાગ કરે ત્યારે**પરકાયપ્રવેશન**થાયછે.**સ્વચ્છંદમૃત્યુનામની**સિદ્ધિપણ ઉપર કહેલી ધારણાના પ્રભાવથીજ મળેછે.તેમાં પ્રાણરૂપ ઉપાધિવાળા આત્માને અનુક્રમથી હૃદય, છાતી, કંઠ, અને મસ્તકમાં ચઢાવતાં બ્રહ્મરંધ્રરૂપ દ્વારથી મનવડે બ્રહ્મમાં લઇ જઈને પોતાના સ્થુળ દેહનો ત્યાગ કરવો.[૨૪] મારી મૂર્તિરૂપ શુદ્ધ સત્વગુણનું ધ્યાન કરે તો **દેવસહક્રીડાનુદર્શન** રૂપ સિદ્ધિને પામેછે. દેવલોકોના ક્રીડાસ્થાનમાં વિહાર કરવાની ઇચ્છા હોય તો ઉપર કહેલુ ધ્યાન કરવુ, એટલે સત્વગુણના અંશરૂપ દેવાંગનાઓ વિમાન લઇને પાસે આવેછે, અર્થાત્ એ સિદ્ધિ મળેછે.[૨૫] હું કે જે સત્યસંકલ્પવાળો છુ, તેમાં મનની ધારણા કરવાથી મારો ભક્તયોગી જ્યારે જેવી રીતનો બુદ્ધિથી સંકલ્પ કરે, ત્યારે તેવી રીતનું ફળ પામવારૂપ **યથાસંકલ્પ સંસિદ્ધિ**ને પામે છે[૨૬] હુ કે જે સર્વનો નિયંતા અને સ્વતંત્ર છું તેમાં મનની ધારણાથી મારા સ્વભાવને પામે તો તે પુરૂષ **અપ્રતિહતાજ્ઞા** સિદ્ધિને પામેછે. એટલે મારી આજ્ઞાનો ભંગ જેમ કોઈ પણ સ્થળમાં થતો નથી તેમ તેની આજ્ઞાનો ભંગ પણ કોઇ પણ સ્થળમાં થાય નહી.[૨૭] ત્રણ કાળને જાણનાર ઈશ્વરમાં મનની ધારણા કરે તો મારી ભક્તિથી શુદ્ધ અંતઃકરણવાળા યોગીને ત્રણે કાળની વસ્તુઓને તથા પોતાના જન્મમરણને જાણવારૂપ **ત્રિકાલજ્ઞત્વ** સિદ્ધિ મળેછે. **પરચિત્તાદ્યભિજ્ઞતા** સિદ્ધિ પણ ઉપર કહેલી ધારણાથીજ મળેછે.[૨૮] હુ, કે જે અગ્નિ અને સૂર્ય આદિના ઉપઘાતથી રહિત છુ, તેમાં મનની ધારણા કરે તો તે મુનિનુ યોગમય થયેલુ શરીર અગ્નિ, સૂર્ય, જળ કે ઝેરથી કશી હાનિ

પામતું નથી જળજ તુઓને જળ જેમ ઉપ-
ઘાત કરનારૂં હોતુ નથી, તેમ યોગીના શરીરને
અગ્નિ આદિક પણ ઉપઘાત કરનારાં થતાં નથી,
એટલે એ **પ્રતિષ્ટંભ** નામની સિદ્ધિ મળેછે.
**અપદ્રદ્ધ** નામની સિદ્ધિ પણ ઉપર કહેલી ધા-
રણાથીજ મળેછે [૨૯] શ્રીવત્સ અને અસ્ત્રોથી શ-
ણગારેલા મારા અવતારોનુ ધ્વજ, છત્ર અને
ચામરની સાથે ધ્યાન કરે તો તે યોગી
**અપરાજય** સિદ્ધિને પામે છે [૩૦] આ પ્ર
માણે નોખ નોખી યોગ સબધી ધારણા-
ઓથી મારી ઉપાસના કરનાર યોગીને ઉપર
કહેલી સઘળી સિદ્ધિઓ પ્રાપ્ત થાયછે [૩૧] અ-
થવા અનેક ધારણાઓ કરવાના પ્રયાસની કશી
આવશ્યકતા નથી કેમકે ઇંદ્રિયો, પ્રાણ અને
મનનું દમન કરી તેઓને જીતી લેનાર મુનિને
**વશિતા** સિદ્ધિના પ્રકરણમાં કહેલી મારી એક
ધારણા કરવાથીજ કોઈ પણ સિદ્ધિ આત દુર્લભ
રહેતીનથી [૩૨]જો કે એમ છે તો પણ સિદ્ધિઓને
માગવી નહીં, કારણકે ઉત્તમ યોગ કરનાર યો-
ગી કે જે મને તુરત પ્રાપ્ત થવાનો અધિકારી છે
તેને એ સિદ્ધિઓમાં લાગીજવાથી કાલક્ષેપ થા
યછે આ કારણથી એ સિદ્ધિઓ વિઘ્નરૂપ કહે-
વાયછે [૩૩]માટે નિષ્કામ રહીને ઇશ્વરના ઉપાધિ-
રહિત ચોથા સ્વરૂપનીજ ધારણા કરવી. બીજી
સકામ ધારણાઓને છોડી દેવી આ જગતમાં
જન્મ,* ઔષધ, તપ અને મત્રોથી જેટલી
સિદ્ધિઓ મળેછે તે સઘળી સિદ્ધિઓ ઉપર કહે-
લી ચોથા સ્વરૂપની ધારણારૂપ યોગથી પ્રાપ્ત
થાયછે, પણ તે યોગથી જે ( સાલોક્યાદિક ) મ
ળેછે તે બીજા ઉપાયોથી મળતું નથી [૩૪]સઘળી
સિદ્ધિઓનો પ્રભુ હુ છુ, કારણ કે તેઓની ઉ-
ત્પત્તિ તથા પાલન હુ કરૂ છુ સિદ્ધિઓનો પ્રભુ
છુ એટલુ જ નહી પણ મોક્ષ, મોક્ષના સાધન-
રૂપ જ્ઞાન, જ્ઞાનના સાધનરૂપ ધર્મ અને ધર્મનો
ઉપદેશ કરનાર બ્રહ્મવાદીઓનો પણ હુ જ પ્રભુ
છુ. એટલામાટે સિદ્ધિઓની અપેક્ષા નહી રા-
ખતાં મને પામવુ એજ યોગનુ મુખ્ય ફળ છે
એમ સમજવુ [૩૫]સર્વ જીવોનો આત્મા હુ છું,
કારણ કે અતર્યામી હોવાથી કાંઈ પરિચ્છિન્ન
થઇ જતો નથી, કારણ કે બહાર પણ હુ છું,
અદર અને બહાર પણ હુ છુ, તેનુ કારણ એ
છે કે મને કોઈથી આવરણ થતુ નથી. જરાયુજ,
અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ શરીરોમાં જેમ
પચમહાભૂત બહાર અને અદર વ્યાપકછે, તેમ
હુ શરીરોમાં અને પચભૂતોમાં પણ બહાર અને
અદર વ્યાપક છું. એટલામાટે સર્વનો પ્રભુ
હું છુ. [૩૬]

**अहमात्मांतरोबाह्योऽनावृतः सर्वदेहिनाम् ।**
**यथा भूतानि भूतेषु बहिरंतः स्वयं तथा ॥३६॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશ
સ્કંધનો પંદરમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૬ મો.*

### ભગવાનની વિભૂતિઓનું વર્ણન.

**उद्धव उवाच.**

**त्वं ब्रह्म परमं साक्षादनाद्यंतमपावृतम् ।**
**सर्वेषामपिभावानां त्राणस्थित्यप्ययोद्भवः ॥ १ ॥**

ઉદ્ધવજી પૂછેછે—આદિ તથા અતથી રહિત,
સ્વતત્ર અને સર્વ પદાર્થોની ઉત્પત્તિ, સ્થિતિ અ-
ને પ્રલયના અધિષ્ઠાનરૂપ અર્થાત્ સર્વના ઉપા-
દાન કારણરૂપ સાક્ષાત્ પરબ્રહ્મ તમે છો [૧]કારણ
કે જેઓએ મન જીતેલુ ન હોય તેઓના જાણ-
વામાં નહી આવતા આપને વેદનો અભિપ્રાય
જાણનારા પુરૂષો ઉંચા નીચા સર્વ પદાર્થોમાં
યથાર્થપણાથી જાણીને આપની ઉપાસના કરેછે,
આ પ્રમાણે આપ સર્વના કારણરૂપ હોવાથી સ-
ર્વાત્મકછો, પણ આપે ઉપર કહેલા પચભૂતોના

---

* પક્ષીઓને આકાશમા ચાલવાની સિદ્ધિ, જળજતુ
ઓને જળનો પ્રતિષ્ટંભ થવાની સિદ્ધિ અને દેવતાઓને
**અતર્ધાન થવા આદિ સિદ્ધિઓ જન્મથીજ હોયછે.**

* આ સોળમા અધ્યાયમા જ્ઞાન, વીર્ય અને પ્રભાવા-
દિકના વધારાનેલીધે જેઓમા ભગવાનનો આવિર્ભાવ છે
તે વિભૂતિઓનુ વર્ણન કરવામા આવશે અજીતેદ્રિય
પુરૂષોથી ચિત્તને અંદર રોકી રાખીને ધ્યાન કરવુ અશક્ય
છે, માટે તેઓને તે ધ્યાનની યોગ્યતા પ્રાપ્ત કરવાસારૂ
**વિભૂતિઆદિનુ નિરૂપણ કરવામાં આવશે.**

દૃષ્ટાંત ઉપરથી પૂછવું પડેછે કે પંચભૂતો જેમ કેટલાંએક શરીરોમાં કોઇકોઇ ગુણનેલીધે અધિક રહ્યાંછે અને કેટલાંએક શરીરોમાં સામાન્યરૂપે રહ્યાંછે, તેમ આપ કયા કયા પદાર્થોમાં અધિક અને કયા કયા પદાર્થોમાં સામાન્યરૂપે રહ્યાછો ? મોટા ઋષિઓ જે જે પદાર્થોમાં ભક્તિપૂર્વક આપની ઉપાસના કરવાથી મુક્તિ પામેછે,તે તે પદાર્થોનાં નામ મને કહો.[૩]હે જગતના પાલક ! પ્રાણીઓમાં અંતર્યામીરૂપે આપ ગૂઢ રહ્યાછો, અને આપે મોહ પમાડેલાં પ્રાણીઓ આપ કે જે સર્વના દ્રષ્ટા છો તેમને દેખતાં નથી, એટલામાટે આપની વિભૂતિઓવિષે પૂછુંછું [૪]હે મોટી વિભૂતિવાળા ! પૃથ્વીમાં, સ્વર્ગમાં, પાતાળમાં અને દિશાઓમાં આપની વિશેષ શક્તિથી જોડાએલી જે કોઇ વિભૂતિઓ હોય તે સઘળી મને કહો. હું તીર્થોના સ્થાનકરૂપ આપના ચરણકમળમાં પ્રણામ કરૂં છું.[૫]

ભગવાન કહેછે—હે પ્રશ્ન જાણનારાઓમાં શ્રેષ્ઠ ! કુરૂક્ષેત્રમાં શત્રુઓની સાથે યુદ્ધ કરવાને ઇચ્છતા અર્જુને આ પ્રમાણેજ મને પ્રશ્ન પૂછ્યું હતુ. આ તમારૂં પૂછવુ નરના અવતારરૂપ અર્જુનના પૂછવાની સાથે મળતું હોવાથી ઘણુ ઉત્તમ છે.[૬]રાજ્યને માટે પોતાના જ્ઞાતિઓને મારવા એ ઘણુ નિંદિત અને અધર્મરૂપ છે એમ જાણી જેની બુદ્ધિ 'હું મારીશ અને આ લોકો મરશે' એવા પ્રાકૃત વિચારવાળી થઇ ગઇ હતી, એવા ઉત્તમ પુરૂષ અર્જુન યુદ્ધ કરવાથી અટકી બેસતાં તે સમયે યુક્તિથી મેં તેમને રણભૂમિમાં સમજાવ્યા હતા. એ પ્રસંગમાં તેમણે પણ તમે જેવું મને પૂછોછો તેવુંજ પૂછ્યું હતું, માટે તેમનીપાસે મેં જે કહ્યું હતુ તેજ તમારીપાસે કહુંછું.[૭-૮]હે ઉદ્ધવ ! આ સઘળા પદાર્થોનો આત્મા, મિત્ર અને ઇશ્વર હું છુ. સર્વ પદાર્થોરૂપ અને સર્વની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયના કારણરૂપ હું છુ [૯]ગતિવાળાઓની જે ગતિ છે તે હું છું, વશ કરનારાઓમાં કાળ મારૂ સ્વરૂપ છે, ત્રણ ગુણોની સમતારૂપ જે પ્રકૃતિ છે તે હું છું, દ્રવ્યમાં સ્વાભાવિક જે ગુણ રહેલછે તે હું છુ,[૧૦]ગુણવાળા પદાર્થોમાં ક્રિયાશક્તિપ્રધાન જે મહત્તત્વ છે તે હું છું, મોટાઓમાં મહત્તત્વ મારૂ સ્વરૂપ છે, સૂક્ષ્મ ઉપાધવાળા અને જેઓનુ જ્ઞાન થવું કઠણ છેએવા પદાર્થોમાં જીવ હુ છું, જે પદાર્થો જીતાવા કઠણ છે તેઓમાં મન હું છુ.[૧૧]વેદોના ભણાવનાર જે બ્રહ્મા છે તે હું છુ, મંત્રોમાંત્રણ અક્ષરવાળો ૐકાર હું છું, અક્ષરોમાં અકાર હું છુ, છંદોમાં ગાયત્રીછંદ હું છુ [૧૨]સર્વ દેવતાઓમાં ઇંદ્ર હુ છુ, વસુઓમાં હવ્યવાહ હુ છુ, આદિત્યોમાં વિષ્ણુ હું છુ, રૂદ્રોમાં નીલલોહિત હુ છુ.[૧૩]બ્રહ્મર્ષિઓમાં ભૃગુ હુ છુ, રાજર્ષિઓમાં મનુ હુ છુ, દેવર્ષિઓમાં નારદજી હું છુ,ગાયોમાં કામધેનુ હું છું,[૧૪] સિદ્ધેશ્વરોમાં કપિલદેવજી હું છુ, પક્ષીઓમાં ગરૂડ હું છું, પ્રજાપતિઓમાં દક્ષ હુ છુ, પિતૃઓમાં અર્યમા હુ છુ,[૧૫]હે ઉદ્ધવ ! દૈત્યોમાં તેઓનો રાજા પ્રલ્હાદ હું છુ, નક્ષત્ર અને ઔષધિઓનો સ્વામી ચદ્રમા હુ છું, યક્ષ અને રાક્ષસોનો સ્વામી કુબેર હુ છુ,[૧૬]ઉત્તમ હાથીઓમાં ઐરાવત હુ છુ, જળજંતુઓનો સ્વામી વરૂણ હુ છુ, તપાવનાર અને પ્રકાશ કરનારાઓમાં સૂર્ય હું છુ, મનુષ્યોમાં રાજા હુ છુ.[૧૭] ઘોડાઓમાં ઉચ્ચૈઃશ્રવા હું છુ, ધાતુઓમાં સુવર્ણ હુ છુ, શિક્ષા કરનારાઓમાં યમ હું છું, સર્પોમાં વાસુકિહું છુ.[૧૮]મોટાનાગોમાંશેષનાગ હુ છુ,શીંગડાંવાળાઅને દાઢવાળાંપશુઓનોસ્વામીસિંહ હુછુ,આશ્રમોમાંસન્યાસ હુછુ,વર્ણોમાં બ્રાહ્મણહુંછુ.[૧૯]તીર્થ અને પ્રવાહોમાં ગંગા હુ છું, સ્થિર જળાશયોમાં સમુદ્ર હુ છું, આયુધોમાં ધનુષ હુ છું, ધનુષ ધરનારાઓમાં ત્રિપુરને તોડનારા સદાશિવ હુ છુ.[૨૦] નિવાસનાં સ્થાનકોમાં મેરૂ હુ છુ, દુર્ગમસ્થળોમાં હિમાલય હું છુ, વનસ્પતિઓમાં પીપળો હું છું, ઔષધિઓમાં જવ હુ છુ.[૨૧]પુરોહિતોમાં વસિષ્ઠ હુંછું,વેદાર્થની નિષ્ઠાવાળાઓમાં બૃહસ્પતિ હુ છું, સર્વ સેનાપતિઓમાં કાર્તિકસ્વામી હુ છુ, શુભમાર્ગને પ્રવર્ત્તાવનારાઓમાં બ્રહ્મા હું છુ.[૨૨] યજ્ઞોમાં બ્રહ્મયજ્ઞ હું છુ, વ્રતોમાં અહિંસા હું છું, માર્જન, ઝીલવું અને ધસવું,

આદિ શુદ્ધ કરનારાઓમાં વાયુ, અગ્નિ, સૂર્ય, જળ અને બ્રાહ્મણોનાં વચનરૂપ શોધક પદાર્થ હું છું,[23] યોગનાં આઠ અંગોમાં સમાધિ હું છું, જીતવાને ઇચ્છનારાઓનો જે વિચારછે તે હું છું, ડહાપણોમાં બ્રહ્મવિદ્યા હું છું, *અખ્યાતિ, અન્યથાખ્યાતિ, શૂન્યખ્યાતિ અસત્‌ખ્યાતિ અને અનિર્વચનીય ખ્યાતિઓનો વાદ કરનારાઓનો 'આ એમ છે કે આમ છે' એવી રીતનો જે અપાર વિકલ્પ છે તે હું છું.[24] સ્ત્રીઓમાં શતરૂપા હું છું, પુરૂષોમાં સ્વાયંભુવ મનુ હું છું, મુનિઓમાં નારાયણ હું છું, બ્રહ્મચારિઓમાં સનત્કુમાર હું છું.[25] ધર્મોમાં અભયદાન હું છું, નિર્ભય સ્થાનકોમાં આત્મનિષ્ઠા હું છું, અભિપ્રાયને ગુપ્ત રાખવાનાં સાધનોમાં પ્રિયવચન અને મૌન હું છું, સ્ત્રીપુરૂષોનાં જોડાંઓમાં પ્રજાપતિ કે જેના દેહનાં બે અર્દ્ધમાંથી જોડું થયું છે તે હું છું.[26] અપ્રમત્ત રહેનારાઓમાં વર્ષરૂપ જે કાળ છે તે હું છું, ઋતુઓમાં વસંત હું છું, મહિનાઓમાં માગશર મહિનો હું છું, નક્ષત્રોમાં અભિજીત હું છું,[27] યુગોમાં સત્ય યુગ હું છું, ધીર પુરૂષોમાં દેવળ અને અસતિ મુનિ હું છું, વેદના વિભાગ કરનારાઓમાં વેદવ્યાસ હું છું, વિદ્વાનોમાં જ્ઞાની શુક્રાચાર્ય હું છું.[28] ઉત્પત્તિ, પ્રલય, પ્રાણીઓનું જવું, આવવું, વિદ્યા અને અવિદ્યા એ છ પદાર્થોને જાણનારાઓમાં વાસુદેવ હું છું, વૈષ્ણવોમાં જે તમે છો તે હું છું, કિંપુરૂષોમાં હનુમાન હું છું, વિદ્યાધરોમાં સુદર્શન હું છું.[29] રત્નોમાં માણિક્ય હું છું, સુંદર પદાર્થોમાં કમળનો કોશ હું છું, દર્ભની જાતિઓમાં જે કુશ છે તે હું છું, હવિષ્યપદાર્થોમાં ગાયનું ઘી હું છું.[30] ઉદ્યોગીઓની ધનાદિક સંપત્તિ હું છું, દ્યૂત રમનારાઓનું કપટદ્યૂત હું છું, સહન કરનારાઓની તિતિક્ષા હું છું, ધૈર્યવાળાઓનું ધૈર્ય હું છું.[31] બળવાનોની દેહશક્તિ અને ઇંદ્રિયશક્તિ હું છું, વૈષ્ણવોએ ભક્તિથી કરેલું કર્મ હું છું, ભક્તોએ પૂજવાની વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, નારાયણ, હયગ્રીવ, વરાહ, નૃસિંહ અને બ્રહ્મા એ નવ મૂર્તિઓમાં વાસુદેવ નામની ઉત્તમ મૂર્તિ હું છું.[32] ગંધર્વોમાં વિશ્વાવસુ હું છું અપ્સરાઓમાં પૂર્વચિત્તિ હું છું, પર્વતોનું સ્થૈર્ય હું છું, પૃથ્વીનો ગંધરૂપ અવકૃત ગુણ હું છું.[33] જળનો મધુર રસ હું છું. તેજસ્વીઓમાં અગ્નિ હું છું, સૂર્ય, ચંદ્ર અને તારાઓની કાંતિ હું છું, આકાશનો પરા નામનો સૂક્ષ્મ શબ્દ હું છું.[34] બ્રાહ્મણોને માન આપનારાઓમાં બળિ રાજા હું છું, વીરપુરૂષોમાં કુંતીનો પુત્ર અર્જુન હું છું, પદાર્થોની સ્થિતિ, ઉત્પત્તિ અને પ્રલયરૂપ હું છું.[35] ગતિ, ભાષણ, મલોત્સર્ગ, ગ્રહણ, આનંદ, સ્પર્શ, સ્વાદ, શ્રવણ, સુંઘવું અને જોવું એ દશ ઇંદ્રિયોના ધર્મોમાં જે જોવું છે તે હુંછું.[36] સર્વ ઇંદ્રિયોની તે તે વિષયોનું ગ્રહણ કરવાની શક્તિ હું છું; પૃથ્વિ, વાયુ, આકાશ, જળ અને તેજની તન્માત્રાઓ, અહંકાર, મહત્તત્વ, પંચમહાભૂત, પુરૂષ, પ્રકૃતિ, રજોગુણ, સત્વગુણ, તમોગુણ અને તેઓથી ન્યારૂં પરબ્રહ્મ હું છું.[37] એ તત્વોની ગણના, તેઓનાં લક્ષણોનું જ્ઞાન અને તેઓનો નિશ્ચય હુંજ છું, હું કે જે જીવ ઇશ્વરરૂપ, ગુણગુણિરૂપ, ક્ષેત્રક્ષેત્રજ્ઞરૂપ અને સર્વનો નિયંતા છતાં પણ સર્વરૂપ છું તે વિના કોઇ પણ સ્થળમાં કોઇ પણ પદાર્થ છેજ નહી, સઘળું મારૂં સ્વરૂપજ છે.[38] આગળની પેઠે વિશેષ દેખાડવા છોડી દઇને આ સામાન્યરૂપે કહુંછું, તેનું કારણ એ છે કે પૃથ્વી આદિ ભૂતોના પરમાણુઓની ગણના ઘણા કાળથી પણ મારાથી કરી શકાય અને કરીને કહી શકાય, પરંતુ મેં સરજેલાં કરોડો બ્રહ્માંડોની ગણના મારાથી પણ કરી કે કહી શકાય એમ નથી, અને જ્યારે એમ છે ત્યારે બ્રહ્માંડોમાં રહેલી વિભૂતિઓની ગણના તો કેમજ થઈ શકે ?[39] તો પણ વિશેષ સમજાય. એવી રીતે સર્વનો સંક્ષેપ કરી

* આ પાંચ ખ્યાતિઓનો વાદ ઘણોજ સૂક્ષ્મ અને ગંભીર છે તે વેદાન્તના આકર ગ્રંથોથી જાણી લેવો. લંબાણ થઇ જવાની બીકથી અહીં લખ્યો નથી. શ્રીધરસ્વામીએ ટીકામાં પણ લખ્યો નથી.

કહ્યું છું કે જેમાં જેમાં પ્રભાવ, સંપત્તિ, કીર્તિ, ઐશ્વર્ય, લજ્જા, દાન, સૌંદર્ય, ભાગ્ય, બળ, સહનશક્તિ અને વિજ્ઞાન હોય તે તે પદાર્થ મારી વિભૂતિરૂપ છે એમ સમજવું.[૪૦] આ સઘળી વિભૂતિઓ સક્ષેપથી મે તમારીપાસે કહી, પણ તે મારામાં ચિત્ત લાગવાને માટેજ કલ્પના કરીને કહીછે, માટે તેઓમાં અત્યંત અભિનિવેશ નહી કરવો આ સઘળી વિભૂતિઓ મનના વિકારરૂપ છે. અને આકાશનુ ફૂલ તથા સસલાનુ શીંગડું આદિ પદાર્થો જેમ કહેવા માત્રજ છે પણ સાચાં નથી, તેમ આ વિભૂતિઓ પણ કેહેવામાત્રજ છે, સાચી નથી.[૪૧] એટલામાટે વાણી, મન, પ્રાણ અને ઇંદ્રિયોનો નિગ્રહ કરો, અને બુદ્ધિનો સત્વગુણથી સંપન્ન બુદ્ધિથીજ નિગ્રહ કરો. આમ કરશો તો પાછાં જન્મ મરણ થશે નહી.[૪૨] જે સન્યાસી બુદ્ધિથી સારીરીતે વાણી અને મનનો નિગ્રહ કરે નહી, તેનુ વ્રત, તપ અને જ્ઞાન કાચા ઘડામાંના પાણીની પેઠે સ્રવી જાય છે.[૪૩] એટલામાટે મારામાં તત્પર રહીને મારી ભક્તિવાળી બુદ્ધિથી મન, વચન અને ઇંદ્રિયોનો નિગ્રહ કરવો જોઇએ, અને એમ કરવાથી કૃતાર્થપણું પ્રાપ્ત થાયછે.[૪૪]

तस्मान्मनोवचः प्राणान्नियच्छेन्मत्परायणः।
मद्भक्तियुक्तया बुद्ध्या ततः परिसमाप्यते ॥४४॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશ સ્કંધનો સોળમો અધ્યાય સંપૂર્ણ.

—o—

## અધ્યાય ૧૭ મો.*

### બ્રહ્મચારીના અને વાનપ્રસ્થના ધર્મો.

उद्धव उवाच.

यस्त्वयाभिहितः पूर्वं धर्मस्त्वद्भक्तिलक्षणः।
वर्णाश्रमाचारवतां सर्वेषां द्विपदामपि ॥ १ ॥

ઉદ્ધવજી પૂછેછે–હે શ્રીકૃષ્ણ ! આપ પ્રથમ કહી ગયાછો કે "ધર્મરૂપ કર્મ ભક્તિનું તથા મોક્ષનુ સાધન છે" પણ તેવું કર્મ કરનારાઓને અવશ્ય ભક્તિ ઉત્પન્ન થાયછેજ એવો નિયમ જોવામાં આવતો નથી, માટે વર્ણ તથા આશ્રમના આચારવાળાઓના તથા તે આચારના અધિકાર વગરના સર્વે મનુષ્યોનો સ્વધર્મ અને તે સ્વધર્મ જેવીરીતે કરવાથી મનુષ્યોને તમારામાં ભક્તિ ઉત્પન્ન થાય તે રીતિ આપે મને કહેવી જોઈએ.[૧-૨] આ ધર્મ, સંપ્રદાય ઉપરથીજ જણાય એમ નથી, કારણ કે આપે તે હંસના રૂપથી પૂર્વે બ્રહ્માને જે ઉત્તમ અને સુખરૂપ ધર્મ કહ્યો હતો, તે ધર્મનો સંપ્રદાય જો કે પૂર્વે ઉપદેશ કરાએલોછે, તોપણ હમણાં વચમાં મોટો કાળ વ્યતીત થવાનેલીધે ઘણુ કરીને મનુષ્યલોકમાં નહીં રહ્યો હશે હે મહાબાહુ ! હે પ્રભુ ! હે માધવ ! હે શત્રુઓનો નાશ કરનાર ! હે અચ્યુત ! પૃથ્વીમાં ધર્મનો કહેનાર, કરનાર, અને રક્ષણ કરનાર આપવિના બીજા કોઇ નથી, એટલુ જ નહીં, પણ બ્રહ્માની સભા કે જેમાં વેદાદિક દેહધારી છે તેમાં પણ આપ વિના બીજો કોઇ ધર્મનો કહેનાર, કરનાર કે રક્ષણ કરનાર નહી હશે.[૩-૫] હે દેવ ! હે મધુસૂદન ! આપ કે જે ધર્મના કરનાર, રક્ષણ કરનાર અને કહેનાર છો તે, આ ભૂલોકનો ત્યાગ કરીને સ્વધામમાં પધાર્યા પછી એ નાશ પામી ગયેલા સ્વધર્મને બીજો કોણજ કહેશે ? એટલામાટે હે સર્વ ધર્મોને જાણનાર ! હે પ્રભુ ! તમારી ભક્તિના સાધનરૂપ ધર્મ, મનુષ્યોમાં જેણે જેવી રીતે કરવાનો હોય તે મને કહો.[૬-૭]

ભગવાન્ કહેછે–હે ઉદ્ધવ ! વર્ણ તથા આશ્રમના આચારવાળા તથા તે આચાર વગરના પણ મનુષ્યોને ભક્તિ ઉત્પન્ન કરવાસારૂ તમે પૂછોછો માટે આ પૂછવું યોગ્ય છે. એ પ્રશ્નના ઉત્તરરૂપે મારી પાસેથી ધર્મ સાંભળો.[૮] પેહેલાં સત્યયુગમાં હંસ નામનો મનુષ્યોનો એકજ વર્ણ હતો, એક ૐકારજ વેદરૂપ હતો, અને મનમાં મારૂં ધ્યાન કરવું એજ ચાર પાયાવાળા ધર્મરૂપ હતું. પાપરહિત હોવાથી મન તથા ઇંદ્રિયોને એકાગ્ર કરવારૂપજ તપમાં સ-

* આ સત્તરમા અધ્યાયમાં ભક્તિના સાધનરૂપ સ્વધર્મ વિષે ઉદ્ધવજીએ પૂછ્યાથી શ્રીકૃષ્ણ, હંસાવતારે કહેલા ધર્મો-માંથી બ્રહ્મચારી અને વાનપ્રસ્થના ધર્મ કહીસંભળાવશે.

ગેલા લોકો મારા શુદ્ધ સ્વરૂપની ઉપાસના કરતા હતા, અને એવી ઉપાસનાજ મુખ્ય ધર્મ રૂપ હતી. લોકો જન્મથીજ કૃતાર્થ હતા, માટે તે યુગનું 'કૃતયુગ' એવુ નામ કહેવાય છે. ૯-૧૦ નોખનોખા આચાર પાળવારૂપ ધર્મ તો ત્રેતાયુગના આરંભથી થયોછે. હે ઉદ્ધવ ! ત્રેતાયુગના આરંભમાં મારા ઇશ્વરસ્વરૂપના હૃદયમાંથી શ્વાસરૂપે ત્રણ વેદરૂપ વિદ્યા ઉત્પન્ન થઇ, અને તે વિદ્યામાંથી જેમાં હોતા, ઉદ્ગાતા અને અધ્વર્યુનું કામ પડેછે એવો મારા સ્વરૂપભૂત યજ્ઞ ઉત્પન્ન થયો.[11] મારા ઇશ્વરસ્વરૂપનાં મુખ, બાહુ, સાથળ અને પગમાંથી અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણો ઉત્પન્ન થયા કે જેઓ પોતપોતાના આચાર ઉપરથીજ પરસ્પરથી નોખા જાણવામાં આવે છે.[12] મારા ઇશ્વર સ્વરૂપના પેઢુમાંથી ગૃહસ્થાશ્રમ, હૃદયમાંથી બ્રહ્મચર્યાશ્રમ, વક્ષ સ્થળમાંથી વાનપ્રસ્થાશ્રમ અને મસ્તકમાંથી સન્યાસાશ્રમ ઉત્પન્ન થયો.[13] મનુષ્યોના એ વર્ણ અને આશ્રમોના સ્વભાવ પોતપોતાની જન્મભૂમિને અનુસરતા થયા, એટલે મારા ઉત્તમ અંગમાંથી ઉત્પન્ન થયેલાઓના ઉત્તમ અને મારાં ઉતરતાં અંગમાંથી ઉત્પન્ન થયેલાઓના ઉતરતા સ્વભાવ થયા.[14] શમ, દમ, વિચાર, પવિત્રતા, સંતોષ, ક્ષમા, સરળતા, મારી ભક્તિ, દયા અને સત્ય, એ બ્રાહ્મણના સ્વભાવ છે.[15] પ્રતાપ, બળ, ધીરજ, શૂરપણુ, સહનતા, ઉદારતા, ઉદ્યમ, સ્થિરતા, બ્રાહ્મણોને માનનારપણું અને ઐશ્વર્ય, એ ક્ષત્રિયના સ્વભાવ છે.[16] આસ્તિકપણુ, દાન દેવામાં નિષ્ઠા, નિષ્કપટપણુ, બ્રાહ્મણોની સેવા અને ધન વધતુ જતુ છતા પણ અસંતોષ, એ વૈશ્યના સ્વભાવ છે.[17] બ્રાહ્મણ ગાયો અને દેવતાઓની નિષ્કપટપણાથી સેવા, અને તેમાંથી જે કાંઇ મળે તેથી સંતોષ, એ શૂદ્રના સ્વભાવ છે.[18] (ચાર વર્ણોના સ્વભાવ ઉપરથી ચાર આશ્રમોના સ્વભાવ પણ જાણી લેવા.) અપવિત્રતા, મિથ્યાભાષણ, ચોરી, નાસ્તિકપણું, યોગ્ય મૂળ વસ્તુનો કજીઓ, કામ, ક્રોધ અને તૃષ્ણા, એ ચાર વર્ણમાં ન આવેલા લોકોના સ્વભાવ છે.[19] અહિંસા, સત્ય, ચોરીનો અભાવ, કામ, ક્રોધ તથા લોભ એઓથી રહિતપણું અને સર્વ પ્રાણીઓનું પ્રિય તથા હિત કરવાનો ઉદ્યમ, એ સઘળા વર્ણોનો સાધારણ ધર્મ છે.[20] હવે ચાર આશ્રમોમાં પ્રથમ બ્રહ્મચારીના ધર્મો કહુંછું. બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય, એ ત્રણ વર્ણમાં જન્મેલા પુરૂષે ગર્ભાધાનાદિક સંસ્કારોના ક્રમથી ઉપનયન (જનોઇ દેવાનો) સંસ્કાર કે જે મનુષ્યના બીજા જન્મરૂપ છે તે થયા પછી જીતેદ્રિયપણાથી ગુરૂને ઘેર રહેવું અને ગુરૂ બોલાવે ત્યારે વેદ ભણવો અને તેના અર્થનો વિચાર કરવો.[21] મેખળા, મૃગચર્મ, દંડ ફેરવવાની માળા, જનોઇ અને કમંડલુનું ધારણ કરવું. તેલાદિક નહી નાખવાથી કેશની જટા કરી નાંખવી, દાંત અને વસ્ત્રને સ્વચ્છ રાખવાં નહીં, આસનને રંગવું નહીં, દર્ભનુ ધારણ કરવુ.[22] સ્નાન, ભોજન, હોમ, જપ અને વિષ્ટા તથા મૂત્ર કરવાના સમયમાં મૌન રાખવું. નખને અને કાખનાં કે ઉપસ્થનાં રૂંવાડાંને કાપવાં નહીં.[23] ગૃહસ્થ વિના બીજા આશ્રમવાળાએ કદી પણ વીર્યને ખેરવુ નહી. કદાચ પોતાની મેળે સ્ખલિત થાય તો જળમાં નાહી પ્રાણાયામ કરીને ગાયત્રીનો જપ કરવો.[24] સાવધાન અને પવિત્રપણાથી અગ્નિ, આચાર્ય, સૂર્ય, ગાય, બ્રાહ્મણ, ગુરૂ, વૃદ્ધ, અને દેવતાઓની ઉપાસના કરવી. મૌન રાખીને જપ કરતાં પ્રાતઃસંધ્યા અને સાયંસંધ્યાની ઉપાસના કરવી. મધ્યાન્હકાળમાં સંધ્યામાટે મૌન રાખવાનુ આવશ્યક નથી.[25] આચાર્યને હુંરૂપ જાણવો. મનુષ્ય સમજીને કદી પણ તેની અવજ્ઞા કરવી નહી કે ગુણમાં દોષનો આરોપ કરવો નહી, કારણ કે ગુરૂ સર્વ દેવમય છે.[26] સાયંકાળે અને પ્રાતઃકાળે ભિક્ષા લાવીને અને બીજુ પણ જે કાંઇ મળ્યુ હોય તે લાવીને ગુરૂને નિવેદન કરવું. ગુરૂ આજ્ઞા આપે તો જીતેદ્રિયપણાથી તે વસ્તુનો ઉપયોગ કરવો.[27] આચાર્યની સેવા કરતાં સર્વદા તેથી હલકા માણસની પેઠે તેની પાસે બેસવું, ગુરૂ જાય ત્યારે

પછવાડે જવું, સૂવે ત્યારે સાવધાનપણાથી પાસે સૂવું, થાકી જાય ત્યારે પગચંપી આદિ કરવું, અને બેઠેલ હોય ત્યારે હાથ જોડી તેની કોઈ આજ્ઞાની વાટ જોઈ પાસે બેઠા રહેવું.[૨૮] આ પ્રમાણે વિદ્યા પૂરી થાય ત્યાંસુધી ભોગનો ત્યાગ કરી અને અખંડિત નિયમ રાખીને ગુરૂને ઘેર રહેવું.[૨૯] જે બ્રહ્મચારીને પછીથી ગૃહસ્થાશ્રમ લેવો હોય તેના આ ધર્મ કહ્યા. હવે નૈષ્ઠિકબ્રહ્મચારીના વિશેષ ધર્મ કહું છું. બ્રહ્મચારીને મહર્લોકમાં જવાની અને પછી બ્રહ્મલોકમાં જવાની ઈચ્છા હોય, તો જીવતાં સુધી બ્રહ્મચર્યનો નિયમ લઈને વધારે ભણવાસારૂ અથવા ભણવાનો બદલો વાળવાસારૂ તેણે પોતાનો દેહ ગુરૂને અર્પણ કરી દેવો.[૩૦] વેદાભ્યાસથી થયેલા તેજવાળા અને પાપરહિત નૈષ્ઠિકબ્રહ્મચારીએ ભેદબુદ્ધિ નહીં રાખતાં અગ્નિ, ગુરૂ, પોતાનું શરીર અને સર્વ પ્રાણીઓમાં મારા બ્રહ્મસ્વરૂપની ઉપાસના કરવી.[૩૧] જે ગૃહસ્થો ન હોય તેણે સ્ત્રીઓનાં દર્શન, સ્પર્શ, ભાષણ અને હાંસી આદિકનો ત્યાગ કરવો. સાથે ઉભેલાં સ્ત્રીપુરૂષનો દૂરથીજ ત્યાગ કરવો એટલે તેઓને જોવાં પણ નહી.[૩૨] હે ઉદ્ધવ ! શૌચ, આચમન, સ્નાન, સંધ્યાનું ઉપાસન, સરળતા, તીર્થનુ સેવન, જપ, અસ્પૃશ્યનો ત્યાગ, અભક્ષ્યનો ત્યાગ, અયોગ્ય ભાષણનો ત્યાગ, સર્વ પદાર્થોમાં મારી ભાવના, મનનો નિગ્રહ, વાણીનો નિગ્રહ અને કાયાનો નિગ્રહ, એટલા સર્વ આશ્રમોના સાધારણ ધર્મ છે.[૩૩-૩૪] આ પ્રમાણે નૈષ્ઠિકબ્રહ્મચર્યનુ ધારણ કરવાથી અગ્નિની પેઠે પ્રકાશતો બ્રાહ્મણ જો નિષ્કામ હોય તો અંતઃકરણરૂપ લિંગશરીર તીવ્રતપથી બળીજવાને લીધે તે મારો ભક્ત થાયછે.[૩૫] નૈષ્ઠિકબ્રહ્મચર્યના સંકલ્પ વગરનો બ્રહ્મચારી કે જેને બીજા આશ્રમમાં જવાની છૂટ છે, તેણે વેદના અર્થનો યથાર્થ વિચાર થઇ રહ્યા પછી ગુરૂની સંમતિથી ગુરૂને દક્ષિણા આપી પોતે અવભૃથ આદિક કરીને સમાવર્ત્તનનું સ્નાન કરવું.[૩૬] પછી વિષય ભોગવવાની ઇચ્છા હોય તો ગૃહસ્થાશ્રમ લેવો, અંતઃકરણ શુદ્ધ થયાની ઇચ્છા હોય તો વનમાં જવું, અને પોતે બ્રાહ્મણ હોય તથા અંતઃકરણ શુદ્ધ હોય તો સંન્યાસ લેવો. જે મારો ભક્ત હોય તેને તો કાંઇ આશ્રમ લેવાનો નિયમ નથી, પરંતુ જે અભક્ત હોય તેણે એક આશ્રમમાંથી અન્ય આશ્રમમાં જવુ, પણ પછીના આશ્રમમાંથી પૂર્વ આશ્રમમાં જવું નહીં અને આશ્રમવગર પણ રહેવું નહી.[૩૭] ગૃહસ્થાશ્રમ લેવાની ઇચ્છા હોય તો પોતાના સમાન વર્ણની, કુળ તથા લક્ષણથી અનિંદિત અને પોતાથી નાની અવસ્થાવાળી સ્ત્રીને પરણવી. કામનાને લીધે કોઈ બીજા વર્ણની કન્યાને પરણવી હોય તો પોતાના વર્ણની કન્યાને પરણ્યા પછી પરણવી. તેમાં પણ વર્ણનો ક્રમ રાખવો, એટલે બ્રાહ્મણે બ્રાહ્મણીને પરણ્યા પછી અનુક્રમે ક્ષત્રિયા, વૈશ્યા અને શૂદ્રાને, ક્ષત્રિયે ક્ષત્રિયાને પરણ્યા પછી વૈશ્યા અને શૂદ્રાને, અને વૈશ્યે વૈશ્યાને પરણ્યા પછી શૂદ્રાને પરણવી. ઉતરતા વર્ણના પુરૂષને પોતાથી ઊંચાવર્ણની કન્યા પરણવાનો નિષેધ છે, માટે બ્રાહ્મણથી ચારે વર્ણની, ક્ષત્રિયથી ક્ષત્રિયાદિક ત્રણ વર્ણની, વૈશ્યથી વૈશ્યાદિક બે વર્ણની, અને શૂદ્રથી શૂદ્ર વર્ણનીજ કન્યા પરણી શકાય.[૩૮] યજન, વેદાધ્યયન અને દાન એ દ્વિજલોકોના એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યના આવશ્યક ધર્મ છે. વેદ ભણાવવો, પ્રતિગ્રહ કરવો અને યજ્ઞ કરાવવો એ ત્રણ, બ્રાહ્મણનીજ આજીવિકા છે.[૩૯] પ્રતિગ્રહ કરવાથી તપ, તેજ અને યશનો નાશ થાયછે. માટે પ્રતિગ્રહ કરવો અનુકૂળ ન લાગે તો બ્રાહ્મણે યજ્ઞ કરાવવા અને વેદ ભણાવવાથીજ પોતાની આજીવિકા ચલાવવી, અને યજ્ઞ કરાવવા તથા વેદ ભણાવવામાં દીનતા કરવા આદિ દોષ જોવામાં આવે તો ખેતરમાં ધણીએ છોડી દીધેલા દાણા લાવીનેજ જીવવુ. યજ્ઞ કરાવવો અને ભણાવવું એ ઉત્તમ વૃત્તિ છે, અને તે કરતાં પણ ઉપર કહ્યા પ્રમાણે દાણા લાવવાની વૃત્તિ ઉત્તમ છે.[૪૦] બ્રાહ્મણે આજીવિકાના સંકોચનું સહન કરવું જોઇએ, કારણ કે બ્રાહ્મણનો આ દેહ સંસારનાં સુખ ભોગવવાને માટે નથી,

પણ જીવતાં સુધી કષ્ટ ભોગવી અને તપ કરીને મુવા પછી અનંત સુખ ભોગવવાને માટે છે એમ વેદનો અભિપ્રાય છે.[૪૧] ઉપર પ્રમાણે ખેતરમાંથી દાણા લાવવાની અથવા બજારમાંથી ઓહલો કરી આવવાની વૃત્તિથીજ ચિત્તમાં સંતોષ રાખનાર, અતિથિનું પૂજન કરવા આદિ મોટા અને સ્વચ્છ ધર્મને સેવનાર અને ઘર આદિમાં અતિ આસક્તિ નહી રાખતાં મારામાં ચિત્ત રાખનાર બ્રાહ્મણ અથવા બીજોપણ કોઇ મારો ભક્ત ધન વિના સીદાતો હોય તેને જે લોકો દરિદ્રતામાંથી તારશે તેઓને, વહાણ જેમ સમુદ્રમાંથી તારેછે તેમ હુ તુરતજ સઘળાં કષ્ટોમાંથી તારીશ.[૪૨-૪૩] રાજાનો તો આ આવશ્યક ધર્મ છે. પિતા જેમ છોકરાંઓને કષ્ટમાંથી તારે છે તેમ રાજાએ સઘળી પ્રજાને કષ્ટમાંથી તારવી જોઇએ, અને મોટા હાથી જેમ બીજા હાથીઓને કાદવમાંથી કાઢીને પોતે પોતાથીજ નીકળેછે, તેમ રાજાએ પ્રજાઓને વિપત્તિમાંથી કાઢીને પોતે પોતાથીજ ધીરપણુ રાખીને વિપત્તિઓમાંથી નીકળવુ જોઈએ[૪૪] આ પ્રમાણે ચાલનારો રાજા અહીજ સઘળાં પાપથી મુક્ત થઇને સૂર્ય સરખા તેજસ્વી વિમાનમાં બેસી ઇંદ્રનીસાથે આનંદ ભોગવેછે.[૪૫]બ્રાહ્મણ, આજીવિકાવિના સીદાતો હોય, તો તેણે વૈશ્યના ધંધાથી માલ વેચીનેજ પોતાની વિપત્તિને તરવી, અને બહુજ વિપત્તિ પડી હોય તો હથીઆર બાંધવારૂપ ક્ષત્રિયની વૃત્તિથી તે વિપત્તિને તરવી, પરંતુ દાસપણું કરવાની વૃત્તિ કે જે કુતરાની વૃત્તિ કહેવાયછે તેને કદીપણ ગ્રહણ કરવી નહીં.[૪૬] ક્ષત્રિય, વૃત્તિવિના સીદાતો હોય તો તેણે વૈશ્યના ધંધાથી વિપત્તિને તરવી અને બહુજ વિપત્તિ પડી હોય તો મૃગયા કરવાના ધંધાથી તે વિપત્તિને તરવી અથવા વિપત્તિ મટતાં સુધી વેદ ભણાવવા આદિ બ્રાહ્મણનો ધંધો કરવો, પરંતુ દાસપણુ કરવાની વૃત્તિ કદીપણ ગ્રહણ કરવી નહીં.[૪૭] વૈશ્ય, આજીવિકાવિના સીદાતો હોય તો તેણે દાસપણું કરવાની શૂદ્રની વૃત્તિથી વિપત્તિને તરવી, અને શૂદ્ર આજીવિકાવિના સીદાતો હોય તો તેણે સાદરીઓ આદિ બનાવવારૂપ જે પ્રતિલોમ જાતિની વૃત્તિ છે તે કરીને વિપત્તિને તરવી વિપત્તિ મટી ગયા પછી કોઈ વર્ણે પણ ઉપર કહેલા આપત્કાલમાં ચલાવેલા નીચ કામથી વૃત્તિની ઇચ્છા રાખવી નહીં.[૪૮] ગૃહસ્થે વેદાધ્યયનરૂપ બ્રહ્મયજ્ઞથી ઋષિઓનું, સ્વધાકારથી પિતૃઓનું, સ્વાહાકારથી દેવતાઓનુ, બળિ આપવાથી ભૂતોનુ અને અન્નજળાદિક આપવાથી મનુષ્યોનું પોતાના વૈભવ પ્રમાણે પ્રત્યેક દિવસે પૂજન કરવુ, અને તેઓમાં ઇશ્વરદૃષ્ટિ રાખવી.[૪૯] જો શક્તિ હોય તો ઉદ્યમ વગર મળેલા અથવા પોતાની વૃત્તિથી ન્યાયમાર્ગે મેળવેલા શુદ્ધ ધનથી, પોતાના પોષ્યવર્ગને કશી અડચણ ન આવે એવી રીતે યજ્ઞ કરવા[૫૦] ગૃહસ્થે કુટુંબી છતાંપણ કુટુંબમાં આસક્તિ રાખવી નહી અને ઈશ્વરમાં નિષ્ઠા રાખવામાંપ્રમાદ કરવો નહીં. સમજુ ગૃહસ્થે સ્વર્ગાદિકના સુખને પણ આલોકના સુખની પેઠે વિનાશી ધારવુ, કે જેથી આ લોક કે પરલોકનાં કામોમાં આસક્તિ બંધાઇ જઇને પ્રમાદ ઉત્પન્ન ન થાય,[૫૧] 'પુત્ર, સ્ત્રી, સ્નેહી અને બંધુઓનો સમાગમ વટેમાર્ગુ લોકોના સમાગમ જેવો છે; કારણ કે જેમ નિદ્રા જતાં તેની પછવાડે સ્વપ્ન જતુ રહેછે, તેમ એ લોકો દેહ જતાં તેની પછવાડે જતા રહેછે.'[૫૨] આમ વિચાર કરતો તેઓથી છુટેલો અને અહંતા મમતાછોડી દેઇને ઘરમાં મેહેમાનની પેઠે રહેતો ગૃહસ્થ ઘરથી બંધાતો નથી.[૫૩] આ પ્રમાણે ગૃહસ્થાશ્રમસંબંધી કર્મોથી મારૂં જ પૂજન કરીને ભક્તિવાળા પુરૂષે ઘરમાંજ રહેવુ અથવા વનમાં જવુ એટલે વાનપ્રસ્થ થવુ. પ્રજા હોય તો ગૃહસ્થાશ્રમમાંથી પરભાર્યુ સંન્યાસ આશ્રમમાં જવાની પણ છુટ છે.[૫૪] ઘરમાં આસક્તિવાળો, પુત્ર તથા ધનની તૃષ્ણાથી આતુર, સ્ત્રીમાં લંપટ અને કંગાલબુદ્ધિવાળો જે મૂઢ ગૃહસ્થ હોય તે 'હું' અને 'મારૂં' કરીને બંધાઇ જાયછે[૫૫] 'અહો! મારાં માબાપ વૃદ્ધ છે, સ્ત્રીને છોકરાં નાનાં છે, છોકરાં અનાથછે, દીન અને દુ:ખીઆં એ લોકો મારા

વિના શી રીતે જીવશે,' આ પ્રમાણે ઘરની વાસનાથી ચારેકોર બંધાએલા હૃદયવાળો અને વિષયોથી તૃપ્તિ નહી પામતાં તેઓનુજ ધ્યાન કરતો મૂઢબુદ્ધિવાળો ગૃહસ્થ મુવા પછી તામસી યોનિમાં અવતરેછે.[૫૬-૫૭]

**एवं गृहाशयाक्षिप्त हृदयो मूढ धीरयम् ।**
**अतृप्तस्तानतुध्यायन् मृतोऽधं विशते तमः॥५७॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો સત્તરમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૮ મો.*

### વાનપ્રસ્થ તથા સંન્યાસીના ધર્મો.

**શ્રી ભગવાનુવાચ.**

**वनं विविक्षुः पुत्रेषु भार्यां न्यस्य सहैववा ।**
**वनएव वसेच्छांतस्तृतीयं भागमायुषः ॥१॥**

ભગવાન કહેછે—વાનપ્રસ્થ+ આશ્રમમાં રહેવાની ઇચ્છા હોય તો પોતાની સ્રીની પુત્રોને ભળામણ આપી અથવા સ્રીને સાથે લઇને પોતાનુ પચોતેરમુ વર્ષ પૂરૂ થતાં સુધી શાંતપણાથી વનમાંજ રહેવુ. પંચોતેરમુ વર્ષ ઊતરતાં ઇંદ્રિયો ક્ષીણ થઇ જાયછે, એટલે પછી વૈરાગ્ય મંદ હોય તોપણ સન્યાસ લેવાનો અધિકાર થાયછે [૧]વાનપ્રસ્થે વનમાં ઉત્પન્ન થયેલાં પવિત્ર કંદ મૂળ અને ફળોથી પોતાની વૃત્તિ ચલાવવી વિલ્કલ વસ્ર, ખડ, પાંદડાં અને મૃગચર્મ પેહેરવાં કેશ, રૂવાડાં, નખ અને દાઢી મૂછના મેલ એમના એમ રાખવા, દાંતને સ્વચ્છ કરવા નહી, ત્રણે સમયમાં જળમાં પડીને મુશળસ્નાન કરી લેવું, ધરતી પર સૂવુ.[૩]ઊનાળામાં પંચાગ્નિ તાપવા, ચોમાસામાં ખુલ્લી જગ્યામાં બેશી રહીને સઘળો વરસાદ સહન કરવારૂપ 'અભ્રાવકાશ' નામનું વ્રત કરવું, અને શીયાળામાં કંઠ સુધી જળમાં ડૂબી રહેવારૂપ 'ઉદકવાસ' નામનુ વ્રત કરવું. એ રીતે તપશ્ચર્યા કરવી.[૪]અગ્નિથી પાકેલુ ખાવું અથવા કાળથી પાકેલું ખાવું, ખાંડણીથી અથવા પહાણાથી કૂટીને ખાવુ અથવા દાંતનુજ ખાંડણીઓ કરવું એટલે બીજાથી ખાંડ્યા વિના દાંતથીજ ચાવીને ખાવું.[૫]પોતાની જીવિકાનુ સાધન સઘળુ પોતાના હાથથી મેળવવું; દેશ, કાળ, અને પોતાના બળની યોગ્યતા જોઇને નવૂ અન્નાદિક મળે ત્યારે જૂનુ તજીદેવું.[૬] વાનપ્રસ્થે વનમાં ઉત્પન્ન થયેલા ધાન્યાદિક પદાર્થોથી તે તે સમયમાં કહેલા ચરૂ અને પુરોડાશ હોમવા, પણ વેદમાં કહ્યા પ્રમાણે પશુને મારીને મારૂ યજન કરવુ નહી.[૭] વાનપ્રસ્થે પણ અગ્નિહોત્ર, દર્શ, પૂર્ણમાસ અને ચાતુર્માસ યજ્ઞ ગહસ્થાશ્રમીની પેઠે કરવા એમ વેદવાદીઓએ નિર્ણય કરેલોછે[૮] આ પ્રમાણે જીવતાં સુધી તપ કરવાથી જેનુ માંસ સૂકાઈને આખા શરીરમાં નસો દેખાઇ ગઈ હોય એવો વાનપ્રસ્થ, હુ કે જે તપોમય છુ તેનું આરાધન કરવાથી મહર્લોકાદિકને પામી અનુક્રમથી મને પામેછે.[૯] અંતઃકરણ શુદ્ધ થઈને યથાર્થભક્તિ ઉત્પન્ન થઇ હોય તો મહર્લોકમાં જવુ નહીં પડતાં અહીંજ મુક્ત થઈ જાયછે કષ્ટ ભોગવીને કરેલા અને પરમ કલ્યાણરૂપ મોક્ષને આપનારા આ તપનો સંસારના તુચ્છ સુખને માટે જે ઉપયોગ કરે તેથી બીજો કયો મૂર્ખ છે?[૧૦] આ પ્રમાણે જીવતાંસુધી રહેનારને મોક્ષ થાયછે, પણ પંચોતેર વર્ષ પૂરાં થઇ જાય તો વૈરાગ્ય મંદ છતાં પણ વાનપ્રસ્થાશ્રમ છોડીને સંન્યાસ લેવાનો અધિકાર થાયછે જો પંચોતેર વર્ષથી પેહેલાંજ જરાવસ્થાથી દેહમાં કંપ થતાં વાનપ્રસ્થ સ્વધર્મ પાળવામાં અશક્ત થઇ જાય અને સારી રીતે વૈરાગ્ય ન થયો હોય, તો તેણે અગ્નિઓનો પોતામાંજ આરોપ કરી અર્થાત્ અગ્નિહોત્ર છોડીદઈ મારામાં ચિત્ત રાખીને અગ્નિમાં પ્રવેશ કરવો, અને કર્મનાં ફળરૂપ તથા પરિણામે નરક સમાન દુઃખરૂપ સઘળા લોકોમાં સંપૂર્ણ વૈરાગ્ય થયો હોય તો અગ્નિહોત્રનો ત્યાગ કરી વાનપ્રસ્થાશ્રમમાંથી સન્યાસાશ્રમ લેવો.[૧૧-૧૨] સંન્યાસ લેવો હોય ત્યારે શાસ્રમાં કહ્યા પ્રમાણે આઠ

---

* આ અઢારમા અધ્યાયમા વાનપ્રસ્થ તથા સન્યાસીના ધર્મ અને અધિકારના અનુક્રમથી તેઓનો વિશેષ પણ કહેવામાં આવશે.

+ આ આશ્રમ લેવાનો કળિયુગમાં નિષેધ છે.

શ્રાદ્ધ કરી પ્રાજાપત્ય નામની ઇષ્ટિથી મારૂં યજન કરી અગ્નિઓનો પોતાના આત્મામાં આરોપ કરી સઘળી તૃષ્ણા છોડી દઇને લેવો.[13] બ્રાહ્મણ જ્યારે સન્યાસ લેવામાં સજ્જ થાયછે ત્યારે 'આ અમારાં સ્થાનકોનો અતિક્રમ કરીને બ્રહ્મને પામશે' એવી અસહનતાથી દેવતાઓ ભાર્યા આદિકમાં આવીને તે રૂપથી વિઘ્ન કરેછે, માટે તે સમયમાં ભાર્યા આદિક કોઈના કાલાવાલાને નહી ગણકારતાં સંન્યાસ લેવો.[14] સન્યાસીને કોપીન ઉપરાંત બીજું વસ્ત્ર રાખવાની ઈચ્છા થાય તો તેણે માત્ર કોપીનને ઢાંકવાનું વસ્ત્રજ રાખવું. દંડ અને પાત્ર શિવાય બીજી કાંઇ પણ વસ્તુ કે જેનો પ્રેષોચ્ચારથી પહેલાં ત્યાગ થયો છે તેને આપત્કાલ વિના રાખવીજ નહી.[15] પૃથ્વીને નેત્રથી જોઇને પગ મૂકવો, પાણી ગળીને પીવુ, વાણીને સત્યથી પવિત્ર કરીને બોલવી અને મનથી વિચાર કરીને જે શુદ્ધ લાગે તેજ કરવુ.[16] હે ઉદ્ધવ! મૌન રાખવુ એ વાણીનો દંડ છે, સકામ કર્મ ન કરવાં એ દેહનો દંડ છે, અને પ્રાણાયામ કરવા એ ચિત્તનો દંડ છે. આ ત્રણ દંડ જેને હોય તેજ દંડીસંન્યાસી કહેવાય છે, પણ આ ત્રણ દંડ નહી રાખતાં માત્ર વાંસની લાકડીઓ રાખવાથી દંડીસંન્યાસી કહેવાય નહીં.[17] બ્રાહ્મણોમાંજ વૃતિના ભેદથી જે ચાર વર્ણ ગણવામાં આવેછે તેઓની ભિક્ષા લેવી, અને તેઓમાં પણ ઉત્તમની, ઉત્તમની ન મળે તોપછી અભિશાપ પામેલા અને પતિતાદિકનો ત્યાગ કરીને બીજાઓની લેવી. પ્રથમથી નહી ધારી રાખેલાં સાત ઘરમાંજ ભિક્ષાસારૂ ફરવુ અને તેટલાંમાંથી જે કાંઇ મળે તેથી સંતોષ રાખવો.[18] ભિક્ષા લાવીને ગામથી બહાર જળાશયમાં જઈ, આચમન લઇ તથા અન્નને પ્રોક્ષણાદિથી શુદ્ધ કરી જેટલુ આણેલુ હોય તે સઘળું મુંગાં મુંગાં ખાઇ જવું, એટલે જમતાં વધી પડે તેટલુ લાવવુજ નહીં. અને તેટલામાંથી પણ જો કોઇ માગે તો તેને કાંઇક આપતાં અવશેષ રહે તે ખાવું.[19] નિસ્સંગપણું, જીતેંદ્રિયપણું, આત્મામાંજ કૌતુક, આત્મામાંજ સંતોષ, ધૈર્ય અને સમદૃષ્ટિ રાખીને આ પૃથ્વીમાં એકલાંજ ફરવું.[20] નિર્જન અને નિર્ભય સ્થાનકમાં બેસી મારી ભાવનાથી અંતઃકરણ શુદ્ધ કરીને સંન્યાસીએ મારીસાથે અભેદબુદ્ધિથી, કેવળ આત્માનુંજ ચિંતન કરવું.[21] જ્ઞાનમાંનિષ્ઠા રાખીને પોતાનાં બંધ અને મોક્ષનો વિચાર કરવો કે "ઇંદ્રિયોનો વિક્ષેપ એજ બંધ અને ઇંદ્રિયોનો નિગ્રહ એજ મોક્ષ છે."[22] એટલા માટે છ ઇંદ્રિયોને નિયમમાં રાખી સન્યાસીએ મારી ભાવના કરતાં ફરવું. ક્ષુદ્ર વિષયોમાં વૈરાગ્ય રાખવાથી મનમાં મોટું સુખ મળેછે.[23] ભિક્ષાને માટેજ નગર, ગામ, વ્રજ અને સંઘોમાં જવું. સર્વદા તો પવિત્ર દેશ, નદીઓ, પર્વતો, વન અને આશ્રમોવાળી પૃથ્વીમાં એકલાંજ ફરવું.[24] પ્રત્યેક દિવસે વાનપ્રસ્થોના આશ્રમોમાંથી ભિક્ષા લાવવામાં આવે તો ઉત્તમ છે, કારણ કે વાનપ્રસ્થોનુ અન્ન કે જે શિલ (ખેતરમાં ધણીએ છોડી દીધેલા દાણા લાવવાની વૃત્તિ)થી તેઓને મળેલુ હોયછે, તે ખાવાથી અંતઃકરણ શુદ્ધ થઈને તુરત મોહનીનિવૃત્તિથતાંમુક્તથાયછે.[25] મિષ્ટાન્નાદિક વસ્તુ કે જે દેખવામાં આવેછે તેને સાચી ગણવી નહીં, કારણ કે તે સઘળુ વિનાશ પામેછે. એટલામાટે આ લોક તથા પરલોકમાં આસક્તિ નહીં રાખતાં તે લોકોને માટે કરવામાં આવતાં કામોથી નિવૃત્ત થવુ.[26] આ મમતાના સ્થાનકરૂપ જગત, અહંકારના સ્થાનકરૂપ શરીર અને તેઓથી થતાં સુખ, એ સઘળાં આત્મામાં માયામાત્રજ છે એમ સ્વપ્નાદિકનાં દૃષ્ટાંતો ઉપરથી તેઓને છોડી દેતાં આત્મામાંજ નિષ્ઠા રાખીને તેઓનું સ્મરણ પણ કરવુ નહી, સ્મરણ કરવાથી વૈરાગ્યમાં પ્રતિબંધ થાયછે, અને મિથ્યા સુખ આપનારા મિથ્યા પદાર્થોનું સ્મરણ કરવું યોગ્ય નથી.[27] હવે પરમહંસના ધર્મ કહુંછું. વૈરાગ્ય પામીને મોક્ષની ઇચ્છા રાખનાર પરિપૂર્ણ જ્ઞાનવાળો કે મોક્ષની પણ ઇચ્છા નહીં રાખતાં મારી ભક્તિમાં લાગેલો હોય તેણે દંડાદિકની આવશ્યકતાવાળા આશ્રમોના ધર્મોમાં આસક્તિ છોડીદઇને બની શકે તેટલા આશ્રમસ્થંભી

ધર્મો પાળવા, એટલે શાસ્ત્રના વચનોનું અત્યંત અલ્પપણું નહીં રાખતાં ફરવું.[૨૮] વિવેકી છતાં બાળકની પેઠે માન કે અપમાનનો વિવેક નહી રાખતાં ક્રીડા કરવી, નિપુણ છતાં જડની પેઠે ફરવું અનુસંધાન નહીં રાખતાં ફરવુ, પડિત છતાં ઉન્મત્તની પેઠે લોકોને રાજી કરવાની અપેક્ષા નહીં રાખતાં બોલવુ, અને વેદના અર્થમાં નિષ્ઠા રાખનાર છતાં લોકોનો સંગ નહી થવા માટે બળદની પેઠે નિયમોથી રહિત જેવી સ્થિતિ રાખવી.[૨૯] કર્મકાંડના વ્યાખ્યાનાદિક વેદવાદમાં પ્રીતિ રાખવી નહી, પાખંડી થવું નહી, વેદવિરૂદ્ધ કેવળ તર્કમાં નિષ્ઠા રાખવી નહીં, અને પ્રયોજન વગરની વાતના વિવાદમાં કોઇ પક્ષ પકડવો નહી.[૩૦] કોઈ માણસથી ઉદ્વેગ રાખવો નહી, ધૈર્ય રાખીને કોઇને ઉદ્વેગ આપવો નહી. દુર્વચનોનુ સહન કરવુ, કોઇની અવજ્ઞા કરવી નહીં અને પશુની પેઠે આ દેહના ઉદ્દેશથી કોઇની સાથે વૈર કરવુ નહી.[૩૧] જળનાં નોખનોખાં પાત્રોમાં જેમ ચંદ્રમા એક રહેછે તેમ પોતામાં અને સર્વ પ્રાણીઓમાં એકજ પરમાત્મા રહેલછે, માટે આત્મદૃષ્ટિથી વૈર રાખવાનુ કારણ કોઇજ નહી; તેમ દેહદૃષ્ટિથી પણ વૈર રાખવાનું કારણ નથી, કેમકે સઘળા દેહ પણ કારણસ્વરૂપથી એકજ છે.[૩૨] કોઈ સ્થળમાં યોગ્ય સમયે ખાવાનું ન મળેતો ધીરજ રાખીને મુંઝાવુ નહી અને મળેતો રાજી થવું નહી; કારણકે મળવું અને ન મળવુ એ દૈવાધીન છે.[૩૩] ભીક્ષાને માટે પ્રયત્ન તો કરવો, કારણકે પરમહંસે પ્રાણનુ ધારણ કરવું યોગ્ય છે. પ્રાણ હોય તો તત્વનો વિચાર થાય અને તત્વજ્ઞાન થાય તો મુક્તિ મળેછે.[૩૪] અન્ન અથવા વસ્તુ અન્ન યદૃચ્છાથી આવી મળે તે ખાઇલેવુ. સારૂ નજ લેવું એવો કાંઈ આગ્રહ નથી. એવી રીતે વસ્ત્ર અને શય્યા આદિક જે યદૃચ્છાથી આવી મળે તેનું પરમહંસે ગ્રહણ કરવુ.[૩૫] હુ કે જે ઇશ્વર છુ તે જેમ શૌચ, આચમન, સ્નાન અને બીજા પણ નિયમો લીલાથીજ કરૂંછું, પણ વેદનો દાસ થઇને કરતો નથી, તેમ જ્ઞાનીએ પણ શૌચ, આચમન, સ્નાન અને બીજા પણ નિયમો પોતાથી બનતા પ્રમાણે પાળવા પણ વેદનો દાસ બનીને પાળવા નહી. સઘળા નિયમો પાળવાની વેદની આજ્ઞા ઉઠાવવા જાય તો જ્ઞાનનિષ્ઠામાં અડચણ આવેછે.[૩૬] જ્ઞાનીને ભેદની પ્રતીતિ હોયજ નહીં અને જે હતી તે જ્ઞાનથી નાશ પામી ગયેલી હોયછે. યદ્યપિ દેહ છૂટી જવા સુધી કોઇ કોઇ સમયે અહારાદિકમાં ભેદપ્રતીતિ દેખવામાં આવેછે, તોપણ તે મિથ્યા જાણેલીજ હોયછે, માટે દેહ છૂટી ગયા પછી તેને વિદેહમુક્તિ મળેછે.[૩૭] આવી રીતે, વિરક્ત અને પરોક્ષજ્ઞાનવાળા પુરૂષને માટે સંન્યાસ અને સંન્યાસના ધર્મો મેં કહ્યા હવે એકલા વૈરાગ્યવાળા અને જ્ઞાન પામવાની ઇચ્છાવાળા પુરૂષને માટે કહુંછુ. જે પુરૂષને પરિણામે દુઃખ આપનારા વિષયોમાં વૈરાગ્ય થયો હોય અને મારી પ્રાપ્તિનુ સાધન જાણવામાં આવ્યુ નહોય, તેણે ધૈર્ય રાખીને કોઇ બ્રહ્મવેત્તા ગુરૂનુ શરણ લેવું.[૩૮] જ્યાંસુધી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય ત્યાંસુધી શ્રદ્ધા તથા આદર રાખીને ઇર્ષ્યા છોડીદેતાં ગુરૂને હુ રૂપેજ સમજીને ભક્તિથી તેની સેવા કરવી[૩૯] જેણે છ ઇંદ્રિયોને જીતી ન હોય, જેની બુદ્ધિ વિષયોમાં અત્યંત આસક્ત હોય અને જે જ્ઞાન તથા વૈરાગ્યથી રહિત હોય તે સન્યાસી પેટ ભરવાસારૂ ત્રણ દંડ ઉપાડીને ફરેછે એમ સમજવું.[૪૦] મનના રાગદ્વેષાદિક મેલ નહી બળી ગયા છતાં સન્યાસ લઇને ધર્મનો ત્યાગ કરનારો પુરૂષ પૂજન કરવાયોગ્ય દેવતાઓને, પોતાને અને પોતામાં રહેલા મને પણ ઠગેછે, અને એમ કરવાથી આ લોક તથા પરલોકમાંથી ભ્રષ્ટ થાય છે.[૪૧] શાંતિ અને અહિંસા એ સંન્યાસીના મુખ્ય ધર્મ છે, તપ અને યજન એ વાનપ્રસ્થના મુખ્ય ધર્મ છે, પ્રાણીઓનુ રક્ષણ અને યજન એ ગૃહસ્થના મુખ્ય ધર્મ છે, અને આચાર્યની સેવા કરવી એ બ્રહ્મચારીનો મુખ્ય ધર્મ છે.[૪૨] બ્રહ્મચર્ય, તપ, શૌચ, સંતોષ અને પ્રાણીઓની સાથે મિત્રભાવથી વર્ત્તવુ એ ગૃહસ્થના પણ ધર્મ છે. તેઓમાં ઋતુના સમયમાં

પોતાની સ્રીનો સંગ કરવો એ ગૃહસ્થનું બ્રહ્મચર્ય ગણાયછે. મારી ઉપાસના કરવી એ સર્વ આશ્રમવાળાઓનો ધર્મ છે.[43] આ પ્રમાણે જે પુરૂષ વર્ણાશ્રમના ધર્મ પાળીને નિરંતર મારૂં ભજન કરે, બીજાં સ્રી પુત્રાદિકમાં પ્રેમ ન રાખે અને સર્વ પ્રાણીઓમાં મારી ભાવના રાખે તે પુરૂષને તુરત મારી દૃઢ ભક્તિ પ્રાપ્ત થાયછે.[44] હે ઉદ્ધવ! હું કે જે સર્વ લોકોનો મોટો ઈશ્વર, સર્વની ઉત્પત્તિ તથા પ્રલયના કારણરૂપ અને શ્વાસમાંથી વેદને ઉત્પન્ન કરનાર વૈકુંઠવાસી છું, તેને તે પુરૂષ દૃઢભક્તિના પ્રભાવથી પામેછે, અને આ પ્રમાણે વર્ણાશ્રમના ધર્મ પાળવાથી ચિત્ત શુદ્ધ થતાં મારૂં સ્વરૂપ જાણવામાં આવે અને જ્ઞાન તથા વિજ્ઞાનની સંપત્તિ મળે તો તુરત તેને મુક્તિ પ્રાપ્ત થાયછે.[45-46] આ વર્ણ તથા આશ્રમવાળાઓનો ધર્મ તેઓને પિતૃલોકની પ્રાપ્તી આપનાર છે, પણ તે ધર્મ મને અર્પણ કરીને કરવામાં આવે તો સર્વોત્તમ મુક્તિના સાધનરૂપ થાયછે.[47] હે ઉદ્ધવ! સ્વધર્મ પાળનારા ભક્તને મારા પરબ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ થવાની રીતિવિષે તમે મને જે પૂછ્યું હતુ તેનો આ ઉત્તર મે તમારી પાસે કહ્યો.[48]

**एतत्तेऽभिहितं तात भवान् पृच्छति यच्च माम् ।**
**यथा स्वधर्मसंयुक्तो भक्तो मां सामेयात्परं ॥४८॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો અઢારમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૯ મો.*

### જ્ઞાનાદિકનો ત્યાગ કરવાની રીત.

**શ્રીભગવાનુવાચ.**

**यो विद्याश्रुतसंपन्न आत्मवाञ्नानुमानिकः ।**
**मायामात्रमिदं ज्ञात्वा ज्ञानं चमयिसंन्यसेत् ॥ १॥**

ભગવાન કહેછે—જેમ આપણને અંધકારાદિકથી દિશાની ભૂલ થાયછે તે ખોટી છે, એમ જાણ્યા છતાં પણ જ્યાંસુધી ધારેલી દિશાનો પ્રત્યક્ષ અનુભવ ન થાય ત્યાંસુધી મટતી નથી, તેમ જ્યાંસુધી આ દેહાદિક પ્રપંચ તર્કથી મિથ્યા જણાયા છતાં પણ અપરોક્ષ અનુભવથી લીન થાય નહીં ત્યાંસુધી જ્ઞાનનો અભ્યાસ કરવો જોઇએ, પણ જે પુરૂષને પરોક્ષ જ્ઞાન મટીને અનુભવ અને તે પર્યંત શાસ્રશ્રવણથી આત્મતત્વની પ્રાપ્તિ થતાં દેહાદિક પ્રપંચ લીનપ્રાય થઇ ગયો હોય તેણે દ્વૈત અને દ્વૈતની નિવૃત્તિનું સાધન મારા સ્વરૂપમાં માયામાત્ર છે એમ જાણીને જ્ઞાનના સાધનનો ત્યાગ કરવો. આમ કરવુ એજ વિદ્વત્સન્યાસ કહેવાયછે.[1] જ્ઞાની પુરૂષને તો જોઇતા ફળરૂપ, તેના સાધનરૂપ, સ્વર્ગરૂપ અને સંસારની નિવૃત્તિરૂપ હુંજ હોઉં છું, મારા વિના બીજો પદાર્થ તેને પ્રિય હોતોજ નથી. માટે એવા પુરૂષને પામવાનું કે કરવાનું કાંઈ રહેતું નથી.[2] જ્ઞાન અને વિજ્ઞાનથી સિદ્ધ થયેલા પુરૂષો મારા શ્રેષ્ઠ પદને જાણેછે, જ્ઞાનીપુરૂષ જ્ઞાનથી મારૂ ધારણ કરેછે, એટલામાટે તે, મને અત્યંત પ્રિય છે. જ્ઞાનના લેશથી પણ જે ફળ થાયછે તે ફળને તપ, તીર્થ, જપ, દાન કે બીજા પવિત્ર પદાર્થો આપી શકતા નથી. એટલામાટે હે ઉદ્ધવ! હું કે જે પોતાના આત્મારૂપછું, તેને જ્ઞાનની પરાકાષ્ઠાસુધી જાણીને તે જ્ઞાન અને વિજ્ઞાનથી સંપન્ન રહેતાં, ભક્તિભાવથી મનેજ ભજો, અને બીજુ સઘળુ છોડી દો.[5] હુ કે જે સર્વ યજ્ઞોનો પતિ અને આત્મા છું, તેનુ પોતામાંજ જ્ઞાન તથા વિજ્ઞાનરૂપ યજ્ઞથી યજન કરીને મુનિઓ હુંરૂપ સિદ્ધિને પામી ગયાછે.[6] હે ઉદ્ધવ! તમારામાં જે દેહાદિક વિકાર જોવામાં આવેછે તે માયારૂપ છે, સાચાનથી; કારણકે રજ્જુમાં સર્પ અને માળાદિકની પેઠે મધ્ય કાળમાંજ દેખાયછે, પણ આદિ કે અંતમાં નથી. એટલામાટે આ વિકારરૂપ દેહાદિકને જન્માદિક થાય ત્યારે તમે કે જે તેના અધિષ્ઠાન રૂપ છો તેને શુ છે? કાંઇપણ નથી. સર્પાદિક મિથ્યા પદાર્થના આદિ તથા અંતમાં જે (રજ્જુ આદિક) હોયછે તેજ મધ્યમાં હોયછે પણ સર્પાદિક હોતું નથી, તેમ આ દેહાદિક મિ-

---

* આ ઓગણીશમા અધ્યાયમા ઉપર જે જ્ઞાનાદિકનો નિર્ણય કરેલોછે તેનો ત્યાગ કરવાની રીતિ કહેવામાઆવશે.

આ પદાર્થના આદિ તથા અંતમાં જે બ્રહ્મ છે, તેજ મધ્યમાં છે પણ દેહાદિક છેજ નહીં, તો વાસ્તવિક જોતાં દેહાદિકને પણ જન્માદિક નથી, ત્યારે તમને પોતાને તો ક્યાંથીજ હોય! માટે તમે નિર્વિકાર પરબ્રહ્મ છો.[૭]

ઉદ્ધવજી પૂછેછે—હે વિશ્વના ઇશ્વર! હે વિશ્વમૂર્તિ! વૈરાગ્ય અને વિજ્ઞાનસહિત આ જૂનું શુદ્ધજ્ઞાન જેવી રીતે વિપુલ થાય તેવીરીતે કહો, અને તમારી ભક્તિરૂપ યોગ કે જેને બ્રહ્માદિક મહાત્માઓ પણ શોધેછે તેવિષે પણ કહો.[૮] હે પ્રભુ! સંસારરૂપી ભયંકર માર્ગમાં અધ્યાત્માદિક ત્રણ તાપથી પીડાઇને બહુજ દુઃખી થતા પ્રાણીને, તમારાં બે ચરણરૂપી છત્ર કે જે અમૃતને પણ ચારેકોર વર્ષેછે, તે વિના બીજું કાંઇ શરણ હું દેખતો નથી.[૯] હે મોટા પ્રભાવવાળા! આ જન કે જે સંસારરૂપી કુવામાં પડેલો, તેમાં વળી કાળરૂપ સર્પે ડસેલો અને તે છતાં પણ ક્ષુદ્ર સુખોમાંજ ઘણી તૃષ્ણા ધરાવનારછે, તેને તે કુવામાંથી કાઢો અને મોક્ષ જણાવનારાં વચનોથી સેચનકરીને તેની બળતરા મટાડો.[૧૦]

ભગવાન કહેછે—પૂર્વે યુધષ્ઠિર રાજાએ અમો-સઘળા સાંભળતાં મહાધાર્મિક ભીષ્મપિતામહને આ પ્રમાણેજ આ વિષય પૂછ્યો હતો.[૧૧] મહાભારતનુ યુદ્ધ થઇ રહ્યા પછી તેમાં થયેલા સંબંધીઓના નાશથી વિહ્વળ થયેલા યુધિષ્ઠિર રાજાએ ઘણા ધર્મો સાંભળીને પછી મોક્ષસબંધી ધર્મો પૂછ્યા હતા.[૧૨] એ વિદ્વાનોની મોટી સભામાં ભીષ્મપિતામહના મુખથી સાંભળેલા અને જ્ઞાન, વૈરાગ્ય, વિજ્ઞાન, શ્રદ્ધા તથા ભક્તિથી ભરેલા તે ધર્મો હું તમારી પાસે કહીશ.[૧૩] પ્રકૃતિ, પુરૂષ, મહત્તત્વ, અહંકાર, પાંચ તન્માત્રા, અગિયાર ઇંદ્રિયો, પંચમહાભૂત અને ત્રણ ગુણ, એ અઠાવીશ તત્વો બ્રહ્માથી તે સ્થાવર સુધીનાં સઘળાં કાર્યોમાં અનુસ્યૂત છે, અને એ અઠાવીશ તત્વોમાં એક પરબ્રહ્મ અનુસ્યૂત છે, અર્થાત્ કાર્યકારણરૂપ સઘળું જગત પોતાના પરમ કારણ (બ્રહ્મ) રૂપ છે, એમ જે વિચારથી જોવામાં આવે તે વિચાર જ્ઞાન કહેવાય એવો મારો નિશ્ચય છે.[૧૪] જ્ઞાનના સમયમાં એકથી અનુસ્યૂત થયેલા જેમ સઘળા પદાર્થો જોવામાં આવ્યા હોય તેમ એ પદાર્થો જોવામાં નહી આવતાં જે એક તત્વથી તેઓ અનુસ્યૂત છે તે તત્વજ (પરમ કારણરૂપ બ્રહ્મજ) એકલું જોવામાં આવે ત્યારે તે જ્ઞાનજ 'વિજ્ઞાન' એવા નામથી કહેવામાં આવેછે. દિશાની અપરોક્ષ થયેલી ભ્રાંતિ જેમ વારેલી દિશાના પરોક્ષ જ્ઞાનથી મટતી નથી, તેમ આ સંસારરૂપી ભ્રાંતિ કે જે અપરોક્ષ છે તે પરબ્રહ્મના પરોક્ષજ્ઞાનથી મટે નહીં, એટલે પેલા પરોક્ષવાળો પુરૂષ જગતને બ્રહ્મરૂપ જાણતો હોય તો પણ જગતની સત્તાને બ્રહ્મથી કાંઇક જુદી માન્યા કરે અને વિજ્ઞાન એટલે અપરોક્ષ જ્ઞાનવાળો જીવન્મુક્તપુરૂષ તો સંસ્કારમાત્રથી અવશેષ રહેલા જગતને બાધ પામેલુંજ દેખે, એટલામાટે પરોક્ષ જ્ઞાનને 'જ્ઞાન' એવું નામ આપેલુંછે, અને અપરોક્ષ જ્ઞાનને 'વિજ્ઞાન' એવું નામ આપેલુંછે. જો મીમાંસકોના મતપ્રમાણે પદાર્થોનાં ઉત્પત્તિ આદિક નહોય તો તે પદાર્થો એક કારણથી ઉત્પન્ન થયેલા નહીં ઠરવાથી તેઓ એકરૂપ અને મિથ્યા ઠરે નહીં, માટે તેઓનાં ઉત્પત્તિ આદિકને આ પ્રમાણે સિદ્ધ કરૂં છું. 'પદાર્થો ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયવાળા છે, કારણ કે તેઓ સાવયવ છે. જે જે સાવયવ હોય તે ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયવાળુ હોયછે. જેમકે ઘડો સાવયવ છે માટે ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયવાળો છે.' આ અનુમાનથી, 'પદાર્થો ઉત્પત્તિ આદિકવાળા છે' એમ નિશ્ચય કરવો. ઉત્પત્તિમાં તથા રૂપાંતરની પ્રાપ્તીમાં કારણરૂપે અને મધ્યમાં આશ્રયપણે જે વસ્તુ સર્વ કાર્યોમાં અનુસ્યૂત રહે અને સર્વ કાર્યોનો પ્રલય થતાં જે વસ્તુ અવશેષ રહે તે વસ્તુજ સત્ય છે એમ વિચારવું, એટલે માટી જેમ ઘટાદિક કાર્યોની ઉત્પત્તિમાં તથા રૂપાંતરની પ્રાપ્તીમાં કારણરૂપે અને મધ્યમાં આશ્રયરૂપે ઘટાદિક કાર્યોમાં અનુસ્યૂત છે, અને તે ઘટાદિક કાર્યોનો નાશ થતાં અવશેષ રહેછે, માટે વ્યવહારની રીતે માટીજ સત્ય છે, તેજ

પરબ્રહ્મ મહત્તત્વાદિક સઘળાં કાર્યોની ઉત્પત્તિમાં તથા રૂપાંતરની પ્રાપ્તીમાં કારણરૂપે અને મધ્યમાં આશ્રયરૂપે એ સઘળાં કાર્યોમાં અનુસ્યૂત છે અને કાર્યોનો પ્રલય થતાં અવશેષ રહેછે, માટે પરમાર્થ રીતે બ્રહ્મજ સત્ય છે એવો નિશ્ચય કરવો. જ્ઞાન તથા વિજ્ઞાનનું સ્વરૂપ મેં તમને કહ્યું[૧૫-૧૬] હવે વૈરાગ્યવિષે કહુ છું: 'અહીં કાંઈ ભિન્ન ભિન્ન છેજ નહીં' એવા અર્થવાળી શ્રુતિ, 'વસ્ત્ર આદિ કાર્યો તંતુ આદિ કારણોથી ભિન્ન દેખાતાંજ નથી તથા ચૈતન્યથી જૂદું કાંઇ દેખાતુ જ નથી' એ પ્રત્યક્ષ, 'જગત્ મિથ્યા છે' એવી લોકપ્રસિદ્ધિ અને 'જગત્ મિથ્યા છે, કારણ કે દૃશ્ય છે. જે જે દૃશ્ય હોય તે મિથ્યા હોયછે. જેમકે છીપમાં જણાએલુ રૂપું દૃશ્ય છે માટે મિથ્યા છે' એવુ અનુમાન, એ ચારે પ્રમાણોથી જગતનો બાધ થાયછે.માટે સર્વમાં અનુસ્યૂત સત્ય આત્માને જોનારપુરૂષ જગતથી વૈરાગ્ય પામેછે.[૧૭] બ્રહ્મલોક સુધીનું જે અદૃષ્ટ સુખ છે તેપણ કર્મનાં ફળરૂપ હોવાથી દુઃખરૂપ અને નાશ પામનાર છે એમ વિદ્વાને વિચારવુ, કે જેથી સ્વર્ગાદિકના સુખની આશા છુટી જઇને વૈરાગ્ય થાય.[૧૮] હવે ભક્તિવિષે કહુ છું. હે ઉદ્ધવ! જો કે ભક્તિયોગ મેં તમને પ્રથમજ કહેલોછે, તોપણ ભક્તિયોગમાં તમારી પ્રીતિ જોવામાં આવેછે, તેથી ફરીવાર પણ કારણસહિત ભક્તિયોગવિષે કહીશ.[૧૯] મારી અમૃતસરખી કથામાં શ્રદ્ધા, શ્રવણ કર્યા પછી નિરંતર મારી કથાનુ વ્યાખ્યાન, મારી પૂજામાં નિરંતર નિષ્ઠા, સ્તોત્રોથી નિરંતર મારી સ્તુતિ, સેવામાં નિરંતર આદર, સર્વ અંગોથી નમસ્કાર, મારા ભક્તોનુ વિશેષ પૂજન, સર્વ પ્રાણીઓમાં મારી ભાવના, મારે માટેજ સર્વ લૌકિકક્રિયા, વચનથી મારા ગુણોનું કથન, મારા ભજનને માટે તેમાં અડચણ લાવનાર ધન ભોગ અને પુત્ર રમાડવા આદિ સુખનો ત્યાગ, અને મારે માટેજ યજન દાન હોમ જપ વ્રત તથા તપની ક્રિયા, એ સઘળાં મારી ભક્તિનાં કારણ છે.[૨૦-૨૩] હે ઉદ્ધવ! આવા ધર્મોથી મને પોતાનું નિવેદન કરનારા મનુષ્યોને મારામાં પ્રેમલક્ષણા ભક્તિ પ્રાપ્ત થાયછે; અને એવા ભક્તને કશું સાધન કે તે સાધનથી મેળવવાનું અવશેષ રહેતું નથી. સઘળું પોતાની મેળે મળેછે.[૨૪] વધારે શું કહું? ચિત્તની જો અંતર્નિષ્ઠા રહે તો અર્થ થાયછે અને બહિર્નિષ્ઠા રહે તો અનર્થ થાયછે, એટલુંજ સમજવાનું છે. જ્યારે શાંત અને સત્વગુણની વૃદ્ધિવાળું ચિત્ત આત્મામાં લાગી જાયછે, ત્યારે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યની પ્રાપ્તી થયા વગર રહેતીજ નથી; અને ચિત્ત જ્યારે દેહ અને ઘર આદિ મિથ્યા પદાર્થોમાં ઇંદ્રિયોથી લાગી જઇને દોડયા કરતાં પ્રબળ રજોગુણવાળું અને મિથ્યા પદાર્થોમાં નિષ્ઠા ધરાવનારૂં થઇ જાયછે, ત્યારે અધર્મ, અજ્ઞાન, અવૈરાગ્ય અને અનૈશ્વર્યની પ્રાપ્તી થયા વગર રહેતીજ નથી.[૨૫-૨૬] મે ઉપર જે ધર્માદિક ચાર પદાર્થો કહ્યા તેઓનાં લક્ષણો કહું છું. જેથી મારી ભક્તિ થાય તેજ ધર્મ, સર્વ એક આત્મારૂપ છે એમ જોવું તેજ જ્ઞાન, વિષયોમાં અસંગ એજ વૈરાગ્ય અને અણિમાદિક સિદ્ધિઓ એજ ઐશ્વર્ય છે, એમ શાસ્ત્રોમાં કહેલું છે.[૨૭]

ઉદ્ધવજી પૂછેછે–ધર્માદિકનાં જે લોકપ્રસિદ્ધ લક્ષણો છે તેઓથી તમે જુદાં લક્ષણ કહ્યાં, તેથી રખેને યમ નિયમાદિકમાં પણ સંખ્યાનો અથવા સ્વરૂપનો કાંઇક ફેરફાર હોય!! એવી શંકાથી પૂછુ છું કે–હે શ્રીકૃષ્ણ! હે પ્રભુ! યમ કેટલા પ્રકારનો અને નિયમ કેટલા પ્રકારનો કહેલ છે? શમ એટલે શું? દમ એટલે શું? તિતિક્ષા એટલે શું? ધૃતિ એટલે શું? દાન એટલે શું? તપ એટલે શું? શૌર્ય એટલે શું? સત્ય એટલે શું? ઋત એટલે શું? ત્યાગ એટલે શું? સર્વોત્તમ ધન શું? યજ્ઞ શું? દક્ષિણા શું? પુરૂષનું બળ શું? ભગ શું? લાભ શું? વિદ્યા શું? લજ્જા શું? ઉત્તમ ભૂષણ શું? સુખ શું? દુઃખ શું? પંડિત કોણ? મૂર્ખ કોણ? માર્ગ કયો? કુમાર્ગ કયો? સ્વર્ગ શું? નરક શું? બંધુ કોણ? ઘર કોણ? ધનવાન્ કોણ? દરિદ્ર કોણ? કૃપણ કો[illegible] સ્વામી કોણ? [illegible]

[illegible] મારા પ્રશ્નોના ઉત્તર આપો અને એઓથી ઉલટાં એટલે અસત્ય અને અહમાદિકનાં પણ સ્વરૂપ કહો.[૨૯-૩૨]

ભગવાન કહેછે—અહિંસા, સત્ય, મનથી પણ પરાયા ધનનું અગ્રહણ, અસંગ, લજ્જા, અસંચય, ધર્મમાં વિશ્વાસ, બ્રહ્મચર્ય, મૌન, સ્થિરતા, ક્ષમા અને અભય એ બાર યમ કહેલાછે. અંદરનું શૌચ, બહારનું શૌચ (પવિત્રતા), જપ, તપ, હોમ, ધર્મમાં આદર, અતિથિનો સત્કાર, મારૂં પૂજન, તીર્થોમાં ફરવું, પરના શુભને માટે ઉદ્યોગ, સંતોષ અને આચાર્યની સેવા એ બાર નિયમ કહેલાછે મુમુક્ષુપુરૂષને યમ મુખ્ય છે અને સકામપુરૂષને નિયમ મુખ્ય છે; કારણકે એઓનું સેવન કરવાથી મુમુક્ષુને અને સકામપુરૂષોને પણ તેઓની ઇચ્છા પ્રમાણે મોક્ષ અને સાંસારિક સુખ આપેછે.[૩૩-૩૫] શાંતિ રાખવી એજ શમ નહીં, પણ બુદ્ધિની મારામાં નિષ્ઠા રહે એ શમ સમજવો. ચોરાદિકનો નિગ્રહ કરવો એ દમ નહી પણ ઇંદ્રિયોનો નિગ્રહ કરવો એ દમ સમજવો. ભારાદિકનુ સહન કરવુ એ તિતિક્ષા નહીં પણ પ્રારબ્ધથી પ્રાપ્ત થયેલા દુઃખનુ સહન કરવું એ તિતિક્ષા સમજવી. ઉદ્વેગ ન રાખવો એ ધૃતિ નહી પણ જિહ્વા તથા ઉપસ્થના વેગને રોકવો એજ ધૃતિ (ધીરજ) સમજવી.[૩૬] ધન આપવુ એ દાન નહી પણ પ્રાણીઓનો દ્રોહ છોડી દેવો એ દાન સમજવુ. ચાંદ્રાયણાદિક કરવાં એ તપ નહીં પણ ભોગની ઉપેક્ષા કરવી એ તપ સમજવુ. પરાક્રમ કરવું એ શૌર્ય (શૂરપણું) નહીં પણ વાસનાઓને રોકવી એ શૌર્ય સમજવુ. સાચું બોલવુ એજ સત્ય નહીં પણ બ્રહ્મનો વિચાર કરવો એ સત્ય સમજવું.[૩૭] સાચું બોલવુ એજ [illegible] નહીં પણ સત્યની સાથે પ્રિયવચન બોલવું એ [illegible] છે એમ વિદ્વાનોએ કહેલું છે. મળનો ત્યાગ કરવો એ શૌચ નહીં પણ કર્મોમાં આસક્તિ ન રાખવી એ શૌચ સમજવુ. કોઈ વસ્તુને છોડી દેવી એ ત્યાગ નહીં પણ સંન્યા[illegible] [illegible].[૩૮] [illegible] ધન નહીં પણ ધર્મ એજ મનુષ્યોનું ઉત્તમ ધન સમજવું. ક્રિયારૂપ સમજીને યજન કરવામાં આવે એ યજ્ઞ નહીં પણ હુંરૂપ સમજીને યજન કરવામાં આવે તે યજ્ઞ સમજવો. સુવર્ણાદિક દેવું એ દક્ષિણા નહી પણ જ્ઞાનનો ઉપદેશ કરવો એ દક્ષિણા સમજવી; કેમકે તેથી યજ્ઞરૂપ વિષ્ણુ પ્રાપ્ત થાયછે. શત્રુઓને દબાવવા એ બળ નહીં પણ મનરૂપ શત્રુ કે જે જીતી શકાય એવો નથી તેને દબાવવાના સાધનરૂપ પ્રાણાયામ કરવા એ બળ સમજવું.[૩૯] ભાગ્ય એ ભગ નહીં પણ મારા સંબંધમાં રહેલા ઐશ્વર્યાદિક છ ગુણને ભગરૂપ સમજવા. પુત્રાદિક પ્રાપ્ત થાય એ લાભ નહી પણ મારી ભક્તિ મળે એ લાભ સમજવો. શાસ્ત્ર જાણવાં એ વિદ્યા નહી પણ આત્મામાં પ્રતીત થયેલા ભેદનો બાધ થાય એ વિદ્યા સમજવી. માત્ર લજાવુ એ લજ્જા નહી પણ દુષ્ટકર્મોનો ત્યાગ કરવાનો વિચાર થાય એ લજ્જા સમજવી.[૪૦] કંકણ અને મુકુટ આદિ ભૂષણ નહીં પણ તૃષ્ણાથી રહિતપણા આદિગુણો એજ ભૂષણરૂપ સમજવા. ભોગ ભોગવવા એ સુખ નહી પણ દુઃખ કે સુખનુ અનુસંધાનજ ન કરવુ એ સુખ સમજવુ. રોગાદિક થાય એ દુઃખ નહી પણ વિષયસુખની ઇચ્છા રાખવી એજ દુઃખ સમજવું. વિદ્વાન હોય એ પંડિત નહીં પણ બંધ તથા મોક્ષને જાણતો હોય તેને પંડિત સમજવો.[૪૧] શાસ્ત્રાદિકને જાણતો ન હોય તે મૂર્ખ નહીં પણ જેને દેહાદિકમાં અહંતા મમતા હોય તેને મૂર્ખ સમજવો. કંટકાદિકથી રહિત હોય તે સારો માર્ગ નહી પણ મારી પ્રાપ્તી કરાવનાર નિવૃત્તિમાર્ગને સારો માર્ગ સમજવો. ચોરાદિકથી ભયંકર હોય તે કુમાર્ગ નહી પણ ચિત્તનો વિક્ષેપ થાય એજ કુમાર્ગ સમજવો. ઇંદ્રાદિકનો લોક સ્વર્ગ નહીં, પણ સત્વગુણનો ઉદય થાય એજ સ્વર્ગ સમજવો.[૪૨] કુંભીપાકાદિક નરક નહી પણ તમોગુણવધે એજ નરક સમજવુ. ભાઇ આદિક બંધુ નહીં પણ ગુરૂ કે જે મારૂં જ સ્વરૂપ છે તેને બંધુ સમજવો. ઘર એ ઘર નહીં પણ મનુષ્યના શરીરનેજ ઘર સમજવું. [illegible] ધનવાન્ નહીં પણ [illegible]

વાન્‌ને ધનવાન્ સમજવો.[43] નિર્ધન હોય તે દરિદ્ર નહીં પણ અસંતોષીને દરિદ્ર સમજવો. જે રાંક હોય તે કંગાલ નહી પણ જે અજીતેંદ્રિય હોય તે કંગાલ છે. રાજાદિક સ્વતંત્ર નહીં પણ જેની બુદ્ધિ વિષયોમાં આસક્ત ન હોય તે સ્વતંત્ર છે. જેને વિષયોમાં આસક્તિ હોય તે પરતંત્ર છે. સ્વતંત્રથી ઉલટા પરતંત્રનું સ્વરૂપ કહ્યું તે પદ્ધતિને અનુસરીને અશમ અને અદમાદિકનાં સ્વરૂપ પણ સમજી લેવાં.[44] હે ઉદ્ધવ! આ તમારા પ્રશ્નોના ઉત્તર સઘળા મોક્ષમાં ઉપયોગી થાય એવા ઉત્તમ કહ્યા તમે મને ગુણ તથા દોષના વિવેકને માટે ઉપરનું સઘળું પૂછ્યું પણ ઘણું વર્ણન કરવાનું શું પ્રયોજન છે? ટુંકામાંજ કહુંછું કે ગુણ તથા દોષ જોવા એજ દોષ છે, અને ગુણ તથા દોષ ન જોવાનો સ્વભાવ રાખવો એજ ગુણ છે.ગુણદોષનું સંક્ષિપ્ત લક્ષણ એટલું જ છે.[45]

**किं वर्णितेन बहुधा लक्षणं गुणदोषयोः ।**
**गुणदोषदशिर्दोशो गुणस्तूभयवर्जित ॥ ४५ ॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૦ મો.*

### ભક્તિ જ્ઞાન તથા કર્મરૂપી ઉપાયો

**उद्धव उवाच.**

**विधिश्च प्रतिषेधश्च निगमो हीश्वरस्य ते ।**
**अवेक्षतेऽरविंदाक्ष गुणदोषं च कर्मणाम् ॥ १ ॥**

ઉદ્ધવજી પૂછેછે—હે શ્રીકૃષ્ણ! આપ કહી ગયા કે 'ગુણ તથા દોષ જોવા એજ દોષ છે, અને ગુણ તથા દોષ ન જોવાનો સ્વભાવ રાખવો એજ ગુણ છે.' તે વિષયમાં મને સંશય રહેછે. કારણકે અમુક કામ કરવું અને અમુક કામ ન કરવું એવા વિધિ અને નિષેધરૂપ જે વેદવાક્યો છે તે ઇશ્વરરૂપ આપનીજ આજ્ઞા છે, અને તેઓમાં જે કર્મો કરવાનાં કહ્યાંછે તેઓથી પુણ્યરૂપ ગુણ થાય અને જે કર્મોનો નિષેધ કરેલોછે તે કર્મો કરવાથી પાપરૂપ દોષ થાય એમ સ્વીકારેલું છે[1] વર્ણ અને આશ્રમોમાં પણ અમુક વર્ણ અને અમુક આશ્રમ ઉત્તમ, અને અમુક વર્ણ અને અમુક આશ્રમ તેથી નિકૃષ્ટ, એવી રીતે ગુણદોષ સ્વીકારેલાછે. જાતિઓમાં પણ ઉત્તમવર્ણની સ્ત્રીઓમાં હીનવર્ણના પુરૂષોથી ઉત્પન્ન થયેલા પુત્રો અધમ છે, અને હીનવર્ણની સ્ત્રીઓમાં ઉત્તમ વર્ણના પુરૂષોથી ઉત્પન્ન થયેલા પુત્રો તેઓથી ઉત્તમ છે, એવી રીતે ગુણદોષ સ્વીકારેલાછે. દ્રવ્ય, દેશ, અવસ્થા અને કાળ, એઓમાં પણ અમુક દ્રવ્યાદિક ઉત્તમ છે અને અમુક દ્રવ્યાદિક નિકૃષ્ટ છે, એમ ગુણદોષ સ્વીકારેલાછે. સ્વર્ગ અને નરકમાં પણ પુણ્યનું ફળ સ્વર્ગ છે અને પાપનું ફળ નરક છે એમ ગુણદોષ સ્વીકારેલાછે.[2] ગુણ અને દોષમાં ભેદદૃષ્ટિ રાખી નહોય તો તમારા વચનરૂપ વેદના વિધિવાક્ય અને નિષેધવાક્યરૂપ વિભાગજ ન થવા જોઇએ, અને એ વિભાગ ન હોય તો મનુષ્યોનું કલ્યાણ પણ કેમ થાય? હે ઈશ્વર! આપની આજ્ઞારૂપ વેદજ પિતૃ, દેવ અને મનુષ્યોને મોક્ષ તથા સ્વર્ગાદિક અદૃશ્ય પદાર્થો સમજવામાં અને અમુક સાધનથી અમુક ફળ થાયછે તે સમજવામાં ઉત્તમ પ્રમાણરૂપ છે.[4] લોકોને ગુણદોષમાં જે ભેદબુદ્ધિ થયેલી છે, તે પોતાથી નહી, પણ આપની આજ્ઞારૂપ વેદથી થયેલી છે, અને પાછો વેદજ આપના કહેવાપ્રમાણે ગુણદોષમાં ભેદબુદ્ધિ ન રાખવાનું નિરૂપણ કરે એ પરસ્પર વિરૂદ્ધ છે. આ મારી ભ્રાંતિની આપ નિવૃત્તિ કરો.[5]

ભગવાન કહેછે—જો પદાર્થો એના એ છે, તો પણ તેઓમાં અમુક અધિકારીએ ભેદદૃષ્ટિ સંપૂર્ણરીતે રાખવી, અમુક અધિકારીએ યથાશક્તિ રાખવી, અમુક અધિકારીએ સ્વલ્પ રાખવી અને અમુક અધિકારીએ કાંઇપણ ન રાખવી એવી વ્યવસ્થા છે, તેથી વેદનાં વાક્યોમાં કશો પૂર્વાપર વિરોધ આવતો નથી. મનુષ્યોને મોક્ષનાં સાધન

---

* આ વીશમા અધ્યાયમાં ગુણ દોષની વ્યવસ્થા કરવા સારૂ અધિકારીઓનો વિભાગ કરીને ભક્તિ, જ્ઞાન અને કર્મરૂપ ત્રણ ઉપાય કહેવામાં આવશે.

કરી આપવાસારૂ વેદના બ્રહ્મકાંડ, કર્મકાંડ અને દેવતાકાંડમાંઅનુક્રમેજ્ઞાન,નિષ્કામકર્મઅનેભક્તિરૂપ ત્રણ ઉપાયો મેં કહેલા છે. એ ત્રણ ઉપાયોવિના બીજો સકામ કર્માદિક ઉપાય કોઈ સ્થળમાં છેજ નહીં. એ ઉપાયોમાં, કર્મનાં ફળોને દુ:ખરૂપ સમજીને કર્મોમાં રૂચિ નહીં ધરાવનારા સાધનરૂપ કર્મોને છોડીદેનારા પુરૂષોને જ્ઞાનરૂપ ઉપાય સિદ્ધિ આપેછે. કર્મોનાં ફળોને દુ ખરૂપ નહીં સમજતાં તે ફળોમાં અરૂચિ નહી ધરાવનારા પુરૂષોને નિષ્કામ કર્મ કરવારૂપ ઉપાય સિદ્ધિ આપેછે. અને જેઓને કોઇ ભાગ્યોદયથી મારી કથા આદિકમાં શ્રદ્ધા થઇ હોય, બહુ વૈરાગ્ય ન થયો હોય અને બહુ આસક્તિ પણ ન હોય તેઓને ભક્તિરૂપ ઉપાય સિદ્ધિ આપેછે, સકામકર્મો કે જેઓ કોઇ પણ રીતે મોક્ષનાં સાધન નથી તેઓમાં પ્રવૃત્તિ કરનારા પુરૂષને વિધિ અને નિષેધરૂપ વેદની આજ્ઞા સંપૂર્ણ રીતે પાળવાનો આધકાર છે. નિષ્કામકર્મ કરનારા પુરૂષને યથાશક્તિ પાળવાનો આધકાર છે અને તેપણ જ્ઞાન કે ભક્તિનો આધકાર મળ્યા પેહેલાંજ છે. જ્ઞાનકે ભક્તિનો અધિકાર જેઓને મળ્યો હોય તેઓને સ્વલ્પ પાળવાનો આધકાર છે, અને જ્ઞાન કે ભક્તિની પરિપાક દશાને જેઓ પામેલા હોય તેઓને તો કાંઇપણ પાળવાનો અધિકાર નથી.[૭-૮] જ્યાંસુધી વૈરાગ્ય ઉત્પન્ન ન થાય અથવા જ્યાંસુધી મારી કથા સાંભળવા આદિમાં શ્રદ્ધા ઉત્પન્ન ન થાય,ત્યાંસુધી નિત્યનૈમિત્તિક કર્મ કર્યા કરવાં.[૯] હે ઉદ્ધવ ! સ્વધર્મમાં રહીને ફળની ઇચ્છા નહીં રાખતાં યજ્ઞોથી યજન કરનાર પુરૂષ જો નિષિદ્ધ કામ ન કરે તો સ્વર્ગમાં પણ ન જાય અને નરકમાં પણ ન જાય. સ્વધર્મનુ ઉલ્લંઘન કરવાથી અને નિષિદ્ધનુ આચરણ કરવાથી નરકની પ્રાપ્તિ થાયછે, માટે સ્વધર્મમાં રહે અને નિષિદ્ધનો ત્યાગ કરે તેથી નરકમાં જવુ ન પડે અને ફળની ઇચ્છા ન રાખે તેથી સ્વર્ગમાં પણ જવું ન પડે.[૧૦] આ પ્રમાણે સ્વધર્મમાં રહેનાર અને નિષિદ્ધનો ત્યાગ કરનાર પવિત્ર પુરૂષ આ દેહમાં રહીને શુદ્ધ જ્ઞાનને પામેછે, અને ઉત્તમ ભાગ્ય હોય તો મારી ભક્તિ કે જે કેવળ જ્ઞાનથી પણ દુર્લભછે તેને પામેછે.[૧૧] આવી રીતે મનુષ્યદેહ જ્ઞાન તથા ભક્તિના સાધનરૂપ છે માટે તે સર્વ દેહથી ઉત્તમ છે. નરકના જીવ જેમ મનુષ્યદેહને ઇચ્છેછે તેમ સ્વર્ગના જીવપણ મનુષ્ય દેહને ઇચ્છેછે, કારણ કે મનુષ્યદેહ જ્ઞાન અને ભક્તિના સાધનરૂપ છે. દેવશરીરથી કે નારકીશરીરથી જ્ઞાન અને ભક્તિ થતાં નથી.[૧૨] મનુષ્યે સ્વર્ગનાં કે નરકનાં સાધનરૂપ કર્મ કરવાં નહીં, તેમ મનુષ્યદેહને શ્રેષ્ઠ માનીને ફરીવાર મનુષ્યથવાનીપણ ઇચ્છા રાખવી નહી, કારણકે દેહમાં આસક્તિ થાયતો ખરો સ્વાથ ચૂકી જવાયછે.[૧૩] આ પ્રમાણે મનુષ્યદેહનેજ્ઞાનઅનેભક્તિનાસાધનરૂપજાણીઅને ઉત્તમ પુરૂષાર્થને આપનાર છતાં મરણ પામનાર છે, એમ જાણી આળસ મૂકીને મૃત્યુથી પેહેલાંજ મોક્ષને માટે ઉદ્યોગ કરવો.[૧૪] યમની પેઠે નિર્દયપુરૂષોએ કાપવા માંડેલા અને જેમાં પોતે માળો કરેલો હોય એવા પોતાના રહેવાના ઝાડમાં આસક્તિ નહી રાખતાં તેને છોડીદે તોજ પક્ષી સુખ પામેછે.[૧૫] એવી રીતે પોતાના આયુષ્યને અહોરાત્રોએ કાપવા માંડેલું જાણી ભયથી ધ્રુજીને તેમાં આસક્તિ નહી રાખતાં પરબ્રહ્મને જાણીને જીવનાદિકની તૃષ્ણાને છોડીદે તોજ શાંતિ પામેછે.[૧૬] સર્વ ફળોના મૂળરૂપ આ મનુષ્ય દેહરૂપી દૃઢ વહાણ કે જે કરોડો ઉદ્યમોથી ન મળે એવુ છતાં પણ યદૃચ્છાથી મળી ગયુંછે,જેમાં ગુરૂરૂપ નાખવો(વહાણ ચલાવનાર) છે અને જે સ્મરણ કરવાથીજ અનુકુળ થનારા હુ રૂપ વાયુથી પ્રેરાએલુ છે, તેને પામ્યા છતાં જે પુરૂષ ભવસાગરને તરે નહીં તે પુરૂષને પોતાથીજ પોતાને હાનિ કરનાર સમજવો.[૧૭] આ પ્રમાણે વૈરાગ્ય વગરના પુરૂષને માટે વૈરાગ્ય દ્વારા જ્ઞાન તથા ભક્તિને આપનાર કર્મ કરવા રૂપ ઉપાય કહ્યો હવે સારી રીતે વૈરાગ્ય પામેલાને માટે જ્ઞાનયોગ અને જ્ઞાન મળ્યા પેહેલાં કાંઇ કરવાનુ અને કાંઇ છોડી દેવાનુ કહુ છું. જ્યારે કર્મોમાં દુ ખ દેખીને ઉદ્વેગ થાય અને કર્મોનાં ફળોમાં સારી રીતે વૈરાગ્ય થાય, ત્યારે

યોગીએ જીતેંદ્રિય થઇને અવિચ્છિન્ન આત્મ વિચારથી મનને અચળ રાખવું.[૧૮] પેહેલા યત્નમાંજ મન અત્યંત અચળ થવુ સંભવતુ નથી, માટે પ્રથમ તો કાંઈક તેના સ્વભાવને અનુસરતાં તેને વશ કરવું, એટલે જ્યારે યત્નથી નિશ્ચળ રાખ્યા છતાં પણ તુરત ભટકવા માંડે અને સ્થિર રહે નહીં ત્યારે સાવધાન રહીને તેની કાંઈક ઇચ્છા પરિપૂર્ણ કરતાં પાછુ પોતાના સ્વાધીનમાં લેવુ.[૧૯] જીતેંદ્રિય અને પ્રાણાયામના અભ્યાસવાળા પુરૂષે મનની કાંઇક ઈચ્છા પરિપૂર્ણ કરતાં પણ તેને સાવ છુટુ મૂકવું નહી, પરંતુ તેના ઉપર સાવચેતપણાથી લક્ષ્ય રાખ્યા કરવુ. જે ઘોડાને કેળવવો હોય તે ઘોડો પોતાના (ધારકના) અભિપ્રાયને જાણીને ચાલે તો ઠીક એમ ઈચ્છતો તેનો ધારક જેમ પ્રથમ કાંઈક તેની ગતિને અનુસરેછે અને અનુસરતાં પણતેનેછુટોનહીં મુકતાં દોરીથીપકડીનેજવારંવારચાલેછે,તેમમનને પોતાનાસ્વાધીનમાં લેવાની ઇચ્છા કરનારા યોગીએ પ્રથમ કાંઇક તેની ઇચ્છા પરિપૂર્ણ કરવી અને પરિપૂર્ણ કરતાં પણ તેને છુટુ નહીં મૂકતાં સત્વગુણથી ભરપૂર બુદ્ધિરૂપ દોરીથી પકડીને પ્રવર્ત્તવું. એવી બુદ્ધિથી પકડીને ચલાવતાં મન પોતાને વશ થવા માંડેછે. મનને વશ કરવુ એજ મોટો યોગ કહેલછે[૨૦-૨૧] આ પ્રમાણે કાંઈક વશ કરેલા મનને અત્યંત વશ કરવા સારૂ નીચે પ્રમાણે ઉપાય કરવા. તત્વોનેયથાર્થ રીતે સમજી લીધા પછી, મહત્તત્વથી તે દેહ સુધીના સઘળા પદાર્થોના પ્રકૃતિ આદિ સવળા ક્રમથી જન્મ થવાનો અને પૃથ્વી આદિ અવળા ક્રમથી નાશ થવાનો વારવાર વિચાર કર્યા કરવો. તેથી મન નિશ્ચળ થાયછે[૨૨]આ વિચારના પ્રભાવથી, જન્મનારા અને નાશ પામનારા એ પદાર્થોમાં અવધિભૂત એક સત્ય આત્મા જેવામાં આવવાને લીધે આત્માના અવિવેકથી પ્રાપ્ત થયેલા સંસારથી ઉદ્વેગ થતાં તેથી વૈરાગ્ય પામેલા અને ગુરૂએ ઉપદેશ કરેલા પદાર્થનું ચિંતન કરતા પુરૂષનું મન એની એ વાતનું વારંવાર ચિંતન કરવાથી દેહાદિકના અભિમાનને છોડી દેછે.[૨૩] યમ આદિક યોગના માર્ગોથી, જીવ અને ઈશ્વરના શોધનથી અથવા મારી પૂજા અને ઉપાસના આદિ સ્વતંત્ર ઉપાયોથી મન પરમાત્માનું સ્મરણ કરેછે, બીજા ઉપાયોથી કરતું નથી. એટલામાટે એ ઉપાયો વિના બીજું કરવું નહીં.[૨૪] જો પ્રમાદથી કાંઇ પાપ થઈ જાય તો પણ યોગીએ જ્ઞાનના અભ્યાસથીજ અને ભક્તે નામ કીર્ત્તનાદિકથીજ તે પાપને બાળી નાંખવું, એટલે તેને માટે કૃચ્છ્ર કે ચાંદ્રાયણાદિક પ્રાયશ્ચિત કદી પણ કરવું નહી.[૨૫] "નિત્ય-નૈમિત્તિક કર્મ અંતઃકરણને શુદ્ધ કરનાર હોવાને લીધે ગુણરૂપ છે, હિંસાદિક કર્મ અંતઃકરણને મલિન કરનાર હોવાને લીધે દોષરૂપ છે, અને કૃચ્છ્રાદિક પ્રાયશ્ચિત્ત તે દોષને મટાડનાર હોવાને લીધે ગુણરૂપ છે એમ વેદે વિધિ અને નિષેધરૂપ વાક્યોથી કહેલુ છે, માટે પ્રાયશ્ચિત્ત વિના યોગ અને ભક્તિથીજ શી રીતે પાપ બળે ?" એવી શંકા રાખવી નહી; કેમકે પોતપોતાના અધિકારમાં રહેવુ એજ ગુણછે એમ વેદે કહેલુ છે, પણ અમુક કર્મ ગુણરૂપ છે એમ કહેલુ નથી, કર્મ કે જે સઘળાંસ્વભાવથીજ મલિન છેતેઓનો આ ગુણદોષરૂપ ભાંજગડ નાંખીને વેદે સંકોચ કરેલોછે; અને તે, સ્વભાવથીજ પ્રાપ્ત થયેલા સંગોને ત્યાગ કરાવવાનીઇચ્છાથી કરેલોછે, પુરૂષનીઅશુદ્ધિએ કાંઇપ્રવૃત્તિથી નોખી નથી, કારણકેસ્વાભાવિકપ્રવૃત્તિથીજ પુરૂષ મલિન થએલોછે. આ પ્રમાણે છે તેથી જો કે સઘળાં કર્મોથી નિવૃત્તિ કરવી જોઇએ, પણ તે સહસા કરી શકાતી નથી, એટલામાટે આ ન કરવુ અને આજ કરવુ એમ સ્વાભાવિક પ્રવૃત્તિમાં સંકોચ કરીને તે દ્વારા નિવૃત્તિ કરાવવા ઉપરજ વેદનો અભિપ્રાય છે. (આ વિષયનુ વિવેચન આ સ્કંધના પાંચમા અધ્યાયમાં આઠમા યોગેશ્વરના પ્રસંગમાં આવેલુ છે તે વાંચવુ.) આ ઉપરથી સિદ્ધ થાયછે કે પ્રાયશ્ચિત્તકર્મ પોતે કાંઇ ગુણરૂપ નથી, પણ તે સ્વાભાવિક પ્રવૃત્તિમાં પડેલા પુરૂષને માટે ગુણરૂપ છે, અર્થાત્ તેનો [illegible]

સુરૂપ છે, તો યોગીને કે ભક્તને સ્વાભાવિક પ્રવૃત્તિ નહીં હોવાથી તેઓને પ્રાયશ્ચિતાદિકનો વિધિ લાગુ પડતો નથી.[૨૬] હવે ભક્તિના અધિકારીને માટે ભક્તિયોગ કહુ છું. જે પુરૂષને મારી કથાઓમાં શ્રદ્ધા થઇ હોય, બીજાં કર્મોથી ઉદ્વેગ થયો હોય, અને કર્મનાં ફળરૂપ વિષયોને દુઃખરૂપ જાણતાં છતાં પણ તેઓનો ત્યાગ કરવાની શક્તિ ન હોય, તેણે શ્રદ્ધાવાન્ રહી ભક્તિથીજ સઘળું થશે એવો દૃઢ નિશ્ચય રાખીને પ્રીતિથી મારૂ ભજન કરવું, અને વિષયોને સેવતાં છતાં પણ તેઓને પરિણામે દુ ખરૂપ સમજીને તેઓમાં પ્રીતિ કરવી નહીં.[૨૭-૨૮] આગળ કહ્યા પ્રમાણે ભક્તિયોગથી નિરંતર મારૂં ભજન કરનાર મુનિના હૃદયમાં હુ રહેવાથી તે હૃદયમાં રહેલી સઘળી કામનાઓ નાશ પામે છે.[૨૯] હુ કે જે સર્વાત્મક છુ તેનું દર્શન થતાં દેહાભિમાન ભેદાઇ જાયછે, અસભાવના તથા વિપરીત ભાવના આદિ સઘળા સશયો છેદાઇ જાયછે, અને માત્ર પ્રારબ્ધકર્મ શેષ રહેતાં સંચિત તથા ક્રિયમાણ કર્મો ક્ષય પામેછે[૩૦] આ પ્રમાણે વ્યવસ્થાથી જ્ઞાન, યોગ અને ભક્તિ એ ત્રણ અધિકાર કહ્યા, તેઓમાં જ્ઞાન અને યોગને ભક્તિની અપેક્ષા છે અને ભક્તિ સ્વતત્ર છે, એટલામાટે મારૂ ભજન કરનારા અને મારામાંજ ચિત્ત રાખનારા યોગીને ઘણું કરીને જ્ઞાન કે વૈરાગ્યરૂપ સાધન રાખવાની આવશ્યકતા નથી.[૩૧] કર્મ, તપ, જ્ઞાન, વૈરાગ્ય, યોગ, દાન ધર્મ અને બીજાં પણ તીર્થયાત્રાદિક સાધનોથી જે જે અત.કરણશુદ્ધી આદિ ફળ મેળવવાનાં છે તે સઘળાં ફળોને મારો ભક્ત મા ભજન કરવાથી પરિશ્રમ વગરજ પામેછે. ભક્તને કશી વાતની ઇચ્છા હોયજ નહીં, પણ જો કોઇ રીતે ઇચ્છા કરે તો સ્વર્ગ, મોક્ષ તથા મારા ધામરૂપ વૈકુંઠને પણ પામેછે[૩૨-૩૩] સાધુ અને ધીર મારા સાચા ભક્તો મેં આપવા માંડેલા અને જેથી પાછો ભવનો ફેરો રહેતો નથી એવા કૈવલ્યમોક્ષને પણ ઈચ્છતા નથી, ત્યારે બીજા ફળની ઈચ્છા ન રાખે તેમાં તો શું જ કહેવું![૩૪] ફળની અપેક્ષા ન રાખવી એજ સર્વોત્કૃષ્ટ અને મોટું ફળ તથા સાધન કહેવાયછે, એટલામાટે માગણી નહીં કરનાર અને માગણી કરાવનારી અપેક્ષાથી પણ રહિત રહેનાર પુરૂષને મારી ભક્તિ પ્રાપ્ત થાયછે.[૩૫] મારી ભક્તિની પરાકાષ્ઠાને પોહોચેલા, સમાન ચિત્તવાળા અને ઇશ્વરને પામેલા સાધુપુરૂષોને વેદોક્તકર્મ કરવાથી પુણ્ય થતાં નથી અને વેદવિરૂદ્ધ કર્મ કરવાથી પાપ થતાં નથી.[૩૬] આ પ્રમાણે મે કહેલા મારી પ્રાપ્તીના ત્રણ ઉપાયોને જેઓ કરેછે, તેઓ કાળ તથા માયાદિકથી રહિત મારા લોકને પામેછે અને પરબ્રહ્મને પણ જાણેછે.[૩૭]

एवमेतान्मयादिष्टाननुतिष्ठंति मे पथः ।
क्षेमं विंदंति मत्स्थानं यद्ब्रह्म परमं विदु ॥३७॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કધનો વીશમો અધ્યાય સંપૂર્ણ

---

## અધ્યાય ૨૧ મો.*

### સકામીઓનેમાટે દ્રવ્ય દેશાદિકના ગુણદોષ.

શ્રી ભગવાનુવાચ

यएतान्मत्पथोहित्वा भक्तिज्ञानक्रियात्मकान ।
क्षुद्रान् कामांश्चलैः प्राणैर्जुषंतः संसरंति ते ॥१॥

ભગવાન્ કહેછે—આ પ્રમાણે ગુણદોષની વ્યવસ્થાને માટે જ્ઞાન, ભક્તિ અને કર્મરૂપ ત્રણ માર્ગ કહ્યા, તેઓમાં જ્ઞાન અને ભક્તિથી સિદ્ધ થયેલા લોકોને લેશ માત્ર પણ ગુણદોષ નથી. જ્ઞાન અને ભક્તિના સાધક લોકોએ તો પ્રથમથી નિષ્કામકર્મમાં નિષ્ઠા રાખવી જોઈએ, તેથી તેઓને યથાશક્તિ નિત્યનૈમિત્તિક કર્મ કરવાં એ અત કરણને શુદ્ધ કરનાર હોવાનેલીધે ગુણ છે અને તે ન કરવાં તથા નિષિદ્ધ કર્મ કરવાં એ અંત કરણને મલિન કરનાર હોવાથીદોષછે,તથાતે દોષને મટાડનાર હોવાને લીધે પ્રાયશ્ચિત ગુણરૂપ છે. અત કરણ શુદ્ધ થવાથી જ્ઞાનમાં નિષ્ઠા

* આ એકવીશમા અધ્યાયમા નિષ્કામ કર્મ, જ્ઞાન અને ભક્તિમાં અધિકાર નહી ધરાવનારા કામીલોકો એટલે સકામ કર્મ કરનારાઓને માટે દ્રવ્ય અને દેશ આદિના ગુણ દોષ વિસ્તારથી કહેવાશે.

રાખનારાઓને જ્ઞાનનો અભ્યાસજ સિદ્ધિ આપનાર હોવાનેલીધે ગુણ છે અને જ્ઞાનના અભ્યાસથી જે વિરૂદ્ધ હોય તે દોષ છે, અને ભક્તિમાં નિષ્ઠા રાખનારાઓને તો શ્રવણ કીર્ત્તનાદિક ભક્તિજ ગુણ છે અને ભક્તિથી જે વિરૂદ્ધ હોય તે સઘળુ દોષરૂપ છે, પરંતુ જેઓ ભક્તિ, જ્ઞાન અને નિષ્કામ કર્મરૂપ મારા ત્રણે માર્ગોને છોડીને અસ્થિર જીવનમાં તુચ્છ વિષયોને સેવે છે તેઓને સઘળા ગુણદોષ લાગુ પડવાથી તેઓ અનેક યોનિઓમાં ભટકયા કરેછે.[1] "એનાં એ કર્મોથી કેટલાએકને ગુણ દોષ લાગે અને કેટલાએકને ન લાગે એવી વિષમતા કેમ સભવે? કેમકે અગ્નિથી કેટલાએક તપે અને કેટલાએક તપે નહી એ સભવેજ નહી" એવી શકા રાખવી નહી, કેમકે પોતપોતાના અધિકારમાં રહેવુ એ ગુણ કહેલછે અને એથી ઉલટું જે હોય તે દોષ કહેલછે એવો ગુણ દોષનો નિશ્ચય છે, એટલે અધિકારના ભેદ ઉપરથી કલ્પેલા ગુણ દોષ વસ્તુમાં છેજ નહીં.[2] હે ઉદ્ધવ! જગતમાં સઘળા પદાર્થો સરખાજ છે, તોપણ તેઓમાં યોગ્ય અયોગ્યનો વાંધો નાંખી દઇને તે દ્વારા સ્વાભાવિક પ્રવૃત્તિને રોકવાસારૂ તેઓમાં શુદ્ધિ અને અશુદ્ધિ મે મનુ આદિક શાસ્ત્રકારોનાં રૂપ ધરીને કલ્પેલ છે, તે શુદ્ધિથી ધર્મ થાય અને અશુદ્ધિથી અધર્મ થાય, એવી વ્યવસ્થા થવાને માટે કલ્પેલ છે તેમ ગુણ દોષ એટલે શુદ્ધી તથા અશુદ્ધીરૂપ કારણથી ગ્રાહ્યપણું અને અગ્રાહ્યપણું કલ્પેલછે, તે વ્યવહાર ચલાવવાને માટે એટલે સૂતકાદિક અશુદ્ધીમાં પણ રાજાઓથી ન્યાય કરવાનું કામ કરી શકાય પણ બીજું ન કરી શકાય, ઇત્યાદિ વ્યવસ્થાને માટે કલ્પેલછે. તેમજ શુભ અને અશુભ એટલે ગ્રાહ્ય અને અગ્રાહ્યપણાનેલીધે થવાના અર્થ અને અનર્થ સરળ રીતે નિર્વાહ ચલાવવાને કલ્પેલછે. એટલે અભક્ષ્યનુ ભક્ષણ કરવામાં મોટુ પાપ છે તોપણ જ્યારે કાંઇપણ ખાવાનું નહીં મળવાથી પ્રાણ જતા હોય, ત્યારે તે કરવામાં પાપ નથીઈત્યાદિક વ્યવસ્થાને માટે કલ્પેલછે. આ સઘળી કલ્પનાઓ કર્મરૂપી ભાર ઉપાડનારા અજ્ઞાની માણસોને માટે છે.[3-4] શુદ્ધી અને અશુદ્ધિને વેદોક્ત માનીને તેઓમાં અભિનિવેશ નહી રાખવો. કારણકે સ્થાવરથી તે બ્રહ્મા સુધીનાં સઘળાં શરીરોનાં ઉપાદાન કારણ પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ ભૂત છે અને આત્મા પણ સર્વમાં એકજ છે, અર્થાત્ સઘળા પદાર્થો સરખા છે, કોઇમાં શુદ્ધપણું કે અશુદ્ધપણું વાસ્તવિક રીતે છેજ નહી.[5] આવી રીતે સઘળા દેહ સરખા છે, તોપણ આ પ્રાણીઓના સ્વાર્થની સિદ્ધિને માટે એટલે પ્રવૃત્તિનો સંકોચ કરી તે દ્વારા ધર્માદિક પુરૂષાર્થ પ્રાપ્ત કરવાસારૂ તેઓમાં નોખનોખાં વર્ણ અને આશ્રમ આદિ નામરૂપ વેદે કલ્પેલાંછે.[6] એવી રીતેજ દેશ અને કાળ આદિ, હાથથી ન લઇ શકાય એવી વસ્તુઓ અને ધાન્ય આદિ હાથથી લઈ શકાય એવી સઘળી વસ્તુઓ પણ સરખીજ છે, તોપણ પ્રવૃત્તિનો સંકોચ કરવાને માટે મેં વેદ અને ધર્મશાસ્ત્રદ્વારા તેઓમાં ગુણ દોષ ઠરાવ્યા છે, કે જે ઠરાવવાથી અનિયમિત રીતે થતી પ્રવૃત્તિનો મોટો ભાગ અટકીને થોડોજ ભાગ અવશેષ રહેછે.[7] હે વીર! આ પ્રમાણે ગુણદોષના વિષયનુ પરિશોધન કર્યું. હવે એ ગુણદોષનુ મૂળ શુદ્ધી અને અશુદ્ધીજ છે તેથી તેઓવિષે વિસ્તારથી કહુ છુ. દેશોમાં જેમાં કાળીઆર મૃગ ન હોય તે દેશ અપવિત્ર છે, તેઓમાં પણ બ્રાહ્મણો ઉપર શ્રદ્ધા વગરનો જે દેશ હોય તે અત્યત અપવિત્ર છે. કાળીઆર મૃગ હોય, તોપણ અંગ, વગ અને કલિંગાદિક કીકટ દેશ, જેમાં માર્ગાદિકની સ્વચ્છતા ન રહેતી હોય તે દેશ, જેમાં મ્લેચ્છ ઘણા હોય તે દેશ, અને ખારી પૃથ્વીવાળો દેશ અપવિત્ર છે એવા દેશોમાં પણ સત્પુરૂષ મળે એમ હોય તો તે દેશોને પણ પવિત્ર ગણવા.[8] જે કાળમાં દ્રવ્યની સપત્તિ હોય તે કાળ દ્રવ્યથી થતાં શુભ કામો કરવામાં પવિત્ર છે. પૂર્વાન્હાદિક કાળ સત્કર્મ કરવામાં યોગ્ય હોવાનેલીધે પોતાથીજ પવિત્ર છે. જે કાળમાં દ્રવ્ય નહી મળવાથી અથવા દેશભંગ થવા આદિ કારણથી સ-

કર્મ થતું અટકે તે કાળ અપવિત્ર છે. સૂતકના દશ દિવસઆદિ કાળ કર્મ કરવામાં અયોગ્ય હોવાનેલીધે પોતાથીજ અપવિત્ર છે."આ પ્રમાણે દેશની અને કાળની શુદ્ધી અશુદ્ધી કહી. હવે દ્રવ્યોની શુદ્ધી અશુદ્ધીવિષે કહું છું. દ્રવ્યની શુદ્ધીતથા અશુદ્ધી દ્રવ્યથી પણ થાયછે. જેમકે વસ્ત્રાદિક પદાર્થ જળાદિકથી શુદ્ધથાયછેઅને મૂત્રાદિકથી અશુદ્ધથાય છે. દ્રવ્યની શુદ્ધી તથાઅશુદ્ધી વચનથી પણ થાયછે. જેમકે આ પદાર્થ શુદ્ધ છે કે અશુદ્ધ છે? એવો સદેહ પડતાં બ્રાહ્મણો જે શુદ્ધ કહે તો શુદ્ધ અને અશુદ્ધ કહે તો અશુદ્ધ ગણાયછે. દ્રવ્યની શુદ્ધિ તથા અશુદ્ધિ સસ્કારથી પણ થાયછે. જેમકે પુષ્પાદિકપદાર્થ જળવતે પ્રોક્ષણ કરવાથી શુદ્ધ થાયછે અને સુઘવાથી અશુદ્ધ થાયછે દ્રવ્યની શુદ્ધિ અને અશુદ્ધિ કાળથી પણ થાય છે, જેમકે નવું પડેલુ વરસાદનું પાણી ચોમાસામાં ત્રણ દિવસ પછી શુદ્ધ ગણાયછે અને ત્રણ દિવસ સુધી અશુદ્ધ ગણાયછે, તેમજ માવઠાનું પાણી દશ દિવસ વીતી ગયા પછી શુદ્ધ ગણાયછે અને દશ દિવસ સુધીમાં અશુદ્ધ ગણાયછે. અન્ન તુરતનુ રાંધેલુ હોય તો પવિત્ર ગણાયછે અને વાશી થઇ ગયુ હોય તો અપવિત્ર ગણાયછે. દ્રવ્યની શુદ્ધિ તથા અશુદ્ધિ તેના મહત્વ અને અલ્પત્વ ઉપરથી પણ ગણવામાં આવેછે જેમ કે તળાવમાં કે નદીમાં રહેલા પાણીને ચાંડાલાદિક અડી જાય તોપણ તે ઘણું હોવાનેલીધે પવિત્ર માનવામાં આવેછે અને કળશીઆમાં ભરેલા પાણીને ચાંડાલાદિક અડી જાય તો તે થોડું હોવાને લીધે અપવિત્ર માનવામાં આવે છે.[10] દ્રવ્યની શુદ્ધિ તથા અશુદ્ધિ શક્તિ અશક્તિ ઉપરથી પણ ગણવામાં આવેછે. જેમકે સૂર્યગ્રહણનુ અથવા સૂતકનુ અન્ન સમર્થ પુરૂષોને અશુદ્ધ છે અને અસમર્થ પુરૂષોને શુદ્ધ છે. દ્રવ્યની શુદ્ધિ તથા અશુદ્ધિ જાણવા ઉપરથી પણ થાયછે. જેમકે પુત્રનો જન્મ થવાનું દશ દિવસ વીતી ગયા પછી જાણવામાં આવે તો જન્માશૌચ લાગતું નથી અને દશ દિવસની અંદર જાણવામાં આવે તો જન્માશૌચ લાગેછે.

દ્રવ્યની શુદ્ધિ તથા અશુદ્ધિ સમૃદ્ધિ ઉપરથી પણ ગણવામાં આવેછે. જેમકે જુનું અને મેલું લૂગડુ નાણાંવાળાને અશુદ્ધ છે અને નિર્ધનને શુદ્ધ છે. ઉપર કહેલા દ્રવ્ય અને વચન આદિ પદાર્થો કોઇ પદાર્થને અપવિત્ર કરી તે દ્વારા મનુષ્યને જે દોષ લગાડે છે તે પણ દેશ અને અવસ્થા આદિને અનુસરીનેજ લગાડેછે પણ સઘળા સ્થળમાં સરખી રીતે લગાડતાં નથી. જેમકે દેશમાં નિર્ભયતા હોય ત્યારેજ અશુદ્ધિથી દોષ લાગેલો માનવામાં આવેછે, પણ ચોરાદિકનો ભારે ઉપદ્રવ હોય ત્યારે માનવામાં આવતો નથી. તેમજ જુવાની અને આરોગ્યના સમયમાંજ અશુદ્ધિથી દોષ લાગેલો માનવામાં આવેછે, પણ બાલ્ય કે રોગાદિકની અવસ્થામાં માનવામાં આવતો નથી. ધર્મશાસ્ત્રમાં લખ્યુ છે કે દેશ, કાળ, આત્મા, દ્રવ્ય, દ્રવ્યનું પ્રયોજન, ઘટારતપણું અને અવસ્થા, એટલા પદાર્થો ઉપર લક્ષ્ય રાખીને પવિત્રતાની કલ્પના કરવી.[11] ધાન્ય, કાષ્ઠ, ગજદંતાદિક અસ્થિ, તંતુ, ઘી આદિ રસ, સુવર્ણાદિક, ચામડાં અને માર્ગનો ગારો તથા ઇંટ આદિ પદાર્થોની શુદ્ધિ કાળ, વાયુ, અગ્નિ, માટી, જળ, તથા બીજા પદાર્થોથી પણ થાયછે. તેમાં કેટલાંક સ્થળમાં એ પદાર્થો મળેલા લેવાથી શુદ્ધિ થાયછે અને કેટલાંક સ્થળમાં એક એકથીજ શુદ્ધિ થાય છે. તેમાં પણ કાગડાના તથા ચડાળાદિકના સ્પર્શની ન્યૂનાધિકતા ઉપરથી અને તેમાં પણ દેશ, કાળ અને અવસ્થા આદિના અનુસારથીજ શુદ્ધિ માનવામાં આવેછે.[12] આસન, પાત્ર કે વસ્ત્રાદિક પદાર્થને કોઇ અપવિત્ર પદાર્થનો લેપ થયો હોય તો છોલાવવાનો, ખારા પાણીનો કે ખાટા પાણીનો જેટલો ઉપયોગ કરવાથી તે પદાર્થનો ગધ અને લેપ મટી જતાં તે પદાર્થ પાછો અસલ સ્થિતિમાં આવે તેટલો ઉપયોગ તેને શુદ્ધિ આપનાર છે એમ શાસ્ત્રમાં માનેલું છે.[13] આ પ્રમાણે દ્રવ્યની શુદ્ધિ કહી. હવે કર્ત્તાની શુદ્ધિવિષે કહુ છુ. સ્નાન, દાન, તપ, બાલ્યાદિક અવસ્થા, શક્તિ, ઉપનયનાદિક સંસ્કાર, સંધ્યોપાસનાદિક કર્મ અને મારા સ્મરણ-

થી યથારત પ્રમાણે તે તે કાર્યને અનુસરતી કર્તાની શુદ્ધિ માનવામાં આવેછે. આ શુદ્ધિ વ્યવહારની સરલતાને માટે નથી, પણ શાસ્ત્રોક્ત કર્મ કરવાને માટે છે. કારણકે મનુષ્યે પોતાની શુદ્ધિ કર્યા પછી કર્મ કરવુ એવી શાસ્ત્રની આજ્ઞાછે [૧૪] આ પ્રમાણે કર્ત્તાની શુદ્ધિ કહી. હવે મંત્રની શુદ્ધિવિષે કહુ છુ. મંત્રને સદ્ગુરૂના મોઢાથી યથાર્થ રીતે જાણવો એ મંત્રની શુદ્ધિછે. હવે કર્મની શુદ્ધિવિષે કહુ છુ. કર્મો ઈશ્વરને અર્પણ કરી દેવાં એ કર્મની શુદ્ધિ છે. આ દેશ, કાળ, દ્રવ્ય, કર્ત્તા, મંત્ર અને કર્મ એ છ પદાર્થો શુદ્ધ હોય તો તેઓથી ધર્મ થાયછે અને અશુદ્ધ હોય તો તેઓથી અધર્મ થાયછે.[૧૫] આ ગુણદોષનો વિભાગ વાસ્તવિક નથી. કારણ કે કોઇ સમયે ગુણને પણ દોષ માનમાં આવેછે, અને કોઇ સમયે દોષને પણ શાસ્ત્રના બળથી ગુણ માનવામાં આવેછે. જેમકે આપત્કાળમાં પ્રતિગ્રહ કરવો એ ગુણરૂપ છે તેને વિપત્તિ વગરના સમયમાં દોષરૂપ માનેલોછે, અને કુટુંબનો ત્યાગ કરવો એ દોષરૂપછે તેને વૈરાગ્યના સમયમાં ગુણરૂપ માનેલોછે. આ પ્રમાણે એકજપદાર્થમાં તે તે દેશકાળાદિકનાઅનુસારથીજેગુણપણુ અને દોષપણુ ઠરાવેલુ છે તેજ ગુણદોષના ભેદને ખોટો ઠરાવી આપે છે. જો ગુણ દોષ વાસ્તવિક હોય તો જે ગુણરૂપ હોય તે સર્વદા ગુણરૂપજ હોવુ જોઇએ, અને દોષરૂપ હોય તે સર્વદા દોષરૂપજ હોવુ જોઇએ, પણ તેમ નથી, માટે ગુણદોષ કલ્પિત છે એમ સિદ્ધ થાયછે.[૧૬] કોઇ સ્થળમાં દોષમાં દોષપણું માનવામાં આવતુ નથી અને કોઈ સ્થળમાં દોષને ગુણરૂપ પણ માનવામાં આવેછે જેમકે સુરાપાનાદિક પવિત્રલોકોને પતિતપણુ આપનાર છે તોપણ અતિશ્રી અથવા કર્મથી પતિત લોકોને તે ફરીવાર પાતિતપણું આપતુ નથી. તેમજ સંગ કે જે સન્યાસીને દોષરૂપ છે તે સંગ ગૃહસ્થ લોકોએ પેહેલાંથી‒ સ્વીકારેલો હોવાથી ગૃહસ્થને દોષરૂપ માનેલો નથી પણ ઉલટો ગુણરૂપ માનેલો છે ( ઋતુમાં ગૃહસ્થે સ્ત્રીનો સંગ અવશ્ય કરેવોજ જોઈએ એમ શાસ્ત્રમાં લખેલુ છે. ) જે માણસ પ્રથમથીજ ધરતી પર સૂતેલો હોય તે પડતો નથી, એવી રીતે જે માણસ પ્રથમથીજ દોષગ્રસ્ત હોય તે માણસ ઉપર પ્રમાણે દોષનો ભાગી થતો નથી.[૧૭] આ સઘળા સંદર્ભ ઉપરથી સિદ્ધ થાયછે કે ગુણદોષને પ્રતિપાદન કરનારાં શાસ્ત્રવચનોનો તાત્પર્ય, પ્રવૃત્તિને ઓછી કરાવીને નિવૃત્તિમાં લઇ જવા ઉપરજ છે. માણસ જે જે વસ્તુને મૂકીદે તે તે વસ્તુમાંથી છૂટો થાય છે પણ સઘળી વસ્તુ મૂકાવી દેવી અશક્ય છે, માટે યુક્તિઓ કરી કરીને જેટલુ મૂકાવાય તેટલું સારૂં, એવા વલણથી શાસ્ત્રોમાં ગુણદોષનુ નિરૂપણ કરેલુ છે, એટલે તેઓનો તાત્પર્ય નિવૃત્તિ ઉપરજ છે, અને આ નિવૃત્તિધર્મજ મનુષ્યોને પરમ કલ્યાણરૂપ અને શોક, મોહ તથા ભયને મટાડનાર છે.[૧૮] વિષયોમાં* સારાપણાનો અધ્યાસ થવાથી પુરૂષને તેઓમાં આસક્તિ થાયછે, આસક્તિ થવાથી કામના થાયછે, કામના થવાથી જે કોઇ તે કામનામાં અડચણ કરે તેની સાથે કજીઓ થાયછે.[૧૯] કજીઆથી તીવ્ર ક્રોધ ઉત્પન્ન થાયછે, ક્રોધથી સંમોહ ઉત્પન્ન થાયછે અને સંમોહ તુરતજ બુદ્ધિમાં વ્યાપી રહેલી કાર્ય અકાર્યની સ્મૃતિને ગળી જાયછે.[૨૦] એ સ્મૃતિથી રહિત થયેલો પુરૂષ પોતે નહીં હોવા જેવો થઇ જાયછે, અને એ મૂર્છિત જેવાપણું અને મુવા જેવાપણું પ્રાપ્ત થતાં પુરૂષને પુરૂષાર્થની હાનિ થાયછે[૨૧] વિષયોમાં અભિનિવેશ થવાથી પુરૂષને પોતાનુ કે બીજાનું જ્ઞાન રહેતુ નથી, એટલે તે ઝાડની પેઠે જીવવાને લીધે મૂર્છિત જેવો અને ધમણની પેઠે વ્યર્થ શ્વાસ લેવાથી મુવા જેવો થઈ જતાં તેના પુરૂષાર્થનો નાશ થાયછે.[૨૨] "પ્રવૃત્તિકર્મ કરનારાને સ્વર્ગાદિક ફળ થવાનું વેદમાં કહ્યુ છે માટે તેને પુરૂષાર્થની હાનિ કેમ થાય?" એવી શંકા રાખવી નહી, કેમકે સ્વર્ગાદિક ફળ મેળવવાં એજ પરમ પુરૂષાર્થ છે એવો વેદનો

* વેદના મંત્રો કાને પડતા જેવો પ્રવૃત્તિને લાગુ પડતો અર્થ સમજવામા આવેછે તેવો એ મંત્રોનો અર્થ નથી એમ સિદ્ધ કરવાસારૂ 'પ્રવૃત્તિમાર્ગ અનર્થનું કારણ છે' એમ દેખાડવાનો આરંભ કરેછે.

અભિપ્રાય નથી; પણ બહિર્મુખ મનુષ્યોને મોક્ષમાર્ગમાં લઇ જવા સારૂ વેદે વચલાં ફળો દેખાડીને માત્ર કર્મોમાં રૂચિ ઉત્પન્ન કરાવીછે. જેમ રોગ મટાડવાસારૂ બાળકને ઓસડ પાતાં તેમાં રૂચિ ઉત્પન્ન કરાવવાસારૂ ખાંડના લાડુ દેવાની લાલચ આપવામાં આવેછે તેમ ઉપરના વિષયમાં વેદે કહેલુ છે. ( આ વિષયમાં આ સ્કંધના ત્રીજા અધ્યાયમાં છઠ્ઠા યોગેશ્વરના પ્રસંગમાં વિવેચન આપેલુ છે તે જોવુ. )[23] કર્મકાંડમાં મોક્ષનુ નામ પણ સાંભળવામાં આવતું નથી તે છતાં આવું વ્યાખ્યાન કરવામાં આવેછે, તેનુ કારણ એ છે કે કર્મકાંડના મંત્રો કાને પડતાં જેવો અર્થ તુરત સમજવામાં આવેછે તેવો અર્થ ઘટતો નથી. વિષયો, પ્રાણાદિક અને પુત્રાદિક સ્વજનો કે જેઓ પરિણામે પોતાને દુઃખનાંજ કારણરૂપ છે તેઓમાં મનુષ્યો જન્મથીજ આસક્ત છે, તો તેવા પરમ સુખને નહીં જાણતા દેવાદિકના અવતારમાં ભટકી ભટકીને પાછા વૃક્ષાદિકના અવતારમાં પડતા અને 'વેદ જે સમજાવશે તેજ કલ્યાણ છે' એમ વિશ્વાસ રાખી રહેનારા મનુષ્યોને વેદ પોતે મહાપંડિત થઇને પાછા તેજ વિષય, જીવન અને પુત્રાદિક પદાર્થોમાં ફસાવે એ વેદને છાજતુ નથી, 'એટલા માટે વેદનો અભિપ્રાય નિવૃત્તિ માર્ગ ઉપર છે એમ સિદ્ધ થાયછે.[24-25] આવા વેદના અભિપ્રાયને નહીં જાણીને જેઓ ( મીમાંસકો ) માત્ર ઉપરથીજ સારાં લાગનારાં અને અંદર સાર વગરનાં વેદમાં કહેલાં ફળોને પરમ પુરૂષાર્થરૂપ કહેછે તેઓ કુબુદ્ધિવાનૂ છે. કારણકે વેદને યથાર્થ રીતે જાણનારા વ્યાસાદિક તે પ્રમાણે કહેતા નથી.[26] કામી, કંગાલ, તૃષ્ણાથી વ્યાકુળ, ઉપરથી ફૂલની પેઠે સારાં લાગે એવાં નિસ્સાર ફળોને પરમ ફળરૂપ સમજનારા, અગ્નિથી થતાં યજ્ઞાદિક કર્મોના અભિનિવેશને લીધે વિવેકથી રહિત અને પરિણામે જેઓને ધુમમાર્ગજ મળે છે એવા એ કર્મકાંડી લોકો આત્મતત્વને જાણતા નથી.[27] હે ઉદ્ધવ ! જેઓને કર્મજ પશુઓની હિંસાનાં સાધન છે એવા એ પેટભરા લોકો, ગાકળના અંધારાથી વ્યાપ્ત થયેલી આંખો વાળા લોકો જેમ સમીપની વસ્તુને પણ જાણતા નથી, તેમ હૃદયમાં રહેલા આત્માના સ્વરૂપભૂત હું કે જેમાંથી આ જગત્ ઉત્પન્ન થયુ છે અને જેથી ભિન્ન નથી તેને જાણતા નથી.[28] " માંસનુ ભક્ષણ કરવામાં અને તેના ફળમાં જો પ્રીતિ હોય તો યજ્ઞમાં જ કરવું એવી અનુજ્ઞા આપીને આ પરિસંખ્યા* કરેલી છે, પણ તે અવશ્ય કરવુ જ જોઈએ એવો વિધિ કરેલ નથી." એવા વેદના તાત્પર્યરૂપ મારા ગંભીર મતને નહી જાણીને વિષયોમાં લાગી રહેલા અને હિંસાને એક જાતના વિહારરૂપ માનતા એ ખળલોકો પશુઓને મારી નાંખીને પોતાનું સુખ મેળવવાની ઈચ્છાથી દેવતા, પિતૃ અને ભૂતપતિઓનુ યજ્ઞોથી પૂજન કરેછે.[29-30] જેમ કોઇ વાણીઓ દુસ્તર સમુદ્રાદિકનું ઉલ્લંઘન કરીને ઘણુ ધન મેળવવાની ઇચ્છાથી પોતાની મૂડીને પણ ખોઈ બેસેછે, તેમ કર્મકાંડી લોકો માત્ર કાનને વહાલાં લાગે એવાં અને વાસ્તવિક જોતાં સ્વપ્નની પેઠે મિથ્યાભૂત પરલોકનાં તથા આ લોકનાં સુખોની ઘણાં વિઘ્નો હોવાને લીધે અનિશ્ચિત આશા રાખીને પોતાનું ધન કર્મ કરવામાં વાપરી નાંખેછે.[31] રજોગુણ, સત્વગુણ અને તમોગુણની નિષ્ઠાવાળા એ લોકો પોતાના સરખી નિષ્ઠાવાળા ઇંદ્રાદિકદેવની અને બીજાઓની ઉપાસના કરેછે પણ મારી ઉપાસના કરતા નથી. જો કે ઇંદ્રાદિક પણ મારાજ અંશ હોવાને લીધે તેઓની ઉપાસના પણ મારીજ ઉપાસના છે, તોપણ તે મારી યથાર્થ ઉપાસના નથી. કારણકે તેમાં ભેદદૃષ્ટિ રહેછે.[32] અહી યજ્ઞથી દેવતાઓનુ પૂજન કરી સ્વર્ગમાં જઇને રમીશુ અને સ્વર્ગના ભોગને અંતે પાછા અહી મોટા કુળવાળા મોટા ગૃહસ્થ થઇશું."[33] આ પ્રમાણે જેઓનાં મન મીઠી મીઠી પણ નિસ્સાર લાલચ આપનારી વેદની વાણીથી વિક્ષેપ પામેલાં હોયછે, એવા અત્યંત અક્કડ રહે-

* પરિસંખ્યાનુ નિરૂપણ આ સ્કંધના પાંચમા અધ્યાયમાં આઠમા યોગેશ્વરના પ્રસંગમાં કરેલુંછે તે વાંચવું.

નારા અભિમાની લોકોને મારી વાત પણ ગમતી નથી અને તેથી તેઓ સંસારમાં ભટક્યા કરેછે.[૩૪] આ પ્રમાણે વેદનો પ્રવૃત્તિ ઉપર અભિપ્રાય નથી પણ નિવૃત્તિ ઉપરજ છે. કર્મકાંડ, બ્રહ્મકાંડ અને ઉપાસનાકાંડરૂપ સઘળા વેદો "જીવ બ્રહ્મજ છે, સંસારી નથી" એ વિષય ઉપરજ પોતાનો વાસ્તવિક અભિપ્રાય ધરાવેછે. પણ એ અભિપ્રાય લોકોના સમજવામાં નથી આવતો, તેનું કારણ એ છે કે મને પરોક્ષવાદ* પ્રિય હોવાને લીધે વેદના મંત્રોએ પરોક્ષવાદની ઢબ પકડેલીછે. "આત્મવિદ્યા શુદ્ધ અંતઃકરણવાળાઓએજ સમજવાનીછે, પણ તેના અધિકાર વગરના બીજાઓએ સમજવાની નથી. અધિકાર વગરના લોકો એ વાતમાં લાગે તો કર્મોનો વૃથા ત્યાગ કરીને ઉલટા ભ્રષ્ટ થઇ જાય" એવા કારણથી વેદમાં પરોક્ષવાદ કરેલો છે.[૩૫] જો કે મીમાંસકોના આચાર્ય જૈમિનિ આદિ ઋષિઓ વેદને યથાર્થ સમજવાનુ અભિમાન રાખેછે, તોપણ વેદને અને તેના અર્થને હુ વિના બીજો કોઇ યથાર્થ રીતે જાણતોજ નથી એવો નિશ્ચય છે શબ્દબ્રહ્મ (વેદ)નુ સ્વરૂપ સમજવુ અને અર્થ જાણવો બહુજ કઠણ છે. પરા, પશ્યંતી અને મધ્યમા+ નામનું શબ્દનું સૂક્ષ્મ સ્વરૂપ દેશ અને કાળથી અપરિચ્છિન્ન હોવાને લીધે સમજવું કઠણ છે. એનો અર્થ પણ સમજાતો નથી. કારણ કે તે ઘણો ગંભીર અને સમુદ્રની પેઠે પ્રવેશ કરવાને અશક્ય છે.[૩૬] હુ કે જે અંતર્યામી, અંતર્યામી છતાં પણ વ્યાપક, વ્યાપક છતાં પણ નિર્વિકાર અને નિર્વિકાર છતાં પણ અનંત શક્તિવાળો હોવાને લીધે નિયંતા છું, તેની સત્તાથી રહેલુ એ શબ્દનુ સૂક્ષ્મરૂપ સૂક્ષ્મદૃષ્ટિએ અંદર જોવાથી કમળના નાળના તંતુની પેઠે પ્રાણીઓમાં નાદરૂપે જોવામાં આવેછે. [૩૭] એ સૂક્ષ્મરૂપમાંથી વૈખરી નામનુ સ્થુળરૂપ આ પ્રમાણે ઉત્પન્ન થયું છે. જેમ કરોળીઓ પોતાના હૃદયમાંથી મુખદ્વારા લાળના તંતુને બહાર પ્રકટ કરેછે, તેમ પ્રાણરૂપ ઉપાધિવાળા હિરણ્યગર્ભ ભગવાન કે જે વેદમૂર્ત્તિ અને સ્વરૂપે અમૃતમયછે તે,સૂક્ષ્મ નાદરૂપ ઉપાદાન કારણને લઇને અક્ષરોનો સંકલ્પ કરનારા મનરૂપ નિમિત્ત કારણથી પોતાના હૃદયમાંથી મુખદ્વારા વૈખરી વાણીને બહાર પ્રકટ કરેછે. હૃદયમાં રહેલા સૂક્ષ્મ ૐકારમાંથી છાતી અને કંઠ આદિના સંગથી સ્પષ્ટ જણાએલા સ્પર્શ*, સ્વર+, ઉષ્મા† અને અંતસ્થથી‡ શણગારેલી, એમ થવાથી વિચિત્ર પ્રકારની લૌકિક અને વૈદિક ભાષાઓથી વિસ્તાર પામેલી, ઉત્તરોત્તર ચાર ચાર અક્ષરથી વધતા જતા છંદોથી ભરપૂર અને એમ થવાથી અંત અને પારવગરની વૈખરીવાણીને હિરણ્યગર્ભે સરજેલીછે, અને તે હિરણ્યગર્ભજ, પાછા કરોળીઓ જેમ પોતાની લાળને પાછો પોતાથીજ ગળી જાયછે તેમ વૈખરીવાણીને પોતાથીજ સમેટી લેછે. ગાયત્રી, ઉષ્ણિહ્, અનુષ્ટુપ્, બૃહતી, પંક્તિ, ત્રિષ્ટુભ્, જગતી, અતિજગતી, શક્વરી, અતિશક્વરી, અષ્ટિ, અત્યષ્ટિ, વિરાટ્ અને અતિવિરાટ, એવી રીતે એક એક છંદ પૂર્વ પૂર્વથી ચાર ચાર અક્ષરે વધેછે. જેમકે ચોવીશ અક્ષરની ગાયત્રી તો અઠયાવીશ અક્ષરની ઉષ્ણિહ ઈત્યાદિ આ પ્રમાણે અત્યંત વિસ્તૃત હોવાને લીધે વૈખરીવાણી પણ સઘળા સ્વરૂપથી જાણી શકાય એમ નથી.[૩૮-૪૧] જેમ સ્વરૂપથી જાણી શકાય એમ નથી, તેમ અર્થથી પણ જાણી શકાય એમ નથી આ પ્રમાણે છે માટે વેદ કે જે વૈખરીવાણીરૂપ છે તે, કર્મકાંડમાં વિધિવાક્યોથી કોનુ વિધાન કરેછે, ઉપાસનાકાંડમાં મંત્રોથી કોને જણાવેછે અને બ્રહ્મકાંડમાં અનુવાદ કરીને કોનો નિષેધ કરેછે ! એ વેદના તાત્પર્યને હું વિના બીજો કોઇપણ જાણતો નથી.[૪૨] આમ છે માટે હુજ હવે વેદનો તાત્પર્ય કહુંછુ કે, વેદ યજ્ઞનુ રૂપ આપીને

* પરોક્ષવાદનુ નિરૂપણ આ સ્કંધના ત્રીજા અધ્યાયમા છઠ્ઠા યોગેશ્વરના પ્રસંગમા કર્યુંછે તે વાચવુ + પરા, પશ્યંતિ, મધ્યમા અને વૈખરીવાણીનું નિરૂપણ આ સ્કંધના બારમા અધ્યાયમાં કર્યુંછે તે વાંચવું

* ક થી તે મ સુધી પાંચ વર્ગના પચીશ અક્ષરો. +અકારાદિક. †શ ષ સ હ. ‡ય ર લ વ.

મારૂંજ વિધાન કરેછે, તે તે દેવતાઓનું રૂપ આપીને મનેજ જણાવેછે અને અનુવાદ કરીને મારાજ વિવર્ત્તરૂપ× આકાશાદિક પ્રપંચનો નિષેધ કરેછે. સઘળા વેદોનો અર્થ એટલોજ છે કે વેદ મને અવાધરૂપ રાખતાં પ્રથમ માયા માત્ર ભેદનો અનુવાદ કરીને અંતે તે ભેદનો નિષેધ કરી પોતાના વ્યાપારને બંધ કરેછે. જેમ અંકુરમાં જે રસ હોય તેજ, અંકુરના વિસ્તારરૂપ અનેક શાખાઓમાં પણ હોયછે, તેમ હૃદયમાં રહેલા સૂક્ષ્મ ૐકારનો જે (પરમેશ્વર) અર્થ છે તેજ સઘળા વેદોનો છે.[૪૩]

एतावान् सर्ववेदार्थः शब्दआस्थाय मां भिदाम् ॥ मायामात्रमनूद्यांते प्रतिषिध्य प्रसीदति ॥४३॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો એકવીશમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૨૨ મો.*

## તત્ત્વોની સંખ્યા, પ્રકૃતિ પુરૂષનો વિવેક, અને જન્મમરણનો પ્રકાર.

उद्धव उवाच.

कति तत्त्वानि विश्वेश संख्यातान्यृषिभिःप्रभो ॥ नवैकादशपंचत्रीण्यात्थ त्वमिह शुश्रुम ॥ १ ॥

ઉદ્ધવજી પૂછેછે—આપે વેદ પ્રવૃત્તિપર નથી પણ મોક્ષપર છે એવો નિર્ણય કર્યો, તો હવે મોક્ષપરપણું સ્વીકારતાં પણ તેના પેટાના ઘણા વાંધા છે. કેટલાએક વિદ્વાનો તત્વોની સંખ્યામાં વિવાદ કરેછે, કેટલાએક વિદ્વાનો બહારના પદાર્થોના સત્યપણા અને મિથ્યાપણાવિષે વિવાદ કરેછે અને કેટલાએક વિદ્વાનો આત્માના એકપણા અને અનેકપણાવિષે વિવાદ કરેછે, તો એ વિવાદોમાં સાચુ શુ છે ? તે મારે જાણવું જોઇએ. માટે પૂછુ છુ કે હે જગતના સ્વામી! હે પ્રભુ! ઋષિઓએ શાસ્ત્રોમાં કેટલાં તત્વોની સંખ્યા કહીછે? આપ મારા સાંભળ્યા પ્રમાણે આગળ કહી ગયાછો કે નવ, અગીઆર, પાંચ અને ત્રણ એટલે કુલ અઠ્ઠાવીશ તત્વો છે. કેટલાએક છવીશ તત્વ છે એમ કહેછે. કેટલાએક પચીશ, કેટલાએક સાત, કેટલાએક નવ, કેટલાએક છ, કેટલાએક ચાર, કેટલાએક અગીઆર, કેટલાએક સત્તર, કેટલાએક સોળ અને કેટલાએક તેર તત્વ છે એમ કહેછે. હે નિરાકાર પ્રભુ! ઋષિઓએ એવી રીતે તત્વની સંખ્યાના જુદા જુદા અનેક ભેદ જે પ્રયોજન કહેવાની ઇચ્છાથી વર્ણવેલા હોયતે પ્રયોજન મને કહેવુ જોઇએ.[૧-૩]

ભગવાન્ કહેછે—બ્રાહ્મણોએ તત્વોના સંબંધમાં જે જે વાતો કરીછે તે સઘળી વાતોમાં યુક્તિઓ છે. મારી માયાનો સ્વીકાર કરીને જેઓ વાતો કરે તેઓની વાતોમાં કાંઇપણ અઘટિત આવેજ નહીં.[૪] જેમ ઝાંઝવાંનાં પાણી સ્વીકાર્યા પછી તેઓના પરિમાણના વિવાદમાં તેઓને કાંડાબુડ કહીએ તોપણ ચાલે અને વીશ માથોડાં ઊંડાં કહીએ તોપણ ચાલે, તેમ માયાનો સ્વીકાર કરી માયિક તત્વોને જેટલાં કહીએ તેટલાં યુક્તિથી સિદ્ધ થાય. મિથ્યા પદાર્થમાં જેમ ઘટાવીએ તેમ ઘટે એવો નિયમ છે.[૫] "જેવી રીતે તું કહેછે તેવી રીતે તે નથી પણ જેવી રીતે હુ કહુ છું તેવી રીતે તે છે." આ પ્રમાણે જો કે તે તત્વોના મૂળ કારણમાં પણ બ્રાહ્મણો વિવાદ કરેછે, તોપણ વાસ્તવિક જોતાં સૌ સૌના સ્વભાવરૂપે પરિણામ પામેલા માયાના સત્વાદિક ગુણોજ તે વિવાદમાં કારણ છે કે જે ગુણોના ક્ષોભથી વાદ કરનારાઓના વિષયરૂપ આ પ્રપચ ઉભો થયોછે. જ્યારે શમ અને દમ પ્રાપ્ત થાય ત્યારે એ પ્રપચ ટળી જાયછે અને પ્રપચ ટળી ગયા પછી વિવાદ પણ શાંત થઇ જાયછે.[૬] હે ઉદ્ધવ! તત્વોનો એકબીજામાં અતર્ભાવ થઈ જાયછે, તેથી કહેનારની જેવી ઇચ્છા હોય તે પ્રમાણે ન્યૂન સખ્યા અને અધિક સંખ્યા થઇ શકેછે. માટીમાં જેમ ઘટાદિકનો અંતર્ભાવ થાયછે તેમ એક કારણરૂપ તત્વમાં તેના કાર્ય-

× રજ્જુમા કલ્પાએલો સર્પ રજ્જુના વિવર્ત્તરૂપ કહેવાય છે તેમ બ્રહ્મમા કલ્પાએલો આકાશાદિક પ્રપચ બ્રહ્મના વિવર્ત્તરૂપ કહેવાયછે.

* આ બાવીશમા અધ્યાયમાં તત્વની સખ્યાઓના અવિરોધનો પ્રકાર, પ્રકૃતિ પુરૂષનો વિવેક અને જન્મમરણના પ્રકાર, ઇત્યાદિ કહેવામાં આવશે.

રૂપ બીજાં તત્વોનો અંતર્ભાવ થઈ જાયછે; અને જેમ ઘટમા માટીનો સમાવેશ થઇ જાય છે તેમ એ કાર્યરૂપ તત્વમાં તેનાં કારણરૂપ તત્વોનો સમાવેશ થઇ જાયછે.[૮] આ પ્રમાણે યુક્તિઓ બધ બેસતી આવેછે, તેથી તત્વોના કાર્ય કારણપણાવિષે અને ન્યૂનાધિક સંખ્યાવિષે વાદ કરનારાઓમાં જેની જીભ જે કહેવાની ઇચ્છાથી પ્રવર્ત્તેછે તે તેની પોતાની ઈચ્છાને સિદ્ધ કરી શકેછે. અને અમો એ સઘળું ઘટિત માનીએ છીએ.[૯] જડ તત્વોની સંખ્યાનો ભેદ થવા વિષે કારણ કહ્યું. હવે જીવ અને ઈશ્વર કે જે ચૈતન્ય રૂપ છે તેનો ભેદ અને અભેદ માનવાવિષે જે કારણ છે તે કહુંછુ. જીવ કે જે અનાદિ અવિદ્યાથી યુક્ત છે તેને પોતાના સ્વરૂપનું જ્ઞાન પોતાથીજ થવું સભવતુ નથી, એટલામાટે તેને જ્ઞાન આપનાર સર્વજ્ઞ ઇશ્વર તેથી અન્ય હોવો જોઇએ, એમ માનીને જેઓ જીવ તથા ઇશ્વરને નોખા ગણેછે તેઓના મતમાં ચોવીશ જડ તત્વ, પચીશમો જીવ અને છવીશમો ઈશ્વર, એમ છવીશ તત્વ થાયછે[૧૦] વાસ્તવિક જોતાં જીવ અને ઇશ્વર બન્ને ચૈતન્યરૂપ હોવાથી તેઓમાં કિંચિત્‌માત્ર પણ નોખાપણું નથી, માટે તેઓના ભિન્નપણાની કલ્પના કરવી વ્યર્થ છે, એમ માનનારાઓના મતમાં પચીશ તત્વ થાયછે. ઇશ્વરના પ્રસાદથી મળવાનું જ્ઞાન સત્વગુણની વૃત્તિરૂપ હોવાથી તેનો જડ તત્વોમાંજ અતર્ભાવ સ્ત્રીકારેલો છે તેથી જ્ઞાન કોઇ જૂદું તત્વ માનવામાં આવતું નથી.[૧૧]ત્રણ ગુણોની સમતા એ પ્રકૃતિનું સ્વરૂપ છે માટે સ્થિતિ, ઉત્પત્તિ અને પ્રલયના કારણરૂપ સત્વ, રજ, અને તમ એ ત્રણ ગુણો પ્રકૃતિનાજ છે, આત્માના નથી. કારણકે જીવ અકર્ત્તા હોવાથી સૃષ્ટિ આદિના કારણભૂત ગુણોના આશ્રયપણું તેમાં ઘટતું નથી. [૧૨]એટલામાટે જ્ઞાન કે જે સત્વગુણમય છે તે જીવનો ધર્મ નથી પણ પ્રકૃતિનોજ ગુણ છે એમ સ્વીકારેલુ છે. એવી રીતેજ કર્મ એ રજોગુણની વૃત્તિ છે અને અજ્ઞાન એ તમોગુણની વૃત્તિ છે, માટે તેઓનો પણ પ્રકૃતિમાંજ અંતર્ભાવ હોવાથી તેઓને ભિન્ન તત્વરૂપ ગણ્યાં નથી. સ્વભાવ એ મહત્તત્વનુંજ સ્વરૂપ છે માટે તેનો પ્રકૃતિમાં અંતર્ભાવ થાયછે, અને કાળ એ તો ઈશ્વરનુંજ સ્વરૂપ છે માટે કાળ કે સ્વભાવ પણ જૂદાં તત્વરૂપ ગણાતાં નથી. મેં જે પ્રથમ (અધ્યાય[૧૯]માં) અઠાવીશ તત્વ ગણાવ્યાં છે તેમાં ઉપર કહેલાં પચીશ અને તે ઉપરાંત ત્રણ ગુણ લખેલા છે. પ્રકૃતિ સ્થિર છે અને ગુણો વધઘટ પામ્યા કરેછે. તથા જાયછે આવેછે માટે મે તેઓને પ્રકૃતિથી જૂદા ગણ્યાછે.[૧૩]પુરૂષ, પ્રકૃતિ, મહત્તત્વ, અહંકાર, આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી, એ નવ તથા શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, ઘ્રાણ અને જિહ્વા એ પાંચ જ્ઞાનેંદ્રિયો તથા વાણી, હાથ, ઉપસ્થ, પાયુ અને પગ એ પાંચ કર્મેન્દ્રિયો, જ્ઞાન અને ક્રિયામય મન, તથા શબ્દ, સ્પર્શ, રસ, રૂપ અને ગધ એ પાંચ વિષયો અને ત્રણ ગુણ, એવી રીતે મેં અઠાવીશ તત્વ ગણાવ્યાંછે. ગતિ, ભાષણ, વીર્યોત્સર્ગ, મલોત્સર્ગ અને શિલ્પ, એ પાંચતો કર્મેન્દ્રિયોનાં ફળરૂપછે માટે તેઓને તત્વ નહીં ગણતાં અઠાવીશમાં ઉમેર્યાં નથી.[૧૪-૧૬]હવે તત્વોની સખ્યા આપવાના પ્રયોજનવિષે તમે પૂછ્યુ છે તેનો ઉત્તર આપુ છું મહત્તત્વથી તે પૃથ્વી સુધીનાં સાત કારણતત્વ અને શ્રોત્રથી તે ગંધસુધીનાં સોળ વિકારરૂપ તત્વોનુ રૂપ ધરનારી પ્રકૃતિજ સઘળા જડપદાર્થોનુ ઉપાદાન કારણ હોવાથી આ જગતના ઉત્પત્તિ આદિકના સમયમાં સઘળા દેહાદિક આકારને ધરેછે, અને પરિણામરહિત તથા નિમિત્ત કારણરૂપ પુરૂષ તો કેવળ સાક્ષીપણાથી જોયા કરેછે, માટે પરિણામ પામનારી પ્રકૃતિથી પુરૂષ ભિન્ન છે એટલુ સિદ્ધ કરવાસારૂજ સઘળા મતોમાં તત્વોની સંખ્યા આપેલીછે.[૧૭]પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા અને વિકાર પામનારા મહત્તત્વાદિક પદાર્થોજ પુરૂષની દૃષ્ટિથી શક્તિ પામી ભેળા થઈને પ્રકૃતિના આશ્રયથી બ્રહ્માંડને ઉત્પન્ન કરેછે તેથી તેઓએ ભેળા થઈને ઉત્પન્ન કરેલા દેહાદિક પદાર્થો તેઓમાંજ અંતર્ભૂત થઈજાયછે; માટે દેહાદિક પદાર્થોને જૂદાં તત્વનું રૂપ અપાતું નથી.[૧૮]કેટલાએકના મત-

માં સાતજ તત્વ છે; તેમાં આકાશાદિક ૫ મહાભૂત, જીવ અને દ્રષ્ટા તથા દ્રશ્યના આધારરૂપ ઈશ્વર, એ સાત ગણવામાં આવેછે. આ મતમાં પ્રકૃતિ, મહત્તત્વ અને અહંકાર એ કારણ તત્વોનો આકાશાદિકમાં અંતર્ભાવ કરેલોછે અને એ સાતથીજ દેહ, ઇંદ્રિય અને પ્રાણ આદિ સર્વ કાર્યોની ઉત્પત્તિ માનેલીછે.[૧૯] કેટલાએકના મતમાં છજ તત્વ છે. તેમાં પાંચ ભૂત અને એક પરમાત્મા એ છ ગણવામાં આવેછે. એ મતમાં પરમાત્મા પોતામાંથી ઉત્પન્ન થયેલાં એ ભૂતોથી આ જગતને સર્જીને તેઓની સાથે જગતમાં પેઠછે, માટે સઘળા ભૌતિક પદાર્થોનો ભૂતોમાં અને જીવનો પરમાત્મામાં અંતર્ભાવ માનેલો છે.[૨૦] કેટલાએકના મતમાં ચારજ તત્વ છે. તેમાં આત્મા અને આત્માથી ઉત્પન્ન થયેલાં તેજ, જળ અને પૃથ્વી એ ચાર તત્વ માનેલાંછે, અને તેઓથી આ સઘળા કાર્યની ઉત્પત્તિ થઇછે, માટે સઘળાં કાર્યનો તેઓમાં અંતર્ભાવ ગણ્યોછે.[૨૧] કેટલાએકના મતમાં સત્તર તત્વ છે. તેમાં પાંચ મહાભૂત, પાંચ શબ્દાદિક તન્માત્રા, પાંચ ઇંદ્રિયો, મન અને સત્તરમો આત્મા માનેલોછે[૨૨] કેટલાએકના મતમાં સોળ તત્વ છે તેમાં આત્માનેજ મનરૂપ કહ્યોછે એટલે ઉપરનાં સત્તર તત્વમાંથી એકને કાઢી નાંખતાં સોળ થાયછે. કેટલાએકના મતમાં તેર તત્વછે; તેમાં પાંચ મહાભૂત, પાંચ ઇંદ્રિયો, મન, જીવ અને પરમાત્મા, એ તેર ગણવામાં આવેછે[૨૩] કેટલાએકના મતમાં અગીયારજ તત્વ છે, તેમાં પાંચ મહાભૂત, પાંચ ઇંદ્રિયો અને આત્મા, એ અગીયાર ગણવામાં આવેછે. કેટલાએકના મતમાં નવજ તત્વ છે, તેમાં પ્રકૃતિ, મહત્તત્વ, અહંકાર, પાંચ મહાભૂત અને આત્મા, એ નવ ગણવામાં આવેછે.[૨૪] આ પ્રમાણે ઋષિઓએ તત્વોનીજ નોખનોખી સંખ્યા આપેલી છે તે પ્રકૃતિથી પુરૂષને (આત્માને) ભિન્ન જણાવવા સારૂજ આપેલીછે. આ સઘળાં મતો ન્યાયસહિત છે; કારણ કે સર્વમાં યુક્તિઓ છે. વિદ્વાનો મને તેમ કરીને પણ સરખું લાવી મૂકે, તેથી તેઓએ ઠરાવેલું કાંઈ અઘટિત કહેવાય નહી.[૨૫]

ઉદ્ધવજી પૂછેછે—હે કૃષ્ણ! જડરૂપ પ્રકૃતિ (દેહ) અને ચૈતન્યરૂપ પુરૂષ (આત્મા) જો કે સ્વભાવથીજ જુદાં છે, તોપણ તેઓમાંથી પરસ્પરને મૂકી દેતાં પરસ્પરની પ્રતીતિ થતી નથી માટે તેઓનો ભેદ જોવામાં આવતો નથી.[૨૬] આત્મા દેહમાં જણાયછે અને દેહ આત્માને લઇનેજ જણાયછે, અર્થાત્ 'હું છું' એવી રીતે બન્નેનો અભેદ પ્રતીત થવાથી દેહ અને આત્માનો ભેદ દેખાતો નથી. હે કમળ સરખાં નેત્રવાળા! હે સર્વજ્ઞ! મારા મનમાં આ મોટો સંશય છે તેને યુક્તિ ભરેલાં વચનોથી આપે કાપવો જોઇએ.[૨૭] કારણ કે આ સંસારમાં જીવોને જ્ઞાન તમારા પ્રસાદથીજ થાયછે અને અજ્ઞાન પણ તમારી માયાથીજ થયુંછે તમારી માયાની ગતિને તમેજ જાણોછો, બીજો કોઇ જાણતો નથી.[૨૮]

ભગવાન કહેછે—હે ઉદ્ધવ! દેહ અને આત્મા વચ્ચે અત્યંત ભેદછે, કારણ કે ગુણોના ક્ષોભથી થયેલો આ દેહાદિક સંઘાત વિકારવાળો છે અને આત્મા નિર્વિકાર છે.[૨૯] હે ઉદ્ધવ! મારી ગુણમય માયાએ ગુણોથી અનેક પ્રકારના ભેદ અને ભેદનાં જ્ઞાનોને રચ્યાંછે. જો કે આ દેહાદિક સંઘાત અનેક ભેદવાળો છે, તોપણ સ્થુળ માર્ગથી તેના અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂત, એવા ત્રણ ભેદ ગણવામાં આવેછે.[૩૦] જેમકે ચક્ષુ અધ્યાત્મ, રૂપ અધિભૂત, અને ચક્ષુના ગોલકમાં પેઠેલો સૂર્યનો અંશ અધિદૈવ કહેવામાં આવેછે. એવીજ રીતે ત્વચા, સ્પર્શ અને વાયુ, શ્રવણ, શબ્દ અને દિશાઓ; જિહ્વા, રસ અને વરૂણ, નાસિકા, ગંધ અને અશ્વિનીકુમાર, ચિત્ત, ચેતયિતવ્ય અને વાસુદેવ; મન, મંતવ્ય અને ચંદ્ર, બુદ્ધિ, બોદ્ધવ્ય અને બ્રહ્મા; તથા અહંકાર, અહંકર્ત્તવ્ય અને રૂદ્ર, એ ત્રણ ત્રણ ભેદ સમજવા. આવી રીતે દેહાદિક સંઘાત અનેક ભેદવાળો છે અને આત્મા એકજછે, તેથી પણ દેહ અને આત્મા વચ્ચે અત્યંત ભેદ સિદ્ધ થાયછે. હે ઉદ્ધવ! જીવી

પણ ચક્ષુ ન હોય તો રૂપ સિદ્ધ થતું નથી, રૂપ નહોય તો ચક્ષુ સિદ્ધ થતુ નથી, ચક્ષુની પ્રવૃત્તિ ન હોય તો તેનો અધિષ્ઠાતા દેવ સિદ્ધ થતો નથી, અધિષ્ઠાતા દેવ ન હોય તો ચક્ષુની પ્રવૃત્તિ સિદ્ધ થતી નથી, અને ચક્ષુની પ્રવૃત્તિ ન હોય તો રૂપનું જ્ઞાન સિદ્ધ થતુ નથી. ત્વચા આદિ ત્રણ ત્રણ પદાર્થોમાં પણ એવી રીતેજ સમજવુ. આ પ્રમાણે અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવની સિદ્ધિ પરસ્પરના આશ્રયથી થાયછે, અને આત્મા તો આકાશમાં રહેલા સૂર્યની પેઠે કોઈના આશ્રયની અપેક્ષા નહી રાખતાં પોતાથીજ સિદ્ધ થાયછે, માટે એ અધ્યાત્માદિકના સંઘાતરૂપ દેહ વચ્ચે અત્યંત ભેદ છે. હે ઉદ્ધવ! આત્મામાંથી એ અધ્યાત્માદિક ઉત્પન્ન થયાંછે તથા તેઓ ભિન્નભિન્ન છે, અને આત્મા કોઈમાંથી ઉત્પન્ન થયો નથી તથા એકરૂપ છે, તેથી પણ દેહ વચ્ચે અને આત્મા વચ્ચે અત્યંત ભેદ સિદ્ધ થાયછે હે ઉદ્ધવ! વળીપણ આત્મા પોતાના સ્વત સિદ્ધજ્ઞાનથી એ અધ્યાત્માદિક સર્વને જાણેછે અને અધ્યાત્માદિક સર્વ આત્માને જાણતાં નથી, તેથી પણ દેહ અને આત્મા વચ્ચે અત્યંત ભેદ સિદ્ધ થાયછે.[૩૧]

ઉદ્ધવજી પૂછેછે—આ તો આપે દેહ અને આત્મા વચ્ચેના ભેદનુંજ વારંવાર નિરૂપણ કર્યું કે જે મારા સમજવામાં પ્રથમથીજ આવ્યુ છે હુ તો એ પૂછુ છુ કે એ દેહાદિકથી જુદા આત્માની પ્રાપ્તી શી રીતે થાય?

ભગવાન્ કહેછે—દેહાદિકનો અહંકાર મટે ત્યારે થાય કારણ કે સાત્વિક, રાજસ અને તામસ એ ત્રણ પ્રકારનો અહંકાર કે જે ગુણોનો ક્ષોભ કરનારા કાળ (ઇશ્વરના પ્રભાવ) રૂપ નિમિત્ત કારણને લીધે પ્રધાનમાંથી ઉત્પન્ન થયેલો વિકાર છે તેજ, આ અધિદૈવ, અધ્યાત્મ અને આધિભૂતરૂપમોહમય દેહાદિક વિકલ્પનું કારણ છે.[૩૨]

ઉદ્ધવજી પૂછેછે—ત્યારે એ અહંકાર અને તેથી ઉત્પન્ન થયેલો દેહાદિક વિકલ્પ શી રીતે મટે?

ભગવાન્ કહેછે—એ અહંકાર અને તેથી ઉત્પન્ન થયેલો દેહાદિક વિકલ્પ આત્માના અજ્ઞાનને લીધેજ પ્રતીત થયેલોછે, માટે આત્માનું જ્ઞાન થાય ત્યારે તે અહંકાર અને વિકલ્પની નિવૃત્તિ થાય. જોકે અહંકાર અને વિકલ્પને કેટલાએક વાદીઓએ સાચા માનેલાછે, તોપણ એ વાદીઓના સઘળા વિવાદજ ખોટા છે; કારણકે એ વિવાદો આત્માને નહી જાણવાથીજ ઊઠેલાછે. વળી એ સઘળા વિવાદો આત્માનું અસ્તિત્વ સિદ્ધ કરવાને માટે નથી પણ પ્રપંચનું અસ્તિત્વ સિદ્ધ કરવાને માટે છે, અને તે પ્રપંચનું અસ્તિત્વ વાદીઓની પરસ્પરની સામસામેની યુક્તિઓથીજ બાધિત થઇ જાયછે, માટે તે ઉપરથીજ દેહાદિક પ્રપંચનું મોહમયપણું સિદ્ધ થાયછે.

ઉદ્ધવજી પૂછેછે—ત્યારે એમ ઠર્યું કે અહંકાર અને વિકલ્પ કાંઈ વસ્તુજ નથી. તો હવે તેઓની નિવૃત્તિ કરવાને માટે પ્રયાસ કરવાનું પણ શુ પ્રયોજન છે! જે વસ્તુ મિથ્યા હોયછે તે વસ્તુ પોતાથીજ હોતી નથી, માટે તેની નિવૃત્તિ કરવાનો પરિશ્રમ શામાટે કરવો જોઇએ!

ભગવાન્ કહેછે—જો કે અહંકાર અને દેહાદિક વિકલ્પ મિથ્યાજ છે, તોપણ જે લોકો પોતાના સ્વરૂપભૂત મારાથી બહિર્મુખ હોયછે તેઓને મટતા નથી, એટલુ જ નહીં પણ તે અહંકાર અને દેહાદિકથી થયેલાં કર્મોનેલીધે તે લોકો ઉંચ નીચ યોનિઓમાં જન્મમરણ પામ્યા કરેછે. આ પ્રમાણેછે એટલામાટે મિથ્યા પદાર્થની નિવૃત્તિ કરવાસારૂ પણ મારૂ સ્વરૂપ જાણવાનો પ્રયાસ કરવાની આવશ્યક્તા છે.[૩૩]

ઉદ્ધવજી પૂછેછે—હે પ્રભુ! હે ગોવિંદ! તમારાથી વિમુખ બુદ્ધિવાળા લોકો પોતે કરેલાં કર્મોથી જે પ્રકારે ઊંચા નીચા દેહને લેછે અને મૂકેછે, તે પ્રકાર અજ્ઞાનીઓની સમજમાં આવવો કઠિન છે માટે મને સમજાવો. ઘણું કરીને જગતમાં આ વિષયને સમજનારા પુરૂષો નથી; કારણકે સઘળા લોકો માયાથી ઠગાએલાછે. આમાં મારે પૂછવાનો અંશ એટલોજ છે કે આત્મા વ્યાપક હોવાથી તેને એક દેહમાંથી બીજા દેહમાં જવું શી રીતે સંભવે? વળી આત્મા અક-

ર્તા હોવાથી તેને કર્મ થવાં શી રીતે ઘટે ? અને આત્મા નિત્ય હોવાથી તેને જન્મમરણ થવાં શી રીતે સંભવે ?[૩૪-૩૫]

ભગવાન્ કહેછે—લિંગ શરીરના અધ્યાસથી સઘળું ઘટેછે. પાંચ ઇંદ્રિયોથી જોડાએલું લોકોનું કર્મમય મનજ એક દેહમાંથી બીજા દેહમાં જાયછે. એ મનથી અન્ય આત્મા તો અહંકારથીજ તે મનને અનુસરેછે એટલે અધ્યાસને લીધે મનના જવાને પોતાનું જવું માનેછે.[૩૬] મનને પેહેલા દેહનો વિયોગ અનેબીજા દેહનોયોગ એક દેહના સ્મરણના વિયોગથી અને બીજા દેહના સ્મરણના યોગથી થાયછે. કર્મોના તત્રમાંરહેનારૂ મન કર્મોએ પ્રાપ્ત કરેલા આ લોકના અને પરલોકના વિષયોનું ધ્યાન કરતાં ધ્યાન કરેલા વિષયોમાં લાગી જાયછે અને પેહેલાના વિષયોમાંથી દૂર થાયછે, અને એમ થવા પછી તે મનની સ્મૃતિ એટલે આગલ્યાપાછલાનુ અનુસંધાન નષ્ટ થાયછે.[૩૭] કર્મોએ પ્રાપ્ત કરેલા બીજા દેહમાં અત્યંત અભિનિવેશ થતાં તે દેહ ઉત્તમ હોય તો હર્ષાદિક કોઇ કારણથી, અને અધમ હોય તો ભય તથા શોક આદિ કોઈ કારણથી મનને પેહેલા દેહનુ અત્યંત વિસ્મરણ થાય, એટલે પ્રથમ દેહનો અહંકાર તમામ બંધ પડી જાય એજ આત્માનુ મરણ થયુ કહેવાયછે. આત્મા કાંઈ દેહની પેઠે નાશ પામીજતો નથી.[૩૮] મનને બીજા દેહમાં અભિનિવેશ થઇને તેમાં અત્યંત અહંકાર થઇ જતાં મનના અધ્યાસને લીધે આત્માને પણ સંપૂર્ણ રીતે 'એ દેહ હું છું 'એવું અભિમાન થાયએજ આત્માનો જન્મ કહેવાય છે. આત્મા કાંઈ દેહની પેઠે જન્મતો નથી. જેમ એક સ્વપ્ન પછી બીજુ સ્વપ્ન થાય છે અને એક મનોરથ પછી બીજો મનોરથ થાયછે, ત્યારે વર્ત્તમાન સ્વપ્ન અને મનોરથમાં લાગી જવાથી પેહેલાના સ્વપ્નને અને મનોરથને ભૂલી જતાં મનના અધ્યાસને લીધે આત્મા પોતાને પૂર્વસિદ્ધ છતાં પણ નવો થયેલા જેવો દેખે છે; તેમ મનને પૂર્વદેહનું વિસ્મરણ અને બીજા દેહનું સ્મરણ થતાં એટલે એક દેહનું અભિમાન મટીને બીજા દેહનું અભિમાન થતાં પણ નવા જન્મેલા જેવો દેખેછે.[૩૯-૪૦] મનની બીજા દેહમાં અભિનિવેશ થવારૂપ ઉત્પત્તિ થતાં તે મનના અધ્યાસને લીધે આત્માને પોતામાં ઉત્તમ, મધ્યમ અને નીચપણુ નહીં થયા છતાં પણ ભૂલથી ભાસેછે અને એમ થવાથી તે દેહના સંબંધમાં બહારના વિષયોને અને અંદરના સુખાદિક વિષયોને દેખેછે. સ્વપ્નમાં જેમ મિથ્યાભુત પણ અનેક દેહો મનના અભિમાનથી ઉત્પન્ન થતાં તે દેહના સંબંધમાં આત્મા બહારના વિષયોને અને અંદરના સુખાદિક વિષયોને દેખેછે તેમ આ પ્રસંગમાં પણ સમજવુ. જેમ દુષ્ટ દીકરાનો બાપ પુત્રના અભિમાનનેલીધે પુત્રના શત્રુમિત્રાદિકને પોતાના શત્રુમિત્રાદિક માની લે છે, તેમ આત્મા મનના અભિમાનને લીધે મનની સાથે સંબંધ રાખનારા દેહાદિક પદાર્થોને પોતાના માની લેછે.[૪૧] હે ઉદ્ધવ ! આ તો લોકપ્રસિદ્ધ જન્મમરણનુ મે નિરૂપણ કર્યું. હવે તમે નહી પૂછયા છતાં પણ વૈરાગ્યને માટે સૂક્ષ્મ જન્મમરણનુ નિરૂપણ કરૂ છુ. જેનો વેગ જોવામાં આવતો નથી એવા કાળનેલીધે શરીરો ક્ષણે ક્ષણે ઉત્પન્ન થાયછે અને ક્ષણે ક્ષણે મરે છે, પણ કાળની સૂક્ષ્મતાનેલીધે એ જન્મમરણને અવિવેકી પુરૂષો જાણતા નથી[૪૨] કાળ જેમ પરિણામાદિકથી દીવાની જ્વાળાઓની, ગતિ આદિકથી જળ પ્રવાહોની અને રૂપ આદિકથી વૃક્ષનાં ફળોની અવસ્થાઓને ક્ષણે ક્ષણે બદલાવતો જાયછે, તેમ સર્વ શરીરોનાં અવસ્થા, તેજ, બળ, કામ અને ચતુરતા આદિને ક્ષણે ક્ષણે બદલાવતો જાયછે. જગત્ ક્ષણે ક્ષણે ઉત્પત્તિ અને નાશ પામ્યા કરેછે, કારણ કે અવસ્થાઓના ભેદવાળુ છે. જે જે અવસ્થાઓના ભેદવાળુ હોય તે ક્ષણે ક્ષણે ઉત્પત્તિ અને નાશ પામ્યા કરે એવો નિયમ છે. જેમકે જ્વાળા આદિ પદાર્થ અવસ્થાના ભેદવાળા છે માટે ક્ષણે ક્ષણે ઊત્પત્તિ અને નાશ પામ્યા કરેછે. આ અનુમાનથી જગતની ક્ષણે ક્ષણે ઉત્પત્તિ અને ક્ષણે ક્ષણે વિનાશ સિદ્ધ થાયછે.[૪૩] જેમ જ્વા-

ળાઓ ક્ષણે ક્ષણે બદલાતી જતાં પણ તેઓના સરખીજ બીજી જ્વાળાઓ થવાથી 'તે આ એનો એ દીવો છે' એવી ભ્રાંતિ થાયછે, અને જેમ જળો ક્ષણે ક્ષણે બદલાતાં જતાં પણ તેઓના સરખાંજ નવાં જળો થવાથી 'તે આ એનો એ પ્રવાહ છે' એવી ભ્રાંતિ થાયછે, તેમ શરીરો ક્ષણે ક્ષણે બદલાતાં જતાં પણ તેઓનાં સરખાંજ બીજા શરીરો થવાથી 'તે આ એનો એ પુરૂષ છે' એવી અવિવેકી માણસોને ખોટી પ્રતીતિ થાયછે અને તેને લીધે 'આ એનો એ પુરૂષ છે' એમ બોલાયછે.[૪૪]

ઉદ્ધવજી પૂછેછે—દેહના અધ્યાસવાળા પુરૂષને કર્મ, જન્મ અને મરણ છે અને બીજાને નથી એવી વ્યવસ્થા શી રીતે સંભવે? એકના એક ઘડાને એક પુરૂષ 'છે' એમ માને અને બીજો પુરૂષ 'નથી' એમ માને એમ સંભવેજ નહીં.

ભગવાન્ કહેછે—દેહના અધ્યાસવાળાને પણ કર્માદિક નથી, કારણ કે વાસ્તવિક રીતે જોતાં કર્માદિક પોતેજ મિથ્યા છે. દેહના અધ્યાસવાળો પુરૂષ પણ બીજભૂત કર્મથી જન્મતો નથી અને મરતો પણ નથી, પરંતુ અજન્મા છતાં પણ ભ્રાંતિને લીધે જાણે જન્મતો હોય અને અમર છતાં પણ ભ્રાંતિનેલીધે જાણે મરતો હોય એમ પ્રતીતિ થાયછે. જેમકે મહાભૂતરૂપ અગ્નિ, કલ્પપર્યંત એનો એ રહેતાં છતાં પણ કાષ્ઠનો યોગ થવાથી જાણે જન્મતો હોય અને કાષ્ઠનો વિયોગ થવાથી જાણે નાશ પામતો હોય એમ પ્રતીતિ થાયછે.[૪૫] ઉદરમાં પ્રવેશ, ઉદરમાં વૃદ્ધિ, જન્મ, બાળપણું, કુમારપણું, જુવાની, આધેડપણું, ઘરડપણું અને મરણ, એ નવ અવસ્થાઓ દેહની છે.[૪૬] દેહની આ મનકલ્પિત ઊંચીનીચી અવસ્થાઓને દેહના અવિવેકનેલીધે જીવ પોતામાં માની લેછે, અને ઈશ્વરનો અનુગ્રહ થવાથી કોઇ જીવ 'અવસ્થાવાળા દેહનો દ્રષ્ટા અવસ્થાવાળો ન હોય' એવા વિવેકજ્ઞાનથી એ અવસ્થાઓને છોડી દેછે.[૪૭] જો કે જન્મ અને મરણની અવસ્થામાં મૂર્છા આવવાનેલીધે પોતાના દેહનાં જન્મમરણ પોતાના જોવામાં આવતાં નથી, તોપણ પિતાનો દેહ જેમ મરી ગયો તેમ મારો દેહ પણ મરીજશે અને પુત્રનો દેહ જેમ જન્મ્યોછે તેમ મારો દેહ પણ જન્મ્યોછે એમ વિચારી લેવું. જન્મમરણવાળા દેહોનો જે દ્રષ્ટા છે તેને જન્મ કે મરણ હોયજ નહીં.[૪૮] ઝાડના બીજથી જન્મને અને પાકી જવાથી મરણને જાણનારો જે દ્રષ્ટા છે તે ઝાડથી ભિન્ન છે, તેમ દેહનાં જન્મમરણને જાણનારો દ્રષ્ટા દેહથી ભિન્ન છે.[૪૯] આ પ્રમાણે દેહાદિકથી આત્માનુ યથાર્થ વિવેચન કરી લેવું જોઇએ, તે નહી કરવાથી વિષયોમાં મોહ પામેલો મૂર્ખ પુરૂષ સંસારને પામેછે.[૫૦] કર્મોએ ભમાવાતો પુરૂષ સત્વગુણના સંગથી ઋષિ અને દેવનો અવતાર પામેછે, રજોગુણના સંગથી અસુર અને મનુષ્યનો અવતાર પામેછે, અને તમોગુણના સંગથી ભૂત અને પશુપક્ષીનો અવતાર પામેછે.[૫૧] જેમ નાચતા અને ગાયન કરતા લોકોને જોતા પુરૂષ તેઓમાં રહેલ સ્વર અને તાલાદિકની ગતિનુ તથા શૃંગારાદિક રસનું પોતાના મનમાં અનુવર્ત્તન કરે છે, તેમ બુદ્ધિના ગુણોને જોતા અકર્ત્તા પુરૂષ પણ તે ગુણોના જોરથી તેઓને પોતામાં માનીલેછે એટલે અકર્ત્તા છતાં પણ કર્મોથી ભમેછે, આ પ્રમાણે દૃશ્યનો ધર્મ જેમ દ્રષ્ટામાં સ્ફુરેછે તેમ ઉપાધિના ધર્મ ઉપહિતમાં ભાસેછે એ નીચેનાં દૃષ્ટાંતથી સમજવું.[૫૨] જેમ જળમાં પ્રતિબિંબિત થયેલાં વૃક્ષો જળના હાલવાથી જાણે હાલતાં હોયએમ જણાયછે, તેમ અંતઃકરણને જન્મમરણાદિક થવાથી તેમાં પ્રતિબિંબિત થયેલો આત્મા જાણે જન્મમરણાદિક પામતો હોય એમ જણાયછે. આ પ્રમાણે ઉપાધિના ધર્મ જેમ ઉપહિતમાં ભાસેછે તેમ ગ્રાહકના ગુણો ગ્રાહ્યમાં ભાસેછે, એ નીચેના દૃષ્ટાંતથી સમજવું. જેમ ફુદડી ફરનાર માણસની આંખ્યોજ ફરતાં જાણે પૃથ્વીજ ફરતી હોય એમ જણાયછે, તેમ આનંદાદિક આત્માના ગુણો છતાં જાણે તેઓ વિષયોના ગુણો હોય એમ જણાયછે.[૫૩] હે ઉદ્ધવ! જેમ સ્વપ્નમાં અને મનોરથમાં થતા વિષયોના અનુભવ ખોટા છે તેમ

આત્માને થતો વિષયોના અનુભવરૂપ સંસાર પણ ખોટો છે.[૫૪] જેમ સ્વપ્ન સત્ય નહીં છતાં પણ વિષયોનું ચિંતન કરતા પુરૂષને તે અવસ્થામાં સ્વપ્નસબંધી દુ:ખ મટતાં નથી, તેમ સંસાર સત્ય નથી છતાં પણ વિષયોનું ચિંતન કરતા પુરૂષને અજ્ઞાન અવસ્થામાં જન્મમરણાદિક મટતાં નથી, માટે તે અજ્ઞાન મટાડવાનું યત્ન કરવું જોઈએ.[૫૫] હે ઉદ્ધવ! આ પ્રમાણે છે એટલા માટે તમે દુષ્ટ ઈંદ્રિયોથી વિષયોને ભોગવોમાં, અને આ સંસારરૂપ ભ્રાંતિને આત્માના અજ્ઞાનથીજ ઉઠેલી વિચારો.[૫૬] નીચ પુરૂષો તિરસ્કાર કરે, અપમાન કરે, હાંસી કરે, ઇર્ષ્યા કરે, મારે, બાંધીમૂકે, જીવિકા તોડી નાંખે, માથે થુંક નાંખે અથવા મૂતરે, અને બીજા પણ એવાજ ઉપાયોથી બ્રહ્મનિષ્ઠામાંથી પોતાને ભ્રષ્ટ કરવા માંડે, તથા તેથી પોતાને બહુજ કષ્ટ થાય, તોપણ મુક્તિને ઈચ્છતા પુરૂષે પોતાના યત્નથી પોતાનો ઉદ્ધાર કરવો જોઇએ.[૫૭-૫૮]

ઉદ્ધવજી—પૂછેછે—હે બોલનારાઓમાં શ્રેષ્ઠ! આ આપનું કહેલું મારા મનમાં સંપૂર્ણ રીતે ઉતરે એવી રીતે કહો. નીચ લોકો આવી રીતનાં દુ:ખ દે એ તો મારાથી સહન થવાં બહુજ કઠણછે એમ માનું છું.[૫૯] હે જગતના આત્મા! તમારા ધર્મમાં અત્યંત લાગેલા, શાંત અને તમારા ચરણનાજ આશ્રયમાં રહેનારા પુરૂષો વિના વિદ્વાનોથી પણ એવા અપરાધોનું સહન થઇ શકે નહી એમ માનું છું, કારણકે સ્વભાવ ઘણો બળવાનછે.[૬૦]

विदुषामपि विश्वात्मन् प्रकृतिर्हि बलियसी।
ऋते त्वद्धर्मनिरतान् शांतांस्ते चरणालयान् ॥६०॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો બાવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

# અધ્યાય ૨૩ મો.*

## તિરસ્કાર સહન કરવાનો ઉપાય.

### શ્રીશુકઉવાચ.

सएवमाशंसितउद्धवेनभागवतमुख्येनदशार्हमुख्यः।
सभाजयन्भृत्यवचोमुकुंदस्तमाबभाषेश्रवणीयवीर्यः॥

શુકદેવજી પરીક્ષિત રાજાને કહેછે—આ પ્રમાણે વૈષ્ણવોમાં મુખ્ય ઉદ્ધવજીએ પ્રાર્થના કરતાં યાદવોમાં મુખ્ય અને જેનાં પરાક્રમો સાંભળવા યોગ્યછે એવા શ્રીકૃષ્ણ ભગવાને તે દાસનાં વચનનો સત્કાર કરીને તેમને આ પ્રમાણે કહ્યું.[૧]×

ભગવાન્ કહેછે—હે બૃહસ્પતિના શિષ્ય ઉદ્ધવ! આ લોકમાં એવો સાધુ નથી કે જે દુર્જનોએ કહેલાં દુર્વચનોથી ભેદાઈ ગયેલા પોતાના અંત:કરણને શાંત રાખવાને સમર્થ હોય.[૨] કારણ કે મર્મસ્થળમાં ચોટી રહેનારાં નીચ પુરૂષોનાં કઠણ વચનરૂપી બાણોથી પુરૂષને જેવી વ્યથા થાયછે તેવી વ્યથા મર્મસ્થળમાં વાગેલાં બીજાં બાણોથી થતી નથી, માટે તે બાણોથી પુરૂષને બીજાનાં કઠણ વચનના જેવો પરિતાપ થતો નથી.[૩] હે ઉદ્ધવ! આમ છે તો પણ તેને માટે એવા ઉપાય કહીશ કે જે ઉપાયોથી સઘળાં દુ:ખોનું સહન થઇ શકે. આ વિષયમાં એક મહાપવિત્ર ઈતિહાસ કહેવામાં આવેછે તે હું તમારી પાસે કહુંછું, સાવધાન થઇને સાંભળો.[૪] દુર્જનો બહુજ દુ:ખ દેવા લાગતાં ધીરજ રાખીને પોતાનાં કર્મોનાં ફળને સંભારતા એક ભિક્ષુકે આ વિષયમાં સારો વિચાર કર્યો છે.[૫] માળવા દેશમાં કોઇ બહુજ નાણાંવાળો, ખેડ તથા વેપાર આદિ ધંધાથી જીવનારો, કદર્ય,† કામી, લાલચુ અને બહુજ ક્રોધવાળો બ્રા-

* આ ત્રેવીશમા અધ્યાયમા ભિક્ષુગીતના પ્રકારથી તિરસ્કારોનુ સહન કરવાનો ઉપાય કે જે બુદ્ધિથી મનનો નિગ્રહ એજ છે તે કહેવામા આવશે. × હવે આર અધ્યાયમા સહનના ઉપાય કહેવાના છે, તેમાં ત્રેવીશમા અધ્યાયમા મનનો જય, ચોવીશમામા પ્રકૃતિ પુરૂષનો વિવેક, પચીશમામા ગુણોની વૃત્તિઓનો જય અને છવીશમાં વિષયોનો સંગ છોડી દઇને સત્સંગ કરવો એ કહેવામાં આવશે. † પોતાને, ધર્મના કામને, સ્ત્રીપુત્રોને, દેવતાઓને, અતિથિઓને અને ભૃત્ય લોકોને જે માણસ ભોજને લીધે અત્યંત પીડે તે કદર્ય કહેવાય છે.

હ્મણ હતો.[૬] એ બ્રાહ્મણ પોતાના ધર્મરહિત ઘરમાં જ્ઞાતિઓનો કે અતિથીઓનો માત્ર વચનથી પણ સત્કાર કરતો નહતો. યોગ્ય સમયમાં પોતાના આત્માને પણ ભોગથી પ્રસન્ન કરતો નહતો.[૭] પછીસુંઝાયેલાંતેનાંપુત્ર, બાંધવો, સ્રીઓ, દીકરીઓ અને ભૃત્યલોકો તેનું પ્રિય નહીં કરતાં દ્રોહ કરવા લાગ્યાં.[૮]આ પ્રમાણે દુષ્ટ સ્વભાવવાળા, યક્ષની પેઠે ધનને સાચવી રાખનારા, બન્ને લોકમાંથી ભ્રષ્ટ અને ધર્મ તથા સુખથી રહિત એ કદર્ય બ્રાહ્મણ ઉપર, ગૃહસ્થે નિત્ય કરવાના પાંચ યજ્ઞોના દેવતાઓએ કોપ કર્યો.[૯]હે ઉદ્ધવ ! દેવતાઓના અનાદરથી તેનું માત્ર ધન મળવાનું જે પૂર્વપુણ્ય હતુ, તે વી ખાઇ જતાં ઘણા ઉદ્યોગોથી જેમાં કેવળ પરિશ્રમજ પડયો હતો એવુ તેનું ધન પણ નાશ પામી ગયુ.[૧૦]હે ઉદાર ઉદ્ધવ ! એ બ્રાહ્મણના ધનને કાંઇક જ્ઞાતિઓ અને કાંઇક ચોર લઈ ગયા, કાંઇક ઘર બળવા આદિથી ગયું, કાંઈક જૂનું થઈ જવાથી ગયુ, કાંઈક લોકો લઈ ગયા અને કાંઈક રાજાએ લઇ લીધું.[૧૧]આ પ્રમાણે નાશ પામતાં ધર્મ તથા સુખથી રહિત અને સ્વજનોએ પણ જેની ઉપેક્ષા કરી એવો એ બ્રાહ્મણ અપાર ચિંતામાં પડયો.[૧૨]ધન નાશ પામવાથી તાપ પામતો, ખેદ પામતો અને જેને આંસુ મોઢામાં પેશીને ગળાં સુધી આવી જતાં હતાં એવો એ બ્રાહ્મણ ધનના સબંધમાં લાંબા લાંબા વિચાર કરતાં તેને મોટા વૈરાગ્ય ઉત્પન્ન થયા.[૧૩] પછી એ બ્રાહ્મણ મનમાં બોલવા લાગ્યો કે "અહો ! આ ભૂંડુ કર્યું. મે મારા દેહને વૃથા દુઃખ દીધું. આવડો બધો મારો ધનનો પરિશ્રમ ધર્મ કરવામાં અને સુખ ભોગવવામાં પણ કામ આવ્યો નહી.[૧૪]ઘણુ કરીને અંત લોભી માણસોને નાણુ કદી પણ સુખદાયી થાય નહીં, એટલુ જ નહીં, પણ જીવતાંસુધી દેહને તથા મનને પરિતાપ આપનાર અને મુઆ પછી નરક આપનાર થાયછે.[૧૫]જેમ ગમે તેવા સુંદર રૂપને ધોળો કોઢ થોડોક હોય તે પણ નાશ પમાડી દેછે, તેમ યશસ્વી પુરૂષોના પવિત્ર યશને અને ગુણવાન પુરૂષોના પ્રશંસા કરવાના જેવા ગુણોને સ્વલ્પ લોભ પણ નાશ પમાડી દેછે.[૧૬] ધન મેળવતાં, મળ્યા પછી વધારતાં, રક્ષણ કરતાં, ખરચ કરતાં, નાશ પામતાં અને તેને ભોગવવામાં પણ મનુષ્યોને પરિશ્રમ, ત્રાસ, ચિંતા અને ભ્રમજ રહેછે.[૧૭] ચોરી, હિંસા, મિથ્યા ભાષણ, દંભ, કામ, ક્રોધ, વિસ્મય, મદ, ભેદ, વેર, અવિશ્વાસ, સ્પર્ધા, સ્રીઓનુ વ્યસન, દ્યૂતનું વ્યસન અને મદ્યનું વ્યસન, એ પંદર અનર્થો માણસોને ધનમાંથી થાયછે. એટલામાટે કલ્યાણને ઇચ્છનારા પુરૂષે ધન નામના અનર્થને દૂરથીજ તજીદેવો જોઇએ.[૧૮-૧૯] ભાઇઓ, સ્રીઓ, માબાપો અને સંબધીઓ કે જેઓ સ્નેહને લીધે મનથી રહ્યાં હોય તેઓ પણ ધનને માટે નોખનોખાં પડી જાયછે, એટલુંજ નહીં પણ એક કોડીનેમાટે તુરત એક બીજાનાં શત્રુ થઇ જાયછે.[૨૦] થોડાક ધનનેમાટે જોસમાં આવી ગયેલા, સ્પર્ધા કરતા અને બહુજ ક્રોધમાં પડી ગયેલા એ લોકો તુરત જ એક બીજાનો સ્નેહ છોડી દેછે, અને છોડી દઇને તુરતજ એકબીજાને મારેછે.[૨૧] ધનમાં નિષ્ઠા રાખનારાઓને આ લોકમાંજ અનર્થ થાયછે એમ નથી, પરલોકમાં પણ અનર્થજ થાયછે. મનુષ્યઅવતાર કે જેને દેવતાઓ પણ માગેછે તેને પામીને અને તેમાં પણ બ્રાહ્મણપણું પામીને જે લોકો પોતાની મનુષ્યતા અને બ્રાહ્મણતાનો અનાદર કરી આત્માનુ કલ્યાણ કરતા નથી તેઓ અશુભ ગતિને પામેછે.[૨૨] આ મનુષ્યદેહ કે જે સ્વર્ગ અને મોક્ષનુ દ્વાર છે, તેને પામીને જેને માથે મોત ફર્યા કરે છે એવો કયો પુરૂષ અનર્થના સ્થાનરૂપ ધનમાં આસક્તિ રાખે ?[૨૩] દેવ, ઋષિ, પિતૃ, ભૂત, જ્ઞાતિ અને બંધુઓ કે જેઓ ભાગને યોગ્યછે, તેઓને અને પોતાને પણ અન્નાદિકથી તૃપ્ત નહી કરતાં યક્ષની પેઠે ધનની ચોકી કરનારો પુરૂષ નીચયોનિમાં પડે છે.[૨૪] હુ કે જે ધનની વ્યર્થ તૃષ્ણાથી પ્રમાદમાં પડયો હતો તેનાં ધન, અવસ્થા અને બળ કે જેઓથી વિવેકી પુરૂષો તરી જાયછે તેઓ તો જતાં રહ્યાં. હવે બુઢો થયેલો હું શુ કરી શકુ ?[૨૫] લોકો આ પ્રમાણે અનર્થોને જાણતાં

છતાં પણ ધનની વ્યર્થ તૃષ્ણાથી શા માટે ક્લેશ પામતા હશે? પરંતુ એમ જણાયછે કે અવશ્ય કોઈની માયાથી આ લોક અત્યંત મોહ પામેછે. [૨૬] જો કે ધનાદિકથી ભોગાદિક સુખ મળેછે, તો પણ જેને પ્રતિદિવસે મોત પાસે આવતું જાયછે, તેનું ધનોથી, ધનને દેનારાઓથી, સુખોથી, સુખને દેનારાઓથી અને ફરીવાર જન્મ આપનારાં કર્મોથી શું વળવાનું છે? [૨૭] હું એમ ધારૂંછું કે મારા ઉપર સર્વ દેવમય ભગવાન પ્રસન્ન થયાછે, કે જેણે મને આ દશામાં પોહોચાડયો અને વળી આત્માને સંસારમાંથી તારનારા વહાણરૂપ વૈરાગ્ય આપ્યો. [૨૮] હવે જો બની શકશે તો આયુષ્યના અવશેષ સમયમાં હું સ્વરૂપમાંજ સંતોષ રાખી અને ધર્માદિક સાધનોમાં અપ્રમત્ત રહીને મારા દેહનો બ્રહ્મવિદ્યાથી લય કરી નાંખીશ. [૨૯] આ વિષયમાં ત્રૈલોક્યના સ્વામી દેવતાઓ મારા ઉપર કૃપા કરજો. ખટ્વાંગરાજા મુહૂર્ત માત્રમાં ચેતીને બ્રહ્મલોક પામ્યા હતા તો મને પણ થોડા સમયમાં ચેતવાથી પણ સદ્‌ગતિ થશે એવી આશા રાખુ છુ" [૩૦] હે ઉદ્ધવ! એ માળવાનો બ્રાહ્મણ મનથી એ પ્રમાણે નિશ્ચય કરી અહંતા તથા મમતાને છોડી દેતાં શાંત અને મૌન રાખનાર સંન્યાસીથયો. [૩૧] જેણે મન, ઇન્દ્રિય અને પ્રાણને વશ કર્યા હતાં એવો એ ભિક્ષુક આ પૃથ્વીમાં ફરવા લાગ્યો. આસક્તિ રહિત અને પોતાની શ્રેષ્ઠતા નહીં દેખાડતો એ ભિક્ષુક ભિક્ષાને માટેજ નગરઅને ગામોમાં જતો હતો. [૩૨] હે ઉદ્ધવ! આ બુઢા અવધુત ભિક્ષુકને જોઇને નીચલોકો ઘણા તિરસ્કારથી તેને દુઃખ દેવા લાગ્યા. [૩૩] તેની પાસેથી કેટલાએક ત્રિદંડને, કેટલાએક પાત્રને, કેટલાએક કમંડલુને, કેટલાએક બેસવાના પાટલાને, કેટલાએક ફેરવવાની માળાને, કેટલાએક કંથાને અને કેટલાએક લોકો ચીથરાંને ઉચકાવી જતા હતા. 'હે મહારાજ! લ્યો' એમ કહી દેખાડી તથા આપીને વળી પાછાં લઇ લેતા હતા. [૩૪] એ ભિક્ષુક ભીખથી મળેલા અન્નને નદીને કાંઠે ખાતો હતો, ત્યાં પાપીલોકો એને માથે મુતરતા હતા, બડખા નાંખતા હતા. [૩૫] એ મૌન રાખતો હતો તેને બળાત્કારથી બોલાવતા હતા અને ન બોલે તો મારતા હતા. બીજા લોકો વળી 'આ ચોર છે' એમ બોલીને વચનોથી તેનો તિરસ્કાર કરતા હતા. [૩૬] કેટલાએક લોકો 'બાંધો બાંધો' એમ કહીને તેને દોરીઓથી બાંધતા હતા. 'આ ધર્મનો ઢોંગ કરનાર અને લોકોને ઠગનાર છે' એમ અવજ્ઞા કરીને કેટલાએક તેની નિંદા કરતા હતા. [૩૭] 'નાણું ગયુ અને સંબંધીઓએ છોડી દીધો તેથી હવે આ આજીવિકા લઈ બેઠોછે. અહો! આ તો પર્વતની પેઠે ધીરજવાન્ અને દૃઢ જણાયછે!!! [૩૮] પોતાનો નિશ્ચય દૃઢ રાખીને બગલાની પેઠે પોતાનો અર્થ સાધેછે.' એવી રીતે કેટલાએક લોકો તેની હાંસી કરતા હતા, અને કેટલાએક તેના ઉપર અધોવાયુ મૂકતા હતા. [૩૯] એ ભિક્ષુને રમવાના પક્ષીનીપેઠે લોકો બાંધી મેલતા હતા અને પૂરી મેલતા હતા. આ પ્રમાણે દુર્જનકૃત (તાડનાદિક) દેહકૃત (જ્વરાદિક) અને દૈવકૃત (ટાઢ તડકા આદિક) જે જે દુઃખ પ્રાપ્ત થતું હતું તેને એ ભિક્ષુ પોતાને અવશ્ય ભોગવવાનું પ્રારબ્ધ માનતો હતો. ધર્મમાંથી ભ્રષ્ટ કરવાને ઇચ્છતા નીચ લોકો પરાભવ કરતાં છતાં પણ સત્વગુણી* ધીરજ રાખીને સ્વધર્મમાંજ એ ભિક્ષુ આ પ્રમાણે ગાથા ગાતો હતો. [૪૦-૪૧]

ભિક્ષુ ગાયછે—આ લોકો, દેવતા, આત્મા, ગ્રહ, કર્મ કે કાળ મને સુખદુઃખ થવાનાં કારણ નથી. સુખદુઃખનું કારણ તો મનજ કહેવાયછે, કે જે મન સંસારરૂપી ચક્રને ફેરવ્યા કરેછે. [૪૨] અત્યંત બળવાળું મન ગુણોની વૃત્તિઓને ઉત્પન્ન કરેછે, ગુણોથી સાત્વિક, રાજસ અને તામસ એમ નોખનોખા પ્રકારનાં કર્મો થાયછે, અને કર્મોથી સત્વગુણી, રજોગુણી અને તમોગુણી અવતારો થાયછે એવી રીતે મનજ સંસારરૂપી ચક્રને ફેરવ્યા કરેછે. [૪૩] ઈશ્વર કે જે ક્રિયા કરતા મનની સાથે નિયંતાપણાથી રહેનાર છતાં પણ તે ક્રિ-

* નહી ચળનારી જે ધીરજથી યોગની રીતિ પ્રમાણે મન પ્રાણ અને ઇંદ્રિયોની ક્રિયાઓને રોકી રાખે તે ધીરજ સત્વગુણી કહેવાય એમ ભગવદ્‌ગીતામાં કહ્યુંછે. ૧૮

ગુણોના સંગથી રહિત, જ્ઞાનમય અને આસ (જીવના) નિયંતા છે, તે તો કેવળ અખંડ જ્ઞાનથી જોયા કરેછે, અને હુ (જીવ) તો પોતામાં સંસારને દેખાડનારા મનને પોતારૂપ માનીને કર્મોના અને ગુણોના સંગથી વિષયોનું સેવન કરવાનેલીધે બંધાઈ ગયોછું. આથી સિદ્ધ થયું કે અવિદ્યાનેલીધે મનના અધ્યાસથીજ જીવને આ સંસાર થયેલછે પણ પોતાથી નથી. કારણકે અવિદ્યા વગરના ઇશ્વરને સંસાર દેખાતો નથી અને અવિદ્યાવાળા જીવનેજ દેખાયછે.[૪૪] ધ્યાન, નિત્યનૈમિત્તિક સ્વધર્મ, નિયમ, યમ, વ્રતો અને બીજાં પણ સઘળાં સત્કર્મો, એ સઘળાનું ફળ મનનો નિગ્રહ થાય એજ મોટો યોગ છે.[૪૫] જે પુરૂષનું મન શાંત અને વશ થયેલું હોય તેને દાનાદિક કરવાનું શું પ્રયોજન છે? અને જેનું મન નહીં વશ થવાથી ભટકતું હોય તે પુરૂષને પણ દાનાદિકથી બીજું શું પ્રયોજન થવાનું છે! કહો.[૪૬] બીજી ઇંદ્રિયો જીતાય એ કાંઇફળ નથી, કેમકે સઘળા દેવો (ઇંદ્રિયો) મનને વશછે પણ મન બીજા કોઇને વશ થતું નથી. મનજ બળવાનો કરતાં પણ બળવાન્ અને ભયકરદેવ છે, માટે જે પુરૂષ મનને વશ કરે તે દેવનોદેવ કહેવાય.[૪૭] જેનારાગાદિકવેગનુ સહન થતું નથી એવા અને મર્મને પીડનારા એ મનરૂપ દુર્જય શત્રુને જીત્યાવિના કેટલાએક મૂઢલોકો આ સંસારમાં કેટલાએક માણસોની સાથે વૃથા ક્લેશ કરેછે, અને માણસોમાંજ મિત્ર, ઉદાસીન અને શત્રુ કલ્પી લે છે.[૪૮] આ માત્ર મનથી કલ્પેલા પોતાના દેહને અહંતાથી અને પુત્રાદિકના દેહને મમતાથી સ્વીકારીને આંધળી બુદ્ધિવાળા મનુષ્યો 'આ હુ અને આ બીજો' એવી ભ્રાંતિથી આ અનંત અને અપાર સંસારરૂપી અંધારામાં ભટક્યા કરે છે.[૪૯] આ પ્રમાણે મનજ સુખદુઃખનું કારણ છે. લોકો, દેવતા, આત્મા, ગ્રહ, કર્મ કે કાળ, એમાંનું કોઈ પણ સુખદુઃખનું કારણ નથી. લોકો જો સુખદુઃખનુ કારણ હોય તો તેમાં આત્માને શું? કાંઇ પણ નહીં. સુખદુઃખને ભોગવનારપણું કે સુખદુઃખને કરનારપણું આત્માને નથી, એક શરીર બીજા શરીરને દુઃખ દઇને પોતે સુખ પામે તો તે સુખદુઃખ શરીરોનેજ થયાં પણ આત્માને નહીં. કારણ કે નિર્વિકાર અને ક્રિયારહિત આત્મા કોઈ પદાર્થનો ભોક્તા કે કર્તા સંભવતો નથી. કદાચ શરીરનાં સુખદુઃખ આત્માને લાગતાં હોય તો પણ આત્મા સર્વમાં એક છે, માટે કોના ઉપર ક્રોધ કરવો? કોઇ સમયે પોતાના દાંતથીજ પોતાની જીભ કરડાઈ જાયછે ત્યારે તેની વેદનામાં કોના ઉપર કોપ થાય?[૫૦] દેવતા દુઃખના કારણરૂપ હોય તો ભલે; પણ તેમાં આત્માને શું? એકને હાથે બીજાના મોઢાને માર્યું અથવા એકને મોઢે બીજાના હાથને બટકું ભર્યું, તો એ વિકાર પામતા હાથના દેવ ઇંદ્રને અને મોઢાના દેવ અગ્નિને કજીયો થયો તેમાં આત્માને શું? નિર્વિકાર અને અહંકારરહિત આત્માને કાંઇ સંભવતુ નથી. દેવતાઓ પણ સઘળાં શરીરોમાં એકનાએક છે, માટે કોઇના ઉપર ક્રોધ કરવો ઘટતો નથી પોતાના દેહમાંજ દેવતાના સ્થાનકરૂપ એક અંગને બીજા અંગનો પ્રહાર વાગે તો કોના ઉપર પુરૂષ કોપ કરે?[૫૧] સુખદુઃખાદિકરૂપ પરિણામ આત્માનાં થાયછે એમ માનીને આત્માને સુખદુઃખના કારણરૂપ સ્વીકારીએ તો એ સુખદુઃખ પોતાનાજ સ્વભાવરૂપ થયાં, તેમાં બીજાથી કશુ થયુ નહીં કે જેના ઉપર કોપ થાય. આત્માથી નોખુ કાંઇ છેજ નહી અને દેખાતુ હોય તો તે ખોટું છે, તો શામાટે ક્રોધ કરવો? કારણ કે સુખદુઃખનું નિમિત્ત, સુખ કે દુઃખ કાંઇ સત્ય છેજ નહીં.[૫૨] ગ્રહો સુખદુઃખના કારણરૂપ હોય તો તેમાં આત્માને શું? ગ્રહો તો જન્મ ધરનાર દેહનાજ છે, માટે જન્મ લગ્નથી બારમી કે આઠમીઆદિ રાશિમાં આવ્યા હોય તો તેઓ દેહને સુખદુઃખ આપે, પણ આત્મા કે જે જન્મેલો નથી તેને સુખદુઃખ આપેજ નહીં. વળી જોશીઓ ગ્રહોની પરસ્પર દૃષ્ટિ પડવાથી પીડા થાયછે એમ કહેછે, તો અંતરિક્ષમાં રહેલા ગ્રહોની ક્રૂરદૃષ્ટિ અંતરિક્ષમાં રહેલા બીજા ગ્રહોઉપર પડેછે, પણ આ-

રેલા ખૂણામાં રહેલા ઉપર પડવી સંભવતી નથી, માટે ગ્રહોની પીડા ગ્રહનેજ થાયછે. તો ગ્રહોથી અને તેવા લગ્નમાં ઉત્પન્ન થયેલા દેહથી નાંખો પુરૂષ કોના ઉપર ક્રોધ કરે ?[૫૩] કર્મ જો સુખ-દુઃખનું કારણ હોય તો તેમાં આત્માને શું ? કારણ કે આત્માને કર્મનો સંબંધજ નથી. વાસ્તવિક જોઇએ તો આત્માથી પણ કર્મ થવું સંભવતું નથી અને દેહથી પણ કર્મ થવું સંભવતુ નથી. એક પદાર્થમાંજ જડપણું અને અજડપણું હોય તો તેથી કર્મ થવુ ઘટે. કેમકે કર્મ કરવામાં કર્ત્તાને વિકારીપણું અને પોતાના હિતને જાણનારપણું એ બન્ને ધર્મ જોઇએ તો તેઓમાં વિકારીપણું જડતાવાળાને ઘટેછે અને પોતાના હિતને જાણનારપણું અજડતાવાળાને ઘટેછે. હવે જો દેહ કર્મ કરેછે એમ કહીએ તો તે જડ હોવાથી તેમાં પોતાના હિતને જાણનારપણું ઘટતું નથી, અને આત્મા કર્મ કરેછે એમ કહીએ તો તે અજડ ( શુદ્ધ જ્ઞાનસ્વરૂપ ) હોવાથી તેમાં વિકારીપણું ઘટતુ નથી, તો આ ઉપરથી સુખદુઃખના કારણરૂપ જે કર્મ છે તે પોતેજ સિદ્ધ ન થયુ, તો પછી પુરૂષે કોના ઉપર ક્રોધ કરવો ?[૫૪] કાળ જો સુખદુઃખનુ કારણ હોય તો તેમાં આત્માને શું ? કારણ કે કાળ પોતે આત્માનોજ અંશછે, તો જેમ જ્વાળાનો તાપ અગ્નિને લાગતો નથી અને હિમની કણીની શીતતા હિમને લાગતી નથી, તેમ કાળથી થતાં સુખદુઃખથી આત્માને કશી અડચણ થવી સંભવતીજ નથી. આત્મા તો અસંગ છે તેથી કોઈ રીતે તેને સુખદુઃખનો સંબંધ છેજ નહીં. [૫૫]લોકો અને દેવતા આદિ આ છ, સુખદુઃખનાં કારણોવિના કોઇ પુરૂષ બીજા કોઇ સુખદુઃખનાં કારણ કલ્પે, તો પણ આત્મા કે જે પ્રકૃતિથી પણ પર છે તેને કોઇથી, કોઇ દેશકાળમાં અને કોઇ રીતે પણ સુખદુઃખાદિકનો સંબંધ ઘટતોજ નથી. આ ખોટા પ્રપંચને ઉત્પન્ન કરનાર અહંકારને લીધેજ સુખદુઃખાદિક પ્રતીત થાયછે પણ વાસ્તવિક નથી.[૫૬] જે પુરૂષ આ પ્રમાણે સમજે તે કોઇ પદાર્થથી બીએજ નહીં. એટલા માટે હું પણ અત્યંત પ્રાચીન મોટા ઋષિઓએ પાળેલી આ બ્રહ્મનિષ્ઠાનો આશ્રય લઇ, જેનો અંત અને પાર આવવો કઠણ છે એવા સંસારરૂપી અંધકારને તરી જઇશ, અને એવી બ્રહ્મનિષ્ઠા મને પ્રભુના ચરણની સેવાથી પ્રાપ્ત થશે.[૫૭]

ભગવાન્ કહેછે—આ પ્રમાણે ધન નાશ પામવાથી વૈરાગ્ય થતાં જેનો સઘળો પરિશ્રમ મટી ગયો હતો એવો અને સંન્યાસ લઈને પૃથ્વીમાં ફરતો એ મુનિ, નીચ પુરૂષોએ દુઃખ દીધા છતાં પણ સ્વધર્મમાંથી નહી ખસીને આ ગાથા બોલ્યો હતો.[૫૮] પુરૂષને સુખદુઃખ આપનાર કોઈ છેજ નહીં. મિત્ર, ઉદાસીન, શત્રુ અને આ સઘળો સંસાર પણ અજ્ઞાનને લીધે પોતાના મનની ભ્રાંતિએ ઉત્પન્ન કરેલોછે.[૫૯] એટલામાટે હે ઉદ્ધવ ! મારામાં પેસાડેલી બુદ્ધિથી યુક્ત થઇને તમે સર્વથા મનનો નિગ્રહ કરો. મનનો નિગ્રહ કરવો એજ યોગનુ મૂળસ્વરૂપછે, કે જેથી સુખદુઃખાદિક સર્વ દ્વંદ્વોનું નિરાકરણ થાયછે. [૬૦] મનનો નિગ્રહ કરવાની શક્તિ ન હોય તો પણ જે પુરૂષ આ બ્રહ્મનિષ્ઠા કરાવનારી ભિક્ષુગીતાને સાવધાનપણાથી ધારે, સંભળાવે અને સાંભળે તે પણ સુખદુઃખાદિકથી પરાભવ પામે નહી.[૬૧]

**य एतां भिक्षुणा गीतां ब्रह्मनिष्ठां समाहितः ।**
**धारयन् श्रावयन् शृण्वन् द्वंद्वैर्नैवाभिभूयते॥६१॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશ સ્કંધનો ત્રેવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૪ મો.*

### સર્વ પદાર્થોની આત્માથી ઉત્પત્તિ અને પાછો આત્મામાંજ લય

**શ્રી ભગવાનુવાચ.**

**अथ ते संप्रवक्ष्यामि सांख्यं पूर्वविनिश्चितम् ।**
**यद्विज्ञाय पुमान् सद्यो जह्याद्वैकल्पिकं भ्रमम् १**

* આ ચોવીશમા અધ્યાયમા સાંખ્યદ્વારા આત્માથી સર્વ પદાર્થો ઉપજે થાય છે અને પાછા આત્મામાંજ લય પામેછે એવું ચિંતન કરવાનો ઉપદેશ કરી મનના મોહનું નિવારણ કરવામાં આવશે.

ભગવાન્ કહેછે—હવે તમારી પાસે પૂર્વના કપિલાદિક આચાર્યોએ નિશ્ચય કરેલું સાંખ્ય કહીશ, કે જે સાંખ્યને જાણવાથી પુરૂષ તુરતજ ભેદબુદ્ધિથી થયેલી સુખદુઃખાદિકની ભ્રાંતિને છોડી દેછે.[1] પ્રલયમાં અને સહુથી પેહેલો સત્યયુગ કે જેમાં સઘળા લોકો બ્રહ્મવિદ્યામાં નિપુણ હતા તેમાં દ્રષ્ટા અને દૃશ્ય એ સઘળું એકજ હતું, (બ્રહ્મમાંજ લીન હતું) કોઈ જાતનો ભેદ હતોજ નહી. બીજા સમયમાં લોકો જ્યારે બ્રહ્મવિદ્યામાં નિપુણ થાયછે, ત્યારે પણ તેઓને ભેદનુ સ્ફુરણ નહી હોવાથી દ્રષ્ટા અને દૃશ્ય એ એકજ હોયછે.[2] કેવળ, ભેદરહિત અને સત્ય એ વ્યાપક બ્રહ્મજ અજ્ઞાનનેલીધે વાણીની અને મનની પ્રવૃત્તિ થાય એવી રીતે દૃશ્ય અને દ્રષ્ટારૂપે બે પ્રકારનું થયુ.[3] એ દૃશ્ય અને દ્રષ્ટામાં જે દૃશ્ય પદાર્થ છે તે કાર્ય કારણરૂપ પ્રકૃતિ છે, અને જે બીજો દ્રષ્ટા પદાર્થ છે તે પુરૂષ કહેવાયછે.[4] મે જીવોના અદૃષ્ટને લીધે ઈક્ષણરૂપ દ્વારથી પ્રકૃતિનો ક્ષોભ કરતાં તેના સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો પ્રકટ થયા.[5] તેઓમાંથી મહત્તત્વ ઉત્પન્ન થયું કે જેના જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિનેલીધે બે પ્રકાર કહેવાય છે. એ મહત્તત્વ વિકાર પામતાં તેમાંથી જીવોને ભ્રાંતિ કરનાર અહંકાર ઉત્પન્ન થયો.[6] અહંકારના વૈકારિક, તૈજસ અને તામસ એવા ત્રણ ભેદ છે. તેઓમાં વૈકારિકમાંથી ઇંદ્રિયોના અગિયાર દેવતા અને મન ઉત્પન્ન થયાં. તૈજસમાંથી અગિયાર ઇંદ્રિયો ઉત્પન્ન થઇ તામસમાંથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ ભૂતની પાંચ તન્માત્રા ઉત્પન્ન* થઇ એ અહંકાર ચિદાભાસથી વ્યાપ્ત હોવાનેલીધે જડ અને ચૈતન્યની ગાંઠરૂપ કહેવાયછે. દેવતાઓ અને મનનો પ્રકાશસ્વભાવ છે, માટે તેઓને વૈકારિક (સાત્વિક) અહંકારનાં કાર્ય ગણ્યાંછે. ઇંદ્રિયોનો પ્રવૃત્તિસ્વભાવ છે માટે તેઓને તૈજસ (રાજસ) અહંકારનાં કાર્ય ગણેલછે. પંચભૂતનો આવરણસ્વભાવ છે તેથી તેઓને તામસ અહંકારનાં કાર્ય ગણેલ છે.[7-8] મારી પ્રેરણાથી એ સઘળા પદાર્થોએ મળીને પોતામાં શક્તિ આવવાથી હું કે જે અંતર્યામી છુ તેના સ્થાનકરૂપ અંડ ઉત્પન્ન કર્યું.[9] પાણીમાં રહેલા તે અંડમાં લીલાથી નારાયણરૂપ દેહ ધરીને હું રહ્યો. મારી નાભિમાં સર્વ લોકના કારણરૂપ કમળ ઉત્પન્ન થયું. કમળમાં બ્રહ્મા ઉત્પન્ન થયા.[10] રજો ગુણવાળા અને જગતના કારણરૂપ તે બ્રહ્માએ મારા અનુગ્રહથી તપ કરીને લોકપાળ સહિત ભૂર્લોક (પાતાળ સહિત પૃથ્વી), ભુવર્લોક (અંતરિક્ષ), અને સ્વર્લોક (સ્વર્ગથી તે બ્રહ્મલોક સુધી), એ ત્રણ લોકને સજ્યા[11] સ્વર્લોક દેવતાઓનું સ્થાનક થયું. ભુવર્લોક ભૂતાદિકનું સ્થાનક થયું ભૂર્લોક મનુષ્યાદિકનું સ્થાનક થયું. જ્ઞાની લોકોનું સ્થાનકતો એ ત્રણે લોકથી પર પરબ્રહ્મ છે. બ્રહ્માએ અસુર અને નાગ લોકોનું ઠેકાણુ પૃથ્વીની નીચે (પાતાળ) સજ્યુ છે[12] ત્રિગુણાત્મક કર્મ કરવાથી થતી સઘળી ગતિઓ ત્રૈલોક્યમાંજ થાયછે. યોગ, તપ અને સંન્યાસ કરવાથી મહર્લોક, જનલોક, તપલોક અને સત્યલોકમાં યોગ્યતા પ્રમાણે નિર્મળ ગતિઓ પ્રાપ્ત થાયછે. ભક્તિયોગ કરનારાને વૈકુંઠલોકમાં ગતિ પ્રાપ્ત થાયછે હું કે જે કાળશક્તિવાળો અને કર્મનાં ફળ આપનાર છું તેની શક્તિથી કર્મોમાં જોડાએલુ આ જગત્ આ સંસારરૂપી ગુણોના પ્રવાહમાં સત્યલોક સુધીની ઉત્તમગતિઓને પામેછે અને પાછી સ્થાવર સુધીની નીચગતિઓને પામેછે. વૈકુંઠલોક વિના બીજી ગતિઓ ચંચળ છે માટે સર્વમાં વૈરાગ્ય રાખવો યોગ્ય છે.[13-14] નાનો, મોટો, જાડો કે પાતળો જે જે પદાર્થ થાયછે તે સર્વ પદાર્થ પ્રકૃતિ અને પુરૂષથી વ્યાપ્ત હોયછે.[15] જે પદાર્થ જેના આદિ અને અંતરૂપ હોયછે તે પદાર્થજ તેના મધ્યમાં પણ હોય છે. જેમકે ઘડાના આ-

* જો કે સૃષ્ટિ થવાના આ પ્રકારમા અને શ્રુતિમા કહેલા પ્રકારમા કેટલોક ફેરફાર છે, તોપણ સૃષ્ટિનું નિરૂપણ કરીને અદ્વિતીય આત્મા જણાવવાનો જે બન્નેનો ઉદ્દેશ છે તે એકજ છે મિથ્યા પદાર્થનુ નિરૂપણ ગમે તે રીતે કરીએ તોપણ ચાલે એવા અભિપ્રાયથી આમા સૃષ્ટિને પ્રકારાંતરે કહેલી છે.

દિ તથા અંતરૂપ માટીજ છે અને કુંડળના આદિ તથા અંતરૂપ સુવર્ણજ છે, માટે ઘડાના મધ્યમાં પણ માટીજ અને કુંડળના મધ્યમાં પણ સુવર્ણજ છે. ઘડામાં અને કુંડળમાં માટી અને સુવર્ણ બદલાતાં નથી માટે સત્ય કહેવાયછે, તેમ જગતમાં આત્મા બદલાતો નથી માટે સત્ય કહેવાયછે. ઘડો અને કુંડળાદિક વિકાર જેમ વ્યવહારને માટેજ છે તેમ જગત્ પણ વ્યવહારને માટેજ છે, સત્ય તો એક આત્માજ છે.[16] 'મહત્તત્વાદિક પણ પોતપોતાનાં કાર્ય પ્રત્યે આદિ અંતરૂપ છે માટે તે પણ સત્ય હોવાં જોઇએ' એવી શંકા રાખવી નહીં કારણ કે મહત્તત્વાદિક કારણપદાર્થ અહંકારાદિક કાર્યપદાર્થને જે ઉત્પન્ન કરેછે તે આત્માને લઇનેજ ઉત્પન્ન કરેછે. જેમકે પીંડો ઘડાને ઉત્પન્ન કરેછે તે માટીને લઇનેજ ઉત્પન્ન કરેછે. માટી વિના ઉત્પન્ન કરી શકતો નથી એટલામાટે આત્માજ વાસ્તવિક રીતે સત્ય છે દૃષ્ટાંતમાં જ્યારે ઘડાના આદિ અંત કહેવા પડે ત્યારે તે આદિ અંતરૂપ માટીજ કહેવી જોઇએ, અને તે માટીની સત્યતા પણ કહેવી જોઇએ, તો એથી જેમ માટી સત્ય ઠરતી નથી, તેમ મહત્તત્વાદિક પણ પોતપોતાનાં કાર્યોનાં આદિ અંતરૂપ છતાં પણ સત્ય ઠરતાં નથી દૃષ્ટાંતોમાં જે સત્યતા કહીછે તે પરમ કારણરૂપ આત્માનેજ સત્ય કહેવાસારૂ કહીછે.[17] કાર્યોના ઉપાદાન કારણરૂપ પ્રકૃતિ, પ્રકૃતિનો અધિષ્ઠાતા પુરૂષ, અને ગુણોનો ક્ષોભ કરીને કાર્યોને પ્રકટ કરનાર કાળ, એ ત્રણ મારાંજ (બ્રહ્મનાંજ) સ્વરૂપ છે, હુંથી જુદાં નથી. કારણ કે પ્રકૃતિ એ મારી શક્તિ છે અને પુરૂષ તથા કાળ મારી અવસ્થારૂપ છે. પ્રકૃતિ, પુરૂષ અને કાળ જો કે કોઇનાં કાર્ય નથી અને જગતનાં કારણરૂપ છે, તોપણ તેઓ હુંથી ભિન્ન નથી માટે હું અદ્વિતીયજ છુ.[18] જીવોને ભોગ આપવાને થયેલી આ મોટી સૃષ્ટિ જ્યાંસુધી સ્થિતિનો અંત આવે ત્યાં સુધી પિતા અને પુત્રાદિકરૂપથી અવિચ્છિન્ન ચાલ્યા કરેછે, અને તે સ્થિતિ જ્યાંસુધી પરમેશ્વરનું ઇક્ષણ હોય ત્યાંસુધી રહેછે.[19] આ તમને સૃષ્ટિવિષે કહ્યું. હવે પ્રલયવિષે કહુંછું. જેમાં લોકોની અનેક સૃષ્ટિઓ અને અનેક પ્રલયો કલ્પાયછે એવું બ્રહ્માંડ, મારા સ્વરૂપભૂત કાળ પોહોચવા માંડે ત્યારે ભુવનોની સાથે વીંખાવા માંડેછે, અર્થાત્ બ્રહ્માંડરૂપે એકઠાં થયેલાં પંચભૂત નોખનોખાં થઇ જવા માંડેછે.[20] શરીર અન્નમાં લય પામેછે[1] અન્ન બીજમાં લય પામેછે.[2] બીજ પૃથ્વીમાં લય પામેછે.[3] પૃથ્વી ગંધમાં લય[4] પામેછે. [21] ગંધ જળમાં લય પામેછે.[5] જળ પોતાના ગુણરૂપ રસમાં લય પામે છે.[6] રસ તેજમાં લય પામેછે. તેજ રૂપમાં લય [7]પામેછે. [22] રૂપ વાયુમાં લય પામેછે, વાયુ સ્પર્શમાં લય પામેછે. સ્પર્શ આકાશમાં લય પામેછે અને આકાશ શબ્દમાં લય પામેછે.[8] ઇંદ્રિયો પોતાને પ્રવર્ત્તાવનારા દેવતાઓમાં લય પામેછે.*[23] દેવતાઓ પોતાના નિયંતારૂપ મનમાં લય પામેછે.† શબ્દ ‡ અહંકારમાં લય પામેછે. સર્વ જગતને મોહ કરવામાં સમર્થ અહંકાર મહત્તત્વમાં લય પામેછે.[24] જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિવાળુ મહત્તત્વ પોતાના કારણરૂપ ગુણોમાં લય પામેછે, ગુણો માયામાં લય પામેછે, માયા કાળને આધીન છે માટે તે, જેની

૧ શરીર અન્નથી વધ્યુ છે તો તે અન્ન સોવર્ષની અનાવૃષ્ટિથી ક્ષીણ થતા શરીર રહે નહી, માટે શરીર અન્નમા લય પામેછે એમ કહ્યુંછે ૨ બીજરૂપે અવશેષ રહેછે ૩ પૃથ્વીમા વાવવાથી ઉગતા નથી ૪ પૃથ્વી પ્રલયના સૂર્યથી સૂકાઇને અને શેષનાગના મુખના અગ્નિથી બળી જઇને માત્ર ગંધરૂપે અવશેષ રહેછે ૫ ગંધ સોવર્ષની અનાવૃષ્ટિથી બીજાઇને જળમા લય પામેછે. ૬ તેજથી સૂકાઇને માત્ર રસરૂપે રહેછે ૭ તેજ વાયુથી પરાભવ પામતા રૂપમાત્ર અવશેષ રહેછે ૮ તામસાહંકારના કાર્યોનો શબ્દસુધી લય કહીને હવે રાજસાહંકારના કાર્યોનો લય કહેછે

* વાસ્તવિક રીતે જો કે ઇંદ્રિયોનો લય તેઓના કારણરૂપ રાજસાહંકારમા ધારેલોછે, તોપણ ઇંદ્રિયોની પ્રવૃત્તિ દેવતાઓને આધીન છે તેથી બોલવાની યુક્તિ કરીને દેવતાઓમા લય કહ્યો છે.

† દેવતાઓનો લય જોકે સાત્વિકાહંકારમાં કહેવો જોઇએ, તોપણ દેવતાઓની પ્રવૃત્તિ મનને આધીન હોવાથી યુક્તિ કરીને તેઓનો મનમા લય કહ્યોછે. ‡ તામસાહંકારના કાર્યોમાં અવશેષ રહેલા શબ્દનો લય કહેછે.

વૃત્તિ બંધ પડેલીછે એવા કાળમાં લય પામેછે, એટલે કાળનીસાથે એકરૂપ થઇને રહેછે.[૨૫] કાળ માયાને પ્રવર્ત્તાવનારા પુરૂષમાં લય પામેછે, પુરૂષ પોતાની પ્રકૃતિ લીન થઈ જવાને લીધે પૂર્ણસ્વરૂપે આત્મામાં રહેછે, આત્મા પોતે ઉપાધિ રહિત હોવાને લીધે પોતાના સ્વરૂપમાંજ રહેછે, બીજા કોઇમાં લય પામતો નથી, કારણ કે જગતની સૃષ્ટિ એમાંથી થઈ હતી અને જગતનો પ્રલયપણ એમાંજ થાયછે જગતની સૃષ્ટિ અને પ્રલય ઉપરથી સર્વના અધિષ્ઠાનરૂપે અને અવધિરૂપે આત્માજ જણાયછે.[૨૬] હૃદયમાં આવો વિચાર પ્રકટ થતાં મનનો ભેદસંબંધી ભ્રમ કેમજ રહે? આકાશમાં સૂર્યનો ઉદય થતાં અંધારૂં રહેજ નહીં[૨૭] હું કે જે ભૂત ભવિષ્યને જાણનાર છું, તેણે સંશયરૂપી ગાંઠને તોડનારો આ સાંખ્યવિધિ કે જેમાં અવળી રીતે પ્રલયનું અને સવળી રીતે સૃષ્ટિનું નિરૂપણ કરવામાં આવેછે તે કહ્યો.[૨૮]

**एष सांख्यविधिः प्रोक्तः संशयग्रंथिभेदनः ।**
**प्रतिलोमानुलोमाभ्यां परावरदृशा मया ॥२८॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો ચોવીસમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૫ મો.*

### ચિત્તમાંથી થતી સત્વાદિ ગુણોની વૃત્તિઓ.

॥ श्री भगवानुवाच ॥

**गुणानामसमिश्राणां पुमान् येन यथा भवेत् ।**
**तन्मे पुरुषवर्येदमुपधारय शंसतः ॥ १ ॥**

ભગવાન કહેછે—પ્રકૃતિથી પુરૂષ નોખો છે એવું જેને જ્ઞાન થયું હોય તેને પણ જ્યાંસુધી મોટા પ્રયત્નથી ત્રણ ગુણની વૃત્તિઓ જીતાઇ ન હોય ત્યાંસુધી સુખદુ ખાદિક મટતાં નથી, એટલામાટે એ વૃત્તિઓનું નિરૂપણ કરવું યોગ્યછે, કે જે નિરૂપણ એ વૃત્તિઓને જીતવાના ઉપાયરૂપ છે હે ઉદ્ધવ! તેમાં હવે નોખનોખા ગુણોમાં જે ગુણથી પુરૂષ જેવો થાયછે તે વિષે હું કહુંછું તે સાંભળો.[૧]શમ, દમ, તિતિક્ષા, વિવેક, સ્વધર્મમાં રહેવું, સત્ય, દયા, પૂર્વાપરનું અનુસંધાન, સંતોષ, ખરચ કરવાનો સ્વભાવ, વિષયોમાં વૈરાગ્ય, આસ્તિકપણું, અયોગ્ય કર્મોનું અદર્શન, દાન, સરળતા, વિનયાદિક અને આત્મામાં પ્રીતિ, એ સત્વગુણની વૃત્તિઓ છે.[૨] સ્વર્ગાદિકની ઈચ્છા, યજ્ઞાદિક વ્યાપાર, મદ, લાભ થયા છતાં પણ અસંતોષ, ગર્વ, ધનાદિકની ઈચ્છાથી દેવાદિકની પ્રાર્થના, ભેદબુદ્ધિ, વિષયભોગ, મદથી યુદ્ધાદિકનો અભિનિવેશ, પોતાની સ્તુતિમાં પ્રીતિ, ઉપહાસ, પરાક્રમ પ્રસિદ્ધ કરવું, અને બળથી ઉદ્યમ (ન્યાયથી ઉદ્યમ સાત્વિક ગણેલોછે), એ રજોગુણની વૃત્તિઓ છે [૩]ક્રોધ, લોભ, મિથ્યાભાષણ, હિંસા, માગવું, દંભ, શ્રમ, કજીયો, શોક, મોહ, દુઃખ, દીનતા, આળસ, લાંબી લાંબી આશા, ભય અને જડતા, એ તમોગુણની વૃત્તિઓ છે.[૪] આ સત્વગુણ, રજોગુણ અને તમોગુણની વૃત્તિઓ ઘણખરી કહી અને એ પ્રમાણે બીજીપણ સમજી લેવી હવે એકઠા થયેલા ગુણોની વૃત્તિઓ વિષે કહુંછું તે સાંભળો [૫] હે ઉદ્ધવ! 'હું અને મારૂં' એવી જે બુદ્ધિ થાયછે તે ત્રણે ગુણોનો સન્નિપાત (એકઠાપણું) છે. મન, શબ્દાદિક વિષયો, ઇંદ્રિયો, અને પ્રાણથી જે વ્યવહાર થાયછે, તે સઘળો ત્રણે ગુણોનો સન્નિપાત સમજવો.[૬]પુરૂષ જ્યારે ધર્મ, અર્થ અને કામમાં આસક્ત થઇ રહ્યો હોય ત્યારે એ ત્રણે ગુણોના સન્નિપાતથી થયું છે એમ જાણવું, કે જે સન્નિપાત શ્રદ્ધા, રતિ અને ધનને પ્રાપ્ત કરેછે.[૭]સકામ ધર્મમાં નિષ્ઠા રાખે, ગૃહસ્થાશ્રમમાંજ આસક્ત થઇને રહે અને પછી નિત્ય નૈમિત્તિક ધર્મમાં પણ નિષ્ઠા રાખે, તો એ ધર્મમાં પણ ગુણોનો સન્નિપાત થયોછે એમ સમજવું; કારણ કે સકામ ધર્મ રજોગુણમય છે, ઘરમાં આસક્તિ તમોગુણમયછે અને નિત્યનૈમિત્તિકધર્મમાં નિષ્ઠા સત્વગુણમય છે.[૮]પુરૂષને શમાદિક વૃત્તિઓ ઉપરથી સ-

* આ પચીશમા અધ્યાયમાં પોતાની નિર્ગુણતાનો નિશ્ચય થવા સારૂ ચિત્તમાંથી ઉત્પન્ન થતી સત્વાદિક ગુણોની વૃત્તિઓ અનેક પ્રકારથી કહેવામાં આવશે.

ત્વગુણવાળો જાણવો, કામાદિક વૃત્તિઓ ઉપરથી રજોગુણવાળો જાણવો અને ક્રોધાદિક વૃત્તિઓ ઉપરથી તમોગુણવાળો જાણવો.[૯] જે પુરૂષ અથવા સ્ત્રી નિષ્કામપણાથી કર્મ કરીને પ્રેમથી જ્યારે મને ભજે ત્યારે તેનો સત્વગુણી સ્વભાવ જાણવો.[૧૦] જ્યારે સુખોની આશાથી કર્મ કરીને મને ભજે ત્યારે રજોગુણી સ્વભાવ જાણવો, અને કોઇને પીડા કરવાનું ધારી કર્મ કરીને મને ભજે ત્યારે તમોગુણી સ્વભાવ જાણવો[૧૧] સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો જીવનાજ છે, મારા નથી, કારણ કે એ ગુણો પંચભૂતના કાર્યરૂપ ચિત્તમાંજ ઉત્પન્ન થાયછે, માટે પંચભૂતની ઉપાધિવાળાનાજ હોય, કે જે ગુણોથી જીવ પદાર્થોમાં આસક્ત થનાં બંધાઇ જાયછે. હું તો ગુણોના નિયંતાપણાથી સૃષ્ટિ આદિ કાર્ય કરૂં છું તોપણ આસક્તિ પામતો નથી, માટે નિત્યમુક્ત છું. આ કારણથી મારૂં ભજન કરવાનું હું વારવાર કહુ છુ[૧૨] જ્યારે પ્રકાશક, સ્વચ્છ, અને શાંત સત્વગુણ બીજા બે ગુણોને દબાવીને વધી જાય ત્યારે પુરૂષ સુખ, ધર્મ, જ્ઞાન અને શમદમાદિકથી જોડાયછે[૧૩] સંગ તથા ભેદના કારણરૂપ અને પ્રવૃત્તિસ્વભાવવાળો રજોગુણ જ્યારે બીજા બે ગુણોને દબાવીને વધી જાય, ત્યારે પુરૂષ દુઃખ, કર્મ, યશ અને લક્ષ્મીથી જોડાયછે[૧૪] વિવેકથી ભ્રષ્ટ કરનાર, આવરણરૂપ, અને અનુદ્યમરૂપ તમોગુણ જ્યારે બીજા બે ગુણોને દબાવીને વધી જાય ત્યારે પુરૂષ શોક, મોહ, નિદ્રા, હિંસા અને આશાથી જોડાયછે.[૧૫] જ્યારે ચિત્ત સ્વચ્છ થાય, ઇંદ્રિયોનો ઉપરામ થાય, દેહમાં અભય થાય, અને મન સંગરહિત થાય, ત્યારે મારી પ્રાપ્તિના સ્થાનકરૂપ સત્વગુણ વધ્યોછે એમ જાણવુ.[૧૬] જ્યારે પુરૂષ ક્રિયાથી વિકાર પામીને વિક્ષેપમાં પડે, જ્ઞાનેંદ્રિયોને ઉપરામ ન મળે, કર્મેન્દ્રિયોમાં વિકાર વધે અને મન ભમ્યા કરે ત્યારે રજોગુણ વધ્યોછે એમ જાણવુ[૧૭] જ્યારે અસ્ત પામતું ચિત્ત ચિદાભાસનું ગ્રહણ કરવામાં અસમર્થ થઇને લય પામે, સંકલ્પરૂપ મન પણ લીન થાય, અજ્ઞાન ઉપજે તથા ખેદ થાય ત્યારે તમોગુણ વધ્યોછે એમ જાણવું.[૧૮] હે ઉદ્ધવ! પ્રસંગને લીધે કહુ છુ કે સત્વગુણ વધતો હોય ત્યારે દેવતાઓનુ બળ વધેછે, રજોગુણ વધતો હોય ત્યારે અસુરોનું બળ વધેછે અને તમોગુણ વધતો હોય ત્યારે રાક્ષસોનુ બળ વધેછે[૧૯] જાગ્રત અવસ્થા સત્વગુણથી, સ્વપ્ન અવસ્થા રજોગુણથી, અને સુષુપ્તિ અવસ્થા તમોગુણથી થાયછે. ત્રણે અવસ્થાઓમાં અનુસ્યૂત જે ચોથું સ્વરૂપ છે તે તો આત્માજછે.[૨૦] મનુષ્યો સત્વગુણથી, બ્રહ્મલોક પર્યંત ઉંચાઉંચા લોકમાં જાયછે, તેમજ તમોગુણથી, સ્થાવર સુધીના નીચા નીચા અવતાર પામેછે, અને રજોગુણથી પાછો મનુષ્યનોજ અવતાર પામેછે.[૨૧] સત્વગુણ વધ્યો હોય તે સમયે મરણ પામેલાં મનુષ્યો સ્વર્ગમાં જાયછે, રજોગુણ વધ્યો હોય તે સમયમાં મરણ પામેલાં મનુષ્યો નરલોકમાં જાયછે, તમોગુણ વધ્યો હોય તે સમયમાં મરણ પામેલાં મનુષ્યો નરકલોકમાં જાયછે, અને નિર્ગુણ મનુષ્યો જીવતાંજ મને પામેછે[૨૨] મારી પ્રીતિ મેળવવાના ઉદ્દેશથી અથવા કેવળ દાસભાવથીજ જે પોતાનુ કર્મ કરેલુ હોય તે સત્વગુણી સમજવુ, ફળનો સંકલ્પ કરીને જે કર્મ કર્યું હોય તે રજોગુણી જાણવુ, અને જેમાં હિંસા ઘણીઆવે તથા દંભ અને મત્સરાદિકથી જે કર્મ કર્યું હોય તે તમોગુણી જાણવુ.[૨૩] આત્મા દેહાદિકથી નોખોછે એમ જાણવુ એ સાત્વિકજ્ઞાન સમજવું, આત્મા દેહાદિકથી નોખો નથી એમ જાણવુ એ રજોગુણી જ્ઞાન સમજવુ, અને બાળક તથા મુગાના જેવુ પ્રાકૃત જ્ઞાન હોય તે તમોગુણી જ્ઞાન સમજવુ. મારા સ્વરૂપનું જ્ઞાન થાય તે નિર્ગુણ જ્ઞાન સમજવું.[૨૪] વનમાં રહેવું એ સત્વગુણી વાસ છે, ગામમાં રહેવુ એ રજોગુણી વાસ છે, જુગારના સ્થાનમાં રહેવુ એ તમોગુણી વાસછે, અને મારા મંદિરમાં રહેવું એ નિર્ગુણ વાસ છે.[૨૫] આસક્તિરહિત થઇને જે કર્મ કરે તેને સત્વગુણી કર્ત્તા સમજવો, બહુજ આસક્તિથી આંધળો થઇને જે કર્મ કરે તેને રજોગુણી કર્ત્તા સમજવો, પૂર્વાપરની સ્મૃતિથી ભ્રષ્ટ થઇને જે

કર્મ કરે તેને તમોગુણી કર્ત્તા સમજવો, અને મારોજ આશ્રય લઈ અહંકાર રહિતપણાથી જે કર્મ કરે તેને નિર્ગુણ કર્ત્તા સમજવો [26] વેદાંત શાસ્ત્રમાં જે શ્રદ્ધા થાય તે સત્વગુણી, કર્મમાં શ્રદ્ધા થાય તે રજોગુણી, અધર્મને ધર્મ માનીને જે શ્રદ્ધા થાય તે તમોગુણી અને મારી સેવામાં શ્રદ્ધા થાય તે નિર્ગુણ શ્રદ્ધા સમજવી.[27] હિતકારી, પવિત્ર અને અનાયાસથી પ્રાપ્ત જે અહાર હોય તેને સત્વગુણી સમજવો, ઇંદ્રિયોને પ્યારો જે કડવો ખાટો તથા ખારો આદિ અહાર હોય તેને રજોગુણી સમજવો, દીનતા આપનાર અને અશુદ્ધ જે અહાર હોય તેને તમોગુણી સમજવો, અને મને નિવેદન કરેલો જે અહાર હોય તેને નિર્ગુણ સમજવો [28] આત્માને દેહાદિકથી નોખો સમજવાથી જે સુખ થાય તેને સત્વગુણી સમજવુ, વિષયોથી જે સુખ થાય તેને રજોગુણી સમજવું, મોહ અને દીનતાથી જે સુખ થાય તેને તમોગુણી સમજવુ, અને શુદ્ધ બ્રહ્મના જ્ઞાનથી જે સુખ થાય તેને નિર્ગુણ સમજવુ.[29] આ પ્રમાણે અહારાદિક પદાર્થ, વનાદિક સ્થળ, સુખરૂપ ફળ, સત્વગુણે બીજા બે ગુણોને દબાવવાનો સમય ઇત્યાદિક કાળ, જ્ઞાન, કર્મ, કર્ત્તા, શ્રદ્ધા, જાગ્રત આદિ અવસ્થા, દેવપણુ આદિ આકૃતિ અને સ્વર્ગાદિકની પ્રાપ્તિરૂપ નિષ્ઠા, એ સઘળી વસ્તુઓ ત્રણ ગુણમય છે [30] હે ઉદ્ધવ ! ઉપર ગણાવેલા પદાર્થોજ ત્રણ ગુણમય છે એમ નહી, પણ પ્રકૃતિ તથા પુરૂષમય દેખવામાં આવતા, સાંભળવામાં આવતા તથા બુદ્ધિથી ધારવામાં આવતા સઘળા પદાર્થો ત્રણ ગુણમય છે [31] જીવને સઘળા અવતારો ગુણ અને કર્મના અભિમાનરૂપ કારણથીજ થાયછે હે ઉદ્ધવ ! જે જીવે ચિત્તથી થતા એ ગુણોને જીત્યા હોય તે જીવ અવિચ્છિન્ન ભક્તિયોગથી મારામાં નિષ્ઠા પામીને મુક્તિને યોગ્ય થાયછે [32] એટલામાટે આ મનુષ્યદેહ કે જેમાં જ્ઞાન અને વિજ્ઞાન થવાનો સંભવ છે તે મળ્યો હોય તો ગુણોમાં આસક્તિ છોડી દઈને વિચક્ષણ પુરૂષોએ મારૂ ભજન કરવું યોગ્યછે.[33] જીતેંદ્રિય થઈ આસક્તિ છોડી દઇ સાવધાનપણાથી વિદ્વાને મારી ભક્તિ કરવી, શાંત બુદ્ધિવાળા મુનિએ સત્વગુણની સેવાથી રજોગુણ તથા તમોગુણને જીતવા, અને ઉપશમરૂપ સત્વગુણ રાખીને તેથી દયા આદિ વિક્ષેપ ઉપજાવનારા સત્વગુણને પણ જીતવો.[34] આ પ્રમાણે થાય તો ગુણોથી છુટેલો જીવ, જીવપણુ આપનારા લિંગશરીરને છોડીને મને પ્રાપ્ત થાયછે લિંગશરીરથી અને ચિત્તથી થતા ગુણોથી છુટેલો તથા હું કે જે પરબ્રહ્મછું તેથીજ પૂર્ણ થયેલો જીવ વિષયોને ભોગવે નહીં અને મનમાં સંભારે પણ નહી તેથી તેને ફરીવાર જન્મમરણરૂપ સંસાર થાય નહી.[35]

**जीवो जीवविनिर्मुक्तो गुणैश्चाशयसंभवैः ।**
**मयैव ब्रह्मणा पूर्णो न बहिर्नांतरश्चरेत् ॥ ३६ ॥**

ઇતિશ્રીમત્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો પચીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૬ મો.*

### કુસંગથી યોગનિષ્ઠાનો નાશ અને સત્સંગથી થતી મનની શાન્તિ.

**શ્રી ભગવાનુવાચ.**

**मल्लक्षणमिमं कायं लब्ध्वा मद्धर्म आस्थितः ।**
**आनंदं परमात्मानमात्मस्थं समुपैति माम् ॥१॥**

ભગવાન્ કહેછે—+જેથી મારૂં સ્વરૂપ જાણવામાં આવેછે એવા આ મનુષ્યદેહને પામી મારા ભક્તિરૂપ ધર્મમાં રહે, તો પરમાનંદરૂપ આત્મા હું કે જે શરીરમાંજ નિયંતાપણાથી રહેલોછું તેને પામેછે [1] જ્ઞાનનિષ્ઠાના પ્રભાવનેલીધે ગુણમય લિંગશરીરથી મુક્ત થયેલો પુરૂષ, ગુણો કે જેઓ માયામાત્ર અને મિથ્યાજ પ્રતીત થાય છે તેઓમાં રહેતાં પણ એ મિથ્યા ગુણોના સંગને પામતો નથી.[2] આમ છે તોપણ જ્ઞાની પુરૂષે ઉપસ્થ અને ઉદરને તૃપ્ત કરનારા નીચ પુ-

---

* આ છવીશમા અધ્યાયમા દુષ્ટલોકોના સંગથી યોગનિષ્ઠાનો ઘાત થાયછે અને સાધુઓના સંગથી જેવી જોઇએ તેવી યોગનિષ્ઠા પ્રાપ્ત થાયછે, એ કથા કહેવાશે.

+યોગી સંગ કરવાથી યોગમથી ભ્રષ્ટ થાયછે, માટે સર્વથા સંગ છોડાવી દેવાસારૂ ભગવાન પુરૂરવાની ગાથા કહેછે.

રૂષોનો સંગ કદીપણ કરવો નહી. એવા ઘણા-
ઓનો સંગ તો એક કોર, પણ તેઓમાંના એક-
નેજ અનુસરે, તોપણ આંધળાની પછવાડે ચા-
લ્યા જતા આંધળાની પેઠે ઘાટા અંધારામાં
પડેછે.[૩] ઇલાનો પુત્ર, ચક્રવર્તી અને મોટી કી-
ર્તિવાળો પુરૂરવા રાજા કે જે પ્રથમ ઉર્વશીના
વિરહથી મુઝાઈ, પછી કુરૂક્ષેત્રમાં તેને મળી,
ગંધર્વોએ આપેલા અગ્નિથી દેવતાઓનુ પૂજન
કરી ઉર્વશીના લોકમાં ગયો હતો, તેણે પોતાનો
શોક મટીગયા પછી વૈરાગ્ય પામીને આ પ્રમાણે
ગાથા ગાઇ હતી[૪] એ રાજા પોતાને છોડી દઇને
જતી એ ઉર્વશીની પછવાડે પ્રથમ મોહથી
વિહ્વળ થઈને ઉન્મત્તની પેઠે નાગો અને 'હે
સ્ત્રી, હે ભુંડી' એમ વિલાપ કરતો કરતો દોડયો
હતો.[૫] પ્રથમ નરલોકમાં પોતાનીપાસે ઉર્વશી
રહી હતી ત્યારે વિષયોને ભોગવતા, ભોગવતાં
નહી તૃપ્તિ પામતા, અને ઉર્વશીએ જેનુ ચિત્ત
ખેંચી લીધુ હતુ, એવા એ પુરૂરવા રાજાને
વર્ષની કેટલી રાત્રિઓ ગઇ અને કેટલી આવ-
વાની છે તેની પણ ખબર રહી નહતી.[૬] પછી
ઉર્વશીના લોકને પામી તેના ભોગ ભોગવ્યા
પછી વૈરાગ્ય થતાં એ રાજાએ ગાયું હતુ કે
"અહો ! મારા મોહનો વિસ્તાર ભારે થયો.
ઉર્વશીએ મારા કંઠનું આલિંગન કરતાં
મારૂં ચિત્ત કામદેવથી મલિન થવાને લીધે
આટલાં અહોરાત્ર ગયાનું મને સ્મરણ પણ રહ્યું
નહી.[૭] ઉર્વશીથી ઠગાએલો હું સૂર્યના ઉગ-
વાઆથમવાને અને અનેક વર્ષોનાં જતાં રહેલાં
અહોરાત્રોને જાણતો નથી.'અહો ! મારા ચિત્તનો
મોહ ઘણો પ્રબળ કે જેણે ચક્રવર્તી અને રાજા-
ઓના શિરોમણિરૂપ મારા દેહને સ્ત્રીઓનીપાસે
મુંડાના વાંદરા જેવો કરી દીધો.[૮] રાજ્યસહિત
અને ચક્રવર્તીપણાથી વર્ત્તનાર મારા શરીરને ત-
રણાની પેઠે છોડી દઇને જતી રહેતી સ્ત્રીની પ-
છવાડે હુ ઉન્મત્તની પેઠે નાગો અને રોતો રો-
તો ગયો[૧૦]હું કે જે ગધેડાની પેઠે પાટુ ખાતાં
છતાં પણ જતી સ્ત્રીની પછવાડે ગયો, તેનાં પ્ર-
ભાવ, બળ અને સામર્થ્ય ક્યાંથીજ રહે ![૧૧]જેનું
મન સ્ત્રીઓએ હરી લીધુ હોય તેનુ વિદ્યાથી,
તપથી, સન્યાસથી, એકાંતમાં રહેવાથી અને
મૌન રાખવાથી શુ વળે ?[૧૨]સ્વાર્થને નહીં જા-
ણનાર, મૂર્ખ અને પંડિતપણાનુ મિથ્યાભિમાન
ધરાવનાર હુ કે જે ચક્રવર્તીપણાને પામીને બળદ
અને ગધેડાની પેઠે સ્ત્રીઓથી જીતાઈગયો તેને
ધિક્કાર છે[૧૩]ઘણાં ઘણાં વર્ષોસુધી ઉર્વશીના અ-
ધરામૃતનુ હુ સેવન કર્યા કરૂ છુ, તો પણ અ-
ગ્નિ જેમ આહુતિઓથી તૃપ્ત ન થાય તેમ મારા
ચિત્તમાં થયેલો કામદેવ તૃપ્ત થતો નથી[૧૪]છી-
નાળ સ્ત્રીએ હરેલા ચિત્તને, આત્મારામ પુરૂષોના
ઈશ્વર અને ઇંદ્રિયોથી અગમ્ય એ ભગવાન વિ-
ના બીજો કોણ છૂટુ કરવાને સમર્થ થાય ? હું
તો કર્મોથી દેવતાઓનુ યજન કરીને દુખજ
પામ્યો માટે હવે પરમેશ્વરનુ જ ભજન કરીશ.
[૧૫]ઈશ્વરની કૃપા વિના બીજાઓના ઉપદેશથી
મોહ મટેજ નહીં કેમકે હુ કે જે દુર્મતિ અને
અજીતેંદ્રિય છુ તેને ઉર્વશીએ યથાર્થ વચનોથી
સમજાવ્યો હતો, તો પણ મારા મનમાં રહેલો
મોટો મોહ મટયોજ નહી હું ઉર્વશી ઉપર અ-
પરાધ મેલુ છું તે વ્યર્થ છે હુ કે જે મારા અ-
જીતેંદ્રિયપણાથીજ દુખી થયોછુ તેનુ ઉર્વશીએ
શુ ભૂંડુ કર્યુંછે ? રજ્જુના સ્વરૂપને નહીં જાણ-
તા માણસને રજ્જુમાં સર્પબુદ્ધિ થાય તેમાં રજ્જુ-
નો શો અપરાધછે ? એ જેમ જોનારાનોજ અપ-
રાધ ગણાય, તેમ આ પણ અજીતેંદ્રિયપણાને-
લીધે મારોજ અપરાધ છે[૧૭]મલિન, દુર્ગંધાદિ-
કરૂપ અને અપવિત્ર સ્ત્રીનો દેહ ક્યાં અને તે દે-
હમાં સુગંધ અને કોમળતા આદિ ગુણો ક્યાં ?
સુગામણા દેહમાં સારાપણાનો અધ્યાસ કેવ-
ળ અજ્ઞાનેજ કરાવેલોછે[૧૮] આ દેહમાં મમતા
પણ કલ્પિત છે કારણ કે દેહ કોની મિલકત
છે એમ કહી શકાતુ નથી દેહ માબાપનો છે
એમ કહીએ તોપણ ચાલે, કેમકે તેઓ તેને ઉ-
ત્પન્ન કરનારછે દેહ સ્ત્રીનો છે એમ કહીએ તો
પણ ચાલે, કેમકે સ્ત્રી તેને ભોગ આપેછે. દેહ
સ્વામીનો છે એમ કહીએ તો પણ ચાલે, કેમકે
સ્વામી તેનું પોષણ કરેછે અને તે સ્વામીને આ-

ધીન રહેછે. દેહ અગ્નિનો છે એમ કહીએ તો પણ ચાલે; કારણકે દેહની આહુતિ અગ્નિમાં થાયછે. દેહ કુતરાં અને કાગડાનોછે એમ કહીએ તો ચાલે; કારણકે તેઓનો પણ ભક્ષ્ય છે. દેહ આત્માનો છે એમ કહીએ તો પણ ચાલે; કેમકે દેહે કરેલાં શુભાશુભને આત્મા ભોગવેછે. દેહ મિત્રોનો છે એમ કહીએ તો પણ ચાલે, કારણ કે તેઓનો ઉપકારી છે. આ પ્રમાણે વાસ્તવિક રીતે દેહ કોનો છે? એમ નિશ્ચય થઇ શકતો નથી.[૧૯] અપવિત્ર અને અંતે કીડા, વિષ્ટા કે ભસ્મરૂપ થવાના દેહમાં 'અહો! સ્ત્રીનુ મોઢું અતિસુંદર, રૂપાળા નાકવાળુ અને મનોહર મંદહાસ્યવાળુ છે' એવા પ્રકારની આસક્તિ થાયછે.[૨૦] ત્વચા, માંસ, રૂધિર, નસો, મેદ, મજ્જા અને અસ્થિના સમૂહરૂપ દેહમાં રમનારાઓને, અને વિષ્ટા, મૂત્ર તથા પરૂમાં રમનારા કીડાઓને કેટલો અંતર છે?[૨૧] વિવેકી પુરૂષે સ્ત્રીનો જેમ શરીરથી સંગ ન કરવો જોઈએ તેમ સ્ત્રીઓનો તથા સ્ત્રીલંપટ પુરૂષોનો સંગ દર્શનાદિકથી પણ નહી કરવો જોઇએ, કારણ કે વિષયનો અને ઇંદ્રિયનો સંગ થવાથીજ મન ક્ષોભ પામેછે, સંયોગ થયાવિના ક્ષોભ પામતુ નથી.[૨૨] ચક્ષુઆદિને બંધ કર્યા છતાં પણ જે મનનો ક્ષોભ થાયછે તે પણ વિષયોનો પેહેલાં અનુભવ ન કર્યો હોય તો થતો નથી કારણ કે નહી દીઠેલા અને નહી સાંભળેલા પદાર્થમાં મનને ઇચ્છા થતીજ નથી. એટલામાટે ઇંદ્રિયોને વિષયોમાંથી રોકનાર પુરૂષનું મન નિશ્ચળ થઇને શાંત થાયછે.[૨૩] આમછે તેથી ઇંદ્રિયોવડે સ્ત્રીઓનો અને સ્ત્રીલંપટ પુરૂષોનો સંગ નહીંજ કરવો જોઈએ. વિદ્વાનો પણ ઇંદ્રિયોનો વિશ્વાસ કરતા નથી, ત્યારે હું જેવા અવિવેકીઓથી તો કેમજ કરાય?"[૨૪]

ભગવાન કહેછે—આ પ્રમાણે ગાતો એ રાજાધિરાજ પુરૂરવા, પછી ઉર્વશીના લોકને છોડી દઈ અને હું કે જે પરમાત્મા છુ તેને પોતામાંજ જાણીને જ્ઞાનથી મોહ મટી જતાં ઉપરામ પામ્યો.[૨૫] એટલા માટે બુદ્ધિમાન પુરૂષે નીચ લોકોનો સંગ છોડી દઇ સત્પુરૂષનો સંગ કરવો; કેમકે સત્પુરૂષ પોતાનાં વચનોથી એના મનની આસક્તિને કાપી નાંખેછે.[૨૬] તીર્થ અને દેવતાઓના સંગથી પણ સત્પુરૂષોનો સંગ ઉત્તમ છે. જે લોકો અપેક્ષારહિત, મારામાં ચિત્ત રાખનારા, પ્રાણાયામ કરનારા, સમદૃષ્ટિવાળા, અહંતા મમતાથીરહિત, સુખદુઃખાદિકથી રહિત અને કશી વસ્તુનો પરિગ્રહ નહી કરનારા હોય તેઓને સત્પુરૂષ સમજવા.[૨૭] હે ઉદ્ધવ! એ ભાગ્યશાળી પુરૂષોમાં નિરંતર મારી કથાઓ ચાલ્યા કરેછે કે જે કથાઓ પોતાનુ સેવન કરનારા મનુષ્યોનાં પાપ મટાડેછે.[૨૮] મને પરાયણ રહેનારા જે પુરૂષો શ્રદ્ધાથી અને આદરથી એ કથાઓને સાંભળેછે અને ગાયછે તેઓને મારી ભક્તિ પ્રાપ્ત થાયછે.[૨૯] હું કે જે અનંત ગુણવાળો અને આનંદ અનુભવરૂપ પરબ્રહ્મ છુ, તેની જે પુરૂષને ભક્તિ મળી હોય તે સાધુ પુરૂષને બીજુ શું અલભ્ય રહેછે? કશુ રહે નથી.[૩૦] જેમ અગ્નિદેવની સેવા કરતો હોય તેને શીત, ભય અને અંધારૂં એત્રણે મટી જાયછે, તેમ સાધુપુરૂષોની સેવા કરનારને કર્મમાંજડપણુ, આવતા જન્મનો ભય અને તેઓના મૂળરૂપ અજ્ઞાન મટી જાયછે.[૩૧] જેમ પાણીમાં ડુબી જઇને ગળકાં ખાતા પુરૂષોને દૃઢ વહાણ પરમ ગતિરૂપ છે, તેમ આ ભયંકર ભવસાગરમાં ઊંચી નીચી યોનિઓને પામતા જીવોને બ્રહ્મવેત્તા અને શાંત સત્પુરૂષો પરમગતિરૂપ છે[૩૨] જેમ પ્રાણીઓને જીવનરૂપ અન્ન શરણ છે, જેમ પીડિતપુરૂષોને હું શરણ છું, અને જેમ મનુષ્યોને મુઆ પછીના ધનરૂપ ધર્મ શરણ છે, તેમ સંસારમાં પડવાથી બીનારા પુરૂષને સત્પુરૂષો શરણ છે.[૩૩] સૂર્ય તો સારી રીતે ઉગેલો છતાં પણ બહારની એક ચક્ષુઇંદ્રિયનેજ આપેછે, અને સત્પુરૂષો તો સગુણ અને નિર્ગુણ જ્ઞાનરૂપ ઘણી ચક્ષુઓ આપેછે, એટલા માટે દેવતા અને બાંધવરૂપ સત્પુરૂષો છે, અને આત્મા તથા હુંરૂપ પણ સત્પુરૂષોજ છે.[૩૪] પછી પુરૂરવા રાજા કે જેને આવા જ્ઞાનથી ઉર્વશીના દર્શનની પણ ઇચ્છા મટી ગઈ, તે મોક્ષે

સંગમાત્ર છોડી દેતાં આત્મારામ થઇને આ પૃથ્વીમાં ફર્યો હતો [૩૫]

वैतसे ।स्ततोप्येवमुर्वश्या लोकनिस्पृहः ।
मुक्तसंगो महीमेतामात्मारामश्चचारह ॥ ३५ ॥

ઇતિશ્રીમત્ મહાપુરાણ ભાગવતના એકાદશ સ્કંધનો છત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૭ મો.*

### ભગવાનની પૂજાનો વિધિ.

॥ उद्धव उवाच ॥

क्रियायोगं समाचक्ष्व भवदाराधनं प्रभो ।
यस्मात्त्वा ये यथार्चंति सात्वताः सात्वतर्षभ॥१॥

ઉદ્ધવજી પૂછેછે+—હે પ્રભુ! હે યાદવોમાં ઉત્તમ! જે અધિકારી ભક્તલોકો જે કારણથી અને જેવી રીતે તમારૂં પૂજન કરેછે તે ભક્ત લોકો, તે કારણ, અને તે રીતિસહિત આપનુ પૂજન કરવાનો પ્રકાર, કે જેથી આપ પ્રસન્ન થાઓછો તેવિષે મને કહો [૧] નારદજી, ભગવાન વેદવ્યાસ, અને અંગિરાના પુત્ર બૃહસ્પતિ આચાર્ય, એ મુનિઓ વારવાર કહેછે કે–'આપનુ પૂજનજ મનુષ્યોના નિશ્ચિત કલ્યાણરૂપ છે' મહાત્મા બ્રહ્માએ આપના મુખકમળમાંથી નીકળેલો જે પૂજનનો પ્રકાર પોતાના ભૃગુ આદિ પુત્રોને કહ્યો હતો અને સર્વોત્તમ સદાશિવે પાર્વતીજીને કહ્યો હતો, તે પ્રકાર હુ સાંભળવા માગુ છુ [૨-૩] હે માન આપનાર! સર્વ વર્ણો, સર્વ આશ્રમો તથા સ્ત્રીઓ અને શૂદ્રોને માટે પણ એજ ઉત્તમ સાધનરૂપ સ્વીકારેલુ છે એમ માનુ છુ [૪] હે કમળની પાંખડીઓ સરખાં નેત્રવાળા! હે જગતના ઇશ્વરોના પણ ઇશ્વર! હુ કે જે ભક્ત અને આપમાંજ પ્રેમ રાખનારછુ તેની પાસે એ વિષય કહો. [૫]

ભગવાન કહેછે–હે ઉદ્ધવ! પૂજાનો વિધિ કે જે વિષે ગ્રંથો અનેક છે અને કરવાથી પણ જેનો પાર આવતો નથી તે સઘળો કહુ તો તેનો છેડો આવે નહી, માટે સંક્ષેપ કરીને યથાર્થ અને અનુક્રમ પ્રમાણે કહીશ [૬] વૈદિક, તાંત્રિક અને ઉભયમિશ્રિત, એવી રીતે ત્રણ પ્રકારે મારી પૂજા થાયછે, તો એ ત્રણમાંથી પોતાને જે પ્રિય લાગે તે વિધિથી મારૂં પૂજન કરવુ. [૭] જેને પોતાના વેદમાં કહેલી રીતિથી ઉપનયન સંસ્કાર મળ્યો હોય, તેણે શ્રદ્ધાપૂર્વક ભક્તિથી જે રીતે મારૂં પૂજન કરવુ જોઇએ તે રીતિ મારી પાસેથી સાંભળો. [૮] ભક્તિવાળા પુરૂષે નિષ્કપટપણાથી મૂર્તિમાં, પૃથ્વીમાં, અગ્નિમાં, સૂર્યમાં, જળમાં, હૃદયમાં અથવા બ્રાહ્મણમાં હુ કે જે પોતાના ગુરૂરૂપ છુ તેની પદાર્થોથી પૂજા કરવી [૯] પ્રથમ દાંત સ્વચ્છ કરીને અંગની શુદ્ધિને માટે સ્નાન કરવું એ સ્નાન વેદોક્ત અને તંત્રોક્ત મંત્રોથી માટી આદિ પદાર્થો લઇને કરવું [૧૦] ઈશ્વરવિષેજ સંકલ્પ રાખનારા પુરૂષે સંધ્યોપાસન આદિ કર્મો કે જેઓ વેદે કહેલાંછે, તેઓનો ત્યાગ નહી કરતાં કર્મબંધનને મટાડનારી મારી પૂજા કરવી [૧૧] શિલાની, કાષ્ઠની, ધાતુની, માટી કે ચંદનાદિકથી કરેલી, ચિત્રેલી, વેળુની, મણિની અને મનોમય, એવી રીતે આઠ પ્રકારની મૂર્તિઓ કહેલીછે હૃદયમાં પૂજા કરવી હોય તો મનોમય મૂર્તિની કરવી [૧૨] સ્થિર અને ચળ એવી રીતે બે પ્રકારની મૂર્તિ થાય, તેમાં પ્રાણપ્રતિષ્ઠા કરવાથી મારો નિવાસ થાયછે. હે ઉદ્ધવ! સ્થિર મૂર્તિમાં પૂજન કરવુ હોય તો પ્રત્યેક દિવસે આવાહન અને ઉદ્વાસન કરવાં નહી. [૧૩] ચળ મૂર્તિમાં આવાહન અને ઉદ્વાસન કરવાનો વિકલ્પ છે, તેમાં શાલિગ્રામમાં નજ કરવાં, વેળુની મૂર્તિમાં કરવાંજ, અને બીજી મૂર્તિમાં કરે અથવા ન કરે તો પણ ચાલે પૃથ્વીમાં પૂજા કરવી હોય તો આવાહન અને વિસર્જન કરવાંજ જોઇએ માટીની, આળેખેલી અને ચિત્રની મૂર્તિવિના બીજી મૂર્તિઓને સ્નાન કરાવવુ. માટી આદિ મૂર્તિઓનુ, સ્નાન કરાવવાને બદલે આ-

---

* આ સત્યાવીશમા અધ્યાયમા તુરતજ ચિત્તને સ્વચ્છ કરનાર અને સર્વ ફળોની પ્રાપ્તિના કારણરૂપ પૂજનનો પ્રકાર અંગ સહિત સંક્ષેપથી કહેવામા આવશે

\+ રાગાદિકથી વ્યાકુળ ચિત્તવાળાને વૈરાગ્યનો સંભવ ક્યાંથીજ થાય? માટે તેઓને ભગવાનના પૂજનનેજ સેહેલા ઉપાયરૂપ માની તે વિષે પૂછેછે.

ર્જનજ કરવુ.[૧૪] સકામ ભક્તે અત્યત શોભા-વાળા પદાર્થોથી મૂર્ત્તિઆદિકમાં પૂજા કરવી, અને નિષ્કામ ભક્તે તો જેવા મળી આવે તેવા ચદનાદિક પદાર્થોથી મારી પૂજા કરવી. હૃદયમાં મારી પૂજા કરવી હોય તો મનોમય પદાર્થોથીજ કરવી.[૧૫] હે ઉદ્ધવ! સ્નાન અને અલકારનો તો ધાતુઆદિની મૂર્ત્તિમાંજ ઉપયોગ કરવો, પૃથ્વીમાં પૂજા કરવી હોય તો અગ અને પ્રધાન-ભૂત દેવતાઓનું તે તે સ્થાનમાં નાખનોખા મત્રોથી સ્થાપન કરવુ. અગ્નિમાં પૂજા કરવી હોય તો ઘીથી ભીજવેલુ હવિ હોમવુ[૧૬] સૂર્યમાં પૂજા કરવી હોય તો ઉપસ્થાન અને અર્ઘાદિકથી કરવી. જળમાં પૂજા કરવી હોય તો તર્પણાદિકથી કરવી. ભક્ત માણસ શ્રદ્ધાથી જળનું અર્પણ કરે તે પણ મને પ્રિય છે, અને અભક્ત માણસ ગધ, ધુપ, પુષ્પ, દીપ અને અન્નાદિક ઘણી સામગ્રીઓનુ અર્પણ કરે તોપણ તેથી હુ પ્રસન્ન થતો નથી આથી વધારે શુ કહુ[૧૭-૧૮] પવિત્ર થઇ, પૂજાની સામગ્રીઓ સજ્જ કરી અને ઉગમણીકોર જેનાં અગ્ર રાખેલાં હોય એવા દર્ભોથી કરેલાં આસન ઉપર ઉગમણીકોર અથવા ઉત્તરાદિકોર મુખ રાખીને પૂજા કરવા બેસવું. સ્થિર મૂર્તિ હોય તો મૂર્તિની સામેજ બેસવુ.[૧૯] પછી ગુરૂ આદિને નમસ્કાર કરી પોતામાં ન્યાસ કર્યા પછી મૂર્ત્તિ ઉપરથી નિર્માલ્યાદિક કાઢી નાંખવાઆદિથી તે મૂર્ત્તિને સ્વચ્છ કરવી જળથી ભરેલા પૂર્ણ કુભનો અને પ્રોક્ષણ કરવાના જળના પાત્રનો ચદન પુષ્પાદિકથી યથાર્થ રીતે સસ્કાર કરવો[૨૦] પ્રોક્ષણપાત્રના પૂજાના જળથી સ્થાનકનુ, પદાર્થોનુ અને પોતાના શરીરનું પ્રોક્ષણ કરી ગુરૂના ઉપદેશ પ્રમાણે પાદ્ય, અર્ઘ્ય અને આચમનને માટે કલ્પેલાં ત્રણ પાત્રોને જળથી અને તે તે પદાર્થોથી સિદ્ધ કરવાં[૨૧] પાદ્યના પાત્રમાં શામો, ધ્રો, કમળ અને માટી આદિ નાંખવાં અર્ઘ્યના પાત્રમાં ગધ, પુષ્પ, અક્ષત, યવ, દર્ભના અગ્ર, તિલ, સર્ષપ અને ધ્રો નાંખવાં. આચમનના પાત્રમાં જાતિ, લવીગ અને કંકોલ નાંખવાં. પાદ્યના પાત્રને હૃદયના મત્રથી, અર્ઘ્યના પાત્રને મસ્તકના મંત્રથી અને આચમનના પાત્રને શિખાના મંત્રથી મંત્રીને પછી સર્વ પાત્રોનુ ગાયત્રીમત્રથી અભિમત્રણ કરવું.[૨૨] પછી દેહને કોઠામાં રહેલા વાયુથી શોષિત કરી આધારમાં રહેલા અગ્નિથી બાળી નાંખી અને પાછો લલાટમાં રહેલા ચદ્રમડળના અમૃતથી ભીજવી અમૃતમય કરીને તે દેહમાં હૃદયકમળમાં રહેલી, ઉત્તમ અને સૂક્ષ્મ નારાયણમૂર્ત્તિ કે જેનુ પ્રણવના અકાર, ઉકાર, મકાર અને બિદુ પછીના નાદના છેડામાં સિદ્ધલોકો ધ્યાન કરેછે તેનુ ધ્યાન કરવુ[૨૩] દીવાના પ્રકાશથી ઘરની પેઠે પોતાના સ્વરૂપની ભાવનાથી ચિતવેલી તે મૂર્ત્તિથી દેહ વ્યાપ્ત થતાં દેહમાંજ પ્રથમ માનસોપચારથી પૂજી તન્મય થઇને તેનું મૂર્ત્તિ આદિકમાં આવાહન કરી અને સ્થાપન-મુદ્રાથી સ્થાપન કરીને મારા અગન્યાસ કર્યા પછી પૂજન કરવુ[૨૪] ધર્માદિક આઠથી અને નવ શક્તિઓથી મારૂ આસન કલ્પવુ. તેમાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યથી એ આસનના પલગના અગ્નિખુણા આદિ ચાર ખુણાઓમાં પાયા કલ્પવા અધર્મ, અજ્ઞાન, અવૈરાગ્ય અને અનૈશ્વર્યથી પૂર્વાદિક દિશાઓમાં ઈશ તથા ઉપળાં કલ્પવાં. ત્રણ ગુણોરૂપ પાટી કલ્પવી. તેમાં વિમળા, ઉત્કર્ષણી, જ્ઞાના, ક્રિયા, યોગા, પ્રહ્વી, સત્યા, ઇશાના અને અનુગ્રહા એ નવ શક્તિઓની, પૂર્વાદિક આઠ દિશાઓમાં અને મધ્યમાં કલ્પના કરવી. પલગ ઉપર ડોડી, કેસરા અને તેમાં રહેલા સૂર્યાદિક મડળોથી અત્યત શોભતા આઠ દળવાળા કમળની કલ્પના કરવી પછી વેદ અને તત્રમાં કહેલી ભુક્તિ અને મુક્તિની પ્રાપ્તિને માટે મને પાદ્ય, આચમન અને અર્ઘ આદિ ઉપચારોનુ અર્પણ કરવુ[૨૫-૨૬] પછી સુદર્શન, પાંચજન્ય, ગદા, તરવાર, બાણ, ધનુષ, હળ, મુસળ, કૌસ્તુભ, માળા અને શ્રીવત્સની પૂજા કરવી. તેમાં સુદર્શનાદિક આઠ આયુધોની આઠદિશાઓમાં અને કૌસ્તુભાદિક ત્રણની વક્ષસ્થળમાં પૂજા કરવી.[૨૭] નદ, સુનદ, પ્રચંડ, ચંડ, મહાબળ, બળ, કુ-

મુદ અને કુમુદેક્ષણ, એ આઠ પાર્ષદોની આઠ દિશાઓમાં અને ગરૂડની સન્મુખ ભાગમાં પૂજા કરવી.[૨૮] ચાર ખુણાઓમાં દુર્ગા, વિનાયક, વ્યાસ અને વિશ્વક્‌સેનની, વામ ભાગમાં ગુરૂઓની અને પૂર્વાદિક ચાર દિશાઓમાં ઇદ્રાદિક ચાર લોકપાળોની ભગવાનના સન્મુખ ભાગમાં અર્ઘાદિકથી પૂજા કરવી.[૨૯] જો પોતાની પાસે વૈભવ હોય તો ચંદન, અગરૂ, વાળા, કપૂર અને કેસરથી વાસેલાં જળોથી મંત્રો ભણીને પ્રત્યેક દિવસે સ્નાન કરાવવું.[૩૦] 'સ્વર્ણધર્મ' નામનો અનુવાક, 'મહાપુરૂષવિદ્યા' નામના શ્લોક, પુરૂષસૂક્ત અને નીરાજન તથા રૌહિણઆદિ સામમંત્રો ભણવા.[૩૧] મારા ભક્તે યથાયોગ્ય રીતે વસ્ત્ર, ઉપવીત, આભરણ, પત્રભંગી, માળા અને સુગંધ લેપનથી પ્રેમસહિત મને શણગાર ધરાવવો.[૩૨] પૂજન કરનારાએ શ્રદ્ધાથી પાદ્ય, આચમન, ગંધ, પુષ્પ, અક્ષત, ધુપ, દીપ અને નૈવેદ્યનુ મને અર્પણ કરવું.[૩૩] વૈભવ હોય તો ગોળ, દૂધપાક, ઘી, સુંવાળી, પુડલા, લાડુ, ઘઉંનીખીર, દહી અને દાળઆદિનુ નૈવેદ્ય ધરવુ.[૩૪] અભ્યંગ, મર્દન, અરીસો, દાતણ, પંચામૃતાદિકથી સ્નાન, ભક્ષ્ય ભોજ્ય, ગાયન અને નૃત્ય, ઉત્સવોના દિવસોમાં અર્પણ કરવાં, અને શક્તિ હોય તો પ્રત્યેક દિવસે તેમ કરવુ.[૩૫] આધિક ફળની ઇચ્છા હોય તો અગ્નિમાં પણ આ પ્રમાણે પૂજા કરવી. વિધિપ્રમાણે મેખળા, ગર્ત્ત અને વેદિ સહિત બનાવેલા કુંડમાં અગ્નિનુ આધાન કરી તેને પ્રજ્વલિત થયા પછી હાથથી એકઠો કરવો.[૩૬] દર્ભથી પરિસ્તરણ કરી ચારેકોર પ્રોક્ષણ કરવુ. વિધિપ્રમાણે વ્યાહૃતિઓથી સમિધ નાંખવા આદિ 'અન્વાધાન' નામનુ કર્મ કરી અગ્નિના ઉત્તરભાગમાં હોમનાં ઉપયોગી દ્રવ્યો મૂકી તેઓનું પ્રોક્ષણીપાત્રના જળથી પ્રોક્ષણ કરી અગ્નિમાં આ પ્રમાણે મારૂં ધ્યાન કરવુ.[૩૭] તપાવેલા સુવર્ણ સરખી કાંતિવાળા, શંખ ચક્ર ગદા અને કમળથી શોભી રહેલી ચાર ભુજાવાળા, શાંત, કમળના કેસરા સરખાં પીળાં વસ્ત્રને ધરનાર, ઝળકતાં કિરીટ કડાં કટિમેખળા અને ઉત્તમ બાજુબધવાળા, વક્ષસ્થળમાં શ્રીવત્સથી અને કંઠમાં કૌસ્તુભમણિથી શોભતા, અને વનમાળા ધરનારા મારા સ્વરૂપનુ ધ્યાન કરતાં પૂજન કરી, ઘીથી ભીંજાવેલાં કાષ્ઠ નાંખી, ફરતુ ઘી રેડવારૂપ બે આધાર અને બે આજ્યભાગ આપી મૂળમંત્રથી તથા પુરૂષસૂક્તથી પ્રત્યેક ઋચાએ એક એક આહુતિ લઇને પૂજાના ક્રમથી ધર્માદિકને માટે અગ્નિમાં ઘીથી ભીંજાવેલું હવિ હોમવું. પછી 'સ્વિષ્ટકૃત' નામનો હોમ કરી અગ્નિમાં રહેલા અંતર્યામીનુ પૂજન અને નમસ્કાર કરીને પાર્ષદોને બળિદાન દેવુ. પછી પૂજાના સ્થાનમાં દેવની પાસે બેસી નારાયણરૂપ પરબ્રહ્મનુ સ્મરણ કરતાં સમજુપુરૂષે યથાશક્તિ મૂળમંત્રનો જપ કરવો.[૩૮-૪૨] પછી ભગવાનના ભોજનની સમાપ્તિનુ ધ્યાન કરી આચમન દઇને જે ઉચ્છિષ્ટ રહ્યું હોય તે વિષ્વક્‌સેનને આપ્યાની કલ્પના કરી પછી પોતે જમવુ. સુગંધવાળો તાંબૂલાદિક મુખવાસ આપી ફરીવાર પણ પુષ્પાંજલિથી પૂજન કરવુ.[૪૩] ગાયન કરતાં, સ્તુતિ કરતાં, નાચતાં અને મારાં કર્મોનો પોતામાં આવિર્ભાવ કરતાં તથા મારી કથાઓને સાંભળતાં અને સંભળાવતાં વ્યગ્રપણુ છોડી દઇને થોડીવાર અવકાશ લેવો.[૪૪] પુરાણનાં નાનાંમોટાં સ્તોત્રોથી અને પ્રાકૃત ભાષાના નાના મોટા સ્તવોથી સ્તુતિ કરીને 'હે મહારાજ! પ્રસન્ન થાઓ' એમ બોલીને દંડવત્ પ્રણામ કરવો.[૪૫] મારા ચરણમાં માથુ મૂકી અપરાધીની પેઠે પોતાની પીઠ પર બન્ને હાથ રાખતાં 'હે ઇશ્વર! હુ કે જે મૃત્યુરૂપી ગ્રુડવાળા સંસારસમુદ્રથી ભય પામીને શરણે આવેલોછું તેનુ રક્ષણ કરો' એવી વિજ્ઞપ્તિ કરવી.[૪૬] પછી માગનિર્માલ્યને આવી પ્રાર્થનાથીજ મે આપેલું ધારી તુરત માથે ચઢાવી લેતાં મારૂં વિસર્જન કરવાનુ હોય તો પ્રતિમામાં જે જ્યોતિનુ આવાહન કર્યું હોય તે જ્યોતિનુ પાછું હૃદયકમળમાં રહેલા જ્યોતિમાંજ વિસર્જન કરવુ.[૪૭] મૂર્ત્તિઆદિકમાં જ્યારે જેમાં શ્રદ્ધા થાય ત્યારે તેમાં મારૂ પૂજન કરવુ, કારણકે સર્વનાઆત્મારૂપહું સર્વપદાર્થોમાંઅને જીવમાંપણરહેલોછું,

તેથી અમુક સ્થાનમાં અધિક અને અમુક સ્થાનમાં ન્યૂન રહુ છું એમ નથી.[૪૮] આ પ્રમાણે વૈદિક અને તાંત્રિક પૂજનના પ્રકારોથી મારૂં પૂજન કરનાર પુરૂષ આ લોકમાં અને પરલોકમાં મનોવાંછિત સિદ્ધિને પામેછે.[૪૯] જે પુરૂષ સમર્થ હોય તેણે મારી મૂર્તિનુ સ્થાપન કરીને દઢ મંદિર કરાવવુ અને તેમાં નિત્યની પૂજામાં, પર્વણીના દિવસોમાં, ઘણા લોકોના સમાગમમાં અને વસંતાદિક ઉત્સવમાં ઉપયોગી થવાસારૂ સુંદર ફૂલવાડીઓ અને ખેતર આદિનું અર્પણ કરવુ [૫૦] મોટી પર્વણીઓમાં અથવા પ્રતિદિવસે પૂજાદિક ચાલુ રહેવાને માટે ખેતર, હાટ, ગામડાં અને નગર આપે તો મારા જેવુંજ ઐશ્વર્ય પામેછે.[૫૧] પ્રતિષ્ઠા કરવાથી ચક્રવર્તિપણુ પામે, દાનથી ત્રૈલોક્યનુ રાજ્ય પામે અને પૂજાદિક કરવાથી બ્રહ્મલોકને પામે એ ત્રણે વાનાં કરવાથી મારા સમાનપણુ પામે.[૫૨] આ સઘળુ સકામ ભક્તને માટે કહ્યુ, પણ જે પુરૂષ નિષ્કામપણાથી ભક્તિ કરે તેને મારી પોતાનીજ પ્રાપ્તિ થાયછે, ઉપર કહ્યા પ્રમાણે જે મારી પૂજા કરે તેને ભક્તિયોગ મળેછે [૫૩] જે પુરૂષ પોતે આપેલી અથવા બીજાઓએ આપેલી દેવ અને બ્રાહ્મણની આજીવિકાનુ હરણ કરે તે પુરૂષ લાખ વર્ષ સુધી વિષ્ટાને ખાનારો કીડો થાયછે [૫૪] આવાં સતકર્મ કરવાથી પરલોકમાં જે ફળ થાયછે તે ફળ કર્ત્તાને, સહાયતા આપનારને, પ્રેરણા કરનારને અને સંમતિ આપનારને સરખું થાયછે, કારણ કે એ સઘળાઓ કર્મના ભાગી છે તેમાં પણ જેણે વધારે કર્યું હોય તેને વધારે ફળ મળેછે [૫૫]

**कर्त्तुश्च सारथेर्हेतोरनुमोदितुरेव च ॥**
**कर्मणः भागिनः प्रेत्य भूयो भूयसि तत्फलम् ॥५५॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો સત્યાવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

# અધ્યાય ૨૮ મો.*

## જ્ઞાનયોગનુ સંક્ષિપ્ત વર્ણન.

### શ્રીભગવાનુવાચ.

**परस्वभावकर्माणि न प्रशंसेन्नगर्हयेत् ।**
**विश्वमेकात्मकं पश्यन् प्रकृत्या पुरुषेण च ॥१॥**

ભગવાન કહેછે—પ્રકૃતિ અને પુરૂષરૂપે સઘળુ જગત એકજ છે એમ જોઇને પરાયા સ્વભાવનાં કે પરાયાં કામનાં વખાણ કરવાં નહી અને નિંદા પણ કરવી નહીં [૧] જે પુરૂષ પરાયા સ્વભાવને અને પરાયાં કર્મોને વખાણેછે અથવા ધિક્કારેછે, તે પુરૂષ મિથ્યાભૂત દ્વૈતમાં અભિનિવેશ થવાને લીધે તુરત જ્ઞાનનિષ્ઠારૂપ સ્વાર્થમાંથી ભ્રષ્ટ થાય છે [૨] જેમ ઇંદ્રિયો નિદ્રાથી પરાભવ પામતાં દેહમાં રહેલો જીવ કેવળ મનવડે સ્વપ્નરૂપ માયાને પામેછે, અને મન લીન થતાં ભાન રહિત થઇને મૃત્યુને અથવા મૃત્યુ જેવી સુષુપ્તિને પામે છે, તેમ ભેદબુદ્ધિ રાખનારો દ્વૈતના અભિનિવેશવાળો પુરૂષ વિક્ષેપને અને લયને પામેછે જેમ જાગ્રત અવસ્થાના અભિમાની વિશ્વને સુષુપ્તિ અવસ્થાના અભિમાની પ્રાજ્ઞના સંબંધથી ભોગમાંથી ભ્રષ્ટ થવુ પડે છે, તેમ આત્માને પણ અનાત્મા પદાર્થના સંબંધથી સ્વરૂપમાંથી ભ્રષ્ટ થવુ પડેછે [૩] દ્વૈત મિથ્યા હોવાનેલીધે સ્તુતિ અને નિંદાનો કોઇ વિષયજ નથી દ્વૈત કે જે મિથ્યા પદાર્થ છે તેની અંદર સારૂં શુ અને નરસું શું ? તેમજ સુખ કેટલુ અને દુ ખ પણ કેટલુ ? કાંઇજ નહી કારણ કે જે કાંઇ વાણીથી બોલાતુ, ઇંદ્રિયોથી જણાતું અને મનથી ચિંતવાતુ છે તે સઘળુ ખોટુ છે [૪] જેમ પ્રતિબિંબ, પ્રતિધ્વનિ અને રજ્જુસર્પાદિક ખોટાં છતાં પણ ભયાદિક આપેછે, તેમ દેહાદિક પદાર્થો ખોટા છતાં પણ તેઓ જ્યાંસુધી લય ન પામ્યા હોય ત્યાંસુધી ભય આપેછે.[૫] જે સરજાયછે, જે સરજેછે, જેનું પાલન થાયછે, જે પાળેછે, જેનો સંહાર થાયછે

* આ અધ્યાયમાં જે જ્ઞાનયોગ પૂર્વે વિસ્તારથી કહેલોછે તેનુ સંક્ષેપથી ફરીવાર નિરૂપણ કરવામાં આવશે.

અને જે સંહાર કરેછે તે આત્માજ છે. પ્રભુ, જગતના અધિષ્ઠાન અને ઇશ્વર જે આત્મા છે તેજ આ જગત્ છે.[૬] આત્મા કે જે સર્વથી નોખો છે તેથી કોઇ પણ પદાર્થ નોખો નિરૂપણ કરી શકાતો નથી. આ અધ્યાત્મ, અધિદૈવ, અને અધિભૂતરૂપ જે પ્રતીતિ થાયછે તે નિર્મૂલજ છે એવો નિશ્ચય છે. આ અધ્યાત્માદિક ત્રણ પ્રકારનું ગુણમય જગત્ આત્મામાં માયાએજ કરેલુ છે એમ જાણો[૭] આ મે કહેલી જ્ઞાન તથા વિજ્ઞાન સબંધી નિષ્ઠાને જે પુરૂષ જાણે તે પુરૂષ કોઇની નિંદા કરે નહીં અને સ્તુતિ પણ કરે નહી જગતમાં સૂર્યની પેઠે અસંગપણાથી ફરે.[૮] ઘટાદિક પદાર્થો પ્રત્યક્ષ પ્રમાણથીજ આદિ અને અંતવાળા સિદ્ધ થાયછે. જે પદાર્થ સાવયવ હોય તે આદિ અંતવાળા હોયજ, એવી વ્યાપ્તિવાળા અનુમાનથી પૃથ્વી આદિ પદાર્થો, આદિ અને અંતવાળા સિદ્ધ થાયછે આકાશાદિક જે અપ્રત્યક્ષ પદાર્થો છે તેઓ વેદરૂપ પ્રમાણથી આદિ અને અંતવાળા સિદ્ધ થાયછે. પોતાના અનુભવરૂપ પ્રમાણથી પણ સઘળા પદાર્થો આદિ અને અંતવાળા સિદ્ધ થાયછે માટે જે જે પદાર્થ આદિ અને અંતવાળો હોય તે મિથ્યાજ હોયછે એમ જાણી જગતમાં આસક્તિ છોડી દઇને જ્ઞાનીએ ફરવુ[૯]

ઉદ્ધવજી પૂછેછે—આ આપના કહેવા પ્રમાણે આત્મા સ્વયપ્રકાશ છે અને દેહાદિક દ્વૈત જડ છે એમ ઠર્યું, તો હવે સંસારનો પ્રતિભાસ થવોજ ઘટતો નથી. કેમકે સ્વયપ્રકાશ આત્મા કે જે ચૈતન્યરૂપ છે તેમાં સંસાર દેખાવો સભવતો નથી અને દેહાદિક કે જે જડ છે તેને પણ સંસાર દેખાવો ઘટતો નથી, તો એ સંસાર કોને થયોછે? હે પ્રભુ! 'સંસાર કોઇને પણ થયો નથી' એમ કહેવુ ચાલે એમ નથી, કારણ કે સંસાર પ્રત્યક્ષ જોવામાં આવેછે[૧૦] આત્મા અવિનાશી, રાગાદિક ગુણથી રહિત, પાપપુણ્યથી રહિત, અજ્ઞાનથી રહિત અને પાપથી રહિત છે, તથા દેહ જડ છે; તો આ કારણથી આત્મા અને દેહ કે જે અગ્નિ અને કાષ્ઠ સમાન છે તેઓમાંથી સંસાર કોને થયોછે? બન્નેના સ્વભાવનો વિચાર કરતાં કોઈને પણ સંસાર થવો ઘટતો નથી[૧૧]

ભગવાન્ કહેછે—હે ઉદ્ધવ! આ તમારી વાત સાચી છે માટે સિદ્ધાંત એમ છે કે આવી રીતે આત્મા અને દેહનો અવિવેકજ સંસારના આશ્રયરૂપ છે. આત્માને અજ્ઞાનનેલીધે જ્યાંસુધી દેહ, ઇંદ્રિય અને પ્રાણથી સબંધ છે ત્યાંસુધી સંસાર ખોટો છતાં પણ માત્ર દેખાયા કરેછે.[૧૨] જેમ વિષયોનુ ધ્યાન કરતા પુરૂષને સ્વપ્ન અવસ્થાના અનર્થો ખોટા છતાં પણ મટતા નથી, તેમ વિષયોનુ ધ્યાન કરતા પુરૂષને આ સંસાર વાસ્તવિક રીતે નહી છતાં પણ નિવૃત્ત થતો નથી[૧૩] જેમ નહીં જાગેલા માણસને સ્વપ્નઅવસ્થા અનેક અનર્થ આપેછે અને તેજ અવસ્થા જાગ્યા પછી કશો મોહ કરી શકતી નથી, તેમ અજ્ઞાનીપુરૂષને દેહાદિક અનેક અનર્થ આપેછે અને તેજ દેહાદિક જ્ઞાન થયા પછી કશો મોહ કરી શકતાં નથી માટે જીવન્મુક્તને સસ્કારનેલીધે વિષયોનું સ્ફુરણ થાય તોપણ કશો મોહ થતો નથી.[૧૪] શોક, હર્ષ, ભય, ક્રોધ, લોભ, મોહ, સ્પૃહા અને જન્મમરણ એ સઘળાં અહકારનેજ દેખાયછે, આત્માને નથી. જો આત્માને હોય તો સુષુપ્તિ અને સમાધિ આદિમાં પણ દેખાવાં જોઇએ જેમ 'હુ સુખી છુ' એવી પ્રતીતિ થાયછે, તેમ 'ચૈતન્ય સુખી છે' એવી પ્રતીતિ થતી નથી, અને વળી સુખાદિક પદાર્થો દૃશ્ય છે, માટે તેઓ દૃષ્ટા આત્માના ધર્મ સભવેજ નહીં[૧૫] આ ઉપરથી એમ નહી સમજવુ કે 'અહકારને સંસાર હોય તો મુક્તિ પણ અહકારનેજ થવી જોઈએ અને એમ હોયતો મુક્તિમાં પણ અહંકારની સ્થિતિ માનવી પડેછે' કારણ કે અહકાર કાંઇ આત્માથી જુદો નથી, પણ આત્મામાંજ કલ્પિત છે, માટે કલ્પિત રૂપ નિવૃત્તિ પામતાં મુક્તિમાં આત્માની સ્થિતિ છે. એ આત્માજ દેહ, ઇંદ્રિય, પ્રાણ અને મનનુ અભિમાન ધરાવનારો એ દેહાદિકની અંદર જીવ છે. ગુણ, કર્મ, સૂત્ર, મહત્તત્વ

અને અહંકાર ઇત્યાદિક શબ્દોથી પણ આત્માજ કહેવાયછે જીવ કે જે ઈશ્વરને આધીન રહીને સંસારમાં ચારેકોર દોડયા કરેછે તે આત્માથી નોખો નથી. માટે કલ્પિતરૂપ, નિવૃત્તિ પામતા સ્વરૂપમાંજ રહેવું એ મુક્તિ છે, તેથી મુક્તિનો અહંકાર અવશેષ નહીં રહેતાં આત્માજ રહેછે[૧૬] એ આત્માને મિથ્યા અહંકારે મિથ્યા બંધ કરેલો છે, તેથી 'અહંકારનેજ સંસાર છે' એમ કહેવું ખોટું નથી. આ મન, વચન, પ્રાણ, શરીર અને કર્મ કે જે ઇંદ્રજાળની પેઠે નિર્મૂળ પ્રતીતિમાત્ર છે, તેને ગુરૂની ઉપાસનાથીજ સજ્જ કરેલા જ્ઞાનરૂપી ખડ્ગથી કાપી નાંખી પછી તૃષ્ણારહિત થઇને જ્ઞાનીપુરૂષ પૃથ્વીમાં વિચરેછે.[૧૭] જ્ઞાનનું સ્વરૂપ વિવેકજ છે, અને તે વિવેક વેદ, સ્વધર્મ, પોતાનો અનુભવ, ગુરૂનો ઉપદેશ અને તર્ક, એ સાધનોથી થાયછે 'આ જગતના આદિ અને અંતમાં જે છે તેજ માત્ર મધ્યમાં પણ છે. એથી નોખું જગત છેજ નહીં. જે જગતને પ્રકાશ આપનાર છે અને જે જગતનું કારણ છે તે પદાર્થથી જગત્ નોખી સત્તા ધરાવતું નથી' એવો નિશ્ચય થાય એજ વિવેકનું ફળ છે[૧૮] જેમ કુંડલાદિક રૂપથી નહીં ઘડાએલું જે સુવર્ણ, કુંડલાદિક સુવર્ણના ઘાટોના આદિ તથા અંતમાંછે, તેજ સુવર્ણ મધ્યકાળમાં કુંડલાદિક અનેક નામરૂપોથી વ્યવહાર પામેછે, તેમ જે હું આ જગતના આદિ અને અંતમાં છું તેજ હું મધ્યકાળમાં અનેક નામરૂપોથી વ્યવહાર પામું છું.[૧૯] જાગ્રત આદિ ત્રણ અવસ્થાવાળું મન, ત્રણઅવસ્થાના કારણરૂપ ત્રણ ગુણ, અને ત્રણ ગુણના કાર્યરૂપ ઇંદ્રિયો, દેવતા તથા પંચભૂતમય સઘળું જગત્, જે જ્ઞાનના અનુસ્યૂતપણાથી પ્રકાશેછે, અને જે જ્ઞાન એ સઘળા પદાર્થો ન હોય ત્યારે પણ સમાધિ આદિમાં રહેછે, તેજ જ્ઞાન એટલે ત્રણ ગુણમય પદાર્થોથી ન્યારૂ ચોથું બ્રહ્મસ્વરૂપજ સત્યછે[૨૦] જે કાર્ય ઉત્પત્તિથી પહેલાં રહેતું ન હોય અને નાશથી પછી રહેતું ન હોય, તે કાર્ય મધ્યમાં પણ પોતાના કારણથી નોખું હોતું નથી, પણ માત્ર કલ્પિત નામરૂપોથીજ વ્યવહારમાં આવેછે. કારણ કે જે કાર્યને જે કારણે પ્રકાશ આપ્યો હોય તે કાર્ય તે કારણરૂપજ હોયછે એવો મારો નિશ્ચય છે. જેમ ઘટાદિક કાર્ય અને પ્રકાશ્ય પદાર્થ પોતાના કારણ અને પ્રકાશરૂપ માટીથી નોખો જોવામાં આવતો નથી, તેમ સઘળું જગત્ કે જે કાર્ય અને પ્રકાશ્ય છે તે પોતાના કારણ અને પ્રકાશરૂપ બ્રહ્મથી નોખું જોવામાં આવતું જ નથી.[૨૧] આ વિકારોના સમૂહરૂપ પ્રપંચ કે જે પૂર્વે નહતો તે પ્રપંચ પછી રજોગુણરૂપ દ્વારથી બ્રહ્મના કાર્યરૂપ થયોછે તથા બ્રહ્મથીજ પ્રકાશેછે, અને બ્રહ્મ તો સ્વતઃસિદ્ધ છે અને પ્રકાશક છે, માટે એક બ્રહ્મજ ઇંદ્રિયો, તન્માત્રા, મન, દેવતા તથા પંચભૂતાદિક વિચિત્રરૂપે જણાયછે.[૨૨] આવી રીતે પરબ્રહ્મના વિવેકનાં સાધનરૂપ વેદાદિકથી, દેહાદિક અનાત્મ પદાર્થોના નિરાસથી અને સદ્ગુરૂની સહાયતાથી પોતાના સ્વરૂપના સંદેહને કાપી નાંખી સ્વરૂપના આનંદથીજ સંતુષ્ટ થઇને સઘળાં ઇંદ્રિયાદિકનો સંગ છોડી દેવો.[૨૩] દેહાદિક અનાત્મ પદાર્થોનો નિરાસ કરવો તે આ રીતે કે "શરીર આત્મા નથી કારણ કે તે પૃથ્વીના વિકારરૂપ છે, જે જે પૃથ્વીના વિકારરૂપ હોય તે આત્મા નહોય જેમ કે ઘડો પૃથ્વીના વિકારરૂપ છે માટે આત્મા નથી તેમજ ઇંદ્રિયો, ઇંદ્રિયોના દેવતાઓ, પ્રાણ, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એઓપણ આત્મા નથી કારણ કે એ સર્વ અન્નના ટેકાથી રહેછે. જે જે અન્નના ટેકાથી રહેતું હોય તે આત્મા નહોય જેમકે શરીર અન્નના ટેકાથી રહેછે માટે આત્મા નથી. એવી રીતે પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, શબ્દાદિક વિષયો, અને પ્રકૃતિપણ આત્મા નથી. કારણ કે તેઓ જડ છે. જે જે જડ હોય તે આત્મા નહોય, જેમકે ઘડો જડ છે માટે આત્મા નથી." આવી રીતે બીજા પણ કેટલાંક યોગ્ય અનુમાનોથી દેહાદિક અનાત્મપદાર્થોનો નિરાસ કરવો.[૨૪] આ પ્રમાણે વિવેકજ્ઞાનવાળા મુક્તપુરૂષને ઇંદ્રયાદિકે કરેલા ગુણદોષનો સંબંધ રહેતો નથી. મારા સ્વરૂપને યથાર્થ રીતે જાણનારા પુરૂષને વિષયો જંજાળરૂપ

રાખનારી ઇંદ્રિયો વશ રહેવાથી કશો ગુણ નથી અને ઇંદ્રિયો વિક્ષેપ પામવાથી કશો દોષ નથી. વાદળાં આવવાથી અથવા જવાથી સૂર્યને કશા ગુણદોષ થતાંજ નથી.[૨૫] જેમ આકાશ વાયુના શોષણ ગુણથી, અગ્નિના દહન ગુણથી, જળના ભીનું કરવારૂપ ગુણથી, પૃથ્વીના રજસહિતપણારૂપ ગુણથી કે ઋતુઓના જતા આવતા શીતોષ્ણાદિક ગુણોથી સબંધ પામતું નથી, તેમ અહંકારથી પર આત્માનુ સ્વરૂપ સસાર આપનારા સત્વ, રજ કે તમોગુણના મેલથી સબધ પામતું નથી.[૨૬] આ પ્રમાણે છે તો પણ મુક્તપુરૂષ જેમ યથેષ્ટ આચરણ કરેછે, તેમ કાચા જ્ઞાનવાળાએ યથેષ્ટ આચરણ નહીં કરવુ જોઇએ જ્યાં સુધી મારી દૃઢ ભક્તિના યોગથી મનના મેલરૂપ વિષયોમાં પ્રીતિ મટી ન હોય, ત્યાંસુધી માયાએ બનાવેલા વિષયોનો સગ છેડી દેવો જોઇએ.[૨૭] જે રોગની યથાર્થ ચિકિત્સા થઈ નહોય તે રોગ વારવાર પ્રકટ થઇને મનુષ્યોને દુખ દેછે, એવી રીતે જે મનના રાગાદિક દોષ અને તેઓનાં મૂળરૂપ કર્મ નિરશેષ બળીગયાં નહોય, તે મન વારંવાર પુત્રાદિકમાં આસક્ત થઇને કાચા જ્ઞાનીને ભ્રષ્ટ કરેછે. કાચા જ્ઞાનીઓ કદાચ વિષયોના સંગથી યોગમાંથી ભ્રષ્ટ થાય, તોપણ તેઓ પરિણામે શુભ ફળજ પામેછે, માટે વિષયોના સગની બીકથી યોગને માર્ગે નજ ચઢવુ એમ રાખવુ નહીં[૨૮] જે કાચા યોગીઓ દેવતાઓએ અસહનતાથી પ્રેરેલાં બધુ અને શિષ્યાદિકરૂપ વિઘ્નોથી યોગમાંથી ભ્રષ્ટ થયા હોય, તેઓ પણ પૂર્વના અભ્યાસના બળથી જન્માંતરમાં પણ પાછા યોગનો માર્ગજ પકડેછે, પણ કર્મના વિસ્તારનો માર્ગ પકડતા નથી.[૨૯] "કોઈથી પણ સર્વથા કર્મ છોડી શકાતું નથી માટે વિદ્વાનોને પણ પાછો સસાર થશે" એવી શંકા રાખવી નહીં. કેમકે આ દેહજ કોઇ પ્રારબ્ધના સસ્કારની પ્રેરણાથી મરતાં સુધી ભોજનાદિક કર્મ કરેછે, અને તે કર્મથી પુષ્ટિ આદિક વિકારને પણ પામેછે. પોતાના સ્વરૂપસુખના અનુભવથી તૃષ્ણારહિત થયેલો વિદ્વાન તો તે દેહમાં રહ્યા છતાં પણ નિરહંકારપણાને લીધે હર્ષ અને શોકાદિકથી સસારને પામતો નથી.[૩૦] જ્ઞાની પુરૂષ દેહને પણ દેખતો નથી, માટે તેને દેહસંબધી કર્મોથી વિકાર ઉપજવાની શકાપણ કેમ કરાય? જેની બુદ્ધિ આત્મામાં રહેલી હોય એવો જ્ઞાનીપુરૂષ ઉભેલા, બેઠેલા, ચાલતા, સૂતા, મૂતરતા, અન્ન ખાતા અથવા બીજી કોઈ પણ ક્રિયાને કરતા દેહને જાણતો નથી.[૩૧] ઇંદ્રિયાદિકવાળા પુરૂષને દેહાદિકનુ સર્વથા અદર્શન થવુ સંભવતુ નથી, તેથી જ્ઞાનીપુરૂષ કદાચ બહિર્મુખ ઇંદ્રિયોના વિષયને દેખે તોપણ તે બીજા પદાર્થને 'સત્ય છે' એમ માનેજ નહી. કારણ કે 'વિષય મિથ્યા છે, કેમકે તેઓ અનેક છે. જે જે અનેક હોય તે મિથ્યા હોય, જેમકે સ્વપ્ન અનેક છે માટે મિથ્યા છે' એવા અનુમાનથી બીજા (આત્માથી નોખા) પદાર્થનો બાધ કરેલો હોયછે. જેમ જાગ્યા પછી સસ્કારનેલીધે સ્ફુરતા, અને તેથીજ પોતાની મેળે મિથ્યા જણાતા સ્વપ્નના વિષયને જાગેલો માણસ સત્ય માને નહીં, તેમ જ્ઞાનીપુરૂષ સસ્કારને લીધે સ્ફુરતા મિથ્યા જાણેલા વિષયને સાચો માનેજ નહી.[૩૨] 'આત્માને બદ્ધાવસ્થા છોડી દેછે અને મુક્તાવસ્થા ગ્રહણ કરેછે, માટે આત્મામાં વિકાર થતો હશે' એવી શંકા રાખવી નહી કારણકે હે ઉદ્ધવ! બદ્ધાવસ્થામાં ગુણોથી અને કર્મોથી વિચિત્ર અજ્ઞાનના કાર્યરૂપ જે દેહેદ્રિયાદક, અધ્યાસથી પોતાના સ્વરૂપમાં ભળીગયેલું માની લીધેલુ હોયછે, તેજ દેહેદ્રિયાદિક મુક્તાવસ્થામાં જ્ઞાનથી નિવૃત્ત થાયછે. આત્મા તો કોઈ પણ રૂપથી ગ્રહણ કરાતો નથી અને મૂકાતો પણ નથી મુક્તિ જો ક્રિયાનું ફળ હોય તો આત્મામાં વિકાર થાય, પરંતુ કલ્પી લીધેલા પદાર્થોની નિવૃત્તિ એજ મુક્તિ છે, માટે બધ કે મોક્ષ આત્માનો સ્પર્શ કરતાજ નથી, તેથી આત્મા નિર્વિકારજ રહેછે[૩૩] જેમ સૂર્યનો ઉદય મનુષ્યોની આંખોના અંધારાનેજ મટાડેછે, પણ ઘટાદિક પદાર્થ કે જે પ્રથમથીજ હોયછે તેને કશું કરતો નથી, તેમ ઉનમ અને ડહાપણુ ભરેલી મારા

સંબંધી આત્મવિદ્યા પુરૂષની બુદ્ધિના મોહને મટાડેછે પણ આત્મામાં કશો ફેરફાર કરતી નથી. આત્મા તો ઘટાદિક પદાર્થની પેઠે પ્રથમથી જે સ્થિતિમાં છે તે સ્થિતિમાંજ રહેછે.[34] આ સર્વને જાણનાર આત્મા અપરોક્ષપણાનેલીધે નિરંતર પ્રાપ્તજ છે તેથી નવો પ્રાપ્ત થાય છે એમ નથી. સ્વયપ્રકાશરૂપજ છે તેથી તેમાં અજ્ઞાનરૂપ મેલ આવ્યોજ નથી, કે જેને કાઢતાં આત્મામાં વિકાર ઉત્પન્ન થયો કહેવાય અજન્મા છે તેથી તેને ઉત્પત્તિરૂપ વિકાર થયો નથી પોતેજ જ્ઞાનસ્વરૂપ છે તેથી તેને નવું જ્ઞાન નાંખીને સંસ્કાર અપાય એમ નથી દેશ કે કાળથી પરિચ્છેદ પામતો નથી, તેથી તેને અસ્તિત્વ, વૃદ્ધિ, ફેરફાર, ઘટાડો કે નાશરૂપ કોઇ વિકાર નથી એક સ્વરૂપ છે અને તેથી ભિન્ન કાંઇ પણ નથી, માટે બીજુ પણ કોઇ વિકારનુ કારણ તેને છેજ નહી એ આત્મા વાણી કે બીજી ઇંદ્રિયોનો વિષય નથી, પણ તેનીજ પ્રેરણાથી વાણી અને બીજી ઈંદ્રિયો પોતપોતાનાં કામ કરેછે, માટે આત્મા સ્વયપ્રકાશ, અજન્મા, જ્ઞાનસ્વરૂપ અને દેશકાળના પરિચ્છેદથી રહિત છે[35] અભિન્ન આત્મામાં જે ભેદ દેખાયછે તે સઘળી મનનીજ ભ્રાંતિ છે કેમકે જેમ સર્પની ભ્રાંતિનો આશ્રય રજ્જુ વિના બીજો કોઈ નથી, તેમ પોતાના આત્મા વિના ભેદ ભ્રમનો આશ્રય બીજો કોઈ છેજ નહી[36] "નામ તથા રૂપોથી ગ્રહણ કરવામાં આવતુ અને પંચભૂતાત્મક આ દ્વૈત સત્ય છે અને બ્રહ્મનુ નિરૂપણ કરનારાં વેદાંતનાં વાકયો યજમાનનેજ ઇશ્વર ઠરાવીને તેનીજ સ્તુતિ કરનારાં છે" એવી વાત પંડિતપણાનુ મિથ્યાભિમાન ધરાવનારા મીમાંસકલોકોજ કરેછે, પણ તત્વવેત્તા પુરૂષો કરતા નથી કારણ કે એમ સમજવું એ અત્યંત નિસ્સાર છે "દ્વૈત નામરૂપાત્મક હોવાથી, દૃશ્ય હોવાથી, અને પંચભૂતાત્મક હોવાથી સ્વપ્નની પેઠે મિથ્યા છે" ઇત્યાદિક અનુમાનોથી તથા વેદની શ્રુતિઓથી દ્વૈતનો બાધ થઈ જાયછે તેમજ વેદાંતનાં વાકયો યજ્ઞાદિકનાં વિધિવાકયો સાથે કાંઈ પણ સંબંધ ધરાવતાં નથી, અને યજમાન અકર્તા, અભોક્તા તથા ઇંદ્રાદિકથી રહિત નથી, માટે તેવા આત્માનુ પ્રતિપાદન કરનારાં વેદાંતનાં વાકયો યજમાનને લાગુ પડવાંજ અસંભવિત છે[37] આવી રીતે તે જ્ઞાનયોગનું તથા તેનાં અંગોનુ નિરૂપણ કર્યું હવે જ્ઞાનયોગમાં નિષ્ઠા રાખનારા પુરૂષે વિઘ્નો મટાડવા સારૂ શાશા ઉપાય કરવા તે કહુ છુ. યોગ કરતાં છતાં જેનો યોગ પાકો ન થયો હોય એવા યોગીનું શરીર જો વચમાં ઉત્પન્ન થયેલાં રોગાદિકવિઘ્નોથી પરાભવ પામે તો તે વિષયમાં આ પ્રમાણે ઉપાય કરવા.[38] તાપ અને ટાઢઆદિવિઘ્નોનેચંદ્ર તથા સૂર્યાદિકની ધારણાથી મટાડવાં. વાયુઆદિ રોગ ઉત્પન્ન થાય તો તેઓને વાયુની ધારણાસહિત આસનોથી મટાડવા. દુષ્ટગ્રહ અને સર્પાદિકથી થયેલાં વિઘ્નોને તપ, મંત્ર અને ઓષધોથી મટાડવાં.[39] કામ ક્રોધાદિક કેટલાંએક વિઘ્નોને મારા ધ્યાનથી અને નામકીર્તનાદિકથી મટાડવાં દંભ અને માન આદિ વિઘ્નોને યોગેશ્વરોના સેવનથી ધીરે ધીરે મટાડવાં[40] કેટલાએક યોગીઓ અનેક ઉપાયોથી આ દેહને જરા રોગાદિકથી રહિત અને સ્થિર જુવાનીવાળો કરીને પછી જ્ઞાનમાં નિષ્ઠા નહી કરતાં સિદ્ધિઓમાં લાગી જાયછે[41] પણ એમ કરવુ એ સમજુપુરૂષોએ આદર કરવા જેવુ નથી. કારણકે શરીર કોઇ દિવસે પણ અવશ્ય વિનાશ પામનાર હોવાથી તેને માટે પરિશ્રમ કરવો એ વ્યર્થ છે. ઝાડની પેઠે આત્માજ સ્થાયી છે, અને શરીર તો ફળની પેઠે વિનાશી છે[42] યોગનું નિરંતર સેવન કરતાં પ્રાણાયામાદિકના પ્રભાવથી શરીર સમર્થ થઇ જાય તોપણ મને પરાયણ રહેનારા બુદ્ધિમાન્ પુરૂષે સમાધિ છોડીને દેહની સિદ્ધિ ઉપર વિશ્વાસ કરવો નહીં.[43] આ પ્રમાણે વિઘ્નોના ઉપાય કહીને મે યોગ કરવાનુ કહ્યુ, પરંતુ જે યોગી મારૂ શરણ લેછે તેને તો વિઘ્ન આવવાની શંકા પણ નથી મારો આશ્રય લઇને આ પ્રમાણે યોગ કરતો, નિસ્પૃહ અને સ્વરૂપસુખનો અનુભવ કરનાર યોગી કોઇપણ વિઘ્નોથી દુઃખી થતો નથી. સઘળાં વિઘ્નોનું મૂળ સ્પૃહા છે અને

તે સ્પૃહા મારો આશ્રય લેનારાને મટી જાયછે, માટે વિઘ્નોથી પ્રતિઘાત નહી પામતાં તે પુરૂષ સ્વરૂપના આનંદથી પૂર્ણ થાયછે.+[४४]

योगचर्यामिमां योगी विचरन्मदपाश्रय ॥

नांतरायैर्विहन्येत निःस्पृहः स्वसुखानु भूः॥४४॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશ સ્કંધનો અઠાવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૯ મો.*

### શ્રીકૃષ્ણે ઉદ્ધવને કરેલો ભક્તિનો ઉપદેશ.

॥ उद्धव उवाच ॥

सुदुस्तरामिमां मन्ये योगचर्यामनात्मनः।

यथाऽजसा पुमान्सिद्ध येत्तन्मे ब्रूह्यंजसाऽच्युत॥१॥

ઉદ્ધવજી પૂછેછે—હે શ્રીકૃષ્ણ ! જેણે મનને વશ નકર્યું હોય, તે પુરૂષથી આપના કહ્યા પ્રમાણે યોગ થવો ઘણોજ કઠણ છે એમ માનુ છુ, એટલામાટે પ્રયાસ વગર પુરૂષને મુક્તિ મળે એવો ઉપાય મને સરળ રીતે સમજાવીને કહો.[૧] હે કમળસરખાં નેત્રવાળા ! ઘણુ કરીને મનને વશ કરતા યોગીઓ મનનો નિગ્રહ કરવામાં ઘણું પ્રયત્ન કરતાં પણ તે નહીં થવાથી થાકી જઇને મુઝાઈ જાયછે.[૨] એટલા માટે સાર અસારનો વિવેક કરવામાં ચતુરલોકો તો સઘળા આનંદને પૂર્ણ કરનારા આપના ચરણારવિંદનેજ સેહેલી રીતે સેવેછે. હે સર્વેશ્વર ! જે લોકો યોગ અને કર્મથી અભિમાની થઈને આપનાં ચરણારવિંદ સેવતા નથી તે લોકો તમારી માયાથી પરાભવ પામેછે. તમારા ભક્તોને તમારી માયા અડચણ કરતી નથી, તેથી તેઓ યોગ અને કર્મોથી અભિમાની થતા નથી, અને બીજા લોકો તો તમારી માયાથી મોહ પામીને કેવળ યોગ અને કર્મોનું અભિમાનજ ધરાવેછે પણ મુક્ત થતા નથી.[૩] તમારા ભક્તો તો તમારી કૃપાથી કૃતાર્થ થઈ જાયછે. હે શ્રીકૃષ્ણ ! હે સર્વના બંધુ ! જેઓનુ તમારા વિના બીજું શરણ નથી, એવા દાસ લોકોને તમે પોતે આધીન થઇને રહો એ કાંઈ આશ્ચર્ય છે ? નથીજ. કેમકે આપે રામાવતારમાં પોતે, બ્રહ્માદિક દેવતાઓ જેના ચરણપીઠમાં ઉત્તમ મુકુટોની અણીઓ ઘસતા હતા, એવા છતાં પણ વાનરાઓની સાથે પ્રેમથી મિત્રતા કરી હતી.[૪] એટલામાટે આપ કે જે આશ્રિતલોકોને સર્વ પુરૂષાર્થ આપનારા અને સર્વ પ્રાણીઓના આત્મા હોવાથી પરમપ્રિય અને ઈશ્વર હોવાથી અવશ્ય ભજવાયોગ્ય છો, તેમને છોડીને કયો પુરૂષ ઐશ્વર્યને માટે અને મોક્ષને માટે બીજા દેવતાને અથવા ધર્મજ્ઞાનાદિક સાધનને સેવે ? બળિ અને પ્રલ્હાદ આદિ પર જે તમે ઉપકાર કર્યો છે તથા અંતર્યામીપણાથી પોતાનેજ જે ઉપકાર કર્યોછે, તેને જે પુરૂષ જાણતો હોય તે તો કદીપણ તમને છોડીને બીજાનો આશ્રય કરે નહી. તમારી સેવા કરતાં તમે સ્વર્ગાદિક સુખ આપો તોપણ તે સુખને કોણ સેવે ? કારણ કે એ સ્વર્ગાદિક સુખ કેવળ વિષયભોગને માટે અને પછી તમારૂં વિસ્મરણ કરાવવાને માટે છે. તમારી ચરણરજને સેવનારા અમ લોકોને તો ધર્માદિક કશાં સાધન કર્યા વિનાપણ જે જોઇએ તે મળે એમ છે; માટે અમે બીજાં સાધનોને માર્ગે શામાટે ચઢીએ ?[૫] હે ઈશ્વર ! આપ કે જે બહાર આચાર્યરૂપે અને અંદર અંતર્યામીરૂપે પ્રાણીઓની વિષયવાસનાને મટાડીને તેઓને પોતાનુ સ્વરૂપ દેખાડોછો, તેમણે કરેલા ઉપકારને સંભારતા અને જેઓને પરમ આનંદ પૂર્ણ પ્રાપ્ત થયોછે એવા બ્રહ્મવેત્તાઓ બ્રહ્માના જેટલા આયુષ્યથી પણ તમે કરેલા ઉપકારનો બદલો વાળી શકતા નથી. તમારા ઉપકારનો બદલો તો તમારી આત્યંતિક સેવાથીજ વાળી શકાયછે.[૬]

---

+ યોગનો ઉપદેશ કરીને છેલ્લીવારે ભગવાને ઉદ્ધવજીને પોતાના સખા જાણી સર્વ ઉપનિષદોના સારરૂપ સર્વોત્તમ ભક્તિનો ઉપદેશ કર્યો.

* આ ઓગણત્રીશમા અધ્યાયમા જે ભક્તિયોગનું પૂર્વે વિસ્તારથી નિરૂપણ કર્યુંછે તે ભક્તિયોગને પોતાના ભક્તની પાસે ભગવાન પાછો સંક્ષેપથી કહેછે.

શુકદેવજી પરીક્ષિત રાજાને કહેછે—બહુજ પ્રેમ ધરાવનારા ઉદ્ધવજીએ એ પ્રમાણે પૂછતાં જગતરૂપી રમકડાંવાળા અને પોતાની સત્વ, રજ તથાતમરૂપ શક્તિઓથી જેણે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશરૂપ ત્રણ મૂર્તિ ધરીછે એવા, સર્વ લોકોના પ્રભુ શ્રીકૃષ્ણ ભગવાન્ મનોહર મંદહાસ્ય કરીને પ્રેમથી આ પ્રમાણે બોલ્યા.

શ્રી ભગવાન્ કહેછે—હે પરમપ્રિય ઉદ્ધવ ! હવે હું તમારી પાસે મારા સેહેલા ધર્મો કહુંછું, કે જે ધર્માને શ્રદ્ધાથી પાળતો માણસ બીજા ઉપયોથી જીતાય નહી એવા સંસારને જીતે છે.[૮] મારૂં સ્મરણ કરતાં સઘળા કર્મો મારેસારૂજ કરવાં. ધીરે ધીરે મન અને ચિત્ત મારા માંજ લગાવી દેવાં. મારા ધર્મામાંજ મનની અને ચિત્તની રૂચિ રાખવી.[૯] જેઓમાં મારા સાધુભક્તો રહેતા હોય એવા પવિત્ર દેશોનો આશ્રય કરવો દેવ, અસુર અને મનુષ્યોમાં થયેલા મારા ભક્તોએ જે કર્મ કર્યાછે તે કર્મ કરવાં.[૧૦] પોતે એકલાએ અથવા બીજાઓની સાથે મળીને ગાયન અને નૃત્ય આદિ ચક્રવર્તીઓની વિભૂતિઓથી મારી પર્વણીઓ સંબધી યાત્રા અને મહોત્સવો કરાવવા[૧૧] નિર્મળ અંતકરણવાળા ભક્તે સર્વ પ્રાણીઓમાં અને પોતામાં પણ મનેજ રહેલો જોવો, કે જે હું આકાશની પેઠે અસંગપણાનેલીધે સર્વમાં રહ્યા છતાં પણ આવરણરહિત અને બહાર તથા અંદર પરિપૂર્ણ છું.[૧૨] હે મહાચતુર ઉદ્ધવ ! આ પ્રમાણે કેવળ જ્ઞાનરૂપ દૃષ્ટિ રાખતાં સર્વ પ્રાણીઓને હું રૂપ માનીને સર્વનો જે સત્કાર કરે તેને હું પંડિત માનુ છું.[૧૩] બ્રાહ્મણમાંઅને અંત્યજ જાતિમાં, ચોરમાં અને દાતામાં, સૂર્યમાં અનેતણખામાં તથા શાંતમાં અને ક્રૂરમાં પણ જે પુરૂષ મનેજ દેખેતે પંડિત કહેવાયછે[૧૪] જેપુરૂષ સર્વ મનુષ્યોમાં વારવાર મારીભાવના કરે તેને સમ ઉપર સ્પર્દ્ધા, ઉત્તમઉપર ઇર્ષ્યા, હીનઉપર તિરસ્કાર અને પોતાનો અહંકાર તુરતજ અવશ્ય નાશ પામેછે[૧૫] હાંસી કરતા પોતાના મિત્રોને દેહાભિમાનથી થતા ઉંચનીચપણાના વિચાર અને તેથી થતી લાજને છોડી દેઇને કુતરાં, ચાંડાળ, બળદ, અને ગધેડાં સુધી સર્વ પ્રાણીઓને પૃથ્વીપર પડીને દંડવત્ પ્રણામ કરવા.[૧૬] જ્યાંસુધી સર્વ પ્રાણીઓમાં મારી ભાવના ઉત્પન્ન ન થાય ત્યાંસુધી ઉપર પ્રમાણે વાણી, મન અને કાયાની વૃત્તિઓથી ઉપાસના કરવી.[૧૭] એ પ્રમાણે કરવાથી સર્વમાં ઇશ્વરબુદ્ધિ થાયછે, અને ઇશ્વરબુદ્ધિ થવાથી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થાયછે. બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થતાં સઘળા સંશય મટી જઈને સઘળું બ્રહ્મરૂપજ જોવામાં આવે એટલે પછી સઘળી ક્રિયા છોડી દેવી.[૧૮] મન વાણી અને કાયાની વૃત્તિઓથી સર્વ પ્રાણીઓમાં મારો ભાવ કરવો એજ સઘળા ઉપાયોમા શ્રેષ્ઠ ઉપાય છે એમ માનુ છું.[૧૯] હે ઉદ્ધવ ! મારા આવા નિષ્કામ ધર્મના આરંભમાં સમયપર ભૂલચુક થતાં પણ કશી હાનિ થતી નથી કારણ કે એજ ધર્મ નિર્ગુણપણાને લીધે ઉત્તમ છે એમ મે પોતેજ નિશ્ચય કરેલોછે.[૨૦] હે ઉદ્ધવ ! ભય અને શોકાદિકથી થતા પલાયન અને ચીસો પાડવા આદિ ક્લેશ સરખો બીજો પણ જે જે લૌકિક વ્યર્થપરિશ્રમ થાયછે, તે પણ હું કે જે સર્વથી પર છું તેમાં નિષ્કામપણાથી અર્પણ કરી દેવામાં આવે તો એ પણ ધર્મરૂપજ થાયછે, તો હવે મારા ધર્મના આરંભમાં કશી હાનિ થતી નથી એનિષે વધારે શું કહેવુ ?[૨૧] ખોટા અને વિનાશ પામનારા મનુષ્યદેહથી આ જન્મમાંજ સાચા અને અવિનાશી મારા સ્વરૂપને પામવુ એજ બુદ્ધિમાન્પુરૂષોની બુદ્ધિની ચાતુરી છે, અને વિવેકી પુરૂષોનો વિવેક છે[૨૨] આ સઘળો બ્રહ્મવાદનો સંગ્રહ કે જે દેવતાઓને પણ મળતો નથી, તે તમારીપાસે સંક્ષેપ અને વિસ્તારથી મેં કહ્યો.[૨૩] મે અત્યંત સ્પષ્ટ યુક્તિઓ વાળું જ્ઞાન તમારી પાસે વારવાર કહ્યુ. આ વિષય સમજવાથી સંશયો છુટી જતાં પુરૂષ મુક્ત થાય છે[૨૪] આવું સમજવુ એ તો એક કોર, પણ મેં તમારા પ્રશ્નોના જેમાં ઉત્તર આપ્યા તે આખ્યાનને પણ જે પુરૂષ મનમાં ધારે, કહે અને સાંભળે, તે પણ વેદના રહસ્યરૂપ સનાતન બ્રહ્મને પામે.[૨૫] જે મુ-

રૂપ મારા ભક્તોને પુષ્કળ રીતે આ જ્ઞાન આપે તે ઉપદેશ કરનારા પુરૂષને હુ પોતાથીજ પોતાનું સ્વરૂપ આપુ છુ.[26] જે પુરૂષ અત્યત પવિત્ર અને બીજાઓને પણ પવિત્ર કરનાર આ આખ્યાનનો પ્રત્યેક દિવસે પાઠ કરે તે પુરૂષ જ્ઞાન રૂપી દીવા વડે મારૂ સ્વરૂપ જણાવાનેલીધે પવિત્ર થાય.[27] જે માણસ સાવધાન રહીને શ્રદ્ધા સહિત આ આખ્યાનને નિત્ય સાંભળે, તે માણસ મારી ઉત્તમ ભક્તિ ઉત્પન્ન થવાને લીધે કર્મોથી બધાય નહી.[28] હે *મિત્ર! હે ઉદ્ધવ! પરબ્રહ્મ તમારા સમજવામાં યથાર્થ રીતે આવ્યું? તમારા મનમાં ઉત્પન્ન થયેલ મોહ અને શોક જતા રહ્યા?[29] +આ જ્ઞાન તમારે દાંભિક, નાસ્તિક, ઠગ, સેવા નહીં કરનાર, અભક્ત અને નમ્રતા વગરના માણસને દેવુ નહી.[30] એ દોષોથી રહિત, બ્રાહ્મણોને માનનાર, પ્રિય, સાધુ અને પવિત્રમાણસને આ જ્ઞાન દેવુ શૂદ્ર અને સ્ત્રીઓને ભક્તિ હોય તો તેઓને પણ દેવુ.[31] જેમ અત્યત મીઠું અમૃત પીધા પછી બીજુ કાંઈ પીવાનુ રહેતુ નથી, તેમ જાણવાની ઇચ્છા રાખનારને આ જાણ્યા પછી બીજુ કશુ જાણવાનુ અવશેષ રહેતુ નથી[32] બીજા નોખનોખાં ફળોનાં સાધન જાણવાનાં ઘણાં છે, પણ તે અભક્તોને માટે છે. તમે કે જે ભક્ત છો તેને તો જ્ઞાન, કર્મ, યોગ, ખેડ આદિ વ્યાપાર, અને રાજનીતિથી મનુષ્યોને જે જે કાંઇ મોક્ષ, ધર્મ, કામ અને અર્થરૂપ ચાર પુરૂષાર્થ મળેછે તે સર્વરૂપ હુંજ છુ, માટે તમે મારૂ એકનુંજ શરણ લઈને રહો.[33] જ્યારે મનુષ્ય સઘળાં કર્મો છોડી દઇને પોતાના આત્માનું મને નિવેદન કરે છે ત્યારે તેનું પરમ કલ્યાણ કરવાની મને ઈચ્છા થાયછે, અને મારી એવી ઇચ્છા થાય, ત્યારે તે મનુષ્ય બ્રહ્મવેત્તાપણું પામતાં મારી સાથે એકતા પામવાને યોગ્ય થાયછે.[34]

શુકદેવજી કહેછે—ભગવાને જેને યોગમાર્ગ દેખાડયો એવા ઉદ્ધવજી તે સમયમાં એવું ભગવાનનુ વચન સાંભળી હાથ જોડી રહ્યા, પણ આંસુથી નેત્ર વ્યાપ્ત થઇ જવાથી અને ગળું રોકાઈ જવાથી કાંઈ બોલી શકયા નહીં.[35] હે રાજા! પછી સ્નેહથી ક્ષોભ પામેલા ચિત્તને ધીરજથી સ્થિર કરી પોતાને કૃતાર્થ માનતા અને હાથ જોડી રહેલા ઉદ્ધવજીએ પોતાના મસ્તકથી ભગવાનના ચરણારવિંદનો સ્પર્શ કરીને તેમને આ પ્રમાણે કહ્યુ[36]

ઉદ્ધવજી કહેછે—હે બ્રહ્માને પણ ઉત્પન્ન કરનાર પ્રભુ! મે જે મોહરૂપી અધકારને પકડયો હતો તેને તમારા સમાગમેજ ભગાડી દીધો. અગ્નિની પાસે રહેનારા પુરૂષને ટાઢ, અધારૂં અને ભય કાંઇ બાધ કરી શકે? નજ કરી શકે.[37] જો કે મારો મોહરૂપી અધકાર આપના સમાગમથી મટી ગયો હતો, તોપણ વળી આપે દયાળુએ હુ કે જે દાસ છું તેને જ્ઞાનરૂપી દીવો પાછો આપ્યો કે જેને તમારી માયાએ હરી લીધો હતો. એટલામાટે આપે કરેલા અનુગ્રહને જાણતો કયો પુરૂષ આપના ચરણારવિદના મૂળને મૂકી દઈને બીજાને શરણે જાય?[38] સૃષ્ટિને વધારવાને માટે આપે પોતાની માયાથી દાશાર્હ, વૃષ્ણિ, અધક અને સાત્વત આદિ કુળોના યાદવોમાં સ્નેહરૂપી જે દૃઢપાશ મારા અતકરણમાં નાંખ્યો હતો, તેને આપેજ આત્મતત્વના જ્ઞાનરૂપી શસ્ત્રથી કાપી નાંખ્યો.[39] આ પ્રમાણે જો કે આપે ઘણુ કર્યુ છે, તોપણ હે મોટા યોગી! શરણે આવેલો હુ આપને પ્રણામ કરીને એટલું માગુ છુ કે મને જીવન્મુક્તદશામાં પણ ન મટે એવી આપના ચરણારવિંદમાં પ્રીતિ જે રીતેથાય તે રીતિનો ઉપદેશ કરો.[40]

ભગવાન કહેછે—હે ઉદ્ધવ! તમે મારી આજ્ઞાથી મારા બદરિકાશ્રમમા જાઓ. ત્યાં મારા ચરણમાંથી નીકળેલા અલકનંદા (ગંગા) નામના તીર્થમાં સ્નાન અને આચમન કરીને પવિત્ર થજો.[41] તમારાં સઘળાં પાપ તો અલકનંદાના દર્શનથીજ મટીજશે. વલ્કલ વસ્ત્ર પેહેરજો, વનમાં

* જ્ઞાન યથાર્થ ઉત્પન્ન નહીં થયું હોય તો ફરીવાર ઉપદેશ કરીશ એવા અભિપ્રાયથી પૂછેછે

+ ઉદ્ધવે ના પાડી નહીં, તેથી યથાર્થ સમજાએલુ ધારીને કહેછે

થયેલાં કંદમૂલાદિક ખાઈને રહેજો. કોઇ પ્રકારના સાંસારિક સુખની સ્પૃહા રાખશોમા.[૪૨] શીત અને ઉષ્ણ આદિ સઘળા દ્વંદ્વોનુ સહન કરજો. સ્વભાવમાં સરલતાઆદિ ગુણ રાખજો, ઇંદ્રિયોને વશ રાખજો.[૪૩] મારી પાસે તમે જે આ બ્રહ્મવિદ્યા શીખ્યાછો તેનું મનન અને નિદિધ્યાસ કરજો. વાણી અને ચિત્ત મારામાંજ રાખી મારા ધર્મોમાં નિરંતર પ્રીતિ રાખજો. આ પ્રમાણે કરશો તો ત્રિગુણાત્મક ગતિઓનુ ઉલ્લંઘન કરીને હું કે જે તે ગતિઓથી પર છું તેને પામશો.[૪૪]

શુકદેવજી કહેછે–સંસારને હરનારી બુદ્ધિવાળા ભગવાને આ પ્રમાણે આજ્ઞા કરતાં ઉદ્ધવજીએ જો કે પોતે સુખદુઃખથી મુક્ત થયા હતા, તો પણ ત્યાંથી નીકળવાના સમયમાં હૃદય ભરાઇ આવતાં ભગવાનને પ્રદક્ષિણા કરી તથા ચરણમાં માથું મૂકીને આંસુનાં ટીપાંઓથી ભીજવી દીધા.[૪૫] જેમાં સ્નેહનો ત્યાગ કરવો ઘણો કઠણ છે એવા વિયોગથી બીતા અને તેથીજ ભગવાનનો ત્યાગ નહીં કરી શકતા વિહ્વળ થયેલા ઉદ્ધવજી બહુજ મુંઝાઇ ગયા. પછી ભગવાનેજ કૃપાથી આપેલી પાદુકાઓને માથે ચઢાવી બહુજ આગ્રહરૂપ તેમની આજ્ઞાથી તેમને વારંવાર પ્રણામ કરીને ગયા. (માર્ગમાં જતાં ભગવાનની પ્રભાસયાત્રા સાંભળીને ધીરે ધીરે તેમની પછવાડે ગયા, અને ત્યાં કુળનો સંહાર કરીને એકાંતમાં બેઠેલા ભગવાનનાં દર્શન કરી અને તે સમયમાં આવેલા મૈત્રેયઋષિની સાથે ફરીવાર ભગવાને કૃતાર્થ ઉપદેશ કરેલું તત્વ સાંભળી તેમની આજ્ઞા લઇને બદરિકાશ્રમમાં ગયા, એવી આ ઠેકાણે તૃતીયસ્કંધમાં કથા પ્રમાણે સંગતિ મેળવી લેવી.)[૪૬] પછી તે ભગવાનને અંતઃકરણમાં સારી રીતે રાખીને બદરિકાશ્રમમાં ગયેલા મહાવૈષ્ણવ ઉદ્ધવજી, જગતના મુખ્ય મિત્ર ભગવાને જેવો ઉપદેશ કર્યો હતો તે પ્રમાણે ધારણા રાખીને ભગવાનની ગતિને પામ્યા.[૪૭] જેમના ચરણને યોગેશ્વરો સેવેછે એવા શ્રીકૃષ્ણ ભગવાને આનંદના સમુદ્રરૂપ ભક્તિમાર્ગની સાથે એક કરીને ઉદ્ધવજીને કહેલા આ જ્ઞાનરૂપી અમૃતને સારી શ્રદ્ધાથી જે પુરૂષ જરાક પણ સેવે તે મુક્ત થાય, અને તેના સંગથી સઘળુ જગત્ પણ મુક્તિ પામે.[૪૮] વેદને કરનારા જે ભગવાને નિવૃત્તિવાળા પુરૂષોના સંસારને હણવાસારૂ ભ્રમર જેમ પુષ્પમાંથી સાર કાઢી લે તેમ વેદના સારરૂપ 'જ્ઞાનવિજ્ઞાન' નામના એક ઉત્તમ અમૃતને કાઢયું. અને પ્રવૃત્તિવાળા પુરૂષોના જરા તથા રોગાદિક ભયને મટાડવા સારૂ ભ્રમર જેમ પુષ્પમાંથી સાર કાઢી લે તેમ સમુદ્રના સારરૂપ 'સુધા' નામના બીજા અમૃતને કાઢયુ, અને કાઢીને એ બન્ને અમૃત પોતાના દાસ લોકોને યોગ્ય રીતે પાયાં, તે શ્રીકૃષ્ણ નામના આદિ પુરૂષોત્તમને હુ પ્રણામ કરૂ છુ.[૪૯]

भवभयमपहंतुं ज्ञान विज्ञान सारं
निगम कृदुपजह्रे भृंगवद्वेदसारम् ।
अमृतमुदधितश्चाऽपाययद्भृत्यवर्गान्
पुरुषमृषभमाद्यं कृष्णसंज्ञं नतोऽस्मि ॥ ४९ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો ઓગણત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૩૦ મો.*

### યાદવકુળનો સંહાર.

॥ राजोवाच ॥

ततो महाभागवते उद्धवे निर्गते वनम् ।
द्वारवत्यां किमकरोद्भगवान् भूतभावन ॥१॥

પરીક્ષિત પૂછેછે–મહાવૈષ્ણવ ઉદ્ધવજી વનમાં ગયા પછી પ્રાણીઓના નિયંતા શ્રીકૃષ્ણ ભગવાને દ્વારકામાં શુ કર્યું?[૧] પોતાનુ કુળ બ્રાહ્મણોના શાપથી નાશ પામતાં યાદવોમાં ઉત્તમ ભગવાને સર્વ પ્રાણીઓનાં નેત્રોને પ્યારા પોતાના શરીરનો શી રીતે ત્યાગ કર્યો?[૨] સ્ત્રીઓ જે રૂપમાં લાગેલાં પોતાનાં નેત્રોને પાછાં ખેંચી શકતી ન હતી, જે રૂપ કાનના માર્ગથી પેશીને સત્પુરૂ-

* આ ત્રીશમા અધ્યાયમા પ્રથમ કહેલા મુસળસંબધી શાપના મિષથી પોતાના ધામમાં જવાને ઇચ્છતા શ્રીકૃષ્ણ ભગવાને પોતાના કુળનો સંહાર કર્યો, એ કથા કહેવામાં આવશે.

પોના હૃદયમાં એવું લાગી જાયછે કે પાછું તે-માંથી નીકળતુંજ નથી, જે રૂપની વર્ણન કર-વામાં આવતી શોભા કવિઓની વાણીને ઉલ્લાસ આપેછે ત્યારે તે શોભા કવિઓને માનપાત્ર કરે તેમાં તો શું જ કહેવું ? તથા ભારતના સંગ્રા-મમાં અર્જુનના રથમાં રહેલા જે રૂપનું દર્શન કરવાથી યોદ્ધાઓ સારૂપ્યમુક્તિને પામી ગયાછે, તે રૂપનો ભગવાને કેવી રીતે ત્યાગ કર્યો ?[3]

શુકદેવજી કહેછે—ભગવાને સ્વર્ગમાં સૂર્યને કુંડાળાં થવા આદિ, પૃથ્વીમાં ભૂકંપાદિક અને અંતરીક્ષમાં દિશાઓનો દાહ થવા આદિ મોટા ઉત્પાતો ઉઠેલા જોઇને સુધર્મા સભામાં બેઠેલા યાદવોને આ પ્રમાણે કહ્યું.[4]

ભગવાન કહેછે—હે મોટા યાદવો ! દ્વારકામાં મૃત્યુની સૂચના આપનારા આ ભયંકર મોટા ઉત્પાત ઉઠેછે, માટે આપણે બેઘડીવાર પણ અહીં રહેવુ યોગ્ય નથી.[5] સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધોએ અહીંથી શંખોદ્ધાર (બેટ)માં જવું અને આપણે પ્રભાસમાં જઇશુ કે જ્યાં પશ્ચિમવાહિની સરસ્વતી છે.[6] ત્યાં નાહી, ઉપવાસ કરી, પવિત્ર થઇ, સાવધાનપણાથી સ્નાન, લેપન અને અર્ઘાદિકથી દેવતાઓનુ પૂજન કરીશુ[7]આપણે બ્રાહ્મણોની પાસે સ્વસ્તિવાચન કરાવીને તે ભાગ્યશાળી બ્રાહ્મણોને ગાય, પૃથ્વી, સુવર્ણ, વસ્ત્ર, હાથી, ઘોડા, રથ અને ઘરનાં દાન આપીને પૂજીશું.[8]આ વિધિ અશુભને મટાડનાર અને ઉત્તમ કલ્યાણ આપે એવો છે. દેવ, બ્રાહ્મણ અને ગાયોની પૂજા પ્રાણીઓને ઉત્તમ* સ્થિતિ આપેછે.[9]સર્વ મોટા યાદવોએ એ પ્રમાણે ભગવાનનું વચન સાંભળી તેમ કરવાની હા પાડી, અને વહાણોથી સમુદ્રને ઉત્તરી પછી રથોમાં બેશીને પ્રભાસમાં ગયા.[10]યાદવોના દેવ ભગવાને જેમ કહ્યુ હતું તે પ્રમાણે યાદવોએ પરમ ભક્તિ-થી પ્રભાસમાં સઘળું કર્યુ અને તે ઉપરાંત પણ સઘળાં કલ્યાણનાં સાધનો કર્યાં.[11]પછી જેઓની બુદ્ધિને ભાવીએ ભ્રષ્ટ કરી નાંખી હતી એવા યાદવોએ એ પ્રભાસ જેવા પવિત્ર ક્ષેત્રમાં મૈરેયક નામની મીઠારસવાળી ભારે મદિરા પીધી, કે જેના રસથી બુદ્ધિ ભ્રષ્ટ થાયછે.[12] ભગવાનની માયાથી મોહ પામેલા, મદિરા પીવાથી મત્ત થયેલા અને મોટુ અભિમાન ધરાવનારા વીર-યાદવોને પરસ્પરમાં ભારે કજીઓ ઉઠયો.[13] ક્રોધના ભારે વેગમાં આવેલા અને શસ્ત્ર ધરનારા યાદવો સમુદ્રને કાંઠે ધનુષ, તરવાર, ભાલા, ગદા, તોમર અને ઋષ્ટિઓથી યુદ્ધ કરવા લાગ્યા.[14] જેઓની પતાકાઓ ફરકતી હતી એવા રથ, હાથી આદિ, ગધેડાં, ઊંટ, બળદ, માણસો અને ખચ્ચરોથી સામસામા ભેટીને એ દુષ્ટ મદવાળા યાદવો, હાથીઓ જેમ વનમાં દાંતોથી પરસ્પરને મારે તેમ પ્રભાસમાં બાણોથી પરસ્પરને મારવા લાગ્યા.[15]પ્રદ્યુમ્ન અને સાંબ, અક્રૂર અને કૃતવર્મા, અનિરૂદ્ધ અને સાત્યકી, સુભદ્ર અને સંગ્રામજીત, શ્રીકૃષ્ણનો ગદનામનો એક ભાઇ અને બીજો તેજ નામનો તેમનો પુત્ર, તથા સુમિત્ર અને અસુરથ, એ અત્યંત દારૂણ સ્વભાવવાળા અને મત્સરથી વ્યાપ્ત થયેલા બબ્બે જણ પરસ્પરની સાથે યુદ્ધ કરવા લાગ્યા [16] બીજા પણ નિશઠ, ઉલ્મુક, સહસ્રજીત, શતજીત અને ભાનુ આદિ યાદવો કે જેઓને ભગવાને મોહ ઉપજાવ્યો હતો તેઓ મદિરાના મદથી આંધળા થઇને સામસામા ભેટીને એકબીજાને હણવા લાગ્યા [17]દાશાર્હ, વૃષ્ણિ, અંધક, ભોજ, સાત્વત, મધુ, વિસર્જન, કકુર અને કુંતિ કુળના તથા અર્બુદ, માથુર અને શૂરસેન દેશના યાદવો સંબંધ છોડી દઇને પરસ્પરના પ્રાણ લેવા લાગ્યા [18] પુત્રો પિતાઓ-ની સાથે, ભાઇઓ ભાઇઓની સાથે, ભાણેજો મામાઓની સાથે, મામાઓ ભાણેજોની સાથે, દૌહિત્રો માતામહોની સાથે, ભત્રીજા કાકાઓની સાથે, અને મિત્રો મિત્રોની સાથે યુદ્ધ કરવા લાગ્યા. એવી રીતે મૂઢ બનેલા એ જ્ઞાતિઓ જ્ઞાતિઓને જ મારવા લાગ્યા.[19] બાણો ખૂટી જતાં, ધનુષો ભાંગી જતાં અને શસ્ત્રો ક્ષય પામતાં તેઓ મૂઠીઓથી સમુદ્રને કાંઠે ઉગેલી પાનોને ઉપાડવા

* ઉત્તમ સ્થિતિ આપેછે એમ કહેવાથી દેવલોકની પ્રાપ્તિ થવાની ગૂઢ સૂચના કરીછે.

લાગ્યા.[20] મૂઠીઓથી ધારણ કરેલી પાનો વજ્ર જેવી લોઢાની ભોગળો થઇ પડી. એ પાનોથી તેઓ શત્રુઓને મારવા લાગ્યા, અને શ્રીકૃષ્ણે વારવા માંડયા તો તેઓ શ્રીકૃષ્ણને પણ પ્રહાર દેવા લાગ્યા.[21] હે રાજા! મોહ પામેલા એ યાદવો શ્રીકૃષ્ણ તથા બળભદ્રને પણ શત્રુ માનીને તેઓને મારવાને માટે શસ્ત્રો લઇને આવ્યા.[22] પછી ક્રોધ પામેલા એ બે ભાઇઓ પણ મૂઠીઓમાં ભોગળરૂપ થઇ ગયેલી પાનોને ઉગામીને ફરવા લાગ્યા, અને યુદ્ધમાં યાદવોને મારવા લાગ્યા.[23] હે રાજા! બ્રાહ્મણોના શાપથી મોહ પામેલા અને ભગવાનની માયાથી ઘેરાઇ ગયેલા એ યાદવોના પરસ્પરની સ્પર્દ્ધાથી થયેલા ક્રોધે, વાંસથી થયેલો અગ્નિ જેમ વનનો ક્ષય કરી નાંખે તેમ સર્વનો ક્ષય કરી નાંખ્યો.[24] એ પ્રમાણે પોતાના સઘળા યાદવલોકો નાશ પામતાં અવશેષ રહેલા શ્રીકૃષ્ણે 'હવે પૃથ્વીનો ભાર ઉતર્યો' એમ માન્યું.[25] બળભદ્રે સમુદ્રને કાંઠે પરમાત્માના ધ્યાનરૂપ યોગ કરી પોતાના સ્વરૂપને પરબ્રહ્મમાં જોડીદઈને મનુષ્યદેહનો ત્યાગ કર્યો.[26] બળભદ્રનુ મરણ થયેલું જોઇ દેવકીના પુત્ર ભગવાન પીપળાની પાસે આવીને ચુપચુપ પૃથ્વીપર બેઠા.[27] એ સમયમાં અત્યંત શોભતું મહામંગળમય ચતુર્ભુજરૂપ ધર્યું હતુ. ધુમાડા વગરના અગ્નિની પેઠે પોતાની કાંતિથી દિશાઓને અંધકાર રહિત કરતા હતા, શ્રીવત્સનું ચિન્હ શોભી રહ્યુ હતુ. વર્ણ મેઘના જેવો શ્યામ હતો, તેજ તપાવેલા સોનાના સરખુ હતું, બે રેશમી વસ્ત્ર ધર્યા હતાં[28-29] મંદહાસ્યવાળુ મુખારવિંદ શ્યામ કેશોથી ઢાંપી રહ્યુ હતું, નેત્ર કમળની પેઠે સુંદર હતાં, મકરાકૃતિ કુંડળ ચળકતાં હતાં,[30] કટિમેખળા, જનોઈ, કિરીટ, કડાં, બાજુબંધ, હાર, ઝાંઝર, વીંટીઓ અને કૌસ્તુભમણિથી શોભી રહ્યા હતા.[31] વનમાળાથી અંગ વીંટાએલું હતુ; પોતાનાં ચક્રાદિક આયુધો દેહ ધરીને વીંટી ઉભાં હતાં; જમણા સાથળ ઉપર કમળસરખો રાતો ડાબો પગ ચઢાવીને બિરાજ્યા હતા.[32] એ સમયમાં 'જરા' નામના પારાધી કે જેણે મુશળમાંથી અવશેષ રહેલી લોઢાની કટકીથી બાણ બનાવ્યુ હતું, તેણે મૃગના મોઢા સરખા આકારવાળા ભગવાનના ચરણને ભૂલથી મૃગ સમજીને તેને બાણથી વીંધી નાંખ્યુ.[33] પછી તેમને ચાર ભુજાવાળા પુરૂષ જોઇને ભય પામેલો એ અપરાધી પારાધી તુરત પોતાના મસ્તકવને ભગવાનના પગમાં પડયો અને બોલ્યો કે "હે શ્રીકૃષ્ણ! હે ઉત્તમ કીર્તિવાળા! હે નિર્દોષ! હુ કે જે પાપી છું તેણે અજાણતાં આ કામ કર્યુ છે, માટે આ નીચ ઉપર આપે ક્ષમા કરવી જોઈએ.[34-35] હે વિષ્ણુ! હે પ્રભુ! જેમનુ સ્મરણ મનુષ્યોના અજ્ઞાનરૂપી અંધારાને નાશકરનાર કહેવાયછે, તે આપનો મે અપરાધ કર્યો.[36] માટે હે પ્રભુ! હુ કે જે પાપી પારાધી છુ તેને તુરત મારી નાંખો, કે જેથી હુ ફરીવાર આ પ્રમાણે મહાત્માનો અપરાધ ન કરૂં.[37] આપ જો કે આ કામ બ્રાહ્મણોના શાપથી થએલુ માનતા હશો, તોપણ જેની માયાએ કરેલી રચનાને બ્રહ્મા, રૂદ્રાદિક બ્રહ્માના પુત્રો અને વાણીના અધ્યક્ષો પણ જાણતા નથી, તેમને બ્રાહ્મણોનો શાપ લાગવાનુ આપની માયાથી અંધ બનેલા અમો પાપી લોકોથી કેમજ કહેવાય? માટે તે વાત ગમે તેમ હોય પણ મને તો તુરત મારી નાંખો[38]

ભગવાન કહેછે—હે જરા! તું ભય રાખ્યમાં, ઉઠ, આ કામ મારી ઈચ્છાથીજ તારા હાથથી થયુ છે, હવે તુ મારી આજ્ઞાથી પુણ્યવાનોના સ્થાનકરૂપ સ્વર્ગમાં જા.[39] (શુકદેવજી કહેછે) શ્રીકૃષ્ણ કે જેણે પોતાની શુદ્ધ સત્વમય મૂર્તિને પ્રથમથીજ અંતર્હિત કરીને પોતાની ઈચ્છાથી તેના જેવુ જ બીજું શરીર ધરી લીધુ હતું, અર્થાત્ જેણે બીજા શરીરમાંજ બાણ વાગવાનું અનુકરણ કર્યું, તેમણે એ પ્રમાણે આજ્ઞા કરતાં તે પારાધી ભગવાનને ત્રણ પ્રદક્ષિણા કરી તથા પ્રણામ કરીને વિમાનમાં બેસી સ્વર્ગમાં ગયો.[40] ભગવાનના પત્તાને શોધતો દારૂકસારથિ વાયુમાં તુલસીની સુગં-

ધ આવવા ઉપરથી શોધી કાઢીને તે સુગધની સામે ગયો.[41] ત્યાં પ્રદીપ્ત કાંતિવાળાં આયુધોથી વીંટાએલા અને પીપળાના મૂળને અઢીને બેઠેલા પોતાના સ્વામીને જોઇ સ્નેહથી વ્યાપ્ત થયેલો અને જેનાં નેત્રમાં આંસુ આવીગયાં એવો દારૂક રથમાંથી ઊતરી પડીને ભગવાનના ચરણમાં પડ્યો અને બોલ્યો કે—"હે પ્રભુ! આપનું ચરણારવિંદ જોવામાં નહીં આવતાં, જેમ રાત્રિમાં ચંદ્રમા અસ્ત થતાં દૃષ્ટિ અંધારાથી વ્યાપ્ત થઇને ફૂટીગયા જેવી થઇ જાય, તેમ મારી દૃષ્ટિ અંધારાથી વ્યાપ્ત થઇને ફૂટી ગયાજેવી થઇ ગઇછે. કોઈ દિશા જાણવામાં આવતી નથી, અને કોઇ પ્રકારે શાંતિ મળતી નથી."[42-43] હે મોટા રાજા! આ પ્રમાણે દારૂકસારથિ બોલતો હતો તેટલી વારમાંજ ગરૂડના ચિન્હવાળો ભગવાનનો રથ, દારૂકસારથિ જોઈ રહેતાં ઘોડા અને ધ્વજસહિત આકાશમાં ઊડીગયો.[44] તે રથની પછવાડે વિષ્ણુનાં દિવ્ય આયુધો પણ જતાં રહ્યાં. આ જોઇ અત્યંત વિસ્મય પામેલા સારથિને ભગવાને કહ્યું કે—"હે સારથિ! તું દ્વારકામાં જા જ્ઞાતિઓના પરસ્પરના હાથથી મરણની, બળભદ્રનું નિર્યાણ થવાની અને મારી આ દશાની સબંધીઓની પાસે વાત કરજે, અને તેઓને મારીવતી કહેજે કે—તમોએ તથા તમારાં બંધુઓએ દ્વારકામાં રહેવું નહીં. મે છોડીદીધેલી દ્વારકાને સમુદ્ર બોળીદેશે, માટે તમો સઘળા પોતપોતાના પરિવારાદિકને તથા અમારાં માબાપને લઇને અર્જુનના રક્ષણ તળે ઇંદ્રપ્રસ્થમાં જાઓ.[45-48] હે સારથિ! તુ મારા ધર્મોનો આશ્રય રાખીને આ સઘળી મારી માયાની રચના છે એમ જાણી જ્ઞાનમાં નિષ્ઠા અને બીજામાં ઉપેક્ષા રાખતાં શાંતિ પામ, વૃથા શોક કરવો છોડી દે."[49] આ પ્રમાણે ભગવાને આજ્ઞા કરતાં યદુકુળના નાશથી મનમાં કચવાતો દારૂક સારથિ ભગવાનને વારંવાર પ્રદક્ષિણા તથા પ્રણામ કરી અને ભગવાનના ચરણ પોતાના મસ્તક પર મૂકીને પછી દ્વારકામાં ગયો.[50]

इत्युक्तस्तं परिक्रम्य नमस्कृत्य पुनः पुनः ।
तत्पादौ शिर्ष्ण्युपाधाय दुर्मनाः प्रययौ पुरीम् ॥५०॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો ત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૩૧ મો.*

### શ્રીકૃષ્ણ તથા વસુદેવાદિકનું સ્વધામ પધારવું.

श्रीशुकउवाच.

अथ तत्रागमद्ब्रह्मा भवान्या च समं भवः ।
महेंद्रप्रमुखा देवा मुनयः सप्रजेश्वराः ॥ १ ॥

શુકદેવજી કહેછે—પછી ભગવાનનું નિર્યાણ જોવાસારૂ બ્રહ્મા, પાર્વતીસહિત સદાશિવ, ઇંદ્રાદિક દેવતાઓ, મુનિઓ, પ્રજાપતિઓ, પિતૃ, સિદ્ધ, ગંધર્વ, વિદ્યાધર, મોટા નાગ, ચારણ, યક્ષ, રાક્ષસ, કિન્નર, અપ્સરાઓ અને મૈત્રેયાદિક બ્રાહ્મણો મોટા ઉત્સાહથી ત્યાં આવ્યા. હે રાજા! ભગવાનનાં જન્મ અને કર્મોનું ગાયન કરતા, વિમાનોની પંક્તિઓથી આકાશમાં સાંકડ કરી મેલતા અને પરમ ભક્તિવાળા એ લોકો ફૂલની વૃષ્ટિ કરવા લાગ્યા[1-4] ભગવાન, બ્રહ્માને અને પોતાની વિભૂતિરૂપ દેવતાઓને જોઈ અને પોતાને પોતપોતાના લોકમાં તેડીજવાસારૂ તેઓ આવેલાછે એમ જાણી ચાતુરીથી તે સઘળાઓને છેતરવાસારૂ જાણે સમાધિ કરતા હોય તેમ પોતાનાં કમળસરખાં નેત્ર મીંચી ગયા.[5] પછી સ્વચ્છંદમૃત્યુવાળા બીજા યોગીઓ જેમ અગ્નિની ધારણાથી પોતાના દેહને બાળીને પરલોકમાં જાયછે તેમ ભગવાને કર્યું નહીં, પણ એના એ શરીરથીજ પોતાના ધામરૂપ વૈકુંઠલોકમાં પધાર્યા. કારણકે એ શરીરને યોગધારણાથી બાળી નાંખત તો તેમાં રહેલુ જગત્ પણ બળીજાત, અને તે શરીરનું ધ્યાન તથા ધારણા કરનારા ઉપાસકલોકોને પાછું તે શરીરનું સાક્ષાત્ દ-

---

* આ એકત્રીશમા અધ્યાયમાં ભગવાન્ અહીંથી સ્વધામમાં પધાર્યા અને તે પછી વસુદેવાદિક પણ પ્રાપ્તિને લીધે તેમની પછવાડેજ ગયા એ કથા કહેલીછે.

ર્શન અને ફળની પ્રાપ્તી થાત નહી.[૬] તે સમયમાં ભગવાન અમારા લોકમાંજ પધારશે એવા સભ્રમથી દેવલોકમાં મોટો ઉત્સવ થયો. સ્વર્ગમાં દુંદુભિ વાગ્યાં અને આકાશમાંથી પુષ્પની વૃષ્ટિઓ પડી. પૃથ્વીમાંથી સત્ય, ધર્મ, ધીરજ, કીર્ત્તિ અને લક્ષ્મી પણ ભગવાનની પછવાડેજ ગયાં.[૭] જેઓમાં બ્રહ્મા મુખ્ય છે એવા દેવાદિક લોકો 'શ્રીકૃષ્ણ અતર્દ્ધિત થઇને ક્યાં ગયા' એવો તર્ક કરવા લાગ્યા, તોપણ શ્રીકૃષ્ણની ગતિ કોઈના જાણવામાં નહી આવવાથી તેમને સ્વધામમાં પધારતાં દીઠા નહી. વળી કોઈ કોઇ સ્થળમાં દીઠા પણ ખરા, તેથી સર્વે અત્યત વિસ્મય પામ્યા.[૮] જેમ વાદળાંઓના મડળને છોડી આકાશમાં જતી વીજળીની ગતિ મનુષ્યોના જોવામાં આવતી નથી, પણ દેવતાઓનાજ જોવામાં આવેછે, તેમ પૃથ્વીના મડપને છોડી સ્વધામમાં પધારતા શ્રીકૃષ્ણની ગતિ દેવતાઓના જોવામાં આવી નહીં, પણ ભગવાનના પાર્ષદોનાજ જોવામાં આવી. ભગવાનની એ યોગગતિને જોઇ વિસ્મય પામેલા અને તે ગતિની પ્રશંસા કરતા બ્રહ્મા અને રૂદ્ર આદિ લોક પોતપોતાના લોકમાં ગયા[૧૦] હે પરીક્ષિત રાજા! જેમ નટ પોતે નિર્વિકાર રહીનેજ અનેક જન્માદિકનુ અનુકરણ કરેછે, તેમ ભગવાન્ પણ યાદવાદિકમાં આવિર્ભાવ અને તિરોભાવ કરેછે, તે કેવળ માયાથી અનુકરણમાત્રજ છે એમ જાણજો ભગવાનને કશો વિકાર પ્રાપ્ત થતો નથી પ્રાણીઓમાં જન્મ ધરવા આદિની શકા તો એક કોર, પણ ભગવાન્ તો જગતની સૃષ્ટિ અને પ્રલયાદિકમાં પણ નિર્વિકારજ રહેછે. ભગવાન્ પોતેજ આ જગતને સરજી, તેમાં અંતર્યામીપણાથી પ્રવેશ કરી અને અતે જગતનો સહાર કરીને પોતાના મહિમાને લીધે ઉપરામવાળાજ રહેછે[૧૧] આ વિષયમા ઉલટી કલ્પના કરવી નહીં, કેમકે આજ અવતારમાં તેમનો સર્વોત્તમ પ્રભાવ જોવામાં આવ્યોછે. યમરાજાએ પોતાના લોકમાં લીધેલા ગુરૂના પુત્રને જે ભગવાને એના એ શરીરથી પાછો આણ્યો હતો, બ્રહ્માસ્રથી બળી ગયેલા તમને પણ જીવાડયા હતા, બાણાસુરના સગ્રામમાં કાળના પણ કાળરૂપ સદાશિવને જીતી લીધા હતા, અને પારાધીને એના એજ શરીરથી સ્વર્ગમાં મોકલ્યો હતો, એ શરણાગતોનુ રક્ષણકરનાર ભગવાન્ પોતાના દેહનું રક્ષણ કરવામાં શુ અસમર્થ હતા? નજ હતા.[૧૨] "સમર્થ હતા ત્યારે કેટલાક કાળસુધી પોતાના એજ દેહથી ભૂલોકમાંજ કેમ ન રહ્યા?" એવી શકા રાખવી નહીં. કેમકે જોકે ઉપર કહ્યા પ્રમાણે ભગવાન્ સર્વ શક્તિઓને ધારણકરનાર અને સઘળા જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય કરવામાં સ્વતત્ર કારણરૂપ છે, તોપણ યાદવપણાનું અનુકરણ કરવાનેસારૂ તેમણે પોતાનુ શરીર અહીં અવશેષ રાખવાની ઇચ્છા કરી નહીં. તેમજ "મનુષ્યશરીર ઘણાકાળસુધી અવિચળ રાખીને શું કરવાનુ છે? કશું પ્રયોજન નથી." એમ સમજાવી આત્મનિષ્ઠ પુરૂષોને દિવ્યગતિ દેખાડવા સારૂ પણ તેમણે પોતાનુ શરીર અહીં અવશેષ રાખવાની ઈચ્છા કરી નહીં. 'જો હુ મારૂં શરીર અહીં અવિચળ રાખીશ તો આત્મનિષ્ઠપુરૂષ પણ દિવ્યગતિનો અનાદર કરીને દેહને અવિચળ રાખતાં અહીંજ રમણ કરવાનુ યત્ન કરશે તો તે ઘણુ અયોગ્ય થશે' એવા વિચારથી ભગવાને પોતાનું શરીર અહીં રાખ્યું નહીં.[૧૩] જે પુરૂષ પ્રાતકાળમાં ઉઠીને સાવધાનપણાથી ભક્તિપૂર્વક આ ભગવાનની ઉત્તમ ગતિનું કીર્તન કરેછે તે પુરૂષ તેજ સર્વોત્તમ ગતિને પામેછે.[૧૪] *શ્રીકૃષ્ણથી નોખો પડેલો દારૂક સારથિ દ્વારકામાં આવ્યો અને ત્યાં તેણે વસુદેવ તથા ઉગ્રસેનના પગમાં પડીને આંસુથી ભીંજાવી દીધા.[૧૫] હે રાજા! પછી યાદવોના મરણની સર્વ વાત કહી સભળાવી. આ વાત સાંભળી ઉદ્વગ પામેલા, શોકથી વ્યાપ્ત થયેલા, ભગવા-

* ભગવાને સ્વધામમા પધારના વસુદેવાદિકને પણ તે ધામની પ્રાપ્તિ થવાનેસારૂ જે ઉપાય ધાર્યો હતો તે હવે કહેવામાં આવેછે.

નના વિયોગથી વિહ્વળ અને મોઢાં કુટતા સર્વે લોકો જે સ્થળમાં મરણ પામેલા યાદવો સૂતા હતા તે સ્થળમાં તુરત ગયા.[૧૧-૧૭] ભગવાનના વિરહથી આતુર થયેલાં દેવકી, રોહિણી, અને વસુદેવ તો પોતાના પુત્ર શ્રીકૃષ્ણ બળભદ્રને નહીં દેખતાં શોકથી પીડા પામીને મૂર્છા પામ્યાં, અને મૂર્છિત થઇને તેઓએ પ્રાણ પણ છોડી દીધા. હે રાજા ! સ્ત્રીઓ પોતપોતાના પતિઓનાં શરીરોનું આલિંગન કરીને ચિતાઓમાં પડી.[૧૮-૧૯] બળભદ્રની સ્ત્રીઓએ બળભદ્રના દેહનું આલિંગન કરીને, વસુદેવની સ્ત્રીઓએ વસુદેવના દેહનું આલિંગન કરીને અને ભગવાનના પુત્રોની સ્ત્રીઓએ પ્રદ્યુમ્નાદિક પોતપોતાના પતિઓનાં શરીરોનું આલિંગન કરીને અગ્નિમાં પ્રવેશ કર્યો. રૂક્મિણી આદિ ભગવાનની સ્ત્રીઓ કે જેઓનાં ચિત્ત ભગવાનમાં જ હતાં તેઓએ પણ અગ્નિમાં પ્રવેશ કર્યો.[૨૦] પોતાના પ્રિયમિત્ર શ્રીકૃષ્ણના વિરહથી આતુર થયેલા અર્જુને ભારતના યુદ્ધમાં ભગવાને કહેલાં ગીતાનાં વચનો સંભારીને પોતાના ચિત્તને શાંત કર્યું.[૨૧] અર્જુને મરણ પામેલા અને જેઓના વંશ નાશ પામ્યા હતા એવા બંધુઓનું પિંડોદકાદિક શાસ્ત્રરીતિ પ્રમાણે અનુક્રમથી કરાવ્યું.[૨૨] હે મોટા રાજા ! ભગવાને છોડી દીધેલી દ્વારકાને સમુદ્રે એક ભગવાનનું સુંદર મંદિર છોડી દઇને ક્ષણમાત્રમાં બોળી દીધી.[૨૩] સ્મરણમાત્રથી સઘળાં પાપને હરનાર અને સઘળાં મંગળોમાં પણ ઉત્તમ મંગળરૂપ એ મંદિરમાં શ્રીકૃષ્ણ ભગવાન નિરંતર સન્નિહિત રહ્યા છે.[૨૪] સ્ત્રીઓ, બાળક, વૃદ્ધ અને જેઓ મરણ પામતાં અવશેષ રહ્યા હતા તેઓને અર્જુને ઇંદ્રપ્રસ્થમાં લઇ જઇને ત્યાં વજ્રનાભનો રાજ્યાભિષેક કર્યો.[૨૫] હે રાજા ! તમારા દાદા પાંડવો અર્જુનના કહેવાથી સંબંધીઓનો વધ થયાનું સાંભળી તમારો રાજ્યાભિષેક કરીને તે સર્વે મોટા માર્ગમાં ગયા.[૨૬] જે મનુષ્ય દેવતાઓના પણ દેવ શ્રીકૃષ્ણ ભગવાનનાં આ જન્મ અને કર્મોનું શ્રદ્ધાથી કીર્તન કરે તે મનુષ્ય સઘળાં પાપોથી છુટે છે.[૨૭] આ પ્રમાણે આ ગ્રંથમાં અને બીજા ગ્રંથોમાં પણ કહેલાં વિષ્ણુ ભગવાનનાં મહા મંગળરૂપ સુંદર અવતારનાં પરાક્રમો અને બાળચરિત્રોનું જે માણસ કીર્તન કરે, તે માણસ પરમહંસોની ગતિરૂપ ભગવત્સ્વરૂપમાં ઉત્તમ ભક્તિ પામે.[૨૮]

इत्थं हरेर्भगवतो रुचिरावतार-<br>
वीर्याणि बालचरितानि च शंतमानि ।<br>
अन्यत्र चेह च श्रुतानि गृणन् मनुष्यो<br>
भक्तिं परां परमहंसगतौ लभेत ॥ २८ ॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો એકત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

**एकादशस्कंध समाप्त.**

श्रीमद्-

# भागवत भाषांतर.

## द्वादशस्कंध.

શુદ્ધ ગુજરાતી ભાષાંતર.



द्वादशस्कंध-मायिक जलप्रलय अने अद्भुत बालस्वरूप

ॐ

श्रीमद्

# भागवत भाषांतर.

# द्वादश कंध.

## અધ્યાય ૧ લો.*

### જરાસંધના વર્ણસંકર વંશનું વર્ણન.

॥ राजोवाच ॥

स्वधामानुगते कृष्णे यदुवंशविभूषणे ।
कस्य वंशोऽभवत्पृथ्व्यामेतदाचक्ष्व मे मुने ॥१॥

પરીક્ષિતરાજા પૂછેછે—હે મુનિ! યદુવંશના આભૂષણરૂપ શ્રીકૃષ્ણભગવાન્ સ્વધામમાં પધારી ગયા પછી પૃથ્વીમાં કોનો વંશ ચાલ્યો ? તે મને કહો.[1]

શુકદેવજી કહેછે—આગળ (નવમસ્કંધમાં) ચંદ્રવંશની શાખામાં જરાસંધનો વંશ કહ્યોછે, તેમાં જરાસંધના દીકરા સહદેવ પછી માર્જારિથી તે રિપુંજય સુધીના વીશ ભવિષ્ય રાજાઓનાં નામ આપ્યાંછે. એઓમાં છેલ્લા રિપુંજય અથવા પુરંજયનો શુનક નામનો મંત્રી પોતાના સ્વામીને મારી નાંખીને પ્રદ્યોત નામના પોતાના પુત્રને રાજા કરશે પ્રદ્યોતનો પાલક, તેનો વિશાખયૂપ, તેનો રાજક અને તેનો નંદિવર્દ્ધન નામનો પુત્ર થશે. એ 'પ્રદ્યોતન' એવા નામથી કહેવાતા પાંચ રાજાઓ એકસો આડત્રીશ વર્ષ સુધી પૃથ્વીને ભોગવશે. પછી શિશુનાગ નામનો રાજા થશે. શિશુનાગનો કાકવર્ણ, તેનો ક્ષેમધર્મા, તેનો ક્ષેત્રજ્ઞ, તેનો વિધિસાર, તેનો અજાતશત્રુ, તેનો દર્ભક, તેનો અજય, તેનો નંદિવર્દ્ધન અને તેનો મહાનંદિ નામનો પુત્ર થશે. 'શિશુનાગ' એવા નામથી કહેવાતા આ દશરાજાઓ કળિયુગમાં ત્રણસો સાઠ વર્ષસુધી પૃથ્વીનું રાજ્ય કરશે. હે પરીક્ષિત! પછી ઉપર કહેલા મહાનંદિનો દીકરો નંદ નામનો કોઈ રાજા થશે, તે મહાપદ્મ ધનનો પતિ અને ક્ષત્રિયોનો વિનાશ કરનાર થશે. એ રાજાથી ઘણુંકરીને શૂદ્ર સરખા અને અધર્મી રાજાઓ થશે.[2-8] બીજા પરશુરામ જેવો અને જેની આજ્ઞાનું કોઇ ઉલ્લંઘન નહીં કરે એવો એ મહાપદ્મ નામથી પણ ઓળખાતો નંદરાજા પૃથ્વીમાં એકછત્ર રાજ્ય કરશે (ચક્રવર્તી થશે.)[9] એ નંદના સુમાલ્ય આદિ આઠ પુત્રો થશે. એ રાજાઓ સો વર્ષ સુધી પૃથ્વીને ભોગવશે.[10] એ નવે પ્રખ્યાત રાજાઓને કોઈ ચાણક્ય નામનો બ્રાહ્મણ ઉખેડી નાંખશે. એઓનો અભાવ થતાં 'મૌર્ય' નામથી ઓળખાતા રાજાઓ પૃથ્વીનું રાજ્ય કરશે.[11] ચાણક્ય બ્રાહ્મણજ મૌર્યોમાં પેહેલાપુરૂષ ચંદ્રગુપ્તનો રાજ્યાભિષેક કરશે. ચંદ્રગુપ્તનો વારિસાર, તેનો અશોકવર્દ્ધન, તેનો સુયશા, તેનો સંગત, તેનો શાલિશૂક, તેનો સોમશર્મા, તેનો શતધન્વા અને તેનો બૃહદ્રથ નામે પુત્ર થશે. એ 'મૌર્ય' નામથી કહેવાતા દશ* રાજાઓ એકસો સાડત્રીશ વર્ષ સુધી પૃથ્વીને ભોગવશે.[12-14] પછી મૌર્યવંશના છેલ્લા બૃહદ્રથનો સેનાપતિ પુષ્પમિત્ર પોતાના સ્વામીને મારી નાંખીને પોતે રા-

---

* આ પેહેલા અધ્યાયમાં કળિયુગના પ્રભાવને લીધે વર્ણસંકરાદિકથી મેલો થયેલો મગધના રાજાજરાસંધનો વંશ કહેવાશે.

* ચંદ્રગુપ્તથી તે બૃહદ્રથસુધી ગણતા નવ થાયછે માટે વિષ્ણુપુરાણમાં કહ્યા પ્રમાણે એક દશરથને તેઓમાં ઉમેરવો.

જ્ય કરશે. એ પુષ્પમિત્રનો અગ્નિમિત્ર, તેનો સુજ્યેષ્ઠ, તેનો વસુમિત્ર, તેનો ભદ્રક, તેનો પુલિંદ, તેનો ઘોષ, તેનો વજ્રમિત્ર, તેનો ભાગવત અને તેનો દેવભૂતિ નામે પુત્ર થશે એ 'શૃંગ' એવા નામથી ઓળખાતા દશ રાજાઓ એક સો બાર વર્ષ સુધી પૃથ્વીને ભોગવશે. હે રાજા! પછી થોડા ગુણવાળી આ પૃથ્વી 'કાણ્વ' એવા નામથી ઓળખાતા રાજાઓના હાથમાં જશે.[૧૫-૧૭] શૃંગવંશના પરસ્ત્રીમાં લંપટ છેલ્લા દેવભૂતિ નામના રાજાને મારી નાંખી તેનો કણ્વ જાતનો મોટી બુદ્ધિવાળો વસુદેવ નામનો મંત્રી પોતે રાજ્ય કરશે.[૧૮] એ વસુદેવનો ભૂમિત્ર, તેનો નારાયણ, અને તેનો સુશર્મા નામે પુત્ર થશે. કણ્વવંશના એ ચાર રાજાઓ કળિયુગમાં ત્રણસો ને પીસતાળીસ વર્ષ સુધી પૃથ્વીને ભોગવશે.[૧૯] પછી કણ્વવંશના છેલ્લા સુશર્માને મારી નાંખી અંધ્રજાતનો એક તેનો ચાકર 'બળિ' નામનો દુષ્ટ શૂદ્ર કેટલાક કાળ સુધી પૃથ્વીને ભોગવશે.[૨૦] પછી કૃષ્ણ નામનો એ બળિનો ભાઇ રાજા થશે. એ કૃષ્ણનો શ્રીશાંતકર્ણ, તેનો પૌર્ણમાસ, તેનો લંબોદર, તેનો વિકળ, તેનો મેઘસ્વાતિ, તેનો અટમાન, તેનો અનિષ્ટકર્મા (બીજું નામ હાલેય), તેનો તલક, તેનો પુરીષભીરૂ, તેનો સુનંદન, તેનો ચકોર, તેના વંશમાં નવમો શિવસ્વાતિ, તેનો ગોમતી, તેનો પુરીમાન્, તેનો મેદશિરા, તેનો શિવસ્કંદ, તેનો યજ્ઞશ્રી, તેનો વિજય, તેનો ચંદ્રવિજ્ઞ અને તેનો સલોમધિ નામે પુત્ર થશે.[૨૧-૨૫] એ બળિથી તે સલોમધિ સુધીના ત્રીશ રાજાઓ ચારસો ને છપન વર્ષ સુધી પૃથ્વીને ભોગવશે.[૨૬] પછી અવભૂતિ નામની નગરીમાં સાત આભીર જાતના રાજાઓ થશે તે પછી 'ગર્દભિ' એવા નામથી ઓળખાતા બીજા દશ રાજાઓ થશે. તે પછી કંક જાતના સોળ લાલચુ રાજાઓ થશે[૨૭] તે પછી આઠ યવન જાતના રાજાઓ થશે. તે પછી ચૌદ પુષ્કસ જાતના રાજાઓ થશે. તે પછી દશ ગુરૂંડ જાતના રાજાઓ થશે. એ વિષયોમાં અત્યંત લંપટ પાંસઠ રાજાઓ એક હજાર ને નવ્વાણું વર્ષ સુધી પૃથ્વીને ભોગવશે. પછી અગીઆર મૌન જાતના રાજાઓ થશે.[૨૮-૨૯] તેઓ ત્રણસોવર્ષ સુધી પૃથ્વીને ભોગવશે. એ મૌન રાજાઓ મરીગયા પછી કિલકિલા નામની નગરીમાં ભૂતનંદ નામનો રાજા થશે. ભૂતનંદ પછી વંગિરિ, તે પછી વંગિરિનો ભાઇ શિશુનંદિ, તે પછી યશોનંદિ અને તે પછી પ્રવીરક નામનો રાજા થશે. એઓ એકસો ને છ વર્ષ સુધી રાજ્ય કરશે[૩૦-૩૧] પછી એ ભૂતનંદાદિકના 'બાલ્હિક' નામથી ઓળખાતા તેર પુત્રો રાજ્ય કરશે. પછી પુષ્પમિત્ર નામનો બીજો રાજા થશે. અને તે પછી એ પુષ્પમિત્રનો દીકરો દુર્મિત્ર રાજ્ય કરશે.[૩૨] પછી ઉપર કહેલા બાલ્હિકોમાંથીજ સાત અંધ્રદેશના રાજા, સાત કોસલ દેશના રાજા, વૈદૂરદેશના રાજા અને નિષધદેશના રાજાઓ થશે. એ તે તે દેશનાં નામ ઉપરથી પ્રખ્યાત થયેલા રાજાઓ એકસમયમાંજ નોખનોખા ખંડપતિ થઇને રાજ્ય કરશે.[૩૩] માગધવંશીઓમાં તો વિશ્વસ્ફુર્જિ નામનો રાજા થશે તે 'પુરંજય' એવા નામથી પ્રખ્યાત થશે. પેહેલા પુરંજયથી અત્યંત પ્રખ્યાત આ બીજો દુર્બુદ્ધિ પુરંજય બ્રાહ્મણાદિક વર્ણોને વટલાવીને પુલિંદ, યદુ અને મદ્રક નામના મ્લેછપ્રાય કરી દેશે, અને ઘણું કરીને જેઓમાં બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય નહીં રહે એવી પ્રજાઓનુ સ્થાપન કરશે. એ પરાક્રમી પુરંજય ક્ષત્રિયોનો નાશ કરીને પદ્માવતી નામની પુરીમાં રહેતાં હરિદ્વારથી તે પ્રયાગ સુધી ઘણા રક્ષણવાળી પૃથ્વીને ભોગવશે.[૩૪-૩૫] પછી સોરઠ, માળવા, આભીર, શૂદ્ર, અને અર્બુદમાળવ નામના દેશોમાં રહેનારા બ્રાહ્મણો ઉપનયન સંસ્કારથી રહિત થશે અને રાજાઓ ઘણુંકરીને શૂદ્રમય થઇ જશે.[૩૬] સિંધુનદીના કાંઠા, ચંદ્રભાગા, કૌતી અને કાશ્મીરદેશને શૂદ્રો, મ્લેચ્છો અને વેદના આચાર વગરના વટલેલા બ્રાહ્મણો આદિ ભોગવશે.[૩૭] હે પરીક્ષિત રાજા! એકજ સમયમાં થયેલા અને ઘણું કરીને મ્લેચ્છજ કહેવાય એવા એ રાજાઓ અધર્મમાં લાગેલા, મિથ્યા ભાષણમાં તતપર, થોડું આપનારા, ભારે

ક્રોધ કરનારા, સ્ત્રી, બાળક, ગાયો તથા દ્વિજવર્ણોને મારનારા, પરસ્ત્રી તથા પરધનમાં આસક્તિ રાખનારા, ઘણું કરીને વારંવાર ઉદય અસ્ત પામ્યા કરતા, થોડી ધીરજવાળા અને થોડા આયુષ્યવાળા થશે.[૩૮-૩૯] ગર્ભાધાનાદિક સંસ્કારોથી રહિત, ક્રિયા વગરના અને રજોગુણ તથા તમોગુણથી ઘેરાએલા એ રાજાઓનું રૂપ ધરનારા મ્લેચ્છો પ્રજાઓને ધનાદિકનું હરણ કરવા આદિથી બહુજ પીડશે.[૪૦] એ રાજાઓના દેશોમાં રહેનારા અને તેઓના જેવાંજ શીલ, આચાર અને વાદ ધરાવનારા લોકો પરસ્પરના ક્લેશોથી અને રાજાઓએ કરેલા ઉપદ્રવોથી પીડા પામીને ક્ષય પામીજશે.[૪૧]

**तन्नाथास्ते जनपदास्तच्छीलाचारवादिनः ।**
**अन्योन्यतो राजभिश्च क्षयं यास्यंति पीडिताः॥४१**

ઇતિશ્રીમત્ મહાપુરાણ ભાગવતના દ્વાદશસ્કંધનો પહેલો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૨ જો.*

### કળિયુગમાં ભગવાન કલ્કિ અવતાર ધરીને અધર્મીઓનો નાશ કરશે.

**श्रीशुकउवाच.**

**ततश्चानुदिनं धर्मः सत्यं शौचं क्षमा दया ।**
**कालेन बलिना राजन्नंक्ष्यत्यायुर्बलं स्मृति ॥१॥**

શુકદેવજી કહેછે—પછી હે રાજા! બળવાન્ કાળના પ્રભાવથી દિવસે દિવસે ધર્મ, સત્ય, પવિત્રતા, ક્ષમા, દયા, આયુષ્ય, બળ અને સ્મરણ નાશ પામતાં જશે[૧] કળિયુગમાં જેની પાસે ધન હશે તેજ માણસ કુળવાન્, આચારવાન્ અને ગુણવાન્ કહેવાશે. જેનું બળ વધારે હશે તેજ ધર્મવાન્ અને ન્યાયવાળો કહેવાશે.[૨] સ્ત્રી અને પુરૂષના સંબંધમાં કુળગોત્રાદિક નહીં પણ પરસ્પરની પ્રીતિજ કારણરૂપ થશે. લેવ દેવમાં કપટજ કરવામાં આવશે. સ્ત્રી કે પુરૂષનું ઉત્તમપણું કુળ અને આચાર ઉપરથી નહીં પણ રતિ કરવામાં કુશળતા ઉપરથીજ માનવામાં આવશે. બ્રાહ્મણપણામાં માત્ર જનોઇજ રહેશે.[૩] આશ્રમોને જાણવામાં અને એકબીજાને માન આપવામાં તેઓનો આચાર નહી પણ દંડ અને મૃગચર્મ આદિ નિશાનીજ કારણરૂપ ગણાશે. ન્યાયાધીશોને લાંચ નહીં આપે તેનો ન્યાયમાં પરાજય થશે. ગ્રાંઠુ બોલશે તેજ પંડિત કહેવાશે.[૪] જે નિર્ધન હશે તે અસાધુ કહેવાશે. સાધુપણામાં ઢોંગજ કારણરૂપ થશે. પરણવામાં ક્રિયા નહીં પણ માત્ર સ્વીકારજ કારણરૂપ ગણાશે. નાહાવું એજ શણગાર ગણાશે.[૫] જે જળાશય દૂર હશે તે તીર્થ ગણાશે, પણ ગુરૂ કે માબાપ આદિ તીર્થ ગણાશે નહી, કેશ સારા રાખવા એજ શોભા ગણાશે, પેટ ભરવું એજ પુરૂષાર્થ ગણાશે, જેમાં લુચ્ચાઇ વધારે હશે તે માણસ સાચો ગણાશે[૬] કુટુંબનું પોષણ કરવું એજ ચાતુરી ગણાશે. ધર્મનું સેવન યશનેમાટેજ કરવામાં આવશે. આ પ્રમાણે પૃથ્વીનું મંડળ દુષ્ટ પ્રજાઓથી વ્યાપ્ત થતાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોમાં જે બળવાન્ હશે તે રાજા થશે. લોભિયા, નિર્દય અને ચોર જેવી રીતિ રાખનારા રાજાઓ સ્ત્રીઓને અને ધનને ઉચકાવી લેતાં પ્રજા પર્વતોમાં અને વનમાં જશે અને ત્યાં શાક, મૂળ, માંસ, મધ, ફળ, ફૂલ અને બીજ ખાઇને રહેશે.[૭-૮] દુકાળ અને રાજાઓના કરોથી પીડા પામેલી પ્રજા અનાવૃષ્ટિ, ટાઢ, વાયુ, તડકા, વરસાદ અને હીમથી તથા પરસ્પરના કજીયાથી નાશ પામી જશે.[૧૦] ભૂખ, તરશ, રોગ, સંતાપ અને ચિંતાથી પણ દુઃખી થશે. કળિયુગમાં ત્રીશ કે વીશ વર્ષ, એ મનુષ્યોનું મોટું આયુષ્ય ગણાશે.[૧૧] કળિયુગના દોષનેલીધે પ્રાણીઓનાં શરીર નાનાં થઇ જતાં, વર્ણ તથા આશ્રમવાળા મનુષ્યોનો વેદોક્ત ધર્મ નાશ પામતાં, ધર્મમાં પાખંડ ઘણા વધીજતાં, રાજાઓ ઘણું કરીને ચોર જેવાં કામ કરવા લાગતાં, લોકો ચોરી મિથ્યાભાષણ તથા વૃથા હિંસાદિક અનેક વૃત્તિઓમાં લાગી જતાં, સઘળા વર્ણો શૂદ્ર જેવા થઇ જતાં, ગાયો બકરીઓ

---

* આ બીજા અધ્યાયમાં કળિયુગના દોષ બહુજ વધતાં અંતે કલ્કિ અવતાર અધર્મીલોકોનો નાશ કરશે અને પછી સતયુગ આવશે, એ કથન કહેવામાં આવશે.

જેવી થઇ જતાં, આશ્રમોમાં ઘણું કરીને ગૃહ-
સ્થજ અવશેષ રહેતાં, બંધુઓમાં વેહેવાઇનો
સંબંધજ મુખ્ય ગણાતાં, ઔષધીઓ ઘણીખરી
સૂક્ષ્મ થઇ જતાં, વૃક્ષોમાં ખીજડાજ ઘણા રહેતાં,
વરસાદમાં ઘણીખરી વીજળીઓજ થતાં અને
સઘળાં ઘરો ધર્માદિકથી રહિત થઇ જતાં લો-
કોમાં એવા અસહ્ય દોષ કરનારો કળિયુગ પૂરો
થઇ રહેવા આવશે, ત્યારે ધર્મનું રક્ષણ કરવા
સારૂ ભગવાન સત્વગુણથી અવતાર ધરશે.[૧૨-૧૬]
સ્થાવર જંગમના ગુરૂ, ઇશ્વર અને સર્વના
આત્મા વિષ્ણુનો જન્મ સાધુ પુરૂષોના ધર્મનુ
રક્ષણ કરવાને અને કર્મનાં બંધનોને તોડી મોક્ષ
આપવાને માટે થાયછે.[૧૭] શંભલ નામના ગા-
મમાં મુખ્ય 'વિષ્ણુયશા' નામના મહાત્મા
બ્રાહ્મણના ઘરમાં કલ્કિભગવાન પ્રકટ થશે. જ-
ગતના પતિ, આઠે સિદ્ધિઓવાળા અને સર્વોત્તમ
કાંતિવાળા કલ્કિ ભગવાન્ દેવતાઓએ આપેલા
અને નીચલોકોનુ દમન કરનારા શીઘ્ર ચાલ-
નારા ઘોડાપર બેશીને તે વેગવાળા ઘોડાથી
પૃથ્વીમાં ફરીને રાજાઓના વેષથીજ ઢંકાએલા
કરોડો ચોરોને મારશે[૧૮-૨૦] સઘળા ચોર લોકો
મરીગયા પછી નગરના અને દેશના લોકોને ભ-
ગવાનના અંગમાં લગાવેલાં ચંદનાદિકના પવિત્ર
સુગંધવાળા વાયુનો સ્પર્શ થવાથી લોકોનાં મન
સ્વચ્છ થશે. અને સત્વગુણમય મૂર્ત્તિવાળા ભગ-
વાન હૃદયમાં રહેવાથી તેઓનાં સંતાનોનાં શરી-
ર મોટાં મોટાં થવા માંડશે.[૨૧-૨૨] ધર્મના પતિ
કલ્કિભગવાન જ્યારે અવતાર ધરશે ત્યારે સત્ય
યુગનો પ્રવેશ થશે, અને સત્વગુણી પ્રજા ઉત્પન્ન
થતી આવશે[૨૩] ચંદ્રમા, સૂર્ય અને બૃહસ્પતિ
એ ત્રણ ગ્રહો જ્યારે સાથેજ પુષ્યનક્ષત્રમાં પ્રવેશ
કરશે ત્યારે સત્યયુગની પ્રવૃત્તિ થશે[૨૪] ચંદ્ર તથા
સૂર્યના વંશના જે રાજાઓ થઇ ગયા, હમણાં છે
અને ભવિષ્યકાળમાં થશે તેઓનાં નામ સંક્ષેપથી
મે તમારી પાસે કહી દેખાડયાં[૨૫] તમારા
જન્મથી માંડીને તે નંદરાજાનો અભિષેક થવા
સુધીમાં પંદર સો અને દશ વર્ષનો * કાળ
વ્યતીત થશે. આકાશમાં સપ્તર્ષિઓનો ઉદય થાય
છે, ત્યારે તેઓમાં પ્રથમ ઉગેલા બે તારાઓના
મધ્યમાં દક્ષિણદિશામાં સમપ્રદેશમાં રહેલું જે
નક્ષત્ર જોવામાં આવેછે, તે નક્ષત્રથી જોડાઈને
આશરે મનુષ્યોનાં સો વર્ષ સુધી એ સપ્તર્ષિઓ
તમારા જન્મના સમયમાં મઘા નક્ષત્રમાં હતા
અને હમણાં પણ એજ નક્ષત્રને ભોગવેછે.[૨૭-૨૮]
શ્રીકૃષ્ણભગવાનનો શુદ્ધ સત્વમય દેહ જ્યારે વૈ-
કુંઠમાં ગયો ત્યારે કળિયુગનો પ્રવેશ થયોછે, કે
જે યુગમાં લોકોના મનને પાપમાં રૂચિ થાયછે.
[૨૯] લક્ષ્મીના પતિ શ્રીકૃષ્ણ ભગવાન જ્યાંસુધી
પોતાનાં ચરણકમળથી પૃથ્વીનો સ્પર્શ કરતા
હતા, ત્યાંસુધી કળિયુગ જોકે સૂક્ષ્મરૂપથી આવી
ચુક્યો હતો તો પણ પૃથ્વીનો પરાભવ કરી શક્યો
નહતો.[૩૦] જ્યારથી સપ્તર્ષિઓ મઘાનક્ષત્રને ભો-
ગવવા લાગ્યા છે ત્યારથી દેવતાઓનાં બારસો
વર્ષનો કળિયુગ પ્રવર્ત્યોછે.[૩૧] જ્યારે એ સપ્તર્ષિઓ
હમણાના મઘાનક્ષત્રને છોડી પૂર્વાષાઢાને પોહો-
ચશે ત્યારથી કળિયુગ વધવા માંડશે તે નંદરા-
જાના રાજ્યકાળથી બહુજ વધશે.[૩૨] જે દિવસે
અને જે ઘડીએ શ્રીકૃષ્ણ ભગવાન સ્વધામમાં પ-
ધાર્યા તે દિવસે અને તે ઘડીએજ કળિયુગ પેઠેલો
જાણવામાં આવ્યો. એમ ભૂતકાળને જાણનારા
વિદ્વાનો કહેછે.[૩૩] દેવતાઓનાં એક હજાર અને
બસો વર્ષ કે જે કળિયુગનુ પ્રમાણ છે તે વીતી
ગયા પછી પાછો સત્યયુગનો પ્રવેશ થશે. લોકોનાં
મન આત્માને જાણવામાં સમર્થ થશે, એજ સ-
ત્યયુગનુ ચિન્હ જોવામાં આવશે.[૩૪] પૃથ્વીમાં
આ મનુના વંશના રાજાઓની સ્થિતિઓના જેવા
ફેરફાર કહ્યા તેવાજ ફેરફાર પ્રત્યેક યુગમાં બ્રા-
હ્મણો, વૈશ્યો અને શૂદ્રોની સ્થિતિઓના પણ
થાયછે એમ સમજવું[૩૫] હમણાં જેઓને ના-
મજ જણાવેછે એવા અને માત્ર વાતોમાં અવ-
શેષ રહેલા એ મહાત્માપુરૂષોની કીર્ત્તિજ પૃથ્વી-

* આ વિષયનો નિર્ણય, સિદ્ધાંત કૌમુદીની સરલા
નામની ટીકામા પંડિત તારાનાથે કરેલોછે તે જોવો. શ્રી-
ધર સ્વામીના સમજવામાં કાંઇક ફરક જણાયછે.

માં રહીછે. કોઈનાં રાજ્ય કે પુત્રાદિક રહ્યાં નથી.[36] ચંદ્રવંશી શંતનુનો ભાઇ દેવાપિરાજા અને ઈક્ષ્વાકુના વંશમાં ઉત્પન્ન થયેલો સૂર્યવંશી મરૂ રાજા, એ બે રાજાઓ મોટા યોગના બળનેલીધે કલાપગ્રામમાં રહ્યાછે.[37] તે બે રાજાઓ કળિયુગને અંતે ભગવાનની આજ્ઞાથી પાછા અહીં આવીને પ્રથમની પેઠેજ વર્ણ અને આશ્રમ સંબંધી ધર્મને લોકોમાં ચલાવશે.[38] સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ અને કળિયુગ, એવા ક્રમથી એ ચાર યુગ પૃથ્વીપર પ્રાણીઓમાં વર્તેછે[39] હે રાજા! મેં કહેલા એ રાજાઓ તથા બીજા પણ રાજાઓ પૃથ્વીમાં મમતા કરી અંતે આ પૃથ્વીને છોડીને મરણ પામ્યાછે.[40] રાજા કહેવાતાં છતાં પણ જે દેહની અંતે કીડા, વિષ્ટા કે ભસ્મરૂપ સ્થિત થાય છે, તે દેહને માટે બીજા પ્રાણીઓનો દ્રોહ કરનારને શું સ્વાર્થની પ્રાપ્તી થાય છે? નથીજ થતી એથી તો નરકની પ્રાપ્તી થાયછે.[41] "આ અખંડ પૃથ્વીને મારા પૂર્વજોએ કેવી રીતે પાળી હતી, અને તે પૃથ્વી હવે મારી પાસે, મારા પુત્રની પાસે, મારા પૌત્રની પાસે અને મારા વંશજોની પાસે અવિચળ રીતે કેવા પ્રકારથી રહે?" આ પ્રમાણે પૃથ્વીને મમતાથી અને અગ્નિ, તેજ તથા જળમય કાયાને અહંતાથી પકડનારા મૂર્ખરાજાઓ અંતે પૃથ્વીને અને કાયાને છોડીને મરીગયાછે.[42-4] હે પરીક્ષિતરાજા! જે જે રાજાઓ પોતાના સામર્થ્યથી પૃથ્વીને ભોગવતા હતા તે સઘળાઓને કાળે કથાઓમાં કહેવા માત્ર કરી દીધાછે.[44]

**ये ये भूपतयो राजन् भुंजंति भुवमोजसा।**
**कालेन ते कृताः सर्वे कथामात्राः कथासु च॥४४॥**

ઇતિશ્રીમદ્ મહાપુરાણ ભાગવતના દ્વાદશ સ્કંધનો બીજો અધ્યાય સંપૂર્ણ

# અધ્યાય ૩ જો.*

## પૃથ્વીનાં વચનોથી રાજાના દોષાદિકનું વર્ણન તથા કળિયુગમાં ભગવાનનેનમસ્કાર કરવાનું મહાત્મ્ય.

**श्रीशुकउवाच**

**दृष्ट्वात्मनि जये व्यग्रान् नृपान् हसति भूरियम्।**
**अहो मां विजिगीषंति मृत्योः क्रीडनका नृपाः॥१॥**

શુકદેવજી કહેછે—આ પૃથ્વી, પોતાને જીતવાનો ઉદ્યોગ કરતા રાજાઓને જોઇને હસે છે કે—"અહો! આ મૃત્યુનાંરમકડાંરૂપરાજાઓ મને જીતીલેવાનેઈચ્છેછે!!![1] વિદ્વાન્ રાજાઓનો પણ એ મનોરથ વ્યર્થ જ થશે, કે જે મનોરથ રાજાઓને ફીણજેવા દેહમાં ઘણો વિશ્વાસ ઉપજાવેછે[2] રાજાઓ ધારેછે કે 'અમો પ્રથમ છ ઇંદ્રિયોને જીતીને રાજ્યના મંત્રીઓને વશ કરીશું, અને કંટકોને ખસેડી નાંખી તે સચિવ, નગરના લોકો, શિષ્ટલોકો અને મોટા મોટા હાથીઓને સ્વાધીનમાં લેઇશું. આવા ક્રમથી ફરતા સમુદ્રવાળી પૃથ્વીને જીતી લેઇશું.' આવી રીતની આશાથી બંધાએલા હૃદયવાળા રાજાઓ પોતાને માથે ફરતા કાળને દેખતા નથી.[4] કેટલાએક રાજાઓ તો મને જીતીને વળી મોટી તૃષ્ણાથી સમુદ્રપારના દેશોમાં પ્રવેશ કરેછે. ઇંદ્રિયોને જીતવાનું આ ફળ તો તુચ્છ છે. સારાં ફળ તો મુક્તિજ છે. હું કે જેને મૂકીને મનુઓ અને તેઓના પુત્રો જેમ આવ્યા હતા તેમ જ ગયાછે, તેને આ મૂર્ખ રાજાઓ જીતી લેશે!![6] મારેસારૂ બાપ દીકરા અને ભાઈઓને પણ કજીયો થાયછે કે જે દુષ્ટલોકોનું ચિત્ત રાજ્યમાં મમતાથી બંધાઈ ગયેલું હોયછે.[7] 'હે મૂઢ! આ સઘળી પૃથ્વી મારીજ છે, તારી નથી' એમ બોલતા અને પરસ્પરનો પરાભવ કરવાને ઇચ્છતા રાજાઓ મારેછે અને મરેછે.[8] પૃથુ, પુરૂરવા, ગાધિ, નહુષ, ભરત, અર્જુન, માંધાતા, સગર, રામ, ખટ્વાંગ, ધુંધુમાર, રઘુ, તૃણબિંદુ,

* આ ત્રીજા અધ્યાયમા પૃથ્વીના વચનોથી રાજ્યના દોષાદિકનું વર્ણન ઘણા દોષવાળા કળિયુગમા દોષને હણનારો ભગવાનને નમસ્કારજ છે, એ કહેવામાં આવશે.

યયાતિ, શર્યાતિ, શંતનુ, ગય, ભગીરથ, કુવલયાશ્વ, કકુત્સ્થ, નળ, નૃગ, હિરણ્યકશિપુ, વૃત્રાસુર, લોકોને રોવરાવનાર રાવણ, નમુચિ, શંબર, નરકાસુર, હિરણ્યાક્ષ, તારકાસુર અને બીજા પણ ઘણા મહાસમર્થ રાજાઓ અને દૈત્યો કે જેઓ સર્વ વસ્તુને જાણનારા, શૂર, સર્વને જીતનારા અને કોઈ સ્થળમાં હારે નહી એવા હતા, તેઓ પણ મારામાં મોટી મમતા કરીને મરી ગયાછે. જેઓના મનોરથ પૂર્ણ થાય ન હતા એવા એ લોકોને કાળે લોકોના માત્ર કહેવામાંજ અવશેષ રાખ્યાછે" ૭-૧૩ હે પરીક્ષિત રાજા! લોકોમાં યશનો વિસ્તાર કરીને મરી ગયેલા મહાત્મા રાજાઓની આ કથાઓ મે તમારી પાસે કહી, તે કેવળ વિષયોની અસારતા અને વૈરાગ્યનુ નિરૂપણ કરવાને માટે કહીછે માટે એ કથાઓ માત્ર વાણીના વિલાસરૂપ છે, પરમાર્થરૂપ નથી.[૧૪] જે અમંગળને મટાડનારો ભગવાનના ગુણોનો અનુવાદ વારવાર કહેવામાં આવેછે, તેટલોજ એ કથાઓમાં પુરૂષાર્થરૂપ ભાગ છે એમ સમજવુ. ભગવાનમાં નિરંતર અને નિર્મળ ભક્તિને ઇચ્છનારા પુરૂષે વારવાર તેનુંજ શ્રવણ કરવું.[૧૫]

પરીક્ષિતરાજા પૂછેછે–હે મહારાજ! વૃદ્ધિ પામેલા કળિયુગના દોષોને કળિયુગના લોકો કયા ઉપાયથી ટાળશે? એ વિષય મને યથાર્થ રીતે કહો.[૧૬] યુગો, યુગોના ધર્મો અનેપ્રલય તથા કલ્પનાં પ્રમાણ કે જેઓ મહાત્મા ઈશ્વર વિષ્ણુના સ્વરૂપભૂત કાળની ગતિરૂપ છે તે વિષે પણ મને કહો.[૧૭]

શુકદેવજી કહેછે–હે રાજા! સત્યયુગમાં તે યુગના લોકોએ ધારણ કરેલો ચાર પાયાવાળો ધર્મ પ્રવર્તેછે. સત્ય, દયા, તપ અને અભયદાન, એઓ ધર્મના ચાર પાયાછે.[૧૮] સત્યયુગમાં ઘણાખરા લોકો સંતોષી, દયાળુ, સર્વ પ્રાણીઓના મિત્રસરખા, શાંત, જીતેંદ્રિય, દુઃખાદિકનુ સહન કરનારા, આત્મારામ, સમદૃષ્ટિવાળા અને આત્માભ્યાસમાં પરિશ્રમ કરનારા હોયછે.[૧૯] ત્રેતાયુગમાં મિથ્યાભાષણ, હિંસા, અસંતોષ અને કજીઓ, એ ચાર અધર્મના પાયાઓને લીધે ધીરે ધીરે ધર્મના પાયાઓમાંથી ચોથો ચોથો ભાગ ક્ષીણ થાયછે.[૨૦] ત્રેતાયુગમાં ઘણાખરા લોકો ક્રિયા તથા તપમાં નિષ્ઠા રાખનારા, ઘણી હિંસા નહી કરનારા, વિષયોમાં અલંપટ, ધર્મ અર્થ તથા કામસુખમાં લાગેલા અને જેઓમાં બ્રાહ્મણો સર્વોત્તમ ગણાયએવા હોયછે.[૨૧] દ્વાપરયુગમાં અસંતોષ, હિંસા, મિથ્યા ભાષણ અને દ્વેષ એ ચાર અધર્મના પાયાઓને લીધે તપ, દયા, સત્ય, અને દાન, એ ચાર ધર્મના પાયાઓમાંથી અરધો અરધો ભાગ ક્ષીણ થાયછે.[૨૨] દ્વાપરયુગમાં ઘણાખરા લોકો યશસ્વી, મોટા ગૃહસ્થ, વેદ ભણવામાં પ્રીત રાખનારા, ધનવાન, કુટુંબી, આનંદવાળા અને જેઓમાં ક્ષત્રિયો તથા બ્રાહ્મણો ઉત્તમ ગણાય એવા હોયછે.[૨૩] કળિયુગમાં તો અધર્મના પાયાઓ વધવાને લીધે ધર્મના પાયાઓનો ચોથો ભાગ અવશેષ રહેછે, અને અંતે તે પણ ક્ષીણ થતાં નાશ પામેછે.[૨૪] કળિયુગમાં ઘણાખરા લોકો લોભી, દુરાચારી, નિર્દય, વૃથા વૈરવાળા, દુર્ભાગ્ય, ઘણી તૃષ્ણાવાળા અને જેઓમાં શૂદ્ર તથા દાસ લોકો સર્વોત્તમ ગણાય એવા હોય છે.[૨૫] સત્વ, રજ અને તમ, એ ત્રણ ગુણો પુરૂષમાં દેખાયછે અને તેઓ કાળની ગતિનેલીધે ચિત્તમાં ફર્યા કરેછે[૨૬] જ્યારે મન, બુદ્ધિ અને ઇંદ્રિયો સત્વગુણમાં બહુજ વર્ત્તે ત્યારે સત્યયુગ જાણવો, કે જેથી જ્ઞાન અને તપમાં રૂચિ થાયછે.[૨૭] હે બુદ્ધિવાન્! જ્યારે પ્રાણીઓને સકામ કર્માદિકમાં પ્રીતિ થાય ત્યારે રજોગુણની વૃત્તિવાળો ત્રેતાયુગ જાણવો.[૨૮] જ્યારે લોકોને લોભ, અસંતોષ, માન, દંભ, મત્સર અને સકામ કર્મોમાં પ્રીતિ થાય ત્યારે રજોગુણ તથા તમોગુણની પ્રધાનતાવાળો દ્વાપરયુગ જાણવો.[૨૯] જ્યારે લોકોમાં કપટ, મિથ્યાભાષણ, આળસ, નિદ્રા, હિંસા, દુઃખ, શોક, મોહ, ભય અને દીનતા થાય ત્યારે તમોગુણની પ્રધાનતાવાળો કળિયુગ જાણવો.[૩૦] કળિયુગના લોકો મંદબુદ્ધિવાળા, અલ્પભાગ્યવાળા, ઘણું ખાનારા,

અને નિર્ધન છતાં પણ કામી થશે, સ્ત્રીઓ દુષ્ટ અને છીનાળ થશે.[૩૧] દેશમાં ચોર ઘણા થશે વેદો પાખંડથી દૂષિત થશે, રાજાઓ પ્રજાનાં ગળાં ચૂસી લેશે, બ્રાહ્મણો ઉપસ્થ અને ઉદરના કામમાંજ તત્પર થશે.[૩૨] બ્રહ્મચારીઓ સારા આચારથી તથા પવિત્રતાથી રહિત થશે, કુટુંબી ગૃહસ્થો કોઇને ભિક્ષા નહી આપતાં પોતે ભિક્ષા માગવા લાગશે, તપસ્વીલોકો વનને મૂકીને ગામમાં રહેશે, સન્યાસીઓ ધનાદિકમાં લંપટ થશે. સ્ત્રીઓ ટુંકી કાયાવાળી, ઝાઝું ખાનારી, ઘણાં છોકરાં જણનારી, લાજ વગરની, નિરંતર કડવુ બોલનારી અને બહુજ ચોરી, કપટ તથા સાહસ કરનારી થશે.[૩૪] કપટકરનારા નીચ વાણીઆઓ વેપાર કરશે સર્વ લોકો આપત્કાળ વિના પણ સજ્જનોએ ધિક્કારેલી આજીવિકાને સારી માનશે.[૩૫] સ્વામી સર્વોત્તમ છતાં પણ નિર્ધન થઈ જશે તો તેને ચાકરો છોડી દેશે ચાકર કુળની પરંપરાનો જૂનો છતાં પણ રોગાદિકથી કામ નહીં કરી શકે એવો થશે તો તેને સ્વામીઓ છોડી દેશે લોકો નહીં દુઝતી ગાયોને છોડી દેશે. કળિયુગમાં બાપ, ભાઇ, સબંધી અને જ્ઞાતિઓને છોડી દઈને સુરતસબંધી સ્નેહનેજ રાખનારા અને સ્ત્રીઓને પરતંત્ર થયેલા દીનલોકો સાળીઓથી અને સાળાઓથીજ એક મતપણું રાખશે.[૩૭] તપસ્વીઓના જેવા વેષથી જીવનારા શુદ્રલોકો દાન લેશે, ધર્મને નહીં જાણનારા લોકો ઉંચાં આસનોપર બેશીને ધર્મનો ઉપદેશ કરશે.[૩૮] હે રાજા! પૃથ્વી અન્નવગરની થઇ જતાં નિરંતર ઉદ્વેગ ધરનારા, દુર્ભિક્ષથી તથા રાજકરોથી પીડાએલા અને અનાવૃષ્ટિના ભયથી આતુર થયેલા કળિયુગના લોકો વસ્ત્ર, અન્નપાન, શયન, મૈથુન, સ્નાન તથા ભૂષણ વગરના અને પિશાચ જેવા થઇ જશે.[૩૯-૪૦] કળિયુગમાં એક કોડી જેટલા ધનને સારૂ પણ કજીઆ કરીને સ્નેહ છોડી દેનારા લોકો પોતાના પ્યારા પ્રાણને પણ છોડી દેશે અને સંબંધીઓને પણ મારી નાંખશે.[૪૧] માણસો પોતાનાં ઘરડાં માબાપની પણ રક્ષા નહીં કરે; સ્ત્રીને તથા ઉદરનેજ તૃપ્ત કરનારાં માબાપો સઘળા વિષયોમાં નિપૂણ દીકરાઓની પણ રક્ષા નહીં કરે.[૪૨] હે રાજા! જગતના પરમ ગુરૂ અને ત્રૈલોક્યના અધિપતિઓ પણ જેના ચરણારવિંદમાં નમેછે, એવા અચ્યુત ભગવાનને ઘણુ કરીને કળિયુગમાં પાખંડોથી ભેદાએલા ચિત્તવાળા માણસો પૂજશે નહીં.[૪૩] પુરૂષ મૃત્યુના સમયમાં આતુર થતાં, અથવા ઠેશ ખાતાં પરવશપણામાં જેનું નામ લે તો કર્મરૂપ પ્રતિબંધમાંથી છુટીને ઉત્તમ ગતિને પામેછે, તે ભગવાનને કળિયુગના લોકો પૂજશે નહી. હવે કળિયુગના દોષ મટાડવાના ઉપાય કહુ છુ. ચિત્તમાં રહેલા પુરૂષોત્તમ ભગવાન કળિયુગે કરેલા અને દ્રવ્ય, દેશતથા ચિત્તથી ઉત્પન્ન થયેલા માણસોના સઘળા દોષોને હરેછે[૪૫] સાંભળવાથી, કીર્તન કરવાથી, પૂજા કરવાથી કે આદર કરવાથી પણ મનુષ્યોના ચિત્તમાં સ્ફુરેલા ભગવાન દશ હજાર જન્મનાં પાપને પણ મટાડેછે.[૪૬] જેમ સુવર્ણમાં રહેલો અગ્નિ, ધાતુના સબંધથી થયેલા મલિનપણાને મટાડેછે, તેમ હૃદયમાં રહેલા ભગવાન, યોગીઓની પણ અશુભ વાસનાને મટાડેછે[૪૭] યોગીઓની પણ અશુભ વાસના યોગાદિકથી મટતી નથી, પણ ભગવાનથીજ મટેછે. હૃદયમાં ભગવાન્ રહેવાથી અંતઃકરણ જેવું અત્યંત શુદ્ધ થાયછે, તેવું ઉપાસના, તપ, પ્રાણાયામ, મૈત્રી, તીર્થસ્નાન, વ્રત, દાન કે જપથી અત્યંત શુદ્ધ થતુ નથી[૪૮] એટલામાટે હે રાજા! તમે કે જે હવે તુરત મરનારછો તે સાવધાન થઇને સર્વ પ્રકારથી ભગવાનને હૃદયમાં રાખો, કે જેથી ઉત્તમ ગતિને પામશો[૪૯] હે રાજા! તુરત મરનારાઓએ સર્વના આત્મા તથા સર્વના આશ્રયરૂપ પરમેશ્વર ભગવાનનુંજ ધ્યાન કરવુ જોઈએ, કે જેથી ભગવાન પોતાનુ સ્વરૂપ આપેછે[૫૦] હે રાજા! દોષોના ભંડારરૂપ કળિયુગમાં એક મોટો ગુણ છે, તે એ છે કે મનુષ્ય ભગવાનના કીર્ત્તનથીજ બંધનોમાંથી છુટીને પરમપદ પામેછે.[૫૧] સત્યયુગમાં ભગવાનનુ ધ્યાન કરવાથી, ત્રેતાયુગમાં યજ્ઞોવડે પુજન કરવાથી અને દ્વાપરયુગમાં સેવન કરવાથી જેફળ

થાયછે, તે ફળ કળિયુગમાં ભગવાનનું કીર્ત્તન કરવાથીજ થાયછે.[૫૨]

कृते यद्ध्यायतो विष्णुं त्रेतायां यजतो मखैः ।
द्वापरे परिचर्यायां कलौ तद्धरिकीर्त्तनात् ॥५२॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દ્વાદશસ્કંધનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૪ થો.*

### ચાર પ્રકારના પ્રલય અને હરિકીર્તનથી થતો સંસારનો ઉદ્ધાર.

श्रीशुकउवाच

कालस्ते परमाण्वादिर्द्विपरार्द्धावधिर्नृप ।
कथितो युगमानं च शृणु कल्पलयावपि ॥१॥

શુકદેવજી કહેછે–હે રાજા! કળિયુગના દોષ શાથી મટે ? અને કળિયુગમાં કયો ધર્મ પાળવો? એ તમારા બે પ્રશ્નના ઉત્તર મે તમને કહ્યા પરમાણુથી એ બે પરાર્દ્ધ સુધીના કાળવિષે અને યુગોના પ્રમાણવિષે તમને આગળજ (તૃતીયસ્કંધમાં) કહેલુ છે હવે કલ્પ અને લયના પ્રમાણવિષે કહુ છું તે સાંભળો[૧] ચાર હજાર યુગનો એક બ્રહ્માનો દિવસ કહેવાયછે કે જેમાં ચૌદ મનુ બદલાઇ જાયછે એ બ્રહ્માનો દિવસજ કલ્પ કહેવાયછે.[૨] એ કલ્પને અંતે તેવડીજ બ્રહ્માની રાત્રિ પડેછે, તેજ પ્રલય કહેવાયછે એ પ્રલયમાં આ ત્રણ લોકનો લય થાયછે[૩] આ પ્રલયનુ 'નૈમિત્તિક પ્રલય' એવુ નામ છે, કારણ કે આ પ્રલયમાં નારાયણ ત્રૈલોકયને પોતામાં લઇને શેષનાગપર સૂવેછે અને બ્રહ્મા તે નારાયણમાં સૂવેછે, તો એવી રીતે બ્રહ્માની નિદ્રારૂપ નિમિત્તથી એ પ્રલય થાયછે[૪] હે રાજા! હવે પ્રાકૃતિક પ્રલયવિષે કહુ છુ બ્રહ્માના આયુષ્યનાં બન્ને પરાર્દ્ધ પૂરાંથઇ રહે ત્યારે મહત્તત્વ, અહંકાર અને પાંચ તન્માત્રાદિક સાતે પ્રકૃતિઓ લય પામેછે, માટે આ પ્રલયનું 'પ્રાકૃતિક પ્રલય' એવું નામછે, કે જે પ્રલયમાં નાશનું કારણ પ્રાપ્ત થવાથી ઉપર કહેલી સાત પ્રકૃતિઓ અને તેઓના કાર્યરૂપ સઘળુ બ્રહ્માંડ પણ લય પામેછે[૫-૬] એ પ્રલય થશે ત્યારે પૃથ્વીમાં સો વર્ષ સુધી મેઘ વરસશે નહી તે સમયે અન્નનો અભાવ થતાં ભૂખે પીડાએલી અને એકબીજાને ખાવા લાગેલી પ્રજા ધીરે ધીરે ક્ષય પામશે[૭] પ્રલયકાળનો સૂર્ય પોતાનાં ભયંકર કિરણોથી સમુદ્રના, દેહના અને પૃથ્વીના સઘળા રસને પીજશે અને પાછો મૂકશે નહી[૮] પછી શેષનાગના મુખથી ઉઠેલો અને વાયુના વેગથી વધેલો પ્રલયકાળનો અગ્નિ ઉજડ થઇ ગયેલા પૃથ્વીના ભાગોને બાળી નાંખશે. ઉપર, નીચે અને ચારેકોર અગ્નિ તથા સૂર્યની જ્વાળાઓથી બળી ગયેલુ બ્રહ્માંડ બળી ગયેલા છાણા જેવુ લાગશે[૧૦] પછી પ્રલયકાળનો ભારે પ્રચંડપવન એકસોથી કાંઈક વધારે વર્ષ સુધી વાશે તે સમયે આકાશ રજથી ઘેરાઇને ધુમ્રવર્ણનું થઈ જશે[૧૧] પછી વિચિત્ર વર્ણવાળાં અનેક મેઘનાં કુળ સો વર્ષ સુધી વરસ્યા કરશે અને ભયંકર રીતે ગાજ્યા કરશે આમ થવાથી બ્રહ્માંડની અંદરનું સઘળું જગત્ એક જળમય થઇ જશે.[૧૨] તે સમયે જળની બુડ થતાં પૃથ્વીના ગંધરૂપી ગુણને જળ ગળીજશે ગંધનો નાશ થવાથી પૃથ્વીનો અભાવ થઇજશે[૧૩] જળના રસને તેજ ગળી જશે, એટલે રસવગરના જળનો અભાવ થઈ જશે, તેજના રૂપને વાયુ ગળીજશે એટલે રૂપવગરનુ તેજ વાયુમાં લય પામશે, વાયુના સ્પર્શને આકાશ ગળી જશે એટલે વાયુ આકાશમાં લય પામશે, આકાશના શબ્દગુણને તામસઅહંકાર ગળીજશે એટલે આકાશ તામસ અહંકારમાં લય પામશે, ઇંદ્રિયોને તેઓની વૃત્તિઓનીસાથે રાજસઅહંકાર ગળીજશે અને ઇંદ્રિયોના દેવતાઓને તેઓની વૃત્તિઓનીસાથેસાત્વિકઅહંકારગળીજશે.[૧૪-૧૬] એ ત્રણ પ્રકારના અહંકારને મહત્તત્ત્વ ગળી જશે, મહત્તત્વને સત્વ આદિ ગુણો ગળીજશે, સત્વઆદિ ગુણોને કાળે પ્રેરેલી માયા ગળીજશે.[૧૭] એ માયાને

* આ ચોથા અધ્યાયમા નૈમિત્તિક, પ્રાકૃતિક આત્યંતિક અને નિત્ય એવા ચાર પ્રકારના પ્રલય કહીને પછી, સંસારથી નિસ્તાર ભગવાનની કીર્તિથી થાય છે, એ કથા કહેવામા આવશે.

લય થતો નથી. કાળના અવયવોથી તેમાં ફેરફાર આદિ વિકાર થતા નથી, એ માયાનો આદિ કે અંત નથી, સ્પષ્ટ દેખાતી નથી, સર્વદા એકરૂપ રહેછે, અને ઘટવા માંડતી નથી, કેમકે તે સર્વના કારણરૂપછે.[૧૮] એ માયામાં વાણી, મન, સત્વગુણ, તમોગુણ, રજોગુણ, મહત્તત્વાદિક, પ્રાણ, બુદ્ધિ, ઇંદ્રિયો, દેવતા કે જગતરૂપી રચના, એમાંનું કશુ વિભક્ત રહેતુ નથી. એમાં સ્વપ્ન, જાગ્રત કે સુષુપ્તિ હોતી નથી. આકાશ, જળ, પૃથ્વી, વાયુ, અગ્નિ કે સૂર્ય રહેતાં નથી એ માયારૂપ તત્વ ઇંદ્રિયો નહી હોવાથી સુષુપ્તિ જેવુ અને તર્કમાં નહી આવવાથી શૂન્ય જેવુ લાગેછે પણ તે શૂન્ય નથી. કારણ કે સર્વ જગતના મૂળરૂપ એજ તત્વ કહેવાયછે.[૧૯-૨૦] આ માયા અથવા મૂળ અજ્ઞાન અંતે રહેવારૂપ પ્રાકૃતિક લય કહ્યો, કે જેમાં પુરૂષ તથા પ્રકૃતિની સત્વ આદિ શક્તિઓ કાળથી પરાભવ પામી પરવશ થઇને લય પામેછે[૨૧] હવે આત્યંતિક પ્રલય કહુ છુ મોક્ષ એજ આત્યંતિક પ્રલય સમજવો, કારણકે એ મોક્ષ બ્રહ્મજ્ઞાનથી સર્વ પ્રપંચના પ્રલયરૂપ છે. આ સ્થળમાં પ્રલય એટલે રજ્જુના જ્ઞાનથી જેમ સર્પનો બાધ થાયછે, તેમ બ્રહ્મના જ્ઞાનથી બીજા સર્વનો બાધ સમજવો જો આત્માની પેઠે પ્રપંચ સત્ય હોય તો તેનો બાધ થવો સંભવે નહીં, માટે પ્રપંચ જ્ઞાનરૂપ બ્રહ્મથી જુદો છેજ નહીં એ વિષય કહુ છું. બુદ્ધિ, ઇંદ્રિયો અને વિષયો કે જેઓ અનુક્રમથી ગ્રાહક, ગ્રહણ કરવાનાં સાધન અને ગ્રાહ્ય છે તે આકારથી તેઓનાં અધિષ્ઠાનરૂપ એક જ્ઞાનજ પ્રકાશેછે. એઓ જ્ઞાનથી જૂદી સત્તા ધરાવતાં નથી. રજ્જુમાં પ્રતીત થએલો સર્પ જેમ દૃશ્યપણાને લીધે, કારણથી જુદો નહી હોવાને લીધે, અને આદિ અંતવાળો હોવાને લીધે મિથ્યા છે, તેમ જ્ઞાન (બ્રહ્મ) માં પ્રતીત થએલો આ બુદ્ધિ આદિ પ્રપંચ પણ દૃશ્યપણાનેલીધે, કારણથી જુદો નહીં હોવાનેલીધે અને આદિ-અંતવાળો હોવાનેલીધે મિથ્યા છે[૨૨] જેમ દીવો, ચક્ષુ અને રૂપ પોતાના કારણભૂત તેજથી જૂદાં નથી, તેમ બુદ્ધિ, ઇંદ્રિયો અને વિષયો પોતાનાં કારણભૂત બ્રહ્મથી જૂદાં નથી. જેમ સર્પ રજ્જુથી નોખો નથી અને મિથ્યા છે, પણ રજ્જુ સર્પથી નોખી અને સત્ય છે, તેમ પ્રપંચ બ્રહ્મથી નોખો નથી અને મિથ્યા છે, પણ બ્રહ્મ, પ્રપંચથી નોખું છે અને સત્ય છે. માટે કાર્ય અને કારણનો અભેદ છતાં પણ કાર્યની અસત્યતાથી કારણ અસત્ય થતુ નથી.[૨૩] જ્યારે બુદ્ધિ અસત્ય ઠરી ત્યારે બુદ્ધિની અવસ્થારૂપ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ તો પોતાની મેળેજ અસત્ય ઠરી ચુક્યાં, કારણ કે એ ત્રણ અવસ્થાઓ બુદ્ધિનીજ છે એમ કહેવાયછે હે રાજા ! ત્રણ અવસ્થાઓના અભિમાનનેલીધે વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞપણુ આત્મામાં જે માનવામાં આવેછે તે માત્ર કલ્પિતજ છે.[૨૪] જેમ આકાશમાં કોઈ સમયે વાદળાં હોયછે અને કોઇ સમયે નથી પણ હોતાં, તેમ બ્રહ્મમાં અજ્ઞાનના સમયમાં જગત્ દેખાયછે અને જ્ઞાનના સમયમાં નથી પણ દેખાતું જેમ ઘડો અવયવવાળો છે માટે આદિ અંતવાળો છે, તેમ જગત્ પણ અવયવવાળું છે માટે આદિ અંતવાળુ છે, અને જે આદિ અંતવાળુ હોય તે મિથ્યાજ હોય એવો નિર્ણય છે.[૨૫] સઘળા અવયવી પદાર્થોના કારણરૂપ જે અવયવ હોયછે તેજ સત્ય હોયછે. કારણકે અવયવીવિના પણ અવયવની પ્રતીતિ થાયછે. જેમકે વસ્ત્રવિના પણ તંતુઓની પ્રતીતિ થાયછે આ પ્રમાણે જગત્ વિના પણ બ્રહ્મની પ્રતીતિ થાયછે, માટે જગતના કારણરૂપ બ્રહ્મ સત્ય છે તંતુઓવિના વસ્ત્રની પ્રતીતિ થતી નથી માટે વસ્ત્ર મિથ્યા છે, તેમ બ્રહ્મવિના જગતની પ્રતીતિ થતી નથી માટે જગત્ મિથ્યા છે.[૨૬] જે કાર્ય કારણરૂપે, ગુણ ગુણીરૂપે, વિશેષણ વિશેષ્યરૂપે અને વ્યાપ્ય વ્યાપક આદિરૂપે જણાયછે તે ભ્રમરૂપજ છે. કેમકે તે સર્વમાં અન્યોન્યાશ્રય દોષ આવેછે. કારણને લઇને કાર્યપણુ અને કાર્યને લઇને કારણપણું સિદ્ધ થાયછે ગુણીને લઇને ગુણપણુ અને ગુણને લઇને ગુણીપણું સિદ્ધ થાયછે. વિશેષ્યને લઇને વિશેષણપણુ અને વિશેષણને લઇને વિશેષ્યપણું સિદ્ધ થાયછે, તેમજ વ્યાપકને

લઇને વ્યાપ્યપણું અને વ્યાપ્યને લઇને વ્યાપકપણુ સિદ્ધ થાય છે આ પ્રમાણે એકને મૂકીને બીજાનું નિરૂપણ થઇ શકતું નથી, માટે બ્રહ્મમાં કારણપણું આદિ ધર્મો પણ અધ્યારોપ પક્ષમાંજ ઠરાવેલાછે પણ વાસ્તવિક નથી, જે જે પરસ્પરની અપેક્ષાવાળુ હોય તે આદિ અંતવાળુ હોયછે અને જે આદિ અંતવાળુ હોય તે મિથ્યાજ હોયછે, માટે કારણપણા આદિ ધર્મો પણ મિથ્યા છે. જે જે દૃશ્ય હોય તે ભ્રમરૂપજ હોયછે, કારણ કે દૃશ્ય પદાર્થો સ્વપ્નની પેઠે સામાન્ય અને વિશેષરૂપ હોયછે અને વળી પરસ્પરના આશ્રયથી સિદ્ધ થાયછે[27] આવાંઆવાં અનેક કારણોથી પ્રપંચનુ મિથ્યાપણુ સિદ્ધ થાયછે. જો કે વિકારરૂપ પ્રપંચ પ્રકાશેછે, તોપણ આત્માના પ્રકાશવિના તેનુ અણુમાત્ર પણ નિરૂપણ થઇ શકતુ નથી, અને જો નિરૂપણ કરવામાં આવે તો તે પ્રપંચ સ્વયપ્રકાશરૂપ થઇને આત્માથી પોતાની ભિન્ન સત્તાને ધરાવી શકતોજ નથી સત્ય પદાર્થમાં અનેકપણુ હોય નહી અને પ્રપંચમાં અનેકપણુ છે, તેથી પ્રપંચ મિથ્યા છે.[28] જો કે આત્મામાં પણ જીવ અને બ્રહ્મરૂપે ભેદ જોવામાં આવેછે, તોપણ એ જીવ અને બ્રહ્મનો ભેદ ઘટાકાશ અને મહાકાશના ભેદ જેવો છે, આકાશમાં રહેલા સૂર્ય અને જળમાં રહેલા તેના પ્રતિબિંબના ભેદ જેવો છે, તથા બહાર રહેલા વાયુ અને અંદર રહેલા પ્રાણવાયુના ભેદ જેવો છે ઘટાકાશ પરિચ્છિન્ન અને મહાકાશ અપરિચ્છિન્ન છતાં પણ જેમ બન્ને વચ્ચે ભેદ નથી, તેમ જીવ પરિચ્છિન્ન અને બ્રહ્મ અપરિચ્છિન્ન છતાં પણ બન્ને વચ્ચે ભેદ નથી જળમાં રહેલો સૂર્ય કંપાદિક વિકાર સહિત અને આકાશમાંરહેલો સૂર્ય તે વિકારથી રહિત છતાં પણ જેમ બન્ને વચ્ચે ભેદ નથી, તેમ જીવવિકાર સહિત અને બ્રહ્મ નિર્વિકાર છતાં પણ બન્ને વચ્ચે ભેદ નથી. બહારના વાયુની અને પ્રાણવાયુની ક્રિયાઓ ભિન્ન ભિન્ન છતાં જેમ તે બન્ને વાયુવચ્ચે ભેદ નથી, તેમ બ્રહ્મની સૃષ્ટિ આદિક અને જીવની સરજાવા આદિ ક્રિયાઓ ભિન્ન ભિન્ન છતાં પણ તે બન્ને વચ્ચે ભેદ નથી. ઉપાધિથી થયેલો ભેદ સ્વરૂપની એકતાને કદી બાધ કરતો નથી, માટે એ ભેદથી જે સ્વરૂપમાં ભેદ થયો માને તેને અવિદ્વાન્ સમજવો.[29] જેમ લોકો વ્યવહારના માર્ગોમાં તે તે રચનાઓના ભેદને લીધે એકજ સોનાને કડાં અને કુંડલાદિકરૂપે અનેક પ્રકારનું કહેછે, તેમ અહંકારરૂપ ઉપાધિવાળા લોકો વ્યવહારમાં રૂપના ભેદને લીધે એકજ ભગવાનને લોક અને વેદની ભાષાઓથી આકાશાદિક નોખનોખાં નામ આપેછે.[30] જેમ મેઘ સૂર્યથી ઉત્પન્ન થયેલો અને સૂર્યેજ પ્રકાશિત કરેલો છતાં પણ સૂર્યના અંશરૂપ ચક્ષુને સૂર્યનુ દર્શન થવામાં પ્રતિબંધ કરેછે, તેમ અહંકાર બ્રહ્મથી ઉત્પન્ન થયેલો અને બ્રહ્મેજ પ્રકાશિત કરેલો છતાં પણ બ્રહ્મના અંશરૂપ જીવને બ્રહ્મનું જ્ઞાન થવામાં પ્રતિબંધ કરેછે.[31] જેમ સૂર્યથી ઉત્પન્ન થયેલો મેઘ જ્યારે વીંખાઇ જાય, ત્યારે ચક્ષુ પોતાના સ્વરૂપભૂત સૂર્યને દેખેછે, તેમ બ્રહ્મથી ઉત્પન્ન થએલ અને પોતાના ઉપાધિરૂપ અહંકાર જ્યારે વિચારથી નાશ પામે ત્યારે જીવ પોતાના સ્વરૂપભૂત બ્રહ્મને જાણેછે[32] હે રાજા ! આ પ્રમાણે આ વિવેકરૂપ શસ્ત્રથી માયામય અહંકારરૂપી પોતાના બંધનને કાપીને જ્યારે જીવ પરિપૂર્ણ આત્માનો અનુભવ કરે ત્યારે આત્યંતિક પ્રલય (મોક્ષ) થયો કહેવાયછે[33] હવે નિત્ય પ્રલય કહુ છુ. હે રાજા ! કેટલાએક સૂક્ષ્મ જાણનારા વિદ્વાનો કહેછે કે બ્રહ્માદિક સર્વ પદાર્થોનાં ઉત્પત્તિ અને પ્રલય ક્ષણે ક્ષણે થયા કરેછે.[34] નદીના પ્રવાહ અને દીવાની જ્વાળા આદિ પરિણામી પદાર્થોની જેવી ક્ષણે ક્ષણે ફેરફાર થવા આદિ અવસ્થાઓ છે, તેવીજ અવસ્થાઓ કાળરૂપ પ્રવાહના વેગથી તુરત તણાતા જતા દેહાદિકની પણ જોવામાં આવેછે, કે જે અવસ્થાઓ ઉપરથી ક્ષણે ક્ષણે તે પદાર્થોના જન્મ અને નાશ થતા માનવામાં આવે છે.[35] આદિ અંતથી રહિત અને ઈશ્વરની મૂર્તિરૂપ આ કાળથી થતી આકાશમાં ચાલતા ચંદ્રાદિક તેઓની ક્ષણ ક્ષણની ગતિઓ જેમ

જોવામાં આવતી નથી, તેમ કાળથી થતી દેહાદિકની ક્ષણુક્ષણુની અવસ્થાઓ પણ જોવામાં આવતી નથી. જેમ ચંદ્રાદિકને બીજા પ્રદેશની પ્રાપ્તી થવા ઉપરથી તેઓની ક્ષણે ક્ષણે થતી ગતિની સ્થિતિઓ કલ્પવામાં આવેછે, તેમ દેહાદિકને પણ વૃદ્ધત્વાદિક દેખાવા ઉપરથી તેઓની ક્ષણે ક્ષણે બદલતી અવસ્થાઓ કલ્પવામાં આવેછે. [૩૬] આ પ્રમાણે નૈમિત્તિક, પ્રાકૃતિક, આત્યતિક અને નિત્ય, એ ચાર પ્રકારના પ્રલયો તમારી પાસે કહ્યા. કાળની ગતિ એવી છે. [૩૭] હે રાજા! જગતના કર્ત્તા અને સર્વવ્યાપક નારાયણની લીલાસબધી આ કથાઓ મે સક્ષેપથી તમારી પાસે કહી. સઘળી કહેવાને તો બ્રહ્માપણ સમર્થ નથી.[૩૮] અનેક પ્રકારનાં દુખરૂપી દાવાનળોથી પીડાએલા અને તેથીજ અતિ દુસ્તર સસારરૂપી સમુદ્રને તરવા ઈચ્છતા પુરૂષનેસારૂ પુરૂષોત્તમ ભગવાનની લીલાઓની કથારૂપી રસના સેવન વિના બીજો કોઇ તરવાનો ઉપાય નથી. બીજો ઉપાય નહીં હોવાથી ભગવાનની કથાના શ્રવણને યથાશક્તિ સેવવુ જોઇએ.[૩૯] અવિનાશી નારાયણઋષિએ પૂર્વે આ ભાગવતરૂપી પુરાણની સહિતા નારદજીને કહી હતી અને નારદજીએ વેદવ્યાસને કહી હતી.[૪૦] હે રાજા! એ મહાત્મા વેદવ્યાસે પ્રસન્ન થઇને આ વેદતુલ્ય ભાગવતરૂપ સહિતા મને કહી.[૪૧] હે કુરૂકુળમાં ઉત્તમ! આ આપણી પાસે બેઠેલા સૂત, નૈમિષારણ્યમાં લાંબા કાળના યજ્ઞમાં શૌનકાદિક ઋષિઓના પૂછવા ઉપરથી તેઓની પાસે આ ભાગવતની સહિતાને કહી સભળાવશે.[૪૨]

एतां वक्ष्यत्यसौ सूत ऋषिभ्यो नैमिषालये ।
दीर्घसत्रे कुरुश्रेष्ठ संपृष्टः शौनकादिभिः ॥४२॥

ઇતિશ્રીમન્ મહાપુરાણભાગવતના દ્વાદશસ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ

---

## અધ્યાય ૫ મો.*

### પરીક્ષિતને તક્ષકનાગના દંશથી થનાર મૃત્યુના ભયનું નિવારણ.

**श्रीशुकउवाच.**

अत्रानुवर्ण्यतेऽभीक्ष्णं विश्वात्मा भगवान् हरिः ।
यस्य प्रसादजो ब्रह्मा रुद्रः क्रोधसमुद्भवः ॥ १ ॥

શુકદેવજી કહેછે—આ શ્રીભાગવતમાં સર્વના આત્મા હરિ ભગવાનનુ વાર વાર વર્ણન કરવામાં આવેછે, કે જે ભગવાનના હર્ષમાંથી બ્રહ્મા, અને ક્રોધમાંથી રૂદ્ર ઉત્પન્ન થયાછે બ્રહ્મા રૂદ્ર તથા સઘળા જગતના પણ નિયંતા ભગવાનનું શ્રવણ કરનારને કોઈથી પણ ભયની શકા રહેજ નહી.[૧] હે રાજા! તમે 'હુ મરી જઈશ' એવી પશુબુદ્ધિને છોડી દો. કારણકે દેહ જેમ પ્રથમ નહતો અને પછીથી ઉત્પન્ન થયોછે માટે નાશ પામશે, તેમ તમે પ્રથમ નહતા અને પછીથી ઉત્પન્ન થયાછો એમ નથી, માટે તમે નાશ પામનાર નથી.[૨] જેમ બીજ અને અંકુરની રીતિ પ્રમાણે દેહ, પુત્રપૌત્રાદિકરૂપે થઇને જન્મ ધર્યા કરે છે, તેમ તમે કે જે કાષ્ઠથી અગ્નિની પેઠે દેહાદિકથી નોખા છો તે પુત્રપૌત્રાદિકરૂપે જન્મ ધરવાનાનથી.[૩] જેમ સ્વપ્નમાં પોતાના દેહના મસ્તકનું છેદન પોતે દેખેછે, તેમ જાગ્રતમાં પણ પોતાના દેહના મરણાદિકને પોતે જુએછે માટે 'હું મરૂં છું' એવી બુદ્ધિ કેવળ ભ્રાંતિથીજ થાય છે, વાસ્તવિક રીતે આત્મા અજર અને અમર છે[૪] આત્માને આ જન્માદિક સંસારની ભ્રાંતિ દેહરૂપ ઉપાધિને લઇનેજ છે, માટે ઉપાધિની નિવૃત્તિ થતાં મુક્ત થાય છે. જેમ ઘડો ફૂટી જતાં ઘટાકાશ જેવો પ્રથમ મહાકાશરૂપ હતો તેવોજ પાછો થઇ જાયછે, તેમ તત્વજ્ઞાનથી દેહનો લય થતાં જીવ જેવો બ્રહ્મરૂપ હતો તેવોજ પાછો બ્રહ્મરૂપ થઇ જાય છે મન આત્માનાં દેહ, ગુણ અને કર્મોને ઉત્પન્ન કરેછે અને તે મનને માયા ઉત્પન્ન કરેછે.

*આ પાચમા અધ્યાયમા સક્ષેપથી પરબ્રહ્મનો ઉપદેશ કરીને પરીક્ષિતરાજાને તક્ષક કરડવાથી થવાના મૃત્યુની બીકનું નિવારણ કરવામાં આવશે.

એ માયાદિક ઉપાધિઓના સમૂહાયને લીધે જીવને જન્મ મરણાદિક થાયછે પણ વાસ્તવિક રીતે થતાં નથી.[૬] જ્યાંસુધી તેલ, કોડીયુ વાટ અને અગ્નિનો સંયોગ હોય ત્યાંસુધી દીવો રહેછે, તેમ જ્યાં સુધી રજોગુણ, સત્વગુણ અને તમોગુણની વૃત્તિરૂપ ઉપાધિઓનો સમૂહાય હોય ત્યાંસુધી દેહાદિકે કરેલો સંસાર+ રહેછે. ઉપાધિઓના સમૂહાયને લઇને સંસાર થાયછે અને એ સમૂહાય જ્યારે નિવૃત્ત થાય ત્યારે સંસાર નિવૃત્ત થાયછે.[૭] દીવો નાશ પામતાં જેમ મહાભૂતરૂપ તેજ નાશ પામતું નથી, તેમ સંસાર નાશ પામતાં આત્મા કે જે સ્વયં પ્રકાશ, સ્થૂળસૂક્ષ્મ દેહથી અન્ય, આકાશની પેઠે સર્વનો આધાર, નિર્વિકાર અને અંત તથા ઉપમાથી રહિત છે તે નાશ પામતો નથી.[૮] હે રાજા ! ભગવાનનાં ચિંતનનેલીધે યોગ્ય તર્કવાળી બુદ્ધિથી આ પ્રમાણે દેહાદિક ઉપાધિમાં રહેલા આત્માવિષે પોતે વિચાર કરો.[૯] આવો વિચાર કરશો તો બ્રાહ્મણનાવચનથી પ્રેરાયેલો તક્ષકનાગ તમને બાળશે નહીં, કારણકે મૃત્યુઓના પણ મૃત્યુરૂપ પરબ્રહ્મમાં કોઇ પણ મૃત્યુનાં કારણો ફાવી શકતાં નથી.[૧૦] "જે હું છું તે પરમપદરૂપ બ્રહ્મજ છે, અને જે પરમપદરૂપ બ્રહ્મ છે તે હુ જ† છુ" એવી રીતે વિચાર કરી પોતાના આત્માને નિરૂપાધિક બ્રહ્મમાં ધરી દેશો તો ઝેરવાળાં મોઢાંઓથી પગમાં કરડતા તક્ષકનાગને, શરીરને અને જગતને પણ આત્માથી જૂદું દેખશો નહીં.[૧૧-૧૨] હે બાપ પરીક્ષિત રાજા ! વિશ્વના આત્મા ભગવાનની લીલાવિષે તમે જે મને પૂછ્યું હતું તે સઘળુ મે તમારી પાસે કહ્યું.‡ હવે બીજુ શું સાંભળવાને ઇચ્છોછો ?[૧૩]

+ તેલને ઠેકાણે કર્મ, કોડીઆને ઠેકાણે મન, વાટને ઠેકાણે દેહ, અગ્નિના સયોગને ઠેકાણે ચૈતન્યનો અધ્યાસ અને દીવાને ઠેકાણે સંસારસમજવો.

† જે હુ છુ તે બ્રહ્મ છે એવી ભાવનાથી જીવને શોકાદિક મટેછે, અને જે બ્રહ્મ છે તે હુ છુ એવી ભાવનાથી બ્રહ્મનું પરોક્ષપણું મટેછે ‡ શિષ્યના કૃતાર્થપણાથી પરીક્ષા કરવા સારૂ પૂછેછે.

एतत्ते कथितं तात यथात्मा पृष्टवान्नृप ।
हरेर्विश्वात्मनश्चेष्टां किं भूयः श्रोतुमिच्छसि॥१३॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દ્વાદશસ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૬ ઠો.*

### પરીક્ષિતનો મોક્ષ, જન્મેજયે કરેલો સર્પયજ્ઞ અને ત્રણ વેદનો વિસ્તાર.

॥ सूत उवाच ॥

एतन्निशम्य मुनिनाऽभिहितं परिक्षिद्व्यासात्मजेन निखिलात्मदृशा समेन ।
तत्पादपद्ममुपसृत्य नतेन मूर्ध्ना
बद्धांजलिस्तमिदमाह स विष्णुरातः ॥ १ ॥

સૂત શૌનકને કહેછે—સર્વમાં આત્મદૃષ્ટિ રાખવાથી સમબુદ્ધિવાળા શુકદેવજીનો એ ઉપદેશ સાંભળીને પરીક્ષિતરાજાએ હાથ જોડી માથું નમાવીને તે ઉપર શુકદેવજીનાં ચરણકમળ ધર્યાં અને આ પ્રમાણે કહ્યુ.[૧]

પરીક્ષિત કહેછે—હુ કૃતાર્થ થયોછું. કારણ કે આપ દયાળુએ આદિ અંતથી રહિત સાક્ષાત્ પરબ્રહ્મનું શ્રવણ કરાવવારૂપ અનુગ્રહ મારા ઉપર કર્યો.[૨] આપ જેવા ભગવદ્રૂપ મહાત્મા પુરૂષો સંસારના તાપોથી તપેલા મુર્ખજનો ઉપર અનુગ્રહ કરે, એમાં હુ ઘણું આશ્ચર્ય માનતો નથી[૩] આપની પાસેથી આ પુરાણ સંહિતા અમે સાંભળી કે જેમાં ઉત્તમ કીર્તિવાળા ભગવાનનું વર્ણન વારંવાર કરવામાં આવેછે.[૪] હે મહારાજ ! હવે હું આપે દેખાડેલા નિર્ભય અને કૈવલ્યરૂપ પરબ્રહ્મમાં પેઠોછું, તેથી તક્ષકાદિક મૃત્યુઓથી બીતો નથી.[૫] હે ગુરૂ ! મને અનુજ્ઞા આપો. હુ મારી વાણીને બંધ કરૂ છું, અને જેણે વાસનાઓને છોડી દીધીછે એવા ચિત્તને ભગવાનમાં પેસાડી પ્રાણનો ત્યાગ કરૂં છું.[૬] જ્ઞાન અને વિજ્ઞાનની નિષ્ઠાથી મારૂ અજ્ઞાન અને

* આ છઠ્ઠા અધ્યાયમા પરીક્ષિતનો મોક્ષ, તેના પુત્રે કરેલું સર્પહોમાદિક અને વેદશાખાના વિભાગના પ્રકરણમાં ત્રણ વેદનો વિસ્તાર કહેવામાં આવશે.

તેના સંસ્કાર પણ મટી ગયાછે. આપે પરમ કલ્યાણરૂપ ભગવાનનું સ્વરૂપ મને દેખાડયું.

સૂત કહેછે—એ પ્રમાણે બોલી રાજાએ પૂજેલા મહાત્મા શુકદેવજી તેમની સંમતિ લઇને સંન્યાસીઓની સાથે ત્યાંથી ગયા.[૮] ગંગાજીને કાંઠે ઉગમણીકોર અણીવાળા દર્ભોપર ઉત્તરદિશામાં મોઢું રાખીને બેઠેલા, આસક્તિ રહિત, બ્રહ્મભૂત, મોટા યોગને પામેલા અને જેના સંશયો કપાઈ ગયાછે એવા રાજર્ષિ પરીક્ષિત પણ બુદ્ધિથી મનને પરમાત્મામાં ધરી તેમનું ધ્યાન કરવા લાગ્યા, અને વૃક્ષની પેઠે લીનપ્રાણ થઇ ગયા. હે બ્રાહ્મણો! પછી ક્રોધ પામેલા બ્રાહ્મણના પુત્ર મોકલેલો તક્ષકનાગ પરીક્ષિતરાજાને મારવાની ઇચ્છાથી જતો હતો, ત્યાં માર્ગમાં તેણે કશ્યપ નામના બ્રાહ્મણને દીઠો.[૧૧] એ બ્રાહ્મણ વિષની ચિકિત્સાથી પરીક્ષિતનું રક્ષણ કરી દ્રવ્ય મેળવવાની ઈચ્છાથી આવતો હતો, તેની પરીક્ષા લેવાને માટે તક્ષકનાગે એક વડના ઝાડને પોતાની જીભથી ચાટીને ભસ્મ કરી નાંખ્યું. એ ઝાડને પાછું અંકુરાદિક ક્રમથી પેલા બ્રાહ્મણે સજીવન કરતાં તક્ષકે જાણ્યું કે આ તો મારા મહિમાનો નાશ કરે એવો છે, તે ઉપરથી તેણે એ બ્રાહ્મણને જેટલું ધન જોઈતું હતું તેટલુ આપી રાજી કરીને પાછો વાળી મૂકયો, અને પોતે ઇચ્છામાં આવે તેવું રૂપ ધરવાને શક્તિમાન્ હોવાથી બ્રાહ્મણના વેષથી ગુપ્ત રહીને રાજાને કરડયો.[૧૨] પ્રથમથીજ બ્રહ્મભૂત થયેલા રાજાની પાસે તક્ષકનું આવવું તો પિષ્ટપેષણની પેઠે વ્યર્થજ થયુ. સર્વ પ્રાણીઓ જોતાં એ રાજર્ષિ પરીક્ષિતનો દેહ ઝેરના અગ્નિથી તુરત ભસ્મ થઇ ગયો.[૧૩] પૃથ્વીમાં, આકાશમાં અને સઘળી દિશાઓમાં મોટો હાહાકાર વરતી રહ્યો. દેવ, અસુર અને મનુષ્ય આદિ સર્વે લોકો વિસ્મય પામી ગયા.[૧૪] દેવતાઓનાં દુંદુભિ વાગવા લાગ્યાં, ગંધર્વ અને અપ્સરાઓ ગાવા લાગ્યાં, પુષ્પની વૃષ્ટિઓ વરસવા લાગી, વિદ્વાનો 'સારું થયું સારું થયુ' એમ બોલવા લાગ્યા.[૧૫] જન્મેજય રાજાએ પોતાના પિતા પરીક્ષિતને તક્ષકે ખાધેલા સાંભળી ક્રોધથી બ્રાહ્મણોને ભેળા કરીને યજ્ઞમાં સર્વ નાગલોકોને હોમવા માંડયા.[૧૬] એ સર્પયજ્ઞના પ્રદીપ્ત અગ્નિમાં મોટા મોટા નાગોને બળતા જોઇ ભયથી ઉદ્વેગ પામેલો તક્ષકનાગ ઇંદ્રને શરણે ગયો.[૧૭] પરીક્ષિતના પુત્ર જન્મેજયરાજાએ પોતાના યજ્ઞમાં તક્ષકને નહીં દેખીને બ્રાહ્મણોને કહ્યુ કે 'નાગલોકોમાં અધમ તક્ષક શંમાટે બળતો નથી?'[૧૮] બ્રાહ્મણો બોલ્યા કે—'હે રાજેંદ્ર! ઇંદ્ર પોતાને શરણે આવેલા એ તક્ષકની રક્ષા કરેછે અને તેણે એ સર્પને અટકાવ્યોછે તેથી એ અગ્નિમાં પડતો નથી.'[૧૯] એ વચન સાંભળી ઉદાર બુદ્ધિવાળા જન્મેજયે ઋત્વિજોને કહ્યું કે—'હે બ્રાહ્મણો! ત્યારે ઇંદ્ર સહિત તક્ષકને અગ્નિમાં શામાટે નાંખતા નથી?'[૨૦] એ સાંભળી બ્રાહ્મણોએ યજ્ઞમાં ઇંદ્રસહિત તક્ષકને 'હે તક્ષક! મરુદ્‌ગણના સ્વામી ઇંદ્રની સાથે તું અહીં તુરત પડ' એવી રીતે મંત્રોથી બોલાવ્યો. બ્રાહ્મણોએ કહેલાં એવી રીતનાં કઠોર વાકયોથી તક્ષક સહિત ઇંદ્ર પોતાના સ્થાનમાંથી વિમાન શીખે ચાલ્યો અને મનમાં વ્યાકુળ થઇ ગયો.[૨૨] તે ઇંદ્રને વિમાનથી તક્ષક સહિત આકાશમાંથી પડતો જોઇને અંગિરાના પુત્ર બૃહસ્પતિએ તે જન્મેજય રાજાને કહ્યું કે—"હે રાજા! તમારા હાથથી આ સર્પોના રાજાનો વધ થવો નહીં જોઇએ; કેમકે તેણે અમૃત પીધુંછે અને તેથી અજરામર થયોછે.[૨૩] તમારા પિતાના મરણને સારૂ તક્ષક ઉપર ક્રોધ નહીં રાખવો જોઈએ, કારણ કે જીવને જીવન, મરણ અને પરલોક પોતાના કર્મથીજ થાય છે. એટલામાટે સુખ કે દુઃખને આપનારો બીજો કોઈ નથી.[૨૫] હે રાજા! સર્પ, ચોર, અગ્નિ, વીજળી કે રોગાદિકથી જીવનું જે મરણ થાયછે તે પોતાના પ્રારબ્ધકર્મનોજ ભોગ મળેછે એમ સમજવું. સર્પાદિક કાંઇ સ્વતંત્ર નથી પણ તેઓને પ્રારબ્ધકર્મજ પ્રેરેછે.[૨૬] એટલામાટે આ હિંસા ભરેલા યજ્ઞને આટલાથીજ સમાપ્ત કરો. બીજા સર્પો નિરપરાધ છતાં બળી ગયા તેમાં પણ

તમારો દોષ નથી, કારણ કે જીવો પોતાના પ્રારબ્ધનેજ ભોગવેછે."[27] આ પ્રમાણે બૃહસ્પતિએ કહેતાં તેમના વચનને માન આપવાસારૂ જન્મેજયે એ વાતનો સ્વીકાર કર્યો અને સર્પોના યજ્ઞને સમાપ્ત કરી બૃહસ્પતિની પૂજા કરી.[28] હે શૌનકાદિક મુનિઓ! બ્રાહ્મણે કોપ કરીને પરીક્ષિતરાજાને માર્યા અને જન્મેજયે કોપ કરીને સર્પોને મારી નાંખ્યા તો એ કોપ કરવારૂપ મોહ વિદ્વાનોને પણ થયો એમાં કાંઇ આશ્ચર્ય સમજવુ નહી. કારણ કે વિષ્ણુની આ મોટી માયા અતર્ક્ય અને ટાળી નાંખવી કઠણ છે કે જેથી વિષ્ણુનાજ અંશરૂપ પ્રાણીઓ બીજા પ્રાણીઓ ઉપર ક્રોધાદિક વૃત્તિઓને લીધે મોહ પામેછે.[29] એ માયા આત્મવિચાર વિના બીજાં સર્વસ્થળોમાં નિર્ભય રહેછે. આત્મવાદીપુરૂષો જ્યારે વાર વાર આત્મવિચાર કરેછે ત્યારેજ આત્મામાં આ માયારૂપ મિથ્યા ઢોંગ પેઠો છે એમ જાણવામાં આવતાં માયા પોતે નિર્ભય રીતે પ્રકાશી શકતી નથી, કે જે આત્મવિચારમાં માયાના આશ્રયવાળો અનેક પ્રકારનો વાદ અને સંકલ્પ તથા વિકલ્પરૂપ વૃત્તિવાળું મન પણ રહેતુ નથી.[30] અહંકારાદિક ઉર્મિઓનો નિષેધ કરીને આત્મસ્વરૂપ કે જેમાં ઇંદ્રિયો, કર્મ, એ બન્નેથી થવાનુ ફળ કે એ ત્રણેથી સંબંધ રાખનાર અહંકારાત્મક જીવપણુ રહેતુ નથી અને સઘળાં બાધ્ય તથા બાધકોનો નિરાસ થઇ જાયછે, તેમાંજ વિવેકીપુરૂષે અત્યંત રમણ કરવુ જોઇએ.[31] અનાત્મપદાર્થોનો ત્યાગ કરવાને ઇચ્છતા અને તેથીજ દેહાદિકમાં અહંભાવ છોડી દઇને આત્માવિના બીજા કશામાં પ્રેમ નહી રાખનારા વિદ્વાનલોકો અનાત્મપદાર્થોનો નિષેધ કરતાં કરતાં જણાએલા એ આત્મસ્વરૂપનેજ વિષ્ણુનુ પરમપદ કહેછે, કે જેનો સમાધિવાળા પુરૂષોએ ધ્યાનાદિકથી હૃદયમાં આલિંગન કરીને પરિપૂર્ણ નિશ્ચય કરેલોછે.[32] જે લોકોને દેહ અને ઘરમાં 'હુ અને મારૂ' એવુ મિથ્યાભિમાન ન હોય તેઓજ એ વિષ્ણુના પરમપદને પામેછે.[33] એટલામાટે યોગ્ય તો એ છે કે પરાયાં દુર્વચનોનુ સહન કરવું, કોઈનું અપમાન કરવું નહીં અને આ દેહનુ અભિમાન રાખીને કોઈની સાથે વૈર કરવુ નહી.[34] મહાત્મા અને અકુંઠિત જ્ઞાનવાળા વેદવ્યાસને હું પ્રણામ કરૂં-છું કે જેના ચરણારવિંદના ધ્યાનથી આ ભાગવત સંહિતાનું જ્ઞાન મળ્યુ છે.[35]

શૌનક પૂછેછે—હે સૌમ્ય! અમને પુરાણોની સંહિતાઓના વિભાગ વિશેષ રીતે જાણવાની ઇચ્છા છે, તો તે પ્રસંગમાં વેદના વિભાગવિષે પણ પૂછીએ છીએ કે વ્યાસના શિષ્ય અને વેદોના પ્રવર્ત્તાવનાર પૈલ આદિ મહાત્મા ઋષિઓએ કેટલા પ્રકારથી વેદોના વિભાગ કર્યાછે! એ વિષય અમને કહો.[36]

સૂત કહેછે—હે શૌનકમુનિ! સમાધિ ધરીને બેઠેલા મોટા દેવ બ્રહ્માના હૃદયાકાશમાંથી પ્રથમ નાદ ઉત્પન્ન થયો, કે જે નાદ કાનને આંગળીઓ આદિથી રોકી દઇએ ત્યારે આપણા કાંઇક અનુભવમાં આવેછે, અને જે નાદની ઉપાસનાઓથી યોગીઓ આધભૂત, અધ્યાત્મ અને અધિદૈવરૂપ પોતાના મેલને મટાડી નાંખીને મોક્ષ પામેછે.[37-38] એ નાદમાંથી, સ્વયપ્રકાશ અને જેની ઉત્પત્તિ સ્પષ્ટ જાણવામાં આવતી નથી એવો અકારાદિક ત્રણ અક્ષરમય ૐકાર થયો. એ ૐકાર સર્વવ્યાપક પરમાત્મા ભગવાનનેજણાવનાર છે કે જે પરમાત્મા સઘળુ શૂન્ય થઇ જતાં પણ પોતે જાણનાર હોવાથી કાન રોકાઈ ગયા છતાં પણ એ અવ્યક્ત ૐકારને સાંભળેછે. (જીવ તો પોતે ઇંદ્રિયોને આધીન હોવાથી કાન બંધ થયાના સમયમાં કાંઇ પણ સાંભળી શકેજ નહી સૂતેલો માણસ કોઇનો શબ્દ સાંભળીને જાગેછે ત્યારે એ શબ્દ કોણે સાંભળ્યો એમ વિચાર કરીએ તો ઇંદ્રિયો લીન હોવાથી જીવને શ્રવણ થવું નહીં ઘટતાં પરમાત્માજ સાંભળેછે અને સાંભળીને જીવને જગાડેછે એમ ઠરેછે, તેમ આ સ્થળમાં પણ જીવને જે નાદનો કાંઈક અનુભવ થાયછે તે પરમાત્માને લઇનેજ થાયછે એમ સમજવુ) હૃદયાકાશમાં આત્માથી પ્રકટ થયેલા એ ૐકારમાંથી વૈખરી-

વાણી પ્રકટ થઇછે.[૩૯-૪૦] પોતાના આશ્રયરૂપ અને સર્વ વ્યાપક સાક્ષાત્ પરમાત્માના નામરૂપ એ ઓંકારજ સર્વ મંત્રોનું સૂક્ષ્મરૂપ છે, કારણ કે એજ વેદોનું નિર્વિકાર બીજછે.[૪૧] હે શૌનક! એ ઓંકારના અકાર, ઉકાર અને મકારરૂપ ત્રણ અક્ષરો પ્રકટ થયા કે જેઓમાં સત્વ રજ અને તમ, ઋગ્વેદ યજુર્વેદ અને સામવેદ, ભૂર્લોક ભૂવર્લોક અને સ્વર્લોક તથા જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ ઈત્યાદિક ત્રણ પદાર્થોનો અનુક્રમથી સમાવેશ કલ્પેલોછે.[૪૨] બ્રહ્માએ એ ત્રણ અક્ષરોમાંથી અક્ષરોનો સમૂદાય સરજ્યો, કે જે સમૂદાયમાં અંતસ્થા[૧], ઉષ્મા[૨], સ્વર[૩], સ્પર્શ[૪], હ્રસ્વ અને દીર્ઘાદિક આવી જાયછે.[૪૩] બ્રહ્માએ યજ્ઞસંબંધી કર્મોનો ઉપદેશ કરવાસારૂ એ અક્ષરોના સમૂદાયમાંથી ચાર મોઢાંવડે વ્યાહૃતિઓ[૫] સહિત અને ૐકાર સહિત ચાર વેદને સરજ્યા.[૪૪] પછી બ્રહ્માએ વેદના ઉચ્ચારણાદિકમાં નિપુણ પોતાના પુત્ર મરીચિઆદિ બ્રહ્મર્ષિઓને તે વેદ ભણાવ્યા અને ધર્મનો ઉપદેશ કરનારા એ બ્રહ્મર્ષિઓએ પોતાના પુત્રોને ભણાવ્યા.[૪૫] એ વેદો નિયમોને ધરનારા તે તે શિષ્યો અને પ્રશિષ્યોની પરંપરાથી ચારે યુગમાં ચાલ્યાઆવેછે. દ્વાપરયુગના અંતમાં મોટા ઋષિઓએ તેઓના વિભાગ કર્યા હતા.[૪૬] પુરૂષોને કાળની ગતિથી થોડા આયુષ્યવાળા, ક્ષીણ શક્તિવાળા અને અલ્પબુદ્ધિવાળા જોઇને હૃદયમાં રહેલા ભગવાને પ્રેરેલા એ ઋષિઓએ વેદના વિભાગ કર્યા હતા.[૪૭] હે મહાભાગ! આ વૈવસ્વત મન્વતરમાં તો ધર્મના રક્ષણનેસારૂ બ્રહ્મા અને સદાશિવ આદિ લોકપાળોએ પ્રાર્થના કરતાં લોકોનુ પાળન કરનાર ભગવાન પોતાની માયાના સત્વગુણના અંશથી વેદવ્યાસરૂપે પરાશરઋષિના વીર્યથી સત્યવતીમાં અવતર્યાછે, તેમણે એક વેદના ચાર વિભાગ કર્યાછે.[૪૮-૪૯] જેમ અનેક મણિઓના ઢગલામાંથી માણિક્યાદિક મણિઓને નોખનોખા વીણી કાઢવામાં આવેછે, તેમ મંત્રોના સમૂહરૂપ એક વેદમાંથી ऋच् यजुष् सामन् अथर्वन् નામના મંત્રોને વર્ગ પ્રમાણે નોખનોખા કાઢી તે મંત્રોથી ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ નામની ચાર સંહિતાઓ વ્યાસે કરી.[૫૦] પછી મોટી બુદ્ધિવાળા વ્યાસે ચાર શિષ્યોને બોલાવીને એક એકને તે સંહિતાઓમાંથી એકએક સંહિતા આપી.[૫૧] પૈલને બહ્વૃચ નામની પેહેલી ઋગ્વેદની સંહિતા આપી, વૈશંપાયનને નિગદ નામની યજુર્વેદની સંહિતા આપી.[૫૨] જૈમિનિને છંદોગ નામની સામવેદની સંહિતા આપી, સુમંતુ નામના પોતાના શિષ્યને અથર્વાંગિરસી નામની અથર્વવેદની સંહિતા આપી.[૫૩] પૈલ મુનિએ ઇંદ્રપ્રમિતિ અને બાષ્કલ નામના બે શિષ્યોને પોતાની સંહિતા ભણાવી. બાષ્કલે પોતાની સંહિતાના ચાર ભાગ કરીને બોધ્ય, યાજ્ઞવલ્ક્ય, પરાશર અને અગ્નિમિત્ર એ ચાર શિષ્યોને ભણાવ્યા. જ્ઞાનવાળા ઇંદ્રપ્રમિતિએ માંડૂકેય નામના પોતાના વિદ્વાન શિષ્યને પોતાની સંહિતા ભણાવી. માંડૂકેયના શિષ્ય દેવમિત્રે સૌભરિ આદિ શિષ્યોને ભણાવી.[૫૪-૫૬] માંડૂકેયના પુત્ર શાકલ્યે પોતાની સંહિતાના પાંચ ભાગ કરીને વાત્સ્ય, મુદ્ગલ, શાળી, ગોખલ્ય અને શિશિર નામના શિષ્યોને ભણાવ્યા.[૫૭] શાકલ્યના છઠ્ઠા શિષ્ય જાતૂકર્ણ્યે પોતાની સંહિતાના ત્રણ ભાગ કરી અને વૈદિક પદાર્થોના વ્યાખ્યાનરૂપ નિરૂક્ત નામનો ચોથો ભાગ કરી બલાક, પૈજ, વૈતાલ અને વિરજ નામના ચાર શિષ્યોને ભણાવ્યા.[૫૮] બાષ્કલના પુત્ર બાષ્કલિએ ઉપર કહેલી સર્વ શાખાઓમાંથી વાલખિલ્ય નામની સંહિતા કરી અને તે સંહિતાને બાલાયનિ, ભજ્ય અને કાશાર નામના શિષ્યો ભણ્યા. આ ઋગ્વેદનો વિસ્તાર સાંભળવાથી મનુષ્ય સર્વ પાપથી છૂટેછે.[૫૯-૬૦] વૈશંપાયનના શિષ્યો યજુર્વેદ ભણ્યા તેથી તેઓ યજ્ઞમાં અધ્વર્યુની પદવી ધરાવનારા થયા. એઓએ પોતાના ગુરૂ વૈશંપાયનને બ્રહ્મહત્યા લાગતાં તે પાપ મટાડવાનુ વ્રત ગુરૂને બદલે પોતે કર્યું હતું, તેથી તેઓ ચરકાધ્વર્યુ કહેવાયછે.[૬૧] બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કરાવવાના સમયમાં વૈશંપાયનના શિ-

૧ ય ર લ વ. ૨. શ ષ સ હ. ૩ અકારાદિક ૪ કથી તે મસુધી પાંચ વર્ગના અક્ષરો. ૫ ભૂઃ ભુવઃ અને સ્વઃ એ ત્રણ વ્યાહૃતિઓ કહેવાયછે.

આ યાજ્ઞવલ્ક્યે ગુરૂને કહ્યું કે "હે મહારાજ! થોડી દૃઢતાવાળા બીજા શિષ્યો પ્રાયશ્ચિત્ત કરશે તેથી શું વળશે! એ અત્યંત કઠણ પ્રાયશ્ચિત્ત હું એકલોજ કરીશ."[62] આ ઉપરથી વૈશંપાયને કોપ કરીને યાજ્ઞવલ્ક્યને કહ્યું કે—"તું જતો રહે. તું કે જે બીજા બ્રાહ્મણોનું અપમાન કરનાર શિષ્ય છે તેનું મારે પ્રયોજન નથી. મારી પાસેથી તેં જે અધ્યયન કર્યુંછે તેને તુરત છોડીદે."[63] ગુરૂએ આ પ્રમાણે કહેવાથી દેવરાતના પુત્ર તે યાજ્ઞવલ્ક્ય યજુર્વેદના મંત્રોને ઓકી નાંખીને ત્યાંથી જતા રહ્યા. એ મંત્રોને બીજા મુનિઓએ દીઠા.[64] પછી તે મંત્રોમાં અભિલાષનેલીધે તે મુનિઓએ તેતરપક્ષી થઇને એ મંત્રોને લઈ લીધા, 'બ્રાહ્મણરૂપથી ઓકી કાઢેલને લેવું એ યોગ્ય નહીં' એવા વિચારથી તેઓએ તેતર થઇને એ મંત્રોને લીધા. પછી એ મંત્રોના સમૂદાયમાંથી પેટાના કેટલાક વિભાગ થતાં તેઓમાંથી તૈત્તિરીય એવા નામની અત્યંત રમણીય યજુર્વેદની શાખાઓ થઈ.[65] પછી હે શૌનકમુનિ! ગુરૂની પાસે નહોતા એવા અધિક મંત્રોને શોધતા યાજ્ઞવલ્ક્ય ઋષિએ સર્વ વેદોના સ્વામી સૂર્યની આ પ્રમાણે સ્તુતિ કરી.[66]

યાજ્ઞવલ્ક્ય સ્તુતિ કરેછે—હે સૂર્યદેવ! આપ કે જે જરાયુજ આદિ ચાર પ્રકારના પ્રાણીઓના સમૂહરૂપ બ્રહ્માથી તે સ્તંબ સુધીના સઘળા જગતમાં હૃદયની અંદર આત્મસ્વરૂપથી અને બહાર ક્ષણ, લવ, તથા નિમેષરૂપ ઘણા અવયવોવાળાં વર્ષોના સમૂહવાળા કાળરૂપથી રહ્યા છતાં પણ આકાશની પેઠે ઉપાધિથી ઢંકાતા નથી, અને પ્રતિવર્ષે જળના શોષણથી અને વરસાવવાથી એકલાજ આ જગતની જીવિકાને ચલાવ્યાકરોછો તેમને હું વારંવાર પ્રણામ કરૂંછું.[67] હે દેવતાઓમાં ઉત્તમ! હે તપાવનાર! હે વેદ વિધિથી ત્રણ સમયમાં સ્તુતિ કરતા ભક્તોનાં સઘળાં પાપ, દુઃખ અને અજ્ઞાનને બાળી નાંખનાર! હે સૂર્ય! આપનું જે આ મંડળ દિવસે દિવસે તપે છે તેનું અમો સારી રીતે સન્મુખ થઈને ધ્યાન કરીએ છીએ.[68] હે સૂર્ય! જે આપ આ જગતમાં પોતાનાં સ્થાનકરૂપ સ્થાવરજંગમ અનેક જીવોનાં જડરૂપ મન, ઈંદ્રિય અને પ્રાણના સમૂહોને પોતે અંતર્યામી આત્મારૂપે પ્રેરોછો, તેમને અમો વારંવાર પ્રણામ કરીએ છીએ.[69] હે સૂર્યદેવ! મહાદયાળુ આપ કે જે અત્યંત કરાળ મોઢાવાળા અંધકાર નામના અજગરે ગળેલા અને તેથી શબની પેઠે ભાનરહિત થયેલા આ લોકને જોઈ દયાનેલીધે દર્શનવડેજ ઉઠાડીને પ્રત્યેક દિવસે સમયસર કલ્યાણરૂપ સ્વધર્મ નામની આત્મનિષ્ઠામાં પ્રવર્તાવોછો અને રાજાની પેઠે દુષ્ટલોકને ભય આપતા ફરોછો તેમને હું વારંવાર પ્રણામ કરૂંછું.[70] હે સૂર્યદેવ! આપ કે જેને ચારેકોર દિક્પાળ દેવતાઓ સ્થળેસ્થળે કમળના જેવી અંજળિઓથી અર્ઘ્ય આપેછે તેમને હું વારંવાર પ્રણામ કરૂંછું.[71] હે મહારાજ! આપ એવા છો એટલામાટે ત્રૈલોક્યના અધિપતિઓએ વંદેલાં આપનાં બે ચરણારવિંદને હું બીજાઓએ નહીં જાણેલા અને સારથી ભરેલા યજુર્મંત્રોની ઈચ્છાથી ભજુંછું."[72]

સૂત કહેછે—આ પ્રમાણે યાજ્ઞવલ્ક્યે સ્તુતિ કરતાં તે સ્તુતિથી પ્રસન્ન થયેલા સૂર્યદેવે ઘોડાનું રૂપ ધરીને યાજ્ઞવલ્ક્યને તેની માગણી પ્રમાણે યજુર્મંત્રો આપ્યા.[73] યાજ્ઞવલ્ક્યે એ સેંકડો મંત્રોમાંથી પંદર શાખા કરી. સૂર્યે પોતાની કેશવાળીથી અથવા વેગથી આપી એટલામાટે વાજસનેયી એવા નામથી પ્રખ્યાત થયેલી તે શાખાઓને કણ્વ અને માધ્યંદિન આદિ બ્રાહ્મણોએ લીધી.[74] સામવેદ ભણનારા જૈમિનિએ પોતાના સુમંતુ નામના પુત્રને અને સુન્વાન નામના પૌત્રને એક એક સંહિતા ભણાવી.[75] પછી વળી સુકર્મા નામનો જૈમિનિનો મહાબુદ્ધિમાન્ શિષ્ય હતો, તેણે સામવેદરૂપી વૃક્ષના અનેક મંત્રોથી નોખનોખી સંહિતાઓ કરીને હજાર શાખાઓ કરી. સુકર્માની પાસેથી કોશલ્ય હિરણ્યનાભ, પૌષ્યંજિ, અને વેદમાં નિપુણ આવંત્ય નામના ત્રણ શિષ્યોએ સંહિતાઓનું ગ્રહણ કર્યું.[77] એ હિરણ્યનાભ પૌષ્યંજિ અને આવંત્યની પાસેથી પાંચસો શિષ્યો સામવેદને ભણ્યા હતા. [illegible]

તરદિશાના રહેવાથી હતા, તોપણ કાળનેલીધે તેઓમાંથી કેટલાએક પૂર્વદિશાના રહેવાથી કહેવાઇ ગયાછે.[૬] પ્રૌષ્યંજિના લૌગાક્ષિ, માંગલિ, કુલ્ય, કુશીદ અને કુક્ષિ નામના બીજા પણ શિષ્યો હતા તેઓએ સો સો સંહિતાઓનું ગ્રહણ કર્યું હતું.[૭] હિરણ્યનાભના બીજા શિષ્ય કૃતે ચોવીશ સંહિતાઓ શિષ્યોને ભણાવી હતી. અવશેષ રહેલી સંહિતાઓને જ્ઞાનવાળા આવંત્યે પોતાના શિષ્યોને ભણાવી હતી.[૮]

**कृतो हिरण्यनाभस्य चतुर्विंशति संहिता**
**शिष्यऊचे स्वशिष्येभ्यः शेषा आवंत्य आत्मवान्॥**

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દ્વાદશસ્કંધનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૭ મો.*

### અથર્વવેદનો વિસ્તાર અને પુરાણોના વિભાગ તથા લક્ષણ.

॥ सूतउवाच ॥

**अथर्वविस्तुमंतुश्च शिष्यमध्यापयत्स्वकाम् ।**
**संहितां सोऽपि पथ्याय वेददर्शाय चोक्तवान्१**

સૂત કહેછે—અથર્વ વેદજાણનારા સુમંતુએ પોતાનાકબંધનામનાશિષ્યનેઅથર્વવેદભણાવ્યોઅને કબંધે બે વિભાગ કરીને પથ્ય અને વેદદર્શ નામના બે શિષ્યોને ભણાવ્યો.[૧] વેદદર્શે પોતાની સંહિતાના ચાર ભાગ કરી શૌક્લાયનિ, બ્રહ્મબલિ, મોદોષ અને પિપ્પલાયની નામના ચાર શિષ્યોને ભણાવ્યા. અને પથ્યે, કુમુદ, શુનક અને જાજલિ નામના શિષ્યોને પોતાની સંહિતાના ત્રણ ભાગ કરીને ભણાવ્યા.[૨] શુનકના બભ્રુ અને સૈંધવાયન નામના બે શિષ્યો હતા તેઓ એ સંહિતાઓને ભણ્યા. સૈંધવાયનાદિકના સાવર્ણિઆદિ, નક્ષત્રકલ્પ, શાંતિકલ્પ, કશ્યપ અને આંગિરસ આદિ શિષ્યો હતા. એ સઘળા અથર્વવેદના આચાર્ય કહેવાયછે. હવે પુરાણોના આચાર્યો વિષે કહું છું તે સાંભળો.[૩-૪] ત્રય્યારુણિ, કશ્યપ, સાવર્ણિ, અકૃતવ્રણ, વૈશંપાયન અને હારીત, એ છ પુરાણોના આચાર્ય થયા.[૫] પ્રથમ વેદવ્યાસે પુરાણોની છ સંહિતાઓ કરીને મારા પિતા રોમહર્ષણને ભણાવી હતી, અને રોમહર્ષણના મુખથી ઉપર કહેલા છ જણા ભણ્યા હતા. હું કે જે એ છ જણાનો શિષ્ય છું તે, એઓની પાસેથી એક એક સંહિતા ભણવાથી સઘળી સંહિતાઓ શીખ્યોછું.[૬] પુરાણોની જે ચાર મૂળ સંહિતાઓછે, તેઓને કશ્યપ, હું, સાવર્ણિ અને અકૃતવ્રણ એ ચાર જણા વ્યાસના શિષ્ય પાસેથી ભણ્યાછીએ.[૭] હે શૌનક મુનિ! વેદ અને શાસ્ત્રના અનુસારથી વિદ્વાનોએ પુરાણનું જે લક્ષણ ઠરાવ્યું છે તે મન રાખીને સાંભળો 'સર્ગ, વિસર્ગ, વૃત્તિ (સ્થાન), રક્ષા (પોષણ), મન્વંતર, વંશ તથા વંશજોનું ચરિત્ર (ઇશાનુકથા), સંસ્થા (નિરોધ), મુક્તિ, હેતુ (ઊતિ), અને અપાશ્રય, એ દશ વિષયો જેમાં હોય તેને વિદ્વાનો પુરાણ કહેછે. કેટલાએક કહેછે કે સર્ગ, વિસર્ગ, વંશ, વંશજોનું ચરિત્ર અને મન્વંતર એ પાંચ વિષયો જેમાં હોય તે પુરાણ કહેવાય આ મતભેદમાં એવી વ્યવસ્થા છે કે દશે વિષયોનાં જેમાં નોખનોખાં નિરૂપણ કર્યાં હોય તે મહાપુરાણ અને જેમાં બીજાઓનો અંતર્ભાવ કરીને પાંચ વિષયોનુંજ નિરૂપણ કર્યું હોય તે અલ્પ પુરાણ સમજવું. પ્રધાનના ગુણોનો ક્ષોભ થતાં મહત્તત્વની, મહત્તત્વથી ત્રણ પ્રકારના અહંકારની અને અહંકારમાંથી દેવતા, ઇંદ્રિયો તથા પંચતત્વોની જે ઉત્પત્તિ થાયછે તેને સર્ગ એવું નામ આપેલું છે.[૧૧] ઈશ્વર જેઓને શક્તિ આપેછે એવાં એ મહત્તત્વાદિકમાંથી થતો અને એક બીજમાંથી થતા બીજા બીજની પેઠે પ્રવાહરૂપે ચાલતો આ તેઓના સમૂદાયરૂપ સ્થાવરજંગમ પ્રપંચ, વિસર્ગ કહેવાય છે.[૧૨] જંગમ પ્રાણીઓની સામાન્યરીતે સ્થાવર પ્રાણીઓ આજીવિકા છે, અને જંગમ પ્રાણીઓ પણ માંસ ખાવાના રાગને લીધે આજીવિકા છે, તો તેઓમાં મનુષ્યોનેમાટે રાગથી અથવા શાસ્ત્રનાં વચન ઉપરથી જે આજીવિકા ઠરેલછે તે વૃત્તિ કહેવાયછે.[૧૩] પશુ, પક્ષી, મનુષ્ય, ઋષિ

---

* આ સાતમા અધ્યાયમાં અથર્વવેદનો વિસ્તાર, પુરાણોના વિભાગ અને પુરાણોનાં લક્ષણ કહેવામાં આવ્યાં છે.

અને દેવતાઓમાં ભગવાન અવતારો ધરીને યુગે યુગે જે લીલા કરેછે તે જગતની રક્ષા કહેવાયછે, કે જે અવતારોથી અધર્મીઓનો નાશ થાય છે. મનુ, દેવતાઓ, મનુના પુત્રો, ઇંદ્ર, સપ્તર્ષિઓ અને ભગવાનનો અંશાવતાર, એ છ મળીને મન્વંતર કહેવાયછે.[15] શુદ્ધ રાજાઓની ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાનકાળની સંતતિને 'વંશ' એવું નામ આપેલુ છે, અને તે રાજાઓના તથા તેઓના વંશજોના ચરિત્રને 'વંશાનુચરિત' એવું નામ આપેલુંછે. જગતના નૈમિત્તિક, પ્રાકૃતિક અને નિત્યલયનું 'સંસ્થા' એવુ નામ વિદ્વાનોએ રાખેલુંછે, અને આત્યંતિક લયનુ નામ 'મુક્તિ' એવું રાખેલુ છે, કે જે ચારે પ્રકારના લય માયાથી થાયછે.[17] અવિદ્યાનેલીધે કર્મ કરનાર જીવ કે જેને ચૈતન્યને મુખ્ય ગણનારા લોકો અનુશયી કહેછે અને ઉપાધિને મુખ્ય ગણનારા લોકો અવ્યાકૃત કહેછે, તેની વાસનાઓ આ જગતની સૃષ્ટિ આદિ થવામાં કારણરૂપ થાયછે માટે હેતુ કહેવાયછે.[18] પરબ્રહ્મ કે જે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિમાં જીવપણાથી વર્ત્તનારા માયામય વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞમાં અનુસ્યૂત છે અને સમાધિ આદિમાં એઓથી નકરૂં પણ છે તે અપાશ્રય કહેવાયછે[19] ઘટાદિક પદાર્થોમાં જેમ માટી આદિ વસ્તુ અનુસ્યૂત છે અને એઓથી નકરી પણ છે, તેમ ગર્ભાધાનથી તે મરવા સુધીની દેહની અવસ્થાઓમાં અધિષ્ઠાનપણાથી બ્રહ્મ અનુસ્યૂત છે અને એઓથી નકરૂં પણ છે. સઘળા રૂપ અને નામોમાં 'સત્' પણાથી એ બ્રહ્મજ રહેછે.[20] જ્યારે ત્રણ ગુણની વૃત્તિઓરૂપ પ્રપંચને મિથ્યા સમજીને પોતાની મેળેજ ચિત્ત વિરામ પામે અથવા યોગના બળ થી ચિત્ત વિરામ પામે, ત્યારે એ બ્રહ્મ જાણવામાં આવેછે, અને સઘળો સંસાર નિવૃત્ત થાયછે.[21] ઉપર કહેલાં લક્ષણોથી જાણવામાં આવતાં મહાપુરાણો અને અલ્પપુરાણો અઢાર છે એમ પૂર્વના વિદ્વાન મુનિઓ કહેછે[22] બ્રહ્મપુરાણ, પદ્મપુરાણ, વિષ્ણુપુરાણ, શિવપુરાણ, લિંગપુરાણ, ગરૂડપુરાણ, નારદપુરાણ, ભાગવતપુરાણ, અગ્નિપુરાણ, સ્કંદપુરાણ, ભવિષ્યપુરાણ, બ્રહ્મવૈવર્ત્તપુરાણ, માર્કંડેયપુરાણ, વામનપુરાણ, વરાહપુરાણ, મત્સ્યપુરાણ, કૂર્મપુરાણ અને બ્રહ્માંડપુરાણ એ અઢાર પુરાણ કહેવાયછે.[23-24] હે શૌનકઋષિ! વેદવ્યાસ અને તેમના શિષ્ય પ્રશિષ્ય તથા તેઓના શિષ્યોએ શાખાઓનો જે વિસ્તાર કરેલછે તે સંબંધી આ વિષય મે તમોને કહી સંભળાવ્યો, કે જેને કહેનારા તથા સાંભળનારાઓનું બ્રહ્મતેજ વધેછે.[25]

ब्रह्मन्निदं समाख्यातं शाखाप्रणयनं मुनेः ।
शिष्यशिष्यप्रशिष्याणां ब्रह्मतेजोविवर्द्धनम् ॥२५

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દ્વાદશસ્કંધનો સાતમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૮ મો.*

### માર્કંડેય ઋષિનું ચરિત્ર.

॥ शौनक उवाच ॥

सूत जीव चिरं साधो वद नो वदतांवर ।
तमस्यपारे भ्रमतां नृणां त्वं पारदर्शनः ॥ १ ॥

શૌનકઋષિ પૂછેછે+—હે સૂત! હે સાધુ! તમે ચિરંજીવી રહો. હે કહેનારાઓમાં ઉત્તમ! અપાર સંસારમાં ભટકતાં મનુષ્યોને તમે પાર દેખાડનારા છો, માટે અમારા પ્રશ્નનો ઉત્તર આપો.[1] મૃકંડના પુત્ર માર્કંડેયઋષિને લોકો ચિરજીવી કહેછે, તો જેમાં સઘળા જગતનો નાશ થઇ જાયછે એવા કલ્પાંતમાં એક માર્કંડેય શી રીતે અવશેષ રહેવા સંભવે ?[2] વળી એ માર્કંડેય આ કલ્પમાંજ અમારા કુળમાં ઉત્પન્ન થયાછે, કેમકે ભૃગુકુળમાં એ ઉત્તમ ગણાયછે. તો ભૃગુકુળ ચાલ્યા પછી આજસુધીમાં પ્રાણીઓનો કોઈ પ્રાકૃતિક કે નૈમિત્તિક પ્રલય થયો નથી, માટે એમને પ્રલયમાં અવશેષ રહેલા શી રીતે માની શકાય ?[3] વળી એમ કહેવાયછે કે એ

* આ આઠમા અધ્યાયમાં માર્કંડેયની તપશ્ચર્યા, કામાદિક મોહ કરનારાઓથી તેમને મોહ ન થયો, અને નરનારાયણની સ્તુતિ કરી એ કથા કહેવામાં આવશે.

\+ પુરાણના વિભાગ સાંભળીને પુરાણના કર્ત્તા માર્કંડેયના ચરિત્રવિષે પૂછેછે.

માર્કંડેય પ્રલયના સમુદ્રમાં એકલાજ ફરતા હતા, ત્યાં વડના પાંદડાના પડીઆમાં એક અદ્ભુત બાળક તેમના જોવામાં આવ્યો હતો, તો પ્રલયમાં એ વડ આદિ રહેવું શી રીતે સંભવે?[૪] હે સૂત! આ અમને મોટો સંશયછે અને તેનો ઉત્તર સાંભળવાને અમને કૌતુક છે. તમે કેવળ મોટા યોગી છો એટલુંજ નહીં પણ પુરાણોમાં પણ જ્ઞાતા મનાઓછો, માટે અમારા એ સંશયને કાપો.[૫]

સૂત કહેછે—હે મોટા ઋષિ! આ તમે લોકોની ભ્રાંતિને મટાડનાર પ્રશ્ન કર્યો, કે જે વિષયમાં કળિયુગના મેલને મટાડનારી નારાયણની કથા આવેછે.[૬]પિતા પાસેથી ગર્ભાધાનાદિકના અનુક્રમે ઉપનયન સંસ્કાર મળ્યા પછી માર્કંડેય વેદ ભણીને ધર્મની રીતિથી તપ અને સ્વાધ્યાયમાં લાગ્યા હતા,[૭]નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળતા હતા. જટા, વલ્કલવસ્ત્ર, કમંડલુ, દંડ, ઉપવીત, મેખળા, કાળીઆર મૃગનું ચર્મ, ફેરવવાની માળા અને દર્ભોને ધરતા હતા. ધર્મની વૃદ્ધિને સારૂ શાંતપણાથી બન્ને સંધ્યામાં અગ્નિ, સૂર્ય, ગુરૂ, બ્રાહ્મણ અને પોતાના શરીરમાં ભગવાનનું પૂજન કરતા હતા.[૮-૯]સાયંકાળે અને પ્રાતઃકાળે ભિક્ષા લાવીને ગુરૂને આપી દેતા હતા, અને ગુરૂ આજ્ઞા આપે તો મૌન રાખીને એકવાર જમતા હતા, ગુરૂ આજ્ઞા ન આપે તો ઉપવાસ પણ કરતા હતા.[૧૦]આ પ્રમાણે લાખવર્ષસુધી તપ અને સ્વાધ્યાયમાં તત્પર રહીને ભગવાનનું આરાધન કરવાથી તે માર્કંડેય, મહાદુર્જય મૃત્યુને જીત્યા હતા.[૧૧] માર્કંડેયે મૃત્યુને જીત્યો; તેથી બ્રહ્મા, ભૃગુ, સદાશિવ, દક્ષ, બીજા પણ બ્રહ્માના પુત્રો, મનુષ્ય, દેવ, પિતૃ અને સઘળાં પ્રાણીઓ બહુ જ વિસ્મય પામ્યાં.[૧૨]એ પ્રમાણે તપ, સ્વાધ્યાય, અને જીતેંદ્રિયપણાની સાથે નૈષ્ઠિક બ્રહ્મચર્યને પાળતા એ યોગી માર્કંડેય, રાગાદિક દોષથી રહિત મનથી ભગવાનનું ધ્યાન કરતા હતા.[૧૩] એ પ્રમાણે મોટા યોગથી ચિત્તને વશ કરતા એ માર્કંડેયને છ મન્વંતરરૂપ મોટો કાળ વ્યતીત થયો.[૧૪]આ સાતમા મન્વંતરમાં એ વાત જાણી તેમના તપથી બીનેલા ઇંદ્રે તપમાં વિઘ્ન કરવાનો આરંભ કર્યો.[૧૫]ઇંદ્રે મુનિને તપમાંથી ભ્રષ્ટ કરવાસારૂ ગંધર્વ, અપ્સરા, કામદેવ, વસંતઋતુ, મલયાચળનો પવન, લોભ અને મદને તેમના આશ્રમમાં મોકલ્યા.[૧૬]એઓ હિમાલયના ઉત્તરભાગમાં તેમનો આશ્રમ કે જ્યાં પુષ્પભદ્રા નામની નદી અને ચિત્રા નામની શિલા છે ત્યાં ગયા.[૧૭] એ માર્કંડેયનો પવિત્ર આશ્રમ કે જેમાં પવિત્ર ઝાડ અને લતાઓ શોભી રહ્યાં હતાં, પવિત્ર બ્રાહ્મણોનાં ટોળાં રહેતાં હતાં, જળાશયો પવિત્ર અને નિર્મળ હતાં,[૧૮] મદોન્મત્ત ભ્રમરો ગાયન કરતા હતા, મદોન્મત્ત કોયલપક્ષીઓ ટૌકારા કરતાં હતાં, મદોન્મત્ત મયૂરો નટની પેઠે નાચતા હતા અને બીજાં પણ મદોન્મત્ત પક્ષીઓનાં ટોળાં વ્યાપી રહ્યાં હતાં.[૧૯] તેમાં હિમના ધોધના બિંદુઓને લઇને પેઠેલો, પુષ્પોની સુગંધીવાળો અને કામદેવને વૃદ્ધિ આપતો વાયુ વાવા લાગ્યો.[૨૦] પ્રદોષકાળમાં ચંદ્રના ઉદયવાળી અને કોમળ પલ્લવ તથા ગુચ્છવાળાં પરસ્પરની સાથે મળેલાં ઝાડ અને લતાઓના સમૂહવાળી વસંતઋતુ ત્યાં પ્રકટ થઇ.[૨૧] ગાતા અને નાચતા ગંધર્વો તથા અપ્સરાઓની સાથે ધનુષ્ય તથા બાણવાળો કામદેવ એ આશ્રમમાં પ્રગટ થયો.[૨૨] ઇંદ્રના એ સઘળા અનુચરોએ અગ્નિમાં હોમ કરી ધ્યાનથી આંખો મીચીને બેઠેલા અને દેહધારી અગ્નિની પેઠે અસહ્ય તેજવાળા માર્કંડેયને દીઠા.[૨૩] માર્કંડેયની સામે સ્ત્રીઓ નાચવા લાગી અને ગંધર્વો ગાવા લાગ્યા તથા મૃદંગ, વીણા અને પણવો લઇને મનોહર રીતે બજાવવા લાગ્યા[૨૪] તે સમયમાં કામદેવે શોષણ, દીપન, સંમોહન, તાપન તથા ઉન્માદન નામનાં પાંચ મુખવાળું અસ્ત્ર પોતાના ધનુષમા સાધ્યું. વસંત, લોભ અને બીજાપણ ઇંદ્રના ભૃત્યો તે માર્કંડેયના મનને કંપાવવા લાગ્યા.[૨૫] દડાથી રમતી પુંજિકસ્થલીઅપ્સરા કે જેની કટિ સ્તનના ભારથી બહુજ લચકતી હતી, જેના કેશમાંથી માળા પડીજતી હતી, અને જેની દૃષ્ટિ ચારેકોર ફરતી હતી, તે અ-

પ્સરા દડો પકડવાને દોડતાં કટિમેખળા તુટી જવાથી તેના ઝીણા વસ્ત્રને વાયુએ ઉડાડી દીધું.[૨૬-૨૭] તે સમયમાં માર્કંડેયને પોતાને વશ થયેલા માનીને કામદેવે બાણ મૂક્યું. જેમ ભાગ્યરહિત માણસનો ઉદ્યમ વ્યર્થ જાય તેમ એ કામદેવાદિકનો સઘળો પરિશ્રમ માર્કંડેય ઉપર વ્યર્થ ગયો.[૨૮] એ પ્રમાણે માર્કંડેયનું પ્રતિકુળ કરતા એ સર્વ લોકો માર્કંડેયના તેજથી બળવા લાગતાં, બાળકો જેમ સર્પને જગાડી ડરીને પાછાંવળી જાય તેમ પાછાવળી ગયા.[૨૯] હે શૌનકમુનિ! એ પ્રમાણે ઇંદ્રના અનુચરોએ પરાભવ કરતાં છતાં પણ માર્કંડેયને કાંઈ વિકાર થયો નહીં, એ મહાત્મા પુરૂષોના સંબંધમાં આશ્ચર્યરૂપ કહેવાયજ નહીં.[૩૦] ગણુસહિત કામદેવને નિસ્તેજ જોઈ અને માર્કંડેયનો પ્રભાવ સાંભળીને ઇંદ્રને મોટો વિસ્મય થયો.[૩૧] એ પ્રમાણે તપ, સ્વાધ્યાય અને જીતેંદ્રિયપણાથી મનને વશ રાખતા એ માર્કંડેય ઉપર અનુગ્રહ કરવાસારૂ નરનારાયણ ભગવાન ત્યાં પ્રકટ થયા.[૩૨] ત્રેવડું જનોઇ, કમંડલુ, વાંસનો સરળ દંડ, કમળકાકડીની માળા, જીવ મરે નહી એવી રીતે તેઓને દૂર કરવાની વસ્ત્રની સાવરણી અને દર્ભની મુષ્ટિને ધરનારા, શ્વેત અને શ્યામ વર્ણવાળા, નવીન કમળ સરખાં નેત્રવાળા, ચાર ચાર ભુજાવાળા, મૃગચર્મ તથા વલ્કલરૂપી વસ્ત્રવાળા, હાથમાં પવિત્રીઓવાળા, સાક્ષાત્ તપોમય, દીપતી વીજળી સરખી પીળી કાંતિવાળા, ઊંચા, મોટા મોટા દેવતાઓએ પૂજેલા અને વિષ્ણુના અવતારરૂપ એ નર તથા નારાયણ ઋષિને જોઇને માર્કંડેયમુનિ મોટા આદરથી ઉભા થઈ શરીરવડે દંડની પેઠે તેઓને પગે લાગ્યા.[૩૩-૩૫]નરનારાયણનાં દર્શન થવાના આનંદથી દેહ, ઇંદ્રિય અને મન બહુજ શાંતિ પામતાં જેનાં રૂંવાડાં ઉભાં થયાં એવા માર્કંડેયઋષિ નેત્રમાં આંસુ ભરાઈ આવતાં તેઓની સામું જોઈ શક્યા નહીં.[૩૬] પછી ઉભા થઇ હાથ જોડી જાણે ઉત્સુકપણાથી આલિંગન કરતા હોય એમ નમતા હરીને ગદ્ગદ સ્વરથી નમોનમઃ એટલું નરનારાયણને કહ્યું.[૩૭] એઓને આસન લાવી આપી પગ ધોઇને અર્ધ્ય, ચંદન, ધૂપ અને પુષ્પોથી તેઓની પૂજા કરી.[૩૮] સારીરીતે આસનપર બેઠેલા અને કૃપા કરવામાં સજ્જ થયેલા એ મહાત્મા નરનારાયણને ચરણમાં ફરીવાર પ્રણામ કરીને માર્કંડેયે આ પ્રમાણે સ્તુતિ કરી.[૩૯]

માર્કંડેય સ્તુતિ કરેછે—પ્રાણીઓનો, બ્રહ્માનો, સદાશિવનો અને મારો પણ પ્રાણ જેની પ્રેરણાથી પ્રવર્તેછે, અને પ્રાણની પછવાડે વાણી, મન અને ઇંદ્રિયો પ્રવર્તેછે, તે આપની સ્તુતિ હું શી રીતે કરી શકું? આમ હોવાથી જો કે કોઇપણ સ્વતંત્ર નથી, તોપણ તમે પ્રવર્ત્તાવેલાં ભ્રાણાદિકથી તમારૂં ભજન કરનારાઓની ઉપર પણ તમે આત્માના બંધુરૂપે ઘણી કૃપા કરોછો.[૪૦] જેમ જગતની રક્ષા કરવાસારૂ તમે બીજા અનેક અવતાર ધરોછો તેમજ આ બે મૂર્તિઓ પણ જગતનું પાલન કરવાસારૂ, દુઃખ મટાડવા સારૂ અને મોક્ષ દેવા સારૂ તમે ધરેલીછે. જેમ પાલનાદિક તમારૂં કામ છે તેમ સૃષ્ટિ અને લય પણ તમારાંજ કામ છે. કરોળીઓ જેમ લાળને સરજીને પાછી ગળી જાયછે તેમ તમે આ સર્વ જગતને સરજીને પાછું ગળી જાઓછો.[૪૧]પાલન કરનાર અને સ્થાવર જંગમના ઈશ્વર તે આપના ચરણનું મૂળ કે જેમાં રહેલાને કર્મ, ગુણ અને કાળના મેલ અડી પણ શકતા નથી, તથા વેદના તાત્પર્યને જાણનારા મુનિઓ પ્રાપ્ત થવાને માટે જેને નમેછે, પૂજેછે, વારંવાર સ્તુતિ કરેછે અને ધ્યાન કરેછે; તે ચરણના મૂળને હું ભજુંછુ.[૪૨] હે ઇશ્વર! જેને માથે ચારેકોર ભય છે, એવા લોકને મોક્ષરૂપ આપના ચરણની પ્રાપ્તિવિના બીજું કશું નિર્ભયસ્થાન અમો જાણતા નથી. જેનું સ્થાનક બે પરાર્દ્ધસુધી રહેછે એવા બ્રહ્મા પણ આપની ભ્રકુટિના ચાળારૂપ કાળથી બહુજ બીએછે, ત્યારે બ્રહ્માએ સરજેલાં પ્રાણીઓ બીએ તેમાં તો શુંજ કહેવું?[૪૩] એટલા માટે સ્વરૂપનું આવરણ કરનાર, નિષ્ફળ, તુચ્છ, વિનાશી અને મિથ્યા હોવાથી સ્વરૂપથી ભિન્ન

નહીં દેખાતા આ દેહાદિકના ભજનને છોડી દઇને સત્યજ્ઞાનસ્વરૂપ, જીવના નિયંતા અને સર્વેથી ન્યારા આપના ચરણના મૂળને હું ભજુંછું. પુરુષ જો તમને ભજે તો તમારી પાસેથીજ તેને સઘળાં વાંછિત ફળો મળેછે.[૪૪] હે ઈશ્વર ! હે જીવના બંધુ ! આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયના કારણરૂપ સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો જો કે તમારી માયાએજ કરેલાછે અને તે ગુણમય શરીરરૂપ લીલાઓ તમેજ ધરેલીછે. તોપણ તેઓમા જે સત્વગુણમય શરીરની લીલા છે તેજ મનુષ્યોને શાંતિ આપેછે, બીજી લીલાઓથી શાંતિ થતી નથી; પણ દુઃખ, મોહ અને ભયજ થાયછે.[૪૫] હે પ્રભુ ! ભક્તલોકો સત્વગુણનેજ ઇશ્વરનુ રૂપ માનેછે પણ રજોગુણ કે તમોગુણને ઇશ્વરનું રૂપ માનતા નથી, એટલામાટે નિપુણપુરુષો તમારી પોતાની આ નારાયણ નામની શુદ્ધ મૂર્તિને અને ભક્ત જીવોની આ નર નામની શુદ્ધ મૂર્તિને ભજેછે, કે જેઓનું ભજન કરવાથી વૈકુંઠલોક અને તેમાં પણ અભય તથા આત્મસુખની પ્રાપ્તિ થાયછે.[૪૬] તે નારાયણ અને નરોત્તમ ઋષિરૂપ આપ કે જે વ્યાપકપુરુષ, સર્વરૂપ, સર્વના ગુરૂ, પરમ દેવ, શુદ્ધ, વાણીને નિયમમાં રાખનાર અને વેદમાર્ગને પ્રવર્ત્તાવનાર છો તેમને હું પ્રણામ કરૂંછું.[૪૭] જે આપની માયાથી પ્રેરાએલી મતિવાળો અને તેથીજ વ્યર્થ ઇન્દ્રિઓના માર્ગોથી ભટકતી બુદ્ધિવાળો પુરૂષ પોતાની ઇંદ્રિયોમાં, પ્રાણમાં, હૃદયમાં અને વિષયોમાં પણ નિરંતર રહેલા આપને જાણતો નથી, તે આપને હું પ્રણામ કરૂંછુ. આદિપુરૂષ બ્રહ્માને પણ સર્વના ગુરૂ આપે વેદ આપ્યા પછી આપનું જ્ઞાન થયુંછે.[૪૮] આપના રહસ્યનો પ્રકાશ કરનાર આપનું જ્ઞાન વેદમાંજ થાયછે. વેદને છોડીને બીજા સાંખ્યયોગાદિક ઉપાયોથી આપને જાણવામાં યત્ન કરતાં બ્રહ્માદિક વિદ્વાનો પણ મોહ પામેછે; કારણ કે આપના સ્વરૂપનું જ્ઞાન દેહાદિક સંઘાતને [illegible] હોવાથી સાંખ્યાદિક વિવાદોના સર્જક [illegible] આપનો સ્વભાવ અનુસરેછે, એટલે જેવું નિરૂપણ કરે તેવુ થઈ શકેછે. એવા મહાપુરૂષ આપને હું પ્રણામ કરૂંછું.[૪૯]

> यद्दर्शनं निगम आत्मरहःप्रकाशं
> मुह्यन्ति यत्र कवयोऽजपरा यतन्तः ।
> तं सर्ववादविषयप्रतिरूपशीलं
> वंदे महापुरुषमात्मनिगूढबोधम् ॥४९॥

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દ્વાદશસ્કંધનો આઠમો અધ્યાય સંપૂર્ણ.

——o——

## અધ્યાય ૯ મો.*

### પ્રલયના સમુદ્રમાં ડૂબકી ખાતા માર્કંડેયને બાળમુકુંદ ભગવાનનાં થયેલાં દર્શન.

सूतउवाच.

> संस्तुतो भगवानित्थं मार्कण्डेयेन धीमता ।
> नारायणो नरसखः प्रीत आह भृगूद्वहम् ॥१॥

સૂત કહેછે—એ પ્રમાણે સુબુદ્ધિ માર્કંડેયે સ્તુતિ કરતાં નરના સખા નારાયણ ભગવાને પ્રસન્ન થઇને માર્કંડેયને આ પ્રમાણે કહ્યું.[૧]

નારાયણ કહેછે—હે બ્રહ્મર્ષિઓમાં ઉત્તમ ! ચિત્તના એકાગ્રપણાથી, મારી અવિચળ ભક્તિથી, તપથી, સ્વાધ્યાયથી અને સંયમથી તમે સિદ્ધ થયાછો. તમે મોટું બ્રહ્મચર્ય પાળ્યું તેથી અમો પ્રસન્ન થયાછીએ. અમે કે જેઓ વરદાન દેનારાઓના સ્વામી છીએ તેઓની પાસેથી મનોવાંછિત વર માગી લ્યો.

માર્કંડેય કહેછે—હે દેવના દેવ ! હે ઈશ ! હે શરણાગતોની પીડાને હરનાર ! હે અચ્યુત ! આપે વરદાન માગવાનું કહ્યું તેથી ઉત્કર્ષ દેખાડયો; પરંતુ મને વરની ઈચ્છા નથી. આપે દર્શન દીધું એજ મને મોટુ વરદાન મળી ચુક્યું.[૪] બ્રહ્માદિક મહાત્માઓ યોગવડે પરિપકવ થયેલા મનથી જે આપના સુંદર ચરણારવિંદનું દર્શન મેળવીને કૃતાર્થ થાયછે, તે આપે મને પ્રત્યક્ષ દર્શન દીધું,

* આ નવમા અધ્યાયમાં ભગવાનની માયાને જોવાને ઇચ્છતા માર્કંડેયને પ્રલયના સમુદ્રમાં પેસતાં અને નીકળતાં વારંવાર બાળરૂપ ભગવાનના આવિર્ભાવરૂપનું દર્શન થયાની કથા કહેવામાં આવશે.

તો હવે આથી વધારે બીજો કયો વર છે?[૫] તો-પણ હે કમળપત્રસરખાં નેત્રવાળા ! હે પવિત્ર કીર્ત્તિવાળાઓના શિરોમણિ ! આપની માયા કે જેથી લોકપાળ સહિત લોકો સ્વરૂપમાં ભેદ માને છે તેને જોવાને ઈચ્છું છું.[૬]

સૂત કહેછે—માર્કંડેયે સારી રીતે પૂજેલા નારાયણ ભગવાન્ માર્કંડેયની માગણીને તથાસ્તુ એમ કહીને હસતા હસતા બદરિકાશ્રમમાં ગયા.[૭] પછી એ માયાના દર્શનનેજ ચિંતવતા અને અગ્નિ, સૂર્ય, ચંદ્ર, જળ, પૃથ્વી, આકાશ અને આત્મામાં ભગવાનનું ધ્યાન કરતા માર્કંડેયમુનિ પોતાના આશ્રમમાં રહીને મનોમય પદાર્થોથી સર્વે સ્થળમાં ભગવાનનુ પૂજન કરતા હતા. કોઇ સમયે પ્રેમના પૂરમાં ડુબીજતાં પૂજાને પણ ભૂલીજતા હતા[૮-૯]હે શૌનક મુનિ ! એક દિવસે સાયંકાળે પુષ્પભદ્રાનદીને કાંઠે એ માર્કંડેય બેઠા હતા ત્યાં ભારે વાયુ ઉત્પન્ન થયો.[૧૦]ભયંકર શબ્દ કરતા વાયુની પછવાડે વિકરાળ મેઘ વરસવા લાગ્યા. વીજળીઓથી ભારે શબ્દ કરતા એ મેઘ રથની ધરી જેવી જાડી જાડી ધારાઓને મૂકવા લાગ્યા.[૧૧] પછી વાયુના વેગને લીધે મોજાઓથી પૃથ્વીને ડુબાવી દેતા અને મહાભયંકર ચકરીઓ, મોટા મોટા ઝૂડ, તથા ગંભીર શબ્દ વાળા ચારે સમુદ્રો ચારેકોર દેખાવા લાગ્યા. જરાયુજ આદિ ચારે પ્રકારના જગતને જળથી, બહુ ઝબકતી વીજળીઓથી અને કઠોર વાયુઓથી પોતાની સાથે અંદર અને બહાર ઉપદ્રવ પામેલુ જોઇને અને પૃથ્વીને પાણીમાં ડુબી જતી જોઇને કચવાઇ ગયેલા માર્કંડેય બહુજ ત્રાસ પામ્યા.[૧૨-૧૩]આ પ્રમાણે માર્કંડેય જોતાજ હતા, તેટલામાં મોજાઓથી ભયંકર, વાયુએ ધુમાવેલા જળવાળા, અને વરસતા મેઘોથી પૂર્ણ થતા મહાસમુદ્રે પૃથ્વીને દ્વીપ, ખંડ અને પર્વતોની સાથે ઢાંકી દીધી.[૧૪] પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગમાં રહેનારાં પ્રાણીઓસહિત, જ્યોતિર્ગણોસહિત અને દિશાઓસહિત ત્રૈલોક્ય ડુબી ગયું. અવશેષ રહેલા એ એક માર્કંડેયમુનિજ જટા છૂટી મૂકીને જડ અને અંધની પેઠે જળમાં ભમવા લાગ્યા.[૧૫]ક્ષુધા અને તૃષાથી વ્યાપ્ત થયેલા, મકર અને તિમિંગલોથી દુ:ખી થતા, મોજાવાળા પવને પ્રહાર કરેલા, અપાર અંધારામાં પડેલા, ભટકતા અને પરિશ્રમ પામતા મુનિ, આકાશ કે પૃથ્વીને જાણતા નહતા.[૧૬]કોઇ સ્થળે પાણીની મોટી ચકરીમાં પડતા હતા, કોઈ સ્થળે મોજાઓનો પ્રહાર વાગતો હતો, કોઇ સ્થળે પરસ્પરનો ઘાત કરનારા જળજંતુઓ એમને ખાઇજતા હતા.[૧૭]કોઇ સમયે શોકને, કોઇ સમયે મોહને, કોઇ સમયે દુ:ખને, કોઇ સમયે સુખને, કોઇ ભમયે ભયને અને કોઈ સમયે મૃત્યુને પામતા હતા; રોગાદિકથી પણ પીડા પામતા હતા.[૧૮]વિષ્ણુની માયાથી ઘેરાએલા અને પ્રલયના સમુદ્રમાં ભટકતા માર્કંડેયને સૈકડો, હજારો અને લાખો વર્ષ વીતી ગયાં.[૧૯]એ સમુદ્રમાં ભમતા માર્કંડેયમુનિએ કોઇ સમયે પૃથ્વીના ઉંચા ભાગ પર ફળ અને પલ્લવોથી શોભતો એક કોમળ વડ દીઠો.[૨૦]એ વડની ઈશાન ખૂણાની શાખામાં પાંદડાના પડીઆમાં સૂતેલો અને કાંતિથી અંધારાને મટાડતો એક બાળક પણ જોવામાં આવ્યો.[૨૧]એ બાળકનો વર્ણ મોટા ઇંદ્રનીલમણિના જેવો શ્યામ હતો, મુખારવિંદ શોભતુ હતું, કંઠ શંખના જેવો ત્રણ રેખાવાળો હતો, છાતી મોટી હતી, નાક અને ભમર સુંદર હતાં.[૨૨]શ્વાસથી કંપતા કેશ બહુજ શોભા આપતા હતા, અંદર શંખની પેઠે વળેલા સુંદર કાનમાં દાડિમીનાં ફૂલ લાગેલાં હતાં, પરવાળાં જેવા હોઠની કાંતિથી અમૃત સરખુ સ્વચ્છ મંદ હાસ્ય જરાક રાતુ લાગતું હતુ.[૨૩] નેત્રની અણીઓ કમળના ગર્ભની પેઠે રાતી હતી, જોવું સુંદર હાસ્યપૂર્વક હતું, પીપળાના પાંદડા સરખા ઉદરમાં શ્વાસથી કંપતી વળીઓથી ચંચળ અને ઉંડી નાભિ શોભતી હતી.[૨૪]એ બાળક સુંદર આંગળીઓવાળા બે હાથવતે કમળસરખા પગને ઉંચો કરી મોઢામાં નાંખીને તેને ધાવતો હતો. એ બાળકને જોઇને માર્કંડેય વિસ્મય પામ્યા.[૨૫]એના દર્શનથી પરિશ્રમ મટી જતાં આનં-

દનેલીધે જેનાં હૃદયકમળ અને નેત્રકમળ પ્રફુલ્લિત થયાં અને અદ્ભુત પદાર્થની શંકાથી જેનાં રૂંવાડાં ઉભાં થઇ ગયાં, એવા માર્કંડેયમુનિ બીતા બીતા પણ તે બાળકને પૂછવાસારૂ પાસે ગયા.[૨૬] તેટલી વારમાં એ માર્કંડેય તે બાળકના શ્વાસની સાથે મસલાંની પેઠે તેના શરીરની અંદર પેશી ગયા, તો તે નાના પેટમાં પણ આ સઘળું જગત્ પ્રલયથી પેહેલાં જેવી સ્થિતિનું હતું તેવુંજ દીઠું, તેથી બહુજ વિસ્મય પામીને મોહ પામી ગયા.[૨૭]આકાશ, સ્વર્ગ, પૃથ્વી, તારાઓના સમૂહ, પર્વતો, સમુદ્રો, દ્વીપ, ખંડ, દિશાઓ, સુર, અસુર, વન, દેશ, નદીઓ, નગર, ખાણો, ખેડુતનાં ગામો, ગોકુળ, આશ્રમો, વર્ણો, વર્ણાશ્રમની વૃત્તિઓ, પંચમહાભૂત, એ ભૂતોથી ઉત્પન્ન થયેલા પદાર્થો, અનેક યુગ અને કલ્પોની કલ્પના કરાવનારો કાળ અને બીજુ પણ જે કાંઈ વ્યવહારનું કારણ છે, તે સઘળુ કે જે તે બાળકની સત્તાથીજ સત્તાવાળા જેવુ લાગેછે તેને માર્કંડેયે દીઠું.[૨૮-૨૯]હિમાલય, પુષ્પવહા નામની એ નદી, પોતાનો આશ્રમ અને તેમાં રહેનારા ઋષિઓ પણ જોવામાં આવ્યા. માર્કંડેય એ સઘળુ જોતા હતા, તેટલામાંજ એ બાળકના શ્વાસે તેમને બહાર ફેંકી નાંખતાં લયના સમુદ્રમાં પડયા.[૩૦]ત્યાં પૃથ્વીના ઊંચા ભાગમાં ઉગેલો વડ અને તેના પાંદડાના પડીઆમાં સૂતેલો બાળક જોવામાં આવ્યો બાળકે પ્રેમનેલીધે અમૃત સરખા મંદહાસ્યસહિત નેત્રની અણીથી તેમના સામુ જોયુ.[૩૧]પછી બહુજ મુંઝાએલા માર્કંડેયઋષિ પોતાના હૃદયમાંજ રહેનારા ભગવાનરૂપ બાળકને નેત્રથી જોઇ તેમનું આલિંગન કરવાસારૂ પાસે ગયા, તેટલી વારમાં તે સાક્ષાત્ યોગના ઇશ્વર અંતર્યામી ભગવાન, ભાગ્યરહિત માણસે કરેલા ઉદ્યમની પેઠે તુરત તે ઋષિ પાસેથી અંતર્ધાન થઇ ગયા.[૩૨-૩૩]હે શૌનકમુનિ! ભગવાનની પછવાડે વડ, જળ અને જગતનો પ્રલય ક્ષણમાત્રમાં અંતર્હિત થઈગયાં, અને માર્કંડેય પોતાના આશ્રમમાં પ્રથમની પેઠેજ બેઠા હતા.[૩૪]

तमन्वथ वटो ब्रह्मन् सलिलं लोकसंप्लवः।
तिरोधायि क्षणादस्य स्वाश्रमे पूर्ववत् स्थितः॥३४॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દ્વાદશસ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૦ મો.*

### સદાશિવે માર્કંડેયને આપેલું વરદાન.

સૂતઉવાચ

स एवमनुभूयेदं नारायण विनिर्मितम्।
वैभवं योगमायायास्तमेव शरणं ययौ॥१॥

સૂત કહેછે-નારાયણે રચેલા એ યોગમાયાના વૈભવનોએ પ્રમાણે અનુભવ કરી તે માર્કંડેય એ ભગવાનનુ જ શરણ લેતાંઆ પ્રમાણે બોલ્યા.[૧]

માર્કંડેય કહેછે-હે પ્રભુ! વિદ્વાનપણાનું અભિમાન ધરાવનારા મારા જેવા લોકો પણ જ્ઞાનજેવી લાગતી જેની માયાથી મોહ પામેછે, તે આપના શરણાગતોને અભય આપનારા ચરણારવિંદના મૂળનુ હુ શરણ લઉ છું.[૨]

સૂત કહેછે-પોઠીઆ પર બેસી પાર્વતીની સાથે આકાશમાં ફરતા અને પ્રમથ ગણોથી વીંટાએલા સદાશિવે કોઇ દિવસે સમાહિત ચિત્તવાળા એ માર્કંડેયને દીઠા.[૩] પછી પાર્વતીએ તે ઋષિને જોઇને સદાશિવને કહ્યુ કે-"હે મહારાજ! જેમ વાયુ ન હોય ત્યારે સમુદ્રનાં જળ અને મકરાદિકના સમૂહ સ્થિર થઈ ગયા હોય, તેમ જેનાં દેહ, ઈન્દ્રિય અને મન નિશ્ચળ થઈ ગયાંછે એવા આ બ્રાહ્મણને જુઓ અને તેના તપના ફળને પ્રગટ કરો, કારણકે આપ સિદ્ધિ આપનારછો.[૪-૫]

સદાશિવ કહેછે-અવિનાશી પુરૂષોત્તમ ભગવાનની પરમ ભક્તિ મળવાને લીધે આ બ્રહ્મર્ષિ કોઈ પણ લોકના સુખને ઇચ્છતા નથી અને મોક્ષને પણ ઈચ્છતા નથી, તોપણ હે પાર્વતી! આ સાધુપુરૂષની સાથે આપણે વાતો કરીશું; કેમકે મનુષ્યોમાં સાધુજનનો સમાગમ એજ મોટો લાભ છે.[૬-૭]

---

* આ દશમા અધ્યાયમાં સદાશિવે પધારી પ્રસન્ન થઇને માર્કંડેયને વરદાન દીધાં, અને પછી બહુજ પ્રીતિથી બાળણ કરીને તેમનો સત્કાર કર્યો, એ કથા કહેવામાં આવશે.

સૂત કહેછે—સર્વ વિદ્યાઓના અને સર્વ પ્રાણીઓના ઇશ્વર અને સત્પુરૂષોના પતિ સદાશિવ આ પ્રમાણે બોલીનેતેમાર્કંડેયની પાસે આવ્યા.[૮] માર્કંડેયમુનિ પોતે અંત:કરણની વૃત્તિઓને રોકી લેવાને લીધે પોતાને, જગતને કે તે સાક્ષાત્ ઈશ્વર અને જગતના આત્મારૂપ શિવપાર્વતીના આવવાને જાણતા નહી હતા[૯] પ્રભુ સદાશિવ એ વાત જાણી લઇને, વાયુ જેમ છિદ્રમાં પેસે તેમ યોગમાયાથી માર્કંડેયના હૃદયાકાશમાં પેઠા.[૧૦] વીજળી સરખી પીંગળી જટાને ધરનાર, ત્રણ નેત્રવાળા, દશ ભુજાવાળા, ઉંચા, ઉગતા સૂર્યની પેઠે તેજસ્વી અને જેમણે વાઘનાચર્મનુ વસ્ત્ર, ત્રિશૂળ, ધનુષ્ય, બાણ, તરવાર, ઢાલ, રૂદ્રાક્ષની માળા, ડમરૂ, કપાલ અને ફરશી સાથે ધર્યા હતાં, એવા સદાશિવને હૃદયમાં આવીને અકસ્માત્ પ્રકાશેલા જોઇને 'આ શુ અને ક્યાંથી ?' એમ વિસ્મય થતાં માર્કંડેયની સમાધિ ઉતરી ગઈ, અને નેત્ર ઉઘાડીને જુએછે ત્યાં ત્રૈલોક્યના મુખ્ય ગુરૂ સદાશિવ પોતાના ગણો અને પાર્વતીની સાથે પધારેલા જોવામાં આવ્યા માર્કંડેય મુનિએ તેમને મસ્તકથી પ્રણામ કર્યા, અને સ્વાગત વચન, આસન, પાદ્ય, અર્ઘ, ચંદન, ધુપ અને દીપથી ગણો તથા પાર્વતીસહિત તેમની પૂજા કરી[૧૧-૧૫] પછી કહ્યું કે—"હે પ્રભુ ! હે ઈશ્વર ! આપ કે જે પોતાના પ્રભાવથીજ પૂર્ણકામ છો અને જગતને પરમ સુખ આપનારછો, તેમનુ હુ શું કાર્ય કરૂં ?[૧૬] આપ કે જે નિર્ગુણ, શાંત, સત્વના અધિષ્ઠાતા, પરમ સુખ આપનાર અને રજોગુણ તથા તમોગુણને સેવનાર છતાં પણ અઘોર છો, તેમને હુ પ્રણામ કરૂ છુ."[૧૭] માર્કંડેયે આ પ્રમાણે સ્તુતિ કરતાં પ્રસન્ન થયેલા, સ્વચ્છ અંત:કરણવાળા અને સત્પુરૂષોના શરણરૂપ એ આદિદેવ સદાશિવે હસતાં હસતાં તેમને આ પ્રમાણે કહ્યું[૧૮]

સદાશિવ કહેછે—અમારી પાસેથી વરદાન માગી લ્યો, કેમકે બ્રહ્મા, વિષ્ણુ અને હુ એ ત્રણે, વરદાન દેનારાઓના સ્વામી છીએ. અમારૂં દર્શન અમોઘ છે કે જેઓની પાસેથી મનુષ્યને મોક્ષ મળેછે.[૧૯] જે બ્રાહ્મણો સાધુ, શાંત, સંગરહિત, પ્રાણીઓપર દયા રાખનારા, અમારા સાચા ભક્ત, વૈરરહિત અને સમદૃષ્ટિવાળા હોય, તેઓને લોકોસહિત લોકપાળ દેવતાઓ નમેછે, પૂજેછે અને સેવેછે, એટલુંજ નહી પણ હુ, મહાત્મા બ્રહ્મા અને સર્વના ઈશ્વર પોતે વિષ્ણુ પણ સેવેછે. એટલામાટે વર દેવા આદિથી અમો અનુગ્રહ કરતા નથી, પણ તમારી સેવાજ કરીએ છીએ[૨૦-૨૧] તમ જેવા બ્રાહ્મણો મારામાં, વિષ્ણુમાં, બ્રહ્મામાં પોતામાં અને લોકોમાં થોડીપણ ભેદદૃષ્ટિ રાખતા નથી, એટલામાટે તમોને અમો પણ ભજીએ છીએ.[૨૨] તીર્થો જળમયજ છે અને દેવતાઓની મૂર્તિઓ જડજ છે એમ નથી, પણ તેઓ ઘણેકાળે પવિત્ર કરે છે, અને તમલોકો તો દર્શનમાત્રથી પવિત્ર કરોછો.[૨૩] બ્રાહ્મણો કે જેઓ ચિત્તની એકાગ્રતા, તપ, સ્વાધ્યાય અને સંયમથી અમારા વેદમય સ્વરૂપને ધરેછે તેઓને અમો નમીએછીએ.[૨૪] મહાપાપી અને ચાંડાલો પણ તમલોકોના દર્શનથી અને શ્રવણથી પણ પવિત્ર થાયછે ત્યારે તમલોકોની સાથે વાતો કરવા આદિથી પવિત્ર થાય તેમાં તો શુ જ કહેવુ ?[૨૫]

સૂત કહેછે—એપ્રમાણે ધર્મનારહસ્યથી ભરેલુ અને કાનને અમૃતના સ્થાનકરૂપ સદાશિવનુ વચન સાંભળતાં માર્કંડેયઋષિ તૃપ્તિ પામ્યાનહીં.[૨૬] વિષ્ણુની માયાએ ઘણાકાળ સુધી ભમાવેલા અને બહુજ મુઝેલા તે ઋષિએ સદાશિવની વાણીરૂપ અમૃતથી પોતાના ક્લેશના સમૂહ મટીજતાં તેમને આ પ્રમાણે કહ્યું[૨૭]

માર્કંડેય કહેછે—અહો ! આ ઈશ્વરની લીલા પ્રાણીઓના તર્કમાં ન આવે એવીછે, કે જે લીલાથી પોતે જગતના ઈશ્વરો પોતાના હાથનીચે રહેનારાં દાસભૂત પ્રાણીઓને નમે છે અને વખાણેછે.[૨૮] ઘણુ કરીને એમ જણાય છે કે લોકોને ધર્મ શીખવવાસારૂ ધર્મના વક્તાઓ પણ પોતે ધર્મનુ આચરણ કરેછે, કોઇએ કરાતા ધર્મમાં અનુમોદન આપેછે અને તે ધર્મનાં વખાણ કરેછે.[૨૯] પોતાની માયામય વૃત્તિઓને લઈને આપ

બીજા પ્રાણીઓને પ્રણામાદિક કરો એટલાથી કાંઇ આપના પ્રભાવને હાનિ પોહોચે એમ નથી. નટ, વેષ બદલાવીને પોતાના હાસાદિકને પ્રણામ કરે તેથી તે નટની મોટાઈને કશુ દૂષણ લાગેજ નહી.[30] સ્વપ્નને જોનારો પુરૂષ જેમ મનથી અનેક શરીર ઉત્પન્ન કરી તેઓમાં પેસીને ઇંદ્રિયોએ કરાતી ક્રિયાને લીધે જાણે પોતેજ કર્ત્તા હોય એવો લાગેછે, તેમ આપ કે જે મનથી આ જગતને સરજી તેમાં પોતાના સ્વરૂપથી પ્રવેશ કરીને ગુણોએ કરાતી ક્રિયાઓનેલીધે કર્ત્તા જેવા લાગોછો તેમને હુ પ્રણામ કરૂ છુ [31] ત્રણ ગુણવાળા છતાં પણ ગુણોના નિયતાપણાથી રહેનાર, કેવળ, અદ્વિતીય અને પરબ્રહ્મમૂર્તિ ગુરૂરૂપ આપને પ્રણામ કરૂંછુ.[32] હે મહારાજ ! તમારૂ સર્વોત્તમ દર્શન મને મળ્યુ તો હવે એ ઉપરાંત બીજુ કયુ વરદાન માગુ ? પુરૂષ તમારા કૃપાકટાક્ષથીજ પૂર્ણકામ અને સત્યકામ થાયછે.[33] તોપણ આપ કે જે પૂર્ણ અને ભકતોના મનોરથોને વરસનારછો તેમની પાસેથી એક વરદાન માગુ છું, તે એ કે ભગવાનમાં, ભગવાનના ભક્તોમાં અને આપમાં મને અવિચળ ભક્તિ રહે [34]

સુત કહેછે—આ પ્રમાણે માર્કંડેયમુનિએ પૂજેલા અને કોમળ વાણીથી સ્તુતિ કરેલા સદાશિવે પાર્વતીની સંમતિથી તેમને આ પ્રમાણે કહ્યુ [35]

સદાશિવ કહેછે—હે મોટા ઋષિ ! તમારી સઘળી ઇચ્છા પરિપૂર્ણ થશે. તમે કલ્પના અંતસુધી અજરામર રહેશો અને તમારી કીર્ત્તિ ઘણી પવિત્ર થશે, કારણ કે તમે ભગવાનના ભક્ત છો.[36] હે મુનિ ! તમે કે જે બ્રહ્મતેજવાળા છો, તેને ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન કાળનુ જ્ઞાન, વૈરાગ્યસહિત વિજ્ઞાન અને પુરાણનુ આચાર્યપણુ પ્રાપ્ત થશે.[37]

સૂત કહેછે—આ પ્રમાણે મુનિને વરદાન આપી તે મુનિના ચરિત્રની અને તેણે પૂર્વે દીઠેલા માયાના વૈભવની, પાર્વતીની પાસે વાતો કરતા કરતા ઈશ્વર સદાશિવ ત્યાંથી પધારી ગયા.[38] જેને મોટા યોગનો મહિમા મળ્યોછે એવા અને ભગવાનની પરમ ભક્તિને પામેલા એ માર્કંડેયમુનિ હજીસુધી પણ પોતાના એના એ શરીરથીજ વિચરેછે.[39] બુદ્ધિમાન્ માર્કંડેય મુનિના આ પવિત્ર ચરિત્રનો પ્રસંગ અને તેમણે અનુભવ કરેલો ભગવાનની અદ્ભુત માયાનો વૈભવ મે તમને કહી સંભળાવ્યો.[40] જગતનું જે ઉત્પત્તિ અને પ્રલયાદિક થાયછે તે ભગવાનની માયાજ છે એમ નહી જાણતા કેટલાએક લોકો, આ માર્કંડેયે અનુભવ કરેલો ભગવાનની માયાનો વૈભવ કે જે ઇશ્વરની ઇચ્છાથી અકસ્માત્ એકલા માર્કંડેયનાજ જોવામાં આવ્યો હતો, પણ નૈમિત્તિક કે પ્રાકૃતિકમાંનો કોઇ પણ પ્રલય ન હતો, તેને અનાદિકાળની રીતિ પ્રમાણે સાત વાર થયેલા નૈમિત્તિક પ્રલયરૂપ કહેછે. વાસ્તવિક તો એ છે કે માર્કંડેય એ બાળકના શ્વાસ અને ઉચ્છ્વાસથી સાત વાર તેના પેટમાં પેઠા અને સાત વાર બહાર નીકળ્યા, તેથી ક્ષણમાત્રમાંજ સાત કલ્પ થઇ ગયા.[41] હે શૌનકમુનિ ! આ પ્રમાણે ભગવાનના પ્રભાવથી ભરેલા આ માર્કંડેયના ચરિત્રને જે પુરૂષ સંભળાવે અને જે પુરૂષ સાંભળે તે બન્નેને કર્મની વાસનાએ કરાતાં જન્મમરણ થાય નહી [42]

य एवमेतद्भृगुवर्य वर्णितं
रथांगपाणेरनुभावभावितम् ।
संश्रावयेत् संशृणुयादुतावुभौ
तयोर्न कर्माशयसंसृतिर्भवेत् ॥ ४२ ॥

ઈતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દ્વાદશસ્કંધનો દશમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૧૧ મો.*

### પૂજાને માટે મહાપુરૂષનું વર્ણન અને પ્રત્યેક મહિને બદલાતા સૂર્યનું વર્ણન.

शौनक उवाच.

अथेममर्थं पृच्छामो भवंतं बहुवित्तमम् ।
समस्ततंत्रराद्धांते भवान् भागवततत्त्ववित् ॥ १ ॥

* આ અગીયારમા અધ્યાયમા પૂજાને માટે મહાપુરૂષનું વર્ણન કરવામા આવશે અને પ્રતિમાસે ભિન્નભિન્ન સૂર્યના વ્યૂહ કહેવામાં આવશે.

શૌનક પૂછેછે—હે મહાવૈષ્ણવ સૂત ! તમકે જે ઘણું જાણનારાઓમાં શ્રેષ્ઠ છો તેમને અમે એક વિષય પૂછીએ છીએ. કારણકે સઘળાં તંત્ર-શાસ્ત્રોના સિદ્ધાંતને તમે જાણોછો.[1] ભગવાન્ કે જે કેવળ નિરાકાર છે તેમનુ પૂજન કરવામાં તાંત્રિકલોકો ભગવાનનાં પાદાદિક અંગ, ગરૂડાદિક ઉપાંગ, ચક્રાદિક આયુધ અને કૌસ્તુભાદિક આભૂષણોને કેવી રીતે કલ્પેછે? અને કયાં તત્વોથી કલ્પેછે તે અમને કહો. જે પૂજન કરવાની ચાતુરીથી મનુષ્યને પણ અમરપણું મળેછે, તે પૂજનનો પ્રકાર જાણવાને અમો ઇચ્છીએ છીએ.[૨-૩]

સૂત કહેછે—ગુરૂઓને પ્રણામ કરી વિષ્ણુની વિરાટશરીર આદિ વિભૂતિઓ કહીશ, કે જે વિભૂતિઓ બ્રહ્માદિક આચાર્યોએ પણ વેદ અને તંત્રમાં કહેલીછે.[૪] ભગવાન્ પોતે નિરાકાર છે તોપણ તેમનાંઅંગાદિકની કલ્પના પૃથ્વી આદિ લોકોથી કરવામાં આવેછે, એટલે ભગવાનની મૂર્ત્તિને બ્રહ્માંડરૂપ ગણી તેનુ પૂજન કરવામાં આવેછે. માયા, સૂત્ર, મહત્તત્વ, અહંકાર અને પાંચ તન્માત્રાઓમાંથી અગીઆર ઇંદ્રિય અને પંચભૂતમય આ વિરાટશરીર એટલે બ્રહ્માંડ ઉત્પન્ન થયુ છે, કે જે ચૈતનરૂપ અધિષ્ઠાનવાળા બ્રહ્માંડમાં પૃથ્વી આદિ સર્વ લોકો જોવામાં આવેછે.[૫] આ બ્રહ્માંડને ઇશ્વરમાં કલ્પિત હોવાનેલીધે ઇશ્વરના દેહરૂપજ માનીને તેમાં પૃથ્વીને પગરૂપ, સ્વર્ગને મસ્તકરૂપ, આકાશને નાભિરૂપ, સૂર્યને નેત્રરૂપ, વાયુને નાસિકારૂપ, દિશાઓને કાનરૂપ, પ્રજાપતિને ઉપસ્થરૂપ, મૃત્યુને પાયુરૂપ, લોકપાળોને હાથરૂપ, ચંદ્રને મનરૂપ, યમને ભ્રકુટિરૂપ, લાજને ઉપલા હોઠરૂપ, લોભને હેઠલા હોઠરૂપ, ચાંદનીને દાંતરૂપ, ભ્રાંતિને હાસ્યરૂપ, વૃક્ષોને રૂવાડાંરૂપ, અને વાદળાંઓને કેશરૂપ કલ્પેલ છે.[૬-૮] આવા બ્રહ્માંડરૂપ દેહનુ ધુપદીપાદિકથી પૂજન અને સામટું ધ્યાન પણ થઇ શકે નહીં, એટલામાટે ધાતુ આદિની મૂર્ત્તિમાં તે દેહની અને અવયવોની કલ્પના કરી તેનુ પૂજન અને ધ્યાન કરવામાં આવેછે. આ બ્રહ્માંડરૂપ પુરૂષનું જે પ્રમાણ છે અને જેવી સ્થિતિ છે તે પ્રમાણ અને તેવી સ્થિતિ ભગવાનની નાની મૂર્ત્તિમાં પણ માનવામાં આવેછે.[૯]

મૂર્ત્તિમાંજે કૌસ્તુભમણિ ધરાવેલો હોયછેતેશુદ્ધ ચૈતન્ય ધર્યુ છે એમ માનવામાં આવેછે, વક્ષઃસ્થળમા જે શ્રીવત્સનુ ચિન્હ કરેલુ હોયછે, તે સાક્ષાત્ શુદ્ધ ચૈતન્યની વ્યાપક પ્રભાથી થયેલો જીવ છે એમ માનવામાં આવેછે.[૧૦] જે વનમાળા ધરાવેલ હોય તે તેની નાના પ્રકારના ગુણવાળી માયા કલ્પાય છે, પીતાંબર પેહેર્યું હોય તે વેદ કલ્પાય છે અને ઉપવીત પેહેરેલ હોય તે ૐકાર માનવામાં આવેછે.[૧૧] મૂર્ત્તિને જે મકરાકૃતિ કુંડળ ધરાવેલાં હોય છે તે સાંખ્ય અને યોગરૂપ છે એમ માનવામાં આવે છે, જે મુકુટ ધરાવેલો હોય છે તે સર્વલોકને અભય કરનાર બ્રહ્મલોક છે એમ માનવામાં આવેછે.[૧૨] મૂર્ત્તિને જે આધારરૂપ શેષનાગ કરવામાં આવેછે તે 'અનંત' એવા નામથી કહેવાતુ પ્રધાન છે એમ માનવામાં આવેછે. બેસવાનુ જે કમળ કરવામાં આવેછે તે ધર્મ અને જ્ઞાનાદિકથી યુક્ત સત્વગુણ છે એમ માનવામાં આવેછે,[૧૩] હાથમાં જે ગદા ધરાવેલી હોયછે તે શરીર, મન તથા ઇંદ્રિયોના બળસહિત પ્રાણ છે એમ માનવામાં આવેછે, હાથમાં જે શંખ ધરાવેલો હોયછે તે જળરૂપ તત્વ છે એમ માનવામાં આવેછે, હાથમાં જે ચક્ર ધરાવેલુ હોય છે તે તેજરૂપ તત્વ છે એમ માનવામાં આવેછે.[૧૪] હાથમાં જે શ્યામ તરવાર ધરાવેલી હોય છે તે આકાશરૂપ તત્વ છે એમ માનવામાં આવેછે, હાથમાં જે ઢાલ ધરાવેલી હોય છે તે તમોગુણ છે એમ માનવામાં આવે છે. હાથમાં જે શારંગધનુષ ધરાવેલુ હોય છે તે કાળ છે એમ માનવામાં આવેછે. જે બાણના ભાથા ધરાવવામાં આવેછે તે કર્મ છે એમ માનવામાં આવેછે.[૧૫] મૂર્ત્તિને જે બાણો ધરાવવામાં આવે છે તે ઇંદ્રિયો છે એમ માનવામાં આવેછે. મૂર્ત્તિને સારૂ જે રથ કરવામાં આવેછે તે મન છે એમ માનવામાં આવેછે. એ રથના જે અવયવો હોય છે તે પાંચ તન્માત્રારૂપ છે એમ માનવામાં આવેછે. હાથમાં વર અને અભયાદિકની મુદ્રાઓ

કરેલી હોયછે, તેથી ભગવાન્ વર અને અભયાદિક આપેછે એમ માનવામાં આવેછે.[૧૬] મૂર્તિનુ પૂજન કરવાની જે ભૂમિ હોય છે તે સૂર્યમંડળ રૂપ છે એમ માનવામાં આવેછે. ગુરૂએ આપેલી જે મંત્રદીક્ષા હોયછે, તે પોતાને પૂજન કરવાની યોગ્યતારૂપ છે એમ માનવામાં આવે છે. ભગવાનની જે પૂજા કરવામાં આવેછે તે પોતાના પાપના ક્ષયરૂપ છે એમ માનવામાં આવેછે.[૧૭] મૂર્તિના હાથમાં જે લીલાને માટે કમળ ધરાવેલુ હોયછે તે ઐશ્વર્યાદિક છ ગુણો છે એમ માનવામાં આવેછે. મૂર્તિને જે બે ચામર ધરાવેલાં હોય છે તે ધર્મ અને યશ છે એમ માનવામાં આવેછે[૧૮] જે છત્ર ધરાવેલુ હોય છે તે નિર્ભય વૈકુંઠલોક છે એમ માનવામાં આવેછે. મૂર્તિનું જે મંદિર હોયછે તે નિર્ભય મોક્ષરૂપ છે એમ માનવામાં આવેછે. મૂર્તિની પાસે જે ગરૂડ સ્થાપવામાં આવેછે તે યજ્ઞરૂપ પરમાત્માને ધારણ કરનાર ત્રણ વેદરૂપ છે એમ માનવામાં આવેછે.[૧૯] તેના પડખામાં જે લક્ષ્મીજી સ્થાપવામાં આવેછે તે ભગવાનની સાક્ષાત્ અવિચળ શક્તિછે એમ માનવામાં આવેછે મૂર્તિની પાસે પાર્ષદોનો અધિપતિ વિષ્વક્સેન સ્થાપવામાં આવે છે તે તંત્રશાસ્ત્રોનુ રૂપ છે એમ માનવામાં આવેછે. મંદિરના દ્વારમાં જે નંદ આદિ આઠ પાર્ષદો સ્થાપવામાં આવેછે તે અણિમા આદિ આઠ સિદ્ધિઓ છે એમ માનવામાં આવેછે[૨૦] વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ, એવાં નામોથી જે ચાર પ્રકારની મૂર્તિઓ કરવામાં આવેછે, તે વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ અને તુરીયરૂપ માનવામાં આવેછે, કે જેઓમાં પેહેલો વિષયો ઉપરથી, બીજો મન ઉપરથી, ત્રીજો અજ્ઞાન ઉપરથી અને ચોથો એ ત્રણેના સાક્ષીપણાથી ધારવામાં આવેછે.[૨૧-૨૨] અંગ, ઉપાંગ, આયુધ તથા આભૂષણથી શોભતા ચાર મૂર્તિવાળા ભગવાન્ પોતાની મૂર્તિમાં વિષયો, ઇંદ્રિયો, ગોલક અને દેવતાઓને અર્થાત્ આખા બ્રહ્માંડને ધરી રહ્યાછે એમ માનવામાં આવેછે.[૨૩] હે બ્રાહ્મણોમાં ઉત્તમ શૌનકમુનિ! વેદોના કારણરૂપ, સ્વયંપ્રકાશ, પોતાના મહિમાથી પરિપૂર્ણ, પોતાની માયાને લીધે સૃષ્ટિ, નાશ અને પાલન કરવાસારૂ બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર એવા નામોથી કહેવાતા એ પરમાત્મા જોકે એક સ્વરૂપજ છે, તોપણ તેને શાસ્ત્રોએ જાણે નોખા હોય એમ કહેલાછે. પરમ ભક્તિવાળા વિદ્વાન્પુરૂષો તો તેમને આત્મારૂપેજ પામેછે[૨૪] (જેની આ ઉપાસના કહી તે શ્રીકૃષ્ણની સૂત પ્રાર્થના કરેછે) હે શ્રીકૃષ્ણ! હે અર્જુનના સખા! હે યાદવોમાં ઉત્તમ! હે પૃથ્વીનો દ્રોહ કરનારા રાજાઓના વંશને બાળનાર! હે અપાર શક્તિવાળા! હે ગોવિંદ! હે ગોપીઓના સમૂહ અને નારદાદિક દાસોએ ગાયેલા! હે તીર્થ સરખી કીર્તિવાળા! હે શ્રવણથીજ પરમ મંગળ આપનાર! અમો દાસલોકોની સંસારથી રક્ષા કરો[૨૫] જે પુરૂષ પ્રાતઃકાળમાં ઉઠી ભગવાનમાં ચિત્ત રાખી સાવધાનપણાથી આ મહાપુરૂષના વર્ણનનો જપ કરે તે પુરૂષ પોતાના હૃદયમાં રહેલા પરમાત્માને દેખે[૨૬]

શૌનકઋષિ પૂછેછે—તમે મૂર્તિઓના વ્યૂહવિષે કહ્યુ તે સાંભળી અમને સૂર્યનો વ્યૂહ સાંભળવાની ઇચ્છા થઈ છે. શ્રવણ કરતાં પરીક્ષિત રાજાને શુકદેવજીએ (પંચમસ્કંધમાં) કહ્યુ છે કે "ગંધર્વ, અપ્સરા, નાગ, યક્ષ, રાક્ષસ, ઋષિ અને દેવ, એ સૂર્યના સંબંધમાં સાતના ગણ મહિને મહિને બદલાઇ જાય છે." તો એઓનાં તથા એઓના સ્વામી સૂર્યોનાં નામ તથા કર્મ અમને કહો, સૂર્ય પણ ભગવાનનુંજ સ્વરૂપ છે, માટે તેનો વ્યૂહ સાંભળવામાં અમને શ્રદ્ધા છે.[૨૭-૨૮]

સૂત કહેછે—સર્વ પ્રાણીઓના આત્મા વિષ્ણુ ભગવાનની અનાદિ માયાએ બનાવેલા અને લોકોની મર્યાદાને પ્રવર્તાવનાર આ સૂર્ય લોકોમાં ફરેછે.[૨૯] લોકોના આત્મા અને સરજનાર જે હરિ છે તેજ અધ્યસ્તરૂપે સૂર્યછે, અને એ હરિજ સઘળી વેદોક્ત ક્રિયાઓનુ મૂળ હોવાથી ઋષિઓએ તેતે ક્રિયાઓ ઉપરથી અનેક કહેવાયછે.[૩૦] હે શૌનકમુનિ! એ હરિજ સઘળાં કર્મોની પ્રવૃત્તિનેસારૂ માયાને લઇને કાળ, દેશ, અનુષ્ઠાન,

યજમાન, શ્રુચ આદિ સાધન, યજ્ઞાદિક ક્રિયા, મંત્રાદિક, વ્રીહિ આદિ પદાર્થ અને એઓથી થતાં સ્વર્ગાદિક ફળ, એવી રીતે નવ પ્રકારના કહેવાયછે [31] એઓમાં કાળનુ સ્વરૂપ ધરનારા સૂર્યરૂપી ભગવાન્ ચૈત્ર આદિ બાર માસોમાં જગતની સ્થિતિના નિર્વાહને સારૂ પોતાના ગણોની સાથે નોખનોખાં બાર રૂપ ધરીને ફરેછે [32] કૃતસ્થલી નામની અપ્સરા, હેતિ નામનો રાક્ષસ, વાસુકિ નામનો નાગ, રથકૃત્ નામનો યક્ષ, પુલત્સ્ય નામે ઋષિ અને તુબરૂ નામનો ગંધર્વ, એટલા ગણોની સાથે ધાતા નામના સૂર્ય ચૈત્રમાસને ચલાવેછે [33] પુંજિકસ્થલી અપ્સરા, પ્રહેતી રાક્ષસ, કચ્છનીર નાગ, અથૌજા યક્ષ, પુલહ ઋષિ, અને નારદ ગંધર્વ, એટલા ગણોની સાથે અર્યમા સૂર્ય વૈશાખ માસને ચલાવેછે [34] મેનકા અપ્સરા, પૌરૂષેય રાક્ષસ, તક્ષક નાગ, રથસ્વન યક્ષ, અત્રિ ઋષિ અને હાહા ગંધર્વ, એટલા ગણોની સાથે મિત્ર નામના સૂર્ય જેષ્ઠ માસને ચલાવેછે. [35] રંભા અપ્સરા, મિત્રસ્વન રાક્ષસ, શુક્ર નાગ, સહજન્ય યક્ષ, વસિષ્ઠ ઋષિ અને હુહૂ ગંધર્વ, એટલા ગણોની સાથે વરૂણ નામના સૂર્ય આષાઢ માસને ચલાવેછે [36] પ્રમ્લોચા અપ્સરા, વર્ય રાક્ષસ, એલાપત્ર નાગ, શ્રોતા યક્ષ, અંગિરા ઋષિ અને વિશ્વાવસુ ગંધર્વ, એટલા ગણોની સાથે ઈંદ્ર નામના સૂર્ય શ્રાવણ માસને ચલાવેછે. [37] અનુમ્લોચા અપ્સરા, વ્યાઘ્ર રાક્ષસ, શંખપાલ નાગ, આસારણ યક્ષ, ભૃગુ ઋષિ અને ઉગ્રસેન ગંધર્વ, એટલા ગણોની સાથે વિવસ્વાન્ નામના સૂર્ય ભાદરવા મહિનાને ચલાવે છે [38] તિલોત્તમા અપ્સરા, બ્રહ્માપેત રાક્ષસ, કંબલ નાગ, શતજિત યક્ષ, જમદગ્નિ ઋષિ અને ધૃતરાષ્ટ્ર ગંધર્વ, એટલા ગણોની સાથે ત્વષ્ટા નામના સૂર્ય આશ્વિન માસને ચલાવેછે [39] રંભા અપ્સરા, મખાપેત રાક્ષસ, અશ્વતર નાગ, સત્યજિત્ યક્ષ, વિશ્વામિત્ર ઋષિ અને સૂર્યવર્મા ગંધર્વ, એટલા ગણોની સાથે વિષ્ણુ નામના સૂર્ય કાર્તિક માસને ચલાવેછે. [40] ઉર્વશી અપ્સરા, વિદ્યુચ્છત્રુ રાક્ષસ, મહાશંખ નાગ, તાર્ક્ષ યક્ષ, કશ્યપ ઋષિ અને શતસેન ગંધર્વ, એટલા ગણોની સાથે અંશુ નામના સૂર્ય માર્ગશીર્ષ મહિનાને ચલાવેછે. [41] પૂર્વચિત્તિ અપ્સરા, સ્ફુર્જ રાક્ષસ, કર્કોટક, નાગ, ઉર્ણ યક્ષ, આયુ ઋષિ અને અરિષ્ટનેમિ ગંધર્વ, એટલા ગણોની સાથે ભગ નામના સૂર્ય પૌષ માસને ચલાવેછે. [42] ઘૃતાચી અપ્સરા, વાત રાક્ષસ, ધનંજય નાગ, સુરૂચિ યક્ષ, ગૌતમ ઋષિ અને સુષેણ ગંધર્વ, એટલા ગણોની સાથે પૂષા નામના સૂર્ય માઘ માસને ચલાવે છે. [43] સેનજિત્ અપ્સરા, વર્ચ્ચા રાક્ષસ, ઐરાવત નાગ, ઋતુ યક્ષ, ભારદ્વાજ ઋષિ અને વિશ્વ ગંધર્વ એટલા ગણોની સાથે પર્જન્ય નામના સૂર્ય ફાગણ માસને ચલાવેછે [44] મહાત્મા સૂર્યનારાયણની આ વિભૂતિઓ, બન્ને સંધ્યામાં સ્મરણ કરનારાં મનુષ્યોનાં પાપને દિવસે દિવસે હરેછે. [45] બારે મહિનાઓમાં છ ગણોની સાથે ચારેકોર ફરતાં આ સૂર્યનારાયણ લોકોને આ લોકમાં અને પરલોકમાં શુભ મતિ આપેછે. [46] અપ્સરાઓ સૂર્યની આગળ નાચે છે, બળવાન રાક્ષસો સૂર્યના રથને પાછળથી ઠેલેછે, નાગો એ રથને દૃઢ રીતે બાંધેછે, યક્ષો એ રથને જોડી દેછે, ઋષિઓ સૂર્યને પ્રકાશ કરનારા સામ ઋચ તથા યજુષ રૂપ મંત્રોથી સૂર્યની સ્તુતિ કરેછે અને ગંધર્વો સૂર્યનુ ગાયન કરેછે. [47-48] સાઠ હજાર વાલખિલ્ય નામના નિર્મળ બ્રહ્મર્ષિઓ સૂર્યની સામે પાછળ પગે દોડયા જાયછે અને મંત્રોથી તેમની સ્તુતિ કરેછે આ ઋષિઓ પ્રતિમાસે એનાએજ રહેછે. [49] આદિ તથા અંતથી રહિત, અજન્મા અને ઇશ્વર હરિ ભગવાન પ્રત્યેક કલ્પમાં આ પ્રમાણે પોતાના સ્વરૂપના વિભાગ કરી લોકોનું રક્ષણ કરેછે. [50]

एवं ह्यनादिनिधनो भगवान् हरिरीश्वरः ।
कल्पे कल्पे स्वमात्मानं व्यूह्य लोकानवत्यजः ॥५०

ઇતિશ્રીમત્ મહાપુરાણ ભાગવતના દ્વાદશસ્કંધનો અગીયારમો અધ્યાય સંપૂર્ણ.

# અધ્યાય ૧૨ મો.*

## આ ભાગવત પુરાણના બારે સ્કંધના વિષયોની ટુંકામાં અનુક્રમણિકા.

सूतउवाच.

**नमो धर्माय महते नमः कृष्णाय वेधसे ।**
**ब्राह्मणेभ्यो नमस्कृत्य धर्मान्वक्ष्ये सनातनान् १**

સૂત કહેછે—ભક્તિલક્ષણ ધર્મને, સુબોધ આપનાર વેદવ્યાસને અને બ્રાહ્મણોને પ્રણામ કરી હવે આ પુરાણમાં રહેલા સનાતન ધર્મરૂપ સઘળા વિષયોનો અનુક્રમ તમારી પાસે કહુ છુ [1] હે બ્રાહ્મણો ! આ વિષ્ણુનુ અદ્ભુત ચરિત્ર કે જે મનુષ્યોને મનુષ્યાવતારમાં શ્રવણાદિકને યોગ્ય છે, તે વિષે તમોએજ મને પૂછ્યું હતું તે મે તમોને કહ્યું.[2] આ શ્રીમદ્ ભાગવતમાં સર્વના પાપને હરનારા ભક્તજનોના રક્ષક, સર્વ ઇંદ્રિયોના ઇશ્વરના ષટ્ ઐશ્વર્ય સંપન્ન નારાયણનુ સાક્ષાત્ વર્ણન કર્યુ છે [3] જગતની ઉત્પત્તિ તથા પ્રલયના અવવિભૂત પરમગુહ્ય પરબ્રહ્મને પ્રકાશ કરવાનું જ્ઞાન અને તેનાં સાધનો આ પુરાણમાં કહેવાયાંછે [4] સાધ્ય અને સાધનરૂપ ભક્તિયોગ તથા ભક્તિયોગથી થવાનો વૈરાગ્ય પણ આ પુરાણમાં કહેવાયો તેમાં + પ્રથમસ્કંધમાં નારદજીનુ આખ્યાન, પરીક્ષિતનું આખ્યાન, બ્રાહ્મણના શાપથી પરીક્ષિત રાજાએ કરેલો અન્ન જળનો ત્યાગ અને સર્વ બ્રાહ્મણોમાં ઉત્તમ શુકદેવજી તથા પરીક્ષિત રાજાનો સંવાદ, એટલા વિષયો કહેવાયા.[5-6] દ્વિતીયસ્કંધમાં યોગધારણથી ઉપરના લોકોમાં ગતિ, નારદજી અને બ્રહ્માનો સંવાદ, અવતારોનુ વર્ણન, અને મહત્તત્વાદિકના ક્રમથી વિરાટની ઉત્પત્તિ, એટલા વિષયો કહેવાયા.[7] તૃતીયસ્કંધમાં વિદુર અને ઉદ્ધવનો સંવાદ, વિદુર અને મૈત્રેયનો સંવાદ, પુરાણના વિષયોસંબંધી પ્રશ્ન, પ્રલયમાં પરમાત્માની સ્થિતિ, પ્રકૃતિથી થયેલા ગુણોનો ક્ષોભ, મહત્તત્વાદિક સાતની તથા વિકારોની ઉત્પત્તિ, જેમાં વૈરાજપુરૂષ રહેલ છે એવા બ્રહ્માંડની ઉત્પત્તિ, સ્થુળ તથા સૂક્ષ્મ કાળની ગતિ, કમળની ઉત્પત્તિ, પૃથ્વીને સમુદ્રમાંથી બહાર કાઢતાં હિરણ્યાક્ષનો વધ, વૃક્ષ પશુ પક્ષી અને મનુષ્યોની ઉત્પત્તિ, રૂદ્રની સૃષ્ટિ, જેના સ્રીરૂપ અર્ધથી સ્વાયંભુવમનુ અને પુરૂષરૂપ અર્ધમાંથી સ્રીઓની પેહેલી ઉત્તમ પ્રકૃતિરૂપ શતરૂપા થયાં એવા બ્રહ્માનુ વૃત્તાંત, કર્દમપ્રજાપતિની ઉત્પત્તિ, મહાત્મા કપિલદેવજીનો અવતાર અને બુદ્ધિમાન્ કપિલદેવજીની સાથે દેવહૂતીનો સંવાદ એટલા વિષયો કહેવાયા.[8-13] ચતુર્થસ્કંધમાં મરીચિ આદિ નવ બ્રાહ્મણોની ઉત્પત્તિ, ધર્મની સ્રીઓનો વંશ, દક્ષના યજ્ઞનો નાશ, ધ્રુવનું ચરિત્ર, પૃથુનુ ચરિત્ર, પ્રાચીનબર્હિનુ ચરિત્ર, અને નારદજીનો સંવાદ, એટલા વિષયો કહેવાયા. પંચમસ્કંધમાં પ્રિયવ્રતનું આખ્યાન, નાભરાજાનુ ચરિત્ર, દ્વીપ, સમુદ્ર, પર્વત, ખંડ અને નદીઓનુ વર્ણન, જ્યોતિશ્ચક્રની સ્થિતિ, પાતાળની સ્થિતિ, અને નરકની સ્થિતિ, એટલા વિષયો કહેવાયા [14-16] ષષ્ઠસ્કંધમાં પ્રચેતાઓથી દક્ષનો જન્મ, તેની પુત્રીઓના વંશમાં દેવ, અસુર, નર, પશુ, ઝાડ અને પક્ષીઓની ઉત્પત્તિ, વૃત્રાસુરનો જન્મ અને વૃત્રાસુરનુ મરણ, એટલા વિષયો કહેવાયા સપ્તમસ્કંધમાં દિતિના બે પુત્રોનુ વૃત્તાંત, દૈત્યોના ઇશ્વર મહાત્મા પ્રલ્હાદનુ ચરિત્ર અને નૃસિંહજીનું ચરિત્ર એ વિષયો કહેવાયા [17-18] અષ્ટમસ્કંધમાં મન્વંતરોનુ વર્ણન, ગજેંદ્રમોક્ષ, અમૃતને સારૂ દેવતાઓએ કરેલુ ક્ષીરસાગરનુ મથન, કચ્છાવતાર, દેવ અને દૈત્યોનુ મોટુ યુદ્ધ, વિષ્ણુના મન્વંતર સંબંધી અવતારો, વામનાવતાર, મત્સ્યાવતાર અને હયગ્રીવાદિકનુ વૃત્તાંત, એટલા વિષયો કહેવાયા નવમસ્કંધમાં રાજાઓના વંશોનુ વર્ણન, ઇક્ષ્વાકુનો જન્મ, ઇક્ષ્વાકુનો વંશ, મહાત્મા સુદ્યુમ્નનુ વૃત્તાંત, ઇલાનુ આખ્યાન,

---

* આ બારમા અધ્યાયમા પ્રથમસ્કંધથી માંડીને આ પુરાણમા કહેલા મુખ્ય મુખ્ય સર્વ વિષયોની અનુક્રમણિકા સંક્ષેપથી કહેવામા આવશે

+ પ્રથમસ્કંધાદિકની અનુક્રમણિકામા કેટલાએક વિષયો છોડી દીધા છે અને કેટલાએક વિષયો ક્રમ છોડીને કહ્યાછે, તે ભક્તિના રસને અનુકુળ છે એમ સમજવુ

સૂર્યવંશનું વર્ણન, શશાદ આદિ રાજાઓનુ વૃત્તાંત, સુકન્યાનુ, શર્યાતિનું, કકુત્સ્થનુ, ખટવાંગ રાજાનુ, માંધાતાનુ, સૌભરિનુ, સગરનું અને કોસલ દેશના રાજા રામચંદ્રજીનું પાપ મટાડનાર વૃત્તાંત, નિમિરાજાએ કરેલો દેહનો ત્યાગ, જનકોની ઉત્પત્તિ, તારાનું આખ્યાન, ભૃગુકુળમાં ઉત્તમ પરશુરામે પૃથ્વીને નિઃક્ષત્રિય કર્યાનુ વૃત્તાંત, ચંદ્રના વંશમાં પુરૂરવાનુ, નહુષના પુત્ર યયાતિનું, દુષ્યંતના પુત્ર ભરતનુ, શંતનુનુ અને શંતનુના પુત્રનુ વૃત્તાંત અને યયાતિના મોટા પુત્ર યદુનો વંશ કે જેમાં જગતના ઇશ્વર શ્રીકૃષ્ણ ભગવાન અવતર્યા હતા તેનુ વર્ણન, એટલા વિષયો કહેવાયા.[૧૯-૨૬] દશમસ્કંધમાં વસુદેવના ઘરમાં શ્રીકૃષ્ણનો જન્મ, ગોકુળમાં વૃદ્ધિ, તે ભગવાનનાં અપાર કર્મોમાં પૂતનાના પ્રાણની સાથે દૂધનુ પાન, બાળકથી ગાડાનુ ઉંધુ વળવુ, તૃણાવર્ત્તનો વધ, બકાસુર તથા વત્સાસુરનો વધ, ધેનુકાસુરનો તથા તેના મિત્રોનો વધ, પ્રલંબાસુરનો નાશ, ઘેરતા આવતા દાવાનળથી ગોવાળીઆઓનુ રક્ષણ, કાલિયનાગનુ દમન, અજગરથી નંદરાયને છોડાવ્યાનુ વૃત્તાંત, કન્યાઓએ કરેલું વ્રત, વ્રતથી ભગવાનનો પ્રસાદ, યજ્ઞપત્નીઓ ઉપર કૃપા, બ્રાહ્મણોનો પશ્ચાત્તાપ, ગોવર્ધનનુ ધારણ, ઇંદ્ર અને કામધેનુએ કરેલી શ્રીકૃષ્ણની પૂજા તથા અભિષેક, રાત્રિઓમાં સ્ત્રીઓની સાથે ક્રીડા, દુર્બુદ્ધિ શંખચૂડનો વધ, અરિષ્ટાસુરનો વધ, કેશિનો વધ, અક્રૂરજીનું આવવુ, શ્રીકૃષ્ણ તથા બળભદ્રનું પ્રયાણ, ગોપીઓનો વિલાપ, મથુરાનું દર્શન, કુવલયાપીડ હાથીનો વધ, ચાણુર તથા મુષ્ટિક આદિનો વધ, કંસાદિકનો વધ, સાંદીપનિ ગુરૂના મરી ગયેલા પુત્રનુ પાછુ લાવવુ, શ્રીકૃષ્ણે ઉદ્ધવ અને બળભદ્રની સાથે મથુરામાં રહીને કરેલું યાદવોનુ પ્રિય, જરાસંધે આણેલા સૈન્યનો ઘણીવાર વધ, કાળયવનનો ઘાત, દ્વારકાનુ વસાવવુ, સ્વર્ગમાંથી પારિજાતક તથા સુધર્મા સભાનુ લાવવુ, યુદ્ધમાં શત્રુઓનુ મંથન કરીને શ્રીકૃષ્ણે કરેલું રૂક્મિણીનુ હરણ, યુદ્ધમાં મહાદેવને બગાસાં આવવાનું વૃત્તાંત, બાણાસુરના હાથોનું છેદન, પ્રાગ્જ્યોતિષ નગરના પતિને મારીને કન્યાઓનું હરણ, શિશુપાળનો વધ, મિથ્યા વસુદેવનો વધ, શાલ્વનો વધ, દુર્મતિ દંતવક્ત્રનો વધ, શંબરાસુરનો વધ, દ્વિવિદનો વધ, પીઠનો વધ, મુરનો વધ, પંચજનાદિકનો વધ, દૈત્યોના પ્રભાવનાં વર્ણન, કાશીનો દાહ, અને પાંડવોને નિમિત્તરૂપ કરી પૃથ્વીના ભારનો નાશ, એટલા વિષયો કહેવાયા.[૨૭-૪૦] એકાદશસ્કંધમાં બ્રાહ્મણોના શાપના મિષથી પોતાના કુળનો સંહાર, ઉદ્ધવ તથા શ્રીકૃષ્ણનો અદ્ભુત સંવાદ, સઘળી આત્મવિદ્યા તથા ધર્મનો નિર્ણય, અને શ્રીકૃષ્ણે પોતાના પ્રભાવથી કરેલો મનુષ્યદેહનો ત્યાગ, એટલા વિષયો કહેવાયા.[૪૧-૪૨] દ્વાદશસ્કંધમાં યુગોનાં લક્ષણ, યુગોની વૃત્તિઓ, કળિયુગમાં મનુષ્યોની દુર્દશા, ચાર પ્રકારના પ્રલય, પ્રાકૃતિક નૈમિત્તિક અને નિત્ય એવી ત્રણ પ્રકારની ઉત્પત્તિ,[૪૩] બુદ્ધિમાન્ રાજર્ષિ પરીક્ષિતે કરેલો દેહનો ત્યાગ, વેદવ્યાસથી થયેલો વેદની શાખાઓનો વિસ્તાર, માર્કંડેયની પવિત્ર કથા, પૂજનમાં ભગવાનનાં અંગાદિકની કલ્પના અને જગતના આત્મારૂપ બાર સૂર્યનો વ્યૂહ, એટલા વિષયો કહેવાયા[૪૪] હે બ્રાહ્મણો ! આ પ્રસંગમાં તમોએ જે જે પ્રશ્ન કર્યા તેઓના મે ઉત્તર આપ્યા સર્વે પ્રસંગમાં ભગવાનના લીલાવતાર સંબંધી કર્મોનુ કીર્ત્તન કર્યુંછે[૪૫] પડતાં, ઠેશ વાગતાં, છીંક ખાતાં કે બીજી કોઇ પીડા થતાં પરવશપણામાં પણ ઊંચા સ્વરથી 'हरये नमः' એમ બોલાઇ જાય તો સઘળાં પાપ છુટી જાયછે કીર્ત્તન કરવાથી અનંત ભગવાન્ પુરૂષોના ચિત્તમાં પેસીને, સૂર્ય જેમ અંધારાને મટાડેછે અને પ્રચંડ પવન જેમ વાદળાંને મટાડેછે તેમ સઘળાં દુઃખોને મટાડેછે[૪૭] જે વાણીમાં વિષ્ણુ ભગવાનનુ કથન આવે નહી તે વાણી વ્યર્થ વિષયવાળી, દુષ્ટ અને ખોટી જાણવી. જેમાં ભગવાનના ગુણ નીકળતા હોય તેજ વચન સાચું, મંગળરૂપ અને પવિત્ર સમજવું.[૪૮] જેમાં ભગવાનના ચ-

યશનું વર્ણન કર્યું હોય તેજ વચન નવીન નવીનની પેઠે દેવને મણુ પ્યારૂં લાગેછે. નિરંતર મનનો મોટો ઉત્સવ પણ તે વચનથીજ થાયછે. માણસોના શોકરૂપી સમુદ્રને સુકાવનારૂં પણ એજ વચન હોયછે.[49] જે વચન વિચિત્ર પદવાળું છતાં પણ જગતને પવિત્ર કરનાર ભગવાનના યશનું કદી પણ વર્ણન ન કરે તે વચન કાગડાજેવા અપવિત્ર પુરૂષોને પ્રીતિ આપે, પણ હંસજેવા જ્ઞાનીપુરૂષો તેને સેવે નહી એમ કહેવાય છે. કારણ કે જેમાં ભગવાનનું વર્ણન હોય તેમાંજ નિર્મળ સાધુપુરૂષો પ્રેમ રાખેછે.[50] સદ્દ્ભાદિક સારાં નહીં છતાં પણ પ્રત્યેક શ્લોકે જે વાણીમાં ભગવાનના યશથી શણગારેલાં તેમનાં નામ આવે તેવાણીનો પ્રયોગજ મનુષ્યોનાં અનેક પાપને મટાડેછે, કારણકે સાધુપુરૂષો ભગવાનનાં નામોનેજ બોલેછે, કોઇ વક્તા હોયતો સાંભળેછે અને સાંભળનાર હોય તો ગાયછે.[51] ઉપાધિને નિવૃત્ત કરનાર હોવાનેલીધે બ્રહ્મનો પ્રકાશ કરનાર જ્ઞાન પણ જે ભગવદ્ભક્તિથી રહિત હોય તો શોભતુ નથી ( અપરોક્ષપર્યંત થતુ નથી ) ત્યારે કર્મ ઘણું ઉત્તમ હોય તોપણ ઇશ્વરને અર્પણ કરવામાં ન આવે તો ક્યાંથીજ શોભે ? કારણ કે કર્મ તો સાધનકાળમાં અને ફળકાળમાં પણ દુઃખરૂપજ છે.[52] વર્ણ તથા આશ્રમના આચાર, તપ અને શાસ્ત્રશ્રવણાદિકમાં જે મોટો પરિશ્રમ કરવામાં આવેછે તે પરિશ્રમ તો યશ અને સંપત્તિનેજ આપેછે, અને ભગવાનના ગુણોનું વર્ણન અને શ્રવણ આદિ કરવાથી તો ભગવચ્ચરણારવિંદનું અવિસ્મરણ થાયછે.[53] ભગવચ્ચરણારવિંદનું અવિસ્મરણ પાપોને મટાડેછે, શાંતિ આપેછે, અંતઃકરણની શુદ્ધિ કરેછે, પરમાત્મામાં ભક્તિ ઉત્પન્ન કરેછે અને વિજ્ઞાન તથા વૈરાગ્યસહિત જ્ઞાન આપેછે.[54] હે ઉત્તમ બ્રાહ્મણો ! અહો ! તમો મોટા ભાગ્યશાળી છો, કારણ કે સર્વના અંતર્યામી અને સર્વોત્તમ પ્રભુ નારાયણદેવને અંતઃકરણમાં પેસાડીને અખંડ ભાવથી નિરંતર ભજોછો.[55] પરીક્ષિતરાજા અન્નજળનો ત્યાગ કરીને બેઠા હતા ત્યારે સાંભળનારા મોટા ઋષિયોની સભામાં શુકદેવજીના મુખથી પૂર્વે જે મે સાંભળ્યુ હતું તે આત્મતત્વનું તમોએ મને સ્મરણ કરાવ્યું.[56] હે બ્રાહ્મણો ! જેમનાં ઘણાં કર્મો વર્ણન કરવા યોગ્યછે એવા ભગવાનનું સઘળાં અશુભોનો નાશ કરનાર માહાત્મ્ય તમારી પાસે કહ્યું.[57] જે પુરૂષ શ્રદ્ધા રાખીને એકાગ્રચિત્તથી નિત્યે એક પોહોરવાર અથવા ક્ષણમાત્ર પણ આ પ્રમાણે સાંભળે અથવા સંભળાવે, તે પુરૂષ સાક્ષાત્ પોતાના અંતઃકરણને પવિત્ર કરેછે.[58] બારશ અથવા એકાદશીને દિવસે આ પુરાણનું જે શ્રવણ કરે તેનું આયુષ્ય વધેછે. જમ્યાવગર સાવધાનપણાથી પાઠ કરેતો પાપરહિત થાયછે.[59] પુષ્કરમાં, મથુરામાં અથવા દ્વારકામાં ઉપવાસ કરી જીતેંદ્રિયપણાથી આ ભાગવતસંહિતાનો પાઠ કરે તો ભયથી છુટે છે.[60] આ પુરાણને કહેનાર અને સાંભળનારના સર્વે મનોરથોને ભગવત્કીર્તનના પ્રભાવનેલીધે દેવતાઓ, મુનિઓ, સિદ્ધો, પિતૃ, મનુ અને રાજાઓ પરિપૂર્ણ કરેછે.[61] દ્વિજ વર્ણને ઋગ્વેદ ભણવાથી મધની નદીઓ, યજુર્વેદ ભણવાથી ઘીની નદીઓ અને સામવેદ ભણવાથી દૂધની નદીઓ મળવારૂપ ફળ પ્રાપ્ત થાયછે, તે ફળ આ ભાગવત ભણવાથી પ્રાપ્ત થાયછે.[62] હે બ્રાહ્મણો ! સાવધાનપણાથી આ પુરાણની સંહિતાને ભણે તો ભગવાનના જે પરમપદનું આમાં વર્ણન કરેલુંછે તેને પામેછે.[63] બ્રાહ્મણ આ પુરાણ ભણે તો તેને જ્ઞાન મળે, ક્ષત્રિય ભણે તો તેને પૃથ્વીનું રાજ્ય મળે, વૈશ્ય ભણે તો તેને ભંડારનું અધિપતિપણું મળે અને શૂદ્ર ભણે તો પાપથી મુક્ત થાય.[64] કળિયુગના મેલના સમૂહનો નાશ કરનાર સર્વાત્મા ભગવાન્ બીજાં શાસ્ત્રોમાં વારંવાર ગવાતા નથી, અને આ પુરાણમાં તો કથાઓના પ્રસંગોથી ભગવાનને ક્ષણે ક્ષણે ગાયેલા છે.[65] જેની રજોગુણાદિક શક્તિઓ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયરૂપ છે એવા બ્રહ્મા, ઇંદ્ર અને શંકર આદિ દેવતાઓએ પણ જેની સ્તુતિ જ-

ણેલી નથી એવા, અજન્મા, અનંત અને પોતાના સ્વરૂપભૂત એ ભગવાનને હું પ્રણામ કરૂં છું.[૧૬] વૃદ્ધિ પામેલી પ્રકૃતિ આદિ નવ શક્તિઓથી જેણે પોતાના સ્વરૂપમાંજ સ્થાવરજંગમ શરીરો રચ્યાંછે એવા, સર્વમાંવ્યાપક, દેવતાઓમાં ઉત્તમ, અનાદિ, અને જેનું સ્વરૂપ જ્ઞાનમાત્રજ છે એવા ભગવાનને પ્રણામ કરૂંછું.[૧૭] પોતાના આત્મસુખથીજ પૂર્ણ ચિત્તવાળા અને તેથીજ પોતે બીજા પદાર્થમાં ભાવ નહી રાખનાર છતાં પણ જેમણે પોતાનુ ચિત્ત ભગવાનની સુંદર લીલાઓથી ખેંચવાને લીધે, ભગવાનના તત્વનો પ્રકાશકરનાર આ પુરાણનો લોકોના ઉપર કૃપાથી વિસ્તાર કર્યો છે, તે સર્વજગતના દોષ મટાડનાર શુકદેવજીને હું પ્રણામ કરૂ છુ [૧૮]

स्वसुखनिभृतचेतास्तद्व्युदस्तान्यभावो-
प्यजितरुचिरलीलाकृष्टसारस्तदीयम् ॥
व्यतनुत कृपया यस्तत्वदीपं पुराणं
तमखिलवृजिनघ्नं व्याससूनुं नतोऽस्मि ॥६८॥

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દ્વાદશસ્કંધનો બારમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૩ મો.*

### અઢાર પુરાણોની શ્લોકસંખ્યા તથા ભાગવતનું પ્રયોજન.

सूतउवाच

यं ब्रह्मावरुणेंद्ररुद्रमरुतः स्तुन्वंति दिव्यैः स्तवै ।
र्वेदैः सांगपदक्रमोपनिषदैर्गायति यं सामगाः ॥
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यंति यं योगिनो ।
यस्यां तं न विदुःसूरा सुरगणा देवाय तस्मै नमः १

સૂત કહેછે-બ્રહ્મા, વરૂણ, ઇંદ્ર અને મરૂત દેવતાઓ દિવ્યસ્તોત્રથી અને અંગ, પદ, ક્રમ તથા ઉપનિષદો સહિત વેદોથી જેની સ્તુતિ કરેછે, સામનુ ગાયન કરનારા લોકો જેને ગાયછે, યોગીઓ ધ્યાનથી નિશ્ચળ અને તેમાંજ રહેલાં મનથી જેને જુએછે, અને દેવ તથા દૈત્યોના ગણો જેના અંતને જાણતા નથી, તે દેવને પ્રણામ કરૂંછું.[૧] પીઠ ઉપર ફરતા મોટા મંદરાચળના પથરાની અણીઓથી ગાત્ર ઘસાતાં જેને નિદ્રા આવતી હતી એવા કચ્છપાવતાર ભગવાનના શ્વાસના પવનો કે જેઓના સંસ્કારના લેશની અનુવૃત્તિ રહીજવાનેલીધે અદ્યાપિ સુધી ભરતીઓટના મિષથી સમુદ્રના જળનું નિયમિત રીતે જવું અને આવવુ બંધપડતુંનથી,(આ એક જાતનીઉત્પ્રેક્ષા-છે,) તેઓ તમારી રક્ષા કરો. પુરાણોના પ્રમાણની સંખ્યા, તેનો સરવાળો, આ ભાગવતનો વિષય, ભાગવતનું દાન અને દાન તથા પાઠાદિકનું માહાત્મ્ય, એ વિષે હવે કહુ છું તે શ્રવણ કરો.[૩] બ્રહ્મપુરાણ દશ હજાર શ્લોકનુ છે, પદ્મપુરાણ પંચાવન હજાર શ્લોકનુ છે. વિષ્ણુપુરાણ ત્રેવીશ હજાર શ્લોકનુ છે, શિવપુરાણ ચોવીશ હજાર શ્લોકનું છે.[૪] શ્રીભાગવતપુરાણ અઢાર હજાર શ્લોકનુ છે, નારદપુરાણ પચીશ હજાર શ્લોકનું છે, માર્કંડેયપુરાણ નવ હજાર શ્લોકનું છે. અગ્નિપુરાણ પંદર હજાર અને ચારસો શ્લોકનું છે.[૫] ભવિષ્યપુરાણ ચૌદહજાર અને પાંચસો શ્લોકનું છે, બ્રહ્મવૈવર્ત્ત પુરાણ અઢાર હજાર શ્લોકનું છે, લિંગપુરાણ અગીઆર હજાર શ્લોકનું છે.[૬] વરાહપુરાણ ચોવીશ હજાર શ્લોકનુ છે, સ્કંદપુરાણ એકાશી હજાર અને એકસો શ્લોકનું છે, વામનપુરાણ દશ હજાર શ્લોકનુ છે.[૭] કૂર્મપુરાણ સત્તર હજાર શ્લોકનું છે, મત્સ્યપુરાણ ચૌદ હજાર શ્લોકનુ છે, ગરૂડપુરાણ ઓગણીશ હજારશ્લોકનુ છે,બ્રહ્માંડપુરાણ બાર હજારશ્લોકનું છે[૮] આ પ્રમાણે પુરાણોના શ્લોકોની સંખ્યાનો સરવાળો ચાર લાખનો થાય છે, તેમાં શ્રી ભાગવત અઢાર હજારનુ છે. (મહાભારત, ઈતિહાસ અને રામાયણ ઋષિપ્રોક્ત કાવ્ય ગણાય છે.)[૯] નાભિકમળમાં બેઠેલા અને સંસારથી ભય પામેલા બ્રહ્માની પાસે ભગવાને કરૂણાનેલીધે પ્રથમ આ શ્રીભાગવતનો પ્રકાશ કર્યો હતો.[૧૦] આ પુરાણમાં આદિ, મધ્ય અને અંતમાં વૈરાગ્યનાં

* આ તેરમા અધ્યાયમા પુરાણોની સંખ્યા અને શ્રી ભાગવતના વિષય તથા પ્રયોજનાદિક કહીને સમાપ્તિ કરવામાં આવશે.

આખ્યાન આવે છે. આ પુરાણ, ભગવાનની લીલાઓની કથાઓના સમૂહરૂપ અમૃતથી સત્પુરૂષોને અને દેવતાઓને આનંદ આપે છે. સર્વ ઉપનિષદોના સારરૂપ અને ઈશ્વર તથા જીવની એકતાથી જણાય એવી જે અદ્વિતીય વસ્તુ (પરબ્રહ્મ) છે તે આ પુરાણનો વિષય છે. આ પુરાણનું મુખ્ય પ્રયોજન કૈવલ્ય મોક્ષ છે.[૧૧-૧૨] જે પુરૂષ ભાદરવા મહિનાની પુનમને દિવસે સુવર્ણના સિંહાસનસહિત શ્રી ભાગવતનું દાન કરે તે પુરૂષ પરમ ગતિને પામે[૧૩] અમૃતના સમુદ્રરૂપ શ્રીભાગવત જ્યાંસુધી સાંભળવામાં આવ્યું ન હોય ત્યાંસુધી સત્પુરૂષોના મંડળમાં બીજાં પુરાણો શોભા પામે છે.[૧૪] આ શ્રી ભાગવત સઘળાં ઉપનિષદોના સારરૂપ માનવામાં આવે છે. ભાગવતના રસરૂપી અમૃતથી જે માણસ તૃપ્ત થયેલ હોય તેને કદી પણ બીજામાં પ્રીતિ થાય નહીં.[૧૫] નદીઓમાં જેમ ગંગાજી સર્વોત્તમ છે, દેવતાઓમાં જેમ વિષ્ણુ સર્વોત્તમ છે અને વૈષ્ણવોમાં જેમ સદાશિવ સર્વોત્તમ છે, તેમ પુરાણોમાં આ શ્રીભાગવત સર્વોત્તમ છે[૧૬] હે બ્રાહ્મણો! જેમ સઘળાં ક્ષેત્રોમાં કાશી સર્વોત્તમ છે, તેમ પુરાણોના સમૂહોમાં આ શ્રીભાગવત સર્વોત્તમ છે.[૧૭] આ શ્રીમદ્ભાગવત પુરાણ કે જે નિર્મળ અને વૈષ્ણવોને પ્રિય છે, તથા જેમાં પરમહંસોએ પામવાના એક અને નિર્દોષ પરબ્રહ્મનું નિરૂપણ કરવામાં આવે છે, તેમાં જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિને એકઠાં કરી સઘળાં કર્મોનો ઉપરામ પ્રકટ કર્યો છે, માટે જે માણસ ભક્તિપૂર્વક આ પુરાણને સાંભળ્યા કરે, પાઠ કર્યા કરે અને વિચારમાં તત્પર રહે તે માણસ મોક્ષ પામે.[૧૮] જે પરમાત્માએ કરૂણાથી આ અતુલ જ્ઞાનના દીવારૂપ શ્રી ભાગવતનો પ્રથમ બ્રહ્માની પાસે પ્રકાશ કર્યો, તે પછી બ્રહ્માના રૂપથી નારદમુનિની પાસે પ્રકાશ કર્યો; તે પછી નારદના રૂપથી વેદવ્યાસની પાસે પ્રકાશ કર્યો, તે પછી વેદવ્યાસના રૂપથી યોગીઓના ઇંદ્ર શુકદેવજીની પાસે પ્રકાશ કર્યો અને તે પછી શુકદેવજીના રૂપથી પરીક્ષિત રાજાની પાસે પ્રકાશ કર્યો, તે શુદ્ધ, નિર્મળ, શોકરહિત, સત્ય અને મોક્ષરૂપ પરબ્રહ્મનું આપણે ધ્યાન કરવું[૧૯] સર્વના સાક્ષી ભગવાન વાસુદેવ કે જેમણે મુક્તિ પામવાને ઈચ્છતા બ્રહ્માની પાસે કરૂણાથી આ શ્રીભાગવતનું વ્યાખ્યાન કર્યું હતું તેમણે પ્રણામ હોજો.[૨૦] યોગીઓમાં સર્વોત્તમ અને પરબ્રહ્મરૂપ શુકદેવજી કે જેમણે સંસારરૂપી સર્પે કરડેલા પરીક્ષિતરાજાને મૂકાવ્યા તેમને પ્રણામ હોજો[૨૧] હે દેવતાઓના સ્વામી! હે પ્રભુ! જેવી રીતે અમને પ્રત્યેક જન્મમાં આપના ચરણારવિંદમાં ભક્તિ પ્રાપ્ત થાય તેમ કરજો, કારણકે આપજ અમારા નાથ છો.[૨૨] જેમના નામનું કીર્ત્તન સઘળાં પાપોનો નાશ કરે છે અને જેમને કરેલો પ્રણામ દુઃખને શાંત કરે છે તે પરમાત્મા વિષ્ણુને પ્રણામ કરૂં છું.[૨૩]

नामसंकीर्त्तनं यस्य सर्वपापप्रणाशनम् ।
प्रणामो दुःखशमनस्तं नमामि हरिं परम् ॥२३॥

ઇતિ શ્રીમદ્ મહાપુરાણ ભાગવતના દ્વાદશસ્કંધનો તેરમો અધ્યાય સંપૂર્ણ.

## द्वादशस्कंध समाप्त.

इति श्रीमद् भागवते महापुराणे अष्टादश साहस्र्यां संहितायां वैयासिक्यां द्वादश स्कंध गुर्जर भाषांतरं संपूर्णम् ॥

# "ભાવપ્રકાશ."

## મૂળ શ્લોક સહિત ગુજરાતી ટીકા, પૂર્વ, મધ્ય અને ઉત્તર એ ત્રણે ખંડનો સંપૂર્ણ આખો વૈદક ગ્રંથ બે ભાગમાં છાપ્યો છે.

પોતાના શરીરની સુખાકારીને માટે દરેક માણસને વૈદ્યવિદ્યાની માહિતીની જરૂર છે. કારણ કે ઘણા મતે એવું સિદ્ધ થઈ ચૂક્યું છે કે–આ લોકમાં સુખી જીંદગી ગુજારી પરલોક પ્રાપ્ત કરવા ઈચ્છનારને પણ વૈદ્યવિદ્યા જાણવાની ખાસ જરૂર છે. 'પહેલુ સુખ તે જાતે નર્યા' એ પુરાણી કહેવત ખરેખર ધ્યાનમાં રાખવા જેવી છે એતો ઉઘાડું જ છે કે શરીરની આરોગ્યતા વિના કોઇપણ માણસ ગમે તેવું કામ કરી શકવાને અશક્ત છે. વૈદ્યકના ગ્રંથોમાંથી ઘણી ઘણી બાબતો જાણવાની મળી આવે છે. આ વિદ્યાથી અજાણ રહેલા માણસો તથા તેનાં કુટુંબીઓ ઘણીવાર રોગના ભોગ થઇ પડી પોતાની જીંદગી જોખમમાં નાંખે છે, માટે બીજા સઘળા પ્રકારના ગ્રંથો કરતાં વૈદ્યકીય ગ્રંથોની પહેલી જરૂર છે.

વાગ્ભટ્ટ, ચરક, સશ્રુત, યોગરત્ન, શારંગધર સંહિતા, હારીતસંહિતા, રસરત્નાકર, રસેંદ્ર ચિંતામણિ, માધવનિદાન, નિઘંટ રત્નાકર વગેરે અનેક વૈદ્યવિદ્યાના ગ્રંથો પ્રસિદ્ધ છે. તે સર્વ ગ્રંથોનું તત્વ ખેંચી કાઢીને પૂર્વે મદ્ર દેશના પ્રખ્યાત ધન્વંતરી વૈદ્ય શિરોમણિ ભાવમિશ્ર નામના મહા વિદ્વાને રચેલો આ "ભાવપ્રકાશ" નામનો અતિ ઉત્તમ ગ્રંથ અમોએ છપાવ્યો છે. આ ગ્રંથ બહુ પ્રાચીન હોઈ તેના કર્તાએ પોતાના ૪૦૦ શિષ્યોને ભણાવેલો અનુભવસિદ્ધ છે. એમાં લખેલાં ઔષધો બહુજ અકસીર છે અર્થાત્ બીજા ઘણા વૈદ્યકીય ગ્રંથોની ગરજ સારનાર આ એક ભાવપ્રકાશ જ છે.

આ ગ્રંથના ત્રણ ખંડ છે, તેમાંના પૂર્વ ખંડમાં આયુર્વેદની ઉત્પત્તિ, તેના આચાર્યોની પરંપરા, માયા અને પરમાત્માનું વૈધર્મ્ય, ઇંદ્રયોના નિયમો, ગર્ભની ઉત્પત્તિ, ગર્ભિણીના નિયમો, પુત્ર પુત્રી જન્મવાનાં કારણો, સ્ત્રીસેવનના નિયમો, નપુંસકના પ્રકાર, દોષનાં સ્વરૂપ, આહાર વગેરેની ગતિ, મળની ઉત્પત્તિ, શરીરનાં અંગ ઉપાંગ, સ્નાયુ શિરા વગેરેનું વર્ણન, ગર્ભવતી સ્ત્રી વિષે, સુવાવડીની માવજત, બાળકો ઉછેરવા સંબંધી સંપૂર્ણ માહિતી, દેશ કાળાદિકનું વર્ણન, દીનચર્યા, રાત્રિચર્યા, ઋતુચર્યા, વ્યાધિના પ્રકારો, ઉપદ્રવોનાં લક્ષણો, ચિકિત્સાની પદ્ધતિ, વૈદ્યનાં લક્ષણો, હિતાહિત પદાર્થો, ઔષધીઓના રસ–ગુણ–વીર્ય–વિપાક, તથા પ્રભાવનું વર્ણન, સઘળા પ્રકારની ઔષધીઓનાં વર્ગવાર નામ (અનેક ભાષામાં), ગુણ, ઉપયોગ, બે અર્થવાળાં, ત્રણઅર્થવાળાં તથા અનેક અર્થવાળાં નામો, ઔષધોનાં માપ તથા તોલ, ધાતુ તથા ઉપધાતુઓનાં શોધન મારણ, વિષ ઉપવિષનાં શોધનમારણ, સ્નેહપાન, વમન, વિરેચન, બસ્તિકર્મ, નસ્ય, ધૂમપાન, કોગળા, સ્વેદ, લેપ, રક્તસ્રાવ, અને નેત્રક્રિયા તથા ઔષધો ખાવાના સમયનું નિરૂપણ, રોગની પરીક્ષા, વ્યાધિઓના હેતુ, તેના લક્ષણ, ઉપશમ, સંપ્રાપ્તિ અને ધાતુ વગેરે વધારવા ઘટાડવાના પ્રકાર વગેરેનું વર્ણન આવે છે

મધ્ય ખંડમાં અનેક પ્રકારના રોગો, લક્ષણો અને ચિકિત્સા વિસ્તારપૂર્વક આપેલાં છે, એટલે તેમા દરેક રોગનું પૂર્વરૂપ, સંપ્રાપ્તિ, ઉત્તરરૂપ, પથ્યાપથ્ય, સાધ્યાસાધ્ય, લક્ષણ, નિદાન, શમન, સામાન્ય ચિકિત્સા, વિશેષ ચિકિત્સા અને ચિકિત્સા કે જેમાં જે તે રોગના ઉપચારો માટે જેટલા જેટલા પ્રકારના ઉકાળા, ચૂર્ણો, ગુટિકાઓ, કલ્કો, તેલો, લેપો, રસાયનો, ધુનો, પારદનાં ઔષધો, માત્રાઓ, ભસ્મો, ક્ષારો, ગુગળો, તથા વમન વિરેચનાદિ ઔષધો વગેરે હજારો ઉપાયો આપેલા છે.

ત્રીજા ઉત્તરખંડમાં વાજીકરણ (જે પદાર્થ પુરૂષને મૈથુનમાં ઘોડાના જેવો સમર્થ કરે છે તેને વાજીકરણ કહે છે.) તથા રસાયનના પ્રયોગો

વિસ્તારથી વર્ણવેલા છે. આવો ઉત્તમ વૈદ્યક ગ્રંથ વૈદ્યોના જીવનરૂપ છે. તેની દરેક ભાષામાં હજારો નકલો ખપી ગઇ છે અને ખપેછે, એજ તેની સર્વોત્તમતાનો ઉત્તમ પુરાવો છે.

આ ગ્રંથ પૂર્વે છપાયેલો હતો, તેની કીમત રૂ. ૧૦) રાખેલી હતી, પણ હાલમાં કેટલીક મુદ્દત થયાં છપાતો બંધ થવાથી તે રૂ ૨૦–૨૫ ખર્ચતાં પણ મળતો નહી હોવાથી અમોએ છપાવ્યોછે, બન્ને ભાગનાં પૂઠાં સુંદર સોનેરી ગીલ્ટીંગવાળાં તથા કાગળ ઊંચા અને છાપ સારી છે કીમત રૂ. ૯ પોસ્ટેજ રૂ. ০॥≈ જુદુ પડશે.

ઝવેરભાઈ ઉમેદભાઈ પટેલ

પુસ્તકો પ્રગટ કરનાર અને વેચનાર–
રીચીરોડ, અમદાવાદ.

## ચમત્કારિક દૃષ્ટાંત રત્નાવળી

અથવા

## મોક્ષદાયક જ્ઞાનગોષ્ટિ.

આ પુસ્તક વાંચવાથી સાંસારિક વિષયસુખો તુચ્છલાગી આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. દૃષ્ટાંતો ઘણાંજ રસિક, બોધદાયક અને મોક્ષપ્રદ છે, એના વાંચનથી પશુ જેવી બુદ્ધિવાળો મનુષ્યપણ જરૂર મોક્ષમાર્ગે પ્રવર્તે છે. એમાં ૧૦૦ ઉપરાંત મોક્ષદાયક, સુખદાયક અને બોધદાયક દૃષ્ટાંત છે. એક વાર વાંચી જોવા ભલામણ છે કીંમત માત્ર બાર આના.

## સકળ શાસ્ત્ર નિરૂપણ.

એ કવિ દલપતરામનું બનાવેલુ છે એમાં સંસ્કૃત પ્રાકૃત શબ્દરત્નાવળી, અનેકાર્થ રત્નાવળી, ગૃહસ્થના ધર્મ, શીવલીંગ પૂજન ફળ, વૈદકશાસ્ત્ર, સામુદ્રીકશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર, સંગીતશાસ્ત્ર, શીલ્પશાસ્ત્ર, સ્વરોદયશાસ્ત્ર, શાલીહોત્રશાસ્ત્ર, કાવ્યશાસ્ત્ર અને ચારે યુગના ધર્મ વગેરે અનેક વિષયો સવિસ્તર વર્ણવ્યા છે. પુસ્તક ઘણુ મોટું છે. તેની કીમત રૂ. ૫) હતી તે હાલમાં ઘટાડીને ફક્ત રૂ. ૧॥ રાખ્યો છે, જુજ નકલો શિલકમાં છે. દરેક માણસે રાખવા યોગ્ય છે. દરેક લાયબ્રેરીમાં એક પ્રત તો અવશ્ય રાખવી જોઇએ.

## પંચીકરણ સટીક ગુજરાતી.

સદ્ગુરૂ શ્રીરામબાવાકૃત પંચીકરણ પુષ્કળ દૃષ્ટાંતો, સિદ્ધાંતો, વિવેચન, ટીકા અને બે નકશા સહીત છાપેલું છે આજ સુધીમાં છપાએલાં પંચીકરણો કરતાં ઘણુ જ સરસ છે. પંચીકરણ એ વેદાંત જ્ઞાનનુ દ્વાર છે. આ ભવસાગરથી તરવાને નૌકારૂપ છે. વેદાંત પ્રક્રિયાની પ્રાપ્તી માટે ચિંતામણિરૂપ છે. પરમહંસની વિશ્રાંતિને માટે માનસરોવરરૂપ છે, આનંદ અનુભવના સંકલ્પ પૂર્ણ કરનાર કલ્પતરૂ રૂપ છે, મુમુક્ષુજનોને માટે કામધેનુરૂપ છે અને અજ્ઞાન રૂપ અંધકારને દૂર કરનાર દીપક રૂપ છે. માટે મોક્ષને ઈચ્છનાર પુરૂષે તેનુ નિરંતર શ્રવણ, મનન તથા નિદિધ્યાસન કરવુ જોઇએ ઉંચા કાગળ અને સુંદર સોનેરી પૂઠાં છતાં કીંમત રૂ ૧) હતી તે ઘટાડીને ફક્ત રૂ ০॥। રાખી છે.

મહાકવિશ્રી લોલિંબરાજ પ્રણીત.

## વૈદ્ય જીવન.

મૂળશ્લોક સહિત ગુજરાતી ટીકા વાળું ઉત્તમ વૈદકનું પુસ્તક છે. કદમાં નાનુ છતાં દરેક માણસે પોતાના ઘરમાં રાખવા લાયક છે. એની અંદરના ઉપચારો ખાસ અનુભવસિદ્ધ છે એમાં સંદેહ નથી. કીંમત કાચા પૂઠાના પાંચ આના, પાકુ પૂઠું છ આના.

## ભર્તૃહરિ શતક પંચકમ્.

એમાં મહાવૈરાગ્યવાન્ મહાત્મા ભર્તૃહરિકૃત નીતિ, શૃંગાર, વૈરાગ્ય, વિજ્ઞાન અને મિશ્ર એ પાંચ શતક મૂળશ્લોક સહિત ગુજરાતી ટીકામાં છાપેલ છે. એમાં ઘણા અખુટ જ્ઞાન વૈરાગ્યનો ભંડાર છતાં જનસમૂહમાં ઘણો લોકપ્રિય ગ્રંથ થઈ પડેલ છે, છતાં કીંમત માત્ર દશઆના રાખેલી છે.

## બાળબોધ જયોતિષ સાર સંગ્રહ.

મૂળશ્લોક અને ગુજરાતી ટીકા સહિત.

ઉત્તમ ગ્લેજ કાગળ તથા મોટા અક્ષરથી છાપેલું છતાં બીજાં સઘળાં બાળબોધ જ્યોતિષ કરતાં ઘણું ઉત્તમ છે. જ્યોતિષ વિદ્યા જાણવાને ઇચ્છનારને ઘણુ ઉપયોગી છે. એના પાંચ વિભાગ છે. ૧ સજ્ઞારત્ન, ૨ યોગરત્ન, ૩ મુહૂર્તરત્ન, ૪ સસ્કારરત્ન અને ૫ મિશ્રરત્ન એ પાંચ વિભાગમાં ઘણી ઉપયોગી જયોતિષની બાબતો આવી જાય છે. કીંમત માત્ર ચાર આના રાખી છે.

### વર્ષફળ બનાવવાનો તથા તેનું ફળાદેશ જોવાનો અત્યુત્તમ અદ્વિતીય ગ્રથ

## તાજિકસારસંગ્રહ.

મૂળશ્લોક ગુજરાતી ટીકા અને સ્પષ્ટ ઉદાહરણ સહિત.

આ ગ્રથ અમદાવાદ જયોતિષ પાઠશાળામાં અભ્યાસ અર્થે મજુર થયો છે.

આ ગ્રથમાં ત્રણ અધ્યાય પાડવામાં આવ્યા છે તે નીચે મુજબ છે

**પહેલા ગણિતાધ્યાયમાં**—વર્ષ પ્રવેશની રીતો, વર્ષની સારિણી, મુથાસ્પષ્ટીકરણ, લઘુપચવર્ગી, હર્ષબળ, મૈત્રી, બૃહત્પચવર્ગી, દ્વાદશવર્ગી, દ્વાદશવર્ગીની સારિણી, પુણ્યાદિ સહમો, સહમની સારિણી, દૃષ્ટિ, દૃષ્ટિની સારિણી, ત્રિપતાકાચક્ર, ત્રિપતાકાના સ્પષ્ટ ગ્રહો, હીનાંશાદશા, મુદ્દાદશા, માસ પ્રવેશની રીત, માસપત્ર, દિનપ્રવેશની રીત, અમદાવાદ, સૂરત અને મુબાઈનાં લગ્નપત્રાં, દિનમાનપત્રાં, ભાવપત્ર, ષડશપત્ર ઇત્યાદિ ગણિતોપયોગી વિષયો મૂળશ્લોક ગુજરાતી ટીકા અને સ્પષ્ટ ઉદાહરણ સહિત આપેલાંછે

**બીજા ભાવાધ્યાયમાં**—ચળિતમાં ચળિ ગયેલા સૂર્યાદિ નવ ગ્રહોનુ ફળ મૂળ શ્લોક અને ગુજરાતી ટીકા સહિત આપેલુ છે.

**ત્રીજા ફળાધ્યાયમાં**—વર્ષના રાજાનુ ફળ, મુથાનું ફળ, મુથાગ્રહયુક્તદૃષ્ટફળ, મુથેશનું ફળ, અરિષ્ટ યોગ, અરિષ્ટભગયોગ, રાજયોગ, રાજભગયોગ, ઇક્કવાલાદિયોગો, તન્વાદિ, બારે ભાવનાં જુદાં જુદાં ફળ, વર્ષની હીનાંશા દશાનું ફળ, માસ પ્રવેશનુ ફળ, દિન પ્રવેશનુ ફળ મૂળ શ્લોક અને ગુજરાતી ટીકા સહિત આપેલું છે. આ ગ્રંથ લગભગ ૨૦૦ પાનાંનો ગ્લેજ કાગળ ઉપર છપાઈ સોનેરી બાંધણી સાથે બહાર પડેલો છે. કીમત ૧ રૂપીઓ.

## પ્રીતમની વાણી.

મહાત્મા પ્રીતમદાસજી ઘણા પવિત્ર અને ચમત્કારિક પુરૂષ હતા. તેમજ તેમની વાણી પણ ઘણી પવિત્ર, ચમત્કારિક અને જ્ઞાન, વૈરાગ્ય તથા ભક્તિરસથી ભરપૂર છે. તેમનાં ભજનો તથા પદો ગુજરાતમાં ઠામ ઠામ ઘણા ઉત્સાહથી લોકો ગાય છે. આ પુસ્તકમાં તેમનાં પદો લગભગ ૩૦૦ છાપેલાં છે. કીમત માત્ર રૂ ૦–૫–૦ પાંચ આના છે.

## ભજન રત્નાકર.

યાને

## અમર વાણી.

એમાં જુદા જુદા ઉત્તમ ભક્તોનાં એકંદરે ૬૨૫ ભજનો તથા પદો ઘણાં રસીક અને બોધદાયક દાખલ કરેલાં છે. દરેક હરિભક્તે તેની એક પ્રત પોતાના ઘરમાં રાખવી યોગ્ય છે. કીમત માત્ર રૂ. ૦–૧૦–૦ દશ આના છે.

એ સિવાય વેદ, વેદાંત, પુરાણ, ધર્મશાસ્ત્ર, કર્મકાંડ, જ્યોતિષ, નાટક, ઇતિહાસ, કાવ્ય વગેરેના ગ્રથો અને ઇંગ્રેજીતથા ગુજરાતી સ્કૂલબુકો, નકશા વગેરે તમામ જાતનાં હિંદી, સસ્કૃત પુસ્તકો તથા ડાયરીઓ અને પચાંગો તમામ જાતનાં અમારે ત્યાંથી મળશે, અમારે ત્યાં વ્યાજબીજ કીમત પ્રમાણિકપણાથી લેવામાં આવે છે. માટે દેશાવરના ગ્રાહકોએ અવશ્ય એકવાર કામ પાડી જોઈ ખાત્રીકરવી પત્રવ્યવહાર નીચેના સરનામે રાખવો. વધુવિગત માટે સુચીપત્ર મફત મંગાવવું.

ઝવેરભાઈ ઉમેદભાઈ પટેલ.

પુસ્તકો પ્રગટ કરનાર અને વેચનાર

રીચીરોડ. અમદાવાદ.